# અભ્યાસ

વિચાર અને વિવેચનનું સામયિક

> પ્રજા અત્યારે રંક થઈ બેઠી છે. તેને ભૂલો કરવા જેટલો ય હક્ક નથી રહ્યો. જેને ભૂલ કરવાનો હક્ક નથી તે કદી સુધારો કરી શકવાના નથી. ઇનસાન ભૂલનું પૂતળું છે, એમ અરબી કહેવત છે. ભૂલ કરવાની છૂટ અને તે સુધારવાની સત્તા એ સ્વરાજ્યની એક વ્યાખ્યા છે.—ગાંધીજી
>
> [પહેલી ગુજરાતી રાજકીય પરિષદના પ્રમુખપદેથી આપેલા ભાષણમાંથી. ગોધરા, સન ૧૯૧૭]






વર્ષ ૧
અંક ૧
ઑગસ્ટ • ૧૯૬૧
સંપાદક • પુરુષોત્તમ ગણેશ માવળંકર

વર્ષ ૧ · અંક ૧
# અભ્યાસ
સંપાદક : પુરુષોત્તમ ગણેશ માવળંકર
ઑગસ્ટ ૧૯૬૧

## અનુક્રમ





*

## અભ્યાસ

* વાર્ષિક લવાજમ રૂપિયા આઠ, છમાસિક રૂપિયા પાંચ, છૂટક અંકનો રૂપિયો એક.
* 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ–૧ એ સરનામે લવાજમ રૂબરૂ ભરી શકાશે.
* મનીઑર્ડરથી કે ચેકથી લવાજમ પુ. ગ. માવળંકર, 'પ્રગતિ', ૧૫ મહારાષ્ટ્ર સોસાયટી, અમદાવાદ-૬ એ સરનામે મોકલવું, તથા ચૅક પુ. ગ. માવળંકરના નામનો લખવો, એવી વિનંતી છે.
* 'અભ્યાસ' માટે લેખો શાહીથી પાનાની એક તરફ અને સુવાચ્ય અક્ષરે મોકલવા, અને લેખો તથા અવલોકન માટેનાં પુસ્તકો 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ–૧ને સરનામે મોકલવા વિનંતી છે.
* અભ્યાસ દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થશે.

મુદ્રક અને પ્રકાશક: પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

# રાજદ્રોહ કોને કહેવાય?

બાળ ગંગાધર ટિળક

[લોકમાન્ય ટિળકે 'કેસરી'ના તા. ૨૦ જુલાઈ ૧૮૯૭ના અંકમાં લખેલા સંપાદકીયનો શ્રીમતી પૂર્ણિમા પુ. માવળંકરે કરેલો અનુવાદ]

લેફ્ટનન્ટ આયર્સ્ટ અને મિ. રૅંડનાં ખૂનથી વિફરેલા ઍંગ્લો ઇંડિયન છાપાંવાળાઓએ આ દેશનાં અને તેમાંયે પૂનાના બ્રાહ્મણો વિષે નિષ્કારણ જે દ્વેષબુદ્ધિ પ્રગટ કરી છે તેની તો હવે બધાને પૂરેપૂરી જાણ થઈ ગઈ છે. લેશમાત્ર પૂરાવો ન હોવા છતાં, પૂનાના બ્રાહ્મણોએ જ રાજકીય હેતુથી કાવતરું કરી આ ખૂન કર્યું હશે એવા ઉદ્ગાર ચીડમાંયે કાઢવા એ નરી મૂર્ખામી છે. પૂનાના બ્રાહ્મણોનો જો ખરેખર જ બંડ કરવાનો ઇરાદો હોય તો તે શોધીને એમને શિક્ષા કરવા અત્યારનો પિનલકોડ પૂરતો છે; અને તે શોધી કાઢવા જેટલી સરકાર પાસે સામગ્રી પણ છે. પરંતુ એક વાર માથું ફરી ગયા પછી આવી સાદી વાતો પણ માનવને અકલ્પ્ય બની જાય છે. પીપળાનાં મૂળવિસ્તારથી શતધા વિદીર્ણ થએલા જૂના ચોતરાના જેવી આજના પૂનાના બ્રાહ્મણોની સ્થિતિ થઈ છે; અને એ ચોતરાના બધા પથરા જાણે એકબીજા પર ધસડાવાની તૈયારીમાં છે એ વાત અમારી સરકારની ધ્યાન બહાર હોય એ ન બને; પણ આદ્ય કવિના વચન પ્રમાણે "अयथार्थमिनिविष्टबुद्धिषु व्रजति व्यर्थकताम् सुभाषितम्" હમણાં સરકારને કોઈ જ વાત સૂચવવાની અથવા એના ધ્યાન ઉપર આણવાની આશા જૂજ છે. પરંતુ, અમારી કર્તવ્યબુદ્ધિથી, આજે મથાળામાં જણાવેલ વિષય પર અમારા વિચાર અને મત અમે પ્રદર્શિત કરવાના છીએ. ઍંગ્લો ઇંડિયન પત્રકારોએ પૂનાના બ્રાહ્મણોના રાજદ્રોહીપણાની સાથોસાથ પૂનાનાં વર્તમાનપત્રો પર પણ રાજદ્રોહી લેખ લખવા બદલ આરોપ કર્યો હતો, અને તેની સાથે જ સરકારને એક એવી પણ સૂચના કરી હતી કે જે રીતે લિટનશાહીમાં વર્તમાનપત્રોનાં સ્વાતંત્ર્યને મર્યાદિત કરતો કાયદો કરવામાં આવ્યો હતો તેવો જ (કાયદો) હમણાં કરીને સરકારે આ નેટિવ રાજદ્રોહી પત્રકારોને સીધા કરવા જોઈએ. ટાઈમ્સ વગેરે વર્તમાનપત્રોની આ સૂચના પ્રસિદ્ધ થયા પછી પાર્લામેન્ટના એક સભ્યે સેક્રેટરી ઑફ સ્ટેટને એવો પ્રશ્ન પૂછ્યો કે, "મિ. ટિળકનાં ભાષણો અને લેખો રાજદ્રોહી છે કે કેમ?" આ પ્રશ્નનો ઝોક શો હતો એ કહેવાની કંઈ જરૂર નથી. સેક્રેટરી ઑફ સ્ટેટે જવાબ આપ્યો કે, "આ કાયદાનો પ્રશ્ન છે અને આ વિષે મુંબઈ સરકારનો કોઈ અફર મત હજી નક્કી થયો નથી." આ જવાબ પરથી એટલું તો ફલિત થાય છે કે 'કેસરી'માંના લેખો રાજદ્રોહી છે કે કેમ એ વિષે સરકાર જ વિચારમાં હોવાથી, હિંદુસ્તાન સરકાર અને મુંબઈ સરકાર વચ્ચે કંઈક પ્રકરણ ચાલુ છે. આવી પરિસ્થિતિમાં અમારી રાજદ્રોહ વિષેની કલ્પના શી છે તે નિખાલસપણે સરકારને જણાવવી એ જ આજના આ લેખનો ઉદ્દેશ છે. 'કેસરી'માં જે લેખો લખાયા છે તે સર્વ પ્રસિદ્ધ થયા હોઈ, એ અંગેની પૂરી જવાબદારી લેવા કેસરીકાર તૈયાર છે. પ્રશ્ન એટલો જ છે કે, જે ધોરણો લક્ષમાં રાખી એ લેખો લખાયા છે તે ધોરણો જ ખરેખર ગેરકાયદેસર અને રાજદ્રોહીપણાનાં છે કે કેમ? સેક્રેટરી ઑફ સ્ટેટના કહેવા મુજબ આ પ્રશ્ન સાચે જ કાયદાવિષયક છે અને એક વાર જો એનો નિકાલ થઈ જાય તો બંને પક્ષે સરળતા થશે એમ અમારું તો માનવું છે. કારણ સરકારી અધિકારીઓ અને ઍંગ્લો ઇંડિયન પત્રકારોનાં મનમાં નેટિવ વર્તમાનપત્રો માટે જે દ્વેષ છે તે ઉપર જણાવેલ કાયદાના પ્રશ્નનો નિકાલ થયા બાદ ચાલુ રહેવાનો નથી. વર્તમાનપત્રોની વિરુદ્ધ નિકાલ આવ્યો તો કાયદાની જે નવી મર્યાદા ઠરશે તે મર્યાદામાં આવે એવા જ લેખો અમે લખશું; અને નિકાલ જો અમારી તરફેણનો આવ્યો તો આવા કાયદાબદ્ધ લેખો એમણે સાંભળ્યે જ છૂટકો છે એવી સમજણ થતાં અધિકારીઓ અને ઍંગ્લો ઇંડિયન પત્રકારો શાંત બેસશે. સારાંશ એ જ કે કોઈ પણ જાતનો નિકાલ થાય તોપણ તે બંને પક્ષે સરખો જ હિતકર થવાનો છે; માત્ર એમાં કોઈએ દ્વેષબુદ્ધિથી વર્તવું ન ઘટે. એકબીજાનું વેર લેવા પૂરતો જ આ પ્રશ્નનો નિકાલ કરવાનો નથી. અમારા રાજ્યકર્તાઓએ અમને જે પાશ્ચાત્ય શિક્ષણ આપ્યું છે તેનાં ફલનો અનુભવ અમારે કેટલી હદ સુધી લેવો એ જ આ પ્રકરણનો મહત્ત્વનો મુદ્દો છે; અને એનો વિચાર

પાશ્ચાત્ય શિક્ષણની શરૂઆત જે દૂરંદેશીપણાથી થઈ હતી એવાં જ દૂરંદેશીપણાથી થવો જોઇએ, ને એમ થતાં અમને કોઈ જાતની હરકત નથી; એટલું જ નહીં, પણ એથી તો અમને ઊલટાનો સંતોષ છે. સરકારની સત્તા અમર્યાદિત છે તે અમે પૂર્ણપણે જાણીએ છીએ; પરંતુ સરકારની એ સત્તા જેટલી અમર્યાદ છે તેટલી જ તેના હેતુ દુષ્ટ ન હોવાથી, એણે જાણીજોઈને અમને કાયદાની જે એક પ્રકારની છૂટ આપી છે તે કાયમ રાખવાની એની મુરાદ છે. આ છૂટની મર્યાદા બદલ જો મતભેદ હોય તો ચાર ડાહ્યાઓના મત લઈ એનો નિકાલ લાવવો એ જ ઉત્તમ માર્ગ કહેવાય.

ખેર; હવે હમણાં અમલમાં છે એ કાયદાની રૂએ રાજદ્રોહનું લક્ષણ શું એ જોઇએ. ઇંડિયન પિનલ કોડ કલમ ૧૨૪ (અ)માં રાજદ્રોહી ભાષણ કરનારને અથવા લેખ લખનારને શિક્ષાપાત્ર કહ્યો છે. લોકોનાં મનમાં સરકાર વિરુદ્ધ 'અપ્રીતિ' કે દ્વેષ ઉત્પન્ન કરવાં એને રાજદ્રોહ કહે છે. પરંતુ આ કલમમાં 'અપ્રીતિ' અને સરકારી વલણ બદલ 'નાપસંદગી'—આ બંને વચ્ચે ભેદ કર્યો છે; અને એનો ખુલાસો એવો કર્યો છે કે, સરકારનાં કોઈ પણ કૃત્ય વિષે કોઈ પણ વ્યક્તિ પોતાની નાપસંદગી કેટલીએ કડક રીતે કરે એમાં વાંધો નથી; માત્ર આવી નાપસંદગી અથવા અમાન્યતા પ્રદર્શિત કરતાં, તેથી ફરીને સરકારના કાયદેસર અધિકારોનું ઉલ્લંઘન કરવાની અથવા સરકારની સત્તા નષ્ટ કરવાની બુદ્ધિ લોકોમાં જાગ્રત ન થાય એવા શબ્દો વાપરવા જોઇએ. આ ખુલાસાથી હવે રાજદ્રોહનો શો અર્થ કરવો એ મહદ્ અંશે સ્પષ્ટ થાય છે. અંગ્રેજોનું રાજ્ય અને રાજ્યસત્તાની વિરુદ્ધ એવા જે ગુન્હા કહ્યા છે એમાંનો આ એક ગુન્હો છે. માટે સાચે જ જે લેખોથી રાજ્યની ઊથલપાથલ અથવા બળવો થવાની સંભાવના છે તે લેખોનો આ કલમમાં સમાવેશ થાય છે. પરંતુ આ કલમમાં જે ખુલાસો આપવામાં આવ્યો છે એના આધારે, અમારી સરકારનાં હાથે જે કોઈ ભૂલો કે અન્યાય થાય છે તે સ્પષ્ટપણે સરકારને કહેવામાં અથવા લોકોને સમજાવવામાં અથવા તે પર કડક ટીકા કરવામાં અમને કોઈ પણ પ્રકારનો વાંધો નથી દેખાતો. આવી કડક ટીકા કરવાથી, ઈશ્વરની જેમ અંગ્રેજ સરકાર નિર્દોષ નથી એવું લોકોને સમજાશે, અને બ્રિટિશ સામ્રાજ્યની બીજી પ્રજાઓની માફક આપણને પણ હક્ક મેળવી આપવા તેઓ કાયદેસર રીતિથી પ્રયત્ન કરવા લાગશે એ નિર્વિવાદ છે. પરંતુ પિનલ કોડમાંની કલમ હમણાં છે તે કરતાં સંકુચિત કર્યા સિવાય ઉપરનો પ્રકાર રાજદ્રોહી છે એવું કોઈ પણ કહી ન શકે. આજ સુધી 'કેસરી'માં જે જે લેખ છપાયા છે તે બધા જ આ ધોરણ પર આવ્યા છે. પૌરાણિક ચક્રવર્તી રાજાઓની અથવા ઐતિહાસિક અશોક, અકબર વગેરે રાજાઓની રાજ્યપદ્ધતિમાં અને સાર્વભૌમ અંગ્રેજ સરકારની રાજ્યપદ્ધતિમાં જો કોઈ મોટો ભેદ હોય તો તે એ જ કે, આજનું સાર્વભૌમ રાજ્ય કોઈ પણ એક વ્યક્તિના અસ્તિત્વ પર આધાર રાખતું નથી. ગવર્નર અને ગવર્નર જનરલ એ મોટા અધિકારીઓ ખરા, ઉપરવટ થઇને એમને રાજા પણ કહી શકાય, પરંતુ એમની ભૂલો અથવા દુષ્કૃત્યોનું આવિષ્કરણ કરવાથી અંગ્રેજ રાજ્યસત્તાનું કોઈ પણ રીતે અપમાન થતું નથી. દૂર જવાની જરૂર જ શું છે? અત્યારના કાયદા પ્રમાણે અમારી તો એવી સમજ છે કે, જો કોઈ એકાદ ખરાબ ગવર્નર કે ગવર્નર જનરલ અહીં રાજ્ય કરવા આવ્યો, તો એનાં દુષ્કૃત્યોને ઉઘાડાં પાડી "અમારે આ ગવર્નર ન જોઇએ; બીજો મોકલી આપો" એવી અરજ સ્ટેટ સેક્રેટરી કે પાર્લામેંટમાં કરવાનો અમને અધિકાર છે. રિપનશાહીમાં ઇલબર્ટ-બિલ ઉપર ટીકા કરતાં લૉર્ડ રિપનની ઍંગ્લો ઇંડિયન પત્રકારોએ કેવી ખબર લઈ લીધી હતી એ જો યાદ કરીએ તો અમારો કહેવાનો અર્થ એમને સહજ સમજાઈ જશે. લોકોની ફરિયાદો કે દુઃખો સરકારને ચીંધવાં અને સરકારની ભૂલો લોકોને સમજાવી તેમને કાયદેસર રીતે દાદ માગવા કહેવું એમાં કોઈ પણ પ્રકારનો રાજદ્રોહ નથી; પછી ભલેને એ વાત અધિકારી વર્ગને રુચે કે ન રુચે. કલકત્તાનાં 'બંગવાસી' પત્ર પર સન ૧૮૯૧માં જે ફરિયાદ થઇ હતી તે વખતે કલકત્તા હાઈકોર્ટના ચીફ જસ્ટિસે ૧૨૪ (અ) કલમનો જે અર્થ કર્યો છે તે આ જ પ્રકારનો છે. અને તે વખતે એ અર્થ એમને માન્ય હોવાનું હિંદુસ્તાન સરકારે પોતાના ઠરાવમાં પણ લખ્યું છે. થોડા વખત પર ન્યાયમૂર્તિ બદ્રુદ્દીન તૈયબજીએ પણ વધુમાં કહ્યું કે, જે લેખ ખરેખર રાજદ્રોહી છે તે ૧૨૪ (અ) કલમમાંથી છૂટવાનો નથી.

સારાંશ એ કે અત્યારનો કાયદો ખરા રાજદ્રોહી લેખ

બંધ કરાવવા પૂરતો છે એવો મત કાયદાના નિષ્ણાત પંડિતોનો છે, એટલું:જ નહીં પણ ખુદ હિંદુસ્તાન સરકારને પણ એ જ મત માન્ય છે. એવી કલમ પિનલકોડના મુસદ્દામાં હતી. પરંતુ પિનલકોડ પસાર થયો ત્યારે ભૂલમાં એ રહી ગયું; તેથી આગળ જતાં સન ૧૮૭૦માં એ ભૂલ સુધારવામાં આવી. આ વખતે એટલે કે પિનલકોડનો મુસદ્દો ઠરાવ્યો ત્યારે આ વિષયની ચર્ચા થઈ હતી તે પણ ઉપર દર્શાવ્યા પ્રમાણેજ છે. જેથી કરીને રાજ્યને ધોકો પહોંચે અથવા રાજ્યની ઊથલપાથલ થઈ શકે અગર સરકારની કાયદેસર સત્તાને તાબે ન થવાનું લોકોને ઉત્તેજન મળે એને રાજદ્રોહ કહેવાય; પણ તેથી કરીને સરકારી અધિકારીઓનાં વર્તન પર કડક ટીકા કરવામાં, એમની ભૂલો બતાવવામાં અને એ સંબંધી લોકોએ કાયદેસર રીતે શું કરવું જોઈએ તે લોકોને સમજાવીને કહેવામાં કોઈ જ જાતની હરકત નથી. ટાઈમ્સ વગેરે પત્રકારોને કાયદાનો આ અર્થ રુચશે નહીં એ અમને ખબર છે; પણ જ્યાં સુધી આ પત્રકારોની ઇચ્છા એટલે કાયદો એવું ઠરાવવામાં આવ્યું નથી ત્યાં સુધી તો અમારે પિનલકોડ પર જ નિર્વાહ કરવો રહ્યો. સરકાર કે સરકારી અધિકારીનાં વર્તન બદલ નાખુશી પ્રદર્શિત કરવી એ હાલના કાયદા પ્રમાણે રાજદ્રોહ નથી ગણાતો. અમારા રાજ્યકર્તાઓએ કંઈ ડહાપણનો ઈજારો લીધો નથી. એમનું બળ અને સામર્થ્ય હોય તો પણ ઘણી વાર એમને હાથે પણ, નાનાં બાળકની માફક ભૂલો થતાં જનતાને ત્રાસ ભોગવવો પડે છે એ સ્પષ્ટ છે; અને આવો ત્રાસ જ્યાં સુધી થાય છે ત્યાં સુધી એનું યથાર્થ નિરૂપણ કરી લોકોને એ બદલ સરકારમાં દાદ માંગવા કહેવું એમાં કોઈ પણ પ્રકારનું બિનકાયદેસર કામ થતું નથી. ઘણી વાર એવું પણ બને છે કે વરિષ્ઠ સરકારનો હુકમ સારો હોવા છતાં એનો અમલ, નીચેના અધિકારીઓના હાથે સારી રીતે થતો નથી; આવે પ્રસંગે લાગતાવળગતા અધિકારીઓ પ્રત્યે કડક ટીકા કરવાની ફરજ પડે છે. દાખલા તરીકે, આ વર્ષે મહેસૂલ મોકૂફી (માફી) વિષે જે ઠરાવ થયો છે તે જ લઇએ. ચાર આની નીચે જ્યાં પાક થયો હોય ત્યાં આઇપત વિનાના ખેડૂતોને મહેસૂલમાંથી માફી મળશે એવો સરકારી ઠરાવ છે. પરંતુ એનો અમલ કેવી રીતે થયો છે તે જોયા પછી એટલું સ્પષ્ટ દેખાઈ આવે છે કે આઇપતવાળા અને આઇપત વિનાના, આ બંને પાસેથી ઘણીખરી જગ્યાએ નીચેના અધિકારીઓના તોરથી મહેસૂલ વસૂલ થયો છે. આવે વખતે સરકારી ઠરાવ લોકોને સમજાવી, એ ઠરાવ પ્રમાણે એમને દાદ માંગવાનું કહેવાથી જુલમી અધિકારીઓને ત્રાસ થાય છે; અને પોતે સરકારના અંશભૂત હોવા છતાં લોકો એમનું અપમાન કરે છે એવું પણ એમને લાગે એ સાચું છે; પણ આમાં કંઈ રાજદ્રોહ થતો નથી એટલું એમણે સમજવું જોઇએ. એકાદ કલેક્ટર પર કેટલીએ ટીકાઓ થાય, છતાં જ્યાં સુધી રાજ્યનું અસ્તિત્વ એ વ્યક્તિ પર આધાર રાખતું નથી ત્યાં સુધી, બહુ થાય તો આવી ટીકા વ્યક્તિવિષયક ગુન્હામાં ગણાશે, રાજદ્રોહમાં નહીં ગણાય. જેમજેમ લોકોમાં પોતાના હક્કોનું ભાન પ્રસરતું જશે તેમતેમ અધિકારી વર્ગ પહેલા પ્રમાણે શિરજોરી કરી નહીં શકે એ સ્પષ્ટ છે; પણ એનો દોષ અંગ્રેજી શિક્ષણનો છે, લોકોનો નથી. યુરોપિયન ગુન્હેગાર હોય તો એને યોગ્ય શિક્ષા કરવામાં ન આવે; દુષ્કાળનિવારણાર્થે અમારા પર સ્વતંત્ર કર નાંખી ફંડ ભેગું કર્યું હોવા છતાં ફરી દુષ્કાળનો સમય આવતાં મળવી જોઇએ એટલી મદદ મળતી નથી; અમારા રજવાડાંઓને પૂછ્યાગાછ્યા વિના એકદમ કાશીયાત્રાએ મોકલી આપે છે; અમારી રહેણીકરણી અથવા ધર્મસમજૂતીની કેટલીએ વાર વિનાકારણ પાયમાલી થાય છે; અમારું લશ્કર હિંદુસ્તાન બહાર લઈ ગયા હોવા છતાં એનું ખર્ચ અમારે જ આપવું પડે છે;—વગેરે જે કેટલીક અન્યાયની વિગતો છે તે લોકોને વ્યવસ્થિત સમજાવી તે માટે લોકમત જાગૃત કરી, લોકોને કાયદેસર દાદ માગવા કહેવું એ પ્રત્યેક વર્તમાનપત્રકારનું કર્તવ્ય છે. આમાં રાજ્યને નુકસાન થવા જેવું કશું જ નથી, એટલું જ નહીં પણ, આ અન્યાય દૂર થતાં લોકો વધુ સંતુષ્ટ બનતાં રાજ્યનું સામર્થ્ય વધવાની શક્યતા છે. આવા લેખો લખનારને રાજદ્રોહી કહેવો એ અમુક ઘરમાં અમુક દુરસ્તી કરવાનું કહેનારને, ઘરને આગ લગાડવા પ્રયત્ન કરનાર કહેવા બરાબર છે. કોઈ પણ દેશી વર્તમાનપત્ર લો તો એમાં અંગ્રેજી રાજ્ય અમારે નથી જોઈતું, લોકોએ એને ફગાવી દેવું જોઇએ અથવા એમની સત્તાને ચાલવા દેવી નહીં, એવું બોલનાર અથવા એવો મત

ધરાવનાર હશે એવું અમને લાગતું નથી. અત્યારની સ્થિતિમાં હિંદુસ્તાનને અંગ્રેજ સરકાર સિવાય છૂટકો જ નથી, પણ ડૉ. ક્રેનીના કહેવા મુજબ આ વાત દર વખતે કહીકહીને કંઈ વળવાનું નથી. અમારું મુખ્ય કામ તો એટલું જ છે કે, અંગ્રેજી શિક્ષણથી અમને જે જ્ઞાન પ્રાપ્ત થયું છે તેનો ઉપયોગ કરી અને અંગ્રેજી કાયદાએ અમને જે સગવડ આપી છે તેનું ઉલ્લંઘન ન કરતાં, અમારા દેશબાંધવોને જે દુ:ખ ભોગવવું પડે છે એ બાબત એમનાં મનમાં જાગૃતિ ઉત્પન્ન કરી, દાદ માંગવાનો કાયદેસર માર્ગ એમને ચીંધી દેવાનો છે. પોતાનાથી બને તેટલી આસ્થા અને તાલાવેલીથી આજસુધી આ કામ કેસરીકારે બજાવ્યું છે. અંગ્રેજી રાજ્ય નષ્ટ થાય અથવા અંગ્રેજી રાજ્યસત્તાનું અપમાન થાય એવો પણ એમનો હેતુ નથી, તેમ ઇચ્છા પણ નથી. પરંતુ એ સાથે જ અમારી એવી ઉત્કટ ઇચ્છા છે ખરી કે અંગ્રેજી રાજ્યના છત્ર હેઠળ અમારા લોકોને વધારે હક્ક મળે, એમના પર જુલમ ન થાય અને એમનો ઉત્કર્ષ થાય. આવી આ ઇચ્છા કોક તુમાખી અધિકારીને પસંદ ન પડે તોપણ અંગ્રેજી રાજ્યપદ્ધતિનાં તત્ત્વો જેમણે દાખલ કર્યાં છે એમના મત પ્રમાણે હિંદુસ્તાનની પ્રજાને આટલી છૂટ આપવી આવશ્યક છે, એટલું જ નહીં પણ જો આવી છૂટ એમને આપવામાં નહીં આવે તો, અત્યાર કરતાં પણ અસંતોષ વધી જતાં અણધાર્યો કોક વાર ભભૂકી ઊઠશે એવો સંભવ છે, એમ એમનું કહેવું છે.

આ બધું કહેવાનો વિચાર કરીને જ લિટનશાહીમાં કરવામાં આવેલા કાયદાને લૉર્ડ રિપનની કારકિર્દીમાં રદ કરવામાં આવ્યો; અને અમારી ખાતરી છે કે અત્યારનાં અંગ્રેજી વર્તમાનપત્રકારો કેટલાયે ધમપછાડા કરે તો પણ સરકાર પૂર્ણ વિચાર પછી જ નક્કી કરેલી વાત ફરી બદલીને પોતાની રાજ્યપદ્ધતિને વિનાકારણ કલંક લગાવશે નહીં. નેટિવ લોકોનાં મનમાં કેવા પ્રકારના વિચારો રમી રહ્યા છે એ સમજવા દેશી વર્તમાનપત્રો જેવું બીજું કોઈ સાધન સાંપડવું મુશ્કેલ છે. એકાદ વર્તમાનપત્રમાં એકાદો લેખ કદાચ પિનલકોડની મર્યાદાને અવગણતો દેખાશે, પણ એવા લેખથી અંગ્રેજ સરકારને હાનિ થવાની નથી, એટલી મજબૂત એ છે; માટે એની ઉપેક્ષા કરી, પૂરા વિચાર પછી જે જે કાયમી તત્ત્વો ઠરાવ્યાં છે તે એવાં જ રાખવાં. એમાં જ સરકારનું તેમજ પ્રજાનું હિત સમાયું છે. હવે આ પરિસ્થિતિમાં અધિકારી વર્ગે પોતાનું વર્તન થોડે અંશે પણ બદલવાનું રહેશે. પરંતુ આનો વિચાર એમણે હિંદુ લોકોને પાશ્ચાત્ય શિક્ષણ આપતી વખતે કરવો જોઈતો હતો. આ શિક્ષણ અને અધિકારીઓનું તુમાખીભર્યું વર્તન એ પરસ્પર વિરોધી છે. સદરહુ ઠરાવ કરનાર મુત્સદ્દીને આ વાત ખ્યાલમાં હતી, અને એમ હોવા છતાં એમણે હિંદુ લોકોને પાશ્ચાત્ય શિક્ષણ આપવું એમ ઠરાવ્યું. તેથી હવે ભવિષ્યનો માર્ગ પણ એની સાથોસાથ ચીંધાયા બરાબર જ છે. અમારા મત પ્રમાણે સરકારી અધિકારીઓનાં અન્યાયી વર્તન પરત્વે કડક ટીકા કરનારને રાજદ્રોહી કહેવાનો સમય હવે રહ્યો નથી; પછી તો જો કાયદો જ બદલવો હોય તો સરકાર સમર્થ છે.

*

# આજનું શિક્ષણ અને આપણું કર્તવ્ય

ગણેશ વાસુદેવ માવળંકર

[શ્રી દાદાસાહેબ માવળંકરે તા. ૧૨-૫-૧૯૪૪ને રોજ મહાડ ગામે ત્યાંની મરાઠી શાળામાં તેના શતસાંવત્સરિક મહોત્સવ પ્રસંગે પ્રમુખપદેથી આપેલા મરાઠી ભાષણમાંની કેટલીક વિચારકણિકાઓનો શ્રી પુરુષોત્તમ ગ. માવળંકરે કરેલો અનુવાદ]

આદર્શ નાગરિક હોવું અને પ્રસિદ્ધિ પામેલ નાગરિક હોવું એ બંને સાવ ભિન્નભિન્ન વસ્તુઓ છે. પ્રસિદ્ધિ પામવું એ એક યોગાયોગ (Accident) છે. ઇમારત તેના કળશને લીધે સુંદર દેખાય તો પણ તેની સ્થિરતા અને આધાર તેના પાયામાંના અદૃશ્ય પથ્થરો ઉપર જ અવલંબે છે. એટલે પ્રસિદ્ધિ પામેલા વિદ્યાર્થીઓની સંખ્યા ઉપરથી શાળામાંથી કેટલા આદર્શ નાગરિકો બહાર પડ્યા એનું માપ કાઢવું યોગ્ય નથી. જેમ બધા જ આદર્શ સ્ત્રીપુરુષો પ્રસિદ્ધિ પામતા નથી એ વાત સાચી, તેમ પ્રસિદ્ધિ પામેલા બધા જ લોકો આદર્શ હોય છે એમ પણ નથી.

+ + +

એકસામટા જ્યારે બધા બોલવાની શરૂઆત કરીને ધાંધલ કરે છે ત્યારે તે જોઈને મને એમ લાગે છે કે, આપણું શિક્ષણ ક્યાંક ખટકે છે. સાફ કરેલા રસ્તાની મધ્યમાં લોકો કચરો નાખીને ગંદકી કરે છે તે જોઈને મને થાય છે "આપણા શિક્ષણમાં ક્યાંક ખામી છે". પાણી ભેળવીને વેચાતું દૂધ જોઈને પણ મારા મનમાં આ જ વિચાર આવે છે. સાર્વજનિક બાબતોમાં આપણી જે ભૂલો થાય છે તે જોઈને પણ આ જ વસ્તુ મનમાં આવે છે. રાજકીય બાબતોમાં આપણા દુઃખોનું કારણ જેમ આપણા સ્વરાજ્યનો અભાવ છે તેમ બધી જ બાબતોમાં આપણા દુઃખોનું કારણ આપણું શિક્ષણ ક્યાંક ખોટું છે એ જ છે.

સરકારી અહેવાલો જોતાં લાગે છે કે, "શિક્ષણનો બહુ જ પ્રચાર થયો છે." પરંતુ એ ઠરાવતી વખતે આપણે શિક્ષણ એટલે ફક્ત સાક્ષરતા જ સમજીએ છીએ. સાક્ષરતા એ શિક્ષણનું એક અંગ છે અને સાધન પણ છે; પણ તે સર્વાંશે શિક્ષણ નથી. શિક્ષણ એટલે ભાવિ જીવનની તૈયારી. હવે જો આને શિક્ષણની વ્યાખ્યા ન કહેવાય તો પણ ભાવિ જીવનની તૈયારી એમ શિક્ષણનું વર્ણન જરૂર કરી શકાય.

+ + +

આપણી સંસ્કૃતિ એટલે શું? આપણો સમાજ કેવો હોવો જોઈએ? આપણા વ્યવહારો કઈ ભાષામાં ચાલે? વગેરે અનેક જાતના વિચારો આપણા મનમાં ઉદ્‌ભવે છે. "सा विद्या या विमुक्तये" એ ઉક્તિ દૃષ્ટિ સમક્ષ રાખીને શિક્ષણનો વિચાર કરતાં ઘણી બાબતો આપણા ધ્યાનમાં આવશે. સાક્ષરતા, ભાષાજ્ઞાન, કાવ્યશાસ્ત્ર, ભૌતિકશાસ્ત્રો વગેરેનું ગમે તેટલું શિક્ષણ આપણે આપીએ તો પણ છેવટે દરેક માણસનો અંત તો છે જ; તો પછી જીવનનો અંતિમ હેતુ શો એનો વિચાર પણ શિક્ષણક્રમ ઠરાવતી વખતે કરવો ન જોઈએ? કેવળ ઐહિક દૃષ્ટિથી શિક્ષણનો વિચાર ન કરતાં મનુષ્ય-જીવનનું અંતિમ ધ્યેય આંખ સમક્ષ રાખીને આપણે શિક્ષણનો વિચાર કરવો જોઇએ. આપણું રાષ્ટ્ર, સંસ્કૃતિ, ભૌગોલિક સ્થિતિ વગેરેનો વિચાર કરીને આપણે આપણી શિક્ષણ–યોજના ઘડવી ઘટે. આજની અને આગામી એ બંને સ્થિતિઓનો વિચાર કરીને આપણે ભાવિ જીવનની તૈયારી કરવાની છે. અત્યારે સાધનો અને વાહનો વધ્યાં છે, તેથી જગત નાનું બનતું જાય છે. અત્યારના બદલાતા સંજોગો પ્રમાણે જગત સામે દૃષ્ટિ રાખીને આપણે વર્તવું જોઈએ. માત્ર જૂનું, પૂર્વે હતું એ જ આગળ ચાલુ રાખીને હવે પાલવે નહિ. હું વૃદ્ધ પુરુષોને ગમ્મતમાં કહું છું કે, "તમારાં ઘરડાંઓનાં દુઃખો જોઈને મને વૃદ્ધ થવું એમ લાગતું જ નથી; હમેશાં જુવાન રહેવું એમ લાગે છે." જગત સંકુચિત બનતું જાય છે, એટલે હવે આપણને એકલા અટૂલા રહેવાનું શક્ય નથી. આખી દુનિયાની સાંસ્કૃતિક કલ્પનાઓ આપણે ત્યાં આવે છે, આવવાની છે. તેમનો વિચાર કરીને તેમાંથી યોગ્ય હોય તે આપણે સ્વીકારવું જોઈએ. અલબત્ત, કેટલીક બાબતોનો વિરોધ કરવો પણ આવશ્યક છે.

+ + +

આજે એવી સ્થિતિ છે કે પહેલાંના વખતથી નિયત કરેલા માર્ગે આપણે જઈએ છીએ. મારા પિતા ભણ્યા, મુસનફ થયા, સરકારી નોકરી કરી. આવા જ માર્ગે

જવાનો આપણે આજે પણ પ્રયત્ન કરીએ છીએ. પણ પહેલાંની સ્થિતિ હવે રહી નથી. જે છોકરાને આપણે પ્રાથમિક શાળામાં મોકલીએ છીએ તે છોકરો ૨૧ વર્ષનો થયા પછી શું કરવાનો, એનો વિચાર આપણે કોઈ દિવસ કર્યો છે ખરો? છોકરો કૉલેજમાંથી બહાર પડયા પછી શું, એનો વિચાર આપણે કરીએ તો જ આપણે શિક્ષણનો વિચાર કર્યો કહેવાય. આપણા વિચારનો પ્રત્યક્ષ ઉપયોગ થાય કે ન થાય, પણ આપણે કદી આનો વિચાર કર્યો છે? માબાપ વિચાર કરતાં નથી. વકીલ શું, ડૉક્ટર શું, કે બીજા શું; આપણે પૈસા મેળવ્યા એટલે આપણું કાર્ય થયું, એમ માને છે. પોતાનાં છોકરાંઓના ભવિષ્યનો તેઓ વિચાર કરતાં નથી અને તેમને ફુરસદ પણ મળતી નથી. લોકોને પૂછીએ કે, તમે છોકરાંઓને નિશાળમાં કેમ મોકલો છો? તો એનો સંતોષકારક જવાબ પણ એમને આપતાં નહિ આવડે. છોકરાંઓ માટે માત્ર મિલ્કત પોતાની પાછળ મૂકતા ગયા એટલે માબાપોનું કર્તવ્ય પૂરું થતું નથી. જીવનનો આદર્શ શો એ દૃષ્ટિએ છોકરાંઓના શિક્ષણનો પ્રત્યેક જણે વિચાર કરવો જોઇએ એમ મને લાગે છે.

\+ + +

આજે એવી સ્થિતિ થઈ છે કે, કયાંય જઇએ તો પણ લોકોની નિર્બળતા એટલી બધી વધી ગઈ છે કે પોતાની નીતિ અગર સમાજની વ્યવસ્થા સંભાળવા ખાતર પોતે જરા પણ કષ્ટ સહન કરનાર માણસ દેખાવો મુશ્કેલ થઈ પડયું છે. કુટુંબમાં, સમાજમાં જે અન્યાય થાય છે, ત્યાં આગળ આપણું દુર્લક્ષ થાય છે, તેનું કારણ આપણા જીવનમાં કોઈ આદર્શ એવો રહ્યો નથી. સાર્વત્રિક ન્યાય મળવો જોઈએ, સાર્વત્રિક સુખ મળવું જોઇએ, અને તેને માટે આપણી દૃષ્ટિ સમક્ષ કાંઈક આદર્શ રાખીને આપણે વર્તવું જોઇએ.

\+ + +

મારો છોકરો કૉલેજમાં ભણે છે. કૉલેજમાંના વિદ્યાર્થીઓ વિષે વાતો નીકળતાં તેણે કહ્યું, 'કૉલેજમાંના જિમખાનાનો જે છોકરો સેક્રેટરી થાય તે દર મહિને એક નવો સૂટ સીવડાવે છે.' ત્યારે મેં તેને કહ્યું, 'આ તમને સમજાય છે ને? તો પછી તમે આવા છોકરાઓને શા માટે ચૂંટી કાઢો છો? આવતી કાલે સાર્વજનિક બાબતોમાં પણ એ જ આગેવાન થવાનો છે. કૉલેજના જિમખાનાની ચૂંટણીમાં તમારે લક્ષ આપવું જોઈએ.' આપણી સ્થાનિક સ્વરાજ્યની અને બીજી સંસ્થાઓની બાબતોમાં પણ આ જ નિયમો લાગુ પડે છે. મ્યુનિસિપાલિટી અને બીજી સાર્વજનિક સંસ્થાઓમાં પ્રગતિશીલ માણસોએ દાખલ થવાનો પ્રયત્ન કરવો જોઈએ. સારા માણસો આગળ આવી શકતા નથી, એનો અર્થ એ જ થાય છે કે, સમાજમાં ચારિત્ર્યનો (નીતિનો) અભાવ છે, અને એનું કારણ આપણું શિક્ષણ કયાંક ભૂલ ભરેલું છે એ જ છે.

*

# રાજ્યશાસ્ત્રના અભ્યાસનું ક્ષેત્ર

## (નીતિશાસ્ત્ર અને અર્થશાસ્ત્રના ખાસ સંદર્ભમાં)

**પી. એમ. શ્રીનિવાસાચારી**

(રાજ્યશાસ્ત્રના પ્રાધ્યાપક, બી. ડી. આર્ટ્સ કૉલેજ ફૉર લેડીઝ, અમદાવાદ)

ગ્રીક પ્રજાને મન નીતિશાસ્ત્ર અને રાજ્યશાસ્ત્ર એ એક જ અભ્યાસ-વિષયની બે બાજુઓ હતી. વ્યક્તિ માટે સારા જીવનનો નિર્દેશ કરવો એ નીતિશાસ્ત્રનો હેતુ હતો, અને નીતિશાસ્ત્રે નિર્દેશેલું સારું જીવન જીવી શકાય એવા સમાજનાં લક્ષણો નક્કી કરવાનો રાજ્યશાસ્ત્રનો હેતુ હતો. ટૂંકમાં, રાજ્યનું ઉદ્દિષ્ટ નૈતિક હતું. એરિસ્ટોટલની નીતિવિષયક વિચારધારા એની રાજકીય વિચારધારા સાથે ગૂંથાઇ ગયેલી છે. એરિસ્ટોટલના મતે, બંધારણને માન આપે અને કાયદાનું પાલન કરે એવા સારા નાગરિકને પેદા કરવા માટે આદર્શ રાજ્યમાં જે કેળવણીની જરૂર પડે છે તે જ (કેળવણી) તેને સારો નાગરિક પણ બનાવશે. રાજ્ય જીવન માટે જ પેદા થયું છે, અને તે સર્વોત્તમ જીવન માટે જ પોતાનું અસ્તિત્વ ચાલુ રાખે છે. ગ્રીક પ્રજાને મન વ્યક્તિનું શ્રેય અને રાજ્યનું

શ્રેય અન્યોન્ય આધારિત હતું. સાચું જીવન માત્ર રાજ્યમાં જ જીવી શકાતું. સારા જીવનની વૃદ્ધિ કરવાની શક્તિના આધારે જ રાજ્યની શ્રેષ્ઠતા મપાતી. પ્લેટો અને એરિસ્ટોટલ રાજકીય અને નીતિવિષયક એમ બન્ને પ્રકારના તત્ત્વચિંતકો હતા.

રાજ્યશાસ્ત્ર અને નીતિશાસ્ત્રના ભેદ પડવામાં અનેક કારણો હતાં, તેમાનું ખ્રિસ્તી ધર્મ એ પણ એક કારણ હતું. એમ મનાતું કે માનવીનું શ્રેય રાજ્યના ભલા સાથે સંકળાયેલું નથી; પરંતુ તેની આત્માની મુક્તિ સાથે સંકળાયેલું છે; એટલે કે માનવીના શ્રેયની પ્રાપ્તિ નાગરિક સમાજમાં નહિ, પરંતુ સ્વર્ગીય સમાજમાં થવાની છે. મધ્યકાલિન જમાનાની રાજકીય વિચારધારાઓએ રાજ્ય અને ચર્ચના (ધાર્મિક સંસ્થાના) વિરોધી દાવાઓનો સમન્વય કરવાનો પ્રયાસ કર્યો. સંત થોમસ એક્વીનસ અને ડાન્ટે મધ્યકાલીન યુગના બે મુખ્ય લેખકો છે. એક્વીનસના મતે રાજ્યસત્તા આખરે તો ઇશ્વરની પ્રતિનિધિરૂપ સત્તા છે. એમણે માન્યું કે લૌકિક સત્તા છેવટે તો દૈવી સત્તાને આધિન છે. પરંતુ ડાન્ટેએ આ બન્ને ક્ષેત્રો વચ્ચે દરેક પોતાના ક્ષેત્રમાં તો સર્વોપરી જ હોય એ રીતે–ભેદ પાડયો. ડાન્ટેના કહેવા અનુસાર સમગ્ર માનવ-જાતનો એક જ વિશ્વરાજ્યમાં સમાવેશ કરવાથી જ સાચી શાંતિ પ્રાપ્ત કરી શકાય. ડાન્ટેની માન્યતા પ્રમાણે પવિત્ર રોમન સામ્રાજ્ય આવા વિશ્વરાજ્યની અપેક્ષામાં વધુ નજીક હતું.

નવજાગૃતિનો અંતકાળ અને ૧૯મી સદીના વચગાળાના સમયમાં અનેક લેખકો રાજ્યશાસ્ત્રનું વિવેચન ઓછેવત્તે અંશે નીતિશાસ્ત્રથી સંપૂર્ણપણે અલગ તારવીને જ કરતા હતા. કોઈ પણ વર્તન માટે સ્વહિત જ પૂરેપૂરું માર્ગદર્શક હોવાથી મેકિયાવેલીના મતે સત્તા ધારણ કરનારે નીતિને ધ્યાનમાં લેવાની જરૂર જ નથી. બુદ્ધિશાળી રાજ્યકર્તાએ નીતિ અને ધર્મનો પોતાના લાભમાં ઉપયોગ કરવો જોઈએ. આ રીતે મધ્યકાલીન જમાનામાં રાજ્યશાસ્ત્ર અને નીતિશાસ્ત્ર અલગ બન્યાં. નવજાગૃતિ અને ધર્મસુધારણાના યુગ બાદ એ વિભાજન વધુ વિશાળ બન્યું. સામાજિક કરારના સિદ્ધાંતની વિચાર ધારાઓ પ્રમાણે સમાજનો વિકાસ સ્વાભાવિક નથી, પરંતુ કૃત્રિમ છે અને આથી રાજ્યશાસ્ત્રને નીતિશાસ્ત્રથી સ્વતંત્ર એવી રીતે નીરૂપી શકાયું. આથી ૧૮મી સદીને બૌદ્ધિક યુગ કહ્યો છે.

વીસમી સદીમાં આ પ્રવાહો વળી એકબીજા સાથે ભેગા મળે છે. ઓગણીસમી સદીની આદર્શલક્ષી વિચારધારાઓ નૈતિક જીવન નાગરિક જીવન સાથે જ સંકળાયેલું છે એ વસ્તુ પર વધુ ભાર મૂકે છે. નૈતિક જીવન તો રાજ્યમાં જ પ્રાપ્ત કરી શકાય એવા ગ્રીકોના મત સાથે આ આદર્શલક્ષી વિચારધારાઓ સંમત થાય છે. ફાસિઝમનું ઉદ્ભવ સ્થાન આદર્શવાદમાં રહેલું છે, વ્યક્તિને ભોગે સમષ્ટિ, રાષ્ટ્રની ઇચ્છામાં વ્યક્તિની ઇચ્છાનું નિમજ્જન, એ બાબતો પર ફાસિઝમ ભાર મૂકે છે. એમાં રાષ્ટ્રની ઇચ્છાને વ્યક્ત થવા માટે સરમુખત્યાર નેતાની ઇચ્છા પર છોડી દેવામાં આવે છે. એ સરમુખત્યાર નેતાનું કાર્ય રાષ્ટ્રને પ્રગતિ અને વૈભવ તરફ દોરી જવાનું છે. ફાસિઝમ ફરજો વિષે જ વિવેચન કરે છે, પરંતુ હક્કો વિષે નહિ. ફાસિઝમ સંમતિ આપવાનું સમજાવવા કરતાં બળને તાબે થવાનું સમજાવે છે. સામ્યવાદીઓ માટે રાજ્ય એ બળજબરીનું સાધન માત્ર છે, કારણ કે એ શ્રમજીવીઓના એક જ વર્ગની આર્થિક સર્વોપરિતા માટે જ રચાયેલું છે. ટ્રીએટ્સ્કે સત્તાને ગૌરવ આપે છે, અને તેના મત અનુસાર ફક્ત મજબૂત રાજ્ય જ રાષ્ટ્રીય સંસ્કૃતિના સ્વાભાવિક અને અનિવાર્ય રક્ષક તરીકે છે અને તેથી જ બળાત્કારી રાજ્યની આપખુદી માટેનો આખરી નૈતિક પરવાનો રાજ્યને પ્રાપ્ત થાય છે.

ટી. એચ. ગ્રીન લખે છે, "સમાજ દ્વારા ઉપલબ્ધ એવી કેટલીક સત્તાઓ પોતાને મળે તેવો વ્યક્તિનો દાવો કે હક્ક, અને વ્યક્તિ ઉપર કેટલીક સત્તાઓનો અમલ કરવા અંગેનો સમાજનો વળતો દાવો, એ બન્ને એકસરખા એ હકીકત પર આધારિત છે કે આવી સત્તાઓની જરૂર નીતિમાન વ્યક્તિ તરીકેની માનવી જીવનની પરિપૂર્ણતા માટે અને પોતાના અને અન્યના પૂર્ણ ચારિત્ર્યનો વિકાસ સંપૂર્ણ આત્મનિષ્ઠાથી થાય તે સારુ છે."

ગ્રીનની માન્યતા મુજબ હક્કો રાજ્યથી સ્વતંત્ર નથી. જે રાજ્ય એને માન્ય કરવામાં નિષ્ફળ જશે તે રાજ્યનું અસ્તિત્વ જ નિષ્ફળ નીવડશે; કારણ કે એ રાજ્ય નૈતિક ગુણ વિનાનું છે. આ નૈતિક ગુણ જ રાજ્યને એના નાગરિકોની વફાદારીનો દરજ્જો આપે છે, અને તેથી ગ્રીન ભારપૂર્વક જણાવે છે કે બળ નહિ

પરંતુ ઇચ્છા એ રાજ્યનો પાયો છે. આ જાતનું વલણ હેગલમાં નથી. રાજ્યના વર્તનનાં નૈતિક ધોરણોને રાજ્યને લાગુ પાડવાનો ઇન્કાર જ માત્ર કરતા નથી, પરંતુ હેગલે લખ્યું છે, 'રાજ્ય એ આત્મસન્નિષ્ઠ આપખુદ મન છે. એ પોતા સિવાય બીજી કોઈ સત્તા સ્વીકારતું નથી. તે સારા અને નરસા, શરમજનક કે નીચ, લુચ્ચા કે છેતરપિંડી કરે એવા કોઈ મોઘમ નિયમોને માન્યતા આપતું નથી. હેગલના મતે સમગ્ર એ વિભાગ કરતા મોટું છે, માટે રાજ્યનાં હિતો તેના કોઈ પણ એક સભ્યના હિતો કરતાં મોટાં ગણાવાં જોઇએ. હેગલના આ આદર્શલક્ષી મતની લૅસ્કી એમના The State in Theory and Practice પુસ્તકના The Philosophic Conception of the State નામના પ્રકરણમાં ઉગ્રતાપૂર્વક ટીકા કરે છે. રાજ્યે કોઈ પણ જાતના પૂર્વગ્રહ વિના તેના તમામ નાગરિકોના હિતમાં વર્તવું જોઇએ. લૅસ્કીના મતે તાબેદારી અંગેનો રાજ્યનો દાવો પોતાના નાગરિકોની જરૂરિયાત અંગેનો વધુમાં વધુ સંતોષ આપવાની શક્તિ અને ઇચ્છા, તથા હક્કોની ખાતરી આપવાની શક્તિ પર રહેલો છે. આ કાર્યોની બજવણીમાં પૂર્વગ્રહને બિલકુલ અવકાશ ન હોવો જોઇએ. જે સમાજને રાજ્ય અંકુશમાં રાખે છે, તેમાંનાં કેટલાંક વિશિષ્ટ જૂથોનાં હિતમાં જો રાજ્યનો દુરુપયોગ થાય, તો વહેલીમોડી ક્રાંતિ પેદા થશે જ. પ્રો. લૅસ્કી કહે છે કે માનવ સંબંધોમાં આપણે જે નૈતિક ગુણો જોઇએ છીએ, તે રાજ્યોનાં કાર્યો નથી. પરંતુ વ્યક્તિઓમાં પોતાનામાં જ છે. માટે જ્યારે વ્યક્તિને લાગે કે તેના નૈતિક મૂલ્યો રાજ્યોનાં કાર્યો સાથે સુસંગત બનતાં નથી, તો તરત જ તે રાજ્યની આજ્ઞાનો ભંગ કરી શકે છે. રાજ્ય એ બીજી સામાજિક સંસ્થાઓ જેવી સંસ્થા જ છે. રાજ્ય અને સમાજ એ એક જ વસ્તુ નથી. રાજ્ય એ સમાજની સેવા માટેની એક સંસ્થા છે. સમાજ અને સત્તાનું લક્ષણ સમવાયી છે. ફીલ્ડ નિર્દેશ કરે છે કે નીતિ એ સામાજિક પેદાશ છે. વ્યક્તિઓ વચ્ચેના સંબંધો અને તેમની એકબીજા પ્રત્યેની વર્તણૂકની સાથે નીતિને નિસ્બત છે. તેમની વચ્ચે સ્વાભાવિક અનુકૂળતાઓ હોવી જોઇએ; વૈયક્તિક રસ-ઇચ્છાઓના કરતાં નૈતિક ધોરણોની સત્તા ચડિયાતી છે. કોઈ પણ નૈતિક નિયમની ખાસ હકીકત એ સંપૂર્ણ રીતે જે વિશિષ્ટ સમાજમાં તે ઉદ્ભવી છે તેની પેદાશ છે. વ્યક્તિ જો નૈતિક નિયમ ભંગ કરવાથી ફાયદો મેળવી શકતી હોય તો તેમ કરી શકે છે. લોકોના સમગ્ર સમાજને લાગુ પડતા નિર્ણયો સાથે રાજ્ય સંબંધ ધરાવતું હોવાને કારણે આખરે તો રાજ્યશાસ્ત્રમાં નૈતિક વિચારણા કરવી પડે છે. ફીલ્ડના મતે ઇષ્ટ જીવન અંગેની ગ્રીકોની માન્યતા એ તાત્ત્વિક અથવા બીજા કોઈ વર્તનનું અંતિમ ધોરણ છે. વિશિષ્ટ ધોરણો એ ઇષ્ટ જીવનની પ્રાપ્તિ અંગેનાં સાધનો છે. આપણી જાત ઉપરાંત બીજા લોકોની જરૂરિયાત વિષેની નૈતિક માન્યતા અને વિચારણા અંગેનું વલણ ઇષ્ટ જીવનમાં ગર્ભિત રીતે રહેલું છે. કાન્ટના કહેવા અનુસાર દરેક માનવી એ સાધ્ય તરીકે વિચારાવો જોઇએ; સાધન તરીકે નહિ. માટે રાજ્યશાસ્ત્રને નૈતિક આધાર હોવો જ જોઇએ.

બે દશકા પહેલાં એમ મનાતું હતું કે, અર્થશાસ્ત્ર તમામ જાહેર બનાવોને સમજવાની ચાવી છે. રાજકીય અને અન્ય પ્રવૃત્તિઓમાં સમાજનું આર્થિક માળખું એ નિર્ણયાત્મક બળ છે. ફીલ્ડ અને અન્ય લેખકો અનુસાર આજે એ વલણ સાચું નથી. આર્થિક પ્રશ્નો આજે મુત્સદ્દીઓનું, સરકારોનું અને આંતરરાષ્ટ્રીય સંસ્થાઓનું સારા પ્રમાણમાં ધ્યાન ખેંચી રહ્યા છે, અને અનિવાર્ય રીતે તે આર્થિક પ્રશ્નો રાજકીય વિચારધારાઓ અંગેના પ્રશ્નો ઊભા કરે છે. ખરેખર, ભારતમાં આર્થિક આયોજન સમાજની સમાજવાદી પુનર્રચના અને કલ્યાણ રાજ્યના આદર્શ પર આધારિત છે. બેન્કનો દર, હૂંડિયામણના અંકુશો જેવા આર્થિક પ્રશ્નો વિશિષ્ટ પદ્ધતિવિષયક પ્રશ્નો છે. રાજકીય વિચારધારાના ઘડવૈયા માટે લશ્કરી નિષ્ણાતના અણુયુદ્ધ કે અણુશસ્ત્રોના વિશેષ જ્ઞાન સાથે જેટલી ભાંજગડમાં પડવું પડે છે તેના કરતાં અર્થશાસ્ત્રીના વિશેષ જ્ઞાન સાથે કોઈ પણ રીતે વધારે ભાંજગડમાં પડવાની તેની ફરજ નથી; નિષ્ણાતો અને વિશેષજ્ઞો પાસેથી જાણવું લાભદાયક થઈ પડશે. ફીલ્ડ જેમ આર્થિક માળખાને યોગ્ય રીતે નિર્દેશે છે તેમ લશ્કરી માળખું પણ રાજકીય માળખું નક્કી કરવામાં નિર્ણયાત્મક બળ બન્યું છે. રાજકીય વિચારધારા એ સ્વતંત્ર અભ્યાસ છે. રાજકીય બનાવો આર્થિક બનાવોમાંથી ફલિત થાય એવા કોઈ આવશ્યક નિયમો નથી. (માર્ક્સ અને એન્જલ્સે

એમના 'દાસ કૅપિટલ' નામના પુસ્તકમાં કહ્યું છે કે આર્થિક બળો ઇતિહાસને ઘડે છે.) માર્કસવાદી દૃષ્ટિબિંદુ અસ્વીકાર્ય છે.

ભારતીય સમાજવાદ એ લોકસમૂહને ઉત્સાહ પેદા કરવા અને સ્થિતિચુસ્ત સમાજની વિમુખતા અને નિષ્ક્રીયતાને તોડવા માટેનો વિશાળ સમાનતાયુક્ત સંકેત સાથેનો રાજકીય વિચાર છે. ભારતીય સમાજવાદ પોતાના વલણમાં સાંપ્રદાયિક નથી અને તેના સંચાલનમાં સરમુખત્યારવાદ પણ નથી. વધુમાં વધુ સામાજિક કલ્યાણ કરવા માટેની સામાજિક મૂલ્યોની ક્રિયાઓમાં લોકશાહી રીતરસમોના સ્વીકારની જરૂરિયાત પર વારંવાર ધ્યાન ખેંચવામાં આવ્યું છે. અમેરિકાનો ૧૯૪૬નો રોજગારી ધારો જાહેર કરે છે કે, વધુમાં વધુ રોજગારીની, પેદાશની અને ખરીદશક્તિની વૃદ્ધિ કરવાની સરકારની જવાબદારી અને નીતિ છે. ગણતરીપૂર્વકના સામાન્ય કલ્યાણ અને મુક્ત હરીફાઈયુક્ત રોકાણોને ઉત્તેજન આપવાની રીત વડે અને તેની અન્ય ફરજો સાથેનાં સુસંગત તમામ સાધનો વડે આ કાર્ય સરકાર કરશે. 'સામાન્ય કલ્યાણ' માટે સામાજિક ન્યાય શબ્દ અવેજીમાં મૂકી શકાતો હોય તો ભારતીય નીતિના ઉદ્દેશો, ૧૯૪૬ના અમેરિકાના રોજગારી ધારાના ઉદ્દેશો જેવા જ છે. આર્થિક વિકાસના વધારે ને વધારે લાભો તો સરખામણીમાં સમાજના ઓછા વિશિષ્ટાધિકારી વર્ગોમાં જવા જોઇએ. આવકનું કેન્દ્રીકરણ, મૂડી, તથા આર્થિક સત્તામાં પ્રગતિશીલ ઘટાડો હોવો જોઇએ. નકારાત્મક રીતે તો ઇજારાવાદી કેન્દ્રિત આર્થિક સત્તા સામે રાજ્યે આક્રમક સત્તા તરીકે કામ કરવું જોઇએ. વિધાયક રીતે તો રાજ્ય સામાજિક પાયાના ચણતરનાં સાધનો પેદા કરશે. અને ફક્ત તેમાં જ ખાનગી રોકાણો અસરકારક કામ કરી શકે. કંઈક વિશાળ એવું ક્ષેત્ર વ્યક્તિઓની સ્વયંભૂ શક્તિ પર છોડી દેવામાં આવશે.

પરંતુ આ આર્થિક નીતિ સમાજવાદી રાજ્યના સૈદ્ધાંતિક માળખા સાથે મળતી આવતી નથી. માર્કસવાદી સમાજવાદનું તત્ત્વ આપણી વિકાસ-યોજનામાં નથી. ગ્રીનના શબ્દોમાં કહીએ તો આર્થિક વિકાસ એ સર્વના શ્રેયની વૃદ્ધિ કરવામાં સર્વનો સંયુક્ત ફાળો છે. સરમુખત્યારશાહી દેશોમાં સ્વાભાવિક એવાં સાધનોની પ્રાપ્તિની અહીં શક્યતા જ નથી. સામૂહિક વિકાસ, રાષ્ટ્રીય વિસ્તરણીય યોજના, ગ્રામ પંચાયત વગેરે કલ્યાણકારી પ્રવૃત્તિમાં આર્થિક લોકશાહીને સરળ અને મજબૂત બનાવવા માટેની ભારતીય સમાજવાદની વિધાયક બાજુ જોવા મળે છે.

રાજ્ય કેવું હતું, કેવું છે અને કેવું હોવું જોઇએ, એ વિષેનો અભ્યાસ રાજ્યશાસ્ત્ર કરે છે. ભારતમાં સમાજવાદી સમાજરચનાના સ્વીકારમાં એવું ગર્ભિત સૂચન છે કે હાલના સંજોગોમાં આર્થિક ક્ષેત્રે સમાજવાદની પ્રવૃત્તિ વધારવી એ ઇચ્છવા યોગ્ય છે; પરંતુ ખાનગી સાહસ અને ખાનગી નિયોજન પર નિયમન મૂકવાનું સૂચન તેમાં નથી. મફત ફરજિયાત શિક્ષણ અને સંપૂર્ણ સામાજિક સલામતી પૂરી પાડીને આધુનિક સમાજ જેટલા સમાજવાદી થવા માટે ભારતીય સમાજવાદને લાંબી મજલ કાપવી પડશે. ખાનગી ઉદ્યોગો પરના નિયમન અને તેને મળતી દોરવણીનો અમલ નકારાત્મક રીતે જ નહિ પણ પ્રોત્સાહન અને સહાયનાં વિધાયક પગલાં પણ લેવાય છે. રાજ્યનીતિના માર્ગદર્શક સિદ્ધાંતો એ આપણા આર્થિક ભાવિના માર્ગદર્શક આદર્શો અને નૈતિક સિદ્ધાંતો છે. આપણા મુખ્ય ઉદ્દેશ તરીકેના કલ્યાણ-રાજ્ય અને સમાજવાદી સમાજના પુનર્નિમાણ સાથેની અન્ય પ્રવૃત્તિઓ, રાજ્યના માર્ગદર્શક સિદ્ધાંતો, સર્વોદય, ભૂદાન, ગ્રામદાન વગેરેમાં રાજ્યશાસ્ત્ર, નીતિશાસ્ત્ર અને અર્થશાસ્ત્ર તમામ એક થઈ ગયાં છે. આપણા કાયદા એનું પ્રતિબિંબ પાડે તો સામાજિક પલટાને વેગ મળે.*

[* 'અભ્યાસ' માટે ખાસ તૈયાર કરેલા અંગ્રેજી લેખનો શ્રી ઇંદુકુમાર દેસાઇએ કરેલો અનુવાદ]

# આર્થિક આયોજનની કેટલીક સમસ્યાઓ

એચ. કે. ત્રિવેદી
[અર્થશાસ્ત્રના પ્રાધ્યાપક, સર એલ. એ. શાહ લૉ ઍન્ડ આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

### મૂડીવાદમાં આયોજન

આયોજિત આર્થિક વિકાસ આજના મોટા ભાગના અર્ધવિકસિત દેશોનો ધ્યેયમંત્ર છે. મૂડીવાદમાં આર્થિક વિકાસની પ્રક્રિયા મંદ હોવાથી ઝડપી અને સ્થિર આર્થિક પ્રગતિના સાધન તરીકે આયોજનનો વધુ ને વધુ સ્વીકાર થતો જાય છે. 'આયોજન' શબ્દપ્રયોગ 'વિકાસ'ના પર્યાય તરીકે પણ વપરાય છે. કેટલીક વાર તો આયોજનને બધાં આર્થિક અનિષ્ટોના એકમાત્ર ઇલાજ તરીકે પણ ઘટાવવામાં આવે છે. મૂડીવાદ કે સ્વૈર પદ્ધતિ (laissez faire) એટલે અવ્યવસ્થા અને અંધાધૂંધી અને આયોજન એટલે વ્યવસ્થા અને નિયમ, એમ માનનાર પણ એક વર્ગ છે. પરંતુ મૂડીવાદી પદ્ધતિમાં કોઈ પણ પ્રકારનું નિયમન નથી એમ ભાગ્યે જ કહી શકાય. આયોજિત અર્થતંત્ર અને મૂડીવાદી અર્થતંત્ર વચ્ચે તાત્ત્વિક ભેદ તો એટલો છે કે પહેલામાં નિયમન સીધું અને દૃશ્ય છે; બીજામાં તે પરોક્ષ અને અદૃશ્ય છે. મૂડીવાદમાં બજાર અથવા "અદૃશ્ય હાથ" (Invisible hand) દ્વારા આર્થિક પ્રવૃત્તિઓ પ્રભાવિત થાય છે, જ્યારે આયોજિત અર્થતંત્રમાં મધ્યસ્થ સત્તાના નિર્ણયો મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત કરે છે. વ્યાપક અર્થમાં જોતાં મૂડીવાદી અર્થવ્યવસ્થામાં પણ આયોજન તો હોય છે જ;[1] પણ નિર્ણયો વિકેન્દ્રિત હોય છે અને ઘણી વાર વિવિધ ક્ષેત્રોનાં આર્થિક એકમોએ પોતપોતાને અનુકૂળ પરિસ્થિતિને લક્ષમાં લઈને લીધેલા નિર્ણયોમાં પારસ્પરિક સંવાદિતાના અભાવને લીધે સમગ્ર અર્થતંત્ર માટે કડીબદ્ધ, સુસંગત યોજના પ્રાપ્ત થતી નથી. આથી કેન્દ્રવર્તી આયોજનનો ઉદ્દેશ ઘણી વાર વિકેન્દ્રિત આર્થિક એકમોના નિર્ણયો અને યોજનાઓનું સામંજસ્ય સાધવાનો છે કે જેથી પરસ્પર અસંગત આર્થિક નિર્ણયો અમલમાં મૂકવાના ભિન્નભિન્ન આર્થિક એકમોના પ્રયત્નોમાંથી ઉદ્ભવતી અસફળતા અને નિરાશાને નિવારી શકાય.

"આયોજન કરવું એટલે પસંદગી કરવી, હેતુલક્ષી વર્તન કરવું" એ વિધાનને સ્વીકારીએ તો મૂડીવાદમાં આયોજન છે જ એમ સ્વીકારવું રહ્યું. પસંદગી એ બધી જ આર્થિક પ્રવૃત્તિનું સત્ત્વ છે, અને તેથી મૂડીવાદી અર્થવ્યવસ્થામાં પણ આયોજન છે ખરું. પરંતુ અર્વાચીન આર્થિક પરિભાષામાં આયોજનને રાજ્યના અંકુશ અને ઉત્પાદન તેમજ વહેંચણીના ક્ષેત્રોમાં કેન્દ્રસ્થ સત્તાની દોરવણીના પર્યાય રૂપે ગણવામાં આવે છે.

### સ્વૈર પદ્ધતિના દોષો : આયોજનની આવશ્યકતા

મૂડીવાદી પદ્ધતિમાં ઉત્પાદનને ઉપભોક્તા દોરે છે, કારણ કે તેની વસ્તુમાંગને અનુલક્ષીને નિયોજકો ઉત્પાદનનું માળખું નક્કી કરે છે. "ઉપભોક્તાની સર્વોપરિતા" (Consumer's Sovereignty)ને મૂડીવાદની વિશિષ્ટતા તરીકે પણ ઓળખવામાં આવે છે. મૂડીવાદની લાક્ષણિકતાઓમાં વ્યક્તિની ઉપભોગ અને વ્યવસાયની મુક્ત પસંદગી, બચત અને મૂડીરોકાણની સ્વતંત્રતા અને ખાનગી મિલકત ધરાવવાના હક્કનો સમાવેશ થાય છે.[2] મૂડીવાદી પદ્ધતિની જ્વલંત સિદ્ધિના ઉદાહરણ તરીકે ઇંગ્લંડ અને અમેરિકાના આર્થિક વિકાસને ઘણી વાર ટાંકવામાં આવે છે, છતાં મૂડીવાદી પદ્ધતિની કેટલીક અંતર્ગત ખામીઓ અને ઊભી થતી સમસ્યાઓને લીધે મૂડીવાદ પર પ્રહારો થયા છે અને આયોજન દ્વારા મૂડીવાદનાં અનિષ્ટો દૂર કરવાની આશા સેવવામાં આવે છે. અનિયંત્રિત મૂડીવાદનાં મુખ્ય અનિષ્ટો નીચે મુજબ છે:[3]

(૧) આવક અને મિલકતની મોટી અસમાનતાઓ.

(૨) વ્યાપાર-ચક્રો—ખાસ કરીને મંદી દરમિયાન મોટા પાયા પરની બેરોજગારી અને માનવ-શક્તિનો દુર્વ્યય.

(૩) વ્યક્તિનું હિત અને સમષ્ટિના હિત વચ્ચે વિસંગતતા: નિરર્થક જાહેરખબરો, ઉપભોક્તા અને કામદારવર્ગનું ઉત્પાદકોના ઇજારાઓ દ્વારા શોષણ, વગેરે.

મૂડીવાદી ઉત્પાદન-પદ્ધતિમાં નફાનું આકર્ષણ નિયોજકોને ઉત્પાદન કરવા પ્રેરે છે, પરંતુ **નફો ઉત્પાદકતાનો**

**પર્યાય નથી** અને ઘણી વાર ઉત્પાદકતાને ભોગે વધુ નફો પ્રાપ્ત થાય છે.[4] આમ બને ત્યારે દેશની સાધન-સંપત્તિનો ઇષ્ટતમ ઉપયોગ થતો અટકે છે અને બિન કાર્યક્ષમતા પોષાય છે. અનિયંત્રિત મૂડીવાદનાં આ અનિષ્ટોને લીધે રાજ્યના અંકુશો અને આયોજનની જરૂર જણાઈ છે. વળી, અર્ધવિકસિત દેશોમાં જે આર્થિક ફેરફારો થઈ રહ્યા છે અથવા જે ફેરફારો તે તે દેશની પ્રજાઓ ઝંખી રહી છે તે રાજ્યના અંકુશો અને કેન્દ્રવર્તી આયોજન વગર શક્ય નથી. જ્યારે થોડીક વધારે આ વસ્તુ ઉત્પન્ન કરવી કે થોડીક ઓછી બીજી વસ્તુ ઉત્પન્ન કરવી એ નિર્ણયો–સીમા પરના નિર્ણયો–લેવાના હોય ત્યારે ખાનગી સાહસ લઈ શકે છે અને એ નિર્ણયોની ભૂલોમાંથી પરિણમતી માઠી અસરો Price mechanism દ્વારા નિવારી શકાય છે.[5] આથી ઊલટું અર્ધવિકસિત દેશોમાં અથવા યુદ્ધોત્તર પુનરુત્થાનના પ્રયાસ કરતા દેશોમાં જે વ્યાપક ફેરફારો લાવવાના હોય છે તે ખાનગી સાહસ દ્વારા ભાગ્યે જ લાવી શકાય તેમ છે. તેથી જ આયોજનનો સ્વીકાર થયો છે.

### આયોજનના પ્રકાર

હવે યોજના કે યોજનાનો અભાવ એ બે વચ્ચે પસંદગી કરવાની નથી; પરંતુ કયા પ્રકારનું આયોજન, જે તે દેશની આર્થિક, સામાજિક, રાજકીય અને સાંસ્કૃતિક પરંપરાઓને અનુકૂળ છે તે નક્કી કરવાનું રહે છે. યોજનાનો પ્રકાર અને તેનું માળખું, તેનાં ધ્યેયો અને તેના અમલની પદ્ધતિ–આ સૌ મહત્ત્વનાં છે; કારણ કે આયોજન તો મૂડીવાદી, સામ્યવાદી કે ફાસિસ્ટ રાજ્યમાં પણ હોઈ શકે. યોજનાનો અમલ રાજ્યના સીધા હસ્તક્ષેપથી કરવામાં આવે છે કે આડકતરી રીતે Price mechanism દ્વારા કરવામાં આવે છે તે પણ મહત્ત્વનું છે. ખરી પસંદગી ઉત્તેજના દ્વારા આયોજન (Planning by inducement) અને દોરવણી દ્વારા અયોજન (Planning by direction) વચ્ચે કરવાની છે.[6] બીજા પ્રકારના આયોજનની ગંભીર ખામીઓ જણાઈ છે અને તેથી જ શક્ય હોય ત્યાં પહેલા પ્રકારના આયોજનનો ઉપયોગ કરી માત્ર અર્થતંત્રની 'અગતિશીલતાઓ'[7] (immobilities)ને નાબૂદ કરવા માટે બીજા પ્રકારના આયોજનનો આશ્રય લેવાની હિમાયત કરવામાં આવે છે. સામાન્ય રીતે ઉત્તેજના દ્વારા આયોજનના અમલ માટે સરકારનું બજેટ સર્વોત્તમ સાધન ગણાય છે. બજેટ દ્વારા સરકાર નાણાંના જથ્થાને નિયંત્રિત કરે છે, આર્થિક સ્થિરતા પ્રાપ્ત કરી શકે છે, આવકની પુનર્વહેંચણી કરે છે અને એ રીતે માંગ અને પુરવઠા પર અંકુશ રાખી શકે છે.

### આયોજનની સમસ્યાઓ

આયોજન સ્વૈર પદ્ધતિ કરતાં વધુ કાર્યક્ષમ છે, એ માન્યતા ધીમેધીમે સ્વીકૃત બનતી જાય છે; પરંતુ આયોજનના કેટલાક વિશિષ્ટ પ્રશ્નો પણ છે. આયોજનની સામે મુખ્ય ત્રણ દલીલો કરવામાં આવે છે:

#### (અ) આયોજિત અર્થતંત્ર અને મુલ્ય-પદ્ધતિ (Price mechanism)

પ્રથમ તો આયોજિત અર્થતંત્રને સ્વયં સંચાલિત મુલ્ય-પદ્ધતિ દ્વારા ઉત્પાદનને મળતી દોરવણીનો લાભ મળતો નથી. આ દલીલના પુરસ્કર્તા માઈસીસ[8], હાયેક વગેરેના મત મુજબ આયોજિત અર્થતંત્રમાં ઉત્પાદનનાં સાધનોની માલિકી રાજ્યની હશે, તેથી મુક્ત બજારમાં તેમનો વિનિમય થઈ શકશે નહિ. પરિણામે તેમનું નાણાંકીય મૂલ્ય–જે ઉત્પાદન-ખર્ચની ગણતરી માટે મહત્ત્વનું છે–પ્રાપ્ત થઈ શકશે નહીં. ઉત્પાદન-ખર્ચની માહિતી સિવાય ઉત્પાદનને લગતા આર્થિક નિર્ણયો લઈ શકાશે નહીં. કઈ વસ્તુ, કેટલા પ્રમાણમાં, કઈ પદ્ધતિ દ્વારા ઉત્પન્ન કરવી તે સાધનોની કરકસરના ખ્યાલથી પ્રેરાઈને નક્કી નહીં થાય; પણ બીજાં બિનઆર્થિક પરિબળો તેમાં નિર્ણયાત્મક ભાગ ભજવશે.

માઈસીસની આ દલીલ સામ્યવાદી આયોજનને લાગુ પડી શકે, જ્યાં ઉત્પાદનનાં બધાં સાધનોની માલિકી રાજ્યની છે અને ઉપભોગ તેમજ વ્યવસાયની પસંદગીનું સ્વાતંત્ર્ય વ્યક્તિને હોતું નથી. કઈ વસ્તુઓનું, કેટલું અને કઈ પદ્ધતિ દ્વારા ઉત્પાદન કરવું તે નિર્ણયો મધ્યસ્થ આયોજક સત્તા (Central Planning Authority) લે છે. ઉત્પાદનના નિર્ણયો પૂર્વયોજિત હોઈ કારખાનાંઓના વહિવટકર્તાઓ માટે પણ વિવેકબુદ્ધિ વાપરવાનું ક્ષેત્ર નહીંવત રહે છે. આથી ઊલટું સમાજવાદી અર્થતંત્રમાં ઉપભોગ અને વ્યવસાયની પસંદગીનું ક્ષેત્ર મુક્ત

હોય છે અને ઉત્પાદનની દોરવણી તથા ઉત્પાદનનાં સાધનોની ફાળવણી (allocation) મૂલ્ય-પદ્ધતિ (Price mechanism) દ્વારા થાય છે. આ પ્રકારના અર્થતંત્રમાં trial and error[9] પદ્ધતિ દ્વારા ઉત્પાદનનાં સાધનોના સાચા ભાવો નક્કી કરી શકાય છે અને તેના આધારે લીધેલા નિર્ણયો બજારમાં નક્કી થયેલી કિંમતોના આધારે લીધેલા નિર્ણયોની જેમ જ સાચા છે. જો ઉત્પાદનનાં સાધનો માટેનું વાસ્તવિક બજાર અસ્તિત્વમાં ન હોય તો પ્રથમ તો ગમે તે (arbitrary) કિંમત નક્કી કરવામાં આવે અને એના આધારે આર્થિક નિર્ણયો લેવાય. નિર્ણયોના અમલ પછી માલૂમ પડે કે કિંમતમાં ફેર કરવો જરૂરી છે; કારણ કે માંગ અને પુરવઠા વચ્ચે સમતુલા પ્રાપ્ત થતી નથી. આ વખતે કેન્દ્રસ્થ સત્તા કિંમતમાં જરૂરી ફેરફાર કરે. લૅંગ અને ટેઈલિરે trial and error પદ્ધતિ દ્વારા સમાજવાદી વ્યવસ્થામાં પણ આર્થિક ગણતરી અને સાધનોની ફાળવણી થઈ શકે છે તે પુરવાર કર્યું.

ડીકીન્સને[10] પણ 'ઓછામાં ઓછું સૈદ્ધાન્તિક રીતે સમાજવાદી અર્થતંત્રની શક્યતા'નો નિર્દેષ કર્યો. પરંતુ લૅંગ અને ટેઈલિરના મૉડેલમાં આર્થિક નિર્ણયો વિકેન્દ્રિત હોય છે, તેથી કેન્દ્રવર્તી આયોજન માટેનું ક્ષેત્ર મર્યાદિત થઈ જાય છે. માટે કેન્દ્રવર્તી આયોજન (Central planning)ના હિમાયતી પાઉલ સ્વીઝીએ પુરવાર કર્યું કે લૅંગ અને ટેઈલિરના મૉડેલમાં મૂલ્ય-નિર્ણયો અને સાધનોની ફાળવણી શક્ય છે તેવી જ રીતે વ્યાપક રીતે આયોજિત (Comprehensively planned) અર્થતંત્રમાં પણ એ શક્ય છે. પાઉલ સ્વીઝીના શબ્દોમાં,

"......that rational accounting and allocation are still possible under comprehensive planning...there is no conflict between comprehensive planning and money calculation. The crucial difference between Lange's model and the comprehensively planned economy lies in the location of the authority to make decisions about production."[11]

આમ સમાજવાદી અર્થતંત્રમાં આર્થિક ગણતરી અશક્ય બની જવાથી આર્થિક ધોરણે ઉત્પાદન અશક્ય બની જવાનો ભય દૂર થયો છે.

### (બ) આયોજન અને સ્વતંત્રતા

બીજું, આયોજન અને સ્વતંત્રતા બંને સાથે રહી શકશે નહીં; જેટલે અંશે મુક્ત બજારને સ્થાને મધ્યસ્થ સત્તાના નિર્ણયો ઉત્પાદનને દોરવણી આપશે એટલે અંશે 'ઉપભોક્તાની સર્વોપરિતા'નો હ્રાસ થશે. પ્રો. હાયેક આયોજનને 'Road to serfdom' તરીકે ઓળખાવે છે. તેમના મત મુજબ આર્થિક આયોજન દ્વારા આપણે એવી સમાજ-વ્યવસ્થા ઊભી કરીશું, જેમાં વ્યક્તિ-સ્વાતંત્ર્યને ભાગ્યે જ અવકાશ હશે. આયોજનને સફળ બનાવવા માટે અર્થતંત્રનાં સર્વ ક્ષેત્રોમાં રાજ્યના અંકુશો ઉત્તરોત્તર વધતા જશે. ભિન્નભિન્ન સામાજિક ધ્યેયો પ્રાપ્ત કરવા માટે સર્વમાન્ય ઉકેલ હોતો નથી, છતાં જો યોજના સફળ બનાવવી હોય તો કેન્દ્રસ્થ આયોજક સત્તાએ યોજનાની સઘળી વિગતો અને નિર્ધારિત મૂલ્યો લોકો પર ઠોકી બેસાડવાં પડે છે. લોકશાહી અને કેન્દ્રવર્તી આયોજન વચ્ચે સુમેળ રહેતો નથી, માટે એ બંને વચ્ચે પસંદગી કરવાની રહે છે.

પ્રો. હાયેકના મત મુજબ લોકશાહીના માળખામાં કેન્દ્રસ્થ સત્તાની બધા વર્ગોને સંતોષી શકે તેવી કોઈ પણ યોજનાનો અમલ કરવામાં મળતી સતત નિષ્ફળતાઓમાંથી ધીમેધીમે, એ યોજનાને સફળ બનાવવા માટે રાજકીય સરમુખત્યારશાહીની માંગ ઊભી થાય છે.[12] જો આર્થિક આયોજનમાં અર્થતંત્રની દરેક વ્યક્તિ માટે ઉપભોગ અને વ્યવસાયના નિર્ણયો રાજ્ય લેતું હોય, અને દરેક વસ્તુના ઉત્પાદનનું પ્રમાણ અને તેની પદ્ધતિ રાજ્યના સંપૂર્ણ અંકુશ નીચે હોય તો પ્રો. હાયેકનો ભય કદાચ સાચો પડે. પરંતુ આર્થિક આયોજનનો વ્યાપક અર્થ ઘટાવીએ અને ઉપભોગ તેમજ વ્યવસાયની પસંદગી અને ઉત્પાદનના નિર્ણયોમાં ઉપભોક્તાઓની પસંદગીની અસરકારિતા સ્વીકારીએ તો પ્રો. હાયેકની રજૂઆત અતિશયોક્તિ ભાસે છે. આર્થિક આયોજનને "ઉત્પાદનના અચલ અંદાજપત્ર" (inflexible budget of production) તરીકે નહીં, પણ "વહીવટી સિદ્ધાન્ત" (Principle of administration) તરીકે સમજીએ તો આર્થિક સ્વાતંત્ર્યનો લોપ થશે જ એમ કહી શકાય નહીં. આર્થિક આયોજનમાં માત્ર "જવાબદારીની દિશામાં ફેરફાર"[13] (Change in the direction

of responsibility) થાય છે. ઉત્પાદન, ભાવો, મૂડી-રોકાણ અને ખર્ચને લગતા મહત્ત્વના આર્થિક નિર્ણયો લેતી વખતે કેન્દ્રસ્થ સત્તાની દોરવણી મળે છે, જેથી ઘણો બગાડ અટકે છે. આયોજનનો અર્થ એવો નથી કે અર્થતંત્રનાં સર્વક્ષેત્રોમાં પ્રત્યેક નાનામોટા નિર્ણયો મધ્યસ્થ આયોજક સત્તા લે. તેને બદલે વ્યાપક આર્થિક પ્રવૃત્તિને લગતા કેટલાક ચાવીરૂપ નિર્ણયો આર્થિક અંકુશોની જે હારમાળા દ્વારા લેવામાં આવે તેને પણ આયોજન કહી શકાય. આ પ્રકારના આયોજનમાં ઉપભોક્તાની સ્વતંત્રતાનો હ્રાસ થાય છે એમ નહીં કહી શકાય.

આયોજનની ડીકીન્સને આપેલી વ્યાખ્યા સ્વીકારીએ તો આયોજન અને સ્વતંત્રતાનો સુમેળ સંભવી શકે. ડીકીન્સનની વ્યાખ્યા મુજબ,

"We may apply the term planning to schemes of economic control that deal with the broad outline of economic activity, without regulating details, provided that so far as they go, they treat the economic system as a whole."

મૂડીવાદી અર્થતંત્રમાં પણ ઉપભોક્તાની સર્વોપરિતા ભ્રામક છે, કારણ કે આવક અસમાન હોય છે,[14] અને ઉત્પાદનના નિર્ણયોની પસંદગી ઉત્પાદકો કરે છે, નહીં કે ઉપભોક્તાઓ.[15] જે વસ્તુઓ ઉત્પન્ન થઈ છે એમની પસંદગી જ ઉપભોક્તાએ કરવાની રહે છે. ઉપભોક્તાની સર્વોપરિતા મૂડીવાદમાં પણ કદી ય વાસ્તવિક બની શકતી નથી.

ઉત્પાદનની દૃષ્ટિએ વિચારીએ તો આયોજનને લીધે ઉત્પાદન-ક્ષેત્રમાંથી ખાનગી સાહસનો સમૂળો નાશ થશે અને રાજ્યનો ઇજારો સર્વ ક્ષેત્રોમાં સર્જાશે એવું પણ નથી.

સાચી રીત તો એ છે કે સ્વતંત્રતાના ભિન્નભિન્ન પ્રકારો (આર્થિક, રાજકીય, સાંસ્કૃતિક વગેરે) પર આયોજનની શી અસરો થાય છે તે તપાસવું જોઇએ. આયોજનને પરિણામે સ્વતંત્રતાના કેટલાક પ્રકારોનું ક્ષેત્ર મર્યાદિત થાય અને કેટલાકનું ક્ષેત્ર મોકળું થાય એ અશક્ય નથી.

The justification of planning in terms of freedom, must be that by concious collective decision of economic priorities, our frustrations are diminished and our freedoms enlarged.

આયોજન અને સ્વતંત્રતાનો સહયોગ અશક્ય નથી. છેવટે તો આયોજિત અર્થતંત્રના નાગરિકોની જાગૃતિ ઉપર તેમની સ્વતંત્રતાના રક્ષણનો આધાર છે. શ્રીમતી બાર્બારા વૂટનના શબ્દોમાં,

"The problem of freedom under planning thus resolves itself in the end into a circle that can be either vicious or virtuous: it is the citizens of a wisely planned society who are least likely themselves to fall victims to the dangers of planning and vice versa."[16]

છેવટે તો સ્વતંત્રતાના ભિન્નભિન્ન ખયાલો વચ્ચેના તફાવતને પણ લક્ષમાં લેવો જોઇએ. સામ્યવાદીઓને મન સાચું સ્વાતંત્ર્ય એ આર્થિક શોષણમાંથી મુક્તિ મેળવવામાં રહેલું છે. મુક્ત સમાજની સ્વતંત્રતાની વ્યાખ્યા આથી જુદી જ છે. સોવિયેટ રશિયાની છેલ્લી ૨૦ વર્ષીય યોજનાના કાચા મુસદ્દામાંનું નીચેનું વિધાન આ સંદર્ભમાં ધ્યાન ખેંચે તેવું છે:

"Communism is fulfilling (through planning) the historic mission of *emancipating all people from social inequality, from all forms of oppression and exploitation,* from the horrors of war and is establishing in the whole world, *labour freedom,* equality and happiness of all nations."[17]

આમ એક તરફ આયોજનને road to serfdom તરીકે ઓળખાવવામાં આવે છે, જ્યારે બીજી તરફ આયોજન અને રાજ્યના અંકુશોને આર્થિક અને રાજકીય સ્વાતંત્ર્યના પાયા તરીકે આગળ ધરવામાં આવે છે. વાસ્તવમાં આયોજન અને સ્વતંત્રતાના વિકલ્પે જ હોય એવું નથી; બન્નેનો સમન્વય સાધી શકાય છે.

**(ક) આયોજન અને આર્થિક ઉત્તેજના** (incentive)

ત્રીજું, આયોજિત અર્થતંત્રમાં ઉત્પાદનનાં ચાવીરૂપ ક્ષેત્રોમાં રાજ્યની માલિકી, નફા રૂપી આકર્ષણનો અભાવ અને મહત્ત્વના આર્થિક નિર્ણયો લેવાની રાજ્યનાં ખાતાંઓને સત્તા હોવાથી વહીવટી કાર્યક્ષમતા જોખમાય છે અને પરિણામે ઉત્પાદકતા પર વિપરિત અસર થાય છે. રાજ્ય-સંચાલિત એકમોના મૅનેજરોને જે તે એકમના નફાનુકસાન સાથે સીધો સંબંધ હોતો નથી; તેઓ પગાર-

દાર વહીવટી અમલદારો છે, નફાનુકસાનથી તેમની આવક પર છે તેથી તેમનું ધ્યાન ઉત્પાદનની ગુણવત્તા સુધારવા કે ખર્ચ ઓછું કરવા ઉપર કેન્દ્રિત થશે નહીં. મૂડીવાદની તરફેણની આ દલીલ રજૂ કરતી વખતે મૂડીવાદી વ્યવસ્થાના પરિણામરૂપ બેરોજગારી અને ઇજારાશાહીનાં અનિષ્ટોનો ખયાલ ઘણી વાર રખાતો નથી. વળી, જો સરખામણી કરવી હોય તો મૂડીવાદી નિયોજક (capitalist entrepreneur) અને રાજ્ય સંચાલિત એકમના મૅનેજર વચ્ચે કરવાને બદલે મોટાં કૉર્પોરેશનના મૅનેજર અને રાજ્ય સંચાલિત એકમના મૅનેજર વચ્ચે થવી જોઇએ. વર્તમાન મૂડીવાદી વ્યવસ્થામાં કાર્યક્ષમતાને પોષક હરીફાઈનું યોગ્ય પ્રમાણ હમેશાં હોતું નથી; તેથી જ તો જ્યાં વધારે નફો પ્રાપ્ત થતો હોય એ ક્ષેત્રોમાં હમેશાં ઉત્પાદકતાનો દર ઊંચો હોય જ એવું નથી. આમ છતાં આયોજિત અર્થતંત્રના રાજ્ય-સંચાલિત એકમોમાં એક પ્રકારની સ્થિતિચુસ્તતા ન આવી જાય તે માટે સતત જાગૃતિ રખાવી જોઇએ. આયોજનના હિમાયતી ઓસ્કર લેંગ પણ એ સ્વીકારે છે કે,

"The real danger of socialism is that of a bureaucratisation of economic life."[18] આ ભય છે તો સાચો પણ અનિવાર્ય નથી. રાજ્ય-સંચાલિત એકમોના મૅનેજરોની નજર હમેશાં સમગ્ર યોજનાના તેમને સોંપાયેલા ભાગની સિદ્ધિ હાંસલ કરવા તરફ મંડાયેલી હોય છે. જેટલે અંશે એ સિદ્ધિ હાંસલ કરી શકે એટલે અંશે તેમને મળતો બદલો વધારી કે ઘટાડીને તેમને યોજનાની સિદ્ધિમાં સીધા ભાગીદાર બનાવી શકાય.

અહીં આયોજનને લગતા થોડાક જ સૈદ્ધાન્તિક વિવાદો ટૂંકમાં રજૂ કરવાનો પ્રયત્ન કર્યો છે. આયોજનને આર્થિક વિકાસના સાધન તરીકે સ્વીકાર્યા પછી વિવિધ પ્રકારની સમસ્યાઓ ઊભી થાય છે, જોકે એ સમસ્યાઓનો આધાર આયોજનના સ્વીકૃત સ્વરૂપ ઉપર જ વિશેષતઃ રહેલો છે. લોકશાહી આયોજનના પ્રશ્નો સામ્યવાદી આયોજનના પ્રશ્નો કરતાં અલબત્ત નોખા પડે છે. ધ્યેયોની ભિન્નતા ઉપરાંત યોજનાની વિગતો અને અમલની પદ્ધતિ પણ તદ્દન જુદાં હોય છે. ભારતમાં લોકશાહી આયોજનના અમલથી ઊભી થયેલી સમસ્યાઓની ચર્ચા આ સંદર્ભમાં થવી ઘટે છે.

## પાદટીપ

1. Robbins L. Economic Planning and International Order.
2. Halm George, Economic Systems p. 47-49.
3. Meade J. E., Planning and the Price Mechanism p. 2–3.
4. George Halm, Economic Systems. p. 84. "Profits and productivity do not coincide where profits are increased by methods which increase the scarcity of commodities either artificially or through the waste of productive resources."
5. Meade J. E. Planning and the Price Mechanism. p. 4.
6. Lewis A. The Principles of Economic Planning. p. 15.
7. શાન્તિના સમયના અર્થતંત્રને યુદ્ધ સમયના અર્થતંત્રમાં ફેરવવું હોય કે તેથી ઊલટું કરવું હોય તો વિવિધ ક્ષેત્રોમાં ઉત્પાદનનાં સાધનોની પ્રવર્તમાન ફાળવણી (allocation)માં આમૂલ ફેરફારો જરૂરી બને છે. આ ફેરફારો સહેલાઈથી લાવી શકાતા નથી, કારણ કે આર્થિક આકર્ષણો દ્વારા ધાર્યાં પરિણામો હાંસલ થતાં નથી.
8. Hayek F. A. Von: Collectivist economic planning, p. 87–130.
9. Lange and Taylor: On the Economic theory of Socialism.
10. Dickinson H. D. Economics of Socialism, p. 104.
11. Paul M. Sweezy, Socialism (1949), p. 233.
12. Hayek F. A. Von. "Road to Serfdom" pp. 46–50.
13. Durbin E. F. M. Problems of Economic Planning, p. 97.
14. Dobb. Maurice: Economic Theory and the Problems of a Socialist economy, Economic Journal XLIII pp. 588–598.
15. Wooton B. Plan or no Plan p. 173.
16. Wooton B. Freedom under Planning, p. 157.
17. The Times of India dated July 31, 1961, p. 1.
18. Lange and Taylor, "On the economic theory of Socialism", p. 109–110.

*

# ટોળાનું વર્તન

વિ. સ. વણીકર
[માનસશાસ્ત્રના પ્રાધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

સમાજલક્ષી મનોવિજ્ઞાનમાં ટોળું અને ટોળાનું વર્તન એ વિષય બહુ મહત્ત્વનું સ્થાન ધરાવે છે. ટોળું એક પ્રકારનું માનવીજૂથ છે. દરેક જૂથને આપણે ટોળું કહેતા નથી. ધોરીમાર્ગ ઉપર સેંકડો માણસો આવ-જા કરતા હોય છે; એકબીજાને અડીને, કેટલીક વાર તો ધક્કા મારતા ચાલતા હોય છે; આપણે તે જનસમુદાયને ટોળું કહેતા નથી. પણ ધારો કે રસ્તામાં બે માણસો વચ્ચે મારામારી થાય છે, અને આવ-જા કરનારા લોકો મારામારીના સ્થાનની આસપાસ ભેગા થાય છે: આમ ભેગા થયેલા જૂથને આપણે ટોળું કહીએ છીએ. આ સાદો દાખલો ધ્યાનમાં રાખી આપણે ટોળાનો વધુ ચોક્કસ અર્થ સમજીએ.

ટોળું અનેક માણસોનું બનેલું જૂથ છે. આ જૂથ અમુક સ્થાન પૂરતું મર્યાદિત છે. જૂથના માણસો શારીરિક સમીપતા અનુભવે છે. એમના સંપર્કને અંગ્રેજીમાં shoulder–to–shoulder type of contact કહે છે. આ જૂથનું અસ્તિત્વ ક્ષણિક હોય છે; એટલે થોડા સમય પછી ટોળું વીખરાઈ જાય છે. ટોળાનાં સ્થાન અને સમયની મર્યાદા મૅક્ડૂગલ નીચેના શબ્દોમાં વ્યક્ત કરે છે: The crowd has a here–and–now consciousness એટલે ટોળાનો સંબંધ ફક્ત એ સ્થાન પૂરતો હોય છે; અને એનું અસ્તિત્વ ફક્ત એટલા વખત પૂરતું જ હોય છે. ટોળાનું સૌથી મહત્ત્વનું લક્ષણ એટલે ટોળાના માણસો સમક્ષ કોઈ પણ સામાન્ય લક્ષ્ય હોય છે. ટોળાના બધા લોકોનું ધ્યાન સામાન્ય લક્ષ્ય ઉપર કેન્દ્રિત થયું હોય છે. પછી એ સામાન્ય લક્ષ્ય રસ્તામાં ચાલતી મારામારી હોય, કે એકાએક ફાટી નીકળેલી આગ હોય; કે આકાશમાં દેખાતો બીજનો ચંદ્ર હોય.

ટોળાનું બંધારણ પણ વિશેષ પ્રકારનું હોય છે. એ બંધારણમાં બહુ વ્યવસ્થા હોતી નથી. એ અવ્યવસ્થિત રીતે ગોઠવાયેલું (loose) જૂથ છે. સામાન્ય લક્ષ્યની તદ્દન પાસે ઊભેલા માણસો વધુ ઉશ્કેરાયેલા અથવા ઉદ્દીપ્ત અને વધુ સક્રિય હોય છે. તદ્દન દૂર, છેડા ઉપર ઊભેલા માણસો ઓછા ઉશ્કેરાયેલા અને ઓછા સક્રિય હોય છે. વચ્ચેના માણસો કાં તો આગળ આવવાનો પ્રયત્ન કરે છે; અથવા છેડાના માણસો તેમને ધક્કા મારી પાછળ હડસેલી પોતે લક્ષ્યની સમીપ જવાનાં ફાંફાં મારે છે. આમ ટોળામાં ગડમથલ, ધક્કાધક્કી થતી જ હોય છે.

## ટોળાના પ્રકાર

ટોળાના મુખ્ય બે પ્રકાર છે: સક્રિય ટોળું (action crowd) અને નિષ્ક્રિય ટોળું (passive crowd). બીજા પ્રકારનું ટોળું એટલે નિષ્ક્રિય ટોળું તદ્દન નિર્દોષ હોય છે. રસ્તામાં દીવાલ ઉપર સિનેમાની જાહેરખબર કોઈ ચોંટાડતું હોય, અને તે વાંચવા લોકો ભેગા થાય છે તે આ પ્રકારના ટોળાનો નમૂનો છે. તેઓ કેવળ કુતૂહલને લીધે ભેગા થયા હોય છે. પહેલા પ્રકારનું ટોળું વધારે ચેતનવંતુ હોય છે. એમની કૃતિમાં ઉશ્કેરાટ, ગુસ્સો, બીક, આક્રમક વૃત્તિ, કેટલીક વખતે સ્નેહ, પ્રશંસા અને આદર પણ વ્યક્ત થાય છે. આ લેખમાં આપણે ખાસ કરીને આ પ્રકારના સક્રિય અથવા આક્રમક ટોળા વિષે વિવેચન કરીશું.

મનોવૈજ્ઞાનિકો અને સમાજશાસ્ત્રીઓનું ધ્યાન પહેલવહેલાં ટોળાના અભ્યાસ તરફ ખેંચાયું, એને માટે સબળ કારણ છે. ટોળાનું વર્તન એમને માટે એક સમસ્યા રૂપ હતું. જ્યારે માણસ એકલો હોય ત્યારે એ જે પ્રકારનું વર્તન કરે છે, એનાથી તદ્દન જુદા પ્રકારનું વર્તન એ જ્યારે ટોળામાં હોય છે ત્યારે કરે છે. એક માણસ એકલો હોય ત્યારે જે વર્તનની આપણે કદાપિ કલ્પના પણ ન કરી શકીએ તેવું વર્તન એ ટોળામાં હોય ત્યારે કરે છે. આમ કેમ થતું હશે એ સમાજશાસ્ત્રીઓ સમક્ષ મોટી સમસ્યા હતી લે બૉં (Le Bon) નામના મનોવૈજ્ઞાનિકે પહેલવહેલાં ટોળાના વર્તનનો વિગતવાર અભ્યાસ કર્યો. ટોળાના વર્તનનું વર્ણન કરતાં Le Bon કહે છે કે:

દાર વહીવટી અમલદારો છે, નફાનુકસાનથી તેમની આવક પર છે તેથી તેમનું ધ્યાન ઉત્પાદનની ગુણવત્તા સુધારવા કે ખર્ચ ઓછું કરવા ઉપર કેન્દ્રિત થશે નહીં. મૂડીવાદની તરફેણની આ દલીલ રજૂ કરતી વખતે મૂડીવાદી વ્યવસ્થાના પરિણામરૂપ બેરોજગારી અને ઇજારાશાહીનાં અનિષ્ટોનો ખયાલ ઘણી વાર રખાતો નથી. વળી, જો સરખામણી કરવી હોય તો મૂડીવાદી નિયોજક (capitalist entrepreneur) અને રાજ્ય સંચાલિત એકમના મૅનેજર વચ્ચે કરવાને બદલે મોટાં કૉર્પોરેશનના મૅનેજર અને રાજ્ય સંચાલિત એકમના મૅનેજર વચ્ચે થવી જોઇએ. વર્તમાન મૂડીવાદી વ્યવસ્થામાં કાર્યક્ષમતાને પોષક હરીફાઈનું યોગ્ય પ્રમાણ હમેશાં હોતું નથી; તેથી જ તો જ્યાં વધારે નફો પ્રાપ્ત થતો હોય એ ક્ષેત્રોમાં હમેશાં ઉત્પાદકતાનો દર ઊંચો હોય જ એવું નથી. આમ છતાં આયોજિત અર્થતંત્રના રાજ્ય-સંચાલિત એકમોમાં એક પ્રકારની સ્થિતિચુસ્તતા ન આવી જાય તે માટે સતત જાગૃતિ રખાવી જોઇએ. આયોજનના હિમાયતી ઓસ્કર લૅંગ પણ એ સ્વીકારે છે કે,

"The real danger of socialism is that of a bureaucratisation of economic life."[18] આ ભય છે તો સાચો પણ અનિવાર્ય નથી. રાજ્ય-સંચાલિત એકમોના મૅનેજરોની નજર હમેશાં સમગ્ર યોજનાના તેમને સોંપાયેલા ભાગની સિદ્ધિ હાંસલ કરવા તરફ મંડાયેલી હોય છે. જેટલે અંશે એ સિદ્ધિ હાંસલ કરી શકે એટલે અંશે તેમને મળતો બદલો વધારી કે ઘટાડીને તેમને યોજનાની સિદ્ધિમાં સીધા ભાગીદાર બનાવી શકાય.

અહીં આયોજનને લગતા થોડાક જ સૈદ્ધાન્તિક વિવાદો ટૂંકમાં રજૂ કરવાનો પ્રયત્ન કર્યો છે. આયોજનને આર્થિક વિકાસના સાધન તરીકે સ્વીકાર્યા પછી વિવિધ પ્રકારની સમસ્યાઓ ઊભી થાય છે, જોકે એ સમસ્યાઓનો આધાર આયોજનના સ્વીકૃત સ્વરૂપ ઉપર જ વિશેષતઃ રહેલો છે. લોકશાહી આયોજનના પ્રશ્નો સામ્યવાદી આયોજનના પ્રશ્નો કરતાં અલબત્ત નોખા પડે છે. ધ્યેયોની ભિન્નતા ઉપરાંત યોજનાની વિગતો અને અમલની પદ્ધતિ પણ તદ્દન જુદાં હોય છે. ભારતમાં લોકશાહી આયોજનના અમલથી ઊભી થયેલી સમસ્યાઓની ચર્ચા આ સંદર્ભમાં થવી ઘટે છે.

## પાદટીપ

1. Robbins L. Economic Planning and International Order.
2. Halm George, Economic Systems p. 47-49.
3. Meade J. E., Planning and the Price Mechanism p. 2–3.
4. George Halm, Economic Systems. p. 84. "Profits and productivity do not coincide where profits are increased by methods which increase the scarcity of commodities either artificially or through the waste of productive resources."
5. Meade J. E. Planning and the Price Mechanism. p. 4.
6. Lewis A. The Principles of Economic Planning. p. 15.
7. શાન્તિના સમયના અર્થતંત્રને યુદ્ધ સમયના અર્થતંત્રમાં ફેરવવું હોય કે તેથી ઊલટું કરવું હોય તો વિવિધ ક્ષેત્રોમાં ઉત્પાદનનાં સાધનોની પ્રવર્તમાન ફાળવણી (allocation)માં આમૂલ ફેરફારો જરૂરી બને છે. આ ફેરફારો સહેલાઈથી લાવી શકાતા નથી, કારણ કે આર્થિક આકર્ષણો દ્વારા ધાર્યાં પરિણામો હાંસલ થતાં નથી.
8. Hayek F. A. Von: Collectivist economic planning, p. 87–130.
9. Lange and Taylor: On the Economic theory of Socialism.
10. Dickinson H. D. Economics of Socialism, p. 104.
11. Paul M. Sweezy, Socialism (1949), p. 233.
12. Hayek F. A. Von. "Road to Serfdom" pp. 46–50.
13. Durbin E. F. M. Problems of Economic Planning, p. 97.
14. Dobb. Maurice: Economic Theory and the Problems of a Socialist economy, Economic Journal XLIII pp. 588–598.
15. Wooton B. Plan or no Plan p. 173.
16. Wooton B. Freedom under Planning, p. 157.
17. The Times of India dated July 31, 1961, p. 1.
18. Lange and Taylor, "On the economic theory of Socialism", p. 109–110.

# ટોળાનું વર્તન

વિ. સ. વણીકર
[માનસશાસ્ત્રના પ્રાધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

સમાજલક્ષી મનોવિજ્ઞાનમાં ટોળું અને ટોળાનું વર્તન એ વિષય બહુ મહત્ત્વનું સ્થાન ધરાવે છે. ટોળું એક પ્રકારનું માનવીજૂથ છે. દરેક જૂથને આપણે ટોળું કહેતા નથી. ધોરીમાર્ગ ઉપર સેંકડો માણસો આવ-જા કરતા હોય છે; એકબીજાને અડીને, કેટલીક વાર તો ધક્કા મારતા ચાલતા હોય છે; આપણે તે જનસમુદાયને ટોળું કહેતા નથી: પણ ધારો કે રસ્તામાં બે માણસો વચ્ચે મારામારી થાય છે, અને આવ-જા કરનારા લોકો મારામારીના સ્થાનની આસપાસ ભેગા થાય છે: આમ ભેગા થયેલા જૂથને આપણે ટોળું કહીએ છીએ. આ સાદો દાખલો ધ્યાનમાં રાખી આપણે ટોળાનો વધુ ચોક્કસ અર્થ સમજીએ.

ટોળું અનેક માણસોનું બનેલું જૂથ છે. આ જૂથ અમુક સ્થાન પૂરતું મર્યાદિત છે. જૂથના માણસો શારીરિક સમીપતા અનુભવે છે. એમના સંપર્કને અંગ્રેજીમાં shoulder–to–shoulder type of contact કહે છે. આ જૂથનું અસ્તિત્વ ક્ષણિક હોય છે; એટલે થોડા સમય પછી ટોળું વીખરાઈ જાય છે. ટોળાનાં સ્થાન અને સમયની મર્યાદા મૅક્ડૂગલ નીચેના શબ્દોમાં વ્યક્ત કરે છે: The crowd has a here–and–now consciousness એટલે ટોળાનો સંબંધ ફક્ત એ સ્થાન પૂરતો હોય છે; અને એનું અસ્તિત્વ ફક્ત એટલા વખત પૂરતું જ હોય છે. ટોળાનું સૌથી મહત્ત્વનું લક્ષણ એટલે ટોળાના માણસો સમક્ષ કોઈ પણ સામાન્ય લક્ષ્ય હોય છે. ટોળાના બધા લોકોનું ધ્યાન સામાન્ય લક્ષ્ય ઉપર કેન્દ્રિત થયું હોય છે. પછી એ સામાન્ય લક્ષ્ય રસ્તામાં ચાલતી મારામારી હોય, કે એકાએક ફાટી નીકળેલી આગ હોય; કે આકાશમાં દેખાતો બીજનો ચંદ્ર હોય.

ટોળાનું બંધારણ પણ વિશેષ પ્રકારનું હોય છે. એ બંધારણમાં બહુ વ્યવસ્થા હોતી નથી. એ અવ્યવસ્થિત રીતે ગોઠવાયેલું (loose) જૂથ છે. સામાન્ય લક્ષ્યની તદ્દન પાસે ઊભેલા માણસો વધુ ઉશ્કેરાયેલા અથવા ઉદ્દીપ્ત અને વધુ સક્રિય હોય છે. તદ્દન દૂર, છેડા ઉપર ઊભેલા માણસો ઓછા ઉશ્કેરાયેલા અને ઓછા સક્રિય હોય છે. વચ્ચેના માણસો કાં તો આગળ આવવાનો પ્રયત્ન કરે છે; અથવા છેડાના માણસો તેમને ધક્કા મારી પાછળ હડસેલી પોતે લક્ષ્યની સમીપ જવાનાં ફાંફાં મારે છે. આમ ટોળામાં ગડમથલ, ધક્કાધક્કી થતી જ હોય છે.

## ટોળાના પ્રકાર

ટોળાના મુખ્ય બે પ્રકાર છે: સક્રિય ટોળું (action crowd) અને નિષ્ક્રિય ટોળું (passive crowd). બીજા પ્રકારનું ટોળું એટલે નિષ્ક્રિય ટોળું તદ્દન નિર્દોષ હોય છે. રસ્તામાં દીવાલ ઉપર સિનેમાની જાહેરખબર કોઈ ચોંટાડતું હોય, અને તે વાંચવા લોકો ભેગા થાય છે તે આ પ્રકારના ટોળાનો નમૂનો છે. તેઓ કેવળ કુતૂહલને લીધે ભેગા થયા હોય છે. પહેલા પ્રકારનું ટોળું વધારે ચેતનવંતુ હોય છે. એમની કૃતિમાં ઉશ્કેરાટ, ગુસ્સો, બીક, આક્રમક વૃત્તિ, કેટલીક વખતે સ્નેહ, પ્રશંસા અને આદર પણ વ્યક્ત થાય છે. આ લેખમાં આપણે ખાસ કરીને આ પ્રકારના સક્રિય અથવા આક્રમક ટોળા વિષે વિવેચન કરીશું.

મનોવૈજ્ઞાનિકો અને સમાજશાસ્ત્રીઓનું ધ્યાન પહેલવહેલાં ટોળાના અભ્યાસ તરફ ખેંચાયું, એને માટે સબળ કારણ છે. ટોળાનું વર્તન એમને માટે એક સમસ્યા રૂપ હતું. જ્યારે માણસ એકલો હોય ત્યારે એ જે પ્રકારનું વર્તન કરે છે, એનાથી તદ્દન જુદા પ્રકારનું વર્તન એ જ્યારે ટોળામાં હોય છે ત્યારે કરે છે. એક માણસ એકલો હોય ત્યારે જે વર્તનની આપણે કદાપિ કલ્પના પણ ન કરી શકીએ તેવું વર્તન એ ટોળામાં હોય ત્યારે કરે છે. આમ કેમ થતું હશે એ સમાજશાસ્ત્રીઓ સમક્ષ મોટી સમસ્યા હતી લે બૉં (Le Bon) નામના મનોવૈજ્ઞાનિકે પહેલવહેલાં ટોળાના વર્તનનો વિગતવાર અભ્યાસ કર્યો. ટોળાના વર્તનનું વર્ણન કરતાં Le Bon કહે છે કે:

A crowd-man descends several rungs in the ladder of civilization. He possesses the violence, the ferocity and also the enthusiasm of primitive beings.

મૅક્ડૂગલ (Mc Dougall) પણ લગભગ એવું જ વર્ણન કરે છે:

In the worst case it is like that of a wild beast.

લે બૉં અને મૅક્ડૂગલે ટોળાનું અલગ વર્તન સમજાવવા માટે ટોળાના અલગ મનનો સિદ્ધાંત રજૂ કર્યો. એમની દલીલ પ્રમાણે જ્યારે અનેક માણસો ભેગા થાય છે ત્યારે નવાં બળો (new forces)નો ઉદય થાય છે; અને એક નવા જૂથ-માનસનો ઉદય થાય છે. આ મનોવૈજ્ઞાનિકોના મત પ્રમાણે જેમ વ્યક્તિને મન હોય છે, તેમ જૂથને પણ એક નિરાળું, જૂથમન હોય છે.

પણ જૂથમાનસનો સિદ્ધાંત આજના મનોવૈજ્ઞાનિકો સ્વીકારતા નથી. ટોળાનું અલગ વર્તન સમજાવવા માટે ટોળાનું અલગ મન માનવાની જરૂર નથી. ટોળાની વ્યક્તિઓની કુદરતી પ્રેરણાઓ (innate motives) વલણો (attitudes) ઇચ્છાઓ વાસનાઓના આધાર ઉપર આપણે ટોળાના વર્તન ઉપર પ્રકાશ નાખી શકીએ છીએ. આ મુદ્દો સમજાવવા માટે આપણે પહેલાં ટોળાના વર્તનની ખાસિયતો તપાસીએ. સ્ટ્રૅટ નામનો મનોવૈજ્ઞાનિક ટોળાના વર્તનની ચાર વિશિષ્ટતાઓ વર્ણવે છે: (૧) ટોળાના માણસોના વર્તનમાં આવેગનો અતિરેક જોવામાં આવે છે– (heightened emotionality). ટોળાના માણસો જે કામ કરશે તેમાં ઢીલાપોચાપણું હોતું નથી. ગુસ્સામાં આવી પોતાના શિકાર ઉપર ગુસ્સો પૂરેપૂરો ઠાલવશે; અને જો નાસવા માંડશે તો જીવ લઈ નાસશે. ટોળાના વર્તનમાં બાંધછોડ હોતી નથી. (૨) ટોળાના વર્તનનું બીજું લક્ષણ (heightened suggestibility) આત્યંતિક સૂચનક્ષમતા, એટલે ટોળામાં ભળેલા માણસોની વિચારશક્તિનો લોપ થાય છે; અને વગર વિચારે ટોળાના વિચારમાં સામેલ થાય છે. (૩) ટોળાના વર્તનનું ત્રીજું લક્ષણ (diminished sense of responsibility) જવાબદારીનો અભાવ. બીજા શબ્દોમાં ટોળામાં માણસોનું વર્તન બેજવાબદારીભર્યું હોય છે. સામાન્ય નીતિનિયમો, શિષ્ટાચાર, સારાસાર વિવેકનું પાલન ટોળામાં થતું નથી. (૪) ટોળાના વર્તનનું ચોથું લક્ષણ (sense of power) શક્તિનું ભાન. ટોળાનું વર્તન મસ્તીભરેલું હોય છે. જાણે દુનિયામાં આપણને અટકાવનારી કોઈ શક્તિ નથી એવા ઉન્માદમાં ટોળું રાચતું હોય છે.

ઉપર આપેલાં ટોળાનાં વર્તનનાં લક્ષણો તપાસીએ તો એમાં કંઈ વિચિત્રતા, કંઈ નવીનતા, કંઈ આત્યંતિકતા અને કંઈ હીનતા પણ દેખાય છે, એ વાત બધા મનોવૈજ્ઞાનિકો સ્વીકારે છે. પરંતુ આ બધાનાં બીજ ટોળાની વ્યક્તિઓના માનસમાં સુપ્તપણે રહેલાં હોય છે. ફ્રેન્ચ-ક્રાંતિ વખતે લોકોએ ઝનૂનમાં આવી બાસ્તીલ જેલ તોડી અને કેદીઓને છૂટા કર્યા. તેમણે અમીર-ઉમરાવોની કતલ કરી. બળવાખોરોની આ કૃતિમાં અતિરેક છે એ વાત ખરી; પણ આ વેરઝેરનાં બીજ લોકોના મનમાં અનેક વર્ષોથી વવાયાં હતાં. આ કૃતિને માટે ટોળાનો દરેક માણસ જવાબદાર હતો. અનેક વર્ષોથી દરેક માણસે પોતાના મનમાં જે તિરસ્કાર સંઘરી રાખ્યો હતો, વેર લેવાની ભાવના પોષી હતી અને અમીર-ઉમરાવોની નાગચૂડના પાશમાંથી છુટકારો મેળવવાની અભિલાષા સેવી હતી તે ભાવનાઓનો હવે સ્ફોટ થયો હતો. બીજું સાદું ઉદાહરણ આપવું હોય તો દુકાળના સમયમાં ટોળું વીફરે અને અનાજના કોઠાર લૂંટે એમાં પણ આ જ કારણમીમાંસા છે. દુકાળમાં ભૂખે મરતાં માણસો અનાજ મેળવવા ઝંખતાં હોય છે. અને શ્રીમંત લોકોના ઘરમાં ભરેલા ધાન્યના ભંડાર જોઈને અથવા અનાજની દુકાનો જોઇને તિરસ્કાર અને ગુસ્સાથી તે લૂંટવાની ઇચ્છા પણ તેમને થતી હશે. પણ એ ઇચ્છા એમણે દાબી રાખી હોય છે. ટોળામાં એમની એ દબાયેલી ઇચ્છાઓનો સ્ફોટ થાય છે. ઑલ્પૉર્ટ આ પ્રક્રિયા સંક્ષેપમાં નીચેના શબ્દોમાં રજૂ કરે છે: The individual in the crowd behaves just as he would behave alone, *only more so.* ટોળામાં માણસ એની રીતે જ વર્તે છે કે જેવી રીતે તે એકલો હોય ત્યારે વર્તે; ફક્ત ટોળામાં તેના વર્તનમાં વધુ પ્રકર્ષતા અથવા ઉગ્રતા આવે છે.

ત્યારે હવે આપણે ટોળાના વર્તન વિષે એક જ મુદ્દો સમજાવવાનો બાકી રહે છે. દરેક વ્યક્તિના મનમાં

જે ભાવનાઓ હોય તે જ ટોળામાં પ્રગટ થાય છે, એ વાત માની લીધા પછી પણ સવાલ ઊભો થાય છે કે એ ભાવનાઓ એટલી ઉગ્રતા કેમ ધારણ કરે છે? સ્પ્રૉટે ટોળાના વર્તનનાં જે ચાર લક્ષણો આપ્યાં છે તે ભાષામાં કહેવું હોય તો એમ કહીએ કે ટોળાના વર્તનમાં આવેગનો આટલો અતિરેક, આટલી આત્યંતિક ગ્રહનક્ષમતા, આટલી નિરંકુશતા અને શક્તિનો આટલો ઉન્માદ કેમ દેખાય છે? આ પ્રશ્નોનો જવાબ ટોળાના માણસોની સંખ્યામાં રહેલો છે. જ્યારે માણસો એકલા હોય છે ત્યારે એમના રોષ અથવા તિરસ્કારની ભાવના તેમને દબાવવી પડે છે, કારણ કે તેમને સમાજની બીક હોય છે; અથવા તેમને સરકારનો ડર હોય છે. પણ જ્યારે તેઓ મોટી સંખ્યામાં હોય છે ત્યારે તેમને આ ડર હોતો નથી. એ વખતે મૂળભૂત વાસનાઓ (elemental drives) ઉત્તેજિત થાય છે. એક બીજાની દેખાદેખીથી અનુકરણની વૃત્તિ પણ કામ કરતી હોય છે. આટલી મોટી સંખ્યામાં માણસો ભાંગફોડ કરે છે એ જોઈ એ કૃતિને સામાજિક ટેકો (social approval) પણ એમને મળે છે. ટોળામાં માણસો એકબીજાની નિકટ આવે છે. એકબીજાની સાથે ધક્કાધક્કી કરતા હોય છે એટલે એમને ઉત્તેજના મળે છે; એમને શક્તિનું ભાન થાય છે અને social facilitationના નિયમ (બીજા માણસોની સાંનિધ્યમાં આપણે કામ કરીએ છીએ ત્યારે આપણા કામને વેગ મળે છે) પ્રમાણે તેમનામાં શક્તિનો સંચાર થાય છે. ટોળામાં આપણને કોઈ ઓળખશે નહીં એમ સમજી માણસો બેજવાબદાર વર્તન કરે છે. આ બધા વિવેચનનો સારાંશ ટોળાના વર્તનમાં એવું કંઈ નથી કે જે વ્યક્તિમાં ન હોય.

સમાજશાસ્ત્રીઓએ તોફાની ટોળામાં ભાગ લેનારી વ્યક્તિઓની મુલાકાત લઈ તેમની કૃતિનો બહુ કાળજીપૂર્વક અભ્યાસ કર્યો છે. એમના સંશોધન પ્રમાણે ટોળામાં પહેલાં ઉશ્કેરાટ વધતો જાય છે; ધીરેધીરે શરીરનાં ગાત્રો તંગ થતાં જાય છે; એકબીજાને જોઈને ઉત્તેજના મળે છે. એટલામાં કેટલાક સાહસિક લોકો પહેલ કરે છે: પથ્થર મારે છે, અથવા આગ લગાડે છે અથવા ભાંગફોડ શરૂ કરે છે અથવા પહેલો પ્રહાર કરે છે. અને એમનું જોઈ બીજાઓ પણ તેમ કરવા લાગે છે. ટોળામાં જુદા વિચારના લોકો પોતાના વિચાર વ્યક્ત કરતાં ગભરાય છે અથવા તેમનો અવાજ ડૂબી જાય છે.

પણ ટોળાના વર્તનના અભ્યાસમાં એક આશાદાયક કિરણ દેખાય છે. ટોળાના બેજવાબદારપણાને અથવા ઉશ્કેરાટને અથવા નિરંકુશતાને પણ મર્યાદા હોય છે. પોતાના મનની ઊંડી નૈતિક ભાવનાઓ, અથવા માનબિંદુઓ અથવા જીવનનાં મૂલ્યોની કલ્પનાઓનું ઉલ્લંઘન કરી ટોળું સામાન્યતઃ વર્તન કરવા પ્રેરાતું નથી. જે વખતે ટોળાનો નેતા ટોળા પાસેથી એવી કોઈ ભળતી અપેક્ષા રાખે છે ત્યારે ટોળું તેનો વિરોધ કરે છે અથવા તો તે વીખરાઈ જાય છે. સમાજના નેતાઓએ સમાજને ટોળાના ઉપદ્રવમાંથી બચાવવા માટે આમાંથી ઘણો બોધ લેવા જેવો છે. સમાજનું નૈતિક સ્તર જેટલું ઊંચું, સમાજના માનબિંદુઓ જેટલા જીવંત અને જીવનમૂલ્યો જેટલાં જ્વલંત તેટલો તે સમાજને ટોળાના ઉપદ્રવનો ભય ઓછો!

**Books for reference**


1. Theory and Problems of Social Psychology, by David Krech and Richard S. Crutchfield
2. Social Psychology—Katz and Schanck
3. Social Psychology—Newcomb
4. Social Psychology—La Piere and Farnsworth
5. Social Psychology—Allport
6. Social Psychology—Sprott
7. Social Psychology—Kimball Young
8. Social Psychology—Akolkar


*

# ઇંગ્લેન્ડનું બંધારણ—મુખ્ય લક્ષણોની આછી રૂપરેખા

કે. સી. દેસાઇ
[ઇતિહાસના અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

**બંધારણ એટલે શું?**

બંધારણ એટલે સામાન્ય રીતે એવી લેખિત કે અલેખિત જોગવાઇઓ કે જે દ્વારા દેશની સરકારનું સ્વરૂપ, લોકોના હક્કો, સરકાર અને પ્રજા વચ્ચેનો સંબંધ વગેરે નક્કી થાય છે, અને જેમાં પ્રજાની ઊર્મિઓ, આશાઓ, ભાવનાઓ અને સંસ્કૃતિનો પડઘો પડતો હોય છે.

સામાન્ય રીતે કોઈ પણ દેશનું બંધારણ લોકોએ ચૂંટેલી બંધારણસભા ઘડે છે અથવા તો જરૂર પ્રમાણે ધારાસભા પણ ઘડે છે. આ અર્થમાં ઇંગ્લેન્ડનું બંધારણ કોણે ઘડયું કહેવાય? ઇંગ્લેન્ડનું બંધારણ કોઇએ કદી ઘડયું નથી. તે ગઈ કાલે નથી ઘડાયું કે સો વર્ષ પહેલાં પણ નથી ઘડાયું કે કદી નથી ઘડાયું. જેમ વનસ્પતિ અને ઝાડપાન આપમેળે ઊગે છે અને વિકાસ પામે છે તેમ ઇંગ્લેન્ડનું બંધારણ ધીમેધીમે અનેક પરિબળોના પરિણામરૂપે આજનું સ્વરૂપ પામ્યું છે. આ કારણથી જ ટોકવીલ નામના લેખક કહે છે કે ઇંગ્લેન્ડનું બંધારણ છે જ નહિ (In England there is no constitution).

ઇંગ્લેન્ડનું બંધારણ વ્યવસ્થિત રીતે થયેલી વિચારણાનું પરિણામ નથી, પણ પ્રણાલિકાઓ, રીતરસમો, પડેલા ચીલાઓ, સ્વીકૃત પ્રથાઓ, ખતપત્રો, કોર્ટના ચુકાદાઓ અને એવાં અનેક તત્ત્વોના સંચયરૂપ છે.

**ઇંગ્લેન્ડના બંધારણમાં પ્રણાલિકાઓનું મહત્ત્વ:** પ્રણાલિકાઓને કાયદાનું પીઠબળ હોતું નથી છતાં રાષ્ટ્રના રાજકીય જીવનમાં તે લાંબા વખતથી સ્વીકૃત થયેલી છે અને ઇંગ્લેન્ડના બંધારણનાં ઘણાં વિશિષ્ટ લક્ષણો આવી પ્રણાલિકાઓ પર જ આધાર રાખે છે.

**કેટલીક મહત્ત્વની પ્રણાલિકાઓ**

ડાઈસી અને ફ્રીમેન નીચેની બાબતો પર ભાર મૂકે છે. આખરે તો પ્રધાનમંડળ પાર્લમેન્ટને જવાબદાર છે. પાર્લમેન્ટનો બહુમતી-પક્ષ સરકાર રચે છે અને પોતાનાં માણસોને સત્તાનાં સૂત્રો સોંપે છે. સરકાર સામે અવિશ્વાસની દરખાસ્ત પસાર થાય તો પ્રધાનમંડળે રાજીનામું આપી ખસી જવું જોઇએ. પાર્લમેન્ટની બેઠક વર્ષમાં ઓછામાં ઓછી એક વાર તો મળવી જ જોઈએ.

**પ્રણાલિકાઓ પાછળનું પીઠબળ:** પ્રણાલિકાઓ કાયદેસર સ્વીકારાયેલી હોતી નથી. તેના ભંગ સામે કોર્ટમાં કોઈ ઇલાજ હોઈ શકતો નથી; તો સવાલ એ છે કે આ પ્રણાલિકાઓને ટકાવી રાખનારાં બળો કયાં છે. મુખ્યત્વે તે નીચે પ્રમાણે છે:

૧. પ્રધાનમંડળ પ્રણાલિકાઓનો ભંગ કરે તો પાર્લમેન્ટ તેની સામે ખાસ મુકદ્દમો ચલાવી શકે (Impeachment). જો કે આ હથિયાર હવે બિનઉપયોગી બની ગયું છે.

૨. જાહેર મતની વિરુદ્ધ વર્તન કરવું એ સરકાર માટે મુશ્કેલ કામ છે. જો કે કોઈ સાહસ કરનાર આવી આફત નોતરે તો આ હથિયાર પણ બિનઅસરકારક નીવડે છે.

૩. પ્રણાલિકાઓ તરફની રાષ્ટ્રની મમતા તેમનો ભંગ કરતાં કોઈ પણ માણસને રોકે છે. પણ આમાં માની લેવાય છે કે પ્રણાલિકાઓ માટે આવું માન પ્રધાનમંડળના દિલમાં છે.

૪. પ્રણાલિકાઓનો ભંગ થતાં સરકારી તંત્ર ખોરવાઈ જવાની બીક રહે છે.

૫. પ્રણાલિકાઓનો ભંગ થતાં આખરે કોઈ કાયદાનો ભંગ થવાની પરિસ્થિતિ જન્મ્યા વિના રહેતી જ નથી.

આ પ્રણાલિકાઓ જ બંધારણને ધબકતું રાખે છે. ડૉ. જેનીંગ્સ કહે છે કે કોઈ પણ બંધારણ આપમેળે ચાલતું નથી, પણ માણસોએ તેનું સંચાલન કરવું પડે છે. રાષ્ટ્રના સહકાર અને સ્વીકાર વિના બંધારણ નિષ્ક્રિય બની નિષ્ફળ નીવડે છે. આ બાબતનું મહત્ત્વ સમજવા માટે ઇંગ્લેન્ડમાં વિરોધપક્ષને કેટલો અનિવાર્ય ગણવામાં આવે છે તે સમજવું જોઇએ. ત્યાં વિરોધ પક્ષને 'નામદાર તાજનો વિરોધપક્ષ' H. M's opposition એવું નામ આપવામાં આવ્યું છે. અને વિરોધપક્ષના

નેતાને પણ, પ્રધાનોની માફક, વાર્ષિક બે હજાર પાઉન્ડ પગાર આપવામાં આવે છે. આનો એ અર્થ થયો કે વિરોધપક્ષનો સહકાર પણ લોકશાહીમાં અનિવાર્ય ગણવામાં આવે છે.

**ઇંગ્લેન્ડના બંધારણનાં વિશિષ્ટ લક્ષણો:**

(૧) આ બંધારણ **એકતંત્રી** (Unitary) **અલેખિત અને સુપરિવર્તનશીલ** (flexible) છે. આ બંધારણમાં કેટલાક છૂટક છૂટક લેખિત દસ્તાવેજો સમાય છે ખરા, પણ મહદ્ અંશે તે અલેખિત છે. ઉપરાંત તેમાં સુધારાવધારા સરળ રીતે થઈ શકે છે, કેમ કે પાર્લમેન્ટ સર્વોપરિ હોઈ ગમે તે ફેરફારો ગમે ત્યારે કરી શકે છે.

(૨) બંધારણનું **વાસ્તવિક સ્વરૂપ તેના સૈદ્ધાંતિક સ્વરૂપથી ઘણું જુદું છે.** આ અંગે એક વાક્ય ખાસ ધ્યાન ખેંચે તેવું છે કે ઇંગ્લેન્ડના બંધારણમાં જે દેખાય છે તેવું કંઈ નથી અને જે છે તે કંઈ દેખાતું નથી "Nothing is what it seems, or seems what it is". દા. ત. સૈદ્ધાંતિક રીતે હજુ પણ તમામ સત્તાઓ રાજાને હસ્તક ગણાય છે, અને પ્રધાનો તો રાજાના સલાહકારો કે નોકરો જ છે, કે જેમને રાજા પોતાની ઇચ્છાએ રાખી કે કાઢી શકે છે. હકીકતમાં વાત જુદી જ છે, કેમ કે રાજ્યનું સંચાલન પ્રજાના પ્રતિનિધિઓ કરે છે અને રાજા તે માન્ય રાખે છે. કાળક્રમે બધી સત્તા રાજાના હાથમાંથી પાર્લમેન્ટ દ્વારા પ્રધાનમંડળને હસ્તક ગઈ છે.

(૩) **પાર્લમેન્ટની સર્વોપરિતા:** પાર્લમેન્ટ ગમે તેવો કાયદો પસાર કરી શકે છે કે રદબાતલ ઠરાવી શકે છે, અને તેના નિર્ણયની ઉપરવટ કોઈ સત્તા જઈ શકતી નથી. દા. ત. ૧૯૧૧ના કાયદાથી પાર્લમેન્ટની મુદત સાતને બદલે પાંચ વર્ષની નક્કી કરાઈ. આ રીતે ૧૯૧૬-માં પાર્લમેન્ટની નવી ચૂંટણી થવી જરૂરી હતી; પરંતુ વિશ્વયુદ્ધ ચાલુ હોવાથી તે જ પાર્લમેન્ટે પોતાની મુદત ૧૯૧૮ સુધી લંબાવી હતી. પાર્લમેન્ટ ગેરકાયદેસર બાબતને પણ પોતાની સત્તાથી કાયદેસર ઠરાવી શકે છે. આમાં જ બંધારણની પરિવર્તનશીલતા સમાઈ જાય છે, કેમ કે કોઈ પણ સુધારો ખોટી ધમાલ કે કાગારોળ કે ધાંધલ વિના સરળ રીતે પાસ થઈ જતો હોય છે. પાર્લમેન્ટની સર્વોપરિતા અંગે લખતાં બેજહટ (Bagehot) જણાવે છે કે પાર્લમેન્ટ ધારે તો જ્યૂરી પદ્ધતિ બંધ કરી શકે, ગમે તેની મિલ્કત કંઈ પણ બદલો આપ્યા વિના જપ્ત કરી શકે, મતાધિકાર પણ ઝૂંટવી લઈ શકે અને ધારે તો સામ્રાજ્યનાં સંસ્થાનોનું લિલામ પણ કરી શકે.

પણ આ બધું પાર્લમેન્ટ ખરેખર કરે ખરી? આના જવાબમાં પ્રો. ડાઈસી (Dicey) બે મર્યાદાઓ બતાવે છે:

(૧) જાહેરમતની અવગણના કરવાની હિંમતનો અભાવ.

(૨) સર્વોપરિતા આખરે તો મતદારોના હાથમાં જ હોય છે.

આ ઉપરાંત એ પણ ન ભૂલવું જોઈએ કે કોઈ પણ પાર્લમેન્ટ ગમે તે નિર્ણયો લે પણ તે નિર્ણયો તેના પછીની પાર્લમેન્ટને બંધનકર્તા નથી.

(૪) **કાયદા હેઠળની સમાનતા** *(The Rule of Law)* ઇંગ્લેન્ડના બંધારણનું આ અતિ મહત્ત્વનું લક્ષણ છે. પ્રો. ડાઈસી આ તત્ત્વથી મુગ્ધ થઈ જાય છે અને તેનાં ત્રણ તત્ત્વો પર આપણું ધ્યાન ખેંચે છે.

(અ) રીતસરના કાયદાઓ અને ન્યાયપ્રથા પ્રમાણે ગુનેગાર ન ઠરે ત્યાં સુધી કોઈ પણ માણસ સજાને પાત્ર નથી.

(બ) કોઈ પણ વ્યક્તિ કાયદાથી પર નથી. નાનામોટા, રાય કે રંક સૌ એક જ પ્રકારના કાયદાઓને આધિન છે.

(ક) બંધારણના સામાન્ય સિદ્ધાંતો ભૂતકાળના કોર્ટના ચુકાદાઓ પર રચાયા છે કે જેમાં પ્રજાના હક્કોનું પ્રતિપાદન થયેલું છે.

જો કે આ સિદ્ધાંતનાં ગુણગાન ગાતાં તેની હમણાં હમણાંથી દેખાતી અમુક મર્યાદાઓ ભુલાવી ન જોઈએ. સરકારી ખાતાંઓમાં અમુક પદ્ધતિ એવી હોય છે કે જે સામાન્ય કાયદા હેઠળ અસ્વીકાર્ય જ ગણાય. દા.ત. ૧૮૯૩ના પબ્લિક ઑથોરિટીઝ પ્રોટેકશન એક્ટ પ્રમાણે સરકારી નોકરીઆતો સામે કાયદેસર પગલાં લીધા બાદ ફરીઆદ પક્ષ હારી જાય તો તેણે ઘણી ભારે રકમ બદલા તરીકે (Compensation) ચૂકવવી પડે છે. આવા કડક બંધનને લીધે આવાં પગલાં ભરનાર અચકાય છે કે ડરે છે.

સામાન્ય કાયદા હેઠળ પોતાના તાબાના નોકરોના કામની જવાબદારી શેઠ કે ઉપરીની હોય છે; પણ સરકારી ખાતામાં ખાતાનો વડો પોતાના તાબા હેઠળના માણસોની ભૂલ માટે જવાબદાર નથી. ન્યાયાધીશો અને પરદેશી રાજ્યકર્તાઓને વિશિષ્ટ પ્રકારની છૂટછાટો હોય છે કે જે સામાન્ય નાગરિકને હોતી નથી. અમુક ખાતાંમાં ખાતાવાર કામ ચાલે છે કે જે સામે કદી અપીલ થઈ શકતી નથી–ભલે પછી તેને ગમે તેવો અન્યાય થયો હોય. આ મર્યાદાઓ ધ્યાનમાં રાખીને જ Rule of Lawનું મૂલ્યાંકન થવું જોઈએ.

## કારોબારીનું સ્વરૂપ અને કાર્યપદ્ધતિ

કારોબારીમાં રાજા તેમજ તેના પ્રધાનમંડળનો સમાવેશ થાય છે.

**રાજા અને તાજ:** કેટલાંક વર્ષ પહેલાં બેજહટે (Bagehot) એમ લખ્યું હતું કે રાણી વિક્ટોરીઆ ધારે તો પાર્લમેન્ટની સલાહ વિના લશ્કર વિખેરી નાખે, ગમે તેની સાથે યુદ્ધ કે શાંતિની જાહેરાત કરી શકે, ગમે તેને ઉમરાવપદ આપી શકે, ગમે તે ગુનેગારને માફી આપી શકે કે કલ્પનામાં પણ ન આવે તેવું વિચિત્ર વલણ લઈ શકે. કાયદેસર રીતે રાજા કંઈ ખોટું કરતો નથી The King can do no wrong. આજે પણ રાજા ધારે તો ઉપરનું બધું કરવા સત્તા ધરાવે છે, પણ વાસ્તવિક બાબતો જુદી છે, કેમ કે આજે રાજા અને તાજ બે જુદી વસ્તુઓ છે.

ઇંગ્લેન્ડની પ્રજાએ સૈકાંઓ સુધી ઝૂમીને રાજાઓની આપખુદી પર કાબૂ મેળવ્યો છે અને ૧૬૮૮ની ક્રાંતિ બાદ ઇંગ્લેન્ડની રાજાશાહી બંધારણીય (constitutional) કે મર્યાદિત બની છે. હવે રાજાની સત્તાઓ તાજને સોંપાઈ છે. રાજા વ્યક્તિ મટીને હવે એક સંસ્થા સ્વરૂપે ઓળખાય છે. હકીકત રૂપે આ બધી સત્તાઓનો ઉપયોગ પ્રધાનમંડળને હસ્તક છે. ઇંગ્લેન્ડમાં પાર્લમેન્ટરી લોકશાહી છે. રાજા છે પણ રાજાશાહી નથી; અથવા છે તો મર્યાદિત છે.

"The king is dead, long live the king"નો અર્થ એ થાય છે કે રાજા વ્યક્તિ તરીકે જાય છે પણ તાજ રૂપી સંસ્થાનું સાતત્ય અખંડિત છે.

તો પછી નામની રાજાશાહી ટકાવી રાખવાનો હેતુ શું છે? જો રાજા પાસે અસરકારક સત્તાઓ રહી જ નથી તો તેને શોભા રૂપે સાચવી રાખવાનું પ્રયોજન શું છે? આ પ્રશ્નનો જવાબ સમજવા માટે તે પ્રજાનું દિલ અને પ્રજાના ઇતિહાસને સમજવો જરૂરી છે. બ્રિટિશ પ્રજાને પ્રણાલિકાઓ અને સૈકાઓ જૂની સંસ્થાઓ માટે એટલી બધી મમતા અને ગૌરવ છે કે ખાસ કારણ વિના આમાંનું કંઈ તેઓ કાઢી નાખવામાં માનતા નથી. રાજા એક વ્યક્તિ તરીકે પ્રજાનું દિલ હરી લેનાર વ્યક્તિ છે. તેના વ્યક્તિત્વની આજુબાજુ એક એવી તેજ-આભા રચાઈ છે કે પ્રજાને તે અત્યંત રુચિકર બની રહી છે. કોઈ પણ દેશના તંત્રમાં, ભલે તે રાજાશાહી હોય કે લોકશાહી હોય, કોઈ એક વ્યક્તિ તો એવી પસંદ કરવી જ પડે છે કે જે કાં તો પ્રમુખ સ્વરૂપે હોય છે કે સરમુખત્યાર હોય છે કે રાજા હોય છે. બ્રિટિશ પ્રજાએ શાણપણથી એમ વિચારી લીધું કે જો કોઈ એક વ્યક્તિને રાજ્યના વડા તરીકે બેસાડવાની જ હોય અને છતાં પક્ષ ભાવનાથી પર તેને રહેવાનું હોય તો રાજાશાહી ટકાવી રાખવામાં કોઈ વાંધો નથી. આખરે રાજા બદલાતી સરકારો દરમ્યાન તંત્રવાહક બની રહે છે, તેનો વર્ષોનો રાજકીય અનુભવ પ્રધાનમંડળોને ખૂબ માર્ગદર્શક નીવડે છે, તે બિનપક્ષીય વાતાવરણમાં રહેતો હોઈ દરેક બાબત પર પૂર્વગ્રહથી મુક્ત એવું દૃષ્ટિબિંદુ કેળવી શકે છે, વહીવટીતંત્રની કટોકટીની પળોએ મહત્ત્વની સેવા બજાવી રાષ્ટ્રને આંધીમાંથી ઉગારી લે છે. દા.ત. રાણી વિક્ટોરીઆએ ૧૮૬૭ તેમજ ૧૮૮૭માં, જ્યોર્જ પાંચમાએ ૧૯૧૪ના આયરિશ હોમરૂલના બિલ વખતે તેમજ ૧૯૩૧ની કટોકટી વખતે આવો મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો. આવાં કાર્યો ઉપરાંત રાજાનું ત્યાંના સમાજમાં પણ ઘણું મોખરાનું સ્થાન અને માન છે. ત્યાંના સમાજની ઇમારતમાં તેમનું મુખ્ય સ્થાન છે. ધર્મ, નીતિ, ફેશન, દાન, કલા, વિજ્ઞાન વગેરે તમામ ક્ષેત્રોમાં તેમની ઘેરી પ્રતિભા પડે છે. આ કરતાં પણ તેમનું વધુ મહત્ત્વ તો સંસ્થાનો અંગે છે. સામ્રાજ્યનાં બીજાં વિભાગોની સરકારો અને પ્રજા સમકક્ષ સત્તાવાળી હોવા છતાં બ્રિટિશ તાજને કારણે એક માળાના મણકા તરીકે કૉમનવેલ્થના સભ્યો તરીકે રહેવાનું પસંદ કરે છે.

રાજા વિના આવી સાંકળ કોઈ બની શકે તેમ નથી. રાજાશાહીનો અંત લાવતાં જ કૉમનવેલ્થનો અંત આવી જાય.

## કૅબિનેટ (પ્રધાનસંડળ) અથવા સત્તાનું સાચું કેન્દ્ર

કૅબિનેટ પદ્ધતિ એ તો ઇંગ્લૅન્ડની પ્રજાએ વહીવટની કલાના ક્ષેત્રે જગતને આપેલી અનોખી અને અદ્વિતીય ભેટ છે. આ મંડળ પાર્લમેન્ટ અને કારોબારીને સાંકળતી કડી સમાન છે. સરકારનું આખું તંત્ર આ પદ્ધતિને આધારે ગતિમાન રહે છે. સરકારી તંત્રની ધરી સમાન આ સંસ્થા સરકારના પ્રાણ રૂપ છે.

છેક સ્ટુઅર્ટ સમયથી આની શરૂઆત થયા બાદ તે અનેક તબક્કાઓમાંથી પસાર થઈ આજનું સ્વરૂપ પામી શકી છે. આ પદ્ધતિનાં મુખ્ય **લક્ષણો નીચેનાં છે:**

૧. **એકરૂપતા** (Unity): બહુમતીપક્ષના પીઠબળ પર આધાર રાખીને આવું પ્રધાનમંડળ રચાય છે અને સૌ સભ્યો સરકારની નીતિ પર એકમતે પોતાનો અવાજ રજૂ કરે છે.

૨. **જવાબદારી:** સરકારના તમામ નિર્ણયો અંગેની જવાબદારી રાજાની નહિ પણ પ્રધાનમંડળની એટલે કે સરકારની ગણાય છે. પાર્લમેન્ટ તેના પર દેખરેખ રાખી તેનાં કાર્યો માટે ચોખવટ કરાવી શકે છે.

જો કે હમણાં હમણાં સહેજ બદલાતો પ્રવાહ દેખાય છે, કેમકે મતદારોમાં જાગૃતિ આવતાં પ્રધાનોનો સંપર્ક પ્રજા સાથે જેમજેમ વધતો જાય છે. તેમતેમ પાર્લમેન્ટ તરફની જવાબદારી અને બીક ગૌણ બનતાં જાય છે.

૩. **સંયુક્ત જવાબદારી અથવા એકવાક્યતા:** કોઈ પણ નાનામોટા નિર્ણય અંગે જવાબદારી એક યા બીજા પ્રધાનની ગણાતી નથી, પણ આખા પ્રધાનમંડળની જ ગણાય છે. સત્તા પર તમામ પ્રધાનો એકસાથે આવે છે, અને કટોકટી ઊભી થતાં કે પ્રજાનો વિશ્વાસ ગુમાવતાં બધા પ્રધાનોએ એકસામટું રાજીનામું આપવું પડે છે. અંગત રીતે મતભેદ હોવા છતાં પ્રધાનો સરકારની નીતિ અંગે સરખું જ જોખમ ઉઠાવે છે. લૉર્ડ મેલબોર્ને આ તત્ત્વ સમજાવતાં કહ્યું છે કે "It does not in the least matter what we say, but we must all say the same."

ઉપરનાં મહત્ત્વનાં તત્ત્વો ઉપરાંત એ પણ ધ્યાનમાં રાખવા જેવું છે કે દરેક પ્રધાન પાર્લમેન્ટનો સભ્ય હોવો જ જોઈએ અથવા પ્રધાન બનતાં ૭ માસમાં પાર્લમેન્ટમાં ચૂંટાવું જોઇએ.

**વડા પ્રધાનનું સ્થાન:** કૅબિનેટ પદ્ધતિમાં સૈદ્ધાંતિક રીતે તમામ પ્રધાનો સમોવડિયા છે. કોઈ કોઈનું ઉપરી નથી કે કોઈ કોઈનું દબાયલું નથી. વડા પ્રધાન એ બીજા પ્રધાનોના ઉપરી અધિકારી નથી, પણ સમકક્ષ મિત્રમંડળના અગ્રણી જેવા છે (First among the equals).

છતાં વાસ્તવિક હકીકતોની અવગણના થઈ શકે નહિ. અનુભવ બતાવે છે કે સંજોગોએ વડા પ્રધાનને અનોખું સ્થાન આપેલું છે અને બીજા પ્રધાનો તેમના આગળ ગૌણ કે ઝાંખા પડી જ જાય તે સ્વાભાવિક છે. એમની સત્તાઓ અમાપ છે. જો કે બધો આધાર વડા પ્રધાનના વ્યક્તિત્વ પર છે. લૉર્ડ ઑક્સફર્ડ અને ઍસ્ક્વીથ કહે છે કે "The office of the Prime Minister is what the holder chooses to make it." પીલ, ગ્લૅડસ્ટન, બાલ્ફર, લૉઈડ જ્યૉર્જ જેવા વડા પ્રધાનોએ સત્તાનાં તમામ સૂત્રો પર પોતાનો સમગ્ર કાબૂ રાખ્યો હતો. વડા પ્રધાનની પ્રતિભા પર આખી કૅબિનેટની આબરૂ બંધાય છે. દેશની સામાન્ય ચૂંટણીઓ સાચા અર્થમાં વડા પ્રધાનની ચૂંટણી જ બની રહે છે, કેમકે તે વ્યક્તિનો પક્ષ જ પ્રધાનમંડળ રચવાનો હોય છે. તેની નીતિ અને ચૂંટણીનું જાહેરનામું ચૂંટણીઓનો વળાંક નક્કી કરે છે. તે જ આખા રાષ્ટ્રનો ચૂંટાયેલો અગ્રણી બને છે. કારોબારીનો વડો તે હોય છે અને ધારાસભાનું સૂત્ર-સંચાલન પણ તેના પર જ ઘણુંખરું આધાર રાખે છે. વહીવટી તંત્રની એકસૂત્રતા જાળવી રાખવાની સમગ્ર જવાબદારી તેને શિરે હોય છે. પ્રધાનમંડળની અવધિનો આધાર આખરે વડા પ્રધાનની નીતિ પર અવલંબે છે. તે ધારે તેને પ્રધાનપદે લાવી શકે છે અને ધારે તેને ખસેડવાની શક્તિ ધરાવે છે. પરદેશી બાબતોમાં આખો દેશ તેના તરફ જ મીટ માંડીને બેસે છે. નાનીમોટી ઘણી નિમણૂકોનો આધાર તેમના પર છે. આટલી બધી સત્તાઓ સામાન્ય રીતે જગતના કોઈ પણ દેશના બંધારણમાં દેખાતી નથી. અમેરિકાના પ્રમુખ

પણ આટલી વિશાળ તકો ભોગવતા નથી. ઇંગ્લૅન્ડમાં રાજા રાજ્ય કરે છે પણ સત્તાઓ વાપરી શકતો નથી. (The King in England reigns but does not rule). England is a Parliamentary democracy headed by a Constitutional King. Yet if any one man can be said to 'rule' in England, it is the Prime Minister.

આટલી વિશાળ સત્તાઓ અને અનોખું સ્થાન ધરાવનાર વડા પ્રધાનનું પદ હોવા છતાં લગભગ આજ સુધી આ સ્થાનનો સરકારી તુમારોમાં કદી વિધિસરનો ઉલ્લેખ દેખાતો ન હતો. ૧૮૭૮ના બર્લિનની સંધિમાં એક વાર અને ૧૯૦૫માં Order of Precedenceમાં આ શબ્દનો અછડતો ઉલ્લેખ થયો હતો. છેક ૧૯૩૭થી જ આ સ્થાનનો વિધિસરનો સ્વીકાર થયો છે અને વડા પ્રધાનનો વાર્ષિક પગાર દસ હજાર પૌંડ નક્કી કરાયો છે અને વિરોધ પક્ષના વડાનો વાર્ષિક પગાર બે હજાર પૌંડ પણ આ સાલમાં પાસ થયેલા Ministers of the Crown Act, 1937થી થયો છે. વડાપ્રધાનના અત્યાર સુધી ઢંકાએલા સ્વરૂપ અંગે ગ્લૅડસ્ટને કહ્યું છે કે "No where in the world, does so great substance cast so small a shadow." His power is greater than that of any other ruler in the world.

**કૅબિનેટની કાર્યપદ્ધતિ:** સામાન્ય રીતે બહુમતિ પક્ષમાંથી એની રચના થાય છે. (અસાધારણ સંજોગોમાં મિશ્ર પ્ર.મંડળ રચાય તે અપવાદ રૂપ ગણી શકાય.) ખાતાંની સામાન્ય રોજબરોજની બાબતોનો નિર્ણય જે તે ખાતાનો પ્રધાન લે છે, પણ સમગ્ર રાષ્ટ્રને અસર કરનારી બાબતો અંગેના નિર્ણયો પ્રધાનમંડળની બેઠકમાં લેવાય છે. પ્રધાનો ખાતાંની નીતિ નક્કી કરે છે, જ્યારે તેનો અમલ ખાતાંવાર સનંદી નોકરીઆતોએ કરવાનો હોય છે. રાજાની તમામ સત્તાઓનો ઉપયોગ પ્રધાનમંડળની સલાહ પ્રમાણે જ થતો હોય છે. આમ કૅબિનેટ કે પ્રધાનમંડળ ખરેખર તો એક સરમુખત્યાર જેટલી વિશાળ સત્તાઓ ધરાવે છે.

વિશ્વયુદ્ધ જેવા કટોકટીના સમયે વૉર કૅબિનેટ જેવું નાનું પ્રધાનમંડળ પણ રચાય છે કે જેને હસ્તક યુદ્ધનું સંચાલન સોંપી દેવાય છે. આવે સમયે પ્રધાનમંડળના બાકીના સભ્યો ખાતાંના સેક્રેટરી જેવા ઝાંખા પડી જાય છે.

**સમીક્ષા:** સામાન્ય રીતે પ્રધાનમંડળ એક અવાજે નિર્ણયો લે છે અને પોતાના મતભેદોને પાર્લમેન્ટમાં દેખાવા દેતા નથી. છતાં ૧૯૩૧ બાદ આ શિરસ્તો પણ બદલાયો છે. તે વખતની રામ્સે મૅકડોનાલ્ડની સરકાર સામે જકાતની નીતિ અંગે સમસ્યા ઊભી થઈ ત્યારે કેટલાક સભ્યો જકાતની તરફેણમાં અને કેટલાક વિરુદ્ધમાં હતા. આ વખતે દરેકને પોતપોતાનો સ્વતંત્ર મત જાહેર કરવાની છૂટ અપાઈ હતી ("Agreement to differ"). આમ કૅબિનેટ પદ્ધતિના સ્થાપિત સિદ્ધાંતોને હચમચાવી મૂકે તેવો આ નવો ચીલો પાડવામાં આવ્યો છે.

**પાર્લમેન્ટ:** આ છે ઇંગ્લૅન્ડની ધારાકીય સંસ્થા. આની રચના કોઈ અમુક દિવસે થઈ નથી. એ સંસ્થા પણ એ દેશની બીજી સંસ્થાઓની માફક કાળબળોના પરિણામ રૂપે ધીમેધીમે વિકાસ પામી છે.

શરૂઆતના સૈકાઓમાં ઉમરાવો, આમલોકો અને ધર્મગુરુઓ એમ ત્રણ ગૃહોવાળી આ સભા, કાળક્રમે સંજોગોને આધીન રહી દ્વિગૃહી બની છે.

પાર્લમેન્ટમાં ઘણા સૈકાઓ સુધી ઉમરાવસભા ખૂબ વિશાળ સત્તાઓ ધરાવતી હતી. જો કે આની સામે આમજનતા હમેશાં પોકાર ઉઠાવતી રહી હતી અને પડકાર કરતી રહી હતી. પરિણામ રૂપે ધીમેધીમે પાર્લમેન્ટના સ્વરૂપ અને પ્રતિનિધિત્વમાં પલટો આવી ગયો છે. ખાસ કરીને ૧૮૩૨ના સુધારાઓ અને તે પછીના એવા જ પ્રતિનિધિત્વના સુધારાઓની હારમાળાથી સત્તાનું કેન્દ્ર સાવ બદલાઈ ગયું છે, અને ઉમરાવસભાની સત્તા નામશેષ બની છે, અને તેનું રાજકીય મહત્ત્વ અને મોભો પણ ઝાંખાં પડી ગયાં છે. આજે તો તે નામની જ સત્તાઓ ભોગવે છે અને એક પુરાણી સંસ્થા હોવાને કારણે તેને ટકાવી રાખવામાં આવી છે. આવી સંસ્થા કેટલે અંશે ઉપકારક છે અને તેને ટકવા દેવી એ સવાલ બ્રિટન સમક્ષ ઘણાં વર્ષથી પડેલો છે, પણ તે તેમનો તેમ પડી જ રહ્યો છે, અને તે અંગે કોઈ ઉગ્ર નિર્ણય હજુ સુધી ત્યાંની પ્રજાએ લીધો નથી.

**આમસભા:** આનું સંચાલન તેમાંથી ચૂંટાયેલા સ્પીકર (અધ્યક્ષ) દ્વારા થતું હોય છે. આ ગૃહ રાષ્ટ્રની નીતિનું માળખું તૈયાર કરે છે. અને વિશાળ સત્તાઓ ભોગવે છે. તે કૅબિનેટ પર કાબૂ ધરાવે છે અને ધારે તો પ્રધાનમંડળને રાજીનામું આપવા ફરજ પાડી શકે છે. તેણે પાસ કરેલા તમામ ખરડા ઉમરાવસભાએ સ્વીકારવા પડે છે અને ન સ્વીકારે તો પણ અમુક વખત બાદ તે આપોઆપ પસાર થયેલાં ગણાય છે. નાણાંકીય બિલોમાં તેની સત્તા આખરી છે અને ઉમરાવસભાએ એક માસમાં આમસભાના નાણાંકીય નિર્ણયોને મંજૂરી આપી દેવી પડે છે.

**ઉમરાવસભા:** સામાન્ય અર્થમાં આ સભામાં લગભગ ⅘ ભાગના વંશપરંપરાગત ઉમરાવપદ ધરાવતા ઉમરાવો બેસે છે. કેટલાક રાજાને હાથે નિમાયેલા પણ હોય છે. આ ગૃહની સત્તાઓમાં વખતનાં વહેણ સાથે જબરી ઓટ આવી ગઈ છે. ખાસ કરીને ૧૯૧૧ના કાયદાથી તેની સત્તાઓ લગભગ નહિવત્ બની ગઈ છે. લોકશાહીના જબ્બર જુવાળ સામે ઉમરાવસભાએ નમતું આપવું પડયું છે. નાણાંકીય ખરડો આમસભામાં જ આવી શકે છે અને ત્યાંથી પસાર થયા બાદ ઉમરાવસભા તે મંજૂર રાખે તો ઠીક, પણ ન મંજૂર કરે તો પણ એક મહિના બાદ તે મંજૂર થયેલો ગણાય છે.

અન્ય ખરડાઓ પર ઉમરાવસભા બે વર્ષ સુધી પોતાનો વીટો વાપરી તેને ખોરંભે પાડી શકતી હતી પણ હવે તો ૧૯૪૯ના કાયદાથી આ મુદત પણ એક વર્ષની જ કરી નાખવામાં આવી છે.

ઉમરાવસભાનું વિશિષ્ટ મહત્ત્વ હજુ સુધી ટક્યું છે, તે એ કે તે બ્રિટિશ સામ્રાજ્યની સૌથી ઉપરની અપીલ સાંભળનારી અદાલતનું કામ કરે છે. જોકે આમાં આખું ગૃહ બેસતું નથી, પણ પ્રીવી કાઉન્સિલ તરીકે કામ કરનારી કમિટીના સભ્યો બેસે છે.

## રાજકીય પક્ષો અને લોકમતનું ઘડતર

**મહત્ત્વ:** આજે રાજકીય પક્ષો એ લોકશાહીનું અનિવાર્ય તત્ત્વ ગણાય છે. બે કે વધુ હરીફ પક્ષો વચ્ચે સરકારી તંત્ર કોને વિશ્વાસે છોડવું કે કોને સોંપવું તેનો નિર્ણય લોકો પાસે આવા રાજકીય પક્ષો જ કરાવે છે. જાહેર મતને યોગ્ય રીતે સજાગ બનાવી, કેળવી બીજા પક્ષના હાથમાં જતાં કયાં કયાં જોખમો લોકોએ ખેડવાં પડશે તેનો ખ્યાલ લોકોને દરેક પક્ષ પોતપોતાની રીતે આપે છે. પક્ષ-પદ્ધતિથી સરકારને લોકમતને અનુરૂપ વર્તવું પડે છે અને એ રીતે આપોઆપ સરકારમાં સ્થિરતા આવે છે અને કાર્યદક્ષતા પણ આવે છે, એટલું જ નહિ પણ સબળ વિરોધ પક્ષને કારણે વગરવિચારે ઉતાવળિયાં પગલાં લેતાં પણ સરકાર રોકાય છે.

ઇંગ્લેન્ડમાં અત્યારે ત્રણ રાજકીય પક્ષો છે: રૂઢિચુસ્તો, મજૂર પક્ષ અને લીબરલ પક્ષ.

**પક્ષ-પદ્ધતિનો વિકાસ:** આની શરૂઆત એલિઝાબેથ રાણીના સમયથી થતી દેખાય છે. પ્યુરિટનો રાજાના વિરોધી હતા. આંતરવિગ્રહ દરમ્યાન રાજાના પક્ષકારો કેવેલીઅર્સ તરીકે ઓળખાવા લાગ્યા, જ્યારે પાર્લમેન્ટના પુરસ્કર્તાઓ રાઉન્ડહેડ્ઝ તરીકે જાણીતા થયા. ત્યાર બાદ ૧૬૮૯ થી ૧૮૩૨ના ગાળાના રાજકીય પ્રવાહોને પરિણામે કેવેલીઅર્સને બદલે ટોરી શબ્દ વપરાવા લાગ્યો અને રાઉન્ડહેડ્ઝને બદલે વ્હીગ શબ્દ વપરાતો થયો. રાજા જ્યૉર્જ ત્રીજાના સમય દરમ્યાન 'ટોરીઓ' 'કૉન્ઝરવેટીવ' કહેવાતા થયા અને 'વ્હીગ' પક્ષકારો 'લીબરલો' તરીકે ઓળખાવા લાગ્યા. કૉન્ઝરવેટીવો ચાલુ પ્રણાલિકાઓ અને પદ્ધતિઓને ટકાવી રાખવામાં માને છે, જ્યારે લીબરલો ક્રમશઃ સુધારા દાખલ કરવામાં માનનાર છે. ગ્લૅડસ્ટનના અમલ દરમ્યાન અને ફરીથી ૧૯૩૧માં લીબરલ પક્ષમાં તડ પડી ગયાં હતાં.

૧૯૧૪ પછીના સમયમાં લીબરલ પક્ષ ધીમેધીમે પોતાની પકડ ગુમાવતો ગયો છે અને ઝાંખો પડી ગયો છે, જ્યારે મજૂર પક્ષ કે કામદાર પક્ષ નવેસરથી ઊભો થઈ જોતજોતામાં ખૂબ જોરદાર બન્યો છે, અને કામદારોની પોતાના હક્કો અંગેની જાગૃતિએ આ પક્ષને એટલું બધું પીઠબળ આપ્યું છે કે ૧૯૪૫ થી ૧૯૫૧ સુધી ઇંગ્લેન્ડમાં મજૂર પક્ષની સરકાર સત્તા પર રહી હતી.

ઇંગ્લેન્ડમાં પક્ષના નેતા કે વડાઓ ખૂબ વિશાળ સત્તાઓ ધરાવતા થયા છે. તેઓ પક્ષને પૂછ્યા વિના પોતાની સમજ પ્રમાણે મત દર્શાવી આખા પક્ષને તે મતથી બાંધી શકે છે અને મીટિંગો બોલાવ્યા વિના પક્ષ-

વતી કામ કર્યે જાય છે, સિવાય કે કટોકટીના પ્રશ્નો હોય તો પક્ષનાં અધિવેશનોમાં ચર્ચા થતી હોય છે.

પાર્લમેન્ટમાં સરકારનું રૂપ ધારણ કરી તેઓ દેશનો વહીવટ પોતાની યોજનાઓ મુજબ ચલાવે છે.

પાર્લમેન્ટની બહાર દરેક પક્ષને પોતાનું વ્યવસ્થિત તંત્ર હોય છે, મુખ્ય મથક (Head Quarters) હોય છે, તે વાર્ષિક અધિવેશનો ભરે છે અને તેની સ્થાનિક પેટા સંસ્થાઓ પણ હોય છે. આ વ્યવસ્થાતંત્ર પોતાના સાહિત્ય દ્વારા, તેમજ સભાઓ અને વર્તમાનપત્રો દ્વારા પોતાના સિદ્ધાંતોનો પ્રચાર કરે છે, જરૂરી ફંડો ઉઘરાવે છે, ચૂંટણી-ઝુંબેશની તૈયારીઓ કરી ચૂંટણીઓ લડે છે. અને યોગ્ય ઉમેદવારો પસંદ કરી સરકાર રચવા પ્રયત્ન કરે છે.

કૉન્ઝરવેટીવ પક્ષ સાધારણ રીતે રાજાશાહી, સામ્રાજ્ય, મૂડીવાદી સમાજરચના વગેરેની તરફદારી કરનારો પક્ષ છે અને રાષ્ટ્રો વચ્ચે શાંતિમય રીતે સુમેળ સધાય તે માટે ઉત્સુક હોય છે. વિન્સ્ટન ચર્ચિલ, ઍન્થની ઈડન, લૉર્ડ બિવરબ્રુક અને બૅડન બ્રેકન જેવા અગ્રણીઓ આ પક્ષના મોવડીઓ તરીકે જાણીતા થયા છે.

લીબરલ પક્ષ ક્રમશઃ સુધારાઓની તરફેણ કરતો હોય છે અને બેકારી-નિવારણની યોજનાઓ તથા ઉદ્યોગોમાં કામદારોના લાભનો વિચાર રજૂ કરે છે, અને સામાન્ય રીતે મુક્ત વેપાર (Laissez Faire)માં માને છે, તેમજ આંતરરાષ્ટ્રીય સહકાર પર ભાર મૂકે છે.

**મજૂર-પક્ષ :** આ પક્ષ ૧૯૦૬ પછી જ ખાસ કરીને જાણીતો થયો છે. (જો કે તેની સ્થાપના ૧૮૯૯માં થઈ હતી.) આ પક્ષ સમાજવાદી વિચારો ધરાવે છે અને એમ સ્પષ્ટ માને છે કે આર્થિક લોકશાહી કે સમાનતા વિનાની માત્ર રાજકીય લોકશાહી અર્થહીન નીવડે છે. આથી આ પક્ષ એ હેતુ સાધવા માટે મોટા ઉદ્યોગો, વાહનવ્યવહાર તેમજ બૅંકોના રાષ્ટ્રીયકરણ પર ભાર મૂકતો આવ્યો છે. ઇંગ્લેન્ડે તેમના વિચારોની કદર પણ કરી જાણી છે અને ૧૯૪૫થી ૧૯૫૧ સુધી રાષ્ટ્રનું સુકાન તેમને હસ્તક સોંપાયું હતું. ક્લેમેન્ટ ઍટલી, અરનેસ્ટ બીવાન, હર્બર્ટ મોરીસન જેવાં નામ આ પક્ષના મોવડીઓનાં છે.

**લોકમતનું ઘડતર :** લોકમત કે જાહેર મતના ઘડતરમાં ફાળો આપનારાં અનેક બળો હોય છે, જેવાં કે વર્તમાનપત્રો, રાજકીય પક્ષો, રેડીઓ, સાહિત્ય વગેરે. આમાંથી વર્તમાનપત્રોની અસર લોકમાનસ પર સૌથી વધુ હોય છે; પણ અનુભવે એક વાત સૌ સમજતા થયા છે કે કોઈ પણ મૂડીવાદી રચનામાં વર્તમાનપત્રો લોકમતનો સાચો પડઘો પાડતાં નથી; કેમકે આવાં પત્રો મૂડીપતિઓનાં નાણાં પર ચાલે છે અને મૂડીપતિઓનાં સ્થાપિત હિતો સચવાઈ રહે એવી નીતિથી તેમનું સંચાલન થતું હોઈ પ્રજામતનો પડઘો તેનાં ભાગ્યે જ પડે છે. ઉપરાંત આવા મૂડીપતિઓ સરકારનાં ખાતાંઓમાં વિશાળ પાયા પર લાગવગ ધરાવતા હોય છે અને સરકારની નીતિ પર ઘેરી અસરો પાડે છે. આ અંગે હકીકતો જાણવા ૧૯૪૯માં એક તપાસ-કમિશન નિમાયું હતું અને તે કમિશને આવાં અનિષ્ટો હોવાનો એકરાર કર્યો હતો. છતાં તે કમિશને પણ વર્તમાનપત્રોનું રાષ્ટ્રીયકરણ ન થવું જોઈએ એવો જ મત દર્શાવ્યો હતો. જો કે સાથેસાથે એવું સૂચન પણ કરવામાં આવ્યું હતું કે પત્રકારિત્વનું ધોરણ સુધારવા માટે તમામ હિતોનું પ્રતિનિધિત્વ ધરાવતી પચીસ સભ્યોની એક કાઉન્સિલ નીમવી જોઈએ. એ સૂચન ખરેખર સાચી દિશાનું ગણી શકાય.

## બંધારણને અસરકર્તા આધુનિક પ્રવાહો અને વલણો :

**પાર્લમેન્ટનું ઘટતું વર્ચસ્વ :** આ વલણ ખાસ કરીને વિશ્વયુદ્ધો પછીના યુગમાં વિશિષ્ટ ધ્યાન ખેંચનારું બન્યું છે. આજે નવા યુગનો જુવાન પાર્લમેન્ટ તરફ ટીખળની નજરે જોતો થઈ જતો દેખાય છે. લોકશાહીનો અંતિમ વિજય સર્વ સ્થળે થતો હોવા છતાં આમ કેમ થાય છે ?

કારણ એ છે કે લોકોનાં કેટલાંક મંતવ્યો આજે ભ્રમ સમાન બન્યાં છે અને જૂના ભ્રમ ભાંગવા માંડ્યા છે. આનાં મુખ્ય કારણો એ છે :

(૧) સબળ લોકમત એ પાર્લમેન્ટની બહારનું એક ખૂબ અસરકારક બળ બન્યું છે.

(૨) રાજકીય પક્ષપદ્ધતિ અને તે અંગેના શિસ્તની ભાવનાએ પાર્લમેન્ટને માત્રએક મતમતાંતરોનીનોંધણી કરનારી સંસ્થાની કક્ષાએ ઉતારી નાખી છે.

કોઈ પણ પક્ષના નેતાઓ કે ધારાસભ્યો હમેશાં એક બાબત અંગે સચિંત હોય છે કે લોકમત તેમને અંગે શું ધારે છે. પરિણામે પાર્લમેન્ટના સભ્યોને રાજી રાખવા કરતાં લોકમતનું નિરીક્ષણ કરતા રહેવામાં જ પોતાની સલામતી સૌને લાગે છે. લોકમતના પ્રત્યાઘાતો કોઈક વાર એવા તો અણધારી રીતે ભયંકર નીવડે છે કે પાર્લમેન્ટના સભ્યોમાંથી જુસ્સો અને સ્વતંત્ર વિચારશક્તિ હણાઈ જવા લાગ્યાં છે. આના દાખલા રૂપે એ જાણીતી બીના છે કે મિ. બાલ્ફર જેવા શક્તિશાળી નેતાએ પણ જ્યારે એક પછી એક પેટાચૂંટણીનાં પરિણામ પોતાની વિરુદ્ધ જતાં જોયાં ત્યારે પાર્લમેન્ટની બહુમતી પોતાને પક્ષે હોવા છતાં પોતાના હોદ્દાનું રાજીનામું આપી દીધું હતું. આનો બીજો દાખલો એ છે કે પહેલા વિશ્વયુદ્ધ દરમ્યાન લૉઈડ જ્યૉર્જ પોતાની મહત્ત્વની યોજનાઓ અંગે પાર્લમેન્ટમાં જાહેરાત કરતા પહેલાં વર્તમાનપત્રોને તે અંગે વાકેફ કરતો હતો. આ પરિસ્થિતિમાં વળી આજના વાયરલેસ અને રેડીઓના વધતા વર્ચસ્વને કારણે સત્તાનું કેન્દ્ર પાર્લમેન્ટમાંથી ખસીને પ્રજાના હાથમાં જઈને પડ્યું છે.

પક્ષ-પદ્ધતિએ ચૂંટણીઓ લડાતી હોઈ બેહદ પ્રમાણમાં ખર્ચ કરવાનો હોઈ કોઈ પણ વ્યક્તિ સ્વતંત્ર રીતે ચૂંટાય એ હવે અશક્ય બનતું જાય છે. પરિણામે પક્ષનું સભ્યપદ સ્વીકારી, પક્ષની શિસ્ત હેઠળ તે લાકડીએ હંકાતા ઢોરની કક્ષાએ આવી પડે છે. તેથી તેનો સ્વતંત્ર મત દબાઈ, હણાઈ જાય છે, તેનો જુસ્સો અને રસ ઓસરી જાય છે. આ બધી સ્થિતિનું સ્પષ્ટ પરિણામ સૌ કોઈ જુએ છે અને જાણે છે કે પાર્લમેન્ટની ચર્ચાઓ દરમ્યાન ગેરહાજર રહેનારાઓની સંખ્યા ખાલી ખુરસીઓ પરથી દેખાય છે અને હાજરી ખાતર હાજર રહેનારાઓને ચર્ચામાં રસ નથી હોતો તે પણ તેમના તે વખતના મુખભાવોથી વર્તાઈ આવે છે.

કૅબિનેટ કે પ્રધાનમંડળ વાસ્તવિક રીતે સરસુખત્યારી ભોગવતું થયું છે. બધી સત્તા તેના હાથમાં એકહથ્થુ બની ગઈ છે. તમામ મહત્ત્વના ખરડા પ્રધાનમંડળ દ્વારા જ રજૂ થાય છે, પક્ષમાં વિરોધ ઊઠતાં પાર્લમેન્ટ વિખેરી નાખવાની ધમકી ઊભી જ હોય છે અને તેથી પાર્લમેન્ટ પંગુ અને નાઈલાજ બની મૂગી રહી બધું માથે ચઢાવે છે, અને અંદરના મનદુઃખ સાથે પણ મોં મલકતું રાખવાનો દેખાવ કરે છે. ખરડાઓ પૂરી ચર્ચા વિના ઝટપટ પાસ કરી દેવામાં આવે છે, કરોડોનાં ખર્ચ કલાકની પણ ચર્ચા વિના મંજૂર થઈ જતાં હોય છે. આ બધું સુખદ તો નથી જ. પક્ષના વડાઓ અસામાન્ય પ્રતિભા અને બુદ્ધિશાળી હોઈ પ્રજા તેમનું જ સાંભળવા માગે છે. પક્ષનો કોઈ એકલદોકલ સભ્ય સ્હેજ પણ જુદો સૂર કાઢે તો વાક્ય પૂરું કરતાં પહેલાં દૂર ફેંકાઇ ગયો હોય છે. ગ્લૅડસ્ટન અને ડીઝરાયલી કે લૉઈડ જ્યૉર્જ કે ચર્ચિલ જેવા અગ્રણીઓએ પ્રજાના દિલ પર એવો જાદુ જમાવ્યો હતો કે તેમનો પડતો બોલ પ્રજા મંજૂર રાખતી અને પાર્લમેન્ટે પછી મંજૂર રાખ્યા સિવાય બીજું કંઈ કહેવા કરવાનું રહેતું પણ નહિ. પાર્લમેન્ટના સભ્યો શૂન્યવત (Non-entity) બની ગયા છે. ઇંગ્લેન્ડની કૅબિનેટ તો આજે અમેરિકાના પ્રમુખ કરતાં પણ વધુ પ્રમાણમાં પાર્લમેન્ટના કાબૂ બહાર ગઈ છે. આથી હવે એક એવો મત પ્રચલિત થતો જાય છે કે પાર્લમેન્ટના સભ્યોને મૂક પ્રેક્ષકો તરીકે બેસાડી રાખવા કરતાં ખાતાવાર કમિટીઓ રચી તેમની શક્તિ અને સલાહનો ઉપયોગ થવો જોઇએ. આમ કરવાથી કૅબિનેટને પણ પોતાના કામમાં કંઈક રાહત રહેશે અને સાથેસાથે પાર્લમેન્ટનું હણાતું તેજ સચવાઈ રહેશે.

## ખાતાવાર વહેંચાતી ધારાકીય સત્તા :

*(Delegated Powers)* આ એક વળી બીજું ભયસ્થાન છે. કૅબિનેટના પ્રધાનોને માથે અસંખ્ય કામોનો બોજ એટલો બધો છે કે તેઓ માત્ર કાયદાઓનું માળખું તૈયાર કરે છે, જ્યારે તેની વિગતો ભરવા કે તૈયાર કરવાનું કામ ખાતાંના સનંદી અધિકારીઓને સોંપાતું જાય છે. આનું કમનસીબ પરિણામ એ આવ્યું છે કે કૅબિનેટ કે સરકારના ઓથા પાછળ સરકારી કર્મચારીઓના હાથમાં અમાપ સત્તા અને સૂત્રસંચાલન આવી પડ્યાં છે. પ્રધાનો વિગતોના અજ્ઞાને પોતાના ખાતાના અધિકારીઓના દોરવ્યા દોરવાય છે. આવી દોરવણીમાં જડતા અને જાહેર મતની વારંવાર અવગણના સ્પષ્ટ દેખાઈ આવે છે. સનંદી અધિકારીઓ ઘમંડી બને છે અને છોટા નવાબો થઇને પ્રજા પર શાસન કરે છે. ખાતાવાર નિયમો અને પેટા-કાયદા ઘડવાની સત્તામાંથી

આ જમાનાની એક નવી નોકરશાહી સ્વરૂપની સરમુખત્યારી ઊભી થવા માંડી છે. કેટલાક પેટા-કાયદાઓ મૂળ કાયદાનું હાર્દ મારી નાખે છે અને તેનું સ્વરૂપ પણ વિકૃત કરી નાખે છે. આમ સત્તાનો દુરુપયોગ થાય એનો કોઈ જ ઇલાજ ન હોઈ શકે? પાર્લમેન્ટની મંજૂરી વિનાના હુકમો કે કાયદાઓનો અમલ કરવાથી લોકશાહી ટકી શકે ખરી?

## કાયદા હેઠળની સમાનતા પર પડતી તરાપ:

Infringement of the Rule of Law:

ઉપર જેની ચર્ચા કરી તે ખાતાવાર થતા નિયમો અને પેટા કાયદાઓને પરિણામે સમાનતાના હક પર આફત ઊતરતી દેખાય છે. નોકરશાહી દ્વારા બહાર પડતા હુકમો લોકોના મૂળભૂત હકોની નરી અવગણના કરતા દેખાય છે. દા.ત. Defence of the Realm Act-ની કોઈ કોઈ કલમો Habeas Corpus Actનું હાર્દ મારી નાખે એ સમજી શકાય તેવી વાત છે. અમુક બાબતોમાં ખાતાવાર તપાસ થયા બાદ અપીલને અવકાશ હોતો નથી. તો શું આ ખાતાંઓ દેશની સર્વોચ્ચ અદાલત કરતાં પણ ઊંચાં ગણવાનાં છે? કોઈક વાર તો પક્ષને બરોબર કેસ રજૂ કરવાની તક આપ્યા વિના આડેધડે નિર્ણયો અપાતા હોય છે. આમાં નરી મનસ્વિતા દેખાય છે. આ તો આ જમાનાની એક મોટામાં મોટી બંધારણીય સમસ્યા બની છે. આજે હવે ઇંગ્લેન્ડ એમ કહે કે ફ્રાંસની માફક અહીં Droit Administratif એટલે કે વિશિષ્ટ પ્રકારના કાયદા કે કોર્ટો નથી તો તેમાં હકીકતોની વિકૃતિ સિવાય બીજું કંઈ નથી. "Public safety is the highest law of all" એમ કહેવું ઠીક છે, પણ એ બહાને મનસ્વી કાયદાઓનો મનસ્વી અમલ થાય તેમાં કોની safety-સલામતી સચવાય છે તે વિચારવા જેવો પ્રશ્ન છે.

## સમેટી લેતાં:

આખા બ્રિટિશ રાજ્યબંધારણનાં વિશિષ્ટ તત્ત્વો અને અંગોનો અભ્યાસ કર્યા બાદ એટલું સ્પષ્ટ દેખાઈ આવે છે કે એ દેશનું બંધારણ એટલું સુંદર રીતે પરિવર્તનશીલ છે કે કોઈ પણ જાતના ઝંઝાવાતો અને ધાંધલ વિના ક્રમિક ફેરફારો તેમાં થતા જ રહ્યા છે. એક બાજુ જુગોજૂની સંસ્થાઓ યથાવત ટકી રહી છે તો બીજી બાજુ અસામાન્ય પલટાઓ પણ આવી ગયા છે અને છતાં, બંધારણની સ્થિરતામાં કંઈ ખલેલ પહોંચી નથી.

ઇંગ્લેન્ડનો સમાજ નવા યુગના પ્રવાહોની ખૂબ ઘેરી અસરો હેઠળ આવવા માંડ્યો છે. આજનો બ્રિટિશ નાગરિક માત્ર રાજકીય લોકશાહીથી સંતોષ માની બેસી રહેવા તૈયાર નથી. તે તો સાથેસાથે સામાજિક અને આર્થિક સમાનતાની તકો પણ માગે છે. પરિણામે સમાજવાદી વિચારસરણીવાળા સુધારાઓ મોટા પ્રમાણમાં પાર્લમેન્ટની ચર્ચાની એરણે ચડવા લાગ્યા છે. નવા યુગના આયોજન પ્રમાણે આર્થિક યોજનાઓ વિચારાવા લાગી છે; શિક્ષણ, સ્વાસ્થ્ય, રહેઠાણ અને સામાજિક તેમજ આર્થિક સલામતી અંગે જોગવાઇઓ થવા માંડી છે. પુખ્તવય મતાધિકાર, વર્ધમાન કરપદ્ધતિ, ઉદ્યોગો અને જાહેર સેવાઓનું રાષ્ટ્રીયકરણ વગેરે નવા વલણનાં સૂચક ચિહ્નો ગણી શકાય. આ બધું છતાં ઇંગ્લેન્ડમાં કોઈ ક્રાંતિનો ખળભળાટ કે ઉલ્કાપાતનું ઘમસાણ દેખાતું નથી, કેમકે પ્રજામાં સમયને અનુકૂળ થવાની (Adjustment) અને સમય પ્રમાણે વર્તવાની ગજબ આવડત અને શક્તિ પડ્યાં છે. નવા ચીલાઓ પડતા જ જાય છે છતાં બંધારણનું સાતત્ય જળવાઈ રહે છે.

"Let freedom slowly broaden on
From precedent to precedent"—
Tennyson

# ભારતની બેકારીની સમસ્યા

રજનીકાન્ત એલ. સંઘવી
[અર્થશાસ્ત્રના અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

ગરીબી અને બેકારી ભારતની મુખ્ય આર્થિક સમસ્યાઓ છે. વસતિના વધારાની સાથેસાથે બેકારીની સમસ્યા દિનપ્રતિદિન વધુ તીવ્ર બનતી જાય છે. આપણા દેશમાં ખુલ્લી બેકારી કરતાં પ્રચ્છન્ન અથવા છૂપી બેકારીનું પ્રમાણ અનેકગણું છે. એક બાજુથી જમીન અને ખેતીનાં બીજાં સાધનોની અછત અને બીજી બાજુથી વૈકલ્પિક રોજગારીના અભાવે મર્યાદિત જમીન પરના વસતિના અતિશય દબાણને લીધે ખેતીમાં આ જાતની બેકારી ઊભી થાય છે. દેખીતી રીતે લોકો જમીન પર શ્રમ કરતાં હોય છે, પરંતુ તે શ્રમ વડે ઉત્પાદનમાં કંઈ નોંધપાત્ર વધારો થતો હોતો નથી અને તેથી આ પરિસ્થિતિ છૂપી બેકારી તરીકે ઓળખાય છે. બીજી રીતે જોઈએ તો જમીનના કોઈ પણ નાના એકમને ખેડવા માટે બે માણસ પૂરતા હોય, પણ કુટુંબના ચાર સભ્યો તેના પર કામ કરે તો આ વધારાના બે માણસોનો શ્રમ એળે જાય છે અથવા તો આ ચારે ય માણસોનો અર્ધો શ્રમ વ્યર્થ જાય છે. મર્યાદિત જમીન પર જરૂર કરતાં વધુ શ્રમ કામે લગાડવાથી ઘટતી પેદાશનો નિયમ લાગુ પડે છે અને માથાદીઠ ઉત્પાદનમાં ઘટાડો થતો જાય છે. આ ઉપરાંત ખેતી પર કામ કરતા મોટા ભાગના લોકોને વર્ષે દહાડે ૫ થી ૭ મહિના કશું કામ જ હોતું નથી અને તે રીતે પણ શ્રમ વેડફાય છે. સંયુક્ત રાષ્ટ્રસંઘના 'Measures of economic development of underdeveloped countries' નામના અહેવાલમાં જણાવ્યા પ્રમાણે ભારતના ઘણાખરા ભાગમાં આ રીતે ખેતી પરની કુલ રોજગારીના ૨૦ થી ૨૫ ટકા શ્રમ વેડફાય છે. આ અંદાજ મુજબ ગણતરી કરીએ તો છૂપી બેકારીનું પ્રમાણ બેથી અઢી કરોડનું હશે તેમ સ્હેજે અનુમાન કરી શકાય. આની સામે બીજી પંચવર્ષીય યોજનાને પ્રારંભે આયોજન પંચે ખુલ્લી બેકારીનું પ્રમાણ ૫૩ લાખનું હોવાનો અંદાજ મુકયો હતો. આયોજન પંચની ધારણા હતી કે આ યોજના દરમિયાન એક કરોડ જેટલી નવી રોજગારીની માંગ ઊભી થશે ને તેથી બેકારીનું કુલ પ્રમાણ ૧ કરોડ અને ૫૩ લાખનું બનશે. આયોજન પંચે આ યોજના દરમિયાન ખેતી સિવાયના ક્ષેત્રોમાં ૮૦ લાખ ને ખેતીમાં ૧૬ લાખ એમ કુલ ૯૬ લાખ નવી રોજગારીની તકો ઊભી કરવાનું લક્ષ્યાંક નક્કી કર્યું હતું.

૧૯૬૧ની વસ્તી-ગણતરીએ આયોજન પંચની બધી જ ગણતરી ઊંધી વાળી દીધી છે. પંચની ધારણા હતી કે ૧૯૫૬ થી ૧૯૬૧ સુધીમાં વસતિ ૩૮·૪ કરોડથી વધી ૪૦·૮ કરોડ થશે અને પ્રચલિત માન્યતા મુજબ વધારાની વસતિના ૪૦% જેટલી રોજગારીની માંગ ઊભી થાય તો આ સમય દરમિયાન ૧ કરોડ નવી રોજગારીની માંગ ઊભી થશે. ખરેખર ૧૯૬૧માં વસતિ ૪૦·૮ કરોડની નહિ, પણ ૪૩·૮ કરોડની જણાઈ છે. અને આ રીતે ગત પાંચ વર્ષમાં થયેલ ૫·૪ કરોડના વસતિ વધારાને લીધે નવી રોજગારીની માંગ ૧ કરોડ ને બદલે ૨ કરોડ ૧૬ લાખ હોવાનો અંદાજ નીકળે છે. યોજના પૂર્વેની ૫૩ લાખની બેકારી સહિત આ સમય દરમિયાન રોજગારીની કુલ માંગ કદાચ ૨ કરોડ ૬૯ લાખ હોવાનું અનુમાન થઇ શકે છે. આ પશ્ચાદ્ભૂમિકાની સામે યોજનાની સિદ્ધિ તપાસીએ તો ૯૬ લાખના લક્ષ્યાંકની સરખામણીએ ખેતી સિવાયના ક્ષેત્રોમાં ૬૫ લાખ ને ખેતીમાં ૧૫ લાખ એમ કુલ ૮૦ લાખ રોજગારીની તકો અર્થતંત્રમાં ઊભી થઈ શકી છે. બીજી યોજનાને અંતે અને ત્રીજી યોજનાને પ્રારંભે આ રીતે દેશમાં ૧ કરોડ ૮૯ લાખની ખુલ્લી બેકારી હોવાની શકયતા છે. બેકારીના આ આંકડા ફક્ત ખુલ્લી બેકારી જ દર્શાવે છે, છૂપી બેકારીનો તેમાં સમાવેશ થતો નથી.

બીજી પંચવર્ષીય યોજનાની સિદ્ધિઓનું મૂલ્યાંકન કરીએ તો રાષ્ટ્રીય આવકમાં ૨૫% ને બદલે ૨૦%નો જ વધારો થવા પામ્યો છે ને રોજગારી પણ ૯૬ લાખને બદલે ૮૦ લાખ લોકોને આપી શકાઈ છે. આ બે મહત્ત્વના લક્ષ્યાંકો સિદ્ધ કરવામાં જે ત્રુટિ પડી

છે તેનું એક મહત્ત્વનું કારણ આપણી સરકારે અપનાવેલી ખાધપૂરક નાણાંતંત્રની નીતિ છે. વિકસિત દેશોમાં આ પ્રકારની નીતિ સંપૂર્ણ રોજગારી સ્થાપવાના હેતુસર અનુસરવામાં આવે છે, પરંતુ આ દેશમાં બેકારી ઊભી થવાનું કારણ આપણા દેશ કરતાં મૂળભૂત રીતે જુદું પડે છે. મહદ્ અંશે આવા દેશોમાં વ્યાપાર ચક્રોને લીધે સર્જાયેલ મંદીમાં બેકારી ઊભી થાય છે, અને શ્રમની સાથેસાથે જમીન ને મૂડીનાં સાધનોની પણ બેકારી આવી પરિસ્થિતિમાં હોય છે. આથી ઊલટું ભારત જેવા અર્ધવિકસિત દેશોમાં સામાન્ય રીતે ફક્ત શ્રમની જ બેકારી જોવા મળે છે અને શ્રમનાં પૂરક સાધનો જમીન તથા મૂડીની તીવ્ર અછત આવા દેશોમાં પ્રવર્તતી હોય છે. મંદી નહિ પણ આર્થિક વિકાસનો અભાવ આ જાતની બેકારીનું મુખ્ય કારણ હોય છે. વિકસિત દેશોમાં બચતનું પ્રમાણ મૂડી-રોકાણની માંગ કરતાં વધુ હોય છે અને તેથી બેકારી ઊભી થાય છે, જ્યારે અર્ધવિકસિત દેશોમાં મૂડી-રોકાણની માંગની સરખામણીએ બચતની ખેંચ હોય છે અને તેથી એક પ્રકારની કાયમી બેકારી અસ્તિત્વમાં આવે છે. વિકસિત દેશોમાં ખાધપૂરક નાણાંતંત્રની નીતિ દ્વારા રાજ્ય ખર્ચ વધારે છે ત્યારે શ્રમ, જમીન ને મૂડી એ ત્રણે સાધનોની રોજગારી વધવા લાગે છે. આથી ઊલટું અર્ધવિકસિત દેશોમાં જમીન તથા મૂડીની અછત હોઈને ઉત્પાદનની સ્થિતિસ્થાપકતા બહુ ઓછી હોય છે ને તેથી રાજ્યના આવા પ્રકારના ખર્ચથી રોજગારી વધતી નથી પણ ફુગાવો અસ્તિત્વમાં આવે છે. જ્યારે અર્થતંત્રમાં ફુગાવો અસ્તિત્વમાં આવે ત્યારે દેશની મહામૂલી બચતો, આર્થિક વિકાસની યોજનાઓને બદલે ચીજવસ્તુઓની સંઘરાખોરીમાં ઘસડાઈ જાય છે; કારણ કે તેવી પ્રવૃત્તિઓમાં જલ્દીથી અઢળક નફો પ્રાપ્ત કરી શકાતો હોય છે. આ પ્રક્રિયાથી આર્થિક વિકાસનો વેગ વધવાને બદલે ઘટે છે અને સરવાળે દેશને નુકસાન થાય છે. બીજી પંચવર્ષીય યોજનામાં ૧૨૦૦ કરોડથી વધુ ખર્ચ આ જાતની ખાધપૂરક નાણાંતંત્રની નીતિ વડે થયેલ છે ને તેથી અર્થતંત્રમાં ફુગાવો ઉદ્ભવ્યો છે. ફુગાવાની પરિસ્થિતિને લીધે જ મોટે ભાગે આ યોજનામાં ધાર્યા કરતાં ઓછી સિદ્ધિ મળી છે.

ત્રીજી પંચવર્ષીય યોજનાના સમય દરમિયાન દેશની વસતિ ૪૩.૮ કરોડથી વધી ૪૯ કરોડની થવા સંભાવના છે. આને લીધે કદાચ ૨ કરોડ ને ૮ લાખની નવી રોજગારીની માંગ ઊભી થશે. આમાં આ યોજનાના પ્રારંભે પ્રવર્તતી ૧ કરોડ ૮૯ લાખની બેકારીનો જે અંદાજ તારવેલ છે તે ઉમેરીએ તો રોજગારીની કુલ માંગ ૩ કરોડ ૯૭ લાખ થવા સંભવ છે. આની સામે આ યોજના માટે રોજગારીનો લક્ષ્યાંક ૧ કરોડ ને ૪૦ લાખ નો નક્કી કરવામાં આવેલ છે. જો ધારેલી સિદ્ધિ મળે તો પણ આ યોજનાને અંતે ૨ કરોડ ને ૫૭ લાખની બેકારી દેશમાં ચાલુ રહેશે. ત્રીજી યોજનાને અંતે પણ દેશની બેકારીની સમસ્યા ઉકલી શકાશે નહિ. બીજી પંચવર્ષીય યોજના ઘડતી વખતે આયોજન પંચે અપેક્ષા રાખી હતી કે ૧૯૭૬માં એટલે પાંચમી પંચવર્ષીય યોજના પછી બેકારીની સમસ્યાનું નિવારણ થઈ શકશે. આયોજન પંચની ગણતરી હતી કે ૧૯૭૬માં વસતિ ૫૦ કરોડની હશે, પરતુ ગયા દાયકામાં જે દરે વસતિ વધતી રહી છે તે દરે જો વધતી રહે તો ખરેખર વસતિ ૫૮ કરોડ લગભગ હશે. ૧૯૭૬માં સંપૂર્ણ રોજગારી સિદ્ધ કરવા માટે વસતિ-વધારાની આ ગણતરી સાચી પડે તો ૧૯૬૬ થી ૧૯૭૬ સુધીના ૧૦ વર્ષમાં આશરે ૬ કરોડ જેટલી નવી રોજગારી ઊભી કરવી પડશે. બીજી યોજના દરમિયાન એક રોજગારી ઊભી કરવા માટે સરેરાશ આશરે ૮૫૦૦) રૂ.નું મૂડી-રોકાણ કરવું પડ્યું હતું. આ દરે ગણતરી કરીએ તો ત્રીજી યોજના માટે નિર્ધારિલી એક કરોડ અને ૪૦ લાખની નવી રોજગારી માટે ૧૧,૯૦૦ કરોડનું મૂડી-રોકાણ અને ૧૯૬૬થી ૧૯૭૬ સુધીમાં ૬ કરોડની રોજગારી ઊભી કરવા માટે આશરે ૫૦,૦૦૦ કરોડ રૂપિયાનું મૂડી-રોકાણ કરવું પડશે. રોજગારીના ક્ષેત્રે ભૂતકાળની સિદ્ધિ જોતાં ૧૯૭૬માં દેશમાં સંપૂર્ણ રોજગારી સ્થપાય તેવી સંભાવના બહુ ઓછી છે. આયોજનના ૨૫ વર્ષ પછી પણ બેકારીની સમસ્યાનું નિરાકરણ કદાચ આવી શકશે નહીં.

વસતી વધવાથી દિન પ્રતિદિન બેકારીનું પ્રમાણ વધતું જાય છે. આ ઉપરાંત જમીન સુધારા, સહકારી પ્રવૃત્તિ વિકાસ અને ખેતીનાં બીજાં કાર્યક્રમોને લીધે છૂપી બેકારી ખુલ્લી બનતી જાય છે. ખેતી પર નભતા કેટલાક જમીનદારો, વચેટિયા, વ્યાપારીઓ અને મજૂરો

આ બધા સુધારાને લીધે સંપૂર્ણ રીતે બેકાર બનતા જાય છે. આ રીતે અર્ધ બેકારીનું પૂર્ણ બેકારીમાં રૂપાંતર થવાથી બેકારીની સમસ્યા વધુ વિકટ બનતી જાય છે. બેકારીની આ સમસ્યા હલ કરવા માટે આપણા દેશે લાંબી ફાળ ભરવી જરૂરી છે, પરંતુ દેશના કમનસીબે મૂડીની અછતને લીધે આવી લાંબી ફાળ ભરી શકાતી નથી. જો ખાધપૂરક નાણાંતંત્ર વડે આર્થિક વિકાસ ઝડપી બનાવવાનો પ્રયત્ન કરવામાં આવે છે તો ફુગાવો ઉદ્‌ભવે છે અને સરવાળે વિકાસ ઝડપી બનવાને બદલે મંદ પડે છે. આમ દેશમાં રોજગારી વધારવા માટે એક બાજુથી મોટા પાયા પર મૂડીની જરૂરિયાત રહે છે, અને બીજી બાજુથી ફુગાવો ઊભો ન થાય તે માટે પૂરતા પ્રમાણમાં ઉપભોગની ચીજવસ્તુઓની જરૂરિયાત રહે છે.

ખેતી તેમજ બીજી આર્થિક પ્રવૃત્તિઓ વિકસાવવા માટે દેશની પાસે પૂરતી મૂડી ન હોવાથી આપણે વિદેશી મૂડી પર આધાર રાખવો પડે છે. જેટલા પ્રમાણમાં વિદેશી મૂડી મળી શકે તેટલા પ્રમાણમાં આર્થિક વિકાસનો વેગ વધારી શકાય. આ છતાં ય દેશમાં શક્ય તેટલું મૂડી-સર્જન વધારવું જોઈએ. મૂડી-સર્જન વધારવા માટે એક માર્ગ નુર્કસે નામના અર્થશાસ્ત્રીએ દર્શાવ્યો છે. આ અર્થશાસ્ત્રી છૂપી બેકારીમાં મૂડી-સર્જનની શકયતા જુએ છે. ખેતીમાં કુટુંબના અમુક સભ્યો ઉત્પાદનમાં કંઈ જ ઉમેરો કરતા નથી છતાં કુટુંબની ખેતીની આવક પર નભતા હોય છે. આ રીતે કુટુંબના અમુક સભ્યો પોતાના બંધુઓ માટે સ્વેચ્છાપૂર્વક ઉપભોગમાં કાપ મૂકે છે, અને એક પ્રકારનો જે ત્યાગ કરે છે તે ખરેખર બચત છે. નુર્કસેનું માનવું છે કે, કુટુંબના આવા સભ્યોનો શ્રમ સીંચાઈ, રસ્તા, રેલ્વે, બાંધકામ વગેરે આર્થિક પ્રવૃત્તિઓમાં લગાડવામાં આવે અને તેમનું ભરણપોષણ પહેલાંની માફક તેમનાં કુટુંબીઓ વડે થતું રહે તો આર્થિક વિકાસ વેગવંત બને. આવી આર્થિક પ્રવૃત્તિઓ માટે જરૂરી મૂડીનાં સાધનો પણ આ વધારાના શ્રમ વડે ઊભાં કરી શકાય. કલાસિકલ અર્થશાસ્ત્રીઓની પ્રચલિત માન્યતા વિરુદ્ધ આ પ્રક્રિયા દ્વારા ઉપભોગ ઘટાડ્યા વગર મૂડી-સર્જન વધી શકે છે. એકંદરે મૂડી-સર્જનની આ પ્રક્રિયા શ્રમદાનને મળતી છે.

નુર્કસેએ બતાવેલ પરિણામ વાસ્તવમાં આવવું મુશ્કેલ છે. કુટુંબનાં અમુક સભ્યો બીજે કામ કરવા જાય તો તેમના માટે બાકીના સભ્યો પહેલાંની માફક ત્યાગ કરવાનું ચાલુ રાખે તે સંભવિત નથી. બાકીના આ સભ્યો ચોક્કસ રીતે પોતાના ઉપભોગમાં વધારો કરવા પ્રયત્ન કરે છે. બીજી બાજુથી ઘરના રોટલા ખાઈને કોઈ શ્રમદાન કરવા તૈયાર થાય નહિ. ખેતી પરથી લોકોને બીજી પ્રવૃત્તિઓમાં આકર્ષવા માટે આકર્ષક વેતન આપવું જરૂરી હોય છે. નવી આવકો મળતાં આ લોકો પણ પોતાના ઉપભોગમાં વધારો કરવા પ્રયત્ન કરે છે. વળી જો આ લોકો ગામડાથી દૂર કામ કરતા હોય તો તેમને અનાજ વગેરે ખાદ્ય વસ્તુઓ પહોંચાડવા માટે ખર્ચ કરવો પડે છે. આ બધાં કારણોને લીધે મોટા પ્રમાણમાં બચત થવી અશક્ય બને છે. નુર્કસે માને છે કે લોકોનો ઉપભોગ વધવાથી કે વહેંચણીનો ખર્ચ વધવાથી જૂના ઉપભોગ અને નવા ઉપભોગ વચ્ચે જે તૂટો પડે છે તે વિદેશી મૂડી દ્વારા મેળવી શકાય. ઉદાહરણ તરીકે નુર્કસેએ વ્યક્તિ દીઠ ૨૦ મણ અનાજના વધારાની અપેક્ષા રાખી હોય; પરંતુ ખેતી પરની બાકીની વ્યક્તિઓના ઉપભોગ વધારવાના નિર્ણય તથા વહેંચણીના બીજા ખર્ચને લીધે ફક્ત ૧૫ મણ અનાજનો જ વધારો ઉપલબ્ધ બને; અને આ નવી રોજગારીમાં રોકાયેલી વ્યક્તિને વીસ મણને બદલે ૨૫ મણ અનાજ આપવાનું હોય તો એક વ્યક્તિ દીઠ ૧૦ મણ અનાજની ખાધ પડે. આ રીતે પાંચ વ્યક્તિને ખેતી પરથી ખસેડી બીજી પ્રવૃત્તિમાં કામ આપવામાં આવે તો ૭૫ મણનો જે વધારો મળે તેમાંથી ત્રણ વ્યક્તિને વેતન આપી શકાય અને બીજી બે વ્યક્તિ માટે બહારથી સાધનો મેળવવાં પડે. નુર્કસેએ દર્શાવેલ આ પ્રક્રિયા દ્વારા વધુમાં વધુ મૂડી-સર્જન સિદ્ધ કરવું હોય તો આ નવી પ્રવૃત્તિઓ ગામડાંમાં અથવા તો ગામડાંની નજીક હોય તે ઇચ્છવા યોગ્ય છે. આમ કરવાથી પહેલાંની માફક કુટુંબ આર્થિક એકમ તરીકે ચાલુ રહી શકે છે, અને કુટુંબના સભ્યો પહેલાંની માફક ઓછા ઉપભોગ વડે જીવનનિર્વાહ ચલાવી શકે છે. વળી આવી આર્થિક પ્રવૃત્તિઓ ગામની નજીક હોય તો ચીજ-વસ્તુઓની વહેંચણીનો ખર્ચ પણ સૌથી ઓછો હોય છે. આવી પરિસ્થિતિમાં મૂડી-સર્જન વધુ પ્રમાણમાં થઈ શકે ખરું. ભારતમાં શરૂ કરેલ સામુહિક વિકાસ-યોજનાઓ આર્થિક વિકાસ માટે વધુ અનુરૂપ છે. ગામડાંમાં શરૂ કરેલી આવી પ્રવૃત્તિઓ ખેતી પરના વધારાના

લોકોને રોજી આપી શકે છે અને તે લોકો પોતાને જોઈતી ઉપભોગની વસ્તુઓ ખેતી પર કામ કરતા તેમના બંધુઓ પાસેથી મેળવી શકે છે. આપણી સરકારની ગામડાંની નજીક ઔદ્યોગિક વસાહતો સ્થાપવાની નીતિ પણ આ જ પ્રકારની છે. આવી વસાહતોમાં પણ ગામડાંના લોકો માટે વધુ રોજગારી ઊભી કરી શકાય છે. આ છતાં ય લોકોના ઉપભોગમાં અમુક પ્રમાણમાં વધારો થવાનો સંભવ હોય છે, અને તે વધારાની માંગને સંતોષવા માટે ચીજ-વસ્તુઓનું ઉત્પાદન વધારવાની જરૂરિયાત રહે છે જ. જેટલા પ્રમાણમાં અનાજ તથા બીજી ઉપભોગની ચીજ-વસ્તુઓનું પ્રમાણ વધારી શકાય તેટલા પ્રમાણમાં આર્થિક વિકાસનો વેગ વધારી શકાય. આથી કરીને જ સામુહિક વિકાસના કાર્યક્રમોમાં ખેતીની સુધારણાને વધુ મહત્ત્વ આપવામાં આવે છે.

સામુહિક વિકાસ કે ઔદ્યોગિક વસાહતોની યોજનાઓની સફળતાનો આધાર તેની વ્યવસ્થા ઉપર આધારિત છે. વ્યવસ્થા-તંત્રનું મુખ્ય કાર્ય ગ્રામ પ્રજામાં નવીન જાગૃતિ લાવી તેમને પોતાના જ કલ્યાણ અર્થે કમર કસવા પ્રેરણા આપવાનું છે. સરકારની દોરવણી અને મદદ વડે આ પ્રજા સ્વપ્રયત્નો દ્વારા પોતાની આર્થિક સ્થિતિ સુધારી શકે છે, પરંતુ જ્યાં સુધી લોકોમાં નવી આશા કે ઉત્સાહનો સંચાર થાય નહિ ત્યાં સુધી આ કાર્યક્રમો સફળ થઈ શકે નહિ. લોકોને જાગૃત કરવા અને તેઓને તેમની શક્તિનો સદુપયોગ કરવા માટેના માર્ગો દર્શાવવા વિસ્તરણ કાર્યક્રમોની જરૂરિયાત રહે છે. આવા વિસ્તરણ અને સામુહિક વિકાસના કાર્યક્રમોની સફળતા વ્યવસ્થા-તંત્રની કાર્યક્ષમતા પર અવલંબે છે. જો સફળ રીતે ગામડાંના લોકોની શક્તિનો અને ગામડામાં મળતા બીજા સાધનોના આર્થિક વિકાસ માટે ઉપયોગ કરવામાં આવે તો દેશની મુખ્ય સમસ્યાઓ—ગરીબી અને બેકારીનું નિવારણ થઈ શકે.

સામુહિક વિકાસ-યોજનાઓ અને ઔદ્યોગિક વસાહતો માટે જે ઉત્પાદનની પદ્ધતિઓ અપનાવવામાં આવે તેમાં વધુ રોજગારી ઊભી થઈ શકે તેવી જોગવાઈ હોવી જોઈએ; પરંતુ રોજગારી તરફ દૃષ્ટિ રાખવાથી ઉત્પાદનની કાર્યક્ષમતા જોખમાય નહિ તે પણ જોવું જોઈએ. રોજગારીનું સર્જન રાષ્ટ્રિય આવકના વધારાના ફલ સ્વરૂપે જ થઈ શકે. સામાન્ય રીતે મોટા પાયા પરનું ઉત્પાદન કે જેમાં શ્રમ-વિભાજન અને યંત્રોનો ઉપયોગ શક્ય હોય છે તે વધુ કાર્યક્ષમ હોય છે; પરંતુ તેમાં મોટા પ્રમાણમાં રોજગારી ઊભી કરવાની તક હોતી નથી. આથી ઊલટું ફક્ત રોજગારીના હેતુસર જ નાના પાયાના તથા કુટીર-ઉદ્યોગો સ્થાપવામાં આવે તો અને બીજી આર્થિક પ્રવૃત્તિઓ શરૂ કરવામાં આવે તો તેમાં કાર્યક્ષમતા ઓછી હોવાની સંભાવના હોય છે. આપણા દેશને તો વધુ રોજગારી ઊભી કરી શકે અને તે છતાં ય ઉત્પાદનમાં કાર્યક્ષમતા જળવાઈ રહે તેવી પદ્ધતિની જરૂર છે. ભારતમાં ઉત્પાદન-પદ્ધતિ માટે એવાં સંશોધન અને સુધારાની જરૂર છે કે જેથી ઓછી મૂડી અને વધુ શ્રમનો ઉપયોગ કાર્યક્ષમ રીતે થઈ શકે. વિકસિત દેશોમાં અઢળક સંપત્તિનું ઉત્પાદન મોટા પાયા પરના ઉત્પાદન કરતાં આધુનિક વિજ્ઞાન અને ટેકનૉલૉજીને આભારી છે. આપણા દેશમાં મોટા પાયા પર ઉત્પાદન જરૂરી નથી, પરંતુ આધુનિક વિજ્ઞાન અને ટેકનૉલૉજીનો ઉપયોગ તો આવશ્યક છે જ. વરાળ શક્તિની જ્યારે શોધ થઈ ત્યારે જે અશક્ય હતું તે વીજળી અને અણુશક્તિની શોધ પછી શક્ય બનેલ છે. આજે તો ગામડે-ગામડે અને ઘેરઘેર વીજળી પૂરી પાડી શકાય તેવી શક્યતા છે અને આ શક્તિ વડે ચાલી શકે તેવાં નાનાં નાનાં યંત્રો જો ઊભાં કરવામાં આવે તો રોજગારી તથા કાર્યક્ષમતા વચ્ચે સુમેળ સાધી શકાય. વિકેન્દ્રિત ઔદ્યોગિકરણ વડે જ ભારતનાં લાખો ગામડાંની આર્થિક સમસ્યા હલ થઈ શકશે. આવા વિકેન્દ્રિત ઉદ્યોગોને પ્રોત્સાહન આપવાની દૃષ્ટિથીજ ભવિષ્યના ઔદ્યોગિકરણનું આયોજન કરવાનો સમય પાકી ગયો છે.

સામુહિક વિકાસ-યોજનાઓ અને વિકેન્દ્રિત ઔદ્યોગિકરણ વડે જ રોજગારીની સમસ્યા ઉકેલી શકાશે. આ છતાં ય આ સમસ્યા એટલી બધી વિકટ છે અને ઝડપથી વધતી વસતિને લીધે જે રીતે એ વધુ વિકટ બનતી જાય છે તે પરથી લાગે છે કે આ માર્ગો વડે પણ તેનું નિરાકરણ લાવતાં દેશને ઓછામાં ઓછા ત્રણચાર દાયકા લાગશે.

*

# લોકશાહીની જન્મભૂમિ

હરકાન્ત શુકલ
[સચીવ, ગુજરાત વિધાન સભા, અમદાવાદ]

એક એવી સાર્વત્રિક માન્યતા આરૂઢ થઈ છે કે રાજકીય આદર્શોનાં જુદાંજુદાં સ્વરૂપોની બક્ષિશ જગતને ફક્ત યુરોપે કરી છે. એશિયા એટલે "રાજકીય રીતે અફરતાનો દેશ અગર જ્યાં સામાન્ય રાજકીય સુધારાઓ દાખલ થતાં સૈંકડો વર્ષો લાગે તેવો રાજકીય દૃષ્ટિએ રૂઢિચુસ્ત અગર સુસ્ત દેશ" એવી માન્યતા ઠીકઠીક પ્રમાણમાં પ્રચલિત હતી. પરન્તુ ઘણાને આશ્ચર્ય લાગશે કે પ્રાચીન હિન્દમાં યુરોપ પહેલાં પણ લોકશાહી જેવા રાજકીય આદર્શના પ્રયોગો નહોતા થયા તેમ નહિ. હિન્દના અને યુરોપના ઘણા ઇતિહાસકારો આજે તો માને છે કે જગતને પ્રજાસત્તાક એટલે પ્રજાતંત્રના પ્રથમ વિચારો હિન્દે જ આપ્યા છે અને આ દિશામાં પ્રથમ અખતરાઓ કરવાનું માન હિન્દને જાય છે. હિન્દમાં પ્રજાવાદી રાજ્યના અખતરાઓ છેક વૈદિક કાળથી શરૂ થયેલ હોવાનું કહેવામાં આવે છે. વેદોનો ઉત્પત્તિકાળ લગભગ પાંચ હજાર વર્ષો પૂર્વેનો ગણાય છે. ઋગ્વેદમાં આવતા "સભા" અને "સમિતિ" એ ઉપરના તથા નીચેના ધારાસભા-ગૃહોનું અસ્તિત્વ સૂચવતા શબ્દો છે. અથર્વ વેદમાં તો આ બન્ને સંસ્થાઓને પ્રજાપતિ એટલે આદિસર્જકની બે પુત્રીઓ સમાન ગણવામાં આવેલ છે અને તે દ્વારા આદિસર્જકે પોતાનું સર્જન કાર્ય સંપૂર્ણ કરેલ હોવાનું કહેવામાં આવે છે. વૈદિક સાહિત્યમાં આ સિવાય બીજા શબ્દોનો પણ ઉલ્લેખ કરવામાં આવેલ છે અને "સભાપતિ", "સભાસદ" અને "સભાપાલ" એ શબ્દો આજના "અધ્યક્ષ", "ધારાસભ્ય" અને "સાર્જન્ટ–ઍટ–આર્મ"ના અનુક્રમે પર્યાય શબ્દો માનવામાં આવે છે. બહુમતિના નિર્ણયને "નરિષ્ટા" એટલે કે "જે ન ઉથાપી શકાય તેવો નિર્ણયાત્મક" માનવામાં આવતો તથા બહુમતિના અભિપ્રાયને માન આપવું જોઇએ તેમ ગણવામાં આવતું. પરન્તુ કાળે કરીને આ પદ્ધતિની અસર હિન્દુ રાજનીતિ ઉપર ઠીકઠીક-પ્રમાણમાં થયેલ છે તે સ્પષ્ટ છે. રાજ્યનો મુખ્ય હેતુ એ ધર્મ હતો. ધર્મ એટલે "કાયદો અને બંધારણ". એનું પાલન કરવા માટે બધી સત્તા રાજ્યના વડાને સુપ્રત થતી અને તેને "દંડ" તરીકે કહેવામાં આવતો. કાળે કરીને જ્યારે આ બધી સત્તાઓ રાજાએ લઈ લીધી ત્યારે પણ હિન્દુ રાજનીતિમાં રાજાને હમેશાં બંધારણીય વડા તરીકે જ સ્થાન આપવામાં આવેલ છે. વૈદિક પદ્ધતિ અનુસાર આ પ્રજાસત્તાક તંત્ર કેમ ચાલતું તેની વિગતોની ખાસ માહિતી મળતી નથી.

વૈદિક કાળ પછી મહાભારત કાળમાં આવીએ ત્યારે તો આપણને ઘણાં પ્રજાસત્તાક રાજ્યો થયેલાં જોવામાં આવે છે. આ બધાં રાજ્યોને સંઘ તરીકે ગણવામાં આવતાં. શ્રીકૃષ્ણનું જે વૃષ્ણિ નામનું ક્ષત્રિય કુળ હતું તેનો બનેલો સંઘ તે "વૃષ્ણિસંઘ" તરીકે અને શ્રીકૃષ્ણ એ સંઘના ચૂંટાયેલા વડા હતા એ પુરાણ-પ્રસિદ્ધ વાત છે. સામાન્ય રીતે જોઇએ તો વસુદેવના જ્યેષ્ઠ પુત્ર બલરામ હતા અને રાજા હોત તો રાજગાદીના ખરા વારસ તો બલરામ ગણાય; પણ આ તો સંઘ રાજ્ય હતું અને શ્રીકૃષ્ણને રાજ્યના વડા તરીકે નિયુક્ત કરેલા એટલે જ એ સર્વસત્તાધીશ રહ્યા. આ બધાં નાનાં નાનાં પ્રજાસત્તાક રાજ્યોના સંઘને "સંઘટગણ" તરીકે ઓળખવામાં આવતો, જે લગભગ આજના ફેડરલ પ્રજાસત્તાક જેવું રાજ્ય હતું. ઈ. સ. પૂર્વે પાંચસો વર્ષ અગાઉ થઈ ગયેલ હિન્દના જાણીતા વ્યાકરણકાર પાણિનિએ પણ આવી સંસ્થાઓનો તેમનાં પાણિનિસૂત્રમાં ઉલ્લેખ કર્યો છે. તેમના ઉલ્લેખ પ્રમાણે "નિકલ" એટલે "ધાર્મિક સભા", જ્યારે જે જુદા જુદા પક્ષો અગર રાજ્યોના બનેલ પ્રજાસત્તાકને "ગણ"તંત્ર કહેવાતું. અહીં "પક્ષ"ને માટે "વર્ગ" શબ્દનો ઉપયોગ કરવામાં આવ્યો છે. પાણિનિ મુજબ સંઘ એટલે જુદાં જુદાં પ્રજાસત્તાક રાજ્યોનું બનેલું એક ફેડરલ રાજ્ય હતું અને આવા રાજ્યને પોતાનું લશ્કર પણ હતું. આપણે જોઇએ તો બુદ્ધ-કાળમાં પણ "લીચ્છવી", "શકચ", "મૌર્ય", "મલ્લ" વગેરે નાનાં પ્રજાસત્તાક રાજ્યો અસ્તિત્વમાં હોવાનું જાણવા મળે છે. મૌર્ય-કાળમાં ચાણકયના અર્થશાસ્ત્રમાં તો લગભગ બાવન જેટલાં પ્રજાસત્તાક રાજ્યોનો ઉલ્લેખ છે, જેમાં સૌરાષ્ટ્ર પણ આહિર જાતિનું પ્રજા-

સત્તાક રાજ્ય હતું તેમ માનવામાં આવે છે. બુદ્ધ-કાળમાં જે પ્રજાતંત્ર પ્રચલિત થયું હતું તેમાં "અધ્યક્ષ"ને "વિનયધાર", "દંડક"ને "ગણપૂરક", "સભાસદોની બેઠક ગોઠવનાર"ને "આસન પ્રજ્ઞાપક", સંકલ્પને "જ્ઞપ્તિ", મતને "છંદ" અને બહુમતિના નિર્ણયને "ભુયસિક ક્રિયા" તરીકે જાણવામાં આવતા. ધારાસભાનો કોઈ પણ નિર્ણય સર્વાનુમતે લેવાય તે આદર્શ વસ્તુ ગણવામાં આવતી અને આ સર્વાનુમતિ માટે જુદાજુદા પક્ષના નેતાઓની બનેલી સમિતિઓ પણ રચવામાં આવતી. દરેક ગામડું એ સ્વાયત્ત સમાજનું પ્રતીક ગણાતું અને આ ગામડાંઓ તથા શહેરોમાં "કુલ", "જાતિ", "શ્રેણી", "પુગ", "ગણસંઘ" અને "સમૂહો" વગેરે વિભાગોમાં સમાજ વહેંચાયેલો હતો. પ્રાચીન હિન્દુ રાજનીતિ એ સત્તાના વિકેન્દ્રીકરણના સિદ્ધાંતો ઉપર રચાયેલ હતી. એટલે, "સભા" અને "સમિતિ" પાસે તો રાજ્ય અગર તો સંઘને લગતા નીતિના પ્રશ્નોની જ બહુધા છણાવટ કરવામાં આવતી.

આ તંત્ર અને સિદ્ધાંતો ચંદ્રગુપ્ત મૌર્યના કાળ સુધી પ્રચલિત રહ્યાં. ચંદ્રગુપ્ત મૌર્યના વખતમાં તેણે આ બધાં રાજ્યો અને ગણરાજ્યો જીતીને બધી સત્તા પોતાના હાથમાં કેન્દ્રિત કરી અને પ્રચલિત લોકશાહી તંત્ર અને તે સિદ્ધાંતને લગભગ નષ્ટપ્રાયઃ બનાવી દીધો. ચંદ્રગુપ્ત પછીનાં જે રાજ્યો થયાં તેમાં બહુધા રાજાશાહી તંત્ર વધુ સ્થિર બનવા માંડ્યું. ગમે તે કારણે ચંદ્રગુપ્ત મૌર્યનાં સામ્રાજ્યવાદી લશ્કરો સામે આ નાનાં નાનાં ગણતંત્રો ટકી શક્યાં નહિ. ચંદ્રગુપ્ત મૌર્ય પછી તેના પૌત્ર અશોકે રાજસત્તાની સાથે નૈતિક વિકાસ ઉપર વધુ ભાર મૂકી હિન્દભરમાં તેની નૈતિક આણ ફેલાવી. આમ છતાં પણ રાજ્યતંત્રના મૌલિક સિદ્ધાંતોમાં કોઈ ખાસ ફરક પડ્યો નહિ. મૌર્ય સામ્રાજ્યનું પતન થયું છતાં ગણતંત્રો માથું ઊંચકી શક્યાં નહિ અને હિન્દભરમાં રાજાશાહી એ સ્થિર રાજતંત્રના સ્વરૂપ તરીકે સ્વીકાર્ય બની.

આ પછી રાજનીતિ ઉપર લખાયેલાં પુસ્તકો અને તેમાં ચર્ચાયેલ સિદ્ધાંતો જોઈશું તો રાજાની સત્તા ઉપર બને તેટલો ધાર્મિક, આધ્યાત્મિક અને નૈતિક અંકુશ મૂકવામાં આવેલો જણાય છે. પરિણામે પ્રાચીન કાળમાં રાજા બહુધા આપખુદ થઈ શકતો નહિ. આ પરિસ્થિતિ છેક મુસ્લિમ આક્રમણ થયું ત્યાં સુધી ચાલુ રહી. મુસ્લિમ કાળમાં થયેલ રાજતંત્રના પલટાઓ અને તેની ઘટનાઓ તથા સ્વરૂપો વિશે હકીકતો ઠીકઠીક જાણીતી છે. મુસ્લિમ આધિપત્ય નીચે શરૂ થયેલ રાજ્યવ્યવસ્થા તો છેક મોગલ કાળ પૂરો થયો ત્યાં સુધી એક યા બીજા સ્વરૂપે ચાલુ રહી અને બ્રિટિશના હાથમાં હિન્દની રાજ્યવ્યવસ્થા આવ્યા પછી હિન્દનાં જીવનમાં સાંસ્કૃતિક, રાજકીય અને બીજી અનેક દૃષ્ટિએ અનેક ફેરફારો થયા છે. આ બધાને લીધે હિન્દનાં માનસ, વિચાર અને જીવનમાં અનેક પલટાઓ આવ્યા છે. જૂની પ્રણાલિકાઓ ઉપર સ્થાપિત થયેલ વર્ણવ્યવસ્થા, જાતિ, કુળ વગેરેની વ્યવસ્થાઓ એક યા બીજા સ્વરૂપે સમાજમાં ચાલુ રહી છે છતાં પણ નવા રાજકીય વિચારોએ હિન્દના રાજકીય જીવનમાં ઠીકઠીક ક્રાન્તિ કરી છે. જ્યાં સુધી સમાજની સંપૂર્ણ વ્યવસ્થા અને રહેણીકરણી નવા વિચારોને અનુકૂળ ન બને ત્યાં સુધી આ બધા સિદ્ધાંતોનું અંશતઃ પાલન કરવાનું કામ મુશ્કેલ રહે. હિન્દમાં વૈદિક કાળમાં શરૂ થયેલ પ્રજાતંત્રનો સિદ્ધાંત હિન્દ બહાર ઠેઠ યુરોપના સંસ્કૃતિધામ ગણાતા ગ્રીસમાં ફાલ્યો-ફૂલ્યો. લગભગ બે હજાર વર્ષ પૂર્વે હિન્દમાં જન્મેલી રાજકીય વિચારસરણી અનેક દેશો, પ્રદેશો, પ્રજાઓ અને હવામાનો વચ્ચે થઈ પાછી સ્વસ્થાને પુનર્જિવિત થઈ છે. બે હજાર વર્ષોના સમય-ઘસારા અને ક્રાન્તિ-ઉત્ક્રાન્તિના પલટાઓ વચ્ચે લોકશાહી તંત્ર ભારતવર્ષમાં ફરીથી નવાં સ્વરૂપે ઘર-આંગણે આવ્યું છે ત્યારે તેનાં સિદ્ધાંતો, પદ્ધતિઓ, પ્રણાલિકાઓ તથા કાર્યરીતિને તપાસી તેનો અભ્યાસ કરવો એ દરેક નાગરિકની સામાન્ય ફરજ થઈ પડે છે.

## વિષયસૂચિ


એન્શ્યન્ટ ઇન્ડીઅન પૉલિટી—પ્રો. રંગસ્વામી આયંગર
હિસ્ટ્રી ઑફ હિન્દુ પોલિટિકલ થીઅરી—ઘોશલ
પોલિટિકલ હિસ્ટ્રી ઑફ એન્શ્યન્ટ ઇન્ડીઆ
—એચ. સી. રાયચૌધરી
હિન્દુ પૉલિટી—કે. પી. જયસ્વાલ
ગવર્નમેન્ટ ઇન એન્શ્યન્ટ ઇન્ડીઆ—ડૉ. બેનીપ્રસાદ
કૌટિલ્ય અર્થશાસ્ત્ર


*

# સામાજિક ક્રિયાઘટનાની સંયુક્તિ

ચંદ્રભાઈ ભટ્ટ
[સમાજવિદ્યાઓના અભ્યાસી અને લેખક]

માનવ-ઇતિહાસમાં માનવ-જીવનનો સામાજિક આરંભ ક્યારે થયો અને ક્યાં થયો, તેની શોધ કરવા જવાની જરૂર નથી. સૌથી અગત્યની વાત તો એ છે કે, સ્થળ અને સમયમાં માનવસમાજની શરૂઆત માનવજીવનના આરંભમાં જ શરૂ થઈ. જીવનનો આરંભ જ સામાજિક પ્રવૃત્તિનો સાક્ષી બનીને શરૂ થતો હોય છે એમ કહી શકાય. જીવન વ્યવહારનું આરંભનું રૂપ સામાજિક જ હોય છે એમ પણ કહી શકાય. એક જીવનરૂપ બીજા જીવનરૂપના સાન્નિધ્ય, સહચાર, સમીપતા, સંબંધ અને સહકાર્ય વિના જીવી જ શકતું નથી એમ પણ કહી શકાય. આવું ગમે તેવું જીવનરૂપ પોતાની જીવનક્રિયામાં, બીજાં જીવનરૂપો સાથેના ઐક્યની પણ સહજ રીતે સાબિતી આપે છે. આવી એકતા, સમીપતા અને સહકાર્યદક્ષતાના અતિ સૂક્ષ્મ એવા અંકુરો, જીવનનાં ગમે તેવાં સૂક્ષ્મ સ્વરૂપોમાં પણ નિહાળી શકાય છે તથા જીવનક્રિયાની પાયાની પ્રતીતિ આ રીતે, સામાન્ય એવા અવલોકનથી અને સામાન્ય એવી સમજણથી પણ પામી શકાય છે.

ગમે તેવું સૂક્ષ્મ જીવનસ્વરૂપ પોતાનાં જેવાં બીજાં સ્વરૂપોમાં, એકતા પામી શકે છે. આ એકતાવાળાં જીવન-રૂપો, એકસાથે રહીને, અભાન રીતે પણ સામાજિક દેખાય તેવી ક્રિયા કરી શકે છે. આવી ક્રિયાઓ, કીડી, મંકોડી, મધમાખ, ઉધાઈ જેવાં સૂક્ષ્મ રૂપોની ક્રિયાઓમાં પણ સહજ રીતે વણાઈ ચૂકેલી દેખાય છે. આ એકતામય ક્રિયારૂપોમાં, પરસ્પર વચ્ચેના તફાવતો પણ હોય છે જ; પરન્તુ આ તફાવતો, ગૌણ છે, એકતા મુખ્ય છે. આ તફાવતો, અથવા જુદાઈઓ પણ એકબીજાને પૂરક બનીને, આખી એકતાના ક્રિયાઐક્યને જ સરજે છે.

જીવનનાં જુદાં જુદાં રૂપોની ક્રિયાઓમાં રહેલી એકતાના પાયામાં સૌથી પ્રથમ બાબત તો, પ્રાણીઓની એકે એક જાતનાં એક જ જાતનાં શરીરો છે તથા તે શરીરોમાંનું એક જ જાતનું મગજ હોય છે તે છે. જીવનનું માનવસ્વરૂપ પણ એક જ જાતના શરીર-મગજવાળું પાયાનું એકતા સ્વરૂપ છે. સામાજિકતાના પાયામાં મનુષ્યની આ સૌ પ્રાણીઓની એવી મૂળભૂત એકતા છે. આ એકતા પર શરૂ થતું માનવજીવન, માનવમાત્રમાં, પરસ્પરની અંદર રહેલી, સહજ એવી સરખામણીની અથવા સમાનતાની એકતાને દેખી શકે છે, અને સમજી શકે છે તે બાબત છે. એક મનુષ્યની બીજા મનુષ્યની અંદર પોતાના જ સ્વરૂપ જેવી એકતા દેખી શકવાની તાકાત મનુષ્યના સામાજિકપણાનો પાયો છે.

## સામાજિકતાનો આરંભ, પ્રજનન સંબંધ એકતાનાં કુટુંબો અને ગોત્રો

ઉપર કહેલા જીવનમાત્રના ક્રિયાઐક્યના પાયા પર માનવજીવન આગળ વધે છે તથા સામાજિકતાના સહ-જીવનને ધારણ કરે છે. આ સહજીવનનું પહેલું રૂપ કુટુંબ છે. માનવસમાજનું એ આરંભનું એકમ છે. આ ક્રિયા-એકમની એકતા શરીર-સંબંધથી બંધાયેલી છે. આ સંબંધની સાહજિકતામાં જ માનવસમાજના પહેલા તંતુઓ વણાવા માંડે છે. માનવસહચારની સામાજિક વ્યવસ્થાનો અને નિયમનતાનો નમ્ર પ્રારંભ એ સ્વરૂપમાં દેખાય છે. આ કુટુંબ સહજ રીતે જ પ્રજનન સંબંધમાં મોટું બનવા માંડે છે. પ્રજનન સંબંધોમાં મોટું બનતું કુટુંબ, એક ટોળું, એક કુળ કે એક ગોત્ર બની જાય છે.

એક ટોળું અથવા એક કુળ અથવા એક ગોત્ર, અંદરઅંદરના પ્રજનન સંબંધોમાં (endogamy)થી, બીજાં ટોળાં, કુળ કે ગોત્રોના સમાગમમાં આવતાં જ પરસ્પર વચ્ચેના પ્રજનન સંબંધોમાં પણ પ્રવેશવા માંડે છે. બે કુળ કે ગોત્રો કે ટોળાંઓનો આરંભનો સમાગમ, કલહ કે વિગ્રહનો હોય છતાં પણ આસ્તેઆસ્તે, જીવન-સહચાર વધારે પ્રબળ નીવડે છે અને વિગ્રહનું સ્વરૂપ, કામચલાઉ સંધિઓ મારફત, સ્થાયી સહકારના વ્યવહારને ધારણ કરે છે. એકથી વધારે ગોત્રો કે કુળો, અનેક કુટુંબોવાળાં બનીને, પરસ્પર સાથે પ્રજનન સંબંધો બાંધે છે. ગોત્ર ગોત્ર વચ્ચેના આ સંબંધો, (exogamy)

સામાજિક ક્રિયા-વ્યવહારને વધારે વ્યાપક બનાવે છે.

માનવસમાજની આવી જીવનદશા પ્રાથમિક છે. આ પ્રાથમિક જીવનદશાનો સામાજિક વ્યવહાર પ્રાથમિક હોય છે. આ પ્રાથમિક દશાની માનવસમાજની મુખ્ય ક્રિયા, શિકાર કરીને ખોરાક મેળવવાની તથા શિકાર-વ્યવસાયનાં પ્રાથમિક એવાં સાધનો બનાવવાની તથા કુટુંબના પ્રાથમિક એવા સંબંધોમાં રહીને પ્રજનન કરવાની હોય છે. આ જીવનદશાનું માનવપ્રાણી બીજાં પ્રાણીઓની જીવનદશાથી પ્રકારગત રીતે વિશિષ્ટ એવી માનવ-પ્રવૃત્તિ શરૂ કરી ચૂક્યું હોય છે. આ પ્રવૃત્તિમાં માનવ-ભાન-દશાનો સામાજિક એવો પ્રારંભ જ હોય છે. આ સામાજિક પ્રવૃત્તિનું મુખ્ય લક્ષણ શ્રમ-સાધન બનાવીને તેના વડે ક્રિયાવ્યવહાર કરવાનું છે.

## સામાજિક ક્રિયાવ્યવહારનું સ્વરૂપલક્ષણ: પરસ્પરાનુબંધ

સામાજિકતા એટલે જ પરસ્પરાનુબંધ છે. પરસ્પરાનુબંધ સામાજિક પ્રવૃત્તિના આરંભનો અને પાયાનો મનુષ્ય મનુષ્ય વચ્ચેનો, અનુબંધ સંબંધ છે. સામાજિકતાનું આરંભનું એકમ જે કુટુંબ છે તેનું અસ્તિત્વ જ, સ્ત્રી-પુરુષના પરસ્પરાનુબંધ પર રચાએલું છે. આ કુટુંબજીવનનો લોહી-સંબંધ અથવા સગાઈ પરસ્પરના શારીરિક ક્રિયા-ઐક્ય પર આધાર રાખીને આરંભાય છે. શરીરનું આ પરસ્પરનું પૂરક એવું આ ક્રિયાઐક્ય, કુટુંબજીવનના આરંભમાં, પરસ્પરની સામાજિક ક્રિયાઓ એટલે, જનન-ક્રિયા ઉપરાંત, બાળઉછેર અને ગૃહકાર્ય તથા જીવનનિર્વાહની ક્રિયાઓનું સહકાર્ય બને છે. સ્ત્રી અને પુરુષનું સહજીવન સામાજિક સહજીવનનો સામાજિક ક્રિયા-વ્યવહારનો આરંભનો અંકોડો બને છે. આ ક્રિયાઐક્ય અથવા પરસ્પરાનુબંધ કુટુંબોમાં વ્યાપક બને છે. એકથી વધારે કુટુંબો અથવા કુળો અથવા ગોત્રો આ પરસ્પરાનુબંધના વ્યાપક રૂપની વિવિધતા વડે સમાજજીવનના ક્રિયા-વ્યવહારોને મઢે છે. આ ક્રિયા-વ્યવહારોની સંઘટનાનું નામ સમાજ છે.

## સામાજિક ક્રિયાવ્યવહારનું સ્વરૂપલક્ષણ, સહકાર્ય

સહકાર અથવા સહકારી ક્રિયા, એ સામાજિક ક્રિયા-વ્યવહારનું મુખ્ય સ્વરૂપલક્ષણ છે. આ સહકાર્યના પાયામાં માનવકાર્યની સર્વસામાન્ય એવી રસવૃત્તિ અથવા સંયુક્ત સ્વાર્થવૃત્તિ રહેલી માલૂમ પડે છે. આ સ્વાર્થએકતા, અને સામાન્ય રસવૃત્તિવાળો પરસ્પરાનુબંધ, સહકાર્યની એક મોટી ઘટના ઘડે છે. સામાજિક ક્રિયા-વ્યવહારમાં જ આવી ઘટના માનવસમાજમાં શક્ય બની શકી છે. આ ઘટનાના પાયામાં જ આપણે માનવસમાજનાં વ્યક્તિ-એકમોને, પરસ્પર સાથે અનેક એવા ક્રિયા-સંબંધોમાં નિયુક્ત બનેલાં દેખી શકીએ છીએ. આવું માનવ માનવ વચ્ચેનું સંબંધનિયોજન, સામાજિક ક્રિયાવ્યવહારનું પરિ-ણામી પ્રેરકબળ છે. આ સંબંધ-ઘટનાનાં અનેક સ્વરૂપો એવાં તો વ્યાપક, વિશાળ અને પરસ્પરમાં અંતર્ગત બની ગયાં હોય છે, કે તે ક્રિયાસ્વરૂપોનાં નામ, અર્થકારણ, રાજકારણ વગેરે પડચાં હોય છે. આ બધાં ક્રિયાસ્વરૂપોની શાસ્ત્રીય એવી સમજણ અને અભ્યાસ જરૂરી બની ચૂકયાં છે. આ બધાં ક્રિયાસ્વરૂપોનાં એકમો અનેક ઘટકો બનીને, અનેક સંબંધો બનીને, માનવસમાજના સામાજિક ક્રિયા-વ્યવહારની અનેક ઘટનાઓ બની ચૂકયાં છે. આ ઘટના-ઓ જેણે ઘડી છે, આ ઘટનાઓ, જેની પરસ્પરની **સહકારી ક્રિયાપ્રવૃત્તિઓ વડે વણાઈ છે, તેની એટલે માન-વોની પરસ્પરની અંતર્ગત બનતી રસવૃત્તિઓ, સ્વાર્થવૃત્તિઓ અને ક્રિયાપ્રવૃત્તિઓના સંયુક્ત તાણાવાણાઓની ઘટના બનીને જ માનવોનો સમાજ, માનવસમાજ બની શક્યો** છે. આ માનવસમાજ નામની ઘટનાનું રૂપ અનેક વરસોથી ઘડાતું આવ્યું છે. આ ઘટનાના ઘડતરના બનાવોના ઇતિહાસ લખાયા છે. આ ઘટનાના ઘડતરની આંટીઘૂંટીઓને ઉકેલનારાં શાસ્ત્રો, સામાજિક ક્રિયાવ્યવહારોનાં શાસ્ત્રો અને વિજ્ઞાનો બની ચૂકયાં છે. માનવોના સમુદાયોની આ ક્રિયા-ઘટના, અનેક માનવોની અનેક ક્રિયાઓની પર-સ્પરતા, પરસ્પરાનુબંધતા, પરસ્પર સહકાર્યપરાયણતા વગેરે ક્રિયાલક્ષણોથી ઓતપ્રોત બનેલી ક્રિયા-ઘટના છે. એવી, વિશાળ વ્યાપક અને શાસ્ત્રીય રીતે સમજી શકાય તેવી માનવીની **ક્રિયા-વિભાવનાનો પાયો, સહકારી એવું શ્રમકાર્ય અથવા માનવકૃત્ય** છે.

## સહકારી શ્રમ-કાર્ય એટલે શું?

આ શ્રમકાર્ય એટલે હાથ-પગ વડે શ્રમશક્તિથી થતું સ્થૂલ કાર્ય માત્ર છે, એવો અને એટલો જ માનવીના

કોઈ પણ કાર્યનો અર્થ થઈ શકે જ નહીં. માનવકાર્ય અથવા ક્રિયા આરંભથી તે અંત સુધી શ્રમકાર્ય જ છે. આ શ્રમકાર્યમાં, હાથ-પગ સાથે મનુષ્યનું મન શ્રમકાર્ય અથવા મનક્રિયા પણ ઓતપ્રોત જ હોય છે. મનક્રિયાના કોઈ પણ પ્રકારને શ્રમકાર્યથી જુદા પાડી શકાય જ નહીં. એકેએક મનક્રિયા, ગમે ત્યારે પણ એકલી મનક્રિયા અથવા ચિંતનક્રિયા કે કેવળ લાગણીક્રિયા જેવી જણાતી હોય છે ત્યારે પણ, તે મનક્રિયા, ભૂતકાળમાં થએલા કોઈને કોઈ નક્કર એવા સળંગ શ્રમકાર્ય સાથે જ જોડાએલી હોય છે, તે બાબતની સમજણ માનવકાર્યના સળંગ સ્વરૂપની સમજણ માટે, પાયાની લેખાવી જોઈએ.

એ સમજવા માતા અને બાળકના પરસ્પરના સામાજિક કૃત્યનો વિચાર કરીએ. આ બન્નેની સંયુક્ત એવી શરીર-ઘટના વિભાજીત બન્યા પછી બન્ને સંયુક્ત એવી શારીરિક ક્રિયાઓ અને માનસિક ક્રિયાઓની પરસ્પરાનુબધતાની એકેએક કૃતિ એકએક શ્રમકાર્ય છે. આ શ્રમકાર્ય, બાળકનું હોય કે માતાનું હોય, પરન્તુ એવું અતિ નાનું કે ઘણું મોટું એવું કોઈ પણ કાર્ય, પાયામાં જ, શરીર-મનનું, એવું સંયુક્ત શ્રમકાર્ય હોય છે.

આ શ્રમકાર્ય સામાજિકતાનો પાયો છે. માનવ-સમાજમાં, અનેક માનવોનાં આ શ્રમકાર્યોનાં અસંખ્ય એવાં, ક્રિયાઅણુઓમાંથી સમાજનો દેહ બંધાયો છે. આ અસંખ્ય એવી માનવોની સામાજિક ક્રિયાઓમાંથી સમાજ નામની વિશાળ અને વ્યાપક એવી ઘટના ઘડાઈ છે. આ વિશાળ અને વ્યાપક ઘટનાની વિશાળતા અને વ્યાપકતા, અનેકાનેક વ્યક્તિઓની અનેકાનેક વ્યક્તિક્રિયાઓની પરસ્પરની જીવન્ત એવી ગૂંથણીમાંથી ઘડાઈ છે. આ ઘટનામાં ઓતપ્રોત બનીને અથવા અંતર્ગત થઈને દરેક વ્યક્તિક્રિયા, સામાજિક સ્વરૂપને ધારણ કરે છે અથવા સમાજગત બને છે. આ સમાજગતતા, માનવીના કૃત્યને અથવા શ્રમકાર્યને ધારણ કરે છે. આ ધારણક્રિયાની સામાજિક પ્રવૃત્તિઓનું આખું નામ માનવસમાજ છે, તથા સામાજિક એવા માનવકાર્યનું શાસ્ત્રીય નામ શ્રમ-કાર્ય અથવા સહકાર-કાર્ય છે.

## શ્રમકાર્યની સમૂહઘટનાનું વિભાગીકરણ

માનવ-સહકાર્ય અથવા શ્રમકાર્ય અથવા, માનવ-વ્યક્તિઓનાં અનેકાનેક કાર્યો અથવા ક્રિયાવ્યવહારમાંથી નીપજેલું સામાજિક સ્વરૂપ માનવ-શ્રમકાર્યની સમૂહઘટના જેવું છે. આ ક્રિયાઘટનાનું વિભાગીકરણ માનવસમાજના રોજબરોજના વ્યવહારમાં થએલું આપણે દેખી શકીએ છીએ. આ વિભાગીકરણને દેખીએ તો, સમાજના પાયા જેવી કુટુંબ-સંસ્થામાં જ તે માતા અને પિતા વચ્ચે બાળઉછેરની બધી ક્રિયાઓમાં તથા જીવનનિર્વાહની બધી ક્રિયાઓમાં દેખી શકાય છે. આ શ્રમકાર્યનું વિભાગીકરણ સમાજના વિકાસ સાથે સમાજના વિકાસનાં કારણો અને પરિણામો બનીને આગળ ને આગળ વધેલું આપણને દેખાય છે. આજે તો એ સ્વરૂપ ઉત્પાદનથી માંડીને જીવન-વાસ્તવતાની અનેકવિધ ક્રિયાઓ બનેલું આપણે દેખી શકીએ છીએ.

આ બધી શ્રમકાર્યની સામાજિક વિભાવનાની અનેક વિભાગોવાળી એક સર્વસામાન્ય વાસ્તવિકતા એ છે કે, એકેએક નાનું-મોટું શ્રમકાર્ય, ગમે તે વ્યક્તિ, મંડળ કે વર્ગ મારફત ચાલતું હોય છે છતાં તે દરેક સાથે જોડાયલું છે, અને સમસ્ત ક્રિયા વાસ્તવતાના, અવિભાજ્ય અંગ જેવું જરૂરી બની ચૂક્યું છે. શ્રમક્રિયાની માનવકાર્યની, સામાજિક સંઘટનાની આ સંયુક્તિ અથવા એકતા, સમાજ-જીવનના **અનેક સૈકાઓથી બંધાતી આવી છે. આ ઐક્ય નૂતન સામાજિક ઐક્ય છે તથા એ એકતામાં સામાજિક ઐક્ય અતૂટ કડી માલમ પડે છે.**

આ સંયુક્તિ, ઐક્ય અથવા અતૂટતાની ઘટના અનેક શ્રમક્રિયા-વિભાગોમાં આજે વહેંચાયેલી છે. દરેક વિભાગ માનવ-સમાજના સામાજિક શ્રમકાર્યનો એક વિશિષ્ટ વિભાગ છે. આ દરેક વિભાગની અંદર ચાલતી શ્રમક્રિયા કરવાની તાકાત અને આવડત વિશિષ્ટ રીતે, વ્યક્તિઓએ સંપાદન કરી હોય છે. આ વિશિષ્ટતા દરેક વિભાગમાં જુદી હોય છે. દરેક શ્રમ-વિભાગની આવડત અને ક્રિયા-તાકાત ભિન્ન ભિન્ન હોય છે. આ બધી વિશિષ્ટતા અને ભિન્નતા, આખા માનવસમાજના શ્રમકાર્યના ન વિખૂટા પાડી શકાય તેવા સંયુક્ત ઘટનાયુક્ત વિભાગો છે. એટલે જ બધી વિશિષ્ટતાઓ અને ભિન્નતાઓની પરસ્પરની સંયુક્તિ અથવા પરસ્પરની ઘટનાયુક્ત એકતાની અનિવાર્યતા, બધી વિશિષ્ટતાઓ અને ભિન્નતાઓને, અદ્‌ભુત એવા સામાજિક ઐક્યનું ચાલન તંત્ર lever બનાવી દે છે.

આ અદ્દ્ભુત એવું સામાજિક શ્રમકાર્યનું ઐકય, માનવસમાજની ક્રિયા-વાસ્તવતાની ઘટનામાં ઘડાઈ ચૂક્યું છે. આ ક્રિયા-વાસ્તવતામાં, ઝાડુ કાઢનારાં, શ્રમમાનવોનો ક્રિયા-વિભાગ, યંત્રો ચલાવનારા શ્રમવિભાગ કે પાર્લમેન્ટમાં કાનૂન ઘડનારા શ્રમવિભાગ કરતાં, ભિન્ન હોવા છતાં, આખી ક્રિયા-ઘટનાના સામાજિક અંગ તરીકે કોઈ રીતે, ઊતરતો કે ઓછી અગત્યવાળો નથી. આ બાબતની સાબિતી જ્યારે માનવસમાજની ક્રિયા-ઘટનામાં કોઈ પણ એક વિભાગ હડતાલ કરે છે એટલે કે સ્થગિત થઈ જાય છે ત્યારે આપણે દેખી શકીએ છીએ. એમ બને છે ત્યારે સામાજિક ક્રિયા-વાસ્તવતાનાં બધાં ઘટકો, ઓછે-વત્તે અંશે, ખોટકાઈ જતાં માલૂમ પડે છે.

સામાજિક શ્રમકાર્યની ક્રિયા-વાસ્તવતાની આવી ઘટના, આપણને તેની અંદર ઓતપ્રોત બની ચૂકેલી સંયુક્તિનું દર્શન કરાવે છે. આપણે દેખી શકીએ છીએ કે 'ગુણ કર્મ વિભાગશઃ' કોઈ સત્તાએ, ચાર વર્ણોમાં આખી ક્રિયા-ઘટનાનું વિભાગીકરણ નથી કર્યું; પરન્તુ અનેક વિશિષ્ટ વિભાગો વાળી અને આવડતોવાળી ક્રિયા-ઘટના પોતે જ, ક્રિયા-વિકાસ મારફત આજે સામાજિક સમતાની અદ્દ્ભુત એવી સંયુક્તિવાળી બની ચૂકી છે.

સામાજિક શ્રમકાર્યના આ અદ્દ્ભુત એવા વ્યાપક ઘટના-વિભાગોમાં સામાજિક કાર્યમાં જ એક નૂતન એવી તાકાત ઓતપ્રોત બની ચૂકી છે. આ તાકાતે, સત્તાની તુલાનું સામાજિક એવું રૂપાંતર કરી નાખ્યું છે. આ રૂપાંતરને લીધે ભૂતકાળમાં હતી તેવી સમાજવ્યવસ્થાઓને બદલે, માનવસમાજ માટે, વ્યાપક ન્યાયસમતા અને નૂતન લોકશાહીવાળી વ્યવસ્થા શકય અને અનિવાર્ય બની ચૂકી છે.

આ નૂતન શ્રમઘટનાના સામાજિક શ્રમ-વિભાગોમાં આવડતની સર્વહક્ક સ્વાધીનતા નષ્ટ બની ચૂકી છે તથા યંત્ર યુક્ત બનેલી કાર્યદક્ષતા, કાર્યમય બનીને વ્યાપક બની ચૂકી છે. માનવસમાજ માટે આ વ્યાપકતા, આજે ઉત્પાદનોના ઢગલા સર્જવા માંડી છે, તથા માનવસમાજની જરૂરિયાતોના સંતોષ માટેની વહેંચણીએ પણ સમાન વ્યાપક રૂપ ધારણ કરવા માંડયું છે. આ બધી શ્રમકાર્યની માનવ-ઘટના પાછળ, માનવજીવન-વ્યવહારની દોરવણી અને સંચાલન પણ, કોઈ એક વ્યક્તિ કે વર્ગના હાથમાંથી નીકળી જઈને, વ્યાપક એવા સમ-જન-સમવાય સ્વરૂપને ધારણ કરવા માગે છે.

*

# ખેતીવિષયક વિક્રયપાત્ર શેષ

ન. ઉ. રાજગુરુ
[અર્થશાસ્ત્રના અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

ભારતના આર્થિક વિકાસ માટે જ્યારથી આયોજનની પદ્ધતિનો આપણે સ્વીકાર કર્યો ત્યારથી ભારતના ઘણા આર્થિક પ્રશ્નો આપણી પાસે સ્પષ્ટ થતા જતા માલૂમ પડે છે. છેલ્લા ઘણા દશકાઓથી તન્નયેલ અર્થતંત્રની દેખભાળ લેવાની શરૂ થઇ અને સાથે-સાથે અર્થતંત્રની મુખ્ય મુખ્ય ક્ષતિઓ તેના મૂળ સ્વરૂપે આપણી સમક્ષ છતી થઈ. જ્યાં સુધી રોગની પરખ જ ન થાય ત્યાં સુધી તેના નિકાલ માટેના પ્રયત્નો કરવાની સૂઝ પણ ન જ આવે તે સ્વાભાવિક છે.

બે યોજનાઓ નીચે દશ વર્ષના વીતેલા સમય દરમ્યાન આપણે કરેલા પ્રયત્નોને પરિણામે આપણી સમક્ષ હજુ હવે સમસ્યાઓનું સ્પષ્ટ ચિત્ર તૈયાર થયેલું લાગે છે. પ્રથમ યોજનાના પાંચ વર્ષ પસાર કર્યા પછી આપણી અનાજની પરિસ્થિતિનું માપ બીજી યોજનાએ

ઊંધું વાળ્યું તે બતાવે છે કે આપણા અર્થતંત્રની શક્તિ અને તેની મર્યાદાનો આપણો અભ્યાસ અધૂરો જ હતો.

દશ વર્ષના ગાળા દરમ્યાન ઘણા એવા મુદ્દાઓ ઉપસ્થિત થયા છે જે અતિશય વિવાદાસ્પદ બન્યા છે. ભારતના આર્થિક વિકાસમાં હાલના જ તબક્કે ખેતીવાડી ક્ષેત્રને અને ઔદ્યોગિક ક્ષેત્રને પ્રમાણમાં કેટલું મહત્ત્વ આપવું, એ ઘણા એવા પ્રશ્નોમાંનો એક પ્રશ્ન છે, જે વિષે આયોજકોમાં અને વિષયના અભ્યાસીઓમાં પણ વિવિધ મતભેદો પ્રવર્તે છે.

ભારતના ભવિષ્યના આર્થિક વિકાસમાં અને અત્યારે પણ ખેતીવાડી ક્ષેત્રનું શું સ્થાન હોવું જોઇએ તે વિષે કોઈ ચોક્કસ મત આપણી પાસે નથી. છતાં બીજી પંચવર્ષીય યોજનાની પારાવાર મુશ્કેલીઓ પછી ખેતીવાડી ક્ષેત્રની અગત્યનું ભાન આપણને થતું હોય એવું જણાય છે.

એક વાત તો સ્પષ્ટ જ છે કે બે પંચવર્ષીય યોજનાઓના દશ વર્ષના સમય દરમ્યાન ઔદ્યોગિકરણ તરફ આપણો વધુ ઝોક હોવા છતાં પણ જે મહત્ત્વ ખેતીવાડી ક્ષેત્રનું ભૂતકાળમાં હતું તે ખાસ ઓછું થયું નથી. માત્ર ભૌતિક દૃષ્ટિએ તપાસીએ તો પણ જણાય છે કે હજુ સુધી તો કુલ રાષ્ટ્રીય આવકમાં ખેતીવાડીનો ફાળો લગભગ ૫૦% જેટલો તો ચાલુ રહેવા પામ્યો છે. રાષ્ટ્રની મોટાભાગની જનસંખ્યાનો આધાર હજુ ખેતીવાડી જ છે. ખેતીવાડીના ઉત્પાદનને થતી માઠી અસરો અર્થતંત્રને હજુ પણ સારા પ્રમાણમાં હચમચાવી મૂકે છે.

વળી, રાષ્ટ્રમાં ઔદ્યોગિક ક્ષેત્રે પણ હજુ એટલું બધું ભારે મૂડી-રોકાણ સફળ રીતે આપણે કરી શક્યા નથી, જેણે અર્થતંત્રના માળખામાં વિવિધ વિભાગો વચ્ચેના સંબંધમાં મૂળભૂત ફેરફારો કર્યા હોય.

બે યોજનાઓનો એક સાર સ્પષ્ટ છે કે અર્થતંત્રને ઉદ્યોગોના પ્રભુત્વવાળું જો ઓછી મુશ્કેલીઓથી બનાવવું હોય તો હજુ સારા એવા સમય સુધી અર્થતંત્રના પ્રાથમિક એવા ખેતીવાડી વિભાગને વિકસાવ્યા વિના છૂટકો નથી. વિકસિત ખેતીવાડી વિભાગને પાયો બનાવીને ઔદ્યોગિકરણની ચણેલી ઇમારત વધુ મજબૂત બનશે.

પ્રશ્ન કદાચ ઉપસ્થિત થાય કે ખેતીવાડી વિભાગમાંથી એવું તે શું મળે છે જેથી આ વિભાગનાં આટલાં બધાં ગુણગાન ગાવાં પડે છે?

કોઈ પણ રાષ્ટ્રના ઔદ્યોગિક વિકાસ માટે અનાજ અને કાચો માલ એટલાં અગત્યનાં છે જેના સ્વાવલંબન વિના ભારત જેવા આર્થિક રીતે પછાત પ્રદેશો ચલાવી શકે નહિ. ખેતીવાડી ક્ષેત્રમાંથી મળતાં અનાજ અને કાચા માલને માટે 'ખેતીવાડીનો વિક્રયપાત્ર શેષ અથવા વેચાણ યોગ્ય વધારો' (Agricultural Marketable Surplus) એવો શબ્દપ્રયોગ યોજવામાં આવ્યો છે. આ વિક્રયપાત્ર શેષનો પુરવઠો સતત અને પૂરતા પ્રમાણમાં ઉદ્યોગોને જો મળે તો ઔદ્યોગિક વિકાસ એકધારો થઈ શકે; અને તેમાં યે જો સ્થિર અને સસ્તા ભાવે વિક્રયપાત્ર શેષનો પુરવઠો ઉદ્યોગોને મળી શકે તો વધુ ઝડપથી અને સંગીનપણે રાષ્ટ્રનો સમગ્ર રીતે આર્થિક વિકાસ સાધી શકાય. કારણ કે ઉદ્યોગોમાં પ્રમાણમાં ઓછા ઉત્પાદન ખર્ચે તૈયાર થયેલો માલ આંતરરાષ્ટ્રીય બજારોમાં સારી રીતે હરીફાઈ કરી શકે અને વિદેશી હૂંડિયામણની કમાણી દ્વારા અલભ્ય ટેકનિકલ જ્ઞાન અને ભારે યંત્રોની આયાત થઈ શકે.

અહીં પણ સામાન્ય રીતે એવો પ્રશ્ન ઉઠાવી શકાય કે અનાજ અને કાચા માલનો પુરવઠો સસ્તા ભાવે મેળવીને ઉત્પન્ન કરેલ વસ્તુઓની નિકાસ-આવકમાંથી ભારે યંત્રો અને ટેકનિકલ જ્ઞાનની જો આયાત થઈ શકે તો અનાજ અને કાચા માલની આયાત પણ કેમ ન થઈ શકે? દુનિયામાં ઇંગ્લેંડ જેવાં રાષ્ટ્રો પણ છે જે અનાજ અને કાચા માલના પુરવઠા માટે આયાત ઉપર આધાર રાખે છે.

આ પ્રશ્નને રાજકીય દૃષ્ટિએ તપાસવો પણ ન્યાયી ગણી શકાય, છતાં આપણે માત્ર આર્થિક ભૂમિકામાં જ આ પ્રશ્નને ઉકેલવા પ્રયત્ન કરીશું.

પ્રા. લાયોનલ રૉબિન્સે અર્થશાસ્ત્રની આપેલ વ્યાખ્યામાં જે આર્થિક સમસ્યા ખડી કરી છે તેવી જ પસંદગીની આર્થિક સમસ્યા આપણા રાષ્ટ્ર સમક્ષ પણ છે તેમ કહી શકાય. અતિ મર્યાદિત સાધનોનો ઉપયોગ આપણે એવી રીતે કરવાનો છે, જેથી આપણને મૂડી કે શ્રમના રોકાણનો વધુમાં વધુ બદલો મળી રહે.

અનાજ અને કાચા માલની આયાતને બદલે ટેકનિકલ જ્ઞાનની આયાત વધુ લાભદાયી છે એવું પ્રતિપાદન કરતાં વિવિધ દૃષ્ટિબિંદુમાંથી બે રજૂ કરવાં અહીં યોગ્ય ગણાશે.

એક વાત તો એ છે કે આંતરરાષ્ટ્રીય વ્યાપારના સિદ્ધાંત મુજબ જ અનાજ અને કાચા માલનું, ખેતીવાડી ક્ષેત્રનું ઉત્પાદન આપણે માટે સરળ છે. ખેતીવાડી ક્ષેત્રમાં આપણી પાસે અમુક પ્રમાણમાં વિશિષ્ટિકરણ છે અને તેની વૃદ્ધિની શકયતાઓ પણ છે. ખેતીવાડી ક્ષેત્રનો વિકાસ ચાલુ ધંધો છે, જ્યારે ટેકનિકલ જ્ઞાનનું મહત્ત્વ પશ્ચિમથી આવે છે અને આપણે ત્યાં તેનું ઉત્પાદન (!) હજુ શરૂ થયું નથી. ટેકનિકલ જ્ઞાનના વિકાસને આપોઆપ શરૂ થતાં ઘણો સમય લાગે તે પણ સ્વાભાવિક છે. આમ જે ક્ષેત્રમાં ઉત્પાદન આપણે માટે સહેલું છે તે ક્ષેત્રમાં વધુ ઝોક આપવાથી અને જે ક્ષેત્રમાં પ્રવેશનું મોઘું અને મુશ્કેલ છે તે ક્ષેત્રમાં વિકસિત પરિબળોની આયાત કરવાથી આપણને તુલનાત્મક ફાયદો (comparative advantage) વધુ છે અથવા તો તુલનાત્મક ગેરફાયદો (comparative disadvantage) પ્રમાણમાં ઘણો ઓછો છે.

બીજો મુદ્દો એ છે કે અનાજ અને કાચો માલ, એ બંને ઉત્પાદનનાં અંગો એવાં છે, જેની એક વખત આયાત થયે કામ પતી જતું નથી. એ કાયમી જવાબદારી બને છે, કારણ કે વસ્તુ તરીકે એક વખત ઉપયોગ કરતાં તેની વપરાશ થઈ જતાં, ફરી ઉત્પાદન વખતે ફરી કાચો માલ આયાત કરવો જ પડે; જ્યારે ટેકનિકલ જ્ઞાનની અમુક મર્યાદિત સમય સુધી આયાત થતાં, એ હમેશની જવાબદારી બની જતી નથી. કારણ કે ટેકનિકલ જ્ઞાનનો ઉપયોગ થવાથી તેનો નાશ થતો નથી. તેના પુરવઠામાં વૃદ્ધિ થાય છે અને એટલું જ નહિ પણ આયાત કરનાર રાષ્ટ્રનાં આર્થિક પરિબળોના વિકાસને અનુરૂપ પણ બને છે. આમ અનાજ અને કાચા માલનું પરાવલંબીપણું કાયમ ટકી રહે છે, જ્યારે ટેકનિકલ જ્ઞાનની આયાત લાંબા ગાળાનું પરિબળ નથી.

આમ કોઈ પણ પ્રજાસમૂહના આર્થિક વિકાસ માટે શરૂના તબક્કામાં ખેતીવાડી વિક્રયપાત્ર શેષના પુરવઠાનું મહત્વ અગ્રીમ સ્થાને છે. અત્યારે વિકસિત ગણાતાં રાષ્ટ્રોના વિકાસની પ્રક્રિયાનું પૃથક્કરણ પણ આજ મુદ્દો સૌથી વધુ મહત્ત્વનો ઠરાવે છે.

ઈંગ્લેન્ડમાં ઈ.સ. ૧૭૫૦થી ઔદ્યોગિક ક્રાંતિનાં પગરણ થયાં તેમ માનવામાં આવે છે. આ ઔદ્યોગિક ક્રાંતિએ બ્રિટનના આર્થિક માળખામાં એવા આમૂલ ફેરફારો કર્યા જેણે બ્રિટનના સમાજની સૂરત પલ્ટી નાંખી. પણ ઔદ્યોગિક ક્રાંતિની સફળતાનો આધાર ઈંગ્લેન્ડના ખેતીવાડી ક્ષેત્રમાં થયેલા ફેરફારો પર હતો. સુધારેલી એવી ખેતીપદ્ધતિથી અનાજ અને કાચા માલનું ઉત્પાદન વધ્યું હતું અને આ 'વધારા'નો પુરવઠો ઈંગ્લેન્ડના ઉદ્યોગોને મળી શક્યો. ઔદ્યોગિકરણનું પ્રમાણ ઈંગ્લેંડભરમાં પ્રસર્યું ત્યારે ખેતીવાડી ઉત્પાદનનો પુરવઠો બ્રિટને સંસ્થાનો અને સાથી રાજ્યોમાંથી ખેંચ્યો. જ્યારે જ્યારે પુરવઠાના આ સાતત્ય ઉપર અસર પડી છે ત્યારે ત્યારે ઈંગ્લેન્ડના આર્થિક વિકાસની ઝડપમાં એ અસરે દેખા દીધી છે. નેપોલિયન સમયનાં યુદ્ધો અને અનાજને લગતા કાયદાઓનો સમય તે અહીં જ્વલંત ઉદાહરણો પૂરાં પાડે છે.

યુ. એસ. એ.ના આર્થિક વિકાસ તરફ દૃષ્ટિ કરીએ તો પણ આપણો મુદ્દો મજબૂત બનશે. અમેરિકન ખેતીવાડી મજબૂત બની હતી. અનાજ, ફળફળાદિ તથા દરેક પ્રકારના કાચા માલનો મબલખ પુરવઠો ઉદ્યોગોને સતત પ્રમાણમાં મળતાં ઔદ્યોગિકરણની ઝડપ અને તાકાત એટલી વધી કે ઈંગ્લેન્ડથી ઘણી મોડી શરૂઆત કરી હોવા છતાં ય અમેરિકા (યુ. એસ. એ.)એ ૧૯૨૦–૨૧ના અરસામાં ઈંગ્લેન્ડને હંફાવી દીધું.

ઑકટોબર ૧૯૧૭ની ક્રાંતિ પછી બોલ્શેવિક પક્ષે અનહદ અત્યાચારોનો આશરો લઇને પણ ઉદ્યોગોને સજીવન રાખવા ખેતીવાડીના વેચાણયોગ્ય વધારાનો પુરવઠો ચાલુ રાખવા લશ્કરી મદદથી પણ તનતોડ પ્રયત્નો જારી રાખ્યા હતા.

આમ ગમે તે રાષ્ટ્રના આર્થિક વિકાસનો દાખલો લઈએ તો પણ એ મુદ્દો સ્પષ્ટ જ દેખાશે કે દરેક રાષ્ટ્રે આર્થિક વિકાસની શરૂઆત સમયે ખેતીવાડીની સમૃદ્ધિના પાયા પર જ ઔદ્યોગિક રાષ્ટ્ર ખડું કર્યું છે, અને આર્થિક વિકાસનો એ કુદરતી ક્રમ પણ છે. આમ આપણે જોયું કે અનાજ અને કાચા માલનો પુરવઠો (ખેતીવાડી વિક્રયપાત્ર શેષ) આર્થિક વિકાસની શરૂઆત કરતા રાષ્ટ્ર માટે સૌથી વધુ અગત્યનાં ઉત્પાદનનાં પાસાં છે.

ખેતીના વેચાણ યોગ્ય વધારાની આપણા અર્થતંત્રને શી અગત્ય છે તેની તપાસ કરી; પરંતુ આ ખ્યાલની સમજણમાં મતભેદો પ્રવર્તે છે, એટલું જ નહિ પણ આ

ખ્યાલ ઉપર ગેરસમજણ પણ પ્રવર્તે છે. ખેતીવાડીનો વેચાણ યોગ્ય વધારો અને વાસ્તવમાં વેચાયેલ વધારો, એવા બે ખ્યાલો પણ અસ્તિત્વમાં છે; અને બંને વચ્ચે ગણનાપાત્ર ગાળો પણ છે, જેથી એક વિચારથી બીજો વિચાર જુદો સમજવામાં આવે છે.

જે કુલ ઉત્પાદન ગ્રામ્ય અર્થતંત્રમાં થાય છે તેને એક દૃષ્ટિએ વેચાણ યોગ્ય વધારો કહી શકાય છે. પરંતુ જે પ્રમાણ કુલ ઉત્પાદનનું છે તે અને જે પ્રમાણનું ખરેખર વેચાણ થાય છે તે બનેમાં ઘણો તફાવત છે. કુલ ઉત્પાદન પછી પોતાની જરૂરિયાત પૂરતું રાખીને ખેડૂત બાકીના જથ્થાને વેચાણ માટે કાઢે છે. વેચાણ માટે કાઢવામાં આવેલ આ જથ્થામાંથી પણ ઘટાડો થાય છે, અને કુલ જથ્થાના માત્ર અમુક ભાગનું જ વેચાણ થાય છે. આથી વેચાણ યોગ્ય વધારો (Marketable surplus) અને વેચાયેલ વધારો (Marketed surplus)નાં પ્રમાણો ભિન્નભિન્ન માલૂમ પડે છે. હવે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે એવાં ક્યાં પરિબળો છે જે કુલ ઉત્પાદનમાંથી વેચાણ યોગ્ય અને વેચાયેલ વધારાને જુદા પાડે છે? આ પરિબળોની તપાસ સાથે આપણે એ તપાસવાનો પણ પ્રયત્ન કરીશું કે આ પરિબળો ઉપર અસર કરતાં કેવાં પગલાંઓ લેવાં જોઈએ, જેથી ખેતીવાડી ઉત્પાદનનો વેચાયેલ વધારો વધારે પ્રમાણમાં અને વધુ ગુણવત્તાથી ઔદ્યોગિક વિભાગને મળી શકે.

વેચાણ યોગ્ય વધારો નક્કી કરવામાં સૌથી પહેલી ક્રિયા છે ઉત્પાદનની. એ તો સ્પષ્ટ જ છે કે જો ઉત્પાદન વધારી શકાય તો વેચાણ યોગ્ય વધારાનું પ્રમાણ પણ વધારી શકાય. પરંતુ આ ઘણો વિશાળ અને રાષ્ટ્રના સમગ્ર આર્થિક વિકાસનો પ્રશ્ન થયો. એ બાબતની ચર્ચા કરવા અહીં સ્થાન નથી, પરંતુ આપણે એટલું જરૂર કહી શકીએ કે જો (અ) ધીરાણની સગવડોનો લાભ ખેડૂતોને આપવામાં આવે; (બ) ઊંચા પ્રકારની ઉત્પાદન રીતો દાખલ કરવામાં આવે; (ક) ઓજારો તથા યંત્રો પૂરાં પાડવામાં આવે અને સમગ્ર ખેતીવિભાગની વ્યવસ્થા-પદ્ધતિમાં સુધારો થઈ શકે તો ઉત્પાદનમાં વધારો જરૂર થઈ શકે. સહકારી પ્રવૃત્તિનો જો વ્યાપક પ્રમાણમાં ફેલાવો થાય તો વ્યવસ્થા-પદ્ધતિની સમસ્યા મહદ્ અંશે ઉકલી જાય ખરી. જો આમ બની શકે તો ખેતીવાડીનો વેચાણ યોગ્ય પાક વધુ પ્રમાણમાં ફાજલ પાડી શકાય.

ખેતીના વેચાણ યોગ્ય વધારાને નક્કી કરનારાં ઘણાં આર્થિક પરિબળોમાંનું એક પરિબળ ઉત્પાદન છે; અથવા તો ખેતીના વેચાણ યોગ્ય વધારાની ચર્ચામાં ઉત્પાદન એક એવું અંગ છે જેનો આપણે સર્વપ્રથમ વિચાર કરીએ છીએ.

બીજું પરિબળ છે વપરાશ. કુલ ઉત્પાદનમાંથી ગ્રામીણ વિભાગની કુલ વપરાશનો જથ્થો બાદ કરીએ ત્યારે જે જથ્થો ઉત્પાદનમાંથી વધે તેને આપણે અત્યારે વેચાણ યોગ્ય વધારો નામ આપીએ છીએ. આ વપરાશનું પરિબળ પણ ભારે નિર્ણયાત્મક દેખીતી રીતે તો લાગે છે જ; પરંતુ ખેતીનો વેચાણ યોગ્ય વધારો નક્કી કરનારા પરિબળ તરીકે વપરાશની અગત્ય માત્ર દેખીતી રીતે જણાય છે તે કરતાં પણ કાંઈક વિશેષ છે. એક સામાન્ય પ્રલોભન એમ થાય ખરું કે જો ગ્રામીણ અર્થતંત્રની વપરાશમાં ઘટાડો કરી શકાય તો ઔદ્યોગિક વિભાગને વધુ પ્રમાણમાં પુરવઠો પૂરો પાડી શકાય. રશિયા અને ઇંગ્લન્ડે અમુક સમય સુધી આ દિશામાં સફળ પ્રયત્નો કરેલા છે. પ્રથમ વિશ્વયુદ્ધ દરમ્યાનની રાજકીય ક્રાંતિ પછી બોલ્શેવિક પક્ષે લશ્કરી વ્યવસ્થાતંત્રની મદદથી રશિયાના ગ્રામીણ વિભાગમાંથી આ રીતે જરૂરી પુરવઠો મેળવ્યો હતો. પણ રશિયાના ગ્રામ્ય અર્થતંત્રને તેનાં જે ભયંકર પરિણામો ભોગવવાં પડ્યાં તેની ખબર રાખવાની ફરજ તે સમયે જાણે કે બોલ્શેવિક સરકારની હતી જ નહીં!

ગ્રામીણ વપરાશને ભોગે પણ અનાજ અને કાચા માલનો પુરવઠો ઉદ્યોગો તરફ રવાના કરવાનું પરાક્રમ રશિયાએ કર્યું એક રીતે; તો ઇંગ્લન્ડે કર્યું બીજી રીતે. ઊંચા ભાવોનું ભારે પ્રલોભન આપીને પણ અંગ્રેજી ખેતીવાડીમાંથી ઇંગ્લેન્ડના ઉદ્યોગોએ શરૂઆતમાં જરૂરી પુરવઠો મેળવ્યો હતો. (જો કે ઇંગ્લન્ડે તો ઔદ્યોગિક વિભાગમાં વેતનના દરો નીચા રાખીને આ જરૂરિયાતનું પ્રમાણ ઘટાડ્યું હતું.) પણ બંને રાષ્ટ્રોને આનાં પરિણામો ભોગવવાં પડ્યાં.

વપરાશી માલની ખેંચ ગ્રામીણ વિભાગમાં જ રહેવાથી પ્રજાવર્ગને અપૂરતું પોષણ મળ્યું. અપૂરતા પોષણથી કાર્યદક્ષતા અને ઉત્પાદકતા ઘટયાં. પરોક્ષ રીતે તપાસતાં જણાશે કે માનસિક અસંતોષનું પરિણામ મજૂર-ચળવળોમાં આવ્યું અને સમાજ ચોક્કસ સ્વરૂપે

ઇંગ્લેન્ડમાં બે ભિન્નભિન્ન વર્ગોમાં વહેંચાયો. રશિયામાં શું પરિણામો આવ્યાં તે ચોક્કસ રીતે તો જાણી શકાયું નથી, પરંતુ કુદરતના નિયમનું ખંડન કેમ થઈ શક્યું હોય?

ટૂંકમાં, આ મુદ્દાને બીજા સ્વરૂપે મૂકતાં આપણે એમ કહી શકીએ કે ભૌતિક મૂડી (Material Capital)નું સર્જન કરવા માટે માનવમૂડી (Human Capital)નો હ્રાસ કરવામાં આવ્યો. માનવનો ઉપયોગ અર્થકારણ માટે કરવામાં આવ્યો, જ્યાં વેચાણ યોગ્ય વધારાને ભેગો કરવાના બધા જ હેતુઓનું પરોક્ષ રીતે ખંડન કરવામાં આવ્યું.

ઉપરનાં બે દૃષ્ટાંત ચોક્કસ બતાવે છે કે, ભારતના આર્થિક વિકાસમાં ભારતના નાગરિકને ભૂખ્યાં રાખીને કરેલું ભૌતિક મૂડી-નિર્માણ બિન આર્થિક જ સાબિત થવાનું છે. નીતિશાસ્ત્રની રીતે નહીં તો પણ શુદ્ધ આર્થિક સિદ્ધાંતોની દૃષ્ટિએ પણ આ પ્રક્રિયા લાભદાયી નથી.

વળી ભારતમાં તો વપરાશનાં ધોરણો અન્ય રાષ્ટ્રોની સરખામણીમાં અત્યંત નીચાં છે અને તેમાં યે શહેર કરતાં ગ્રામ્ય વિભાગનાં વપરાશનાં ધોરણો ઘણાં નીચાં છે. પૂનાની "ગોખલે ઇન્સ્ટિટ્યૂટ ઑફ પોલિટિક્સ ઍન્ડ ઇકોનૉમિક્સ" સંસ્થા દ્વારા પ્રકાશિક પુસ્તક 'ફૂડ સરપ્લસ ઍન્ડ ઇકોનૉમિક ડેવલપમેન્ટ'માં રજૂ કરવામાં આવ્યું છે કે F. A. O. સંસ્થા દ્વારા થયેલી તપાસમાં માલૂમ પડ્યું છે કે ભારતનાં ગામડાંઓમાં ઘણા લોકોને પેટપૂરતું અનાજ મળતું નથી, અને જો તેમની આવક વધે તો આવકનો મોટો ભાગ અનાજની વપરાશ પાછળ ખર્ચાય. આથી એક વાત સ્પષ્ટ થાય છે કે ખેતીવાડી ક્ષેત્રના વિક્રયપાત્ર શેષના પુરવઠાને વધારવા માટે ગ્રામ્ય વપરાશ ઉપર નિયંત્રણ મૂકવાનું ભારત માટે તો યોગ્ય નથી; એટલું જ નહીં પણ લોકશાહી રાજ્યવ્યવસ્થામાં મહદ્ અંશે શક્ય પણ નથી.

વપરાશના મુદ્દાની ચર્ચા સાથે જ એકબે મુદ્દાની ચર્ચા કરી લેવી આવશ્યક છે. આપણા દેશમાં સાધનની અછતને લીધે કે પછી આવડતના અભાવથી પણ આપણા દરેક ઉત્પાદનના ક્ષેત્રમાં બગાડ (wastage)નું તત્ત્વ સારી રીતે પગપેસારો કરી ગયું છે. ગ્રામ-અર્થ વ્યવસ્થામાં સાધનોના અભાવથી અને જે કંઈ સાધનો છે તેનો પૂરો ઉપયોગ ન થવાથી ઉત્પન્ન થયેલ ચીજ-વસ્તુઓની જાળવણી સારી રીતે થઈ શકતી નથી, સંગ્રહાલયોની સગવડતા નથી. આમ ખેતીવાડીના વિક્રયપાત્ર શેષની ગણતરીમાં આ મુદ્દાને પણ સ્થાન આપવું જરૂરી બને છે.

બીજો મુદ્દો છે સંગ્રહનો. એક વર્ષ જે ઉત્પાદન થાય તેમાંથી અમુક ભાગના જથ્થાનો ખેડૂત સંગ્રહ કરી રાખે છે, જેથી આવતા વર્ષને માટે તેનો બિયારણ તરીકે ઉપયોગ થઈ શકે, અને કોઈક વાર એવી ઇચ્છાથી પણ થોડો સંગ્રહ વધુ કરવામાં આવે છે કે આવતા વર્ષે જો વર્ષ થોડું નબળું નીવડે, લણણીની મોસમના સમયમાં ફેરફાર થાય તો તાત્કાલિક વપરાશ માટે પણ તેનો ઉપયોગ થઈ શકે. આપણા ખેતીવાડીના વેચાણ યોગ્ય વધારાના પ્રમાણને નક્કી કરવા માટે આ અંગની ગણતરી કરવી જરૂરી નથી, કારણ કે આ કોઈ એક વર્ષનો જ કાર્યક્રમ નથી. અને પ્રતિવર્ષ સંગ્રહના પ્રમાણમાં ખાસ ફેરફાર પણ થતો નથી. વર્ષોથી ચાલતી આ પ્રક્રિયા છે. ગયા વર્ષનો સંગ્રહ આ વર્ષે, આ વર્ષનો સંગ્રહ આવતા વર્ષે, એમ તેનો ઉપયોગ થયા કરે છે. એટલે તેમાં સંગ્રહના જથ્થાના અમુક પ્રમાણનું મહદ્ અંશે સાતત્ય જળવાઈ રહે છે.

આમ આટલાં પરિબળો વેચાણયોગ્ય વધારાનું પરિમાણ દર્શાવી શકે, પરંતુ વેચાણ યોગ્ય વધારાના આ પૂરેપૂરા જથ્થાનું વેચાણ હકીકતમાં થતું નથી. એવાં અમુક પરિબળો છે જે ગ્રામ્ય અર્થતંત્રમાંથી નીકળેલા આ જથ્થાને તેના પૂર્ણ સ્વરૂપમાં શહેરના અર્થતંત્ર સુધી લઈ જવા દેતાં નથી. આથી વેચાણ યોગ્ય વધારામાંથી વાસ્તવમાં વેચાયેલ ભાગનું પ્રમાણ ઓછું છે.

"નૅશનલ સેમ્પલ સર્વે"નાં જુલાઈ '૫૫થી જૂન '૫૬ના આંકડાઓ એમ બતાવે છે કે કુલ ઉત્પાદનમાંથી $\frac{૧}{૩}$ ભાગનો વપરાશ તરીકે ઉપયોગ થાય છે. બાકીના $\frac{૨}{૩}$ ભાગમાંથી માત્ર ૫૦%નું જ વેચાણ થાય છે, એટલે કે શહેરોમાં ઉદ્યોગો માટે વપરાય છે. તો પ્રશ્ન થાય છે કે ઉત્પાદનના આ ૩૩% જાય છે ક્યાં?

આપણા દેશમાં ખરીદવેચાણ (Marketing)ની પદ્ધતિ એવા પ્રકારની છે કે જેમાં સાધનોનો ઘણો વ્યય થાય છે. આ એક સ્વીકારાયેલ હકીકત છે. આર્થિક રીતે પછાત ખેડૂતોને ધીરાણની બીજી સંસ્થાઓ ન

મળતાં, વર્ષોથી પકડ જમાવી બેઠેલા દેશી બૅંકરો કે શરાફો તરફ તેઓ વળે છે. અર્થતંત્ર અણુવિકસિત છે, નાણાંબજાર પણ નબળું છે અને હૂંડીબજાર (Bill Market)નો પણ વિકાસ હજુ સુધી થઈ શક્યો ન હતો. અર્થતંત્રના ગ્રામીણ વિભાગનાં જ સાધનોનો ઉપયોગ ગ્રામ્ય અર્થતંત્ર માટે કરી શકાય તેવી કોઈ વ્યવસ્થા આપણે ત્યાં નથી. આથી શરાફો વગેરે માલનો પુષ્કળ સંગ્રહ કરે છે, નીચા ભાવે ખરીદી ઊંચા ભાવે માલ વેચી ખેડૂતોને કાયમ કરજમાં રાખે છે, અને સાથેસાથે ખેતીના ઉત્પાદનના ફાજલ પાડેલ વિભાગનું પ્રમાણ ઘટાડે છે. શહેરમાં તેમ જ ગામડામાં સંગ્રહ કરવાની સગવડતાઓ નથી. આથી ઉત્પાદનનો બગાડ અને વ્યય થાય છે. દલાલોની દલાલીનું પ્રમાણ પણ એટલું બધું ભારે છે કે તે ઉત્પન્ન-માલને વધુ પ્રમાણમાં શહેર તરફ વેચાણ માટે આકર્ષનાર પરિબળ ન બનતાં, અવરોધક બળ તરીકે વર્તે છે.

ઉપરનાં કારણોસર ભાવોની સ્થિરતા જાળવવાનું મુશ્કેલ બને છે, અને જ્યારે ભાવોની સ્થિરતા ન હોય અને ભાવોની વધઘટ ચાલુ હોય ત્યારે ખેડૂતોના ઉત્પાદન વધારવાના ઉત્સાહને માઠી અસર થાય છે, અને સટ્ટાખોરીનું તત્ત્વ દાખલ થતાં સંગ્રહખોરી અને કાળાં બજારનું પ્રમાણ વધે છે, જેથી યોગ્ય સમયે અને યોગ્ય ભાવે જે પુરવઠો ઉદ્યોગોને મળવો જોઈએ તે મળતો નથી.

પ્રા. નૂર્કસે પોતાના પુસ્તકમાં અણુવિકસિત અર્થતંત્રો માટેના મનનીય મુદ્દાઓની છણાવટ કરી છે, તેની ટીકાના ઘણા મુદ્દાઓમાં એક મુદ્દો એ રજૂ કરવામાં આવ્યો છે કે વાહનવ્યવહારનો ખર્ચ, ઉત્પાદનમાંથી ફાજલ પાડેલ માલને ઉત્પાદનના કેન્દ્રમાંથી ઉદ્યોગોના કેન્દ્રમાં લઈ જવા માટે એટલો બધો છે કે જે ઉત્પાદન ખર્ચને ઊંચે લઈ જાય છે અને એ દૃષ્ટિએ વેચાણ યોગ્ય વધારાના ઉપયોગની માત્રાને ઘટાડે છે.

ઉપર જણાવેલ બધાં જ દૂષણો ખેતીવાડીમાં ઉત્પન્ન થયેલ વેચાણ યોગ્ય વધારાને ઘટાડીને વેચાયેલ વધારાનું પ્રમાણ ઘણું જ ઓછું બનાવે છે, અને જે વસ્તુની જરૂર છે તેનું ઉત્પાદન થઈ શકતું નથી; તેનું ઉત્પાદન વધારવાનો ઉત્સાહ જ નથી, કારણ કે તે નફાકારક નથી.

સહકારી પ્રવૃત્તિ ભારતીય સમાજની આર્થિક પ્રવૃત્તિઓ માટે અનુરૂપ છે કે નહિ એ મુદ્દાની ચર્ચા જવા દઈએ તો પણ આપણે એમ જરૂર કહી શકીએ કે જો સહકારી પ્રવૃત્તિનો વિકાસ થઈ શકે તો આમાંનાં ઘણાં દૂષણોનું નિવારણ થઈ શકે; અને તો જેટલો માલ ઉત્પાદનમાંથી વેચાણ યોગ્ય વધારા તરીકે ફાજલ પાડવામાં આવે છે તેટલાનું વેચાણ પણ થઈ શકે; તો ખેતીવાડી ક્ષેત્રના વેચાણ યોગ્ય વધારાનો પૂરો ઉપયોગ થયો ગણાય.

આ વિષયની ચર્ચામાં એક છેલ્લો મુદ્દો તપાસીને જ ચર્ચા સમેટી લઈએ.

'નૅશનલ સેમ્પલ સર્વે' દ્વારા થયેલી તપાસને અંતે એવું જાણવા મળ્યું છે કે જે અનાજનું ઉત્પાદન થાય છે તેમાંથી ૬૦% વપરાશ પાછળ ખર્ચાય છે અને ૪૦% શહેરો તરફ વેચાણ માટે ફાજલ રહે છે. જ્યારે જે વ્યાપારી પાકો આપણે ત્યાં લેવામાં આવે છે તેના કુલ ઉત્પાદનમાંથી ૨૦થી ૩૦% જેટલો ભાગ ગામડાંમાં વપરાશ તરીકે ખર્ચાય છે, જ્યારે ૭૦થી ૮૦% ભાગ વેચાણ માટે ફાજલ પડે છે.

આમ તપાસતાં જણાય છે કે કાચા માલ તરીકે ઉપયોગમાં લઈ શકાય એવા વ્યાપારી પાકોનો સારો જથ્થો વેચાણ માટે બજારમાં રજૂ કરી શકાય તેમ છે.

ઔદ્યોગિક જાગીરો (Industrial Estates)ની જે યોજના આપણે અમલમાં મૂકી રહ્યા છીએ તે એ દૃષ્ટિએ આવકારદાયક છે કે આ યોજનાથી ખેતીવાડીના વેચાણ યોગ્ય વધારાના સ્થળાંતરનો ખર્ચ અને વ્યય નિવારી શકાય છે, દલાલીનો પણ ખર્ચમાંથી નિકાલ થઈ શકે છે.

જે કાંઈ પ્રમાણમાં વેચાણ યોગ્ય વધારો મળી શકે છે તેનો પણ ઉત્તમમાં ઉત્તમ ઉપયોગ થવો જોઈએ અને ઔદ્યોગિક સમૂહો (જાગીરો) સ્થાપવાની આ પ્રવૃત્તિ આ દિશામાં જરૂર મદદગાર છે.

વેચાણ યોગ્ય વધારો વધુ પ્રમાણમાં ઉદ્યોગો માટે ફાજલ પાડી શકાય તે માટે ઉત્પાદનનાં અંગોનાં સ્થાનાંતરગુણમાં વધારો કરવો જોઈએ.

વિક્રયપાત્ર શેષના પ્રમાણને વધારવાનો સાચો માર્ગ છે ઉત્પાદનનો, એટલે કે, સમગ્ર ખેતીવાડી અર્થતંત્રના સંકલિત વિકાસનો.

*

# બંધારણો : સારાં અને નરસાં

પુરુષોત્તમ ગણેશ માવળંકર

[હૅરલ્ડ લૅસ્કી ઇન્સ્ટિટ્યૂટ ઑફ પૉલિટિકલ સાયન્સના ઉપક્રમે ચાલતા રાજ્યશાસ્ત્ર અભ્યાસવર્તુળની પખવાડિક ચર્ચાસભામાં તા. ૨૯ જુલાઈ ૧૯૬૧ને રોજ ઉપરોક્ત વિષય પર થએલી ચર્ચાનો પ્રારંભ આચાર્યશ્રી પુરુષોત્તમ ગ. માવળંકરે કર્યો હતો. એના આધારે નીચેની નોંધ શ્રી પ્રકાશ શાહે તૈયાર કરી છે. નોંધમાંના વિચારો અભ્યાસવર્તુળના અગર ઇન્સ્ટિટ્યૂટના નથી.]

કોઈ પણ બંધારણ સારું છે કે નરસું, તે નક્કી કરતાં પહેલાં બંધારણની વ્યાખ્યા કરવી જરૂરી છે. વ્યાખ્યા આપવાનું કામ, પાછળથી ઊભી થતી વ્યવહાર-વિષયક મુશ્કેલીઓ લક્ષમાં ન લઈએ તો, સાવ સરળ છે. એ બધી વ્યવહારને લગતી બાબતોનો આપણે ખ્યાલ તો રાખવાનો જ છે; પરંતુ શરૂઆતમાં જ એના પીંજણમાં પડી જઈશું તો વ્યાખ્યા અંગે કશો તોડ કાઢી શકાશે નહીં.

બંધારણ એટલે રાજ્યનો મૂળભૂત કાયદો. આ વિધાનને વધુ વિસ્તૃત કરીને એમ કહી શકાય કે, શાસકો અને શાસિતોના નિયમન માટેના બુનિયાદી નિયમોનો દસ્તાવેજ તે બંધારણ; અને અંતિમ વિશ્લેષણમાં તો બંધારણ એ પ્રત્યક્ષ વ્યવહારને લગતી જીવંત ચીજ છે.

હવે મૂળ સવાલ તરફ વળીએ. બંધારણ સારું છે કે નરસું, તે નક્કી કરતી વખતે વ્યક્તિમાત્રની સ્વલક્ષી વિચારણા અગત્યનો ભાગ ભજવવાની જ, અને વિષયલક્ષી વિચારણા તો અભિપ્રેત છે જ. વાસ્તવમાં, સ્વલક્ષી અભિગમથી (subjective approach) ભડકી ઊઠવાની કશી જ જરૂર નથી. કારણ, રાજ્યશાસ્ત્ર આખરે તો એક સામાજિક વિજ્ઞાન છે અને એનો અભ્યાસવિષય કોઈ જડ પદાર્થ નહીં પણ જીવંત માનવ છે.

કાર્યક્ષમ, પ્રજા અને શાસનને સ્વીકાર્ય, રાષ્ટ્રજીવનનાં આદર્શો ને આકાંક્ષાઓને તુષ્ટ કરનાર : આવું બંધારણ સારું કહેવાય. એ નિતાન્ત આવશ્યક છે કે બંધારણ દ્વારા પ્રજાની રોજિંદી ભૌતિક ને આધ્યાત્મિક જરૂરિયાતોની પૂર્તિ થતી હોય. આ વિધાનને વિશદ કરનારું ઉદાહરણ સોવિયેત રશિયાનું છે. ત્યાં રોજિંદી આધ્યાત્મિક જરૂરિયાત તરફ ઉપેક્ષા થતી જણાઈ છે. ટૂંકમાં, આગળ કહેલાં ત્રિવિધ તત્ત્વોમાંથી એક કે વધુ જ્યાં ગેરહાજર હોય તે બંધારણ નિઃશંક નરસું જ ગણાય.

વળી, બંધારણના અનેકવિધ પ્રકારો હોઈ શકે. બેશક, આ પ્રકારો સરકારના પ્રકારો કરતાં જુદા છે. કારણ, બંધારણનો સંબંધ મહદંશે સિદ્ધાંત સાથે છે, જ્યારે સરકારોમાં પ્રકારભેદ એના સંસ્થાકીય પાસાં પર અવલંબિત હોય છે; તો શા શા છે બંધારણના પ્રકારભેદ?

૧ લિખિત ને અલિખિત : સર્વ મૂળભૂત કાયદાઓ એક ચોક્કસ દસ્તાવેજના રૂપમાં મોજૂદ હોય તે બંધારણ લિખિત ગણાય. આથી ઊલટું, અવારનવાર પસાર કરાયેલ કાનૂનો ને પરંપરામાન્ય નિયમો કે રૂઢ પ્રણાલિઓના પ્રકાશમાં જ્યાં, એક ચોક્કસ દસ્તાવેજ વિના, વહીવટ ચાલતો હોય ત્યાં અલિખિત બંધારણ અમલી થયું કહેવાય. ઈંગ્લંડ એનું ઉદાહરણ છે અને ઇઝરાયેલની પણ એવી જ નેમ છે.

૨ સુપરિવર્તનક્ષમ અને નિયમજડ : જે બંધારણમાં ફેરફાર કરવાની પ્રક્રિયા ગૂંચવાડાભરી અને દુઃસાધ્ય હોય તેને નિયમજડ (rigid) કહેવામાં આવે છે, અને જ્યાં સુધારો દાખલ કરવાની રીત સરળ હોય તેને સુપરિવર્તનક્ષમ અથવા લવચીક (flexible) કહી શકાય.

૩ લોકશાહીયુક્ત ને બિનલોકશાહી : બંધારણ માત્ર શાસિતોનું જ નિયમન કરે છે, કે રાજ્યકર્તાઓનું પણ? આ માપદંડથી જોતાં તે તે બંધારણનું સ્વરૂપ છતું થશે.

૪ ઔપચારિક ને અનૌપચારિક : આમાંથી પહેલું પૂર્ણતઃ કાનૂની છે, બીજું પરંપરાગત બંધારણીય શિરસ્તાઓ પર નિર્ભર હોય છે.

૫ બોજયુક્ત ને પરિમિત : જેમાં ઝીણી ઝીણી વિગતો, જે સાધારણ કાયદા દ્વારા પણ શક્ય હોય, સમાવાઈ હોય તે બંધારણ બોજયુક્ત છે અને એમાં સપ્રમાણતા યા મિતત્વનો અભાવ ગણાય.

૬ પ્રદીર્ઘ ને સંક્ષિપ્ત : આ નામાભિધાનો પોતે જ પોતાનો અર્થ વિશદ કરનારાં છે. ભારત અને

અમેરિકાનાં બંધારણો અનુક્રમે દીર્ઘતા ને સંક્ષિપ્તતાનાં ઉદાહરણો છે.

૭ આદર્શનિષ્ઠ ને વ્યવહારનિષ્ઠ: અહીં પણ અર્થ સ્પષ્ટ છે, છતાં એટલું સમજી લેવું જરૂરી છે કે આદર્શનિષ્ઠાનો અર્થ હમેશાં અવ્યવહારુ અથવા વ્યવહારનિષ્ઠનો અર્થ હમેશાં આદર્શવિમુખ એવો નથી થતો.

૮ સરલ ને સંકુલ: વિવિધ કાનૂની જોગવાઈઓના સંદર્ભમાં તે તે બંધારણની સરલતા કે સંકુલતા (complexity) સમજી શકાય, એટલું ચોક્કસ કે એ જોગવાઈઓ સ્પષ્ટભાષી ન હોય અને અનેકાર્થી હોય તો તે બંધારણ સંકુલ જ.

૯ આદર્શવાદી કે મૂઢગ્રાહવિહીન: જે બંધારણ કશાં મૂઢગ્રાહો (dogmas)ને, પોતાનાં પ્રજાજીવન તેમજ સમયનાં વહેણને સમજ્યા વિના, વળગી રહે તે નર્યું આદર્શવાદી છે. આથી ઊલટું, સમાજજીવનની ગતિશીલતાના સંદર્ભમાં આદર્શને મૂલવનાર ને અનુસરનાર બંધારણ પરિસ્થિતિક્ષમ (pragmatic) તથા મૂઢગ્રાહવિહીન છે.

૧૦ વળી, કેટલીક વાર ગત ઇતિહાસના ભાર તળે દબાઈ રહેલ બંધારણો પણ જોવા મળે છે.

હવે આપણે બંધારણના ઘડતર પાછળ કાર્ય કરી રહેલ પરિબળો વિશે વિચારીએ. રાજકીય, ઐતિહાસિક, સામાજિક, આર્થિક, ધાર્મિક, સાંસ્કૃતિક અને મનોવૈજ્ઞાનિક એમ સપ્તવિધ પરિબળો બંધારણની રચનાની પશ્ચાદ્ભૂમિકામાં હોય છે.

આ પરિબળો અને એને પરિણામે સર્જાયેલ બંધારણ, તે તે પ્રજાની લાક્ષણિકતાને બિંબિત કરતાં હોવાં જોઈએ અને એમાં વિવિધ બાબતો અંગેનું પ્રજાકીય દર્શન તેમ જ વલણ સંગૃહીત થવું જોઈએ. જેનિંગ્ઝ An Approach to Self-Governmentમાં કહે છે: "પ્રત્યેક બંધારણ આખરે તો એની પાછળના ઇતિહાસની પેદાશ છે." બંધારણમાં તેના પ્રજાજીવનની સ્વકીયતા આલેખાતી હોવી જોઈએ. એ વિશે ભાર મૂકતાં, બૅજહૉટના The English Constitutionની પ્રસ્તાવનામાં બાલફર જણાવે છે: "બંધારણ એ કંઈ આયાત કરી શકાય એવી ચીજ નથી." એટલે કે, તમે કદાચ શબ્દશ: નકલ કરી શકો, પણ જે અને જેવાં પરિબળો એક બંધારણની પાર્શ્વમાં હતાં તેનો અભાવ હોઈને પેલી શબ્દશ: કરેલી નકલ પ્રત્યક્ષ આચારમાં આવવી અસંભવ જ.

બંધારણમાં આમુખ હોવું જોઈએ કે નહીં એ બહુ ચર્ચાયેલો પ્રશ્ન છે; ખાસ તો એ કારણસર કે આમુખ કશી કાનૂની ને અદાલતી બાંહેધરી આપતું નથી; પણ એમ જરૂર કહી શકાય કે, બંધારણની રચનાના નિકટવર્તી ભવિષ્યમાં જે સિદ્ધિઓ હાંસલ કરવી શક્ય ન હોય તેનો ખ્યાલ રહે અને બંધારણની પ્રેરક ભાવનાનો ઉદ્‌ઘોષ થઈ શકે તે દિશામાં આમુખનું વિશિષ્ટ મહત્ત્વ છે. ઉદાહરણાર્થ, ભારતીય બંધારણના આમુખને સર અર્નેસ્ટ બાર્કરે મોકળે મને વધાવ્યું હતું તે આ કારણસર જ.

તો પછી બંધારણે શી કામગીરી બજાવવાની છે? બંધારણ સરકારી ગેરરીતિઓ સામે નાગરિકોને રક્ષણ આપી શકે, અને સરકારે પ્રજાસમસ્તને આપેલી બાંહેધરીથી સહુને જ્ઞાત કરી શકે, જેથી એના અમલની અધૂરપ અંગે ઘટતાં પગલાં લઈ શકાય. વળી, સરકારમાં અને એથી કરીને એની કાર્યનીતિમાં પરિવર્તન આણવાની સુવિધા પણ બંધારણ નાગરિકો માટે ઉપલબ્ધ કરે છે. એ દિશામાં સર જ્હૉન સિલી જેને 'શાંતિમય ક્રાન્તિ' કહે છે તે ચૂંટણીઓનું મહત્ત્વ સુવિદિત છે. જે બંધારણ આવી જોગવાઈઓ નથી કરતું તે પ્રજાકીય આત્મનિર્ણયના અધિકારને નકારતું હોઈ, સારું ગણી શકાય નહીં. ચૂંટણીને લગતી જોગવાઈ બંધારણ ચોક્કસ સમયે થતી ચૂંટણીઓના રૂપમાં અથવા રેફરન્ડમ ઇનિશ્યેટીવ ને રિકૉલ જેવી સીધી લોકશાહી રીતોના રૂપમાં કરી શકે.

ક્રાન્તિ, પરિવર્તન કે સુધારણા અને ઉત્ક્રાંતિ દ્વારા બંધારણીય ફેરફાર થઈ શકે. તદુપરાંત સમય સમય પર અદાલતોએ બંધારણની જુદી જુદી કલમોનું જે અર્થઘટન કર્યું હોય તે અને એવી જ અન્ય પ્રણાલીઓ પણ એમાં મહત્ત્વનો ભાગ ભજવે છે. સારું બંધારણ સમયાનુસારના પરિવર્તનને આવકારશે અને તે સમાજની વિકાસયાત્રાને વેગ આપશે; નરસું બંધારણ સુપરિવર્તનક્ષમ ન હોવાથી વિકાસકૂચમાં અવરોધ ઊભો કરશે. વળી, બંધારણની કાર્યવાહીમાં એક પ્રકારની સરળતા સાંપડે તે અંગે રૂઢ શિરસ્તાઓ—પછી તે લિખિત હોય કે અલિખિત, ઔપચારિક હોય કે અનૌપચારિક—અગત્યનાં છે.

ઉપસંહારમાં, એટલું ન ભૂલીએ કે, બંધારણ સારું છે યા નરસું એની મૂલવણી, સાધ્ય ને સાધન એમ બંને તરીકે કરવાની છે. સાથેસાથે એ પણ જોવું ઘટે કે, બહુવિધ પ્રજાકીય દર્શનોને સાંકળતો એવો સર્વમાન્ય કાર્યપ્રદેશ નિર્ધારિત કરવામાં બંધારણને સફળતા મળી છે ખરી? તદુપરાંત બંધારણના અક્ષરદેહ તેમ જ ભાવનાદેહ (letter and spirit) બંનેને લક્ષમાં લેવાથી જ સમગ્ર દર્શન સાંપડે.

અને આખરે તો, "It is men that matter." એટલે જ બ્રાઇસે Modern Democracies પુસ્તકમાં નિઃસ્વાર્થ, લોકાભિમુખ નાગરિકો હોવા પર ખૂબ ભાર મૂક્યો છે.

*

# વિચાર • વાચન • અધ્યયન

[ઉપરના સામાન્ય શીર્ષક હેઠળ, બને તો દર મહિને, ત્રણ વિભાગમાં સંક્ષિપ્ત સામગ્રી આપવાની ઉમેદ છે: **વિચાર**–વિવિધ ચિંતકોની વિચાર કણિકાઓ; **વાચન**–ગુજરાતીમાં પ્રસિદ્ધ થતાં નવાં જૂનાં પુસ્તકોનું અવલોકન અને ક્યારેક એવાં પુસ્તકો તથા લેખો તરફ અંગૂલી નિર્દેશ; **અધ્યયન**–ખાસ કરીને અંગ્રેજી, હિન્દી અને મરાઠી ભાષાઓમાં પ્રસિદ્ધ થયેલ નવાં જૂનાં પુસ્તકોનો પરિચય આપતા લેખો]

## વિચાર

સામાન્ય રીતે બુદ્ધિનું કાર્ય નવી નવી જીજ્ઞાસાને અનુસરી તે વિષેનું સમાધાન શોધવાનું હોય છે. આવું સમાધાન અનેક વાર તર્ક-કલ્પના દ્વારા સધાય છે અને કોઈ વાર અનુભવ દ્વારા પણ. અનુભવ કરતાં તર્ક-કલ્પનનો વિસ્તાર હમેશાં વધારે જ રહેવાનો; પણ જ્યાં જ્યાં તત્ત્વચિન્તનમાં અનુભવ હોય છે, ત્યાં સર્વત્ર તત્ત્વ-ચિન્તન પાકું અને નક્કર જ રહેવાનું. જેમ વિજ્ઞાનમાં કોઈ પણ તર્ક યા હાઇપોથિસિસ પ્રયોગથી સાબિત થાય તો જ તે વૈજ્ઞાનિક સિદ્ધાન્ત બને છે—પ્રયોગ વિનાની હાઇપોથિસિસ એ માત્ર કલ્પના બની રહે છે—તેમ તત્ત્વચિન્તનમાં જે અંશ અનુભવમૂલક હોય છે તે અબાધિત અને છેવટે સર્વમાન્ય બની રહે છે; પણ જે તત્ત્વચિન્તનને અનુભવનું બળ નથી હોતું તે તત્ત્વચિંતન માત્ર કલ્પનાકોટિમાં આવે છે; ગમે ત્યારે વિરુદ્ધ પ્રમાણ મળતાં એ કલ્પના તૂટી જવાની અને એ અંશ બાધિત થવાનો.

**પંડીત સુખલાલજી** 'ભારતીય તત્ત્વવિદ્યા' (પૃષ્ઠ ૧૧)

*

## વાચન

**(૧) દારૂબંધી—કોઈ પણ ભોગે ગાંધીજી**
**(૨) ભારતનાં નવાં રાજ્યો ગાંધીજી**
**(૩) કૉંગ્રેસનું ભાવિ ગાંધીજી**
(નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ ૧૪)

ગાંધીવિચારમાળાની ૧૫, ૧૬, ૧૭ ક્રમાંકની આ ત્રણ પુસ્તિકાઓ ગાંધીજીના અનેક મહત્ત્વના વિચારોને સંક્ષેપમાં સુંદર રીતે રજુ કરે છે, એટલું જ નહિ પણ એમાં આપણા વર્તમાન જાહેર પ્રશ્નો વિષેની ઘણી મનનીય ને ઊંડી વિચાર-સામગ્રી પડેલી છે. દારૂબંધી ઇષ્ટ હોવા છતાં કાયદાથી એનો અમલ કેટલો થઈ શકે છે અને નથી થતો તે હકીકત જાણીતી છે. કાયદાથી કેવળ નીતિમાન માણસો તૈયાર થતા નથી. એટલે દારૂબંધીને અસરકારક રીતે અમલી બનાવવામાં ગાંધીજીએ સરકાર કરતાં લોકોની જવાબદારી ઉપર ભાર મૂક્યો છે. ભારતના સંઘરાજ્યમાં નવાં રાજ્યો અનેક રસિક પ્રશ્નો બંધારણ ક્ષેત્રે અને રાષ્ટ્રઘડતર માટેનાં પ્રજાજીવન ક્ષેત્રે ઉભા કરે છે. પ્રાંતવાદના ઝેર વિષે ગાંધીજીની ટકોર આજે તો વધારે સ્પષ્ટ રીતે સમજાય છે; અને ચિંતા વધારે છે. કૉંગ્રેસનું ભાવિ છેવટે તો કૉંગ્રેસના નેતાઓ રાજ્ય સત્તાનો ઉપયોગ કેવી રીતે કરે છે એના ઉપર છે. પ્રજાના કલ્યાણ માટે સત્તા વપરાય તો તે ઉપકારક થઈ પડે છે; પરંતુ પક્ષનું હિત અને પક્ષનું કલ્યાણ કરવા જતાં કૉંગ્રેસમાં ભારે મોટી કટોકટી આવવા લાગી છે. જો અત્યારનો અનિષ્ટ પ્રવાહ ચાલુ રહે તો કૉંગ્રેસનું ભાવિ આશાદાયક નથી એ તો ખરૂંજ; પણ સાથેસાથે ભારતીય પાર્લામેન્ટરી લોકશાહીનું ભાવિ પણ વધુ ચિંતાજનક અને નિરાશાજનક બને છે.

*

## અધ્યયન

# ઇતિહાસની ચંચલ ઘટનાઓને વિજ્ઞાનનો પાયો આપતો વિચારપ્રેરક ગ્રંથ

રામપ્રસાદ શુક્લ
[ગુજરાતીના પ્રાધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

[The Inheritors: Ritchie Calder; Heinemann; London, Melbourne, Toronto; 25 S. Net]

[પરિચયઃ—વૈજ્ઞાનિક અને સાંસ્કૃતિક વિષયોના વિખ્યાત લેખક રિશિ કાલ્ડરે દોઢ ડઝનથી યે વધુ ગ્રંથો આજ સુધીમાં લખ્યા છે. પ્રગતિવાદી વિચારસરણી ધરાવનારા આજના વિશ્વના લેખકોમાં તેમનું ચોક્કસ સ્થાન છે. ઈંગ્લેન્ડના ઉદારમતવાદી (liberal) પક્ષના મુખપત્ર 'ન્યૂસ ક્રોનિકલ'-ની વિજ્ઞાનવિષયક કટારોના તેઓ વર્ષો સુધી નિયમિત લેખક રહ્યા છે. વિખ્યાત પત્ર 'ન્યૂ સ્ટેટ્સમૅન'માં પણ તેઓ વારંવાર લેખો લખે છે. સંયુક્ત રાષ્ટ્રસંઘના એક નિષ્ણાત તરીકે તેમણે પછાત દેશોમાં સારું કામ કર્યું છે. સંશોધક તરીકે પણ તેમણે ઘણી આકરી સફરો ખેડી છે. દુનિયાભરમાં પરિભ્રમણ કરતા રહીને તેમણે નિકટનો લોકસંપર્ક સાધ્યો છે.]

If sometimes this outline is laboured and pitifully insufficient, at others it seems almost to have planned and written itself. Its background is unfathomable mystery, the riddle of the stars, the measurelessness of space and time. There appears life struggling towards consciousness, gathering power, accumulating will, through millions of years and through countless billions of individual lives until it reaches the tragic confusious and perplexities of the world of today, so full of fear and yet so full of promise and opportunity. We see man rising from lonely beginnings to this present dawn of world fellowship. We see all human institutions grow and change; they are changing now more rapidly than they have ever done before. The display ends in a tremendous interrogation. The writer is just a guide who brings his reader at last to the present edge, the advancing edge of things, and stops and whispers beside him 'This is our inheritance'.

—*H. G. Wells*
*The outline of History*

જગતના 'ઇતિહાસની રૂપરેખા' આલેખતાં પોતે જે નવી કેડી પાડી તેના ઉદ્દેશની સ્પષ્ટતા કરતાં વિખ્યાત લેખક એચ. જી. વેલ્સે ઉપરનાં વાક્યો ઉચ્ચાર્યાં છે. એ વાક્યો માનવવિકાસને સમગ્રદૃષ્ટયા નિહાળનાર પ્રત્યેક અભ્યાસી કે લેખકના માનસનું પ્રતિબિંબ પાડે છે. માનવ-ઇતિહાસને સ્થળકાળની મર્યાદાઓ વચ્ચે વિકસતી જતી ચૈતન્યની અખંડ લીલા તરીકે આલેખવાનો સંપ્રદાય એચ. જી. વેલ્સથી શરૂ થયેલો ગણાય. એમના પહેલાં આવા બે-ત્રણ અછડતા કે અધૂરા પ્રયત્નો થયેલા ખરા; છતાં વિવિધ સ્થળકાળમાં નિર્માણ પામેલી ઐતિહાસિક ઘટનાઓને એકસૂત્રે સાંકળીને તેની એવી ક્રમશઃ રજૂઆત કરવી, જેથી ભિન્નભિન્ન સંસ્કૃતિઓનું મૂલ્યાંકન તેમાં સ્વતઃ ધ્વનિત થતું જાય, એ નવી શૈલી નિપજાવવાનો યશ વેલ્સને ફાળે જાય છે.

### નિરૂપણની નવીનતા

'Inheritors'ના કર્તા રિશિ કાલ્ડર આ નવી શૈલીના નોંધપાત્ર લેખક છે. પુસ્તકના પ્રારંભે ઋણસ્વીકાર કરતાં એમણે સૌપ્રથમ ઉલ્લેખ એચ. જી. વેલ્સનો કર્યો છે. વેલ્સનાં ચિરંજીવ લખાણો ઉપરાંત એમણે એ પ્રશસ્ય પુરોગામી લેખકની અંગત મૈત્રીને અંજલિ આપીને તેની સાથેના વિચારવિનિમય વડે પોતાને કેવા પ્રકારે પ્રેરણા મળી તેનો આછો ઉલ્લેખ કર્યો છે. એ રીતે પોતે કોઈ નવી શૈલી નિપજાવ્યાનો દાવો કર્યો નથી; છતાં સ્થાપિત સંપ્રદાયમાં પણ પ્રતિભાશાળી લેખકો નવા ચીલાઓ

પાડે છે તે પ્રકારનું નિરૂપણ રિશિ કાલ્ડરનું છે. આ નવીનતાના ત્રણ મુદ્દાઓ તરત જ તરી આવે તેવા છે: (૧) વેલ્સ જેમ કાલ્ડરને માનવઇતિહાસની રૂપરેખા આપવી નથી. વેલ્સના દૃષ્ટિબિંદુથી પોતે પ્રભાવિત હોવા છતાં એમનું ધ્યેય જુદું છે. આજ સુધીના માનવવિકાસના ઇતિહાસને દૃષ્ટિપથમાં લઈ માનવજૂથોની શક્તિ અને મર્યાદાઓ બન્નેની તેઓ તારવણી કરવા માગે છે. એ રીતે આ ગ્રંથ પ્રધાનતઃ માનવવિકાસના મૂલ્યાંકનનો છે. ભૂતકાળના મૂલ્યાંકનને તેઓ ભાવિ સાથે સાંકળવા માગે છે, જેથી ભૂતકાળમાં થયેલી ભૂલોથી માનવજાતિ આજે બચી શકે. થયેલી ભૂલોને તેઓ ક્ષતિઓ ગણવાને બદલે માનવજૂથોના અતિરેકી વર્તનનાં પરિણામો તરીકે જુએ છે. એથી એમનું નિરૂપણ ભૂલો દર્શાવતાં છતાં નિંદાથી બચી શકે છે. (૨) પ્રાગૈતિહાસિક કાળથી આજ સુધીની કયી ઐતિહાસિક ઘટનાઓને આધારે તેઓએ અમુક સત્યો તારવ્યાં તથા પ્રતિપાદિત કર્યાં તેનો અહીં સિલસિલાબંધ સળંગ ચિતાર મળે છે. બીજા શબ્દોમાં કહીએ તો જે પાયાની સામગ્રી (Basic data)ને આધારે અમુક નિર્ણયો પર આવવાનું લેખકને માટે અનિવાર્ય બન્યું તે અહીં સંઘરાઈ છે. તેમનું દૃષ્ટિબિંદુ ઇતિહાસકાર કરતાં પ્રમાણમાં અધિક વૈજ્ઞાનિકનું છે. જે રીતે કોઈ વૈજ્ઞાનિક પદાર્થના સમવિષમ અંશોને તારવીને વર્ગીકરણ કરે છે અથવા પ્રયોગાત્મક પદ્ધતિએ પ્રમેયો સ્વીકારે છે તેવી ઢબ અહીં છે. (૩) સંશોધક તરીકે દીર્ઘસમય સુધી ખેડેલા પ્રવાસો દ્વારા લેખકને જે જ્ઞાનપ્રાપ્તિ થઈ તેનો આ વિચારણાને પૂરેપૂરો લાભ મળ્યો છે. સંયુક્ત રાષ્ટ્રસંઘના એક નિષ્ણાત તરીકે પણ તેમણે દુનિયાના ઘણાખરા પછાત દેશોના પ્રવાસો ખેડ્યા છે અને તેમના વિકાસ માટે સલાહસૂચનો આપ્યાં છે. વળી આવા પ્રવાસોમાં સંયુક્ત રાષ્ટ્રસંઘના અન્ય નિષ્ણાતોના સહવાસને લીધે તેમને પોતાના નિર્ણયોનાં સત્યાસત્યને કસોટી પર મૂકવાની સહાય તજ્જ્ઞો તરફથી મળતી રહી છે. એ રીતે આ વિચારસરણી શક્ય તેટલી વધુ પ્રમાણિત બને છે.

## રસળતી શૈલી

પ્રસ્તુત પુસ્તક લેખકના વિશાળ ચિંતન અને સુદીર્ઘ સંશોધનનું સુફળ છે તે ઉપર કહેવાઈ ગયું છે. તેમાં માનવજાતિએ કયા ક્રમે પોતાનો વિકાસ સાધ્યો અને આસપાસની પ્રતિકૂળ પરિસ્થિતિઓને પુરુષાર્થ વડે અનુકૂળ કરી આપણી પૃથ્વીને વસવાટ યોગ્ય બનાવી તેનો આમાં રોચક ચિતાર છે. કર્તાની નિરૂપણશૈલી વિશદ અને ઠીક રસાસ્વાદી ઢબની છે. પોતાનું ચિંતન-સંશોધન દેશવિદેશના જાત-અનુભવના સ્મરણીય પ્રસંગો સાથે ભળીને વાચકને લલિત સાહિત્યનો આસ્વાદ કરાવી શકે તેવી રસળતી શૈલીનું આ આલેખન છે. જાણે આપણે અંગત અનુભવના રસિક ટૂચકાઓ સાંભળતા હોઇએ અને વક્તવ્યનો મથિતાર્થ અનાયાસે સંકલના દ્વારા સ્ફુટ થતો જતો હોય એવી મઝા પડે છે. કર્તાની નજર વિષુવવૃત્તથી માંડીને ઉત્તરધ્રુવ પર્યંત અને પ્રાગૈતિહાસિક કાળથી શરૂ કરી આજદિન સુધીનાં સર્વ સંસ્કૃતિકેન્દ્રો પર ફરી વળે છે. એકાદ મંદિર, ખંડેર કે મૂર્તિ પર તેઓ ભૂતકાળની મુદ્રાને સ્પષ્ટ વાંચી શકે છે. વિશેષમાં પર્વતની ખેતીના ઢળકતા ઢાળો કે મેદાની ખેતીના વિસ્તીર્ણ ચાસોમાંથી તેઓ વેધક વિધાનો તારવે છે; સાગરના વિસ્તીર્ણ જલપટ અને રેતીના ક્ષિતિજ-વિસ્તર્યા ઢુવાઓ પર તે માનવીની પદરેખાઓ વાંચે છે. સમગ્ર સંસ્કૃતિસારને મૂઠીમાં સમાવવાનો લેખકનો આ પ્રયાસ ઘણો સફળ છે. તેમની વિશેષતા એ છે કે માનવીની સિદ્ધિઓ સાથેસાથે તેઓ એની ભૂલો પણ દર્શાવતા જાય છે. પ્રાકૃતિક પરિસ્થિતિઓ પર કાબૂ મેળવવાની પ્રક્રિયાનો પુરુષાર્થ કરતાં માનવીએ અવારનવાર એવી ગંભીર ભૂલો પણ કરી નાખી છે કે જેથી મૂલ્યવાન સંસ્કૃતિઓનો હ્રાસ પણ થયો છે. ભૂતકાળનો આ દુઃખદ અનુભવ આજે ડોળા કાઢીને પ્રશ્નાર્થચિહ્નરૂપે આપણી સમક્ષ પ્રત્યક્ષ ઊભો છે! એચ. જી. વેલ્સ જેને માટે tremendous interrogation એવો શબ્દ પ્રયોગ કરે છે અને આપણે જેને પ્રશ્નાર્થરૂપી (હૈયું ચાંપતો) ઑથાર કહેવા પ્રેરાઇએ એવી ઇતિહાસની પળ આજે જવાબ માગી રહી છે. લેખક ઇતિહાસના આ સમ ઉપર આવીને ઠરે છે તે એમની વિચારક તરીકેની શક્તિની શાખ પૂરે છે. ગ્રંથના કુલ દસ ખંડમાંના છ ખંડ કથાને નાટકના મધ્યબિંદુ જેમ આ પરાકાષ્ઠા સુધી પહોંચાડે છે. અહીંથી પરાવર્તિત થઇને ગ્રંથ નિર્વહણ તરફ વળે છે. પ્રત્યેક ખંડનાં શીર્ષકો અને તેની સાથે સંકળાયેલા મુદ્દાઓ વિષયને સુસ્પષ્ટ અને

સદ્યોદષ્ટ બનાવે તેવી સંકલના છે. પુસ્તકના પ્રથમ ૭ ખંડ અને પાછલા ચાર ખંડ એમ બે ભાગ પડી જાય છે.

### મંથનનાં નવનીત

સાતમા ખંડમાં આજની યુદ્ધની તૈયારીઓને કારણે તેમજ વિસ્ફોટકો તથા અણુશસ્ત્રોના પ્રયોગોની હારમાળાને કારણે વિશ્વોત્સર્ગી કિરણોની અવળી અસરોનું હૃદયદ્રાવક બયાન છે. લેખકે અસર ઉપજાવવા માટે શૈલીમાં કશો ફેરફાર કર્યો નથી અને છતાં હકીકતોની હારમાળા ન ટાળી શકાય તેવા પ્રશ્નોની ભૂતાવળ બનીને વાચકના મગજને કોરે છે. આઠમા ખંડમાં પ્રસિદ્ધ વૈજ્ઞાનિક આઈન્સ્ટાઈને શક્તિ વિશે જેવું સમીકરણ યોજ્યું હતું તેવું આ લેખકે પણ યોજ્યું છે. $E=mc^2$ or C=BE [C=carrying capacity of an area of land; B=biotic potential; E=environmental resistance] આનો સાર એ છે કે જમીન ખમી શકે એથી વધુ બોજ એના ઉપર મૂકવાથી હાનિ થવાનો સંભવ છે. વૈજ્ઞાનિક વિકાસને લીધે પ્રાપ્ત થયેલી શક્તિઓનો વપરાશ માનવજાતિએ વિવેકપૂર્વક કરવો જોઈએ. ઉત્સાહના આવેશમાં પોતાના પગ પર કુહાડા મારવાની અવળચંડાઈમાંથી માનવજાતિએ બચવું જોઈએ. આવી વિવેકશક્તિ વિકસાવવા માટે માનવીએ અહંનું સંવરણ કરી સંકુચિત દૃષ્ટિબિંદુઓનો ત્યાગ કરવો જોઈએ. સર્વ રાષ્ટ્રોએ દૃષ્ટિમર્યાદાની ક્ષિતિજોને વિસ્તારીને સંયુક્ત રીતે એકત્રિત પ્રયાસ કરવો જોઈએ. એક અને અવિભાજ્ય દુનિયાનું સર્જન કરવાની પળ પાકી ગઈ છે. માનવજાતિ આજે ભયાનકતા કે ભવ્યતાના ત્રિભેટે આવી ઊભી છે. ભૂતકાળની ભૂલોનું નિવારણ કરીને એને સન્માર્ગે વાળવાથી વિકાસની અકલ્પ્ય સિદ્ધિઓ તે હાંસલ કરી શકે તેવી ભૌતિક પરિસ્થિતિઓ સર્જાઈ ચૂકી છે. જો માનવએકતા સ્થપાય તો દુનિયાની વધતી જતી વસતીને ખોરાક પૂરો પાડવાની સમસ્યા, જે છેલ્લાં બસો વર્ષથી અર્થશાસ્ત્રના વિષયને સતાવી રહી છે, તેનો ઉકેલ સાવ સરળ બની જાય. પ્રથમ ૭ ખંડના કાંઈક વિષાદમિશ્ર પ્રશ્નાર્થને અંતે છેલ્લા ચાર ખંડો આશાની દિશા પણ દોરી આપે છે. આમ સંસ્કૃતિના વિધિનિષેધોમાંથી મંથનનાં નવનીત તારવતું આ સર્વગ્રાહી પુસ્તક ચિંતન-રસિક વાચકોએ અવશ્ય મનન કરવા યોગ્ય છે.

### રમણીય શબ્દચિત્રો

ગ્રંથની રસાસ્વાદી શૈલી વિશે આગળ ઉલ્લેખ કર્યો છે. એનાં શબ્દચિત્રો પણ કેવાં રમણીય છે? વિવિધ સંસ્કૃતિઓનાં ઉત્થાન અને પતનની એક સંકલિત ચિત્રમાળા વાચકની આશ્ચર્યચકિત દગ સમક્ષ પસાર થઈ રહી હોય તેવી તાદશતા આ નિરૂપણમાં છે. સંસ્કૃતિઓ અનેકરૂપે ઊગે છે અને આથમે છે; નગરો આબાદ થઈને ફરી પાછાં બરબાદ થાય છે; વિજેતાઓ આવે છે અને જાય છે; વેપારવણજ, કલાકારીગીરી, ધર્મ અને ચિંતનની પ્રવૃત્તિઓ વિકસે છે અને વિલાય છે વગેરે વિવિધ પ્રકારની ગતિમયતા વચ્ચે પળેપળે પલટાતી છતાં અચળ પાર્શ્વભૂમિકા તરીકે પૃથ્વી છે. આ પૃથ્વી પર વસનારાઓનો પુરુષાર્થ એટલો પ્રબળ છે કે અસંખ્ય આત્મબલિદાનો અને ભીષણ છતાં ભવ્ય મંથનોને પરિણામે નિષ્પન્ન થયેલાં સિદ્ધિઓનાં સત્ત્વોને વિનાશને માર્ગેથી વાળી લેવાં જોઈએ. આ સિદ્ધિઓનાં ચિત્રો અહીં શબ્દો વડે સજીવ બની શકે છે તે આ ગ્રંથની આકર્ષકતા છે. એથી જ કદાચ એને વિશે એવો એક અભિપ્રાય છે કે વેલ્સની વિશ્વવિખ્યાત ઇતિહાસકૃતિ પછીનું આ તેવું જ બીજું શકવર્તી પુસ્તક છે. વેલ્સની કૃતિ સાથેનું અનુસંધાન લેખના પ્રારંભે અવતરણ રૂપે આપેલ પરિચ્છેદ વડે દર્શાવવાનો પ્રયત્ન કર્યો છે. વિશેષમાં ઉમેરી શકાય કે એ અવતરણના છેલ્લા શબ્દ ઉપરથી કદાચ ગ્રંથકર્તાને પુસ્તકનું નામ સૂઝ્યું હશે. આ અનુમાન સાચું ન હોય તો પણ એટલું કહેવું આવશ્યક છે કે એચ૦ જી૦ વેલ્સે ઐતિહાસિક ઘટનાઓને પ્રવાહબદ્ધ કરવાનો જે કીમિયો કર્યો છે, તેને પ્રસ્તુત પુસ્તક વિચારની દિશામાં ઠીક આગળ લઈ જાય છે. ઇતિહાસની ચંચલ ઘટનાઓને વિજ્ઞાનનો નક્કર પાયો આપી એમાંથી ગાણિતિક પ્રમેયો જેવાં સનાતન સત્યો તારવવાનો આ પ્રયાસ પ્રશસ્ય છે.

*

# સામાન્ય જ્ઞાન

## પ્રશ્નો

**૧**

નીચેના ગ્રંથોના કર્તાઓનાં નામ લખો:

૧ કૅપિટલ (Capital)
૨ ઍલીસીસ ઍડવેંચર્સ ઈન વન્ડરલૅંડ (Alice's Adventures in Wonderland)
૩ ગુડ અર્થ (Good Earth)
૪ ધ રીપબ્લિક (The Republic)
૫ ફૅાસ્ટ (Faust)
૬ શાહનામા (Shah Namah)
૭ વૉર ઍન્ડ પીસ (War and Peace)

**૨**

ભારતના રાષ્ટ્રચિહ્નનો ટૂંકો પરિચય આપો.

**૩**

ગૂજરાતની છ રાજધાનીઓનાં નામ આપો.

**૪**

ભારતીય બંધારણ પ્રમાણે ભારતના નાગરિકોના મૂળભૂત અધિકારો ગણાવો.

**૫**

નીચેની સંજ્ઞાઓ સમજાવો:

૧ ડી-લિટ્. (D. Litt.)
૨ એફ્. આર. સી. એસ. (F. R. C. S.)
૩ એમ. પી. (M. P.)
૪ આઈ. બી. આર. ડી. (IBRD)
૫ યુનેસ્કો (UNESCO)
૬ યુ. એસ. એસ. આર. (U. S. S. R.)
૭ વિ. આઈ. પી. (V. I. P.)
૮ ક્યુ. સી. (Q. C.)
૯ ઈન્ટક (INTUC)
૧૦ યુ. જી. સી. (U. G. C.)

**૬**

નીચે જણાવેલા મહાપુરુષો શાને માટે જાણીતા છે?

૧ સર એલેક્ઝાન્ડર ફ્લેમિંગ ૨ વૉલ્ટેર
૩ લૉર્ડ રુથરફૉર્ડ ૪ લેનિન ૫ સરદાર પટેલ

**૭**

જગતની ચાર મુખ્ય બોલાતી ભાષાઓનાં, તે ભાષાઓ બોલતી જનસંખ્યા સાથે, નામ જણાવો.

**૮**

નીચેના વિશિષ્ટ શબ્દપ્રયોગોને સ્પષ્ટ સમજાવો:

૧ Iron Curtain ૨ Casting Vote
૩ Cold War ૪ Habeas Corpus

**૯**

નીચેના દેશોના પ્રમુખોનાં નામ આપો:

ભારત, પાકિસ્તાન, અમેરિકા, સંયુક્ત આરબ પ્રજાસત્તાક, ઈરાક, ફ્રાન્સ.

**૧૦**

નીચે જણાવેલા દેશોની રાજધાનીઓનાં નામ આપો:

ઇથિઓપીઆ, અફઘાનિસ્તાન, બ્રાઝિલ, ક્યૂબા, સંયુક્ત આરબ પ્રજાસત્તાક, ઇરાક, પાકિસ્તાન, ઇટલી, અને અમેરિકા.

---

## જવાબો

**૧**

૧ કાર્લ માર્ક્સ; ૨ લુઈ કૅરોલ; ૩ પર્લ બક; ૪ પ્લેટો; ૫ ગટે; ૬ ફિરદૌસી; ૭ ટૉલ્સ્ટૉય

**૨**

ભારતનું રાષ્ટ્રચિહ્ન સારનાથમાં મળતા અશોકસ્તંભ ઉપરના સ્તંભશીર્ષની અનુકૃતિ છે. અનુકૃતિમાં મૂળના ચાર સિંહને બદલે ત્રણ દેખાય છે. મધ્યમાં અશોકનું ધર્મચક્ર છે, જેની જમણી બાજુ વૃષભ અને ડાબી બાજુ અશ્વની આકૃતિઓ છે. નીચે, દેવનાગરી લિપિમાં મુંડકોપનિષદની સૂક્તિ । सत्यमेव जयते । લખેલી છે.

**૩**

૧ પ્રાગૈતિહાસિક યુગમાં ગુજરાતની રાજધાની કુશસ્થલી (દ્વારિકા) હતી.
૨ મૌર્ય યુગમાં ગુજરાતની રાજધાની ગિરિનગર (જૂનાગઢ) હતી.
૩ મૈત્રક યુગમાં ગુજરાતની રાજધાની વલભી (વળા) હતી.

૪ ગુર્જર યુગમાં ગુજરાતની રાજધાની ભિન્નમાળ હતી.
૫ સોલંકી યુગમાં ગુજરાતની રાજધાની અણહિલપુર પાટણ હતી.
૬ મુસલમાન યુગમાં ગુજરાતની રાજધાની અહમદાબાદ હતી.

૪

૧ સમાનતાનો અધિકાર; ૨ સ્વાધીનતાનો અધિકાર
૩ શોષણ સામેનો અધિકાર; ૪ ધાર્મિક સ્વાતંત્ર્યનો અધિકાર;
૫ સાંસ્કૃતિક અને શિક્ષણવિષયક અધિકારો
૬ મિલકતનો અધિકાર અને
૭ બંધારણીય ઇલાજનો અધિકાર

૫

૧ ડૉક્ટર ઑફ લેટર્સ (લિટરેચર)
૨ ફેલો ઑફ ધી રૉયલ કૉલેજ ઑફ સર્જન્સ
૩ મેમ્બર ઑફ પાર્લામેન્ટ
૪ ઇન્ટરનૅશનલ બૅંક ફૉર રીકન્સ્ટ્રક્શન ઍન્ડ ડેવલપમેન્ટ
૫ યુનાઇટેડ નેશન્સ એજ્યુકેશનલ સાયંટિફિક ઍન્ડ કલ્ચરલ ઑર્ગનાઇઝેશન
૬ યુનિયન ઑફ સોવિયેટ સોશ્યલિસ્ટ રીપબ્લિકસ
૭ વેરી ઇમ્પૉર્ટન્ટ પર્સન
૮ ક્વીન્સ કાઉન્સેલ
૯ ઇન્ડીઅન નૅશનલ ટ્રેડ યુનિયન કૉંગ્રેસ
૧૦ યુનિવર્સિટી ગ્રાન્ટ્સ કમિશન

૬

૧ પેનિસિલિનની શોધ માટે
૨ તેમનાં નાટકો, નિબંધો, ઐતિહાસિક લેખો અને સમકાલીન ફ્રેન્ચ રાજ્ય-અમલની ટીકા કરતાં કટાક્ષ-પૂર્ણ લખાણો માટે
૩ અણુશક્તિ અંગેનાં તેમનાં સંશોધનો માટે
૪ ૧૯૧૭ની રશિયાની બોલ્શેવિક ક્રાંતિના સફળ પ્રણેતા અને અત્યારના રશિયાના રાષ્ટ્રપિતા તરીકે
૫ ભારતીય સ્વાતંત્ર્યપ્રાપ્તિ માટે લડનાર એક સમર્થ નેતા અને દેશી રાજ્યોના વિલીનીકરણના સફળ સૂત્રધાર તરીકે

૭

ચીનની ભાષા ૬૦ કરોડ લોકો બોલે છે.
અંગ્રેજી ભાષા ૨૭ કરોડ લોકો બોલે છે.
હિન્દી ભાષા ૨૦ કરોડ લોકો બોલે છે.
રશિયન ભાષા ૧૭ કરોડ લોકો બોલે છે.

૮

૧ આ શબ્દનો સામાન્ય અર્થ 'સામ્યવાદી દેશો વડે અપનાવવામાં આવતી ખાનગી યોજનાઓ' અને તેને કડક રીતે ગુપ્ત રાખતી વ્યવસ્થા એવો થઈ શકે. બીજા મહાયુદ્ધ પછી ટ્રિએસ્ટની પૂર્વ તરફના દેશો સામ્યવાદી રશિયાની અસર નીચે હોઇને તેમને વિષે ઘણું ઓછું જાણવા મળતું હતું તેથી આ શબ્દ ચર્ચિલે જાણીતો કર્યો હતો.
૨ જ્યારે બે વિભાગો વચ્ચે કોઈ પણ બાબત અંગે સરખા મત પ્રાપ્ત થાય ત્યારે પ્રમુખ પોતાનો જે નિર્ણાયક મત જાહેર કરે તે મત.
૩ કોઈ પણ બે અથવા વધારે દેશો રીતસરના યુદ્ધમાં ઉતર્યા વિના પરસ્પર વિરોધી કાર્યો વડે સંઘર્ષમાં હોય તેવી સ્થિતિને 'ઠંડુ યુદ્ધ' કહેવામાં આવે છે.
૪ જ્યારે સત્તાધારી પક્ષનો કોઈ પણ અમલદાર કોઈ વ્યક્તિને પકડીને જેલમાં પૂરે ત્યારે તે વ્યક્તિને છોડી મૂકવા અથવા તેની સામે કાયદેસર કામ ચલાવવા આદેશ આપતો કાયદો.

૯

પ્રમુખોનાં નામ અનુક્રમે:
ડૉ. રાજેન્દ્રપ્રસાદ (હાલમાં કાર્યકારી પ્રમુખ ડૉ. રાધાકૃષ્ણન્)
જ. અયુબખાન   પ્રમુખ કેનેડી   પ્રમુખ નાસેર
પ્રમુખ કાસીમ   જનરલ દ'ગોલ

૧૦

રાજધાનીઓનાં નામ અનુક્રમે નીચે પ્રમાણે છે: એડિસ અબાબા, કાબૂલ, રીઓ દ જેનેરો, હવાના, કેરો, બગદાદ, રાવળપિંડી, રોમ અને વૉશિંગ્ટન ડી. સી.

[સંપાદક: જે. એમ. શુકલ, સંસ્કૃત અને પ્રાચીન ભારતીય સંસ્કૃતિના પ્રાધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

*

# નિવેદન

## પુરુષોત્તમ ગણેશ માવળંકર

સાત વર્ષ પહેલાં–૧૫મી ઑગસ્ટ ૧૯૫૪ને રોજ–અમદાવાદમાં હૅરલ્ડ લૅસ્કી ઇન્સ્ટિટ્યૂટ ઑફ પૉલિટિકલ સાયન્સની સ્થાપના મેં કરી. આજે–૧૫મી ઑગસ્ટ ૧૯૬૧ને રોજ–'અભ્યાસ' સામયિકની સ્થાપનાનો સંકલ્પ કરું છું: પૂરો વિચાર કરીને, અને છતાં લાંબો વખત શાંત કે બેફીકર બેસી રહી ન શક્યાથી કંઈક અધીરાઈથી, આ પ્રવૃત્તિઓ મેં ઉપાડી છે. મારી બુદ્ધિ, શક્તિ અને સમજની મર્યાદા પ્રત્યે હું સજાગ છું એટલું તો પ્રારંભમાં જ નમ્રપણે અને પ્રમાણિકપણે કહી દઉં.

મારી પાસે 'અભ્યાસ' સામયિકનાં સંખ્યાબંધ ગ્રાહકો નોંધાયા નથી, કોઈ મોટું નાણાંકીયે ભંડોળ મારા ટેકામાં નથી અને હું પોતે લેખક કે સાહિત્યકાર નથી. તેમ છતાં પ્રયોગ તરીકે ઓછામાં ઓછું એક વર્ષ 'અભ્યાસ' સામયિક દ્વારા શિક્ષણ અને સંસ્કાર ક્ષેત્રે વિદ્યાર્થી-સમુદાયની તથા સામાન્ય રસિકજનોની સેવા કરવાની મેં હામ ભીડી છે.

શેઠ ચી. ન. વિદ્યાવિહારમાં હું ભણતો હતો ત્યારે મેં મારા જીવનના આદર્શ તરીકે શિક્ષણ ક્ષેત્રમાં મુખ્યત્વે કામ કરતા રહેવાની મારી અભિલાષા એક નિબંધ દ્વારા વ્યક્ત કરી હતી. પ્રભુકૃપાએ અને વડીલોના આશીર્વાદથી તથા મિત્રો ને સાથીદારોના સહકારથી હું આજ સુધી મારી એ અભિલાષા પ્રમાણે થોડું ઘણું કામ કરી શક્યો છું. છેલ્લાં બાર વર્ષથી હું રાજ્યશાસ્ત્ર વિષય સ્નાતક અને અનુસ્નાતક કક્ષાએ શીખવું છું. અર્થશાસ્ત્ર, ઇતિહાસ, માનસશાસ્ત્ર વગેરે સમાજવિદ્યાઓ તથા સાહિત્ય અને સામાન્ય વિજ્ઞાનમાં પણ મને ઊંડો રસ છે. રાજ્યશાસ્ત્ર સાથે સંબંધકર્તા હોય એવી અન્ય સમાજવિદ્યાઓનો મેં સ્વાભાવિક થોડો ઘણો અભ્યાસ ચાલુ રાખ્યો છે.

\+ + +

આપણા દેશમાં અંગ્રેજી ભાષામાં ઉચ્ચ શિક્ષણ આજ લગી ચાલ્યું. હજી પણ અંગ્રેજી તરત અને તદ્દન કાઢી નાખી શકાય એવી સ્થિતિ નથી. તેમ છતાં સ્વતંત્ર ભારતમાં અંગ્રેજીનું સ્થાન રાષ્ટ્રભાષા અને પ્રાદેશિક ભાષાઓને ભોગે કાયમનું પહેલું અને પ્રધાનપદે રહે એ તો યોગ્ય નથી જ. એટલે ધીરેધીરે પણ સ્વભાષાઓમાં આપણે ઉચ્ચ શિક્ષણ આપવા–લેવાનો પુરુષાર્થ કરવો રહ્યો. હું પોતે અંગ્રેજી ભાષાના પદ્ધતિસરના અને ઊંડા અભ્યાસનો હિમાયતી અને આગ્રહી છું. અંગ્રેજી ભાષા એકદમ કાઢી નાખ્યાથી શિક્ષણક્ષેત્રે આપણું પારાવાર નુકશાન થવાનું છે, થઈ રહ્યું છે એમ પણ મને પ્રામાણિકપણે લાગે છે. અલબત્ત, આપણી યુનિવર્સિટીઓમાં પ્રાદેશિક ભાષા અભ્યાસ અને પરીક્ષણનું માધ્યમ બને તે ઇચ્છવા જોગ છે. પણ આ જરૂરી ફેરફાર ક્રમેક્રમે અને કશા ખોટા આવેગ વિના સ્વસ્થતાથી કરવો જોઇએ. કાયદામાં જોગવાઈ કરવાથી કે યુનિવર્સિટી તંત્રના ઠરાવોથી માધ્યમ ફેરફારનું કામ કોઈ કાળે ઉપકારક નીવડવાનું નથી.

ખરું જોતાં તો શરૂઆતના બે-ચાર દસકા સુધી આપણી યુનિવર્સિટીમાં ઉચ્ચ શિક્ષણનાં માધ્યમ માટે ત્રણ ભાષાઓની વૈકલ્પિક છૂટ રાખવી જોઈએ–માતૃભાષા (જે તે પ્રદેશના બહુસંખ્ય લોકોની), રાષ્ટ્રભાષા (બંધારણથી અને રૂઢી દ્વારા મુકરર અને માન્ય થએલી) અને આંતરરાષ્ટ્રીય ભાષા (જેમાંની એક અંગ્રેજી છે અને જેનો અભ્યાસ અને ગાઢ પરિચય આપણને અન્ય આંતરરાષ્ટ્રીય ભાષાઓનાં પ્રમાણમાં સૌથી વિશેષ છે). ભાષાઓનાં આવા ત્રિવેણી સંગમ વડે જ આપણાં શૈક્ષણિક ઉદ્દિષ્ટો સિદ્ધ થઈ શકે તેમ છે. પરંતુ, કમભાગ્યે, આ ત્રણ ભાષાઓના ટેકેદારો અને આગ્રહી હિમાયતીઓ અલગ અલગ રીતે માત્ર પોતાની જ ભાષા એકમેવ માધ્યમ તરીકે સ્વીકારાવા માટે હઠ પકડે છે, અને એવા હઠાગ્રહીઓ જ્યારે અને જ્યાં જેટલી સત્તા ધરાવે છે તે પ્રમાણે પોતાના આગ્રહને અમલી બનાવે છે. કાયદાનું અને રાજ્યશક્તિનું પીઠબળ મેળવીને કોઈ પણ વાત પ્રજા ઉપર સહેલાઈથી લાદી શકાય છે, પરંતુ જો એવી વાત છેવટે પ્રજા ન સ્વીકારે તો કાયદો અને રાજ્યશક્તિનું બળ એનું ધાર્યું કરાવવાને અસમર્થ નીવડે છે.

આજની મોટી કમનસીબી એ છે કે નાના કહેતાં રાજકારણ શિક્ષણક્ષેત્રે બહુ ઊંડે સુધી ઘૂસી ગયું છે. પરિણામે શિક્ષણની ભારે ખાનાખરાબી થઈ રહી છે. ભવિષ્યની પ્રજા આ બાબતમાં આપણને અને આપણા અત્યારના રાજકારણીઓને તથા શિક્ષણકારોને દોષપાત્ર ઠરાવે તો શી નવાઈ?

અંગ્રેજીનો અભ્યાસ માધ્યમ તરીકે નહિ પણ એક સમર્થ અને જ્ઞાનપ્રાપ્તિ માટે ભારે મોટી સહાયરૂપ ભાષા તરીકે આપણે હંમેશ કરવાનો રહેશે. માધ્યમ તરીકે અંગ્રેજી ઉપરનું આપણું અવલંબન, ઉપર જણાવ્યું તેમ, ક્રમેક્રમે દૂર કરવું પડશે. તે દિશામાં શરૂઆત તરીકે આપણી યુનિવર્સિટીઓમાં અંગ્રેજી સાથે પ્રાદેશિક ભાષાને પણ માધ્યમ તરીકે છૂટ હોય. દા.ત. પૂના યુનિવર્સિટીએ અંગ્રેજી અને મરાઠી બન્ને માધ્યમો વિકલ્પ તરીકે સ્વીકાર્યાં છે અને ત્યાં ક્રમેક્રમે મરાઠી માધ્યમ વધુ અને વધુ વિદ્યાર્થીઓ સ્વીકારતા જાય છે. પરંતુ મુદ્દાની વાત એ છે કે અંગ્રેજીને સાવ દેશવટો અપાયો નથી.

આપણી ગુજરાત યુનિવર્સિટીમાં અંગ્રેજી માધ્યમ હવે લગભગ પૂરેપૂરું કાઢી નાખવામાં આવ્યું છે. આ દિશામાં આપણી યુનિવર્સિટીએ હવે એટલી બધી પ્રગતિ (!) કરી છે કે હવે યુનિવર્સિટીના એ નિર્ણયને વાજબી કે ગેરવાજબી ઠરાવવાનો પ્રયાસ કરવો તે હાલપૂરતું તો મિથ્યા છે. એટલે ગુજરાતી માધ્યમના નિર્ણયને આપણે સહુએ પ્રમાણીકપણે અને નિષ્ઠાથી શિરોમાન્ય કરીને એ બાબતમાં કામે લાગી જવું જોઈએ. આ કામ યુનિવર્સિટીનું નથી પણ આપણું છે. યુનિવર્સિટી કંઈ કરતી નથી એમ કહેવું એનો જ અર્થ એ કે આપણે સહુ કશું કરતા નથી. માધ્યમ ફેરફારથી સર્જાયેલી પરિસ્થિતિમાં આવી પડેલા કાર્યને સુયોગ્ય વળાંક અને સરસ વેગ આપવામાં યુનિવર્સિટી તંત્ર અને યુનિવર્સિટીમાંના એક એકથી ઉચ્ચ એવા શિક્ષણકારો ઘણા મંદ માલૂમ પડયા છે એવી ટીકા માત્ર જરૂર કરી શકાય.

હું પોતે છેલ્લા લગભગ ચાર વર્ષથી જ્યાં તક મળી ત્યાં યુનિવર્સિટીનાં અધિકૃત મંડળોમાં અને ઉપકુલપતિથી માંડીને બધા વડીલોને વિનંતિ કરતો આવ્યો છું કે કંઇ નહીં તો પાશેરામાં પહેલી પૂણી તરીકે આપણે યુનિવર્સિટી કક્ષાએ વિનયન, વિજ્ઞાન અને ટેકનીકલ અભ્યાસક્રમો માટેનાં ત્રણ અલગ અલગ અભ્યાસ સામયિકો (study journals) શરૂ કરીએ, અને યુનિવર્સિટીમાં અને તેની સંલગ્ન શૈક્ષણિક સંસ્થાઓમાં જે અનેક અધ્યાપકો અને વિદ્વાનો કામ કરી રહ્યા છે તેમના લેખો અને સંશોધનાત્મક નિબંધો આવાં અભ્યાસ સામયિકોમાં પ્રસિદ્ધ કરીએ. મારું આ સૂચન હસી કાઢવામાં નથી આવ્યું એ મારું સદ્ભાગ્ય સમજું છું! સમય જતાં મારા સૂચન વિષે વધારે વિચાર થયો છે એ હકીકતની પણ મારે સાભાર નોંધ લેવી જોઈએ. પણ જો મારું સૂચન નકારાયું નથી એ સાચું તો એટલું જ સાચું કમનસીબે એ પણ ખરું કે મારા સૂચન પરત્વે સામયિક પ્રસિદ્ધ કરવા માટેની કોઈ નક્કર યોજના અને કામ યુનિવર્સિટીએ ઉપાડયાં નથી.

તેથી, ચાર વર્ષથી વધુ સમય રાહ જોઇને, અને છેવટે ધીરજ ગુમાવી બેસીને, હવે મારા નાનકડા હાથ વડે અને અલ્પ બુદ્ધિ શક્તિ વડે આ નવું સામયિક 'અભ્યાસ' હું શરૂ કરું છું. સંભવ છે કે આમાં કેટલાક મિત્રોને પેલી અંગ્રેજી કહેવત યાદ આવે અને તેઓ એ કહેવત મને અને મારા આ નવા કાર્યને લાગુ પાડે! પરંતુ રોજ સવાર સાંજ શિક્ષણક્ષેત્રે વિદ્યાર્થીમિત્રો અને યુવાન ભાઇબહેનોના સંપર્કમાં રહીને એમના ઉલ્લાસભર્યા અને આશાભર્યા જીવનને તથા એમની કુતૂહલવૃત્તિ અને જ્ઞાનપિપાસાને હું જોઉં છું ત્યારે ભાષાકારણની હાલની ગૂંચવણભરી રીતિનીતિના ભોગ થઇ પડેલા એવા એ મારા વિદ્યાર્થી મિત્રોને લગભગ બેબાકળા અને લાચાર બનેલા જોતાં મને લાગ્યું કે મારી ગણના ભલે, મૂર્ખાઓ કોઈ મોટા કામમાં ઘુસી જઈને માથું મારે છે એ રીતે થાય! દૂર ઉભેલા પુણ્યાત્માઓની હું ટીકા કરતો નથી.

+ + +

'અભ્યાસ' સામયિક મારો વ્યક્તિગત પ્રયાસ છે. એને ટેકો આપવાનું કામ વિદ્યાર્થી મિત્રોનું, વાચકોનું, ગ્રાહકોનું અને લેખકોનું છે. એવો ટેકો મેળવવા માટે મારી એક માત્ર લાયકાત તે મારા નિર્દિષ્ટ સંકલ્પ પાળવાની સંનિષ્ઠા છે. અર્થાત્, 'અભ્યાસ'માં ઉપયોગી સામગ્રી પૂરી પાડવાની હું સતત કોશિશ કરતો રહીશ અને એ રીતે સહુ મિત્રોના ટેકા માટે લાયક બનવાનું

ચાલુ રાખીશ. એ માટે પ્રભુ મને બળ આપો! તેમ છતાં, એક વર્ષને અંતે જો હું લાયક ન ઠર્યો અને મને જરૂરી ટેકો ન મળ્યો તો હું મારો આ પ્રયાસ અટકાવીશ. નિષ્ફળતા નહીં મળે એવી આશા મને છે; પરંતુ નિષ્ફળતા આવી જ તો તેનો વાસ્તવિક સામનો કરીને મારી મર્યાદાઓનો જાહેરમાં એકરાર કરવા માટે પણ હું મનથી આજે જ તૈયાર છું!

જે બે શૈક્ષણિક સંસ્થાઓ (હૅરલ્ડ લૅસ્કી ઇન્સ્ટિટયૂટ ઑફ પોલિટિકલ સાયન્સ, અમદાવાદ; અને એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ) સાથે હું હાલ ગાઢ રીતે સંકળાયેલો છું તેમાંના મારા અનેક મિત્રો, સાથીદારો અને મુરબ્બીઓ મારા આ નવા કાર્યમાં મને પ્રોત્સાહન તથા સહાય આપવાના છે. એથી સ્વાભાવિક મારો બોજો હળવો થાય છે. મારા સાથીદારોનો હું કાયમનો ઋણી છું. આ બે સંસ્થાઓ મને આ નવા કાર્યમાં સહાય આપે એ સ્વાભાવિક પણ છે. પરંતુ અહીં સ્પષ્ટતા કરવી જોઈએ કે 'અભ્યાસ' સામયિક હૅરલ્ડ લૅસ્કી ઇન્સ્ટિટયૂટનું કે એલ. ડી. આર્ટ્સ કૉલેજનું મુખપત્ર નથી. વસ્તુતઃ 'અભ્યાસ' સામયિક કોઈ એક વ્યક્તિ કે સંસ્થાનું મુખપત્ર નથી, મારું પણ નહિ! 'અભ્યાસ'માં પ્રસિદ્ધ થતા પ્રત્યેક લેખમાંના અભિપ્રાયોની જવાબદારી વ્યક્તિગત રીતે તે તે લેખકની રહેશે. વિવિધ લેખોની પસંદગી કરીને તેમાંના અભિપ્રાયોની ચર્ચાવિચારણા મુક્તપણે થવા દેવી એ સારૂ તે લેખો પ્રસિદ્ધ કરવા પૂરતી સંપાદકીય જવાબદારી ખરી.

'અભ્યાસ' શરૂ કરવાની દિશામાં, આરંભિક ચર્ચાવિચારણા કરવા માટે તા. ૨૦ જુલાઈ ૧૯૬૧ને રોજ ભદ્રમાં માવળંકર હવેલીમાં મેં એક અવિધિસરની સભા યોજી હતી. એ સભામાં મેં ૧૨૫ જેટલા મિત્રોને નોતર્યા હતા. મુખ્યત્વે વિનયન કૉલેજોમાંના અને અનુસ્નાતક સંસ્થાઓમાંના સમાજવિદ્યાઓના શિક્ષકોને મેં નિમંત્રણ પાઠવ્યું હતું. થોડાં છૂટક અને વ્યક્તિગત નિમંત્રણો પણ મિત્રો, મુરબ્બીઓને મોકલ્યાં હતાં. નિમંત્રણો જેમને મોકલ્યાં એ બધા જ કંઈ મારા અને મારા કામના ટેકેદારો કે પ્રશંસકો નહોતા. પરંતુ શિક્ષણ અને અભ્યાસક્ષેત્રે સહુની સેવાઓનો લાભ મળે એ દૃષ્ટિએ મેં વિદ્વાનોને નિમંત્ર્યા હતા. એ સભામાં ૭૦ જેટલા મિત્રો હાજર રહ્યા અને બીજા કેટલાકે મને શુભેચ્છાઓના સંદેશાઓ મોકલી આપ્યા. એ બધાનો હું ઋણી છું. એક વિદ્વાન મિત્રે શુભસંદેશ મોકલતાં જણાવ્યું કે 'સારા હેતુથી શરૂ થતા કામને હંમેશા શુભેચ્છા હોય જ.' હું આશા રાખું છું કે મિત્રો અને વિદ્વાનોની શુભેચ્છાઓ જેમ મને મળી એમ એમનો સક્રિય ટેકો લેખો ગ્રાહકો વગેરે દ્વારા પણ મને પ્રાપ્ત થશે...

નવા સામયિકનું નામ જાણી જોઈને 'અભ્યાસ' રાખ્યું છે, જેથી એમાં પ્રસિદ્ધ કરવા માટેના લેખો સારુ વ્યાપક અવકાશ મળી રહે. સામયિકમાં પ્રસિદ્ધ થતા લેખો અભ્યાસથી તૈયાર થયા હશે એવું પણ સૂચન ખરું. એમાં પ્રચારની દૃષ્ટિ નહિ હોય, અને બની શકે ત્યાં સુધી ક્ષણિક ખપનું ખાસ કશું નહિ હોય. સ્વતંત્ર અને મૌલિક વિચાર તેમજ મનન, અધ્યયન અને સંશોધનની વૃત્તિ પર વિશેષ ભાર 'અભ્યાસ' સામયિકમાં સતત રાખવાની ઉમેદ છે.

દર વર્ષે સામાન્યતઃ ૬૦૦ પાનાં જેટલી લેખ સામગ્રી 'અભ્યાસ'માં આપવાની ધારણા છે. એટલે દર મહિને લગભગ ૫૦ પાનાં જેટલું લખાણ આવશે. વાર્ષિક લવાજમ રૂપિયા આઠ અને છમાસિક રૂપિયા પાંચ તથા છૂટક અંકનો રૂપિયો એક એમ કિંમત રાખી છે. 'અભ્યાસ' શરૂ કરવા પાછળ વેપારી કે કોઈ નફાની લેશમાત્ર વૃત્તિ નથી એ જુદું કહેવાની ભાગ્યે જ જરૂર હોય. વર્ષની આખરે જમાખર્ચના બે છેડા ભેગા મળે તો પણ ગંગા નાહ્યા! જોકે મારે ઉમેરવું રહ્યું કે ચાર આંકડા સુધીની ખોટ એક વર્ષ પૂરતી ખાવાની વ્યક્તિગત તૈયારી રાખી જ છે! 'અભ્યાસ'માં બને ત્યાં સુધી જાહેરખબરો લેવી નહિ એવી ઇચ્છા છે પણ એ વિષે કોઈ ખાસ આગ્રહ સેવ્યો નથી, અને એને સિદ્ધાંતનો પ્રશ્ન તો નથી જ ગણ્યો! વખત જતાં શૈક્ષણિક અને અન્ય જાહેરખબરો લઈ શકાય.

'અભ્યાસ'માં મુખ્યત્વે સમાજવિદ્યાઓ પર (રાજ્યશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, માનસશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, ઇતિહાસ, તત્ત્વજ્ઞાન, નીતિશાસ્ત્ર વગેરે) વિદ્વાનો અને અનુભવી જાણકારોના લેખો પ્રસિદ્ધ કરવાની આકાંક્ષા છે. પરંતુ કોઈ કોઈ વાર સાહિત્ય, ભાષા, કળા, વિજ્ઞાન ઇત્યાદી પરના લેખો પણ પ્રસિદ્ધ કરવા માટે કોઈ બાધ નથી. દર મહિને

દેશવિદેશના પ્રવાહો પર નોંધો અને સામાન્ય જ્ઞાનના સવાલ જવાબોની સામગ્રી પણ આપવાની ઇચ્છા છે.

'અભ્યાસ'માં આવતા લેખો ખાસ કરીને યુનિવર્સિટી અને ઉચ્ચ શિક્ષણ લઈ રહેલા ભાઈ બહેનોને વિશેષ ઉપયોગી નીવડે એવા હશે. એટલે યુનિવર્સિટીએ નિયત કરેલા અભ્યાસક્રમ મુજબ લેખો ખાસ આવકારદાયક રહેશે. પરંતુ સામાન્ય રસિકજનને પણ ઉપયોગી લાગે તેવી અને રુચે તેવી લેખ-સામગ્રી થોડીક આપવાનો પ્રયાસ હમેશ રહેશે. જેમ 'અભ્યાસ'માંના લેખો બહુ ભારેખમ, વિદ્વત્તાપ્રચુર અને જડબાતોડ નહિ હોય તેમ તે બહુ સહેલા-સટ અને પ્રવાહમાં તરત ધોવાઈ જાય એવા પણ નહિ હોય એવી કાળજી અને પ્રયત્ન સદા રહેશે.

પુનરાવૃત્તિનો દોષ વહોરીને પણ જણાવવું જોઇએ કે 'અભ્યાસ' સામયિક કોઈ સંસ્થા, પક્ષ, મંડળ વગેરેથી સ્વતંત્ર એવી એક પ્રવૃત્તિ છે. 'અભ્યાસ'માં પ્રસિદ્ધ થતા સંપાદકીય સહિત બધા અભિપ્રાયો તે તે લેખકના વ્યક્તિગત અને અંગત અભિપ્રાયો છે. દરેક લેખકને પોતાના વિચારો અને અભિપ્રાયો અભ્યાસયુક્ત રીતે રજૂ કરવાની સંપૂર્ણ છૂટ છે, અને તેની સંપૂર્ણ જવાબદારી લેવાની તક છે! 'અભ્યાસ'નો પોતાનો એવો કોઈ મુકરર દૃષ્ટિબિન્દુ કે અભિપ્રાય કે મત કે વળાંક નથી.

હાલ જે અનેક સુંદર, શિષ્ટ, ઉપયોગી સામયિકો ગુજરાતીમાં પ્રસિદ્ધ થઈ રહ્યાં છે એને પૂરક બનવાની 'અભ્યાસ'ની નમ્ર કોશિષ છે. બીજી પણ એક વાત: યુનિવર્સિટી કે અન્ય કોઈ અધિકારી અને સમર્થ શિક્ષણ-સંસ્થા જો આ પ્રકારના સામયિકનું કાર્ય ઉપાડે તો તેમાં જરૂર પડે સામેલ થવાની પણ કશી હરકત નથી એટલું જ નહિ પણ મારાં કરતાં વધારે સમર્થ અને વિદ્વાન એવી જે અનેક વ્યક્તિઓ શિક્ષણક્ષેત્રે છે એમાંની કોઇ વ્યક્તિ કે વ્યક્તિઓ જો આવું કોઈ સામયિક વધારે સારી રીતે પ્રસિદ્ધ કરે તો મારી આ અલ્પશી પ્રવૃત્તિ જરૂર પડે એવી મોટી પ્રવૃત્તિમાં ભેળવી દેવાને પણ કશી હરકત નથી. મમતા મારી પ્રવૃત્તિ માટે નથી, પણ અભ્યાસ પરત્વે અને ખાસ કરીને વિદ્યાર્થી મિત્રોની સેવા પરત્વે છે.

પ્રારંભમાં જ મેં કહ્યું તેમ મારા હાથ અને શક્તિ તેમજ મારી બુદ્ધિ અને સામગ્રી સીમિત છે. સ્વાભાવિક જ, તેથી, હું સહુની સહાયની અપેક્ષા રાખું છું. 'અભ્યાસ'ને લેખકો જોઇશે, વાચકો જોઇશે, ગ્રાહકો જોઇશે, વ્યવસ્થાતંત્ર ઉપાડી લેનારા જુવાન ભાઈબહેનોનું જૂથ જોઇશે, પ્રચારકો જોઇશે, સહાનુભૂતિ ધરાવનારા જોઇશે, હૂંફ આપનારા જોઇશે, ટીકા કરનારા જોઇશે અને નાણાંકીય સહાય કરનારા મિત્રો પણ જોઇશે! આ બધાની જરૂર છે. ટીકાકારોની જરૂર એટલા માટે છે કે, તેઓ ટીકા કરે એટલે 'અભ્યાસ'ની પ્રવૃત્તિમાં રસ લે છે એટલું તો સાંત્વન રહે! જેઓ 'અભ્યાસ' સામયિક તરફ બે-ફિકર અને ઉદાસ રહે તેઓ ખરું જોતાં અણમાનીતા ટીકાકાર છે! 'અભ્યાસ'ની મર્યાદાઓ અને ક્ષતિઓ બતાવનારા મિત્રો તો ગમતા અને માનીતા ટીકાકારો છે! નાણાંની સહાય વિષે છેલ્લે ઉલ્લેખ કર્યો કારણ કે એ સિવાયની ઉપલી બધી સહાય મળશે તો નાણાંકીય સહાય તો લગભગ આપોઆપ મળી રહેશે એવી શ્રદ્ધા છે.

'અભ્યાસ'ના આ મુશ્કેલ પણ જરૂરી કાર્યમાં સહુનો સક્રિય રસ અને સહકાર તથા સહાય મને સતત મળશે એવી હું આશા રાખું છું.

*

"આપણા ઘણા ટીકાકારો પણ છે. ટીકાકારો તો હોય જ. પરંતુ આપણું પહેલું અને છેલ્લું વ્રત સત્ય આપણે પાળતા હઈશું તો આપણે તે ટીકાઓથી ડરવાનું નથી. આપણે દંભ કરતાં હઈશું, પાખંડ કરતા હઈશું તો જુદી વાત છે."

—ગાંધીજી

('મહાદેવભાઈની ડાયરી'–પુસ્તક ચોથું–પૃષ્ઠ ૨૧૦)

# દેશવિદેશના પ્રવાહો

પુરુષોત્તમ ગણેશ માવળંકર

## પ્રાસ્તાવિક

સપ્ટેમ્બર, ૧૯૫૭થી, અમદાવાદના સુપ્રસિદ્ધ દૈનિક 'ગુજરાત સમાચાર'માં 'રાજકારણના રંગ-તરંગ' લખવાનું મેં શરૂ કર્યું. તે પત્રના વિદ્વાન તંત્રીશ્રી તેમજ તેના સંચાલક મંડળ સાથે અનેક વર્ષોથી મારા સદ્ગત પિતાનો અને મારો અતિ ગાઢ અને સ્નેહભર્યો સંબંધ ચાલુ રહ્યો હોવાથી એમના આગ્રહને હું વશ થયો, અને કશી ખાસ લાયકાત વિના મેં કૉલમ શરૂ કર્યું. શરૂઆતમાં પખવાડિક અને ત્યારબાદ સાપ્તાહિક એવા મારા એ કૉલમમાં દેશવિદેશના મુખ્યત્વે રાજકીય બનાવોની સમીક્ષા હું કરતો. એ લખાણ બને તેટલું માહિતીપૂર્ણ, રસિક અને અભ્યાસપૂર્ણ થાય તે સારૂ મારો સતત પ્રયાસ રહેતો. ખૂબ જૂજ અપવાદ સિવાય મેં એ કૉલમ નિયમિત લખ્યું. 'ગુજરાત સમાચાર' સંસ્થા સાથેના મારા આત્મીય સંબંધને કારણે પ્રથમથી જ મેં કોઈ નાણાંકીય પુરસ્કાર કે મહેનતાણાની અપેક્ષા રાખી નહોતી અને એ રીતે કોઈ પુરસ્કાર મેં લીધો પણ નહીં. વળી, મારા અભિપ્રાયો રાગદ્વેષભર્યા કે ઓછા સમતોલ કે અપૂર્ણ હશે, પણ મારા લખાણ પાછળ કોઈ પ્રકારની રાજકારણી, પક્ષીય પ્રચારદૃષ્ટિ કદી નહોતી. મને જે લાગતું અને સમજાતું તે હું મારી રીતે સ્પષ્ટપણે લખવા મથતો. મારા કમભાગ્યે, મારું લખાણ 'ગુજરાત સમાચાર'ના તંત્રી મંડળને અગર તેના સંચાલક મંડળને ધીરેધીરે નાપસંદ પડવા લાગ્યું હશે, કારણ મારી નોંધો કેટલીકવાર ટૂંકાવાતી અગર સમૂળી કાઢી નખાતી. સ્વાભાવિકજ મેં મારા લેખન સ્વાતંત્ર્ય પરના આવા અંકુશનો સ્પષ્ટ અને તરત વિરોધ કર્યો; પણ એ વ્યર્થ ઠર્યો. ઊલટું, મારે કેવળ આંતરરાષ્ટ્રીય રાજકારણ પર જ લખવું એવું સૂચન થયું, અને એ સૂચનને એવી સ્તુતિ વડે શણગારવામાં આવ્યું કે દેશના રાજકારણ પર લખનારા તો મળી આવશે પણ આંતરરાષ્ટ્રીય રાજકારણ પર લખવાને હું જ જાણે એકલો સમર્થ પંડિત છું! આવી પ્રશસ્તિ સ્વીકારવા સ્વાભાવિક જ હું તૈયાર નહોતો. રાજકારણના કોઈપણ બનાવો વિષે,—પછી એ બનાવો આંતરરાષ્ટ્રીય હોય કે રાષ્ટ્રીય હોય, અગર પ્રાદેશિક કે સ્થાનિક હોય—લખવા માટે મને છૂટ રહેવી જોઈએ એમ મારો આગ્રહ રહ્યો. લેખન-સ્વાતંત્ર્ય એટલે ગમે તે લખવાનો પરવાનો એવું મેં કદી માન્યું નથી, અને તેથી બેછૂટ લખવાની મારી વૃત્તિ નથી. લાંબી અને નિખાલસ ચર્ચા બાદ 'ગુજરાત સમાચારે' મારો એ આગ્રહ સુજનતાપૂર્વક સ્વીકાર્યો ખરો, પણ એ સ્વીકાર પાછળ ઠીકઠીક કચવાટ સ્પષ્ટ વર્તાતો હતો. એ પત્રની નીતિ કૉંગ્રેસ પક્ષની હિમાયત કરવાની હોય તો ભલે; તે કારણે મારા જેવા બિનપક્ષીય અને સ્વતંત્ર માણસને પણ એકતરફી અને પક્ષીય હોવાનો સિક્કો લગાવી દૂર કરવાનો 'ગુજરાત સમાચાર'ને સંપૂર્ણ અધિકાર હતો. મેં પોતે સ્પષ્ટ સૂચવ્યું પણ હતું કે કૉલમ-લેખક તરીકે રાજીખુશીથી છૂટા થવા માટે મારી તૈયારી છે. તેમ છતાં મારે લખવાનું ચાલુ રાખવાનો આગ્રહ થયા કર્યો, અને તેથી, મને સંમત એવી બાંધછોડો પણ ચાલુ રહી. પરંતુ મને સવિશેષ આખરી ફટકો એ વાતનો લાગ્યો કે, થોડા વખત પછી 'ગુજરાત સમાચાર'ના બીજા એક કૉલમમાં મારા વિષેનું અન્ય લિખિત એક લખાણ જાણીજોઈને ટૂંકાવવામાં અને કાપવામાં આવ્યું અને એ રીતે તદ્દન એકતરફી એવું લખાણ મારી વિરૂદ્ધ પ્રસિદ્ધ કરીને 'ગુજરાત સમાચારે' મને ભારે મોટો અન્યાય કર્યો. સ્વજન હોઉં તોય મારી કે મારા કામની ટીકા અવશ્ય થાય અને થવી જોઈએ; પરંતુ જાણીજોઈને મારા તરફી લખાણ કાઢી નખાવવું અને મારા વિરૂદ્ધનું લખાણ પ્રસિદ્ધ કરાવવું એને મેં ચોક્કસ મને થતા અન્યાય તરીકે જોયો. એ વિષે કશો ખુલાસો અગર જરૂરી સુધારો અને ઉમેરણ પાછળથી પણ 'ગુજરાત સમાચાર'માં પ્રસિદ્ધ નહિ થવાથી મેં 'ગુજરાત સમાચાર' પત્રમાં મારું કૉલમ લખવાનું બંધ કર્યું; જેમને પોતાના અને પ્રિય ગણ્યા એમનાથી આ રીતે છૂટા થવું પડે તે વસમું જરૂર લાગે, તેમ છતાં આવી બાબતોમાં સ્વમાનથી જીવવા–લખવાનું

હું વધારે પસંદ કરતો હોવાથી વિદાયદુઃખ એ દૃષ્ટિએ બહુ થતું નથી. હવે, 'ગુજરાત સમાચાર' પત્રમાં નિયમિત કૉલમ લખવાની જે સુંદર શૈક્ષણિક તક મને મળી તે બદલ તે પત્રનો હું કાયમનો ઋણી છું. એમનાં સક્રિય ટેકા અને હૂંફ વડે મારું લખાણ હું દિનપ્રતિદિન વધારે સરળ અને સુદૃઢ બનાવી શક્યો. એ લખાણ દ્વારા આર્થિક લાભની સ્વપ્ને પણ અપેક્ષા નહોતી; અને તેથી આર્થિક લાભની વાત બાજુપર મૂકું તો બીજી ઘણી રીતે મને એ કૉલમ લાભદાયક નીવડ્યું છે, અને તેને સારૂ હું 'ગુજરાત સમાચાર' પત્રના તંત્રી મંડળ તથા સંચાલક મંડળનો તેમજ તે પત્રના હજારો વાચકમિત્રોનો ફરી ફરી જેટલો આભાર માનું તેટલો ઓછોજ છે.

હવે 'અભ્યાસ' સામયિકમાં દર મહિને 'દેશવિદેશના પ્રવાહો' શીર્ષક હેઠળ હું મારી અલ્પશી વિચાર-અભિપ્રાય સામગ્રી વાચકમિત્રો સમક્ષ સાદર કરતો રહીશ. 'રાજકારણના રંગતરંગ' એ શીર્ષક 'ગુજરાત સમાચાર'નું પૂર્વયોજિત હોઈ, આજે પણ એ શીર્ષક હેઠળ અન્ય કોઈ લિખિત નોંધો પ્રસિદ્ધ થતી હોવાથી મેં નવું શીર્ષક 'દેશવિદેશના પ્રવાહો' પસંદ કર્યું છે.

*

## '૧૫મી ઑગસ્ટ'

૧૫મી ઑગસ્ટે આઝાદીનાં ચૌદ વર્ષ પૂરાં થયાં. આઝાદી મેળવવી જેટલી કઠણ છે તેના કરતાં વધુ કઠણ તેને ટકાવવી અને વધારવી તે છે. આજે દુનિયામાં ચોમેર સ્વાતંત્ર્ય અને રાષ્ટ્રભાવના હોડમાં મુકાએલાં જણાય છે એવે વખતે આપણે ભારતવાસીઓ નિશ્ચિંત કે બેફિકર રહી શકીએ ખરા? એક રાષ્ટ્ર તરીકે જીવવાનો અને પુરુષાર્થ કરી બતાવવાનો ઉદાત્ત વારસો આપણી વર્તમાન કામગીરીથી આપણે ભવિષ્યની પ્રજાને આપી શકીશું ખરા? ૧૫મી ઑગસ્ટ ૧૯૪૭ના રોજ મળેલા અને મેળવેલા રાજકીય સ્વાતંત્ર્યનું વિસ્તરણ આપણે ખાસ કરીને આર્થિક અને સામાજિક ક્ષેત્રે સ્વાતંત્ર્ય સંવર્ધન અર્થે કરી શક્યા છીએ ખરા? સ્વતંત્ર રાષ્ટ્ર તરીકેની આપણી સહુની વ્યક્તિગત તેમજ સામૂહિક જવાબદારીઓ વિષે જાગ્રત રહીને આપણે વધુ શિક્ષિત અને સંસ્કારી બન્યા છીએ ખરા? આવા કેટલાક પ્રશ્નો પંદરમી ઑગસ્ટે મનમાં પ્રક્ષોભ જગાવે છે.

*

## ભાવાત્મક ઐક્ય

ભારત સરકારના શિક્ષણ ખાતાએ ઉત્તર પ્રદેશના માજી મુખ્ય પ્રધાન ડૉ. સંપૂર્ણાનન્દના પ્રમુખપદે "Emotional Integration Committee" નીમી છે. તેણે એક રસિક અને વિચારપ્રેરક પ્રશ્નાવલિ પ્રસિદ્ધ કરી છે. સરકારી કક્ષાએ કમિટીઓ તથા તેના અહેવાલો દ્વારા ખાસ કશું નક્કર કામ આવી બાબતોમાં થતું નથી, એ ટીકામાં તથ્યાંશ છે તે સ્વીકારીએ તો પણ એટલું તો ખરું કે ભાવાત્મક ઐક્યના સવાલ પર આ રીતે જાહેર રાષ્ટ્રીય ચર્ચાવિચારણા ઉત્કટપણે થાય એ એક શુભ ચિહ્ન છે. ભારતની એકતા અને ભારતીય રાષ્ટ્ર તરીકેનાં જોડાણમાં જે અનેક ચીજોનો આજે અભાવ છે તેમાં વ્યાપક સ્વદેશાભિમાન અને સમાજ માટે કશુંક કરી છૂટવાની તમન્ના એ વિશેષ જણાય છે. રાજકારણના ક્ષેત્રે પડેલા અનેક નાના-મોટા માણસો ભાવાત્મક ઐક્યની વાતો પ્રામાણિકપણે કરતા હોય તો પણ એનાથી અવળું વર્તન કદાચ તેઓ એટલી જ પ્રામાણિકતાથી કરતા જણાય છે! સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછી ઉત્કટ, સમાન આદર્શોની સાંકળ આપણને સહુને જોડતી નથી. ભાવાત્મક ઐક્યનું કામ આખરે તો સુયોગ્ય શિક્ષણ અને સંસ્કારવૃદ્ધિ દ્વારા ધીરેધીરે પણ ચોક્કસ થવાનું છે.

*

## રાષ્ટ્રપ્રમુખના હોદ્દાની મુદત

રાજ્યસભામાં આ મહીને સામ્યવાદી સભ્ય શ્રી ભૂપેશ ગુપ્તાના બંધારણીય સુધારા અંગેના ખરડા ઉપર થએલી ચર્ચામાં વડાપ્રધાન શ્રી નહેરુએ રાષ્ટ્રપ્રમુખના હોદ્દાની મુદત વિશે કરેલું વિવેચન નોંધપાત્ર અને સરસ છે. કોઈ વ્યક્તિ બે વારથી વધુ (એટલે કે દશ વર્ષથી વધુ) પ્રમુખ તરીકે ન રહે એ રિવાજ જરૂર આવકારદાયક છે; પણ બધી જ આવકારદાયક ચીજોને બંધારણમાં સમાવવાની જરૂર નથી. તેમ કરવાથી બંધારણ ભારેખમ બની જશે એ ભય ઉપરાંત વધારે ભય તો એ છે કે આજે જે વાત આવકારદાયક સુધારો લાગે તે કાલે કે પરમ દિવસે અંતરાયરૂપ બની રહે! અમેરિકામાં પ્રમુખ ફ્રેન્કલીન ડી. રૂઝવેલ્ટ લાગલાગટ ચોથી વાર પ્રમુખ ચૂંટાયા એ ઉપરથી જાણે બોધ લેતા

હોય અને ઘડો બેસાડતા હોય તેમ રિપબ્લિકન પક્ષે ઈ. સ. ૧૯૫૨માં સત્તા પર આવ્યા બાદ પ્રમુખ આઈઝનહોવરની કારકીર્દિ દરમિયાન અમેરિકન રાજબંધારણમાં સફળતાપૂર્વક ફેરફાર કરાવીને પ્રમુખનાં હોદ્દાની મુદત વધુમાં વધુ બે વારની (એટલે કે આઠ વર્ષની) મુકરર કરી. આજે હવે ખુદ રિપબ્લિકનો જ પોતાના ભૂતકાળ વિશે પશ્ચાત્તાપ કરતા જણાય છે! કદાચ એનું એક પરિણામ એવું પણ આવ્યું એમ કહી શકાય કે નવા બંધારણીય સુધારાને કારણે પ્રમુખ આઈઝનહોવરને ગયા વર્ષે સ્વાભાવિક જ નિવૃત્ત થવાની ફરજ પડતાં, એના વધારાના ફળ તરીકે રિપબ્લિકન પક્ષને વ્હાઈટ હાઉસનો કબજો છોડી દેવો પડચો! તાત્પર્ય એ કે બને ત્યાં સુધી સારી ચીજોને પણ રૂઢી અને પ્રણાલિકા દ્વારા મજબૂત કરવી, બંધારણીય ફેરફાર દ્વારા નહીં. આપણે ત્યાં થોડા મહિના ઉપર રાષ્ટ્રપ્રમુખનાં કાર્યો અને ફરજો તથા હક્કો વિશે, રાષ્ટ્રપ્રમુખના જ એક જાહેર ભાષણ અને સૂચન પરથી, રસપ્રદ ચર્ચા જાગેલી. હાલ જ્યારે ડૉ. રાજેન્દ્રપ્રસાદ શારીરિક નાદુરસ્તી ભોગવી રહ્યા છે ત્યારે પ્રમુખની નિવૃત્તિ કે ત્રીજી વારની ચૂંટણીનો પ્રશ્ન કંઈક નાજુક તેમ અપ્રસ્તુત પણ બન્યો છે. ડૉ. પ્રસાદે પોતે જ એમની હાલની ગંભીર માંદગી પહેલાં જાહેર રીતે સૂચવેલું કે પોતે હવે પ્રમુખપદેથી નિવૃત્ત થવા ઇચ્છે છે. આ બાબતમાં શ્રી નહેરુએ પ્રમુખની બે વારની (એટલે કે દસ વર્ષની) મર્યાદાની સામાન્યપણે હિમાયત કરી; તેથી કેટલાક એવું હાસ્યાસ્પદ લખી-કહી રહ્યા છે કે ચોમેર દશ વર્ષનો નિયમ લાગુ પાડવો અને તેમાં જાણે વડાપ્રધાન એમના હવે ટેકેદાર છે! પણ રાષ્ટ્રપ્રમુખના હોદ્દાની મુદત અને ધારાસભ્ય તરીકે (પછી ભલે એ રીતે પ્રધાન તરીકે પણ) ચાલુ રહેલાની મુદત એ બે પ્રશ્નો સાવ અલગ છે. એની ભેળસેળ કરવી એ કાં તો બંધારણીય અને રાજકીય પરિસ્થિતિ વિશેના જ્ઞાન અને ડહાપણનો અભાવ સૂચવે છે અગર તો જાણી જોઈને એક વસ્તુ વિશેની દલીલ બીજી વસ્તુને લાગુ પાડવાની ઈંતેજારી અને અવળચંડાઈ દર્શાવે છે.

*

## "દશ વર્ષનો સિદ્ધાંત"

દશ વર્ષ લાગલાગટ સત્તા ઉપર રહેલા કૅાંગ્રેસીઓને રાજીખુશીથી સત્તાત્યાગ કરીને અન્ય કંઈ રચનાત્મક કાર્યમાં જોડાઈ જવાનું કૅાંગ્રેસ પ્રમુખ શ્રી સંજીવ રેડ્ડીએ જાહેર સૂચન કર્યું તેને સિદ્ધાંતમાં આબાદ રીતે ફેરવવાની સિદ્ધિ શ્રી રેડ્ડીના જ પક્ષવાળાઓએ કરી બતાવી! તેમ છતાં જો એ કહેવાતા સિદ્ધાંતમાં ખરેખર શુભ દાનત હોત અને એને સગવડિયો સિદ્ધાંત બનાવવામાં આવ્યો ન હોત તો ઉપર જણાવેલી સિદ્ધિ કદાચ આવકારદાયક બનત. પણ અમુકને કાઢવા માટે અને અમુકને દાખલ કરાવવા માટે જાણે આ સિદ્ધાંતપ્રિયતા અચાનક આવી હોય એવું કાંઈક બન્યું, અને તેથી, કહેવાતો દશ વર્ષનો સિદ્ધાંત સ્વાભાવિક રીતે અને યોગ્ય રીતે ક્ષણભંગુર નીવડ્યો! ધારાસભામાં કે પાર્લમેન્ટમાં કોની ઉમેદવારી મંજૂર રાખવી એમાં મુખ્યત્વે તો તે તે મતદારમંડળોમાંની સ્થાનિક પ્રજાની ઇચ્છા નિર્ણાયક ગણાવી જોઈએ. વળી, કોઈ પણ ઉમેદવાર ફરી ચૂંટાશે જ અગર ચૂંટાયા પછી પણ સત્તા ઉપર આવશે જ એવી અગાઉથી ગણતરી કરીને ઉમેદવારને ધારાસભ્ય થતો પણ અટકાવવો એ વાજબી છે ખરું? બીજું, જો લાગલાગટ ધારાસભ્યપદ અને સત્તાપદની હકીકતમાત્રથી ફરી ચૂંટાવાની લાયકાત રદ થાય તો પાર્લામેન્ટરી લોકશાહીમાં બહુ ઓછા સારા અને કાબેલ માણસો સત્તા ઉપર રહે અને સરકારો ઠીકઠીક અસ્થિર અને સાવ અણઘડ નહિ તો પણ બિનઅનુભવી રહે. છેલ્લે, જે રીતે આ દશ વર્ષના સિદ્ધાંતને થાળે પાડી દેવામાં આવ્યો છે તે ઉપરથી જણાય છે કે કાં તો આ બધી ભાંજગડમાં "મચ એડો એબાઉટ નથિંગ" જેવું થયું, અગર તો એમ કહી શકાય કે હાલ જણાતી બાંધછોડ અને સફળતા કદાચ કાચા મલમપટ્ટારૂપ નીવડશે!

*

## શ્રી. વિજયાલક્ષ્મી પંડિતનું સ્વદેશાગમન

સાત વર્ષ સુધી બ્રિટનમાં ભારતના હાઈકમિશ્નર તરીકે સુંદર અને સફળ કામગીરી કર્યા બાદ શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિત હવે રાજદૂત તરીકે નિવૃત્ત થયાં છે ત્યારે એમને સ્વદેશ પાછા આવકારતાં, મનમાં એવી પણ ઇચ્છા થાય છે કે તેઓ પ્રત્યક્ષ રાજકારણમાં એકદમ નહીં પડતાં સામાજિક અને જાહેર ક્ષેત્રે થોડાં વર્ષ ગાળે તો કેવું સારું! ભારત-બ્રિટનની સરકારો અને પ્રજાઓમાં પરસ્પરની સમજણ વધારવાનું કપરું પણ મહત્ત્વનું કાર્ય

શ્રીમતી વિજયાલક્ષ્મીએ બહુ કુશળતાથી કરી બતાવ્યું અને એ રીતે એમની ગણના સફળ રાજદૂત તરીકે જરૂર થશે. લંડનમાંની કામગીરી પહેલાં એમણે અમેરિકા અને રશિયામાં ભારતીય રાજદૂત તરીકે કામ કરેલું અને સંયુક્ત રાષ્ટ્ર સંઘના પણ તેઓ એક વર્ષ પ્રમુખ હતાં. ભારતનાં એક સન્નારી આ રીતે વિશ્વ રાજકારણમાં આગેવાનીભર્યો ભાગ ભજવે તેમાં ભારતનું તેટલું સ્ત્રીત્વનું પણ ગૌરવ અને સન્માન છે.

*

## પાર્લામેન્ટનું સર્વોપરીત્વ અને ગૌરવ

લોકસભાએ એના ઇતિહાસમાં કદાચ પહેલી જ વાર એક મોટું પગલું ભર્યું છે—મુંબઇના અંગ્રેજી સામાહિક 'બ્લિટ્ઝ'ના તંત્રી શ્રી આર. કે. કરંજિયા અને તે પત્રના નવી દિલ્હી ખાતેના સંવાદદાતા શ્રી રાઘવન સામે લોકસભાના વિશેષાધિકારનો ભંગ કર્યા બદલ એ બે પત્રકારોને સભાએ દોષિત ઠરાવ્યા, અને સ્પીકરે શ્રી કરંજિયાને રૂબરૂ સભાગૃહમાં હાજર કરાવીને એમને રીતસર ઠપકો આપ્યો! આ બાબતમાં લોકસભાની વૃત્તિ લંડનની આમસભાની પ્રણાલિકાઓને અનુસરવાની છે. ખુદ આમની સભામાં પણ અખબારો અને તેમનું સ્વાતંત્ર્ય તથા પાર્લામેન્ટના વિશેષાધિકાર વિશે હમણાં હમણાં ઘણો વિખવાદ અને ઠીકઠીક કડવાશ જેવું ચાલે છે. બને ત્યાં સુધી અખબારોનું સ્વાતંત્ર્ય અકબંધ જાળવવું એવો વિચારપ્રવાહ અને આગ્રહ સ્વાભાવિક બ્રિટનમાં છે, અને પાર્લામેન્ટ પણ એવા અખબારી સ્વાતંત્ર્યની હિમાયત કરવામાં મોળી નથી. પરન્તુ જ્યારે ખુદ પાર્લામેન્ટના પોતાના જ સ્વાતંત્ર્યનો અને અધિકારોનો પ્રશ્ન ઊભો થાય છે ત્યારે પાર્લામેન્ટની ઈર્ષાળુ વૃત્તિ જોર કરે છે, અને પાર્લામેન્ટ પોતે બ્રિટનમાં સર્વોપરી હોવાથી પોતાનો વિશેષાધિકાર અબાધિત રાખીને જે તે દોષિત અખબારને ઠપકો આપે છે. આ સવાલ બહુ નાજુક છે, અને એનો ઉકેલ આપણે ધારીએ તેટલો સહેલો કે સીધો નથી. 'બ્લિટ્ઝ'માં અનેકવાર જે પ્રકારનાં લખાણો પ્રસિદ્ધ થાય છે તે નિરોગી અને સ્વસ્થ હોતાં નથી એ સ્વીકારવું રહ્યું. એ દષ્ટિએ 'બ્લિટ્ઝ' જેવાં છાપાંમાં જે 'યલો જર્નાલિઝમ' આવે છે તે જરૂર વખોડવા જેવું છે. 'બ્લિટ્ઝ'ના તંત્રી ગુનેગાર ઠર્યા એ બાબત મતભેદ થાય તો પણ આ બનાવમાંથી બોધ એ લેવો ઘટે કે અખબારી સ્વાતંત્ર્ય અબાધિત નથી, અને પાર્લામેન્ટનું સર્વોપરીત્વ અને ગૌરવ બહુ મૂલ્યવાન છે.

*

## બર્લિનનો સવાલ

બર્લિનનો સવાલ અને જર્મનીના એકીકરણનો પ્રશ્ન ફરી પાછો ઉગ્ર બન્યો છે. યુરોપમાં આ સદીનાં બન્ને વિશ્વયુદ્ધો જર્મન રાષ્ટ્રની આક્રમક મહત્ત્વાકાંક્ષામાંથી પરિણમ્યાં એમ કહી શકાય. બન્ને વિશ્વયુદ્ધોમાં જર્મનીની હાર થઈ ખરી, પણ જર્મન પ્રજાની કંઈક ગૂઢ અને અદમ્ય એવી વૃત્તિ અને શક્તિ જરા પણ મરી પરવારી નહીં! જર્મનીના એકીકરણનો સવાલ પૂર્વ અને પશ્ચિમ બન્ને દુનિયાઓ માટે ઠીક ઠીક અટપટો, વિકટ અને ચિંતાભર્યો બન્યો છે. જો જર્મન રાષ્ટ્ર ફરી સમગ્ર એક થયું તો તેની બિહામણી આંખો અને તેના શસ્ત્રયુક્ત પંજા જેટલાં પશ્ચિમી દુનિયાને ડરાવશે તેટલાં જ રશિયા, પોલેન્ડ, અને ઝેકોસ્લોવાકિયાને પણ ગભરાવી મૂકશે! આ સદીમાં લડાઇઓથી રશિયાએ જે ભોગવ્યું છે તેમાં આક્રમણની શરૂઆત પૂર્વ યૂરોપમાંથી અને તેમાંય જર્મની તરફથી થઈ છે. એ વાત દુનિયા ભૂલે તો પણ ક્રુશ્ચોવ અને રશિયન પ્રજા ઝટ ભૂલે એમ નથી. પૂર્વ બર્લિનમાંની સામ્યવાદી હકૂમતે પોતાના નાગરિકોની પશ્ચિમ તરફી હિજરત અટકાવી છે. આ પગલું કાયદેસરનું અને પૂર્વ જર્મન સરકારના અધિકારક્ષેત્રની અંદરનું છે. પણ આમ કરવા જતાં ત્યાંની સામ્યવાદી સરકારે આખા પૂર્વ બર્લિનને અને જર્મનીને જાણે એક મોટું કેદખાનું બનાવ્યું છે! પૂર્વ જર્મનીની પ્રજા આ રીતે લાંબો વખત ફરજિયાત પશ્ચિમી દુનિયાથી અલગ અને અલિપ્ત રહેશે કે કેમ તે શંકાસ્પદ છે. પ્રજાઓ સહન કરે છે; પણ કયારેક એવી સહન કરતી અને કંટાળેલી પ્રજાઓ ભયાનક ક્રાંતિ પણ કરી બેસે છે. પશ્ચિમ બર્લિનમાંની આર્થિક સમૃદ્ધિ અમુક અંશે કૃત્રિમ અને સામ્યવાદી દુનિયાને મુક્ત અર્થતંત્રના લાભ બતાવવા માટેની 'શો-પીસ' જેવી કંઈક છે ખરી. પણ બર્લિનના આ ઝઘડામાં વ્યક્તિ, વિચાર અને વાણીસ્વાતંત્ર્યો માટેનો પશ્ચિમી દુનિયાનો આગ્રહ બરાબરનો સ્પષ્ટ અને ચોક્કસ સમાયેલો છે. તેથી જ બર્લિનના વિગ્રહમાં વિશ્વયુદ્ધનું પ્રારંભબિન્દુ સમાયેલું છે. ન કરે નારાયણ, પણ જો બન્ને પક્ષે અગર કોઈ એક પક્ષે સંયમ અને સાવધાનીમાં જોઇએ તે કરતાં ઘટાડો થયો તો અણુ અને હાઇડ્રોજન બૉમ્બ એકદમ વપરાશે અને ત્રીજું વિશ્વયુદ્ધ દુનિયા માટે બહુધા આખરી નીવડશે! સાવચેતીની બાબતમાં ક્રુશ્ચોવ કરતાં પશ્ચિમી દુનિયાએ વધારે સબૂર રહેવું પડશે એ પણ ઉમેરવું જોઇએ.

*

# શ્રમ અને સેવા કરતાં કરતાં શીખો



"લોકો મને શિક્ષક તરીકે ગણે છે, પણ એના કરતાં મને વિદ્યાર્થી ગણવો એ વધારે યોગ્ય લેખાશે. મારો અભ્યાસ હમેશાં ચાલુ જ હોય છે. વિદ્યા ગ્રહણ કરવા સારુ મારી બુદ્ધિ સદા તાજી જ હોય છે. આનું કારણ એ છે કે હું ખૂબ શરીરશ્રમ કરું છું અને ખુલ્લી હવામાં ફરું છું. સૂર્યના પ્રખર કિરણો વડે જમીન તપે એટલે વરસાદને આત્મસાત્ કરવાને જેમ એ તૈયાર થાય છે, તેમ શરીરશ્રમને લીધે તથા ઉદ્યોગને લીધે મગજ જ્ઞાન-ગ્રહણને માટે હમેશ તૈયાર રહે છે, અને એમાં જ્ઞાનનું બીજ ઊંડું જઇને એ વૃક્ષની જેમ ફૂલેફાલે છે. છોકરાંઓનાં મગજમાં આપણે જ્ઞાન ભરવાનું નથી. પરંતુ જ્ઞાનગ્રહણ સારુ એમને તૈયાર કરવાના છે. શિક્ષકનું એ જ ખરું કામ છે. આનો ઉપાય છોકરાંઓને ઉદ્યોગ અને શરીરશ્રમ દ્વારાં શિક્ષણ આપવું એ જ છે.

અંગ્રેજીમાં 'Teach' એ મૂળ ક્રિયાપદ 'શીખવવું' એ અર્થ માટેનું છે. પણ આપણી ભાષામાં 'શીખવવું' એને મૂળ ક્રિયાપદ જ નથી. 'શીખવું' એ ક્રિયાપદ પરથી 'શીખવવું' એવું પ્રયોજક ક્રિયાપદ બન્યું છે. આનો અર્થ શીખવવવાનો ખરો પાયો શીખવું એ જ છે. શિક્ષકોએ શીખતા રહેવું, પોતાનું જીવન જીવી જાણવું,—એમાંથી જ છોકરાંઓને શીખવવાની ક્રિયા તો આપોઆપ થતી જશે.

ઉપનિષદમાં એક વાર્તા છે. વિદ્યાર્થી આચાર્યની પાસે ગયો. આચાર્યે એને ગાયો સંભાળવાનું કહ્યું. ગાયો સંભાળતાં સંભાળતાં જ એને ગાયો, વૃક્ષો, ડુંગરાઓ, પક્ષીઓ વગેરે પાસેથી જ્ઞાન મળતું ગયું અને એ જ્ઞાનવાન બન્યો. જ્ઞાનથી પરિષ્કૃત થયેલો એનો ચહેરો જોઈ આચાર્યે એને 'તને જ્ઞાનપ્રાપ્તિ થઈ છે' એમ કહી જવાની રજા આપી.

શિક્ષકના જીવનમાંથી જ વિદ્યાર્થીને શિક્ષણ મળવું જોઇએ. વિદ્યાર્થીઓ જે અનુભવ પ્રાપ્ત કરશે એ જ એમનું શિક્ષણ. ગુરુશિષ્યોનું સહજીવન એ જ એમનું શીખવું અને શીખવવું.

આવી રીતે જે જ્ઞાન મળશે એ જ જીવનોપયોગી જ્ઞાન સમજવું. જગતમાં અનંત જ્ઞાન પડેલું છે. એ બધું જ શીખવાનું ને મગજમાં રાખવાનું હોય તો માણસ ગાંડો થાય. જ્ઞાનની સાથે અજ્ઞાનની પણ જરૂર છે. સ્મરણની સાથે વિસ્મરણની પણ જરૂર છે. જીવન સાથે સંબંધ ન હોય-એવું શીખતા રહેવામાં અર્થ નથી. ફલાણાને ફલાણું આવડે છે માટે મનેય તે આવડવું જોઇએ એવું માનવું અથવા જે કાંઈ વાંચ્યું, જોયું એ બધું લક્ષમાં રાખવું એ મૂર્ખાઈ છે. જે જીવંત મનુષ્ય છે એ કેટલુંક છોડી દેશે, ભૂલી જશે. આમ એ ન કરે તો એને એક જડ યંત્ર જ કહેવું પડશે. જ્ઞાન અને અજ્ઞાનનું સામ્રાજ્ય પ્રસ્થાપિત કરવામાં જ અમૃતત્વ છે.

માટે બધા શિક્ષકો-વિદ્યાર્થીઓને મારે એવું કહેવાનું છે કે શ્રમ અને સેવા કરતા રહો, અને એમાંથી જ શીખતા રહો."

**વિનોબા ભાવે**

[સેવાગ્રામ, વર્ધાની તાલીમી સંઘની ટ્રેનિંગ સ્કૂલ અને બુનિયાદી સ્કૂલના વાર્ષિકોત્સવ પ્રસંગે—તા. ૨૨ અને ૨૩ એપ્રિલ ૧૯૪૬ —કરેલા ભાષણોનો અહેવાલ પૂનાના મરાઠી દૈનિક 'लोकशक्ति'ના તા. ૨૮-૪-'૪૬ના અંકમાં છપાયો તેનો ગુજરાતી અનુવાદ]

# અભ્યાસ

વિચાર અને વિવેચનનું સામયિક

"વિચારશાસન એટલે વિચાર સમજાવવો, વિચાર સમજવો અને વિચાર સમજ્યા વગર કોઈ પણ વાત કબૂલ કરવી નહીં તે. વિચાર સમજ્યા વગર કોઈ આપણી વાત કબૂલ કરતો હોય તો દુઃખી થવું. પોતાની ઇચ્છા બીજા પર ન લાદવી; બલ્કે કેવળ વિચાર સમજાવીને જ સંતુષ્ટ રહેવું." –વિનોબા ભાવે

['સત્યાગ્રહ' પ્રથમ ખંડ–વિનોબા; સંપાદક: પ્રબોધ ચોકસી, સન ૧૯૫૯–પૃ. ૧૪]

વર્ષ ૧
અંક ૨
સપ્ટેમ્બર • ૧૯૬૧
સંપાદક • પુરુષોત્તમ ગણેશ માવળંકર

# અભ્યાસ

સંપાદક : પુરુષોત્તમ ગણેશ માવળંકર

વર્ષ ૧ · અંક ૨
સપ્ટેમ્બર
૧૯૬૧


## અનુક્રમ



*


### અભ્યાસ

* વાર્ષિક લવાજમ રૂપિયા આઠ, છમાસિક રૂપિયા પાંચ, છૂટક અંકનો રૂપિયો એક.
* 'અભ્યાસ' કાર્યાલયે, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ–૧ એ સરનામે લવાજમ રૂબરૂ ભરી શકાશે.
* મનીઑર્ડરથી કે ચેકથી લવાજમ પુ. ગ. માવળંકર, 'પ્રગતિ', ૧૫ મહારાષ્ટ્ર સોસાયટી, અમદાવાદ-૬ એ સરનામે મોકલવું, તથા ચેક પુ. ગ. માવળંકરના નામનો લખવો, એવી વિનંતી છે.
* 'અભ્યાસ' માટે લેખો શાહીથી પાનાની એક તરફ અને સુવાચ્ય અક્ષરે મોકલવા, અને લેખો તથા અવલોકન માટેનાં પુસ્તકો 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ–૧ને સરનામે મોકલવા વિનંતી છે.
* અભ્યાસ દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.

મુદ્રક અને પ્રકાશક: પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

# નૈવેદ્ય

आ यद्वामीयचक्षसा मित्र वयं च सूरयः।
व्यचिष्ठे बहुपाय्ये यतेमहि स्वराज्ये॥

—ऋग्वेद मण्डल ५–६६–६

हे ईयचक्षसा व्याप्तदर्शनौ हे मित्रा मित्रावरुणौ वां युवां यत् ये वयं च सूरयः स्तोतारः आ आह्वयामः। व्यचिष्ठे अत्यन्तविस्तृते बहुपाय्ये बहुभिर्गन्तव्ये बहुभी रक्षितव्ये वा स्वराज्ये स्वराट्त्वाय एवंविधराज्यार्थं यतेमहि गच्छेम।–सायणाचार्यः।

ભાવાર્થ: હે વ્યાપક દૃષ્ટિવાળા મિત્ર અને વરુણ! અમે અને સ્તોતાઓ તમારું આવાહન કરીએ છીએ. અત્યંત વિસ્તૃત તથા ઘણા મનુષ્યોથી જેનું રક્ષણ (પાલન) થાય (બહુજનો દ્વારા રક્ષણને યોગ્ય–શાસનને યોગ્ય) એવા સ્વરાજ્યને પ્રાપ્ત કરવા અમે યત્ન કરીએ–ઉદ્યત થઈએ. (અત્યંત વિશાળ અને બહુજનરક્ષણીય રાજ્ય-સ્વરાજ્ય અમે પામીએ.)

નોંધ: ઋગ્વેદના પાંચમા મંડલના છાસઠમા સૂક્તનો આ છઠ્ઠો મંત્ર છે. આ સમગ્ર સૂક્ત મિત્ર અને વરુણ–એ બે દેવતાઓને ઉદ્દેશીને છે. આ 'મિત્ર' સૂર્યની સૌહાર્દયુક્ત, કલ્યાણકારક, ઉપકારક શક્તિનું પ્રતીક છે. મોટે ભાગે તેનું વરુણ સાથે આવાહન અને સ્તવન થતું જોવામાં આવે છે. ઉપર દર્શાવેલા મંત્રમાં દિવ્યપ્રતિભાસંપન્ન ઋષિઓ આ બન્ને દેવતાઓને એક ઉદાત્ત સંકલ્પ, ઉન્નત ધ્યેયની સિદ્ધિમાં સહાયક થવા, મિત્ર-કૃત્ય આચરવા પ્રાર્થે છે અને એ ઉન્નત ધ્યેય છે–સ્વરાજ્યની પ્રાપ્તિ. એ સ્વરાજ્ય પણ 'बहुपाय्य' બહુજનશાસિત (બહુજન રક્ષણીય) હોવું જોઈએ એમ મંત્રમાં યોજેલા તેના વિશેષણથી સ્પષ્ટ થાય છે. લોક-શાસન, પ્રજાસત્તાક રાજ્ય Democratic rule–એ લક્ષ્યની સિદ્ધિ થાય એમ વેદ-કાલીન મંત્રદ્રષ્ટાઓ પણ ઇચ્છે છે, એવો ધ્વનિ આ મંત્રમાંથી પ્રાપ્ત થાય છે. મંત્રમાં સૂચિત થતી વિશાળ ભાવના ભારતીય સંસ્કૃતિના તે સમયમાં મૂર્ત થવા મથતા એક વિચાર-પ્રવાહને સાકાર કરે છે.

(Ralph T. H. Griffith) શ્રી. ગ્રિફિથ ઉપરના મંત્રનો નીચે પ્રમાણે અનુવાદ કરે છે:

Mitra, ye Gods with wandering eyes, would that the worshippers and we
Might strive to reach the realm ye rule, most spacious and protected well.

*

[સંપાદક: એ. જી. ભટ્ટ, સંસ્કૃતના પ્રાધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

# ચળવળ

## શિવરામ મહાદેવ પરાંજપે

[મહારાષ્ટ્રના પ્રસિદ્ધ પત્રકાર સદ્ગત શિ. મ. પરાંજપેએ આ સદીના પહેલા દસકામાં એમના 'કાળ' પત્રમાં લખેલા લેખનો શ્રીમતી પૂર્ણિમા પુ. માવળંકરે કરેલો અનુવાદ]

'ચળવળ' શબ્દ હમણાંહમણાં ખૂબ વપરાવા લાગ્યો છે. અંગ્રેજીમાં Agitation શબ્દ છે એના પ્રતિશબ્દ તરીકે આ શબ્દ યોજવામાં આવ્યો છે. હાલ આ શબ્દથી આપણે જે કલ્પના વ્યક્ત કરીએ છીએ તે અંગ્રેજી અમલની સાથોસાથ હિંદુસ્તાનમાં આવેલી છે. આવી ચળવળ બે પ્રકારની મનાય છે: એક કાયદેસર અથવા તો બંધારણીય (Constitutional Agitation) અને બીજી ગેરકાયદેસર અથવા અબંધારણીય ચળવળ (Unconstitutional Agitation). આ બંને પ્રકારની ચળવળો પર સમસ્ત રાષ્ટ્રનું હિત કે અહિત અવલંબતું હોઈ, જેનાં પરિણામો મોટાં છે એ વસ્તુ બતાવવા માટે અંગ્રેજીમાંનો આ Agitation શબ્દ ઠીકઠીક યોગ્ય છે. માત્ર હિંદુસ્તાન જોગું જ જોવાનું હોય તો, હિમાલયથી માંડી કન્યાકુમારી સુધી સમસ્ત હિંદુસ્તાન જે વસ્તુથી ખળભળી ઊઠે અથવા ધ્રૂજી જાય એને ચળવળ શબ્દ લગાડવો એ તો ભાષાના અજ્ઞાનનું લક્ષણ કહેવાય. સંસ્કૃતમાંનાં ચલનવલન દ્વન્દ્વમાંથી અપભ્રંશ થઇ ચલવલ શબ્દ મરાઠી ભાષામાં આવ્યો છે, અને સંસ્કૃતમાંનો 'चल्' અથવા 'वल्' આ ધાતુનો મૂળ અર્થ જોઇએ તો એ ધાતુથી જે જાતની ગતિનો બોધ થાય છે તે કંઈ બહુ ચપળ કે ચંચળ ન થતાં, મંદ અને અલ્પ હોવાનો ભાસ થાય છે. ચલનવલનનો ઉપયોગ આપણે સાધારણતઃ ક્યાં કરીએ છીએ? મરણ પથારીએ પડેલા એક માણસની પાસે બેઠેલો કોઈ વૈદ્ય જેમ એ માણસ મરે છે કે જીવે છે એની શંકા થતાં એમ બોલે કે હજી ચલનવલન બંધ નથી થઈ! કોઈ ઊંઘમાં હોય એને વિષે આપણે એમ કહીએ છીએ કે એ ચળવળ કરે છે, એથી એને ગાઢ નીંદર લાગી નહીં હોય. ઉપર આપેલાં ઉદાહરણો પરથી એટલું તો સમજાશે કે, પહેલાં તો આપણે અત્યંત સ્વલ્પ હિલચાલ બતાવવા પૂરતો જ ચળવળ શબ્દનો, ઉપયોગ કરતાં હતાં; પરંતુ હવે આપણે એ જ શબ્દ ત્રીસ કરોડ લોકોનાં હિત-અહિતની હિલચાલ બદલ વાપરવાની શરૂઆત કરી છે. અર્ધ નિદ્રાવસ્થામાં એક પડખેથી બીજે પડખે ફરતો માણસ જે પ્રકારની ચળવળ કરે છે, એવા જ પ્રકારની ચળવળ અર્ધ નિદ્રાવસ્થામાં રહેલા આપણા રાષ્ટ્રની છે એમ બતાવવા આપણે જો આ શબ્દની યોજના કરી હોય તો તેમાં કંઈ હરકત નથી. પરંતુ જેથી કરીને હિંદુસ્તાનમાંના લોકોની સ્થિતિ સુધરવાની છે, જેથી કરીને હિંદુસ્તાનના લોકોને રાજકીય હક્ક પ્રાપ્ત થવાના છે અને જેને કારણે હિંદુસ્તાનના લોકોનો ઉત્કર્ષ સ્થાનિક સ્વરાજ્યની પ્રાપ્તિમાં પરિણમવાનો છે, એવી આપણે આશા રાખીએ છીએ, તેને ચળવળ એ શબ્દ લગાડવો કોઈ પણ દિવસ બરાબર ગણાશે નહીં. આ દૃષ્ટિએ જોતાં ચળવળ શબ્દ તદ્દન અયોગ્ય ઠરે છે. એકાદ પેટે સરકતાં જાનવરની ગતિ બતાવવા અથવા મરણોન્મુખ પ્રાણીની ગતિ બતાવવા પૂરતો ચળવળ શબ્દ ઠીક છે; પણ હિંદુસ્તાન એ કંઈ સરકતું પ્રાણી નથી. અલબત્ત હિંદુસ્તાન નિદ્રાધીન અથવા મરણોન્મુખ થએલો દેશ છે એમ કદાચ કહી શકાય; અને એ રીતે જો જોઇએ તો એની હિલચાલને 'ચળવળ' શબ્દ અનુરૂપ થશે. પરંતુ તો પછી એવી જાતની ચળવળોથી આપણાં સર્વ ઇષ્ટ કાર્યો સિદ્ધ થશે એમ જે સાહેબલોકોએ વારંવાર આશ્વાસન આપ્યું છે એ કેવી રીતે સાચું ઠરે? સારાંશ, માત્ર શબ્દની દૃષ્ટિએ જ જોઇએ તો ચળવળ શબ્દ કંઈ બહુ સારો નથી. ઠીક; આ રીતે Agitation શબ્દનું મરાઠીમાં જે શબ્દથી આપણે ભાષાંતર કરીએ છીએ એ શબ્દની યોગ્યતા વિષે અહીં સુધી વિચાર કર્યો. હવે આપણે કાયદેસર ચળવળ અને ગેરકાયદેસર ચળવળ, એવા જે ચળવળના બે વિભાગ વિષે ઉપર કહ્યું છે તેના તરફ વળીએ. ચળવળ શબ્દ સારો નથી એટલું જ અહીં જણાવવું હતું. એના બદલે બીજો સારો શબ્દ કયો એ શોધવાનું કામ શબ્દ-પંડિતોનું છે. જે શબ્દ છે તે સારો નથી અને એ સારો કેમ નથી એટલું જણાવી દીધું, એટલે આપણું પ્રસ્તુત કામ થયું.

તેથી એટલેથી અટકીને અને ફરીથી એ જ ચળવળ હાથ લઈ, આપણે હવે એના પેટા-વિભાગ તરફ વળીએ. ચળવળો હજાર કામમાં થતી હશે. આપણે રાજકીય ચળવળ વિષે વાત કરવી છે. એટલે બાકીની ચળવળો સ્વાભાવિક જ બાતલ થાય છે. હવે રાજકીય ચળવળની વાત આવી એ સાથે જ રાજા અને પ્રજા બંને સાથે એનો સંબંધ આવે છે. રાજા પાસે પ્રજાને કંઈ હકો માગવાના હોય છે, અથવા પોતાની કોઈ સગવડ મેળવવાની હોય છે, ત્યારે તેના માટે લોકો જે પ્રયત્નો કરે છે એને સામાન્યતઃ Agitation અથવા ચળવળ કહેવાનો રિવાજ છે. આવી ચળવળ લોકો કરે છે; પણ એને કયી હદ સુધી લઈ જવી એ ઠરાવવાનું રાજા પર અવલંબે છે. વાસ્તવિક રીતે જોતાં રાજા જો લોકોનાં હિત માટે છે, એ ઉદ્દેશ વિના રાજાનું જો અસ્તિત્વ પણ નથી, તો લોકોને રાજા પાસેથી પોતાનાં હિત સાધવામાં આટલો પ્રયત્ન શું કામ કરવો પડે, અને રાજાએ પણ એમને આટલી મહેનત શા માટે કરાવવી જોઈએ, એ સમજાવું કઠણ છે. રાજાની કલ્પના તો એવી છે કે એણે તો સદૈવ લોકોનું હિતચિંતન કરવું રહ્યું; હવે રાજાનાં કાને લોકોએ બૂમો પાડવી, એ વાંચે નહીં એ માટે લોકોએ અરજીઓ કરવી, અને એ સાંભળે નહીં એ માટે લોકોએ એના પગે પડી એને આજીજીઓ કરવી, એવી સ્થિતિ શા સારુ જોઈએ? લોકોનાં કલ્યાણાર્થે રાજાએ હંમેશ જાગૃત રહેવું એ જો રાજાનો ધર્મ હોય, તો પછી એકાદી નજીવી માગણી માટે પણ લોકોને આટલી માથાકૂટ કરવાની જરૂર શું કામ પડે? સર્વજનસમાજને જરૂરી એવી માગણી કરવા માટે તો પછી આખા દેશમાં ચળવળ શું કામ કરવી પડે? અને હજારો લોકોએ બૂમો પાડી માગણી શું કામ કરવી પડે? રાજા શું કોઈ બહેરું પ્રાણી છે કે લોકોની માગણી એના કાન સુધી પહોંચે એ માટે ઠેકઠેકાણેથી હજારો લોકોએ ઘાંટા પાડીને જ બોલવું પડે? લોકોનાં હિત માટે રાજા છે. આમ હોવા છતાં અને લોકો પોતાનું હિત અમુક બાબતમાં છે એમ સ્પષ્ટ કહેતા હોવા છતાં રાજા તરફથી લોકોની આવી હિતકારક બાબતો અમલી બનતી નથી, એવાં તો અનેક ઉદાહરણો જોવાં મળશે. અને આવું જ જ્યારે બને છે ત્યારે રાજાની જ આમાં કંઈ લુચ્ચાઈ હોવાનું છતું થાય છે. નહીંતર તો લોકોનાં કલ્યાણાર્થે બેઠેલાઓ લોકોનું કલ્યાણ કેમ કરતા નહીં હોય? પરંતુ વસ્તુસ્થિતિમાં તો એવું બને છે કે રાજાઓ પોતાનું મૂળનું કર્તવ્યકર્મ ભૂલી જાય છે, લોકોનાં હિત માટે પોતાનું અસ્તિત્વ છે એ વાત એમની ધ્યાન બહાર જાય છે, પ્રજાહિત સાધવાને બદલે સ્વાર્થબુદ્ધિ ઉત્પન્ન થાય છે, અને લોકસંરક્ષણની જગ્યાએ લોકોને દબાવવાની ઇચ્છા જાગે છે. ન્યાયબુદ્ધિ નાશ પામીને એને બદલે જુલમ કરવાનું જોર વધે છે, અને લોકોના હક એ આપણી થાપણ છે, એ કલ્પનાનો લય થતાં એ હકો પર આપણી જ સત્તા છે, અને એ હક આપવા એ આપણું કર્તવ્યકર્મ નહીં, પરંતુ આપણી ખુશીનું કામ છે, એમ એમને લાગવા માંડે છે. સમજણમાં આવો ફેર થવાથી લોકોને પોતાના હક મેળવવા માટે ચળવળ કરવાનો પ્રસંગ આવવા લાગ્યો. મૂળમાં હક લોકોના ખરા, પણ લોકોએ તે રાજાને હવાલે કર્યા અને રાજાને સૈન્ય રાખવાની પરવાનગી આપી. આથી રાજાનું પલ્લું ભારે થવાથી લોકોને ચળવળ કરવાનો પ્રસંગ આવ્યો અને આ રીતે રાજાઓએ ફરજ પાડ્યાથી લોકોને પણ ચળવળ કરવાની ફરજ પડી.

આ પ્રમાણે, લોકો પોતાના જ હકો પોતા માટે પાછા મેળવવા પ્રયત્ન કરવા લાગ્યા. પરંતુ આ પ્રયત્નો બધે જ સરખા નહોતા. દેશકાળવર્તમાન પ્રમાણે અને લોકોના ધૈર્ય, શૌર્ય વગેરે ગુણોના પ્રમાણમાં આ પ્રયત્નોને જુદાંજુદાં સ્વરૂપો આવવા લાગ્યાં. કેટલાક પ્રયત્નોનું સ્વરૂપ સૌમ્ય હતું, પણ કેટલાકનું ઉગ્ર અને અસહ્ય થયું. કેટલાકોએ સમજાવટથી હક માંગી જોયા, અને એવી રીતે જેમને કશું મળ્યું નહીં એમણે દાદાગીરીના અને જબરદસ્તીના માર્ગો સ્વીકારીને, પોતાને જોઈતી હતી તે વસ્તુ પ્રાપ્ત કરી લીધી. લોકોને રાજા પાસેથી જોઈતી વસ્તુ ન મળતાં, એ મેળવવા માટે લોકોએ એક સૌમ્ય અને એક ઉગ્ર એવા ઉપર બતાવેલા બે માર્ગ સ્વીકાર્યા. લોકોની દૃષ્ટિએ તો આ બંને માર્ગમાં કંઈ પણ ફરક નથી. કારણ કોઈ પણ રીતે થાય તોયે પોતાના હક મેળવવા એટલો લોકોનો તો હેતુ હોય છે. બંને માર્ગોનું પર્યવસાન તો એક જ, તો પછી એમાં લોકોની દૃષ્ટિએ ભેદ તે કયો? સામ અને દંડ એ પૈકી જે ઉપાય વડે

પોતાનો હક્ક મળે તે ઉપાય યોજવો એટલું જ લોકોએ તો જોવાનું રહે. પરંતુ ધૂર્ત રાજાએ આમાં આનાથી કંઇક વધુ જોયું. એણે એમ જોયું કે વાસ્તવિક રીતે તો આ લોકોના જ હક્ક છે, અને એ એમને જ આપવાના કામમાં આપણે ખુલ્લો નકારાત્મક જવાબ આપવા લાગશું તો એ સારું દેખાશે નહીં; માટે આ બાબતમાં કશીક છેતરપિંડી જ કરવી રહી. લોકોના સામ અને દંડના બે ઉપાય જોઇને એ પૈકી સામ ઉપાયને રાજાએ પસંદ કર્યો. જ્યાં લોકો પ્રબળ બન્યા ત્યાં તેઓ આપણને દંડ કરીને પણ આપણી પાસેથી એમના હક્ક જબરદસ્તીથી લેવાના છે ત્યાં સમજાવટથી અને દૂરંદેશીપણાથી આપણે જ આપી દઇએ તો શું ખોટું એવી યુક્તિ સૂઝતાં, રાજાઓએ પોતપોતાનાં પ્રજાજનોમાં દાંડી પીટી કે, "ઓ સર્વ પ્રજાજનો! સાંભળો, સાંભળો, અમે તમારા પર મહેરબાની કરીને તમને એક અતિશય મહત્ત્વનો હક્ક આપીએ છીએ, એનો પ્રણિપાતપૂર્વક સ્વીકાર કરવા તમે સૌ દોડતા દોડતા આવો, તમે તમારા હક્ક મેળવવા માટે કાયદેસર ચળવળ (Constitutional Agitation) કરતા રહો. આજથી તમને આ હક્ક આપવામાં આવ્યો છે. આ તમારા હક્કને ખૂબ અભિમાનપૂર્વક તમે હરહમેશ પાળતા રહેજો." આવી અપૂર્વ મહેરબાનીની બાદશાહી ભેટ મળતાં જ કેટલાક ચકિત બન્યા અને ઇંદ્રનાં નંદનવનમાંના કલ્પવૃક્ષનું જ આ ફળ પોતાના હાથમાં આવી પડ્યું છે એમ જ તેમને લાગવા માંડયું. વાસ્તવમાં, ઉપરની કાચલી સિવાય બીજું કશું જ એ ફળમાં નહોતું, તોપણ જેમની આંખો અંજાઇ ગઇ એવા લોકો એ બધી એકત્ર કાચલીઓ હાથમાં લઇને એને જ શ્રીફળ માનીને જેને તેને બતાવતા નાચવા માંડયા. પણ થોડાક જે ઓછા મૂર્ખ હતાં એમને આ કાયદેસર ચળવળ કરવા બદલના હક્કનો અર્થ જ સમજાતો નહોતો. તેઓ એમ કહેતા કે, "અમારાં જ હક્ક મેળવવા માટે અમારે ચળવળ શું કામ કરવી પડે? આવી રીત ક્યાં ય છે ખરી? શાહુકાર ખેડૂતને ઉછીના પૈસા આપે અને 'પૈસા પાછા મેળવવા માટે તું ચળવળ કર' એમ ખેડૂત શાહુકારને કહે એવું તો ક્યાં ય જોયું છે? કોઈ માણસ એકાદ પેઢી પર થાપણ મૂકે છે અને પછી થોડા દિવસ બાદ એ પાછી માગવા જાય ત્યારે, 'તું તારી થાપણ પાછી મેળવવા ચળવળ કર'

એવું કોઈ આબરૂદાર પેઢી કહે ખરી? સારાંશ, આપણા જ હક્ક આપણે રાજા પાસે થાપણ કહીને મૂકયા, અને આપણને પાછા આપવાનો વખત આવતાં તે માગવા માટે લોકોને ચળવળ કરવાનું કહેવું એટલે એ થાપણ ડુબાડવાનું લક્ષણ થયું કહેવાય. થાપણ મૂકનારને બજારમાં પેઢીવાળો જો આવો જવાબ આપે તો એની આબરૂ એક ક્ષણ માટે પણ બજારમાં ટકવાની નથી અને એની દુકાનનું તરત દેવાળું નીકળશે. પરંતુ પોતાની થાપણ પોતાને યોગ્ય સમયે પાછી મળે તે માટે લાખો લોકો મોટે અવાજે બોલતા હોવા છતાં પણ મૂર્ખ લોકોની દૃષ્ટિએ જેની બેઆબરૂ થઈ નથી, અને ગાંડા જેવા માણસોના જ બજારમાં જેમનું દેવાળું નીકળ્યું નથી એવી કેટલીક મોટીમોટી શાહુકારી પેઢીઓ આ ધરતી પર અસ્તિત્વ ધરાવે છે. રાજાએ લોકોને જે હક્ક આપવાના છે તે રાજના નહીં પણ લોકોના જ કઇ રીતે છે, અને એ એક થાપણ તરીકે લોકોએ રાજા પાસે કઈ રીતે મૂકયાં છે, આ વિષેની વિવેચના આગળ ઘણી વાર થઈ ગઈ છે; તેથી ફરીફરી એનો અહીં નિર્દેશ કરવાનું કોઈ જ કારણ નથી. તો પછી જે હક્ક વાસ્તવિક રીતે લોકોના જ છે, તે એમણે પાછા મેળવવા માટે ચળવળ શા સારુ કરવી પડે? અને તે કરવા માટેનો હક્ક પણ સરકારે લોકોને શું કામ આપવો પડે? લોકોને ભૂખ લાગતાં, તમે જમો એવી જાતનો હક્ક લોકોને આપવા માટે કંઈ સરકારની જરૂર નથી. આ તો ભગવાને જ લોકોને કહી રાખ્યું છે. ભૂખ લાગતાં જમવું, ખૂબ ઊંઘ આવવા લાગે તો ઊંઘવું, એ જેટલું સ્વાભાવિક છે એટલું જ સ્વાભાવિક પોતાના હક્કોની પ્રાપ્તિ માટે ફાવે એટલી મથામણ કરવી એ છે. ઉપરાંત તડકો લાગતાં છાંયડામાં જવું, અને ઠંડી લાગતાં તડકામાં જવું, એ જ પ્રમાણે, આપણા હક્ક માટે ગમે તે પ્રયત્ન કરવો એ પણ એક ઈશ્વરદત્ત જ એવો હક્ક છે. આવા ઈશ્વરદત્ત હક્કમાં ખરું જોતાં ગમે તે પ્રયત્નોનો સમાવેશ થાય છે; ત્યારે તમે ફક્ત કાયદેસર ચળવળ કરો એમ કહેવું એટલે રાજાએ લોકોને વધુ હક્કો આપવાનું તો બાજુ પર રહ્યું, પણ લોકોના ઈશ્વરદત્ત હક્કો પૈકી પણ થોડા હક્ક ખાલસા કરવા જેવું છે. આવો હક્ક આપવો એટલે ઉન્નતિનું સાધન લોકોના હાથમાં આપવાને બદલે લોકો

ઉન્નત પ્રદેશમાં વિહાર ન કરી શકે તે સારુ જાણે એમની એક બાજુની પાંખો સમૂળગી કાપી નાંખવા જેવું છે.

તમે તમારા હક્ક અમારી પાસેથી મેળવવા કાયદેસર ચળવળ કરો એમ કોઈ પણ રાજા પોતાની પ્રજાને કહે છે ત્યારે એ કહેતાં એણે કેટલીક બાબતો કબૂલ કરેલી હોય છે. તમારું મારી પાસે કંઈ લેણું છે, અને એ મારી પાસેથી લેવાનો તમને અધિકાર છે, આ વાત ઉપરનું વાક્ય બોલતી વખતે રાજા કબૂલ કરે છે એ સ્પષ્ટ છે. હવે જો લોકોનું લેણું છે એ જો ખરું છે અને તે ખુદ રાજાને પણ માન્ય છે, તો પછી એ લેણું કઈ રીતે વસૂલ કરી લેવું એ તો વસૂલ કરાવનારની સગવડ પર અવલંબવું જોઈએ; રાજાના હુકમ પર એ શા માટે અવલંબે? લોકોને સમજાવટ સગવડભરી લાગે તો તેઓ સમજાવટનો ઉપયોગ કરશે; નહીં તો દંડનો ઉપયોગ કરશે. આવી વાસ્તવિક પરિસ્થિતિ હોવા છતાં ફક્ત કાયદેસર ચળવળ કરો એમ કહીને તો રાજાઓએ પોતાની સગવડ સાચવી લીધી છે. પોતાના હક્કો પાછા મેળવવા માટે લોકોએ એકધારો પ્રયત્ન ચાલુ રાખ્યો હોત તો તેઓ ગમે તે દરવાજાથી અંદર ઘૂસી ગયા હોત અને એમના હાથ એમના હક્કો સુધી ક્યારના ય પહોંચી ગયા હોત. રાજાઓએ એવી વ્યવસ્થા કરી છે કે, જે જે ઠેકાણે લોકોના હક્કોને નીચે દબાવી તેના પર પોતે ચડી બેઠા છે, તે જગ્યાના દરવાજા એમણે ચોતરફ કડક બંદોબસ્ત જમાવી બંધ કરી; માત્ર એક જ દરવાજો ખુલ્લો રાખ્યો છે, અને એ દરવાજા પર પણ ચોકીપહેરો, પાસપરવાના વગેરે એટલું તો રાખ્યું છે કે, એ ખુલ્લા રાખેલા દરવાજા-માંથી પણ કોઈનો પ્રવેશ થવો ખૂબ મુશ્કેલ છે. આ રીતે બધા દરવાજાઓ બંધ કરી દીધાથી બીજી કોઈ પણ બાજુ-થી ભય ન રહેતાં, બધું જ ધ્યાન એક બાજુથી આવનારા માગનારા તરફ જ રાખવા માટે રાજાઓને સગવડ થઈ ગઈ છે, અને આટલી અડચણોમાંથી પોતાના હક્કો પાછા મેળવવાના હોવાથી લોકોને ખૂબ અગવડ થઈ ગઈ છે. હક્કો જ લેવા જવાનું છે તો પછી આ દરવાજેથી શું કે પેલા દરવાજેથી શું? કોઈ પણ બાજુથી ગયા તો પણ એ સરખું જ કેમ ન ગણાય? કોઈ દેવાદાર પોતાના શાહુકારને જો એમ કહે કે, 'મારે તમારું દેવું છે તે ખરું, પણ હું મારા ઘરનાં બધાં બારણાં બંધ કરી રાખીશ, અને મારી પાસે તમારો પ્રવેશ અટકાવવા ખપ પડે એવાં જે જે સાધનો છે તે સર્વ જે જગ્યાએ એકત્ર કર્યાં છે તે દરવાજો માત્ર હું ખુલ્લો રાખીશ. એ દરવાજાથી તમે આવીને તમારા પૈસા વસૂલ કરી જાવ."–આવું દેવાદારનું કહેવું કોઈને પણ યુક્તિવાળું ને ન્યાયી લાગશે ખરું? આ દેવાદારના કહેવા પ્રમાણે જ રાજાઓનું કહેવું પણ થોડું કઢંગું લાગે છે.

કાયદેસર ચળવળનો આ એક બાજુથી વિચાર થયો. પણ એ પ્રશ્નની બીજી બાજુ પણ છે. ચોતરફથી ચાર-લોક આવીને જો રાજા પાસે માગણીઓ કરવા લાગે, અને રાજા પાસે એકદમ કોલાહલ મચાવે અને રાજાનું અસ્તિત્વ ભયમાં મૂકે તો રાજા પાસેથી લોકોને રાજકારણ-માં જે બીજા અનેક ફાયદાઓ થવાના હશે તે બધા અટકી જશે; અને તે રાજાનો જ આવા પ્રસંગે ઉચ્છેદ થયો તો અરાજકતાને કારણે ઉત્પન્ન થનારા સર્વ અનર્થો ઉદ્‌ભવશે, એ ટાળવા માટે આવી સમજાવટનો ઉપાય યોજેલો છે. એ જ માર્ગે જઈને લોકોએ પોતાનું હિત સાધવું એ ઉચિત છે. આ અગાઉના વિવેચનમાં, જે વાજબી મળવાનું છે તે મેળવવા માટે લોકોએ ચળવળ શા સારુ કરવી જોઈએ, એવો એક પ્રશ્ન ઉપસ્થિત થયો હતો. એ પ્રશ્નની પણ ઉપર બતાવ્યા કરતાં જુદી એવી એક બીજી બાજુ છે. સીધી રીતે જોઈએ તો ચળવળની જરૂર નથી. પરંતુ ચળવળ કરવાની શી જરૂર છે એ માટે પણ એક ઉપપત્તિ જણાવી શકાય એવી છે. રાજ્યના લોકોની બહુમતીને જે વાત જરૂરી લાગતી હોય તે આપવી એવું રાજાનું ધોરણ હોય છે, અને આ ધોરણ ડહાપણ-ભર્યું પણ છે. તેથી જે હક્ક આપણે રાજા પાસે માગતાં હોઈશું, તે હક્કની જરૂર અનેક લોકોને છે, કંઈ નહીં તો એકંદર રાજ્યમાંના અર્ધા ઉપરાંત લોકોને છે એવું સિદ્ધ કરી બતાવવું આવશ્યક હોય છે, અને એ સારુ લોકોનાં મન પોતાના મત તરફ વાળવાં માટે ચળવળ કરવાની જરૂર પડે છે. પરંતુ આ ઉપપત્તિ માન્ય કરતી વખતે એક વાત લક્ષમાં રાખવી જોઈએ કે, જ્યાં લોકમત પર નિર્ભર એવી પ્રતિનિધિસત્તાત્મક રાજ્યપદ્ધતિ ચાલે છે, ત્યાં જ આ ચળવળવિષયક ઉપપત્તિ લાગુ પાડવા જેવી છે. યુનાઇટેડ કિંગડમની એકંદર લોકસંખ્યા ચાર કરોડ

ઉપરની છે; પણ એમાંથી રાજકારણમાં સારોખોટો મત આપવાની યોગ્યતા ધરાવતા લગભગ સડસઠ લાખ લોકો છે. આ સડસઠ લાખ લોકોએ ચૂંટી કાઢેલા એવા આશરે ૬૭૦ પ્રતિનિધિ પાર્લમેંટની સભામાં બેસે છે. એટલે પાર્લમેન્ટનો દરેક સભ્ય પોતાના દસહજાર મતદારોનું પ્રતિનિધિત્વ કરે છે. આવા પ્રતિનિધિઓ પૈકી કંઈ નહીં તો ૩૩૬ પ્રતિનિધિઓને કોઈ એક વાત માન્ય થઈ એટલે સ્વાભાવિક જ એ યુનાઇટેડ કિંગ્ડમમાંની બહુસંખ્ય લોકોને માન્ય થઈ એમ કહેવામાં વાંધો નથી. પરંતુ એવી સ્થિતિ પ્રાપ્ત થવા માટે અને તેટલા લોકોનાં મન વાળવા માટે લોકોએ ચળવળ જ કરવી પડે છે એ બરાબર છે. પરંતુ જ્યાં લોકમત પર રાજાની ક્રિયા આધાર રાખતી નથી એવા દેશોમાં આવી ચળવળનો શો ઉપયોગ હોઈ શકે, એ સમજવું બહુ કઠણ છે. દાખલા તરીકે, હિંદુસ્તાનનો રાજ્યકારભાર લોકમત પર સર્વથા આધાર રાખતો નથી. આવા દેશોમાં આવી ચળવળોનો શો ઉપયોગ? ૬૭૦ સભ્યોની પાર્લમેન્ટમાં ૩૩૪ સભ્યોને જ માત્ર એકાદ વાત માન્ય છે ત્યાં સુધી ઈંગ્લેંડના રાજા એ વાત અમલી બનાવતા નથી, પણ એ જ વાત જો ૩૩૬ સભ્યોને માન્ય થઈ તો પછી રાજાને ના પાડવાનું રહેતું નથી. માટે ત્યાં ૩૩૪ના ૩૩૬ કરવા માટે લોકોને ચળવળ કરવાનું યોગ્ય છે, પણ હિંદુસ્તાનમાં એવું શું છે? અહીં પાર્લમેન્ટ ક્યાં છે? અને અહીં લોકોને શું લાગે છે, શું નથી લાગતું, એ વિષે ત્યાંના પ્રમાણે ગણના પણ ક્યાં છે? અહીં લોકોના કહેવાને ગણકારે છે પણ કોણ? અહીં ૩૩૪ના ૩૩૬ નહીં પણ ૬૭૦ થયા, તો પણ એમની દાદ લેનાર કોણ બેઠું છે? જો કોઈ જ નથી, તો પછી આ ચળવળોનો ઉપયોગ પણ શો? મોર નાચે છે એટલે ઢેલને પણ નાચવાનું, એ પ્રમાણે ઈંગ્લેંડમાં લોકો ચળવળ કરે છે માટે હિંદુસ્તાનના લોકો પણ ચળવળ કરવા લાગ્યા છે! પણ ત્યાંનામાં અને અહીંનામાં ફરક શો છે તે કોઈ પણ ધ્યાનમાં લેતું નથી. હિંદુસ્તાનના લોકોને કોઈ એક નાદે લગાડવા સારુ આ એક ઠીક સાધન મળ્યું છે, એવું જોઈ સાહેબલોકોએ ભણેલા નેટિવ લોકોને કહ્યું કે તમે ઈંગ્લેંડની જેમ ચળવળો કરો. પરંતુ એ સાહેબલોકોને કોઈએ પૂછ્યું નહીં કે હા, અમે ત્યાંની જેમ ચળવળ કરીએ, પણ એ ચળવળથી જે લોકમત બનશે એની ગણના કરવા માટે અને તે અર્ધાથી વધુ ભરાય તો તે પ્રમાણે વર્તવાને કયા રાજ્યકર્તાઓ તૈયાર છે? અર્ધાથી વધારે લોકમત થતાં તે પ્રમાણે વર્તવાનું સરકારે કબૂલ કર્યા સિવાય, એટલે કે પ્રતિનિધિસત્તાક પદ્ધતિ શરૂ કર્યા વિના, લોકો ગમે તેટલા શંખ ફૂંકે તો પણ એનો શો ઉપયોગ છે? ભોળા બિચારા લોકો પોતાના હાથ ને મોં માત્ર થકવી દેશે! આપણે ઘણી ચળવળો કરીએ છીએ અને એનું કંઈ જ પરિણામ આવતું નથી; એનું કારણ એ જ છે કે આપણે ચળવળો કરી, તો પણ એ પ્રમાણે વર્તવાનું આપણી સરકારે કબૂલ કર્યું નથી. આપણો લોકમત ગમે તેટલો બંધાયો હોય તો પણ સરકારને પોતાને જે ઉચિત લાગશે એ જ તે કરવાની. આવી જાતની શિરજોર સરકાર જ્યાં સુધી છે ત્યાં સુધી કાયર લોકોની દુર્બળ સભાઓ, તુચ્છ અરજીઓ, પોકળ પરિષદો, દેખાવ પૂરતી નૅશનલ કૉંગ્રેસ અને ઈંગ્લેંડમાંનાં નિરુપયોગી વ્યાખ્યાનો–આ બધાંનો શો ઉપયોગ થવાનો છે, એ હાલના દોઢડાહ્યા લોકો સિવાય બીજા કોઈને કહેવાની જરૂર નથી. સારાંશ, હિંદુસ્તાનમાં આજે એવી સ્થિતિ છે કે, હિંદુસ્તાનના બધા લોકો ઈંગ્લેંડના લોકોની જેમ કૉન્સ્ટિટ્યૂશનલ પદ્ધતિથી હક્ક માગવાની ચળવળો કરે છે, પણ લોકમત માપતાં એ જો વધારે ભરાય તો તે પ્રમાણે અમે વર્તશું એ રીતે રાજાએ પોતાની જાતને ક્યાં ય બાંધી નથી. હિંદુસ્તાન સરકારની executive councilમાંના ચારપાંચ સભ્યો અને વાઈસરૉય-સાહેબની દૃષ્ટિએ ઇંગ્લેંડની પ્રજાને જે સગવડભર્યું હશે તે પ્રમાણે કરાશે, અને હિંદુસ્તાનના લોકોએ માત્ર Constitutional ચળવળ કરવી એવી વ્યવસ્થા છે! આ બરાબર નથી. રાજાને અને પ્રજાને–બંનેને એક જ પ્રકારનાં બંધનો જોઈએ. હિંદુસ્તાનના લોકોએ જો Constitutional ચળવળો જ કરવી રહી તો હિંદુસ્તાન સરકારને પણ બાંધે એવું Constitution જોઈએ.

લોકો Constitutional, અને સરકાર મન ફાવે તેમ વર્તનારી, એવું ક્યારેય ચાલવાનું નથી. બંનેએ સમાન તત્ત્વો પર જ ચાલવું જોઈએ. આવું લખવામાં અમારો હેતુ, સરકાર સ્વૈરાચારી છે તે પ્રમાણે લોકોએ પણ ગેરકાયદેસર રીતે વર્તવું એવો જરા પણ નથી જ; પણ લોકો જેમ Constitutionથી બંધાયા છે તે જ પ્રમાણે રાજા

પણ બંધાયેલો હોવો જોઈએ, અને તે પ્રમાણે જોતાં હિંદુસ્તાન સરકાર હિંદુસ્તાનના લોકો પર કાયદેસર રીતે રાજ્ય કરવાની આજ નહીં તો કાલે પણ મહેરબાની કરશે એવી આશા સેવવાની શકયતા છે. પરંતુ જ્યાં સુધી સરકાર લોકમત માપીને બહુમતી પ્રમાણે બધી વ્યવસ્થા કરવા તૈયાર નથી ત્યાં સુધી હિંદુસ્તાનના લોકોની બધી ચળવળો ફોગટ છે.

હવે આ ચળવળોમાંની કાયદેસર ચળવળો કયા દેશોના લોકોએ કરવી અને કેમ કરવી, અને ગેરકાયદેસર ચળવળો કયા દેશના લોકોએ ન કરવી અને કેમ ન કરવી, આ પણ એક વિચાર કરવા જેવો સવાલ છે. પરંતુ પ્રસ્તુત વિષય ઘણો લંબાયો હોવાથી હાલપૂરતું આ સવાલ તરફ વળવાનું અશકય છે.+

+સદ્‌ગત શિવરામ મહાદેવ પરાંજપેનો જન્મ ઈ. સ. ૧૮૬૪માં થયો. ૧૮૯૨માં ડેક્કન કૉલેજમાંથી તેઓ એમ.એ. થયા. થોડો વખત એમણે સંસ્કૃતના અધ્યાપક તરીકે કામ કર્યું. ઈ. સ. ૧૮૯૮માં એમણે પૂનામાં 'કાળ' નામનું છાપું શરૂ કર્યું. પણ, ૧૯૧૦ સુધી એ ચાલ્યું, કારણ તે વખતની બ્રિટિશ સરકારની કરડી નજર 'કાળ' ઉપર પડતાં ૧૯૧૦માં છાપું બંધ થયું. —સંપાદક

*

# સેવાધર્મ

**ગણેશ વાસુદેવ માવળંકર**

[શ્રી દાદાસાહેબ માવળંકરે કપડવંજ મુકામે ત્યાંના સેવાસંઘનું પ્રથમ વાર્ષિક વ્યાખ્યાન તા. ૧૯-૧૦-૧૯૪૫ને રોજ આપ્યું તેની નોંધ શ્રી પુરુષોત્તમ ગ. માવળંકરે તા. ૨૪-૧૦-'૪૫ને રોજ તૈયાર કરી અને શ્રી દાદાસાહેબે તે વખતે જ એ સુધારી તે નીચે અક્ષરશઃ આપી છે.]

સેવાનો આદર્શ મહાન છે, ઉચ્ચતમ છે; 'कामये दुःखतप्तानाम् प्राणिनामार्तिनाशनम्।' એમ કહેવાયું છે. સેવા કરવાનો પ્રયત્ન કરવો અથવા તે કરવાના ઇરાદા સેવવા એ આકર્ષક વસ્તુ છે; પરંતુ સેવા એ જ હેતુ અને સેવા એ જ ફળ એ બહુ કષ્ટસાધ્ય છે, છતાં એ જ ખરી અને પૂર્ણ સેવા છે. આમ સાચા સેવક થવું બહુ મુશ્કેલ છે. ભર્તૃહરિએ પણ કહ્યું છે કેઃ 'सेवाधर्मः परमगहनो योगिनाम् अप्यगम्यः।' આવા સેવાધર્મની ને સેવકોની આજે આવશ્યકતા છે. આપણી રાજકીય, સામાજિક ઇત્યાદિ બધી પ્રવૃત્તિઓમાં સેવાધર્મના આદર્શની જરૂર છે. આપણી સંસ્કૃતિનું રક્ષણ કરવું આવા આદર્શવાળા સેવકો સિવાય અશકય છે.

જીવનના અગર વ્યવસાયના આપણે આજકાલ બે વિભાગ પાડીએ છીએઃ (૧) રાજદ્વારી અને (૨) બિન-રાજદ્વારી; પણ આ વિભાગો બરાબર નથી. મનુષ્ય જીવન એક સમગ્ર જીવન છે, અને એ દૃષ્ટિએ આવા વિભાગો પાડવા મુશ્કેલ છે. માટે હું તો એમ જ કહીશ કે એકે બિનરાજદ્વારી બાબત એવી નથી કે જે રાજદ્વારી પણ ન હોય અને એકે રાજદ્વારી બાબત પણ એવી નથી કે જે બિનરાજદ્વારી પણ ન હોય.

આજે આપણે દરેક રીતે દબાઈ ગયેલા છીએ. આનું કારણ સ્પષ્ટ છે કે આપણે સ્વતંત્ર નથી. આપણા દેશમાં મોટા વિદ્વાનો ને તત્ત્વચિંતકો હોવા છતાં યે આપણે જોઇએ છીએ કે આપણા શિક્ષણની યોગ્ય ખિલવણી થતી નથી. ગુલામીનું બંધન જ આજે આપણને જ્યાં ત્યાં નડે છે. આપણા દેશમાં વિચારકો નથી એમ નથી; પણ આ વિચારકોને પોતાના વિચારો દર્શાવવાની છૂટ નથી, તેને અમલમાં મુકાવવાની સત્તા નથી. ઉદાહરણ તરીકે આપણે માતૃભાષાની ખિલવણીનો પ્રશ્ન લઇએ. આની વિરુદ્ધ બોલનારો ભાગ્યે જ કોઈ રાષ્ટ્રવાદી નીકળે. બધા કબૂલ કરે છે કે માતૃભાષાનું જ્ઞાન વિદ્યાર્થીને ઉત્તમ અને યોગ્ય રીતે મળવું જ જોઇએ. જ્ઞાન મેળવવા માટે, કેળવણીના માધ્યમ તરીકે માતૃભાષા જ હોવી જોઇએ એ વિષે બેમત નથી. આ બાબત સાથે શો રાજદ્વારી સંબંધ છે અગર હોઇ શકે? આમ છતાં આ અંગે આપણે કેટલું કરી શકીએ છીએ? અલબત્ત, આ

કાર્ય ઘણું મોટું છે. આજે દેશમાં બધો વ્યવહાર અંગ્રેજીમાં ચાલે છે. આપણી કોર્ટ-કચેરીઓ, આપણી ઑફિસો—બધામાં અંગ્રેજી ભાષાનો ઉપયોગ થાય છે. આ અંગ્રેજી ભાષાએ આપણા રોજબરોજના વ્યવહારમાં એટલે ઊંડે સુધી પ્રવેશ કર્યો છે કે તેને ઉખેડતાં આપણને ઘણી શક્તિ ને શ્રમ લાગશે. આજે આપણે કહીએ છીએ કે કેળવણીનું માધ્યમ માતૃભાષા હોવું જોઇએ. આમ કહેવું પડે એ કેટલું દુઃખદ છે? જાપાન, જર્મનીમાં કેમ આવો પ્રશ્ન ઊભો થતો નથી? તો પછી હિંદમાં આ પ્રશ્ન કેમ? આપણી અત્યારની કહેવાતી યુનિવર્સિટીઓમાં માતૃભાષા દ્વારા ઉત્તરો આપવાની છૂટ મળતાં આપણે એમનો કેટલો ઉપકાર માનીએ છીએ! એ તો યુનિવર્સિટીની ફરજ પૈકી થોડો અંશ જ એ પાર પાડે છે. તે છતાં ઉપકાર લાગે છે; કારણ કે આપણું જીવન જ એટલું રૂંધાએલું છે કે જરા છૂટ મળતાં ઘણી લાગે છે. આવી આપણી સ્થિતિ છે.

આપણી વર્તમાન શિક્ષણપદ્ધતિ ખામી ભરેલી છે. આપણા દેશનાં હવાપાણી, આપણો ખોરાક, રહેણીકરણી, વિચાર પ્રણાલી તથા અન્ય સંજોગો વગેરે તરફ આજની યુનિવર્સિટીઓ બેદરકારી દાખવે છે. આપણું રોજનું મુખ્ય જમવાનું બપોરનું હોય તો પણ સાહેબ મુખ્ય જમણ રાત્રે રાખી બપોરે એક વાગે નાસ્તો લે છે. એટલે આપણી ઑફિસોનો વખત સાહેબની અનુકૂળતાએ રખાય છે. આમાં હેરાન થવું પડે છે બિચારા કારકુનોને અને અન્ય નોકરોને. મુંબાઈ જેવાં મોટાં શહેરોમાં આજે શી સ્થિતિ જણાય છે? હજારો માણસો ઉતાવળથી વહેલી સવારે ભૂખ ન લાગી હોય તોપણ, જેમતેમ થોડુંક ખાઇને દોડતા ઑફિસે જાય છે. સહેજ મોડું થયું કે એના પગાર પર કાપ મુકાયો જ. આખો દિવસ એ એક રીતે અસ્વસ્થ હોય છે. એમની આખી જિંદગી દરમિયાન આ Tension—વ્યગ્રતા રહ્યા જ કરે છે. આપણા દેશના આવા અનેક માણસોની શારીરિક સ્થિતિ આમ નબળી બને તો એમાં આશ્ચર્ય શું હોઈ શકે? શાળાઓમાં પણ ઓછાવત્તા પ્રમાણમાં આ જ સ્થિતિ પ્રવર્તે છે. વિદ્યાર્થી શાળામાં મોડું ન થાય એ માટે વહેલોવહેલો ગમેતેમ જમીને જાય છે. જમ્યા પછી તરત જ એને ભણવાનું હોય છે. શું આ સ્થિતિ આપણાં બાળકોનાં આરોગ્યને હાનિ નથી પહોંચાડતી? આપણી શાળાઓ દિવસમાં બે વાર કેમ ન ભરાય? સવારે ને પછી બપોરે ૨ થી ૫ એમ બે વાર શાળાનું કામકાજ ચલાવી ન શકાય? આ વસ્તુ આપણને રાજદ્વારી નથી લાગતી; પણ ખરું જોતાં તે રાજદ્વારી—Political—ને આભારી નથી? અત્યારે છે એ પરિસ્થિતિ ચાલુ રહે છે ત્યારે આપણને એ રાજદ્વારી લાગતી નથી; પણ એનો વિરોધ કરીએ એટલે એને રાજદ્વારીપણાનું સ્વરૂપ આવે. મારો મુદ્દો એ છે કે પારકી સત્તાના તંત્ર નીચે આપણે હોઇએ ત્યારે આપણા જીવનની એક પણ બાબત એવી નથી કે જે રાજકારણ સાથે સંકળાએલી ન હોય. અત્યારના રાજદ્વારી પ્રશ્નોમાં આવા પ્રશ્નો ઊભા થયા નથી માટે આપણે એને રાજદ્વારી ગણાતા નથી, અને એને બીજા નામ આપીએ છીએ. પછી આપણે એને 'શૈક્ષણિક' બાબત કહીએ છીએ કે 'આર્થિક' અગર એવી જ કોઈ બાબત કહીએ છીએ. દાખલા તરીકે, અસ્પૃશ્યતા નિવારણનો પ્રશ્ન. આને આપણે 'સામાજિક' પ્રશ્ન ગણતા આવ્યા; પરંતુ આજે આપણે જોઇએ છીએ કે અસ્પૃશ્યતા નિવારણનો પ્રશ્ન વધુ ને વધુ 'રાજદ્વારી' બનતો જાય છે.

નિશાળમાં બેસીને કામ કરતો માણસ પણ રાષ્ટ્રીય કાર્ય જ કરે છે. પારકી સત્તાનો આજે આપણા પર સાંસ્કૃતિક હુમલો થઈ રહ્યો છે. એમાંથી છૂટવા સારૂ ખરું રાષ્ટ્રિય શિક્ષણ વિદ્યાર્થીને આપવું બહુ જરૂરનું છે. ગુલામીના અનેક કારણોમાં એક કારણ એ છે કે આપણે આ વસ્તુ પ્રત્યે યોગ્ય લક્ષ આપતા નથી; આપણને એનું ભાન નથી. આજે આપણને 'આઝાદી' જોઇએ છે. સૌને એ મેળવવાની ઇચ્છા છે, તમન્ના છે. પણ એ મેળવવી કેવી રીતે? એને માટે તો સંગઠન જોઇએ. ઘણા કહે છે કે રાષ્ટ્રીય સરકાર આવ્યા પછી બધું થાય. પણ એ રાષ્ટ્રીય સરકાર કેવી રીતે મેળવવી? એ રાષ્ટ્રીય સરકાર આપણને ત્યારે જ મળે કે જ્યારે આપણી પ્રજાશક્તિ વધે. પ્રજાશક્તિ કયારે વધે? સંગઠન કરીએ ત્યારે. સંગઠન કયારે થાય? પ્રજાની સર્વાંગીણ સેવા કરીએ ત્યારે. આ રીતે જોઈ શકાશે કે સમગ્ર સેવાની આજે કેટલી જરૂર છે. 'સેવા દ્વારા સત્તા' એ જાતનું આ કાર્ય છે.

હાલ તો દરેક સંસ્થા પાસે થોડું ઘણું પૈસાનું ભંડોળ હોય છે. પણ ૧૯૧૭માં અમે ગુજરાત સભામાં હતા તે વખતે આજના જેટલી પૈસાની રેલમછેલ નહોતી.

તે વખતે ૧૦૦ રૂપિયા ભેગા થાય ત્યારે અમને થતું કે, અમને લોકાએ ખૂબ પૈસા આપ્યા. ગુજરાત સભા પાસે પહેલવહેલા જ્યારે ૧૦૦–૨૦૦ રૂપિયા ભેગા થયા ત્યારે એ પૈસામાંથી તરત સ્ટેશનરી, પૅડ-છપામણ, ટેબલ, ખુરસી વગેરે સામાન આણી દીધો! સરદાર વલ્લભભાઈએ હસતાં હસતાં અમારી આ વૃત્તિ ઉપર ટકોર કરી કે, 'આ તો તમે ન્યાત જમી ગયા પછી પત્રાળાં ઉપાડવા જેવું કરો છે'. ૧૯૧૮માં ઇન્ફ્લુએન્ઝાનો રોગચાળો ફેલાયો. લોકોને રાહત આપવી જરૂરી છે એમ અમને લાગ્યું. પણ અમારી પાસે તે વખતે પૈસા નહોતા. એટલે એના વગર કાર્ય કેવી રીતે આરંભવું એમ અમને થયા કરે; પણ શેઠ અંબાલાલ સારાભાઈએ આ કાર્ય અંગે ૧૦,૦૦૦ રૂપિયાની બાંહેધરી આપી. એમાંથી ૩,૦૦૦ રૂપિયા તો એમણે પોતે આપ્યા. અમે રાહતકાર્ય આરંભ્યું. અમારા આ કાર્યની લોકોએ પણ કદર કરી. અમારી પાસે જોતજોતામાં ૪૦,૦૦૦ રૂપિયા જમા થયા. એમાંથી ૨૫,૦૦૦ રૂપિયા રાહતકાર્ય અંગે ખર્ચાયા. આમ, કાર્ય થયું, અને એ કાર્યના પ્રતાપે પૈસા પણ મળ્યા. આમ છતાં સેવાની આ જાદુનું પ્રત્યક્ષ ભાન અમને થયું નહિ. કામ ઉત્તમ રીતે કરીશું તો પૈસા એની મેળે આવી રહેશે એ પ્રકારનો વિશ્વાસ હજુ અમારા મનમાં પેદા થયો નહોતો.

બીજે વર્ષે સંકટ-નિવારણના કામમાં પણ અમને આજ અનુભવ થયો. રાહતકાર્ય અંગે પ્રજાએ સુંદર જવાબ વાળ્યો. અમારી પાસે ૧,૫૦,૦૦૦ રૂપિયા ભેગા થયા. ૧૯૨૧માં તો આનાથી વધુ મોટા પાયા પર કામ આવી ઊભું રહ્યું ને પૈસા પણ તે પ્રમાણે વધુ ને વધુ મળતા ગયા. ગુજરાત પ્રાંતિક સમિતિ પાસે ૧૫,૦૦,૦૦૦ રૂપિયા ભેગા થયા. સમિતિના આ ભંડોળમાંથી ભાઈ ઇંદુલાલ યાજ્ઞિકે દુષ્કાળ-નિવારણના રાહતકાર્ય માટે એક લાખ રૂપિયા માગેલા. ગાંધીજીએ કહ્યું, 'ઇંદુલાલ માગે છે એટલા પૈસા એમને ખર્ચ કરવા દો; રાહતકાર્ય થવું જોઈએ.' મેં પૈસા તો આપ્યા, પણ કાંઇક કચવાતા મને! મને એમ લાગે કે આ પૈસાનો ઉપયોગ આવી રીતે કેમ થાય? સમિતિ એ તો રાજદ્વારી સંસ્થા છે! ગુજરાત વિદ્યાપીઠ માટે પણ પૈસાની જરૂર પડતી તે પણ સમિતિના ભંડોળ-માંથી જ અપાતા. મને આ કશું સમજાતું જ નહિ. બાપુજીને હું કહેતો કે, 'આ ભંડોળમાંથી (જે રાજદ્વારી કારણો માટે જ હતું એમ હું માનતો) પૈસા આપવાના? અને તે પણ એટલા બધા કે ભવિષ્યનો વિચાર જ નહીં?' એટલે તેઓ હસતાં હસતાં કહે કે 'આપી દો. આપણે પૈસા રાખીને કરવું છે શું?' ઉપર કહ્યું તેમ તે વર્ષમાં સમિતિએ ૧૫ લાખ રૂપિયા મેળવ્યા હતા. બાપુજી તો કહેતા કે એ બધા પૈસા **એ વર્ષમાં જ ખર્ચી નાખવાના.**

વર્ષના ડિસેંબર માસની ૩૧મી તારીખ સુધીમાં બધા પૈસા ખર્ચી નાખવાના ને નવા વર્ષથી નવી શરૂ-આત. બાપુજીનો આ હુકમ તો હું પાળતો; પણ મારી તે વખતની ગડમથલ તો હું જ જાણું. મને આ બધામાં કશી સમજણ જ ન પડે. મને તે વખતે નહિ સમજાયું કે પૈસાથી કામ થતું નથી, પણ કામથી પૈસો આવે છે.

આજે દેશમાં અનેક જુદી જુદી રાજકીય સંસ્થાઓ આપણે જોઈએ છીએ. કોઈ કૉંગ્રેસવાદી, તો કોઈ હિંદુ મહાસભાવાદી, તો કોઇ લીગવાદી, એમ દરેક જણ ઓળખાય છે; પરંતુ હું તો કહું છું કે બધા જ આદર્શમાં કૉંગ્રેસવાદી છે. હિંદુ મહાસભા, લીગ—સૌનો આદર્શ આઝાદી છે. સૌને આજે આઝાદી જોઇએ છે. એ માટે કુરબાની કરવા પણ સહુ તૈયાર હોય તો પછી બધા કૉંગ્રેસવાદી જ થયા. ફેર માત્ર એટલો જ કે માર્ગો ભિન્ન છે, પરંતુ આપણા સૌનું અંતિમ ધ્યેય તો એક જ છે અને તે હિંદની આઝાદી.

દરેક સેવકે એક વાત લક્ષમાં રાખવી ઘટે કે કોઈ પણ વસ્તુ ગજા ઉપરાંતની નથી. આપણે એને તાત્કાલિક પહોંચી નહિ વળીએ એ શક્ય છે; પણ તેથી એ ગજા ઉપરાંતની છે એમ નથી. માટે આપણે પ્રજાના સમગ્ર જીવનમાં ભાગ લેવો જોઇએ. આપણી અત્યાર સુધીની બધી લડતો શાનું પરિણામ છે? કાર્યકરોની સેવાનું જ એ સીધું પરિણામ છે. આ સેવા નિઃસ્વાર્થ હોવાથી લોકોમાં કાર્યકરો માટે વિશ્વાસ છે. આવા કાર્યકરો આજે હિંદને ખૂણે ખૂણે પથરાયેલા છે. આજે કૉંગ્રેસનું જે રાષ્ટ્રવ્યાપી સ્વરૂપ દેખાય છે તે માત્ર રાજદ્વારી ભાષણો કે ઇન્કિ-લાબ ઝિંદાબાદના પોકારોથી નથી; પણ એની પાછળ રચનાત્મક કાર્યક્રમની તપશ્ચર્યા છે. રચનાત્મક કાર્યનું એને પીઠબળ છે. આ કાર્ય બહુ મહત્ત્વનું અને મૂલસ્પર્શી છે. એ દૃષ્ટિએ આપના સેવાસંઘને '૩૦માં ગેરકાયદે જાહેર કરવામાં સરકારે આપના સંઘની ખરી કદર કરી છે. પ્રજાએ પણ એની કદર કરી છે.

આપને મારે એક ચેતવણીનો સૂર સંભળાવવો છે.

દરેક સેવાભાવી કાર્યકરે એક વાત પોતાના હૃદય પર કોતરી રાખવી કે પૈસાને અભાવે કાર્ય અટકી પડતું નથી: જો કાર્ય અટકતું હોય તો તે સેવાભાવી કાર્યકરોના અભાવથી. અલબત્ત અત્યારે દેશમાં આ પ્રકારના કાર્યકરોની સંખ્યા ઘણી છે; પરંતુ એના પ્રમાણમાં કાર્ય પણ ખૂબ છે. એને પહોંચી વળવા આજે સેવકો જોઈએ છે. પહેલાં કરતાં આજે કાર્યકરો દસ ગણા થયા હોય તો કાર્યો ૧૦૦ ગણાં થયાં છે. એટલે કામ થાય તો પૈસા એની મેળે મળી રહે. આ વાત હું અનુભવથી કહી રહ્યો છું. આના સમર્થનમાં ઘણા દાખલા આપી શકાય. શરૂઆતમાં મેં ૨–૩ ઉદાહરણો તો આપ્યાં જ છે.

જાહેર સંસ્થાઓ આજે આવક જોઈને બજેટ (અંદાજપત્ર) કરે છે. પણ હું કહું છું કે જાહેર સંસ્થાઓએ એથી વિરુદ્ધ કરવું જોઈએ. એમણે કામ તરફ નજર કરવી જોઈએ, અને નાણાં નથી તો શું કરવું એમ વિચારી નિષ્ક્રિય થઈને ન બેસવું. અમુક કાર્યો કરવાં જ છે એવો નિશ્ચય કરીને સંસ્થાઓએ હિંમતપૂર્વક ઝંપલાવવું જોઈએ. આમાં શરૂઆતમાં તેમને નિરાશા મળશે, ઘડીભર બધું નિરસ જણાશે; પણ શુભ નિષ્ઠા હોય તો અંતે બધું સારું થશે. કાર્યકરોએ આશાવાદી બનવું જોઈએ. એમનું કાર્ય જો ઉત્તમ હશે તો પ્રજા આજે નહીં તો કાલે એની કદર કરવાની જ છે એ પ્રકારનો વિશ્વાસ એમણે કેળવવો જોઈએ.

મારી પાસે આશીર્વાદની માગણી કોઈ સંસ્થા કરે તો હું રમૂજમાં કહું, "સંસ્થાની નાણાંની ભૂખ સદાએ વધતી રહો અને તેને નાણાંની ખોટ રહ્યાં જ કરો." આમાં સત્યતાનો ઊંડો અંશ રહેલો છે. મારો ભાવાર્થ એવો નથી કે સંસ્થાએ ખોટમાં જ પડ્યા રહેવું. પણ, "પૈસા તરફ દષ્ટિ ન રાખતાં કામ તરફ દષ્ટિ રાખો અને એ પ્રમાણે તમારું અંદાજપત્રક તૈયાર કરો–પછી ભલે એમાં ખોટ આવે," આ વસ્તુ આપણે જેટલી જલદીથી અને હૃદયપૂર્વક સમજીએ ને તે પ્રમાણે વર્તીએ તેટલું સારું.

અનુભવથી હું જોઈ શક્યો છું કે પૈસા હોય તેમાંથી જ કામ કરવામાં કાર્ય મર્યાદિત બને છે. અનેક જાહેર સંસ્થાઓના વહીવટનો અનુભવ પ્રાપ્ત કર્યા પછી હવે હું એવી ચોક્કસ માન્યતા પર આવ્યો છું કે સંસ્થાઓનાં કાર્યો એના ભંડોળમાંથી ઊપજતા વ્યાજમાંથી ચલાવવાની દષ્ટિ રાખવી જોઈએ નહિ. પૈસાને રાખીને આપણે કરીશું શું? પૈસા તો આવશે ને જશે. એ માટે સત્કાર્ય થંભાવાય નહિ. જે સંસ્થાનું બજેટ (અંદાજપત્રક) ખાધવાળું—deficit—તે સંસ્થા પ્રાણવાન સમજવી. આમાં કોઈ અપવાદ હોઈ શકે; પરંતુ એ અપવાદ જ-પૈસાની તાણ એ ઇચ્છવા જોગ વસ્તુ છે. કારણ કે એમાંથી સંસ્થાના કાર્યનો વિકાસ થતો હોવાનો પુરાવો મળે છે. વિકાસવાંચ્છુ સંસ્થાને જેમ નાણાં મળે તેમ તેનાં કાર્યો વિકસવાનાં અને તેની નાણાંની ભૂખ-ખોટ ચાલુ જ રહેવાની.

આપણા હાથમાં સત્તા હોય તો સેવા સારી થાય એ વાત ખરી છે; પરંતુ આપણે એ ભૂલવું ન જોઈએ કે સત્તા એ આપણું ધ્યેય નથી, પણ સેવા એ જ ધ્યેય છે. આપણે નિષ્કામ ભાવે ને પ્રમાણિકપણે જનસેવા કરીશું તો સત્તા આપણી પાસે દોડતી આવશે.

આજે દેશમાં આટલો બધો કુસંપ છે, અંદર અંદરના ઝઘડાઓ છે, એક કોમ બીજી કોમ સાથે લડે છે, ચારે બાજુ નિરાશામય વાતાવરણ છવાયેલું માલૂમ પડે છે; છતાં મને શ્રદ્ધા છે કે આ દેશના સારા દિવસો હવે દૂર નથી. સેવાભાવી આવા કાર્યકરોનું કામ જ્યારે જોઉં છું ત્યારે હું ઊંડો સંતોષ અનુભવું છું, અને મને લાગે છે કે ના! આ કુસંપ આપણે ધારીએ છીએ તેટલાં બહુ લાંબા કાળ સુધી ટકવાનો નથી. રાષ્ટ્રનો પાયો આવા સેવકોના કાર્યોથી મજબૂત બનાવાય છે; એનાં મૂળ હવે ઊંડે સુધી પહોંચી ગયાં છે.

કેળવણી એ રાષ્ટ્રોન્નતિનું મોટામાં મોટું સાધન છે. મ્યુનિસિપાલિટીના સભ્યો હમેશાં એમ કહે છે કે "સાહેબ, અમારા લત્તામાં એક દવાખાનું ખોલો." સૌ એમ માને છે કે દવાખાનાંઓ કાઢ્યાં એટલે લોકોની સેવા થઈ. આ માન્યતા જો કે કેટલેક અંશે સાચી છે તો પણ સંપૂર્ણતઃ બરોબર નથી. લોકોમાં રોગચાળો ન ફેલાય એ માટે જ આપણે પ્રયત્ન કાં ન કરીએ? દવાખાનાઓની સંખ્યા વધારવા કરતાં લોકોની સર્વસામાન્ય તંદુરસ્તી ટકાવવા સારુ પ્રયત્નો કરવાની વધુ આવશ્યકતા છે. લોકોની શારીરિક સ્થિતિ સુધારવી, એમને સારો ખોરાક મળે એની સંભાળ રાખવી, એમને રહેવાનાં ઘરો સારાં હવા-ઉજાસવાળાં આપવાં—એ પ્રકારના પ્રયત્નો આપણે કરવા જોઈએ. એટલે આપણું કામ preventive-પૂર્વોપાય-

નું હોવું જોઈએ. લોકોની તંદુરસ્તી તરફ ધ્યાન નહિ આપવું અને એમને રોગી બનવા દેવા અને પછી એમને સુધારવા સારુ દવાખાનાઓ કાઢવાં એ કેવા પ્રકારની દયા? આપણે દયાવાન જરૂર બનીએ, પણ આપણી દયા ઊંડી જોઈએ. આપણે મૂળમાંથી જ સડો દૂર કરવાનો છે, પરંતુ આ પ્રકારની દૃષ્ટિ હજુ આપણામાં આવી નથી. આનું કારણ આપણને સાચી કેળવણી નથી મળી. કેળવણી પર જો આપણે ધ્યાન આપીએ તો આપણે આપણા રાષ્ટ્રિય એટલે સામાજિક કામો સારાં કરી શકીએ.

આપણા બધા દોષોનું મૂળ કેળવણીનો અભાવ છે. દવાખાનાં, પ્રસૂતિગૃહો વગેરે માટે લોકો પૈસા આપશે, પણ આદર્શશાળા, અખાડા વગેરે માટે એમના હાથમાંથી પૈસા સરી નહિ પડે, અગર તો સરતાં ઘણી મુશ્કેલી પડશે. આ સ્થિતિ બદલાવી જોઈએ. સેવા ને દયાબુદ્ધિ અંગેની લોકોની જે દૃષ્ટિ ફરવી જોઈએ તે હજી ફરી નથી.

પરંતુ, સેવકો આ દૃષ્ટિબિંદુ સમજે છે. તેથી જ લોકમાન્ય ટિળક જેવાએ ફર્ગ્યુસન કૉલેજ, ન્યુ ઇંગ્લિશ સ્કૂલ વગેરે સંસ્થાઓ સ્થાપી. મહાત્માજીએ ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના આ જ દૃષ્ટિથી કરેલી. એટલે આપણે સમજવું જોઈએ કે આપણી દાનવૃત્તિ (charity)–પૂર્વોપાયી preventive હોવી જોઈએ.

કાર્યો કરવામાં આપણી ભૂલો થશે, પરંતુ મહાત્માજીએ કહ્યા પ્રમાણે 'સ્વરાજ્ય એટલે ભૂલો કરવાનો હક્ક ને તે સુધારવાની સત્તા.' એટલે આપણે નિષ્કામવૃત્તિથી, પ્રામાણિકપણે ને ખંતથી સેવા કરીએ. એનું શુભ ફળ આવ્યા વગર રહેવાનું નથી.

*

# હરિજનસેવા

**પરીક્ષિતલાલ લ. મઝમુદાર**

[શેઠ શ્રી. ન. વિદ્યાવિહારમાં તા. ૯-૩-૧૯૪૫ને રોજ આપેલા ભાષણની શ્રી પુરુષોત્તમ માવળંકરે તે વખતે તૈયાર કરેલી નોંધ]

**૧૯૨૦–૨૧ની** સાલની અસહકારની લડતની તો સૌને ખબર છે. હાલની જેમ તે વખતે પણ બધા વિદ્યાર્થીઓએ શાળા-કૉલેજોને તિલાંજલિ આપી હતી. બધાએ લડતમાં ઝંપલાવ્યું. કેટલાક ઘેર ગયા. મેં પણ શાળા-કૉલેજો વગેરેની જંજાળમાંથી મુક્તિ મેળવી લીધી. ઘેર ન જતાં લડતમાં જોડાવાનો મેં નિશ્ચય કર્યો. તે વખતે હું મારા બીજા સાથીદારો જોડે મુંબાઇની ગોકળદાસ તેજપાલ બોર્ડિંગમાં રહેતો અને ભણતો. ૧૯૨૧માં મહાસભાની રણહાક વાગી. દેશ આખો ખડે પગે તૈયાર થયો. લડતમાં ઝંપલાવવું એ તે વખતે આજની માફક સહેલી વાત નહોતી. તે સમયના પ્રવાહો જ પ્રતિકૂળ! લોકો સરકારની સામે થવા ગભરાતા. આમ છતાં યે અમે કેટલાક જણે કૉલેજમાં જવું બંધ કર્યું; પરિણામે એક દિવસ રાત્રે ૯ વાગે બોર્ડિંગના સંચાલકે અમને બધાને બોલાવ્યા ને બોર્ડિંગ છોડી જવા કહ્યું. રાત્રે ૧૨ વાગે અમે મુંબઇમાં કયાં જઇએ? સૂવા માટે ઓટલો આપનાર પણ કોઈ અમને મળ્યું નહિ. મુંબાઇમાં ઠાકુરદ્વારમાં કૉંગ્રેસ તરફથી અસહકાર કરનારા વિદ્યાર્થીઓ માટે ખાસ ઓરડીઓ રાખવામાં આવી હતી. હું બીજે દિવસે સવારે એ ઓરડીમાં ગયો. ત્યાં મહારાષ્ટ્રીય ભાઈઓ ઘણા હતા. હું જરા મૂંઝાયો. ત્યાં અમારા બધાના અભિપ્રાય લીધા કે કોણે કયાં જવું વગેરે. મેં વલસાડ જવાનું પસંદ કર્યું. દરમિયાન પ્રથમ હું અંધેરીમાં સાધક આશ્રમમાં ગયો. ત્યાં એક મહિનો રહ્યો. બરાબર તે જ વખતે અમદાવાદમાં ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના થઈ. હું ત્યાં ગયો. દિલ્હીનું અધ્યાપકપદ છોડીને આવેલા આચાર્ય ગિદવાણીને હું મળ્યો. મેં એમને મારી સ્થિતિ જણાવી. મારું મંતવ્ય મેં એમને જણાવ્યું. એમણે સહૃદયતાથી મારી બધી વાત સાંભળી. પીંજણ કરીને રોજી મેળવવાનો માર્ગ એમણે બતાવ્યો. મારે તો બધી મુશ્કેલીઓ અને સંજોગોને આધીન થયા વગર છૂટકો નહોતો. મેં રાજીખુશીથી કામ શરૂ કર્યું; થોડા વખત પછી એક હરિજન શાળા શરૂ કરવામાં આવી. ત્યાં કામ કરવાનું મને કહેવામાં આવ્યું. મને એ

કાર્યની જવાબદારી લેતાં અતિશય આનંદ થયો. મારા જીવનમાં એ કોઈ ધન્ય ક્ષણ હતી! વિલાસી જીવનમાંથી હું સત્પંથે જતો હોવાનો મારો આનંદ અવર્ણનીય હતો. મને એક પછી એક એમ અવનવા અનુભવો થવા માંડયા. સાચું જીવન શું તે હું શીખ્યો.

હરિજનપ્રવૃત્તિમાં હું જોડાયો, ત્યારથી આજ સુધી હું આ જ પ્રવૃત્તિઓ મુખ્યત્વે કરી રહ્યો છું. આટલા મોટા ગાળામાં અનેક અનુભવો, પ્રસંગો બન્યા. બધા કહેવા બેસું તો પાર જ ન આવે; પણ તમને બધાને રસ પડે એવા થોડાક પ્રસંગો હું કહીશ. મારાં માતુશ્રી ગુજરી ગયાં હતાં, એટલે મારાં માશીએ મને ઉછેર્યો. મારાં માશીનું ઘર વૈષ્ણવ કુટુંબનું. તેઓ પ્રતિષ્ઠિત પણ ખરાં. એ શ્રીમંત કુટુંબ હતું. મને હરિજનપ્રવૃત્તિઓમાં કાર્ય કરતો જોઇને એમને બહુ દુ:ખ થવા માંડયું. હરિજનનાં ઘરોમાં, એમનાં બાળબચ્ચાંઓ જોડે રમતા એવા મને વૈષ્ણવના ઘરમાં કેવી રીતે સ્થાન મળે? માશીને ૨–૪દિવસ પછી એક વાર મળ્યા વગર ન તો મને ચેન પડે કે ન તો માશીને. છેવટે બહાર ઓટલા ઉપર મળવાનું અમે નક્કી કર્યું! ગમે તેવી આકરી કસોટીમાંથી પસાર થવું એવો મારો દૃઢ નિશ્ચય હતો. પ્રથમ તો પથ્થર ઉપર બેસવાની જ રજા મળી. ધીમેધીમે લાકડાનો હીંચકો, કાચની રકાબી, વાસણો વગેરેને સ્પર્શ કરવાની રજા મળી. એ બધાંમાંથી આજે હવે એવો દિવસ આવ્યો છે કે જ્યારે જ્યારે હું ત્યાં (મારી માશીને ઘેર) જાઉં છું ત્યારે કોઈ પણ હરકત વિના ત્યાં રહી શકું છું, અને મારો આગ્રહ હોય છે કે બીજે કશે ઊતર્યા વગર ત્યાં જ ઊતરવું.

કોઈ પણ કાર્યમાં ધીરજ રાખવી એ આવશ્યક છે. રચનાત્મક કાર્યક્રમ ધીરજ અને ઠંડી તાકાત રાખ્યા વિના શક્ય ન બને. હરિજનપ્રવૃત્તિ એ પણ રચનાત્મક કાર્યનું જ એક અંગ છે. ૨૫ વર્ષ પહેલાંનો જમાનો જ એવો હતો કે તે વખતે હરિજનવાસમાં રહેવું એ જાણે ગુનો હોય એમ મનાતું. ઈશ્વરે એમને હરિજન કુટુંબમાં જન્મ આપ્યો એ જ જાણે ગુનો! ગામના બધા લોકો પોતાને સવર્ણ અને ઉચ્ચ કુટુંબના માને. અસ્પૃશ્યનો પડછાયો પણ આ ધર્મધુરંધરોને અપવિત્ર બનાવતો! ગામના કૂવામાંથી હરિજનો પાણી કાઢી ન શકે. હવાડામાં હરિજનોનાં ઢોર પાણી ન પી શકે. એમનાં ઢોર જાય તો હરિજનો એમને છૂટાં મૂકે તે પછી જ ઢોરને પાણી પીવા મળે; કારણ હરિજનો ઢોરને દોરીથી બાંધીને દોરી હાથમાં રાખે તો પાણી અપવિત્ર બને! કોણ જાણે કેમ પણ હરિજનનો હાથ, ઢોરને બાંધેલી એ દોરી, ઢોરનું મોં અને હવાડાનું પાણી એ બધાંમાં જાણે વીજળીક પ્રવાહ જેવો અખંડ પ્રવાહ વહેતો હશે! આપણને આ બધું હાસ્યાસ્પદ લાગે છે; પણ ગ્રામજનોની આવી જ માન્યતાઓ હોય છે. આ ત્રાસને લીધે બિચારા હરિજનો રાત્રે ચોરીછૂપીથી હવાડામાંથી પાણી લાવે ને પીએ. એમાં ય કૂવામાંથી પાણી તો લાવી જ ન શકાય. આ રીતે એ હરિજનો ગંદુ પાણી પીએ ને પછી રોગો, મંદવાડ વગેરે થાય. ઢોર કરતાં ય એમની સ્થિતિ ખરાબ! એક માનવનો બીજા માનવ ઉપર આ કેટલો બધો ભયંકર અત્યાચાર!

હરિજન બાઈઓ પાણી ભરી લાવે એમાં ય એમને ઘણી મુશ્કેલીઓ પડે. એમને જવાનો રસ્તો ગામમાંથી પસાર થાય. જો તે વખતે ગામમાંના કહેવાતા આગેવાનો ગામગપાટા હાંકતા વચ્ચે બેઠા હોય તો આ બાઈઓ જઈ ન શકે. માથા ઉપર ઘડો રાખીને કલાકો ને કલાકો સુધી આ બહેનો તડકો વેઠે, ટાઢ વેઠે! ફરિયાદ પણ કોને કરે? ને આ આગેવાનોનો કાર્યક્રમ શો હોય? તો એ કે હુક્કા લઇને ગામગપાટા મારતા હોય. કેટલી ક્રૂરતા અને નિર્દયતા! હરિજન જો આ બધું વેઠીને ત્રાસી જાય ને સામનો કરે તો તો એને માર જ પડે.

એક ગામમાં હરિજનવાસમાં હું જવા નીકળ્યો. ગામથી પાંચ માઇલ દૂર પરબડીમાં પાણી પીને હું ત્યાં ગયો. હરિજનવાસમાં જઈને મેં તો એમની સ્થિતિ જોઈ. એમનાં ઘર નિહાળ્યાં. એમનાં બાળકો સાથે રમ્યો. એમની વાતો સાંભળી, એમની જોડે સર્વાંશે હું એકમય થઈ ગયો. ગામના લોકોને આ વાતની ખબર પડી. સુરત જિલ્લાનું આ એક ગામડું હતું. ત્યાંના લોકો કોઇને પણ સંબોધવું હોય તો માનાર્થે એકવચન વાપરે છે! બધા ગ્રામજનો મારા ઉપર ખૂબ ચિડાયા. ગમે તેમ મને બોલવા માંડયા. એકબે જણાએ મને પકડીને ગામની પોલીસકસ્ટડીમાં મૂકયો. પરબડીમાંથી પાણી પીધાનું જાણ્યું એટલે તો લોકો વધુ ગુસ્સે થયા. એક-

એ પોલીસોએ મને એકદમ મારવા માંડયો. મેં કહ્યું કે "શું થયું? તમે મને શા માટે મારો છો? મારો ગુન્હો શો?" પણ સરકારના એ જુલમી પ્રતિનિધિઓને મારી કયાં પડી હતી? તેઓ તો અત્યંત ખરાબ ગાળોનો સ્વાદ આપતા આપતા મને ફટકાર્યે જ જતા હતા. માર ખાઈ ખાઈ ને હું ધરાઈ જાઉં તે પહેલાં જ મારનારાઓ મારતાં મારતાં થાકી ગયા. એમણે મને છૂટો મૂકયો. મારા એક મિત્રે આ જાણ્યું. એમણે વડોદરા રાજ્યને આ બાબત જણાવી. પૂજ્ય ગાંધીજીને આ હકીકતથી વાકેફ કર્યા. બાપુજીએ 'હરિજન બંધુ'માં એની નોંધ લખી. વડોદરા રાજ્યે ડહાપણ વાપરીને, ગાંધીજીને ખુશ કરવાના હેતુથી આ બાબત ઉપર લક્ષ આપ્યું ને એ પોલીસ-અમલદારોને નોકરીમાંથી કાઢી મૂકયા. પાછળથી મેં એમને બન્નેને ફરી નોકરી અપાવવાનો વિચાર કર્યો હતો; પણ એ શકય ન બન્યું. મારો ઉદ્દેશ એમને કઢાવવાનો કે આ બાબત જગજાહેર કરવાનો હતો જ નહિ. પણ મારી થયેલી આ હાલત ઉપકારક નીવડી. ગામના હરિજનોએ—હું જ્યારે બીજી વાર ત્યાં જઇને એમને મળ્યો ત્યારે—મારો પાડ માન્યો ને પોતાની સ્થિતિ ઘણી સુધર્યાનું જણાવ્યું. તેમણે કહ્યું: "બાપા, તમને તો માર પડયો, પણ હવે અમે સુખી થયા છીએ. ગામના બધા લોકો હવે સીધા થઈ ગયા છે. તેઓ હવે અમને જરા પણ ત્રાસ આપતા નથી." આ વાત સાંભળીને મને સંતોષ થયો.

એક વખત મારે એક ગામમાં જવાને નદી ઓળંગવાની હતી. જતાં તો મેં હોડીમાં બેસીને નદી ઓળંગી. બીજે કાંઠે મેં ૧૦-૧૨ હરિજનોને જુદા બેઠેલા જોયા. તેમને બીજે કાંઠે જવું હતું; પણ એમને કેવી રીતે જવા મળે? જ્યારે હરિજન સિવાય—બને કહિ—કોઈ પણ બીજો માણસ ઓળંગનાર ન હોય ત્યારે આ હરિજનો હોડીમાં બેસી શકે. તેમાં યે વળી હોડી ચલાવનાર તો પછી અંદર ન જ બેસે. હરિજનોને ગરજ હોય તો પોતે હોડી ચલાવે! હું ગામમાં જઇને કામ આટોપીને પાછો આવ્યો. હોડી-વાળાને મેં કહ્યું કે "આ હરિજન ભાઇઓને મારી સાથે લઈ જવામાં મને વાંધો નથી." મેં તો આગ્રહ જ રાખ્યો એટલે એણે હોડી છોડાંને હરિજનોને બેસવા દીધા. અમે જ હલેસાં મારીને નદી ઓળંગી ગયા. બીજે કાંઠે પહોંચ્યા પછી એ હોડીની અંદર પાણી છાંટવામાં આવ્યું અને એ હોડી પાછી પવિત્ર બની! આવા પ્રસંગો તો ગામડાંઓમાં રોજના છે. આપણને ખબર નથી પડતી, કારણ કે ગામડાંઓ સાથેનો આપણો સંબંધ નહિ જેવો છે. જ્યાં જાઓ ત્યાં આ જ વસ્તુ આપણી નજરે પડે છે. આવી ભયંકર સ્થિતિ દૂર કરવાની આપણી સૌની ફરજ છે. પછાત ગણાતી આ કોમો માટે આપણે કાંઇક કરવું જ જોઇએ. કામ તો ઘણું છે, તે કરવા માટે આપણામાં શક્તિ ને આવડત હોવાં જોઇએ, જેટલાં બને એટલાં ગામડાંઓમાં જાતે ફરીને તપાસ કરવી જોઇએ, શું શું કાર્ય થઈ રહ્યું છે તેનો અભ્યાસ કરવો જોઇએ, આપણી વૃત્તિ નિરીક્ષકની જેમ બારીકાઈથી અવલોકન કરવાની હોવી જોઈએ. જો દેશને આઝાદ બનાવવો હોય તો આ બધાં એકમોને સુધારીને સુવ્યવસ્થિત ને સંગઠિત બનાવવાં જ પડશે.

ખ્રિસ્તી મિશનરીઓ હિંદુસ્તાનમાંની આ પછાત કોમોને સુધારવા તનતોડ મહેનત કરે છે. ઠેકઠેકાણે પાદરીઓ ઘણું કામ કરી રહ્યા છે. અલબત્ત, તેમનો ઉદ્દેશ આપણા કાર્યકર્તાઓ કરતાં જુદો છે એ વાત સાચી. પછાત કોમોને સુધારીને એમને સુસંસ્કૃત બનાવવાની આપણી કોશિશ, આપણા દેશની આઝાદી માટે છે. મિશનરીઓનો ઉદ્દેશ ખ્રિસ્તી ધર્મના પ્રચારનો છે. પરંતુ મિશનરીઓનો કાર્યશીલ રહેવાનો જુસ્સો આપણે માટે અનુકરણીય છે. કેટલી તમન્નાથી, ખંતથી, વિશ્વાસથી, ધીરજથી અને શાંતિથી તેઓ કાર્ય કરી રહ્યા છે! હજારો મિશનરીઓ હિંદના ખૂણે ખૂણે અવર્ણનીય એવું સુંદર કાર્ય કરી રહ્યા છે. આપણે તો એમને ઓળખતા પણ નથી. એમને કીર્તિની પરવા જ નથી. કામ કરતા રહેવું એ જ જાણે એમનો જીવનમંત્ર બની ગયો છે. એમનો ત્યાગ, એમની સાદાઇ, જોખમ ખેડવાની એમની સાહસિક વૃત્તિ—એ બધું પ્રશંસનીય છે. તેઓ આપણે માટે, અવિરત શ્રમ કરનારા તરીકે જીવંત ઉદાહરણ છે. અનેક નૉર્વેજિયન બહેનો પણ આ કાર્ય કરી રહી છે. તેમણે સંસ્થાઓ સ્થાપી છે, પાઠય પુસ્તકો ગ્રથિત કર્યાં છે, સુધારો કરવાનો આચરણ-ભેખ ધારણ કર્યો છે. તેમનું કાર્ય શાંત અને મૂગું છે. ફાધર એલ્વિન આ મિશનરીઓમાંના એક પ્રખ્યાત કાર્યકર્તા છે. આ કાર્ય શરૂ કરનારાં

અમેરિકાનાં સ્ત્રી-પુરુષો હતાં. આ રીતે હિંદુસ્તાનમાં ઘણા કાર્યકર્તાઓ ખંતથી કામ કરી રહ્યા છે. રામકૃષ્ણ મિશન પણ આને માટે પ્રખ્યાત છે.

કોઈ પણ કાર્ય કરવા માટે તેમાં આપણે સંપૂર્ણપણે વિલીન થવું જોઈએ. તે વગર કામ પરિપૂર્ણ ન થાય. ગામડાંઓમાં સુધારો કરવાની આપણી ધગશ હોય તો આપણે જાતે ગામડાં નિહાળવાં ઘટે. આપણી પોતાની ઊણપો આપણે દૂર કરવી જોઇએ. આવાં કાર્યોમાં તો ઘણા કડવા-મીઠા અનુભવો થાય; ઘણું જાણવાનું મળે. તમને બધાને મારી ખાસ ભલામણ છે કે દીનબંધુ ઍન્ડ્રૂઝનું "What I owe to Christ" પુસ્તક તમે સૌ વાંચો, અને આવી જાતનાં કાર્યો કરવા માટે તમારે આવાં સ્થળોએ ફરવા જવું જોઇએ એવી પણ મારી ખાસ સલાહ તમને છે.

*

# ભારતની આર્થિક પ્રગતિ અને આવકની અસમાન વહેંચણી

**જીતેન્દ્ર લા. ધોળકિયા**

[અર્થશાસ્ત્રના રીડર, સમાજ વિદ્યાભવન, ગુજરાત યુનિવર્સિટી, અમદાવાદ]

**છેલ્લાં** દસ વર્ષમાં આર્થિક ક્ષેત્રે ભારતમાં નોંધપાત્ર પ્રગતિ થઈ છે. ૧૯૫૦-૫૧માં ભારતની રાષ્ટ્રીય આવક રૂ. ૧૦,૨૪૦ કરોડની હતી, તે ૧૯૬૦-૬૧માં રૂા. ૧૪,૫૦૦ કરોડ જેટલી થઈ છે. આમ રાષ્ટ્રીય આવકમાં ૪૨%નો વધારો થયો છે. ૧૯૬૦-૬૧ના ભાવે આ ગણતરી થઈ છે. તેવી જ રીતે માથાદીઠ આવકમાં પણ છેલ્લાં દસ વર્ષમાં ૧૬%નો વધારો થયો છે.[1] છેલ્લાં દસ વર્ષમાં ઔદ્યોગિક ઉત્પાદનમાં આઠ ટકાના વાર્ષિક દરે વધારો નોંધાયો છે.[2] છેલ્લા દસકામાં કૃષિક્ષેત્રે પ્રતિ વર્ષ ૨·૬ ટકાના દરે અને નાના ઉદ્યોગોને ક્ષેત્રે ૩·૬ ટકાના દરે ઉત્પાદન વધ્યું છે.

આ આર્થિક પ્રગતિને પરિણામે ભારતમાં આર્થિક અસમાનતા વધી છે કે ઘટી છે એ પ્રશ્ન ઘણો મહત્ત્વનો બની રહે છે, કેમકે નિયોજિત અર્થકારણનો એક હેતુ આવકની અસમાનતા ઘટાડવાનો છે. આવકની અસમાનતા ઘટાડવાના બે ઉપાયોની ચર્ચા અહીં કરીએ. એક ઉપાય છે રાજ્યનાં ખર્ચનો અને બીજો છે મોટી આવક ધરાવનાર વર્ગ પર વધારે દરે કરવેરા નાખવાનો. વિકાસ અને સામાજિક સેવાઓ પર રાજ્યનું ખર્ચ વધતું હોય અને પરિણામે ઓછી આવક ધરાવનાર વર્ગના જીવન-ધોરણમાં સુધારો થતો હોય તો આવકની અસમાન વહેંચણી ઘટી રહી છે એમ કહી શકાય. વળી કરવેરાના માળખામાં જનતા પર પડતા આડકતરા વેરાઓ કરતાં સીધા વેરાઓનું વધુ પ્રમાણ હોય તો પણ કરપદ્ધતિ દ્વારા આવકની અસમાન વહેંચણી ઘટાડવાનો પ્રયત્ન થઈ રહ્યો છે એમ કહેવાય.

સૌ પ્રથમ કેન્દ્રીય સરકાર અને રાજ્યની સરકારોનું વિકાસ અને સામાજિક સેવાઓ પર થતું ખર્ચ જોઇએ. આ ખર્ચને કેન્દ્રીય સરકાર અને રાજ્યની સરકારોનાં કુલ ખર્ચ સાથે સરખાવીએ. નીચેના કોઠામાં આ ખર્ચના આંકડાઓ દર્શાવેલા છે:

| વર્ષ | રાજ્ય અને કેન્દ્રીય સર· કારનું કુલ ખર્ચ રૂ. | વિકાસ અને સામાજિક સેવાઓ પર થતુ ખર્ચ રૂ. | કુલ ખર્ચના કેટલા ટકા વિકાસ અને સામાજિક સેવા પર થાય છે તે ટકામાં |
|---|---|---|---|
| ૧૯૫૧-૫૨ | ૭૭૪ કરોડ | ૨૩૮ કરોડ | ૩૦·૮% ટકા |
| ૧૯૬૦-૬૧ | ૧૮૫૮ કરોડ | ૮૨૬ કરોડ | ૪૪·૪% |

ઉપર્યુક્ત આંકડાઓ દર્શાવે છે કે કુલ ખર્ચમાં વધારો થઈ રહ્યો છે અને સાથે વિકાસ અને સામાજિક સેવાઓ પરનાં ખર્ચમાં પણ વધારો થયો છે. અધિકતર સામાજિક

1 Third Five Year Plan. Government of India, Planning Commission page 35.

2 Monthly Abstract of Statistics, April, 1961. Government of India, cabinet secretariat Central statistical organisation, New Delhi.

કલ્યાણની દૃષ્ટિએ આ વલણ આવકારપાત્ર છે, પરંતુ આ ખર્ચની અસર માત્ર ઓછી આવક ધરાવનારને ફાયદાકારક થાય છે અને મોટી આવક ધરાવનારાને ફાયદારૂપ નથી એમ સ્પષ્ટપણે ન કહી શકાય. સમગ્ર સમાજ પર આ ખર્ચની સારી અસર થાય છે. આ ખર્ચની રકમમાં મૂડી–રોકાણ–ખર્ચ (Capital Expenditure)ના આંકડાઓ ઉમેરીએ તો જણાય કે સરકારી ક્ષેત્રે ખર્ચનું પ્રમાણ વધી રહ્યું છે. સરકારી વિભાગમાં મૂડી-રોકાણ થતાં ખાનગી સાહસ માટે મૂડી-રોકાણની ઘણી તકો ઉપસ્થિત થઈ છે, એ તો સૌથી વધારે દરે વધી રહેલા ઔદ્યોગિક ઉત્પાદનના આંકડાઓ આ હકીકત દર્શાવે છે. આથી એમ કહી શકાય કે મૂડી-રોકાણ-ખર્ચની અસર ઉદ્યોગપતિઓની આવક વધારવામાં તો કદાચ થઈ હશે. એક અંદાજ એવો છે કે છેલ્લાં દસ વર્ષમાં જે આવકનો વધારો થયો છે એનો ૩૦ ટકા જેટલો હિસ્સો મોટી આવક ધરાવનારાઓને પ્રાપ્ત થયો છે. મૂડી-રોકાણ-ખર્ચ ઉમેરતાં વિકાસ અને સામાજિક સેવાઓનાં ખર્ચનાં પરિણામનું ચિત્ર પલટાઈ જાય છે. મૂડી-રોકાણ-ખર્ચને કારણે આવકની અસમાન વહેંચણી વધી હોય એમ જણાય છે.

કર-પદ્ધતિ દ્વારા આવકની અસમાન વહેંચણી ઘટાડવાનો કેવો પ્રયાસ થઈ રહ્યો છે તે જોઇએ. છેલ્લાં દસ વર્ષમાં સીધા અથવા તો પ્રગતિશીલ વેરાઓ ઘણા નંખાયા છે. પરંતુ સરકારને કરવેરા દ્વારા જે આવક થાય છે તેમાંથી સીધા કરવેરા દ્વારા થતી આવકનું પ્રમાણ ઘટી રહ્યું છે, જ્યારે આડકતરા વેરાઓમાંથી થતી આવકનું પ્રમાણ વધી રહ્યું છે. નીચેના કોષ્ટકમાં આ હકીકત સ્પષ્ટ થાય છે.

| કરવેરા | ૧૯૫૧-૫૨ | | ૧૯૬૦-૬૧ | |
|---|---|---|---|---|
| | આવક રૂ. | કુલના ટકા | આવક રૂ. | કુલના ટકા |
| આવક અને સંપત્તિ પરના વેરા | ૨૪૪ કરોડ | ૩૨.૬% | ૩૮૬ કરોડ | ૨૯.૫% |
| આડકતરા વેરા | ૪૪૫ કરોડ | ૫૯.૩% | ૮૨૩ કરોડ | ૬૨.૭% |

બાકીની આવક સ્ટેમ્પ ડ્યુટી કે બીજા વેરાઓ (Taxes or Transactions and other)માંથી થાય છે. ઉપરના આંકડાઓ દર્શાવે છે કે કરવેરા દ્વારા મેળવાતી કુલ આવકમાંથી સીધા વેરા દ્વારા મેળવાતી આવકનું પ્રમાણ છેલ્લાં દસ વર્ષમાં ઘટ્યું છે, જ્યારે આડકતરા વેરાનું પ્રમાણ જે ૫૯.૩ ટકા જેટલું હતું તે વધીને ૬૨.૭ ટકા જેટલું થયું છે. આ આંકડાઓ એટલું દર્શાવે છે કે આવકની અસમાનતા ઘટાડવા કરપદ્ધતિનો ઉપયોગ યોગ્ય રીતે નથી થયો. આડકતરા વેરાઓનો બોજો ઓછી આવક ધરાવનાર વર્ગ પર વધારે હોય છે. સરકારે આડકતરા વેરાઓ પર વધારે મદાર રાખ્યો છે, જે બીજા સિદ્ધાંતો કે કારણોની દૃષ્ટિએ યોગ્ય હશે પરંતુ આવકની અસમાન વહેંચણી ઘટાડવાની દૃષ્ટિએ બરાબર નથી; એટલું જ નહિ પણ ઘણા બધા પ્રગતિશીલ વેરાઓ નંખાયા હોવા છતાં છેલ્લાં દસ વર્ષમાં આવકવેરો ભરનારાઓની આવકમાં અને તેમના રાષ્ટ્રીય આવકના હિસ્સામાં વધારો થયો છે, જ્યારે કર દ્વારા ભરાતી રકમમાં ઘટાડો થયો છે, એ તો આવકવેરા ખાતા તરફથી મળતા આંકડાઓને માત્ર પહેલી નજરે તપાસતાં જણાય છે.

ખેતીના ક્ષેત્રે પણ આવકની અસમાનતા વધી છે. આ ક્ષેત્રમાં આંકડાઓ બહુ આધારભૂત નથી હોતા. તેમ છતાં દિલ્હી યુનિવર્સિટીના પ્રા. રાજે દર્શાવેલા રીત ઉપયોગી થઈ પડે એવી છે. એમના મત મુજબ છેલ્લાં દસ વર્ષમાં ખેતીની આવકમાં રૂ. ૧,૭૦૦ કરોડ જેટલો વધારો થયો છે. આમાંથી ૬૦૦ કરોડ જેટલી રકમ ગ્રામ્ય વસ્તીના માત્ર ૩ ટકાને જે ઊંચી આવક ધરાવે છે એ વર્ગને ફાળે ગઈ છે. આમ ગ્રામ્ય વિસ્તારમાં પણ આવકની અસમાનતા વધી છે.

આખી ચર્ચાનો સાર એ છે કે ભારતમાં છેલ્લાં દસ વર્ષમાં નોંધપાત્ર આર્થિક પ્રગતિ થઈ છે, પણ આવકની અસમાનતા ઘટી નથી. આ આર્થિક પ્રગતિનાં ફળ સમાજના નીચલા થરને પ્રાપ્ત થયાં નથી એવું આંકડાઓ પરથી સાબિત કરી શકાય. કદાચ આર્થિક વિકાસને અગ્રતા આપવાથી આમ બન્યું હોય. અલ્પ વિકસિત અને અલ્પ-સાધન એવા ગરીબ ભારત દેશમાં આવકની અસમાન વહેંચણીના ધ્યેય કરતાં વિકાસને અગત્ય આપવામાં આવી છે એ તો સ્પષ્ટ છે. પરંતુ જો આર્થિક વિકાસનાં ફળ દસ વર્ષને અંતે ઓછી આવક

ધરાવનારાને પ્રાપ્ત ન થાય તો નિયોજન પરત્વે એક પ્રકારનું ઉદાસીન વલણ જનતામાં કેળવાય. આ ઉદાસીનતા દૂર કરવા માટે પણ ભાવિ વિકાસ-યોજનામાં આર્થિક પ્રગતિ સાથે જ આવક અને સંપત્તિની સમાન વહેંચણીના સિદ્ધાંત પર યોગ્ય ભાર મૂકવામાં આવે એ જરૂરી છે. સામાજિક ન્યાય આર્થિક પ્રગતિનું પરિણામ છે એ હકીકત જેટલી સાચી છે તેટલી જ આ હકીકત પણ સાચી છે કે સામાજિક કલ્યાણનો બહુજનસમાજ વચ્ચે વિસ્તરણથી પણ આર્થિક પ્રગતિ માટે અસરકારક અને સત્ત્વશીલ ભૂમિકા સર્જાય છે. નિયોજિત વિકાસનાં આવતાં દસ વર્ષમાં આવકની અસમાનતા ઘટશે તો ખરેખર સમાજવાદી ઢબની સમાજરચનાની બુનિયાદ રોપાશે. વર્તમાનમાં તો આ વાસ્તવિકતા છે કે ગયાં દસ વર્ષમાં આવકની અસમાનતા ઘટી નથી, બલ્કે વધી છે.

*

# ભારતમાં આયોજન—એક દૃષ્ટિક્ષેપ

**બી. એસ. સુબયે**

[અર્થશાસ્ત્રના પ્રાધ્યાપક, શ્રી સ્વામીનારાયણ આર્ટ્સ અને સાયન્સ કૉલેજ, અમદાવાદ]

"આર્થિક જીવનનું સંગઠન ન્યાયનાં તત્ત્વોને સુસંગત અને માનવને યોગ્ય જીવનની ખાતરી આપે એવું હોવું જોઇએ."

(Weimar Constitution–1919)

આર્થિક દૃષ્ટિએ સદ્ધર એવું આજનું સોવિયેટ-યુનિયન જે વખતે પ્રારંભની દશામાં હતું, તે વખતે જર્મન રીચ–વીમાર બંધારણમાં આ પ્રમાણે સ્પષ્ટ રીતે કહેવામાં આવ્યું હતું. ૧૯૧૯ પછી અત્યાર સુધીના ગાળામાં સંસ્કૃતિના વિકાસની સાથે વ્યક્તિગત હિત અને સામૂહિક હિત અંગેના સમાજના ખ્યાલો મોટા ભાગે બદલાયા છે; એટલું જ નહીં પણ સમાજના હિત માટેની સ્વૈરવિહાર-પદ્ધતિમાં (Laissez–Faire) જે રીતિ-નીતિ અમલમાં હતી, તેમાં પણ આજે મૂળભૂત પરિવર્તનો કરવામાં આવ્યાં છે. તેથી 'આર્થિક આયોજન એ જીવનને કાર્યક્ષમ રીતે ગોઠવવા માટેનો યોગ્ય ઉપાય છે.' (ડરખીન) તે ધોરણ આજે લગભગ બધા જ નવા સ્વતંત્ર બનેલા અને સમાજવાદી દેશોએ ઓછાવત્તા પ્રમાણમાં સ્વીકાર્યું છે. જો સમ્પત્તિ એ સામાજિક ઉત્પાદનનું પરિણામ હોય તો તેનાં ઉત્પાદન અને વહેંચણી વ્યક્તિગત લાભ માટે નહીં, પરંતુ સામાજિક હેતુઓને પોષક હોવાં જોઇએ.

ભારતે પણ પોતાના નાગરિકોને 'માનવને યોગ્ય' જીવન પ્રાપ્ત થાય એ હેતુથી વિકાસની રીત અને પદ્ધતિ તરીકે આર્થિક આયોજનનો સ્વીકાર કર્યો છે. ભારતના રાજ્યબંધારણમાં પણ એવો સ્પષ્ટ નિર્દેશ કરવામાં આવ્યો છે કે, 'લોકોને આર્થિક, સામાજિક અને રાજકીય ન્યાય મળે તે માટે, તેમજ સમાજની દરેક વ્યક્તિનું કલ્યાણ અને સલામતી જળવાઈ રહે તે માટે રાજ્ય કટિબદ્ધ રહેશે.' (કલમ ૩૮).

ભારતમાં અત્યાર સુધી બે પંચવર્ષીય યોજનાઓ પૂરી થઈ અને ત્રીજી યોજનાનું પણ મંડાણ થયું છે. આ રીતે દેશ આયોજનના નવા દશકાના ઊમરે ઊભું છે. અનિશ્ચિતતા એ આર્થિક જીવનનું લક્ષણ હોવાને કારણે આપણે ત્રીજી યોજના દરમ્યાન કેટલી સિદ્ધિ પ્રાપ્ત કરી શકીશું તે માટે અગાઉથી અટકળ કરવી ઘણી મુશ્કેલ છે. તેમ છતાં ભૂતકાળમાં થયેલ પરિવર્તનો અને તે દરમ્યાન થયેલ અનુભવો ભવિષ્યનું સૂચન અને માર્ગદર્શન કરવા યોગ્ય હોય તો આ ક્ષણે ગયા દશકાનું અવલોકન કરવું યોગ્ય લેખાશે.

વિશ્વના દેશોને મુખ્ય બે વિભાગમાં વહેંચી નાંખવામાં આવે છે—વિકસિત અને અલ્પવિકસિત (જો કે અર્ધ વિકસિત નામનો એક ત્રીજો પ્રકાર પણ ગણાવી શકાય). ભારતને હજુ પણ અલ્પવિકસિત દેશોની હરોળમાં મૂકવામાં આવે છે. સંયુક્ત રાષ્ટ્રસંઘ તરફથી તાજેતરમાં બહાર પાડેલા એક અહેવાલમાં ઉપરના બંને વિભાગને અનુલક્ષીને દુનિયાની વસતિની વહેંચણી અને આવકને લગતા આંકડાઓ દર્શાવવામાં આવ્યા છે.

કોષ્ટક–૧

| પ્રદેશ : | દુનિયાની વસતિની ટકાવારી | દુનિયાની આવકની ટકાવારી |
|---|---|---|
| (૧) વિકસિત વિભાગ | ૩૩·૦ | ૮૫·૦ |
| (૨) અલ્પ વિકસિત વિભાગ | ૬૭·૦ | ૧૫·૦ |

દુનિયાની વસતિના આ બે વિભાગ વચ્ચે કેટલી બધી આર્થિક અસમાનતા છે તે ઉપરના આંકડા ઉપરથી સમજી શકાય.

ગુંથર સ્ટેઈને પણ દુનિયાના છેલ્લા ૧૦ વર્ષના વિકાસ અંગેની કેટલીક રસપ્રદ વિગતો આપી છે. છેલ્લાં દશ વર્ષમાં દુનિયાનું ઉત્પાદન બમણું થયું છે. આ વધારાના ઉત્પાદનના ૫૫ ટકા ઉત્પાદન, દુનિયાના મૂડીવાદી દેશોમાં વધ્યું છે. નીચે આપેલા કોષ્ટકમાં જુદાજુદા દેશોની આ વિશે તુલનાત્મક સ્થિતિ દર્શાવવામાં આવી છે:

કોષ્ટક–૨

છેલ્લા ૧૦ વર્ષમાં ઉત્પાદનમાં વધારો–ટકામાં

| ઈંગ્લેન્ડ | અમેરિકા | જર્મની | જાપાન | સામ્યવાદી દેશો |
|---|---|---|---|---|
| ૨૯% | ૩૭% | ૧૨૫% | ૨૭૦% | ૨૧૫% |

ગુંથેર સ્ટેઈન એમ પણ અનુમાન કરે છે કે ઉત્પાદનના વધારાનો આ દર ચાલુ રહેશે તો ૧૯૭૦ સુધીમાં દુનિયાનું ઉત્પાદન ત્રણગણું થઈ જશે. દુનિયાના કુલ ઉત્પાદનમાં અલ્પ વિકસિત દેશોનું ઉત્પાદન જે હાલ ૧૦% છે, તે ૧૯૭૦માં માત્ર ૬% જેટલું થઈ જશે. તે જ પ્રમાણે ભારતનું ઉત્પાદન હાલ જે વિશ્વના કુલ ઉત્પાદનના ૧·૧% જેટલું છે તે ઘટીને ૧% જેટલું થઈ જશે.

વિશ્વનાં બીજા દેશો કેટલી ગતિ અને ઝડપથી આર્થિક વિકાસ સાધી શકશે તે આ આંકડાઓ સ્પષ્ટ કરે છે. જો ભારત પોતાનો ઝડપી વિકાસ નહીં સાધે તો કદાચ તે અવિકસિત નહીં કહેવાય, પરંતુ તે અલ્પવિકસિત દેશોની હરોળમાં જ રહેશે.

એક રીતે વિચાર કરીએ તો વિકસિત, અલ્પ-વિકસિત (અને અર્ધ વિકસિત) આ શબ્દપ્રયોગો માત્ર તુલનાત્મક પરિસ્થિતિનું સૂચન કરે છે. તેથી તુલનાત્મક લક્ષણો ઉપરથી જ કોઈ પણ દેશના અર્થતંત્ર અને વિકાસનો ખ્યાલ કરી શકાય. મૂડીની અછત, ખેતીની પ્રાથમિક પદ્ધતિઓ, ટૅકનિકલ જ્ઞાનનો અભાવ અને અન્નના વપરાશની અતિવૃત્તિ એ પછાત દેશોનાં કેટલાંક લક્ષણો માનવામાં આવે છે. હાર્વે લેબેન્સ્ટીને એવો મત દર્શાવ્યો છે કે સુપ્ત બેરોજગારી (Disguised Unemployment), ખેતી જેવા પ્રાથમિક ઉદ્યોગો ઉપર મોટા ભાગની વસતિનો આધાર અને દબાણ, માથાદીઠ આવકનું ઘણું નીચું પ્રમાણ, વસતિ-વધારાનું અતિ તીવ્ર પ્રમાણ, આહારની અસમતુલા, ધીરાણ અંગેની અપૂરતી સગવડો ઇત્યાદિ પણ પછાત દેશોની આર્થિક પરિસ્થિતિનાં લક્ષણો કહી શકાય.

આમાંથી મોટા ભાગનાં લક્ષણો ભારતની આર્થિક સ્થિતિને લાગુ પડે તેવા છે. છેલ્લાં ૫૦ વર્ષના અનુભવે એમ સાબિત કર્યું છે કે સ્વૈરવિહાર પદ્ધતિ (Laissez-faire)એ સામાન્ય જનસમૂહની આર્થિક આબાદી માટે કોઈ પણ પ્રકારની બાંહેધરી આપતી નથી. તેથી આપણા દેશની આર્થિક નીતિનું મુખ્ય ધ્યેય 'સમાજવાદી ઢબની સમાજરચના' નક્કી કરવામાં આવ્યું અને આર્થિક વિકાસના ઉપાય તરીકે આર્થિક આયોજનની પદ્ધતિને સ્વીકારવામાં આવી છે. આ રીતે વધુમાં વધુ ઉત્પાદન અને વધુમાં વધુ સમાનતા એ આર્થિક આયોજનના મુખ્ય લક્ષ્યાંકો કહી શકાય. સમાજવાદી સમાજરચનાના સિદ્ધાંતો ઉપર આધારિત અર્થ-વ્યવસ્થાએ આર્થિક લોકશાહી પ્રાપ્ત કરવા માટે અમુક તો મુખ્ય જરૂરિયાતો પૂરી કરવી જ જોઇએ. સૌથી પ્રથમ દરેક વ્યક્તિને પોતાની જાતના વિકાસ માટે સંપૂર્ણ તક મળે એવી પરિસ્થિતિ નિર્માણ કરવી જોઇએ. વળી, સમાજની આર્થિક આબાદી સતત જળવાઈ રહે તે માટે વૈજ્ઞાનિક અને ટેકનોલૉજીના ક્ષેત્રમાં જે શોધખોળો ને ફેરફારો થાય છે, તે પ્રત્યે જાગૃત રહેવું જોઇએ. તદ્ ઉપરાંત, દેશમાં વહેંચણીની એવી પદ્ધતિ અપનાવવી જોઇએ કે જેથી એક વર્ગના હાથમાં આર્થિક સત્તાનું કેન્દ્રીકરણ ન થાય. સમાજવાદી અર્થતંત્ર વિકાસના વચગાળામાં આવક અને સંપત્તિની અસમાનતા સંપૂર્ણ રીતે કદાચ નષ્ટ ના કરી શકે, તો પણ તે અસમાનતા ઓછી કરવા પ્રત્યે તે જાગૃત હોવું જોઇએ. છેવટે, સામાજિક મૂલ્યો અને સામાજિક વૃત્તિને પોષકવાતાવરણ નિર્માણ કરવું એ પણ સમાજવાદી સમાજરચનાની મુખ્ય સિદ્ધિઓ ગણી શકાય. નર્કસેના શબ્દોમાં 'આર્થિક વિકાસને માનવી ગુણો, સામા-

જિક વલણ, રાજકીય પરિસ્થિતિ અને ઐતિહાસિક બનાવો સાથે વધુ લેવાદેવા છે; કારણ કે નાણાં જરૂરી ભલે હોય, પણ તેના એકલા પ્રભાવથી જ વિકાસ સાધવો શક્ય નથી.'

ભારતમાં છેલ્લાં ૧૦ વર્ષમાં આર્થિક આયોજન, ઉપર દર્શાવેલ મુખ્ય હેતુઓ અને ધ્યેયોને અનુલક્ષીને, કેટલે અંશે ફળદાયી નીવડ્યું છે તે હવે જોઈએ. નીચે દર્શાવેલ કોષ્ટકમાં ભારતમાં પહેલી અને બીજી યોજનામાં ખર્ચના લક્ષ્યાંક અને મૂડીરોકાણનું પ્રમાણ દર્શાવવામાં આવ્યું છે:

* કોષ્ટક: ૩ (રૂપિયા કરોડમાં)

| (अ) ક્ષેત્ર | (ब) પ્રથમ યોજના (૧૯૫૧થી૫૬) | (क) બીજી યોજના (૧૯૫૬થી૬૧) | (ड) બંનેનો સરવાળો (ब+क) |
|---|---|---|---|
| (૧) જાહેર ક્ષેત્રમાં રોકાણનું લક્ષ્યાંક | ૧૯૬૦ | ૪૬૦૦ | ૬૫૬૦ |
| (૨) જાહેરક્ષેત્રમાં રોકાણ | ૧૫૬૦ | ૩૬૫૦ | ૫૨૧૦ |
| (૩) ખાનગી ક્ષેત્રમાં રોકાણ | ૧૮૦૦ | ૩૧૦૦ | ૪૯૦૦ |
| (૪) કુલ રોકાણ | ૩૩૬૦ | ૬૭૫૦ | ૧૦૧૧૦ |

ઉત્પાદન અને આર્થિક વિકાસની દૃષ્ટિએ આ કુલ રોકાણ કેટલે અંશે ફળદાયી નીવડ્યું તે નીચે મુજબ ગણી શકાય.

પ્રથમ યોજના દરમ્યાન ભારતની કુલ રાષ્ટ્રીય આવકમાં લગભગ ૧૮ ટકા જેટલો વધારો નોંધાયો છે, જ્યારે માથાદીઠ આવક લગભગ ૧૦.૫% જેટલી વધી છે. રાષ્ટ્રીય આવકના કુલ મૂડી રોકાણનું પ્રમાણ આ સમય દરમ્યાન ૫% થી વધી ૭% થયું હતું.

ખેતી-ઉત્પાદન પણ ૧૭% વધ્યું હતું. ભારતનું ૧૯૫૫–૫૬નું અનાજનું ઉત્પાદન ૬૪૮ લાખ ટન હતું જે યોજનામાં દર્શાવેલાં લક્ષ્યાંક કરતાં ૩૦ લાખ ટન વધારે હતું.

૧૬૩ લાખ એકર વધારાની જમીનમાં સિંચાઈ કરવામાં આવી અને એ રીતે ખેતીના ક્ષેત્રમાં ભવિષ્યમાં ઉત્પાદન-શક્તિ વધારવાનો પાયો નાંખવામાં આવ્યો.

* (ત્રીજી પંચવર્ષીય યોજનાની રૂપરેખા પરથી)

રૂનું ઉત્પાદન જે ૧૯૫૦–૫૧માં ૨૯.૧ લાખ ગાંસડી હતું તે ૧૯૫૫–૫૬માં ૪૦ લાખ ગાંસડી થયું. તે જ પ્રમાણે શણના ઉત્પાદનમાં લગભગ ૯લાખ ગાંસડીનો વધારો થયો, જ્યારે તેલીબિયાં અને ચાના ઉત્પાદનમાં ૧૧ ટકા જેટલો વધારો નોંધાવ્યો છે.

સ્થાપિત વિદ્યુત-શક્તિ ૨૩ લાખ કિલોવોટથી વધી ૩૪ લાખ કિલોવોટ થઈ.

શિક્ષણના ક્ષેત્રમાં થયેલ પ્રગતિનો વિચાર કરીએ તો ૧૯૫૦–૫૧માં શાળામાં જતાં બાળકોની સંખ્યા ૧૮૭ લાખ હતી, તે ૧૯૫૫–૫૬માં વધીને ૨૪૮ લાખ થઈ.

પ્રથમ યોજનાની વધુ સિદ્ધિ તો એ હતી કે ખોરાકી ચીજો જેવી જીવન જરૂરિયાતની ચીજો સોંઘી કિંમતે લોકોને અપાવવામાં સફળતા પ્રાપ્ત થઈ, તે નીચેના કોષ્ટક ઉપરથી સ્પષ્ટ થાય છે:

કોષ્ટક: ૪

ભાવાંક (૧૯૩૯=૧૦૦)

| કઠોળ | | અનાજ | |
|---|---|---|---|
| ૧૯૫૦ | ૧૯૫૫ | ૧૯૫૦ | ૧૯૫૫ |
| ૪૭૧ | ૩૫૫ | ૪૧૦.૪ | ૩૦૪.૫ |

સામુહિક વિકાસ-યોજનાના ક્ષેત્રમાં ૮ કરોડની માનવ-વસતિ ધરાવતાં ૧ લાખ ૫૦ હજાર ગામડાંઓ આ કાર્યક્રમમાં આવરી લેવામાં આવ્યાં, જે દેશના ગ્રામ-વિસ્તારના વિકાસનો ખ્યાલ આપે છે.

ભારતની પ્રથમ યોજના દરમ્યાન ઔદ્યોગિક ઉત્પાદનનો આંક ૩૫% વધ્યો હતો. મશીનરી અને એન્જિનિયરિંગ જેવા ક્ષેત્રમાં નોંધપાત્ર પ્રગતિ કરવામાં આવી. જાહેર ક્ષેત્રમાં ઊભાં કરવામાં આવેલ પોલાદનાં કારખાનાંઓ ભારતના સદ્ધર ભવિષ્યનાં પ્રતીક કહી શકાય.

બીજી યોજના દરમ્યાન ખેતીની સરખામણીમાં ઔદ્યોગિક પ્રગતિ ઉપર વધુ ભાર મૂકવામાં આવ્યો અને પ્રથમ યોજના દરમ્યાન પ્રાપ્ત કરેલા લાભોને વધુ મજબૂત બનાવવાના પ્રયત્નો કરવામાં આવ્યા. બીજી યોજના દરમ્યાન અમુક બાબતમાં સિદ્ધિ પ્રાપ્ત કરી હોય તો કેટલીક બાબતમાં ક્ષતિઓ અને અસફળતાઓ પણ નજરે પડે છે. પ્રથમ યોજનાએ અર્થતંત્રને ઊભું રહેવા માટે પાયો તૈયાર કર્યો હતો. પણ બીજી યોજના દરમ્યાન વધુ પડતો આશાવાદ, વિદેશી હૂંડિયામણની મુશ્કેલીઓ, આંતરિક

સાધનો ઉપર દબાણ, ખાધપૂરક નાણાંતંત્રનો ગેરવ્યાજબી ઉપયોગ, તેને કારણે ઉત્પન્ન થયેલી ફુગાવાની પરિસ્થિતિ, સરકારની અચોક્કસ નીતિ અને આયોજન-ક્ષેત્રની બહારનો વધુ પડતો ખર્ચ, આવાં અનેક કારણોને લીધે દેશને નિષ્ફળતા અને ખામીઓનો સામનો કરવો પડ્યો.

બીજી યોજનાની સિદ્ધિઓની તપાસ કરીએ તો, રાષ્ટ્રીય આવક લગભગ ૨૦ ટકા જેટલી વધી, અને એ રીતે ૧૯૫૧-૬૧ના ગાળામાં રાષ્ટ્રીય આવકમાં ૪૨%નો વધારો દર્શાવવામાં આવે છે. દિલ્હી યુનિવર્સિટીના ડૉ. કે. એન. રાજના અનુમાન પ્રમાણે આ આંકડાઓ વાસ્તવિકતાથી પર છે. તેઓ એમ માને છે કે છેલ્લાં ૧૦ વર્ષમાં રાષ્ટ્રીય આવકમાં ખરો વધારો માત્ર ૩૬ % જેટલો જ થયો છે; કારણ કે બીજી યોજના દરમ્યાન રાષ્ટ્રીય આવકમાં ૨૪·૮%નો વધારો કરવાનો લક્ષ્યાંક હતો, પરંતુ તેમાં માત્ર ૧૫% જેટલો જ વધારો શક્ય બન્યો છે.

બીજી યોજના દરમ્યાન માથાદીઠ આવકનો વધારો ૨૦% જેટલો દર્શાવવામાં આવ્યો છે. પણ આ વધારો ભ્રામક છે. કારણ કે નાણાંકીય આવકમાં ગમે તેટલો વધારો થયો હોય પણ તે દરમ્યાન વસ્તુના ભાવો વધ્યાં હોવાથી નાણાંકીય આવકમાં જે વધારો થયો તેના પ્રમાણમાં વાસ્તવિક આવક વધી નથી, જે નીચેના કોષ્ટક દ્વારા સ્પષ્ટ થાય છે:

કોષ્ટક–૫

જથ્થાબંધ ભાવોના આંક

(૧૯૫૨–૫૩ = ૧૦૦)

| વર્ષ | અનાજ | બધી વસ્તુઓ |
|---|---|---|
| જુલાઈ ૧૯૫૭ | ૧૧૨·૧ | ૧૧૨·૪ |
| માર્ચ ૧૯૬૧ | ૧૧૬·૮ | ૧૨૭·૨ |

જો ૧૯૪૯–૫૦ના વર્ષને પાયા તરીકે ગણવામાં આવે તો ખેતી-ઉત્પાદનનો આંક ૧૯૫૫–૫૬માં વધીને ૧૧૭ થાય છે અને ૧૯૬૧ના માર્ચમાં તે ૧૩૫ સુધી જાય છે. છેલ્લામાં છેલ્લા સરકારી અંદાજ પ્રમાણે ૧૯૬૦–૬૧માં અનાજના ઉત્પાદનનો ઉચ્ચાંક ૭૯૩ લાખ ટન સુધી પહોંચી ગયો છે.

માર્ચ ૧૯૬૧ સુધી ૭૦૦ લાખ એકર જમીનને સિંચાઈ હેઠળ લાવવામાં આવી, જે ૧૯૫૦–૫૧ની સાલના આંકડામાં ૧૯૦ લાખ એકરનો વધારો દર્શાવે છે.

બીજી યોજનાને અંતે ૨૦ કરોડની વસતિને આવરી લેતાં ૪ લાખ ગામડાંઓમાં કુલ ૩૧૦૦ સામૂહિક વિકાસ-ઘટકો અમલમાં આવ્યા.

ઔદ્યોગિક ઉત્પાદનનો આંક જે ૧૯૫૫–૫૬ના વર્ષમાં ૧૩૫ હતો તે માર્ચ ૧૯૬૧ માં વધીને ૧૯૪ થયો (૧૯૪૯–૫૦=૧૦૦).

પોલાદની ઉત્પાદન-શક્તિ બીજી યોજનાને અંતે ૪૫ લાખ ટન જેટલી થઈ, જે બીજી યોજના દરમ્યાન ચાર ગણો વધારો દર્શાવે છે.

સ્થાપિત વિદ્યુત-શક્તિ ૧૯૫૬ની સાલમાં ૩૪ લાખ કીલોવોટ હતી, તે બીજી યોજનાને અંતે ૫૮ લાખ કીલોવોટ થઈ છે.

સિમેન્ટ અને કોલસાના ઉત્પાદનમાં પણ નોંધપાત્ર વધારો થયો. ખાંડનું ઉત્પાદન તો બે યોજનાના ગાળામાં બમણું થયું છે.

દેશની ઔદ્યોગિક પ્રગતિ કેટલીક વધારાની હકીકતથી પણ માપી શકાય. ૧૯૬૦ની સાલ દરમ્યાન કુલ ૧૯૧૨ જેટલા ઔદ્યોગિક લાઇસન્સો આપવામાં આવ્યાં, જે ૧૯૫૬ દરમ્યાન ફક્ત ૪૭૭ હતાં. તે જ પ્રમાણે ૧૯૬૦ દરમ્યાન ૪૯૬ જેટલી નવી વસ્તુઓનું ઉત્પાદન કરી શકે એવા ૫૯૪ નવા ઔદ્યોગિક એકમો અમલમાં આવ્યા, જે આંકડા ૧૯૫૬ દરમ્યાન અનુક્રમે ૧૧૧ અને ૨૬૭ હતા. આ ઉદ્યોગોનો વિગતવાર અભ્યાસ કરવાથી માલૂમ પડે છે કે બીજી યોજનાને અંતે વિજ્ઞાન અને ટેકનોલૉજીની દરેક શાખાને આવરી લેવામાં આવી હતી. ખાસ કરીને યંત્ર-સામગ્રી અને ઔદ્યોગિક મશીનરીના ક્ષેત્રમાં ગૌરવપ્રદ પ્રગતિ થઈ છે.

'લોકશાહીનું સાચું લક્ષણ એ છે કે રાજ્યનાં સાધનો એ સમાજની માલિકીની સંપત્તિ હોવાથી તેનો વહીવટ લોકોના પ્રતિનિધિઓ લોકો વતી, લોકો માટે કરે' (કોમનવેલ્થ–પાંચસૂત્રી યોજના). આ રીતે ભારતમાં જ્યારથી આયોજનનો પ્રારંભ થયો ત્યારથી છેલ્લાં દશ વર્ષમાં રાજ્યનાં સાધનો, રાજ્યની માલિકી અને વહીવટ હેઠળ લાવવાની પ્રક્રિયા મજબૂત બની. નીચે આપેલા કોષ્ટકમાં જાહેર અને ખાનગી ક્ષેત્ર બંને યોજના દરમ્યાન કેટલું રોકાણ થયેલું છે તેના આંકડા ઉપરથી આ મુદ્દાનો ખ્યાલ આવશે:

કોષ્ટક–૬ (૧)

રોકાણ (વિદ્યુત-શક્તિના ક્ષેત્ર સિવાય)

| | પ્રથમ યોજના | બીજી યોજના |
|---|---|---|
| જાહેર ક્ષેત્ર | ૬૦ કરોડ રૂપિયા | ૭૨૦ કરોડ રૂપિયા |
| ખાનગી ક્ષેત્ર | ૩૦૦ કરોડ રૂપિયા | ૮૫૦ કરોડ રૂપિયા |

કોષ્ટક–૬ (૨)

રોકાણ (વિદ્યુત-શક્તિના ક્ષેત્રમાં)

| | પ્રથમ યોજના | બીજી યોજના |
|---|---|---|
| જાહેર ક્ષેત્ર | ૨૬૦ કરોડ રૂપિયા | ૪૬૦ કરોડ રૂપિયા |
| ખાનગી ક્ષેત્ર | ૪૨ કરોડ રૂપિયા | ૬૫ કરોડ રૂપિયા |

અગાઉ દર્શાવ્યા પ્રમાણે ભારતમાં આયોજનના મુખ્ય ઉદ્દેશો, આર્થિક વિકાસનો દર વધારવો અને નિયત કરેલા સમયમાં અર્થતંત્રને સ્વયંસંચાલિત બનાવવું, રાષ્ટ્રીય આવકમાં વધારો કરવો, જીવનધોરણ ઊંચું લાવવું અને આખરે આવક અને સંપત્તિની અસમાનતા ઘટાડી આર્થિક સમાનતાની સ્થિતિ પેદા કરવી એ હતા.

આ બધા જ ઉદ્દેશો સંપૂર્ણ રીતે સફળ થયા છે એમ માનવાનું કોઇ કારણ નથી. હકીકત તો એ છે કે એક બાજુએ કાર્ય બહુ ભગીરથ છે, જ્યારે બીજી બાજુએ સાધનો, પ્રયત્નો અને સિદ્ધિઓ અપૂરતાં છે. ખેતી-ક્ષેત્રની તાજેતરની તપાસ ઉપરથી એમ જાણવા મળ્યું છે કે આજે પણ મોટા ભાગના ખેડૂતોની એક દિવસની આવક ૫૦ નવા પૈસા કરતાં વધારે નથી. નૅશનલ સેમ્પલ સર્વેના તાજેતરના આંકડાઓ તો તેનાથી પણ ભયંકર ચિત્ર રજૂ કરે છે.

કોષ્ટક ૭

૬ કરોડ લોકોની રોજિંદી આવક ૩૧ ન.પૈ. કે તેથી ઓછી
૪ કરોડ લોકોની રોજિંદી આવક ૨૫ ન.પૈ. કે તેથી ઓછી
૨ કરોડ લોકોની રોજિંદી આવક ૧૩ ન.પૈ. કે તેથી ઓછી

રોજગારીના ક્ષેત્રે પણ સ્થિતિ બહુ જ ગંભીર છે. બીજી યોજનાને અંતે ૯૦ લાખ માણસો બેકાર રહ્યા છે. છેલ્લાં ૧૦ વર્ષ દરમ્યાન વસતિમાં ૮ કરોડ જેટલો વધારો થયો હોવાથી નવી મુશ્કેલીઓ ઊભી થવાની શકયતા છે.

માથાદીઠ અનાજની વપરાશનો ભાગ હજુ પણ ફક્ત ૨૨૦૦ કેલોરીઝ જેટલો છે. જમીન-સુધારણાના પ્રશ્નોનો હજુ પણ સમાધાનકારક ઉકેલ આવ્યો નથી. કેળવણી, વસવાટ, અને સામાજિક સલામતી જેવી મહત્ત્વની બાબતો હજુ પણ કેટલાક અંશે હાંસલ કરવાની બાકી છે.

ઉદ્યોગના ક્ષેત્રમાં દેશના અર્થતંત્રમાં જાહેર અને ખાનગી ક્ષેત્ર અંગેની ગૂંચવણ હજુ પણ ઊભી જ છે. આર્થિક સમાનતા એક માત્ર સૂત્ર જ રહ્યું છે.

શું ભારતની ત્રીજી યોજના આ પ્રશ્નોનો પ્રતીતિજનક જવાબ આપી શકશે?+

+ 'અભ્યાસ' માટે ખાસ લખાએલા મૂળ અંગ્રેજી લેખનો સદરહુ ગુજરાતી અનુવાદ કરવામાં મને ઉપયોગી સૂચનો ને સહાય આપવા બદલ અધ્યાપક શ્રી. ચિત્તરંજન બી. મહેતાનો તથા શ્રી. ઉપેન્દ્ર પાઠકનો હું આભારી છું. –લેખક

*

# વ્યક્તિ અને સમાજ

જાફર ઇ. લાલીવાલા

[અર્થશાસ્ત્રના અધ્યાપક, સર એલ. એ. શાહ લૉ કૉલેજ–આર્ટ્સ વિભાગ, અમદાવાદ]

આજની દુનિયા ભયથી ગ્રસ્ત છે, અને વેદનાથી ગ્રસ્ત છે; તે ત્રીજા વિશ્વયુદ્ધના આરે અને સર્વનાશી વિનાશને કિનારે આવીને ઊભી છે. આપણા કુટુંબમાં શાંતિ નથી, આપણા રાષ્ટ્રમાં શાંતિ નથી, આપણી દુનિયામાં શાંતિ નથી. આપણે કુદરતના કાનૂન સામે બળવો ઉઠાવ્યો છે અને કુદરતે જાણે કે ગુસ્સે થઈને આપણને જીવતા નર્કાગારમાં ધકેલી દીધા છે. માણસને આશ્ચર્ય થાય છે કે તેણે એવી તે શી ભૂલ કરી છે જેનું આ ભયંકર પરિણામ આવી રહ્યું છે! તેનું, કદાચ, કારણ એ છે કે આજનો મનુષ્ય સાચા અર્થમાં સમાજલક્ષી નથી અને આજનો સમાજ વ્યક્તિના હિતમાં બરાબર કાર્ય કરતો નથી. વ્યક્તિઓનો સમાજ બનેલો

હોય છે અને સમાજ વ્યક્તિને ઘડે છે. પરંતુ વ્યક્તિ અને સમાજ વચ્ચેના આ સંબંધમાં વિસંવાદિતા પેદા થઈ છે જેણે અશાંતિના અગ્નિથી મનુષ્યને ચારે બાજુથી ઘેરી લીધો છે. વર્તમાન માનસશાસ્ત્રીઓ આપણને દર્શાવે છે કે વ્યક્તિને સમાજથી અલગ પાડી શકાતી નથી અને વ્યક્તિના સુખ અને તેની નૈતિકતાને સંબંધ છે. માણસ બીજાને અન્યાય કરીને કદી પણ સાચા અર્થમાં સુખી થઈ શકતો નથી. તેઓ એમ કહે છે કે સામાજિક નૈતિકતા અને વ્યક્તિનું સુખ–એને એકબીજાથી યાંત્રિક રીતે અલગ પાડી શકાય નહિ; તેઓ ઘનિષ્ટ અને અનોખી રીતે સંકળાયેલા છે. આ માનસશાસ્ત્રીઓ વ્યક્તિ અને સમાજને કૃત્રિમ રીતે અલગ કરવામાં માનતા નથી; અહીં વ્યક્તિ અને સમાજ વચ્ચેના સંબંધ વિષેનો અગત્યનો સવાલ ચર્ચા માટે ઉપસ્થિત થાય છે અને સમાજશાસ્ત્ર અને માનસશાસ્ત્ર આ સવાલનો ઉકેલ લાવવા માટે એકત્ર થાય છે.

વ્યક્તિ અને સમાજ વિષેની ચર્ચા એવી જ છે, જેવી વારસો અને વાતાવરણ, શરીર અને મન, ભૌતિકતા અને આધ્યાત્મિકતા વચ્ચેની છે. વારસાનું મહત્ત્વ છે, વાતાવરણનું પણ એટલું જ મહત્ત્વ છે, એટલું જ નહિ પણ વારસા અને વાતાવરણને યાંત્રિક રીતે અલગ કરીને એ બંને વચ્ચેના સંબંધને વિચારી શકાય જ નહિ. વારસો વાતાવરણમાં હોય છે અને વાતાવરણ વારસામાં. એ જ રીતે શરીર અને મનને યાંત્રિક રીતે અલગ કરી શકાય નહિ, એક જ વાસ્તવિકતાની તે બંને બાજુઓ છે. અમુક જગ્યાએથી જોવાથી તે મન લાગે છે, બીજી જગ્યાએથી નિહાળવાથી તે શરીર ભાસે છે. મન વિનાનું શરીર જોવામાં આવ્યું નથી. અને શરીર વિનાનું મન નિહાળવામાં આવતું નથી. વર્તમાન ભૌતિકશાસ્ત્રીઓના કહેવા પ્રમાણે પરમાણુના મૂળમાં એક પ્રકારની સ્વતંત્ર પ્રવૃત્તિ રહેલી છે, જે મનનું લક્ષણ છે અને મનુષ્યનું મન એટલું મુક્ત નથી જેટલું ધારવામાં આવે છે, અને કાંઈ કેટલીય શારીરિક વૃત્તિઓથી તે ગ્રસ્ત અને મર્યાદિત છે. એવો જ પ્રશ્ન ભૌતિકતા અને આધ્યાત્મિકતા વિષેનો છે. આજની દુનિયાનો ભૌતિક વિકાસ, આધ્યાત્મિક પ્રગતિ વિનાનો, કેટલો પાંગળો છે, તે અત્યારે આપણે બહુ સારી રીતે જાણીએ છીએ. એ જ રીતે શુદ્ધ આધ્યાત્મિકતા, સામાજિક સંઘર્ષોથી અલગ, સામાજિક કાર્યક્રમથી વિભિન્ન, એ એક પ્રકારનું નર્યું વાહિયાતપણું છે, તે એક પ્રકારની અસ્પૃશ્યતા છે, તે નર્યો 'આધ્યાત્મિક' સ્વાર્થવાદ છે. તે સાચા અર્થમાં આધ્યાત્મિક હોઈ શકતો નથી. સ્ત્રી અને પુરુષ વચ્ચેના સંબંધોમાં પણ જે વ્યક્તિઓ શારીરિક સુખ અમુક વ્યક્તિઓ પાસેથી અને માનસિક સુખ બીજી વ્યક્તિઓ પાસેથી મેળવવાની કોશિશ કરે છે, તેઓ શારીરિક અને માનસિક સુખ–બંનેને ગુમાવે છે. માનસિક એકતા વિનાનો શારીરિક સહચાર એક પ્રકારનો અણગમો (disgust) અને મનુષ્યના શરીર પ્રત્યેનો ધિક્કાર પેદા કરે છે અને શારીરિક તત્ત્વ વિનાનો માત્ર માનસિક પ્રેમ પોચટ હોય છે અને તે એટલી આધ્યાત્મિક ઊંચાઈએ અને ઊંડાઈએ અને પરસ્પરની નજીકતાએ નથી પહોંચતો જેટલો તે પહોંચવો જોઈએ, અને જેટલી તે શક્તિ ધરાવે છે. એક જ વ્યક્તિ પાસેથી શારીરિક અને માનસિક–સુખ બંનેની અપેક્ષા રાખવી એ જ સાચા સુખનું રહસ્ય છે. તો જ તેમાંથી સાચું આધ્યાત્મિક ઐક્ય પેદા થશે અને 'લગ્ન એટલે પ્રભુતામાં પગલાં માંડવા' એ ઉક્તિ સાર્થક થશે.

ઉપર દર્શાવેલા દાખલાઓ જેવું જ વ્યક્તિ અને સમાજ વચ્ચેના સંબંધ વિષે છે. એવી સર્વ ફિલસૂફીઓ અપૂર્ણ છે જે માત્ર વ્યક્તિ ઉપર ભાર મૂકે છે અથવા તો માત્ર સમાજને મહત્ત્વ આપે છે. એ ફિલસૂફીઓ પણ અપૂર્ણ છે જે પહેલાં વ્યક્તિ અને સમાજને યાંત્રિક રીતે અલગ કરે છે અને પછી તેમને એક કરવાનો પ્રયાસ કરે છે. તેમના એ પ્રયાસ નિષ્ફળ જાય છે, કેમ કે તેઓ શરૂઆતથી જ ખોટી રીતે આરંભાયા હોય છે. જેમકે ફિલસૂફીના ક્ષેત્રમાં પુરુષ અને પ્રકૃતિને યાંત્રિક રીતે અલગ કરવામાં આવ્યા અને પછી તે બંનેને એક કરવામાં મુશ્કેલીનો અનુભવ થવા માંડચો અને તેમ કરવામાં ફિલસૂફી-વિષયક ચર્ચાઓ થતી રહી. વ્યક્તિ સમાજમાં છે અને સમાજ વ્યક્તિઓ વચ્ચેના સંબંધમાં જીવે છે એમ માનવામાં આવે, તો જ આરંભ યોગ્ય થાય છે. તે સંબંધ એક એવું ઐક્ય છે જેને તોડવાથી બંને પક્ષો પોતાનું આગવું તત્ત્વ બહુ મોટા અંશે ગુમાવે છે અને પછી આપણું તે વિશ્લેષણ કૃત્રિમ, પાંગળું

અને અવાસ્તવિક બને છે જે સત્ય પરિસ્થિતિથી આપણને દૂર લઈ જાય છે.

મનુષ્ય પશુથી એ બાબતમાં અલગ પડે છે કે પશુઓ પોતાની પ્રવૃત્તિઓને રૂઢિના રૂપમાં, વાણીના સ્વરૂપમાં કે લેખિત કે એવા બીજા કોઈ આયખામાં જાળવી શકતા નથી, જ્યારે મનુષ્ય તેમ કરી શકે છે અને તેને પરિણામે જ સભ્યતા (civilization) અને સંસ્કૃતિ (culture) અસ્તિત્વમાં આવે છે. હજારો વર્ષથી ચાલી આવતી પ્રવૃત્તિ સમાજમાં culture કે civilization-ના સ્વરૂપમાં સંગ્રહાય છે અને તે આગળ પ્રગતિ કરતી જાય છે. જે વસ્તુઓ અને સિદ્ધિઓ પ્રાપ્ત કરતાં ભૂતકાળમાં આપણાં પૂર્વજોને કેટલાંય વર્ષો લાગ્યાં, તે આપણને તૈયાર સ્વરૂપમાં થોડા દિવસોમાં પ્રાપ્ત થઈ જાય છે. આ સમાજનું પરિણામ છે. એરિસ્ટોટલ, પ્લેટો, ઇબ્નેસીના, ગેલિલિયો કે ન્યૂટનને જે શોધો કરતાં વર્ષો લાગ્યાં તે આપણને થોડા દિવસોમાં મળી જાય છે. ન્યૂટન ગેલિલિયોના ખભા ઉપર બેસે છે અને આઈન્સ્ટાઇન ન્યૂટનના ખભા ઉપર બેસીને વિશ્વને નિહાળે છે અને મઝા કરે છે. એમ ઉત્તરોત્તર સમાજની પ્રગતિ વેગ ધારણ કરતી જાય છે. વ્યક્તિઓને આજે ફાયદો મળે છે તે સમાજને પ્રતાપે છે. મનુષ્યના બાળકને, તેનો જન્મ થયા પછી, મનુષ્યના સમાજથી અલગ કરવામાં આવે અને તે અલગતાના વાતાવરણમાં તેના શારીરિક ઉછેરની વ્યવસ્થા કરવામાં આવે, પણ તે સમાજથી અલગ હોવાથી તેનામાં અને પશુમાં કોઈ ખાસ તફાવત માલૂમ પડશે નહિ. મનુષ્ય પશુ નહિ, પણ સાચો મનુષ્ય સમાજમાં જ બને છે. તેને વ્યક્તિત્વ પણ સમાજમાં જ પ્રાપ્ત થાય છે. સમાજથી અલગ તેનું કોઈ વ્યક્તિત્વ હોતું નથી, તેનું કોઈ મનુષ્યત્વ હોતું નથી, તે નર્યો પશુ જ હોય છે. તેનું civlization જે તેનું બાહ્ય સર્જન છે તે સમાજમાં જ શક્ય છે, તેનું cultute જે આંતરિક છે, જે મનુષ્યના અંદર રહેલું છે, તેના હૃદય ઉપર સ્થાપિત થએલું છે, તે પણ સમાજની અસરોને લઇને જ છે. સાથે જ, સમાજ વ્યક્તિઓથી કોઈ અલગ પ્રાણી નથી કે વ્યક્તિઓ સમાજરૂપી કોઈ જીવંત શરીરના અવયવો નથી. વ્યક્તિઓને લઈ લેવામાં આવે તો સમાજ જેવી કોઈ વસ્તુ રહેતી નથી. સમાજ વ્યક્તિઓ વચ્ચેના સંબંધમાંથી જ પેદા થતી વસ્તુ છે, તે વ્યક્તિઓના મનમાં રહે છે. ખરી વાસ્તવિકતા વ્યક્તિઓ છે, જીવતા જાગતા મનુષ્યો છે. પરંતુ માણસમાં જે સભ્યતા અને સંસ્કૃતિને સર્જવાની સુષુપ્ત શક્તિ રહેલી છે તેની વાસ્તવિકતાનું સ્વરૂપ ધારણ કરવાની ગતિ એટલી બધી ધીમી છે કે તે નક્કર પ્રગતિ એક માણસનું કામ નથી, તે અનેક વ્યક્તિઓનું કાર્ય છે. અને તે પણ પરસ્પર સંબંધિત હોય–જગ્યા અને સમયની દૃષ્ટિએ–તેવી વ્યક્તિઓના આવા સાતત્ય જાળવતા અને અનુભવતા એવા સમૂહનું કામ છે, **એટલે કે સમાજનું કામ છે.** અત્યારે આપણે જે ભાષા બોલીએ છીએ, જે વિજ્ઞાન, સાહિત્ય, આધ્યાત્મિકતા, ભૌતિક સાધનો–ટૂંકાણમાં આપણી આખી યે સભ્યતા અને આપણી સમગ્ર સંસ્કૃતિનો જે આસ્વાદ આપણે માણીએ છીએ, એ સૌ સમાજમાં જીવવાને અને ઉછરવાને પરિણામે છે. વ્યક્તિનો જન્મ અવકાશમાં થતો નથી, તેનો જન્મ સમાજમાં થાય છે, તે સમાજમાં જીવે છે, વિકાસ પામે છે અને સમાજમાં જ મૃત્યુને પામે છે. સમાજ તેને બાહ્ય રીતે અને આંતરિક રીતે પણ ચારે બાજુથી ઘેરી વળે છે. વ્યક્તિનું આખું યે મનુષ્યત્વ અને વ્યક્તિત્વ તેને સમાજને પ્રતાપે પ્રાપ્ત થાય છે. વ્યક્તિત્વ વિનાની વ્યક્તિ વ્યક્તિ કહેવાશે? પશુથી ભાગ્યે જ અલગ પડનાર માણસ મનુષ્ય કહેવાશે? પછી આપણે વ્યક્તિ અને સમાજ વચ્ચેનો સંબંધ કઈ રીતે સમજવાના હતા? આથી વ્યક્તિ જો તે વ્યક્તિ જ છે, તો સમાજ અન્વયે જ, સમાજમાં જ તેને સમજી શકાય. પરંતુ આ સમાજ બદલાય છે–કઈ રીતે? તેને બદલનાર કોણ છે? આ civilization અને cultureની રચના કરનાર કોણ છે? જે civilization અને culture પોતે પણ મનુષ્યને ઘડે છે તે મનુષ્ય પોતે જ છે, તે જ તેનો રચયિતા અને સર્જક છે. સમાજ મનુષ્યને ઘડે છે, પણ મનુષ્ય પોતે પણ સમાજને ઘડે છે, સમાજને બદલે છે. જંગલમાં બાળપણથી એકલુંઅટૂલું ઉછરનાર મનુષ્યનું બાળક મોટું થયા પછી, પુખ્ત ઉંમરનું થયા બાદ સમાજમાં જો તેને લાવવામાં આવે, તો તે સમાજને નહિ બદલી શકે. એ તો સમાજમાં ઉછરનાર વ્યક્તિ જ સામાજને બદલી શકશે. આ હકીકત વ્યક્તિના મહત્ત્વની સાથે સમાજના

મહત્ત્વને પણ સ્પષ્ટ કરે છે અને વ્યક્તિ તેમ જ સમાજ વચ્ચેના અખંડ ઐક્યને વ્યક્ત કરે છે.

પ્રો. મૅકઆઈવર અને પ્રો. પેઈજ તેમના વિખ્યાત પુસ્તક 'Society'માં આ મુદ્દાની સુંદર છણાવટ કરતાં લખે છે કે આ રીતે 'સામાજિક કરાર' (Social Contract)ના જે હૉબ્ઝ, લૉક વગેરેના સિદ્ધાન્તો છે તે વ્યક્તિને સમાજથી અલગ યાંત્રિક રીતે સમજે છે તે ખોટું છે; તેવી જ રીતે સ્પેંગ્લર, હેગલ વગેરે જે સમાજને વ્યક્તિત્વ અર્પે છે અને વ્યક્તિઓને તેના અવયવો ગણે છે, તે પણ ખોટું દષ્ટિબિંદુ છે. તેમના કહેવા પ્રમાણે વ્યક્તિઓને સમાજથી અલગ કલ્પી શકાય નહિ. તેઓ સમાજથી અલગ વ્યક્તિઓ હોય અને પછી તેઓ કરાર કરીને સમાજ અથવા સમાજની કોઇ સંસ્થાને અસ્તિત્વમાં લાવતા હોય એમ માનવું તે ખોટું છે. તેવા કોઈ કરારો ઇતિહાસે નોંધ્યા નથી. સ્પેંગ્લર, હેગલ વગેરેનું દષ્ટિબિંદુ કે સમાજ એક શરીર છે અને વ્યક્તિઓ તેનાં અંગો છે, એ દષ્ટિબિંદુનું ખોટાપણું પુરવાર કરવા માટે ઘણી દલીલો આપી શકાય છે, પરંતુ મને લાગે છે કે સામાન્ય બુદ્ધિ ધરાવનાર અને વસ્તુને સીધી રીતે સમજવાનો આગ્રહ રાખનાર કોઇ પણ વ્યક્તિને તે દલીલની જરૂર લાગશે નહિ.

તેથી હું તે માટે અત્રે દલીલ કરતો નથી. પરંતુ Social Contractના સિદ્ધાન્તોની પ્રો. મૅકઆઈવરે અને પ્રો. પેઈજે જે ટીકા કરી છે, તે મને સંપૂર્ણપણે સાચી લાગતી નથી. તેમની એ સિદ્ધાંતની ટીકામાં સત્યનો બહુ મોટો અંશ રહેલો છે એમાં શંકા નથી, કેમકે આપણે પણ આ લેખમાં આગળ ઉપર એમની દલીલના તત્ત્વાર્થનો સ્વીકાર કર્યો છે, અને આપણે કબૂલ્યું છે કે વ્યક્તિને એ રીતે સમાજથી અલગ યાંત્રિક રીતે સમજી શકાય નહિ, કેમકે પછી વ્યક્તિ અને સમાજને નજીક લાવવાના પ્રયત્નો નિષ્ફળ જાય છે. પરંતુ આ જે ઉપર "સામાજિક કરાર" ની વાત થઈ છે, જે સ્વતંત્ર વ્યક્તિઓ અસ્તિત્વમાં લાવે છે, તેને ઐતિહાસિક સત્ય તરીકે નહિ, પણ **ફલિત થતા નૈતિક સત્ય તરીકે** સ્વીકારી શકાય. એટલે કે જો આજના સમાજમાં કોઈ આર્થિક, રાજકીય, કૌટુમ્બિક વગેરે કોઈ પણ પ્રકારની સંસ્થા ટકતી હોય, તો તેણે મનુષ્યજાતિના હિતમાં, પોતાની સાર્થકતા પુરવાર કરવી જોઈએ. આપણી કોઈ પણ સામાજિક સંસ્થા જો એ સાર્થકતા પુરવાર કરવામાં નિષ્ફળ જાય, તો તેણે બદલાવું જોઈએ. કેમકે મનુષ્યજાતિના કલ્યાણ ખાતર તો તેને અસ્તિત્વમાં લાવવામાં આવે છે. ઐતિહાસિક રીતે નહિ પણ નૈતિક રીતે આપણે એમ કહી શકીએ કે મનુષ્યનો જ્યારે ઉદ્‌ભવ થયો, ત્યારે તે માત્ર મનુષ્ય હતો, તેનો કોઈ સમાજ ન હતો. તે સમાજને અને સમાજની કૌટુમ્બિક, આર્થિક, રાજકીય વગેરે સંસ્થાઓને અસ્તિત્વમાં લાવ્યો, પોતાના કલ્યાણ અર્થે, પરંતુ સંજોગો બદલાવાને પરિણામે કે બીજા કોઈ પણ કારણસર જો આ જ મનુષ્યને માલૂમ પડે કે આ સમાજ ને તેની સંસ્થાઓ(જેનું તેણે પોતે જ અમુક ખાસ હેતુસર સર્જન કર્યું છે) તેના કલ્યાણની વચમાં આવી રહ્યા છે, તો તેમને બદલી નાખવા અને મનુષ્યના કલ્યાણ સાથે સુસંગત કરવા એ તેની ફરજ થઈ પડે છે. જેમ કે શ્રી એમ. એન. રૉય પ્રશ્ન કરે છે કે આ દુનિયામાં વ્યક્તિ પહેલાં આવી હતી કે સમાજ? આ સવાલ ઇતિહાસને લગતો નથી; પણ નૈતિક પ્રશ્ન છે. વ્યક્તિ પહેલાં આવી હતી અને આ વ્યક્તિએ—આ મનુષ્યે પોતાના કલ્યાણ અર્થે સમાજની રચના કરી. એમાં કોઈ ખામી માલૂમ પડે તો તેમાં ફેરફાર આવશ્યક છે, કેમકે સમાજ અને તેની સંસ્થાઓ એ સાધનો છે, સાધ્ય મનુષ્ય પોતે છે. સાધન કેવી રીતે સાધ્ય બની શકે છે? સાધ્ય શા માટે સાધન તરીકેની લાચાર સ્થિતિનો સ્વીકાર કરે? સમાજે અને તેની સંસ્થાઓએ તેમના અસ્તિત્વ ધરાવતા સ્વરૂપની સાર્થકતા પુરવાર કરવી જોઈએ; નહિ તો તેમણે વિદાય લેવી જોઈએ અને વધારે સુસંગત સ્વરૂપો માટે સ્થાન ખાલી કરી આપવું જોઈએ.

મનુષ્ય સમાજમાં નિવાસ કરે છે, સમાજમાં તે વિકાસ સાધે છે અને સમાજમાં જ તેનો રકાસ થાય છે—તેનું મૃત્યુ થાય છે. તે સમાજની કેટલીક સારી વસ્તુઓ હોય છે, કેટલીક ખોટી વસ્તુઓ હોય છે. વ્યક્તિને સમાજનો મોટામાં મોટો ફાયદો એ છે કે સમાજની સારી વસ્તુઓ તેને મળે છે, પરંતુ બહુ મોટો ગેરફાયદો એ છે કે સમાજની ખોટી વસ્તુઓ પણ આંતરિક અને બાહ્ય—બન્ને રીતે તેને ગળે પડે છે. સમાજનું કામ વિજ્ઞાન જેવું છે, વિજ્ઞાનના વિકાસને પરિણામે ફાયદાઓ

પણ થયા છે અને ગેરફાયદાઓ પણ અસ્તિત્વમાં આવ્યા છે. આપણું કામ ફાયદાઓને આવકારવાનું અને ગેર-ફાયદાઓને નિવારવાનું હોવું જોઈએ. એ જ રીતે સમાજની સારી વસ્તુઓને આપણે સ્વીકારવી જોઈએ અને સમાજની ખોટી વસ્તુઓને નિર્મૂળ કરવા માટે આપણે કટિબદ્ધ થવું જોઈએ. કેમકે સમાજની બીજી અનેક બાજુઓની સાથે ફલિત થતી એક નૈતિક બાજુ છે અને તે આ વ્યક્તિઓ વચ્ચેનો કરાર છે જેને પૂર્ણ કરવા માટે સમાજ અને તેની સંસ્થાઓએ કાર્યશીલ રહેવું જોઈએ. આ રીતે "સામાજિક કરાર"ને નૈતિક રીતે impliedly ફલિત થતો સમજવામાં આવે તો "સામાજિક કરાર"નો સિદ્ધાન્ત બરોબર છે, પછી ભલે એ સિદ્ધાન્તના રચયિતાઓ તેને બરાબર આ જ અર્થમાં ન પણ ઘટાવતા હોય!

*

# રાજ્યનું બંધારણ

હસમુખ જ. પંડ્યા

[રાજ્યશાસ્ત્રના અધ્યાપક, એચ. કે. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

આજના યુગમાં જ્યારે 'વાદો' (isms) અને 'શાહીઓ' (cracies)નું પ્રમાણ વધી રહ્યું છે, ત્યારે સ્વાભાવિક રીતે જ તેમાં 'બંધારણવાદ' (constitutionalism) અથવા તો 'બંધારણશાહી' (constitutionocracy)નો પણ સમાવેશ થાય છે. તેનું આકર્ષણ એટલું બધું છે કે લગભગ અમુક અપવાદ સિવાય દરેક રાજ્યે તેનો સ્વીકાર કર્યો છે. રાજ્યના બંધારણ વિષે ઊંડા ઊતરતા પહેલાં, તેનો અર્થ જાણવો જરૂરી ગણાય છે.

રાજ્યશાસ્ત્રની ભાષામાં 'બંધારણ' શબ્દનો ઉપયોગ વિશાળ અર્થમાં તેમજ સંકુચિત અર્થમાં કરવામાં આવે છે. બંધારણનો વિશાળ અર્થ આ પ્રમાણે ઘટાવવામાં આવે છે: 'બંધારણ એટલે એવા કાયદાઓનો સમૂહ જે સરકારની સ્થાપના કરીને તેને અંકુશમાં રાખે છે, અને આ કાયદાઓમાં લેખિત કાયદાઓ, રૂઢિઓ અને પ્રણાલિકાઓનો સમાવેશ થાય છે.' સંકુચિત અર્થમાં બંધારણ શબ્દનો આ પ્રમાણે અર્થ કરવામાં આવે છે: 'બંધારણ એટલે લેખિત કાયદાઓનો સમૂહ જે રાજ્યની સરકારને નિયમનમાં રાખે છે, તેમજ એક જ દસ્તાવેજમાં તેમને સમાવી લેવામાં આવ્યા હોય છે.' આ બન્ને અર્થોમાંથી ખાસ કરીને બીજા અર્થનો સામાન્યતઃ સ્વીકાર કરવામાં આવ્યો છે. અમેરિકાના સ્વાતંત્ર્યસંગ્રામ પછી ૧૭૮૭માં અમેરિકાની પ્રજાએ જે લેખિત દસ્તાવેજ તૈયાર કર્યો, તે સમયથી લેખિત બંધારણની શરૂઆત થઈ તેમ સ્વીકારવામાં આવ્યું છે. સાથોસાથ આ સમયથી બંધારણીય સરકાર અને બંધારણ વગરની સરકાર વચ્ચેનો તફાવત પણ અસ્તિત્વમાં આવ્યો. બંધારણ વગરની સરકાર એટલે 'એક વ્યક્તિ અથવા તો વ્યક્તિઓનો સમૂહ જે રાજ્યની સાર્વભૌમ સત્તાનો ઉપયોગ કરીને રાજ્યનાં કાર્યો કરતો હોય છે, અને જેના ઉપર બીજા કોઈ પણ પ્રકારનું બંધન ન હોય, તેવી વ્યક્તિ અથવા તો વ્યક્તિઓના સમૂહને સરકાર કહેવામાં આવે છે.' જ્યારે બંધારણીય સરકાર એટલે, 'બંધારણમાં જણાવ્યા પ્રમાણેના નિયમો પ્રમાણે કાર્ય કરતી સરકાર.' બીજા શબ્દોમાં કહીએ તો, 'જે સરકાર પાસે રાજ્યની સાર્વભૌમ સત્તા હોવા છતાં પણ તેના ઉપર બંધારણનો અંકુશ છે, અને તેથી તે સાર્વભૌમ સત્તાનો નિરંકુશ ઉપયોગ કરી શકે નહિ, પરંતુ રાજ્યના બંધારણમાં જણાવ્યા પ્રમાણે જ તેણે રાજ્યસત્તાનો ઉપયોગ કરવાનો હોય છે.' આ રીતે બંધારણીય સરકાર એટલે 'અંકુશિત સરકાર', જેમાં મનુષ્યોનું રાજ્ય નહીં, પરંતુ કાયદાનું રાજ્ય (Rule of Law) અમલમાં હોય છે. આ દૃષ્ટિએ બંધારણીય સરકાર લોકશાહીના તંત્ર સાથે સુસંગત થાય છે, કારણ કે લોકશાહીમાં પણ કાયદાનું રાજ્ય અમલમાં હોય છે,

તેમ સ્વીકારવામાં આવ્યું છે. વિશ્વમાં આવેલાં તમામ લોકશાહીતંત્રોએ (ઇંગ્લૅંડના અપવાદ સિવાય) લેખિત બંધારણનો સ્વીકાર કર્યો છે, અને ખાસ કરીને સોવિયેટ રશિયાએ પણ બંધારણનો સ્વીકાર કર્યો છે તે નોંધનીય બાબત છે.

રાજ્યશાસ્ત્રના અભ્યાસીઓએ રાજ્યના બંધારણ વિષે જુદી જુદી વ્યાખ્યાઓ આપી છે. પ્રાચીન ગ્રીસમાં બંધારણને ખૂબ જ મહત્ત્વ આપવામાં આવતું હતું. આ વિષેનો ઉલ્લેખ પ્રોફેસર એ. ડી. લિન્ડસે પોતાના Aristotle's Politics[1]ની પ્રસ્તાવનામાં આ પ્રમાણે કરે છે: 'ગ્રીક લોકો માટે બંધારણ, આપણી જેમ ફક્ત રાજકીય તંત્ર ન હતું. તે જીવનપ્રણાલી (way of life) છે તેમ તેને (બંધારણને) ગણવામાં આવતું હતું.' ડાઇસી બંધારણની વ્યાખ્યા આ પ્રમાણે આપે છે, 'સાર્વભૌમ સત્તાની વહેંચણીને અથવા તેના અમલને રાજ્યમાં પ્રત્યક્ષ યા પરોક્ષ રીતે અસર કરતા તમામ નિયમો રાજ્યનું બંધારણ બતાવે છે.' (All rules which directly or indirectly affect the distribution or the exercise of the sovereign power in the State make up the constitution of the State). લૉર્ડ બ્રાઈસના મંતવ્ય પ્રમાણે, 'કાયદા દ્વારા અને કાયદાથી વ્યવસ્થિત થયેલા રાજકીય સમાજનું માળખું તે બંધારણ છે, એટલે કે, એવો રાજકીય સમાજ જેમાં કાયદાએ કરેલ માન્ય કાર્યો અને ચોક્કસ હક્કોવાળી સંસ્થાઓની રચના કરી હોય.' (Constitution as framework of political society, organised through and by law; that is to say; one in which law has established permanent institutions with recognised functions and definite rights). પ્રોફેસર હૅરલ્ડ લૅસ્કી An Introduction to Politics[2]માં લખે છે, 'દરેક સુવ્યવસ્થિત રાજ્યને બંધારણ હોય છે, અને તે કાનૂની આદેશો ઘડવાની અંતિમ પદ્ધતિઓ નક્કી કરે છે.' જ્યારે માઇકલ સ્ટ્રૂઅર્ટ Modern Forms of Government[3]માં બંધારણ વિષે આ પ્રમાણે લખે છે, 'જો સાર્વભૌમ સત્તાના હક્કો (જેવા કે) કાયદાઓનું ઘડતર કરવાનો હક્ક, તેમનો અમલ કરવાનો હક્ક, આંતરરાષ્ટ્રીય બાબતોમાં રાજ્યને પ્રતિનિધિત્વ કરવાનો હક્ક–નો ઉપયોગ કરવાનો હોય, તો વિશિષ્ટ વ્યક્તિઓને તે (હક્કો) સોંપી દેવા જોઇએ. આ વ્યક્તિઓ કેવી રીતે ચૂંટાશે અથવા તો નિમાશે, અને દરેકને કેટલી ચોક્કસ સત્તાઓ છે, તે વિષેના નિયમો રાજ્યનું બંધારણ ગણાય છે.'

રાજ્યના બંધારણની ઉપર જણાવેલી વ્યાખ્યાઓનો અભ્યાસ કરતાં જણાય છે કે બંધારણને રાજ્યનો મૂળભૂત કાયદો ગણવામાં આવે છે. તે સરકારની જુદી જુદી શાખાઓ–ધારાસભા, કારોબારી, ન્યાયતંત્ર–વચ્ચેના સંબંધો નક્કી કરે છે, તેમજ પ્રજાના હક્કોનું રક્ષણ કરે છે. પ્રોફેસર સી. એફ. સ્ટ્રૉંગ Modern Constitutions[4]માં આ વિચાર રજૂ કરતાં લખે છે, '(બંધારણનો) કોઈ પણ પ્રકાર હોય, પરંતુ સારા બંધારણમાં તેના વિષે નીચે મુજબની બાબતો સ્પષ્ટ રીતે નિશ્ચિત થયેલી હોવી જોઇએ: પ્રથમ તો જુદી જુદી સંસ્થાઓ કેવી રીતે ગોઠવાઈ છે; બીજું, આ સંસ્થાઓને કેટલી સત્તાઓ આપવામાં આવી છે; અને ત્રીજું, આવી સત્તાઓનો કેવી રીતે ઉપયોગ કરવો....'

જ્યારે આપણે રાજ્યોનાં બંધારણોનો અભ્યાસ કરીએ છીએ ત્યારે સ્વાભાવિક રીતે જ પ્રશ્ન ઉદ્ભવે છે કે સારું બંધારણ કોને કહેવાય? અથવા તો સારા બંધારણની કઈ કઈ ખાસિયતો હોવી જોઈએ? આ પ્રશ્નનો ઉત્તર પણ બંધારણોના અભ્યાસમાંથી જ મળી આવે છે. સારા બંધારણમાં આ પ્રકારની ખાસિયતો હોવી જોઈએ: સૌથી પ્રથમ તો રાજ્યનું બંધારણ વ્યવહારિક અને ટૂંકું હોવું જોઈએ. બંધારણની રચના પાછળનો હેતુ જોતાં જણાય છે કે વ્યવહારિક જગતમાં બંધારણ હંમેશાં વ્યવહારિક જ હોવું જોઈએ. જો તેને ખૂબ જ આદર્શ બનાવવામાં આવે તો તે અવ્યવહારુ બની જાય છે. અલબત્ત, રાજ્યના બંધારણમાં આદર્શને સ્થાન હોવું જોઇએ, કેમકે આદર્શ મોટા ભાગે પ્રેરણામય હોય છે, અને જો બંધારણમાં જણાવેલ આદર્શને અનુલક્ષીને રાજ્ય સરકાર કાર્ય કરે તો તેટલા અંશે વ્યવહારિકતા અને આદર્શનું સુભગ મિલન થાય છે. દા. ત. ભારતના બંધારણના ચોથા પ્રકરણમાં જે રાજ્યનીતિના દર્શક સિદ્ધાંતો રજૂ કરવામાં આવ્યા છે તે આદર્શ રૂપે જ છે. બંધારણમાં પણ તેમના

વિષે સ્પષ્ટતા કરવામાં આવી છે કે જો કોઈ પણ એકમ રાજ્યની સરકાર અથવા તો મધ્યસ્થ સરકાર રાજ્યનીતિના દર્શક સિદ્ધાંતોનો અમલ કરે નહીં, તો તે માટે અદાલતનો આશરો લઈ શકાય નહીં.

સાથોસાથ રાજ્યનું બંધારણ ટૂંકું (brief) હોવું જોઈએ, કારણ કે બંધારણ રાજ્યનો પવિત્ર દસ્તાવેજ છે અને તેમાં જેમ બને તેમ ટૂંકમાં સમગ્ર રૂપરેખા આપવી જોઈએ. દા. ત. નૉર્વેના બંધારણમાં લગભગ પચ્ચીસ પાનાઓમાં જરૂરી રૂપરેખાને સમાવી છે, જ્યારે ભારતના બંધારણમાં આ લક્ષણ નજરે ચડતું નથી, કારણ કે તે ખૂબ જ વિશાળ છે અને લગભગ અઢીસો પાનાઓમાં તેની રૂપરેખા આપવામાં આવી છે. ભારતના બંધારણનું કદ શા માટે વધ્યું તે બસુએ Commentary on the Constitution of India[5]માં જણાવ્યું છે, અને તેના વાચન પછી 'લૅસ્કી'ના શબ્દોમાં કહીએ તો, 'બંધારણ હંમેશાં તેને જે સમયે ઘડવામાં આવ્યું હોય છે, તે સમયના આત્માનું પ્રતિબિંબ પાડે છે.' ખરેખર, જ્યારે બંધારણ સમિતિ ભારતનું બંધારણ તૈયાર કરતી હતી ત્યારે જે પરિસ્થિતિઓ હાજર હતી તેના લીધે બંધારણને ટૂંકાવવું શક્ય જ ન હતું. બંધારણ ટૂંકું હોવા ઉપરાંત તે વ્યાપક (comprehensive) હોવું જોઈએ, જેથી રાજ્ય વિષેની તમામ જરૂરી વિગતો તેમાં આવી જાય. બીજું, રાજ્યનું બંધારણ સ્પષ્ટ (precise) અને ચોક્કસ (definite) હોવું જોઈએ. જ્યારે આપણે કોઈ પણ રાજ્યતંત્ર વિષે જાણવા માગતા હોઈએ છીએ, ત્યારે તે રાજ્યનું બંધારણ—જો બંધારણ લેખિત હોય તો—વાંચીને જરૂરી માહિતી મેળવી શકીએ છીએ. આ દૃષ્ટિએ અસ્પષ્ટ અને અચોક્કસ બંધારણ જરા પણ મદદગાર બનતું નથી. તે ઉપરાંત, રાજ્યનું બંધારણ ધારાસભા, કારોબારી અને ન્યાયતંત્રની સત્તાઓ અને તેમનાં કાર્યક્ષેત્રોનો ઉલ્લેખ કરે છે, બંધારણમાં ફેરફાર કરવાની પદ્ધતિ જણાવે છે, તેમજ પ્રજાને આપવામાં આવેલ હક્કોનું નિરૂપણ કરે છે, અને તેમના રક્ષણ માટેની જોગવાઈઓ પણ જણાવે છે. આ બાબતો એટલી બધી મહત્ત્વની છે કે બંધારણ અસ્પષ્ટ અને અચોક્કસ હોય તો પારાવાર મુશ્કેલીઓ ઊભી થાય છે. ઘણા વિદ્વાનો જણાવે છે કે એકતંત્રી રાજ્યના બંધારણની સરખામણીમાં સમવાયતંત્રનું બંધારણ વધારે સ્પષ્ટ અને ચોક્કસ હોવું જોઈએ, કારણ કે પ્રથમમાં સત્તાનું કેન્દ્રીકરણ થયું હોવાથી ફક્ત એક જ સરકારની રચના કરવામાં આવે છે, અને તેની ત્રણેય શાખાઓનાં કાર્યક્ષેત્રો, તેમની વચ્ચેના સંબંધો તેમજ પ્રજા અને સરકાર વચ્ચેના સંબંધોનો જ બંધારણમાં ઉલ્લેખ કરવાનો હોય છે; જ્યારે સમવાય તંત્ર, એક કરતાં વધારે રાજ્યો અમુક કારણોસર એકત્ર થઈને, પોતાની સાર્વભૌમ સત્તાનો ત્યાગ કરીને નવા જ રાજ્યની રચના કરે છે; ત્યારે અસ્તિત્વમાં આવે છે; જેમાં સમવાય સરકાર—જેનું સર્જન થાય છે, અને એકમ સરકારો—જેઓ સમવાય તંત્રની રચના પહેલાં સાર્વભૌમ સત્તા ધરાવતાં રાજ્યો હતાં—એમ બે સરકારો હોય છે. એકમ સરકારોએ પોતાની સાર્વભૌમ સત્તાનો ત્યાગ કર્યો હોવા છતાં પણ અમુક બાબતો ઉપર તેમની સત્તાઓ હોવી જ જોઈએ, એમ તેઓ ઇચ્છે છે. અને આ માટે જ સમવાયતંત્રનું બંધારણ ખૂબ જ સ્પષ્ટ અને ચોક્કસ હોવું જોઈએ. આ વિચાર સાથે સંમત થવા છતાં પણ આપણે એમ કહી ન શકીએ કે એકકેન્દ્રી બંધારણ અસ્પષ્ટ અથવા તો અચોક્કસ હોય તો ચાલે.

સારા બંધરાણની ત્રીજી ખાસિયત એ છે કે તે લેખિત હોવું જોઈએ. જો કે રૂઢિઓ, પ્રણાલિકાઓ અને મૌખિક સમજૂતીઓ રાજ્યના બંધારણમાં મહત્ત્વનો ભાગ ભજવતી હોય છે, પરંતુ જ્યાં સુધી કાગળ ઉપર તેમનું આલેખન થતું નથી, ત્યાં સુધી તેમના અમલ વિષે શંકા રહે છે. રાજ્યનું બંધારણ લેખિત હોય તો સરકારને સ્વચ્છંદી રીતે વર્તવાની તક હોતી નથી, કેમકે બંધારણમાં જણાવેલ કાર્યક્ષેત્ર પ્રમાણે જ તેને તેનાં કાર્યો કરવાનાં હોય છે અને સત્તાનો ઉપયોગ કરવાનો હોય છે. તેથી જ્યારે બંધારણીય સરકાર સ્વચ્છંદી રીતે વર્તે ત્યારે તેણે બંધારણનો ભંગ કર્યો ગણાય છે. બંધારણની પવિત્રતા જાળવવાની હોવાથી સરકારનાં આવાં કૃત્યો સહન કરવામાં આવતાં નથી. જો રાજ્યનું બંધારણ અલિખિત હોય તો સરકારને સ્વચ્છંદી રીતે વર્તવાનો છૂટો દોર મળી જાય છે. ફક્ત ઇંગ્લેંડનું બંધારણ અલિખિત છે, તેમ સ્વીકારવામાં આવ્યું છે, છતાં પણ ત્યાં આગળ લોકશાહી પ્રણાલિકાઓ સારી રીતે પરિપક્વ થઈ હોવાથી સરકાર સ્વચ્છંદી રીતે વર્તવાની હિંમત કરી શકે તેમ નથી.

લેખિત બંધારણમાં પ્રજાના મૂળભૂત હક્કોનો સ્વીકાર થવો જોઈએ, તે સારા બંધારણનું ચોથું લક્ષણ ગણાવી શકાય. શરૂઆતમાં જોયું તેમ, બંધારણ અને લોકશાહી વચ્ચે ગાઢ સંબંધ છે. આ પ્રકારના તંત્રમાં પ્રજા પાસે જ છેવટની સત્તા હોય છે તેમ સૈદ્ધાંતિક રીતે સ્વીકારવામાં આવ્યું છે. હકીકતમાં લોકશાહીમાં લોકો ખરેખર સર્વોપરી છે કે કેમ તે ચર્ચાસ્પદ પ્રશ્ન છે, કારણકે રાજકીય ચિંતક રૂસો પણ જણાવે છે કે, "બ્રિટનના લોકો પાંચ વર્ષમાં ફક્ત એક જ વખત સર્વોપરી સત્તા ધરાવે છે." તેમ છતાં પણ અનુભવે જણાય છે કે ફક્ત આ પ્રકારનું તંત્ર જ એવું છે જે લોકોની સર્વોપરીતાનો સ્વીકાર કરે છે. આ દૃષ્ટિએ લોકશાહીમાં જ્યારે લોકો અગત્યનું સ્થાન ધરાવતા હોય, ત્યારે તેમનો સર્વાંગી વિકાસ થવો જરૂરી છે, તેટલા માટે દરેક રાજ્યે અને ખાસ કરીને લોકશાહી તંત્રે લોકોના મૂળભૂત હક્કોનો બંધારણમાં સ્વીકાર કરવો જોઈએ. મનુષ્ય-જીવનમાં હક્કોનું મહત્ત્વ કેટલું બધું છે, તે લૅસ્કીએ આપેલા 'હક્કો'ની વ્યાખ્યા ઉપરથી જણાઈ આવે છે. તેઓ લખે છે, "હકીકતમાં હક્કો સામાજિક જીવનની એવી જરૂરિયાતો છે, જેના સિવાય સામાન્ય રીતે કોઈ પણ મનુષ્ય પોતાની શ્રેષ્ઠતા મેળવી શકતો નથી"–Rights, in fact are those conditions of social life without which no man can seek in general, to be himself at his best. આ કારણથી જ બંધારણમાં તેમનો સ્વીકાર થવો જોઈએ તથા તેમના અમલ માટેની જોગવાઈઓ પણ જણાવવી જોઈએ. જો બંધારણમાં તેમનો સ્વીકાર કરવામાં આવે નહીં, તો તેનો અર્થ એવો કરી શકાય કે રાજ્ય નાગરિકોના હક્કો સ્વીકારીને પોતાની સત્તા તેટલા અંશે મર્યાદિત કરવા ઇચ્છતું નથી. પરિણામે નાગરિકોના વિકાસમાં પણ રાજ્યને રસ નથી એમ કહી શકાય. સોવિયેટ રશિયાના બંધારણમાં પણ નાગરિકોના હક્કોનો સ્વીકાર કરવામાં આવ્યો છે. જો કે તેમનો અમલ કેવી રીતે થાય છે, તે સર્વવિદિત છે.

છેલ્લે, સારા બંધારણની ખાસિયત એ ગણાવી શકાય કે તે કાયમી (Durable) અને પરિવર્તનશીલ હોવું જોઇએ. જો તે થોડા સમયમાં જ નાશ પામતું હોય તો તેની પવિત્રતા જળવાતી નથી અને રાજ્યની નૌકા સ્થિર રહી શકતી નથી. ફ્રાંસનો દાખલો જોતાં જણાય છે કે ત્યાં ચાર ચાર વખત બંધારણો બિનઅમલી બન્યાં અને અત્યારે ત્યાં પાંચમું બંધારણ અમલમાં છે. આ વર્ષો દરમ્યાન ફ્રાંસની રાજકીય સ્થિતિ સારી ન હતી તેમ ઇતિહાસ જણાવે છે. ટૂંકમાં, બંધારણ રાજ્યમાં શ્રેષ્ઠત્વ ભોગવે છે અને તેની સાથે મરજીમાં આવે ત્યારે છૂટછાટ લેવામાં આવે તે જરા પણ આવકારદાયક નથી. કાયમી-પણાની સાથે બંધારણમાં પરિવર્તનશીલતાનું પ્રમાણ પણ હોવું જોઈએ, કેમકે વિશ્વ ગતિશીલ (Dynamic) છે; અને જ્યારે બંધારણને તૈયાર કરવામાં આવતું હોય છે ત્યારે જે સામાજિક, રાજકીય અને આર્થિક પરિસ્થિતિઓ હોય છે, તેમાં સમય પ્રમાણે ફેરફારો થયા જ કરે છે, જો આ ફેરફારોને અનુરૂપ બંધારણ થઈ શકતું નથી, તો તે તૂટી જાય છે. તેટલા માટે જ બંધારણમાં એવી વ્યવસ્થા હોવી જોઇએ જેથી કરીને તે ખૂબ જ સરળતાથી સમયને અનુરૂપ બની જાય. ભારતના બંધારણને અનુલક્ષીને પંડિત જવાહરલાલ નહેરુએ જણાવ્યું છે,

"While we want this constitution to be as solid and permanent as we can make it, there is no permanence in the constitution. There should be a certain flexibility. If you make anything rigid and permanent, you stop the nation's growth, the growth of a living vital organic people...When the world is in turmoil and we are passing through a very swift period of transition, what we may do to-day, may not be wholly applicable to-morrow."

આ વિચારના ઊંડાણમાં જો આપણે ઊતરીએ તો બીજી રીતે એમ કહી શકાય કે રાજ્યનું બંધારણ રાજ્યમાં થતા સામાજિક, રાજકીય અને આર્થિક ફેરફારોને (ક્રાંતિને) વેગ આપનારું હોવું જોઇએ અને સાથોસાથ લોહિયાળ ક્રાંતિનું અવરોધક હોવું જોઇએ. જ્યારે પ્રજાને તેમની મુશ્કેલીઓ, દુઃખો, યાતનાઓ વ્યક્ત કરવાની કોઈ પણ તક મળતી નથી, ત્યારે જ ઘણુંખરું લોહિયાળ ક્રાંતિ અસ્તિત્વમાં આવે છે. વરાળયંત્રમાં વરાળ વધી જાય ત્યારે તે ફાટી ન જાય તેટલા માટે જે રીતે વરાળ નીકળી જવા માટે મોઢિયું (Safety valve) રાખવામાં આવે છે,

તે રીતે જ રાજ્યનું બંધારણ પ્રજા-વરાળને વ્યક્ત કરવાનું સાધન પુરું પાડે છે, જેથી કરીને રાજ્યરૂપી વરાળયંત્ર ફાટી ન જાય. આ સાધન છે ચૂંટણી, જેના વિષે કહેવાય છે કે 'દરેક ચૂંટણી અહિંસક ક્રાંતિ છે'. જ્યારે ચૂંટણીપ્રથાનો સ્વીકાર કરવામાં આવ્યો ન હતો ત્યારે અગત્યના નિર્ણયો હિંસક યુદ્ધો દ્વારા લેવામાં આવતા હતા. પરંતુ ચૂંટણીના સ્વીકારથી હિંસાનું સ્થાન અહિંસાએ લીધું છે; કારણ કે The ballot has replaced the bullet. આ માટે જ જ્યાં જ્યાં બંધારણનો સ્વીકાર થયો છે ત્યાં ત્યાં લોહિયાળ ક્રાંતિ ભાગ્યે જ દૃશ્યમાન થાય છે.

રાજ્યના બંધારણનો ઇતિહાસ જોતાં જણાય છે કે પ્રાચીન ગ્રીસ, રોમ અને ભારતમાં[8] પણ બંધારણના પ્રકારો–જેને આપણે સરકારના પ્રકારો કહી શકીએ–અસ્તિત્વ ધરાવતા હતા. ખાસ કરીને ગ્રીક લોકોએ રાજ્યશાસ્ત્રમાં એટલો બધો રસ લીધો હતો કે પ્રોફેસર અર્નેસ્ટ બાર્કર[9] તેનો સ્વીકાર કરીને લખે છે કે, 'Political thought begins with the Greeks'. ગ્રીક લોકોએ બંધારણોનું જે વર્ગીકરણ કર્યું–જે સરકારોનું વર્ગીકરણ છે–તેમાં હીરોડોટસ, સૉક્રેટીસ અને પ્લેટોએ પોતપોતાનો ફાળો આપ્યો છે. પરંતુ પ્લેટો–શિષ્ય ઍરિસ્ટૉટલે બંધારણોનું જે વર્ગીકરણ રજૂ કર્યું છે તેમાં તેનું સ્વતંત્ર વ્યક્તિત્વ ઉપસી આવે છે અને તેનો સ્વીકાર પણ કરવામાં આવ્યો છે. તેના પહેલાં જે વર્ગીકરણો રજૂ કરવામાં આવતાં, તેમાં સાર્વભૌમ સત્તા કેટલી વ્યક્તિઓ પાસે છે, તે વિચારને અનુલક્ષીને જ બંધારણોનું વર્ગીકરણ કરવામાં આવતું. પરંતુ ઍરિસ્ટૉટલે આ વિચારની સાથે નીતિનું તત્ત્વ પણ દાખલ કર્યું. તેમણે વર્ગીકરણ કરતાં પહેલાં બે વિચારો નજર સમક્ષ રાખ્યા: (૧) સાર્વભૌમસત્તા કેટલી વ્યક્તિઓની પાસે છે, અને (૨) તે સત્તાનો નીતિમય ઉપયોગ થાય છે કે નહીં? આ વિચારને અનુલક્ષીને જ તેઓ જણાવે છે કે જ્યારે સાર્વભૌમ સત્તાનો ઉપયોગ લોકોના ભલા માટે થતો હોય ત્યારે તે સારી સરકાર Normal form of Government; અને જ્યારે તે સત્તાનો ઉપયોગ રાજ્યકર્તા પોતાના હિત માટે જ કરે તો તે વિકૃત સરકાર Perverted form of Government ગણાય છે. આ બન્ને વિચારોને ધ્યાનમાં રાખીને ઍરિસ્ટૉટલે બંધારણોનું જે વર્ગીકરણ રજૂ કર્યું છે, તેને નીચે પ્રમાણે દર્શાવી શકાય:

| (૧) | (૨) | (૩) |
|---|---|---|
| સાર્વભૌમ સત્તા કેટલી વ્યક્તિઓ પાસે છે: | તેનો ઉપયોગ પ્રજાહિત માટે થાય ત્યારે સારી સરકાર: | તેનો ઉપયોગ રાજ્યકર્તાઓના હિત માટે થાય ત્યારે વિકૃત સરકાર: |
| (૧) જો એક જ વ્યક્તિનું રાજ્ય હોય: | રાજાશાહી Monarchy | જુલ્મશાહી Tyranny |
| (૨) જો અમુક વ્યક્તિઓનું રાજ્ય હોય: | અમીરશાહી–કુલીનતંત્ર Aristocracy | ઇજારાશાહી Oligarchy |
| (૩) જો ઘણી વ્યક્તિઓનું રાજ્ય હોય: | લોકશાહી Polity | ટોળાશાહી Democracy |

ઍરિસ્ટૉટલે રજૂ કરેલ બંધારણોનું વર્ગીકરણ ઘણા સમય સુધી સ્વીકૃત રહ્યું. પરંતુ અત્યારે તેનો સ્વીકાર કરવામાં આવતો નથી, કેમકે ત્યારે નગરરાજ્યો (city states) અસ્તિત્વમાં હોવાથી તેમનો વિસ્તાર અને વસતિ ખૂબ જ ઓછાં હતાં. પરિણામે લોકો રાજ્યના વહીવટમાં પ્રત્યક્ષ રીતે ભાગ લઈ શકતા હતા. જ્યારે અત્યારે વિશાળ વિસ્તાર અને વસતિવાળાં રાજ્યો અસ્તિત્વમાં છે, જેથી કરીને પ્રજા તેના પ્રતિનિધિઓ દ્વારા રાજ્યવહીવટમાં પરોક્ષ રીતે ભાગ લે છે. તે ઉપરાંત તે સમયની અને અત્યારની સામાજિક, રાજકીય અને આર્થિક પરિસ્થિતિઓ વચ્ચે પણ આસમાન-જમીનનો તફાવત છે.

આ કારણોથી અત્યારના સમય પ્રમાણે આધુનિક બંધારણોનું વર્ગીકરણ તૈયાર કરવામાં આવ્યું છે, જેમાં મુખ્ય બે પ્રકારો પાડવામાં આવ્યા છે: (૧) લોકશાહી અને (૨) સરમુખત્યારશાહી. પ્રથમ પ્રકારમાં લોકો ખૂબ જ મહત્ત્વનું સ્થાન ધરાવે છે અને છેવટની સત્તા તેમની પાસે છે. જ્યારે બીજા પ્રકારમાં સરમુખત્યાર જ સર્વસ્વ હોય છે અને પ્રજાને રાજકીય શેતરંજના પ્યાદાઓ ગણવામાં આવે છે. અત્યારે વિશ્વમાં લોકશાહી બંધારણ ધરાવતાં રાજ્યોની સંખ્યા બીજા પ્રકાર કરતાં વધારે છે.

છતાં પણ કોઈ પણ રાજ્યમાં સંપૂર્ણ લોકશાહી અથવા તો સંપૂર્ણ સરમુખત્યારશાહી અસ્તિત્વ ધરાવતી નથી.

ત્યાર પછી આધુનિક વર્ગીકરણમાં લિખિત (Written) અને અલિખિત (Unwritten) બંધારણોનો સમાવેશ થાય છે. જે અગત્યના નિયમોનું આલેખન એક અથવા તો વધારે દસ્તાવેજોમાં થયું હોય તેને લિખિત બંધારણ કહેવામાં આવે છે. ફક્ત બ્રિટન સિવાય જે જે રાજ્યોએ બંધારણનો સ્વીકાર કર્યો છે, તેમનું બંધારણ લિખિત છે. આ પ્રકારના બંધારણની શરૂઆત અમેરિકાના બંધારણથી થઈ, તેમ સ્વીકારવામાં આવ્યું છે. અલિખિત બંધારણ એટલે રાજ્યતંત્ર રૂઢિઓ, પ્રણાલિકાઓ અને રીતરિવાજો દ્વારા ચાલતું હોય છે, જેમાં અમુક લેખિત કાયદાઓનો પણ સમાવેશ થાય છે, પરંતુ તેઓ એક અથવા તો વધારે દસ્તાવેજોના રૂપમાં મળી શકતા નથી. આ પ્રકારના વર્ગીકરણને યોગ્ય ગણવામાં આવતું નથી,[10] કારણ કે જે બંધારણોને લેખિત ગણવામાં આવે છે તેમાં રૂઢિઓ અને પ્રણાલિકાઓ મહત્ત્વનો ભાગ ભજવે છે. દા. ત. અમેરિકાનું બંધારણ લેખિત હોવા છતાં પણ શરૂઆતમાં એવી પ્રણાલિકાનો સ્વીકાર કરવામાં આવ્યો હતો કે કોઈ પણ વ્યક્તિ પ્રમુખ તરીકે આઠ વર્ષ કરતાં વધારે સમય સુધી રહી શકે નહીં. આ પ્રણાલિકાને અત્યારે બંધારણમાં લેખિત સ્થાન આપવામાં આવ્યું છે. આ જ પ્રમાણે ભારતના લેખિત બંધારણમાં પ્રણાલિકાઓનું સ્થાન મહત્ત્વનું છે. દા. ત. વડાપ્રધાનની નિમણૂક કરવી, ધારાસભાને બરખાસ્ત કરવી, કારોબારી સત્તાઓનો ઉપયોગ કરવો, યુદ્ધ અને શાંતિ જાહેર કરવાં વગેરે સત્તાઓ રાષ્ટ્રપ્રમુખને આપવામાં આવી હોવા છતાં પણ એવી પ્રણાલિકાઓનો સ્વીકાર કરવામાં આવ્યો છે કે તેમના નામે વડાપ્રધાન જ આ તમામ સત્તાઓ ભોગવે છે.

આ જ પ્રમાણે અલિખિત બંધારણ—જેમાં ઈંગ્લૅંડના બંધારણ (આ શબ્દ વિશાળ અર્થમાં વાપર્યો છે)નો જ સમાવેશ થાય છે,—માં પણ મોટો ભાગ લિખિત છે: દા. ત. ૧૨૧૫નો મહાન દસ્તાવેજ, ૧૬૨૮ની હક્કો માટેની અરજી–Petition of Rights, ૧૬૮૯નું હક્કો માટેનું ખતપત્ર–Bill of Rights, અને ૧૯૧૧, ૧૯૧૮ અને ૧૯૨૮ના પાર્લામેન્ટના કાયદાઓ જેમણે બ્રિટનના રાજ્યવહીવટમાં ઘણો જ અગત્યનો ભાગ ભજવ્યો છે. આ રીતે લિખિત અને અલિખિત શબ્દપ્રયોગ બરાબર નથી. પ્રોફેસર સી. એફ. સ્ટ્રૉંગે[11] તેના બદલે દસ્તાવેજી-Documentary અને બિનદસ્તાવેજી-Non-Documentary શબ્દોનો ઉપયોગ કર્યો છે, જે વધારે વાસ્તવિક લાગે છે.

આપણે ઉપર જોયું કે ફક્ત બ્રિટનનું બંધારણ જ લેખિત નથી. તેથી સ્વાભાવિક રીતે જ પ્રશ્ન પૂછવાનું મન થાય કે શા માટે બ્રિટનને લેખિત બંધારણ નથી? આ પ્રશ્નનો ઉત્તર પ્રોફેસર કે. સી. વ્હીઅરે[12] સરસ રીતે આપ્યો છે. તેઓ જણાવે છે કે જ્યારે કોઈ પણ રાજ્ય પ્રથમ વખત જ અસ્તિત્વમાં આવે છે, અથવા તો જ્યારે કોઈ પણ રાજ્યની એકસૂત્રતાનો ભંગ થાય છે, અને ફરીથી રાજ્યવહીવટની શરૂઆત કરવાની હોય છે, ત્યારે રાજ્ય (લિખિત) બંધારણને અપનાવે છે. ૧૬૪૨ના આંતરવિગ્રહથી અને ૧૬૪૯ના ચાર્લ્સ પહેલાના શિરચ્છેદના પ્રસંગથી ઈંગ્લૅંડની રાજ્ય-પદ્ધતિની એકસૂત્રતા તૂટી ત્યારે ૧૬૪૯થી ૧૬૬૦નાં વર્ષો દરમ્યાન 'કૉમનવેલ્થ' અને 'પ્રોટેક્ટોરેટ'ની સ્થાપના વખતે બ્રિટિશ ટાપુઓ—ઈંગ્લેન્ડ, સ્કૉટલેન્ડ અને આયરલેન્ડ—માટેનું બંધારણ ઘડવાના ઘણા પ્રયત્નો કરવામાં આવ્યા. ૧૬૫૩ના Instrument of Government દ્વારા બંધારણની સ્થાપના કરવાનો પ્રયત્ન થયો હતો. જો ક્રૉમવેલે સ્થાપેલ રાષ્ટ્રસમૂહ –Commonwealth–ચાલુ જ રહ્યું હોત તો બ્રિટનને પણ લેખિત બંધારણ હોત. પરંતુ ફરીથી રાજાશાહીનું આગમન થયું અને ચાર્લ્સ બીજાના સમયથી પુનર્સ્થાપના –Restoration–ની શરૂઆત થઈ, એટલે કે ભૂતકાળની રાજ્યપદ્ધતિની ફરી સ્થાપના થઈ. ત્યાર પછી ૧૬૮૮ની રક્તવિહીન ક્રાંતિના લીધે ફરીથી એકસૂત્રતા તૂટી અને હક્કોનું ખતપત્ર અસ્તિત્વમાં આવ્યું, જેમાં રાજાની સત્તાઓ ઉપર અંકુશ મૂકવામાં આવ્યો અને પ્રજાના અમુક હક્કોનું રક્ષણ કરવામાં આવ્યું. આ કારણથી ઘણા તેને ઈંગ્લૅંડના બંધારણ તરીકે ઓળખાવે છે, પરંતુ તેમાં ધારાસભાની સત્તાઓને અંકુશમાં રાખવાનો પ્રયત્ન કરવામાં આવ્યો નથી. ૧૬૮૮ની ક્રાંતિનું મુખ્ય પરિણામ ધારાસભાની સર્વોપરીતામાં આવ્યું. જેથી કરીને આ સર્વોપરી સંસ્થા ઉપર બંધારણ દ્વારા નિયમન મૂકવાનું બ્રિટનની પ્રજાને યોગ્ય લાગ્યું નહીં. આ પ્રમાણે

જ્યારે અઢારમી તથા ઓગણીસમી સદીમાં ધારાસભા ઉપર અંકુશો મૂકતાં બંધારણો ઘણાં રાજ્યોની પ્રજા ઘડી રહી હતી, ત્યારે બ્રિટનમાં ધારાસભાએ સર્વોપરી સ્થાન મેળવી લીધું હતું અને તેથી તેના પર બંધારણના નિયમો દ્વારા નહીં પરંતુ ચૂંટણીઓ, રૂઢિ અને પ્રણાલિકાઓ જેવા બિન-કાનૂની ઉપાયો દ્વારા નિયંત્રણ મૂકવામાં આવે છે. બંધારણીય ઘર્ષણના લીધે રાજા ઉપર ધારાસભાનો વિજય થયો અને ધારાસભા સર્વોપરી સંસ્થા બની જેના ઉપર કોઈ પણ સર્વોપરી બંધારણ હોઈ શકે નહીં. છતાં પણ બ્રિટનની પ્રજા પોતાના હક્કોનો ઉપભોગ બંધારણ ધરાવતાં રાજ્યોની માફક જ કરે છે અને સરકારી કાર્યો ઉપર પણ અસરકારક અંકુશ રાખે છે.

લિખિત અને અલિખિત પ્રકારો પછી બંધારણમાં ફેરફાર કરવાની પદ્ધતિને અનુલક્ષીને રાજ્યોનાં બંધારણોનું વર્ગીકરણ ચલિત (flexible) અને અચલિત–અપરિવર્તનીય (Rigid) પ્રકારોમાં કરવામાં આવે છે. જો ધારાસભા સામાન્ય કાયદામાં ફેરફાર જે પદ્ધતિથી કરે છે, તેના જ દ્વારા બંધારણમાં પણ ફેરફાર કરતી હોય, તો તેવા બંધારણને ચલિત બંધારણ કહેવામાં આવે છે. દા. ત. ઈંગ્લેંડનું બંધારણ. પરંતુ જો બંધારણમાં ફેરફાર કરવા માટે ખાસ પદ્ધતિનો ઉપયોગ કરવો પડતો હોય તો તેવા બંધારણને અપરિવર્તનીય બંધારણ કહેવામાં આવે છે. દા. ત. ભારત, અમેરિકા. લૉર્ડ બ્રાઇસે બંધારણોનું આ પ્રમાણે વર્ગીકરણ રજૂ કર્યું છે. ઈ. એમ. સેઈટ[13] લખે છે, 'ચલિત બંધારણ બંધારણીય કાયદાને અને સામાન્ય કાયદાને સમાન ગણે છે કેમકે બન્ને (કાયદાઓ)નું ઘડતર અને ઉત્પત્તિ એક જ રીતે થાય છે. અપરિવર્તનીય બંધારણ ખાસ ઊંચું સ્થાન ધરાવે છે, (તે) સામાન્ય કાયદાથી શ્રેષ્ઠ ગણાય છે અને તેમાં મુશ્કેલીથી ફેરફાર થઈ શકે છે.' અમેરિકાના બંધારણમાં ફેરફાર કરવાની પદ્ધતિ આ પ્રમાણે છે: બંધારણમાં ફેરફાર કરવાની દરખાસ્ત સૌથી પ્રથમ તો ધારાસભાના પ્રથમ ગૃહ અને બીજા ગૃહ (House of Representatives અને senate)માં હાજર રહેલ સભ્યોમાંથી ⅔ તેનો સ્વીકાર કરે અથવા તો તમામ રાજ્યોમાંથી ⅔ રાજ્યોની ધારાસભાઓએ કૉંગ્રેસ (સંયુક્ત રાજ્ય અમેરિકાની ધારાસભાનાં બન્ને ગૃહો)ને કરેલ અરજી ઉપરથી બોલાવવામાં આવેલી સભા (convention) તેનો સ્વીકાર કરે અને ત્યાર પછી સ્વીકારાયેલી દરખાસ્તનો કાં તો તમામ રાજ્યોમાંથી ¾ રાજ્યોની ધારાસભાઓ સ્વીકાર કરે, અથવા તો ¾ રાજ્યોની સભાઓ તેનો સ્વીકાર કરે, ત્યારે જ બંધારણમાં ફેરફાર થાય છે. બંધારણમાં ફેરફાર કરવાની બે પદ્ધતિઓમાંથી કઈ પદ્ધતિનો ઉપયોગ કરવો તે કૉંગ્રેસ નક્કી કરે છે. હકીકતમાં તો તમામ ફેરફારો કૉંગ્રેસ દ્વારા જ રજૂ થયા છે અને ફક્ત એક ફેરફાર સિવાય તમામ ફેરફારોનો સ્વીકાર ¾ રાજ્યોની ધારાસભાઓએ કરેલ છે. એકવીસમો ફેરફાર, જે દારૂબંધીને દૂર કરે છે, તેનો સ્વીકાર રાજ્યોની સભાઓ દ્વારા કરવામાં આવ્યો છે.

ભારતના બંધારણમાં ફેરફારો કરવાની જોગવાઈ આ પ્રમાણે કરવામાં આવી છે: (૧) બંધારણની કલમ ૧૬૯-માં જણાવ્યા પ્રમાણે જ્યારે રાજ્યોની પુનરચના કરવાની હોય, રાજ્યની ધારાસભા માટે ઉપલા ગૃહની રચના કરવાની હોય અથવા તો અસ્તિત્વ ધરાવતા ઉપલા ગૃહને નાબૂદ કરવાનું હોય ત્યારે મધ્યસ્થ ધારાસભા સામાન્ય પદ્ધતિ દ્વારા બંધારણમાં ફેરફાર કરી શકે છે. જો કે તેમાં જણાવવામાં આવ્યું છે કે જે રાજ્યને આ ફેરફાર સ્પર્શતો હોય તેની વિધાનસભા તમામ સભ્યોની સામાન્ય બહુમતીથી અને હાજર રહીને મતદાન કરતા સભ્યોની ⅔ બહુમતીથી આ જાતનો ઠરાવ પસાર કરે ત્યારે જ મધ્યસ્થ ધારાસભા તે જાતનો ફેરફાર સામાન્ય બહુમતીથી કરી શકે. (૨) બંધારણની ૩૬૮મી કલમ બંધારણમાં ફેરફાર કરવા માટેની બે પદ્ધતિઓ રજૂ કરે છે: (अ) સમવાય તંત્રની રચનાને સ્પર્શતી બાબતોમાં જ્યારે ફેરફાર કરવો હોય ત્યારે ફેરફાર સૂચવતા ખરડાને દરેક ગૃહમાં હાજર રહેલ અને મતદાન કરતા સભ્યોમાંથી ⅔ સભ્યોએ પસાર કરવો જોઇએ તેમજ ½ રાજ્યોની ધારાસભાઓએ તેને મંજૂરી મળવી જોઈએ. રાજ્યોની ધારાસભાએ ફેરફારને મંજૂરી આપવા માટે ⅔ બહુમતીની જરૂર પડતી નથી, પરંતુ મતદાન કરતા સભ્યોની સામાન્ય બહુમતી પૂરતી છે. દા. ત. રાષ્ટ્રપ્રમુખની ચૂંટણી. (ब) બંધારણની ઘણી કલમોમાં ફેરફાર કરવા માટે એવી પદ્ધતિ છે, જેના સ્વીકાર માટે રાજ્યોની ધારાસભાઓની સંમતિ જરૂરી ગણાતી નથી. જ્યારે આ પ્રકારની કલમમાં ફેરફાર કરવો હોય ત્યારે તેના

ખરડાને ધારાસભાના કોઈ પણ ગૃહમાં રજૂ કરવામાં આવે છે. તે ખરડાને દરેક ગૃહમાંથી તે ગૃહના સભ્યસંખ્યાની બહુમતી તથા તે જ ગૃહના હાજર રહેલા અને મતદાન કરતા સભ્યોમાંથી $\frac{2}{3}$ સભ્યોની બહુમતીની મંજૂરી મળવી જોઈએ. દાખલા તરીકે લોકસભામાં ૫૨૦ સભ્યો છે. જો ૪૫૦ સભ્યો આ પ્રકારની કલમમાં ફેરફાર કરવાની દરખાસ્ત ઉપર મતદાનના સમયે હાજર હોય અને ફક્ત ૩૦૦ સભ્યો જ મતદાન કરે, જેમાંથી ૨૦૦ ફેરફારની તરફેણમાં અને ૧૦૦ ફેરફારની વિરુદ્ધમાં મત આપે તો ફેરફારનો સ્વીકાર થતો નથી; કારણ કે હાજર રહેલ સભ્યોમાંથી ઓછામાં ઓછા $\frac{2}{3}$ સભ્યો એટલે કે ૧૫૦×$\frac{2}{3}$=૩૦૦ સભ્યોનો ટેકો–મંજૂરી મળવી જ જોઇએ, જ્યારે આ દાખલામાં ફક્ત ૨૦૦ સભ્યોની જ મંજૂરી મળી છે. જો કે મતદાન કરતા સભ્યો (૩૦૦)માંથી $\frac{2}{3}$ સભ્યો (૨૦૦)એ ફેરફારની તરફેણમાં મતદાન કર્યું છે. જ્યારે આ બન્ને શરતો પૂર્ણ થાય છે, ત્યારે જ બંધારણના ફેરફારને રાષ્ટ્રપ્રમુખની મંજૂરી માટે મોકલી આપવામાં આવે છે. આ પ્રમાણે અમેરિકા તથા ભારતના બંધારણોમાં ફેરફાર કરવાની પદ્ધતિનો અભ્યાસ કરવાથી ખ્યાલ આવે છે કે તેઓમાં ખૂબ જ મુશ્કેલીથી ફેરફાર કરવામાં આવે છે. બંધારણના ચલિત અને અપરિવર્તનશીલ પ્રકારો ઉપરથી એવો ખોટો ખ્યાલ ઉદ્‌ભવ્યો છે કે 'અલિખિત બંધારણ પરિવર્તનશીલ હોય છે, જ્યારે લિખિત બંધારણ અપરિવર્તનશીલ હોય છે. અને આ કથનને ટેકો આપવા માટે ઈંગ્લેંડ તથા અમેરિકાનાં બંધારણોના દાખલાઓ આપવામાં આવે છે. પરંતુ આ ઉપરથી સામાન્ય નિયમ તારવવો કે 'બધાં જ લિખિત બંધારણો અપરિવર્તનશીલ હોય છે' તો તે મોટી ભૂલ છે. પ્રોફેસર સી. એફ. સ્ટ્રૉંગ[14] ઈંગ્લેંડનો દાખલો આપીને તેની પરિવર્તનશીલતા જણાવે છે અને પછીથી ઇટાલીના લિખિત બંધારણનો દાખલો આપીને જણાવે છે કે મુસોલિનીએ બંધારણના શબ્દોમાં ફેરફાર કર્યા સિવાય તેના સમગ્ર આત્માને ફેરવી નાખ્યો હતો. આ રીતે બંધારણના લિખિત અને અલિખિત પ્રકારોની જેમ ચલિત અને અપરિવર્તનશીલ પ્રકારોને દૃઢતાથી વળગી રહેવાય નહીં.

જે પદ્ધતિ અનુસાર બંધારણોને ચલિત અને અપરિવર્તનીય પ્રકારોમાં વહેંચી નાખવામાં આવ્યા છે, તેને મળતી જ બીજી પદ્ધતિ પ્રમાણે આધુનિક બંધારણોનું વર્ગીકરણ કરવામાં આવે છે. જે બંધારણોમાં ધારાસભા ફેરફાર (સરળતાથી) કરી શકતી ન હોય તેવા બંધારણોને ધારાસભા કરતાં સર્વોપરી ગણવામાં આવે છે; અને જે બંધારણોમાં ધારાસભા (સરળતાથી) ફેરફાર કરી શકતી હોય તેમને ધારાસભા કરતાં સર્વોપરી ગણવામાં આવતા નથી.

સરકારની સત્તાઓના વિભાજન–Division of Powers ઉપરથી પણ બંધારણના એકકેન્દ્રીય અને સમવાય તંત્ર પ્રકારો પાડવામાં આવ્યા છે. સમવાય તંત્ર federation ઘણાં રાજ્યો એકત્ર થવાથી અસ્તિત્વમાં આવ્યું હોય છે, તેથી સત્તાને સમવાય સરકાર અને એકમ સરકારો વચ્ચે એવી રીતે વિભાજવામાં આવે છે કે દરેક સરકાર પોતાના નક્કી કરેલ ક્ષેત્રમાં કાનૂની રીતે સ્વતંત્ર હોય છે, એટલે કે બન્ને સરકારો એકબીજાના કાર્યક્ષેત્રમાં દરમ્યાનગીરી કરી શકે નહીં. દા. ત. સૈદ્ધાંતિક દૃષ્ટિએ ભારતનાં એકમ રાજ્યોને બંધારણ દ્વારા રાજ્યયાદી (State List)માં જે બાબતો આપવામાં આવી છે, તેમાં સામાન્ય પરિસ્થિતિમાં મધ્યસ્થ–સમવાય–સરકાર દરમ્યાનગીરી કરી શકે નહીં, તે જ પ્રમાણે સમવાય સરકારને આપવામાં આવેલ ક્ષેત્રમાં એકમ સરકારો દરમ્યાનગીરી કરી શકે નહીં. સમવાયતંત્રના સિદ્ધાંત પ્રમાણે બન્ને સરકારો પોતપોતાનાં કાર્યક્ષેત્રોમાં સ્વતંત્ર હોય છે. એકબીજાને તાબેદાર હોતી નથી અને બન્નેને સમાન ગણવામાં આવે છે. સંયુક્ત રાજ્ય અમેરિકા, ઑસ્ટ્રેલીઆ, સ્વીટ્‌ઝર્લૅંડ, કૅનેડા અને ભારત (અમુક અંશે)માં સમવાય તંત્રોનો સ્વીકાર કરવામાં આવ્યો છે. જ્યારે રાજ્યમાં સત્તાનું કેન્દ્રીકરણ કરવામાં આવ્યું હોય છે. ત્યારે તે રાજ્યના બંધારણને એકકેન્દ્રી બંધારણ કહેવામાં આવે છે. જો રાજ્યનો વિસ્તાર વધુ હોય તો વહીવટી સરળતા ખાતર સત્તાનું અમુક અંશે વિકેન્દ્રીકરણ કરવામાં આવે છે, અને આ રીતે સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓને આપેલી સત્તા કેન્દ્ર સરકાર ઇચ્છે ત્યારે પાછી લઈ શકે છે. ઈંગ્લેંડ અને ફ્રાંસ એકકેન્દ્રી બંધારણના દાખલાઓ છે.

સમવાયતંત્ર અને એકકેન્દ્રી પ્રકારોની વચમાં ત્રીજા પ્રકારના બંધારણનો પણ સમાવેશ થાય છે, અને તેને સમૂહતંત્ર Confederation કહેવામાં આવે છે. જ્યારે

ઘણાં રાજ્યો અમુક કારણોસર એકત્ર થાય છે, પરંતુ પોતાની સાર્વભૌમ સત્તાઓનો કોઈ પણ રાજ્ય ત્યાગ કરતું નથી, ત્યારે એવી પરિસ્થિતિ ઊભી થાય છે કે જે તંત્ર અસ્તિત્વમાં આવ્યું હોય છે, તે આ રાજ્યોને આધીન બની જાય છે. આ પ્રકારની તંત્રરચનાને સમૂહતંત્ર કહેવાય છે.

જેવી રીતે સત્તા-વિભાજનના સિદ્ધાંત દ્વારા બંધારણોનું વર્ગીકરણ કરવામાં આવે છે તેવી રીતે સત્તાવિશ્લેષના સિદ્ધાંત (Theory of Separation of Powers) દ્વારા બંધારણના બે પ્રકારો પાડવામાં આવે છે. આ સિદ્ધાંત જણાવે છે કે સરકારની ત્રણેય શાખાઓ-ધારાસભા, કારોબારી અને ન્યાયતંત્ર–એકબીજાથી સ્વતંત્ર હોવી જોઈએ, અને કોઈ પણ એક વ્યક્તિ અથવા તો ઘણી વ્યક્તિઓ એકસાથે એક કરતાં વધારે શાખાઓ સાથે સંકળાયેલી ન હોવી જોઈએ. જ્યારે સરકારની ત્રણેય શાખાઓ જુદીજુદી વ્યક્તિઓને સોંપવામાં આવી હોય છે, અને એક શાખા બીજી શાખાને (ખાસ કરીને કારોબારી ધારાસભાને) જવાબદાર હોતી નથી, ત્યારે આ પ્રકારના બંધારણને પ્રમુખશાહી બંધારણ Presidential constitution કહેવામાં આવે છે. દા. ત. અમેરિકાનું બંધારણ સ્પષ્ટપણે ત્રણેય શાખાઓ જુદી જુદી સંસ્થાઓને સોંપે છે. જ્યારે સત્તાવિશ્લેષના સિદ્ધાંતનો ચુસ્ત રીતે સ્વીકાર કરવામાં આવતો નથી, ત્યાં સંસદીય બંધારણ Parliamentarly Constitution અમલમાં છે, તેમ ગણાય છે. દા. ત. ઈંગ્લેંડ અને ભારતમાં ધારાસભા અને કારોબારી ગાઢ રીતે સંકળાયેલાં છે. કારોબારી ધારાસભાનું સર્જન હોવાથી તે ધારાસભાને જવાબદાર હોય છે, તેટલા માટે જ આ પ્રકારના તંત્રને જવાબદાર તંત્ર પણ કહેવામાં આવે છે.

આપણે જોયું કે પ્રમુખશાહી બંધારણમાં સત્તાવિશ્લેષના સિદ્ધાંતનો ચુસ્ત રીતે અમલ કરવામાં આવે છે, જ્યારે સંસદીય અથવા તો બિનપ્રમુખશાહી બંધારણમાં આ સિદ્ધાંતનો સ્વીકાર કરવામાં આવતો નથી. પરંતુ વાસ્તવિકમાં તો અમેરિકાની સરકારની ત્રણેય શાખાઓ એકબીજાનાં કાર્યક્ષેત્રોમાં દરમ્યાનગીરી કર્યા વગર રહી શકતી નથી, દા. ત. ધારાકીય સત્તા બંધારણે કૉંગ્રેસને આપી હોવા છતાં પણ પ્રમુખ,ધારાસભાએ પસાર કરેલા કાયદાઓ ઉપર વિશેષાધિકાર (veto power) વાપરી શકે છે, જોકે બન્ને ગૃહોની ⅔ બહુમતીથી આ અધિકારને નિરૂપયોગી બનાવી શકાય છે. તે જ પ્રમાણે કૉંગ્રેસ–ધારાસભાએ–પસાર કરેલા ખરડાઓ ઉપર પ્રમુખ મંજુરીની મહોર મારે નહીં ત્યાં સુધી તેઓ કાયદાનું સ્વરૂપ ધારણ કરી શકે નહીં. બંધારણે પ્રમુખને કારોબારીની સત્તાઓ આપેલી છે. છતાં પણ જ્યારે તેઓ પોતાના મંત્રીઓની તેમજ બીજી અગત્યની નિમણૂકો કરે છે, બીજાં રાજ્યો સાથે યુદ્ધ અથવા સંધિ જાહેર કરે છે, ત્યારે ધારાસભાનાં બીજાં ગૃહ (સેનેટ)ના ⅔ સભ્યોની મંજૂરી અનિવાર્યપણે લેવી જ પડે છે. જો સેનેટ મંજૂરી આપે નહીં, તો પ્રમુખના કાર્યનો અમલ થતો નથી. આ પ્રમાણે જ્યારે પ્રમુખ વુડ્રો વિલ્સને લિગ ઑફ નેશન્સમાં સભ્ય થવાનો સ્વીકાર કર્યા પછી, જ્યારે તેમણે સેનેટની મંજૂરી માંગી અને તેમના આ કાર્યને સેનેટે ના-મંજૂર કર્યું, ત્યારે અમરિકા લિગ ઑફ નેશન્શનું સભ્ય બની શક્યું નહીં. બંધારણે ન્યાયવિષયક સત્તાઓ સર્વોપરી અદાલતને આપી હોવા છતાં પણ જ્યારે પ્રમુખ પર દોષારોપ (impeachment)-નું કાર્ય કરવાનું હોય છે–આ કાર્ય ન્યાયવિષયક છે–ત્યારે સેનેટ દોષારોપની અદાલત (Court of impeachment)નું સ્વરૂપ ધારણ કરે છે, જો કે આ સમયે સર્વોપરી અદાલતમાં મુખ્ય ન્યાયાધીશ સેનેટમાં પ્રમુખ સ્થાને બેસે છે. આ ત્રણ દાખલાઓ ઉપયથી સ્પષ્ટ થાય છે કે અમેરિકામાં સત્તા વિશ્લેષના સિદ્ધાંતનો ચુસ્ત રીતે અમલ થતો નથી.

આજ પ્રમાણે સંસદિય બિન પ્રમુખશાહી-જવાબદાર બંધારણમાં હકિકતમાં અમુક અંશે સત્તા વિશ્લેષના સિદ્ધાંતનો સ્વીકાર કરવામાં આવ્યો છે. જો કે ધારાસભાને કારોબારી જવાબદાર છે, છતાં પણ ન્યાયતંત્રને આ બન્ને શાખાઓથી સ્વતંત્ર રાખવામાં આવે છે. તે ઉપરાંત કારોબારીનાં સભ્યો ધારાસભાના સભ્યો હોય છે, તેની બેઠકમાં હાજરી આપે છે, ચર્ચાઓમાં ભાગ લે છે, અને મતદાન પણ કરે છે. છતાં પણ કારોબારીમાં મહત્વનું સ્થાન ધરાવતા સનંદી અમલદારો (civil servants)નો વર્ગ ધારાસભા ને જવાબદાર નથી અને તેનાથી સ્વતંત્ર છે.

આ બન્ને પ્રકારોના બંધારણની વચમાં સ્વિટ્ઝર્લૅન્ડનું બંધારણ સ્થાન લે છે,કારણ કે તેમાં પ્રમુખશાહી અને સંસદીય બંધારણોનાં તત્ત્વ રહેલાં છે. ત્યાં કારોબારીને સમવાય સમિતિ–Federal Council કહેવામાં આવે છે. ધારાસભાનાં બન્ને ગૃહોના સભ્યો સામાન્ય ચૂંટણી પછી સંયુક્ત બેઠકમાં તેના સભ્યોની ચૂંટણી કરે છે. આ સભ્યો ચાર વર્ષ સુધી પોતાના સ્થાન ઉપર રહે છે. જેવી તેમની સમવાય સમિતિના સભ્યો તરીકેની ચૂંટણી થાય છે ત્યારથી તેઓ ધારાસભ્યો ગણાતા નથી. જો કે તેઓ ધારાસભામાં બેસી શકે છે, અને ચર્ચામાં ભાગ પણ લઈ શકે છે. આ વિગત ઉપરથી જણાઈ આવે છે કે (૧) કારોબારીના સભ્યો ચોક્કસ સમય સુધી–ચાર વર્ષ–સત્તા ઉપર રહે છે, એટલે કે તેમને ધારાસભા સત્તા ઉપરથી દૂર કરી શકતી નથી. તેમજ તેઓ ચૂંટાયા પછી ધારાસભ્ય ગણાતા નથી. અહીં પ્રમુખશાહી બંધારણનું તત્ત્વ–કારોબારી ધારાસભાને જવાબદાર નથી, પરંતુ તેનાથી સ્વતંત્ર છે–અસ્તિત્વ ધરાવે છે. (૨) કારોબારીના સભ્યોની ચૂંટણી ધારાસભ્યોમાંથી જ કરવામાં આવે છે, અને ચૂંટાયા પછી પણ તેઓ ધારાસભામાં બેસી શકે છે, તેમજ ચર્ચાઓમાં ભાગ પણ લઈ શકે છે. અહીં સંસદીય બંધારણનું તત્ત્વ–કારોબારીના સભ્યો ધારાસભાના સભ્યો હોવા જ જોઈએ–નજરે ચડે છે. આ પ્રમાણે સ્વીટઝર્લૅન્ડના બંધારણમાં પ્રમુખશાહી તથા સંસદીય બંધારણોનાં લક્ષણો અસ્તિત્વ ધરાવે છે.

છેલ્લે આધુનિક બંધારણોનું રાજાશાહી–Monarchy–અને ગણતંત્ર–Republic–માં વર્ગીકરણ કરવામાં આવે છે. જ્યાં આગળ રાજ્યના વડા તરીકે રાજા હોય છે, અને તમામ સત્તાઓ તેની પાસે હોય છે, ત્યારે તેને રાજાશાહી કહેવામાં આવે છે. અત્યારે રાજાશાહી છેલ્લા શ્વાસ લઈ રહી છે, અને તેનું સ્થાન નિયંત્રિત–બંધારણીય રાજાશાહી (Limited–Constitutional Monarchy) અથવા તો લોકશાહી લઈ રહી છે. દા. ત. ઇંગ્લૅંડ જ્યારે રાજ્યના વડા તરીકે રાજા નહીં, પરંતુ પ્રમુખ હોય છે, અને જ્યાં રાજાશાહીનો અસ્વીકાર કરવામાં આવ્યો હોય છે, ત્યાં ગણતંત્ર બંધારણ અમલમાં છે તેમ કહેવાય છે. દા. ત. ભારત, અમેરિકા, ફ્રાન્સ.

આ પ્રમાણે આધુનિક બંધારણોનું વિસ્તારથી વર્ગીકરણ કરવામાં આવ્યું છે, જેમનો અભ્યાસ કરવાથી અમુક રાજ્યનાં બંધારણને કેટલા પ્રકારોમાં મૂકી શકાય તેનો ખ્યાલ આવે છે. દા. ત. ઇંગ્લાંડનું બંધારણ અલિખિત, ચલિત, એકકેન્દ્રી અને સંસદીય છે. અમેરિકાનું બંધારણ લિખિત, અપરિવર્તનશીલ, સમવાયતંત્ર, પ્રમુખશાહી અને ગણતંત્ર છે. ભારતનું બંધારણ લિખિત, અપરિવર્તનશીલ (અમુક સંજોગોના લીધે જ તેમાં ચલિતતાનું પ્રમાણ વધ્યું છે), અર્ધ સમવાયતંત્ર quasi–federal, (કે. સી. વ્હીયર તેને આ પ્રમાણે સંબોધે છે, કેમકે તેમાં એકકેન્દ્રી અને સમવાયતંત્રનાં લક્ષણોનો સમન્વય થયો છે), સંસદીય અને ગણતંત્ર છે. જ્યારે ફ્રાંસનું બંધારણ લિખિત, ચલિત, એકકેન્દ્રી, સંસદીય (પ્રમુખ ને ખૂબ જ સત્તાઓ પાંચમા પ્રજાસત્તાકમાં આપવામાં આવી છે), અને ગણતંત્ર છે.

રાજ્યના બંધારણ પાછળ રહેલ ફિલસૂફીનો વિચાર કરતાં જણાય છે કે બંધારણ અને સ્વતંત્રતા તેમજ બંધારણ અને લોકશાહી સારી રીતે સંકળાએલાં છે. બંધારણની ઉત્પત્તિ અને તેના સ્વીકાર પાછળનો હેતુ રાજ્ય સરકારની સત્તાઓ ઉપર નિયંત્રણ મૂકવાનો છે જેથી કરીને પ્રજા પોતાની સ્વતંત્રતાનો યોગ્ય રીતે ઉપભોગ કરી શકે. પરંતુ યુદ્ધ, આર્થિક કટોકટી–economic crisis અને આર્થિક આયોજન–economic planningમાં બંધારણનાં ભયસ્થાનો રહેલાં છે; કારણ કે આમાંથી જો કોઈ પણ એક હાજર હોય છે, તો રાજ્યની સત્તામાં સારી રીતે વધારો થાય છે, અને આ રીતે બંધારણનો હેતુ નાશ પામે છે. જ્યારે રાજ્ય યુદ્ધમાં ઊતરે છે, ત્યારે સ્વાભાવિક છે કે સરકારની સત્તામાં ખૂબ જ વધારો થાય છે, અને કોઈ પણ રાજ્ય સરકારની સત્તાઓ ઉપર આવા પ્રસંગે નિયમન મૂકવાનું વિચારશે નહીં. આ જ પ્રમાણે રાજ્ય જ્યારે આર્થિક કટોકટી અનુભવે છે, ત્યારે પણ રાજ્ય સરકારની સત્તાઓમાં વધારો થાય છે. દા. ત. ૧૯૨૯–૩૦માં જ્યારે વિશ્વ મંદીનું ભયંકર મોજું ફરી વળ્યું, ત્યારે અમેરિકાની સરકારની સત્તામાં સારો વધારો થયો હતો. આર્થિક આયોજન પણ બંધારણના હેતુનો નાશ કરે છે. રાજ્ય આર્થિક સ્વતંત્રતા મેળવવા માટે આર્થિક આયોજનનો સ્વીકાર કરે છે, ત્યારે ધીરેધીરે તેની સત્તામાં

વધારો થાય છે જે ક્ષેત્રો બંધારણે તેને સોંપ્યાં હોતાં નથી, તેમાં પણ તેની દરમ્યાનગીરી શરૂ થાય છે. દા. ત. ભારતમાં આર્થિક આયોજન શરૂ થયું છે, અને તેના દ્વારા મધ્યસ્થ સરકારની સત્તાઓમાં સારી રીતે વધારો થયો છે.

આ પ્રમાણે યુદ્ધ, આર્થિક કટોકટી અને આર્થિક આયોજન, બંધારણે રાજ્યની સત્તા ઉપર મૂકેલાં નિયંત્રણને દુર કરે છે, અને તેની સત્તામાં વધારો કરે છે, છતાં પણ તેમનાથી રાજ્ય સ્વચ્છંદી રીતે વર્તી શકતું નથી. બંધારણનો અંકુશ રાજ્યને મદાંધ બનતાં અટકાવે છે. આ કારણથી જ વિશ્વના મોટા ભાગનાં રાજ્યોએ બંધારણનો સ્વીકાર કર્યો છે અને એશિયા, આફ્રિકા તથા દુનિયાના બીજા ભાગોમાં જ્યાં જ્યાં સ્વતંત્ર રાજ્યો અસ્તિત્વમાં આવી રહ્યાં છે તેઓ અચૂકપણે બંધારણનો સ્વીકાર કરે છે આ દૃષ્ટિએ બંધારણનો વિચાર રાજ્ય પૂરતો જ મર્યાદિત નહીં રહેતાં, તે વિશ્વવ્યાપી વિચાર બનતો જાય છે.

## પાદટીપ

1 A. D. Lindsay: Aristotle's Politics (Everyman's Library), Introduction p. ix.
2 H. J. Laski: An Introduction to Politics, p. 60.
3 Michael Stewart: Modern Forms of Government, p. 10.
4 C. F. Strong: Modern Constitutions, p. 10.
5 Dr. Basu: Cammentary on the constitution of India, p. 9. ભારતના બંધારણ વિષે pp. 8–21.
6 H. J. Laski: A Grammer of Politics, p. 304.
7 H. J. Laski: A Grammer of Politics, p. 91.
8 Dr. A. S. Altekar: State and Government in Ancient India, pp. 31 to 37.
9 Prof. Ernest Barker: Plato and His Predecessors, p. 1.
10 Lord Bryce: Studies in History and Jurisprudance Vol. 1, p. 148.
11 C. F. Strong: Modern Constitutions, p. 64.
12 K. C. Wheare: Modern Constitutions, pp. 13 to 15.
13 E. M. Sait: Political Institutions: A Preface, p. 331.
14 C. F. Strong: Modern Constitutions, pp. 64-65.

*

# હિંદના અર્વાચીન યુગની ભૂમિકામાં

પ્રવીણ ન. શેઠ
[ઇતિહાસ અને રાજ્યશાસ્ત્રના અધ્યાપક, સરદાર વલ્લભભાઈ આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

**હિંદના** ઇતિહાસમાં જ નહિ, પણ જગતના ઇતિહાસમાં ૧૯મી સદીની શરૂઆતમાં નવા પ્રવાહો શરૂ થતા દેખાય છે; ઇતિહાસ વળાંક લે છે. આ સમયમાં પશ્ચિમના જગત સાથેના સંપર્કના નવા માર્ગો ઊઘડ્યા, એ પહેલો પ્રવાહ. વળી આ જ સમયે મધ્યયુગીન હિંદની જૂની રાજ્યવ્યવસ્થા ભાંગી પડવાની દશામાં આવી પહોંચી હતી, એ બીજો પ્રવાહ. આવી પરિસ્થિતિએ વાયવ્ય સરહદના માર્ગો દ્વારા નવાં આક્રમણોને આકર્ષ્યાં ને પોષ્યાં, જે આખરે નવા ને મહાન્ મુસ્લિમ સામ્રાજ્યમાં પરિણમ્યાં, એ ત્રીજો પ્રવાહ. પહેલી દૃષ્ટિએ સ્વતંત્ર જણાતા આ ત્રણ આંતર પ્રવાહોમાંથી આધુનિક હિંદના ઘડતરની શરૂઆત થઈ; કારણ આ પ્રવાહો બહારથી જૂદા વહેતા દેખાતા હોવા છતાં એકમેક સાથે સંકળાયેલા હતા, એકબીજામાં મળી જવાના હતા, અને એમાંથી આધુનિક હિંદના મહાપ્રવાહનું સર્જન થવાનું હતું.[1]

સોળમી સદીમાં યુરોપિયનો પશ્ચિમના જળમાર્ગોથી હિંદના કિનારા પર ઊતર્યા એ જ સમયે મોગલો વાયવ્ય સરહદના ઘાટોમાંથી સિંધુ અને જમનાનાં મેદાનપ્રદેશમાં ઊતરી આવ્યા. "દેશના ઇતિહાસ પર ભારે અસર ઉપજાવનાર આ બે પરદેશી પ્રવાહો

હિન્દના જીવન સમુદ્રમાં સાથે ઠલવાયા હતા, એ હકીકત ભાગ્યે જ ખ્યાલમાં રખાય છે, પણ આ સમકાલીન બનાવો આપણા ઇતિહાસનું એક મહત્ત્વનું સીમાચિન્હ છે."[2] આ મોગલો અને યુરોપિયનો બંનેએ હિંદની સુવર્ણભૂમિની સમૃદ્ધિ વિશે ખૂબ જાણ્યું, સાંભળ્યું હતું, બંને એની અઢળક સમૃદ્ધિમાં ભાગ પડાવવા અહીં આવવા પ્રેરાયા હતા, અને પાછળથી બંને પ્રજાએ હિંદને પરાસ્ત કરી તેને સારા સમય સુધી પોતાના હાથમાં રાખ્યું હતું. આ બંને પ્રજાએ તેઓના આગમન વખતે હિંદ જેવું હતું એના કરતાં એને વધારે અર્વાચીન એમના આગમન બાદ બનાવ્યું. હિંદના આધુનીકરણની આ પ્રક્રિયામાં મોગલોનો ફાળો, જોકે, પહેલી દષ્ટિએ ખાસ નથી જણાતો, છતાં ય હકીકતમાં એ નાનોસૂનો ન હતો.

અર્વાચીન હિંદ એ ઘણાં અતિહાસિક પરિબળોનું પરિણામ છે. આ પરિબળોમાં સૌથી મોટું પરિબળ હિંદનો યુરોપિયનો સાથેનો રાજકીય, આર્થિક ને સાંસ્કૃતિક સમાગમ હતો એ ખરું, પણ આ સમાગમ આટલો ફળદાયી બન્યો એનું મુખ્ય કારણ તો એ હતું કે એ ફળને પોષવા માટેના જરૂરી વિકાસ ને ખેડાણનું કાર્ય યુરોપિયનોની અસર પહેલાં હિંદમાં થઈ રહ્યું હતું. આ ખેડાણ મોગલોએ કર્યું હતું. યુરોપી અસરને પચાવવા માટેની પશ્ચાદ્ ભૂમિકા મોગલ સમયમાં તૈયાર થઈ.[3] આ રીતે જોતાં, અર્વાચીન હિંદનો ઇતિહાસ મોગલ સમયથી શરૂ કરવાની યોગ્યતા જણાઈ આવે છે. વળી, મોગલ સમયથી અર્વાચીન હિંદનો ઇતિહાસ શરૂ કરવાના (ઉપરની સૂક્ષ્મ પૂર્વપ્રક્રિયા ઉપરાંત) બીજાં પણ કેટલાંક કારણો છે. એક અગત્યનું કારણ એ છે કે જે દૃષ્ટિએ મોગલો હિંદના જીવનમાં ભળી ગયા એ અર્થમાં અંગ્રેજોએ કદીય પોતાનું હિંદીકરણ થવા દીધું નથી. એમણે તો પરદેશી રાજ્યકર્તા તરીકે રહેવાનું જ પસંદ કર્યું ને તેથી એમનો હિંદમાંનો રાજ્ય-અમલ એ હિંદના ઇતિહાસની ચાલુ કડી કરતાં, બ્રિટિશ સામ્રાજ્યના ઇતિહાસના એક ભાગ જેવો વધારે જણાય છે. જ્યારે મોગલ સમયમાં તો મોગલ રાજ્ય-અમલનો ઇતિહાસ "હિંદી બનતો અટક્યા વિના" જ તત્ત્વતઃ મધ્યયુગીન જાળમાંથી અર્વાચીન તબક્કામાં પ્રવેશે છે જે; ઘટનાથી તે અર્વાચીન તબક્કામાં પ્રવેશ્યો એ છે પાણીપતનું પહેલું યુદ્ધ, ઈ. સ. ૧૫૨૬.

પાણીપતના યુદ્ધમાં મોગલ સરદાર બાબરે દિલ્હીના સુલતાન ઈબ્રાહીમ લોદી પર જીત મેળવી; એ જીત તો મધ્યયુગીન તીરકામઠાં ને તલવાર સામે અગ્નિગોળા ને બંદૂકની જીત હતી, અવ્યવસ્થિત ને અણઘડ ટોળાંઓ સામે શિસ્તબદ્ધ રીતે વ્યૂહમાં ગોઠવાયેલા આધુનિક સૈન્યની જીત હતી. વળી મોગલ રાજ્યની વ્યવસ્થા એના શ્રેષ્ઠ સમયમાં એના પુરોગામી રાજ્યો કરતાં વધારે અર્વાચીન ઢબ પર રચાયેલી હતી. એની મહેસૂલ-પદ્ધતિ વધારે શાસ્ત્રીય હતી ને વહીવટીતંત્ર વધારે વ્યવસ્થિત હતું.[4] ઈંગ્લેંડના ટયુડર રાજાઓએ જેમ ઈંગ્લેંડને, તેમ મોગલ રાજાઓએ હિંદને અર્વાચીન જગતના નકશા પર સ્થાન અપાવ્યું, જીવનને સંપૂર્ણ રીતે જીવવાની તથા વિલાસી રીતે માણવાની કળામાં મોગલ રાજ્યકર્તાઓ ફ્રાન્સના લૂઈ ચૌદમા સાથે હરીફાઈ કરી શકે એમ છે. વળી એમના જાગૃત ને પ્રબુદ્ધ અમલ દરમ્યાન, એમણે અર્વાચીન બિન-સાંપ્રદાયિક ભાવનાને પોષી. જે સમયે યુરોપમાં ધર્મભાવના સંકુચિત સીમાની બહાર આવી શકી ન હતી, એ સમયે હિંદમાં નવજાગૃતિનાં કેટલાંક બી વવાયાં હતાં.[5] ઉત્તર હિંદમાં સમાન રાજ્યભાષા, સરકારી વહીવટ-પદ્ધતિ ને અર્થતંત્ર પણ આ સમયથી વ્યવહારમાં આવ્યાં હતાં, ને નવે સ્વરૂપે બ્રિટિશ શાસનકાળ દરમિયાન ચાલુ રહ્યાં હતાં.

આમ મધ્યયુગીન (ફ્યુડલ) પદ્ધતિની જાળમાંથી હિંદને બહાર કાઢી એને અર્વાચીન વિચારો અને સંસ્થાઓ સાથે પરિચિત કરવામાં મોગલોએ પ્રથમ ફાળો આપ્યો હતો. આથી મોગલયુગ આપણને અર્વાચીન હિંદના ઇતિહાસમાં પ્રવેશ કરાવે છે. હિંદની પરિસ્થિતિ જોતાં આ અવલોકન સ્પષ્ટ બનશે.

## મોગલ આક્રમણના સમય પહેલાંની હિંદની પરિસ્થિતિ :

૧૫મી સદીના હિંદની મધ્યયુગીન વ્યવસ્થા, જમાનાની જરૂરિયાતથી ઘણી પાછળ પડી જતી હતી અને એ સમયની અંધાધૂંધી ને વિસંવાદિતા નવનિર્માણની જરૂરિયાતનું ચિહ્ન બની ગઈ હતી. બાબરની હિંદ પરની ચઢાઈ પહેલાંનું હિંદ આવા સંક્રમણકાળ—મધ્યયુગ-

માંથી અર્વાચીન કાળમાં પરિવર્તન પામતા સંધિકાળની બધી લાક્ષણિકતાઓ ધરાવતું હતું. આ સમયના ભારત પાસે જૂની વ્યવસ્થાને ટકાવવા માટેની કોઈ શક્તિ રહી ન હતી અને આથી નવાં પરિબળો લાવનાર યુગનું મંડાણ અનિવાર્ય હતું. બાબર જ્યારે હિંદમાં આવ્યો ત્યારે મધ્યયુગીન રાજકીય વ્યવસ્થા તેના છેલ્લા શ્વાસ લઈ રહી હતી. બાબરે નવાં પરિબળો લાવનાર યુગનું મંડાણ કર્યું.

## (अ) બાબરના આક્રમણ સમયની હિંદની રાજકીય પરિસ્થિતિ :

**(૧) ઉત્તર અને દક્ષિણ હિંદ વચ્ચેની અલગતા :** ૧૫મી સદીમાં ને ૧૬મી સદીની શરૂઆતમાં ઉત્તર હિંદમાં અફઘાનોનું દિલ્હી સામ્રાજ્ય અસ્તિત્વમાં હતું. વળી રાજપૂતો પણ ઉત્તર હિંદની રાજકીય બાબતોમાં વર્ચસ્વ ધરાવતા હતા. એ જ સમયે દક્ષિણમાં વિજયનગરનું હિંદુ મહારાજ્ય કૃષ્ણદેવરાયની છત્રછાયા નીચે સમૃદ્ધિ ભોગવતું હતું. પણ હિંદનાં આ મહત્ત્વનાં રાજ્યો વચ્ચે કોઈ પ્રકારનો સીધો ને સંજોગ રાજકીય સંબંધ કે મેળ ન હતો. કોઈ પરદેશી આક્રમણકાર મધ્ય એશિયામાંથી હિંદ પર ત્રાટકે ને દિલ્હી તેમજ ઉત્તર હિંદને પરાસ્ત કરી, છિન્નભિન્ન કરી, લૂંટી જાય કે ત્યાં રાજ્ય કરે તો તેમાં પોતાને કંઈ સંબંધ નથી એવું દક્ષિણ હિંદને લાગતું. પરદેશી આક્રમણનો આ જ પ્રવાહ એક દિવસ ઉત્તર હિંદ પર ફરી વળી પછી પોતાને પણ ઘસડી જશે, એવી રાજકીય દીર્ઘદષ્ટિ દક્ષિણનાં રાજ્યોમાં ન હતી. પોતાની રાજકીય મહત્ત્વાકાંક્ષાનો સાચો હરીફ હિંદનો બાકીનો અર્ધભાગ નહિ પણ પરદેશી આક્રમણકાર બનશે એવું એમના ખ્યાલમાં ન હતું. ભૌગોલિક પરિસ્થિતિને લીધે પણ હિંદનું આ અલગતાવાદી વલણ વધતું હતું, જે હિંદના બંને અર્ધભાગોના હિતના વિરુદ્ધ જવાનું હતું. મોગલ શાસનકાળ દરમિયાન અને પછી જ આવા માનસમાં સુધારો થયો.

**(૨) એકકેન્દ્રીય પ્રબળ રાજ્યસત્તાનો અભાવ :** ખીલજી ને તઘલખ વંશના અમલ દરમ્યાન દિલ્હીનું સામ્રાજ્ય લગભગ આખા હિંદમાં વિસ્તર્યું હતું ને તેથી એ ઘણું સબળ ને સદ્ધર હતું. પણ પાછળથી નબળા સુલતાનો આવતાં દિલ્હીનું આ અફઘાન સામ્રાજ્ય ધીમેધીમે વિસ્તાર ને વર્ચસ્વની દૃષ્ટિએ સાંકડું ને મર્યાદિત થતું ગયું; સોળમી સદીની શરૂઆતમાં તો ઉત્તર હિંદમાં પણ, એના વ્યાપક વિસ્તાર છતાં ય, એ કોઈ પ્રકારનું વર્ચસ્વ ધરાવતું ન હતું. હવે આખા હિંદના ઉત્તર ને દક્ષિણ એમ બે અલગ રાજકીય ભાગો જ નહોતા રહ્યા, પણ ઉત્તર હિંદમાં પણ સત્તાની સાઠમારી ચાલી રહી હતી ને કોઈ પ્રધાન કે કેન્દ્રિય રાજ્ય રહ્યું ન હતું. રાજપૂતો દિલ્હી સલ્તનતને તોડી એની જગા લેવાની મહત્ત્વાકાંક્ષા સેવતા હતા.[૬] ગુજરાત ખાનદેશને પચાવવા માગતું હતું, ત્યારે દિલ્હીના અફઘાન સામ્રાજ્યના પાયા પણ ડગમગવા માંડ્યા હતા. દિલ્હીના એક વખતના દૂરના સામ્રાજ્ય ભાગો ગુજરાત ને બંગાળ જેવા પ્રદેશોમાં નિમાયેલા સૂબાઓ કે ગવર્નરો દિલ્હીના લોદી પાદશાહોની નિર્બળતાનો લાભ લઈ હકીકતમાં સ્વતંત્ર થઈ ગયા હતા. આ પ્રદેશો દિલ્હીથી ખૂબ દૂર હોવાથી એના બળવાખોર સૂબાઓ પર અંકુશ રાખવાનું દિલ્હી સલ્તનત માટે થોડું મુશ્કેલ તો હતું જ. તેમાં ય, નિર્બળ ને આવડત વગરના છેલ્લા લોદી સુલતાનોના સમયમાં સૂબાઓની અલગ ને સ્વતંત્ર થવાની વૃત્તિને ખૂબ જ ફાવટ આવી ગઈ. આથી દિલ્હીના સામ્રાજ્યની શક્તિ વિદીર્ણ થઈ ગઈ હતી. ચૌદમી સદીના અંતમાં થયેલ મોગલ સરદાર તિમૂર (તૈમૂર લંગ)ની સફળ ચઢાઈએ એ સ્પષ્ટપણે બતાવી આપ્યું હતું કે હિંદ હવે અજેય રહ્યું ન હતું.[૭] એ પછી કોઈ હિંદી મુસલમાન રાજવી પ્રતાપી કે અલ્લાઉદ્દીન ખીલજીની મહત્તાએ પહોંચી શક્યો નહિ. હિંદુ રાજ્યોએ કૃષ્ણદેવરાય કે રાણા સંગ્રામસિંહ જેવા પ્રતાપી રાજવીઓ આપ્યા ખરા, પણ તેમનામાં પણ ભારતની વેરાયેલી શક્તિને એક કરવાની ચન્દ્રગુપ્ત, વિક્રમાદિત્ય કે હર્ષની શક્તિ નહોતી. રાણા સંગ જેવો પણ, બાબરને પરદેશી ગણી તેની સામે ઇબ્રાહિમ સહિત સમગ્ર હિંદી શક્તિને એક કરવાનું વિચારી શક્યો નહીં.[૮]

આ સમયે પ્રજા અને સરકાર વચ્ચે જે આંગિક (organic) સંબંધ હોવો જોઈએ તે હતો નહિ. રાજ્યો પોતાની યુદ્ધખોર નીતિ અને તેની વિપરીત અસરોને લીધે પ્રજાથી ખૂબ અળગાં પડી ગયાં હતાં. વળી સામ્રાજ્યના દૂરના ભાગો સાથે કટોકટીના સમયમાં સંપર્ક જારી રાખવા કે તેમની પાસેથી સાધન પુરવઠા, માણસ વગેરેની

મદદ મેળવવા જે વહીવટી સંયોજન જોઈએ તેનો પણ અભાવ વર્તાઈ આવતો હતો. આ બધા સંજોગોમાં ખૂબ સ્પષ્ટ હતું કે "આ સમયનાં હિંદનાં રાજ્યોમાં નવાં આક્રમણ સામે ટકી રહેવાની શક્તિનો સદંતર અભાવ હતો."[૯] તેની મધ્યયુગીન વ્યવસ્થાએ બધી રીતે તેની જરૂરિયાત ગુમાવી હતી ને આથી હિંદના નવા રાજકીય ભાવિ-નિર્માણનું સાધન બાબરને ભાગ્યે લખાયું હતું.

### (આ) હિંદની આર્થિક પરિસ્થિતિ :

આધુનિક સમયમાં રાજકીય સલામતી ને સુવ્યવસ્થા વગર આર્થિક સદ્ધરતા ને સમૃદ્ધિ સંભવી શકતી નથી. પણ મધ્યકાળમાં એ એક વિરોધાભાસ હતો, કે મધ્યયુગ-નું હિંદ રાજકીય અવ્યવસ્થામાં ગૂંચવાઈ ગયું હતું, ત્યારે આર્થિક ક્ષેત્રમાં તે સદ્ધર ને સમૃદ્ધ હતું. કોઈ પણ પરદેશીને આવવાની લાલચ થાય એવી એની આર્થિક સ્થિતિ હતી. દેશમાં ખેતી સારા પ્રમાણમાં થતી ને લોકોના ઉપયોગ ઉપરાંત ખેતીની પેદાશ વધતી તેની નિકાસ થતી હતી. આમ ખેતીનો ધંધો ખૂબ જ સમૃદ્ધ સ્થિતિમાં હતો. વળી, વ્યાપાર-ક્ષેત્રે પણ મલાયા, ચીન, મધ્ય એશિયા, અફઘાની-સ્થાન, ઇરાન વગેરે દેશો સાથે ખૂબ જ વ્યાપાર થતો. સમાજના ઉપલા વર્ગોને તો વૈભવનો શોખ પણ હતો.

એ સમયના પરદેશી પ્રવાસીઓ પણ હિંદની સમૃદ્ધિ ને વૈભવ વિષે ખૂબ લખી ગયા છે. બારબોસા અને નિકિતીન નામના પ્રવાસી પણ "મૂર ને હિંદુ વેપારીઓથી" ભરચક ખંભાતની અદ્ભુત સમૃદ્ધિનું વર્ણન કરે છે. શ્રીનગર, મલબાર, કાલિકટ વગેરે વિષે પણ આવાં વર્ણનો મળે છે, 'આશ્ચર્યથી મોંમાં આંગળાં નખાવે, પહેલી દૃષ્ટિએ જ મુગ્ધ કરી દે ને વર્ણન કરવું શક્ય નથી એવા સુંદર બજારોની' વાત પણ એ સમય માટે સામાન્ય છે. વિજયનગર એ સમયના જગતનું સૌથી સગવડભરેલું નગર ગણાતું હતું.

હિંદનો આ વૈભવ જ પરદેશી આક્રમણનું એક મોટું કારણરૂપ બની ગયો. ખુદ બાબર લખે છે 'હિંદમાં સોનું તેમજ રૂપું ખૂબ જ વિપુલ પ્રમાણમાં મળે છે. વળી, તે દેશની એક વધારે સગવડ એ છે દરેક ધંધા અને ઉદ્યોગના જાણકાર અસંખ્ય કારીગરો ત્યાં છે, ને તેમના ધંધાને પોષણ મળે એવી આર્થિક સ્થિતિ પણ ત્યાં પ્રવર્તે છે.' હિંદના આ વૈભવની માહિતીએ જ એને કાબૂલથી અસંતુષ્ટ બનાવી હિંદમાં આવવા પ્રેર્યો હતો.

**(ઇ) હિંદની સાંસ્કૃતિક પરિસ્થિતિ:** ૧૫-૧૬મી સદીના હિંદનો અભ્યાસ કરતાં જે રીતે તેની આર્થિક સ્થિતિ વિરોધાભાસી લાગે છે, તે જ રીતે રાજકીય આંતર-ઘર્ષણ અનુભવતા હિંદનું સાંસ્કૃતિક વાતાવરણ પણ વિરોધાભાસી છે. ૧૫મી સદીનો રાજકીય સંઘર્ષ હિંદના જીવનને ઉપરછલ્લી રીતે જ સ્પર્શતો હતો. એ સપાટી નીચે હિંદના સાચા જીવનનો ઊંડો પ્રવાહ તો અસ્ખલિત રીતે વહેતો હતો. પરદેશી આક્રમણની કે હિંદની રાજકીય છિન્નભિન્નતાની એના પર કોઈ અસર ન હતી. હિંદનાં તોફાન ને ઝંઝાવાતભરી અસ્થિર ને હાલી ઊઠેલી સપાટીની નીચે તો પરસ્પર સંવાદીપણું ને સહિષ્ણુતા કે સમભાવનો એક શાંત પ્રવાહ ત્યારે વહેતો હતો.[૧૦] હિંદુ ને મુસ્લિમ પ્રજા વચ્ચે એક કોમ તરીકે કોઈ વેર કે સંઘર્ષ નહોતાં. હકીકતમાં તો, બંને જાતિઓને એકબીજાની સંસ્કૃતિ માટે માન હતું. હિંદુ અને ઇસ્લામ આ સમયે સામસામે એક કોમ તરીકે ઓળખાતા ન હતા. 'એમની વચ્ચેના ઝઘડા હવે ધાર્મિક કરતાં વ્યક્તિગત ને પ્રાદે-શિક કારણોસર જ વધારે હતા.'[૧૧] સાંસ્કૃતિક ક્ષેત્રમાં બંને પ્રજા એક થવાની પ્રક્રિયામાં હતી.

આ સમયે રામાનંદ, ચૈતન્ય, વલ્લભાચાર્ય, નામદેવ, કબીર, નાનક વગેરે સંતોએ બંને જાતિમાં નવું ચૈતન્ય અને ઐક્ય પ્રસાર્યું. ધર્મઝનૂનની ક્ષુદ્રતામાંથી લોકોને બહાર કાઢી, માનવજીવનના માનવ તરીકેના સંબંધોમાં રહેલા માંગલ્યને છતું કરી, એમણે હિંદને રાજકીય અંધાધૂંધીથી સર્જાતા પ્રલયના ભય સામે એકતા અર્પી એ પ્રલયને ખાળ્યો. હિંદમાં હિંદુ ને મુસલમાન રાજ્યો હોવા છતાં ય તેમના ઝઘડા માત્ર રાજકીય કારણોસર રહ્યા એટલા ધાર્મિક કારણો રહ્યા ન હતા.

એ જ પ્રમાણે મુસલમાનો હિંદમાં આવ્યા ત્યારે એમ-ની ચિત્રકળા પર ચીની ચિત્રકળાની અસર હતી. ભારત-માં એ અસર ધીમેધીમે ભૂંસાઈ ગઈ, ને મુસ્લિમ કળા હિંદુ અસર હેઠળ આવી. પરિણામે ઇસ્લામમાં જીવન્ત પ્રાણીઓનાં ચિત્રો દોરવાની મના હોવા છતાં હિંદમાં મુસ્લિમ કલાકારો તેવાં ચિત્રો દોરતા થયા. સાહિત્યમાં પણ પરસ્પર આપલે થઈ. આમ બન્ને સંસ્કૃતિના સંમિશ્રણમાં કળા, સ્થાપત્ય, સંગીતમાં નવી ભાત, નવી

શલીઓનું સર્જન થયું. વળી તાજિયા જેવા મુસ્લિમ તહેવારોમાં હિંદુઓ ઉમળકાથી આ સમયથી ભાગ લેતા થયા. સર જૉન માર્શલ આ અદ્ભુત પ્રક્રિયાને નોંધતાં લખે છે: 'ખૂબ જ વ્યાપક ને સમર્થ રીતે વિકસેલી, છતાં ય ખૂબ જ અસામાન ને જુદી સભ્યતા ધરાવતાં હિંદુ ને મુસલમાનો જે રીતે મળ્યા ને એકબીજામાં ભળી ગયા એ દૃશ્ય માનવ-ઇતિહાસમાં ભાગ્યે જ જોવા મળે છે. 'ખૂબ વિરોધાભાસી આ ધર્મ ને સંસ્કૃતિનું મિલન ઘણું સૂચક છે', હિંદુ મુસ્લિમ સંસ્કૃતિની સમન્વયકારી શક્તિનું એ દ્યોતક છે. એમાંથી જ અકબર જેવો ભાવિ રાષ્ટ્રીય એકતાની ભાવનાનું આવું દર્શન કરવાનો હતો, ને અર્વાચીન હિંદ ઘડાવાનું હતું.[૧૨]

આમ રાજકીય અવ્યવસ્થાની ભૂમિકામાં હિંદની આર્થિક સમૃદ્ધિ મોગલોને રાજ્ય-સ્થાપન માટે ખાસ આકર્ષક લાગી તો, સાંસ્કૃતિક શાંતિ અને સમન્વયકારી ભૂમિકાએ અકબર જેવા મોગલને આધુનીકરણની પ્રક્રિયાને પોષવા જોઈતું ખેડાણ કરી રાખ્યું હતું. મોગલોના આક્રમણ અને એમની સ્થિરતાના બાહ્ય તબક્કા પછી આધુનીકરણની આ અદૃશ્ય, સૂક્ષ્મ, ધીમી અને અજાણ પ્રક્રિયા કંઈક મૂર્ત સ્વરૂપમાં આપણને જોવા મળે છે. આવી પ્રક્રિયાને મૂર્ત બનવા જોઈતી વિધિ પાણીપતના પહેલા યુદ્ધે પૂરી પાડી, તેથી ઇતિહાસકારો હિંદના આધુનિક યુગની ઉષાની તે સમયમાં ઝાંખી કરે છે.

## પાદટીપ

૧ આ જ પ્રવાહોને બ્રિટિશ ઇતિહાસકારો કૃત્રિમ રીતે જૂદાં પાડી હિંદુ કાળ, મુસ્લિમ કાળ અને છેલ્લો ઐતિહાસિક તબક્કો **તે જ આધુનિક** યા બ્રિટિશકાળ એમ ભારતના ઇતિહાસને સાંપ્રદાયિક ચોકઠામાં વહેંચી નાખે છે. જૂઓ શ્રી જયચન્દ્ર વિદ્યાલંકારના ઈતિહાસ અધિવેશનો (સિમલા ને નાગપુર)ના અધ્યક્ષપદેથી અપાયલાં પ્રવચનો.

2 S. R. Sharma: The Making of Modern India, p. 2.

૩ જયચન્દ્ર વિદ્યાલંકાર: ભારતીય ઇતિહાસની વિકાસરેખા (અનુવાદ)ની પ્રસ્તાવના, પૃ. ૭

૪ વિદ્યાલંકાર, પૃ. ૧૫૩. વળી જૂઓ, Jadunath Sarkar: Mughal Administration.

5 Dr. B. G. Gokhale: The Making of the Indian Nation.

6 Dr. G. N. Sharma: Mewar and the Mughal Emperors, p. 45.

7 S. R. Sharma: The Making of Modern India, p. 24.

8 *Ibid*, p. 24.

9 S. R. Sharma: Moghal Sultunate.

10 R. C. Majumdar & Others: An Advanced History of India, p. 401; વળી જુઓ, આ પુસ્તકનાં પાનાં ૪૦૧-૪૦૫.

11 Dr. B. G. Gokhale: The Making of the Indian Nation, p. 54

12 S. R. Sharma: The Making of Modern India, p. 29.

*

# રાજકીય આજ્ઞાધીનતા

પુરુષોત્તમ ગણેશ માવળંકર

[હૅરલ્ડ લૅસ્કી ઇન્સ્ટિટ્યૂટ ઑફ પોલિટિકલ સાયન્સના ઉપક્રમે ચાલતા રાજ્યશાસ્ત્ર અભ્યાસ વર્તુળની પખવાડિક ચર્ચાસભામાં તા. ૧૪ ઑગસ્ટ ૧૯૬૧ને રોજ ઉપરોક્ત વિષય પર થયેલી ચર્ચાનો આરંભ આચાર્યશ્રી પુરુષોત્તમ ગ. માવળંકરે કર્યો હતો. એના આધારે નીચેની નોંધ શ્રી પ્રકાશ શાહે તૈયાર કરી છે. નોંધમાંના વિચારો અભ્યાસ વર્તુળના અગર ઇન્સ્ટિટ્યૂટના નથી.]

રાજકીય રીતે સૂત્રબદ્ધ અને સંગઠિત સમુદાય એટલે રાજ્ય. આપણે વિચારવાનો પ્રશ્ન આ છે: શા માટે પ્રત્યેક વ્યક્તિ, રાજ્ય દ્વારા નિયત ઢબ અને ઢાંચાથી પોતાને પારસ્પરિક વ્યવહારમાં બાધ્ય ગણે છે? વ્યક્તિ અને રાજ્યના અસ્તિત્વને પાયામાંથી છણતો આ મૂળભૂત પ્રશ્ન છે. રાજકીય આજ્ઞાધીનતાના વિષયની વિશિષ્ટતા એ છે કે, વ્યક્તિ અને રાજ્ય બંનેને અલગ અલગ એકમ તરીકે મૂલવવાની એ કોશિશ કરે છે.

કેટલીક વાર એમ કહેવામાં આવે છે કે, કશી વૈકલ્પિક પસંદગીની તક જ પોતાની પાસે ન હોવાથી વ્યક્તિ રાજ્યને વફાદાર રહેવાનું સ્વીકારે છે. પરંતુ આ તો છેક જ છીછરું ને ઉપરછલ્લું દૃષ્ટિબિન્દુ છે. રાજ્યશાસ્ત્રના અભ્યાસીનું કામ તો વધુ ઊંડાણવાળી શોધ ને સમીક્ષા કરવાનું છે. એટલે આ પ્રશ્નના મૂળમાં જવા માટે રાજ્ય અને સમાજને વિભાગતી રેખા દોરવી રહી. ઍથેન્સ કે સિરાક્યુઝમાં કદાચ પ્લેટો સાથે ભેટો થઈ જાય તો એ એની અભિજાત ભૌમિતિક સ્પષ્ટતાથી તમને રાજ્ય અને સમાજના સમીકરણની જ વાત કરવાનો. એને મન રાજ્ય અને સમાજ બધું એકનું એક. પ્લેટોની વિચારધારાનું એક પાસું તો ઘણું સાચું હતું કે, રાજ્યના અસ્તિત્વ વગર વ્યક્તિગત કે સામુદાયિક વિકાસ અશક્ય છે. તેમ છતાં, અત્યારે આપણે સહેજે સમજી શકીએ છીએ તેમ, રાજ્ય અને સમુદાય વચ્ચેનો મોટામાં મોટો તફાવત એટલે રાજ્યની પાછળ રહેલું કાનૂની અને શક્તિનું પીઠબળ. સમુદાય પાસેથી રાજ્ય કેટલાક યમનિયમ અનુસારનું વર્તન ઇચ્છે છે અને કરાવે છે, એ એક હકીકત છે.

પણ રાજ્યના સમર્થ કાનૂની વ્યક્તિત્વના સંદર્ભમાં વિચારતાં પહેલાં એ આજ્ઞાધીનતાને ઘડનાર પરિબળોનું અવલોકન કરવું ઘટે.

રાજ્યની કહેણી અને કરણી તેમ જ ઉજ્જ્વલ ભાવિ અંગેની એની જાહેરાતો અને પ્રત્યક્ષ વ્યવહાર પરત્વે સંમતિદર્શક વલણ ધરાવનાર વ્યક્તિ રાજકીય આજ્ઞાધીનતાની પુરસ્કર્તા હોય એ દેખીતું છે. આવી મનઃસ્થિતિ કૈંક નિષ્ક્રિય છે. આથી ઊલટું, રાજ્યનાં હેતુઓ સાથે ઉષ્માભરી એકતાનતા અનુભવનાર વ્યક્તિની આજ્ઞાધીનતામાં સક્રિયતા છે. અને આખરે તો, રાજકીય આજ્ઞાધીનતાના એક સમર્થ પ્રવક્તા ગ્રીને કહેલું એમ, રાજ્યના પાયામાં સત્તાશક્તિ નહીં પણ વ્યક્તિની સ્વતઃસ્ફૂર્ત ઇચ્છા છે.

રાજ્યની વફાદારી પ્રેરવામાં ઉપયોગિતાવાદનો ફાળો પણ અગત્યનો છે. રાજ્ય દ્વારા સુરક્ષા તેમ જ વિકાસનો યોગ પણ ઉપલબ્ધ થાય છે એવી પ્રતીતિ રાજકીય આજ્ઞાધીનતા ન પ્રેરે તો નવાઈ. વળી, ટેવના બળનો ફાળોય નાનોસૂનો નથી. લૅસ્કી કહેતા કે, આજ્ઞાધારકપણાની વાત હું કુટુંબજીવનમાંથી શીખ્યો! પરંપરાગત રીતે સહસ્રાવધિ વર્ષોથી રાજ્ય ચાલ્યું આવતું હોય અને એ વાતાવરણમાં જ ઉછેર થાય, એટલે આ ગુણ જાણે ગળથૂથીમાંથી જ મળ્યો હોય એવું કહી શકાય.

તે પછી ધ્યાન ખેંચનાર પરિબળો છે: અગતિકતા, સુસ્તી અને 'મારે શું?'ની વૃત્તિ. આ 'મારે શું?'ની વૃત્તિથી ઘરનો ખૂણો સેવનાર માણસ કરવાજોગ બાબતો કરતો નથી અને ન સાંખવા જેવી વસ્તુઓ નભાવી લે છે. કોઈ પણ શાસનપદ્ધતિમાં, અને લોકતંત્રમાં તો સવિશેષ, ચોગમ ચાલતી સામાજિક ને રાજકીય ગતિવિધિને પોતીકી ગણીને ઉમળકાથી વર્તનાર માણસો જેટલા ઝાઝા તેટલી તે તંત્રની સફળતા વધારે: આ વિધાન જો સત્ય હોય તો ઉપર ઉલ્લેખ કર્યો એવા નાગરિકો ગમે તેટલા વફાદાર અને આજ્ઞાધારક લાગે તોપણ, રાજ્ય તથા સમાજના ઉજ્જ્વલ ભાવિને લાગે વળગે છે ત્યાં સુધી, એ વફાદારીનો તથા આજ્ઞાપાલનનો કશો ખાસ અર્થ નથી.

ટેવની વાત તો આપણે જોઈ. વારસાગત સંસ્કારને પરિણામે પ્રત્યેક વ્યક્તિની કેટલીક આસ્થાઓ અને પ્રતીતિઓ બંધાઈ જાય છે. આમ હોવાથી, દેવપૂજાની ઓરડી વગર ઘરમાં અધૂરપ જણાય છે તેવી રીતે, રાજકીય આજ્ઞાધીનતા વગર વ્યક્તિને પોતાના વ્યક્તિત્વમાં કશુંક ખૂટતું લાગતું હોય એમ બને. એટલે ઘણી વાર આ વફાદારીની બુનિયાદમાં, પરિપૂર્ણતા પામવાની દરેકની જમાનાજૂની ઝંખના કે અભીપ્સા કામ કરતી હોય છે. વળી, રાજ્યના અસ્તિત્વના મિષ્ટ ફલ તરીકે કેટલાક લાભ મળી શકતા હોય છે એ પણ દેખીતું છે.

આજ્ઞાધીનતાને પ્રેરનારું અંતિમ છતાં સર્વાધિક અગત્ય ધરાવતું પરિબળ તે રાજ્ય પાછળ રહેલ બળ. આથી જ તો રાજ્ય, સમાજની અનેકવિધ સંસ્થાઓમાંથી જ એક ન રહેતાં, સૌથી વધુ શક્તિશાળી સંસ્થા સ્વરૂપે ઊપસી આવ્યું છે. અન્ય સંસ્થાઓ સાથે તમારો વ્યવહાર ચાહે ઐચ્છિક હો, પણ રાજ્યથી તો તમે બંધાએલા જ રહેવાનાં.

રાજ્યની આજ્ઞાનું ઉલ્લંઘન કરી શકાય ?-આ સવાલનો જવાબ યુગેયુગે વિચારકોએ હકાર ને નકાર બેઉમાં આપ્યો છે. હૉબ્ઝ જેવા વિચારકો ચોખ્ખો ઈન્કાર કરે છે. એમને મન રાજ્ય વિનાનો માણસ હીન, અને એથી સમાજજીવનમાં આંધી અને અવ્યવસ્થા. તેથી, આંધી અને અવ્યવસ્થાના નિરસન માટે, રાજ્યની પ્રત્યેક આજ્ઞાને આગળપાછળનો વિચાર કર્યા વિના તાબે થવામાં જ એમને કૃતાર્થતા જણાવાની. અને પ્લેટોની માન્યતા તો પૂછશો જ મા : રાજ્ય અને વ્યક્તિ કે સમુદાય વચ્ચે કશો વિસંવાદ જાગી શકે એવું એને કદી લાગ્યું હોય તો ને ! આ તો વિચારકોની વાત થઈ; પણ જેઓ સત્તાસ્થાને સ્થિર થઈને બેઠા છે એ સહુ પણ રાજ્યની આજ્ઞાના ઉલ્લંઘનને 'ન કરવા જેવી કામગીરી' માનતા જણાય છે !

ખેર; હકૂમતના ફરમાનને ઉવેખી શકાય કે નહીં, એ અલગ વાત છે. પરંતુ વ્યક્તિની અસલિયતને પડકાર કરતો પ્રશ્ન આ છે : હકૂમતના ફરમાનને ઉવેખવું જોઈએ કે નહીં ? આ તબક્કે નૈતિક વિચારણા પ્રસ્તુત બને છે. હરેક અન્યાયી નિર્ણયને તાબે થવાનો મક્કમ ઇન્કાર કરવો અને દૃઢસંકલ્પ થઈને સામો પડકાર કરવો, એ દરેક સમજદાર નાગરિકનું કર્તવ્ય બની રહે છે. બંધારણે આજ્ઞાભંગનો અધિકાર આપ્યો હોય યા ન આપ્યો હોય, પણ ન્યાયની પ્રતિષ્ઠા ખાતર આજ્ઞાભંગની કર્તવ્યપૂર્તિ ઘણી વાર અનિવાર્ય બને છે. એટલું સાચું કે ન્યાયનો ખ્યાલ વ્યક્તિએ વ્યક્તિએ ભિન્ન હોવાનો અને એમાં આત્મલક્ષી વલણ પણ નિર્ણાયક પરિબળ તરીકે ચિત્રમાં આવવાનું. પરંતુ આ વિધાન કરતી વેળાએ આપણે એ ન ભૂલીએ કે રાજ્ય સેન્દ્રિય આયોજન છે; એ ઇમારતોથી નહીં પણ માણસોથી બનેલું છે. એમાં માણસના મંતવ્યની પ્રતિષ્ઠાનો વિચાર નહીં થાય તો કેમ થશે ?

હવે પછી રાજ્યશાસ્ત્રના અભ્યાસી પાસે આવતો કોયડો કાનૂન ને નીતિ વચ્ચેનો યથાર્થ સંબંધ શોધવાનો છે. રાજ્યની પ્રવૃત્તિઓની પાર્શ્વભૂમિકામાં નીતિમત્તાનો વિચાર કેટલેઅંશે રહ્યો છે, એ વિચાર્યા બાદ રાજ્યના કાયદાને આપવું ઘટતું માન આપોઆપ જણાઈ આવશે. અને આ માપદંડ દ્વારા જ પ્રત્યેક સતર્ક નાગરિક અવસર આવ્યે પ્રતિકાર, બંડ કે ક્રાન્તિ કરવાની પ્રતિજ્ઞા કરે છે.

આટલી વિચારણાના પ્રકાશમાં, આદર્શવાદી દૃષ્ટિકોણથી જોતાં શાંતિ–સુવ્યવસ્થા–સમૃદ્ધિ માટે સ્વયંસર્જિત પ્રમ-નિયમ પરત્વેની નૈતિક ને ઇચ્છાપૂર્વકની બદ્ધતાનું નામ જ રાજકીય આજ્ઞાધીનતા. બેશક, અહીં સ્વયંસર્જિતનો અર્થ પ્રતિનિધિત્વના સિદ્ધાંતનો સ્વીકાર કરીને જ કરવાનો રહે છે.

## સંદર્ભગ્રન્થો


Introduction to Politics (Chapter 3)— Dorothy Pickles
Elements Of Modern Politics (Chapter 7)— F. G. Wilson
A Grammar of Politics— Laski
Studies in Political Science (Article by Sharma : T. H. Green on Political Obligation)— Edited by Bains
Sovereignty— Paul W. Ward
Resistance, Rebellion and Death— Camus


*

# વિચાર • નવનીત

[આ મહિને **વાચન** અને **અધ્યયન**ની સામગ્રી આપી શકાઇ નથી. લેખકો અને પ્રકાશકો પોતાનાં પુસ્તકો અવલોકનાર્થે મોકલશે તો **વાચન**ની સામગ્રી નિયમિત આપી શકાય; અલબત્ત, 'અભ્યાસ'નો આ વ્યવસાય આર્થિક ખોટ ખાવાની તૈયારી સાથે જ શરૂ કર્યો છે એટલે અવારનવાર અમારા ખર્ચે પણ નવાં-જૂનાં પુસ્તકો મંગાવીને અવલોકનો તો આપીશું! વધારામાં, નવા શીર્ષક **નવનીત** હેઠળ દેશપરદેશના સામાયિકો ઈ. માંથી સંકલિત અભ્યાસપ્રદ લખાણ આપવાનું વિચાર્યું છે.]

## વિચાર

"શિક્ષકનો સૌથી અગત્યનો ગુણ સજ્જનતા છે. એનો પ્રથમ આવિર્ભાવ વિદ્યાર્થીઓની લાગણીઓ સાથેનો સમભાવ એ છે. મા અને બાપ બન્નેના ગુણો શિક્ષકમાં હોવા જોઇએ એમ તો હવે બધા જ કબૂલ કરે છે. પણ શિક્ષક એ સામાન્ય કોટિમાં અનેક ઉપજાતિઓ છે. કેટલાક શિક્ષકો પિતાની વૃત્તિવાળા હોય છે. (અને પિતાઓ ક્યાં બધા એક જ વૃત્તિવાળા હોય છે?) કેટલાક શિક્ષકો માની ગરજ સારે એવા હોય છે. કેટલાક જેલર જેવા હોય છે, કેટલાક મોટા ભાઈ જેવા હોય છે, કેટલાક દુકાનદાર હોય છે, કેટલાક ઉત્સાહી એ શબ્દથી જે કલ્પના ખડી થાય છે એ જાતના હોય છે. આ ઉપરાંત કેટલાક कांतासम्मिततयोपदेशयुजे એ જ પોતાનું બિરુદ માની અનુનય-પરાયણ હોય છે. વળી કેટલાક શિક્ષકો વિદ્યાર્થીઓના સાવ સાથી સમોવડિયા બને છે. આ છેલ્લી ભૂમિકા જો બરાબર ભજવતાં આવડે અને શિક્ષક જો જ્ઞાન, કર્મ, ચારિત્ર્યમાં દઢ હોય તો વિદ્યાર્થીનું વધારેમાં વધારે કલ્યાણ થઈ શકે છે. પણ એમાં જરાયે કચાશ રહી તો જોખમ પણ તેટલું જ છે. શિક્ષક અને વિદ્યાર્થીના સંબંધને માટે ઉપમા શોધવાની જરૂર જ નથી. એ સંબંધ એવો તો એક સ્વતંત્ર અને વૈશિષ્ટ્યવાળો છે કે તે અનુપમ જ રહેવો જોઇએ. શિક્ષકોનો સંબંધ યુવાનો સાથે–બાલક બાલિકા સાથે–હોય છે એટલા માટે શિક્ષકોમાં મુખ્ય વસ્તુ યુવાનોને દોરવાની આવડત હોવી જોઇએ." —**કાકાસાહેબ કાલેલકર**

['મધુસંચય'–કાકાસાહેબ કાલેલકર; સંપાદક–કનુભાઈ વોરા, સન ૧૯૫૭, પૃ. ૭૮]

## નવનીત

### સંયુક્ત રાષ્ટ્રસંઘ (યુનો) નાદાર બનશે?

સંયુક્ત રાષ્ટ્રસંઘ (યુનો) આર્થિક કટોકટીને આરે આવી ઊભું છે. ૧૯૬૧ના અંતે યુનોને દસ હજાર અબજ ડૉલરનું દેવું હશે અને ૧૯૬૨ના મધ્ય ભાગમાં બીજા પાંચ હજાર અબજ ડૉલરનું દેવું વધશે.

કૉંગો અને મધ્ય પૂર્વના કટોકટી દળોનો યુનોનો સંયુક્ત ખર્ચ વાર્ષિક ૧૪ કરોડ ડૉલર (યુનોના સામાન્ય વાર્ષિક અંદાજપત્ર કરતાં બમણો) છે. આમ છતાં આ ખર્ચમાંનો પોતાનો ફાળો આપવાની સામ્યવાદી જૂથના દેશો, આરબ દેશો (મધ્ય પૂર્વ અંગેના ખર્ચ માટે) અને ફ્રાન્સ 'ના' પાડે છે.

યુનોનું ૧૯૬૧નું વાર્ષિક અંદાજપત્ર ૬૮૦ લાખ ડૉલરનું છે. ૧૯૬૨માં ૭૮૦ લાખ ડૉલર જેટલું થશે. ૨૦ જેટલા દેશો પાસે કુલ ૩૭૦ લાખ ડૉલર બાકી લેણા છે. એમાંથી માત્ર રશિયા પાસેથી લેણી નીકળતી રકમ ૧,૩૭,૯૧,૫૪૨ ડૉલરની છે. રશિયાએ મધ્ય પૂર્વના કટોકટી દળોના ખર્ચનો પોતાનો હિસ્સો આપવાની 'ના' પાડી છે. બીજા નંબરનો યુનોનો કરજદાર દેશ રાષ્ટ્રવાદી ચીન છે. તેની પાસે ૮૮,૪૨,૬૯૧ ડૉલર લેણા છે. આ બન્ને દેશોની લેણી રકમોમાં કૉંગો ખાતેની કામગીરીના ખર્ચના તેમના હિસ્સાનો સમાવેશ થતો નથી.

ચાલુ ખર્ચ અને બિલો ચૂકવવા યુનોએ અત્યાર સુધીમાં પોતાના આર્થિક મદદ અંગેના અનામત ભંડોળ, યંત્રવિષયક સહાયક ફંડ, બાળકોનું ફંડ (યુનિસેફ) પાસેથી ૫ કરોડ ડૉલર ઉછીના લીધા છે. ૧૯૬૨ના જૂનના અંત સુધીમાં કુલ ખાધ ૯ કરોડ ડૉલરની અંદાજાય છે. વ્યાવહારિક કારણો અનુસાર આર્થિક રીતે યુનોને ભાંગી

પડવાને ૩૧ માર્ચ, ૧૯૬૨નો દિવસ લેખવામાં આવે છે. કાર્યસાધક ઉપાય ન જડે તો યુનો માટે નાદારીનો ભય ઉપસ્થિત થયો છે.

પરિસ્થિતિ સુધારવા કેટલાંક સૂચનો થાય છે, પરંતુ એ કેવાં કામયાબ નીવડે છે, તે વિષે શંકા છે. વિવિધ સૂચનોમાં નિમ્નલિખિત સૂચનોનો સમાવેશ છે :

(૧) મધ્ય પૂર્વ અને કૉંગોની કામગીરી યુનો બંધ કરે પરંતુ એ દેશોને આંતરિક કત્લેઆમમાં ધકેલી દઇને જ એ થઈ શકે.

(૨) યુનોના મહામંત્રી હામરશલ્ડના મતે આખું વિશ્વ શસ્ત્રો પાછળ એક દિવસનો જેટલો ખર્ચ કરે છે તેના કરતાં યુનોનો વાર્ષિક ખર્ચ થોડોક ઓછો છે. જો યુનોના સભ્ય દેશો પોતાના સંરક્ષણ ખર્ચના ૦.૧ ટકા "આંતરરાષ્ટ્રીય શાંતિ અને સલામતી" માટે યુનોને ફાળવે તો યુનો કરજમુક્ત બની સદ્ધર બની શકે. સામ્યવાદી દેશોના સહકાર વિના આ શક્ય નથી.

(૩) યુનોના ખર્ચને બે ભાગમાં વહેંચી નાખવામાં આવે: સચિવાલયનો ખર્ચ અને ખાસ કામગીરીઓનો ખર્ચ. ખાસ કામગીરીમાં જે દેશો સંમત હોય તેઓ જ તેનો ખર્ચ આપે. અમેરિકા એ અંગે શરૂઆતમાં ૫૦ કરોડ ડૉલર વ્યાજ વિના દશ-વર્ષના ગાળા માટે ધીરે અને તમામ સભ્ય દેશો પર ફરજિયાત ફાળવણી દ્વારા એ પાછા અપાય. જે કોઈ દેશ એ ન આપે તે પોતાનો મત ગુમાવે એવી શરત નક્કી કરવામાં આવે તો એ સફળ થઈ શકે. મધ્ય પૂર્વની કામગીરી અંગેનો ખર્ચ આરબ રાજ્યો આપવા તૈયાર નથી. (તેઓ માને છે કે એ ઈઝરેલના લાભમાં છે.) તેઓ પણ કદાચ આવી યોજના હેઠળ આપવા તૈયાર થાય. નાણાંકીય કાબૂને લીધે યુનોનાં શાંતિ કાર્યો પર અમેરિકાનો જે કાબુ છે તે આથી ચાલ્યો જાય, એટલે કદાચ એમાં અમેરિકા સંમત ન થાય એવું બને. સામ્યવાદી દેશો અને આફ્રિકાનાં નવોદિત રાષ્ટ્રો પણ આ સૂચનનો વિરોધ કરે એવો સંભવ ખરો. દક્ષિણ આફ્રિકાને બાદ કરતાં આફ્રિકાનાં ૨૬ રાષ્ટ્રો બધાં મળીને યુનોના કુલ અંદાજપત્રના ૨$\frac{1}{2}$ ટકા જ અત્યારે આપે છે. આ રકમ ઇટાલી, ભારત કે જાપાન દરેકને ફાળે આવે એટલી જ થઈ. નવી વ્યવસ્થામાં સ્વાભાવિક એમને ફાળે વધુ આવે.

(૨) સામાન્ય સભા કે સલામતી સમિતિની સભાઓ નિશ્ચિત સમયે શરૂ કરીને, દસ્તાવેજોની નકલો તથા સચિવાલયના કામમાં થતો નાણાંનો દુર્વ્યય અટકાવીને સારી એવી બચત કરી શકાય, છતાં કરકસરથી નાદારી અને સદ્ધરતા વચ્ચેનો ખાડો પૂરી શકાશે નહિ.

(૪) સભ્ય રાજ્યોની સરકારો પાસેથી લોન લેવામાં આવે. મુખ્યત્વે આ ભાર પશ્ચિમના દેશો પર જ પડશે. ગયા વર્ષે અમેરિકા માટે અંદાજપત્રની ફાળવણી ૩૨.૫૧ ટકા હતી. તેણે કૉંગોની કામગીરીના ૪૯ ટકા આપ્યા. ગ્રેટબ્રિટને પણ ૭.૭૮ ટકા ફાળવણી ઉપરાંત બીજી અનેક કામગીરી અંગે નાણાં આપ્યાં છે. એ રીતે કૅનેડા પણ વધુ આપે છે. જો કે ફ્રાન્સ અંદાજપત્રના ૬.૪ ટકાની ફાળવણી ઉપરાંત બીજું કશું જ આપતું નથી. છતાં જો પશ્ચિમના દેશો લોન આપે તો પૈસા ન ભરનાર સામ્યવાદી દેશો પર તેઓ દબાણ લાવે. પરિણામે યુનો સંસ્થા પશ્ચિમના દેશોની 'રખાત' બની જાય. યુનોની આંતરરાષ્ટ્રીય સદ્ધરતાનો આધાર અમેરિકા અને ઇંગ્લૅંડ જેવા દેશો પર વધુ અવલંબન ન રાખવામાં છે.

(૫) વિશ્વબૅંક, ખાનગી બૅંકો કે લોકહિતૈષી મંડળો પાસેથી નાણાં કરજે લેવામાં આવે. આ માટે પણ ભાવિ ઊજળું નથી. યુનોની છેલ્લી સામાન્ય સભાએ ખાનગી લોનોનો સિદ્ધાંત ના-મંજૂર કર્યો છે. ઉપરાંત આવતા વર્ષની યુનોની નાણાંકીય વિકટ સ્થિતિ ખાનગી પેઢીઓને પૈસા ધીરવા નિરુત્સાહી બનાવે એવો સંભવ છે. લોકહિતૈષી મંડળો વિશિષ્ટ યોજના માટે નાણાં આપે ખરાં. ફોર્ડ ફાઉન્ડેશને યુનોના પુસ્તકાલય માટે ૬,૫૦૦,૦૦૦ ડૉલરની ગ્રાન્ટ આપી હતી. પરંતુ એ મંડળો યુનોના સંચાલન-ખર્ચ માટે નાણાં આપવા કદાચ સહમત ન પણ થાય.

(૬) યોગ્ય શરતે ખાનગી રોકાણો કરનારને આખા વિશ્વમાં યુનો પોતાનાં બૉન્ડ આપે, તો ઘણા દેશોમાંથી કદાચ એમને સારો એવો આવકાર મળે. એક અંદાજ પ્રમાણે આદર્શવાદી ધ્યેયો માટે સામાન્ય સ્ત્રી-પુરુષો પાસેથી ૧૦ કરોડ ડૉલર જેટલી રકમ પ્રાપ્ત થઈ શકે, છતાં એને પરત કરવાનો પ્રશ્ન તો ઊભો જ રહે.

(૭) યુનો વ્યક્તિ પર કર ન નાખી શકે. જોકે સુએઝની સાફસૂફી પેટે ૧૯૫૭માં સરટૅક્સ નાખવામાં

આવ્યો હતો. તે રીતે એક સૂચન એવું પણ છે કે સરકારો યુનોના નામે આંતરરાષ્ટ્રીય પ્રવાસીઓ પાસેથી કર લે. યુનોને લીધે વિશ્વમાં જે શાંતિ છે તેને જ લીધે વિશાળ પ્રમાણમાં મુસાફરીઓ શક્ય બને છે, એવી દલીલ આ સૂચનના પુરસ્કર્તાઓના આધારરૂપ છે.

ઇતિહાસમાં ભાગ્યે જ કોઇ સંસ્થા આવી આર્થિક વિટંબણામાં સપડાઇ હશે અને એને પાર કરી ગઈ હશે. યુનો પસાર થશે કે નહિ એ તો ભાવિના ગર્ભમાં છુપાયેલું છે.

[૧૧ સપ્ટે. ૧૯૬૧ના લંડનના "ધી ટાઈમ્સ" અને ૨૭ ઑગસ્ટ ૧૯૬૧ના "ભારતજ્યોતિ"ના અંકોમાં પ્રગટ થયેલા લેખોને આધારે ઉપરોક્ત નોંધ શ્રી ઈન્દુકુમાર દેસાઈ (તર્કવિજ્ઞાન અને માનસશાસ્ત્રના ટયુટર, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ) એ તૈયાર કરી છે.]

*

# વાચકો લખે છે

['અભ્યાસ'માં પ્રગટ થતાં લખાણો, એમાંથી ફલિત થતી સંબંધક બાબતો, તથા અન્ય મહત્ત્વની અભ્યાસવિષયક બાબતો વિષે વાચક ભાઇબહેનો સંપાદકને પત્રો પાઠવે એ આવકારદાયક છે. વિવિધ પ્રશ્નો અને મુદ્દાઓની મુક્ત ચર્ચા-વિચારણા હિતકારક નીવડે છે. બીજું, છપાએલા લેખોમાં કદાચ હકીકત-દોષ હોય તો તે તરફ સંપાદક-લેખકનું ધ્યાન દોરવા વાચકોને વિનંતી છે. વાચકોનાં લખાણમાંના અભિપ્રાયો કે દલીલો સાથે સંપાદકની સંમતિ–અસંમતિ જોડી નહીં દેવા વિનંતી છે.]

**શ્રી ઠાકોરભાઈ મ. દેસાઈ,** પ્રમુખ, ગુજરાત પ્રદેશ કૉંગ્રેસ સમિતિ, અમદાવાદ, તા. ૧૮–૯–'૬૧ના પત્રમાં લખે છે:

"તમારા નિવેદનમાં અંગ્રેજી અને ગુજરાતી વિષે તમે બતાવેલા બધા વિચારો સાથે હું પૂરેપૂરો સંમત નથી, છતાં એક બાબતમાં તમારી સાથે છું કે માધ્યમફેરનો સવાલ ખાલી કાયદાનો કે ઠરાવોનો નથી, પણ તેને માટે આપણે સૌએ આપણે આપણે સ્થાનેથી સંનિષ્ઠ કોશિશ કરવાનો છે. તેમાં તમારે સ્થાનેથી તમે એવી કોશિશ શરૂ કરી છે તે માટે તમને મુબારકબાદી ઘટે છે. નિશાળો અને કૉલેજોમાં જતા આપણા વિદ્યાર્થીઓના અંગ્રેજી બાબતમાં મારો એવો ચોક્કસ અભિપ્રાય થયો છે કે તેને સુધારવાને પ્રયાસ ભલે થતો પણ તે ગમે તેટલો સારો ને ઉત્સાહપૂર્વક થયો હશે તો પણ હવે તેમને પોતાના વિચારો વ્યક્ત કરવા જેટલું અંગ્રેજી શીખવવાના બધા પ્રયાસો મિથ્યા છે એટલું જ નહીં, ગમે તેટલી મહેનત થશે તો ય તેમને તે સમજવા જેટલું પણ સામાન્ય રીતે આવડવાનું નથી કેમકે તે માટેના સંજોગો રહ્યા નથી. એટલે એ દિશામાં સમય અને શક્તિ બગાડવાને બદલે જેમને જેમને આજે થોડુંઘણું ય અંગ્રેજી આવડે છે તે સૌ તેનો ઉપયોગ વિદ્યાર્થીઓનો ખ્યાલ રાખી પોતપોતાનું જ્ઞાન ગુજરાતીમાં ઉતારવાને માટે કરે તો સાચી દિશાનો પ્રયાસ થાય.

તમે તે શરૂ કર્યો છે તે માટે ફરી તમને ધન્યવાદ આપું છું અને તમારા પ્રયાસમાં પૂરી સફળતા ઇચ્છું છું."

*

**શ્રી જયંતી દલાલ,** ગુજરાત વિધાન સભાના સભ્ય, તા. ૨૫-૯-'૬૧ના પત્રમાં લખે છે:

"'અભ્યાસ'ના પ્રથમ અંકમાં લોકમાન્ય ટિળકના, એક જમાનાના અતિ વિખ્યાત અને સંહિતારૂપ મનાયેલા 'રાજદ્રોહ કોને કહેવાય?' એ લેખનો અનુવાદ છાપવામાં આવ્યો છે. ચોસઠ વર્ષ પર એ લેખ પહેલી વાર છપાયેલો. એક નજરે જોઈએ તો આ અનુવાદની આજની પ્રસિદ્ધિ એ પુરાતત્ત્વના શોખને અંજલિ આપવા રૂપી ગણાય. ત્યારની અને આજની પરિસ્થિતિમાં જમીન-આસમાનનો ભેદ. પરચક્ર અને અશોકચક્ર વચ્ચે કશી સમાન ભૂમિકા ન જ મનાય. એટલે એક નજરે તો હરેક વિદ્યાર્થીને જેમ કોઇક મોટા લેખક કે મહાનુભાવની કશી ઉક્તિનું પુનરુચ્ચારણ કરવાની સહજ ઉત્કંઠા હોય એવું આ લેખની અત્યારની પ્રસિદ્ધિનું લાગે.

પણ સંપાદક કે અનુવાદક બન્ને આ કરપીણ મૌગ્ધ્યની

દશામાંથી બહાર નીકળેલાં છે એટલી વાત તો 'અભ્યાસ' શરૂ કરવાના નિશ્ચય પરથી પણ વરતી શકાય એવી છે. એટલે આ લેખનો અનુવાદ પ્રગટ કરવામાં એમણે ઔચિત્ય જોયું જ હશે. સ્થિત્યંતર છતાંય કાંક ઊંડે ઊંડે ચોસઠ વર્ષના બે છેડામાં કશું સામ્ય દેખાયું હશે. વાચકની પરીક્ષા કરવા, એ માત્ર અનુવાદ આપીને જ બધો તમાશો જોતાં હોય એવું બને.

લેખની રીતે જ જોઈએ તો એમાં ભારે ચતુરાઈ છે. જે વ્યક્તિએ ભારતને દંડસંહિતા આપી એણે જ પાશ્ચાત્ય શિક્ષણની શરૂઆત કરાવી એ વિચિત્ર લાગે એવી ઘટના પર ચતુરાઈભર્યો ભાર મૂકીને, પાશ્ચાત્ય શિક્ષણ શરૂ કરાવ્યું ત્યારે જ 'નેટિવ'ને ટીકા કરવાના હક્ક અને પહેલ આપવામાં આવ્યાં છે, પાશ્ચાત્ય શિક્ષણ આપવા પાછળનો આજ ગર્ભિત હેતુ છે એમ પ્રતિપાદિત કરીને, ટિળક મહારાજ, સદાય નવનવોન્મેષશાલી રહેતા. વ્યક્તિના હક્ક, ફરજ અને અધિકારની વાત સિદ્ધ કરવા સાથે બ્રિટિશ નોકરશાહી પોતે, 'નેટિવ' અધિકારનો ઉપયોગ કરે એની આડે આવે તો સ્તુત્ય નેમનો હેતુ, પોતાના હાથે જ ધૂળ ભેળો કરે છે, એમ વિધાન કરે છે.

આ તર્કમાં પાશ્ચાત્ય શિક્ષણને સ્થાને જો સ્વતંત્રતાને મૂકીએ તો આ વિધાન કેવું લાગે?

જો પાશ્ચાત્ય શિક્ષણથી જ અધિકારી વર્ગના જનસમુદાયને એક યા બીજી રીતે સ્પર્શી જાય એવાં કામ અંગે કડવામાં કડવી આલોચના કરવાનો હક્ક પ્રાપ્ત થતો હોય તો સ્વાયત્તતા, સાર્વભૌમત્વ અને અણીશુદ્ધ સ્વતંત્રતા જેણે પ્રાપ્ત કર્યાં છે તે પ્રજાને કેવા અને કેટલા હક્ક પ્રાપ્ત થાય?

કોઈ આવી ત્રિરાશી મૂકવાને તત્પર થાય તે પહેલાં, સ્વાતંત્ર્ય-પ્રાપ્તિ પછી, નાગરિક સ્વાતંત્ર્યની અન્ય વિગતો પર ગમે તેવી તરાપ પડી હોય તે છતાં, રાજદ્રોહના, ટિળક મહારાજના લેખમાં અભિપ્રેત ગુન્હા બદલ કોઈની સામે કામ ચલાવાયું હોય એવું બન્યું નથી એમ કહેવું જોઈએ. હૈદરાબાદના રઝાકારો અને કાસિમ રિઝવી, તેલંગણના સામ્યવાદીઓ અને નાગ પ્રદેશના ફિઝો—આ ત્રણ પ્રસંગો અને પાત્રોની બાબતમાં સરકારે લીધેલા વલણની યાદ રહે તો આ મુદ્દો સ્પષ્ટ થઈ જાય છે.

અને તેની સાથે જ એક બીજી વાત પણ છતી થાય છે. કાયદો ગમે તેટલો વાજબી, યોગ્ય, સમતુલ કે ન્યાયી હોય એ આજના સંદર્ભમાં ધ્યાનમાં લેવાતું નથી. પ્રજા અને રાજકર્તા વચ્ચે એક વર્ગે પોતાનું સ્થાન જમાવ્યું છે. આ વર્ગ માત્ર વાણીશૂરો નથી. રાજકર્તાની કૃપાને પાત્ર ઠરેલા, અને વિશેષ કૃપા મેળવવાની અભિલાષા ધરાવતા આ વર્ગ પાસે પ્રજાને અથવા પ્રજાના એમને એક યા બીજા કારણસર ન ગમતા વર્ગને દબડાવવાનાં અને વખત આવે દબાવવાનાં અનેકાનેક સાધન છે. જૂઠાણું અને આરોપણ તો આ આયુધશાળાનાં માત્ર દ્વારપાળ જેવાં છે. ભીતરમાં તો કરોડો ટન ટી. એન. ટી.વાળાં વિવિધ અસ્ત્રશસ્ત્ર છે.

હરેક વ્યક્તિ પોતાને મળેલા હક્કનો વાજબી જ ઉપયોગ કરે છે એવું એકાંગી વિધાન તો કોઈ પણ નહીં કરે. પણ એ ઉપયોગ યોગ્ય, ન્યાયી રીતે થયો છે કે નહીં એનો નિર્ણય કરવા માટે આવશ્યક અંગ-ઉપાંગ ઉપસ્થિત છે જ. રાજકર્તાના કૃપાપાત્ર હોવાને કારણે કે વિશેષ કૃપા મેળવવાની ધગશથી પેલો વચલો વર્ગ વ્યક્તિ કે જૂથ જ્યાં કશું કરે ત્યાં તરત જ રાજદ્રોહની બૂમ પાડવા માંડે છે. કદાચ સરકારનું ધ્યાન એ તરફ ખેંચીને, ધ્યાન ખેંચનાર અમે છીએ એ વાત ઠસાવવા માંગે છે. હરેક કિસ્સામાં આ વર્ગ ખોટું કરે છે એમ નહીં કહી શકાય; પણ એમ તો આ વર્ગે જે 'રાજદ્રોહ' 'દેશદ્રોહ' વગેરે ચબરખીઓ જેને જેને મારી છે તે બધું કહેતાં બધું જ ખોટું છે કે હતું એમ કહેવું ખોટું છે.

અને આ સાથે આ વર્ગે આ જ હેતુસર એક બીજી પ્રવૃત્તિ માંડેલી છે. કદાચ એને બીજી પ્રવૃત્તિ કહેવા કરતાં આ જ પ્રવૃત્તિનું એક વિશેષ અંગ કહેવું વાજબી ગણાશે.

આ પ્રવૃત્તિ તે પોતાને ન ગમતી વ્યક્તિ કે જૂથની પ્રવૃત્તિને 'અનાદર' ગણાવવો તે.

સ્વાતંત્ર્યોત્તર ભારતમાં આપણને કેટલીક અજબ વસ્તુઓ જોવા મળી છે. રાજકીય પક્ષોને પોતાને વિષે ગમે તેવો અતિશયોક્તિભર્યો ખ્યાલ રાખવાની છૂટ દુનિયાભરમાં હોય છે. પણ પોતાનો પક્ષ એટલે સમસ્ત દેશ એમ સમીકરણ ગણાવી પોતાનું તંત્ર અને ઘટક-

ઘટના રચે એવી અજબ વાત સ્વાતંત્ર્યોત્તર ભારતમાં આપણે જોઈ. આ માનસિક આરોપણ અને જાત-મોહિની (સેલ્ફ-હિપ્નોટાઇઝેશન)નું પરિણામ સત્તાધારી પક્ષ પોતે પોતાની જાતને જ રાજ્ય માને એમાં આવે અને આવ્યું પણ ખરું. જેમ સત્તાધારી પક્ષ અને સત્તા વચ્ચેનો વાસ્તવિક અને હિતકર ભેદ એમણે લોપ્યો, એ જ રીતે હકૂમત અને રાજ્ય વચ્ચેનો ભેદ પણ એમણે નષ્ટ-પ્રાય કર્યો.

સ્વાતંત્ર્ય તાજું અને નવું હતું. સર્વ વર્ગમાં એ સરખી રીતે કોઠે પડયું એમ કોઇ પણ પ્રજા માટે કહી શકાય એવું વિધાન નથી. આપણે માટે એવું વિધાન થઈ શકે એમ નથી.

હકૂમત સામેનો વિરોધ એ રાષ્ટ્રવાદનું પ્રબળ અંગ, કારણ કે એ હકૂમતને પલટાવીએ તો જ ઇપ્સિત કાર્ય સાધી શકાય. એ હકૂમતને પલટાવવી એ જ દૃઢ સંકલ્પ. મોજૂદા હકૂમતની હરરીતના વિરોધનો વારસો આજે પણ પ્રજાના વર્ગોમાં નજરે ચઢે છે. હકૂમતનું રૂપ, રંગ, ઢંગ, બદલાયા હોવા છતાં આ માનસ સર્વપણે બદલાયું છે એમ નહીં કહી શકાય. આ વર્ગ પૂરો મનમેળ સાધી શકે એવું ઓછું અને ઓછું બનતું જાય છે એમ પણ એક દલીલ થઇ શકે.

પણ જેમ આ વર્ગ મનમેળ સાધી નથી શકયો, એમ સામે પક્ષે સ્વાતંત્ર્યનો વિવેક પણ સાધી શકાયો છે એમ નહીં કહી શકાય. રાજ્યકર્તા પક્ષ અને અધિકારી વર્ગ જે પણ કરે તે શાસ્ત્રપૂત, એમ મનાવવાનો આગ્રહ એ ઊભા થયેલા 'દરબારીઓ'નું ખાસ લક્ષણ છે. એથી વિરુદ્ધના વિચારને, ટીકાને એ વિફળતા, નિરાશાનાં હવાતિયાંથી માંડીને કાયદેસર સ્થપાયેલા રાજ્યને ઉથલાવી પાડવાની પ્રવૃત્તિ લગીની ચબરખી ચોઢે છે.

એમાં વિશિષ્ટ પરિસ્થિતિ એ ઊભી કરવામાં આવી છે કે ભાવ, ભક્તિ અને આદરને વિકૃત કરીને વ્યક્તિ-વિશેષ સાથેના મતભેદને જ રાજદ્રોહનું રૂપ આપવાનો યત્ન થાય છે. ખોખું લોકશાહીનું, પણ ચાલક બળ આફ્રિકાના કોઈ પણ પ્રદેશના 'ટ્રાયબલિઝમ'ને શરમાવે એવી વડીલશાહીનું; એવું એક અજબગજબનું મિશ્રણ આપણા પ્રજાજીવનમાં પ્રવેશી ચૂકયું છે; એટલું જ નહીં પણ અત્યારે તો એની બોલબોલા છે. બ્રિટનના ઇતિહાસમાં કાયમ નજરે પડતી રહેલી વસ્તુ એ છે કે 'સોવરીન્સ પ્લેઝર' રાજકર્તાની ખુશીનો ખ્યાલ હમેશાં વિકાસશીલ રહ્યો છે, 'સોવરીન' અને 'પ્લેઝર' એ બંને બાજુથી. અહીં સ્વાતંત્ર્યોત્તર ભારતમાં પણ બન્ને શબ્દ પાછળથી ભાવના જેમની તેમ નથી રહી; પણ વિકાસ મન રાચે એવો નથી થયો. એવો વિકાસ થવા દેવામાં નથી આવતો. ટાઈમ્સ ઑફ ઇંડિયાએ પોતાના તા. ૨૩ સપ્ટેમ્બરના અગ્રલેખમાં પ્રધાનસાહેબો અને વર્તમાનપત્રો વિષે લખતાં એક માર્મિક વિધાન કર્યું છે. ટીકા કરવાનો અખબારનો હક્ક સ્વીકારવા સાથે આવી ટીકા રાષ્ટ્રીય હિત સાથે સુસંગત હોવી જોઇએ એમ ભારપૂર્વક કહેવામાં આવે છે. અને આ 'રાષ્ટ્રીય હિત' એટલે રાજકર્તા પક્ષનું હિત એમ જ અર્થ અભિપ્રેત હોય છે!

ભાવ ભક્તિ અને આદરની લાંબી મજલને અંતે, 'અનાદર' વ્યક્તિનો અને દ્રોહ 'રાષ્ટ્ર' અને 'રાજ્ય'નો એવા એક વિચિત્ર સમીકરણ પર આવી પહોંચ્યા છીએ. કમનસીબે આવો ખ્યાલ, આવું અવળું સમીકરણ એ જ રાજદ્રોહ છે એટલી બુનિયાદી વાત પર આપણું ધ્યાન ગયું નથી.

'અભ્યાસે' કે૦ લોકમાન્યના આ લેખનો અનુવાદ આપીને પરોક્ષ રીતે આ પરિસ્થિતિ તરફ આંગળી ચીંધામણું કર્યું લાગે છે. જો સંપાદકની આ વિષે શું દૃષ્ટિ છે તે જાણવા મળ્યું હોત તો વિશેષ ઉપકારક થાત."

*

# સામાન્ય જ્ઞાન

## પ્રશ્નો

**૧**

ભારતમાંના મુખ્ય રાજકીય પક્ષોનો ટૂંકો પરિચય આપો.

**૨**

૧૯૬૦ના વર્ષ દરમ્યાન જુદીજુદી ભારતીય ભાષાઓમાં જે ઉત્તમ કૃતિઓ અને તેના લેખકોને સાહિત્ય અકાદમીએ સન્માન્યા છે તેમાંથી કોઈ પણ સાતનાં નામ આપો.

**૩**

૧૯૫૧ અને ૧૯૬૧ એ વર્ષો દરમ્યાન ભારત, ગુજરાત, મહારાષ્ટ્ર અને કેરલમાં અક્ષરજ્ઞાન પામેલ જનસંખ્યાની ટકાવારીની વિગત આપો.

**૪**

ઉત્તમ વહીવટકર્તાનાં મુખ્ય લક્ષણો ગણાવો.

સંયુક્ત આરબ પ્રજાસત્તાક, આયર્લેંડ, દક્ષિણ આફ્રિકા, બ્રિટન, અમેરિકા, કૅનેડા, ભારત, સિલોન, પાકિસ્તાન, ફ્રાન્સ, પશ્ચિમ જર્મની, ઇરાક, યુગોસ્લેવીઆ અને સ્વિટ્ઝર્લેંડના મુખ્ય ચલણનું નામ આપો અને તેની અમેરિકન સેંટમાં કિંમત જણાવો.

**૬**

યુનો અને તેનાં મુખ્ય ૭ અંગોનાં નામ આપો.

**૭**

ઈ.સ. ૧૯૦૧ થી ઈ.સ. ૧૯૬૧ સુધીના સમય દરમ્યાન દસ વર્ષને અંતરે ભારત, ગુજરાત અને મહારાષ્ટ્રમાં થયેલા વસતિવધારાની વિગતો આપો.

**૮**

ભારતના અનુલક્ષમાં પાંચ મુખ્ય બંદરો, પાંચ પોલાદ-મથકો, પાંચ દૈનિક વર્તમાનપત્રો અને પાંચ રાષ્ટ્રીય સંશોધન સંસ્થાઓનાં નામ આપો.

**૯**

ગિરનાર (ગુજરાત)ના ઉત્કીર્ણ લેખોનો ટૂંકો પરિચય આપો.

**૧૦**

ભારતના પાંચ પાડોશી દેશોનાં નામ તેમનાં વિસ્તાર, જનસંખ્યા અને મુખ્ય શહેર સાથે આપો.

---

## જવાબો

**૧**

ભારતની લોકસભાની ૧૯૫૨માં થયેલી ચૂંટણીમાં થયેલ મતદાનના ૩ ટકા અથવા તેથી વધારે મત જે પક્ષને મળ્યા હોય તેને અખિલ ભારતીય પક્ષ ગણવો એ નિયમ પ્રમાણે ભારતમાં કૉંગ્રેસ, સામ્યવાદી પક્ષ, પ્રજાસમાજવાદી પક્ષ અને ભારતીય જનસંઘ એવા ચાર પક્ષોને અખિલ ભારતીય પક્ષો તરીકે માનવામાં આવ્યા છે. આ પક્ષો કોઈ એક જાતિ કે કોમને મહત્ત્વ આપતા નથી, પણ બિનસાંપ્રદાયિક ધોરણે કાર્ય કરે છે.

| | લોકસભામાં બળ | |
|---|---|---|
| | ૧૯૫૨ | ૧૯૫૭ |
| કૉંગ્રેસ | ૩૬૨ | ૩૬૫ |
| સામ્યવાદી પક્ષ | ૧૬ | ૨૭ |
| પ્રજાસમાજવાદી પક્ષ | ૧૨ | ૧૯ |
| જનસંઘ | ૩ | ૪ |

રાજ્યોમાં કૉંગ્રેસ ૧૮૮૯, સામ્યવાદી પક્ષ ૧૮૯, પ્રજાસમાજવાદી પક્ષ ૧૯૫, અને જનસંઘ ૪૬ એ પ્રમાણે સભ્યબળ ૧૯૫૭ની ચૂંટણી પછી હતું.

**૨**

સાહિત્ય અકાદમીની વાર્ષિક પ્રવૃત્તિઓનાં અંગરૂપે ૧૯૬૦ના વર્ષમાં સાહિત્યકૃતિઓ અંગે અપાયેલાં ઇનામોમાંથી નીચેના સાત સાહિત્યકારોને તેમની વિશિષ્ટ કૃતિઓ માટે ઇનામો અપાયાં હતાં. દરેકને રૂા. પાંચ હજારનું ઇનામ મળ્યું છે.

| | લેખક | કૃતિ | પ્રકાર | ભાષા |
|---|---|---|---|---|
| ૧ | આર. કે. નારાયણ | The Guide | નવલકથા | અંગ્રેજી |
| ૨ | ર. છો. પરીખ | શર્વિલક | નાટક | ગુજરાતી |
| ૩ | વિ. સ. ખાંડેકર | યયાતિ | નવલકથા | મરાઠી |
| ૪ | સુમિત્રાનંદન પંત | કાલા ઔર ભૂરા ચાંદ | કાવ્યસંગ્રહ | હિન્દી |
| ૫ | વી. કે. ગોકાક | દ્યાવાપૃથ્વી | કાવ્ય | કન્નડ |
| ૬ | પી.એસ.એ.રાજુ | નાટ્યશાસ્ત્રમ્ | શાસ્ત્ર | તેલુગુ |
| ૭ | ફિરાક ગોરખપુરી | ગુલ-ઇ-નગ્મા | કાવ્ય | ઉર્દૂ |

## ૩

| | સન ૧૯૫૧ | સન ૧૯૬૧ |
|---|---|---|
| ભારત: | ૧૬·૬ | ૨૩·૭ |
| | પુરુષો ૨૪·૯ | પુરુષો ૩૩·૯ |
| | સ્ત્રીઓ ૭·૯ | સ્ત્રીઓ ૧૨·૮ |
| ગુજરાત: | ૨૩·૧ | ૩૦·૩ |
| | પુરુષો ૩૨·૩ | પુરુષો ૪૦·૮ |
| | સ્ત્રીઓ ૧૩·૫ | સ્ત્રીઓ ૧૯·૧ |
| મહારાષ્ટ્ર: | ૨૦·૯ | ૨૯·૭ |
| | પુરુષો ૩૧·૪ | પુરુષો ૪૧·૮ |
| | સ્ત્રીઓ ૯·૭ | સ્ત્રીઓ ૧૬·૭ |
| કેરળ: | ૪૦·૭ | ૪૬·૨ |
| | પુરુષો ૫૦·૨ | પુરુષો ૫૪·૨ |
| | સ્ત્રીઓ ૩૧·૫ | સ્ત્રીઓ ૩૮·૪ |

## ૪

અમેરિકન નિષ્ણાત પ્રોફેસર ઍપલબીના મત પ્રમાણે ઉત્તમ વહીવટકર્તામાં નીચેનાં લક્ષણો હોવાં જરૂરી છે:

૧. કોઈ પણ કાર્યની જવાબદારી સ્વીકારવા તે તૈયાર હોવો જોઈએ.

૨ પોતાની શક્તિ અને આવડતમાં વધારો કરવા માટે તેનામાં ઉત્સાહ હોવો જોઈએ.

૩ તે હમેશાં કાર્યશીલ હોવો જોઈએ.

૪ બીજાના અભિપ્રાયને શાંત અને સ્વસ્થ ચિત્તે સાંભળીને તેને મહત્ત્વના પ્રશ્નો પૂછી માહિતી મેળવવામાં તે તત્પર હોવો જોઈએ.

૫ દરેક પ્રકારના અને દરેક સ્વભાવના માણસો સાથે કામ કરવા તે તૈયાર હોવો જોઇએ.

૬ સારા તેમજ નરસા સમાચાર સાંભળતાં તેણે સ્વસ્થતા ધારણ કરવી જોઇએ.

૭ પોતાના હાથ નીચેનાને અને 'મુરબ્બીઓ'ને તેણે સરખું માન આપવું જોઈએ.

૯ સત્તાનો ઉપયોગ તેણે આત્મતોષ અર્થે નહિ, પણ કાર્યસાધના પૂરતો કરવો જોઇએ.

## ૫

| દેશ | નાણું | અમેરિકન સેંટમાં કિંમત |
|---|---|---|
| સંયુક્ત આરબ પ્રજાસત્તાક | પાઉન્ડ | ૨૮૭·૦૨ |
| આયર્લેંડ | ,, | ૨૮૦·૦૦ |
| દક્ષિણ આફ્રિકા | ,, | ૨૮૦·૦૦ |
| બ્રિટન | ,, | ૨૮૦·૦૦ |
| અમેરિકા | ડૉલર | ૧૦૦·૦૦ |
| કૅનેડા | ,, | ૧૦૧·૦૦ |
| ભારત | રૂપિયો | ૨૧·૦૦ |
| સિલોન | ,, | ૨૧·૦૦ |
| પાકિસ્તાન | ,, | ૨૧·૦૦ |
| ફ્રાન્સ | ફ્રાન્ક | ૦·૨૮૬ |
| સ્વિટ્ઝરલેંડ | ,, | ૨૩·૦૭ |
| પશ્ચિમ જર્મની | માર્ક | ૨૩·૯૧ |
| ઇરાક | દીનાર | ૨૮૦·૦૦ |
| યુગોસ્લાવીઆ | ,, | ૨·૦૦ |

## ૬

૨૬ જૂન ૧૯૪૫ને દિવસે જગતના ૫૦ દેશોના પ્રતિનિધિઓએ યુનોની સ્થાપના કરી. પ્રતિનિધિ દેશોની સંખ્યા વધતી ચાલી અને અત્યારે ૯૯ ઉપરાંત દેશો યુનોના પ્રતિનિધિપદે છે;

યુનોના ઉદ્દેશોમાંના કેટલાક નીચે પ્રમાણે છે.

આંતરરાષ્ટ્રીય શાન્તિ અને સલામતીની સ્થાપના, સમાન અધિકાર પર નિર્ભર એવી મિત્રતાનો વિકાસ, શાંતિની સ્થાપના માટે પ્રયાસો કરવા અને શાંતિનો ભંગ અટકાવવો, માનવ-હક્કો અને માનવીના વિશિષ્ટ અધિકારો તથા સ્વાતંત્ર્યને અંગે જાતિ, ભાષા, ધર્મ કે લિંગનો ભેદ રાખ્યા વિના સમાન ધોરણે વર્તવું.

યુનોનાં મુખ્ય અંગો ૬ છે:

| | |
|---|---|
| ૧ જનરલ ઍસેમ્બ્લી | સામાન્ય સભા |
| ૨ સિક્યૂરિટી કાઉન્સિલ | સલામતી સમિતિ |
| ૩ ઇકૉનૉમિક ઍન્ડ સોશ્યલ કાઉન્સિલ | આર્થિક અને સામાજિક વિષયો અંગેની સમિતિ |
| ૪ ટ્રસ્ટીશિપ કાઉન્સિલ | વાલીપણા સમિતિ |
| ૫ ઇન્ટરનૅશનલ કોર્ટ ઑફ જસ્ટિસ | આંતરરાષ્ટ્રીય અદાલત |
| ૬ સેક્રેટરીએટ | સચીવાલય |

૭

વસતિનો વધારો (દસ લાખમાં)

| | ૧૯૦૧ | ૧૯૧૧ | ૧૯૨૧ | ૧૯૩૧ |
|---|---|---|---|---|
| ભારત: | ૨૩૫·૦૩ | ૨૫૦·૭૪ | ૨૪૯·૯૫ | ૨૭૭·૪૪ |
| ગુજરાત: | ૯·૦૯ | ૯·૮૦ | ૧૦·૧૭ | ૧૧·૪૯ |
| મહારાષ્ટ્ર: | ૧૯·૩૯ | ૨૧·૪૮ | ૨૦·૮૫ | ૨૩·૯૬ |

| | ૧૯૪૧ | ૧૯૫૧ | ૧૯૬૧ |
|---|---|---|---|
| ભારત: | ૩૧૬·૯૩ | ૩૫૯·૨૨ | ૪૩૬·૪૨ |
| ગુજરાત: | ૧૩·૭૦ | ૧૬·૨૬ | ૨૦·૬૨ |
| મહારાષ્ટ્ર: | ૨૬·૮૩ | ૩૨·૦૦ | ૩૯·૫૦ |

૮

પાંચ મુખ્ય બંદરો:

મુંબઈ, કલકત્તા, મદ્રાસ, વિશાખાપટનમ્, કંડલા.

પાંચ પોલાદ-મથકો:

જમશેદપુર (બિહાર), દુર્ગાપુર (બંગાળ), રૂરકેલા (ઓરિસ્સા), ભિલાઈ (મધ્યપ્રદેશ), ભદ્રાવતી (મ્હૈસૂર)

પાંચ દૈનિકો:

ટાઈમ્સ ઑફ ઇન્ડીઆ, હિન્દુ, સ્ટેટ્સમેન, ઈન્ડીઅન એક્સ્પ્રેસ, હિન્દુસ્તાન ટાઈમ્સ.

પાંચ રાષ્ટ્રીય સંશોધન સંસ્થાઓ:

૧ નૅશનલ કેમિકલ લૅબોરેટરી (પૂના)
૨ નૅશનલ ફિઝિકલ લૅબોરેટરી (નવી દિલ્હી)
૩ સેન્ટ્રલ ફુડ ટેકનૉલૉજિકલ રિસર્ચ ઈન્સ્ટીટ્યૂટ (મ્હૈસૂર)
૪ સેન્ટ્રલ ડ્રગ રિસર્ચ ઈન્સ્ટીટ્યૂટ (લખનૌ)
૫ સેન્ટ્રલ લેધર રીસર્ચ ઇન્સ્ટીટ્યૂટ (મદ્રાસ)

૯

અત્યારના જૂનાગઢ શહેરથી પૂર્વમાં એકાદ માઈલને અંતરે શંકુ આકારના ગ્રેનાઈટ શિલાખંડ ઉપર ત્રણ ઉત્કીર્ણ લેખો મળે છે. આ શિલાખંડ બાર ફીટની ઊંચાઈવાળો અને પાયામાં ૭૫ ફીટના વિસ્તારવાળો છે. અહીં પ્રસિદ્ધ ગિરનારલેખો કોતરેલા છે. પહેલો લેખ અશોકનો, પ્રાકૃત ભાષામાં અને બ્રાહ્મી લિપિમાં છે. તેમાં અશોકના ધર્મ અને નીતિ અંગેના ઉપદેશો છે. બીજો લેખ ઈ. સ. ૧૫૦નો રુદ્રદામન ક્ષત્રપરાજનો છે, જેમાં સુદર્શન તળાવના સમારકામની વિગતો છે. ત્રીજો લેખ સ્કન્દગુપ્તનો છે ઈ. સ. ૪૫૬નો, જેમાં સુદર્શન તળાવના બીજી વારના સમારકામની વિગતો તથા સ્કંદગુપ્તનાં લોકોપયોગી કાર્યોની વિગતો છે. આ ત્રણેય ઉત્કીર્ણ લેખો ગુજરાતના ઇતિહાસમાં ઉપયોગી સામગ્રી પૂરી પાડે છે.

૧૦

| દેશ | વિસ્તાર ચો. માઇલ | જનસંખ્યા | મુખ્ય શહેર |
|---|---|---|---|
| અફઘાનિસ્તાન | ૨૪૫૦૦૦ | ૧૩૦૦૦૦૦૦ | કાબૂલ |
| બર્મા | ૨૬૧૭૫૭ | ૨૦૦૫૪૦૦૦ | રંગૂન |
| સિલોન | ૨૫૫૦૦ | ૬૩૮૪૦૦૦ | કોલંબો |
| નેપાળ | ૫૪૩૪૩ | ૮૪૩૧૩૭૦ | કાઠમંડુ |
| પાકિસ્તાન | ૩૬૪૭૩૭ | ૭૫૮૪૨૦૦૦ | રાવળપિંડી |

[સંપાદક: જે. એમ. શુક્લ, સંસ્કૃત અને પ્રાચીન ભારતીય સંસ્કૃતિના પ્રાધ્યાપક, એલ.ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

*

# દેશવિદેશના પ્રવાહો

**પુરુષોત્તમ ગણેશ માવળંકર**

## રાષ્ટ્રીય એકતાનો સવાલ

વડા પ્રધાન શ્રી નેહરુના અંગત રસ અને સક્રિય સલાહ-સૂચન વડે તથા એમના નિમંત્રણથી ભારતનાં વિવિધ ક્ષેત્રોમાંના અગ્રણીઓની એક પરિષદ નવી દિલ્હીમાં આ માસની (સપ્ટેમ્બર) આખરની તારીખોએ મળી. રાષ્ટ્રીય અને ભાવાત્મક ઐક્ય કેવી રીતે હાંસલ કરવું એ વિષે આ પરિષદમાં ઊંડી અને સચિંત ચર્ચા-વિચારણા થયાના અખબારી અહેવાલો છે. પરિષદમાં એકલા સરકારી માણસો અને કૉંગ્રેસ પક્ષના નેતાઓ નહોતા; બીજાઓને પણ પોતાની વાત કહેવા માટે નોતરવામાં આવેલા એ સારું થયું; જો કે કેટલીક વ્યક્તિઓ અને કેટલાક પક્ષો–પ્રવાહોને નોતરાં

મળ્યાં નહીં હોય એમ છાપામાંની યાદી પરથી લાગે છે; પણ પરિષદમાં કોણ હાજર હતા એ સવાલ એક રીતે ગૌણ છે એમ ગણીને આગળ ચાલીએ. દેશમાં આજે એકતા નથી એટલું કમનસીબ સત્ય તો આવી પરિષદના આયોજનમાંથી સૂચિત થાય છે! આવી એકતા સ્વાતંત્ર્યોત્તર ભારતમાં કેમ નથી? જાતજાતના વાડા અને વિવિધ વફાદારીઓનાં સાચાં ખોટાં બંધનોમાં તથા ગૂંચવાડામાં આપણે કેવી રીતે ફસાયા? એક તો, આ પ્રકારની એકતા સ્થાપવાના પ્રયાસો વિષે આપણે સભાન નથી રહ્યા. બીજું, સ્વાતંત્ર્ય પછીનો રાષ્ટ્રવાદ આપણે ત્યાં સ્વસ્થ અને નિરોગી બનવાને બદલે સંકુચિત અને કલહજનક બન્યો; રાષ્ટ્રવાદને સ્થાને પ્રાંતવાદ ને પ્રદેશ-વાદ ઘર કરવા માંડ્યા. ભાષાવાર પ્રાંતરચનાએ (એવી રચના પાછળની ભૂમિકા સન્નિષ્ઠાભરી હતી તેમ છતાંય) આવા પ્રાંત–પ્રદેશવાદને રાજકીય અલગતાનું તથા લગભગ સાર્વભૌમત્વનું બિહામણું સ્વરૂપ આપ્યું. વળી, સામાન્ય ચૂંટણીઓમાં વિશેષે કરીને, કૉંગ્રેસ સહિત બધા રાજકીય પક્ષોએ કોમ, જ્ઞાતિ, પંથ અને ધર્મના વાડાઓ પોષ્યા અને પંપાળ્યા. આમ, કોમવાદ તથા અરાષ્ટ્ર-વાદ એ બે કારણોને લીધે, તેમજ દેશની એકતા ટકાવી રાખવાની તથા એને વધારે મજબૂત કરવાની અગત્યતા વિષે આપણે સહુએ બેફિકરાઈ અગર અભાનતા સેવવાના કારણે પણ, સ્વાતંત્ર્યોત્તર ભારતમાં ભાવાત્મિક એકતા અગર સીધીસાદી એકતા હજુ સિદ્ધ થઈ શકી નથી. રાષ્ટ્રવાદ અને કોમવાદ વિષે આ પ્રસંગે ફરી વિચાર કરતાં, મારી પાસેની ફાઈલમાંની બે નોંધો હાથ આવી. એ બન્ને નોંધો અનેક મહિનાઓ પૂર્વે 'ગુજરાત સમાચાર'માંના તે વખતના મારા 'રાજકારણના રંગતરંગ' કૉલમ માટે મેં લખેલી. 'ગુજરાત સમાચારે' એ છાપી નહીં! નહીં છાપવાનું કારણ તો એ અખબારના ચાલકો અને તંત્રી જાણે; પણ એ નોંધો ફરી જોઈ જતાં મને એ પ્રસ્તુત લાગવાથી જેવી લખી હતી તેવી અક્ષરશઃ નીચે આપી છે. બન્ને નોંધોનાં મથાળાં પણ પૂર્વવત જ રાખ્યાં છે. કયા પ્રકારનાં મારાં લખાણો 'ગુજરાત સમાચારે' છાપ્યાં નહોતાં એનો પણ ખ્યાલ અનાયાસે આથી મળશે! રાષ્ટ્રીય એકતાનો સવાલ હવે ચર્ચા–વિચારણાનો બહુ રહ્યો નથી. હવે તો કામે લાગી જવાની જરૂર છે! કામ કરતાં કરતાં જે નવા વિચારો જન્મે અને નવા ઉપાયો સૂઝે એની ચર્ચા–વિચારણા થાય તે બરાબર છે. એટલે નવી દિલ્હીની પરિષદમાંથી સક્રિય અને સચોટ અમલ તાત્કાલિક શરૂ થાય તો એ નોંધ-પાત્ર ફલશ્રુતિ ગણાશે. રાષ્ટ્રીય એકતાનો સવાલ પાયાનો છે, શિક્ષણનો છે એમ ડૉ. રાધાકૃષ્ણને અને બીજા નેતાઓએ કહ્યું. એમની વાત સાચી છે. પણ આવું શિક્ષણ કોણ આપે? અને કોણ લે? શિક્ષણ લેવા માટે જનતા ઉત્સુક ને તૈયાર હોય તો ય એવું શિક્ષણ આપનારા કોણ કોણ લાયક ને મોજૂદ છે? વળી, કેવળ શાળા–મહાશાળાઓ અને યુનિવર્સિટીઓ જ આવું શિક્ષણ આપે એવી અપેક્ષા છે? રાજકારણમાં પડેલાઓ પણ પોતાનાં ઉદાહરણ વડે યોગ્ય શિક્ષણ ન આપે? રાજકીય પક્ષો એવું શિક્ષણ ન આપે? સવાલ એ છે કે, સામાન્ય ચૂંટણીઓ ખૂબ નજીક આવી ઊભી છે ત્યારે પક્ષો પોતાની બહુમતીઓ અને બેઠકો ગમે તે ભોગે ટકાવવા–વધારવા મથશે, કે પછી બહુમતીઓ–બેઠકોને ભોગે પણ રાજકીય પક્ષો કોમવાદ–અરાષ્ટ્રવાદને દૂર કરીને, પોતાનો થોડો પરાજય, પણ દેશનો ઘણો મોટો વિજય અને ફાયદો કરાવી આપશે?

## ભારતીય રાષ્ટ્રવાદ અને 'મિશનરી' જોસ્સાવાળા યુવકો

સદ્ગત દાદાસાહેબ માવળંકરના જન્મદિને ગઈ તા. ૨૭મી નવેમ્બરે હૅરલ્ડ લૅસ્કી ઈન્સ્ટિટયૂટ ઑફ પોલિટિકલ સાયન્સમાં શ્રી રાવસાહેબ પટવર્ધને દોઢ કલાકથી વધુ સમય એકધાર્યું મનનીય પ્રવચન કર્યું એ સાંભળવાનો લહાવો જીવનનો એક ધન્ય અનુભવ હતો! ભારતમાં ભાષાકીય અને જાત–ધર્મ વગેરેને કારણે જે લઘુમતિઓ છે એમના પ્રત્યે જીવનવ્યવહારમાં પક્ષપાત કે ભેદભાવ નહીં રાખવાનું વલણ બંધારણનું છે. રાષ્ટ્રીય મહાસભાનું (કૉંગ્રેસનું) એ વલણ હતું અને છે. બંધારણની કલમોમાં એ જ વાત વિધિસ્વરૂપે મુકાઈ છે. ભારતમાં વસતા દરેકને ન્યાય, સ્વાતંત્ર્ય અને સમૃદ્ધિ માટેની સમાન તકો મળે એવી બંધારણની જોગવાઈ છે. ભારતનું રાજ્યતંત્ર બિનસાંપ્રદાયિક છે. આમ છતાં, આપણે જોઈએ છીએ કે ભાષાને નામે, ધર્મને નામે અને અલગ સાંસ્કૃતિક જૂથને નામે કેટકેટલા વાદવિવાદ,

વિખવાદ અને ઘર્ષણ આપણે ત્યાં સતત ચાલુ જ રહ્યાં છે! આ બધું કેમ થઈ રહ્યું છે? આપણો રાષ્ટ્રવાદ કમજોર છે? એમાં કાંઈ ત્રૂટિઓ અને ખામીઓ છે? શ્રી રાવસાહેબ પટવર્ધને આવા કેટલાક સવાલો ઉપસ્થિત કર્યા અને એ વિષેના પોતાના અભિપ્રાયો અને જવાબો આપવાનો પ્રયાસ કર્યો.

ભારતનાં છેલ્લાં બસો વર્ષની ઐતિહાસિક ભૂમિકા એમણે બાંધી આપી. પ્રાચીન ભારતની પાર્શ્વભૂમિકા અને આપણા ગૌરવવંતા વારસા વિષે પણ તેઓ સજાગ રહ્યા. પરંતુ, એમનાં સમગ્ર પ્રવચનનો મુખ્ય ભાર આજના અને આવતી કાલના ભારત ઉપર હતો. આજના યુવકો વિષે અને વર્તમાન ભારતીય રાષ્ટ્રવાદ વિષે એમણે દિલ ખોલીને વાત કરી. ભારતીય રાષ્ટ્રવાદનું રાજકીય માળખું જેટલું પાકું અને સારું નીવડ્યું તેટલું સામાજિક માળખું મજબૂત થયું ખરું? ગાંધીયુગ પહેલાંના રાજકીય નેતાઓ અને વિનીતવાદીઓ કહેતા હતા કે સામાજિક ઉત્થાન અને પ્રગતિ વિના નર્યો રાજકીય વિકાસ અપૂર્ણ છે. આજે આપણે એ કથનની સત્યતા અનુભવતા નથી? ભાષા અને ધર્મને નામે થતા ઝગડાઓ અને એમાંથી ઊભાં થતાં ભયસ્થાનોનું એક મહત્ત્વનું કારણ એ છે કે આપણાં પ્રજાજીવનનો સામાજિક નીતિન્યાયનો પાયો કાચો રહ્યો છે. માટે જ ગાંધી–નેહરુ–ટાગોરના આ દેશમાં પ્રજાની ભાવના સાચા અને પૂરા અર્થમાં રાષ્ટ્રવાદી નથી બની શકી. એટલે, રાજકીય પ્રશ્નોના ઉકેલ માટે કેવળ રાજકીય સાધનો અને ઉપાયો અજમાવવાથી આપણું કામ સરે એવું નથી. રાજકીય સાધનોની જોડે જોડે, અને વધુ ઉત્કટતા સાથે, આપણે સામાજિક ઉન્નતિ સિદ્ધ કરવા માટે એ અંગેનાં સાધનો પણ વાપરવાં પડશે. એમ થાય તો ભારતીય રાષ્ટ્રવાદમાં આજે દેખાતાં ગાબડાં અને ભયસ્થાનો આપણે ઓછાં કરી શકીશું, અને છેવટે સમૂળાં દૂર કરી શકીશું. શ્રી રાવસાહેબ પટવર્ધને પોતાના અતિ સુંદર પ્રવચનના ઉપસંહારરૂપે યુવકો પાસે એક સાદી માગણી કરી. યુવાન ભાઈબહેનોમાં શક્તિ, બુદ્ધિ, ઉમંગ અને ઉત્સાહ હોય તે સ્વાભાવિક છે. પણ એમનામાં કશુંક કરી છૂટવાની તમન્ના નથી જોવા મળતી. સામાજિક સેવા માટેની તાલાવેલીથી તેઓ રંગાએલાં નથી દેખાતાં. જુવાનીનો જોસ્સો એમને ઝાઝો સ્પર્શેલો જણાતો નથી. જુવાનીની હવા અને મસ્તી એમનાં અંગોપાંગમાં ધસમસતી નથી. 'મિશનરી સ્પિરિટ'વાળા ગણ્યાગાંઠ્યા નહીં પણ સેંકડો અને હજારો યુવાન ભાઈબહેનો વિવિધ ક્ષેત્રોમાં કામે લાગી જાય એ સોનેરી દિવસ એમના જેવાને જોવો છે! એવા તેજસ્વી, નિઃસ્વાર્થી, કાર્યરત યુવાન ભાઈબહેનો આપણા દેશમાં મોટી સંખ્યામાં હોય અને તે બધા યુવાનો દેશમાં ચાલી રહેલા વિવિધ બનાવોના કેવળ પ્રેક્ષકો જ નહીં પણ એના અદાકારો અને ઘડવૈયાઓ પણ હોય તો ભારતમાં નંદનવન ઊભું થતાં વાર કેટલી?

## કોમવાદને દૂર કરવાનો માર્ગ

નવી દિલ્હીમાં લોકસભાના કૉંગ્રેસી સદસ્યોની બનેલી સમિતિએ કોમવાદી રાજકીય પક્ષો ઉપર કાયદાથી પ્રતિબંધ મૂકવાના સવાલ વિષે ગંભીરપણે વિચાર કર્યો છે. સમિતિના સાત સભ્યો સંમત છે કે કોમવાદી તત્ત્વો, વ્યક્તિઓ અને વલણો કૉંગ્રેસ પક્ષમાંથી અને ભારતીય રાજકારણમાંથી હટાવવાની ખૂબ જરૂર છે. કૉંગ્રેસ સહિત બધા રાજકીય પક્ષો ઓછેવત્તે અંશે કોમવાદ અને અન્ય સંબંધક વલણો તથા ઝનૂનનો લાભ–ગેરલાભ ચૂંટણીઓમાં ઉઠાવતા આવ્યા છે! પણ કોમવાદને હટાવવાની પ્રવૃત્તિમાં આવો સક્રિય રસ નથી બતાવાયો. કાયદાથી પ્રતિબંધ મૂકવામાં મુશ્કેલીઓ વધશે, ઘટશે નહિ. કાયદો કર્યા પછી પણ છટકબારીઓ શોધવાની મથામણ થતી જ હોય છે! મુખ્ય સવાલ બે છે: શિક્ષણ અને સમજણ દ્વારા કોમવાદ સામે ટક્કર ઝીલવી અને કોમી માનસને કાઢી નાખવું. આ માર્ગ ધીરો પણ ચોક્કસ અને પરિણામકારક છે. બીજો સવાલ, ચૂંટણીઓમાં હારજીત થાય તો તે થોડો વખત સ્વીકારીને પણ ઉમેદવારોની પસંદગીમાંથી કોમવાદની લાયકાતનું ધોરણ રદબાતલ કરવું. આ કામ ખાસ કરીને કૉંગ્રેસ, પ્રજાસમાજવાદી અને સામ્યવાદી પક્ષોએ તત્કાળ કરવું રહ્યું. બિનસાંપ્રદાયિક–રાજ્યવ્યવસ્થા અને આર્થિક તેમજ સામાજિક સમાનતાની ભૂમિકામાં માનનારા પક્ષો પોતાના એ ઉચ્ચ આદર્શોની સિદ્ધિ માટે સાંપ્રદાયિક, ધાર્મિક, કોમી અને સ્થાપિત હિતસંબંધોવાળી રીતિનીતિઓ અપનાવ્યે

રાખશે તો કાયદો કરેલો પણ કાગળ ઉપર જ રહેવાનો છે! શિક્ષિત લોકમાનસ દ્વારા લોકમત અને ત્યાર પછી કાયદો બનાવીને અનિષ્ટ તત્ત્વોનું નિર્મૂલન એ રસ્તો જ સુયોગ્ય છે!

*

## જોમો કેન્યાટાની મુક્તિ

જોમો કેન્યાટા હવે લગભગ પૂર્ણ મુક્ત માનવ બન્યા છે. સાત વર્ષની સ્થાનબદ્ધતા પછી, આ પ્રખર આફ્રિકન નેતા હવે સ્વાતંત્ર્યને આરે આવી ઊભેલા કેન્યાના રાજકારણમાં પ્રવેશે છે એ બનાવ રોમાંચક છે. કેન્યામાંના અત્યારના બે આફ્રિકન રાજકીય પક્ષો 'કનુ' અને 'કડુ'—ને ભેગા આણવામાં કેન્યાટા સફળ થાય તો તે તેમની એક મોટી વ્યક્તિગત સિદ્ધિ ગણાશે. લાંબા એકાન્તવાસને લીધે વાચન, વિચાર અને મનનની મળેલી સુંદર તકનો કેન્યાટાએ સરસ ઉપયોગ કર્યો હશે તો એનાં મીઠાં ફળ તેઓ પોતાની પ્રજાને આપી શકશે. પોતે હિંસકપ્રવૃત્તિના હિમાયતી નથી એટલું જ નહિ પણ શાંત અને બંધારણીય માર્ગોના આગ્રહી અને ટેકેદાર છે એ વાત કેન્યાટાએ અમલી કરી બતાવવાની છે. પરંતુ એનો અર્થ એવો નહીં કે બ્રિટિશ વસાહતખાતું કે નાઈરોબીમાંના અંગ્રેજ ગવર્નરની અંગત ખાત્રી થાય તો જ કેન્યાટા આવી પરીક્ષામાં પાસ થયેલા ગણાય! બ્રિટિશ સરકારે જે દૂરંદેશીપણું અને ઉદારતા ઘણી મોડી પણ હવે કેન્યાટા પરત્વે બતાવવા માંડી છે તેને જ અનુસરીને બ્રિટિશ તંત્રે કેન્યાટાને તથા આફ્રિકન રાષ્ટ્રવાદને એની પોતાની રીતે, સ્વસ્થતાથી અને પદ્ધતિસર, વિકસવા માટેની તક ઉપલબ્ધ કરી આપવી જોઈએ.

*

## બેલગ્રેડમાં તટસ્થ રાષ્ટ્રોનો મેળો

યુગોસ્લાવીઆની રાજધાની બેલગ્રેડમાં માર્શલ ટીટોએ પહેલી સપ્ટેમ્બરે 'તટસ્થ' રાષ્ટ્રોના પ્રમુખો ને સરકારી વડાઓની પરિષદનો પ્રારંભ કર્યો. આ પ્રકારના મિલન માટે ઇંડોનેશિયન પ્રમુખ ડૉ. સુકર્ણો, ઇજિપ્શીઅન પ્રમુખ નાસર અને યુગોસ્લાવ પ્રમુખ ટીટો એ ત્રણ 'તટસ્થ' નેતાઓએ પહેલ કરી હતી. વિશ્વના રાજકારણમાં 'તટસ્થો'ની આવી પ્રથમ પરિષદ ભરાઈ. બે મહાસત્તાઓની સાઠમારીમાં વધતી જતી મડાગાંઠને પરિણામે 'તટસ્થો'નું બળ અને વજન વધ્યું છે. એટલે એમની પરિષદ મળે એ આવકારદાયક પણ ખરું. 'તટસ્થ' કોને ગણવા એ માટે થોડા મહિનાઓ સુધી મુશ્કેલી ને ગૂંચ રહેલી. પરિષદમાં કોને નોતરવા, કોને એમાંથી બાકાત રાખવા એ સવાલ ઉપર ઠીકઠીક મતભેદો ઊભા થએલા. પાછળથી પરિષદમાં પણ જેઓ બેલગ્રેડ ખાતે ભેગા મળ્યા તેઓ સહુ બધી બાબતોમાં એકમત થઈ શક્યા નહીં. કઈ બાબત ઉપર કેટલો ભાર મૂકવો—ન મૂકવો એમાં પણ મતભેદો થયા. દાખલા તરીકે, વસાહતવાદ ને શાહીવાદની ઝાટકણી તથા એના નિષેધ અંગે કેટલાંક નવોદિત આફ્રિકન રાષ્ટ્રો વધુ તત્પર હતાં. ભારતના વડાપ્રધાને વિશ્વશાંતિ અને નિઃશસ્ત્રીકરણ ઉપર વિશેષ ભાર મૂક્યો. 'તટસ્થ' કોને ગણવા એ સવાલનો એક જવાબ સીધોસાદો એ હોઈ શકે કે જે 'ગટસ્થ' નથી તે 'તટસ્થ' સમજવો! પણ બે પરસ્પરવિરોધી સત્તા-જૂથોથી અલગ અને દૂર રહેનારા આ 'તટસ્થ' રાષ્ટ્રો પાછાં પોતે અંદર અંદર એકબીજાંથી અલગ અને દૂર રહ્યાં છે! તેથી, બેલગ્રેડ-પરિષદનું આયોજન થયું અને એ પરિષદ મળી એના પરથી 'તટસ્થો'ના જૂથમાં એકતા નહીં તો પણ એક પ્રકારની એકસૂત્રતા આણવાનો ઉપકારક પ્રયાસ થયો છે. 'તટસ્થો'નું જૂથ બનાવવું શક્ય નથી, જરૂરી પણ નથી. પરિષદને અંતે બહાર પાડેલા અખબારી નિવેદનમાં આ રાષ્ટ્રોએ યોગ્ય જ કહ્યું છે કે 'અમારે કોઈ નવું જૂથ રચવું નથી, રચી શકાય એમ પણ નથી.' ન્યૂક્લીઅર શસ્ત્રોથી સજ્જ થએલા ધુરંધરો સામે નીતિમત્તાની ડાહીડમરી વાતો કરનારા રાજપુરુષોનું કેટલું ગજું? એટલે 'તટસ્થો'એ જૂથ રચવાની ભાંજગડમાં ન પડવું એમાં જ શાણપણ છે. પરંતુ 'તટસ્થો'ની સંખ્યા વધે અને એમનો વિરોધ વ્યાપક બને તો મહાસત્તાઓની એકલતા જરૂર વધે અને મહાસત્તાઓની શસ્ત્રો બાબતની નિઃસહાય મડાગાંઠમાં એમની આવી એકલતા ઉમેરાય તો સમગ્ર દુનિયામાં એ મહાસત્તાઓ વધુ તિરસ્કૃત બને. આમ 'તટસ્થો'એ જરૂરી લોકમત અને વાતાવરણ તૈયાર કરવામાં મહત્ત્વનો ફાળો આપવાનો છે. બે શત્રુઓને એકબીજાથી છેટા રાખવામાં પણ 'તટસ્થો' થોડીઘણી સહાય કરી શકે. બે શત્રુઓ વચ્ચે મધ્યસ્થી કે લવાદી કરવામાં 'તટસ્થો' સફળ થાય કે કેમ એ માત્ર શંકાસ્પદ છે. 'તટસ્થો'ની ભૂમિકામાં એમનાં આદર્શવાદ, નીતિ-

મત્તાના ખ્યાલો, રાષ્ટ્રીય સ્વાર્થ, રાજકીય તેમજ લશ્કરી સામર્થ્યનો એકંદરે અભાવ તથા આર્થિક કમજોરી એ બધાનો એવો તો ખીચડો ને ગૂંચવાડો થયો છે કે ઘણાંખરાં 'તટસ્થ' રાષ્ટ્રોની સંનિષ્ઠા અને તટસ્થતા માટે બન્ને મહાસત્તાઓને ઝાઝો વિશ્વાસ જ નથી! બે જણની લડાઇ વચ્ચે લવાદી કરનાર ત્રીજી વ્યક્તિના ચારિત્ર્ય, હેતુઓ, સન્નિષ્ઠા તથા બિનપક્ષપાતીપણા વિષે પેલાં બન્નેને શ્રદ્ધા અને વિશ્વાસ હોય તો જ લવાદની કામગીરી અસરકારક બને અને તે બંધનકર્તા પણ નીવડે. આપણે સ્વીકારવું ઘટે કે આવા કોઈ નિષ્કલંક 'તટસ્થો' હાલ જોવા મળતા નથી! ભારતની ગણના પણ વધારે અંશે તો સગવડિયા 'તટસ્થો'માં જ, કમનસીબે, કરવી રહી! બેલગ્રેડની પરિષદમાં નીચેનાં પચીસ રાષ્ટ્રોએ ભાગ લીધો હતો: અફઘાનિસ્તાન, અલ્જીરીઆ, બ્રહ્મદેશ, કંબોડીઆ, સિલોન, કૉંગો, ક્યૂબા, સાયપ્રસ, ઇથિઓપીઆ, ઘાના, ગીની, ભારત, ઇન્ડોનેશિયા, ઇરાક, લેબેનન, માલી, મૉરોક્કો, નેપાળ, સાઉદી અરેબિયા, સોમાલિયા, સુદાન, ટ્યુનીશિયા, યુનાઇટેડ આરબ રિપબ્લિક (ઇજિપ્ત અને સીરિયા), યેમન અને યુગોસ્લાવિયા. ઉપરાંત, બોલીવીઆ, બ્રાઝિલ અને ઈક્વેડોર એ ત્રણ લૅટિન અમેરિકન દેશોમાંથી નિરીક્ષકો હાજર હતા. પરિષદ ૭ દિવસ સુધી ચાલી. એમાં ભાષણો પણ ઘણાં થયાં, લાંબાં થયાં, પ્રચારવાળાં થયાં; પણ સંયુક્ત રાષ્ટ્રસંઘની બહાર આટલાં બધાં તટસ્થો એક મંચ ઉપર સાથે પ્રથમ જ વાર મળ્યાં. એપ્રિલ ૧૯૫૫માં આફ્રો-એશિયન રાષ્ટ્રોની બાન્ડુન્ગ પરિષદ મળી હતી. એની સરખામણીમાં બેલગ્રેડની પરિષદ વધારે વ્યાપક, વધારે અસરકારક અને વધારે પ્રાતિનિધિક નીવડી. નેતાઓમાં સૌથી વિશેષ અસર શ્રી નેહરુની થઈ; જો કે શ્રી નેહરુએ વસાહતવાદ ઉપર કાંઈક ઓછો ભાર મૂક્યો તેથી, અને કેટલાંક નાનાં આફ્રિકન રાષ્ટ્રોની ગણતરી એમણે 'ઇત્યાદિ'માં કરી તેથી, પરિષદમાંના કેટલાકની ખફામરજી પણ ભારતના વડા પ્રધાનને વહોરી લેવી પડી! શ્રી નેહરુનાં ભાષણો, એમની હમેશની ટેવ મુજબ, પૂર્વતૈયારીવાળાં નહોતાં. એથી એક લાભ થયો ખરો કે, પરિષદના અખબારી અહેવાલો લેવા આવેલા દુનિયાભરના એક હજાર જેટલા વૃત્તાન્તનિવેદકોને શ્રી નેહરુનાં ભાષણો ખાસ વધુ તાજગીભર્યાં લાગ્યાં! રશિયા અને સામ્યવાદી યુરોપમાંથી આશરે બારેક પત્રકારો જ પરિષદના અહેવાલો જોવા–જાણવા–લખવા ભેગા મળ્યા હતા એ નોંધપાત્ર કહેવાય. પરિષદને અંતે જે લાંબું સર્વસંમત નિવેદન પ્રસિદ્ધ થયું તેમાં 'તટસ્થો'એ, દુનિયામાં ઉદય પામેલા નવા યુગનો સુયોગ્ય ઉલ્લેખ કર્યો. સ્વાતંત્ર્ય, સમતા અને સામાજિક ન્યાય વિશ્વની સમગ્ર પ્રજાઓને મળવાં જોઇએ એમ એમણે કહ્યું. 'તટસ્થો'ની પરિષદ ખરું પૂછો તો 'તટસ્થો'ના મેળા જેવી હતી. પણ, એ પચરંગી મેળામાંથી ય એટલું તો સિદ્ધ થયું કે 'તટસ્થો' બે બાબત ઉપર ભેગા આવી શકે એમ છે: (૧) વસાહતવાદનો વિરોધ (૨) વિશ્વયુદ્ધનો સહિયારો ભય. બીજી તરફ, શ્રી નેહરુએ પોતાની વાણી ને કામગીરી દ્વારા બેલગ્રેડના મેળામાં એક પ્રકારની તાકીદની, તત્પરતાની અને વસ્તુસ્થિતિની સમજની ભાવના નિર્માણ કરી એ પણ ગણનાપાત્ર સિદ્ધિ કહેવાય.

*

## 'શાંતિભંગ' કરનાર—રસેલ કે સરકારો?

ભયાનક ન્યૂકલીઅર શસ્ત્રોના ઉત્પાદન અને પુરવઠા સામેની બ્રિટિશ પ્રજાની ઝુંબેશ દિનપ્રતિદિન ઉગ્ર બનતી જાય છે. બ્રિટિશ પ્રજાની એટલે એના એક ભાગની. અત્યારે એ લઘુમતીમાં છે. પણ એના ટેકામાં બુદ્ધિ અને ભાવના બન્ને છે. વ્યવહારુ સમજ પણ છે. છતાં સાર્વભૌમ સરકાર અને સ્થાપિત હિતો સમા છાપાં, રેડિયો, ટેલિવિઝન વગેરે બધાં જ આ લઘુમતીની વાતની સામે મેદાને પડેલાં છે. એટલે બ્રિટનમાં ન્યૂકલીઅર શસ્ત્રો સામેનો લોકમત હજી વ્યાપક અને અસરકારક નથી નીવડ્યો. તેમ છતાં જેઓ લઘુમતીમાં હાલ છે તેઓ બધા પોતાની માન્યતામાં એકનિષ્ઠ છે અને મક્કમ પણ છે. એ માન્યતા ખાતર પોતે સવિનય કાનૂનભંગ કરવાને તથા બદલામાં મળતી સજા દંડ હસતે મોઢે સ્વીકારવાને તૈયાર છે. કૅનન એલ. જે. કૉલિન્સની આગેવાની હેઠળની 'કૅમ્પેન ફૉર ન્યૂકલીઅર ડિઝાર્મામેન્ટ (Campaign for Nuclear Disarmament) અને અર્લ બર્ટ્રાન્ડ રસેલના પ્રમુખપદ હેઠળની 'કમિટિ ઑફ હંડરેડ' (Committee of 100)ના સભ્યો ન્યૂકલીઅર શસ્ત્રોના પ્રખર વિરોધીઓ છે. મહિનાઓથી અને હવે તો થોડાં વર્ષોથી એમની

ઝુંબેશ ચાલુ રહી છે. ઑલ્ડરમૅસ્ટન (જ્યાં ન્યૂક્લીઅર શસ્ત્ર ઉત્પાદન કેન્દ્ર છે ત્યાં) તરફ શાંત, વિરોધી સરઘસો દર વર્ષે ઇસ્ટરમાં મોરચો લઈને જાય છે એમાં પ્રજાની સંખ્યા, ધગશ ને મક્કમતાનો વધારો થઈ રહ્યો છે. આ લડતને ટેકો આપનારાઓમાં ધાર્મિક, સાંસ્કૃતિક, સાહિત્યિક, રાજકીય, શૈક્ષણિક ક્ષેત્રોમાંનાં અનેક નામાંકિત નાનાં મોટાં સ્ત્રી પુરુષો છે.એક રીતે જોતાં, તેઓ બધા કેવળ બ્રિટન માટે નહીં પણ સમગ્ર માનવજાત માટે લડત ચલાવી રહ્યાં છે. એટલે, આ બ્રિટિશ લઘુમતીની કામગીરી તરફ સમગ્ર દુનિયાની બુદ્ધિમાન પ્રજા અને ભાવનાશીલ જનતા ઉત્સાહ અને આશા સાથે જોઈ રહી છે. આ વર્ષના ફેબ્રુઆરીમાં બર્ટ્રાન્ડ રસેલે લંડનમાં વ્હાઈટ હૉલ ખાતે સરકારી કચેરી ઉપર સત્યાગ્રહ કરેલો. રસેલ આજે ૮૯મા વર્ષે પણ ખૂબ સક્રિય અને કુશાગ્ર બુદ્ધિશાળી જીવ છે. તેઓ ખરેખર એમ માને છે કે ન્યૂક્લીઅર શસ્ત્રોની અમર્યાદ હરીફાઈ છેવટે અચાનક સારી દુનિયાને ખતમ કરી નાખશે. તેથી, મોડું થઈ જાય એ પહેલાં જ, રસેલ અને એમની માન્યતાવાળા બીજાઓ દુનિયાની પ્રજાને તથા એ પ્રજાના અંતરાત્માને જગાવવા, હચમચાવીને પ્રવૃત્ત કરાવવા, અસરકારક બનાવવા મથામણ કરી રહ્યા છે. રસેલ બ્રિટનની ઉમરાવ સભાના સભ્ય છે. આ સદીના તેઓ સર્વશ્રેષ્ઠ બ્રિટિશ તત્ત્વચિંતક છે. એમનાં લખાણો અને જીવન પ્રત્યે અસંખ્ય લોકોનાં હૈયામાં માન અને આદરની ભાવના છે. બર્ટ્રાન્ડ રસેલ જીદ પકડીને બેઠા છે! ગમે તેમ પણ ન્યૂક્લીઅર શસ્ત્રોની અટકાયત કરવામાં બ્રિટન પહેલ કરે એમ તેઓ પ્રથમ પગથીએ ઇચ્છે છે, અને માગે છે. બ્રિટિશ પાર્લામેન્ટરી લોકશાહીના તથા રાજકારણમાંની બાંધછોડની બ્રિટિશ પદ્ધતિના પોતે પ્રશંસક ને હિમાયતી હોવા છતાં, રસેલ હવે કહે છે ને અમલ પણ કરી બતાવે છે કે પાર્લામેન્ટરી લોકશાહીમાં સુદ્ધાં સવિનય કાનૂનભંગ અને સત્યાગ્રહ માટે ચોક્કસ અવકાશ છે. રસેલની આ જીદને કારણે એમને 'the persistent peer' કહી શકાય; જેમ આમની સભાનું સભ્યપદ નહીં છોડવા માટેની વિરલ ઝુંબેશ ચલાવનાર મિ. ઍન્થની વેજવૂડ બેન (જેઓ એમના પિતા લૉર્ડ સ્ટૅન્સગેટના અવસાન બાદ હવે કાયદેસર લૉર્ડ સ્ટૅન્સગેટ, બીજા, તરીકે ઓળખાય છે) 'the persistent commoner' તરીકે હવે બ્રિટિશ પ્રજાજોગા જાણીતા થઈ ચૂક્યા છે.

તા. ૧૦મી સપ્ટેમ્બરે બૉંબ–વિરોધી દેખાવો કરનારાઓમાં બર્ટ્રાન્ડ રસેલ જોડાયા. લંડનના વેસ્ટમિન્સ્ટર સ્કવેરમાં તેઓ બધા પોલીસના હુકમનો ભંગ કરીને રસ્તા ઉપર બેસી ગયા! શાંત અને અહિંસક વિરોધ ખરો, પણ તે વાહનવ્યવહારને અવરોધક એવો પણ જરૂર બન્યો. પોલીસે કાયદાનું શરણું લીધું, અને ૧૯૩૬ના પબ્લિક ઑર્ડર કાયદા હેઠળ રસેલ તથા એમના સાથીદારોને પોલીસે અટકાયતમાં લીધા. રૂઢિચુસ્ત સરકારના હાલના ગૃહ પ્રધાન મિ. રૅબ બટલરને ૧૯૩૬નો આ કાયદો ઠીક લાગમાં આવ્યો! કાળની કરણી તો જુઓ: એમાં કેટલો કટાક્ષ અને વિધિનિર્મિત વિચિત્રતા સમાયેલ છે! ગેરકાયદેસર મંડળીઓ જાહેર માર્ગો પર જમા થાય તેના પર ૧૯૩૬નો આ કાયદો પ્રતિબંધ મૂકે છે. બીજા વિશ્વયુદ્ધ પહેલાં મોઝલે જેવા 'ફાસિસ્ટ' લોકો ધાંધલ મચાવતા હતા એમને સીધા કરવા સારૂ એ કાયદો પાર્લામેન્ટે પસાર કરેલો! પચીસ વર્ષ પછી, ન્યૂક્લીઅર હારાકારી કે આત્મહત્યાના શાંત અહિંસક વિરોધકો સામે એ કાયદો નિઃસંકોચ વપરાય છે! કાળ ફર્યો, સાધનો એ ના એ જ રહ્યા, વાપરનારા અને ભોગવનારા બદલાયા! રસેલ સાથે એમનાં ૬૫ વર્ષનાં પત્ની પણ પકડાયાં. રેવરંડ માઈકલ સ્કૉટ પકડાયા. પ્રથમ એમનો મુકદ્દમો લંડનમાંના માર્લબરો સ્ટ્રીટના મૅજિસ્ટ્રેટ સમક્ષ ચાલ્યો. મૅજિસ્ટ્રેટ મિ. ક્લાઈડ વિલ્સને બ્રિટિશ ન્યાયાધિશોની પરંપરાને જાણે કે અનુસરીને પોતાની વાતના સમર્થનમાં બાઈબલને ટાંક્યું: 'Great men are not *always* wise, neither do the aged uuderstand judgment.' મૅજિસ્ટ્રેટે વૃદ્ધ ફિલસૂફને આમ શાબ્દિક થપ્પડ મારી! રસેલની સાઠે બુદ્ધિ નાઠી અને એમનામાંથી ડહાપણ તથા વિવેકશક્તિ ઓછા થયા એમ ન્યાયાધીશે સૂચવવાનો પ્રયાસ કર્યો. પાછળથી બાઉ સ્ટ્રીટ લંડનમાંના મૅજિસ્ટ્રેટ સમક્ષ કેસની સુનાવણી થઈ અને મૅજિસ્ટ્રેટ મિ. બર્ટ્રમ રીસે અર્લ બર્ટ્રાન્ડ રસેલને એક માસની કેદની સજા સુણાવી. રસેલના વકીલે પોતાના વૃદ્ધ અસીલ તરફ સહાનુભૂતિ દાખવવાની કોર્ટને અપીલ કરી. વકીલે અરજ કરી કે

ટૂંકી મુદતની કેદ આપો! પોતાની અરજીના ટેકામાં વકીલે દાક્તરી સર્ટિફિકેટો રજૂ કર્યાં! રસેલની તબિયત કેવી નાજુક છે અને એને કારણે તથા વૃદ્ધત્વને કારણે રસેલને કેટકેટલી દવાઓ રોજ સાથે રાખવી, લેવી, પીવી પડે છે એ બધી દવાઓની લાંબી યાદી પણ ન્યાયાધીશ સમક્ષ પેશ કરી! મિ. બર્ટ્રમ રીસમાં ન્યાયવૃત્તિ સાથે વિનોદવૃત્તિ પણ હશે. એમણે વકીલને પૂછ્યું "Does his doctor permit the activities he takes part in on the public highways? કોર્ટમાં હાસ્યનું મોજું ફરી વળ્યું, પણ ન્યાયાધીશ પાષાણ–હૃદયી નહોતા, તેઓ પીગળ્યા. એમણે એક માસની કેદને બદલે એક અઠવાડિયાની કેદ કાયમ કરી. આમ છેવટે ૮૯મે વર્ષે અર્લ બર્ટ્રાન્ડ રસેલને બ્રિટનમાંની બ્રિકસ્ટન જેલમાં ધકેલાયા! બ્રિટનની હવા અદ્‌ભુત તો ખરી–થોડાક જ દિવસો પહેલાં લૉર્ડ પેથિક–લૉરેન્સ ૮૯મા વર્ષે આ દુનિયા છોડીને પરલોકવાસી થયા; હવે ૮૯મા વર્ષે લૉર્ડ રસેલ જેલવાસી થયા! ૧૩મી સપ્ટેમ્બરે રસેલે જેલમાંથી નિવેદન કર્યું; જેઓ હજી વિચાર કરી શકે છે એવા શાણા લોકોને અને માનવીભાવનાઓ સમજી શકનારા, દુનિયાના કોઈ પણ દેશમાં વસતા હરકોઈને ઉદ્દેશીને રસેલે એ નિવેદન કર્યું. એમાં રસેલે કહ્યું કે જક્કી સરકારોથી પ્રજાઓ ગેરરસ્તે દોરાએલી છે. સરકારી નિષ્ણાતો લાંચ ખાનારા હોવાનો રસેલે આક્ષેપ કર્યો. કોઈ મોટા આદર્શ સારૂ જાણે દુનિયા બે મોટા પક્ષોમાં વહેંચાઇ ગઈ છે એમ માનવું એ જ મોટો ભ્રમ છે એમ રસેલ કહે છે. કેનેડી, ખ્રુશ્ચોવ, ઍડનાવર, દ'ગૉલ અને મૅકમિલન એ બધા એક જ માળાના મણકા જેવા છે એમ રસેલ ભારપૂર્વક જણાવે છે. એમાંનો દરેક જણ એક જ હેતુ પાછળ દોડી રહ્યો છે—માનવજાતિનો અંત! થોડાક પાશવી પણ સામર્થ્યશીલ માનવોના નિર્ણયોથી આપણા સહુનો સર્વનાશ થવાની વકી છે. આ થોડા માણસોને ખુશ કરવા સારુ, માનવ-માનવ વચ્ચેના વ્યક્તિગત ને અંગત પ્રેમસંબંધો, સાર્વજનિક ને સામાજિક આશા-અકાંક્ષાઓ, કળા-જ્ઞાન અને વિચારનાં ક્ષેત્રોમાં મેળવેલી સિદ્ધિઓ અને હવે પછી મળનારી સિદ્ધિઓ એ બધું જ કાયમ માટે મિટાવી દેવાશે!

બર્ટ્રાન્ડ રસેલને 'શાંતિભંગ' માટે જેલના સળિયા



પાછળ ગોંધી મૂકવામાં આવ્યા—અને સળિયા બહારની ડાહીડમરી દુનિયામાં અણુબૉંબના ધડાકાઓ ચાલુ રાખનારા શાંતિના ફિરસ્તાઓ તરીકે બડાશ મારી રહ્યા છે! લંડનના જાહેર રસ્તા ઉપર શાંતપણે બેસીને મક્કમતાથી પોતાના અંતરાત્માનો અવાજ વ્યક્ત કરનાર ફિલૉસૉફર બર્ટ્રાન્ડ રસેલ અંગ્રેજ મૅજિસ્ટ્રેટના ચુકાદા પ્રમાણે 'Breach of the Peace'—શાંતિભંગ–ના ગુન્હા હેઠળ દોષિત ઠરે છે અને કેદખાનામાં સબડે છે; જ્યારે બહાર રીતસર અણુધડાકાઓ અને ન્યૂકલીઅર શસ્ત્રપ્રયોગો કરનારી સરકારો અને વ્યક્તિઓ વિશ્વશાંતિની વિરલ મૂર્તિઓ મનાય છે! ઇંગ્લંડના સિદ્ધહસ્ત કાર્ટૂનિસ્ટ Vicky એ લંડનના *Evening Standard* અખબારમાં કાર્ટૂન દોર્યું (જેનો પ્રતિબ્લૉક આ પાનાં પર અન્યત્ર છાપ્યો છે) અને 'Breach of the Peace' ખરેખર કોણે કર્યો છે એ સચોટ રીતે વ્યંગચિત્ર દ્વારા ઉપસાવ્યું છે! રસેલ જેલમાં છે, સળિયા પાછળ બેઠા છે, ટટાર અને ઉન્નત છે, પણ વિચારમગ્ન અને સચિંત છે; ત્યારે, નાનકડી બારીમાંથી બહાર શું દેખાય છે? અણુબૉંબના અખતરા, ધડાકા ને ધૂમાડા! 'Breach of the Peace'–શાંતિભંગ–તો થયો ખરો, પણ કોણે કર્યો? તેથી જ, કાયદાની બારીકાઈ અને સારાસારી ગમે તે હોય, દુનિયાની બહુસંખ્ય પ્રજાને મન તો રસેલ નિર્દોષ છે, અને ન્યૂકલીઅર શસ્ત્રોને બનાવનાર સરકારો જ દોષિત છે.

શ્રી નેહરુએ એમની અખબારી પરિષદમાં રસેલની આવી વિરલ લડાયકવૃત્તિ બદલ કૌતૂક અને આદરની લાગણી વ્યક્ત કરી એ યોગ્ય જ હતું. પણ લંડનના લાર્ડ મેયર

એવી નિર્દોષ નેહરુ-પ્રશસ્તિ પણ સાંખી નહિ શક્યા! નેહરુએ એમ પણ ઉમેર્યું હતું કે 'I envy him'—'મને રસેલની અદેખાઈ આવે છે!' નેહરુની આ ઉક્તિમાં રહેલો માર્મિક વિનોદ પણ લૉર્ડ મેયર સમજી નહિ શક્યા એમાં એમની માનસિક દરિદ્રતા માટે શું કહેવું? નેહરુ પારકાની પંચાતમાં પડે છે એવો આક્ષેપ લૉર્ડ મેયર સર બર્નાર્ડ વેસ્ટ-બ્રૂકે કર્યો. નેહરુ અનેક વાર સાચી ખોટી રીતે પારકાંની પંચાત કરતા હશે, કરે છે, પણ આ બાબતમાં તો એમણે રસેલની રીત વિષે કે ન્યૂક્લીઅર શસ્ત્રો અંગે પણ કશું કહ્યું નહોતું. ફક્ત રસેલની અણનમ વીરતા પ્રત્યે નેહરુએ ધન્યતાની લાગણી બતાવી. તેમ છતાં બ્રિટિશ રૂઢિચુસ્ત સરકાર સાથેસાથે બ્રિટિશ રૂઢિચુસ્ત વર્ગોના પ્રતિનિધિઓ પણ આવા પ્રસંગોએ કેટલી અનુદારતાથી અને અધીરાઈથી બોલે-ચાલે છે એ જોઈ શકાશે! લોકશાહીને સૈકાઓથી પાળનાર ને પોષનાર દેશમાં રસેલની રીતનો વિરોધ થાય એમાં કશું અજુગતું નથી. પણ રસેલની શાંત, અહિંસક રીતરસમો અને એમની વાતોને દાબી દેવા મથનારાઓને લોકશાહીના પ્રેમી કહેવા કે દુશ્મન? છાપાંઓએ રસેલની અને એમના લઘુમતી ટેકેદારોની ચળવળો વિષે લાંબા અહેવાલો છાપવા નહિ એવી પણ વાહિયાત વાત અખબારી સ્વાતંત્ર્ય ઉપભોગનાર લોકશાહી બ્રિટનમાં કેટલાકે કરી! પણ બ્રિટિશ સરકાર અને પોલીસતંત્ર આ પ્રસંગોએ નરી મૂર્ખાઈ અને ગભરાટના અજોડ મિશ્રણ વડે વર્ત્યાની ટીકા લંડનના 'ન્યૂ સ્ટેટસમન' સાપ્તાહિકે કરી. ૧૭મી સપ્ટેમ્બરે લંડનના જગપ્રસિદ્ધ ટ્રફાલ્ગર સ્કવેરમાં જબરદસ્ત વિરોધ દેખાવો યોજાયા. એમાં આશરે દસ હજાર લોકો સામેલ હતા. એમને રોકવા માટે ચાર હજાર પોલીસ રોકાઈ હતી! રાત પડતાં છેવટે કુલ તેરસો જેટલા વિરોધકો અને સત્યાગ્રહીઓ પકડાયા. શાંત, અહિંસક વિરોધકોએ આવા દેખાવો કરીને રસ્તા પરની વ્યવસ્થા ને શાંતિમાં જરૂર ભંગ કર્યો; પણ આટલી મોટી સંખ્યામાં કૃતનિશ્ચયી વ્યક્તિઓ સરકારની સામે મેદાને પડે એ સિદ્ધિ જેવી તેવી નહોતી! છતાં યે, બીજે જ દિવસે સવારે એક રૂઢિચુસ્ત છાપાંએ પહેલા પાને મોટા મથાળામાં છાપી માર્યું: 'Victory for the Police'! દૃષ્ટિભ્રમ કેવળ આપણે ત્યાં જ અને આપણાં છાપાંઓને જ નથી થતો ત્યારે! બ્રિટનમાં યે ઊંધાને સીધું અને ગૌણને પ્રધાન જોનારા મહાનુભાવો ને છાપાંઓ મોજુદ છે ખરાં! રસેલની આ જેલયાત્રા વિષે આલ્ડસ હક્સલે, સ્ટીફન સ્પેન્ડર, રિચર્ડ વૂલીમ, હેન્રી મૂર, ઍન્ગસ વિલ્સન અને સ્ટુઅર્ટ હૅમ્પશર એ ૭ નામાંકિત બ્રિટિશ વ્યક્તિઓએ લંડનના 'ટાઈમ્સ' પત્રના તંત્રીને લખેલો કાગળ તા. ૧૯ સપ્ટેમ્બરના અંકમાં પ્રસિદ્ધ કરાયો છે. એનો સંપૂર્ણ પાઠ મનનીય છે. તેઓ લખે છે:

'Sir—To invoke an ancient statute which has its origins in the Middle Ages, in order to imprison someone who threatens to commit an act of civil disobedience, is surely contrary to liberal principles. If those who advocate serious views, in a matter of extreme gravity, are to be sent to prison before they have committed any act of public disturbance, or any wrong, the liberties of the subject are infringed.

If this kind of state action had occured in the United States or in the Soviet Union, Englishmen of different political persuasions would be protesting in the name of freedom. Is there any justification for complacency about the administration of justice in Britain in this important case? Is it not probable that the imprisonment of Lord Russell will appear to posterity as a ridiculous way of reacting to his protest in connexion with the disaster threatening the whole world?'

બીજી તરફ, રસેલ અને એમના ટેકેદારોની વિચારસરણી તથા રીતરસમોની સ્પષ્ટ ને સખત ટીકા કરતાં લંડનનું 'ટાઇમ્સ' અખબાર તા. ૨૦ સપ્ટેમ્બર ૧૯૬૧-ના પોતાના તંત્રીલેખ 'Muddled Emotions'માં લખે છે:

'Passive majorities have their place in the scheme of things as well as active minorities. No one has been arrested or sentenced for his opinions. Lord Russell is not Socrates.'

રસેલ અને સૉક્રેટિસની સરખામણીના પ્રશ્ન વિષે આપણે 'ટાઈમ્સ'ના તંત્રી સાથે વાદવિવાદ નહીં કરીએ!

એ કામ ચાહે તો રસેલ પોતે તંત્રી મહાશય જોડે આટોપી લેશે! જરૂર પડચે એમાં સૉક્રેટિસની સહાય પણ રસેલ જેવા ફિલૉસૉફર લઈ શકશે! 'ટાઈમ્સ' કહે છે કે રસેલ વગેરેને થએલી શિક્ષાઓ એમના હેતુપૂર્વકના કાનૂનભંગને આભારી છે, રસેલના અભિપ્રાયો દંડાયા નથી. ઉપરછલ્લી રીતે જોતાં 'ટાઇમ્સ'કાર સાચા છે. મૅજિસ્ટ્રેટે રસેલને રસ્તા ઉપર વિરોધ વ્યક્ત નહીં કરવાનું કહ્યું. પણ, સવાલ એ છે કે સાર્વભૌમ સરકારના પંજામાં સપડાએલી અજ્ઞ અને શ્રદ્ધાળુ પ્રજાને જ્ઞાન અને વિચાર આપવાનું કામ કોઈ વ્યક્તિ કઈ રીતે કરી શકે? પોતાના ઘરખૂણામાં બેસીને, લેખો લખીને, એકલા એકલા સંભાષણો કરીને? અભિપ્રાયો જો વ્યક્ત થવા દેવા જોઇએ તો પછી એ માટે જરૂરી એવું મુક્ત વાતાવરણ પણ હોવું જોઇએ. રસેલે રસ્તો અટકાવ્યો એ તો એક ગૌણ ભંગ છે, માનવજાતિનું જીવન જ જ્યાં અટકાવાય છે એ ભંગ પ્રધાન અને ગંભીર એવો નથી? 'ટાઈમ્સ' લખે છે કે રસેલ અને એમના બુદ્ધિશાળી સાથીદારોએ પોતાની ચળવળ પાછળનો બુદ્ધિગમ્ય હેતુ બતાવવો જોઇએ! પણ એવો હેતુ તપાસનારા પાસે જરૂરી સ્વસ્થ બુદ્ધિ નથી એનું શું? બે દિવસ બાદ, તા. ૨૨ સપ્ટેમ્બરે રસેલે 'ટાઈમ્સ' પત્રને એક જવાબ મોકલીને પોતાની વાત ફરી રજૂ કરી છે અને કેટલાક મહત્ત્વના મુદ્દાઓ ફરી સ્પષ્ટ કર્યા છે: (૧) બ્રિટનમાં ઉત્પાદન કરેલાં કે અમેરિકાએ આપેલાં બધાં ન્યૂકલીઅર શસ્ત્રો ઉપર અવલંબવાનું ગ્રેટ બ્રિટને તાત્કાલિક બંધ કરી દેવું જોઇએ. (૨) એકતરફી ન્યૂક્લીઅર નિઃશસ્ત્રીકરણ કરીને બ્રિટને તટસ્થ બનવું જોઇએ. (૩) એટલું જ નહીં, તટસ્થ જૂથ રચવા માટે બ્રિટને પ્રયાસ કરવો જોઇએ. પૂર્વ અને પશ્ચિમ વચ્ચેની તંગદીલીને ઘટાડવા સારુ આવું તટસ્થ જૂથ (બ્રિટનની આગેવાની હેઠળનું) જરૂરી બાંધછોડો સૂચવી શકે. (૪) અમેરિકા પણ બ્રિટનની જેમ એકતરફી ન્યૂક્લીઅર નિઃશસ્ત્રીકરણ કરે એવી હિમાયત હું નથી કરતો. (૫) તટસ્થોની મદદ વડે, કદાચ ને, રશિયા તથા અમેરિકા બન્ને એકસાથે નિઃશસ્ત્રીકરણ કરવા સંમત થાય એવી હું હિમાયત કરું છું. (૬) હું જે નીતરીતિઓની હિમાયત કરું છું તેની પાછળની મુખ્ય ભૂમિકા એ છે કે ન્યૂકલીઅર યુદ્ધ તદ્દન સર્વનાશક નીવડશે. બર્ટ્રાન્ડ રસેલ છેલ્લે પોતાની વિરોધ પદ્ધતિઓનું અને 'કમિટી ઑફ હંડરેડ'ની કામગીરીનું સમર્થન કરતાં જણાવે છે કે સરકાર સહિત બધાં સ્થાપિત હિતો ન્યૂકલીઅર શસ્ત્રોના ઉપયોગ–પરિણામ વિષે પ્રજાને અંધારામાં રાખવા માગે છે એથી જ્ઞાન-માહિતી ફેલાવવા માટે અમારે કાનૂનભંગ સહિતની વિવિધ પ્રદ્ધતિઓ અખત્યાર કરવી રહી! રસેલના જ શબ્દોમાં: 'The Establishment appears to be of opinion that, although its policies are sentencing us all to death, we must, if possible, be prevented from knowing this.' 'ટાઈમ્સ'કારને રસેલ પછી સલાહ આપે છે કે: 'Rather than object to our methods, you should object to the policy of concealment by the Establishment which has made these methods necessary.'

'ન્યૂ સ્ટેટ્સમન'નો તંત્રીલેખ જણાવે છે તેમ, રસેલ અને એમની મંડળીની રીતરસમો વિષે મતભેદ થાય તો પણ ત્રણ બાબતો તો રસેલે અને એમના સાથીદારોએ, એમના વિષે સહાનુભૂતિ પ્રગટ થાય એવી, જરૂર સિદ્ધ કરી બતાવી છે: (૧) હજારો યુવકો રાજકારણના પ્રત્યક્ષ અને પ્રગતિશીલ મેદાનમાં પ્રવેશ્યા છે—એમ ને એમ ચાલુ ઘરેડમાં તો આ યુવકો સામાન્ય ઉદાસીનતાના ભાગીદાર બન્યા હોત! (૨) સર્વસમુદાયની હત્યાની નૈતિક તથા ભૌતિક ભયાનકતા સામે આ પ્રવૃત્તિ સાક્ષી પૂરે છે. (૩) આ પ્રવૃત્તિ અને એની પાછળની વિચારદૃષ્ટિ અનેકોની કલ્પનાને આબાદ સ્પર્શી જાય છે, એ સહુને અધીરા ને અસ્વસ્થ બનાવે છે, અને ન્યૂક્લીઅર યુદ્ધમાં રહેલા તાત્કાલિક ને વ્યક્તિગત (અંગત) ભય તરફ પ્રત્યેક વ્યક્તિનું ધ્યાન દોરે છે.

બર્ટ્રાન્ડ રસેલ પહેલવહેલા સન ૧૯૧૫માં જેલ ગએલા—પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન એમણે લડાઈ સામે અંતર્યામીનો વિરોધ જાહેર કર્યો તે સારુ! ઉમર વધતાં અને સમય પલટાતાં, રસેલના અંતર્યામીનો દીપ બુઝાતો ગયો નથી પણ પ્રજ્વલિત બનતો ગયો છે અને એનો પ્રકાશ તથા ધ્વનિ વિશ્વના આંખ–કાન–હૈયા–અંતરાત્મા પર પથરાયો છે અને વ્યક્ત થયો છે એ જ કદાચ આજની અંધારી દુનિયા માટે એક આશાનું અને ઉત્સાહનું કિરણ નથી? મ્હૈસૂર પ્રવાસમાં સન ૧૯૩૪માં

ગાંધીજીએ એક વાત કહ્યાનું અહીં યાદ આવે છે. સ્મરણમાં છે તે પ્રમાણે ટાંકું છું:

'In the midst of darkness, light persists;
In the midst of untruth, truth persists.'

*

## તુર્કી રાજકારણમાં વિષચક્ર અને વેરવર્તુળ

તુર્કસ્તાનમાં વર્ષો સુધી 'ડેમૉક્રેટિક પાર્ટી' સત્તા ઉપર રહી, અને પ્રમુખ સેલલ બાયરે તથા વડા પ્રધાન અદનાન મેંડેરિસે તુર્ક પ્રજા ઉપર લગભગ એકહથ્થુ સત્તા ચલાવી. એમના પાપનો ઘડો છલકાતાં, ગયા વર્ષે મેની ૨૭મીએ તુર્કસ્તાનમાં લશ્કરી બળવો થયો અને તે સફળતા પામ્યો. બાયર અને મેંડેરિસ જેલમાં ગયા; લશ્કરી વડા જનરલ ગરસેલ અને એમના સાથીદાર લશ્કરી અફસરો સત્તા ઉપર આવ્યા! તુર્કસ્તાનના બંધારણનો ભંગ કર્યાનો તથા જાહેર નાણાંની ઉચાપત કર્યાનો એમ બે આક્ષેપો, નવી લશ્કરી હકૂમતે જૂની હકૂમતના નેતાઓ પર મૂક્યા. યાસીઆડામાં ખાસ અદાલત બેઠી અને મહિનાઓ સુધી મુકદ્દમો ચાલ્યો. લશ્કરી હકૂમતે અદાલતના મુકદ્દમાનું નાટક કર્યું એમ તો છેક નહોતું; કશી સુનાવણી વગેરે વિના એણે જૂના નેતાઓને ગોળીએ ઉડાડી ન દીધા એ પણ ખરું; તેમ છતાં જે રીતે લંબાણપૂર્વક આખો મુકદ્દમો ચાલ્યો તેમાં લશ્કરી હકૂમતે ન્યાયવૃત્તિ કરતાં વેરવૃત્તિ ઉપર વધારે નજર રાખ્યાનું જણાય છે. મુકદ્દમાને અંતે, આ માસની અધવચમાં, ન્યાયાધીશનો ચુકાદો આવ્યો તેનાથી જનરલ ગરસેલની આવી વેરવૃત્તિ વિષે આશ્ચર્યજનક પુરાવો મળે છે! કુલ ૫૯૨ માણસો સામે કામ ચાલ્યું. એમાંથી ૧૫ને ફાંસીની સજા, અનેકને જન્મટીપ, ઘણાને લાંબીટૂંકી કેદની સજા અને કેટલાકનો છુટકારો એવું પરિણામ આવ્યું. મુકદ્દમામાં રાજકીય રંગ વધારે હતો, કાયદો ને ન્યાયનો ઓછો હતો; કારણ, મેંડેરિસને તો ગમે તે ભોગે ફાંસીના માચડે ચડાવવાને હાલની લશ્કરી હકૂમત તત્પર જ હતી. આમ, તુર્કસ્તાનમાંની મે, ૧૯૬૦ની ક્રાંતિનું એક ચક્ર આ ફાંસી-પ્રકરણ પછી પૂરું થાય છે. નવી હકૂમતે દયા નહીં બતાવી; મેંડેરિસનો આત્મહત્યાનો પ્રયાસ નિષ્ફળ ગયો; ફાંસીઓ અપાઈ! આમાં તો જનરલ ગરસેલની હકૂમતની રાજકીય વેર લેવાની વૃત્તિ, પ્રજા સમક્ષ કડકાઈનો દાખલો બેસાડવાની દાનત અને દુશ્મનોનું લોહી પીવાની તરસ વધારે દેખાય છે! લોકશાહીમાં રાજકીય વેર વિરોધીઓ પ્રત્યે બતાવનારા જો કે ગરસેલ એકલા નથી! ભારત સહિત અનેક લોકશાહી તંત્રોમાં આવી વેરવૃત્તિ ઘર કરી રહી છે–એનું પ્રમાણ હજી ઓછું છે એટલું જ! પણ મુખ્ય સવાલ એ છે કે ધડો બેસાડવા માગતા જનરલ ગરસેલના હાથ એવી કામગીરી માટે ચોખ્ખા અને લાયક છે? તુર્કી રાજકારણમાં લોહી રેડાવીને ગરસેલે ભાવિ માટે, અને એમાં જ કદાચ પોતાને માટે પણ, ભયંકર શકયતાઓ જન્માવા દીધી છે! કોને ખબર, આજના ગરસેલને પદભ્રષ્ટ કરીને એમને વળતામાં ઉડાડી દેનાર તુર્ક રાજકારણીઓ ભવિષ્યમાં નહીં પાકે તેની? એટલે ફાંસીઓ આપીને ને અમલી બનાવીને, તુર્કી રાજકારણમાં વર્તમાન લશ્કરી હકૂમતે વિષચક્ર અને વેરવર્તુળ શરૂ કરાવ્યું છે. આવી પરિસ્થિતિમાં તો આવતા મહિને થનારી સામાન્ય ચૂંટણીઓનું ભાવિ પણ ડામાડોળ લાગે છે!

*

## યુ. એન. ની સામાન્ય સભાનું અધિવેશન

સંયુક્ત રાષ્ટ્રસંઘ (યુ. એન.)ની સામાન્ય સભાનું સોળમું વાર્ષિક અધિવેશન આ માસમાં શરૂ થયું છે. મહામંત્રી ડાગ હામરશલ્ડના ઓચિંતા અવસાનથી (કે કરપીણ ખૂનથી?) રાષ્ટ્રસંઘ અત્યારે અનાથ દશામાં છે. હામરશલ્ડના વ્યક્તિત્વ વિષે અને મહામંત્રી તરીકેની એમની ઐતિહાસિક કામગીરી વિષે આવતે મહિને વિસ્તારથી વિચારીશું. દરમિયાન, સામાન્ય સભાના અધિવેશનમાં સિએરા લીઓન–Sierra Leone–હવે વિશ્વસંસ્થાના ૧૦૦મા સભ્ય રાષ્ટ્ર તરીકે રીતસર દાખલ થયું છે. મૉરિટેનિયા અને મંગોલિયા એ બે દેશોના સંઘ-પ્રવેશ માટે હજી મારામારી ચાલે છે! મહાસત્તાઓના ઘર્ષણમાં આ બે દેશો સપડાયા હોવાથી તેઓ બન્ને કદાચ સંઘ બહાર રહેશે એમ દહેશત છે. અમેરિકાના પ્રમુખ કેનેડીએ સામાન્ય સભાની હાલની બેઠક સમક્ષ અતિ મહત્ત્વનું, મનનીય અને સુંદર પ્રવચન કર્યું. કેનેડીના ભાષણમાં સંયુક્ત રાષ્ટ્રસંઘની અગત્યતા અને અનિવાર્યતા ઉપર સુયોગ્ય ભાર મુકાયો. કેનેડીએ મુખ્યત્વે નિઃશસ્ત્રીકરણ વિષે વાત કરી. પણ એમના ભાષણના મુદ્દાઓનો વિચાર હાલ પૂરતો બાજુ પર રાખીએ તો પણ કેનેડીના ભાષણની રજૂઆત, એમની વાણી, બોલવાની રીત, તથા સમગ્ર ભાષણ પાછળની પ્રમુખની સનિષ્ઠા એ બધાનો રણકાર લાંબો સમય સામાન્ય સભાના પ્રતિનિધિઓમાં ગુંજતો રહેશે.

*

# ગુજરાત યુનિવર્સિટીનો પ્રધાન ઉદ્દેશ



"બીજી એક અત્યારથી જ સમજી લેવા જેવી વાત એ છે કે ગુજરાત યુનિવર્સિટીનો ઉદ્દેશ ગુજરાતના વિદ્યાર્થીઓએ મુંબાઇ સુધી જવું ન પડે અને ઘરઆંગણે એમને ઉચ્ચ શિક્ષણ મળી શકે એવી અનુકૂળતા જ પૂરી પાડવાનો નથી—ન હોવો જોઇએ. અમદાવાદ કે વડોદરાની કૉલેજને ગુજરાત યુનિવર્સિટીનું નામ આપીને આપણે કૃતકૃત્ય થઇ શકીશું નહિ પણ વિદ્યાના જે જે વિષયો આપણે હાથ ધરીએ તેમાં કાંઈ ને કાંઈ વિશિષ્ટતા—અધિકતા, ઉચ્ચતા કે વિલક્ષણતા પૂરવાનો આપણો ઉદ્દેશ હોવો જોઇએ. તેમ કરવામાં ગુજરાતની વિશિષ્ટ (અત્યારે હિન્દુસ્થાનમાં વૈશિષ્ટ્યના ભાનવાળા પ્રાન્તોમાં પ્રથમ પંક્તિમાં બંગાળ અને મહારાષ્ટ્ર બેસે છે; બીજી પંક્તિમાં આન્ધ્ર અને ગુજરાત અને સંયુક્ત પ્રાંતમાં ઉર્દૂ બોલતી પ્રજા; અને બાકીનો સંયુક્ત પ્રાંત, મદ્રાસ, મધ્ય પ્રાંત, રાજપૂતાના, પંજાબ અને બિહાર તથા ઓઢીઆ એમાં વિશિષ્ટતાનું ભાન એવો પદાર્થ ભાગ્યે જ દેખાય છે.) સંસ્કૃતિ પ્રકટ કરવાનો અને એ સંસ્કૃતિને વિશેષ કેળવવાનો ખ્યાલ તો રહેશે જ, પણ હિન્દની બલ્કે મનુષ્ય-જાતિની સંસ્કૃતિ કેળવવાનો આશય પણ ભૂલી જવાશે નહિ, બલ્કે એ જ મુખ્ય ભાગે અને પૂર્વોક્ત ખ્યાલ ન્હાને ભાગે રહેશે. માત્ર સત્યની દાંડી સમતાથી પકડી રાખવા માટે અમે આ નિઃસત્ત્વ સૂત્ર ઉચ્ચારી રહ્યા છીએ એમ નથી; પરંતુ પ્રાન્તિક સંસ્કૃતિની વાતોમાં યુનિવર્સિટીનો પ્રધાન ઉદ્દેશ ભુલાઈ જવાનો અમને ભય રહે છે તે માટે આ ચેતવણી આપવાની અમને જરૂર લાગી છે. સ્મરણમાં રાખવું જોઇએ કે યુરોપમાં યુનિવર્સિટીઓમાં સંશ્લેષક (integrating) બળ હતું અને અદ્યાપિ છે, વિશ્લેષક (disintegrating) નહિ. મધ્ય યુગમાં જ્યારે રોમન સામ્રાજ્ય તૂટી યુરોપની જુદી જુદી પ્રજાઓ બંધાઈ ત્યારે એ સર્વની એકતા યુનિવર્સિટી દ્વારા સધાતી હતી, અને અત્યારે પણ ઈંગ્લંડ, ફ્રાન્સ, જર્મની, ઇટાલી કે રશિયાની યુનિવર્સિટીઓમાં જે કાંઈ ભેદ દેખાય છે તે તે પ્રજાના આર્થિક, સામાજિક અને નૈતિક ગુણોનો ભેદ રહેલો છે. તેમાં તે તે પ્રજાની સંસ્કૃતિનું કોઈ પણ વૈશિષ્ટ્ય પ્રતિબિમ્બિત થાય છે એમ નથી; બલ્કે પ્રજા પ્રજાના રાજકીય વિરોધની વચ્ચે સત્ય સંશોધન રૂપી યુનિવર્સિટીઓનો સર્વસમાન ઉદ્દેશ એકતાના ભાવથી જાળવી રાખવાનો યત્ન જોવામાં આવે છે. મુંબઈ યુનિવર્સિટિમાં ગુજરાતનું વૈશિષ્ટ્ય જે સર્વથા લુપ્ત થતું હતું તેને ગુજરાત યુનિવર્સિટીમાં સ્થાન મળશે, પણ યુનિવર્સિટીનો કાર્યપ્રદેશ એ વૈશિષ્ટ્યની બહાર ઘણો મ્હોટો રહેશે, જેમાં સમસ્ત હિન્દની બલ્કે સમસ્ત પૃથ્વીની મનુષ્યસંસ્કૃતિ સ્થાન પામશે. જગતનાં મહાન સાહિત્ય, ઇતિહાસ, તત્ત્વજ્ઞાન, અર્થશાસ્ત્ર, ગણિતશાસ્ત્ર, ભૌતિકવિદ્યા આદિમાં યુનિવર્સિટીએ સત્યના જે ધવલગિરિઓ આક્રાન્ત કરવાના છે તેમાં પ્રાન્તિક ભેદને અવકાશ નથી એ વાત સબકમિટીના વિદ્વાનોને જણાવવી પડે એમ નથી, પણ ગુજરાતની સામાન્ય પ્રજા પણ એ જાણીને જ આગળ ચાલે તો સારું એમ અમે ઇચ્છીએ છીએ. 'Provincial Autonomy' યાને પ્રાન્તિક સ્વતંત્રતા અને 'Remission of Provincial Contributions' યાને પ્રાન્તો તરફથી હિન્દી સરકારમાં ભરાતી રકમમાં છૂટ મૂકવાના ભેદ અને ઈર્ષ્યાના દિવસોમાં જ્યારે પ્રાન્તિક ભેદની કૃપાણ કામ કરી રહી છે તે સમયમાં—પ્રજાની દૃષ્ટિએ પ્રાન્તિક ભેદ ભુલાવી વિશાળ કરવાનું કામ યુનિવર્સિટી નહિ કરે તો કોણ કરશે?"

['વસન્ત': પુ. ૨૪, અંક ૧૧, માર્ગશીર્ષ, સં. ૧૯૮૨] — આનંદશંકર બાપુભાઇ ધ્રુવ

# અભ્યાસ

વિચાર અને વિવેચનનું સામયિક

હે મા દુર્ગે! સ્વાર્થથી, ભયથી, અનેકાનેક ક્ષુદ્ર વૃત્તિઓથી ભારત મૃતપ્રાય થયું છે. અમને મહાન બનાવ, મહા પુરુષાર્થી બનાવ, ઉદારચિત્ત બનાવ, સત્યસંકલ્પ બનાવ. હવે અમને ક્ષુદ્ર ભાવનાવાળા, નિષ્ક્રિય, આળસુ, ભય-ભીત ન રહેવા દઈશ.

હે મા દુર્ગે! તારી યોગશક્તિનો વિસ્તાર કર. આર્યસંતાનો તને પ્રિય છે. અમારી લુપ્ત થયેલી વિદ્યા, ચારિત્ર્ય, મેધા, ભક્તિ, શ્રદ્ધા, તપસ્યા, બ્રહ્મચર્ય, સત્યજ્ઞાન પાછાં અમને આપ અને જગતમાં તેનો વિસ્તાર કર. હે દુર્ગતિ-નાશિની, જગદમ્બા! માનવને સહાય કરવાને તું પ્રગટ થા.'

['દક્ષિણા' નવેમ્બર, ૧૯૪૮, પૃ. ૬૮] શ્રી અરવિંદ

વર્ષ ૧
અંક ૩
ઑક્ટોબર · ૧૯૬૧
સંપાદક · પુરુષોત્તમ ગણેશ માવળંકર

# અભ્યાસ

સંપાદક : પુરુષોત્તમ ગણેશ માવળંકર

વર્ષ ૧ · અંક ૩
ઑક્ટોબર
૧૯૬૧


## અનુક્રમ



*

## નિવેદન

'અભ્યાસ'ના સહુ સહાયકો, ગ્રાહકમિત્રો, વાચકો તથા શુભેચ્છકોને દિવાળીની હાર્દિક શુભકામના અને નૂતન વર્ષાભિનંદન પાઠવું છું.

'અભ્યાસ'ના પ્રથમ ત્રણ અંકોમાં ૧૭૬ પાનાંની વાચનસામગ્રી પીરસી છે. શરૂઆતના ત્રણ માસમાં ત્રણસો ગ્રાહકો નોંધાયા છે. એ બધાનો હું ઋણી છું. 'અભ્યાસ'ના એક હજાર ગ્રાહકો નોંધાય તો વર્ષની આખરે મારા ઉપર ખોટનો બોજો આશરે એક હજાર રૂપિયા જેટલો રહેશે! એટલે, કામ કપરું છે, અને 'દિલ્હી બહૂત દૂર' છે! મિત્રોના સક્રિય સહકાર માટે ફરી વિનંતી કરું?

૩૧ ઑક્ટોબર ૧૯૬૧ — પુરુષોત્તમ ગણેશ માવળંકર


**અભ્યાસ**

* વાર્ષિક લવાજમ રૂપિયા આઠ, છમાસિક રૂપિયા પાંચ, છૂટક અંકનો રૂપિયો એક.
* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.

મુદ્રક અને પ્રકાશક: પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

# નૈવેદ્ય

अज्ञेभ्यो ग्रन्थिनः श्रेष्ठा ग्रन्थिभ्यो धारिणो वराः।
धारिभ्यो ज्ञानिनः श्रेष्ठा ज्ञानिभ्यो व्यवसायिनः।।

—मनुस्मृतिः। १२–१०३।

अज्ञेभ्य इति। उभयोः प्रशस्यत्वे सत्यनतरातिशयविवक्षायां श्रेष्ट इतीष्ठनो विधानादीपदध्ययना अज्ञास्तेभ्य समग्रग्रन्थाध्येतारः श्रेष्ठाः। तेभ्योऽधीतग्रन्थधारणसमर्थाः श्रेष्ठाः। तेन ग्रन्थिनः पठितविस्मृतग्रन्था बोद्धव्याः। धारिभ्योऽधीतग्रन्थार्थज्ञाः प्रकृष्टास्तेभ्योऽनुष्ठातारः। —कुल्लूकभट्टः।

ભાવાર્થ: ગ્રંથનું અલ્પ અધ્યયન કરનારા કરતાં તેનું સમગ્ર અધ્યયન કરનારા શ્રેષ્ઠ છે, સંપૂર્ણ ગ્રંથનું અધ્યયન કરનારા કરતાં તેને સ્મરણમાં રાખનારા વધારે ઉત્તમ છે, ગ્રંથને સ્મરણમાં રાખનારાઓ કરતાં તેના અર્થને જાણનાર વધારે ચઢિયાતા છે અને તેમના કરતાં પણ ગ્રંથમાં દર્શાવ્યા પ્રમાણે વર્તનારા શ્રેષ્ઠ છે.

નોંધ: શાસ્ત્રના અધ્યયનને અનુલક્ષીને ઉત્તરોત્તર ઉત્કૃષ્ટ ભૂમિકાનો ધ્યાનપાત્ર ઉલ્લેખ આ શ્લોકમાં મનુએ કર્યો છે. ધર્મશાસ્ત્ર વગેરેના અભ્યાસકોને તેમાંથી અત્યંત ઉપયોગી માર્ગદર્શન મળે તેમ છે. ઉત્તમ ગ્રંથના અભ્યાસથી મનુષ્ય-જીવન સમૃદ્ધ થવાનો, વિકાસ પામવાનો તથા ઉચ્ચતર થવાનો સંભવ છે; પણ તે અભ્યાસ થોડો અથવા અપૂર્ણ થાય, ગ્રંથના અમુક જ અંશનો થાય તો તેથી જોઇએ તેવો લાભ થતો નથી; પરંતુ તેવા અભ્યાસથી 'A little knowledge is a dangerous thing'—'અલ્પ જ્ઞાન એ ભયંકર વસ્તુ છે'—એ કવિશ્રી પોપના કથન પ્રમાણે હાનિ થવાનો પણ સંભવ છે. આથી ગ્રંથનું સંપૂર્ણ પઠન જરૂરી છે એમ સૂચન કર્યું છે. તે પછી દર્શાવ્યું છે કે, સમગ્ર ગ્રંથનું અધ્યયન કરનારા કરતાં તેને સ્મરણમાં રાખનારા ચઢિયાતા છે. આ કથન ગ્રંથનું પઠન કરી તેને ભૂલી જનારાને ઉદ્દેશીને છે. શાસ્ત્રનું ગ્રહણ (Comprehension) થયા પછી તેનું ધારણ થવું (Retention in memory)–સ્મરણમાં રહેવું આવશ્યક છે, એમ શ્લોકમાંથી સમન્વય છે. ગ્રંથને ધારણ કરનારા કરતાં તેનો અર્થ સમજનારા વધારે ઉત્તમ છે, એવું વિધાન કરી ગ્રંથના તાત્પર્યને, રહસ્યને આત્મસાત્ કરનારની પ્રશસ્તિ કરી છે. ગ્રંથને ધારણ કરે પણ તેના મર્મને, સ્વારસ્યને ન પામે ત્યાં સુધી જ્ઞાન અધૂરું રહે છે. છેવટે દર્શાવ્યું છે કે, ગ્રંથનું–શાસ્ત્રનું તાત્પર્ય સમજનારા કરતાં તેમાં કહ્યા પ્રમાણે અનુસરનારા શ્રેષ્ઠ છે. ગ્રંથના સિદ્ધાંતોને પરિપૂર્ણ સમજી તે જે જીવનમાં ઉતારે છે, અમલમાં મૂકે છે તે સર્વશ્રેષ્ઠ છે, એમ દર્શાવ્યું છે. 'यः क्रियावान् स पण्डितः' 'ક્રિયાવાન છે તે પંડિત છે,' 'ज्ञानं भारः क्रियां विना।' 'ક્રિયા વિનાનું જ્ઞાન ભારરૂપ છે'–એ ઉક્તિઓમાં ઉ દર્શાવેલા વિચારને જ સમર્થન મળે છે.

[સંપાદક: એ. જી. ભટ્ટ, સંસ્કૃતના પ્રાધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

# સુશિક્ષિત યુવાનોને વિજ્ઞપ્તિ

**ગોપાળ ગણેશ આગરકર**

[મહારાષ્ટ્રના પ્રસિદ્ધ સમાજસુધારક સદ્ગત ગો. ગ. આગરકરે ગઈ સદીમાં એમના 'સુધારક' પત્રમાં લખેલા લેખનો શ્રીમતી પૂર્ણિમા પુ. માવળંકરે કરેલો અનુવાદ]

**યુવાન** સુશિક્ષિત દેશબાંધવો, આ સુધારક અત્યંત પ્રેમપૂર્વક જે વિજ્ઞપ્તિ તમારી સમક્ષ રજૂ કરે છે એ તરફ ધ્યાન આપશો અને એને સાર્થક કરવા પ્રયત્ન કરશો એવી આશા છે.

એમ કહે છે કે, જે દેશના લોકોએ રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય સ્થાપ્યું છે; જે દેશના લોકોએ રાજાઓનો જુલમ દૂર કરીને પ્રજાસત્તાક રાજ્યપદ્ધતિઓ સ્થાપી છે; જે દેશના લોકો સામાજિક અને ધાર્મિક બાબતોમાં સુધારો કરવા માટે, સરકાર પર નિર્ભર ન રહેતાં, પોતપોતાની મેળે જ સુધારો કરવા લાગે છે; અને જે દેશના લોકોને બધી જાતની મહાન ક્રાંતિ માટે જરૂરી સાધનોની અનુકૂળતા પ્રાપ્ત થઈ છે; તે દેશની યુનિવર્સિટીઓમાંના શિક્ષકો અને વિદ્યાર્થીઓ પૂર્વસંપ્રદાયપ્રિય હોય છે. કોઈ પણ જૂની રીત ફેંકી દઈ, નવી અપનાવવાની વગેરે વાતો એમને પસંદ નથી પડતી. સારાંશ, જે ચાલે છે તે જ સારું છે; એમાં સુધારો કરવા જતાં નવી ઉપાધિઓ ઊભી થવાનો સંભવ છે અને એનો નિકાલ કઈ રીતે કરવો એની સમજ ન હોવાથી, એનાથી હિત ન થતાં ઊલટું નુકસાન થવાનો ભય છે. આથી જે ચાલે છે એનું જ રક્ષણ કરવું અને એનાથી બને એટલાં સુખ ભોગવવાં, એવું એમને લાગે છે! અને કંઈક અંશે આમ થવું બહુ સ્વાભાવિક છે. જે રીતે સમુદ્રમાં અત્યંત ક્ષોભ કરતો પ્રચંડ ઝંઝાવાત થોડો વખત ખૂબ જોરથી વહી ગયા પછી અને સમુદ્રમાં અને જમીન પર એનાથી અનેક ઉત્પાત થયા બાદ જાણે વિગલિતવીર્ય એવો એનો ઉત્સાહ શાંત થાય છે, અને વાતાવરણમાં પરાકાષ્ઠાની નિશ્ચલતા ઉત્પન્ન થઈ, સર્વ ચેતન અને અચેતન વસ્તુ પોતપોતાની જગ્યાએ જાણે નિષ્પ્રાણ થયા જેવી દેખાય છે; એ પ્રમાણે જે દેશમાં મોટીમોટી રાજ્યક્રાંતિઓ થઈ છે, જ્યાંના લોકોએ રાજ્યસ્વાતંત્ર્ય માટે અને વિચારસ્વાતંત્ર્ય માટે અનેક તુમુલ યુદ્ધો કર્યાં છે, જે દેશ અનેક વર્ષો પછી શાંતિ અને સુખનો અનુભવ લેવા લાગ્યો છે, અને જે દેશમાંના લોકોને કોઈ પણ વિશેષ મહત્ત્વનો અન્યાય દૂર કરવાનો બાકી રહ્યો નથી,—આવા દેશના લોકોમાં થોડી સ્તબ્ધતા આવવી—વિશેષે રાજ્યક્રાંતિ એટલે શું, તે કરવા માટે કેટલા પ્રયાસ કરવા પડે છે, એની શરૂઆત થવા માંડી એટલે પ્રજાને કેટલી હાડમારી ભોગવવી પડે છે, વગેરે બાબતો જેમને પૂરેપૂરી સમજાઈ છે, એવા એ દેશના સુશિક્ષિત લોકોમાં તો એ આવવી, એ તદ્દન સ્વાભાવિક છે. એટલે ઇંગ્લેંડ જેવા દેશમાંની યુનિવર્સિટીઓના પ્રોફેસરોએ અને કૉલેજના વિદ્યાર્થીઓએ ગ્લેડસ્ટન જેવા, મંત્રીમંડળના મુખ્ય માણસની વિરુદ્ધ થઈ, હાર્ટિંગ્ટન જેવા સંકુચિત દૃષ્ટિવાળા અને મર્યાદિત ઉદારતાવાળા લોકનાયકનું પ્રોત્સાહન કરવું, અને તેને અનુરૂપ વર્તન કરવા બદલ તત્પરતા બતાવવી, એમાં કંઈ આશ્ચર્ય નથી. પરંતુ જે દેશના લોકોને રાજકીય, સામાજિક અને ધાર્મિક અસમાનતા, અજ્ઞાન અને અન્યાય એ બધાંથી જે ખૂબ ત્રાસ થાય છે, અથવા ગુલામી પ્રાપ્ત થઈ છે; જે દેશના સામાન્ય લોકો ગૂઢ અજ્ઞાનમાં ડૂબેલા છે; જે દેશના લોકોને વિપત્તિમાંથી ઉદ્ભવતી યાતનાઓ ભોગવવી પડે છે, પરંતુ તેનો સામનો કઈ રીતે કરવો એ સમજાતું નથી; સારાંશ, જે દેશમાં રાજકીય સમાનતા નથી, વિદ્યા નથી, વિત્ત નથી, શારીરિક ને માનસિક સામર્થ્ય કહેવા જેવું પણ કંઈ નથી, એવા દેશની યુનિવર્સિટીઓમાં અને કૉલેજોમાં બીજી જગ્યાઓ કરતાં થોડી વધુ હિલચાલ ન હોય તો એ દેશનું આખરે શું થશે એ કહેવું ખૂબ મુશ્કેલ છે. વિચાર કરવો, સુખદુઃખનો અનુભવ લેવો અને કામ કરવું—આ ત્રણ વસ્તુમાંથી, પહેલી, બીજી કે ત્રીજીમાં દરેક માણસ ચકચૂર થઈ ગએલો હોય છે. મોટામોટા ગ્રંથોનું પારાયણ કરવું, અનેક રાતો ચિંતન-મનનમાં પસાર કરવી, વિચાર વ્યવસ્થિત થતાં તે પુસ્તક દ્વારા અથવા બીજા કોઈ પણ સાધનથી લોકોની સમક્ષ રજૂ કરવા, આ રીતે કેટલાયે લોકો પોતાનું જીવન ગુજારે છે. આવાઓને બાહ્ય સુખ બહુ સાંપડતું નથી, અને બાહ્ય ક્રિયા કરવી પણ એમને આવડતી નથી. વાચનથી થતો જે આનંદ એ જ એમનું સ્થાયીક અને મનગમતું સુખ, અને વિચાર કરવામાં અને

લખવામાં ખપ પૂરતી જે શારીરિક હિલચાલ એ જ એમની બાહ્ય ક્રિયા. બીજો વર્ગ સુખાભિલાષી લોકોનો. આ લોકોને માનસિક સુખ કરતાં શારીરિક સુખની ઘેલછા વધારે હોય છે. રાફડામાં જેમ એક રમતિયાળ કીડીરાણી હોવાનું કહે છે, તેના જેવાં આ સુખપરાયણ લોકો છે. સુખોપભોગ માટે સર્વ પ્રાણીમાત્ર મથામણ કરતાં હોય છે, અને જેને જે પ્રાપ્ત થાય તેથી એણે આનંદ માણી લેવો એ યોગ્ય છે; પણ જે સુખોપભોગને કારણે, એવો આનંદ હમેશ લઈ શકવાની શક્યતા ચાલી જાય છે, બુદ્ધિ મંદ બને છે, ગાત્રો ઢીલાં પડે છે, ઉત્સાહ જતો રહે છે અને કુટુંબને અને રાષ્ટ્રને કાંઈ પણ પ્રકારનો ફાયદો ન થતાં ઊલટું નુકસાન કે ત્રાસ ભોગવવાં પડે છે, એવાં સુખોપભોગમાં ડૂબેલા રહેવામાં શો ફાયદો છે? પણ આવા લોકો કોઇ પણ દેશમાં ગણ્યાગાંઠ્યા નથી હોતા. જે ઠેકાણે અવિદ્યા અને ધનનો સંયોગ દેખાય છે, તે ઠેકાણે વ્યસનાસક્તિ ન દેખાય એવું સામાન્યતઃ બનતું નથી. સદ્ભાગ્યે જેને સુખોપભોગ શક્ય છે એમણે સુખની પસંદગી કરતી વખતે એ પોતાને તેમ જ બીજાંઓને છેક સુધી હિતકર થશે કે કેમ, એટલું જોતા રહેવું એટલે બસ! આ સુખપરાયણ વર્ગ ઉપરાંતના લોકોનો વળી એક ત્રીજો વર્ગ હોય છે. આ વર્ગમાંના લોકોની ક્રિયાપ્રવૃત્તિ ખૂબ જબ્બર હોય છે; અને એક દૃષ્ટિએ એમને સમાજના આધારસ્તંભ કહી શકાય. આ લોકોએ મહેનતમજૂરી કરી આવશ્યકતાના અને મોજશોખના પદાર્થો ઉત્પન્ન કરવાના, અને તેનો ઉપભોગ ઉપરના બે વર્ગોએ અથવા વચલા વર્ગે લેવો, એવું આજ સુધી બહુવાંશે થતું આવ્યું છે, અને નજીકના થોડા વખતમાં પણ આ સ્થિતિમાં વિશેષ ફેરફાર કરી શકાશે એમ લાગતું નથી. તેમ છતાં નિરપેક્ષ બુદ્ધિથી અને આસ્થાપૂર્વક પરિશ્રમ કરવામાં આવે તો, આ અસમાનતા થોડાં જ વર્ષોમાં ઘણીખરી દૂર કરી શકાય એમ છે. જે દેશમાં આ અસમાનતા વધતી જાય છે તે દેશના વિનાશની શરૂઆત થઈ છે એમ સમજવું. જ્યારે આ અસમાનતાની પરમાવધિ આવે છે ત્યારે ઘનઘોર રાજ્યક્રાંતિ થઇને મોટામોટા સમાજો લય પામે છે, ધૂળ ભેગા થાય છે અથવા તો એમાં અપૂર્વ ફેરબદલ થાય છે. નિરંતર કષ્ટ સહેવાને જો પશુ પણ તૈયાર નથી, તો પછી મનુષ્ય કેવી રીતે હોય? કષ્ટ સહેવું એટલે જીવનતત્ત્વ ક્ષીણ બનાવવું; અને એમ કરવાને જો ઘણાખરા માણસો તૈયાર થશે તો ધીમેધીમે સમગ્ર માનવજાત નષ્ટ થશે! પરંતુ મનુષ્યો અસ્તિત્વમાં આવ્યા છે અને દિવસેદિવસે એમની સંખ્યા વધતી જાય છે. આ ઉપરથી એટલું સિદ્ધ થાય છે કે એમના નાશને અનુકૂળ એવાં કારણો કરતાં એમના અસ્તિત્વની વૃદ્ધિને અનુકૂળ એવાં કારણો આ પૃથ્વીમાંના પરમાણુસમુદાયમાં ભર્યાં છે. તેથી હવે જણાશે કે, વિચાર કરનારા, ઉપભોગ કરનારા અને કામ કરનારા એવા જે ત્રણ વર્ગો દરેક દેશમાં સ્પષ્ટ તરી આવતા આજકાલ નજરે ચઢે છે તે કાયમના નથી. ધીરેધીરે દરેક વ્યક્તિએ વિચાર, ઉપભોગ અને કાર્ય એ સમપ્રમાણથી કરવાં પડશે, અને સૌના સુખાનુભવનું ધોરણ તેથી સરખું થતું જવાનું છે. અને જેમજેમ એ એવું થતું જશે તેમતેમ સાચી ઉન્નતિ થવા લાગી છે એમ કહી શકાશે. એટલું તો સાચું કે, ગમે તે થાય તો પણ બધાની બુદ્ધિ સરખી તીવ્ર થશે અને દરેક જણ પોતાને ફાવે ને ગમે તે કામમાં પડે અને એ કામ ઉત્તમ રીતે કરી બતાવે એવું પૂરેપૂરું બનવાનો સંભવ બહુ થોડો છે. તેમ છતાં અત્યારે જુદાજુદા વર્ગોના લોકોમાં અને સ્ત્રી-પુરુષમાં જે મોટું અંતર નજરે પડે છે તે ઠીક-ઠીક ઓછું કરી શકાય એમ છે. અને જે દેશમાં તેમ કરવાના પ્રયત્નો ઝડપથી થતા રહેશે એ જ દેશો આખરે તરી જશે. બાકીના દેશો, જીવવા માટેનો જે કલહ ઠેરઠેર ખૂબ જોમથી ચાલી રહ્યો છે એમાં, ઝઘડતા ઝઘડતા ખલાસ થઈ જશે. આ કારણથી જેને આ અસ્તિત્વ-તત્ત્વ સ્પષ્ટપણે સમજાયું છે એમણે, અને જેમના મનમાં કર્તવ્યબુદ્ધિ અને પરોપકારબુદ્ધિ પૂર્ણપણે જાગ્રત થઈ હોય એમણે, જીવન માટેના આવા કલહમાં પોતપોતાના દેશો ટક્કર ઝીલી શકે એ માટે, રાતદિવસ નિરપેક્ષ બુદ્ધિથી ઝઝૂમવું જોઈએ. આ પ્રકારના વિચાર સમજાયા પછી પણ જેઓ ચૂપચાપ બેસી રહેશે એમને માથે દેશ પર વિપત્તિ આણવાની અને તેનો નાશ કર્યાની ભયંકર જવાબદારી આવવાની છે. માટે હે સુશિક્ષિત દેશબાંધવો, જો તમારે અન્ય દેશોની અને ભવિષ્યની પ્રજાની પ્રશંસા મેળવવી હોય અને તમારી અત્યારે જે સ્થિતિ છે એનાથી વધુ ખરાબ સ્થિતિ તમારાં છોકરાંઓ અને એમનાં છોકરાંઓની ન થાય એવી જો તમારી વાસ્તવિક ઇચ્છા હોય તો જે જે દુર્મતોએ, દુરાગ્રહોએ અને દુરાચારોએ, એક મહારોગ પ્રમાણે, આ દેશની બુદ્ધિનો તેમ જ શરીરસામર્થ્યનો હજારો વર્ષોથી હ્રાસ ચલાવ્યો છે, તેનું યથાશક્તિ નિર્મૂલન કરવાનો પ્રયત્ન કરવો એ ખૂબ જ ઉચિત છે. આ કામમાં જો તમારા તરફથી બેદરકારી બતાવાઈ તો આ દેશમાં થોડા વખત-

માં જ જે આપત્તિ આવી ચઢવાની છે તેનો વિચાર-માત્ર પણ ગભરાવી મૂકે છે! ઇંગ્લેંડ, ફ્રાન્સ, જર્મની, યુનાઇટેડ-સ્ટેટ્સ વગેરે દેશોમાંના સર્વ વર્ગોના લોકોમાંના અને સ્ત્રીપુરુષ વચ્ચેના સંબંધો કેવા છે એ રોજ તમારી નજરે આવતાં છતાં પણ જો તમે તમારી આંખો મીંચશો, અને બાલવિવાહ જેવા અનેક રોગો જે તમને અત્યંત પીડે છે એનો કંઈ જ પ્રતિકાર નહીં કરો, તો તમારી સંતતિને તમારી મૂર્ખાઈ બદલ, તમારા આળસ બદલ અને તમારા સ્વાર્થીપણા બદલ ખૂબ જ ત્રાસ સહેવો પડશે. એવું થવા ન પામે એ જોવાનું તમારું કર્તવ્ય છે, અને તે ખૂબ ઓછા પ્રયત્ને કેમ કરીને કરી શકાય એટલું કહેવાનો જ આ લેખનો ઉદ્દેશ છે.

અંગ્રેજી શિક્ષણ પામેલા ઘણા સુશિક્ષિત લોકો સામાજિક પ્રશ્નો વિષે વિચાર કરવા લાગ્યા છે, અને ઉત્તરોત્તર એમના વિચારોનું પરિણામ એમનાં આચરણ પર થવા લાગશે એમાં શંકા નથી. પણ આ રીતે જે વર્તનફેર થાય છે તે સ્થાયી થવાનો સંભવ હોતો નથી. એટલું જ નહીં; પણ કોઈ પણ વાત સારી છે, તેથી એ કરવી જરૂરી છે એવું લાગવું ને તે પ્રમાણે કરવા લાગવું એમાં મનને જે શિક્ષણ મળે છે, તે અપ્રત્યક્ષ રીતે થનારા વર્તનફેરમાંથી ક્યારે ય પ્રાપ્ત થતું નથી. આજુબાજુની પરિસ્થિતિને આધીન થઈ એ જ્યાં લઈ જાય ત્યાં જવામાં કોઈ પુરુષાર્થ નથી. જે ઠેકાણે સ્ત્રીનો પડછાયો પડવાની પણ શક્યતા નથી, એવે ઠેકાણે બ્રહ્મચર્ય પાળ્યાની બડાશ હાંકવામાં શી બહાદુરી છે? આપણા પર અમુક પ્રકારનું સંકટ આવવાનું છે એવી ખબર પડ્યા પછી, એના પ્રતિકાર માટે જાણીજોઇને ઉપાયો યોજવા એમાં મનુષ્યનું મનુષ્યત્વ છે. લોકસંખ્યા વધતાં, અન્નની મુશ્કેલી પડવા લાગી એટલે સ્વાભાવિકપણે જ વિવાહકાલ લંબાતો જશે, આપમેળે એ લંબાવવાની જરૂર નથી. વેપારધંધો, સરકારી નોકરીઓ, આગગાડીનો પ્રવાસ વગેરે કારણોને લઈ જ્ઞાતિબંધ આપમેળે જ શિથિલ થવા લાગ્યાં છે, એટલે એ ખરાબ છે એમ કહીને પરસ્પરને દુઃખ આપવાની જરૂર નથી; સામાન્ય શિક્ષણનો અને ખાસ કરીને તો શાસ્ત્ર-જ્ઞાનનો જેમજેમ પ્રચાર થતો જશે તેમતેમ ધર્મ વિષેની ગાંડીઘેલી સમજ લય પામશે, માટે એના પર ટીકા કરવાની જરૂર નથી; કોઈ પણ પ્રકારનો સુધારો કરવા બાબત લોકોનાં મનમાં દૃઢ ઇચ્છા ઉદ્‌ભવ્યા સિવાય, માત્ર કાયદાના જુલ્મથી સુધારો થઈ શકતો નથી; અને એવી ઇચ્છા જન્મ્યા પછી કાયદો કરવાની આવશ્યકતા રહેતી નથી, કારણ પછી તો સુધારો લોકો પોતે જ પોતાની મેળે કરે છે; પરાધીનને બલહીનતા આવે છે, અને બલહીન-ના કપાળે તો પરાધીનતા બ્રહ્મદેવે જ લખી છે, એટલે હિંદુસ્તાનના લોકોએ રાષ્ટ્રોન્નતિ કરવાનો પ્રયત્ન કરવો એ નર્યું ગાંડપણ છે.—આ રીતે સામાજિક અને રાજ-કીય પ્રશ્નો વિષે વિચાર કરનાર લોકોને વિચારી કહેવા કે નહીં એ સંશયાત્મક છે. આવા વિચારોથી મનુષ્યમાં અને ઇતર પ્રાણીઓમાં કશો ફરક નથી, એવું આ લોકો જાણે બતાવી આપે છે! આગલી પેઢી પર વીતેલાં સંકટોની માહિતી અને એને જીતવા માટે એમણે યોજેલા ઉપાયોનું જ્ઞાન, એની મદદથી એટલે કે પાછલી પેઢીના અનુભવોથી ભવિષ્યમાં આવનારી વિપત્તિઓ ટાળવાનો પ્રયત્ન જો મનુષ્ય ન કરે, અને વસ્તુસ્થિતિનો ગુલામ થઈ એ જેમ નચાવે તેમ નાચશે તો, પ્રાણીવર્ગમાં એને જે શ્રેષ્ઠત્વ પ્રાપ્ત થયું છે તે એ કેમ સાચવી શકશે, અને હમણાં જે સુખઉપભોગ કરવા મળે છે એટલાંનો પણ એને કાયમ ઉપભોગ કરવા કેમ મળશે. એ કંઈ કહી શકાય નહીં. તાત્પર્ય, ગમે તેટલી નીરસ વાત હોય તો પણ એને માટે બુદ્ધિપૂર્વક પ્રયત્ન કરવો જોઇએ. જે લોકો આવું કરતા નથી તેઓ ધીરેધીરે દૈવવાદી બનીને નિરુદ્યોગી, નિરુત્સાહી અને ઉત્સાહક્ષીણ બની જાય છે ને અંતે સમૂળ નાશ પામે છે. તેથી હે સુશિક્ષિત બંધુઓ, તમને એવી પ્રાર્થના છે કે, ઉપર જે કહ્યું છે તે જો તમને માન્ય હોય તો, સમય અને વસ્તુસ્થિતિ પર આધાર રાખવાનું બંધ કરી તમે, જે સુધારાઓ તમને અત્યંત આવશ્યક એવા લાગતા હોય એ કરવામાં જ તમારે બુદ્ધિપૂર્વક પ્રયત્ન કરવા લાગી જવું જોઈએ. આ જરૂરી સુધારામાંના કેટલાક એવા છે કે જે વૃદ્ધ લોકોના હાથે થાય એવો સંભવ નથી; એટલુંજ નહીં પણ એમાંના ઘણા સુધારાને તેમની સંમતિ મળવાની પણ આશા નથી. દાખલા તરીકે, પુનર્વિવાહ, અને ઋતૂત્તર કન્યાપ્રદાન. એવી જ રીતે, કેટલાક જુવાન સુશિક્ષિતોને આ બે બાબતો અને આવા જ પ્રકારની બીજી બાબતો ગમે તેટલી સારી લાગતી હોવા છતાં, અને એની આવશ્યકતા એમને દેખાતી હોવા છતાં, એ કરવા પ્રવૃત્ત થવા જેટલી હિંમત એમની નહીં થાય. પરંતુ, બધા જ આવા હશે એમ અમારું કહેવું નથી. એકાદનું ધૈર્ય, નિશ્ચય અને કાર્ય-

નિષ્ઠા અસામાન્ય હોય તો, તે લોકમતની અથવા એકદમ નજીકનાં સગાંઓની પણ પરવા ન કરતાં, પોતાના મનને જે વસ્તુ યોગ્ય લાગી તે કરવા પ્રવૃત્ત થશે. પરંતુ આવા લોકો જવલ્લે જ દેખાય છે. આવાઓની સંખ્યા જેટલી વધે એટલી ઇષ્ટ છે, અને આ ઓછીવત્તી સંખ્યા પર સમાજનો સુધારો ઝડપી થવાનું અથવા ન થવાનું અવલંબે છે. તોપણ અત્યારનું જગત સામાન્ય વિચારના, સામાન્ય ધૈર્યના અને સામાન્ય સમજૂતીવાળા લોકોનું થઈ ગયું છે. કાળમાન અને શિક્ષણભેદને કારણે વૃદ્ધ અને યુવાનોના આચારવિચારમાં થોડો ઘણો ફેર પડે છે, પણ એને કારણે એમાં કંઈ જમીનઆસમાન જેવું અંતર પડતું નથી, અને એવું થાય એ ઇષ્ટ પણ નથી; કારણ જો આવું થવા લાગ્યું તો કોઇ પણ ઘરમાં, કોઈને પણ સુખ લેશમાત્ર પણ દુર્લભ બનશે અને સમાજમાં અહોરાત્ર પ્રક્ષોભ પ્રવર્તશે, કોઈના પર કોઈનો ધાક રહેશે નહીં, અને બધી જ જાતના સુધારામાં પ્રચંડ વિઘ્નો ઊભાં થશે. સુધારો કરવાની ઇચ્છા જેવી જુવાનોમાં હોય છે તેવી વૃદ્ધોમાં હોતી નથી. સમાજની છે તે જ સ્થિતિનું સંરક્ષણ કરવા બાબત વૃદ્ધો અત્યંત ઉત્કટ હોય છે. સમાજનું પગલું આગળ પડે એવી જુવાનોની આકાંક્ષા હોય છે. આ વૃદ્ધો જાણે સમાજનૌકાના સઢ છે, અને જુવાનો હલેસાં! વૃદ્ધો સિવાય સમાજમાં સ્થિરતા રહેવાની નથી, જુવાનો વિના એને ગતિ મળવાની નથી! તેથી જેમનાં મનમાં સમાજ-કલ્યાણની ભાવના હશે, તેઓ આ બંને જુદાં પડે એવું ક્યારે ય વિચારશે નહીં. બન્નેની જરૂર છે, અને બન્નેને પોતપોતાનું કાર્ય પાર પાડવાની છૂટ હોવી જોઈએ. દરેક બાબતમાં પિતાએ પોતાનું વલણ પુત્ર પાસે ઘૂંટાવવું એ જેમ ખોટું, તેમ જ પોતાની દરેક વાત પિતા સાંભળી લેતા નથી માટે બેટાએ એનો ખેદ કરવો એ પણ ખોટું. બંનેની સંમતિથી જેટલું ચાલે એટલું જોઈએ જ છે. પરંતુ જે બાબતોમાં બંનેનું ઐક્ય થવાનો સંભવ ન હોય ત્યાં, તેવી બાબતો જે તે ધાર્યા પ્રમાણે કરે તો જ ઘરમાં અને બહાર શાંતિ અને સમાધાન રહેવાની શક્યતા છે. જેમની અર્ધી ઉપરાંત ઉંમર આજે વહી ગઈ છે; વર્તનની પરાપૂર્વથી ચાલી આવેલી રીત જેમનાં હાડમાં પેસી જઈ, સ્વભાવતુલ્ય બની ગઈ છે; અનેક વર્ષના વિશ્વાસને કારણે જેમની ધર્મવિષયક અને નીતિવિષયક કલ્પના વજ્રલેપ થઈ છે; જૂના ઝાડની માફક જેમનાં મન અને શરીર વળવાની આશા રહી નથી,—આવાઓએ અમે જે વાતો આગળ પર કહેવાના છીએ એમાં પડવું એવી અમારી ઇચ્છા નથી, અને તમે એમાં પડો એવું અમે તેમને કહેવાના પણ નથી. જેઓ આજે પુત્રવાન છે, તેઓ પોતાના પુત્રોની વ્યવસ્થા કોઈ પણ રીતે કરે; અમે એ બાબતમાં કચકચ કરવાના નથી. પણ જેમની પર અત્યાર સુધી સંસારનો ભાર પડ્યો નથી; જેમને હજી પિતૃત્વનો અધિકાર મળ્યો નથી; નવીન જ્ઞાન સંપાદન કરવાનો અને વિચાર સ્થિર કરવાની જેની ઉંમર વહી ગઈ નથી; જેમની ઈર્ષ્યાને હજી પરાભવની ખબર નથી; જેમની હિંમત હજી કશાથી પણ ડગી નથી; જગતના દુઃખભર્યા અનુભવોને લીધે જેમના અંતઃકરણમાં અનુદારતા, સંશય, પરદુઃખપરાઙ્મુખતા અને પરહિતઔદાસીન્ય વગેરેનો ઉદ્ભવ થયો નથી—એવા શાળામહાશાળાઓના વિદ્યાલયીન અને ઇતરત્ર વસતા જુવાન સુશિક્ષિતોને અમે જે કલ્પના સૂચવીએ છીએ એનો વિચાર કરીને તેઓ એ અમલમાં મૂકવા માટે એક મંડળ સ્થાપે એવી અમારી એમને પ્રાર્થના છે.

આ ક્ષણે હિંદુસ્તાનમાં નવી અને જૂની કલ્પનાનો જે પ્રકારનો ઝઘડો શરૂ થયો છે એ પ્રકારનો ઝઘડો પહેલાં ક્યારે પણ થયો નહીં હોય. આજ સુધી હિંદુસ્તાન ઉપર જેમણે સવારીઓ કરી, અથવા તો અહીં પોતાનાં રાજ્યો સ્થાપ્યાં, એમનાં અને આપણાં દેશવાસીઓ હિંદુઓના રાજકીય અને સામાજિક વિચારોમાં વિશેષ અંતર ન હોવાથી હિંદુઓએ પોતાના વિજેતા પાસેથી અવશ્ય શીખવું જોઈએ એવું કંઇ ખાસ નહોતું. ઊલટું, હિંદુ લોકો પાસેથી જ આપણા પરદેશી રાજ્યકર્તાઓને શીખવા જેવી કેટલીક બાબતો હતી. આથી આજસુધી જેમણે હિંદુસ્તાનને જીતીને અહીં પોતાની સત્તા સ્થાપી, એમણે હિંદુનો શારીરિક અથવા બાહ્ય પરાભવ કર્યો એમ જ કહેવું જોઇએ. પણ અંગ્રેજોએ અમારી પર જે રાજ્ય સ્થાપ્યું છે એની વાત તદ્દન જુદી છે. આ રાજ્યને કારણે અમારી સ્થિતિમાં પરાકાષ્ઠાનો બદલ થઈ રહ્યો છે. શરૂ શરૂમાં તો આ ફેરફારનું સ્વરૂપ અમારા ધ્યાનમાં બરાબર આવ્યું નહીં. પણ હમણાં પાંચપચીસ વર્ષમાં, પાશ્ચાત્ય શિક્ષણનો પ્રસાર

થયો ત્યારથી એમના પાશમાં જે જે સપડાયા છે એમની સ્થિતિ વિચિત્ર થઈ ગઈ છે. અને દિવસે દિવસે આ શિક્ષણનું પરિણામ ઘણાખરા પર થશે એ સ્પષ્ટ દેખાય છે. ઘણાઓનું કહેવું એમ છે કે, પાશ્ચાત્ય શિક્ષણ ઘણા થોડા જણને પ્રાપ્ત થયું હોઈ, એથી હિંદુ લોકોની સ્થિતિમાં કંઇ વિશેષ ફેરફાર થયો છે એવું ન કહી શકાય. પરંતુ, અમારા મતે, આવું સમજનારા ભૂલસરેલા છે. માત્ર શાળાઓ મારફત પાશ્ચાત્ય વિચારોનો પ્રસાર થતાં એને કારણે આપણું જે પરિવર્તન થઈ રહ્યું છે એટલાનો જ જો વિચાર કરીએ તો એ કંઈ બહુ વિસ્તરેલું નથી એટલું કબૂલ કરવું રહ્યું. પરંતુ શાળા ઉપરાંત જે બીજી અનેક રીતે હિંદુ સમાજમાંના પ્રત્યેક વર્ગના લોકો પર જે અસરો થઇ રહી છે એનો વ્યવસ્થિત વિચાર કરીશું તો એ સ્પષ્ટ જણાશે કે, પાશ્ચાત્ય કલ્પનાથી થોડોઘણો પણ ફેરફાર જેમના આચાર તથા વિચારમાં ન થયો હોય એવો એકે વર્ગ નથી. શાળાખાતા સિવાય બીજાં ખાતાંઓનો સંબંધ દરેક દિવસે પ્રત્યેક વર્ગમાંના ઉંમરલાયક મનુષ્ય સાથે આવે જ છે. અને એને કારણે એમને પોતાની વર્તણૂકમાં દરરોજ થોડોઘણો ફેરફાર કરવો પડે છે. માપણી ખાતું, જમીનજમાબંધી ખાતું, ન્યાય ખાતું, જાહેર બાંધકામ ખાતું, વૈદકીય ખાતું, લશ્કરી ખાતું, સૅનિટરી ખાતું, આબકારી ખાતું વગેરેની અમારા અહીંના ખેડૂતો પર, કારીગરો પર, વેપારીઓ પર, શાહુકારો પર તથા વાણિયાઓ અને સામાન્ય મજૂરો પર કેટલી અસર પડે છે! લોકોનો આ ખાતાંઓ સાથેનો જે વ્યવહાર થાય છે તે સરકારે ઘડેલા નિયમો પ્રમાણે જ થવો જોઇએ એવું છે. તેથી એ નિયમોનું નિયમન એમને અજાણતાં સ્પર્શતું જાય છે; અને એ અજાણતાં સ્પર્શતું હોવાથી, જરા યે સ્પર્શતું જ નથી એમ કહેવું પણ બરાબર નથી. આ ઉપરાંત તારખાતું, આગગાડી, પોસ્ટખાતું, સેવિંગ્સ બૅન્કસ, પોસ્ટલ બૅન્કસ વગેરે જે જે બાબતો સરકારે અથવા ખાનગી મંડળીઓએ વેપારની સગવડ ખાતર અને બીજી સગવડો ખાતર સ્થાપી છે, એથી લોકોના ધર્મવિચાર પર અને નીતિવિચાર પર અને રોજબરોજના વ્યવહાર પર કેટલી અસર થાય છે એનો જો કોઇ ધ્યાનપૂર્વક વિચાર કરશે તો એને કબૂલ કરવું પડશે કે જો હજી બીજાં સો-પચાસ વર્ષ આમ જ ચાલ્યું તો હિંદુસ્તાનની પહેલાંની સ્થિતિના અવશેષો પણ હાથ નહીં આવે એવું પરિવર્તન થવાનું છે. તાત્પર્ય એટલું કે જ્યાં જોઇએ ત્યાં પાશ્ચિમાત્ય કલ્પનાઓથી અને આચારોથી અમે ચોતરફથી જાણે ઘેરાઈ ગયા છીએ અને એમના પંજામાંથી અમે છટકી શકશું એમ લાગતું નથી! પરંતુ છટકી જવાનો પ્રયત્ન કરવાની પણ શી જરૂર છે? જે યુરોપીય કલ્પનાઓની અહીં છાપ ને અસર પડે છે એમાંથી જેટલી અહિતકર હોય એટલી તજીને, બાકીનીનો અંગીકાર કરવામાં શી હરકત છે? બીજા વિષયો પર લખતી વખતે અમે એવું બતાવ્યું છે કે, યુરોપમાં આજે જે સુધારો દૃષ્ટિએ પડે છે તે પાછલા અનેક સુધારાઓના સારરૂપ છે, અને જે રાષ્ટ્રને જીવનકલહમાં ટકવું છે એણે તો એ સુધારાઓનો સ્વીકાર કર્યા સિવાય છૂટકો નથી. આ જો સાચું હોય તો આવો સુધારો આપણે ત્યાં પોતાની મેળે ચાલી આવ્યો હોવા છતાં આપણે એનો નિષેધ કરવો એનો અર્થ જાણીજોઈને આપણે હાથે આપણું નુકસાન કરવા બરાબર છે. કંઈ નહિ તો, અમારી તો એવી માન્યતા છે કે, અંગ્રેજોના રાજ્યને કારણે જે બાબતો અહીં પ્રસ્થાપિત થઈ છે અને થઈ રહી છે એમાંની ઘણીખરી અપનાવવા જેવી અને અનુકરણ કરવા જેવી છે. માટે અહીં એમનો જે આપોઆપ પ્રસાર થાય છે એની વિરુદ્ધ જવું એ તો ઇષ્ટ નથી જ; પણ જેમને એનું સારાપણું સમજવા જેવું શિક્ષણ મળ્યું છે એમણે બુદ્ધિપૂર્વક એનો સ્વીકાર અને પ્રસાર કરવો જોઈએ. આવું કર્યાથી જ તે સુધારાઓ જલદી મૂળિયાં પકડશે; અને એનાં ફળોનો લાભ થોડાં વર્ષોમાં અમને થતાં, જીવનકલહમાં હારી ન જવાની આશા અમે કરી શકીશું. આ રીતે બુદ્ધિપૂર્વક સુધારો કરવાનું કામ યુવાન સુશિક્ષિત સિવાય બીજા કોઈથી થઈ શકે એવું નથી, માટે જ તો આટલો વખત એમની વિનવણી ચલાવી છે.+

+સદ્‍ગત ગોપાળ ગણેશ આગરકરનો જન્મ ઈ.સ. ૧૮૫૬માં થયો. ૧૮૮૦માં તેઓ એમ.એ. થયા. તરત જ પૂનાની ન્યૂ ઇંગ્લિશ સ્કૂલમાં જોડાઈને એમણે દેશસેવાની દીક્ષા લીધી. ૧૮૮૧માં 'કેસરી'નું સંપાદકત્વ આગરકરે કર્યું. ૧૮૮૮માં એમણે પોતાનું 'સુધારક' પત્ર શરૂ કર્યું. મરાઠી ભાષાના અચ્છા નિબંધકાર તરીકે અને આધુનિક મહારાષ્ટ્રના આદ્ય સમાજસુધારક તરીકે આગરકરનું નામ ચિરસ્મરણીય રહેશે.—સંપાદક

બંધારણ પર જ એ અવલંબતી નથી.

× × ×

આજે હિંદુસ્તાન ને પાકિસ્તાન માણસાઈ ભૂલી ગયાં છે. અનેક તરેહના અત્યાચારો ધર્મને નામે થાય છે અને થઈ રહ્યા છે. આ બધું શું? કોઈ પણ સરકારને જો દેશમાં બરાબર ટકવું હોય તો માણસાઈ વગર નહીં ચાલે. મજબૂત સરકાર માણસાઇના પાયા પર ટકવાની છે, સાંપ્રદાયિક ધર્મના પાયા પર નહીં. ઈશ્વર એક છે અને સહુ ઈશ્વરના છે. તેથી દરેકે આ જગતમાં માણસ તરીકે રહેવું જોઇએ, એટલી ટૂંકી વાત હું તો સમજું છું. હું કાંઈ ધર્મની બાબતમાં પંડિત નથી. માનવતા ને જનસેવા એ જ મારો તો ધર્મ!

× × ×

જે પ્રકારના માણસો તે પ્રકારનું રાજતંત્ર! ઇંગ્લૅંડનું બંધારણ કેવી રીતે ખીલ્યું? જેમજેમ જરૂરિયાતો ઊભી થતી ગઈ તેમતેમ એના નવા નિયમો દાખલ થતા ગયા. રાજ્યનો વહીવટ સરળ અને સહેલો બને તે માટે બંધારણ છે. પ્રજાનાં દુઃખો ઓછાં કરવામાં મદદરૂપ થવાનો બંધારણનો હેતુ છે. એક વખત ઘડેલા બંધારણને જ યાવદ્ચંદ્રદિવાકરૌ વળગી રહેવું એ ડહાપણનું લક્ષણ નથી. બંધારણ ને નિયમો પાછળ શું હાર્દ રહેલું છે, એનો આત્મા કયો છે તે આપણે જોવું જોઇએ અને એને વળગી રહેવું જોઇએ; નહીં કે બહારના ખોળિયાને. ઇંગ્લૅંડમાં, બંધારણ મુજબ તો, રાજા સર્વોપરિ સત્તા ભોગવે છે; પણ વસ્તુતઃ રાજાને આજે શું હક્ક છે? પોતાની મનપસંદ સ્ત્રી સાથે પરણવાની યે એને છૂટ નથી! એ તો પાર્લમેન્ટ મંજૂર રાખે તે જ એની પત્ની થાય! આમ હોવા છતાં, જો તમે આજે ત્યાંના વડાપ્રધાનને પૂછો કે તમે કોનું રાજ ચલાવો છો તો એ કહેશે કે, "I am carrying on the King's Government" ('હું રાજાનું રાજ્ય ચલાવું છું'). એટલે, સ્વરાજ્ય શબ્દોમાં નથી. શબ્દોમાં તો કહ્યું કે રાજાનું રાજ્ય! પણ કયાં છે રાજાનું રાજ્ય? આજે તો ઇંગ્લૅંડમાં લોકશાહી છે, પ્રજાનું રાજ્ય છે. સ્વરાજ્ય કયારે ચાલે?–જ્યારે આપણામાં ઉદારતા હોય, tolerance–સહિષ્ણુતા–હોય, અરસપરસ એકબીજાને સમજવાનો પ્રયત્ન હોય, પરસ્પર વિશ્વાસની વૃત્તિ હોય, બાંધછોડ કરવાની વૃત્તિ હોય! લોકોનું રોજબરોજનું જીવન સુખી થાય ને માનવતા વધે તે માટે સ્વરાજ્ય છે. આજે તો, કમનસીબે, આપણે માર્ગને (means) જ સિદ્ધિ (end) માની બેઠા છીએ. આપણે આ વસ્તુ દૂર કરવી જોઇએ. ડાહ્યા ને વિચારશીલ માણસોનું કામ જ એ છે કે એમને જે વસ્તુ સાચી ને સારી લાગે તે ગમે તેટલી અવ્યવહારુ જણાય તો પણ તેને વ્યવહારુ બનાવવી. હું તો કહીશ કે એમ કરતાં કરતાં મરી ફીટવું પણ બહેતર છે. એમાં જ મનુષ્યજીવનની સાર્થકતા છે.

× × ×

મ્યુનિસિપાલિટી અને બીજી સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ તરફ સ્વરાજ્યની દૃષ્ટિએ આપણે જોવું જોઇએ, એ વસ્તુ પર હું ખાસ ભાર મૂકીશ. મ્યુનિસિપાલિટી એ કાંઈ નાનીસૂની વાત નથી. લોકોને લાગે છે કે મ્યુનિસિપાલિટી તે વળી શું કરી શકે? પણ હું અનુભવ પરથી કહી શકું એમ છું કે તમારે સાચી આઝાદી લાવવી હોય તો મ્યુનિસિપાલિટી ને એવી બીજી સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ દ્વારા જ તમે એ લાવી શકશો. મ્યુનિસિપાલિટી દ્વારા તમે અપાર કામ કરી શકો છો. ઊગતી પેઢીનાં શરીર, બુદ્ધિ, મન ને ચારિત્ર્ય ઘડવાનું મહાન કાર્ય મ્યુનિસિપલ સેવકોના હાથમાં છે! આ તો પાયાનું કામ છે. એથી જ, એની કિંમત પણ વિશેષ છે. તમામ રાજકારણનો (Politics) પાયો જે રચનાત્મક કાર્ય, તે આવી સંસ્થાઓ દ્વારા થઈ શકે. રચનાત્મક કાર્ય એ જ રાજકારણનો ખરો પાયો છે એ વાત આપણે કમભાગ્યે આજ સુધી સમજ્યા જ નથી. એ વસ્તુ જ આપણે ભૂલી ગયા છીએ; પણ હવે જો આઝાદી ટકાવવી હોય તો આપણે ઉપરચોટિયા કામથી નહીં ચાલે. આપણે દરેક વસ્તુના પાયામાં ઊંડે ઊતરવું જોઇએ. આપણો પાયો જો મજબૂત ને સંગીન હશે તો તેની ઉપરની ઇમારત જરૂર દીપી ઊઠશે. આજે આપણને અનેરો, અને એક રીતે કહું તો અભૂતપૂર્વ, પ્રસંગ પ્રાપ્ત થયો છે. આવી તક જિંદગીમાં આપણને ફરી વાર નહીં મળે. આપણે હવે એવું કાર્ય કરી બતાવવાનું છે જે આપણા દેશને માટે કાયમ લાભદાયી નીવડે. પણ જો આમાં આપણે આપણી ફરજ ચૂકયા અને પાયાના કામ પ્રત્યે દુર્લક્ષ કર્યું, તો ભવિષ્યની પ્રજા આપણને દોષિત ઠરાવશે. અને આપણે એ દોષનો ઇન્કાર પણ કરી નહીં શકીએ.

માટે સમયસર જાગવું ને કામે લાગી જવું અત્યંત જરૂરી છે. મ્યુનિસિપાલિટી એટલે કેવળ ગટર–પાણી, દીવાબત્તી ને રસ્તા બનાવનારી સંસ્થા છે એવો ખ્યાલ આપણે કાઢી નાખવો જોઇએ. મ્યુનિસિપાલિટી તો સ્વરાજ્યની સંસ્થા છે! આપણા સ્વરાજ્યનો બધો આધાર એના કુશળ વહીવટ ઉપર છે.

× × ×

આપ સૌને છેલ્લે હું એક ચેતવણીનો સૂર સંભળાવવા માગું છું. આપને ગભરાવવાના હેતુથી નહીં પણ સાચી વસ્તુસ્થિતિ રજૂ કરવાના હેતુથી. દેશમાં જે જે લોકો પાસે ધન છે, બુદ્ધિ છે, જ્ઞાન છે, શરીરબળ છે, તે તેમણે બધું જનસેવાર્થે આપવું જ પડશે. લોકોના કલ્યાણાર્થે એનો ઉપયોગ જો નહીં થાય તો આવતા ૫–૨૫ વર્ષોમાં એવો પ્રસંગ આવશે કે ભૂખી પ્રજા એમનું એ બધું બળ અને એ બધો સંચય લૂંટી લેશે! એમ થાય તે પહેલાં જ, ડાહ્યા માણસો તરીકે, આપણે કાં ન ચેતીએ?

*

# સીમોલ્લંઘન

**સાને ગુરુજી**

[સદ્ગત્ સાને ગુરુજીના મૂળ મરાઠી લેખનો શ્રી પુરુષોત્તમ ગ. માવળંકરે તા. ૨–૧૦–૧૯૪૯ને રોજ કરેલો ભાવાનુવાદ]

સીમોલ્લંઘનનો સુંદર અર્થ 'આગે બઢો' 'આગે બઢો', રૂઢિ તોડીને આગળ વધો. ખાબોચિયામાં પડયા ન રહો. દુનિયામાં શું ચાલી રહ્યું છે તે જુઓ. જે આમ આગળ વધતો જાય છે, હૃદયને વિશાળ બનાવતો જાય છે, બુદ્ધિને વ્યાપક કરતો જાય છે, એને વિજય મળે છે.

વિજયાદશમીને દિવસે જ ભગવાન બુદ્ધનો પણ જન્મ થયો. મન ઉપર વિજય મેળવવો એના કરતાં મહાન વિજય બીજો કયો હોઈ શકે? જે મનોજયી બનશે તે જ વિશ્વજયી થશે. જેને જગતની સેવા કરવી છે એણે પોતાની જાતને જીતી લેવી જોઈએ. પોતાનો સ્વાર્થ, પોતાની સુખેચ્છાઓ, ક્ષુદ્ર માનાપમાનની કલ્પનાઓ, અહંકાર–આ બધા પર એણે વિજય મેળવવો જોઈએ.

જગતનાં દુઃખો એને જ દેખાશે, જે પોતાનાં એશ-આરામમાંથી જરા બહાર આવ્યો હોય. નહીં તો, દુકાળ પડે તો ય રાજા દીવાનખાનામાં બેઠો બેઠો કહે છે કે દુધ ભાત જ ખાઓ. એને શી ખબર, પ્રજા પાસે શું છે અને શું નહીં? પોતાની આસપાસની જનતા કોણ જોશે? જે એની પાસે જાય તે. પોતાની જ જાતમાં જે રચ્યો રહે છે તે ભાઈ-ભાંડુઓથી દૂર થતો જાય છે. એના કાનમાં બીજાઓના શોક સૂરો સંભળાશે નહિ; એની આંખોને પડોશનાં દુઃખનાં પૂર નહીં દેખાય. આવા માણસને માટે શાનો વિજય, શાની બંધુસેવા?

જેનું હૃદય પ્રેમપૂર્ણ છે એવી વ્યક્તિએ વૃક્ષનું પાંદડું આપ્યું હોય તો યે તે સોનું છે, અને અહંકારી માણસ સોનું આપે તો યે તે ધૂળ સમાન છે. વિજયા દશમીને દિવસે આપણે પાંદડાંનું સોનું વહેંચીએ છીએ! આ સોનાનો કો'દિ પડવાનો છે દુકાળ? પીળું સોનું ઓછું થશે, પણ આ લીલું સોનું તો વિપુલ છે. હૃદયની શ્રીમંતાઈ હોય તો બધું સોનું જ છે. પોતાના ઉપર જેણે વિજય મેળવ્યો છે એવા માણસે આપેલું પાંદડું કુબેરની સંપત્તિ કરતાં યે શ્રેષ્ઠ છે, વધારે કીમતી છે.

જે સમાજમાં લોકો પરસ્પર પ્રેમથી વર્તનારા છે, 'હું ને મારું' એની સીમા વટાવીને પેલે પાર જોનારા છે, પારકાનાં સુખ-દુઃખો સાથે પોતાનો યે સંસાર જોડનારા છે, એવા સમાજમાં સોનાની ખાધ નથી. એવા સમાજમાં સોનું એકને ઘેર જ નહીં રહે, અનાજ એકના કોઠારમાં જ નહિ હોય; દરેક જણ પોતાની પાસે જે હશે તે સૌને આપશે. 'બધાં આપણા જ છે' એમ પ્રત્યેક જણ કહેશે. દુકાળ ઉપર, દૈન્ય ઉપર, દરિદ્રતા ઉપર, કલિ ઉપર આ ખરો મહાન વિજય! આવો વિજય પ્રાપ્ત કરવો હોય તો તમારે તમારાં મન મોટાં બનાવવાં જોઇએ, અસ્પૃશ્યતા દૂર કરવી જોઇએ, ખાદી વાપરવી જોઈએ, કોમી એકતા સાધવી જોઇએ, પાસે જે હોય તે શ્રમ કરનારાઓને આપવું જોઇએ. પોતપોતાની હવેલીઓમાં, જમાખર્ચના ચોપડાઓમાં આત્માને મા ગૂંગળાવો! જવા દો એને સીમા વટાવીને સૌને ભેટવા!

*

# નીતિશાસ્ત્ર અને મનોવિજ્ઞાન

સી. એન. પટેલ

[અંગ્રેજીના પ્રાધ્યાપક, ગુજરાત કૉલેજ, અમદાવાદ]

[એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ, મનોવિજ્ઞાન મંડળના ઉપક્રમે તા. ૧૫-૯-૬૧ને રોજ આપેલા પ્રારંભિક પ્રવચનનો શ્રી વિ. સ. વણીકર (માનસશાસ્ત્રના પ્રાધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ) એ તૈયાર કરેલો સારાંશ]

**નીતિશાસ્ત્ર** અને મનોવિજ્ઞાન એ મારા અભ્યાસના ખાસ વિષયો નથી. હું સાહિત્યનો અભ્યાસી છું, અને સાહિત્યમાં જીવનના દરેક પાસાનું પ્રતિબિંબ પડે છે. સાહિત્યનો અભ્યાસ કરતાં મારા મનમાં આ બે વિષયો વિષે જે વિચારો આવે છે અને જે મૂંઝવણો નિર્માણ થાય છે તેને વિષે આજે હું બોલવાનો છું.

કોઈ પણ વિચારી માણસને વિચાર આવે છે કે નીતિના સિદ્ધાંતોનો આધાર શો છે? સામાન્ય રીતે શાસ્ત્ર નીતિનો આધાર ગણાય છે. દા. ત. ક્રિશ્ચયન લોકો માટે બાઈબલ એ નીતિશાસ્ત્ર છે. બાઇબલમાં આપેલા દશ આદેશો (commandments) નીતિના આદેશ છે. આ આદેશો અનુસાર જે વર્તન હોય છે તે નીતિ કહેવાય અને એની વિરુદ્ધ વર્તન એ અનીતિ કહેવાય. પણ આ નિયમમાં એક મોટી મુશ્કેલી છે. શાસ્ત્રોના સિદ્ધાંતો અલગ અલગ હોય છે. આ સંયોગોમાં કયા સિદ્ધાંતો સ્વીકાર્ય અને કયા અસ્વીકાર્ય એનો નિર્ણય કેવી રીતે કરી શકાય? જ્યાં સુધી સમાજો અલગ અલગ રહેતા અને એકબીજા વચ્ચે સંપર્ક ન હતો ત્યાં સુધી અલગ અલગ શાસ્ત્રોના અલગ અલગ સિદ્ધાંતો ટકરાવાનો સંભવ ન હતો. દરેક સમાજ પોતપોતાના શાસ્ત્રના સિદ્ધાંતોનો સ્વીકાર કરી પોતાના વ્યવહાર કરતો. પણ જ્યારે સમાજો એકત્ર આવ્યા, એકબીજાની વધુ ને વધુ નજીક આવતા ગયા તે વખતે નીતિની કલ્પના વિષે મુશ્કેલી નિર્માણ થઈ. તે વખતે સવાલ એ ઉત્પન્ન થયો કે દુનિયાના બધા સમાજોને સ્વીકાર્ય એવું એકે શાસ્ત્ર નથી; એટલે નીતિને માટે એ શાસ્ત્રોનો આધાર હવે રહ્યો નથી. શાસ્ત્રોનો આધાર લઈ અમુક એક વર્તન નીતિ અને અમુક વર્તન અનીતિ એમ આપણે કહી શકતા નથી. તો નીતિનો આધાર શો એ આપણી સમક્ષ સવાલ છે.

થોડા સમયથી એક નવું શાસ્ત્ર નીકળ્યું છે; એનું નામ મનોવિજ્ઞાન. મનોવિજ્ઞાન મનોવ્યાપારો અને વર્તનનું વિજ્ઞાન છે. આ વિજ્ઞાન નીતિના પ્રશ્નો ઉપર પ્રકાશ ફેંકી શકે? મને એમ લાગે છે કે મનોવિજ્ઞાન નીતિની સમસ્યાઓનો ઉકેલ લાવી શકશે. મનોવિજ્ઞાન વિષે એમ કહે છે કે એ વર્ણનાત્મક અથવા વાસ્તવિક (Positive) વિજ્ઞાન છે; એ આદર્શલક્ષી (Normative) નથી. એટલે મનોવિજ્ઞાન ફક્ત મનોવ્યાપારોનું વર્ણન કરે છે; તે જેવા છે તેવા મનોવ્યાપારોને હકીકત તરીકે સ્વીકારી તેના સર્વસામાન્ય નિયમો શોધી કાઢે છે. કયા મનોવ્યાપારો ઉચ્ચ અને કયા નીચ એનો નિર્ણય આપવાનું કામ મનોવિજ્ઞાનનું નથી. મનોવિજ્ઞાન મૂલ્યાંકનના સિદ્ધાંતો આપી ન શકે.

સામાન્યરીતે આ કથન બરાબર છે. પણ એ સ્પષ્ટીકરણ માગી લે છે. મનોવિજ્ઞાનનું કામ મૂલ્યાંકન કરવાનું નથી, એ એકાંગી સત્ય છે; સંપૂર્ણ સત્ય નથી. મનોવિજ્ઞાનની એક શાખા વિકૃત-મનોવિજ્ઞાન (Abnormal Psychology) છે. એનો અર્થ મનોવિજ્ઞાન સાજું (Normal) માનસ અને વિકૃત માનસ કયું, યોગ્ય વર્તન કયું અને વિકૃત વર્તન કયું એનો નિર્ણય કરે છે. મનોવિજ્ઞાન સમક્ષ Norms (માપવાનાં ધોરણો) હોય છે. એ અર્થમાં અને એટલા પ્રમાણમાં મનોવિજ્ઞાન મૂલ્યાંકન કરે છે એ આપણે સ્વીકારવું જ રહ્યું; બલકે જે શાસ્ત્ર મનુષ્યના વર્તનનો અભ્યાસ કરે છે તે શાસ્ત્ર સંપૂર્ણતઃ વર્ણનાત્મક (Positive) રહી શકે જ નહીં. એમાં મૂલ્યાંકન આવી જ જાય છે.

મનોવ્યાપારોના અભ્યાસમાંથી નીતિનાં મૂલ્યો કેવી રીતે ઘટાવી શકાય? મનુષ્યમાં કેટલીક સહજ વૃત્તિઓ હોય છે. એનામાં ખોરાક ખાવાની વૃત્તિ, પાણી પીવાની વૃત્તિ, નિદ્રા લેવાની વૃત્તિ, જાતીય વૃત્તિ હોય છે. આ વૃત્તિઓ શારીરિક છે. ઉપરાંત કેટલીક માનસિક વૃત્તિઓ પણ હોય છે: જેવી કે પ્રેમની ભૂખ, સત્તાની ભૂખ. આ સહજ વૃત્તિઓનો આધાર લઈ આપણે નીતિ-અનીતિ વિષે નિર્ણય આપી શકીએ કે નહીં એ આપણે

જોવાનું છે. હું એમ માનું છું કે નીતિનો ખ્યાલ એ પણ મનુષ્યની સહજ વૃત્તિ છે. દા. ત. કોઈ માણસ અસત્ય બોલે તે પણ સત્યનો આશ્રય લઈને બોલે છે. તે એમ કહે છે કે હું સાચું બોલું છું, માણસ ખરાબ કામ કરે તો પણ તેનો બચાવ કરતાં તે એમ કહે છે કે હું સારું કરું છું. મતલબ, તેના મનમાં સાચું-ખોટું, યોગ્ય-અયોગ્ય, સારું-નરસું આ વૃત્તિ હોય છે.

તો હવે સવાલ ઉદ્ભવે છે કે સાહજિક વૃત્તિઓના આધાર ઉપર આપણે નીતિ અને અનીતિ નો નિર્ણય કેવી રીતે કરી શકીએ? બીજા શબ્દોમાં કહીએ તો માનસિક અથવા શારીરિક વૃત્તિઓ સંતોષાય ત્યારે યોગ્ય-અયોગ્યતાનો નિર્ણય કયા આધાર (Criterion)ઉપર કરી શકાય? મારી દૃષ્ટિએ એને માટે આધાર છે. જો એક સાહજિક વૃત્તિ એટલી સંતોષાય અને એવી રીતે સંતોષાય કે જેને લીધે બીજી સાહજિક વૃત્તિઓના સંતોષીકરણમાં વિક્ષેપ આવે તો તે અયોગ્ય છે એમ કહેવું જોઈએ. દાખલા તરીકે ખાવાનું વિકૃત (Abnormal) ક્યારે કહેવાય? જ્યારે એવા પદાર્થો ખાવામાં આવે અથવા એટલા પ્રમાણમાં ખાવામાં આવે કે એને લીધે બીજી સહજ વૃત્તિ-દા. ત. ઊંઘની ન સંતોષાય, ત્યારે તે અયોગ્ય કહેવાય. પ્રેમની વૃત્તિ એટલા પ્રમાણમાં મન ઉપર સવાર થાય કે જેથી ઊંઘ પણ ન આવે તો તે પ્રેમની રીતને હું અયોગ્ય કહીશ. બધી વૃત્તિઓનું મૂલ્યમાપન નિદ્રાને કેન્દ્રમાં રાખી કરી શકાય એમ મને લાગે છે. Macbeth નિદ્રાને The chief nourisher in life's feast કહે છે. નિદ્રાનો સિદ્ધાંત નીતિ-અનીતિની કલ્પનાને લાગુ પાડી શકાય એમ મને લાગે છે. પશુઓની નિદ્રામાં વિક્ષેપ હોતો નથી. મહાત્મા ગાંધી વિક્ષેપ વગર ઊંઘી શકતા; થોડા સમય માટે ઊંઘી તાજગી અનુભવી શકતા અને ઇચ્છા મુજબ ઊંઘી શકતા. નિદ્રામાં મોટો વિક્ષેપ સ્વપ્ન છે, સ્વપ્નહીન નિદ્રા એ પૂર્ણ મનઃસ્વાસ્થ્યની નિશાની છે; એ સંપૂર્ણ નીતિમાન મનુષ્ય જ અનુભવી શકે. કોઈ દુષ્ટ માણસને ગાંધીજી જેવી ઊંઘ ન આવી શકે એમ હું માનું છું. આ સિદ્ધાંત ચકાસી જોવા જેવો છે.

નાના બાળકોને ભૂખ અને ઊંઘ મુખ્ય વૃત્તિઓ છે. સત્તા અને પ્રેમની વૃત્તિ નો આગળ ઉપર ઉદ્ભવે છે. એટલે મનુષ્યની વૃત્તિઓમાં જીવનના તબક્કા (Stages) અનુસાર પરિવર્તન અને વિકાસ થયા કરે છે. આ વિકાસ જો કલેશ વગર થાય તો હું સમજું કે એ માણસનું જીવન નીતિમાન છે. ડૉક્ટર કહેશે કે બાળકને દરરોજ જુઓ; એનું વજન તપાસો, એની ઊંચાઈ માપો. મનોવૈજ્ઞાનિક કહેશે કે થોભો એને ૧૪ વર્ષનો થવા દો. કિશોર અવસ્થામાં (Adolescence) પ્રવેશ કરતાં અથવા યુવાવસ્થામાં પ્રવેશ કરતાં એને જો કલેશ થાય તો એના જીવનમાં કંઈ ગડબડ છે; એની બાલ્યાવસ્થામાં કંઇ વિકૃતિ હતી એમ માનવું જોઇએ, તે જ પ્રમાણે યુવાવસ્થા સારી (Normal) ગઈ એનો માપદંડ (માપવાનું સાધન) શો? આંબાને ફળ આવે અને તે હમેશને માટે લીલું અથવા કાચું જ રહે તો આંબાના વિકાસમાં કંઈ વિકૃતિ છે એમ આપણે કહીશું. આંબાનો યોગ્ય વિકાસ તો ત્યારે કહેવાય કે જો કાચું ફળ પાકું થાય અને ધીરેધીરે તે ઝાડ ઉપરથી ખરી પડે. તે જ પ્રમાણે મનુષ્યની યુવાવસ્થા અથવા મનુષ્યનું જીવન સફળ રીતે પસાર થયું એ ક્યારે કહી શકાય? જો માણસ વૃદ્ધાવસ્થામાં મરણ પાસે આવે ત્યારે એટલે ખરી પડતી વખતે શાંત અને સ્વસ્થ રહે તો હું સમજું કે એ માણસે જીવન સફળ રીતે વિતાવ્યું છે. યુવાવસ્થામાં મરણની બીક લાગે એ સ્વાભાવિક છે; બલકે એ અવસ્થામાં મરણની ઇચ્છા થાય એ વિકૃતિ છે. પણ તદ્દન પાકટ ઉંમરે મરવાની બીક લાગે તો સમજવું કે કંઈ ગડબડ છે. વૃદ્ધાવસ્થામાં અહંકાર, મમતા ગળી જાય, બીજા માટે સમર્પણની વૃત્તિ જાગે, કવિવર રવીન્દ્રનાથની માફક મરતી વખતે સન્મુખ શાંતિ પારાવારનો અનુભવ થાય તો સમજવું કે એ સફળ જીવન છે. જે જીવનમાં આ અવસ્થા-પરિવર્તન સહેલાઈથી અને સુખેથી થાય છે તે જીવનને નીતિમાન જીવન કહી શકાય.

પણ નૈસર્ગિક રીતે જે વિકાસ થાય છે એને આપણે નીતિ કહીએ તો એક મોટી મુશ્કેલી નિર્માણ થાય છે. મને એનું પૂર્ણ ભાન છે, મારી એ મૂંઝવણ પણ છે, અને એ મૂંઝવણ હું તમારી સમક્ષ મૂકવા માગું છું. અલગ અલગ બાળકોના વિકાસ અલગ અલગ રીતે થાય છે. એ જુદા જુદા વારસા લઈ આવ્યા હોય છે. બાળપણમાં જે સામાજિક વારસો મળે છે તેને લીધે નીતિની વૃત્તિ પણ વિકસે છે. આ વૃત્તિઓ તેના આનુવંશિક ગુણો

અનુસાર અને તેના આજુબાજુના વાતાવરણ અનુસાર અલગ અલગ હોઇ શકે છે એમાં આ સારી અને આ ખરાબ કહી શકાય નહીં. બે માણસોમાંથી એક વધારે ખાતો હોય અથવા એક ઓછું ખાતો હોય તો એમાં એક સારું અને એક બુરું એમ આપણે કહેતા નથી. એ એની વિકાસની સ્થિતિ છે. તે જ પ્રમાણે બાળકનું વિકાસક્રમમાં અમુક એક પ્રમાણે ઘડતર થયું એ એનો દોષ નથી. દુષ્ટ માણસનું દુષ્ટ તરીકે ઘડતર થયું એ આનુષંગિક વૃત્તિઓ અને આજુબાજુના સંસ્કારોની અસરોને લીધે. દુષ્ટ ન થવું એ એના હાથની વાત નહતી. નીતિશાસ્ત્રની ભાષામાં આ વિચારસરણીને Determinism કહે છે. દુષ્ટ માણસ પણ એમ કહે કે મારી સંકલ્પશક્તિ (Will) પૂર્વનાં પરિબળોથી નિયંત્રિત (determined) છે; હું સ્વતંત્ર (free) નથી; હું દુષ્ટ થયો એમાં મારો શો વાંક? ગીતામાં પણ એમ કહ્યું છે કે प्रकृतिं यान्ति भूतानि निग्रहः किं करिष्यति એટલે બધાં માણસો પોતાના ઘડાયેલા સ્વભાવ પ્રમાણે વર્તન કરે છે; એમાં બળજબરી શું કરી શકે! Macbeth વાંચતી વખતે Macbeth જેવા દુષ્ટ માણસ વિષે આપણને તિરસ્કાર આવતો નથી. કારણ કે મૅકબેથનું વર્તન એના સ્વભાવમાંથી, પ્રકૃતિમાંથી જન્મે છે.

પણ આ પ્રકૃતિવાદનો જો આપણે સ્વીકાર કરીએ તો નીતિનું દેવાળું નીકળે. દુષ્ટ માણસની દુષ્ટતાનું સમર્થન આપણે કેવી રીતે કરી શકીએ? પણ દુષ્ટ માણસે પોતાની દુષ્ટતા છોડવી જોઇએ એ જ્યારે આપણે કહીએ છીએ ત્યારે તેની સંકલ્પશક્તિ એમ કરવા સ્વતંત્ર છે એમ આપણે માની લઈએ છીએ. નીતિ–અનીતિનો કોયડો આ જ છે. Free will અને Determinism-નો આ સનાતન કોયડો છે. એ મારી પણ મૂંઝવણ છે; એ મૂંઝવણ મેં તમારી સમક્ષ મૂકી છે.

*

# સંવેગ (Emotion)

## (સંવેગના સિદ્ધાંત ઉપર એક નોંધ)

**ચિ. ત્રિ. લોપટકર**

[માનસશાસ્ત્રના રીડર, યુનિવર્સિટી સ્કૂલ ઑફ ફિલૉસૉફી ઍન્ડ સાયકૉલૉજી, અમદાવાદ]

સંવેગ એ માનવી જીવનનું એક મહત્ત્વનું પાસું છે. આ પાસું આપણા જીવન જેટલું જ જટિલ અને સંકુલ છે. તેનું વિશ્લેષણ અને સૈદ્ધાંતિક સમજૂતી આપવાના અનેક પ્રયત્નો થયા છે, પરંતુ આ સિદ્ધાંતો માત્ર સાંવેગિક જીવનની જટિલતા જ પુરવાર કરે છે.

સાંવેગિક પ્રક્રિયાને પરંપરાથી કેવળ માનસિક પ્રક્રિયા જ માનવામાં આવતી હોવાથી તેનો વૈજ્ઞાનિક અભ્યાસ આંતર્નિરીક્ષણ પદ્ધતિની મર્યાદામાં જ અટકી રહ્યો હતો. ઓગણીસમી સદીમાં પ્રાયોગિક મનોવિજ્ઞાનનો વિકાસ થયો. માનવ-વર્તનના અન્ય પાસાંની જેમ સાંવેગિક વર્તનના અભ્યાસ માટે પણ પ્રાયોગિક પદ્ધતિઓ ઘડવામાં આવી, અને આ અભ્યાસને ચાલના મળી.

સર્વસામાન્ય રીતે આપણા સાંવેગિક વર્તનનું આપણે નિરીક્ષણ કરીશું તો આપણને તેમાં બે વસ્તુઓ માલૂમ પડે છે: (૧) સંવેગ. દા. ત. ભય, ક્રોધ, એક માનસિક અનુભવ છે. (૨) એના શારીરિક પ્રત્યાઘાતો બહારથી જાણી શકાય છે. માણસ ક્રોધે ચઢ્યો હોય તો તેની આંખ લાલચોળ થાય છે, તે મૂઠી વાળે છે. એનો અવાજ વધે છે. ભયભીત માણસ ધ્રૂજે છે, ચહેરા પર આપણા સંવેગોનું પ્રતિબિંબ ઊઠે છે. આ બાહ્ય શારીરિક આવિર્ભાવનો અભ્યાસ ચાર્લ્સ ડાર્વિને કર્યો અને સિદ્ધાંત પ્રવર્તાવ્યો કે માનવની સાંવેગિક પ્રક્રિયાના બાહ્ય આવિષ્કારોમાંથી ઘણાખરા આજના માનવ-જીવનની દૃષ્ટિએ જોતાં બિનજરૂરી છે; પરંતુ આ આવિર્ભાવો માનવમાં

પ્રાણી-જીવનમાંથી ઊતરી આવ્યા છે અને પ્રાણીજીવનમાં તેઓ ઉપયુક્ત હોય છે. ક્રોધના આવિર્ભાવો પ્રાણીજીવનમાં લઢાઈ માટે ઉપયોગી છે. સક્રોધ કૂતરાનો શારીરિક આવિર્ભાવ બીજા કૂતરાને ભગાડવામાં ઉપયોગી છે, જ્યારે માનવમાં આજે આ આવિર્ભાવો પ્રાણીજીવનના શેષ તરીકે રહ્યા છે. ડાર્વિનનો આ સિદ્ધાંત સંવેગના બાહ્ય આવિર્ભાવો પુરતો જ મર્યાદિત હતો. કૅનન નામના શરીર-વિજ્ઞાનીએ સંવેગના આંતરિક આવિર્ભાવોનો અભ્યાસ કરીને તેની ઉપયોગિતા સિદ્ધ કરી.

સંવેગ વિશેનો બીજો સિદ્ધાંત: વિશ્વની પ્રથમ મનોવૈજ્ઞાનિક પ્રયોગશાળાના સંસ્થાપક વિલ્હેલ્મ વુંટે આ સિદ્ધાંત રજૂ કર્યો હતો. આ સિદ્ધાંત પ્રમાણે સંવેગ-અનુભવ એક સંમિશ્ર પ્રક્રિયા છે, જેમાં બાહ્ય સંવેદન, ઇન્દ્રિયો દ્વારા આવતાં સંવેદનો અને શરીર તેમજ આંતર સંવેદકો દ્વારા આવતાં શારીરિક સંવેદનોનું ભાવો સાથે મિશ્રણ હોય છે. પ્રત્યેક સંવેગ અનુભવને ભાવાંશ (feeling tone) હોય છે. આ ભાવાંશોનું ત્રણ દિશામાં વિશ્લેષણ કહી શકાય: (૧) સુખપ્રદતા-અસુખપ્રદતા (pleasantness-unpleasantness)-ની દિશા, (૨) ક્ષુબ્ધતા–શાંત અવસ્થા (excitement-calm)ની દિશા અને (૩) તંગતા-શિથિલતા (tension – relaxation)ની દિશા. આંતર્નિરીક્ષણ પદ્ધતિ વડે કોઈ પણ સંવેગાત્મક અનુભવ તપાસીએ તો ખબર પડે છે કે એમાં સુખપ્રદતા અથવા અસુખપ્રદતા હોય છે. તેમજ આ અનુભવ અમુક પ્રમાણમાં ક્ષુબ્ધ અથવા શાંત ગણી શકાય. માનસિક તંગતા અથવા શિથિલતા પણ એમાં વસે છે. આ લક્ષણો ઉપરાંતના સંવેગાત્મક અનુભવનાં સર્વ તત્ત્વો સાંવેદનિક હોય છે. સાંવેગાત્મક અનુભવ જોડે શરીરની આંતરિક પરિસ્થિતિમાં કેટલાક ફેરબદલ માલૂમ પડે છે, જે શરીરની તંગતા, ક્ષોભ, શાંત અવસ્થા વગેરેનાં દર્શક લક્ષણો હોય છે. પરંતુ વુંટે શારીરિક ફેરબદલ પર આટલો ભાર મૂક્યો ન હતો.

વિલિયમ જેમ્સના સંવેગના સિદ્ધાંતમાં આ તત્ત્વો ઉપર સ્પષ્ટ ભાર મૂકેલો દેખાય છે. આ સિદ્ધાંત અમેરિકામાં વિલિયમ જેમ્સે અને હૉલૅંડમાં જી. સી. લૅંગેએ એક જ અરસામાં રજૂ કર્યો હોવાથી, તે જેમ્સ–લૅંગેનો સિદ્ધાંત, આ સંયુક્ત નામે ઓળખાય છે. વિલિયમ જેમ્સના સિદ્ધાંતનું કેન્દ્ર છે 'અનુભવ'. લૅંગેએ આંતર–ઇન્દ્રિયો (visceral organs)માં થતા ફેરબદલ પર વધુ ભાર મૂક્યો છે. આ સંયુક્ત સિદ્ધાંત પ્રમાણે ભય, ક્રોધ વગેરે સંવેગ, બાહ્ય પદાર્થો, પ્રાણી અથવા પરિસ્થિતિ વગેરેને લીધે થતી શારીરિક અને માનસિક પ્રક્રિયા છે. સામાન્યતઃ આપણે માનીએ છીએ કે પ્રથમ વાઘ દેખાય છે, પછી મનમાં ભયનો આવેગ ઉત્પન્ન થાય છે અને તેના પરિણામે નાસી છૂટવું અથવા બીજી કોઈ પ્રસંગોચિત શારીરિક પ્રતિક્રિયા થાય છે. જેમ્સના મતે આ પ્રતિક્રિયાનો ક્રમ ઊલટો છે. પ્રથમ વાઘ દેખાય છે અને તેના પરિણામે શરીરમાં આંતરિક અને બાહ્ય પ્રતિક્રિયાઓ થાય છે (જેમાં નાસી છૂટવું વગેરેનો સમાવેશ થાય છે) અને આ શારીરિક પ્રતિક્રિયાનો આપણને જે શારીર અને આંતર સંવેદનાત્મક અનુભવ થાય છે તેને જ સંવેગનો અનુભવ કહે છે. નાસી છૂટવાની બાહ્ય શારીરિક પ્રતિક્રિયા હાજર હોય યા ન હોય આંતર્–ઇન્દ્રિયોની પ્રતિક્રિયા હમેશ હાજર હોય છે. સર્વસામાન્ય માન્યતાથી આ સિદ્ધાંત વિરોધી હોવાથી આ સિદ્ધાંત ઉપર ટીકાઓ ઘણી થઈ. આ ટીકા પ્રક્રિયાનું એક પરિણામ સારું નીકળ્યું. આ સિદ્ધાંતની ચકાસણી કરવા સારુ, તેમાંનું સત્ય અસત્ય પારખવા સારુ સંવેગ અનુભવના આંતરિક-શારીરિક આવિષ્કારોનો વૈજ્ઞાનિક અભ્યાસ શરૂ થયો.

કૅનન અને બાર્ડ આ બે શરીર-વિજ્ઞાનીઓએ સંવેગની શારીરિક પ્રતિક્રિયાનો મૂલગામી અભ્યાસ કર્યો. એમના અભ્યાસમાંથી નીચેની બાબતો તરી આવી: (૧) સંવેગના શારીરિક આવિષ્કારોમાં સ્વસંચાલિત મજ્જાતંત્ર મહત્ત્વનો ભાગ ભજવે છે. (૨) બાહ્ય પરિસ્થિતિનો સાંવેદનિક ખ્યાલ જે મજ્જા પ્રેરણા ઉત્પન્ન કરે છે તેમાંનો એક ભાગ મગજના કેન્દ્રસ્થળના હાયપોર્થલેમસ આ વિભાગમાં થઈને સ્વસંચાલિત મજ્જા માર્ગો દ્વારા આંતરૂઇન્દ્રિયો અને અંતસ્રાવ ગ્રંથિઓને ઉત્તેજિત કરે છે અને તે ઇન્દ્રિયોની પ્રતિક્રિયા થાય છે. બીજો વિભાગ મસ્તિક છાલ થઈને કેન્દ્રીય મજ્જાતંત્ર માર્ગે શરીરના હલનચલન સ્નાયુઓ (skeletal muscles) સુધી પહોંચે છે અને તેમાં પ્રતિક્રિયા (દા. ત. મૂઠી વાળવાની, નાસી છૂટવાની વગેરે) ઉત્પન્ન કરે છે. (૩) આંતર્ ઇન્દ્રિયોની

પ્રતિક્રિયા આ બાહ્ય શારીરિક પ્રતિક્રિયાને અનુરૂપ હોય છે. (૪) હાયપોથૅલમસનું વિચ્છેદન કરવાથી આ આંતર પ્રતિક્રિયાઓ થોડા પ્રમાણમાં અટકાવી શકાય છે, તેમજ બાહ્ય પરિસ્થિતિના સાંવેદનિક ખ્યાલના અભાવમાં પણ અંતઃસ્રાવ ગ્રંથિઓમાંની એક ગ્રંથિ (ઉપવૃક્ક ગ્રંથિ–Adrenal gland)ના સ્રાવનું શરીરમાં ઈન્જેક્શન આપવાથી સર્વ શારીરિક પ્રતિક્રિયાઓ ઉત્પન્ન કરી શકાય છે–જોકે એવી પ્રતિક્રિયાઓ સાંવેદનિક અનુભવહીન અથવા ઠંડી (cold) પ્રતિક્રિયા હોય છે.

કૅનન અને બાર્ડના સંવેગના સિદ્ધાંતની સમજૂતી માટે પ્રથમ વિલિયમ જેમ્સના સિદ્ધાંતને મજ્જાતંત્રના કાર્યમાં ફેરવવું જરૂરી છે. જેમ્સ–લૅંગેના સિદ્ધાંત પ્રમાણે મજ્જાતંત્રના કાર્યનો એક વિશિષ્ટ ક્રમ હોય છે. બાહ્ય સંવેદન ગ્રાહકો દ્વારા બાહ્ય પરિસ્થિતિ અથવા વસ્તુનો ખ્યાલ ગ્રહણ થાય છે, એટલે કે બાહ્ય સંવેદન ગ્રાહકોમાં મજ્જા-પ્રેરણા ઉત્પન્ન થાય છે. આ મજ્જા-પ્રેરણા મસ્તિષ્ક-મૂલ (Brain stem) માર્ગે સીધી હાયપોથૅલમસ અથવા થૅલૅમસમાં જાય છે. તેથી આ મજ્જાપ્રવાહ સ્વસંચાલિત મજ્જામાર્ગો તરફ વળે છે અને આંતર્ ઇન્દ્રિયો અને અંતઃસ્રાવ ગ્રંથિઓમાં ફેલાય છે, જેના પરિણામે આ આંતર્ ઇન્દ્રિયોમાં પ્રતિક્રિયાઓ થાય છે. આ આંતર્ ઇન્દ્રિયોમાં વસતા આંતર સંવેદકો આ પ્રતિક્રિયાઓનો ખ્યાલ મગજ સુધી પહોંચાડે છે. આ ખ્યાલને જ આપણે સંવેગ-અનુભવ કહીએ છીએ.

કૅનન અને બાર્ડના સિદ્ધાંત પ્રમાણે બાહ્ય સંવેદન ગ્રાહકોથી આવતી સર્વજ મજ્જા-પ્રેરણા હાયપોથૅલમસમાં સ્વસંચાલિત મજ્જામાર્ગો તરફ વળાવાતી નથી, તો એમાંનો થોડો ભાગ સીધો મગજછાલ (cortex) તરફ વળાવાય છે, જ્યાં સંવેગનો અનુભવ થાય છે. આ અનુભવમાં જેમ્સ-લૅંગેના સિદ્ધાંત પ્રમાણે આંતર ઇન્દ્રિયોથી આવતાં સંવેદનોનું પણ મિશ્રણ હોય છે.

આજે સંવેગના શારીરિક આવિર્ભાવના વિશેષ અભ્યાસ વડે ઉપલબ્ધ થતી માહિતી તપાસીએ તો જેમ્સ–લૅંગ અને કૅનન–બાર્ડ આ બન્ને સિદ્ધાંતો આંશિક જણાય છે. તો વિદ્યુત–મસ્તિષ્ક આલેખ (Electroencephatogram) દ્વારા અભ્યાસ કરતા મગજમાં થતી અનેક પ્રક્રિયાઓનો સાચો ખ્યાલ આવે છે. મજ્જા-પ્રેરણાનો મગજમાં વહેતો પ્રવાહ તેની સાથે થતી વિદ્યુત પ્રક્રિયાઓ દ્વારા તપાસી શકાય છે. આ તપાસમાં માલૂમ પડે છે કે શાંત અવસ્થા, નિદ્રિત અવસ્થા, કાર્યરત અવસ્થા વગેરેમાં મસ્તિષ્ક ક્રિયાઓનો આલેખ જુદો જુદો આવે છે. સંપૂર્ણ શાંત અવસ્થામાં આ વિદ્યુત–મસ્તિષ્ક–આલેખ નિયમિત લહરીઓ બતાવે છે. મગજમાં મજ્જા-પ્રેરણાઓ ઉદ્દીપ્ત થાય ત્યારે આ લહરીઓ અનિયમિત, મિશ્ર અને નાના કદવાળી બને છે. સર્વ પ્રકારની બૌદ્ધિક અને અન્ય ક્રિયામાં મગજ કાર્યશીલ હોય છે. આ કાર્યશીલતા (level of activation) મસ્તિષ્ક આલેખ દર્શાવે છે. સંવેગ પ્રક્રિયામાં પણ મગજ કાર્યશીલ હોય છે. હવે આ કાર્યશીલતાની ખૂબી એ છે કે જો આ કાર્યશીલતાની કક્ષા પ્રમાણમાં હોય તો શરીરની તેમજ મજ્જાસંસ્થાની સર્વ પ્રક્રિયાઓ સુગ્રથિત રહે છે. પરંતુ આ કક્ષા પ્રમાણ બહાર જાય તો કાર્યનું નિગ્રથન (disorganisation) થાય છે. તીવ્ર સંવેગ-અનુભવમાં આ કક્ષા પ્રમાણ બહાર જાય છે, જેના પરિણામે તીવ્ર સંવેદન-અનુભવમાં આપણું વર્તન બુદ્ધિનિષ્ઠ અને સુગ્રથિત હોતું નથી. સંવેગ અવસ્થામાં થતા આ વર્તન-નિગ્રથનની જાણ માનવને ઘણા શતકોથી છે, પરંતુ તેની શારીરિક સમજૂતી અત્યાર સુધી ઉપલબ્ધ ન હતી. જેમ્સ–લૅંગેના અને કૅનન–બાર્ડના સિદ્ધાંતોમાં આ નિગ્રથનની સમજૂતી મળતી નથી. જેમ્સ-લૅંગે સિદ્ધાંત સંવેગ-પ્રક્રિયામાં મગજને કોઈ સ્થાન આપતો નથી, પરંતુ આ શારીરિક સંવેગ-પ્રક્રિયાનો બોધ મગજમાં આંતર ઇન્દ્રિયો દ્વારા આવે છે. કૅનન અને બાર્ડનો સિદ્ધાંત હાયપોથૅલમસને થોડું મહત્ત્વ આપે છે, પરંતુ શારીરિક પ્રક્રિયામાં મગજને કોઈ સ્થાન નથી. વિદ્યુત મસ્તિષ્ક આલેખ ઉપરથી જણાય છે કે મગજ કાર્યશીલ થયા વગર કોઈ જ પ્રવૃત્તિ અને પ્રક્રિયા સંભવતી નથી. અને એ પ્રક્રિયાનું સુગ્રથન અથવા નિગ્રથન આ કાર્યશીલતાની કક્ષા ઉપર અવલંબે છે. આ સિદ્ધાંતને કાર્યશીલતા (activation) સિદ્ધાંત કહે છે. આ સિદ્ધાંત પણ સાંવેગિક પ્રક્રિયાની સંપૂર્ણ સમજૂતી આપે છે એમ માનવું ભૂલભરેલું છે. ખાસ કરીને આપણા આવેગો અને ભાવોના કાર્યનું ડૉ. સિગમંડ ફ્રૉઇડે જે વિશ્લેષણ આપ્યું છે–વિશેષમાં, આંતરનિરોધન અને બચાવ પ્રયુક્તિઓ તેની શારીરિક સમજૂતી હજુ મળતી નથી. અંતમાં આપણે એ માન્ય કરવું જોઇએ કે સંવેગ પ્રક્રિયાનો માનસિક અનુભવ અને તેની કેટલીક વિગતો હજુ પ્રાયોગિક તપાસ-પદ્ધતિની કક્ષા બહાર છે.

*

# રાજ્યશાસ્ત્રનું સ્વરૂપ

**અમિતા સુ. શેઠ**

[રાજ્યશાસ્ત્રનાં ટ્યૂટર, બી. ડી. કૉલેજ ફૉર લેડીઝ, અમદાવાદ]

રાજ્યશાસ્ત્ર એક સામાજિક શાસ્ત્ર છે, તેથી સામાજિક શાસ્ત્રોની જે સામાન્ય મર્યાદાઓ છે તે રાજ્યશાસ્ત્રમાં પણ દેખાય છે. દરેક સામાજિક શાસ્ત્રમાં વ્યાખ્યા કરવાનો પ્રશ્ન કૂટ બને છે. સામાજિક શાસ્ત્રની વ્યાખ્યા કરવામાં બે ભયસ્થાન રહેલાં છેઃ એક તો ભૌતિક શાસ્ત્રની માફક એક સર્વવ્યાપક વ્યાખ્યા શોધવી મુશ્કેલ છે. ભૌતિક શાસ્ત્રો નિર્જીવ પદાર્થો સાથે નિસ્બત ધરાવતાં હોઈ વ્યાખ્યા કરવાનો પ્રશ્ન પ્રમાણમાં સરળ બની જાય છે; પણ સામાજિક શાસ્ત્રોમાં મનુષ્ય પોતે જ અભ્યાસનું વસ્તુ હોઈ સર્વસામાન્ય વ્યાખ્યા કરવી કઠણ છે. બીજું, સામાજિક શાસ્ત્રો નિરંતર વિકસતાં શાસ્ત્રો છે. સમયના વ્હેણ સાથે તેનું કાર્યક્ષેત્ર બદલાવાનો સંભવ રહેલો છે. વિકસતા વિષયોમાં વ્યાખ્યા દ્વારા કાર્યપ્રદેશ મર્યાદિત કરવો ઉચિત નથી, શક્ય પણ નથી. રાજ્યશાસ્ત્રમાં પણ વ્યાખ્યા કરવાનો પ્રશ્ન અન્ય સામાજિક શાસ્ત્રો જેટલો જ, બલ્કે કંઇક અંશે, વધુ જટિલ છે. માટે, સામાજિક શાસ્ત્રોની વ્યાખ્યા અંગેની ચર્ચા કરવા કરતાં તેના સ્વરૂપ વિષે ચર્ચા કરવી વધુ ઉચિત છે.

અભ્યાસ માટેના એક વિષય તરીકે રાજ્યશાસ્ત્ર અન્ય સામાજિક શાસ્ત્ર જેટલો જ જૂનો છે. શાસનકળા, કે જેની સાથે રાજ્યશાસ્ત્ર વધુ નિસ્બત ધરાવે છે તે મનુષ્યે, આદિકાળથી જ, રાજ્યનો ઉદ્‌ભવ થયો તે પહેલાં, હસ્તગત કરી હતી. કોઈ પણ પ્રકારના શાસન-સ્વરૂપ વિના માણસ સમાજમાં વસવાટ કરી શકે નહિ. નાનામાં નાના એકમમાં પણ એક યા બીજા સ્વરૂપમાં શાસન-કળાનો અંશ વત્તા કે ઓછા પ્રમાણમાં નજરે પડ્યો છે. ગ્રીક ફિલસૂફ પ્લેટો તેમ જ ઍરિસ્ટૉટલના લખાણમાં પણ રાજ્યશાસ્ત્રના સિદ્ધાંત અંગેની ચર્ચા કરવામાં આવી છે. આપણા ભારતમાં પણ રાજધર્મ કે દંડનીતિના નામે તેનો ઉલ્લેખ થયેલો છે. રાજ્યશાસ્ત્રનાં મૂળ આમ ઘણાં ઊંડાં અને વ્યાપક રીતે પથરાયેલાં છે.

પરંતુ, રાજ્યશાસ્ત્ર વિષય અર્થશાસ્ત્ર અને નીતિશાસ્ત્ર જેટલો પ્રાચીન હોવા છતાં પણ તે બંનેના જેટલો વિકાસ રાજ્યશાસ્ત્રના અભ્યાસનો નોંધાયો નથી. ઉચ્ચ અભ્યાસના અંગ તરીકે તેનો પદ્ધતિસરનો તેમજ વૈજ્ઞાનિક ઢબનો અભ્યાસ આ સદીમાં જ શરૂ થયો એમ કહેવું યોગ્ય ઠરશે. ૧૯મી સદી પહેલાં રાજ્યશાસ્ત્રનો અભ્યાસ એક યા બીજા સમયે નીતિશાસ્ત્ર, તત્ત્વજ્ઞાન, ઇતિહાસ કે અર્થશાસ્ત્રની શાખા તરીકે થયો હતો, પણ એક સ્વતંત્ર વિષય તરીકેનું તેનું સ્થાન હમણાનું જ છે. રાજ્યશાસ્ત્રની અલ્પપ્રગતિનું આ એક કારણ છે.

રાજ્યશાસ્ત્રની ધીમી પ્રગતિનું બીજું કારણ છે, તેના અભ્યાસની આડે આવતી વિશિષ્ટ પ્રકારની સમસ્યાઓ. શરૂઆતથી જ, રાજ્યશાસ્ત્રના અભ્યાસીને આ સમસ્યાનો સામનો કરવો પડે છે. રાજ્યશાસ્ત્રના અભ્યાસમાં વાપરવામાં આવતા શબ્દો એક જ અર્થમાં દરેક જગ્યાએ વાપરવામાં 'આવતા નથી. દાખલા તરીકે, 'લોકશાહી', 'ચૂંટણી', 'સમાજવાદ', 'આયોજન' વગેરે શબ્દોનો અર્થ દરેક વ્યક્તિ પોતાની સમજ મુજબ ઘટાવી શકે છે; કોઈ પણ પરિસ્થિતિ વર્ણવવામાં આ શબ્દોનો છૂટથી ઉપયોગ થઈ શકે છે. આમ થવાથી રાજકીય પ્રશ્નોની સમજણ અટવાઈ જાય છે; વળી અર્થશાસ્ત્રના સંદર્ભમાં રાજ્યશાસ્ત્ર કંઈક ઓછો પારિભાષિક વિષય હોવાથી એક સરળ વિષય તરીકે તેને માની લેવામાં આવ્યો છે. રાજકીય પ્રશ્નોનો ઊંડો અભ્યાસ કરવાને બદલે તેનો ઉપરછલો અભ્યાસ કરવાની વૃત્તિ વધુ પડતી દેખાય છે. આજે રાજકીય પ્રશ્નોની ચર્ચા કરવા માટે, તેનાં નિરાકરણ અંગે ઉપાયો સૂચવવા માટે કોઈ ખાસ પ્રકારની લાયકાત કે વિષયના અભ્યાસનું જ્ઞાન ધરાવવું પણ જરૂરી નથી. દરેક રાજકીય પ્રશ્ન પર અનેક પ્રકારના અભિપ્રાય વ્યક્ત થવાથી તે વધુ સંકુલ બની જાય છે.

રાજ્યશાસ્ત્રનો વિષયલક્ષી અભ્યાસ પણ મુશ્કેલ છે. રાજ્યશાસ્ત્રનો વિદ્યાર્થી જે પરિસ્થિતિનો અભ્યાસ કરવા ચાહે છે, તેનું એ પોતે પરિણામ જ હોય છે. તેનું માનસ આ પરિસ્થિતિના વાતાવરણને આધારે ઘડાયેલું હોય છે. આ વાતાવરણમાં રહીને તેનું જ તે પૃથક્કરણ કરવા

ચાહે છે, પણ વાતાવરણનાં પરિબળોને ખંખેરી નાંખીને મુક્ત રીતે કોઈ પણ જાતના પૂર્વગ્રહ વિના પૃથક્કરણ કરવું સહેલું નથી પડતું. આમ રાજ્યશાસ્ત્રના અભ્યાસમાં સ્વલક્ષી અભિગમ આવ્યા વગર રહેતો જ નથી. આ ઉપરાંત મનુષ્ય પોતે જ રાજ્યશાસ્ત્રનું કથાવસ્તુ છે. આ મનુષ્ય ક્યારે, કેવી રીતે વર્તશે તે અંગે કોઈ ચોક્કસ આગાહી કરી શકાતી નથી. એના બહુરૂપી વ્યક્તિત્વનું કયું પાસું કયા સમયે વર્ચસ્વ ધરાવશે તે અંગે ચોક્કસ અનુમાન બાંધી શકાતાં નથી. મોટા ભાગની પરિસ્થિતિઓ પરત્વે એના પ્રત્યાઘાતો મહદ્ અંશે અણધાર્યા હોય છે. મનુષ્યના વર્તન અંગે પ્રવર્તતી આ બિનચોક્કસાઇને લીધે રાજ્યશાસ્ત્રમાં બિન-ચોક્કસાઇનું પ્રમાણ વધુ રહેલું છે. આ જ કારણને લીધે રાજ્યશાસ્ત્રમાં સર્વસામાન્ય નિયમો તારવવા પણ મુશ્કેલ બને છે.

રાજ્યશાસ્ત્ર વધુ વાસ્તવિક વિજ્ઞાન હોવાને લીધે પણ નિયમો તારવવા મુશ્કેલ બને છે. તેનાં મૂળભૂત વિધાનો અને પાયાની માન્યતા બદલાતી રહે છે. માનવસમાજ નિરંતર ફેરફારને પાત્ર છે. ક્રિયા અને પ્રક્રિયાનો વહેવાર તેમાં સદા ચાલતો રહે છે. દરેક સમાજને તેનાં મૂલ્યો હોય છે. પણ આ મૂલ્યો સ્થિર અને સર્વસ્વીકૃત રહેતાં નથી. જે મૂલ્યોને આજે સ્વતઃસિદ્ધ ગણવામાં આવ્યાં હોય, તેનો બીજી પેઢી અસ્વીકાર કરે છે. યુગ બદલાતાં, સમાજનાં મૂલ્યો પણ બદલાય છે; અને મૂલ્યો બદલાતાં પાયાની માન્યતાઓ અને વિધાનો પણ ફેરવાય છે. માટે ભૌતિકશાસ્ત્રની માફક સર્વસામાન્ય અને અંતિમ નિર્ણયો તારવવા મુશ્કેલ બને છે. રાજ્યશાસ્ત્રની પ્રકૃતિ પરત્વે પ્રોફેસર હૅરલ્ડ લૅસ્કી લખે છે:

"We deal with tendencies; we can predict upon the basis of experience. But our predictions are limited by the necessity of recognizing that the facts are not within our control. We can influence and attempt and hope; the certainty and precision of the chemist, or even the physiologist, can never be ours."

રાજ્યશાસ્ત્રના અભ્યાસના કોઈ પણ પાસાં પરત્વે ચોક્કસ નિયમો તારવવા અશક્ય હોઈ તેનો અભ્યાસ નિરર્થક નથી બની જતો. બલ્કે, દરેક સામાજિક શાસ્ત્રની તો તે પ્રકૃતિ જ છે. સામાજિક વિદ્યાઓ મનુષ્યના વ્યક્તિત્વના એક યા બીજા પાસાંનો વિશિષ્ટ અભ્યાસ હોઈ બિનચોક્કસાઇનું પ્રમાણ તો રહેવાનું જ. કોઇકમાં તે વધુ રહેલું જણાય છે તો કોઈકમાં ઓછું રહેલું છે. પણ રાજ્યશાસ્ત્રમાં એનું પ્રમાણ કંઈક અંશે વધુ છે. છતાં પણ રાજ્યશાસ્ત્રનો અભ્યાસ મનુષ્યને જુદીજુદી દૃષ્ટિથી ઉપયોગી છે. રાજ્યશાસ્ત્ર સમાજમાં ચાલતી રાજકીય પ્રવૃત્તિ સાથે વધુ નિસ્બત ધરાવે છે. માનવજાતનો રાજકીય ઇતિહાસ એ એના અભ્યાસનું કાર્યક્ષેત્ર છે. આ ઇતિહાસનો અભ્યાસ કરી તેને આધારે પ્રવર્તમાન રાજકીય પ્રવાહો કેવો આકાર ધારણ કરશે તેનું નિર્દેશન રાજ્યશાસ્ત્ર કરે છે; હાલની પરિસ્થિતિ કેવો વળાંક લેશે તેનું તે અનુમાન કરે છે; અમુક પ્રકારની પરિસ્થિતિમાં અમુક પગલાં ભરવાથી શું પરિણામ આવશે તેની શક્યતાઓ તે દર્શાવે છે. રાજકીય પ્રશ્નનું નિરાકરણ લાવવા કેવાં પગલાં ભરવાં તેનું માર્ગદર્શન પણ રાજ્યશાસ્ત્ર આપે છે. ઇતિહાસના ક્રમ પરત્વે ધ્યાન ખેંચીને, પ્રવર્તમાન પરિસ્થિતિમાં રહેલાં ભયસ્થાનો તરફ તે આંગળી ચીંધે છે, તથા એની પ્રત્યે સજાગ રહેવાની ચેતવણી આપે છે. વળી દરેક રાજકીય સમસ્યાને તેના યોગ્ય ઐતિહાસિક અને સામાજિક સંદર્ભમાં મૂકી તે રીતે તેનું નિરાકરણ લાવવાનાં સૂચનો તે કરે છે.

વધુ અગત્યનું તો, રાજ્યશાસ્ત્રનો અભ્યાસ વ્યક્તિને પોતાને રાજકીય બાબતો પર નિર્ણય કેમ લેવો તેની કેળવણી આપે છે. પોતાનું વ્યક્તિગત માનસ વધુ સ્પષ્ટ રીતે સમજી શકવામાં મદદરૂપ થાય છે. પોતે એકને બદલે બીજી રાજકીય વિચારસરણી શા માટે ધરાવે છે તેનાં કારણો આપવામાં વ્યક્તિ શક્તિમાન થાય છે. બે રાજકીય પક્ષની ફિલસૂફી કઈ છે, એની વચ્ચે શો તફાવત છે, બેમાંથી વધુ ઉચિત કઈ છે એ સારી રીતે વ્યક્તિ સમજી શકે છે. આમ રાજકીય પ્રશ્નોનો અભ્યાસ વ્યક્તિને તેની દૃઢ માન્યતાઓ વિષે ભાન કરાવે છે અને એની બુદ્ધિની તીવ્રતા વધારે છે, વિચારશક્તિ સ્પષ્ટ કરે છે અને વધુ કેળવે છે. ટૂંકમાં, દરેક વ્યક્તિને સક્રિય અને સાચો નાગરિક બનવામાં રાજ્યશાસ્ત્રનો અભ્યાસ મદદરૂપ નીવડે છે.

રાજ્યશાસ્ત્રનો અભ્યાસ ફક્ત વ્યક્તિના જ વિકાસમાં નહિ, પણ સમાજની પ્રગતિ કરવામાં પણ પૂરક અને

છે. સામાજિક અને સામુહિક જીવન કેટલું સંકુલ છે. તેનું તે ભાન કરાવે છે. માનવસ્વભાવની બે બાજુઓ–સારી અને નરસી–એ બન્નેને ધ્યાનમાં રાખીને આ સંકુલતાઓ દૂર કરવા માટે રાજ્યશાસ્ત્ર આપણને સહિષ્ણુતા અને સમાધાનનો પાઠ શીખવે છે. સહિષ્ણુતા એટલે બીજાના વિચારો અને અભિપ્રાયને સાંભળવાની તેમ જ તેને યોગ્ય સ્થાન આપવાની વૃત્તિ. સમાધાન એટલે સગવડ ખાતર સિદ્ધાંતનો ત્યાગ નહિ, પણ વ્યવસ્થિત જીવન જીવવા માટે કરવી પડતી અનિવાર્ય બાંધછોડ. મનુષ્ય એ સામાજિક પ્રાણી છે. સમાજ વિના તે જીવી શકતો નથી. સારા ય સમાજને અનુકૂળ એવો રાહ અપનાવવા માટે, તેને સમાધાન તેમ જ સહિષ્ણુતાનો પાઠ શીખવો જ પડે છે. સહિષ્ણુતા એ રાજકારણનું લક્ષણ છે, જ્યારે સમાધાન એ એનું સારતત્ત્વ છે. બન્ને એકબીજાનાં પૂરક બળો છે.

રાજ્યશાસ્ત્રના અભ્યાસમાં રાજ્ય આગવું સ્થાન ભોગવે છે; બલ્કે, રાજ્ય અંગેનું વિજ્ઞાન તે રાજ્યશાસ્ત્ર, એવી એની એક વ્યાખ્યા આપવામાં આવી છે. માટે રાજ્યના સ્વરૂપની તથા તેના ઉદ્‌ભવ અંગેના ઐતિહાસિક ચિતારની ટૂંકી નોંધ લેવી એ પણ યોગ્ય ઠરશે.

રાજ્યનો ઉદ્‌ભવ ક્યારે થયો, કેવી રીતે થયો, તે અંગેની ચોક્કસ માહિતી સાંપડતી નથી. એટલે આ બાબતમાં જે કાંઈ કહેવામાં આવ્યું છે તે મોટે ભાગે તર્ક કે અટકળનું પરિણામ છે. છતાં એક વાત નિર્વિવાદ છે કે રાજ્યનો વિકાસ ક્રમિક થયો છે. આધુનિક રાજ્ય તેની આ કક્ષાએ પહોંચ્યું તે પહેલાં અનેક પ્રકારના સામાજિક એકમોના તબક્કામાંથી પસાર થયું હતું. તેનો પહેલો તબક્કો કુટુંબ હશે એમ સહેલાઈથી માનવામાં આવે છે. રાજ્યના ઉદ્‌ભવની શરૂઆત અંગેનું એ પ્રથમ પગથિયું ગણવામાં આવે છે. સરકારનાં અને રાજ્યનાં જે મૂળભૂત તત્ત્વો છે તે કુટુંબમાં નજરે પડે છે. મૅકીવર લખે છે:

"In the family, the primary social unit, there are always present the curbs and controls that constitute the essence of government.........which is the continuation by the more inclusive society of a process of regulation that is already highly developed within the family. The same necessities that create the family create also regulation. ......Here is government in miniature, and already government of a quite elaborate character."

આવાં ઘણાં કુટુંબો ભેગાં મળીને જાતિ રચે છે. જાતિ એ આ વિકાસનું બીજું પગથિયું છે. કુટુંબની માફક જાતિ પણ લોહીના સંબંધના પાયા પર રચાયેલી હોય છે. લોહીનો સંબંધ નહિ ધરાવતી આવી અનેક જાતિઓએ ભેગા મળીને નિશ્ચિત પ્રદેશમાં વસવાટ શરૂ કર્યો ત્યારે ટોળીનો ઉદ્‌ભવ થયો. સામાજિક એકમના આ પ્રકારનું મુખ્ય લક્ષણ આખી ટોળીને સ્વીકૃત એવી એક વ્યક્તિની નેતાગીરી હતું. જુદીજુદી વ્યક્તિઓની નેતાગીરી નીચે આવી અનેક ટોળીઓ અસ્તિત્વમાં આવી. આ ટોળીમાં નેતાનો શબ્દ તે કાયદો હતો. સરકાર તેનામાં જ સમાઈ જતી. ટોળીની બધી જ પ્રવૃત્તિનું મધ્યબિન્દુ તેમ જ પ્રેરણાબળ પણ તે જ હતો. સર્વોપરી સત્તાનું કેન્દ્ર પણ તેનામાં જ રહેલું હતું. નેતાગીરીની સાથે આમ અમર્યાદિત સત્તાનો ખ્યાલ ઊભો થયો. વ્યક્તિની શારીરિક તાકાત નેતા થવા માટેની તેની લાયકાત ન હતી. પણ, જે વ્યક્તિ ટોળીની સલામતી અંગેની ઝંખના સંતોષી શકતી તેની પસંદગી નેતા તરીકે થતી. કોઈક ટોળીમાં નેતાપદ વારસાગત હતું, તો કોઈકમાં નેતાની સર્વાનુમતે પસંદગી કરવામાં આવતી. ટોળીના વિકાસમાં મિલ્કત અને સંરક્ષણ આ બે પરિબળોએ અગત્યનો ભાગ ભજવ્યો છે. રાજ્યના વિકાસમાં પણ આ જ બે અગત્યનાં પરિબળો રહ્યાં છે. મનુષ્યે નિશ્ચિત પ્રદેશમાં વસવાટ શરૂ કરતાં રખડુ જીવનનો અંત આવ્યો, પણ તે સાથે જ સ્થાયી જીવનના પ્રશ્નો ઉદ્‌ભવ્યા. આમ ઘણી જાતિઓએ અમુક પ્રદેશમાં સ્થાયી વસવાટ કરતાં, તેની સાથે જ સામુહિક જીવનની શરૂઆત થઈ. સામુહિક જીવનના પ્રશ્નો વ્યક્તિગત જીવન કરતાં જુદા પ્રકારના હોઈ, તેના નિરાકરણ અંગે પણ એક અમર્યાદિત સત્તાની જરૂરિયાત જણાઈ આવી. આ અંગેની સત્તા ટુકડીના નેતાને સ્વાભાવિક રીતે આપવામાં આવી. આ અર્થમાં પણ નેતા સર્વસત્તાનું કેન્દ્ર બન્યો. આમ રાજ્યના વિકાસમાં નેતાગીરીનો ફાળો અગત્યનો રહ્યો છે એ જોઈ શકાશે.

સ્થાયી વસવાટને લીધે મિલ્કત અને સંરક્ષણના પ્રશ્નોએ સૌથી વધુ અગત્યતા ધારણ કરી. સૅાલ્ટોના મત મુજબ રાજ્યનો ઉદ્ભવ મિલ્કતને જ આભારી છે. આ સંબંધમાં તે લખે છે,

"It may be said, in fact, that property created the State. An attack on property was more than a private affair; it was an undermining of the whole social and political system, an offence against the established order."

શરૂઆતમાં આ મિલ્કત જમીનના સ્વરૂપમાં હતી. પછીથી એના અનેક પ્રકારો વધ્યા. મિલ્કત અંગે પ્રત્યેક વ્યક્તિના હક્કની જાળવણી કરી શકે, અર્થાત્ મિલ્કતનું સંરક્ષણ કરવા અંગે પણ એક મધ્યવર્તી સત્તાની જરૂરિયાત જણાઈ. મિલ્કતના પાયા પર રચાયેલી નવી સામાજિક અને રાજકીય વ્યવસ્થાનો ઉદ્ભવ થયો. આ વ્યવસ્થાને સમતોલ રાખવાનું કાર્ય એક મધ્યવર્તી સત્તાને સોંપવામાં આવ્યું. આમ જણાય છે કે મિલ્કતનું સંરક્ષણ કરવા અને તેમાંથી ઊભા થતા પ્રશ્નની પતાવટ કરવા સાથે રાજ્યનો વિકાસ સંકળાયેલો છે.

સંરક્ષણનો—જીવન સંરક્ષણનો—પણ રાજ્યના વિકાસમાં નાનોસૂનો ફાળો નથી. બીજી ટોળીઓના હુમલાથી બચવા માટે, જે વ્યક્તિએ રક્ષણ આપ્યું તેની નેતાગીરી ટોળીએ સ્વીકારી. બીજા શબ્દોમાં કહીએ તો કમજોરે, જીવનટકાવી રાખવા માટે બળવાનનું આધિપત્ય સ્વીકાર્યું. આ જ હેતુથી ઘણા પ્રાથમિક સમાજોમાં લશ્કરી વ્યવસ્થાતંત્ર ઊભું થયું. આ લશ્કરી વ્યવસ્થાતંત્રનો ઉપયોગ બીજા હેતુ અર્થે પણ કરવામાં આવ્યો. પ્રાદેશિક વિસ્તારની ભૂખ સંતોષવા તેમજ આર્થિક સાધનોની તંગી પડતાં તેની પ્રાપ્તિ માટે, એક જૂથે બીજા જૂથ પર હુમલો કરી બીજા પર વર્ચસ્વ સ્થાપ્યું; જ્યારે વિજયી જૂથે હારેલા જૂથનો નાશ કરવાને બદલે તેના પર પોતાનું વર્ચસ્વ લાધ્યું અને તેના પર શાસનનો પ્રારંભ કર્યો, ત્યારે રાજ્યનો ઉદ્ભવ થયો. બીજા પર આ આધિપત્ય—આર્થિક કે રાજકીય—જમાવવાની વૃત્તિ મનુષ્યના સ્વભાવના મૂળમાં જ રહેલી છે. રાજ્યના વિકાસમાં બળ કેટલો ભાગ ભજવે છે તેનો આ વૃત્તિ પરથી ખ્યાલ આવે છે. આમ મિલ્કત, સંરક્ષણ, નેતૃત્વ અને યુદ્ધકળા એ રાજ્ય-વિકાસનાં અગત્યનાં પરિબળો રહ્યાં છે.

પ્રાચીન યુગમાં એક જ સમયે દુનિયાના જુદા જુદા ભાગમાં અલગ અલગ પ્રકારનાં રાજ્યો અસ્તિત્વમાં આવ્યાં. મનુષ્યની જાણમાં હોય તેવાં રાજ્યોનો ઉદય સૌ પ્રથમ નદીઓની સમૃદ્ધ અને પ્રસિદ્ધ ખીણમાં થયો. નાઈલ, સિન્ધુ, યુફ્રેટિસ—ટાઈગ્રીસ તેમ જ હોઆન્ગ-હો નદીઓના કિનારે આ રાજ્યો ફૂલ્યાંફાલ્યાં. મહદ્ અંશે આ બધાં સામ્રાજ્યોમાં રાજાશાહી પ્રકારની શાસન-વ્યવસ્થા હતી. રાજાની સત્તા તેની લશ્કરી તાકાત પર રહેતી. લશ્કરી તાકાત ઘટતાં બીજી બળવાન વ્યક્તિનું શાસન સ્થપાતું. લશ્કરી તાકાત અને સત્તા પર રચાયેલાં આ રાજ્યોમાં રાજકીય સ્થિરતા ઘણી ઓછી હતી.

આવા સામ્રાજ્યના અંતે એશિયામાં પ્રાચ્ય સામ્રાજ્યનો (Oriental Empire) ઉદ્ભવ થયો. રાજ્યશાસ્ત્રના અભ્યાસની દૃષ્ટિએ આ સામ્રાજ્યમાં નોંધપાત્ર એવી રાજકીય સંસ્થાઓનો વિકાસ થયો ન હતો. વિસ્તારમાં ખૂબ વિશાળ એવાં આ સામ્રાજ્યો યુદ્ધખોર અને ક્રૂર હતાં. મધ્યવર્તી સરકારનો ઉદય થયો, પણ તે ઘણી શક્તિશાળી હતી અને તેનું શાસન આપખુદ હતું. શાસકની સર્વ શક્તિ સામ્રાજ્યના જુદા જુદા ભાગો પર દેખરેખ રાખવામાં ખર્ચાઈ જતી, એટલે સ્વાભાવિક રીતે રાજકીય, સામાજિક કે સાંસ્કૃતિક વિકાસમાં એનો ફાળો નજીવો હતો. યુરોપના ગતિશીલ પરિબળો આગળ આ સામ્રાજ્યો ટકી શકયાં નહિ.

એશિયામાં જે સમયે પ્રાચ્ય સામ્રાજ્યનો ઉદય થયો તે સમયે પ્રાચીન યુરોપમાં દરિયાઈ રાજ્યો (Maritime States) ઉદ્ભવ્યાં. વિસ્તારની દૃષ્ટિએ નાનાં, સમુદ્રના બારામાં આખું રાજ્ય સમાઈ જાય તેવાં, આ દરિયાઈ રાજ્યોનો ઉદ્ભવ વેપાર અને વાણિજ્યમાંથી થયો. ભૂમધ્ય સમુદ્રમાં તેમ જ તેને કિનારે ક્રીટ, મીનીઓન, ટ્રૅાય, ફિનિશિયન વગેરે દરિયાઈ સામ્રાજ્યો અસ્તિત્વમાં આવ્યાં. આજુબાજુના પ્રદેશોને પોતાના સામ્રાજ્યમાં જોડી દઈને નહિ, પણ દૂર દૂર સમુદ્ર ઓળંગીને વેપારી કોઠીઓ અથવા સંસ્થાનો સ્થાપીને તેમનો વિસ્તાર વધારવામાં આવ્યો. દરિયાઈ વેપારમાં એમની સર્વ સમૃદ્ધિ અને સંપત્તિ રહેલી. આ સામ્રાજ્યોનાં શહેરો, દુનિયાના જુદા જુદા ભાગમાંથી આવતા લોકો માટેનું મુલાકાત-સ્થાન હતાં. માલસામાનની જ નહિ પણ વિચારોની પણ આપલે

અહીં થતી. ચપળ અને સાહસિક એવી આ પ્રજાઓ સંસ્કૃતિની વાહક હતી; પણ વેપાર પર એની સર્વ તાકાત રહેલી, તેથી વેપારનો નાશ થતાં આવાં સામ્રાજ્યો નાશ પામ્યાં.

દરિયાઈ રાજ્યોનો નાશ થતાં યુરોપમાં ગ્રીસના પ્રદેશમાં એકબીજાથી સ્વતંત્ર તેવાં અનેક નગર-રાજ્યો અસ્તિત્વમાં આવ્યાં. નાની નાની ટેકરીઓની વચમાં વસેલાં નગર-રાજ્યોના મુક્ત વાતાવરણમાં ગ્રીક પ્રજાએ મૌલિક રાજકીય વિચારધારા ખીલવી. વ્યવસ્થિત નાગરિકજીવનની હવે શરૂઆત થઈ, અને આ જીવનના પ્રશ્નોનો ગ્રીક પ્રજાએ ગંભીરપણે વિચાર કરવા માંડ્યો. આપણા અભ્યાસક્ષેત્રમાં અગ્રેસર તરીકેનું માન ગ્રીક પ્રજાને ફાળે જાય છે. કુદરતી સંરક્ષણને લીધે ગ્રીક નગર-રાજ્યો પ્રમાણમાં બહારની જાતિઓના હુમલાથી મુક્ત રહ્યાં; તેથી નાગરિક જીવનને સમૃદ્ધ બનાવવા પાછળ તેમણે પોતાનાં સર્વ સમય અને શક્તિ કેન્દ્રિત કર્યાં. વ્યક્તિ, રાજ્ય અને સમાજ વચ્ચેના સંબંધો અંગેની તાત્ત્વિક ચર્ચા એમણે કરી. નગરરાજ્યોના નાગરિક તરીકે (ગુલામો તથા પરદેશીઓને નાગરિક ગણવામાં આવતા નહિ) દરેક વ્યક્તિએ રાજ્યવહીવટમાં ભાગ લેવો એ તેની ફરજ ગણાતી. ઓછી વસ્તી અને નાના વિસ્તારને લીધે આ કાર્ય સહેલાઈથી થઈ શકતું. નગર-રાજ્યના દરેક પ્રશ્નની ચર્ચા ખુલ્લી સભામાં થતી, જ્યાં દરેક નાગરિક ભાગ લઈ શકતો. પ્રત્યક્ષ લોકશાહીનો સફળ અખતરો આ પ્રજાએ કર્યો. પણ ગ્રીક ફિલસૂફો રાજ્ય અને સમાજ વચ્ચેનો ભેદ ન સમજી શક્યા. તેમના મત મુજબ રાજ્ય એ જ સમાજ હતો. વ્યક્તિનો વિકાસ રાજ્યમાં જ થઈ શકે. નાગરિક માટે સારું જીવન શું છે તેનો ફક્ત નિર્દેશ જ નહિ, પણ વ્યક્તિ માટે 'સારું જીવન' કરવાનું કાર્ય ફક્ત રાજ્ય જ કરી શકે એવી એમની માન્યતા હતી. રાજ્ય અને બીજી સંસ્થાઓ વચ્ચેના ભેદ ગ્રીક પ્રજા સમજી શકી નહિ. તેમની રાજકીય વિચારધારાનો આ એક નોંધપાત્ર દોષ છે. ગ્રીક પ્રજાનો પ્રત્યક્ષ લોકશાહીનો અખતરો લાંબો સમય ટકી શક્યો નહિ. ગ્રીસનાં નગરરાજ્યો સ્વતંત્ર હતાં, પણ તેમનામાં એકતાની ભાવના ન હતી. ચોથી અને પાંચમી સદી દરમ્યાન મેસીડોનિયામાંથી આવતા હુમલા સામે આ રાજ્યો ટકી શક્યાં નહિ.

ગ્રીસનાં નગર-રાજ્યોની માફક જ ઇટાલીમાં રોમના નગરરાજ્યનો ઉદ્ભવ થયો. આપખુદ શાસકોની સત્તાનો અંત લાવી રોમવાસીઓએ પ્રજાસત્તાકની સ્થાપના કરી. નગર-રાજ્યનો વહીવટ ચલાવવામાં દરેક નાગરિકે ભાગ લેવો જોઈએ એવી રોમની પણ વિચારસરણી હતી. પણ ગ્રીસની માફક રોમમાં લોકશાહીનો વિકાસ ન થઈ શક્યો. નગરનું સંચાલન કરવા રોમના નાગરિકોની બનેલી સેનેટ તેમજ સભા, વખત જતાં તેના શક્તિશાળી નેતાઓના હાથમાં રમકડું થઈ પડી. સેનેટ ફક્ત લોકશાહીના દેખાવ પૂરતી જ રહી. ખરી સત્તા સરમુખત્યાર સમાન નેતાઓના હાથમાં કેન્દ્રિત થઈ ગઈ. આ સરમુખત્યારોએ તેમની પ્રાદેશિક વિસ્તારની ભૂખ સંતોષવા રોમની સત્તા વધારવા માંડી ને રોમના નગર-રાજ્યનું રોમન સામ્રાજ્યમાં રૂપાંતર થયું.

નગર-રાજ્ય કરતાં સામ્રાજ્યના પાટનગર તરીકેનો રોમનો ફાળો વધારે અગત્યનો હતો. વિશાળ સામ્રાજ્યનું શાસન સુદૃઢ ચાલે એ માટે એમણે એક મધ્યવર્તી, મજબૂત સરકાર રચી હતી. સામ્રાજ્યની એકતા ટકાવી રાખવા, ગ્રીસથી વિરુદ્ધ રોમે જિતાયેલા દેશોની પ્રજાને રોમનું નાગરિકત્વ બક્ષ્યું. રોમની સત્તાને આંચ ન આવે એ રીતે સામ્રાજ્યના જુદા જુદા ભાગોની પ્રજાને, તેમના સ્થાનિક રીત-રિવાજ પાળવાની છૂટ આપી. તેમજ રોમના પ્રતિનિધિ તરીકે પ્રાંતો પર વહીવટ ચલાવવા માટે સ્થાનિક અમલદારોની જ નિમણૂક કરી. સમગ્ર સામ્રાજ્યને લાગુ પડતી એક કાનૂની પદ્ધતિ–રોમન કાનૂની પદ્ધતિ–અપનાવીને કાનૂની સર્વોપરિતાનો ખ્યાલ આપ્યો. સાથે સાથે આ સામ્રાજ્યવાદી પદ્ધતિની ખામીઓ પણ ઘણી હતી કે જેને લીધે છેવટે તેનો અંત આવ્યો. સામ્રાજ્યના પછીના ભાગમાં શાસકોની આપખુદી અને બેજવાબદારીને લીધે સામ્રાજ્યના પ્રાંતો પર દેખરેખ રાખી શકાઈ નહિ. વહીવટીતંત્ર શિથિલ બનતું ગયું. આટલા મોટા વિશાળ સામ્રાજ્યને ટકાવી રાખવા માટે લશ્કરના નિભાવ અંગેનો ખર્ચો પણ વધ્યો; પણ તે સાથે તેને સુવ્યવસ્થિત કરવાની યોજના હાથ ન ધરાતાં સામ્રાજ્ય ભાંગી પડ્યું. શાસકોની નબળાઇનો લાભ લઈ ઘણા પ્રાંતોના શાસકોએ રોમની સત્તાને અવગણીને સ્વતંત્ર રાજ્યો સ્થાપ્યાં.

મધ્યયુગ દરમ્યાન, રોમન સામ્રાજ્યના નાશ બાદ, યુરોપ આખું નાના વિભાગોમાં એવું તો વહેંચાઈ ગયું કે એને રાજ્ય કહેવું પણ મુશ્કેલ બની ગયું. અંધાધૂંધી અને અરાજકતાની પરિસ્થિતિ આખા યુરોપમાં વ્યાપી ગઈ. રાજ્યે અત્યાર સુધીમાં જેટલી પ્રગતિ કરી હતી તે સર્વે ભૂંસાઈ ગઈ. આ પરિસ્થિતિ વિષે લખતાં મૅકીવર કહે છે, "...Once more, the state had to be rebuilt within a primitive society." રાજ્યની આમ પુનઃરચના શરૂ થઈ. અંધાધૂંધીમાં મુકાઈ ગયેલા યુરોપમાં ફક્ત એક જ નક્કર હકીકત કે પરિબળ રહ્યું હતું–જમીન; અને આ પરિબળના પાયા પર રાજ્યની આખી પુનઃરચના શરૂ થઈ. રોમન સામ્રાજ્યના જુદા જુદા પ્રાંતો પરના સૂબાઓએ રોમની સત્તાથી અલગ એવી સત્તાઓ પોતાના પ્રદેશમાં સ્થાપી; અથવા સામ્રાજ્યની સેવા બજાવવાના બદલામાં રોમન અમલદારોને જે જમીન આપવામાં આવી હતી તેના પર તેમણે નાની નાની ઠકરાતો સ્થાપી. યુરોપમાં આવી અનેક ઠકરાતો સ્થપાઇ. બહારથી ચાલુ આવતા જંગલી પ્રજાઓના હુમલાઓથી બચવા માટે આ અમલદારો–સામંતો–નું રક્ષણ લોકોએ સ્વીકાર્યું ને તેના બદલામાં સામંતને પોતાની વ્યક્તિગત વફાદારી અર્પી. સામંતોએ બહારની જાતિના હુમલાથી બચવા માટે પોતાની જાગીરની આસપાસ કિલ્લેબંધી શરૂ કરી; લશ્કરો રાખવા માંડ્યાં. લશ્કર તેમજ તેમના કુટુંબના નિભાવ માટે સામંતો પાસે વિશાળ જમીન હતી. આ જમીનોમાંથી થોડીક પોતાને માટે રાખીને બાકીની જમીન તેઓ કયાં તો ગણોતિયાને આપતા અથવા બીજા નાના સામંતોને આપતા. ગણોતિયાને તેમની જમીનની ઉપજનો અમુક ભાગ જાગીરદારને આપવો પડતો, તે ઉપરાંત જાગીરદારની જમીન પર પણ કામ કરવા જવું પડતું. તેમની પાસેથી વફાદારીના સોગંદ લેવડાવવામાં આવતા અને જરૂર પડે ત્યારે જાગીરદાર વતી લડવા જવા માટે તેઓ બંધાયેલા હતા. ગણોતિયાઓ આમ સામંતના વફાદાર સેવકો હતા.

અરસપરસ સંરક્ષણ અને સહાયના સંબંધ પર રચાયેલી આ પ્રથા સામંતશાહી તરીકે ઓળખાવા લાગી. એના મૂળમાં જમીનની માલિકી હતી. જમીનદાર અને તેને સંપૂર્ણ આધીન, એમ બે વર્ગ સમાજમાં ઊભા થયા. રાજ્ય આ નવા સમાજમાં વિલીન થઈ ગયું હતું. સામાન્ય પ્રજા રાજ્યના આદેશને નહિ, પણ આ જમીનના માલિકને આધીન રહેતી. જેમજેમ આ પ્રથા વધુ સ્થિર બનતી ગઈ તેમતેમ દરેક સામંત તેના પોતાના પ્રદેશમાં દરેક બાબતમાં સર્વસત્તાધીશ બનતો ગયો. જમીન પરની માલિકી બધા જ હક્કોનું અને સત્તાનું મૂળ બની. પ્રાદેશિક સાર્વભૌમત્વનો (territorial sovereignty) ખ્યાલ આ રીતે ઉદ્દ્ભવ્યો.

મધ્યયુગ દરમ્યાન રાજ્યના વિકાસ સાથે ગાઢ રીતે સંકળાયેલી સંસ્થા કૅથલિક ચર્ચ–Catholic Church–હતી. રોમન સામ્રાજ્યના પતન બાદ યુરોપના જુદા જુદા ભાગોને સાંકળનાર એક કડી હતી, તે રોમન કૅથોલિક ચર્ચ. યુરોપને એક ધર્મ બક્ષીને તેણે સામ્રાજ્યની રહીસહી એકતા ટકાવી રાખવાનો પ્રયત્ન કર્યો. રાજ્યવહીવટમાં ચર્ચે ભાગ લેવાનું શરૂ કરતાં બે સંસ્થાઓ વચ્ચે સર્વોપરી સત્તા મેળવવા માટેનું ઘર્ષણ ચાલ્યું. આ ઘર્ષણ ઘણો લાંબો સમય ચાલ્યું અને મધ્યયુગના અંતે તેમાંથી રાજ્ય વિજયી નીવડયું. લૌકિક બાબતોમાં રાજ્યની અને આધ્યાત્મિક બાબતોમાં ચર્ચની સત્તા સર્વોપરી ગણવામાં આવી. રાજ્યોની એકતા ટકાવી રાખનાર ધાર્મિક બળ મધ્યયુગના અંતે બિનઅસરકારક નીવડયું, પણ તેની જગ્યાએ નવા પરિબળે આકાર ધારણ કર્યો–આ હતું રાષ્ટ્રીયતાનું પરિબળ. સમાન હિત, ભાષા, જીવન-પદ્ધતિ ધરાવતા જૂથોમાં એક શાસકના સંચાલન નીચે રહેવાથી રાષ્ટ્રીયતાની ભાવના જન્મી, કે જેને લીધે આધુનિક સાર્વભૌમ રાજ્યનો ઉદય થયો. સામંતશાહી વ્યવસ્થાતંત્રની જગ્યાએ ધીમેધીમે આધુનિક રાજ્ય આવ્યું, જેમાં રાજા પ્રજાજનો ઉપર અબાધિત સત્તા ભોગવતો. સામંતશાહી નબળી પડતાં રાજાની સર્વોપરી સત્તાનો અનિવાર્ય સ્વીકાર કરવો પડ્યો. યુરોપમાં ૧૫મી, ૧૬મી સદીમાં આપખુદ રાજાશાહીનો ભવ્ય વિકાસ થયો. પણ વખત જતાં આ આપખુદ રાજાશાહીની જગ્યાએ પ્રજાકીય સાર્વભૌમત્વ પર રચાયેલાં લોકશાહી રાજ્યો આવ્યાં. ૧૯મી સદીમાં પ્રતિનિધિત્વવાળી સંસ્થાઓ લોકશાહી રાજ્યોમાં અસ્તિત્વમાં આવી. આ સંસ્થાઓ અત્યારે સર્વોચ્ચ સત્તાનું કેન્દ્ર છે.

પ્રાચ્ય સામ્રાજ્યના ઉદયથી આધુનિક રાજ્ય સુધીનો ક્રમિક વિકાસ આપણે અહીં સુધી જોયો. હવે, રાજ્યના

હેતુ શા હોવા જોઈએ અને તેમાં પણ ફેરફાર કેવો થતો આવ્યો છે, તે વિષે થોડો વિચાર કરીશું. રાજ્યે કેવાં પ્રકારનાં કાર્યો હાથ ધરવાં જોઈએ તે અંગેના અભિપ્રાયો દરેક યુગમાં તેમજ દરેક સમાજમાં જુદા રહ્યા છે. દરેક સમાજે તેની પોતાની અનોખી વિચારસરણી મુજબ આ અભિપ્રાયો વ્યક્ત કર્યા છે અને અમલી બનાવ્યા છે.

રાજ્યની પ્રકૃતિ, તેનાં કાર્યો તેમજ તેના હેતુઓ અંગેની પ્રથમ પદ્ધતિસરની ચર્ચા કરવાનું માન બે ગ્રીક ફિલસૂફો–પ્લેટો અને ઍરિસ્ટૉટલને ફાળે જાય છે. ગ્રીક ફિલસૂફીમાં રાજ્ય અને સમાજ બન્નેને એક જ ગણવામાં આવ્યા છે અને આ બાબત પર જ ભાર મૂકીને આ બન્ને તત્ત્વવેત્તાઓએ રાજ્યનાં કાર્યો અંગેની ચર્ચા કરી. ગ્રીક વિચારસરણી મુજબ રાજ્ય એ સાધન નથી, પણ સાધ્ય છે. મનુષ્ય એ સામાજિક તેમજ રાજકીય પ્રાણી છે. તેથી સમાજ કે રાજ્યમાં રહેવું એ જ એને માટે સ્વાભાવિક છે. રાજ્યથી અલગ મનુષ્યના જીવનનો ખ્યાલ કરવો નિરર્થક છે. મનુષ્યનું અસ્તિત્વ રાજ્યને જ આભારી છે. સમાજની સ્થાપના પહેલાં મનુષ્ય 'પ્રાકૃતિક અવસ્થા'માં રહેતો હતો; પણ આ અવસ્થામાં તેનું સમગ્ર જીવન ભયમાં મુકાયેલું હતું, અને ચોતરફ વાતાવરણ બિનસલામતીભર્યું હતું. પાછળથી સમજુ માનવોએ અંદર અંદર ભેગા મળીને સામાજિક કરાર કર્યો અને વ્યવસ્થિત સમાજની સ્થાપના કરી. આમ સમાજ કૃત્રિમ છે એ વાતનો ગ્રીક વિચારસરણી સ્વીકાર કરે છે, પણ સાથે એટલા જ ભારપૂર્વક કહે છે કે સમાજ મનુષ્યની સલામતી માટેની ઝંખના પૂરી પાડે છે માટે તે વધુ અગત્યનો છે. સમાજમાં રહેવાથી મનુષ્યનું અસ્તિત્વ જ નહિ પણ તેના વ્યક્તિત્વનો વિકાસ પણ શક્ય બને છે. સમાજ અથવા રાજ્ય એ જ મનુષ્યનું સંપૂર્ણ વ્યક્તિત્વ છે. રાજ્યથી અનોખું મનુષ્યનું વ્યક્તિત્વ કે અસ્તિત્વ સંભવી શકે નહિ. રાજ્યે ચીંધેલા માર્ગ ઉપર જ મનુષ્યનો સર્વાંગી વિકાસ શક્ય બને છે. સાચા નાગરિક બનવા માટેની ખરી કેળવણી આપવાને પણ શક્તિમાન સંસ્થા એક માત્ર રાજ્ય છે. આમ મનુષ્ય માટે સારું જીવન શું, તેના માટે ઉત્તમ કેળવણી કઈ વગેરેનો નિર્દેશ કરવાનો માત્ર અધિકાર જ રાજ્ય ભોગવે છે એમ નથી, પણ સાથેસાથે તેમ કરવાને શક્તિમાન એવી એક માત્ર સંસ્થા પણ રાજ્ય જ છે.

૧૯મી સદીમાં જર્મન ફિલસૂફ હેગલે અને અંગ્રેજ ફિલસૂફ બૉસાન્કવેટે રાજ્ય અંગેની આ ગ્રીક ફિલસૂફોની આદર્શલક્ષી વિચારસરણી વધુ વિકસાવી. બૉસાન્કવેટે ભારપૂર્વક રજૂ કર્યું કે રાજ્યનું કોઈ નિશ્ચિત કાર્ય નથી. રાજ્ય પોતે જ સર્વોચ્ચ સમાજ છે. વ્યક્તિનું વ્યવસ્થિત જીવન આ સર્વોચ્ચ સમાજમાં જ શક્ય બને છે. રાજ્યનું અસ્તિત્વ એ જ એનું કાર્ય અને સમર્થન છે. હેગલે લખ્યું કે રાજ્ય મનુષ્યના વ્યક્તિત્વનું સર્જક છે. રાજ્યના સભ્ય તરીકે જ મનુષ્ય સ્વાતંત્ર્યનો ખરો આનંદ માણી શકે છે. રાજ્યમાં જ મનુષ્યનો સ્વાતંત્ર્ય અંગેનો ખ્યાલ મૂર્ત સ્વરૂપ ધારણ કરે છે. રાજ્ય વિષે વધુ વિવેચન કરતાં હેગલ જણાવે છે કે રાજ્યને પોતાનું આગવું વ્યક્તિત્વ તેમજ સર્વસામાન્ય ઇચ્છા છે. પણ આ વ્યક્તિત્વ કે સર્વસામાન્ય ઇચ્છા રાજ્યમાં રહેલા મનુષ્યોની ઇચ્છાનો ફક્ત સરવાળો નથી. રાજ્યની સર્વસામાન્ય ઇચ્છા મનુષ્યની ઇચ્છા કરતાં જુદી છે. મનુષ્યનું વ્યક્તિત્વ તેમજ ઇચ્છા રાજ્યની સર્વસામાન્ય ઇચ્છા અને વ્યક્તિત્વમાં વિલીન થઈ જાય છે અથવા સમાઈ જાય છે. તેથી રાજ્યની સર્વસામાન્ય ઇચ્છાની અભિવ્યક્તિ એ જ મનુષ્યની ઇચ્છાની અભિવ્યક્તિ છે. તેમાં જ મનુષ્યનો વિકાસ સાધવાનો માર્ગ રહેલો છે. તેથી, સ્વાભાવિક રીતે, સર્વસામાન્ય ઇચ્છાને અસરકારક બનાવવા માટે રાજ્ય જે કાંઈ કાર્યો હાથ ધરે તેમાં મનુષ્યોનો વિરોધ હોઈ શકે નહિ તેમજ રાજ્યનાં હાથ ધરેલાં કાર્યો બેશક ખરાં જ હોઈ શકે.

રાજ્યના વ્યક્તિત્વ વિષે હેગલ કહે છે કે રાજ્યને તેનું આગવું વ્યક્તિત્વ હોઈ તે અમુક હક્કો ભોગવે છે. રાજ્યના હક્કો આગળ વ્યક્તિના હક્કો નિરર્થક બની જાય છે. ખરું જોતાં, ગ્રીક વિચારસરણી કે હેગલના મત મુજબ મનુષ્ય જન્મસિદ્ધ કે ખરા હક્ક ભોગવતો જ નથી; કારણ કે સમાજ પહેલાંની કુદરતી અવસ્થામાં મનુષ્ય કોઈ હક્ક ભોગવતો નહોતો, એટલે તે જન્મસિદ્ધ હક્ક અંગેનો દાવો રજૂ કરી શકે નહિ. સમાજના અથવા રાજ્યના સભ્ય તરીકે, રાજ્યે નક્કી કરેલાં સાધ્યો પૂરાં પાડવાના અનુસંધાનમાં જ મનુષ્ય જે કાંઈ હક્કો હોય તે ભોગવે છે. એટલે કે મનુષ્યના હક્કો રાજ્યને આધીન

છે. રાજ્ય બક્ષે તેટલા જ હક્ક વ્યક્તિને મળે. સ્વાભાવિક રીતે, રાજ્યના હક્કો સાથે ઘર્ષણમાં આવતા હક્કો કોઈ વ્યક્તિ ભોગવી શકે જ નહિ. ટૂંકમાં, રાજ્ય સર્વશક્તિમાન સંસ્થા છે. તેના આદેશોનું નૈતિક કે સૈદ્ધાન્તિક દૃષ્ટિએ ઉલ્લંઘન શકય જ નથી; મનુષ્યની કોઈ પણ બાબતમાં રાજ્ય દખલગીરી કરવાની સત્તા ભોગવી શકે છે.

રાજ્યનાં કાર્યો અંગેની આ આદર્શલક્ષી વિચારસરણીથી તદ્દન વિરુદ્ધ બીજા છેડા પર, ૧૯મી સદીની શરૂઆતમાં જેમ્સ મિલ અને જેરેમી બેન્થમે વ્યક્તિત્વવાદી કે ઉપયોગીતાવાદી વિચારસરણી વિકસાવી. ૧૯મી સદીની મધ્યમાં જૉન સ્ટુઅર્ટ મિલે On Liberty અને Representative Government નામના પોતાના બે સુંદર વિવેચનાત્મક નિબંધોમાં વ્યક્તિત્વવાદની વિચારસરણીની વ્યવસ્થિત રજૂઆત અને હિમાયત કરી. માનવસુખાકારીના સંદર્ભમાં, રાજ્યનાં કાર્યની ચર્ચા મિલની વિચારસરણીમાં પ્રતિબિંબિત થઈ છે. રાજ્યના દરેક કાર્યનો અંતિમ હેતુ માનવ-સુખની વૃદ્ધિ કરવાનો છે. આદર્શલક્ષી વિચારસરણીથી વિરુદ્ધની બાજુ લઈને મિલ કહે છે કે દરેક વ્યક્તિ તેનું સુખ શેમાં રહેલું છે તે પોતે જાણે છે. વ્યક્તિના સુખ અંગેનો નિર્દેશ કરવાનું કાર્ય રાજ્યનું નથી; રાજ્યનું કાર્ય ફક્ત તે સુખની આડે આવતા અંતરાયો અને અવરોધો દૂર કરવાનું છે. રાજ્યનું અસ્તિત્વ, આમ માનવસુખમાં વૃદ્ધિ કરવા માટે જ છે. બીજું કોઈ કાર્ય તેને કરવાનું હોતું નથી. રાજ્ય અને તેનું વ્યક્તિત્વ દર્શાવતી સરકાર બન્ને અનિવાર્ય અનિષ્ટો છે. કાયદો અને વ્યવસ્થા જાળવીને રાજ્ય માનવસુખાકારી વધારવા પ્રયત્ન કરે છે. એટલે કે રાજ્યનું કાર્ય ફક્ત સમાજમાં વ્યવસ્થા જાળવવાનું છે.

મિલના મત અનુસાર, મનુષ્યનું હિત અને શ્રેય સ્વાતંત્ર્યના વાતાવરણમાં જ સાધી શકાય છે. એટલે રાજ્ય, વ્યક્તિના જીવનમાં ઓછામાં ઓછી દખલગીરી કરીને, બીજી તરફ વ્યક્તિને પોતાને વધુમાંવધુ વાણી, વિચાર તેમજ વર્તનસ્વાતંત્ર્ય બક્ષીને વધારેમાં વધારે મનુષ્યોનું મહદ્ સુખ સાધી શકશે. દરેક વ્યક્તિ અંગત અભિપ્રાય ધરાવી શકે છે, અને એ અભિપ્રાય મુજબ જીવન જીવવાનો તેમજ વર્તવાનો તેને હક્ક છે, એ બાબત પર મિલ ખૂબ ભાર મૂકે છે. રાજ્યનાંથી (એટલે કે સરકારથી) વિરુદ્ધ એવાં મંતવ્યો કોઈ વ્યક્તિ ધરાવી શકે છે. એને દબાવી દેવામાં નહિ, પણ એના તરફ સહિષ્ણુતા દાખવવામાં જ રાજ્ય માનવજાતને વધુમાં વધુ લાભ કરી શકે છે. મિલ વિચારસ્વાતંત્ર્ય અને વાણીસ્વાતંત્ર્ય કરતાં વર્તનસ્વાતંત્ર્ય (freedom of conduct) પર વધુ ભાર મૂકે છે. વર્તનસ્વાતંત્ર્ય વ્યક્તિગત તેમજ સામાજિક પ્રગતિનું મહત્ત્વનું અંગ છે. સમાજને નહિ સ્પર્શતી દરેક બાબતમાં વ્યક્તિને વર્તનસ્વાતંત્ર્ય હોવું જોઈએ એવો દાવો મિલ કરે છે. અપવાદ એટલો કે, જો કોઈ વ્યક્તિના વર્તનથી સમાજના બીજા સભ્યોની સુખાકારીને હાનિ પહોંચતી હોય તો તેવી વ્યક્તિના વર્તન ઉપર અંકુશ મૂકવાની સત્તા રાજ્યને હોવી ઘટે. બાકી, સર્વસામાન્યપણે તો રાજ્ય ઘણી નજીવી સત્તા ભોગવે એ વસ્તુ જ મિલની વિચારસરણી દ્વારા સ્પષ્ટ થાય છે.

મિલે રજૂ કરેલા આવા વ્યક્તિસ્વાતંત્ર્યના સિદ્ધાંતની રાજકીય ક્ષેત્રમાં તો ખૂબ જ અગત્ય હતી. પણ આર્થિક ક્ષેત્રમાં એ સિદ્ધાંતના અમલથી ઘણાં ભયાનક પરિણામો આવ્યાં. અર્થશાસ્ત્રમાં અનિયંત્રણવાદ અથવા સ્વૈરપદ્ધતિનો (laissez faire) ઉદય થયો. વ્યક્તિત્વવાદના સિદ્ધાંતને અનુસરીને, મિલ તેમજ બેન્થમના અનુગામીઓએ આર્થિક ક્ષેત્રમાં પણ રાજ્યની દખલગીરી નકારી કાઢી. પરિણામે શોષણ, અન્યાય, અસમાનતાનાં અનિષ્ટો ઊભાં થયાં. આવાં અનિષ્ટો દૂર કરવાના આશયથી ૧૯મી સદીના પાછલા વર્ષોમાં સમાજવાદી વિચારસરણી અસ્તિત્વમાં આવી. વ્યક્તિની વિચારશક્તિ કચડી નાંખવાની રાજ્યની સત્તા પ્રત્યે સમાજવાદીઓએ વહેમની દૃષ્ટિ રાખી; પણ સામાજિક અસમાનતા તેમજ આર્થિક ક્ષેત્રમાં પ્રવર્તતાં બીજાં અનેક અનિષ્ટો દૂર કરવા સારુ રાજ્ય સત્તા ધરાવે તેને સમાજવાદીઓએ આવકારી, એટલું જ નહીં પણ આ કાર્ય પાર પાડવાનું રાજ્ય એક જરૂરી સાધન હોઈ તેનો યોગ્ય ઉપયોગ કરવો એ રાજ્યની નૈતિક ફરજ છે એમ પણ સમાજવાદીઓએ માન્યું.

રાજ્યનાં કાર્ય અંગેની બીજી એક વિચારસરણી સામ્યવાદી છે. વ્યક્તિત્વવાદના પ્રતિકાર રૂપે સમાજવાદી વિચારસરણી રજૂ થઈ. તેનાથી એક ડગલું વધુ આગળ સામ્યવાદી વિચારસરણી રજૂ થઈ. આ બન્ને વિચારસરણીઓ રાજકીય કરતાં વધુ અંશે આર્થિક છે. સમા-

જવાદીઓ વ્યક્તિના મૂળભૂત હક્કોને માન્ય કરે છે. રાજ્યની સત્તા આ હક્કોને છીનવી ન શકે, જ્યારે સામ્યવાદી વિચારસરણી વ્યક્તિના મૂળભૂત હક્ક પર, તેમાં પણ ખાસ કરીને ખાનગી મિલ્કત ધરાવવાના હક્ક પર, સખત પ્રહાર કરે છે. રાજ્યનાં કાર્ય અંગે સામ્યવાદીઓ એક જ દૃષ્ટિકોણથી ચર્ચા કરે છે. મૂડીવાદી પ્રથાની અંદર મજૂરોનું થતું શોષણ અટકાવવું એ વસ્તુ પર સામ્યવાદીઓએ ભાર મૂક્યો. ખાનગી મિલ્કત ધરાવવાનો હક્ક રાખ્યાથી એક જ વર્ગના હાથમાં–મૂડીદાર વર્ગના હાથમાં–સર્વ સત્તા કેન્દ્રિત થઈ જાય છે. મજૂર વર્ગ તેની આજીવિકા માટે આ મૂડીદાર વર્ગની દયા પર જીવે છે, અને તેનો લાભ ઉઠાવી મૂડીદાર વર્ગ મજૂર વર્ગનું બને તેટલું શોષણ કરે છે. શોષણનું, અન્યાય તેમજ અસમાનતાનું સર્વ મૂળ ખાનગી મિલ્કત ધરાવવાનો આવો હક્ક, તે છે. માટે સામ્યવાદી વિચારસરણી મુજબ રાજ્યનું કાર્ય આવી ખાનગી મિલ્કતની સંસ્થા નાબૂદ કરવાનું છે. ઉત્પાદનનાં બધાં જ સાધનોની માલિકી રાજ્યની હોવી જોઇએ; રાજ્ય એ જ મૂડીદાર, માલિક, જમીનદાર જે કહો તે સર્વસ્વ છે; સમાજનું આખું આર્થિક જીવન રાજ્યના અંકુશ હેઠળ છે; ટૂંકમાં, સામ્યવાદી વિચારસરણી મુજબ, પ્રથમ તબક્કામાં, દરેક ક્ષેત્રમાં આખરી અને અંતિમ સત્તા રાજ્ય પાસે હોય છે. રાજ્યથી સર્વોચ્ચ કોઈ સત્તા હોતી નથી; દરેક વ્યક્તિ પરની રાજ્યની તાબેદારી સંપૂર્ણ હોય છે.

આધુનિક યુગમાં રાજ્યશાસ્ત્રને શક્તિ અંગેનું વિજ્ઞાન ગણીને તેનો અભ્યાસ કરવામાં આવ્યો છે. આમ તો પ્રારંભથી જ શક્તિનો ખ્યાલ–concept of power–રાજ્યશાસ્ત્રનો મધ્યવર્તી વિચાર રહ્યો છે. ઇતિહાસમાં કેટલાક સમ્રાટોએ–જેવા કે નેપોલિયન, લૂઈ ૧૪મો વગેરે–રાજ્યનો મુખ્ય હેતુ શક્તિનો સંચય કરવાનો ગણ્યો હતો. એ વખતે શક્તિનો અર્થ ફક્ત શારીરિક કે લશ્કરી તાકાત કરવામાં આવતો પણ આધુનિક સમયમાં શક્તિ એટલે ફક્ત શારીરિક કે લશ્કરી તાકાત નથી. શક્તિને અનુલક્ષીને પ્રો. રૉબસને રાજ્યશાસ્ત્રની વ્યાખ્યા આ પ્રમાણે આપી છે:

It is with power in society that political science is primarily concerned — its nature, basis, processes, scope and results. Power in this context must not be identified merely with coercive force. The moral basis of power and the influence of ideas over men loom large in the philosophy and psychology of Politics.

શક્તિનો અર્થ અહીં શારિરીક બળ નથી કરવામાં આવતો. સામાજિક શાસ્ત્રોમાં શક્તિનો ખ્યાલ સાંદર્ભિક છે. આ શક્તિ સામાજિક સંબંધોના તાણાવાણા સાથે વણાયેલી છે. તેનાથી અલગ સ્વતંત્ર હસ્તિ ધરાવતી શક્તિ નથી. શક્તિનો અમલ અવકાશમાં કે શૂન્યાવસ્થામાં નથી થતો. સમાજમાં રહેતી વ્યક્તિ–વ્યક્તિ સાથેના સંબંધમાં આ શક્તિ સંબંધિત એવી રહેલી છે. સમાજ તેનું ઉગમસ્થાન છે ને તેમાં જ તેનો અમલ થાય છે. આર. એચ. ટૉનીના મત મુજબ શક્તિ એટલે કોઈ એક વ્યક્તિ કે વ્યક્તિના જૂથની અન્ય વ્યક્તિ કે જૂથના વર્તનમાં ઇચ્છિત ફેરફાર કરવાની તાકાત. શક્તિના આ અર્થમાં દરેક જગ્યાએ શક્તિ મેળવવાના પ્રયત્નો થતા આવ્યા છે.

વ્યક્તિ કે વ્યક્તિનું જૂથ કેટલી શક્તિ ભોગવશે તેનો આધાર સમાજ અને જૂથ રચનાર વ્યક્તિ પર રહેલો છે. સમાજનાં ઘણાં મૂલ્યો હોય છે. આ મૂલ્યોની અસર શક્તિ પર પડે છે. સમાજે જે મૂલ્યો અપનાવ્યાં હોય તેની અવગણના શક્તિ કરી શકતી નથી. નૈતિક ધોરણો, રીતરિવાજ વગેરેને માન આપીને શક્તિને ચાલવું પડે છે. શક્તિ પરની તે મર્યાદા છે; તેથી જ શક્તિ ટકી રહે છે. જે ક્ષણે તે આ મર્યાદા ઓળંગવાનો પ્રયાસ કરે છે તે ક્ષણથી તેના પાયા નબળા પડવા લાગે છે. મૂલ્યોની અવગણના કરતી શક્તિ લાંબો વખત ટકી રહેતી નથી; માનવસમાજ તેને સાંખી પણ લેતો નથી, તેના હુકમોની તે અવગણના કરે છે. સમાજે અપનાવેલી અને સ્વીકારેલી કાર્યવાહી પ્રમાણે જ્યાં સુધી રાજ્યની શક્તિ વર્તે છે ત્યાં સુધી બધી જ પ્રજા તેને આધીન રહેવા તૈયાર થાય છે. બીજી રીતે કહીએ તો પ્રજાની આજ્ઞાપાલનની તૈયારી એ શક્તિનું માપ છે. આમ સમાજની સંમતિ—સ્પષ્ટ અથવા સૂચિત—વિના રાજ્યની શક્તિ અસરકારક બની શકતી નથી. સમાજે સ્વીકારેલા રાહ

પર જ તેને ચાલવું પડે છે; તો જ તે અસરકારક બની શકે છે. પ્રજાની સંમતિ મળ્યા બાદ શકિત સમાજમાં અધિકારના રૂપે કામ કરે છે. પછી, અધિકારના રૂપમાં તે જે કાંઈ હુકમ કરે છે અને કાયદો ઘડે છે તેમાં પ્રજાની સંમતિ હોય છે.

રાજ્યશાસ્ત્રના સ્વરૂપ વિષેની સંપૂર્ણ ચર્ચા કરવાનો પ્રયત્ન અહીં કર્યો નથી, પણ તેનાં કેટલાંક અગત્યનાં પાસાંઓનું સંક્ષેપમાં વિવેચન કરવાનો પ્રયાસ કર્યો છે. આટલા પ્રયાસ પરથી પણ ખ્યાલ આવી શકશે કે રાજ્યશાસ્ત્રનું સ્વરૂપ કેવું વિવિધતાભર્યું અને અટપટું છે તથા એનો અભ્યાસ કરવાના ફાયદા કેવા કેવા છે. આપણે પ્રારંભમાં જોઈ ગયા કે રાજ્યશાસ્ત્રનો અભ્યાસ નિરર્થક નથી. રાજ્યશાસ્ત્રના અભ્યાસથી નાગરિકની વિચારશકિત કેળવાય છે તેમજ સરવાળે તો વિચારની સેવા થઈ શકે છે, સાચા અને સક્રિય નાગરિક તરીકેની કેળવણી પ્રાપ્ત થઈ શકે છે. પ્રોફેસર હૅરલ્ડ લૅસ્કીએ એમના "A Grammar of Politics"માં રજૂ કરેલા વિચારોને નીચે ટાંકીને આ લેખ પૂરો કરું છું:

"Citizenship means the contribution of our instructed judgement to the public good. It may lead us to support the State, but it may lead also to oppose it. The will of the State is only my will in so far as I freely lend my judgement to its enforcement. I make my own obligations from scrutiny of its demands, or they are not, in any real sense, obligations at all. My support must be freely given, for obviously, if I am penalised in weighing right and wrong, I become sooner or later, a merely vacant recepient of decisions and lose the qualities which make me distinctively a person. I am a part of the State but I am not one with it. An adequate theory of social organisation must always begin by recognising that the individual is finite. If he is a member of the herd, he is also outside it and passing judgement upon its actions."

**Books for Reference**


1 An Introduction to Politics–R. H. Soltau
2 An Introduction to Politics–Dorothy Pickles
3 Elements of Modern Politics–F. G. Wilson
4 The Modern State–R. M. MacIver
5 The Web of Government–R. M. MacIver
6 Political Theory–G. C. Field
7 The University Teaching of Social Sciences–Political Science–W. A. Robson
8 Modern Political Theory–C. E. M. Joad


*

# વ્યક્તિનું વિશેષત્વ, માનવ-વ્યક્તિત્વ


**ચંદ્રભાઈ ભટ્ટ**

[સમાજવિદ્યાઓના અભ્યાસી અને લેખક]


"પણ તું છે કોણ?" એવો સવાલ માનવીને, નર ને નારીને, પુછાતો હતો ત્યારે હજુ ગઈ કાલ સુધીનો આ સવાલનો જવાબ હતો કે હું બ્રાહ્મણ કે ક્ષત્રિય, વૈશ્ય કે શુદ્ર છું, હું જૈન છું, વૈષ્ણવ કે મુસલમાન છું, અને હું ગુજરાતી કે બંગાળી, અંગ્રેજી કે ઉર્દૂ, કાળું... ગોરું કે ઘઉંવરણું, માનવ-વ્યક્તિરૂપ છું, એવાં એવાં અનેક વિશેષણોની પરિચયમાળાના મણકા જૂના જમાનામાં ટપકયા કરતા. એ ય જમાનો ગયો. માનવીની સંસ્થાઓનો વધારે ને વધારે પરિચય થતો ગયો. માનવીની અવરજવર અને મિલન, સંમેલનના અંતરાયો લોપાતા

'તો ભગવાનનું શું?' પશ્ચાત માનવદશાનો આ શબ્દ પણ કેવો, માનવ-અવતારના સર્વદેશીય, એવા સમાજ-વ્યક્તિત્વ સમયે નિરર્થક બની જાય છે! ગૌતમે કે સોલોને, કે કનફ્યુશિયસે, કે મહમ્મદે, આવા સવાલની બાલીશતાનો જવાબ બાળવાર્તાના રૂપમાં આપી દઈને, માનવોની અબુધ દશાને એક કદમ આગળ લઈ જવાની, જહેમત ઉઠાવ્યા કરી હતી, અને ત્યાર પછી, જેનો આ સૌએ જીવનભર ઇન્કાર કર્યા કર્યો હતો તેવી અબુધતા આ સૌને ભગવાન બનાવી દઈને આ સૌ પર જાણે વેર વાળતી આ મહામાનવોને ગળી જવા મથતી હતી. પણ ત્યાર પછી એવા અનેક સૈકાઓની સીમા ઉપરથી ઊતરી જતા પહેલાં, નૂતન માનવના, સર્વદેશીય એવા સમાન વ્યક્તિત્વના માનવ અવતારની આગાહી આપતો હોય તેવો, ગાંધીમાનવ, પોતાના જીવતરના ધર્મજાતનીરપેક્ષ એવા મૂલ્યનો અનાહત શબ્દ રચીને કહેતો હતો, 'I recognise no God, except the God that is to be found in the hearts of the dumb millions, And I worship the God that is Truth, through the service of these millions.'

વિશ્વ ઇતિહાસના સીમાડા પર ઊભા રહેલા આ ગાંધી માનવે, એ રીતે, ધર્મ જાત નિરપેક્ષ એવા વિશ્વમાનવ સમાજના માનવવ્યક્તિત્વના નૂતન અવતારને 'સત્ય' કહીને પરખાવ્યું અને આ સત્યના, ધર્મ જાત નિરપેક્ષ એવા સર્વમાનવ, સમાન એવા બંધુભાવના માનવમૂલ્યને અહિંસા કહીને અંજલિ દીધી. વિશ્વમાનવસમાજના, માનવવ્યક્તિત્વના, વ્યક્તિત્વમૂલ્યને, એણે જે અંજલિ દીધી તેની સમયપળ, સમયની ક્ષણ કરતાં વધારે વિશાળ એવી ગાંધીજિંદગીની બની ગઈ. ગાંધીજીવતર જેવી આ સામાજિક પળવિપળે, શુભ-અશુભ કે ઇષ્ટ, અનિષ્ટ વચ્ચેના ભેદનો નિષેધ કરનારા 'નિહિલિસ્ટ' ચિંતનને પડકાર્યું, તથા પળવિપળ બનેલી આ જિંદગીએ શબ્દ અને અર્થની સપ્રમાણતાનું માનવમૂલ્યમાં સ્થાપન કર્યું. ત્યારે મૂલ્યનો કોઈ અર્થ નથી, એમ કહીને, અર્થનું કોઈ મૂલ્ય નથી એમ પ્રતિપાદન કરવા મથતા, 'સરવાઈવલ, ઑફ ધી ફિટેસ્ટ'ના પશુરાહને, માનવસમાજ પર લાદી રાખવાનો પ્રયત્ન કરનારા, શાહીવાદી સમાજને પડકારીને, અનિષ્ટ સામેના અખંડ પ્રતિકારનું માનવકાર્ય ધારણ કરીને, નૈતિક નિરધારને, પળવિપળ સમી જિંદગીની આખરી પળ સુધી ગાંધીવ્યક્તિત્વે ધારણ કરી રાખ્યો.

આ આખરી પળ ઉપર ચડીને, એણે જે માનવમૂલ્યને પકડી રાખ્યું હતું, તેવું માનવમૂલ્ય વ્યક્તિમાત્રનું વિશેષત્વ હતું. વ્યક્તિત્વનું આ વિશેષત્વ ધર્મજાતનિરપેક્ષ એવું માનવ-વર્તનશીલનું વિશ્વમાનવગત બનવા માંડેલું, સૌનું સમાન અધિકારપદવાળું જગતજનનું લોકમૂલ્ય હતું.

આ માનવમૂલ્યને ધારણ કરીને અથવા ધારણ કરનારાં માનવ-જીવનવ્યવહારનાં, સામાજિક શાસ્ત્રો, સાચી રીતે શાસ્ત્રીય અથવા વૈજ્ઞાનિક બનવા માંડવાનો આરંભ કરતાં હતાં. પહેલી વાર સામાજિક શાસ્ત્ર કહેવાતું માનવ-સમાજશાસ્ત્ર, માનવરૂપની ધર્મજાતનિરપેક્ષતાને ધારણ કરવાની મથામણ કરતું હતું. એ નહીં તો બીજી કઈ રીતે, માનવસમાજશાસ્ત્ર માનવ-વર્તનવ્યવહારના વિજ્ઞાનને ધારણ કરી શકે? આજ સુધી અપંગ બનેલું, વર્ગસંકુચિત રહેલું, અબુધ રહેલું, વિતંડાવાદમાં રાચ્યા કરતું અને માનવીના વર્તનવ્યવહારને, આખા હાથીને નહીં દેખી શકનાર, એવા અને તેના એક કે બીજા અંગને આખો હાથી માનનાર એવા, પેલી વાર્તામાંના અંધજનોની નજર દાખવતું જૂનું સમાજશાસ્ત્ર આ નૂતન દૃષ્ટિ વડે વૈજ્ઞાનિક નૂતનતા પ્રાપ્ત કરતું હતું.

*

# માનસિક થકાવટ (Neurasthenia)

ભારતી ચં. શાહ
[માનસશાસ્ત્રનાં અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

માનસિક થકાવટને મજ્જાગ્લાનિ પણ કહેવામાં આવે છે. મજ્જાગ્લાનિ એ શારીરિક રોગ છે. Myerson –માયર્સનના મંતવ્ય અનુસાર દરેક વ્યક્તિ એક યા બીજા પ્રકારે મજ્જાગ્લાનિ અનુભવે છે. જે વ્યક્તિઓ મજ્જાગ્લાનિ અનુભવે છે તેના બે પ્રકાર છે: (૧) સામાન્ય કે જેઓ સંજોગાવશાત્ કોઈક વખત અનુભવે છે. (૨) દર્દીઓ કે જે હમેશાં દર્દની ફરિયાદ કરે છે. મજ્જાગ્લાનિ તે મનઃજનિત સ્નાયુરોગનો પ્રકાર છે.

જ્યારે વ્યક્તિ પોતાની પરિસ્થિતિને અનુકૂળ થવામાં નિષ્ફળતા અનુભવે છે અને પરંપરાગત આ નિષ્ફળતા એક યા બીજા પ્રકારે ચાલુ રહે છે ત્યારે તે લઘુતાગ્રંથિ અનુભવે છે. લઘુતાગ્રંથિ ઉપસ્થિત થતાં આવેગિક સંઘર્ષ ઉપસ્થિત થાય છે, એટલે કે તેઓ એકાએક આવેગ અનુભવે છે અને પોતાના આવેગને અનુરૂપ વર્તન દાખવી શકતાં નથી, પોતાના આવેગને અનુકૂળ થઈ શકતા નથી. પોતાની જાત પ્રત્યે અશક્તિનો ભાવ અનુભવે છે, પોતે કાંઈ પણ કાર્ય કરતા માટે અશક્ત છે તેવો ભાવ અનુભવે છે. વ્યક્તિ પોતે પોતાની દૃષ્ટિમાં હીન દેખાય છે અને તેથી એક યા બીજા પ્રકારે કોઈ પણ પ્રકારની માનસિક માંદગી અનુભવે છે, અને તેવી જ રીતે વ્યક્તિ મજ્જાગ્લાનિ પણ અનુભવે છે.

આધુનિક માનસશાસ્ત્રીઓના મત મુજબ મજ્જાગ્લાનિ અને (Anxiety state) ચિંતાની અવસ્થા એક જ પ્રકારના રોગ ગણાવા જોઈએ, કારણ કે બંને પ્રકારના રોગોનું પ્રબળ ચિહ્ન થાક છે. Beard આ બંને રોગોને જુદા ગણે છે, કારણ કે ચિંતામાં વ્યક્તિને સામાન્ય થાક લાગે છે, જ્યારે મજ્જાગ્લાનિમાં વ્યક્તિને સખત થાક લાગે છે. શક્તિ કરતાં વધુ કાર્ય કરવાથી વ્યક્તિના મજ્જાતંતુઓ નબળા થઈ જાય છે અને તેથી વ્યક્તિ સખત થાક અનુભવે છે. બીજા કેટલાક માનસશાસ્ત્રીઓ આ માન્યતા સ્વીકારતા નથી. તેઓના મત પ્રમાણે આવેગોની ઉપસ્થિતિથી વ્યક્તિ પોતાના સંજોગોને અનુકૂળ બની શકતી નથી અને તેથી મજ્જાગ્લાનિ અનુભવે છે.

મજ્જાગ્લાનિનાં ચિહ્નો—Symptoms of Neurasthenia:

(૧) થાક (Fatigue)

દર્દીને સખત થાક લાગે છે, પરંતુ થાકનું કારણ દર્દી સમજી શકતો નથી. તેનો થાક સામાન્ય માનવીના થાક કરતાં જુદા પ્રકારનો હોય છે. સામાન્ય માન્યતા પ્રમાણે રાત્રે નિંદ્રા લીધા પછી સવારે વ્યક્તિ જાગે ત્યારે થાક લાગવો જોઈએ નહીં. આ દર્દ અનુભવતા દર્દીઓને સવારે નિંદ્રામાંથી જાગૃત થતાં જ થાક લાગે છે. તેઓને રાત કરતાં સવારે વધુ થાક લાગે છે. સવારની જાગૃત-અવસ્થાથી રાત્રે નિંદ્રા-અવસ્થામાં જાય ત્યાં સુધી તેઓ થાક અનુભવે છે. તેમનો થાક સામાન્ય માનવીના થાક કરતાં જુદા પ્રકારનો હોય છે.

(૧) મજ્જાગ્લાનિ અનુભવતા દર્દીઓનો થાક કોઈ કાર્ય પછીનો ન હોતાં કાર્ય શરૂ કરતાં પહેલાંનો હોય છે. સામાન્ય માનવીનો થાક કોઈ કાર્ય પૂર્ણ થયા પછીનો હોય છે.

(૨) મજ્જાગ્લાનિ અનુભવતા દર્દીઓના થાકનું કારણ મનનું હોય છે, જ્યારે સામાન્ય માનવીના થાકનું કારણ શારીરિક અને માનસિક હોય છે.

(૩) મજ્જાગ્લાનિ અનુભવતા દર્દીઓનો થાક કલાકોના આરામ બાદ પણ ઓછો થતો નથી, જ્યારે સામાન્ય માનવી આરામ પછી પોતાના થાકમાંથી મુક્તિ મેળવી શકે છે.

(૪) મજ્જાગ્લાનિ અનુભવતા દર્દીઓનો થાક પોતાની પસંદગી ઉપર આધાર રાખે છે. સામાન્ય માનવીમાં થાક માટે પસંદગી હોતી નથી. દા. ત. મજ્જાગ્લાનિ અનુભવતા દર્દીઓને કેટલાંક કાર્યોમાં થાક લાગે છે અને કેટલાંક કાર્યોમાં થાક લાગતો નથી. થાકને લીધે તેઓમાં બોલવાની શક્તિ હોતી નથી, પરંતુ તેમના થાકનું કારણ પૂછવામાં આવે તો કલાકો સુધી તે પોતાના દર્દનું વર્ણન કરે છે ત્યારે થાક લાગતો નથી. સામાન્ય માનવી પણ

પોતાને ગમતું કાર્ય લાંબા સમય સુધી કરે છે જ્યારે કંટાળો આપતું કાર્ય ટૂંક સમયમાં છોડી દે છે; પરંતુ મજ્જાગ્લાનિ અનુભવતા દર્દીઓમાં આ વધુ પ્રમાણમાં જોવામાં આવે છે.

મજ્જાગ્લાનિ અનુભવતા દર્દીઓનો થાક સામાન્ય માનવી કરતાં પ્રબળ હોય છે. સામાન્ય માનવીની ૧ માઇલ દોડયા પછી જે સ્થિતિ હોય છે તેવી સ્થિતિ મજ્જાગ્લાનિ અનુભવતા દર્દીઓની કોઈ પણ કાર્ય કર્યા વગર હોય છે.

### (૨) શારીરિક દુઃખ (Pains)

થાક ઉપરાંત માથું દુઃખવાની ફરિયાદ પણ ચાલુ જ હોય છે. કેટલાક દર્દીઓને માથાનો દુઃખાવો હમેશાં રહે છે, જ્યારે બીજા દર્દીઓ માથાનો દુઃખાવો વારંવાર અનુભવે છે. માથાના દુઃખાવા ઉપરાંત તેમના શરીરના બીજા ભાગો પણ દુઃખે છે તેવી ફરિયાદ કરે છે. દા. ત. ગળામાં, ખભામાં, હાથમાં, પગમાં વ. આ બધા સ્નાયુઓ સારા હોવા છતાં પણ તેઓની ફરિયાદ ચાલુ જ હોય છે કે તેમને દુઃખાવો છે. ખાસ કરીને (પીઠ) શરીરના પાછળના ભાગમાં વધુ દુઃખાવો અનુભવે છે. કેટલીક વખત તેઓ આ દુઃખાવાનું કારણ આપે છે કે તેમને વારસાગત રીતે દુઃખાવો થાય છે. આ દુઃખાવાથી કેટલીક વખત તેઓ સાંધાનો વા થયો છે તેવી ફરિયાદ કરે છે.

### (૩) ભૂખ (Appetite)

તેમની પાચનક્રિયા અવ્યવસ્થિત અને મંદ બની જાય છે. કેટલાક દર્દીઓને જમતાં પહેલાં અને કેટલાક દર્દીઓને જમ્યા પછી ઉલટીઓ–Vomit થાય છે. કેટલાક દર્દીઓને ગેસ થાય છે. કેટલાક દર્દીઓને કબજિયાત થાય છે. કેટલીક વખત તેઓ લાંબા સમય સુધી ભોજન કરતા નથી, કારણ કે તેમને ભૂખ લાગતી નથી. કેટલાક દર્દીઓ ફરિયાદ કરે છે કે ભોજન કરતી વખતે તેમના પાચનક્રિયાના કોઈક અવયવો દુઃખે છે. એક દર્દીની આવી ફરિયાદથી તે દર્દીને ઈંડાં અને દૂધ ઉપર રાખવામાં આવ્યો. થોડા સમય પછી તેને દૂધ પીતાં પણ દુઃખતું હતું.

### (૪) ઊંઘ (Insomnia)

તેઓની મુખ્ય ફરિયાદ હોય છે કે તેઓને ઊંઘ આવતી નથી. કેટલાક દર્દીઓ રાત્રે ઊંઘી શકતા નથી અને દિવસે ખૂબ ઊંઘ આવે છે. તેથી દિવસે જાગૃત અવસ્થામાં રહેવું અશક્ય બને છે. રાતે કેવી રીતે ઊંઘવું અને સવારે કેવી રીતે ઊઠવું તે એમને માટે એક પ્રશ્ન થાય છે. મગજમાં કોઈ પણ પ્રકારની અકળામણને લીધે તેઓ ઊંઘી શકતા નથી. તેઓને કેમ ઊંઘ નથી આવતી તે પ્રશ્ન પૂછવામાં આવતાં કેટલાક દર્દીઓ જણાવે છે કે તેઓ કલાકો સુધી જાગતા પડયા રહે છે. કેટલીક વખત તેઓ સવાર સુધી જાગતા પડયા રહે છે. જ્યારે ઊંઘ આવે છે ત્યારે ખરાબ સ્વપ્નાંથી તેમની ઊંઘમાં ખલેલ પહોંચે છે. કેટલાક જણાવે છે કે ઊંઘવા જતાં પહેલાં તેમને કાંઈ મુશ્કેલી હોતી નથી; પરંતુ એકાદ-બે કલાક પછી તેઓ જાગી જાય છે અને ફરી ઊંઘી શકતાં નથી. કેટલાંકનાં હેવાલ મુજબ તેઓ ઘણા લાંબા સમયની જાગૃત અવસ્થા દરમ્યાન થોડીક મિનિટો ઊંઘી જાય છે.

તેઓ કેટલાંક સંવેદનો સામાન્ય માનવી કરતાં ખૂબ પ્રબળતાથી અનુભવે છે. ખાસ કરીને દૃષ્ટિસંવેદન અને ધ્વનિસંવેદન. આ બંને પ્રકારનાં સંવેદન સામાન્ય માનવી કરતાં તેઓ કયાં કારણથી વધુ અનુભવે છે તે નિશ્ચિત થઈ શકયું નથી.

### વર્તન (Behaviour)

આ દર્દીઓનું વર્તન સામાન્ય માનવી કરતાં જુદા પ્રકારનું હોય છે. તેઓ કોઈ પણ જાતનો આવેગ યોગ્ય રીતે અનુભવી શકતાં નથી. કોઈ પણ પ્રકારની લાગણી અનુભવતા નથી. શત્રુ કે મિત્ર માટે દુઃખ થતું નથી. પોતાનું બાળક પડી જાય, તેને વાગે છતાં તેઓ શાંત બેસી રહે છે. ઘરના વાતાવરણમાં સાધારણ ફેરફાર થતાં તેઓ ચિડાઈ જાય છે, કારણ કે બદલાતી પરિસ્થિતિને તેઓ સરળતાથી અનુકૂળ થઈ શકતા નથી. તેઓ પોતાની જાતને ખૂબ કમભાગી માને છે. વાસ્તવિક રીતે તેઓ આકર્ષક હોય છે, કોઈ પણ પ્રકારની શારીરિક ખામી હોતી નથી, પરંતુ તેઓ અશક્ત છે તેવી માનસિક માન્યતા બદલી શકતા નથી. પોતાના દર્દનો ચોક્કસ ખ્યાલ તેમને હોય છે. જ્યારે તક મળે ત્યારે સરળતાથી પોતાના દર્દનું વર્ણન કરે છે. પોતાના દર્દની વાત કરતાં તેમને કંટાળો આવતો નથી, થાક લાગતો નથી. પોતાનું દર્દ મટાડવા, દુઃખ દૂર કરવા, ડૉક્ટર પાસે જાય છે. દર્દી

ડૉક્ટરને શક્તિ ન હોવાની ફરિયાદ કરે છે. ડૉક્ટર શક્તિની દવા આપે છે. થોડાક સમય પૂરતો તેમને આરામ લાગે છે. પરંતુ તેમનું માનસિક કારણ દૂર થતું નથી, તેથી તેઓ થોડાક સમયમાં પોતાનું મૂળ દર્દ ફરીથી અનુભવે છે. તેઓ દેખાવમાં તંદુરસ્ત હોય છે. વાસ્તવિક રીતે તેમની તંદુરસ્તી સારી હોય છે, તેથી તેમની માંદગી વિષે કોઈ પણ કારણ સત્ય લેખાતું નથી. છતાં પણ તેઓ પોતાના દર્દની ફરિયાદ કરે છે તેથી અંગ્રેજીમાં તેમને 'They are enjoyers of poor health' કહેવામાં આવે છે.

કેટલીક વખત તેઓ વારંવાર બીજા અવનવા ડૉકટરો પાસે જાય છે. દરેક ડૉકટર નવી દવા બતાવે છે તે લાવે છે. દરેક નવી દવાથી થોડાક સમય પૂરતો ફાયદો લાગે છે અને પછી પોતાનું દર્દ તે જ સ્વરૂપે અનુભવે છે. જ્યારે તેઓ ડૉકટરને મળવા જાય છે ત્યારે પોતાની તબિયત સુધારવાની, સુખ પ્રાપ્ત કરવાની અને પોતાને ફત્તેહ અપાવવા માટેની સંપૂર્ણ જવાબદારી ડૉકટરની છે તેવી અપેક્ષા રાખે છે. આ બાબતમાં Weiss એક દૃષ્ટાંત રજૂ કરે છે. "એક દર્દી વારંવાર તેના દર્દનું પુનરાવર્તન કર્યા પછી કહે કે આ મારી વાત છે. 'This is my story Doctor' હવે તમે મને દવા આપો, મારું દુઃખ દૂર કરો. મને સારી ઊંઘ આવે, ભૂખ લાગે, ફત્તેહ મળે અને સુખ ભોગવી શકું તે માટે પ્રેરણા આપો. જ્યારે આ પ્રમાણે થશે ત્યારે હું તમને ફી આપીશ."

### વ્યક્તિત્વ (Personality)

એવી માન્યતા છે કે સામાન્ય રીતે અંતર્મુખી વ્યક્તિત્વવાળી વ્યક્તિઓમાંથી મજ્જાગ્લાનિ અનુભવતા દર્દીઓ આવે છે. તેઓ નિષેધવૃત્તિ અનુભવે છે. બીજાઓનાં વિચારો અને સૂચનોની તેઓ વિરુદ્ધ હોય છે. બીજાઓને મદદ કરતા નથી. જેઓ સાથે કલાકો સુધી પોતાના દર્દની વાત કરે છે તેઓને તેમના માટે હમદર્દી છે કે કેમ તે જાણવાનો પ્રયત્ન કરતા નથી. તેમના દર્દની વાતનો અંત આવતો નથી. પોતાની વાત એવી રીતે રજૂ કરે છે કે બીજાઓ ઉપર પોતાની મુશ્કેલીની અસર પડે, અને બીજાઓ તરફથી દયા પ્રાપ્ત કરી શકાય. થોડાક સમય માટે દયા મેળવી શકે છે, પરંતુ લાંબો સમય થઈ જતાં કોઈ તેમના પ્રત્યે ધ્યાન આપતું નથી. હમેશાં તેઓ તેમના દર્દની વાત કરતા હોવાથી સમાજની અન્ય વ્યક્તિઓ આગળ તેમનું માન રહેતું નથી, હાંસીને પાત્ર બને છે. આ કારણથી કેટલીક વખત તેમના મિત્રો તેમના ઉપર ગુસ્સે થાય છે.

### સારવાર (Treatment)

તેમને સંપૂર્ણ સ્વસ્થ બનાવવા માટે માનસિક સારવાર જરૂરી છે. બીજી કોઈ પણ પ્રકારની સારવારથી તેઓ સંપૂર્ણ સ્વસ્થ થઈ શકતા નથી. તેમાં સમય અને ધનનો વ્યય થાય છે. તેઓને તેમની શક્તિઓનો ખ્યાલ આપવો જોઇએ, જેથી પોતાની શક્તિ અનુસાર કાર્ય કરી નિષ્ફળતા અનુભવે નહીં. તેઓ પોતાની બદલાતી પરિસ્થિતિને અનુકૂળ બને તેવું શિક્ષણ આપવું જોઇએ. આવેગોને અનુકૂળ બને તે શિક્ષણ પણ જરૂરી છે. કારણ કે જો પરિસ્થિતિને અનુકૂળ બને છે તો માનસિક શાંતિ ભોગવી શકે છે. જ્યાં સુધી માનસિક શાંતિ ભોગવી શકે નહીં ત્યાં સુધી સર્વ ઉપાયો નકામા થઈ પડે છે.

સામાન્ય રીતે આજની દુનિયામાં દરેક વ્યક્તિ થોડેઘણે અંશે મજ્જાગ્લાનિ અનુભવે છે, કારણ કે દરેક વ્યક્તિને કોઈ ને કોઈ પ્રકારનો અસંતોષ કે પ્રતિકૂળતા હોય છે. દરેક વ્યક્તિ સંપૂર્ણ સુખી હોતી નથી. પ્રતિકૂળતા કોઈ પણ ક્ષેત્રમાં હોઈ શકે છેઃ જેવાં કે, સામાજિક સંબંધ, વ્યવસાય, લગ્નજીવન, ધનપ્રાપ્તિ વિ. આમ પોતાની પરિસ્થિતિને અનુકૂળ ન બની શકતાં મજ્જાગ્લાનિ અનુભવે છે. પરંતુ બીજી પરિસ્થિતિ યોગ્ય હોવાથી તેઓના વર્તનમાં વિકૃતિ આવતી નથી. સામાન્ય વાતચીત દરમ્યાન તેમની પ્રતિકૂળતાનો, અસંતોષનો ખ્યાલ બીજી વ્યક્તિઓને આવી જાય છે. નિરીક્ષણ ઉપરથી માલૂમ પડ્યું છે કે મજ્જાગ્લાનિ અનુભવતા દર્દીઓમાં ૭ થી ૮ ટકા દર્દીઓ પુખ્ત ઉંમરના હોય છે.

### Books for Reference


1 An Introduction to Abnormal Psychology: V. E. Fisher.
2 An outline of Abnormal Psychology: McDougall.
3 The Psychodynamics of Abnormal Behaviour: Brown.
4 Abnormal Psychology: Page
5 Text book of Abnormal Psychology: Landis & Bolles.


*

# ભારતીય અર્થતંત્ર અને 'રૅશનલાઇઝેશન'

ન. ઉ. રાજગુરુ
[અર્થશાસ્ત્રના અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

ઔદ્યોગિકરણના આજના સમયમાં યંત્રવાદ અને તે પ્રકારના સુધારાઓનું મહત્ત્વ ઘણું જ વધ્યું છે. જે ખ્યાલની ચર્ચા આપણે અહીં કરવાની છે તેને માટે અંગ્રેજી ભાષામાં 'રૅશનલાઇઝેશન (Rationalisation)' શબ્દની વપરાશ ઘણી સામાન્ય બની છે. અંગ્રેજી ભાષાના આ શબ્દને માટે આપણે 'અભિનવીકરણ' અથવા 'પરમેયીકરણ' શબ્દોનો ઉપયોગ પર્યાયો તરીકે કરી શકીએ.

અભિનવીકરણ (rationalisation)નો ખ્યાલ અર્થશાસ્ત્રના અભ્યાસમાં અને સામાન્ય વ્યવહારમાં પણ ઘણો જૂનો થયો છે, અને છતાં તેણે પોતાની આગવી અગત્ય ધારણ કરી છે. આપણે તો એમ કહી શકીએ કે ઈંગ્લૅંડમાં જ્યારે ઈ. સ. ૧૭૫૦માં ઔદ્યોગિક ક્રાંતિની શરૂઆત થઈ ત્યારથી જ આ અભિનવીકરણ (rationalisation'ના ખ્યાલે પોતાનું રૂપ પ્રગટ કર્યું હશે. પરંતુ પ્રથમ મહાયુદ્ધ (૧૯૧૪–'૧૯) વિશ્વ મંદી (૧૯૨૯ અને પછી) તથા બીજા મહાયુદ્ધ (૧૯૩૯–'૪૫) જેવા બનાવોને લીધે આ ખ્યાલ ઉપર આપણે ગંભીરતાપૂર્વક વિચારણા શરૂ કરી છે, અને તેના ગુણદોષોની તપાસ થવા લાગી છે.

જર્મની અને યુ.એસ.એ.માં આ ખ્યાલના વિકાસ તથા તેના અમલ ઉપર વિશેષ ધ્યાન અપાયું છે અને કદાચ બીજા દેશો કરતાં વહેલું ધ્યાન અપાયું છે. પરંતુ સમય જતાં યુરોપનાં અર્થતંત્રો પણ જોડાયાં હતાં, અને હવે અત્યારે તો આજના ભારે હરીફાઈવાળા સમયમાં અભિનવીકરણના ખ્યાલની અગત્ય અલ્પવિકસિત અને ઔદ્યોગિક વિકાસ માટે પ્રયત્ન કરી રહેલાં અર્થતંત્રોમાં ઘણી જ ભારે વધી જવા પામી છે.

ભારતની જ વાત કરીએ તો અભિનવીકરણ (rationalisation) ખૂબ જ જરૂરી બનેલ છે; પરંતુ તેના અમલમાં તેટલી જ ભારે મુશ્કેલીઓ સમાયેલી છે. આથી આપણે એમ કહી શકીએ કે ભારત માટે આજના તબક્કે, અભિનવીકરણ એ અનેક પ્રશ્નોમાં ઘણો જ અગત્યનો પણ જટિલ પ્રશ્ન છે.

પ્રથમ તો એ જ પ્રશ્ન થાય છે કે અભિનવીકરણનો અર્થ શું છે? અને અભિનવીકરણ (રૅશનલાઇઝેશન)ના આ ખ્યાલ દ્વારા વાસ્તવમાં આપણે શું કરી શકીએ તેમ છીએ?

આ ખ્યાલની ઉત્પત્તિના આધારે બે અર્થ-સૂઝ માનવામાં આવે છે. એક માન્યતા એવી છે કે Rationalisation શબ્દની ઉત્પત્તિ Ration શબ્દમાંથી થઈ છે, અને તે પણ એવી રીતે કે યુદ્ધોત્તર જર્મનીમાં જ્યારે યુદ્ધ-વિનાશથી ચીજ-વસ્તુઓના પુરવઠામાં ઘટાડો થયો, ત્યારે મર્યાદિત પુરવઠાની વહેંચણી માટે 'ration'ની પદ્ધતિ અપનાવવામાં આવી હતી; તે મુજબનો જ અર્થ rationalisation શબ્દને પણ લાગુ પાડવો જોઈએ. રૅશન (ration) એટલે સાધનોની ન્યાયપુરઃસરની વહેંચણી. આવો અર્થ જો 'રૅશનલાઇઝેશન' માટે પણ અપનાવવામાં આવે તો આપણે એવો અર્થ ઘટાવવો જોઈએ કે જ્યાં જ્યાં રૅશનલાઇઝેશન (અભિનવીકરણ)ની પ્રવૃત્તિ અપનાવવામાં આવે ત્યાં ત્યાં મર્યાદિત એવા સાધનની આર્થિક દૃષ્ટિએ ન્યાયપુરઃસરની ગણી શકાય એવી વહેંચણી કરવી જોઈએ. એટલે જે જે ક્ષેત્રમાં આ ખ્યાલને લાગુ પાડવો હોય ત્યાં ત્યાં આવો અર્થ ઘટાવવો જોઈએ.

'રૅશનલાઇઝેશન' શબ્દની ઉત્પત્તિ માટેના એક અભિપ્રાય મુજબ એવો પણ એક ખ્યાલ છે કે 'રૅશનલ (Rational)' શબ્દ ઉપરથી જ તેનું અર્થઘટન ઘટું જોઈએ. રૅશનલ (Rational) શબ્દનો અર્થ જો 'તાર્કિક' અથવા 'તર્કયુક્ત' એમ થતો હોય તો 'રૅશનલાઇઝેશન (Rationalisation) એટલે વ્યવહારમાં તાર્કિક અથવા વૈજ્ઞાનિક પદ્ધતિનો ઉપયોગ. આમ અભિનવીકરણ (રૅશનલાઇઝેશન) એટલે વૈજ્ઞાનિક વ્યવસ્થા અથવા ઔચિત્ય-સ્થાપન. આ માટે 'પરમેયીકરણ' શબ્દનો ઉપયોગ પણ થઈ શકે ખરો.

આમ મૂળ તો 'રૅશનલાઇઝેશન' જર્મન ભાષાના શબ્દ ઉપરથી ઉતરેલો છે, પરંતુ અત્યારે આ શબ્દનું આ પ્રકારનું અર્થઘટન કરવામાં આવે છે. આથી, એમ લાગે છે કે અભિનવીકરણની એક નવી જ ફિલસૂફી જાણે કે ઊભી થઇ છે અને તેથી એક નવી જ ઔદ્યોગિક ક્રાંતિનો જાણે જન્મ થયો હોય એમ માનવામાં આવે છે. આર્થિક પ્રવૃત્તિઓ સાથે મેળ બેસાડવાનો હોઈ આપણે એમ કહીશું કે અભિનવીકરણ એ આર્થિક પ્રવૃત્તિઓમાં વૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુઓ અપનાવવાનો એક ચોક્કસ પ્રયત્ન છે, અને એક પદ્ધતિ પણ છે.

ઉદ્યોગોના ક્ષેત્રે જો અભિનવીકરણના ખ્યાલને આપણે લાગુ પાડવા યત્ન કરીએ તો એવો અર્થ થાય કે ઔદ્યોગિક એકમોની વૈજ્ઞાનિક પદ્ધતિથી પુનઃરચના કરવાનો વ્યવસ્થિત પ્રયત્ન એવી રીતે થાય કે જેથી વધુમાં વધુ શક્ય તેટલી કરકસર (economy) થઈ શકે. ઉદ્યોગના એકમોને ઇષ્ટ ધોરણ પર મૂકવા, જેથી અભિનવીકરણની આ પ્રક્રિયાથી પરિણામે ઉત્પાદન ખર્ચમાં ઘટાડો થાય અને ઉપભોક્તાને ઘટાડેલી કિંમતે પુરવઠો પૂરો પાડી શકાય.

સામાન્ય રીતે પ્રચલિત બનેલ અર્થઘટન એમ બતાવે છે કે અભિનવીકરણ એટલે મજૂરોને સ્થાને ઉત્પાદનમાં યંત્રોનો ઉપયોગ, અને જૂનાં તથા જર્જરિત થઈ ગયેલાં યંત્રોને સ્થાને આધુનિક અને સ્વયંસંચાલિત પૂરી શક્તિવાળાં યંત્રોની સ્થાપના. આ સમજણને આપણે ખોટી તો ન જ ઠરાવી શકીએ. પરંતુ આટલેથી જ બસ નથી. અભિનવીકરણ માત્ર મૂડીના ક્ષેત્રે (યંત્રો વિષે) કે મૂડી-શ્રમના સંબંધો વિષે જ વિચારે છે એમ માનવું ભૂલભરેલું છે. અભિનવીકરણના, અગત્યના પરંતુ એક જ ભાગનો આમાં વિચાર છે. અભિનવીકરણ (rationalisation) તો જેટલા ભારપૂર્વક મૂડીના ક્ષેત્રે લાગુ પડે, તેટલા જ ભારપૂર્વક શ્રમના ક્ષેત્રે અને નિયોજકોના ક્ષેત્રે પણ લાગુ પાડી શકાય. મજૂરોને શારીરિક તથા માનસિક રીતે કેળવવા અને તેમને (ઉત્પાદનના અંગ તરીકે) વધુ યોગ્ય બનાવી વધુ કાર્યદક્ષ બનાવવાનો કાર્યક્રમ પણ અભિનવીકરણમાં આવી શકે. કોઈ પણ આર્થિક એકમની વ્યવસ્થા વૈજ્ઞાનિક પદ્ધતિ મુજબની ન હોય તો વ્યવસ્થાના માળખામાં ફેરફાર કરીને બગાડનો નિકાલ કરવો, બની શકે તેટલી કરકસર કરીને, નિયોજકો નબળા હોય તો તેમણે સમયાનુસાર કરીને નવી પરિસ્થિતિને બંધબેસતા થવા પ્રયત્ન કરવો, વ. કાર્યોનો સમાવેશ પણ અભિનવીકરણ (રૅશનલાઇઝેશન)માં થવો જોઇએ.

એટલેથી જ બસ નથી. અભિનવીકરણની પ્રક્રિયા માત્ર ઉદ્યોગોમાં જ લાગુ પડી શકે એવી પણ જે એક માન્યતા પ્રવર્તમાન છે તે પણ ખોટી છે. સુધારાઓ કેમ જાણે ઉદ્યોગો સિવાય કોઈ ક્ષેત્રમાં સંભવી જ ન શકે! અભિનવીકરણની જરૂર જેટલે અંશે ઉદ્યોગોને હોય તેટલે અંશે ખેતીવાડી વ. વિભાગોને પણ હોય. કોઈ પણ આર્થિક વ્યવસાયમાં કે કોઈ પણ આર્થિક પ્રવૃત્તિમાં જ્યાં જ્યાં ઉત્પાદનનું કાર્ય થઈ રહ્યું હોય તેવા સર્વ ક્ષેત્રોમાં અભિનવીકરણનો ઉપયોગ થઈ શકે. સમસ્ત અર્થતંત્રને લાગુ પડતો આ ખ્યાલ છે. ભારતીય અર્થતંત્રના આજના પ્રવાહોના સંદર્ભની દૃષ્ટિએ તપાસીએ તો ચોક્કસ જણાશે કે અભિનવીકરણની જરૂર માત્ર ઉદ્યોગોમાં જ છે એવું નથી, ખેતીવાડી વિભાગમાં પણ એટલી જ છે.

અભિનવીકરણનાં સામાન્ય રીતે બે સ્વરૂપો માનવામાં આવે છે. એક તો એ જ કે અભિનવીકરણની પ્રક્રિયા કોઈ પણ આર્થિક એકમના બંધારણમાં ફેરફાર કરે છે. ઉત્પાદનના જે ચાર અંગોનું અમુક વિશિષ્ટ પ્રમાણ દ્વારા સંયોજન થયું હોય તે સંયોજનમાં ફેરફાર કરે. અમુક અંગના પ્રમાણમાં વધારો કરે અને જરૂર પડ્યે ઘટાડો પણ કરે. બીજા સ્વરૂપમાં, અભિનવીકરણ ઉત્પાદનની રીત કે પદ્ધતિમાં પણ ફેરફારો કરી શકે. નવી શોધખોળો કરીને ઉત્પાદનની સુધારેલી પદ્ધતિ અમલમાં મૂકવાનું કામ પણ થઈ શકે.

આથી આપણે એમ કહી શકીએ કે અભિનવીકરણ ઉત્પાદનના અંગોનો વૈજ્ઞાનિક અથવા વાજબી અને ગુરુત્તમ ઉપયોગ કરવાની એક પ્રક્રિયા છે. રાષ્ટ્રિય બચત, માનવશક્તિ, ઉત્પાદન પદ્ધતિ વ.નો ગુરુત્તમ ઉપયોગ કરવા તરફ દોરે છે. આથી આપણે અભિનવીકરણને જો મૂડીનિર્માણની જ એક પ્રક્રિયા ગણીએ તો પણ તે વાજબી જ લેખાશે. વળી અભિનવીકરણની આ પ્રક્રિયા સતત રીતે ચાલ્યા જ કરે છે એટલે એ પ્રક્રિયાને ગતિશીલ પણ ગણવી જ જોઈએ; કારણ કે કોઈ પણ સમયે, કાંઇક ફેરફાર તો જરૂર થયા જ કરે છે.

આ અભિનવીકરણ (Rationalisation) એ મૂડી-નિર્માણ (Capital formation)ની એક ગતિશીલ પ્રક્રિયા (dynamic process) છે.

અભિનવીકરણ (રૅશનલાઇઝેશન)ના સામાન્ય રીતે ચાર પાસા છે, જે નીચે પ્રમાણે ગણાવી શકાય:

(૧) યંત્રવિદ્યા (Technology)ના ક્ષેત્રે,
(૨) વ્યવસ્થા (Organization)ના ક્ષેત્રે,
(૩) નાણાંકીય (Financial) ક્ષેત્રે અને
(૪) સામાજિક (Social) ક્ષેત્રે.

અભિનવીકરણ ઉપર જણાવેલ ચાર પાસાંઓમાંથી ગમે તે એકને કે એકથી વધુ પાસાંઓને એકસાથે લાગુ પડી શકે. કોઈ ઉત્પાદન એકમમાં યંત્રવિદ્યાનો વિભાગ સુધારણા માગે, કોઈમાં નાણાંકીય, કોઈમાં માત્ર વ્યવસ્થાની દૃષ્ટિએ કે કોઇમાં ઉત્પાદન એકમને ચલાવનાર માનવીઓનો વિભાગ પણ ફેરફારો માગતો હોય. આમ ચોથું ક્ષેત્ર સામાજિક એટલે કે માનવોને લગતું છે.

અભિનવીકરણ (રૅશનલાઇઝેશન)ના અર્થની ચર્ચા કર્યા પછી હવે આપણે એ તપાસવું જરૂરી બને છે કે અભિનવીકરણનું ક્ષેત્ર શું છે? કયા પ્રકારના વાતાવરણમાં કે આર્થિક માળખામાં અભિનવીકરણ, પ્રશ્ન સમાન બની રહે છે. અભિનવીકરણ એટલે એક પ્રકારનો સુધારો છે એમ જ જો માનીએ તો તેને વ્યવહારમાં મૂકતાં જે મુશ્કેલી ઉપસ્થિત થાય છે કે પ્રશ્નરૂપ બને છે તેનાં શું કારણો છે તે તપાસવું પણ એટલું જ જરૂરી છે.

'રૉબિન્સન ક્રુઝોનું અર્થતંત્ર' તરીકે જેને અર્થશાસ્ત્રના અભ્યાસમાં નવાજવામાં આવે છે તેવા એક જ વ્યક્તિવાળા અર્થતંત્રમાં અભિનવીકરણ એ કોઈ પ્રશ્ન જ નથી. આ અર્થતંત્રમાં અભિનવીકરણથી સુધારાઓ દાખલ કરીને જો ઉત્પાદન વધારવામાં આવે તો યાંત્રિક શોધખોળોની વપરાશથી બેકારીનો પ્રશ્ન પણ ઉદ્ભવતો નથી. જો શ્રમનો કે મૂડીનો બચાવ થાય તે સર્વ આ એક જ વ્યક્તિના ફાળે જાય છે. આથી વધેલા ઉત્પાદનની કે વધેલા સમયની વપરાશની વહેંચણીનો કોઈ પ્રશ્ન જ ઉપસ્થિત થતો નથી. આમ રૉબિન્સન ક્રુઝોના અર્થતંત્રમાં અભિનવીકરણ એ કોઈ પ્રશ્ન જ નથી અને ઇચ્છા સમયે સહેલાઇથી અપનાવી શકાય છે.

ત્યારે જે પ્રદેશો સંપૂર્ણ નિયંત્રિત હોય (સામ્યવાદી વ્યવસ્થા નીચે હોય) એવા અર્થતંત્રોમાં પણ અભિનવીકરણ એ કોઈ પ્રશ્ન નથી. અભિનવીકરણથી શ્રમનો બચાવ થાય, કે મૂડીનો બચાવ થાય, પરંતુ ઉત્પાદનમાં જે વધારો થાય તે અને રોજગારી અંગેના જે ફેરફારો થાય તે સમસ્ત અર્થતંત્રમાં સરખે ભાગે વહેંચવાના હોવાથી બધું જ સૌને સરખા હિસ્સે જ મળે. માનવશ્રમની થોડી બે–રોજગારી ઊભી થાય તો પણ સૌને સરખા ભાગે જ વહેંચવામાં આવે અને તેથી જ ફુરસદની કે વધેલા ઉત્પાદનની વપરાશ સમાનતા અને સહકારના ધોરણે કરવામાં આવે. આવી માન્યતાનું ચિત્ર નિયંત્રિત અર્થતંત્રની સૈદ્ધાન્તિક ભૂમિકામાં રજૂ થયેલું છે.

આથી જે પ્રશ્નો અભિનવીકરણના ઉપસ્થિત થાય છે તે પ્રશ્નો મુક્ત અર્થતંત્રમાં જ થાય છે જ્યાં ખાનગી સાહસને સ્વૈર પદ્ધતિથી આર્થિક પ્રવૃત્તિઓની છૂટ આપવામાં આવે છે. વળી આવી આર્થિક વ્યવસ્થામાં આંતરરાષ્ટ્રિય વ્યાપારની પણ સંપૂર્ણ છૂટ હોય છે તેથી વાસ્તવિક રીતે જોતાં અભિનવીકરણ (રૅશનલાઇઝેશન) એ એક આંતરરાષ્ટ્રિય આર્થિક પ્રવૃત્તિ છે.

ભારતીય અર્થતંત્રની વાત કરીએ તો ભારતને નિયંત્રિત થઈ ગયેલું અર્થતંત્ર ગણી શકાય નહિ. આજે ભારતની કુલ રાષ્ટ્રિય આવકમાંથી લગભગ ૮૨ % થી ૮૪ % જેટલો હિસ્સો ખાનગી વિભાગનો છે, અને ૧૬ % થી ૧૮ % જેટલો જ ભાગ જાહેર વિભાગમાંથી મળે છે. વળી ભારત અલ્પવિકસિત અર્થતંત્ર તરીકે જાણીતું છે. આથી અભિનવીકરણના પ્રશ્નો ભારત માટે ગંભીર છે. સામાન્ય રીતે તો એવું જ બને છે કે જો અભિનવીકરણ ભારતમાં દાખલ કરવામાં આવે અને તેના પરિપાક રૂપે જો બે–રોજગારી ઉપસ્થિત થાય તો એનો અર્થ તો એવો જ થાય કે તાત્કાલિક તો અભિનવીકરણથી માત્ર ઉદ્યોગપતિઓને (જેમણે અભિનવીકરણ અપનાવ્યું છે તેમને) મજૂરોના ભોગે ફાયદો થાય. આથી ભારત જેવા દેશમાં અભિનવીકરણનાં આવાં પાસાંઓને પણ ખ્યાલમાં રાખવાં જરૂરી બને છે. સારો માર્ગ તો એ માલૂમ પડે છે કે જે આર્થિક ફાયદો અભિનવીકરણથી થાય તેની યોગ્ય વહેંચણી લાગતા-વળગતા પક્ષો વચ્ચે કરવી જોઈએ. આમ થાય તો જ અભિ-

નવીકરણની પ્રક્રિયાને અમલમાં મૂકી શકાય. આથી આપણે કહી શકીએ કે અભિનવીકરણ એ ફાયદા અને ગેરફાયદા વચ્ચેની સમતુલા જાળવવાની કળા પણ માગી લે છે.

અભિનવીકરણનાં સંભવિત પરિણામોની ચર્ચા સંક્ષેપમાં કરી લઈએ. અભિનવીકરણના કાર્યક્રમોની સામે ખાસ તો ચાર મુદ્દાઓ વિરોધ રૂપે રજૂ કરવામાં આવે છે.

એક દલીલ એવી કરવામાં આવે છે કે અભિનવીકરણ ઇજારા-પદ્ધતિનાં દૂષણોને જન્મ આપે છે. સામાન્ય રીતે તો અભિનવીકરણ ઉત્પાદન એકમના માલિકો તરફથી જ દાખલ કરવામાં આવે છે અને તે પણ લગભગ તો યાંત્રિક ફેરફારોના સ્વરૂપે જ તેને દાખલ કરવામાં આવે છે. જ્યારે યંત્રો દાખલ થાય, ત્યારે મજૂરોની સંખ્યામાં ઘટાડો થાય અને ઉત્પાદનના એકમમાં ઉત્પાદનનાં બે અંગો—મૂડી અને મજૂર—વચ્ચેની સમતુલા ભાંગે. મૂડીનું પ્રમાણ વધે અને મજૂરોની સંખ્યા ઘટે. આમ મજૂરવર્ગ ઉપર મૂડીનું પ્રભુત્વ વધે અને સ્થાપિત સમતુલા વિખેરાય. આ પરિસ્થિતિથી મજૂર-વર્ગની સોદા-શક્તિનો ક્ષય થાય અને શ્રમના વળતર તરીકે જતી રકમમાં ઘટાડો થાય, અને ઇજારા-પદ્ધતિનું સર્જન થાય.

વળી, જ્યારે અભિનવીકરણ દાખલ કરવામાં આવે ત્યારે બજાર ઉપરનો કાબૂ પણ નિયોજકોના હાથમાં જાય છે અને કાબૂમાં ઉત્તરોત્તર વૃદ્ધિ થતી જાય છે. બજાર ઉપરના કાબૂમાં વૃદ્ધિ થવાથી ઉત્પન્ન થયેલ ચીજ-વસ્તુના વેચાણમાં તેમજ ઉત્પાદનનાં અંગોની ખરીદીમાં પણ નિયોજકો જ પ્રભુત્વ મેળવે છે; પરિણામે આર્થિક શોષણની વૃદ્ધિ થાય છે.

આ દલીલ ઘણી જ વજૂદવાળી છે અને જે ડર દેખાય છે, તે એટલો જ સાચો છે. પરંતુ ભારતના અર્થ-તંત્રની વાત કરીએ તો આ મુદ્દો એટલો બધો વજનવાળો લાગતો નથી; કારણ કે સમાજવાદી વિચારસરણીવાળી સરકાર અર્થતંત્ર ઉપર સારું એવું નિયમન ધરાવે છે, ઇજારાશાહીનાં પરીબળો ઉપર નિયંત્રણ પણ મૂકી શકે તેમ છે. ગુરુતમ ભાવસપાટી અને લઘુતમ ભાવસપાટી નક્કી કરવાની સત્તા પણ સરકાર ધરાવે છે. વળી મજૂરોમાં પણ સંગઠન સારું વધ્યું છે, જેથી એટલી બધી હદ સુધી આ ક્ષેત્રમાં ઇજારા-પદ્ધતિ દાખલ ન જ થઈ શકે, જેટલી હદ ઉપરના મુદ્દામાં સ્પષ્ટ થએલી જોવામાં આવે છે.

વળી સરકારનાં આવાં કાર્યો પાછળ લોકોના પીઠ-બળનું પ્રમાણ પણ એટલું જ ગણનાપાત્ર છે, અને તેથી રાજકીય દૃષ્ટિએ પણ આ મુદ્દો ઠીક ઠીક સરળ જણાય છે.

બીજી સામાન્ય ટીકા એવી કરવામાં આવે છે કે, જો અમલમાં મૂકવામાં આવે તો, અભિનવીકરણ અર્થ-તંત્રમાં બેકારી સર્જે છે. ભારત જેવા અર્થતંત્રમાં જ્યાં બેકારીનું પ્રમાણ અભિનવીકરણ (રૅશનલાઇઝેશન) દાખલ કર્યા પહેલાં પણ વિશાળ છે, ત્યાં જો યંત્રો દાખલ કરવામાં આવે તો વધુ પ્રમાણમાં બેકારી સંભવે. અભિ-નવીકરણથી સર્જાયેલ બેકારીનો પ્રશ્ન જેટલો આર્થિક છે તેટલો જ રાજકીય અને નૈતિક પણ છે. ઉદ્યોગોના—શહેરી વિભાગના—મજદૂરો વધુ વાચાળ છે અને તેઓ રાજકીય રીતે સ્ફોટક પરિસ્થિતિનું સર્જન કરે છે, અને નૈતિક દૃષ્ટિએ નજીવી આવક ખૂંચવી લેવાનું કાર્ય વાજબી ન ગણી શકાય.

અમુક વિદ્વાનોનો એવો અભિપ્રાય છે કે આર્થિક દૃષ્ટિએ તો અભિનવીકરણ પૂર્ણતઃ ન્યાયી જ છે. પરંતુ બિન-આર્થિક કારણોસર અભિનવીકરણની અતિ ઇચ્છ-નીય પ્રવૃત્તિમાં રુકાવટ લાવવી પણ જરૂરી બને છે. અહીં આપણે વિકસિત રાષ્ટ્રોનો દાખલો નહિ ટાંકી શકીએ. વિકસિત દેશોમાં એવી પ્રથા છે કે જે મજદૂરોને અભિનવીકરણથી વ્યવસાય ગુમાવવો પડ્યો છે તેમને આવી બે-રોજગારીના બદલામાં રાજ્ય તરફથી નાણાં-કીય સહાય કે રાહત આપવામાં આવે છે. વિકસિત પ્રદેશો વૈજ્ઞાનિક પદ્ધતિ અપનાવવાની બધી જ કિંમત ચૂકવી શકે છે. પરંતુ અલ્પ વિકસિત પ્રદેશોમાં બેકારીના અઢળક પ્રમાણને રાજ્યની તિજોરીમાંથી જો રાહત આપવાનું શરૂ થાય તો તિજોરીનું તો તળિયું પણ સાજુ ન રહે. ભારતમાં તો આ વિચારને સ્થાન જ નથી. તુલના જ પાયા વિનાની લાગે છે.

એટલે આપણે એવા વિચાર ઉપર આવી પડીએ છીએ કે જો એક અર્થતંત્રમાં અભિનવીકરણથી બેકારી સર્જાતી હોય અને તે અર્થતંત્રમાં રોજગારીની કે એવી બીજી કોઈ પરિસ્થિતિમાં કશો ય ફેર ન પડે તો આવું

અભિનવીકરણ આપણને સ્વીકાર્ય નથી.

વારંવાર થતી આ એક ઘણી અગત્યની ટીકા છે. આને વળતો જવાબ પણ અપાયો છે. આ એક જ મુદ્દાના સંદર્ભમાં અભિનવીકરણ ઉપર ખૂબ જ લખાયું છે અને વિચારાયું છે. કારણ કે અભિનવીકરણની વિવિધ અસરોમાં આ અસર જ વધુ પ્રભાવશાળી છે.

એક વાત તો એ જ છે કે ભારતમાં તો બીજી પરિસ્થિતિ તેમની તેમજ નથી રહી, પરંતુ પરિસ્થિતિ બદલાઈ છે અને બદલાઈ રહી છે. આથી જે ગંભીર પરિણામો આપણે અભિનવીકરણનાં માની લઈએ છીએ તેટલાં બધાં હકીકતમાં માલૂમ ન પડે તેવું લાગે છે.

અભિનવીકરણને આપણે ક્રમશઃ અથવા તબક્કાવાર અમલમાં મૂકી શકીએ. અને અભિનવીકરણથી જો ઉદ્યોગો ઓછા ઉત્પાદન-ખર્ચે માલ ઉપજાવશે, ઓછા ભાવે દેશ–પરદેશમાં વેચશે, તો નિકાસ વધશે અને આવક પણ વધશે. માંગ વધશે અને તેથી આ ઉદ્યોગનો જ વિકાસ થતાં મજૂરોની માંગથી મજૂરોને સમાવી લેશે. વળી, અત્યારે તો નવાનવા ઉદ્યોગોની સ્થાપના થઈ રહી છે ત્યારે રોજગારીની તકોમાં પણ વૃદ્ધિ થયા કરે છે. વળી જો પરદેશથી અભિનવીકરણ માટેનાં ઉત્પાદનનાં સાધનો ન મંગાવવાનાં હોય તો તો ઘણી જ છૂટથી આપણે અભિનવીકરણની પ્રક્રિયાને અમલમાં મૂકી શકીએ; કારણ કે યંત્રો વગેરેનું ઉત્પાદન રાષ્ટ્રમાં જ થતું હોય તો તેવાં યંત્રોના ઉત્પાદનમાં જ ઘણી સંખ્યામાં મજૂરોને રોકી શકાય. તે ઉપરાંત જે જે ઉદ્યોગોના માલ માટે માંગનું પ્રમાણ ભારે હોય ત્યાં તો ઘણી છૂટથી અભિનવીકરણ અપનાવી શકાય. ભારતમાં શણ-ઉદ્યોગ, કાપડ-ઉદ્યોગ, કોલસાનો ઉદ્યોગ વગેરે આ ઉદ્યોગના દાખલાઓ છે, જેમાં અભિનવીકરણ અપનાવવાનું વિચારાઈ રહ્યું છે. વળી, મજૂરોની ભૌગોલિક અગતિશીલતા હવે તૂટી ગઈ છે અને ધંધાકીય (વ્યવસાયી) રીતે જ સ્થાનાન્તરનો ગુણ આવી જાય તો ઉત્પાદનના આ જડ બનેલા અંગને ફેરવવાનું કામ સરળ બનતાં ઉત્પાદન પણ ઝડપથી તૈયાર થાય. એશિયા અને આફ્રિકાના ઘણા બજારોમાં ઊંચા ભાવોને લીધે જ ભારતીય ચીજ-વસ્તુઓનું વેચાણ થતું અટકયું છે. અભિનવીકરણથી પરદેશોમાં વેચાણ વધવાની પણ સંભાવના છે.

અભિનવીકરણ સામે ત્રીજી દલીલ છે નાણાંકીય સાધનો મેળવવા વિષેની. સાધનો માટે તો આંતરિક અને બહારનાં (વિદેશી હૂંડિયામણ) બન્ને પ્રકારનાં સાધનો માટે મુશ્કેલી છે. એક અભિપ્રાય એવો છે કે ખાનગી સાહસ-વિભાગ તો પોતાને જરૂરી સાધનો મેળવી શકે તેમ છે. પરંતુ એ વાત રૂપિયાના ભંડોળની, પણ યંત્રો વગેરે તો પરદેશથી જ મંગાવવાં પડે; એટલે વિદેશી હૂંડિયામણની ખેંચ એ મોટો પ્રશ્ન છે. વળી, ઉદ્યોગોનો વિભાગ તો આંતરિક સાધનો ઊભાં કરી શકે, પણ ખેતીવાડી વિભાગનું શું? ખેતીવાડીના અભિનવીકરણનો તો અંદાજે ય કાઢવામાં નથી આવ્યો. અભિનવીકરણની ખેતીવાડી ક્ષેત્રની આ દૃષ્ટિએ તો મજાલ જ નથી.

આપણે ગમે તેમ ગણીએ, આંતરિક તેમજ બહાર (વિદેશી હૂંડિયામણ)નાં સાધનોનો પ્રશ્ન મૂંઝવનારો પ્રશ્ન છે.

અભિનવીકરણ (રૅશનલાઇઝેશન)ની ચોથી ટીકા છે સામાજિક ખર્ચ પરત્વેની. અભિનવીકરણનાં બેકારી સિવાયનાં સંભવિત પરિણામોની સામે પણ વિરોધ છે. વાસ્તવિક રીતે તો આ દલીલ યંત્રવાદની સામે છે, શુદ્ધ રીતે અભિનવીકરણની સામે માલૂમ પડતી નથી.

ઉપર જણાવેલ ત્રણ-ચાર મુદ્દાઓ અભિનવીકરણની સામે રજૂ કરવામાં આવે છે, જેમાં સત્યનો અંશ પણ સારા પ્રમાણમાં છે, છતાં તેના સાચા ઉપાયો પણ ઉપલબ્ધ છે. ઉપરાંત અભિનવીકરણના ફાયદાઓ પણ ગણનાપાત્ર છે. અભિનવીકરણથી ઉત્પાદન વધે, અને ફુગાવાનાં પરિબળોને દાબી દેવામાં તે સહાયભૂત થાય છે. વળી, અભિનવીકરણથી ઉત્પાદનના એકમોમાં વપરાશ વગરની પડી રહેલી શક્તિ (idle capacity)નો પણ પૂર્ણતર ઉપયોગ (fuller utilisation) થઈ શકે.

ઉદ્યોગોની જ જો ખાસ વાત કરીએ તો નિયોજકો અને મજૂરો મળીને એવી કબૂલાત ઉપર પણ આવી શકે કે જેથી પરસ્પર અભિનવીકરણથી નીકળતા ફાયદા અને ગેરફાયદાની ન્યાયપુરઃસર વહેંચણી કરશે તો ક્રમશઃ પણ આ અગત્યના કાર્યક્રમને અમલમાં મૂકવાનું શક્ય બને ખરું. અને તેની ગતિ ઉપર પૂરો કાબૂ હોવો જરૂરી છે; કારણ કે માત્ર ટેક્નૉલૉજીના કે આર્થિક કારણોસર લેવામાં આવેલો અભિનવીકરણ અપનાવવાનો નિર્ણય ફાયદા કરતાં નુકસાન કરી બેસે એવી સંભાવના પણ વધુ છે.

અંતે તો ફાયદાઓ અને ગેરફાયદાઓની બે પક્ષો વચ્ચે ન્યાયપુરઃસર વહેંચણી એ અભિનવીકરણનો અત્યારનાં સંયોગો માટેના વ્યવહારુ ઉકેલ છે. એવું લાગે છે.

*

# જર્મન ઇતિહાસકાર નીબૂર

યતીન્દ્ર ઈ. દીક્ષિત
[ઇતિહાસના અધ્યાપક, એચ. કે. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

ઇતિહાસને જેણે તેના ગૌણ સ્થાન ઉપરથી સ્વતંત્ર વિજ્ઞાનની હરોળમાં મૂકયું તેમજ ભાવિ પેઢીના સૌથી ઉચ્ચ કક્ષાના ઇતિહાસકારો પણ જેના જેવા થવાની આકાંક્ષા સેવતા હતા, એવી ઉમદા પ્રતિભા ધરાવનારો નીબૂર આધુનિક ઇતિહાસશાસ્ત્રનો પ્રથમ પ્રભાવશાળી વિદ્વાન હતો.

ઓગણીસ વર્ષની કાચી ઉંમરે તેણે નીચે મુજબના યાદગાર શબ્દો લખ્યા: "જો મારું નામ અમર રહેવા સર્જાયું હશે તો તે ફક્ત એક ઇતિહાસકાર અને પ્રકાશક, કે વિદ્વાન લેખક અને ભાષાશાસ્ત્રી તરીકે જ હશે." કીલમાં તેણે ભાષાશાસ્ત્રનો અને કાયદાનો તેમજ ઇતિહાસનો અભ્યાસ કર્યો. રોમન પ્રજાની મિલકતની પદ્ધતિમાં તેને સારો રસ પડ્યો. પછીનાં ફુરસદનાં વર્ષો તેણે પ્રાચીન દુનિયાના પ્રશ્નો સમજવામાં પસાર કર્યાં. નિકોલોવીઅસ તેને ૧૭૯૭માં મળ્યો હતો. તે લખે છે: "મેં નીબૂર જેટલો બુદ્ધિશાળી અને ઉદ્યમી પુરુષ જોયો કે જાણ્યો નથી. તે મધમાખીની જેમ સારી વસ્તુઓનો સંગ્રહ કરે છે, જ્યારે ઝેર જેવી ખરાબ વસ્તુઓને તો તે સ્પર્શ પણ કરતો નથી.'' કીર્તિ સંપાદન કરી તે પહેલાં ઘણા ટૂંકા સમયમાં નીબૂરે એક અવિરત અભ્યાસી તરીકેની નામના મેળવી હતી. અનેક બાહ્ય બનાવોને કારણે ઇતિહાસનો આ વિદ્યાર્થી ઇતિહાસકાર બન્યો. તેના મિત્ર બુન્સેનના શબ્દોમાં કહીએ તો, "નીબૂરનું જીવન, તેના સમયમાં કોઈ પણ લેખકના જીવન કરતાં, પ્રચલિત ચાલી રહેલી ઊંડી ચળવળો સાથે વધારે ગાઢ રીતે સંકળાએલું હતું." ત્રેવીસ વર્ષની ઉંમરે ગ્રેટબ્રિટનની તેની મુલાકાત દરમ્યાન વહીવટીતંત્ર પદ્ધતિઓ વિષેનું તેનું જ્ઞાન વિશાળ થયું, અને ઇંગ્લેન્ડના ઇતિહાસનો અને પ્રજાનો તેણે તલસ્પર્શી અભ્યાસ કર્યો.

ફ્રેન્ચ ક્રાંતિના આરંભથી જ વર્તમાનપત્રોમાં ક્રાન્તિ વિષે જે કાંઈ વિગતો પ્રગટ થતી, તેના ઉપર તેણે ધ્યાન આપ્યું હતું, પરંતુ ક્રાન્તિ પ્રત્યેનું તેનું વલણ અશ્રદ્ધા અને અણગમાનું હતું. વાસ અને બીજા મિત્રોએ જુસ્સાથી તેને (ક્રાંતિને) આવકાર આપ્યો હતો, જ્યારે નીબૂરને હિંસક પરિવર્તન પ્રત્યે અણગમો હતો. ૩૦ વર્ષ પછી તેણે જાહેર કર્યું: "મારી યુવાન વયમાં મોટા ભાગના બુદ્ધિશાળી લોકોમાં રૂસો એક નેતા જેવો હતો, અને જર્મનીના મોટા ભાગના વિશાળ જનસમૂહે, શરૂઆતમાં ક્રાંતિને આવકારી હતી." તેના જીવનનાં શરૂઆતનાં વર્ષોમાં તેણે હિંસક પરિવર્તનની ભયંકરતા ખુલ્લી કરી હતી. જૂના રાજ્ય અમલનાં દુષણોથી તે સારી રીતે જાણકાર હતો અને હૅમ્બર્ગમાં આવનાર પરદેશીઓ સાથેની તેની અંગત પિછાણથી પરદેશીઓ પ્રત્યે તેને છેવટ સુધી ધિક્કાર રહ્યો હતો; તેનો આદર્શ તો વ્યવસ્થિત રીતે કાયદા દ્વારા પ્રગતિ કરવાનો હતો. ઇંગ્લેન્ડ વિષેના જ્ઞાનથી ક્રાંતિની પદ્ધતિઓ પ્રત્યેનો તેનો ધિક્કાર વધ્યો. પાછલી અવસ્થામાં રાજકીય ફિલસૂફી માટે બુન્સેનથી બર્ક સુધીનો તેણે પરિચય મેળવ્યો. રોમમાં લીબેર (Lieber) સાથેની વાતચીતમાં ઘણી વાર તેણે કહ્યું હતું કે ઇંગ્લેન્ડના અભ્યાસ સિવાય તે ભાગ્યે જ રોમનો ઇતિહાસ સમજી શકયો હોત. તેણે લખ્યું: "૧૬૮૮થી બ્રિટિશ બંધારણ સ્વતંત્રતા, સામુહિક રાષ્ટ્રીય ડહાપણ અને સદ્‌ગુણોનો ઇતિહાસ રજૂ કરી શકે તેવું સૌથી ઉમદા ચિત્ર આપે છે. એક પણ સ્વરૂપ બદલ્યા કે નાશ કર્યા સિવાય સ્વતંત્રતા સમગ્ર રાષ્ટ્રને આવરી લે છે. ફ્રાંસની ક્રાંતિના સમયમાં ઇંગ્લેન્ડ સિવાય બીજો કોઈ દેશ આટલી સારી સ્થિતિમાં નહિ હોય. આ હકીકત દુનિયાનું અભિમાન અને અદેખાઇનું કારણ બની."

વિશાળ અભ્યાસ અને અનેક બાબતોના વિવિધ ક્ષેત્રોના અનુભવ સાથે નીબૂર તેના જીવનના મહાન કાર્યોમાં પરોવાયો. ડેન્માર્કના અધિકારી તરીકેની નોકરી દરમિયાન ફાજલ સમયમાં તેણે પ્રાચીન દુનિયા ઉપર ઘણા લેખો તૈયાર કર્યા હતા અને પોતાની નોકરીનું રાજીનામું આપ્યા પછી 'Roman History' પાછળ પોતાનો સમગ્ર સમય આપવાનું તેણે નક્કી કર્યું. તે વખતે

તરતની જ સ્થપાએલી બર્લિન યુનિવર્સિટીએ તેને ભાષણો આપવા વિનંતિ કરી, અને ૧૮૧૦માં તેણે જે ભાષણો આપ્યાં તેમાંથી નીબૂરનું રોમના ઇતિહાસનું પુસ્તક સર્જાયું.

તેના મિત્ર સેવિની (Savigny)એ તેને કહ્યું કે તેણે રોમન ઇતિહાસ વિષેનો જાણે કે નવો યુગ શરૂ કર્યો હતો. સેવિની તેની ખુશામત કરતો નહોતો. તેની પહેલાં કોઈએ નહિ માનેલું તેમ તે ઇતિહાસના અભ્યાસમાં નીતિની અગત્ય અને રાષ્ટ્રપ્રેમની ઉત્તેજનામાં માનતો હતો. જેવી રીતે ફિક્ટે (Fichte) 'જર્મન રાષ્ટ્રોને સંબોધનો'માં પોતાનાં રાષ્ટ્રને સીધેસીધું સંબોધતો, તેમ તે પણ કરતો હોય તેમ તેને લાગતું. નીબૂરે રોમન ઇતિહાસ ઉપર બે અને રોમન પ્રાચીન સાધનો ઉપર એક, એમ ત્રણ જૂથમાં ભાષણો આપ્યાં. પહેલાં બે જૂથનાં ભાષણો પુસ્તક આકારે ૧૮૧૧-૧૮૧૨માં બે ભાગમાં પ્રસિદ્ધ થયાં; આ પુસ્તકો તેણે પોતાના રાજાને અર્પણ કર્યાં. જોકે ઘણાં વર્ષો પછી તેણે તેને સંપૂર્ણ રીતે ફરીથી લખ્યાં અને એ રીતે રોમના ઇતિહાસના પદ્ધતિસરના અભ્યાસની ફલશ્રુતિ થઈ.

પરિણામે રાજાશાહી અને પ્રજાસત્તાક રોમ વિષેનું સંશોધન સારી રીતે ચાલુ રહ્યું, પરંતુ બહુ જ થોડાએ રાજ્યના જીવનનું અથવા તો તેના ક્રમિક વિકાસનું સ્પષ્ટ અને વ્યવસ્થિત સ્વરૂપ આપવા માટે પ્રયત્ન કર્યો હતો. મૅકીઆવેલીએ લીવીને પોતાનો આધાર બનાવી પોતાનાં રાજકીય ચિંતનો અને સિદ્ધાંતો રજૂ કર્યાં હતાં. મોન્તેસ્કે હિંમતપૂર્વક વિકાસ અને પતનનાં કારણો શોધવા પ્રયત્ન કર્યો હતો, પરંતુ તેનું જ્ઞાન છીછરું હતું અને તેને પોતાનાં સાધનો ઉપર આધાર રાખવાનો હતો. અસંખ્ય લેખકોએ લીવીનાં લખાણનો ઉપયોગ કર્યો હતો. પરંતુ નીબૂરના પહેલાં કોઈએ પણ રોમને મહાન રાષ્ટ્ર કહ્યું નહોતું; રોમની રાજકીય, કાયદાવિષયક અને આર્થિક સંસ્થાઓ વિષે મૂળભૂત વિચાર કર્યો નહોતો, અને તેના ક્રમિક પ્રગતિકારક ફેરફારો તપાસ્યા નહોતા. તેણે જાહેર કર્યું હતું કે રાજદ્વારી પુરુષ સિવાય કોઈ રોમનો ઇતિહાસ લખી શકે તેમ નથી. તેને એક સત્ય મળ્યું હતું કે કોઈ પણ રાષ્ટ્રનો પ્રાચીન ઇતિહાસ એ એના બનાવો કરતાં સંસ્થાઓનો, વ્યક્તિઓ કરતાં વર્ગોનો, કાયદાઓ કરતાં રૂઢિઓનો જ હોય છે. રોમની પ્રગતિનો ઇતિહાસ વિજેતાઓ અને જિતાએલાના જાતિભેદના તફાવતોમાંથી ઊભા થએલા પેટ્રીસીઅનો અને પ્લેબીઅનો વચ્ચેના ઝઘડાઓ ઉપર આધારિત છે. તેણે તે વખતના રાજકીય પ્રશ્નોનું સ્પષ્ટ ચિત્ર આપ્યું હતું અને તેને વિષે વિચાર કરવા તેના ઉદ્દ્ભવથી માંડીને લીસિયન કાયદાઓ સુધી રાજ્ય વિષેનો ચિતાર તેણે દુનિયાને આપ્યો. જમીનને લગતા પ્રશ્નોનું પહેલી જ વાર સંપૂર્ણ સંશોધન થયું. ઍથેન્સની લોકશાહી માટે ગ્રોટએ જે કંઈ કર્યું તે જ પ્રમાણે નીબૂરે રોમન પ્રજાસત્તાક રાજ્યને, આધુનિક દુનિયાના રાજ્યની માફક બની શકે તેટલું સાચું અને સમજી શકાય તેવું, રજૂ કર્યું.

નીબૂરની બીજી મહાન સિદ્ધિ એ હતી કે તેણે પ્રાચીન રોમના ઇતિહાસનાં આધારભૂત સાધનોને તુલનાત્મક દૃષ્ટિએ તપાસીને પ્રાચીન રોમના ઇતિહાસની આધારભૂત બાબતો શોધી કાઢી. આ કાર્ય માટે તેણે તેની પહેલાં થઈ ગએલા ઇતિહાસકારો ઉપર આધાર રાખ્યો નહોતો. પોતાનું પ્રસિદ્ધિનું કાર્ય પૂરું કર્યા પછી જ બોફોર્ટના લખાણો તેણે વાંચ્યાં હતાં અને તેને વધારે ખંડનાત્મક જાહેર કર્યાં હતા. વિકોની દર્શનશક્તિ વિષે તે અજાણ હતો. તુલનાત્મક પદ્ધતિની શોધમાં તે એવા માર્ગે આગળ વધ્યો કે જ્યાં પહેલાં કોઈએ પ્રવેશ જ નહોતો કર્યો. તેણે સંપૂર્ણપણે વુલ્ફની પદ્ધતિ અને પરિણામોનું અનુકરણ કર્યું અને મહદ્અંશે નીબૂર વુલ્ફ સાથે સહમત થયો કે શરૂઆતનો રોમનો ઇતિહાસ ગુપ્ત રાખવામાં આવ્યો હતો અને પછીથી તેને કાવ્યમાં ફેરવવામાં આવ્યો. નીબૂરે લખ્યું: "લેખિની બાજુએ મૂકતાં ઈશ્વરના સાંનિધ્યમાં આપણે એવું કહી શકીએ કે મેં જે કંઈ લખ્યું છે તે મારા જ્ઞાનથી કે અથાગ સંશોધનના શ્રમ પછી જ લખ્યું છે અને તેથી તે સત્યથી વેગળું નથી." તેનામાં ખૂબ આત્મશ્રદ્ધા હતી. તેણે જાહેર કર્યું હતું કે તેનામાં "સાચી અને ઘણી ઝડપથી સત્ય જાણવાની શક્તિ હતી કે જે ભાગ્યે જ જૂઠું કે ખોટું પકડવામાં નિષ્ફળ જતી." તે જે ક્રાંતિ લાવી રહ્યો હતો તેનો તેને ખ્યાલ હતો. ન્યૂમેનની અનુમાન-શક્તિ જેટલી તેનામાં દૈવત્વની શક્તિ હતી. તેના એક મિત્રને તેણે લખ્યું: "હું એક ઇતિહાસ-

કાર છું, કારણ કે જુદાજુદા અવશેષોમાંથી એક સંપૂર્ણ ચિત્ર હું ખડું કરી શકું છું. અને ખોવાએલા ભાગો ક્યાં છે અને તેમને કેવી રીતે શોધીને જોડી દેવા તેની મને ખબર છે." બીજી રીતે રજૂઆત કરતાં તેણે જાહેર કર્યું, "જેવી રીતે શરીરવિજ્ઞાની શરીરો ઉપર વાઢકાપ કરે છે તેમ હું વિગતો ઉપર વાઢકાપ કરું છું." બીજા એક પ્રસંગે તેણે ઇતિહાસકારની સરખામણી એક બંધ અંધારી કોટડીમાં પુરાએલા માણસ સાથે કરી. આ માણસની આંખો અંધારાથી એવી ટેવાઈ જાય છે કે જે અંધારામાં રહેલા બધા પદાર્થો જોઈ શકે છે; પરંતુ આ સમયે એ જ અંધારી કોટડીમાં એક આગંતુક દાખલ થશે તો તે કશું જ જોઈ શકશે નહિ અને તે જાહેર કરશે કે તેને કશું જ દેખાતું નથી. નીબૂરની પદ્ધતિઓ બેન્ટલી, ફ્રૅબેટ અને મનરોની અનુમાન-પદ્ધતિ ઉપર સુધારો સૂચવતી હતી.

હવે પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, શરૂઆતના રોમના ઇતિહાસનાં બનાવો અને પરિસ્થિતિઓ જેમાં આલેખી છે તેવી સૌથી જૂની નોંધો જે આપણી પાસે છે તેમાં હકીકતો કઈ રીતે આવી? પેરિઝોનીઅસનું સૂચન સ્વીકારી તેણે જવાબ આપ્યો કે જ્ઞાન ગીતો દ્વારા, દફનક્રિયા વખતની પ્રશસ્તિઓ દ્વારા અને પોન્ટીફેક્સ મેક્સીમસે સાચવી રાખેલી તવારિખો દ્વારા તે મળી. આ ઉપરાંત આગળ વધતાં તે કેટલાંક બનાવને કાયદાનો સમય કહે છે, તો કેટલાક બનાવોને પુરાણના ગણે છે અને બીજાને ઇતિહાસ તરીકે ઓળખાવે છે. "પૂર્ણ કાવ્યમય અને ઐતિહાસિક યુગની વચ્ચે બધાં જ રાષ્ટ્રોમાં પુરાણ ઇતિહાસનો કાળ હોય છે." ઑગસ્ટસ સ્કલીગેલે લખેલા વિદ્વતાસર્યા લેખમાં તેણે નીબૂરના 'બેલેડ્સ' મતનો અસ્વીકાર કર્યો હતો અને પોતાની સામે બનતા બનાવની માફક ઇતિહાસકારે કરેલા વર્ણન બદલ તેની નિંદા પણ કરી. નીબૂરની પાસે દૂર દૂરના સમય માટે અનુમાન કરવાની શક્તિ હતી, અને એકાદ હકીકત, કે સહેજ ઇશારો કે ખૂટતી કડી ઉપર તે ઉપયોગી અંકોડા મેળવતો. પરંતુ સ્વાભાવિક રીતે તે આત્મલક્ષી હતો. આ રીતે તદ્દન નજીવા ઉલ્લેખો ઉપર પહેલી જ વાર વિદ્વાનની અનુસંધી અને કેળવાએલી નજર ફરી અને સામાન્ય માનવી માટે પણ તે હકીકતો હવે તાદૃશ્ય થઈ. ઇતિહાસકાર માટે મેકૉલેએ ફરિયાદ કરી છે કે તે હમેશાં સાબિત કરેલી સત્ય હકીકત અને માત્ર અભિપ્રાય એ બંને વચ્ચે ભેદ પાડતો નથી.

'વૉર ઑફ લિબરેશન'ને કારણે નીબૂરનાં વ્યાખ્યાનોમાં અંતરાય પડ્યો એટલે નીબૂરે લશ્કરમાં જોડાવાની પરવાનગી માંગી; પરંતુ રાજાએ કહ્યું કે તમે આ સિવાય પણ રાજ્યની વધારે અસરકારક રીતે સેવા કરી શકશો, તેથી તમારી સેવાની લશ્કરમાં જરૂર નથી. આથી તેણે એક સમાચારપત્ર શરૂ કર્યું અને તે દ્વારા મહાન લડત માટે દેશવાસીઓને જાગ્રત કરવાનું ભગીરથ કાર્ય આરંભ્યું. જ્યારે યુદ્ધ પૂરું થયું ત્યારે તેણે પ્રશિયા સાથે જોડવામાં આવેલી કૅથૉલિક પ્રજાની સરકારનો અને વહીવટીતંત્રનો 'વૅટીકન' સાથે સહયોગ કરવા, ચર્ચા-વિચારણા કરવાનું કાર્ય હાથમાં લીધું. પરંતુ તેણે વિગતે આપેલી સૂચનાઓ વિષે પ્રશિયાનું મંત્રીમંડળ એક થઈ શક્યું નહિ અને તેથી ઘણાં વર્ષો સુધી તેને રોમમાં રહેવું પડ્યું. એલચી તરીકેના કાર્યથી તેને બહુ જ થોડો સંતોષ થયો. આ સમય દરમ્યાન વૅટીકનમાં વધારે હકીકતો મેળવવામાં તેની અપેક્ષા ફળીભૂત થઈ નહિ. તેની શોધ બહુ આગળ ચાલી શકી નહિ. તેને સેલ્લસ્ટ અને સીસેરો વિષે માત્ર થોડી માહીતિ મળી. રોમના અવશેષોમાં તેને વધારે રસ પડવા લાગ્યો, અને તેના મિત્ર અને સેક્રેટરી બુન્સેને કરેલી વિશાળ પુરાતત્ત્વવિદ્યાની વ્યવસ્થામાં તેણે ખૂબ મદદ કરી.

જ્યારે સંધિપત્ર ઉપર સહી થઈ ગઇ ત્યારે નીબૂરે જર્મની પાછા ફરવાનો નિર્ણય કર્યો અને ત્યાં પોતાનો અભ્યાસ ચાલુ રાખવાનું તેણે વિચાર્યું. તેના એક વિદ્યાર્થી 'ક્રાઉન પ્રિન્સે' તેને બર્લિનમાં રહેવા સારૂ ખૂબ આગ્રહ કર્યો, પરંતુ તેણે તો બૉન (Bonn)ને જ પોતાનું ઘર બનાવવાનું નક્કી કર્યું હતું. હ્રાઈનલેન્ડની યુનિવર્સિટી સાથે જ તેના જીવનનો છેલ્લો અને ખૂબ સર્જનાત્મક સમય સંકળાએલો છે. અહીં 'રોમના ઇતિહાસે' છેલ્લું સ્વરૂપ ધારણ કર્યું, ત્યાં જ પ્રાચીન અને આધુનિક ઇતિહાસ ઉપરનાં તેનાં વ્યાખ્યાનોએ લોકો ઉપર સચોટ અસર કરી, અને ત્યાં જ તે યુરોપના વિદ્વાનોમાં બેતાજ બાદશાહ જેવો બન્યો. તેનો એક વિદ્યાર્થી લખે છે: "આપણા દેશ અને યુગના રાજકારણની ચર્ચા કરતી વખતે બીજા માણસની માફક તે પણ ઉશ્કેરાઈ જતો. તેને

વિચારો એટલા ઝડપથી આવતા કે ઘણી વાર તો વાક્યો પણ તે પૂરાં કરી શકતો નહિ. પરંતુ તેની નિષ્ઠા અને આ બધા કરતાં પણ તેને મન જીવંત એવા માણસોનું તે જે વર્ણન કરતો એ એટલું બધું સુંદર લાગતું કે તેના પ્રવાહમાં જ સાંભળનારાઓ તણાઈ જતા." જ્યારે આ મહાન શિક્ષક આ દુનિયામાંથી ચાલ્યો ગયો ત્યારે તેના વિદ્યાર્થીઓની નોંધો અને તેનાં ભાષણોને દસ ગ્રંથોમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યાં.

બૉનમાં જે વર્ષો એણે પસાર કર્યાં તે દરમ્યાન તેણે ઇતિહાસની નવી આવૃત્તિ બહાર પાડી. આ નવી આવૃત્તિને તરત જ સારી કીર્તિ પ્રાપ્ત થઇ. તેણે નવેમ્બર ૧૮૨૭માં સેવીનીને લખ્યું: "પ્રાચીન સમયના કોઈ પણ ઇતિહાસકારની શોધે દુનિયાને મારા ગ્રંથ જેટલું સાહિત્ય આપ્યું નથી, અને આધારભૂત સાધનોથી જે કંઈ બહાર આવ્યું છે, તેણે મારા સિદ્ધાંતોને સ્વીકારવામાં અને વિકસાવવામાં જ ફાળો આપ્યો છે." ગેટેએ, પ્રથમ આવૃત્તિ પછી, અભિનંદન આપતાં કહ્યું કે બધો જ ઇતિહાસ આ રીતે જ લખાવો જોઇએ. ઇંગ્લેન્ડમાં જેટલો સારો આવકાર મળ્યો તેટલો સારો આવકાર બીજે કોઈ સ્થળે આ નવી આવૃત્તિને મળ્યો નહોતો. મેકૉલેએ જાહેર કર્યું કે આ નવી આવૃત્તિથી યુરોપના બુદ્ધિક્ષેત્રના ઇતિહાસમાં નવો યુગ સર્જાયો હતો. નીબૂરનાં પરિણામોને સ્વીકારીને થૉમસ આર્નોલ્ડે 'History of Rome' નામનું લખી તેની આડીઅવળી વિગતોને વ્યવસ્થિત કરી તેમાંથી સુંદર કૃતિનું સર્જન કર્યું. તેનો બીજો ગ્રંથ છપાવા ગયો હશે તેટલામાં આ મહાન ઇતિહાસકારનું અવસાન થયું. ૧૮૩૨માં ત્રીજા ગ્રંથના અવશેષો છપાયા અને પ્રથમ પ્યુનિક યુદ્ધ સુધી તેની વાત આવીને અટકી પડી.

જ્યારે નીબૂરનું સ્વાસ્થ્ય સરસ હતું અને તે કીર્તિને શિખરે પહોંચ્યો હતો, ત્યારે ફક્ત પંચાવન વર્ષની ઉંમરે તે અવસાન પામ્યો. પરંતુ બીજા માનવીઓ કરતાં દશ વર્ષ વહેલી કારકિર્દી તેણે શરૂ કરી હતી અને પોતાના દેશની મુશ્કેલીઓને તેણે પોતાની ગણી હતી. તે સતત ઉશ્કેરાટમાં રહેતો હતો, તેથી મિત્રો તેને ત્યજી દેતા અને તેથી તે ઉદાસીન રહેતો. ફ્રેન્ચચડાઇનો ભય તેને સતત સતાવ્યા કરતો અને ૧૮૩૦ની ક્રાંતિ જ્યારે ફાટી નીકળી ત્યારે તેનું મન આકુળવ્યાકુળ થઈ ગયું. પોતાની પત્ની અને બાળકોના રક્ષણની જવાબદારી તેના પર હતી. તેનું આખું ઘર અને પુસ્તકાલય બળીને ખાખ થવાથી અને પેરિસથી આવેલા સમાચારોથી તેની તબિયતને ખૂબ અસર થઈ હતી; અને ૧૮૩૦ના આખરી દિવસોમાં તે એટલો બધો નબળો પડી ગયો હતો કે શરદીમાં સપડાએલા તેના શરીરનો તે બચાવ કરી શક્યો નહિ.

રાન્કેએ જણાવ્યું કે થ્યુસીડાઇડ્સ, ફિક્ટે અને નીબૂર તેના ગુરુઓ હતા; ગ્રોટેએ કહ્યું, કે આદર અને કૃતજ્ઞતાની લાગણી સિવાય નીબૂરનું નામ ઉચ્ચારી શકાતું જ નથી; વેઇટ્સ લખે છે, કે નીબૂરના રોમન ઇતિહાસે મને જેટલું આપ્યું તેટલું બીજા કોઈ પુસ્તકે આપ્યું નથી. એક વિદ્વાનના શબ્દોમાં કહીએ તો, બધા જ ઇતિહાસકારો, જો તેઓ તે નામને પણ લાયક હોય તો, નીબૂરના શિષ્યો છે.*

*_History and Historians of the Nineteenth Century_ by G. P. Gooch એ પુસ્તકમાંથી આ લેખની માહિતી એકત્ર કરી હોઇ તેની સાભાર નોંધ લઉં છું.
—યતીન્દ્ર દીક્ષિત

*

# આધુનિક રાજ્યમાં ધારામંડળનાં લક્ષણો અને કાર્યો

## [એકગૃહી ને દ્વિગૃહી ધારામંડળોની ચર્ચાના વિશેષ સંદર્ભમાં]

પુરુષોત્તમ ગણેશ માવળંકર

[હૅરલ્ડ લૅસ્કી ઇન્સ્ટિટ્યૂટ ઑફ પૉલિટિકલ સાયન્સના ઉપક્રમે ચાલતા રાજ્યશાસ્ત્ર અભ્યાસવર્તુળની પખવાડિક ચર્ચાસભામાં તા. ૯ સપ્ટેમ્બર ૧૯૬૬ને રોજ ઉપર્યુક્ત વિષય પર થયેલી ચર્ચાનો પ્રારંભ આચાર્ય શ્રી પુરુષોત્તમ ગ. માવળંકરે કર્યો હતો. એના આધારે નીચેનો સારાંશ શ્રી પ્રકાશ શાહે તૈયાર કર્યો છે. એમાંના વિચારો ઇન્સ્ટિટ્યૂટના અગર અભ્યાસવર્તુળના નથી.]

કોઈ પણ શાસનવ્યવસ્થાનાં મુખ્ય પાસાં ત્રણ હોય છે: ધારામંડળ, કારોબારતંત્ર અને ન્યાયતંત્ર. એમાં દેખીતી રીતે, અને તર્કસંમત દૃષ્ટિએ પણ, ધારામંડળનું સ્થાન અગ્રિમ છે. આધુનિક યુગમાં ધારામંડળ વિના કોઈ પણ રાજ્યની યોજના અધૂરી છે. ધારામંડળ એટલે, એનું નામ સૂચવે છે તેમ, કાયદો ઘડનારી સંસ્થા; પણ એની કામગીરીનો વ્યાપ માત્ર ત્યાં જ અટકતો નથી.

લોકસંમત ધારામંડળની વાત આમ તો આધુનિક જમાનાની ગણાવી શકાય. પહેલાં તો રાજા જ બધી બાબતોમાં કર્તાહર્તા હતો. ફ્રાન્સના ચૌદમા લુઇએ તો વટભેર આવું સમીકરણ જાહેર કરેલું: 'હું જ રાજ્ય!' તેમ છતાં, પશ્ચિમમાં પ્રાચીન ગ્રીસની લોકશાહીપ્રથાઓ આપણું ખાસ ધ્યાન ખેંચે છે. એ જમાનામાં ત્યાં પ્રતિનિધિત્વયુક્ત નહીં પણ સીધી લોકશાહી પ્રવર્તતી. નાનાં નાનાં નગરરાજ્યોમાં, અને એમાં ય ગુલામો તથા સ્ત્રીઓને નાગરિકત્વનો હક્ક ન હોય ત્યારે, સીધી લોકશાહીની પ્રથા અમલી બની શકે એમાં નવાઈ નથી. બીજું, ચાલુ જમાનાના રાહ પર આવતાં પહેલાં રાજ્યશાસ્ત્રના યાત્રીએ રોમના ભવ્ય રાજમાર્ગોની મુલાકાત લઈને ત્યાંની દ્વિગૃહી પદ્ધતિનો તેમ જ ખાસ કરીને રોમન સેનેટની સવિશેષ સત્તાનો ખ્યાલ લેવો રહ્યો.

આ ક્ષેત્રે પ્રાચીન કાળમાં, પશ્ચિમની જેમ, પૂર્વનું પણ પ્રદાન તો છે જ. પ્રાચીન ભારતની સભા, સમિતિ આદિ સંસ્થાઓ નોંધપાત્ર છે. એ યુગનું એક સૂત્ર, વિવિધ ક્ષેત્રો કે વિષયોમાં અનુભવ ધરાવતા (elders) લોકોથી બનેલ ગૃહની યાદ આપતું, નવી દિલ્હીના સંસદભવનમાં અંકિત થયેલું છે: 'જ્યાં વૃદ્ધો નથી તે સભા નથી, અને જે ધર્મ વદતા નથી તે વૃદ્ધ નથી...'[૧] વળી, બૌદ્ધ સંઘનાં દૈનંદિન વ્યવહારનાં એવાં પ્રમાણો પણ ઉપલબ્ધ છે, જેની આપણે ચાલુ લોકશાહી રીતરસમો સાથે તાદૃશ વ્યાપ્તિ કરી શકીએ.

પણ આપણે વાત તો પશ્ચિમની માંડી હતી. ત્યાં સ્વિટ્ઝરલેન્ડ અને ઇંગ્લેંડમાં લગભગ વણથંભી સંસદીય, અથવા વધુ વિશાળ શબ્દ વાપરવો હોય તો ધારાકીય, બાબતોને લગતી પ્રગતિ ચાલી આવી છે. ઇંગ્લેંડમાં એડવર્ડ પહેલાએ ૧૨૯૫માં 'સંસદ જેવું કૈંક' (Model Parliament) યોજ્યું હતું તે જાણીતું છે. અને ત્યાર પછી, એક માત્ર ક્રૉમ્વેલ-કાલીન અપવાદ બાદ કરતાં, બ્રિટિશ સંસદીય પ્રવાહ અવિચ્છિન્નપણે વિકાસમાન થતો જણાય છે.

આટલી ભૂમિકા પછી ધારામંડળ-વિષયક વિશદ વિચારણા શક્ય બનશે. શરૂઆતમાં જ નોંધ્યું તેમ, ધારામંડળ એક કાનૂન-સર્જકતંત્ર છે, અને એથી લોકશાહી સંદર્ભમાં એનું વિશેષ ગૌરવ પણ છે. પરંતુ ધારામંડળ જો કેવળ કારોબારતંત્રની તાબુલવાહિની (handmaid) જ બની રહે તો એનું (ધારામંડળનું) ખોળિયું ભલે રહે, પણ એમાં પ્રાણ તો નહીં જ હોય. એટલે કાયદા ઘડવા ઉપરાંત પ્રજાકીય હિતના પ્રશ્નોની ચર્ચા-વિચારણા તથા શાસનની કાર્યનીતિને લગતા તમામ મહત્ત્વના નિર્ણયોને બહાલ રાખવાની કે ફગાવી દેવાની કામગીરી દરેક ધારામંડળે બજાવવી રહી. આટલું થાય છે કે નહીં, એ કસોટી પર તપાસતાં પ્રત્યેક ધારામંડળની સક્રિયતા કે નિષ્ક્રિયતા છતી થશે. અહીં સક્રિયતાનો અર્થ તે તે ધારામંડળની આરંભક્ષમતાના (initiative) પ્રકાશમાં કરવાનું સૂચન છે; પરંતુ એમાં એક ભયસ્થાન છે, તે એ કે આ કસોટી લાગુ પાડવા જતાં સ્થૂલ રીતે ઇંગ્લેંડ કરતાં અમેરિકાની 'કૉંગ્રેસ' (સેનેટ અને હાઉસ

ઑફ રેપ્રઝેન્ટેટિવ્સની બનેલી) વધુ સક્રિય જણાશે. અમેરિકાનું બંધારણ ત્યાંની કૉંગ્રેસને કેટલીક બાબતોમાં છૂટો દોર આપે છે. પરંતુ જરા શાંતિપૂર્વક પુનર્વિચારણા કરવાથી, ઇંગ્લૅંડ અને અમેરિકાની સંસદોની સરખામણીમાં, ઇંગ્લૅંડની પાર્લમેન્ટ ઓછી સક્રિય એવો ઉતાવળિયો નિર્ણય બદલવાનું મન થાય તો આશ્ચર્ય નહીં; કારણ, અમેરિકન કૉંગ્રેસને બંધારણીય વ્યવસ્થાથી જે મળ્યું છે તે બ્રિટિશ પાર્લમેન્ટે પોતાની સતર્કતા અને અતન્દ્રતાથી જાળવવાનું છે; ત્યાં એક રીતે જોતાં બંધારણીય પહેરેગીરી નથી. આથી બ્રિટિશ પાર્લમેન્ટ પોતાનું સાર્વભૌમત્વ ટકાવવા માટે હરહમેશ મથ્યા કરે અને એટલે જ એ વધુ સક્રિય હોય તે દેખીતું છે. ઇંગ્લૅંડની સંસદીય સક્રિયતાને પરિણામે જ ત્યાં કારોબારીતંત્ર મહદંશે સંસદનિર્ભર બન્યું છે.

હવે, ધારામંડળે બજાવવી ઘટતી કામગીરી તેમ જ એને મળેલ સત્તા અંગે કંઈક વિચારીએ. સભ્યો મોકળે મને અને નિર્ભીક રીતે અભિપ્રાયો વ્યક્ત કરી શકે તે સારુ, તેમ જ એના સંસ્થાકીય ગૌરવનો પુરસ્કાર થાય તે માટે, પ્રત્યેક ધારામંડળને કેટલાક વિશિષ્ટાધિકાર (Privileges) હોય છે. ધારામંડળમાં આપેલ વક્તવ્ય માટે કોઈ પણ સભ્ય સામે અદાલતી પગલાં લઈ શકાય નહીં. વળી સભ્ય જ્યાં સુધી સદનમાં હોય ત્યાં સુધી એની ધરપકડ પણ નિષિદ્ધ છે. ધારામંડળને જરૂરી લાગે ત્યારે તે પ્રેક્ષકદીર્ઘા (Visitors Gallery) તેમ જ ઇતર દીર્ઘાઓ (galleries) ખાલી કરાવીને પણ ચર્ચા-વિચારણા કરી શકે, કારણ કે બિનસભ્યો સભાગૃહને મન 'અજાણ્યા' (strangers) જ ને! એટલે તો લોકશાહી જગતની માતૃસંસદ બ્રિટિશ પાર્લમેન્ટમાં માનવંતા મહેમાનોની દીર્ઘાને પણ 'અજાણ્યા મહાનુભાવોની દીર્ઘા' (Distinguished Strangers Gallery) એવું નામ અપાયું છે!

સભ્યોને મળેલું અભિપ્રાય-સ્વાતંત્ર્ય એ જેમ ધારામંડળનો વિશિષ્ટાધિકાર છે તેમ તેની કામગીરી પણ છે. આખરે તો, આ વિશિષ્ટાધિકાર દ્વારા જ સભ્યોને હૈયાવરાળ ઠાલવવાની તક મળે છે; અને પ્રજાનાં મંતવ્યોથી સરકારને વાકેફ કરવાનો તેમ જ પોતાના અભિપ્રાયોથી સભાગૃહ દ્વારા આમજનતાને વાકેફ કરવાનો સુયોગ પણ એથી જ મળે છે. બર્નાર્ડ શૉએ ક્યારેક એમની લાક્ષણિક અદાથી ટકોર કરેલી: 'સંસદ એકમાત્ર સદ્‌પ્રવૃત્તિ કરે છે-હૈયાવરાળની બેધડક ઠાલવણી!'[2] બીજી અગત્યની કામગીરીઓમાં વહીવટી બાબતો ઉપરાંત નાણાંકીય અંકુશનો સમાવેશ થાય છે. નાણાંકીય દોર પોતાના હાથમાં રાખીને જ બ્રિટિશ પાર્લમેન્ટે પોતાનું સાર્વભૌમ વ્યક્તિત્વ વિકસાવ્યું છે. કરવૃદ્ધિ તથા પ્રજાકીય ફંડોની ફાળવણી જેવી બાબતો આ દિશામાં નોંધપાત્ર છે. તદુપરાંત, નાગરિક હક્કો, જાહેર સ્વાસ્થ્ય, શિક્ષણાદિ ક્ષેત્રે પણ ધારામંડળ કાયદા ઘડે છે. ધારામંડળની બીજી પણ એક અત્યંત મહત્ત્વની કામગીરી નોંધી લઈએ: બંધારણમાં સુધારણા કરવાની. બંધારણનાં ગૌરવ ને પ્રતિષ્ઠાને લક્ષમાં લઈને એ અંગે, સામાન્ય કાનૂનને પસાર કરવાની જોગવાઈ કરતાં કેટલીક વિશેષ વ્યવસ્થા મુકરર કરવામાં આવે છે.

લોકશાહી મુલકનો પ્રત્યેક પ્રજાજન વધુ ને વધુ વિચારતો અને કામ કરતો થાય એ ખૂબ જ જરૂરનું છે. એ દિશામાં ધારામંડળ 'અભિપ્રાય-ઘડતર'ની એની કામગીરીથી કીમતી ફાળો આપે છે. એક રીતે કહીએ તો એનું કામ જ અભિપ્રાયોના એકત્રીકરણનું ને વહેંચણીનું છે. એટલે તો હર્બર્ટ મૉરિસને સંસદને 'talking shop' તરીકે ઓળખાવી છે! પણ એ માટે ઑલિવર ફ્રૅન્કસે કહ્યું છે તેમ, સમય વેડફવાની તૈયારી તો જોઇએ જ![3] અને બ્રિટિશ પાર્લમેન્ટ કે એને મળતી આવતી સંસદો કાયદો ઘડનારી સંસ્થાઓ છે તે પણ એ અર્થમાં જ કે વ્યક્ત થતા અભિપ્રાયોના પ્રકાશમાં કોઈ પણ કાયદો એના અંતિમ રૂપમાં બહાર આવે છે. સૂચિત કાયદો ખરડાના રૂપમાં ઘડાય છે સરકારી ખાતામાં, પણ તે ટિપાય છે સંસદના ઉંબર પર! અઢારમી સદીમાં સર વિલિયમ બ્લૅકસ્ટને કહ્યું હતું કે, સંસદનું કાર્ય સૂચિત કાનૂનને આમથી, તેમથી, ઉપરથી, નીચેથી, આજુબાજુથી એમ દિલ ચાહે તેમ મચડવાનું છે![4]

ત્યાર પછી ઊભો થતો પ્રશ્ન ધારામંડળના માળખાને લગતો છે. રાજ્યશાસ્ત્રના વિદ્યાર્થીને મન આ એક રસિક ચર્ચાનો વિષય હમેશ રહ્યો છે. એક બાજુ, *A Grammar of Politics*માં 'એકગૃહી અને વૈવિધ્યપૂર્ણ યોગ્યતાયુક્ત (magni-competent) ધારામંડળ જ આધુનિક રાજ્યની જરૂરતનો શ્રેષ્ઠ ઉત્તર છે' એવું પ્રોફેસર

હૅરલ્ડ લૅસ્કી કહે છે.[૫] બીજી તરફ, બીજા એક બ્રિટિશ વિદ્વાન જે. એ. આર. મૅરિયટ એવું તારણ રજૂ કરે છે કે, 'સભ્ય જગતે અસાધારણ એકમતે દ્વિગૃહી પ્રથાની તરફદારીનો નિર્ણય કર્યો છે.'[૬]

દ્વિગૃહી પદ્ધતિના ટેકેદારોની દલીલો રસપ્રદ અને ભાતભાતની છે. આ પદ્ધતિના કેટલાક સમર્થકો તો એમ કહે છે કે, દ્વિગૃહી પ્રથા સિદ્ધાંતમાં ભલે નરસી પણ વ્યવહારમાં સારી છે! ખેર, આ સમર્થકોનો મોરચો ત્રણ પ્રકારની દલીલો પર મંડાયેલો છેઃ (૧) એકગૃહી કુલ-મુખત્યારીના અવરોધ માટે, (૨) બહુવિધ હિતોના પ્રતિનિધિત્વ માટે, અને (૩) સમવાયતંત્રનાં ઘટક રાજ્યોની સ્વાતંત્ર્યરક્ષા અને સમાન દરજ્જાની જાળવણી સારુ દ્વિગૃહી પ્રથા અનિવાર્ય રીતે આવશ્યક છે. હર્મન ફાઈનર (Herman Finer) પણ લોકશાહી શાસનમાં દરેક હિતનું પ્રતિનિધિત્વ અવશ્ય થવું જોઇએ એ દલીલ સાથે, દ્વિગૃહી ધારામંડળની તરફેણમાં પોતાનો અભિપ્રાય વ્યક્ત કરે છે. અને મિલ (Mill), લેકી (Lecky), ઍડમ્સ (Adams) વગેરે તો આ જૂથમાંનાં ફાઈનરના જગવિખ્યાત પુરોગામી છેઃ અમેરિકન વિચારક પેઇને (Paine) એકગૃહી ધારામંડળ માટે એવી ટીકા કરેલી કે, એ જલ્દી ને ઝાઝું વિચાર્યા વગર અભિપ્રાય આપી દેવા વાસ્તે સદા ઉત્સુક હોય છે. અહીં જ્યૉર્જ વૉશિંગ્ટનને નામે ચઢેલો એક રસિક ને સૂચક કિસ્સો પણ યાદ કરવા જેવો છે!

ચાપાણીના મેળાવડામાં કોઇકે વૉશિંગ્ટનને પૂછ્યુંઃ 'બ્રિટિશ સામંતશાહીની નકલ જેવી દ્વિગૃહી પ્રથા આપણે શીદને અપનાવી છે, વારુ?'

દરમ્યાનમાં, યજમાનપત્નીએ આપેલ કપમાંથી ચા રકાબીમાં કાઢતાં વૉશિંગ્ટને કહ્યુંઃ 'આ કપ છે હાઉસ ઑવ રેપ્રેઝેન્ટેટિવ્ઝ; અને રકાબી છે સેનેટ!'[૭]

દ્વિગૃહી પ્રથાના તરફદારો કહેવા એમ ઇચ્છે છે કે, પ્રક્ષોભની નીપજરૂપે એક ગૃહે પસાર કરેલ અર્ધદગ્ધ પ્રસ્તાવ કે ખરડાના શુદ્ધિસંશોધનનું અને સંમાર્જનનું કામ બીજું ગૃહ કરે છે.

તે સાથે જ, લૅસ્કીની આગેવાની નીચેના એકગૃહી-પ્રથાના પ્રખર પુરસ્કર્તાઓના અભિપ્રાયો પણ એટલા જ વિચારવા જેવા છે. નિષ્ણાતોની જરૂરતની દલીલને લૅસ્કી આબાદ ઉડાવી દે છે. એ એમ કહે છે કે એવી જરૂર ઊભી થયેથી તત્પૂરતી સમિતિઓ કયાં નથી નિમાતી! તો પછી શીદને એ માનવંત નિષ્ણાતોનાં કાયમી ભાડાંભથ્થાંનો ખર્ચ વેંઢારવો? વળી, એકગૃહી પ્રથામાં તરત જ ઉતાવળે નિર્ણય લેવાય છે એમ કહેવામાં સાર્વત્રિક સત્યાંશ નથી. પ્રજાકીય ચર્ચા ને માન્યતાના ક્રમિક વિકાસને અંતે એનો પડઘો ધારામંડળમાં પડે છે. દાખલા તરીકે, 'હિન્દુ કોડ બિલ' ભારતીય સંસદે પસાર કર્યું તે પહેલાં ન જાણે કેટલીય સમાજસુધારક સંસ્થાઓ અને વ્યક્તિઓ તથા રાજકીય પક્ષો એની માગણી વર્ષોથી કરતાં આવ્યાં હતાં! અને હિતમાત્રના પ્રતિનિધિત્વ માટે દ્વિગૃહી પ્રથાની જરૂરિયાત હોવાની વાત અમાન્ય કરતાં લૅસ્કી નોંધે છે કે, જે હિતો (Interests) પોતે સીધીસાદી રીતે ચૂંટાઈ આવી શકે નહીં તેવા હિતોને ચૂંટણી સિવાયના માર્ગ દ્વારા પ્રતિનિધિત્વ શોધવાનો ને પાછલે બારણે પેસવાનો અધિકાર નથી![૮] 'પાછલે બારણે'ની વાત થઈ ત્યારે ઉમેરવું જોઇએ કે ઘણા હારેલા બહાદુરોને માટે ઉપલાં ગૃહોએ આ ઠીક તરણોપાય બક્ષ્યો છે!

હવે, એકગૃહી વિરુદ્ધ દ્વિગૃહી પદ્ધતિના આ ગજ-ગ્રાહમાં બ્રિટિશ ઉમરાવ સભા—હાઉસ ઑવ લૉર્ડ્ઝ—અલગ વિચારણા માગી લે છે. તેનું કારણ એ છે કે, ઐતિહાસિક પાર્શ્વભૂમિકા, આનુવંશિકતા, હમણાં જ દાખલ થયેલ આજીવન સભ્યપદ, નિષ્ણાતોની છત અને સમ્રાટ કે સામ્રાજ્ઞી આમની સભામાં (હાઉસ ઑવ કૉમન્સમાં) પ્રવેશ ન પામી શકે તે હકીકતોથી ઇંગ્લૅંડની ઉમરાવ સભાનું સ્થાન વિશિષ્ટ બની રહે છે. વળી, બ્રિટિશ પ્રજા પરિસ્થિતિક્ષમ અભિગમ (pragmatic approach) ધરાવતી આવી છે એટલે સ્થૂલ રીતે વિરોધાભાસી જણાતી રીતરસમોમાંથી પણ એ સાનુકૂળ સાર અને સમજ તારવી લે છે.

તો પછી ભારતમાં, જ્યાં આવી કશી જ વિશિષ્ટ ભૂમિકા નથી; દ્વિગૃહી પ્રથાની જરૂરત છે ખરી? આપણે ત્યાં મધ્યપ્રદેશ, મહારાષ્ટ્ર, આંધ્રપ્રદેશ, મદ્રાસ, મ્હૈસૂર, પંજાબ, બિહાર, પશ્ચિમ બંગાળ, ઉત્તર પ્રદેશ તથા જમ્મુ અને કાશ્મીર એમ દસ રાજ્યોમાં વિધાનસભા—Legislative Assembly—ઉપરાંત વિધાન પરિષદ—Legislative Council—પણ છે.[૯] પરંતુ વીતેલાં વર્ષોમાં

આવાં ઉપલાં ગ્રહોએ કોઈ વિશિષ્ટ, ગણનાપાત્ર તથા નક્કર પ્રદાન કર્યાનું જાણ્યું નથી. અને બંને ગૃહોમાં એકનો એક જ પક્ષ બહુમતી ધરાવતો હોય ત્યારે તો બીજા ગૃહ પાસેથી બહુ મોટી આશા રાખવામાં આપણી અણસમજ જ વધારે દેખાઈ આવે! બીજું પણ એક વિધાન કરવાનો મોહ થાય છે: આજે વિરોધપક્ષોને બંને ગૃહોમાં મોરચો માંડવા પાછળ સારી એવી શક્તિનો વ્યય કરવો પડે છે. ધારામંડળ જો એકગૃહી હોય તો વિરોધપક્ષ વધુ એકાગ્ર થઈને કાર્ય કરી શકે; અને એમ થતાં સ્વસ્થ પક્ષપ્રણાલી પણ ઊભી થશે. એટલે રાજ્ય-સ્તર પર લાગેવળગે છે ત્યાં સુધી બીજાં ગૃહો 'ખર્ચાળ અને બિનજરૂરી' પુરવાર થયાં છે. હા, કેન્દ્રમાં રાજ્યસભાની અનિવાર્યતા આપણે સ્વીકારવી રહી. સમવાયતંત્રમાં ઘટક રાજ્યોને કેન્દ્રમાં પણ પૂરતો પડઘો પાડવાની તક હોવી જ જોઈએ. વળી, કટોકટીની પરિસ્થિતિમાં ઝડપી પગલાં લેવાં હોય ત્યારે રાજ્યેરાજ્યનો મત જાણવાની લાંબી પ્રક્રિયાને બદલે રાજ્યોનાં ધારામંડળોએ ચૂંટેલા પ્રતિનિધિઓથી જ બનેલી રાજ્યસભાનો મત જાણીને આગળ વધવું સરળ બને છે. વળી, ઘટક રાજ્ય હસ્તકની બાબતો પર રાજ્યસભા રાષ્ટ્રીય હિતમાં ચર્ચા-વિચારણા કરીને ઠરાવો પસાર કરી શકે છે. ભારતીય શાસનવ્યવસ્થામાં રાજ્યસભાનું આ મહત્ત્વ બંધારણની ૨૪૯મી કલમથી સમજાશે.[૧૦]

વિધાનમંડળોએ કરવાની કર્તવ્યપૂર્તિનું વિહંગાવલોકન તેમ જ એકગૃહી ને દ્વિગૃહી પ્રથાની જમા-ઉધાર બાજુઓની તપાસ કર્યા પછી પ્રશ્ન એ થાય કે, આ લંબાણ ચર્ચાનું તારણ શું? ફ્રેન્ચ ચિંતક એબેસ્યસે (Abbe Sieyes) તો ક્યારનું ય કહી દીધું છે: 'એક ગૃહ બીજા સાથે સંમત થાય તો તે દેખીતું જ નિરર્થક છે, અને એ જો બીજાની આડે આવતું હોય તો નર્યું વિઘ્નસંતોષી છે!'[૧૧] હૅરલ્ડ લૅસ્કી ઈન્સ્ટિટ્યૂટમાં જાન્યુઆરી ૧૯૫૫માં વ્યાખ્યાન આપતાં, તે વખતની મુંબઈ રાજ્યની વિધાનસભાના સ્પીકર શ્રી કુન્ટેએ કહેલું કે, આમે ય આરંભક્ષમતા (initiative) કારોબારી પાસે જ સરી ગઈ છે અને વિધાનસભાની કામગીરી 'રબર-સ્ટૅમ્પિંગ'ની બની ગઈ છે, તો નાહક શા માટે એકને બદલે બે 'રબર-સ્ટૅમ્પિંગ'નાં ગૃહો ઊભાં કરવાં! વળી, બંને ગૃહોની રચના, એમના સભ્યપદના નિયમો, એ બન્નેનાં કાર્યો તથા એ બન્ને સભાગૃહોની સત્તામાં જો પૂર્ણ કે મહદંશે સામ્ય હોય તો પ્રત્યક્ષ કાર્યવાહીમાં વારંવાર મડાગાંઠો ઊભી થવાની. આવી સ્થિતિ રાજ્યશાસ્ત્રના ધ્યેય વિરુદ્ધની ગણાય, કેમ કે રાજ્યશાસ્ત્રનું કામ વ્યવસ્થા સ્થાપવાનું ને સાચવવાનું તેમ જ તડજોડનું છે. એ માટે બાંધછોડ પણ કરવી પડે. એટલે રાજ્યશાસ્ત્રનું આ ધ્યેય સાંગોપાંગ પાર પડે તે માટે પેલી મડાગાંઠ તો ટાળવી જ રહી. આથી, વ્યવહારમાં આપણે જોઈએ છીએ તેમ, બેમાંથી એક ગૃહને કૈંક મંદ કે નિષ્ક્રિય—પછી આ પ્રક્રિયા કાગળ પર હોય કે વ્યવહારમાં હોય અથવા બંનેમાં હોય—થવાની ફરજ પડે છે. *A Grammar of Politics*માં લૅસ્કીએ પ્રતિપાદિત કર્યું છે તેમ, ગૃહ ભલે બે હોય પણ અંતે તો એમાંથી એક જ બીજાને દોરે છે.[૧૨] વિવિધ દેશોનાં ધારામંડળોનાં બીજા ગૃહ વિષે અતિશય રસિક અને સવિસ્તર વિવેચન હર્મન ફાઈનર પોતાના *The Theory and Practice of Modern Government*માં કરે છે, અને અંતે સુંદર તારણ રજૂ કરે છે.[૧૩]

આપણે એ ન ભૂલીએ કે દ્વિગૃહી કે એકગૃહી ધારામંડળનો સવાલ સિદ્ધાંતનો નહીં પણ સગવડનો છે. ખપમાં શું આવે છે એ ખરું જોવાનું છે. તેથી જ તો એકગૃહી પદ્ધતિ મગજમાં ઊતરે છે તો પણ ગળે નથી ઊતરતી! તે સાથે જ એ પણ ખરું કે રોજિંદી રાજકારણી ઘટમાળમાં અમેરિકન સેનેટ કે બ્રિટિશ હાઉસ ઑવ કૉમન્સ પોતાના સાથીદાર બીજા ગૃહને ઠીકઠીક નામશેષ બનાવી દે છે. આથી એમ કહી શકાય કે, in the midst of Bicameralism, Unicameralism exists!

## પાદટીપ

૧. આ સંબંધી ધર્મશાસ્ત્રમાં નીચે પ્રમાણે ઉલ્લેખ કર્યો છે:

न सा सभा यत्र न सन्ति वृद्धा
वृद्धा न ते ये न वदन्ति धर्मम्।
नासौ धर्मो यत्र न सत्यमस्ति
न तत्सत्यं यच्छलेनानुविद्धम्॥

2. See, *An Introduction to Politics* by R. H. Soltau, 1952. p. 193. 'All that Parliament is good for is the ventilation of grievances,' wrote Bernard Shaw some years ago. And more recently in *Everyman's Political What's What:* 'Parliament must survive as a congress of plaintive, plangent Anybodies, with unlimited licence to complain, criticise, denounce, demand, suggest, supply and discuss firsthand information, to move resolutions, and to take a vote on them—in short, to keep the government abreast of public sentiment.'

3. *Some Problems of the Constitution* by G. Marshall and G. Moodie, 1961, પૃષ્ઠ પાચ ઉપર સર ઑલિવર ફ્રૅંક્સનું અવતરણ નીચે પ્રમાણે ટાંક્યું છે:

'The amount of time that people are willing to waste in hearing each other talk is a very important constituent of our political life.'

*Sir Oliver Franks*

(Committee on Administrative Tribunals and Enquiries, Minutes of Evidence. Day 24)

4. See, *The United Kingdom Constitution : Some Selected Quotations*, 1961, p. 12.

"Parliament 'hath sovereign and uncontrollable auothority in the making, confirming, enlarging, restraining, abrogating, repealing, reviving and expounding of laws, concerning matters of all possible denominations, ecclesiastical or temporal, civic, military, maritime, or criminal: this being the place where that absolute despotic power, which must in all governments reside somewhere, is entrusted by the constitution of these kingdoms. All mischiefs and grievances, operations and remedies, that transcend the ordinary course of the laws, are within the reach of this extraordinary tribunal. It can regulate or new-model the succession to the Crown; as was done in the reigns of Henry VIII and William III. It can alter the established religion of the land; as was done, in a variety of instances, in the reigns of Henry VIII and his three childern. It can change and create afresh even the constitution of the kingdom and of Parliaments themselves; as was done by the Act of Union [with Scotland] and the several statutes for triennial and septennial elections. It can, in short, do everything that is not naturally impossible.'" [Sir William Blackstone in *Commentaries on the Laws of England (1765-69).*]

5. 'The single-chamber and magnicompetent legislative assembly seems, therefore, best to answer the needs of the modern State.' – Harold J. Laski, *A Grammar of Politics*, 1948. pp. 340.

6. 'With rare unanimity the civilized world has decided in favour of a bicameral legislature.' – J. A. R. Marriott, *Second Chambers : An Inductive study in Political Science*, 1910 p. 1.

7. See, *Legislative Assemblies* by Robert Luce, p. 36.

'Long ago Paine saw that "the objection against a single House is, that it is always in a condition of committing itself too soon," (*The Rights of Man*, pt. II, p. 34).'

A story used to be told of George Washington. It may or may not have been true, but it is none the less illuminating. He was said to have been asked at a friend's table why we had aped the feudal institutions of Great Britian to the extent of having a select as well as a popular House in our Congress. His hostess had just helped him to a cup of tea, so hot that it was sending forth a cloud of steam. He poured a part of the tea into his saucer, let it stand long enough to cool before drinking. 'This cup,' said he, 'is the House of Representatives. Its contents have come directly from the people who may be in a state of great excitement. This saucer is the Senate, in which I can hold the scalding liquid till its heat has subsided enough to make it safe to drink.'

8. See, *Studies in Law and Politics* by H. J. Laski, 1932. Chep. 4th : 'The Problem of a Second Chamber,' pp. 111–112.

"It is the primary thesis of democratic government that those by whom the people are ruled shall be directly chosen by themselves. If a man is unwilling or unfit to submit to the mechanisms of popular choice, he ought not to be imposed as a governor upon the people. There are many methods whereby any special competence that he possesses can be made available to a Government which desires to use it. And it is noteworthy that, with the single exception of Lord Rosebery, every member of the House of Lords who has attained eminence in the House of Lords during the last half-century had already distinguished himself in the House of Commons. That is true of Lord Beaconsfield, Lord Salisbury, and Lord Balfour on the Conservative side; it is true of Lord Courtney, Lord Morley, and Lord Bryce on the Liberal. In a democratic society no one is entitled to the palm without the dust; yet that is exactly what is involved in this proposal. If men of great intellectual distinction desire a place in public life, they will always be able to find it; and if they are permanently rejected by the electorate they are not entitled to creep into it by a door over which the citizen–body cannot stand on guard."

૯. નીચેનાં ઘટક રાજ્યોમાં ધારામંડળનું માત્ર એકગૃહ —વિધાનસભા (Legislative Assembly)–છે: આસામ, કેરળ, ઓરિસ્સા, રાજસ્થાન, ગુજરાત, સૂચિત નાગા લૅન્ડ

૧૦. રાજ્ય-સૂચિમાંની બાબત પરત્વે રાષ્ટ્રિય હિતને ખાતર વિધિ ઘડવાની સંસદની શક્તિ વિષેની, ભારતના બંધારણમાંની ૨૪૯મી કલમનો સંપૂર્ણ અંગ્રેજી પાઠ નીચે પ્રમાણે છે:

249. (1) "Notwithstanding anything in the foregoing provisions of this Chapter, if the Council of States has declared by resolution supported by not less than two–thirds of the members present and voting that it is necessary or expedient in the national interest that Parliament should make laws with respect to any matter enumerated in the State List specified in the resolution, it shall be lawful for Parliament to make laws for the whole or any part of the territory of India with respect to that matter while the resolution remains in force.

(2) A resolution passed under clause (1) shall remain in force for such period not exceeding one year as may be specified therein:

Provided that, if and so often as a resolution approving the continuance in force of any such resolution is passed in the manner provided in clause(1), such resolution shall continue in force for a further period of one year from the date on which under this clause it would otherwise have ceased to be in force.

(3) A law made by Parliament which Parliament would not but for the passing of a resolution under clause(1) have been competent to make shall, to the extent of the incompetency, cease to have effect on the expiration of a period of six months after the resolution has ceased to be in force, except as respects things done or omitted to be done before the expiration of the said period."

સદરહુ ૨૪૯મી કલમનો અધિકૃત ગુજરાતી અનુવાદ સરકારી પ્રકાશન, 'ભારતનું સંવિધાન'ના પૃષ્ઠ ૧૦૧ પર છપાયેલો તે સંપૂર્ણતઃ નીચે ટાંક્યો છે:

'૨૪૯. (૧) આ પ્રકરણના પૂર્વવર્તી ઉપબંધોમાં જે કંઈ ઠરાવાયું છે તેથી અબાધિત રીતે, જો રાજ્ય પરિષદે હાજર અને મત આપનાર સદસ્યોના બે-તૃતિયાંશથી ઓછા નહીં એટલા સદસ્યોના ટેકાવાળા સંકલ્પ દ્વારા ઘોષિત કર્યું હોય કે એ સંકલ્પમાં ઉલ્લિખિત રાજ્ય-સૂચિમાં ગણાવાયેલી કોઈ બાબત પરત્વે સંસદ વિધિઓ ઘડે એ રાષ્ટ્રિય હિતને ખાતર આવશ્યક કે મુનાસબ છે, તો એ સંકલ્પ અમલમાં રહે ત્યાં સુધી, તે બાબત પરત્વે ભારતના સમગ્ર રાજ્યક્ષેત્ર કે તેના કોઈ ભાગ માટે વિધિઓ ઘડવાનું સંસદ માટે વિધિસર ગણાશે.

(૨) ખંડ (૧) અનુસાર પારિત કરાયેલો સંકલ્પ તેમાં ઉલ્લિખિત કરાય તેવી, એક વરસથી વધારે નહીં એવી મુદત સુધી અમલમાં રહેશે:

પરંતુ, જો અને જેટલી વાર એવા કોઈ સંકલ્પના અમલના સાતત્યનું અનુમોદન કરનાર સંકલ્પ ખંડ (૧)માં કરાયેલા ઉપબંધ પ્રમાણે પારિત કરવામાં આવે, તો અને તેટલી વાર એવો સંકલ્પ જે તારીખે આ ખંડ અનુસાર તે અન્યથા અમલમાંથી નીકળી ગયો હોત ત્યારથી એક વર્ષની વધુ મુદત માટે અમલમાં ચાલુ રહેશે.

(૩) ખંડ (૧) અનુસાર સંકલ્પનું પારણ ન થયું હોત તો સંસદ જેને ઘડવા સક્ષમ ન થઈ હોત એવો સંસદે ઘડેલો વિધિ, તે અક્ષમતાના પ્રમાણમાં, તે સંકલ્પ અમલમાંથી નીકળી જાય ત્યાર બાદ છ મહિનાની મુદતની સમાપ્તિ થયે, સદરહુ મુદતની સમાપ્તિ પહેલાં કરાયેલી કે કરાયા વિના રહેલી ઇતર વસ્તુઓ પરત્વે, અસરકર્તા મટી જશે.'

11. 'If a Second Chamber dissents from the first, it is mischievous; if it agrees with it, it is superfluous.' Such was the superficial dilemma propounded by the Abbe Sieyes, arch–constitution-monger of the French Revolution. [See, *Second Chambers* by J. A. R. Marriott, p. 1.]

12. See, *A Grammar of Politics* by H. J. Laski, 1948, pp. 330–331.

"Wherever in a State the legislature has two houses, one or other will always take the lead. One or other will therefore come to be the centre of importance, and to that chamber political talent will invariably gravitate."

13. See, *The Theory and Practice of Modern Government*: Volume I by Herman Finer, 1946, pp. 739–740.

"Before we pass to a consideration of the power and procedure of First Chambers, we must ask what our survey of Second Chambers teaches regarding them. We have seen that when there are two Houses there necessarily follows a contest for power. Each House gets and keeps whatever it can. No exact prediction can be made of the final outcome of any specific constitution, for this is settled by the balance of power, social, economic, moral, in the community, and this is so complex and so unfixable for any length of time ahead, that the nicest predictions are bound to be upset. If the Houses are built on different foundations, the differences inevitably produce consequences in terms of the balance of power, whatever the intentions may have been. Only party can overcome the differences, but the very differences strain and break the unity of parties, by introducing a new corporate loyalty which collides with party. The question, then, is, whether the complexity of constitutional machinery, the blindness to ultimate power-relationships, the defectiveness of party and the checks and brakes upon Government, are together worth the security given by a Second Chamber. That security is of no value unless it implies the introduction of sobriety and wisdom into government. Suppose, however, that it is possible for the Lower Chamber to provide good sense, adequate representativeness, sober and conscientious debate and procedure, mature reasoning : then, where is the need for a Second Chamber, at such a cost ? One maxim is of all political maxims sound : never to create an institution when it is not necessary. If other institutions fulfil the conditions of good government, a Second Chamber is not necessary. Whether such an institution should be set up obviously depends upon the answer which each country can give to these questions : Are the deputies wise; do the parties think out their programmes adequately, and are they sincere in their intentions; is there a parliamentary sense of justice and tolerance which will prevent persecution; how far is the Lower Chamber aided and rescued from the blunders of ignorant benevolence by the expert professional civil servants; how far does the Lower Chamber possess and master adequate sources of information about the state of the country, domestic and foreign, and a procedure which passes the laws after adequate debate, and in such style as to avoid internal contradiction or erroneous record of legislative inten-

tion ? These questions are answerable for each country from the facts we have already recounted; they will be even better answerable when we have analysed the manner of action of the Lower Chambers. We may be sure, however, that wherever there are interests which desire defence from the grasp of the majority, a bicameral system will be claimed; for even delay of an undesirable policy is already a gratifying deliverance."

## સંદર્ભ ગ્રન્થો


(1) A. Appadorai: The Substance of Politics [Chapter 29]
(2) M. R. Curtis: Central Government—An Introduction [Chapters 5, 6, 7, 8]
(3) G. C. Field: Political Theory [Appendix: 'Democracy Ancient and Modern']
(4) A. W. Johnson: The Unicameral Legislature
(5) H. J. Laski: A Grammar of Politics [Part II, Chapter 8]
(6) N. J. Laski: Studies in Law and Politics [Chapter IV]
(7) Robert Luce: Legislative Assemblies
(8) J. A. R. Marriott: Second Chambers: An Inductive Study in Political Science
(9) E. B. Schulz: Essentials of Government [Chapter XVII]
(10) R. H. Soltau: An Introduction to Politics [Chapter IX]
(11) C. F. Strong: Modern Political Constitutions: An Introduction to the Comparative Study of their History and Existing Form [Chapter 8]
(12) H. W. V. Temperley: Senates and Upper Chambers (Their use and function in the modern state, with a chapter on the Reform of the House of Lords)


*

# વિચાર·વાચન·નવનીત

## વિચાર

'પ્રભુત્વની ભાવના બીજાના જીવનમાં રુકાવટ નાખે છે, જેને આપણે અન્યાય કહીએ છીએ. ન્યાય–અન્યાયની બીજી કશી વ્યાખ્યા નથી. બીજાના જીવનમાં આપણે જ્યારે દખલ કરીએ છીએ ત્યારે અન્યાય કરીએ છીએ અને બીજાના જીવનમાં દખલ ન કરવાને જ ન્યાય કહે છે. પણ અહિંસા ન્યાય કરતાં એક કદમ આગળ છે. ભાવરૂપ અહિંસા બીજાના જીવનમાં મદદ કરે છે. આ જ મનુષ્યનો સ્વભાવ છે. એમાં જેટલી રુકાવટો સામાજિક પરિસ્થિતિને કારણે પેદા થાય છે, તે કૉન્ટ્રાડિક્શન-સ–સામાજિક આંતરૂ વિરોધ–કહેવાય છે. સામાજિક આંતરૂ વિરોધોનું આપણે નિરાકરણ કરવું છે. વિરોધનો પરિહાર એ જ સમન્વય કહેવાય છે. સમન્વયાત્મક જીવનની સ્થાપનાને માટે જીવનગત વિરોધોનો પરિહાર આપણે કરવો પડે છે. વ્યક્તિગત વિરોધ, સમાજગત વિરોધ, વ્યવસાયગત વિરોધ, આ બધા વિરોધોનો પરિહાર આપણે કરવો છે. તેને માટે આપણે સંકલ્પપૂર્વક જે આચરણ કરીએ છીએ, તેને જ વ્રત કહે છે. સામાજિક મૂલ્યોના વિકાસમાં બાધા નાંખનારા વિરોધોનો પરિહાર અને સામાજિક મૂલ્યોનો વિકાસ, એને માટે વ્યક્તિ સંકલ્પપૂર્વક જે આચરણ કરે છે એ વ્યક્તિનું વ્રત કહેવાય છે. સામુદાયિક રીતે સમાજ માટે જે આચરણ થાય છે તે સામુદાયિક કે સામાજિક વ્રત કહેવાય છે.'

—દાદા ધર્માધિકારી

['વિચાર-ક્રાંતિ', દ્વિતીય ખંડ; મે, ૧૯૫૮; પૃષ્ઠ ૧૮૭]

# ગુજરાત રાજયનું શૈક્ષણિક આયોજન

## [ગુજરાત રાજ્ય કેળવણી સંમેલનનો અહેવાલ]

પ્રકાશક: શ્રી હરિહર પુસ્તકાલય, સૂરત; સપ્ટેમ્બર ૧૯૬૧. પૃષ્ઠસંખ્યા–૯૪. કિંમત જણાવી નથી.

તા. ૧ મે ૧૯૬૦ને રોજ ગુજરાતનું નવું અને અલગ રાજ્ય સ્થપાયું. પાંચ માસ બાદ, ઑક્ટોબર ૧૯૬૦માં, ગુજરાતના કેટલાક કેળવણીકારોને એક સભામાં લાગ્યું કે 'ગુજરાતમાં કેળવણીનું એક સ્પષ્ટ અને સઘન ચિત્ર ઊભું કરવાનો સક્રિય પ્રયત્ન કરવો જોઈએ.' પરિણામે ડિસેમ્બર ૧૯૬૦માં ત્રણ દિવસ મંત્રણાસભા મળી. એમાં ૫૧ ભાઈબહેનો સામેલ થયાં. ચર્ચા–વિચારણાને અંતે સંકલન સમિતિએ અહેવાલ લખ્યો. આ માસની ૮મી તારીખે એ અહેવાલ ઉપર વિચારણા થઈ, એમાં કેટલાક સુધારાઓ સુચવાયા, અને પછી એ અહેવાલને બહાલી અપાઈ.

૯૪ પાનાંનો આ અહેવાલ સુરેખ, સુઘડ અને સ્પષ્ટ આલેખનનું સુંદર ઉદાહરણ પૂરું પાડે છે. એમાં કેળવણીના ઘણા આદર્શોની ઘણી સરસ રજૂઆત સંક્ષેપમાં ને સચોટ રજૂ થઈ છે. અહેવાલ હવે ઉપલબ્ધ નથી એમ જાણ્યું, અને વેચાણની સગવડ કે અગવડ માટે એની કિંમત પણ લખી નથી! એટલે, ઉત્સુક જિજ્ઞાસુઓએ આ અભ્યાસ-પૂર્ણ દસ્તાવેજ ક્યાંથી મેળવવો ને વાંચવો એ પ્રશ્ન જ છે!

દસ્તાવેજમાં લખેલા શિક્ષણના માર્ગદર્શક સિદ્ધાંતો મનનીય છે. એમાં નવીન કશું નથી; પણ જે જાણીતું ને સર્વમાન્ય જેવું છે તે મુદ્દાસર સરસ આલેખાયું છે. એમાં જે એકેકથી ચડિયાતા આદર્શોની હારમાળા ખડી કરાઇ છે તે તો એવા આદર્શોની હાલ જણાતી નોંધપાત્ર ને ચિંતાજનક અછતથી વધુ સોંસરવી હૈયે ઊતરે છે!

સમગ્ર શિક્ષણનું માળખું કેવું હોવું જોઈએ તે વિષે અહેવાલમાં રજૂ થએલી તરાહ (pattern) મોટે ભાગે સ્વીકારાય તેવી છે. 'વહીવટી તંત્ર' ને 'શિક્ષણનો વહીવટ' એ બે જુદાં નામોવાળું એક જ ત્રીજું પ્રકરણ આ અહેવાલનું કદાચ સૌથી વધુ નિરસ પ્રકરણ છે. છેલ્લે ત્રણ પરિશિષ્ટોનાં ચાર પાનાં બાદ કરીએ તો બાકીનાં ૯૦ પાનાંમાંથી લગભગ ત્રીજા ભાગ જેટલાં પાનાં (૨૯) વહીવટી બાબતો વિષે અપાયાં એ વસ્તુ સૂચક અને કમનસીબ બન્ને છે! શિક્ષણના ક્ષેત્રે પણ વહીવટી તંત્રની જરૂર હોય એ તો ખરું જ; પણ વહીવટી તંત્રની જાળમાં ફસાયા નહીં તો યે જકડાઇ ગયા જેવો અનુભવ એ બધી વિગતો વાંચતાં થાય છે. શિક્ષણમાં ઉદાત્ત કાર્યને સ્થાન છે; સત્તા અને સત્તાકારણ એમાં ગૌણરૂપે ને નછૂટકે થોડાં આવે. પરંતુ, આ અહેવાલમાંની વહીવટી તંત્રની વિગતો વાંચતાં એવો ભાસ થાય છે કે સત્તા માટે પણ જાણે કેટલી આસ્થા અને ચિંતા કેળવણીકારોને છે! ચૂંટણીની પ્રથાને બદલે નિમણૂકની પ્રથાને અહેવાલમાં સર્વત્ર સ્વીકૃત માની છે. ચૂંટણીઓ હોય તો જ લોકશાહી સંભવે, એવું સમીકરણ હરહમેશ રાજકારણના ક્ષેત્રમાં પણ અયોગ્ય ને ગેરરસ્તે દોરનારું છે; તો પછી શિક્ષણના ક્ષેત્રમાં તો ચૂંટણી-પ્રથા જેટલી ઓછી તેટલી હિતકારક જ છે. પરંતુ જે રીતે આપણા દેશમાં સરકારનિયુક્ત પસંદગીઓ થાય છે અને જે રીતે એવા સરકારનિયુક્ત 'પ્રતિષ્ઠિત કેળવણીકારો' ક્યારેક ક્યારેક સત્તાવાળાઓની ખુશામતમાં ને સ્વસ્થાનની જાળવણીમાં વધારે મશગૂલ થએલા દેખાય છે ત્યારે મનમાં સવાલ જાગે છે ખરો કે, સરકારનિયુક્તિની પ્રથા પણ દોષયુક્ત નથી?

અહેવાલના પૃ. ૫૧ ઉપર 'શિક્ષકની પસંદગીમાં પછાત ને હરિજન ઉમેદવારોને ઓછી લાયકાત હોવા છતાં પસંદ કરવાનું જે ધોરણ છે, તે બીજાં ખાતાં માટે ભલે રખાય; પણ કેળવણીના ક્ષેત્રમાં તો શિક્ષકની લાયકાત નીચી ઉતારવી ન જોઈએ' એવું જે વિધાન કરેલું છે તે સર્વથા ફરી ઠસાવીને કહેવા જેવું છે. છઠ્ઠા પ્રકરણમાં, માધ્યમિક શિક્ષણક્ષેત્રે સૂચવાએલા ફેરફારો વિચારણીય છે. એક વર્ગમાં વધુ પડતા વિદ્યાર્થીઓ, શિક્ષણના કાર્યમાં રજાઓ ને ઇતર પ્રવૃત્તિઓનો વારંવાર વિક્ષેપ અને જાણે ગોખણપટ્ટીથી જ પસાર કરવા માટેની પરીક્ષાઓ, એ ત્રણ અવરોધો ઉચ્ચ શિક્ષણના ક્ષેત્રે પણ એટલા જ લાગુ પડે છે. વિદ્યાર્થી ને શિક્ષક

વચ્ચે આજે વ્યક્તિગત સંપર્ક નહીંવત છે. ઇતર પ્રવૃત્તિઓનું ભારણ તો એટલું બધું વધી ગયું છે કે ઘણી વાર એમ જ થાય છે કે ઇતર પ્રવૃત્તિઓ પ્રધાનપદે ને શિખવું–શીખવવું ઇતર પ્રવૃત્તિરૂપે ગૌણપદે આજે શાળા-કૉલેજોમાં દેખાય છે! એમાંથી જ વેપારી ધોરણે ચાલતા ટ્યૂશનવર્ગો ને 'સજેશન્સ' જેવાં પુસ્તકો–સામયિકોની રેલમછેલ હવે ઊભી થઈ છે!

ઉચ્ચ શિક્ષણનું પ્રકરણ સર્વસામાન્યપણે નિર્દોષ અને સરસ છે. માત્ર કંડિકાઓ ૭–૧૦, ૭–૧૧ ૭–૧૨ અને ૭–૧૩ મૂળભૂત સવાલો અને ઝઘડાઓ ફરી ઊભા કરે છે! અંગ્રેજી ભાષાનું સ્થાન અને માધ્યમનો સવાલ જે રીતે આજે ગૂંચવાયો છે તે બાબત સ્પષ્ટ માર્ગદર્શન આ કંડિકાઓમાંથી મળતું નથી; એટલું જ નહીં પણ, કંડિકા ૭–૧૦ તો ભારતના બંધારણની મિલ્કત વિષેની ૩૧મી કલમ પ્રમાણે ખૂબ મઝાની એવી અસંદિગ્ધ અથવા છૂટો દોર આપનારી–રાખનારી છે! એમાંથી જેને જેવો અર્થ તારવવો હોય તે તારવે! અંગ્રેજી ભાષા ઉપરાંત હિંદી ભાષાના સ્થાન અંગે પણ અહેવાલમાં ઠીક ઠીક આપમેળે સમજી લેવા જેવી વ્યવસ્થા રાખી છે! કૉલેજમાં વધુમાં વધુ વિદ્યાર્થી-સંખ્યા ૮૦૦ની મૂકી છે તે હજી થોડી ઘટાડીને ૬૫૦ કે ૭૦૦ સુધી રાખે તો વધુ લાભ શિક્ષણનો થશે. જો કે ૧૫૦૦થી ઓછી વિદ્યાર્થી-સંખ્યા નહીં જોઇએ એમ કહેનારા કેટલાક કેળવણીકારો ૮૦૦ સુધી નીચે ઊતર્યા છે એ કાંઈ ઓછી સિદ્ધિ નથી! વાઇસ ચાન્સેલરના પદ માટે વરિષ્ઠ અદાલતના નિવૃત્ત ન્યાયાધીશની પસંદગીને ઉચિત ગણાવનાર આ અહેવાલના લેખકો એ બાબતમાં હજી જૂની બ્રિટિશ પરંપરાઓની ઘેરી અસર તળે પીડાતા લાગે છે. વિદ્વાન, દૃષ્ટિવંત, જોસ્સાવાળો, સમજદાર, ઉત્સાહી અને ચારિત્ર્યશીલ એવો કામગરો વાઇસ ચાન્સેલર કોઈ પણ યુનિવર્સિટીની સિકલ જોતજોતાંમાં બદલી નાખે! કૉલેજોના અધ્યાપકોની તાલીમની અગત્ય વિશે અહેવાલમાં સમયસરની ને મહત્ત્વની સૂચનાઓ કરી છે.

આપણા દેશમાં સ્વાતંત્ર્ય બાદ જો કોઈ એક ક્ષેત્રમાં સૌથી વધુ ઉપરછલ્લી પ્રવૃત્તિ ને દોડધામ; પણ સૌથી ઓછું કાર્ય, થયાં હોય તો તે કદાચ શિક્ષણના ક્ષેત્રમાં! પ્રમુખ ને વડાપ્રધાનથી માંડીને બધા છાશવારે બોલ્યા કરે છે કે શિક્ષણમાં ઘણી ખામીઓ છે. પણ સ્વાતંત્ર્ય અને સત્તા આવ્યા બાદ હજુ શિક્ષણને પ્રથમતા (priority) અપાઈ નથી. એ દૃષ્ટિએ નવા ગુજરાત રાજ્યની શરૂઆતમાં જ આ અહેવાલ ખૂબ મદદરૂપ ગણવો જોઇએ. પણ રાજકીય સત્તા ધરાવનારાઓને શિક્ષણમાં આમૂલાગ્ર ક્રાંતિ કરવા જેટલી ફુરસદ અને રસ છે? શ્રી ઢેબરભાઈ વિષે જ ખાસ વ્યક્તિગત ટીકા કરવા જેવું કશું નથી; પણ સંમેલનના પ્રમુખ તરીકે એમની વરણી થઈ એ, કોઈ ગમે તે કહે તો પણ, શિક્ષણક્ષેત્રે રાજકારણના પ્રભુત્વનું જ એક કમનસીબ દૃષ્ટાંત છે. ખરું પૂછો તો હવે ચર્ચા-વિચારણા ને અહેવાલો બસ થયાં; કશુંક નક્કર ગણનાપાત્ર પુણ્યકાર્ય કરવાનું હવે મોડું મોડું પણ શરૂ થઈ જવું જોઈએ.

*

## સાભાર નોંધ

નીચેનાં બે પુસ્તકો અવલોકનાર્થે મળ્યાં છે.
[દરેક પુસ્તકનું વિસ્તૃત વિવેચન કે સંક્ષિપ્ત અવલોકન પછીથી અપાશે જ એવું નથી.]

(૧) લગ્નજીવન, માતૃત્વ અને કુટુંબનિયોજન
—હરિત ર. દેરાસરી

(૨) કેળવણી: દર્શન અને સિદ્ધાંત–પદ્મા ફડિયા

# નવનીત

## આફ્રિકાની સ્વાતંત્ર્ય-ચળવળોની માર્ગદર્શિની

(રૉનલ્ડ સેગલના "પોલિટિકલ આફ્રિકા"માંથી ડેવિડ બોલ્ટને એકત્ર કરેલી માહિતી)

ઝડપથી પલટા લેતા આ જમાનામાં, અન્ય ખંડોની સરખામણીમાં, આફ્રિકા ખંડમાં વધુ ઝડપથી ફેરફારો થઈ રહ્યા છે. બ્રિટિશ, ફ્રેંચ અને બેલ્જીઅન વસાહતવાદ નિર્વીર્ય બની ગયો છે, અગર તો, કહો કે, તેઓ સહુ પરાજયને વરેલો પોતાનો આખરી જંગ ખેલી રહ્યા છે. પોર્ચુગીઝ સંસ્થાનવાદમાં પણ તડ પડવા માંડી છે. સૈકાઓથી ગુલામીમાં સબડતી પ્રજાઓ હવે ગોરા અમલની સામે યુદ્ધે ચડી છે. નવોદિત સ્વતંત્ર રાષ્ટ્રોના પ્રતિનિધિઓ

હવે યુનાઈટેડ નેશન્સમાં પોતાનું સ્થાન લઈ રહ્યા છે.

સંસ્થાનવાદી અમલના ઔદાર્યે આફ્રિકાને સ્વાતંત્ર્ય બક્ષ્યું નથી : સ્વતંત્ર સમાજ રચવા મથતાં ત્યાંનાં સહુ સ્ત્રી-પુરુષો, જાતીભેદ મિટાવી દઈને, તે આઝાદી માટે લડયાં, ઝઘડયાં અને એમણે બલિદાનો પણ આપ્યાં. કૅથેરાઈન હૉસ્કીન્સ અને રોઝેલીન્ડ એઇન્સ્લીના સહકારથી 'Africa South'ના તંત્રી રોનલ્ડ સેગલના જુલાઈ ૧૭મીએ પ્રસિદ્ધ થયેલા, આફ્રિકન વિભૂતિઓ અને પક્ષો વિષે તૈયાર કરેલા અમૂલ્ય એન્સાયક્લોપીડીઆ 'Political Africa' (પ્રકાશક: સ્ટીવન્સ, લંડન, કિં. ૫૦ શિ.) માંથી નીચેની માહિતી આ કૉલમ માટે લીધી છે. અવતરણમાં મૂકેલું લખાણ સીધું 'Political Africa' માંથી લીધું છે, અન્યત્ર દર્શાવેલા અભિપ્રાયો માટે મિ. સેગલ જવાબદારીમાંથી મુક્ત છે.

## આંતરદેશીય ચળવળો

રાષ્ટ્રવાદી સંસ્થાઓ, આફ્રિકામાં બીજે ઠેકાણે તેના જોડિયા તંત્રો સહિત, ચાર આંતરદેશીય ચળવળો સાથે સંકળાયેલી છે.

### All-African People's Conference
### અખિલ આફ્રિકી પ્રજા પરિષદ

પાન-આફ્રિકન પરિષદો ઈ. સ. ૧૯૧૯, ૧૯૨૧, ૧૯૨૩ અને ૧૯૨૭માં યુરોપ અને અમેરિકામાં ભરાઈ હતી. સને ૧૯૪૫માં માન્ચેસ્ટરમાં આવી બીજી પરિષદ ભરાઈ ત્યારે જોમો કેન્યાટા અને ક્વામે નક્રુમા પ્રતિનિધિઓ તરીકે હાજર હતા. આફ્રિકા ખંડમાં, ૧૯૫૦ પછીના દસકા દરમિયાન, દક્ષિણ આફ્રિકા અને ઉત્તર રોડેશિયામાં આફ્રિકન નૅશનલ કોંગ્રેસે આવી પરિષદો યોજવાના નિષ્ફળ પ્રયત્નો કરેલા. ૧૯૫૭માં ઘાના સ્વતંત્ર થયું ત્યારે જ આ જાતની પરિષદ આફ્રિકન ભૂમિ પર ભરવાનું શક્ય બન્યું.

૧૯૫૮ના એપ્રિલમાં આક્રા ખાતે યોજાયેલી પ્રથમ પરિષદમાં સ્વતંત્ર આફ્રિકન રાજ્યોની સરકારોને (દક્ષિણ આફ્રિકા અને ઉત્તર આફ્રિકાનાં રાજ્યો સહિત) આમંત્રણ આપવામાં આવ્યું.

૧૯૬૦ના જૂનમાં, ઇથીઓપીઆની રાજધાની અદિસ અબાબામાં બીજી પરિષદ ભરાઈ અને તેણે, ત્યાર પછીના ડિસેમ્બરમાં યોજાયેલ અખિલ આફ્રિકી પ્રજા પરિષદ માટેનો માર્ગ ખુલ્લો કર્યો. પરિણામે, રાષ્ટ્રવાદી સંસ્થાઓ, રાજકીય પક્ષો અને ૨૮ દેશોની મજૂર-ચળવળોના પ્રતિનિધિઓ ભેગા મળ્યા. કેન્યાના ટૉમ મ્બોયા પરિષદના પ્રમુખ તરીકે ચૂંટાયા.

એક કાયમનું સચિવાલય ઊભું કરવામાં આવ્યું અને તેના મહામંત્રી તરીકે ગીનીના અબ્દુલ્લા ડાયલોને નિયુક્ત કરવામાં આવ્યા. ઘાના, નાઈજીરિયા, યુ. એ. આર., કેન્યા, દક્ષિણ રોડેશિયા, બસુટોલેન્ડ, ગીની, અલ્જીરિયા, ટ્યુનીસિયા, કોંગો (લિયોપોલ્ડવીલે) ઈથીઓપિયા, કેમેરુન્સ અને લાઈબેરિયા વગેરે દેશોના પ્રતિનિધિઓની બનેલી કાર્યવાહી સમિતિના અધ્યક્ષપદનું કાર્ય ટૉમ મ્બોયાએ સંભાળ્યું. આ સમિતિ વર્ષમાં બે વખત મળે છે. ૧૯૬૦ના જાન્યુઆરીમાં પરિષદ ફરી મળી અને ત્રીજી વખત માર્ચમાં. હાલમાં તે ઑલ આફ્રિકન ટ્રેડ યુનિયન ફેડરેશનના વિચારને વેગ આપી રહી છે.

### Pan-African Freedom Movement of East and Central Africa (PAFMECA)
### પૂર્વ અને મધ્ય આફ્રિકાની પાન-આફ્રિકન સ્વાતંત્ર્ય ચળવળ

"કોંગોની આફ્રિકન રાષ્ટ્રવાદી અને મજૂર-સંસ્થાઓ, કેન્યાની 'ધી કેન્યા આફ્રિકન નૅશનલ યુનિયન', ન્યાસાલેન્ડ, ઉત્તર રોડેશિયા, રૂઆન્ડા-ઉરુન્દી, ટાંગાનીકા, યુગાન્ડા અને ઝાંઝીબાર એ PAFMECAના સભ્યો છે. આ સર્વ સંસ્થાઓ અને દેશો વર્ષમાં એક વખત ભેગા મળે છે અને પૂર્વથી ઠેઠ મધ્ય આફ્રિકા સુધી સ્વાતંત્ર્ય ચળવળોનું સંકલન કરીને તેને વેગ આપી આગે બઢાવે છે. આ સંસ્થા સને ૧૯૫૮ના સપ્ટેમ્બરમાં સહુ પ્રથમ મળી. અખિલ આફ્રિકી પ્રજા પરિષદના પ્રાદેશિક અંગ તરીકે આ સંસ્થા હાલ કામકાજ કરે છે."

### Conferene of Nationalist Organisations of the Portuguese Colonies (CONCP)
### પોર્ચ્યુગીઝ સંસ્થાનોની રાષ્ટ્રવાદી સંસ્થાઓની પરિષદ

ઍંગોલા, પોર્ચ્યુગીઝ ગીની, ધી કેપ વરદે અને સાન ટોમ ટાપુઓ, ગોવા અને મોઝામ્બિક દેશોના ૧૪ પ્રતિનિધિઓએ ૧૯૬૧ના એપ્રિલમાં કાસાબ્લાન્કા ખાતે મળેલી (CONCP) પરિષદમાં હાજરી આપી, કાર્યમાં સંવાદિતા લાવવા એક કાયમી તંત્ર નીમ્યું; અને તેનું

મુખ્ય મથક રબાતમાં રાખવામાં આવ્યું. "બધી સભ્ય સંસ્થાઓના પ્રતિનિધિઓની બનેલી સર્વસત્તાધીશ પરિષદ, દરેક સંસ્થાના બે પ્રતિનિધિઓની બનેલી કન્સલટેટિવ કાઉન્સિલ અને એક સચિવાલય, એમ ત્રણે ભેગા મળી આ નવી ચળવળનું સુકાન સંભાળે છે."

Rassemblement Democratique Africain (RDA)

પશ્ચિમ આફ્રિકામાંનાં ફ્રેન્ચ સંસ્થાનોએ 'ફ્રેન્ચ નૅશનલ એસેમ્બ્લી'માં ચૂંટી કાઢેલા પ્રતિનિધિઓ ૧૯૪૬ના ઑક્ટોબરમાં સુદાનના બામાકો શહેરમાં મળ્યા અને તેમણે ફ્રેન્ચ સમાજવાદીઓ અને સામ્યવાદીઓ સાથેનાં તેમનાં જોડાણો કાપી નાખવાનો નિર્ધાર કર્યો, અને ફ્રેન્ચ પ્રજાસમૂહની અંતર્ગત એવી સ્વતંત્રતાની હિમાયત કરતો RDA નામનો પક્ષ રચ્યો.

"પશ્ચિમ અને ઇક્વેટોર આફ્રિકામાંનાં ફ્રાન્સનાં બધાં જ સંસ્થાનો ૧૯૬૦ના અંત સુધીમાં મુક્ત થયાં. RDA પક્ષમાં પણ મનમેળ ઓછો જણાતો હતો. છતાં એટલું તો સ્પષ્ટ હતું કે RDAની અસર હેઠળની સરકારોવાળાં રાજ્યો—ધી સેન્ટ્રલ આફ્રિકન રિપબ્લિક, કૉંગો (બ્રાઝાવિલે), દહોમે, ગેબોન, ધી આઇવરી કોસ્ટ, નાઇજર, છાદ અને અપર વોલ્ટા—અને ધી કૅમેરુન રિપબ્લિક, માડાગાસ્કર, મૉરીટેનિયા અને સેનેગલ રાજ્યોએ જોડાણ રચ્યું. ગીની અને માલી રાજ્યોની લડાયક નીતિની સરખામણીમાં જોડાણવાળાં આ રાજ્યોની નીતિ ઠીક ઠીક સાવચેતીભરી હતી.

"આ બાર દેશોના નેતાઓ ૧૯૬૦ના ડિસેમ્બરમાં બ્રાઝીવિલમાં મળ્યા અને અલ્જીરિયા અને કોંગોની કટોકટી વિષે સમાન નીતિ અખત્યાર કરી. ઘાના, ગીની, લીબિયા, માલી, મોરોક્કો, અલ્જીરિયાની કામચલાઉ સરકાર, યુ. એ. આર. વગેરે આફ્રિકન સરકારો કરતાં ફ્રાંસ અને પશ્ચિમ તરફ આ નીતિ વધુ મિત્રતાભરી હતી.

## રાષ્ટ્રિય ચળવળો

### અલ્જીરિયા

Front de Liberation Nationale (FLN)

અલ્જીરિયન રાષ્ટ્રવાદી ચળવળનાં મૂળ છેક ઈ. સ. ૧૯૨૫ સુધી પથરાયેલાં છે. નીતિ અંગે તીવ્ર મતભેદ પડવાથી ચળવળ કેટલાંય વર્ષો સુધી પડી ભાંગ્યા પછી, ઈ. સ. ૧૯૫૪માં તેમાં ત્રણ પક્ષો પડી ગયા: ફ્રાન્સની વિરુદ્ધ લડાઈ-ઝઘડો કરનારો લડાયક પક્ષ, સંસ્થાનાં નાણાં અને તંત્ર ઉપર અંકુશ રાખનારો મધ્ય પક્ષ અને "વિનીત" નેતા મિસાલી હજને વફાદાર લઘુમતિ.

(FLN) લડાયક પક્ષે યુદ્ધનો વ્યૂહ રચતું એક વ્યવસ્થિત અને મજબૂત તંત્ર ઊભું કર્યું. ૧૯૫૮ના સપ્ટેમ્બરમાં ફરહત અબ્બાસના પ્રમુખપણા નીચે એણે એક કામચલાઉ સરકાર રચી, જેનાં મુખ્ય મથકો કૅરો અને ટ્યુનિસમાં રાખવામાં આવ્યાં. ઘાના, ગીની, ઇન્ડોનેશિયા, ઇરાક, જૉર્ડન, લેબનન, લાઇબીરિયા, લીબ્યા, માલી, મોરોક્કો, ઉત્તર કોરિયા, ઉત્તર વિયેટનામ, ચીન, સાઉદી અરેબિયા, સોવિયેટ યુનિયન, સુદાન, ટ્યુનીસિયા, યુ. એ. આર. અને યેમેન રાજ્યોએ આ કામચલાઉ સરકારને અધિકૃતપણે માન્યતા આપી. આત્મનિર્ણયના હક્કવાળું "સમાજવાદી પ્રજાસત્તાક રાજ્ય"નું સ્વપ્ન એ FLNનું મુખ્ય ધ્યેય રહ્યું છે.

Mouvement National Algerien (MNA)

અલ્જીરિયાની રાષ્ટ્રવાદી ચળવળ

વિનીત નેતા મિસાલી હજ સાથે રહેલા અલ્જીરિયન રાષ્ટ્રવાદીઓ આ ચળવળના મુખ્ય ટેકેદાર રહ્યા છે. FLNની લડાઈની યોજનાનું MNA વિરોધી છે. MNAએ હાલમાં પોતાની અસરકારકતા ગુમાવી છે. ફ્રાંસમાંના અલ્જીરિયનોનો ટેકો પણ એને દિનપ્રતિદિન ઓછો થતો જાય છે.

### ઍન્ગોલા

Movimento Popluar de Libertacao de Angola (MPLA)

ઍન્ગોલાની ત્રણ મુખ્ય સ્વાતંત્ર્ય ચળવળોમાંની MPLA સૌથી વધુ મોટી છે. ૧૯૫૭માં તેણે કેટલીય ગેરકાયદેસર મંડળીઓને પોતાનામાં સમાવી લીધી છે. 'આ ચળવળની અસર આખા દેશમાં ઘણી વ્યાપક છે. લોકોએ તેને આવકારી પણ છે. દેશનો વિસ્તાર કુલ ૩૦ ઝોનમાં વહેંચાઈ ગયો છે અને દરેક ઝોનમાં એક ગુપ્ત કમિટી કાર્ય કરી રહી છે.' પ્રમુખ ઇલીડીઓ મૅકેગ્,

ડૉ. એગોસ્ટીન્હો નેટો, કાર્લો એનિસેટો, વીઇરિ ડાયસ અને આન્દ્ર ફ્રેન્કો દ સોસા જેવા નેતાઓને પોર્ચુગીઝ સરકારે જેલના સળિયા પાછળ ધકેલી દીધા છે.

### Uniao das Populacoes de Angola (UPA)

UPAનું મુખ્ય મથક લીઓપોલ્ડવિલેમાં છે. UPA ખાસ કરીને ખેડૂત લોકોનો બનેલો પક્ષ છે. ઉત્તરના પ્રદેશના બહુજનસંખ્યાનો તેને સારો એવો ટેકો છે. અલ્વારો હોલ્ડન રોબર્ટો ઉર્ફે ગિલમોર તેનો અગ્રણી નેતા છે. રાષ્ટ્રવાદી બળવો જગાવવામાં UPAએ મોટો ભાગ ભજવ્યો છે; અને એના સ્વાતંત્ર્ય-સંગ્રામને કચડી નાખવા માટે પોર્ચુગીઝ સરકારે સમૂળા સંહારની નીતિ અખત્યાર કરી છે.

### Uniao Nacional dos Trabalhadores de Angola (UNTA)

UNTAની રચના ઈ. સ. ૧૯૫૪માં કરવામાં આવી હતી. એન્ગોલાના કામદારોનું આ ટ્રેડ યુનિયન પોતાનું ધ્યેય સિદ્ધ કરવા દેશવ્યાપી હડતાલનો આશરો લે છે. તે ગેરકાયદેસર ઠર્યું છે.

## બસુટોલેન્ડ

### Basutoland Congress Party (BCP)

આ બ્રિટિશ રક્ષિત પ્રદેશમાં આવેલી રાજકીય જાગૃતિ, ઈ. સ. ૧૯૫૨માં બાસુટોલેન્ડ આફ્રિકન કૉંગ્રેસ તરીકે સ્થપાયેલા BCPને મોટે ભાગે આભારી છે. ઈ. સ. ૧૯૬૦ના જાન્યુઆરીની ચૂંટણીમાં આ પક્ષે ૧૬૨માંથી ૭૩ બેઠકો મેળવી હતી. આંતરિક ઝઘડાને કારણે આ પક્ષ હાલમાં નબળો પડતો જાય છે.

### Basutoland Freedom Party (BFP)

બસુટોલેન્ડ કૉંગ્રેસ પક્ષ (BCP)ના નાયબ પ્રમુખ મિ. બી. એમ. આક્ટ્લાએ, તે પક્ષમાંથી રાજીનામું આપી ઈ. સ. ૧૯૬૦ના ડિસેમ્બરની ૨૯મી તારીખે બસુટોલેન્ડ સ્વતંત્રતા પક્ષ (BFP)ની સ્થાપના કરી. 'વિદેશી મૂડીદારો તથા યંત્રવિદ્ વિશારદોને વિશ્વાસ બેસે તે સારુ પોતે યત્ન કરશે એવું વચન આપતો ઢંઢેરો બસુટોલેન્ડ સ્વતંત્રતા-પક્ષે (BFP)એ બહાર પાડ્યો અને ઉમેર્યું કે આવી વિદેશી મૂડી અને સહાય બસુટો લોકોના વિકાસ માટે તાકીદની જરૂરી છે.

### અન્ય પક્ષો

રૂઢિચુસ્ત નીતિ અખત્યાર કરતો મારેમા ટ્લૉ પક્ષ બસુટોલેન્ડ કૉંગ્રેસ પક્ષ (BCP)માંથી છૂટો પડેલો છે. નૅશનલ કાઉન્સિલમાં સંખ્યાની દૃષ્ટિએ તે બીજે નંબરે આવે છે. "પરંપરાગત જીવનપ્રણાલી જાળવી રાખવાની" નીતિની હિમાયત અને બચાવ કરતો બસુટો રાષ્ટ્રિય પક્ષ (BNP) પણ અસ્તિત્વ ધરાવે છે. તે મોટે ભાગે કૅથોલિક છે.

## બેચુઆનાલેન્ડ

### Bechuanaland People's Party (BPP)

આ રક્ષિત પ્રદેશ માટે ૧૯૬૦ના ડિસેમ્બરની છઠ્ઠી તારીખે નવા બંધારણનો ખરડો પ્રસિદ્ધ થયા પછી આ પક્ષે (BPP) સભ્યો નોંધવા ઉપરાંત બીજું ખાસ કશું કર્યું નથી. લોકશાહીને વધુ ટેકો આપતા બંધારણ માટે, ગાલેમન ટી. મોટ્સેટેની આગેવાની નીચે ઉપરોક્ત પક્ષ એક ઝુંબેશ ઉપાડવાનું વિચારી રહ્યો છે. આ માટે તેણે ગયા ફેબ્રુઆરીમાં "વ્યક્તિ દીઠ એક મત"ની માગણી કરતા દેખાવો યોજ્યા હતા.

### Bechuanaland Protectorate Federal Party (BPFP)

આ પક્ષ પછાત જાતિઓમાં ઐક્ય આણવા અને અરસપરસ આધારિત આર્થિક સ્વાતંત્ર્ય માટે સતત પ્રયત્નશીલ છે. "એકતંત્રી અથવા સમવાયતંત્રી લોકશાહી રાજ્યવ્યવસ્થા સ્થાપવાનો તેનો આખરી ઉદ્દેશ છે."

## Central African Federation

### ઉત્તર ર્હોડેશિયા

### African National Congress (ANC)

પ્રથમ લડાયક રાષ્ટ્રવાદી સંસ્થા તરીકે લોક ટેકા માટે પ્રયત્ન કરનાર આ ANC પક્ષ હેરી કુમ્બુલાની આગેવાની હેઠળ અસ્તિત્વમાં આવ્યો. હમણાં હમણાં તે ટેકો ગુમાવતો જાય છે, અને તેનું સ્થાન United National Independence Party લઈ રહી છે.

### United National Independence Party (UNIP)

આફ્રિકન નૅશનલ કૉંગ્રેસ (ANC)ના પહેલાંના મહામંત્રી કેનેથ કાઉન્ડા આ પક્ષના નેતા છે. દેશમાં ઘણા જ મોટા પાયા પર અને જોરદાર રીતે આ પક્ષ સ્વાતંત્ર્ય-ચળવળ ચલાવે છે.

## દક્ષિણ રહોડેશિયા

### National Democratic Party (NDP)

જ્યારે દક્ષિણ રોડેશિયાના ANC પક્ષ પર પ્રતિબંધ મુકાયો ત્યારે જોશુઆ કોમોની સરદારી નીચે NDP પક્ષની રચના કરવામાં આવી. સત્તાધારી ગોરા પક્ષ સામે સમગ્ર આફ્રિકન પ્રજાના વિરોધને એક છત્ર નીચે આણવા આ પક્ષ યત્ન કરે છે. હાલમાં તેણે નવી બંધારણીય દરખાસ્તોના અમલ સામે ઝુંબેશ ઉપાડી છે.

## ન્યાસાલેન્ડ

### Malani Congress Party (MCP)

ડૉ. હેસ્ટિંગ્સ બાન્ડા આ પક્ષના નેતા છે. MCP પક્ષે તેના કાર્યક્રમમાં રાષ્ટ્રવાદી લોકશાહી સમાજવાદની ઘોષણા કરી છે. આફ્રિકન પક્ષોમાં આ સૌથી વધુ બળવાન પક્ષ છે. તે Central African Federationમાંથી બહાર નીકળી આવવા યોજના ઘડી રહ્યો છે.

### Congress Liberation Party (CLP)

ઈ. સ. ૧૯૫૮ના મેમાં બરતરફ થયેલા ટી. બાન્ડા તરફ વફાદારી દર્શાવતા MCPના સભ્યોનો બનેલો CLP પક્ષ ટી. ડી. ટી. બાન્ડાની આગેવાની ધરાવે છે. આ પક્ષ હવે ઘણો નાનો અને માયકાંગલો બન્યો છે.

### અન્ય પક્ષો

ધી ક્રિશ્ચિયન સોશ્યલ-ડેમોક્રેટીક પક્ષ (CSDP) એ MCPમાંથી છૂટો પડેલો કૅથોલિક પક્ષ છે. The Asian Convention એશિયાના લોકોની લઘુમતિ ધરાવે છે, અને Central African Federationનો વિરોધ કરે છે. ક્લિમન્ટ કે. કુમ્બીકાનોની સરદારી હેઠળ ચાલતો The National Liberation Democratic પક્ષ (NLDP) એક નાનો Central African Federation તરફી વિવિધ કોમોવાળો પક્ષ છે.

## કોન્ગો (બ્રાઝાવિલે)

### Union Démocratique de Défence des Interets Africains (UDDIA)

ઈ. સ. ૧૯૫૮ના લોકમત પછી રાજકર્તા પક્ષે ફ્રેન્ચ કોન્ગોને મર્યાદિત સ્વાયત્તતા આપી ત્યારથી UDDIA પક્ષ વધુ પડતો ફ્રેન્ચ તરફી ઢળતો રહ્યો છે. "ફ્રાન્સ માટે મિત્રતા અને આભારવશતા" દર્શાવતાં પોસ્ટરોથી અને દ'ગોલનું બાવલું ખુલ્લું મૂકીને એણે આઝાદીના પર્વની ઉજવણી કરી. વડા પ્રધાન અબ્બે ફુલબર્ટ યૉલોએ વિરોધ પક્ષના નેતાઓને કેદ કર્યા અને ફ્રાન્સના રાજદ્વારી વિચારો તરફ હકારાત્મક વલણ દાખવ્યું. વડાપ્રધાનની આવી નીતિરીતિ સામે વિરોધનો વંટોળ જાગ્યો છે.

### Mouvement Socialiste Africain (MSA)

ઈ. સ. ૧૯૫૭ના નવેમ્બરમાં UDDIA પક્ષે વિરોધી સમાજવાદી પક્ષને હાર આપી ત્યાં સુધી તે વર્ચસ્વ ધરાવતો પક્ષ હતો. પક્ષની એસેમ્બ્લીની બેઠક ૬૧ની ૧૦ સુધી ઘટી જતાં, ૧૯૫૯ના જૂનની ચૂંટણી પહેલાં મતદાર મંડળોની ફેરવિચારણા કરવાની યુક્તિ આ પક્ષે કરી. તેના નેતા જેક્સ ઑપનગૉલ્ટને ૧૯૫૯માં કેદ કરવામાં આવ્યા પણ ઈ. સ. ૧૯૬૦ના ઑગસ્ટમાં આઝાદી મળી તે પહેલાં તેમણે કેબિનેટ પ્રધાન તરીકેનો ટૂંક સમય માટે હોદ્દો ભોગવ્યો હતો.

## કોન્ગો (લિયોપોલ્ડવિલ)

### Mouvement National Congolais (MNC)

બેલ્જિયન સંસ્થાનવાદી અમલ સામે સ્વતંત્રતા માટેની ઝુંબેશ ઉપાડવામાં MNC પક્ષ જવાબદાર હતો. તેના અગાઉનાં નેતા પેટ્રિસ લુમુમ્બા હતા. ઈ. સ. ૧૯૬૦ના મે ની આઝાદી પહેલાંની ચૂંટણીમાંથી MNC એક બળવાન સંસદીય પક્ષ તરીકે બહાર આવ્યો. 'આફ્રિકામાં સમાજવાદ અપનાવવાની' તે માન્યતા ધરાવે છે, અને સમવાય રાજ્યતંત્રની વિરુદ્ધ એકતંત્રી રાજ્યવ્યવસ્થાની હિમાયત કરે છે.

### Alliance des BaKongo (ABAKO)

જોસેફ કાસાવુબુના નેતૃત્વ હેઠળના ABAKO પક્ષનું શરૂઆતનું મુખ્ય ધ્યેય બેકોન્ગો જાતિને એકત્ર કરવાનું હતું. વળી, સ્વાતંત્ર્ય માટે તાત્કાલિક પગલાં લેવાનો પ્રચાર લુમુમ્બાએ શરૂ કર્યો તે પહેલાં કાસાવુબુએ

આઝાદીની ૩૦ વર્ષની બેલ્જિયન યોજનાનો સ્વીકાર કર્યો હતો. આ પક્ષે એકતંત્રી રાજ્ય વિરુદ્ધ સમવાયતંત્ર સરકારના વિચારને ટેકો આપ્યો હતો.

Confederation des Associations du Katanga (CONAKAT)

મોઇઝે શોમ્બેના પ્રમુખપણા નીચેનો CONAKAT પક્ષ, ઈ. સ. ૧૯૫૯ના જુલાઈમાં એની સ્થાપનાથી જ, કટાન્ગામાંના ખાણ-ઉદ્યોગમાં હિત ધરાવતા બેલ્જિયન લોકોનો ઘણો જ આવકાર પામ્યો હતો. આ લોકો પોતાના પક્ષ સાથેના જોડાણને મહત્ત્વ નહીં આપતાં, આઝાદી મળવાની સાથે રાષ્ટ્રની ખાણ-ઉદ્યોગની સંપત્તિ રાજ્ય-અંકુશથી વેગળી રહે તેમાં જ રસ ધરાવતા રહેતા.

અન્ય પક્ષો

કટાન્ગામાંની ત્રણ અર્ધવિકસિત રાષ્ટ્રવાદી મંડળીથી બનેલો જેસન સેન્ડવેની સરદારી હેઠળનો The Parti Progessiste Katangais પક્ષ CONAKAT અને શોમ્બે પ્રત્યેના વિરોધથી એકત્ર થયો છે. આલ્બર્ટ કાલોન્જીની દોરવણી નીચે આઝાદી પહેલાં MNCથી છૂટો પડેલો The Mouvement National Congolais એક બીજો પક્ષ છે. ક્લીઓફાસ કામિટ્ટુ અને એન્ટોઈન ગીઝેન્ગાએ ઈ. સ. ૧૯૫૯ના એપ્રિલમાં સ્થાપેલા The Parti Solidaire Africain (PSA) પક્ષે પહેલાં એકતંત્રી રાજ્યની અને પછી સમવાયતંત્ર રાજ્યવ્યવસ્થાની હિમાયત કરી; અને હમણાં હમણાં યુરોપિયન કૉમન માર્કેટમાં કોન્ગોના જોડાણની દરખાસ્તને એણે સખત શબ્દોમાં વખોડી નાખી છે. જાણીતા સમાજવાદી એનીસેટ કાશામુરાની આગેવાની હેઠળના The Centre du Regroupment Africain (CEREA) પક્ષે લુમુમ્બાની સરકારને ટેકો આપ્યો હતો; The Parti Nationale de Progres (PNP) પક્ષે પણ કંઈક નાખુશીથી તેમ કર્યું.

ફ્રેન્ચ સોમાલીલેન્ડ

Parti de la Defense des Interets Economiques et Sociaux du Territoire (DIEST)

ફ્રેન્ચ પાર્લામેન્ટના સોમાલી સેનેટર હસન ગોલેડનો નેતૃત્વ હેઠળનો DIEST પક્ષ વિરોધીઓની પાટલીએ હોવા છતાં, પોતાના દેશને સ્વતંત્ર મોભો મેળવતાં રોકવાની ઈ. સ. ૧૯૫૮ની લોકમત-ઝુંબેશમાં સફળ થયો હતો.

Union Republicaine

જ્યારે સ્વતંત્રતા સામેની ઝુંબેશમાં DIEST જીત્યો ત્યારે Union Republicaine સરકારનું પતન થયું. ફૂલ્લકો ફાટી નીકળ્યાં, Union Republicaine પર પ્રતિબંધ મુકાયો અને તેના અમલદારોને જેલ ભેગા કરી દેવામાં આવ્યા. તેનો નેતા મહમોદ હાર્બિ ઇજિપ્તમાં કેરોમાં નાસી છૂટ્યો અને ઈ. સ. ૧૯૬૦ના નવેમ્બરમાં વિમાની અથડામણમાં મૃત્યુ પામ્યો. DIESTને કાયદાનું પીઠબળ નથી છતાં તેણે સોમાલી પ્રજાસત્તાકમાંના Greater Somali League સાથે સંબંધો જાળવી રાખ્યા છે. છેલ્લા થોડાક મહિનાઓમાં આઝાદી માટેનું દબાણ ગણનાપાત્ર રીતે વધતું ચાલ્યું છે અને પહેલાંનાં અન્ય ફ્રેન્ચ સંસ્થાનોની માફક, ફ્રેન્ચ સોમાલીલેન્ડ પણ બહુ મોડું થાય તે પહેલાં '(Within French Community), મર્યાદિત સ્વાયત્તતા ભોગવતું થશે.'

ગૅમ્બિઆ

United Party

હાલના મુખ્ય પ્રધાન પીરે ન'જીએ ઈ. સ. ૧૯૫૧માં સ્થાપેલો આ પક્ષ, રક્ષિત પ્રદેશ માટે સાર્વત્રિક મતાધિકાર અને સંસ્થાન માટે સ્વશાસન, એ માટે હમેશાં લડતો આવ્યો છે. National Partyના જોડાણથી, ઈ. સ. ૧૯૬૦ના મે માં તેણે રક્ષિત પ્રદેશમાં બારમાંથી એક બેઠક અને સંસ્થાનમાં સાતમાંથી ચાર બેઠકો મેળવી. આ પક્ષ ગેમ્બિઆના સેનેગલ સાથેના જોડાણની મહાત્વાકાંક્ષા સેવે છે.

People's Progressive Party (PPP)

ગૅમ્બિઆના સર્વ પક્ષોમાં આ પક્ષ સૌથી વધુ કાર્યક્ષમ અને વ્યવસ્થિત છે. પક્ષ તરીકે તે રક્ષિત પ્રદેશમાંથી શરૂ થયો. 'તેનો મુખ્ય હેતુ રક્ષિત પ્રદેશમાંનાં હિતોની બઢતી કરવી એ છે; કારણ સંસ્થાન કરતાં એ પ્રદેશ વિકાસમાં ઘણો પછાત છે.' ઈ. સ. ૧૯૬૦ના મેમાં આ પક્ષે દસ બેઠકો મેળવી તથા એને પ્રધાનમંડળમાંથી બે દફતરોનો કારભાર સોંપવામાં આવ્યો; પણ છેલ્લા માર્ચમાં ન'જીની મુખ્ય પ્રધાન તરીકે નિમણૂક

થતાં એ બે પ્રધાનોએ રાજીનામાં આપ્યાં. પક્ષે ઈ. સ. ૧૯૬૨ સુધીમાં આઝાદીની માગણી કરી છે.

### અન્ય પક્ષો

'ગેમ્બિઆ મુસ્લિમ કૉંગ્રેસ' સાથે જોડાણ કરી, ડેમોક્રેટિક પક્ષે ઈ. સ. ૧૯૬૦ની ચૂંટણીમાં ઝંપલાવ્યું, પણ તેને ફાળે એક પણ બેઠક આવી નહિ. ડેમોક્રેટિક પક્ષ સીએરા લીઓન દેશ સાથે જોડાણ કરવા ધારે છે, જ્યારે બીજો પક્ષ (ગેમ્બિઆ મુસ્લિમ કૉંગ્રેસ) બ્રિટિશ કૉમનવેલ્થ સાથે ભળવાની હિમાયત કરે છે.

## કેન્યા

### Kenya African National Union (KANU)

ઈ. સ. ૧૯૫૯માં લંડનમાં ગોળમેજી બંધારણીય પરિષદ મળ્યા પછી 'આફ્રિકન કેન્યા સ્વાતંત્ર્ય ચળવળ' તરીકે KANU પક્ષની સ્થાપના કરવામાં આવી. કેન્યામાંના આફ્રિકન પક્ષોમાં KANU સૌથી મોટો પક્ષ છે. કેન્યાના બે મુખ્ય વગદાર વર્તુળોનો KANUને મોટો ટેકો છે. ટૉમ મ્બૉયા અને જેમ્સ ગિચુરુની સરદારી હેઠળના આ પક્ષે, જ્યાં સુધી જોમો કેન્યાટાને બ્રિટિશરો મુક્ત ન કરે ત્યાં સુધી, સરકારી વહીવટમાં ભાગ લેવાનો ઇનકાર કર્યો છે. (હવે જોમો કેન્યાટાને મુક્તિ મળી છે.)

### Kenya African Democratic Union (KADU)

૩૩માંથી ૧૧ બેઠકોવાળો KADU પક્ષ(KANUને ૧૮ બેઠકો) બીજા નંબરનો બળવાન આફ્રિકન પક્ષ છે. રાજકારણમાં અભણ છતાં જાગૃત પછાત કોમોનો તથા ગામડી પ્રજાનો આ પક્ષને ટેકો છે. KANU માંના કિકુયુ અને લ્યુ વર્તુળોને પણ આ અભણ પ્રજાની જાગૃતિનો ભય રહે છે. કેન્યાટાની મુક્તિ માટે પ્રયત્નશીલ છતાં KADU નવા તંત્રના કારભારમાં ભાગ લે છે. તેમનો આગેવાન મિ. રૈનલ્ડ ગાલા એપ્રિલમાં સરકારી કામકાજનો મુખ્ય વહીવટદાર અને શિક્ષણખાતાનો પ્રધાન બન્યો છે.

### અન્ય પક્ષો

કેન્યામાં ૧,૭૦,૦૦૦ હિંદીઓ વસતા હોઈ તેમનો પણ 'કેન્યા ઇન્ડીઅન કૉંગ્રેસ' (KIC) પક્ષ બીજા બિન યુરોપિયન પક્ષોમાં, મુખ્ય છે. અહીંના હિંદીઓનો એક ભાગ આફ્રિકનો સાથે ઓતપ્રોત થઈ ગયો છે, જ્યારે બીજો યુરોપિયનો સાથે જોડાઇ ગયો છે. આફ્રિકનો સાથે સાથે જોડાયેલા હિંદીઓએ ઈ. સ. ૧૯૬૧ના ફેબ્રુઆરીમાં 'કેન્યા ફ્રીડમ પાર્ટી' નામનો પક્ષ રચ્યો છે; KIC માંથી છૂટા થયેલા બીજા ભાગના હિંદીઓએ માઈકલ બ્લન્ડેલના 'યુરોપિયન ન્યુ કેન્યાપાર્ટી' સાથે હાથ મિલાવ્યા છે.

## મોઝામ્બિક

### Mozambique African National Union (MANU)

બીજાં રાષ્ટ્રવાદી વર્તુળો સાથે ઉત્તરમાં ગેરકાયદેસર રીતે કાર્ય કરતાં 'મોઝામ્બિક મૅકોન્ડે યુનિયન'ને એક કરવા ઈ. સ. ૧૯૬૦ના નવેમ્બરમાં MANUની રચના, કાયદાના પીઠબળ વિના, કરવામાં આવી. ઝાંઝીબાર, નૈરોબી અને દાર–એસ–સલામમાં તેનાં કાર્યાલયો છે.

### Unaio Democratica Nacional de Mozambique (UDENAMO)

UDENAMOના સભ્યો આખા પ્રદેશમાં પથરાયેલા પડ્યા છે (નેતા–ઍડેલિયો ગ્વામ્બે). અને મોઝામ્બિકમાંથી તેના કાર્યકરો ન્યાસાલેન્ડ, રોડેસિયા અને ટાંગાનિકામાં ફરજ બજાવી રહ્યા છે. તાત્કાલિક સ્વાતંત્ર્યપ્રાપ્તિ એ તેનું ધ્યેય છે.

## દક્ષિણ આફ્રિકા

### Congress Alliance

સાઉથ આફ્રિકન નૅશનલ કૉંગ્રેસ, સાઉથ આફ્રિકન ઈન્ડીઅન કૉંગ્રેસ, સાઉથ આફ્રિકન કલર્ડ પીપલ્સ કૉંગ્રેસ, કૉંગ્રેસ ઑફ ડેમોક્રેટ્સ અને સાઉથ આફ્રિકન કૉંગ્રેસ ઑફ ટ્રેડ યુનિયનન્સ, એ બધા ભેગા મળી આ Congress Alliance બન્યું છે. પેલા નામચીન રાજ્યદ્રોહ મુકદ્દમામાં પકડાયેલા ૧૫૬ સ્ત્રી-પુરુષો આ Alliance ના સભ્યો હતા.

### African National Congress (ANC)

દક્ષિણ આફ્રિકાની સ્વાતંત્ર્ય ચળવળોમાંની આ સૌથી જૂની સંસ્થાનાં મૂળ છેક ગઈ સદી સુધી પથરાયેલાં પડ્યાં છે. ગોરા અમલ સામે વિરોધી બળ ઊભું કરવામાં આ ANCએ મોટો ભાગ ભજવ્યો છે. ચીફ આલ્બર્ટ

લુથુલી એ તેનો નેતા છે. આ ચળવળ હાલમાં ગેર-કાયદેસર છે.

Pan–Africanist Congress (PAC)

પોટલેકો લિબેલો અને રૉબર્ટ સોબુકવેની સરદારી નીચેનો આ PAC પક્ષ ANCથી છૂટો પડેલો છે. બિન–આફ્રિકન સંસ્થાઓ સાથે અને ખાસ કરીને Congress Alliance સાથે ANC જોડાયેલ હોઇ, PAC તેની સાથે ઝઘડે છે. સંખ્યાની દૃષ્ટિએ ANC કરતાં નાનો હોવા છતાં, PAC વધુ લડાયકતા દાખવે છે. તેણે 'પાસ લૉઝ' સામે ઝુંબેશ ઉપાડી હતી (શાર્પવિલનો ખૂનખાર લોહીયાળ બનાવ), અને ઈ. સ. ૧૯૬૦-ના માર્ચની ૩૦મી તારીખે ફિલિપ ગોસેનની આગેવાની હેઠળ ૩૦,૦૦૦ આફ્રિકનોની જોહાનિસબર્ગમાં કૂચ લઈ જવાની યોજના એણે કરેલી.

અન્ય પક્ષો

ઇન્ડીઅન કૉંગ્રેસ (SAIC) અને કલર્ડ પીપલ્સ કૉંગ્રેસ (SACPC) ANC સાથે જોડાજોડ કાર્ય કરે છે. ગોરાઓને સભ્ય બનાવી શકતું અને ANCને અને Congress Allianceને ટેકો આપતું એક તંત્ર–A Congress of Democrats (COD)–ઈ. સ. ૧૯૫૩માં રચવામાં આવ્યું. 'ધી કલર્ડ પીપલ્સ નૅશનલ યુનિયન' (CPNU) અને 'ધી સાઉથ આફ્રિકન ઇન્ડીઅન ઑર્ગેનાઇઝેશન' (SAIO), એ બે રૂઢિચુસ્ત સંસ્થાઓ છે, એમાંની પહેલી (CPNU) "સરકાર સાથે સમજૂતી કરી હિન્દી કોમોના ચાલુ હક્કોની જાળવણી માટે પ્રયત્નો આદરે છે." ઈ. સ. ૧૯૬૦ના સપ્ટેમ્બરથી સામ્યવાદી પક્ષ ભૂગર્ભમાં કાર્ય કરી રહ્યો છે.

સ્વાઝીલૅન્ડ

Swaziland Progressive Party (SPP)

દક્ષિણ આફ્રિકા સાથેના જોડાણનો SPP મુખ્યત્વે વિરોધ કરે છે અને દક્ષિણ આફ્રિકામાંની ગોરી પ્રજા પાસે રહેલી જમીનની ફેરવહેંચણીની હિમાયત કરે છે. જે. જે. ક્વુકુ એ પક્ષનો નેતા છે. આ વર્ષના પાછલા ભાગમાં નવા બંધારણને ધોરણે નવી લેજિસ્લેટિવ કાઉન્સિલ માટે ચૂંટણીઓ યોજનાર છે.

ટાંગાનીકા

Tanganyika African National Union (TANU)

બ્રિટિશ સંસ્થાનવાદી અમલદારોએ ઈ. સ. ૧૯૨૯ માં TANUની સ્થાપના કરી હતી. બ્રિટિશ અમલમાંથી સંસ્થાનથી મુક્તિ માટે ઝુંબેશ ઉપાડતી આ સંસ્થા, જુલિયસ નિયરેરેની નેતાગીરી નીચે ઈ. સ. ૧૯૫૩માં એક રાજકીય પક્ષ તરીકે બહાર આવે છે. મેની પહેલી તારીખથી સ્વશાસન ભોગવતું ટાંગાનીકા આ વર્ષની ડિસેમ્બરની ૨૮મીએ સંપૂર્ણ સ્વતંત્ર બનશે.

ઈ. સ. ૧૯૬૦ના સપ્ટેમ્બરની ચૂંટણીમાં–TANU-ના ટેકાથી ઊભેલા ઉમેદવારોએ ૭૧માંથી ૭૦ બેઠકો મેળવી. આ પ્રથમ જવાબદાર ધારાસભાના પ્રધાનો ચૂંટાયેલા સભ્યોમાંથી પસંદગી પામ્યા અને મુખ્ય પ્રધાનપદે નિયેરેરે નિયુક્ત થયા. ફક્ત ૧૩ બેઠકો માટે ચૂંટણી લડવામાં આવી અને TANUના ટેકાથી ઊભેલા બાકીના ઉમેદવારો વિના-વિરોધે ચૂંટાઈ આવ્યા." નિયેરેરે સામે જે વિરોધ છે તે મોટે ભાગે Tanuમાં જ દેખાય છે.

African National Congress (ANC)

ઈ. સ. ૧૯૬૦ની ચૂંટણીમાં ANC પક્ષ ત્રણ બેઠકો માટે ચૂંટણી લડ્યો, તેમાં તેને સરિયામ નિષ્ફળતા મળી. ઝુબેડિ ટેમ્બુની નેતાગીરીવાળો આ સંપૂર્ણ આફ્રિકન પક્ષ નજીકના ભવિષ્યમાં TANUને કોઈ પણ રીતે પડકાર ફેંકી શકે તેવી સ્થિતિમાં નથી.

[લંડનના 'Tribune' સાપ્તાહિકના તા. ૨૮ જુલાઈ ૧૯૬૧ના અંકમાં પૃ. ૬–૭ પર પ્રસિદ્ધ કરાએલી માહિતીના આધારે ઉપરોક્ત સંકલન શ્રી વિષ્ણુ ગો. પટેલ (ઍડ્મિનિસ્ટ્રેટિવ સેક્રેટરી, હૅરલ્ડ લૅસ્કી ઇન્સ્ટિટ્યૂટ, અમદાવાદ)એ તૈયાર કર્યું છે.]

*

# સામાન્ય જ્ઞાન

## પ્રશ્નો

૧

નીચેના સાહિત્યકારોનો પરિચય આપો:
વિકટર હ્યુગો, આન્દ્રે મોર્વા, અશ્વઘોષ, રોમાં રોલાં, અર્નેસ્ટ હેમિંગ્વે.

૨

ગુજરાતનાં સંગ્રહાલયોનો ટૂંકો પરિચય આપો.

૩

'પોએટ લૉરિએટ' એટલે શું? એવા સાત રાજકવિઓનાં નામ આપો.

૪

નીચેની કૃતિઓના લેખકોનાં નામ આપો:
અન્કલ ટૉમ્સ કૅબિન, ગ્રેપ્સ ઑફ રૅાથ, જર્મિનલ, માય એક્સ્પેરિમેન્ટ્સ વિથ ટ્રુથ, એપ ઍન્ડ એસેન્સ, લાઇફ ડિવાઈન, હન્ગ્રી સ્ટોન્સ.

૫

પુલિટ્ઝર પારિતોષિક એટલે શું અને નોબેલ પારિતોષિક એટલે શું? દરેક પારિતોષિક પ્રાપ્ત કરનાર પાંચ લેખક વિદ્વાનોનાં નામ આપો.

૬

જગતની સાત મોટી નદીઓ, તેમની લંબાઈ તથા તે ક્યાં મળે છે તે સમુદ્રના નામ સાથે, જણાવો.

૭

જગતના ચાર મહાસાગરોનાં વિસ્તાર અને ઊંડાઈનો પરિચય આપો.

૮

દસ પ્રસિદ્ધ અમેરિકન નાટકોનાં, તેમના લેખકો સાથે, નામ આપો.

૯

નીચેનાં વિષે પરિચયાત્મક વાક્યો લખો: વ્હાઈટ હાઉસ, શાન્તિનિકેતન, બિગ બેન, મોહેન્જો-દારો (ઢેરો-દડો), એલ્ભા ટાપુ, સાંચી.

૧૦

નીચેની સંજ્ઞાઓ સમજાવો:

૧. ડી. એલ. ઓ. (D. L. O.)
૨. જી. સી. (G. C.)
૩. જી. એમ. ટી. (G. M. T)
૪. ઈ. ઍન્ડ. ઓ. ઈ. (E. & O. E.)
૫. શેઈપ (S. H. A. P. E.)
૬. એ. ડી. સી. (A. D. C.)
૭. યુનીસેફ (U. N. I. C. E. F.)
૮. ઈકૅફે (E. C. A. F. E.)
૯. નેટો (N. A. T. O.)
૧૦. સીઆટો (S. E. A. T. O.)

## જવાબ

૧

પ્રસિદ્ધ ફ્રેંચ નવલકથાકાર, નાટ્યકાર અને કવિ હ્યુગોનો જન્મ ઈ. સ. ૧૮૦૨માં થયો હતો અને ઈ. સ. ૧૮૮૫ માં તેમનું અવસાન થયું હતું. ફ્રેંચ સાહિત્યમાં રોમૅન્ટિક યુગના તે અગ્રેસર સાહિત્યકાર હતા. તેમની અનેક સાહિત્ય કૃતિઓમાં 'લ મિઝરેબ્લ' વિશેષ જાણીતી છે.

ઈ. સ. ૧૮૮૫માં જન્મેલ મોર્વાનું મૂળ નામ એમિલ હર્ઝોગ છે. નવલકથાકાર, કવિ, જીવનકથા-લેખક અને પ્રવાસવર્ણનના આ પ્રસિદ્ધ લેખકમાં શ્રી અને સરસ્વતીનો સુંદર સહયોગ થયો છે. તેમણે લખેલી જીવનકથાઓમાં 'એરિઅલ', 'ડિઝરાએલી', 'બાયરન', વૉલ્તેર વગેરે જાણીતી છે.

કનિષ્કના સમયના પ્રસિદ્ધ ભારતીય સંસ્કૃત કવિ અશ્વઘોષ સંસ્કૃત મહાકાવ્યના પ્રથમ કવિ તરીકે જાણીતા છે. તેમનામાં વિદ્વતા, કવિત્વ અને ભક્ત હૃદયની આર્દ્રતાનો ત્રિવેણીસંગમ થયો હતો. તેમણે લખેલાં ગૌતમબુદ્ધના જીવનને લગતાં કાવ્યોમાં 'સૌન્દરનંદ' અને 'બુદ્ધચરિત' તથા નાટકોમાં 'શારીપુત્રપ્રકરણ' જાણીતાં છે.

પ્રસિદ્ધ નવલકથાકાર, સંગીતજ્ઞ અને તત્ત્વચિંતક રોલાંનો આપણને સ્વામી વિવેકાનંદ અને રામકૃષ્ણ પરમહંસનાં જીવનચરિત્રોના લેખક તરીકે વિશેષ પરિચય છે. તેમની બે મહાનવલો 'જ્યાં ક્રિસ્ટોફ' અને 'સોલ

એન્ચેન્ટેડ' જાણીતાં છે.

બબ્બે વખત પોતાના મૃત્યુના સમાચાર પોતે સાંભળનાર હેમિંગ્વે ૬૨ વર્ષની ઉંમરે અવસાન પામ્યા. તેમની નવલકથાઓમાં 'ફેરવેલ ટુ આર્મ્સ,' 'ફૉર હૂમ ધ બેલ ટોલ્સ' અને 'ઓલ્ડ મૅન ઍન્ડ ધ સી' જાણીતાં છે. ૧૯૫૪માં તેમની સાહિત્ય સેવાની કદર રૂપે તેમને નોબેલ પારિતોષિક આપવામાં આવ્યું હતું. એમ લાગતું હતું કે ૧૯૫૪ પછી એમનામાંનું સાહિત્ય ઝરણું સૂકાઈ ગયું હતું, કારણ કે છેલ્લાં આઠ વર્ષમાં કોઈ નોંધપાત્ર સાહિત્યકૃતિ તેમણે પ્રગટ કરી ન હતી. સાહિત્ય-સર્જન દ્વારા હેમિંગ્વેએ એવા યુદ્ધોત્તર યૌવન માનસનું દર્શન કરાવ્યું હતું, કે જેણે જીવનમાં આશા અને ઉલ્લાસ માટે પૂર્ણવિરામ મૂક્યું હતું તથા નિરુદ્દેશ સાહસ અને વિફળ કામતૃપ્તિમાં જીવનની પૂર્ણતાને શોધવાનો મિથ્યા પ્રયત્ન કર્યો હતો. ભર્યા જીવનની વચ્ચે ગૂંગળાવી નાખતી તેમની એકલતા જાણે ચાલી ગઈ છે એવો ભાસ 'ફૉર હુમ ધ બેલ ટોલ્સ'માંથી થતો હતો, પણ 'ધ ઓલ્ડ મૅન ઍન્ડ ધ સી'માં આ ઘેરું દર્દ વિશેષ પ્રગટ થયું.

૨

ભારતમાં ઈ. સ. ૧૭૯૬માં પહેલવહેલું સંગ્રહાલય સ્થપાયું કલકત્તામાં, અને તે પણ બ્રિટિશ મ્યૂઝિયમ સ્થપાયા પછી ૪૦ વર્ષે. ગુજરાતમાં એકંદરે ૧૯ સંગ્રહાલયોમાં વડોદરાનું મ્યૂઝિયમ જાણીતું છે. ૧૮૯૪માં તેની સ્થાપના થયા પછી તેની ઉત્તરોત્તર પ્રગતિ થઈ. આ સંગ્રહાલયમાં યુરોપીય ચિત્રકારોનાં તૈલચિત્રોનો સુંદર સંગ્રહ, ભારતીય કલાના પ્રાચીન નમૂના અને પ્રાચીન પ્રજાઓના પહેરવેશો અને આયુધોનો સુંદર સંગ્રહ છે. આ ઉપરાંત અમદાવાદ, અમરેલી, ભાવનગર, ભુજ, ધરમપુર, જામનગર, જૂનાગઢ, રાજકોટ, સૂરત વગેરે સ્થળે આવાં સંગ્રહાલયો છે. અમદાવાદમાં કૅલિકો ટેક્સ્ટાઈલ મ્યૂઝિયમ અને સાબરમતી આશ્રમમાં ગાંધી-સ્મારક સંગ્રહાલય જાણીતાં છે.

૩

પોએટ લૉરિએટ અર્થાત્ રાજકવિ એ શબ્દનું મૂળ અજ્ઞાત છે. હેન્રી ત્રીજાના વખતમાં (ઈ. સ. ૧૨૧૬–૧૨૭૨) રાજાના કવિને વાર્ષિક ૧૦૦ શિલિંગ આપવામાં આવતા. ચૉસરે પહેલી વાર આ પદ ભોગવ્યું અને ૧૩૮૯માં એનું વર્ષાસન શરૂ થયું. આવા રાજકવિઓમાં સ્પેન્સર, બેન જૉનસન, ડ્રાયડન, વિલિયમ વ્હાઈટહેડ, રૉબર્ટ સધે, આલ્ફ્રેડ ટેનિસન, રૉબર્ટ બ્રિજિસ અને જોન મેસફીલ્ડ જાણીતા છે.

૪

ઍચ. બી. સ્ટૉવ, સ્ટાઈનબેક, એમિલ ઝોલા, ગાંધીજી, આલ્ડસ્ હક્સલે, શ્રી અરવિન્દ, ટાગોર.

૫

'ધ વર્લ્ડ' (ન્યૂયૉર્ક)ના પ્રકાશક શ્રી જોસેફ પુલિટ્ઝરે (૧૮૪૭–૧૯૧૧) સાહિત્ય અને પત્રકારત્વમાં ઉત્તમ કાર્ય માટે આ પારિતોષિક જાહેર કર્યું છે. કોલંબિયા યુનિવર્સિટીએ નીમેલી એક સમિતિ દર વર્ષે આ પારિતોષિક આપે છે. તેમાં એરિ બિંગહામ (ક્રિરિઅર), ઈરવિન કૅનહામ (ક્રિશ્ચિયન સાયન્સ મૉનિટર), ટર્નર કાટલેજ (ન્યૂયૉર્ક ટાઈમ્સ) વગેરેને તેમનાં પત્રો માટે તથા જોન માર્કન્ડ (નવલકથા), યુજિન ઓનીલ (નાટક), લેનર્ડ વ્હાઈટ (ઇતિહાસ) વગેરેને, બીજા અનેકની સાથે, આ પારિતોષિક મળ્યું હતું.

ડાયનેમાઈટના શોધક આલ્ફ્રેડ નોબેલે નેવું લાખ ડૉલરના વ્યાજમાંથી ભૌતિકશાસ્ત્ર, રસાયણશાસ્ત્ર, શરીરવિદ્યા, સાહિત્ય અને શાંતિ માટે ઉત્તમ પ્રદાન કરનાર વ્યક્તિઓને વાર્ષિક પારિતોષિક આપવાનું નક્કી કર્યું હતું. તેમાં સાહિત્યમાં, બીજા અનેક સાથે, ટૉમસ માન, યુજિન ઓનીલ, રવીન્દ્રનાથ ટાગોર, પર્લ બક, આન્દ્રે જીદ, બર્ટ્રાન્ડ રસેલ વગેરેને આ પારિતોષિક મળ્યાં છે.

૬

| નદીનું નામ | ક્યાં મળે છે | લંબાઈ (માઈલમાં) |
|---|---|---|
| ૧ નાઈલ | ભૂમધ્ય સમુદ્રમાં | ૪૧૦૦ |
| ૨ ઍમેઝોન | ઍટલેન્ટિક સમુદ્રમાં | ૩૯૦૦ |
| ૩ યાંગસે | ચિનાઈ સમુદ્રમાં | ૩૧૦૦ |
| ૪ કૉંગો | ઍટલેન્ટિક સમુદ્રમાં | ૨૭૧૮ |
| ૫ હોઆંગ | પીળા સમુદ્રમાં | ૨૭૦૦ |
| ૬ મેકોંગ | દક્ષિણ ચિનાઈ સમુદ્રમાં | ૨૬૦૦ |
| ૭ વોલ્ગા | કાસ્પીઅન સમુદ્રમાં | ૨૨૯૦ |

૭

| મહાસાગર | વિસ્તાર (ચો. મા.) | સરાસરી ઊંડાઈ-ફીટ |
| --- | --- | --- |
| ૧ પૅસિફિક | ૬૩૮૦૧૬૬૮ | ૧૪૦૪૮ |
| ૨ ઍટલેન્ટિક | ૩૧૮૩૯૩૦૬ | ૧૨૮૮૦ |
| ૩ હિન્દી | ૨૮૩૫૬૨૭૬ | ૧૩૦૦૨ |
| ૪ આર્કટિક | ૫૪૪૦૧૯૭ | ૩૯૫૩ |

૮

| નાટક | લેખક |
| --- | --- |
| ૧ ધ સેકન્ડ મૅન | એસ. એન. બેહરમાન |
| ૨ ગ્રીન પૅસ્ચર્સ | માર્ક કૉનેલી |
| ૩ જે. બી. | આર્કીબાલ્ડ મૅકલીશ |
| ૪ ડેથ ઑફ એ સેલ્સમન | આર્થર મિલર |
| ૫ સ્ટ્રેન્જ ઇન્ટરલ્યૂડ | યૂજિન ઓનીલ |
| ૬ લૉન્ગ ડેઝ જર્ની | યૂજિન ઓનીલ |
| ૭ ઓકલાહોમા | રિચર્ડ રૉજર્સ અને ઑસ્કાર હૅમરસ્ટાઇન |
| ૮ ધ ટાઈમ ઑફ યૉર લાઇફ | વિલિઅમ સારોયાન |
| ૯ ધ સ્કીન ઑફ અવર ટીથ | થૉર્નટન વાઇલ્ડર |
| ૧૦ એ સ્ટ્રીટકાર નેમ્ડ ડિઝાયર | ટૅનેસી વિલિયમ્સ |

૯

**વ્હાઈટ હાઉસ:** અમેરિકાના પ્રમુખનું સત્તાવાર નિવાસ-સ્થાન

**શાન્તિનિકેતન:** બોલપુર (બંગાળ)માં રવીન્દ્રનાથ ટાગોરે સ્થાપેલ શાળામાંથી વિકસેલ વિદ્યાપીઠ.

**બિગ બેન:** લંડનના વેસ્ટમિન્સ્ટર ટાવર ઉપરનું પ્રસિદ્ધ ઘડિયાળ

**મોહેન્જો ડેરો (દારો-દડો):** પાકિસ્તાનના સિન્ધમાંનું એક સ્થળ. અહીંથી પ્રાચીન પ્રાગૈતિહાસિક સિન્ધુ સંસ્કૃતિના અવશેષો મળી આવ્યા છે.

**એલ્બા ટાપુ:** ભૂમધ્ય સમુદ્રનો એક ટાપુ. અહીં નેપોલિયન બોનાપાર્ટને એકાંતવાસ માટે મોકલવામાં આવ્યો હતો. તે ત્યાં ઈ. સ. ૧૮૧૪ના મે થી ઈ. સ. ૧૮૧૫ના ફેબ્રુઆરી સુધી રહ્યો હતો.

**સાંચી:** ભોપાળ જિલ્લામાંનું એક સ્થળ. અહીં ઈ. પૂ. ત્રીજા સૈકાનો ૨૦૩ ફીટ વ્યાસનો અને ૪૨ ફીટ ઊંચાઈનો એક બૌદ્ધ સ્તૂપ સચવાઈ રહ્યો છે.

૧૦

૧ ડેડ લેટર ઑફિસ
૨ જ્યૉર્જ ક્રૉસ
૩ ગ્રિનીચ મીન ટાઈમ
૪ એરર્સ ઍન્ડ ઓમીશન્સ એક્સેપ્ટેડ
૫ સુપ્રીમ હેડ-ક્વાર્ટર્સ, એલાઈડ પાવર્સ ઇન યુરોપ
૬ એઇડ-ડી-કૅમ્પ
૭ યુનાઇટેડ નેશન્સ ઇન્ટરનૅશનલ ચિલ્ડ્રન્સ ઇમરજન્સી ફંડ
૮ ઇકૉનૉમિક કમિશન ફૉર એશિયા ઍન્ડ ફાર ઈસ્ટ
૯ નૉર્થ ઍટલેન્ટિક ટ્રીટી ઑર્ગેનિઝેશન
૧૦ સાઉથ-ઈસ્ટ એશિયા ટ્રીટી ઑર્ગેનિઝેશન

[સંપાદક: જે. એમ. શુક્લ, સંસ્કૃત અને પ્રાચીન ભારતીય સંસ્કૃતિના પ્રાધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

*

# દેશવિદેશના પ્રવાહો

પુરુષોત્તમ ગણેશ માવળંકર

**મોતીલાલ નેહરુ-જન્મશતાબ્દી** તા. ૬ મે ૧૯૬૧ને રોજ પંડિત મોતીલાલ નેહરુની જન્મશતાબ્દી ભારતમાં ઠેરઠેર ઊજવાઈ. મોતીલાલજીનું પ્રભાવશાળી વ્યક્તિત્વ, ઉમદા સ્વરૂપ, પ્રખર દેશાભિમાન અને જ્વલંત સ્વાતંત્ર્યપ્રેમ, એ બધું ભારતવર્ષે હંમેશ યાદ રાખવા જેવું અને અનુકરણ કરવા જેવું છે. મોતીલાલજીનાં મહત્ત્વનાં વિવિધ ભાષણોનો સુંદર સંગ્રહ તા. ૬ મે ને રોજ, શતાબ્દી પ્રસંગે, *The Voice of Freedom* નામે બહાર પડ્યો છે. (એશિયા પબ્લિશિંગ હાઉસ, મુંબઈ. પૃષ્ઠ-સંખ્યા-૫૬૪.

કિંમત રૂ. ૧૫). 'વડીલ' નેહરુનાં એ ભાષણોનું સંપાદનકાર્ય સર્વશ્રી કે. એમ. પણીક્કર અને એ. પરશાદે કર્યું છે. એ પુસ્તકના પુરોવચનમાં ઉપરાષ્ટ્રપતિ ડૉ. રાધાકૃષ્ણને યોગ્ય કહ્યું છે કે, 'This volume...will serve to remind generations of our countrymen of a generous and fearless personality, and of a life of nobility and patriotism, service and sacrifice.' (*ibid*, p. vi). પુત્ર જવાહરલાલે, હું ધારું છું ૧૯૩૬–૩૭ના અરસામાં કહેલું: "Freedom is in peril; defend it with all your might." પિતા મોતીલાલજીનાં પણ અનેક વક્તવ્યોનો પ્રધાન સૂર એ હતો: "The spirit of independence once born never dies." મોતીલાલજી અતિ કાબેલ કાયદાપંડિત હતા અને કુશળ, છટાદાર વક્તા હતા. દિલ્હીની વડી ધારાસભામાં, ઈ. સ. ૧૯૨૫ની ૧૪મી માર્ચે, મોતીલાલજીએ તે વખતની બ્રિટિશ હિંદી સરકાર સામે ઠપકાની દરખાસ્ત–Censure Motion–રજૂ કરી. દેશભરમાં જે રીતે કાયદાઓના જોરે દમનરાજ્ય વધતું જતું હતું તેનો મોતીલાલજીએ સખત વિરોધ કર્યો. ગમે ત્યારે, કોઈ કારણ આપ્યા વિના, અનેક દેશભક્તોને જેલમાં પૂરવાથી માંડીને ભાતભાતની દમનકારી આકરી સજાઓ ફટકારનારી બ્રિટિશ સલ્તનતને મોતીલાલજીએ સાફ સુણાવ્યું કે, સ્વાતંત્ર્યની જ્યોત એક વાર સળગ્યા પછી હવે એ બુઝાવાની નથી! વ્યક્તિ-સ્વાતંત્ર્યના અને નાગરિક હક્કોના તો મોતીલાલજી આગ્રહી ટેકેદાર અને પુરસ્કર્તા હતા. પ્રખ્યાત અંગ્રેજ વૃત્તપત્રકાર સદ્ગત બી. જી. હૉર્નિમનને ઈ. સ. ૧૯૨૪માં ભારતમાં પુનર્પ્રવેશ કરતા અટકાવવા માટે લેવાએલાં સરકારી પગલાં પ્રત્યે મોતીલાલજીએ તીવ્ર નાપસંદગી વ્યક્ત કરી હતી. ખેર! સરકારી દમનનું નગ્ન સ્વરૂપ છતું કર્યા પછી ઠપકાની દરખાસ્તને અંતે મોતીલાલજીનો ધ્રુજારો જુઓ:

"We shall wait and see; but what shall we do in the meanwhile? Well, I can only say that we shall go out into the country again to work among our people and to work as long as it is necessary unless, of course, His Excellency the Commander-in-Chief finds other occupation for us either in this world or the next. But that is the only thing we have got to do. Now that is the whole of the policy of this Government. That is why you cannot do without repressive laws. That is why you dare not concede any substantial advance in self-government. You know all this but you forget your own traditions. You forget that the spirit of independence once born can never die, do what you like. Your repression will only recoil on yourselves. Go on trying it as long as you like. So far as we are concerned, we, I can assure you, shall never be tired of opposing that repression and of suffering whatever hardship it entails. Meanwhile all we can do is to speak out our minds clearly and fearlessly, and that is what I have attempted to do to-day." *(ibid., pp. 244-245).*

'મોતીલાલ નેહરુ જન્મશતાબ્દીની સાર્થકતા' એવા શીર્ષક હેઠળ 'ગુજરાત સમાચાર'ના તા. ૬ મે ૧૯૬૧ના અંકમાં 'રાજકારણના રંગતરંગ' કૉલમ માટે, એક નોંધ મેં લખી હતી તે એ પત્રે છાપી નહીં! અહીં એ નોંધ અક્ષરશઃ ઉતારીને મોતીલાલજીના ભવ્ય વ્યક્તિત્વને વંદન કરું છું:

"આજે તા. ૬ મે ૧૯૬૧ને રોજ પંડિત મોતીલાલ નેહરુની જન્મશતાબ્દી છે. મોતીલાલજી બડભાગી ખરા કે પુત્ર જવાહરથી તેઓ વધારે જગપ્રસિદ્ધ બન્યા! નેહરુ કુટુંબની સંસ્કારિતા, શ્રીમંતાઈ, સુજનતા અને સેવાપરાયણતાની દુનિયાભરને જાણ મોતીલાલજીના જીવનસંગ્રામથી શરૂ થઈ! જવાહરલાલે એમાં પરાકાષ્ઠા પ્રાપ્ત કરી. મોતીલાલજીનો જમાનો યાદ કરવા જેવો છે. ભારતમાં બ્રિટિશ સામ્રાજ્ય બરાબર જામેલું હતું. પશ્ચિમની અસર ભારત ઉપર પડી હતી. પ્રજાજીવનમાં જાગૃતિ અને સ્વાભિમાન મોટા પાયા ઉપર લાવવાની જરૂર હતી. એ કાળમાં મોતીલાલ નેહરુએ ગણનાપાત્ર કામ કરી બતાવ્યું. એમની શતાબ્દીની ઉજવણીના પ્રસંગે જેને જે યોગ્ય લાગે તે રાષ્ટ્રસેવાનું કાર્ય કરી શકે છે. ઉજવણીના સમારંભો અને પ્રકારોમાં પણ વૈવિધ્ય આણી

શકાય છે: કવિસંમેલનો અને વ્યાયામશાળાઓ—અખાડાઓ પણ રાષ્ટ્રસેવાનાં કાર્યો તરીકે રાખી શકાય છે! તેમ છતાં એક રીતે જોતાં, મોતીલાલજીનું ખરું અને નક્કર કામ તો દિલ્હીની વડી ધારાસભામાં (સેન્ટ્રલ લેજિસ્લેટિવ ઍસેમ્બ્લી) એમણે જે રીતે બ્રિટિશ સલ્તનત સામે જોરદાર કામ કર્યું તે છે. એમનો પુરુષાર્થ, એમની હિંમત, એમની વાગ્છટા, એમની અડગતા, અને એમની નેતૃત્વશક્તિ, એ બધું આજે તો સ્વતંત્ર ભારતમાં વધારે આવશ્યક છે! પિતાના આ બધા ગુણો અને અન્ય ગુણો પણ પુત્ર જવાહરલાલમાં સારા પ્રમાણમાં જોવા મળે છે. અને છતાં, પુત્ર જ્યારે વડા પ્રધાનપદે છે ત્યારે, બ્રિટિશ સલ્તનતની સામે લડનારા પિતા મોતીલાલજીના વિરોધની ભૂમિકા અને એ ગુણો પણ જવાહરલાલની હકૂમત સામે એટલા જ આવશ્યક અને અનુકરણીય બની રહે છે! આમાં બ્રિટિશ સલ્તનત સાથે સ્વતંત્ર ભારતના વડા પ્રધાનને સરખાવવાનો લેશમાત્ર સવાલ નથી! પણ લોકશાહીમાં, અને વિરોધ પક્ષોની લોકશાહી કામગીરીમાં, માનનારા ભારતે અને વડા પ્રધાને, મોડું બહુ થઈ જાય એ પહેલાં, આ દેશમાં રચનાત્મક, સંસ્કારી, સમજુ, જવાબદારીભર્યાં વિરોધી પરિબળોના ઉત્તેજન અને વિકાસમાં રસ દાખવવો રહ્યો! પંડિત મોતીલાલ નેહરુની દેશભક્તિ અને એમનો સ્વાર્થત્યાગ સર્વમાન્ય હતાં! એમની નિષ્ઠા, સહૃદયતા અને પ્રામાણિકતા નિઃશંક હતી. મોતીલાલજીના એ ગુણો, આજના ભારતે અને ખાસ કરીને વિરોધની ભૂમિકા ભજવવાની કપરી પણ જરૂરી કામગીરી બજાવતાં ભાઈબહેનોએ, નવેસરથી યાદ કરવાના છે અને નવી ક્રાંતિ કરી બતાવવાની છે! મોતીલાલજીનો અવાજ એ સ્વાતંત્ર્ય માટેનો આર્તનાદ હતો! એ નાદનો જયઘોષ આજે પણ નવા વાતાવરણમાં નવી રીતે એટલો જ આવશ્યક છે. મોતીલાલજીની જન્મશતાબ્દીની સાર્થકતા સ્વાતંત્ર્યઅનેલોકશાહીનીમજબૂતપ્રતિષ્ઠાપનામાં રહેલી છે!"

*

## રવીન્દ્ર-જન્મશતાબ્દી

તા. ૭ મે ૧૯૬૧ને રોજ ગુરુદેવ રવીન્દ્રનાથ ઠાકુર (ટાગોર)ની જન્મશતાબ્દી ભારતવર્ષમાં સર્વત્ર ઊજવાઈ. રવીન્દ્રનાથની સાહિત્યસાધના, એમની પ્રતિભા, એમની માનવતા અને શાશ્વત મૂલ્યો માટેની એમની મથામણ ને ખોજ, એ બધું હિંદુસ્તાનની પ્રજા માટે ચિરસ્મરણીય અને અનુકરણીય છે. દેશવિદેશના અનેક વિદ્વાનો અને રવીન્દ્ર-શિષ્યોએ ગુરુદેવનાં વિવિધ ભાષણોમાંથી ચૂંટી કાઢેલાં મનનીય નિબંધોનો સુરેખ ગ્રંથ તા. ૭ મે ને રોજ, શતાબ્દી પ્રસંગે, *Towards Universal Man* નામે પ્રસિદ્ધ થયો છે. (એશિયા પબ્લિશિંગ હાઉસ, મુંબઈ. પૃષ્ઠસંખ્યા—૩૮૮, કિંમત રૂ. ૧૨-૫૦ન.પૈ.). ભારત સરકારના વૈજ્ઞાનિક સંશોધન અને સાંસ્કૃતિક બાબતો અંગેના ખાતાના પ્રધાન ડૉ. હુમાયૂન કબીરે પુસ્તકની પ્રસ્તાવનામાં કહ્યું છે તેમ:

"Till almost the day of his death, Tagore was growing in stature and depth and in the process, steadily transcended the limitations of nationalism and religious exclusiveness. What is even more interesting is that this expansion of the imagination and the mind did not in his case involve the denial of any element of value in his original social, national and religious background. He was thus a truly universal man whose universality was enriched by incorporating individual values of his age, country and faith." (*ibid.*, p. ix).

ભારતીય આમજનતાની દીનતા અને દરિદ્રતા ગુરુદેવને સતત સતાવતી હતી; પણ તેથી ય વધુ ખિન્નતા અને દર્દ કવિવરને એ હતાં કે ભારતીય પ્રજા સંકુચિતતામાં ફસાઈ પડી છે, અંદરોઅંદર ઝઘડાઓમાં પડી ગઈ છે, વિશ્વકુટુંબની ભાવનાથી અને માનવતાનાં મૂલ્યોની તાલાવેલીથી વિખૂટી પડી ગઈ છે! પરંતુ, રવીન્દ્રનાથ નિરાશાવાદી નહોતા; એમની દૃષ્ટિવંત પ્રતિભા એમને ઊંડે ઊંડે દિલાસો આપતી હતી કે એક દિવસ જરૂર સોનાનો ઊગશે, અને ત્યારે આ દેશની અને પૂર્વની સંસ્કૃતિ ફરી દુનિયામાં શ્રદ્ધા અને જ્ઞાનનો દીવો પ્રગટાવશે! ઈ. સ. ૧૯૪૧માં, શાંતિનિકેતનમાં, પોતાની ૮૦મી વર્ષગાંઠ પ્રસંગે, ગુરુદેવ રવીન્દ્રનાથ ઠાકુરે, જાણતાં કે અજાણતાં આખરી સંદેશો, એમની વિચારપ્રેરક અને આર્તવાણી દ્વારા જગત સમક્ષ ધર્યો: Crisis in Civilization નામે એ છેલ્લા પ્રકરણ તરીકે *Towards Universal*

*Man*માં છપાયો છે. એમાંથી નીચેના શબ્દો ફરી ફરી વાંચવા જેવા ને મનન કરવા જેવા છે.

"The turning of the wheel of fortune will compel the British one day to give up their Indian empire. But what kind of India will they leave behind, what stark misery? When the stream of their two centuries' rule runs dry at last, what a waste of mud and filth will be revealed, bearing a tale of utter futility! There was a time when I used to believe that the springs of a true civilization would issue out of the heart of Europe. Today, as I am about to quit the world, that faith has gone bankrupt. ...

I look back on the stretch of past years and see the crumbling ruins of a proud civilization lying heaped as garbage out of history! And yet I shall not commit the grievous sin of losing faith in Man, accepting his present defeat as final. I shall look forward to a turning in history after the cataclysm is over and the sky is again unburdened and passionless.

Perhaps the new dawn will come from this horizon, from the East where the sun rises; and then, unvanquished Man will retrace his path of conquest, despite all the barriers, to win back his lost heritage." (*ibid*., pp. 358-359).

'રવીન્દ્ર-શતાબ્દીનો સંદેશો અને સૂર' એવા શીર્ષક હેઠળની મારી નોંધ પર પણ 'ગુજરાત સમાચાર'ની કાતર પડી! આજે હવે એ સંપૂર્ણપણે ટાંકીને ગુરુદેવના ઉદાત્ત વ્યક્તિત્વને પ્રણામ કરું છું:

'આવતી કાલે–તા. ૭ મે ૧૯૬૧ ને રોજ—ગુરુદેવ રવીન્દ્રનાથ ઠાકુરની જન્મશતાબ્દી છે. ભારતની પ્રજા તો પોતાના આ પ્રતિભાશાળી કવિનાં ગુણગાન ગાશે જ; પણ દુનિયાભરની સંસ્કારવાંચ્છુ અને સ્વાતંત્ર્યપ્રેમી પ્રજા રવીન્દ્રનાથના સંદેશને યાદ કરીને નવજીવન માટેની નવપ્રેરણા મેળવશે! આમ તો ગુરુદેવ રવીન્દ્રનાથનું જીવન કળા, સાહિત્ય અને શિક્ષણને વરેલું હતું; પણ પરાધીન ભારતમાં જન્મેલા, ઉછરેલા અને જીવી ગએલા ગુરુદેવને રાજકારણનો સ્પર્શ અને અનુભવ પણ થયો જ. એમણે સતત નિર્ભેળ રાષ્ટ્રવાદની હિમાયત કરી. સંકુચિતતાના તેઓ કટ્ટર વિરોધી હતા. એમના મનાકાશમાં જાણે કોઈ ક્ષિતિજ ન મળે! દુનિયાભરમાં પ્રત્યક્ષ અને કલ્પનાવિહારથી હરીફરીને જ્યાં જ્યાં જે જે સુંદર, મંગલ, પાવનકારી જોયું–જાણ્યું–અનુભવ્યું, તે બધું રવીન્દ્રનાથે અપનાવ્યું! તેમના જેવી હૃદયની વિશાળતા, મનની ઉદારતા, દૃષ્ટિની વ્યાપકતા અને અનુભવની ઊંડાઈ, આપણે સહુ ભારતવાસીઓ ક્યારે આપણાં વાણી-વર્તનમાં ઉતારીશું? વળી, રવીન્દ્રનાથનો રાષ્ટ્રવાદ પણ એક રીતે જોતાં ભારત પૂરતો મર્યાદિત નહોતો. કવિના મનમાં માનવ માટેનો પ્રેમ અને આદર ભારોભાર હતો. એટલે માનવની પ્રતિષ્ઠા માટે રવીન્દ્રનાથે રાષ્ટ્રવાદનો જયઘોષ કર્યો. એમાં કોઈ પ્રદેશ કે ભાષા કે સંસ્કૃતિના સીમાડા જોવા-બાંધવાની વૃત્તિ નહોતી! રવીન્દ્રનાથની 'ગીતાંજલિ'માંના ખૂબ જાણીતા કાવ્યની પ્રથમ પંક્તિ 'ભય રહિત મન' અને સ્વમાન સહિત 'મસ્તક ઉન્નત'ની જે વાત કરી જાય છે એવા તેજસ્વી, નિર્ભય, સ્વમાની ભારતવાસીઓ આપણે ક્યારે થઈશું? આપણું ભણતર અને શિક્ષણ, આપણું આયોજન અને આર્થિક સમૃદ્ધિ, આપણી વૈજ્ઞાનિક પ્રગતિ અને જાહોજલાલી, આ બધામાં આપણે ભારતીય સંસ્કૃતિને, ભારતીય આધ્યાત્મિકતાને અને માનવી મૂલ્યોને ભૂલી ન જઈએ, અને આપણી પ્રગતિમાં આ પાયાની ભૂમિકાને જીવંત તથા અમલી બનાવીએ એવો રવીન્દ્ર શતાબ્દીનો સંદેશો અને સૂર ગૂંજી ઊઠે છે!

*

## સરદારશ્રીનું પુણ્યસ્મરણ

'અભ્યાસ'નો આ ત્રીજો અંક ૩૧મી ઑકટોબરે—સદ્‌ગત સરદાર શ્રી વલ્લભભાઈ પટેલની જન્મ તારીખે—પ્રસિદ્ધ થાય છે ત્યારે સરદારશ્રીનું પુણ્યસ્મરણ મનમાં અનેક ભાવ જગાડે છે. ભારતીય સંઘરાજ્યના એક ઘટક તરીકે ગુજરાતનું નવું એકમ સ્થપાયા પછી સરદારશ્રીની ખોટ ગુજરાતના જાહેરજીવનમાં આજે વધુ સાલે છે. સરદારને 'લોખંડી પુરુષ' તરીકે ઓળખાવીને

કેટલાક લોકોએ અને ઇતિહાસકારોએ, ભલે ઉત્સાહમાં અને અજાણતાં પણ, એ વીર પુરુષના વ્યક્તિત્વને ભારે અન્યાય કર્યો છે. સરદારશ્રી કડક હતા, પણ જડ નહોતા; કઠણ હતા, પણ કઠોર નહોતા; આગ્રહી હતા, પણ હઠાગ્રહી નહોતા; કૃતનિશ્ચયી હતા, પણ પારકા પ્રત્યે સમજ-સહાનુભૂતિ ધરાવનારા હતા; ત્યાગી, સેવાભાવી અને સાદાઈભર્યું જીવન જીવનારા હતા, પણ આસપાસના વાતાવરણમાં રહેલ ભોગ, સ્વાર્થ અને સમૃદ્ધિ તરફ તિરસ્કાર ને ધિક્કાર બતાવનાર નહોતા! સરદારશ્રીનું વ્યક્તિત્વ માત્ર બહારથી જ ઉપરછલ્લું જોનારને માટે ઠગારું નિવડે! નાળિયેરનું ફળ બહારથી કઠણ, પણ અંદરથી સ્વાદિષ્ટ પાણી અને સરસ મઝાનું કોપરું આપે છે, તેમ સરદારશ્રીના અંગત અને નિકટતમ સંબંધમાં આવેલા સહુએ એ મહાપુરુષના જીવનનાં અનેક મિઠાં પાસાંઓનો પ્રત્યક્ષ લ્હાવો માણ્યો છે. સદ્ગત દાદાસાહેબ અને 'બૅરિસ્ટર' વલ્લભભાઈ અમદાવાદમાં ભદ્રમાં, એકબીજાના પાડોશી તરીકે, વર્ષો સુધી, અને ગાંધીજી અમદાવાદ આવ્યા ત્યાર પહેલાંથી, રહેતા હતા. દિનપ્રતિદિન એ સંબંધ ગાઢ, મૈત્રીભર્યો ને પ્રેમપૂર્ણ થતો ગયો. સરદારશ્રીનો મર્માળો વિનોદ, એમનો બાળક-પ્રેમ, એમની સીધીસટ સ્પષ્ટ વાણી, ઓછાબોલા છતાં નિકટતમ મિત્રો સાથે વાતો કરવામાં રસિયા એવા સરદારશ્રીની કથાશૈલી, એમનાં હિંમત ને બહાદુરી, એ બધાંનો પરિચય અને થોડો અનુભવ મારા બાલમન પર થયો તેની છાપ આજે પણ એક જાતનો આનંદ આપે છે. સરદારશ્રીમાં વિનય અને સામાજિક રીતભાત પણ ભારોભાર હતાં. એમના નકલી અનુયાયીઓએ આ વાત ભૂલવા જેવી નથી! વળી, સરદારશ્રીની દેખીતી કડકાઈનું અનુકરણ કરનારાઓ પણ એ ન ભૂલે કે સરદારશ્રીનું જીવન 'વજ્ર કરતાં પણ કઠોર, પરંતુ ફૂલ કરતાં ય કોમળ' હતું; 'ફૂલ કરતાં ય કોમળ' એ વસ્તુ વિશેષ યાદ કરવા ને રાખવા જેવી છે! ગુજરાત સરદારને કૃતજ્ઞતાપૂર્વક યાદ કરે છે એ એમની આવી અદ્‌ભુત કરામતને કારણે! હિંમત, આવડત, સમજ અને સહાનુભૂતિનું સુરેખ મિશ્રણ સરદારશ્રીના જીવનકાર્યમાં જોવા મળતું હતું. એમને શતશઃ પ્રણામ!

*

**શ્રી નેહરુ, યુવકો અને અભ્યાસશીલતા**

વડા પ્રધાન શ્રી જવાહરલાલ નેહરુનાં રોજબરોજનાં ભાષણોથી આપણે સહુ પરિચિત રહીએ છીએ; સમાચાર મેળવવા સારું છાપાં ખોલીએ અગર 'આકાશવાણી'ના સમાચાર સાંભળીએ ત્યારે પણ શ્રી નેહરુનાં ભાષણો જ આપણી સમક્ષ છૂટથી પીરસાતાં રહે છે! વડા પ્રધાનનાં આ ભાષણોમાં સ્વગતોક્તિ પણ ઓછી નથી હોતી. વળી એમાં જણાતાં વિષય વૈવિધ્ય અને વિચારનો સ્વૈરવિહાર પણ ઓછાં મોહક નથી! આ માસની ૨૫ મી તારીખે, રાજધાની નવી દિલ્હીમાં, સાતમા આંતર-વિશ્વવિદ્યાલયીન યુવક મહોત્સવનું ઉદ્દ્ઘાટન-પ્રવચન કરતાં વડા પ્રધાને કહ્યું કે જુવાનિયાઓને શાણી સલાહ આપવાનો પોતાનો ઇરાદો નથી! પોતે જુવાન હતા ત્યારે વડીલજનોની ઉપદેશવાણીથી કેટલા અકળાઈ જતા એની વાત પણ શ્રી નેહરુએ કરી. પરંતુ, ૭૦ વર્ષ વટાવી ચૂકેલા વડા પ્રધાને છેવટે તો યુવક મહોત્સવ પ્રસંગે ઉપદેશાત્મક ભાષણ જ કરી નાખ્યું! વિદ્યાર્થી ભાઈબહેનોએ સમય સાથે રહેવું, વ્યાપક દૃષ્ટિ રાખવી, આવતી કાલની જવાબદારી માટે આજે જ તૈયારીઓ કરવી, વગેરે વગેરે હરહંમેશની વાતો શ્રી નેહરુએ કરી. કોમી માનસથી દૂર રહેવાની ખાસ અપીલ વડા પ્રધાને પોતાના યુવાન શ્રોતાવર્ગને કરી. પણ, આજનો શું કે સનાતન કાળનો શું, યુવકવર્ગ તો જે મોટેરાંઓને રોજ જુએ—જાણે એમનું જ જાણતાં-અજાણતાં અનુકરણ કરતો આવ્યો છે. મોટેરાંઓ જે ચીલો પાડે એ મોટે ભાગે નિર્ણાયક થઈ પડે છે. આજની મોટેરાંઓની પેઢી કોમવાદી માનસથી ચકચૂર નથી? યુવક વર્ગને તાલીમબદ્ધ બનાવવા માટે વડીલશાહી સન્નિષ્ઠાભર્યા પ્રયત્નો કરે છે? યુવાન ભાઈબહેનોનો કશો વાંક જ નથી એવું કહેવાનો આશય નથી. દાખલા તરીકે, આજે યુવાન વિદ્યાર્થી ભાઈબહેનોમાં અભ્યાસશીલતા ઓછી દેખાતી નથી, એમાં મોટે ભાગે એમનો જ વાંક છે. સહેલુંસટ જીવન જીવવાની ક્ષણભંગુર મઝા લૂંટવામાં આજના ઘણા જુવાનો મશગૂલ લાગે છે. એ રીતે જોતાં, ગયા મહિને—તા. ૨૪ સપ્ટેમ્બરને રોજ—લખનૌ ખાતે ત્યાંના યુનિવર્સિટી યુનિયનની સભામાં શ્રી નેહરુએ કરેલું ભાષણ ખૂબ મનનીય છે. વિદ્યાર્થીઓએ અભ્યાસ કરવો જોઈએ એ મુદ્દો ઠસાવતી વખતે વડા પ્રધાને કહ્યું કે પોતે તાજેતરમાં રશિયાની મુલાકાતે ગયેલા ત્યારે એમણે એક પ્રદર્શનમાં લેનિનની ભવ્ય ચિત્રકૃતિ જોઈ અને એની

નીચે લેનિને યુવાનોને આપેલી શીખ વાંચી. ક્રાંતિના એ દિવસોમાં પણ લેનિને સહુ જુવાનિયાઓને ભારપૂર્વક કહેલું કે એમની પહેલી ફરજ અભ્યાસ કરવાની છે, બીજી ફરજ અભ્યાસ કરવાની છે, અને ત્રીજી ફરજ પણ અભ્યાસ કરવાની છે. ક્રાંતિકારો પણ છેવટે તો મન, વિચાર, હૈયાના મજબૂત, ઊંડા ને અભ્યાસી હોવા જોઈએ! એકલા પોકારોથી કશું વળતું નથી. લેનિને જે વાત કહી તે જ આપણા શાસ્ત્રકારોએ ફરીફરી કરી છે કે, 'અભ્યાસ કરો, સ્વાધ્યાયમાંથી ચલિત ન થાઓ.' અભ્યાસશીલતાનો આ એક મોટો ગુણ પણ આજના યુવકો કેળવે તો આ દેશની ક્રાંતિનું કાર્ય કેટલું બધું આગળ ધપશે!

*

## બર્ટ્રાન્ડ રસેલ વિશે 'નૅશનલ હેરલ્ડ'

ગયે મહિને બર્ટ્રાન્ડ રસેલના 'સત્યાગ્રહ' વિશે વિસ્તારથી વિવેચન કર્યું હતું ('અભ્યાસ'–પૃષ્ઠ ૧૦૮–૧૧૨). લખનૌના 'National Herald' પત્રે તા. ૧૮ સપ્ટેમ્બરના સંપાદકીયમાં આ વિષય પરત્વે લખેલા અંતિમ શબ્દો વિશેષ નોંધપાત્ર લાગવાથી અહીં ટાંકું છું:

"Russell, who has written with precise assessment of the place of the individual in modern society, also wants to show that the individual is not impotent against governments. He recalls the case of Eatherly, who dropped the bomb on Hiroshima not knowing what he was dropping and has been driven to a lunatic asylum by authority because of his acts of civil disobedience. Russell is aware that his last years too might be spent in a lunatic asylum. Nobody can deny that he is best qualified to be the means of knowledge, to which he has devoted his lifetime. Those who have the power of destruction are few; those who think that they must save the world are also few. With the proved helplessness of the vast majority of the people, the question is whether the few mad men or the few sane men will succeed."

*

## વિશ્વસંસ્થાનો જન્મદિન

પ્રતિવર્ષ ૨૪મી ઑક્ટોબરે ઊજવાતા 'સંયુક્ત રાષ્ટ્રદિન'ની આ વર્ષની ઉજવણીમાં બે નોંધપાત્ર હકીકતો જણાઈ. બન્ને દુઃખદાયક છે—એક તો મહામંત્રી ડાગ હામરશોલ્ડનું ઓચિંતું અવસાન તાજેતરમાં થયું ત્યાર પછીનો આ પ્રથમ જન્મદિન-ઉત્સવ; બીજું, સંયુક્ત રાષ્ટ્રસંઘની અંદર તેમજ બહાર મહાસત્તાઓ જે રીતે સત્તાનું રાજકારણ ખેલી રહી છે તેથી ખુદ વિશ્વસંસ્થા પ્રત્યે સર્વસામાન્ય વિશ્વપ્રજાના મનમાં ઉદાસીનતા અને નિરાશાની ઘેરી લાગણી વ્યાપી છે. તેમ છતાં ય હિંમત હારીને આપણું ચાલે એમ નથી. બે વિશ્વયુદ્ધો દરમિયાનના ગાળામાં 'લીગ ઑફ નેશન્સ'ની કામગીરી થઈ એના કરતાં વધુ નક્કર, વધુ સારી, વધુ વ્યાપક અને કાંઈક ઓછી ખટપટી કામગીરી તથા કાચી તાંત્રિક વ્યવસ્થા છેલ્લાં સોળ વર્ષમાં સંયુક્ત રાષ્ટ્રસંઘે કરી બતાવી છે. સંયુક્ત રાષ્ટ્રસંઘમાં દરેક સભ્યરાષ્ટ્રને એક જ મત છે—નાનું કે મોટું રાષ્ટ્ર સાર્વભૌમત્વની બાબતમાં સરખું છે એ ન્યાયે! પણ આવી સમાનતા કૃત્રિમ છે. હકીકતમાં બહુ થોડાં રાષ્ટ્રો 'સાર્વભૌમ' છે; ઘણાંખરાંની સર્વોપરિતા તો કોઈ મોટા મિત્રરાષ્ટ્રના ઉપરીપણા પર અવલંબે છે! ખરું પૂછો તો, રાષ્ટ્રોના સાર્વભૌત્વનો આ ખ્યાલ અને પ્રત્યક્ષ અમલ જ સંયુક્ત રાષ્ટ્રસંઘની સફળતામાં મોટો અંતરાય છે. પ્રોફેસર લૅસ્કીએ કહ્યું તેમ, આંતરરાષ્ટ્રીય સહકાર અને જીવનના ક્ષેત્રમાં રાષ્ટ્રીય સાર્વભૌમત્વની હસ્તી મિટાવી દેવી જોઈએ. આ કામ માટે રાષ્ટ્રોની પ્રજાઓએ જ પુરુષાર્થ કરવાનો છે; સરકારો આપમેળે પોતાની શક્તિઓ પર નિયંત્રણ કેવી રીતે લાવશે? એટલે પ્રજાઓએ હતાશ બનીને બેસી રહેવું પાલવે એમ નથી. પ્રજાજાગૃતિ અને પ્રજાશિક્ષણ માટે આજના યુગમાં મહાન તક અને મહાન પડકાર ઊભાં થયાં છે. સંયુક્ત રાષ્ટ્રસંઘ જીવંત વિશ્વાત્મા બની રહે તો જ રાષ્ટ્રીય સરકારોની અવળચંડાઈ ઘટાડી શકાય, દૂર કરી શકાય. યુ.એન.નાં બંધારણ (ચાર્ટર)માં પણ સરકારો કરતાં પ્રજાઓ પર વિશેષ ભાર મૂક્યો છે એ રખે ભૂલીએ! રાજકીય ક્ષેત્રે યુ.એન.નું જમા પાસું અસ્પષ્ટ ને આછું દેખાય છે એ ખરું; છતાં રાજકીય ક્ષેત્રે પણ સત્તામહાસત્તાઓને, ભલે ને છૂટક પણ, પરસ્પર મેળ ખવડાવવો પડે

છે; જ્યારે બીજી તરફ, સામાજિક–શૈક્ષણિક–સાંસ્કૃતિક આદિ ક્ષેત્રોમાં રાષ્ટ્રો વચ્ચેનો અને પ્રજાઓ વચ્ચેનો સહકાર ઉત્સાહપૂર્વક ઘણો વધ્યો છે એ આપણે રોજ જોઈ રહ્યા છીએ. આપણે આ સિદ્ધિને વધુ સુદૃઢ, સુવ્યવસ્થિત અને સુરેખ બનાવીશું તો યુ. એન.ની કામગીરી વધુ ફળદાયી નીવડશે એ નિઃશંક છે. છેવટે તો રાજકીય સ્વરૂપ એ સમગ્ર જીવનનું એક અંગ જ છે. પ્રજાઓ ધારે તો સમગ્ર કરતાં એક ભાગને મોટો બનવા નહીં દે! 'સંયુક્ત રાષ્ટ્રસંઘ દિન'નું મહત્ત્વ આવી પ્રજાકીય જાગૃતિ, જવાબદારી અને જીવનનિષ્ઠામાં સમાએલું છે.

*

## દક્ષિણ આફ્રિકામાં ચૂંટણીનું નાટક!

દક્ષિણ આફ્રિકા આ વર્ષે પ્રજાસત્તાક બન્યું (અને રાષ્ટ્રસમૂહના દેશોમાંથી હદપાર થયું) ત્યાર પછીની આ માસમાં થએલી પ્રથમ સામાન્ય ચૂંટણીઓમાં સત્તાધારી 'નૅશનલિસ્ટ' પક્ષના વડા ડૉ. ફરવૂટ (Verwoerd) જ્વલંત ફત્તેહ સાથે ફરી સત્તારૂઢ થયા છે. હવે પાંચ વર્ષ સુધી ગોરી તુમાખી નિર્બંધ કામ કરશે–બંધારણની રૂએ! સામાન્ય ચૂંટણીઓને આમ તો દોઢેક વર્ષની વાર હતી; પણ વડા પ્રધાને હાલનો સમય પરિપક્વ અને પોતાને માટે ફાયદાનો ગણ્યો; પરિણામે ચૂંટણીઓનું નાટક ભજવાઇ ગયું! હાઉસ ઑફ ઍસેંબ્લીની ૧૫૬ બેઠકોમાંથી ૨/૩ જેટલી બેઠકો નૅશનલિસ્ટોએ મેળવી છે. મુખ્ય વિરોધપક્ષ 'યુનાઈટેડ પાર્ટી'ને ફાળે ૪૯ બેઠકો આવી છે. ડૉ. ફરવૂટે પોતાનું સંખ્યાબળ વધાર્યું છે. તે સાથે જ, યુનાઈટેડ પાર્ટીએ બેઠકો ખાસ ગુમાવી નહીં હોવા છતાં (ઊલટું, એણે પહેલાંની કેટલીક ગુમાવેલી બેઠકો ફરી પાછી જીતી લીધી છે) ગોરા મતદારોનો ટેકો એણે ચોક્કસ ગુમાવ્યો છે–જે ગોરાઓ એની સાથે નથી તે બધા પ્રગતિશીલ, માનવતાવાદી, ન્યાયદૃષ્ટિવાળા ગોરાઓ છે, અને બે વર્ષ પહેલાં સ્થપાએલી ગોરાઓની બનેલી પ્રોગ્રેસિવ પાર્ટીને એમણે આ ચૂંટણીઓમાં વધુ મજબૂત બનાવી છે. પ્રોગ્રેસિવ પાર્ટીએ કુલ ઊભા કરેલા ૨૪ ઉમેદવારોમાંથી ૧ ને જ સફળતા મળી છે એ ખરું; પણ યુનાઇટેડ પાર્ટીમાં ગાબડાં પાડવાની મહત્ત્વની અને અતિ આવશ્યક કામગીરીમાં પ્રોગ્રેસિવ પાર્ટી ઠીક સફળ થઇ છે. યુનાઇટેડ પાર્ટી મુખ્યત્વે બ્રિટિશ ગોરાઓની છે, નૅશનલિસ્ટો ઘણાખરા ડચ ગોરાઓ છે! પણ બંનેમાં ઝાઝો તફાવત નથી. ગોરાઓના વર્ચસ્વમાં બંનેને રસ છે, શ્રદ્ધા છે. તફાવત છે તે ફક્ત માત્રાનો, મુદ્દાનો નહીં! તેથી, પ્રોગ્રેસિવ પાર્ટીમાં વધુ જોમ આવે તો જ પ્રગતિશીલ ગોરાઓની હાલની લઘુમતી જતે દહાડે બહુમતીમાં આવી શકે! હાલની પરિસ્થિતિમાં બિન-ગોરાઓને કોઇને મતદાનનો હક્ક નથી એ યાદ રાખવું ઘટે; જ્યાં જીવવાનો પણ હક્ક નથી ત્યાં મતદાનના હક્કની વાત શી કરવી? શ્વાસ લેવા મળતો નથી ત્યાં મિષ્ટાન્ન ખાવાની હોંશ ક્યાંથી હોય? ડૉ. ફરવૂટે તો બેશરમપણે એમ જાહેર કરેલું કે ગોરાઓના નિઃશંક વર્ચસ્વ માટે જ પોતાના બધા પ્રયત્નો ચાલી રહ્યા છે. એમના સાથીદાર, પરદેશ ખાતાના પ્રધાન મિ. એરિક લોએ તાજેતરમાં યુ. એન.ની સામાન્ય સભામાં જે ભાષણ કર્યું અને પોતાના નેતા કરતાં સવાઈ બનવાનો ઇજારો આગળ ચલાવ્યો, એથી તો સંયુક્ત રાષ્ટ્રસંઘમાંથી દક્ષિણ આફ્રિકાને હદપાર કરવા સુધી વાત આવી પહોંચી છે! પશ્ચિમી દુનિયાનાં ગોરાં રાષ્ટ્રો પોતાને કેમ સાથ આપતા નથી એવી ફરિયાદ ને અજાયબી વ્યક્ત કરતા લોને શું કહેવું? વિશ્વસંસ્થામાંથી કોઈ સભ્યને હજી હદપાર કરાયા નથી; જો કે એને માટે 'ચાર્ટર'ની છઠ્ઠી કલમમાં જોગવાઇ છે ખરી. બીજી તરફ, આપમેળે નીકળી જવાની ધાકધમકી, દક્ષિણ આફ્રિકા સહિત ફ્રાન્સ અને રશિયાએ અત્યાર સુધીમાં અનેક વાર સામાન્ય સભામાં અને સલામતી સમિતિમાં આપી છે! પણ હદપાર કરવાથી ખાસ કશું વળવાનું નથી. એ તો એક જિલ્લામાંથી કોઈ દોષિત ગણાતા સખ્સને હદપાર કરવા જેવું થયું! પેલો સખ્સ બીજા જિલ્લામાં જ્યાં જશે ને હશે ત્યાં પોતાનું તોફાન ચાલુ રાખશે! વાત તો મૂળમાં જ ઘા કરવાની છે! દક્ષિણ આફ્રિકાની ગોરી હકૂમતને સત્વરે જ ભારે અસરકારક 'ઈંજેક્શન' આપવાની જરૂર છે! આ માસની ચૂંટણીના પરિણામે તો ડૉ. ફરવૂટની ચામડી આવા ઇલાજો સામે ઠીક જડ બની છે!

*

## મહાન વિશ્વસેવક ડાગ હામરશ્લ્ડ

સંયુક્ત રાષ્ટ્રસંઘના મહામંત્રી ડાગ હામરશ્લ્ડનું ગયે મહિને થએલું અવસાન જેટલું અણધાર્યું એટલું કરુણ અને કસમયનું લેખવું જોઈએ. મહામંત્રીનો જાણીબૂઝીને જાન લેવાનો પ્રયાસ થયો એવી ઘેરી શંકા આવે છે. પણ, જે બનવાનું તે બની ગયા પછી ખૂન થયું કે અકસ્માતમાં મૃત્યુ થયું એ સવાલ હવે સહુપ્રથમ મહત્ત્વનો રહ્યો નથી. સંયુક્ત રાષ્ટ્રોનું સચિવાલય અત્યારે અનાથ છે, નવા મહામંત્રીની શોધ હજી ચાલે છે, વિશ્વકુટુંબનું મહાન શક્તિશાળી છત્ર કાળે ઝૂંટવી લીધું છે—આવી ત્રિવિધ કરુણતામાં આપણે સહુ અત્યારે છીએ, અને એમાંથી રસ્તો કેમ કાઢવો એ સૌથી અગત્યનો પ્રશ્ન છે. સંયુક્ત રાષ્ટ્રસંઘનાં છ મુખ્ય અંગોમાંનું એક સચિવાલય (The Secretariat) છે, અને તેના વડા પદે મહામંત્રીની નિમણૂક સામાન્ય સભા, સલામતી સમિતિની ભલામણ અનુસાર, કરે છે. મહામંત્રીની કામચલાઉ ગેરહાજરીમાં, અગર હાલ ઊભી થએલી કાયમી ગેરહાજરીમાં, સચિવાલયનો કોઈ ઉપરી થોડા સમય માટે પણ મહામંત્રી તરીકેની કામગીરી કરી શકે એવી જોગવાઈ યુ.એન. 'ચાર્ટર'માં નથી એ નોંધપાત્ર ને નવાઈભરી વાત છે. પહેલા મહામંત્રી, નૉર્વેના મિ. ટ્રિગ્વે-લી, તા. ૧ ફેબ્રુઆરી ૧૯૪૬ને રોજ નિમાયા હતા.

તા. ૧૦ એપ્રિલ ૧૯૫૩ને રોજ સ્વીડનના મિ. ડાગ હામરશ્લ્ડની મહામંત્રી તરીકે સર્વાનુમતે વરણી થઈ. સપ્ટેમ્બર ૧૯૫૭માં, સલામતી સમિતિએ તથા સામાન્ય સભાએ સર્વાનુમતે, વધુ પાંચ વર્ષ માટે હામરશ્લ્ડને ચૂંટી કાઢ્યા. ગયા વર્ષે રશિયાએ કૉંગોમાંની યુ. એન. હિલચાલના, સંદર્ભમાં હામરશ્લ્ડ ઉપર જાહેર રીતે એકધારો અયોગ્ય અને નિંદાત્મક પ્રચાર વરસાવ્યો. ત્યારથી હામરશ્લ્ડ અને મહામંત્રીપદ બંને એકદમ જાણે વિશ્વમત અને વિશ્વવાર્તાના સતત પ્રકાશ તળે ઝગમગવા લાગ્યા! ગયા વર્ષે હામરશ્લ્ડને વખોડતી વખતે જ ભેગાભેગા રશિયાએ પ્રસ્તાવ મૂક્યો કે મહામંત્રી એક નહીં પણ ત્રણ હોવા જોઈએ. ત્રિમૂર્તિ કે રશિયન 'ટ્રોઈકા'ની આ યોજનાનો હેતુ એ હતો કે યુ. એન. તંત્રને કાર્યક્ષમતાથી કામ કરતું અટકાવવું! યુ. એન. સચિવાલય મોટે અંશે બિનરાજકીય અંગ રહ્યું હતું અને લી તથા હામરશ્લ્ડના નેતૃત્વ હેઠળ સચિવાલયની એ પ્રતિષ્ઠા અને રાજકીય બિનપક્ષપાતી વૃત્તિ વધી હતી. પણ, 'ઠંડા યુદ્ધ'ની ગરમી સચિવાલયની ટોચ ઉપર પણ છેવટે ચડી ગઈ! અને મહામંત્રીપદ પણ રાજકીય દાવપેચ તથા મહાસત્તાઓ વચ્ચેના આટા-પાટાના ખેલનું મેદાન બની ગયું! એવે વખતે ડાગ હામરશ્લ્ડ જે ધૈર્યથી, સ્વસ્થતાથી, અડગ શ્રદ્ધાથી અને અસાધારણ આવડત સાથે મહામંત્રીપદે પોતાની ફરજ બજાવી રહ્યા હતા એ અદ્‌ભુત હતું. ભલભલા માણસો કેવળ પ્રહારના બોજા તળે દબાઈદટાઇ જાત; પણ હામરશ્લ્ડ કર્તવ્યચ્યુત ન બન્યા, પદચ્યુત પણ ન થયા! રાજીનામું આપીને નીકળી જવું કદાચ સહેલું હતું; આત્મશ્રદ્ધા સાથે ભયંકર ઝંઝાવાતમાં સ્થિર રહીને સતત પ્રામાણિક કાર્ય કરતાં રહેવું ઘણું અઘરું હતું. ડાગ હામરશ્લ્ડે અઘરું કામ પણ સ્વાભાવિક આસાનીથી કરી બતાવ્યું. કર્તવ્ય બજાવવા જતાં સોમવાર તા. ૧૮ સપ્ટેમ્બર ૧૯૬૧ને રોજ તેઓ વિમાની અકસ્માતમાં માર્યા ગયા. કૉંગોમાંના બનાવોએ યુ. એન.ની પણ કસોટી કરી છે. કપરા સંજોગોમાં, બન્ને પક્ષોનાં ઊભા કરાએલાં વિઘ્નો વચ્ચે, કરુણ કૉંગોને ટકાવી રાખવાનું ભગીરથ કાર્ય યુ. એન.ને માથે હતું અને છે. એ કામમાં હામરશ્લ્ડે ઘણા બધાની નામરજી અને ઘણા ઓછાની સંમતિ વહોરી અને મેળવી હતી!

હામરશ્લ્ડ માજી સ્વીડિશ વડા પ્રધાનના પુત્ર હતા. કાયદો, અર્થશાસ્ત્ર અને રાજ્યશાસ્ત્ર એ ત્રણ વિષયોનો એમણે ઊંડો અભ્યાસ સ્વીડનની ઉપસાલા યુનિવર્સિટીમાં કરેલો. સ્વીડિશ સચિવાલય અને પછી પ્રધાનમંડળમાં હામરશ્લ્ડે પોતાની અસાધારણ આવડત ખીલવી બતાવી. એમનું ચારિત્ર્ય નિષ્કલંક હતું; વિશ્વસંસ્થા પ્રત્યેની એમની શ્રદ્ધા, તમન્ના ને ભક્તિ અચલ હતી; વિશ્વશાંતિ માટેની એમની ઝંખના ને કામગીરી અમાપ હતી. તેથી જ, હામરશ્લ્ડના અવસાન પછી પણ, એમને હમણાં મળેલાં 'નોબેલ શાંતિ ઇનામ'ની કદરયુક્ત નોંધ લેવી ઘટે. ડાગ હામરશ્લ્ડ કોઈ ઝબકદાર કે ચટકદાર વ્યક્તિ નહોતી. તેઓ નાટકી નહોતા; છતાં, વિશ્વના તખતા ઉપર ચાલી રહેલા નાટકમાં એમનું પાત્ર અસાધારણ રીતે સહુનું ધ્યાન ખેંચતું હતું. કૉંગોના અટપટા બનાવોએ જ, એક રીતે કહીએ તો, ડાગ હામરશ્લ્ડની આહુતિ લીધી છે! એમના જવાથી દુનિયાએ ચતુર રાજનીતિજ્ઞ અને મહાન વિશ્વસેવક ગુમાવ્યો છે. 'મૅંચેસ્ટર ગાર્ડિયન વીકલી'ના સંપાદકીયનું મથાળું, ડાગ હામરશ્લ્ડના મૃત્યુ પછી અનેક લોકોના મનમાં સ્ફુરેલો ભાવ આબાદ રીતે વ્યક્ત કરે છે: "Servant of a World Unborn"! જન્મ લેવા મથતી, પણ હજી સુધી નહીં જન્મેલી એવી દુનિયાનો સેવક!

*



# 'ક્રાન્તિનો જય' પોકારતા જુવાનોને

'તમે જુવાનો જે 'ક્રાન્તિનો જય' અને 'સામ્રાજ્યવાદનો ક્ષય' એવા પોકાર કરો છો તેમને હું પૂછું છું કે તમે એનો અર્થ સમજો છો ખરા, કે 'પોપટજી અચરે અચરે રામ'ની જેમજ એ પોકારો છો? ક્રાન્તિ (રેવૉલ્યૂશન) ક્યાં છે એ મને બતાવશો? અંગ્રેજો 'લૉંગ લિવ ધ કિંગ' બોલે છે તેનો અર્થ છે, રશિયાના લોકો 'ક્રાન્તિનો જય' બોલે છે તેનો અર્થ છે; કારણ અંગ્રેજોની પાસે નામનો રાજા છે, અને રશિયામાં સાચી ક્રાન્તિ થઈ છે. પણ આપણે ત્યાં શું છે? આપણને રાજાયે નથી અને ક્રાન્તિયે નથી. એકવાર ક્રાન્તિ કરો, પછી 'જે' બોલાવો. જે વસ્તુ નથી તેની જય શી બોલાવવી? હા, એક ક્રાન્તિનો જય બોલાવાય. તમારે ત્યાં ચંપારણમ 'રેવૉલ્યૂશન' થયું હતું. એ રેવૉલ્યૂશનથી તમે દેશવિદેશમાં જાણીતા થયા. એનો અર્થ ખેડૂત સમજે છે. એટલે તમારે નવા રાષ્ટ્રધ્વનિની જરૂર હોય તો બોલોને 'ચંપારણના સત્યાગ્રહનો જય.' એ ધ્વનિ ખેડૂતોને જેવા હલાવશે તેવા બીજા કોઈ ધ્વનિ નહીં હલાવી શકે. અને તમે 'ક્રાન્તિ ક્રાન્તિ' શું કરો છો? તમે તમારા જીવનમાં તો ક્રાન્તિ કરી નથી, જૂના વહેમો અને રિતરિવાજોને તમે વળગી રહેલા છો, પડદો તોડવાની તમારી હિંમત નથી, ચાલુ શાળાઓમાં અને મહાશાળાઓમાં જઈને તમારે ક્રાન્તિ કરવી છે, તે શી રીતે થવાની હતી? 'મહાત્મા ગાંધીજીકી જે'ના ધ્વનિમાં જે ક્રાન્તિની જય પોકારાય તેવી બીજા કયા ધ્વનિમાં સંભળાય છે? કારણ મહાત્માજી એટલે ક્રાન્તિનો અવતાર. અને તમારે બીજો ક્રાન્તિનો અવતાર જોવો હોય તો જુઓને બિહારમાં જ આજે ઘૂમી રહેલી મીરાબહેન. એની જાડી ગોદડા જેવી ખાદીની સાડી અને એનો ગામડિયો પહેરવેશ જોઇને એ બિહારની ભરવાડણ લાગે. એની પીંજણ અને તકલી લઈને એણે જેટલાં ગામોમાં પ્રવેશ કર્યો છે તેટલાં ગામોમાં તમે નથી કર્યો. બિહારના ગામોની ગંદકી અને ગરીબીને એ જેટલી જાણે છે તેટલી તમે નથી જાણતા. દેહાતી ભાષા એણે શીખી લીધી છે. તમારાં બૈરાંમાં એ ફરે છે. એને નથી લાગતી ગંદકીની સૂગ, નથી ગરજ મોટરની, નથી ગરજ સારા ખોરાકની કે સુધારાનાં સાધનોની અને છતાં એ કોની છોકરી છે એ તમે જાણો છો? એનો બાપ મોટો નૌકાસેનાપતિ હતો. એને કશી વસ્તુની વાણ નહોતી. એને ઘેર સંપૂર્ણ સાહેબી હતી. તે બધાના ઉપર પૂળો મૂકીને એ અહીં તીરથ કરવા આવી છે, અને ગાંધીજીની દીકરી મીરા તરીકે જાણીતી થઈ છે. કરોને એણે પોતાના જીવનમાં જેવી ક્રાન્તિ કરી છે એવી તમે. અને ન કરી શકતા હો તો નાહકના બકબક ન કરો.'

**સરદાર વલ્લભભાઇ પટેલ**

[સન ૧૯૨૯ના ડિસેમ્બરમાં બિહારના પ્રવાસમાં ત્યાંના ખેડૂતો સમક્ષ કાઢેલા ઉદ્ગારોમાંથી—'સરદાર વલ્લભભાઈનાં ભાષણો' (૧૯૧૮-૧૯૪૭) પૃ. ૨૧૬-૨૧૭]

# અભ્યાસ

વેચાર અને વિવેચનનું સામયિક



'પ્રજા ઘડવાનું કામ એકલી બુદ્ધિનું નથી. બુદ્ધિ ગૌણ છે, ભાવના પ્રધાન છે. શુદ્ધ ભાવનાથી જ પ્રજા ઘડી શકાય છે....પણ પ્રજાને ઘડવા માટે ભાવના સાથે પ્રેમની જરૂર છે. અને પ્રેમ પેદા થતાં પહેલાં ભક્તિની વિશેષ જરૂર છે. કારણ કે જો પ્રજાઘડતરનું કાર્ય ભક્તિ-પૂર્વક થશે તો તેની સાથે પ્રેમ અને ભાવના તો આવશે જ. તેના પર જ પ્રજાઘડતર અને શિક્ષણનો બધો આધાર છે.'

રવિશંકર મહારાજ

['શિક્ષણ અને સંસ્કૃતિ' સન ૧૯૪૮ પૃ. ૩]

ં ૧
ક ૪
ેમ્બર · ૧૯૬૧
પાદક · પુરુષોત્તમ ગણેશ માવળંકર

# અભ્યાસ
સંપાદક : પુરુષોત્તમ ગણેશ માવળંકર

વર્ષ ૧ · અંક ૪
નવેમ્બર
૧૯૬૧

## અનુક્રમ



*

## અભ્યાસ

* વાર્ષિક લવાજમ રૂપિયા આઠ, છમાસિક રૂપિયા પાંચ, છૂટક અંકનો રૂપિયો એક.
* 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ–૧ એ સરનામે લવાજમ રૂબરૂ ભરી શકાશે.
* મનીઑર્ડરથી કે ચેકથી લવાજમ–પુ. ગ. માવળંકર, 'પ્રગતિ', ૧૫ મહારાષ્ટ્ર સોસાયટી, અમદાવાદ-૬ એ સરનામે–મોકલવું, તથા ચેક પુ. ગ. માવળંકરના નામનો લખવો, એવી વિનંતી છે.
* 'અભ્યાસ' માટે લેખો શાહીથી પાનાની એક તરફ અને સુવાચ્ય અક્ષરે મોકલવા, અને લેખો તથા અવલોકન માટેનાં પુસ્તકો 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ–૧ને સરનામે મોકલવા વિનંતી છે.
* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.

મુદ્રક અને પ્રકાશક: પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

# નૈવેદ્ય

**नापृष्टः कस्यचिद्ब्रूयान्न चान्यायेन पृच्छतः**
**जानन्नपि हि मेधावी जडवल्लोक आचरेत् ॥ —मनुस्मृतिः । २–११० ।**

नापृष्ट इति । यदन्येनाल्पाक्षरं विस्वरं चाधीतं तस्य तत्त्वं न वदेत् । शिष्यस्य त्वपृच्छतोऽपि वक्तव्यम् । भक्तिश्रद्धादिप्रश्नधर्मोल्लङ्घनमन्यायस्तेन पृच्छतो न ब्रूयात् । जानन्नपि हि प्राज्ञो लोके मूक इव व्यवहरेत् ।

—कुल्लूकभट्टः ।

ભાવાર્થ: બુદ્ધિમાન પુરુષે પોતાને પૂછવામાં આવ્યા વિના ગમે તે વ્યક્તિને જ્ઞાન આપવું નહીં, તેમ જ જે અન્યાયપૂર્વક પૂછે તેને ઉપદેશ આપવો નહીં. પોતે જાણતો હોવા છતાં પ્રાજ્ઞ પુરુષે જડની પેઠે જગતમાં વ્યવહાર કરવો.

નોંધ: અધ્યાપન અને ઉપદેશ સંબંધી અગત્યનું સૂચન આ શ્લોકમાં કરવામાં આવ્યું છે. જેને જ્ઞાન જોઈતું નથી તેને જ્ઞાનનો ઉપદેશ કરવો એ શ્રમ અને સમયનો દુર્વ્યય છે. આથી જ દર્શાવ્યું છે કે જેણે પ્રશ્ન પૂછ્યો નથી, જેના અંતરમાં જિજ્ઞાસા જાગી નથી, તેને બુદ્ધિમાન પુરુષે જ્ઞાન આપવું નહીં. આ સંદર્ભમાં કુલ્લૂક એટલું સૂચવે છે કે, શિષ્યે પ્રશ્ન ન પૂછ્યો હોય તો પણ તેને તો ગુરુએ શિક્ષણ આપવું. શિષ્યની ભૂલો સુધારવી, માર્ગદર્શન કરાવવું, તેને અભ્યાસ દરમ્યાન મૂંઝવનારા પ્રશ્નોનો વિચાર પહેલેથી કરી સમાધાન કરવું તે આદર્શ અધ્યાપકનું કર્તવ્ય છે, એવો કુલ્લૂકનો આશય તેમાં જણાય છે. શિષ્ય તથા જિજ્ઞાસુ સિવાય અન્ય વ્યક્તિને તેના પૂછ્યા વિના જ્ઞાનોપદેશ ન કરવો એવો અભિપ્રાય છે. બીજું વિધાન એ કર્યું છે કે, જે અન્યાયપૂર્વક પ્રશ્ન કરે અર્થાત્ શ્રદ્ધા અને આદર વિના પ્રશ્ન કરે, વિતંડા (wrangling) કે ઉપહાસ કરવાની વૃત્તિથી પ્રશ્ન પૂછે તેને પણ પ્રત્યુત્તર આપવો નહીં, ઉપદેશ કરવો નહીં. તીવ્ર જિજ્ઞાસા-વૃત્તિ (Burning spirit of enquiry), ગુરુ પ્રત્યે શ્રદ્ધા, ભક્તિ, વિનમ્રભાવ વગેરે લક્ષણો જેનામાં હોય તે જ્ઞાનપ્રાપ્તિનો અધિકારી છે, એવો ઊંડો મર્મ શ્લોકમાંથી ફલિત થાય છે. શ્રદ્ધાનું તેલ જેમાં પુરાયું છે એવા પાત્રમાં ઉત્કટ જિજ્ઞાસાની દિવેટ પર જ્ઞાનનો દીપક પ્રગટે છે. અનધિકારીને ઉપદેશવામાં આવેલી વિદ્યા ઊષર-ભૂમિમાં વાવેલા બીજની પેઠે નિરર્થક થાય છે એટલું જ નહીં, તેનું અનિષ્ટ પરિણામ આવવાનો પણ સંભવ છે, એવું તાત્પર્ય છે. એટલા માટે જ સ્પષ્ટ દર્શાવ્યું છે કે, પોતે જાણતો હોવા છતાં બુદ્ધિમાન પુરુષે જડના જેવું–મૂગાના જેવું આચરણ જગતમાં કરવું. સાચો વિદ્વાન જ્ઞાન–પ્રદર્શનની વૃત્તિથી પર હોવો જોઈએ, પાત્રાપાત્રનો વિચાર કર્યા વિના ગમે ત્યારે ગમે તેની સમક્ષ જ્ઞાનનો ઉપદેશ કરવાની લાલસા પર તેનો સંપૂર્ણ અંકુશ હોવો જોઈએ, વાણીના વૃથા વ્યાપારમાં તે રાચતો હોવો ન જોઈએ, એવો શ્લોકમાંથી પ્રગટ થતો આશય ખરેખર મનનીય છે. મુખરતાનો અભાવ–વાણીનો સંયમ, એ જ્ઞાનીનો સદ્‌ગુણ છે, ભૂષણ છે; એમ કાલિદાસ પણ '**ज्ञाने मौनम्**'–એ ઉક્તિ દ્વારા સૂચવે છે. આ સાથે (Lao Tzu) લાઓ ત્ઝુએ કરેલું સાચા જ્ઞાનીનું નિમ્નલિખિત વર્ણન સ્મરણમાં રાખવા જેવું છે:

'He who knows does not speak;
He who speaks does not know.'
'જે જાણે છે તે બોલતો નથી;
જે બોલે છે તે જાણતો નથી.'

[સંપાદક: એ. જી. ભટ્ટ, સંસ્કૃતના પ્રાધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

*

# વાચન

## વિષ્ણુશાસ્ત્રી ચિપળૂણકર

[મહારાષ્ટ્રના પ્રસિદ્ધ નિબંધકાર સદ્‌ગત વિષ્ણુશાસ્ત્રી ચિપળૂણકરના 'નિબંધ માલા' પુસ્તકમાંના નિબંધનો શ્રીમતી પૂર્ણિમા પુ. માવળંકરે કરેલો અનુવાદ]

अथास्य तत्त्वेषु कृतेऽत्रभाले।
समुन्मिमीलेत्र चिराय चक्षुः ॥[1]

किरातार्जुनीय

(૧) વિષયસ્વરૂપ. (૨) વ્યુત્પત્તિ. (૩) બે લાભ. (૪) પહેલો—મનોરંજન. (૫) બીજી જાતનાં મનોરંજનો સાથે સરખામણી. (૬) બીજો લાભ—જ્ઞાન. (૭) ખાસ કરીને, નિરૂપણ. (૮) મરાઠી ભાષામાંનો ગ્રંથસંગ્રહ. (૯) વાચનની આજકાલની રીત. (૧૦) એની સાચી રીત.

૧. પ્રસ્તુત નિબંધમાં વાચન એટલે વાંચવાની કળા, એ વિષે લખવાનું નથી. એટલે કે ઉત્કૃષ્ટ વાચનના જે કંઈ નિયમો છે તે બતાવી એનો ઉપયોગ કહેવાનો એનો ઉદ્દેશ નથી. પણ ગ્રંથ વાંચવાનો અહર્નિશ શોખ અને નાદ હોવાં એ કેટલું હિતાવહ છે, અને એ પ્રથા આપણાં લોકોમાં કેટલે અંશે છે; વાંચવા માટે પુસ્તકો કેવાં હોવાં જોઈએ, કેવી રીતે એ વાંચવાં, વગેરે બાબતો વિષે આ નિબંધમાં આપણે વિચાર કરીશું.

૨. પ્રથમ અહીં 'વાચન' એ શબ્દની વ્યુત્પત્તિ કેવી થોડીક ચમત્કારિક છે એ કહું. આ શબ્દ સ્વાભાવિક જ 'वच्' (બોલવું) એ ધાતુમાંથી આવ્યો છે; અને આ રૂપ પ્રયોજક રૂપ પરથી બનાવેલું ભાવવાચક નામ છે. તેથી 'વાચન' એટલે 'બોલાવવું'; 'પુસ્તક વાંચ' એટલે 'પુસ્તકને બોલાવ' એવો અર્થ થાય! આ ઉપરથી કાગળને—અગર કાગળને પણ વળી શું! ઝાડની છાલ વગેરેને બોલતાં કરવાની[2] લેખનકળા જ્યારે પહેલવહેલી નીકળી, ત્યારે પૂર્વજોને જે આશ્ચર્ય થયું તે ઉપરના શબ્દમાં ગર્ભિત હતું.

૩. ઠીક; હવે મુખ્ય વિષયનો વિચાર કરીએ: વાચનથી કયાકયા લાભ છે તે તો બધાં જાણે જ છે. મુખ્યત્વે એ બે છે: એક મનોરંજન અને બીજો જ્ઞાન. હવે આ વિષય પર અનુક્રમે લખીશું.

૪. પહેલું, મનોરંજન. આનો અનુભવ થોડેઘણે અંશે તો બધાંને જ હશે. નાનપણમાં તો આ વાત ખાસ આપણે અનુભવીએ છીએ. નાનાં બાળકોને જ્યારે શરૂ-શરૂમાં વાંચતાં આવડે છે ત્યારે એમને પુસ્તક વાંચવાની કેટલી હોંશ હોય છે એ તો બધાંએ જોયું જ હશે. અક્ષર-પરખ થતાં પોતાને વાંચતાં આવડવા લાગ્યું છે એ જ પ્રથમ તો મોટી વાત મેળવી છે એવું લાગતાં એને કારણે એમને ખૂબ જ હર્ષ અને અભિમાન થવા માંડે છે. એનાં આનંદમોજમાં જે ઉમેદ અને હોંશ એમને થાય છે તે એમના વિદ્યાભ્યાસમાં ખૂબ ઉપયોગી નીવડે છે. એ મોજના સમયમાં મનોરંજન ને જ્ઞાન એ બંને એકરૂપ જ હોય છે. એટલે કે ઉંમર વધતાં જ્ઞાનસંપાદનની હોંશ ઓછી થતાં અભ્યાસ કરવાનો જેવો ત્રાસ થાય છે તેવો તે વખતે જરાયે ન હોવાથી, નવી વસ્તુઓ શીખવી એ જાણે એમને કેવળ મનોરંજન કરનારું જ હોય છે. જેવી રીતે શરીરથી તેઓ ચપળ હોય છે, સુસ્ત બેસી રહેવું બિલકુલ ન ગમતાં, કંઈ ને કંઈ કર્યા સિવાય એમને ચેન જ પડતું નથી, તેવી જ એમના મનની સ્થિતિ હોય છે. જ્ઞાનગ્રહણ કરવા માટે એમનું કુમળું મન એટલું તો પ્રવીણ હોય છે કે, વ્યાકરણ, ભૂગોળ, ગણિત વગેરે જે નીરસ, શુષ્ક વિષયો છે તે પણ તેમને ખૂબ મજાના લાગે છે અને મનોરંજક વસ્તુની જેમ જ એ વિષયો માટે પણ એમને જે હોંશ લાગે છે તે પરાકાષ્ઠાની હોય

---

૧. આ પ્રમાણે તત્ત્વોનો બોધ થઈને એના હૃદયમાં જ્ઞાનપ્રદીપ પ્રજ્વલિત થવાથી, ઘણા દિવસોથી બંધ થએલી એની આંખો જાણે એકદમ ખૂલી ગઈ!

૨. 'લેખન' એ શબ્દ પણ 'વાચન' શબ્દની જેમ જ ઐતિહાસિક એટલે પૂર્વસ્થિતિસૂચક છે. 'લિખ' એટલે 'ઘસડવું' એ પરથી લખવાની પ્રથા પ્રથમ વૃક્ષોની છાલ વગેરે કઠણ ચીજો પરથી થઈ એ સ્પષ્ટ દેખાય છે.

છે! જગન્નિયંતા પરમેશ્વરનું, એણે નિર્માણ કરેલા ક્ષુદ્ર મનુષ્ય-પ્રાણીનાં કલ્યાણ માટે એનું કેટલું લક્ષ છે એની ઉપરની આ બંને બાબતો પ્રમાણભૂત છે. મનુષ્ય જન્મ્યા પછી એ પોતાને વિષે ખબરદાર બને તેની વચ્ચે પુષ્કળ સમય જાય છે. આ કાળ એ જ નાનપણ. આમાં ઈશ્વરનો એવો સંકેત સ્પષ્ટ દેખાય છે કે, મનુષ્યે ભવિષ્યના સંસારમાં એને ઉપયોગી થાય એવું શારીરિક અને માનસિક સામર્થ્ય આ કાળ દરમ્યાન સંપાદન કરી રાખવું. ઠીક; તો પછી જે પ્રમાણે બાળકને ધિંગામસ્તી કરવાની ભારે હોંશ હોય છે, તે જ પ્રમાણે એના મનને પણ તે વખતે સ્વાભાવિકપણે જબ્બર, પ્રબળ જિજ્ઞાસા થતી હોય છે. આ બંનેનો સરખો ઉપયોગ કરી લેવો એ સમજુ માતપિતાનું અને શિક્ષકોનું કાર્ય છે. ઠીક; તેથી વાચનને કારણે મનોરંજન કેટલું થાય છે એ નાનપણનો અનુભવ સર્વ સુશિક્ષિત લોકોને તો મળે છે જ; એટલું જ નહીં પણ, એ નાનપણની ટેવ સરખી રીતે વધારવામાં આવે તો છેક છેવટ સુધી તે મનુષ્યને વળગી રહે છે. આજ સુધી જે મોટામોટા ગ્રંથકારો થઈ ગયા તેમાંના ઘણાખરા બધા જ મોટા, જબ્બર વાંચનારા હતા એટલું તો સ્પષ્ટ દેખાશે. વસ્તુતઃ જોતાં, આમાં કંઈ આશ્ચર્ય નથી; કારણ કોઇની બુદ્ધિ કેટલીય ઉજ્જ્વલ હોય, તો પણ ખાણમાંના હીરા પ્રમાણે એના પર જો કંઈ જ સંસ્કાર થાય નહીં તો તેનું તેજ ક્યારે ય પ્રકટ થવાનું નથી. અગર તો, બીજું દૃષ્ટાંત લો. જમીન ઘણી ફળદ્રુપ છે, પણ એની સારી માવજત કરી એમાં જો કંઈ વાવવામાં ન આવે, તો પછી એમાં માત્ર જંગલી ઝાડ અથવા કાંટા-ઝાંખરાં જ એના પર ઊગશે! તો પછી એ જ પ્રમાણે આજ સુધી વિશાળબુદ્ધિના જે મહાન ગ્રંથકર્તાઓ થઈ ગયા એમને ઉપરની બાબત પૂરેપૂરી અનુભવમાં આવતાં, પોતાના મન પર જ્ઞાનનો સંસ્કાર અધિકાધિક કરતા તેઓ ક્યારે ય અટક્યા નથી. ગ્રંથવાચન એ જ એમને પરમ સુખદાયક લાગતું. એ સિવાય એમને ચેન જ પડતું નહીં. આશરે પાંચસો વર્ષ પહેલાં ઈટલી દેશમાં પેટ્રાર્ક નામનો એક મોટો નામાંકિત કવિ થઈ ગયો. એને વિષે એક વાર્તા લખી છે કે તે એક વાર પોતાના એક મિત્રને ત્યાં રહેવા ગયો, ત્યાં એની તબિયત ખૂબ બગડી ગએલી જોઈ એના એ મિત્રે એને કહ્યું, "તમને સારું લાગતું નથી; તેથી દસ દિવસ સુધી તમારાં પુસ્તકો, કાગળો, કલમ, શાહી એ બધું મને આપી દો." પેટ્રાર્ક કબૂલ થયો. પછી તેણે એમ કરવાથી પેટ્રાર્કનો પહેલો દિવસ તો ખૂબ કંટાળાભર્યો ગયો. બીજે દિવસે એનું માથું સખત દુઃખવા લાગ્યું. અને ત્રીજા દિવસે તો એને ઝીણો તાવ ભરાવા લાગ્યો. આમ વધતાં જતાં ચિહ્નો જોતાં પેલા મિત્રને તો ખૂબ ધ્રાસકો લાગ્યો અને એણે મૂંગે મોઢે એના પુસ્તકાલયની ચાવી એને ફરી સુપ્રત કરી. બીજે દિવસે તો કવિ પહેલા જેવો જ હોશિયાર થયો. ઠીક; એટલે આ રીતે વિદ્યાપ્રિય લોકોની વાચનવિષયક ભૂખ જબરી હોય છે.

૫. હવે મનોરંજનના આ પ્રકારમાં અને જે બીજા પ્રકારો લોકોમાં ચાલુ છે એમાં કેટલો ફેર છે તે જોઈએ. વિદ્વાન લોકોનો સમય વિતાવવાનો પ્રકાર કયો અને એમનાથી બીજાઓનો કયો એ વિષે એક સંસ્કૃત કવિએ કહ્યું છે કેઃ

काव्यशास्त्रविनोदेन कालो गच्छति धीमताम्।
व्यसनेन तु मूर्खाणाम् निद्रया कलहेन वा॥

"જે બુદ્ધિમાન છે એમનો સમય કાવ્ય અથવા શાસ્ત્રનાં અધ્યયન, અથવા વિનોદ, એ ત્રણમાં જાય છે; અને મૂર્ખનો જો કહીએ તો વ્યસનમાં, નિદ્રામાં કે કલહમાં!" આ વાક્ય પૂરેપૂરું યથાર્થ છે એમાં શંકા નથી. અજ્ઞ અથવા ઓછું જાણનાર એવા જે લોકો છે એમનું રોજબરોજનું વર્તન જો જોઇએ તો ઉપરના શ્લોકના ઉત્તરાર્ધમાં ઘણું કરીને એમનો સમાવેશ થશે. અને એકંદરે જગતમાં જોતાં પણ, આવાઓની સંખ્યા ખૂબ મોટી છે. ઉપરના શ્લોકનો પૂર્વાર્ધ જેમને ખરેખર લાગુ પાડી શકાય એવા લોકો તો કેટલા થોડા! એમાં યે અમારા હિંદુસ્તાનમાં તો પછી કંઈ પૂછશો જ નહીં. યુરોપ વગેરે ખંડમાં હમણાંહમણાં વિદ્યાનો ખૂબ ફેલાવો થયો હોવાથી સમયનો, ઉપર કહ્યા પ્રમાણે, સારો ઉપયોગ કરનારાં તો ત્યાનાં જે મળશે તે મળશે. જગતના બાકીના ઘણાખરા ભાગોમાં બીજી પંક્તિનું જોર દેખાશે. અમારા દેશમાં જૂની પદ્ધતિના જે લોકો છે, એમનો એકંદરે જોતાં સમય ખરાબ રીતે પસાર થાય છે એવું કહી શકાય નહિ; છતાં એમનો વિદ્યાભ્યાસ ખૂબ જ

જૂજ હોવાથી ગાનથી જે પરમાનંદ થાય એનો અનુભવ એમને ક્યારે જ આવતો નથી. જે થોડાઓને વિદ્યાનું સ્વરૂપ જે કંઈ થોડું સમજાય છે એમ કહી શકાય એવા જે શાસ્ત્રી, પંડિત વગેરે એમની પણ શીખવાની પદ્ધતિ કંઈક વિલક્ષણ (વિચિત્ર) હોવાથી ઉપરનો આનંદ એમને પણ કહેવા જેવો અનુભવમાં આવતો હોય એવું લાગતું નથી. આ સાધારણ લોકોની એકંદર સ્થિતિ થઈ. હવે અમારા દેશમાંના શ્રીમંતોની અને સંસ્થાનિકોની સ્થિતિ જોઈએ તો તો એ ખૂબ જ શોકજનક લાગશે. આખા દેશભરમાં જે નાનામોટાં રજવાડાંઓની હાર લાગી છે એમાં સારા હોશિયાર તો શું, પણ સહેજસાજ સમજૂતી પણ જેમને છે એવાં ખૂબ જ થોડાં નીકળશે! પહેલાં તો એમને મોટા જોખમનાં સરકારી કામો કરવાં પડતાં, શત્રુઓનો સતત ભય રહેતો, તેથી એમને સતત જાગ્રત રહેવું પડતું. પણ અત્યારના વખતમાં ઉપરના બંને પ્રકાર તદ્દન જતા રહ્યા હોવાથી છોકરાંઓની અને અજ્ઞાની લોકોની જે કલ્પના છે કે, રાજાને તો કંઈ કરવાનું જ ન હોય, જ્યાં ત્યાં નોકરો, હરહંમેશ પકવાનો ખાવાનાં, એશઆરામ કરવાનો, એ જ એમનું કામ, એ દિવસેદિવસે પૂરેપૂરી સાચી ઠરતી જતી લાગે છે! 'તમે તો શું રાજા છો!' એ વાક્યમાં 'રાજા' શબ્દનો જે અર્થ તે દિવસેદિવસે વધુ ને વધુ યથાર્થ થવા લાગ્યો છે. આવું થયા પછી હવે રાજ્યમાંની વ્યવસ્થા કેટલી ઉત્તમ હશે, કે દરબારમાંના માણસો કેવા પ્રકારના હશે, એની કલ્પના સહેલાઇથી કરી શકાશે; અને છાપાંઓ દ્વારા એ ઘણાખરા પ્રકાર બધાને ખબર પડે જ છે. ઠીક; તો પછી આવા ઠેકાણે ઉપરના શ્લોકનો કયો અર્થ યોગ્ય લાગે છે તે અમારા વાચકોને ખુલ્લેખુલ્લું કહેવાની જરૂર નથી જ!

ઉપરના લેખ પરથી એટલું તો ધ્યાનમાં આવશે જ કે, ખરું જે વિદ્યાસુખ તે જૂની પેઢીના લોકોને ઘણુંખરું જરા યે ખબર નથી. તાત્પર્ય એ કે મનોરંજનનું આ મોટું સાધન એમને માટે ખૂબ જ દુર્લભ. અમારી મરાઠીમાં વાંચવાના ગ્રંથો હતા જ નહિ એવું નથી; પણ તે મૂળમાં જ થોડા અને તેમાં યે દુષ્પ્રાપ્ય. ગદ્યગ્રંથમાં કહીએ તો ઇતિહાસના અથવા પૌરાણિક વિષયો પરની બખરો, અને પંચોપાખ્યાન, વિદુર નીતિ વગેરે જે ત્રણ-ચાર પુસ્તકો તે જ. ઉપરના કરતાં પદ્યગ્રંથો પુષ્કળ હતા ખરા. પણ એનો સંગ્રહ કરી શકાય એવા તો ઇનામદાર વગેરે લોકો પાસે જ જે હતો તે. છાપખાનાનું ઉત્કૃષ્ટ સાધન અનુકૂળ ન હોવાથી આપણને જે જોઈએ તે હાથથી ઉતારી લીધા સિવાય બીજો કોઈ રસ્તો નહોતો. પરંતુ આ એવા કરતાં પણ જે જબરદસ્ત મુશ્કેલી કહી શકાય તે તો લોકશિક્ષણનો જરા યે પ્રચાર ન હોવાથી લોકોમાં વિદ્યાભિરુચિનો જે મૂળમાં જ અભાવ હતો તે કહેવાય. સહેજસાજ કાવ્યવ્યુત્પત્તિ ઘણાઓને હોવાથી પુરાણાદિ ગ્રંથો, તેમ જ જ્ઞાનેશ્વરી વગેરેથી માંડીને પ્રાકૃત ગ્રંથો, કેટલાક લોકો વાંચતા હતા અને હજી પણ વાંચે છે; પરંતુ તે કેવળ પારમાર્થિક બુદ્ધિથી જ. એટલે કે એમ કરવું એ પુણ્યકર્મ છે એટલું સમજીને જ એ કરવાનું. અર્થજ્ઞાન અથવા રસાનુભવ લઈને વાંચનાર ઘણા જ થોડા. ઠીક; તેથી આ પ્રમાણે ગ્રંથવાચનરૂપ જે આનંદવિનોદનો ઉત્તમ માર્ગ તે પહેલાંના લોકોને જરા યે અનુકૂળ ન હોવાથી પાસાં, બુદ્ધિબળ વગેરે રમતો, વ્યસન અથવા વ્યભિચાર જેવાં ખાલિશ, નિંદ્ય અને લજ્જાસ્પદ સાધનોનો જ એમને આશરો લેવો પડતો. વધુ તો શું, પણ હજી યે નેટિવ સંસ્થાનોમાં ઘણાખરાઓમાં ઉપરનો પ્રકાર ભરપૂર દેખાઈ આવે છે. એમનો માત્ર નિર્દેશ કરવો એ પણ અહીંના લોકોને અત્યંત લજ્જા અને દુઃખની વાત થશે.

તો પછી આ પ્રમાણે વાચનનો પહેલો મોટો ઉપયોગ ગણાવીએ તો, તેને કારણે મનને ઉત્કૃષ્ટ રંજન થઈ બીજા જે અજ્ઞાની અને મૂર્ખ લોકોના મનોરંજનના સેંકડો ઉપાયો છે, તેની બિલકુલ જરૂર રહેતી નથી. ભર્તૃહરિએ એક ઠેકાણે કહ્યું છે કેઃ

'સુકવિતા યદ્યસ્તિ રાજ્યેન કિમ્।'

એટલે, ઉત્કૃષ્ટ કવિતા જો છે તો તેની આગળ રાજ્યની શી વિસાત! (રાજ્યની પણ શી ગરજ છે?) આ જ વાક્ય બાકીના બીજા સર્વ પ્રકારના અર્થોને લાગુ પડે છે. ખરો રસિક અને વિદ્વાન પોતાના પુસ્તકાલયમાં બેસી ગ્રંથવાચનમાં નિમગ્ન થતાં એને એ વખતે જે સુખ થતું હશે, તે મોટામોટા સાર્વભૌમ રાજાને ભરદરબારમાં રાજ્યાસન પર બેઠા છતાં પણ નહીં થતું હોય! અને સાચે જ માત્ર સુખની દૃષ્ટિએ જોતાં વિદ્યાથી એ જેટલું સાધ્ય થાય છે તેટલું રાજ્યથી થવાનું નથી. રોમન

લોકોનું લોકસત્તાક રાજ્ય ડૂબીને બાદશાહી અમલ શરૂ થતાં, આગળ પર જે અનેક બાદશાહો થઈ ગયા એમની હકીકત વાંચીએ તો ઉપરના ઉલ્લેખની પ્રતીતિ સમજાશે. એ વખતની લગભગ સમસ્ત દુનિયા પર એમની સત્તા હોવા છતાં યે એમને રાતદિવસ ચેન પડતું નહોતું. રાજ્યની સેંકડો વિધિઓ નિરંતર ચાલતી રહેતી હોવાથી એમને એનો ખૂબ કંટાળો આવતાં તેઓ જાતજાતના ફંદ અને ચાળાઓ કરતા. ક્ષરસિસ નામનો પર્શિયનોનો જે રાજા થઈ ગયો અને જેણે વીસ લાખનું લશ્કર ભેગું કરી ગ્રીસ દેશ પર ચડાઇ કરી હતી, એને વિષે એક એવી વાત લખેલી છે કે, જે કોઈ મનોરંજન માટે એકાદ નવો ખેલ શોધી કાઢતું એને રાજા તરફથી મોટું ઈનામ મળતું. ઠીક; તેથી હવે એકંદરે સ્પષ્ટ શું દેખાય છે કે કેવળ શરીરસુખો સ્વભાવતઃ જ અલ્પકાલિક હોય છે; તેમનો તે જ વખતે કંટાળો આવતાં મન જલદી ઉદાસ બને છે, મોજ માટે યોજેલી રમતોની પણ એ જ દશા. વ્યસનો તો એ કરતાં પણ ભયંકર; એના યોગથી તો શરીરને જન્મભરની ખરાબ અસર થતાં નિરંતર માત્ર જીવને ખાવાનું એ સાધન જ પેદા થાય છે. તેથી ઉપરના કોઈ પણ દોષ નહીં, પણ ઊલટું અત્યંત શુદ્ધ પ્રતિષ્ઠાદાયક અને મનોરંજન આપનારું એવું સાધન એ એક વાચન-માત્ર જ છે.

૬. બીજો લાભ જ્ઞાન. એ સંપાદન કરવાનું ગ્રંથવાચન એક મોટું સાધન છે એ સ્પષ્ટ જ છે. સિસેરોએ એક ઠેકાણે કહ્યું છે કે લેખનકળા જો ન હોત, તો મૂળારંભમાં જગતની જે સ્થિતિ હતી તેનાથી આગળ પગલું પડ્યું જ નહોત તે સ્પષ્ટ જ છે. વર્તમાનકાળમાં માનવજાત જે આટલો ઉત્કર્ષ સાધી શકી છે, એ બધાંનો મૂળ પાયો જો જોઇએ તો તે બાવન મૂળાક્ષરો જ છે! અત્યારના સમયમાં આશ્ચર્યકારક સુધારણાની જે આટલી ભવ્ય ઇમારત ઊભી છે તે અસંખ્ય કારીગરોની મહેનતનું ફળ છે! પૂર્વજોએ રચેલા થર, આગળ ઉપર આવનારાઓને ઉપયોગી થાય એવી આજ સુધી અનાદિસિદ્ધ પરંપરા ચાલતી આવી છે, અને આના કારણભૂત એ લખવાની અમૂલ્ય કળા જ છે. જો આ ન હોત તો આજે લાખો મહાબુદ્ધિમાન લોકોના અત્યંત પરિપક્વ વિચાર આપણને મળ્યા પણ ન હોત! પ્રખ્યાત ગ્રંથકાર લૉર્ડ બેકને એક ઠેકાણે આ મૂળાક્ષરોને જહાજ સાથે સરખાવ્યા છે; અને એ કહે છે કે આ જહાજોએ કાળરૂપ સમુદ્રનાં ખૂબ દૂર-દૂરનાં બંદરો પરથી આપણે ત્યાં માલ લાવી, હવે પછી એવાં જ અત્યંત દૂરનાં બંદરોમાં તેઓ એ પહોંચાડી દેશે. ઠીક; તેથી આ પ્રમાણે સર્વ કાળના અને સર્વ દેશોના મોટામોટા લોકોની, આપણને જોઇએ ત્યારે, જ્યાં જોઇએ ત્યાં, જોઇએ એટલો વખત, પરમ આનંદ આપનાર સંગતિ થવાની જે અદ્‌ભુત સગવડ સૌને થઈ છે તેનું મૂલ્ય કેટલું છે એમ કહેવું! તેમાં યે હમણાંહમણાં તો મુદ્રણકળા, આગગાડી વગેરે અનેક સાધનોને લઈ ઉપરનું સુખ તો ચારેય દિશામાં પ્રસર્યું હોઈ, કેવળ દારિદ્રયાવસ્થામાં રહેલા મનુષ્યને પણ તે અનુકૂળ થયું છે. તેમ જ વિદ્યાનાં સર્વ શાસ્ત્રો પર પણ હમણાંહમણાં ગ્રંથો તૈયાર થવાથી, કોઈ અમુક શાખાઓનું જ વાચન થવાથી, પહેલાંના વખતમાં બુદ્ધિ પર જે સંકુચિતતાના ખરાબ સંસ્કાર પડતા હતા તે પણ, અત્યારના સમયમાં નહીંવત્ કરવાની સગવડ થતાં, અત્યારની શિક્ષણપદ્ધતિનો મુખ્ય ઝોક પણ એ જ રહ્યો છે. આપણા જ દેશની પહેલાંની સ્થિતિ જોઇશું તો વિદ્યાભ્યાસની મર્યાદા કંઈ નહીં તો બાર વર્ષની હતી. એટલો વખત તો ગુરુને ઘેર રહી, એક-નિષ્ઠાથી જ્યારે અધ્યયન કરીએ ત્યારે કંઇક કહેવા જેવી વિદ્વત્તા શિષ્યને ભાગે આવે; અને આટલું કર્યા છતાં પણ ઘણુંખરું કોઇ પણ એકાદ શાસ્ત્રમાં એવું ચાલે! ન્યાય છે તો વ્યાકરણ નથી, વ્યાકરણ છે તો મીમાંસા નથી; આવી સ્થિતિ સ્વાભાવિક જ થતી; કારણ જે શાસ્ત્ર હાથમાં લેવાનું તેમાં છેવટ સુધી પહોંચ્યા વિના અટકવાનું નહીં. તેમની આ શિક્ષણપદ્ધતિ ખૂબ પ્રશંસનીય હતી એમાં શંકા નથી. એનો એક મોટો લાભ હતો ખરો કે જેટલું પણ કોઈ શીખે તેટલું તો એકદમ પાકું; એક વાર એનું પઠન થયું એટલે પછી એમાં લોચા વાળવાનું જરા યે રહેતું નહીં. જે કોઈ ગ્રંથ હાથ લીધો તે પર મુખ્ય ગ્રંથ, ઉપગ્રંથ, ટીકા, પ્રતિટીકા વગેરે જેટલું સાહિત્ય હશે એ બધું જ પૂરું મોઢે કર્યા સિવાય ઘણુંખરું છોડવાનું નહીં. પરંપરા જ ખરું પૂછો તો એવી રીતે ચાલતી આવેલી. ગુરુ પોતાના આસન પર બેસી પંક્તિ બોલવા લાગે એટલે શિષ્યના હાથમાં જે પુસ્તક હોય તે ખરું; ગુરુએ પોતે પાઠ કહેતી વખતે

પુસ્તક હાથમાં લેવાનું જ નહીં. એવું જો કરવું પડે તો પછી એ ગુરુ શાનો? ઠીક; તો પછી આવી જ ટેક પરાપૂર્વથી ચાલતી આવેલી હોવાથી, આગળ ઉપર પણ જે શિષ્યો ગુરુસ્થાને આવે છે તેઓ પણ એવું જ વણથોભ્યું આગળ ચલાવે છે. આ પ્રમાણે, અત્યારની જે પોપટપંચી તેને પહેલાં જરા યે આશરો નહોતો મળતો અને જે કોઇ પંડિતો હતા તે પોતપોતાનાં શાસ્ત્રોમાં કેવળ નિષ્ણાત જેવા જ હતા. અત્યારની અંગ્રેજી યુનિવર્સિટીની પદ્ધતિથી કહીએ તો ગમે તે વિષય જેને આવડે છે એવા વિદ્વાનો તૈયાર કરવાના. હમાલને જેવા ટપ્પા હોય છે તે પ્રમાણે મૂળમાં જ નિઃશક્ત બનેલા અમારા ગરીબ વિદ્યાર્થીઓ પર દર વર્ષે વધારે વિષયોનો બોજો લાદીને, એમણે અમુક દિવસોમાં અમુક મજલ કાપવી જોઈએ એવો ઠરાવ કરેલો હોય છે. તેથી પછી વિદ્યાર્થીઓ પણ નિરુપાય દશામાં જેમ તેમ કરીને એટલી હાલહમાલી કરે છે; પણ એક વાર એમાંથી છૂટ્યાં એટલે પુસ્તકોને જે એક વાર રજા મળે છે તે કાયમની મળી જાય છે. એમની કૃપાળુ યુનિવર્સિટી-માતાએ આટલી જહેમત ઉઠાવીને જે જુદા જુદા વિષયોનું જ્ઞાન એમનામાં ભેગું કર્યું હોય છે તે જલદી જ ગુમાવી તેઓ ઘણે અંશે પહેલા જેવા જ ફરી લૂખ્ખાસુકા થઈ બેસે છે! ઠીક, તો પછી આ રીતે જોતાં પહેલાંની એકધોરણી રીત જ કેટલેક અંશે સારી હતી એવું અમને લાગે છે. છતાં પણ હમણાંહમણાં જે સર્વ વિષયો પર ઉત્કૃષ્ટ રીતે લખાએલા ગ્રંથો યુરોપીય ભાષામાં થયા છે તેના યોગથી ખૂબ વખત અને મહેનત ન પડતાં મનુષ્યનું મન વિશાળ અને બહુશ્રુત થાય છે; અને એને કારણે પહેલાંની પદ્ધતિથી મનમાં ઘર કરી બેઠેલા એવા ગાંડપણભર્યા ગ્રહો અને ખરાબ કલ્પનાઓ, ઘણુંખરું, જતાં રહે છે, એ લાભને કંઈ નાનોસૂનો કહી ન શકાય.

૭. આ પ્રમાણે ચર્ચાઇ રહેલા વિષય પર તો થોડા સામાન્ય વિચારો પ્રદર્શિત કર્યા. હવે ખુદ આપણી પોતાની સ્થિતિ વિષે થોડું લખી આ વિષય પૂરો કરું છું.

૮. હવે પ્રથમ એ તો સ્પષ્ટ છે કે, વાચન કર્યું એટલે પહેલાં તો ભાષામાં ગ્રંથસંગ્રહ જોઇએ. અમારી મરાઠીમાં તો મૂળમાં એ કયા પ્રકારનો હતો એ ઉપર લખવામાં આવ્યું જ છે. એ જ પ્રમાણે હમણાં એ કયા પ્રકારનો થયો છે અને થઇ રહ્યો છે એ વિષે પણ પ્રસ્તુત નિબંધમાં પાછળ કંઈક લખેલું છે. હવે આ ગ્રંથસંગ્રહને સમગ્રપણે જોઇએ તો પણ અર્વાચીન યુરોપીય ભાષાઓ કે સંસ્કૃત વગેરે પ્રાચીન ભાષાઓ સાથે અમારી ગરીબ મરાઠી ભાષાને ટક્કર મારતાં ફાવશે એ તદ્દન સંભવિત નથી એ ખરું; તેમ છતાં અત્યારની સ્થિતિમાં પણ પોતાની દરિદ્રતાને કારણે એને માત્ર નીચું જ જોવું જોઇએ એમ અમને જરા યે લાગતું નથી. આ દેશમાંની બીજી ભાષાઓમાં તો એનાથી ચડી જાય એવી એકે ભાષા નથી એમ અમને લાગે છે. તેમ જ આશરે ત્રણસોચારસો વર્ષો પહેલાં અંગ્રેજી વગેરે યુરોપિયન ભાષાઓની જે સ્થિતિ હતી તે કરતાં યે, હમણાં પણ, એની (મરાઠી ભાષાની) સ્થિતિ સારી છે. સારાંશ, માત્ર અજ્ઞાન, દુરાગ્રહ ને આળસને કારણે જે લોકો મરાઠીનો તિરસ્કાર કરવા લાગે છે અને તેની મોટી શરમ જેને લાગે છે, એમને એવું કરવામાં ઉપરનાં સિવાય બીજું કોઈ યે સમર્થ કારણ નથી એ એમણે નક્કી જાણવું. તેવી જ રીતે, જે નવીન ફાંકડા વિદ્વાન, બૂટ શાલજોડાંવાળા શાસ્ત્રીઓ પ્રમાણે મરાઠી ભાષા સામે મોઢું મરડે છે તેમના પર બે પ્રકારના દોષ આવે છે. એક તો જેનું જ્ઞાન આપણે પૂરેપૂરું ક્યારે ય પ્રાપ્ત કર્યું નથી તેને કારણ વિના દોષ આપવાનો એ; અને બીજું એ કે જે ન્યૂનતા એમણે પૂરવી રહી તે ન કરી એ તો બાજુએ જ રહ્યું, પણ ઉપરથી એને બદલે ભાષાને દોષ આપવાનો! ભાષાના અંગમાં જંગલમાંની જમીન જેવી શક્તિ તો નથી ને! કે જેથી તેમાં જેમ ગગનચુંબી વૃક્ષો આપોઆપ જ ઉત્પન્ન થાય છે ને વધે છે, તે પ્રમાણે જ મોટામોટા ગ્રંથો ભાષામાં આપોઆપ જ થાય! કાવ્ય, નાટક, નવલકથાઓ, શાસ્ત્રીય ગ્રંથો એ બધાં પોતે જ ઉત્પન્ન થાય; મનુષ્યના શ્રમની તેથી એમને જરા યે જરૂર ન પડે, એવો જો સૃષ્ટિનો નિયમ હોત, તો તો મરાઠી પરનાં ઉપરનાં દૂષણો ઠીક હતાં, પણ આવી સ્થિતિ જરા યે નથી, એ સ્પષ્ટ છે. ગ્રંથસંગ્રહ થવો એ મુખ્યતઃ મહેનતનું ફળ છે. મોટામોટા કવિ, નવલકથાકાર કે શાસ્ત્રકાર વગેરે નીપજવા એ કેવળ જે તે દેશના ભાગ્યની વાત છે. એની વાત અહીં નથી. પણ એકંદર લોકોના હિત માટે બીજી ભાષાઓના ગ્રંથોનું ભાષાંતર

કરવામાં કે એ નમૂના પર આપણી ભાષામાં એવા ગ્રંથો બહાર પાડવા, આવી સામાન્ય કામગીરી માટે કંઈ ઈશ્વરનો કોઈ લાલ જ નિર્માણ થવો જોઈએ એવું નથી! સુતારનું, દરજીનું વગેરે કામ જેમ એમાં થોડા દિવસ પડ્યા એટલે બધાને આવડે એવું છે, એ જ પ્રકારનાં ઉદાહરણોવાળાં ઉપરનાં કામો છે. આજે અંગ્રેજી ભાષામાં જે લાખ્ખો ગ્રંથો થયા છે અને થઈ રહ્યા છે એ બધાના કર્તાઓ પ્રતિમિલ્ટન, પ્રતિન્યૂટન જેવા છે શું? બિલકુલ નહીં. મોટે અંશે તો એ ત્યાંના લોકોની અથાગ મહેનતનું જ ફળ છે. પણ આપણામાંના બહાદુરો જુઓ કેવા છે! નામ લખવાનો પ્રસંગ આવ્યો તો આગળ હાથ–સવા હાથ જેટલા ખિતાબ, દેશાભિમાન વિષે તો પ્રથમ કક્ષાની ટેક, દેશકલ્યાણનું કોઈ પણ કામ નીકળે કે એમાં પ્રમુખમંડળમાં નામ, પણ દેશભાષામાં જો ચાર શબ્દ બોલવાનો કે લખવાનો પ્રસંગ આવ્યો તો તો ઘણે ભાગે પ્રાણસંકટ જ! ઠીક; તો જ્યાં સ્વભાષા વિષે આટલું જ્ઞાન અને તે વિષે આટલી આસ્થા દેખાય છે ત્યાંની સ્થિતિ વિષે વધુ તો શું કહેવું? એ સર્વ પ્રકારે અત્યંત શોચનીય હોઈ, એને વિષે આજ સુધી અનેક વખતે પહેલાં અમે લખ્યું જ છે; તેથી હવે ફરી વધુ લખવાની જરૂર લાગતી નથી. ઠીક; એકંદરે મરાઠીમાંના ગ્રંથસંગ્રહો વિષે અમને એમ લાગે છે કે, અત્યારે એ જ્યાં સુધી છે તેની, બીજાઓની સરખામણીમાં જોતાં ખૂબ મોટી યોગ્યતા જો કે નથી, તો પણ અમે હમણાં જ્યાં સુધીની સ્થિતિએ આવી ઊભા છીએ ત્યાં સુધીની સ્થિતિમાં એ સારો ઉપયોગી થઈ પડે એવો છે; અને અમારું પગલું જેમજેમ આગળ પડતું જશે તેમતેમ અમારી ભાષાની પોતાની યોગ્યતા અને લોકોનો પુરુષાર્થ જોતાં એ વધતી જતી રહેશે એ પણ અમને ખાસ મુશ્કેલ લાગતું નથી.

૯. હવે, આપણા લોકોમાં વાચનની પ્રથા અત્યારે કેટલી છે તે જોઈએ. જૂની પદ્ધતિના જે લોકો છે તેમના વાચનનો એક પ્રકાર ઉપર કહી ગયા છીએ,— કે જ્ઞાનેશ્વરી, ભગવદ્ગીતા જેવા ગ્રંથો તેઓ નિયમિતપણે વાંચે છે; પણ તે માત્ર ભાવિકપણાથી; એટલે કે પોતે જે વાંચે છે તેનો અર્થ પોતાને સમજવા જેટલી પણ થોડાની જ ઇચ્છા હોય છે! આવું વાચન વિદ્યાની દૃષ્ટિએ કેવળ નિરર્થક છે એ સ્પષ્ટ છે.

હવે નવી પદ્ધતિના લોકો તરફ જોઈએ. આમાંના ઘણુંખરું બધાનું મુખ્ય વાચન ગણીએ તો છાપાંઓનું જ હોય છે. સવારસાંજ લાઇબ્રેરીમાં ધક્કો ખાઈ આવ્યા એટલે એ દિવસનું કર્તવ્ય પોતે બજાવ્યું એવી ઘણાખરાઓની સમજ દેખાય છે. પણ ખરેખરી જે લાઇબ્રેરી હોય છે એની તરફ ઘણુંખરું મહિના ને મહિનાઓ સુધી કોઈ જરા જેટલી નજર પણ નાખતું નથી. ત્યાં જો કોઈનો અક્ષય વાસ હોય તો તે અંધારાનો ને કચરાનો. પુસ્તકોનો ખરો ચાલક ગણીએ તો બે મહિને એની પર ભેગો થએલો કચરો ઝાટકનાર નોકર, અને પુસ્તકોનાં ખરાં ઉપભોક્તા કહીએ તો જીવજંતુઓ! આવો હાસ્યાસ્પદ દેખાવ ઘણેખરે ઠેકાણે દૃષ્ટિએ પડતો હશે એમાં શંકા નથી. પરંતુ આ વિષે કોઈને પણ ક્યારે ય આશ્ચર્ય થયું છે, અથવા તો એ દૂર કરવાનું મનમાં આવ્યું છે, એવું બિલકુલ દેખાતું નથી! આનું શું કારણ હશે ભલા? એકંદરે લોકોમાં એકાએક જ્ઞાનની ભરતી આવી ગયા પછી, આજ સુધી મોટા મનાતા ગ્રંથો પણ એમને એકદમ ક્ષુલ્લક કે નાદાન જેવા લાગવા માંડ્યા છે; અથવા દેશમાં વિદ્યાની એકદમ રેલમછેલ થઈ ગઈ હોવાથી વધુ શીખવાની હવે જગા જ બાકી રહી નથી; અથવા સર્વ લોક એકંદર લોકકલ્યાણનાં કામમાં લાગી જઈને, તાર વણવામાં કે કલાકૌશલ્ય વધારવાના કામમાં તો ડૂબેલાં નથી ને! જે હશે તે હશે. આનું કારણ અમને એક સૂઝે છે, તે એ કે, ઉપર કહી એવી સ્થિતિ કેવળ લોકાચારની છે. સુધરેલું શહેર કહ્યું એટલે જેમ એમાં મ્યુનિસિપાલિટી જોઈએ, સભાગૃહ, નાટકગૃહ, વગેરે પણ અવશ્ય આવે જ; તે જ પ્રમાણે પુસ્તકાલય. એની એક વાર સ્થાપના થઈ જવી જોઈએ; પછી આગળ પર એની વ્યવસ્થા કેવી યે કેમ ના હોય? એનો મૂળ અર્થ એવો ખરો કે ઉપયોગી અને મનોરંજક પુસ્તકો એમાં મૂકી, લોકોએ એ વાંચવાં, અને તેથી કરીને જ્ઞાનપ્રાપ્તિ કરી લઈ, દેશી ભાષામાં એવા ગ્રંથો રચવાની એમને ઇચ્છા થવી; અને શરૂશરૂમાં આ એમનો ઉદ્દેશ ઘણે અંશે સિદ્ધ થયો. પણ એનું હવે શું? જે પહેલાં ખરેખર જ ઉપયોગ માટે હતું તે આજે માત્ર શોભાનું પૂતળું બન્યું છે. સારાંશ, અમારા રાજારજવાડાંઓની કમરે રેશમી મ્યાનમાં લટકતી તલવારનો જેટલો ઉપયોગ,

પુસ્તક હાથમાં લેવાનું જ નહીં. એવું જો કરવું પડે તો પછી એ ગુરુ શાનો? ઠીક; તો પછી આવી જ ટેક પરાપૂર્વથી ચાલતી આવેલી હોવાથી, આગળ ઉપર પણ જે શિષ્યો ગુરુસ્થાને આવે છે તેઓ પણ એવું જ વણથોભ્યું આગળ ચલાવે છે. આ પ્રમાણે, અત્યારની જે પોપટપંચી તેને પહેલાં જરા યે આશરો નહોતો મળતો અને જે કોઇ પંડિતો હતા તે પોતપોતાનાં શાસ્ત્રોમાં કેવળ નિષ્ણાત જેવા જ હતા. અત્યારની અંગ્રેજી યુનિવર્સિટીની પદ્ધતિથી કહીએ તો ગમે તે વિષય જેને આવડે છે એવા વિદ્વાનો તૈયાર કરવાના. હમાલને જેવા ટપ્પા હોય છે તે પ્રમાણે મૂળમાં જ નિઃશક્ત બનેલા અમારા ગરીબ વિદ્યાર્થીઓ પર દર વર્ષે વધારે વિષયોનો બોજો લાદીને, એમણે અમુક દિવસોમાં અમુક મજલ કાપવી જોઈએ એવો ઠરાવ કરેલો હોય છે. તેથી પછી વિદ્યાર્થીઓ પણ નિરુપાય દશામાં જેમ તેમ કરીને એટલી હાલહમાલી કરે છે; પણ એક વાર એમાંથી છૂટ્યાં એટલે પુસ્તકોને જે એક વાર રજા મળે છે તે કાયમની મળી જાય છે. એમની કૃપાળુ યુનિવર્સિટી-માતાએ આટલી જહેમત ઉઠાવીને જે જુદા જુદા વિષયોનું જ્ઞાન એમનામાં ભેગું કર્યું હોય છે તે જલદી જ ગુમાવી તેઓ ઘણે અંશે પહેલા જેવા જ ફરી લૂખ્ખાસુકા થઈ બેસે છે! ઠીક, તો પછી આ રીતે જોતાં પહેલાંની એકધારણી રીત જ કેટલેક અંશે સારી હતી એવું અમને લાગે છે. છતાં પણ હમણાંહમણાં જે સર્વ વિષયો પર ઉત્કૃષ્ટ રીતે લખાએલા ગ્રંથો યુરોપીય ભાષામાં થયા છે તેના યોગથી ખૂબ વખત અને મહેનત ન પડતાં મનુષ્યનું મન વિશાળ અને બહુશ્રુત થાય છે; અને એને કારણે પહેલાંની પદ્ધતિથી મનમાં ઘર કરી બેઠેલા એવા ગાંડપણભર્યા ગ્રહો અને ખરાબ કલ્પનાઓ, ઘણુંખરું, જતાં રહે છે, એ લાભને કંઈ નાનોસૂનો કહી ન શકાય.

૭. આ પ્રમાણે ચર્ચાઇ રહેલા વિષય પર તો થોડા સામાન્ય વિચારો પ્રદર્શિત કર્યા. હવે ખુદ આપણી પોતાની સ્થિતિ વિષે થોડું લખી આ વિષય પૂરો કરું છું.

૮. હવે પ્રથમ એ તો સ્પષ્ટ છે કે, વાચન કહ્યું એટલે પહેલાં તો ભાષામાં ગ્રંથસંગ્રહ જોઇએ. અમારી મરાઠીમાં તો મૂળમાં એ કયા પ્રકારનો હતો એ ઉપર લખવામાં આવ્યું જ છે. એ જ પ્રમાણે હમણાં એ કયા પ્રકારનો થયો છે અને થઇ રહ્યો છે એ વિષે પણ પ્રસ્તુત નિબંધમાં પાછળ કંઈક લખેલું છે. હવે આ ગ્રંથસંગ્રહને સમગ્રપણે જોઇએ તો પણ અર્વાચીન યુરોપીય ભાષાઓ કે સંસ્કૃત વગેરે પ્રાચીન ભાષાઓ સાથે અમારી ગરીબ મરાઠી ભાષાને ટક્કર મારતાં ફાવશે એ તદ્દન સંભવિત નથી એ ખરું; તેમ છતાં અત્યારની સ્થિતિમાં પણ પોતાની દરિદ્રતાને કારણે એને માત્ર નીચું જ જોવું જોઇએ એમ અમને જરા યે લાગતું નથી. આ દેશમાંની બીજી ભાષાઓમાં તો એનાથી ચઢી જાય એવી એકે ભાષા નથી એમ અમને લાગે છે. તેમ જ આશરે ત્રણસોચારસો વર્ષો પહેલાં અંગ્રેજી વગેરે યુરોપિયન ભાષાઓની જે સ્થિતિ હતી તે કરતાં યે, હમણાં પણ, એની (મરાઠી ભાષાની) સ્થિતિ સારી છે. સારાંશ, માત્ર અજ્ઞાન, દુરાગ્રહ ને આળસને કારણે જે લોકો મરાઠીનો તિરસ્કાર કરવા લાગે છે અને તેની મોટી શરમ જેને લાગે છે, એમને એવું કરવામાં ઉપરનાં સિવાય બીજું કોઈ યે સમર્થ કારણ નથી એ એમણે નક્કી જાણવું. તેવી જ રીતે, જે નવીન કાંકડા વિદ્વાન, જૂના શાલજોડાંવાળા શાસ્ત્રીઓ પ્રમાણે મરાઠી ભાષા સામે મોઢું મરડે છે તેમના પર બે પ્રકારના દોષ આવે છે. એક તો જેનું જ્ઞાન આપણે પૂરેપૂરું ક્યારે ય પ્રાપ્ત કર્યું નથી તેને કારણ વિના દોષ આપવાનો એ; અને બીજું એ કે જે ન્યૂનતા એમણે પૂરવી રહી તે ન કરી એ તો બાજુએ જ રહ્યું, પણ ઉપરથી એને બદલે ભાષાને દોષ આપવાનો! ભાષાના અંગમાં જંગલમાંની જમીન જેવી શક્તિ તો નથી ને! કે જેથી તેમાં જેમ ગગનચુંબી વૃક્ષો આપોઆપ જ ઉત્પન્ન થાય છે ને વધે છે, તે પ્રમાણે જ મોટામોટા ગ્રંથો ભાષામાં આપોઆપ જ થાય! કાવ્ય, નાટક, નવલકથાઓ, શાસ્ત્રીય ગ્રંથો એ બધાં પોતે જ ઉત્પન્ન થાય; મનુષ્યના શ્રમની તેથી એમને જરા યે જરૂર ન પડે, એવો જો સૃષ્ટિનો નિયમ હોત, તો તો મરાઠી પરનાં ઉપરનાં દૂષણો ઠીક હતાં, પણ આવી સ્થિતિ જરા યે નથી, એ સ્પષ્ટ છે. ગ્રંથસંગ્રહ થવો એ મુખ્યતઃ મહેનતનું ફળ છે. મોટામોટા કવિ, નવલકથાકાર કે શાસ્ત્રકાર વગેરે નીપજવા એ કેવળ જે તે દેશના ભાગ્યની વાત છે. એની વાત અહીં નથી. પણ એકંદર લોકોના હિત માટે બીજી ભાષાઓના ગ્રંથોનું ભાષાંતર

કરવામાં કે એ નમૂના પર આપણી ભાષામાં એવા ગ્રંથો બહાર પાડવા, આવી સામાન્ય કામગીરી માટે કંઈ ઈશ્વર-નો કોઈ લાલ જ નિર્માણ થયો જોઈએ એવું નથી! સુતારનું, દરજીનું વગેરે કામ જેમ એમાં થોડા દિવસ પળ્યા એટલે બધાને આવડે એવું છે, એ જ પ્રકારનાં ઉદાહરણોવાળાં ઉપરનાં કામો છે. આજે અંગ્રેજી ભાષામાં જે લાખ્ખો ગ્રંથો થયા છે અને થઈ રહ્યા છે એ બધાના કર્તા-ઓ પ્રતિમિલ્ટન, પ્રતિન્યૂટન જેવા છે શું? બિલકુલ નહીં. મોટે અંશે તો એ ત્યાંના લોકોની અથાગ મહેનતનું જ ફળ છે. પણ આપણામાંના બહાદુરો જુઓ કેવા છે! નામ લખ-વાનો પ્રસંગ આવ્યો તો આગળ હાથ–સવા હાથ જેટલા ખિતાબ, દેશાભિમાન વિષે તો પ્રથમ કક્ષાની ટેક, દેશ-કલ્યાણનું કોઈ પણ કામ નીકળે કે એમાં પ્રમુખમંડળમાં નામ, પણ દેશભાષામાં જો ચાર શબ્દ બોલવાનો કે લખવાનો પ્રસંગ આવ્યો તો તો ઘણે ભાગે પ્રાણસંકટ જ! ઠીક; તો જ્યાં સ્વભાષા વિષે આટલું જ્ઞાન અને તે વિષે આટલી આસ્થા દેખાય છે ત્યાંની સ્થિતિ વિષે વધુ તો શું કહેવું? એ સર્વ પ્રકારે અત્યંત શોચનીય હોઈ, એને વિષે આજ સુધી અનેક વખતે પહેલાં અમે લખ્યું જ છે; તેથી હવે ફરી વધુ લખવાની જરૂર લાગતી નથી. ઠીક; એકંદરે મરાઠીમાંના ગ્રંથસંગ્રહો વિષે અમને એમ લાગે છે કે, અત્યારે એ જ્યાં સુધી છે તેની, બીજા-ઓની સરખામણીમાં જોતાં ખૂબ મોટી યોગ્યતા જો કે નથી, તો પણ અમે હમણાં જ્યાં સુધીની સ્થિતિએ આવી ઊભા છીએ ત્યાં સુધીની સ્થિતિમાં એ સારો ઉપયોગી થઈ પડે એવો છે; અને અમારું પગલું જેમ-જેમ આગળ પડતું જશે તેમતેમ અમારી ભાષાની પોતાની યોગ્યતા અને લોકોનો પુરુષાર્થ જોતાં એ વધતી જતી રહેશે એ પણ અમને ખાસ મુશ્કેલ લાગતું નથી.

૯. હવે, આપણા લોકોમાં વાચનની પ્રથા અત્યારે કેટલી છે તે જોઈએ. જૂની પદ્ધતિના જે લોકો છે તેમના વાચનનો એક પ્રકાર ઉપર કહી ગયા છીએ,—કે જ્ઞાનેશ્વરી, ભગવદ્ગીતા જેવા ગ્રંથો તેઓ નિયમિત-પણે વાંચે છે; પણ તે માત્ર ભાવિકપણાથી; એટલે કે પોતે જે વાંચે છે તેનો અર્થ પોતાને સમજવા જેટલી પણ થોડાની જ ઇચ્છા હોય છે! આવું વાચન વિદ્યાની દૃષ્ટિએ કેવળ નિરર્થક છે એ સ્પષ્ટ છે. હવે નવી પદ્ધતિના લોકો તરફ જોઈએ. આમાંના ઘણું-ખરું બધાનું મુખ્ય વાચન ગણીએ તો છાપાંઓનું જ હોય છે. સવારસાંજ લાઇબ્રેરીમાં ધક્કો ખાઈ આવ્યા એટલે એ દિવસનું કર્તવ્ય પોતે બજાવ્યું એવી ઘણા-ખરાઓની સમજ દેખાય છે. પણ ખરેખરી જે લાઇબ્રેરી હોય છે એની તરફ ઘણુંખરું મહિના ને મહિનાઓ સુધી કોઈ જરા જેટલી નજર પણ નાખતું નથી. ત્યાં જો કોઈનો અક્ષય વાસ હોય તો તે અંધારાનો ને કચરાનો. પુસ્તકોનો ખરો ચાલક ગણીએ તો બે મહિને એની પર ભેગો થએલો કચરો ઝાટકનાર નોકર, અને પુસ્તકોનાં ખરાં ઉપભોક્તા કહીએ તો જીવજંતુઓ! આવો હાસ્યાસ્પદ દેખાવ ઘણે-ખરે ઠેકાણે દૃષ્ટિએ પડતો હશે એમાં શંકા નથી. પરંતુ આ વિષે કોઈને પણ ક્યારે ય આશ્ચર્ય થયું છે, અથવા તો એ દૂર કરવાનું મનમાં આવ્યું છે, એવું બિલકુલ દેખાતું નથી! આનું શું કારણ હશે ભલા? એકંદરે લોકોમાં એકાએક જ્ઞાનની ભરતી આવી ગયા પછી, આજ સુધી મોટા મનાતા ગ્રંથો પણ એમને એકદમ ક્ષુલ્લક કે નાદાન જેવા લાગવા માંડ્યા છે; અથવા દેશમાં વિદ્યાની એકદમ રેલમછેલ થઈ ગઈ હોવાથી વધુ શીખવાની હવે જગા જ બાકી રહી નથી; અથવા સર્વ લોક એકંદર લોકકલ્યાણનાં કામમાં લાગી જઈને, તાર વણવામાં કે કલાકૌશલ્ય વધારવાના કામમાં તો ડૂબેલાં નથી ને! જે હશે તે હશે. આનું કારણ અમને એક સૂઝે છે, તે એ કે, ઉપર કહી એવી સ્થિતિ કેવળ લોકાચારની છે. સુધરેલું શહેર કહ્યું એટલે જેમ એમાં મ્યુનિસિપાલિટી જોઈએ, સભાગૃહ, નાટકગૃહ, વગેરે પણ અવશ્ય આવે જ; તે જ પ્રમાણે પુસ્તકાલય. એની એક વાર સ્થાપના થઈ જવી જોઈએ; પછી આગળ પર એની વ્યવસ્થા કેવી યે કેમ ના હોય? એનો મૂળ અર્થ એવો ખરો કે ઉપયોગી અને મનોરંજક પુસ્તકો એમાં મૂકી, લોકોએ એ વાંચવાં, અને તેથી કરીને જ્ઞાનપ્રાપ્તિ કરી લઈ, દેશી ભાષામાં એવા ગ્રંથો રચવાની એમને ઇચ્છા થવી; અને શરૂશરૂમાં આ એમનો ઉદ્દેશ ઘણે અંશે સિદ્ધ થયો. પણ એનું હવે શું? જે પહેલાં ખરેખર જ ઉપયોગ માટે હતું તે આજે માત્ર શોભાનું પૂતળું બન્યું છે. સારાંશ, અમારા રાજારજવાડાંઓની કમરે રેશમી મ્યાનમાં લટકતી તલવારનો જેટલો ઉપયોગ,

અથવા કેટલાક શોખીન ગૃહસ્થોની બંડીઓના ખિસ્સામાં ટિકટિક કરનાર ઘડિયાળનો તેમને જેટલો ઉપયોગ, એટલો જ, ઘરના દીવાનખાનામાં સુંદર સોનેરી પૂંઠાં કરાવી, વ્યવસ્થિત, સંભાળપૂર્વક મૂકેલી લાઇબ્રેરીમાંની ચોપડીઓનો! ઠીક; એકંદરે કહેવાનું તાત્પર્ય એ કે, આ રીતે ગ્રંથવાચનની પ્રથા ઘણીખરી જવા દઇને માત્ર છાપાંઓ જ વાંચવા તરફ આપણા લોકોનું વલણ દિવસે દિવસે વધતું ચાલ્યું છે. આ પરથી, છાપાંઓ વાંચવાં એ તદ્દન નિરર્થક, એને લોકોએ આશ્રય આપવો એ તદ્દન ખરાબ છે, એવું અમારા કહેવાનો બિલકુલ ઝોક નથી. એ વધે એ ભાષાના સંબંધથી અને સરકારના સંબંધથી લોકોને ખૂબ હિતકર છે એવી અમારી પાક્કી ખાતરી છે. પણ એનાથી પાર એવું જ્ઞાનનું સાધન જ નથી, એવી લોકોની જે સમજ થવા લાગી છે તે માત્ર બહુ ખોટી છે, એટલું જ અમારે બતાવવું છે. ઘણેખરે અંશે, છાપાંઓ વાંચવાં એ અંગ્રેજી લોકો સવારે જેમ ચહા લે છે એના જેવું છે. એટલે કે અર્ધું પોષણ, અર્ધી ગમ્મત, આવો જ બંનેનો પ્રકાર છે. શરીરનો નિર્વાહ થઈ એનું વ્યવસ્થિત પોષણ થવા માટે જેમ સારું જમણ જ જોઇએ, તે પ્રમાણે જ ખરી ઉપયોગની એવી વિદ્વત્તા જેને સંપાદન કરવી હોય તેમણે મોટામોટા વિવિધ વિષયો પરના ગ્રંથોનો ઊંડાણથી વ્યવસ્થિત વ્યાસંગ જ કરવો રહ્યો. આવા પરિશ્રમો કરીને લાગેલા થાકને થોડો વખત દૂર કરવા માટે અને જગતમાં શી ઊથલપાથલ ચાલી રહી છે એ સમજવા, ઉપર નિર્દેશેલાં છાપાંઓનો આદર કરવો એ બરોબર છે; પણ એમને વિદ્યાના શિખર પર બેસાડી મૂકવાં એ જરા યે શોભતું નથી. વધુ તો શું, પણ કેટલાયે મોટામોટા ગ્રંથકારોનો એવો યે મત છે કે, છાપાંઓ, માસિકો વગેરેની સમૃદ્ધિ લોકોને નુકસાનકર્તા છે. કારણ કે આમતેમ પાનાં ઉથલાવીને ઉપરઉપરથી વાંચવાની ટેવ એક વાર મનમાં લાગી ગઈ કે પછી વિચારપૂર્વક અને શોધક બુદ્ધિથી મોટામોટા ગ્રંથો નિરાંતે વાંચવાનો મનને કંટાળો આવવા લાગે છે. અને આથી ઉપરઉપરથી શુષ્ક પાંડિત્ય જ માત્ર ચોતરફ મસ્ત બનતાં ખરી વિદ્વત્તાનો લોપ થાય છે.

૧૦. પ્રસ્તુત વિષય પર જુદીજુદી બાજુએથી હજી વધુ લખાય, પણ છેલ્લે માત્ર એક બાબત વિષે જ થોડું લખીને આ નિબંધ આટોપી લઉં છું. જેમને ગ્રંથ વાંચવાનો શોખ હોય છે, અથવા તો જેઓ વટમાં ને વટમાં એવું નાટક કરી બતાવે છે, તેઓ ઘણુંખરું પોતાની વિદ્વત્તા, વાંચેલાં પાનાંઓની સંખ્યા પર લેખે છે. એટલે કે જેટલાં પાનાં પોતે વાંચ્યાં છે એટલે અંશે પોતાને ભાગે અધિક જ્ઞાન આવ્યું એમ તેઓ સમજે છે. પણ આ કેટલો ભ્રમ છે તે થોડો વિચાર કરતાં પણ ગમે તેને સમજાય એવું છે. જેટલું જેટલું જેણે વાંચ્યું એટલો એટલો એ વિશેષ જ્ઞાનસંપન્ન અને ડાહ્યો એવું જો હોત તો અત્યારનો સમય, જગતના પાછળના બધા સમય કરતાં, જ્ઞાનમાં ને ડહાપણમાં શ્રેષ્ઠ હોત; કારણ હમણાં જેટલા ગ્રંથો થયા છે, અને થઈ રહ્યા છે, અને લોકોમાં વાચનનો હમણાં જેટલો પ્રચાર છે એનો લક્ષાંશ પણ પ્રાચીન કાળમાં નહોતો. પણ ચમત્કાર જુઓ શો છે, કે અત્યંત પ્રાચીન કાળના જ મોટામોટા ગ્રંથકારો કીર્તિમંદિરના અતિ ઉચ્ચ સ્થાને જે એક વાર અચળ બેઠા છે તે છે જ! અત્યારનાં જમાનામાં જ્ઞાનનો ગમે તેટલો ફેલાવો થયો તો પણ એમની કક્ષાએ કોઈ પહોંચતું નથી! તેથી હવે આ પરથી સ્પષ્ટ જ દેખાય છે કે, વાંચેલા ગ્રંથોની સંખ્યાનો અને વિદ્વત્તાનો મેળ બેસાડવો એ હંમેશ બરાબર જ હોય છે એવો નિયમ નથી. જેણે દસ જ ગ્રંથ વાંચ્યા, પણ તે મનનપૂર્વક શોધક બુદ્ધિથી વાંચ્યા એનું જ્ઞાન, અને જેણે સેંકડો (ગ્રંથો) ઉપરઉપરથી વાંચી ફેંકી દીધા એનું જ્ઞાન, આ બંનેમાં કંઈ જ સરખામણી કરી ન શકાય. પર્શિયનોનું લશ્કર મોટું ઠાઠમાઠ કરતું એવું અફાટ, અને સિકંદરનું નાનકડું પણ કસાએલું લશ્કર, એ બંનેનો સંગ્રામ થતાં જે પરિણામ આવ્યું તે જ ઉપરના બે પંડિતોનું વાગ્યુદ્ધ થયું હોત તો થાત. પરંતુ આવી 'ઝડપથી કરેલી ગોખણપટ્ટી' સર્વથા 'વ્યર્થ' છે એટલું જ નહીં, પણ એ અત્યંત અનર્થકારક પણ છે. ઉપરનાં લશ્કરનું દૃષ્ટાંત જ લઈ જુઓ. એમાં કોઇનો મેળ કોઈની જોડે છે જ નહીં તેથી, અને જે તે પોતાના રુઆબમાં જ હોવાથી, ખાસ જરૂરની વખતે બધો ગોટાળો જ ગોટાળો થતાં લશ્કરની સંખ્યા જ એના નાશમાં જેમ કારણ બને છે, તે પ્રમાણે જ ઉપર બતાવેલી ગ્રંથસંખ્યા વાંચનારને ઉપયોગી તો થતી નથી જ, પણ ઊલટી અભિમાનનું કારણ બનતાં, તે પ્રસંગ આવતાં જાળમાં ગૂંચવવા માત્ર

ખારસી ઉપયોગી થઈ પડે છે! અથવા ખાવાનો જ અતિશય ખાણીનો કાર્યક્રમ ભોજન એનો જ દાખલો લો. અને જેમ શરીરનું, તેમ વાચન-મનન વગેરે જ્ઞાનનાં જે સાધનો તે મનનાં છે. આ બંને બાબતોમાં પુષ્કળ પ્રકારનું મોટું ચમત્કારિક સામ્ય છે. તે એવું કે, જમણ જેમ શાંતિથી, યોગ્ય પ્રમાણસર અને નિયમિતપણે કરવાથી તે શરીરને પોષક બનીને તબિયત માટે હિતાવહ બને છે, તે પ્રમાણે જ વાંચવાના ગ્રંથો બને પૂરું ધ્યાન દઈ મનનપૂર્વક એમ સંભાળીને થોડુંથોડું વાંચીએ તો જ એમાંથી જ્ઞાનનો લાભ થઈ વિવિધ માનસિક શક્તિઓ વૃદ્ધિ પામતી જશે; નહીંતર જેમ અકરાંતીઓ કે ખાઉધરા માણસ અન્નને જોતાં જ આકંઠ તૃપ્તિ કરી લઈ પછી અપચનને કારણે થતી પીડા ભોગવે છે, તે પ્રમાણે જ વાંચનારની સ્થિતિ થાય છે. એટલે બધું જ અધૂરુંપધૂરું આવડે. પાકું નિશ્ચિત એવું કશું જ નહીં. આવું હોવાથી ગમે તેવા ને ગાંડીઘેલી કલ્પના ને વિલક્ષણ મૂર્ખતાભર્યા મતો એમના મનમાં પેસતાં, અભિમાનને કારણે એમને ક્યારેય તે ફેંકી દેવા જેવાં લાગતાં નથી. એટલે અન્નનો પરિપાક થઈ તે લોહી રૂપે શરીરને મળે એટલે જેમ એનું સાર્થક થયું, તે પ્રમાણે જ આપણે જે વાંચ્યું તેનું પૂરેપૂરું વિવેચન કરી તેમાંનું ગ્રાહ્ય કર્યું, ત્યાજ્ય કર્યું વગેરેની યોગ્ય વ્યવસ્થા થઈ એટલે તે વસ્તુ જ્ઞાનરૂપે આપણાં મનમાં મળી જઈને આપણી થઈ એમ સમજવું. આ ઠેકાણે માંસાહારનું દૃષ્ટાંત ખૂબ સમર્થક છે. પશુપક્ષી વગેરેનું માંસ ખાધું એટલે તે જેમ તે જ ક્ષણે શરીરનાં માંસ સાથે મળતું નથી, પણ જઠરાગ્નિથી એનું ફરી પૃથક્કરણ થઈ અને ત્યાંના સર્વ વ્યાપાર ક્રમેક્રમે થઈ છેવટે જ્યારે એનું લોહી બને છે, અને લોહીનું માંસ બને છે, ત્યારે જ તે જેમ ખાનારના માંસની સાથે મળે છે, એવી જ વાત ગ્રંથવાચનની છે. સેંકડો દળદાર મોટામોટા ગ્રંથો ગોખી કાઢ્યા હોય તો પણ જ્યાં સુધી એમનું વિવેચન કરવામાં વાંચનારાએ પોતાની વિચારશક્તિનો ઉપયોગ કર્યો નથી ત્યાં સુધી એટલી વિદ્યા એ દળદાર પુસ્તકોમાંની પુસ્તકોમાં જ રહી. એનો લવલેશ માત્ર પણ એના મનમાં પેઠો નથી. ઈસપનીતિમાંના ઊંટ પ્રમાણે, એની પીઠ પર અન્નસામગ્રી માત્ર પુષ્કળ ભેગી થઈ, પણ પેટમાં કંઈ નહીં! એવા ભારે વજનથી એને ચાલવાનો શ્રમ માત્ર થશે, અને મૂર્ખાઈને લીધે પોતાના ભારનું એને મોટું અભિમાન પણ થશે; પણ ઉપયોગ ગણીએ તો તે જે કોઈ ડાહ્યો એમાંથી અન્ન કાઢીને કરી લેશે તેને જ!

ઠીક; ઉપરની અધકચરી વિદ્વત્તાના અનર્થ ખૂબ પ્રાચીન સમયથી, સર્વ દેશોમાંના પંડિતોએ જોઈ રાખ્યા છે. લગભગ બધી જ ભાષામાંની કહેવતો ને સુભાષિતોમાં તે જોવા મળશે. એમાંના અમને આવડે છે એવાં ત્રણ ભાષામાંના ત્રણ ટુચકાઓ અહીં લખી આ લેખ પૂરો કરું છું:

આપણી મરાઠીમાંની કહેવત અમારા સર્વ વાચકોને ખબર હશે જ—

'उथळ पाण्याला खळखळाट फार.'

'છીછરા પાણીનો અવાજ બહુ'

(ગુજરાતી કહેવત: 'અધૂરો ઘડો છલકાય')

પોપ કવિએ પોતાના એક નાનકડા કાવ્યમાં (Essay on Criticism) કહ્યું છે કે:

'A little learning is a dangerous thing;
Drink deep, or taste not the Pierian Spring,
These shallow draughts intoxicate the brain
But drinking largely sobers us again.'

'અધકચરી વિદ્યા એ ખૂબ ભયંકર છે. વિદ્યારૂપી ઝરણાંને મોં લગાડી કાં તો યથેચ્છ પી, નહીં તો એક બિંદુ પણ ન લેતો. કારણ એનો એવો વિચિત્ર ગુણ છે કે, થોડા જ ઘૂંટડા લેવાથી માથું ફરી જાય છે; પણ એ જેમજેમ વધુ ને વધુ લેતા જઈએ તેમ તેમ મદ ઊતરતો જાય છે!'

'નીતિશતક'ની શરૂઆતમાં ભર્તૃહરિ કહે છે:

'अज्ञः सुखमाराध्यः सुखतरमाराध्यते विशेषज्ञः।
ज्ञानलवदुर्विदग्धं ब्रह्मापि च तं नरं न रंजयति॥'

'જે કેવળ અજ્ઞાની છે તેને જલદી સમજાવી શકાય છે; અથવા જે જ્ઞાની છે એને તો એથી પણ જલદી સમજાવાય છે, પણ જ્ઞાનનો અડધોપડધો સંસ્કાર જ જેને પડ્યો છે એવાને તો નમસ્કાર છે!'

સાક્ષાત્ બ્રહ્મદેવથી પણ એનું સમાધાન કરી નહીં શકાય!'[1]

1. ઉપરની આર્યાનું ભાષાંતર વામને આ પ્રમાણે કર્યું છેઃ

'करं ये समाधान जो मूर्ख त्याचें, धरं ये सुखे चित्त पै जाणत्याचें
न जाणे न नेणे अशा पामराला बुझावूं शकेना विधाता तयाला.'

એનો ગુજરાતી અનુવાદ આ પ્રમાણે: મૂરખને મનાવવું સહેલું છે અને ડાહ્યા માણસનું મન પણ સુખેથી જીતી શકાય છે; પણ જે મૂરખ નથી અને ડાહ્યો નથી એવા પામર માણસને સમજાવવો પરમેશ્વરને પણ અઘરું છે.

['મરાઠી ભાષાના શિવાજી' તરીકે ગણાએલા વિષ્ણુ કૃષ્ણ ચિપળૂણકરનો જન્મ ઈ. સ. ૧૮૫૦માં થયો હતો. ઈ. સ. ૧૮૭૪માં એમણે 'નિબંધમાલા' શરૂ કરી. સ્વદેશ, સ્વભાષા અને સ્વધર્મ માટે 'માલા'કારે સતત મથામણ કરી. મરાઠીમાંના કેટલાંક ઉત્કૃષ્ટ નિબંધો આ 'માલા'માં પ્રસિદ્ધ થયા છે. ઈ. સ. ૧૮૮૧ સુધી 'નિબંધમાલા' ચાલી. દુર્ભાગ્યે, બીજે જ વર્ષે—સન ૧૮૮૨માં—ફક્ત ૩૨ વર્ષની નાની ઉંમરે વિષ્ણુશાસ્ત્રીનું ઓચિંતું ને અકાળ અવસાન થયું! એ પ્રસંગે ન્યાયમૂર્તિ રાનડેએ ચિપળૂણકરને સાથ અંજલિ આપતાં કહેલું: 'He had no business to die so soon!' —સંપાદક]

*

# સ્પીકરનું પદ

## [The Office of the Speaker]

### ગણેશ વાસુદેવ માવળંકર

[હૅરલ્ડ લૅસ્કી ઇન્સ્ટિટ્યૂટ ઑફ પૉલિટિકલ સાયન્સ, અમદાવાદના અંગ્રેજી પ્રકાશન *Parliamentary Democracy in India: A Symposium* (ફેબ્રુઆરી, ૧૯૫૬)માં પ્રસિદ્ધિ માટે, શ્રી દાદાસાહેબ માવળંકરે ખાસ લખેલા અંગ્રેજી લેખનો ગુજરાતી અનુવાદ]

પાર્લમેન્ટરી લોકશાહીમાં સ્પીકરનું પદ ઘણું માન–મોભાવાળું મનાય છે. એ માટેનાં અનેક કારણો છે; કેટલાંક નિર્મળ ઐતિહાસિક છે, અને કેટલાંક પાર્લમેન્ટરી લોકશાહી તથા સ્પીકરની સત્તાઓ અને ફરજોના ખ્યાલ સાથે અંતર્ગત છે. સ્પીકર તરીકે એક વાર કોઈ વ્યક્તિ ચૂંટાઇ કે પછી એ પક્ષો અને રાજકારણથી પર રહેશે એવી અપેક્ષા હોય છે. બીજી રીતે કહીએ તો, કાં તો સ્પીકર બધા સભ્યોનો બને છે, કાં કોઈનો નહીં. કોઈ પક્ષ કે વ્યક્તિ તરફ ઢળ્યા વિના ન્યાયની તુલા એ સમાન સાચવી રાખે છે; જો કે બધી બાબતોમાં સ્પીકર સંપૂર્ણ ન્યાય આપશે એમ કોઈ નથી માનતું. છેવટે તો, માનવ તરીકે એની પણ મર્યાદાઓ અને ક્ષતિઓ છે જ. પરંતુ, દરેક જાણે છે કે એ (સ્પીકર) જાણીજોઇને અન્યાય કે પક્ષપાતપણું નહીં બતાવે. સ્વાભાવિક જ, આવી વ્યક્તિ પ્રત્યે સહુને આદરભાવ હોય છે.

વધારામાં, એનું સ્થાન કાંઇક વિશિષ્ટ છે. એક રીતે જોતાં તે સ્વાભાવિક છે. સભાગૃહમાં એની સત્તા સર્વોપરી છે અને એણે આપેલા નિર્ણયો ને હુકમોને પડકારી શકાય નહીં. પાર્લમેન્ટરી લોકશાહીની સમગ્ર વ્યવસ્થામાં એક સ્પીકર જ આપખુદ જેવો છે; એ અર્થમાં કે પોતાની સત્તાનો ઉપયોગ કરતાં પહેલાં એને કોઈની સલાહ–સૂચના લેવાની જરૂર નથી અગર કોઈની સંમતિની જરૂર નથી, અને એની સત્તાને પડકારી શકાતી નથી. આને કારણે પણ એના અધિકાર પ્રત્યે માન ઊપજે છે અને તે સાથે જ કાંઇક આછોપાતળો ભય તથા સ્વહિત (સ્વાર્થ) સાધવાની ઇચ્છા પણ ખરી. દરેક સભ્ય જાણે છે કે સભાગૃહમાંની પોતાની તકો સ્પીકર એ સભ્ય માટે શું ધારે છે એના પર અવલંબે છે. તેથી સ્વાભાવિક જ, દરેક જણ સ્પીકર સાથે સારી રીતે વર્તવાની કોશિશ કરે છે.

ભારતમાં સ્પીકરના પદ માટે ઇંગ્લિશ સ્પીકર નમૂનારૂપે છે. પરંતુ, ભારતમાં આપણે જેને અનુસરીએ છીએ તે બ્રિટિશ પાર્લમેન્ટરી લોકશાહીનું સારતત્ત્વ, નહીં કે એનાં કેવળ બાહ્ય રૂપરંગ ને તંત્ર. ઇંગ્લિશ રૂપરંગમાંનાં ઘણાં, એમનાં ઐતિહાસિક વિકાસને આભારી છે; અને આજે એ એવાં ને એવાં ચાલુ છે તેનું કારણ બ્રિટિશ પ્રજાની રૂઢિચુસ્તતા. વળી લોકશાહી જીવન માટેની લડતોના ગત ઇતિહાસની ઝાંખી ને યાદદાસ્તનું તે પ્રતીક છે. પણ સૌથી વધારે મહત્ત્વની વાત તો એ છે કે બ્રિટિશ હાઉસ ઑફ કૉમન્સ અને એનો વ્યવહાર તથા પ્રણાલિકાઓ સમય જતાં વિકસતાં રહ્યાં છે અને જે પરિસ્થિતિ હોય તેને બંધબેસતાં થતાં આવ્યાં છે.

બ્રિટનમાં કોઈ લેખિત બંધારણ નથી કે જેને જોવું—તપાસવું પડે, અને તેથી જ બંધારણના શબ્દો પરિસ્થિતિને અનુકૂળ થાય એ રીતે અર્થ ઘટાવવાની કોઈ જરૂર રહેતી નથી. ભારતનું બંધારણ લેખિત છે; અને એ મહત્ત્વનો તફાવત છે. તેથી, ઈંગ્લૅંડ કરતાં ભારતમાં બંધારણનો અર્થ ઘટાવવાની વધારે આવશ્યકતા છે. એ ગમે તેમ, એક વાત નિઃશંક છે કે બ્રિટિશ પાર્લમેન્ટરી વ્યવહાર સૈકાંઓના માનવ-અનુભવનો નિચોડ છે, અને જે વિવિધ બાહ્ય રૂપો તથા પ્રણાલિકાઓ વિકસ્યાં છે એ કોઈ પણ દેશની પાર્લમેન્ટરી લોકશાહીના વિકાસ માટે માર્ગદર્શક તરીકે ઘણાં કીમતી છે.

વળી, ભારતીય અને ઇંગ્લિશ માનસ વચ્ચે એક અતિ મહત્ત્વનો તફાવત છે. હું જો કહું તો માફ કરશો, પણ અંગ્રેજને મન, જ્યાં સુધી એને જોઈતી મુદ્દાની ચીજ બરોબર મળી રહે છે ત્યાં સુધી, બાહ્ય રૂપ અને કાર્યરીતિની ઝાઝી કિંમત નથી. બ્રિટિશ વડાપ્રધાનને એમ કહેવામાં જરા પણ વાંધો નથી કે તેઓ "રાજાની સરકાર" ("King's Government") ચલાવી રહ્યા છે, જો કે હકીકતમાં તેઓ પોતાની જ સરકાર ચલાવે છે અને રાજા તો નામનો વડો છે—વધારે વિવેકપૂર્ણ ભાષામાં કહીએ તો, બંધારણીય વડો છે. એટલે જ્યાં લગી પોતાના હેતુઓ સિદ્ધ થાય છે ત્યાં સુધી ભાષાની ખૂબી કે આંટીઘૂંટી પર બ્રિટિશ નાગરિક બહુ ભાર આપતો નથી.

આપણે ત્યાં ભારતમાં પરિસ્થિતિ જુદી છે. બાહ્ય રૂપરંગ અને કાર્યરીતિનો આપણને વધારે શોખ છે; અને કેટલીક વાર તો આપણી આ ટેવ એટલી હદે પહોંચી જાય છે કે વિધિ અને કાર્યરીતિના પાશમાં મૂળ મુદ્દો જ ભુલાઈ જવાય છે. એક દૃષ્ટિએ આ ભારતીય સ્વભાવ છે કે બારીકાઈથી પૃથક્કરણ કરનારી બુદ્ધિ, મુદ્દાનો ન્યાય અને સમતાને અવગણીને પણ, ભાષાની ખૂબીઓ અને તાંત્રિકતામાં ઊતરી પડે છે. તેથી કાર્યરીતિના નિયમો બનાવવાનું કામ અને ધારામંડળોમાંની કાર્યવાહી ઘડવાનું કામ, પાર્લમેન્ટરી લોકશાહીના યોગ્ય વિકાસના શરૂઆતનાં વર્ષોમાં, બહુ નાજુક અને કદાચ થોડુંઘણું જોખમભર્યું છે. કાર્યરીતિના નિયમો જ ન જોઈએ એવું હું સૂચવતો નથી; મુદ્દાની વાત એ છે કે જો લોકશાહીની સાચી ભાવના ખીલવવી હોય તો નિયમો અને તેમના અર્થ લવચીક હોવા ઘટે.

સામાન્યપણે, સ્પીકરનાં બે પ્રકારનાં કાર્યક્ષેત્ર છે—ધારામંડળનું પ્રમુખપદ સંભાળનાર અધિકારી તરીકે, અને બીજું, ધારામંડળના સચિવાલયના વડા તરીકે.

ધારાસભાગૃહમાં અથવા તો ભારતની પાર્લમેન્ટની લોકસભામાં એનાં કાર્યો લગભગ બ્રિટિશ હાઉસ ઑફ કૉમન્સના સ્પીકરના જેવાં જ છે. લોકસભાની સામાન્ય કાર્યવાહી અને ચર્ચાનું એ નિયમન કરે છે. બ્રિટિશ કાર્યરીતિ, અને આપણે અહીં જે કાર્યરીતિ અનુસરીએ છીએ તે, બન્નેમાં તફાવત છે. અહીં આપણે ત્યાં લોકસભા આખી કદી પણ કમિટીમાં ફેરવાઈ જતી નથી. જે ખરડાઓ વધુ વિગતવાર ચર્ચા માંગે છે તે સિલેક્ટ કમિટીને સોંપવામાં આવે છે. અંદાજપત્ર અને આંકડાઓની ચર્ચા લોકસભામાં થાય છે અને આ ચર્ચાઓ વખતે સ્પીકર પ્રમુખસ્થાન સંભાળે અથવા ના પણ સંભાળે.

લોકસભામાં થતી બધી જ ચર્ચાઓ વખતે સ્પીકર પ્રમુખસ્થાન સંભાળે એવી અપેક્ષા રાખવામાં આવતી નથી. ખરી રીતે, કોઈ પણ વ્યક્તિ માટે સતત છ અથવા કોઈ વાર સાતથી આઠ કલાક સુધી ખુરશીમાં બેસી રહેવું એ શારીરિક રીતે અશક્ય છે. તેટલા માટે, બીજા અધિકારી, ડેપ્યુટી સ્પીકર હોય છે, જેઓ સ્પીકરની ઇચ્છા મુજબ, સ્પીકરની જગ્યા લે છે. ડેપ્યુટી સ્પીકર હોવા છતાં, વારંવાર, સ્પીકરની જગ્યા લઈ શકે તેવી બીજી વ્યક્તિઓની કાયમ જરૂર રહે છે, કારણ કે સ્પીકર અને ડેપ્યુટી સ્પીકર બન્ને વારાફરતી મુક્ત હોતા નથી, અને દરેકને સ્વાસ્થ્યની દૃષ્ટિએ તેમજ સભાગૃહની બહારનાં બીજાં કાર્યો કરવાની સગવડ ખાતર થોડી રાહત રહેવી જોઈએ. તેટલા માટે અધ્યક્ષોની એક પૅનલ (Panel of Chairmen) હોય છે. લોકસભામાં આ પૅનલ છ સભ્યોની બનેલી હોય છે. પૅનલની પસંદગી સ્પીકર કરે છે; એના સભ્યોની નિમણૂક કરતી વખતે લોકસભામાંના જુદાજુદા પક્ષો તેમજ જાતિ પ્રત્યે ધ્યાન અપાય છે. અધ્યક્ષોની પૅનલમાં થોડી સ્ત્રીઓની તેમજ વિરોધ પક્ષના સભ્યોની પસંદગી કરવી જોઈએ એવો મારો એક નિયમ છે. મને કહેતાં આનંદ થાય છે કે સ્પીકરના પદમાં જ એવું કાંઈક રહેલું દેખાય છે કે જેના લીધે કોઈ પણ વ્યક્તિ સ્પીકરનું પદ ધારણ કરે તે જ ક્ષણથી એ, પુરુષ અથવા સ્ત્રી, સંપૂર્ણ પ્રમાણિકતા, ન્યાય-

વૃત્તિ, અને સ્વતંત્ર મિજાજના ગુણો દર્શાવે છે. સ્પીકર તરીકે વિરોધ પક્ષનો સભ્ય, તેનું સભ્ય તરીકેનું કાર્ય ભૂલી જાય છે અને સ્પીકરનું પદ ધારણ કરતી વખતે જેટલી સારી રીતે વર્તવાનું હોય છે તેમ વર્તે છે. લોકસભાનું વાતાવરણ અને સ્પીકરપદની પ્રણાલિકાઓને લીધે કદાચ આવું સુખદ પરિણામ આવતું હશે.

દરરોજ પહેલો કલાક પ્રશ્નોત્તરી માટે મુકરર કરવામાં આવેલો હોય છે. સભ્યો જુદીજુદી બાબતો પર પ્રશ્નો પૂછે છે અને પ્રધાનો તેના જવાબ આપે છે. દરેક પ્રશ્ન પછી પૂરક પ્રશ્ન, વધારે માહિતી મેળવવાના આશયથી, અને કેટલીકવાર પ્રધાનોની ઊલટ તપાસ માટે પણ, પૂછાય છે. પ્રશ્નોત્તરીનો સમય કાયમ રસપ્રદ હોય છે અને સાથે સાથે સ્પીકરને માટે એ વધુમાં વધુ માથાકૂટભર્યો હોય છે. પ્રશ્નોત્તરી સમયના અંતે જેટલા સવાલોના મૌખિક જવાબ ન આપી શકાયા હોય તેટલા બધા જ પ્રશ્નો અતારાંકિત પ્રશ્નો તરીકે જવાબોની સાથે અધિકૃત કાર્યવાહીના અહેવાલમાં છાપવામાં આવે છે.

જુદાજુદા વિષયો અને દરખાસ્તો ઉપર ઘણી ચર્ચાઓ થાય છે. સ્પીકરને માટે આ ચર્ચાઓનું નિયમન સરળ હોય છે, કારણ કે તેમાં વક્તાઓને આપવામાં આવેલી સમય-મર્યાદા પરત્વે જ માત્ર ધ્યાન આપવાનું હોય છે. વિષય નિશ્ચિત અને મર્યાદાઓ સુપરિચિત હોવાને લીધે ચર્ચા મુદ્દાસર કે પ્રસ્તુત થઈ રહી છે કે નહીં તે સહેલાઇથી નક્કી કરી શકાય છે. એક વિષય જે ઠીકઠીક અટપટો પુરવાર થયો, અને તેમાં ય ખાસ કરીને ૧૯૫૨માં નવી પાર્લમેન્ટની ચૂંટણી પછી, તે સભામોકૂફીની દરખાસ્તોનો (Adjournment Motions) વિષય હતો. અલગ અલગ રાજકીય વિચારસરણી ધરાવતા ભિન્ન અને સુરચિત જૂથો જેવાં કે સામ્યવાદીઓ, પ્રજા-સમાજવાદીઓ વગેરે પહેલી જ વાર ૧૯૫૨ની નવી પાર્લમેન્ટમાં આવ્યા, તેમાંના ઘણાખરા માટે પાર્લમેન્ટરી પદ્ધતિ નવી જ હતી. જૂની પેઢીની એક જબરદસ્ત વ્યક્તિ તેમનામાં હતી, પણ પાછળથી કમનસીબે, મૃત્યુનો પંજો સ્વર્ગસ્થ ડૉ. શ્યામપ્રસાદ મુખરજી પર પડ્યો. તેઓ વિરોધ પક્ષના સૌથી મહાન અને શક્તિશાળી પાર્લમેન્ટેરિયન હતા. બ્રિટિશ અમલ દરમ્યાન, ૧૯૨૧માં રચાયેલું મધ્યસ્થ ધારામંડળ જો કે બ્રિટિશ હાઉસ ઑફ કૉમન્સના રૂપરંગ અને પ્રમાણભૂત દાખલાઓ પ્રમાણે લાગે વળગે ત્યાં સુધી ભારતની પાર્લમેન્ટ તરીકે કાર્ય કરતું હતું, પણ તેની સત્તાઓ અને ચર્ચા માટેનો અવકાશ મર્યાદિત હતાં. સરકાર જવાબદાર ન હતી અને દાદ પણ આપતી ન હતી. રાષ્ટ્રીય મહાસભા (કૉંગ્રેસ) હંમેશ વિરોધ-પાટલીઓ પર હતી, અને રાષ્ટ્રીય નેતાઓ કોઈ પણ અને દરેક અગત્યની બાબત સભામોકૂફીની દરખાસ્તના રૂપમાં સભાગૃહના ઉંબરે લાવીને તેને દેશ સમક્ષ જાહેર કરવાની ઇચ્છા ધરાવતા અને એ હેતુ બર લાવવા સારુ આવી દરખાસ્તોનું તંત્ર એમણે સરસ વિકસાવ્યું હતું. મને યાદ છે, હું જ્યારે ૧૯૪૫-૪૭માં વડી ધારાસભાના પ્રમુખ તરીકે દોઢ વર્ષ રહ્યો હતો, ત્યારે મેં આવી સભામોકૂફીની દરખાસ્તોને મંજૂરી આપી હતી. પણ સંપૂર્ણ સ્વતંત્રતાની પ્રાપ્તિની સાથે ધારામંડળનાં કાર્યો અને હેતુનું આખું સ્વરૂપ જ બદલાઇ ગયું. ધારામંડળ એક સાર્વભૌમ સંસ્થા બની અને સરકાર તેને જવાબદાર તેમજ જવાબશીલ રહેવા લાગી. જે વિષયો પર ચર્ચા થઈ શકતી તેનું ક્ષેત્ર ઘણું વિશાળ થયું અને નવા તંત્રના સંદર્ભમાં જોતાં જે અગત્યનું અને તાત્કાલિક ગણાતું તેની ખાસ અગત્યતા તેમજ તાત્કાલિકતા રહી નહીં. પહેલાંના વખતમાં રાજકીય રંગે રંગાયેલી કોઈ અંગત બાબત, જેવી કે નાગરિક સ્વતંત્રતાનું દમન અથવા પ્રજાજનના વ્યક્તિગત હક્ક પણ સભામોકૂફીની દરખાસ્તના વિષય બની શકતા. દેખીતી રીતે અગત્યતા અને તાત્કાલિકતા નક્કી કરવાનાં જૂનાં ધોરણોના આધારે હવે સભામોકૂફીની દરખાસ્તને માટે કોઈ અવકાશ રહી શકે નહિ. જ્યારે જ્યારે મને તક મળી ત્યારે, બદલાયેલી આ પરિસ્થિતિ સમજાવવાનો પ્રયત્ન મેં કર્યો છે, પણ 'સભામોકૂફીની દરખાસ્ત' એ શબ્દનું આકર્ષણ અને સભ્યોની કલ્પકતા પર તેનો (એ શબ્દનો) કાબૂ એટલો રહ્યો છે કે તેઓએ બુદ્ધિપૂર્વક જોવાનું છોડી દીધું લાગે છે અને વિરોધ પક્ષે ગમે તેવા છૂટાછવાયા નજીવા બનાવોને પણ તાત્કાલિક અને જાહેર હિતની બાબત ગણીને સભામોકૂફીની દરખાસ્તની નોટિસો આપ્યા કરવાનું ચાલુ રાખ્યું છે. સ્વાભાવિક જ એવી વિનંતી સ્વીકારવાનું શક્ય નહોતું. બ્રિટિશ હાઉસ ઑફ કૉમન્સના સભ્યને એ હકીકતની નવાઇ લાગશે કે, બેથી ત્રણ મહિનાની એક બેઠક દરમ્યાન, વ્યક્તિ-

ગત બાબતો પર (ભલે તે સ્થાનિક અગત્ય ધરાવતી હોય) સભામોકૂફીની કજનબંધ દરખાસ્તો આવી શકે છે. આવા પ્રકારની સભામોકૂફીની દરખાસ્તોને નામંજૂરી આપવા સિવાય મારી પાસે બીજો કોઈ વિકલ્પ હતો નહિ, અને મારું આ કાર્ય અણગમતું અને બૂરી લાગણી જન્માવનારું હતું, કારણ કે જેઓ દરખાસ્તો રજૂ કરતા તેઓ તેમના પક્ષ અથવા પ્રચારની દૃષ્ટિથી જોતા, જ્યારે મારે માટે આ પ્રશ્નની છણાવટ, યોગ્ય પ્રમાણભૂત દાખલાઓ અને ભવિષ્યને માટે પ્રણાલિકાઓ ઊભી કરવાના સંદર્ભમાં કરવાની રહેતી. હું માનું છે કે અસ્વસ્થતાભર્યો આ સમય પસાર થઈ ગયો છે અને સભામોકૂફીની દરખાસ્ત અંગેની પ્રણાલિકાઓ બ્રિટિશ હાઉસ ઑફ કૉમન્સની પ્રણાલિકાઓની માફક જ બરોબર ગોઠવાઇ ગઈ છે.

કાયદા ઘડવાના કાર્ય વિષે લખવાનું એટલે, તેનું ક્ષેત્ર જરા કઠિન છે. ખરડાની ચર્ચા પ્રથમ સામાન્ય દરખાસ્ત પર થાય છે. ખરડાનો હેતુ અને તેના વિષયની સામાન્ય ચર્ચા થાય છે. તે પછી ખરડો સિલેક્ટ કમિટીને સોંપવામાં આવે છે; જો તે એમ સોંપવામાં ન આવે તો, બીજી દરખાસ્ત રજૂ થાય છે કે "ખરડા પર વિચારણા થાય." જ્યારે આ દરખાસ્ત પર ચર્ચા બાદ તેનો સ્વીકાર થાય છે ત્યાર પછી ખરડા પર કલમવાર વિચારણા કરવામાં આવે છે. જેમ જેમ કલમો વિચારણા માટે લેવાતી જાય છે તેમતેમ તેના પર સુધારાઓ સૂચવવામાં આવે છે; જુદીજુદી કલમો અને સુધારાઓને સમજવામાં તથા પ્રસ્તુત અને મુદ્દાસરની ચર્ચાઓનું નિયમન કરવામાં સ્પીકરને સારું એવું કષ્ટ વેઠવું પડે છે. બધી કલમોનો નિકાલ કર્યા પછી "હવે ખરડો પસાર થાય" એવી દરખાસ્ત હોય છે. જો કાંઇ સુધારા સૂચવવામાં આવે તો "સુધારા મુજબ ખરડો પસાર થાય" એવી દરખાસ્ત હોય છે.

ત્યારબાદ, ચર્ચાનું નિયમન કરવા માટેનો અને પુનરુક્તિ ટાળવાનો નાજુક અને કઠણ તબક્કો આવે છે. સામાન્ય નિયમ એવો છે કે, ત્રીજા વાંચન સમયે, કલમવાર વિચારણા કરતી વખતે સૂચવવામાં આવેલા સુધારાઓ પૂરતી ચર્ચા મર્યાદિત રહે અને છતાં પણ તમે સભ્યને ખરડાની વિરુદ્ધ કે તરફેણમાં બોલતા અટકાવી શકો નહિ, કારણ કે ત્રીજા વાંચન વખતે પણ ખરડાને ટેકો આપવાનો કે તેનો વિરોધ કરવાનો હક્ક સભ્ય ધરાવે છે. એટલે ખરડાની તરફેણમાં કે વિરુદ્ધમાં સામાન્ય દલીલો રજૂ કરીને એમનું પ્રતિપાદન કરવાનો એને હક્ક છે, અને જો સભ્યે એવો નિશ્ચય જ કરી લીધો હોય કે દલીલની પુનરુક્તિ કંટાળો આવે ત્યાં સુધી પણ કરવી, તો તેને અંકુશમાં અને મર્યાદાઓમાં રાખવાનું મુશ્કેલ બની જાય છે. સભ્યની પોતાની સારી સમજ અને સભામાંના સામાન્ય અભિપ્રાય-વલણો પર કેટલીક બાબતો છોડવી રહી.

કેટલીક વાર અઘરા પૉઇન્ટ્સ ઑફ ઑર્ડર (Points of order), અથવા નિયમ કે બંધારણના અર્થ ઉઠાવવામાં આવે છે. સામાન્ય રીતે, તે જ ક્ષણે તેનો નિકાલ લાવી શકાય છે. કેટલીક વાર વધુ સાવચેતીભરી વિચારણા અને અભ્યાસની જરૂર રહે છે. એવા પ્રસંગોએ સામાન્ય વ્યવહાર એવો છે કે કોઈ ખાસ પૉઇન્ટ ઑફ ઑર્ડરની વિરુદ્ધ કે તરફેણમાં દલીલ સાંભળવી અને પછી નિર્ણય પાછળથી આપવો. આવા પ્રસંગો જવલ્લે જ ઊભા થાય છે.

ચર્ચા દરમિયાન, તાત્કાલિક નિર્ણય માગે તેવા અસંખ્ય નાના મુદ્દાઓ ઊભા થાય છે, અને તેટલા માટે સ્પીકરે હમેશાં સાવધાન અને ચપળ રહેવાનું હોય છે. અમુક દરખાસ્તની મર્યાદામાં સભ્ય મુદ્દાસર બોલે છે કે માત્ર ફરી એનું એ જ બોલે છે એ જોવું પ્રમાણમાં વધુ સરળ છે. પણ ઘણી વાર એકાદ સભ્યના, કોઈ પક્ષ કે એકાદ વ્યક્તિની વિરુદ્ધમાં કટાક્ષભર્યા અને અનધિકૃત ઉલ્લેખને લીધે, તંગ વાતાવરણ ઊભું થાય છે, અને પછી તેમાં વત્તેઓછે અંશે સભાને કે સભ્યોના જૂથોને અંકુશમાં રાખવાનો સવાલ ઉપસ્થિત થાય છે. ઉત્તમ માર્ગ તો આવા પ્રસંગોને ઉપસ્થિત નહિ થવા દેવામાં જ છે; અને તેનો એક ઉપાય એ છે કે જે સભ્ય અનધિકૃત કે બદનક્ષીભરી ટીકા કરે કે તરત જ સ્પીકરે એને (સભ્યને) અટકાવીને, ટીકાના શબ્દો એણે પાછા ખેંચી લેવાનું અથવા તેમાં ફેરફાર કરવાનું સૂચવવું. સ્પીકરની દરમિયાનગીરીથી સભ્યોને શાંત પાડી દેવા માટે થોડો સમય મળે છે અને આ રીતે કદાચ ઝંઝાવાતને મૂળમાં જ દાબી દેવામાં આવે છે. પણ જો સ્પીકર સાવધાન ન હોય અને આવો કોઈ ઉલ્લેખ થાય તેમાં સ્પીકર દરમિયાનગીરી ન કરે તો તેના પરિણામે સભામાં વંટોળ ઊભો થાય છે, તેમજ ઊંચા

સાદ અને શબ્દોની ઝડીઓની આપ-લે થાય છે. અલબત્ત, સામાન્ય અનુભવ એવો છે કે, મિજાજ ગમે તેવો હોય, પણ સાથે તેમાં સરસ વિનોદ અને રમૂજ હમેશ રહેલાં હોય છે અને આવો વંટોળ ક્ષણિક જ હોય છે; જો કે તે ગંભીર સ્વરૂપ ધારણ કરી લે એવી શક્યતા રહેલી છે, અને એમાં પછી અંતે એકકને બરખાસ્ત કરવાની જરૂરિયાત પણ ઊભી થાય. સદ્ભાગ્યે, અત્યાર સુધી ભારતની પાર્લમેન્ટમાં આવો એક પણ પ્રસંગ ઉપસ્થિત થયો નથી.

સભાની બહાર, સ્પીકરને વહીવટી કાર્યો કરવાનાં હોય છે. તેમાંનાં કેટલાંક સભા સમક્ષ આવનાર કામકાજ અંગેનાં જેવાં કે પ્રશ્ન, દરખાસ્ત, સુધારાઓ વગેરેને મંજૂર કરવા સાથે સીધા સંકળાયેલા હોય છે. પદની રૂએ સ્પીકર જેના વડા છે તે પાર્લમેન્ટ સચિવાલયના સંચાલનનું સારું એવું કાર્ય રહેતું હોય છે. તેમાં સારું એવું વહીવટી કાર્ય કરવાનું હોય છે.

૧૯૫૨માં જ્યારથી નવી પાર્લમેન્ટ અસ્તિત્વમાં આવી છે ત્યારથી, જુદાં જુદાં ખાતાંઓની તપાસ અને દેખરેખ રાખવાનું કાર્ય કરતી જુદી જુદી કમિટીઓની નિમણૂક કરીને, કારોબારીનાં કાર્ય અને સંચાલન ઉપર પાર્લમેન્ટનો અંકુશ વધારવાનો અને એને અસરકારક બનાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. પ્રત્યેક પાર્લમેન્ટરી લોકશાહીને પરિચિત એવી જાહેર ખર્ચ અને જાહેર હિસાબની કમિટીઓ પાર્લમેન્ટની બે અગત્યની નાણાંકીય કમિટીઓ છે. ભારતીય પાર્લમેન્ટમાં બીજી ઘણી કમિટીઓ આપણે રચી છે. તેમાંની એક કમિટી, કાયદાવિષયક કલમોને આધારે સરકારની કાયદા ઘડવાની સત્તાના અમલ પર નજર રાખે છે. આ કમિટી 'Committee on Subordinate Legislation'ના નામે ઓળખાય છે. સરકાર તેને આપવામાં આવેલી સત્તાની રૂએ જે નિયમો અને પેટા–નિયમો ઘડે છે તેના પર આ કમિટી નજર રાખે છે, અને ઘડવામાં આવેલો કોઈ પણ નિયમ જો તેની (સરકારની) સત્તા બહારનો હોય અથવા અમુક કાયદાના હેતુ અને ભાવથી વિરુદ્ધ હોય અને તે કેટલે અંશે આ પ્રમાણે છે તેની જાણ પાર્લમેન્ટને કરે છે. આ કમિટીનું કાર્ય ઘણું બોજારૂપ ને પરિશ્રમજનક છે, પણ સાથે ઘણું જ અગત્યનું છે; કારણ કે 'નવી આપખુદશાહી' (New Despotism)ના નામે જે ઓળખાય છે તેના પરનો આ મોટો અંકુશ છે. આ કમિટીએ તેનું કાર્ય સારી રીતે બજાવ્યું છે અને ઘણી ખામીઓ પણ ચીંધી બતાવી છે; અને મને કહેતાં આનંદ થાય છે કે સરકારે પણ કમિટીના અભિપ્રાયોને સ્વીકાર્યા છે. Assurance Committeeને નામે ઓળખાતી એક બીજી કમિટી પણ છે, જેનું કાર્ય પ્રધાનોએ સભામાં આપેલાં વચનો પાળવામાં અથવા સરકારે નિવેદનો દ્વારા વ્યક્ત કરેલાં આશ્વાસનોના અમલમાં કેટલે અંશે પગલાં લેવાયાં છે તે જોવાનું છે. એ તો સ્પષ્ટ જ છે, કે પ્રધાનોએ સભાગૃહમાં રજૂ કરેલા મુદ્દાઓનો અમલ બારીકાઈથી કરવો હોય તો સરકારે આપેલાં વચનો પાળવા માટે કેટલે અંશે પગલાં લેવાયાં છે તે જોવું રહ્યું. આ બાબત વિષે કમિટી સતત દેખરેખ રાખે છે અને જે બાબતોમાં વચનોનો અમલ કરવામાં આવ્યો હોય અને જેમાં વચનોનો અમલ ન કરવામાં આવ્યો હોય તેની જાણ પાર્લમેન્ટને કરે છે. બીજી પણ ઘણી કમિટીઓ છે. મેં માત્ર ખાસ અગત્યની કમિટીઓનો જ ઉલ્લેખ કર્યો છે. દાખલા તરીકે, નિયમો માટેની સમિતિ (the Rules Committee), કાર્યવાહી પરત્વે સલાહસૂચન માટેની સમિતિ (the Business Advisory Committee), અને બિન–સરકારી સભ્યોના ખરડાઓ માટેની સમિતિ (Private Members' Bills Committee) વગેરે. આ બધી જ પાર્લમેન્ટરી કમિટીઓ છે, અને સર્વ કમિટીઓ સ્પીકરના અંકુશ અને દોરવણી હેઠળ કામ કરતી હોય છે.

આ બધી કમિટીઓના સંદર્ભમાં સ્પીકરની ફરજોનું એક અગત્યનું પાસું છે. પ્રમાણમાં તે ઓછો વખત લે છે અને શ્રમ પણ ઓછો પડે છે; પણ વધારેમાં વધારે જવાબદારી તેમાં રહેલી છે, તેમજ સ્પીકરને તે વિશાળ સત્તાઓ પણ બક્ષે છે. આ કમિટીઓનું પ્રમુખસ્થાન લેવા માટે સ્પીકર વ્યક્તિઓની (સભ્યોની) ચૅરમેન તરીકે નિમણૂક કરે છે, અને આ કમિટીઓ પાર્લમેન્ટરી કમિટીઓ હોવાને લીધે સ્પીકરની દેખરેખ તેમજ અંકુશ હેઠળ કાર્ય કરે છે. હકીકતમાં આ કમિટીઓમાં દખલગીરી કરવાના કે એમને અંકુશમાં રાખવાના પ્રસંગો ભાગ્યે જ ઉપસ્થિત થાય છે, પણ તેને (સ્પીકરને) એમના

પર (કમિટીઓ પર) નજર રાખવાની કે અંકુશ મૂકવાની સત્તા છે એ હકીકત જ સ્પીકરને અધિકારનું અનેરું પદ આપતી મહાન સત્તા છે. જ્યારે અને જ્યાં જરૂર પડે ત્યાં આ કમિટીઓને સ્પીકર માર્ગદર્શન આપે છે. ગૃહમાં જુદીજુદી કમિટીઓની કાર્યરીતિ અને મુદ્દાની બાબતોને લાગે વળગે છે ત્યાં સુધી, સ્પીકરનો આવો અંકુશ આપોઆપ એ બધાનાં કાર્યનો સમન્વય કરે છે, અને નીતિની પાર્લમેન્ટરી લોકશાહીના ઘડતરમાં નમૂના-પાત્ર ફાળો આપે છે.

સ્પીકર એક બીજી પણ ઘણી અગત્યની સત્તા ધરાવે છે કે જેની રૂએ તે પાર્લમેન્ટમાં જૂથો અને પક્ષોને માન્યતા આપવાની સત્તા દ્વારા પરોક્ષ રીતે, અને દૂર રહે રહે પણ, દેશમાંના રાજકીય જીવનનું ઘડતર કરવામાં મદદ કરી શકે છે. સભ્યોના કોઈ પણ સમૂહને અધિકૃત પક્ષ અથવા જૂથ તરીકે માન્ય થવા માટે મેં અમુક જરૂરી સિદ્ધાંતો ઘડી કાઢ્યા છે. સભ્યોનો જેમ તેમ ભેગો કરાએલો-બનેલો સમૂહ અધિકૃત પક્ષ કે જૂથ તરીકે માન્યતા ના પામી શકે. મેં જે સિદ્ધાંતો ઘડ્યા છે તે આ પ્રમાણેના છે: (અ) સભ્યોના અમુક સમૂહને અધિકૃત પક્ષ કે જૂથ તરીકે માન્ય થવા માટે તેઓની પાસે ગૃહની અંદર અને બહાર પોતાનો એક કાર્યક્રમ હોવો જોઇએ અને તે હેતુને પાર પાડવા માટે ગૃહની અંદર અને ગૃહની બહાર એક વ્યવસ્થાતંત્ર હોવું જોઇએ. (આ) પક્ષ અથવા જૂથ રચવા માગતા સહુ સભ્યો તે કાર્યક્રમની વિચારસરણીમાં એકમત ધરાવતા હોવા જોઇએ. (ઇ) પક્ષ તરીકે માન્ય થવા માટે તેની સભ્યસંખ્યા ઓછામાં ઓછી ૫૦ની હોવી જરૂરી છે, કારણ કે લોકસભામાં 'કોરમ' માટે તે ઓછામાં ઓછી આવશ્યક એવી સંખ્યા છે. આમ કરવાનો મુદ્દો એ છે કે પક્ષ બીજા કોઈ સભ્યની હાજરી વિના પોતાની મેળે ગૃહની અંદર કાર્ય કરી શકે. જો સંખ્યા ૫૦ કરતાં ઓછી હોય અને ૩૦ કરતાં વધુ હોય તો તેને જૂથ તરીકે માન્યતા મળે, પક્ષ તરીકે નહીં. પક્ષ તરીકે માન્ય થવાના ઘણા ફાયદા છે જે સુવિદિત છે. આ સત્તાની રૂએ, મોટાઈ અને સત્તા માટે ગડમથલ કરતા, એક સમાન વિચારસરણી અને કાર્યક્રમ વિનાના, ટૂંકજીવી પક્ષોને ઊગતા સ્પીકર દાબી શકે છે. આવા ટૂંકજીવી પક્ષો લોકશાહીને અવરોધક નીવડે છે. અને જૂથની અંદરોઅંદરની હરીફાઈથી અથવા સભ્યો-ની વારંવાર બદલાતી રહેતી જુદાંજુદાં વર્તુળો પ્રત્યેની વફાદારીથી સરકારમાં અવારનવાર ફેરફાર થયા કરે છે. તેથી પોતાની મેળે સ્વતંત્રપણે ચૂંટાઈ આવતા સભ્યો જૂથ કે પક્ષ રચવા માટે પૂરતી સંખ્યામાં ભેગા થાય એટલું જ પૂરતું નથી. સર્વમાન્ય વિચારસરણી અને કાર્યક્રમ હોવા ઉપરાંત તેઓ પાસે ગૃહની અંદર અને બહાર વ્યવસ્થાતંત્ર હોવું અનિવાર્ય છે. આમાં મુખ્ય વિચાર એ રહેલો છે કે સ્પીકર જ્યારે સરકારને સમતુલામાં રાખવા સારુ વિરોધ પક્ષોને પ્રોત્સાહન આપે છે, ત્યારે અસ્થાયી અને વારંવાર બદલાતી સરકાર તરફ દોરી જતા આવા ટૂંકજીવી પક્ષોના વિકાસને એ (સ્પીકર) ચોક્કસ નિરુત્સાહી કરી દે છે. સ્થાયી સરકાર વિના યોગ્ય રસ્તે રાષ્ટ્રીય પ્રગતિ અશક્ય છે.

ગૃહમાં સભ્યો ઉપર સ્પીકર શક્તિશાળી છતાં પરોક્ષ સત્તા ધરાવે છે. મેં પહેલાં જણાવ્યું જ છે કે સ્પીકરના કોઈ પણ નિર્ણયને, એ ખોટો હોય તો પણ, ગૃહમાં પડ-કારી શકાતો નથી. આ સિવાય પણ સ્પીકર જે સભ્યને પ્રશ્ન પૂછવાની કે બોલવાની રજા આપે તે જ તેમ કરી શકે, અને તેથી આવા નિયમને કારણે સ્પીકર ભારે અસર-કારક અંકુશ સભ્યો પર મૂકવાની સત્તા ધરાવે છે. પરિણામે જ્યારે જ્યારે ગૃહના અધ્યક્ષપદને આંચ આવે તેવી વર્તણૂક સભ્યોએ કરી હોય અને જો તે સુધારવામાં ન આવી હોય, તો તે સુધારે નહીં અને યોગ્ય વર્તન કરે નહીં ત્યાં સુધી સ્પીકરે સભ્યોને પ્રશ્નો પૂછવાની તેમજ બોલવાની છૂટ આપવી બંધ કરી છે. આવો એક બનાવ મારી જાણમાં છે. સદ્ગત શ્રી વિઠ્ઠલભાઈ પટેલે એક સભ્યને એકાદ મહિના માટે પ્રશ્ન પૂછવાની કે ગૃહમાં ભાષણ કરવાની મનાઈ ફરમાવી હતી. ધાર્યું હતું તેવું જ તેનું પરિણામ આવ્યું. તે સભ્યને કાયદેસર તાબે થવું પડ્યું અને માફી માગવી પડી, ત્યાર પછી જ તેનો યથાવત્ વ્યવહાર શરૂ થયો. મારી પોતાની બાબતમાં મેં એક સભ્ય સામે પાર્લમેન્ટના મોભાથી વિરુદ્ધ તેની વર્તણૂક માટે આ રીતનો ઉપયોગ કર્યો હતો. અલબત્ત, આ ટૂંક સમય માટે જ હતું. સર્વ પાર્લમેન્ટરી પ્રશ્નો અને રીતરસમોના અભ્યાસ માટે અને સભ્યોની સભ્ય તરીકેની ફરજો અદા કરતી વખતે ઊભા થતા પ્રશ્નોના અભ્યાસ માટે ખાસ

રચવામાં આવેલા 'ભારતીય પાર્લમેન્ટરી મંડળ'ના પ્રમુખ તરીકે, ભારતના પરદેશ સાથેના સંબંધો ઉપર સ્પીકર પરોક્ષ રીતે અસર કરે છે. પાર્લમેન્ટરી મંડળ જુદાંજુદાં અભ્યાસ-વર્તુળોમાં વહેંચાયેલું હોય છે. તેથી સ્વાભાવિક રીતે જ એક વિષયનો અભ્યાસ કરતા સભ્યો, અભ્યાસ ન કરતા સભ્યોની સરખામણીમાં અન્ય વિષયો સારી રીતે જાણી શકે છે. પરદેશમાં જુદાંજુદાં પ્રતિનિધિ મંડળો મોકલવા માટે સભ્યોની નિમણૂકો સ્પીકર પોતે કરે છે. હમણાં અમે રશિયા, તુર્કસ્તાન વગેરે દેશોમાં પ્રતિનિધિ-મંડળો મોકલ્યાં હતાં. વિશ્વવ્યાપી સંસ્થા 'ઇન્ટર-પાર્લમેન્ટરી યુનિયન' અને કૉમનવેલ્થ દેશોનું બનેલું 'કૉમનવેલ્થ પાર્લમેન્ટરી એસોસીએશન', એ બન્ને સાથે પાર્લમેન્ટરી મંડળ જોડાએલું છે. આ સંસ્થાઓની કાઉન્સિલના ચૅરમેન કે સભ્ય તરીકે અને આ સંસ્થાઓ દ્વારા યોજાતી પરિષદોમાં ભાગ લેવા સભ્યોને મોકલવા માટે અધિકારી તરીકે તેમની નિમણૂક કરી, પરદેશના સંબંધો અને પ્રતિનિધિ-મંડળો ઉપર સ્પીકર સારી એવી અસર પાડે છે. કેટલીય પરિષદોમાં ભાગ લેવાના અને પરદેશનાં રાજ્યોની મુલાકાતે જવાના મને ઘણા પ્રસંગો સાંપડ્યા છે. પરદેશમાં મેં જે જોયું અને જાણ્યું તેનાથી વ્યક્તિગત રીતે એકલા મને જ નહીં, પણ અમારા પાર્લમેન્ટરી જીવનને પણ ઘણો ફાયદો થાય છે એમ હું માનું છું. આવી મુલાકાતોથી થતા લાભ અને બીજા દેશોની સરખામણીમાં આપણી શું ખામીઓ છે તે આપણે સ્વાભાવિક રીતે સરખાવતા હોઈએ છીએ. આપણે આપણી જાતને સુધારવા વિચારતા થઈએ છીએ. આપણી દૃષ્ટિ વિશાળ બને છે અને આપણા સંબંધોથી દુનિયાના લોકો વિષે આપણે વધુ સમજતા થઈએ છીએ અને બીજાઓ પણ આપણને તે રીતે જોતા થાય છે.

આ રીતે જોતાં સ્પીકરનું સ્થાન અજોડ છે. દેશના વહીવટમાં અથવા પરદેશનીતિ અને તે સંબંધમાં એ સીધી સત્તા ધરાવતા દેખાતા નથી, છતાં તે બન્ને ઉપર દૂરથી અને પરોક્ષ રીતે સારી એવી અસર એ ધરાવે છે. આવી વ્યક્તિ સ્વાભાવિક રીતે જ પોતાના દેશજનોથી માન પામે છે, અને દેશભક્તિ, સદ્ચરિત અને સૌથી અગત્યનું તો ગૃહની તથા લોકોની સેવા દ્વારા એ પોતાનું સ્થાન જાળવી રાખી શકે છે; જોકે આમ તો તે ગૃહના સભાપતિ છે, વધુમાં તેનામાં બૌદ્ધિક અને હૃદયના ગુણો હોવા જરૂરી છે. કોઈ પણ વિષયના પ્રશ્નોની ઝડપી ગ્રહણ શક્તિ, મનની સ્વસ્થતા, અખૂટ ધીરજ, રમૂજી સ્વભાવ વગેરેથી સ્પીકર મહાન અને લોકપ્રિય બની શકે છે. અને જો તે સંપૂર્ણપણે ધીરજ રાખે અને રમૂજી સ્વભાવ હોય તો તે સહુને સંતોષ સાથે પોતાની ફરજો અદા કરવા સમર્થ બને અને પોતાના કામમાં ખરી મઝા માણી શકે.

૧૯૪૬થી હું ગૃહનો વડો છું ત્યારથી નવ વર્ષ દરમિયાન ભારતમાં પાર્લમેન્ટરી લોકશાહી કેટલી પાંગરી છે તે વિષે અભિપ્રાય દર્શાવવો એ મારું કામ નથી. બીજાઓ તે અંગે કહેશે. પણ નમ્રપણે હું કહું તો ભારતમાં પાર્લમેન્ટરી લોકશાહી ચઢતી કળાએ કાર્ય કરી રહી છે અને ભારત તે માટે જરૂર મગરૂબી અનુભવી શકે.

*

# રોજનીશીનાં પાનાંમાંથી....

**ગણેશ વાસુદેવ માવળંકર**

[શ્રી. દાદાસાહેબ માવળંકરે ડિસેમ્બર ૧૯૨૭થી ફેબ્રુઆરી ૧૯૫૬ સુધીના ગાળામાં નિયમિતપણે મરાઠીમાં લખેલી પોતાની રોજનીશીમાંથી રવિવાર તા. ૨૭ નવેમ્બર ૧૯૫૫ના દિવસની હકીકત અહીં ગુજરાતીમાં અનુવાદ કરીને આપી છે. —સંપાદક]

આજનો આખો દિવસ ખૂબ ધમાલમાં ગયો. કામ બહુ જ થોડું પણ ફુરસદ માત્ર નહિ. ખેર!

અંગ્રેજી તારીખ પ્રમાણે આજે મને ૬૭ વર્ષ પૂરાં થયાં, અને ૬૮મું બેઠું. એકંદરે કાળચક્રમાં ૬૭ વર્ષનો સમય ખૂબ જ ઓછો. પરંતુ માનવી-જીવનમાં એ બહુ લાંબો નહિ તોયે લાંબો કહેવામાં હરકત નહિ. ગત ૬૭ વર્ષોનો સળંગ ચિતાર મારી આંખ સમક્ષ આવ્યો. એકંદરે જગતમાં ક્રાંતિકારી ફેરફારો થયા. જૂનાં રાજ્યો ગયાં અને નવાં અસ્તિત્વમાં આવ્યાં. લોકોનાં આચાર-વિચાર, ધ્યેયો, રહેણીકરણી વગેરે ઘણાં બદલાયાં. એકંદરે બધી રીતે આજનું જગત નવું જ થયું છે, એમ કહેવામાં વાંધો નથી. મારા પિતા, માતા, અને નજીકના સગાંઓ પરલોક

ગયાં ત્યાં જ મારે પણ થોડા સમયમાં જ જવાનું છે એનું ભાન, જેમજેમ સમય જાય છે તેમતેમ, વધારે ઉત્કટતાથી થાય છે. આને કારણે દુઃખ નથી, પણ મૃત્યુ એટલે શું, આ જીવનનો અંત મૃત્યુથી આવે છે કે હજી આગળ જીવન છે, વગેરે સવાલો આજકાલ વારંવાર ઊભા થાય છે. જિજ્ઞાસા થાય છે અને આવી જિજ્ઞાસાની તૃપ્તિ માટે જ આવતી ચૂંટણીમાં ઊભા ન રહેવું તથા અભ્યાસ, વાંચન-લેખન વગેરેમાં બાકીનું આયુષ્ય પસાર કરવું એમ થાય છે. ખેર! પણ એકંદરે મેં મારા આયુષ્યનો ઉપયોગ સરસ એટલે જનસેવામાં અને સત્યનિષ્ઠાથી કર્યો એમ મને લાગે છે અને એ જ સંતોષ મોટો છે. ઠીક!

સવારે ૮॥ થી ૧૦ સુધી કસ્તૂરબા ટ્રસ્ટની કારોબારીની સભા હતી. શ્રીમતી પ્રેમલીલા ઠાકરશી, શ્રીમતી ઇન્દિરા ગાંધી, શ્રીમતી દુર્ગાબાઈ દેશમુખ, ડૉક્ટર કાટજુ, શ્રી. ગુલઝારીલાલ નંદા, મણિબેન પટેલ, સુશીલા પૈ, શ્યામલાલ, ધોત્રેજી વગેરે હાજર હતા. આ બધાંએ મને વર્ષગાંઠની શુભેચ્છાઓ જણાવી.

આજે વર્ષગાંઠની શુભેચ્છાઓ આપવા માટે મિત્રો ખાસ આવતા હતા. પ્રેસિડેન્ટ ડૉ. રાજેન્દ્રપ્રસાદ વતી એમના A.D.C. બે મોટા અને સરસ પુષ્પગુચ્છ લઈને આવ્યા. પંડિત જવાહરલાલ, શ્રી જગજીવનરામ, કૃષ્ણમૂર્તિ રાવ, કરમરકર, વગેરે અનેક લોકો મળી ગયા.

સવારે કામ એવું થયું જ નહિ, તો પણ કેટલાક કાગળો, થોડી રોજનીશી-લેખન વગેરે થયું. ઑફિસનું કેટલુંક કામ પણ જોયું.

બપોરે ૧૨॥ થી ૨-૪૫ સુધી લૉર્ડ અને લેડી સ્ટૅન્સગેટ તથા ઈન્ટર-પાર્લમેન્ટરી યુનિયનની કારોબારીના સભ્યોના માનમાં મેં ભોજન-સમારંભ (Lunch) અમારે ત્યાં યોજ્યો હતો. પાર્લમેન્ટના અનેક સભાસદોને નોતર્યા હતા. ઉપાધ્યક્ષ ડૉ. રાધાકૃષ્ણન અને પ્રધાન મંડળના કેટલાક સભ્યો આવ્યા હતા. શ્રીમતી આક્કાસાહેબ પંડિત (મુંબઈ) એમણે બનાવેલ કપડાંની ઢીંગલીઓનું પ્રદર્શન પણ અમારે ત્યાં રાખ્યું હતું; એમાંની એક Tea-Cosy—જેનો ઘાટ રાજસ્થાની નૃત્ય કરનારી સ્ત્રીનો છે—અમે લેડી સ્ટૅન્સગેટને ભેટ આપી. એમને બહુ આનંદ થયો. પાસે જ અંબરચરખાનું પ્રદર્શન (demonstration) પણ જે અમારા કમ્પાઉન્ડમાં છે તે પણ બધા મહેમાનોએ જોયું. એકંદરે આજના ભોજન-સમારંભનો પ્રસંગ ખૂબ જ સુંદર રીતે થયો. બધા નિમંત્રિત મિત્રોએ મારા પ્રત્યે વર્ષગાંઠ નિમિત્તે શુભેચ્છાઓ દર્શાવી.

પછી થોડો વખત આરામ.

૪ થી ૪-૫૦ સુધી નાણાંપ્રધાન શ્રી. દેશમુખને ઘેર ચા-પાર્ટીમાં અમે બન્ને ગયાં. શ્રી. રાજાજી દિલ્હી યુનિવર્સિટી પદવીદાન-સમારંભ માટે આવ્યા છે, એમને મળવાની તક મળે તેથી આ ચા-પાર્ટી હતી. માટે અમે શ્રી. રાજાજીને મળવા ખાસ ગયાં હતાં. ત્યાં શ્રી. રાજાજી મળ્યા. બીજા લોકોની પણ મુલાકાત થઈ.

ત્યાંથી પાછા આવ્યા બાદ ૫ થી ૬॥ સુધી કૅન્સ્ટિટ્યૂશન ક્લબમાં મારી વર્ષગાંઠ નિમિત્તે મિત્રોએ સમારંભ યોજ્યો હતો ત્યાં ગયાં હતાં. અહીં પણ પ્રધાન-મંડળમાંના કેટલાક સભ્યો, પાર્લમેન્ટના થોડા સભ્યો, અને બીજા લોકો આવ્યા હતા. પ્રથમ શ્રી. ચરકે નાનકડું, ગૌરવયુક્ત ભાષણ કર્યું, અને એમાં હું નેતા છું એવું કહ્યું હતું. એને ઉદ્દેશીને મેં કહ્યું કે હું નેતા નથી પણ જેઓ નેતાઓ હતા એમનો એક નમ્ર, સેવાભાવી સેવક હતો અને છું. ઠીક! ગાયન, નાનાં બાલક-બાલિકાઓનાં નૃત્ય, ચા-પાણી વગેરે કાર્યક્રમ ત્યાં હતાં.

પછી ફરવા જઈ આવ્યો.

રાત્રે ૮થી ૧૦-૪૫ સુધી રાષ્ટ્રપતિ ભવનમાં રાષ્ટ્રપતિએ સાઉદી અરેબીઆના રાજા ઇબ્ન સાઉદના સન્માનાર્થે યોજેલા સમારંભમાં ગયો હતો. રાષ્ટ્રપતિનું ભાષણ હિન્દીમાં થયું. વિશેષ કાંઈ ન હતું. દુનિયામાં અમે શાંતિ ચાહીએ છીએ. તમારી, અમારી હવે દોસ્તી બંધાઈ છે; તમે સારા, અમે સારા—એ અર્થની વાત. ખેર!

# દીક્ષાન્ત ભાષણ

દત્તો વામન પોતદાર

[પૂના યુનિવર્સિટીના ૧૩મા વાર્ષિક પદવીદાન સમારંભ પ્રસંગે-તા. ૨૪ સપ્ટેમ્બર ૧૯૬૧ને રોજ– તે યુનિવર્સિટીના કુલગુરુ મહામહોપાધ્યાય દત્તો વામન પોતદારે આપેલા દીક્ષાંત ભાષણનો સદરહુ ગુજરાતી અનુવાદ, મહામહોપાધ્યાયની પૂર્વસંમતિ મેળવીને, સાભાર પ્રસિદ્ધ કર્યો છે. ભાષણની શરૂઆતનો પ્રાસંગિક ભાગ જતો કર્યો છે. —સંપાદક]

એમ જોઇએ તો વિદ્યાદાનની પરંપરા આપણા આ પુરાણા દેશમાં ઘણી પ્રાચીન છે. ભારતની પ્રાચીન વૈદિક પરંપરામાં વિદ્યાસમાપ્તિ પછી સ્નાતકોને વિદાયગીરી આપતી વખતે એમને જે અણમોલ ઉપદેશ આપવામાં આવતો એ જ ઉપદેશવચનો માનનીય કુલપતિએ આપણને હમણાં સંભળાવ્યાં છે. આ સનાતન શિખામણનું એકેક વાક્ય અમોલું છે. એટલે, એનાથી વધારે સારો અગર નવો ઉપદેશ વસ્તુતઃ કયો હોય? વિદ્યાપીઠના પ્રાંગણમાં વ્યતીત કરેલો વિદ્યાકાળ સમાપ્ત કરીને, મેળવેલી વિદ્યાનું પ્રમાણપત્ર હાથમાં લઈને અહીંનો વિદ્યાર્થીગણ હવે પોતાનું નાવ, જીવન-પ્રવાહના આગામી વહેણોમાં તરતું મૂકશે! આવે પ્રસંગે ઘડીભર થોભી જઇને મોટેરાંઓએ, જેમના ઉપર તેમની પોતાની ભવિષ્યની બધી આશાઓ વણાઈ છે એમને એક વાર મન દઈને પૂરેપૂરા જોવા, એમનું ભાવિ જીવન સુખી થાય તે સારુ પોતાની ભેગી કરેલી અનુભવપૂંજી એમને સોંપી દેવી અને એમને વિદાય આપવી એ સાવ સ્વાભાવિક છે. ભાવનાના આવિષ્કારનો આવો આવેગ અટલ છે, અને તેથી જ શિખામણ આપવાનો મોહ છૂટતો નથી.

ખરું જોતાં વર્ષોથી આવી શિખામણો સતત અપાતી આવી છે. એમાંના શબ્દો જુદા હોય અને વિષયો જુદા લાગે તો પણ આંતરિક હેતુ એક જ હોય છે. સુપ્ત વિચારશક્તિઓને અધ્યયન કાળમાં જાગૃત કરવામાં આવે છે. તર્કના બધા દાવપેચ ભણાવીને બુદ્ધિને અહીં અણીદાર બનાવાય છે. જ્ઞાનનો મધપૂડો કરવાની કળા અહીં આત્મસાત્ કરી શકાય છે. આ રીતે ભાવિ જીવન સંપન્ન કરવા માટેની બધી તકો અહીં ઉપલબ્ધ હોય છે.

હવે તમે—નવા સ્નાતકો—જીવનના સેંકડો માર્ગો સર્વત્ર ખુલ્લા છે, એમના આધારે તમારો ભાવિ જીવનપ્રવાસ કરવા લાગશો. તમે ક્યાંય પણ હો અને કેટલાયે ઊંચે ચડો કે દૂર જાઓ તો પણ કુલપતિએ કરેલા સનાતન ઉપદેશનાં સૂત્રો તમારે હંમેશ ધ્યાનમાં રાખવાં જોઇએ, એના ઉપર મનન કરવું જોઇએ, અને ચલિત થવાના પ્રસંગો આવે તે વખતે જાગ્રત રહીને ભૂલભરેલાં પગલાં ન પડે તે સારુ મથવું જોઇએ અને કાળજી રાખવી જોઈએ. કેવળ 'सत्यं वद' એટલું વાક્ય પણ આમરણ ધ્યાનમાં રાખીને આચરણમાં ઉતારવાનું તમે ઠરાવશો તો યે એક મોટું જ કામ થશે, એટલું બધું એ મહત્ત્વનું વાક્ય છે. જીવનમાં તમારી સામે અને તમે જે સમાજના ઘટક છો એ સમાજ સામે જે અનેક સમસ્યાઓ આજે ઊભી છે અને કાલે ઊભી રહેશે, તે વખતે આ વાક્યને સહેજે ભુલાઈ જવાય એવા પ્રસંગો તમારા પર આવશે. આ વાક્યનો સાથ છોડી દેવામાં અનેક તાત્કાલિક લાભ તમને દેખાવા લાગશે. આ વાક્યની સંભાળ રાખતાં તમને અનેક વાર ભય ઉત્પન્ન થશે. એવે વખતે નિશ્ચયપૂર્વક આ વાક્યથી બતાવાએલા માર્ગ ઉપરથી ચલિત ન થતાં તમે જો વર્તશો તો છેવટે એ તમને શ્રેયસ્કર થયા વિના નહીં રહે.

'धर्मं चर' એવું પછીનું વાક્ય છે. વસ્તુતઃ 'नहि सत्यात् परोधर्मः' એવો એક સિદ્ધાંત છે. 'સત્ય એ જ ધર્મ છે'—પણ કેવળ સત્ય બોલીને નહીં ચાલે; સત્ય આચરવું પડશે. માટે 'धर्मं चर' એ વાક્યની જોગવાઈ છે. કહેવાયું જ છે કે 'धारणात् धर्ममित्याहुर्धर्मो धारयते प्रजाः।'

સમગ્ર પ્રજાઓનું ધારણ કરે એ ધર્મ! જાત, પાત, ઉંમર, પૈસો વગેરે કશાનો પણ વિચાર નહીં કરતાં આ પૃથ્વીની પીઠ ઉપર જેટલી પ્રજાઓ છે, એ સર્વનું ધારણ આપણામાંથી દરેકે કરવાનું છે. આવો આ વિશ્વધર્મ છે. એ સર્વકાલીન છે. એ સાર્વજનિક થવો જોઇએ એટલું જ નહીં, પણ આપણે એ એવો કરવો જોઇએ. નહીંતર તો વિદ્યાનું ફળ શું? સમાજ જેને

જન' એવો આર્તનાદ તુકારામ કેમ કરે છે? એનો મર્મ આપણે સમજી લેવો ઘટે; એટલે સ્વ-ઉન્નતિ સાથે જ સમાજ-ઉન્નતિ અને રાષ્ટ્ર-ઉન્નતિ સાધ્ય કરવાની કુશળતા આપણને હસ્તગત થશે.

અત્યારે જીવનકલહ ખૂબ તીવ્ર બન્યો છે. એવી તીવ્રતાના બોજ તળે આપણે લપાઈ-ગૂંગળાઈ જઈએ એ નહીં ચાલે. વૃત્તિ હંમેશ આનંદી અને ઉત્સાહી રાખવી જોઈએ. આ કરામત જેને નહીં આવડે એની વિદ્યા નિષ્ફળ છે.

જીવનની સમસ્યા વિષે આટલું કહ્યા પછી જીવન-વ્યવહારનું પ્રમુખ સાધન જે ભાષા, એની સમસ્યા વિષે બે શબ્દો કહેવાનું અપ્રાસંગિક નહીં ઠરે. આજકાલ આ સમસ્યાએ મોટી ગરબડ ઊભી કરી છે. સ્વભાષાની હિમાયત કરીએ તો કેટલાકને એમાં સંકુચિતતા લાગે છે. ભારત જેવા બહુભાષાપ્રધાન દેશમાં પોતપોતાની ભાષાઓ સાથે ચીટકી બેસવામાં સમગ્ર ભારતની હિતસાધનાનું આપણને વિસ્મરણ થશે, જુદાઈ વધવા લાગશે, અને જગતના વ્યવહારમાં આપણને કોઈ ગણકારશે નહીં. ભારતમાંની ભાષાઓના સંસાર નાના છે. આધુનિક જ્ઞાનનો વૈભવ એમની પાસે નથી, તેથી એમના જોરે વ્યાપક જીવનનો ભાર આપણે સહી શકીશું નહીં એવો એક પક્ષ છે.

આનો વિચાર કરતી વખતે એ જોવું જોઈએ કે ઐક્ય-સાધના માટે વિચારો વ્યાપક હોવા ઘટે. આપણને જોઈતા બધા વિચારો એક જ ભાષા પૂરા પાડી શકશે નહીં. અનેક ભાષાઓના કોઠારમાં જઈને વિચારધનનો સંગ્રહ આપણે કરવો પડશે. આ વિચારધનનો સંગ્રહ કરતી વખતે પોતાનું ને પારકાનું એવો ભેદભાવ કામ નહીં લાગે. મરાઠી ભાષા આપણી એટલે એને માટે આપણને ભક્તિ હોય એ સર્વથા યોગ્ય છે; પણ એટલી એ જ આપણી એમ માનીને બીજી ભાષાઓનો તિરસ્કાર કરવો એ નીતિ વિચારપરિપોષને હાનિકારક છે. નવા વિચારોનો ભરપૂર પાક આપનારી અંગ્રેજી જેવી ભાષા જાણી લેવી અને એને સારુ પડનારી મહેનત આનંદથી ઉઠાવવી, એ આપણી જ્ઞાનસાધનાને પોષક જ છે. 'જ્ઞાનસાધના' એ આપણું સાધ્ય છે. ભાષા એ કોઈ પણ વખતે સાધનરૂપ જ છે. આપણા ઘરની મરાઠી ભાષામાં જેટલો જ્ઞાનસંગ્રહ હશે તેટલો આપણે આત્મસાત્ કરવો એ તો આપણું પ્રથમ કર્તવ્ય! અને આ આપણા ઘરની મરાઠીમાં બહારથી મેળવેલું જ્ઞાન ભરીને, ભાવિ પેઢીઓ માટે, મરાઠીને વધુ ને વધુ સંપન્ન કરવાની જવાબદારી પણ આપણે ઉત્સાહપૂર્વક સ્વીકારવી જોઈએ. છટકબારી નહીં શોધવી જોઈએ. મરાઠી એ આપણું ઘર છે, અને બીજી બધી ભાષાઓ આપણું 'બજાર' છે. આ બજારમાંથી વિવિધ પ્રકારનું જ્ઞાન લાવીને એ આપણા ઘરમાં સંઘરવું જોઈએ. ઉત્તમ સંસાર કરવાની બધા ડાહ્યા માણસોની આ જ રીત છે.

કારણો ગમે તે હોય, પણ અંગ્રેજીની અને આપણી દોસ્તી જામી છે. એટલે આ મિત્રતાનો, સ્વાર્થ માટે પણ ભલે ને, પૂરેપૂરો ઉપયોગ કરી લેવો આપણા હિતમાં છે. આ મિત્રતાનું મુખ્ય પ્રયોજન જ્ઞાનની આપણી ઊણપ પૂરી કરવી એ છે. ઘરમાં ને ઘરમાં જ જે મળે તેવું છે એને ભૂલી જઈને એનું વિસર્જન કરવું બરાબર નથી. આથી જ, કરાય એટલો જ્ઞાનસંગ્રહ અંગ્રેજીની સહાયથી આપણે કરવો જોઈએ. આ સંગ્રહ ઘેર આણ્યા પછી એના પરનાં 'કાગળનાં કવચ' ફેંકી દઈને એ બધો સંગ્રહ આપણા ઘરનાં વાસણોમાં આપણે સંભાળીને સંઘરી રાખવો જોઈએ. અને આપણા બધા ભાઈઓને એ ઉપયોગી થઈ પડે એવું કરવું જોઈએ. પરંતુ બજારમાંથી આ માલ લાવવા માટે આપણને બહુ મોટું ભાડું આપવું પડે છે. કિંમત પણ બહુ આપવી પડે છે. એટલે આ જ 'માલ' આપણે ઘેર તૈયાર કરવાની મથામણ આપણે કરવી ન જોઈએ? જ્ઞાનનો પાક આપણા જ ઘરમાં ઉતારવાનું આપણે શીખીએ અને આપણને એની ટેવ પડે એટલે આપણા જ્ઞાનની અમીરાઈ વધશે અને હરહંમેશ બીજાઓનાં બારણે જવાનો પ્રસંગ આવશે નહીં. જ્ઞાન વડે શ્રીમંત બનેલી બધી દુનિયાએ આ જ રસ્તો કાપ્યો છે. અને આપણે પણ વિદ્યાવાન થવું હશે અને આપણા રાષ્ટ્રને પણ વિદ્યાવાન કરવું હશે તો આ આટલો જ સાચો રસ્તો છે.

ઉપરોક્ત વિવેચનનું તાત્પર્ય એ છે કે, જ્ઞાનસાધના માટે અંગ્રેજીને આપણે પકડી રાખવી જોઈએ, અને તેથી આજની ક્ષણે વિદ્યાપીઠમાં અંગ્રેજીમાંનું જ્ઞાન સંગ્રહિત કરવાની વ્યવસ્થા વિદ્યાપીઠમાં ચાલુ રાખવી જોઈએ. વિદ્યાપીઠમાંના બધા શિક્ષકો અને અધ્યાપકગણ તેમજ

બધા વિદ્યાર્થીઓને અંગ્રેજીમાંનો જ્ઞાનસંગ્રહ આસાનીથી કરતાં આવડે એટલો દઢ પરિચય એમનો બધાનો અંગ્રેજી જોડે હોવો જોઈએ. અંગ્રેજીમાંનું આ જ્ઞાન અંગ્રેજી પુસ્તકોમાં સંઘરેલું હોવાનું, એટલે આ જ્ઞાન આપનારાં પુસ્તકો વાંચીને એમને અચૂક સમજી લેવાની શક્તિ બધા વિદ્યાર્થીઓ પાસે હોવી જાઈએ. આ જ્ઞાન આપણે આપણા ભાઈઓને આપવું જોઈશે. પરંતુ આપણા હજારો ભાઈઓ અંગ્રેજી જ શું, પણ મરાઠી પણ સરખું શીખેલા મળશે નહીં અને આમ તો દેખીતી રીતે અંગ્રેજી શીખવાનું કોઈ પ્રયોજન પણ એમને નથી. એટલે આપણે વિદ્યાપીઠમાંના અધ્યાપકોએ જ આપણા ભાઈઓની ભાષામાં આ જ્ઞાન એમને સુલભ કરી આપવું જોઈએ.

અંગ્રેજીમાં બોલીને અગર અંગ્રેજીમાં લખીને આ કામ થવાનો જરા જેટલો સંભવ નથી. આંખો ખુલ્લી રાખીને જોનાર કોઈને પણ આ સ્પષ્ટ દેખાશે. હાથના કંકણને શું આરસીની જરૂર છે? આપણું મુખ્ય કામ જ્ઞાન સાથે છે. માટે એ જ્ઞાન જ્યાં અંગ્રેજીમાં છે ત્યાં અંગ્રેજી ભાષા સાથે પણ આપણું કામ છે. અંગ્રેજી સાથે આનાથી વધારે ભાઈચારો કરવાની કશી જ જરૂર નથી. જ્ઞાન વડે આપણે અંગ્રેજી થવાનું છે, મનથી નહીં!

જ્ઞાનગ્રહણની દૃષ્ટિએ અંગ્રેજીનો વિચાર અહીં કર્યો, પણ અંગ્રેજને ઉત્તમ રીતે ઓળખવો એ પણ વિદ્યાનું જ એક અંગ છે. આ કામમાં અંગ્રેજી અને અંગ્રેજ, એ બન્ને સાથે આપણે દોસ્તી બાંધવી પડશે. અંગ્રેજનો અંતર્બાહ્ય અંદાજ મેળવવો હશે તો એના મનમાં ચોરીછૂપીથી પ્રવેશ કરવો જોઈશે. એના ઘરબારનો ખૂણેખાંચરો ફરી વળવો પડશે. એની સાથે એવી એકરૂપતા બતાવવી પડશે કે શક્ય થાય તો અવાજ ઉપરથી, પોશાક ઉપરથી, વર્તન ઉપરથી, ગમે તે પરથી પણ આપણી જુદાઈનો સંશય એને આવે નહીં. એની ભાષા એ જાણે કે આપણી જ ભાષા છે એવી જાદુઈ બનાવટ કરવી પડશે. અને આજની દુનિયામાં જ્યારે હર ઘડીએ અંગ્રેજ સાથે આપણને પ્રસંગ પડવાનો છે એવે વખતે ઉપલું જાદુ સાધ્ય કરી ચૂકેલા અને અંગ્રેજને આંતર–બાહ્ય પારખી ગએલા આપણા કેટલાક ચુનંદા લોકો આપણે હંમેશ તૈયાર જ રાખવા પડશે. અહીં કેવળ જ્ઞાનસાધનાની દૃષ્ટિથી કરેલો અંગ્રેજનો પરિચય પૂરતો નહીં થાય; નજીકની આત્મીયતા સાધ્ય કરવી પડશે.

આપણી વિદ્યાપીઠોને અને આપણા વિદ્વાનોને આ બાબત તરફ પણ સૂક્ષ્મ દૃષ્ટિથી જોવું પડશે. એટલું ખરું કે આ સવાલ સર્વસામાન્ય લોકોનો નથી. થોડાક વીણેલા–ચૂંટેલા લોકોનો આ પ્રશ્ન છે. માટે જ સર્વસામાન્ય લોકોનો રસ્તો નાહકનો નહીં અટકાવતાં, એમનો રસ્તો એમને ખુલ્લો કરી આપીને, વીણેલા–ચૂંટેલા લોકોને જ માત્ર, વીણેલા–ચૂંટેલા રસ્તે લઈ જવા રહ્યા.

તમે ત્યારે એમ પૂછશો કે, ઉપર આપણે વર્ણવેલી વ્યવસ્થા અમલી કરીએ તો એનું પરિણામ એ આવશે કે, મરાઠી પ્રદેશમાં મરાઠી અને અંગ્રેજી, બંગાળ પ્રદેશમાં બંગાળી અને અંગ્રેજી, તામીળનાડમાં તામીળ અને અંગ્રેજી, એમ થઈને અંગ્રેજીને જ ભારતીય સ્વરૂપ મળશે. આ શંકા સાચી છે. થોડે અંશે એવું બનશે પણ ખરું. પરંતુ, સર્વાંશે તેવું ન બને એવો એકાદ ઉપાય શોધી કાઢવો જોઈએ. એવો ઉપાય છે. નવો શોધવાની જરૂર નથી.

અમારા મરાઠાઓનો જ ઇતિહાસ જુઓ. અમારા બાજીરાવ અને અમારા શિંદે, હોળકર ઉત્તર તરફ અને પટવર્ધન, ઘોરપડે વગેરે દક્ષિણ તરફ દૂર સુધી ગયા, લડ્યા, રહ્યા. ત્યારે તેમણે ત્યાંના લોકો સાથે કેવી રીતે વ્યવહાર કર્યો હશે? મરાઠીમાં? એ તો સ્પષ્ટ જ છે કે તે શક્ય નહોતું. તો પછી શું અંગ્રેજીમાં? એ તો અહીં નવી નવી જ આવી હતી. સંસ્કૃતમાં એમ કહીએ, તો એને પંડિતોએ પોતાના અબોટિયાંમાં બાંધી રાખી હતી. તો પછી આ કેવી રીતે બન્યું? એનો જવાબ એ વખતના પાદરી પ્રચારકોએ આપ્યાનું તમને દેખાશે. અકબરના જમાનાનાં પાદરી પ્રચારકોએ ચોખ્ખું લખી રાખ્યું છે કે, ખ્રિસ્તી ધર્મનો પ્રચાર કરવો હશે તો છેક કાશ્મીરના છેડાથી નીચે દખ્ખણ સુધી એ કરવાનું એક જ સુલભ સાધન ઉપલબ્ધ હતું અને તે કયું તો 'ઇન્દોસ્તાન' ભાષા એ છે! ઇન્દોસ્તાન ભાષા એટલે હિન્દુસ્થાની—એટલે જ હિંદી અગર ઉર્દૂ ભાષા!! મુસલમાનો નહોતા ત્યારે આ કામ પ્રાકૃતોએ કર્યું. એ પ્રાકૃતોમાં 'મહારાષ્ટ્રી'ને 'પ્રકૃષ્ટ પ્રાકૃત' એવું માન મળ્યું. પણ પછી આ હિન્દુસ્થાની આવી, અને તે કાબુલ, કંદહાર, પંજાબ,

દિલ્હી એ રસ્તે પુસ્તુ પંજાબીનો હાથ ઝાલીને આવી. બોલવાચાલવા ઉપરાંત એનો ફેલાવો બહુ ન વધ્યો. પરંતુ તેટલાથી અમને જોઈતુ હતું તેટલું કામ થઈ શક્યું. વધારે વજનદાર કામ માટે અમે 'હિંદવી'નો ઉપયોગ કર્યો. પછી તુલસીદાસ, સુરદાસ, મીરાંબાઈ, કબીર, એમના જમાનાનાં કાવ્યો—ભજનો અમને સારી રીતે પરિચિત થયાં. આવી જે આ સર્વવ્યાપી, સવભારતીય સાધનભાષા, એના આશ્રય વડે અમારા ફરતા સંન્યાસીઓ, હરિદાસ, યાત્રાળુઓ, સિપાઇઓ, વેપારીઓ, વણઝારા વગેરેએ અમારો સર્વભારતીય વ્યવહાર ચાલુ રાખ્યો. એ જ સુલભ સાધન આજે પણ અમને ઉપલબ્ધ છે અને બંધારણમાં એનો અમે સ્વીકાર પણ કર્યો છે. તથાપિ, અમારી સંસ્કૃતિને જેનો વિશાળ અને સુદૃઢ આધાર હજારો વર્ષોથી પ્રાપ્ત થયો છે, એ અમારી સમૃદ્ધ સંસ્કૃત ભાષા, અમારા ઘરની અમારી મરાઠી વગેરે ભાષાઓ, અને નવા જ્ઞાનભંડારો ખોલીને બેઠેલી અંગ્રેજી ભાષા એમનું જુદીજુદી દિશાઓથી અમને આકર્ષણ થયું છે. એને લીધે હિંદી તરફ તરત વળવા સારુ અમારા પૈકી અનેકનું મન તૈયાર થતું નથી. હિંદીના અંગ ઉપર અમને લખલખાટ અલંકારો દેખાતા નથી. માટે એને ઘરમાં રાખવાને અમારા કેટલાક ભાઇઓ અચકાતા હશે. પરંતુ એમની આ બીક નકામી છે. સર્વનો આધાર એવી સંસ્કૃત કોઇને મૃત લાગે તો પણ એ અમર છે. ઘરની મરાઠીને ઘરની બહાર કાઢી મૂકવાની દુર્બુદ્ધિ જ્યાં સુધી અમને ઝાપટી નહીં જાય ત્યાં સુધી એ પણ નિર્ભય છે. અને અંગ્રેજી એ અમે અમારા સ્વાર્થ ખાતર આપમેળે સંઘરી રહ્યા છીએ. સર્વભારતીય વ્યવહાર કરવા સારુ અમને એકમેવ સુલભ સાધન હિન્દી છે અને એનો ઉપયોગ કરીને અમારે સર્વભારતીય વ્યવહાર પાર પાડવાના છે. જેનું જે કામ તે તેની પાસેથી ન્યાયપૂર્વક કરાવી લેવાનું જો આપણે ઠરાવીશું તો આપણને ખાતરીપૂર્વક સફળતા મળશે. અમારી દેશી ભાષાઓ અમારા ઘરમાં નિર્ભયતાથી હરશેફરશે અને વિકસશે. સંસ્કૃતનો આધાર એમને હંમેશ મળતો રહેશે. અને અમારા ઉપયોગ જેટલો અમે અમારો લોભ અંગ્રેજી પર પણ રાખીશું. નકામી બીક અને નાહકનો ભ્રમ, એ બધામાંથી આપણે જલદી છૂટયાં તો આપણાં પગલાં ઝડપથી આગળ પડશે અને જે આ અકારણ સમસ્યાઓ આપણને બિવડાવી રહેલ છે એ પાછલે બારણેથી ભાગી જશે. *'वाजे पाऊल आपले, म्हणे मागे कोण आले!'* (આપણું પગલું પડે, અને પૂછે—કોણ આવ્યું પાછળથી?) એવો સવાલ પૂછીને શ્રી સમર્થ રામદાસ સ્વામીએ આવા ભયોની ઉઘાડેછોક ઠઠ્ઠામશ્કરી કરી છે. વિદ્યાવાનોએ વિવેકનો આશ્રય લેવો જોઈએ. અને એ વિવેક સર્વત્ર ફેલાવવો જોઇએ. વિવેકને વધારવાનું કામ વિદ્યાપીઠોનું છે. અને સહુએ સાથે મળીને પ્રયાસ કરવાથી, શ્રી સમર્થ કહે છે તેવું શાથી નહીં બને?

> "वन्हि तो चेतवावा रे। चेतवीताचि चेततो॥
> विवेक जाणिजे तैसा। वाढविताचि वाढतो॥"

(અગ્નિને ચેતાવવો. એ ચેતતાં ચેતે છે. વિવેકનું પણ એમ જાણવું. એ વધારતાં વધે છે.)

*

# મનોવિજ્ઞાનની વાર્તા

## (The Story of Psychology)

વિ. સ. વણીકર

[માનસશાસ્ત્રના પ્રાધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

### ૧ મનોવિજ્ઞાનની વાર્તા

### (The Story of Psychology)

**અ**નેક વર્ષો પહેલાં પ્રસિદ્ધ લેખક Will Durantની The Story of Philosophy મારા વાંચવામાં આવી. બધા વિષયોમાં સમજવા માટે સૌથી કઠિન વિષય તત્ત્વજ્ઞાન છે; પણ આ ચોપડીએ મારા મનની એટલી પકડ લીધી કે કોઈ પણ નવલકથામાં મને રસ નહીં પડ્યો હોય એટલો રસ મને એમાં પડ્યો. વિદ્યાર્થીઓને Psychology ભણાવતી વખતે મને કોઈ કોઈ વાર એવો વિચાર આવતો કે હું પણ સામાન્ય વાચકો

માટે અને વિદ્યાર્થીઓની પ્રાથમિક ભૂમિકા તૈયાર કરવાની દૃષ્ટિએ The Story of Psychology લખ્યું!

તેથી 'અભ્યાસ'ના સંપાદક આચાર્યશ્રી માવળંકરે જ્યારે મને કહ્યું કે આજના specializationના જમાનામાં બધા લોકો મનોવિજ્ઞાનની મોટી અને અઘરી ચોપડીઓ વાંચી ન શકે, પણ મનોવિજ્ઞાન એટલે શું, એવું કુતૂહલ તો અનેક જણને થતું હશે; એવો લેખ 'અભ્યાસ'ને માટે તમે લખી ન આપો? મેં આ તક ઝડપી. નીચેનાં પાનાંમાં મનોવિજ્ઞાનને સહેલી, હળવી ભાષામાં મૂકવાનો મેં સ્વલ્પ પ્રયત્ન કર્યો છે. પ્રયત્નની મર્યાદા હું પૂરેપૂરી રીતે સમજું છું, પણ ગુજરાતી ભાષામાં આ રીતે વિષય લખવાનો પહેલો પ્રયત્ન છે એનો મને આનંદ છે.

આ લેખ લખવાની પ્રેરણા આપવા માટે હું આચાર્યશ્રી માવળંકરનો ઋણી છું.

## ૨. મનોવિજ્ઞાન એટલે શું?

માણસ માણસના મનમાં અને એના વર્તનમાં હમેશાં રસ લેતો આવ્યો છે. અમુક પ્રસંગે માણસ અમુક પ્રકારનું વર્તન કેમ કરે છે! એક વખતે માણસ તદ્દન શાંત દેખાય છે અને એ જ માણસ બીજે પ્રસંગે ગુસ્સામાં આવી કોઇનું ખૂન કરવા માટે તૈયાર થાય છે. મિલખાસિંહ જેવો માણસ કેવળ બીજા કરતાં ઝડપથી દોડવા માટે અત્યંત શારીરિક પરિશ્રમ ઉઠાવે છે, ત્યારે બીજો માણસ વાહન વગર એક ડગલું પણ આગળ જવા તૈયાર થતો નથી. આમ કેમ થાય છે? એના વર્તનની પાછળ કયું પ્રવર્તક બળ કામ કરે છે, એવો સવાલ માણસના મનમાં સ્વાભાવિક રીતે ઊઠે છે.

મનુષ્યમાં જે તત્ત્વ વર્તનના પ્રેરક બળ તરીકે કામ કરે છે તેને તત્ત્વવેત્તાઓ આત્મા કહેતા અને તેથી જૂના જમાનામાં મનોવિજ્ઞાનને 'આત્માનું વિજ્ઞાન' કહેતા. Psychology શબ્દમાં આ જ અર્થ અભિપ્રેત છે. Psychology શબ્દ Psyche અને logos એ બે શબ્દોનો બનેલો છે. Psyche એટલે આત્મા અને logos એટલે જ્ઞાન. પણ 'આત્મા' શબ્દ બહુ ગૂઢ લાગવાથી તેને બદલે 'મન' શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો, અને મનોવિજ્ઞાનની વ્યાખ્યા 'મનનું વિજ્ઞાન' એમ કરવામાં આવી. પણ મન એટલે શું, એમ જ્યારે પૂછવામાં આવતું ત્યારે એનો સમાધાનકારક જવાબ કોઈ આપી શકતા નહીં, તેથી મનવાળી વ્યાખ્યા પણ ફગાવી દેવામાં આવી.

તો પછી મનોવિજ્ઞાન કયા વિષયનો અભ્યાસ કરે છે? વિજ્ઞાનનો વિષય અનુભવગમ્ય હોવો જોઇએ. આત્મા અને મન એ તત્ત્વો અનુભવગમ્ય નથી. મન વિષે આપણને અનુભવાત્મક જ્ઞાન નથી, પણ મનની જ્ઞાત-ક્રિયાઓ એ આપણા અનુભવના વિષયો છે. આપણે જોઇએ છીએ, સાંભળીએ છીએ, યાદ કરીએ છીએ, ગુસ્સે થઇએ છીએ, વિચાર કરીએ છીએ, ઇચ્છા કરીએ છીએ. આ અનુભવના વિષયો છે. આ બધી ક્રિયાઓ માનસિક અવસ્થા અથવા મનની ચેતનાવસ્થા (Conscious states) છે. તેથી મનોવિજ્ઞાન એટલે 'ચેતનાવસ્થા (Conscious states)નું' વિજ્ઞાન એવી વ્યાખ્યા કરવામાં આવી.

પણ આ વ્યાખ્યા વિરુદ્ધ પણ અનેક આક્ષેપો ઉઠાવવામાં આવ્યા. સૌથી મોટો આક્ષેપ એ હતો કે કેટલાક મનોવૈજ્ઞાનિકોએ એમ પુરવાર કર્યું કે જે પ્રમાણે મનની જ્ઞાત-અવસ્થાઓ છે તે જ પ્રમાણે અજ્ઞાત-અવસ્થાઓ (unconscious) પણ છે. બલકે અજ્ઞાત-મન જ્ઞાત-મન કરતાં વધારે વ્યાપક અને મહત્ત્વનું છે. મનોવિજ્ઞાનમાં આ બંને મનોનો અભ્યાસ થવો જોઇએ.

મનને ચેતનાવસ્થાનું વિજ્ઞાન સમજવામાં બીજી અડચણ હતી. વિજ્ઞાનનો વિષય વસ્તુનિષ્ઠ હોવો જોઇએ, એટલે બધાના અનુભવની કક્ષામાં આવવો જોઇએ. પણ માણસની ચેતનાવસ્થા એ દરેક જણનો અંગત અનુભવ છે. મારો ગુસ્સો એ ફક્ત મારા અનુભવનો વિષય છે; બીજો કોઈ એ સીધી રીતે અનુભવી શકે નહિ.

તો મનોવિજ્ઞાનના અભ્યાસનો વસ્તુનિષ્ઠ વિષય કયો? બધા જોઈ શકે, અનુભવી શકે એવો વિષય એટલે મનુષ્યનું વર્તન. મનના વિચારો, લાગણીઓ અને ઇચ્છાઓનો બાહ્ય કૃતિમાં આવિષ્કાર થાય છે તેને વર્તન કહે છે. દા. ત. ગુસ્સો એ માનસિક અનુભવ છે; પણ ગુસ્સો આવે ત્યારે ચહેરો લાલચોળ થાય છે, અવાજમાં કઠોરતા આવે છે, એને વર્તન કહે છે. વર્તન એટલે યાંત્રિક ક્રિયા નહિ, પણ જીવંત શરીર (organism) બહારની પરિસ્થિતિ સાથે ટકરાતાં પ્રતિક્રિયા તરીકે જે ક્રિયા કરે

છે તેને વર્તન કહે છે. વર્તનના આ અર્થમાં **મનોવિજ્ઞાન વર્તનનું વિજ્ઞાન** છે એવી વ્યાખ્યા કરવામાં આવી છે.

### ૩. મનોવિજ્ઞાનના અભ્યાસની પદ્ધતિઓ

એક વખતે મનોવિજ્ઞાન તત્ત્વજ્ઞાનનો એક ભાગ હતું. એનો અભ્યાસ કરવાની પદ્ધતિ કેવળ તર્કપ્રધાન હતી. તર્કપદ્ધતિ (speculation)માં વિષયનો પ્રત્યક્ષ અનુભવ લીધા વગર એનો અભ્યાસ કરવામાં આવે છે. દા. ત. ઈશ્વરના અસ્તિત્વ વિષે અભ્યાસ કરવો હોય તો ઈશ્વરના પ્રત્યક્ષ અનુભવનો આધાર લેવામાં આવતો નથી; પણ કેવળ તર્કથી અથવા દલીલથી ઈશ્વરનું અસ્તિત્વ સિદ્ધ કરવામાં આવે છે. દાખલા તરીકે તત્ત્વજ્ઞાનમાં ઈશ્વરનું અસ્તિત્વ સિદ્ધ કરવા માટે નીચેની એક દલીલ કરવામાં આવે છે: સૃષ્ટિમાં રચના અથવા વ્યવસ્થા જોવામાં આવે છે. સૃષ્ટિ નિયમબદ્ધ છે. આવી સૃષ્ટિને બનાવનારી એક શક્તિ હોવી જોઈએ. એ શક્તિ એટલે ઈશ્વર. આ પદ્ધતિને speculative અથવા તર્કપ્રધાન કહેવામાં આવે છે.

મનોવિજ્ઞાન વિજ્ઞાન છે. વિજ્ઞાનની પદ્ધતિ તર્કપ્રધાન નથી, પણ અનુભવપ્રધાન (empirical) છે. એટલે એ પ્રત્યક્ષ નિરીક્ષણ અને પ્રયોગ ઉપર આધાર રાખે છે.

### મનોવિજ્ઞાનમાં નિરીક્ષણ-પદ્ધતિ

નિરીક્ષણ (observation) બે પ્રકારનું છે: અંતરનિરીક્ષણ (introspection) અને બહિર્નિરીક્ષણ (extrospection).

**અંતરનિરીક્ષણ:** આ મનોવિજ્ઞાનની આગવી પદ્ધતિ છે. આ પદ્ધતિમાં માણસ પોતાની માનસિક ક્રિયાઓનું નિરીક્ષણ કરે છે. જ્યારે મનોવિજ્ઞાન ચેતનાવસ્થા (Consciousness)નો અભ્યાસ ગણાતું ત્યારે મનોવિજ્ઞાનના અભ્યાસની આ એકમેવ પદ્ધતિ હતી. દા. ત. ગુસ્સો આવે ત્યારે કેવો અનુભવ થાય છે એને માટે મનને તપાસવું પડે છે. મનની અવસ્થાનું નિરીક્ષણ કરતાં એમ માલમ પડે છે કે ગુસ્સા વખતે મનમાં ક્ષોભ થાય છે; ગુસ્સો ઉત્પન્ન કરનારી વ્યક્તિને મારવાની ઇચ્છા થાય છે વગેરે. મનોવિજ્ઞાન વર્તનનું વિજ્ઞાન થયા પછી આ પદ્ધતિનું મહત્ત્વ ઓછું થયું. આ પદ્ધતિથી બાલ-માનસનો, પ્રાણી-માનસનો અને વિકૃત-માનસનો અભ્યાસ થઈ શકતો નથી.

**બાહ્યનિરીક્ષણ-પદ્ધતિ:** સામાન્ય રીતે આને જ નિરીક્ષણ-પદ્ધતિ કહે છે. આમાં મનુષ્યના બાહ્ય વર્તનનું નિરીક્ષણ કરવામાં આવે છે. કેટલીક ઘટનાઓ એવી હોય છે, કે એ જ્યારે અને જેવી રીતે બને ત્યારે અને તેવી રીતે જ એનો અભ્યાસ કરવો પડે છે. એ ઘટનાઓ ઉપર આપણું નિયંત્રણ હોતું નથી. દા. ત. બુદ્ધિ આનુવંશિક છે કે સંસ્કારજન્ય છે એનો અભ્યાસ કરવા જોડિયાં બાળકોની બુદ્ધિનું માપન કરવું પડે છે. જોડિયાં બાળકો જ્યારે જન્મે ત્યારે જ એમનો અભ્યાસ કરી શકાય. એ નિર્માણ કરવાં આપણા હાથમાં નથી.

**પ્રયોગ-પદ્ધતિ:** પણ મનોવિજ્ઞાનની સર્વશ્રેષ્ઠ પદ્ધતિ પ્રયોગપદ્ધતિ છે. પ્રયોગપદ્ધતિમાં નિરીક્ષણ તો છે જ; પણ એમાં પરિબળોને નિયંત્રિત કરીને નિરીક્ષણ કરવામાં આવે છે. ધારો કે વિદ્યાર્થીઓના અભ્યાસમાં પ્રગતિનાં કારણો શોધવાં છે. પહેલાં આપણે અનેક કારણ ધારી લઈએ છીએ: બુદ્ધિમત્તા, અભ્યાસની સગવડો, સારા અધ્યાપકો, યોગ્ય આહારવિહાર અને આજુબાજુનું અભ્યાસનું વાતાવરણ, એનાં કારણો હોઈ શકે એમ અટકળ કરીએ. પછી વિદ્યાર્થીઓનાં બે જૂથ ઉપર પ્રયોગ કરીએ. ધારો કે બધાં પરિબળો સમાન હોય: બંને જૂથોના વિદ્યાર્થીઓની બુદ્ધિ સરખી હોય, અભ્યાસની સગવડો સરખી હોય, અધ્યાપકો સરખા હોય અને આહારવિહાર સરખો હોય. ફક્ત એક જૂથ હૉસ્ટેલમાં રહે છે; બીજું પોતપોતાના ઘેર રહે છે. હવે જો વરસને અંતે હૉસ્ટેલના વિદ્યાર્થીઓએ વધુ પ્રગતિ કરી છે એમ માલૂમ પડે તો એમ પુરવાર થાય છે કે હૉસ્ટેલનું વાતાવરણ અભ્યાસની પ્રગતિને વધુ અનુકૂળ છે.

**પ્રયોગપદ્ધતિની મર્યાદા:** પ્રયોગપદ્ધતિ સર્વશ્રેષ્ઠ હોવા છતાં તે દરેક પ્રસંગે વાપરી શકાતી નથી. માનવી-પરિબળો નિયંત્રણમાં રાખવાં મુશ્કેલ છે; અને મનુષ્ય સાથે આપણે બહુ છૂટ લઈ શકતા નથી.

### ૪. માનસિક ક્રિયાઓ અને ચેતાતંત્ર

અગાઉ મનોવિજ્ઞાનમાં મન અને શરીર એ બે અંગોને અલગ પાડવામાં આવતાં. મન અને શરીરના સંબંધ

વિષે મનોવૈજ્ઞાનિકો ચર્ચા પણ કરતા. એક સિદ્ધાંત હતો આઘાત–પ્રત્યાઘાતનો. મન શરીર ઉપર અસર કરે છે; અને શરીર મન ઉપર અસર કરે છે. બીજો સિદ્ધાંત હતો સમાંતર ક્રિયાનો. મન અને શરીર સ્વતંત્ર રીતે પણ સમાંતર રીતે પોતપોતાની ક્રિયાઓ કરે છે. ત્રીજો સિદ્ધાંત હતો આકસ્મિક ક્રિયાનો: શરીર પોતાનું કાર્ય કરે છે; માનસિક ક્રિયા એ કેવળ તેની સાથે થતી આકસ્મિક ક્રિયા છે.

આજે મનોવિજ્ઞાનમાં મન અને શરીર અલગ તત્ત્વો માન્ય નથી. આમાં જીવંત શરીરને (organism) એકમ તરીકે ગણે છે. મન વગર શરીર નથી; અને શરીર વગર મન નથી. આજની ભાષા મનઃપ્રેરિત શરીર અથવા શરીર-અંતર્ગત-મન એવો શબ્દપ્રયોગ કરે છે. અંગ્રેજીમાં body–mind અથવા mind–body એવો શબ્દ-પ્રયોગ કરે છે.

જેને સામાન્ય ભાષામાં શારીરિક ક્રિયાઓ અને માનસિક ક્રિયાઓ કહે છે, એ બંનેને આજે જૈવિક દૃષ્ટિ (biological view)થી જોવામાં આવે છે. એટલે બંને ક્રિયાઓ જીવનનો હેતુ સારે છે. દા. ત. હૃદયની ક્રિયા જીવનનો હેતુ સારે છે. જ્યાં સુધી હૃદય બરાબર ચાલતું હોય છે ત્યાં સુધી એનું કાર્ય અજ્ઞાતપણે ચાલે છે; પણ હૃદયમાં કંઇ ગડબડ થાય ત્યારે માણસને તેનું જ્ઞાન થાય છે. એટલે અમુક ક્રિયાનું જ્ઞાન થાય કે ન થાય એ ફક્ત માણસના જીવનને ટકાવવાની દૃષ્ટિએ જ્ઞાન (consciousness)ની જરૂર છે કે નહીં એના ઉપર આધાર રાખે છે.

બીજો દાખલો લઈ એ જ મુદ્દો સ્પષ્ટ કરીએ. બાળક જ્યારે ચાલતાં શીખે છે, ત્યારે તેને તે ક્રિયા તરફ ધ્યાન આપવાની બહુ જરૂર હોય છે; પણ અનેક વર્ષોના અભ્યાસ પછી ચાલવાની ટેવ પડી જાય છે ત્યારે માણસ બીજા વિષયનો વિચાર કરતો હોય તો પણ તે ક્રિયા તરફ જરા પણ ધ્યાન આપ્યા વગર યંત્રવત્ ચાલી શકે છે.

આમ હોવા છતાં માનસિક ક્રિયાઓ અને શારીરિક ક્રિયાઓ આ ભેદ પાડવામાં એક પ્રકારની સગવડ અવશ્ય છે. અમુક ક્રિયા શારીરિક અને અમુક માનસિક એવો ભેદ આપણે પાડીએ છીએ. તેથી સવાલ ઉત્પન્ન થાય છે કે માનસિક ક્રિયાઓ શરીર સાથે કેવી રીતે સંકળાયેલી છે.

**માનસિક ક્રિયાઓ અને ચેતાતંત્ર** (nervous system) મનની ક્રિયાઓ ચેતાતંત્ર (nervous system) સાથે સંકળાયેલી છે. એટલે માનસિક ક્રિયાઓ nervous system દ્વારા થાય છે.

આપણને બહારના પદાર્થોનું જ્ઞાન ઇંદ્રિયો દ્વારા થાય છે. બહારના પદાર્થોનાં ઉદ્દીપનો (stimuli) આપણી ઇંદ્રિયો ઉપર સતત આઘાત કરે છે. માણસ આ ઉદ્દીપનોની પ્રતિક્રિયા કરે છે. પ્રતિક્રિયા કરનારાં અંગોને સ્નાયુઓ અથવા કર્મેંદ્રિયો કહે છે. જ્ઞાનેંદ્રિયો અને કર્મેન્દ્રિયોને જોડનારા અવયવોને ચેતાતંતુ કહે છે. મુખ્ય પરિચિત જ્ઞાનેન્દ્રિયો આંખ, કાન, નાક, જીભ અને ત્વચા છે. ઉપરાંત શરીરાંતર્ગત ઇંદ્રિયો (organic senses), ગતિ અને સ્થિતિનું જ્ઞાન આપનારી ઇન્દ્રિયો (kinesthetic senses) ઉષ્ણતા અને ઠંડકનું જ્ઞાન આપનારી ઇંદ્રિયો, દબાણ અને વેદનાનું જ્ઞાન આપનારી ઇંદ્રિયો છે.

હાથ–પગ આદિ અવયવોના સ્નાયુઓ કર્મેન્દ્રિયોના દાખલા છે.

**કેન્દ્રીય ચેતાતંત્ર** (Central nervous system) આ મગજ અને કરોડરજ્જુનું બનેલું છે. શરીરના જુદાજુદા અવયવોમાંથી નીકળતા જ્ઞાનતંતુઓ કરોડરજ્જુ દ્વારા મગજમાં જાય છે અને મગજમાંથી નીકળતા ક્રિયાતંતુઓ (motor nerves) પણ કરોડરજ્જુમાંથી પસાર થઈ અલગઅલગ સ્નાયુઓ તરફ જાય છે.

ધારો કે રસ્તામાં પથ્થર પડ્યો છે, પથ્થરમાંથી નીકળતા પ્રકાશનાં કિરણો (ઉદ્દીપન–stimulus) આંખ ઉપર પડે છે. ત્યાંથી અંતરગામી (ingoing) મજ્જાતંતુઓ અથવા જ્ઞાનતંતુઓ તે સંદેશો મોટા મગજ સુધી પહોંચાડે છે ત્યારે આપણને પથ્થરનું જ્ઞાન થાય છે. પછી મગજમાંથી બહિર્ગામી મજ્જાતંતુઓ (outgoing nerves) અથવા ક્રિયાતંતુઓ દ્વારા પગના સ્નાયુઓને સંદેશો પહોંચે છે—પરિણામે માણસ પથ્થર ઓળંગી અથવા પથ્થરથી દૂર ખસી આગળ જાય છે.

### મગજના કાર્યની ત્રણ કક્ષાઓ

મગજના મુખ્ય ત્રણ ભાગ છે. આ ત્રણ ભાગ વિકાસક્રમની ત્રણ કક્ષાઓ બતાવે છે. કુદરતે જૂની વસ્તુઓ

સંધરી તેના ઉપર સુધારા કર્યા છે.

મગજની પહેલી કક્ષા કરોડરજ્જુ અને મગજના નીચેની દાંડી (brain stem) છે. પ્રતિક્ષિપ્ત ક્રિયાઓ (reflex actions)નો આધાર આ ભાગ ઉપર છે. પ્રતિક્ષિપ્ત ક્રિયાઓ તદ્દન સાદી ક્રિયાઓ છે. ઉદ્દીપન ઇંદ્રિયોને લગાડવાથી તરત જ આ ક્રિયાઓ થાય છે. દા. ત. આંખ આગળ એક વસ્તુ ફેંકાય તો આંખ એકદમ બંધ થાય છે, એ પ્રતિક્ષિપ્ત ક્રિયા છે. હેડકી, બગાસું, છીંક વગેરે પ્રતિક્ષિપ્ત ક્રિયાઓના નમૂના છે. પ્રતિક્ષિપ્ત ક્રિયામાં ઇન્દ્રિયો દ્વારા જ્ઞાનતંતુઓ સ્પંદનો લઈ જાય છે; પણ એ સ્પંદનો મગજ સુધી પહોંચતા પહેલાં કરોડ-રજ્જુમાંથી જ તે સ્પંદનો ક્રિયાતંતુને પહોંચે છે અને પરિણામે ક્રિયા થાય છે. આ ક્રિયા જ્ઞાન વગર થાય છે.

**મગજની બીજી કક્ષા: અથવા જૂનું મગજ** જૂના મગજમાં Cerebellum, thalamus, hypothalamus અને striatum છે.

*Thalamus* જૂના મગજના મધ્ય ભાગમાં છે. એ ઇંદ્રિયો તરફથી આવતા સંદેશા સ્વીકારી મોટા મગજને (Cortex) પહોંચાડે છે. હાયપોથૅલૅમસ અને સ્ટ્રાયેટમને પણ આ જ અવયવ સંદેશા પહોંચાડે છે.

*Striatum* અને *Cerebellum.* આ બે અવયવોનું કામ ક્રિયાતંતુઓ (motor nerves)માં સંદેશા પહોંચાડવાનું છે. બહાર જનારાં સ્પંદનો co-ordinate કરવાનું કામ striatumનું છે. અમુક પરિસ્થિતિમાં જે જાતનું કામ કરવાનું હોય છે તેને ગોઠવવાનું કામ આ અવયવ કરે છે. મોટા મગજનાં ક્રિયાકેન્દ્રો (motor centres)નો નાશ થયા પછી પણ ચાલવાની, તરવાની જેવી ક્રિયાઓ આ અવયવને લીધે થઈ શકે છે.

Cerebellum બહિર્ગામી સ્પંદનો માટે શક્તિભંડાર (power house) છે.

*Hypothalamus.* શરીરની આંતરિક ક્રિયાઓ માટે આ મુખ્ય કેન્દ્ર છે. જીવનની દૃષ્ટિએ મહત્ત્વની ક્રિયાઓ (જેવી કે હૃદયની, ફેફસાંની, જઠરની) ઉપર આ કેન્દ્ર નિયંત્રણ રાખે છે. શરીરનું ઉષ્ણતામાન, લોહીની રાસાયણિક સ્થિતિ વગેરે સાચવવાનું કામ આ અવયવ કરે છે. સંકટકારી બાહ્ય પરિસ્થિતિ વખતે યોગ્ય ક્રિયાની ગોઠવણી કરવાનું કામ આ જ અવયવ કરે છે. આવેશ (emotion)નું કેન્દ્ર hypothalamus છે.

**મગજની સૌથી ઉચ્ચ કક્ષા.** Cerebrum (મોટું મગજ) આ બે ભાગનું બનેલું છે. ઉપરનું આવરણ ભૂરા પદાર્થનું બનેલું છે. એને Cerebral Cortex કહે છે. Cortexની અંદર સફેદ દ્રવ્ય હોય છે તે મજ્જાતંતુ તરીકે કામ કરે છે. સૌથી ઉચ્ચ ક્રિયાઓ અથવા ઐચ્છિક ક્રિયાઓ આ મગજ દ્વારા થાય છે. એ અર્થમાં આ મગજ સર્વોપરી મગજ છે; પણ ખાતાના કાર્યક્ષમ સર્વાધિકારીની માફક શરીરની દરરોજની (routine) ક્રિયાઓ એ નીચેનાં કેન્દ્રોને એટલે નાના મગજને (Cerebellum, thalamus, hyhothalamus) અને કરોડરજ્જુને સોંપે છે.

## ૫. વર્તનનાં પ્રેરકબળો

મનોવિજ્ઞાન માનવી-વર્તનનું વિજ્ઞાન છે એવું આપણે જોઇ ગયા. માણસ અમુક એક પ્રસંગમાં અમુક પ્રકારનું વર્તન કેમ કરે છે એનો અભ્યાસ બહુ રસપ્રદ વિષય છે.

એક સમય એવો હતો કે જ્યારે તત્ત્વજ્ઞાનીઓ એમ માનતા કે માનવ અને માનવેતર પ્રાણીઓ તદ્દન અલગ પ્રકારનાં પ્રાણીઓ છે. માનવનું વર્તન બુદ્ધિ-પ્રેરિત છે, અને માનવેતર પ્રાણીઓનું વર્તન સહજવૃત્તિ(instinct)-પ્રેરિત છે એમ માનવામાં આવતું; પરંતુ ડાર્વિનના ઉત્ક્રાંતિ-વાદના સિદ્ધાંતે આ ભેદ તોડી નાખ્યો અને માનવી ફક્ત નીચલી કક્ષાનાં પ્રાણીઓનું વિકસિત સ્વરૂપ છે એ બતાવી આપ્યું. તેથી માનવ અને માનવેતર પ્રાણીઓનાં વર્તનની પાછળની પ્રેરકશક્તિ મૂલભૂત એક જ હોવી જોઈએ એ વિચાર દૃઢ થયો.

**સહજવૃત્તિનો સિદ્ધાંત.** મૅક્ડૂગલનો સહજવૃત્તિનો સિદ્ધાંત આ બાબતમાં પ્રખ્યાત છે. પ્રાણીઓનાં વર્તનનો અભ્યાસ કરી મૅક્ડૂગલે એમ બતાવ્યું કે નીચી કક્ષાનાં પ્રાણીઓ પોતાના જીવનની ક્રિયાઓ પૂર્વ અનુભવ વગર કોઈનું અનુકરણ કર્યા વગર અથવા કોઈની પાસેથી શીખ્યા વગર કરી શકે છે. આ નિયમ તેણે માણસને પણ લાગુ પાડ્યો. ઉંદરનું ધ્યાન બિલાડી તરફ ખેંચાય છે; બિલાડીને જોઈને તે ભય અનુભવે છે, અને તે નાસી જવાને પ્રેરાય છે. ઉંદરની આ વૃત્તિ સહજ છે.

તેથી એને મૅક્ડૂગલ સહજવૃત્તિ કહે છે. તે સહજવૃત્તિની વ્યાખ્યા નીચે પ્રમાણે કરે છે: સહજવૃત્તિ એ પ્રાણીની એવી **જન્મજાત** વૃત્તિ છે કે જેને લીધે પ્રાણીનું ધ્યાન અમુક એક પદાર્થ તરફ ખેંચાય છે; તે પ્રદાર્થની સમક્ષ એ વિશેષ પ્રકારનો આવેગ અનુભવે છે અને પરિણામે તે વિશિષ્ટ ક્રિયા કરવા પ્રેરાય છે. મૅક્ડૂગલે ૧૪ સહજ-વૃત્તિઓની યાદી આપી છે. પાછળથી એણે ૧૪ ને બદલે ૧૮ની યાદી આપી છે. ભૂખ સંતોષવાની વૃત્તિ, ભયથી નાસી જવાની વૃત્તિ, વિરોધી પદાર્થનો સામનો કરવાની વૃત્તિ, લૈંગિકવૃત્તિ, કુતૂહલવૃત્તિ, એ યાદીમાંથી નમૂના તરીકે આપી છે.

### સહજવૃત્તિના સિદ્ધાંતનો વિરોધ

પણ મૅક્ડૂગલનો સિદ્ધાંત કોઈને માન્ય નથી. એ સિદ્ધાંત અતિ બંદિસ્ત (rigid) અથવા જકડી લેનારો માલૂમ પડ્યો છે. તદ્દન નાનાં પ્રાણીઓનું વર્તન ભલે એટલું જન્મથી જકડાયેલું હોય; પણ મનુષ્યનું વર્તન એટલું જન્મથી જકડાયેલું નથી.

### આવશ્યકતાઓનો સિદ્ધાંત

આજના મનોવિજ્ઞાનમાં વર્તનનાં પ્રેરક બળો તરીકે આવશ્યકતાઓ (needs)નો સિદ્ધાંત સ્વીકારવામાં આવ્યો છે. દા. ત. ભૂખ (ખોરાકની આવશ્યકતા) પ્રેરક બળ છે. એટલે ભૂખ લાગે ત્યારે પ્રાણી ખોરાક શોધવાની પ્રવૃત્તિ કરે છે.

આ આવશ્યકતાઓ બે પ્રકારની છે: કેટલીક સહજ (જન્મજાત) છે; કેટલીક સંપાદિત (અનુભવથી મેળવેલી) છે. દા. ત. ભૂખ એ સહજ આવશ્યકતા છે: દેશ માટે કામ કરવાની ધગશ એ સંપાદિત આવશ્યકતા છે.

આવશ્યકતાઓનું બીજી રીતે પણ વર્ગીકરણ કરવામાં આવ્યું છે; કેટલીક આવશ્યકતાઓ શારીરિક હોય છે; કેટલીક માનસિક અથવા સામાજિક (સમાજના સંપર્કથી મેળવેલી) હોય છે.

**મુખ્ય શારીરિક આવશ્યકતાઓ** નીચે પ્રમાણે છે.

૧. ભૂખ અને તરસ: ખોરાક અને પાણીની આવશ્યકતા
૨. લૈંગિક આવશ્યકતા
૩. વિશ્રાંતિ અને ઊંઘની આવશ્યકતા
૪. ક્રિયા કરવાની આવશ્યકતા
૫. શરીરની સમતુલા રાખવાની આવશ્યકતા, જેમાં મળમૂત્ર-વિસર્જન, શ્વાસોચ્છ્વાસ, શરીરની ઉષ્ણતા સાચવવાની આવશ્યકતાઓનો સમાવેશ થાય છે.

### માનસિક આવશ્યકતાઓ

૧. સુરક્ષિતતા
૨. સ્નેહ
૩. કદર, આદર (recognition)
૪. કર્તૃત્વ (achievement) વગેરે

મોટી ઉમરના માણસના જીવનમાં ઘણી આવશ્યકતાઓ અનુભવથી, સંસ્કારથી અથવા પ્રયત્નથી મેળવેલી હોય છે. દા. ત. દેશભક્તિ એ વૃત્તિ સંપાદિત છે. દેશ પ્રત્યેનો પ્રેમ કેળવવો પડે છે. આ પ્રેમને લીધે માણસ મરવા પણ તૈયાર થાય છે. સંસ્કારી માણસનું લક્ષણ જ એ છે કે શિક્ષણ, સંસ્કાર અને સંપર્કથી જીવનમાં ઉચ્ચ મૂલ્યો કેળવે અને એ મૂલ્યો અનુસાર પોતાનું વર્તન કરે.

## ૬. ચેતનાવસ્થાની કક્ષાઓ અને પાસાં

ચેતનાવસ્થાની ત્રણ કક્ષાઓ છે: (૧) પૂર્ણ ચેતનાવસ્થા (Conscious level); (૨) નિમ્નચેતનાવસ્થા (sub-conscious level); (૩) અજ્ઞાતાવસ્થા (unconscious level).

આ વિષય લખતી વખતે હું જે વિચાર કરું છું અને જે શબ્દો લખું છું તેનું મને પૂર્ણ જ્ઞાન છે. એ મારી પૂર્ણ ચેતનાવસ્થા છે. પણ જ્યારે હું ગુજરાતી ભાષામાં આ વિચારો લખું છું તે વખતે મારા મનમાં હિંદી, મરાઠી, અંગ્રેજી ભાષાનું જ્ઞાન પણ હયાતીમાં છે. હમણાં હું એ ભાષાઓ વિષે વિચાર કરતો નથી; પણ જ્યારે જોઈએ ત્યારે હું તે ભાષાના શબ્દો અને વાક્પ્રયોગોને મનની સપાટી ઉપર લાવી શકું છું. આ જ્ઞાનને નિમ્ન-ચેતનાવસ્થા કહે છે. પણ કેટલાક વિચારો મનના ઊંડાણ-માં એવા લપાઇને બેઠા હોય છે કે એ સામાન્ય રીતે અથવા સામાન્ય અવસ્થામાં મનના પૃષ્ઠ ભાગ ઉપર આવતા નથી. આપણને એનું જ્ઞાન હોતું નથી. એમને જ્ઞાન-અવસ્થામાં લાવવા માટે વિશેષ ઉપાય યોજના કરવી પડે છે, જેવી કે હિપ્નોટિઝમ અથવા સ્વૈર-શબ્દસાહચર્ય

(free association); અથવા એ વિશેષ અવસ્થામાં જ જેવા કે—હિસ્ટેરિયા, સ્વપ્નરોગમાં—મનની સપાટી ઉપર આવે છે.

## ચેતનાવસ્થાનાં ત્રણ પાસાં

ચેતનાવસ્થાનાં ત્રણ પાસાં છે: જ્ઞાન, લાગણી અને ક્રિયા તરફ પ્રવૃત્તિ. આ ત્રણ પાસાં છે, ભાગ નથી એ ધ્યાનમાં રાખવું જોઈએ. એટલે કોઈ પણ માનસિક અવસ્થાનાં અંગ તરીકે એ હોય છે; એ ત્રણ અલગ ભાગ તરીકે અનુભવમાં આવતાં નથી. દાખલો આપી આ મુદ્દો સ્પષ્ટ કરીએ.

ધારો કે એક ટોળામાં હું એક માણસને જોઉં. એ મારો મિત્ર છે એમ એને હું ઓળખી કાઢું. આ જોવાની અને ઓળખવાની ક્રિયા એ જ્ઞાનનું પાસું છે. પણ એ મિત્ર છે એમ મને જ્ઞાન થાય એટલે સાથે-સાથે મને આનંદનો અનુભવ થાય છે; એ લાગણીનું પાસું થયું. અને આનંદ થતાંની સાથે હું એ મિત્રને મળવાની ઇચ્છા કરું. આ ક્રિયા-પ્રવૃત્તિનું પાસું થયું.

## ૭. ધ્યાનની ક્રિયા (Attention)

આપણી જ્ઞાનેંદ્રિયો ઉપર અસંખ્ય ઉદ્દીપનોનો આઘાત થતો હોય છે; પણ આપણી ઇંદ્રિયોની શક્તિ એટલી મર્યાદિત હોય છે કે બધાં ઉદ્દીપનોનું આપણને જ્ઞાન થતું નથી. આ અસંખ્ય ઉદ્દીપનોમાંથી થોડાક જ ઉપર આપણું મન કેન્દ્રિત થાય છે અને તેમનું જ આપણને જ્ઞાન થાય છે. અનેક પદાર્થોમાંથી અમુક એક પદાર્થ ઉપર મન એકાગ્ર થાય છે, એ ક્રિયાને ધ્યાનની ક્રિયા કહે છે. આમ ધ્યાનમાં હમેશાં પસંદગી હોય છે.

## ધ્યાનનાં નિર્ણાયક બળો

અમુક પદાર્થો તરફ આપણું ધ્યાન ખેંચાય છે અને અમુક તરફ ખેંચાતું નથી. ધ્યાનનાં નિર્ણાયક બળો કયાં છે? આ પરિબળો બે પ્રકારનાં છે: (૧) બાહ્ય અને (૨) આંતરિક.

## બાહ્ય પરિબળો

૧. **ઉદ્દીપનની તીવ્રતા:** તીવ્ર પ્રકાશ, તીવ્ર વેદના, મોટો અવાજ, સખત દુર્ગંધ આપણું ધ્યાન તરત જ ખેંચે છે.

૨. **પદાર્થનું કદ:** મોટા કદની વસ્તુ આપણું ધ્યાન જલદી ખેંચે છે.

૩. **ઉદ્દીપનની સમય-અવધિ:** જે ઉદ્દીપન આપણી ઇંદ્રિયો આગળ અમુક સમય સુધી હાજર રહે છે તેના તરફ આપણું ધ્યાન ખેંચાવાનો વધુ સંભવ છે.

૪. **બિનહરીફ ઉદ્દીપન:** જો કોઈ પદાર્થ તદ્દન એકલો રજૂ કરવામાં આવે અને એની પાસે એની સ્પર્ધા કરે એવી બીજી કોઈ વસ્તુ ન હોય તો તે તરફ ધ્યાન વધુ એકાગ્ર થાય છે. દા. ત. વર્તમાનપત્રના એક પાનાના મધ્યમાં એક નાની સરખી જાહેરખબર હોય અને આજુબાજુનો ભાગ તદ્દન કોરો હોય તો તે જાહેરખબર તરફ ધ્યાન જલદી ખેંચાય છે.

૫. **ગતિ:** સ્થિર વસ્તુ કરતાં હાલતી વસ્તુ વધુ ધ્યાન ખેંચે છે.

૬. **ફેરફાર અથવા નવીનતા:** હમેશ કરતાં કંઈ નવીનતા દેખાય તો આપણું ધ્યાન તરત જ ખેંચાય છે.

૭. **એકાએક બનાવ:** કોઈ પદાર્થ એકદમ અને અનપેક્ષિત રીતે આપણી સમક્ષ રજૂ થાય તો તેનાથી ધ્યાન તરત ખેંચાય છે.

## આંતરિક પરિબળો

બાહ્ય પરિબળો કરતાં આંતરિક બળો ધ્યાનને ખેંચવામાં વધુ ભાગ ભજવે છે. એમાંનાં કેટલાંક નીચે આપ્યાં છે.

૧. **માનસિક તત્પરતા અથવા ઉન્મુખતા (mental set):** એક ટોળામાં આપણા એક મિત્રને જોવાની આપણે અપેક્ષા રાખતા હોઈએ તો આપણું ધ્યાન એ મિત્ર તરફ સહેલાઈથી જાય છે.

૨. **અભિરુચિ:** ધ્યાનનું સૌથી અગત્યનું પરિબળ અભિરુચિ છે. જે પદાર્થમાં આપણને અભિરુચિ છે તેના તરફ આપણું ધ્યાન તરત જાય છે.

અભિરુચિ બે પ્રકારની છે: સહજ (inborn) અને સંસ્કારજન્ય (acquired). બાળકનું ધ્યાન રમકડાં તરફ જાય છે એમાં સહજ અભિરુચિ કામ કરે છે. વિજ્ઞાની પ્રયોગશાળા કે અભ્યાસ તરફ ધ્યાન આપે છે. એમાં સંસ્કારજન્ય અથવા કેળવાયેલી અભિરુચિ કામ કરે છે.

૩. **ટેવ:** એક વિષય પ્રત્યે ધ્યાન આપવાની આપણે ટેવ પાડી હોય તો તેના તરફ ધ્યાન આપવું સહેલું પડે છે.

૪. **હેતુ અને સંકલ્પશક્તિ:** આપણે હેતુપુરઃસર કોઈ વિષય તરફ ધ્યાન આપવાનો નિશ્ચય કરીએ તો તેના તરફ આપણે ધ્યાન આપી શકીએ છીએ.

### ધ્યાનના પ્રકાર

ધ્યાનના મુખ્ય પ્રકાર ત્રણ છે:

૧. **અનૈચ્છિક ધ્યાન:** આ ધ્યાન આપણી ઇચ્છા વિરુદ્ધ ખેંચાય છે. આપણે વાંચવામાં મગ્ન હોઇએ અને એવામાં મોટો અવાજ થાય તો આપણું ધ્યાન એના તરફ જાય છે.

૨. **ઇચ્છાશક્તિ પ્રેરિત ધ્યાન અથવા ઐચ્છિક ધ્યાન:** આ ધ્યાન માટે પ્રયત્ન કરવો પડે છે અથવા ઇચ્છાશક્તિનો ઉપયોગ કરવો પડે છે. દા. ત. પરીક્ષા પાસે આવે ત્યારે મોજશોખ છોડી આપણે અભ્યાસ તરફ ધ્યાન આપીએ છીએ. આમાં નિશ્ચયશક્તિનો ઉપયોગ કરવો પડે છે.

૩. **અનાયાસે ખેંચાતું ધ્યાન:** કેટલાક વિષયો પ્રત્યે આપણે અભિરુચિ કેળવીએ છીએ. આવા વિષય તરફ ધ્યાન આપવામાં આપણને કષ્ટ પડતું નથી. વિષય પ્રત્યેના રસને લીધે આપણે સહેલાઈથી તેના તરફ ધ્યાન આપી શકીએ છીએ.

## ૮. પ્રત્યક્ષજ્ઞાન (Perception)

આપણી આસપાસ અનેક પદાર્થો છે. એમાંથી કેટલાક તરફ આપણું ધ્યાન ખેંચાય છે એ આપણે જોઈ ગયા. ત્યારે આપણને એમના અસ્તિત્વનું ભાન થાય છે. આંખથી જોઇને આપણે કહીએ છીએ કે આ ટેબલ છે, કાનથી સાંભળીને આપણે કહીએ છીએ કે આ કોયલનો અવાજ છે. ઇંદ્રિયોથી થતા આ જ્ઞાનને આપણે પ્રત્યક્ષજ્ઞાન કહીએ છીએ.

ઇંદ્રિયજ્ઞાન અંત્યત જટિલ ક્રિયા છે. એ ક્રિયાનું આપણે વિશ્લેષણ કરીશું. સ્ટેજ ઉપર એક ખુરશી છે, તેના તરફ જોઇને હું કહું છું કે આ ખુરસી છે. ખુરશીનું પ્રત્યક્ષીકરણ કેવી રીતે થાય છે? ખુરશી તરફ આપણે જોઇએ છીએ ત્યારે ખુરસીમાંથી નીકળતાં કિરણો આંખની retina ઉપર આઘાત કરે છે. આ આઘાતનાં સ્પંદનો આંખના જ્ઞાનતંતુઓ દ્વારા મગજ સુધી પહોંચે છે, અને પરિણામે આપણને બહારના પદાર્થના (ખુરસીના) અસ્તિત્વનું ભાન થાય છે. આ પ્રાથમિક અનુભવને સંવેદન કહે છે. સંવેદનમાં કોઈ પદાર્થનું સ્પષ્ટ જ્ઞાન થતું નથી: કેવળ બહારના ઉદ્દીપનનો ઇન્દ્રિય ઉપર આઘાત થયો છે એનું ભાન થાય છે. અસ્તિત્વના ભાનમાંથી 'આ ખુરસી છે' એવું અર્થયુક્ત જ્ઞાન થાય છે ત્યારે એને ઇન્દ્રિયજ્ઞાન અથવા પ્રત્યક્ષજ્ઞાન કહે છે.

સંવેદનમાંથી પ્રત્યક્ષજ્ઞાન કેવી રીતે થાય છે એ હવે જોઇએ. પ્રત્યક્ષીકરણમાં ત્રણ ક્રિયાઓ સમાયેલી છે:

(૧) સૌથી પ્રથમ અનેક સંવેદનોનું એકત્રીકરણ (grouping) થાય છે. દા. ત. ખુરસીના પ્રત્યક્ષીકરણમાં ખુરસીના પગ, બેઠક, પીઠ, હાથ વગેરેનાં સંવેદનો એકત્ર જોડાય છે.

(૨) બીજી ક્રિયા વિભક્તિકરણની છે. એટલે ખુરસીની આકૃતિને સ્ટેજથી છૂટી કરવામાં આવે છે. મનોવિજ્ઞાનની ભાષામાં પાર્શ્વભૂમિ (ground)થી આકૃતિ (figure)ને અલગ પાડવામાં આવે છે.

(૩) ત્રીજી ક્રિયા અર્થપૂરણની છે. આ ખુરસી છે, એવો અર્થ એ સંવેદનોને પ્રાપ્ત થાય છે. આ અર્થ આપણે પૂર્વ અનુભવના આધાર ઉપર આપીએ છીએ.

**ભ્રમ:** કેટલીક વખતે પ્રત્યક્ષીકરણમાં ભૂલ થાય છે. દોરડાને આપણે સાપ સમજીએ છીએ. એને ભ્રમ કહે છે. ભ્રમમાં આપણે ઇંદ્રિયોએ અનુભવેલાં સંવેદનોનો ખોટો અર્થ કરીએ છીએ.

## ૯. સ્મૃતિ (Memory)

સ્મૃતિ માણસની બહુ અગત્યની શક્તિ છે. તેથી મનોવૈજ્ઞાનિકોએ આ વિષયો ઉપર અનેક પ્રયોગો કર્યા છે.

સ્મૃતિ એટલે પાછલા અનુભવોનો ફરીથી અનુભવ. સ્મૃતિ અથવા સ્મરણક્રિયાનાં ત્રણ અંગો છે: ગ્રહણ, ધારણ અને સ્મરણ. દા. ત. એક કવિતા હું મોઢે બોલી જઉં છું. એટલે શું? પહેલાં એ કવિતા હું શીખ્યો હતો (ગ્રહણ); એ કવિતા મેં મનમાં ધારણ કરી રાખી હતી; અને યોગ્ય વખતે એ કવિતા મને યાદ આવે છે.

સારી સ્મૃતિ કોને કહેવાય? જે માણસ વિષય જલદી ભણી શકે છે; ભણેલો વિષય વધુ સમય સુધી યાદ રાખી શકે છે; અને જ્યારે જોઇએ ત્યારે એ વિષય યાદ લાવી શકે છે, તેની સ્મૃતિ સારી કહી શકાય.

સ્મરણશક્તિ સુધરી શકે? સ્મરણશક્તિની બાબતમાં માણસ માણસમાં ફરક હોય છે. કેટલાક માણસોની સ્મરણશક્તિ નબળી હોય છે, કેટલાકની તીવ્ર હોય છે.

છતાં એક અર્થમાં સ્મરણશક્તિ સુધારી શકાય છે એમ કહી શકાય. એટલે પોતાની પાસે જન્મજાત જેટલી શક્તિ હોય તેનો વધુ સારો ઉપયોગ કરી શકાય. જો વિષય ભણવાની યોગ્ય પદ્ધતિઓ અપનાવવામાં આવે તો સ્મૃતિનાં ત્રણે અંગોમાં સુધારો કરી શકાય છે.

### સ્મરણશક્તિને મદદ કરનારાં પરિબળો

**૧. સંકલ્પશક્તિ** (will): જો ઇરાદાપૂર્વક મનમાં નિશ્ચિત હેતુ રાખી આપણે અભ્યાસ કરીએ તો સ્મૃતિને મદદરૂપ થઈ પડે છે.

**૨. અભિરુચિ:** સ્મરણક્રિયાને માટે અભિરુચિ બહુ સહાયક પરિબળ છે. અભિરુચિ અને ધ્યાન અરસપરસ સંકળાયેલાં છે.

**૩. અર્થયુક્તતા:** અર્થવિહીન વિષય કરતાં અર્થયુક્ત વિષય જલદી યાદ રહી જાય છે; વધારે સમય સુધી યાદ રહે છે; અને જોઇએ ત્યારે યાદ આવે છે.

**૪. સુગ્રથન** (organization): જો વિષય ભણતી વખતે મુદ્દાઓને સમજીને ગોઠવ્યા હોય તો તે સ્મૃતિને મદદરૂપ નીવડે છે.

**૫. છંદોબદ્ધતા:** ઉપરનાં કારણસર જ ગદ્ય કરતાં પદ્ય જલદી યાદ થાય છે; કારણ કે કવિતામાં એક ધ્વનિ સાથે બીજો ધ્વનિ બરાબર ગોઠવાઈ જાય છે.

**૬. મુખપઠન** (recitation): વિષય થોડી વાર વાંચ્યા પછી, ચોપડી બંધ કરી જો મોઢે બોલી જવાની પદ્ધતિ અપનાવીએ તો ઓછા સમયમાં આપણે વધુ યાદ કરી શકીએ છીએ.

**૭. અંતરયુક્ત પઠન** (spaced learning): એક વિષયનો એકસામટો એક જ બેઠકમાં અભ્યાસ કરવા કરતાં જો સમયની યોગ્ય વિભાગણી કરીએ તો ઓછા સમયમાં વધુ ભણતર થાય છે.

**૮. અતિપઠન:** વિષય પૂરો ભણ્યા પછી પણ જો તેનું વારંવાર અનેક વાર પુનરાવર્તન કરીએ તો તે ઘણા લાંબા સમય સુધી યાદ રહે છે. દા. ત. અનેક વર્ષો પરદેશમાં રહ્યા પછી પણ આપણી માતૃભાષા આપણે ભૂલતા નથી. એનું કારણ એનું આપણે હજારો વાર અતિ પઠન કરેલું હોય છે.

**૯. અનુપઠન વિશ્રાંતિ:** વિષયનો અભ્યાસ કર્યા પછી તરત વિશ્રાંતિ લેવામાં આવે અથવા ઊંઘ લેવામાં આવે તો શીખેલી વસ્તુ વધારે પ્રમાણમાં યાદ લાવી શકીએ છીએ.

## ૧૦ કલ્પનાશક્તિ (Imagination)

**પ્રતિમા:** સ્મૃતિમાં આપણે ભૂતકાળના અનુભવો જેવા ને તેવા મનના પૃષ્ઠભાગ (level of consciousness) ઉપર લાવીએ છીએ. પ્રતિમા સ્મૃતિનો પ્રકાર છે. દા. ત. આંખો ઉઘાડી રાખી હું સામેના ફૂલ તરફ જોઉં છું. એ મારો પ્રત્યક્ષ અનુભવ અથવા પ્રત્યક્ષજ્ઞાન થયું. થોડી વાર પછી મારી સામે ફૂલ ન હોય તો પણ મને એનું સ્મરણ થાય છે અને તેથી એની પ્રતિમા હું મનઃચક્ષુ સમક્ષ જોઇ શકું છું. સ્મૃતિની માફક પ્રતિમા કેવળ અનુભવની નકલ (carbon copy) છે. એમાં નવું સર્જન નથી.

**કલ્પના:** કલ્પનામાં નવસર્જન છે. એમ તો કલ્પનાનો આધાર પણ પૂર્વે થઈ ગએલા અનુભવ ઉપર જ છે. પણ કલ્પનામાં પૂર્વના અનુભવો—પ્રતિમા, ખ્યાલ (concepts), વિચારો—ની નવી રચના અથવા ગોઠવણી થાય છે. દા. ત. મારા મિત્રનો ચહેરો યાદ આવે તે પ્રતિમા છે. એમાં નવું કંઈ નથી. પણ કોઈ ચિત્રકારના મનમાં એક માણસના નાકની, બીજાની આંખોની, ત્રીજાના કપાળની, ચોથાના હોઠની, પાંચમાની હડપચીની, છઠ્ઠાના ગાલની, સાતમાના વાળની વગેરે પ્રતિમાઓ હોય અને એ બધી પ્રતિમાઓને એકત્ર કરીને એક આકર્ષક ચિત્ર દોરે એ ચિત્રકારની કલ્પનાશક્તિ કહેવાય; કારણ કે પૂર્વ અનુભવના આધાર ઉપર એ નવસર્જન છે.

### કલ્પનાના પ્રકાર

૧. Passive અને Active Imagination: અનાયાસે આવનારી કલ્પના અને પ્રયત્નપૂર્વક કરેલી કલ્પના.

કેટલીક વખત આપણા પ્રયત્ન વગર પોતાની મેળે જ મનમાં અનેક કલ્પનાઓ આવ્યા કરે છે, તે passive કલ્પના છે. કેટલીક વખતે આપણે પોતે પ્રયત્નપૂર્વક અને હેતુપૂર્વક કલ્પના કરીએ છીએ, તે active કલ્પના છે.

૨. Receptive અને Creative Imagination: ગ્રહણાત્મક અને સર્જનાત્મક કલ્પના.

આપણે કોઈ દશ્યનું વર્ણન વાંચીને એ દશ્ય મનઃચક્ષુ સમક્ષ ખડું કરીએ છીએ. તેમાં બીજા માણસે કલ્પના કરી છે; આપણે કેવળ એ કલ્પના પુનર્નિર્માણ કરીએ છીએ. આવી કલ્પનાને receptive કલ્પના કહે છે.

એનાથી ઊલટું, કવિ અથવા નવલકથાકાર જ્યારે કવિતા અથવા નવલકથા લખે છે ત્યારે તે કલ્પના પોતે નિર્માણ કરે છે. આવી કલ્પનાને creative કલ્પના કહે છે.

૩. Theoretical અને Practical Imagination: સિદ્ધાંતાત્મક અને વ્યવહારાત્મક કલ્પના.

વિજ્ઞાનના નિયમો શોધી કાઢવા એ પહેલા પ્રકારનો નમૂનો છે; એન્જિનિયર પ્રત્યક્ષ પૂલ બાંધતાં પહેલાં એની માનસિક યોજના તૈયાર કરે એમાં બીજા પ્રકારની કલ્પના છે.આવા પ્રકારની કલ્પનાને reasoning અથવા તર્ક કહે છે.

૪. Aesthetic: Artistic અને Phantastic Imagination સૌંદર્યસાધક: કલાત્મક અને તરંગાત્મક કલ્પના.

સૌંદર્યસાધક કલ્પના મનુષ્યની સૌંદર્યની ભૂખને સંતોષવા માટે છે. એના બે પેટાપ્રકાર છે: એક કલાત્મક કહેવાય છે. ચિત્રકળાના નમૂના, કવિતા, નાટક, નવલકથાઓ આ પ્રકારના નમૂના છે. આવી કલા વસ્તુનિષ્ઠ ન હોય પણ એ આંતરિક નિયમોથી નિયંત્રિત છે. બીજા પ્રકારમાં કેવળ કલ્પના-વિલાસ છે. એ તદ્દન બેહૂદ અને અનિયંત્રિત હોય છે. શેખચલ્લીના વિચારો આવી કલ્પનાનો નમૂનો છે.

## ૧૧. વિચારક્રિયા અને અનુમાન

ક્રિયા કરતાં પહેલાં વિચાર કરો એવો શબ્દ પ્રયોગ આપણે અનેક વાર સાંભળીએ છીએ. આ શબ્દપ્રયોગમાં જ વિચારક્રિયાનું સ્વરૂપ સ્પષ્ટ થાય છે.

**વિચારનું સ્વરૂપ:** પદાર્થનો વિચાર કરવો અથવા ક્રિયાનો વિચાર કરવો એટલે પ્રત્યક્ષ પદાર્થની ગેરહાજરીમાં અથવા પ્રત્યક્ષ ક્રિયા કર્યા વગર આપણે માનસિક વ્યવહાર કરીએ છીએ દા. ત. મારો મિત્ર મારી સમક્ષ હોય ત્યારે હું એને જોઉં છું એમ કહેવાય: પણ મિત્રની ગેરહાજરીમાં એની પ્રતિમા મારા મનમાં લાવું તો હું એને વિષે વિચાર કરું છું એમ કહેવાય. મારા ઘરની અગાશી ઉપરથી હું જમીન ઉપર કૂદકો મારું તો હું પ્રત્યક્ષ ક્રિયા કરું છું એવી ભાષા વાપરું છું; પણ મનમાં ને મનમાં જો હું અહીંથી કૂદકો મારું તો શું થાય, એવો અનુભવ અથવા કલ્પના કરું તો હું કૂદકો મારવાનો વિચાર કરું છું એમ કહેવાય છે.

આ દાખલા ઉપરથી વિચાર-ક્રિયાનું સ્વરૂપ સ્પષ્ટ થાય છે. પ્રત્યક્ષ પદાર્થને બદલે તેના પ્રતીક (symbol) સાથે કરવામાં આવતા માનસિક વ્યાપારને વિચારક્રિયા કહે છે. પ્રતીકો (symbols) વિચારક્રિયાનાં સાધનો (tools) છે. વિચારક્રિયાનાં સાધનો ચાર છે: ૧. પ્રતિમા ૨. ભાષા ૩. ખ્યાલ (concept) ૪. સ્નાયુની તત્પરતા (muscular set).

**પ્રતિમા:** મારા મિત્રની ગેરહાજરીમાં મનઃચક્ષુ સામે હું એની પ્રતિમા જોઉં છું, એટલે હું એને વિષે વિચાર કરું છું. વિચારક્રિયામાં પ્રતિમાનો ઉપયોગ મોટા પ્રમાણમાં થાય છે.

**ભાષા:** ભાષા તો વિચારનું મુખ્ય સાધન છે. મોટા માણસોના બધા વિચાર ભાષા દ્વારા જ થાય છે.

**પદાર્થની જાતિ વિષેના ખ્યાલ (concept):** જેમ એક મિત્રની પ્રતિમા આપણે જોઈ શકીએ છીએ, તેમ મિત્રની આખી જાતિ વિષે પણ અનુભવ કરી શકીએ છીએ. એવા અનુભવને ખ્યાલ કહે છે. ખાસ કરીને વિજ્ઞાનના અભ્યાસમાં આવા ખ્યાલોનો જ ઉપયોગ થાય છે. દા. ત. પાણી હાઇડ્રોજન અને ઑક્સિજનનું બનેલું છે. એમાં પાણી એટલે એક ઠેકાણેનું પાણી એવો અર્થ નથી; પણ આખી 'પાણીની જાતિ' એવો અર્થ છે.

**સ્નાયુની સિદ્ધતા (muscular set):** એ ક્રિયાનું પ્રતીક છે. ઉપરથી નીચે કૂદકો મારતી વખતે આપણે પહેલાં આપણા સ્નાયુઓને તૈયાર કરીએ છીએ. ક્રિયાનું એ પ્રાથમિક પગથિયું છે અને પ્રતીકાત્મક સ્વરૂપ છે.

**તર્ક અથવા અનુમાન** (reasoning): તર્ક વિચારક્રિયાની સર્વોચ્ચ કક્ષા છે. Reasoning is symbolic problem solving અથવા Reasoning is problem-solving on the plane of imagination એટલે પ્રત્યક્ષ ક્રિયા કર્યા વગર કેવળ વિચારની ભૂમિકા ઉપર સમસ્યાનો ઉકેલ શોધવાની ક્રિયાને તર્ક અથવા અનુમાન કહે છે.

**અનુમાનક્રિયાનાં પગથિયાં**

૧. સમસ્યાનું સ્પષ્ટ આકલન.
૨. આકલન થતાંની સાથે એની સાથે સંકળાયેલા અનુભવો મનમાં આવે છે.
૩. સમસ્યાના ઉકેલ માટેના મુદ્દાઓ ઉપર મન એકાગ્ર થાય છે.
૪. એ મુદ્દાઓની યોગ્ય ગોઠવણી કરીને એમાંથી ઉકેલ નીકળે છે.

દા. ત. આપણે ઓરડીની છત સાફ કરવી છે. આ સમસ્યા થઇ. ઓરડીમાં સેંકડો વસ્તુઓ તરફ મારી નજર જાય છે, પણ એમાંથી કેટલીક વસ્તુઓ હું પસંદ કરું છું: સાવરણી, લાકડી અને દોરી. આ ત્રણ વસ્તુઓની યોગ્ય ગોઠવણી કરીને છત સુધી પહોંચી શકે એવી સાવરણી હું તૈયાર કરું છું.

**વિચારક્રિયાની ઉપયુક્તતા:** પ્રત્યક્ષભૂમિકા ઉપર કામ કરવાથી સમાજની પ્રગતિ ઝડપથી થઈ શકે નહિ. તેમાં અનેક સંકટો અને વખતનો અપવ્યય સમાયેલાં છે. તેથી પ્રત્યક્ષ ક્રિયા કરવાને બદલે તે વિચારની ભૂમિકા ઉપર કરવાથી શક્તિ, શ્રમ, અને સમયનો બચાવ થાય છે. દુનિયામાં કલા, ઉદ્યોગ, વિજ્ઞાનની ઝડપી પ્રગતિ વિચાર અને તર્કને આભારી છે.

## ૧૨. આવેગ (Emotion)

આવેગનો અનુભવ દરેક માણસને હોય છે. બીક, ગોસ્સો, પ્રેમ, તિરસ્કાર વગેરે આવેગના નમૂના છે.

આવેગનો અભ્યાસ ચાર પાસાંઓને ધ્યાનમાં રાખી કરવામાં આવે છે:

(૧) આવેગનું પહેલું અંગ છે એનો આંતરિક અનુભવ. આપણને આવેગનો અનુભવ થાય છે. આંતરિક અનુભવ તરીકે આવેગ મનની ઓછીવત્તી ક્ષુબ્ધ અવસ્થા છે.

(૨) આવેગનું બીજું અંગ છે એની સાથે સંકળાયેલા શરીર-અંતર્ગત ફેરફારો. જેવાં કે હૃદયના ધબકારા, શ્વાસોચ્છ્વાસમાં ફેરફાર, આંતરડાંમાં ગરબડ, લોહીનું દબાણ વગેરે.

(૩) આવેગનું ત્રીજું લક્ષણ છે શારીરિક બાહ્ય આવિષ્કાર અથવા બાહ્ય વર્તન. દા. ત. બીકમાં માણસ નાસવાની ક્રિયા કરે છે. ગુસ્સામાં એ હુમલો કરે છે.

(૪) આવેગનું ચોથું લક્ષણ છે એની પ્રેરણાશક્તિ. આવેગ માણસને કોઈ લક્ષ્ય તરફ કાર્ય કરવા પ્રેરે છે. દા. ત. ભયમાં માણસ ભયના સ્થાનથી પોતાને બચાવવાનો પ્રયત્ન કરે છે.

જ્યારે કાર્યની તીવ્ર પ્રેરણા થાય છે ત્યારે આવેગ નિર્માણ થાય છે. આવેગ માણસને શક્તિ આપે છે. કાર્ય કરવા શરીર અને મનને તૈયાર કરે છે. મૅક્ ડૂગલ (McDougall) બીકનો દાખલો આપી આ મુદ્દો સમજાવે છે. બીક સાથે સંકળાયેલા શારીરિક વિકારો શરીરને પ્રસંગોચિત ક્રિયા કરવામાં મદદ કરે છે. બીકમાં માણસનો શ્વાસોચ્છ્વાસ જોરથી ચાલે છે; હૃદય વેગથી ધડકે છે; મોં ઉપરનું લોહી ઉડી જાય છે; પાચનક્રિયા બંધ થાય છે, કારણ કે ત્યાંથી પણ લોહી જતું રહે છે. બધું લોહી પગમાં એકાગ્ર થાય છે. આંખો પહોળી થાય છે, જેથી માણસ બરાબર જોઈ શકે. કેટલીક વખતે મળમૂત્રનું વિસર્જન થાય છે, જેથી પેટ અને પેઢાનો ભાર ઓછો થાય છે. આ બધી ક્રિયાઓ માણસને નાસી જવાની ક્રિયામાં મદદ કરે છે.

આવેગના કેટલાક બાહ્ય આવિષ્કારો આજે ભલે અનાવશ્યક લાગતા હોય, પણ ડાર્વિનના મત પ્રમાણે એક વખતે એ ઉપયોગી હતા. દા. ત. ગુસ્સામાં માણસ કેટલીક વખતે દાંત કાઢે છે. આજે મોટી ઉંમરના માણસો ગુસ્સાના આવેશમાં દાંતનો ઉપયોગ કરતા નથી, પણ પ્રાણીઓ એનો ઉપયોગ કરે છે; નાનાં બાળકો પણ કરે છે.

### આવેગનો સામાન્ય સિદ્ધાંત અને જેમ્સ-લૅંગ સિદ્ધાંત

આવેગનો સામાન્ય સિદ્ધાંત એવો છે કે પહેલાં પદાર્થનું દર્શન થાય છે; પછી આવેગ ઉત્પન્ન થાય છે અને છેવટે શરીર-અંતર્ગત અથવા બાહ્ય ફેરફાર થાય છે. દા. ત.

માણસ રીંછ જુએ છે; તેનામાં ભય ઉત્પન્ન થાય છે અને છેવટે તે નાસી જાય છે.

આ સામાન્ય સિદ્ધાંતથી તદ્દન વિરુદ્ધ સિદ્ધાંત વિલિયમ જેમ્સ નામના મનોવૈજ્ઞાનિકે અને લૅંગ નામના શરીરવૈજ્ઞાનિકે રજૂ કર્યો છે. આ સિદ્ધાંતને જેમ્સ-લૅંગ સિદ્ધાંત કહે છે.

આ સિદ્ધાંત મુજબ, પહેલાં પદાર્થનું દર્શન થાય છે, પછી શરીર-અંતર્ગત ફેરફાર અથવા બાહ્ય ક્રિયા થાય છે, અને છેવટે આવેગ નિર્માણ થાય છે. પહેલાં આપણે રીંછ જોઈએ છીએ, પછી નાસીએ છીએ અને પછી નાસવાના પરિણામરૂપે બીક ઉત્પન્ન થાય છે.

જેમ્સ-લૅંગ સિદ્ધાંત આજે સર્વાંશે સ્વીકૃત નથી; પણ આવેગ અને આવેગના નિયંત્રણ ઉપર એ બહુ પ્રકાશ ફેંકે છે. શરીરની ક્રિયાઓ ઉપર આવેગનો મોટો આધાર છે. જો શરીરના વર્તન ઉપર અંકુશ રાખવામાં આવે તો આવેગ ઉપર અંકુશ રહે છે એ આપણો અનુભવ છે. ઊલટું આવેગને પોષક શરીરની ક્રિયાઓ કરીએ તો આવેગને ચાલના મળે છે એ પણ આપણો અનુભવ છે. દા. ત. બેસતા વરસને દહાડે આપણે ભારે હૃદયથી પરાણે બહાર નીકળ્યા હોઈએ; પણ જરા ખોટા રુઆબથી જે મળે તેને 'સાલ મુબારક ! સાલ મુબારક !' કહી ઊંડેથી હસીએ તો આપણા મનમાં પ્રસન્નતા અને ઉત્સાહનો સંચાર થાય છે. ઊલટું ગુસ્સો આવ્યો હોય તો Count nineનો પ્રયોગ કરીએ અને ગુસ્સાનો આવિષ્કાર ન કરીએ તો ગુસ્સો શમી જાય છે.

### આવેગ નિરોધક બળ તરીકે

કુદરતે આવેગને પ્રેરક તત્ત્વ તરીકે આપ્યો છે; પણ આવેગ કેટલીક વખતે હાનિકારક નીવડે છે અને સમતોલ વિચાર કરવામાં ખલેલ પહોંચાડે છે. નિરંકુશ આવેગ હાનિકારક છે, તેથી આવેગ ઉપર યોગ્ય અંકુશ મૂકવાની ખાસ જરૂર છે.

## ૧૩. ઐચ્છિક ક્રિયા (Voluntary Action)

સામાન્ય મનુષ્યમાં ક્રિયા કરવાની પ્રેરણા હોય છે. જ્યારે ક્રિયા કરવાની પ્રેરણા અમુક ઉદ્દેશ સાથે સંકળાયેલી હોય છે ત્યારે તેને ઇચ્છા કહે છે. ઇચ્છા એટલે કોઈ ઉદ્દેશ ધ્યાનમાં રાખીને કાર્ય કરવાની પ્રેરણા.

**ઇચ્છા ક્રિયાપ્રેરક તરીકે:** ઇચ્છા એ ક્રિયાપ્રેરક બળ છે. મારા મનમાં ક્રિકેટ મૅચ જોવાની ઇચ્છા હોય તો એને માટે આવશ્યક એવી બધી ક્રિયાઓ કરવાની મારી તૈયારી છે, અને મારા પ્રયત્નમાં કોઈ અડચણ ન આવે તો હું એ ક્રિયા પાર પાડું છું.

**ઇચ્છાઓનો સંઘર્ષ:** પણ ઇચ્છા પ્રમાણે ક્રિયા કરવી એ કામ પ્રથમ દર્શને દેખાય છે તેટલું સહેલું નથી. કેટલીક વખતે ઇચ્છાપૂર્તિ માટે જે શક્તિ જોઈએ એ મારામાં હોતી નથી. પણ ઇચ્છાપૂર્તિમાં બીજી એક અડચણ સામાન્ય રીતે આવે છે. કેટલીક વખતે બે ઇચ્છાઓમાં સંઘર્ષ ઉત્પન્ન થાય છે. એટલે એક ઇચ્છા પૂરી કરવા જઈએ તો બીજી ઇચ્છા પૂરી થતી નથી. દા. ત. વિદ્યાર્થીની ઇચ્છા ખૂબ અભ્યાસ કરીને પ્રથમ વર્ગમાં પાસ થવાની હોય; સાથેસાથે મોજશોખ કરવાની ઇચ્છા પણ તેને થાય છે. આ બે ઇચ્છાઓ પરસ્પર વિરોધી છે. કાં તો તેણે પ્રથમ વર્ગની મહત્ત્વાકાંક્ષા છોડવી રહી, કાં તો મોજશોખ તરફનો મોહ છોડવો રહ્યો. આવે વખતે તેની સમક્ષ ધર્મસંકટ નિર્માણ થાય છે. કૂતરો તાણે ગામ ભણી અને શિયાળ તાણે સીમ ભણી, એવી તેના મનની દ્વિધા સ્થિતિ નિર્માણ થાય છે. આવે વખતે વિદ્યાર્થી પોતાની સંકલ્પશક્તિ (will-power) વાપરી મોજશોખની ઇચ્છાને દાબી દે છે અને અભ્યાસ કરવાની ઇચ્છાને ટેકો આપે છે. પરિણામે તે મોજશોખનો ત્યાગ કરે છે અને પરિશ્રમપૂર્વક અભ્યાસ કરવા માંડે છે. આ ક્રિયાને ઐચ્છિક ક્રિયા અથવા સંકલ્પશક્તિપ્રેરિત ક્રિયા (Voluntary action) કહે છે.

### સંકલ્પશક્તિ એટલે શું?

સંકલ્પશક્તિપ્રેરિત ક્રિયાનું વિશ્લેષણ કરીને આપણે સંકલ્પશક્તિનો અર્થ સમજવાનો પ્રયત્ન કરીએ.

૧. પહેલાં તો આપણા મનમાં ઇચ્છાઓ નિર્માણ થાય છે.

૨. આ ઇચ્છાઓમાં વિરોધ ઉત્પન્ન થાય છે. આવી સ્થિતિમાં કોઈ પણ નિશ્ચિત ક્રિયા સંભવતી નથી.

૩. આ સંજોગોમાં મનમાં ગડમથલ થાય છે. સાધકબાધક દલીલો થાય છે.

૪. અને છેવટે આખરી નિર્ણય લેવામાં આવે છે.

આખરી નિર્ણય લેવામાં જે ઇચ્છાની તરફેણમાં નિર્ણય લેવામાં આવે છે તેની સાથે વ્યક્તિ પોતાની જાતને તલ્લીન કરે છે; એટલે એ ઇચ્છા સાથે પોતે સંપૂર્ણ આત્મીયતા સાધે છે. 'મારાથી' મોજશોખમાં ન પડાય; 'મને' એ શોભે નહીં. 'હું' એટલે હોશિયાર પ્રતિષ્ઠિત વિદ્યાર્થી; 'મારે' પ્રથમ વર્ગ લાવવો જ જોઇએ. તેથી 'હું' અભ્યાસ કરીશ. આ 'હું'ની અથવા 'અસ્મિતા'ની શક્તિ એટલે માણસની સંકલ્પશક્તિ. સાદી ભાષામાં કહેવું હોય તો જ્યારે માણસ કોઈ પણ ક્રિયા પાછળ પોતાની સમગ્ર શક્તિનો ઉપયોગ કરે છે અથવા પોતાની જાતને હોડમાં મૂકે છે ત્યારે એની ક્રિયાને સંકલ્પશક્તિ-પ્રેરિત ક્રિયા કહે છે.

## ૧૪. વ્યક્તિત્વ

**વ્યક્તિત્વ (Personality):** મનોવિજ્ઞાન સમગ્ર માનવનો અભ્યાસ છે; તેથી મનોવિજ્ઞાનમાં વ્યક્તિત્વનો અભ્યાસ બહુ મહત્ત્વનો ગણાય છે.

સામાન્ય વ્યવહારમાં આપણે એમ કહીએ છીએ કે આ માણસને વ્યક્તિત્વ (Personality) છે, અને પેલા માણસને નથી. મનોવિજ્ઞાનમાં આ અર્થ માન્ય નથી. જ્યાં વ્યક્તિ છે, ત્યાં વ્યક્તિત્વ છે જ. જે લક્ષણોને લીધે એક વ્યક્તિ બીજી વ્યક્તિથી અલગ પડે છે, તે લક્ષણોથી વ્યક્તિત્વ બને છે. પણ કેવળ લક્ષણોનો સમુચ્ચય એટલે વ્યક્તિત્વ નહીં પણ લક્ષણોનું સુગ્રથન (organization) એટલે વ્યક્તિત્વ. દા. ત. એક વ્યક્તિ આનંદી છે અને તે શરમાળ પણ છે, એટલે એ શરમાળપણે આનંદી છે; અથવા આનંદયુક્ત શરમાળ છે. આ મુદ્દો વધારે સારી રીતે સ્પષ્ટ કરીએ. એક માણસ અત્યંત બુદ્ધિમાન છે, પણ સાથેસાથે બીકણ પણ છે. એ વ્યક્તિમાં બુદ્ધિમત્તા અને બીકણપણું સ્વતંત્ર રીતે પોતાનું કાર્ય કરતાં નથી. દા. ત. બુદ્ધિમાન વિદ્યાર્થી પરીક્ષામાં પ્રથમ વર્ગમાં પાસ થશે એવી આપણી અપેક્ષા હોય છે; પણ એ વિદ્યાર્થી બીકણ હોવાથી પરીક્ષાનાં પેપર લખતાં ગભરાઈ જાય છે. પરિણામે એ નપાસ થાય છે. ઊલટું બીકણ માણસ બીજાથી ડરતો રહેશે એવી આપણી અપેક્ષા હોય છે; પણ પોતાની બુદ્ધિમત્તાના પ્રભાવથી પોતાની આસપાસ અનેક બળવાન માણસોને ભેગા કરશે અને એમની મદદથી બીજા લોકો ઉપર પોતાનું વર્ચસ્વ જમાવશે. આ પ્રમાણે વ્યક્તિનાં અસંખ્ય લક્ષણો એકબીજા ઉપર અસર કરી વ્યક્તિનું જે સમગ્ર એકમ (Integration) બને છે તેને વ્યક્તિત્વ કહે છે.

ગીલ્ફર્ડ નામનો મનોવૈજ્ઞાનિક 'લક્ષણ' (trait)ની વ્યાખ્યા નીચે પ્રમાણે આપે છે: એક વ્યક્તિ બીજી વ્યક્તિથી જે સામાન્ય ગુણોમાં જુદી પડે છે તેને લક્ષણ કહે છે. સામાન્ય ગુણ એટલે જે ગુણ ભલે ઓછાવત્તા પ્રમાણમાં પણ બધામાં હોય તે. દા. ત. ઊંચાઈ બધા માણસોમાં હોય છે જ; બુદ્ધિમત્તા ઓછાવત્તા પ્રમાણમાં બધામાં હોય છે.

*Dimensions of Personality* વ્યક્તિત્વનાં લક્ષણોની માપનપટ્ટી

A scale along which individuals may be arranged, we call a dimension of personality કોઈ પણ લક્ષણની બાબતમાં લક્ષણના વિસ્તારમાં વ્યક્તિનું સ્થાન ક્યાં છે એ બતાવતા આંકને વ્યક્તિત્વના લક્ષણનું માપન કહીએ છીએ. દા. ત. એક વ્યક્તિની લોકપ્રિયતાનું માપન કરવું હોય તો નીચેની રીત અજમાવવામાં આવે છે:

| | | | | |
|---|---|---|---|---|
| બધાને પ્રિય | ઘણાને પ્રિય | સામાન્ય પ્રિય | ઘણાને અપ્રિય | બધાને અપ્રિય |

આ માપદંડમાં એ વ્યક્તિનું સ્થાન ક્યાં છે એ નક્કી કરી એની લોકપ્રિયતાનું માપ કાઢવામાં આવે છે.

**વ્યક્તિત્વનાં લક્ષણો:** એક મનોવૈજ્ઞાનિકે મોટી ઑક્સફર્ડ ડિક્શનરીમાંથી વ્યક્તિત્વનું વર્ણન કરતાં વિશેષણોની યાદી તૈયાર કરી છે. એણે લગભગ ૧૮૦૦૦ વિશેષણો કાઢ્યાં છે; પણ આમાંનાં ઘણાં વિશેષણો સામાન્ય ગુણો બતાવે છે. તેથી મનોવૈજ્ઞાનિકોએ કેટલાંક મૂળભૂત લક્ષણો સારાંશરૂપે કાઢવાનો પ્રયત્ન કર્યો છે. આવાં મૂળભૂત લક્ષણોની એક મનોવૈજ્ઞાનિકે નીચેની યાદી આપી છે.: (૧) શરમાળપણું (૨) સ્વભાવની સ્થિરતા અને અસ્થિરતા (૩) વર્ચસ્વ અથવા દબાઈ જવાની વૃત્તિ (૪) ઉત્સાહ અને દીર્ઘસૂત્રીપણું (૫) nervousness (૬) કાર્ય કરવાની ઉમેદ (drive) (૭) ચિન્તનશીલતા વગેરે.

## વ્યક્તિત્વ માપવાની પદ્ધતિઓ

(૧) *Case History*–વ્યક્તિનો સમગ્ર વૃત્તાંત એકઠો કરવામાં આવે છે.

(૨) **માપદંડ** (Rating scale): કોઈ પણ વિશેષ ગુણ કેટલા પ્રમાણમાં છે એનો આંક કાઢવામાં આવે છે.

(૩) **પ્રશ્નાવલિ:** પ્રશ્નો પૂછવામાં આવે છે અને તેના જવાબ હા, ના અથવા (ખબર નથી)માં આપવામાં આવે છે. દા. ત. તમે ક્યૂમાં ઊભા હો અને પાછળનો માણસ તમારી આગળ ઘૂસી જાય તો તમે એનો વિરોધ કરશો?

(૪) **પ્રસંગ નિર્મિતિ:** વ્યક્તિને અમુક સંજોગોમાં મૂકવામાં આવે છે અને એમાં એ કેવી રીતે વર્તે છે તે ઉપરથી તેનાં લક્ષણોની પરીક્ષા કરવામાં આવે છે. દા. ત. વિદ્યાર્થીના ઉત્તરપત્રો તપાસી એમના ગુણ નોંધી લઇ એ પાછા આપવામાં આવે છે. પછી ગુણપત્રક ખોવાઈ ગયું છે, એમ કહી તમને કેટલા ગુણ મળ્યા એમ પૂછવામાં આવે છે. આના ઉપરથી કયા વિદ્યાર્થીઓ પ્રમાણિક છે અને કયા અપ્રમાણિક છે એની પરીક્ષા થાય છે.

(૫) **મુલાકાત પદ્ધતિ:** વ્યક્તિની મુલાકાત લઈ એનાં લક્ષણોનો અભ્યાસ કરવામાં આવે છે.

(૬) **મુક્ત સાહચર્ય:** વ્યક્તિને એક શબ્દ કહેવામાં આવે છે, અને તે શબ્દ સાંભળતાં તરત જ તમને કયો શબ્દ મનમાં આવે છે તે કહો એમ પૂછવામાં આવે છે. દા. ત. મરણ શબ્દ ઉચ્ચારતાંની સાથે એક માણસે O horror (અરે બાપ રે!) એમ શબ્દો ઉચ્ચાર્યા; બીજાએ 'Blessing' (ઈશ્વરની કૃપા) એવો જવાબ આપ્યો. આ જવાબ ઉપરથી એ વખતે વ્યક્તિના મનમાં કયા ભાવ છે તેનો ખ્યાલ આવે છે.

(૭) **સ્વપ્ન-વિશ્લેષણ:** સ્વપ્નનું વિશ્લેષણ કરી માણસના વ્યક્તિત્વની પરીક્ષા કરવામાં આવે છે.

(૮) **પ્રક્ષેપણ પદ્ધતિ** (Projective technique) આ પદ્ધતિના મુખ્ય બે પ્રકાર છે:

(૧) *TAT* પદ્ધતિ: આમાં વ્યક્તિ સમક્ષ કેટલાંક ચિત્રો મૂકવામાં આવે છે, અને દરેક ચિત્ર કયો પ્રસંગ બતાવે છે એમ પૂછવામાં આવે છે.

(૨) બીજો પ્રકાર *Rorschach Inkblot Test;* રૉરશા નામના મનોવૈજ્ઞાનિકે તૈયાર કરેલી **શાહીના ડપકાની કસોટી:** આમાં વ્યક્તિ સમક્ષ શાહીના અસ્પષ્ટ આકૃતિ જેવા દેખાતા ડપકા મૂકવામાં આવે છે, અને આમાં તમને કઈ આકૃતિ દેખાય છે એમ પૂછવામાં આવે છે.

ચિત્રોનું અથવા શાહીના ડપકાનું વર્ણન કરતી વખતે માણસ પોતાના સ્વભાવ, વિચારો, છુપાયેલા ભાવ બહાર વ્યક્ત કરે છે; તેથી આ પદ્ધતિને પ્રક્ષેપણ પદ્ધતિ કહે છે.

*Types of Personality* વ્યક્તિત્વનું વર્ગીકરણ: મનોવૈજ્ઞાનિકોએ વ્યક્તિઓના કેટલાક પ્રકારો પાડ્યા છે. જો કે એમાં એમને સફળતા મળી નથી. વ્યક્તિત્વ એટલું સંકુલ એકમ છે કે વ્યક્તિને કોઈ પણ સજ્જડ ચોકઠામાં બેસાડી શકાય નહીં છતાં નમૂના ખાતર નીચેનાં વર્ગીકરણ આપ્યા છે:

### વ્યક્તિના પ્રકારો

૧. અંતર્મુખી અને બહિર્મુખી

૨. ધાર્મિક, આર્થિક વૃત્તિનો, રાજકીય વૃત્તિનો અથવા સત્તાપ્રેમી, બૌધિક વૃત્તિનો (Theoretical), વ્યવહારદષ્ટિવાળો (Practical) અને કલાત્મક વૃત્તિવાળો.

૩. Kretschnerએ શરીરની દૃષ્ટિએ નીચેનું વર્ગીકરણ કર્યું છે:

(अ) ઊંચો–પાતળો (ब) ટૂંકો–જાડો (क) સમતોલ.

Sheldon એ પણ એ જ પ્રમાણે વર્ગીકરણ કર્યુ છે.

બંનેના મત પ્રમાણે શરીરના આકાર સાથે માનસિક લક્ષણો સંકળાયેલાં છે.

### વ્યક્તિત્વને ઘડનારાં પરિબળો

આ પરિબળો બે પ્રકારનાં છે: Biological (જન્મગત) અને Social (સામાજિક). માણસ જન્મથી જ કેટલીક વસ્તુઓ લઈ આવે છે. દા. ત. બુદ્ધિ, સ્વભાવ (Temperament), ગ્રંથિઓ, લોહીનો પ્રકાર, શરીરનો દેખાવ વગેરે–આ વસ્તુઓ વ્યક્તિત્વ ઉપર અસર કરે છે. સામાજિક પરિબળોમાં ઘર, શાળા, બહારનો સમાજ, આર્થિક સ્થિતિ વગેરે મોટો ભાગ ભજવે છે.

*

# આર્થિક જીવનને લગતા કેટલાક પ્રશ્નો

બબાભાઇ સોમાભાઇ પટેલ
[અર્થશાસ્ત્રના પ્રાધ્યાપક, સેંટ ઝેવિયર્સ કૉલેજ, અમદાવાદ]

[સામાન્ય વ્યક્તિઓ તથા ઇન્ટર-બી.એ.ના વિદ્યાર્થીઓને આર્થિક જીવનને લગતા કેટલાક પ્રશ્નો ઉઠતા હોય છે જેના ઉત્તરો તો તેઓને મળતા હોય છે પણ તે ઉત્તરો જેવા તેવા જ હોય છે. આથી કેટલાક મહત્ત્વના પ્રશ્નો પસંદ કરીને તેના સંક્ષિપ્ત ઉત્તરો મારા દૃષ્ટિકોણથી અહીં આપવા પ્રયત્ન કર્યો છે]

**પ્રશ્ન:** ગરીબોને જીવવા પૂરતી પણ જે વસ્તુઓ જોઇએ તે વસ્તુઓનું ઉત્પાદન ન થતાં, ધનના જોરે ધનિકોના મોજશોખ પોષાય તેવી વસ્તુઓનું ઉત્પાદન થતું હોય છે. દા. ત. જો ધનિકો કૂતરા પાળતા હોય તો તેઓ પોતાના કૂતરા માટેના વિશિષ્ટ પ્રકારના ખોરાક માટે વધારે ખર્ચ કરી શકે, જ્યારે ગરીબો તેમનાં બાળકોના દૂધ માટે તેટલું ય ન ખર્ચી શકે તો, ઉત્પાદનમાં કૂતરાના ખોરાકને પ્રથમ સ્થાન મળે અને ગરીબોનાં છોકરાં દૂધ વિના ટળવળ્યા કરે. આ કયાંનો ન્યાય?

**ઉત્તર:** માનવતાની દૃષ્ટિએ ઉપર સૂચવેલી પરિસ્થિતિ ઇચ્છનીય નથી જ. મારે પહેલાં ખોરાકની જરૂર હોય, પણ મને ભૂખ્યો રાખીને ખૂબ આરામદાયી પલંગમાં સૂવાની સગવડ આપે, તો પણ મને ઊંઘ કયાંથી આવે? તેવી જ રીતે સમાજના સઘળા સભ્યોની પ્રાથમિક જરૂરિયાતો પણ પૂરી પડી શકી ન હોય અને વિલાસની વસ્તુઓનું-ઉત્પાદન થાય, તે તંદુરસ્ત સમાજનું લક્ષણ નથી જ. તો તેમાં દોષ કોનો? ઉત્પાદકોનો કે ધનિકોનો? મોજશોખની વસ્તુઓનું ઉત્પાદન નફાકારક હોવા છતાં શું ઉત્પાદકોએ ઓછો નફો અપાવે તેવી પણ જીવનજરૂરી વસ્તુઓ ઉત્પન્ન કરવી જોઈએ? ઉત્પાદકો કંઈ સખાવત કે દયાદાનની દૃષ્ટિથી ઉત્પાદન નથી કરતા. નોકરીઓ, વેપાર, ખેતી, કારખાનાં વગેરેમાં જેઓ કામ કરે છે તેઓ તેમને વધુમાં વધુ આર્થિક લાભ થાય તે રીતે જ કામ કરે છે. આથી ઉત્પાદકોને સલાહ આપવાથી કે અંકુશો મૂકવાથી વિલાસની વસ્તુઓનું ઉત્પાદન ઘટી ના શકે. તેવી જ રીતે ધનિક માણસોને વિલાસની વસ્તુઓ ન વાપરવાની સલાહો આપવી પણ હાસ્યાસ્પદ છે.

ત્યારે તેનો ઉકેલ શો? મોજશોખ કરતાં જીવનજરૂરી વસ્તુઓનું ઉત્પાદન વધારે શક્ય અને નફાકારક બને તેવા ઉપાયો લાંબા ગાળાની રીતે વધુ સ્વીકાર્ય જણાય છે. ગરીબો પાસે પૈસા ન હોવાથી તેમની ઇચ્છાઓ અનુસાર વસ્તુઓની ખરીદી કરી શકતા નથી કે ઓછી ખરીદશક્તિ હોવાથી ઓછા પ્રમાણમાં ખરીદી કરે છે. તેવી વસ્તુઓની માંગ ઓછી હોવાથી સામાન્ય રીતે એમ કહી શકાય કે તેવી વસ્તુઓ ઓછી નફાકારક હોય છે. એટલે ગરીબોની ખરીદશક્તિ વધે તો કૂતરા માટેના ખોરાક કરતાં દૂધનું ઉત્પાદન વધારે નફાકારક બને અને તેથી દૂધનું ઉત્પાદન વધારે થાય. આથી આવકની અસમાનતા ઘટે તે અતિ મહત્ત્વની બાબત છે.

**પ્રશ્ન:** એક બાજુ ધનિકો અને બીજી બાજુ ગરીબો—સમાજના એવા બે વર્ગો વર્ષોથી દરેક દેશમાં વંશપરંપરાગત ચાલ્યા આવ્યા છે. આખું યે ચિત્ર વધુ કરુણાજનક તો ત્યારે બને છે કે જ્યારે ગરીબો વધુ ગરીબ અને ધનિકો વધુ ધનિક બનતા જાય છે. ગરીબાઈને લઇ વ્યક્તિગત વિકાસની તકો ઓછી હોય છે તથા મૂડીના અભાવને લઇ માત્ર મજૂર તરીકે કાર્ય બજાવવાનું હોય છે. બીજી તરફ, ધનિકોને વ્યક્તિગત વિકાસની તથા કામધંધાની તકો સામે પગલે આવતી હોય છે. આથી આર્થિક અસમાનતા અવિરત ચાલ્યા કરે છે. આનો શો ઉપાય?

**ઉત્તર:** બે પ્રકારની આવકની અસમાનતા વ્યક્તિઓની આર્થિક અસમાનતા માટે જવાબદાર હોય છે: ૧. કામમાંથી મળતી અસમાન આવક અને ૨. મિલ્કતમાંથી મળતી અસમાન આવક. આથી જેટલે અંશે કામમાંથી મળતી તથા મિલ્કતમાંથી મળતી આવકોમાં સમાનતા લાવી શકાય તેટલા અંશે આવકની અસમાનતા ઘટાડી શકાય. મોચીનો દીકરો સારો સર્જન થઇ શકે એમ હોય, પણ કુટુંબની ગરીબાઈને લઇ જરૂરી શિક્ષણ તથા તાલીમ ન મેળવી શકે તો જિંદગીભર જોડા જ સીવ્યા કરવા પડે. આથી શિક્ષણનો પ્રચાર તથા તાલીમ મેળવવાની મફત કે ઓછી ખર્ચાળ સગવડો, શિષ્યવૃત્તિઓ, લોન, સીધી મદદ, માહિતી,

માર્ગદર્શન વગેરે મારફતે વ્યક્તિવિકાસની તકો પૂરી પાડી શકાય. તદુપરાંત તબીબી સગવડ, ખોરાક, રહેઠાણ જેવી પ્રાથમિક જરૂરિયાતો ઓછા ખર્ચે મળી રહે તે પણ વ્યક્તિઓની કાર્યશક્તિમાં વધારો કરી તેમની આવકમાં વધારો કરવા માટે જરૂરી હોય છે. મિલ્કતની અસમાન વહેંચણીથી પણ આવકની અસમાનતા થતી હોય છે. ઉત્પાદન પર અવળી અસર ન થાય તે રીતે મિલ્કતની વહેંચણી સમાજના સભ્યો વચ્ચે લાંબે ગાળે થાય તેવાં પગલાં લેવાં જોઇએ. જાહેર તથા ખાનગી ઇજારાઓ કે જેને લઇને સમાજમાં અનિચ્છનીય સ્થાપિત હિતો જન્મે છે તેનું નિવારણ કરી અર્થકારણમાં હરીફાઇનાં પરિબળો સર્જવાથી આવકની કેટલીક અસમાનતા ઘટાડી શકાય છે.

પણ 'સૌની આવક એક સરખી'નો આદર્શ અવ્યવહારિક તેમજ આર્થિક સમૃદ્ધિની રીતે ખતરનાક છે. પ્રથમ તો વધારે કાર્યદક્ષ માણસને આવડત પ્રમાણે કામ કરવાની ધગશ રહે તે માટે વધારે પગાર કે વળતર આપવાં અનિવાર્ય હોય છે. એટલે કે વ્યક્તિઓની આવડત જેટલા અંશે જુદી રહે તેટલા અંશે આવકની અસમાનતા રહે જ. બીજું, સમાજરચનામાં જેટલા અંશે ખાનગી મિલ્કતની સંસ્થા તથા તેના વારસાનું અસ્તિત્વ રહેશે તેટલા અંશે આર્થિક અસમાનતા પણ જણાવાની. ત્રીજું, સમાજમાં ઇજારાઓ, પ્રદેશોનું વિવિધ જીવનનિર્વાહખર્ચ, વિવિધ કાર્યક્ષમતાવાળા પેઢીઓ, અમુક પ્રકારનાં કામોને બદલે અમુક પ્રકારનાં કામોની પસંદગીઓ...વગેરે હોવાનાં તેટલા અંશે જુદાજુદા લોકોની નાણાકીય આવક પણ જુદી જુદી હોવાની,

**પ્રશ્ન :** ખાનગી પેઢીઓ ઓછું વળતર આપી મજૂરોને અને વસ્તુઓના ઊંચા ભાવ લઇ ગ્રાહકોને શોષે છે. તેઓ તો 'જ્યાં નફો ત્યાં અમે, બીજે નહિ'ની સંકુચિત મનોવૃત્તિ ધરાવે છે. એટલે કે તેઓ માત્ર નફાખોર હોય છે. વાત ખરી?

**ઉત્તર :** ના; સાધુ પુરુષો સિવાય સમાજમાં કોણ મળતી કમાણીની તકો જતી કરે છે તે આપણે ખાનગી પેઢીઓના દોષ કાઢીએ? મજૂરોને જ્યાં વધારે વળતર મળે ત્યાં જ જતા હોય છે. ખેડૂત તેના આર્થિક-માનસિક સંજોગોમાં રહીને વધુમાં વધુ લાભ મળે તે રીતે જ ઉત્પાદન કરે છે. તેવી જ રીતે વેપારીઓ તથા ઉદ્યોગપતિઓનું. જ્યાં વધારે નફો કે વળતર મળે ત્યાં જ ઉત્પાદનસાધન જાય તે આર્થિક વિકાસની રીતે વધુ ઇચ્છવા જોગ છે.

ખરીદશક્તિવાળા ગ્રાહકોને જે વસ્તુઓ અતિ મહત્ત્વની હોય છે તેની વધારે માંગ રહે છે અને તેથી તેનું ઉત્પાદન (સાધારણ રીતે) વધારે નફાકારક હોય છે; માટે નિયોજકો ત્યાં આકર્ષાય છે. તે નિયોજકો (સાધારણ રીતે) સાધનોને ઊંચા ભાવ આપે છે. આથી સમાજની મહત્ત્વની વસ્તુઓનું ઉત્પાદન કરવા મજૂરો, મૂડી વગેરે ત્યાં જાય તે સમાજની રીતે પણ ઇચ્છવા જોગ છે. દા. ત. જો ઘઉં કરતાં ચોખાની માંગ વધુ હોય તો ચોખાનું ઉત્પાદન ઘઉં કરતાં વધારે થાય તે સમાજની રીતે સારું જ છે. અલબત્ત, વિલાસની વસ્તુઓની માંગ જીવનજરૂરી વસ્તુઓ કરતાં વધારે હોવાથી વિલાસની વસ્તુઓનું ઉત્પાદન વધારે થાય, જે સમસ્ત સમાજની રીતે ઇચ્છવાજોગ ન હોય તો તેનો અસરકારક ઉપાય શકય તેટલી આવકની સમાન વહેંચણીનો છે.

પણ જેટલા અંશે ઇજારાઓને લઇને મજૂરો-ગ્રાહકોના ભોગે નિયોજકો કમાણી કરતા હોય છે તે સમાજની રીતે સાધારણ રીતે ઇષ્ટ ન કહી શકાય. આથી જ સમાજમાં પ્રતિસ્પર્ધી પરિબળો ખૂબ હોય તે સમાજના લાભમાં હોય છે.

**પ્રશ્ન :** આજકાલ મોંઘવારી વધતી જાય છે. ઘી, તેલ, અનાજ, મકાન વગેરેના ભાવ આસમાને પહોંચી રહ્યા છે, જે બાંધી આવકવાળા માટે અસહ્ય પરિસ્થિતિ ઊભી કરે છે. તે અંગે સરકારે ભાવબંધી ન અપનાવવી જોઈએ?

**ઉત્તર :** ના; ભાવબંધીની વાતો દર્શાવે છે કે આપણે આપણા પ્રશ્નોને બરાબર સમજી શકયા નથી. દા. ત. આપણે મકાનોનાં ભાડાંની વાત લઈએ. વધતાં ભાડાં રોકવા ભાડા નિયમન ધારા મુજબ અમુક વર્ષમાં જે ભાડાં લેવાતા હોય તેનાથી હવે વધારે ન લઈ શકાય તેવો કાયદો કરવાથી કોઈ સાચો ઉપાય મળી જતો નથી. તેવા કાયદા વ્યવહારમાં અસરકારક બની શક્તા નથી તેમજ ભાડુઆતોને જ નુકસાનકારક નીવડે છે.

ભાડાં વધે છે એનો અર્થ જ એટલો કે મકાનોની સાપેક્ષ અછત વધે છે. આથી મકાનની સગવડ ચાલુ રાખવા કે મેળવવા ભાડુઆત વધારે ભાડું આપવા પ્રેરાય તે દેખીતું જ છે. આથી ભાડાં-નિયમન ધારો હોવા છતાં વ્યવહારમાં ઊંચાં ભાડાં અપાવાનાં અને લેવાવાનાં. વળી ભાડાં-નિયમન ધારાને લઈને જેટલા અંશે ભાડાં વધતાં અટકવાનાં તેટલા અંશે મકાનમાલિકો ને મકાનોમાં મૂડી-રોકાણ ઓછું નફાકારક જણાવાનું પરિણામે માલિકો તેમની આર્થિક–માનસિક ક્ષિતિજની મર્યાદામાં રહીને મકાનોને બદલે બીજી બાબતોમાં મૂડી-રોકાણ કરશે. મકાન રીપેર કરવાનું પણ માંડી વાળશે. આથી સરવાળે મકાનોની સગવડ વધશે નહિ, જેને લઈને ભાડુઆતોને જ સહન કરવાપણું રહે. વધતાં ભાડાં અટકાવવાનો લાંબા ગાળાનો રાહ છે–મકાનોનો પુરવઠો વધે તેવાં પરિબળો સર્જવાનો.

અનાજ, કાપડ વગેરેના વધતા ભાવ રોકવાના બે માર્ગો છે: ૧. તેવી વસ્તુઓના પુરવઠામાં જે દરે વધારો થાય છે તેટલા જ દરે લોકોની નાણાંકીય આવક વધે–તેથી વધારે નહિ. ૨. તેવી વસ્તુઓના પુરવઠામાં શક્ય તેટલો વધારો કરવો.

**પ્રશ્ન:** વેપારીઓની સંગ્રહખોરી સમાજ-વિરોધક છે. વસ્તુઓનો સંગ્રહ કરીને વેપારીઓ કૃત્રિમ રીતે વસ્તુઓના ભાવ ઊંચા લઈ જાય છે. આથી તેવી સંગ્રહવૃત્તિ પર સરકારે શું અંકુશો ન મૂકવા જોઈએ?

**ઉત્તર:** ના; વેપારીઓનું મંડળ હોય અને સંયુક્ત રીતે નક્કી કરે કે ઉત્પાદનનો કેટલોક ભાગ સંગ્રહી બજારમાં ઓછા પ્રમાણમાં વસ્તુ વેચો અને ઊંચા ભાવ લો તો તેવી સંગ્રહવૃત્તિ સમાજવિરોધક કહી શકાય. પણ તેવી સંગ્રહ-વૃત્તિ કાયદો કર્યે નિર્મૂળ ન કરી શકાય. તે માટે તેમની ઇજારાશક્તિ જ દૂર કરવી જોઈએ. પણ સામાન્ય રીતે અનાજ જેવી વસ્તુઓ સાથે સંકળાએલા વેપારીઓમાં ઇજારા હોતા નથી. તો તેઓ શું કામ સંગ્રહ કરે છે? કારણ કે સંગ્રહ નફાકારક હોય છે. ભવિષ્યમાં વસ્તુઓના ભાવ ગગડવાના હોય તો વેપારીઓ વર્તમાનમાં વસ્તુઓનો સંગ્રહ ન જ કરે તે સ્પષ્ટ છે. પણ ભવિષ્યમાં ભાવ ઊંચા જવાના જ હોય તો સ્વાભાવિક છે કે આર્થિક સંજોગો અનુસાર વેપારીઓ સંગ્રહ કરવાના. આથી સંગ્રહવૃત્તિ વધતા ભાવોનું પરિણામ છે, કારણ નહિ. માટે સંગ્રહનું પ્રમાણ ઘટાડવા ફુગાવો દૂર કરવો જોઈએ. વળી અમુક સંગ્રહ ભાવોની વધઘટની કક્ષા હળવી કરવા માટે જરૂરી પણ હોય છે. આજે કે જ્યારે ઓછા ભાવ હોય, કેમકે વસ્તુની છત હોય, ત્યારે સંગ્રહ કરનારા વસ્તુનો સંગ્રહ કરે છે; પરિણામે થોડી બજારમાંગ વધે છે, થોડા ભાવ ઊંચા જાય છે. ભવિષ્યમાં જ્યારે વસ્તુની અછત હોવાથી ભાવ ઊંચા જાય છે ત્યારે સંગ્રહ કરનારા વસ્તુ વેચે છે, જેથી બજારપુરવઠો વધે છે અને તેથી ભાવ થોડા નીચા જાય છે. આમ નીચા જતા ભાવને સંગ્રહ તેમ કરતાં અટકાવે છે અને ઊંચા જતા ભાવને ઊંચા જતા રોકે છે અને એમ સરવાળે ભાવોની વધઘટની કક્ષા ઘટાડે છે. આવી સંગ્રહવૃત્તિ સમાજવિરોધક ન જ કહી શકાય.

**પ્રશ્ન:** આપણી સરકારની આર્થિક યોજનાઓ તો સારી છે, પણ પ્રજાનો સરકારને સહકાર મળતો નથી તેથી, તેમજ સરકારી–રાજકીય વ્યક્તિઓમાં લાંચ-રુશવત અને કામચોર-વૃત્તિ વધારે છે માટે યોજનાઓ જોઈએ તેવી રીતે અને ગતિએ સફળ થઈ શકતી નથી. વાત ખરી?

**ઉત્તર:** ના; પ્રથમ પ્રજાના સહકારનો પ્રશ્ન લઈએ. લોકોની નાણાંકીય આવક વધે તેથી વિવિધ વસ્તુઓની માંગ વધારે થાય તે તદ્દન સ્વાભાવિક છે. 'બચત કરો, બચત કરો' તેવી સરકારી બૂમો સાંભળવા છતાં ય પ્રજા તે દિશામાં બરાબર સહકાર ન આપે તો તેને પ્રજાનો અસહકાર ન કહી શકાય. ખેડૂતોને પાણીની સગવડો વધારી આપવામાં આવે છતાં ય તેનો પૂરો લાભ તેઓ ન લે, તો તેમાં પણ ખેડૂતોનો અસહકાર ન કહેવાય. મર્યાદિત માનસિક ક્ષિતિજોને લઈ કે અન્ય સહાયક સાધનોના અભાવને લઈ વધારે પાણી ન વપરાય તે સ્વાભાવિક છે. આથી જ્યારે એમ કહેવામાં આવે કે સરકારને પ્રજાનો સાથ નથી મળતો ત્યારે માની લેવું જોઈએ કે સરકારને લોકો પાસેથી સહકાર લેતાં આવડ્યો નથી કે પછી માનવ-સ્વભાવથી ય વધુ પડતા સાથ–સહકારની સરકાર અપેક્ષા રાખે છે. દા. ત. અમુક પદ્ધતિએ ખેતી કરવાથી ખૂબ ઉત્પાદન થઈ શકે તેમ હોય તો તે

પદ્ધતિની માહિતી અને તે પદ્ધતિના લાભ વિષેનું જ્ઞાન ખેડૂતો પાસે પહોંચે, તે પદ્ધતિમાં જરૂરી એવાં સાધનો તથા નાણાં ખેડૂતોને ઉપલબ્ધ હોય તો સ્વાભાવિક છે કે ખેડૂતો-ને નવી પદ્ધતિ સ્વીકારવા સહકાર આપે જ. જો ધર્મની વિકૃત-અસરને લઇને 'બધું ઈશ્વરાધીન છે' એમ માની જૂની ઘરેડ પ્રમાણે ખેડૂત ખેતી કરે તો નવી પદ્ધતિનો સ્વીકાર કરાવવા તેવી વિકૃત અસર નિર્મૂળ કરવી જોઈએ. કેવળ ખેડૂતોનો સહકાર મળતો નથી તેવો દોષ દેવાથી કામ પાર ન પડે. ઘણી વખતે સામાન્ય કક્ષાના માનવી-ઓના સ્વભાવને સુસંગત ન હોય તેવો સહકાર પ્રજા પાસેથી સરકાર માંગતી હોય છે. છેવટે તેમાં નિષ્ફળતા મળતાં પ્રજાને દોષ અપાય છે જે અનુચિત છે. દા ત. સહકારી ખેતીમાં માલિક ખેડૂતો મજૂરો બની નિષ્ઠાપૂર્વક કામ કરતા નથી. પણ તેવું બને તે તદ્દન સ્વાભાવિક છે. તેટલી કક્ષાનો સહકાર માંગવો તે સામાન્ય મનુષ્ય-શક્તિની બહારનો છે. તેવી જ રીતે ભાવ, વેતન, વ્યાજ વગેરેને લગતા અંકુશો જ્યારે નિષ્ફળ જાય છે ત્યારે પ્રજાનો દોષ કાઢવો તે અનુચિત છે.

હવે લાંચરુશવતની વાત લઈએ. સાનુકૂળ સંજોગોનો લાભ લેવાનો સાધારણ રીતે મનુષ્ય સ્વભાવ જ છે. સ્ત્રી-જાતિ પર પુરુષ વર્ગની સરમુખત્યારશાહી, ગરીબોની ગરજ-નો ધનિકો દ્વારા થતો ઉપયોગ, નોકરિયાત વર્ગને જ્યાં વધારે વેતન મળે ત્યાં જવાની વૃત્તિ...વગેરે દર્શાવે છે કે સાનુકૂળ સંજોગોનો લાભ લેવો તે સામાન્ય રીતે મનુષ્ય-સ્વભાવ છે. પંચવર્ષીય યોજનાઓને લઈને સરકારની આર્થિક પ્રવૃત્તિઓનું ક્ષેત્ર ખૂબ વિકાસ પામ્યું છે. આથી જેમને તેમાં ચાવીરૂપ (મહત્ત્વની) જગાઓ મળી છે તેઓ અને તેમનાં સગાંઓ સાનુકૂળ સંજોગોનો લહાવો લઈ રહ્યા છે. ભૂલભરેલી આર્થિક યોજનાઓને લઈ દેશમાં ફુગાવો સર્જાયો છે, જેને લઈને તેમજ દેશી-વિદેશી સાધનોની અછતને લઈ વિવિધ પ્રકારના અંકુશો તથા તેને અનુરૂપ લાયસન્સપદ્ધતિ અપનાવવા પડ્યાં છે. તેમાં પણ ચાવીરૂપ જગાઓ પર બિરાજેલા પોતાનો આર્થિક વિકાસ ખૂબ ઝડપે સાધી રહ્યા છે! અને જેમ સરકારી વહીવટ બિનકાર્ય-ક્ષમ તથા કડકાઈ ઓછી તેમ તેઓનો આર્થિક વિકાસ ખૂબ ઝડપી હોય તે તદ્દન સ્વાભાવિક છે. જેમ સામાન્ય પ્રજામાં અજ્ઞાનતા વધારે અને સરકારી ધંધાઓનું પ્રમાણ વધારે તેમ સરકારી-રાજકીય અમલદારો અને સાથે તેમનાં સગાં તેમની આર્થિક ઉત્ક્રાન્તિ વધારે અનુભવે તે સહજ છે. એમાં નવાઈ પામવી એ જ નવાઈની વાત છે.

**પ્રશ્ન:** ઇંગ્લેન્ડ–અમેરિકા જેવા દેશો કરતાં ભારતમાં કામદારોને વેતનદર શાથી ઓછા અપાય છે? ભારતમાં શેઠીઆઓ સમાજ, શિક્ષણ તથા રાજકારણમાં પોતાની લાગવગ રાખી મજૂરોને શોષતા હોય છે તેને લઇને તો તેવું નહિ બનતું હોય? કે પછી કામદારો કામચોર તથા આળસુ છે માટે ઉત્પાદન ઓછું થતું હોવાથી ઓછા વેતનદર હોય છે?

**ઉત્તર:** બે દેશો વચ્ચે વેતનદરનાં તફાવતનાં અનેક કારણો હોય છે, જેમાંના મુખ્ય ત્રણ વિષે આપણે જોઈએ. અન્ય વિકસિત દેશોની સરખામણીએ ભારતમાં મજૂરો ખૂબ જ છે અને કામની તકો મર્યાદિત છે. આથી દેખીતું છે કે વેતનદર નીચા હોય. વિકસિત દેશોમાં ભારત જેવી વસતિ ફૂલીફાલી હોતી નથી તેમજ ખેતી, ઉદ્યોગો, વેપાર વગેરે ક્ષેત્રોમાં ખૂબ કામ મળી રહેતું હોય છે, આથી વેતનદર ઊંચા હોય છે.

ભારતમાં રહેવા, ખાવા, પીવાની કઠણાઈઓને લઈ કામદારોની શરીરરૂપી મૂડી ખૂબ કંગાળ હોય છે. ઉચ્ચ કક્ષાનાં શિક્ષણ તથા તાલીમ ભારતના કામદારો મેળવી શકતા હોતા નથી. ભારતમાં મજૂર દીઠ મૂડી (દા. ત. યંત્રો)-ની વપરાશ પણ ખૂબ ઓછી હોય છે, કેમકે અતિ વસતિને લઈ શ્રમપ્રધાન ઉત્પાદન રીતો અપનાવવી પડે છે. વળી હલકા પ્રકારનાં મૂડી તથા કાચો માલ વપરાતાં હોય છે. ઉત્પાદનની વ્યવસ્થા નિયોજકો માહિતી, તાલીમ તથા મૂડીના અભાવને લઈ કાર્યક્ષમ રીતે કરી શકતા નથી. ભારતના સંજોગોમાં કઈ રીતે વધારે ઉત્પાદન થઈ શકે તે જાણવા માટે ખૂબ અપૂરતું તટસ્થ સંશોધન-કાર્ય થતું હોય છે.

શક્તિ હોય પણ દાનત ન હોય તો પણ પરિણામ અસંતોષકારક આવે. તેવી જ રીતે ભારતના મજૂરોની જેટલી કાર્યશક્તિ છે તેટલી હદે જઇને કાર્ય કરતા હોતા નથી તે વાત ખરી, પણ તેનું કારણ તેમની ડાંડાઇનું છે કે બીજું જ? ધર્મની વિકૃત અસરો, અપૂરતાં માહિતી તથા શિક્ષણ, ગરીબાઈની ભીંસ અને તેને લઈ જીવનમાં ઊંડે ઊંડે નિરાશા, શેઠીઆઓ તથા સરકારના સ્થાપિત ઇજારાઓને લઇ થતું કામદારોનું શોષણ, કામ પ્રમાણે બદલો ન મળે તેવી ખામીભરી અર્થવ્યવસ્થા... વગેરે પરિબળો કામદારોની કાર્ય ઇચ્છાને મંદ બનાવે છે. આમ ઉત્પાદન ઓછું થવાથી વેતન ઓછાં મળે છે.

*

# રિઝર્વ બૅંકની બૅંક-દરની નીતિ

રમાનાથ વિ. શાસ્ત્રી
[અર્થશાસ્ત્રના પ્રાધ્યાપક, હ. કા. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

મધ્યવર્તી બૅંક તરીકે રિઝર્વ બૅંકને શાખ-નિયમનનું કાર્ય બજાવવાનું હોવાથી તે માટે તેને કેટલાંક સાધનો આપવામાં આવે છે. આ સાધનોમાં બૅંક-રેટનાં સાધનનો હંમેશ સમાવેશ થતો હોય છે. મહાન મંદીના અનુભવ અગાઉ એમ સ્વીકારવામાં આવ્યું હતું કે તેજીમંદીના પ્રશ્નો હલ કરવામાં વ્યાજનો દર એક અસરકારક શસ્ત્ર છે. પરંતુ ૧૯૨૯ પછી કેઈન્સના વિચારોના પ્રભાવ હેઠળ એવો અભિપ્રાય વ્યાપક બન્યો કે અર્થતંત્રની સ્થિરતાના પ્રશ્નો હલ કરવા માટે નાણાંકીય નીતિનાં શસ્ત્રો જેવાં કે બૅંક-દર અસરકારક નીવડી શકે એમ નથી. અર્થતંત્રની સ્થિરતા જાળવવા માટે રાજકોશીય નીતિનાં સાધનોનો વધુ ઉપયોગ થવો જોઇએ. આ ઉપરાંત નાણાંકીય નીતિને નબળી બનાવનારા બીજા પણ સંજોગો ઊભા થયા છે. ઘણા દેશોમાં રાજ્યના આશ્રય નીચે અર્થતંત્ર વિકાસને ઉત્તેજક નીવડે એવી શાખસર્જક સંસ્થાઓ સરકારે રચી છે. જનતા પાસે તરલ અસ્કયામતોનું પ્રમાણ વધતું રહ્યું છે. બૅંકો સિવાય પણ નાણાં પૂરાં પાડનારી સંસ્થાઓ અસ્તિત્વમાં આવી છે. આ સંદર્ભમાં મધ્યવર્તી બૅંકનો બૅંક-દર અસરકારક નીવડી શકે નહિ એમ સામાન્ય રીતે સ્વીકારી લેવામાં આવ્યું હતું. તેથી બૅંક-રેટમાં થોડોક વધારો કરવામાં આવે તો લોકો સરકારની લાંબાગાળાની જામીનગીરીઓની ખરીદી ખૂબ વધારે અથવા ગ્રાહકો દીર્ઘકાળ ટકે એવી વપરાશની ચીજોમાં રોકાણ કરતા અટકે એવું બનતું નથી. ઉપરાંત જ્યારે ભાવો ઝડપથી ઊછળતા હોય અને મૂડી-રોકાણથી વિપુલ નફો થાય એમ હોય ત્યારે પણ બૅંક-રેટનો વધારો મૂડીરોકાણમાં ઘટાડો લાવી શકતો નથી. કેઈન્સના વિચારોની અસર નીચે આ મત ખૂબ પ્રચાર પામ્યો.

આ ઉપરાંત બીજો પણ એક મહત્ત્વનો ફેરફાર ખાસ નોંધ માગી લે છે. આજે દુનિયાના બધા દેશોની બૅંકો સરકારી જામીનગીરીઓનો મોટો જથ્થો ધરાવતી થઈ છે. આ ફેરફાર બીજા વિશ્વયુદ્ધની શરૂઆત થયા પછી સવિશેષ નજરે પડે છે. તેને પરિણામે વેપારી બૅંકો સરકારી જામીનગીરીઓ વેચીને પોતાની પાસેનું નાણાંનું પ્રમાણ બૅંક-રેટની પરવા કર્યા સિવાય વધારી શકે છે. ઉપરાંત બૅંક-દરનો વધારો સરકારી જામીનગીરીઓના ભાવોને નીચા લાવનારો નીવડે છે. આમાં વેપારી બૅંકોને ગુમાવવાનું થાય છે, કારણ કે તેમની અસ્કયામતોની કિંમત ઘટી જાય છે. તેમ છતાં સરકાર માટે એ મોટો ચિંતાનો પ્રશ્ન ઊભો કરે છે. તેનો ભવિષ્યનો લોન બહાર પાડવાનો કાર્યક્રમ મોંઘો બને છે, કારણ કે ઊંચો વ્યાજનો દર આપીને જ તે ગ્રાહકોને સરકારી જામીનગીરીઓમાં રોકાણ કરવાનું પ્રલોભન આપી શકે. આથી બૅંક-દરમાં વધારો કરતાં અગાઉ સરકારને પોતાના જ શસ્ત્રના પ્રયોગથી પોતાને શી ઇજા થશે તેની પહેલી તપાસ કરવી પડે છે અને આપણે હમણાં જ જોયું કે સરકારના ભાવિ લોન-કાર્યક્રમ ઉપર તેની માઠી અસર પડે એવી શક્યતા છે. તેથી જ્યાં જ્યાં સરકારી ઋણનું ભારણ વિશેષ થતું જાય છે ત્યાં બૅંક-દરનું શસ્ત્ર સાવધાનીપૂર્વક ઉપયોગમાં લેવું પડે છે. આ કારણે પણ નાણાંકીય નીતિના શસ્ત્ર તરીકે બૅંક-દરની અગત્ય ઘટવા પામી.

આમ નાણાંકીય નીતિની ૧૯૩૦ પછી ઉપેક્ષા થતી રહી હતી. તેમાં પણ બૅંક-દર જેવાં સામાન્ય શાખ નિયમનનાં શસ્ત્રો તરફની ઉદાસીનતા વધુ હતી. આ પ્રકારનું વલણ ૧૯૫૦ સુધી ચાલુ રહ્યું. આમ વીસમી સદીનાં આ અગત્યનાં વીસ વર્ષો દરમિયાન દુનિયાના ઘણાખરા દેશોમાં બૅંકદરમાં બહુ જ ઓછા અને ક્વચિત જ ફેરફારો કરવામાં આવ્યા હતા. મધ્યવર્તી બૅંકો સસ્તાં નાણાંની નીતિ અનુસરી રહી હતી.

૧૯૫૦ પછી નાણાંકીય નીતિનાં શસ્ત્ર તરીકે બૅંક-દરમાં ફરી પાછો રસ જાગૃત થયો છે. કોરિયન યુદ્ધને લીધે ફુગાવાને જે પ્રબળ વેગ મળ્યો તેને લીધે નાણાંકીય નીતિનાં શસ્ત્રો વડે ફરી તેને રોકવા માટે પ્રયાસો શરૂ થયા. સરકાર રાજકોશીય નીતિનો ઉપયોગ ફુગાવાને દબાવવા માટે કરી રહી હતી, પરંતુ સસ્તાં નાણાંની નીતિ બંધ ન થાય અને શાખ ઉપર સામાન્ય નિયમન

મૂકવામાં ન આવે તો રાજ્યકોશીય નીતિનાં સાધનો પણ પૂરતાં કામયાબ થઈ શકે નહિ એવી પ્રતીતિ સૌને થવા લાગી. ૧૯૫૧માં ગ્રેટબ્રિટને આ દિશામાં પહેલ કરી. ૧૯૩૨ થી ૨ ટકાની સપાટીએ લગભગ સ્થિર રહેલા બૅંકદરમાં તેણે પહેલી જ વાર વધારો કરી ૨½ ટકા કર્યો. ઉપરાંત સરકારી જામીનગીરીઓ વેચીને રોકડ મેળવવાનો બૅંકોનો હક લઈ લેવામાં આવ્યો અને તે સામે કેટલું ધિરાણ કરવું તે બાબત મધ્યવર્તી બૅંક જ નિર્ણય કરી શકે એમ નક્કી થયું. આમ મધ્યવર્તી બૅંકે શાખ-નિયમનનું આ સાધન વધુ અસરકારક રીતે વાપરવાનું શરૂ કર્યું. બૅંકદર શાખનિયમનના શસ્ત્ર તરીકે ૧૯૫૫ પછી તો દુનિયાના વિકસિત દેશોમાં સવિશેષ પ્રકાશમાં આવેલો જણાય છે. ત્યાર પછી તેમાં થતા ફેરફારો વ્યાપક અને ઝડપી રહ્યા છે. ઇંગ્લંડ અને અમેરિકાની મધ્યવર્તી બૅંકોએ ૧૯૫૮માં બૅંકદરમાં પાંચ વાર, બેલ્જિયમ અને નેધરલેન્ડે ચાર વાર, પશ્ચિમ જર્મની અને ડેન્માર્કે બે વાર બૅંકદરમાં ફેરફાર કર્યો હતો. આ હકીકત સૂચવે છે કે શાખ-નિયમનના શસ્ત્ર તરીકે બૅંક દર ફરીથી પોતાનું ગુમાવેલું મહત્ત્વ પાછલાં થોડાં વર્ષોમાં પાછું મેળવી રહ્યો છે. ફુગાવાને રોકવા તથા લેણદેણની તુલાની ખાધને દૂર કરવાના હેતુથી બૅંકદરનો ઉપયોગ આ દેશોએ કર્યો છે.

ભારતની રિઝર્વ બૅંક ૧૯૩૫માં અસ્તિત્વમાં આવી, ત્યાર પછી આજ સુધીમાં બૅંકદરમાં માત્ર ત્રણ વાર ફેરફાર કરવામાં આવ્યો છે. પચીસ વર્ષની લાંબી કારકિર્દી દરમિયાન રિઝર્વ બૅંકે આ શસ્ત્રનો ઉપયોગ ત્રણ જ વાર કર્યો છે. ૧૯૫૫ પછી વિકસિત રાષ્ટ્રોમાં આ શસ્ત્રનો ઉપયોગ વ્યાપક પ્રમાણમાં શરૂ થયો છે, છતાં ભારતમાં આ સમય દરમિયાન માત્ર એક વાર જ (૧૯૫૭માં) બૅંક-રેટમાં ½ ટકાનો વધારો કરવામાં આવ્યો છે. ૧૯૫૭થી ૧૯૬૧ સુધીમાં બૅંકરેટ ૪ ટકાની સપાટીએ સ્થિર રહ્યો છે. તપાસ કરતાં જણાશે કે આ વર્ષો દરમિયાન ભારતમાં ભાવોએ વધવાનું વલણ સ્પષ્ટપણે અપનાવ્યું હતું. ૧૯૫૬થી ૧૯૬૧ સુધીમાં ભાવોમાં ૩૦ ટકા જેટલો વધારો થયો છે, છતાં બૅંકરેટ કેમ વધારવામાં આવ્યો નથી એ એક સૂચક પ્રશ્ન છે. વિશ્વના બીજા દેશોમાં જે વલણ જોવા મળે છે તેના કરતાં આ જુદા પ્રકારનું વલણ છે તેથી પણ તેનો વિચાર કરવો જરૂરી બને છે.

આ માટે કેટલાંક કારણો છે. વિકસિત રાષ્ટ્રોની જેમ ભારતનું નાણાંબજાર સુગ્રથિત નથી. જો કે આજથી વીસ વર્ષ પૂર્વે નાણાંબજારની જે સ્થિતિ હતી તે કરતાં વધુ સંગીન સ્થિતિ તેની આજે છે, કારણ કે વ્યવસ્થિત અને સુગ્રથિત નાણાંબજાર કુલ નાણાંબજારનો અડધો ભાગ છે. ૧૯૩૧માં માત્ર ૧૦ ટકા જેટલું જ તે હતું. આ દૃષ્ટિએ બૅંક દરનું મહત્ત્વ બીજા વિશ્વયુદ્ધ પૂર્વે હતું તે કરતાં વધવું જોઇએ. છતાં તેને અગત્યનું સ્થાન મળ્યું નથી, તેનું કારણ એ છે કે ખાનગી ક્ષેત્રનો વિકાસનો કાર્યક્રમ બૅંકદરના વધારાને પરિણામે વધુ મોંઘો બને એમ છે. યોજનાના પૂર્વનિર્ણિત અગત્યાનુક્રમો પ્રમાણે વિકાસની યોજનાઓ પાછળ ખાનગી ક્ષેત્ર મૂડીરોકાણ કરતું હોય તો બૅંકદર વધારીને તેનો ખર્ચ વધારવાથી કોઈ ઉપયોગી અર્થ સરતો નથી. બિનજરૂરી મૂડીરોકાણોમાંથી જરૂરી મૂડીરોકાણો તરફ નાણાંકીય સાધનો વાળવાનો પ્રશ્ન અગત્યનો બન્યો હોય ત્યારે બૅંકદરનું શસ્ત્ર ઉપયોગી થાય. પરંતુ ભારતમાં તેવી પરિસ્થિતિ નથી, તેથી બૅંકદર વધારવાની તરફેણ કરવામાં આવતી નથી. તેમ છતાં એટલું કબૂલ કરવું જોઇએ કે આપણું અર્થતંત્ર મુક્ત ભાવતંત્ર ઉપર સારા પ્રમાણમાં આધાર રાખે છે. તેથી ઓછી મહેનતે નફો કમાવાના જે માર્ગો રહે છે તેમાં કેટલીક વાર નાણાંનો પ્રવાહ વહેતો હોય છે તે રોકવાની જરૂર છે. આ માટે ગુણાત્મક શાખ-નિયમન વધુ ઉપયોગી છે એમ સ્વીકારવામાં આવે છે અને બૅંકદરની અગત્ય હોવા છતાં તેની માઠી અસરો શુભ અસરોને વટાવી જાય એમ હોવાથી તેનો ઉપયોગ પસંદ કરવામાં આવતો નથી.

આ ઉપરાંત બૅંકદરમાં વધારો નહિ કરવા માટેનું વધારે મહત્ત્વનું કારણ તો એ છે કે તેની સરકારી જામીનગીરીઓના ભાવો ઉપર પ્રતિકૂળ અસર પડે છે. આજે વિકાસ કાર્યક્રમો માટે સરકારને જનતા પાસેથી સારું એવું નાણું બચત અને લોન દ્વારા મેળવવું પડે છે. બૅંકદરનો વધારો સરકારી જામીનગીરીઓના ભાવોને નીચે લાવતો હોવાથી, ભાવિ લોનની યોજનાને આંચ આવે છે. વધુ વ્યાજનો દર આપીને જ સરકાર આ રસ્તે નાણાં મેળવી શકે છે. સરકારનું જાહેર ક્ષેત્રનું મૂડીરોકાણ

તેમ જ ઈતર ખર્ચ જેમજેમ વધતું જાય છે તેમતેમ ઋણ-વ્યવસ્થાનો પ્રશ્ન આ દૃષ્ટિએ વધારે ને વધારે મહત્ત્વનો બનતો જાય છે. તેથી જ ૧૯૬૦ના ઑક્ટોબરથી વેપારી બૅંકો માટે રિઝર્વ બૅંકનો ધીરાણનો વાસ્તવિક દર વધારવામાં આવ્યો હોવા છતાં રિઝર્વ બૅંકનો બૅંકદર ૪ ટકાની સપાટીએ સ્થિર રાખવામાં આવ્યો છે. અહીં બૅંકદર ન વધારતાં બીજી રીતે શાખને મોંઘી બનાવવામાં આવી છે. વ્યાજના ક્રમિક દરની પદ્ધતિ અપનાવીને રિઝર્વ બૅંકે આ હેતુ સિદ્ધ કર્યો છે. વેપારી બૅંકોને ક્વૉટા કરતાં વધુ રકમો જોઈતી હોય તો વધુમાં વધુ ૬ ટકા વ્યાજનો દર આપવાની તૈયારી તેમણે બતાવવી પડે છે. આવો પ્રયોગ ૧૯૫૬માં ચીલીમાં કરવામાં આવ્યો હતો. તેમાં એવું ઠરાવવામાં આવ્યું હતું કે ૧૯૫૫ના વર્ષને અંતે બૅંકોની જે મૂડી અને અનામત ભંડોળ હોય તેનાથી અડધી રકમ જેટલું ધીરાણ ૪½ ટકાના ચાલુ દરે તેમને મધ્યવર્તી બૅંક પાસેથી મળી શકે. આ મર્યાદા કરતાં વધુ રકમ તેમણે મધ્યવર્તી બૅંક પાસેથી મેળવવી હોય તો વધુમાં વધુ ૯ ટકા જેટલો વ્યાજનો દર ચૂકવવાની તેમણે તૈયારી રાખવી પડે. જાન્યુઆરી ૧૯૫૭માં આ વ્યવસ્થા હેઠળ ચીલીમાં વ્યાજનો ચાલુ દર વધારી ૬ ટકાનો કરવામાં આવ્યો હતો, અને મહત્તમ દર ૧૧ ટકાનો નક્કી થયો હતો.

ઉપરની ચર્ચા ઉપરથી જણાશે કે ભારતમાં બૅંકદરનું મહત્ત્વ કેટલાંક વિશિષ્ટ કારણોને લીધે નીચું રહેશે. તેમ છતાં સટ્ટાની વૃત્તિ તેમ જ ફુગાવાને રોકવા માટે નાણાંકીય નીતિનાં સાધનો સંયોજવાં પડશે. આ માટે ગુણાત્મક શાખ-નિયમનનું શસ્ત્ર વધુ ઉપયોગી નીવડી શકે એમ છે. છતાં તે એકલું વાપરવાથી પૂરતું સફળ થતું નથી. તેથી સામાન્ય શાખ-નિયમનનાં સાધનોનો સહારો તેને જરૂરી બને છે. આ દૃષ્ટિએ બૅંકદર ઉપયોગી સાધન છે. તેનો વિવેકપૂર્વકનો ઉપયોગ અર્થતંત્રની સ્થિરતા માટે જરૂરી છે. છતાં તેની માઠી અસર ઓછામાં ઓછી નીપજે એ હેતુથી વિકલ્પમાં વાપરી શકાય એવાં સામાન્ય શાખ-નિયમનનાં બીજાં સાધનોનું મહત્ત્વ વધારે રહેશે.

*

# આર્થિક વિકાસમાં જાહેર ક્ષેત્રનો ફાળો

વિનય આર. કાપડિયા

[અર્થશાસ્ત્રના અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

પાર્લમેન્ટ તથા વિવિધ રાજ્યોની ધારાસભાઓ દ્વારા નીમવામાં આવતી અંદાજ-સમિતિઓ તરફથી દર વર્ષે જાહેર સાહસોમાં પ્રવર્તતી અમલદારશાહી, વહીવટી શિથિલતા તથા લાંચરુશવતના અનેક કિસ્સાઓ રજૂ કરવામાં આવે છે. આ માહિતીને આધારે દેશના કેટલાક આગેવાન નેતાઓ જાહેર સાહસોની કડવી ટીકાઓ કરે છે. સામાન્ય પ્રજાના મનમાં ઘણી વાર એવા પ્રશ્નો પણ ઊભા થાય છે કે જાહેર સાહસો વિના આર્થિક વિકાસ શક્ય નથી? જાહેર સાહસો ખરેખર બિનકાર્યક્ષમ હોય છે? જાહેર સાહસોમાં પ્રવર્તતી અમલદારશાહી તથા લાંચરુશવતને કારણે દેશનાં કીમતી સાધનો વેડફાઈ જાય છે? ખાનગી ક્ષેત્ર પર વધતા જતા અંકુશોને કારણે દેશનો વિકાસ રૂંધાય છે? આવા અનેક પ્રશ્નોનો ઉત્તર આપવાનો આ લેખમાં પ્રયત્ન કરવામાં આવ્યો છે.

બીજા વિશ્વયુદ્ધ પછીથી એશિયા અને આફ્રિકાના અનેક દેશોએ આઝાદી પ્રાપ્ત કરી. આઝાદી પ્રાપ્ત કરતાં પહેલાં દેશના કોઈ પણ પ્રશ્નના કારણભૂત પરદેશી સરકાર ગણવામાં આવતી હતી. એટલે સ્વાભાવિક રીતે પરદેશી સત્તાના અંત બાદ પ્રજા પોતાનું આર્થિક પછાતપણું દૂર કરવા અધીરી બને. લોકપ્રિય સરકારો લોકોની મહેચ્છાઓ અને મહત્ત્વાકાંક્ષાઓનું પ્રતિબિંબ પોતાની નીતિમાં પાડે છે. હિંદુસ્તાન, બર્મા, સિલોન, ચીન, લેટિન-અમેરિકાના દેશો, ઘાના, ઈજિપ્ત, સુદાન વગેરે દેશોની સરકારો આર્થિક પછાતપણું દૂર કરી આર્થિક

વિકાસ ઝડપી બનાવવા કટિબદ્ધ બની છે. વર્ષો સુધી રાજકીય ગુલામી તથા આર્થિક પરાધીનતા દ્વારા ગરીબાઈ આ દેશોનાં મુખ્ય લક્ષણો હતાં.

અલ્પવિકસિત અર્થતંત્રમાં દેશની કુદરતી સંપત્તિનો પૂરેપૂરો ઉપયોગ થતો નથી. દેશના અત્યંત મર્યાદિત પરંતુ કીમતી સાધનો અયોગ્ય દિશાઓમાં વેડફાઈ જાય છે. આ પ્રકારના અર્થતંત્રમાં મૂડીના અભાવ ઉપરાંત પહેલવૃત્તિ, સાહસિકતા તેમજ તાંત્રિક જ્ઞાનનો અભાવ છે, તેથી ખાનગી સાહસો રાજ્યની મદદ વિના દેશના આર્થિક વિકાસમાં યોગ્ય ફાળો આપી શકતાં નથી.

૧૯મી સદીમાં ઝડપી આર્થિક વિકાસ માટે સ્વૈર-પદ્ધતિ (Laissez faire) ઉત્તમ ગણવામાં આવતી હતી. એડમ સ્મિથ, પ્રો. માર્શલ, રીકાર્ડો વગેરે અર્થ-શાસ્ત્રીઓ એમ માનતા હતા કે રાજ્યનું કાર્ય કાયદો અને વ્યવસ્થા જાળવવાનું છે અને તેથી પ્રજાના આર્થિક જીવનમાં રાજ્યે ઓછામાં ઓછી દખલ કરવી જોઈએ. કરવેરા, લોન વગેરે દ્વારા રાજ્ય આર્થિક જીવનમાં હસ્તક્ષેપ કરીને નૈસર્ગિક સાધનોના વિવેકપૂર્ણ ઉપયોગમાં આડ-ખીલી ઊભી કરે છે. સામાજિક રીતે ઇચ્છનીય ક્ષેત્રોમાંથી ઉત્પાદનનાં સાધનોને ખસેડીને અન્ય ક્ષેત્રોમાં તેમનો ઉપયોગ થતો હોવાથી ગુરુત્તમ સામાજિક કલ્યાણ થતું નથી. સ્વૈરપદ્ધતિમાં નફાનું આકર્ષણ-નિયોજકોને ઉત્પાદન કરવા પ્રેરે છે. તેથી ગુરુત્તમ નફો કરવાનું સ્વહિત (Self-interest) ઉત્પાદનને કાર્યક્ષમ બનાવે છે અને ઉત્પાદન ઇષ્ટતમ ધોરણે કરવામાં આવે છે. આમ સ્વ-હિતમાંથી ગુરુત્તમ સામાજિક કલ્યાણ ઉદ્ભવે છે. ઇંગ્લૅન્ડ, અમેરિકા તથા યુરોપના અન્ય દેશોએ પોતાનો આર્થિક વિકાસ સ્વૈરપદ્ધતિ એટલે કે મૂડીવાદી ઉત્પાદન-પદ્ધતિ દ્વારા સાધ્યો છે. મૂડીવાદમાં ઉત્પાદનને ઉપભોક્તા દોરે છે; કારણ કે વસ્તુમાંગને અનુસરીને નિયોજકો ઉત્પાદનનું માળખું નક્કી કરે છે.

ઉપર્યુક્ત દેશોના આર્થિક ઇતિહાસ પ્રત્યે દૃષ્ટિપાત કરતાં જણાશે કે આ દેશોની પ્રજાને અને તેમાં પણ ખાસ કરીને મજૂર-વર્ગને આર્થિક વિકાસની ભારે કિંમત ચૂકવવી પડી છે. સ્વહિત અને સામાજિક કલ્યાણ હમેશાં પૂરક હોય છે એવી માન્યતા ભૂલભરેલી છે. સ્વહિત, અર્થતંત્રમાં અનિયંત્રિત મૂડીવાદને જન્મ આપે છે.

અનિયંત્રિત મૂડીવાદનાં મુખ્ય અનિષ્ટો નીચે મુજબ છે:

૧. આવક અને મિલ્કતની અસમાન વહેંચણી.

૨. વ્યાપાર-ચક્રો—ખાસ કરીને મંદી દરમ્યાન વિશાળ પાયા પર બેકારી અને માનવશક્તિનો દુર્વ્યય.

૩. સ્વહિત અને સામાજિક હિત વચ્ચે સંઘર્ષ.

૪. નિરર્થક જાહેર ખબરો, ઉપભોક્તા તેમજ કામદારોનું ઉત્પાદકોના ઇજારાઓ દ્વારા શોષણ વગેરે.

અલ્પવિકસિત દેશોમાં મૂડીસર્જનના પ્રશ્નોની ચર્ચા કરતાં પ્રો. નર્કસ "ગરીબાઈનાં વિષચક્ર"ની ચર્ચા કરે છે. પછાત અર્થતંત્રમાં લોકો ગરીબ હોય છે, કારણ કે તેમની આવક ઓછી હોય છે. આવક ઓછી હોય છે, કારણ કે મૂડી-રોકાણ ઓછું હોય છે. મૂડી-રોકાણ ઓછું હોય છે, કારણ કે બચત ઓછી છે. બચત ઓછી છે, કારણ કે આવક ઓછી છે. આમ ઓછી આવકને કારણે મૂડીસર્જન મર્યાદિત હોય છે. આ પ્રકારના અર્થતંત્રમાં બીજું વિરોધી તત્ત્વ એ છે કે મૂડીની અછત હોવા છતાં મુડી રોકાણ માટે પ્રોત્સાહન ખૂબ ઓછું હોય છે, કારણ કે લોકો ગરીબ હોવાથી સ્થાનિક બજાર મર્યાદિત હોય છે. સ્વૈરપદ્ધતિ દ્વારા ખાનગી સાહસ આ વિષચક્ર તોડવા અસમર્થ છે.

ઉપરનાં દૂષણોને કારણે સોવિયેટ રશિયાની સામ્ય-વાદી સરકારે ઝડપી આર્થિક વિકાસ માટે આયોજિત અર્થવ્યવસ્થાનો સ્વીકાર કર્યો હતો; કારણ કે અલ્પવિક-સિત અર્થતંત્રમાં જે વ્યાપક ફેરફારો લાવવાના હોય છે, તે ખાનગી સાહસ દ્વારા ટૂંક સમયમાં ભાગ્યે જ લાવી શકાય છે. વધારામાં આ ફેરફાર માટે ઘણી આકરી કિંમત ચૂકવવી પડે છે. જે પ્રગતિ સાધતાં ઇંગ્લૅન્ડ અને અમેરિકાને અનેક દસકાઓ પસાર કરવા પડ્યા, તે પ્રગતિ રશિયા ત્રણ દસકામાં સાધી શક્યું છે. હાલમાં આર્થિક સમૃદ્ધિની દૃષ્ટિએ રશિયાનું સ્થાન અમેરિકા પછી તરત જ આવે છે. આધુનિક જાપાને પણ પોતાના આર્થિક વિકાસના શરૂઆતના તબક્કાઓમાં આધુનિક ઉદ્યોગો શરૂ કરવામાં સરકારની પહેલવૃત્તિ પર આધાર રાખ્યો હતો. જાપાનનું આધુનિકરણ સરકાર-પ્રેરિત હતું એમ કહેવામાં લગારે અતિશયોક્તિ નથી.

ઔદ્યોગિકરણના શરૂઆતનાં તબક્કાઓમાં વપરાશના ઉદ્યોગોનું પ્રાધાન્ય વિશેષ હોય છે; કારણ કે અલ્પવિકસિત અર્થતંત્રમાં ખાનગી સાહસ વધુમાં વધુ તાત્કાલિક નફો અને ઓછામાં ઓછું જોખમ પસંદ કરે છે. આથી ઊલટું પાયાના અથવા ચાવીરૂપ ઉદ્યોગોમાં મૂડી-રોકાણ મોટા પાયા પર કરવું પડે છે, નફો તાત્કાલિક પ્રાપ્ત થતો નથી અને ઘણી વાર શરૂઆતનાં વર્ષોમાં નુકસાન સહન કરવું પડે છે, તેમજ નફાનો દર પણ ઓછો હોય છે. એટલે ખાનગી સાહસ આ પ્રકારના ઉદ્યોગોમાં મૂડી-રોકાણ કરતાં ખચકાય છે, અને ઘણી વાર જરૂરી મૂડી ઊભી કરવાનું કાર્ય ખાનગી સાહસ માટે ખૂબ મુશ્કેલ બની જાય છે. તેથી અલ્પવિકસિત દેશોનાં આર્થિક વિકાસ બિનસમતુલ અને અસમાન (Lop-sided) હોય છે. તેથી સમતુલ અને સમાન આર્થિક વિકાસ ટૂંક સમયમાં ઝડપથી સિદ્ધ કરવા માટે જાહેર સાહસ અત્યંત આવશ્યક છે.

ખાનગી સાહસોની કાર્યક્ષમતા સાથે જાહેર સાહસોની કાર્યક્ષમતા સરખાવતી વખતે ઉત્પાદન-ખર્ચ અથવા નફાનો આધાર લેવામાં આવે છે. વર્તમાનપત્રોમાં અને પાર્લમેન્ટમાં જાહેર સાહસોની કામગીરી અંગેની ચર્ચામાં વધુ પડતા ઉત્પાદનખર્ચ અથવા ખોટની કડક ટીકા કરવામાં આવે છે અને તે પરથી જાહેર સાહસોની કાર્યક્ષમતા ઓછી છે, એવું અનુમાન દોરવામાં આવે છે. જાહેર ક્ષેત્રના વિસ્તરણનો વિરોધ, કાર્યક્ષમતાનો અભાવ, લાંચરુશ્વત અને અમલદારશાહીને કારણે કરવામાં આવે છે. આર્થિક આયોજન શ્રી રાજાજીના મત પ્રમાણે અંકુશ લાવે છે, તેથી આર્થિક વિકાસ રૂંધાય છે.

જાહેર સાહસોની ટીકા કરતાં ખાનગી સાહસ અને જાહેર સાહસ વચ્ચેના મૂળભૂત તફાવતનો ખ્યાલ રાખવામાં આવતો નથી. જાહેર સાહસને સમાજ પ્રત્યે કેટલીક ફરજ બજાવવાની હોય છે અને આદર્શ માલિક તરીકે કામદારોને વધારે સવલતો અને સગવડો આપવાની ફરજ થઈ પડે છે. ખાનગી સાહસમાં ખાનગી ખર્ચ અને ખાનગી નફાની ગણતરી હોય છે. પરંતુ જાહેર સાહસમાં સામાજિક ખર્ચ અને સામાજિક લાભ મુખ્ય સ્થાને છે. આડકતરો ખર્ચ અને લાભ ધ્યાનમાં લેવાવો જોઈએ.

આડકતરો ખર્ચ અને લાભના અંદાજમાં સ્વલક્ષીપણું પ્રવેશે છે; છતાં પણ આડકતરી અસરો લક્ષમાં લીધા વિના કોઈ પણ યોજના જરૂરી છે કે કેમ, તે નક્કી ન કરી શકાય. કેટલીક બાબતોમાં કેટલાક ચોક્કસ પાયા પર આ અંદાજ નક્કી કરી શકાય. દા. ત. કરવેરામાં વધારો. અન્ય ફાયદાઓની બાબતમાં, ડૉ. ઈઝીકીલ અને ડૉ. વેનર, આડકતરા ખર્ચ અને લાભ અંગે લખતાં, ભારપૂર્વક જણાવે છે:

"દેશને નવી રેલવે બાંધતાં અને નવા પ્રદેશને ખુલ્લા મૂકતાં થતા કેટલાક ફાયદાનો અંદાજ કાઢતાં તમે કલ્પના પર વધારે આધાર રાખો છો. ૧૮૬૦માં અમેરિકામાં રેલવેના બાંધકામ દ્વારા થનાર અસરો અંગે ભાગ્યે જ કોઈ કહી શક્યું હોત અને છતાં લોકો જાણતા હતા કે પ્રજાવિહિન વિસ્તાર પડ્યો છે અને તેને ખુલ્લો મૂકવા આકાંક્ષા ધરાવતા હતા. આ ફાયદાઓ આપણે આંકડાઓમાં કહી શકીએ નહિ. નવા પ્રદેશને કારણે લાખો લોકોને વસાવી શકાય; અને તે દ્વારા દેશમાં, ધારો કે, ૨·૫ કરોડથી વધી ૨·૬ કરોડની જનસંખ્યાને રોજગારી આપી શકાય તો નવા દશ લાખ કામદારો, રોજીવાળા જૂના કામદારો જેટલો જ રાષ્ટ્રીય આવકમાં માથાદીઠ ફાળો આપશે. રાષ્ટ્રીય આવકમાં થનાર વધારો અંદાજવાનો આ તમારો પાયો છે. તેથી ભલે તમે વિગતો નક્કી ન કરી શકો; છતાં આશરે કાચો અંદાજ નક્કી કરવાના તમારી પાસે કેટલાક રસ્તાઓ છે."*

## ખર્ચની ગણતરી

દશ્ય ખર્ચના બે મૂળભૂત પ્રકાર છે: (૧) યોજનાનો ખર્ચ, કે જેની સરખામણી યોજનાના ફાયદાઓ સાથે કરવાની છે, અને (૨) યોજના-ખર્ચ, ન હોય તેવો ખર્ચ. કે જે સંકળાએલ અને માધ્યમિક (Secondary) ખર્ચ, જેમને સર્વ પ્રકારના લાભો કે જે યોજનાના લાભ મેળવવા જરૂરી છે, તેમાંથી બાદ કરવા જોઈએ.

યોજના-ખર્ચ, યોજનાની સ્થાપના, સંચાલન અને જાળવણી (maintenance) અંગેનો ખર્ચ છે. દા. ત.

---

*M. Ezekeil and K. S. Vaner, in U. N. "Formation and Economic Appraisal of Development Projects". Vol. I, 1951.

જમીન અંગેનું મૂડી-રોકાણ મજૂર અને કાચો માલ, મોજણી, બાંધકામ, સંચાલન વગેરેનો ખર્ચ.

### ફાયદાઓની ગણતરી :

બે પ્રકારના દશ્ય ફાયદાઓ છે, પ્રાથમિક અને માધ્યમિક (secondary).

પ્રાથમિક ફાયદા એટલે યોજનાની સેવાઓ અથવા તાત્કાલિક બનાવટોનું મૂલ્ય કે જે મોટે ભાગે માપી શકાય છે.

માધ્યમિક ફાયદાઓ એટલે યોજનાની સેવાઓ અથવા તાત્કાલિક બનાવટોનાં મૂલ્ય ઉપરાંત વધારાના ફાયદાઓ કે જે ત્યાર બાદની પ્રક્રિયાથી પ્રાપ્ત થાય છે.

ભારત સરકારે ગુજરાતમાં કોયલી નજીક તેલના વિશુદ્ધિકરણ માટે મોટું કારખાનું જાહેર ક્ષેત્રમાં નાખવાનું નક્કી કર્યું છે. આ સાહસના સીધા અને આડકતરા લાભો અને ખર્ચનો વિચાર કરવો અસ્થાને નહીં લેખાય. કોયલી નજીકનો વિસ્તાર આ કારખાનાને કારણે નવા આડ ઉદ્યોગો સ્થાપવાં માટે પણ ઉપયોગી નીવડશે. આ વિસ્તારમાં અંદાજે ૨૦૦૦ મજૂરોને આ કારખાનામાં કે અન્ય આડ ઉદ્યોગોમાં રોજગારી મળશે એમ માનીએ તો આ મજૂરો આપણી રાષ્ટ્રીય આવકમાં બીજા ઔદ્યોગિક મજૂરો જેટલો જ ફાળો આપશે અને તેથી રાષ્ટ્રીય આવક પણ વધશે, બેકારીમાં ઘટાડો થશે. ઉપરાંત આ વિસ્તારમાં નવી રેલવે નાખવાથી તથા રસ્તાઓની સુધારણા દ્વારા તેમજ કામદારોનાં રહેઠાણોના બાંધકામ પાછળ થનાર ખર્ચથી પ્રાપ્ત થતી રોજગારી ધ્યાનમાં લેવાવી જોઇએ. આ ઉપરાંત આ વિસ્તારમાં વ્યાપાર-ઉદ્યોગો ખીલશે, લોકોની આવક વધશે અને રાજ્યની કરવેરાની આવકમાં પણ વધારો થશે, તેમજ પેટ્રોલિયમની આયાતમાં ઘટાડો થતાં પરદેશી હુંડિયામણ પણ બચી જશે. આમ ભલે આ કારખાનામાં તેલ વિશુદ્ધ કરવાનો ખર્ચ બર્માશેલ કે સ્ટાનવાકમાં તેલ વિશુદ્ધ કરવાના ખર્ચ કરતાં થોડો વધારે આવે; છતાં આ યોજનાના આડકતરા લાભોને ધ્યાનમાં લેતાં નજીવો ગણાય. બીજું ભવિષ્યમાં થનાર ઔદ્યોગિક પ્રગતિ પણ લક્ષમાં લેવાવી જોઇએ.

આ યોજનાના ખર્ચની ગણતરી કરીએ તો તેમાં બન્ને પ્રકારનાં ખર્ચનો સમાવેશ થશે. યોજના અંગેનો ખર્ચ તેમજ યોજના-ખર્ચ સિવાયનો ખર્ચ, કે જે યોજનાનો લાભ મેળવવા જરૂરી છે અને તેની સાથે સંકળાએલ છે અને માધ્યમિક ગણી શકાય. દા.ત. કામદારોની વસાહતોનો ખર્ચ, રેલવે લાઈન નાખવાનો, દવાખાનાં તથા રસ્તાઓની સુધારણા વગેરેનો ખર્ચ.

ખાનગી સાહસના ખર્ચના અંદાજમાં બીજા પ્રકારના ખર્ચનો સમાવેશ થતો નથી. આ ખર્ચ તેમના માટે રાજ્ય કરતું હોવાથી તેના ઉત્પાદન-ખર્ચમાં ફક્ત યોજના-ખર્ચનો જ સમાવેશ થાય છે. જ્યારે થતા ફાયદામાં યોજના દ્વારા થતા આડકતરા ફાયદાઓ દા. ત. રોજગારીમાં વધારો, રાષ્ટ્રીય આવકમાં વધારો, ભવિષ્યમાં થનાર પ્રગતિ વગેરેનો એટલે કે યોજનાની બનાવટોના મૂલ્ય સિવાયના ફાયદાઓનો સમાવેશ થતો નથી. આમ જાહેર સાહસ દ્વારા થતા સામાજિક લાભ અને સામાજિક ખર્ચને લક્ષમાં લીધા સિવાય યોજનાની ઉપયોગિતાની ચર્ચા કરી શકાય નહીં. જ્યારે ખાનગી સાહસમાં ખાનગી ખર્ચ અને ખાનગી લાભ યોજનાની ઉપયોગિતા નક્કી કરે છે, યોજના ભવિષ્યમાં દેશને આડકતરો લાભ કરશે, રોજગારી આપશે વગેરે બાબતો ગૌણ સ્થાન ધરાવે છે. તેથી ૧૯મી સદીમાં ભારતમાં પાયાના ઉદ્યોગો સ્થપાયા ન હતા.

કોઇ પણ યોજનાની કામગીરી તપાસતાં ફક્ત નાણાંકીય પરિણામ તરફ લક્ષ ન આપતાં સામાજિક લાભ પણ લક્ષમાં લેવાવો જોઇએ. પરંતુ અત્યારના સંજોગોમાં સામાજિક લાભનું માપ કાઢવું ખૂબ મુશ્કેલ છે, કારણ કે કોઈ પણ યોજના ભવિષ્યમાં કેટલા નવા ઉદ્યોગો સ્થાપવામાં મદદ કરશે, રોજગારી વધારશે તથા પરદેશી હૂંડિયામણ બચાવી સ્વાવલંબનની દિશામાં પ્રગતિ કરવામાં કેટલે અંશે મદદરૂપ થશે એ કહેવું ખૂબ મુશ્કેલ છે. અંતમાં કેટલાક જાહેર સાહસોમાં પ્રવર્તતી બિનકાર્યક્ષમતાનો બચાવ કરવા હું માગતો નથી; પરંતુ આવા થોડા અપવાદોને બાદ કરતાં સમગ્ર જાહેર ક્ષેત્ર બિનકાર્યક્ષમ ગણાવું ન જોઇએ. વધારામાં, બિનકાર્યક્ષમતાનો પ્રશ્ન, વહીવટી તાલીમ તથા વ્યક્તિઓની નીતિમત્તા સાથે સંકળાએલો છે. વહીવટી તાલીમનો પ્રશ્ન ટૂંકા ગાળામાં વિશ્વવિદ્યાલયોમાં ઉદ્યોગોના સંચાલન માટેના અભ્યાસક્રમનો સમાવેશ કરવાથી દૂર થઇ શકે તેમ છે.

ઈ. સ. ૧૯૪૮ના એપ્રિલ માસમાં ભારત સરકારે પાર્લમેન્ટમાં ઔદ્યોગિક નીતિનો ઠરાવ પસાર કર્યો. આ

ઠરાવ દ્વારા દેશના આર્થિક વિકાસ માટે ઉદ્યોગોને ત્રણ વર્ગમાં વહેંચી નાખવામાં આવ્યા. પ્રથમ વર્ગમાં દેશની સલામતી માટે જરૂરી એવા ઉદ્યોગો રાજ્યના સંપૂર્ણ અંકુશ હેઠળ રાખવામાં આવ્યા. બીજા વર્ગમાં, પાયારૂપ ઉદ્યોગો કે જેના વિકાસમાં જાહેરક્ષેત્રના પ્રયત્નોને ખાનગી ક્ષેત્ર સહાય કરે, અને જેના ભાવિવિકાસની જવાબદારી રાજ્યે સ્વીકારી લીધી. ત્રીજા વર્ગમાં, રાજ્યના સામાન્ય અંકુશ હેઠળ ખાનગી સાહસ માટે ઉપરના બે વર્ગમાં સમાવેશ ન હોય તેવા વપરાશી ઉદ્યોગો. અન્ય શબ્દોમાં કહીએ તો દેશના વિકાસ માટે મિશ્ર અર્થવ્યવસ્થાનો સ્વીકાર કરવામાં આવ્યો.

ઈ.સ. ૧૯૫૦માં વડાપ્રધાન નહેરુના પ્રમુખપદે આયોજન-પંચની નિમણૂક કરવામાં આવી અને ૧૯૫૨માં પ્રથમ પંચવર્ષીય યોજનાનો મુસદ્દો બહાર પાડવામાં આવ્યો. પ્રથમ યોજનાના મુખ્ય હેતુઓ બે હતા: (૧) બીજા વિશ્વયુદ્ધ અને ભાગલાને પરિણામે છિન્નભિન્ન થએલા અર્થતંત્રમાં સમતુલા લાવવાનો પ્રયત્ન કરવો. (૨) ઉત્પાદન અને રોજગારી વધારી દેશની રાષ્ટ્રીય આવક વધારવી, જેથી લોકોનું જીવનધોરણ ઊંચું લઈ જઈ શકાય. આ યોજનાથી રાજ્યે આર્થિક વિકાસની જવાબદારી સ્વીકારી અને આયોજનબદ્ધ વિકાસની ભારતમાં શરૂઆત થઈ એમ કહી શકાય.

ઈ. સ. ૧૯૫૧માં ઉદ્યોગો (વિકાસ અને નિયમન)નો કાયદો પસાર કરવામાં આવ્યો. આ કાયદા હેઠળ દેશમાં ઔદ્યોગિક વિકાસમાં પ્રાદેશિક સમતુલા અને અયોગ્ય હરીફાઈ તેમજ સાધનોનો દુરુપયોગ તેમજ બગાડ અટકાવવા માટે પરિશિષ્ટમાં જણાવેલા ઉદ્યોગો શરૂ કરવા અથવા તે ઉદ્યોગોમાં નવાં એકમો શરૂ કરવા માટે મધ્યસ્થ સરકારની પરવાનગી લેવાની પદ્ધતિ શરૂ કરવામાં આવી. આ કાયદામાં કોઈ પણ ખાનગી એકમમાં ગેરવ્યવસ્થા અથવા બિનકાર્યક્ષમતા જણાય તો આ એકમનો વહીવટ સરકાર પોતાના હસ્તક લઈ શકે તેવી જોગવાઈ કરવામાં આવી છે. આ ઉપરાંત સરકાર પોતાને જરૂર પડે ત્યારે પોતાના હસ્તકના ઉદ્યોગોના વિકાસ માટે રાષ્ટ્રીય હિતમાં ખાનગી સાહસની મદદ લઈ શકે તેવો પ્રબંધ કરવામાં આવ્યો છે.

પ્રથમ પંચવર્ષીય યોજના તૈયાર કરવામાં આવી ત્યારે તેનું કદ રૂા. ૨૦૬૯ કરોડ રાખવામાં આવ્યું હતું. પાછળથી કુલ ખર્ચ વધશે એમ અનુમાન કરીને યોજનાનું કદ વધારી રૂા. ૨૩૬૫ કરોડ કરવામાં આવ્યું; પરંતુ કરવામાં આવેલો ખર્ચ રૂા. ૧૯૬૦ કરોડ હતો. જે સુધારેલા અંદાજના ૮૩% હતો. પ્રથમ પંચવર્ષીય યોજનામાં સિંચાઈ, વિદ્યુત શક્તિ સહિત ખેતીને પ્રાધાન્ય આપવામાં આવ્યું હતું. વાહનવ્યવહારના વિકાસને પણ વિશેષ મહત્ત્વ આપવામાં આવ્યું હતું; અને પરિણામે જાહેરક્ષેત્ર તરફથી ઉદ્યોગોમાં મૂડી-રોકાણ મર્યાદિત બન્યું હતું. પ્રથમ યોજના દરમ્યાન ઔદ્યોગિક વિકાસની જવાબદારી મોટે ભાગે રાજ્યની દેખરેખ અને અંકુશ હેઠળ ખાનગી સાહસોના હાથમાં સોંપવામાં આવી હતી. પ્રથમ યોજનામાં ૫૦% મૂડી-રોકાણ ખાનગી ક્ષેત્રમાં હતું અને ૫૦% જાહેર ક્ષેત્રમાં હતું. પ્રથમ યોજનામાં ખાનગી ક્ષેત્રને આપવામાં આવેલું મહત્ત્વ નીચેનાં કારણોને આભારી હતું. સૌથી પ્રથમ આ યોજનામાં દેશના છિન્નભિન્ન અર્થતંત્રને સમતુલ બનાવવાનો પ્રયાસ હતો. બીજું, ઔદ્યોગિક કાર્યક્રમમાં વિશેષ પ્રાધાન્ય, હયાત ઉત્પાદક અને વપરાશના ઉદ્યોગોની ઉત્પાદન-શક્તિનો સંપૂર્ણ ઉપયોગ કરવો તથા ઉત્પાદન-શક્તિનું વિસ્તરણ કરવાને અપાયું હતું. બન્ને ક્ષેત્રો એકબીજા સાથે હળીમળીને કાર્ય કરે અને ખાનગી ક્ષેત્ર આયોજનનું શિસ્ત સ્વીકારે તથા આયોજન પંચે નક્કી કરેલાં ધ્યેયો સ્વીકારે એ ઉદ્દેશ હતો.

ખાનગી ક્ષેત્ર સામાજિક જરૂરિયાતો પૂરી પાડે તેમજ રાષ્ટ્રીય સાધનોનો બિનજરૂરી ક્ષેત્રે દુરુપયોગ ન કરે તેમજ શોષણ અને લાંચરુશવતથી દૂર રહે તેવી પણ આશા રાખવામાં આવી હતી.

પ્રથમ યોજના દરમ્યાન દેશની રાષ્ટ્રીય આવક લગભગ ૧૮% વધી હતી, અને ખેતીપેદાશનું ઉત્પાદન ૧૯% અને ઔદ્યોગિક ઉત્પાદન ૪૦% વધ્યું હતું. આ યોજનાની એક નોંધપાત્ર સિદ્ધિ એ હતી કે પ્રથમ યોજના શરૂ થઈ ત્યારના ભાવોની સરખામણીમાં બીજી યોજના શરૂ થઈ ત્યારે ભાવ ૧૩% ઓછા હતા. પ્રથમ યોજનાનો ઉદ્દેશ વિશેષ પ્રગતિશીલ અને વૈવિધ્યભર્યું અર્થતંત્ર રચી શકાય તે માટે પાયો તૈયાર કરવાનો હતો.

૧૯૫૬માં દેશ સમક્ષ આયોજન-પંચે બીજી પંચવર્ષીય યોજના રજૂ કરી. આ યોજના પ્રથમ યોજના

કરતાં વધારે મહત્ત્વાકાંક્ષી હતી. બીજી યોજનાનો હેતુ ગ્રામ-ભારતનું પુનર્નિર્માણ કરવાનો હતો, ઔદ્યોગિક પ્રગતિનો પાયો નાખવાનો હતો, સામાન્ય માણસોના જેટલી સગવડો ન મળતી હોય તેવા વર્ગના લોકોને બને તેટલી વધારે તકો આપવાનો હતો. અને દેશના બધા પ્રદેશોનો સમતુલ વિકાસ સાધવાનો હતો. આર્થિક પ્રગતિ લાંબા વખત સુધી પાછી ઠેલાઈ હોય તેવા દેશ માટે આ કાર્ય મુશ્કેલ હતું, પરંતુ પુરુષાર્થ અને આત્મસમર્પણથી એ સિદ્ધ કરવાની પ્રજા પાસે શક્તિ હતી.

પ્રથમ પંચવર્ષીય યોજનાની સફળતાએ દેશને આર્થિક વિકાસની મંજિલ તરફ વિશાળ ડગ માંડવા માટે પ્રોત્સાહિત કર્યો. બીજી યોજનાનું કદ વિશાળ રાખવામાં આવ્યું હતું. આ ઉપરાંત ૧૯૭૧–૭૨ સુધીમાં ૧૯૫૦–૫૧ના વર્ષની રાષ્ટ્રીય આવકને બમણી કરવાનું ધ્યેય રાખવામાં આવ્યું હતું; જ્યારે ત્રીજી યોજના માટે રૂ. ૯૯૦૦ કરોડનો અંદાજ નક્કી કરવામાં આવ્યો હતો.

બીજી યોજનાના મુખ્ય ઉદ્દેશો નીચે મુજબ હતા:

(૧) રાષ્ટ્રીય આવકમાં સારો એવો વધારો કરવો, જેથી દેશમાં પ્રજાનું જીવનધોરણ ઊંચું આવે;
(૨) પાયાના અને ભારે ઉદ્યોગોના વિકાસ પ્રત્યે ખાસ ભાર સાથે ઝડપી ઉદ્યોગીકરણ;
(૩) રોજગારીની તકોનો બહોળો વિકાસ; અને
(૪) આવક અને સંપત્તિની અસમાનતામાં ઘટાડો તથા આર્થિક શક્તિની વધુ સમાન વહેંચણી.

બીજી પંચવર્ષીય યોજના દરમ્યાન પ્રતિવર્ષ ૫%નો રાષ્ટ્રીય આવકમાં વધારો કરવાનું લક્ષ રાખવામાં આવ્યું હતું. આ માટે જરૂરી મૂડી-રોકાણનો દર પ્રથમ યોજનામાં રાષ્ટ્રીય આવકનો ૭% હતો તે વધારીને બીજી યોજના દરમ્યાન ૧૧% કરવાની અપેક્ષા હતી. પ્રથમ યોજના દરમ્યાન વિકાસ યોજનાઓ પાછળ રૂ. ૧૯૬૦ કરોડ ખર્ચવામાં આવ્યા હતા, ત્યારે બીજી યોજનામાં રૂ. ૪૮ ૦ કરોડ ફાળવવામાં આવ્યા હતા. બીજી યોજનામાં સંગઠિત ઉદ્યોગો અને ખાણોને મુખ્ય પ્રાધાન્ય આપવામાં આવ્યું હતું. પ્રથમ યોજનામાં કુલ ખર્ચના ૭.૬% મૂડી-રોકાણ કરવામાં આવ્યું હતું, જ્યારે બીજી યોજનામાં તે વધીને ૧૮.૫% કરવામાં આવ્યું. ખેતી અને સિંચાઇ પાછળનું ખર્ચ કુલ ખર્ચના ૩૩%થી ઘટાડી ૨૧% કરવામાં આવ્યું. બીજી યોજનામાં ખેતી માટે મોટી રકમ ફાળવવા છતાં ઔદ્યોગિક વિકાસ પર વિશેષ ભાર મૂકવામાં આવ્યો હતો અને ઉદ્યોગોમાં પણ પાયાના અને ચાવીરૂપ ઉદ્યોગો જેવા કે સિમેન્ટ, પોલાદ, રાસાયણિક ખાતર, કોલસો, રસાયણો, વિદ્યુત-ઓજારો વગેરે પર વધુમાં વધુ લક્ષ કેન્દ્રિત કરવામાં આવ્યું હતું.

બીજી યોજનાના માળખાને અનુરૂપ ખાનગી ક્ષેત્રમાં મૂડી-રોકાણનું પ્રમાણ પ્રથમ યોજના કરતાં ઓછું હતું. પ્રથમ યોજનામાં કુલ મૂડી-રોકાણના ૫૦% અર્થાત્ રૂ. ૧૬૦૦ કરોડ હતું, જ્યારે બીજી યોજનામાં તે લગભગ ૩૩% અર્થાત્ રૂ. ૨૪૦૦ કરોડ હતું. આમ ખાનગી ક્ષેત્રમાં મૂડી-રોકાણ વધ્યું હોવા છતાં તેનું મહત્ત્વ ઘટયું હતું. બીજી યોજનાના ઔદ્યોગિક કાર્યક્રમના અગત્યાનુક્રમ તરફ દૃષ્ટિપાત કરતાં આ હકીકત સ્પષ્ટ થશે. પાયાના ઉદ્યોગોને પ્રાધાન્ય આપ્યું હોવાથી જાહેર ક્ષેત્રમાં મૂડી-રોકાણ વધારે હોવું એ આવશ્યક હતું. ખાનગી સાહસ માટે આ ઉદ્યોગોના વિકાસ અંગે જરૂરી મૂડી ઊભી કરવાનું કાર્ય નફાના ધોરણને લક્ષમાં લઈએ તો અતિ કપરું હતું. વપરાશના ઉદ્યોગોમાં તથા બાંધકામમાં ખાનગી ક્ષેત્ર મહત્ત્વનું સ્થાન ધરાવે છે, તે નીચેના આંકડાઓ પરથી સ્પષ્ટ થશે:

બીજી યોજનામાં ખાનગી મૂડી-રોકાણ રૂ. કરોડમાં

| | | |
|---|---|---|
| ૧ | ઉદ્યોગો તથા ખાણો | ૫૭૫ |
| ૨ | બગીચા, વીજળી-ઉદ્યોગો તથા રેલવે સિવાય વાહનવ્યવહાર | ૧૨૫ |
| ૩ | બાંધકામ | ૧૦૦૦ |
| ૪ | ખેતી તથા નાના અને ગ્રામોદ્યોગો | ૩૦૦ |
| ૫ | સ્ટૉક | ૪૦૦ |
| | | ૨૪૦૦ |

આર્થિક આયોજનના પ્રથમ દસકામાં અર્થતંત્રના આંતરિક માળખામાં સારી એવી મજબૂતાઈ પ્રાપ્ત થઈ છે અને ભવિષ્યમાં સ્વયંનિર્ભર અર્થતંત્રની દિશામાં પ્રયાણની ભૂમિકા રચાઈ છે. ખેતીના ઉત્પાદનમાં ૪૦% વધારો થયો છે, જ્યારે ઔદ્યોગિક ઉત્પાદનમાં ૧૨૦% વધારો નોંધાશે એવો અંદાજ છે. પરંતુ રોજગારીની બાબતમાં

બીજી યોજનાની પ્રગતિ નિરાશાજનક છે. ૮૦ લાખ રોજગારીની તકો ઊભી કરવાના લક્ષ્યાંક સામે ફક્ત ૬૫ લાખ રોજગારીની તકો ઊભી થવાનો અંદાજ છે. 'પ્રથમ યોજનાને અંતે' બેકારોની જે સંખ્યા હતી તેમાં બીજી યોજના દરમ્યાન ઉમેરો થયો છે, અને ત્રીજી યોજના દરમ્યાન સંપૂર્ણ રોજગારી સિદ્ધ કરવા ૨ કરોડ ઉપરાંત રોજગારીની તકો ઊભી કરવી જોઇએ; પરંતુ ત્રીજી યોજનામાં ફક્ત ૧૪૦ લાખ રોજગારીની તકો જ ઊભી કરવાનું લક્ષ્યાંક છે.

ત્રીજી યોજનાનો હેતુ આપણા દેશના અર્થતંત્રને સ્વયંનિર્ભર બનાવવાની દિશામાં નોંધપાત્ર પ્રગતિ કરવાનો છે. બીજા શબ્દોમાં, આપણી બચત અને મૂડીરોકાણ એટલા પ્રમાણમાં વધે કે જેથી કરીને જરૂરી ઉત્પાદક માલ તથા સાધનો દેશમાંથી જ પ્રાપ્ત થાય અને વધતા જતા દરે આર્થિક વિકાસ માટે જરૂરી મૂડી-સર્જન આપોઆપ થતું રહે. આ માટે નીચેનાં ધ્યેયો નક્કી કરવામાં આવ્યાં છે:

(૧) રાષ્ટ્રીય આવકમાં ૫%નો વધારો પ્રતિવર્ષ પ્રાપ્ત કરવો અને મૂડીરોકાણનું સ્વરૂપ એવા પ્રકારનું હોવું જોઇએ કે જેથી ભવિષ્યની યોજનાઓમાં પણ આ પ્રકારનો વધારો ચાલુ રહે.

(૨) અનાજની બાબતમાં સ્વાવલંબન મેળવવું અને ઉદ્યોગો તેમજ નિકાશની જરૂરિયાતોને પહોંચી વળવા ખેતીનું ઉત્પાદન વધારવું.

(૩) લોખંડ અને પોલાદ, કોલસો, વીજળી વગેરે પાયાના ઉદ્યોગોનો વિસ્તાર કરવો કે જેથી આગામી ૧૦ વષમાં ઔદ્યોગીકરણ માટેની આપણી જરૂરિયાતો, આપણાં સાધનો પૂરી પાડી શકે.

(૪) રાષ્ટ્રની માનવસંપત્તિનો શક્ય તેટલો પૂરેપૂરો ઉપયોગ કરવો અને રોજગારીની તકો સારી પેઠે વધારવી.

(૫) આવક અને સંપત્તિની અસમાનતા ઓછી કરવી અને આર્થિક શક્તિનું વધારે વ્યાપક વિસ્તરણ કરવું.

ઉપર્યુક્ત ધ્યેયો સિદ્ધ કરવા ત્રીજી યોજનાનું કદ રૂ. ૧૧,૬૦૦ કરોડ રાખવામાં આવ્યું છે. જાહેર ક્ષેત્રમાં રૂ. ૭૫૦૦ કરોડનું મૂડીરોકાણ થશે, ત્યારે ખાનગી ક્ષેત્રમાં રૂ. ૪૧૦૦ કરોડ ફાળવવા[illegible] આવ્યા છે. ઔદ્યોગિક કાર્યક્રમમાં જાહેર ક્ષેત્ર મહત્ત્વની જવાબદારી ઉપાડવાની છે. ત્રીજી યોજના દરમ્યાન યંત્રો બનાવવાના તથા યાંત્રિક ઓજારોના ઉદ્યોગોને ખાસ પ્રાધાન્ય આપવામાં આવ્યું છે. જાહેર ક્ષેત્રમાં ઉદ્યોગોના વિકાસ અર્થે રૂ. ૧૫૦૦ કરોડનું મૂડીરોકાણ કરવામાં આવનાર છે, જ્યારે ખાનગી ક્ષેત્ર રૂ. ૧૦૦૦ કરોડનું મૂડીરોકાણ કરશે એવી અપેક્ષા રાખવામાં આવી છે.

ત્રીજી યોજનામાં મૂડીરોકાણ

(રૂ. કરોડમાં)

| | જાહેર ક્ષેત્ર | ખાનગી ક્ષેત્ર | કુલ મૂડીરોકાણ |
|---|---|---|---|
| ૧ ખેતી અને સામુહિક વિકાસ-યોજનાઓ | ૬૬૦ | ૮૦૦ | ૧૪૬૦ |
| ૨ મોટી અને નાની સિંચાઈ-યોજનાઓ | ૬૫૦ | — | ૬૫૦ |
| ૩ વિદ્યુત | ૧૦૧૨ | ૫૦ | ૧૦૭૦ |
| ૪ સંગઠિત ઉદ્યોગો તથા ખાણો | ૧૫૨૦ | ૧૦૫૦ | ૨૫૭૦ |
| ૫ વાહનવ્યવહાર | ૧૪૮૬ | ૨૫૦ | ૧૭૩૬ |
| ૬ સામાજિક સેવાઓ તથા અન્ય | ૬૨૨ | ૧૦૭૫ | ૧૬૯૭ |
| ૭ સ્ટૉક | ૨૦૦ | ૬૦૦ | ૮૦૦ |
| | ૬૩,૦૦૦ | ૪૧૦૦ | ૧૦,૪૦૯ |

(ત્રીજી યોજના પૃષ્ઠ ૫૯)

ત્રીજી યોજનામાં બીજી યોજના કરતાં ૫૪% મૂડીરોકાણ વધારે કરવામાં આવ્યું છે, તેમાંથી જાહેર ક્ષેત્રમાં ૭૦% અને ખાનગી ક્ષેત્રમાં ૩૦% વધુ મૂડીરોકાણ કરવામાં આવનાર છે. રૂ. ૮૦૦૦ કરોડનાં ભૌતિક લક્ષ્યાંકોને લક્ષમાં રાખીને રૂ. ૭૫૦૦ કરોડ જેટલો વધારે ખર્ચ કરવામાં આવે તેટલું વધારે મૂડીરોકાણ જાહેર ક્ષેત્રમાં થશે. ત્રીજી યોજનામાં ઉદ્યોગો માટેનો ખર્ચ બીજી યોજનામાં કુલ ખર્ચના ૧૮.૫% હતો, તે વધારીને ૨૪% કરવામાં આવ્યો છે. બીજી યોજનામાં પાયાના ઉદ્યોગોના વિકાસ પર મૂકવામાં આવેલો ભાર ચાલુ રાખવામાં આવ્યો છે. તેથી જાહેર ક્ષેત્રને ઉદ્યોગોના વિકાસમાં પ્રાધાન્ય આપવામાં આવ્યું છે. ઉદ્યોગો અંગેનો

ત્રીજી યોજનાનો કાર્યક્રમ જોઈશું તો જણાશે કે મેટલર્જિકલ અને કેમિકલ ઉદ્યોગોને વિશેષ પ્રાધાન્ય આપવામાં આવ્યું છે. આ બન્ને પ્રકારના ઉદ્યોગો માટે ૭૦% ખર્ચ ફાળવવામાં આવ્યું છે.

| ઉદ્યોગ | રૂ. કરોડ | ટકા |
|---|---|---|
| મેટલર્જિકલ ઉદ્યોગ | ૧૨૦૦ | ૪૮ |
| કેમિકલ અને આનુષંગિક ઉદ્યોગો | ૬૫૦ | ૨૬ |
| કાપડ ઉદ્યોગ | ૧૨૫ | ૮ |
| કૃષિ ,, | ૭૫ | |
| ખાણો ,, | ૪૦૫ | ૧૬ |
| અન્ય ,, | ૪૫ | ૧.૮ |
| | ૨૫૦૦ | ૧૦૦ |

બીજી અને ત્રીજી પંચવર્ષીય યોજના દરમ્યાન ઉદ્યોગોના કાર્યક્રમમાં પાયાના અને વપરાશના ઉદ્યોગો માટે ફાળવવામાં આવેલી રકમની સરખામણી જાહેર ક્ષેત્રનું મહત્ત્વ પ્રતિપાદન કરે છે.

| | બીજી યોજના | ત્રીજી યોજના |
|---|---|---|
| ઉત્પાદક સાધનોના | | |
| ઉદ્યોગો | ૮૪% | ૯૦% |
| વપરાશના ઉદ્યોગો | ૧૬% | ૧૦% |

અંતમાં, ઔદ્યોગિક વિકાસ જાહેર ક્ષેત્રના વિકાસ વિના પાંગળો બની જાય છે, અને તેનું ઉદાહરણ ૧૯મી સદી તથા વીસમી સદીના પૂર્વાર્ધમાં ભારતે કરેલી પ્રગતિ પૂરું પાડે છે. અલ્પવિકસિત દેશોમાં ખાનગી ક્ષેત્રનું કાર્ય જાહેર ક્ષેત્રના પ્રયત્નોનું પૂરક છે અને આયોજનનું શિસ્ત સ્વીકારી આર્થિક વિકાસમાં ફાળો આપવાનું છે.

*

# વિજ્ઞાન દર્શન : વિજ્ઞાન જગતનાં આંદોલનો અને પ્રવાહો


નરસિંહ મૂ. શાહ

(સાયન્સ ફૅકલ્ટીના ડીન તથા રસાયણશાસ્ત્રના પ્રાધ્યાપક, સેંટ ઝેવિયર્સ કૉલેજ, અમદાવાદ)


[આધુનિક વિજ્ઞાન હવે પ્રયોગશાળાની અનામત રહ્યું નથી: માનવીના જીવનમાં તે અતિ મહત્તાપૂર્ણ ફાળો આપે છે. વૈજ્ઞાનિક સંશોધનનાં પરિણામો મોટા પાયા પર ઉદ્યોગોમાં લાગુ પાડી જીવનની જરૂરિયાતો તૈયાર કરવામાં, જીવનને વધારે સુગમ બનાવવામાં વિજ્ઞાનનો ઉપયોગ થઈ રહ્યો છે; પણ વિજ્ઞાન બેધારું છે: એક ધારે તે સર્જે છે, તો બીજી ધારે સંહારે છે. વિશ્વયુદ્ધે આ સ્પષ્ટ દર્શાવી આપ્યું છે. વિજ્ઞાનની આ સંહારક પ્રવૃત્તિ સૌ કોઈ વિચારવંતને સાલે છે. વિજ્ઞાનનો દુરુપયોગ કરનારા બીજા છે: વિજ્ઞાનીએ કોઇ દિવસ સંહારકવૃત્તિ પોષી નથી.

વિજ્ઞાનના વ્યવહારુ ઉપયોગોની કોઈ પણ ચર્ચામાં અર્થશાસ્ત્ર સંકળાયેલું રહેવાનું અને આધુનિક અર્થશાસ્ત્રને રાજકારણથી વિખૂટું પાડી નથી શકાતું. એ સુવિદિત છે કે હિંદનું કાચું ધન લૂંટાઈ રહ્યું છે. પરદેશીઓ તેનો લાભ ઊઠાવી રહ્યા હતા: આ સ્થિતિ દેશની પ્રગતિને રૂંધનારી છે. ઉદ્યોગોના અભાવે આ પરિસ્થિતિ ઊભી થઈ હતી, પણ આપણા ઉદ્યોગપતિઓ સંશોધનના ફાયદા હજી બરાબર સમજતા થયા નથી. વિજ્ઞાન અને સંશોધનને માત્ર મોઢેથી માન આપનારાં ઘણાં જડી આવે છે: સંશોધનનો અર્થ કાંઈક નવું બતાવી આપો એમ કરવો એ ટૂંકી દૃષ્ટિ છે અને ઔદ્યોગિક ખિલવણીને વિઘાતક છે. ઇતિહાસ દર્શાવે છે કે ઔદ્યોગિક સંશોધનનો પાયો મૂળભૂત સંશોધન છે. જેટલે અંશે મૂળભૂત સંશોધન ખીલે તેટલે અંશે ઔદ્યોગિક સંશોધનને ફાયદો થાય છે.

આ વિભાગમાં વિજ્ઞાન જગતમાં ચાલી રહેલી પ્રવૃત્તિઓનો અહેવાલ રજૂ કરવામાં આવશે. વિજ્ઞાનની ખિલવણી કઇ દિશાએ ચાલી રહી છે; વિજ્ઞાનની જુદી જુદી શાખાઓમાં ચાલતા પ્રવાહો; શુદ્ધ તેમજ વ્યવહારુ સંશોધનનાં પરિણામો લોકભોગ્ય ભાષામાં રજૂ કરવાં–આ બધું અહીં આપવા પ્રયત્ન કરીશું. આપણા દેશમાં ચાલી રહેલ યા થઈ રહેલ ઔદ્યોગિક સંશોધનની પ્રવૃત્તિઓ તેમજ શુદ્ધ સંશોધનના વૃત્તાંતોનો પણ તેમાં સમાવેશ થશે. આ બધી માહિતી અભ્યાસના વાચકોને વિજ્ઞાન પ્રત્યે રુચિ પેદા કરનાર બનશે એ જણાવવાની જરૂર ભાગ્યે જ રહે છે.

વિજ્ઞાનદર્શન વિના યુગદર્શન અધૂરું રહેવાનું. આપણને ગમે કે નહીં, વિજ્ઞાને પોતાનું પ્રાબલ્ય વિસ્તાર્યું છે. વિજ્ઞાન એટલે માત્ર પુસ્તકોમાંથી ગોખેલાં બે-ચાર સૂત્રો નહીં: વિજ્ઞાન

એટલે જીવનના સમગ્ર પ્રશ્નો વૈજ્ઞાનિક પદ્ધતિએ હલ કરવાની આપણી દૃષ્ટિ. ઔદ્યોગિક ખેતીવાડી, સાંસ્કૃતિક પ્રગતિ તેમજ રાષ્ટ્રના સંરક્ષણનો આધાર વિજ્ઞાન પર છે. આથી વૈજ્ઞાનિક શોધખોળ એ કોઈ પણ રાષ્ટ્રની આવશ્યક મૂળભૂત બાબત બને છે. એટલે તેની વ્યવસ્થા અને ઉત્તેજન વિસ્તૃત પાયા પર થવાં જોઈએ. આ રીતે વિજ્ઞાન જીવનનું એક ઉપયોગી અંગ બને છે. તેના વિના જીવનમાં અપૂર્ણતા આવે છે. આધુનિક યુગ વિજ્ઞાન-યુગ તરીકે ઓળખાય છે તે આ રીતે યથાર્થ બને છે.—લેખક]

## વિજ્ઞાન જગતનાં આંદોલનો અને પ્રવાહો

વિજ્ઞાનનાં બળોનો ઉપયોગ જનતાના હિતમાં કરવા અનેકવિધ વિચારો અને યોજનાઓ રજૂ કરવામાં આવે છે. માનવીની ત્રણ મૂળભૂત જરૂરિયાતો પૂરી પાડવા વિજ્ઞાનનો ઉપયોગ વધે એ રીતે પ્રયત્નો થઈ રહ્યા છે. એટલે કે વિજ્ઞાનનું સામાજિક કાર્ય અદશ્ય રીતે વિજ્ઞાનની વૃદ્ધિની સાથોસાથ વિસ્તર્યું છે. વિજ્ઞાનનો અભ્યાસ અને સંશોધન, મધ્ય યુગમાં થતું હતું તેમ, અમુક વ્યક્તિના આશ્રય તળે અમુક બુદ્ધિશાળીઓનો નવરાશનો ધંધો રહ્યું નથી; પણ ગજાવર ઔદ્યોગિક એકહથ્થુ સત્તા અને રાજ્યના ટેકાથી નભતા અને ચાલતા મોટા ઉદ્યોગો તેમાંથી અસ્તિત્વમાં આવ્યા છે. આથી વ્યક્તિગતમાંથી સામુદાયિક પાયા પર વિજ્ઞાનનું આજનું બંધારણ થતું જાય છે.

આ બધી ખિલવણી કોઈ પણ યોજનાપુરઃસર ન ચાલતાં અવ્યવસ્થિત અને આડીઅવળી રીતે વધી રહી છે. આજની વૈજ્ઞાનિક ભયંકરતા એનું પરિણામ છે. વિજ્ઞાનને સમાજોપયોગી કરવું હોય તો તેને સુવ્યવસ્થિત કરવાની જરૂર છે. આ કાર્ય દેખાય છે તેટલું સહેલું નથી. પ્રથમ તો મૌલિકતા અને સ્વયં પ્રેરણા જેવાં આવશ્યક તત્ત્વોનો નાશ ન થવા પામે એ ખાસ ધ્યાનમાં લેવાનું જોઈએ. વિજ્ઞાન અને તેમાં સંશોધનની સાચી પ્રગતિ માટે આ તત્ત્વો આવશ્યક છે. કોઈ પણ વ્યવસ્થામાં કે યોજનામાં આ તત્ત્વો પ્રધાનપદે રહેવાં જોઈએ. સનંદી નોકરીના અંશ તરીકે વિજ્ઞાનની વ્યવસ્થા કદાપિ ન થઈ શકે. અન્ય દેશોમાં થયેલ વિકાસ બતાવે છે કે વિજ્ઞાનની સંસ્થાઓમાં સ્વતંત્રતા અને કાર્યદક્ષતા સાથે રાખી શકાય એવી શક્યતાઓ હોય છે.

છેલ્લા વિશ્વયુદ્ધ દરમિયાન વિજ્ઞાનનો ઉપયોગ મુખ્યત્વે યુદ્ધસંચાલન માટે થયો. વિજ્ઞાન અને તેના ઉપાસકોની બધી પ્રવૃત્તિઓ યુદ્ધની જરૂરિયાતો માટે કેન્દ્રિત કરવામાં આવી. પરિણામે યુદ્ધ પૂર્વેની પા સદીની શુદ્ધ વિજ્ઞાનની ઉપાસનામાં ભંગાણ પડ્યું; તો બીજી બાજુએ, વિજ્ઞાનની વ્યવહારુ શોધોની દિશામાં ખૂબ ભરતી આવી. અનેક નાનામોટા સંશોધનના વ્યવહારુ ઉપયોગો ફળ રૂપે સાંપડયા. છેલ્લાં થોડાં વર્ષોની અનેક નાનીમોટી વૈજ્ઞાનિક શોધોમાં સૌથી વિશેષ મહત્ત્વપૂર્ણ અને આકર્ષક બેત્રણ શોધો તરી આવે છે. એક પરમાણુ બૉમ્બની; બીજી રેડારની; અને ત્રીજી, જેટથી ચાલતાં વિમાનોની. આ બધાં યુદ્ધની શોધો તરીકે અસ્તિત્વમાં આવ્યાં. પરમાણુ બૉમ્બની પછી હાઇડ્રોજન બૉમ્બ આવ્યો. પરમાણુ બૉમ્બ કે હાઇડ્રોજન બૉમ્બ એટલે નરદમ સંહારનું પ્રબળ શસ્ત્ર. એક જ પરમાણુ બૉમ્બે જાપાનનો ઘાણ કાઢી નાખ્યો; તો રેડારે જર્મનીના હવાઈ મારામાંથી ઇંગ્લાંડની પ્રજાનું રક્ષણ કર્યું. રેડાર સંહારાત્મક કરતાં રક્ષણાત્મક વિશેષ છે.

યુદ્ધ બંધ થયું. વૈજ્ઞાનિકોએ સર્જેલા આ બાબરાભૂતોને કેવી રીતે ઉપયોગમાં લેવા એ પ્રશ્ન ઉપસ્થિત થયો. વિજ્ઞાને યુદ્ધકાળના વાઘા ઉતારી નાખવા રહ્યા—અને યુદ્ધોત્તર શાંતિના સમયને અનુરૂપ સ્વાંગ ધારણ કરવો રહ્યો. ટૂંકમાં, શાંતિકાળને અનુરૂપ તેનું સ્વરૂપ બનવું જોઈએ. તેની યુદ્ધકાલીન ભયંકર ભીષણતા ભુલાવી જોઈએ. ઉપરની શોધોનો શાંતિકાળમાં યોગ્ય ઉપયોગ કરવા સંશોધનની યોજનાઓ હાથ ધરાતી જાય છે. આ વ્યવસ્થામાં વિજ્ઞાન પરનો કાબૂ દેશની સરકારના હાથમાં જતો જાય છે એટલે આજે વિજ્ઞાનનું સંક્રમણ થઈ રહ્યું છે.

પ્રથમ દૃષ્ટિએ એમ માની લેવામાં આવે છે કે છેલ્લા વિશ્વયુદ્ધના પરિણામે વૈજ્ઞાનિક સંશોધનમાં ખૂબ મહત્ત્વનો ઉમેરો થયો છે, અને તેને ખૂબ ઉત્તેજન મળ્યું છે. સંશોધનને લગતી સામાન્ય બાબતો પરત્વે જરા વિચાર કરીએ તો ઉપરની વાતને સમર્થન મળે છે ખરું? યુદ્ધ યા એવી બીજી કોઈ કટોકટીના પ્રસંગની અસર માનવી-જીવનના દરેક ક્ષેત્રમાં ઊથલપાથલ કરી મૂકે છે. આપણો દેશ યુદ્ધમાં ઊતર્યો નહોતો છતાં એ અસરથી આપણે કયાં અજાણ્યા

છીએ? વિજ્ઞાનની બાબતમાં પણ એમ જ થાય છે. શુદ્ધ વિજ્ઞાન-સંશોધન અને વ્યવહારુ શોધખોળ વચ્ચે સચવાતું સમતોલન યુદ્ધના સમય પૂરતું તો સચવાઈ રહેતું નથી. આ અનિવાર્ય છે: આધુનિક યુદ્ધની પરિસ્થિતિમાં આમ જ થવાનું–સરકારી કાબૂ હોય કે નહીં; સફળ યુદ્ધ સંચાલન માટે તાત્કાલિક જરૂરનાં કામ હાથ ધરવા દેશની સરકાર પોતાના શ્રેષ્ઠ વૈજ્ઞાનિકોને મદદમાં રોકી લે એટલે આમ જ થાય. યુદ્ધ એટલે ભંડોળ પર જીવવાનું. આ વસ્તુ એકલા વિજ્ઞાનને માટે જ નહીં, પણ બીજાં ક્ષેત્રોમાં પણ એટલી જ લાગુ પડે છે. વિજ્ઞાનનું શુદ્ધ સંશોધન વસ્તુતઃ લાંબી મુદ્દતનું રોકાણ છે. વિજ્ઞાનનાં સત્યોનો અભ્યાસ કરવા ખાતર તેનું કાર્ય હાથ ધરવામાં આવે છે. તેમાંથી સાંપડતી શોધોની તાત્કાલિક ઉપયોગિતાને શુદ્ધ વિજ્ઞાનના અભ્યાસ પરત્વે કાંઈ સંબંધ નથી. શુદ્ધ વિજ્ઞાની તેનો અભ્યાસ જિજ્ઞાસા ખાતર જ કરે છે. શુદ્ધ વૈજ્ઞાનિક સંશોધન મોટા પ્રમાણમાં અંતે ઉપયોગી નીવડે છે. પરંતુ આ ઉપયોગિતા કાંઈ મુખ્ય મુદ્દો નથી, એટલું જ નહીં, પણ તેને મુદ્દો ગણવો એ ધ્યેય હોતું નથી. પરમાણુ બૉમ્બ યુદ્ધમાં શોધાયો નહોતો એ ચોક્કસ છે. તેના સિદ્ધાંતોની શોધ અગાઉ થઈ ચૂકી હતી. યુદ્ધે એ બૉમ્બ બનાવવાના કાર્યમાં ઝડપ આણી એ નિર્વિવાદિત છે. સામાન્ય સંજોગોમાં એ કાર્ય પાર ઉતારવા વર્ષો વહી જાત; તો યુદ્ધની પરિસ્થિતિમાં પુષ્કળ ખર્ચે એ બનાવટ જલદી પાર પાડવામાં આવી.

પરમાણુ બૉમ્બનો ઇતિહાસ વસ્તુતઃ રૉન્ટજેનની ક્ષ–કિરણોની શોધથી શરૂ થાય છે (૧૮૯૫). ક્ષ–કિરણો આપે એવા અન્ય કુદરતી પદાર્થોની શોધ આરંભાઈ. રેડિયો–ઍક્ટિવિટીની શોધ થઈ. મૅડમ ક્યૂરીએ રેડિયમ શોધી કાઢ્યું. પછી રૂથરફૉર્ડનું પરમાણુ વિષેનું સંશોધન પ્રગટ થયું. પરમાણુરચનાને લગતું આ બધું સંશોધન બુનિયાદી હતું. પરિણામે ડૉલ્ટનના પરમાણુવાદનો પાયો હચમચ્યો. દ્રવ્યરચના ઝીણા–અતિસૂક્ષ્મ પરમાણુઓ વડે થયેલી છે, અને આ પરમાણુઓ અવિનાશી અવિભાજ્ય છે એ માન્યતા ખોટી ઠરી. આ સંશોધને પુરવાર કરી બતાવ્યું કે પરમાણુમાં રજકણો આવેલાં છે: પરમાણુનો મધ્યવર્તી અંશ–જેને કેન્દ્ર (ન્યુકલીઅસ) કહેવાય છે અને તેના ફરતાં ઇલેક્ટ્રોનનાં બનેલાં પડો આવેલાં છે. ઇલેક્ટ્રોન નેગેટીવ વિદ્યુતવાહી છે: કેન્દ્રમાં આવેલાં પ્રોટોન પૉઝિટીવ ચાર્જવાળાં છે. પરમાણુનું વજન પ્રોટોનને આભારી છે. પરમાણુમાં ફેરફાર કરવો હોય તો કેન્દ્રમાં ફેરફાર કરવો જોઇએ. કેન્દ્ર તોડી શકાય તો નવું પરમાણુ ઉત્પન્ન થાય. આ કાર્ય માટે જરૂરી સાધનો–હથિયારોના અભાવે થોડા સમય માટે પ્રગતિ શિથિલ રહી. સાદી ભાષામાં કહીએ તો, પરમાણુનું ન્યુકલીઅસ અજેય કિલ્લા જેવું છે. આવો કિલ્લો તોડવા જબ્બર તોપની જરૂર પડે. તેવી રીતે ઇલેકટ્રોનનાં પડોમાં થઇને ન્યુકલીઅસને પહોંચવા અને તેને તોડવા પ્રબળ સાધનો જોઇએ. આ સાધન અમેરિકાના પ્રોફેસર લૉરેન્સની સાઈકલોટ્રોનની શોધે પૂરું પાડ્યું. આ બધાને કીર્તિકળશ ચડાવતી મહાન શોધ હાન અને સ્ટ્રાસ્માનની હતી. તેઓએ શોધી કાઢ્યું કે યુરેનિયમ પરમાણુની એક જાતને બે સરખા ભાગે તોડી શકાય છે. આ ભંગાણ વખતે ખૂબ શક્તિ વછૂટે છે, એટલું જ નહીં પણ આ ક્રિયા સળંગ ચાલુ રહે છે (ચેઇન રિઍકશન). એક વખત ક્રિયા ચાલુ કરી એટલે વિશેષ કરવાનું રહેતું નથી. આ થયો અણુબૉમ્બની રચનાનો સિદ્ધાંત. તેના બધાય મુદ્દાઓ વિષે સંશોધન વડે માહિતી એકઠી થયેલ હતી. તેનો વ્યવહારુ ઉપયોગ યુદ્ધને લીધે ઝડપી બન્યો.

રેડારનું પણ એમ જ છે. રેડિયોના તરંગો વડે દૂરની કોઈ પણ વસ્તુની હયાતી તેમજ સ્થાન નક્કી કરવાની કરામત એટલે રેડાર. રેડાર શબ્દ રેડિયો લૉકેટરનું ટૂંકાવેલું નામ છે. આ કરામત પૂર્વે નહોતી એમ નથી. યુદ્ધ પૂરતો તેનો ઉપયોગ અને વિકાસ સંજોગોને જવાબદાર છે. આજનું રેડાર માત્ર યુદ્ધ-સાધન રહ્યું નથી. વર્તમાન જગતને ઉપયોગી એવા રોજિંદા વપરાશનું સાધન તે બનતું જાય છે. રેડારનો ઉપયોગ હવામાનમાં પણ થવા લાગ્યો છે: ખગોળના અભ્યાસમાં પણ એ ઉપયોગી થતું જાય છે. દરિયાઈ સફર ખેડતાં વહાણો રેડારની મદદથી માર્ગમાં આવતાં ભયસ્થાનો, તેમનું અંતર અને પ્રકાર ઓળખી શકે છે. ખડકો, બરફ-પર્વતો, વાવાઝોડાનાં અંતર અને તેની ઝડપનો સ્પષ્ટ ખ્યાલ આપે છે; એટલે નાવિકને પોતાની મુશ્કેલીનો ઉકેલ ખોળવો સહેલો થઈ પડે છે. પરિણામે અકસ્માત અને હોનારતમાં બચી જવાય છે. વિમાનોમાં રેડારનો ઉપયોગ સામાન્ય થઈ ગયો છે. પક્ષીઓનાં સ્થળાંતરના અભ્યાસમાં પણ રેડાર ઉપયોગી બન્યું છે.

૧૭૮૨માં અમેરિકાના બેન્જામીન ફ્રાંકલીને જેટ (jet)ની શક્તિથી ચાલતાં યંત્રોનો વિચાર કર્યો હતો, અને જેટથી ચાલતું એક વહાણુ બાંધવામાં આવ્યું હતું. પણ સમય તેને પ્રતિકૂળ હતો. રાઈટ બંધુઓએ વિમાનની શોધ સંપૂર્ણ રીતે પાર ઉતારી, ત્યાર પછી ઉત્તરોત્તર વિશેષ ઝડપવાળાં વિમાનોની શોધો થઈ છે. રૉકેટ ઉડાડવાના પ્રયોગો ખૂબ થાય છે. ખૂબ અંતર સુધી આવાં રૉકેટ ઉડાડવામાં મુખ્ય પ્રશ્ન તેના પર કાબૂ અને તેને જરૂરી બળતણ-પુરવઠાનો છે. પેટ્રોલ વડે ચાલતાં એન્જિનો કરતાં સરખામણીમાં જેટ વડે ચાલતાં એન્જિનો વિશેષ શક્તિ આપે છે. તેનું ખર્ચ પણ ઓછું આવે છે. તેમાં પારાફીન તેલ વપરાતું હોવાથી આગની બીક ઓછી રહે છે. આ ધ્યાનમાં રાખીને જેટ વડે ચાલતાં વિમાનોનો પ્રશ્ન વિચારાયો અને યુદ્ધના અનુકૂળ સંજોગો મળતાં જેટ વડે ચાલતો વ્યવહાર અસ્તિત્વમાં આવ્યો. જેટ-વાહનોનો વ્યવહાર વિકાસ પામતો જાય છે.

આ તો મુખ્ય શોધોની વાત થઈ. તેમનો ઉપયોગ અને વિકાસ કેવી રીતે થઈ રહ્યો છે એ વિષે ટૂંકું સૂચન કર્યું; પરંતુ આ ઉપરાંત આપણને સીધી રીતે સ્પર્શતી બીજી નાની-મોટી અનેક શોધોનો ઉલ્લેખ કરી શકાય. માનવીની જિંદગીને બચાવવામાં અત્યંત ઉપયોગી નીવડેલ સલ્ફાઔષધો, પેનિસિલીન, ડી. ડી. ટી., સ્ટ્રેપ્ટોમાઈસીન અને અન્ય એન્ટિ-બાયોટિક્સ અને એવી બીજી શોધોનો ઉલ્લેખ કરી શકાય. વિજ્ઞાનનું આ જમા પાસું છે.

*

# વિકૃત વર્તન કોને કહેવાય?

ફ્રેની કે. ધાભર

[માનસશાસ્ત્રનાં અધ્યાપક, બી. ડી. કૉલેજ ફૉર લેડીઝ, અમદાવાદ]

દુનિયામાં રહેતા મનુષ્યોમાંથી કોઈ પણ હજાર યા વધુ માણસોને આપણે ભેગાં કરી તેમનો જીવન-ઇતિહાસ તપાસીએ તો એક હકીકત તરી આવે છે, કે આ વ્યક્તિઓમાંથી મોટા ભાગનાં એકસરખા સ્વરૂપનું જીવન જીવે છે. એટલે કે આ દુનિયામાં જન્મ લીધા પછી તેઓ બાલ્યાવસ્થામાં સાધારણ રીતે ચાલતાં-બોલતાં શીખે છે, અને નિશાળે જતાં જણાય છે, તેમજ સાધારણ કક્ષાનો અભ્યાસ પ્રાપ્ત કરે છે. આ જે માણસોમાંથી કેટલાંક આગળ અભ્યાસ કરતાં જણાય છે. પુખ્ત ઉંમરનાં થઈ અનેક જાતનું કાર્ય સફળતાથી કરતાં શીખે છે; જુદીજુદી જાતના વ્યવસાયોમાં જાય છે અને પોતાની ઉંમરની વ્યક્તિઓ સાથે દોસ્તી સાધે છે. ઉંમરમાં આવતાં લગ્નસંબંધે જોડાય છે અને પોતાનું સ્વતંત્ર જીવન સંતોષકારક રીતે શરૂ કરે છે. આમ દુનિયાનો ક્રમ ચાલુ જ રહે છે. જો કે તેઓમાંના કોઇએ પણ સમાજને માટે સારું કાર્ય કર્યું ના હોય, તેમજ એવું પણ કાર્ય કર્યું ના હોય કે જે સમાજની બીજી વ્યક્તિના જીવનમાં ખલેલ પાડતું હોય. આ વ્યક્તિઓ સમાજમાં રહેતી સામાન્ય વ્યક્તિઓ છે કે જેઓ સમાજના અનેક નિયમોનું પાલન કરી અન્યની સાથે સારી રીતે જીવન ગુજારી શકે છે.

આજ હજારોમાં કોઈ જૂજ વ્યક્તિ એવી જણાશે કે જેણે પોતાના જીવન દરમ્યાન ઘણી એવી સફળતા અનુભવી હોય અને સમાજમાં એવું કામ કર્યું હોય કે જે સમાજ માટે અત્યંત ફાયદાકારક હોય, આ વ્યક્તિઓને પ્રતિભાશાળી વ્યક્તિ તરીકે આપણે ઓળખીએ છીએ.

તેમજ તેમનામાંથી થોડી વ્યક્તિઓ સામાન્ય વ્યક્તિઓથી જુદી પડતી જણાય છે. તેઓ પોતાનું જીવન સામાન્ય વ્યક્તિઓની જેમજ દુનિયામાં શરૂ કરતાં જણાય છે, પરંતુ એક યા અનેક કારણે તેઓનું વર્તન કાંઈક જુદું હોય છે. આ વ્યક્તિઓને આપણે વિકૃત અથવા અસામાન્ય વ્યક્તિઓ તરીકે ઓળખીયે છીએ. આવી વ્યક્તિઓની સંખ્યા સમાજમાં સામાન્ય વ્યક્તિઓની સંખ્યા કરતાં ઘણી ઓછી હોય છે. પરંતુ આ વ્યક્તિઓ અસામાન્ય હોવાને કારણે તેઓ અનેક બીજી વ્યક્તિઓના જીવનમાં ખલેલ પાડે છે. આ અસામાન્ય વર્તન

અનુભવતી દરેક વ્યક્તિનું વર્તન ભયજનક નથી હોતું; પરંતુ સામાન્ય વ્યક્તિના વર્તનથી તે ભિન્ન હોવાને કારણે વિકૃત વર્તન કહેવાય છે. આવા અસામાન્ય વર્તનના દાખલાઓ આપણા રોજના જીવનમાં જોવા મળે છે. દા. ત. કોઈક વાર એકાદ વ્યક્તિ રસ્તે ચાલતાં હાજર ન હોય તેવી વ્યક્તિ સાથે વાતો કરતી જણાય છે. અથવા તો અવાજો ન હોય ત્યાં અવાજો સાંભળે અને આવા અસ્તિત્વ ન ધરાવતા અવાજો કહે તે પ્રમાણે કાર્ય કરે. કોઈ એવું માને કે પોતે ખૂબ જ પૈસાવાળો છે, કે પોતે ભગવાન છે. ઘણા એકાએક ભયજનક બનાવ બનશે, યા પોતે જ મરી જશે, એવી સતત ચિંતા કરતા જણાય છે. તેમજ કેટલાંક એવા શારીરિક રોગો અનુભવે છે કે જે માટે શારીરિક કારણ ન જણાય. આ અને આવાં અનેક બીજાં ચિહ્નો, વિકૃત વર્તનનાં લક્ષણો છે. આ વ્યક્તિઓના આવા વર્તન ઉપરથી આપણે કહી શકીશું કે આ ચિહ્ન અનુભવતી વ્યક્તિ કોઈક કારણે માનસિક અસ્વસ્થતાથી પીડાય છે.

એક વ્યક્તિમાં એક જ ક્ષણે આમાંથી કોઈ પણ એક અથવા એકથી વધુ લક્ષણો જણાય છે. કોઈ વખત વ્યક્તિ આ ચિહ્નો એટલા બધા ઓછા સ્વરૂપમાં અનુભવતી હોય છે કે તેને વિકૃત વર્તનની કોટિમાં મૂકી શકાય નહિ, અને તે વ્યક્તિ સામાન્ય છે એમ આપણે માનીએ છીએ; પરંતુ આવી વ્યક્તિ પોતાના જીવન દરમિયાન એકાદ પ્રસંગમાં અસામાન્ય વર્તન બતાવશે જ. આમ એક વ્યક્તિનું વર્તન અસાધારણ અથવા વિકૃત છે કે નહિ તે જાણવા માટે તેના વર્તન ઉપર ધ્યાન રાખવું પડે છે. હવે, એક વ્યક્તિ અસાધારણ વર્તન અનુભવે છે કે નહિ તે જાણવા માટે તેનું વર્તન જે સંસ્કૃતિમાં તે વસતી હોય તે સંસ્કૃતિ સાથે સરખાવવું જરૂરી છે; કેમકે દરેક સંસ્કૃતિમાં વર્તન જુદું જુદું જણાય છે. આ માટે સમાજશાસ્ત્રીઓએ બતાવ્યું છે કે એક સંસ્કૃતિમાં બહુમતી વર્તનને વર્તનનું ધોરણ ગણીશું. આ સંસ્કૃતિમાં રહેતી એક વ્યક્તિનું વર્તન આ સંસ્કૃતિનાં વર્તનના ધોરણ કરતાં જુદું હોય તો તે વ્યક્તિના વર્તનમાં કાંઈક ખામી આવી છે એમ કહી શકીશું. પરંતુ દેશ દેશની સંસ્કૃતિ અત્યંત જુદી હોય છે તેટલું જ નહિ, પણ એક જ દેશમાં પણ તે જુદા જુદા સ્થળે જુદી જણાય છે. દા. ત. અમેરિકામાં જે ઝુની ઇન્ડીઅન્સ (Zuni Indians) છે તેઓ પોતાનાં બાળકોને એવી રીતે ઉછેરે છે, કે તેઓ પુખ્ત વયનાં થાય છે ત્યારે તેઓને પોતાની કોઈ પણ પ્રકારની પ્રબળ મહત્વાકાંક્ષા હોતી જ નથી, કે કોઈ પણ જાતનો પ્રબળ આવેગ પણ તે દર્શાવતાં નથી. બેનેડિક્ટ એમના પુસ્તક 'Patterns of culture'માં ઝુની ઈન્ડીઅન્સ વિષે લખે છે, કે ઝુની ઈન્ડીઅન્સ તેમની પ્રવૃત્તિમાં દરેક પ્રવૃત્તિ જૂથ માટે જ કરે છે, અંગત લાભ માટે કોઈ પણ પ્રવૃત્તિ કરવામાં આવતી નથી.

કવાકુતલ (Kwakiutl) જાતિના લોકો ઝુની ઇન્ડીઅન્સથી જુદું જ સામાજિક જીવન ગુજારે છે. કવાકુતલ જાતિની વ્યક્તિની દરેક પ્રવૃત્તિ પાછળનો એક માત્ર હેતુ પોતાના હરીફથી પોતે શ્રેષ્ઠ છે તેમ બતાવવાનો હોય છે. આ શ્રેષ્ઠતા પ્રાપ્ત કરવા માટે કોઇ પણ પ્રકારનું કાર્ય કરતાં તે ખચકાતા નથી. બીજી વ્યક્તિને મારી પણ નાખે અને તેમ કરવામાં પોતાની શક્તિનું ગૌરવભરી રીતે દર્શન કરાવી આપ્યું હોવાનું તેઓ માને છે. કવાકુતલ જાતિની વ્યક્તિઓ આવેગને અત્યંત પ્રબળતાથી દર્શાવે છે. આવેગ અનુભવવો તે સામાન્ય હકીકત છે.

આ બે દાખલા પરથી જણાશે કે ઝુનીના સમાજમાં કવાકુતલ અસામાન્ય લાગશે, અને કવાકુતલના સમાજમાં ઝુની વિકૃત લાગશે. આ ઉપરાંત જો દુનિયાના માણસોને એકસાથે સરખાવ્યા હોય તો તેઓ દરેક કોઈ પણ એક લક્ષણની દૃષ્ટિએ ત્રણ વિભાગમાં પડતા જણાય છે. દા. ત. દુનિયાના માણસોને ઊંચાઇની દૃષ્ટિએ જોવામાં આવે તો થોડાંક માણસો ઠીંગણાં હશે, ઘણાં મધ્યમ હશે, તો થોડાંક એકદમ ઉંચા હશે. આ હકીકતને ગ્રાફ રૂપે બતાવીએ છીએ ત્યારે ગ્રાફ-રેખા ઘંટ આકારની આવે છે. મનુષ્યની બધી જ શક્તિઓ, શારીરિક તેમજ માનસિક અને લાક્ષણિકતાઓને આ રીતે દર્શાવી શકાય છે. એક વ્યક્તિ આ ગ્રાફની રેખા ઉપર કયાં આવે છે તેના પરથી તે વ્યક્તિ સાધારણ છે કે અસાધારણ તે કહી શકાય છે; કારણ કે આ રેખાનો વચમાંનો ભાગ અમુક પ્રમાણ સુધી સાધારણ ગણવામાં આવે છે, જ્યારે તેની બન્ને બાજુ સામાન્ય

કે સાધારણથી ભિન્ન છે એમ કહી શકાય. દા. ત. ઊંચાઈ માટે એમ બતાવી શકાય કે જે વ્યક્તિઓ પાંચ કે ૭ ફૂટથી વધુ ઊંચી હોય તેટલા અંશે વત્તા કે ઓછા પ્રમાણમાં તેઓ અસાધારણ છે, એમ કહી શકાય. પરંતુ આ પદ્ધતિથી વિકૃત વર્તન કે વિકૃત માનસને કારણે ઉત્પન્ન થતું વર્તન સામાન્ય વર્તનની સાથે યોગ્ય રીતે સરખાવી શકાતું નથી; કારણ કે વિકૃત અને સામાન્ય વર્તનની વચમાં તફાવત પાડતી લાઈન દોરી શકાતી નથી. આ હકીકત આજે પણ આધુનિક મનોવિજ્ઞાનીઓ દર્શાવી શકતા નથી.

વિકૃત વર્તન પારખવાની બીજી રીત વ્યક્તિઓને તેમના અનુભવના ધોરણ પર જુદાં પાડી તેઓનાં વર્તનને સમજવાની છે. આ રીત મુજબ પ્રથમ સામાન્ય વ્યક્તિઓનો વિકાસ અને વર્તન કેવા પ્રસંગોમાં કેવી રીતે હોવાં જોઇએ તે જાણવું જરૂરી છે. આ બાબત જો આપણે જાણી શકીએ તો જે વ્યક્તિઓ આવા પ્રસંગોમાં તે રીતે વિકાસ ન સાધી શકે અને તેમનું વર્તન પણ જુદું હોય તો તેવી વ્યક્તિઓ સામાન્ય વ્યક્તિથી જુદી છે એમ કહી શકીશું. આ પદ્ધતિને આધુનિક મનોવિજ્ઞાનમાં સાયકોડાયનામિક પદ્ધતિ તરીકે ઓળખવામાં આવે છે. આ પદ્ધતિમાં વ્યક્તિ ઉપર અસર કરતાં અનેક બળો, આંતરિક તેમજ બાહ્ય બળોને ધ્યાનમાં લેવામાં આવે છે. એક મનુષ્યનું વ્યક્તિત્વ તે જન્મે છે ત્યારથી કે પુખ્ત વયનો થઈ વૃદ્ધ અવસ્થામાં જાય છે ત્યાં સુધી વિકસતું તેમજ બદલાતું જાય છે. આ વિકાસ અનેક જોરદાર તેમજ અસરકારક પરિબળોથી ઘડાય છે, તેમજ ચોક્કસ તબક્કે જ થતો હોય છે. ઘણી વખત અનેક કારણોથી તે વિકાસ જોઇએ તેવો થતો નથી. આ કારણે પણ વ્યક્તિના વર્તનમાં ખામી જણાય છે, તેમજ અસ્વસ્થ વ્યક્તિત્વ ધરાવે છે. આ અસ્વસ્થતા નરમ હોય છે કે અત્યંત પ્રબળ હોય છે. કોઈ પણ વ્યક્તિનું વર્તન હમેશાં જ એક કારણને લીધે થતું હોતું નથી, પરંતુ તેની પાછળ અનેક કારણો હોય છે. એટલે જ તેને જોઈએ એવી સરળતાથી સમજી શકાતું નથી.

આ પ્રશ્ન કેટલો મુશ્કેલ છે, એ સમજવા માટે આપણે આપણા જીવનમાં જણાતાં કેટલાંક કારણો જોઇએ કે જે વિકૃત વર્તન ઉત્પન્ન કરવામાં કાંઈક અંશે ફાળો આપે છે.

આપણે સારી રીતે જાણીએ છીએ કે દુનિયાની દરેક વ્યક્તિ બુદ્ધિના પ્રમાણમાં એકબીજાથી જુદી પડે છે. આ તફાવત જડ બુદ્ધિથી માંડીને પ્રતિભાશાળી સુધીનો હોય છે. બુદ્ધિ વ્યક્તિને સમાજ સાથે અનુકૂળ થવામાં મદદ કરે છે, અને વ્યક્તિ તેના વર્તનમાં કેટલી સફળતા અનુભવશે તેનો આધાર બુદ્ધિશક્તિ ઉપર રહેલો છે. એક જડ બુદ્ધિવાળી વ્યક્તિ જીવનની નજીવી જેવી જરૂરિયાત પણ સંતોષી શકતી નથી, તેમજ વ્યક્તિ વ્યક્તિ વચ્ચેનો તેમજ સમાજ સાથે વ્યવહાર પણ સાધી શકતી નથી. જ્યારે પ્રતિભાશાળી વ્યક્તિમાં સામાન્ય વ્યક્તિ કરતાં ઘણી વધુ બુદ્ધિ હોય છે; છતાં પણ એમ નથી કહી શકાતુ કે એ, આ બુદ્ધિને કારણે સમાજમાં અત્યંત સફળતા અનુભવશે, કારણ કે પ્રતિભાશાળી વ્યક્તિને પણ, જડ બુદ્ધિવાળી વ્યક્તિની જેમજ સમાજમાં મુશ્કેલીઓનો સામનો કરવો પડે છે. કારણ કે પ્રતિભાશાળી વ્યક્તિ પણ સામાન્ય વ્યક્તિથી ભિન્ન છે; અને સમાજ તો સામાન્ય વ્યક્તિને જ લક્ષમાં રાખી દરેક કાર્ય કરે છે. આમ એક સમાજમાં આ બન્ને જડ તેમજ પ્રતિભાશાળી અનુકૂળ થઈ શકતા નથી, અને સમાજમાં રહી સામાન્ય માનસિક સંતોષ ન મેળવી શકતા હોવાને કારણે તેઓનું મન અસ્વસ્થ બની જાય છે.

આ ઉપરાંત એક બીજું પણ કારણ સમાજમાં ઠેરઠેર જણાય છે. આ કારણને લીધે પણ વ્યક્તિ સમાજમાં સામાન્ય વર્તન અનુભવી શકતી નથી. આ કારણ છે, શારીરિક ઇજા તેમજ શારીરિક રોગ. આપણે સૌ જાણીએ છીએ, કે આપણા શરીરનો કોઈ પણ ભાગ ઇજાને કારણે મંદ પડી ગયો હોય, તો આપણે સામાન્ય રીતે કાર્ય કરી શકતા નથી તેમજ સાધારણ એવી શરદી થઈ હોય ત્યારે આપણે ઘડીકમાં ચિડાઇ જઈએ છીએ, બોલવું પણ નથી ગમતું, કોઈ હસે તો પણ ન ગમે અને કોઈ પણ કાર્યમાં રસ ઉત્પન્ન થતો નથી. આમ સામાજિક રીતે અનેકથી જુદા પડી જઇએ છીએ. આધુનિક મનોવિજ્ઞાનીઓ જેવા કે Lowenberg, અને Zbindenએ બતાવ્યું છે કે જો વ્યક્તિના શરીરમાં પ્રાણવાયુનું પ્રમાણ ઘટી જાય તો તેવી વ્યક્તિઓમાં અમુક વિકૃતિઓ જણાય છે: જેવી કે, વિસ્મૃતિની વિકૃતિ તેમજ અનેક અંગો કાર્ય કરતાં અટકી જાય

છે. વ્યક્તિના શરીરમાં લોહીની અંદર (Sugar) સાકરનું પ્રમાણ વધી અથવા ઘટી જાય તો પણ અનેક જાતનાં કાર્ય તેમજ વર્તનમાં વિકૃતિ આવતી જણાય છે. આ માટે Graham અને Womakએ બતાવ્યું છે, કે આ વ્યક્તિઓ અત્યંત આવેગશીલ બની જાય છે, તેમજ અનેક જાતના મનોભાવો અનુભવે છે, તેઓ સતતચિંતા પણ કરતા થઇ જાય છે. જ્યારે આ વિકૃતિ અત્યંત પ્રબળ બની જાય છે ત્યારે વ્યક્તિ પોતાના મન ઉપરથી કાબૂ ગુમાવી બેસે છે; અને જ્ઞાન પણ ખોઈ બેસે છે.

ઉપર બતાવેલી હકીકતને સાબિત કરવા માટે મનોવિજ્ઞાનીઓએ પ્રયોગ કરી કૃત્રિમ રીતે શરીરમાં સાકરનું પ્રમાણ બદલ્યું. અને બતાવ્યું કે સામાન્ય અવસ્થા અનુભવતી વ્યક્તિનો વર્તન તેમજ મનોભાવનામાં આ રીતે ફેરફાર લાવી શકાય છે. વ્યક્તિના શરીરમાં રહેલી ગ્રંથિઓનો વિકાસ તેમજ તેમાંથી નીકળતા સ્રાવનું પ્રમાણ પણ વ્યક્તિના વર્તન ઉપર અસર કરે છે. દા. ત. Thyroid Gland કે જે શરીરમાં રહેલી અનેક બીજી ગ્રંથિઓમાંની એક ગ્રંથિ છે, તે ગ્રંથિમાંથી નીકળતો સ્રાવ, જેને Thyroxin નામે ઓળખીએ છીએ, તે સ્રાવ જો કોઈ પણ કારણે અટકી જાય તો બાળક દુબળું, બોબડું અને ઠીંગણું જ રહે છે, તેનામાં ચરબીનું પ્રમાણ વધે છે અને મંદબુદ્ધિ બને છે. આ વ્યક્તિને જો ગ્રંથિના વિકાસ માટેની સમયસર સારવાર આપવામાં આવે તો તેઓ સામાન્ય વ્યક્તિની જેમ વિકાસ પામી શકે છે. ઉપર બતાવેલા કારણો કરતાં સૌથી પ્રબળ કારણ તો વ્યક્તિનો સમાજ તેમજ સંસ્કૃતિ છે, કે જે પણ વ્યક્તિ પાસે ચોક્કસ સ્વરૂપનું કાર્ય કરાવે છે. આવાં અનેક કારણોથી વ્યક્તિ એવું કાર્ય કરે છે, જેને આપણે અસામાન્ય, અસામાજિક, તેમજ વિકૃત કાર્ય રૂપે ઓળખીએ છીએ. આપણે સૌએ આવી અવસ્થા અનુભવી હશે અથવા અનુભવેલી નિહાળી હશે.

એક પ્રખ્યાત દાક્તરે બતાવ્યું છે કે જે વ્યક્તિઓ શારીરિક માંદગી અનુભવે છે, તેઓમાંના ૬૦% ના દર્દીઓ માનસિક રીતે પીડાતા હોય છે. આ માન્યતા ઘણી અતિશયોક્તિ ભરેલી લાગતી હશે, પરંતુ આજે તો દરેક દાક્તર જાણે છે કે તેઓના બધા જ દર્દીઓ શારીરિક માંદગીથી જ પીડાતા નથી હોતા, પણ થોડાક ભાગનાં માનસિક રોગથી પીડાય છે; કે જેના કારણે આ શારીરિક રોગ ઉત્પન્ન થયો છે. સમાજની કેટલીક વ્યક્તિઓ સમાજમાં સાધારણ જીવન ગુજારતી હોય તેમ લાગે છે, પરંતુ તેઓના વર્તનનું વૈજ્ઞાનિક દૃષ્ટિએ પૃથક્કરણ કર્યું હોય તો ખબર પડે છે કે તેઓ ઘણા જ થોડાક અંશે વિકૃતિ અનુભવતા હોય છે. આવી વ્યક્તિઓ સમાજમાં જોઈએ એટલી સફળતા અનુભવતી નથી અને ઘણીક વખત બીજી વ્યક્તિઓ સાથે ઘર્ષણમાં આવતી જણાય છે. એટલે જ આધુનિક સમાજમાં વિકૃત વર્તન શું છે, એ જાણવું જરૂરી છે.

વિકૃત વર્તન એટલે માત્ર 'મનોરોગ' (Psychoses) જ નહીં કે જેને આપણે પ્રબળ વિકૃતિ રૂપે આલેખીએ છીએ; પરંતુ વિકૃત વર્તન એટલે મનોરોગ ઉપરાંત વ્યક્તિનું તે વર્તન જેને લીધે આ વ્યક્તિ અન્ય વ્યક્તિઓથી જુદી તરી આવે છે.

આધુનિક મનોવિજ્ઞાનીઓએ મનુષ્યના સામાજિક જીવનમાં જણાતા વ્યક્તિના સામાજિક વર્તનના છ મુખ્ય વિભાગ પાડ્યા છે:

(1) Psychotic (2) Psychoeuratic (3) Sexually Perverse (4) The Disordered Character, (5) Genius (6) Normal

(1) Psychotic: જે વ્યક્તિ માનસિક રીતે એટલી બધી માંદી હોય અને જે વાસ્તવિક જગત સાથે પૂરેપૂરી રીતે અનુકૂળ ન થઇ શકે તેને Psychotic (મનોરોગ) અનુભવતી વ્યક્તિ તરીકે ઓળખીએ છીએ. કાયદાની દૃષ્ટિએ તેઓ પાગલ ગણાય છે, અને પોતાના વર્તન માટે જવાબદાર ગણાતા નથી.

(2) Neurotic: જે વ્યક્તિ માનસિક બીમારી અનુભવતી હોય છે, પરંતુ મનોરોગ અનુભવતી વ્યક્તિ જેટલી ગંભીર માંદગી અનુભવતી નથી, તે પોતાના કાર્યની જાણ હોય છે અને સમાજમાં સામાન્ય વ્યક્તિઓની સાથે જીવન ગુજારી શકે છે.

(3) The Sexually perverse: જાતીય વિકૃતિ અનુભવતી વ્યક્તિ: આ વિકૃતિ અનુભવતી વ્યક્તિ જાતીય સંતોષ, વિજાતિના પુખ્ત ઉમરના સભ્ય કરતાં બીજાં પ્રેમપાત્રો અથવા તો ઊંધાં સાધનો દ્વારા અનુભવે છે.

(4) The characterologically disordered: ચારિત્ર્ય-શિથિલતા: ચારિત્ર્યમાં શિથિલતા દર્શાવતી વ્યકિત સામાન્ય અર્થ પ્રમાણે માનસિક બીમારી અનુભવતી નથી, પણ એના વર્તનમાં એ અમુક મુશ્કેલીઓ અનુભવે છે, જે અંતે સમાજ-વિરાધી તત્ત્વ બની જાય છે.

(5) Genius: પ્રતિભાશાળી વ્યક્તિ, સામાન્ય પરિસ્થિતિ હેઠળ એવી કલાકૃતિઓ અને વૈજ્ઞાનિક સર્જન કરે છે કે જે સામાજિક રીતે મૂલ્યવાન હોય છે. સામાન્ય કક્ષા કરતાં એની કક્ષા ઘણી ઊંચી હોય છે.

(6) Normal Individual: સામાન્ય રીતે પોતાના વ્યવહારમાં પોતાની જાત સાથે અને સમાજની અન્ય વ્યક્તિઓ સાથે સારી રીતે અનુકૂળ થઈ શકે, તેમજ પોતાનો જીવનવ્યવહાર સરળતાથી અને સહજ રીતે ચલાવી શકે છે, તેને સામાન્ય વ્યક્તિ તરીકે ઓળખીએ છીએ.

આધુનિક વિજ્ઞાન વિકાસ પામ્યું તે પહેલાં વિકૃત વર્તનને ભગવાનના કોપ રૂપે ગણવામાં આવતું હતું, તેમજ તે એક ભયજનક હકીકત ગણાતી, કે જે કોઈક કમનસીબ કે પાપી માણસને ભોગવવું પડતું હતું. કેટલાક એવું પણ માનતા કે આ વ્યક્તિઓને આંતર્દૃષ્ટિથી જ્ઞાન થતું હોય છે. ભગવાન ખાસ કાંઈ કહેવા માટે આ રીતનું વર્તન તેઓ પાસે કરાવે છે. આજના વખતમાં પણ થોડાક અભણ માણસો આ રીતની માન્યતા ધરાવે છે. જો વિકૃતિને ભયજનક ન ગણીએ તો તે હાસ્યજનક તો છે જ; પરંતુ જો આ જ વિકૃતિ કે જે હાસ્યજનક લાગે છે તે આપણા કોઈ સગાસંબંધી અનુભવે તો તે અત્યંત કમનસીબીની વાત થઈ જાય છે. આમ એક જ હકીકત કોણ અનુભવે છે તે પર તેના પ્રત્યાઘાતો બદલાય છે.

લગભગ અત્યાર સુધી વિકૃતિ અનુભવતી વ્યક્તિને સામાન્ય વ્યક્તિથી જુદી જ ગણવામાં આવતી. તેઓ સામાન્યથી જુદી જ વ્યકિતઓ છે. તેમને સામાન્ય વ્યક્તિઓ સાથે કોઈ સંબંધ નથી એમ પણ માનવામાં આવતું, તેમજ પ્રતિભાશાળી વ્યક્તિઓ સામાન્ય વ્યક્તિઓ કરતાં જુદી જ છે એમ પણ મનાતું. આ ત્રણેના જુદા વર્ગ પાડવામાં આવતા અને તેઓનાં વર્તન સમજાવતા નિયમો એકબીજાથી જુદા જ છે એવી માન્યતા લોકો ધરાવતા. આમ દુનિયાના માણસોને ત્રણ જુદાજુદા વિભાગોમાં વહેંચવામાં આવતા. એક વ્યકિત કયાં તો સામાન્ય વર્તન બતાવે, અથવા એનું વર્તન વિકૃત કે પ્રતિભાશાળી વર્તન પણ હોઈ શકતું. જે વ્યકિત વિકૃતિ અનુભવે છે તે વ્યકિતએ કરેલાં પાપનો બદલો ભગવાન લે છે, અથવા તો તેના બાપદાદાઓનાં પાપને કારણે વંશરૂપે તે આ દુઃખ ભોગવે છે, એમ મનાતું. જે વ્યકિત પ્રતિભાશાળી છે ભગવાને ખાસ ચૂંટી કાઢેલ છે, અને ભગવાન તેમની પાસે આ જાતનું વર્તન કરાવે છે. આ માન્યતાની સાથોસાથ આ વખતના લોકો એવું પણ માનતા કે વ્યકિતનું વ્યક્તિત્વ ભગવાને આપ્યું છે, અને તે જીવન દરમ્યાન જરા પણ બદલાતું નથી. જન્મથી જ એ એક સ્થિર સ્વરૂપ ધરાવે છે. ભગવાને વ્યક્તિને જે રૂપમાં જન્મ આપ્યો હોય તેને કોઈ પણ યા કાંઈ પણ બદલી ના શકે.

પરંતુ જેમજેમ અનેક દિશામાં વિજ્ઞાને પ્રગતિ કરી તેમતેમ સામાજિક અને વૈજ્ઞાનિક વિકાસની સાથેસાથે મનોવિજ્ઞાને પણ વિકાસ કર્યો અને આજે આધુનિક વિજ્ઞાનમાં આ ભૂતકાળની માન્યતાઓ બદલાઈ છે. તેઓની જગ્યા વૈજ્ઞાનિક હકીકતોએ લીધી છે. આધુનિક વિજ્ઞાનીઓએ બતાવ્યું કે વિકૃત મનોવૈજ્ઞાનિક તત્ત્વો એ માત્ર અતિશયોક્તિ છે, એટલે કે કયાં તો વધારે પડતો વિકાસ કે કયાં તો ઓછો વિકાસ, અથવા તો સામાન્ય મનોવૈજ્ઞાનિક તત્ત્વોનો ઊંધો વિકાસ યા તો ગુપ્ત વિકાસ છે. આ માન્યતાથી તેઓએ બતાવ્યું કે પહેલાંના વખતમાં માણસોને જે ત્રણ વર્ગમાં વહેંચવામાં આવતા, તે ત્રણે વર્ગ એકબીજાથી જુદા નથી, તે એક જ વિભાગનાં જુદાં જુદાં સ્વરૂપો છે, કે જેઓ વચ્ચેની ભેદરેખા દોરી શકાતી નથી. જેને આપણે વિકૃત કહીએ છીએ તે સામાન્યથી જુદા નથી, પરંતુ તે સામાન્ય વર્તનનું જ જુદું સ્વરૂપ છે, કે જે સમજવા માટે સામાન્ય વર્તન ઉપર જ આધાર રાખવો પડે છે. વિકૃત વર્તનને તેજ નિયમો

અલબત્ત, કોઈ એક માનવસમૂહને રાષ્ટ્ર કહેવા માટે, રાષ્ટ્રીયતાનાં ઉપર મુજબ ગણાવેલાં બધાં જ લક્ષણ તેનામાં (માનવસમૂહમાં) અચૂકપણે હોવાં જ જોઇએ તેવું નથી. આ લક્ષણો રાષ્ટ્રની હસ્તીનાં ચિહ્નો નથી. તેમાંનું એકાદ લક્ષણ હોય તો પણ ચાલી શકે; કદાચ એમાંનું એક પણ લક્ષણ નહિ ધરાવતા માનવસમૂહને પણ રાષ્ટ્ર કહી શકાય. મુદ્દાની વાત એ છે કે કોઈ એક ચોક્કસ લક્ષણ પ્રાથમિક અગત્યતા ભોગવતું નથી. રાષ્ટ્રના નિર્માણ માટે કયું લક્ષણ અગત્યતા ધરાવશે એ વસ્તુ જે તે માનવસમૂહના ઇતિહાસ પર આધાર રાખે છે. એક બે દાખલાથી આ બાબત વધુ સ્પષ્ટ થશે. આધુનિક યુગમાં એક જાતિના મનુષ્યોનો બનેલો માનવ-સમૂહ ભાગ્યે જ જોવા મળશે. છતાં પણ વિવિધ જાતિઓના બનેલા માનવ-સમૂહને આપણે રાષ્ટ્ર તરીકે ઓળખીએ છીએ. દા. ત. અમેરિકામાં ઍંગ્લો–સૅક્સન, સ્લાવ, ટ્યુટોન તેમજ લૅટિન જાતિના મનુષ્યો જઈને વસ્યા છે. એટલે અમેરિકન રાજ્યના સભ્યો એક જાતિના નહિ હોવા છતાં અમેરિકન રાજ્યને આપણે રાષ્ટ્ર તરીકે ઓળખીએ છીએ. ખરી હકીકત એ છે કે અત્યારે દુનિયાના કોઈ પણ ભાગમાં શુદ્ધ જાતિ જેવું ખાસ છે નહિ. દરેક જાતિનું એક યા બીજા સંબંધે બીજી જાતિ સાથે સંમિશ્રણ થયેલું જ છે. શરૂઆતનાં વર્ષોમાં રાષ્ટ્ર કહેવડાવવા માટે માનવ-સમૂહનો દરેકે દરેક સભ્ય એક જાતિનો હોય તે અગત્યનું લેખાતું. પણ વખત જતાં, જાતિની અગત્ય ઘટતી ગઈ. ભાષાનાં લક્ષણ અંગે, એક જ રાજ્યમાં એકથી વધુ ભાષા બોલાતી હોવા છતાં તેવાં રાજ્યોને આપણે રાષ્ટ્ર તરીકે સંબોધી શકીએ છીએ. સ્વિટ્ઝર્લૅન્ડ અને ભારત એના નક્કર દાખલા છે. ધર્મની બાબતમાં પણ તે જ પ્રમાણે છે. ભારતમાં એક કરતાં વધુ ધર્મ પળાય છે, છતાં ભારતને રાષ્ટ્ર કહેવામાં કોઈ જાતની આંચ નથી આવતી. રાષ્ટ્ર કહેવાતો માનવ-સમૂહ એક જ ભૌગોલિક પ્રદેશમાં રહેતો હોવો જોઈએ એવું પણ નથી. ઈઝરેલનું યહૂદી રાજ્ય અસ્તિત્વમાં આવ્યું તે પહેલાં યહૂદીઓ દુનિયાના જુદાજુદા ભાગમાં વિખરાયેલા હોવા છતાં પણ રાષ્ટ્ર તરીકે ઓળખાતા. એટલે સમાન જાતિ, સમાન ભાષા, સમાન ધર્મ, કે આર્થિક હિત, રાષ્ટ્રીયતાની લાગણી અને સભાનતા માટે અનિવાર્ય નથી; તે સાથે એ પણ એટલું જ સાચું છે કે રાષ્ટ્રની ગાંઠને મજબૂત બનાવવામાં તેમજ તેની તાકાત વધારવામાં આ દરેક પરિબળનો ફાળો ઠીકઠીક હોય છે. રાષ્ટ્રની કડીઓ સમાન આ પરિબળો વિના પ્રબળ રાષ્ટ્રીય ભાવનાની અપેક્ષા કરવી ફોગટ છે.

રાષ્ટ્રવાદનાં આ તો ભૌતિક પાસાંની વાત આપણે કરી. આ પરિબળો તેના પાયા સમાન છે ખરાં. પરંતુ હમણાં હમણાં રાષ્ટ્રવાદને બીજા દૃષ્ટિકોણથી સમજવાનો પ્રયત્ન પણ કેટલાક વિચારકોએ કર્યો છે. મુખ્યત્વે, રાષ્ટ્રીયતાનાં આધ્યાત્મિક પાસાં પર પ્રકાશ ફેંકીને થોડાંઘણાં લક્ષણ તારવવાનો પ્રશંસનીય પ્રયાસ આવા કેટલાક લેખકોએ કર્યો છે. અર્નેસ્ટ રેનન (Ernest Renan) તેમના અતિ મનનીય વ્યાખ્યાન 'રાષ્ટ્ર એટલે શું?' ('What is a Nation?') તેમાં રાષ્ટ્રને એક આત્મા, આધ્યાત્મિક સિદ્ધાંત તરીકે વર્ણવે છે.[૧] આ સિદ્ધાંતમાં બે બાબતો રહેલી છે, જે બાબતોમાંથી જ આ આત્મા ઊભો થાય છે. એક છે ગૌરવભર્યા ભૂતકાળનો–ભૂતકાળની સમૃદ્ધ સ્મૃતિઓનો–સુખમય તેમ જ દુઃખમય વારસો સર્વસામાન્યપણે સમગ્ર પ્રજાને મળેલો હોય તે. 'વ્યક્તિની માફક જ રાષ્ટ્ર એ ત્યાગ, ભક્તિ અને ધૂળમાં રગદોળાયેલા ભૂતકાળનું ફળ છે.' બીજી બાબત છે, ભવિષ્યમાં ભેગા રહેવાની ઝંખના, અને એ રીતે ભૂતકાળનો સંયુક્ત વારસો જાળવી રાખવાની તીવ્ર ઇચ્છા તેમજ તેને માટે વધુ ભોગ આપવાની તૈયારી.

બીજી તરફ, અંગ્રેજ લેખક જી. પી. ગુચ (G. P. Gooch) જણાવે છે કે, નાના કે મોટા એવા પોતાના માનવ-જૂથ (Community) પ્રત્યેનો અગાધ સ્નેહ એટલે રાષ્ટ્રવાદ. રાષ્ટ્રવાદનું સારતત્ત્વ આમ પોતાના જૂથ અંગેની સભાનતા છે.[૨] ભાષા-શાસ્ત્રી લીટ્રે (Littre) રાષ્ટ્રને એક જ પ્રદેશમાં વસતા અને સમાન હિત ધરાવતા મનુષ્યોના સંગઠન તરીકે વર્ણવે છે.[૩] ડચ લેખક ફ્રૅનનબર્ગ પણ એમ જ કહે છે કે અમુક માનસિક લક્ષણો સમાન રીતે ધરાવતા મનુષ્યોનો સમૂહ એટલે રાષ્ટ્ર.[૪] આ રાષ્ટ્રના સર્વ સભ્યો પોતાને એક સ્વતંત્ર જૂથમાં વ્યવસ્થિત કરવા ચાહે છે. દરેક રાષ્ટ્રના ઇતિહાસમાં અમુક બનાવોની એટલી બધી ગાઢ અસર વ્યક્તિના માનસ પર પડેલી હોય છે કે કાયમને માટે તે બનાવો એ જૂથ

સાથે, 'રાષ્ટ્રીય આત્મા' સાથે સંકળાયેલા હોય છે; અને રાષ્ટ્રના વિચારો, મહત્ત્વાકાંક્ષાઓ વગેરે એ 'રાષ્ટ્રીય આત્મા' પ્રમાણે અમુક જાતનો જ વળાંક લે છે. એટલા માટે ફ્રૅનનબર્ગ રાષ્ટ્રના ઘડતરને એક માનસિક ખ્યાલ ગણે છે.[૫] ઑસ્ટ્રિયન લેખક હાન્સ કોહન (Hans Kohn) પણ રાષ્ટ્રવાદને એક માનસિક પરિસ્થિતિ તરીકે વર્ણવે છે અને એક પ્રેરક બળ તરીકે તેને ગણે છે. આ પ્રેરક બળ મનુષ્યના અંતર અને બુદ્ધિને નવા વિચાર અને ભાવોથી એટલા તો છલકાવી દે છે કે મનુષ્યો પછી રાષ્ટ્ર તરીકેનું પોતાનું જે અસ્તિત્વ છે તેને સાર્વભૌમ રાજ્ય તરીકે રજૂ કરવાના વ્યવસ્થિત પ્રયત્નો કરે છે. એટલે કે દરેક રાષ્ટ્ર સાર્વભૌમ રાજ્ય થવા મથે છે. અથવા બીજા શબ્દોમાં કહીએ તો, રાષ્ટ્રવાદની ઊર્મિમાંથી અને વિચારમાંથી રાષ્ટ્ર-રાજ્ય ઊભું થાય છે; અને આ રાષ્ટ્ર-રાજ્ય રાષ્ટ્રવાદના વિચારને મજબૂત બનાવે છે.[૬]

જેમજેમ વખત ગયો તેમતેમ, રાષ્ટ્ર અને રાષ્ટ્રવાદને રાજ્ય અને રાજકીય સાર્વભૌમત્વની સાથે એકરૂપ ગણવામાં આવ્યાં છે. રાજ્ય એટલે રાષ્ટ્ર અને રાષ્ટ્ર એટલે રાજ્ય એમ પછી ગણાવા લાગ્યું. રાજ્યના સાર્વભૌમત્વના ખ્યાલે રાષ્ટ્રના વિચારને વધુ વેગ આપ્યો. સામાન્ય રીતે એમ માનવામાં આવે છે કે ગ્રેટબ્રિટન અને ફ્રાન્સમાં રાજ્યે રાષ્ટ્રનું સર્જન કર્યું. ત્યાં રાજ્યના ચોકઠામાં જ રાષ્ટ્ર અંગેનો ખ્યાલ ઉદ્ભવ્યો એટલે રાજયમાં રાષ્ટ્ર સમાઈ ગયું. જ્યારે, બીજી તરફ ઇટલિ અને જર્મનીમાં રાષ્ટ્રનો કાંઈક આધ્યાત્મિક ખ્યાલ અસ્તિત્વમાં હતો; અને ત્યાં રાષ્ટ્રના આ આધ્યાત્મિક ખ્યાલ મુજબ જર્મન અને ઇટાલિયન રાષ્ટ્રોએ જર્મન અને ઇટાલિયન રાજ્યોનું સર્જન કર્યું. અમેરિકામાં અમેરિકન રાષ્ટ્રનું નિર્માણ સાવચેતીપૂર્વક અમેરિકન રાજ્યની સાથેસાથે જ કરવામાં આવ્યું છે, એટલે ત્યાં રાજ્ય અને રાષ્ટ્ર બન્નેને એકબીજાથી અલગ પાડી શકાતાં નથી.[૭] બન્નેનો વિકાસ એકસાથે જ થયો. આ બધા પરથી જોઈ શકાશે કે રાષ્ટ્ર અને રાજ્ય બન્ને વચ્ચે તફાવત છે. પ્રોફેસર આલ્ફ્રેડ ઝીમર્ન, એમના પુસ્તક Nationality and Governmentમાં રાજ્ય અનેરાષ્ટ્ર વચ્ચેનો તફાવત Statehood અને Nationalityના સંદર્ભમાં સુંદર રીતે રજૂ કરે છે. તેઓ લખે છે:

"Nationality, like religion, is subjective; Statehood is objective. Nationality is psychological; Statehood is political. Nationality is a condition of mind; Statehood is a condition in law. Nationality is a spiritual possession; Statehood is an enforceable obligation. Nationality is a way of feeling, thinking and living; Statehood is a condition inseparable from all civilised ways of living."[૮]

હવે, જેમજેમ રાષ્ટ્રને રાજ્યની સાર્વભૌમ સત્તાનું પીઠબળ મળતું ગયું તેમતેમ રાષ્ટ્રવાદે વિકૃત સ્વરૂપ પકડવા માંડયું. રાજ્યની સત્તા જેમ વધારે તેમ રાષ્ટ્રનું ગૌરવ પણ વધારે એવો ખ્યાલ વધુ ને વધુ જોર પકડતો ગયો. રાષ્ટ્રનો ખ્યાલ સંકુચિત અને વધુ પડતો રાજકીય ખ્યાલ બનતો ગયો; તે સાથે જ, રાષ્ટ્રનો ખ્યાલ રાજ્યની ભૌગોલિક સીમા પૂરતો જ મર્યાદિત ન રહેતાં, રાષ્ટ્રવાદ આક્રમક બન્યો. વળી, રાષ્ટ્રવાદ અને રાષ્ટ્ર એમાં જે વિવિધતા હતી તે ચાલી ગઈ. રાષ્ટ્ર અને રાજ્યની સાર્વભૌમ સત્તાનું સંમિશ્રણ થતાં ૧૯મી સદીમાં રાષ્ટ્રવાદનાં વિઘાતક બળો જેવાં કે સામ્રાજ્યવાદ ને તેમાંથી પરિણમેલું એક રાષ્ટ્રનું બીજા રાષ્ટ્રના હાથે થતું શોષણ, ગુરુગ્રન્થિ (superiority complex), રાષ્ટ્ર માટેનો ખોટો અહમ્, બીજાં મૂલ્યોને ભોગે પણ વધુ પડતી રાષ્ટ્ર પ્રત્યેની વફાદારીનો આગ્રહ, વગેરે પરિબળો ઉદ્ભવ્યાં. ૨૦મી સદીમાં રાષ્ટ્રવાદે જુદો વળાંક લીધો. એક રીતે જોઇએ તો ઇતિહાસના એક પરિબળ તરીકે રાષ્ટ્રવાદે એનો હેતુ સાધી લીધો છે. એની જગ્યા હવે આંતર-રાષ્ટ્રીયવાદે લીધી છે. પરંતુ આધુનિક રાજકારણના પરિબળ તરીકે રાષ્ટ્રવાદ હજી પણ એશિયા અને આફ્રિકામાં ઘણો જ જીવંત અને અસરકારક છે. એશિયા-આફ્રિકાના દેશોમાં અસંખ્ય અપરિચિત જૂથો એક જ સાથે તેમને રાજ્ય અને રાષ્ટ્ર તરીકે માનવામાં આવે એવી માંગણી, જોરદાર રીતે કરી રહ્યાં છે. રાષ્ટ્ર અને રાજ્ય તરીકે જન્મવા તેઓ મથી રહ્યાં છે. એશિયા અને આફ્રિકાના વિશાળ પ્રદેશ પર નવાં રાજ્યો અને રાષ્ટ્રોનો ઉદ્ભવ એ રાષ્ટ્રવાદનું આધુનિક સ્વરૂપ તેમજ આધુનિક દુનિયાની રાજકીય ક્રાંતિ સ્પષ્ટ કરે છે. પછાત ગણાતા એવા પ્રદેશોમાં વિકસેલી રાજકીય જાગૃતિ એ તેનું સારતત્ત્વ છે. એવા પ્રદેશોમાં વસતી પ્રજાઓની

રાષ્ટ્રીય આકાંક્ષાઓ તથા રાજ્ય અને રાષ્ટ્રનું સર્જન કરવાનું તેમનું તીવ્ર મનોબળ એ બન્ને વડે દુનિયાનો નકશો ઝડપથી બદલાઈ રહ્યો છે. લાંબા સમયથી ચાલી આવતી રાષ્ટ્રવાદની પ્રક્રિયાઓનો આ આખરી અને સર્વોચ્ચ તબક્કો છે.[૯]

અંતમાં, એક વધુ પ્રશ્ન હજી વિચારવાનો રહે છે. રાષ્ટ્રવાદ સારો કે નિરર્થક? બર્ટ્રાન્ડ રસેલ એમના હમણાં જ પ્રકાશિત થયેલા પુસ્તક 'Bertrand Russell Speaks His Mind'માં રાષ્ટ્રવાદનું મૂલ્યાંકન બે પ્રકાર પાડીને કરે છે. તેઓ રાજકીય રાષ્ટ્રવાદને ધિક્કારે છે. એટલે જે રાષ્ટ્રવાદને માત્ર સાર્વભૌમ સત્તા, સરકાર, લશ્કર અને પોતાના પ્રદેશની સીમા સાથે જ સંબંધ છે તે સર્વ નિંદાપાત્ર છે. આજની દુનિયામાં આપણને આવા પ્રકારનો રાજકીય રાષ્ટ્રવાદ જ, કમનસીબે, વધુ પડતો જોવા મળે છે. વધુ પડતા આવા રાજકીય રાષ્ટ્રવાદને બર્ટ્રાન્ડ રસેલ ધિક્કારે છે, પણ તેઓ રાષ્ટ્રવાદની રાજકીય બાજુને છેક નકારવાની વાત નથી કરતા; અને તે જ યોગ્ય છે. માનવજાતના જીવનમાં રાજકીય રાષ્ટ્રવાદની વૃત્તિનું સ્થાન અગત્યનું છે અને રહ્યું છે. પોતાના રાષ્ટ્રને માટે ગૌરવ ધરાવવું એ કાંઈ હીન બાબત નથી; બલકે એમાં તો સ્વમાનનો પ્રશ્ન સમાયેલો છે. પણ જે રાજકીય રાષ્ટ્રવાદ માત્ર લાગણીને, પ્રાંતને જ સ્પર્શે અને પોતાનામાં જ મદમસ્ત છે તે તો ખરેખર આવકારદાયક નથી. તેવા પ્રકારનો રાષ્ટ્રવાદ કુંઠિત બની જાય છે. વિચારોની આપ-લેની શક્યતા એમાં રહેતી નથી; બીજા જૂથ પર પોતાની વિચારસરણી, રીતરસમ, રીતિ-નીતિ ઠોકી બેસાડવાની વૃત્તિ તેમાંથી પેદા થાય છે, અને રાજકીય વિકાસમાં મોકળાશ રહેતી નથી.

રસેલના મત મુજબ રાષ્ટ્રવાદનો બીજો પ્રકાર છે—આધ્યાત્મિક, શૈક્ષણિક અને સાંસ્કૃતિક. આ પ્રકારનો રાષ્ટ્રવાદ સંપૂર્ણ છે. આધ્યાત્મિક, સાંસ્કૃતિક અને શૈક્ષણિક ક્ષેત્રોમાં રાષ્ટ્રવાદે વિવિધતા આણી છે. દુનિયાભરમાં જીવનના દરેક ક્ષેત્રમાં સામ્ય અને સરખાપણું હોય એ આપણને પસંદ પડતું નથી. નર્યું સામ્ય તદ્દન નીરસ છે, જ્યારે મનુષ્ય તો ચાહે છે વિવિધતા. જે રાષ્ટ્રવાદ આ વિવિધતાને જારી રાખે છે તે આવકારદાયક છે. નૃત્ય, કળા, સાહિત્ય, સંગીતમાં ભિન્નતા ટકાવી રાખે તેવો, અને સામાજિક સંવાદનું નિર્માણ કરે તેવો, રાષ્ટ્રવાદ સારો છે. આ પ્રકારનો રાષ્ટ્રવાદ આંતર-રાષ્ટ્રીયત્વ અને સર્વવ્યાપકતા તરફ દોરી જતી માનસિક પરિસ્થિતિ ઊભી કરે છે. આલ્ફ્રેડ ઝીમર્ન યોગ્ય જ કહે છે, Nationality, in fact, rightly regarded, is not a political but an educational conception.[૯] રાષ્ટ્રવાદનો શૈક્ષણિક અને સાંસ્કૃતિક ખ્યાલ આજે જો ખરેખર અપનાવવામાં આવે તો આંતરરાષ્ટ્રીય રાજકારણમાં જે તંગદિલીનું વાતાવરણ છે તે ઘણે અંશે દૂર થઈ શકે.

## પાદટીપ

1. '*Modern Political Doctrines*' Edited by Alfred Zimmern.

આ પુસ્તકમાં અર્નેસ્ટ રેનનનો લેખ 'What is a Nation?' રજૂ કરવામાં આવ્યો છે. તેમાં પૃષ્ઠ ૨૦૨ પર નીચે મુજબ રેનનનું લખાણ છે:

'A nation is a soul, a spiritual principle. Two things, which are really one, go to make this soul or spiritual principle. One of these things lies in the past, the other in the present. The one is the possession in common of a rich heritage of memories; and the other is actual agreement, the desire to live together, and the will to continue to make the most of the joint inheritance.........The nation, like the individual, is the fruit of a long past spent in toil, sacrifice and devotion .........A heroic past, great men and glory –I mean real glory – these should be the capital of our company when we come to found a national idea. To share the glories of the past, and a common will in the present; to have done great deeds together, and to desire to do more – these are the essential conditions of a people's being.'

'In the past, a heritage of glory and of grief to be shared; in the future, one common plan to be realized; to have suffered, rejoiced and hoped together; these are things of greater

value than identity of custom-houses and frontiers in accordance with strategic notions. These are things which are understood, in spite of differences in race and language.'

2. *Nationalism* by G. P. Gooch, 1920. Page 5. 'The core of nationalism is group-consciousness, the love of the community, great or small, to which we belong; but for the larger portion of the prehistoric and historic life of mankind such love of our unit has been an instinctive emotion, not a doctrine.'

3. *Nationalism* by G. P. Gooch, 1920, પૃષ્ઠ ૭-૮ ઉપર લીટ્રે (Littre)નો અભિપ્રાય નીચે મુજબ ટાંક્યો છે: 'A nation is an union of men inhabiting the same territory, whether or not subject to the same government, and possessing such common interests of long standing that they may be regarded as belonging to the same race.'

4. 'By 'nation' is meant a number of people who have particular mental characteristics in common......'R. Cranenburg, *Political Theory*, 1939, p. 201.

5. See *Political Theory* by R. Cranenburg, 1939, p. 205. 'Besides common ideals and ambitions, common disasters and disappointments, marking the limits of the group's ken, all in the last resort contribute to create a sense of fellowship, and to from a nation.'

'Thus the formation of a nation is a psychological phenomenon.'

6. See *The Idea of Nationolism* by Hans Kohn, 1945, pp. 18-19.

'Nationalism is a state of mind. The process of history can be analysed as a succession of changes in communal psychology, in the attitude of man toward all manifestations of individual and social life... Nationalism is an idea, an idee-force, which fills man's brain and heart with new thoughts and new sentiments, and drives him to translate his consciousness into deeds of organized action. Nationality is therefore not only a group held together and animated by common consciousness; but it is also a group seeking to find its expression in what it regards as the highest form of organized activity, a sovereign state.........Nationalism demands the nation-state; the creation of the nation-state strengthens nationalism.'

7. See, 'What is a Nation?' Editorial, *The Times Literary Supplement*, Friday July 21, 1961. p. 449.

8. '*Nationality and Government*' by Alfred Zimmern, 1919 p. 51.

9. Ibid, p. 53.

*

# કારોબારી

હસમુખ જ. પંડ્યા
(રાજ્યશાસ્ત્રના અધ્યાપક, એચ. કે. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ)

રાજ્યશાસ્ત્રના વિદ્વાનોએ રાજ્યને જુદાજુદા દૃષ્ટિબિંદુથી સમજવાનો પ્રયત્ન કર્યો હોવાથી તેમણે રાજ્ય વિષે જુદીજુદી વ્યાખ્યાઓ આપી છે. તેમ છતાં પણ તમામે સર્વાનુમતે સ્વીકાર્યું છે કે રાજ્યને ચાર મૂળભૂત તત્ત્વો (Fundamental Elements) અનિવાર્યપણે હોવાં જ જોઈએ. આ ચાર મૂળભૂત તત્ત્વો અંગપદો છે. (૧) વસતિ (૨) વિસ્તાર (૩) સરકાર અને (૪) સાર્વભૌમ સત્તા.

સરકારને રાજ્યમાં અગત્યનું સ્થાન આપવામાં આવે છે, કારણ કે રાજ્યના હેતુઓ અને કાર્યો સિદ્ધ કરવા માટેનું તે એક સાધન છે. પૃથ્વી પર આવેલ રાજ્યોનો અભ્યાસ કરતાં જણાય છે કે જુદાંજુદાં રાજ્યોમાં સરકારનાં સ્વરૂપો જુદાંજુદાં હોય છે. કોઈ રાજ્યમાં સંસદીય સરકાર, કોઈમાં પ્રમુખશાહી, કોઈ રાજ્યમાં રાજાશાહી, તો કોઈ રાજ્યમાં સરમુખત્યારશાહી સરકાર અસ્તિત્વ ધરાવે છે. છતાં પણ દરેક સરકારને વહીવટી સરળતા

ખાતર ત્રણ શાખાઓમાં વહેંચી નાંખવામાં આવી હોય છે: (૧) ધારામંડળ (૨) કારોબારતંત્ર અને (૩) ન્યાયતંત્ર; અને આ ત્રણેય શાખાઓને ચોક્કસ કાર્યો સોંપવામાં આવ્યાં હોય છે. ધારામંડળનું મુખ્ય કાર્ય કાયદાઓ તૈયાર કરવાનું છે, કારોબારતંત્રનું મુખ્ય કાર્ય કાયદાઓનો અમલ કરવાનું છે, જ્યારે ન્યાયતંત્રનું મુખ્ય કાર્ય કાયદાઓનું અર્થઘટન કરીને ન્યાય આપવાનું હોય છે.

કારોબારતંત્રને બે રીતે સમજવામાં આવે છે. વ્યાપક અર્થમાં કારોબારી એટલે રાજ્યના વડા અને સરકારી કર્મચારીઓ, જેઓ રાજ્યની ઇચ્છા ઘડાયા પછી જ્યારે કાયદા સ્વરૂપે તે વ્યક્ત થાય છે ત્યારે તેનો અમલ કરતા હોય છે, તેઓનો સમાવેશ થાય છે. જ્યારે કારોબારી શબ્દ મર્યાદિત અર્થમાં વાપરવામાં આવે છે, ત્યારે તેમાં રાજ્યના વડા અને પ્રધાન મંડળનો સમાવેશ થાય છે. ખાસ કરીને રાજ્યશાસ્ત્રમાં આપણે મર્યાદિત અર્થમાં જ કારોબારી શબ્દનો ઉપયોગ કરતા હોઈએ છીએ. દા. ત. ભારતની કારોબારી એટલે રાષ્ટ્રપ્રમુખ અને પ્રધાન-મંડળ, બ્રિટનની કારોબારી એટલે બ્રિટનનાં રાણી અને પ્રધાનમંડળ, અમેરિકાની કારોબારી એટલે પ્રમુખ અને મંત્રીમંડળ અને ફ્રાંસની કારોબારી એટલે પ્રમુખ અને પ્રધાનમંડળ. ટૂંકમાં, કારોબારી એટલે સરકાર તેવો અર્થ પ્રચલિત છે.

આ દૃષ્ટિએ વિચારતાં આપણને જણાય છે કે કારોબારી સંસ્થા ખૂબ જ જૂની છે, કેમકે જ્યારથી રાજ્યની શરૂઆત થઈ ત્યારથી કારોબારી પણ અસ્તિત્વમાં આવેલ છે; પરિણામે જુદાજુદા સમયે કારોબારી પણ જુદાજુદા પ્રકારે અસ્તિત્વ ધરાવતી હતી. કારોબારીના પ્રકારોમાં એકજન કારોબારી (Single Executive) અને બહુ-જન કારોબારી (Plural Executive), વાસ્તવિક કારોબારી (Real Executive) અને નામની કારો-બારી (Nominal Executive), સંસદીય (Parlia mentary) અને પ્રમુખશાહી (Presidential) કારો બારી, તેમજ રાજકીય કારોબારી (Political Exe-cutive અને વહીવટી કારોબારી (Administra-tive Executive)નો સમાવેશ થાય છે.

એકજન કારોબારીનો પ્રકાર ઘણાં વર્ષો પહેલાં અમલ-માં હતો અને અત્યારે પણ કોઈકોઈ સ્થળે તે ભૂતકાળના પ્રતીક તરીકે અસ્તિત્વ ધરાવી રહ્યો છે. ખાસ કરીને રાજાશાહી યુગમાં એકજન કારોબારી અમલમાં હતી, કેમકે રાજા પાસે જ તમામ સત્તાઓ હતી. આ પ્રકારમાં એક જ વ્યક્તિ તમામ તંત્રનું સંચાલન કરતી હોય છે.

બહુજન કારોબારીનો અમલ અત્યારે વ્યાપક પ્રમાણમાં હોવા છતાં પણ ભૂતકાળમાં તેનો અમલ થતો હતો તેનો ખ્યાલ આપણને, પ્રાચીન સ્પાર્ટા, રોમ અને ઍથેન્સના ઇતિહાસનો અભ્યાસ કરતાં આવે છે. આ પ્રકારની કારોબારીમાં એક કરતાં વધારે વ્યક્તિઓ કારો-બારી સત્તાઓ ધારણ કરતી હોય છે. અત્યારે સ્વિટ્ઝ-ર્લૅન્ડ તેમજ યુનિયન ઑફ સોવિયેટ સોશ્યલિસ્ટ રિપબ્લિક (U.S.S.R.)માં બહુજન કારોબારી અસ્તિત્વ ધરાવે છે.

સ્વિટ્ઝર્લૅન્ડમાં સમવાયી પરિષદ (Federal council)ને કારોબારી ગણવામાં આવે છે. આ પરિષદમાં સાત સભ્યો હોય છે. દર ચાર વર્ષે સમવાયી ધારાસભા (Federal Assembly) સમવાયી પરિષદને ચૂંટે છે. આ સાત સભ્યોમાંથી એક સભ્યને પરિષદના પ્રમુખ તરીકે સમવાયી સભા ચૂંટે છે. તેમને સમવાયી પ્રમુખ (Federal President) તરીકે ઓળખવામાં આવે છે અને સાથોસાથ બીજા સભ્યને ઉપપ્રમુખ તરીકે ચૂંટવામાં આવે છે. અહીં ખાસ નોંધવા જેવું એ છે કે આ સાતેય સભ્યો વારાફરતી સમવાય પ્રમુખ બને છે, અને જે સભ્ય આ હોદ્દો ધારણ કરે છે તેને ખાસ વિશેષ સત્તાઓ હોતી નથી. દરેક નિર્ણય સમવાયી પરિષદ, એક સંગઠિત સંસ્થા તરીકે, લેતી હોય છે અને પ્રમુખ ફક્ત અધ્યક્ષ જ ગણાય છે.

સોવિયેટ રશિયામાં કાઉન્સિલ્સ ઑફ પીપલ્સ કૉમી-સાર્સને મુખ્ય કારોબારી ગણવામાં આવે છે. ધારાસભા-ની સંયુક્ત બેઠકમાં બત્રીસ સભ્યોને ચાર વર્ષ માટે ચૂંટ-વામાં આવે છે. અને આ સભ્યો કારોબારી ગણાય છે. આ રીતે રશિયાની બહુજન કારોબારીમાં ૩૨ સભ્યોનો સમાવેશ થાય છે.

આ ઉપરથી આપણે એમ પણ કહી શકીએ કે અત્યારે જ્યાં પ્રધાનમંડળ દ્વારા કારોબાર ચલાવવામાં

આવે છે, ત્યાં પણ અમુક પ્રમાણમાં બહુજન કારોબારી અમલમાં છે.

ત્યાર પછીના પ્રકારમાં આપણે નામની કારોબારી તથા વાસ્તવિક કારોબારી વિષે વિચારીએ તો જણાય છે કે જ્યાં સુધી જવાબદાર સરકાર (Responsible Government)નો સ્વીકાર થયો ન હતો ત્યાં સુધી આ બન્ને વચ્ચેનો જે તફાવત છે, તે અસ્તિત્વમાં જ ન હતો. જ્યારથી સંસદીય-જવાબદાર સરકારની શરૂઆત થઈ ત્યારથી કારોબારીના આ બે પ્રકારોનો પણ ઉલ્લેખ શરૂ થયો. જવાબદાર સરકારમાં રાજ્યના વડા અને સરકારના વડા, એમ બે વડાઓ (Heads) હોય છે. રાજ્યના વડા બંધારણીય રીતે કારોબારીની તમામ સત્તાઓ ધારણ કરે છે. પરંતુ ખરેખર તો તેઓ આ સત્તાઓનો ઉપયોગ કરતા જ નથી. ફક્ત નામની જ સત્તાઓ તેમની પાસે હોય છે. તેટલા માટે જ તેમને નામની કારોબારી કહેવામાં આવે છે. અલબત્ત, સરકારના દરેક કાર્ય સાથે તેમનું નામ સંકળાયેલું હોય છે. દા. ત. ઇંગ્લેન્ડનાં રાણી એલિઝાબેથ, તથા ભારતના રાષ્ટ્રપ્રમુખ ડૉ. રાજેન્દ્રપ્રસાદને નામનાં કારોબારી તરીકે ઓળખવામાં આવે છે.

આ પ્રકારના તંત્રમાં (સંસદીય તંત્રમાં) સરકારના વડા–વડાપ્રધાન તથા પ્રધાનમંડળ–રાજ્યના વડાને આપવામાં આવેલી કારોબારીની તમામ સત્તાઓનો ઉપયોગ કરતા હોય છે. આ રીતે વાસ્તવમાં તેમની પાસે સત્તા હોવાથી તેમને વાસ્તવિક કારોબારી કહેવામાં આવે છે. દા. ત. ઇંગ્લેન્ડના વડાપ્રધાન મિ. હૅરલ્ડ મૅકમિલન તેમજ ભારતના વડાપ્રધાન શ્રી જવાહરલાલ નહેરુને તેમના પ્રધાનમંડળ સાથે વાસ્તવિક કારોબારી તરીકે સ્વીકારવામાં આવે છે.

નામની અને વાસ્તવિક કારોબારી ફક્ત જવાબદાર-તંત્રમાં જ અસ્તિત્વ ધરાવતી હોવાથી બિનજવાબદાર અથવા પ્રમુખશાહી તંત્રમાં કારોબારીનો આ પ્રકાર અસ્તિત્વ ધરાવતો નથી. પ્રમુખશાહી તંત્રનો શ્રેષ્ઠ દાખલો અમેરિકા પૂરો પાડે છે. બંધારણે આપેલી તમામ કારોબારી સત્તાઓનો અમેરિકાના પ્રમુખ ઉપયોગ કરે છે, તેથી ત્યાં ફક્ત વાસ્તવિક કારોબારી જ અસ્તિત્વમાં છે. આ કારણથી જ ત્યાં કારોબારીનાં આ પ્રકારનો સ્વીકાર કરવામાં આવતો નથી.

કારોબારીના પ્રકારમાં હવે આપણે સંસદીય કારોબારી (Parliamentary Executive) અને બિનસંસદીય અથવા તો પ્રમુખશાહી કારોબારી(Non-Parliamentary or Presidential Executive) વચ્ચેના તફાવતો તપાસીશું. ધારામંડળ અને કારોબારી વચ્ચે કેવા પ્રકારના સંબંધો છે, તે સિદ્ધાંત અનુસાર આ પ્રકારો પાડવામાં આવ્યા છે. જે રાજ્યમાં કારોબારી ધારાસભાને જવાબદાર હોય છે, ત્યાં જવાબદાર અથવા તો સંસદીય કારોબારી અસ્તિત્વમાં હોય છે, અને જ્યાં કારોબારી ધારાસભાને જવાબદાર નહીં, પરંતુ તેનાથી સ્વતંત્ર અને સમાન હોય છે, ત્યાં બિનજવાબદાર અથવા તો પ્રમુખશાહી કારોબારી અમલમાં હોય છે. સંસદીય કારોબારીનાં મુખ્ય લક્ષણો આ પ્રમાણે ગણાવી શકાય:

સંસદીય કારોબારીમાં પ્રધાનમંડળ, જે કારોબારી ગણાય છે, તે ધારાસભાનું સર્જન હોય છે, એટલે કે પ્રધાનમંડળના સભ્યો ધારાસભ્યો હોવા જ જોઈએ. જો કોઇ પણ વ્યક્તિની નિમણૂક પ્રધાન તરીકે કરી હોય, અને તે ધારાસભ્ય ન હોય તો છ મહિનામાં તેણે ધારાસભ્ય બનવું જ પડે છે. જો તેમ ન થઈ શકે તો તેણે પ્રધાનપદેથી રાજીનામું આપવું પડે છે.

બીજું, જ્યારે સામાન્ય ચૂંટણી પૂરી થાય છે ત્યાર પછી જે રાજકીય પક્ષે બહુમતી મેળવી હોય છે તેના નેતાને, રાજ્યનાં વડા સરકાર રચવાનું નિમંત્રણ આપે છે. આ નેતા વડાપ્રધાન તરીકે પોતાના પ્રધાનમંડળના સભ્યોની પસંદગી, પોતાના પક્ષના સભ્યોમાંથી જ કરે છે. તેથી કરીને સમગ્ર પ્રધાનમંડળ એક જ રાજકીય નીતિને વરેલું હોય છે. તેમના રાજકીય વિચારો સમાન હોય છે. એક જ અવાજે તેઓ પોતાના નિર્ણયોનો બચાવ કરે છે. તેનો અર્થ એવો થયો કે જ્યારે પ્રધાનમંડળ નિર્ણય લેતું હોય છે, ત્યારે તે નિર્ણય વિષે પ્રધાનો પોતાના વિચારો, વિરોધો અને અભિપ્રાયો બંધબારણે રજૂ કરે છે. પરંતુ જ્યારે તે નિર્ણયનો સ્વીકાર થાય છે, ત્યારે પ્રધાનમંડળના તમામ સભ્યોએ એકસાથે તેનો બચાવ જાહેરમાં કરવાનો હોય છે, કેમકે તે નિર્ણય સમગ્ર પ્રધાનમંડળનો નિર્ણય બની જાય છે.

ત્રીજું, પ્રધાનમંડળ ધારાસભાને સંયુક્ત રીતે જવાબદાર હોય છે, કારણ કે સામૂહિક જવાબદારીના સિદ્ધાંત

(Principle of Collective Responsibility)-નો સ્વીકાર કરવામાં આવ્યો હોય છે. જો ધારામંડળના પ્રથમ ગૃહના સભ્યો પ્રધાનમંડળના કોઈ પણ સભ્યની નીતિ સામે અવિશ્વાસ જાહેર કરે, તો તે પ્રધાને રાજીનામું આપવું પડે છે, અને તેની સાથે જ સમગ્ર પ્રધાનમંડળ પણ રાજીનામું આપે છે—જો તે નીતિ સમગ્ર પ્રધાનમંડળે ઘડેલી નીતિ હોય તો. આ રીતે સંસદીય તંત્રમાં કારોબારીને ધારાસભા સર્જે છે, તેમજ તેને દૂર કરી શકે છે. પરંતુ આ સત્તા ધારાસભા ત્યારે જ સરસ રીતે વાપરી શકે છે, જ્યારે પ્રધાનમંડળ જે રાજકીય પક્ષનું હોય, તે પક્ષની ધારાસભામાં બહુ જ સામાન્ય બહુમતી હોય. જ્યારે કોઈ પણ રાજકીય પક્ષને ધારાસભામાં પ્રચંડ બહુમતી મળે છે, ત્યારે ધારાસભા આ સત્તાનો ઉપયોગ કરી શકતી નથી, કારણ કે ધારાસભાના બહુમતી સભ્યો અને કારોબારીના સભ્યો એક જ રાજકીય પક્ષના હોય છે.

છેલ્લે, સરકારની આ બન્ને શાખાઓ સારી રીતે સંકળાયેલી હોવાથી, સરકાર પોતાનાં કાર્યો ખૂબ જ અસરકારક રીતે કરી શકે છે. પ્રધાનમંડળ આ બન્ને શાખાઓને સાંધતી એક સાંકળ બની જાય છે. તે ઉપરાંત પ્રધાનમંડળ એક ટુકડી (Team) તરીકે કાર્ય કરે છે, જેનું સુકાનીપદ વડાપ્રધાન સંભાળતા હોય છે, અને બધા સભ્યો તેની નેતાગીરી સ્વીકારીને તેની આજ્ઞાઓનું પાલન કરતા હોય છે. ટૂંકમાં, સી. એફ. સ્ટ્રૅાંગના શબ્દોમાં કહીએ તો 'આ કારોબારી પદ્ધતિનું હાર્દ એ છે કે, છેવટના પૃથક્કરણ (સંદર્ભ)માં, પ્રધાનમંડળ ધારાસભાની સમિતિ છે.' (The essence of this executive system is that, in the last analysis, the Cabinet is a Committee of Parliament...)[1] ઇંગ્લેન્ડ, ફ્રાંસ તથા ભારતમાં આ પ્રકારની કારોબારી અમલમાં છે. તે ઉપરાંત રાષ્ટ્રસમૂહનાં ઘણાં સભ્ય-રાજ્યોએ આ પ્રકારની કારોબારીનો સ્વીકાર કર્યો છે.

પ્રમુખશાહી કારોબારી, જેને સી. એફ. સ્ટ્રૅાંગ 'સ્થાયી કારોબારી' (Fixed Executive) પણ કહે છે, તેમાં ધારાસભાને કારોબારી જવાબદાર હોતી નથી. તે ધારાસભાનું સર્જન હોતી નથી, પરંતુ ઉપર જણાવ્યું તેમ આ બન્ને શાખાઓ એકબીજાથી સ્વતંત્ર અને સમાન હોય છે. પ્રમુખશાહી કારોબારીનો શ્રેષ્ઠ દાખલો અમેરિકા પૂરો પાડે છે, તેથી તેનો અભ્યાસ કરવાથી આપણને પ્રમુખશાહી કારોબારીનાં મુખ્ય લક્ષણોનો પણ ખ્યાલ આવી જશે.

સૌથી પ્રથમ તો સંસદીય કારોબારીમાં જે રીતે ધારાસભાના સભ્યોમાંથી વડાપ્રધાન તથા તેમના પ્રધાનમંડળની રચના થાય છે, તે પ્રમાણે અમેરિકામાં બનતું નથી. અમેરિકામાં પ્રમુખ, જેમને કારોબારીની તમામ સત્તાઓ આપવામાં આવેલ છે, અને તેઓ તેનો પૂરેપૂરો ઉપયોગ કરે છે, તેઓ ધારાસભા દ્વારા ચૂંટાતા નથી, પરંતુ પ્રજા દ્વારા ચૂંટાય છે; જો કે તેમની ચૂંટણી પરોક્ષ ચૂંટણી-પદ્ધતિ દ્વારા થતી હોય છે. ચૂંટાયા પછી પ્રમુખ પોતાના સાથીદારોની પસંદગી કરે છે, અને આ સાથીદારો, જેમને મંત્રીઓ કહેવામાં આવે છે, તેઓ એક જ પક્ષના સભ્યો હોય એવું નથી. પ્રમુખને યોગ્ય લાગે તેવી વ્યક્તિઓની તે નિમણૂક કરે છે. પ્રેસિડેંટ કેનેડીના મંત્રીમંડળના સભ્યોનો વિચાર કરતાં જણાય છે કે તેમાંના તમામ સભ્યો ડેમોક્રેટિક પક્ષના નથી. પ્રમુખના મંત્રીમંડળના કોઈ સભ્યો ધારાસભ્યો હોતા નથી.

બીજું, સંસદીય કારોબારીમાં જે પ્રમાણે પ્રધાનમંડળ સંયુક્ત રીતે ધારાસભાને જવાબદાર હોય છે, તે પ્રમાણે પ્રમુખશાહી તંત્રમાં મંત્રીમંડળ અને પ્રમુખ ધારાસભાને જવાબદાર હોતાં નથી; કેમકે શરૂથી જ આ બન્ને શાખાઓ એકબીજાથી સ્વતંત્ર રીતે વર્તે છે. પરિણામે, ઘણી વખત તો પ્રમુખ તથા મંત્રીમંડળ એક રાજકીય પક્ષનાં હોય, જ્યારે ધારાસભામાં બીજા જ પક્ષની બહુમતી હોય છે. જ્યારે આઈઝનહોવર પ્રમુખપદે હતા ત્યારે આ સ્થિતિ પ્રવર્તતી હતી. જો કે અત્યારે એક જ પક્ષ ધારાસભા તથા કારોબારીમાં વર્ચસ્વ ધરાવે છે.

ત્રીજું, આ કારણથી—એટલે કે કારોબારી ધારાસભાને જવાબદાર ન હોવાથી—ધારાસભા કારોબારીને અવિશ્વાસની દરખાસ્ત દ્વારા દૂર કરી શકતી નથી. આ જાતની જોગવાઈ ત્યાં દૃશ્યમાન થતી જ નથી. તેથી જે સંયુક્ત જવાબદારી સંસદીય કારોબારીમાં હોય છે, તે પ્રમુખશાહી કારોબારીમાં હોતી નથી. મંત્રીઓ ફક્ત પ્રમુખને જ જવાબદાર હોય છે, ધારાસભાને નહીં; અને પ્રમુખ પણ મુખ્યત્વે પ્રજાને જ જવાબદાર હોય છે.

છેલ્લે, સંસદીય કારોબારીમાં પ્રધાનમંડળ ઘણુંખરું પાંચ વર્ષ માટે સત્તા ધારણ કરતું હોય છે, છતાં પણ જો તે પાંચ વર્ષની અંદર ધારાસભાનો વિશ્વાસ ગુમાવે તો તેણે સત્તાત્યાગ કરવો પડે છે, જ્યારે પ્રમુખશાહીમાં પ્રમુખ ચૂંટાઈ જાય ત્યાર પછી તે ચાર વર્ષની ચોક્કસ મુદત સુધી સત્તા ધારણ કરે છે. અલબત્ત, તેમને પણ સત્તા ઉપરથી દૂર કરી શકાય, પરંતુ તે સરળ નથી, બહુ શક્ય નથી. સાથોસાથ ધારાસભા અને કારોબારી એકબીજાં સાથે સારી રીતે સંકળાએલાં નહીં હોવાથી વહીવટી તંત્ર જેટલી સરળતાથી સંસદીય કારોબારીમાં ચાલે છે તેટલી સરળતાથી ચાલતું નથી. આ કારણથી જ પ્રોફેસર લૅસ્કીએ અમેરિકાની સરકારને નબળી સરકાર તરીકે વર્ણવી છે.

ટૂંકમાં,સંસદીય કારોબારી અને પ્રમુખશાહી કારોબારીની રચના સત્તા વિશ્લેષના સિદ્ધાંત (Theory of Separation of Powers) ઉપર થઈ છે. આ સિદ્ધાંત પ્રમાણે સરકારની ત્રણેય શાખાઓ એકબીજાથી સ્વતંત્ર અને સમાન હોવી જોઇએ તેમજ એક સત્તાએ બીજી સત્તા ઉપર નિયંત્રણ મૂકવું જોઈએ (Power should be a check to Power), જેથી કરીને સત્તાનો દુરુપયોગ થઈ શકે નહિ.

કારોબારીનો ચોથો પ્રકાર છે: રાજકીય કારોબારી અને વહીવટી તંત્ર. જે વ્યક્તિઓ સરકારની રચના કરે છે, તેને રાજકીય કારોબારી કહે છે. દા. ત. ઇંગ્લૅન્ડ તથા ભારતમાં પ્રધાનમંડળને તેમજ અમેરિકામાં પ્રમુખને રાજકીય કારોબારી કહેવામાં આવે છે. રાજ્યની નીતિ તે તૈયાર કરે છે અને તેને આખરી પસંદગી આપે છે, અને તેનો અમલ કરાવે છે.

વહીવટી તંત્ર જેને કાયમી કારોબારી (Permanent Executive) પણ કહેવામાં આવે છે, તેમાં સનંદી સેવકો (Civil Servants)નો સમાવેશ થાય છે. તેમનું મુખ્ય કાર્ય રાજકીય કારોબારીએ તૈયાર કરેલી નીતિનો વફાદારીપૂર્વક અમલ કરવાનું છે. રાજકીય કારોબારીના ફેરફાર સાથે વહીવટી કારોબારીમાં ફેરફાર થતો નથી.

કારોબારીના પ્રકારો તપાસ્યા પછી તેમની પસંદગીનો પ્રશ્ન તપાસતાં જણાય છે કે જુદાજુદા સ્થળે જુદીજુદી પદ્ધતિઓ અમલમાં છે. ઘણી જગ્યાએ કારોબારી વારસાગત હોય છે, દા. ત. વારસાગત રાજાશાહી. કોઈ સ્થળે પ્રજા દ્વારા પ્રત્યક્ષ રીતે કારોબારીને ચૂંટવામાં આવે છે, દા. ત. અમેરિકાનાં રાજ્યોના ગવર્નરોની પ્રજા દ્વારા ચૂંટણી. આ જ પ્રમાણે પરોક્ષ ચૂંટણી દ્વારા પણ કારોબારીની નિમણૂક કરવામાં આવે છે, જેમાં મતદારો મતદારમંડળ (Electoral Collge)ના સભ્યોની ચૂંટણી કરે છે, અને આ સભ્યો કારોબારીને ચૂંટે છે. દા. ત. અમેરિકાના પ્રમુખની ચૂંટણી પરોક્ષ પદ્ધતિ દ્વારા થાય છે. ધારાસભા દ્વારા કારોબારીની ચૂંટણી કરવાની પદ્ધતિ પણ ઉપયોગમાં લેવાય છે. આ પણ એક પ્રકારની પરોક્ષ ચૂંટણીપદ્ધતિ છે. દા. ત. સ્વિટ્ઝર્લૅન્ડમાં સમવાયી કારોબારી પરિષદ (Federal Executive Council)ની ચૂંટણી સમવાયી ધારાસભા દ્વારા જ થાય છે. આપણા રાષ્ટ્રપ્રમુખની ચૂંટણી ચૂંટાયેલા ધારાસભ્યો દ્વારા થાય છે. આમ કારોબારીની નિમણૂક માટે જુદીજુદી પદ્ધતિઓ અમલમાં છે.

કારોબારીની વ્યાખ્યા તેના પ્રકારો તથા તેની નિમણૂક-પદ્ધતિ વિષે વિચાર્યા પછી, મહત્ત્વની બાબત છે, કારોબારીનાં કાર્યો. પ્રોફેસર લૅસ્કી A Grammar of Politicsમાં લખે છે, 'રાજકીય સંસ્થા તરીકે કારોબારીને ત્રણ મુખ્ય કાર્યો કરવાનાં હોય છે. (૧) તે છેવટની નીતિ સાથે સંકળાએલ છે, જે નીતિને ધારાસભા સમક્ષ સંમતિ માટે રજૂ કરવામાં આવે છે. (૨) પક્ષની જે ઇચ્છા વ્યક્ત કરવામાં આવે છે તેનો અમલ કરવાનું તે કાર્ય કરે છે...તે નીતિ નક્કી કરે છે અને જેવી નીતિ સ્વીકારાય છે કે તુરત જ તેનું એ કાર્ય બની જાય છે કે, જાહેર સેવાઓ (public services) તેનો ચુસ્ત રીતે અમલ કરે. (૩) રાજકીય કારોબારીનું ત્રીજું મુખ્ય કાર્ય, રાજ્યનાં જુદાંજુદાં ખાતાંઓની ક્રિયાઓની વહેંચણી (delimit) કરીને ત્યાર પછી તેમનું સંયોજન કરવાનું હોય છે.'

આ પ્રમાણે રાજકીય કારોબારીનાં કાર્યો વિષે વ્યાપક અર્થમાં જણાવ્યું હોવા છતાં પણ તેનાં કાર્યોનો ટૂંકમાં આ પ્રમાણે ઉલ્લેખ કરવામાં આવે છે. પ્રથમ કાર્ય, રાજ્યના આંતરિક વહીવટનું સંચાલન કરવાનું છે. જેમાં શાંતિ તથા વ્યવસ્થા મહત્ત્વનાં કાર્યો છે. બીજું કાર્ય, પરદેશનીતિને લગતું હોય છે. દરેક રાજ્યે બીજાં રાજ્યો

સાથે સંબંધો રાખવા જ પડે છે. પરિણામે સ્થાપિત સંબંધો વધુ ગાઢ બને તે માટે કારોબારી પ્રયત્નો કરે છે, જેમાં એલચીઓની નિમણૂક મહત્ત્વનું કાર્ય છે. કારોબારીના ત્રીજા કાર્યમાં, સંરક્ષણ અને યુદ્ધનાં કાર્યોનો સમાવેશ થાય છે. પરદેશનીતિના કારણે બીજાં રાજ્યો સાથેના સંબંધોની બાબત મહત્ત્વની ગણાય છે, અને તેમાં સંરક્ષણ અને યુદ્ધ વિષે રાજકીય કારોબારીએ સતત સજાગ રહેવું પડે છે. ચોથા કાર્યમાં, નાણાંકીય કાર્યોનો સમાવેશ થાય છે. રાજ્યનાં કાર્યોને અમલમાં મૂકવા માટે નાણાંની ખાસ જરૂર પડે છે. ખર્ચને પહોંચી વળવા કરવેરાનો આશ્રય લેવામાં આવે છે. કારોબારીની નીતિના સફળ સંચાલન માટે નાણાંકીય કાર્ય મહત્ત્વનું ગણાય છે. રાજકીય કારોબારીનાં કાર્યોમાં ધારાકીય કાર્યોનો પણ સમાવેશ થાય છે, જેમાં ખાસ કરીને સંસદીય કારોબારી ધારાસભાની બેઠક બોલાવી શકે છે, અચોક્કસ સમય માટે તેની બેઠક બંધ રાખી શકે છે, તેમજ ધારાસભાનું વિસર્જન પણ કરી શકે છે. તે ઉપરાંત રાજકીય કારોબારી રાજ્યની નીતિ તૈયાર કરતી હોવાથી, તે નીતિના અમલ માટે જરૂરી કાયદાઓ કારોબારી ધારાસભામાં ખરડા સ્વરૂપે રજૂ કરે છે. તે ઉપરાંત રાજ્યના વડા, સંસદને વખતોવખત સંબોધે પણ છે. ખાસ કરીને પ્રથમ બેઠક, જે સામાન્ય ચૂંટણી પછી, અને દર વર્ષે પ્રારંભમાં, મળે છે તેને રાજ્યના વડા સંબોધે છે. દા. ત. ઈંગ્લેન્ડમાં રાણી ઇલિઝાબેથ અને ભારતમાં રાષ્ટ્રપ્રમુખ આ પ્રમાણે ધારાસભ્યોને સંબોધે છે, જેમાં રાજકીય કારોબારીની નીતિને રજૂ કરવામાં આવે છે. આ જ પ્રમાણે ધારાસભાના ખરડાઓને કાયદાઓ બનાવવા માટે રાજ્યના વડાની મંજૂરી મેળવવી પડે છે, અને આ કારણથી રાજ્યના વડા, વીટો સત્તા (વિશેષાધિકાર) ધારણ કરે છે. વધુમાં, કારોબારી વટહુકમો (Ordinances) બહાર પાડી શકે છે, જે કાયદાઓ જેટલું જ મહત્ત્વનું સ્થાન ધરાવે છે. જો કે આ સત્તાઓ અંકુશિત હોય છે. રાજકીય કારોબારીનાં કાર્યોમાં ન્યાયને લગતાં કાર્યોનો પણ સમાવેશ થાય છે. દા. ત. ગુનેગારની શિક્ષામાં ઘટાડો કરવો, તેને માફી આપવી અથવા મૃત્યુદંડની સજામાં ફેરફાર કરવો. આવાં ન્યાયસંબંધિત કાર્યો રાજ્યના વડા કરતા હોય છે.

આ કાર્યો ઉપરાંત બીજાં અનેક કાર્યો રાજકીય કારોબારી કરતી હોય છે. દિવસે દિવસે તેનું કાર્યક્ષેત્ર એટલું બધું વધી રહ્યું છે કે, ઘણા વિદ્વાનોના મત પ્રમાણે રાજ્ય 'લેવીએથન'નું સ્વરૂપ ધારણ કરી રહ્યું છે, અને કારોબારીની સત્તાઓમાં વધારો થતો હોવાથી વ્યક્તિ-સ્વાતંત્ર્યનું ક્ષેત્ર ઓછું થતું જાય છે. આ વિચારમાં સત્યાંશ રહેલો છે. રાજ્યની કારોબારીના સત્તાક્ષેત્ર વિષે બેદરકારી બતાવાય તેમ નથી. તેથી કારોબારી સંપૂર્ણ નિરંકુશ ન બની જાય તેટલા માટે આપણે એમ કહી શકીએ કે જાગૃત પ્રજામત (Enlightened Public Opinion), વિચક્ષણ અને સ્વતંત્ર ધારાસભા, તથા તટસ્થ અને નિષ્પક્ષ ન્યાયતંત્ર ખૂબ જ જરૂરી છે. જો આ ત્રણે ય અસ્તિત્વમાં હોય તો કારોબારી તેની વધેલી સત્તાનો દુરુપયોગ કરી શકે નહીં. ઈંગ્લેન્ડમાં મહદ્ અંશે આ ત્રણે ય બાબતોની હાજરી અનુભવાય છે; પરિણામે નવી સરમુખત્યારશાહીનો ડર ત્યાં ઓછો છે; જ્યારે એશિયા આફ્રિકાનાં રાજ્યોમાં લોકશાહીની શરૂઆત હોવાથી ઉપર જણાવેલ ત્રણે ય જરૂરિયાતો ઝડપથી વિકસે તે જરૂરી છે. ભારતમાં તેમનો ક્રમિક વિકાસ થઈ રહ્યો છે તે બાબત નોંધપાત્ર છે.

## ટિપ્પણ નોંધ

1 C. F. Strong: *Modern Political Constitutions* p. 219.

2 H. J. Laski: *A Grammar of Politics* pp. 356–357.

# 'યુનાઇટેડ નેશન્સ' દિન

પુરુષોત્તમ ગણેશ માવળંકર

[અમદાવાદની બે સંસ્થાઓ 'આરત' અને 'ગોમતીપુર યુથ યુનિયન'ના સંયુક્ત આશ્રય હેઠળ તા. ૨૪-૧૦-૧૯૬૧ને રોજ આપેલા વાર્તાલાપ પરથી નીચેની નોંધ તૈયાર કરાઈ છે.]

ઑક્ટોબરની ચોવીસમી એટલે યુનાઈટેડ નેશન્સનો જન્મદિવસ. વ્યક્તિની વરસગાંઠ ઊજવતી વેળાએ સ્વાર્થ, ખુશાલી કે વીરપૂજાની ભાવના કામ કરતી હોય છે. પણ યુ. એન.ની બાબતમાં આ ત્રણેય ભાવનાઓ કામ કરી રહી છે: આજની ઊજવણી પાછળ નર્યો સ્વાર્થ તો છે જ—કારણ, યુ. એન. ની હસ્તી વિના વ્યક્તિ, રાષ્ટ્ર કે વિશ્વ તરીકે આપણે ટકી શકવાનાં નથી. અને એમાં પાછી ખુશાલી કેમ ન ભળે? આમ જુઓ તો, આપણી જ આ વરસગાંઠ છે ને! વરસગાંઠ વખતે વ્યક્તિને કદાચ આયુષ્ય ઓછું થયાનો અફસોસ થાય; પણ કટોકટીના આ કાળમાં, વિશ્વસંસ્થાની વધુ ને વધુ વરસગાંઠો પસાર થતી જાય છે, તેમ તેમ સ્વાભાવિક રીતે જ આપણી ખુશાલી બેવડાતી ચાલે છે. વળી ચોવીસ ઑક્ટોબરનો દિવસ યુનાઈટેડ નેશન્સનાં ઉદ્દિષ્ટોની પૂજાનો પણ છે.

શાં છે એ ઉદ્દિષ્ટો? આંતરરાષ્ટ્રીય શાંતિ ને સલામતીની જાળવણી; રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે મૈત્રીપૂર્ણ સંબંધોનો વિકાસ; તમામ પ્રજાઓના સમાનાધિકાર તેમ જ આત્મનિર્ણયના હક્કનો પુરસ્કાર; માનવી હક્કો અને મૂળભૂત સ્વાતંત્ર્યને અનુલક્ષીને આંતરરાષ્ટ્રીય સમસ્યાઓ હલ કરવામાં એકબીજા સાથેના સહકારને ઉત્તેજન અને આ સહિયારાં ઉદ્દિષ્ટોની સિદ્ધિ માટે જરૂરી એવા સંવાદમય વાતાવરણના કેન્દ્ર તરીકેની કામગીરી...

કેટલીક વાર આપણે એવું સાંભળીએ છીએ કે, રાજકીય ક્ષેત્રે, ખાસ કરીને, યુ. એન. નિષ્ફળ ગયું છે. હું કહીશ કે, એ નિષ્ફળ ગયું છે એમ નહીં, પણ હજુ સફળ થયું નથી એમ કહો. અને વળી, એની નિષ્ફળતા એટલે કોની નિષ્ફળતા? આપણી પ્રજાઓની જ! એ તો નિર્વિવાદ છે કે રાષ્ટ્રીય સરકારો પાસેથી વધુ પડતી આશા રાખવી ઠગારી છે. હા; ચૂંટણીના ચાર-છ મહિના જવા દો; બાકી તો સરકારો કહે છે કૈંક અને કરે છે કૈંક! સરકારોનો સ્વાર્થ, સાર્વભૌમત્વના અભિનિવેશ નીચે, આંતરરાષ્ટ્રીય સહકારની આડે આવીને યુ. એન. ને ચારી લેવા દેતો નથી. એથી જ લૅસ્કીએ આવું કાંઈક કહેલું: 'In international relations, the national sovereignty must be liquidated.' તેમ છતાં આપણે ન ભૂલીએ કે, ચર્ચિલે કહ્યું હતું તેમ, હમણાં તો balance of terror પ્રવર્તે છે; તેથી હાલ પૂરતી યુદ્ધની ભીતિ ઠેલાઈ છે. હવે, યુનાઈટેડ નેશન્સની નાકામિયાબીના ટેકામાં આંગળી ચીંધામણનું બીજું સ્થાન છે 'વીટો'ની જોગવાઈ. પણ એ અંગેય બે બાબતો પરત્વે હું આપનું લક્ષ દોરીશ: 'વીટો'ના ઉગમમાં, સંયુક્ત રાષ્ટ્રોના જન્મ માટે અનિવાર્ય એવી, બાંધછોડ રહેલી છે. મહાસત્તાઓના સભ્યપદ વગરની વિશ્વસંસ્થા બિનઅસરકારક જ હોય, અને 'વીટો' જેવા વિશિષ્ટાધિકાર વિના મહાસત્તાઓ વિશ્વસંસ્થામાં જોડાવા તત્પર ન હોય ત્યારે, આવી જોગવાઈ જરૂરી બને છે. પરંતુ આ દિશામાં પણ એક આશાકિરણ અવશ્ય છે. યુ. એન. મહાસભાએ ૨/૩ બહુમતિથી પસાર કરેલ પ્રસ્તાવ (જ્યાં 'વીટો'ની સવલત છે તે સલામતી સમિતિને અમાન્ય હોય તોપણ) આખરી અને નિર્ણાયક ગણાય છે. આમ થતાં, બંધારણીય અશક્યતા, સદ્‌ભાગ્યે, વ્યવહારૂ શક્યતામાં ફેરવાઈ જાય છે. ટૂંકમાં, રાજકીય ક્ષેત્રે ધબડકો કર્યા જેવું વારંવાર લાગે તોપણ નર્યું અંધારું તો ત્યાં નથી જ.

આંતરરાષ્ટ્રીય સહકારની દિશામાં રાષ્ટ્રનું સાર્વભૌમત્વ અંતરાયરૂપ છે. તેથી એ ક્ષેત્રે થતી પ્રગતિ ને પ્રવૃત્તિનો વેગ મંદ હોવાનો. એ પ્રગતિ થાય છે ચોક્કસ ને સંગીનપણે, પણ એનાં દૃશ્ય પરિણામો ખૂબ મોડાં દેખાય છે. ઊજળી આવતી કાલને માટે, અને હજુ જન્મી પણ નથી એવી કેટલીયે પેઢીઓ માટે, આ વિશ્વસંસ્થા દ્વારા તમામ પ્રજાઓએ કાર્ય કરવાનું છે. ઇતિહાસ પણ એમને જ યાદ કરે છે, જેમણે ભાવિ માટે પુરુષાર્થ કર્યો

રોગ; નહિતર તો વર્તમાનનાં વહેણમાં તણાઈને, પાર વિનાની પ્રજાઓ નામશેષ ક્યાં નથી થઈ જતી! પ્રજાઓ– એ જરૂર થઈને સરકારોની સાન માનવતાની તરફેણમાં ઠેકાણે લાવવાની છે. એ કામગીરી કપરી છે, પણ જેમ પડકારની પરિસ્થિતિ વધારે, તેમ કામ કરવાનો લહાવો ને લુત્ફ઼ ઓર!

જેને જોવું હોય તે બરાબર જોઈ શકે છે કે યુનેસ્કો યા યુનિસેફ જેવી યુ. એન. ની અનેકવિધ વિશિષ્ટ પાંખો (specialised agencies) દ્વારા થતી કાર્યવાહી યુ. એન. ની સિદ્ધિઓનો પુરાવો છે. એમાં પ્રજાકીય સહકારે કંઈ કમ ફાળો નથી આપ્યો. સન ૧૯૫૨માં સદ્ગત બી. એન. રાવે યુરોપમાં હેગમાં આંતરરાષ્ટ્રીય અદાલત–માંના એમના ખંડમાં એક પ્રસંગ મને કહ્યો હતો: વર્ગ-શિક્ષિકા પાસેથી ભારતની કંગાલિયત વિષે જાણીને બે અમેરિકન છોકરીઓએ એમને સેન્ડ્વિચ નાસ્તા માટે મળતી રકમ એક અઠવાડિયા સુધી બચાવીને મોકલી આપી! આપ સહુ જાણતાં હશો તેમ યુનેસ્કો નવા વર્ષનાં કાર્ડ અસલ કરતાં મોંઘી કિંમતે વેચે છે; અને એમાંથી બ્રાઝિલની કડકડતી ઠંડીમાં ઠૂંઠવાતા માણસને ગરમ કપડાં મળે છે, મલાયાના વિદ્યાર્થીને પુસ્તકો ઉપલબ્ધ થાય છે, બ્રહ્મદેશના બાળકને સ્લેટ પેન પહોંચાડવામાં આવે છે, ભારતના અણજાણ્યા ખૂણે પેલા માસૂમ બાળકને માટે દૂધની સગવડ થાય છે! અજાણ માણસોએ અજાણ માણસો માટે આપેલી આ ભેટ ખરે જ સૂચક ને પ્રેરક છે; માનવતાની ભાવનાને વધુ ઉદ્દીપિત બનાવનારી છે.

સહકારનો આવો મહાપ્રયોગ વિકસતો ચાલો; અને દર ચોવીસમી ઑક્ટોબરે આંતરરાષ્ટ્રીય સહકારમાં વધારો થતો જોવા આપણે સહુ ઇચ્છીએ ને સતત મથીએ!

☆

**રાજ્યશાસ્ત્ર પ્રવેશિકા** (પ્રકાશક: હૅરલ્ડ લૅસ્કી ઇન્સ્ટિટ્યૂટ ઑફ પોલિટિકલ સાયન્સ, અમદાવાદ–૧; જાન્યુઆરી ૧૯૬૧. પૃષ્ઠ–૬૮, કિંમત રૂ. ૧=૭૫)

રાજ્યશાસ્ત્રના જગવિખ્યાત પ્રાધ્યાપકનું નામ જે સંસ્થા સાથે સુયોગ્ય રીતે જોડાયેલું છે તે હૅરલ્ડ લૅસ્કી ઇન્સ્ટિટ્યૂટે પ્રોફેસર લૅસ્કીના સુંદર અને સંક્ષિપ્ત *An Introduction to Politics* નો સદરહુ ગુજરાતી અનુવાદ પ્રસિદ્ધ કરાવીને નોંધપાત્ર કામગીરી બજાવી છે. લૅસ્કીનું *A Grammar of Politics* સર્વત્ર જાણીતું છે અને આજે પણ ભારતની અને અન્ય દેશોની યુનિવર્સિટીઓમાંના રાજ્યશાસ્ત્રના વિદ્યાર્થીઓ એ મહાગ્રંથનું વાચન અને અધ્યયન કરે છે. પણ એ પુસ્તક ઘણું મોટું અને સાચા અર્થમાં રાજ્યશાસ્ત્રનું વ્યાકરણ છે; જ્યારે *An Introduction to Politics* ટૂંકું, મુદ્દાસરનું અને રાજ્યશાસ્ત્રના સિદ્ધાંતોનો નિચોડ રજૂ કરનારું છે. અલબત્ત, એ નિચોડ સંક્ષિપ્ત હોય તો પણ સહેલો નથી, અને ક્યાંક ક્યાંક એની લેખનશૈલી પણ ઠીકઠીક કઠણ અને મૂંઝવનારી છે. રાજ્યશાસ્ત્ર વિષયના અભ્યાસ માટે લૅસ્કીની આ નાનકડી ચોપડી એ અર્થમાં કેવળ "પ્રવેશિકા" નથી! પણ રાજ્યશાસ્ત્રના જિજ્ઞાસુ તથા અભ્યાસી માટે ગંભીર વિચારસામગ્રી આપનારું આ પ્રથમ પગથિયું જરૂર છે. હવે, પ્રથમ પગથિયું જ ચડવું અઘરું છે ખરું; પરંતુ એક વાર જો એ પગથિયું ચડી જવાય તો લૅસ્કીનાં બીજાં મોટાં પુસ્તકો જ નહીં, પણ રાજ્યશાસ્ત્રના અનેક મૂળભૂત મુદ્દાઓ પ્રમાણમાં સહેલાઈથી વાંચી સમજી શકાય.

બી. એ.માં રાજ્યશાસ્ત્રના વિષયનો અભ્યાસ કરનારા ગુજરાત યુનિવર્સિટીના વિદ્યાર્થીઓ માટે લૅસ્કીનું *An Introduction to Politics*, પાઠ્યપુસ્તક તરીકે યુનિવર્સિટીએ નિયત કરેલું છે. તેમ છતાં, કમનસીબે, ઘણા ઓછા વિદ્યાર્થીઓ મૂળ અંગ્રેજી પુસ્તકોનું અધ્યયન કરે છે. તેમાંય હવે જ્યારે અંગ્રેજી ભાષાના અભ્યાસની બાબતમાં વિદ્યાર્થીઓ, અને શિક્ષકો પણ, લપસણી પર બેઠા છે, અને સ્વાભાવિક રીતે નીચે ઊતરી રહ્યા છે, ત્યારે મૂળ અંગ્રેજી પુસ્તકનું અધ્યયન થશે એવી આશા રાખવી ફોગટ છે. ગુજરાત યુનિવર્સિટીએ ગુજરાતી માધ્યમ અપનાવ્યું છે. આપણે આશા રાખીએ કે અંગ્રેજીના અજ્ઞાનનું બહાનું કાઢનારા રાજ્યશાસ્ત્રના વિદ્યાર્થીઓ–શિક્ષકો, ઓછામાં ઓછું, લૅસ્કીના પુસ્તકનો સદરહુ ગુજરાતી અનુવાદ વાંચશે અને એનો સમજપૂર્વક અભ્યાસ કરશે. જે કામ એક રીતે જોતાં ગુજરાત યુનિવર્સિટીનું હતું, તે હૅરલ્ડ લૅસ્કી ઇન્સ્ટિટ્યૂટે કરીને આ ગુજરાતી અનુવાદ વિદ્યાર્થીઓ માટે સુલભ કરી આપ્યો છે તે બદલ લૅસ્કી ઇન્સ્ટિટ્યૂટને અભિનંદન ઘટે છે.

ગુજરાતી અનુવાદ શ્રી નીરુભાઈ દેસાઈએ કર્યો છે. તેઓ સમર્થ પત્રકાર અને લેખક છે, અને રાજકારણના પણ સવિશેષ અભ્યાસી છે. મૂળ પુસ્તક અને એની લેખનશૈલી સહેલાં નથી. એટલે અનુવાદ પણ સહેલો થાય એવી અપેક્ષા રાખી શકાય નહીં. તેમ છતાં સમગ્ર અનુવાદ વાંચતાં એવી છાપ પડે છે કે, અનુવાદક ધારત તો ગુજરાતી તરજુમો ઓછો કઠણ અને ઓછો અટપટો બનાવી શક્યા હોત. બીજી આવૃત્તિ જો અને જ્યારે પ્રસિદ્ધ થાય તે વખતે ગુજરાતી તરજુમાને મઠારવાનું અને વધારે સરળ અને રોચક બનાવવાનું કાર્ય શ્રી નીરુભાઈ દેસાઈ કરશે એવી આશા રાખીએ.

**રાજ્યશાસ્ત્ર પ્રવેશિકા**નાં ૬૮ પાનાંમાં ઠીકઠીક છાપભૂલો અને કેટલીક તો ગંભીર ભૂલો રહી જવા પામી છે એ અક્ષમ્ય છે. શુદ્ધિપત્રક જોડીને ઘણીખરી ગંભીર ભૂલો જો કે સુધરાઈ છે તેમ છતાં ગુજરાતના એક અગ્રણી અને સુંદર મુદ્રણસ્થાનમાં છપાયેલી, અને હૅરલ્ડ લૅસ્કી ઇન્સ્ટિટ્યૂટ જેવી માન્યવર સંસ્થાએ પ્રસિદ્ધ કરેલી પુસ્તિકામાં આવા મુદ્રણદોષો રહી જવા પામે એ સારું નથી.

**રાજ્યશાસ્ત્ર પ્રવેશિકા**માં લૅસ્કીએ ચાર પ્રકરણો આપ્યાં છે: (૧) રાજ્યપ્રકૃત્તિ, (૨) વિશાળ સમાજમાં રાજ્યનું સ્થાન, (૩) રાજ્યવ્યવસ્થા અને (૪) રાજ્ય અને આંતરરાષ્ટ્રીય સમાજ. રાજ્યશાસ્ત્રના મૂળભૂત મુદ્દાઓને આ રીતે ચાર વિભાગમાં સુયોજિત રીતે વહેંચીને લૅસ્કીએ એના ઉપર અતિ સુંદર વિવેચન કર્યું છે. વિદ્યાર્થીઓ ઉપરાંત રાજ્યશાસ્ત્રના પદ્ધતિસરના અભ્યાસના રસિયાઓ માટે પણ આ ગુજરાતી અનુવાદ ઘણો ઉપયોગી નીવડશે એમાં કોઈ શંકા નથી.

## સાભાર નોંધ:

નીચેનું પુસ્તક અવલોકનાર્થે મળ્યું છે. [દરેક પુસ્તકનું વિસ્તૃત વિવેચન કે સંક્ષિપ્ત અવલોકન પછીથી અપાશે જ એવું નથી.]

અંતરપટ—ઝીણાભાઈ ર. દેસાઈ, "સ્નેહરશ્મિ"

*

# નવનીત

## 'પંજાબ કેસરી' લાલા લજપતરાય

સન ૧૮૬૫ના જાન્યુઆરીની ૨૮મી તારીખે લુધિયાણા જિલ્લાના ધુડીક ગામે લાલા લજપતરાયનો જન્મ થયો હતો. અત્યારે તો વર્ષોથી ખંડિયેર થયેલ, ૨૦'×૩૦'-ના માટીના નાના એવા મકાનમાં, આ કુટુંબનો નિવાસ રહેતો. સન ૧૯૨૮ના નવેમ્બરની ૧૭મીના રોજ લાલા લજપતરાય લાહોર ખાતે મૃત્યુ પામ્યા ત્યારથી આજ સુધીમાં લોકોને માત્ર હવે જ લાલાજી પ્રત્યેના પોતાના ઋણ અને જવાબદારીનું ભાન થતાં તેઓશ્રીના જન્મસ્થળે એક યોગ્ય સ્મારક રચવાનું નક્કી કર્યું છે.

એ ખરેખર શોચનીય હકીકત છે કે ભારતીય સ્વાતંત્ર્યનાં દસ દસ વર્ષો પસાર થયાં છતાં 'પંજાબ કેસરી' ગણાતા આ મહા નરવીર સરદારને સન્માનવા આપણે કશું જ કરી શક્યા નથી. ભારતની સ્વતંત્રતા માટે અડગ રહીને, ઉન્નત મસ્તકે, જે સહન કરવું પડે તે સહીને અને કોઈ પ્રકારના આત્મહિતના વિચાર સિવાય લડનારા ટિળક, બિપિન ચંદ્ર પાલ, રાસ બિહારી, ગોખલે, મોતીલાલ નેહરુ જેવા ભારતીય મહાનુભાવોના સમકાલીન અને તેઓના સમકક્ષ એવા લજપતરાય ખરેખર પંજાબના તો કેસરી જ હતા.

લાલાજીના મૃત્યુ સમયે મહાત્માજીએ કહ્યું હતું કે લજપતરાયના મૃત્યુથી ભારતના ક્ષિતિજમાંથી એક મહા તેજસ્વી તારો ખરી પડયો છે. ૧૫ ઑગસ્ટ ૧૯૪૭ના રોજ ભારત સ્વતંત્ર તો થયું; પણ જે પેઢી આ સ્વતંત્રતાના આનંદનો લાભ માણવા ભાગ્યશાળી બની છે, તે જ પેઢીએ સ્વતંત્રતાને માટે કામ કરનાર લજપતરાય પ્રત્યે માત્ર નજીવું જ ધ્યાન આપ્યું, એ પણ ઓછી શરમની વાત નથી. બ્રિટિશ લોકોના સમયમાં એક ધાર્મિક સંઘે લાલાજીનું પૂતળું લાહોરમાં લાલબાગ ખાતે મૂક્યું હતું, તે ખસેડીને તેને અત્યારે સિમલામાં જનરલ પોસ્ટ ઑફિસની સામે મૂકવામાં આવ્યું છે એટલી જ તેમના માટે નોંધપાત્ર બાબત થઈ છે.

પોતાના જીવન દરમ્યાન તેમણે જે જે કાર્યો કર્યા તેને માટે આપણે સૌ તેમના ભારે આભારી છીએ. છેક શરૂઆતથી જ તેઓ સ્વામી દયાનંદ સરસ્વતીના સાંનિધ્યમાં આવ્યા હતા અને લાહોરની ડી. વી. એ. કૉલેજના સ્થાપકોમાંના તેઓ પણ એક હતા. આ કૉલેજની શાખાઓ માત્ર પંજાબમાં જ નહીં, પણ ભારતનાં ઘણાં રાજ્યોમાં કામ કરી રહી છે. અધ્યયન તથા અધ્યાપનના ક્ષેત્રે પુરાણી પદ્ધતિના વિકાસની તેમને અભિલાષા હતી, જે આપણને ગુરુકુળ કાંગડીમાં જોવા મળે છે. રાજકારણમાં તેમણે પ્રવેશ કર્યો ત્યાર પહેલાં જ આજથી ૫૦–૬૦ વર્ષ પહેલાંના જમાનામાં પણ તેમણે અસ્પૃશ્યતાનિવારણ અને દુષ્કાળનિવારણના ભગીરથ કાર્યમાં ઝંપલાવ્યું હતું. સન ૧૮૮૫માં જ્યારે હિંદી રાષ્ટ્રીય મહાસભાની સ્થાપના થઈ ત્યારે તે જ વર્ષે તેમણે કાયદાશાસ્ત્રનો અભ્યાસ સફળતાપૂર્વક પૂરો કરીને હિસ્સાર અને પછીથી લાહોર ખાતે કાયદો અને ન્યાયના ક્ષેત્રે કામ શરૂ કર્યું. અહીં તેમણે અનેક ભારતીય નવયુવાનોને પોતાના તરફ આકર્ષ્યા અને રાષ્ટ્રવાદ તેમજ સમાજસેવાના ગુણોનું આ નવયુવાનોમાં સિંચન કર્યું. સન ૧૯૨૧માં તેમણે 'લોક સેવક-મંડળ'ની સ્થાપના કરી અને બાબુ પુરુષોત્તમદાસ ટંડન, તથા બીજા પ્રખર સમાજસુધારકો તથા વિચક્ષણ રાજપુરુષોના સંપર્કમાં તેઓ આવ્યા.

તેમની પાસે જઈને અધ્યયન કરનારા અને કેળવણી પામનારા અસંખ્ય નિસ્વાર્થ યુવાનોમાં ભારતના ગૃહપ્રધાન શ્રી. લાલ બહાદુર શાસ્ત્રીનું સ્થાન મોખરે છે. લોકમત

કેળવવા કાજે તેમણે 'ધી પીપલ', 'યંગ ઇન્ડિયા' અને 'વંદેમાતરમ્' પત્રો શરૂ કર્યા. લેશમાત્ર પણ સાંપ્રદાયિક થયા વિના તેઓશ્રીને હિંદુ જીવનપદ્ધતિમાં ભારે શ્રદ્ધા હતી, અને તેઓશ્રીએ 'ટિળક સ્કૂલ ઑફ પૉલિટિક્સ'ની સ્થાપના કરી. રાજ્યશાસ્ત્ર અને અર્થશાસ્ત્ર માટે ખૂબ જ ઉપયોગી થઈ પડે તેવા સાહિત્યનું એક ગ્રંથાલય તેમણે શરૂ કર્યું, જે તે વખતે લાહોરમાં દ્વારકાદાસ ગ્રંથાલય તરીકે ઓળખાતું હતું. આજે તે સિમલામાં છે.

પૂરાં ચાલીસ વર્ષની વયે તેઓ પૂર્ણ રાજકીય પ્રસિદ્ધિને પામ્યા. ૧૯૦૫ના ઑક્ટોબરમાં લોકોની ઇચ્છા વિરુદ્ધ બંગાળના ભાગલા કરવામાં આવ્યા. ભારે વિરોધ વચ્ચે પણ લૉર્ડ કર્ઝને આ કામ જારી રાખ્યું. તે વખતે આપણને ખ્યાલ પણ નહોતો કે ૪૦ વર્ષ પછી જે બંગાળ ભારતને પ્રાણપ્યારો હતો, તેનાભાગલા કાયદેઆઝમ ઝીણા અને મુસ્લિમ લીગના કોમવાદી ઝનૂનને પરિણામે આપણે જ સ્વીકારવા પડશે. આ સમયે રાષ્ટ્રવાદનો પ્રચંડ જુવાળ ઊપડ્યો ત્યારે લાલા લજપતરાય તે સમયના આગેવાન રાષ્ટ્રીય નેતાઓની હરોળમાં આવી ચૂક્યા હતા.

ભારતની સ્વતંત્રતાની વાત અને ભારતીય જનોને બ્રિટિશ શાસકો તરફથી પડતી મુશ્કેલીઓની રજૂઆત બ્રિટિશ સંસદ સમક્ષ રજૂ કરવા તેઓ શ્રી ગોખલેની સાથે ૧૯૦૬માં ઈંગ્લૅંડ પહોંચ્યા. આ બાબતથી છંછેડાઇને હિંદમાં રાજ્ય કરતા બ્રિટિશ લોકોએ તેમને પકડ્યા અને કોઈ તપાસ કર્યા વિના કે કામ ચલાવ્યા વિના જ તેમને બ્રહ્મદેશના મંડાલે શહેરના કારાગૃહમાં ધકેલી દીધા. બ્રહ્મદેશ ઉપર તે સમયે અંગ્રેજોનું જ શાસન હતું અને તેનો વહીવટ હિંદમાંથી કરવામાં આવતો. આ વહીવટના અમલ માટે ત્ય ભારતીય લશ્કર તેમજ 'ભારતીય સનંદી સેવા'ના કર્મચારીઓનો ઉપયોગ થતો. મંડાલેના આ કારાગૃહમાં તેમની સાથે હિંદી પ્રજાના હૃદયમાં અમર થઈ ગયેલ સરદાર ભગતસિંહના કાકા સરદાર અજિતસિંહને પણ પૂરવામાં આવ્યા હતા.સરદાર અજિતસિંહ પણ લજપતરાય માફક પંજાબી હતા અને સ્વાતંત્ર્યસંગ્રામના યોદ્ધા જ હતા. ૧૯૦૭ના ઑક્ટોબરની ૧૮મી તારીખે તેઓ જ્યારે લાહોર પાછા ફર્યા ત્યારે તેમને રાષ્ટ્રીય નેતાના સન્માનથી સત્કારવામાં આવ્યા. સૂરત ખાતે ભરાયેલ હિંદી રાષ્ટ્રીય મહાસભાના અધિવેશનમાં તેઓએ હાજરી આપી, ત્યારે ટિળકે પ્રમુખપદ માટે તેમના નામની દરખાસ્ત મૂકી, ત્યારે કૉંગ્રેસમાં ફાટફૂટ ન થવા દેવાના કારણ સાથે તેમણે આ દરખાસ્તનો સ્વીકાર ન કર્યો.

૧૯૦૮માં તેઓ ઈંગ્લૅંડ ગયા અને ત્યાં તેમણે ભારતની પરિસ્થિતિ વિષે સંખ્યાબંધ ભાષણો આપ્યાં. ૧૯૦૮માં તેઓ હિંદ પાછા ફર્યા અને હિંદુ સભાની સ્થાપના કરી. પરંતુ ૧૯૧૦માં તેમને પોતાના પુત્રની માંદગી પ્રસંગે ફરી ઈંગ્લૅંડ જવું પડ્યું, અને પુત્રને લઈ હિંદ પાછા ફર્યા; પરંતુ કમનસીબે તેમણે પુત્ર ગુમાવ્યો. ૧૯૧૪માં તેમણે કેળવણી-વિકાસ માટેના એક ટ્રસ્ટની સ્થાપના કરી અને ગુરગાંવ ખાતે તેમના પિતાની સ્મૃતિ માટે 'રાધાકૃષ્ણ હાઇસ્કૂલ'ની સ્થાપના કરી. ૧૯૧૪માં એક પ્રતિનિધિ મંડળના સભ્ય તરીકે તેઓ ઇંગ્લેન્ડ ગયા. ત્યાંથી તેઓ જાપાન પહોંચ્યા, પરંતુ પછી યુદ્ધ ફાટી નીકળવાથી તેમને ભારત પાછા ફરવાની મનાઈ કરવામાં આવી. જાપાનથી યુરોપ માટે તેઓ અમેરિકા પહોંચ્યા જ્યાં તેઓ ૧૯૧૯ સુધી રહ્યા. આ વખતે અંગ્રેજો તેમને હિંદ પાછા લાવવા જરા પણ આતુર નહોતા; કારણ કે રશિયામાં લેનિન, સ્ટાલિન, ટ્રૉટ્સ્કી વગેરેના દાખલાઓથી અંગ્રેજો પૂરા સચેત બન્યા હતા.

અમેરિકામાં પણ તેઓ પગ વાળીને બેઠા નહિ અને પોતાનું અખંડ પ્રવૃત્તિમય જીવનકાર્ય ત્યાં પણ શરૂ કર્યું. અમેરિકન પ્રજાને અંગ્રેજોનાં કારસ્તાનોથી તેમણે વાકેફ કર્યા અને અંગ્રેજ અમલ નીચે હિંદીઓ કઇ પરિસ્થિતિમાં હતા તે અમેરિકનોને જણાવ્યું. સંખ્યાબંધ લેખો અને ભાષણો કરીને અમેરિકન પ્રજાની સહાનુભૂતિ અને ટેકો તેમણે હિંદ માટે મેળવ્યાં.

જ્યારે તેઓ હિંદ પાછા ફર્યા ત્યારે પંજાબની પરિસ્થિતિમાં ભારે ફેરફારો થયા હતા. પંજાબમાં લશ્કરી કાયદો અમલમાં હતો અને દમન, જુલ્મ અને હત્યાનો કાળો કોરડો સમસ્ત પંજાબમાં વીંઝાઈ રહ્યો હતો. આ બધું જોતાંવેત જ, પરિણામોની પરવા કર્યા વિના જ, જે પરિણામ આવે તે સહન કરી લેવાની તૈયારી સાથે, તેમણે રાજકીય પ્રવૃત્તિમાં ઝંપલાવ્યું. તેઓશ્રી મહાત્માજી-

ની અસર નીચે આવ્યા અને પછી તેમણે કલકત્તા ખાતે ભરાયેલ હિંદી રાષ્ટ્રીય મહાસભાના ખાસ અધિવેશનમાં પ્રમુખપદ સંભાળ્યું. મહાસભાના બે પક્ષોમાં પોતે કયા પક્ષે રહેશે તે નિર્ણય તેઓ અહીં ન કરી શકયા; પરંતુ જ્યારે નાગપુર ખાતે પરિષદ યોજવામાં આવી ત્યારે હિંમતપૂર્વક એક નિર્ણય ઉપર આવીને મહાત્માજીના પક્ષે ભળ્યા.

પછીના વર્ષે બે વખત તેમણે જેલવાસ કર્યો. તેમણે શ્રી મોતીલાલ નેહરુ સાથે રહીને કામ કર્યું અને ચૌરી-ચૌરાના હિંસક બનાવોના પ્રત્યાઘાત રૂપે જ્યારે 'અહિંસક સવિનય ભંગ'ની ચળવળ પાછી ખેંચી લેવામાં આવી ત્યારે તેનો વિરોધ કર્યો.

લાલા લજપતરાય સ્વરાજપક્ષી તરીકે વડી ધારાસભાના સભ્ય હતા અને પાછળથી તેમણે રાષ્ટ્રીયપક્ષની સ્થાપના કરી. એક પણ હિંદીને જેમાં સ્થાન નહોતું મળ્યું એવા 'સાયમન પંચ'ના બહિષ્કારનો ઠરાવ તેમણે મૂકયો હતો. એક હિંદુ નેતા તરીકે મદનમોહન માલવિયાજી પ્રત્યે તેમને ખૂબ જ સહાનુભૂતિ હતી અને તેમના કાર્યમાં તેમણે ઘણો સારો સાથ આપ્યો હતો. વળી હિંદી રાષ્ટ્રીય મહાસભાના બહુમતીપક્ષની નીતિ સાથે તેઓ હંમેશ સંમત હતા એવું પણ ન હતું. પોતાનો અભિપ્રાય વ્યક્ત કરવામાં ખૂબ નીડર, પોતાની માન્યતામાં અડગ અને પોતાના શક્તિશાળી વિરોધીથી બિલકુલ દબાયા વિના પોતાનો અભિપ્રાય વ્યક્ત કરતા. અણીશુદ્ધ ચારિત્ર્ય અને વજ્ર જેવું મનોબળ એ એમના વિશિષ્ટ ગુણો હતા. તેઓ પ્રખર વક્તા હતા અને પ્રચંડ હિંમતથી નિર્ભયપણે બોલી શકતા. પોતાના આત્મસુખને માટે તેમણે કયારે પણ ઇચ્છા કરી નથી; અને સગવડ ખાતર સિદ્ધાન્તોનું બલિદાન આપવાનું તેઓ સ્વપ્ને પણ વિચારી શકતા નહીં. લોકપ્રિયતાની એમને જરા પણ દરકાર નહોતી. પ્રાંતવાદ, જાતિવાદ કે ભાષાવાદથી તેઓ સંપૂર્ણ અલિપ્ત હતા. એક અડગ રાષ્ટ્રપ્રેમી અને ભારતના સપૂત તેઓ હતા.

વળી તેઓ ભારે બાહોશ અને વ્યવહારુ પણ હતા. ૧૯૨૮ના ઑક્ટોબરની ૩૦મી તારીખે સાયમન કમિશન જ્યારે લાહોરની મુલાકાતે આવ્યું ત્યારે રેલવે સ્ટેશન ઉપર બહિષ્કાર દર્શાવતા દેખાવો કરવાના કામમાં આગેવાની તેમણે સંભાળી હતી. પોલીસના લાઠીચાર્જથી તેઓ ઘવાયા હતા. પોલીસના આ ઘાતકી કૃત્યને વખોડી કાઢવા મળેલી સભામાં તેમણે અમર થઈ જાય તેવા શબ્દોનું ઉચ્ચારણ કર્યું હતું. તેમણે કહ્યું હતું કે 'મારા ઉપર વીંઝવામાં આવેલ એક એક ફટકો ભારતમાં બ્રિટિશ સામ્રાજ્યની કબર ઉપર ઠોકવામાં આવેલ એક એક ખીલા સમાન બની રહેશે!'

એમના શરીરને જે ઇજાઓ થઈ તેનાથી થયેલ શારીરિક દુઃખ કરતાં એમને એનો માનસિક આંચકો વધુ લાગ્યો હતો. આ ઇજામાંથી તેઓ ફરી ઊભા થઈ શકયા નહીં અને ૧૯૨૮ના નવેમ્બરની ૧૭મી તારીખે તેઓ અવસાન પામ્યા. જેમ ટિળક મહારાષ્ટ્રના પોતાના હતા, તેમ લાલા લજપતરાય પંજાબના પોતાના હતા. પંજાબે જો ફરી વાર માત્ર એક પણ આવો સપૂત પેદા કર્યો હોત તો કેવું સારું થાત!

ખરેખર એ ખુશી થવા જેવી વાત છે કે ૧૯૫૯ના નવેમ્બરની ૧૭મી તારીખે સ્વતંત્ર ભારતના પહેલા પ્રમુખ ડૉ. રાજેન્દ્રપ્રસાદે લજપતરાયના મૃત્યુ પછી ૩૧ વર્ષે ધુડીક ગામમાં જઇને એમના જન્મસ્થળે રચાનારા સ્મારકનો પાયો નાખવાની વિધિ કરી. મેમોરિયલ કમિટીની મીટિંગોમાંથી એવું જણાય છે કે આ સ્મારક ખરેખર યોગ્ય કક્ષાનું છે. ૯૦'નું આ ઊંચું સ્મારક ધોરી રસ્તા ઉપરથી માઇલો દૂરથી પણ દેખી શકાશે. એ સિવાય આરામગૃહ અને સ્નાનાગારની પણ ત્યાં વ્યવસ્થા છે. એક સંકલિત ગ્રામસમૂહની સ્થાપના પણ આ સ્થળે થવાની છે, જ્યાં આસપાસમાં વસવાટ કરતા લોકોના સાંસ્કૃતિક, સામાજિક અને આર્થિક કલ્યાણ માટે પ્રયત્નો થવાના છે. પુખ્ત ઉંમરની વ્યક્તિઓ માટે શિક્ષણની વ્યવસ્થા પણ ત્યાં થનાર છે. એક પૉલિટેકનિક સંસ્થા, એક પ્રાથમિક તંદુરસ્તી ઘટક અને ગૃહઉદ્યોગો માટેની પણ એક સંસ્થા અહીં ઊભી થવાની છે.

અંતમાં, આપણે એવી આશા રાખીએ કે પંજાબ અને ભારતમાંના લોકો લાલા લજપતરાયના વિચારો અપનાવે અને તેમની ભાવના સ્વીકારે. એમ થાય તો આપણો દેશ જરૂર નંદનવન સમાન બની રહેશે.

[અંબાલા (પંજાબ)ના દૈનિક 'The Tribune'ના તા. ૧૭ નવેમ્બર ૧૯૬૧ના અંકમાં પૃષ્ઠ ૪ પર પ્રસિદ્ધ થએલ, પંજાબના ગવર્નર શ્રી કાકાસાહેબ (ન. વિ.) ગાડગીળ લિખિત, લેખના આધારે ઉપરોક્ત સંકલન શ્રી ન. ઉ. રાજગુરુ (અર્થશાસ્ત્રના અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ)એ તૈયાર કર્યું છે.]

*

# સામાન્ય જ્ઞાન

## પ્રશ્નો

**૧**

ઈ. સ. ૧૯૫૭ થી ઈ. સ. ૧૯૬૧ સુધીનાં વર્ષોમાં શાંતિ માટેનું નોબેલ પારિતોષિક કોને કોને મળ્યું છે?

**૨**

કેનિયા(પૂર્વ આફ્રિકા)ના પાંચ રાજકીય પક્ષોનાં નામ આપો.

**૩**

નીચેના દેશોની રાજધાનીઓનાં નામ આપો:
પૂર્વ જર્મની, ગ્રીસ, હંગેરી, ઈન્ડોનીશિયા, આયર્લૅંડ, ઈઝરેલ, દક્ષિણ કોરિયા, મોંગોલિયા, નૉર્વે, પોલેન્ડ.

**૪**

નીચેનાં ઔષધોના શોધક, શોધસમય અને શોધકના દેશનાં નામ આપો: ઍસ્પિરિન, બી. સી. જી. રસી, બ્લીચિંગ પાવડર, ક્લોરોફૉર્મ, ડી. ડી. ટી.

**૫**

પાંચ ગ્રીક સાહિત્યકારો અને પાંચ ગ્રીક ઇતિહાસકારોનાં નામ આપો.

**૬**

ભારતની યાત્રાએ આવેલ ચીની મુસાફરોમાંથી કોઈ પણ ૭ નાં, તેમના સમય સાથે, નામ આપો.

**૭**

બ્રિટનના છેલ્લા પાંચ વડાપ્રધાનોનાં નામ આપો.

**૮**

દસ મુખ્ય અને પ્રાચીન ઉપનિષદોનાં નામ આપો.

**૯**

ભારતના સાત જાણીતા ચિત્રકારોનાં નામ આપો.

**૧૦**

નીચેની કૃતિઓના લેખકોનાં નામ આપો: ગોરા, કર્મભૂમિ, દેવદાસ, એના કેરીના, કથાસરિત્સાગર, ધ જંગલ, નાઈન્ટીન એઈટી ફોર, એપ ઍન્ડ ઈસન્સ, એ ટેલ આફ ટુ સીટીઝ, લ મિઝરેબ્લ્સ.

## જવાબ

**૧**

૧૯૫૭ લેસ્ટર પીઅર્સન (કૅનેડા)
૧૯૫૮ રેવ. ડૉમેનિક જ્યૉર્જ પાયર (બેલ્જિયમ)
૧૯૫૯ ફિલિપ જૉન નોએલ બેકર (બ્રિટન)
૧૯૬૦ આલ્બર્ટ લુથુલિ (દક્ષિણ આફ્રિકા)
૧૯૬૧ સદ્ગત ડાગ હામરશલ્ડ (સ્વીડન)

**૨**

કેનિયા આફ્રિકન ડેમૉક્રેટિક યુનિયન (KADU)
કેનિયા આફ્રિકન નૅશનલ યુનિયન (KANU)
કેનિયા ઇન્ડિયન કૉંગ્રેસ (CIC)
કેનિયા ફ્રીડમ પાર્ટી
કેનિયા સિટિઝન્સ ડેમૉક્રેટિક પાર્ટી

**૩**

પૂર્વ બર્લિન, ઍથેન્સ, બૂડાપેસ્ટ, જાકાર્તા, ડબ્લિન, જેરુસેલમ, સેઉલ, ઉલાન બેતોર (Ulan Bator), ઑસ્લો, વૉર્સો.

**૪**

| ઔષધ | સમય | શોધક | દેશ |
|---|---|---|---|
| ૧ ઍસ્પિરિન | ૧૮૯૯ | ડ્રેસર | જર્મની |
| ૨ બી. સી. જી. રસી | ૧૯૨૦ | ગ્યુએરિન | ફ્રાન્સ |
| ૩ બ્લીચિંગ પાવડર | ૧૭૯૮ | ટેનાન્ટ | ઇંગ્લૅન્ડ |
| ૪ ક્લોરોફૉર્મ | ૧૮૩૧ | ગથ્રી | અમેરિકા |
| ૫ ડી. ડી. ટી. | ૧૮૭૪ | ઝેડ્લર | જર્મની |

**૫**

સાહિત્યકારો

| | |
|---|---|
| એસ્કીલસ | (ઈ. પૂ. ૫૨૫ થી ઈ. પૂ. ૪૫૬) |
| ઍરિસ્ટોફેનિસ | (ઈ. પૂ. ૪૪૮ થી ઈ. પૂ. ૩૮૦) |
| યુરીપીડીસ | (ઈ. પૂ. ૪૮૦ થી ઈ. પૂ. ૪૦૬) |
| હોમર | (ઈ. પૂ. ૯ મો સૈકો) |
| સૉફોક્લીસ | (ઈ. પૂ. ૪૯૫ થી ઈ. પૂ. ૪૦૫) |

ઇતિહાસકારો

| | |
|---|---|
| ડીઓડોરસ | (ઈ. પૂ. ૫૦ થી ઈ. પૂ. ૧૩) |
| હીરોડોટસ | (ઈ. પૂ. ૪૮૪ થી ઈ. પૂ. ૪૨૪) |
| પોલિબીઅસ | (ઈ. પૂ. ૨૦૭ થી ઈ. પૂ. ૧૨૨) |
| થ્યુસીડાઈડ્સ | (ઈ. પૂ. ૪૭૧ થી ઈ. પૂ. ૪૦૧) |
| ઝેનોફોન | (ઈ. પૂ. ૪૩૦ થી ઈ. પૂ. ૩૫૭) |

૬

૧ ચૂ શે હિંગ (ઈ. સ. ૨૬૦)
૨ ફા હ્યેન (ઈ. સ. ૩૯૯)
૩ ચે મોંગ (ઈ. સ. ૪૦૪)
૪ ફા યોંગ (ઈ. સ. ૪૨૦)
૫ હ્યુ એન સંગ (ઈ. સ. ૬૨૯)
૬ ઇત્સિંગ (ઈ. સ. ૬૭૧)

૭

૧ નેવિલ ચેમ્બરલેઈન (૧૯૩૭થી ૧૯૪૦)
૨ વિન્સ્ટન ચર્ચિલ (૧૯૪૦થી ૧૯૪૫ અને ૧૯૫૧ થી ૧૯૫૫)
૩ ક્લેમેન્ટ ઍટલી (હવે લૉર્ડ ઍટલી) (૧૯૪૫થી ૧૯૫૧)
૪ સર ઍન્થની ઇડિન(હવે લૉર્ડ ઍવન)(૧૯૫૫થી ૧૯૫૭)
૫ હૅરલ્ડ મૅકમિલન (૧૯૫૭થી ચાલુ)

૮

ઈશાવાસ્ય, કેન, કઠ, પ્રશ્ન, મુંડક, માંડૂક્ય, તૈત્તિરીય, ઐતરેય, છાન્દોગ્ય, બૃહદારણ્યક.

૯

અવનીન્દ્રનાથ ટાગોર, અસિતકુમાર હલ્દર, દેવીપ્રસાદ રાયચૌધરી, યામિનિ રૉય, રહેમાન ચઘતાઈ, નંદલાલ બોઝ, રવિશંકર રાવળ.

૧૦

રવીન્દ્રનાથ ટાગોર, પ્રેમચંદ, વિ. સ. ખાંડેકર, લીઓ ટૉલ્સ્ટૉય, સોમદેવ, અપ્ટન સિંકલેર, જ્યૉર્જ ઑરવેલ, આલ્ડસ હક્સલે, ચાર્લ્સ ડિકન્સ, વિક્ટર હ્યૂગો.

[સંપાદક: જે. એમ. શુકલ, સંસ્કૃત અને પ્રાચીન ભારતીય સંસ્કૃતિના પ્રાધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

*

# દેશવિદેશના પ્રવાહો

**પુરુષોત્તમ ગણેશ માવળંકર**

**દાદાસાહેબને અંજલિ**

પૂજ્ય દાદાસાહેબની જન્મજયંતિ ૨૭મી નવેમ્બરે હતી; તેના અનુસંધાનમાં 'અભ્યાસ'નો આ ચોથો – નવેંબર માસને – અંક વધુ વાચનસામગ્રી (કુલ ૭૬ પાનાં) સાથે, અને સદ્‌ગત દાદાસાહેબના બે વિશિષ્ટ લેખો સહિત, પ્રસિદ્ધ કરતાં પિતૃતર્પણ કર્યાનો થોડો સંતોષ અનુભવું છું. પરલોક પામેલાં આપણાં પ્રિયજન અને સ્વજનને અંજલિ અર્પવાનો અને એમનું શ્રાદ્ધ કરવાનો રિવાજ આપણી ભારતીય સંસ્કૃતિમાં પ્રચલિત છે. શ્રદ્ધાપૂર્વક કરેલું કાર્ય વિનમ્રભાવે ધરવું એ શ્રાદ્ધનો જ એક પ્રકાર નથી?

'સ્પીકરનું પદ' એ મૂળ અંગ્રેજી લેખ દાદાસાહેબે એમના અવસાનના ચારેક માસ પહેલાં જ, લૅસ્કી ઇન્સ્ટિટ્યૂટના અંગ્રેજી પ્રકાશન માટે, ખાસ લખેલો. એ પ્રકાશન, સદ્‌ભાગ્યે, દાદાસાહેબે નજરેનજર જોયેલું, અને એને વિશે સમાધાન વ્યક્ત કરેલું. પ્રકાશનના ચોથા દિવસે જ – તા. ૨૭ ફેબ્રુઆરી ૧૯૫૬ – તેઓ ચાલ્યા ગયા! બરાબર ત્રણ માસ અગાઉ પોતાની વર્ષગાંઠ પ્રસંગે લખેલી રોજનીશીમાંનાં પાનાં પણ લેખરૂપે ગુજરાતીમાં અનુવાદિત કરીને અભ્યાસના આ અંકમાં રજૂ કર્યાં છે. હું આશા રાખું છું કે વાચકમિત્રોને આ બન્ને લખાણો રસપ્રદ ને બોધપ્રદ લાગશે.

દાદાસાહેબનું જીવનચરિત્ર લખવું ને પ્રસિદ્ધ કરવું, એમનાં લખાણો ને ભાષણો વગેરેને ગ્રંથસ્થ કરવાં, ઇત્યાદિ કાર્યો ગુજરાત વિદ્યાસભા જેવી સંસ્થાએ કરવાં જોઈએ.

હજુ પણ સમય બહુ જ ગયો નથી! નજીકના ભૂતકાળના અને વર્તમાનના બનાવો તેમ જ અનેક વડીલોનાં સ્મરણો હજી તાજાં છે ત્યાં સુધીમાં આ કાર્ય જલદી અને સારી રીતે થાય તો તે વધારે ઉપયોગી ને ફળદાયી નીવડે.

મારી આ અંજલિ અને નોંધમાં કોઈને અંગત લાગણીનો બિનજરૂરી કે અયોગ્ય એવો જાહેર ઉલ્લેખ થતો લાગે તો તે માટે હું ક્ષમા ચાહું છું. પિતા પ્રત્યેનું મારું ઋણ અને મારી ભક્તિભાવના સ્વાભાવિક જ અંગત સ્વરૂપનાં છે. પણ જે પ્રવૃત્તિ વ્યક્તિગત હિંમત કરીને મેં ઉપાડી છે તેમાં હું મારા પિતાનો ભવ્ય વારસો – ચારિત્ર્યનો, સચ્ચાઈનો, સેવાનો ઉદાત્ત વારસો – યાદ નહીં કરુ તો મારા નાનકડા હાથને પ્રેરણા ને બળ કેવી રીતે મળશે?

*

## મેનન વિરુદ્ધ કૃપાલાની

આગામી સામાન્ય ચૂંટણીમાં ઉત્તર-મુંબઈના પાર્લમેન્ટરી મતદાર-મંડળમાંની ચૂંટણી કેવળ આખા ભારતનું જ નહીં પણ સમગ્ર લોકશાહી જગતનું ધ્યાન ખેંચશે. કૉંગ્રેસના ઉમેદવાર તરીકે શ્રી વી. કે. કૃષ્ણ મેનન અને 'મેનન નહીં જોઈએ' મોરચાના ઉમેદવાર તરીકે આચાર્ય કૃપાલાની વચ્ચેનો આ જંગ અનેક રીતે રોમાંચક નીવડશે. બન્ને પક્ષે પ્રચારકાર્ય શરૂ થઈ ગયું છે. બન્ને ઉમેદવારો મહારથી જેવા છે, બંને બુઝર્ગ છે, બન્ને બહારના (મુંબઈના રહેવાસી નહીં એ અર્થમાં બહારના!) છે! જે તે પાર્લમેન્ટરી મતદાર-મંડળમાં પોતે રહેતો હોય તેવો જ ઉમેદવાર એ મંડળમાંથી ચૂંટણી લડી શકે એવો નિયમ આપણે ત્યાં નથી, બ્રિટનમાં પણ નથી. અમેરિકામાં એવો નિયમ છે; તેથી અમેરિકાનું રાજકારણ ઠીકઠીક સ્થાનિક ને 'પ્રાદેશિક' સ્વરૂપનું બની જાય છે. પણ આપણા બંધારણે અને છેલ્લી બે ચૂંટણીઓ વખતે પડેલી પ્રણાલિકાઓએ ઉમેદવારોની નિર્બંધ હેરફેરને મંજૂર ગણી છે એ સારું જ છે. મેનન અને કૃપાલાની બંને પીઢ, અનુભવી, ચાણાક્ષ બુદ્ધિશાળી જીવ છે. બંનેની વિચારસરણી પ્રગતિશીલ છે. બન્ને બોલવામાં ચકોર છે, સ્વભાવના તીખા છે, વર્તનમાં કેટલીક વાર અકળ છે! પણ બંને વચ્ચે અંતર પણ ઘણું છે. મેનનના જીવનનો મોટો ભાગ દેશ બહાર–ઇંગ્લૅંડમાં–વ્યતીત થયો છે, કૃપાલાનીએ ભારતીય કૉંગ્રેસમાં તેમ જ ગાંધીજીના શૈક્ષણિક પ્રયોગો સાથે, દસકાઓ પસાર કર્યા છે. મેનન સામ્યવાદીતરફી સમાજવાદી છે અગર માર્ક્સવાદી રાજનીતિજ્ઞ છે. કૃપાલાની ગાંધીવાદતરફી માનવતાવાદી છે અગર વ્યક્તિવાદી લડવૈયા ને સમાજસુધારક છે. આ ચૂંટણીમાં સંયુક્ત મહારાષ્ટ્ર સમિતિએ મેનન સામે હજુ ઉમેદવાર ઊભો નથી કર્યો અને એ માટેની દલીલ એવી કરી છે કે મેનનની સામે 'પ્રત્યાઘાતીઓનો શંભુમેળો' જામ્યો છે એને તોડવાને પોતે મેનનને ટેકો આપશે! કૉંગ્રેસની સામે સતત ગાળાગાળી કરનારા અને હિંસક ભાષા બોલનારા – વાપરનારા 'સમિતિ'ના નેતાઓ કૉંગ્રેસી ઉમેદવાર મેનનની સામે કોઈને ઊભા ન રાખે એ બતાવે છે કે સમિતિમાંના સામ્યવાદી જૂથનું વર્ચસ્વ ઘણું છે, અને સામ્યવાદીઓએ પોતાના પરમ મિત્ર મેનનનું હિત પ્રથમ જોયું છે! મેનન વ્યક્તિગત રીતે સામ્યવાદી વિચારસરણી ધરાવે એમાં કોઈ અજાયબી નથી, પણ ભારત સરકારના મહત્ત્વના એક અંગ તરીકે સામ્યવાદીતરફી તટસ્થતાવૃત્તિ તેઓ બતાવે એને ચીન જેવા આક્રમક પડોશી સાથે હજુ પણ કૂમળી લાગણી તેઓ જાહેરમાં બતાવ્યા કરે એ અસહ્ય છે. કૉંગ્રસપક્ષ કહે છે કે તે સામ્યવાદ-વિરોધી છે; પણ અનેક સામ્યવાદીઓ કે એમના સહપ્રવાસીઓને કૉંગ્રેસ પક્ષ ખુશીથી આવકારે છે અને પોતાનામાં સમાવે છે! કૃપાલાનીનો વિરોધ આવી રાજકીય છેતરપીંડી સામે, મેનન અને સામ્યવાદી પક્ષની વિશિષ્ટ વળાંકો લેતી રાજનીતિ સામે અને પ્રજાની આંખોમાં ધૂળ નાખવાની રમત સામે છે. આ ચૂંટણીમાં કોનો વિજય થશે એ ચોક્કસ કહેવું ખૂબ મુશ્કેલ છે. કૃપાલાની જીતશે જ એવું કહેવાય નહીં, મેનન હારે તો નવાઈ નહીં! આટલી જ ભવિષ્યવાણી કરવી અત્યારે તો સહીસલામતસરી લાગે છે! મેનનના ટેકામાં કૉંગ્રેસનું જબરદસ્ત પક્ષીય બળ, શ્રી સદોબા પાટિલનું પ્રચારતંત્ર, શ્રી ચવ્હાણની રાજનીતિ, સામ્યવાદી પક્ષની ચૂંટણી-કરામતો અને સરકારનાં માન-ચાંદબક્ષિસની લહાણી (Government patronage) એ બધું છે; કૃપાલાનીના ટેકામાં સ્વતંત્ર પક્ષનાં નાણાં, પ્રજાસમાજવાદીઓની મક્કમતા, બુદ્ધિશાળી મતદાર વર્ગની કૉંગ્રેસ પ્રત્યેની સૂગ, મતદારોની રાજકીય જાગૃતિ અને

સામ્યવાદી પક્ષ સિવાયના લગભગ તમામ વિરોધી પક્ષોનું પીઠબળ છે. બન્ને ઉમેદવારોમાંથી કોઈ એક તો હારશે જ, એ નિશ્ચિત છે! અને બન્નેમાંથી કોઈ એકની પણ હાર અનેક મોટાં ને માઠાં પરિણામો લાવનારી નીવડશે એમાં પણ શંકા નથી! મેનન વિરુદ્ધ કૃપાલાની ચૂંટણીજંગની આ મહાન કરુણતા અને કમનસીબ વિશેષતા છે!

*

## માસ્ટર તારાસિંગની વિચિત્ર ભૂમિકા

પંજાબી સૂબો મેળવવા માટે આમરણાંત ઉપવાસ કરનાર, અને ૪૮ દિવસ પછી તે સમેટી લેનાર, માસ્ટર તારાસિંગ તથા એમના 'અકાલી' સાથીદારો જે રીતે હવે રાજકીય દાવ ખેલી રહ્યા છે તે જોતાં હસવું કે રડવું એ સમજાતું નથી! ભાષાવાર પ્રાંતરચનાના સિદ્ધાંતના સ્વીકાર ને અમલ પછી આપણા દેશમાં ભાષાવાદનું ને પ્રાંતવાદનું જે ભયાનક ભૂત ઘણાં બધાંને વળગ્યું છે તેનાં ભયંકર પરિણામો હજુ કોણ જાણે કેટલો વખત આપણે ભોગવવાં પડશે! પંજાબી સૂબાની માગણી માટે માસ્ટર તારાસિંગે આમરણાંત ઉપવાસ કરવો જોઈતો નહોતો; અને કર્યો જ તો પછી છેવટ સુધી, કરેંગે યા મરેંગેના નિર્ધાર વડે, એમણે પોતાની ભૂમિકાને વળગી રહેવું જોઈતું હતું. પાર્લમેન્ટરી લોકશાહીમાં સત્યાગ્રહ, ઉપવાસ વગેરેને સ્થાન છે કે કેમ એ પ્રશ્ન વિવાદાસ્પદ છે. બળજબરીથી સામા પક્ષનો અભિપ્રાય ફેરવવો એ યોગ્ય છે કે કેમ, બળજબરી ક્યારે કરી કહેવાય, કયા પ્રકારની બળજબરી સારી, કોણ એવી બળજબરી કરી શકે વગેરે બધા સવાલો મજાના છે; અને જવાબ માટે ઘણા કઠણ છે! વડા પ્રધાન નેહરુએ માસ્ટરજીના ઉપવાસ દરમિયાન જે અડગ વૃત્તિ ને સ્પષ્ટ સમજદારી બતાવી એનાથી એટલો ફાયદો તો થયો કે 'મરી જઈશ' એમ કહીને ઉપવાસ કરનારાઓ છેવટે ખરેખર મરી જતા નથી! શીખ ભાઈઓ ભારતના હક્કદાર નાગરિકો છે અને એમની ભાષા-સંસ્કૃતિની સંભાળ તથા વૃદ્ધિ થાય એ જોવાની ભારત સરકારની ફરજ છે; પણ દરેક વખતે આવી ફરજો બજાવવા સારુ અલગ વાડાઓ જ બાંધવા જોઈએ એ ખયાલ ને આગ્રહ શા માટે? માસ્ટરજીના ઉપવાસ પછી, શીખો પર થતો કહેવાતો અન્યાય વગેરે તપાસવા માટે સરકારે જે તપાસપંચ નીમ્યું છે એનો માસ્ટર તારાસિંગે બહિષ્કાર કર્યો છે એ હકીકત અકાલી નેતાની રાજકીય બાલીશતા અને એમના વર્તનની વિચિત્ર ભૂમિકા બતાવે છે. દરેક વાતમાં પોતાની હઠ પકડીને બેસવું અને પછી એને માટે મન ફાવે તેમ રાજકીય ચેનચાળા કરતા રહેવું એ શાણી રાજનીતિ નથી, એમાં વ્યવહારુ રાજકારણ પણ નથી. ચૂંટણી આવતાં, 'અકાલી' પક્ષે 'સ્વતંત્ર' પક્ષ સાથે સમજૂતી કર્યાના અહેવાલો બહાર પડ્યા છે. પણ કૉંગ્રેસને હરાવવા માટે આવાં જોડાણો નાકામિયાબ નીવડે છે; કારણ નકારાત્મક ને તકવાદી દૃષ્ટિવાળાં જોડાણો, જિંદગીમાં શું કે રાજકરણમાં, કદી પૂરાં સફળ થયાં છે ખરાં?

*

## રાજકારણ અને પ્રતિષ્ઠાના ખયાલો

આ માસમાં મુંબઈમાં ફ્લોરા ફાઉન્ટન પાસે 'શહીદો'ના સ્મારક અંગેના સમારંભમાં મહારાષ્ટ્રના મુખ્ય પ્રધાન શ્રી યશવંતરાવ ચવ્હાણે 'સરકાર વતી' અને વ્યક્તિગત રીતે હાજરી આપી ખાંભી પર ફૂલ ચડાવ્યાં, અને ભાષણ કર્યું એ બધું શ્રી ચવ્હાણની ચાણાક્ષ રાજરમતને અને થોડે અંશે એમની હિંમતનો પણ પુરાવો છે. પ્રતિષ્ઠાનો ખ્યાલ ઘડીભર ભૂલી જઈને શ્રી ચવ્હાણે વિનમ્ર ભાવે ભલે રાજકીય નટની ભૂમિકામાં, પોલીસના ગોળીબારનો ભોગ બનેલાઓને અંજલિ આપી એથી શહીદ-સ્મારકના પ્રણેતા વિરોધ પક્ષોને નવાઈ તથા બીક (પ્રજામાનસ પરની પોતાની પકડ ઢીલી થશે એની બીક) બન્ને લાગી હશે! શ્રી ચવ્હાણે ચૂંટણી માટેની બધી રીતરસમોમાં આ એક મુદ્દો પણ ધ્યાનમાં લીધો લાગે છે કે રાજકારણમાં વ્યક્તિગત પ્રતિષ્ઠાના ખ્યાલો બહુ સંઘરવા નહીં. જે જ્યારે ફાવતું હોય તે ત્યારે કરવું—પછી ભલે એ ભાવતું કે ગમતું ન હોય! શહીદ-સ્મારકની આ યોજના કૉંગ્રેસ સિવાયના તમામ રાજકીય પક્ષોએ અમલી બનાવી છે. ૧૯૫૬ના ભાષાકીય આંદોલનમાં મુંબઈમાં સો ઉપરાંત માણસો માર્યા ગયા તેમની યાદમાં આ સ્મારક છે. ગુજરાતમાં પણ આવા શહીદ-સ્મારક માટે પ્રજાની ભાવના હજી ઓછી તીવ્ર નથી. મૃતાત્માઓને 'શહીદ

કહેવા કે નહીં એ સવાલ ચર્ચાસ્પદ હોય તોયે, જેમના જાન ગયા એમને માટે સહૃદયતાથી આંસુ સારવા જેટલી માનવતા, અને ગોળીઓ છૂટી તે માટે નિઃસહાયતાની ને દુઃખની ભાવના પણ વ્યક્ત કરવા જેટલી વૃત્તિ, અહીંના સત્તાધારીઓ કેમ નહીં બતાવતા હોય?

*

## અમેરિકામાં શ્રી નેહરુ

પ્રમુખ કેનેડીના નિમંત્રણથી વડા પ્રધાન નેહરુ આ મહિને અમેરિકાના પ્રવાસે જઈ આવ્યા. જે દબદબાથી અને ઉષ્માભર્યા પ્રેમથી કેનેડી-દંપતીએ વડા પ્રધાનનું ઉમળકાભેર સ્વાગત કર્યું તે બતાવે છે કે અમેરિકાનાં જુવાન પ્રમુખ અને રૂપવતી 'પ્રથમ મહિલા' શ્રી નેહરુના મોહક વ્યક્તિત્વથી અને વ્યક્તિગત પ્રતિભાથી ઠીકઠીક અંજાઈ ગયાં છે. એમાં નવાઈ નથી. વળી, ભારત માટે કેનેડીના મનમાં જે આસ્થા ને સમજ છે તે તો તેઓ જ્યારે સેનેટર હતા ત્યારે પણ બરાબર જોવા મળેલ. ભારતને આર્થિક સહાય આપવી એ અમેરિકાનો ભારત પરનો ઉપકાર નથી, પણ લોકશાહી મિત્રરાષ્ટ્ર પ્રત્યેની અમેરિકાની સ્વાર્થપ્રેરિત ફરજ છે એમ કેનેડીએ અનેક વાર સ્પષ્ટ કર્યું છે. એટલે શ્રી નેહરુના સ્વયં અમેરિકા જવાથી ભારતને વધારે આર્થિક સહાય મળશે વગેરે અપેક્ષાઓ રાખવાની જરૂર નથી. અમેરિકા પાસેથી નાણાં મેળવવા માટે નાણાંપ્રધાન અને ભારત સરકારના અન્ય અધિકારીઓ તેમ જ વૉશિંગ્ટન ડી. સી.માંના ભારતીય એલચીખાતાના આપણા મોવડીઓ સતત પુરુષાર્થ કરે છે જ! તો પછી શ્રી નેહરુની અમેરિકા-યાત્રાની ફલશ્રુતિ શી? એક તો, કેનેડી-નેહરુ વચ્ચે સીધી, અંગત, મોંઢામોંઢ, વાતચીત થઈ એ મોટો લાભ. બન્ને રાજનીતિજ્ઞો ગર્ભશ્રીમંત, બન્નેનો મિજાજ ગુલાબી, બન્નેની વૃત્તિ જુવાનીની, બન્નેની સમજમાં નકારાત્મક કરતાં સીધી દૃષ્ટિ વધારે. ઇતિહાસ અને માનવસંસ્કૃતિના બન્ને શોખીન અને અભ્યાસી; એટલે કેનેડી-નેહરુને પરસ્પર મળતાં ઘણો આનંદ થયો હશે જ. બીજું, એશિયામાં સામ્યવાદી હિલચાલ જે રીતે પ્રસરી રહી છે તેને કેમ અસરકારક રીતે અટકાવવી એ અંગે પણ બન્ને નેતાઓ વચ્ચે વિચારોની આપ-લે હિતકારક નીવડી હશે. શસ્ત્રોથી નહીં પણ અન્ન-ધાન્યથી, બૉમ્બથી નહીં પણ રોજગારીથી, લશ્કરી તાકાતથી નહીં પણ આર્થિક ઉન્નતિથી, ગુરુગ્રન્થિ વડે નહીં પણ સમાનતાની ભૂમિકાથી, એશિયા-આફ્રિકા જેવા ખંડોમાંના દેશોની પ્રજાઓની ઉન્નતિ માટે સમૃદ્ધ રાષ્ટ્રોએ કમર કસવી રહી એ બાબતમાં પણ કેનેડીના વિચારો લગભગ શ્રી નેહરુના ખ્યાલોને મળતા આવે છે. અમેરિકામાં આઠ વર્ષ પછી ડેમોક્રેટિક પક્ષ સત્તા પર આવ્યો છે ત્યારે હવે રાજ્યતંત્રમાં ને વહીવટમાં શા ફેરફાર થયા છે તે પ્રત્યક્ષ જોવાની તક શ્રી નેહરુને મળી એ લાભ પણ ખરો જ. વળી, આ વખતે શ્રી નેહરુ અક્ષરશઃ લાખો અમેરિકન સામાન્ય પ્રજાજનોને સીધી રીતે કે ટેલીવિઝન દ્વારા મળ્યા અને ભારતીય લોકશાહીનું તથા સ્વાતંત્ર્યનું દર્શન અમેરિકાને થયું. પ્રમુખ કેનેડીએ શ્રી નેહરુને 'વ્યક્તિગત સ્વાતંત્ર્ય'ના પ્રખર હિમાયતી તરીકે નવાજ્યા. શ્રી નેહરુ માટે એ વર્ણન કેટલું બંધબેસતું છે એ સવાલ ચર્ચાસ્પદ છે! પણ શ્રી નેહરુ ઉદારમતવાદી, સ્વાતંત્ર્યના ભોક્તા અને સમાનતાના હિમાયતી છે એ નિઃશંક. કેનેડી-નેહરુની મુલાકાત એ અર્થમાં સ્વાતંત્ર્ય—સમાનતા—બંધુભાવને વધારનારી થઈ!

*

## 'અભ્યાસ' પુષ્પ

આ અંકમાં પ્રસિદ્ધ થએલ બે લેખો "સ્પીકરનું પદ" અને "મનોવિજ્ઞાનની વાર્તા", 'અભ્યાસ' પુષ્પ ૧ અને ૨ તરીકે અનુક્રમે, જુદી પુસ્તિકા રૂપે પ્રસિદ્ધ કર્યા છે. દરેક પુષ્પની કિંમત ૫૦ નયા પૈસા છે. અમુક એક વિષય કે લેખમાં રસ ધરાવનાર વ્યક્તિને, 'અભ્યાસ'ના આખા અંકની કિંમત કે એનું વાર્ષિક-અર્ધવાર્ષિક લવાજમ આપવું પડે એને બદલે તે તે લેખ છૂટા ઉપલબ્ધ થાય એ હેતુથી 'અભ્યાસ' પુષ્પની આવી યોજના આ માસથી શરૂ કરી છે. વાચકોને, અને ખાસ કરીને વિદ્યાર્થીમિત્રોને, તે આવકારદાયક લાગશે એવી આશા છે.

**પુરુષોત્તમ ગણેશ માવળંકર**



# પ્રેમ અને અભયદાન

'ભારતમાં અથવા જગતમાં બનતા બનાવો વિષેનો મારો પોતાનો પ્રત્યાઘાત નિરાશાવાદી નથી; અને જેનું હું પૃથક્કરણ કરી શકતો નથી કે જેને હું સમજાવી શકતો નથી એવી કોઈક શ્રદ્ધા મારા હૃદયને ભાવિ માટેની આશાથી ભરી દે છે. મને મોટા પ્રમાણમાં જે સદ્ભાગ્ય મળ્યું છે તેને લીધે પણ કદાચ આમ થતું હોય. મારું મોટામાં મોટું સદ્ભાગ્ય ભારતીય પ્રજાનો મને જે અસાધારણ પ્રેમ મળ્યો છે તે છે. પણ હું ભારતની બહાર ગયો હોઉં ત્યારે પણ દુનિયામાં સર્વત્ર મને લોકો તરફથી મૈત્રી અને ઉત્સાહપ્રેરક સ્વાગતો જ મળ્યાં છે. આને લીધે મારા મનમાં ભારતમાંનાં આપણાં પોતાનાં પ્રજાજનો પ્રત્યે ખૂબ પ્રેમભાવ અને શ્રદ્ધા તેમજ બીજા દેશોનાં પ્રજાજનો પ્રત્યે આદર અને પ્રેમભાવ બંધાવા પામ્યાં છે. મને ખાતરી થઇ ચૂકી છે કે આપણે જે આપીએ છીએ તે જ આપણને મળતું હોય છે. આપણે જો પ્રેમ આપીએ તો એ આપણને પુષ્કળ પ્રમાણમાં પાછો મળતો હોય છે; આપણે જો ધિક્કાર આપીએ તો આપણને બદલામાં એ મળતો હોય છે. મને હમેશાં લાગ્યું છે કે દુનિયામાં સર્વત્ર મનુષ્યો શાન્તિ, શુભનિષ્ઠા અને સહકારને જ ઝંખી રહ્યા છે. આ જો સાચું હોય–અને હું માનું છું કે એ સાચું છે–તો સંઘર્ષમાંથી સહકાર તરફ, યુદ્ધના વિચારોમાંથી શાન્તિનાં કાર્યો તરફ પ્રસંગોના વહેણને વાળી જવાનું આપણાથી અવશ્ય બની શકે.

મને લાગે છે કે ભય એ કદાચ મોટામાં મોટું અનિષ્ટ છે, કારણ કે ભયમાંથી સંઘર્ષ અને હિંસા જન્મે છે. ભયનો પ્રત્યાઘાત હિંસા છે અને અસત્ય પણ છે. આપણાં પ્રાચીન શાસ્ત્રોમાં એવું કહેવામાં આવ્યું છે કે મોટામાં મોટું દાન અભયદાન છે, ભયમુક્તિનું દાન છે. જે મનુષ્ય ભયથી મુક્ત હોય તે બધી જ વસ્તુઓને એના યથાયોગ્ય સ્વરૂપમાં જોઇ શકતો હોય છે અને પોતાના વિચારો અને વર્તન વચ્ચે અમુક પ્રકારની સંગતિ જાળવી શકતો હોય છે. આજે આપણે ભયને આખી દુનિયાને આવરી લેતો જોઇએ છીએ અને મોટામાં મોટા અને સમર્થમાં સમર્થ દેશો પર પણ એની અસર થતી જોઇએ છીએ. ધન અને સત્તા, ભયના એ તત્ત્વને ઘટાડવાને બદલે ઊલટું વધારે છે. સંતો અને મહામાનવીઓ સિવાય આપણામાંનું કોઇ પણ મનુષ્ય સાવ ભયમુક્ત તો થઈ શકે નહિ. પણ આપણે ભયમુક્તિના આદર્શને આપણી સમક્ષ રાખવો જોઇએ, અને એને સિદ્ધ કરવાને મથવું જોઇએ. ગાંધીજીએ આપણી પ્રજામાંથી ભયની આ વૃત્તિને ઓછી કરી નાખી એ ભારતને એમનું મોટામાં મોટું પ્રદાન હતું.

અભયમાંથી કરુણા અને સહિષ્ણુતા જન્મે છે. આપણે જ્યારે બુદ્ધનો વિચાર કરીએ છીએ ત્યારે એની કરુણા આપણને આશ્ચર્યચકિત કરે છે. આપણે જ્યારે અશોકનો વિચાર કરીએ છીએ ત્યારે એની આશ્ચર્યજનક સહિષ્ણુતા આપણને આપણી સંકુચિત ગ્રંથિઓમાંથી મુક્ત કરીને ઉન્નત બનાવે છે.'

જવાહરલાલ નેહરુ

['ભારત–આજ અને આવતીકાલ' (આઝાદ સ્મારક વ્યાખ્યાનમાળા, ૧૯૫૯). પૃ. ૨૮–૨૯]

# અભ્યાસ

વિચાર અને વિવેચનનું સામયિક

"લખવું એ મારો કાંઈક સ્વધર્મ છે ખરો; પણ એ મારી જીવનવ્યાપી વૃત્તિ નથી. કલમના લાલિત્ય કરતાં ઝાડુના લાલિત્યનો હું ઉપાસક છું. કેટલાક વિચારો લોકોમાં ફેલાવવાની ઝંખનાથી જ હું 'સાધના' ચલાવું છું. હું એ દ્વારા, સાહિત્યસેવા કરતાં નાનકડી જીવનસેવા કરી રહ્યો છું."

"જીવનનો હું નમ્ર ઉપાસક છું. આજુબાજુની સમગ્ર દુનિયા સુખી ને સમૃદ્ધ થાય, જ્ઞાનવિજ્ઞાન-સંપન્ન ને કલામય બને, સામર્થ્યસંપન્ન ને પ્રેમમય બને એ જ મારી ઝંખના ને તાલાવેલી છે. મારું લખાણ અગર વક્તવ્ય, મારા વિચારો અગર મારી પ્રાર્થના એ બધું આ એક જ ધ્યેય માટે હોય છે."

સાને ગુરુજી

['સાને ગુરુજી (સુલભ જીવન પરિચય)' મૂળ લેખક : 'શીલભદ્ર',
અનુવાદક : પુરુષોત્તમ ગ. માવળંકર. સન ૧૯૫૦. પૃ. ૩૭]

વર્ષ ૧
અંક ૫
ડિસેમ્બર • ૧૯૬૧
સંપાદક • પુરુષોત્તમ ગણેશ માવળંકર

# અભ્યાસ

સંપાદક : પુરુષોત્તમ ગણેશ માવળંકર

વર્ષ ૧ • અંક ૫
ડિસેમ્બર
૧૯૬૧

## અનુક્રમ



*

## અભ્યાસ


* વાર્ષિક લવાજમ રૂપિયા આઠ, છમાસિક રૂપિયા પાંચ, છૂટક અંકનો રૂપિયો એક.
* 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ–૧ એ સરનામે લવાજમ રૂબરૂ ભરી શકાશે.
* મનીઑર્ડરથી કે ચેકથી લવાજમ–પુ. ગ. માવળંકર, 'પ્રગતિ', ૧૫ મહારાષ્ટ્ર સોસાયટી, અમદાવાદ-૬ એ સરનામે–મોકલવું, તથા ચેક પુ. ગ. માવળંકરના નામનો લખવો, એવી વિનંતી છે.
* 'અભ્યાસ' માટે લેખો શાહીથી પાનાની એક તરફ અને સુવાચ્ય અક્ષરે મોકલવા, અને લેખો તથા અવલોકન માટેનાં પુસ્તકો 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ–૧ને સરનામે મોકલવા વિનંતી છે.
* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.

મુદ્રક અને પ્રકાશક: પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

# નૈવેદ્ય

प्रज्ञा विवेकं लभते भिन्नैरागमदर्शनैः।
कियद्वा शक्यमुन्नेतुं स्वतर्कमनुधावता॥
तत्तदुत्प्रेक्षमाणानां पुराणैरागमैर्विना।
अनुपासितवृद्धानां विद्या नातिप्रसीदति॥ वाक्यपदीयम्। २–४९२॥

ભાવાર્થ: ભિન્નભિન્ન શાસ્ત્રોના સિદ્ધાન્તોનું દર્શન કરવાથી મનુષ્યની પ્રજ્ઞામાં વિવેકનો ઉદય થાય છે. અન્યથા પોતાના જ તર્કને અનુસરવાથી કેટલું અનુમાન–કેટલો નિર્ણય થઈ શકે? જેઓ પ્રાચીન શાસ્ત્રોનો આધાર લીધા વિના પોતાને ફાવે તેમ તર્ક કરે છે, અર્થની કલ્પના કરે છે, જેમણે વૃદ્ધોની ઉપાસના કરી નથી તેમની વિદ્યા અતિપ્રસન્ન થતી નથી.

નોંધ: જુદાંજુદાં શાસ્ત્રોના સિદ્ધાંતોનું અવલોકન કરવાથી મનુષ્ય પ્રજ્ઞાવિવેક પામે છે; તેની પ્રજ્ઞામાં એક પ્રકારનું કૌશલ પ્રગટે છે, જેથી તે સદ્ અને અસદ્નો વિવેક કરવામાં સમર્થ થાય છે. જે નાનાવિધ શાસ્ત્રોનું નિરીક્ષણ કરે છે તેનામાં સ્વસિદ્ધાન્તને સરસ રીતે રજૂ કરવાની તથા તેનો પરિષ્કાર કરવાની શક્તિ ઉત્પન્ન થાય છે. આથી સ્વશાસ્ત્રના સિદ્ધાન્તોનું વિસ્પષ્ટ પ્રતિપાદન થાય છે. વિવિધ શાસ્ત્રોનું અવલોકન કર્યા વિના પોતાના જ તર્કનું સર્વત્ર અવલમ્બન કરનાર પુરુષ કેટલે સુધી અનુમાન કરી શકે? અન્ય આગમોના સિદ્ધાન્તોનું આલોચન–પર્યાલોચન કર્યા વિના જો કોઈ વ્યક્તિ માત્ર પોતાના જ તર્કને અનુસરી સ્વસિદ્ધાન્તોનું સ્થાપન, પ્રતિપાદન કરે તો કેટલો નિર્ણય થઈ શકે? વિવિધ શાસ્ત્રોના અવલોકનથી જેમની બુદ્ધિ નિર્મલ થઈ નથી, જેમના મનમાં સ્વસિદ્ધાન્તો વિશે વિસ્પષ્ટ ખયાલ બંધાયા નથી, જે પોતાની જ કલ્પના પ્રમાણે સ્વશાસ્ત્રના પદાર્થોનો નિશ્ચય કરવા ઇચ્છે છે તેમના નિર્ણય અત્યંત પ્રતીતિજનક થતા નથી. જુદાં જુદાં શાસ્ત્રોના ઉપસેવનથી મનુષ્યની પ્રતિભા પ્રસન્ન થાય છે, અને તે જ સરસ્વતીનો સાચો પ્રસાદ છે. સ્વશાસ્ત્રના સિદ્ધાન્તોના સ્થિર નિર્ણય માટે વિવિધ શાસ્ત્રોનાં અવલોકનની અગત્ય ઉપરના શ્લોકોમાં દર્શાવી છે. સ્વશાસ્ત્રના સિદ્ધાન્તોનું વિશદ પ્રતિપાદન બીજાં અનેક શાસ્ત્રોનાં પર્યાલોચનથી, તુલનાત્મક અભ્યાસથી થાય છે, એમ કહેવાનું તાત્પર્ય છે. પોતાના જ તર્ક પર મુસ્તાક રહીને શાસ્ત્રના અર્થનો નિર્ણય કરનારે જ્ઞાનની સરિતાનો પ્રવાહ નિર્બંધ વહેતો રહેવો જોઇએ, જ્ઞાનને સીમા–બંધન (barriers) નથી એ ભૂલવું ન જોઇએ, પણ એક શાસ્ત્રનો અન્ય શાસ્ત્રો સાથે સંબંધ (inter-relation) વિચારવાથી જ્ઞાનનું જ્યોતિ ઝળહળી ઊઠે છે, એ ધ્યાનમાં રાખવું જોઈએ. પ્રતિષ્ઠા પામેલા પુરોગામી શાસ્ત્રોના જ્ઞાનરાશિનું ગ્રહણ કર્યા વિના પોતાને જ પંડિત માનનારા દુરાગ્રહી જનોની વિદ્યા, પ્રજ્ઞા પ્રસન્નતા પામતી નથી. જે વૃદ્ધોનું સેવન કરે છે, પુરોગામી શાસ્ત્રકર્તાઓ (old masters)નો આદર કરે છે અને बुद्धेः फलमनाग्रहः 'બુદ્ધિનું ફળ અનાગ્રહ છે' એ સૂત્ર હૃદયમાં કોતરી રાખી, નિરભિમાન ચિત્તે કોઈ પણ પૂર્વગ્રહ વિના પ્રાચીન શાસ્ત્રો તેમ જ વિવિધ જ્ઞાનના ભંડારરૂપ દર્શનોનું અવલોકન કરે છે તેમની પ્રતિભા અપૂર્વ પ્રકાશ પામે છે અને સ્વશાસ્ત્રનું નિરૂપણ કરવામાં, અત્યંત વિશદ પ્રતિપાદન કરવામાં ઉપકારક બને છે, એવો બન્ને શ્લોકોનો આશય મનમાં ધારણ કરવા જેવો છે.

[સંપાદક: એ. છે. ભટ્ટ, સંસ્કૃતના પ્રાધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

# ભારતીય સમાજવાદની વિશેષતા

**શંકર દત્તાત્રેય જાવડેકર**

[મહારાષ્ટ્રના પ્રખર ચિન્તક, ગાંધીવાદી વિચારક અને સમાજવાદી લેખક સદ્ગત આચાર્ય જાવડેકરે, સાને ગુરુજી સ્થાપિત પૂનાના સાપ્તાહિક 'સાધના'ના માર્ચ, ૧૯૫૩ના અંકમાં લખેલા લેખનો, શ્રીમતી પૂર્ણિમા પુ. માવળંકરે કરેલો અનુવાદ]

મહાત્મા ગાંધીએ ઈ. સ. ૧૯૧૭ની સાલમાં ચંપારણમાં હિન્દુસ્તાનમાંના સત્યાગ્રહનો પહેલો પ્રયોગ શરૂ કર્યો અને એ રીતે રશિયામાં પ્રભાવહીન ઠરેલાં ટૉલસ્ટૉયકૃત 'આધ્યાત્મિક તત્ત્વજ્ઞાન' અને 'અહિંસક ક્રાન્તિશાસ્ત્ર'ને ભારતમાં સફળ બનાવવાનો પ્રયત્ન શરૂ કર્યો. આ જ વર્ષમાં રશિયામાં લેનિનના નેતૃત્વ હેઠળ બોલ્શેવિકોએ સફળ રાજ્યક્રાંતિ કરીને માર્ક્સવાદના પ્રયોગના શ્રીગણેશ માંડ્યા. આજે એ બનાવોને લગભગ ૪૦ વર્ષ થવા આવ્યાં. આ ૩૫ કે ૪૦ વર્ષના ગાળામાં ભારતને સ્વાતંત્ર્ય પ્રાપ્ત થતાં જગતના રાજકારણમાં આગેવાની લેવાની અને આધ્યાત્મિક આદર્શ-નિષ્ઠામાંથી નિર્માણ થનારા શાન્તિવાદી ધ્યેયનો માર્ગ દુનિયાને બતાવવાની મહત્ત્વાકાંક્ષા એણે ધારણ કરી છે. ભારતના અંગમાં નિર્માણ થયેલું આ સામર્થ્ય અને એણે ધારણ કરેલી આ મહત્ત્વાકાંક્ષાઓનો ઉગમ મહાત્મા ગાંધીની અસામાન્ય નેતાગીરીમાં અને એમના અલૌકિક જીવનમાં દેખાઈ આવે છે. તેવી જ રીતે ભારતીય સંસ્કૃતિમાંની પરંપરાગત આધ્યાત્મિક પ્રવૃત્તિમાં અને બ્રિટિશ રાજ્યકર્તાઓની દૂરદર્શી અને સુસંસ્કૃત રાજનીતિમાં પણ આપણને એનો ઉગમ દેખાય છે. મહાત્મા ગાંધી ભારતના રાજકીય નેતા બન્યા એ પૂર્વે જ આધુનિક ભારતના અંતઃકરણમાં આધ્યાત્મિક આદર્શ-નિષ્ઠા જાગી હતી અને એણે રાષ્ટ્રીય ભાવનાનું નિર્માણ કરવા માંડ્યું હતું. એ જ રીતે, ભારતમાં નિર્માણ થનારી એ રાષ્ટ્રીય ભાવનાને માન્ય રાખો, ભારતીયોને આપણે વહેલી તકે સ્વરાજ્ય આપવું પડશે એની ખાતરી બ્રિટિશ રાજનીતિને એટલે કે બ્રિટનમાંના દૂરદર્શી મુત્સદ્દીઓને થઈ હતી. ભારતમાં જાગ્રત થયેલી અધ્યાત્મનિષ્ઠ રાષ્ટ્રીય ભાવના અને બ્રિટિશરોની દૂરદર્શી રાજનીતિના આધારે મહાત્મા ગાંધીએ ભારતીય રાજકારણમાં પોતાનો પ્રભાવ પાડ્યો અને આધુનિક ભારતને જગતમાંનાં બીજાં રાષ્ટ્રોની હરોળમાં લાવી મૂક્યું.

## રશિયન ક્રાન્તિ અને ભારતીય ક્રાન્તિ

જેને આપણે ભારતીય સ્વાતંત્ર્યની ક્રાંતિકારક લડત કહીએ છીએ અને રશિયામાંની બોલ્શેવિક ક્રાન્તિ એ નામથી જે ક્રાંતિકારક ઘટના જગતમાં પ્રસિદ્ધ છે, એની પાર્શ્વભૂમિ અને એનાં સ્વરૂપો એ એકબીજાથી તદ્દન જુદાં છે. ભારતને સંપૂર્ણ રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય ક્યારેક પણ પ્રાપ્ત થવાનું છે એ ઓળખીને ભારતમાં લોકશાહીનું રાજકારણ, ભલે થોડે ઘણે અંશે પણ, શરૂ કરવાની નીતિ બ્રિટિશ લોકોએ પહેલેથી સ્વીકારી હતી. એ જ પ્રમાણે બ્રિટિશ લોકો આધુનિક સંસ્કૃતિમાં આગળ પડતા રાજ્યકર્તા હોવાથી માનવસંસ્કૃતિમાં પાછળ રહી ગયેલું આપણું રાષ્ટ્ર બ્રિટિશો પાસેથી આધુનિક રાષ્ટ્રીયત્વ અને લોકશાહીના પદાર્થપાઠો આત્મસાત્ કરશે તો બ્રિટિશ લોકો લોહિયાળી ક્રાન્તિ થવા ન દેતાં, સમજણપૂર્વક અને દૂરદૃષ્ટિથી, આ રાષ્ટ્રમાંની પોતાની સત્તા હટાવી લેશે એવી આશા હિંદી રાષ્ટ્રીય મહાસભાના નેતાઓએ મહાત્મા ગાંધી પાસે રાજકીય નેતૃત્વ જતાં પહેલાં જ, હિંદી રાષ્ટ્રના અંતઃકરણમાં જાગૃત કરવાનો પ્રયત્ન ચાલુ કરી દીધો હતો. આ કારણથી ભારતમાંની સ્વાતંત્ર્યપ્રાપ્તિની લડતને કેવળ બે રાષ્ટ્ર વચ્ચેની સ્વાર્થબુદ્ધિની લડતનું સ્વરૂપ પ્રાપ્ત ન થતાં, આ લડતના મૂળમાં કેટલાંક ન્યાયનીતિનાં તત્ત્વો હોવાથી ઉભયપક્ષો આમાં દૂરદર્શી ન્યાયની અને નીતિની દૃષ્ટિએ એકબીજા પ્રત્યે વર્તન કર્યે રહ્યાં. વળી લોહિયાળ ક્રાન્તિ ન થતાં બે સુસંસ્કૃત રાષ્ટ્ર વચ્ચેનો ઝઘડો શાંતિના અને શિષ્ટતાના માર્ગથી પતાવી શકાય એવી નિષ્ઠા ધરાવનાર લોકો બ્રિટિશ અને હિંદી રાષ્ટ્રમાં ઠીક ઠીક સંખ્યામાં જણાતા હતા. આવું હોવા છતાં પણ, પહેલા મહાયુદ્ધને અંતે બ્રિટિશ રાષ્ટ્રે હિંદી પ્રજાને જે નિર્માલ્ય સુધારા આપ્યા અને ભારતે એમનો ધિક્કાર કર્યો એથી હિંદી રાષ્ટ્રમાંની રાષ્ટ્રીય ચળવળ દબાવી દેવા માટે રૉલેટ કાયદા જેવા દમન

શાહીના કાયદા કરી રાખ્યા. પરિણામે હિંદી જનતાને સમજવા લાગ્યું કે, સ્વરાજ્યપ્રાપ્તિ માટે કાયદાના બંધનમાં રહી ચળવળ કરવાનો આપણો સમય પૂરો થયો છે. આવે વખતે મહાત્મા ગાંધીએ સત્યાગ્રહની લડત શરૂ કરતાં જ જલિયાંવાલા બાગમાં મળેલા નિઃશસ્ત્ર ટોળા પર ગોળીબાર કરવાનો બનાવ થવાથી હિંદી જનતાનો અને રાષ્ટ્રીય નેતાઓનો બ્રિટિશ રાષ્ટ્ર પરનો વિશ્વાસ પૂરેપૂરો ઊઠી ગયો અને મહાત્મા ગાંધીએ કાયદાભંગનું જે નવું હથિયાર હિંદી જનતાના હાથમાં આપ્યું એ જોઈ બ્રિટિશ રાજ્યકર્તાઓને પણ એવું લાગવા માંડ્યું કે હિંદુસ્તાનમાં હવે ક્રાંતિકારક ચળવળો શરૂ થવાની અને એ ચળવળો મહાત્મા ગાંધીની ઇચ્છા વિરુદ્ધ અત્યાચારી સ્વરૂપ ધારણ કરવાની.

આ વખતે મહાત્મા ગાંધી જેવા અવ્યભિચારી સત્યનિષ્ઠ અને નિરપવાદ અહિંસાવાદી નેતા ભારતને મળ્યા ન હોત તો બ્રિટિશ અને ભારત વચ્ચેની સ્વાતંત્ર્યની લડતનું સ્વરૂપ આખર સુધી જેવું સમજણભર્યું અને માનવતાભર્યું ટકી રહ્યું તે ટકી રહ્યું ન હોત, પણ ગાંધીજીનાં આ અવ્યભિચારી સત્યનિષ્ઠા અને નિરપવાદ અહિંસાવાદનો તર્કશુદ્ધ નિષ્કર્ષ એટલે જ આધ્યાત્મિક અરાજ્યવાદ. અવ્યભિચારી સત્યનિષ્ઠા અને નિરપવાદ અહિંસાવૃત્તિની દીક્ષા લઈ જેમને ક્રાંતિકારક રાજકારણ કરવું હોય એમનું અંતિમ ધ્યેય કેવળ લોકશાહી અથવા સમાજવાદ ન રહેતાં એ અરાજ્યવાદ જ રહી શકે.

મહાત્મા ગાંધી એ વાત સમજી ગયા હતા અને તેથી જ તેઓ ટૉલસ્ટૉયના ભક્ત બન્યા હતા. રશિયામાં નિષ્ફળ ગયેલું અને બોલ્શેવિક પક્ષની સરમુખત્યારશાહીની રણગાડી નીચે કચડાઈ ગએલું આ અરાજ્યવાદી ધ્યેય, મહાત્મા ગાંધી ભારતમાં પ્રભાવશાળી બનાવી શક્યા એનું કારણ ભારતીય સ્વાતંત્ર્યની લડતમાં પ્રથમથી જ એક પ્રકારનું માણસાઇનું અને સુમેળનું વાતાવરણ નિર્માણ થયેલું હતું. પહેલા મહાયુદ્ધની આખરમાં જે ક્રાંતિકારક વંટોળની હવા આખી દુનિયામાં ફેલાઈ એ પરિસ્થિતિમાં માણસાઇનું અને સુમેળનું આ વાતાવરણ ટકાવી રાખવા અને ભારતીય ક્રાન્તિને હિંસક સ્વરૂપ ન આવવા દઈને એને સફળ બનાવવામાં મહાત્મા ગાંધીની આ અધ્યાત્મનિષ્ઠ ધ્યેયનિષ્ઠાનો અને એ ધ્યેયનિષ્ઠાની વ્યાવહારિક મર્યાદા જાણીને એ પ્રમાણે વર્તવાના એમનામાં રહેલા વાસ્તવવાદી મુત્સદ્દીપણાનો અત્યંત ઉપયોગ થયો છે.

રશિયામાં ઝારની કારકિર્દી દરમિયાન ત્યાંના રાજ્યકર્તા અને પ્રજાજનની લડતના ઇતિહાસમાં આટલું સુમેળનું અને માણસાઈનું વાતાવરણ ક્યારેય નિર્માણ થયું નહોતું. આવા આરોગ્યપ્રદ વાતાવરણને અભાવે લેનિને માર્ક્સવાદને વધારે સરમુખત્યારશાહી અને ક્રૂર એવું સ્વરૂપ આપ્યું અને એમના પ્રયત્નોમાંથી નિર્માણ થયેલી મજૂરશાહી આખરે એકપક્ષીય અનિયંત્રિત સત્તા બની અને એની તળે લોકસત્તાનો અને વ્યક્તિસ્વાતંત્ર્યનો પૂરેપૂરો લોપ થયો. રશિયામાંનું રાજકીય વાતાવરણ, આખી દુનિયામાં પંછાત એવી ત્યાંની ઝારશાહી, તથા લોકશાહી અને વ્યક્તિસ્વાતંત્ર્યનો અનુભવ ક્યારેય ન લીધેલો એવી ત્યાંની અશિક્ષિત પ્રજા એ બધાંનું આ એક સ્વાભાવિક ફળ જ છે એવું પણ એક રીતે આપણે કહી શકીએ.

## આત્મરાજ્યવાદ અને વ્યાવહારિક રાજકારણ

આધ્યાત્મિક અરાજ્યવાદ અથવા આત્મરાજ્યવાદ એ માણસની આદર્શનિષ્ઠાને અનુરૂપ એવું તર્કશુદ્ધ ધ્યેય હોય તો પણ આ ધ્યેય મૂર્ત સ્વરૂપમાં ક્યારેય આવવાનું નથી એ શંકાને કારણે એ સ્વીકારનારાઓથી કોઈ પણ જાતનો રાજકીય વ્યવહાર થવાનો નથી અને એ ધ્યેયની સામાજિક વ્યવહારની દૃષ્ટિએ કોઇ જ ઉપયોગિતા નથી એમ માનનારા અનેક વિચારવંતો છે. પરંતુ મહાત્મા ગાંધીએ અરાજ્યવાદની વ્યાવહારિક ઉપયોગિતા બતાવી દીધી હોવાથી આ ધ્યેય સ્વીકારીને પણ રાજકીય અને સામાજિક ક્રાન્તિની નેતાગીરી આપણે કરી શકીએ છીએ એ પ્રત્યક્ષ બનાવી આપ્યું છે. તેવી જ રીતે મહાત્મા ગાંધીની સત્યાગ્રહી જીવનનિષ્ઠા આત્મસાત કરનારા આચાર્ય વિનોબા ભાવે આજે પોતાના પ્રભાવશાળી વ્યક્તિત્વથી ભારતમાં અનિવાર્ય બનેલી સામાજિક અને આર્થિક ક્રાન્તિને પ્રેરણા આપી રહ્યાનું સ્પષ્ટ દેખાય છે. આ સામાજિક ક્રાન્તિનું કાર્ય કરનારાંઓએ આજના વિજ્ઞાનનો અને સમાજશાસ્ત્રનો પૂરેપૂરો ઉપયોગ કરી, પ્રાચીન ઋષિઓએ જે પ્રકારની સમાજરચના કરી, તેનાથી અધિક શ્રેષ્ઠ પ્રકારની સમાજરચના કરવાની

આજે આવશ્યકતા ઊભી થઈ છે એવું તેઓ (આચાર્ય વિનોબા) ચોખ્ખું પ્રતિપાદન કરે છે. આ વિષે તેઓ એક ઠેકાણે કહે છે:

'આજના ઋષિઓ સમક્ષ સમગ્ર દુનિયાના પ્રશ્નો છે. પ્રાચીન ઋષિ જોકે આખા જગતનું ચિંતન કરતા તોપણ એમની સામે વ્યાપક પ્રશ્નો મર્યાદિત જ હતા. આજના ઋષિઓ સામે વ્યાપક પ્રશ્નો છે. વિજ્ઞાન અને સમાજશાસ્ત્ર એ જ એનાં કારણરૂપ છે. આજના નિતિ-વિષયક વિચારો ખૂબ પ્રગતિશીલ છે. વિજ્ઞાન અને ધર્મ એ બેમાં વિરોધ નથી. એક બાજુથી ધર્મ અને બીજી બાજુએથી સૃષ્ટિવિજ્ઞાન એ બંને પણ માનવજીવન પર પ્રકાશ નાખે છે. આધ્યાત્મિક વિચારોથી અંદરનો પ્રકાશ વધે છે. સૃષ્ટિવિજ્ઞાનથી બહારનો પ્રકાશ વધે છે. આ બંનેય પ્રકાશ વિરોધી નહીં પણ પરસ્પર પોષક છે. પક્ષી જે પ્રમાણે બે પાંખોને આધારે ઊડે છે તે જ પ્રમાણે માનવજીવન આ બે પાંખો પર પ્રગતિ કરે છે. આજે માનવ બધાં જ ક્ષેત્રોમાં પ્રગતિ કરે છે. આજે એની સામે રહેલા પ્રશ્નો વધુ કઠિન, સૂક્ષ્મ અને વ્યાપક છે. આ પ્રશ્નો ઉકેલવા માટે નવા ઉપાયો શોધી કાઢવાની જરૂર છે. જો તે અમે શોધ્યા નહીં તો આજના જમાનામાં કામ કરવાને અમે લાયક ઠરશું નહીં. તેથી આજના વિકસેલા વિજ્ઞાનશાસ્ત્રની અને સમાજશાસ્ત્રની મદદથી અમારે નવા ઉપાયો શોધવા જોઈશે.'

ઉપરનો વિચાર વાંચતી વખતે મહાત્મા ગાંધીએ ભારતીય સંસ્કૃતિના અભિમાનીઓનાં અંતઃકરણમાં આજના પ્રગતિશીલ વિજ્ઞાન અને સમાજશાસ્ત્રનો ઉપયોગ કરી એમાં ઉમેરો કરવાની અને નવસમાજનિર્માણની મહત્ત્વાકાંક્ષા કેવી રીતે નિર્માણ કરી છે તે બરાબર દેખાઈ આવે છે. નવી સમાજરચના અને નવી આર્થિક અથવા રાજકીય ઘટના નિર્માણ કરવાની આ પ્રેરણા ભારતીય સંસ્કૃતિના અંતરંગમાંથી, કંઈ નહીં તોયે બે હજાર વર્ષથી તો, નષ્ટ થઈ હતી. આ પ્રેરણા યુરોપીય સંસ્કૃતિમાં સોળમી ને સત્તરમી સદીથી ખ્રિસ્તી અનુયાયીઓએ જાગૃત કરવાની શરૂઆત કરી, અને એ પ્રેરણામાંથી નિર્માણ થયેલા સામાજિક ધ્યેયો મહાત્મા ગાંધીએ આત્મસાત્ કરી, ભારતમાં પ્રાચીન ઋષિઓએ પ્રકટ કરેલી આ પ્રેરણાને ગયાં ૪૦-૫૦ વર્ષમાં ભારતીય અંતઃકરણમાં ફરી જાગૃત કરી. આ કારણથી ભારતમાં નિર્માણ થએલો ક્રાન્તિવાદ આધુનિક યુરોપમાંના ક્રાન્તિવાદનો અંધ અનુયાયી બન્યો નહીં. ઊલટું, સર્વ ક્રાન્તિવાદની માતા એવી ચૈતન્યમય અધ્યાત્મવૃત્તિનું અધિષ્ઠાન ભારતીય ક્રાન્તિવાદને પ્રાપ્ત કરી આપાવી એણે એને એકદમ આત્મરાજ્યના ધ્યેય-શિખર પર લઈ બેસાડી. પણ ઉન્નત માનવી અંતઃકરણને ગોચર થતું આત્મરાજ્ય, બાહ્ય સમાજમાં સાકાર થવા લગ્યું. તેને વિકેન્દ્રિત લોકશાહી સામાજવાદનું જ મૂર્ત સ્વરૂપ આવવાનું, એ જાણીને ભારતીય ક્રાંતિને પ્રથમ રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય પછી લોકશાહી અને તે પછી વિકેન્દ્રિત સામાજવાદ એ સાધ્યો પ્રાપ્ત કરી લેવાનો માર્ગ બતાવી આપ્યો.

## પહેલી શક્તિ

આજના ભારતમાં મહાત્મા ગાંધીના વિચારોનો પ્રભાવ જેમની પર પડ્યો છે એવી ત્રણ શક્તિ સંચાર કરી રહી હોઈ જેમની પર મહાત્મા ગાંધીના વિચારોનો પ્રભાવ જરાયે પડ્યો નથી એવી સામ્યવાદી ક્રાંતિકારીઓની એક શક્તિ પણ આ દેશમાં પોતાનો પ્રભાવ પાડવાનો પ્રયત્ન છેલ્લાં ૩૦-૪૦ વર્ષથી કરી રહ્યાનું જણાય છે. આ ચોથી શક્તિ ભારત પર પોતાનો પૂર્ણ પ્રભાવ પાડશે એવો સંભવ આજે તો કાંઈ દેખાતો નથી. આ દેશમાંનાં સર્વ રાજ્યો અને કેંદ્ર સરકાર કૉંગ્રેસ પક્ષના હાથમાં હોવાથી એ પક્ષનું નેતૃત્વ પંડિત જવાહરલાલ નેહરુ પાસે ગયું છે. પંડિત નેહરુ પોતે સમાજવાદી વિચારોના પુરસ્કર્તા હોય તોપણ એમનો પક્ષ એ સમાજવાદી પક્ષ ન હોવાથી એ ભારતમાંનો રાષ્ટ્રવાદી પક્ષ જ છે એમ કહેવામાં કંઈ વાંધો નથી. પહેલાંની કૉંગ્રેસ સંસ્થામાં રાષ્ટ્રવાદી, સમાજવાદી અને ગાંધીવાદી એવાં ત્રણ જૂથો જણાતાં હતાં. આમાંનો કૉંગ્રેસ પક્ષ એ પહેલાંની કૉંગ્રેસમાંની રાષ્ટ્રવાદી પ્રવૃત્તિનો પ્રતિનિધિ હોઈ એની આગેવાની પંડિત નેહરુ જેવા સમાજવાદી વિચાર ધરાવનાર નેતાને આપવા માટે મહાત્મા ગાંધીને પુષ્કળ પ્રયત્નો કરવા પડ્યા છે. રાષ્ટ્રવાદી જૂથને પંડિતજીનું નેતૃત્વ બિલકુલ જોઈતું નહોતું. પરંતુ ગાંધીજીના આગ્રહથી તેમ જ અહીંના સુશિક્ષિત યુવાન વર્ગમાં અને ખેડૂત-મજૂર વર્ગમાં સમાજ-વાદી ધ્યેયનો પ્રચાર ખૂબ મોટા પ્રમાણ પર છેલ્લાં ૨૫-૩૦ વર્ષમાં થતો રહ્યો હોવાથી પંડિતજીનું નેતૃત્વ

સ્વીકારવાનું હિંદી રાષ્ટ્રવાદીઓ માટે અનિવાર્ય બન્યું. આ કારણથી જ્યારે જ્યારે જનતા સમક્ષ જઈ પ્રચાર કરવાનો અથવા મત માગવાનો પ્રસંગ આ પક્ષને આવે છે ત્યારે ત્યારે પંડિતજીના નેતૃત્વ તરફ આંગળી ચીંધી 'આપણા પક્ષનું અંતિમ ધ્યેય સમાજવાદની સંસ્થાપના' જ છે એવો પ્રચાર આ પક્ષને કરવો પડે છે. આનું પરિણામ એ આવે છે કે હિંદી રાષ્ટ્રવાદનો પ્રવાહ ભલે મંદ ગતિએ કેમ ન હોય, પણ સમાજવાદી દિશાએ જ તે વહે છે. મહાત્મા ગાંધીના આગ્રહથી કેમ ન હોય પણ હિંદી રાષ્ટ્રવાદની પ્રગતિ સમાજવાદી દિશાએ જ થવી જોઇએ એ વાત આજે ભારતમાં લગભગ સર્વ-સામાન્ય થઈ ગઈ છે. પરંતુ આ સર્વસામાન્ય થયેલી વાતને પ્રત્યક્ષ સફળ બનાવવાનું સામર્થ્ય સર્વસત્તાધારી બનેલા આ રાષ્ટ્રીય પક્ષનાં અંગમાં આવવાનાં ચિહ્નો જણાતાં નથી. એથી વિરુદ્ધ એ પક્ષ દિવસે દિવસે વધુ ને વધુ તત્ત્વભ્રષ્ટ થતો જતો હોય એવું જ દેખાતું જાય છે. આનું કારણ આ પક્ષનું પ્રચારિયું ધ્યેય. સમાજવાદી હોય તોપણ એમાંના અનેક પ્રતિષ્ઠિત નેતાઓનો સમાજવાદી ધ્યેય પર વિશ્વાસ ન હોવાથી એ દિશામાં કોઈ પણ પગલું ભરવાનો પ્રસંગ આવતાં, એ પક્ષમાં ઉચ્ચાસન ધારણ કરી બેઠેલા આ પ્રતિષ્ઠિત લોકો ફાવે તે તકસાધુઓ સાથે હાથ મિલાવી એવું પગલું પક્ષ ભરે નહીં એવી પરિસ્થિતિ નિર્માણ કરે છે. પંડિત નેહરુ આવી પ્રતિકૂળ પરિસ્થિતિને મહાત કરી સમાજવાદી દિશાએ પોતાના રાષ્ટ્રની પ્રગતિ કરવામાં સફળ થઈ શક્યા નથી. ભારત-માંની કેન્દ્ર સરકાર અને રાજ્ય સરકારો જે પક્ષના હાથમાં છે તે પક્ષની શક્તિ આવા પ્રકારની છે, એ બધું ખરું હોય તો આ પક્ષ લોકશાહીનિષ્ઠ અને શાંતિવાદથી બંધાએલો હોવાથી લોકશાહી પદ્ધતિથી અને શાંતિથી સમાજવાદની સંસ્થાપના કરનાર પક્ષ કદાચ આગળ આવે તો એને દબાવી શકનાર નથી, એ ભારતીય રાજકારણની આજની વાસ્તવિક અવસ્થા છે. આ અવસ્થા-માંથી ફૅસિઝમ જેવા મૂડીદાર વર્ગની સરમુખત્યારશાહીનો ઉદય થવાનો જરાયે સંભવ નથી.

## બીજી શક્તિ

આજના ભારતમાં મહાત્મા ગાંધીના રાજકારણનો પ્રભાવ જેમના પર પડ્યો છે એવી બીજી શક્તિ એટલે હિંદી સમાજવાદી અથવા પ્રજા-સમાજવાદી પક્ષ. આચાર્ય કૃપાલાની જેવા ગાંધીવાદી અને આચાર્ય નરેન્દ્ર દેવ જેવા માર્ક્સવાદી આ પક્ષમાં આજે મળતા હોઈ લોકશાહી રાજ્યનું રૂપાંતર સમાજવાદી લોકશાહીમાં કરવાની નીતિ આ પક્ષે સ્વીકારેલી છે. તેમ જ મૂડીવાદને કારણે નિર્માણ થનારા વર્ગવિગ્રહની લડતો આપણે સત્યા-ગ્રહી પદ્ધતિથી ચલાવીએ અને આપણી સમાજવાદી આર્થિક ઘટના વિકેન્દ્રીકરણના તત્ત્વ પર ચણીએ એવું તે જાહેર કરે છે. આ રીતે સત્યાગ્રહી લડતનું તંત્ર અને વિકેન્દ્રિત આર્થિક ઘટનાનાં તત્ત્વ—આ બંને આ પક્ષે ગાંધીવાદ પાસેથી આત્મસાત્ કર્યાં હોવાથી પોતાની સામાજિક અને આર્થિક ક્રાન્તિનું ધ્યેય સમાજવાદી લોકશાહીની સંસ્થાપના જ હોવાનું આ પક્ષે નિઃસંદિગ્ધ-પણે જાહેર કર્યું છે. શ્રી જયપ્રકાશ નારાયણ જેવા સાત્ત્વિક વૃત્તિ અને ક્રાન્તિકારક અંતઃકરણવાળા અસામાન્ય નેતા આ પક્ષને મળ્યા હોવાથી આ પક્ષની શાંતિવાદ પરની નિષ્ઠા એકસરખી વધતી જાય છે. માર્ક્સવાદી વિચારો-માંથી આ પક્ષનો ઉદય થયો હોય તોપણ આ પક્ષના પુરસ્કર્તાઓએ હવે ગાંધીવાદ પૂર્ણપણે આત્મસાત્ કર્યો છે. માત્ર, એમની ભૂમિકા સમાજવાદી છે, અરાજ્ય-વાદની અથવા આત્મરાજ્યવાદની નથી, એની પણ એમને પૂરી જાણ છે. સર્વસામાન્ય માણસ, કંઈ નહીં તો હાલ તરત, નિરપેક્ષ અહિંસાવાદી બની શકવાનો નથી અને એની સત્યનિષ્ઠા તથા અહિંસાવૃત્તિ ટકી રહીને એની વૃદ્ધિ થવામાં આજની મૂડીવાદી આર્થિક ઘટના પ્રતિકૂળ હોવાથી સર્વસામાન્ય મનુષ્યને આર્થિક સલામતી અને ખાતરી આપવા માટે મૂડીવાદી આર્થિક ઘટના તોડી નાખીને સમાજવાદની સંસ્થાપના કરવી એ જ સર્વ-સામાન્ય મનુષ્યને વધુ સત્યનિષ્ઠ અને અહિંસાવાદી બનાવ-વાનો ખરો માર્ગ છે, એ એમણે જાણી લીધું છે. સમાજ-વાદની સંસ્થાપનામાં એમને માત્ર રોટલાનો અથવા પેટનો પ્રશ્ન ન દેખાતાં સામાજિક નીતિમત્તાનું ધોરણ ઊંચું લાવવું જોઈએ અને સમાજની પ્રગતિ સત્યનિષ્ઠાની અને અહિંસાવૃત્તિની દિશાએ થતી રહે એવો પણ એમનો સમાજસત્તાક ક્રાંતિ તરફ જોવાનો દૃષ્ટિકોણ છે. સમાજમાંના કેટલાક લોક કોઈ પણ જાતની પરિસ્થિતિમાં પોતાની નીતિમત્તા ટકાવી રાખી શકે તોપણ, સર્વસામાન્ય

મનુષ્ય હજી સુધી આ ઊંચાઈએ ચઢેલા નથી એ લક્ષમાં લઈ સામાજિક હિત કરવાની ઇચ્છા ધરાવનારાઓએ સમાજની નૈતિક ઉન્નતિને જરૂરી એવી આ આર્થિક ક્રાંતિ કરી બતાવવા માટે પોતાનું સર્વસ્વ અર્પણ કરવું જોઇએ, એવું આ પક્ષનું ધોરણ છે. એટલું ખરું કે સમાજની સંસ્કૃતિનો વિકાસ કરવા માટે જ આપણે આ સમાજસત્તાક ક્રાન્તિ કરવાની હોવાથી એ કરતી વખતે હીન સાધનોનો ઉપયોગ કરવો નહીં અને બની શકે ત્યાં સુધી શાંતિ અને લોકશાહી પદ્ધતિથી આ ક્રાંતિ કરી બતાવવી એવું આ પક્ષનું સર્વસામાન્ય વિચારસૂત્ર છે. તેથી આ ધોરણ આપણા રાષ્ટ્રની આજની અવસ્થામાં અનુરૂપ અને સફળ થાય એવું છે એવી એમની શ્રદ્ધા છે. મહાત્મા ગાંધીના વાસ્તવવાદી રાજકારણનો અને રાજકીય વ્યવહારનો વારસો આ પક્ષને મળેલો છે અને એની પાછળ રહેલ ક્રાંતિકારક વૃત્તિ આજના ભારતમાં ટકાવી રાખવાનું કાર્ય વિવિધ રાજકીય પક્ષો પૈકી આ જ એક પક્ષ કરી રહ્યો છે, એવું કહેવામાં કંઈ જ વાંધો નથી.

### ત્રીજી શક્તિ

કૉંગ્રેસ પક્ષ અને પ્રજાસમાજવાદી પક્ષ એ બે રાજકીય અને સામાજિક શક્તિઓનું વર્ણન ઉપર પ્રમાણે કરી શકાય. આજના ભારતમાં હજી એક ત્રીજી શક્તિ આચાર્ય વિનોબા ભાવેના ભૂદાન-યજ્ઞરૂપે પ્રકટ થાય છે. આ ત્રીજી શક્તિ એટલે ભારતીય સમાજમાં સર્વાંગીણ ક્રાંતિ કરવા ધારતી આધ્યાત્મિક આદર્શનિષ્ઠાની શક્તિ. મહાત્મા ગાંધીના જીવનમાંથી જેમણે નિરપેક્ષ અહિંસાવૃત્તિનો અને સત્યનિષ્ઠાનો બોધ લીધો છે એવા સત્યાગ્રહી લોકસેવકોની આ શક્તિ છે. એનું સ્વરૂપ માત્ર રાજકીય નહીં હોવાથી એ સાંસ્કૃતિક છે. આજની માનવ સંસ્કૃતિને આવશ્યક એવું આધ્યાત્મિક અધિષ્ઠાન નિર્માણ કરવું અને એ આધ્યાત્મિક અધિષ્ઠાન પર ચાલવાની સામાજિક સંસ્કૃતિ આત્મરાજ્યના અંતિમ ધ્યેય તરફ સતત પ્રગતિ કરતી રહેશે એવી સંભાળ લેવી એ આ ત્રીજી શક્તિનું ખરું કાર્ય છે.

### કૉંગ્રેસ અને પ્રજાસમાજવાદી પક્ષોનું કાર્ય

ઉપર બતાવેલી ત્રણ શક્તિનો પ્રભાવ જો ભારતીય સમાજમાં જલદીથી પડ્યો, તો એના આધારે ભારતમાં નિર્માણ થયેલી લોકશાહીને સમાજવાદી સ્વરૂપ બહુ થોડા વખતમાં પ્રાપ્ત થશે અને ભારતીય લોકશાહી આંતરિક અને બાહ્ય જોખમોથી સદાને માટે મુક્ત બનશે. આ ક્રાંતિ થવા માટે આ ત્રણેય શક્તિઓ એક સરખી ઉપયોગી થઈ પડવાની હોઈ એ ક્રાંતિમાં આમાંની દરેક શક્તિનું એક વિશિષ્ટ કાર્ય છે. આજની મૂડીવાદી લોકશાહીમાં જે વર્ગવિગ્રહ ફૂલ્યોફાલ્યો છે એ વર્ગવિગ્રહમાંથી રાષ્ટ્રમાં અરાજકતા પ્રવર્તે નહીં એ માટે અત્યાચારી સાધનોનો ઉપયોગ કરનારાં અરાજકોને દબાવી દઈને દેશમાં શાંતિ અને સુવ્યવસ્થા ટકાવી રાખવી અને શાંતિના માર્ગે સામાજિક ક્રાંતિ લાવનારાઓને યોગ્ય અવસર આપવો, એ કામ કૉંગ્રેસ પક્ષે કર્યા કરવું જોઇશે. એની સાથોસાથ અનત્યાચારી અસહકાર અને સવિનય કાયદાભંગ એ સાધનો સામાજિક પ્રગતિના કામમાં ઉપયોગમાં લાવી, સામાજિક ક્રાંતિનો વેગ વધારવાનો હક્ક ભારતીય નાગરિકોને હોવો જોઈએ, એ જાણીને સત્યાગ્રહી પદ્ધતિથી મૂડીવાદને લડત આપી સમાજવાદી ક્રાન્તિ કરી બતાવી ચાહનાર સમાજવાદી પક્ષને અત્યાચારી અથવા કમ્યુનિસ્ટ ક્રાંતિકારોની હરોળમાં બેસાડવાનો અવિવેક એમણે કરવો જોઈએ નહિ. આપણા દેશમાં જવાબદાર વિરોધ પક્ષની પણ જરૂર નથી એવો આપખુદીભર્યો પ્રચાર અથવા આવી આપખુદ વૃત્તિ તેમણે રાખવી જોઇએ નહીં. તેમ જ લોકશાહી નીચે સવિનય કાયદાભંગ, અનત્યાચારી અસહકાર અથવા સત્યાગ્રહને સ્થાન જ નથી હોતું, એવો પ્રચાર પણ એમણે કરવો જોઈએ નહીં. શાંતિમય ક્રાંતિનાં આ તત્ત્વો એ મહાત્મા ગાંધીનો આધુનિક ભારતને મળેલો બહુ મૂલ્યવાન વારસો હોઈ, એ થાપણને લીધે જ ભારતમાં કમ્યુનિસ્ટોનું સશસ્ત્ર ક્રાંતિતંત્ર ઉપયોગમાં લાવવાની આવશ્યકતા રહેવાની નથી, એની ભારતીય સમાજવાદીઓને ખાતરી થઈ ચૂકી છે. મહાત્મા ગાંધીજીની આ થાપણનું જતન કરીને એ વધારવી અને એમને અભિપ્રેત એવું સમાજવાદી રાજ્ય લોકશાહી પદ્ધતિથી આ દેશમાં નિર્માણ કરવું એ કાર્ય અહીંના સમાજવાદી પક્ષે કરવાનું છે. અરાજ્યવાદ અથવા આત્મરાજ્યવાદ એ ધ્યેય આધ્યાત્મિક દૃષ્ટિએ સર્વશ્રેષ્ઠ હોય તોપણ તે મૂર્ત સ્વરૂપમાં આવવાનું ન હોવાથી એનું મૂર્ત સ્વરૂપ વિકેન્દ્રિત સમાજવાદી લોકશાહી જ છે એ આ પક્ષે બરાબર ઓળખ્યું છે.

હાથમાં રાજ્યસત્તા હતી ત્યારે પણ સમાજની પ્રગતિ અટકી ગઈ નહોતી. પરંતુ આવાં ઉદાહરણો માત્ર અપવાદ તરીકે જ ઇતિહાસમાં જોવા મળે છે. 'એક' વ્યક્તિના હાથમાં અગર 'એકાદ જૂથ' ના હાથમાં સત્તા હોય ત્યારે 'લોકોના હિત તરફ' જોઈતું ધ્યાન અપાતું નથી. પરંતુ, લોકશાહીમાં લોકોનું સુખ એ જ રાજ્ય વહીવટની મુખ્ય બાબત હોય છે, તેથી 'એક'શાહી કરતાં 'લોકશાહી' વધારે આવકારદાયક લાગે છે. પ્રજાના કલ્યાણ માટે સરકાર છે, સરકારના કલ્યાણ માટે પ્રજા નથી એ તત્ત્વ ધ્યાનમાં રાખીએ તો લોકશાહી જ એકંદરે સારી એમ જણાશે.

જો 'એક'શાહી કરતાં લોકશાહી સારી તો, લોકશાહી હોય ત્યાં લોકોના સુખ પ્રત્યે ધ્યાન અપાય જ એવું ખરું? આવો સવાલ કેટલાક પૂછે છે. લોકશાહીના માર્ગે લોકોનું કલ્યાણ થવું, અગર તો એમના પર દુઃખ પડવું; એ પણ લોકો પર જ અવલંબે છે. લોકો સમજદાર હોય, નૈતિક ભાવનાથી ચાલનારા હોય, નાગરિકતાનાં હક્કો અને કર્તવ્ય શાં છે એ સમજી લઈને એ પ્રમાણે વર્તનારા હોય તો લોકશાહી સફળ થઈ શકે. જો આ ગુણો ઓછા પ્રમાણમાં હશે તો લોકશાહીની સફળતા ઓછા પ્રમાણમાં જોવા મળશે. જેવું આપણું રૂપ હોય તેવું જ તે અરીસામાં દેખાય છે. એ જ રીતે, જેવા લોકો તેવી જ લોકશાહી દેખાય અને હોય.

લોકશાહી વિશે અનેક ગેરસમજ આપણામાં પ્રવર્તે છે. લોકોએ એક વાર પ્રતિનિધિઓ ચૂંટીને મોકલ્યા એટલે લોકશાહીનું કામ પતી ગયું એવું નહીં માનવું જોઇએ. ચૂંટાઈ આવેલા પ્રતિનિધિઓએ લોકોનું કલ્યાણ કરવાના પ્રયત્નો ચાલુ રાખવા જોઇએ. લોકોએ ચૂંટી કાઢેલા પ્રતિનિધિઓ લોકશાહીના માર્ગ ઉપર જેટલી દૃઢ શ્રદ્ધા રાખનારા હશે, જેટલા કાર્યક્ષમ હશે, જેટલા પ્રમાણમાં ક્ષતિઓ દૂર કરવાના પ્રયાસો તેઓ કરશે તેટલા પ્રમાણમાં લોકશાહી સફળ થશે. પ્રતિનિધિઓને મત આપીને ચૂંટી કાઢવાની જુદી જુદી અનેક પદ્ધતિઓ હોય છે. એક વોર્ડમાંથી પાંચ પ્રતિનિધિઓ ચૂંટવાના હોય તો એક જ વ્યક્તિને પાંચ મત આપી શકાય, અગર દરેક વ્યક્તિને એકેક મત આપી શકાય. અથવા તો, ઊભા રહેલા ઉમેદવારોને મળેલા મતમાંથી વધારેમાં વધારે મત મેળવેલા પાંચ ઉમેદવારોની પસંદગી કરી શકાય. કેટલાક પ્રતિનિધિઓ ચૂંટતી વખતે આપણે લઘુમતિ–મંડળોમાંના લોકો સારુ કેટલીક બેઠકો અનામત રાખીએ છીએ. આમ, વિવિધ પ્રકારે, લોક પ્રતિનિધિઓને ચૂંટી કાઢવાનો હેતુ એ હોય છે કે બધા ક્ષેત્રોના અને બધી કક્ષાઓના, સર્વ લોકોના, સર્વપ્રકારના વિચારોનું પ્રતિનિધિત્વ કરે એવા લોકો ચૂંટાઈ આવે. પણ આ રીતે તેઓ બધા કેવળ ચૂંટાઈ આવ્યાથી કામ પૂરું થતું નથી. ચૂંટાઈ આવેલાઓએ સેવાવૃત્તિથી, ચારિત્ર્ય વડે, સભ્યતાથી, સફળતાપૂર્વક, લોકકલ્યાણને અનુસરીને વહીવટ કરવો જોઇએ. મતદારો જે પ્રતિનિધિઓને ચૂંટે છે તે આમજનતામાંથી જ ચૂંટે છે. એટલે ઉપરના ગુણો આમજનતામાં જેટલા પ્રમાણમાં હશે એટલા પ્રમાણમાં જ એ ગુણો, ચૂંટાયેલા પ્રમિનિધિઓમાં પણ સામાન્યતઃ જોવા મળશે એ તો દેખીતું જ છે.

લોકશાહીનો વહીવટ કેવળ મતગણતરી કરીને સફળ બનાવી શકાતો નથી. કેટલીક વાર મત ગણવા પડે છે; એ ગણવા પણ જોઇએ. પરંતુ, આવી મતગણતરી ઉપર જ લોકશાહી અવલંબે છે, અગર મતગણતરી એ જ લોકશાહીનો પ્રાણ છે, એમ કોઇએ માનવું નહીં. કોઈ સભામાં કોઈ એક સવાલની તરફેણમાં ૪૦ મત પડ્યા અને બીજી બાજુએ ૪૫ મત પડ્યા એથી કાંઈ ૪૫ જણનો જે અભિપ્રાય તે જ અસરકારક એવું માનીને નહીં ચાલે. આવા પ્રકારના સંખ્યાપ્રમાણથી લોકશાહી સફળ થઈ શકે કે કેમ એવો સવાલ જો કોઈ મને પૂછે તો હું એનો સ્પષ્ટ ઉત્તર "ના" એવો આપીશ. બહુસંખ્ય લોકોના કહેવા પ્રમાણે ઘણી વાર કાયદાઓ કરવા પડે છે એ સાચું છે. પરંતુ, બહુમતિએ લઘુમતિની ઉપેક્ષા કરવી નહીં જોઈએ. વિરોધી અભિપ્રાયોની અગર વિરોધી પક્ષોની કશી કદર જ કરવાની નહીં એવું વલણ કદી હોવું ન જોઈએ.

૪૫ માણસોએ ૪૦ માણસો પર રાજ્ય ચલાવવું એ લોકશાહી નથી—Parliamentary Government by Compromise(બાંધછોડ દ્વારા પાર્લમેન્ટરી સરકાર) એ લોકશાહીનું સૂત્ર હોવું ઘટે. પોતાની વિરુદ્ધના એવા ૪૦ માણસોને સમજાવવાનો, એમના

મતનું પરિવર્તન કરવાનો પ્રયત્ન કરવો જોઈએ. સામા પક્ષની મુશ્કેલીઓ સમજવી જોઈએ, અને બને ત્યાં સુધી બધાનો એકમત કરીને, સહુને સાથે રાખીને પ્રગતિ કરવી જોઈએ. તો જ એને ખરી લોકશાહી કહી શકાય. બહુમતિવાળાઓએ લઘુમતિવાળાઓ પર નિર્ણયો ઠોકી બેસાડવાને બદલે લઘુમતિવાળાઓને પોતાની તરફ વાળવા જોઈએ.

લોકશાહીમાં દરેક જણને વ્યક્તિ-સ્વાતંત્ર્ય હોવું ઘટે. સ્વાતંત્ર્ય એટલે સ્વૈરવિહાર નહીં. આ બાબતમાં એક મુખ્ય સૂત્ર આપણે ધ્યાનમાં રાખવું રહ્યું છે. આપણે જે જે ચીજો કરીએ તે તે બીજાઓને પણ કરવા આપવી જોઈએ. અલબત્ત, આપણું સ્વાતંત્ર્ય અનિર્બંધ, અગર અનિયંત્રિત હોય એ નહીં ચાલે. દા. ત., રાજમાર્ગ પરથી આપણે પસાર થઈ રહ્યા છીએ. રસ્તે જતાં, લાકડી ફેરવવાનું સ્વાતંત્ર્ય આપણને છે. પણ આપણા લાકડી ફેરવવાના કાર્યથી બીજા લોકોનાં માથાં ફૂટશે એ ધ્યાનમાં રાખીને, અને આપણી જેમ જ દરેક વ્યક્તિને માથું ન ફૂટવા દેતાં રાજમાર્ગ પરથી પસાર થવાનો હક છે એ ધ્યાનમાં રાખીને, આપણે રસ્તા પર ચાલવું જોઈએ; અને લાકડી ફેરવવાનું સ્વાતંત્ર્ય હોવા છતાં એ લાકડી ન ફેરવતાં આપણે રસ્તા પર ચાલવું જોઈએ. આપણા ઘરમાં રેડિયો છે, અને તે વગાડવાનું સ્વાતંત્ર્ય આપણને છે. પરંતુ, પાડોશીના ઘરમાં બીમાર માણસ હોય તો આપણા આ સ્વાતંત્ર્ય પર આપણે બંધન મૂકવું જોઈએ. આ ચીજો જેમને બરાબર સમજાય છે અને એ પ્રમાણે જે દેશના લોકો વર્તે છે ત્યાંની લોકશાહી સફળતા પામે છે.

લોકશાહી કેવળ રાજકારણમાં જ સમાઈ ગઈ છે, સરકાર અને ધારાસભાઓમાં જ એનું સ્થાન છે એમ માનવાનું કોઈ કારણ નથી. લોકશાહી સર્વવ્યાપી છે. સમાજમાં દરેક જણે; પોતે સમાજનું ઘટક છે અને સમાજ સુખી તો પોતે સુખી એ તત્ત્વ સમજીને, સમાજ-કલ્યાણ માટે પ્રયત્નો કરવા જોઈએ; અને એવું ભાન આપણને હોવું જોઈએ. આવું ભાન થતું નથી ત્યાં સુધી લોકશાહીનાં મૂળિયાં ઊંડે ઊતરશે નહીં. ધારાસભાઓમાં કાયદાઓ પસાર કર્યા એટલે બધું પાર પડી ગયું એવું નથી. એ કાયદાઓ લોકોએ પાળવા જોઈએ, અને એ પાળવાનું ભાન આપણને થવું જોઈએ. આપણે ત્યાં આવું ભાન નહીં હોવાથી લોકો રસ્તા પર ગમે તેમ ચાલે છે. યુરોપમાં આવું બનતું નથી. હરોળ (queue)માં ઊભા રહેવામાં આપણને નાનમ લાગે છે. પચાસ માણસોની હરોળમાં આપણે છેલ્લા પચાસમા હોઈએ તો પણ બસમાં ચડી જઈએ છીએ. અને ક્યારેક આજુબાજુના લોકો આપણા પરાક્રમનાં સ્તુતિગાન ગાવા લાગે છે! આ કાંઈ લોકશાહીનું લક્ષણ નથી! ૫૦ માણસોના વાજબી હક પર આપણે પ્રહાર કરવો નહીં જોઈએ, એનું ભાન આપણને હોવું ઘટે. લોકશાહીમાં પ્રમાણિકતા પણ જરૂરી છે. આગગાડીમાં ટિકિટ વિના મુસાફરી કરવી, એક વાર વપરાઈ ગયેલી પોસ્ટની ટિકિટો ફરી વાપરવી, ટ્રામમાં મફત ફરવું એ બધી ચીજો આપણે કદી નહીં કરવી જોઈએ.

પહેલાંના વખતમાં 'યથા રાજા તથા પ્રજા' એ જાતની પરિસ્થિતિ હતી. આજે 'યથા પ્રજા તથા રાજા' એ પ્રમાણે ફેરફાર થયો છે. આપણા દેશમાં પારકી સરકાર હતી ત્યાં સુધી 'મફત મુસાફરી કરી તો એમાં શું બગડ્યું' એમ આપણે કહેતા હતા! પણ હવે એવી વૃત્તિ દૂર કરવી જોઈએ; કારણ હવે આપણી જ સરકાર છે. સરકારને આપણે પ્રમાણિકતાથી મદદ કરવી જોઈએ. સરકાર ભૂલો કરતી હશે તો એની ટીકા પણ કરવી જોઈએ. દરેક જણે નાગરિકતાનું ભાન રાખવું ઘટે. નાગરિકતાના હકો જોડે કેટલીક ફરજો પણ આવે જ. એવી ફરજો આજે સહુ ભૂલી ગયા લાગે છે. એવું ન થવું જોઈએ. લોકશાહીનું હાર્દ તો આપ-લેની વૃત્તિમાં છે. બધાએ સાથે મળીને, સરકારે અને પ્રજાએ ભેગાં રહીને, પ્રગતિ કરવાની છે. કોઈ એક ચીજ લોકો પર લાદવામાં સત્તાનો ઉપયોગ કરવા કરતાં લોકોને એ ચીજ સારી રીતે સમજાવવામાં એને (સત્તાને) વાપરવી જોઈએ. એક વાર લોકો પર આપણે કેટલીક ચીજો લાદવા માંડ્યા કે પછી લોકો સારી ચીજોનો પણ વિના કારણ વિરોધ કરવા મંડી પડે છે! અથવા, કાંઈ નહીં તો, લોકો બન્ને બાજુએથી બોલતા ચાલતા થઈ જાય છે.

કાળાં બજાર અને લાંચરુશ્વત કેવી રીતે વધે છે એને માટે વડાપ્રધાન પર જેટલી જવાબદારી હોય તેટલી જ દરેક વ્યક્તિ પર નથી શું? સરકાર પર જ એની જવાબદારી છે એમ આપણે ઝટ દઈને કહીએ

છીએ, પણ સરકાર એટલેય છેવટે તો આપણે પોતે જ નહીં વારુ? કાળાં બજારની વિરુદ્ધ આપણે પણ ક્યારેય લોકમત પ્રખર બનાવ્યો છે ખરો? સારા રસ્તે જવા માટે કેટલીક અડચણો સહન કરવી પડે છે તે સહેવાને આપણે ક્યાં તૈયાર જ છીએ? કોઈ એક કાળા બજારમાંથી ચીજ ખરીદીને ગુનો કર્યો તો એના પર કામ ચલાવવાને પ્રથમ તો સાક્ષીદારો મળતા નથી. સાક્ષીદારો મળ્યા તો તેઓ સાચું બોલશે જ એની ખાતરી નથી હોતી. 'યથા પ્રજા તથા રાજા'; એટલે સરકાર પર આપણે જે દોષારોપણ કરીએ છીએ એના આપણે પણ ભાગીદાર છીએ એ ભૂલી જઈને કેમ રીતે ચાલશે?

લોકશાહીની સફળતા માટે બાંધછોડ જોઈએ. સહિષ્ણુતા જોઈએ, આપ–લેની વૃત્તિ જોઈએ, સમાનતા જોઈએ. બીજાઓની મુશ્કેલીઓ અને ગેરસમજો દૂર કરીને સહુએ સાથે મળીને 'આગે બઢો'નાં પગલાં માંડવાનું વલણ જોઈએ. બાંધછોડ અને આપ–લેની વૃત્તિ એ જ લોકશાહીનાં હાર્દ છે. કોઈ એક કુટુંબનો જ દાખલો આપણે લઈએ. સરકારે હિંદુ કાયદો કર્યો છે તેથી જ વર અને વહુ એકબીજા સાથે રહીને સંસાર ચલાવે છે એવું આપણે કહી શકીશું ખરા? સંસારમાં વરની જીદ કે વહુની જીદ કે બાળકની જીદ સંતોષીને ચાલતું નથી. દરેક આપસઆપસમાં એકબીજાં સાથે બાંધછોડ ન કરી તો સંસાર કેવોક રંગાશે તે કહેવાની ભાગ્યે જ જરૂર હોય. અને સંસારમાં બહુમતિએ બટાકાનું શાક કરવાનો નિયમ લીધો અને રોજ એ જ શાક થવા લાગ્યું તો એવો સંસાર સુખી છે એમ કહી શકાશે? સંસારની વાત આવી એટલે બાંધછોડ આવી જ, સહિષ્ણુતા અને પરસ્પર વિચારવિનિમયની વાત આવી જ. એ જ વાત રાજ્યવહીવટમાં અને અન્યત્ર પણ વ્યવહારમાં ઉતારવી રહી. એટલે જ, સહિષ્ણુતા, સમતા સત્ય, આપ–લેની વૃત્તિ અને બાંધછોડની વૃત્તિથી વર્તન થયું તો લોકશાહી સફળ થશે.

*

# કંપની સરકાર હેઠળનું ભારત

**કે. સી. દેસાઈ**

[ઇતિહાસના પ્રાધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

હિંદના આજના બંધારણને સમજવા માટે હિંદના બ્રિટિશ અમલ દરમિયાનના રાજકીય પ્રવાહો સમજવા અનિવાર્ય છે. આ માટે તે સમયની ઐતિહાસિક ઘટનાઓનું સાચું ચિત્ર આપણી સમક્ષ હોવું જોઈએ. જેટલું ઇતિહાસનું જ્ઞાન અપૂર્ણ તેટલી પ્રજાજીવનની ભ્રમણાઓ અધિક હોય છે. સમાજજીવન અને રાષ્ટ્રઘડતરમાં દરેક રાષ્ટ્રનો ઇતિહાસ ખૂબ અસરકારક ભાગ ભજવે છે.

આ ચર્ચામાં આપણો હેતુ ભારતના બ્રિટિશ અમલ દરમિયાન જે રાજકીય પરિસ્થિતિ જન્મી અને ફાલી હતી તેનો મર્મ સમજવાનો છે. અહીં રજૂ થતા વિચારો કે અભિપ્રાયો એ માત્ર એક દૃષ્ટિબિંદુ છે અને ચિત્રની એક ઓછી દેખાતી કે ઝાંખી રહી ગયેલી બાજુ સ્પષ્ટ કરવાનો એક પ્રયાસ છે. આવી બાબતોમાં વિચારભેદ તેમજ દૃષ્ટિકોણના ભેદ તથા માનવ–સહજ પૂર્વગ્રહો હોવાનો સંભવ હોય છે તે શરૂઆતમાં કબૂલ કરવું જરૂરી છે.

હમણાં હમણાં એવો મત સ્પષ્ટ થતો દેખાય છે કે ભારતનો ઇતિહાસ અત્યાર સુધી જે સ્વરૂપે રજૂ થયો છે તે, ભ્રમ અને ભ્રાંતિઓથી ભરપૂર છે પ્રાચીન કાળનો ઇતિહાસ તો કડીબદ્ધ મળતો જ નથી અને જે કંઈ મળે છે તેની અનેક મર્યાદાઓ છે. આધુનિક સમયનો ઇતિહાસ પ્રમાણમાં ઠીકઠીક લખાયો છે, પણ તેમાં મુખ્યત્વે પરદેશીઓ અને ખાસ કરીને અંગ્રેજ લેખકોના ગ્રંથો જ જોવા મળે છે. અંગ્રેજ એક શાસક પ્રજા હતી. કોઈ પણ શાસક પ્રજા પોતાના તાબા હેઠળના લોકોની પરાધીનતા લોકોના લાભમાં જ હોય છે એમ જતાવવા

ઇચ્છે તે તેમને માટે સ્વાભાવિક હોઈ, પ્રજાજીવનનું અને સમાજનું સાચું ચિત્ર તેમના દ્વારા રજૂ થાય એ અસંભવિત છે. રાજ્યકર્તાઓનો હેતુ પરાધીન પ્રજાને પોતાનાં દોર-દમામથી આંજી નાખી, તેનો આત્મવિશ્વાસ ડગાવી દેવાનો હોય છે. પરાધીન પ્રજાનાં સંસ્કૃતિ, સમાજ અને સાહસવૃત્તિને હચમચાવી નાખ્યા સિવાય રાજ્યકર્તા પ્રજા પોતાના પાયા સ્થિર કરી શકતી નથી. સામ્રાજ્ય ઊભું કરી સાચવવું હોય તો આ નીતિ ઈરાદાપૂર્વક તેમને અપનાવવી પડે છે. ધીમેધીમે આમાંથી સ્થાયી પૂર્વગ્રહો ઊભા થાય છે અને પરાધીન પ્રજાના ઇતિહાસને વિકૃત કરવામાં શાસકપ્રજા મર્યાદાભંગ કરતાં પણ અટકતી નથી. લગભગ આજ સુધી લખાયેલા હિંદના ઇતિહાસમાં ઘણી મહત્ત્વની ઘટનાઓને કપોલકલ્પિત કે ઈરાદાપૂર્વક ઉપજાવેલી વાતોથી વિકૃત કરવામાં આવી છે. પરાધીન દેશમાં ક્રમેક્રમે પરદેશી સંસ્કૃતિનાં ગુણગાન વ્યવસ્થિત રીતે થવા માંડે છે, શિક્ષણ પદ્ધતિ એવી રીતે યોજવામાં આવે છે કે જેથી પ્રજા એક જાતનું માનસિક દાસત્વ અનુભવવા લાગે છે અને પોતાનાં સંસ્કાર અને સંસ્કૃતિનું ગૌરવ લેવામાં પણ તેને હીણપદ લાગવા માંડે છે.

બ્રિટિશ યુગનો હિંદનો ઇતિહાસ એવી રીતે રજૂ થયો છે કે જેથી સામાન્ય માણસ એમ જ માની લે કે અંગ્રેજ અમલને કારણે આ દેશ અનેક યાતનાઓમાંથી ઊગરીને સુખના દિવસોમાં પડયો. બ્રિટિશ અમલ પહેલાંનું હિંદ જાણે કે સળગતો દાવાનળ હતું અને પ્રજા કોઈ ઉગારનારની રાહ જોતી હતી. અને અંગ્રેજ અમલ આવવાથી ભારત વિનાશના મોંમાંથી ઊગરી ગયું અને શાંતિ તથા આબાદીના પંથે વળ્યું તેવું ચિત્ર લગભગ દરેક જૂના ઇતિહાસમાંથી ઊભું થતું લાગે છે. ભારતની નૈતિક અને ભૌતિક પ્રગતિ અંગ્રેજોને કારણે થઈ એટલું જ નહિ પણ હિંદમાં નવજાગૃતિ પણ અંગ્રેજોના સંસર્ગ અને સંપર્કને લીધે જ આવી તેવો દાવો વારંવાર કરવામાં આવ્યો છે. બ્રિટિશ અમલનાં કષ્ટો અને કપટોમાંથી છૂટવા માટે પ્રજા જાગી અને શોષણ અને લૂંટ સામે માથું ઊંચક્યું તે વાતને ઇતિહાસમાં ખૂબ વિકૃત રીતે કહેવામાં આવી છે. અંગ્રેજોની ધનલોલુપતા અને તે માટે મોટા પાયા પરની હત્યાનો બચાવ પણ કરવામાં આવ્યો છે.*

પરદેશી યુરોપીય પ્રજાએ હમેશાં એવો ભ્રમ સેવ્યાં કર્યો છે કે તેઓ જ્યાં જ્યાં ગયા છે ત્યાં ત્યાં પ્રજાને જંગાલિયતમાંથી સુધારવાનું કપરું કામ તેને માથે આવી પડયું છે અને તે બોજો તેમણે ઉપાડી લઈને આ બધી રંગીન પ્રજાઓનાં જીવન થાળે પાડયાં છે. આવા બોજારૂપ કપરા કાર્ય (White Man's Burden) અંગે ડીઝરાયલી જેવા ઇંગ્લેન્ડના વડાપ્રધાને સંસ્થાનોને, ગળે વળગેલાં ઘંટીનાં પડની ઉપમા આપી હતી તેમાં કંઈ જેવી તેવી આત્મવંચના નથી. નિર્દોષ પ્રજાઓને નિચોવવાની ક્રિયાને આટલી ઉચ્ચ કક્ષાએ મૂકનારી પરદેશી સરકાર કેટલી રાજકીય ખલતા ધરાવતી હશે તેની તો માત્ર કલ્પના જ કરવી રહી. આવાં કારણોસર ઇતિહાસલેખક ફ્રીમેન સરકારી જાહેરાતો અને દસ્તાવેજોને "જૂઠાણાંનું મનોવાંછિત ક્ષેત્ર" ગણે છે. હિંદની આબાદી કેટલે અંશે બ્રિટિશ અમલને લીધે વધી તે અંગે આપણે સહેજ વિગતો અને હકીકતો જાણવી જરૂરી છે.

## પરાધીનતા પહેલાંનું હિંદ

પંદરમી સદીના યુરોપીય મુસાફર કાઉન્ટીના અહેવાલો પ્રમાણે તે જમાનામાં હિંદ પાસે જેવડાં મોટાં વેપારી જહાજો હતાં તેવાં બીજા કોઈ દેશ પાસે ન હતાં. મુસાફરો લઈને તથા માલ ભરીને આ જહાજો દુનિયાના સાગરો ઘૂમતાં હતાં અને છેક મેક્સિકો તથા ઇંગ્લેન્ડ સુધી જતાં હતાં. બીજા અનેક અહેવાલો આ વાતને અનુમોદન આપે છે. સત્તરમી સદીમાં હિંદનું કાપડ આફ્રિકા અને પેરુ સુધી જતું. પોર્ટુગીઝ મુસાફર પિરાર્ડ આ અંગે જણાવે છે કે "કેપ ઑફ ગુડ હોપથી ચીન સુધીનો દરેક દરેક માણસ પગથી માથા સુધી ભારતમાં બનેલાં કપડાં જ પહેરતો હતો."

ગીચ વસતિવાળાં અનેક શહેરો હતાં, વસતિગણતરીની પ્રથા કે જે તે જમાનામાં યુરોપમાં બિલકુલ ન હતી તે હિંદમાં હતી. છેક ઔરંગઝેબના સમય સુધી અંગ્રેજોનું સ્થાન કાબુલી ફેરિયા કે રમકડાં વેચતા ચીનાઓ

* "Fraud is taken as evidence of clever diplomacy. What is counted immoral down low is held administrable in Courts and on Thrones"

*M. Herve*

કરતાં ચઢિયાતું ન હતું.* જ્ઞાન, વિજ્ઞાન, વિદ્યા, કલા, અને શાસનપ્રથા વગેરેમાં ભારત દુનિયાને દાખલા રૂપ હતું. હિંદ પરદેશીઓ માટે એક સ્વપ્નમય ચમત્કારિક એવો ધન-વૈભવથી છલકાતો દેશ હતો. આ વૈભવ અને ધન જ કમનસીબે આપણા દુઃખના કારણરૂપ બન્યાં એ પણ વિધિની વિચિત્રતા છે.

સૈકાઓથી હિંદની સમૃદ્ધિ અને આબાદીની વાતો દૂરદૂરના દેશોમાં પહોંચી હતી અને યુરોપના લોકોના મનમાં તો એવા ખયાલ પણ બંધાયા હતા કે હિંદના લોકો સુંદર કીમતી વસ્ત્રો અને આભૂષણો પહેરી હાથી પર બેસીને જ ફરતા હોય છે. આમાં તો જાણે અતિશયોક્તિ દેખાય છે, પણ ફાહિયાન અને હ્યુએનત્સંગ જેવા પરદેશી મુસાફરોએ પ્રાચીન હિંદની ભૂમિનાં જે વર્ણનો કર્યાં છે તે સ્વપ્નમય લાગે છે, છતાં સવાલ તો એ થાય છે કે આવા પરદેશી મુસાફરોને આવાં વર્ણનો વિના કારણ કરવાની જરૂર હતી જ નહિ. તેઓએ ખરેખર જે બધું જોયું હશે તેનાથી મુગ્ધ થઈને જ આવાં મુક્તકંઠે વખાણ કર્યાં હશે. એક બીજા પરદેશી ઇતિહાસલેખકે અંગ્રેજ અમલને હળવો પડકાર કરતાં લખ્યું છે કે અંગ્રેજો હિંદમાં સાચી નામના મૂકી જવા માગતા હોય તો તેઓએ બધુ કંઈ કરવાની જરૂર નથી, પણ હિંદુ યુગમાં ભારતની જે જાહોજલાલી હતી તે પાછી લાવવા પ્રયત્ન કરે તો જ બસ છે.

આવી સમૃદ્ધ ભૂમિ સાથે પરદેશીઓ સંપર્ક વધારવા અને વેપાર કરવા ઉત્સુક હતા અને સૈકાઓથી ભૂમિમાર્ગે અનેક અડચણો અને સંકટો હોવા છતાં હિંદ સાથે તેઓ વેપાર કરતા હતા. જ્યારે ભૂમિમાર્ગનું મહત્ત્વનું વેપારી મથક કૉન્સ્ટેન્ટીનોપલ તુર્ક લોકોએ જીતી લઈ વેપારીઓને પારાવાર કનડગત કરવા માંડી ત્યારે સમુદ્રમાર્ગે હિંદ આવવાના રસ્તા શોધાયા. ઈસ્ટ ઇન્ડિયા કંપનીની સ્થાપના પણ આ સમૃદ્ધિનો પૂરતો લાભ ઉઠાવવા માટે જ થઈ હતી તેમાં કોઈ મતભેદ ભાગ્યે જ હોઈ શકે.

ભારત ગમે તેવી રાજકીય ઊથલપાથલો વચ્ચે પણ આર્થિક રીતે આબાદ હતું તે અંગે ખાસ મતભેદ નથી. અહીંની ભૂમિ પર કબીર અને દાદુનો ધર્મસમભાવ અને અકબરની ધાર્મિક ઉદારતા એ ઐતિહાસિક હકીકતો છે. જહાંગીરનો અદલ ન્યાય અને શાહજહાંના સમયની આબાદી અને સમૃદ્ધિ અપ્રતિમ ગણાયાં છે. અનેક સુંદર શહેરો, ભવ્ય અને સુંદર સ્થાપત્ય અને વિપુલ વેપારઉદ્યોગ તે વખતની સમૃદ્ધિની સાબિતીરૂપ છે. એક સભ્ય અને સુખી સંસ્કૃતિવાળો અહીંનો સમાજ હતો. સૈકાઓના ચિંતનરૂપે નીતિ અને ધર્મના આદર્શો અહીં સ્થિર થયા હતા અને લોકો મન ફાવે તે ધર્મ પાળી શકતા હતા. ગામડે ગામડે ગ્રામપંચાયતોથી પાયાની લોકશાહી ભારતે સૈકાઓથી અનુભવી હતી. અંગ્રેજ સમય દરમિયાન કદીય નહોતું તેટલું ઊંચું કેળવણીનું પ્રમાણ હતું અને ગામડે ગામડે શાળાઓ કે પાઠશાળાઓ હતી.

બીજી બાજુ સત્તરમી સદીનું ઇંગ્લૅન્ડ કોઈ પણ રીતે ગૌરવ અપાવે તેવું ન હતું. ઇંગ્લૅન્ડ તે વખતે ખૂબ કંગાળ હતું. લોકો સામાન્ય ઝૂંપડી જેવાં થાપેલાં મકાનોમાં રહેતા. જાહેર માર્ગો પર બત્તીઓ હતી નહિ. રસ્તાઓ એવા ખરાબ હતા અને ચોર લૂંટારાનો ભય એવો હતો કે શાણા માણસો મુસાફરી ભાગ્યે જ કરતા. ભયંકર રોગો અને દુરાચાર ખૂબ ફેલાયેલાં હતાં. લગભગ આખી પ્રજા અશિક્ષિત હતી અને પાર્લમેન્ટની ઉમરાવ સભાના મોટા ભાગના સભ્યો પણ વાંચી-લખી જાણતા ન હતા, ગુનેગારોને અમાનુષી રીતે રિબાવીને મારી નાખવામાં આવતા હતા. સામાન્ય ગુનાઓ માટે દેહાંતની સજા સામાન્ય હતી અને આવા લોકોનાં માથાં જાહેરમાં લટકાવી રાખવામાં આવતાં. ધાર્મિક અસહિષ્ણુતા તો એટલી હદે હતી કે બીજા સંપ્રદાયના સભ્યોને મોતની સજાઓ ફટકારાતી અને તેમની માલમિલકત લઈ લેવામાં આવતી. તે વખતની માનસિક અને રાજનૈતિક અસહિષ્ણુતા અંગે ડ્રૂપર લખે છે કે ઑક્સફર્ડની વિદ્યાપીઠે મિલ્ટન બુકેનન અને બકસ્ટર જેવા લેખકોનાં રાજનૈતિક પુસ્તકોની જાહેરમાં હોળી કરવાનો આદેશ આપ્યો હતો. ચાંચિયાગીરી એક કાયદેસર માન્ય એવો ધંધો ગણાતો હતો અને બદલામાં ચાંચિયાઓ પોતાની લૂંટમાંથી રાજ્યની તિજોરીમાં અમુક હિસ્સો ભરતા હતા. ગુલામોનો વેપાર એટલો ધીકતો ચાલતો હતો કે જેમાં ઉચ્ચ કુટુંબની તેમ જ રાજકુટુંબની સ્ત્રીઓ અને રાજ્યકર્તા રાણી સુદ્ધાં રસ ધરાવતાં હતાં અને આડકતરી રીતે ભાગ લેતાં હતાં.

* પંડિત સુંદરલાલ: "ભારતમાં અંગ્રેજી રાજ્ય."

યુરોપમાં ધાર્મિક અસહિષ્ણુતા અને અત્યાચારો તો એટલી હદે પહોંચેલાં હતાં કે માત્ર ધનના રક્ષણ કાજે અસંખ્ય યુરોપવાસીઓ પોતાનું વતન અને ઘરબાર છોડી દૂર અમેરિકામાં જઈ વસ્યા. 'ઍક્ટસ ઑફ યુનિ-ફૉર્મિટી'થી અન્ય સંપ્રદાયના લોકોને કેટલા હેરાન કરવામાં આવતા હતા તે તો સામાન્ય ઇતિહાસનો અભ્યાસી પણ જાણે છે. આ કક્ષાની અસહિષ્ણુતા ભારતે કદી જોઈ જાણી નથી. ખાસ કરીને એક જ ધર્મના જુદા જુદા સંપ્રદાયો વચ્ચે આવું ભાગ્યે જ જાણવામાં આવ્યું હશે.

## ભારતનાં વળતાં પાણી

આપણી એ કમનસીબી છે કે આવી ઉચ્ચ કક્ષાએથી આપણે નીચે પટકાયા માનવસહજ નિર્બળતાઓએ આપણને ઘેરી લીધા અને આંતરિક કલેશ અને ઈર્ષ્યાનાં મૂળ નંખાયાં અને પરદેશીઓની કૂટનીતિના આપણે સહેલાઈથી ભોગ બની ગયા.

'ભારતમાં અંગ્રેજી રાજ્ય'માં ૧૮૪૭ના કલકત્તા રિવ્યૂમાં કોઈ યુરોપીય વિદ્વાનનો મત રજૂ કરતાં બતાવામાં આવ્યું છે કે અંગ્રેજોએ ઉધઈની માફક ચૂપચાપ રીતે હિંદની લીલી વાડી કોલી ખાવા માંડી, અને તે પ્રક્રિયા હિંદની સંસ્કૃતિનાં મૂળિયાં સુધી પહોંચી હિંદને વેરાન કરવા લાગી.

હર્બર્ટ સ્પેન્સર જેવા તત્ત્વચિંતકે પણ કહેવું પડયું છે કે જે ધનના ઢગલા અંગ્રેજો આ દેશમાંથી કમાયા છે તેની પાછળ એટલા ભયંકર અન્યાયો અને અત્યાચાર રહેલા છે કે જેનાથી વધુ ભયંકર બીજા કોઈ દેશમાં, કોઈ જમાનામાં જાણવામાં આવ્યા નથી. કંપનીના નોકરો હિંદના લોકો પાસેથી ગમે તેવા મામૂલી ભાવે તેમની ચીજો લઈ લેતા અને વિરોધ કરનારાઓને ફટકારવામાં આવતા કે કેદમાં ધકેલી દેવામાં આવતા. કંપનીના માણસોથી લોકો એટલા ભયભીત થઈ ગયા હતા કે તેમના આવવાની વાત જાણતાં જ લોકો બિચારા ઘરગામ છોડીને ચાલ્યા જતા, એમ ખુદ વૉરન હેસ્ટિંગ્સે જણાવેલું છે. ડૉ. રસેલે આ અંગે દર્દભરી ભાષામાં પોતાનું મંતવ્ય રજૂ કરેલું છે કે 'આ સૂક્ષ્મ અન્યાયો પરાજિત પ્રજા માટે જેટલા ઘાતક થતા હતા તેટલા પોતાના(હિંદના) ખરાબમાં ખરાબ અને વિલાસીમાં વિલાસી રાજાના અત્યાચારો પણ ઘાતક થતા નહોતા' અંગ્રેજોની આવી નીતિથી માત્ર સો સવાસો વર્ષમાં એક વખતનું સૌથી પ્રબળ, સમૃદ્ધ અને ઉન્નત ભારત તદ્દન નિર્બળ, અવનત અને ગરીબમાં ગરીબ કક્ષાએ પહોંચી ગયું.

અંગ્રેજો આ બધું તેમના પુરોગામી પોર્ટુગીઝો પાસેથી શીખ્યા હતા. પોર્ટુગીઝ લોકો કિનારાની આજુબાજુ ભમ્યાં કરતા અને માલ ભરેલાં ભારતીય વહાણો લૂંટતા, કિનારા પરના પ્રદેશોમાં લૂંટ ચલાવતા અને ત્યાનાં સ્ત્રી-પુરુષોને કેદ પકડી સસ્તા દરે ગુલામો તરીકે વેચી દેતા. આ રીતે તેઓએ જે ધન પેદા કર્યું તે જોઈ અંગ્રેજો તેમના પગલે અનુસરવામાં પાછા ન પડયા, પણ વધુ તરકીબો અજમાવી હિંદના રણીધણી થઈ બેઠા. આ બધું કરવામાં ન્યાય-અન્યાય કે સત્ય-અસત્યની દરકાર તેમણે કરી દેખાતી નથી. આ કામ જ એવું હતું કે જેમાં કોઈ ખાનદાન માણસને નીમવો પણ પાલવે નહિ, અને તે હેતુથી કંપની જવાબદારીવાળાં સ્થાનોએ સજ્જનોને નીમતી નહિ.* આમાંથી આખા બ્રિટિશ સમયની નીતિનું સ્વરૂપ આપમેળે ખુલ્લું થઈ જાય છે.

એક અંગ્રેજ લેખકે હિન્દના બ્રિટિશ અમલનું સ્વરૂપ ખૂબ માર્મિક રીતે રજૂ કરતાં જણાવ્યું છે કે અંગ્રેજ વેપારીઓના મનમાં સદા ધનલાલસા જ રહી છે; કદીક બુદ્ધિપૂર્વકનાં કામ કર્યાં હશે પણ હૃદયની ઉદારતા ભાગ્યે જ દેખાય છે.+

અંગ્રેજ સરકાર માટે ગાંધીજીએ હૃદયપલટાની વાત ઈ.સ.૧૯૩૧માં કરી ત્યારે માન્ચેસ્ટર ગાર્ડીઅન વતી અહીંની પરિસ્થિતિનો અભ્યાસ કરવા આવેલ મિ. જે. ટી. ગ્વાઈન (J. T. Gwynne) જેવા હિન્દ પ્રત્યે કંઈક સહાનુભૂતિ ધરાવનારને પણ નવાઈ લાગી હતી અને તેણે લખ્યું હતું કે કદાચ બંધારણમાં પલટો લાવી શકાય, પણ હૃદયપલટો તો કેવી રીતે થઈ શકે? ("We can change the constitution, how can we change our heart?") સામાન્ય રીતે આ માનસ

* "Not to employ any gentleman in any place of charge"–Bruce, Annals of the Hon'ble East India Company.

+ "always the purse, often the brain, seldom the heart."

સમન્વય તેવું છે, કેમકે ઇતિહાસમાં કોઈ એવો દાખલો વિરલ જ હશે કે જેમાં એક શાસનકર્તા પ્રજાએ પોતાના તાબા હેઠળની પ્રજાનું નિઃસ્વાર્થભાવે અને હૃદયપૂર્વક ભલું કરવાનું ઇચ્છા ધરાવી હોય.

ઇંગ્લેન્ડના બચાવમાં પરદેશી ઇતિહાસકારો કે ઇંગ્લેન્ડના સામ્રાજ્યવાદીઓએ ઘણી સંદિગ્ધ દલીલો રજૂ કરી છે, પણ હેન્રી ફૉસેટ (Henry Fawcett) જેવાએ પણ કહેવું પડ્યું છે કે નાણાંકીય સંબંધોની દૃષ્ટિએ વિચારીએ તો હિન્દમાંની અંગ્રેજ હકૂમત અજોડ પ્રકારની અધમતાથી છલકાય છે–The Government of India by England teems with unnumbered "masterpieces of melancholy–meanness".

બીજી બાબતોનો વિચાર કરીએ તોપણ ચિત્ર કોઈ રીતે સારું દેખાતું નથી. આ અંગે સી. વાય. ચિંતામણિએ 'Indian Constitution at Work' નામના પુસ્તકમાં સ્પષ્ટ રીતે જણાવ્યું છે કે કોઈ પણ સારા કે જવાબદાર હોદ્દાઓ પર હિન્દીઓની નિમણૂક બાબતમાં બ્રિટનની નીતિ ઇરાદાપૂર્વકની અનુદાર હતી અને રંગભેદ અને જાતિભેદ પર રચાયેલી હતી. (Policy of calculated illiberality and race discrimination against the people of India.) આ અંગે વાઇસરૉય લૉર્ડ લિટન કે જેના અમલ દરમિયાન હિન્દમાં ખૂબ અપમાનજનક અને દમનકારી કાયદાઓની હારમાળા સર્જાઈ હતી તેણે પણ હિન્દી વજીરને લખ્યું હતું કે અંગ્રેજોએ હિન્દની પ્રજાને છેતરી છે. ("We have cheated the people of India")

હિન્દમાં જ હિન્દીઓને પરદેશી જેવા ગણવામાં આવતા હતા. લૉર્ડ લેન્સડાઉન નામના એક સભ્યે ઇંગ્લેન્ડમાં ઉમરાવસભામાં, જ્યારે હિન્દમાં વાઇસરૉયની કારોબારીમાં એકાદ હિન્દીને નીમવાની ચર્ચા ચાલતી હતી ત્યારે જણાવ્યું હતું કે આવા બહારના તત્ત્વને (હિન્દીને—a foreign element) વાઇસરૉયની કારોબારીમાં લેવો એ ડહાપણ ભરેલું નથી.

હિન્દી સૈન્યની રચનામાં પણ બ્રિટનનું વલણ ખૂબ દુઃખદ હતું. ગીબન જેવા પરદેશી પણ કબૂલ કરે છે કે Britain's military policy "does not meed India's pardon for the past, applause for the present, or confidence for the future". ટૂંકમાં એ નીતિ બધી રીતે અક્ષમ્ય જ ગણી શકાય. અને બીજી આશા પણ શી રાખી શકાય? પરાધીન પ્રજાને તો સ્વપ્નમાં પણ સુખ હોતું નથી. જૉન સ્ટુઅર્ટ મિલનું નીચેનું ચિંતન આ વાતને વધુ સચોટ રીતે રજૂ કરે છે:

"The truth is that the government of one people by another has no meaning and no reality except as the governing people treat the governed as "a human cattle-farm." એટલે કે પરાધીન પ્રજા અને વાડામાં પૂરેલાં ઢોરમાં કંઈ તફાવત નથી.

પરદેશી હકૂમત ગમે તે અંચળો ઓઢે, પણ છેવટે તે સાવકી મા છે. તેના દિલમાં કુદરતી સંતાન-પ્રેમ અશક્ય છે. સ્વાધીનતા વિના કોઈ પણ પ્રજા માટે સુખ-શાંતિ સંભવી શકતાં નથી. *

ઇસ્ટ ઇંડિયા કંપનીની સ્થાપના ઈ. સ. ૧૬૦૦માં થઈ. રાણી એલીઝાબેથે કંપનીને તે સાલના છેલ્લા દિવસે પરવાનો આપી પૂર્વના દેશો સાથેના વેપારનો ઇજારો સોંપ્યો. વારંવાર એમ કહેવાયું અને લખાયું છે કે અંગ્રેજો હિંદમાં માત્ર વેપાર કરવા જ આવ્યા હતા અને હિંદનાં સામ્રાજ્યનો ભાર અણધાર્યો તેમના પર આવી પડ્યો હતો અથવા તો એ સામ્રાજ્ય તેમના ખોળામાં અણધાર્યું કુદરતે ભેટરૂપે મૂકી દીધું હતું. આ કથનમાં કેટલું સત્ય છે તે તો હકીકતો પર રચાયેલા ક્રમબદ્ધ ઇતિહાસમાંથી જાણી શકાય. ઈ. સ. ૧૬૦૦માં જે પરવાનો (Charter) અપાયો તેમાં કંપનીને હિંદમાં પ્રદેશો મેળવવાની અને તે અંગે કિલ્લાઓ બાંધવાની, લશ્કરો રાખવાની, સિક્કા પાડવાની અને ન્યાયની અદાલતો સ્થાપવાની સત્તા પણ આપવામાં આવી હતી. શુદ્ધ વેપારી હેતુઓ માટે પર-

* "Constitutional government is the sole truth in politics, the rare but the only guardian of freedom."

*Lord Acton*

દેશમાં જઈ વસતા કોઈ પણ દેશના વેપારીઓએ પર-દેશમાં આવા ઈરાદાઓ રાખ્યા હોવાનું ઇતિહાસમાં ભાગ્યે જ જોવાજાણવા મળે છે.

આ પરવાનાને અનુરૂપ ૧૬૧૨માં સુરતમાં, ૧૬૧૬માં મચ્છલીપટ્ટમમાં, ૧૬૪૦માં મદ્રાસમાં અને ૧૬૫૧માં હુગલી મુકામે અંગ્રેજ કોઠીઓ અને થાણાં નંખાઈ ગયાં, અને ૧૬૬૮માં ચાર્લ્સ બીજાએ પોતાની માલીકીનો મુંબઈનો ટાપુ કંપની સરકારને સોંપી દીધો.

એક બાજુ આ પ્રકારની ઘટના બની રહી હતી તે વખતે હિંદના રાજકીય તખ્તા પર પરિસ્થિતિ બેચેની-વાળી હતી. હિંદુ અને મુસ્લીમ રાજાઓ વચ્ચે સત્તાની ભયંકર સાઠમારી ચાલી રહી હતી અને આંતરકલહોથી દેશની શક્તિ લગભગ ખલાસ થવા આવી હતી. છેવટે ૧૭૦૭માં ઔરંગઝેબનું મરણ થતાં મોગલ સલ્તનતના પાયા હચમચી ગયા અને હિંદમાં મજબૂત કેન્દ્રસ્થ સત્તાનું નામનિશાન રહ્યું નહિ. હિંદમાંની આવી વેરવિખેર પરિસ્થિતિનો લાભ લઈ અંગ્રેજોએ પોતાનો પગદંડો અહીં જમાવ્યો.

## હિંદમાં બ્રિટિશ સામ્રાજ્ય-વિસ્તાર

ફ્રેંચ સત્તાનાં સ્વપ્નોનો ૧૭૬૦ના વાંદીવાસના યુદ્ધથી અંત આવી ગયો. બીજી બાજુ ૧૭૫૭માં શિરાજુદ્દૌલા પ્લાસીના યુદ્ધમાં હારતાં બ્રિટિશરોનો બંગાળમાં પગપેસારો થયો અને દ્વિમુખી રાજ્યપદ્ધતિથી ત્યાંની પ્રજાની પનોતી બેઠી. ૧૭૬૭ થી ૧૭૯૯ સુધીના ચાર મૈસૂર વિગ્રહોમાં અને એટલા જ મરાઠા વિગ્રહોમાં હિંદમાંની પ્રતિસ્પર્ધી સત્તાઓનો મૃત્યુઘંટ વાગી ગયો. ૧૮૦૯માં રણજિતસિંહ જોડે સંધિ કરીને તેની વધતી સત્તા પર અંકુશ મુકાયો, અને રણજિતસિંહનું મરણ થતાં બે શિખ વિગ્રહો બાદ ડેલહાઉસીએ પંજાબ પર હાથ લંબાવ્યો. સિંધ ત્યાં સુધીમાં ક્યારનુંય અંગ્રેજોને કબજે પડી ગયેલું હતું. ખાલસા નીતિના અમલથી એક પછી એક હિંદના મહારથીઓ રાજપાટ ખોઈ બેઠા. ૧૮૪૮માં સતારા, ૧૮૫૩માં ઝાંસી, ૧૮૫૪માં નાગપુર અને ૧૮૫૬માં અયોધ્યા પર તરાપ પડી, અને ૧૮૫૭ના વિપ્લવ પહેલાં હિંદ લગભગ પૂર્ણ રીતે પરાધીન બની ચૂક્યું હતું.

'ભારતમાં અંગ્રેજી રાજ્ય'માં આ પ્રદેશલાલસાનું નગ્ન સ્વરૂપ રજૂ કરતાં અંગ્રેજ લેખક વિલિયમ હોવિટનું કથન ટાંકવામાં આવ્યું છે. તેમાં બતાવવામાં આવ્યું છે કે એકસો વર્ષ સુધી હિંદના રાજાઓ પાસેથી તેમના મુલકો દગા અને કપટથી પડાવી લેવામાં આવ્યા તેને પણ ન્યાય અને ઔચિત્યનો સ્વાંગ આપવા અંગ્રેજોને હાથે પ્રયત્ન થયો છે. આવા ક્રૂર અને દંભી ઉપાયો રાજકીય કે ધાર્મિક ક્ષેત્રે બીજી કોઈ જાલીમ સત્તાએ અજમાવ્યાનું જગતના ઇતિહાસે જાણ્યું નથી.+

અંગ્રેજોએ હિંદમાં જે જે પ્રદેશો પર કાબૂ મેળવ્યો, ત્યાં ત્યાં છળકપટ અને જૂઠાણાનો એટલો બધો ઉપયોગ કરેલો છે કે જેનો વિચાર કરતાં કોઈ પણ સજ્જન કંપી ઊઠે છે અને કોઈ પણ પ્રભુથી ડરતો ઈસાઈ ઘૃણાપૂર્વક તે સામે પોતાનો વિરોધ પોકારે છે. જે જે પ્રદેશો અંગ્રેજોએ હાથ કર્યા ત્યાંના રાજાઓને બદનામ કરવામાં પણ તેઓએ માઝા મૂકીને બેહદ જૂઠાણાથી ઇતિહાસને વિકૃત બનાવ્યો છે. શિરાજુદ્દૌલાને એક અધમ કોટિના દુરાચારી તરીકે ચીતરવામાં આવ્યો છે, અને મીરકાસીમ, હૈદરઅલી, ટીપૂ, લક્ષ્મીબાઈ વગેરે ઉચ્ચ કોટિની વ્યક્તિઓને ખૂબ હલકી રીતે રજૂ કરવામાં આવી છે.* સિંધ પરના વિજયને અંગ્રેજોએ એક મોટા ઉપકારનું કામ ગણાવવા ત્યાંની પ્રજા અને શાસકોને ખૂબ કલંકિત કર્યા છે. આવાં કલ્પિત અને નિરાધાર કથનો અંગે અફસોસ વ્યક્ત કરતાં પીટર કનીંગ હામ પોતાનો 'શિખોનો ઇતિહાસ' લખતાં જણાવે છે કે ભારતના ઇતિહાસ માટે જે સામગ્રી છે તે એવી છે કે જેના પર કોઈ ઇતિહાસલેખક વિશ્વાસ મૂકી શકે નહીં.

આવી રાજકીય કૂટનીતિને કારણે ઇતિહાસને રાજ-કારણની દાસી બનાવી દેવાઈ છે. અને તેમાં સાચજૂઠનો

---

+'...a system torture...such as the world has nothing similar to show'. William Howitt in *The English in India–System of Territorial Acquisition.*

* "It is a custom among us...to take a native ruler's kingdom and then to revile the deposed ruler or his would be successor". Sir John kaye in his '*History of the Sepoy War.*'

વિવેક સચવાયો નથી. બી. ડી. બસુના '*Rise of the Christian Power in India*' અને પંડિત સુંદરલાલના "ભારતમાં અંગ્રેજી રાજ્ય" નામનાં પુસ્તકોમાં ઉપરની બાબતોનો ઘણો વિસ્તારપૂર્વક ઉલ્લેખ થયો છે અને તેમાં બતાવવામાં આવ્યું છે કે ઇતિહાસને ઇરાદાપૂર્વક વિકૃત રીતે રજૂ કરવામાં આવ્યો છે. જુદીજુદી ભાષાઓમાં આવો ઇતિહાસ લખનારાઓને ઈસ્ટ ઇંડિયા કંપની તરફથી નાણાંકીય મદદ મળતી હોવાનું જણાયું છે. આવા ઇતિહાસની આપણી ભોળી પ્રજાના માનસ પર એટલી બધી વિપરીત છાપ પડી છે કે જે ભૂંસાતાં પહેલાં વર્ષો વીતી જાય.

## પરદેશીઓ કેમ ફાવ્યા?

હિંદની પરાધીનતા પાછળનાં કારણો અનેક છે, પણ જો હિંદીઓ કાયર અને દેશાભિમાનની લાગણી વિનાના હતા એવું કારણ રજૂ કરવામાં આવતું હોય તો તે ઇતિહાસનું એક વિકૃત કથન છે.

હિંદની પ્રજામાં એક સ્વભાવગત વફાદારીની ભાવના રહેલી છે અને બીજા પર વિશ્વાસ રાખવાનો ખૂબ ઉદાર સ્વભાવ છે. પરિણામે આ પ્રજાએ કદી પણ બીજાઓના ઇરાદાઓ અંગે શંકાકુશંકા કરવાનો સ્વભાવ કેળવ્યો નથી. સંસ્કૃતિનું સ્વરૂપ જ એવું છે કે અનેક પરદેશીઓને હિંદે આવકાર્યા છે અને આત્મસાત્ કર્યા છે. માનવઇતિહાસનો અનુભવ અને પાઠ છે કે આવી ઉદાર પ્રજાઓ સ્વાર્થી પ્રજાઓનો ભોગ બનતી આવી છે. બીજી એક હકીકત એ પણ છે કે સંસ્કૃત અને સુખી પ્રજા ધીમે ધીમે આરામપ્રિય બની જતાં પોતાનું ખમીર ગુમાવવા માંડે છે અને જવાબદારીની ચિંતા ઓછી કરતી થઈ જાય છે. બીજું, આ દેશમાં ગમે તેટલી સમૃદ્ધિ અને દોલત હતાં છતાં અહીંની સંસ્કૃતિમાં વેપાર કે ધનસંપત્તિને પ્રાધાન્ય કદી અપાયું નથી. આધ્યાત્મિક નજરવાળી આ પ્રજાએ પરદેશીઓને સરળતાથી વેપારી છૂટછાટો આપી તે તેને માટે સ્વાભાવિક હતું, પણ આ ઉદારતા જ તેની સમૃદ્ધિ અને સ્વાધીનતાનો નાશ કરશે તેની તેને કલ્પના ન હતી. હિંદીઓએ આપેલાં વચનનો ભંગ કર્યો નથી, આપેલા આશ્રય પછી કોઈ પ્રજાને દગો દીધો નથી, —કરેલા સંધિકરારો કદી તોડચા નથી, જ્યારે બીજી બાજુ અંગ્રેજોએ સંધિકરારો સગવડ પ્રમાણે તોડતાં કદી આંચકો અનુભવ્યો નથી.* અંગ્રેજોએ કે યુરોપિયનો પોતાના લાભ ખાતર જે પ્રકારની રાષ્ટ્રીયતાનાં ગુણગાન ગાય છે તે પ્રકારની રાષ્ટ્રીયતાનું ગૌરવ ભારતે કદી કર્યું નથી. રાષ્ટ્રવાદને નામે ભારતે બીજાંને રંજાડચાં કે રિબાવ્યાં નથી કે તેમની સ્વાધીનતા કે સંપત્તિ પર તરાપ મારી નથી.

વળી એમ કહેવામાં આવે કે હિંદમાં એકતાનું તત્ત્વ હમેશાં ખૂટતું રહ્યું છે અને પ્રજાના આંતરકલહોએ પ્રજાની પાયમાલી નોતરી છે. આ વાતમાં ઘણું સત્ય છે. પણ આવડા મોટા મુલકમાં કે જ્યાં અનેક ધર્મો પાળનારા, વિવિધ ભાષાઓ બોલનારા લોકો હોય એવા પેટાખંડમાં માનવસહજ મતભેદો રહે તેથી આખી પ્રજાની ઠેકડી કરવાની જરૂર નથી, કેમ કે આજે પણ યુરોપના દેશો કે જે હિંદના પડોશી પ્રાંતો જેવા છે અને એક જ ધર્મ પાળનારા છે તેઓ વચ્ચે કેવાં વૈમનસ્ય છે તેનો વિચાર કરતાં જણાશે કે ભારતની પ્રજાની નબળાઈઓ કંઈ વિશિષ્ટ પ્રકારની નથી. સફેદ પ્રજાઓએ ખૂનખાર જંગ અંદર અંદર ખેલ્યા છે અને મહાયુદ્ધો નોતર્યાં છે અને હજુ પણ વેરઝેર ઓકર્યા કરે છે. આ સતત યુદ્ધખોરીમાં ગૌરવ લેતી સફેદ પ્રજાઓએ હિંદની પ્રજાના કુસંપો તરફ આંગળી ચીંધી મોટાઈ કરવી યોગ્ય નથી.

---

* "It would seem as though the British Government claimed to itself the exclusive right of breaking through engagements" Sir John Kaye.

# ઇતિહાસધારામાંથી નીતરતું માનવવ્યક્તિત્વ

ચંદ્રભાઈ ભટ્ટ
[સમાજવિદ્યાઓના અભ્યાસી અને લેખક]

માનવીને વિશ્વઇતિહાસની ભૂમિકા પર ઊભેલો દેખો. એકલી ચામડી જેનું વસ્ત્ર છે એવો ઠંડીમાં થરથરતો કે તાપમાં તપતો અને અંધારામાં ભૂખ શમાવવા શિકારની શોધમાં સળવળતો, ટળવળતો તથા ભયાનક પૃથ્વી પર કેવળ ભરખાઈ જવાના ભયથી વીંટળાયેલો હવે એ નથી.

વિશ્વઇતિહાસના પગથાર પર પગ ઠેકવીને, સમયના અનેક વહેણોમાંથી વિકાસ પામીને એ યુગેયુગે નૂતન જન્મની જયન્તિ જેવો જન્મે છે. હવે એ જંગલનાં જીવલેણ વેરાનમાં નથી જન્મતો, પણ સમાજમાં જન્મે છે.

કેવું અદ્‌ભુત આ સમાજ નામનું નિર્માણ છે! માનવ જન્મની પ્રત્યેક ઉજવણી એણે ઊજવવા માંડી છે. આ ઉજવણીમાં માનવ અવતારને એણે તેના જન્મ-સાથે જ, દઈ શકાય તેવા પારણાં, કપડાં, અનુરાગી ઘર-બાર, સુવાવડખાતાની સંભાળ, સારવારની સુરમ્ય ઘટના, ભયસ્થાનો સામેના બચાવની કાર્યવાહી, કુદરતી આફતો-માંથી સંભાળની સુરક્ષા, ખાણાં ને પીણાં, બાલગૃહો ને ક્રીડાંગણો, વગેરે વગેરે તૈયાર રાખ્યું છે. એ પારણામાંથી બહાર પગ ગોઠવે કે તરત જ આ માનવ ફરજંદની સેવાના અનેકાનેક સંસ્કારસ્વરૂપો જીહજૂર કહેતાં તૈયાર છે.

કેવી મનોરમ આ ઘટના છે! આ ઘટનામાં માનવ જિંદગીનો ઐતિહાસિક આવિષ્કારનો અંકુર એનાં પોતાનાં સૌ વિકાસ, સ્તરો અથવા પડો પરથી કહ્યા કરે છે; "માનવજિંદગીની મનક્રિયામાં જડાએલું હેતુરૂપ અહીં સભર બન્યા કર્યું છે."

આ હેતુરૂપને કોઈ એક માનવી આલિંગનમાં લપેટી શકતું નથી. આ હેતુક્રિયારૂપને કોઈ એક સંસ્થા કે સંગઠનની જિંદગી સમાવી શકતી નથી. આ હેતુરૂપને કોઈ એક ઘટકની સંસ્કૃતની જ જિંદગી જમાવી શકતી નથી. આ હેતુરૂપને ધારણ કરનાર, સમસ્ત વિશ્વમાનવની ઇતિહાસ જિંદગી છે.

હવે દેખો એ જ માનવીનું આરંભાતું અદનું એવું માનવ સ્વરૂપ! સીધું અને સાવ સાદું એવું આ સ્વરૂપ સમસ્ત સૃષ્ટિ અથવા બ્રહ્માંડની ઘટનાનું એવું આરંભનું પરમાણુરૂપ છે. આ માનવબિંદુ, જલીય રૂપમાં તરતું કારબનરૂપ છે તથા એમાં ધાતુરૂપ ખનીજરૂપ અને વાયુરૂપની પદાર્થ-મયતાનું મિશ્રણ છે. આ છેડા પરથી આ જીવનરૂપ પ્રાણીજગતની શ્રેણીઓ પર ચરતું, વિચરતું, વિકસતું, રૂપરૂપાંતરોને ધારણ કરતું, "વરટીબ્રેટ"નું નામાભિધાન પામતું મહાવિકાસવાળી જ્ઞાનતંતુ ઘટનાને ધારણ કરતું, "મેમાલ" માતાના ઉદરમાં આકાર પામતું, સ્તનપાન મારફત, અનુરાગી જનેતા વડે પંપાળાતું પોષાતું સૌ પ્રાણીઓમાંનું એક પ્રાણી છતાં, પ્રકારની ગણનામાં નૂતન એવું માનવપ્રાણી બની ચૂકયું. જે કોઈ પ્રાણીએ સંપાદન નહોતી કરી એવી ચિંતનની, રમતની, ધારણની, અનુરાગની, કલ્પનાની, સ્વપ્નશિલતાની સિદ્ધિઓ એણે પ્રાપ્ત કરી છે.

આ પ્રાણીની આવી પ્રાપ્તિઓને એક શબ્દમાં ઓળખવી હોય તો તેવા એક શબ્દનું મહાનામ અનુભવ-ક્રિયા છે. આ અનુભવ નામના શબ્દનો અર્થ એવી ક્રિયાઘટના છે કે જેમાં, એકલી "સેનસેશન" નામની ક્રિયા નથી હોતી, પરન્તુ રસ, હેતુ, અર્થકરણ, ધારણ, કલ્પના, લાગણી વગેરે વગેરે ક્રિયાઓ, સંયુક્ત કહેવાથી ઘટનાયુક્તરીત, "ઇન્ટીગ્રેટેડ" બને છે તેવી પ્રક્રિયા છે. આ ક્રિયા ઘટના અથવા પ્રક્રિયા માનવ અવતાર સાથે ઇતિહાસના આરંભથી જ ઉદ્‌ભવી છે અને આ ઉદ્‌ભવની સાથે જ ઇતિહાસનો પણ પ્રાદુર્ભાવ થયો છે, આ પ્રારંભમાં માનવજિંદગીના આરંભના અગાધ ઊંડાણની કલ્પના કરી શકાય. આ ઐતિહાસિક ઊંડાણમાંથી ચઢતા અનંત સ્તરો માનવજિંદગીના સ્તર છે. આ સ્તરો પર વિશ્વ–માનવની અગણિત એવી વ્યક્તિ-જિંદગીઓનો માનવ વિસ્તાર અવશેષરૂપે અથવા ભૂતકાળ બનીને જીવતો પડયો છે. આ બધી જીવન્ત ભૂમિકામાંથી જ વર્તમાન કહેવાતી અનેકાનેક માનવોની અથવા વિશ્વમાનવની જિંદગીની અસ્ખલિતએવી જિંદગી વહ્યાં કરે છે, આ ઘટનાનું નામ ઇતિહાસ છે. આ ઇતિહાસનો એક ભૂતકાળ નામનો છેડો અગાધ ઊંડાણમાં

રોપાયો છે. એ છેડા સાથે જીવન્ત રીતે જ્વલન્ત દેખાતો, વિશ્વ-માનવની જિંદગીનો વર્તમાન છે. આ વર્તમાનનો કદી અંત હોતો નથી તેનું કારણ એ છે કે ભૂતકાળના ભારણમાંથી માનવીની હેતુક્રિયા કલ્પના વડે, હેતુ જગત-નું ભાવિરૂપ અખંડ ઉપજાવ્યા કરે છે અને નિરમાવ્યા કરે છે તથા આ ભાવિને વર્તમાનની ભૂમિકા પર અવિચ્છિન્ન રીતે સાચવ્યા કરે છે. માનવીની જિંદગીની આવી અદ્‌ભૂત ઘટનાનું જો એક શબ્દમાં નિરૂપણ કરી શકાય તો તેવા એક અનાહત શબ્દની ક્રિયાઘટનાનું નામ સમાજ છે.

આ માનવ સમાજને અથવા વિશ્વમાનવ સમાજને દેખવો છે? એમ દેખવા સૌથી પહેલાં, પેલા અનુરાગ-કાર્યને દેખો. એ કાર્ય એક ચકલી અને એક ચકલાનું છે. ઘાસનાં તણખલાંને ચાંચમાં પકડીપકડીને, કોઈ બાકોરામાં એ બધાંને ગોઠવીને એમણે ઘર બાંધવાં માંડયું છે. કારણ કે, એમને સાંપડવાના, ઈંડારૂપમાંના જીવનરૂપની એમને સહજ એવી ઝાંખી છે. આ ઝાંખીના અનુરાગની ઉષ્માને જ ધારણ કરીને, આ જીવતાં પંખીઓએ ભાવિમાં ઊતરવા માંડયું છે. જે અનુરાગી ક્રિયાને એમણે, એક ઝાંખી તરીકે જ ધારણ કરી છે, તે ક્રિયાનું સભાન એવું સહકાર સ્વરૂપ, જેની જિંદગી ધારણ કરી શકે છે, તે માનવક્રિયાનું માનવકાર્ય અથવા માનવકાર્યની સહકાર-ઘટના એકલી નરમાદા કે જનકજનેતાની હોવાને બદલે માનવસંઘની સહકારક્રિયા બની શકી છે. આ સહકારકાર્યની ક્રિયા-ઘટના અથવા પ્રક્રિયાનું એક નામ અથવા એક શબ્દમાં સમાવેલું મહાનામ સમાજક્રિયા અથવા સમાજ છે.

આ સમાજ નામનો ક્રિયા-શબ્દ અથવા કાર્યશબ્દ માનવોની જિંદગીએ ધારણ કર્યો ત્યારથી તેણે પોતાની વિકસતી જતી સમજણની સાથેસાથે એ શબ્દના અર્થને પણ વિકસાવ્યા કર્યો છે. માનવીની જિંદગીના પાયાની એવી સામાજિક પ્રક્રિયાની સમજણ સ્પેન્સર નામના જીવન વૈજ્ઞાનિકે આપેલા સમાજક્રિયાના અર્થમાંથી દેખી શકાય છે. એણે કહ્યું કે માનવજીવનક્રિયા એટલે આંતરિક સંબંધોનું બહારના સંજોગસંબંધો સાથે બંધબેસાણું કર્યા કરવું તે છે.*

પરંતુ આ વ્યાખ્યા આજે અધૂરી અથવા ખોટી માલૂમ પડી ચૂકી છે. માનવીની જિંદગીની સમાજ-ક્રિયા નામની જે પ્રક્રિયા છે, તેની ક્રિયા-ઘટનાને દેખીએ તો સાફસાફ દેખી શકાય છે કે, માનવજિંદગીએ હમેશાં પોતાની જિંદગીની સામાજિક પ્રક્રિયાની યોજનાઓ અથવા આયોજનો ઘડયાં છે. આ યોજનાઓને સફળ બનાવીને તેણે અથવા માનવસમાજે બહારની પરિસ્થિતિઓનાં સ્વરૂપોને પલટયાં છે. વિશ્વઇતિહાસની આવી નક્કર હકીકત છે. આ હકીકતી સત્યના પુરાવા વડે આપણે કહી શકીએ કે સ્પેન્સરે આપેલો માનવજિંદગી-ની ક્રિયાનો અર્થ હકીકતી સત્યની દૃષ્ટિએ બિલકુલ ખોટો અથવા સત્યથી અવળો જ એવો માલૂમ પડી ચૂક્યો છે.

પોતે જ યોજના ઘડવી અને યોજનાક્રિયાનો વૈજ્ઞાનિક અમલ કરવા માટેની જીવનપરિસ્થિતિઓને નવી નિર્માણ કરવાનું માનવકાર્ય અથવા માનવસમાજકાર્ય એકેએક માનવીનું વ્યક્તિ તરીકેનું પણ માનવકાર્ય છે જ. આવી સામાજિક પ્રક્રિયા પોતે માનવવ્યક્તિના વિશિષ્ટ એવા વ્યક્તિત્વની પ્રતીતિ અથવા વ્યક્તિત્વનું મહાસત્ય બની ચૂકી છે.

માનવકાર્યનું આ મહાસત્ય અથવા વ્યક્તિત્વ પ્રત્યેક માનવીના નાના કે મોટા કોઈ પણ વ્યક્તિગત કાર્યમાં દેખાયા વિના નથી રહેતું. હેતુ, રસ, કલ્પના, ચિંતન, ધારણ, યોજના અથવા ઉમેદ અને આશા નામની માનવવ્યક્તિની ક્રિયાઓ માનવકાર્યનું રૂપ ઘડે છે. આ બધી માનવકાર્યની ઘટનાનો મુખ્ય સૂર જવાબદારીપણાનો હોય છે. આ બધી માનવકાર્યની કોઈ પણ વ્યક્તિની ઘટના-ક્રિયામાં તુલાની જાળવણી, સારાસારની સમજણ, હિસાબી જવાબદારી, ભાવિની કલ્પના અને અંદાજી પૂર્વવિચારણા વગેરે વ્યક્તિત્વનાં સ્વાતંત્ર્ય-સ્વરૂપો ઝીણીમોટી અનેક ક્રિયાઓની ગૂંથણી મારફત નિયોજાય છે.

પરન્તુ ત્યારે જ આવા માનવકાર્યના કર્તા બનનારી, માનવવ્યક્તિને પાછી પાડનાર, રોકી રાખનાર, મૂંઝવી મારનાર અને બુદ્ધુ બનાવનાર અનેક અવાજો પણ માનવ-સમાજની અંદરની અબુધતા તથા આક્રમણકારી પાશવતાના સંભળાયા જ કરતા હોય છે. તું નીચ છે, તું પાપી છે, તું પાપ-સંભવ છે; તારી ક્રિયા વિક્રિયા છે, મિથ્યા મમતા છે, માયાજાળ છે, ઈંદ્રજાળ છે, તું રોકાઈ પડ, તું ઉલ્લંઘન ન કર, તું બુદ્ધુ બન, ને નત મસ્તકે, વધ પામ્યા કર!

*"The Continuous adjustment of internal relations, to external ones."

એવાએવા ધર્મવાદી, જાતવાદી, કોમવાદી, યથેચ્છ વ્યક્તિવાદી અવાજો પોતે માનવસમાજની અબુધ એવી આક્રમક દશામાંથી સંભળાયા જ કરતા હોય છે.

છતાં આ બધી આળપંપાળને અળગી કરીને, ઉચ્છેદીને, ઉલ્લંઘીને, માનવકાર્ય, માનવીક્રિયાઘટનાના, ભાવિમાં પહોંચતા હેતુઅંશને ટકવતું, ટકાવતું, અર્થકરણની વૈજ્ઞાનિક ભાનદશાને ધારણ કરી રાખતું, આગળ વધે છે. માનવીનું માનવવ્યક્તિત્વ, જે પોતે માનવકાર્યનો પાયો છે, તે વ્યક્તિરૂપ, ભૂતકાળ કે વર્તમાન ઉપરાંત ભાવિ અથવા હેતુભાનને ધારણ કરીને જ ટકી શકે છે.

માનવીની જિંદગીનું આ હેતુમૂલ્ય, માનવકાર્યનું મહાસત્ય છે. સાદી ભાષામાં એને આશા કહેવાય છે. આશાની તંતુઘટનાનું માનવરૂપ, સામાજિક રીતે, વધારે ને વધારે વૈજ્ઞાનિક ભાનદશાવાળું બન્યા કરે છે, તથા આશાના અમર ઝરણાની કવિતાઓથી માંડીને તે ચિંતનવાળા અર્થકરણની યોજનાબદ્ધતા, માનવકાર્ય સંપાદન કર્યા કરે છે. માનવકાર્યનું આ હેતુરૂપ અથવા આશારૂપ, સામાજિક સંસ્કરણોની ઘટનાઓમાં ઘડાયા કરતું, માનવત્યાગ, મહાપ્રેમ તથા ઉદારતાનાં ઉદાત્ત સ્વરૂપોની માનવક્રિયાઓને ધારણ કરે છે. કેવું આ મહાકાર્ય છે! આ મહાકાર્યની ઝાંખી, બાજના આક્રમણને અંત તક ખાળી રાખતી, કપોતમાતા પણ દાખવતી હતી, એ પંખી નર કે માદા, એ જ ઝાંખી વડે પોતાનાં પોતડાનું રક્ષણ કરતાં માળાના ઉંબરા પર આપભોગ દઈ દેતાં હતાં. આ મહાકાર્ય, માનવવ્યક્તિત્વમાં માનવભાન પામીને, વૈજ્ઞાનિક સભાનતાની સમાજ નામની પ્રક્રિયામય બનીને, આજે અતિભવ્ય બની શક્યું છે. આ ભવ્ય એવા માનવકાર્યની મનક્રિયામાં, વૈજ્ઞાનિક ભાનદશામાં ઓતપ્રોત બનતી સ્મૃતિ, કલ્પના તથા આશા નામની વ્યક્તિ-મનક્રિયાઓ દેખી શકાય છે. ક્યાં છે, એવું માનવવ્યક્તિત્વ? આવા સવાલને જવાબ દેવા, સવાલ જ પૂછી શકાય કે ક્યાં નથી એવી માનવવ્યક્તિ!

માનવ-વ્યક્તિ, જ્યાં હોય ત્યાં, અને જે દેશ કે કાળ પરિસ્થિતિમાં હોય ત્યાં, માનવવ્યક્તિનું વ્યક્તિત્વરૂપ, અનેક શાખા-પ્રશાખાઓવાળી સંસ્થાક્રિયાઓમાં અને મંડળક્રિયાઓમાં વહેંચાએલું છતાં, વ્યક્તિત્વની અવિચ્છિન્ન એવી માનવકાર્યની કડીની સંકલનાવાળું, એકી જ સાથે પિતાનો, પુત્રનો, શિક્ષકનો, અમલદારનો, વૈદ્યનો, દરદીનો વગેરે અનેકાનેક ભાવ ભજવતું દેખાય છે. આ બધી વિવિધ ક્રિયાઓની સંકલનાનો એક છેડો વ્યક્તિ છે, બીજો છેડો સમાજ છે. આખી વ્યક્તિને દેખવી હોય તો સમાજમાં જ તેને દેખી શકાય છે અને આખા એવા સમાજને સમાજની પ્રક્રિયાઓની ઘટનાને સત્ય અને સળંગ એવા વાસ્તવ સ્વરૂપમાં દેખવી હોય તો વ્યક્તિમાં જ તેને દેખી શકાય છે.

એવું માનવકાર્ય અથવા આવી માનવવ્યક્તિનું માનવકાર્ય સમાજકાર્ય છે, એમ કહેવાય તો જ માનવપ્રક્રિયાના મહાસત્યને વાચા મળી શકે. આવી માનવપ્રક્રિયાની સમાજઘટનાનું સંભારણું, માનવકાર્યનો ઇતિહાસ છે. માનવીના આજ સુધીના ઇતિહાસોના બધા સરવાળાનો જો એક જ શબ્દમાં અર્થ ઘટાવવો હોય તો તેવા મહાઅર્થનું શબ્દરૂપ માનવ છે.

*

# વિક્રમ સંવત

**આર. કે. ધારૈયા**

[ઇતિહાસ અને રાજ્યશાસ્ત્રના પ્રાધ્યાપક, સ્વામિનારાયણ આર્ટ્સ ઍન્ડ સાયન્સ કૉલેજ, અમદાવાદ]

આજે લગભગ ભારતભરમાં જે સંવત પ્રચલિત છે તેનો આરંભ કઈ રીતે અને કોના દ્વારા થયો તે સંબંધે ઇતિહાસના અભ્યાસીઓમાં તીવ્ર મતભેદ પ્રવર્તે છે. આ વિષેની ભિન્નભિન્ન માન્યતાઓમાં નીચેની મુખ્ય ગણાવી શકાય :

૧. સ્કાપથો-પાર્થિયન રાજા વેનોનસ અથવા શક રાજા અઝીઝ પહેલા દ્વારા આ સંવત સ્થાપિત થયો.

૨. કુશાન રાજવંશના મહાન સમ્રાટ કનિષ્ક પહેલાએ તેનો પ્રારંભ કર્યો.

૩. માલવજાતિ અને તેના વિખ્યાત નેતા 'કૃત'

દ્વારા તે પ્રચલિત થયો.

૪. રાજા વિક્રમાદિત્યે તેની શરૂઆત કરી.

૧. સ્કાપથો-પાર્થિયન રાજા વોનોનસ અથવા અઝીઝ પહેલા દ્વારા સ્થાપિત:

આ મતની યથાર્થતા તપાસવા માટે ઈ. સ. પૂર્વે પહેલા સૈકાનો ભારતનો અને તેની ઉત્તર-પશ્ચિમ સરહદ પરનાં આસપાસના પ્રદેશોનો ઇતિહાસ જાણવો આવશ્યક છે. તે લગભગ નિશ્ચિત છે કે ઈ. સ. પૂર્વે પહેલી સદી પહેલાં ભારતમાં કોઈ સંવત હતો નહિ. કોઈ પણ બનાવની નોંધ રાજ્યારોહણથી શરૂ કરી રાજાના શાસનકાળનાં વર્ષો મુજબ થતી. દા. ત. અમુક રાજાના રાજ્યારોહણના ત્રીજા, પાંચમા કે આઠમા વર્ષે અમુક બનાવ બન્યો. ઈ. સ. પૂર્વે ત્રીજા સૈકાના અશોકના શિલાલેખો અને ઈ. સ. પૂર્વે બીજા સૈકાના ખારવેલના હાથીગુફાના લેખમાં પ્રસંગોનો આ રીતે ઉલ્લેખ થયેલ છે. પરંતુ ભારતમાં ઈ. સ. પૂર્વે પહેલાં સૈકાથી સંવતનો પ્રારંભ થયો હોવાનું કહેવાય છે.

પ્રથમ મત મુજબ પાર્થિયન રાજા વોનોનસે ભારતમાં પહેલા સંવતની સ્થાપના કરી. તે પ્રથમ હંગીઅન (પૂર્વ ઈરાન)નો સૂબો હતો. પાર્થિયન (પહલવી) અને સ્કાપથીઅન (શક) વચ્ચે ઈરાક, ઈરાન અને અફઘાનિસ્તાન વચ્ચેના પ્રદેશો માટે યુદ્ધો થતાં, શક સત્તા અફઘાનિસ્તાનના પ્રદેશો બાજુ ફેલાઈ, જ્યારે ઈરાક તથા ઈરાનના પ્રદેશોમાં ઈ. સ. પૂર્વે બીજી અને ઈ. સ. પૂર્વે પહેલી સદીમાં પહલવી સત્તા સ્થાપિત થઈ. ટૂંક સમયમાં જ બન્ને જાતિઓનું મિશ્રણ થતાં ઇરાકથી અફઘાનિસ્તાનના ઘણા પ્રદેશો પર સ્કાપથો-પાર્થિયન રાજ્ય (શક-પહલવી) ફેલાયું, વોનોનસે ભારતની ઉત્તર-પશ્ચિમ સરહદ પર પણ પોતાનું સામ્રાજ્ય ફેલાવ્યું. તેણે પોતાના સાવકાભાઈ (તેના પિતાની શક પત્નીથી થયેલ પુત્ર) સ્પલીરીઝજને અફઘાનિસ્તાનનો સૂબો નીમ્યો. વોનોનસના પ્રાપ્ત થયેલ સિક્કાઓમાં તેણે 'રાજાઓમાં મહાન રાજા'નો ઇલ્કાબ ધારણ કરેલ છે. વિદ્વાનોના મત મુજબ વોનોનસ ઈ. સ. પૂર્વે પહેલી સદીના મધ્ય ભાગમાં થઈ ગયો. હંગીઅનની સૂબાગીરીમાંથી તેણે મહાન રાજ્ય સ્થાપિત કર્યું તેની યાદમાં તેણે ઈ. સ. પૂર્વે ૫૮માં સંવત શરૂ કર્યો. આ રીતે પ્રથમ સંવત હંગીઅન (પૂર્વ ઈરાન)માં ઉદ્ભવ્યો. એક-બે સૈકામાં તે ભારતમાં પ્રચલિત થયો. આશરે હજાર વર્ષ બાદ તે વિક્રમ સંવત તરીકે પ્રસિદ્ધિ પામ્યો. વોનોનસના સમય પહેલાં ઈરાનમાં જગતના કદાચ સૌથી પ્રાચીન સંવતો સેલ્યુસીડ સંવત (ઈ. સ. પૂ. ૩૧૨) તથા પાર્થિયન સંવત (ઈ. સ. પૂ. ૨૪૮) પ્રચલિત હતા. આ બન્ને સંવતોમાંથી કદાચ પ્રેરણા મેળવી વોનોનસે પોતાના સ્વતંત્ર રાજ્યની સ્થાપનાની સ્મૃતિમાં ઈ. સ. પૂર્વે ૫૮માં સંવત સ્થાપિત કર્યો હોવાનું સંભવિત છે.

કેટલાક વિદ્વાનોના અભિપ્રાય પ્રમાણે અઝીઝ પહેલા દ્વારા આ સંવતનો પ્રારંભ થયો. તે વોનોનસના સાવકાભાઈ સ્પલીરીઝજનો પુત્ર હતો. વોનોનસ બાદ તે તેના રાજ્યનો વારસદાર બન્યો. આ બનાવની યાદમાં તેણે સંવતની શરૂઆત કરી, જેણે સૈકાઓ બાદ વિક્રમ સંવત તરીકે નામના મેળવી. સર જૉન માર્શલના કથન મુજબ અઝીઝ પહેલાએ ઈ. સ. પૂર્વે ૫૮ની આજુબાજુ રાજ્યની શરૂઆત કરી, જ્યારે અન્ય વિદ્વાનોના કથન પ્રમાણે તેણે આશરે ઈ. સ. પૂર્વે ૨૦માં શાસનનો પ્રારંભ કર્યો. પહલવી અને શક લેખોના આધારે બીજો મત માન્ય થયેલ હોઇને અઝીઝ પહેલા દ્વારા આ સંવતની સ્થાપના થઈ હોવાનું શક્ય નથી.

૨. કનિષ્ક પહેલા દ્વારા સંવતની શરૂઆત:

ડૉ. ફ્લીટના અભિપ્રાય પ્રમાણે કહેવાતા વિક્રમ સંવતનો પ્રારંભ કુશાન રાજા કનિષ્ક પહેલાએ કર્યો. તેનો શાસનકાળ કેડી ફીસીસ પહેલા અને કેડી ફીસીસ બીજા પહેલા એટલે કે ઈ. સ. પૂર્વે પહેલા સૈકામાં મૂકી શકાય. ડૉ. આર. સી. મજુમદાર અને અન્ય આધુનિક વિદ્વાનો આ મત સ્વીકારતા નથી અને કનિષ્કને પ્રથમ બે રાજાઓ પછીના શાસક તરીકે મૂકે છે. એ રીતે કનિષ્ક પહેલાએ ઈ. સ. ૭૮ની આસપાસ પોતાના રાજ્યનો પ્રારંભ કર્યો ગણી શકાય. આ મતના સમર્થનમાં તેઓ નીચેના પુરાવાઓ રજૂ કરે છે. (૧) તક્ષશીલાના ખોદકામમાં કનિષ્કના સિક્કાઓ ઉપલા થરમાંથી જ્યારે કેડી ફીસીસના સિક્કાઓ નીચલા થરમાંથી મળેલ છે. માટે કેડી ફીસીસ પ્રથમ થઈ ગયેલ હોવો જોઇએ. (૨) કનિષ્કના સોનાના સિક્કાઓ પ્રથમ સદીમાં થઈ ગયેલ રોમન શહેનશાહના સિક્કાઓ પર આધારિત છે. માટે કનિષ્ક પ્રથમ સૈકામાં થયેલ

ગણાય. (૩) તેણે સીઝરનો ઇલકાબ ધારણ કરેલ જે સૂચવે છે કે તે ઑગસ્ટસ સીઝરના મૃત્યુ (ઈ. સ. ૧૪) બાદ થયેલ. આ સ્થિતિમાં તેણે વિક્રમ સંવતનો પ્રારંભ કર્યો હોવાનું સંભવિત નથી, પરંતુ જો તેના શાસનકાળની શરૂઆત ઈ. સ. ૭૮ ગણીએ તો પછીથી શક સંવત તરીકે ખ્યાતિ પામેલ સંવતની તેણે સ્થાપના કરી તે મત સ્વીકારી શકાય. કેટલાકના મન્તવ્ય મુજબ કનિષ્કના શાસનનો પ્રારંભ ઈ. સ. ૧૨૦માં થયેલ. આ મતની ગણના થાય તો શક સંવત સાથે પણ તેને સંબંધ નથી એમ કહેવું જોઇએ; પરંતુ સામાન્ય માન્યતા મુજબ કનિષ્ટ પહેલાએ વિશાળ કુશાન રાજ્યની સ્થાપના ઈ. સ. ૭૮માં કરી, જેની યાદમાં શક સંવત તરીકે જાણીતી થયેલ સંવતનો પ્રારંભ થયો.

૩. માલવ જાતિ દ્વારા પ્રચલિત :

માલવ જાતિ પ્રાચીન ભારતની પ્રખ્યાત જાતિઓમાંની એક હતી. સિકંદરની ભારત પરની ચઢાઈ વખતે આ જાતિ રાવી અને ચિનાબ નદી વચ્ચેના પંજાબના ઉત્તર ભાગમાં વસતી હતી. તે સમયે પંજાબમાં હાલના મોન્ટગોમરી જિલ્લામાં શુદ્રક જાતિનો વસવાટ હતો. બન્ને ગણરાજ્યોના સમવાયતંત્રનો ઉલ્લેખ પરદેશી લેખકોએ, મહાભારત તથા વ્યાકરણ-શાસ્ત્રીઓએ કરેલ છે. ઈ. સ. પૂર્વે બીજા સૈકામાં બેક્ટ્રીઅન રાજાઓના તથા ઈ. સ. પૂર્વે પહેલા સૈકામાં શક-પહ્લવી રાજાઓના આ પ્રદેશ પરના આક્રમણોને લીધે માલવ જાતિને સ્થળાંતર કરવાની ફરજ પડી. તેઓએ હાલના જયપુર પ્રદેશમાં પ્રથમ વસવાટ કર્યો. ત્યાં માલવનગરને (હાલનું 'નગર' કે 'કર્કોટનગર') રાજધાની બનાવી માલવ જાતિના સ્વતંત્ર ગણરાજ્યની સ્થાપના કરી. આ પ્રસંગની યાદમાં તેઓએ પ્રથમ સંવતની સ્થાપના કરી જે સદીઓ બાદ વિક્રમ સંવત તરીકે ઓળખાયો.

શકોનું રાજ્ય પંજાબ અને સિંધના પ્રદેશોમાં ફેલાતાં તેઓએ રાજપૂતાના પર આક્રમણો શરૂ કર્યાં. માલવ જાતિના 'કૃત' નામના નેતાએ શકોનો સખ્ત સામનો કરી માલવોની સ્વાધીનતા ટકાવી રાખી. તેના માનમાં માલવોએ પ્રચલિત કરેલ સંવત કૃત સંવત તરીકે ઓળખાયો. માલવો ધીરેધીરે મધ્ય પ્રદેશમાં ફેલાતાં તે પ્રદેશ 'માલવા' તરીકે ઓળખાયો. તેમનો સંવત પંજાબ, રાજપૂતાના, માલવા વગેરે દેશોમાં પ્રચલિત થયો. શક અને કૃત સંવત સાથે સાથે ફેલાતા રહ્યા. છેવટે ગુપ્તરાજા ચન્દ્રગુપ્ત બીજા દ્વારા બન્ને જાતિઓનો પરાજય થતાં આઠમા સૈકા પછી આ સંવત સાથે વિક્રમાદિત્યનું નામ જોડાતાં તે વિક્રમ સંવત તરીકે ઓળખાયો. વિદ્વાનોના બહુમત પ્રમાણે માલવ જાતિએ પોતે આ સંવતની શરૂઆત કરી નથી, પરંતુ ઇંગીઅન કે શક-પાર્થિયન સંવતને તેણે અપનાવી લઇને નવા સ્વરૂપે તેને પ્રચલિત કર્યો.

૪. રાજા વિક્રમાદિત્ય દ્વારા સંવતની સ્થાપના :

અમુક ઇતિહાસવિદોના અભિપ્રાય મુજબ ઈ. સ. પૂર્વે પહેલા સૈકામાં થઈ ગયેલ રાજા વિક્રમાદિત્યે આ સંવતની સ્થાપના કરી. પ્રાચીન ભારતમાં એક કરતાં વધારે વિક્રમાદિત્યો થઈ ગયા. વિક્રમાદિત્ય તે નામ નહિ પરંતુ ઇલકાબ લાગે છે. તેના વિષે પ્રાચીન સાહિત્યમાં અનેક દંતકથાઓ છે. તેમાં ઘણી ગરબડ પણ છે. દા. ત. 'વેતાલ પંચવિંશતિ', 'દ્વાત્રિંશત પટ્ટલિકા' વગેરે કથા-પુસ્તકોમાં વિક્રમાદિત્ય અને તેણે શરૂ કરેલ સંવત વિષે તારીખ, સ્થળ અને નામોની ઘણી ગરબડ છે. આ સંજોગોમાં ચોક્કસ નિર્ણય કરવો મુશ્કેલ છે. આ કથાઓમાં વિક્રમાદિત્યના અનેક ગુણોના બયાન સાથે તેની સભાનાં નવ રત્નોનું પણ વર્ણન કરવામાં આવ્યું છે. તે રીતે વિક્રમાદિત્યને ગુપ્ત સમ્રાટ ચન્દ્રગુપ્ત બીજો ગણી શકાય. તેણે શકોને સંપૂર્ણ પરાજય આપ્યો અને તેની યાદમાં તેણે સંવત શરૂ કર્યો તેવો ઉલ્લેખ આ કથાઓમાંથી મળે છે. ચન્દ્રગુપ્ત બીજાનો શાસનકાળ ઈ. સ. ૩૭૫ થી ઈ. સ. ૪૧૪ છે, જ્યારે વિક્રમ સંવતની સ્થાપના ઈ. સ. પૂર્વે ૫૮માં એટલે તેના પહેલાં લગભગ ચારસો વર્ષે થઈ છે. પરિણામે તેના દ્વારા આ સંવતની સ્થાપના થઈ આવવાનું અશક્ય છે. એટલે આ કથાઓનું ઐતિહાસિક મૂલ્ય નગણ્ય છે.

પરંતુ જૈન કથાઓ જેવી કે 'મેરુતુંગની થેરાવલી' અને 'કાલકાચાર્યની કથા' આ બાબતમાં વિશેષ ધ્યાન આપવા યોગ્ય છે. 'મેરુતુંગની થેરાવલી'ના કથન મુજબ પુષ્યમિત્ર શુંગના રાજ્યકાળ બાદ ઉજ્જૈન નગરીમાં બલમિત્ર, ભાનુમિત્ર અને નભવાહન એમ ત્રણ રાજાઓનું શાસન ૧૦૦ વર્ષ સુધી ચાલ્યું. ત્યાર બાદ તે જ નગરીમાં

ગર્દભીલ્લ રાજાના વંશનું રાજ્ય ૧૫૨ વર્ષ ચાલ્યું. તેમાં પ્રથમ રાજા ગર્દભીલ્લે ૧૩ વર્ષ શાસન ચલાવ્યું. શકોને હાથે તેનો પરાજય થતાં ઉજ્જૈનમાં શકોનું રાજ્ય સ્થપાયું. ચાર વર્ષ બાદ ગર્દભીલ્લના પુત્રે શકોને પરાજય આપી પિતાનું રાજ્ય પાછું મેળવ્યું. તેની યાદમાં તેણે સંવતની સ્થાપના કરી, જે પાછળથી વિક્રમ સંવત તરીકે ઓળખાયો. આ રીતે ગણતરી કરતાં પુષ્યમિત્રના શાસનનો અંત ઈ. સ. પૂર્વે ૧૫૧માં આવ્યો. ત્યાર બાદ ત્રણ રાજ્યકર્તાઓએ ૧૦૦ વર્ષ રાજ્ય કર્યું. ગર્દભીલ્લનું રાજ્ય ૧૩ વર્ષ રહ્યું. શકો ચાર વર્ષ ઉજ્જૈનમાં રહ્યા. એટલે (૧૫૧–૧૦૦–૧૭ = ૩૪) ઈ. સ. પૂર્વે ૩૪માં ગર્દભીલ્લના પુત્રે શકો પાસેથી રાજ્ય પાછું મેળવી શાસનની શરૂઆત કરી તેમ ગણાય. માત્ર ૨૪ વર્ષનો તફાવત (ઈ. સ. પૂર્વે ૫૮ – ઈ. સ. પૂર્વે ૩૪) શક્ય ગણાય. પરંતુ આ સમયે ઉજ્જૈનમાં આ નામનો કોઈ રાજા થયો હતો કે કેમ તે શંકાસ્પદ બાબત છે.

કાલકાચાર્યની કથા અનુસાર તેની બહેન સરસ્વતી બૌદ્ધ ભિક્ષુણી હોવા છતાં પણ તેની સુંદરતાથી આકર્ષાઈ ઉજ્જૈનના રાજા ગર્દભીલ્લે તેનું અપહરણ કર્યું. કાલકાચાર્ય ખૂબ રોષે ભરાયા. તેણે શક રાજાને ઉજ્જૈન પર આક્રમણ કરવા પ્રેરણા આપી. પરિણામે ગર્દભીલ્લનું પતન થયું અને ઉજ્જૈનમાં શકોના રાજ્યની સ્થાપના થઈ. ૧૭ વર્ષ બાદ ગર્દભીલ્લના પુત્ર વિક્રમાદિત્યે શકોને પરાજય આપી પિતાનું રાજ્ય પાછું મેળવ્યું. તેની સ્મૃતિમાં તેણે સંવતની શરૂઆત કરી. એ રીતે ગણતરી કરતાં ઈ. સ. પૂર્વે ૩૮માં ઉજ્જૈનમાં શક સત્તા સ્થપાઈ અને ઈ. સ. પૂર્વે ૨૧માં (૩૮–૧૭) વિક્રમાદિત્યે ફરી રાજ્ય પ્રાપ્ત કર્યું. સંવતનો પ્રારંભ ઈ. સ. પૂર્વે ૨૧નો ગણતાં ૭૭ વર્ષનો તફાવત પડ્યો જે જરા વધારે કહેવાય.

ઉપરના અહેવાલોની તુલના કરતાં તારીખોમાં થોડી અસમાનતા અને ભૂલો લાગે છે, છતાં યે જૈન કથાઓની મૂળ ભૂમિકા મોટે ભાગે સત્ય લાગે છે. ઈ. સ. પહેલા શતકમાં માલવા પરની શક સત્તા તે ઐતિહાસિક હકીકત છે. શકો દ્વારા શક સંવત પ્રચલિત થયો તે પહેલાં માલવામાં વિક્રમ સંવત જાણીતો થઈ ચૂક્યો હશે. પરંતુ ઈ. સ. પૂર્વે પહેલા સૈકામાં વિક્રમાદિત્ય નામધારી કે ઇલકાબધારી કોઈ રાજા થઈ ગયો હોવાનો ઐતિહાસિક પુરાવો નથી, તેમજ તે નહોતો થયેલ તેની પણ કોઈ સાબિતી નથી.

## ઉપસંહાર

ઉપરની હકીકતો લક્ષમાં લેતાં એવું અનુમાન તારવી શકાય કે (૧) વોનોનસ દ્વારા આ સંવત હંગીઅનમાં ઉદ્ભવ્યો હોય અને પછી પંજાબમાં તેનો પ્રચાર થયો હોય, (૨) માલવ જાતિએ આ સંવત અપનાવી લઈને તેનો ઉત્તર ભારતના ભિન્ન ભિન્ન ભાગોમાં ફેલાવો કર્યો હોય અથવા (૩) માલવ જાતિના વિજયની યાદમાં તથા તેના નેતાના માનમાં માલવોએ આ સંવત સ્થાપિત કર્યો હોય. તેમના 'કૃત' નામના નેતાએ પણ વિક્રમાદિત્યનું બિરુદ ધારણ કર્યું હોય તે પણ સંભવી શકે અને પછી સૈકાઓ બાદ તેની સાથે પ્રખ્યાત વિક્રમાદિત્યનું નામ જોડી દેવામાં આવ્યું હોય. પરંતુ એક હકીકત નિશ્ચિત લાગે છે કે ભારતમાં આ સંવતના પ્રારંભ સાથે માલવ જાતિને ગાઢ સંબંધ છે. પહેલા પાંચ સૈકા સુધી તે માત્ર સંવત તરીકે ઓળખાતો. ત્યાર બાદ આઠમા શતક સુધી તે માલવ સંવત કહેવાયો. ઈ. સ. ૮૯૮ના એક શિલાલેખમાં પ્રથમ સમય આ સંવતનો વિક્રમ સંવત તરીકે ઉલ્લેખ થયો અને ત્યાર બાદ તે આ નામથી પ્રચલિત થયો. આશરે હજાર વર્ષ સુધી સંવત સાથે વિક્રમાદિત્યનું નામ જોડાયું નહિ તે જરા વિચિત્ર લાગે છે, છતાં યે પ્રાચીન ભારતના અન્ય સંવતોનું પણ આમ જ બન્યું છે. શક સંવત સાથે શક રાજાનું નામ હજાર વર્ષ સુધી જોડાયેલ નહિ. ગુપ્ત સંવતનું પણ આ રીતે બનેલ. પરિણામે વિક્રમાદિત્ય ઐતિહાસિક ન હતો કે તેણે સંવત સ્થાપેલ નહિ તેમ કહી શકાય નહિ. છતાં યે આ બાબત વિશેષ ચોક્કસાઈથી કહેવા માટે વધારે પુરાવા કે સંશોધનની જરૂર રહે છે.

## References

(1) The Age of Imperial Unity edited by R. C. Mazumdar and A. D. Pusalker.
(2) The Cambridge History of India volume I
(3) Political History of Ancient India 4th ed. by H. C. Ray Chaudhari
(4) Early History of India 4th ed. by V. A. Smith.
(5) Indian Historical Quarterly volume No. XI.
(6) Journal of the Royal Asiatic Society 1913

# ધાર્મિક મનોમંથનમાં વૈજ્ઞાનિક અને અવૈજ્ઞાનિક દૃષ્ટિકોણ

બી. એન. દવે

[તર્કશાસ્ત્ર અને માનસશાસ્ત્રના માધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

ઘણા કાળથી ધર્મનો અભ્યાસ માત્ર આપ્ત-વચન પર આધાર રાખતો જોવામાં આવે છે. આજે યુગ બદલાય છે, ત્યારે ધર્મમંથનોના દૃષ્ટિકોણમાં પણ પરિવર્તન થતું દેખાય છે. તેમાં કોઈ પણ તદ્દન નવીન વૃત્તિઓનો વિકાસ થયો નથી; પરંતુ જૂની-પુરાણી રીતરસમમાં તેની તે જ વાત હોવા છતાં દૃષ્ટિકોણ બદલાયો છે.

ભૌતિક વિજ્ઞાન, જીવવિજ્ઞાન આદિ કેટલીક સુવ્યવસ્થિત, વાસ્તવલક્ષી વિચારસરણીઓને આપણે વિજ્ઞાન કહીએ છીએ. તે દૃષ્ટિએ ધર્મ-વિજ્ઞાન નથી એમ માનીએ છીએ; પરંતુ એ દૃષ્ટિએ પણ ધર્મને વિજ્ઞાનના ક્ષેત્રમાં મૂકી શકીએ. ધાર્મિક મનોમંથનોમાં સર્વજ્ઞ અને સર્વશક્તિમાન ઈશ્વરતત્ત્વમાં વિના સાબિતીએ માની લેવાનું કહેવામાં આવે છે. તેથી આજકાલ બુદ્ધિમાનોની દુનિયામાં તેને અવૈજ્ઞાનિકની કોટીમાં મૂકવામાં આવે છે. વિજ્ઞાનમાં સાબિતી વિના માની લેવાનું કહી શકાય જ નહિ, એમ મનાય છે. પરંતુ ભૌતિક વિજ્ઞાન, જીવવિજ્ઞાન, તર્કવિજ્ઞાન આદિ વિજ્ઞાનોમાં પણ તે વિજ્ઞાનના મૂળભૂત સિદ્ધાંતો, વિના સાબિતીએ માની લેવાના જ હોય છે. ભૌતિક વિજ્ઞાનમાં દ્રવ્ય (Matter) તત્ત્વ અને જીવવિજ્ઞાનમાં જીવનતત્ત્વ (Proplesm) વિના સાબિતીએ માની લેવાનું કહેવામાં આવે છે. એ તત્ત્વોને આ રીતે સાબિતી વિના માની લીધા પછી તે માન્યતાને અનુસાર ફલિત થતી, વાસ્તવિક હકીકતો સાબિત થઈ શકે છે, અને જગતમાં ચમત્કારિક જણાય તેવી સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે. અણુ-બૉમ્બ અને હૃદયાદિના સર્જિકલ ઑપરેશન્સથી ચમત્કારની હદે જતી સિદ્ધિઓ પ્રાપ્ત થઈ છે. છતાં દ્રવ્ય અને જીવનતત્ત્વ અંતિમ દૃષ્ટિએ શું છે, તેની ચર્ચામાં આ વિજ્ઞાનો ઊતરતાં નથી. આ ચર્ચા ઉપસ્થિત થાય તો તે વિજ્ઞાનના ક્ષેત્રનું ઉલ્લંઘન કરી આપણે તત્ત્વજ્ઞાનના ક્ષેત્રમાં દાખલ થઈએ છીએ અને તેથી તેમાંથી ફલિત થતી સિદ્ધિઓ આપણને પ્રાપ્ત થાય નહિ, તેવી ભીતિ રહે છે.

વિજ્ઞાનની આ પદ્ધતિઓનો જ ધર્મમાં ઉપયોગ થયો છે. ધર્મના ઊંડાણમાં ડૂબકી મારી આવેલા કેટલાક માણસોએ એમ જાહેર કર્યું કે અખિલ વિશ્વમાં વ્યાપ્ત, સર્વજ્ઞ અને સર્વ-શક્તિમાન તત્ત્વ રહેલું જ છે. આવી દૃઢ શ્રદ્ધા પ્રાપ્ત થતાંની સાથે જ વ્યક્તિનો આ તત્ત્વ સાથે સંપર્ક સધાય છે, અને જેમજેમ એ સંપર્ક દૃઢ થતો જાય છે તેમતેમ સર્વજ્ઞ સર્વ-શક્તિમાન તત્ત્વનો તેને અનુભવ થાય છે. પરંતુ આ તત્ત્વની વિશ્વમાં કાર્ય-પ્રણાલી એવી રીતે આકાર લે છે કે તે તત્ત્વ સદા ગૂઢ રહે છે. સર્વ-શક્તિમાન તત્ત્વની સર્વ-શક્તિમત્તા એમાં જ રહેલી છે કે તેનો ઉકેલ સામાન્ય રીતે માનવી પ્રાપ્ત કરી શકે નહિ. બીજાં બધાં વિજ્ઞાનો જીવનના એકેએક ક્ષેત્રનાં પાસાંનો ઉકેલ લાવવા મથે છે, એટલે તેઓનું ક્ષેત્ર પ્રમાણમાં સરળ છે. અને ઘણા બુદ્ધિમાન માણસો તેનો જગતના લાભમાં પણ ઉપયોગ કરી શકે છે. ધર્મનું ક્ષેત્ર જેટલું વિશાળ અને વ્યાપક છે તેટલો જ આત્મભોગ તેની શોધમાં પડેલા માનવી પાસે માગી લે છે. તેટલી તૈયારી સામાન્ય રીતે માનવી પાસે હોતી નથી, એટલે તે તત્ત્વ જગતના મોટા ભાગ માટે ગૂઢ રહેલું જણાય છે. પરંતુ જેણે તેની અપરોક્ષ અનુભૂતિ કરી છે તેને માટે તે ગૂઢ નથી, પણ અત્યંત સ્પષ્ટ છે. આ પરમ તત્ત્વ જગતમાં દરેક પળે અને દરેક અણુએ અણુમાં પોતાનું કાર્ય સદા કરતું જ હોય છે. જીવવિજ્ઞાન અને ભૌતિક વિજ્ઞાન અને બીજાં વિજ્ઞાનોનું પ્રેરક બળ પણ તે જ છે. દુનિયાના અર્થકારણ અને રાજકારણનું અંતિમ બળ પણ તે જ છે. ટૂંકમાં, દુનિયાની સર્વ વસ્તુઓનું પ્રેરક તત્ત્વ તે જ છે. ગીતાના વાક્યનો આધાર આપી બતાવું તો—

ईश्वरः सर्व भूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन् सर्व भूतानि यंत्रारूढानि मायया ॥

(ઈશ્વર સર્વના હૃદયમાં સર્વવ્યાપક છે, અને યંત્રારૂઢ કરેલાં પૂતળાંઓની માફક આ સર્વ જગતને તે પ્રેરે છે.)

આ તત્ત્વનું કાર્યક્ષેત્ર કોઈ પણ વિજ્ઞાન કે કુદરત દ્વારા બનતા નિયમોને ખોટા પાડવાનું નથી; કારણ કે સર્વ કાર્ય તેની જ યોજના અનુસાર બન્યું છે, તેથી આવા તત્ત્વની અપરોક્ષ અનુભૂતિ કરનારનું કાર્ય પણ સામાન્ય જગતના નિયમાનુસાર જ બનતું હોય છે, એટલે સામાન્ય રીતે માનવી આ તત્ત્વની જરૂરિયાત સમજતો નથી. તેની પ્રેરણાથી બનેલાં કાર્યોને પણ જગતના ભૌતિક નિયમાનુસાર જ બન્યાં છે, એમ દરેક માનવીમાં ભ્રમ પેદા કરવાની શક્તિ ધરાવનાર તત્ત્વ કેટલું મહાન હોવું જોઇએ તે અપરોક્ષાનુભૂતિવાળો માનવી સમજે છે ને નાસ્તિકને નાસ્તિક થવાની પ્રેરણા પણ તેના દ્વારા જ મળે છે એમ તે સમજે છે.

કેટલીક વાસ્તવિક હકીકતોનો આ તત્ત્વના સમર્થનમાં ઉલ્લેખ કરી શકાય. આપણા રાષ્ટ્રજીવનમાં ગાંધીજીએ ત્રીસેક વર્ષ અથાગ મહેનત કરી, સત્ય અને અહિંસા અને ઈશ્વિરશ્રદ્ધા પર રાષ્ટ્રને ગુલામીમાંથી મુક્ત કરવાનો સફળ પ્રયોગ કર્યો. ત્રીસેક વર્ષની સાધનાને અંતે તે સફળ થયો, એ સૌ જાણે છે. તેમાં આંતરરાષ્ટ્રીય ફેરફારો એવા બનતા ગયા કે દરેક એમ જ માની શકે કે આ સિદ્ધિ ઈશ્વિરકૃપાનું ફળ નથી, પરંતુ કેટલાક આંતરરાષ્ટ્રીય ફેરફારોને કારણે તેમ બન્યું છે. આ રીતે અખિલ રાષ્ટ્રવ્યાપી એક મહાન પ્રયોગ આચરવામાં આવ્યો હોવા છતાં એ ગૂઢ તત્ત્વ સદા ય ગૂઢ જ રહી શકે છે.

એ જ રીતે જ્યારે હજરત મહંમદ પયગંબર સાહેબને સમાચાર મળ્યા કે તેમના વિરોધીઓ તેમનું ખૂન કરવાના છે ત્યારે તેમના શ્વસુર અબુબકર સહિત મક્કાથી મદીના હિજરત કરી જવા લાગ્યા. આ બે જ પગપાળા જતી વ્યક્તિઓ હતી, ત્યાં ૧૫૦–૨૦૦નું ઘોડેસવારોનું નાનું એવું સૈન્ય તેમનો પીછો પકડતું હતું. દૂરથી બંને વ્યક્તિઓને ઘોડાઓના ડાબલાનો અવાજ સંભળાયો, અને અબુબકરને થયું કે હવે મોત નજીક આવ્યું; કારણ કે બે જ વ્યક્તિ આ ૧૫૦ થી ૨૦૦ ઘોડેસવાર સૈન્યને કદી પહોંચી શકશે નહિ. ત્યારે મહંમદ સાહેબે કહેલું કે આપણે બે જ વ્યક્તિ નથી, પરંતુ ઈશ્વર પણ આપણી સાથે છે, અને તેનું જ ધાર્યું થવાનું છે. આગળ જતાં એક ગુફા જોવામાં આવી. બંને જણા તેમાં દાખલ થઈ ગયા. થોડી વાર પછી ટોળું ગુફા પાસે આવ્યું અને એ જ ગુફા નજીક બધા ઊભા રહ્યા. ત્યાં ગુફામાં જોતાં જણાયું કે ગુફાને દ્વારે કરોળિયાનાં ખૂબ જાળાં બાઝેલાં છે; અને તેથી આ ગુફામાં તો કોઈ ગયું નથી, એમ તર્કથી વિચાર કરી તેઓ ત્યાંથી આગળ ચાલ્યા ગયા અને બંને બચી ગયા. ઈશ્વર આ રીતે સર્વની બુદ્ધિમાં પ્રેરણા આપી સર્વ કાંઈ કરવા સમર્થ છે, અને તેમ હોવા છતાં સદા ગૂઢ રહી શકે છે. જેને અપરોક્ષ અનુભૂતિના આવા એકાદ-બે પ્રસંગોનો પોતાના જીવનમાં અનુભવ થાય છે તે જ તે સમજી શકશે. ન્યૂટને ગુરુત્વાકર્ષણનો નિયમ શોધ્યો તે પહેલાં પણ તે તત્ત્વ જગતમાં તેની રીતે કામ કર્યા જ કરતું હતું. અનેક ફળો ઝાડ પરથી પડયાં, અનેક માણસોએ જોયાં; પરંતુ જ્યાં સુધી અમુક વ્યક્તિએ (ન્યૂટને) તેનું બારીકાઈથી નિરીક્ષણ કરવા પ્રયત્ન કર્યો નહિ, ત્યાં સુધી એ નિયમ જગતથી અજ્ઞાત જ રહ્યો. તે જ રીતે વિશ્વમાં ક્ષણેક્ષણે સદા વ્યાપ્ત પરમ તત્ત્વ તરફ નજર રાખવાની જેને ફુરસદ નથી તેને માટે તે તત્ત્વ સદા અજ્ઞાત રહેવાનું જ.

જ્યારે તેનો સાક્ષાત્કાર થાય છે ત્યારે અસીમ આત્મવિશ્વાસમાંથી જન્મેલા બળનો પરિચય થાય છે. એક તરફ એક જ આવી વ્યક્તિ હોય અને બીજી તરફ વિરોધમાં નિરપવાદ સમગ્ર વિશ્વ હોય તોપણ વ્યક્તિ પોતાનો પરાજય થશે તેવી કલ્પના પણ નહિ કરે. આપણા સમગ્ર અર્થકારણ, રાજકારણ, વિજ્ઞાન અને કેળવણી–બધાંની સિદ્ધિ આ તત્ત્વના જ થોડાઘણા સાક્ષાત્કારથી સહેલી બને છે. એક સ્થળે સેઈન્ટ ટેરેસાએ કહ્યું છે કે '૧૦ વર્ષ સુધી કીર્તિ અને ધનની ઉપાસનાની સંપૂર્ણ સિદ્ધિ પ્રાપ્ત કરીને માનવી જે કંઈ સિદ્ધ કરવા માગે છે, તે આ તત્ત્વની ઉપાસનાથી ધન અને કીર્તિને ઠોકર મારીને એક દિવસમાં જ પ્રાપ્ત કરી શકે છે.' અરેબિયન સેઈન્ટ અલગઝાલી કહે છે કે, '૧૨–૧૫ વર્ષના શિક્ષણક્ષેત્રમાં અથાગ મહેનત–શ્રમથી જ્ઞાન પ્રાપ્ત થાય છે, તે આ તત્ત્વની ઉપાસનાથી માત્ર થોડાક જ વખતમાં પ્રાપ્ત થાય છે.

આ બધી વાતો નથી, પણ વાસ્તવિક હકીકતો છે. તેની પદ્ધતિ પણ અત્યારના વિજ્ઞાનની પદ્ધતિ છે. તેનાથી કાંઈ જુદી પદ્ધતિ નથી. અનેક વ્યક્તિઓને આ તત્ત્વનો થોડો ઘણો સાક્ષાત્કાર થયેલો છે. ધાર્મિક મનોવિજ્ઞાનનાં

વિધાનોએ આવી અનેક હકીકતો સંપાદન કરી જગત સમક્ષ વૈજ્ઞાનિક પદ્ધતિથી તેની રજૂઆત કરી છે. આપણા રોજિંદા જીવનની હકીકતોને પણ આ તત્ત્વના સાક્ષાત્કાર સાથે સંબંધ છે. જે ચીવટથી વૈજ્ઞાનિક-સંશોધન પાછળ ધીરજ, ખંત અને સાહસથી વળગી રહીએ છીએ તેવી જ રીતે આ સંશોધન પાછળ પડવાની જરૂર છે. જગતના સર્વતોમુખી વિકાસમાં આ સંશોધન વિના આગળ વધી શકીએ નહીં, એટલું જ નહિ પણ જગતની બધી વિજ્ઞાનની સિદ્ધિઓને આ સંશોધન માનવતાનો ઓપ આપશે.

આટલે સુધી વિજ્ઞાન અને ધર્મની સિદ્ધિઓમાં ઘણું જ મળતાપણું જણાય છે. અત્યાર સુધી બંને દૃષ્ટિકોણોમાં કંઈક વસ્તુ કેવી રીતે પ્રાપ્ત થાય તે દૃષ્ટિ છે. તેમાં પણ ધર્મની સિદ્ધિઓ વિજ્ઞાનની સિદ્ધિઓ કરતાં જરા પણ ઊતરતી નથી. એ માટે કેટલાક અનુભવો ટાંકયા, પરંતુ ધાર્મિક અનુભવ એક પગલું આગળ જઈને જે વાત કહે છે, અને જે વસ્તુ ધાર્મિક મનોમંથનમાં બહુ જ અગત્યનો ભાગ ભજવે છે, તેમાં વિજ્ઞાન અને ધર્મ સ્પષ્ટપણે જુદાં પડે છે. તેથી જ જગતના ૯૦% કરતાં વધારે માનવીઓને ધર્મની સિદ્ધિઓમાં જરા પણ રસ પડતો નથી. ધાર્મિક અનુભવમાં આગળ વધેલા એમ જણાવે છે કે ભૌતિક સિદ્ધિઓ પ્રાપ્ત કરવામાં નહીં, પરંતુ તેની પેલે પાર જવામાં એટલે કે તેનાથી જરા પણ ન અંજાવામાં જ મહત્તા છે. તેમાં જ વ્યક્તિનું, રાષ્ટ્રનું, સમગ્ર માનવતાનું અને સકળ વિશ્વનું અંતિમ શ્રેય રહેલું છે. ધાર્મિક મનોવિજ્ઞાનમાં તેને સંપૂર્ણપણે ઈશ્વરને શરણે જવાની પ્રક્રિયા કહેવામાં આવે છે. પ્રભુને એની જ પ્રાર્થના કરવાની હોય કે 'હે પ્રભુ, મારી ઇચ્છા નહિ, પણ તારી ઇચ્છા પ્રમાણે બધું બનો—મારી સર્વ ઇચ્છાઓ તારા ચરણમાં સોંપવાનું બળ દે.' આથી કોઈ મહાન પ્રાર્થના હોઈ શકે જ નહિ. ઈશ્વર પાસે જે માગીએ તે મળે. પરંતુ ઈશ્વર પાસે કોઈ પણ વસ્તુની માગણી કરી તે વસ્તુ મેળવવી એટલે અસુર અને રાક્ષસ બનવા સમાન છે. અગાઉ રાવણ, ભસ્માસુર વગેરેના દૃષ્ટાંતોમાં તેઓ પણ ઈશ્વરના પ્રથમ તો ભક્ત જ હતા તેમ જોવા મળે છે. ખરી મહત્તા મનોવાંછિત ફળ મેળવવામાં નહિ, પણ મનની વાંછનાઓનો જય કરવામાં છે. આ દૈવી સિદ્ધિ છે. આ દૃષ્ટિએ ધર્મ વિજ્ઞાનથી જુદો પડે છે. અને કમનસીબે આ ક્ષેત્રમાં જ માનવીનો મોટો સમુદાય વિજ્ઞાન પાછળ ઘેલો બન્યો છે, અને ધર્મ પ્રત્યે અભિરુચિ મોટા સમુદાયને થતી નથી. જ્યારે સત્ય ધર્મ પ્રત્યે રુચિ થશે ત્યારે જ માનવી ખરેખર માનવી બનશે. ત્યાં સુધી તો મૂળભૂત પાશવી તત્ત્વો માનવમાંથી દૂર થયાં નથી, એમ જ સાબિત થાય છે. ધાર્મિક ઉચ્ચ કક્ષાનો માનવી હિંમતથી અને કંઈક અસીમ સાહસથી એમ જાહેર કરે છે કે 'મારો યોગ મારી પોતાની વ્યક્તિગત ઉન્નતિ માટે નથી, તેમ જ મારા રાષ્ટ્રની, સમાજની, માનવ-જાતની કે સમગ્ર વિશ્વની ઉન્નતિ માટે પણ નથી. મારો યોગ તો ઈશ્વરને સર્વ વસ્તુ સમર્પિત કરવાનો છે.' આમાં ધાર્મિક મનોમંથનનું કાંઈક અતિ ગહન અને છતાં અત્યંત સાદું અને અત્યંત સ્પષ્ટ તત્ત્વ રહેલું છે. જગતના મોટા સમુદાયને આ વસ્તુ અ-મૂલ્ય લાગે છે, એટલે કે કિંમત વિનાની સમજાય છે, એ કમનસીબ ઘટના છે. કારણ કે વ્યક્તિનું અને સમગ્ર વિશ્વનું કલ્યાણ આ તત્ત્વના સાક્ષાત્કાર વિના શકય નથી. ગીતામાં કહ્યું જ છે કે આપણે આપણી અતિશય પ્રવૃત્તિથી કયાં ધસી રહ્યા છીએ? કાળના મુખમાં જ. આપણો જ્યાં કાળ છે તે વસ્તુ માનવજીવનમાં અતિ મધુર લાગે છે. તેવા અસંખ્ય અનુભવો આપણે કરીએ છીએ, એ વિધિની બલિહારી છે. વિચાર કરવાની, જરા થોભવાની, આપણને નવરાશ નથી. કાળના આ પ્રબળ આકર્ષણ પાસે માનવ-જાત અણુઑમ્બ-યુગમાં અત્યંત સમર્થપણે આજે લાચાર છે. એટલા માટે જ ધાર્મિક આકર્ષણનો યુગ આપણા જગત માટે હજુ સુધી નથી થયો જણાતો. ધર્મ-મનોમંથનની આ અવૈજ્ઞાનિક હકીકત છે.+

+નોંધ: આ લેખમાં "અવૈજ્ઞાનિક" શબ્દ વિજ્ઞાનના વિરોધ કરતાં વિજ્ઞાનને આવરી લઈને તેથી પર સત્ય હોઈ શકે છે તે દર્શાવવાનો હેતુ છે. તેને માટે "વિજ્ઞાનાતીત સત્ય" નામના શબ્દનો કેટલાક વિદ્વાનો ઉલ્લેખ કરે છે. —લેખક

*

આ તત્ત્વનું કાર્યક્ષેત્ર કોઈ પણ વિજ્ઞાન કે કુદરત દ્વારા બનતા નિયમોને ખોટા પાડવાનું નથી; કારણ કે સર્વ કાર્ય તેની જ યોજના અનુસાર બન્યું છે, તેથી આવા તત્ત્વની અપરોક્ષ અનુભૂતિ કરનારનું કાર્ય પણ સામાન્ય જગતના :નિયમાનુસાર જ બનતું હોય છે, એટલે સામાન્ય રીતે માનવી આ તત્ત્વની જરૂરિયાત સમજતો નથી. તેની પ્રેરણાથી બનેલાં કાર્યોને પણ જગતના ભૌતિક નિયમાનુસાર જ બન્યાં છે, એમ દરેક માનવીમાં ભ્રમ પેદા કરવાની શક્તિ ધરાવનાર તત્ત્વ કેટલું મહાન હોવું જોઇએ તે અપરોક્ષાનુભૂતિવાળો માનવી સમજે છે ને નાસ્તિકને નાસ્તિક થવાની પ્રેરણા પણ તેના દ્વારા જ મળે છે એમ તે સમજે છે.

કેટલીક વાસ્તવિક હકીકતોનો આ તત્ત્વના સમર્થનમાં ઉલ્લેખ કરી શકાય. આપણા રાષ્ટ્રજીવનમાં ગાંધીજીએ ત્રીસેક વર્ષ અથાગ મહેનત કરી, સત્ય અને અહિંસા અને ઇશ્વરશ્રદ્ધા પર રાષ્ટ્રને ગુલામીમાંથી મુક્ત કરવાનો સફળ પ્રયોગ કર્યો. ત્રીસેક વર્ષની સાધનાને અંતે તે સફળ થયો, એ સૌ જાણે છે. તેમાં આંતરરાષ્ટ્રીય ફેરફારો એવા બનતા ગયા કે દરેક એમ જ માની શકે કે આ સિદ્ધિ ઇશ્વરકૃપાનું ફળ નથી, પરંતુ કેટલાક આંતરરાષ્ટ્રીય ફેરફારોને કારણે તેમ બન્યું છે. આ રીતે અખિલ રાષ્ટ્રવ્યાપી એક મહાન પ્રયોગ આચરવામાં આવ્યો હોવા છતાં એ ગૂઢ તત્ત્વ સદા ય ગૂઢ જ રહી શકે છે.

એ જ રીતે જ્યારે હજરત મહંમદ પયંગબર સાહેબને સમાચાર મળ્યા કે તેમના વિરોધીઓ તેમનું ખૂન કરવાના છે ત્યારે તેમના શ્વસુર અબુબકર સહિત મક્કાથી મદીના હિજરત કરી જવા લાગ્યા. આ બે જ પગપાળા જતી વ્યક્તિઓ હતી, ત્યાં ૧૫૦–૨૦૦નું ઘોડેસવારોનું નાનું એવું સૈન્ય તેમનો પીછો પકડતું હતું. દૂરથી બંને વ્યક્તિઓને ઘોડાઓના ડાબલાનો અવાજ સંભળાયો, અને અબુબકરને થયું કે હવે મોત નજીક આવ્યું; કારણ કે બે જ વ્યક્તિ આ ૧૫૦ થી ૨૦૦ ઘોડેસવાર સૈન્યને કદી પહોંચી શકશે નહિ. ત્યારે મહંમદ સાહેબે કહેલું કે આપણે બે જ વ્યક્તિ નથી, પરંતુ ઇશ્વર પણ આપણી સાથે છે, અને તેનું જ ધાર્યું થવાનું છે. આગળ જતાં એક ગુફા જોવામાં આવી. બંને જણા તેમાં દાખલ થઈ ગયા. થોડી વાર પછી ટોળું ગુફા પાસે આવ્યું અને એ જ ગુફા નજીક બધા ઊભા રહ્યા. ત્યાં ગુફામાં જોતાં જણાયું કે ગુફાને દ્વારે કરોળિયાનાં ખૂબ જાળાં બાઝેલાં છે, અને તેથી આ ગુફામાં તો કોઈ ગયું નથી, એમ તર્કથી વિચાર કરી તેઓ ત્યાંથી આગળ ચાલ્યા ગયા અને બને બચી ગયા. ઇશ્વર આ રીતે સર્વની બુદ્ધિમાં પ્રેરણા આપી સર્વ કાંઈ કરવા સમર્થ છે, અને તેમ હોવા છતાં સદા ગૂઢ રહી શકે છે. જેને અપરોક્ષ અનુભૂતિના આવા એકાદ-બે પ્રસંગોનો પોતાના જીવનમાં અનુભવ થાય છે તે જ તે સમજી શકશે. ન્યૂટને ગુરુત્વાકર્ષણનો નિયમ શોધ્યો તે પહેલાં પણ તે તત્ત્વ જગતમાં તેની રીતે કામ કર્યા જ કરતું હતું. અનેક ફળો ઝાડ પરથી પડયાં, અનેક માણસોએ જોયાં; પરંતુ જ્યાં સુધી અમુક વ્યક્તિએ (ન્યૂટને) તેનું બારીકાઈથી નિરીક્ષણ કરવા પ્રયત્ન કર્યો નહિ, ત્યાં સુધી એ નિયમ જગતથી અજ્ઞાત જ રહ્યો. તે જ રીતે વિશ્વમાં ક્ષણેક્ષણે સદા વ્યાપ્ત પરમ તત્ત્વ તરફ નજર રાખવાની જેને ફુરસદ નથી તેને માટે તે તત્ત્વ સદા અજ્ઞાત રહેવાનું જ.

જ્યારે તેનો સાક્ષાત્કાર થાય છે ત્યારે અસીમ આત્મવિશ્વાસમાંથી જન્મેલા બળનો પરિચય થાય છે. એક તરફ એક જ આવી વ્યક્તિ હોય અને બીજી તરફ વિરોધમાં નિરપવાદ સમગ્ર વિશ્વ હોય તોપણ વ્યક્તિ પોતાનો પરાજય થશે તેવી કલ્પના પણ નહિ કરે. આપણા સમગ્ર અર્થકારણ, રાજકારણ, વિજ્ઞાન અને કેળવણી–બધાંની સિદ્ધિ આ તત્ત્વના જ થોડાઘણા સાક્ષાત્કારથી સહેલી બને છે. એક સ્થળે સેઈન્ટ ટેરેસાએ કહ્યું છે કે '૧૦ વર્ષ સુધી કીર્તિ અને ધનની ઉપાસનાની સંપૂર્ણ સિદ્ધિ પ્રાપ્ત કરીને માનવી જે કંઈ સિદ્ધ કરવા માગે છે, તે આ તત્ત્વની ઉપાસનાથી ધન અને કીર્તિને ઠોકર મારીને એક દિવસમાં જ પ્રાપ્ત કરી શકે છે.' અરેબિયન સેઈન્ટ અલગઝાલી કહે છે કે '૧૨–૧૫ વર્ષના શિક્ષણક્ષેત્રમાં અથાગ મહેનત–શ્રમથી જ્ઞાન પ્રાપ્ત થાય છે, તે આ તત્ત્વની ઉપાસનાથી માત્ર થોડાક જ વખતમાં પ્રાપ્ત થાય છે.

આ બધી વાતો નથી, પણ વાસ્તવિક હકીકતો છે. તેની પદ્ધતિ પણ અત્યારના વિજ્ઞાનની પદ્ધતિ છે. તેનાથી કાંઈ જુદી પદ્ધતિ નથી. અનેક વ્યક્તિઓને આ તત્ત્વનો થોડો ઘણો સાક્ષાત્કાર થયેલો છે. ધાર્મિક મનોવિજ્ઞાનનાં

વિધાનોએ આવી અનેક હકીકતો સંપાદન કરી જગત સમક્ષ વૈજ્ઞાનિક પદ્ધતિથી તેની રજૂઆત કરી છે. આપણા રોજિંદા જીવનની હકીકતોને પણ આ તત્ત્વના સાક્ષાત્કાર સાથે સંબંધ છે. જે ચીવટથી વૈજ્ઞાનિક-સંશોધન પાછળ ધીરજ, ખંત અને સાહસથી વળગી રહીએ છીએ તેવી જ રીતે આ સંશોધન પાછળ પડવાની જરૂર છે. જગતના સર્વતોમુખી વિકાસમાં આ સંશોધન વિના આગળ વધી શકીએ નહીં, એટલું જ નહિ પણ જગતની બધી વિજ્ઞાનની સિદ્ધિઓને આ સંશોધન માનવતાનો ઓપ આપશે.

આટલે સુધી વિજ્ઞાન અને ધર્મની સિદ્ધિઓમાં ઘણું જ મળતાપણું જણાય છે. અત્યાર સુધી બંને દૃષ્ટિકોણોમાં કંઈક વસ્તુ કેવી રીતે પ્રાપ્ત થાય તે દૃષ્ટિ છે. તેમાં પણ ધર્મની સિદ્ધિઓ વિજ્ઞાનની સિદ્ધિઓ કરતાં જરા પણ ઊતરતી નથી. એ માટે કેટલાક અનુભવો ટાંક્યા, પરંતુ ધાર્મિક અનુભવ એક પગલું આગળ જઈને જે વાત કહે છે, અને જે વસ્તુ ધાર્મિક મનોમંથનમાં બહુ જ અગત્યનો ભાગ ભજવે છે, તેમાં વિજ્ઞાન અને ધર્મ સ્પષ્ટપણે જુદાં પડે છે. તેથી જ જગતના ૯૦% કરતાં વધારે માનવીઓને ધર્મની સિદ્ધિઓમાં જરા પણ રસ પડતો નથી. ધાર્મિક અનુભવમાં આગળ વધેલા એમ જણાવે છે કે ભૌતિક સિદ્ધિઓ પ્રાપ્ત કરવામાં નહીં, પરંતુ તેની પેલે પાર જવામાં એટલે કે તેનાથી જરા પણ ન અંજાવામાં જ મહત્તા છે. તેમાં જ વ્યક્તિનું, રાષ્ટ્રનું, સમગ્ર માનવતાનું અને સકળ વિશ્વનું અંતિમ શ્રેય રહેલું છે. ધાર્મિક મનોવિજ્ઞાનમાં તેને સંપૂર્ણપણે ઈશ્વરને શરણે જવાની પ્રક્રિયા કહેવામાં આવે છે. પ્રભુને એવી જ પ્રાર્થના કરવાની હોય કે 'હે પ્રભુ, મારી ઇચ્છા નહિ, પણ તારી ઇચ્છા પ્રમાણે બધું બનો—મારી સર્વ ઇચ્છાઓ તારા ચરણમાં સોંપવાનું બળ દે.' આથી કોઈ મહાન પ્રાર્થના હોઈ શકે જ નહિ. ઈશ્વર પાસે જે માગીએ તે મળે. પરંતુ ઈશ્વર પાસે કોઈ પણ વસ્તુની માગણી કરી તે વસ્તુ મેળવવી એટલે અસુર અને રાક્ષસ બનવા સમાન છે. અગાઉ રાવણ, ભસ્માસુર વગેરેના દૃષ્ટાંતોમાં તેઓ પણ ઈશ્વરના પ્રથમ તો ભક્ત જ હતા તેમ જોવા મળે છે. ખરી મહત્તા મનોવાંછિત ફળ મેળવવામાં નહિ, પણ મનની વાંછનાઓનો જય કરવામાં છે. આ દૈવી સિદ્ધિ છે. આ દૃષ્ટિએ ધર્મ વિજ્ઞાનથી જુદો પડે છે. અને કમનસીબે આ ક્ષેત્રમાં જ માનવીનો મોટો સમુદાય વિજ્ઞાન પાછળ ઘેલો બન્યો છે, અને ધર્મ પ્રત્યે અભિરુચિ મોટા સમુદાયને થતી નથી. જ્યારે સત્ય ધર્મ પ્રત્યે રુચિ થશે ત્યારે જ માનવી ખરેખર માનવી બનશે. ત્યાં સુધી તો મૂળભૂત પાશવી તત્ત્વો માનવમાંથી દૂર થયાં નથી, એમ જ સાબિત થાય છે. ધાર્મિક ઉચ્ચ કક્ષાનો માનવી હિંમતથી અને કંઈક અસીમ સાહસથી એમ જાહેર કરે છે કે 'મારો યોગ મારી પોતાની વ્યક્તિગત ઉન્નતિ માટે નથી, તેમ જ મારા રાષ્ટ્રની, સમાજની, માનવ-જાતની કે સમગ્ર વિશ્વની ઉન્નતિ માટે પણ નથી. મારો યોગ તો ઈશ્વરને સર્વ વસ્તુ સમર્પિત કરવાનો છે.' આમાં ધાર્મિક મનોમંથનનું કાંઈક અતિ ગહન અને છતાં અત્યંત સાદું અને અત્યંત સ્પષ્ટ તત્ત્વ રહેલું છે. જગતના મોટા સમુદાયને આ વસ્તુ અ-મૂલ્ય લાગે છે, એટલે કે કિંમત વિનાની સમજાય છે, એ કમનસીબ ઘટના છે. કારણ કે વ્યક્તિનું અને સમગ્ર વિશ્વનું કલ્યાણ આ તત્ત્વના સાક્ષાત્કાર વિના શક્ય નથી. ગીતામાં કહ્યું જ છે કે આપણે આપણી અતિશય પ્રવૃત્તિથી ક્યાં ધસી રહ્યા છીએ? કાળના મુખમાં જ. આપણો જ્યાં કાળ છે તે વસ્તુ માનવજીવનમાં અતિ મધુર લાગે છે. તેવા અસંખ્ય અનુભવો આપણે કરીએ છીએ, એ વિધિની બલિહારી છે. વિચાર કરવાની, જરા થોભવાની, આપણને નવરાશ નથી. કાળના આ પ્રબળ આકર્ષણ પાસે માનવ-જાત અણુશસ્ત્ર-યુગમાં અત્યંત સમર્થપણે આજે લાચાર છે. એટલા માટે જ ધાર્મિક આકર્ષણનો યુગ આપણા જગત માટે હજુ સુધી નથી થયો જણાતો. ધર્મ-મનોમંથનની આ અવૈજ્ઞાનિક હકીકત છે.+

+નોંધ: આ લેખમાં "અવૈજ્ઞાનિક" શબ્દ વિજ્ઞાનના વિરોધ કરતાં વિજ્ઞાનને આવરી લઈને તેથી પર સત્ય હોઈ શકે છે તે દર્શાવવાનો હેતુ છે. તેને માટે "વિજ્ઞાનાતીત સત્ય" નામના શબ્દનો કેટલાક વિદ્વાનો ઉલ્લેખ કરે છે. —લેખક

*

# સંમોહનવિદ્યા (Hypnotism)

ભારતી ચં. શાહ
[માનસશાસ્ત્રનાં અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

**માનસશાસ્ત્રમાં** સંમોહનવિદ્યા ખૂબ રસદાયક છે. આ વિદ્યા વ્યક્તિનાં જીવન અને પ્રવૃત્તિમાં ખૂબ અગત્યનો ભાગ ભજવે છે. આ વિદ્યા પ્રાચીન કાળથી જાણીતી છે.

ઈ. સ. ૧૭૭૪માં વિયેનામાં મેસ્મેર (Mesmer) નામના માનસશાસ્ત્રીએ લોકોના રોગ સુધારવાનું કાર્ય શરૂ કર્યું. તેમણે લોકોના રોગ સુધારવા માટે જે રીત અપનાવી તે રીતને મેસ્મેરિઝમ (Mesmerism) કહેવામાં આવતી હતી. તેમની તે પદ્ધતિ આધુનિક સંમોહનવિદ્યાને મળતી આવે છે.

ઈ. સ. ૧૭૭૮માં મેસ્મેર પેરીસ ગયા હતા. ત્યાં તેમણે લોકોના રોગો દૂર કરવા માટે પ્રયોગો કર્યા અને તેથી પ્રખ્યાત થયા. તે પ્રયોગોમાં તેઓ પાણીથી ભરેલું ટબ રાખતા. તે પાણીને Animal Magnetism કહેવામાં આવતું; કારણ કે તેમાં કાલ્પનિક રીતે આકર્ષણ ઉપસ્થિત કરવામાં આવતું હતું. તે પાણીમાં લોખંડના સળિયા મૂકવામાં આવ્યા હતા. તે સળિયા દ્વારા દર્દીએ પાણીને અડકવાનું હતું. મેસ્મેરનું વ્યક્તિત્વ ખૂબ પ્રભાવશાળી હતું; તેથી જ્યારે દર્દી સળિયાનો સ્પર્શ કરે ત્યારે મેસ્મેર એમ કહેતા કે તારું દર્દ મટી ગયું છે, અને તેથી પ્રભાવશાળી વ્યક્તિત્વને લીધે દર્દીઓ પણ પોતાનું દર્દ મટી ગયું છે તેવો ભાવ અનુભવતાં હતાં. આમ આ પદ્ધતિમાં મેસ્મેરના પ્રભાવશાળી વ્યક્તિત્વની અસર પડતી હતી. લોકો માનતા હતા કે તે પાણીમાં કંઈક જાદૂ છે, તે જાદૂમાં તથા મેસ્મેરમાં કોઈ દૈવી શક્તિ રહેલી છે, તેથી દવા વગર દર્દ જતું રહે છે.

ઈ. સ. ૧૮૪૦માં પેરીસમાં બીજા વૈજ્ઞાનિકોનું ધ્યાન મેસ્મેરના પ્રયોગો તરફ આકર્ષાયું. ૧૮૪૧માં બ્રેઇડે (Braid) તેનો અભ્યાસ શરૂ કર્યો. બર્ટ્રાન્ડે (Bertand) પણ તેનો અભ્યાસ શરૂ કર્યો. તે બંનેએ શોધી કાઢ્યું કે મેસ્મેર લોકોની સૂચનવશતા ઉપર ખૂબ અસર કરતા હતા. લોકોની જાદૂની માન્યતાને આ બંનેએ વૈજ્ઞાનિક સ્વરૂપ આપ્યું. લગભગ ૧૮૭૫માં આ બંને માનસશાસ્ત્રીઓએ તેને સંમોહનવિદ્યા નામ આપ્યું.

ત્યાર બાદ આ અભ્યાસમાં ઘણા માનસશાસ્ત્રીઓ રસ લેવા લાગ્યા. ૧૮૭૫માં રીચેટે (Rechet) સંમોહનવિદ્યા ઉપર એક સામયિકમાં લેખ લખ્યો. નાન્સી સંપ્રદાયનાં કાર્યકરો Nancy School, બર્નહેઈમ Bernheim અને લીબૉલ્ટે Liebault પણ બ્રેઇડનાં મંતવ્યો પર અભ્યાસ શરૂ કર્યો, અને તેઓએ જાહેર કર્યું કે સંમોહનવિદ્યામાં માત્ર સૂચનવશતાનો ઉપયોગ કરવામાં આવે છે. તેનાથી વધુ બીજું કાંઈ નથી.

શારકૉટ Charcot નામના માનસશાસ્ત્રીએ પણ સંમોહનવિદ્યાનો અભ્યાસ શરૂ કર્યો. શારકૉટ સંમોહનને એક પ્રકારનો રોગ ગણે છે. જો તે કોઈ સ્વતંત્ર રોગ નથી તો તે બીજા રોગનું ચિહ્ન છે તેમ એ માને છે. ન્યુરોટિક Neurotic ઉપર આ વિદ્યા વધુ સફળ થાય છે. પ્રો. જેનેટ પણ આ મંતવ્યને અનુમોદન આપે છે. કેટલાક અનુભવી ડૉક્ટરો તેમના મત રજૂ કરે છે કે જે વ્યક્તિઓની તંદુરસ્તી સારી હોય તેઓને પણ સંમોહનની સ્થિતિમાં લાવી શકાય છે.

## સંમોહનવિદ્યાની અસર વ્યક્તિ ઉપર કેવી રીતે થાય છે?

વ્યક્તિ ઉપર સંમોહનવિદ્યા શરૂ કરતાં પહેલાં તેને આરામખુરશીમાં અથવા ઢળતા સોફામાં આરામથી બેસવાનું કહેવામાં આવે છે, તેને સંપૂર્ણ આરામ લાગે તેવી સ્થિતિમાં રાખવામાં આવે છે. જો તે ચિંતાતુર હોય છે તો તેની ચિંતા દૂર કરવામાં આવે છે. તેને જે ઓરડામાં બેસાડવામાં આવે છે તે ઓરડામાં વધુ પડતો પ્રકાશ આવવા દેવામાં આવતો નથી; કારણ કે જો વધુ પડતો પ્રકાશ આવે તો ઊંઘ આવે નહીં. ત્યાં સંપૂર્ણ શાંતિ રાખવામાં આવે છે. એટલે કે સામાન્ય ઊંઘ માટે જે પરિસ્થિતિ જોઈએ તે બધી પરિસ્થિતિ ઉપસ્થિત કરવામાં આવે છે. જે વ્યક્તિ સંમોહન અવસ્થામાં જવા માટેનો

વિરોધ કરે છે તેના ઉપર પ્રયોગ કરવામાં આવતો નથી; કારણ કે વ્યક્તિની ઇચ્છાથી અને સહકારથી કાર્ય પૂર્ણ બને છે.

વ્યક્તિની બાજુમાં સંમોહનકર્તા ઊભો રહે છે. વ્યક્તિ પાસેથી સહકાર મેળવીને તેનું ધ્યાન એક વસ્તુ ઉપર કેન્દ્રિત કરવામાં આવે છે. જે વસ્તુ ઉપર ધ્યાન કેન્દ્રિત કરાવવાનું હોય છે તે વસ્તુ વ્યક્તિથી બે કે ત્રણ ફૂટ દૂર હોય છે. તે વસ્તુ વ્યક્તિની આંખની સમાંતરમાં ન રાખતાં થોડીક ઊંચાઈએ રાખવામાં આવે છે. વ્યક્તિનું ધ્યાન વસ્તુ ઉપર કેન્દ્રિત થયા પછી સંમોહનકર્તા વ્યક્તિને કહે છે કે તેની આંખો ભારે થઈ ગઈ છે. તેની આંખોને પરિશ્રમ પડે છે એટલે આંખો થાકી જાય છે. સંમોહનકર્તા વ્યક્તિને કહે છે કે તેનું શરીર થાકી ગયું છે, તેની નાડીની ગતિ મંદ પડી ગઈ છે અને તેને ઊંઘ આવે છે. સંમોહનકર્તા વ્યક્તિના શરીરને પંપાળે છે ને ઉપરનાં સૂચનો એક જ પ્રકારે કહે છે. આ સૂચનોની અસરને લીધે વ્યક્તિને પોતાની આંખો ભારે લાગે છે અને પોપચાં નીચાં નમે છે. ધીરેધીરે સૂચનોની પ્રબળતા વધતી જાય છે. તેને કહેવામાં આવે છે કે તેની આંખો ભારે થઈ ગઈ છે, હાથ અને પગ ભારે થઈ ગયા છે અને તેને ગાઢ નિદ્રા આવે છે. આમ એક જ પ્રકારનાં સૂચનો એક જ રીતે કહેવામાં આવે છે અને વ્યક્તિ ઊંઘની સ્થિતિ પ્રાપ્ત કરે છે.

મૅક્ડુગલ સંમોહનવિદ્યાની વ્યાખ્યા આપતાં જણાવે છે કે સંમોહનમાં વ્યક્તિની સ્થિતિ લગભગ નિદ્રાવસ્થા જેવી હોય છે. "*Hypnotism is a state which is allied to sleep.*" પરંતુ તે સાચી ઊંઘ નથી. સંમોહન-અવસ્થાની ઊંઘ અને સામાન્ય ઊંઘમાં તફાવત હોય છે; કારણ કે કેટલીક વ્યક્તિઓ સંમોહન-અવસ્થા દરમિયાન ચાલી શકે છે, બોલી શકે છે અને ઇંદ્રિયોનો ઉપયોગ કરી શકે છે, જ્યારે સામાન્ય ઊંઘમાં ક્રિયા થતી નથી સામાન્ય ઊંઘ દરમિયાન વ્યક્તિને બહારની કોઈ પણ વસ્તુનું જ્ઞાન થતું નથી, જ્યારે સંમોહન-અવસ્થામાં વ્યક્તિને સંમોહનકર્તા જે કહે છે તેનો સંપૂર્ણ ખ્યાલ હોય છે. જો વ્યક્તિ સંમોહનની નિદ્રામાં હોય અને તેને એકલી રહેવા દેવામાં આવે તો તેની નિદ્રા સામાન્ય નિદ્રામાં પરિવર્તિત થાય છે. શ્વાસોચ્છ્વાસની ક્રિયા નિદ્રાવસ્થામાં ખૂબ ધીમી ચાલે છે, જ્યારે સંમોહન-અવસ્થાની નિદ્રામાં શ્વાસોચ્છ્વાસની ક્રિયા જાગૃત અવસ્થાનાં પ્રમાણે જ ચાલે છે.

સંમોહનનિદ્રા સામાન્ય નિદ્રા કરતાં એક રીતે ખૂબ જુદી પડે છે અને તે છે Rapport એકતા. વ્યક્તિ ઉપર સંમોહનવિદ્યાની અસર થાય છે, પછી તેનું આનંદદાયી નિરીક્ષણ થઈ શકે છે. વ્યક્તિ સંપૂર્ણ નિષ્ક્રિય હોય છે. તેનું માથું નમી પડે છે અને આખું શરીર relaxed થઈ જાય છે. વ્યક્તિ ઘસઘસાટ ઊંઘે છે. નિરીક્ષકોમાંથી કોઈ તેને હાથ હલાવવાનું કહે છે; પરંતુ વ્યક્તિ બીજાનું કહ્યું સાંભળે છે કે નહીં તે માટે કોઈ નિશાની બતાવતો નથી. પરંતુ સંમોહનકર્તા તેને કોઈ ચોક્કસ દિશામાં હાથ ફેરવવાનું કહે છે, તો તેનો હાથ ફરે છે. નિરીક્ષકોમાંથી કોઈ પણ બીજું સૂચન થાય છે તેનો response મળતો નથી. એટલે ટૂંકમાં આપણે કહી શકીએ કે વ્યક્તિ સંમોહનકર્તા સિવાય બીજા કોઈનાં પણ સૂચનો કે શબ્દો સાંભળતી નથી. વ્યક્તિ સંમોહનની નિદ્રામાં હોય છે ત્યારે તેનો સંબંધ સંમોહનકર્તા સાથે ખૂબ ગાઢ અને નિકટનો હોય છે. તેથી વ્યક્તિ સંમોહનકર્તાનું કહેલું બધું જ માને છે અને તેનાં સૂચનોને અનુસરે છે. આમ રૅપૉર્ટ Rapport એ સંમોહનનું અગત્યનું અંગ છે. સૌથી પહેલાં સંમોહનકર્તા સૂચનો કરે છે. તે સૂચનો વ્યક્તિ સ્વીકારે નહીં ત્યાં સુધી તેને અનુસરે નહીં. એટલે પર સૂચન Hetero suggestion આત્મસૂચન auto-suggestion બને છે. ત્યારે જ વ્યક્તિ સંમોહનકર્તાનું કહ્યું માને છે. જો તે પરસૂચન આત્મસૂચન બનતાં નથી તો વ્યક્તિ ઉપર સંમોહનવિદ્યાની કાંઈ જ અસર થતી નથી. ફિશરે આના ઉપર એક પ્રયોગ કર્યો હતો. જે વ્યક્તિ ઉપર સંમોહનવિદ્યા અજમાવવાની હતી તે વ્યક્તિના માનસને સંમોહનકર્તાનાં સૂચનોની વિરુદ્ધ તૈયાર કર્યું. તેમણે તે વ્યક્તિને સંમોહનકર્તા જે સૂચનો આપવાનો હતા તે સૂચનો એક કાગળમાં લખી આપ્યાં. તે કાગળ સંમોહનકર્તાની જાણ બહાર વ્યક્તિના ખિસ્સામાં મૂકવામાં આવ્યો. સંમોહનકર્તાએ પોતાનો પ્રયોગ શરૂ કર્યો ત્યારે જણાયું કે વ્યક્તિ તેનાં કેટલાંક સૂચનોને અનુસરતી નથી કે સ્વીકારતી નથી. એટલે પર-સૂચન આત્મસૂચન બનતાં નથી. તેથી વ્યક્તિ અને સંમોહન-

કર્તા વચ્ચે એકતા સંધાતી નથી અને વ્યક્તિ ઉપર સંમોહનવિદ્યાની અસર થતી નથી.

**પદ્ધતિઓ** Methods of Hypnotism

સંમોહનવિદ્યામાં માત્ર એક પદ્ધતિ નથી. તેમાં ઘણી પદ્ધતિઓ છે. તે બધી પદ્ધતિમાં મુખ્ય બે પદ્ધતિ છે: (૧) હુકમ કરવાની પદ્ધતિ Method of Domination. (૨) સહકાર મેળવવાની પદ્ધતિ Method of Co-operation.

પહેલી પદ્ધતિમાં હુકમ કરવામાં આવે છે. હુકમ દ્વારા વ્યક્તિને સંમોહનકર્તા ઉપર ધ્યાન આપવાનું કહેવામાં આવે છે. બીક અને પ્રભાવથી વ્યક્તિને વશ કરવામાં આવે છે.

બીજી પદ્ધતિમાં વશ કરનાર વ્યક્તિને તેને જે કાર્ય કરવાનું છે તે અને જે પરિણામ આવવાનું છે તેનો પ્રેમથી ખ્યાલ આપવામાં આવે છે. સામી વ્યક્તિનો વિશ્વાસ મેળવવામાં આવે છે. વિશ્વાસ તથા સહકાર દ્વારા કાર્ય કરાવવામાં આવે છે.

આ બંને પદ્ધતિઓમાં કઈ પદ્ધતિ વધુ ઉપયોગી છે તે વિશે મતભેદ છે. કેટલાક માનસશાસ્ત્રીઓ પહેલી પદ્ધતિને વધુ ઉપયોગી માને છે. કેટલાક બીજી પદ્ધતિને વધુ ઉપયોગી માને છે. સામાન્ય રીતે એમ માનવામાં આવે છે કે સરખામણીની દૃષ્ટિએ પહેલી પદ્ધતિ વધુ યોગ્ય છે. લાભની દૃષ્ટિએ બીજી પદ્ધતિ વધુ શક્તિશાળી છે.

કોઈ પણ વ્યક્તિને કોઈ વસ્તુની બીક હોય તે સાહજિક છે. બીકને લીધે વ્યક્તિ બીજાને વશ થઈ જાય છે, પરંતુ તેની પશ્ચાત અસર ખૂબ ખરાબ પડે છે. વ્યક્તિ જ્યારે સંપૂર્ણ ભાનમાં આવે છે ત્યારે સંમોહનકર્તા માટે ઘૃણાનો ભાવ ઉપસ્થિત થાય છે. વ્યક્તિનો અહં ઘવાય છે અને તેથી નિરાશાનું મોજું વ્યક્તિના માનસ ઉપર ફરી વળે છે. બંને વ્યક્તિઓ પ્રભાવશાળી એકત્ર થાય છે ત્યારે પહેલી પદ્ધતિ બિનઉપયોગી નીવડે છે.

દરેક વ્યક્તિને પોતાનું સ્વતંત્ર વ્યક્તિત્વ હોય છે, તેથી તેનામાં બીજાને તાબે થવાની વૃત્તિ હોતી નથી. બીજી પદ્ધતિમાં વ્યક્તિને પૂરતી સમજ આપવામાં આવે છે; તેનો સહકાર મેળવવામાં આવે છે અને સહકાર દ્વારા વ્યક્તિને વશ કરવામાં આવે છે. સંમોહનકર્તાનો નમ્ર સ્વભાવ આ પદ્ધતિમાં ફાયદાકારક બને છે. નમ્રતાને લીધે તેને માન મળે છે, તેની ખ્યાતિ વધે છે, બીજાનો વિશ્વાસ મેળવે છે. આમ સહકારની ભાવનાને લીધે વ્યક્તિ સરળતાથી પોતાની જાતને સંમોહનકર્તાને સુપ્રત કરે છે.

**સંમોહનની અવસ્થાઓ** Stages of Hypnotism

(૧) આ સ્થિતિ થોડેઘણે અંશે નિદ્રાવસ્થા જેવી છે. તેનું ખાસ નામ Somnolence આપવામાં આવ્યું છે. વ્યક્તિ ધીરેધીરે ઘેનમાં આવે છે.

સંમોહન-અવસ્થામાં જ્યારે સંમોહનકર્તા મનાઈ કરે છે ત્યારે વ્યક્તિને કોઈ પણ ક્રિયા કરવામાં સફળતા મળતી નથી. વશ થનાર વ્યક્તિ ધીરેધીરે હલનચલન પ્રત્યે શિથિલતા અનુભવે છે. ધીરેધીરે હલનચલન ન થઈ શકે તેવી સ્થિતિ તેઓ પ્રાપ્ત કરે છે. કોઈ ક્રિયા કરવાનું કહેવામાં આવે તો તેઓ સરળતાથી ના પાડી દે છે અને હાલી શકાતું નથી તેવો ડોળ કરે છે. આમ શરીરના કોઈ પણ અંગની શિથિલતા તે પહેલી અવસ્થાનું મુખ્ય ચિહ્ન છે. વ્યક્તિ ધારે તો પોતાના કોઈ અંગનું હલનચલન કરી શકે તેમ હોય છે, પરંતુ સંમોહનકર્તાની વિરુદ્ધ જતી નથી. શરૂઆતમાં સરળ સૂચનો કરવામાં આવે છે, જેવાં કે આંખ નહીં ખોલી શકાય, હાથ ઊંચો નહીં કરી શકાય, વગેરે. જ્યારે આવાં સરળ સૂચનો વ્યક્તિ સ્વીકારે છે એટલે કે વશ થઈ જાય છે ત્યારે કઠિન સૂચનો કરવામાં આવે છે. જ્યારે વ્યક્તિ આ સૂચનોને વશ થઈ જાય છે ત્યારે સંમોહન-અવસ્થા પ્રાપ્ત કરે છે. પહેલી અવસ્થા અર્ધબેભાન, અર્ધનિદ્રા અને અર્ધજાગૃત અવસ્થા છે. આ અવસ્થામાં શ્રદ્ધા ખૂબ અગત્યનો ભાગ ભજવે છે. જો શ્રદ્ધા ન હોય તો પ્રયોગ સફળ થતો નથી.

(૨) સામાન્ય અવસ્થા Lower Hypnotism

બીજી અવસ્થામાં હલનચલન ખૂબ ઓછું થઈ જાય છે. સંમોહનકર્તા કંઈ હુકમ ન કરે તો બિલકુલ હલનચલન થતું નથી એટલે વશ થનાર વ્યક્તિ કોઈ પણ ક્રિયા સ્વેચ્છાએ કરી શકે નહીં. સંમોહનકર્તાનું બધું જ કહ્યું તે સંપૂર્ણપણે માને છે. સંમોહનકર્તા વ્યક્તિના શરીર ઉપરનો બધો જ કાબૂ મેળવી લે છે. સ્નાયુઓનું ઘર્ષણ

થાય છે. વ્યક્તિ કોઈ કાર્ય કરવા માટે અશક્ત બને છે અથવા કાર્ય થઈ શકતું નથી તેનું કારણ અશક્તિ નહીં, પરંતુ જ્યારે તે કાર્ય કરે છે ત્યારે તે કાર્યમાં અવરોધ નાખનારાં વિરુદ્ધ Antagonistic સ્નાયુઓ પેલા સ્નાયુઓની ગતિને રોકે છે. વ્યક્તિના વ્યક્તિત્વમાં એકતા રહેતી નથી; પણ તેના વ્યક્તિત્વમાં છિન્નતા આવે છે. તેને splitting personalily અથવા dissociation of personality કહેવામાં આવે છે. તેની ક્રિયાઓમાં કાંઈ સંબંધ રહેતો નથી. વિચારો કે કાર્યોમાં સુસંબદ્ધતા દેખાતી નથી. શરીર ઉપરનો બધો કાબૂ ગુમાવી દે છે. વ્યક્તિત્વ જાણે છિન્નભિન્ન થઈ ગયું હોય તેવું લાગે છે.

(૩) સ્થિતિસ્થાપકતા Plastic Condition

જેવી રીતે મીણને ગરમ કર્યા પછી ગમે તે ઘાટ આપી શકાય છે તેવી જ રીતે વશ થનાર વ્યક્તિને સંમોહનકર્તા ગમે તે રીતે ઉપયોગમાં લઈ શકે છે. સામાન્ય સ્થિતિમાં આપણે શરીરનાં કેટલાંક અંગો વાળી શકતા નથી; પરંતુ આ સ્થિતિમાં આપણે ગમે તે અંગને ગમે તે સ્વરૂપ આપી શકીએ છીએ. સંમોહનકર્તા વ્યક્તિના સ્નાયુઓને ગમે તે રીતે વાળી શકે છે. હાથના સ્નાયુઓમાં તે વધુ સરળતાથી બને છે. સંમોહનકર્તા વ્યક્તિના હાથને ગમે તે સ્થિતિમાં મૂકે છે. તે સ્થિતિ વ્યક્તિને ખૂબ પ્રતિકૂળ હોય છે છતાં પણ વ્યક્તિ પોતાનો હાથ તે સ્થિતિમાં રાખે છે, તેમાં તે કંઈ પણ ફેરફાર કરતો નથી. આ સ્થિતિમાં વ્યક્તિ લગભગ ત્રીસ મિનિટ સુધી રહી શકે છે.

આમ થવાનું મુખ્ય કારણ એ છે કે સંમોહનની સ્થિતિ પ્રાપ્ત કરનાર વ્યક્તિ ખૂબ પોચી બની જાય છે. તે ક્ષણે તેનામાં એક પણ હાડકું ન હોય તેવું લાગે છે, અને તેથી શરીરના અંગને કોઈ પણ સ્થિતિમાં ધ્રુજારી વિના રાખી શકે છે. પિન કે સોયના સ્પર્શની પણ અસર થતી નથી. આ સ્થિતિ દરમિયાન શરીરનાં અંગો જૂઠાં પડી જાય છે. આ કારણને લીધે ડિલિવરી ઑપરેશન આ સ્થિતિમાં કરવામાં આવે છે. અમેરિકામાં હજુ પણ આ રીતે ઑપરેશન કરવામાં આવે છે.

(૪) ગંભીર અવસ્થા Deep Stage

આ સ્થિતિમાં સંમોહનવિદ્યાની વધુ રસપ્રદ હકીકતો જાણવા મળે છે. સંમોહનની સ્થિતિ પ્રાપ્ત કરનાર વ્યક્તિને આજુબાજુની વસ્તુનો બહુ ખયાલ નથી હોતો; પરંતુ સંમોહનકર્તા જે બધું કહે છે તે બધું તેના ધ્યાનમાં રહે છે. કેટલીક વખત જે વસ્તુ હાજર નથી હોતી તે કલ્પનાથી દેખાય છે. આમ તે ભ્રમવિભ્રમ અનુભવે છે. વાસ્તવિક રીતે જે વસ્તુ હાજર ન હોય અને વ્યક્તિ જે વસ્તુને જોઈ શકે છે તેને વિધાયક ભ્રમ Positive Hallucination કહેવામાં છે. દા. ત. સંમોહનકર્તા એક વ્યક્તિને દીવાલ બતાવે છે કે જેના ઉપર ઘડિયાળ હોતી નથી, અને ત્યાર બાદ ઘડિયાળમાંથી સમય જોવા કહે છે. ઘડિયાળ હાજર નથી, છતાં પણ વ્યક્તિ સંમોહનકર્તાની આંગળીની નિશાની ઉપરથી સમય કહે છે. અને જો પૂછવામાં આવે છે તો તે ઘડિયાળનું વર્ણન કરે છે. કેટલીક વખત વ્યક્તિ જે વસ્તુ, વ્યક્તિ કે અવાજ હાજર ન હોય તે જુએ છે કે સાંભળી શકે છે. જો તેને એમ કહેવામાં આવે કે તે 'જુલિયસ સીઝર' છે તો તે પોતાની જાતને 'જુલિયસ સીઝર' માને છે અને તેનો પાઠ પણ જાગૃત અવસ્થા કરતાં સુંદર રીતે ભજવી શકે છે.

કેટલીક વખત વ્યક્તિ પોતાને જે જ્ઞાન થતું હોય છે તેનાથી અજ્ઞાત બની જાય છે. એટલે કે, વસ્તુ કે વ્યક્તિ હાજર હોય છતાં પણ તે ગેરહાજર છે તેવો ભાવ બતાવે છે. આવી ક્રિયાને નિષેધભ્રમ Negative Hallucination કહેવામાં આવે છે. મૅક્ડુગલ એક સુંદર દૃષ્ટાંત રજૂ કરે છે: 'Mr. A અને Mr. B બંને હાજર હતા. Mr. Bને કહેવામાં આવ્યું કે Mr. A થોડા સમય પછી જતા રહેવાના છે. એટલે આ સૂચનને લીધે Mr. B, Mr. Aને થોડા વખત પછી જોઈ શકતા નથી. Mr Bને સંમોહનઅવસ્થા દરમિયાન કહેવામાં આવ્યું કે જાઓ અને પેલી ખુરશી ઉપર બેસો. Mr. A તે ખુરસી ઉપર બેઠેલા હોય છે; છતાં પણ Mr. B તે જ ખુરસી પર બેસે છે. સૂચનવશતાને લીધે તે Mr. Aને જોઈ શકતા નથી. ખુરસીમાં કંઈક વિચિત્રતા લાગે છે. ત્યાર બાદ Mr. Bને પૂછવામાં આવ્યું કે તે Mr. Aને જોઈ શકે છે? સાંભળી શકે છે? સ્પર્શી શકે છે?–તો Mr. B ના પાડે છે; પરંતુ જો

Mr. Bનું સંભાળપૂર્વક નિરીક્ષણ કરવામાં આવે તો જણાય છે કે તે Mr. Aને જોઈ શકે છે પરંતુ અવગણે છે.'

આ સ્થિતિ દરમિયાન વ્યક્તિ પોતાના ખૂબ જૂના ભૂતકાળની વાતો પણ યાદ કરી શકે છે. ફ્રૉઈડના મંતવ્ય અનુસાર વ્યક્તિ તેના જન્મના ચોથા મહિનાથી શરૂ કરીને બધી જ વિગતો યાદ કરી શકે છે.

આ સ્થિતિમાં વિભ્રમ પણ સંભવે છે. વ્યક્તિ પોતાની જાત માટે ખોટા અભિપ્રાયો બાંધે છે. પોતાની જાતને વધુ ઊંચી કે નીચી માની ગમે તે પાઠ ભજવી શકે છે.

આ સ્થિતિમાં ક્રિયાત્મક (ખામીઓ) વિકૃતિઓ Functional disorder પણ જોવા મળે છે. શારીરિક રીતે કોઈ પણ વિકૃતિ ન હોય છતાં પણ વ્યક્તિ આંધળી કે બહેરી થઈ જાય છે. વળી પાછી તેની શક્તિઓ પ્રાપ્ત પણ કરે છે.

(૫) પશ્ચાત્ સંમોહક સૂચનો Post-hypnotic Suggestions

આ અવસ્થા એટલે સંમોહન-અવસ્થામાંથી જાગૃત અવસ્થા પ્રાપ્ત કર્યા પછીનો સમય. આ અવસ્થા ઘણી રસદાયક છે. આ અવસ્થામાં વ્યક્તિને જે કંઈ વચન આપવામાં આવે છે તે જાગૃત અવસ્થા દરમિયાન વ્યક્તિને ભવિષ્યમાં સફળ બનાવે છે. વચનની મર્યાદા છ માસ સુધીની હોય છે. વ્યક્તિને કહેવામાં આવે છે કે જ્યારે તે જાગૃત અવસ્થા પ્રાપ્ત કરશે ત્યારે તે કંઇક ક્રિયા કરશે. અને તે વખતે વ્યક્તિ કુદરતી રીતે કાર્ય કરે છે. દા. ત. મૅક્ડુગલે એક વ્યક્તિને સંમોહન-અવસ્થા દરમિયાન કહ્યું કે "જ્યારે હું મારો હાથ ખિસ્સામાં મૂકીશ ત્યારે તું બારી ખોલીશ." જાગૃત અવસ્થા દરમિયાન જ્યારે મૅક્ડુગલે પોતાનો હાથ ખિસ્સામાં મૂક્યો ત્યારે તે વ્યક્તિએ બારી ખોલવાની ક્રિયા કરી. જ્યારે બારી ખોલવાનું કારણ પૂછ્યું ત્યારે તેણે બીજાં ભળતાં કારણો રજૂ કર્યા; જેવાં કે તાજી અને સ્વચ્છ હવા આવે. આમ સંમોહન-અવસ્થામાં જે વચન આપવામાં આવે છે તે વચન યાદ રહેતું નથી. અને તેથી આ સ્થિતિને ઍમ્નેશીઆ Amnesia કહેવામાં આવે છે.

ફિશરે પણ એક પ્રયોગ કર્યો હતો. સંમોહન-અવસ્થામાં વ્યક્તિને કહેવામાં આવેલું કે જ્યારે તે જાગૃત અવસ્થા પ્રાપ્ત કરશે ત્યારે ત્રણ આંકડાની રકમને બે આંકડાની રકમથી ગુણશે અને પછી તેનો જવાબ પાટિયા ઉપર લખશે. જાગૃત અવસ્થામાં તેને આ સ્મૃતિ રહેતી નથી. વ્યક્તિ સંપૂર્ણ જાગૃત અવસ્થા પ્રાપ્ત કરે છે, ત્યારે તેને ફિશરે વાતોમાં રોકી લીધો. થોડા સમય પછી વ્યક્તિ પાટિયા પાસે ગઈ અને પાટિયા ઉપર એક રકમ લખી. તે રકમનો અર્થ શું? તે લખવા પાછળનો હેતુ શો? વગેરે કારણો પૂછવામાં આવ્યાં તો તેનો જવાબ સંતોષકારક મળ્યો નહીં. પરંતુ જ્યારે ફિશર તેની સાથે વાતો કરતા હતા ત્યારે તેનું મન આ દાખલો કરતું હતું, તેનો ખયાલ બીજાને આવતો નથી. જો તેને વળી પાછો સંમોહક-અવસ્થામાં લઈ જવામાં આવે છે તો તેણે કઈ રીતે રકમ પ્રાપ્ત કરી તે વર્ણવે છે.

આ ક્રિયામાં વ્યક્તિને સંમોહક-અવસ્થા દરમિયાન કરેલાં સૂચનો યાદ હોતાં નથી. તેથી તે ક્રિયાનું સાચું કારણ ન આપતાં, સમાજમાં સ્થાન જાળવી રાખવા પૂરતું બીજું કારણ શોધે છે, તેને યૌક્તિકરણ Rationalization કહે છે.

## સંમોહનનાં અંગો કે લક્ષણો Aspects of Hypnotism

સંમોહનવિદ્યા દ્વારા વ્યક્તિને કેવી રીતે વશ કરવામાં આવે છે, તેના માટે વિવિધ માનસશાસ્ત્રીઓ વિવિધ અભિપ્રાયો દર્શાવે છે અને તેથી સંમોહનનાં જુદાં સ્વરૂપો માનવામાં આવે છે. તેમાં મુખ્ય કયું તત્ત્વ કાર્ય કરે છે અથવા અગત્યનું છે તેમાં પણ વિવિધ માન્યતાઓ છે. તે વિવિધ માન્યતાઓને લીધે વિવિધ સિદ્ધાંતો પણ અસ્તિત્વમાં આવ્યા છે. સંમોહનનાં મુખ્ય પાંચ અંગો છે: (૧) સ્નાયુઓની જડતા Catalepsy (૨) સંવેદનની તીવ્રતા Hyper Aesthesia (૩) શિથિલતા Anesthesia (૪) છિન્નતા Dissociation (૫) માની લેવાની વૃત્તિ Hyper Suggestibility.

### ૧. સ્નાયુઓની જડતા Catalepsy

સંમોહનવિદ્યામાં કેટલાક માનસશાસ્ત્રીઓના મંતવ્ય અનુસાર સ્નાયુઓની જડતા મુખ્ય અંગ છે. કેટલાક માનસશાસ્ત્રીઓના મંતવ્ય અનુસાર જડતા સાચી હોતી નથી અને મુખ્ય અંગ પણ નથી. જો જડતા તે મુખ્ય અંગ હોય

તો વ્યક્તિના હાથ એક વખત ઊંચા કર્યા પછી ત્યાંના ત્યાં જ રહેવા જોઈએ; પરંતુ તેમ થતું નથી. સામાન્ય સ્થિતિમાં હાથ ઊંચો કર્યા પછી તરત જ પોતાની સ્થિતિ પ્રાપ્ત કરે છે, જ્યારે સંમોહન-અવસ્થા દરમિયાન પોતાની સ્થિતિ પ્રાપ્ત કરતાં સમય લાગે છે. જે તફાવત છે તે સમયનો જ છે. બ્રામવેલના Bramwell મંતવ્ય અનુસાર સ્નાયુઓની જડતા સરળતાથી લાવી શકાય છે. મૅક્ડુગલના મંતવ્ય અનુસાર તે જડતા ત્રીસ મિનિટ સુધી થાક કે કંટાળા વગર રહે છે. મોલ Moll પણ બ્રામવેલના મંતવ્યને અનુમોદન આપે છે.

**૨. સંવેદનક્ષમતા** Hyper Aesthesia

આ સંમોહનનું વિશિષ્ટ લક્ષણ છે; તેનો અર્થ તીવ્ર સંવેદના–sensibility થાય છે, એટલે કે એકાદ જ્ઞાનેન્દ્રિયની શક્તિ ખૂબ તીવ્ર બની જાય છે. બર્ગસને Bergson પોતાના પ્રયોગ દ્વારા જાહેર કર્યું કે જે વ્યક્તિ સંમોહન-અવસ્થા પ્રાપ્ત કરે છે તે એક ચોપડીમાં જોયા વિના તેમાં શું લખેલું છે તે કહી શકે છે. તેને આ માટે સંમોહનકર્તાની આંખમાં પડતું ચોપડીનું પ્રતિબિંબ ખૂબ ઉપયોગી થઈ પડે છે. જ્ઞાનેન્દ્રિયની તીવ્રતાને લીધે સંમોહક-અવસ્થા સામાન્ય અવસ્થાથી જુદી પડે છે. જ્ઞાનેન્દ્રિયોની ક્રિયાશક્તિ વધુ તેજ બને છે. પરંતુ દરેક માણસની શક્તિમાં તફાવત રહેલો હોય છે. કેટલાક ખૂબ ઝીણા અક્ષરો પણ સામાન્ય સ્થિતિમાં વાંચી શકે છે. એટલે ઇન્દ્રિયોની તીવ્રતા એ સંમોહનનું વિશિષ્ટ લક્ષણ નથી. તેનો આધાર ઇંદ્રિયોના ઘડતર ઉપર છે. આવી ક્રિયાશક્તિને વિકસાવવા માટે આપણે પ્રયત્નો કરતા નથી. કેટલીક વખતે તે વિચાર સમજાતો નથી. દા. ત. જો સામાન્ય માનવી સમય માટેના જ્ઞાનને કેળવે તો ઘડિયાળ વગર પણ સાચો સમય બતાવી શકે છે. નિકલસનના Nicholson મંતવ્ય અનુસાર વ્યક્તિની કાર્ય કરવાની શક્તિ સંમોહક-અવસ્થા કરતાં જાગૃત અવસ્થામાં વધી જાય છે.

**૩. શિથિલતા** Anesthesia

શરીરના કોઈ પણ અંગની શિથિલતા, કેટલાક માનસશાસ્ત્રીઓ શિથિલતાને સંમોહનના મુખ્ય અંગ તરીકે વર્ણવે છે; પરંતુ તે શિથિલતા સંપૂર્ણતઃ નથી હોતી. આપણે જ્યારે ઊંઘમાં હોઈએ ત્યારે પણ આવો અનુભવ કરીએ છીએ. કેટલીક વખત આપણે વિચારમાં હોઈએ ત્યારે પણ બીજાની વાત સાંભળતા નથી. એટલે આ શિથિલતા સંમોહક-અવસ્થામાં જોવા મળે છે તેવું હોતું નથી; પરંતુ સામાન્ય સ્થિતિમાં પણ જોવા મળે છે.

**૪. છિન્નતા** Dissociation

જ્યારે વ્યક્તિની માનસિક સ્થિતિમાં કોઈ પણ પ્રકારનો સંબંધ ન દેખાય ત્યારે છિન્નતા Dissociation કહેવાય છે. વ્યક્તિના વ્યક્તિત્વમાં ખામી જણાય છે. વ્યક્તિત્વ છિન્નભિન્ન થઈ જાય છે, એટલે કે વ્યક્તિ અમુક ક્રિયાઓ બેધ્યાનપણે કરે છે. કેટલાક માનસશાસ્ત્રીઓ છિન્નતાને મુખ્ય અંગ તરીકે ગણે છે. સામાન્ય જાગૃત-અવસ્થામાં મગજ ક્રિયાશીલ હોય છે; પરંતુ સંમોહક-અવસ્થા દરમિયાન મગજની કેટલીક ક્રિયાઓ થાય છે. કેટલીક ક્રિયાઓ શિથિલ બની જાય છે અને તેથી માનસિક ક્રિયાઓનો સંબંધ જળવાતો નથી. આવી છિન્નતાને લીધે સંમોહક-અવસ્થા જાગૃત અવસ્થાથી જુદી પડે છે. જો વ્યક્તિત્વમાં છિન્નતા તે સંમોહક-અવસ્થાનું મુખ્ય લક્ષણ હોય તો સામાન્ય જાગૃત અવસ્થામાં તે જોવા મળવું જોઈએ નહીં. પરંતુ સામાન્ય અવસ્થામાં પણ આવું જોવા મળે છે. દા. ત. આપણે જ્યારે એક ક્રિયા કરીએ છીએ ત્યારે બીજી ક્રિયા બેધ્યાનપણે ચાલતી હોય છે. કેટલીક વ્યક્તિઓ વાંચતી હોય છે ત્યારે તેમના પગ હાલ્યા કરે છે. સંમોહક-અવસ્થામાં જે છિન્નતા જોવા મળે છે તે સંપૂર્ણ નથી હોતી; પરંતુ આંશિક હોય છે.

જે શિક્ષણ સંમોહક-અવસ્થામાં લીધું હોય છે અને જે સામાન્ય અવસ્થામાં લીધું હોય છે તેમાં ફેર હોય છે. ગ્રહણશક્તિની બાબતમાં તફાવત હોવાને લીધે ઘર્ષણ થાય છે. જે વસ્તુ વ્યક્તિ અચેતન અવસ્થામાં શીખે તેની ચેતન અવસ્થામાં અસર ન પડવી જોઈએ, પરંતુ ઘર્ષણ થાય છે તેથી ચેતન અવસ્થામાં અચેતન અવસ્થાની ક્રિયાની અસર થાય છે અને તેથી છિન્નતા સંપૂર્ણ નથી તેમ જ મુખ્ય અંગ નથી તે સાબિત થાય છે.

**૫. Hyper-Suggestibility**

એટલે માની લેવાની વૃત્તિ, અથવા વધુ પડતું

ગ્રહણ કરવાની તીવ્રતા. કેટલાક લોકોની દૃષ્ટિએ આ સંમોહનનું મુખ્ય લક્ષણ છે; કારણ કે તે અવસ્થામાં સંમોહનકર્તા જે કહે છે તે બધું વ્યક્તિ માને છે. સામાન્ય માનસિક સ્થિતિમાં પણ આવું ઘણી વખત બને છે. જ્યારે માનસિક સ્થિતિ સારી હોય ત્યારે માની લેવાની વૃત્તિ પ્રબળ હોતી નથી; પરંતુ માનસિક આરોગ્ય યોગ્ય ન હોય ત્યારે બીજા જે કહે છે તે જલદી માની લઈએ છીએ, જોકે સંમોહનમાં જે સૂચનવશતા હોય છે તે ખૂબ મોટા પ્રમાણમાં હોય છે એટલે તેને સંમોહનનું મુખ્ય અંગ ગણવામાં આવે છે. મૅક્ડુગલના શબ્દોમાં: "Suggestibility means to believe uncritically what others say."

માની લેવાની વૃત્તિનો આધાર વ્યક્તિના બાળપણના અનુભવો અને શિક્ષણ પર વધુ રહે છે. જે વ્યક્તિનો ઉછેર બાળપણમાં યોગ્ય રીતે થયો હોય છે, તે વ્યક્તિ સામાન્ય રીતે બીજાના હુકમો, કે જે તેની ઇચ્છાની વિરુદ્ધ હોતા નથી તેને સરળતાથી માને છે. જેનો બાળપણમાં ઉછેર યોગ્ય રીતે થયો હોતો નથી, તેને વારંવાર છેતરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હોય છે. તે કોઈના હુકમો માનતો નથી અને વિરુદ્ધ કાર્ય કરે છે. વ્યક્તિ કેવી રીતે અને કેટલી હદ સુધી સૂચનો માનશે અને સંમોહન-અવસ્થા પ્રાપ્ત કરશે તે તેનો ભૂતકાળનો ઇતિહાસ જાણીને કહી શકીએ.

**સંમોહનનું સ્વરૂપ** Hypnotic Phenomena

આમ વ્યક્તિના માનસ ઉપર જેમજેમ સંમોહનકર્તાનાં સૂચનોની અસર થાય છે તેમતેમ વ્યક્તિના અંગમાં શિથિલતા આવતી જાય છે. તેના અંગમાં કોઈ ક્ષતિ હોતી નથી, છતાં પણ ક્રિયામાં ખામી દેખાય છે. આ શિથિલતા થોડા સમય માટે જ હોય છે. શિથિલતા વખતે મગજ સંમોહન પ્રત્યે વધુ ધ્યાન આપતું હોવાથી બીજા અનુભવો પ્રત્યે બેદરકાર બની જાય છે. કોઈ અંગની આ શિથિલતાને psychogenic disorder કહેવામાં આવે છે, કારણ કે તેની અંદર કારણના મૂળરૂપે માનસિક વિકૃતિ છે. શિથિલતા દરમિયાન વ્યક્તિને તેના શરીરનું ભાન રહેતું નથી. તેનું બધું જ ધ્યાન સંમોહનકર્તા ઉપર કેન્દ્રિત થાય છે. તેનું જ કહ્યું બધું તે માને છે. જો આ પરિસ્થિતિ હોય તો વ્યક્તિના નૈતિક વિચારો ઉપર પણ ખરાબ અસર થાય. પરંતુ પ્રયોગ દ્વારા શોધી કાઢવામાં આવ્યું છે કે ચારિત્ર્યની બાબતમાં તે કોઈનું કહ્યું માનતો નથી. જાગૃત અવસ્થા દરમિયાન વ્યક્તિને બધો ખયાલ હોય છે. નિદ્રાવસ્થામાં આ ખયાલ મંદ પડે છે. ચારિત્ર્યના વિચારો વધુ ઊંડા વ્યાપેલા હોય છે, તેથી નૈતિકતાની વિરુદ્ધનું કાર્ય હોય છે ત્યારે સંમોહનકર્તાને નિષ્ફળતા મળે છે.

વ્યક્તિની જાગૃત અવસ્થા દરમિયાન ચેતન મન કાર્ય કરતું હોય છે. વ્યક્તિને અર્ધ-ચેતન મન પણ હોય છે. રોજના વ્યવહારમાં વ્યક્તિનું અર્ધ-ચેતન મન દેખાતું નથી. જ્યારે વ્યક્તિનું ચેતન મન આરામ લે છે ત્યારે અર્ધચેતન મન કાર્યશીલ બને છે. ચેતન મને અનુભવેલા અનુભવો, માન્યતાઓ વગેરે અર્ધચેતન મનમાં પ્રબળ હોય છે. વ્યક્તિ શિથિલતા અનુભવે છે, છતાં પણ તેના નૈતિકતાના વિચારો માટે તે ખૂબ જાગૃત હોય છે, અને આથી નૈતિકતાની વિરુદ્ધનું કાર્ય થઈ શકતું નથી.

વ્યક્તિનું વ્યક્તિત્વ સંમોહનવિદ્યા દ્વારા બદલી શકાય છે, કારણ કે તે તેના મનની મૂંઝવણો સંમોહન-અવસ્થામાં વર્ણવે છે. તેનાં તે વર્ણન ઉપરથી તેની મૂંઝવણો અંગેનાં કારણો મળી આવે છે, અને તેથી તે કારણો તેની સામાન્ય અવસ્થામાં દૂર કરવા માટે પ્રયત્નો થાય છે.

સંમોહન-અવસ્થા પ્રાપ્ત કરીને પછી જાગૃત અવસ્થા વ્યક્તિ પ્રાપ્ત કરે છે, ત્યારે તે તેના રોગમાંથી મુક્તિ મેળવી શકે છે. તેની કુટેવો પણ સુધારી શકાય છે.

વ્યક્તિમાં અહંની ભાવના ખૂબ પ્રબળ હોય છે, તેથી સામાન્ય સ્થિતિમાં તે પોતાના જીવનના કેટલાક પ્રસંગો યાદ કરી શકતો નથી. સંમોહન-અવસ્થામાં તે પ્રસંગોનો ઇતિહાસ સરળતાથી રજૂ કરી શકે છે. તેના જીવનની શરૂઆતના દિવસોના પ્રસંગો પણ તે સુંદર રીતે વર્ણવે છે. ફ્રૉઇડની દૃષ્ટિએ વ્યક્તિ આ દુનિયામાં કાંઈ પણ ભૂલી જતી નથી અને તેથી સંમોહન-અવસ્થા દરમિયાન તે તેના પૂર્વજન્મનો ઇતિહાસ પણ કેટલીક વખત રજૂ કરે છે.

સંમોહનવિદ્યાની અસર વ્યક્તિની મજ્જાસંસ્થા ઉપર પણ થાય છે. મજ્જાસંસ્થા ઉપર વ્યક્તિના મગજનો

કાબૂ હોતો નથી. તેના ઉપર સંમોહક-અવસ્થામાં કાબૂ મેળવી શકાય છે. કોઈ પણ પ્રકારની ઈજાનું દર્દ સંમોહક-અવસ્થામાં થતું નથી, અને તેથી સંમોહનવિદ્યા ઈજા વગર ઑપરેશન કરવામાં ઉપયોગી થાય છે.

## સંમોહનના સિદ્ધાંતો Theories of Hypnotism

વિવિધ માનસશાસ્ત્રીઓ સંમોહનને સમજાવવા માટે વિવિધ દૃષ્ટિબિંદુ રજૂ કરે છે, અને તે વિવિધ દૃષ્ટિબિંદુ અનુસાર સંમોહનના વિવિધ સિદ્ધાંતો અસ્તિત્વમાં આવ્યા છે.

### ૧. પાવલૉવનો સિદ્ધાંત Theory of Pavlov

પાવલૉવ વર્તનવાદી માનસશાસ્ત્રી હતો. તેના મત મુજબ સંમોહન એ ઊંઘ સિવાય બીજું કાંઈ જ નથી. સામાન્ય નિદ્રાવસ્થા અને સંમોહક-અવસ્થા વચ્ચે માત્ર પ્રમાણનો તફાવત છે. તેમાં કોઈ પણ પ્રકારનો જાતિ ભેદ નથી. It is a difference of degree, not of kind. નિદ્રાવસ્થા દરમિયાન બહારનાં બળોથી અજ્ઞાત હોઈએ છીએ, તેવી રીતે સંમોહક-અવસ્થામાં પણ બહારનાં બળોની અસર થતી નથી. ઊંઘમાં શું બને છે તેનો ખયાલ રહેતો નથી, તેવી રીતે સંમોહક-અવસ્થામાં શું બને છે તેનો ખયાલ રહેતો નથી. સંમોહનમાં સંમોહનકર્તા વ્યક્તિ સાથે વાત કરે છે તેવી રીતે સામાન્ય નિદ્રામાં પણ વ્યક્તિ કેટલીક વખત વાત કરે છે.

ટીકા: સામાન્ય નિદ્રાવસ્થા અને સંમોહક-અવસ્થા વચ્ચે જે તફાવત છે તેના પ્રતિ ધ્યાન આપવામાં આવ્યું નથી (૧) સંમોહક-અવસ્થા દરમિયાન આંખો ખુલ્લી રહે છે જ્યારે ખુલ્લી આંખે ઊંઘ આવે નહીં. (૨) ઊંઘ દરમિયાન શ્વાસોચ્છ્વાસની ગતિ સાધારણ ધીમી હોય છે, જ્યારે સંમોહક-અવસ્થા દરમિયાન તે ગતિ જાગ્રત અવસ્થા જેવી જ હોય છે. (૩) સંમોહક-અવસ્થા દરમિયાન જે વસ્તુ પકડવાની કહેવામાં આવે છે તે વ્યક્તિ પકડે છે, જ્યારે ઊંઘમાં તે વસ્તુ પડી જાય છે. (૪) ઊંઘ દરમિયાન પાચનતંત્ર, શ્વસનતંત્ર કુદરતી રીતે ચાલ્યા કરે છે; સંમોહક-અવસ્થા દરમિયાન વ્યક્તિ તેના ઉપર કાબૂ મેળવી શકે છે. (૫) સંમોહક-અવસ્થાં દરમિયાન સંમોહનકર્તાનું બધું જ કહ્યું આપણે માનીએ છીએ, જ્યારે ઊંઘમાં આપણે કોઈના હુકમને અનુસરતા નથી. (૬) સંમોહક-અવસ્થા દરમિયાન આપણે વશ થનાર વ્યક્તિની મૂંઝવણો દૂર કરી શકીએ છીએ, જ્યારે ઊંઘમાં તેમ કરી શકતા નથી. (૭) સંમોહનમાં જે post-hypnotic અવસ્થા છે તે ઊંઘમાં કદી પણ જોવા મળતી નથી. આમ સંમોહનના મુખ્ય તત્ત્વો યોગ્ય રીતે સ્પષ્ટ થતા નથી તેથી પાવલૉવના સિદ્ધાંતને યોગ્ય માનવામાં આવતો નથી.

### ૨. જેનેટનો સિદ્ધાંત Theory of Jennet

જેનેટ મગજના એક અંગને સંમોહનના મુખ્ય તત્ત્વ તરીકે ગણે છે. પરંતુ સંમોહક-અવસ્થા દરમિયાનની પરિસ્થિતિ બરાબર સ્પષ્ટ થતી નથી. જેનેટની દૃષ્ટિએ બીજી ક્રિયાઓ જેવી રીતે સ્વેચ્છાએ ચાલે છે તેવી રીતે સૂચનવશતા પણ સ્વેચ્છાએ ચાલે છે. સંમોહક-અવસ્થા દરમિયાન મગજનાં અંગો કે જેને cerebrial love કહેવામાં આવે છે તે થાકી જાય છે. સંમોહક હમેશાં એક જ વસ્તુ બોલ્યા કરે છે અને તેથી વ્યક્તિના મગજના બીજા ભાગો શિથિલ બની જાય છે, અને એક જ ભાગ ક્રિયાશીલ રહે છે. તેથી તે ક્રિયાશીલ ભાગ પણ થોડા વખત પછી થાકી જાય છે. થાકને લીધે વ્યક્તિ ઊંઘી જાય છે. આમ જેનેટની દૃષ્ટિએ ઊંઘ અને થાક સરખાં છે. માણસ થાકથી વશ થાય અને ઊંઘથી વશ થાય. સંમોહન દરમિયાન જે એક પ્રકારની ઊંઘ આવે છે તે આ થાક છે.

ટીકા: આ સિદ્ધાંત વાસ્તવિક હકીકતથી વિરુદ્ધ છે, કારણ કે આપણું મગજ હમેશાં એક એકમ તરીકે કામ કરે છે. તેમાં જુદા સ્વતંત્ર વિભાગો નથી. જેનેટ માનસશાસ્ત્રના આ મુખ્ય સિદ્ધાંતને ભૂલી જાય છે. જો મગજના એક ભાગને થાક લાગે તો બીજો ભાગ તેને મદદ કરે છે. માનવીની સામાન્ય થાકની ક્રિયા કરતાં સંમોહનના થાકની જે ક્રિયા છે તે થોડી છે, અને તેથી જેનેટનો સિદ્ધાંત યોગ્ય નથી તેવું માનવામાં આવે છે.

### ૩. ફ્રૉઇડનો સિદ્ધાંત Freud's Theory of Hypnotism

માનવીની દરેક ક્રિયા પાછળ કંઇક હેતુ રહેલો હોય છે. તે હેતુ તે આપણા મનની અનેક પ્રકારની સાહજિક વૃત્તિઓ છે. તે વૃત્તિઓ સંતોષવા માટે માનવી ક્રિયાશીલ બને છે. માનવીના દરેક અંગનું આ મુખ્ય કર્તવ્ય છે.

ફ્રૉઇડ આમાં માને છે, છતાં પણ બધી સાહજિક વૃત્તિઓમાં જાતીયતાની વૃત્તિને ખૂબ મહત્ત્વ આપે છે. ફ્રૉઇડના મંતવ્ય અનુસાર Sexual instinct is the master of all instincts.

આપણા શરીરના કેટલાક ભાગો ઉપર બહારનું કોઈ પણ બળ અસર કરે છે તો જાતીય વૃત્તિ ઉત્તેજિત થાય છે. એક વખત વ્યક્તિને આવો અનુભવ થાય પછી ફરી તેવા અનુભવની હમેશાં ઇચ્છા થતી હોય છે.

ફ્રૉઇડની દૃષ્ટિએ સૂચનવશતા તે જ સંમોહનનું મુખ્ય લક્ષણ છે. સૂચનવશતાને સ્પષ્ટ કરવા માટે જાતીય વૃત્તિને અગત્યનું સ્થાન આપવામાં આવે છે. બાળક નાનું હોય છે ત્યારે તે માતાના સંપર્કમાં વધુ આવે છે અને તેથી બાળકને માતા માટે ખૂબ પ્રેમ હોય છે. બાળકના વયની વૃદ્ધિની સાથે માતાનો સંપર્ક ઓછો થતો જાય છે. જો માતાનું ધ્યાન બાળક કરતાં પતિ તરફ વધુ જાય છે, અને જો બાળક નારીજાતિનું હોય છે તો તે માતાને ધિક્કારે છે, કારણ કે માતા બાળકના પિતાનું ધ્યાન વધુ રાખે છે. બાળકના મનમાં લઘુતાગ્રંથિ ઉદ્ભવે છે અને તે લઘુતાગ્રંથિ માટે માતા જવાબદાર છે તેવો ભાવ અનુભવે છે અને પિતા તરફનો બધો જ ગુસ્સો માતા પ્રત્યે વ્યક્ત થાય છે.

આ જ પ્રમાણે જો બાળક નરજાતિનું હોય છે, તો પોતાનાં પિતાને ધિક્કારે છે અને માતા પ્રત્યે વધુ પ્રેમ દાખવે છે. બાળક પોતાના પિતાને એટલા માટે ધિક્કારે છે કે પિતાને લીધે માતા બાળકનું પૂરતું ધ્યાન આપતી નથી, ને તેવો ભાવ બાળક અનુભવે છે.

ફ્રૉઇડના મંતવ્ય અનુસાર સંમોહનકર્તા નરજાતિ હોય અને વ્યક્તિ નારીજાતિ હોય તો વ્યક્તિ સંમોહનકર્તાનું બધું જ કહ્યું માનશે. વ્યક્તિની ઉંમર મોટી હોવા છતાં નાનપણની જાતીયતાની વૃત્તિ સ્થાન લે છે. આમ સંમોહનમાં કૃત્રિમ પ્રેમ પણ ઊભો થાય છે અને વ્યક્તિ સંમોહનકર્તાનું બધું જ કહ્યું માને છે.

જો ફ્રૉઈડનું આ મંતવ્ય સાચું હોય તો નારીજાતિની વ્યક્તિને વશમાં લેવા માટે સંમોહનકર્તા નરજાતિનો હોવો જોઇએ અને નરજાતિ માટે સંમોહનકર્તા નારીજાતિ હોવી જોઇએ. એટલે વ્યક્તિ અને સંમોહનકર્તા બંને વિરુદ્ધ જાતિનાં હોવાં જોઇએ. પરંતુ ફ્રૉઇડના અનુયાયીઓના મંતવ્ય મુજબ દરેક વ્યક્તિમાં અમુક અંશે સ્ત્રીત્વ અને અમુક અંશે પુરુષત્વ રહેલું હોય છે. બંનેમાં બંને તત્ત્વો હોવાથી જ્યારે સંમોહનવિદ્યાની શરૂઆત થાય છે, ત્યારે સંમોહનકર્તા નરજાતિ હોય છે તો વ્યક્તિનું સ્ત્રીત્વ બહાર આવે છે અને સંમોહનકર્તા નારીજાતિ હોય છે તો વ્યક્તિનું પુરુષત્વ બહાર આવે છે. દરેક પુરુષમાં પુરુષત્વ વધુ અને સ્ત્રીમાં સ્ત્રીત્વ વધુ હોય છે. આથી આગળ વધીને ફ્રૉઈડ કહે છે કે કોઈ પણ પુરુષ સરળતાથી સૂચનો સ્વીકારે તે માટે સહકાર મેળવવાની પદ્ધતિ દ્વારા, અને સ્ત્રીને હુકમ કરવાની પદ્ધતિ દ્વારા સંમોહન-અવસ્થા પ્રાપ્ત કરાવી શકાય છે. પરંતુ ફ્રૉઈડની આ ધારણા વાસ્તવિક હકીકતની વિરુદ્ધ છે, તેથી ફ્રૉઈડ આ મુશ્કેલી દૂર કરવા બીજું દૃષ્ટિબિંદુ રજૂ કરે છે.

પહેલાંના વખતમાં જ્યારે માનવી જંગલી અવસ્થામાં રહેતા, ત્યારે ટોળામાં રહેતા હતા. તે વખતે માનવીની અવસ્થા પશુ કરતાં થોડીક જ સારી હતી. એક ટોળું, બીજા ટોળાના સમાગમમાં આવતું નહીં, તેથી પોતાની જાતીય વૃત્તિના સંતોષ માટે કોઈ પાત્ર મળતું નહીં. પિતા તેમને પોતાના ટોળાની વ્યક્તિ સાથે કોઈ પણ પ્રકારની છૂટ લેવા દેતા નહીં અને તેથી તેઓ પિતાને ધિક્કારતા. પિતા કરતાં તેઓ અશક્ત હોય છે અને તેથી પિતાની વિરુદ્ધ જઈ શકતા નથી. પોતાના પિતાની બીકને લીધે જાતીયતાની વૃત્તિ દબાવી દે છે અને પિતાનું કહ્યું માને છે. તેથી ફ્રૉઈડના મત પ્રમાણે સંમોહનમાં પણ આ પરિસ્થિતિ ઊભી થાય છે અને સંમોહકની બીકને લીધે તેઓ તેમનાં સૂચનોને વશ થાય છે.

ટીકા: ફ્રૉઈડની આ બધી ધારણાઓ વાસ્તવિક નથી. તેના સિદ્ધાંતો બરાબર સ્પષ્ટ થતા નથી. તેના સિદ્ધાંતને સ્પષ્ટ કરવા માટે તે અનેક રૂપકો યોજે છે; પરંતુ તેથી તેના સિદ્ધાંત, ઊલટા વિચિત્ર બને છે.

જો ફ્રૉઈડનો સિદ્ધાંત સાચો હોય તો વિચિત્ર ધારણાની પરંપરા હોવી જોઇએ નહીં. ફક્ત પોતાની સ્વેચ્છા પ્રમાણે, પોતાનું સાચું માનીને પોતાના સિદ્ધાંતને તે લંબાવ્યા કરે છે. વિજ્ઞાનનો નિયમ છે કે જ્યારે સિદ્ધાંતની રચના કરવામાં આવે ત્યારે ઓછામાં ઓછી ધારણા લેવી જોઈએ.

વિજ્ઞાનના આ નિયમનું ફ્રૉઈડ ઉલ્લંઘન કરે છે. તેની ધારણાની ક્ષતિઓ ઢાંકી દેવા તે પરંપરા આપે છે. સંમોહનનું મુખ્ય લક્ષણ સૂચનવશતા છે. સંમોહનના સિદ્ધાંત દ્વારા તે સ્પષ્ટ થવું જોઈએ. ફ્રૉઈડ સ્પષ્ટ રીતે સમજાવી શકતા નથી. તેઓ તેને કૃત્રિમ પ્રેમ તરીકે વર્ણવે છે અને તેથી સૂચનવશતા અથવા માની લેવાની વૃત્તિ ઉપસ્થિત થાય છે; પરંતુ વાસ્તવિક જીવનમાં આવું જોવા મળતું નથી. ધ્યાનનું ક્ષેત્ર ખૂબ સંકુચિત થઈ જાય છે.

વ્યક્તિ સંમોહનકર્તાનું બધું કહ્યું કેમ માને છે? તે પ્રશ્નનો ઉકેલ પણ ફ્રૉઈડ પોતાના સિદ્ધાંત દ્વારા લાવી શકતા નથી. ફ્રૉઈડ ઉપર આક્ષેપ કરવામાં આવે છે કે આવો સિદ્ધાંત રજૂ કરી તેઓ માનવજાતની માનવતા ખૂંચવી લે છે, કારણ કે તેઓ ફક્ત જાતીયતાની વૃત્તિને મહત્ત્વ આપે છે. જો આપણે માત્ર જાતીય વૃત્તિને જ મહત્ત્વ આપીએ તો વ્યક્તિની અનેક ક્રિયાઓ સ્પષ્ટ કરવી અશક્ય બની જાય છે.

### ૪. મૅક્ડુગલનો સિદ્ધાંત McDougall's Theory of Hypnotism

સંમોહનનો સિદ્ધાંત રચવા માટે જે જે માનસશાસ્ત્રીઓએ પ્રયત્નો કર્યા તે સર્વમાં મૅક્ડુગલ સૌથી સારું કાર્ય કરી શક્યા. એટલે મૅક્ડુગલનો સિદ્ધાંત બધા સિદ્ધાંતો કરતાં સંતોષજનક છે. મૅક્ડુગલ માનવીના દરેક વર્તનના કારણરૂપે માનવીની બધી વૃત્તિઓને જવાબદાર ગણે છે. તેમના મંતવ્ય અનુસાર કોઈ પણ સિદ્ધાંત દ્વારા સંમોહક-અવસ્થામાં મગજની સ્થિતિ કેવી હોય છે તે સ્પષ્ટ થવું જોઈએ. સંમોહનવિદ્યામાં જે રૅપૉર્ટ Rapport જોવામાં આવે છે, તેના વિષે સમજ આપવી જોઈએ. આથી મૅક્ડુગલનો સિદ્ધાંત મુખ્ય બે ભાગમાં વહેંચાઈ જાય છે.

સંમોહક-અવસ્થા દરમિયાન માનસિક સ્થિતિમાં છિન્નતા dissociation ઉપસ્થિત થાય છે, અને આ છિન્નતા કેવી રીતે થાય છે તે વર્ણવે છે. માણસના દરેક મજ્જાતંતુમાં શક્તિનો જથ્થો હોય છે. જ્યારે મજ્જાતંતુ ઉશ્કેરાય છે ત્યારે શક્તિનો વ્યય થાય છે. જ્યારે આવા એક જ મજ્જાતંતુને વધુ કાર્ય કરાવવામાં આવે ત્યારે બીજાની શક્તિ મદદે આવી પહોંચે છે. આ રીતે મગજ એક એકમ તરીકે કાર્ય કરે છે. સંમોહક-અવસ્થામાં ઘણા બધા મજ્જાતંતુઓ નિષ્ક્રિય બની જાય છે. વ્યક્તિને સંમોહનકર્તા ઉપર ધ્યાન રાખવાનું કહેવામાં આવે છે અને તે માટે પ્રયત્ન કરવામાં આવે છે. સંમોહક-અવસ્થા દરમિયાન તેની લાગણીઓ ઉશ્કેરાય નહીં તેનું ધ્યાન રાખવામાં આવે છે. સંમોહનકર્તા એક જ પ્રકારનું વાક્ય વ્યક્તિને કહ્યા કરે છે, આથી વ્યક્તિના માનસમાં એક જ પ્રકારની ક્રિયા ચાલ્યા કરે છે. બીજી બધી ક્રિયાઓ શિથિલ બની જાય છે. વ્યક્તિ સંમોહનકર્તાનું બધું કહ્યું માને છે, અને વર્તન પણ કરે છે.

આમ વ્યક્તિ ભ્રમ અને વિભ્રમ પણ અનુભવે છે. સ્નાયુ ઉપરનો કાબૂ ગુમાવે છે. તેનું શરીર મીણ જેવું થઈ જાય છે; જેમ વાળવું હોય તેમ વાળી શકાય છે.

છિન્નતાને લીધે Post-hypnotic Amnesia એટલે કે સંમોહક-અવસ્થામાં જે કહેવામાં આવે છે તે ભૂલી જવાય છે. જો છિન્નતાથી આ સિદ્ધાંતનું વર્ણન કરવામાં ન આવ્યું હોય તો વ્યક્તિ સંમોહક-અવસ્થામાં કરેલાં સૂચનો ખરેખર ભૂલી જાય છે કે કેમ તે શંકા ઉપજાવે છે. સંમોહક-અવસ્થા દરમિયાન વ્યક્તિને કંઇ પણ ઈજા થતી નથી અને તેથી સાબિત થાય છે કે મગજમાં અને વ્યક્તિત્વમાં ખામી ઉપસ્થિત થાય છે; તડ પડી જાય છે.

કેટલાક માનસશાસ્ત્રીઓ દલીલ કરે છે કે આ છિન્નતા સંપૂર્ણ નથી, તેથી તેને સંમોહનનું મુખ્ય લક્ષણ કહી શકાય નહીં. જો છિન્નતા પૂર્ણ હોય તો Post-hypnotic Suggestion પૂર્ણ બની શકે નહિ. જ્યારે સંમોહનકર્તા વ્યક્તિના ચારિત્ર્ય ઉપર ખરાબ અસર થાય તેવાં સૂચનો આપે છે ત્યારે વ્યક્તિ સંમોહન-અવસ્થામાંથી જાગૃત થઈ જાય છે અને તે વખતે નિષ્ફળતા મળે છે. જો છિન્નતા સંપૂર્ણ હોય તો આવું બને નહીં. સંમોહક-અવસ્થા દરમિયાન વ્યક્તિનું ચેતન મન આરામ કરતું હોય છે. એક વ્યક્તિ જે કાર્ય જાગૃત અવસ્થામાં કરતી હોય તે કાર્ય સંમોહક-અવસ્થામાં કરે તો ગતિમાં ફેર પડે છે. આમ સાબિત થાય છે કે ચેતન મન આરામ કરતું હોય છે ત્યારે અર્ધચેતન મન જાગૃત બને છે. આમ વ્યક્તિમાં ચેતન મન અને અર્ધચેતન મન વચ્ચે ઘર્ષણ ચાલ્યાં જ કરે છે, તેથી સંપૂર્ણ છિન્નતા અશક્ય છે. મૅક્ડુગલને પણ

આ શક્તિનો પૂરેપૂરો ખયાલ છે; પરંતુ બીજા માનસશાસ્ત્રી કરતાં મૅક્ડુગલનો સિદ્ધાંત સંમોહનને વધુ સ્પષ્ટ બનાવે છે, તેની ઊંડાણથી ચર્ચા કરે છે.

વ્યક્તિ ફક્ત સંમોહનકર્તાના શબ્દો કેમ માની લે છે? વ્યક્તિને સંમોહનકર્તા પ્રત્યે માન હોવાથી તે તેનું બધું જ માને છે, અને સંમોહનકર્તાનું માન તેનાં સૂચનો દ્વારા વ્યક્તિમાં વધતું જ જાય છે. આમ સૂચનો સમયસર આપવાં એ સંમોહનવિદ્યાની ખાસ આવડત છે. માનવીના સામાન્ય જીવનમાં પણ આવી સૂચનવશતા જોવા મળે છે. તેથી મૅક્ડુગલનો સિદ્ધાંત વધુ સાદો અને સ્પષ્ટ છે. મૅક્ડુગલના સિદ્ધાંતમાં સૌથી ઓછી ક્ષતિઓ હોવાને લીધે તેનો સિદ્ધાંત માન્ય રાખવામાં આવ્યો છે.

**Books for Reference**

(1) Abnormal Psychology–Klein
(2) An Introduction to Abnormal Psychology–Fisher
(3) An Outline of Abnormal Psychology–McDougall

*

# કાયમી કારોબારી (Permanent Executive)

**હસમુખ જ. પંડયા**
[રાજ્યશાસ્ત્રના અધ્યાપક, એચ. કે. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

**રાજ્યશાસ્ત્રમાં** રાજ્ય મધ્યબિંદુ હોવાથી તેનો અભ્યાસ ખૂબ જ ઝીણવટથી કરવામાં આવે છે. તેના કાર્યક્ષેત્રનો અભ્યાસ કરતાં જણાય છે કે ભૂતકાળમાં તેનો જે કાર્યવિસ્તાર હતો, તેના કરતાં અત્યારે તેમાં ખૂબ જ વધારો થયો છે, અને દિવસે દિવસે રાજ્ય પ્રજાકીય જીવનનાં વિવિધ ક્ષેત્રોમાં વધારે ને વધારે દરમિયાનગીરી કરતું થયું છે. રાજ્યનાં ચાર મૂળભૂત તત્ત્વો (fundamental elements)–વસતી, વિસ્તાર, સરકાર અને સાર્વભૌમસત્તા–માંનું એક તત્ત્વ–સરકાર–,આ કારણથી બહુ જ મહત્ત્વનું સ્થાન ધારણ કરે છે. રાજ્ય જે સાર્વભૌમસત્તા અનિવાર્યપણે ધરાવે છે, તેનો ઉપયોગ રાજ્ય વતી સરકાર કરે છે. રાજ્યવ્યવસ્થામાં સરળતા ખાતર ત્રણ શાખાઓ છે: ધારામંડળ, કારોબારતંત્ર અને ન્યાયતંત્ર. આ ત્રણેય શાખાઓએ ચોક્કસ કાર્યો કરવાનાં હોય છે: જેમ કે, ધારામંડળનું મુખ્ય કાર્ય કાયદાઓ ઘડવાનું હોય છે; કારોબારીનું મુખ્ય કાર્ય કાયદાઓનો અમલ કરવાનું અને વહીવટ કરવાનું હોય છે; અને ન્યાયતંત્રનું મુખ્ય કાર્ય કાયદાઓનું અર્થઘટન કરીને પ્રજાને ન્યાય આપવાનું હોય છે.

સામાન્યતઃ કારોબારતંત્રના બે અર્થ કરવામાં આવે છે: એક વિશાળ અર્થ, અને બીજો મર્યાદિત અર્થ. વિશાળ અર્થમાં કારોબારી એટલે, રાજ્યની ઇચ્છા ઘડાયા પછી જ્યારે તે કાયદારૂપે વ્યક્ત થાય છે ત્યારે તેના અમલ માટે જે વ્યક્તિઓ ભાગ લે છે તે તમામને કારોબારતંત્ર કહેવામાં આવે છે. દાખલા તરીકે, પ્રધાનમંડળ તથા સનંદી નોકરો. જ્યારે મર્યાદિત અર્થમાં કારોબારતંત્ર એટલે, સરકારી વડા તથા તેના પ્રધાનમંડળનો સમાવેશ થાય છે. જેમ કે, ભારતની કારોબારી એટલે નેહરુ પ્રધાનમંડળ, જેને રાજકીય કારોબારી (Political Executive) પણ કહેવામાં આવે છે.

જુદાં જુદાં રાજ્યોમાં કારોબારીના જુદા જુદા પ્રકારો અસ્તિત્વ ધરાવતા હોય છે, જેમ કે ભારત તથા ઇંગ્લેન્ડમાં સંસદીય (Parliamentary) કારોબારીનો, જ્યારે અમેરિકામાં પ્રમુખશાહી (Presidential) કારોબારીનો અમલ છે. છતાં પણ દરેક રાજ્યમાં વહીવટી કારોબારી (Administrative Executive) અચૂકપણે હાજર હોય છે જ. આ કારોબારીના સભ્યોને સનંદી નોકરો (civil servants) કહેવામાં આવે છે, જેમનું મુખ્ય કાર્ય રાજકીય કારોબારી જે કાર્યનીતિ પસંદ કરીને અપનાવે, તેનો અમલ કરવાનું હોય છે. ટૂંકમાં, રાજકીય કારોબારી, પોતાના સફળ કાર્યક્રમ માટે, કાયમી અથવા તો સનંદી કારોબારી (civil executive) ઉપર સંપૂર્ણ

આધાર રાખે છે. શરૂઆતમાં જણાવ્યું તે પ્રમાણે, આધુનિક રાજ્યનું કાર્યક્ષેત્ર વિશાળ થતું હોવાથી કાયમી કારોબારીનું મહત્ત્વ આપોઆપ વધી જાય છે. પ્રોફેસર લૅસ્કી આ વિચારનો સ્વીકાર કરતાં *A Grammar of Politics*માં લખે છે:

...every State is enormously dependent upon the quality of its public officials. Administration is of its essence; and it is inevitable that those who actually carry out the application of law should hold its virtues in their keeping.[1]

ઉપર્યુક્ત દૃષ્ટિથી તપાસતાં આપણી સમક્ષ ઘણા પ્રશ્નો ઉપસ્થિત થાય છે: જેવા કે, રાજકીય કારોબારી અને કાયમી કારોબારી વચ્ચે શો તફાવત છે? સનંદી અમલદારોમાં કયા ગુણો (qualities) હોવા જરૂરી છે? તેમની નિમણૂક માટે કઈ પદ્ધતિઓ અપનાવવામાં આવે છે? અને રાજકીય તથા કાયમી કારોબારી વચ્ચે કેવા પ્રકારનો સંબંધ હોવો જોઈએ, વગેરે.

સૌથી પ્રથમ, રાજકીય અને કાયમી કારોબારી વચ્ચેના તફાવતો જોતાં જણાય છે કે, કાયમી કારોબારી એ વહીવટ કરનારી સ્થિર કારોબારી (Permanent Administrative Executive) તરીકે ઓળખાય છે, જ્યારે રાજકીય કારોબારી અલ્પમુદતની–બિનકાયમી–(Temporary Executive કારોબારી તરીકે ઓળખાય છે. વહીવટી કારોબારી કાયમી કારોબારી ગણાય છે, કારણ જ્યારથી સનંદી અમલદારોની ભરતી (Recruitment) થાય છે ત્યારથી, જ્યાં સુધી પોતાની ફરજો યોગ્ય રીતે તેઓ બજાવે છે ત્યાં સુધી, તેઓને તેમના સ્થાન ઉપરથી રાજકીય કારોબારી દૂર કરી શકે નહીં. ફક્ત નિવૃત્તિ સમયે જ તેઓ નિવૃત્ત થાય છે. આ રીતે તેઓને કાયમી સનંદી અમલદારો (permanent civil servants, અથવા તો કાયમી વહીવટી અમલદારો (permanent administrative servants) કહેવામાં આવે છે.

રાજકીય કારોબારીને બિનકાયમી કારોબારી તરીકે ઓળખવામાં આવે છે, કારણ કે અત્યારે લગભગ ઘણાં રાજ્યોએ પ્રાતિનિધિક લોકશાહી (Representative Democracy)નો સ્વીકાર કર્યો છે; જેથી નિયત થયેલ સમયે જ્યારે સામાન્ય ચૂંટણી થાય છે, તેમાં જે રાજકીય પક્ષ બહુમતી મેળવે છે, તે સરકારની રચના કરે છે. આ રાજકીય કારોબારીને જ્યાં સુધી પ્રજાની બહુમતીનો ટેકો હોય, ત્યાં સુધી જ તે પોતાના સ્થાને રહી શકે. જ્યારે આ ટેકો ધારાસભ્યો અગર પ્રજા દ્વારા ખેંચી લેવામાં આવે છે ત્યારે રાજકીય કારોબારીએ સત્તાત્યાગ કરવો પડે છે. બીજા શબ્દોમાં કહીએ તો, જે પ્રમાણે વહીવટી કારોબારીના સભ્યોની ભરતી થયા પછી તેઓ પોતાના સ્થાન વિષે લગભગ નિશ્ચિત હોય છે, તે પ્રમાણે રાજકીય કારોબારી પોતાના સ્થાન વિષે નિશ્ચિત હોતી નથી. સામાન્યતઃ રાજકીય કારોબારીની ચૂંટણી પાંચ વર્ષે થતી હોય છે. પરંતુ તેનો અર્થ એવો નથી કે તેને પાંચ વર્ષ સુધી પોતાના સ્થાન ઉપરથી દૂર ન કરી શકાય. જાહેરમત એટલો બધો ચંચળ હોય છે કે બહુમતી લઘુમતીમાં ક્યારે ફેરવાઈ જશે તે કહી શકાય નહીં. આ રીતે સંસદીય લોકશાહીમાં રાજકીય કારોબારી બિનકાયમી–અલ્પમુદતી–ગણાય છે, જ્યારે વહીવટી કારોબારી કાયમી ગણાય છે.

બીજો તફાવત આ રીતે ગણાવી શકાય. રાજકીય કારોબારી વહીવટીતંત્રથી બિનઅનુભવી હોય છે, જ્યારે વહીવટી કારોબારી અનુભવી હોય છે. રાજકીય કારોબારીના સભ્યો મતદારો દ્વારા ચૂંટાતા હોવાથી તેઓ દર વખતે ચૂંટાય જ એવું નથી, અથવા તો દર વખતે આગલા પ્રધાનને ફરી પાછું એનું જૂનું ખાતું જ સોંપવામાં આવતું નથી. પરિણામે પ્રધાનોને જે ખાતાં સોંપવામાં આવે છે તેના કાર્યના તેઓ અનુભવી હોતા નથી; જ્યારે સનંદી અમલદારોની અમુક ખાતાંમાં નિમણૂક થાય છે, ત્યાર પછી બનતા સુધી તો નિવૃત્તિ સમય સુધી તેઓ તેમનાં વિવિધ ખાતાંમાં કાર્ય કરે છે, જેથી પોતાના ખાતાંની બાબતોનો અનુભવ તેઓ મેળવતા હોય છે. આ કારણથી જ્યારે બિનઅનુભવી પ્રધાનને અમુક ખાતું સોંપવામાં આવે છે, ત્યારે તે ખાતાની કાર્યક્ષમતા જરા પણ ઘટતી નથી, કેમ કે અનુભવી સનંદી અમલદારો પ્રધાનના કાર્યમાં ખૂબ જ મદદગાર બની જાય છે.

રાજકીય અને વહીવટી કારોબારી વચ્ચેનો ત્રીજો તફાવત આ રીતે સ્પષ્ટ થાય છે. રાજકીય કારોબારી

પક્ષીય (political) હોય છે, કેમકે અત્યારની રાજકીય પરિસ્થિતિ પ્રમાણે રાજકીય પક્ષો અનિવાર્ય બની ગયા છે. જે રાજકીય પક્ષ બહુમતી મેળવે છે, તેના સભ્યો રાજકીય કારોબારીની રચના કરે છે. જેવો આ પક્ષ લઘુમતીમાં ફેરવાઈ જાય છે કે તુરત જ રાજકીય કારોબારીના સભ્યોએ સ્થાનત્યાગ, એટલે જ સત્તાત્યાગ, કરવો પડે છે. આ રીતે રાજકીય પક્ષોની સ્થિતિમાં થતા ફેરફારની સાથે જ રાજકીય કારોબારીમાં પણ ફેરફાર થાય છે. પરંતુ વહીવટી કારોબારી નિષ્પક્ષ અથવા તો બિનપક્ષીય (non-political) હોય છે, એટલે કે વહીવટી કારોબારીના સભ્યો કોઈ પણ રાજકીય પક્ષના સભ્યો બની શકતા નથી. તેમણે તો પોતાની ફરજો તટસ્થ રીતે બજાવવાની હોય છે. તેઓ રાજકીય પક્ષો સાથે સંકળાયેલા નહીં હોવાથી રાજકીય કારોબારીમાં થતા ફેરફાર સાથે તેમનામાં ફેરફાર થતો નથી. સત્તા પ્રાપ્ત કરનાર દરેક પક્ષને એના વહીવટી કામકાજની બાબતોમાં તેઓ વફાદાર રહીને તેની નીતિનો અમલ કરતા હોય છે.

ત્યાર પછી મહત્ત્વનો પ્રશ્ન એ છે કે વહીવટી-સનંદી અમલદારો કયા ગુણો—કઈ યોગ્યતાઓ—ધરાવતા હોવા જોઈએ? પ્રથમ, યોગ્યતા પ્રમાણે વહીવટી અમલદારો સારા પ્રમાણમાં સામર્થ્ય (ability) ધરાવતા હોવા જોઈએ, જેમાં માનસિક અને શારીરિક સામર્થ્યનો સમાવેશ થાય છે. જો આ યોગ્યતા સનંદી અમલદારોમાં હોય નહીં તો રાજ્યનો વહીવટ કેવી રીતે ચાલી શકે? તે ઉપરાંત આધુનિક રાજ્યનું કાર્યક્ષેત્ર વિસ્તૃત થતું જતું હોવાથી આ યોગ્યતાનું મહત્ત્વ આપોઆપ વધીને, આ બધા અમલદારોના કામનો અને એમના સમય પરનો બોજો પણ ઘણો વધે છે.

વહીવટી અમલદારો માટે બીજો જરૂરી ગુણ કાર્યદક્ષતા (efficiency) છે. તેમનામાં સામર્થ્ય હોવા છતાં પણ જો તેઓ તેમનાં કાર્યો કાર્યદક્ષતાપૂર્વક કરી શકતા ન હોય તો પરિણામે રાજ્યના સમગ્ર તંત્રને ભારે નુકસાન થાય છે. જેટલા પ્રમાણમાં રાજ્યના વહીવટી અમલદારો કાર્યદક્ષ હોય છે, તેટલા પ્રમાણમાં રાજતંત્ર ખૂબ જ સરસ રીતે કાર્ય કરે છે. An efficient administrator is an asset, while an inefficient administator is a liability.

વહીવટી અમલદારો તટસ્થ—નિષ્પક્ષ હોવા જોઈએ. જો તેઓમાં તટસ્થપણું અથવા તો નિષ્પક્ષપણું હોય નહીં તો વહીવટીતંત્ર સંપૂર્ણ ખોરંભાઈ જાય છે. સનંદી અમલદારો કેટલા બધા નિષ્પક્ષ હોય છે, તેનું ઉદાહરણ ઇંગ્લૅન્ડમાંથી મળી આવે છે. જ્યારે ૧૯૪૫માં બ્રિટનમાં થયેલી સામાન્ય ચૂંટણીના પરિણામે મજૂરપક્ષ સત્તા ઉપર આવ્યો, ત્યારે તેણે રાષ્ટ્રીયકરણની નીતિ અપનાવી. તે નીતિનો અમલ વહીવટી અમલદારોએ જરા પણ બેદરકારી બતાવ્યા વગર કર્યો. ત્યાર પછી જ્યારે રૂઢિચુસ્ત પક્ષ સત્તા ઉપર આવ્યો ત્યારે તેણે બિનરાષ્ટ્રીયકરણ (Denationalisation)ની નીતિ અપનાવી, જેનો અમલ પણ વહીવટી અમલદારોએ વફાદારીપૂર્વક કર્યો. ભારતમાં પણ સ્વતંત્રતા પછી, જે સનંદી અમલદારો, પહેલાં બ્રિટિશ સલ્તનતની નીતિનો અમલ કરતા હતા, તેમણે કૉંગ્રેસ પક્ષની નીતિને અમલમાં મૂકી. આ રીતે નિષ્પક્ષપણું ધરાવતા સનંદી અમલદારોની હાજરી, રાજ્યતંત્રને કોઈ પણ જાતનો આંચકો આપ્યા સિવાય, તેને યથાવત ચાલુ રાખે છે. આ યોગ્યતામાં વફાદારીના ગુણનો પણ સમાવેશ થાય છે, કેમકે સનંદી અમલદારોએ કોઈ પણ પક્ષ સત્તા ઉપર આવે તેની નીતિને વફાદારીપૂર્વક અમલમાં મૂકવાની હોય છે. આ યોગ્યતાના કારણે જ બિનઅનુભવી રાજકીય કારોબારીના સભ્યો નિશ્ચિત રીતે પોતાનાં ખાતાં સંભાળે છે. સાથોસાથ ન્યાયનિષ્ઠા અને સચ્ચાઇ (integrity)નો ગુણ વહીવટી અમલદારોમાં હોવો જરૂરી છે, કેમ કે તેના લીધે એકનિષ્ઠાથી ફરજો બજાવી શકાય છે, તેમ જ લાંચરુશ્વતના પ્રલોભનથી દૂર રહી શકાય છે.

આ બધી યોગ્યતાઓ ધરાવતા વહીવટી અમલદારો કેવી રીતે મેળવવા તે મહત્ત્વનો પ્રશ્ન છે. પ્રોફેસર લૅસ્કી લખે છે: "The problems of the civil service in the world of to-day are twofold. One concerns recruitment, composition and status; the other functions."[2] વહીવટી અમલદારોને નિમવાની સત્તા શું કારોબારીને આપવી કે પછી કોઈ નિષ્પક્ષ તટસ્થ સંસ્થાને નિમણુક કરવાનું કાર્ય સોંપવું? આ વિષે થોડાં વર્ષો પહેલાં સારા પ્રમાણમાં વિચાર-

ભિન્નતા હતી. ૧૮૫૩ પહેલાં ઇન્ગ્લેન્ડમાં સનંદી અમલદારોની નિમણૂક કારોબારી કરતી હતી, પરિણામે સામાન્ય વર્ગના પ્રજાજનો આ ક્ષેત્રમાં પ્રવેશી શકતા નહીં. જ્યારે ૧૮૫૩ ના નવેમ્બરમાં નૉર્થ કોટ–ટ્રેવેલિયન રિપોર્ટ તૈયાર થયો ત્યારે તેમાં વહીવટી અમલદારોની ભરતી વિષે જે વિચાર રજૂ થયો હતો તે, તે સમયની દૃષ્ટિએ એટલો બધો તો નવીન હતો કે ઇન્ગ્લેન્ડની આમની સભામાં તથા જાહેરમાં તેના ઉપર ખૂબ જ ચર્ચા થઈ. તેમાં સનંદી અમલદારોની નિમણૂક-પદ્ધતિનો સખ્ત વિરોધ કરવામાં આવ્યો હતો, અને એવી ભલામણ કરવામાં આવી હતી કે ખાતાંમાં ખાલી પડતી જગ્યાઓ માટે જે નવી ભરતી કરવામાં આવે તે માટે નિયમિત સમયે જાહેર પ્રતિસ્પર્ધા પરીક્ષાઓ (open competitive examinations) યોજવી જોઇએ.[3] આ પ્રમાણે ૧૮૫૩નું વર્ષ ઇંગ્લેન્ડના સનંદી–નોકરી (Civil Service)ના ઇતિહાસમાં સીમાચિહ્ન તરીકે ગણાય છે. અત્યારે લગભગ તમામ રાજ્યોમાં સનંદી અમલદારોની ભરતી કરવાનું કાર્ય એક તટસ્થ નિષ્પક્ષ પંચ કરતું હોય છે, જેને પબ્લિક સર્વિસ કમિશન કહેવામાં આવે છે.

જ્યારે રાજ્યને અમલદારોની જરૂર પડે ત્યારે તેની જાહેરાત આ પંચના સભ્યો કરે છે, અને જાહેર પ્રતિસ્પર્ધી પરીક્ષાનો સમય જાહેર કરે છે. સૌથી પ્રથમ ઉમેદવારોની લેખિત પરીક્ષા લેવામાં આવે છે, ત્યાર પછી જેટલી જગ્યા ખાલી હોય તેના કરતાં થોડા વધુ ઉમેદવારો જેમણે વધારે ગુણ મેળવ્યા હોય તેમની વ્યક્તિત્વ-કસોટી (personality test) માટે પસંદગી કરવામાં આવે છે. આ કસોટીમાં ઉમેદવાર સનંદી અમલદાર માટે આવશ્યક ગુણોમાંથી કેટલા ગુણો ધરાવે છે, તેની ચકાસણી કરવામાં આવે છે, અને યોગ્ય ઉમેદવારોને પસંદ કરવામાં આવે છે. ત્યાર પછી આ ઉમેદવારોને અમુક સમય માટે જરૂરી તાલીમ આપવામાં આવે છે. આ સમયને પરીક્ષણકાળ (probation period) કહેવાય છે, જે સમાપ્ત થતાં ઉમેદવારને અમુક સ્થળે ફરજ ઉપર મૂકવામાં આવે છે. પબ્લિક સર્વિસ કમિશન ઉમેદવારોની પસંદગી માટે જે પદ્ધતિઓ અપનાવે છે, તેમાં વ્યક્તિત્વ-કસોટી-પદ્ધતિ ચર્ચાસ્પદ બની છે, કેમ કે આ કસોટીનો સમય ખૂબ જ ઓછો હોય છે, અને આટલા ટૂંકા સમયમાં ઉમેદવારના વ્યક્તિત્વને માપી લેવું કેટલે અંશે શક્ય છે, તેવી તેના વિરોધીઓ શંકા સેવે છે. આ શંકામાં સત્યાંશ હોવા છતાં પણ એટલું તો આ પદ્ધતિ વિષે સ્વીકારવામાં આવ્યું છે કે વ્યક્તિત્વ-કસોટી લેનારા જે સભ્યો હોય છે તેઓ જુદાં-જુદાં ક્ષેત્રોના નિષ્ણાતો હોય છે, જેમાં માનસશાસ્ત્રીઓનો પણ સમાવેશ કરવામાં આવ્યો હોય છે. આ સભ્યો એટલા બધા પીઢ અને કુશળ હોય છે કે થોડા સમયમાં જ ઉમેદવારનું પાણી તેઓ માપી લે છે. છતાં પણ જો કદાચ કોઇક વખત ઉમેદવારની પસંદગીમાં ભૂલ થઈ જાય તો પણ વ્યક્તિત્વ-કસોટી પછી પરીક્ષણ કાળના સમય દરમિયાન અયોગ્ય ઉમેદવારને પબ્લિક સર્વિસ કમિશન સનંદી નોકરીમાં દાખલ કરતું નથી. આ કમિશન રાજકીય કારોબારીથી સ્વતંત્ર હોય છે; તેથી તેનાં કાર્યોમાં રાજકીય કારોબારી બિનજરૂરી દરમિયાનગીરી કરી શકે નહીં. જે ઉમેદવારોને કમિશન પસંદ કરે છે તેમનો સ્વીકાર રાજકીય કારોબારી કરતી હોય છે. નિષ્પક્ષ અને સ્વતંત્ર સનંદી અમલદારો માટે નિષ્પક્ષ અને સ્વતંત્ર પબ્લિક સર્વિસ કમિશન અનિવાર્ય ગણાય છે. અમેરિકામાં જરાક જુદું ચિત્ર જોવા મળે છે. ત્યાં પ્રમુખ અગત્યનાં સ્થાનો ઉપર પોતાને યોગ્ય લાગે તે વ્યક્તિને નીમી શકે છે. આ પદ્ધતિને અંગ્રેજીમાં Spoils System–લાગવગની નીતિ–કહેવામાં આવે છે. પ્રોફેસર લૅસ્કી આ પદ્ધતિ વિશે લખે છે:

"The spoils system in America results in periodic crisis in which there are revelations of dishonesty perhaps even greater than the most debased commercialism would show".[4]

પ્રોફેસર લૅસ્કીનો આ વિચાર વહીવટી અમલદારોની અમેરિકામાં જે રીતે નિમણૂક થાય છે તેનાં કેવાં પરિણામો આવે છે તે દર્શાવે છે.

વહીવટી અમલદારોનું મુખ્ય કાર્ય પ્રધાનને ખાતાની નીતિ તૈયાર કરવામાં મદદ કરવાનું છે, અને નીતિ નક્કી થયા પછી તેનો અમલ કરવાનો હોય છે. આ કાર્ય કરતી વખતે રાજકીય અને વહીવટી કારોબારી વચ્ચે કેવા સંબંધો હોવા જોઇએ તે મુદ્દો મુખ્ય છે. આ વિષે એમ કહી

શકાય કે સૈદ્ધાંતિક દૃષ્ટિએ આ બન્ને વચ્ચે 'શેઠ-નોકર' જેવો સંબંધ હોવા છતાં પણ બન્ને વચ્ચે હકીકતમાં તો સંપૂર્ણ મૈત્રીભર્યા સંબંધો હોવા જોઇએ. બ્રિટિશ મજૂર પક્ષના એક મોવડી અને પીઢ પાર્લમેન્ટેરિયન હર્બર્ટ મૉરિસન લખે છે:

The relationship between the Minister and the civil servants should be–and usually is–that of colleagues working together in a team, co-operative partners seeking to advance the public interest and the efficiency of the Department. The Minister should not be an isolated autocrat, giving orders without hearing or considering arguments for alternative courses; nor on the other hand, should the civil servants be able to treat him as a mere cipher. The partnership should be alive and virile, rival ideas and opinions should be fairly considered, and the relationship of all should be one of mutual respect–on the understanding, of course, that the Minister's decision is final and must be loyally and helpfully carried out, and that he requires efficient and energetic service."[5]

આ ઉપરથી જણાય છે કે ખાતાની નીતિ તૈયાર કરતી વખતે પ્રધાન અને ખાતાના સનંદી અમલદારો વચ્ચે સહકારથી સ્વતંત્ર રીતે વિચારોની આપ-લે થવી જોઇએ અને બન્નેના વિચારો સમજાઈ ગયા પછી નીતિનું ઘડતર થવું જોઇએ. વિચારોની આપ-લે સમયે સનંદી અમલદારો પ્રધાનના વિચારોમાં રહેલી મુશ્કેલીઓ બતાવી તેનો વિરોધ પણ કરી શકે છે. પરંતુ છેવટની નીતિ જ્યારે ઘડાઈ જાય છે ત્યાર પછી વહીવટી અમલદારોએ તેનો જરા પણ વિરોધ કર્યા વગર વફાદારી તથા નિષ્ઠાથી અમલ કરવો જોઇએ. જો નીતિ સરસ હશે તો તેનો તમામ યશ જાહેર રીતે પ્રધાનને મળે છે. આ જ પ્રમાણે નીતિ અયોગ્ય હશે તો તેનો અપયશ પણ જાહેરમાં અને ખાનગીમાં પ્રધાનને જ મળે છે! વહીવટી અમલદારો એવી નાજુક સ્થિતિ ઉપર હોય છે કે તેમના ઉપર ધારાસભ્યો, અખબારપત્રો અથવા પ્રજા ટીકા કરે તે યોગ્ય નથી; છતાં પણ જો આવી પરિસ્થિતિનું સર્જન થાય તો પ્રધાનની ફરજ છે કે તેણે પૂરી તાકાતથી પોતાના વહીવટી અમલદારોનો બચાવ કરવો, અને જો કોઈ પણ ભૂલ ખાતામાં થઈ હોય તો તેની જવાબદારી પ્રધાને પોતે સ્વીકારવાની હોય છે.

વહીવટી કારોબારી વિષે જરૂરી માહિતી મેળવ્યા પછી, અત્યારના સમયે તેનું મહત્ત્વ કેટલું બધું છે તે સહેજે સમજી શકાય છે. ખાસ કરીને આફ્રિકા અને એશિયા ખંડમાં જે સ્વતંત્ર રાજ્યો અસ્તિત્વમાં આવ્યાં છે તેમના માટે વહીવટી કારોબારીની અગત્ય બહુ જ છે. જ્યાં પૂરતા પ્રમાણમાં વહીવટી અમલદારો હોતા નથી ત્યાં રાજ્યતંત્ર કેવું કથળી જાય છે, સ્થગિત થઈ જાય છે, તેનો દાખલો આપણને કૉંગોમાંથી મળે છે. આમ, રાજકીય દૃષ્ટિએ, વહીવટી કારોબારી મહત્વનું સ્થાન ધરાવે છે. સાથોસાથ આર્થિક દૃષ્ટિએ પણ તેની મહત્તા વધતી જાય છે, કેમકે રાજકીય દૃષ્ટિએ સ્વતંત્ર થયેલાં વિસ્તારોએ સ્થિર થતાં આર્થિક દૃષ્ટિએ સ્વતંત્ર થવાના પ્રયત્નો શરૂ કર્યા છે જેમાં ભારત મોખરે છે. ભારતમાં જે લોકશાહી ઢબે આર્થિક આયોજન ચાલી રહ્યું છે તેના સફળ વહીવટ અને સંચાલન માટે યોગ્ય, ચુનંદા, નિષ્પક્ષ, કાર્યદક્ષ અને વફાદાર વહીવટી અમલદારો આપણી પાસે હોવા ખૂબ જ અનિવાર્ય છે. જાહેર વિભાગ (Public Sector)નો વહીવટ તથા ક્ષેત્ર દિવસે દિવસે વધતાં જાય છે. તેનું ધ્યેય લોકહિતમાં વધારો કરવાનું છે, પરંતુ આ ત્યારે જ બની શકે જ્યારે યોગ્ય વહીવટી અમલદારોની સેવાઓ મળતી હોય. વડાપ્રધાન નેહરુએ ઇન્ડિયન ઇન્સ્ટિટ્યૂટ ઑફ પબ્લિક ઍડમિનિસ્ટ્રેશનની સાતમી વાર્ષિક સામાન્ય સભાની બેઠકના પ્રમુખપદેથી ૨૬મી ઑગસ્ટ ૧૯૬૧ના રોજ જણાવ્યું કે,

"In the business of implementation of the Plan the more important factor is the administrative aspect....Some of the public enterprises had shown outstanding success because of the virtue of the administrative staff."[6]

આ મંતવ્ય જણાવે છે કે ભારતમાં વહીવટી કારોબારી કાર્યદક્ષ છે, અને તેમાં સુધારો થતો જાય છે. ટૂંકમાં, વીસમી સદીમાં વહીવટી કારોબારીનું મહત્ત્વ વધતું જ જાય છે; તેથી જો રાજ્યતંત્રના વહીવટનું સરળ સંચાલન

કરવું હોય તો દરેક રાજ્યે સામર્થ્યવાન, કાર્યદક્ષ, નિષ્પક્ષ, ન્યાયનિષ્ઠાવાળા તેમજ લાંચરુશવતથી પર એવા વહીવટી અમલદારો તૈયાર કરવા પડશે, જેથી કલ્યાણરાજ્યને સારી રીતે અમલી બનાવી શકાય.

### ટિપ્પણ

1 A Grammar of Politics: H. J. Laski p. 397.
2 An Introduction to Politics: Roger H. Soltau p. 229.
3 for the Northcote-Trevelyan Report, see: The civil Service in Britain: G. A. Campbell pp. 27, 33, 39.
4 A Grammar of Politics: H. J. Laski p. 398.
5 Government and Parliament: A Survey from the Inside: Herbert Morrison pp. 318-319.

*

# ભારતની વિદેશનીતિ અને તિબેટનો પ્રશ્ન

મુગટલાલ પો. બાવીસી
[ઇતિહાસના ટ્યૂટર, પારેખ બ્રધર્સ સાયન્સ કૉલેજ ઍન્ડ શાહ કે. એસ. આર્ટ્સ કૉલેજ, કપડવણજ]

સત્ય અને અહિંસા જેના ધર્મ, તત્ત્વજ્ઞાન અને સંસ્કૃતિમાં વણાઈ ગયાં છે એવા ભારત દેશની વિદેશનીતિ પણ એવા જ ભવ્ય અને ઉમદા આદર્શો ઉપર રચાયેલી છે. શાહીવાદ અને સંસ્થાનવાદને એણે સ્પષ્ટ શબ્દોમાં વખોડી કાઢ્યા છે. દુનિયાના કોઈ પણ ભાગમાં શોષણ કે સિતમ સામે અવાજ ઉઠાવનાર પ્રજાને એણે ટેકો આપ્યો છે. યુદ્ધને એનાં સર્વ સ્વરૂપોમાં ભારત ધિક્કારે છે. સમાજવાદી દેશો સાથે મૈત્રીભરી નીતિ હોવા છતાં સહ-અસ્તિત્વમાં એ સંપૂર્ણ શ્રદ્ધા ધરાવે છે. વિશ્વતંગદિલી ઓછી કરવા સારુ, કેટલાંક મહાન રાષ્ટ્રોનો છૂપો રોષ વહોરીને પણ એ પોતાનાથી બનતા પ્રયાસો કરી રહ્યું છે.

ઇજિપ્તમાં સુએઝ નહેરના રાષ્ટ્રીયકરણ વખતે ઇંગ્લેંડે ઇજિપ્ત સામે લીધેલાં લશ્કરી પગલાંને ભારતે કડક શબ્દોમાં વખોડી કાઢ્યાં હતાં. હંગેરીના પ્રજાકીય બળવાને દાબી દેવા રશિયાએ ગુજારેલા સિતમોની એણે ટીકા કરી હતી. તિબેટ ઉપરના ચીની આક્રમણનો ભારતે સખત વિરોધ કર્યો હતો. તિબેટના રક્ષણ માટે ભારતની પણ જવાબદારી હોવાથી ત્યાંના દલાઈ લામાને આપણે આશ્રય આપ્યો છે. કોરીઆ અને હિંદીચીનમાં યુદ્ધવિરામ કરાવવા એણે સક્રિય પ્રયત્નો કર્યા હતા. દક્ષિણ આફ્રિકામાં જોર પકડતી સ્વતંત્રતાની ચળવળને એણે ટેકો આપ્યો છે. કૉંગોમાં પણ આજે યુ. એન. (સંયુક્ત રાષ્ટ્રસંઘ)ની આબરૂ બચાવવા એ તનતોડ પ્રયાસો કરી રહ્યું છે.

ઉપરનાં ઉદાહરણો ઉપરથી આપણે કહી શકીએ કે ભારતની વિદેશનીતિ સત્યનિષ્ઠા ઉપર રચાયેલી છે. સચ્ચાઈ અને પ્રમાણિકતાના ધોરણે આપણે કોઈ પણ રાષ્ટ્રને ટેકો આપીએ છીએ કે એની ટીકા કરી વખોડીએ છીએ. પંચશીલના સિદ્ધાંતો પણ એ જ આદર્શોના ધોરણે રચાયેલા છે.

આપણી વિદેશનીતિને અમુક ચોક્કસ નામ આપવું હોય તો કહી શકાય કે આપણે 'સક્રિય તટસ્થતા'ની નીતિ અપનાવી છે. વિશ્વના કોઈ પણ મોટા લશ્કરી કે રાજકીય જૂથમાં જોડાયા વગર બધાની સાથે મૈત્રી રાખી શાંતિ જાળવવા પ્રયાસો કરવા, અને વિશ્વશાંતિને ભયરૂપ એવું પગલું ગમે તેવા મોટા કે મિત્રરાષ્ટ્રે ભર્યું હોય તો પણ તેનો વિરોધ કરવો એ આપણી વિદેશનીતિનું મુખ્ય લક્ષણ છે. કોઈ અંગત સ્વાર્થને લીધે આપણે કોઈનો પક્ષ લેતા નથી કે કોઈ અંગત દુશ્મનાવટ કે પૂર્વગ્રહને કારણે આપણે કોઈની સામે પડતા નથી. ભારતે આંતરરાષ્ટ્રીય સંબંધોમાં જે મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત કર્યું છે એની અંદર આ નીતિવિષયક નીડરતા એક સબળ કારણ છે.

૧૯૪૭માં ભારત આઝાદ થયું ત્યારથી ૧૯૫૯ સુધીનાં બાર વર્ષો દરમિયાન ભારતને એની આ સ્પષ્ટ અને સત્યનિષ્ઠ નીતિને કારણે ઘણો યશ મળ્યો. આંતરરાષ્ટ્રીય સંબંધોમાં એણે ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કર્યું. વિશ્વપ્રશ્નો વિષેના એના અભિપ્રાયોનું વજન પડવા માંડ્યું. બીજી બાજુ આની

નીતિ અપનાવવામાં સ્થૂળ કહી શકાય એવો કોઈ ગેરલાભ પણ ન હતો. એને કારણે આપણી એ નીતિ સાર્વત્રિક સફળતાને વરી. હિંદમાં પણ બધા જ પક્ષના નેતાઓએ તેને આવકારી.

પરંતુ ૧૯૫૯માં જે બનાવો બન્યા એણે આપણને સખત આંચકો આપ્યો. જે દેશ ઉપર આપણે સૌથી વધારે વિશ્વાસ મૂક્યો, જેને આપણે સૌથી નજીકના મિત્ર સમજતા હતા એ ચીન દેશે જ આપણો વિશ્વાસઘાત કર્યો. આપણને અંધારામાં રાખી આપણો જ પ્રદેશ એણે પચાવ્યો. એની ખબર પણ આપણને લગભગ સાત વરસે પડી! જ્યારે આપણે વિરોધ નોંધાવ્યો ત્યારે ચીને જાહેર કર્યું કે એ પ્રદેશો તો ચીનના જ છે! પરિણામે, મૅકમોહન રેખાનો પ્રશ્ન ઊભો થયો અને ચીન તથા ભારત વચ્ચેના સંબંધો બગડ્યા.

આ બધી બાબતો માટે કોણ કેટલે અંશે જવાબદાર એ પ્રશ્ન આપણે બાજુ પર મૂકીએ તો પણ ચીને આપણી આંખ ખોલી નાખી છે એ સ્પષ્ટ છે. રાજકારણમાં અને ખાસ કરીને આંતરરાષ્ટ્રીય સંબંધોમાં કોના ઉપર કેટલો વિશ્વાસ મૂકી શકાય એ એણે આપણને શીખવી દીધું છે. આપણે પોતે ભલે કૂટનીતિનું આચરણ કરવા ન માગતા હોઇએ, પરંતુ કોઈ અન્ય દેશ આપણી સાથે કૂટનીતિ અજમાવતો હોય તો આપણે એ સમજી શકીએ એટલું દૂરંદેશીપણું આપણામાં હોવું જરૂરી છે એ વસ્તુ એણે સ્પષ્ટ કરી છે. કોઈ દેશ આપણી ભલમનસાઈ કે સત્યનિષ્ઠાનો પોતાના સ્વાર્થ માટે ઉપયોગ ન કરી જાય એ વિષે પણ હવે આપણે સાવધ બન્યા છીએ.

પરંતુ હજુ વધુ સાવધ બનવાની આપણે જરૂર છે. આંતરરાષ્ટ્રીય સંબંધોમાં કોઈ કોઈનો દુશ્મન નથી અને કોઈ કોઈનો મિત્ર નથી. સમાન હિત કે સમાન સ્વાર્થ બે દેશોને મિત્ર બનાવે છે, અને સ્વાર્થ માટેનો સંઘર્ષ બે મિત્ર દેશોને રાતોરાત દુશ્મનોમાં ફેરવી નાખે છે. આજનો દુશ્મન એ આવતી કાલનો મિત્ર બની શકે છે અને આજનો મિત્ર કદાચ આવતી કાલનો દુશ્મન થઈ શકે છે.

ઈંગ્લૅંડ અને ફ્રાન્સ સદીઓ સુધી એકબીજાના કટ્ટા દુશ્મનો તરીકે રહ્યા પછી આજે આપણે એમને એક ધાવણીમાં જોઈ શકીએ છીએ. જે ચીનને કારણે અમેરિકાને જાપાનનો રોષ વહોરવો પડ્યો હતો અને બીજા વિશ્વયુદ્ધમાં ઘસડાવું પડ્યું હતું એ જ ચીન અને અમેરિકા આજે એકબીજાના એક નંબરના દુશ્મનો છે. ઓગણીસમી સદીના યુરોપના બે મહાન મુત્સદ્દીઓ કેવૂર અને બિસ્માર્કની રાજનીતિમાં પણ આપણે જેને મેલી મુત્સદ્દીગીરી કહી શકીએ એવી કૂટનીતિનાં દર્શન થાય છે. બિસ્માર્કે તો આખા યુરોપને રમાડ્યું હતું. રાજ્યશાસ્ત્રમાં એક કહેવત છે કે નબળો પડોશી એ હમેશાં યુદ્ધ માટેની એક લાલચ છે (A weak negihbour is always an inducement to war) આ કહેવત પ્રમાણે યુરોપમાં ઘણી વાર શક્તિશાળી રાષ્ટ્રોની નજીકમાં આવેલાં નાનાં રાજ્યોનું સ્વાતંત્ર્ય જોખમાયું છે.

અને એમાં જ ઈંગ્લૅંડની Buffer Statesની નીતિનું રહસ્ય સમાયેલું છે. ઈંગ્લૅન્ડની વર્ષોજૂની એ નીતિ છે કે પોતાની હકુમત નીચેના પ્રદેશોની આસપાસ હમેશાં નાનાં નાનાં સ્વતંત્ર રાજ્યોની દીવાલ રચવી, જેથી કોઈ પણ મોટું રાષ્ટ્ર પોતાના પ્રદેશો ઉપર સીધો હુમલો કરી ન શકે. આપણા ભારત માટે પણ એમ કહી શકીએ કે ઈંગ્લૅંડે આવી બફર રાજ્યની નીતિ અપનાવી હતી. ભારતની ત્રણ બાજુની સરહદ સાગરથી રક્ષાયેલી છે, જ્યારે ઉત્તરમાં આવાં બફર રાજ્યો ઊભાં કરવા ઈંગ્લૅન્ડે કોશિષ કરી હતી. નેપાળ અને ભૂતાન તો ઈંગ્લૅંડના મિત્ર હતા જ; પરંતુ અફઘાનિસ્તાન અને તિબેટ ઉપર એ ચાંપતી નજર રાખતું હતું, અને જ્યારે જ્યારે અફઘાનિસ્તાન કે તિબેટ હિંદની સરકાર સાથે અસહકારભર્યું કે મિત્રતાવિરોધી વર્તન દાખવતાં ત્યારે ઈંગ્લૅંડને હમેશાં એમના આંતરિક રાજકારણમાં વચ્ચે પડવું પડતું હતું. ૧૯૦૪માં જ્યારે રશિયાના, તિબેટ અને અફઘાનિસ્તાન થઈને, હિંદ પરના આક્રમણની શક્યતા ખૂબ જ વધારે હતી ત્યારે હિંદને યંગ હસબંડ નામના સરદારની નીચે તિબેટ ઉપર એક લશ્કરી ટુકડી મોકલવી પડી હતી, જેણે તિબેટ પાસેથી એવી ખાતરી મેળવી હતી કે હિંદની સંમતિ વગર તિબેટ કોઈ પણ દેશ સાથે આર્થિક કે રાજકીય કરાર નહિ કરે.

૧૯૪૭માં હિંદ સ્વતંત્ર થયું ત્યારે બ્રિટન તરફથી હિંદને જે રાજકીય વારસો મળ્યો હતો તેમાં તિબેટની

આંતરિક સ્વાતંત્ર્યતાના રક્ષણનો પણ સમાવેશ થતો હતો. દલાઈ લામા અત્યારે ભારત આવ્યા છે અને ભારતે તેમને આશ્રય આપ્યો છે, પરંતુ આ કોઈ નવી બાબત નથી. આ પહેલાં પણ દલાઈ લામા બે વખત આશ્રય માટે હિંદ આવ્યા હતા અને જ્યારે જ્યારે તિબેટને પોતાની સ્વતંત્રતાના રક્ષણ માટે હિંદની મદદની જરૂર પડી ત્યારે હિંદે તે આપી છે. પરંતુ ૧૯૫૦માં ચીને તિબેટ ઉપર આક્રમણ કર્યું ત્યારે ચીન સાથેની મૈત્રીને લીધે હિંદ એ વિષે ઉદાસીન રહ્યું. તિબેટના રક્ષણ માટેની પોતાની જવાબદારી એણે જતી કરી. પરંતુ તિબેટ અને ભારત વચ્ચેનો સરહદી વહેવાર ચીન બિલકુલ બંધ કરવા માગતું હતું. તિબેટમાંથી બળવાખોરો હિંદમાં જઈ શકે નહિ અને હિંદ તરફથી કોઈ મદદ તિબેટમાં પહોંચી શકે નહિ એ માટે ચીને ભારતની ઉત્તર સરહદનો ડુંગરાળ પ્રદેશ કબજે કરી ત્યાં રસ્તાઓ, લશ્કરી મથકો વગેરે વિકસાવ્યાં.

હિંદ અને ચીન વચ્ચે આમ ઝગડાનું મુખ્ય કારણ હોય તો તે તિબેટ છે. ચીન તિબેટને પોતાના રાજ્યનો એક ભાગ ગણે છે અને તેના ઉપર સંપૂર્ણ સાર્વભૌમત્વનો દાવો કરે છે, જ્યારે ભારત અને દુનિયાનાં મોટા ભાગનાં રાષ્ટ્રો તિબેટની આંતરિક સ્વતંત્રતાનો સ્વીકાર કરે છે અને ચીનને તિબેટની આંતરિક બાબતોમાં દખલ કરવાનો જરા પણ અધિકાર નથી એવી રજૂઆત કરે છે. ચીન એવો વળતો આક્ષેપ કરે છે કે તિબેટમાં ભારતને રાજકીય મહત્ત્વાકાંક્ષાઓ છે; પરંતુ આપણા વડા પ્રધાને પાર્લમેન્ટમાં સ્પષ્ટ કહ્યું છે કે "ભારતને તિબેટમાં કોઈ જ રાજકીય હિત નથી; પરંતુ અમે તિબેટને એક સ્વતંત્ર રાજ્ય તરીકે પ્રગતિ કરતું નિહાળવા માગીએ છીએ. અમે તિબેટ સાથે માત્ર સાંસ્કૃતિક, આર્થિક અને પ્રવાસને લગતા સંબંધો જ જાળવી રાખવા માગીએ છીએ."

ગમે તેમ, પરંતુ, તિબેટ ચીનના હાથમાં જતાં અંગ્રેજોએ ઊભી કરેલી બફર રાજ ની વ્યવસ્થા તૂટી પડી છે અને એનાં પરિણામો આપણી ઉત્તર સરહદે આપણે નિહાળી રહ્યા છીએ.

રાજકારણમાં ખેલાતા દાવપેચનાં બીજાં પણ અનેક ઉદાહરણો આપી શકાય એમ છે. બીજા વિશ્વયુદ્ધના અંત વખતે જાપાન શરણે થવાની તૈયારીમાં હતું ત્યારે રશિયા કે જે જાપાનનું મિત્ર હતું તેણે જાપાન સામે જ યુદ્ધ જાહેર કર્યું અને જાપાનનાં મોટાં મોટાં કારખાનાંની યંત્રસામગ્રી પોતાના દેશ ભેગી કરી હતી. રશિયા જાણતું હતું કે જો જાપાનની એ સંપત્તિ પોતે નહિ લે તો બીજાં મિત્રરાજ્યો એ લઈ જવાનાં હતાં! તો પછી જે વસ્તુ બીજાના કામમાં આવવાની છે એનો ઉપયોગ પોતે જ શા માટે ન કરવો?

ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં દૂર પૂર્વ (Far East)ના દેશોમાં મહાસત્તાઓએ જે સંસ્થાનો રચ્યા હતાં એનો ઇતિહાસ પણ બહુ રસિક વિગતોથી ભરેલો છે. શરૂઆતમાં ઈંગ્લેંડ, ફ્રાન્સ, અમેરિકા, જર્મની વગેરે સત્તાઓ ત્યાં વ્યાપારી કે ઔદ્યોગિક હિતો ઊભાં કરતાં, અને સમય જતાં નજીવાં કારણોસર લશ્કરી પગલાં ભરીને ત્યાં રાજકીય સત્તા સ્થાપિત કરતાં હતાં.

કહેવાનું તાત્પર્ય એ છે કે ભારતે એના વિદેશો સાથેના સંબંધોમાં હજી વધુ સાવધ થવાની જરૂર છે, વધારે વ્યવહારુ બનવાની આવશ્યકતા છે, વધારે દૂરંદેશીપણું દાખવવાની જરૂર છે; નહિ તો જાણ્યે-અજાણ્યે શેતરંજની બાજી જેવા રાજકારણમાં કદાચ ઉસ્તાદ ખેલાડીઓના પ્યાદા બનવાનું ભારતના નસીબમાં લખાશે!

✿

# આંકડાશાસ્ત્ર : પરિચય (Statistics : An Introduction)

ડી. એસ. સેવક
[આંકડાશાસ્ત્ર અને ગણિતશાસ્ત્રના અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

કોઈ પણ વિષયમાં કોઈ એક પ્રશ્નનો અભ્યાસ કરવા માટે સૌ પ્રથમ યોગ્ય માહિતીની જરૂર પડે છે. આ માહિતીનું જો સંખ્યાત્મક નિરૂપણ કરી શકાય તો અભ્યાસ વધુ સારી રીતે થઈ શકે. જ્યારે આ પ્રકારનું સંખ્યાત્મક નિરૂપણ થઈ શકતું નથી ત્યારે માહિતીનું પૃથક્કરણ કરી, તે ઉપરથી અર્થ તારવવાનું શક્ય બનતું નથી. અર્થશાસ્ત્રમાં અમુક દેશની આર્થિક સ્થિતિનો અભ્યાસ કરતી વખતે લોકોની આર્થિક પરિસ્થિતિ ઘણી જ સદ્ધર અને સારી છે એવી વર્ણનાત્મક માહિતીને બદલે લોકોની સરેરાશ આવક, તેમની બચત અને દેશની રાષ્ટ્રીય આવકના આંકડાઓ આપવામાં આવ્યા હોય તો અભ્યાસ વધુ સરળ બનશે. આ આંકડાઓ વિના સરખામણી કરી શકાશે નહિ. સંખ્યાત્મક રજૂઆતના મહત્ત્વને સમજાવતાં લૉર્ડ કેલ્વીન લખે છે કે,

"When you can measure what you are speaking about and express it in numbers you know something about it; but when you cannot measure it, when you cannot express it in numbers, your knowledge is of meagre and unsatisfactory nature."

સામાન્ય રીતે માણસ દરેક બાબતનું સંખ્યાત્મક નિરૂપણ કરવાને ટેવાયેલો જ છે. હવામાન અને આવક જેવી નજીવી બાબતોથી માંડીને વસતી, ઉત્પાદન અને જીવનનિર્વાહ-ખર્ચ જેવી અગત્યની બાબતો આંકડાઓ દ્વારા જ દર્શાવવાનો પ્રયત્ન કરવામાં આવે છે. વર્તમાન જીવન-વ્યવહાર ઉપર આંકડાઓનો પ્રભાવ કેટલો ગાઢ છે તે આપણે નીચેના ઉદાહરણ દ્વારા જ તપાસીએ. 'આપણા રાજ્યે કેળવણીના ક્ષેત્રે પ્રગતિ કરી છે કે નહિ?' એ વિષયની ચર્ચા કરનાર એક જૂથને જ નિહાળીએ. દરેક વ્યક્તિ પોતાના અનુભવોને આધારે પોતાના જ મતનું સમર્થન કરવાનો પ્રયત્ન કરશે. અનુભવોની વિવિધતાને કારણે કોઈ પણ બે વ્યક્તિના મત ભાગ્યે જ મળતા આવશે, અને તેથી યોગ્ય નિર્ણય ઉપર આવવાનું કાર્ય ઘણું જ મુશ્કેલ બનશે. હવે, આ ઘોંઘાટ કરતા અને પોતાના જ મતને સાચો ઠરાવવાનો પ્રયત્ન કરતા લોકોના જૂથમાં જો એકાદ વ્યક્તિ કેળવણીવિષયક આંકડાઓ (પછી ભલે તે ખોટા હોય!) સાથે પ્રવેશે અને તે આંકડા રજૂ કરે તો ચર્ચાનો ખૂબ જ આસાનીથી અંત આવી જશે. આ છે આપણો આંકડાઓ ઉપરનો વિશ્વાસ! આંકડાઓ આપણા જીવનમાં એવા ઓતપ્રોત થઈ ગયેલ છે કે આંકડા વિનાના વ્યવહારની કલ્પના પણ કરી શકાય એમ નથી. આંકડાઓ સાથે આવો નિકટનો સંબંધ હોવા છતાં આપણે આંકડાઓની ખામીઓ અને ખૂબીઓને સમજતા નથી! આપણા આ અજ્ઞાનને કારણે કાં તો આપણે ખોટાં પરિણામો તારવીએ છીએ, અથવા તો ખોટાં પરિણામોને સાચાં પરિણામો તરીકે સ્વીકારીને છેતરાઈ જઇએ છીએ–અને અંતે દોષપાત્ર બને છે આંકડાઓ! આંકડાઓનો વ્યવસ્થિત અને વૈજ્ઞાનિક ઉપયોગ શીખવતું શાસ્ત્ર એટલે જ આંકડાશાસ્ત્ર.

ઐતિહાસિક દૃષ્ટિએ તપાસીએ તો જ્યારથી માણસે સંખ્યાઓ શોધી અને તે દ્વારા ગણતરી કરવાની શરૂઆત કરી ત્યારથી જ આંકડાશાસ્ત્રનો વિષય અપરિપક્વ (crude) સ્વરૂપમાં હતો એમ કહી શકાય. પ્રારંભિક અવસ્થામાં આ વિષય રાજ્ય અને રાજાઓ સાથે જ સંકળાયેલો હતો અને તેથી તેને કેટલાક 'રાજાઓનું વિજ્ઞાન' (Science of Kings) કે 'રાજકીય અંકગણિત' કહેતા. આંકડાશાસ્ત્રી (Statistician)ને પણ રાજ્યની બાબતોમાં નિષ્ણાત વ્યક્તિ તરીકે જ ઓળખવામાં આવતી. રાજાઓ પોતાના રાજ્યની નાણાંકીય અને લશ્કરી શક્તિનો ક્યાસ કાઢવા માટે વસતી, જમીન, મહેસૂલ, ધનસંપત્તિ, કરવેરા વગેરેને લગતા આંકડાઓ મેળવતા. રામાયણ, મહાભારત, કૌટિલ્યનું અર્થશાસ્ત્ર, મૅગેસ્થિનિસનાં લખાણો અને અબુલ ફઝલના આઇને-અકબરીમાંથી ભારત માટે આવા અનેક પ્રકારના રસપ્રદ આંકડાઓ મળી આવે છે. આઇને-અકબરીમાં, મહેસૂલ

અને સરકારી વ્યવસ્થાના આંકડાઓ ઉપરાંત અનનસના ભાવ અને મીણબત્તીના આકાર જેવી ઝીણવટભરી માહિતી આપેલી છે. આ આંકડાઓ વૈજ્ઞાનિક રીતે મેળવાતા નહિ, અને તેનું પૃથક્કરણ કરી તે ઉપરથી અર્થઘટન કરવાનો પ્રયત્ન પણ કરવામાં આવતો નહિ. આથી આંકડાશાસ્ત્રની વર્તમાન વ્યાખ્યા મુજબ તેમને આંકડા તરીકે સ્વીકારી શકાતા નથી. 'Statistics' (આંકડાશાસ્ત્ર) એ શબ્દ મૂળ status કે state ઉપરથી જ આવેલ હોય એમ જણાય છે, તેનું કારણ પણ એ વિષયનો રાજ્ય સાથેનો સંબંધ જ છે.

આંકડાઓ વ્યવસ્થિત રીતે મેળવવાની શરૂઆત જર્મની અને ઈંગ્લેંડમાં થઈ. સોળમી સદીમાં ખગોળ-શાસ્ત્રીઓએ તારાઓની અને ગ્રહોની સ્થિતિ અને ગતિ વિષેના આંકડાઓ મેળવ્યા અને ગ્રહણોનું પૂર્વાનુમાન કરવાની શરૂઆત કરી. આને આંકડાશાસ્ત્રીય પદ્ધતિઓની શરૂઆત કહી શકાય. આ સદીમાં કેપ્લર અને ન્યૂટનનો ફાળો નોંધપાત્ર હતો. સત્તરમી સદીમાં ઈંગ્લેંડમાં જૉન ગ્રાન્ટે જન્મ અને મૃત્યુના આંકડાઓનો અભ્યાસ કર્યો. આ જ સમય દરમિયાન એડમંડ હેલીએ સૌપ્રથમ જુદી-જુદી ઉંમર માટેની આયુરપેક્ષા (Life Expectation) દર્શાવતું મરણ-પ્રમાણ-કોષ્ટક (Mortality Table) તૈયાર કર્યું. આ જ પ્રકારનાં કોષ્ટકો વિલિયમ પૅટી, જેમ્સ ડૉડસન, થૉમસ સીમ્પસન વગેરેએ તૈયાર કર્યાં. આ કોષ્ટકો માનવીનું સરેરાશ આયુષ્ય કેટલું છે તે દર્શાવે છે. તેને આધારે ૧૬૯૮માં લંડનમાં સૌપ્રથમ વીમા કંપની સ્થપાઈ અને તેણે પ્રીમિયમનાં દરો આ કોષ્ટકોને આધારે જ નક્કી કર્યા. ત્યાર બાદ જેકૉબ બર્નોલીએ 'Ars Conjectandi' નામનો મહાગ્રંથ પ્રસિદ્ધ કર્યો. અને મહાસંખ્યાઓના નિયમ Law of Large Numbers)ની રજૂઆત કરી. સાદી ભાષામાં આ નિયમનો અર્થ એટલો જ થાય કે જેમ માહિતી પૂરી પાડતી સંખ્યાઓ મોટી તેમ તેમાં ફેરફારની શક્યતા પણ ઓછી. ટૂંકમાં, મોટી સંખ્યાઓ નાની સંખ્યાઓની સરખામણીમાં વધુ સ્થિર છે એમ કહેવાય. દા. ત. કોઈ એક શહેરના અમુક લત્તાના લોકોની સરેરાશ આવક કરતાં આખા શહેરના લોકોની સરેરાશનો આંકડો વધુ સ્થિર જણાય છે. સૈદ્ધાંતિક રીતે આંકડાશાસ્ત્ર ગણિત ઉપર જ આધાર રાખે છે. તેથી ૧૮મી સદીમાં દ' મૉવ્રે, ઑઈલર, લૅગ્રાન્જ, ગૉસ અને લાપ્લાસ જેવા જાણીતા ગણિત-શાસ્ત્રીઓએ આ વિષયની સૈદ્ધાંતિક બાજુને વિકસાવી. ક્વીટલેટે આંકડા-શાસ્ત્રમાં ડગલે ને પગલે વપરાતો એક અગત્યનો સિદ્ધાંત પણ આ સમય દરમિયાન જ રજૂ કર્યો. ક્વીટલેટના મત અનુસાર પ્રત્યેક ગુણધર્મની બાબતમાં સમાજમાં એક 'સરેરાશ માણસ' અસ્તિત્વ ધરાવે છે. આ 'સરેરાશ માણસ'ની આસપાસ બીજા બધા માણસો નિયમિત રીતે વિસ્તરિત થયેલા હોય છે. આંકડાશાસ્ત્ર આ 'સરેરાશ માણસ'ના ગુણધર્મોનો અભ્યાસ કરવાનો પ્રયત્ન કરે છે. જેમકે બુદ્ધિની બાબતમાં બધા જ માણસો 'સરેરાશ બુદ્ધિ ધરાવનાર માણસ'ની આસપાસ જ નિયમિત રીતે ફેલાયેલા હોય છે. સંભવિતતા (Probability)ની ગણતરી કરવાની શરૂઆત પણ આ સદીમાં જ થઈ. કોઈ પણ બે બનાવમાંથી કયો બનાવ વધુ શક્ય છે તે દર્શાવતું માપ સંભવિતતા દ્વારા શોધવામાં આવ્યું. સામાન્ય રીતે આ પ્રકારની શક્યતાઓનું માપ આપણે કાઢી શકતા નથી. દા. ત. ઉપરના માળેથી નીચે જવાની બે રીતો છે–દાદર ઊતરીને જવું અથવા બારીએથી કૂદી પડવું. આપણો અનુભવ આપણને એમ જણાવે છે કે બારીએથી કૂદી પડવામાં ઈજા થવાની શક્યતા બીજી રીત કરતાં વધારે છે; પરંતુ આ શક્યતા કેટલી વધારે છે તેનું માપ આપણે મેળવી શકતા નથી. સંભવિતતા આ પ્રકારનું માપ શોધવામાં મદદરૂપ બને છે. ભૂતકાળમાં જુગારીઓને આ પ્રકારની શક્યતાઓનું માપ શોધવાની જરૂર જણાઈ હતી. પાસા, પત્તાં, સિક્કાઓ વગેરે દ્વારા રમાતી દૈવને આધીન મનાતી રમતોમાં (games of chance) જો એકાદ બનાવની શક્યતા વધુ છે એમ જુગારીઓ જાણી શકે તો તેઓ વધુ ફાયદા સાથે જુગાર રમી શકે. સંભવિતતાના સિદ્ધાંતોનો વિકાસ જુગારીઓએ જ કર્યો એમ કહીએ તો પણ તે યોગ્ય જ છે. દૈવાધીન મનાતી રમતોમાં પણ અમુક ચોક્કસ પ્રકારની ગણિતીય નિયમિતતા છે એમ સાબિત કરવામાં આવ્યું. સંભવિતતાના સિદ્ધાંતોએ આંકડાશાસ્ત્રના વિકાસમાં ઘણો અગત્યનો ભાગ ભજવ્યો છે.

સમાજશાસ્ત્રીઓએ ઓગણીસમી સદીમાં આ વિષયના ઉપયોગની શરૂઆત કરી. કાર્લ પિયરસને જીવવિદ્યા

(Biology)માં આંકડાશાસ્ત્રનો ઉપયોગ કરવા માટે યોગ્ય પદ્ધતિઓ તૈયાર કરી. અર્થશાસ્ત્રમાં આ પહેલાં સામાન્ય રીતે સિદ્ધાંતો સાબિત કરવા અને સમજાવવા માટે નિગમન પદ્ધતિઓ (Deductive Methods)નો ઉપયોગ થતો હતો. અમુક ધારણાઓને આધારે તર્કયુક્ત દલીલોથી સિદ્ધાંતો સાબિત કરવામાં આવતા. આર્થિક બાબતોના આંકડાઓ મેળવાતા; પરંતુ તેને નિર્જીવ, નીરસ અને નકામા માનીને અવગણવામાં આવતા. અર્થશાસ્ત્રી જેવન્સ અને મિલે આંકડાનો ઉપયોગ કરી સિદ્ધાંતોને સાબિત કરવાની અને તપાસવાની આગમન (Inductive) પદ્ધતિને સ્વીકારી. જેવન્સ લખે છે કે,

"The deductive science of economy must be verified and rendered useful from the purely inductive science of statistics."

જેવન્સે જ સામયિક શ્રેણી (Time series)નું પૃથક્કરણ કરવાની પદ્ધતિઓ શોધી અને ભાવના આંકડાઓ દ્વારા આંક (Index Number)નો અભ્યાસ શરૂ કર્યો. જો કે આગમન પદ્ધતિને નહિ સ્વીકારનાર અર્થશાસ્ત્રીઓનો પણ એક વર્ગ હતો. સમય જતાં સિદ્ધાંતોને આંકડાઓ દ્વારા વાસ્તવિક પરિસ્થિતિ સાથે સરખાવવાની જરૂરિયાત બધા અર્થશાસ્ત્રીઓને સમજાઈ અને તેથી હાલમાં આગમન પદ્ધતિ અને નિગમન પદ્ધતિ અર્થશાસ્ત્રના વિકાસમાં ડાબા અને જમણા પગ જેટલી જરૂરી મનાય છે. આ ઉપરાંત આલેખ (Graphs) અને ચિત્રોની પદ્ધતિએ પણ અર્થશાસ્ત્રના અભ્યાસને વધુ સરળ બનાવ્યો. આંકડાઓની ઉપયોગિતા સમજાવતાં અર્થશાસ્ત્રી માર્શલ લખે છે—"Statistics are the straw, out of which, I, like every other Economist, have to make the bricks." આર્થિક નિયોજન કરવા માટે ભૂતકાળના આંકડાઓ તપાસી તેને વર્તમાન આંકડાઓ સાથે સરખાવી, સાધનોને લક્ષમાં રાખી યોગ્ય લક્ષ્યાંકો નક્કી કરવાનું આંકડા અને આંકડાશાસ્ત્ર વિના શક્ય નથી. આ ઉપરાંત આંકડાશાસ્ત્રની પદ્ધતિઓ માનસશાસ્ત્ર, તબીબી વિજ્ઞાન, વેપાર અને વાણિજ્યમાં, ખેતી અને ઉદ્યોગો બે વ્યક્તિવિજ્ઞાન (Demogra-
આવશે, અને તેથી યોગ્ય નિ અને રાજ્યકારભાર

ચલાવવામાં એટલા મોટા પ્રમાણમાં વપરાય છે કે તે દરેક ક્ષેત્ર માટે આંકડાશાસ્ત્રનો અલાયદો વિકાસ થયેલો છે. આંકડાશાસ્ત્રના સિદ્ધાંતોનું મૂળ ગણિતમાં છે, અને તેનું કાર્યક્ષેત્ર મુખ્યત્વે અર્થશાસ્ત્રમાં છે. આથી આંકડાશાસ્ત્રીને અર્થશાસ્ત્રીઓ ગણિતશાસ્ત્રી તરીકે સ્વીકારે છે, જ્યારે ગણિતશાસ્ત્રીઓ આંકડાશાસ્ત્રીને અર્થશાસ્ત્રમાં નિષ્ણાત માને છે. આ ત્રણ વિષયો એકબીજા સાથે ખૂબ જ ગાઢ સંબંધ ધરાવે છે, તે કારણથી અર્થશાસ્ત્ર, આંકડાશાસ્ત્ર અને ગણિતનો સમન્વય સાધી એક નવા જ વિષય–Econometricsની શરૂઆત થઈ છે. આ વિષય આંકડાશાસ્ત્ર અને ગણિતના સિદ્ધાંતોનો અર્થશાસ્ત્રમાં યોગ્ય ઉપયોગ કરી શકાય તે માટેની પદ્ધતિઓ શોધે છે. આંકડાશાસ્ત્ર દરેક વ્યક્તિને સીધી યા આડકતરી રીતે મદદરૂપ થઈ શકે છે, જેમકે જે દેશમાં આંકડાશાસ્ત્રની પદ્ધતિ સંપૂર્ણ રીતે વિકસેલી હોય તે દેશની અપરિણિત યુવતીઓ પોતાના લગ્નની શક્યતા જાણવા માટે લગ્નના આંકડાઓ (Marriage Statistics) ઉપર આધાર રાખે છે !

આંકડાશાસ્ત્રના કાર્યને તથા તેની કાર્યપદ્ધતિને સમજવા માટે તેની વ્યાખ્યા તપાસવી જોઈએ. આંકડાશાસ્ત્રનાં બધાં જ પાસાંઓને આવરી લે તેવી સંપૂર્ણ વ્યાખ્યા મળી શકતી નથી. ૧૯૩૫માં W. F. Wilcox નામના લેખકે આંકડાશાસ્ત્રની લગભગ સો જેટલી વ્યાખ્યાઓની યાદી તૈયાર કરી હતી; પરંતુ આમ છતાં આ યાદી સંપૂર્ણ ન હતી. વળી આ યાદીમાંની કોઈ પણ વ્યાખ્યાને સંપૂર્ણ વ્યાખ્યા તરીકે સ્વીકારી શકાય એમ ન હતું. કેટલીક વ્યાખ્યાઓ નીચે પ્રમાણે છે:

'આંકડાશાસ્ત્ર ગણતરીનું વિજ્ઞાન કે સરેરાશોનું વિજ્ઞાન છે.'—બાઉલ.

'આંકડાશાસ્ત્ર અનુમાન અને સંભવિતતાનું શાસ્ત્ર છે.'—બૉડીંગ્ટન.

'આંકડાશાસ્ત્ર પ્રયોજિત ગણિતશાસ્ત્રનો ભાગ છે, જે માહિતીના આંકડાઓ સાથે સંબંધ ધરાવે છે.'—ફીશર.

'આંકડાશાસ્ત્ર વૈજ્ઞાનિક પદ્ધતિનો એક ભાગ છે, જે સમગ્ર (Population)ના ગુણધર્મોનો અભ્યાસ કરે છે.'—કેન્ડલ.

'આંકડાશાસ્ત્ર એ એવું શાસ્ત્ર છે કે જે માહિતીની સરખામણી કરવા માટે, તેનું વર્ણન કરવા માટે કે તેને સમજાવવા માટે વર્ગીકરણ અને કોષ્ટકરચનાની પદ્ધતિઓનો ઉપયોગ કરે છે.'—લૉવીટ.

આ પ્રકારની અનેક વ્યાખ્યાઓ આપી શકાય. કેટલીક વ્યાખ્યાઓ આંકડાની વ્યાખ્યા આપે છે; કારણ કે અંગ્રેજીમાં Statistics શબ્દ આંકડાના અર્થમાં પણ વપરાય છે. ઉપર જણાવેલી વ્યાખ્યાઓને અંશતઃ સાચી કહી શકાય; કારણ કે આંકડાશાસ્ત્રમાં ગણતરી, સરેરાશ, અનુમાન, સંભવિતતા, વર્ગીકરણ, કોષ્ટકરચના વગેરેનો અભ્યાસ કરવામાં આવે છે. પરંતુ આમાંની એકાદ બાબતને જ આંકડાશાસ્ત્ર કહેવું એ હાથીના પગને હાથી કહેવા બરાબર છે. વ્યાખ્યા આપનાર વ્યક્તિઓ જુદાજુદા ક્ષેત્રોમાં કામ કરતી હોવાથી દરેકે પોતાની વ્યાખ્યા પોતાના ક્ષેત્રને લક્ષમાં રાખી જ આપેલી છે. આંકડાશાસ્ત્રનો વિષય દિનપ્રતિદિન એટલો ઝડપથી વિકાસ પામે છે કે તેની વ્યાખ્યાને શબ્દોના ચોક્કસ માળખામાં મૂકવાનું શકય નથી. આમ છતાં સેલીગ્મેન દ્વારા અપાયેલી વ્યાખ્યા આંકડાશાસ્ત્રની કાર્યપદ્ધતિ ઉપર સારો પ્રકાશ ફેંકે છે. આ વ્યાખ્યા અનુસાર, આંકડાશાસ્ત્ર એ માહિતી મેળવવાની જુદીજુદી પ્રદ્ધતિઓ દર્શાવી તેનું વર્ગીકરણ કરી યોગ્ય રજૂઆત કરતાં શીખવતું શાસ્ત્ર છે. આ ઉપરાંત આંકડાશાસ્ત્ર માહિતીનું પૃથક્કરણ કરી તે ઉપરથી અર્થઘટન કરતાં શીખવે છે, જે ભવિષ્યને માટેનું પૂર્વાનુમાન કરવામાં વાપરી શકાય. ટૂંકમાં, આંકડાશાસ્ત્ર સાચા અને વિશ્વસનીય આંકડાઓ મેળવી તે ઉપરથી યોગ્ય પરિણામો તારવવાની પ્રદ્ધતિઓ શીખવતું શાસ્ત્ર છે.

આંકડાશાસ્ત્રની કાર્યપ્રદ્ધતિ નીચે મુજબ છે. સૌપ્રથમ કોઈ પણ પ્રશ્નના અભ્યાસ માટે જરૂરી માહિતીપૂર્ણ આંકડાઓ મેળવવાની જુદીજુદી પ્રદ્ધતિઓ આંકડાશાસ્ત્ર પૂરી પાડે છે. સામાન્ય બુદ્ધિશાળી માણસ પણ આ પદ્ધતિઓને ખૂબ જ સહેલાઈથી સમજી શકે છે. ખૂબ જ સરળ એવા આ ભાગનું આંકડાશાસ્ત્રમાં ખૂબ જ મહત્ત્વ છે; કારણ કે જો આંકડાઓ યોગ્ય પદ્ધતિ દ્વારા મેળવાયા ન હોય તો તે ઉપરથી તારવવામાં આવેલાં પરિણામો ચોક્કસ છે એમ કહી શકાય નહિ. ગમે તેવા આંકડા ગમે તે રીતે મેળવી તે દ્વારા આંકડાશાસ્ત્રીને અર્થઘટન કરવા કહેવું એ દરદી મરી ગયા બાદ ડૉક્ટરની સલાહ લેવા બરાબર છે. માહિતીપૂર્ણ આંકડાઓના મોટા જથ્થાને વર્ગીકરણ અને કોષ્ટકરચનાની પદ્ધતિ દ્વારા સરળ અને સંક્ષિપ્ત રૂપ આપવામાં આવે છે. ત્યાર બાદ આ આંકડાઓને આકૃતિ તથા ચિત્રો દ્વારા દર્શાવી બોલતા કરવામાં આવે છે. આલેખ અને ચિત્રો માહિતીને સુગ્રાહ્ય બનાવે છે. આ વિભાગ શિક્ષણ, જાહેરખબર અને પ્રદર્શનો માટે ઘણો જ ઉપયોગી છે. આંકડાઓ દ્વારા તૈયાર કરવામાં આવેલાં કોષ્ટકોને આધારે માહિતીનું પૃથક્કરણ કરવામાં આવે છે. પૃથક્કરણ માટે સરેરાશ, ટકાવારી, દર (Rates), પ્રસારમાન (Measures of Dispersion), વિષમતાનાં માપ (Measures of Skewness) વગેરેનો ઉપયોગ કરવામાં આવે છે. આ બધાં માપ, માહિતીની સરખામણી કરવામાં મદદરૂપ થાય છે. આંકડાશાસ્ત્રમાં સમગ્રના (Population) ગુણધર્મોનો અભ્યાસ યોગ્ય નમૂનો અથવા નિદર્શ (Sample) લઈ કરવામાં આવે છે. અંતિમ પરિણામોને વિશ્વસનીય બનાવવા માટે પ્રતિનિધિરૂપ નમૂનો પસંદ કરવાની યોગ્ય પ્રદ્ધતિઓ આંકડાશાસ્ત્ર જ સમજાવે છે. નમૂનાના ગુણધર્મો ઉપરથી સમગ્રના ગુણધર્મોનું અનુમાન કરવાની પ્રદ્ધતિમાં કેટલીક કસોટીઓનો સમાવેશ થાય છે. આ કસોટીઓને આધારે યોગ્ય અનુમાન કરી શકાય છે. કોઈ પણ બે શ્રેણી વચ્ચેનો સંબંધ શોધવા માટે સહસંબંધ (correlation)નું માપ અને બે ચલ (variables) વચ્ચેના સંબંધનું ચોક્કસ સ્વરૂપ મેળવવા માટે નિયત સંબંધ (regression)ની પદ્ધતિ વપરાય છે. આ ઉપરાંત સમાજશાસ્ત્રોમાં તપાસનું આયોજન કરતી વખતે દખલ કરતા અવયવોને અને તેની અસરને દૂર કરવા માટેની યોગ્ય રીત આંકડાશાસ્ત્ર દર્શાવે છે. પ્રયોગ-રચના (Design of Experiments)ની પદ્ધતિ કોઈ પણ પ્રયોગ કેવી રીતે કરવો કે જેથી ભૂલનું પ્રમાણ ઓછામાં ઓછું થાય એ અંગેનું માર્ગદર્શન આપે છે. ખેતીના પ્રયોગોમાં એ સિદ્ધાંતોનો ઉપયોગ કરવામાં આવે છે. વળી સામયિક શ્રેણીનું પૃથક્કરણ કરી તે ઉપરથી ભવિષ્યનાં પરિણામોનું પૂર્વાનુમાન પણ આંકડાશાસ્ત્રની પદ્ધતિઓ દ્વારા કરી શકાય છે. માહિતીના

આંકડાઓ શ્રેણીમાં જે રીતે વહેંચાયેલ હોય તેને આવૃત્તિ વિતરણ કહેવામાં આવે છે. આંકડાશાસ્ત્ર આવાં પ્રમાણિત (standard) આવૃત્તિ વિતરણોનો અભ્યાસ કરે છે, જેની મદદથી વ્યવહારમાં મળી આવતાં આવૃત્તિ વિતરણોના ગુણધર્મોને તપાસી શકાય. માહિતીનું પૃથક્કરણ કર્યા બાદ તે ઉપરથી અર્થઘટન કરવામાં આવે છે. ટૂંકમાં, માહિતીપૂર્ણ આંકડાઓની મદદથી કોઈ પણ પ્રશ્નના અભ્યાસમાં ઉપયોગી થઈ પડે એવું શસ્ત્ર આંકડાશાસ્ત્ર પૂરું પાડે છે; પરંતુ આ શસ્ત્રનો ઉપયોગ તેની ખામીઓ અને ખૂબીઓને સમજનાર આંકડાશાસ્ત્રી જ કરી શકે: અજ્ઞાન માણસ આ શસ્ત્રથી પોતાની જાતને ઈજા પહોંચાડે એ સ્વાભાવિક છે.

*

# વિચાર • વાચન • નવનીત

## વિચાર

'વૈજ્ઞાનિક અને કળાવિષયક પ્રવૃત્તિ, તેના સાચા અર્થમાં, તો ત્યારે જ ફળદાયી થાય, જ્યારે તે હકનો બિલકુલ વિચાર ન કરે, કેવળ ફરજનો જ વિચાર કરે. આ પ્રવૃત્તિનો મુખ્ય ગુણ આપભોગ છે તેથી જ સમાજ હમેશાં તેને આટલું ઊંચું સ્થાન આપે છે.

જે લોકો માનસિક શ્રમથી સમાજની સેવા કરવા ઇચ્છતા હશે તેમણે પોતાનું કાર્ય સાધવા માટે હમેશાં કષ્ટ સહન કરવું જ જોઈશે. કારણ બાળકના પ્રસવની માફક આધ્યાત્મિકતાનો પ્રસવ પણ કષ્ટ સહન કરીને જ થાય છે.

વિચારક અને કળાકારના ભાગ્યમાં ત્યાગ અને કષ્ટ જ છે: કારણ તેમનો ઉદ્દેશ લોકોનું ભલું કરવાનો છે. લોકો બિચારા દુઃખી છે, તેઓ સહન કરે છે, મરે છે: રાહ જોવાને કે આરામ લેવાનો વખત તેમને ન હોય.

આપણને આજે મનાવવામા આવે છે તેમ વિચારક અને કળાકાર સુખશિખર ઉપર બેસી શકે જ નહીં. તે તો સદાસર્વદા ક્ષુબ્ધ અને ચિંતામાં જ હોવો જોઈએ. તેને તો એવી તાલાવેલી લાગે કે જગતનું કલ્યાણ શેમાં છે તથા જગત આ દુઃખમાંથી શી રીતે છૂટે, તેનો ઉપાય હું શોધી કાઢીને જગતને સંભળાવી દઉં. આજે ને આજે તે ન બની શકે અને કાલે હું મરી જાઉં તો? એવી ચિંતા તેને સતત રહ્યા કરે.

જેઓ મોટી સંસ્થાઓમાં ભણીને પંડિત અને કળાકાર (જોકે ત્યાં વિજ્ઞાન અને કળાનું ખૂન કરનારા જ પેદા તો કરવામાં આવે છે) થઈ બહાર પડે છે, મોટી પદવી અને મોટા પગાર મેળવે છે તે ખરા વિચારક અને કળાકાર નથી. ખરો કળાકાર અને વિચારક તો એ છે, જે પોતાના હૃદયમાં કોતરાઈ રહેલું સત્ય બહાર વ્યક્ત કરવા ગમે તેટલું ન ઇચ્છતો હોય છતાં તેમ કર્યા સિવાય રહી ન શકે. પોતાની આંતરિક પ્રેરણા અને લોકોની જરૂરિયાત–એ બે જબરાં બળો તેને તેમ કરવાની ફરજ પાડે.

સુખવસ્તુ અને આત્મસંતોષી એવો વિચારક કે કળાકાર દુનિયામાં હોઈ શકે જ નહીં.'

**ટોલ્સ્ટૉય**

['ત્યારે કરીશું શું?'–અનુવાદક: નરહરિ દ્વા. પરીખ તથા પાંડુરંગ વિ. વળામે; સન ૧૯૪૯. પૃ. ૨૫૫–૨૫૬]

*

## વાચન

**શૈશવની સમસ્યા:** લેખક–હરપ્રસાદ ભટ્ટ; બાલગોવિંદ પ્રકાશન, અમદાવાદ; પૃષ્ઠસંખ્યા ૨૦૮, સને ૧૯૬૦. કિંમત રૂા. ૩

યુનેસ્કો (Unesco) સંસ્થાની સ્થાપનાની ઉદ્દેશપત્રિકામાં પહેલું જ વાક્ય નીચે પ્રમાણે છે: 'Since wars begin in the minds of men, it is in the minds of men that defences of peace must be constructed.' એટલે યુદ્ધની શરૂ

આત સૌથી પ્રથમ મનુષ્યોના મનમાં થાય છે. તેથી જો યુદ્ધને રોકવા રક્ષણની ભીંતો બાંધવી હોય તો તે મનુષ્યોના મનમાં જ બાંધવી જોઈએ. આ કથનમાં હજી સુધારો થઈ શકે એમ છે. હું આ પ્રમાણે સુધારો સૂચવું છું: The walls of defence must be built in the minds of infants. સારાંશ જો જગતમાંથી વેર-ઝેર, દ્વેષ-વિદ્વેષ, અજંપો, વિસંવાદિતા દૂર કરવાં હોય અથવા હળવાં કરવાં હોય તો શૈશવના ઘડતર તરફ ધ્યાન આપવું જોઈએ. શૈશવ એટલે સાધારણ રીતે જન્મથી માંડીને ૬ વર્ષ સુધીની ઉંમર. અમદાવાદમાં અનેક વર્ષોથી પ્રત્યક્ષ મનોવૈજ્ઞાનિક ચિકિત્સા અને ઉપચારનું કાર્ય જેઓ કરે છે એવા શ્રી. હરપ્રસાદ ભટ્ટે 'શૈશવની સમસ્યા' પુસ્તક પ્રસિદ્ધ કરી ગુજરાતના વાચકો સમક્ષ શિશુ-અવસ્થાનું મહત્ત્વ અને તે અવસ્થાની અનેક પ્રકારની સમસ્યાઓ રજૂ કર્યા છે. જો કે 'શૈશવની સમસ્યા'માં શ્રી. ભટ્ટે ૯ વર્ષની ઉપરના અને ૧૬ વર્ષની ઉંમરના કિસ્સા પણ આપ્યાં છે. પરંતુ મોટી ઉંમરનાં બાળકોના વર્તનમાં જે વિકૃતિઓ પ્રવેશ કરે છે તેનાં બીજ શિશુ-અવસ્થામાં રોપાય છે એમ બતાવવાનો એમણે યશસ્વી પ્રયત્ન કર્યો છે.

'શૈશવની સમસ્યા'ના વિષયક્ષેત્રનું પ્રકાશકના શબ્દોમાં જ વર્ણન કરવું હોય તો નીચેના શબ્દોમાં કરી શકાય:

બાળકના સર્વાંગી વિકાસમાં આપને રસ છે? બાળકની મૂંઝવણો અને તેમના ઉકેલ જાણવા છે?

બાળકના વિકાસમાં પ્રેમ, સહીસલામતી અને વ્યક્તિત્વની ગણના તથા વાતાવરણ કેટલું મહત્ત્વનું સ્થાન ધરાવે છે તે જાણવું હોય તો વાંચો—'શૈશવની સમસ્યા.'

મનોવિજ્ઞાનના અભ્યાસકો માટે હવે શિશુ-અવસ્થાના મહત્ત્વ વિષે શંકા નથી. દેશના વિવિધ ક્ષેત્રોના નેતાઓ સામે દેશના યુવાનો અને યુવતીઓ હોય છે. તેઓ યુવાનો અને યુવતીઓને ઉદ્બોધન કરતી વખતે હમેશાં એમ કહે છે કે તમે આવતી કાલનાં નાગરિકો છો; તમારા ઉપર ભવિષ્યમાં દેશની જવાબદારી આવી પડવાની છે. આ કથનમાં ઘણું સત્ય છે અને તેથી આપણા નેતાઓ યુવાન અને યુવતીઓ પ્રત્યે વિશેષ ધ્યાન આપે એ ઇચ્છનીય છે. પણ યુવાનો અને યુવતીઓને ઉદ્બોધન કરનારા કેટલા નેતાઓને ખ્યાલ હશે કે યુવાવસ્થા કરતાં પણ વધારે સંભાળ લેવા જેવી અવસ્થા તો શિશુઅવસ્થા છે? શિશુ-અવસ્થામાં વ્યક્તિત્વનું જે ઘડતર થાય છે તે બદલવું બહુ મુશ્કેલ પડે છે. કુટુંબમાં નાનું બાળક જે વાતાવરણમાં ઊછરે છે તેની સ્થાયી અસર બાળકના જીવનમાં દેખાય છે. માતા-પિતા અથવા કુટુંબના બીજા માણસો બાળક પ્રત્યે જે પ્રકારનો વ્યવહાર રાખશે તેનાથી બાળકની સમાજ તરફ જોવાની દૃષ્ટિ તૈયાર થશે. બાળકને માટે માતા અને પિતા અને નિશાળ સમાજના પ્રતીક છે! બાળક જો માતા-પિતા પ્રત્યે સ્નેહની લાગણી કેળવે તો મોટી ઉંમરે તે સમાજ તરફ સ્નેહની લાગણીથી જોશે; માતા-પિતા પ્રત્યે કોઈ પણ કારણસર ઘૃણા ઉત્પન્ન થાય તો એ ઘૃણાની ભાવના સમાજ તરફ transfer થશે.

શ્રી ભટ્ટે શિશુ-અવસ્થાની સમસ્યાઓ કેવી રીતે નિર્માણ થાય છે તેના ઉપર વેધક પ્રકાશ નાખ્યો છે. પોતે પ્રત્યક્ષ કિસ્સાઓની ચિકિત્સા અને ઉપચાર કરતા હોવાથી તેમણે દરેક સમસ્યા દૃષ્ટાંત આપી સમજાવી છે. મા-બાપનું વિસંવાદી જીવન બાળક ઉપર કેવી અનિષ્ટ અસર કરે છે; ઘરનું વાતાવરણ બાળકના વર્તન અને માનસને કેવી રીતે ઘડે છે; બાળક ગુના કરવા કેમ પ્રેરાય છે; બાળકને ઘર અને શાળા અકારાં કેમ લાગે છે અને તેમનામાં ભાગેડુ મનોવૃત્તિ કેમ નિર્માણ થાય છે; અજ્ઞાત મનમાં દબાયેલા સંઘર્ષો બાળકના જીવનમાં કેવી મુશ્કેલીઓ નિર્માણ કરે છે; જાતીય વિકૃતિ અને ઈર્ષ્યાનાં કારણો કયાં છે; વગેરે મુદ્દાઓની ચર્ચા શ્રી ભટ્ટ સુગમ ભાષામાં અને હળવી શૈલીમાં કરી છે; અને સાથેસાથે એના ઇલાજ સૂચવ્યા છે. અંગૂઠો ચૂસવો, નખ કરડવા, તોતડાવું, ઊંઘમાં બોલવું અને ચાલવું, અને દમ જેવી શારીરિક વિકૃતિઓ પણ આનસિક સંઘર્ષને લીધે છે, એ શ્રી ભટ્ટે ઉદાહરણ સાથે બતાવ્યું છે.

સામાન્ય માર્ગદર્શન તરીકે શ્રી ભટ્ટનું પુસ્તક ગુજરાતી ભાષામાં બહુ ઉપયુક્ત નીવડશે એમાં શંકા નથી. અમને એક જ શંકા રહે છે કે આ પુસ્તક વાંચીને ઘણાને એમ લાગવાનો સંભવ છે કે બાળકોની સમસ્યાઓનો ઉકેલ બહુ સહેલો અને સહજ-સાધ્ય છે. હકીકતમાં એવું નથી. શ્રી ભટ્ટના ચિકિત્સા-કાર્ય દરમિયાન તેમની સમક્ષ અનેક શિશુ-સમસ્યાઓ આવી હશે, જેમનાં

ચિકિત્સા, નિદાન અને ઉપચાર કરવામાં એમને નિષ્ફળતા મળી હશે. એનો ઉલ્લેખ શ્રી ભટ્ટ કરત તો મનોવિજ્ઞાનનો વૈજ્ઞાનિક દૃષ્ટિથી અભ્યાસ કરનારા વિદ્યાર્થીઓને આ ક્ષેત્રમાં હજી ઘણું ઘણું કરવાનું બાકી રહે છે એવું સ્પષ્ટ સૂચન મળત અને એ દિશામાં પરિશ્રમ કરવાની પ્રેરણા આપવામાં સહાયભૂત થાત.

અંતે પુસ્તકના એક ગુણ તરફ ખાસ ધ્યાન ખેંચું છું, શિશુની સમસ્યા એ આનુવંશિક નથી; માટે ભાગે માનવ-નિર્મિત છે. એ મુદ્દા ઉપર શ્રી ભટ્ટે સારો એવો પ્રકાશ નાખ્યો છે. માતા-પિતાએ અને બાળકો સાથે જેમને કામ કરવાનું રહે છે તેમણે પુસ્તક વાંચવા જેવું છે. પોતાના સફળ પ્રયાસને માટે શ્રી ભટ્ટ ખરેખર અભિનંદનપાત્ર છે.

# નવનીત

## મહર્ષિ માલવીયજી

યોગેશ્વર ભગવાન કૃષ્ણે ગીતામાં કહ્યું છે કે,

**यद्यद् विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा,**
**तत्तदेवावगच्छत्वं मम तेजोंश संभवम्॥**

[દુનિયામાં કોઈ વ્યક્તિ મહાન વિભૂતિ તરીકે દેખાય તો તે મારા તેજના અંશમાંથી ઉત્પન્ન થયેલી સમજવી.]

શ્રી કૃષ્ણના એ પરમ તેજોમય સ્વરૂપનો દિવ્યાંશ ગ્રહણ કરીને ૨૫ ડિસેમ્બર, સન ૧૮૬૧માં, પ્રયાગના લાલડિગ્ગી મહોલ્લામાં કલ્યાણમૂર્તિ મૂનાદેવીને ત્યાં પં. મદનમોહન માલવીયજીએ જન્મ લીધો. તેમના પિતાનું નામ પંડિત વ્રજનાથ વ્યાસ હતું. માલવીયજીનાં માતા-પિતા સાત્ત્વિક, સંતોષી અને ધર્મનિષ્ઠ જીવન જીવતાં હતાં. માતાપિતાનો ઉત્તમ સંસ્કારનો વારસો લઈ માલવીયજી મહાન પુરુષ બન્યા.

માલવીયજીએ પોતાના વિદ્વાન પિતા અને ધર્મનિષ્ઠ માતાની પાસેથી પ્રભાવોત્પાદક વાણી પ્રાપ્ત કરી હતી. એમની એ મધુર, તર્કપૂર્ણ અને વિલક્ષણ વાણીએ સૌપ્રથમ કલકત્તા કૉંગ્રેસમાં હાજર રહેલા શ્રી હ્યુમ તથા રામપાલસિંહ જેવા પ્રભાવશાળી નેતાઓને એટલા બધા મંત્રમુગ્ધ કરી દીધા હતા કે તેઓએ ત્યાં જ ભવિષ્યવાણી કરી હતી કે, આ વ્યક્તિ આગળ જઈ અવશ્ય ભારતના સર્વમાન્ય નેતા થશે. ખરેખર, પં. માલવીયજીની વાણીમાં અદ્ભુત ઓજ અને વિલક્ષણતાના ગુણ હતા. તેઓ નાનપણથી જ ભાષાશુદ્ધિ માટે પૂરો આગ્રહ રાખતા અને તેને માટે પ્રયત્ન પણ ખૂબ કરતા. ભાષા માટેની એમની ચીવટને કારણે સંસ્કૃત, અંગ્રેજી, હિન્દી અને ઉર્દૂ—આ ચારે ભાષાઓ પર તેમનું અસાધારણ પ્રભુત્વ હતું. તે જ્યારે બોલતા ત્યારે એમ જ લાગતું કે જાણે એમના મુખમાંથી મોતી ઝરે છે, ફૂલ વરસે છે. તેમને સાંભળવા એ પણ એક જાતનો જીવનનો લહાવો હતો. તેમની વાણી મૃદુ છતાં ગંભીર, કોમળ છતાં શાલીનતાપૂર્ણ હતી અને તેથી જ તેમના શત્રુ પણ તેમની મૃદુ વાણીથી મહાત થયા વગર રહેતા નહિ. ખરેખર, એમની વાણીમાં સાક્ષાત્ સરસ્વતીનો જ વાસ હતો. મુલતાનમાં જ્યારે હિન્દુ-મુસ્લિમ હુલ્લડ ચાલતાં હતાં ત્યારે મુસલમાનોની સભામાં માલવીયજીએ પોતાની ઓજપૂર્ણ અને પ્રભાવશાળી વાણીમાં ઉર્દૂમાં ભાષણ આપ્યું. એ ભાષણ એટલું બધું હૃદયસ્પર્શી અને માર્મિક હતું કે ત્યાં હાજર રહેલા તમામ મુસ્લિમ ભાઈઓ પ્રભાવિત થઈ ગયા અને બધાએ ત્યાં ને ત્યાં જ પ્રતિજ્ઞા કરી કે, 'અમારાં બધાં જ શસ્ત્રો અમે આપના ચરણોમાં સમર્પિત કરીએ છીએ અને હિન્દુ ગૃહસ્થોનો લૂંટાએલો માલ પણ અમે તેમને પાછો સુપ્રત કરીએ છીએ.' આ હતો એમની વાણીનો જાદુ!

માલવીયજીની પોતાની ભાષા તો આમ અસાધારણ સુંદર હતી જ, પરંતુ તેઓ બીજાની ભાષા માટે પણ ઘણી કાળજી રાખતા. કોઈ વ્યક્તિ એમની સાથે વાત કરતાં કરતાં અશુદ્ધ ઉચ્ચાર કરે તો તેઓ તરત ટોકતા અને એના ઉચ્ચાર સુધારતા. એક વખત તુલસી જયંતી નિમિત્તે હું માલવીયજીને અધ્યક્ષપદ સ્વીકારવા નિમંત્રણ આપવા ગયો. ભૂલથી હું 'તુલસી જયંતી'ને બદલે 'તુલશી જયંતી' બોલી ગયો. તરત જ એમણે મને ટોક્યો અને કહ્યું, 'તુલશી નહીં, તુલસી'. મેં ભૂલ કબૂલ કરી. આવી ભાષાશુદ્ધિ વિષે તેઓ આગ્રહી હતા. તેઓ બધાને પોતાની સાથે શબ્દકોષ રાખવાની ભલામણ કરતા અને કહેતા કે શબ્દકોષનો ખૂબ ઉપયોગ કરો; તેથી ભાષા સુધરશે અને ઉચ્ચાર પણ સુધરશે. માલવીયજી પોતે હમેશાં

પોતાની સાથે અંગ્રેજી કોષ રાખતા. ઉચ્ચારણું માટેની તેમની ચીવટ તો ખરેખર ગજબની હતી. તેમની સાથે વાતચીત કરનાર માણસની ઉચ્ચારમાં સ્હેજ ભૂલ થાય કે ઝટ ખિસ્સામાંથી અંગ્રેજી કોષ કાઢે અને બતાવીને સુધરાવે કે જુઓ આમ ઉચ્ચાર થાય. ઉચ્ચારની આટલી સાવધાની રાખનાર માલવીયજીમાં પોતાનામાં સંસ્કારગત કેટલાક ઉચ્ચાર વિચિત્ર વિશિષ્ટતાવાળા હતા. એ વિશિષ્ટતાઓનો વારસો એમને પોતાના ગુરુજન પાસેથી મળ્યો હતો. તે 'સ્ટુડન્ટ' શબ્દને 'સ્ટ્યુડેન્ટ' કહેતા. આ ઉચ્ચાર તેમના ગુરુ આદિત્યરામ ભટ્ટાચાર્ય કરતા હતા; તેથી માલવીયજી પણ એ જ ઉચ્ચાર કરતા. આ હતી એમની ગુરુ પ્રત્યેની અપાર ભક્તિ! આ બાબતમાં એ અંગ્રેજી કોષના ઉચ્ચારને સ્ટાન્ડર્ડ નહોતા માનતા. એવી જ રીતે હિન્દીમાં પણ 'સોચના' અને 'છોડના' શબ્દોનો ઉચ્ચાર તેઓ 'સોંચના' અને 'છોંડના' કરતા હતા. આ સંસ્કાર એમને પોતાના પિતાજી પાસેથી પ્રાપ્ત થયા હતા.

માલવીયજી હિન્દી ભાષાને બહુ સંસ્કૃતનિષ્ઠ બનાવવાના પક્ષમાં ન હતા. એટલે જ્યારે કાલાકાંકરથી પ્રકાશિત થતી પત્રિકા 'હિન્દુસ્થાન'નું સંપાદન કરતા હતા ત્યારે તે 'આશ્ચર્ય' ને બદલે 'અચરજ', 'પ્રવિષ્ટ હોના'ને બદલે 'પૈઠના' જેવા લોકપ્રચલિત સરળ તથા તદ્ભવ શબ્દરૂપોનો જ વધારે પ્રયોગ ચલાવતા; અને તેથી જ એવી ભાષા 'માલવીયજીની હિન્દી'ના નામથી પ્રખ્યાત થઈ હતી.

માલવીયજી સાત્વિક પ્રકૃતિના પરમ ધાર્મિક પુરુષ હતા. તેમને ઈશ્વરમાં અતૂટ શ્રદ્ધા હતી. તેઓ દૃઢપણે એમ માનતા કે ઈશ્વરની ઇચ્છા વગર પાંદડું પણ હાલી શકતું નથી. માણસ ગમે તેટલો પરિશ્રમ કરે પરંતુ જ્યાં સુધી પરમાત્માની કૃપા એના ઉપર ન ઊતરે ત્યાં સુધી તેના પરિશ્રમનું ફળ પ્રાપ્ત થતું નથી. હિન્દુ વિશ્વવિદ્યાલય સ્થાપવાનો જ્યારે માલવીયજીએ સંકલ્પ કર્યો ત્યારે એ સંકલ્પને સાર્થક કરવા તેમણે કેવળ ફાળો જ ઉઘરાવવાની શરૂઆત ન કરી; પણ ભાગીરથી અને કાલિન્દીના પવિત્ર સંગમ પર મહાવીરજીના મંદિરમાં અત્યંત નિષ્ઠાપૂર્વક ગાયત્રીનાં જપ પણ કર્યાં હતાં. તેઓ હંમેશાં કહેતા કે હિન્દુ વિશ્વવિદ્યાલયનું સર્જન ઈશ્વરની કૃપાથી જ શક્ય બન્યું છે, નહીં કે કોઈના પરિશ્રમ અથવા સહાયથી. એટલે જ હિન્દુ વિશ્વવિદ્યાલયની આધારશિલાના લેખમાં સર્વ પ્રથમ લખ્યું છે: 'પ્રસાદાદ્વિશ્વનાથસ્ય' (ભગવાન વિશ્વનાથના પ્રસાદથી). ઈશ્વર અને ધર્મમાં એમને અવિચળ નિષ્ઠા હતી. આચાર અને વિચાર બન્ને દૃષ્ટિએ ધર્મને એમણે જીવનમય બનાવી દીધો હતો. મનુ ભગવાને ધર્મનાં જે દસ લક્ષણો બતાવ્યાં છે તેની સાક્ષાત્ મૂર્તિ જ માલવીયજી હતા. તે ધૈર્યના ભંડાર હતા. ભણેલા ને અભણ બધા જ લોકો એમની પાસે આવતા. સૌને તેઓ ધૈર્યપૂર્વક સાંભળતા. કેટલાક નિરર્થક, અપ્રાસંગિક વાતો કરી એમનો અમૂલ્ય સમય બગાડતા, પરંતુ ધૈર્યની મૂર્તિ માલવીયજી સૌને સમય આપતા, ધીરજથી સાંભળતા.

મહર્ષિ માલવીયજી જેટલા ધૈર્યવાન હતા તેટલા જ દયા અને કરુણાના સાગર પણ હતા. કાશી હિન્દુ વિશ્વવિદ્યાલયના હજારો વિદ્યાર્થીઓને એમના એ સદ્ગુણનો લાભ મળ્યો હતો. એમની ઉદારતા પણ જગપ્રસિદ્ધ હતી. જાહેર સેવાર્થે અને ધર્મપ્રચારાર્થે નીકળેલા લોકો મહર્ષિને ઠગતા અને એમની ઉદારતા તથા સરલતાનો ગેરલાભ પણ લેતા. તે એટલા ઉદાર હતા કે ઘણી વાર તો તેઓ જાણી જોઈને ઠગાતા. એક વખત મારી હાજરીમાં જ એક ભાઈ બહુ જ દયામણું મોઢું કરીને કહેવા લાગ્યા, 'મને પૈસાની તાત્કાલિક ખૂબ જરૂર છે. આપ દયાવાન છો; થોડા રૂપિયા આપો.' એમણે તરત રૂપિયા આપ્યા. એ ભાઈ પૈસા લઈ ચાલ્યા ગયા. હું મનમાં સમજી ગયો કે આ તો કોઈ ગઠિયો માલવીયજીની ઉદારતાનો ગેરલાભ લેવા જ આવ્યો છે. માલવીયજી મારા મનની વાત પામી ગયા હોય તેમ કહેવા લાગ્યા, 'ભાઈ! ઠગાવું એ પાપ નથી, ઠગાઈ કરવી એ પાપ છે.' તે વખતે તેમની સમક્ષ મારું માથું નમી પડયું.

માલવીયજીના જીવન સાથે વ્યવસ્થા તો જાણે વણાયેલી હતી જ. તેમને અવ્યવસ્થિત કામ ઉપર બહુ જ ચીડ હતી. દરેક કામ નાનું હોય કે મોટું પણ શાન્તિથી વ્યવસ્થિત રીતે તે કરતા. એમની કપડાં પહેરવાની રીત પણ ઘણી જ વ્યવસ્થિત હતી. બગલાની પાંખ જેવાં સફેદ વસ્ત્રો તેઓ પહેરતા. પાઘડીનો દરેક આંટો ગડીબંધ શાન્તિથી બાંધે ત્યારે જ એમને ચેન પડે. મસ્તક ઉપર તિલક પણ બરાબર જ કરતા. અધૂરા કે ગમે તેવા વસ્ત્ર-પરિધાન ઉપર એમને ભારે કંટાળો હતો. થોડી વાર માટે કે નજીકમાં પણ એમને બહાર જવાનું હોય

તો સંપૂર્ણ પોશાક પહેરીને જ જતા. એક વાર માલવીયજીએ પોતાના પૌત્ર સ્વ. શ્રીધર માલવીયજીની સાથે એક ચિઠ્ઠી હિન્દુ વિશ્વવિદ્યાલયના ઉપકુલપતિને મોકલાવી, જે બાજુના જ બંગલામાં રહેતા હતા. શ્રીધરજી ગંજી પહેરીને જ આપી આવ્યા અને માલવીયજીને કહ્યું કે હું આપી આવ્યો. તેઓ જવાબ સાંભળી નવાઈ પામ્યા અને પૂછ્યું, 'તું આવે જ વેશે આપવા ગયો હતો? આ તો ઠીક ન કહેવાય. જો સાંભળ: જ્યારે સમુદ્રમંથન થયું ત્યારે વિષ્ણુજી બહુ જ ઠાઠ-માઠ કરીને ગયા હતા, એટલે તેમને લક્ષ્મી મળી, કૌસ્તુભ મણિ મળ્યો, શંખ મળ્યો; પણ શંકર ભગવાન લંગોટી પહેરીને ગયા હતા એટલે એમને તો મળ્યું કાળું કીટા જેવું ઝેર. સમજ્યો ને ભાઈ! અધૂરા વેશવાળાના શંકર જેવા હાલ થાય છે. માટે હમેશાં પૂરો પોશાક પહેરીને જ ઘરની બહાર નીકળવું.' એમને કાળા રંગ પ્રત્યે બહુ તિરસ્કાર હતો. કાળા રંગને તેઓ શનિશ્ચરી માનતા અને કહેતા કે વૈજ્ઞાનિકોની દૃષ્ટિએ પણ કાળા રંગમાં બધા રંગ મરી જાય છે અને સફેદ રંગમાં બધા રંગ ચમકે છે. આ કાળા રંગનાં વસ્ત્રોનો પ્રચાર તો અંગ્રેજોએ શરૂ કર્યો છે. કેવો ત્યાજ્ય રંગ છે?

ખાવાપીવામાં તેઓ ખૂબ સંયમી હતા. પોતાના દૈનિક કાર્યક્રમમાં સદૈવ તેઓ ચોક્કસ રહેતા. ગોળમેજી પરિષદમાં માલવીયજી જ્યારે લંડન ગયા ત્યારે પણ, પોતાનાં દૈનિક કાર્યોમાં લંડનમાં તેમણે જરા યે શિથિલતા નહોતી બતાવી. સંધ્યા-પૂજા ત્યાં પણ નિયમિત રીતે જ કરતા. આચારની જેમ જ તે પોતાના વિચારોમાં પણ એટલા જ દૃઢ હતા. જ્યારે ગાંધીજીના સુપુત્ર દેવદાસ ગાંધીનાં લગ્ન શ્રી રાજગોપાલાચારીની પુત્રી સાથે થયાં અને માલવીયજીના આશીર્વાદ મંગાવ્યા ત્યારે તેમણે આશીર્વાદ તો મોકલ્યા; પરંતુ સાથેસાથે નિઃસંકોચ રીતે લખી નાખ્યું કે હું આવા આંતરજ્ઞાતિય લગ્નમાં માનતો જ નથી. જ્યારે ગાંધીજીએ એકવીસ દિવસના ઉપવાસ કર્યા હતા ત્યારે માલવીયજીએ લખ્યું કે આવી રીતના ઉપવાસ કરવાથી અભિમાન વધે છે. તપશ્ચર્યાનું અભિમાન શ્રેયસ્કર ન કહેવાય. જ્યારે કલકત્તામાં હુલ્લડ થયું ત્યારે માલવીયજીને બધાએ કલકત્તા જવાની ના પાડી; પણ તેઓ તો 'यदि समरम नास्ति मृत्यु:'વાળો શ્લોક બધાને સંભળાવી નિર્ભયતાપૂર્વક ત્યાં ગયા જ.

મહર્ષિ માલવીયજી હમેશાં વિદ્વાનો અને અધ્યાપકોનું સન્માન કરતા. તેમની એવી માન્યતા હતી કે સંસ્થાઓમાં વિદ્વાન રહેતા નથી પણ રાખવા પડે છે. જેવી રીતે આપણે પોપટ, બુલબુલ પાળીએ છીએ એવી જ રીતે મનસ્વી વિદ્વાનોને પણ સાચવવાના હોય છે. આ દેશમાં એવા ગુણગ્રાહક ક્યાં છે? 'पंडिताः खंडिताः सर्वे मालवीये दिवंगते'।

માલવીયજીના જવાથી વિદ્વાન વર્ગ નિરાધાર થઈ ગયો છે. આજના યુગમાં જ્યારે વિદ્વાનો અને પ્રાધ્યાપકોની સાથે મજૂરો જેવો વ્યવહાર કરવામાં આવે છે, ત્યારે એમની ખોટ બહુ જ સાલે છે. એક વખત અમે બધાએ એક ગાયનાચાર્યની વિરુદ્ધ માલવીયજીને કંઈક કહ્યું. એમણે તરત જ ગાયનાચાર્યને બોલાવ્યા. અમે લોકો બધા મનમાં ખૂબ ખુશ થયા કે હાશ, અમારા દેખતાં જ આજે ગાયનાચાર્યજી ઉપર તડી પડશે. પણ શું ધાર્યું હતું ને શું થયું! માલવીયજીએ અમને બધાને કહ્યું કે એમના ચરણસ્પર્શ કરો! ક્ષમા માગો અને આજથી પ્રતિજ્ઞા કરો કે ગુરુજનોની વિરુદ્ધ અમે કોઈ પણ દિવસ ફરિયાદ નહિ કરીએ. અમે બધા તો હતપ્રભ જ થઈ ગયા. વિદ્વાન ગુરુજનો માટે કેવો પૂજ્યભાવ!!

મારું સદ્ભાગ્ય એ છે કે પૂરાં ત્રેવીસ વર્ષ મને મહર્ષિ માલવીયજીના સાન્નિધ્યમાં રહેવાનો સુઅવસર સાંપડ્યો છે. સદ્ભાગ્યે હું આપણા યુગના ઘણા મહાપુરુષોના વ્યક્તિગત સંપર્કમાં રહ્યો છું; પણ માલવીયજી જેવા સર્વગુણસંપન્ન મહાનુભાવ મેં હજુ સુધી જોયા નથી, જે મન, વચન અને કર્મથી આટલા નિષ્કલંક અને પવિત્ર હોય. એટલે આ પ્રસિદ્ધ શ્લોકમાં થોડુંક પરિવર્તન કરીને હું કહી શકું કે,

नरपति हितकर्ता द्वेष्यतां यति लोके
जनपद हितकर्ता द्विष्यते पार्थिवेन्द्रैः।
इति महति विरोधे वर्तमाने समाजे
नृपति जन हितैषी मोहनो मालवीयः॥

[રાજાઓનું હિત કરનારને પ્રજા માન નથી આપતી અને પ્રજાને જે ચાહે છે તેને રાજા માન નથી આપતો. આવો વિરોધ હોવા છતાં પણ માલવીયજીને રાજા અને

પ્રજા બન્ને તરફથી ખૂબ ખૂબ સન્માન મળેલું] આવા મહર્ષિને મારા શત-શત પ્રણામ! અસ્તુ!

[અલાહાબાદથી પ્રગટ થતા સચિત્ર હિંદી માસિક 'सरस्वती' (સંપાદક શ્રીનારાયણ ચતુર્વેદી)ના ડિસેમ્બર ૧૯૬૧ના અંક (વર્ષ-૬૨, સળંગ અંક ૭૪૪)માં પ્રસિદ્ધ થયેલ પંડિત સીતારામ ચતુર્વેદીના લેખ પરથી શ્રી. રણધીર ઉપાધ્યાય (હિંદીના પ્રાધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ) એ તૈયાર કરેલો સંક્ષેપ]

*

## બ્રિટનનાં સાપ્તાહિકો

વિશ્વના બીજા કોઈ પણ દેશની પ્રજાની સરખામણી-માં અંગ્રેજ પ્રજા સહુથી વધારે વર્તમાનપત્રો વાંચતી હોવાનું જણાયું હોવા છતાં ઈંગ્લેન્ડમાં વર્તમાનપત્રની માલિકી અત્યન્ત નાજુક અને જોખમપૂર્ણ વ્યવસાય છે. દેશનું કદ ઘણું નાનું હોવાથી લાખોનો ફેલાવો ધરાવતાં પત્રો ઓછાં સફળ પત્રોને ક્યાંય હાંકી કાઢી શકે તેમ હોય છે અને વાહન તથા સન્દેશ-વ્યવહારમાં સુધારણા થતાં દેશનાં બીજાં શહેરોનાં પત્રો માટે પોતાનું સ્વયં અસ્તિત્વ ટકાવી રાખવાનું પણ અત્યંત વિકટ બનતું જાય છે. જાહેરખબરોની આવકને લીધે બીજા દેશોને તો તદ્દન વિચિત્ર જણાય તેવી પરિસ્થિતિ બ્રિટનમાં ઉદ્‌ભવી છે. પરિણામે લાખોનો ફેલાવો ધરાવતાં કેટલાંક પત્રોને પણ, તેઓ પૂરતાં નાણાં આપી શકે તેમ ન હોવાને કારણે, પ્રકાશન બન્ધ કરી દેવાની ફરજ પડી છે.

તાજેતરના મહિનાઓમાં દૈનિકો તથા રવિવારનાં પત્રોની ઘણી મોટી સંખ્યા નિષ્ફળ નીવડી છે. તેમ છતાં, સાપ્તાહિકોને ખાસ અસર થઈ નથી. સાપ્તાહિક પત્રોએ ક્યારેય લાખોનો ફેલાવો તથા કમાણી ધરાવતાં દૈનિકો સાથે હરિફાઈ કરવાનો પ્રયાસ કર્યો નથી. સાપ્તાહિકોને ૨૫-૩૦ હજારના ફેલાવાથી પણ સંતોષ હોય છે અને તેમાં કામ કરતા પત્રકારો વગેરે પણ ધનવાન થવાની બિલકુલ ઇચ્છા રાખતા હોતા નથી. પત્રકારોને તે જાતનું કામ ગમતું હોવાને લીધે જ તેને તેઓ વળગી રહે છે. તેમને મોટા આંકડાવાળા ચેકોની પણ તમા નથી હોતી. પરન્તુ સાપ્તાહિકોને પણ જાહેરખબરોની કમાણી-નો પ્રશ્ન એટલો જ મૂંઝવે છે. આ પ્રકારની કમાણીને અભાવે "ધ નેશન", "ધિ ઍથેનીઅમ", "ધ સૅટરડે રિવ્યુ", "ધ ગાર્ડિઅન" (માન્ચેસ્ટર ગાર્ડિઅન નહિ) જેવાં સંખ્યાબન્ધ ઉત્કૃષ્ટ પત્રો પણ બન્ધ પડી ગયાં છે.

સાપ્તાહિકો સર્વદા નાણાંભીડનો અનુભવ કરતાં આવ્યાં હોવા છતાં થોડાં વર્ષ પહેલાં વેપારી પદ્ધતિના ટેલીવિઝન કાર્યક્રમોને લીધે તેમની જાહેરખબરોની આવક માટે ઘણો મોટો ભય ઉત્પન્ન થયો હતો. થોડો સમય તો મહિલાઓ-નાં રંગબેરંગી સુશોભિત સાપ્તાહિકો જ ચાલુ રહે અને બીજાં બધાં બન્ધ પડી જાય તેમ જણાતું હતું. પરન્તુ તે ભય બિનપાયાદાર પુરવાર થયો છે અને બલ્કે "ટાઇમ ઍન્ડ ટાઇડ" જેવા સાપ્તાહિકને પણ અણધારી સહાય મળી રહેતાં બધાં જ જેમનાં તેમ ચાલુ રહ્યાં છે. હાલ તુરત તો કોઈ પણ સાપ્તાહિક બન્ધ પડે તેમ સંભળાતું નથી.

"ધ સ્પેક્ટેટર", "ધ ન્યૂ સ્ટેટ્સમન ઍન્ડ નેશન" તથા "ઇકૉનૉમિસ્ટ" અગ્રગણ્ય સાપ્તાહિકો ગણાય છે. "ધ સ્પેક્ટેટર" નામ કાને પડતાં જ સ્ટીલ, ઍડિસન તથા રાણી ઍનના સમયની સ્મૃતિ તાજી થાય છે. પરન્તુ આધુનિક સમયનું "ધ સ્પેક્ટેટર" એક સદી જૂનું છે. આજે તો માનવતાપૂર્ણ પ્રશ્નોને લગતી તીખી તમતમતી ટીકાઓને કારણે તે સરકારની આંખમાં કણાની જેમ ખૂંચે છે.

"ધ ન્યૂ સ્ટેટ્સમન" મજૂર પક્ષની અન્દર વિપ્લવી પ્રવૃત્તિઓને હમેશાં જ ટેકો આપતું રહ્યું છે, અને તેના પ્રખ્યાત અધિપતિ મિ. કિંગ્ઝલી માર્ટિન તાજેતરમાં નિવૃત્ત થવા છતાં તેના પર તેમના વ્યક્તિત્વની છાપ અવશ્ય નજરે પડે છે.

"ઇકૉનૉમિસ્ટ" પત્ર "ધ સ્પેક્ટેટર" તથા "ધ ન્યૂ સ્ટેટ્સમન" બંને કરતાં વધારે દળદાર અને વધારે મોઘું પત્ર છે. ૧૯મી સદીની મધ્યમાં લગભગ વૉલ્ટર બૅજહટ-ના અધિપતિપદ હેઠળ તેનો ખરે જ સુવર્ણયુગ હતો. "ધ સ્પેક્ટેટર" તથા "ધ ન્યૂ સ્ટેટ્સમન"ની જેમ જ તે સામાન્ય પ્રકારનું પત્ર હોવાથી તેમાં સર્વ વિષયોને લગતા લેખો તથા સર્વ પ્રકારનાં પત્રોનાં અવલોકનો નજરે પડે છે. અગ્રલેખો સ્વતંત્ર વિચારો વ્યક્ત કરવા ઉપરાંત ગમે તે પક્ષની સરકાર સત્તા પર હોય તો પણ તેની નીતિની ટીકા કરે છે. વળી "ધ ઇકૉનૉમિસ્ટ" ખૂબ સમૃદ્ધ પત્ર

હોવાથી વિદેશોમાંથી વિગતવાર અહેવાલો નિયમિત મેળવતું રહે છે અને ઉપરાંત ચાલુ આર્થિક બનાવોને લગતા આંકડાઓથી ભરપૂર કોષ્ટકો પણ પ્રસિદ્ધ કરતું રહે છે. "ઇકૉનૉમિસ્ટ"ની આંકડા વિષયક માહિતીને લીધે જ તેની ઘણા મોટા પ્રમાણમાં ખરીદી થાય છે.

બ્રિટનમાં વિવિધ ધર્મો, ઉદ્યોગો, રમતગમતો, શોખની પ્રવૃત્તિઓ વગેરેને લગતાં પણ સંખ્યાબંધ સાપ્તાહિકો પ્રસિદ્ધ થાય છે. "ટેબ્લેટ" જેવાં કેટલાંક ધાર્મિક સાપ્તાહિકો ઉચ્ચ કોટિનાં હોવાથી બીજા પંથના લોકો પણ તે રસપૂર્વક વાંચે છે.

રમૂજી સાપ્તાહિકોમાં સ્વાભાવિક રીતે જ "પંચ" અગ્રસ્થાન ધરાવે છે. આજના સમયમાં રમૂજી સાપ્તાહિકોનું પ્રકાશન સહેલું નથી. હાલના કરતાં વિક્ટોરિયા યુગનો સમાજ વધારે એકસરખો હતો. તે લોકોનું શિક્ષણ સમાન હતું અને રમૂજવૃત્તિ પણ એકસરખી હતી. જ્યારે આપણો આધુનિક સમાજ ખૂબ જુદાંજુદાં હિતોવાળા નિષ્ણાતોનો બનેલો હોવાથી વ્યક્તિઓ માટે પરસ્પરને સમજવાનું ઉત્તરોત્તર મુશ્કેલ બનતું જાય છે. પરિણામે બધા લોકો એકસરખી રમૂજી વાતો સમજી પણ શકતા નથી. પરન્તુ તેમ છતાં ઘણા અંગ્રેજો તેને રાષ્ટ્રીય સંસ્થા તરીકે જાળવી રાખવાની તરફેણમાં છે.

"ધ લિસનર" દર અઠવાડિયે બી.બી.સી. પરથી આપવામાં આવતા રસપ્રદ વાર્તાલાપો પ્રસિદ્ધ કરે છે. "કન્ટ્રી લાઈફ" તેનાં સુન્દર મકાનો, ઘોડા, કૂતરા, પક્ષીઓ, સૃષ્ટિસૌન્દર્યનાં દૃશ્યો વગેરેનાં ચિત્રો, તેમ જ ચિત્રો અને રમતગમતો વિષેના વિચારો તથા અભિપ્રાયોની જેમ જ ચિત્રો તથા પુસ્તકો વિષેના વિચારો તથા અભિપ્રાયો માટે પણ એટલું જ જાણીતું છે. ૧૮૪૨માં સ્થપાયેલું "ઇલસ્ટ્રેટેડ લંડન ન્યૂઝ" ચાલુ બનાવો તથા સામાન્ય રસની બાબતો પ્રસિદ્ધ કરે છે. બીજા અનેક દેશોનાં આવાં સચિત્ર સાપ્તાહિકો પણ બરાબર તે ધોરણે જ સ્થાપવામાં આવ્યાં હતાં. છબીકલાના જન્મ પહેલાં સંખ્યાબન્ધ કલાકારો આ પત્રને હાથ વડે ચિત્રો દોરી આપતા.

"ધ સન્ડે ટાઇમ્સ" તથા "ધ ઑબ્ઝર્વર" દર રવિવારે પ્રસિદ્ધ થાય છે. અમેરિકાની પદ્ધતિએ તાજેતરમાં આ રવિવારનાં પત્રોએ સમાચારો ઉપરાંત વાર્તાઓ, સાહિત્યલેખો, પુસ્તકાવલોકન, નાટકો, સંગીત વગેરે પીરસતો એક જુદો મનોરંજન વિભાગ વિનામૂલ્યે આપવાનું શરૂ કરતાં તેને લીધે સાપ્તાહિક પત્રો માટે ભય ઊભો થશે કે કેમ તેવો પ્રશ્ન ઉદ્‌ભવ્યો હતો. રવિવારનાં પત્રોનો દાવો એવો છે કે તેઓ સાપ્તાહિકોમાં મળી આવતી ઘણીખરી બાબતો વિનામૂલ્યે પૂરી પાડતાં હોવાથી વાચકોને લાભ થાય છે અને તેથી કરીને સાપ્તાહિકોને નુકસાન થાય તો તેનો ઉપાય નથી. પરન્તુ સાપ્તાહિકો આખો અઠવાડિયા સુધી વંચાતાં હોવાથી તેમની નકલોની ખપત પર ખાસ કશી અસર થઈ નથી.

બીજા વિશ્વયુદ્ધ દરમિયાન કાગળની તંગીને લીધે દૈનિક પત્રોનાં કદ ઘટાડી નાંખવાં પડ્યાં હતાં, તેને લીધે સાપ્તાહિકોનો વધી ગયેલો ફેલાવો આજ સુધી ચાલુ જ રહ્યો છે. "ધ ઇકૉનૉમિસ્ટ"નો ફેલાવો પાંચગણો અને "લિસનર"નો ત્રણગણો થઈ ગયો છે. સમ્ભવ છે કે રવિવારનાં પત્રોના મનોરંજન વિભાગોને લીધે ગંભીર સ્વરૂપનાં વાચન માટેની ભૂખ ઓર પ્રબળ બની છે.

[ક્રિસ્ટોફર હૉલિસ લિખિત આ લેખ "બ્રિટિશ ઇન્ફર્મેશન સર્વિસીઝ" પ્રકાશિત સમાચાર-માહિતીપત્રના તા. ૨૧-૧૨-૬૧ના અંકમાંથી સાભાર ઉતાર્યો છે.]

# સામાન્ય જ્ઞાન

## પ્રશ્નો

૧

પોર્ટુગલના તાબા નીચેનાં સંસ્થાનોનાં નામ આપો.

૨

ભારતના દસ પ્રસિદ્ધ સંગીતજ્ઞોનાં નામ આપો.

૩

પ્રાચીન ગુજરાતમાં કયા સંવત પ્રચલિત હતા?

૪

નીચેની સંજ્ઞાઓ સમજાવો: WHO, GATT, FAO;

ILO, IFC, D.Sc., F.B.A., DVC, M.L.A., U.P.S.C.

૫

નીચેના પ્રાચીન ભારતીય ગ્રન્થોના લેખકોનાં નામ લખો: મહાભારત, બુદ્ધચરિત, ઉત્તરરામચરિત, બ્રહ્મસૂત્ર, વિક્રમોર્વશીય, સિદ્ધહેમશબ્દાનુશાસન, મહાભાષ્ય, કાવ્યપ્રકાશ, અર્થશાસ્ત્ર, રામચરિતમાનસ.

૬

નીચેનાં પ્રસિદ્ધ યુદ્ધોનો સમય જણાવો: મહાભારત, પાણીપત–૧, પાણીપત–૨, પ્લાસી, અમેરિકન સ્વાતંત્ર્ય-યુદ્ધ, ટ્રફાલ્ગાર, વૉટરલૂ, અમેરિકન આંતરવિગ્રહ, પ્રથમ વિશ્વયુદ્ધ, બીજું વિશ્વયુદ્ધ.

૭

જગતનાં સૌથી વધારે વસ્તીવાળાં સાત શહેરોનાં નામ આપો.

૮

નીચેનાં સ્થળો અને દેશોને ક્રમમાં ગોઠવો: સિલોન, અયોધ્યા, બગદાદ, ટર્કી, કૅન્ટન, ઉત્તરપ્રદેશ, કૉન્સ્ટંટીનોપલ, ચીન, ભુવનેશ્વર, હંગેરી, ઓરિસ્સા, બુડાપેસ્ટ, ઇરાક.

ઍડમ્સ બ્રિજ.

૯

ટાંગાનિકાના સ્વાતંત્ર્ય અંગે ટૂંકી નોંધ લખો.

૧૦

નીચેનાં વાક્યો અને પંક્તિઓના લેખકોનાં નામ આપો:

૧ પૃથ્વી ઉછંગે ઉછરેલ માનવી
હું માનવી માનવ થાઉં તો ઘણું.
૨ ઓ રસતરસ્યાં બાળ રસની રીત ન ભૂલશો
પ્રભુએ બાંધી પાળ રસસાગરની પુણ્યથી.
૩ જગની સર્વ કડીઓમાં સ્નેહની સર્વથી વડી.
૪ शरीरमाद्यं खलु धर्मसाधनम्।
૫ ऊर्ध्वबाहुर्विरौम्येष न च कश्चिच्छृणोति माम्।
धर्मादर्थश्च कामश्च स धर्मः किं न सेव्यते॥
૬ Where ignorance is bliss,
'Tis folly to be wise.
૭ A Thing of beauty is a joy for ever
Its loveliness increases; it will never
Pass into nothingness.

## જવાબો

૧

| સંસ્થાન | વિસ્તાર (ચો.મા.) | વસ્તી |
|---|---|---|
| ઍંગોલા | ૪૮,૧૦૦ | ૪૧,૪૫,૨૬૬ |
| મોઝામ્બીક | ૨,૯૭,૭૩૧ | ૬૩,૧૦,૦૦૦ |
| સાઓટોમ અને પ્રિન્સીપી ટાપુ | ૩૭૧ | ૬૦,૧૫૯ |
| કેપ વર્દે | ૧,૫૫૧ | ૧,૫૦,૦૦૦ |
| દીવ, દમણ અને ગોવા | ૧,૩૪૪ | ૬,૩૭,૫૯૧ |
| પોર્ટુગીઝ ગીની | ૧૩,૯૪૮ | ૫૨,૦૦૦ |
| મકાઓ | ૬ | ૫,૦૦,૦૦૦ |
| ટીમોર | ૭,૩૮૩ | ૫,૦૦,૦૦૦ |

૨

રવિશંકર, અલી અકબરખાં, ઓમકારનાથ, વિલાયતખાં, રાધિકામોહન મૈત્ર, જ્ઞાનપ્રકાશ ઘોષ, કે. એસ. નારાયણસ્વામી, એસ. બાલચંદ્ર, ટી. એન. કૃષ્ણન્, ટી. વિશ્વનાથન.

૩

| | |
|---|---|
| વિક્રમ સંવત | ઈ. સ. ૫૭ |
| શક સંવત | ઈ. સ. ૭૮ |
| કલચુરી સંવત | ઈ. સ. ૨૪૯ |
| વલભી સંવત | ઈ. સ. ૩૧૮ |

૪

વર્લ્ડ હેલ્થ ઑર્ગેનાઇઝેશન, જનરલ ઍગ્રીમેન્ટ ઑન ટેરિફ્સ ઍન્ડ ટ્રેડ, ફૂડ ઍન્ડ ઍગ્રિકલ્ચર ઑર્ગેનાઇઝેશન, ઇન્ટરનૅશનલ લેબર ઑર્ગેનાઇઝેશન, ઇન્ટરનૅશનલ ફાઇનાન્સ કૉર્પોરેશન, ડૉક્ટર ઑફ સાયન્સ, ફેલો ઑફ બ્રિટિશ ઍકેડેમી, દામોદર વૅલી કૉર્પોરેશન, મેમ્બર ઑફ ધ લેજિસ્લેટિવ ઍસેમ્બ્લી, યુનિયન પબ્લિક સર્વિસ કમિશન.

૫

વ્યાસ, અશ્વઘોષ, ભવભૂતિ, બાદરાયણ, કાલિદાસ, હેમચન્દ્રાચાર્ય, પતંજલિ, મમ્મટ, કૌટિલ્ય, તુલસીદાસ.

૬

| | |
|---|---|
| મહાભારત | ઈ. પૂ. ૩૧૦૨ |
| પાણીપત–૧ | ઈ. સ. ૧૫૨૬ |
| પાણીપત–૨ | ,, ૧૫૫૬ |
| પ્લાસી | ,, ૧૭૫૭ |

| | | |
|---|---|---|
| અમેરિકન સ્વાતંત્ર્ય-યુદ્ધ | ઈ. સ. | ૧૭૭૬ |
| ટ્રફાલગર | ,, | ૧૮૦૫ |
| વૉટરલૂ | ,, | ૧૮૧૫ |
| અમેરિકન આંતરવિગ્રહ | ,, | ૧૮૬૦ |
| પ્રથમ વિશ્વયુદ્ધ | ,, | ૧૯૧૪ |
| બીજું વિશ્વયુદ્ધ | ,, | ૧૯૩૯ |

૭

| | |
|---|---|
| લંડન | ઈંગ્લૅન્ડ |
| ન્યૂયૉર્ક | અમેરિકા |
| ટોકિયો | જપાન |
| કલકત્તા | ભારત |
| મૉસ્કો | રશિયા |
| શાંગહાઈ | ચીન |
| શિકાગો | અમેરિકા |

૮

| | |
|---|---|
| કૉન્સ્ટંટીનોપલ | ટર્કી |
| ઍડમ્સ બ્રિજ | સિલોન |
| અયોધ્યા | ઉત્તર પ્રદેશ (ભારત) |
| બગદાદ | ઈરાક |
| ભુવનેશ્વર | ઓરિસ્સા (ભારત) |
| બુડાપેસ્ટ | હંગેરી |
| કૅન્ટન | ચીન |

૯

ટાંગાનિકાનું સ્વાતંત્ર્ય

૨૦ વર્ષ સુધી જર્મનોને અધીન અને ૪૩ વર્ષ સુધી બ્રિટનને તાબે રહેલ ટાંગાનિકા તા. નવમી ડિસેમ્બર ઓગણીસો ને એકસઠને દિવસે સ્વતંત્ર થયું અને આફ્રિકાનાં અઠ્ઠાવીસ સ્વતંત્ર રાજ્યોમાં એકનો વધારો કર્યો. ટાંગાનિકા બ્રિટિશ પૂર્વ આફ્રિકાના દેશો–કેન્યા, ઝાંઝીબાર, ટાંગાનિકા અને યુગાન્ડા–માં સૌથી મોટો દેશ છે.

અત્યારના વડાપ્રધાન જુલિયસ નિયેરેર ટાંગાનિકાના સ્વાતંત્ર્યના પ્રણેતા છે. ટાંગાનિકાને સ્વાતંત્ર્ય અપાવવામાં ઇટાલિયન, ગ્રીક, જર્મન, ભારતીય, પાકિસ્તાની, ગોઅન, અને આરબ પ્રજાજનોનો ટેકો હતો.

૧૦

સુન્દરમ્, ન્હાનાલાલ, ઉમાશંકર જોષી, કાલિદાસ, વ્યાસ, ટૉમસ ગ્રે, કીટ્સ.

[સંપાદક: જે. એમ. શુકલ, સંસ્કૃત અને પ્રાચીન ભારતીય સંસ્કૃતિના પ્રાધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ-૯]

*

# દેશવિદેશના પ્રવાહો

**પુરુષોત્તમ ગણેશ માવળંકર**

**આં**તરરાષ્ટ્રીય **૧૯૬૧ના આથમતા વર્ષે.....** ક્ષેત્રે કૉંગોમાંની ચાલુ વધતી કટોકટી અને રાષ્ટ્રીય ક્ષેત્રે સામાન્ય ચૂંટણીઓના અવસર પર ભજવાઈ ગયેલી ગોવાની કહેવાતી કટોકટી એ બે બનાવો પર કાંઈક વધારે ભાર આપીએ તો ૧૯૬૧ના વર્ષને તંગદિલીઓનું વર્ષ–Year of Tensions–કહી શકાય. એમાંથી હવે, નવોદિત ૧૯૬૨ના વર્ષમાં, જે સારાં-નરસાં પરિણામો નીપજશે એનાં ખાટાં-મીઠાં ફળ તો આપણે સહુ ચાખીશું જ! બીજી રીતે જોઈએ તો, ૧૯૬૧નું વર્ષ 'કૉંગો અને ગોવાનું વર્ષ' તરીકે ગણાવી શકાય.

પ્રથમ, દેશમાંના કેટલાક બનાવો વિષે રાખેલા સુજબ, પરદેશનાં આપણાં મોંઘેરાં મહેમાનો આવ્યાં ને ગયાં. બ્રિટનનાં રાણી એલિઝાબેથ અને એમના પતિ ડ્યૂક ઑફ એડિનબરો લગભગ વર્ષારંભે પધાર્યાં; તો લગભગ વર્ષાન્તે રશિયાના પ્રમુખ બ્રેઝનેવે આપણે આંગણે પગલાં માંડ્યાં. દરમિયાનના મહિનાઓમાં અમેરિકન ઉપપ્રમુખ લિન્ડન જૉન્સન, જાપાનના વડા પ્રધાન ઇકેડા, મલાયાના સર્વોપરિ રાજા, હંગેરીના વડા પ્રધાન, આર્જેન્ટિનાના પ્રમુખ વગેરે મહાનુભાવો આવી ગયા. આમ, મુલાકાતીઓમાં પણ આપણે જાણે-અજાણ્યે આપણી 'તટસ્થતાની વૃત્તિ' બતાવી! "બધા જ આપણે મન મિત્રો છે; કોઈ આપણે મન દુશ્મન નથી" એ ભાવના જાણે વ્યક્ત થઈ. રાજધાની નવી દિલ્હીમાં પ્રતિવર્ષની જેમ અનેક આંતરરાષ્ટ્રીય મેળા ભરાયા. ખાસ કરીને, વર્લ્ડ હેલ્થ ઑર્ગેનાઇઝેશન,

વર્લ્ડ કાઉન્સિલ ઑફ ચર્ચીઝ અને એશિયન નિયોજકોની પરિષદો આ સંદર્ભમાં ઉલ્લેખનીય છે. વડા પ્રધાન નેહરુએ 'તટસ્થો'ની પરિષદ માટે બેલગ્રેડની મુલાકાત લીધી, વળતાં તેઓ મૉસ્કો જઈ આવ્યા, અને થોડાં અઠવાડિયાંમાં જ એમણે લંડન તથા વૉશિંગ્ટનની મુલાકાતો લીધી. ખ્રુશ્ચોવ અને કેનેડી સાથે નેહરુએ અંગત, સીધેસીધી વાતચીતો કરી. એમાં પણ 'તટસ્થતા' જળવાઈ જ! નાણાંપ્રધાને રોજિંદી વાર્ષિક પરદેશી મુલાકાતો આટોપી, અને દેશ માટે વધારે નાણાં બહારનાઓ પાસેથી મેળવ્યાં. પંજાબી સૂબો ન થયો, પણ અલગ એકમ તરીકે નાગાલૅન્ડની રચના થઈ. મુસ્લિમ અને હિંદુ 'કન્વેન્શન્સ' રાજધાનીમાં ભેગા મળ્યાં, પરંતુ દિલ્હીમાં જ 'રાષ્ટ્રીય એકતા પરિષદ' પણ ભરાઈ; અને જાણે કે, "પાપ કરનારાઓએ" પ્રાયશ્ચિત્ત કર્યાનું સાંત્વન મેળવ્યું! ત્રીજી પંચવાર્ષિક યોજના શરૂ થઈ અને ઔદ્યોગિક ક્રાંતિની આગેકદમ ઓર બઢી. શિક્ષણનું આયોજન અને લોકશાહીતંત્રની રચના વિષે પરિષદોમાં ને અન્યત્ર ચર્ચાવિચારણા થઈ. વિકેન્દ્રીકરણના પ્રયોગો પણ શરૂ થયા. રાજકીય પક્ષોની કામગીરી વધી પડી, પક્ષીય તંત્રોમાં નવી ઝમક આવી, ચૂંટણીઓના ટાણે વિવિધ પક્ષોના જાહેરનામાં પ્રસિદ્ધ થયાં, ઉમેદવારોની હારમાળાઓ ખડી થઈ, કોને કાઢવા ને કોને લેવા એની શેતરંજો આબાદ રમાઈ! ચૂંટણી લડવા માટે નાણાં ભેગાં થવા લાગ્યાં. કાનપુરની એક સભામાં 'ના ના' કહેતાં નેહરુએ હવે લાખો રૂપિયા સાભાર સ્વીકારવાનું શરૂ કર્યું! ભાવનગરમાં કૉંગ્રેસનું વાર્ષિક અધિવેશન મળ્યું; ૧૯૬૨ના પ્રારંભમાં પટણામાં મળી રહ્યું છે. લોકોને આંજી નાખવામાં આવાં અધિવેશનો લાખ્ખો રૂપિયા ખર્ચી કાઢે છે! ઓરિસ્સામાં બંધારણીય કટોકટી બાદ પ્રમુખનું શાસન થોડો વખત ચાલ્યું, અને પછી થએલી વચગાળાની ચૂંટણીઓમાં કૉંગ્રેસે બહુમતી મેળવીને સત્તાસૂત્રો ગ્રહણ કર્યાં. ચીનની સામ્યવાદી હકૂમતની જોહુકમી આપણા પર વધી છે, વધુ પ્રદેશ ચીને પચાવ્યો છે, આપણી નીતિ હજી 'થોભો ને જુઓ'ની રહી છે! ગોવાના પ્રશ્નથી ચીન તરફની આપણી પ્રજાકીય નજર વધુ કરડી ને કઠોર થતી અટકી છે! આમાં પક્ષના લાભમાં કદાચ રાષ્ટ્રની અને આપણી ઇજ્જતની હાનિ થઈ રહી છે. ૭મી માર્ચે ગૃહપ્રધાન પંડિત ગોવિંદ વલ્લભ પંતનું અવસાન થયું. પંતજીની પીઢ, શાણી, ચપળ સલાહથી ભારત સરકાર અને દેશ હવે કાયમનાં વંચિત બન્યાં છે.

હવે આંતરરાષ્ટ્રીય બનાવો: રશિયાના મેજર ગાગારિન અને અમેરિકાના ઍલન શેપર્ડ એ બે પ્રથમ અવકાશયાત્રીઓનાં ગગનચુંબી ઉડ્ડયનોએ જ્ઞાનવિજ્ઞાનનાં નવાં ક્ષિતિજ ખોલ્યાં છે. ધરતી પર કલહ ચાલુ છે, દૂરસુદૂર સહકાર ને સંશોધનનો ઉત્સાહ શરૂ થયો છે! લાઓસમાંના આંતરવિગ્રહની મુશ્કેલીઓ શમી નથી. કૉંગોએ સમગ્ર 'યુનાઈટેડ નેશન્સ'ને ત્રાજવે મૂકી દીધું છે! વણકલ્પ્યું, અને અધકચરી તૈયારીઓ ધરાવતું, યુ. એન. તંત્ર કૉંગોના બનાવોમાં ઘણે ઊંડે સુધી ઘસડાયું છે. ડાગ હામરશલ્ડના ઓચિંતા અવસાનથી યુ. એન.નું કાર્યકર-જૂથ ઘણું પાંગળું બની ગયું છે. નવા કામચલાઉ મહામંત્રી યૂ થાન્ટની પ્રતિભા ને કામગીરીનાં સ્પષ્ટ ને દૃશ્ય સુપરિણામો મેળવવામાં વાર લાગશે. ટાંગાનિકા સ્વતંત્ર રાષ્ટ્ર બન્યું છે, ઘાનામાં આંતરિક રાજકીય મડાગાંઠ વધી છે, દક્ષિણ આફ્રિકાને રાષ્ટ્રસમૂહમાંથી રૂખસદ મળી છે. લૅટિન અમેરિકામાં પ્રસરતા સામ્યવાદ તરફ અમેરિકા સચિંત નજરે જોતાં, કૅસ્ટ્રોના ક્યૂબા ઉપર, કેનેડીતંત્રની સક્રિય સહાનુભૂતિ વડે, કસમયનો ને કાચો હુમલો થયો. સ્વાભાવિક જ તે નિષ્ફળ ઠર્યો. કેનેડીએ જાહેર કરેલાં 'નવાં ક્ષિતિજો'નો અમલ ક્યાંક જોશમાં, ક્યાંક મંદપણે શરૂ થયો છે; અને જ્યાં વધુ પડતું જોશ બતાવાયું ત્યાં ભૂલો પણ થઈ છે. બર્લિનનો પ્રશ્ન હજી જેવો ને તેવો સળગતો ચાલુ રહ્યો છે. પશ્ચિમ જર્મનીમાં ચાન્સેલર ઍડનાવર સતત ચોથી વાર સત્તાસ્થાને ચૂંટાઈ આવ્યા છે. જૂનમાં વિએના ખાતે કેનેડી–ખ્રુશ્ચોવની મોઢામોઢ વાતચીતો થઈ; પણ અણુબૉમ્બ-અખતરાઓ હવે બન્ને પક્ષે ફરી ચાલુ થયા છે, કટાંગામાં શાહીવાદ બરાબર લડી રહ્યો છે (લુમુમ્બા જેવાની એમાં આહુતિ પણ પડી), યુ. એન. ની હસ્તી ભયમાં છે, મહાસત્તાઓની સાઠમારી બહુ વધી નથી તો યે ખાસ ઘટી પણ નથી! લૉર્ડ પેથિક–લૉરેન્સના અવસાનથી સુંદર, સ્વસ્થ, છતાં બળવાખોર અને બુદ્ધિમાન રાજનીતિજ્ઞની ખોટ પડી છે.

૧૯૬૧ના વર્ષના મહત્ત્વના એવા આ બધા છૂટક બનાવોના ઉલ્લેખ માત્રથી પણ જોઈ શકાશે કે વિશ્વમાંની તંગદિલી માટે પ્રજાઓ, અને ખાસ કરીને સરકારો, જોઈએ તેટલો મસાલો પૂરો પાડતા હોય છે! ઉદય પામતું ૧૯૬૨નું નવું વર્ષ એમાંથી શું પેદા કરશે? વધારે તંગદિલી કે વધારે શાંતિ? એનો જવાબ આપણે સહુ દેશો અરસપરસ કેવી મનોવૃત્તિ, કેવો સહકાર અને કેવી સક્રિય કામગીરી કરી બતાવીએ છીએ એના પર અવલંબે છે!

*



'કોઈ ભાષાના સાહિત્ય પ્રત્યે મમત્વ અને પ્રેમ માત્ર ધરાવવાથી પર્યાપ્તિ થતી નથી, એ તો આપણે સમજી શકીએ તેમ છીએ. ભાષાના સાહિત્યમાં જે જે વિષયોના ગ્રન્થો રચવાના હોય તે તમામ વિષયોનો ઊંડો, મનનપૂર્વક અભ્યાસ કરવાની જરૂર રહે છે. ખરી ખંત, ધીરજ અને ઝીણવટથી જ્યાં સુધી વિષયનો અભ્યાસ ન થાય ત્યાં સુધી ઉપરચોટિયા જ્ઞાનનાં પુસ્તકો રચાય અને તેવા સાહિત્યનું મૂલ્ય પણ તેટલું જ અંકાય. સારાં ભાષાન્તરો અને મૌલિક પુસ્તકો રચાવા માટે પ્રત્યેક વિષયનો અભ્યાસ કરનાર સાચા વિદ્વાનોની મોટી સંખ્યા હોય એ જરૂરનું છે. બીજી ભાષાઓનાં સાહિત્ય, સાચા શોધકોનો પરિચય અને સાચો વિદ્યાવ્યાસંગ હોય તો એ કાર્યની સિદ્ધિ થાય. આવી વ્યક્તિઓ આપણા સાહિત્યને સુભાગ્યે કોઈ કોઈ જગ્યાએ દેખા દે છે, પણ તેવાઓની સંખ્યા અલ્પ નહિ પરંતુ મોટી હોવી જોઈએ. માત્ર જેઓ સાહિત્યને જ પોતાના જીવનનું ધ્યેય બનાવે છે તેમને દ્રવ્યોપાર્જનની ઉપાધિમાંથી મુક્ત રાખવાની ખાસ આવશ્યકતા છે. પ્રાચીન જમાનામાં બ્રાહ્મણોનાં જે કર્તવ્ય ગણાવ્યાં છે તે કર્તવ્ય યથાર્થ રીતે બજાવી શકે તેમ જ પ્રજાના બીજા વર્ગોને દોરવણી આપતા રહેતાં અર્થપ્રાપ્તિની ચિંતા તેમને ન રહેવી જોઈએ એ આશય હતો. દુર્ભાગ્યે એ હેતુ ચાલ્યો ગયો અને બ્રાહ્મણો કાંઈ પણ કારણ વગર પરાવલંબી થતાં શીખ્યા. આજે પણ જે જે દેશોમાં વિદ્વાનોને, દરેક પ્રકારની શોધખોળ કરનારને અને વિચારકોને રાજ્ય તરફથી ઉત્તેજન મળે છે, અર્થાત્ જે દેશોમાં અભ્યાસીઓને પોતાના જીવન-નિર્વાહ માટે સમય કાઢવો પડતો નથી તે દેશોમાં સાહિત્ય, વિજ્ઞાન, શોધખોળ અત્યંત આગળ વધેલાં જોવામાં આવે છે. આપણા દેશમાં ધનિકો ધારે તો આ કાર્ય દેશપ્રેમની ભાવનાથી ઉપાડી લઈ શકે; અને તેમ થાય તો જ આપણું સાહિત્ય બીજા દેશોના સાહિત્યની બરોબરી કરી શકે તેવું થાય. માત્ર સાહિત્યક્ષેત્રમાં કામ કરનાર વ્યક્તિઓનો દેશપ્રેમ કે ભાષાપ્રેમ હોય તે પૂરતો નથી. તેમને ઊભા રાખનાર, તેમને ઉત્તેજન આપનાર અને તેમના પ્રયત્નોને પ્રકાશમાં મૂકનાર વ્યક્તિઓ અને સંસ્થાઓની સહાયતાની જરૂર છે. જે અલ્પ સંખ્યામાં આપણી ભાષાના વિદ્વાનો છે તેમના સંસર્ગનો લાભ લઈ નવા અભ્યાસકોએ પોતાનું કાર્ય શરૂ કરવાની આવશ્યકતા છે. તેઓ જે સર્વ જાણે છે તે લખીને પ્રસિદ્ધ કરી શકતા નથી. તેમના જ્ઞાનભંડાર ઠાલવવા માટે વિદ્યાર્થીઓના વર્ગો એ જ એક સ્થાન છે અને તેથી વિદ્યાર્થીઓએ આ અમૂલ્ય તકનો લાભ લેવા ચૂકવું ન જોઈએ. તેમણે જીવન પર્યન્ત પ્રાપ્ત કરેલી જ્ઞાનસામગ્રી એળે ન જાય તે નવા જમાનાના અભ્યાસકોએ જોવાનું છે. ગુજરાતી ભાષામાં authority—એટલે કે જેમનાં વચન સર્વમાન્ય ગણાય એવા વિદ્વાનો જૂજ છે અને નવા જમાનામાં જે વિદ્વાનો થશે તેમને ગયા જમાનાના વિદ્વાનો જેટલાં ઊંડાં મનન અને અભ્યાસની તક ભાગ્યે જ મળે તેમ છે. પહેલાંના જમાના અને આ જમાના વચ્ચે મૂલગત ભેદ છે. એટલે તે પ્રકારનો અભ્યાસ કરવાની બધી અનુકૂળતા સમયને અભાવે અથવા બીજા કારણસર મળવી મુશ્કેલ છે. આથી ગયા જમાનાના વિદ્વાનોની વિદ્વત્તાનું મૂલ્ય જેટલું આંકીએ તેટલું ઓછું છે.

તે ઉપરાંત વિદ્વાનોનું સાહિત્ય જગત આગળ ધરનાર ધનવાનોની જરૂર છે. શ્રીમંત વર્ગ પોતાના ધનનો આથી વધારે સદુપયોગ કયો કરી શકે? વિદ્વાનો કાંઈ પૈસા આપ્યાથી ઉત્પન્ન નથી કરાતા, છતાં જેઓને અભ્યાસ તરફ વૃત્તિ હોય, ગ્રન્થ-લેખનની શક્તિ હોય તેઓ સવારથી સાંજ સુધી પેટનું પૂરું કરવામાં રોકાયેલા રહે, તેના કુટુંબની તેને નિરંતર ચિંતા રહે, તેને અભ્યાસ-સામગ્રી પ્રાપ્ત કરવાનાં સાધન ન હોય, એવી સ્થિતિમાં આપણું સાહિત્ય શિષ્ટ ગ્રન્થોથી છલોછલ ભરાય એ આશા વ્યર્થ છે. નવાઈ તો એ છે કે આવી સ્થિતિ છતાં સરસ્વતીના સાચા ભક્તો અર્ધું ખાઈ, અર્ધા ભૂખ્યા રહી, બિલકુલ પ્રોત્સાહનહીન પરિસ્થિતિમાં, પોતાની અનેક શક્તિના ફાલ આપણને આપી રહ્યા છે.'

વિદ્યાગૌરી રમણભાઈ નીલકંઠ

…ાનસુધા' (ભાષણો અને લેખોનો સંગ્રહ) ૧૯૫૭. પૃ. ૫૪–૫૬]

# અભ્યાસ

વિચાર અને વિવેચનનું સામયિક

"અમે, ભારતના લોક, ભારતને સાર્વભૌમ પ્રજાસત્તાક રાજ્ય બનાવવા માટે તથા તેના સર્વ નાગરિકોને સામાજિક, આર્થિક અને રાજનૈતિક ન્યાય, વિચાર, અભિવ્યક્તિ, માન્યતા, ધર્મ અને ઉપાસનાની સ્વાધીનતા તેમ જ દરજ્જાની અને તકની સમાનતા મેળવી આપવા માટે, તથા એ સૌમાં વ્યક્તિનું ગૌરવ અને રાષ્ટ્રની એકતા સિદ્ધ કરી આપે તેવી બંધુતા વધારવા માટે દૃઢ સંકલ્પ-પૂર્વક અમારી બંધારણસભામાં આજે ૧૯૪૯ના નવેમ્બરની છવ્વીસમી તારીખે આથી આ સંવિધાન અંગીકૃત, અધિનિયમિત (કાયદાનું રૂપ આપીએ છીએ) અને આત્માર્પિત કરીએ છીએ."

**ભારતનાં સંવિધાનમાંનો પ્રસ્તાવ**

[સ્વતંત્ર ભારતના પ્રજાસત્તાકના, તા. ૨૬ જાન્યુઆરી ૧૯૫૦થી અમલમાં આવેલ, બંધારણના આમુખના શબ્દો]

વર્ષ ૧
અંક ૬
જાન્યુઆરી · ૧૯૬૨
સંપાદક · પુરુષોત્તમ ગણેશ માવળંકર

# અભ્યાસ

સંપાદક : પુરુષોત્તમ ગણેશ માવળંકર

વર્ષ ૧ • અંક ૬ જાન્યુઆરી ૧૯૬૨


## અનુક્રમ



*

## અભ્યાસ


* વાર્ષિક લવાજમ રૂપિયા આઠ, છમાસિક રૂપિયા પાંચ, છૂટક અંકનો રૂપિયો એક.
* 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧ એ સરનામે લવાજમ રૂબરૂ ભરી શકાશે.
* મનીઑર્ડરથી કે ચેકથી લવાજમ-પુ. ગ. માવળંકર, 'પ્રગતિ', ૧૫ મહારાષ્ટ્ર સોસાયટી, અમદાવાદ-૬ એ સરનામે-મોકલવું, તથા ચેક પુ. ગ. માવળંકરના નામનો લખવો, એવી વિનંતી છે.
* 'અભ્યાસ' માટે લેખો શાહીથી પાનાની એક તરફ અને સુવાચ્ય અક્ષરે મોકલવા, અને લેખો તથા અવલોકન માટેનાં પુસ્તકો 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧ને સરનામે મોકલવા વિનંતી છે.
* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.

મુદ્રક અને પ્રકાશક : પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન : કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

# નૈવેદ્ય

दैवे पुरुषकारे च कर्मसिद्धिर्व्यवस्थिता।
तत्र दैवमभिव्यक्तं पौरुषं पौर्वदेहिकम्॥
केचिद्दैवात्स्वभावाद्वा कालात्पुरुषकारतः।
संयोगे केचिदिच्छन्ति फलं कुशलबुद्धयः॥

याज्ञवल्क्यस्मृतिः। १–१३–३४९,३५०।

ભાવાર્થ: દૈવ અને પુરુષાર્થ–એ બન્નેને અધીન કર્મસિદ્ધિ છે. પૂર્વજન્મમાં કરેલા (આ જન્મમાં ફલ-સ્વરૂપે) અભિવ્યક્ત થતા પુરુષાર્થને દૈવ કહેવામાં આવે છે. કેટલાક વિદ્વાનો દૈવથી, કેટલાક સ્વભાવથી, કેટલાક કાળથી અને કેટલાક પુરુષાર્થથી (ઇષ્ટ અથવા અનિષ્ટ) ફલની સિદ્ધિ થાય છે એમ માને છે, જ્યારે કેટલાક નિપુણબુદ્ધિ પુરુષો દૈવ વગેરેના સમુચ્ચયથી ફલની પ્રાપ્તિ થાય છે, એમ સ્વીકારે છે.

નોંધ: યાજ્ઞવલ્ક્ય સ્મૃતિના આચારાધ્યાયમાં રાજધર્મપ્રકરણમાં આવતા ઉપર કહેલા શ્લોકોમાં દૈવ અને પુરુષાર્થ સંબંધી નિરૂપણ કરવામાં આવ્યું છે. દૈવ બલવાન કે પુરુષાર્થ બલવાન–એ વાદ ઘણા પ્રાચીન સમયથી ચાલ્યા કરે છે. કેટલાક દૈવથી સારા અથવા નરસા ફળની પ્રાપ્તિ થાય છે એમ માને છે, કેટલાક તે સ્વભાવથી જ થાય છે, કારણની અપેક્ષા રખાતી નથી એમ માને છે, કેટલાક કાળને તેનું કારણ કલ્પે છે અને કેટલાક વિદ્વાનો દૈવ વગેરેના સંયોગને શુભાશુભ પરિણામના કારણ તરીકે સ્વીકારે છે. ગ્રંથકાર તેમનો નિર્ણય દર્શાવે છે કે, 'यथाह्येकेन चक्रेण न रथस्य गतिर्भवेत्। एवं पुरुषकारेण विना दैवं न सिद्ध्यति॥' 'જેમ એક ચક્રથી રથની ગતિ થતી નથી તેમ પુરુષાર્થ વિના દૈવ સિદ્ધ થતું નથી.' આમ યાજ્ઞવલ્ક્ય દૈવ અને પુરુષાર્થ બન્નેના સંયોગથી કાર્યની સિદ્ધિ થાય છે એવો મત દર્શાવે છે.

કર્મ અને પુનર્જન્મનો સિદ્ધાન્ત પ્રાચીન ભારતીય સંસ્કૃતિના માન્ય સિદ્ધાન્તોમાંનો એક છે. કરેલું કર્મ નિષ્ફળ થતું નથી, તેનું શુભ અથવા અશુભ ફળ અવશ્ય ભોગવવું પડે છે, એવો અટળ સિદ્ધાન્ત છે. પોકારીને શાસ્ત્રમાં કહેવામાં આવ્યું છે કે, 'अवश्यमिह भोक्तव्यं कृतं कर्म शुभाशुभम्। नाभुक्तं क्षीयते कर्म कल्पकोटिशतैरपि॥' 'કરેલું શુભ અથવા અશુભ કર્મ અવશ્ય ભોગવવું પડે છે. કોટિશત કલ્પ વીતી જાય છતાં પણ ભોગવ્યા વિના કર્મ ક્ષીણ થતું નથી. આથી સમજાય છે કે, આ જન્મમાં પ્રાપ્ત થનારાં સુખ કે દુઃખ, સંપત્તિ કે વિપત્તિ પૂર્વે કરેલાં પ્રારબ્ધ-કર્મને અધીન છે એ નિશ્ચિત છે. આમ હોવા છતાં નિરુદ્યમી થઈ બેસી રહેવું એવો નિર્ણય તેમાંથી લેવો એ કર્મના નિયમની સાચી સમજણ નથી. સુખ-દુઃખ, સિદ્ધિ-અસિદ્ધિ વગેરેની પ્રાપ્તિ દૈવને અધીન છે તેમ સમજીને મનુષ્યે ઉદ્યોગ કરતાં, સત્કર્મ કરતાં અટકવાનું નથી. સૂક્ષ્મતાથી જોતાં પૂર્વ જન્મોમાં કરેલો પુરુષાર્થ જ દૈવરૂપે ફળે છે. આથી તો શાસ્ત્રોમાં સત્કર્મ કરવાનું, ઉદ્યમ કરવાનું વિધાન કર્યું છે અને 'चरन्वै मधु विन्दति' 'જે ફરે છે–ઉદ્યમ કરે છે તે મધની પ્રાપ્તિ કરે છે' અને ગીતામાં 'कर्मण्येवाधिकारस्ते' 'કર્મમાં જ તારો અધિકાર છે' એવું વિધાન કરવામાં આવ્યું છે. જો પુરુષાર્થ નિરર્થક હોય તો આયુર્વેદ વગેરે શાસ્ત્રો તેમ જ ધર્માચરણનો ઉપદેશ આપનારાં શાસ્ત્રોનું કોઈ પ્રયોજન રહે નહીં. જેમ સુવૃષ્ટિ થવા રૂપી દૈવની અનુકૂળતા અને બીજ વાવવા રૂપી પુરુષાર્થ પર સરસ અનાજનો પાક આધાર રાખે છે તેમ દૈવ અને પુરુષાર્થ બન્ને પર કર્મની સિદ્ધિ આધાર રાખે છે, એવો શ્લોકોમાંથી ફલિત થતો આશય મનનીય છે.

[સંપાદક: એ. જી. ભટ્ટ, સંસ્કૃતના પ્રાધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કોલેજ, અમદાવાદ]

*

# આપણું સ્થાનિક સ્વરાજ્ય

**નરસિંહ ચિંતામણ કેળકર**

['સાહિત્ય સમ્રાટ' કેળકરે 'કેસરી'ના તા. ૬ અને ૨૦ ફેબ્રુઆરી ૧૯૧૨ના અંકોમાં લખેલા બે લેખોનો શ્રીમતી પૂર્ણિમા પુ. માવજીકરે કરેલો અનુવાદ]

**હિંદુસ્તાનમાં** સ્થાનિક સ્વરાજ્ય હાલ સંક્રમણ-કાળમાં છે એવું કહેવામાં વાંધો નથી. સંક્રમણકાળમાં બે બાબતો સમાએલી હોય છે: એક અસ્તિત્વ અને બીજી સુધારો. જે સંસ્થા દિવસે દિવસે નામશેષ પામવાના માર્ગે ગઈ છે એના ફેરફારને આપણે સંક્રમણ કહેતા નથી. અસ્તિત્વ કાયમ રહેવું એ સંક્રમણનું પહેલું અંગ છે; અને બીજું અંગ કહીએ તો તે પરિસ્થિતિને અનુરૂપ થતો સુધારો. હિન્દુસ્તાનમાં સ્થાનિક સ્વરાજ્યની શરૂઆત થયાંને લગભગ ત્રીસ વર્ષ થયાં. આ સમય દરમિયાન આ સંસ્થાની પ્રગતિ જો કે જોઈએ તેટલી ઝડપથી થઈ નથી, તોપણ આ સંસ્થા ભવિષ્યમાં ટકી રહેવાની છે એ વિષે હવે શંકા નથી. સ્થાનિક સ્વરાજ્યના ઇતિહાસની હમણાં જ ક્યાંક શરૂઆત થઈ છે. આ સંસ્થા બાલ્યાવસ્થાનું પહેલું પગથિયું ઓળંગી બીજા પગથિયાં પર આવી છે. ૧૮૮૨-૮૩ની સાલમાં, લૉર્ડ રિપનની કારકિર્દીમાં આ સંસ્થા જન્મી; અને રચના અને સત્તાઓની દૃષ્ટિએ જોતાં હમણાં જ એ સંસ્થાએ એક મજલ કાપી છે. મુંબઈ ઇલાકામાં ૧૮૮૪ની સાલમાં સ્થાનિક સ્વરાજ્યનો જે કાયદો અમલમાં આવ્યો એના કરતાં, મ્યુનિસિપાલિટીની સત્તાઓની દૃષ્ટિએ, ૧૯૦૧નો કાયદો આગળ ગયો છે; અને રચનાની બાબતમાં ૧૯૦૧ના કાયદામાં કદાચ વધુ પ્રગતિ દેખાતી નથી તોપણ, નામદાર સર જ્યૉર્જ કલાર્કે બે વર્ષ પહેલાં કાઢેલા વટહુકમથી એ ઊણપ પુરાઈ ગઈ છે. સામાન્યપણે બધી મ્યુનિસિપાલિટીઓમાંના ⅔ સભાસદો લોકોએ નીમેલા હોવા જોઈએ અને મ્યુનિસિપાલિટીઓના પ્રમુખો પણ બને ત્યાં સુધી લોકોએ નીમેલા જ જોઈએ, એવું ઠરાવ્યું હોવાથી મ્યુનિસિપાલિટીઓને આજકાલ થોડું વધારે મહત્ત્વ પ્રાપ્ત થયું છે. છતાં પણ, આ સુધારાથી સત્તા અને રચનામાં સ્થાનિક સ્વરાજ્યને જરૂરી તેવો બધો સુધારો થયો એમ કહી ન શકાય. બીજો સુધારો તે કામકાજનો સુધારો છે. આ બન્ને સુધારા કઈ રીતે થશે એ વિષે થોડુંક લખવાનું અમે નક્કી કર્યું છે.

આ સુધારાઓનો વિચાર કરતાં પહેલાં સરકારી અધિકારીઓ અને લોકોનાં મનમાં મ્યુનિસિપાલિટી અંગે જે એક પ્રકારની ગેરસમજ દેખાય છે એની થોડી ઝાંખી કરવી જરૂરી છે. આજની ઘડીએ તો સરકારી અધિકારી અને સામાન્ય જનતા આ બંનેને સ્થાનિક સ્વરાજ્ય કંઈ બહુ પ્રિય નથી, અપ્રિય છે એમ કહીએ તોપણ ચાલે. પરંતુ આ અપ્રિયતા અંગેનાં બંનેનાં કારણો માત્ર જુદા જુદા પ્રકારનાં છે. અધિકારીઓમાં સ્થાનિક સ્વરાજ્ય અપ્રિય થઈ રહ્યાનું કારણ એવું દેખાય છે કે, ધીરેધીરે એમની પોતાની સત્તા જવા માંડી છે. મ્યુનિસિપાલિટીઓના પ્રમુખો બિનસરકારી લોકો હોવા જોઈએ એવો નિયમ થવાથી, જિલ્લાના ગામના કલેક્ટર અને બીજાં ગામોમાંના આસિસ્ટંટ અગર ડેપ્યુટી કલેક્ટરનું પ્રમુખપણું ઘણુંખરું પૂરું થયું; અને મનુષ્યસ્વભાવ એવો જ કંઈક ચમત્કારિક છે ખરો કે, જે બાબતની આપણને નિસ્બત નથી અગર જેમાંથી આપણું મહત્ત્વ ઓછું થયું હોય, એ બાબત આપણને તણખલાસમી તુચ્છ લાગવા માંડે છે. બે ત્રણ તાલુકાઓ પર રાજ્યનો અધિકાર બજાવનાર આસિસ્ટંટ કલેક્ટરને એક નાની અમથી મ્યુનિસિપાલિટીના પ્રમુખ બનવામાં કંઈ વિશેષ માન હતું એમ નહીં, પણ પ્રમુખપણાના સ્થાનથી ભ્રષ્ટ થવાથી, આ અધિકારીઓના મનમાં મ્યુનિસિપાલિટીઓ વિષે જે એક પ્રકારની અભિમાન ને મમતાની ભાવના હતી તે ચાલી ગઈ છે. બિનસરકારી પ્રમુખ નીમવાની ચર્ચા જ્યારે શરૂ થઈ ત્યારે એ વાત એમનામાંથી ઘણાઓને ગમી નહીં; પરંતુ નામદાર સર જ્યૉર્જ કલાર્કના આગ્રહથી એ વાત બનવાની જ એવું જ્યારે નક્કી થયું ત્યારે, એમનામાંના ઘણાએ વ્યક્તિગત રીતે, કેટલેક અંશે એક પ્રકારની દ્વેષબુદ્ધિથી પોતાના મનનું સમાધાન કરી લીધું. એમણે

એવો વિચાર કર્યો કે, સરકારી અધિકારીઓનું નિયંત્રણ નીકળી જવાથી થોડા જ વખતમાં મ્યુનિસિપાલિટીઓ પોતાની નાદારી દેખાડશે! મ્યુનિસિપાલિટીઓની સલાહ મસલતમાંથી સરકારી પ્રમુખોનું ડહાપણ નીકળી જવાથી, જેમ માટલામાં પોતાના જ નીકળેલા રસમાં કાંદાબટાટા બફાય છે તે પ્રમાણે પોતાના અધિકારના દુરુપયોગમાં અને અવ્યવસ્થામાં આ કમિટીઓ બફાઈ જશે; અને એ રીતે લોકનિયુક્ત પ્રમુખ જોઈએ એમ કહેનારાઓનાં મોં આપોઆપ બંધ થશે. આ વાત અમે અમારા મનથી જ જોડી કાઢી છે એવું નથી; કેટલાક મોટા અધિકારીઓએ આવા શબ્દો પ્રત્યક્ષ બોલી બતાવ્યાનું અમારા કાન પર આવ્યું છે. દરેકને એમ લાગતું હોય છે કે મારા સિવાય દુનિયા અટકી જશે, તેમ છતાં ખરેખર તો કોઈના સિવાય પણ દુનિયા અટકતી નથી એ રોજનો અનુભવ છે અને એ જ અનુભવ સ્થાનિક સ્વરાજ્ય સંબંધમાં પણ ટૂંક સમયમાં જ થશે એવો અમારો વિશ્વાસ છે. માત્ર લોકોએ નવેસરથી મળનારા આ અધિકારો અપનાવવા સારુ ઉત્સાહથી અને આસ્થાપૂર્વક તૈયાર થવું જોઈએ. એ અધિકારો આપણા હાથે કેવી રીતે ટકાવી શકીશું એ બીકથી, અથવા એ અધિકારમાં શું મહત્ત્વ છે એવી તુચ્છબુદ્ધિથી, કોઈ પણ કારણથી એનાથી વિમુખ થવું જોઈએ નહીં.

સામાન્ય જનતાને સ્થાનિક સ્વરાજ્ય આજે અપ્રિય લાગે છે, એનાં ઘણાં જ કારણો છે. એક તો, કર નાખવા આદિની અપ્રિય બાબતો મ્યુનિસિપાલિટીઓને પોતાને જ કરવી પડે છે. મ્યુનિસિપાલિટીઓ નવી જ હોવાથી, અને એમના કામકાજમાં હજી પણ ઘણો જ સુધારો કરવાનો હોવાથી તેમનામાં કંઈક સ્વાભાવિક એવા થોડાક દોષો છે. પરંતુ આ દોષો પ્રત્યે ક્ષમાશીલ દૃષ્ટિથી જોવાની સમજ લોકોમાં ઓછી હોય છે. મ્યુનિસિપાલિટીનો કારભાર એ બારભાઈઓની ખેતી હોવાથી, સરકારી કામકાજમાં દેખાઈ આવતી એકસૂત્રતા મ્યુનિસિપાલિટીના કામકાજમાં હોતી નથી. લોકોની દૃષ્ટિએ અપવાદરૂપ દેખાતી એવી કેટલીક વ્યક્તિઓને મ્યુનિસિપાલિટીમાં પ્રવેશવાની થોડી ઘણી તક મળે છે. સૌથી મહત્ત્વની વાત તો એ છે કે મ્યુનિસિપાલિટીનો બધો જ કારભાર પ્રમાણમાં નાનો હોવાથી સરકારી વહીવટ અંગે લોકોનાં મન પર જે એક અજબની ને મહત્ત્વની છાપ પડેલી હોય છે, તે મ્યુનિસિપાલિટીની બાબતમાં પડતી નથી. સરકારની કરોડોની આવક, કરોડોનું ખર્ચ અને પ્રચંડ કામકાજ એ જેમની આંખમાં ભરાઈ ગયાં છે, એમને મ્યુનિસિપાલિટીઓ બેકાર લાગે છે. 'નામ મોટાં પણ દર્શન ખોટાં', 'નામ સોનાબાઈ અને હાથમાં લોખંડની કડી'—આ બધી કહેવતોનું મ્યુનિસિપાલિટીઓ એક ઉત્કૃષ્ટ ઉદાહરણ છે એમ લોકોને લાગે છે. નામ તો છે સ્વરાજ્ય! પણ હકીકતમાં જોઈએ તો એમાં નથી કોઈ પૂરો રાજા, કે નથી કોઈ પૂરી પ્રજા; પૂરી સત્તા નથી, પૂરા પૈસા નથી, પૂરી સ્વતંત્રતા નથી; અરે, કંઈ પૂરું નથી, આવો અધકચરો અને બેકારીનો જ એ બધો મામલો લાગે છે. સ્થાનિક સ્વરાજ્યમાં 'સ્વરાજ્ય' છે, પણ એ 'સાવરણાનું સ્વરાજ્ય', એ 'કચરાપોતાંનું સ્વરાજ્ય', 'દીવાબત્તીનું સ્વરાજ્ય', એવું પણ એને લોકો ગમ્મતમાં અથવા તિરસ્કારબુદ્ધિથી કહેવાનું ચૂકતા નથી.

પરંતુ સ્થાનિક સ્વરાજ્યનો મર્મ અથવા રહસ્ય આ બંને પ્રકારના આક્ષેપકોને બરાબર સમજાયાં નથી, એવું કહેવું પડે છે. પ્રમુખ તરીકેની પોતાની જગ્યા ચાલી જતાં નારાજ બનેલા આસિ. કલેક્ટરે એ ધ્યાનમાં લેવું જોઈએ કે, સ્થાનિક સ્વરાજ્યની સંસ્થા નિર્માણ કરવામાં સરકારનો હેતુ પોતાના અધિકારીઓ માટે ઘણા માનવાળી નવી જગ્યાઓ ઉત્પન્ન કરવાનો નહોતો; પરંતુ રાજ્યવહીવટમાંની થોડી બાબતોનો પણ વહીવટ લોકોને પોતાની મેળે કરતાં આવડે એ જોવાનો હતો. જમાખર્ચની દૃષ્ટિએ સ્થાનિક સ્વરાજ્યની સંસ્થા એકંદર રાજ્યવહીવટની સરખામણીમાં ખાંડીએ રતિ જેટલી થશે. જેમને આખા તાલુકાનું રાજ્ય કરતાં આવડે છે એવા મામલતદારને એ તાલુકાનાં ગામોની સાફસૂફી રાખતાં નહીં આવડે એવું થોડું જ છે? એ મોટા કામમાં આ નાનું કામ તો સહેલાઈથી થઈ શકે એવું છે, એ તો ઉઘાડું છે. પરંતુ મ્યુનિસિપાલિટીનું કામ મુશ્કેલ કે જોખમનું છે એથી સરકારે એ બાજુએ મૂક્યું છે એમ નથી; પરંતુ તે કામ લોકોએ પોતાનું આપમેળે જ કરવું એ વધારે યોગ્ય છે. અને તે ઉપરાંત મોટા વહીવટનું કામ શીખવા આ નાનકડો વહીવટ એમને ઉપયોગી થઈ પડે એ હેતુથી આ કામ જુદું પાડવામાં આવ્યું છે. સન ૧૮૫૦ની સાલમાં ઈસ્ા-

કાઓમાં 'લોકલ ફંડ કમિટીઓ'ની સ્થાપના થઈ. તે વખતે આ કમિટીઓ એટલે એક સરકારી ખાતું જ હતું. પરંતુ ત્યારથી આ કમિટીઓનું કાર્યક્ષેત્ર, એમની રચના અને એમની સત્તાઓ વગેરે બાબતમાં વધુ ને વધુ ફેરફાર થતાં સુધારો થતો જાય છે; અને સરકાર તરફથી અને લોકો તરફથી એને મળતું માન અને એના હાથે થનારાં લોકકલ્યાણનાં કામો એ દૃષ્ટિએ સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાનું ધ્યેય, કેટલું ઉજ્જવલ હોઈ શકે એ પશ્ચિમના દેશોમાંની સંસ્થાઓ પરથી સમજાય એવું છે. હમણાં હિંદુસ્તાનમાં આપણે આ બે ઊંચી-નીચી ટોચોની વચ્ચે ક્યાંક છીએ. ૧૮૮૨ની સાલ સુધી 'સરકારી ખાતાની એક શાખા'–એ જે સ્થાનિક કમિટીનું એક સ્વરૂપ તે છોડી આપણે આગળ આવ્યા છીએ; સાચા સ્વરાજ્યના એક અંગની દૃષ્ટિથી આ કમિટીઓનું અંતિમ સ્વરૂપ કેવું બનાવી શકાય એ વિલાયતમાંના સ્થાનિક સ્વરાજ્યના નમૂના પરથી અહીં પણ આપણે ઠરાવશું એવી મહત્ત્વાકાંક્ષા રાખવી એ તદ્દન સ્વાભાવિક જ છે. ૧૮૫૦ની સાલમાં સ્થાનિક કમિટીઓ અસ્તિત્વમાં આવી ત્યારે એમની પાસે રસ્તાની સફાઈ-સુધરાઈ, દીવાબત્તી અને સ્વચ્છતા–એટલાં જ કામો હતાં. સન ૧૮૬૨ની સાલમાં આ જ કમિટીઓને દવાખાનાં, શાળા વગેરેનાં કામો સોંપવામાં આવ્યાં. આ રીતે કાર્યક્ષેત્ર થોડું વધ્યા છતાં, સ્થાનિક કમિટીઓનું 'સરકારી ખાતા'નું સ્વરૂપ બદલાયું નહોતું. પણ સન ૧૮૭૦ની સાલમાં લૉર્ડ મેયોએ સત્તાની વહેંચણીના કામની ખરી શરૂઆત કરી; અને જે સ્થાનિક કામો આજ સુધી સરકારી સ્થાનિક કમિટીઓ દ્વારા થતાં હતાં તે લોકોએ પોતે આપમેળે જ કરવાં એમ ઠરાવી, ૧૮૬૩ના મ્યુનિસિપલ ઍક્ટથી, સરકારને ઠીક લાગે તે પસંદગીનાં થોડાં શહેરોમાં, આ કમિટીઓ પર લોકોએ ચૂંટેલા પ્રતિનિધિઓ નીમવાની સત્તા આપી. પરંતુ ત્યાર પછીનાં આશરે દસ વર્ષ સુધી ચૂંટણીના આ તત્ત્વનો પ્રાંતિક સરકાર તરફથી બિલકુલ ઉપયોગ કરવામાં આવ્યો નહીં. લૉર્ડ મેયોનાં પગલાંને અનુસરી લૉર્ડ રિપને ૧૮૮૨ની સાલમાં એક વધુ પગલું આગળ માંડીને પ્રાંતિક સરકારોને બરાબરની સીધી કરી! સને ૧૮૮૪ના મ્યુનિસિપલ ઍક્ટથી સ્થાનિક કમિટીઓના અમુક આટલા સભાસદો તો લોકોએ નીમેલા હોવા જ જોઈએ એવું બંધન મૂક્યું. તે ઉપરાંત લૉર્ડ રિપને સ્થાનિક સ્વરાજ્યનું ખરું રહસ્ય પણ પોતાના ઉજ્જવલ ઠરાવમાં વ્યક્ત કર્યું હતું! હિંદુસ્તાનના લોકોને આગળ ઉપર ક્યારેય કોઈ સ્વતંત્ર રાજકીય સત્તાઓ આપવાની જ હશે તો એની આ શરૂઆત છે. (The small beginnings of independent political life). સત્તા અને જવાબદારી–બન્ને લોકોને જ સોંપીને મુખત્યારીથી કરી શકાય તે સારુ કેટલુંક કામ એમને શરૂઆતમાં આપ્યા સિવાય, મહત્ત્વનાં એવાં રાજકીય કામો એમને પોતાની મુખત્યારીથી કરતાં કઈ રીતે આવડે? દુનિયામાં કોઈ પણ સ્થળે સ્થાનિક સ્વરાજ્યનો મર્મ આ જ છે. હિંદુસ્તાનમાંના સ્થાનિક સ્વરાજ્યનું કાર્યક્ષેત્ર અને મહત્ત્વ હજી પણ જેટલું જોઈએ તેટલું થવું જોઈએ એવી માગણી કરવા માટે અને એ સ્થાનિક જ શું પણ રાષ્ટ્રીય ચળવળની પણ બાબત થઈ શકે. પણ આ જાતની માગણી કરવા સારુ, અને એ પ્રકારની ચળવળ સફળ થવા સારુ, સ્થાનિક સ્વરાજ્ય એ પૂરેપૂરી લોકોની જ બાબત છે, એમાં આપણે કામે લાગશું અને એમાંનાં કામો સફળ કરી બતાવશું, અને તાત્ત્વિક દૃષ્ટિએ સ્વતંત્ર રાજકીય સત્તાની બાબત અને એકમ તરીકે જે અમને સોંપવામાં આવશે એમાં અમે આસ્થાથી, અક્કલહોશિયારીથી અને પ્રામાણિકપણે કામ કરીને, અમારાં કામોમાં સરકારને આંગળી ચીંધવાનો અવકાશ પણ આપશું નહીં, અને એટલી સત્તા અને એકમ પૂરતું તો, સાચેસાચનું સ્વાતંત્ર્ય ગજવશું, એવી ઓજસ્વી ભાવના સ્થાનિક સ્વરાજ્યની બાબતમાં લોકોની હોવી ઘટે. સ્થાનિક સ્વરાજ્ય તો જોઈએ છે, પણ અમે માત્ર એ બારભાઈની ખેતીમાં પડવાના નથી, એવું કહેનાર કામચોર લોકોને વરિષ્ઠ પ્રકારની સ્વતંત્ર રાજકીય સત્તા કેમ કરીને મળવાની છે? અને એ માગવાનો હક્ક પણ એમને કેવી રીતે પહોંચે? રાજકીય પટ પર સરકાર સામે સ્વરાજ્યની રમત જીતવાની હોંશથી બેઠેલી પ્રજાએ પોતાની સોગઠીઓના દાવથી જુદાં જુદાં ઘરો માત્ર ખાલી રાખવાની ફરજ પાડશું એમ કહીને ચાલે એમ નથી. સોગઠીઓના દાવમાં ઘર ખાલી રાખવા કરતાં એ ઘરમાં પોતાની જ સોગઠીઓ કાયમ બેસાડવાથી, એ ઘર તો હાથમાં આવે જ છે, પણ જે તે સોગઠીની શક્તિ પ્રમાણે એની આસપાસ સામા પક્ષના પટ

પરનાં બીજાં વધુ ઘર પણ રમનારની સોગઠીના પંજામાં આવે છે. કેટલાક લોકોને મતે સરકારે સ્થાનિક સ્વરાજ્ય નિર્માણ કર્યું તે જાણે એવા હેતુથી કે કરવેરા વસૂલ કરવાનું કામ અપ્રિય હોવાથી એ કામ લોકો દ્વારા જ પરસ્પર થઈ જાય તો વધુ નિરાંત; પણ આ ટીકાકારોને એ સમજાતું નથી કે, કોઈ પણ જાતનો કર વસૂલ કરાવવાનું કામ અપ્રિય હોય તોપણ ભારત સરકાર જે આજે વાર્ષિક સેંકડો-કરોડો રૂપિયા સીધા કે આડકતરા કરવેરાના રૂપમાં વસૂલ કરી ખર્ચે કરે છે—અર્થાત્ આટલી મોટી રકમ વસૂલ કરવાની અપ્રિયતા વહોરે છે—એને સ્થાનિક કમિટીઓનો થોડાક લાખ રૂપિયા કર વસૂલ કરાવવાની અપ્રિયતા સહન કરવામાં શો વાંધો? રાજ્યવહીવટ એટલે જ એક રીતે બધો અપ્રિયતાનો મામલો! જો આવું જ છે તો સ્થાનિક કરવેરા લોકોને સોંપી સરકારની અપ્રિયતા કેટલી બચવાની? દરિયામાં જાણે ખસખસ! તાત્પર્ય, સ્થાનિક સ્વરાજ્યનું મહત્ત્વ અને સત્તાઓ જોઈએ તેટલાં પૂરતાં નથી તે વધારો એ કહેવું જુદું; અને સ્થાનિક સ્વરાજ્ય એટલે કોઈ એક નાટક અથવા સરકારના છળકપટનું એક ઉદાહરણ છે અને લોકોએ એને તુચ્છ જ માનવું જોઈએ એમ કહેવું એ જુદું! સ્થાનિક સ્વરાજ્ય પાસેથી આપણા રાષ્ટ્રને ઘણી ઉચ્ચતર મહત્ત્વાકાંક્ષા હોવી જોઈએ અને તે પણ ઘણીખરી છે. પરંતુ આ મોટી મહત્ત્વાકાંક્ષા સેવનારાઓનાં મનમાં સ્થાનિક સ્વરાજ્ય વિષેનાં પ્રેમ અને આદરબુદ્ધિ માટે જરા જેટલો અવકાશ મળવો શક્ય નથી એ વાત સારી નથી—આવું કહેનારા લોકો પોતાનો બુદ્ધિભ્રમ કરે જ છે; પરંતુ તેઓ બીજાઓનો પણ વિનાકારણ બુદ્ધિભ્રમ કરે છે, એવું કહ્યા સિવાય છૂટકો નથી.

## ૨

એકંદર રાજ્યવહીવટની સરખામણીમાં સ્થાનિક સ્વરાજ્યનો વહીવટ નાનો ખરો, પણ એનુંયે જાણે એક પ્રકારનું મહત્ત્વ છે એ ભુલાય એવું નથી. રાજકીય સુધારકોએ પોતાનું અત્યંત શ્રેષ્ઠ ધ્યેય મનમાં રાખીને સ્વરાજ્ય માગ્યું તોયે, સ્થાનિક સ્વરાજ્ય એ એમાંનો જ એક ભાગ હશે એમાં શંકા નથી. સ્વરાજ્યની કલ્પનાનો અથવા માગણીનો અર્થ ક્યારેય પણ એવો નથી કે, હિંદી લોકોને સ્વરાજ્ય મળ્યું એટલે એમનાં શહેરોની સફાઈના સુધારાનાં કામો કોઈ પરાયાઓ આવીને કરશે. કાલે તમે સાધનસંપન્ન થયા અને સ્વરાજ્યનાં સૂત્રો તમારા હાથમાં આવ્યાં એટલે, કેટલાક શ્રીમંતો જેમ પોતાનાં વાહનો હાંકવા યુરોપિયન કોચમન રાખે છે તે પ્રમાણે, તમારા સ્થાનિક સ્વરાજ્યનાં કામો કરવા બહુ બહુ તો મોટા મોટા યુરોપિયન નોકરો રાખી એમની પાસે તમે એ કામો કરાવી લેશો. પરંતુ એ કામો થયાં કે ન થયાં એ વિષે દેખરેખ રાખવાની જવાબદારી તો બધી તમારી જ રહેશે. ગરીબ માણસ પોતાના ઘરનો કચરો પોતે જ કાઢે છે; અને શ્રીમંતના ઘેર કચરો કાઢવા નોકર હોય છે. પણ ગરીબની માફક શ્રીમંતના ઘરનો કચરો પણ 'કાઢવો' તો પડે છે; અને તે નીકળ્યો ન હોય તો એ વિષે લોકો ટીકા કરશે તે નોકર વિષે નહીં, પણ ઘરના માલિક વિષે જ કરશે. સ્વતંત્ર દેશોમાં પણ બને ત્યાં સુધી સ્થાનિક સ્વરાજ્યનું કામ જે તે ગામના લોકો જ કરે છે, કોઈ પારકાં કરતાં નથી; અને હિંદુસ્તાનમાં—સ્વરાજ્યની શ્રેષ્ઠ સત્તા નથી એવા હિંદુસ્તાન દેશમાં પણ—ગામનાં કામો ગામે જ કરવાં જોઈએ એ ઉઘાડું છે. લોકોએ આ કામોની અવગણના કરી તો એ કામો એમ ને એમ પડી રહેશે એવું નથી; કારણ એ થવાં તો જોઈએ જ; અને તમે જો એ કામો ન કર્યાં તો સરકાર એ પોતાની સત્તા નીચેના નોકરોની મારફત, અથવા તમારામાંના જ બીજા કોઈ લોકોને પોતાની સત્તાથી નીમી એમની પાસેથી પોતાના અધિકારીઓની દેખરેખ હેઠળ કરાવી લેશે. પણ તો પછી ગામનાં લોકો માટે એમાં ભૂષણરૂપ પણ શું રહેશે? હમણાં અમદાવાદના લોકોને અપાત્ર ઠરાવી સરકારે અમદાવાદના જ કેટલાક ચૂંટેલા ગૃહસ્થોને મ્યુનિસિપાલિટીમાં નીમ્યા હોઈ, એમના હાથે મ્યુનિસિપાલિટીનું કામ થાય છે, અને અત્યારે એ સારું થાય છે એવું ગવર્નરસાહેબે પરમ દિવસે કહી પણ બતાવ્યું હતું: પણ અમદાવાદ શહેરના નાગરિકોની—એકંદર જનતાની—દૃષ્ટિએ આમાં ગૌરવ લેવા જેવું એવું શું છે? સરકારે આપણામાંથી ચૂંટીને નીમેલા માણસોને કામ કરતાં આવડે છે, પણ આપણામાંના એ જ માણસો જો આપણે જ ચૂંટી કાઢ્યાં તો એમના હાથે માત્ર કામ થતું નથી, એમાં સ્વાભિમાનપોષક એવું તત્ત્વ કયું છે? કાં તો

ચૂંટણી કરનારા લોકો પોતાનું કર્તવ્ય બરાબર બજાવતા નથી; અથવા તો લોકપ્રતિનિધિઓને લોકોના દબાણ નીચે કે ધાક નીચે કામ કરતાં આવડતું ન હોવાથી, ઉપરથી દાબ રાખનાર અને ધાક બતાવનાર અધિકારી યુરોપિયન હોય તો માત્ર એમના હાથે જ કામ થાય, એવો જ કંઈક એનો અર્થ નથી થતો વારુ?

"આ રીતે સ્થાનિક સ્વરાજ્યનું કામ આવશ્યક અને અનિવાર્ય છે; અને તે થવું જ જોઈએ. પણ અમે જે માગીએ છીએ તે જ્યાં સુધી અમને મળતું નથી, ત્યાં સુધી આવું પણ શું કરવા? જ્યાં સુધી અમને કેવળ થાળી નીચેની બિલાડી માફક રાખી, ઘીની ગોળીઓ સરકાર ને પારકા લોકો ખાવાના, ત્યાં સુધી માત્ર થાળી નીચેના કોળિયા ભેગા કરવામાં આપણો ફાયદો કે ભૂષણ શું? અમે સ્થાનિક સ્વરાજ્યના કોળિયાં ભેગા કરવામાં ન પડતાં, જે ઘીની ગોળીઓ ખાનાર છે એમને જ તે ભેગી કરવા શા માટે રહેવા ન દઈએ? એમાં જો અપ્રિયતા હશે તો તે સરકારને માથે જ ઠોકી બેસાડવી એ સજા એમને યોગ્ય એવી જ છે. વળી, સ્થાનિક સ્વરાજ્ય બરાબર ચલાવી બતાવી લોકપ્રિયતા મેળવવા જેવી હશે તો તે પણ તેઓ ખુશીથી મેળવે. બધી મોટી સત્તાઓ હમેશાં પોતાના હાથમાં ઝૂંટવી લઈ ને બેસી જનાર સરકારે જે રાષ્ટ્રીય અપ્રિયતા સંપાદન કરી છે તે આ અલ્પશી લોકપ્રિયતાને તોડી નાખે છે. અમારે એ કામ પણ જોઈતું નથી, તે પ્રિયતા પણ નથી જોઈતી, ને એ અપ્રિયતા પણ નહીં. જ્યાં સુધી સાચા સ્વરાજ્યની સત્તા મળતી નથી ત્યાં સુધી સ્થાનિક સ્વરાજ્યની સત્તા મળો યા ન મળો, બધું સરખું જ છે! વળી, જ્યારે એ સત્તા મળશે ત્યારે આ પણ એની સાથે આપોઆપ આવશે; અને પછી એ જેમ વ્યવસ્થિત કરવામાં અમે યોગ્ય ઠરશું તેમ આ બજાવવામાં પણ અમે યોગ્ય ઠરશું જ ઠરશું; ત્યાં સુધી અમારે એ કામમાં જરાયે પડવું નથી. પછી સરકાર જાણે ને એ સ્થાનિક સ્વરાજ્ય જાણે!" આ જાતની દલીલો પણ સામી બાજુથી કરી શકાય એમ છે. સરકાર સાથે દલીલો કરતાં કરતાં જન્મના જન્મો જતાં પણ કંઈ ફલપ્રાપ્તિ થવાની નથી, એ તો ઉંધા ઘડા પર પાણી રેડવા જેવું જ થાય; અને તેથી સરકાર સાથે સ્થાનિક સ્વરાજ્યના કામમાં રહેલું સાહચર્ય અને સહકારની ભાવના આવે છે તે પણ અસહ્ય થતાં માણસ નિરાશાથી અકળાઈ ને બોલવા લાગે ત્યારે એને શોભે એવા જ પ્રકારની આ દલીલબાજી છે એમાં શંકા નથી. પરંતુ આ દલીલબાજીથી સ્થાનિક સ્વરાજ્યના કામને ફગાવી દેનાર માણસો રાષ્ટ્રીય ગુણોની દૃષ્ટિએ પણ એવા જ શ્રેષ્ઠ અને લોકોત્તર હોવા ઘટે એ ભૂલવું ન જોઈએ. ઉપરની દલીલોમાં રહેલા રાગ અને વૈરાગ્ય બંનેય એક સાથે માન્ય રાખવા રહ્યા! પણ, જેમને શ્રેષ્ઠ અને અંતિમ રાષ્ટ્રીય પ્રશ્ન સિવાય બીજું કાંઈ સૂઝતું જ નથી, જેમનો રાતદિવસનો વ્યવસાય આવા પ્રશ્નોને લગતો જ ચાલુ છે, જેમને જળમાં, સ્થળમાં, કાષ્ટમાં કે પત્થરમાં, 'રાષ્ટ્ર' જ દેખાય છે, એવા લોકોને જ કદાચ ઉપરની દલીલબાજીમાંના બહાનાનો ફાયદો મળે તો મળે; અને આવાઓ સ્થાનિક સ્વરાજ્ય જેવી 'ક્ષુદ્ર' બાબતમાં ધ્યાન ન આપે તો એક વાર એમની તારીફ કરવાનું મન પણ થાય. આકાશમાંના તારાઓનું અવલોકન કરનાર માણસનું ધ્યાન, પગ નીચેના ખાબોચિયાં તરફ ન જતાં એમાં એ પડચો તો એને કારણે એની પણ મશ્કરી તો થવાની. પણ જો ખાડામાં પડચા બદલ લોકોએ મશ્કરી ન કરી તો તે કદાચ આવા જ માણસની. કારણ, તે આકાશમાં રહેલા તારાઓની શોધ તો કરે છે, અને એ રીતે સમાજ પર ખરો ઉપકાર તો કરે છે! જેને આકાશ-સમુદ્રનાં ઊંડાણની ખરી જાણ થઈ છે, એ ભલે એકાદ સરોવર તરફ જોઈ તુચ્છબુદ્ધિથી હસે; પણ જેનામાં એ યોગ્યતા નથી એણે સરોવરને જોઈ તુચ્છબુદ્ધિથી હસવું એ સરોવરની કાલ્પનિક તુચ્છતા કરતાં એની પોતાની સાક્ષાત્ ક્ષુદ્રતાનું જ વધુ પ્રતીક છે એમાં શંકા નથી. મોટા સ્વરાજ્ય માટે જીવન ખર્ચી નાખનારાઓ સ્થાનિક સ્વરાજ્ય તરફ જોઈ મોઢું કટાણું કરે એ એમને શોભશે, પણ જેમની જીભના વલવલાટ કરતાં વધુ જોમવાળું એવું કંઈ જ સ્વરાજ્યને કાજે ખર્ચાયું નથી, જેમને સ્વરાજ્યની કલ્પના જેટલું જ પોતાનું શરીર હેમખેમ રાખવાની હોંશ છે, એમણે સ્થાનિક સ્વરાજ્યની અવહેલના કરવામાં સારાસારવિચારશૂન્યતાની અપકીર્તિ સિવાય બીજું કંઈ વધારે મેળવ્યું એમ કહી ન શકાય. મૅઝિની, ડૉ. સુનયાત્-સેન, જેઓએ સ્વરાજ્યની ધૂનમાં શરીર કે વ્યવહાર

કશાની પરવા ન કરી—એવા લોકોએ સ્થાનિક સ્વરાજ્ય પ્રત્યે દુર્લક્ષ દાખવ્યું તો તેમને માટે એ ક્ષમ્ય છે. પણ જેમનો આખો જન્મારો બીજાની નોકરી કરવામાં, વ્યાજમુદ્દલ ગણી પૈસા કમાવામાં, અથવા સાહિત્યનો ધંધો કરીને સ્વાર્થબુદ્ધિથી સોનાની લગડીઓના ઢગલા ભેગા કરવામાં ગયો, એમણે ડાહ્યા થઈ સ્વરાજ્યની મોટી મોટી વાતો કહી સ્થાનિક સ્વરાજ્ય જેવી નાની પણ જરૂરી બાબત તરફ તિરસ્કારબુદ્ધિથી જોવું અથવા બીજાને જોવા કહેવું એ એક આશ્ચર્ય નથી શું!

મોટીમોટી વાતો કરીને નાનકડી વાતો તરફ દુર્લક્ષ્ય કરવાનું કહેવાથી સાંભળનાર થોડો વખત ભૂલ ખાઈ જાય છે ખરો; પણ એવી સ્થિતિ ઝાઝો સમય ટકી શકતી નથી. આનાં બે કારણો છે: એક તો એ કે મોટીમોટી વાતો બોલનાર નાના માણસને રાત-દિવસ એ જ કામ કરતાં આવડે એ શક્ય ન હોવાથી, વ્યવહારમાંની નાની બાબતોની એની પસંદગી-નાપસંદગી લોકોના ધ્યાનમાં આવ્યા સિવાય રહેતી નથી. વ્યાકરણ ખાઈને પેટ ભરવું એ ખરેખર શક્ય હોત તોપણ વલ્લભાચાર્યે પીરસેલી પંચપકવાન્નની થાળી પાછી ઠેલીને, પાણિનીની 'અષ્ટાધ્યાયી'ની થાળી આગળ ખેંચવી એ દરેક પંડિતને હાથે બન્યું જ હોત કે કેમ એ વિષે શંકા છે. કાવ્યરસથી તરસ છીપતી નથી એ તો ખરું જ; પરંતુ એ છીપતી હોત તોપણ શુદ્ધ ગંગાનો કળશ બાજુએ સરકાવી 'રસગંગાધર'નાં પ્યાલાં જ દરેક પંડિતે પીધાં હોત એવું વ્યવહાર પરથી નિર્વિવાદપણે કહી ન શકાય. વ્યવહારમાંની નાનીનાની બાબતો પર મોટા માણસની મોટાઈ, જેમ સોનાને કસોટી પર ઘસાવું પડે છે તેમ, ઘસાય છે. અને આ કસોટીમાં જે મોટાઈ પાર ઊતરે છે એ જ મોટાઈ સાચી એ તો ઉઘાડી વાત છે. માણસના ગુણ કે અવગુણ એ કામના નાનામોટાપણા પર આધાર રાખતા નથી, પણ મનના નાનામોટાપણા પર અવલંબે છે. કામ નાનુંમોટું હોય તો એના ગુણનાં બહાર દેખાતાં પરિણામ નાનાંમોટાં હશે એ સીધી વાત છે, પણ ગુણની જાત ને કિંમત તો એ જ; એ કંઈ બદલાતી નથી. બળતી ઝૂંપડીમાંથી બાળકને સુરક્ષિત બહાર કાઢવા માટે અંદર પેસી પોતાનો જાન જોખમમાં મૂકનાર ભિખારી, અને પરચક્રથી પ્રજાનો બચાવ કરવા માટે પોતાના પ્રાણ અને રાજ્યસુખ પર પાણી મૂકનાર રાજા આ બંનેની ક્રિયાના ફલમાં બાહ્ય, દેખીતું અને માપી શકાય એવું અંતર ઘણું જ છે. પણ 'પ્રેમ' અને 'સ્વાર્થત્યાગ' એ ગુણોની દૃષ્ટિએ બંનેની કિંમત સરખી જ છે. પેઢીબજાર પરનો કોઈ અમથાજી ડાહ્યાજી, બજાર ઊઠયા પછી કચરો ભેગો કરી બહુબહુ તો પાંચ-દસ કોડીઓ પામશે; એ જ વસ્તુ સમારાધનાનાં એંઠાં પતરાળાંની હરરાજી કરનાર કોઈ એક સાંસ્થાનિક પોતાની દક્ષતાભરી કામગીરીથી સહેજે પાંચપચાસ રૂપિયા પણ પામશે. પરંતુ બંનેનામાં રહેલો દુર્ગુણ વર્ણવવાનો હશે તો 'નકામી કંજૂસાઈ' એ એક જ શબ્દ એને લગાડી શકાય ને એને એ પૂરતો છે. કોઈ એક મ્યુનિસિપાલિટીનાં વહીવટમાં ધ્યાન દઈ કોઈ માણસ બહુબહુ તો હજાર-પાંચસો રૂપિયા બચાવી જાહેર હિત સાધશે; એ જ વસ્તુ એ જો હિંદુસ્તાન સરકારનો નાણાંપ્રધાન હોય તો એટલી જ હોંશિયારીથી અને કરકસર બુદ્ધિથી પાંચ-દસ લાખ રૂપિયાની બચત કરી શકશે. હવે જે મ્યુનિસિપલ પ્રમુખ થઈ શકે છે તે હિંદુસ્તાનનો નાણાંપ્રધાન બની શકતો નથી એ આજની સદોષ અને અપમાનાસ્પદ પરિસ્થિતિનું એક પરિણામ હશે. પરંતુ જાહેર હિત સાધવાની બુદ્ધિનો ગુણ એ તો સંપૂર્ણપણે પોતાના હાથની વાત છે; અને મનુષ્યની કિંમત થાય છે તે એના હાથ બહારની બાબતો પરથી લોકો કરતા નથી, પણ એના હાથની હોય એવી બાબતો પર જ કરે છે. મોટું સ્વરાજ્ય આજે આપણને આપતા નથી એ સરકારની ભૂલ હશે, પણ નાનું સ્વરાજ્ય હાથમાં છે એને આપણે ફગાવીએ છીએ એ આપણી ભૂલ છે. નાનું સ્વરાજ્ય છોડવાથી જો મોટું સ્વરાજ્ય મળવાનું હોય તો નાનું અવશ્ય ફગાવવું જોઇએ; પણ સરકાર પર ચીડાઇને છોડી દેવા જેવી બીજી કેટલી બધી બાબતો છે; અને તે આપણે કેટલે અંશે છોડીએ છીએ એનો માત્ર મનમાં પહેલો વિચાર થવો જોઇએ. બહિષ્કાર એ એક શસ્ત્ર છે; ગૂંગળાઈ ગએલા, નિરાશ્રિત સ્થિતિમાંના મનુષ્યને અને દેશને બહિષ્કારનું આ શસ્ત્ર ઘણી વાર સારું કામમાં આવે છે, અને એને કામમાં લેવું પણ જોઇએ. બહિષ્કાર શસ્ત્રનો ઉપયોગ પણ ત્રિકાળ, આઠ પ્રહર ને બારે માસ કરવાથી ચાલશે કે કેમ એ પણ એક પ્રશ્ન

જ છે. કારણ, સરકાર સાથે ચાલતી બંધારણીય લડતોમાં સામ-દામ-દંડ-ભેદ એ ઉપાયો જુદાજુદા પ્રમાણમાં જ યોજવાના હોય છે. બંગભંગ ચાલુ હતો ત્યારે બંગાળે, અને તેને સમર્થન આપવા અન્ય પ્રાંતોએ, બહિષ્કાર ચલાવ્યો હતો; અને એ કાયદેસર હતો એવું કલકત્તાની ૧૯૦૬ની સાલમાંની સર્વપક્ષીય રાષ્ટ્રીય સભાએ ઠરાવ્યું હતું. એ જ રીતે બંગભંગ જેવી તીક્ષ્ણ રાજકીય ચળવળનો પ્રશ્ન જાગતાં ફરી બહિષ્કારના કાયદેસર હથિયારનું અવલંબન હિંદી રાષ્ટ્ર સરકાર સામે આગળ જતાં લોકો કરશે નહીં એ પણ કોણ કહી શકે? પણ આજે બંગભંગ રદ થયો હોવા છતાં પણ સ્વરાજ્યની આપણી ફરિયાદ હજી બાકી રહી છે એ કારણસર સમ્રાટ હિંદુસ્તાનમાં આવ્યા એમના પર બહિષ્કાર મૂકવો એવું કોઈના પણ મનમાં આવ્યું નહીં, અને એવું કોઇએ કહ્યું પણ નહીં. બંગભંગની ચળવળ વખતે જે સ્થિતિ આપણે ત્યાં બંગાળની હતી તે જ આજે આયર્લૅંડમાં હોમરૂલ સંબંધી છે; અને તેથી જ સમ્રાટના રાજ્યાભિષેક વખતે આયરિશ નૅશનલિસ્ટ લોકોએ એવો ઠરાવ જાહેર કર્યો હતો કે, 'અમે રાજ્યાભિષેકના આ આનંદોત્સવમાં સામેલ થઈ શકતાં નથી.' પરંતુ ૭૦ વર્ષ પહેલાં રોમન કૅથૉલિક ઇમૅન્સિપેશન બિલ તાજું જ પસાર થયું તે વખતે હોમરૂલની બાબતની ફરિયાદ આજના જેટલી જ તીક્ષ્ણ હોવા છતાં, ઊલટું જૂની પૂર્ણ સત્તાધારી સ્વતંત્ર પાર્લમેન્ટ બરખાસ્ત થયાને ફક્ત ૩૦ વર્ષ થયાં હતાં તેથી હોમરૂલ કરતાં પણ વ્યાપક એવી રિપિલની ચળવળનો એ સમય હતો છતાં, ડેનિયલ ઑકોનેલે બહિષ્કારનો ઉપદેશ કર્યો નહોતો. પ્રસંગની તીક્ષ્ણતા પ્રમાણે જ શસ્ત્રાસ્ત્રોનો ઉપયોગ કરવાનો હોય છે. પરંતુ મોટું સ્વરાજ્ય મેળવવાની હેતુથી આજે પણ બહિષ્કારનો ઉપયોગ કરવો જોઇએ એમ જો કોઈ કહે તો એવા બહિષ્કાર માટે સ્થાનિક સ્વરાજ્ય કરતાં વધારે ઉપયોગી અને યોગ્ય એવી બીજી અનેક બાબતો છે; એ બાબતોનો નામ-નિર્દેશ કરવો જ જોઇએ એવું નથી. પણ એક વાત ચોક્કસ છે કે સ્થાનિક સ્વરાજ્ય ઉપર બહિષ્કાર કર્યાથી સરકારનું કોડી જેટલું પણ નુકસાન ન થવાનું હોઈ, એવા બહિષ્કારથી લોકોનું માત્ર ખૂબ જ નુકસાન થવાનું છે.

બીજી વાત એમ કે, મોટું ધ્યેય આંખ આગળ રાખ્યાથી તન્મયતા પામેલ કેટલીક થોડી વ્યક્તિઓને વ્યવહારમાં આવશ્યક એવી નાનીનાની સામાન્ય ચીજો તરફ પોતે ધ્યાન આપવું ફાવતું ન હોય તોપણ, એટલે કે એમને પોતાને એમાં પડવું ન હોય તોપણ બીજાંનાં હાથ દ્વારા એમણે એવી ચીજોની યોગ્ય વ્યવસ્થા કરી આપવી જ જોઇએ. એમને પોતાને અંગત રીતે વ્યવહારમાં પડવાનું માફ કરીએ તોપણ વ્યવહાર સારો ન ચાલ્યો તો એના દોષની જવાબદારીનો ટોપલો તો એમના માથે જ નંખાશે એ ઉઘાડું છે. અર્થાત્, સ્થાનિક સ્વરાજ્યની માથાકૂટમાં એમને પોતાને પડવું ન હોય તોપણ એમણે પોતાને જવાબદાર રહે એવા સામાન્ય કક્ષાના લોકોનો પ્રવેશ સ્થાનિક સ્વરાજ્યના કામમાં કરાવી આપવો જોઇએ; અને એમના કામ પર દેખરેખ રાખવી જોઇએ. પરંતુ આવું થવા લાગે તોપણ સ્થાનિક સ્વરાજ્ય વિષે તેમણે યોગ્ય પ્રમાણમાં આદરભાવ બતાવવો જોઇએ. પ્રથમ દરજ્જાનું કામ કરવાની જેની યોગ્યતા છે એણે પ્રથમ દરજ્જાનું જ કામ કરવું; કારણ, એ પોતે એ જ કામ માટે વધારે લાયક છે. પરંતુ સામાન્ય દરજ્જાનું અગર એવું કામ કરનાર માણસ સંબંધે તુચ્છ બુદ્ધિ બતાવવી એ બિનમુત્સદ્દીપણાનું લક્ષણ છે. 'હું મોટો, હું મોટું કામ કરીશ; તું નાનો, અગર હલકો, માટે તું નાનું અગર હલકું કામ કર,' એવું કહેનારની અગર બતાવનારની પણ મોટાઈ ખોટી છે, એમ ચોક્કસ સમજવું: માણસનો દરજ્જો અને કામનું મહત્ત્વ એ ત્રાહિતપણે જોનારી દુનિયાએ ઠરાવવાનું હોય છે. અને દુનિયા એ ઠરાવે છે પણ ખરી. પરંતુ લોકનાયક—પછી તે ગમે તેટલો મોટો હોય—એણે હંમેશ એમ જ કહેવું જોઇએ, અને વર્તન દ્વારા બતાવવું જોઈએ કે જાહેર કામ કરનાર સૌ ભાઈભાંડુ હોઈ એમાં વળી નાનો કે મોટો એવો ભેદભાવ નથી. તે સૌ જોડિયા ભાઇઓ છે. કામની વહેંચણી થવી જોઇએ ખરી, પણ એ નાના-મોટાપણા પર નહિ; પણ યોગ્યાયોગ્યતા અને ઔચિત્ય-અનૌચિત્યના તત્ત્વ પર જ કરવાની હોય છે. જેને જે કામ ઉત્તમ રીતે કરતાં આવડશે તે જ તેને સોંપવાનું એ નિયમ. દરેક જાહેર કાર્ય મહત્ત્વનું છે; અને એ કાર્ય જે માણસ ઉત્તમ કરશે એ જ માણસ ઉત્તમ—પછી કામ નાનું હોય કે મોટું હોય, એની સાથે આપણને કંઈ લેવાદેવા નથી. સ્થાનિક સ્વરાજ્યનો 'ઉકરડો' એવું એક વાર

કહ્યા પછી એ કામમાં તમે પડો એમ કોઇને કહેવું એ એની પ્રશંસા નથી. 'તું હલકો ને તારી જ લાયકાતનું એ કામ' એવી નિંદા કરવા જેવું જ છે. અર્થાત, કોઈ એક નેતાને સ્થાનિક સ્વરાજ્યનું કામ પોતે કરવું ન હોય તોપણ એ કામ પ્રત્યે પોતાને તિરસ્કાર છૂટે છે એવું બતાવવાને બદલે ઊલટું એણે એવી જ સાચી ભાવના બતાવવાની કે 'કામ મહત્ત્વનું ખરું, અને એમાં પડવાની મારી ઘણી ઇચ્છા છે; પરંતુ અગાઉથી જ બીજું કામ હાથ ઉપર હોવાથી આ કામમાં પડવાને મારી પાસે સમય નથી એ બદલ હું દિલગીર છું.' વળી એની આ ભાવના સાચી છે એવું એના વર્તન પરથી પણ દેખાવું જોઇએ. એમ થાય તો જ એના અનુયાયીઓ સ્વાભિમાનબુદ્ધિથી એ કામમાં પડશે, નહીંતર નહીં.+

[+ મરાઠી ભાષાના 'સાહિત્ય સમ્રાટ' તરીકે પંકાએલા સદ્દગત નરસિંહ ચિંતામણ કેળકરનો જન્મ તા. ૨૪-૮-૧૮૭૨ને રોજ થયો હતો. પ્રતિભાશાળી લેખક અને કુશળ પત્રકાર તરીકેની ખ્યાતિ એમણે પ્રમાણમાં તરત પ્રાપ્ત કરી. લોકમાન્ય ટિળક સ્થાપિત 'કેસરી' અને 'The Maratha' પત્રોના સંપાદક તરીકેની દસકાઓ સુધીની એમની કામગીરી ઐતિહાસિક છે. ૧૮૯૭ની સાલમાં તેઓ પહેલવહેલા 'કેસરી'ના સંપાદક બન્યા, પણ દોઢ વર્ષ જ એ સ્થાને તેઓ રહ્યા. ફરી ૧૯૧૦થી સંપાદનનું કામ એમની પાસે આવ્યું. પૂનાની ડેક્કન કૉલેજમાંથી શિક્ષણ સંપાદન કરીને શ્રી કેળકરે થોડો સમય વકીલાત કરેલી. રાજકારણમાં પણ એમણે સક્રિય ભાગ લીધો હતો. સાહિત્યરસ, ઇતિહાસપ્રેમ અને સંશોધન-દૃષ્ટિકોણ એમનામાં ભારોભાર હતા. એમનાં લખાણોમાં વિચારોની મૌલિકતા, બુદ્ધિનું ઊંડાણ, શૈલીની રસિકતા, માર્મિકતા, વિનોદ એ બધું હતું. એમની કલમ જાણે વિશ્વસંચાર કરનારી હતી! એના વડે એમણે વ્યાપક સાહિત્યસાગર નિર્માણ કર્યો! તા. ૧૪-૧૦-૧૯૪૭ ને રોજ એમનું દુઃખદ અવસાન થયું. — સંપાદક]

*

# સામાજિક સમાનતા

ગણેશ વાસુદેવ માવળંકર

[મહારાષ્ટ્રના 'જ્યોતિ' માસિકના સને ૧૯૪૯ના દિવાળી અંકમાં પ્રસિદ્ધ થયેલ લેખનો ભાવાનુવાદ]

પંદરમી આગસ્ટ ૧૯૪૭થી ભારત કાયદેસર સ્વતંત્ર બન્યું છે એ વાત સાચી. બ્રિટિશ પાર્લમેન્ટે સ્વાતંત્ર્યનો કાયદો–Independence Act—પસાર કર્યો; અને હવે કોઈ પણ ચીજ ભારતમાં કરવાની હોય તો તે કરવા સારુ આપણ ભારતવાસીઓને પૂરી છૂટ છે; એમાં અંગ્રેજો કોઈ પણ પ્રકારે માથું મારશે નહીં અગર અંગ્રેજોનું વર્ચસ્વ હવે નથી રહ્યું એ દૃષ્ટિથી આપણે હવે સ્વતંત્ર છીએ. આપણું ભાવિ ઉજ્જ્વળ અને તે સારુ જે કાંઈ કરવાનું આપણને યોગ્ય લાગે તે બધું કરવામાં આપણને રોકનાર કે આપણા હાથ પકડનાર હવે કોઈ પણ નથી. આપણે જ આપણા મિત્રો અને આપણે જ આપણા દુશ્મનો—'आत्मैवह्यात्मनो बन्धुर् आत्मैव रिपुरात्मनः।' આમ, સ્વાતંત્ર્યના માર્ગ ઉપરનો પહેલો અંતરાય દૂર થયો. હવે, આગળ આવતા બીજા અંતરાયો દૂર કરવાના!

સ્વતંત્ર બનવાની ઘણા વખતથી આપણી ઇચ્છા! પણ, સ્વતંત્ર બનવું એટલે શું? એનો વિચાર, અગર સ્વતંત્ર બનવા માટે શું શું કરવું જોઈએ એનો ઊંડો, સવિસ્તર વિચાર આપણામાંથી બહુ જ થોડા લોકોએ કર્યો લાગે છે. સ્વ–તંત્ર એટલે આપણું તંત્ર, આપણી મરજી પ્રમાણે ચાલવું, એવો સ્થૂલ અર્થ આપણે સમજતાં આવ્યાં છીએ. અને, સમાજમાં સૌથી મોટી શક્તિશાળી અને અસરકારક એવી સંસ્થા તો રાજ્યશાસન સંસ્થા જ હોવાથી, સ્વાતંત્ર્ય–પ્રાપ્તિ સારુ, પ્રથમ ચડાઈ આપણે પારકી રાજ-

સત્તા પર કરી એ યોગ્ય જ હતું. સ્વાતંત્ર્ય મેળવવું એનો પ્રથમ અર્થ આ દેશમાંની પારકી રાજસત્તા નાશ કરવી એવો જ આપણે કર્યો, અને સ્વાતંત્ર્યપ્રાપ્તિ માટેનું એ પહેલું પગથિયું હતું એ પણ એટલું જ સાચું.

પારકી રાજસત્તા ચાલી ગઈ. આપણા સંગઠનબળથી એ ગઈ કે પરદેશીઓની અગમચેતી તથા હોશિયારીને કારણે એ ગયાનો ભાસ એમણે ઉત્પન્ન કર્યો છે એ સવાલ આપણે બાજુ પર મૂકીએ. આ દેશના રાજ્યવહીવટનું ગાડું અંગ્રેજો પોતે પ્રત્યક્ષપણે ચલાવતા નહોતા અને જોકે ગાડું આપણા હાથમાં હતું તોપણ એમની લાંબા સમયની હકૂમતની, એમની સાથેના આપણા સંબંધોની, એમના સામાજિક રીતરિવાજોની આપણા પર ઠીક ઠીક અસર પડી છે.

અથવા, ખરું પૂછો તો, એ બધાંની આપણા પર પકડ જામી છે એમાં શંકા નથી. આપણે જોકે શરીરથી હિંદવાસીઓ રહ્યા છીએ તોપણ આપણા વિચારો, આચાર, અને દૃષ્ટિ એ બધું પશ્ચિમની ઢબનું અને ખાસ કરીને અંગ્રેજી ઢબનું થયું છે એ વાતની આપણે ના કહી નહીં શકીએ. અલબત્ત, આમ થવું અયોગ્ય જ હતું એવું પણ નથી. દુનિયામાં આપણને જે જે સારું દેખાય તે તે અપનાવીએ તો જ આપણે દુનિયામાં રહી શકીએ, ટકી શકીએ, અને પ્રગતિ કરી શકીએ. પરંતુ આપણા આવા વિચાર, આચાર, દૃષ્ટિનું એક પરિણામ ચોક્કસ આવવાનું, અને આવી રહ્યું છે. પ્રત્યક્ષ રાજ્યવહીવટમાં હવે અંગ્રેજો નથી તોપણ આપણું એકંદર વલણ અંગ્રેજી છે એમાં શક નથી, અને તેને લીધે આપણી પોતાની હકૂમત પણ મોટે ભાગે અંગ્રેજી હકૂમત જ છે એવું કોઈ કહે તો તેમાં ગુસ્સે થવાનું કે ખોટું લાગવા-લગાડવાનું કારણ નથી.

સ્વાતંત્ર્યપ્રાપ્તિ સારુ હકૂમત હાથમાં લીધી એટલે પછી સ્વાભાવિક જ પ્રજાકીય સ્વાતંત્ર્ય માટે એ રાજસત્તાનો ઉપયોગ કેવી રીતે કરી શકાય એ આપણે જોવું જોઈએ. કેવળ રાજકીય સ્વાતંત્ર્ય વડે સમગ્ર પ્રજાને સ્વાતંત્ર્યપ્રાપ્તિ થાય છે જ, અગર થશે એવું કહી નહીં શકાય. પ્રજાનું સમગ્ર જીવન સુખી થાય, સમૃદ્ધ થાય, વિકસિત બને, શુદ્ધ બને, પ્રેમમય બને, શાંતિમય નીવડે એવો સ્વાતંત્ર્યનો મુખ્ય હેતુ છે. અને પ્રજાનું જીવન એટલે પ્રજાજનોમાંના દરેક ઘટક અંગનું જીવન. લોકશાહી જોઈએ એમ જો લાગતું હોય તો આ પ્રકારના પ્રજાજીવનને સિદ્ધ કરવા માટે! અર્થાત્ એ પ્રકારની સાચી લોકશાહી ઊભી કરવા માટે વખત લાગશે, ખૂબ પ્રયત્નો, ત્યાગ, સેવાવૃત્તિ વગેરે જોઈશે. એવી લોકશાહી સિદ્ધ નહીં થાય ત્યાં સુધી આપણું સ્વરાજ્ય એ કદાચ સુરાજ્ય નહીં પણ હોય. રાષ્ટ્રની તરાહ ફરી ગોઠવવા માટે વખત લાગશે; અગાઉની તરાહો નિર્મૂળ થવામાં સમય જશે એને કારણે, સુરાજ્યને બદલે અસંતોષ, અશ્રદ્ધા, ખળભળાટ વગેરે પણ અવારનવાર આપણે ત્યાં દેખા દેશે, પરંતુ આપણા ધ્યેયનો ધ્રુવતારો જો આપણે નજર સમક્ષ રાખીશું અને એ પ્રમાણે આપણો પંથ કાપતા જઈશું તો આપણે સાચી લોકશાહી અગર ખરેખરું પ્રજાસ્વાતંત્ર્ય સિદ્ધ કરીશું એમાં કોઈ શંકા નથી.

પરંતુ આ બધું સિદ્ધ કરવા સારુ આપણી દૃષ્ટિ આપણા ધ્યેય બાબતમાં અચૂક અને નિર્મળ હોવી ઘટે. આપણે શું કરવાનું છે, શું સિદ્ધ કરવાનું છે એ સતત નજર સમક્ષ હોવું જોઈએ. અને એ રસ્તે જવામાં જે કોઈ મુશ્કેલીઓ આવશે અને જે કાંઈ આડાઅવળા રસ્તા ફંટાશે એનાથી આપણું ધ્યેય વીસરાઈ જાય એ નહીં ચાલે. આપણે યાદ રાખવું ઘટે કે રાજસત્તા એ જ આપણું આખરી ધ્યેય નથી. પ્રજાસત્તા અને પ્રજાસ્વાતંત્ર્ય એ આખરી ધ્યેયોની સિદ્ધિ માટે આપણે રાજસત્તાનો ઉપયોગ, એક સાધન તરીકે કરવાનો છે. રાજસત્તા મળ્યા પછી એ જ ટકાવી રાખવી એ કેટલીક વાર એટલું મોટું કામ થઈ જાય છે કે પછી તો, જે સામાજિક ક્રાંતિ માટે રાજસત્તા મેળવી એ સામાજિક ક્રાંતિ ભુલાઈ જવાનો સંભવ ખડો થાય છે! આવું વિસ્મરણ કેટલીક વાર સહજતાથી થાય છે ખરું, પણ કેટલીક વાર થોડાક લોકોની સત્તાલોલુપતાના કારણે પણ એ થાય છે! પાછલી લડાઈ(world war)નો જ દાખલો જુઓ. લડાઈ શા સારુ? એના હેતુ (war aims) શા? દુનિયામાં લોકશાહી સ્થાપવા સારુ શસ્ત્રો હાથમાં લીધાનું ઇંગ્લૅન્ડ વગેરે દેશોએ જાહેર કર્યું. પણ જેમ જેમ સમય પસાર થતો ગયો તેમ તેમ આ ઉદ્દેશ પાછો ઠેલાયો, અને 'લડાઈ શા સારુ?' તો એનો

જવાબ 'લડાઈ જીતવા સારુ' (to win the war) એવો મળવા માંડયો. એનો ખુલાસો પાછો એવો અપાતો કે લોકશાહીની સ્થાપનાનો મૂળ હેતુ જોકે કાયમ છે છતાં એ સિદ્ધ કરવા સારુ પ્રથમ તો લડાઈ જીતવી આવશ્યક નથી વારુ? માટે જાણે લડાઈ કરવાનો પ્રથમ હેતુ 'લડાઈ જીતવી' એ ન હોય! આવી જ કાંઈક મનોદષ્ટિ રાજસત્તા કબજે કરવા માગનારાઓની થાય એવો ભારે મોટો સંભવ છે: "અરે, ભાઈ, સામાજિક ક્રાંતિ કરવા સારુ રાજસત્તાનો ઉપયોગ તમારે કરવો છે ને? તો પછી, પ્રથમ તો રાજસત્તા ટકાવવી રહી!" એવી જાણે દલીલ તેઓ કરે છે. અને પછી બધા પ્રયત્નોનો ઉગમ અને છેવટ રાજસત્તા ટકાવી રાખવામાં અને પ્રબળ બનાવવામાં થતો હોય છે. સામાજિક ક્રાંતિ તો બિચારી ક્યાંયે ખૂણામાં જ રહી જાય છે, એની તરફ કોઈનું જ ધ્યાન જતું નથી. વળી રાજસત્તાનું એક જાતનું તેજ હોય છે એથી એ આકર્ષક પણ લાગે છે, અને એ આંખો આંજી નાખનારી પણ હોય છે. સહુ દેશોની આધુનિક રાજ્યક્રાંતિઓનો ઇતિહાસ આપણે જોઈશું તો જણાશે કે જે ઉદાત્ત તત્ત્વો અને હેતુઓને નજર સમક્ષ રાખીને ક્રાંતિની શરૂઆત થઈ એ તત્ત્વો જમીનમાં ઊંડે દટાઈ જઈને કેવળ રાજસત્તાએ જ પોતાનું સ્થાન મજબૂત રીતે જમાવ્યું હોય છે. આજે જો આપણે કોઈ ખાસ બાબત ધ્યાનમાં રાખવાની હોય તો તે એ છે કે પ્રજાસ્વાતંત્ર્ય માટે આપણે રાજકીય સત્તા પ્રાપ્ત કરી છે; અને પ્રજાસ્વાતંત્ર્ય એટલે પ્રજાનો સર્વતોમુખી વિકાસ! પ્રજાને જો આર્થિક, સામાજિક સ્વાતંત્ર્ય ન હોય તો કેવળ રાજકીય સ્વાતંત્ર્ય વડે પ્રજાના અને દુનિયાના સવાલોનું નિરાકરણ શક્ય નથી. દુનિયામાં દરેક જણને સ્વયંપૂર્ણ, છૂટથી, આનંદપૂર્વક, સુખથી હરતાં ફરતાં આવડે એ સારુ તો આજે બધા દેશોની મથામણ ચાલે છે! પરંતુ આ રીતે દરેકની સ્વતંત્રતા સિદ્ધ કરવા માટે દરેકે પોતાના પર કેટલાંક બંધનો મૂકવાં રહ્યાં, સહુ પ્રત્યે સમાનતાની દષ્ટિ રાખવી રહી. આ વાત આપણે બોલવામાં સ્વીકારીએ તોપણ આપણા વર્તનમાં એ ઊતરતી નથી. એ વાતનો અમલ કરવા માટે શું કરવું જોઈએ એ એક કઠણ સવાલ જગત સમક્ષ છે અને બધી આંતરરાષ્ટ્રીય મથામણો આ સવાલના નિરાકરણની દષ્ટિએ ચાલે છે. તેથી જ, દુનિયામાંની જુદી જુદી પરિષદોમાંથી મૂળભૂત માનવ હક્કો, આર્થિક અને સામાજિક સમાનતા વગેરે સવાલો વિશ્વશાંતિના સવાલો તરીકે વધુ ને વધુ મહત્ત્વના મનાતા જાય છે. અલબત્ત, રાજકારણી માણસો આ સવાલોને ઝાઝું મહત્ત્વ આપવાને રાજી અગર તત્પર છે એવું નથી. પણ વિશ્વના લોકમતનું દબાણ એમના પર દિનપ્રતિદિન વધુ આવતું જાય છે એ માત્ર જોઈ શકાય છે. ખેર!

આમ, એક દષ્ટિએ અત્યારનો સમય ખૂબ મહત્ત્વનો એવો સંક્રમણકાળ છે. આવા સમયમાં આપણને રાજકીય સ્વાતંત્ર્ય મળ્યું છે, અને આપણે દેશનું બંધારણ ઘડી રહ્યાં છીએ. તેથી જ, આપણા બંધારણમાં આપણે સામાજિક અને આર્થિક સમાનતાનો વિચાર વિગતથી મૂકયો છે. આ પ્રમાણેની આપણા બંધારણમાં જોગવાઈ કરવામાં આવી છે:

(૧) દેશમાંના દરેક નાગરિકને, સ્ત્રી કે પુરુષને, રોજી માટેની પૂરતી સગવડ મેળવવાનો હક્ક છે.

(૨) દેશમાંની ભૌતિક સંપત્તિની માલિકી અને એનું નિયમન એવી રીતે થશે કે જેથી બધાનું સમૂહ હિત ઉત્તમ રીતે સાધ્ય થઈ શકે.

(૩) દેશમાંનું આર્થિક તંત્ર એવી રીતે ચાલશે કે જેથી સંપત્તિ-ઉત્પાદનનાં સાધનો લોકહિતને બાધક નીવડે એ રીતે કેન્દ્રિત બનશે નહીં.

(૪) પુરુષ અગર સ્ત્રી એ બન્નેને એકસરખા કામ માટે સરખું જ વેતન આપવામાં આવશે.

(૫) બાળકો અને નાની ઉંમરનાં છોકરાંઓનું શોષણ નહીં થાય, અને એમની નૈતિક અગર ભૌતિક અવહેલના નહીં થાય.

બંધારણની બીજી એક કલમમાં એવી યોજના છે કે સમાજમાં જે લોકો પછાત વર્ગોના છે એમની, શિક્ષણના અને આર્થિક સંબંધોમાં, વિશેષ કાળજી લેવામાં આવશે; અને એમને કોઈ પણ રીતે સામાજિક અન્યાય ન થાય, તથા એમનું આર્થિક શોષણ પણ ન થાય, એની કાળજી લેવાશે.

બંધારણમાંની આ બધી ઘણી મહત્ત્વની કલમો છે. સાચું પ્રજાસ્વાતંત્ર્ય આ બધી બાબતો પર અવલંબે છે

એનું ભાન આ કલમો વડે બંધારણસભાએ આપણને સહુને કરાવ્યું છે. સામાજિક અને આર્થિક સમાનતા અંગેની બીજી પણ કલમો બંધારણમાં છે. એ બધાનો ઉલ્લેખ અહીં કર્યો નથી.

ગયા વર્ષે હું પાર્લમેન્ટરી પરિષદ પ્રસંગે ઇંગ્લેન્ડ ગયો હતો ત્યારે રાષ્ટ્રસમૂહમાંના સંરક્ષણ (Defence) અંગેના પ્રશ્ન ઉપરની (અન્ય રાષ્ટ્રોના આક્રમણ સામે કેવી રીતે બચાવ કરવો એ પ્રશ્ન ઉપરની) ચર્ચા વખતે સર સ્ટૅફર્ડ ક્રિપ્સે કહ્યું હતું કે, સહુનો બચાવ કરવાનો ઉત્તમ માર્ગ એ છે કે રાષ્ટ્ર સમૂહમાંનાં જુદાં જુદાં રાષ્ટ્રોમાં જણાતી આર્થિક અને રહેણીકરણીની વિષમતા દૂર કરીને, સમાનતા કેવી રીતે આણવી એ તરફ ધ્યાન આપવું. સર સ્ટૅફર્ડના આ ઉદ્‌ગારો કેટલા સાચા છે!

સમાજમાં કોલાહલ ન થવા દઈને, શાંતિ અને પ્રગતિ જોઈતી હોય તો આર્થિક અને સામાજિક ન્યાય તરફ–એટલે જ સમાનતા તરફ–પ્રથમ ધ્યાન આપવું જોઈએ; અને મેળવેલી રાજ્યસત્તા પણ એ હેતુ માટે છે એ ભૂલવું નહીં જોઈએ.

*

# ભારતમાં રાષ્ટ્રવાદ કયે માર્ગે?

**વી. વી. રમણમૂર્તિ**

[રાજસ્થાન યુનિવર્સિટીમાં રાજ્યશાસ્ત્ર વિભાગના અધ્યાપક (અને ગુજરાત યુનિવર્સિટીના સમાજવિદ્યા ભવનમાંના ભૂતપૂર્વ અધ્યાપક) શ્રી વી. વી. રમણમૂર્તિએ 'ઈન્ટરનૅશનલ રીલેશન્સ ક્વાર્ટર્લી'માં લખેલા અંગ્રેજી લેખનો સદરહુ અનુવાદ 'નવગુજરાત' (અમદાવાદ) દૈનિક પત્રના તા. ૧૧–૯–૧૯૬૦ના અંકમાં પૃષ્ઠ–૨ પર પ્રસિદ્ધ થયો હતો તે, થોડાક શાબ્દિક ફેરફારો સાથે, મૂળ અંગ્રેજી સામયિકના તથા 'નવગુજરાત'ના સૌજન્ય ને ઋણસ્વીકાર વડે, અહીં પ્રસિદ્ધ કર્યો છે.–સંપાદક]

હિંદના સંબંધમાં રાષ્ટ્રવાદ કે બીજા કોઈ પણ રાજકીય વાદનો વિચાર કરતાં હિંદની પ્રકૃતિ અને સ્થાન વિષેના મૂળભૂત પ્રશ્નો અનિવાર્ય રીતે ઉપસ્થિત થાય છે. હિંદની પ્રકૃતિ શું છે? પશ્ચિમના દેશો અને હિંદ વચ્ચે ઘણા મહત્ત્વપૂર્ણ તફાવતો છે તે વાતનો તો કોઈ જ ઇન્કાર નહિ કરે. ખરે જ હિંદ એક દેશ કરતાં કંઈક વિશેષ છે એ વાતને જો આપણે લક્ષમાં નહિ રાખીએ તો હિંદનું સાચું સ્વરૂપ સમજવામાં થાપ ખાઈશું. આ સત્યની ભારપૂર્વક જાહેરાત કરતાં કવિવર રવીન્દ્રનાથ ટાગોરે કહ્યું હતું કે 'હિંદમાં આપણો સાચો પ્રશ્ન રાજકીય નહિ, સામાજિક છે."

## વૈવિધ્ય અને એકતા

વૈવિધ્ય અને એકતા હિંદની પુરાણી પ્રણાલી છે. આ બંને પરિબળો હિંદમાં એક સાથે અસ્તિત્વ ધરાવતાં હતાં એટલું જ નહિ, પરંતુ લોકોના જીવનનું તે મહત્ત્વનું અંગ બન્યાં હતાં. આ વિષે ફક્ત રાજકીય રીતે જ વિચાર કરવામાં આવે તો એકતાને બદલે એકલતા અને વૈવિધ્યને બદલે વિસંવાદ સર્જાય તેવી શક્યતા છે. એકતા અને વૈવિધ્ય ઉપર સમાન રીતે ભાર મૂકવો જોઈએ તે વાત હિંદના ઇતિહાસમાંથી સ્પષ્ટ રીતે ફલિત થાય છે. હિંદનો ઇતિહાસ આ વાતનો સચોટ પુરાવો છે. એક કે બીજા સિદ્ધાંત ઉપર ભાર મૂકતાં તેનું પરિણામ બીબાંઢાળવાની ખતરનાક મેઢાંશાહી પ્રવૃત્તિમાં નીપજ્યું છે. આધુનિક પશ્ચિમમાં જે રીતે રાષ્ટ્રનો વિચાર થાય છે તે રીતે હિંદમાં રાષ્ટ્ર વિષે કદી વિચાર થતો હતો કે કેમ તે એક શંકાસ્પદ પ્રશ્ન છે. હિંદી રાષ્ટ્રવાદ વિષેના પોતાના બોધપ્રદ પુસ્તકમાં શ્રી હાન્સ કોહન લખે છે:

"હિંદનું કાર્ય (મિશન) વિશિષ્ટ પ્રકારનું છે. આ ભૂમિમાં વિવિધ જાતિઓ એકઠી મળી છે. અને હિંદની જાતીય સમસ્યાઓનો ઉકેલ સમગ્ર માનવજાત માટે મહત્ત્વનો નીવડશે...હિંદના ઇતિહાસમાં વિવિધ જાતિઓના સમન્વય અને મિલનની વાતો વણાઈ છે, તેમાં સંર-

ક્ષણ કે આક્રમણની વાતો નથી...તેનો ઇતિહાસ જાતીય ઉત્પાદન–વિકાસ અને ધાર્મિક આદર્શો સાક્ષાત કરવાની કહાણી કહી જાય છે...હિંદને જરૂર હોય તો તેના પોતાના જ આત્માના ફળરૂપ, સર્જનાત્મક પ્રવૃત્તિની."

## હિંદમાં રાષ્ટ્રવાદનો પાયો નથી

ખુદ હિંદમાં, રાજકીય–માનસવાળા હિંદીઓ હિંદના આત્માની ખોજ કરી, તેને સામાજિક અને રાજકીય જીવન પ્રયોજવાનો હમેશાં ઇન્કાર કરતા આવ્યા છે, પરંતુ આપણા સાચા નેતાઓ (જેઓ હમેશાં, લોકોથી અવળે માર્ગે દોરવાયા વિના લોકોને માર્ગ ચીંધતા રહ્યા છે તેઓ) અને આ દૃષ્ટિકોણની મર્યાદાથી પરિચિત મહાત્માઓ કાયમી મૂલ્ય ધરાવતા માનવ આદર્શોની આપણને સતત્ યાદ આપતાં કદી અચકાયા નથી. ટાગોર કદી એ મતના પુરસ્કર્તા ન હતા કે રાજકીય રીતે સ્વતંત્ર માનવીઓ ખરેખર મુક્ત છે. તેમણે તો ત્યાં સુધી કહ્યું છે, "હિંદમાં રાષ્ટ્રવાદનો પાયો અસ્તિત્વ ધરાવતો નથી."

## રાષ્ટ્રીય એકતા

યુરોપમાં રાષ્ટ્રવાદ સ્વાભાવિક હતો; કારણ કે તે તો "અનેકમાં વહેંચાયેલો એક દેશ" હતો. જર્મની અને ઇટલી જેવા દેશોએ સચેત રીતે રાષ્ટ્ર બનવાનો પ્રયાસ કર્યો. લોકોની એકતા સાધવામાં ઐતિહાસિક કારણોસર સરળતા થઈ. હિંદમાં રાષ્ટ્રવાદના ઘડતર સામે ઘણી મુશ્કેલીઓ છે; જે ઘણી સ્વાભાવિક છે. એક પરતંત્ર રાજ્યમાં વિદેશી શાસન સામેની લડત માટે હાકલ કરી તત્પૂરતી એકતા સાધી શકાય. કેટલીક વાર સામાન્ય, અને ઘણી વાર સાચાં દૂષણો સામે લોકલાગણી ઉશ્કેરીને વિદેશી શાસકો સામે પરતંત્ર રાષ્ટ્રને પ્રેરી શકાય. પરંતુ, આવી પદ્ધતિથી પેદા કરાયેલી એકતા એકંદરે બનાવટી અને નબળી હોય છે, રાષ્ટ્રના ઘડતર માટે શું તે પૂરતી છે?

બિનસાંપ્રદાયિક દૃષ્ટિકોણથી જોઈએ તો પણ રાષ્ટ્રવાદને કાર્યક્ષમ બનાવવા માટે બે ધારણાઓ જરૂરી છે. (૧) રાજ્યની કોમો અને જૂથોનો એક સમાન વિકાસ હોવો જોઈએ (૨) આ જૂથોને જોડતાં અને તેમને એકતાની ભાવના આપતાં સામાન્ય બંધનો સતત કાર્યરત હોવાં જોઈએ. આ બળો ગેરહાજર હોય તો રાષ્ટ્રીય ચારિત્ર્યનો વિકાસ સાધવામાં હતાશા પ્રાપ્ત થાય છે. અને આથી વિરોધી બળો જો પૂરતાં બળવાન હોય તો તે કુંઠિત થઈ જાય છે. રાષ્ટ્રવાદના પ્રશ્નને સંબંધ છે ત્યાં સુધી હિંદના સમાજમાં આ બળોને કેવી જમીન મળી હતી તે આપણે તપાસીએ.

આ પ્રસંગે ઊભો થતો પ્રશ્ન એ છે કે રાજકીય મુક્તિ આપતા આપણા મૂળભૂત પ્રશ્નો ઉકેલી શકાયા છે? રાષ્ટ્ર–રાજ્ય આજે હિંદમાં સ્થપાઈ ચૂક્યું છે. આ નવા સાર્વભૌમ રાષ્ટ્રે હિંદી જનતાની રૂઢિગત ટેવો અને ભાવનાઓને સંપૂર્ણપણે નાબૂદ કરી છે કે કેમ તે વિચારવું આવશ્યક છે, કારણ ખુદ આધુનિક સરમુખત્યારને પણ તેની માંગો પૂરી પાડવા માટે સ્વેચ્છાએ અનુસરતી પ્રજા ઉપર આધાર રાખવો પડે છે.

## રાષ્ટ્રવાદ પ્રતિકારના બળ સ્વરૂપે

પરતંત્ર રાષ્ટ્ર, રાષ્ટ્રવાદને પ્રતિકારના બળના રૂપે પ્રયોજે તે સ્વાભાવિક અને અનિવાર્ય છે. રાષ્ટ્રીય સ્વતંત્રતાનો વિચાર કેવી રીતે ઉદ્‌ભવ્યો, વિકાસ પામ્યો, પ્રખ્યાત દેશભક્તો અને કાર્યકરોએ તેને મૂર્તરૂપ આપ્યું તે તો ઇતિહાસની વાત છે. એ સ્પષ્ટતા કરવી જોઈએ કે રાષ્ટ્રવાદી વિચારસરણીનો વિકાસ એકાદ ચોક્કસ સ્રોત કે વ્યક્તિ ઉપર આધાર રાખતો નથી, પરંતુ અનેક વિવિધ વ્યક્તિઓ અને પરિબળોએ તેના વિકાસની સરળતા અને પોષણમાં ફાળો આપ્યો છે. એકાદ વિશિષ્ટ પ્રસંગ કદાચ બીજા કરતાં વધુ ફાળો આપનાર નીવડ્યો હશે, પરંતુ એકાદ પ્રસંગ કે નેતાએ જ રાષ્ટ્રવાદનું ઘડતર કર્યું તેવી અતિશયોક્તિ અયોગ્ય ગણાશે.

## હિંદી રાષ્ટ્રીય કૉંગ્રેસ

હિંદી રાષ્ટ્રીય કૉંગ્રેસની સ્થાપનાનો વિચાર સ્કૉટલેન્ડવાસી માનનીય શ્રી એ. વો. હ્યુમના મનમાં પેદા થયો, અને ૧૮૮૫માં તેમણે તેનું ઘડતર કર્યું. ઉદ્દામ દેશભક્તોની આ સંસ્થા પ્રારંભમાં કંઈક મવાળ હતી. અરજીઓ કરનારાઓ અને મીઠી વાતો કરનારાઓની આ સંસ્થા ધીરેધીરે સુધારકનો લડાયક દિમાગ દર્શાવવા લાગી અને સમય જતાં તે ક્રાંતિકારી સંસ્થા બની ગઈ. ૧૯૦૬માં કલકત્તામાં મળેલી હિંદી રાષ્ટ્રીય કૉંગ્રેસના પ્રમુખપદેથી દાદાભાઈએ જ 'સ્વરાજ' શબ્દનો પ્રથમવાર ઉચ્ચાર કર્યો. અને હિંદની જનતાને તેમના સ્વમાનના દરજ્જા અને

રાજકીય કેળવણી આપવાના ઘણા જ અગત્યના કામમાં એની બેસેંટે યાત્રા આરંભી. અરવિંદ ઘોષની પ્રવૃત્તિ અને લખાણોથી જનતાની આધ્યાત્મિક ચેતનાની પુનર્જાગૃતિનાં મંડાણ થયાં. 'જાહેર જીવનમાં આધ્યાત્મીકરણ' હોવું જોઈએ તેવા(હવે વીસરાઈ ગયેલા) સૂત્ર માટે જ નહિ, પરંતુ રાજકીય પ્રશ્નો પરત્વે સહુ પ્રથમ નવો શૈક્ષણિક અને વૈજ્ઞાનિક દૃષ્ટિકોણ અખત્યાર કરવા માટેનું માન શ્રી ગોખલેના ફાળે જાય છે.

## ગાંધી અને ટિળક

"સ્વરાજ એ મારો જન્મસિદ્ધ હક્ક છે" એવા ઉચ્ચારણથી ટિળકે સ્વરાજ શબ્દના અર્થમાં ઉમેરો કર્યો. પરંતુ તેમણે મહત્ત્વપૂર્ણ ફાળો અને સૌથી મોટી સેવા "ગીતારહસ્ય" દ્વારા કરી, જેમાં તેમણે લોકોનાં મન નૂતન યુગના આવિષ્કાર માટે તૈયાર કર્યાં, અને 'કર્મ'ના સિદ્ધાંત ઉપર ભાર મૂક્યો. આમ ટિળકે તેમનાં લખાણો દ્વારા ગાંધીજીના અહિંસક અસહકારના કાર્યક્રમ માટેનો રાહ તૈયાર કરી આપ્યો. ગાંધીજી અને ટિળક મૂળભૂત રીતે મતભેદ ધરાવતા હતા, તેવા વિચારને માટે કોઈ સ્થાન નથી. ગાંધીજી અને લોકમાન્ય વચ્ચે કુદરતી અને ઐતિહાસિક સાતત્યની સાંકળ હતી.

## ગાંધીજી અને રાષ્ટ્રવાદ

હિંદના રાષ્ટ્રવાદને નક્કર કરવામાં ગાંધીજી એક મહાન પરિબળ હતાં, તે વાત નિઃશંકપણે સાચી છે. તેમણે પોતાના પુરોગામીઓએ ઘડેલી પ્રથાઓનો ઉપયોગ કર્યો અને ભવિષ્યના પ્રશ્નો બાબત પણ પોતાની પદ્ધતિ અજમાવી હતી. તેઓ ઘણી જ શુદ્ધ રાષ્ટ્રીય પ્રવૃત્તિનું સર્વોચ્ચ લક્ષ હતા. જ્યારે જવાહરલાલ નેહરુ અને સુભાષચંદ્ર બોઝે વર્તમાન જગતમાં પ્રવર્તતા સમાજવાદી અને આંતરરાષ્ટ્રીય વિચારોનું પ્રતિબિંબ પાડ્યું.

રાષ્ટ્રીય આંદોલનના વિશાળ પટનું અવલોકન કરતાં તેના વિક્રમો અને સીમાચિહ્નોથી સહુ કોઈ પુલકિત થઈ ઊઠે છે. પરંતુ સહુ કોઈને આકર્ષે તેવો એકદા સર્વગ્રાહી કે સ્વીકૃત ક્યાસ કાઢવો મુશ્કેલ છે. તે માત્ર પોતાને ગમતી બાબતોનો ફક્ત અધૂરો નિર્દેશ કરી શકે.

## જનતામાં રાષ્ટ્રવાદ

સ્વાધીનતાના આંદોલનમાં ગણ્યાગાંઠ્યા માણસોને બદલે લાખોના અને કરોડોના સમૂહમાં જનતા ભાગ લેતી થઈ, તેમ રાષ્ટ્રવાદના વિચારની પ્રગતિ થતી રહી. અને ટૂંક સમયમાં સમગ્ર જનતાના આંદોલનમાં તે પરિણમી તે ઓછી મહત્ત્વની વાત નથી. આ એક ઐતિહાસિક બીના હતી. આ રાજકીય સંઘર્ષનો અંત, તેના મુખ્ય વિજેતા ગાંધીજી સહિત, આજે યાદગાર બની ગયો છે. પરંતુ એ ભૂલવું ના જોઈએ કે આ રાહનો આરંભ પણ ઓછો શૌર્યભર્યો નહોતો.

## હિંદમાં રાષ્ટ્રવાદનાં મંડાણ

૧૯૦૫ની પ્રારંભિક ચળવળો તેના શૈક્ષણિક મૂલ્ય માટે નોંધપાત્ર છે. અલબત્ત, જાપાને રશિયાને આપેલી હાર મોટેભાગે, ફક્ત હિંદની જ નહિ પરંતુ સમગ્ર એશિયાની જનતામાં રાષ્ટ્રીયતાની ચેતના જગાડવા માટે ખૂબ જવાબદાર હતી. આમ છતાં હિંદમાં રાષ્ટ્રવાદ માટે નોંધપાત્ર વરસ હોય તો ૧૯૨૦. ત્યારે ગાંધીજીના અહિંસક રાષ્ટ્રવાદની આસપાસ સાંપ્રદાયિકતાનાં અશોભન આવરણો નહોતાં. અહિંસક અસહકાર આંદોલને હિંદની મુક્તિ માટેના દાવાનો નૈતિક અને આધ્યાત્મિક પાયો તૈયાર કર્યો. શ્રી રેનાને ઠીક જ કહ્યું છે કે, રાષ્ટ્રવાદનો વિચાર મુખ્યત્વે આધ્યાત્મિક છે.

## અમદાવાદ અધિવેશન

૧૯૨૧માં અમદાવાદ ખાતે મળેલી હિંદી રાષ્ટ્રીય કૉંગ્રેસે પસાર કરેલા ઠરાવમાં અહિંસક પ્રતિકાર અને તેના ન્યાયીપણાનો સિદ્ધાંત નોંધેલો છે. "વધુમાં આ કૉંગ્રેસ માને છે કે સશસ્ત્ર ક્રાંતિને બદલે સવિનય કાનૂનભંગ જ એકમાત્ર સંસ્કૃત અને કાર્યક્ષમ વિકલ્પ છે... વર્તમાન સરકારને દૂર કરવા માટે આત્મભોગ સિવાય બીજો કોઈ માર્ગ નથી."

કૉંગ્રેસના ઇતિહાસકારો કહે છે કે, "આ મુખ્ય ઠરાવ અસહકાર ઉપરના થીસિસ સમાન છે. તે તેનું તત્ત્વજ્ઞાન અને કાર્યક્રમ પણ છે...." હિંદની રાષ્ટ્રીય સમસ્યા માટે ગાંધીજીએ અહિંસક અસહકારનું શસ્ત્ર આપ્યું. ૧૯૩૦–૩૧ દરમિયાન થયેલો મીઠા સત્યાગ્રહ, તેના આર્થિક પ્રશ્નોને કારણે ખૂબ જાણીતો છે. ત્યાર પછીની વ્યક્તિગત સત્યાગ્રહની વાત, તેના ઘડતર અને કાર્યમાં ઘણી જ વ્યક્તિવાદી હતી. તેમ જ રાજકીય

શસ્ત્ર તરીકે લોકસમૂહનો પ્રયોગ કરવાના વિચાર સામેના પ્રત્યાઘાતરૂપ હતી. આમ ૧૯૪૭ તરફ આવતાં આપણે ૧૯૨૦ અને તેના વિચારોથી પણ દૂર-ને દૂર જતા જઇએ છીએ.

આપણા આત્માની ખોજમાં કામ ન આવે તો રાષ્ટ્રવાદનો કોઇ ઉપયોગ નથી. વિદેશીને બદલે સ્વદેશી શાસનની રચનામાત્રથી લોકોના જીવનની ઢબમાં કોઈ મૂળગત ફેરફાર થતો નથી. ગાંધીજીએ આથી તેમના હિંદસ્વરાજમાં યોગ્ય જ પ્રશ્ન ઉઠાવ્યો છે કે સ્વરાજથી શું આપણે અંગ્રેજો વિના અંગ્રેજી અમલ એવો અર્થ કરીએ છીએ? તેમના મનમાં સ્વરાજનો અર્થ રૂપે અને રંગે હિંદી સરકાર છે. (એરિસ્ટોટલના શબ્દમાં કહીએ તો તેમાં હિંદની જનતાનો 'આત્મા' ધબકતો હોવો જોઇએ.)

જાણીતા ઇતિહાસવેત્તા શ્રી ટૉયન્બી વિદેશી શાસનના સ્વીકાર અને તેના વિકાસમાં રાષ્ટ્રીય સંઘર્ષમાં સઘળા લાભોનો ઉલ્લેખ કરતાં તેમના 'ધ સાયકૉલોજી ઑફ એન્કાઉન્ટર'માં લખ્યું છે: "...સાંસ્કૃતિક આક્રમણના પડકાર સામેનો રચનાત્મક અને હકારાત્મક પ્રત્યુત્તર મુત્સદ્દીગીરીની સાબિતી છે, કારણ કે સ્વાભાવિક વૃત્તિ સામેનો તે વિજય છે. સ્વાભાવિક ઉત્તર નકારાત્મક હોય છે, જેમ કે છીપમાં સંતાઈ જતી છીપલી, પોતાના છત્ર નીચે સંકોચાઈ જતો કાચબો."

રાષ્ટ્રની તાકાતનો સાચો પરચો વિદેશી શાસન સામેના તેના શક્તિશાળી સંગ્રામમાં જ નહિ પરંતુ તેના પુનરુત્થાન માટે જે રચનાત્મક કાર્યક્રમ હાથ ધરે છે તેમાં વ્યક્ત થાય છે. પુનરુત્થાન વિના પ્રતિકાર અપૂર્ણ છે. રાષ્ટ્રીયતાની ચળવળ જ્યાં સુધી હિંદના આત્માને જાળવે તેટલી હદ સુધી જ આશીર્વાદરૂપ ગણાય.

પશ્ચિમી રાષ્ટ્રવાદ જેવું વલણ ૧૯૨૨ કરતાં પહેલાં પણ હિંદમાં પગપેસારો કરી ચૂક્યું હતું. હિંદના પ્રસંગોનું વિવરણ કરતાં શ્રી કોહ્ન લખે છે. "૧૯૨૨થી હિંદનો રાજકીય વિકાસ ગાંધી અને ટાગોરની અપેક્ષાઓ કરતાં વિરોધી છે. યુરોપીય સ્વરૂપના રાષ્ટ્રવાદે હિંદમાં વર્ચસ્વ જમાવ્યું છે. છેલ્લાં થોડાં વર્ષોમાં...હિંદી રાષ્ટ્રવાદ ગાંધીજીના ઉપદેશના માર્ગથી ફંટાયો છે...હિંદી રાષ્ટ્રવાદ યુરોપની અસર નીચે અસ્તિત્વમાં આવ્યો અને વર્તમાન યુરોપિયન રાષ્ટ્રવાદનું સ્વરૂપ તે સ્પષ્ટ અને ચોક્કસ રીતે, લઇ રહ્યો છે.

આથી ૧૯૪૭નો વિજય ગાંધીજીનો નહિ પણ લેવિયાથન (મહારાક્ષસ રાજ્ય)નો વિજય હતો. હિંદનો લેવિયાથન કદાચ તેના યુરોપીય સાથી કરતાં થોડોક જુદો હશે, પરંતુ તેમની વચ્ચેનો આ તફાવત વર્તમાન હિંદના સત્તાધારી રાજ્ય કે યુરોપનાં રાજ્યોના મૂળગત તત્ત્વોમાં સમાયેલી સમાનતાને દૂર કરી શકે તેમ નથી. હિંદના સ્વાતંત્ર્યની જે અસરો ઉદ્‌ભવી તેથી ગાંધીજીનો ભ્રમ સંપૂર્ણપણે ભાંગ્યો હતો. ૧૯૪૭માં સ્વાતંત્ર્ય દિનની ઉજવણીમાં ભાગ લેવાની તેમણે ના પાડી. રાષ્ટ્રીય વહીવટી તંત્રની રચનામાં તેમણે સહેજેય રસ નહોતો દર્શાવ્યો. ઘોર અંધકારમાં, દૂર નોઆખલીમાં માનવીમાં વસતા દૈવી તત્ત્વની શોધમાં તેઓ ભ્રમણ કરતા હતા.

એ પ્રશ્ન પણ મહત્ત્વનો છે કે, જે રીતે હિંદની સ્વતંત્રતા પ્રાપ્ત થઈ છે, તે રાષ્ટ્રવાદનું યોગ્ય અને અંતિમ લક્ષ્ય છે? હિંદે સ્વતંત્રતા હાંસલ કરી, પણ એકતાના ભોગે. ૧૯૪૭માં ઊજવી શકાય તેવો સંપૂર્ણ વિજય આપણે મેળવ્યો નહોતો, પરંતુ નોંધ લઈ શકાય તેવો જ અધૂરો અને વેદનામય વિજય આપણે મેળવ્યો હતો. જ્યાં સુધી હિંદ અને પાકિસ્તાનનાં બે મુક્ત રાજ્યો વચ્ચે એકતા સધાઈ નહીં ત્યાં સુધી રાષ્ટ્રવાદનું લક્ષ્ય હાંસલ થયું છે તેમ કહી શકાય નહીં. રાજપુરુષો આજે તેમનાં વચનો ભૂલી ગયાં છે. હિંદની પુરાણોક્ત અભેદ માનવતાના આદર્શથી આજે તેઓ સંપૂર્ણપણે વિમુખ થઈ ગયા છે. આમ છતાં, શ્રી ઘોષે તેમના ૧૯૪૭ના ૧૫મી ઑગસ્ટના સંદેશમાં કહ્યું હતું તેમ, હિંદનું ધ્યેય (ભાવિ હેતુ) એકતાના પાયા ઉપર રચી શકાશે નહીં. આથી જે પ્રકાશે આપણને સ્વતંત્રતા માટે દોર્યા છે, તેણે જ આપણને એકતા તરફ દોરવાં રહ્યાં.

રાજકીય સ્વાધીનતા પ્રાપ્ત કર્યા પછી હિંદમાં રાષ્ટ્રવાદનું શું સ્થાન છે? જ્યાં સુધી હિંદ બ્રિટિશ સામ્રાજ્યમાં પરતંત્ર હતું ત્યાં સુધી રાજકારણ ઉપર વધુ ભાર મૂકવો અનિવાર્ય હતું, પરંતુ હજી પણ જો, આજના વર્તમાન હિંદમાં પણ તેને ચલાવ્યે રાખીશું તો તે દુષ્ટ ગણાશે. પરતંત્ર જનતા રાજકારણને ફક્ત તેના ખોરાક તરીકે

સ્વીકારે, પરંતુ મુક્ત લોકોએ તેનો (રાજકારણનો) સર્વસ્વ તરીકે સ્વીકાર કરવો જોઈએ નહીં. હવે રાષ્ટ્રવાદને પ્રાગૈતિહાસિક વાત ગણવી જોઈએ. ગુલામી માનસ પણ ત્યજી દેવું જોઈએ. સ્વતંત્ર જનતાની મુક્તિ તેમની બૌદ્ધિક અને આધ્યાત્મિક મુક્તિમાં પ્રતિબિંબિત થાય છે. રચનાત્મક જીવનના આ પાયાઓની રચનાસંબંધમાં હિંદ જાગૃત હોય તેમ લાગતું નથી. સામાજિક અને નૈતિક પ્રશ્નો પરત્વે તંદુરસ્ત વલણ ગેરહાજર છે. વિદેશી દુશ્મનોની સામે લડવાનું કામ પુરૂં થયું છે, પરંતુ આંતરિક દુશ્મનોને જીતવાના કામોનો હજી આરંભ થાય છે. વિદેશીઓના અન્યાયો સામે ધ્રૂજારા અને ગાજવીજ કરતા રાજકીય ક્રાંતિકારીઓ સમક્ષ જ્યારે દેશી અન્યાયો આવે છે ત્યારે તેઓ મૌન સેવે છે તે અવનવું છે,

માનવીએ હવે તેના જીવનનો પાયો વિશાળ કરવો જોઈએ. રાજકારણ જીવનનો ભાગ છે. આથી રાજકારણને તેના લોલુપ હાથો બીજા દરેક ક્ષેત્રમાં પ્રવેશતા રોકવા યોગ્ય જ ગણાશે. નવી માનવજાતનું સર્જન એ ફક્ત રાજપુરુષનું જ કાર્ય નથી. કલાકાર અને કવિ, અગમવાદી અને કાર્યકરોએ અજ્ઞાનને દૂર કરવા અને અસહિષ્ણુતા સામે સંગ્રામ ખેલવા બહાર પડવું જોઈએ.

સ્વદેશી સામાજિક વ્યવસ્થા અને રાજકીય સરકારની રચના કરવાનું કાર્ય પણ ઓછું અગત્યનું નથી. સાચું સ્વરાજ હજી સમજવાનું અને શાંતિ અને સત્ય સાથે સંલગ્ન, માનવતાના આદર્શને હજી પણ નજીક લાવવાનું, વધારાનું કાર્ય હિંદના શિરે છે, તેના વર્તમાન મોભા કરતાં તે ઘણું અગત્યનું છે. થોડા સમય પહેલાં જ આ દેશે તેની રાષ્ટ્રીય મુક્તિ માટેની નૈતિક લડતને જોઈ છે. આજે દુનિયાની મુક્તિના હેતુ માટે તેટલી જ નૈતિક શક્તિ ધરવાની ચળવળ, તે ઉપાડે તો હિંદ પાસેથી વધુ પડતી આશા રાખી છે એમ નહિ ગણાય. ઘણા સમય સુધી મુત્સદ્દીઓને આપણે આપણી ભક્તિ અર્પણ કરી છે, હવે પયગંબરો પ્રત્યે લક્ષ આપવાની જરૂર છે. ગુરુદેવ ટાગોરની પ્રાર્થના આ રહી: "તારી હાકલ વિશ્વના દેશદેશ ઉપર પથરાઈ છે અને લોકો સમુદ્રના કિનારાઓએ એકઠા મળ્યા છે. દિવસ આવ્યો છે. પરંતુ હિંદ ક્યાં છે? તે હજી પણ સંતાયેલું અને પાછળ પડેલું છે? તેને તેનો બોજો ઉઠાવવા દો અને બીજાઓની સાથે કૂચકદમ કરવા દો. હે! સર્વશક્તિમાન વિભુ! તારો વિજયસંદેશ મોકલ, હે પ્રભુ, તું જે સદા યે જાગૃત છે!"

*

# અભ્યાસ કેવી રીતે કરવો?

વિ. સ. વણીકર

[માનસશાસ્ત્રના પ્રાધ્યાપક, એલ.ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

"Failure is one of the tragedies in the lives of college freshmen." Crow and Crowના 'Educational Psychology' માંથી ઉપરના શબ્દો ટાંક્યા છે. એક આખું વરસ અભ્યાસ કરી પરીક્ષામાં વિદ્યાર્થી નિષ્ફળતા મેળવે એને tragedy નહીં તો બીજું શું કહી શકાય! ઘણી વખતે તો વિદ્યાર્થી વાંચે છે અને અભ્યાસ કરે છે છતાં નાપાસ થાય છે. તેનાં કારણોના અભ્યાસ તરફ આજકાલ શૈક્ષણિક મનોવિજ્ઞાન વળ્યું છે. F. E. Bolton નામના મનોવૈજ્ઞાનિકે 'કેવી રીતે અભ્યાસ કરવો જોઈએ?' એ વિષયનો ખાસ અભ્યાસ કર્યો છે. પોતાના નિરીક્ષણના આધાર ઉપર Bolton એમ વિધાન કરે છે કે વિદ્યાર્થીઓને બરાબર અભ્યાસ કેવી રીતે કરવો એ આવડતું નથી એની મારા મનમાં ખાતરી થઈ છે. આ લેખમાં Bolton અને બીજા મનોવૈજ્ઞાનિકોએ સેંકડો વિદ્યાર્થીઓની અભ્યાસ કરવાની પદ્ધતિનો અભ્યાસ કરી, જે નિષ્કર્ષ કાઢ્યો છે તે સંક્ષેપમાં આપવાનો પ્રયત્ન કર્યો છે. આશા છે કે આપણી કૉલેજના

વિદ્યાર્થીઓને એ માર્ગદર્શક નીવડશે.

Butterweek નામના અભ્યાસકે વિદ્યાર્થીની નિષ્ફળતા માટે નીચેનાં કારણો ગણાવ્યાં છે: (૧) એમની સામે અભ્યાસનું સ્પષ્ટ લક્ષ્ય હોતું નથી. (૨) જે વિષય વાંચે છે તેની એઓ નોંધ કરતા નથી. (૩) વાંચેલા વિષયોને ટૂંકમાં યાદ કરવાનો તેઓ પ્રયત્ન કરતા નથી અને (૪) વિષય ઉપર જે જાતના પ્રશ્ન પૂછવામાં આવે છે એવા પ્રશ્નોનો વિચાર કરી તેનો જવાબ આપવાની તેમણે કોશિશ કરી નથી.

અભ્યાસ કરવાની યોગ્ય પદ્ધતિઓ:

**અભ્યાસની ચોક્કસ યોજના ઘડી કાઢો**

અભ્યાસનો સમય નિશ્ચિત કરવો જોઇએ. કયા વિષયનો અભ્યાસ ક્યારે કરવો એ નક્કી કરી રાખવું જોઈએ. ઘણા વિદ્યાર્થીઓ આ બાબતમાં બહુ બેદરકાર હોય છે. તેમનો અભ્યાસનો સમય નિશ્ચિત હોતો નથી, અને તેઓ વાંચે છે ત્યારે કોઈ ચોક્કસ લક્ષ્ય સામે રાખી વાંચતા નથી. ઘણા વિદ્યાર્થીઓ લહેરથી વાંચતા હોય છે; જ્યારે તેમનું મન માને ત્યારે વાંચે અને બીજાં આકર્ષણો સામે હોય તો વાંચવાનું માંડી વાળે છે. તેઓ જાણ્યે-અજાણ્યે 'પ્રકૃતિ-વાદ'માં માને છે. તેઓ એમ માને છે કે ઇચ્છા હોય અને વાંચીએ તો જ એનો ફાયદો થાય છે; મનમાં ન હોય અને બળજબરીથી અભ્યાસ કરીએ તો તેનો કોઈ ફાયદો થતો નથી. આ મંતવ્યમાં સત્ય તો છે; પણ થોડા પ્રમાણમાં જ. સફળ વિદ્યાર્થીઓની અભ્યાસ કરવાની પદ્ધતિનો અભ્યાસ કરવાથી એમ માલૂમ પડ્યું છે કે અભ્યાસની બાબતમાં વિદ્યાર્થી હમેશાં પોતાની લહેર ઉપર આધાર રાખી શકે નહીં. આ નિયમ ફક્ત અભ્યાસને લાગુ પડે છે એમ નથી; જીવનનાં બધાં કાર્યોને એ લાગુ પડે છે. ૧૦૧ વરસની ઉંમરના સુવિખ્યાત એન્જિનિયર સર એમ. વિશ્વેશ્વરય્યાએ પોતાના 'Memoirs of My Working Life'માં કેટલાક આચાર-નિયમો આપ્યા છે. તેમાંનો એક નિયમ નીચે પ્રમાણે છે.

'Planned, disciplined work: If work is done in a disciplined manner by assigning to it a fixed mumber of hours regularly everyday, it will considerably enhance the value of effort.'

અભ્યાસની બાબતમાં Crow and Crow આ મુદ્દો બહુ અસરકારક રીતે મૂકે છે:

The budgeting of one's work has a tonic effect somewhat like the budgeting of one's money. The individual knows what he can do and sets about to use his energies accordingly. He plans to have recreation in the fresh air and sunshine and does not worry about the time spent in this activity since he has set aside enough time to complete his work activity. His emotional tensions thus are reduced. He has learned to concentrate his energies on the task at hand, and not to worry about the next one until the time for participation in it arrives.

આ નિયમમાં અભિરુચિના નિયમનો ભંગ થતો નથી. અભિરુચિનો સિદ્ધાંત એમ નથી કહેતો કે જેમાં વિદ્યાર્થીને રસ હોય તે જ વિષય વિદ્યાર્થી ભણે. કેટલીક વખત રસ ન હોય એવો વિષય ભણવાની તેને આવશ્યકતા હોય છે. પણ જે વિષય આપણે ભણવાનો છે, એમાં રસ નિર્માણ કરવો જોઇએ. નિયમિત અભ્યાસ કરવાથી એ વિષય ઉપર આપણે પ્રભુત્વ મેળવીએ છીએ. પરિણામે આપણી પ્રભુત્વવૃત્તિ (Sense of mastery) સંતોષાવાને લીધે આપણને એમાં રસ પડે છે.

**અભ્યાસ પ્રત્યેનું વલણ:** અભ્યાસ કરવા બેઠા પછી એના તરફ આપણું જે વલણ (attitude) હોય છે તેની અભ્યાસ ઉપર ઘણી અસર થાય છે. આ વિષય મને નહીં આવડે, અથવા આ વિષય ભણ્યે મને શો લાભ છે, મને જીવનમાં એ શો ઉપયોગી થવાનો છે એવી વૃત્તિ અભ્યાસને અત્યંત હાનિકારક છે. આનાથી પણ ભયાનક મનોવૃત્તિ આપણા દેશના વિદ્યાર્થીઓમાં જણાઈ આવે છે. પરિશ્રમપૂર્વક અભ્યાસ કરવો એ જાણે શરમજનક વાત હોય એમ આપણા વિદ્યાર્થીઓ માને છે. અમેરિકા અને ઇંગ્લંડમાં જનારા અનેક વિદ્યાર્થીઓની પ્રત્યક્ષ મુલાકાત લઈ અને બીજા અનેકો વિષે વાંચીને હું ચોક્કસપણે કહી શકું છું કે ત્યાં વિદ્યાર્થીઓનો અભ્યાસ કરીને 'દમ નીકળી જાય છે' અભ્યાસ કરવો એ જાણે 'વેદિયાપણું' છે એમ આપણો વિદ્યાર્થી માનતો લાગે છે.

વેપારી વેપાર ન કરે; એન્જિનિયર એન્જિન ન સંભાળે; ડૉક્ટર દરદી તરફ ધ્યાન ન આપે એ જેટલું લાંછનસ્પદ છે એટલું જ લાંછનસ્પદ વિદ્યાર્થી વિદ્યા તરફ ધ્યાન ન આપે એ છે. એ સત્ય આપણો વિદ્યાર્થી ક્યારે સમજતો થશે?

'Social approval' એટલે બીજા લોકો આપણને સારા કહે, અને ખાસ કરીને 'Craving for peer approval' સમાન કક્ષાના લોકો આપણને સારા કહે એ ભણવાની ક્રિયામાં મોટી પ્રેરક શક્તિ છે. જો અભ્યાસ કરનારો વિદ્યાર્થી વિદ્યાર્થીવર્તુળમાં પ્રશંસાપાત્ર ગણાય તો અન્ય વિદ્યાર્થીઓનું અભ્યાસ પ્રત્યેનું વલણ સુધરશે એમાં શંકા નથી.

**દૃઢતાપૂર્વક વિષયનો સામનો કરો:** ભણવાની ક્રિયા ચેતનવંતી (active) અને પરિશ્રમપૂર્ણ ક્રિયા છે. મગજને તસ્દી આપ્યા વગર, આરામથી વિષયનો અભ્યાસ કરવો એ તદ્દન બિનઅસરકારક પદ્ધતિ છે. વિષયને સમજવાનો પ્રયત્ન કરો; વાંચ્યા પછી વિચારો અને યાદ કરવાનો પ્રયત્ન કરો. રેઢિયાળપણે વાંચ્યા કરવાની પદ્ધતિ કનિષ્ઠ પદ્ધતિ છે. 'There is no royal road to learning' ભણવાની આરામવાળી એકે પદ્ધતિ નથી. અમુક એક વિષય ભણવાને જે શ્રમ પડે તે કરો. શબ્દકોષનો ઉપયોગ કરો; નકશો અને આલેખ(graph)નો અભ્યાસ કરો, અથવા દોરો; મુદ્દાઓની યોગ્ય ગોઠવણી કરો; કઠિન ભાગનું પુનરાવર્તન કરો. ચોપડીમાં અધોરેખા (underline)કરો, નોટ્સ તૈયાર કરો, વાંચેલા ભાગનો સારાંશ કાઢો.

**વિષય તરફ પૂર્ણ ધ્યાન આપો**

અભ્યાસમાં પ્રગતિ કરવા સંપૂર્ણ એકાગ્રતા અતિ આવશ્યક છે. વર્ગમાં લેસન ચાલતું હોય તેના તરફ ધ્યાન આપો; ઘેર સ્વાધ્યાય ધ્યાનપૂર્વક કરો; ભણવા બેસો ત્યારે ભણવા માટે યોગ્ય એવી રીતે બેસો. બારીથી દૂર બેસો. વર્તમાનપત્રો, મિત્રોના પત્રો, બીજી ધ્યાનમાં વિક્ષેપ પાડનારી વસ્તુઓ દૂર મૂકી દો. યોગ્ય રીતે શરૂઆત કરવાથી અર્ધું કામ થાય છે. ભણવાની શરૂઆત કર્યા પછી પાણી પીવા તરફ, કોઈ કામ કરવાનું બાકી રહ્યું હોય તેના તરફ, કોઈને ટેલિફોન કરવો હોય અથવા બૂટને પૉલિશ કરવું હોય અથવા નખ કાપવા હોય તેના તરફ, મતલબ કે બીજા કોઈ પણ વિક્ષેપકારી કામ તરફ ધ્યાન ન આપો. એક હાથમાં અભ્યાસની ચોપડી લઈ, બીજા હાથમાં વર્તમાનપત્રમાં આવેલ ક્રિકેટરના ફોટો તરફ સહેજ જોઈ લેવાની ઇચ્છા કરવાથી ખરાબ ટેવ પડી જાય છે. આ ટેવ દિવસે દિવસે વધતી જાય છે. આવી ટેવને અતિ મક્કમતાથી તોડવાની જરૂર છે.

**યોગ્ય સમયે અભ્યાસ અને પુનરાવર્તન કરો:**

ભણવા માટે કયો સમય સારો છે એ વિવાદાસ્પદ વિષય છે. કેટલાકને સવારનો સમય અને કેટલાકને રાત્રિનો સમય વધુ અનુકૂળ હોય છે. પણ સામાન્ય રીતે એમ કહી શકાય કે કૉલેજમાં વિષય થઈ ગયા પછી તરત જ તે વિષયનો અભ્યાસ કરવો વધુ લાભદાયક છે. એ વખતે વિષય તાજો હોય છે અને શાંતિથી એનું પુનરાવર્તન આપણે કરી શકીએ છીએ.

વિસ્મૃતિ ઉપર જે પ્રયોગ કરવામાં આવ્યા છે તે એમ બતાવે છે કે વિસ્મૃતિનો વેગ આરંભમાં એટલે વિષય ભણ્યા પછી તરત સૌથી વધારે હોય છે. તેથી વિષય ભૂલી ન જવાય માટે વિષય ભણ્યા પછી બને તેટલું જલદી એનું પુનરાવર્તન કરવાની જરૂર છે.

**અભ્યાસના સમયની યોગ્ય વિભાગણી કરો:**

એક વિષય એક સામટો અને સળંગ ભણવા કરતાં જો તેના યોગ્ય ભાગ પાડી નાખવામાં આવે અને તે યોગ્ય સમયને અંતરે ભણવામાં આવે તો સરખા સમયમાં વધુ કામ થઈ શકે છે એમ પ્રયોગ દ્વારા પુરવાર થયું છે. દા. ત ૧૦૦ લીટીની કવિતા એક જ બેઠકમાં ગોખવા કરતાં દરરોજ એક એક કલાક ગોખવામાં આવે તો બધી લીટીઓ મોઢે કરતાં ઓછો સમય લાગશે.

Cuff નામના એક અભ્યાસકે અભ્યાસના ૭૫ નિયમો ઘડી કાઢ્યા અને તે વિદ્યાર્થીઓની આગળ ધરી, તેમને કયા નિયમો પરિણામકારક લાગે છે એ ક્રમવાર લખો એમ પૂછ્યું ત્યારે ૫૦૦ વિદ્યાર્થીઓએ ક્રમવાર જે દશ નિયમો લખ્યા તે નીચે આપ્યા છે.

| ક્રમ | નિયમ |
|---|---|
| ૧. | ભણવા માટે ચોક્કસ સમય અને સ્થળ રાખો. |
| ૨. | એકલા અભ્યાસ કરો. |

૩. વર્ગના વ્યાખ્યાનોની નોટ્સ લો.
૪. વિક્ષેપકારી વસ્તુઓ તરફ ધ્યાન ન આપો.
૫. વિષય વિગતવાર વાંચતાં પહેલાં એના ઉપર ઝડપી નજર નાખી જાઓ.
૬. સામાન્ય સિદ્ધાંતો સમજવા દૃષ્ટાંતો આપો.
૭. ભણવા માટે યોગ્ય વાતાવરણ રાખો.
૮. વિષયમાં શું અને કેટલું ભણવાનું છે તે સમજી લો.
૯. આગળ ભણતા પહેલાં પાછલા ભણતરનું પુનરાવર્તન કરો.
૧૦. ચોપડીમાં જોઈ વાંચ્યા પછી મનમાં યાદ કરી જાઓ.

આ બધા નિયમો પ્રત્યક્ષ નિરીક્ષણ અને અનુભવને પરિણામે અભ્યાસકોએ ઘડી કાઢ્યા છે. પણ સૌથી સાદો અને મહત્ત્વનો નિયમ પહેલો નિયમ છેઃ દરરોજ અભ્યાસ કરો; ચોક્કસ સમયે અને ચોક્કસ સમય માટે અભ્યાસ કરો, અને ચોક્કસ સ્થળમાં અભ્યાસ કરો. નિયમ સાદો છે; પણ એનાં ફળ મોટાં છે અને દૂરગામી છે.

*

# આજનું સાર્વભૌમ રાજ્ય—૧

## પુરુષોત્તમ ગણેશ માવળંકર

[હૅરલ્ડ લૅસ્કી ઇન્સ્ટિટ્યૂટ ઑફ પોલિટિકલ સાયન્સના ઉપક્રમે ચાલતા રાજ્યશાસ્ત્ર અભ્યાસવર્તુળની પખવાડિક ચર્ચાસભામાં તા. ૧૮–૧૧–૧૯૬૧ ને રોજ ઉપર્યુક્ત વિષય પર થયેલી ચર્ચાનો પ્રારંભ આચાર્યશ્રી પુરુષોત્તમ ગ. માવળંકરે કર્યો હતો. એના આધારે નીચેનો લેખ તૈયાર કરાયો છે. એમાંના વિચારો ઇન્સ્ટિટ્યૂટના અગર અભ્યાસવર્તુળના નથી.]

'આજનું સાર્વભૌમ રાજ્ય' ['The Sovereign State To-day']એ વિષયમાં ત્રણ જુદી જુદી બાબતો પર ભાર મૂકવામાં આવ્યો છે. (૧) **આજનું** સાર્વભૌમ રાજ્ય (૨) **સાર્વભૌમ** રાજ્ય (૩) **રાજ્ય.** આ ત્રણમાંથી પહેલી બે બાબત વધુ અગત્યની છે, અને પ્રસ્તુત ચર્ચા આ બે બાબતોને જ લક્ષમાં રાખીને કરીશું.

છતાં, સૌ પ્રથમ આપણે લઈએ રાજ્ય. રાજ્ય એટલે શું? એ પ્રશ્નના જવાબો ઘણા અપાયા છે. વિવિધ દૃષ્ટિકોણથી રાજ્યની વ્યાખ્યાઓ આપવામાં આવી છે, પણ એ બધાની યોગ્યતાની ચર્ચામાં ઊતરવાનો આ લેખમાં આપણો હેતુ નથી. એક વાત નિઃશંક છે કે સમાજમાં રહેતા મનુષ્યની જરૂરિયાતોમાંથી રાજ્યનો ઉદ્‌ભવ થયો. એટલે કે, માનવીની જરૂરિયાતો સંતોષવા માટે રાજ્ય અસ્તિત્વમાં આવ્યું. જરૂરિયાત સંતોષવાના એક સાધન તરીકે રાજ્યનો ઉગમ થયો; તેથી, સ્વભાવિક રીતે, સાધન અસરકારક હોવું જોઈએ.

રાજ્યને અસરકારક બનાવવા માટે જુદે જુદે સમયે મનુષ્યે જુદા જુદા પ્રયત્નો તેમ જ સાધનોનો ઉપયોગ કર્યો છે. રાજ્યના શરૂઆતના તબક્કામાં, એટલે કે જ્યારે તેનું સ્વરૂપ ટોળીના પ્રકારનું હતું ત્યારે, મુખ્યત્વે કરીને ટોળીના નેતાની શારીરિક તાકાત ટોળી પર વર્ચસ્વ જમાવવા માટે અગત્યની લેખાતી. પ્રાચ્ય સામ્રાજ્યોમાં, શાસકની લશ્કરી તાકાત અને આપખુદ સત્તાનો એ ઉપયોગ પ્રજાજન પર પ્રભાવ પાડવામાં થયો હતો. એટલે, રાજ્યને એક યા બીજા સાધન દ્વારા અસરકારક બનાવવા માટે સત્તાનો—શારીરિક કે લશ્કરી—ઉપયોગ થયેલો માલૂમ પડે છે.

રાજ્યરૂપી સાધનને અસરકારક બનાવવાના પ્રયત્નોને પરિણામે ૧૫મા અને ૧૬મા સૈકામાં, રાજ્ય સાર્વભૌમ હોવું જોઈએ એવો ખયાલ ઉદ્‌ભવ્યો. આજે આપણે રાજ્યની જે ચાર વિશિષ્ટ લાક્ષણિકતા ગણીએ છીએ—વસ્તી, વિસ્તાર, સરકાર અને સાર્વભૌમત્વ—તેમાંથી છેલ્લી લાક્ષણિકતા સાર્વભૌમત્વ એ રાજ્યની વિશિષ્ટ અને અનોખી લાક્ષણિકતા છે. રાજ્ય એક પ્રકારનું માનવસંગઠન છે, પણ બીજાં માનવસંગઠનોથી રાજ્ય તેની આ સાર્વભૌમત્વની લાક્ષણિકતાને લીધે જુદું તરી આવે છે. તેને લીધે જ રાજ્ય બીજાં સંગઠનો પર સરસાઈ ભોગવે છે એટલું જ નહિ પણ આજે રાજ્ય તે સવ સંગઠનોને તેની પોતાની(રાજ્યની) ઇચ્છા મુજબ વર્તવાની ફરજ પાડવાની શક્તિ પણ ધરાવે છે.

આજે આપણે જેને સાર્વભૌમ રાજ્ય કહીએ છીએ તે ૧૬મા અને ૧૭મા સૈકામાં અસ્તિત્વમાં આવ્યું. સાર્વભૌમ (Sovereign)નો અર્થ શું થાય? અથવા, બીજી રીતે પૂછીએ તો, સાર્વભૌમત્વ (Sovereignty) એટલે શું? સાર્વભૌમત્વનો ખયાલ સ્થિર રહ્યો નથી. રાજકીય પરિસ્થિતિ પલટાતાં એનો ખયાલ પણ પલટાતો રહ્યો છે. એટલે રાજકીય ઇતિહાસમાં જુદા જુદા સમયે જુદી જુદી પ્રવૃત્તિઓને વર્ણવવામાં એકના એક જ શબ્દનો ઉપયોગ થયો છે. એટલે એનો અર્થ પણ જુદી રીતે થયેલા છે. ક્રેનનબર્ગ લખે છે:

"This concept of sovereignty needs very delicate handling...The word sovereignty can be used to prove practically anything and therefore proves nothing, having in the course of time been employed in so many different senses, and still being equivocally used."[1]

માટે, સાર્વભૌમત્વનો ખરો અર્થ સમજવા સારુ આપણે એના ખયાલનો વિકાસ કેવી રીતે થયો તેનો થોડો ઇતિહાસ જોવો મદદરૂપ થઈ પડશે.

પ્રાચીન સમયમાં ઍરિસ્ટોટલ, પ્લેટો તેમ જ રોમન સામ્રાજ્યમાં સાર્વભૌમત્વનો ખયાલ સર્વોચ્ચ સત્તાના ખયાલ તરીકે અસ્તિત્વ ધરાવતો. સાર્વભૌમત્વનો આ પ્રમાણેનો ખયાલ પૃથ્વીના અમુક ભાગ પરના અંકુશ સાથે સંકળાયેલો ન હતો. સાર્વભૌમત્વ એટલે અમુક ક્ષેત્રમાં સર્વોચ્ચ સત્તા ભોગવવી એ મુજબનો અર્થ થતો.[2] જમીન પરના અંકુશ સાથે એને જરા પણ લેવાદેવા ન હતી. આખી દુનિયા પર રોમન સામ્રાજ્યની અસર અને એનું એક પ્રકારનું આધિપત્ય લાંબો વખત રહ્યાં હતાં અને તેના પરિણામે તેનું (દુનિયાનું) જુદા જુદા સ્વતંત્ર ટુકડાઓમાં વિભાજન થયેલું હતું તે ભુલાઈ ગયું હતું. રોમન સામ્રાજ્યના અંતે અનેક જંગલી પ્રજાનાં ધાડાં યુરોપ પર ઊતરી આવ્યાં. તેના પણ અંતે સાર્વભૌમત્વના ખયાલે જુદો જ વળાંક લીધો. એક બાજુ તેણે ટોળા-પ્રભુત્વ(tribe-sovereignty)-નું સ્વરૂપ પકડ્યું. એટલે કે જુદી જુદી ટોળીઓએ જે જે પ્રદેશ તેમણે કબજે કર્યા તે પ્રદેશમાં વસતા લોકોના તે ઉપરી બન્યા. તેમનું આ પ્રકારનું ઉપરીપણું જમીન પરની માલિકી સાથે જરા પણ સંકળાયેલું ન હતું. તે બાબતને જરા પણ મહત્ત્વ આપવામાં આવ્યું ન હતું. સર હેનરી મેઈન આ પરિસ્થિતિ વિષે સુંદર રીતે લખે છે:

"The King of a whole tribe was King of his people, not of his people's lands. The alternative to this peculiar notion of sovereignty appears to have been–and this is the important point–the idea of a universal dominion..."[3]

બીજી બાજુ, સાર્વભૌમત્વના ખયાલે પ્રાદેશિક સ્વરૂપ ધારણ કર્યું. આધુનિક યુગમાં સાર્વભૌમત્વનો મહદ્ અંશે આપણે જે અર્થ કરીએ છીએ તે પ્રાદેશિક સાર્વભૌમત્વનો ખયાલ મધ્યયુગ દરમિયાન અસ્તિત્વમાં આવેલી સામંતશાહી પદ્ધતિનું પરિણામ છે. ખરી રીતે જોવા જઈએ તો પી. વૉર્ડ (P. Ward) કહે છે તે મુજબ:

"The chief roots of the modern doctrine of sovereignty lie elsewhere.........A survey of the origin of the modern conception leads back to the feudal system."[4]

ઈ.સ.ની ચોથી સદીના અંત પછી રોમન સામ્રાજ્યની તાકાત અને અસર યુરોપમાં ઘટવા લાગી. તેના અંતકાળ દરમિયાન યુરોપ પર જંગલી પ્રજાનાં ધાડાં ઊતરી આવ્યાં, પણ નબળા રોમન સમ્રાટો આ પ્રજાઓનાં આક્રમણની સામે પોતાના સામ્રાજ્યનું સંરક્ષણ કરવામાં નિષ્ફળ નીવડ્યા. પરિણામે યુરોપમાં દરેક પ્રજાએ, જે શક્તિશાળી વ્યક્તિએ તેમને સંરક્ષણ આપ્યું તેનું, વર્ચસ્વ સ્વીકાર્યું. રોમન સામ્રાજ્યને અંતે અને મધ્યયુગની શરૂઆતમાં પશ્ચિમ યુરોપનો આખો પ્રદેશ જાગીરદારી, સામંતશાહી અને ઠકરાતોના વિશાળ વ્યવસ્થાતંત્રમાં વહેંચાઈ ગયો હતો. આ નાના મોટા બધા જાગીરદારો અને સામંતો તેમના પ્રદેશમાં સર્વોચ્ચ હતા, પણ તેમના ઉપરી અધિકારીને તેઓ વફાદાર રહેતા. એટલે કે નાના જાગીરદારો સામંતને અને સામંત રાજાને વફાદાર રહેતા. આમ અરસપરસ રક્ષણ, સહાય અને વફાદારીના પાયા પર ચડિયાતા ક્રમમાં રચાયેલી સામંતશાહીપ્રથાના માળખામાં જ સાર્વભૌમત્વના ખયાલનો વિકાસ થયો. સામંતશાહીપ્રથામાંથી ઉદ્ભવેલી મનુષ્યની માન્યતા, પ્રણાલિકા, વૃત્તિ અને વલણમાંથી ઘડાયેલો સાર્વભૌમત્વનો ખયાલ પાયારૂપ છે.

રોમન સામ્રાજ્યના પતન પછી આખા યુરોપને એક તારે સાંકળતી ધાર્મિક સંસ્થા એ કૅથૉલિક ચર્ચ હતી. સાર્વભૌમત્વના ખ્યાલના ઉદ્દ્ભવમાં ચર્ચનો ફાળો નાનોસૂનો નથી. ચર્ચ અને રાજ્યના સર્વોપરિતા માટેના ઘર્ષણમાંથી આધુનિક સાર્વભૌમ રાજ્યનો જન્મ થયો હતો. ચર્ચના વડા પોપ (Pope)એ સૌ પ્રથમ પોતે સર્વસત્તાધીશ હોવાનો દાવો રજૂ કર્યો. રોમન સામ્રાજ્યની પડતી સમયે રોમન સમ્રાટ અને પોપ વચ્ચે લૌકિક બાબતમાં આખરી સત્તા કોની છે તે વિષે ઝૂંબેશ શરૂ થઈ. પ્રજાજનોની પોતાના પ્રત્યેની વફાદારી પ્રાપ્ત કરવા માટેની બન્નેની ઝૂંબેશમાંથી ઘર્ષણ પ્રગટયું ને ઘર્ષણમાં જ નાના તેમ જ મોટા સામંતોની મદદથી પોપે સમ્રાટ ઉપર અપૂર્વ વિજય પ્રાપ્ત કર્યો. અહીં નોંધવું જરૂરી છે કે પોપ અને સમ્રાટ વચ્ચેનું આ ઘર્ષણ એ યુરોપમાં સાર્વભૌમસત્તા પ્રાપ્ત કરવા માટેનું ન હતું. ('સાર્વભૌમત્વ' શબ્દનો પાછળથી જે પ્રમાણે અર્થ ઘટાવવામાં આવ્યો હતો તે અર્થમાં એ હજુ ઉદ્દ્ભવ્યો નહોતો). ક્રીઝ્સ લખે છે તે મુજબ મધ્યયુગનાં રાષ્ટ્રો સાર્વભૌમત્વના ખ્યાલથી અજાણ હતાં.[5] પોપે જે નેતાગીરી મેળવી તે લાંબો વખત ટકી ન રહી. રોમન સામ્રાજ્ય અને તેનો સમ્રાટ ચાલુ રહ્યાં, પણ ખરી સત્તાથી તે વંચિત થયા. સર્વસત્તા ધર્મગુરુઓના હાથમાં કેન્દ્રિત થઈ. સામંતો અને જાગીરદારો પર ધર્મગુરુઓનું વર્ચસ્વ સ્થપાયું. પોપે તેમના પર મહત્ત્વાકાંક્ષી દાવાઓ રજૂ કર્યા, સર્વ બાબતોમાં તેનો નિર્ણય આખરી ગણાશે એવું એણે ભારપૂર્વક રજૂ કર્યું. પરિણામે તેની જોહુકમી વધતી ચાલી. સામંતો અને જાગીરદારોને તેમના પરની પોપની સર્વોપરી સત્તા ખૂંચવા લાગી. જે પોપને તેમણે સમ્રાટની આજ્ઞા ને સત્તા ફગાવી દેવામાં ઉત્તેજન અને સહાય કર્યાં હતાં, તે જ પોપની તેમના પરની સત્તા ફગાવી દેવા માટે તેઓ આતુર બન્યા. સામંતો અને જાગીરદારો સાથેની આ અથડામણમાંથી આધુનિક સાર્વભૌમત્વનો ખ્યાલ વિકાસ પામ્યો.[6]

પોપે યુરોપની નેતાગીરી પ્રાપ્ત કર્યા બાદ, માત્ર સો વર્ષના ટૂંકા ગાળામાં યુરોપમાં ઠેર ઠેર સ્થાનિક શાસકોનો વર્ગ ઊભો થયો. ૧૪મી સદીના અંતે (એટલે કે મધ્યયુગના અંતે) અનેક કારણોને લીધે નવા રાજકીય વિચારો ઉદ્દ્ભવ્યા. ધર્મરક્ષક યુદ્ધો તેમ જ અંદર અંદરના ઝગડાને લીધે સામંતોની તાકાત ઘટી ગઈ; વેપાર અને વાણિજ્યને લીધે ઊભાં થયેલાં નવાં શહેરો અને નગરોએ સામંતોનો સંપત્તિ ધરાવવાનો ઇજારો તોડયો.તેમની લશ્કરી સર્વોપરિતા પણ નાશ પામી. યુરોપની આવી રાજકીય પરિસ્થિતિમાં સ્થાનિક શાસકોએ (જેઓ મહદ્ અંશે નાના સામંતો અને જાગીરદારો જ હતા) પોતાના હાથમાં બને તેટલી સત્તા કેન્દ્રિત કરી અને લૌકિક બાબતોમાં પોપની સત્તાને આખરી ગણવાનો ઇન્કાર કર્યો. તેમ કરવામાં તેમને નવાં નગરો અને શહેરોનો સાથ મળ્યો. તે જ સમય દરમિયાન યુરોપમાં થયેલી જુદી જુદી રાષ્ટ્રીય ભાષાઓના વિકાસના પરિણામે યુરોપની પ્રજામાં રાષ્ટ્રીય જાગૃતિની ભાવના જાગી. સ્થાનિક શાસકોના હાથમાં સત્તા વધુ કેન્દ્રિત કરવામાં અને સત્તાનું ક્ષેત્ર વધારવામાં આ રાષ્ટ્રીય જાગૃતિની ભાવના પૂરક બની. દરેક પ્રદેશની પ્રજાએ પોતાના પ્રદેશના શાસકને માત્ર રાજા તરીકે જ નહિ પણ સમ્રાટ તરીકે ગણવાનું શરૂ કર્યું. આમ વારસાગત રાજાશાહી પદ્ધતિના રાષ્ટ્રીય રાજ્યનો ઉદય થયો. આ રાષ્ટ્રીય રાજ્યની હકૂમત, ગેટલ લખે છે તે મુજબ, પ્રાદેશિક પ્રકારની ગણાતી.[7]

૧૫મી-૧૬મી સદીમાં યુરોપમાં એક બીજાના સમોવડિયા અને વારસાગત રાજાશાહીના અંકુશ હેઠળનાં અનેક શક્તિશાળી રાજ્યો અસ્તિત્વમાં આવ્યાં. આ રાજ્યોએ પોપની સર્વોપરિતાનો તેમજ રોમન સામ્રાજ્યની માફક વિશ્વસામ્રાજ્યનો ખ્યાલ અશક્ય બનાવ્યો, અને તેથી રાજાની સાર્વભૌમ સત્તાનો વિચાર કરવાનો ખ્યાલ શક્ય બન્યો; સાથે સાથે સામંતશાહીનો 'સાર્વભૌમત્વ'નો જે ખ્યાલ હતો તે રાષ્ટ્રીય રાજ્યને પણ લાગુ પાડવામાં આવ્યો. વૉર્ડ યોગ્ય રીતે લખે છે, "The feudal connotations of "sovereign" were carried over into the national state; power over a given area–right of judgement, of assessing money and services, and of using men at arms–all these trappings of feudalism's sovereigns passed into the possession of the monarchs of the early modern period. Feudal "sovereignty" was redefined in terms of the Roman *suprema potestas* in such a way as to make it the exclusive possession of the secular

monarch."[8] રાજ્યની સાર્વભૌમ સત્તા માત્ર રાજા જ ધરાવી શકે એ મુજબનો સાર્વભૌમત્વનો ખયાલ શરૂ થયો. રાજા પોતે જ સાર્વભૌમ (sovereign) કહેવાવા લાગ્યો; બીજા શબ્દોમાં કહીએ તો, સાર્વભૌમ સત્તાનું સ્થાન રાજામાં રહેલું છે એ વિચારે જોર પકડયું. રાજાશાહીના ચડતીના કાળ દરમિયાન આમ સાર્વભૌમત્વનો આધુનિક ખયાલ ઘડાયો હતો.[9] ઇંગ્લેન્ડ, ફ્રાન્સ અને સ્પેનનાં પ્રચંડ રાજ્યો રાજાશાહી પ્રકારનાં રાષ્ટ્રીય રાજ્યોના દાખલા હતા. ફ્રાન્સમાં રાજા, સામંતો, ચર્ચ અને રોમન સામ્રાજ્ય વચ્ચે સખત ઘર્ષણ ઉદ્ભવ્યું. તેમાં રાજાની સંગીન સ્થિતિ જોતાં રાજકીય વિચારકો અને લેખકોએ રાજાની સાર્વભૌમ સત્તા માટેના દાવાને સમર્થન આપતા કાનૂની સિદ્ધાંતો રજૂ કર્યા. ૧૬મી સદીમાં ફ્રેન્ચ લેખક જિન બૉડિને (Jean Bodin) સૌ પ્રથમ સંપૂર્ણ વિગતો સાથે સાર્વભૌમત્વના લક્ષણની અને સ્વરૂપની ચર્ચા કરતો સાર્વભૌમત્વનો આધુનિક સિદ્ધાંત રજૂ કર્યો જે સિદ્ધાંત ઘણો અગત્યનો છે:

બૉડિને સાર્વભૌમત્વ એ રાજાનું લક્ષણ નહિ, પણ રાજ્યનું આગવું લક્ષણ છે એમ દર્શાવ્યું:

"Sovereignty is the absolute and perpetual power of a State. ...It is the supreme power to issue commands."[10] એવી સાર્વભૌમત્વની વ્યાખ્યા તેણે આપી. રાજ્ય સાર્વભૌમત્વ ધરાવે છે એટલે બીજાં બધાં સંગઠનો કરતાં એ જુદું પડે છે. રાજ્યની એ અનિયંત્રિત સત્તા છે. સાર્વભૌમ સત્તા ધરાવનાર વ્યક્તિ–રાજા કે પ્રજાજનોની સભા–માત્ર સર્વોચ્ચ નહિ પણ કાયમી છે. તેનું વિભાજન પણ ન થઈ શકે કે તે બીજી વ્યક્તિને સુપ્રત પણ ન કરી શકાય. બૉડિને સ્પષ્ટપણે રજૂ નહિ કર્યું કે રાજા જ સાર્વભૌમ છે. રાજ્યની સર્વોચ્ચ સત્તા તરીકે સાર્વભૌમત્વનું સ્થાન રાજામાં રહેલું હોય કે પ્રજાજનોની સભામાં પણ રહેલું હોય. પણ એક વાર સ્થાન નક્કી થયા પછી તે વ્યક્તિ કે સત્તાથી તેને વેગળું કરી શકાય નહિ, એટલે તે કાયમી છે. દરેક વ્યવસ્થિત રાજ્યમાં આ મુજબ કોઈક ઠેકાણે તેની આ અવિભાજ્ય સત્તા રહેલી હશે. સાર્વભૌમ સત્તાનું સ્થાન જુદું, તેમ તે રાજ્યની સરકારનું સ્વરૂપ પણ જુદું. બૉડિનના મત મુજબ, રાજ્યના જુદા જુદા પ્રકાર સંભવી ન શકે. માત્ર, સરકારના જ જુદા જુદા પ્રકાર સંભવી શકે. રાજ્ય અને સરકાર વચ્ચેનો તફાવત સ્પષ્ટ રીતે દર્શાવનાર બૉડિન પ્રથમ લેખક હતો.

બૉડિનના મત મુજબ પ્રજાજનો માટે કાયદો ઘડવો અથવા તેમને આદેશો ફરમાવવા, એ સાર્વભૌમ સત્તાનું સારતત્ત્વ છે. આ કાયદા ઘડવામાં તેને પ્રજાજનોની કે બીજી કોઈ વ્યક્તિની સંમતિ લેવાની હોતી નથી. જો તેમ હોય તો તેને સાર્વભૌમ ન કહી શકાય. સાર્વભૌમ સત્તા પોતે જે કાયદો ઘડે છે તેનાથી તે પોતે પર હોય છે, તેની સત્તા પર કોઈ પણ પ્રકારની મર્યાદા નથી. જો કે સાર્વભૌમ સત્તા જવાબદારી અને ફરજથી પર નથી, એમ એણે સ્પષ્ટ રજૂ કર્યું. દૈવી કાયદો, પ્રાકૃતિક કાયદો, તેમજ રાષ્ટ્રના મૂળભૂત કાયદાની અવગણના તે (સાર્વભૌમ સત્તા) કરી શકતી નથી. (પણ બૉડિને આ કાયદાઓની બરાબર વ્યાખ્યા આપવાની તસ્દી લીધી લાગતી નથી!). આટલી મર્યાદા બાદ કરતાં, દરેક નાગરિક કાયદાનું (civil law) મૂળ સાર્વભૌમ સત્તા પોતે જ હોય છે.

દરેક રાજ્યની, તેમાં વસતા નાગરિક અને સંગઠનો ઉપરની અમર્યાદિત, અવિભાજ્ય અને સર્વોચ્ચ સત્તા તરીકે, સાર્વભૌમત્વનો ખયાલ આપીને બૉડિને સાર્વભૌમત્વ એટલે આંતરિક સર્વોપરિતા (internal supremacy) એ બાબત પર ભાર મૂકયો. ૧૫મી–૧૬મી સદીમાં જ્યારે વારસાગત રાજાશાહી હેઠળનાં, પણ એક બીજાનાં સમોવડિયાં અનેક રાજ્યો યુરોપમાં અસ્તિત્વમાં આવ્યાં ત્યારે વિશ્વસામ્રાજ્યનો ખયાલ અશકય બન્યો. આ પરિસ્થિતિ વિષે ગેટલ લખે છે, "Under these conditions arose the conception of the state as a supreme political power internally and of states as independent and equal externally."[11] બૉડિને sovereignty as the "supreme power over citizens and subjects, unrestrained by the laws", એવું જણાવીને સાર્વભૌમત્વ એટલે આંતરિક સર્વોપરિતા એ ખયાલ વધુ સ્પષ્ટ બનાવ્યો. ડચ વિચારક ગ્રોશિયસે (Grotius) ૧૭મી સદીમાં એક સાર્વભૌમ રાજ્યના બીજા સાર્વભૌમ રાજ્ય સાથેના સંબંધમાં સમાનતા અને સ્વતંત્રતા પર

ભાર મૂક્યો. સાર્વભૌમત્વ એટલે બાહ્ય સ્વતંત્રતા (external independence) એ ખયાલ એણે રજૂ કર્યો. ૧૭મી સદીમાં સાર્વભૌમ સ્વતંત્ર રાજ્યો વચ્ચેના વિખવાદ અને ઝઘડા ઘણા વધી ગયા હતા. એક રાજ્યના બીજા રાજ્ય સાથેના સંબંધમાં અપનાવવામાં આવેલા મૅકિઆવેલી (Machiavelli)ના ખયાલના સ્વીકારથી, બળ એ રાજ્યરાજ્ય વચ્ચેના સંબંધના પ્રશ્નોનું નિરાકરણ લાવવા માટેનું એક માત્ર અગત્યનું પરિબળ બની ગયું હતું. આવા સંજોગોમાં ગ્રોશિયસને, રાજ્યરાજ્ય વચ્ચેના સંબંધ વ્યવસ્થિત બનાવવાની તાકીદની જરૂર જણાઈ હતી. તેના મત મુજબ, એક આંતરરાષ્ટ્રીય કાયદો હોવો જરૂરી હતો કે જેના વડે રાજ્ય-રાજ્ય વચ્ચેના સંબંધનું નિયમન કરી શકાય. આ આંતરરાષ્ટ્રીય કાયદો ઘડવા માટે પ્રથમ આવશ્યકતા તરીકે સાર્વભૌમત્વ એટલે બાહ્ય સ્વતંત્રતા એ ખયાલ ગ્રોશિયસને જણાયો હતો. એટલે દરેક રાજ્ય બીજા રાજ્યના અંકુશથી મુક્ત હોવું ઘટે.

બૉડિનની માફક ૧૭મી સદીમાં હૉબ્સે પણ સાર્વભૌમત્વનો સિદ્ધાંત રજૂ કર્યો. હૉબ્સના મત મુજબ અમુક વ્યક્તિઓની સભા કે એકાદ વ્યક્તિ સાર્વભૌમ સંભવી શકે, પણ દરેક રાજ્યમાં એકથી વધુ સાર્વભૌમ ન હોવા જોઈએ. દરેક કાયદાનું મૂળ માત્ર આ સાર્વભૌમ જ સંભવી શકે. પણ પોતે જે કાયદો ઘડે છે તેનાથી તે પોતે પર હોય છે. આમ ધારાકીય સત્તા એ સાર્વભૌમત્વ સત્તાની મૂળભૂત લાક્ષણિકતા છે. આવશ્યક રીતે સાર્વભૌમ વ્યક્તિ કે વ્યક્તિની સભા કોઈને જવાબદાર નથી હોતી, તેની આજ્ઞાનું ઉલ્લંઘન ન કરી શકાય. સાર્વભૌમ વ્યક્તિનું સાર્વભૌમત્વ તેનાથી કદી વેગળું ન કરી શકાય. એટલે કે સાર્વભૌમત્વ કાયમી છે. સાર્વભૌમત્વનો આ પ્રમાણેનો સિદ્ધાંત રજૂ કરવા પાછળ હૉબ્સના બે હેતુઓ હતા. ઇંગ્લૅંડના આંતરવિગ્રહ દરમિયાન હૉબ્સનું પુસ્તક The Leviathan લખાયું હતું.આ આંતરવિગ્રહ ઇંગ્લેન્ડની શાંતિમાં ખલેલ પાડનારો નીવડ્યો હતો. હૉબ્સના મત મુજબ આંતરવિગ્રહ રાજા અને ઇંગ્લિશ પાર્લમેન્ટના સાર્વભૌમત્વ ધરાવવાના દાવાનું પરિણામ હતું.અને આ મહાન આફતમાંથી ઉગારવા માટે તેમ જ પુનઃ શાંતિની સ્થાપના માટે એક બળવાન કેન્દ્રિય સત્તાની આવશ્યકતા તેને જણાઈ હતી. બીજું, ઇંગ્લેન્ડમાં કોઈ પણ હિસાબે એકતા સ્થાપવી જોઈએ એવી તેનામાં એક પ્રકારની તમન્ના હતી. ઇંગ્લેન્ડનું રાજકારણ જુદા જુદા ધાર્મિક પંથોના ઝઘડામાં અટવાઈ ગયું હતું અને આ પ્રકારના ધાર્મિક ઝઘડા એકતા સ્થાપવામાં અવરોધરૂપ હતા. રાષ્ટ્ર-રાજ્યમાં એકતા કેવી રીતે સ્થાપવી એ તેની સમક્ષનો કૂટ પ્રશ્ન હતો. પ્રજાના હાથમાં સર્વ સત્તા સુપ્રત કરવાને બદલે જો રાજાના હાથમાં આ સત્તા કેન્દ્રિત કરવામાં આવે તો પ્રશ્નનું સહેલાઈથી નિરાકરણ લાવી શકાય. ઇંગ્લેન્ડ માટે હૉબ્સે સત્તાના કેન્દ્રીકરણ તેમ જ રાજકીય પ્રવૃત્તિમાં બિનસાંપ્રદાયીકરણની નીતિની હિમાયત કરી. તેણે ચોખ્ખા શબ્દોમાં ન લખ્યું કે, રાજા એ સંપૂર્ણ સાર્વભૌમ હોવો જોઈએ; પણ તેણે રાજા અને પાર્લમેન્ટ બેમાંથી પોતાની પસંદગી રાજા પ્રત્યે દર્શાવી હતી. હકીકતમાં તેનું પુસ્તક The Leviathan અમર્યાદિત રાજાશાહીના બચાવરૂપે જ લખાયેલું છે. રાજાને અમર્યાદિત સત્તા આપવામાં આવે તો તેણે હિમાયત કરેલી નીતિનો અમલ થઈ શકે તેથી તે રાજામાં જ સાર્વભૌમ સત્તા રહેલી હોવી જોઈએ એમ ભારપૂર્વક એણે રજૂ કર્યું.

વળી, એક રીતે જોતાં હૉબ્સ વ્યવહારિક વિચારક હતો. તેણે જોયું કે અત્યાર સુધી થઈ ગયેલા સર્વ વિચારકો સાર્વભૌમત્વના સિદ્ધાંતમાં માનતા હતા, પણ કોઈએ તેની વ્યવસ્થિત વ્યાખ્યા આપવાનો તેમજ તેનું સ્થાન નક્કી કરવાનો પ્રયત્ન નહોતો કર્યો. સાર્વભૌમ સત્તાનું સ્થાન નક્કી કરવાની તેનામાં એક પ્રકારની તમન્ના હતી. આ સ્થાન નક્કી કરવામાં પણ તેણે એક જ બાબત પર ધ્યાન આપ્યું—સાર્વભૌમ સત્તાનું સ્થાન એવી રીતે નક્કી કરવું, જેથી રાષ્ટ્રની ને રાજ્યની એકતા જળવાઈ રહે. જ્યાં એક કેન્દ્રીય, સ્થિર પણ બિનસાંપ્રદાયિક હાથમાં રહેલી સત્તાનો અભાવ હોય, ત્યાં હમેશાં અંધાધૂંધી અને અરાજકતા ફેલાયા વગર રહેતી નથી. તેથી તેણે ભારપૂર્વક રજૂ કર્યું કે સાર્વભૌમ સત્તા ધાર્મિક હાથમાં નહિ પણ બિનસાંપ્રદાયિક હાથમાં રહેલી હોવી જોઈએ.[12] એટલે કે રાજા અમર્યાદિત સત્તા ભોગવતો હોવો જોઈએ.

બૉડિન અને હૉબ્સના આ પ્રશિષ્ટ સાર્વભૌમત્વના

સિદ્ધાંત વિશે વૉર્ડ લખે છે તે મુજબ

"...Sovereignty was supreme authority, personal, indivisible and absolute...The theory of sovereignty was the assertion of the supremacy of the royal will; sovereignty was the personal attribute of the monarch.[13] બૉડિને ફ્રાન્સમાં રાજાશાહીની ચડતીના સમય દરમિયાન પોતાનો સિદ્ધાંત રજૂ કર્યો. જ્યારે હૉબ્સને ઇંગ્લેન્ડ માટે એકતા પ્રાપ્ત કરવી હતી, અને તે રાજા જ લાવી શકે એમ તેને દેખાયું હતું, એટલે બન્નેએ રાજાને લક્ષમાં રાખીને પોતાનો સિદ્ધાંત રજૂ કર્યો હતો. એટલે "સાર્વભૌમત્વ રાજાનું આગવું લક્ષણ છે એમ બન્નેનો કહેવાનો આશય હતો."

સાર્વભૌમત્વના ખયાલ વિશે આટલી નોંધ લીધા પછી એટલું સ્પષ્ટ રીતે ફલિત થાય છે કે સાર્વભૌમત્વ શબ્દનો ઉપયોગ જુદા જુદા કાર્યને દર્શાવવામાં થયો છે અને એ કાર્ય બદલાતાં શબ્દોનો અર્થ પણ બદલાયો છે. ઉપર જણાવ્યા મુજબ, સાર્વભૌમત્વનો અસલ અર્થ સાંદર્ભિક હતો. સાર્વભૌમત્વ એટલે 'અમુક ક્ષેત્રમાં ખાસ સત્તા ધરાવવી' એમ એનો અર્થ થતો. સામંતશાહી યુગ દરમિયાન આ અર્થમાં સામંતો સાર્વભૌમ હતા. સામંતોની સત્તા ભાંગી પડતાં નવા ઊભા થયેલા રાજાની સત્તાનું સ્વરૂપ તેમજ લક્ષણ દર્શાવવા, એટલે કે રાજાની સત્તા સાર્વભૌમ પ્રકારની છે તે રીતે શબ્દનો ઉપયોગ થયો હતો. છેલ્લે હમણાં જ જણાવ્યું તે મુજબ રાજા જ સાર્વભૌમ ગણાવા લાગ્યો. સાર્વભૌમત્વ એ રાજાનું અંગત લક્ષણ ગણવા લાગ્યું હતું.[14]

હૉબ્સ અને બૉડિને સાર્વભૌમત્વનો ખયાલ એક અવિભાજ્ય અને અમર્યાદિત સત્તા તરીકે રજૂ કર્યા પછી રાજકીય વિચારકો માટે સાર્વભૌમત્વનો ખયાલ કોયડા સમાન બની ગયો. આંતરવિગ્રહને અંતે નવી રાજકીય પરિસ્થિતિ સર્જાઈ, વિચારો બદલાઈ ગયા; રાજાને આપવામાં આવેલી સત્તા જવાબદારીથી મુક્ત હતી; તેનો ઉપયોગ રાજાએ પોતાને આપવામાં આવેલા ખાસ અંગત હક્ક તરીકે કર્યો. વિશિષ્ટ સત્તા તરીકે સાર્વભૌમ સત્તાનો થયેલો આપખુદ ઉપયોગ રાજકીય જીવન માટે ભયરૂપ નીવડ્યો. એટલે આંતરવિગ્રહ પછી જવાબદારીયુક્ત સત્તા હોવી જોઈએ એવી માગણી ભારપૂર્વક રજૂ કરવામાં આવી. બંધારણીય કે મર્યાદિત સરકારના વિચાર સાથે વ્યક્તિગત, અવિભાજ્ય અને અમર્યાદિત સાર્વભૌમ સત્તાનો ખયાલ કેવી રીતે બંધબેસતો કરવો એ એક પ્રશ્ન ઉદ્‌ભવ્યો. આ નવી ઉપસ્થિત થયેલી પરિસ્થિતિનો ઉકેલ લાવવાનું કાર્ય અંગ્રેજ વિચારક લૉક (Locke)એ હાથ ધર્યું. લૉકનું પુસ્તક A Treatise on Civil Government ઈ. સ. ૧૬૮૮ની રક્તવિહીન ક્રાન્તિ બાદ બે વર્ષે–ઈ. સ. ૧૬૯૦માં–પ્રસિદ્ધ થયું. આ ક્રાન્તિમાં રાજાની વિરુદ્ધ પાર્લમેન્ટ વિજયી નીવડી હતી, તેમજ પાર્લમેન્ટની રાજા ઉપરની સર્વોપરિતા સાબિત થઈ હતી. પાર્લમેન્ટની સર્વોપરિતા કાયદેસર અને વ્યવસ્થિત રીતે સાબિત કરવાનું કાર્ય લૉકે કર્યું. ઇંગ્લિશ પાર્લમેન્ટ પ્રજાનું પ્રતિનિધિત્વ ધરાવતી સંસ્થા હતી તેથી તેણે જાહેર કર્યું કે પાર્લમેન્ટ સર્વોપરી હોવાથી, પાર્લમેન્ટ દ્વારા પ્રજા એ સર્વ સત્તા ભોગવે છે. રાજા માત્ર મર્યાદિત સત્તા ભોગવે છે, અંતિમ નિદાનમાં સાર્વભૌમ સત્તા પ્રજા પાસે જ રહેલી છે. આમ, પ્રજા સાર્વભૌમ છે એમ એણે રજૂ કર્યું. તે જ સમય આસપાસ ફ્રેન્ચ લેખક મૉન્ટેસ્ક (Montesquieu)એ તેનો સત્તાવિભાજનનો પ્રખ્યાત સિદ્ધાંત રજૂ કરીને સાર્વભૌમત્વની અમર્યાદિતતા અને અવિભાજ્યતાનો ખયાલ તોડી પાડ્યો. તેનો આ સિદ્ધાંત રજૂ કરવા પાછળનો આશય રાજાની સત્તા મર્યાદિત બનાવવાનો હતો. વૉર્ડ લખે છે તેમ:

"The intention of these men was not to strengthen the position of the monarch, but to limit it by securing guarantees against the exercise of arbitrary powers by him. Responsible Government was their aim. The fact is that, with the passage of absolute monarchy, the attribute of sovereignty was cut loose from the person of the monarch; yet it retained its essentially personal character and was thought of as supreme willpower in operation. The question of the location of the supreme sovereign power was acute in every subsequent political theory."[15]

લૉક, મૉન્ટેસ્ક, અને ત્યાર પછી ૧૮મા સૈકામાં ફ્રેન્ચ તત્ત્વચિંતક રૂસોએ પ્રજા જ સાર્વભૌમ છે એમ કહીને પ્રજાકીય સાર્વભૌમત્વનો ખયાલ (concept

of popular sovereignty) વહેતો મૂક્યો; પણ તેની સાથે સાર્વભૌમત્વના સ્થાનનો પ્રશ્ન એમણે ગંભીર બનાવી દીધો છે. રાજા સાર્વભૌમ છે એ હકીકતને તો સાવ નકારી કાઢીને એમણે એમ સૂચિત કર્યું કે, રાજ્યમાં બીજી કોઈ સંસ્થા સાર્વભૌમ ગણાવી જોઈએ. મહદ્ અંશે પ્રજાનું પ્રતિનિધિત્વ ધરાવતી એવી ધારાસભાઓને સાર્વભૌમ સંસ્થા તરીકે ગણીને પ્રજા સાર્વભૌમ છે એમ તો તેમણે રજૂ કર્યું પણ તે સત્તાનો અમલ સતત કેવી રીતે થઈ શકે? પ્રજા પાંચ કે સાત વર્ષે એક વાર પાર્લમેન્ટની ચૂંટણીમાં ભાગ લઈ, જાહેર બાબતો પર અભિપ્રાય આપે તેમાં કેવી રીતે સાર્વભૌમ સત્તાનો અમલ થયો કહેવાય? રાજા જો મર્યાદિત સત્તા ભોગવતો હોય તો તે સાર્વભૌમ કહેવાય કે કેમ, ઇત્યાદિ અનેક મુશ્કેલીઓ ઊભી થઈ. ૧૭મી અને ૧૮ની સદીઓમાં લોકશાહી માટેની જે આખી ઝુંબેશ ચાલી તેમાં એક જ બાબત પર ભાર મૂકવામાં આવ્યો હતો–રાજ્યમાં કોઈ પણ વ્યક્તિ કે સંસ્થા અમર્યાદિત સત્તા ભોગવતી ન હોવી જોઈએ. અને તેને અનુલક્ષીને જ સાર્વભૌમત્વનો ખ્યાલ ફેરવવાના કે બદલવાના પ્રયત્નો થયા હતા.

૧૯મી સદીમાં જૉન ઑસ્ટિન (John Austin)એ સાર્વભૌમત્વનો પ્રખ્યાત કાનૂની સિદ્ધાંત રજૂ કર્યો. 'Province of Jurisprudence Determined' નામના પોતાના પુસ્તકમાં ઑસ્ટિને નીચે મુજબનો સાર્વભૌમત્વનો ખ્યાલ દર્શાવતું વિધાન રજૂ કર્યું:

"If a *determinate* human superior, *not* in a habit of obedience to a like superior, receive *habitual* obedience from the *bulk* of a given society, that determinate superior is sovereign in that society, and the society (including the superior) is a society political and independent.[16]......Every positive law, or every law simply and strictly so-called, is set, directly or circuitously, by a sovereign person or body to a member or members of the independent political society wherein that person or body is sovereign or supreme."[17]

ઑસ્ટિનના આ સાર્વભૌમત્વના ખ્યાલમાં ત્રણ બાબતો અંતર્ગત રહેલી છે. (૧) રાજ્ય એક પ્રકારની કાનૂની વ્યવસ્થા છે કે જેમાં નિશ્ચિત વ્યક્તિ કે વ્યક્તિનું જૂથ (determinate authority) અંતિમ નિદાનમાં સત્તાનું મૂળ હોય છે. 'નિશ્ચિત' શબ્દ સૂચવે છે કે સાર્વભૌમ સત્તાનું સ્થાન સ્પષ્ટ રીતે મુકરર કરવામાં આવેલું છે. (૨) આ નિશ્ચિત વ્યક્તિ કે વ્યક્તિનું જૂથ જે સાર્વભૌમ હોય છે તેની સત્તા અમર્યાદિત અને અવિભાજ્ય હોય છે. એટલે દરેક રાજ્યમાં એકથી વધુ સાર્વભૌમ ન હોઈ શકે અને તેની સત્તાને કોઈ પણ પ્રકારની મર્યાદા,–સામાજિક, નૈતિક, કે કાનૂની–સંભવી ન શકે. (૩) આદેશ એ કાયદાનું સારતત્ત્વ છે. કાયદો એટલે પ્રજાજનને અમુક કાર્ય કરવાનું કે નહિ કરવાનું સૂચવતો રાજ્યનો આદેશ. આ આદેશનું પાલન કરવામાં જે પ્રજાજન નિષ્ફળ જાય તે શિક્ષાને પાત્ર ઠરે છે.

ઑસ્ટિને તેના આ ખયાલમાં સાર્વભૌમ સત્તા ધરાવતી વ્યક્તિ અને તેને આધીન વ્યક્તિઓ વચ્ચે કેવા પ્રકારનો સંબંધ છે તે પણ દર્શાવ્યું છે. સમાજના બધા જ સભ્યો આ નિશ્ચિત ઉચ્ચ કક્ષાની વ્યક્તિને (determinate superior) આધારિત કે પરાધીન હોય છે. સમાજના બધા સભ્યોનું આ નિશ્ચિત ઉચ્ચ કક્ષાની વ્યક્તિ પ્રત્યેનું સ્થાન એ પરાધીનતાનું હોય છે. બન્ને વચ્ચેનો સંબંધ આમ સાર્વભૌમ અને પરાધીન (relation of sovereign and subject) જેવો હોય છે.

ઑસ્ટિને એ પણ જણાવ્યું કે રાજકીય અને સ્વતંત્ર સમાજનાં (society political and independent) બે વિશિષ્ટ લક્ષણો છે: (૧) સમાજ રાજકીય અને સ્વતંત્ર હોવાને માટે તેના મોટાભાગના સભ્યો, તે નિશ્ચિત ઉચ્ચ કક્ષાની વ્યક્તિની આજ્ઞા પાળવાને ટેવાયેલા હોવા જોઈએ. એટલે કે ઉચ્ચ કક્ષાની વ્યક્તિને આજ્ઞાધીનતા માત્ર જવલ્લે જ કે ક્ષણ પૂરતી ન બક્ષવામાં આવવી જોઈએ; પણ તે આજ્ઞાધીનતા કાયમને માટે અને સતત બક્ષવામાં આવવી જોઈએ, તો જ તે સમાજ રાજકીય અને સ્વતંત્ર સમાજ કહી શકાશે. (૨) સમાજ, રાજકીય ને સ્વતંત્ર હોવા માટે સમાજની મોટા ભાગની વ્યક્તિઓ નિશ્ચિત ઉચ્ચ કક્ષાની વ્યક્તિની આજ્ઞા પાળવાને માત્ર ટેવાયેલી જ હોવી જોઈએ, એટલું પૂરતું નથી; પણ તે આજ્ઞાધીનતા માત્ર એક અને તે એક જ નિશ્ચિત વ્યક્તિને કે વ્યક્તિના જૂથ પ્રત્યેની હોવી જોઈએ. જો

તે પ્રમાણે ના હોય તો તે સમાજ બે અલગ રાજકીય સ્વતંત્ર સમાજમાં વહેંચાઈ જશે. આ બન્ને લક્ષણમાં, વ્યાખ્યામાં જણાવ્યા પ્રમાણે, એટલું તો અંતર્ગત રહેલું જ છે કે આ નિશ્ચિત ઉચ્ચ કક્ષાની વ્યક્તિ બીજી કોઈ ઉચ્ચ કક્ષાની વ્યક્તિની આજ્ઞા સ્વીકારવાને ટેવાયેલી ન હોવી જોઈએ. જો તેમ કરવાને તે ટેવાયેલી હોય તોપણ તે સમાજ રાજકીય અને સ્વતંત્ર ન કહેવાય.

ઑસ્ટિનનો આ આખો ખયાલ, અને તેમાં પણ ઉપર જણાવેલી તેની અંતર્ગત રહેલી ત્રણ બાબતો, સખત ટીકાને પાત્ર બની છે.[18] ઑસ્ટિનના રાજ્ય વિષેના કાનૂની ખયાલ સામે વાંધો ઉઠાવીને લૅસ્કી જેવા વિચારકોએ રાજ્યનો વાસ્તવિક ખયાલ રજૂ કર્યો. રાજ્ય એ સામાજિક કલ્યાણ સાધવાનું એક સાધન છે. માટે સ્વાભાવિક રીતે જે કાયદાનો હેતુ સામાજિક કલ્યાણ સાધવાનો હશે તેનું જ પાલન થશે. આ હેતુથી વિસંગત હોય તેવા રાજ્યના કાયદાનું પાલન થશે એવી અપેક્ષા રાખવી નિરર્થક છે.

વાસ્તવિક રીતે રાજ્ય કદી પણ અમર્યાદિત સત્તા ભોગવી ન શકે. દરેક સમાજમાં અમુક પ્રકારની પ્રણાલિકા-રીતરસમ માન્ય કરવામાં આવ્યાં હોય છે, જે દરેક સાર્વભૌમે ધ્યાનમાં રાખવાં પડે છે. સર હેનરી મેઈન કહે છે કે અર્ધવિકસિત સમાજમાં, જ્યાં રિવાજની અસર પ્રચંડ હોય છે ત્યાં, ઑસ્ટિનનો સાર્વભૌમત્વનો ખયાલ લાગુ પાડવો અશક્ય છે. બહુત્વવાદીઓ (Pluralists) કહે છે, કે રાજ્ય એ સમાજની અનેક સંસ્થાઓમાંની એક છે, તેથી આખા સમાજ પર તે સાર્વભૌમ સત્તા ધરાવી ન શકે. બધી જ વ્યક્તિઓને સામાન્ય રીતે અને સરખી રીતે સ્પર્શતી પ્રવૃત્તિઓ પૂરતી જ રાજ્યની સત્તા મર્યાદિત હોવી જોઈએ. (બહુત્વવાદની આપણે આગળ ઉપર વધુ વિગતે ચર્ચા કરીશું, અહીં માત્ર આટલો જ નિર્દેશ જરૂરી ગણ્યો છે). વળી, લોકશાહી રાજ્યોમાં કાનૂની સાર્વભૌમે (Legal Sovereign) રાજકીય સાર્વભૌમ આગળ નમતું જોખવું જોઈએ એવી એક નૈતિક અને સાચી માન્યતા પ્રચલિત છે. કાનૂની સાર્વભૌમ એટલે કાયદા ઘડવાની સત્તા ધરાવતી વ્યક્તિ કે વ્યક્તિનું જૂથ; જ્યારે, રાજકીય સાર્વભૌમ એટલે રાજ્યની એવી વ્યક્તિઓનો સમૂહ (મહદ્ અંશે મતદારમંડળ) જેની ઇચ્છાને ધ્યાનમાં રાખીને તે ઇચ્છા મુજબ કાનૂની સાર્વભૌમ કાયદો ઘડે છે. આ ટીકાઓ મુજબ સાર્વભૌમ સત્તા અમર્યાદિત સત્તા ભોગવી શકતી નથી. વળી, સાર્વભૌમત્વ અવિભાજ્ય છે કે કેમ તેવી પણ યોગ્ય રીતે શંકા ઉઠાવવામાં આવી છે. આ પ્રકારની શંકા મુખ્યત્વે કરીને સમવાયતંત્રી રાજ્યના સંદર્ભમાં ઉઠાવવામાં આવી છે. સમવાયતંત્રનું એ મુખ્ય લક્ષણ છે કે સરકારની સત્તા એ મધ્યસ્થ સરકાર અને સમવાયતંત્ર રચનાર ઘટક–રાજ્યો વચ્ચે વહેંચાયેલી હોય છે. તેથી અમુક લેખકોના મત મુજબ સમવાયતંત્રમાં સાર્વભૌમ સત્તા આ બે અંગો વચ્ચે વહેંચાયેલી હોય છે. એક રીતે જોવા જઈએ તો આ સવાલ સાર્વભૌમત્વના સ્થાન વિશેનો પણ કહી શકાય. અલબત્ત, અમેરિકામાં તો હવે એ લગભગ સ્વીકારાયું છે કે સમવાયતંત્રમાં સાર્વભૌમ સત્તાનું સ્થાન બંધારણમાં ફેરફાર કરનાર સંસ્થામાં રહેલું છે.

ઑસ્ટિનના સિદ્ધાંતની બીજી ટીકા એ કરવામાં આવે છે કે તેણે લખ્યું તે મુજબ સાર્વભૌમ નિશ્ચિત વ્યક્તિ કે વ્યક્તિનું જૂથ હોય છે, તે શું દરેક રાજ્યમાં સંભવિત છે? બ્રિટન અને ભારતમાં (જ્યાં સંસદીય લોકશાહી છે) આ અંગે, કદાચ, કોઈ શંકા નથી; કારણ કે ત્યાં રાજ્યના વડા સહિત પાર્લમેન્ટમાં સાર્વભૌમ સત્તાનું સ્થાન નક્કી થયેલું છે. પાર્લમેન્ટનાં બન્ને ગૃહોએ પસાર કરેલો અને રાજ્યના વડાની સંમતિ મેળવલો કોઈ પણ ખરડો કાયદો બને છે અને તેનો અમલ થાય છે. પણ બીજાં રાજ્યોમાં, તેમાં પણ ખાસ કરીને સમવાયતંત્ર પ્રકારનાં રાજ્યોમાં આ પ્રશ્ન અગત્યનો બને. દા.ત. અમેરિકામાં ઉપર જણાવ્યા મુજબ સાર્વભૌમ સત્તાનું સ્થાન બંધારણમાં ફેરફાર કરનાર સંસ્થામાં રહેલું છે. હવે તેના બંધારણનો અભ્યાસ કરતાં માલૂમ પડે છે કે બંધારણમાં ચાર જુદી જુદી રીતે ફેરફાર થઈ શકે છે. એનો અર્થ એ થાય કે એક વખત એક સંસ્થા અને બીજી વખતે બીજી સંસ્થા બંધારણમાં ફેરફાર કરે છે. આવી સંસ્થાને ભાગ્યે જ આપણે નિશ્ચિત કહી શકીએ. વળી આ સંસ્થા કાયમને માટે મળતી હોતી નથી, જ્યારે સાર્વભૌમ સત્તાનો અમલ તો સતત થાય છે. લૅસ્કી યોગ્ય જ કહે છે કે 'સમવાયતંત્રમાં સાર્વભૌમ સત્તાનું સ્થાન નક્કી કરવું એ એક 'impossible adventure' સમાન છે; અને બેલ્જિયમનો દાખલો ટાંકીને સચોટ રીતે તેઓ એમ પણ રજૂ કરે છે કે આ સવાલ માત્ર સમવાયતંત્ર

પૂરતો જ નહિ, એકતંત્રમાં પણ એટલો જ અગત્યનો છે.

છેલ્લે, ઑસ્ટિનના સિદ્ધાંતની ટીકા રાજ્યનો કાયદો ઘડવાની સત્તાને અનુસરીને કરવામાં આવી છે. કાયદો માત્ર શાસકની ઇચ્છાનું પરિણામ નથી. કાયદાની પાછળ ઐતિહાસિક અને સામાજિક પરિબળ બન્ને કામ કરી રહ્યાં છે. કાયદાના ઐતિહાસિક પાસાં વિશે સર હેનરી મેઈન લખે છે, "Law grows as the people grow, develops with the people. Law is the result of a varying progressive, slow and lengthy formation by society rather than of the arbitrary will of a lawgiver".[19]

જ્યારે, કાયદાની સામાજિક બાબત વિશે લખવામાં આવ્યું છે કે સામાજિક પરિસ્થિતિમાંથી કાયદાનો ઉદ્ભવ થાય છે. સમાજની સંગીનતા એ કાયદાનું મૂળ છે. મનુષ્યની સાચા-ખોટાની ભાવનામાંથી કાયદાનો ઉદ્ભવ થાય છે.[20] ટૂંકમાં, કહેવાનો આશય એ છે કે વિશ્લેષણાત્મક (analytical), ઐતિહાસિક અને સામાજિક પાસાં–ત્રણેને ધ્યાનમાં લેવામાં આવે તો જ કાયદાનું સંપૂર્ણ સ્વરૂપ સમજાય.

## પાદટીપ

1 *Political Theory*: R. Kranenburg, pp. 162-163.
2 *ibid* p. 163.
3 ટોળી-પ્રભુત્વનો વિચાર સર હેનરી મેઈને તેમના પુસ્તક *Ancient Law*માં રજૂ કર્યો છે. ઉપર જણાવેલું અવતરણ W. W. Willoughbyના પુસ્તક *The Nature of the State*માં પૃષ્ઠ ૧૯૦ પર ટાંક્યું છે.
4 *Sovereignty*: P. Ward, p. 3. સાર્વભૌમત્વના ખયાલના વિકાસના ઇતિહાસ માટે જુઓ આ પુસ્તકનું Chap. 1. Introductory Survey.
5 *ibid* pp. 7-8.
6 પી. વૉર્ડ તેમના પુસ્તક '*Sovereignty*'માં પૃષ્ઠ ૭ પર નીચે મુજબ લખે છે: "It was in this struggle of the Church, victorious over the feudal Empire, with the feudal lords of Germany, France and England, that the modern concept of Sovereignty was developed."
7 R. Gettell તેમના પુસ્તક *Problems in Political Evolution*માં પૃ. ૧૬૩ પર આ પ્રમાણે લખે છે '...the authority of the growing national States was considered to be territorial in nature.'
8 *Sovereignty*: P. Ward, p. 19.
9 *ibid* p. 16.
10 *Political theory*: R. Kranenburg, આ પુસ્તકમાં પૃષ્ઠ ૧૬૪ પર બૉડીનની વ્યાખ્યા ઉપર મુજબ ટાંકી છે.
11 *Problems in Political Evolution*: R. Gettell, પૃ. ૬૯.
12 હૉબ્સના આ વિચાર માટે જુઓ *Sovereignty*: P. Ward, પૃષ્ઠ ૨૬.
13 *Sovereignty*: P. Ward, પૃષ્ઠ ૨૩.
14 R. Kranenburg તેમના પુસ્તક *Political Theory*માં પૃષ્ઠ ૧૬૩ પર 'Sovereignty' શબ્દના ઉપયોગ વિશે નીચે મુજબ લખે છે: "The word 'sovereignty', as Duguit rightly observes, which used simply to indicate the *nature and character* of the royal power (as the 'supreme' power) comes to mean the royal power itself."
15 *Sovereignty*: P. Ward, pp. 28-29.
16 *The Province of Juriprudence Determined*: J. Austin, p. 194.
17 *The Substance of Politics*: A. Appadorai, 1961, p. 48.
18 ઑસ્ટિનના સાર્વભૌમત્વના ખયાલની ટીકા માટે જુઓ *The Substance of Politics*: A. Appadorai, 1961, pp. 48-54.
19 *The Substance of Politics*: A. Appadoraiમાં પૃ. ૫૩ પર, ઉપર મુજબનું અવતરણ ટાંક્યું છે.
20 *The Substance of Politics*: A. Appadorai, 1961, p. 54.

*

# ભારતની વસ્તી–સમસ્યા

**બબાભાઇ સોમાભાઇ પટેલ**
[અર્થશાસ્ત્રના પ્રાધ્યાપક, સેન્ટ ઝેવિયર્સ કૉલેજ, અમદાવાદ]

**૧૯૦૧માં** ભારતમાં ૨૩ાા કરોડની વસ્તી હતી જે ૧૯૬૧માં લગભગ ૪૩ાા કરોડે પહોંચી છે. એટલે છેલ્લાં ૬૦ વર્ષમાં વસ્તી બેવડી થઈ ગઈ છે. ૧૯૨૧ પછીથી ભારતમાં વસ્તી વધવાનું પ્રમાણ ખૂબ ઊંચું જણાયું છે. છેલ્લા દસકા(૧૯૫૧થી ૧૯૬૧)માં તો વસ્તીવધારો ગજબનો થઈ ગયો છે. વસ્તી વધવાના પ્રમાણ વિષેના સૌનાય અંદાજો ખોટા ઠર્યા છે. ૧૯૫૧ની વસ્તીગણતરી અનુસાર પ્રતિ વર્ષે ૧·૩% જેટલી વસ્તી વધતી હતી, જ્યારે ૧૯૬૧ની વસ્તીગણતરીના કામચલાઉ અહેવાલ મુજબ દરેક વર્ષે ૨·૧૯% જેટલી વસ્તી વધી રહી છે. દરેક વર્ષે આપણી વસ્તીમાં ૭૭ લાખનો વધારો થતો જાય છે. દર ચોરસ માઈલે વસ્તીની ગીચતા પહેલાં કેટલી હતી અને હવે કેટલી છે તેના આધારે પણ વધતી વસ્તીનું અનુમાન થઈ શકે. ૧૯૨૧માં વસ્તીની ગીચતા ૧૯૩ હતી જે ૧૯૬૧માં ૩૮૪એ પહોંચી છે. વસ્તીવૃદ્ધિનાં વર્તમાન વલણો જોતાં જણાય છે કે ૧૯૮૧ની સાલમાં ભારત ૬૫ કરોડ માનવીઓનો દેશ હશે. આખા ડેન્માર્ક દેશમાં જેટલી વસ્તી છે તેટલી વસ્તી પ્રતિ વર્ષે ભારતમાં ઉમેરાય છે.

## શું વસ્તી વધુ છે?

વસ્તી વધવાના આંકડા ઘણા મોટા અને મોટા થતા જણાય છે. પણ કેવળ તેના આધારે એમ ન કહી શકાય કે વસ્તીનું પ્રમાણ વધુ પડતું બની રહ્યું છે. જેમકે કોઇ કુટુંબની (વાસ્તવિક) માસિક આવક ૧૦૦ રૂ.ની હોય અને કુટુંબમાં ૩ સભ્યો હોય, પણ જો માસિક આવક ૧૦૦૦ રૂ.ની થાય અને ૫ સભ્યો થાય તો બીજા સંજોગોમાં વસ્તી વધી હોવા છતાં કુટુંબની રીતે અતિ વસ્તી ન કહી શકાય. ઉપર આપણે ભારતમાં વસ્તી વધવાની વિગતો જોઈ ગયા; પણ સાથે ભારતની રાષ્ટ્રીય આવક, જીવનધોરણ, આયુષ્યદર વગેરે પણ જોવું જોઇએ અને એમ સમગ્ર રીતે જોઇને જ કહી શકાય કે ભારતમાં વસ્તી વધુ છે કે કેમ? ભારતમાં વધતી જતી વસ્તી બોજારૂપ છે કે આશીર્વાદરૂપ?

વાસ્તવિક આવક વધવાનો દર જોઈએ તો જણાય છે કે તે ખૂબ નીચો રહ્યો છે. આમેય પહેલેથી આવક તો ઓછી છે જ અને તેમાંય આવક વધવાનો દર ગોકળગાયની ગતિ જેવો રહ્યો છે. દા. ત. ૧૯૪૮-૪૯ના ભાવોના હિસાબે ૧૯૪૮-૪૯થી ૧૯૫૮-૫૯ના ગાળામાં પ્રતિવર્ષ કુલ આવકમાં લગભગ ૩ ટકા જેટલો વધારો થયો હતો. પણ માથાદીઠ આવકમાં (વસ્તી વધારાને લીધે) વર્ષે માત્ર ૧·૮૯% જેટલો જ વધારો થયો છે. ૧૯૪૮-૪૯માં માથાદીઠ વાર્ષિક આવક રૂ. ૨૪૬·૯ હતી જે ૧૯૫૮-૫૯માં રૂ. ૨૯૩·૬ જેટલી જ થઈ છે. વિકસિત દેશોની સરખામણીમાં જોઇએ તો ભારતની માથાદીઠ આવક અને તેનો વધવાનો દર બંને ખૂબ નીચાં જણાય છે. દા.ત. ૧૯૫૫માં અમેરિકામાં ૧૮૬૪ ડોલર, ઈંગ્લંડમાં ૭૭૮ ડોલર અને ભારતમાં ૬૪ ડોલરની માથાદીઠ આવક હતી. ૧૯૪૮-૪૯થી ૧૯૫૮-૫૯ના ગાળામાં માથાદીઠ આવકમાં પ્રતિ વર્ષ વધારો ઈંગ્લંડમાં ૨·૭૧%, અમેરિકામાં ૩·૮૪% અને ભારતમાં માત્ર ૧·૮૯% જ હતો.

ભારતની વસ્તીના ૮૨ાા ટકા ગામડાંમાં વસે છે. ત્યાં અતિ વસ્તીના પ્રતીકરૂપે ગરીબાઈ ખૂબ જણાય છે. દા. ત. ખેતી સાથે સંકળાયેલાં લોકોની ૧૯૫૦-૫૧માં સરેરાશ વાર્ષિક આવક રૂ. ૧૯૬·૩ની જ હતી, જે ૧૯૫૯-૬૦માં વધીને રૂ. ૨૦૮·૫ થઈ છે. તેથીય વિશેષ કરુણાજનક બાબત ભૂમિહીન ખેતમજૂરોની છે. તેઓની સંખ્યા ૭થી ૮ કરોડ જેટલી છે. તેઓની જણ દીઠ વાર્ષિક સરાસરી આવક ૧૯૫૦-૫૧માં રૂ. ૧૦૪ હતી જે ૧૯૫૬-૫૭માં ઘટીને રૂ. ૯૯ થઈ છે.

દેશના લોકને ખાવા-પીવા-રહેવાની કેવી સગવડો મળે છે તેના આધારે પણ ખયાલ આવી શકે કે દેશમાં માનવીઓની ઠઠ કેવીક જામી છે. માથાદીઠ અન્નની વપરાશ ૧૯૫૪માં રોજના ૧૫·૭ ઔંસ હતી ત્યાંથી ઘટીને ૧૯૬૦માં ૧૫·૪ ઔંસ થઈ છે. વસ્ત્રની વપરાશ ૧૯૫૫માં ૧૪·૬૩ મિટર હતી તે ૧૯૫૯માં ૧૪·૩૬ મિટર

થઈ છે. બીજા દેશોની સરખામણીએ ભારતમાં ભૂખ-મરાની જ આ અવસ્થા કહી શકાય. અનાજ–કપડાની વાત તો બાજુએ રહી, પણ આજેય ભારતનાં અનેક ગામડાંમાં વરસના અનેક દિવસોમાં ચોખ્ખા પાણીનાય સાંસા હોય છે. મૅલેરિયા, ટી.બી., પ્લેગ, કૉલેરા વગેરે રોગો જાણે કે ભારતના બિનઆમંત્રિત મહેમાનો બની બેઠા છે. આથી સરેરાશ આયુષ્ય પણ અન્ય વિકસિત દેશોની સરખામણીએ ઘણું ઓછું છે. દેશમાં બેકારોની સંખ્યા પણ વધતી જાય છે. ૧૯૫૧માં ૩૦ થી ૪૦ લાખ જેટલા માનવીઓ બેકાર હતા, જ્યારે ૧૯૬૧માં લગભગ ૯૦ લાખ જેટલા માણસો બેકાર હાલતમાં છે. અને ત્રીજી યોજનાને અંતે વધીને ૧ કરોડ ૨૦ લાખ જેટલા બેકાર હશે.

ભારતમાં અતિ વસ્તીનો ખ્યાલ બીજી રીતે પણ આવી શકે. ભારત ખેતીપ્રધાન દેશ છે. તેના સંદર્ભમાં માથાદીઠ ખેડાતી જમીન ૧૯૨૧માં ૧·૧૧ એકર હતી જે ૧૯૬૧માં ·૭૪ એકર થઈ છે જે ગંભીર બાબત કહી શકાય. જાણીને નવાઈ થશે કે વિશ્વની ૧૫% જેટલી વસ્તી ભારતમાં વસે છે જ્યારે ભારત પાસે વિશ્વની જમીન ૨·૨% જેટલી જ છે.

સંક્ષેપમાં, ખૂબ નીચા વાસ્તવિક જીવનધોરણના સંદર્ભમાં દેશમાં અતિ વસ્તી છે તેમ અવશ્ય કહી શકાય.

**અતિ વસ્તીને લઈ આર્થિક વિકાસમાં અવરોધો**

ભારતના ચિત્રમાં પુરાતા ગરીબાઈના રંગો કેવળ વસ્તી-વધારાને જ આભારી છે તેમ ન કહી શકાય. પરદેશી શાસન અને તેની ચૂસણખોર નીતિ, વર્તમાન સરકારની આર્થિક નીતિમાં રહેલી કેટલીક મૂળગત ક્ષતિઓ વગેરે પણ ભારતના નીચા જીવનધોરણ માટે જવાબદાર કહી શકાય. તેમ છતાંય વસ્તી-વધારો બળતામાં ઘી હોમ્યા જેવું કાર્ય કરે છે તે નિર્વિવાદ છે. તે વિષે આપણે અહીં સંક્ષેપમાં જોઇએ.

વસ્તી-વધારાને લીધે બેકારી તથા ગરીબાઈમાં વધારો થાય છે તે તો ખરું જ, પણ તેને લીધે બેકારી તથા ગરીબાઇ દૂર કરવાનું કાર્ય વધારે ને વધારે કઠિન થાય છે.

(अ) આપણા દેશમાં અતિ વસ્તીનું એક અગત્યનું લક્ષણ વધુ બાળ તથા સ્ત્રીમરણ. તેની પાછળનું મૂળ કારણ તો ગરીબાઈ તથા અજ્ઞાનતાનું જ છે. વિશેષતઃ ઊંચા બાળમરણને લીધે સમાજનાં સાધનોનો દુર્વ્યય થાય છે. દા. ત. પાંચ વર્ષનું થઇને બાળક મરી જાય તો પાંચ વર્ષ સુધી બાળક પાછળ જે સગવડો ખર્ચાઇ તેનો તો ચોખ્ખો જ દુર્વ્યય થયો કહેવાય ને?

Eugene Staley 'The future of underdeveloped countries' નામના પુસ્તકમાં લખે છે કે–"the total number of productive years for loo live births is approximately 4750 in U.S.A. & 1650 in India...It takes almost 3 times as many births in India as in the U. S. to provide a given number of productive adult years."

(ब) અતિ વસ્તીને લઈ ખાનારાઓની સંખ્યા વધે છે, પરિણામે વધતી અવાકની બચત કરી મૂડીરોકાણનો દર વધારવો કઠિન બને છે. દા. ત. ૧૯૫૧-૫૨માં બચતનું પ્રમાણ આવકના ૫·૧% હતું, જે વધીને છેલ્લાં દસ વરસનું સરેરાશ પ્રમાણ ૭·૧% જેટલું જ થયું છે. આમ, દસ વરસની અંદર આપણી બચતોનું પ્રમાણ માંડ બે ટકા જેટલું જ વધ્યું છે. વધારે બચત થાય તો વધારે મૂડી રોકાણ કરી આર્થિક સંપત્તિ ઉત્પન્ન થઈ શકે. પણ ખાનારાં-પહેનારાં-રહેનારાંઓની વધતી સંખ્યાને લઈ બચતનો દર ખૂબ મંદ રહ્યો છે. વધતી વસ્તીને લઈ ચાલુ રહેતી કે વધતી ગરીબાઇને પરિણામે તંદુરસ્તી શિક્ષણ, તાલીમ વગેરેમાં માનવમૂડી અવિકસિત રહે છે જેને લીધે ગરીબાઈ દૂર થઈ શકતી નથી.

(क) ખૂબ વસ્તીને લઈ ભારતના વિશિષ્ટ સંજોગોમાં ધંધા રોજગારીની દૃષ્ટિએ વસ્તીની અયોગ્ય વહેંચણી થાય છે. મોટા ભાગનું ભારત ગામડામાં વસે છે અને ખેતી પર આધાર રાખે છે. આથી વધતી વસ્તીનો મોટો ભાગ ખેતીમાં જાય છે અને તેથી જમીન પર વસ્તીનું દબાણ વધે છે. તેને લઈ ખેતરોનાં કદ ખૂબ નાનાં બન્યાં છે અને ખેતીમાં મૂડીનો હમેશાં દુકાળ જણાય છે. આથી ખેતીના ક્ષેત્રે કાર્યક્ષમતા વધારવી કઠિન બની છે. વિશેષમાં, સમસ્ત અર્થકારણની રીતે વસ્તીની ધંધાકીય વહેંચણી અયોગ્ય થાય છે. જે જે દેશોમાં મોટા ભાગની વસ્તી ખેતી પર આધારિત છે તે તે દેશો મહદ્ અંશે ગરીબ છે. તેનાથી વિરુદ્ધ ધનિક દેશોની વસ્તીનો

નજીવો જ ભાગ ખેતીમાં રોકાયેલો છે. દા.ત. બ્રિટનમાં ૫ ટકા તથા અમેરિકામાં ૮ ટકા જ વસ્તી ખેતી પર આધાર રાખે છે, જ્યારે ભારતમાં ૭૦ ટકા વસ્તી ખેતી પર આધાર રાખે છે. ભારતના અર્થકારણના જુદા જુદા વિભાગોનો વિચાર કરીએ તો ખેતીવિભાગમાં માથદીઠ આવક ખૂબ નીચી છે (રૂ. ૨૦૮॥) તેમજ આવક વધવાનો દર પણ અન્ય વિભાગો કરતાં (૬ ટકા) નીચો છે. આથી એ તો દેખીતું જ છે કે વધતી વસ્તીનું દબાણ ખેતી તરફ જવાથી આવક વધારવાનો દર મંદ જ રહે છે. એટલે વસ્તીની ધંધાકીય રીતે યોગ્ય વહેંચણી કરવા માટે વસ્તીનિયંત્રણ કરવું જરૂરી મનાય છે. આ અંગે પ્રો. મણિલાલ દાંતવાળાનું એવું મંતવ્ય છે કે અતિ ખેતીકરણ દેશની ગરીબાઇનું કારણ નથી પણ પરિણામ છે. મર્યાદિત સાધનોના સંદર્ભમાં વધતી વસ્તીને સમાવવાનો ખેતી જ એક માર્ગ હોય છે, કેમકે ખેતીમાં ઓછા સાધને વધારેને કામ મળી શકે એમ હોય છે.

જેમ જેમ સમાજની આવક વધે તેમ તેમ મોટા ને મોટા ભાગ બિનખેતીપેદાશો પર ખર્ચવામાં આવે છે, કેમકે ખેતીપેદાશોમાંની મહત્ત્વની વસ્તુ–ખોરાક–ની માંગને ભૌતિક મર્યાદા હોય છે. આથી બિનખોરાકીની વસ્તુઓના ભાવ ખોરાકની વસ્તુઓ કરતાં વધારે વધતા હોય છે. એટલે સમાજે ક્રમે ક્રમે તેનાં વધારે ને વધારે સાધનો બિન-ખોરાકની વસ્તુઓના ઉત્પાદન પાછળ વાળવાનાં હોય છે.

## અતિ વસ્તીનાં કારણો

અતિ વસ્તીનાં ભયસ્થાનો જોયા બાદ હવે આપણે જોવું જોઈએ કે શાથી ભારતમાં અતિ વસ્તીની પરિસ્થિતિ સર્જાઈ છે? જન્મ-દર તથા મૃત્યુ-દર વચ્ચેના તફાવત પર વસ્તી વધવાનો દર અવલંબે છે. ૧૯૦૧થી ૧૯૧૦ના ગાળા દરમિયાન પ્રતિવર્ષ દર હજાર માનવીઓએ ૪૨નાં મરણ તથા ૪૮·૧ના જન્મ થતા હતા, જ્યારે ૧૯૪૧થી ૬૦ના ગાળા દરમિયાન પ્રતિવર્ષ દર હજાર માનવીઓએ ૨૭·૪નાં મરણ તથા ૩૯·૯ના જન્મ થયા હતા. જોકે ભારતમાં જન્મ-દર થોડો ઘટયો છે, પણ તેનાથીય વિશેષ ઘટાડો મરણ-દરમાં થયો છે. આથી વસ્તી વધવાનો ચોખ્ખો દર વધ્યો છે. મરણ-દરમાં વિશેષ ઘટાડો થવાનું કારણ ચાલુ સદીમાં વધેલી દાક્તરી સગવડો તથા જાહેર સુખાકારી માટેના પ્રયત્નો છે. અહીં નોંધપાત્ર બાબત એ છે કે ભારતમાં જન્મ-દર તથા મરણ-દર ઘટયા હોવા છતાં અન્ય વિકસિત દેશો કરતાં તે દર ખૂબ ઊંચા છે. આથી મરણ-દર હજી પણ ઘટાડવાનો પૂરો અવકાશ છે. જોકે તેમ કરવામાં આવે અને જન્મ-દર ઘટે નહિ તો વસ્તી વધી જવાનો ભય તો રહે જ છે. વસ્તીવધારા પર અંકુશ લાવવા માટેનો ઇચ્છનીય માર્ગ તો જન્મ-દર ઘટાડવાનો જ છે.

સવાલ એ ઊભો થાય છે કે અન્ય દેશો કરતાં ભારતમાં જન્મ-દર શાથી ઊંચો હશે? તેના ઉત્તરમાં અનેકવિધ કારણો ગણાવવામાં આવે છે; જેનું વર્ગીકરણ બે વિભાગોમાં થઈ શકે એમ છે. કુટુંબના સભ્યો મર્યાદિત રહે તે માટેની વૃત્તિનો અભાવ અથવા/અને કુટુંબના સભ્યો મર્યાદિત કરવાની શક્તિનો અભાવ હોય છે. કુટુંબ-નિયોજન એ ભારતવર્ષ માટે એક અજાણ બાબત છે. ગરીબાઈ એ ઇશ્વિરે નિર્ણિત કરેલી બાબત છે તેવી માન્યતાને લઈ વસ્તી-વધારાએ સર્જેલી ગરીબાઈ અનેક લોકો જોઈ શકતા નથી. બાળકો તો ઇશ્વર મોકલે છે અને તેનો માનવીએ સ્વીકાર કરવો જ જોઈએ તેવા વિચારો આજે પણ જોવા મળે છે. આની સાથે ભારતની સામાજિક વ્યવસ્થાએ પણ કુટુંબ–નિયોજનની વૃત્તિને મંદ બનાવી છે. બાળલગ્નનિયંત્રણધારો હોવા છતાંય આજે પણ ૫થી ૧૪ વર્ષની છોકરીઓમાંથી ૧૫ ટકા પરણેલી હોય છે. જલદી લગ્ન કરવાની પ્રથા અને સંયુક્ત કુટુંબપ્રથાએ વસ્તી વધારવામાં ઠીકઠીક ફાળો નોંધાવ્યો લાગે છે. સંયુક્ત કુટુંબમાં બાળકોનાં માબાપ પ્રત્યક્ષ રીતે જવાબદારી ઉઠાવતાં નથી, પણ સમસ્ત કુટુંબ વચ્ચે જવાબદારી વહેંચાઈ જાય છે, આથી બાળકોની જવાબદારી ઓછી હોવાથી પણ કુટુંબ-નિયોજન અંગે મંદ વૃત્તિ જણાય છે.

ભારત ખેતીપ્રધાન દેશ છે. ખેતીમાં શ્રમપ્રધાન ઉત્પાદનની રીત અપનાવવામાં આવે છે. આથી બાળકો મોટાં થતાં ખેતીમાં કામે લાગતાં હોય છે. પરિણામે ખેડૂતોને વધતી વસ્તીનો પ્રશ્ન જ લાગતો નથી. આ ઉપરાંત, ભારતમાં શિક્ષણનો પ્રસાર પણ ખૂબ ઓછો રહ્યો છે. ૧૯૫૧માં ૧૬·૬ % જ લોકો શિક્ષિત હતા, જ્યારે ૧૯૬૧માં ૨૩·૭% છે. વધુ મહત્ત્વની બાબત એ

છે કે ૧૯૬૧માં સ્ત્રીઓ માત્ર ૧૨.૮ % જ શિક્ષિત છે. અહીં શિક્ષણ એટલે માત્ર વાંચી–લખી શકવાની શક્તિ, જેનું કુટુંબ-નિયોજનની રીતે ખાસ કંઈ મહત્ત્વ ન કહી શકાય. આમ ઉચ્ચ શિક્ષણ તથા સમજણશક્તિના અભાવને લઈ વધતી વસ્તીને લઈ સર્જાતી ગરીબાઈ લોકો જોઈ શકતા નથી. જે જે દેશોના લોકોમાં ઊંચા જીવનધોરણની તીવ્ર ઇચ્છા હોય છે (જે શિક્ષણ, ધનિકની સાથેનો સતત સંપર્ક, ગરીબીમાં ગરીબી, અમીરી નહિ જોવાની દૃષ્ટિ વગેરેને આભારી હોય છે) ત્યાં કુટુંબ–નિયોજનવૃત્તિ ખૂબ જોવા મળે છે. બાબો કે બંગલો? મુન્નો કે મોટર? એ પ્રશ્નોમાંથી જેઓ બંગલા કે મોટર (એટલે ઊંચા જીવનધોરણ)ની અપેક્ષા રાખે છે ત્યાં પ્રબળ કુટુંબ–નિયોજનવૃત્તિ હોય છે. આવા સંજોગોની ગેરહાજરી ભારતમાં જોવા મળે છે. સંક્ષેપમાં, ધર્મની વિકૃત અસર, સંયુક્ત કુટુંબ તથા બાળલગ્નની પ્રથા, ખેતીમાં શ્રમપ્રધાન ઉત્પાદનની રીત, સાચા શિક્ષણનો અ-ભાવ, ઊંચા જીવનધોરણ માટેની તીવ્ર ઇચ્છાનો અ-ભાવ, સ્ત્રીઓને ઘર સિવાયની બહારની જવાબદારીઓ ઓછી હોવી વગેરે કારણોસર વધારે બાળકોથી વધેલી ગરીબાઈ લોકોને ખૂંચતી નથી. પરિણામે કુટુંબ-નિયોજન–વૃત્તિ મંદ હોય છે. તો તે પરિબળોને ભારતના વર્તમાન સામાજિક, આર્થિક સંજોગોમાં રહી શકાય તેટલાં નબળાં બનાવી કુટુંબ-નિયોજનવૃત્તિ સતેજ બનાવી શકાય; તે અંગે કાંઈ જ નિરાશા સેવવાનું કારણ નથી. જ્યાં જ્યાં યોગ્ય અને વ્યવસ્થિત પ્રયત્નો થયા છે ત્યાં ત્યાં ધાર્યું પરિણામ આવી શક્યું છે.

કેવળ કુટુંબ-નિયોજનવૃત્તિ પૂરતી બાબત નથી; તેની સાથે કુટુંબનિયોજન-શક્તિ પણ હોવી જોઈએ. બીજા શબ્દોમાં, નિયોજન કઈ રીતે કરવું તેની માહિતી તથા સગવડો દેશભરમાં પ્રજાને મળી રહે તે દિશામાં યુદ્ધના ધોરણે પ્રયત્નો થવા જોઈએ, જે થયા નથી. આથી પણ વસ્તી-વધારો જોવા મળે છે. સંયમપૂર્વક જેઓ કુટુંબ-નિયોજન કરે તે ખૂબ ઉત્તમ માર્ગ છે; પણ જેઓ તે કઠિન માર્ગ અપનાવી ન શકે તેઓ માટે બીજાં કૃત્રિમ સાધનોનો વિકલ્પ હોવો જોઈએ. સસ્તાં અને સરળતાથી વાપરી શકાય તેવાં સંતતિ–નિયમનનાં સાધનો હજી સા-માન્ય પ્રજાને ઉપલબ્ધ થયાં નથી. આમ કુટુંબ-નિયોજન-શક્તિના અભાવને લીધે પણ વસ્તી-વધારો જોવા મળે છે.

## ભારત સરકારની વસ્તી-નીતિ

ભારતમાં દર વર્ષે ૭૭ લાખ જેટલી વસ્તીનો ઉમેરો થતો જાય છે. વસ્તી-વધારાનું આ પ્રમાણ ચાલુ રહે તો ૧૯૮૧માં ભારતમાં કુલ ૬૫ કરોડ જેટલી વસ્તી થઈ હશે. બીજી તરફ માથાદીઠ વાસ્તવિક રીતે આવક વધવાનો દર ૨ ટકા કરતાંય ઓછો રહ્યો છે. એક તરફ અપાર અજ્ઞાનતા અને બીજી તરફ વધતી ગરીબાઈ–આ સંજોગો-માં સરકારની ફરજ થઈ પડે છે કે વસ્તી-વધારો કઈ રીતે રોકવો. તે દિશામાં આયોજનના દસકામાં જે પ્રયત્નો થયા છે તેનું અહીં આપણે વિહંગાવલોકન કરીએ.

ગરીબાઈ નિર્મૂળ કરવાના એક અગત્યના ઉપાય તરીકે પહેલી પંચવર્ષીય યોજનામાં કુટુંબનિયોજનનું મહત્ત્વ સ્વીકારવામાં આવ્યું હતું, સંતતિનિયમન અંગે સંશોધનની અગત્ય પણ સ્વીકારવામાં આવી હતી. આ હેતુઓ માટે જોકે ૬૫ લાખ રૂપિયાની જોગવાઈ કરવામાં આવી હતી, પણ વાસ્તવમાં માત્ર ૧૮॥ લાખ રૂપિયા જ ખર્ચાયા હતા. પહેલી યોજનાને અંતે ૧૪૭ કુટુંબનિયોજન કેન્દ્રો ખોલવામાં આવ્યાં હતાં, જેમાંનાં મોટા ભાગનાં (૧૨૬) શહેરોમાં ખોલાયાં હતાં. આ વિગતોના આધારે જોતાં એમ લાગે છે કે વસ્તીના પ્રશ્નની ગંભીરતા આયો-જનપંચને સમજાઈ નહિ હોય!

બીજી યોજનામાં વસ્તીવધારાની થોડી ગંભીરતા આપણને સમજાઈ હોય તેમ જણાય છે અને તેથી જ ૫ કરોડ રૂપિયા જેવડી રકમ કુટુંબનિયોજન પાછળ ખર્ચ-વાનો અંદાજ હતો. બીજી યોજનાને અંતે ૧૮૦૦ જેટલાં કુટુંબનિયોજન કેન્દ્રો શરૂ થયાં છે, જેમાંનાં મોટા ભાગનાં ગામડાંમાં શરૂ થયાં છે, જે પ્રશંસનીય બાબત કહી શકાય. આ યોજનામાં પણ અંદાજ અનુસાર કામ થઈ શક્યું નહોતું, કેમકે નાણાંકીય મુશ્કેલીઓએ સરકારના હાથ બાંધી દીધા હતા.

ત્રીજી યોજના ઘડાઇ રહી હતી ત્યારે ૧૯૬૧નો વસ્તી અહેવાલ (કામચલાઉ) બહાર પડ્યો હતો, જેણે ન કલ્પેલા એવા વસ્તીવધારાના દર (૨.૧૮%) વિષેની વિગત મેળવી આપી. આથી આયોજનના અંદાજો પણ ફેરવવા પડ્યા છે. ત્રીજી યોજનામાં પ્રથમ જ વાર વસ્તી-

વધારાની ગભીરતાનો સ્વીકાર થયેલો જોવા મળે છે:

"...The greatest stress has to be placed in the third and subsequent five year plans on the programme of family planning. This will involve intensive education, provision of facilities and advice on the largest scale possible and widespread popular effort in every rural and urban community,' Third five year plan. p. 674

ત્રીજી યોજનામાં કુટુંબનિયોજન માટે પહેલાં રૂ. ૨૫ કરોડ ખર્ચવાનો અંદાજ માંડચો હતો પણ હવે વસ્તી-વધવાનો ઊંચો દર જાણ્યો હોવાથી રૂ. ૫૦ કરોડ ખર્ચવાનો અંદાજ મૂકયો છે. યોજનાને અંતે ૮૨૦૦ જેટલાં, કુટુંબ-નિયોજન કેન્દ્રો થાય તેવો ઉદ્દેશ રાખ્યો છે, જેમાં ૬૧૦૦ જેટલા ગ્રામ્યવિસ્તારમાં એ ખુલે તેવી દૃષ્ટિ છે. કુટુંબનિયોજનને લગતી સેવાઓ દાક્તરી તથા આરોગ્ય કેન્દ્રોમાં પણ મળી રહે તેવી વ્યવસ્થા થઈ રહી છે. વાંઝીકરણ માટે થોડાંક કેન્દ્રો કયારનાંય શરૂ કરવામાં આવ્યાં છે જેમાં ઉમેરો કરવાનો ત્રીજી યોજનામાં અંદાજ છે.

મુંબઈ તથા કલકત્તામાં કુટુંબનિયોજનને લગતું સંશોધન કાર્ય થઈ રહ્યું છે. કુટુંબનિયોજન અંગે પ્રચારકો તૈયાર કરવા તાલીમ કેન્દ્રો પણ શરૂ કરવામાં આવ્યાં છે. કુટુંબનિયોજન અંગે લોકોની રુચિ કેવી છે, તેમજ નિયોજનને સફળતા કેવી મળી રહી છે તે અંગે મોજણીઓ પણ કરવામાં આવી છે.

ટૂંકમાં, ત્રીજી યોજનામાં લોકોની કુટુંબનિયોજન તરફ વૃત્તિ કેળવવા, કુટુંબનિયોજન માટે સલાહ આપવા, વાંઝીકરણ માટે તથા સંતતિનિયમન માટે સાધનો આપવાં, કુટુંબનિયોજન અંગે સંશોધન કરવાનાં લક્ષ્યો વિચારાયાં છે. તેની સાથે શકય હોય ત્યાં સુધી સંતતિ-નિયમનનાં સાધનો દેશમાં જ ઉત્પન્ન કરવા તથા સસ્તા ભાવે લોકોને વિપુલ પ્રમાણમાં તેવાં સાધનો મેળવી આપવા લક્ષ્ય રાખવામાં આવ્યું છે. તેથીય વિશેષ, કુટુંબનિયોજનના મહત્ત્વને લગતી માહિતી તથા તેના માટે જરૂરી સગવડોની ગતિશીલતા ગામડાં ભણી વધારવા પર ત્રીજી યોજનામાં જે વજન મુકાયું છે તે ખૂબ જ ઉચિત છે. સ્ત્રીશિક્ષણ, સ્ત્રીઓને રોજગારી તથા મોડાં લગ્નને પ્રોત્સાહન દ્વારા પણ વસ્તી વધવાના દર પર અંકુશ મૂકવાનો ખયાલ ત્રીજી યોજનામાં જોવા મળે છે.

## અતિ વસ્તીના ઉપાયો

દેશમાં ખૂબ ખાનારા, બેકાર, અર્ધબેકાર અને આધારિત માનવીઓ તથા અપાર ગરીબાઈ હોવાથી બચતનો દર ખૂબ નીચો રહે છે, જેથી આર્થિક પ્રગતિનો દર વધારવા માટે જરૂરી સાધનોની તૂટ રહે છે, આથી વસ્તીનિયંત્રણ અતિ આવશ્યક બાબત થઈ ગઈ છે.

વસ્તીનિયંત્રણ અંગેના ભારત સરકારના પ્રયાસોનો આપણે ઉપર વિચાર કર્યો તેના સંદર્ભમાં અસરકારક રીતે વસ્તીનિયંત્રણ કરવા માટે વસ્તી–નીતિની નીચે પ્રમાણેની રૂપરેખા દોરી શકાય:

તેની પાછળ ધર્મની વિકૃત અસર, જીવનના પ્રશ્નોના સાચા ઉકેલ વિષેની સમજણનો અભાવ, પુરુષ–સ્ત્રીઓમાં શિક્ષણનો અભાવ, ઊંચા જીવનધોરણ માટેનો મંદ તનમનાટ વગેરે કારણો જવાબદાર છે. વધતી વસ્તીને લઈ સરજાતી ગરીબાઈ ખૂંચતી હોતી નથી આથી કુટુંબનિયોજન–વૃત્તિ મંદ હોય છે. તો સરકારે ગરીબાઈની પાછળનાં કારણો તથા તેના ઉપાયો માટેની માહિતી મેળવવા માટે વ્યવસ્થિતરીતે પ્રયાસો કરવા જોઈએ. કુટુંબનિયોજન પાછળ માત્ર પૈસા ખર્ચવાનાં લક્ષ્યો સિદ્ધ કર્યે હેતુ બર આવી શકે એમ નથી. લોકોમાં જીવન વિષે વૈજ્ઞાનિક દૃષ્ટિ કેળવાય તે માટે ગંભીર પ્રયાસો આદરવા જોઈએ, વિદ્યાર્થીઓ વસ્તીના પ્રશ્નની ગંભીરતાથી પરિચિત થાય તે માટે અભ્યાસક્રમમાં પણ તે પ્રશ્નને મહત્ત્વનું સ્થાન આપવું જોઈએ. સ્ત્રીઓ અને ગામડાં અતિ વસ્તીનાં દૂષણોથી પૂર્ણ રીતે પરિચિત થાય, કુટુંબનિયોજન તરફ રુચિ કેળવે, કુટુંબનિયોજન કરવા માટે સાધનો તથા વાંઝીકરણની સગવડો આપવા, અન્નની પેદાશ વધારવા પાછળના પ્રયાસોના જેવા જ પ્રયત્નો કરવા જોઈએ. 'વસ્તીનિયંત્રણ કે સર્વનાશ' એવી ઝુંબેશ જગાવવી ભારત માટે હાલ અતિ આવશ્યક છે.

ગરીબ કુટુંબોમાં વધતાં બાળકો કમાણીની રીતે ટેકારૂપ નીવડતાં હોય છે, આથી કુટુંબનિયોજન-વૃત્તિ મંદ હોય છે. પણ જેટલા અંશે ફરજિયાત શિક્ષણ અમલી બનાવી શકાય છે તેટલા અંશે બાળકો કમાણીમાં સહાયક બની શકતાં નથી અને તેથી કુટુંબનિયોજન

વૃત્તિ સતેજ બનાવી શકાય. વળી ઘડપણ કે અકસ્માતમાં માબાપને, કમાતાં બાળકો ટેકારૂપ નીવડે છે આથી જેટલા અંશે સામાજિક સહીસલામતીની યોજનાઓ અમલમાં મૂકી શકાય તેટલા અંશે નિરાધાર અવસ્થામાં વધારે બાળકો ન હોય તોપણ ચાલી શકે. આપણી ખેતી અતિ શ્રમપ્રધાન છે તેથી ખેડૂતને વધારે બાળકો હોવાં આશીર્વાદરૂપ લાગે છે. તો ભારતના સંજોગો જોતાં જેટલા અંશે ખેતીની શ્રમપ્રધાનતા ઘટાડી શકાય તેટલા અંશે ખેડૂતોને ઓછાં બાળકો તરફની વૃત્તિવાળા બનાવી શકાય.

અતિ વસ્તીનો એક ઉપાય વસ્તી ઘટાડવાનો અને બીજો ઉપાય ઉત્પાદન વધારવાનો છે. ખેતીપેદાશ, ઔદ્યોગિક પેદાશ તથા વેપાર વધારીને પણ અતિ વસ્તીના પ્રશ્નનો ઉકેલ શોધી શકાય તે આપણે ભૂલવું ન જોઈએ. તે માટે લોકોની કાર્યશક્તિ તથા કાર્યવૃત્તિ વધે તેવી આર્થિક વ્યવસ્થા બનાવવી જોઈએ. ૧૮૭૧થી ૧૯૪૧ના ગાળામાં ભારતમાં ૫૨% જેટલી જ વસ્તી વધી હતી, જ્યારે અમેરિકામાં ૨૩૦% વધી હતી, છતાંય ભારત ગરીબ દેશ રહ્યો છે, જ્યારે અમેરિકા અતિ ધનિક બન્યું છે. તેનું કારણ ભારતમાં વસ્તી વધવાનો દર, આર્થિક વિકાસના દર કરતાં વધારે ઊંચો રહ્યો હતો. એટલે વસ્તીનિયંત્રણ ઉપરાંત મૂડીસર્જન અને આર્થિક વિકાસનો દર વધારીને પણ વસ્તીના પ્રશ્નને હળવો કરી શકાય. તે દિશામાં મજબૂત પ્રયાસો કરવામાં આવે તો સફળતાને ખૂબ અવકાશ છે.

*

# આંકડાશાસ્ત્ર: કાર્યક્ષેત્ર અને મર્યાદાઓ

## (Statistics: Scope and Limitations)

ડી. એસ. સેવક

[આંકડાશાસ્ત્ર અને ગણિતશાસ્ત્રના અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

આંકડાશાસ્ત્રને મુખ્ય બે વિભાગોમાં વહેંચી શકાય:

૧. સૈદ્ધાંતિક આંકડાશાસ્ત્ર (Theoretical Statistics) અને ૨. પ્રયોજિત આંકડાશાસ્ત્ર (Applied Statistics)

પ્રથમ વિભાગમાં ગણિતશાસ્ત્રના સિદ્ધાંતોની મદદથી સંખ્યાત્મક માહિતીનું પૃથક્કરણ કરવાની જુદી જુદી પદ્ધતિઓ તૈયાર કરવામાં આવે છે. નવી નવી પદ્ધતિઓ અને સિદ્ધાંતો આ વિભાગ રજૂ કરે છે. પ્રયોજિત આંકડાશાસ્ત્ર, પહેલા વિભાગે તૈયાર કરેલી પદ્ધતિઓનો વ્યવહારમાં ઉપયોગ કરે છે, અને તે પ્રકારનો ઉપયોગ કરતાં જે મુશ્કેલીઓ પડે તે શોધે છે. આ મુશ્કેલીઓ દૂર કરવા માટે નવી અને સારી પદ્ધતિ શોધવાનું કાર્ય પહેલા વિભાગનું જ છે. આમ બંને વિભાગ એકબીજાના પૂરક છે અને બંનેના સંયુક્ત સહકારથી જ આંકડાશાસ્ત્રનો વિષય સંશોધન દ્વારા સમૃદ્ધ બને છે. પ્રયોજિત આંકડાશાસ્ત્રનો ઉપયોગ અનેક વિષયોમાં થાય છે અને દરેક વિષયના પ્રશ્નો વિશિષ્ટ પ્રકારના હોવાથી આંકડાશાસ્ત્રની પદ્ધતિઓમાં પણ તે તે વિષયની જરૂરિયાતો પ્રમાણે ફેરફાર કરવા પડે છે. જેમ કે જન્મમૃત્યુના આંકડા (Vital Statistics), વેપારના આંકડા (Business Statistics), ખેતીના આંકડા (Agricultural Statistics), વસતિવિદ્યા (Demography) વગેરે આ પ્રકારની પ્રત્યેક શાખા માટે આંકડાશાસ્ત્રની પદ્ધતિઓ વિકસાવવામાં આવેલી છે, પરંતુ દરેકનું ક્ષેત્ર ભિન્ન હોવાથી કોઈ પણ વ્યક્તિ બધી જ શાખાઓમાં નિષ્ણાત થઈ શકે એવી શક્યતા નથી. ખેતીના આંકડામાં નિષ્ણાત વ્યક્તિ જન્મમૃત્યુના આંકડાઓનું પૃથક્કરણ કરી શકશે નહિ. આંકડાશાસ્ત્રના સિદ્ધાંતોનો અભ્યાસ ઉચ્ચ ગણિતશાસ્ત્રના સિદ્ધાંતોની મદદ વિના થઈ શકે નહિ. આ લેખમાં ઓછામાં ઓછી ગણિતની પદ્ધતિઓ વાપરીને આંકડાશાસ્ત્રની સાદી રીતોને અને તેના વ્યવસ્થિત

ઉપયોગને સમજાવવાનો આશય છે. જેથી સામાન્ય વાચક પણ તે સમજી શકે.

આંકડાશાસ્ત્રને આંકડાઓ સાથે સંબંધ છે, એ વાત તો કોઈ પણ સામાન્ય માનવી સમજી શકે; પરંતુ આ આંકડાઓ આંકડાશાસ્ત્રની દૃષ્ટિએ ખાસ પ્રકારના આંકડાઓ છે. આંકડાશાસ્ત્રમાં આંકડા (statistics) શબ્દ કયા અર્થમાં વપરાય છે તે સમજવા માટે હૉરેસ સેક્રિસ્ટે આપેલી આંકડાની વ્યાખ્યા તપાસવી જરૂરી છે.

'બહુવિધ કારણોની અસરથી નોંધપાત્ર રીતે બદલાતા; ચોકસાઇના યોગ્ય ધોરણ અનુસાર સંખ્યાત્મક રીતે દર્શાવાયેલા, ગણાયેલા કે અનુમાન કરાયેલા; અગાઉથી નક્કી કરેલા હેતુ માટે વ્યવસ્થિત રીતે મેળવાયેલા અને એક બીજા સાથે સંબંધ ધરાવતા હોય એવા, માહિતી પૂરી પાડતા આંકડાઓના સમૂહને જ આંકડાશાસ્ત્રની દૃષ્ટિએ આંકડા તરીકે સ્વીકારી શકાય.'

આ વ્યાખ્યા મુજબ ઘણા આંકડાઓ જેને આપણે સામાન્ય રીતે આંકડા તરીકે સ્વીકારીએ છે તેને આંકડા કહી શકાય નહિ. દેશી હિસાબના આંક, લઘુગણક (Logarithm)નાં કોષ્ટકો, વર્ગ (Square) અને વર્ગમૂળ (Square root)નાં કોષ્ટકો અને એવાં અન્ય કોષ્ટકોમાંથી મળતા આંકડાઓ આંકડાશાસ્ત્રની ભાષામાં આંકડાઓ નથી. આ આંકડાઓ ચોક્કસ ગણિતીય નિયમોને આધારે જ મેળવાયેલા છે. તે અનેક કારણોને લીધે બદલાતા નથી. આવા આંકડાઓને સંખ્યાઓ (Numbers) કહી શકાય. જુદી જુદી વસ્તુઓના ભાવના આંકડા, ઉત્પાદનના આંકડા, રાષ્ટ્રીય આવકના આંકડા કે હવામાનના આંકડા અનેક પ્રકારના કારણોની અસરથી બદલાય છે, અને તેથી તેને આંકડા તરીકે સ્વીકારી શકાય. ૨૦૦, ૧૯, ૯૨૭ વગેરે કેવળ સંખ્યાઓ જ છે; જ્યારે ૨૦૦ વિદ્યાર્થીઓ, ૧૯ શિક્ષકો કે ૯૨૭ મતદારો એ આંકડાઓ છે, કારણ કે તે કંઈક માહિતી પૂરી પાડે છે. વળી વ્યક્તિગત માહિતી આપતા હોય એવા આંકડાઓને પણ આંકડાશાસ્ત્રના અભ્યાસમાં કોઈ સ્થાન નથી. આંકડાશાસ્ત્ર આંકડાઓના સમૂહને તપાસીને તે ઉપરથી જ પરિણામ તારવવાનો પ્રયત્ન કરે છે. પ્રામાણિક, ગરીબ, સુંદર વગેરે ભાવવાચક શબ્દો જ્યાં સુધી સંખ્યાત્મક રીતે દર્શાવી શકાય નહિ ત્યાં સુધી તે ગુણધર્મોને આંકડાશાસ્ત્રની રીતે તપાસી શકાતા નથી. સામાન્ય રીતે સંખ્યાત્મક રીતે દર્શાવાતા ચલ (Variable)નો અભ્યાસ જ આંકડાશાસ્ત્રમાં થઈ શકે છે. આંકડાઓ પૂર્વનિશ્ચિત હેતુ માટે જ મેળવેલા હોવા જોઇએ અને તે હેતુ માટે જ તેનો ઉપયોગ કરવો જોઇએ. વસતિગણતરીમાંથી મળતા વૈવાહિક દરજ્જા (Marital Status)ને લગતા આંકડાઓ અમદાવાદની વસતિના સામાજિક પ્રશ્નોનો અભ્યાસ કરવામાં કોઈ જ રીતે ઉપયોગી થઈ શકે નહિ, કારણ કે બંને આંકડા મેળવવાનો હેતુ એક સમાન નથી. આંકડાઓની સાથે, તે મેળવવામાં વપરાયેલું ચોકસાઈનું ધોરણ પણ જાણવું જોઈએ. ચોકસાઈનું ધોરણ સાપેક્ષ (Relative) છે તે સમજવા માટે નીચેનું ઉદાહરણ પૂરતું છે. ધારો કે–સવારના ૮ કલાક ૬ મિનિટ અને ૨૭ સેકન્ડના સમયે તમને કોઈ 'કેટલા વાગ્યા છે?' એવો પ્રશ્ન પૂછે છે. આ પ્રશ્નના જવાબમાં રહેલી ચોકસાઈ પ્રશ્ન પૂછનાર ઉપર આધાર રાખે છે. જેને સમય સાચવવાની જરૂર નથી એવી વ્યક્તિને તમે આઠ વાગ્યા છે એમ કહેશો તો ચાલશે કારણ કે તેને મિનિટની ચોકસાઈ જરૂર નથી. આઠ ને દસ મિનિટે કૉલેજમાં પહોંચવાનો પ્રયત્ન કરનાર વિદ્યાર્થીને આઠ ને પાંચ મિનિટ થઈ છે એમ કહેશો તોપણ ચાલશે. એક મિનિટ અને સત્તાવીસ સેકન્ડનો સમય તેને માટે ખાસ અગત્યનો નથી. જ્યારે રેડિયો સ્ટેશનનાં સ્ટુડીઓમાં બેઠેલા એનાઉન્સર માટે આ સમય છેલ્લી સેકન્ડ સુધી ચોક્કસ દર્શાવેલો હોવો જરૂરી છે! પૃથ્વી અને સૂર્ય વચ્ચેનું અંતર દર્શાવવામાં અમુક હજાર માઈલની ભૂલ હોય તોપણ ચાલી શકે! જ્યારે કાપડનું માપ લેતી વખતે અર્ધા ઈંચની ભૂલ પણ ઘણી મોટી કહેવાય. આમ પ્રત્યેક આંકડા માટે યોગ્ય ચોકસાઈનું ધોરણ હોય છે. છેવટે આંકડાઓ વ્યવસ્થિત રીતે મેળવાયેલા હોવા જોઈએ અને તેમની સરખામણી કરી શકાય કે તેમની વચ્ચે સંબંધ સ્થાપિત કરી શકાય એવી શક્યતા હોવી જોઈએ. રસ્તા ઉપરના અકસ્માતના આંકડા, ચોખાની ઊપજના આંકડા અને શિક્ષિત બેકારોના આંકડા આપવામાં આવ્યા હોય તો તેનો કોઈ જ અર્થ નથી! તેને બદલે અકસ્માતોના આંકડા અને વાહનોના આંકડા; ચોખાની ઊપજ અને ઘઉંની

ઊપજના આંકડા તથા શિક્ષિત બેકારો અને અશિક્ષિત બેકારોના આંકડા આપેલ હોય તો સરખામણી દ્વારા યોગ્ય પરિણામો તારવી શકાય. આ છે આંકડાની ખાસિયતો.

હવે આંકડાશાસ્ત્રમાં સેક્રિસ્ટની વ્યાખ્યા પ્રમાણે આંકડાઓ કેવી રીતે મેળવાય છે અને તે આંકડાઓની મદદથી પરિણામો કેવી રીતે તારવવામાં આવે છે તે તપાસીએ. નીચે મુજબની ક્રમિક પ્રક્રિયાઓ દ્વારા જ આંકડાશાસ્ત્ર માહિતીનું પૃથક્કરણ કરી તે ઉપરથી અર્થઘટન કરે છે.

### માહિતીસંગ્રહ (Collection of Data)

સંખ્યાત્મક માહિતી મુખ્યત્વે બે પ્રકારની હોય છે. પ્રાથમિક માહિતી (Primary data) અને ગૌણ માહિતી (Secondary data). જે બાબતની તપાસ ભૂતકાળમાં થઈ ન હોય, ભૂતકાળની માહિતી વિશ્વસનીય ન હોય કે કોઈ નવા જ પ્રશ્નનો અભ્યાસ કરવાનો હોય ત્યારે નવેસરથી મેળવવામાં આવેલી માહિતી પ્રાથમિક માહિતી કહેવાય. કેટલીક વખત ભૂતકાળના આંકડાને વર્તમાન પ્રશ્નનો અભ્યાસ કરવામાં વાપરી શકાય છે. આ પ્રકારની માહિતી ગૌણ માહિતી કહેવાય છે. ગૌણ માહિતી સરકારી પ્રકાશનોમાંથી, સામયિકોમાંથી કે સંશોધન કરતી સંસ્થાઓ પાસેથી મળી શકે. ગૌણ માહિતીનો ઉપયોગ કરતાં પહેલાં તેની ચોકસાઈનું ધોરણ, હેતુની સમાનતા અને યોગ્યતા તપાસવાં જોઈએ. વસતિગણતરીના રીપોર્ટમાંથી જન્મદરના આંકડાઓ લઈ વસતિવધારાના પ્રશ્નનો અભ્યાસ કરવામાં આવે તો ગૌણ માહિતીનો ઉપયોગ કર્યો એમ કહેવાય. સામાન્ય રીતે વિશ્વસનીય અને યોગ્ય ગૌણ માહિતી પ્રાપ્ત કરવાનું કાર્ય સરળ નથી. આથી પ્રાથમિક માહિતી ઉપર જ આધાર રાખવો પડે છે.

પ્રાથમિક માહિતી મેળવવા માટે તપાસ(Enquiry)-નું આયોજન કરવામાં આવે છે. ભૌતિક વિજ્ઞાનોમાં આ માટે પ્રયોગ કરવામાં આવે છે, જ્યાં પ્રયોગશાળામાં દખલ કરતા અવયવોને નિયંત્રિત કરવાનું શક્ય છે. તપાસનું આયોજન કરતી વખતે ખર્ચ, સમય, તપાસના હેતુ અને ચોકસાઈના ધોરણ ઉપર ખૂબ જ ધ્યાન આપવામાં આવે છે. તપાસનો હેતુ અગાઉથી નક્કી કરવામાં ન આવે તો તપાસનું વહાણ ખરાબે ચઢી જવાની પૂરેપૂરી શક્યતા છે. ચોકસાઈનું ધોરણ, ખર્ચ અને સમયને પ્રમાણસર હોય છે, આથી નિશ્ચિત ખર્ચ અને સમયમાં સોએ સો ટકા ચોક્કસ પરિણામો મેળવવાની આશા રાખવી વધુ પડતી જ છે. તપાસના મુખ્ય ત્રણ પ્રકારો છે.

**अ સરકારી તપાસ અને ખાનગી તપાસ:**

સરકારી તપાસમાં ખર્ચની દૃષ્ટિએ વધુ સવલતો મળી શકે છે. લોકો ઉપર કાયદાની મદદથી માહિતી પૂરી પાડવાની ફરજ પાડી શકાય છે (જેમકે વસતિગણતરી). ખાનગી તપાસમાં આ બન્ને લાભ મળતા નથી. માહિતી મેળવવા માટે લોકોને વિનંતી કે આજીજી કરવી પડે છે. મર્યાદિત ખર્ચ અને શક્તિને કારણે ખાનગી તપાસનું ક્ષેત્ર વિશાળ બની શકતું નથી.

**ब સીધી યા આડકતરી તપાસ:** જ્યારે ચલને સીધેસીધાં માપી શકાય કે ગણી શકાય ત્યારે સીધી તપાસ કરવામાં આવે છે. જેમ કે આવક, ઉંમર, વજન વગેરેને લગતી તપાસ. બુદ્ધિ જેવી બાબતને માપી શકાતી નથી, આથી યોગ્ય કસોટીઓ દ્વારા આડકતરી તપાસ કરવામાં આવે છે.

**क સમગ્ર તપાસ અને નિદર્શ તપાસ:**

(Population Enquiry & Sample Enquiry) સમગ્ર(Population)ના પ્રત્યેક સભ્યની જે તપાસમાં ગણતરી કરવામાં આવે છે તેને સમગ્ર તપાસ કે સંપૂર્ણ ગણતરીની પદ્ધતિ કહેવાય છે. સમગ્ર જો ખૂબ જ મોટું હોય તો આ પ્રકારની તપાસ ઘણી વખત કરી શકાતી નથી. આ પદ્ધતિ ખર્ચ અને સમયની દૃષ્ટિએ પણ સારી નથી. સમગ્રના પ્રત્યેક સભ્યને તપાસવાને બદલે આંકડાશાસ્ત્રમાં ઘણી વાર એક નમૂનો કે નિદર્શ (Sample) લઈ તેના ગુણધર્મોની મદદથી સમગ્રના ગુણધર્મોનું અનુમાન કરવામાં આવે છે. આ એક પ્રકારનું આગમિક અનુમાન (inductive inference) જ છે. જો નિદર્શ સમગ્રના પ્રતિનિધિરૂપ હોય તો પરિણામો ચોક્કસ હોવાની શક્યતા વધુ છે. આ પદ્ધતિ દ્વારા સમય અને ખર્ચનો બચાવ થાય છે, અને યોગ્ય પદ્ધતિનો ઉપયોગ કરવાથી ચોકસાઈનું પ્રમાણ પણ વધારી શકાય છે. ખરીદી કરતી વખતે આપણે સામાન્ય રીતે આ નિદર્શ પદ્ધતિનો જ ઉપયોગ જાણ્યે કે અજાણ્યે કરીએ છીએ. ઘઉંના આખા

કોથળા વિશેની માહિતી એક ખોબા જેટલા જ ઘઉં ઉપરથી આપણે મેળવીએ છીએ! આખા શરીરમાં વહેતા લોહીની માહિતી ડૉક્ટર લોહીના એક ટીપાના નમૂનાને આધારે જ મેળવે છે! આમ છતાં આપણાં અનુમાનો ખોટાં પડે છે! પ્રતિનિધિરૂપ નમૂનો મેળવવા માટે આંકડાશાસ્ત્ર કેટલીક પદ્ધતિઓ પૂરી પાડે છે. દૈવ અથવા યદૃચ્છ નિદર્શ (Random Sample) આ પ્રકારનો પ્રતિનિધિરૂપ નમૂનો છે. સમગ્રમાંથી કોઈ પણ પ્રકારના ભેદભાવ કે પક્ષપાત વિના નમૂનાના સભ્યો પસંદ કરવાની પદ્ધતિ લૉટરીની પદ્ધતિ સાથે સરખાવી શકાય. આ પ્રકારનો નમૂનો લઈને જો સમગ્ર માટે અનુમાન કરવામાં આવે તો તે અનુમાન ચોક્કસ હશે. હાલમાં મોટા ભાગની તપાસ નિદર્શના ધોરણે જ કરવામાં આવે છે. સમગ્રના ધોરણે કરાતી ફક્ત એક માત્ર તપાસ વસતિગણતરી છે અને તેનાં પરિણામો પણ નિદર્શના ધોરણે જ ચકાસવામાં આવે છે.

તપાસનો પ્રકાર નક્કી કર્યા પછી તે અંગેની પદ્ધતિ નક્કી કરવામાં આવે છે. તપાસની મુખ્ય પદ્ધતિઓ નીચે પ્રમાણે છે :

**૧ સીધી પ્રત્યક્ષ તપાસ:** આ પદ્ધતિમાં સીધેસીધા અવલોકન દ્વારા જ માહિતી મેળવવામાં આવે છે. જેમ કે લોકો કઈ જાતનો નહાવાનો સાબુ વાપરે છે તે જાણવા માટે શહેરની અગ્રગણ્ય દુકાનો પાસે ઊભા રહી અવલોકન દ્વારા માહિતી મેળવવાની પદ્ધતિ. આ પદ્ધતિ ખૂબ જ ચોક્કસ પરિણામો આપે છે; પરંતુ તે ખર્ચાળ અને લાંબી હોવાથી નાના પાયા ઉપરની તપાસમાં જ તેનો ઉપયોગ કરી શકાય છે.

**૨ આડકતરી મૌખિક તપાસ:** આ પદ્ધતિમાં માહિતી આપનાર વ્યક્તિઓને મૌખિક પ્રશ્નો પૂછીને માહિતી મેળવવામાં આવે છે. આ પદ્ધતિમાં ચોકસાઇનો આધાર માહિતી પૂરી પાડનાર ઉપર છે. માહિતી આપનાર પાસે સંપૂર્ણ માહિતી હોવી જોઈએ અને તે પોતાના વ્યક્તિગત અનુભવોના અને પક્ષપાતના રંગથી રંગાયા વિના તટસ્થ રીતે માહિતી આપતો હોવો જોઈએ. ઘણી વખત અમુક બાબતમાં લોકમત જાણવા માટે આ પદ્ધતિનો ઉપયોગ કરવામાં આવે છે. પ્રતિષ્ઠિત અને તટસ્થ ગણાતા નાગરિકોને અમુક નિશ્ચિત પ્રશ્નો પૂછી તે ઉપરથી પરિણામ તારવવામાં આવે છે. ઘણી તપાસ-સમિતિઓ પણ આ રીત વાપરે છે. વ્યક્તિગત મુલાકાત લેવાને કારણે માહિતી આપનારના પૂર્વગ્રહને દૂર કરી શકાય છે.

**૩ પ્રશ્નાવલિ પદ્ધતિ** (Questionnaire Method)**:** માહિતી મેળવવા માટેની આ એક સરળ અને ઉપયોગી રીત છે. આ પદ્ધતિમાં પ્રશ્નાવલિ નક્કી કરવામાં આવે છે અને માહિતી પૂરી પાડનાર વ્યક્તિઓ પ્રશ્નાવલિના પ્રશ્નોના જવાબ પૂરા પાડે છે. પ્રશ્નાવલિ ટપાલ દ્વારા પણ મોકલી શકાય ને માહિતી આપનારને પોસ્ટેજનો ખર્ચ ન થાય એવી ગોઠવણ કરી જવાબો પાછા મંગાવી શકાય. આ પદ્ધતિમાં ખર્ચનો બચાવ થાય છે, પરંતુ શિક્ષિત અને જવાબદારીનું ભાન હોય એવા નાગરિકોમાં જ આ પદ્ધતિ સફળ નીવડે છે. ભારત જેવા અશિક્ષિત દેશમાં આ પદ્ધતિનો ઉપયોગ સફળતાપૂર્વક કરી શકાય નહિ. બીજી રીત પ્રશ્નાવલિ પ્રગણક (Enumerator)ને સોંપવાની છે. પ્રગણક પ્રશ્નોના જવાબ નોંધે છે અને જો કોઈ પ્રશ્નનો જવાબ ખોટો કે શંકાસ્પદ જણાય તો તેની યોગ્ય ચકાસણી કરે છે. પ્રગણક બુદ્ધિશાળી અને હોશિયાર હોવો જોઇએ અને તેને તપાસ કરવા માટે યોગ્ય તાલીમ આપવી જોઇએ. વસતિગણતરીમાં આ પ્રકારની પદ્ધતિ વાપરવામાં આવે છે. પ્રશ્નાવલિ પદ્ધતિ દ્વારા મળતી માહિતીની ચોકસાઈ પ્રશ્નાવલિના સ્વરૂપ ઉપર આધાર રાખે છે. આદર્શ પ્રશ્નાવલિ ખૂબ જ ઓછા, ટૂંકા અને સરળ પ્રશ્નોની બનેલી હોવી જોઈએ. પ્રશ્નોના જવાબો ટૂંકમાં જ આપી શકાય એવી સગવડ હોવી જોઇએ. તપાસને લગતા બધા જ પ્રશ્નોનો સમાવેશ થવો જોઇએ અને સામાન્ય રીતે અંગત પ્રશ્નો પૂછવા જોઇએ નહિ. માહિતી આપનારની ઉદાસીનતાને કે અનિચ્છાને ઇનામની લાલચ આપીને અથવા તો કાયદાનો ભય બતાવીને દૂર કરી શકાય.

ઉપર જણાવેલી રીતોમાંથી કોઈ પણ એક રીતનો ઉપયોગ કરીને ચોક્કસ માહિતી મેળવી શકાય. આખી તપાસનાં પરિણામોનો આધાર આ પ્રાથમિક વિભાગની ચોકસાઈ ઉપર જ છે, પરંતુ તેના ઉપર સામાન્ય રીતે ખાસ ધ્યાન આપવામાં આવતું નથી. કહેવાય છે કે,

'To consult a Statistician when the experiment is over, is similar to consulting the

doctor when the patient is already dead-in both the cases the diagnosis is required earlier.'

## વર્ગીકરણ અને કોષ્ટકરચના
## (Classification & Tabulation)

માહિતી મેળવ્યા બાદ તેમાં રહેલી ખામીઓને અને ઊણપને દૂર કરવા માટે માહિતીનું સંકલન (Editing) કરવામાં આવે છે. સંકલન કરેલ માહિતીનું સ્વરૂપ બહુ જ સરળ અને સંક્ષિપ્ત હોતું નથી. અમદાવાદના લોકોની આવકનો અભ્યાસ કરતા હોઇએ કે પછી વિદ્યાર્થીઓના માર્કના આંકડા તપાસતા હોઇએ, માહિતીનો જથ્થો ખૂબ જ વિશાળ હોય છે. આટલા મોટા જથ્થામાંથી પરિણામ કેમ તારવી શકાય તે વિચારવાનું છે. વર્ગીકરણ અને કોષ્ટક-રચનાની પદ્ધતિ માહિતીને સરળ બનાવે છે અને તેનું સંક્ષિપ્ત રૂપ આપે છે.

साधी ऐसा चाहिए जैसा सूप सुहाय।
सार सारको गहि रहे थोथा देत उडाय॥

એ ઉક્તિ અનુસાર વર્ગીકરણ અને કોષ્ટકરચનાની પદ્ધતિને સૂપડાની સાથે સરખાવી શકાય, જે માહિતીના મોટા જથ્થાને ઝાટકી નાખી તેમાંથી સારરૂપ માહિતીનો સંગ્રહ કરે છે અને બિનજરૂરી તથા નકામી માહિતીને કચરાની જેમ ઉડાડી મૂકે છે.

માહિતીનું વર્ગીકરણ ચલ(variable)ના પ્રકાર ઉપર આધાર રાખે છે. જેની કિંમત બદલાય છે તેને ચલ કહેવામાં આવે છે. કેટલાક ચલ માપી શકાતા નથી. ગુણધર્મો (Attributes) આ પ્રકારના ચલ છે. જેમ કે પ્રમાણિકતા, સુંદરતા, વૈવાહિક સ્થિતિ વગેરે. માહિતીના મોટા જથ્થાને સમાન ગુણધર્મો ધરાવતા વર્ગોમાં વહેંચી નાખવામાં આવે તો આ પ્રકારનું વર્ગીકરણ ગુણવત્તા પ્રમાણેનું વર્ગીકરણ કહેવાય છે. વસતિને પરિણીત, અપરિણીત, વિધુર કે વિધવા અને છૂટાછેડા લીધેલ એ પ્રકારના ચાર વર્ગોમાં વર્ગીકૃત કરી શકાય. માપી કે ગણી શકાય એવા ચલના પણ બે પ્રકાર છે. અસતત ચલ અને સતત ચલ. જે ચલ અપૂર્ણાંક કિંમતો ધારણ કરી શકે નહિ પણ ફક્ત પૂર્ણાંક કિંમતો જ લઈ શકે એવા ચલને અસતત ચલ કહેવામાં આવે છે; જેમ કે કુટુંબમાં બાળકોની સંખ્યા, અકસ્માતની સંખ્યા કે વૃક્ષની ડાળી ઉપર પાંદડાંની સંખ્યા. અપૂર્ણાંક કિંમતો પણ ધારણ કરી શકે, તેવા ચલને સતત ચલ કહેવાય છે. જેમ કે વજન, ઊંચાઈ, ભાવ, ઉંમર કે વેતન. માપી કે ગણી શકાય તેવા ચલ માટે એકસરખી કિંમતોવાળી રકમોને એક જ વર્ગમાં મૂકી વર્ગીકરણ કરવામાં આવે છે, જેમ કે ૦ બાળકવાળાં કુટુંબોને એક વર્ગમાં, એક બાળકવાળા કુટુંબોને બીજા વર્ગમાં એ પ્રમાણે વર્ગીકરણ કરી શકાય. કેટલીક વખત વજન જેવા ચલ માટે ૯૦ રતલ થી ૧૦૦ રતલ જેટલા વજનવાળા સભ્યોને એકસરખા ગણી એક જ વર્ગમાં મૂકવામાં આવે છે. અમુક વર્ગમાં આવતા સભ્યોની સંખ્યાને તે વર્ગની આવૃત્તિ કહેવાય છે. આમ વર્ગીકરણ દ્વારા માહિતીને સંક્ષિપ્ત રૂપ અપાય છે. વર્ગીકરણ વ્યક્તિગત માહિતીનો લોપ કરે છે.

વર્ગીકરણ કર્યા બાદ કોષ્ટક તૈયાર કરવામાં આવે છે. સારું કોષ્ટક તૈયાર કરવા માટે કોઈ ચોક્કસ નિયમો નથી. કોષ્ટક-રચનાના અનેક પ્રકારો છે, પરંતુ તે પ્રકારોને ન જાણનાર વ્યક્તિ પણ ખૂબ જ સારાં કોષ્ટકો તૈયાર કરી શકે છે. વર્ગીકરણ અને કોષ્ટક-રચના માટે સામાન્ય બુદ્ધિ એ એક માત્ર જરૂરિયાત અને અનુભવ એ જ મુખ્ય શિક્ષક છે.

## માહિતીની રજૂઆત
## (Representation of data)

આંકડાશાસ્ત્રનું એક કાર્ય માહિતીમાંથી ગુંચવણોને દૂર કરી તેને સરળ બનાવવાનું છે. વર્ગીકરણ અને કોષ્ટક-રચના દ્વારા આ હેતુ અંશતઃ પાર પડે છે. વર્ગીકરણ અને કોષ્ટક-રચનાની પદ્ધતિથી માહિતીને વ્યવસ્થિત સ્વરૂપમાં મૂકી શકાય છે. માહિતીને વધુ સરળ બનાવવા માટે તેને આલેખ (Graph) અને ચિત્રો (Diagram) દ્વારા રજૂ કરવામાં આવે છે. ગમે તેટલી મહેનત લઈને તૈયાર કરેલાં કોષ્ટકો પણ જે અસર ઉપજાવી શકતાં નથી તે અસર નાનકડાં ચિત્રો ઉપજાવી શકે છે. રમૂજી ટુચકાઓના લખાણને બદલે જેમ કાર્ટૂનો કોઈ પણ માણસને સહેલાઈથી આકર્ષી શકે છે તેમ આલેખ અને ચિત્રો માહિતીને આકર્ષક બનાવે છે. નીરસ અને નિર્જીવ આંકડાઓનું જો ચિત્રની ભાષામાં ભાષાંતર કરવામાં આવે તો તે સ્પષ્ટ અવાજે બોલતા થઈ શકે. વળી ચિત્રોની મદદથી માહિતીની સરખામણી પણ સહેલાઈથી કરી શકાય છે. બે દેશની રાષ્ટ્રીય આવકના

આંકડાઓ આપવાને બદલે તેને બે દંડ (Bars) દ્વારા રજૂ કરેલ હોય તો તેની લંબાઈને સરખાવવાથી રાષ્ટ્રીય આવકની સરખામણી થઈ શકે. ચિત્રના સ્વરૂપમાં જોયેલાં પરિણામો આંકડા કરતાં વધુ સહેલાઈથી યાદ રાખી શકાય છે.

ચિત્રોના મુખ્ય પ્રકાર નીચે પ્રમાણે છે:

(૧) એક પરિમાણ ચિત્રો: આ પ્રકારનાં ચિત્રોમાં માહિતીના આંકડાઓને પ્રમાણસર લંબાઈના આડા કે ઊભા દંડ દોરવામાં આવે છે. આવાં ચિત્રોને દંડચિત્ર કહેવાય છે. કેટલીક વખત એક જ દંડના પેટાવિભાગો પણ પાડવામાં આવે છે.

(૨) દ્વિપરિમાણ ચિત્રો: માહિતીના આંકડાઓને પ્રમાણસર ક્ષેત્રફળના ચોરસ કે ગોળ દોરીને માહિતી દર્શાવાય છે. પેટાવિભાગો દર્શાવવા માટે ચોરસ કે ગોળના ભાગ પાડવામાં આવે છે.

(૩) ત્રિપરિમાણ ચિત્રો: આકૃતિઓનું ઘનફળ (Volume) માહિતીના આંકડાઓને પ્રમાણસર હોય એવી ઘન આકૃતિઓ દોરવામાં આવે છે.

(૪) આ પ્રકારમાં આંકડાઓને અનુરૂપ ચિત્રો દોરીને આંકડાઓ દર્શાવવામાં આવે છે. બે વર્ષનું દૂધનું ઉત્પાદન જો ૫ લાખ મણ અને ૧૦ લાખ મણ હોય તો પહેલા વર્ષ માટે ૫ ગાયો અને બીજા માટે ૧૦ ગાયો દોરી, ૧ ગાય=૧ લાખ મણ દૂધ એવી સમજૂતી સાથે ચિત્ર રજૂ કરી શકાય. પહેલા વર્ષ માટેની ગાયના ચિત્ર કરતાં બમણા કદની ગાયનું ચિત્ર દોરીને પણ માહિતી દર્શાવી શકાય. આને Pictograms કહેવામાં આવે છે.

આલેખ (Graph) દોરવા માટે એક બીજાને લંબ એવા બે અક્ષ (axis) લેવામાં આવે છે. આમાંના ક્ષૈતિજ અક્ષ (Horizontal axis) ઉપર સામાન્ય રીતે નિરપેક્ષ ચલ (independent variable) અને ઊભા (vertical) અક્ષ ઉપર સાપેક્ષ ચલ (dependent variable) દર્શાવાય છે, જેમકે ભાવના આંકડાનો આલેખ દોરવા માટે ક્ષૈતિજ અક્ષ ઉપર વર્ષ અને ઊભા અક્ષ ઉપર ભાવને દર્શાવવામાં આવે છે. ગ્રાફ પેપર ઉપર આ રીતે મળતાં બિંદુઓને જોડવાથી આલેખ મળે છે. જ્યારે ચલ સમય પ્રમાણે બદલાતો હોય (જેમકે ભાવ, ઉષ્ણતામાન, ઉત્પાદન, જીવનનિર્વાહ ખર્ચનો આંક વગેરે) ત્યારે આલેખને સામયિક આલેખ (Historigram) કહેવાય છે. આ પ્રકારના આલેખની મદદથી કોઈ પણ બે સામયિક શ્રેણિ (Time Series) વચ્ચેનો સંબંધ જાણી શકાય છે. આ ઉપરાંત વર્ગીકૃત માહિતી ઉપરથી તૈયાર કરેલાં આવૃત્તિ-કોષ્ટકોને આધારે આવૃત્તિ વક્ર (Frequency Curve), સંચયી આવૃત્તિ વક્ર (Ogive) વગેરે દોરવામાં આવે છે જે માહિતીના પૃથક્કરણમાં ઉપયોગી બને છે.

આકૃતિઓ અને આલેખની પદ્ધતિ ખૂબ જ ઉપયોગી હોવા છતાં સ્કેલ બદલવાથી તે બદલાઈ જાય છે. દૃષ્ટિભ્રમને કારણે તેની મદદથી છેતરાઈ જવાની શક્યતા વધુ છે. વળી આંકડાઓની ચોકસાઈ આકૃતિઓમાં જાળવી શકાતી નથી. શુદ્ધ દાનતથી અને ચોકસાઈપૂર્વક વાપરવામાં આવે તો આ પદ્ધતિ શિક્ષણના ક્ષેત્રમાં, જાહેરખબર માટે અને પ્રદર્શનો માટે એક અગત્યનું અનિવાર્ય સાધન બની શકે.

**માહિતીનું પૃથક્કરણ** (Analysis of Data):-

માહિતીસંગ્રહથી માહિતીની રજૂઆત સુધીના તબક્કાઓ એટલા બધા સરળ છે કે શાળાના વિદ્યાર્થીઓ પણ તે ખૂબ જ આસાનીથી શીખી શકે. ગણિતનો જરા પણ ઉપયોગ આ વિભાગોમાં થતો નથી. હવે માહિતી મેળવ્યા બાદ તેનાં કોષ્ટકો તૈયાર કરી તે ઉપરથી પરિણામ તારવવાની રીતોનો વિચાર કરીએ. સૌ પ્રથમ તે માટેનાં જરૂરી સાધનો તપાસીએ.

**(અ) સરખામણી માટે જરૂરી માપ:-**

માહિતીના કોઈ પણ બે જથ્થાની સરખામણી કરવા માટે નીચેનાં માપ વપરાય છે:

**૧. ટકાવારી અને દર** (Percentage & Rates) આ બન્ને સાદાં માપ વ્યવહારમાં ખૂબ જ પ્રચલિત છે. પરીક્ષાઓનાં પરિણામોના ટકાથી માંડીને પાકના ટકાનો ઉપયોગ પરિણામોની સરખામણી માટે વ્યવહારમાં થાય છે. જન્મ-દર, મૃત્યુ-દર, વસતિના વધવાનો દર વગેરે દરના પ્રકારો જ છે. જન્મ-દર એટલે દર હજારે થતા જન્મની સંખ્યા. આ માપ સંપૂર્ણ નથી. શહેર ક્ષમાં શિક્ષિત લોકો ૩૦ ટકા છે, જ્યારે શહેર

બમાં ૨૦ ટકા છે એ ઉપરથી શહેર અ શિક્ષણની દૃષ્ટિએ આગળ પડતું છે એમ કહી શકાય નહિ. કારણ કે જો શહેર અની વસતિ કરતાં શહેર બની વસતિ ૧૦ ગણી હોય તો સ્પષ્ટ છે કે શહેર બમાં વધુ સારી સવલતો ન જ મળે.

**૨. મધ્યવર્તી સ્થિતિનાં માપ** (Measures of Central tendency):

માહિતીના જથ્થાનું સામાન્ય વલણ જાણવા માટે આ માપની ગણતરી કરવામાં આવે છે. સરેરાશ (Mean), મધ્યસ્થ (Median) અને બહુલક (Mode) આ પ્રકારનાં માપ છે. શ્રેણીમાં આવતી રકમોની સાદી સરેરાશ શોધવાની રીત તો ખૂબ જ જાણીતી છે. મધ્યસ્થ એ શ્રેણીની મધ્યમાં આવતી રકમનું માપ છે, જેમકે ૨૫, ૨૯, ૪૫, ૪૯ અને ૬૦ એ પાંચ રકમોની બનેલી શ્રેણીની મધ્યમાં આવેલી રકમ ૪૫ને આ શ્રેણીનો મધ્યસ્થ કહેવાય. મધ્યસ્થ શ્રેણીના બે સરખા ભાગ કરે છે. બહુલક શ્રેણીમાં સૌથી વધુ વખત આવતી રકમ છે. આ કિંમતને 'Most fashionable value' પણ કહેવામાં આવે છે. ૨૯, ૨૭, ૪૨, ૨૯, ૮૧, ૨૯, ૨૯ એ શ્રેણીમાં રકમ ૨૯ વધુ વખત આવેલ છે. ૨૯ આ શ્રેણીનો બહુલક છે એમ કહેવાય. કેટલીક વખત એક કરતાં વધુ રકમો શ્રેણીમાં વધારે વખત આવતી હોય છે. આ વખતે શ્રેણીને એક કરતાં વધુ બહુલક છે એમ કહેવામાં આવે છે. આ ત્રણ માપમાંના કોઈ એક યોગ્ય માપની મદદથી બે શ્રેણીને સરખાવી શકાય. શ્રેણીની રકમોને તેના મહત્ત્વ અનુસાર ભાર (weights) આપી ભારિત સરેરાશ (weighted average) પણ ગણવામાં આવે છે. આ સરેરાશનો ઉપયોગ આંક (Index Number)ની ગણતરીમાં કરવામાં આવે છે. કારણ કે આંકમાં સમાયેલી વસ્તુઓનું મહત્ત્વ એકસરખું હોતું નથી. આ ઉપરાંત, ગુણોત્તર સરેરાશ (Geometric average) અને સ્વરિત સરેરાશ (Harmonic average) પણ આંકડાશાસ્ત્રમાં વપરાતી સરેરાશો છે. શ્રેણીની મધ્યમાં આવેલી રકમો વિષે માહિતી મેળવવા માટે ચતુર્થકો (Quartiles) દશાંશકો (Deciles) વગેરેની ગણતરી કરવામાં આવે છે. શ્રેણીની રકમોની ચાર સરખા ભાગમાં વહેંચતી ત્રણ રકમોની કિંમતોને ચતુર્થકો કહેવાય છે. સ્પષ્ટ છે કે બીજો ચતુર્થક એટલે જ મધ્યસ્થ. આ બધાં પ્રતિનિધિરૂપ માપ માહિતીના જથ્થાનો સાર રજૂ કરે છે. તેમાં સરેરાશનું માપ આદર્શ મનાય છે; પરંતુ જરૂરિયાત પ્રમાણે જુદાં જુદાં માપ વાપરવામાં આવે છે.

સરેરાશના માપની મદદથી કરવામાં આવતી સરખામણી હમેશાં સાચી હોઈ શકે નહિ. નદીની સરેરાશ ઊંડાઈ ૪·૫' છે અને પોતાના કુટુંબના સભ્યોની સરેરાશ ઊંચાઈ ૫·૦' છે એમ જાણનાર વ્યક્તિ નદીને કુટુંબ સાથે સહીસલામત રીતે પાર કરી શકે ખરી? નદીની સરેરાશ ઊંડાઈ ૪·૫' છે એનો અર્થ એવો તો ન જ કરી શકાય કે તે બધી જગ્યાએ ૪·૫' જ છે અને ૫·૦' સરેરાશ ઊંચાઈવાળા કુટુંબમાં ૪·૦'ની ઊંચાઈવાળી વ્યક્તિ પણ હોઈ શકે. માહિતીના બે જથ્થાની સરેરાશ સરખી હોય તેથી બન્ને સમૂહ સરખા છે એમ કહી શકાય નહિ.

**૩. પ્રસારમાન** (Measures of Dispersion):

સરખામણીને વધુ ચોક્કસ બનાવવા માટે આ માપનો ઉપયોગ થાય છે. વિસ્તાર (Range), સરેરાશ વિચલન (Mean deviation), પ્રમાણિત વિચલન (Standard deviation) અને ચતુર્થક વિચલન (Quartile deviation) આ પ્રકારનાં માપ છે. આ માપ મેળવવાનો હેતુ સમૂહમાં આવતી રકમો અમુક ચોક્કસ રકમથી કેટલા પ્રમાણમાં ભિન્ન છે તે જાણવાનો છે. વિસ્તાર એ શ્રેણીમાં આવતી સૌથી મોટી રકમ અને સૌથી નાની રકમ વચ્ચેનો તફાવત છે જે રકમોનો ફેલાવો દર્શાવે છે. સરેરાશ વિચલન શોધવા માટે સૌ પ્રથમ શ્રેણીની દરેક રકમનો અમુક ચોક્કસ રકમમાંથી તફાવત લેવામાં આવે છે અને આ તફાવતોની સરેરાશ શોધવામાં આવે છે. તફાવતો વિચિહ્નમાન (absolute) લેવા જોઈએ. ચિહ્ન સાથે તફાવતો લેવાથી કેટલાક તફાવતો ધન થશે, જ્યારે કેટલાક તફાવતો ઋણ થશે. અને આથી સરેરાશ તફાવત, શ્રેણીમાં પ્રસારનું પ્રમાણ વધુ હોવા છતાં, ખૂબ જ ઓછો થશે. જે શ્રેણીમાં સરેરાશ વિચલન ઓછું તે શ્રેણીનો પ્રસાર અથવા ફેલાવો પણ ઓછો. પ્રમાણિત વિચલન શોધવા માટે સરેરાશમાંથી લેવામાં આવેલા તફાવતોનો વર્ગ કરી તેની સરેરાશ શોધવામાં આવે છે. તફાવતોના વર્ગની આ સરેરાશને વિચરણ (Variance) કહેવાય છે. પ્રમાણિત વિચલન એટલે વિચરણનું ધન વર્ગમૂળ. પહેલા અને

ત્રીજા ચતુર્થકની મદદથી ચતુર્થક વિચલન શોધવામાં આવે છે. આ બધાં માપમાં પ્રમાણિત વિચલનનું માપ આદર્શ મનાય છે. જો બે શ્રેણીમાં સરેરાશ અને પ્રમાણિત વિચલન સરખાં હોય તો તે બે શ્રેણી લગભગ સમાન છે એમ કહી શકાય.

**૪. વિષમતાનાં માપ** (Measures of Skewness): કોઈ પણ આવૃત્તિ વક્ર કે આવૃત્તિ વિતરણ (આવૃત્તિના ફેલાવાની પદ્ધતિ) સંમિત (Symmetric) છે કે નહિ તે નક્કી કરવા માટે આ માપ શોધાય છે. સંમિત આવૃત્તિ વક્ર—જો પ્રમાણ્ય વક્ર (Normal Curve) જેવો ઘંટાકાર હોય તો સરેરાશ, મધ્યસ્થ અને બહુલક સરખા હોય છે. આ બાબતનો ઉપયોગ વિષમતા એટલે કે સંમિતતાની ગેરહાજરી તપાસવા માટે કરી શકાય. સરેરાશ અને બહુલક વચ્ચેનો તફાવત કે મધ્યસ્થ અને બહુલક વચ્ચેનો તફાવત વિષમતાના માપમાં વપરાય છે. સ્પષ્ટ છે કે સંમિત વક્ર માટે આ માપ શૂન્ય જ થાય. જ્યારે વિષમતાનું માપ શૂન્ય ન હોય ત્યારે વક્ર વિષમ (Skew) છે એમ કહેવાય. વિષમતા ધન કે ઋણ હોઈ શકે. વિષમતાના માપ તરીકે પહેલા ચતુર્થક અને મધ્યસ્થના તફાવતને મધ્યસ્થ અને ત્રીજા ચતુર્થકના તફાવત સાથે પણ સરખાવવામાં આવે છે કારણ કે સંમિત આવૃત્તિ વક્રમાં આ તફાવતો સરખા થાય છે.

**વ સંબંધ સ્થાપિત કરવા માટેનાં માપ**

કોઈ પણ બે ચલ વચ્ચે સંબંધ છે કે નહિ તે તપાસવા માટે નીચેની રીતો વાપરી શકાય:

**(૧) સહસંબંધ** (Correlation)

બે ચલ વચ્ચેના સંબંધનું માપ સહસંબંધાંક દ્વારા મેળવાય છે. સહસંબંધાંક(Coefficient of Correlation)ની ગણતરી કરવા માટે બે ચલ વચ્ચેના સહવિચરણ (Covariance)ને ગણવામાં આવે છે. સહવિચરણ એટલે બંને ચલના તેમની સરેરાશમાંથી લીધેલા તફાવતોના ગુણાકારની સરેરાશ. સહવિચરણને બંને ચલના પ્રમાણિત વિચલન વડે ભાગવાથી સહસંબંધાંક મેળવી શકાય. સહસંબંધાંકની કિંમત હમેશાં –૧ અને +૧ની વચ્ચે જ પડે છે. સહસંબંધાંક = ±૧ હોય ત્યારે સહસંબંધ સંપૂર્ણ છે એમ કહેવાય. સહસંબંધાંક =૦, સહસંબંધની ગેરહાજરી દર્શાવે છે. ધન સહસંબંધાંક હોય તો એક ચલની કિંમત વધારતાં બીજા ચલની કિંમત વધે છે, જેમ કે ઊંચાઈ અને વજન. જો સહસંબંધાંક ઋણ હોય તો એક ચલની કિંમત વધારતાં બીજા ચલની કિંમત ઘટે છે. જેમ કે કોઈ પણ વાયુનું કદ અને દબાણ. સહસંબંધાંક ઉપરથી અર્થઘટન કરતાં પહેલાં આજુબાજુના સંજોગોને પણ લક્ષમાં રાખવા જોઈએ. શિક્ષકોને મળતા પગાર અને ધૂમ્રપાન પાછળના ખર્ચ વચ્ચેનો સહસંબંધાંક +૦.૯ હોય તો તે ઉપરથી એમ કહેવું કે શિક્ષકોને વધુ પગાર આપવામાં આવે તો તેઓ વધુ ધૂમ્રપાન કરતા થશે એ મૂર્ખામી છે. આ બંને ચલ ઉપર ભાવવધારો અસર કરે છે અને તેની અસરને પણ તપાસવી જોઇએ.

**(૨) નિયત સંબંધ** (Regression)

બે ચલ વચ્ચેના સંબંધનું ચોક્કસ સ્વરૂપ નિયત સંબધ દ્વારા મેળવાય છે. સંબંધને ગણિતીય સ્વરૂપમાં દર્શાવી શકાય. આ ગણિતીય સ્વરૂપમાં બે ચલ વચ્ચેનો શ્રેષ્ઠ સંબંધ મેળવવા માટે ન્યૂનતમ વર્ગની પદ્ધતિ (Method of least squares)નો ઉપયોગ કરવામાં આવે છે. જો સંબંધ ગણિતીય સ્વરૂપમાં ન મેળવવો હોય તો વિકીર્ણ ચિત્ર (scatter diagram) દોરીને આશરા પડતું સ્વરૂપ મેળવી શકાય. બે ચલની મદદથી ગ્રાફ પેપર ઉપર જે બિંદુઓ મેળવાય તે બિંદુઓના સમૂહને વિકીર્ણ ચિત્ર કહેવામાં આવે છે. સ્પષ્ટ છે કે જો બે ચલ વચ્ચે અમુક ચોક્કસ પ્રકારનો સંબંધ હશે તો વિકીર્ણ ચિત્રમાં બિંદુઓ વ્યવસ્થિત રીતે અમુક રેખા કે વક્ર ઉપર પડેલાં હશે. ન્યૂનતમ વર્ગની રીત સંબંધ દર્શાવતી શ્રેષ્ઠ રેખા કે શ્રેષ્ઠ વક્ર નક્કી કરી આપે છે. જે રેખા કે વક્રથી વિકીર્ણ ચિત્રનાં બિંદુઓના અંતરના વર્ગનો સરવાળો ન્યૂનતમ થાય તેને શ્રેષ્ઠ રેખા કે શ્રેષ્ઠ વક્ર કહેવામાં આવે છે. આ પદ્ધતિ કેટલીક વખત શ્રેષ્ઠ રેખા કે વક્રનું અન્વાયોજન (Fitting of the best line or curve)એ નામથી પણ ઓળખાય છે. જો કોઈ પણ બે ચલ વચ્ચેના સંબંધને ચોક્કસ ગણિતીય સ્વરૂપમાં દર્શાવી શકાય તો અંતર્વેશન (Interpolation) અને પૂર્વાનુમાન(Forecasting) ખૂબ જ સહેલાઈથી અને ચોક્કસ રીતે કરી શકાય.

આ પદ્ધતિનો ઉપયોગ સામયિક શ્રેણિનું પૃથક્કરણ કરવામાં થાય છે.

ઉપર જણાવેલાં માપ માહિતીના પૃથક્કરણ માટેનાં જરૂરી સાધનો છે. હવે આ સાધનોની મદદથી માહિતીનું પૃથક્કરણ કરવાની કેટલીક પદ્ધતિઓ તપાસીએ. પૃથક્કરણમાં સામાન્ય રીતે કોઈ પરિકલ્પનાનું પરીક્ષણ (Testing of hypothesis) કે કોઈક પ્રચલનું આગણન (Estimation of parameters) કરવાનું હોય છે. દા. ત. ૧૦૦ સભ્યોના નિદર્શ પરથી મળતી સરેરાશ ૧૫ હોય તો તે ઉપરથી સમગ્રની સરેરાશ કેટલી છે તે નક્કી કરવું. સમગ્રની સરેરાશ ધારો કે ૧૬ છે એમ માની લઈને તે પરિકલ્પનાને આધારે નિદર્શની સરેરાશ અને સમગ્રની સરેરાશ વચ્ચેના તફાવતને પ્રમાણિત દોષ (Standard error) સાથે સરખાવવામાં આવે છે. જ્યાં સુધી આ તફાવત ૩× પ્રમાણિત દોષ કરતાં ઓછો હોય ત્યાં સુધી પરિકલ્પનાને સ્વીકારી શકાય. એ જ રીતે બે નિદર્શને સરેરાશની દૃષ્ટિએ સરખાવવા માટે નિદર્શની સરેરાશના તફાવતનું પરીક્ષણ તૈયાર કરવામાં આવે છે. આ પરીક્ષણની મદદથી બે નિદર્શની સરેરાશને આધારે સમગ્રની સરેરાશ સરખી છે કે નહિ તે નક્કી કરવામાં આવે છે.

નિદર્શમાં અમુક ગુણધર્મોનું પ્રમાણ આપેલું હોય તો તે માટેનું પરીક્ષણ પણ છે. એક નિદર્શમાં ધૂમ્રપાન કરવાનું પ્રમાણ કે જેટલું જણાય તો તે ઉપરથી સમગ્રમાં ધૂમ્રપાન કરનારનું પ્રમાણ તેટલું જ છે કે નહિ તે આ પરીક્ષણની મદદથી તપાસી શકાય. બે નિદર્શમાંથી મળતાં પ્રમાણોને પણ એ જ રીતે સરખાવી શકાય. આ પ્રકારનાં પરીક્ષણો મોટા નિદર્શ માટે સાર્થકતાનાં પરીક્ષણો (Large sample tests of significance) કહેવાય છે, કારણ કે નિદર્શનું કદ (size) મોટું હોય તો જ આ પરીક્ષણો વાપરી શકાય છે. 'નિદર્શનું કદ મોટું હોય તો સામાન્ય રીતે આવૃત્તિ વિતરણ (frequency distribution) પ્રમાણ્ય વિતરણને મળતું હોય છે' એ બાબતનો ઉપયોગ આ પરીક્ષણો તૈયાર કરવામાં થયેલ છે.

જ્યારે નિદર્શનું કદ નાનું હોય (૩૦ અથવા ૩૦થી ઓછું) ત્યારે સરેરાશનું પરીક્ષણ કરવા માટે નાના નિદર્શ માટેના t–વિતરણને આધારે સાર્થકતાની કસોટી તૈયાર કરવામાં આવે છે. સ્પષ્ટ છે કે તબીબી વિજ્ઞાન જેવાં ક્ષેત્રોમાં પ્રયોગ કરતી વખતે નિદર્શ મોટો લઈ શકાય નહિ અને તેથી આ પ્રકારનાં પરીક્ષણો જ વાપરવાં જોઈએ. આ ઉપરાંત, કોઈ પણ બે ગુણધર્મોના સ્વાતંત્ર્યનું પરીક્ષણ કરવા માટે કાય–સ્ક્વૅર(chi-square) વિતરણ ઉપર આધારિત પરીક્ષણ ઉપયોગમાં લેવામાં આવે છે. કાય–સ્ક્વૅર પરીક્ષણની મદદથી મેળવવામાં આવેલી માહિતી અને સૈદ્ધાંતિક રીતે મળતી માહિતી વચ્ચેના તફાવતને પણ તપાસી શકાય છે. દા. ત. આવૃત્તિ કોષ્ટક આપેલ હોય તો તેનું આવૃત્તિ વિતરણ કયા પ્રકારનું છે તે નક્કી કરવા માટે અને તે વિતરણ અમુક પ્રકારનું છે એવી પરિકલ્પનાની યોગ્યતા તપાસવા માટે કાય–સ્ક્વૅરનું પરીક્ષણ વપરાય છે. (Testing the goodness of fit) કોઈ પણ બે નિદર્શના વિચરણ (variance) આપેલ હોય તો સમગ્રમાં વિચરણ સમાન છે કે નહિ તે તપાસવા માટે વિચરણ ગુણોત્તર પરીક્ષણ(Variance ratio test)નો ઉપયોગ કરવામાં આવે છે. આ પરીક્ષણ F–વિતરણ ઉપર આધાર રાખે છે. પ્રામાણ્ય, કાય–સ્ક્વૅર, t કે F વિતરણ ઉપર રાખતાં આ બધાં જ પરીક્ષણોનો એક માત્ર હેતુ અમુક પરિકલ્પનાની સચ્ચાઈ તપાસવાનો છે.

પૃથક્કરણના બીજા તબક્કામાં સમગ્ર માટેના પ્રચલ (parameter)નુ આગણન નિદર્શનાં પરિણામોની મદદથી કરવામાં આવે છે. જેમ કે નિદર્શની સરેરાશ, વિચરણ, સહસંબંધાંક વગેરેની મદદથી સમગ્રના પ્રચલનું આગણન (Estimation). આ વિભાગ આગમિક અનુમાન (Inductive Inference) માટેની વૈજ્ઞાનિક પદ્ધતિ પૂરી પાડે છે. અનભિનત આગણક (Unbiased estimate), શ્રેષ્ઠ આગણક (Best estimate) અને પર્યાપ્ત આગણક (Sufficient estimate) એ આગણકના મુખ્ય પ્રકારો છે. આ બધા આગણકોમાંથી કયો આગણક યોગ્ય છે તે આ વિભાગમાં નક્કી કરવામાં આવે છે. પ્રચલની કિંમતનું ચોક્કસ આગણન ન કરી શકાય. પ્રચલ કઈ બે કિંમતો વચ્ચે હોઈ શકે તે દર્શાવતી વિશ્વસનીય સીમાઓ (confidence limits) શોધવામાં આવે છે.

પ્રયોગરચના (Design of experiments) દ્વારા કોઈ પણ પ્રયોગમાં આવતી ભૂલોનું પ્રમાણ ઓછું કરી, ચોકસાઈનું નક્કી કરેલું ધોરણ જાળવવામાં આવે છે. સામયિક શ્રેણિ (Time series) ઉપર અસર કરતા અવયવોની અસરને અલગ અલગ તપાસવા માટે સામયિક શ્રેણિનું પૃથક્કરણ કરવામાં આવે છે. અંતર્વેશન (Interpolation) અને બહિર્વેશન (Extrapolation) એટલે કોઈ પણ શ્રેણિની અંદરનું કે બહારનું ગૂમ થયેલું પરિણામ શોધવાની રીત. આ રીતો આંકડાશાસ્ત્રની પોતાની નથી; પરંતુ ગણિતશાસ્ત્રે મેળવેલી છે. ગુણવત્તા નિયંત્રણ (Quality control)માં ઉપયોગ કરવા માટેની પદ્ધતિઓ પણ વિકસાવવામાં આવી છે.

### આંકડાશાસ્ત્રની મર્યાદાઓ

આ અતિ ઉપયોગી વિષયને પણ પોતાની મર્યાદાઓ છે. આંકડાઓની અનુનેયતા(flexibility)ને કારણે તેમાં ધાર્યા ફેરફારો કરી શકાય છે. આ ફેરફારને લીધે ખોટાં પરિણામો ખૂબ જ સહેલાઈથી સાબિત થઈ શકે છે. એમ કહેવાય છે કે આંકડાશાસ્ત્રથી ગમે તે સાબિત કરી શકાય. આંકડાશાસ્ત્ર કંઈ પણ સાબિત કરી શકતું નથી. તે ફક્ત અમુક ચોક્કસ સાધનો પૂરાં પાડે છે જેની મદદથી પરિણામો તારવી શકાય. વળી આંકડાશાસ્ત્ર કેવળ સંખ્યાત્મક પ્રશ્નનો જ અભ્યાસ કરી શકે છે. સંખ્યાત્મક નિરૂપણ ન થઈ શકે તેવા પ્રશ્નો આંકડાશાસ્ત્રના અભ્યાસમાં સમાવી શકાય નહિ. આંકડાશાસ્ત્રના નિયમો ગણિતશાસ્ત્રના નિયમોની જેમ હંમેશાં સાચા હોતા નથી. એક સિક્કો ઉછાળવાથી છાપ મેળવવાની સંભાવના ½ છે એમ કહીએ તેનો અર્થ એટલો જ થાય કે જો એક સિક્કો ૧૦૦ વખત ઉછાળવામાં આવે તો તેમાંથી લગભગ ૫૦ વખત છાપ આવશે. ફક્ત ૮ વખત સિક્કો ઉછાળવામાં આવે તો કદાચ ૪ છાપ ન પણ મળે. આ થોડી ઘણી અચોકસાઈનું કારણ એ છે કે પરિણામો ઉપર અનેક પરિબળો અસર કરતાં હોય છે. આંકડાશાસ્ત્ર એકાદ વ્યક્તિને લાગુ પાડી શકાય નહિ. એક લત્તાના લોકોની સરેરાશ આવક રૂા. ૨૦૦ હોય તો તે ઉપરથી અમુક વ્યક્તિ અની આવક પણ રૂા. ૨૦૦ જ છે એમ કહી શકાય નહિ. આ બધી મર્યાદાઓને લક્ષમાં રાખીને જ આંકડાઓનો ઉપયોગ કરવો જોઈએ. આંકડાશાસ્ત્રી પણ તેને આપવામાં આવેલી માહિતીને યોગ્ય પરિણામો જ તારવી શકે છે.

"A statistician cannot work miracles. He is not an alchemist expected to produce gold from any worthless material He is rather like a chemist capable of assqying the value the material contains and nothing more than this."

*Reference :*

1 Fundamentals of Statistics: D. N. Elhance
2 Statistics: Theory & Practice: Ghosh & Chaudhri
3 Statistics: Y. D. Keskar
4 Facts from Figures: Moroney

*

# આપણું સામાજિક વર્તન

## (ટોળું...શ્રોતાવર્ગ...ફૅશનનું મનોવિજ્ઞાન)

રંજનકુમાર મુનશી
[માનસશાસ્ત્રના અધ્યાપક, પ્રકાશ આર્ટ્સ ઍન્ડ એજ્યુકેશન કૉલેજ, અમદાવાદ]

આપણે સૌ માનવજૂથ(Human group)ના સભ્યો છીએ. આધુનિક સમાજમાં વિવિધ માનવજૂથો જોવા મળશે. આ માનવજૂથના સભ્ય તરીકે આપણે આપણા સામાજિક વર્તનને તપાસી શકીએ. સામાજિક વર્તનની વ્યાખ્યા આ પ્રમાણે આપી શકાય: "સામાજિક વર્તન એટલે વ્યક્તિવ્યક્તિ વચ્ચે, વ્યક્તિજૂથ વચ્ચે અથવા તો જૂથજૂથ વચ્ચે ચાલતી પારસ્પરિક ક્રિયાઓનું પરિણામ". Henry W. Nissen સામાજિક વર્તનને આ પ્રમાણે સમજાવે છે:

"We usually designate as social those

activities that are elicited by other members of the same species and that have some effect on other individuals."

ટૂંકમાં સામાજિક વર્તન એટલે કોઈ એક સમાજમાં જોવા મળતી માનવીની વિવિધ પ્રવૃત્તિઓ અને વર્તણૂકો.

આપણા આધુનિક સમાજમાં માનવજૂથો કેટલાં? એના પ્રત્યુત્તરમાં કહી શકાય કે અનેક. પણ અનેક એવો ઉત્તર આપતાં આપણે વિચારને સ્પષ્ટ કરી શકતા નથી. Kretch & Crutchfield, Theory and Problems of Social Psychology નામના પુસ્તકમાં જણાવે છે કે–

"Society as one knows it to-day, can be described as an inter-related system of social groups, ranging from the informal friendship groups to the most formal political, economic, educational and religious groups..."

આજના આધુનિક માનવીનું જીવન આ રીતે અનેક જૂથની પ્રવૃત્તિઓ જોડે સંકળાયેલું જોવા મળશે. આવાં મિત્રવર્તુળો કે કુટુંબજીવન ઉપરાંત, સમાજમાં સક્રિય એવાં રાજકીય પક્ષો કે મંડળો, અભ્યાસવર્તુળો કે મંડળો, આર્થિક સંસ્થાઓ અને શૈક્ષણિક સંસ્થાઓ, ધાર્મિક પ્રવૃત્તિઓ અને જ્ઞાતિજીવન વગેરે વ્યક્તિના વર્તન પર અસર કરનારાં હોય છે. વ્યક્તિના વ્યક્તિત્વમાં તેમનો અમૂલ્ય ફાળો હોય છે. વ્યક્તિ આવાં મંડળો અને સંસ્થાઓને પોતાની અસર તળે લાવે છે; જ્યારે આવાં મંડળો અને સંસ્થાઓ વ્યક્તિના જીવનના અનેક પ્રશ્નોને અસર કરતાં હોય છે. આ હકીકતને પણ Kretch & Crutchfieldએ સારી રીતે જણાવી છે. તેઓ લખે છે:

"...such social groups influence the needs, beliefs, attitudes and actions of the people involved, and the structure and function of such groups are in turn determined by the dynamic interactions of their constituent members. ...such groups determine the structure of his society, the nature of his goals and the range of his behaviour possibilities."

ઉપરનાં વિધાન પરથી નીચેના મુદ્દાઓ સ્પષ્ટ રીતે ફલિત થાય છે:

(૧) વ્યક્તિ અનેક જૂથની સભ્ય હોય છે. (જેવાં કે, રાજકીય પક્ષ, શૈક્ષણિક સંસ્થા વગેરે...)

(૨) જૂથના સભ્ય તરીકે તે વ્યક્તિની કેટલીક જરૂરિયાતો સંતોષાય છે, જૂથ તેની માન્યતાઓ અને મનોવલણને સ્પર્શે છે.

(૩) જૂથના સભ્યોના વર્તનથી જૂથની રચના અને કાર્યને પણ અસર થાય છે.

(૪) વિવિધ જૂથો સમાજનું માળખું નક્કી કરે છે.

(૫) વિવિધ જૂથો માનવીના ધ્યેયો અને સિદ્ધિઓ નક્કી કરે છે. અને

(૬) માનવીના વર્તનની શક્યતાઓ પણ નક્કી કરે છે.

## જૂથ એટલે શું?

માનવીના કોઈ પણ સમૂહને મનોવિજ્ઞાનની ભાષામાં જૂથ ન કહી શકાય. ટ્રેનમાં બેઠેલા ઉતારુઓ શાંત બેઠા હોય તો તેને જૂથ ન કહી શકાય. લૉ-કૉલેજ ગાર્ડનમાં ફરવા આવેલા કે રિલિફ રોડ પરથી પસાર થતા માનવીના સમૂહને જૂથ ન કહી શકાય. મનોવિજ્ઞાનની ભાષામાં જૂથ તેને કહી શકાય કે જે જૂથના સભ્યો પ્રત્યક્ષ રીતે કે પરોક્ષ રીતે એકબીજા જોડે માનસિક સંબંધ ધરાવતા હોય, તેમની વચ્ચે પારસ્પરિક ક્રિયાઓ જોવા મળતી હોય અને એકબીજાનું કાર્ય તેમના એકબીજા ઉપર અસર કરનારું હોય. Kimball Young તેમના Hand-book of Social Psychologyમાં જૂથની વ્યાખ્યા આ પ્રમાણે આપે છે: "two or more persons in a state of social interaction." આ દૃષ્ટિએ ફક્ત ભેગા થયેલા લોકોને જૂથ ન કહી શકાય; પણ Young જણાવે છે તેમ અટકી પડેલી મોટરને બે જણા ધક્કો મારતા હોય અને બબડતા હોય, અથવા કેટલાક લોકો સ્મિત કે હાસ્યથી વિનોદ કરતા હોય, ગુસ્સાથી લાલપીળા થઈ બૂમો પાડતા હોય, તો તેવી વ્યક્તિઓ જૂથમાં છે, તેમ કહી શકાય.

## સામાજિક મનોવિજ્ઞાન અને સામાજિક વર્તન

સામાજિક મનોવિજ્ઞાન એ મનોવિજ્ઞાન–પરિવારનું એક ઘણું અગત્યનું અંગ છે. મનોવિજ્ઞાનની અનેક શાખાઓમાંથી તે આધુનિક સમાજમાં અને વિશ્વમાં માનવજીવન માટે ઘણાં મહત્ત્વનાં સૂચનો કરી શકે તેમ

છે. આજના યુગમાં દરેક માનવીનો, સમાજમાં ચાલતી અનેકવિધ પ્રવૃત્તિઓમાં રસ વધ્યો છે. સામાજિક મનોવિજ્ઞાન તેમની જ્ઞાનપિપાસા કંઈક અંશે સંતોષી શકે તેમ છે. સામાજિક મનોવિજ્ઞાન સામાજિક વર્તનને કેન્દ્રમાં રાખી માનવીનો અભ્યાસ કરે છે, તેથી આજનો માનવી સામાજિક મનોવિજ્ઞાનમાંથી કેટલાંક ઉપયોગી સૂચનો અને માહિતીઓ પ્રાપ્ત કરી શકે તેમ છે. ટૂંકમાં, સામાજીક મનોવિજ્ઞાન સામાજિક જીવન સાથે સંકળાયેલું છે એમ કહીએ તો અસ્થાને ન કહેવાય.

સામાજિક મનોવિજ્ઞાને સમાજજીવનમાં ઘણાં પાસાંનો અભ્યાસ વૈજ્ઞાનિક રીતે કર્યો છે; પણ તેમાંથી કેટલાંક પાસાં વધારે રસમય અને દરેકના જીવનને સ્પર્શતાં હોય છે, તેથી તેવાં કેટલાંક પાસાંનો વિચાર કરીએ. સામાજિક વર્તનને અને આપણા આધુનિક સમાજમાં આપણા સામાજિક વર્તનને માટે જ આપણે તે વિચારીશું નીચેનાં પાસાંને આપણે જોઈએ: (૧) ટોળાનું મનોવિજ્ઞાન (૨) શ્રોતાવર્ગનું મનોવિજ્ઞાન અને (૩) ફૅશન.

## ટોળાનું મનોવિજ્ઞાન
### (Psychology of Crowd)

ક્વચિત્ સમાજના તખ્તા પર ભજવાતાં નાટકોમાંથી 'ટોળાનું વર્તન' વધારે ધ્યાન ખેંચે તેવું હોય છે. ટોળાના વર્તનને કોઈ એક નાટચના સ્વરૂપથી જરૂર વિચારી શકાય. વર્તમાનપત્રોમાં સવારે કેટલાક ટોળાંકીય વર્તનના સમાચારો આપણે બહુ રસથી વાંચી જતા હોઈએ છીએ. આ દૃષ્ટિએ ટોળું અને 'ટોળાનું વર્તન' એ વિષે વિચાર્યા વગર ન ચાલે.

મનોવૈજ્ઞાનિક 'ટોળા'ની વ્યાખ્યા આ પ્રમાણે આપશે: 'ટોળું એટલે માનવીઓનો એવો સમૂહ કે જે કોઈક સ્થળે કોઈક સમયે ભેગો થયો હોય. તે સમૂહનાં માનવીઓ કોઈક કેન્દ્રસ્થાન તરફ ધ્યાન આપી વર્તન કરતાં હોય અને તેમનામાં લાગણી અને આવેગોનું પ્રમાણ વધારે હોય.' આ રીતે નીચેની વિશિષ્ટતાઓ ટોળાના વર્તનમાં જણાશે: (૧) આવેગોની અતિશયતા (૨) સૂચનવશતાની તીવ્રતા (૩) જવાબદારીનું ઓછું ભાન અને (૪) સામાજિક નિયંત્રણનો અભાવ.

કોઈ પણ ટોળાના ચિત્રની કલ્પના કરતાં આટલી હકીકતો અવશ્ય જણાશે; લોકો કોઈક સ્થળે ભેગા થયા હશે, લોકો એક બીજા સાથે ખભેખભો અડાડી ઊભા હશે, આગળ વધતા હશે, ધસતા હશે ને ઘૂસતા હશે. ટોળાની મધ્યમાં કોઈક વ્યક્તિ તેમનું ધ્યાન પોતાના તરફ ખેંચતી હશે અથવા તો કોઈક વસ્તુ તેમને આકર્ષતી હશે. તે કેન્દ્રસ્થાનની આસપાસ ખૂબ ભીડ હશે અને તે કેન્દ્રસ્થાનથી દૂર જતાં જઈએ તેમ ભીડ ઓછી હશે. લોકોના ચહેરા પર લગભગ સરખા ભાવ જોવા મળશે. તેમના કયા વર્તનને સભ્ય અને કયા વર્તનને અસભ્ય કહેવું તે મુશ્કેલ બનશે.

ટોળાનાં માનવીઓનાં વર્તન અને ભાવની એકતા જોઈ Le Bon જેવા કેટલાક વિચારકોએ તેને 'જૂથ માનસ' (Group-Mind)ને સામૂહિક ચેતના (Collective Consciousness)થી સમજાવવાનો પ્રયત્ન કર્યો છે. પણ તેવાઓના વિચારને આજે સમર્થન મળતું નથી.

દરેક વ્યક્તિ ટોળામાં જોડાતાં પોતાનું અનોખું વ્યક્તિત્વ દૂર મૂકી દેતો નથી; પણ તે પોતાના વ્યક્તિત્વની પરિસીમામાં રહીને જ ટોળાના સભ્ય તરીકે આચરણ કરે છે. ટોળાની અસર જબરજસ્ત હોય છે તેની ના નહીં કહી શકાય; પણ ટોળું વ્યક્તિના આચરણમાં મૂળભૂત પરિવર્તન લાવી શકતું નથી. હા, સામાન્ય રીતે ન કરે તેવું આચરણ વ્યક્તિ ટોળામાં દાખવશે, કારણ તે વખતે તે પોતાના ઉપર રહેલું સામાજિક નિયંત્રણ છે કે નહિ તે ભૂલી જાય છે, અને આવેશનો માર્યો ટોળું કરે તે પ્રમાણે કરવા પ્રેરાય છે.

ટોળાકીય વર્તનમાં આપણે નીચેની સામાજિક પરિસ્થિતિઓ કે પ્રસંગોનો વિચાર કરી શકીએ:

(૧) ભયજનક પરિસ્થિતિઓ, જેવી કે—એકાએક આગ લાગવી, જહાજ ડૂબી જવું કે બસને અકસ્માત થવો વગેરે.

(૨) કોમવાદી હુલ્લડો થવાં, રાષ્ટ્રીય ચળવળોમાં મકાન, માલમિલકતને નુકસાન પહોંચાડવું.

(૩) રાજકીય ધાંધલો, જેમાં લોકોને ઉશ્કેરી તોફાની અને અસભ્ય વર્તન કરવા પ્રેરવામાં આવે.

(૪) ઉદ્યોગો અને શૈક્ષણિક સંસ્થાઓમાં હડતાળો અને અસભ્ય વર્તન.

(૫) નેતા કે અભિનેતાના આગમન વખતે કે પ્રવચન સાંભળવા થતી ભીડ.

(૬) જાહેરખબર કરનારાઓની જાહેરાત જોવા કે સાંભળવા માટે થતી ભીડ અને આનંદપ્રમોદનાં સાધનો માટે થતી ભીડ.

## શ્રોતાવર્ગનું મનોવિજ્ઞાન

(Psychology of Audience)

સામાજિક અને સાંસ્કૃતિક તેમ જ શૈક્ષણિક પ્રવૃત્તિઓમાં અને કાર્યક્રમોમાં શ્રોતાવર્ગ એ મહત્ત્વનો વર્ગ છે. આજનો સામાજિક માનવી શ્રોતાવર્ગથી અપરિચિત કેવી રીતે હોઈ શકે? ડગલે ને પગલે ભરાતી સભાઓ, બેઠકોમાં તે સામેલ થતો જ હોય છે. ચલચિત્રો અને નાટક જોવા તે થિયેટરમાં જાય છે. વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ વ્યાખ્યાન સાંભળવા ટેવાયેલાં હોય છે. સભાઓ, ચર્ચાસભાઓ, વ્યાખ્યાનો, ફિલ્મ-શો અને નાટકનો ખેલ આજના સમાજજીવનનાં સક્રિય પાસાં છે. આવા શ્રોતાવર્ગનું મનોવિજ્ઞાન આ પ્રમાણે છે:

શ્રોતાવર્ગના મુખ્યત્વે બે પ્રકાર ગણાવી શકાય (૧) માહિતીની આપલે માટે સભાઓ–વ્યાખ્યાનોમાં જોવા મળતો શ્રોતાવર્ગ અને (૨) ચલચિત્રો, નાટક, જાદુના ખેલ કે ખેલાડીઓની રમતગમતો જોવા માટે એકત્રિત થયેલો શ્રોતાવર્ગ.

કોઈ પણ શ્રોતાવર્ગનાં મહત્ત્વનાં પાસાં નીચે પ્રમાણે છે: (૧) કોઈક ચોક્કસ હેતુ (૨) ચોક્કસ સ્થળ અને સમય (૩) અરસપરસના વ્યવહારનાં ચોક્કસ ધોરણો.

ચોક્કસ હેતુ: નાટક જોવા, સંગીતનો જલસો મહાલવા, નેતાનું પ્રવચન સાંભળવા, ઉદ્‌ઘાટનપ્રવચન સાંભળવા કે ઉદ્‌ઘાટન વિધિ જોવા, પ્રોફેસરનું વ્યાખ્યાન સાંભળવા વગેરે.

ચોક્કસ સ્થળ અને સમય: નિયત કરેલા સમયે કોઈક હૉલમાં કે થિયેટરમાં લોકો ભેગા થાય. તે હૉલમાં બેસવા માટે બેઠકો ગોઠવવામાં આવી હોય. બેઠકોની રચના ચોક્કસ આકારમાં હોય. લોકો જોઈ શકે તેવો મંચ હોય. મંચની ઊંચાઈ બેસવાની જગ્યા કરતાં વધારે ઊંચી હોય. મંચ પર પ્રકાશ અને ધ્વનિનિયોજન કરવામાં આવ્યું હોય. મુખ્ય વક્તા માટે બેસવાની કે ઊભા રહી બોલવાની વ્યવસ્થા કરવામાં આવી હોય.

સામાન્ય રીતે આવી વ્યવસ્થાની અસર ભેગા થયેલા શ્રોતાવર્ગ ઉપર થતી હોય છે. જો હૉલ નાનો હોય અને લોકોનો ધસારો હોય તો અવ્યવસ્થા અને અશાંતિ જોવા મળે. એનાથી ઊલટું, હૉલ મોટો હોય અને લોકોની સંખ્યા ઓછી હોય તો કાર્યક્રમ નિષ્ફળ જવાની શક્યતા રહે. બેઠકો બરાબર અને આરામદાયક નહીં હોય તો તેની પણ શ્રોતાવર્ગ પર અસર પડે. હૉલમાં કરેલું સુશોભન કાં તો શ્રોતાવર્ગનું મન પ્રફુલ્લિત કરે, કાં તો નાખુશી ઉત્પન્ન કરે. તેમનાથી થોડે દૂર ઊભો કરાયેલો મંચ અને એ મંચ પરથી બોલતી વ્યક્તિ પોતાનાથી ચડિયાતી છે તેવો સામાન્ય ખયાલ પેદા કરે. શ્રોતાઓ કે દ્રષ્ટાઓ તરીકે બેઠેલા લોકો બે બેઠકો વચ્ચે અંતર હોય તેટલા એકબીજાથી દૂર હોય અને તેથી ટોળાના વર્તનની શક્યતા ઓછી રહે. પણ લોકો જમીન ઉપર અડોઅડ બેઠા હોય તો એકબીજાના ખૂબ જ નિકટના સાન્નિધ્યમાં હોય તેથી એકબીજા પર થતી અસરનું જલ્દી વહન થાય. બેસવાની આવી વ્યવસ્થામાં ટોળાની શક્યતા વધારે રહે.

મુખ્ય વક્તા કે નટ પોતે શ્રોતાવર્ગને પોતાના વક્તૃત્વમાં અભિનય છટા કે ચાલાકીમાં ઓતપ્રોત કરવાનો પ્રયત્ન કરશે. શરૂઆતમાં તે પોતાની વચ્ચે અને શ્રોતાવર્ગ વચ્ચે એક જાતનો લાભદાયી સંબંધ બંધાય તેવો પ્રયત્ન કરશે. આમ કરવામાં અન્ય સાધનો ઉપરાંત વક્તા કે નટની કુશળતા મહત્ત્વની ગણાય. શ્રોતાવર્ગનું ધ્યાન આકર્ષવા અને ટકાવી રાખવા વક્તા પોતાના વ્યાખ્યાન કે પ્રવચનમાં શબ્દચિત્રો ખડાં કરશે, રમૂજ ઊભી થાય તેવી વાર્તાઓ કહેશે, તેમની લાગણી અને આવેગોને સ્પર્શે તેવાં વિધાનો કરશે; અથવા તો તર્કબદ્ધ દલીલો કરશે. આની અસર શ્રોતાવર્ગ પર પણ થતી જોવા મળે છે. શ્રોતાવર્ગ કાં તો તાલીઓથી વિધાનને વધાવી લેશે અથવા વક્તાને બેસાડી દેવા માટે પણ તાલીઓ પાડશે. હુંકારા અને અવનવા અવાજો કરવાનું પણ શ્રોતાવર્ગ ચૂકશે નહીં, જો તેમને વક્તાનું વક્તવ્ય ગમશે નહીં તો શ્રોતાવર્ગની પ્રતિક્રિયા વક્તા પર જરૂરથી અસર કરનારી હશે.

વક્તા કે નટ અને શ્રોતાવર્ગ વચ્ચે ચોક્કસ લાભદાયી સંબંધ બંધાય તેને માટે કેટલીક માનસિક કક્ષાઓ (Psychological Stages) જોવા મળે છે. તે આ પ્રમાણે છે: (૧) શરૂઆત (૨) એક અને અનેક

વચ્ચે સંબંધની સ્થાપના (one to all relationship) (૩) એક અને અનેક વચ્ચે શ્રદ્ધા અને વિશ્વાસની સ્થાપના અને તેવી શ્રદ્ધા અને વિશ્વાસને ટકાવી રાખવાં; (૪) વિનવણી અને સૂચનોની રમત અને (૫) શ્રોતાવર્ગને કોઈ કાર્ય માટે તૈયાર કરવા.

(૧) શરૂઆત: Kimball Young શરૂઆત માટે નીચેના ઉપાયો અને માર્ગો સૂચવે છે: अ. કાર્યક્રમની જાહેરાત કરવી અને જાહેરાતનું પુનરાવર્તન કરવું. ब. વક્તા કે કાર્યક્રમની સફળતાના પુરાવાઓ વર્તમાનપત્રોમાં રજૂ કરવા. આમાં સમાજમાં આગળ પડતી વ્યક્તિઓના અભિપ્રાયો દર્શાવવા.

આ પ્રમાણે કરવાથી વક્તા કે કાર્યક્રમને માટે અનુકૂળ વાતાવરણ સરજી શકાય. એક અને અનેક વચ્ચે સંબંધોની સ્થાપના: શ્રોતાવર્ગનું ધ્યાન મંચ પર કેન્દ્રિત કરવા કાર્યક્રમની શરૂઆતમાં સંગીત શરૂ કરવામાં આવે, પછી ધીમે ધીમે તે મંદ પડે અને કાર્યક્રમની ઘોષણા (announcement) કરવામાં આવે. અથવા હૉલ કે થિયેટરમાં પ્રકાશ ધીમે ધીમે ઓછો કરવામાં આવે, મંચ પર વધારે પ્રકાશ રેલાય વગેરે. આમ થવાથી લોકો મંચ પરથી રજૂ થનાર કાર્યક્રમ માટે તૈયાર થાય. તેમની વચ્ચેનો ઘોંઘાટ ઓછો થાય અને મંચ પરથી ઉપસ્થિત થનાર ઉત્તેજના માટે વધારે સક્રિય બને.

શ્રદ્ધા અને વિશ્વાસની સ્થાપના અને તે બે તત્ત્વોને ટકાવી રાખવાં. વક્તા પોતાના વક્તવ્યની અસર તરત જ શ્રોતાવર્ગ પર ન કરી શકે. સંશોધનમાં એવું જણાયું છે કે વક્તાની અસર મંચ પરથી સીધી રેખામાં કે નાનાં વર્તુલોમાં નથી થતી, પરંતુ આડી અવળી રીતે (Zigzag fashion) થાય છે. શ્રોતાવર્ગમાં બેઠેલા કેટલાકો વક્તાના વક્તવ્યથી પહેલાં આકર્ષાય છે અને અનુકૂળ એવી પ્રતિક્રિયાઓ કરે છે. ધીરેધીરે તે અસર સારાયે શ્રોતાવર્ગમાં ફેલાય છે. કવચિત આવી અસર ઉપજાવવામાં હેતુસહિત અનુકૂળ પ્રતિક્રિયા ઉપજાવવા માટે કેટલાક લોકોને શ્રોતાવર્ગમાં સામેલ કરવામાં આવે છે. એવું પણ જોવા મળ્યું છે કે વક્તાના વક્તવ્યની કે કાર્યક્રમની અસર બેઠેલાઓ ઉપર સવિશેષ અને પહેલાં થાય છે. શ્રોતાવર્ગના ધ્યાન (attention)ની સીમા બહુ મર્યાદિત હોય છે. પરંતુ ધ્યાનની સીમા (Span of attention) શ્રોતાવર્ગની બૌદ્ધિક કક્ષા અને ભણતર ઉપર આધાર રાખે છે. ઓછું ભણેલો અને મંદમતિનો શ્રોતાવર્ગ લાંબા લાંબા વાકયો, અઘરા શબ્દો પકડી શકશે નહીં તેમ જ તેને સમજી પણ નહીં શકે. નિષ્ણાત એવા શ્રોતાવર્ગ માટે પણ એક વાકયમાં પંદર વીસથી વધારે શબ્દ હોવા જોઈએ નહીં. વ્યાખ્યાન કે પ્રવચન સાથેસાથે દષ્ટિ અને શ્રવણક્રિયાને મદદ કરનારાં સાધનો (Audio-visual aids)નો ઉપયોગ કરવામાં આવે તો તે સમજવામાં સરળતા કરી આપે છે. આ ઉપરાંત, પ્રવચન દરમિયાન કેટલાક શબ્દો પર ભાર આપવામાં આવે કે કેટલાક શબ્દો કે વિધાનોનું પુનરુચ્ચારણ કરવામાં આવે તો તે વધારે કામયાબ નીવડે છે.

## વિનવણી અને સૂચનોની રમત:

જે સભા કે કાર્યક્રમનો હેતુ શ્રોતાવર્ગમાં અમુક અભિપ્રાય ઊભો કરવાનો હોય તેમાં વક્તા કે નટે કુશાળતાપૂર્વક વિનવણી (Persuasion) અને સૂચનો (Suggestions)નો ઉપયોગ કરવો પડે છે. બૌદ્ધિક કક્ષા કરતાં શ્રોતાવર્ગના મોટા ભાગના લોકો ભાવાત્મક કક્ષા અને પ્રાથમિક વૃત્તિઓની કક્ષાએ વધારે સમાન હોય છે. તેથી તેમની વૃત્તિઓ કે લાગણીઓને સ્પર્શવામાં આવે તેવી હકીકતો કે વિધાનો તેમના ગળે જલદી ઊતરી જાય છે. આ માટે ઉપરની તાર્કિક જણાતી દલીલોના મૂળમાં ભાવ અને લાગણીઓ જોવા મળશે.

## શ્રોતાવર્ગને કાર્ય કરવા માટે તૈયાર કરવા:

દરેક સભા કે કાર્યક્રમનો ઉદ્દેશ આ નથી હોતો. પરંતુ જ્યાં આવો ઉદ્દેશ હોય ત્યાં વક્તાએ પ્રવચનને અંતે સામાન્ય વાતો પરથી વિશિષ્ટ વાતો પર આવવું જોઈએ. આ માટે વ્યક્તિગત સૂચનો કે વ્યક્તિગત પ્રસંગોનો ઉલ્લેખ કરવો જોઈએ. એ જ રીતે વિશ્વની વાતો કરતાં કરતાં સ્થાનિક વાતો પર આવવું જોઈએ. શ્રોતાવર્ગની સાંસ્કૃતિક બાબતોને સ્પર્શવી જોઈએ. તેમનામાં પડેલા ગ્રહો અને પૂર્વગ્રહો (Prejudices) તેમ જ તેમની ઉચ્ચતાની વાતો કરવી જોઈએ. વક્તા કોઈ કાર્ય કરવા માટે સૂત્રો પણ વહેતાં મૂકી શકે.

આમ, શ્રોતાવર્ગના મનોવિજ્ઞાનની વાતોમાં એક અને અનેકના સંબંધોની આપણે ચર્ચા કરી.

## ફૅશનનું મનોવિજ્ઞાન:
## (Psychology of Fashion)

ફૅશન એટલે સમાજમાં કેટલાક સમય માટે પ્રચલિત એવી પહેરવા, ઓઢવા, વસાવવાની રીતિ. કપડાંલત્તાં, આભૂષણો, સુશોભન-પ્રસાધનો, રાચરચીલું, ઘરની બાંધણી વગેરે. ફૅશન અપનાવવી એટલે સમાજમાં રહેવું, સમાજ સાથે રહેવું કે સમાજના સ્તર પ્રમાણે અમુક દરજ્જો કે મોભો બતાવવો એવો અર્થ કરી શકાય. જે સમાજ પરિવર્તનશીલ (Dynamic) હશે, ત્યાં ફેશનોનું જોર સવિશેષ જોવા મળશે. જે સમાજ વધારે રૂઢિચુસ્ત અને જુનવાણી હશે ત્યાં ફૅશનનો ફેલાવો નહીં થાય.

ફૅશનનું જો કાંઈ સ્વરૂપ હોય તો તે પરિવર્તન છે. ફૅશન સમય અને સંજોગો પ્રમાણે બદલાતી રહે છે. સમાજમાં જોવા મળતી પ્રણાલિકાઓ અને માન્યતાઓ જલદી બદલાતી નથી, પણ ફૅશનમાં પરિવર્તન ઝડપથી થતું જોવા મળે છે. વળી કોઈ પણ સમાજમાં જે સામાજિક રીતરિવાજો જોવા મળે છે અને સામાજિક વર્તનના નિયમો કે ધારાધોરણો હોય છે તેની મર્યાદામાં જ ફૅશનનો ફેલાવો થાય છે. પરદેશમાં પ્રચલિત એવી ફૅશનનો ફેલાવો થતાં વાર લાગે છે.

ફૅશન અને સમાજમાં જણાતા સામાજિક વર્ગો (Social Classes) વચ્ચે સંબંધ જોવા મળે છે. સમાજના ઉપલા કે ઊંચા વર્ગોમાં જણાતી ફૅશન, સમાજના નીચા કે ઊતરતા વર્ગોમાં ઓછી જોવા મળશે; પણ ઉપલા કે ઊંચાં વર્ગોમાંથી નીચલા કે ઊતરતા વર્ગોમાં ફૅશન વધારે વ્યાપક થતી પણ જોવા મળે છે.

સમાજમાં હરતીફરતી વ્યક્તિઓના પહેરવા, ઓઢવા કે વસાવવાની વસ્તુઓ પરથી તે કયા વર્ગની છે તે કહી શકાય છે. ફૅશન પોતાના વર્ગના મોભા પ્રમાણે રહેવા માટે ઘણું ઉપયોગી સાધન છે.

ફૅશન અને સ્ત્રીઓ બન્નેનો સાથે વિચાર કરી શકાય. સ્ત્રીઓના પહેરવેશમાં અને આભૂષણોમાં ફૅશન સિવાય અન્ય કાંઈ જોવા મળતું નથી. ફૅશનનું આકર્ષણ પણ સ્ત્રીઓમાં વધારે જોવા મળે છે. કેટલાક સમય પહેલાં વિચિત્ર અને અસુંદર લાગતી ચીજ-વસ્તુઓ, કે રીતભાતો ફૅશનની અસર નીચે આવતાં પ્રચલિત, લોકપ્રિય અને સુંદર બની જાય છે. Young જણાવે છે:—

"Fashion has such an influence over our attitudes and values that any style, no matter how ridiculous it may seem in one period if accepted will seem beautiful in another."

પુરુષોમાં ફૅશન લોકપ્રિય હોય છે, પણ પુરુષોના પહેરવેશમાં કે રીતભાતમાં ઝડપથી પરિવર્તન થતું નથી. આજના આધુનિક પુરુષના પહેરવેશમાં સમાનતા વધારે જોવા મળશે. પુરુષોમાં કોઈ એવો છૂપો ભય જોવા મળે છે કે જો તે વધારે ફૅશન કરશે તો તેની તેના મિત્રોમાં કે અન્ય વર્તુળોમાં ટીકા થશે. પુરુષોના પહેરવેશમાં બે પ્રકાર જોવા મળશે. એક ધંધા કે વ્યવસાય દરમિયાન પહેરવામાં આવતો પોષાક અને એક ફાજલ સમયમાં કે આનંદ-પ્રમોદ વખતે કે ફરવા જવાના સમયે પહેરવામાં આવતો પોષાક. બીજા પ્રકારના પોષાકોમાં ફૅશનનું પ્રમાણ વધારે જણાશે. સ્ત્રીઓ ખાસ કરીને પોષાક અને આભૂષણો પર વિશેષ ધ્યાન આપતી હશે, જ્યારે પુરુષો ઘરની બાંધણી, રાચરચીલા કે વસાવવાની વસ્તુઓમાં ફૅશનને પ્રાધાન્ય આપશે.

આજના સમાજમાં ફૅશનનો ફેલાવો જાહેરખબર કરનારાઓ, ચીજવસ્તુને તૈયાર કરનારાઓ, ચલચિત્રોના અભિનેતા અને અભિનેત્રીઓ, જેમને ફાજલ સમય વધારે છે તેવી ધનિક સ્ત્રીઓ કરતી હોય છે.

આમ, ફૅશનનો વિચાર કરતાં જણાશે કે ફૅશન આજના સમાજનું આકર્ષક પાસું છે. ફૅશન વ્યક્તિના વ્યક્તિત્વને અસર કરનારી પણ નીવડે છે. Young ફૅશન વિષે ટૂંકમાં જણાવે તે સાચું જ છે:–

"...in modern daily life, with its swift changes and heightened animation, its mobility and rapid communication, fashions change more rapidly, and these shiftings are among things we expect in our dynamic world. The dominance of fashion over a good deal of our behaviour is everywhere in evidence. It has a distinctive place in organisation of the personality."

Books for reference:

1 Hand Book of Social Psychology –By Kimball Young
2 Theory & Problems of Social Psychology –By Kretch & Crutchfield
3 Social Psychology –By W. J. H. Sprott
4 Social Psychology –By Curtis
5 Fields of Psychology –Editor J. P. Guilford Chaps. VI, VII & VIII

*

# બ્રિટિશ પ્રધાન મંડળ-ઉદ્ભવ અને વિકાસ

પ્રવિણ ન. શેઠ

[ઇતિહાસ અને રાજ્યશાસ્ત્રના અધ્યાપક, સરદાર વલ્લભભાઈ આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

"બ્રિટિશ પ્રધાનમંડળ એ કંઇ યાંત્રિક રચના નથી; એ એક જીવન્ત વસ્તુ છે, જે સતત અને અજ્ઞાત રીતે પરિવર્તન પામતું રહે છે."

બ્રિટનની રાજકીય શાસનપદ્ધતિ એના પ્રધાનમંડળ (કૅબિનેટ)ના કાર્યને ધ્યાનમાં લીધા વગર સમજી શકાય તેમ નથી. કૅબિનેટ એ એક એવી ધરી છે જેની આસપાસ આખું શાસનયંત્ર ચાલે છે. ઈ.સ. ૧૯૩૭ના પ્રધાનોને લગતા કાયદામાં એનો નિર્દેશ આવે છે તે પહેલાં એ કાયદાના એક પણ લિખિત શબ્દ વિના અસ્તિત્વ ધરાવતું હતું. એ કાયદામાં પણ તેનો ઉલ્લેખ કરાયો છે તે ખૂબ અછડતો છે. "કૅબિનેટનાં પદ અને સત્તા આજે પણ પ્રણાલી પર આધાર રાખે છે."[1] રાજ્યવહીવટના દરેક ક્ષેત્રમાં એની છાયા તરી આવે છે. છતાંય જેમાં કૅબિનેટ કેન્દ્રમાં હોય એવી બ્રિટિશ શાસનપદ્ધતિ (કૅબિનેટ પ્રકારની પાર્લમેન્ટરી લોકશાહી) એક કાયદાને પરિણામે એક જ સમયે, એક જ વ્યક્તિ કે સંસ્થા દ્વારા અસ્તિત્વમાં નથી આવી, પણ ખુદ બ્રિટિશ બંધારણની જેમ જ વહેતા સમયની બદલાતી જરૂરિયાત પ્રમાણે એનો વિકાસ થયો છે. કૅબિનેટ પદ્ધતિના સિદ્ધાંતો બનાવાયા નથી; એ સિદ્ધાંતોએ ધીરે ધીરે આકાર લીધો છે. ૧૮મી સદી સુધીમાં આ સિદ્ધાંતોનો ઉદ્ગમ અને પ્રારંભિક વિકાસ જે રીતે થયો, તેનું અવલોકન નીચે કરાયું છે:

## ઉદ્ગમ:

રાજાને સલાહ આપનારાઓનું એક મંડળ પ્રાચીન કાળથી ઇંગ્લંડમાં અસ્તિત્વ ધરાવે છે. તે અસલ મંડળ પ્રિવી-કાઉન્સિલ કહેવાય છે. આ મંડળ ઘણું મોટું હોવાથી એમાં સ્વાભાવિક રીતે જ ચર્ચા વધારે થાય, તેમ જ તેના ચર્ચા અને નિર્ણયની ગુપ્તતા જળવાઈ શકે નહિ. તેની સભ્યસંખ્યા ખૂબ વિશાળ હોવાથી નિર્ણયો તાકીદે થઇ શકે નહિ. આવા મોટા મંડળમાં થતી ચર્ચાઓના ગેરલાભો જોઈ ત્રીજા સ્ટુઅર્ટ રાજા ચાર્લ્સ બીજાએ પોતાના મુખ્ય ને વિશ્વાસુ સલાહકારો સાથે એક નાના ખંડ (Cabinet)માં જઈને રાજ્યનીતિનો વિચાર કરવાની, તેમ જ નિર્ણય લેવાની શરૂઆત કરી. આમ રાજાને રાજકારણ બાબત સલાહ આપવા એક ખાસ વ્યક્તિઓનું એક મંડળ ઊભું થયું ને તે એક નાના ખંડમાં મળતું હોવાથી તેને 'કૅબિનેટ' નામ મળ્યું. હવે પછી આપણે તેને પ્રધાનમંડળને નામે ઉલ્લેખીશું.

ચાર્લ્સ બીજાના એક માનીતા પ્રધાનના ગ્રંથમાં આવા નવ 'પ્રધાનો' અંગેની નોંધ મળે છે, જેઓ રાજાની દોરવણી હેઠળ રાજ્ય કારભાર ચલાવતા. ચાર્લ્સ બીજાને રાજકારણની ચર્ચા વિચારણા માટે પ્રિવી-કાઉન્સિલ બહુ મોટી લાગી તેથી તે પણ પોતાના જેવા વિચાર ધરાવનાર રાજપુરુષોને જ પ્રધાનો તરીકે પસંદ કરતો. તેના માનીતા પ્રધાન કલેરેન્ડને પ્રિવી-કાઉન્સિલને ચાર સમિતિઓમાં વહેંચી નાંખી, જે પરદેશનીતિ, લશ્કરી બાબતો, વ્યાપાર અને ફરિયાદ પર લક્ષ આપતી. પરન્તુ આ ઉપરાંત, એક નાની અનૌપચારિક રીતે ચાલતી સમિતિની રાજા સરકારની સામાન્ય નીતિના નિર્માણ વખતે સલાહ લેતો. આ અનૌપચારિક સમિતિમાં આપણને કૅબિનેટ પદ્ધતિનાં બીજ જોવા મળે છે. રાજાની 'કૅબાલ' (Cabal) કૅબિનેટ –જે એના પાંચ પ્રધાનોનાં નામોના પહેલા અક્ષર પરથી

જાણીતી થયેલી છે–એ આવી જ એક સમિતિ હતી. આ સમિતિ પ્રજામાં અળખામણી થતાં, તેના એક સલાહકાર સર રિચર્ડ ટેમ્પલે જેમાં ૧૫ સભ્યો રાજાનિયુક્ત હોય અને ૧૫ અમલદારોમાંથી લેવામાં આવ્યા હોય તેવા ૩૦ સભ્યોની સમિતિની રચના માટે સૂચના કરેલી. આ યોજના પણ સભ્યોની સંખ્યા હજુ થોડી વધારે હોવાથી સફળ થઈ નહીં. તેથી ફરી પાછું રાજાએ વ્યક્તિગત રીતે માણસોને પ્રધાન તરીકે પસંદ કરી, દરેકની વ્યક્તિગત સલાહ લેવાનું શરૂ કર્યું. આમ, છેલ્લા સ્ટુઅર્ટ રાજાના સમયમાં કૅબિનેટનો વિચાર દૃઢ થયો હતો, પણ તેનું સ્વરૂપ સ્પષ્ટ કે ચોક્કસ થયું નહોતું. વળી સ્ટુઅર્ટ રાજાઓ અને તેમના સલાહકારો અળખામણા હોવાથી, પાર્લમેન્ટ આવા પ્રધાનો પર આરોપ મૂકવાની પ્રથા (Impeachment) દ્વારા વ્યક્તિગત સલાહકારો સામે કેસ ચલાવી, તેમના પર અંકુશ રાખવાનો પ્રયત્ન કરતી. આવા સલાહકારોને સામૂહિક સંસ્થા તરીકે જોવાની દૃષ્ટિ હજુ કેળવાઈ નહોતી.

પછી ઈ. સ. ૧૬૮૮ના શાંત રાજ્યવિપ્લવે સ્ટુઅર્ટ રાજાઓ પાસેથી સર્વોપરી સત્તા લઈ તેને પાર્લમેન્ટના હાથમાં સુપ્રત કરી. પાર્લમેન્ટે રાજાના ઘણા વિશિષ્ટ ને સ્વૈચ્છિક અધિકારો (Privileges) લઈ લીધા. પણ રાજાની પ્રધાનોની પસંદગી કરવાની સત્તા પહેલાં હતી એમ કાયમ રહી. નવો રાજા વિલિયમ ત્રીજો પહેલાં ઉદાસીન ભાવે પાર્લમેન્ટના બંને પક્ષોમાંથી પ્રધાનોની પસંદગી કરતો. પણ ઈ. સ. ૧૬૯૬ પછી એક ઉમરાવ સન્ડરલૅંડની સલાહ પરથી એણે પોતાના પ્રધાનોની પસંદગી એક જ પક્ષ–વ્હીગપક્ષ-માંથી કરવાની શરૂઆત કરી અને એવું એકપક્ષીય પ્રધાનમંડળ (Junto) રચ્યું. કૅબિનેટ પદ્ધતિની વિકસતી જતી આ પ્રથામાં ગાદી વારસાના કાયદા (The Act of Settlement, 1701)થી અંતરાય આવવાની સંભવિતતા હતી, પણ રાણી ઍનના રાજ્યારોહણ પછી આ કાયદાની કૅબિનેટ પદ્ધતિની પ્રથાને અજાણ્યે જ અવરોધતી કલમોને ફેરવવામાં આવી. રાણી ઍનને, જો કે, એક જ પક્ષમાંથી પ્રધાનમંડળના બધા માણસો લેવાનો ઉત્સાહ ન હતો, તોપણ સરળતાને ખાતર એણે એક જ પક્ષમાંથી માણસોને સલાહકાર તરીકે પસંદ કરવાની વ્યવહારુ પ્રથા ચાલુ રાખી.

ઈ.સ. ૧૬૮૯ પછી રાજ્યતંત્ર પર સાચો અંકુશ આમસભાનો હોવાથી જે પ્રધાનો તેમાં પોતાનું ધાર્યું કરાવી શકે એમ હોય તે જ પોતાના પદ પર ટકી શકતા. આવી મોટી સભામાં વ્યક્તિગત લાગવગ કરતાં એક જૂથ કે પક્ષની લાગવગ વધારે અસરકારક નીવડે એ દેખીતું છે. આથી જે પક્ષની આમસભામાં બહુમતી હોય તે પક્ષમાંથી જ પ્રધાનો રાજા પસંદ કરે તો પાર્લમેન્ટ અને કારોબારી તંત્ર, બંનેનો વ્યવહાર સરળ થાય. આમ, સૈદ્ધાંતિક દૃષ્ટિએ નહીં પણ વ્યવહારુ દૃષ્ટિએ જ આ પ્રથા આકાર લેતી થઈ. આમ ઈંગ્લેન્ડમાં બળવાન રાજકીય પક્ષ દ્વારા રાજ્યકારભાર (Party Government) ચલાવવાની લોકશાહી–પ્રણાલી શરૂ થઈ. પણ હજુય રાજા કે રાણી આમ કરવાને બંધાયેલા જ છે એવી રૂઢ બની ગયેલી પ્રથા અસ્તિત્વમાં આવી હતી એમ ન કહી શકાય. હજુ રાજા જ પ્રધાનોની વ્યક્તિગત પસંદગી કરતો અને મરજીમાં આવે ત્યારે તેને રજા આપતો. "હજુય પ્રધાનમંડળની રચના પાછળનું મુખ્ય પરિબળ રાજા જ હતો......પ્રધાનમંડળ તાત્ત્વિક દૃષ્ટિએ હજુય રાજાના થોડા વિશ્વાસુ સલાહકારોનું મંડળ જ હતું, જેની રાજા મન ફાવે ત્યારે જ સલાહ લેતો."[1] આમ હજુ પ્રધાનમંડળ એ શાહી કારોબારી (Royal Executive) જ હતું.

## વિકાસ

રાણી ઍન પછી થયેલી નવા પરદેશી હૅનોવર વંશની બ્રિટિશ રાજ્ય ગાદી પરની સ્થાપના ઈંગ્લેન્ડના પ્રધાનમંડળના ઇતિહાસનો પ્રવાહ બદલી નાખે છે. એ શાહી કારોબારીમાંથી પાર્લમેન્ટરી કારોબારી બને છે. ગાદી વારસાના કાયદા પ્રમાણે બિનવારસ રાણી ઍન પછી જર્મનીના હૅનોવર પરગણાનો ઠાકોર જ્યૉર્જ ૧લા તરીકે ઇંગ્લેન્ડની ગાદીએ આવ્યો. નવો રાજા ગાદીએ આવ્યો ત્યારે એની ઉમર ૫૩ વર્ષની હતી. સ્વાભાવિક રીતે જ રાજકારણ અને બીજાં ક્ષેત્રોમાં એની રસવૃત્તિ અને વિચારોએ આ દરમિયાન ચોક્કસ સ્વરૂપ લઈ લીધું હતું. આથી એને હૅનોવર સિવાય બીજી કોઈ રાજકીય બાબતમાં ભાગ્યે જ રસ હતો. આ આકસ્મિક સ્થિતિમાં બ્રિટિશ બંધારણ અને ઇતિહાસનાં અગત્યનાં રહસ્યો છુપાયાં હતાં; પ્રધાનમંડળને તેનું અર્વાચીન સ્વરૂપ મળવાનું

હતું. આવા "રૂપાંતર માટેની તક, જો કે, પરદેશી વંશે આપી, પણ એ માટે જરૂરી તૈયારી અને માર્ગદર્શન તેમ જ રૂપાંતરનો વેગ સર રૉબર્ટ વૉલપોલે પૂરા પાડ્યાં."[3] જ્યૉર્જ ૧લો અંગ્રેજી ભાષા જાણતો ન હતો. એની નસોમાં ન તો અંગ્રેજ પ્રજાનું રુધિર વહેતું હતું, કે ન તો એને ઇંગ્લેન્ડના રાજકારણની કંઈ માહિતી હતી. એના માનીતા હૅનોવર પરગણામાં એ વર્ષનો મોટો ભાગ ગાળતો અને ઈંગ્લેન્ડનું રાજાપદ એને માટે એક 'અગવડભર્યું ઉપાંગ' (appendage) હતું. યુરોપમાંના પડોશી રાજ્યો સામે હૅનોવરની રક્ષા કરવા માટે ઈંગ્લેન્ડના રાજ્યપદને એણે અનિવાર્ય જવાબદારી તરીકે સ્વીકાર્યું હતું. આથી ઈંગ્લેન્ડના રાજ્યવહીવટમાં એને સીધો, સ્વાભાવિક કે રચનાત્મક રસ ન હતો. વળી એની પહેલાંના રાજાઓ અંગ્રેજી ભાષામાં ચર્ચા ચલાવતાં પ્રધાનમંડળની બેઠકમાં હાજરી આપતા, તેની ચર્ચામાં ભાગ લેતા અને તેની વિચારણા પર પ્રભાવ પાડતા. પરન્તુ જ્યૉર્જ ૧લા એ પ્રધાનમંડળની બેઠકમાં હાજરી આપવાનું જ બંધ કર્યું. "રાજાની ગેરહાજરીમાં એકતાપ્રેરક બળ તરીકે, પ્રધાનમંડળની બેઠકમાં અધ્યક્ષ તરીકે, તેની જગા લેનારની જરૂર પડી."[૪] પરિણામે પ્રધાનમંડળના હાથમાં રાજ્યની લગામ આવી. રાજાની ગેરહાજરીમાં તે વખતનો સૌથી અગત્યનો પ્રધાન–ખજાનચી હવે પ્રમુખસ્થાન લેતો. પ્રધાનમંડળના કારભારથી તે રાજાને માહિતગાર કરતો. જ્યૉર્જ ૧લાના સમયમાં આવી વ્યક્તિની જરૂરિયાત સર રૉબર્ટ વૉલપોલ દ્વારા પૂરી પડી, ને એ ઇંગ્લેન્ડનો પહેલો વડો પ્રધાન કહેવાયો. જો કે, 'વડા પ્રધાન' શબ્દ અને તેનાથી અભિપ્રેત મોભો તેમ જ તેનો જે અર્થ થતો હતો તે પ્રત્યે તે જમાનાની (૧૮મી સદીના પૂર્વાર્ધની) પ્રતિકૂળ લાગણી જોતાં વૉલપોલે 'ખૂબ ઝડપથી અને ભારપૂર્વક આમ ઓળખાવવાનો ઈન્કાર કર્યો હતો.[૫] કોઈ પણ મહત્ત્વની બાબત પર રાજાની સલાહ લેવાય, પણ નિર્ણય તો પ્રધાનમંડળ જ કરે એવી પ્રથા હવે શરુ થઈ અને વડા પ્રધાનનું સ્થાન અસ્તિત્વમાં આવ્યું. પ્રધાનોમાં અંત વિનાની સ્પર્ધા થતી અટકાવવા પણ આવી ઘટના અનિવાર્ય હતી.[૬] આમ ફરીથી રાજકારણના તત્ત્વજ્ઞાન કે સૈદ્ધાન્તિક ચર્ચાને કારણે નહિ, પણ વ્યવહારિક વાસ્તવવાદને પરિણામે, બ્રિટિશ બંધારણ અને કેબિનેટ પદ્ધતિના વિકાસની જેમ જ 'વડા પ્રધાન' નું પદ અસ્તિત્વમાં આવ્યું.[૭]

વૉલપોલ માત્ર કૅબિનેટની બેઠકોમાં પ્રમુખસ્થાન લઇ એની કાર્યવાહી ને વિધિઓ જ નહોતો નક્કી કરતો, પણ એની નીતિ પર તે અંકુશ રાખતો, પ્રધાનોને માર્ગદર્શન આપતો, દરેકના કાર્યમાં એકરૂપતા આવે તે જોતો અને બીજા પ્રધાનો પોતાને જવાબદાર રહે તેની કાળજી રાખતો. તેનું પ્રધાનમંડળ પરસ્પર આંતરિક ચર્ચા પછી એકમતે સૂચનો કરતું. બીજા શબ્દોમાં કહીએ તો, "પ્રધાનમંડળ એક જ અવાજથી બોલવાની જરૂરિયાત અનુભવવા લાગ્યું, તેમ જ પોતાના મતભેદોને બહારની દુનિયામાં ખાનગી રાખીને એક સુગ્રથિત અને એકરૂપ એકમ તરીકે દેખાવાની" પ્રથા પાડવા માંડ્યું. રાજાની ગેરહાજરીમાં એની અસરથી મુક્ત બની એઓ નિર્ણય કરવા સ્વતંત્ર પણ બન્યા. રાજાની ગેરહાજરીથી પ્રધાનમંડળની રચનામાં માનસિક નિકટતા ને સુઘટ્ટ એકમનું સ્વરૂપ દેખાવા માંડ્યું. એનામાં રાજકીય ભાવના-ઐક્ય આવ્યું.

આ પછી જ્યારે જ્યૉર્જ બીજો ગાદીએ આવ્યો ત્યારે સરકાર પરનો અંકુશ પ્રધાનમંડળની કારોબારીને સુપ્રત કરવાની પ્રક્રિયા ખૂબ આગળ વધી ગઈ હતી અને રાજાએ પણ પોતાના બંધારણીય સિદ્ધાંતો ને પ્રણાલીઓને સન્માનવાની વૃત્તિથી આ પ્રક્રિયાને વેગ આપ્યો. વળી એની રાણીનો પણ એના પર ખૂબ પ્રભાવ હતો, અને વૉલપોલ આ રાણીનો માનીતો હોવાથી વૉલપોલનું કામ સરળ બન્યું! આ સમય દરમિયાન આમસભાએ પ્રધાનમંડળ પર કેટલે અંશે વ્યવહારમાં અંકુશ મેળવ્યો હતો, તે દર્શાવતો એક પ્રસંગ જોવા મળે છે. જ્યૉર્જ બીજાએ પોતાના માનીતા સલાહકાર કૉમ્પ્ટનને પ્રધાનમંડળનો વડો બનાવ્યો, પણ તે રાજ્યવહીવટ ચલાવવા જરૂરી વાર્ષિક અંદાજ પત્ર (civil list) આમસભા પાસે મંજૂર કરાવી ન શક્યો. પરિણામે તેને રાજીનામું આપવું પડ્યું. એ પછી વૉલપોલે વડાપ્રધાનનું પદ સ્વીકારી તરત જ કૉમ્પ્ટને મૂકેલા બજેટ ખર્ચ કરતાં બમણો ખર્ચ એ જ આમસભા પાસે મંજૂર કરાવ્યો. આથી આમસભાનો (વિશાળ રીતે જોતાં, પાર્લમેન્ટનો) વિશ્વાસ ધરાવતો માણસ જ વડો પ્રધાન બની શકે એવી પ્રથાને વેગ મળ્યો.

પ્રધાનમંડળની કાર્યરીતિની બીજી અગત્યની ભાવના—પક્ષીય વફાદારી, રાજકીય એકતા અને સામૂહિક જવાબદારી—ની પ્રણાલી શરૂ કરવાનું માન પણ વૉલપોલને ફાળે જાય છે. તેના પ્રધાનમંડળે વપરાશની કેટલીક ચીજો પર જકાત નાખતું બિલ પાર્લમેન્ટમાં રજૂ કર્યું. એના આ ખરડા (Excise Bill) સામે વિરોધ પક્ષે પ્રજામતને ઉગ્ર રીતે વિરોધી બનાવ્યો અને તેના પ્રવાહમાં વૉલપોલના જ સાળા અને તેના પ્રધાનમંડળના એક સભ્ય ટાઉનશેન્ડે જ જ્યારે સરકારી ખરડાની ટીકા કરી, ત્યારે પક્ષીય શિસ્ત અને જવાબદારીની ભાવના પર ભાર મૂકીને વૉલપોલે પોતાના સાળાને પ્રધાનમંડળમાંથી છૂટા થવાની ફરજ પાડી. એ કહેતો કે "જે સભ્ય પ્રધાનમંડળમાં રહીને સરકારી નીતિની ટીકા કરે તેને છૂટો કરવામાં ન આવે તો એના વડાપ્રધાનની સ્થિતિ ખરેખર ખૂબ જ દયાજનક બની જાય." બીજા બે પ્રધાનોને પણ તેણે આ કારણથી છૂટા કર્યા હતા. અહીં એ નોંધવું જરૂરી છે કે પાર્લમેન્ટ પ્રતિની સામૂહિક જવાબદારીનો સિદ્ધાંત એકવાક્યતાના સિદ્ધાંત સાથે ઉદ્ભવ્યો હતો. પણ છેક છેલ્લી સદી સુધી તે સંપૂર્ણતઃ અમલમાં નહોતો આવ્યો. ખાસ કરીને, કોઈ એક પ્રધાન પાર્લમેન્ટનો વિશ્વાસ ગુમાવે તો તેના રાજીનામા સાથે આખું પ્રધાનમંડળ પણ રાજીનામું આપે જ એવા દાખલા આ સમયમાં મળતા ન હતા. પાર્લમેન્ટ પણ બીજા પ્રધાનોને રાજીનામું આપવા દબાણ કરતી ન હતી. "એકાદ પ્રધાન સાથે મતભેદ કે ઝઘડો થયો એટલે પાર્લમેન્ટના બધા જ પ્રધાનો સાથે મતભેદ છે, એવો અર્થ તે કરતી ન હતી. તેમ બાકીના પ્રધાનો પણ રાજીનામું આપનાર પ્રધાનનો બચાવ કરવા બંધાયેલા ન હતા."[૮] મેઈટલેન્ડ રાજકીય એકવાક્યતા (unanimity), સમાન જવાબદારી અને વડા પ્રધાનનું પદ—આ ત્રણ સિદ્ધાંતોને કૅબિનેટની સંગઠિતતા (cabinet solidarity) કહે છે.[૯] આવી કૅબિનેટ-સંગઠિતતા હજુ અસ્તિત્વમાં આવી ન હતી, કારણ સમાન જવાબદારીની ભાવનાનો વિકાસ ત્યારે થયો ન હતો.

વૉલપોલની પડતી પણ આમસભાની વધતી જતી સત્તા અને તેનો કારોબારી પર વધતો જતો અંકુશ દર્શાવે છે. ઈ.સ. ૧૭૪૨માં જ્યારે વૉલપોલે 'જેન્કિસના કાનના વિગ્રહ' વિષય પરત્વે આમ સભાનો વિશ્વાસ ગુમાવ્યો ત્યારે પાર્લમેન્ટ અને પ્રજાની ઇચ્છાને માન આપી એણે પ્રધાન મંડળ સહિત રાજીનામું આપ્યું. રાજા પોતાના આ માનીતા માણસને આમસભાની ઇચ્છા વિરુદ્ધ આવે સમયે વડા પ્રધાનપદે ન સંરક્ષી શક્યો, તે પાર્લમેન્ટરી કારોબારી તરીકે હવે કૅબિનેટે કામ કરવાનું છે તેનું એંધાણ હતું. પ્રધાનમંડળે કેવી રીતે સાચા અર્થમાં પાર્લમેન્ટરી કારોબારીનું રૂપ લીધું હતું તે જોવા એક બીજો પ્રસંગ પણ આ સમયે મળે છે. વૉલપોલ પછી જ્યૉર્જ બીજાએ પ્રજાના માનીતા ને પાર્લમેન્ટના સભ્ય વિલિયમ પિટને પ્રધાનમંડળ રચવાનું નિમંત્રણ ન આપતાં, પોતાના માનીતા કાર્ટરેટને વડોપ્રધાન બનાવ્યો. પણ આમસભામાં તેણે મૂકેલા મહત્ત્વના ઠરાવો પસાર ન થતાં, આમસભાના વિશ્વાસ વગર તે સરકાર ચલાવી શક્યો નહીં. આ પછી પણ, વિલિયમ પિટને બાકાત રાખીને રાજાએ રાજ્યકારભાર ચલાવવા માટે ન્યૂકૅસલ, ડેવનશર વગેરેને વડા પ્રધાનનું પદ આપવાનું ચાલુ રાખ્યું ત્યારે પિટની લોકપ્રિયતાને અવગણતી રાજનીતિ સામે, પ્રજાને પિટમાં શ્રદ્ધા છે તે બતાવવા દરેક શહેરે તેને 'માનદ' શહેરી બનાવ્યો અને તેને સંખ્યાબંધ માનપત્રો આપ્યાં. આખરે નમતું આપીને રાજાએ પિટને વડા પ્રધાન બનાવ્યો. પ્રજા અને પાર્લમેન્ટના કારોબારી પર વધતા જતા અંકુશનો, રાજાની ઓસરતી જતી સત્તાનો તેમ જ પ્રધાનમંડળનાં લક્ષણોનો ખયાલ આ પ્રસંગોથી આવે છે. રાજકારણમાં અને પ્રધાનમંડળની રચનામાં પ્રજામતની વધતી જતી અસર એ આ સમયનું નોંધપાત્ર લક્ષણ છે.

આ પછી રાજા જ્યૉર્જ ત્રીજાએ રાજાની ઓસરતી જતી સત્તાના પ્રવાહને ખાળવાનો થોડો સમય પ્રયત્ન કર્યો, પણ ઈ. સ. ૧૭૮૪માં વિલિયમ પિટના પુત્ર નાના પિટે ચોવીસ વર્ષની વયે વડા પ્રધાન બની રાજ્યવહીવટ હાથમાં લીધો ત્યારે રાજાના ગૃહવ્યવસ્થા અંગેના અમલદારોને પણ પ્રધાનમંડળના પદેથી દૂર કરી પ્રધાનમંડળ પદ્ધતિને પૂર્ણ કરી.

આમ, અઢારમી સદીના અંત ભાગમાં આપણે ઇંગ્લેન્ડમાં પ્રધાનમંડળને એક એવા રાજકીય વિચારસ્વરૂપ તરીકે આકાર લેતું જોઈએ છીએ, જેના સભ્યો (૧) પાર્લમેન્ટના સભ્યો હોવા જોઈએ, (૨) જેઓ એક જ રાજકીય વિચારસરણી ધરાવતા (૩) અને આમ સભામાં

બહુમતી પક્ષ ધરાવતા પક્ષમાંથી પસંદ કરાયેલા હોય, (૪) જે એક જ સર્વનિર્ણિત નીતિનો અમલ કરતા હોય, (૫) જેમની વ્યક્તિગત અને સામૂહિક જવાબદારીની ભાવના આમસભાનો વિશ્વાસ ખોતાં એમના દ્વારા સામૂહિક રાજીનામાંથી સૂચિત થતી હોય અને (૬) જેઓ વચ્ચે એક નેતા–વડો પ્રધાન–હોય અને એની દોરવણી તેમ જ અંકુશ તેમને માન્ય હોય.

## વિવરણ

૧૮મી સદીમાં પ્રધાનમંડળનો પ્રારંભિક વિકાસ ઉપરના સિદ્ધાંતો દ્વારા પૂર્ણ થયો હતો, છતાંય પ્રધાનમંડળના મુખ્ય સિદ્ધાંતોનો આમ થયેલા આખરી વિકાસ સાથે કેટલીક વિચિત્ર હકીકતો નોંધવી રસપ્રદ થઈ પડશે. તે એ છે કે ૧૮મી સદીના અંતભાગમાં કૅબિનેટ પદ્ધતિના આ સિદ્ધાંતો ચોક્કસ રીતે સ્પષ્ટ દેખાયા હોવા છતાં, તેનો વિકાસ તે જમાનાને સમજાયો ન હતો, અને તે નિયમ તરીકે સ્વીકારાયા ન હતા.[૧૦] હજી પણ કોઈ પ્રધાન પોતાના સાથીઓ સાથે અમુક નીતિ પરત્વે સંમત ન થાય તો પણ તે પ્રધાનપદેથી રાજીનામું આપતો નહિ. પાર્લમેન્ટે એક સભ્યમાં અવિશ્વાસ વ્યક્ત કર્યો હોય તો આખું પ્રધાનમંડળ રાજીનામું આપવાનો વિચાર કરતું નહિ.[૧૧] એ જ પ્રમાણે પ્રધાનમંડળ માટે જરૂરિયાતના દબાણને લીધે તેમનામાંના એકનું પદ મુખ્ય ને અગ્રિમ હોય તે જરૂરી હતું. પણ વડા પ્રધાનપદના ઉદ્દ્ભવની હકીકત સ્પષ્ટ રીતે સ્વીકારાઈ ન હતી. "લૉર્ડ સૉલ્સબરીને આપણે વડા પ્રધાન કહીએ છીએ, પણ તે તો માત્ર રાજાના મુખ્ય રાજતંત્રીઓમાંનો એક છે. તેના પ્રધાનો જેમ તેને બરતરફ ન કરી શકે તે જ પ્રમાણે તે પણ તેમને બરતરફ કરવાની કાનૂની સત્તા ધરાવતો નથી. વળી, પરસ્પર આદેશ આપવાની વડા પ્રધાન કે તેમના સાથીઓને કોઈ સત્તા નથી."[૧૨] છેક ૧૯મી સદીના ઉત્તરાર્ધમાં પણ આમ કહેવાતું.

આથી જ આવું ચોક્કસ વિચારસ્વરૂપ પામેલી કૅબિનેટ વૈધિક રીતે કાયદાનું સ્થાન પામી ન હતી. તે સંપૂર્ણ રીતે વિધાનાતીત (extra-legal) હતી. "કૅબિનેટની બેઠક મળે છે, તે પ્રસ્તાવોની ચર્ચા કરે છે અને તેની બેઠકમાં નીતિ પણ નક્કી થાય છે. પણ તેની બેઠક સંપૂર્ણ રીતે અવિધિસરની હોય છે. સાર્વભૌમ રાજાના નિમંત્રણથી તે મળતી નથી......તેની કાર્યવાહીના બધા રેકર્ડ પણ રખાતા નથી."[૧૩] "વડાપ્રધાન કાયદાથી પરિચિત નથી. તેમજ કોઈ ચોક્કસ ખાતા (પ્રધાનપદ) સાથે વડાપ્રધાનનું પદ સંકળાએલું નથી."[૧૪] આવું અવલોકન ૧૮મી સદી પછી પણ થતું. છેક સૉલ્સબરીએ ઈ. સ. ૧૮૪૧માં 'પાર્લમેન્ટનો વિશ્વાસ ગુમાવતાં કૅબિનેટે રાજીનામું આપવું જોઈએ', એવું સ્પષ્ટ વિધાન કર્યું ત્યાં સુધી તે સિદ્ધાંત પણ વારંવાર પળાયો હોવા છતાં તેનો સામાન્ય સ્વીકાર થયો ન હતો![૧૫]

કૅબિનેટનું લોકશાહી–પાર્લમેન્ટરી સ્વરૂપ તે સમયના વિચક્ષણ અને તેજસ્વી સંવિધાનવિદોના ખયાલમાં પણ નહોતું આવ્યું. ઈ. સ. ૧૭૮૭માં, અમેરિકાના સફળ સ્વાતંત્ર્ય–યુદ્ધ પછી, ત્યાંના બંધારણના વિધાયકોને ઈંગ્લેંડમાં રાજપ્રધાન કારોબારી ચાલે છે તેવું લાગવાને લીધે અને કૅબિનેટને રાજ્યસંચાલનમાં મળેલું પ્રાધાન્ય તેમની કલ્પના બહારનું હોવાથી જ તેમણે ઈંગ્લેન્ડના મર્યાદિત રાજસત્તાયુક્ત કૅબિનેટ પદ્ધતિને બદલે પ્રમુખશાહી બંધારણ રચ્યું. કૅબિનેટની વિચારણા કે અંગુલિનિર્દેશ પણ તેમણે ન કર્યો![૧૬] જે કૅબિનેટ તેમની માતૃભૂમિના રાજ્યશાસનમાં અગ્રિમ અને કેન્દ્રસ્થાને હતી, તે કૅબિનેટનો ખયાલ પણ ન આવ્યો તે જ સૂચવે છે કે કૅબિનેટનો વિકાસ હજુ તે સમયના જેફરસન વગેરે જેવા બુદ્ધિશાળી બંધારણશાસ્ત્રીઓને પણ સમજાયો નહોતો! પાર્લમેન્ટને પોતાને જ કારોબારી પરની તેની નિર્ણાયક અંકુશ ધરાવવાની સત્તાના મહત્ત્વનો સ્પષ્ટ ખયાલ ન હતો. તે સમયમાં કેટલાક એવા દાખલા મળે છે જેમાં પાર્લમેન્ટ પ્રધાનો તેમના વહીવટ માટે તેની સમક્ષ જવાબ આપવા ઊભા રહે તેવું ઇચ્છવાને બદલે સભાગૃહમાંથી બાકાત રાખવાના પ્રયત્નો કરતી! પ્રધાનોની હાજરી ઘણા સમય સુધી પાર્લમેન્ટને રુચતી વાત નહોતી બની.[૧૭] કૅબિનેટ પદ્ધતિના પ્રારંભિક વિકાસ પછી પણ લાંબા સમય બાદ આ પરિસ્થિતિ બદલાઈ ત્યારે જ તે પ્રધાનોને પોતાની સમક્ષ બોલાવતી થઈ અને તેમને માત્ર રાજાના પ્રતિનિધિ નહિ, પણ તેમના પક્ષના પ્રતિનિધિ તરીકે ઓળખતી ને માન્ય કરતી થઈ. આ પછી જ પ્રધાનની હાર એ તેના પક્ષની હાર ગણાવા માંડી.

બીજી એક નોંધપાત્ર હકીકત એ છે કે કૅબિનેટની સત્તા વધવા સાથે રાજાની સત્તા વૈધિક રીતે ઓછી થઈ હતી, તેમ ન કહી શકાય. કારણ એક બાજુ તેની અંગત સત્તા ઘટી ગઈ તે સાથે જ તેની કાયદેસરની સત્તા ઘટવાને બદલે લોકશાહીકરણની પ્રક્રિયા સાથે વધતી ગઈ.[૧૮] કારણ પાર્લમેન્ટને જ્યારે ખયાલ આવવા માંડ્યો કે રાજા પ્રધાનમંડળની સલાહ પ્રમાણે જ વહીવટ કરે છે, ત્યારે પાર્લમેન્ટે રાજાને તેનામાં વિશ્વાસ મૂકી તેને સત્તા આપી. કૅબિનેટ પદ્ધતિનું આ પાસું, બ્રિટિશ બંધારણના સિદ્ધાંતઅને વ્યવહારમાં જે વિરોધાભાસ જણાય છે તેનું પ્રતીક છે.

પ્રધાનમંડળના ઉદ્‌ભવ અને વિકાસનો ઇતિહાસ જોતાં ખયાલ આવશે કે એ પ્રક્રિયા ખૂબ ધીમી, ક્રમિક, અસ્પષ્ટ અને અવૈધિક રહી છે અને આજે પણ તે કેટલે અંશે પૂર્ણ થઈ છે તે આપણે ચોક્કસપણે કહી શકતા નથી. વળી, બ્રિટિશ બંધારણના વ્યવહારશીલ, પરિવર્તનશીલ અને વિરોધાભાસી લક્ષણોનું તે પ્રતીક છે. કૅબિનેટનો ઇતિહાસ ખુદ બ્રિટિશ બંધારણ કેવું વ્યવહારલક્ષી, અલિખિત પ્રણાલીપ્રણિત છે તેના સૂચન અને પુરાવારૂપ છે. અને ખુદ બ્રિટિશ બંધારણના રસપ્રદ વિકાસનું પ્રતિબિંબ જ નહીં, તેનું સૂક્ષ્મ સ્વરૂપ પણ છે.

### સંદર્ભ સૂચિ


1 Jennings, Ivor: *Cabinet Government*, p. 2
2 Taswell Langmand: *Constitutional History of Great Britain*, pp. 507-08.
3 Adams, G. B.: *Constitutional History of England*, p. 385.
4 Keith, A. B.: *The British Cabinet System*, p. 17
5 Morley: *Walpole*, p. 161-64. ઈ. સ. ૧૭૬૨માં વડા પ્રધાન ગ્રેનવિલે પણ Prime Minister શબ્દને 'odious one' કહ્યો હતો.
6 Finer, Herman: *Theory and Practice of Modern Government*, p. 591.
7 Rao, V. Venkata: *The Prime Minister*, p. 16
8 Maitland, F. W.: *The Constitutional History, of England* (Edited by H. A. L. Fisher), p. 396.
9 *Ibid*, p. 395.
10 Adams, G. B., *Constitutional History of England*, p. 381.
11 *Ibid*, p. 382.
12 Maitland, F. W.: *The Constitutional History of England*, p. 396.
13 Vide Maitland: p. 404.
14 *Ibid*
15 British Council Publications: *Landmarks in Democracy*, p. 23 Salisbury's speech partly quoted, p. 22.
16 Adams, G. S.: *Constitutional History of England*, p. 411
17 Maitland, F. W.: *The Constitutional History of England* p. 396.
18 *Ibid*, p. 399.


*

# અર્વાચીન યુરોપ—એક દષ્ટિપાત


સી. બી. શેઠ
[ઇતિહાસના પ્રાધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]


બ્રિટિશ અમલ દરમિયાન પશ્ચિમની સંસ્કૃતિની આપણા પર ઓછીવત્તી અસર થઈ છે. આ સંસ્કૃતિના ઉગમસ્થાન યુરોપના અર્વાચીન ઇતિહાસના એક સમયની (ઈ. સ. ૧૬૬૦-૧૮૧૫) આછી રૂપરેખા અહીં આપવામાં આવી છે.

આ સમય દરમિયાન ફ્રાન્સ યુરોપનું અગત્યનું રાજ્ય હતું. ફ્રાન્સના રાજા લૂઈ ચૌદમાએ ઈ. સ. ૧૬૬૧માં સત્તાનાં સૂત્રો પોતાના હાથમાં લીધાં અને ઈ. સ. ૧૭૧૫ સુધી આપખુદ રાજા તરીકે રાજ્ય કર્યું. મધ્યસ્થ સરકાર તથા પ્રાન્તિક સરકાર તેની ઇચ્છા પ્રમાણે જ

કારભાર કરતી. લૂઈ ચૌદમો રાજાના દૈવી હક્કમાં માનતો. તેની સત્તા પર કોઈ પણ જાતનો અંકુશ હોય તે તેને પસંદ ન હતું. દેવળ પણ તેના જ હુકમ પ્રમાણે કાર્ય કરતું. તેની જનપરીક્ષા સારી હતી. કૉલ્બર્ટ નામના તેના નાણાંમંત્રીએ ઘણા સારા સુધારા કર્યા. તેણે ફ્રાન્સનો વેપાર વધાર્યો, હુન્નર-ઉદ્યોગો ખીલવ્યા, સારું નૌકાસૈન્ય તૈયાર કર્યું. સ્થળમાર્ગો અને જળમાર્ગો વિકસાવ્યા, સંસ્થાનો સ્થાપ્યાં અને ફ્રાન્સનું રાષ્ટ્રીય ધન વધાર્યું. આ ઉપરાંત કૉલ્બર્ટે પોલીસ ખાતા તથા ન્યાય ખાતામાં સુધારા કર્યા અને પાંચ એકેડેમીઝ સ્થાપીને કળા, વિજ્ઞાન અને સંગીતને ઉત્તેજન આપ્યું. લુવિઅસ નામના લૂઈ ચૌદમાના બીજા પ્રધાને લશ્કરમાં સુધારા કરી તેની કાર્યક્ષમતા વધારી.

લૂઈ ચૌદમો સારો મુત્સદ્દી હતો. તેની મુત્સદ્દીગીરીથી તે કેટલીક વાર વિગ્રહ અટકાવતો. કેટલીક વાર તેની મુત્સદ્દીગીરી તેને વિગ્રહમાં જીત અપાવતી. મિત્રો બનાવવાની અને શત્રુઓને છૂટા પાડવાની તેનામાં કળા હતી. સ્પેન, હૉલેન્ડ, ઑગ્સબર્ગના સંઘ અને ગ્રેટ બ્રિટન સાથે તે વિગ્રહો લડયો. ઈ. સ. ૧૬૯૭ સુધી મોટે ભાગે વિગ્રહોમાં તેણે જીત મેળવી હતી, પણ સ્પેનના ગાદીવારસાના વિગ્રહમાં તે હાર્યો. ગ્રેટ બ્રિટનને આ વિગ્રહથી સારો મુલક મળ્યો અને લૂઈ ચૌદમાને કેટલીક ન ગમતી શરતો સ્વીકારવી પડી.

બૌદ્ધિક અને રાજકીય ક્ષેત્રોમાં ફ્રાન્સનું યુરોપમાં વર્ચસ્વ હતું. ફ્રેન્ચ રીતભાત, ફ્રેન્ચ કળા, ફ્રેન્ચ પોશાક, ફ્રેન્ચ સાહિત્ય અને ફ્રેન્ચ ભાષાએ યુરોપ પર ઊંડી અસર કરી હતી. તેથી આ સમય યુરોપના ઇતિહાસમાં લૂઈ ચૌદમાના યુગ તરીકે ઓળખાય છે.

લુઈ ચૌદમાના મૃત્યુ પછી લુઈ પંદરમો ફ્રાન્સની ગાદીએ આવ્યો. તે લશ્કરી વિજયો મેળવી શકયો નહિ તથા તેણે પૅરિસની પાર્લમેન્ટ રદ કરી તેથી તે અપ્રિય થયો. તેના મરણ પછી લૂઈ સોળમો ઈ. સ. ૧૭૭૪માં ગાદીએ આવ્યો. તેના સમયમાં ઈ. સ. ૧૭૮૯ની ફ્રેન્ચ ક્રાન્તિ થઈ. આપખુદ રાજાશાહી, સામાજિક અસમાનતા, અન્યાયી કરપદ્ધતિ, ફ્રેન્ચ તત્ત્વજ્ઞાનીઓ અને લેખકોના ક્રાન્તિકારી વિચારો, અમેરિકાના સ્વાતંત્ર્ય-વિગ્રહની અસર વગેરે આ ક્રાન્તિનાં કારણો હતાં. ફ્રેન્ચ ક્રાન્તિએ સ્વતંત્રતા, સમાનતા અને બંધુત્વનો સંદેશો યુરોપને આપ્યો, અને તેની અસર જગતના દેશો પર થઈ.

નેપોલિયન બોનાપાર્ટ કહેતો કે: 'હું ક્રાન્તિ છું.' તેનું આ કથન અર્ધસત્ય છે. ક્રાન્તિનો સમાન સિદ્ધાંત તેણે અપનાવ્યો, વિશિષ્ટ હક્ક નાબૂદ કરવામાં આવ્યા. લાયકાત પ્રમાણે રાજ્યની નોકરીઓ આપવાનું ઠરાવવામાં આવ્યું. કોડ નેપોલિયન તૈયાર કરાવી કાયદાની દૃષ્ટિએ બધાને સમાન ગણવામાં આવ્યા. કરનો બોજો પણ બધાંએ શક્તિ પ્રમાણે ઉપાડવાનો હતો. પણ નેપોલિયન સ્વતંત્રતાનો વિરોધી હતો. તેના અમલ દરમિયાન વાણીસ્વાતંત્ર્ય ન હતું. છાપખાનાંઓને ગમે તે છાપવાની છૂટ ન હતી. પ્રિફેક્ટ્સ અને સબ-પ્રિફેક્ટ્સ નીમી ડીપાર્ટમેન્ટ્સના સ્વશાસનના અધિકારો લઈ લેવામાં આવ્યા. આમ ચૂંટણીની જગાએ તેણે પસંદગીનો સિદ્ધાંત અપનાવ્યો. વહીવટી કેન્દ્રીકરણ, રાજકીય સ્વતંત્રતા પર અંકુશ અનેસંસ્થાનો પાછાં મેળવવાની નેપોલિયનની નીતિ આપણને લૂઈ ચૌદમા અને કોલ્બર્ટના જમાનાની યાદ આપે છે.

ક્રાન્તિએ રાષ્ટ્રવાદનો સિદ્ધાંત આપ્યો હતો, પણ સ્પેન અને જર્મની તરફની તેની નીતિમાંથી આપણને જાણવા મળે છે કે નેપોલિયન રાષ્ટ્રવાદનો વિરોધી હતો. તેણે ઇતિહાસમાં પોતાનું નામ અમર કર્યું છે. એક સમયે લગભગ સમસ્ત યુરોપમાં તેનું વર્ચસ્વ હતું, પણ તેની વધુ પડતી મહત્ત્વાકાંક્ષા, ખંડસ્થ પદ્ધતિ, સ્પેન, પ્રશિયા અને રશિયામાં થયેલી રાષ્ટ્રવાદની જાગૃતિ, પોપ તરફનું તેનું કઠોર વર્તન, રશિયામાંથી કરવી પડેલી પીછેહઠ, વૉટરલૂની હાર વગેરેને લીધે તેનું પતન થયું; છતાં તેની સિદ્ધિઓ ઘણી હતી.

## રશિયા

આ સમયે રશિયા યુરોપનું બીજું અગત્યનું રાજ્ય હતું. કેટલાક તેને યુરોપની સંસ્કૃતિનું છેલ્લું બાળક ગણે છે. મહાન પીટરે રશિયામાં ક્રાન્તિકારી સુધારા કર્યા. રાજકીય અને ધાર્મિક સુધારા કરી, તેણે રાજ્ય અને દેવળમાં પોતાનું વર્ચસ્વ સ્થાપ્યું. પશ્ચિમનો પોશાક, રીતભાત, નૃત્યકળા વગેરે અપનાવવામાં આવ્યાં. દાઢી રાખનારાઓ પાસેથી કર લેવાનો આગ્રહ રાખ્યો. સ્ત્રીઓને ઘરમાંથી બહાર હરવા-ફરવાની છૂટ આપી. વિજ્ઞાન અને

ગણિતના શિક્ષણને ઉત્તેજન આપ્યું. વહીવટી તંત્રમાંથી લાંચ-રુશ્વતની બદી દૂર કરવાનો પ્રયત્ન કર્યો. કારખાનાંઓ સ્થાપ્યાં. વેપાર-ઉદ્યોગને ઉત્તેજન આપ્યું. પત્ની, પુત્ર, બહેન વગેરે જે પીટરની નવી નીતિનો વિરોધ કરતાં હતાં તેમને શિક્ષા કરી. બાલ્ટિક સમુદ્રમાં રશિયાનું વર્ચસ્વ સ્થાપ્યું. યુરોપનાં રાજ્યોમાં હવે તેની ગણના થવા લાગી.

પીટરનું અધૂરું કામ કૅથેરાઈન બીજી અથવા મહાન કૅથેરાઈને કરવાનો પ્રયત્ન કર્યો. પશ્ચિમની સંસ્કૃતિની તે હિમાયતી હતી. તેણે શાળાઓ સ્થાપી અને વેપાર-ઉદ્યોગને ઉત્તેજન આપ્યું. વિદ્વાનોની એ આશ્રયદાતા હતી. વહીવટનું કેન્દ્રીકરણ કરીને તેણે રાજ્યમાં ઝરીનાની સત્તા વધારી. પોલૅન્ડની નબળાઈઓનો લાભ લઈ પોલૅન્ડનો મોટો ભાગ લઈ લીધો, અને ઑસ્ટ્રિયા અને પ્રશિયાને સંતોષવા તેમને લૂંટમાંથી ભાગ આપ્યો. તુર્કી પાસેથી ક્રિમીઆ પડાવી લીધું. તુર્કી તરફના તેના વલણને લીધે પૂર્વનો પ્રશ્ન ઉપસ્થિત થયો. રશિયાની ગણતરી હવેથી યુરોપના એક અગત્યના રાજ્ય તરીકે થવા લાગી. કોઈક વાર તે યુરોપનાં બે રાજ્યો વચ્ચેના ઝઘડામાં લવાદ તરીકે પણ કામ કરતું.

## ઇંગ્લૅન્ડ

આપણા સમયની શરૂઆતમાં ઈંગ્લૅન્ડનો રાજા ચાર્લ્સ બીજો ફ્રાન્સના રાજા લૂઈ ચૌદમાનો પેન્શનર હતો. તેની પછી ગાદીએ આવનાર જેમ્સ બીજો પણ ફ્રાન્સનો મિત્ર હતો. પણ ઈ. સ. ૧૬૮૮માં ઈંગ્લૅન્ડમાં રક્તહીન ક્રાન્તિ થઈ. જેમ્સ બીજાને ગાદી ઉપરથી ઉઠાડી મૂકવામાં આવ્યો. રાજાની આપખુદ સત્તાનો અંત આવ્યો. ઈંગ્લૅન્ડના રાજાએ બંધારણ પ્રમાણે વર્તવું જોઈએ એમ નક્કી થયું. તેને માર્ગદર્શન આપવા હકનું જાહેરનામું (Declaration of Rights) બહાર પાડવામાં આવ્યું. યુરોપમાં પણ રાજકીય સ્વતંત્રતાનો સિદ્ધાંત લોકપ્રિય બન્યો. લૂઈ ચૌદમાનો કટ્ટો દુશ્મન વિલિયમ ત્રીજો ઈંગ્લૅન્ડની ગાદી પર આવ્યો, તેથી લૂઈ ચૌદમો તેની મહત્ત્વાકાંક્ષાઓ પાર પાડી શક્યો નહિ અને સત્તાતુલા જળવાઈ રહી. સ્પેનના ગાદીવારસાના વિગ્રહમાં અંગ્રેજ સેનાપતિ માર્લબરોએ ચાર મહાન વિજયો મેળવ્યા અને ફ્રાન્સને હરાવવામાં આવ્યું. ઉટ્રેક્ટની સન્ધિથી ફ્રાન્સની પડતીની શરૂઆત થઈ. ઈંગ્લૅન્ડનો ઉદય થયો અને તેણે યુરોપ અને જગતમાં અગત્યનું સ્થાન ક્રમશઃ પ્રાપ્ત કર્યું.

ઑસ્ટ્રિયાના ગાદીવારસાના વિગ્રહમાં બ્રિટને ભાગ લીધો હતો પણ તેથી તેને ખાસ લાભ થયો ન હતો. પણ સપ્તવાર્ષિક વિગ્રહથી તેને ઘણો મુલક મળ્યો. હિન્દ અને અમેરિકામાં બ્રિટન અને ફ્રાન્સ વચ્ચે જે ઝગડો ચાલતો હતો તેનો અંત આવ્યો. ફ્રાન્સનું અમેરિકાનું સામ્રાજ્ય બ્રિટનના હાથમાં આવ્યું. હિન્દમાં સામ્રાજ્ય સ્થાપવાનાં ફ્રાન્સનાં સ્વપ્નાં સિદ્ધ ન થયાં. તેની રાજકીય અને લશ્કરી નબળાઇઓ તરી આવી. બ્રિટનના હિન્દી સામ્રાજ્યની શરૂઆત થઈ અને સમુદ્ર પર તેણે પ્રભુત્વ જમાવ્યું.

પણ કૅનેડાની જીતથી બ્રિટનને લાભને બદલે લાંબે ગાળે નુકસાન જ થયું. અમેરિકાનાં અંગ્રેજ સંસ્થાનોને ફ્રાન્સનો ભય રહ્યો નહિ. તેમણે બ્રિટન સામે માથું ઊંચક્યું અને સ્વતંત્રતા મેળવી. આમ જગતના એક મહાન રાષ્ટ્ર (અમેરિકાના સંયુક્ત રાજ્યો)નો જન્મ થયો. હિન્દમાં સામ્રાજ્ય મેળવીને બ્રિટને અમેરિકા ગુમાવવાથી પડેલી ખોટ પૂરી કરી. ઈ. સ. ૧૭૮૯ની ફ્રેન્ચ-ક્રાન્તિ પછી તે ફ્રાન્સ સાથે અથડામણમાં આવ્યું. નેપોલિયને યુરોપમાં લશ્કરી વિજયો મેળવ્યા હતા, પણ તે બ્રિટન જીતી શક્યો નહિ; કારણ કે બ્રિટને દરિયા પર પોતાનું વર્ચસ્વ ટકાવી રાખ્યું હતું. નેલ્સને નેપોલિયનને નાઇલ અને ટ્રફાલ્ગરનાં યુદ્ધોમાં હરાવ્યો હતો. બીજા અંગ્રેજ ડયુક ઑફ વેલિંગ્ટને તેને વૉટરલૂના યુદ્ધમાં સખત પરાજય આપ્યો હતો.

## પ્રશિયા

સદરહુ સમય દરમિયાન બ્રૅન્ડનબર્ગના ઇલેક્ટરને રાજાનો ઇલકાબ મળ્યો. ફ્રેડરિક પહેલો રાજા તરીકે ઓળખાવા લાગ્યો. તેનો દીકરો ફ્રેડરિક વિલિયમ પહેલો સારો વહીવટકર્તા હતો. તેણે સારું લશ્કર તૈયાર કર્યું, પણ તેનામાં આત્મવિશ્વાસનો અભાવ હતો તેથી તેની પરદેશનીતિ સફળ થઈ નહિ. પણ તેના કુંવર મહાન ફ્રેડરિકે (ઈ. સ. ૧૭૪૦-૮૬) પ્રશિયાની આબરૂ વધારી. મરાયા થેરિસા પાસેથી તેણે સાઇલેશીઆ પડાવી લીધું. પોલૅન્ડ પાસેથી તેને પશ્ચિમ પ્રશિયા મળ્યું. આમ તેના રાજ્યનો વિસ્તાર લગભગ બમણો થઈ ગયો. પ્રશિયાની

ગણુતરી હવે યુરોપના પ્રથમ વર્ગના રાજ્યમાં થવા લાગી. ફ્રેડરિક લોકકલ્યાણનાં કાર્યો પણ કર્યાં. તેણે ખેતી સુધારી, હુન્નર-ઉદ્યોગોને ઉત્તેજન આપ્યું, શાળાઓ સ્થાપી, ફોજદારી કાયદામાં સુધારા કર્યા, લોકોને ગમે તે ધર્મ પાળવાની છૂટ આપી અને છાપખાનાંઓને સ્વતંત્રતા આપી. ફ્રેડરિક સારો સેનાપતિ પણ હતો. સપ્તવાર્ષિક વિગ્રહમાં તેણે યુરોપના દેશોનો સફળતાથી સામનો કર્યો.

## ઑસ્ટ્રિયા

ઑસ્ટ્રિયાના હૅપ્સબર્ગો આ સમયે પૂર્વમાં તુર્કીના ભોગે રાજ્ય વધારવા માગતા હતા. બોરબોન વંશ સાથેની જૂની દુશ્મનાવટ તેઓ ભૂલી ગયા ન હતા. તેથી ફ્રાન્સને આગળ વધતું અટકાવવા તેઓ પ્રયત્ન કરતા. શહેનશાહ લીઓપોલ્ડ પહેલો લૂઇ ચૌદમા સામે સ્થપાએલ લીગ ઑફ ઑગ્સબર્ગ (Augsburg)માં જોડાયો હતો. તેણે તુર્કો પાસેથી હંગેરીનો મોટો ભાગ તથા બીજો મુલક પડાવી લીધો હતો. લીઓપોલ્ડ પહેલાના અનુગામી શહેનશાહ ચાર્લ્સ છઠ્ઠાએ પણ તુર્કો પાસેથી કેટલોક મુલક મેળવ્યો હતો. પણ તેની કુંવરી મરાયા થેરીસા જ્યારે તેની પછી ગાદીએ આવી ત્યારે પ્રશિયાના ફ્રેડરિકે તેની પાસેથી સાઈલેશિયા પડાવી લીધું. મરાયા થેરીસાએ ઑસ્ટ્રિયાનું નાણાંતંત્ર સુધાર્યું, ધર્મને નામે થતો જુલમ અટકાવ્યો, સામ્રાજ્યની પ્રજામાં એકતા જળવાય એવા પ્રયત્નો કર્યા અને સામ્રાજ્ય ટકાવી રાખ્યું. મરાયા થેરીસા પછી તેનો કુંવર જોસફ બીજો સત્તાસ્થાને આવ્યો. તેણે ઘણા સારા સુધારા કર્યા. તેનો આશય ઘણો સારો હતો. પણ પ્રજા તે સમજી શકી નહિ તેથી તેના સુધારા નિષ્ફળ ગયા. પોલેન્ડના વિભાજનમાં ભાગ લઈ તેણે સારો મુલક મેળવ્યો. તુર્કીની નબળાઇનો લાભ લઈ તેનો મુલક પચાવી પાડવાની તેના પૂર્વજોની નીતિ તેણે ચાલુ રાખી. રશિયા સાથે કરાર કરવામાં આવ્યા, પણ ઈંગ્લેન્ડ, હૉલેન્ડ અને પ્રશિયા વચ્ચે થયેલા ત્રિપક્ષી કરારને લીધે તુર્કી બચી ગયું.

## પોલેન્ડ

સોળમી સદીમાં પોલેન્ડ યુરોપનું અગત્યનું રાજ્ય હતું. તુર્કોના આક્રમણ સામે તેણે વિયેનાનું રક્ષણ કર્યું હતું. પણ તેના બંધારણમાં કેટલીક ખામીઓ હતી તેથી તે નબળું બન્યું. રાજાની ચૂંટણીના સમયે દેશ આંતરિક કલહ અને પરદેશી કાવાદાવાનો ભોગ બનતો. રાજા પાસેથી ઉમરાવો હક મેળવતા. જતે દિવસે રાજાની સત્તા નામની જ રહી. ખરી સત્તા ઉમરાવોના હાથમાં આવી. દરેક ઉમરાવને પોલેન્ડની પાર્લમેન્ટે કરેલા ઠરાવ સામે વીટો (veto) વાપરવાનો હક હતો. આથી ગમે તે ઉમરાવ મડાગાંઠ ઊભી કરી શકતો. ઉમરાવો ખેડૂતો પર જુલમ ગુજારતા. ધાર્મિક મતભેદોને લીધે પણ પોલેન્ડની નબળાઈમાં વધારો થયો હતો. કૅથોલિકો પ્રોટેસ્ટન્ટો પર જુલમ ગુજારતા. રશિયા, ઑસ્ટ્રિયા અને પ્રશિયાએ આ નબળાઈઓનો પૂરેપૂરો લાભ લીધો અને ત્રણ સત્તાઓએ મળી પોલેન્ડ વહેંચી લીધું.

## તુર્કી

આપણા સમયની શરૂઆતમાં તુર્કી નબળું રાજ્ય ન હતું, પણ ઈ. સ. ૧૬૮૩માં વિયેનામાં તેને હાર મળી ત્યારથી તેની નબળાઇઓ બહાર આવી. રશિયા અને ઑસ્ટ્રિયાએ તેનો લાભ લીધો અને તેની પાસેથી મુલક પડાવ્યો. પણ ફ્રાન્સ, ઇંગ્લેન્ડ વગેરે દેશોને તુર્કીમાં રસ હતો તેથી તેની દશા પોલેન્ડ જેવી ન થઈ અને તે બચી ગયું.

## સ્વીડન

ઈ. સ. ૧૬૬૦માં સ્વીડનનો બાળરાજા ચાર્લ્સ અગિયારમો ચાર વર્ષની વયે ગાદીએ આવ્યો, તેથી કારભાર અમીરોના હાથમાં હતો. ઉમરાવો સ્વાર્થી હતા. ઇંગ્લેન્ડ પાસેથી સોનું મળશે એ આશાએ સ્વીડન ફ્રાન્સ સામેના ત્રિપક્ષી કરારમાં જોડાયું. પણ ટૂંક સમયમાં જ લૂઈ ચૌદમાએ સ્વીડનને ખરીદી લીધું. હવે તેણે હૉલેન્ડ સામે કરાર કર્યા અને ફ્રાન્સનું મિત્ર બન્યું. સત્તાનાં સૂત્રો હાથમાં લીધા પછી ચાર્લ્સ અગિયારમાએ અમીરોને સીધા કર્યા અને સ્વીડનના વેપાર-ઉદ્યોગોને ઉત્તેજન આપ્યું. તેના મરણ પછી તેનો પાટવી કુંવર ચાર્લ્સ બારમો ગાદીએ આવ્યો. નવા રાજાએ કેટલાક લશ્કરી વિજયો મેળવ્યા, પણ તેનામાં દીર્ઘદૃષ્ટિનો અભાવ હતો. રશિયાના મહાન પીટરનું બળ આંકવામાં તેણે મોટી ભૂલ કરી હતી. લૂઈ ચૌદમા સાથે મૈત્રી-કરાર કરવાની તક તેણે ગુમાવી. જો તે ફ્રાન્સનો મિત્ર બન્યો

હોત તો રશિયાના પીટરનો સફળતાથી સામનો કરી શક્યો હોત. તેની ઉદ્ધતાઇને લીધે સ્વીડનના પતનને વેગ મળ્યો. ચાર્લ્સ બારમાના મરણ પછી સ્વીડનને નીસ્ટડ (Nystad)ની સંધિ કરવાની ફરજ પડી. આ સંધિથી સ્વીડનને બાલ્ટિક પ્રાન્તો ગુમાવવા પડ્યા. હવે તે ઉત્તરની મહાસત્તા ન રહી. તેનું સ્થાન રશિયાએ લીધું.

અત્યાર સુધી આપણે યુરોપનાં જુદાં જુદાં રાજ્યોના ઇતિહાસની રૂપરેખા જોઈ. અંતમાં આપણે આ સમયની કેટલીક નોંધપાત્ર હકીકત જોઈએ. આ સમયમાં ઇંગ્લેન્ડે સંસદીય લોકશાહીનો સફળ અખતરો શરૂ કર્યો. પાછળથી, લોકશાહીમાં માનનારા દેશોએ ઇંગ્લેન્ડનું અનુકરણ કર્યું. પણ સંસ્થાનોમાં ઇંગ્લેન્ડે જુદી જ નીતિ અપનાવી. પરિણામે તેને અમેરિકા ગુમાવવું પડ્યું અને આજના અતિ ધનવાન અને શક્તિશાળી રાષ્ટ્ર અમેરિકાનાં સંયુક્ત રાજ્યો (United States of America)નો જન્મ થયો.

શક્તિશાળી રાજ્યો આંતરરાષ્ટ્રીય નીતિ-નિયમોનું પાલન કરતાં ન હતાં અને સમય આવે નબળા પાડોશીનો મુલક પચાવી પાડતાં. પોલેન્ડનું વિભાજન, ફ્રેડરિકની સાઇલેશિયાની જીત અને તુર્કીના વિભાજન માટેના પ્રયત્નો પરથી એમ કહી શકાય કે આંતરરાષ્ટ્રીય નીતિ જેવું કાંઈ ન હતું.

આ સમયે રાજાઓ આપખુદ હતા; છતાં લોકકલ્યાણનાં કાર્યો તેઓ કરતા. તેથી ઇતિહાસમાં આ સમય કલ્યાણરાજ્યમાં માનનારા આપખુદ રાજાઓનો યુગ (Age of Enlightened Despots) તરીકે ઓળખાય છે. પણ લોકોનું હિત શેમાં રહેલું છે તે રાજાઓ પોતાની મેળે જ નક્કી કરતા. પ્રજામત જાણવાની તેમને દરકાર ન હતી.

ઈ. સ. ૧૭૮૯ની ફ્રેન્ચ ક્રાન્તિ આ સમયનો ઘણો જ અગત્યનો બનાવ હતો. યુરોપ અને જગત પર તેની ઘણી જ અસર થઈ.

*

# વિચાર • નવનીત

## વિચાર

'પુસ્તકાલય એ હાલના જમાનાની સૌથી વધારે લોકોપકારક જાહેર સંસ્થા છે. ગુજરાતના ધનિકોએ આખા ગુજરાતને વાવ, કૂવા, તળાવ વગેરે નવાણોથી શીતળ બનાવ્યો છે. પણ મુસાફરીનાં સાધનો બદલાતાં ધર્માદાની એ સંસ્થા અત્યારે એ રૂપે એટલી ઉપયોગી નથી. જૂનાં સદાવ્રતો હવે પાત્રને દાન આપી શકે તેવાં રહ્યાં નથી અને નાત-જમણ લહાણાં તો માત્ર કીર્તિદાન જ રહ્યાં છે. દુષ્કાળ, રેલસંકટ વગેરે પ્રસંગે આપેલાં દાનો પ્રાસંગિક જ ગણાય. જે કદાપિ જૂનું ન થાય, જેના લાભ લેનારા કદાપિ ખૂટે નહિ, એવું દાન વિદ્યાદાન જ છે. બીજા દેશોએ આ દાનને ઘણું મહત્ત્વ આપેલું છે. જગતના ઇતિહાસમાં હવે એવો સમય આવ્યો છે કે અમુક થોડા માણસોના જ્ઞાનથી દેશ પ્રગતિ કરી શકવાનો નથી, પણ અમુક જ્ઞાન તો દેશના લગભગ સર્વ માણસોમાં આવશ્યક છે. અને દેશોનો પરસ્પર સંબંધ એટલો ગાઢ અને નિકટ છે કે જ્ઞાનમાં પ્રગતિ નહિ કરનારો દેશ હવે ઇતિહાસમાંથી પોતાની મેળે ભૂંસાઈ જવાનો છે. જ્ઞાન એ કાંઈ વિદ્યાર્થી-અવસ્થામાં જ કે જિંદગીના એવા કોઈ અમુક ભાગમાં જ લઇને કૃતકૃત્ય થઈ જઇએ એવી વસ્તુ નથી. વિદ્યાર્થી-અવસ્થા ખરી રીતે જ્ઞાન મેળવી લેવાની અવસ્થા નથી, પણ ભવિષ્યમાં જ્ઞાન પોતાની મેળે મેળવી શકીએ તેની ઉમેદવારીની અવસ્થા છે. ખરી જ્ઞાનપ્રાપ્તિ તો આપણે વિદ્યાર્થી-અવસ્થા પૂરી કર્યા પછી જ કરવાની છે. અને તે જિંદગીભર સતત ઉદ્યોગ કરી કરવાની છે. આપણા વિદ્યાપીઠના પદવીધરો પણ આટલું નથી સમજતા; ખાનપાન, આહારવિહારમાં પરદેશીનું અનુકરણ કરે છે, પણ જીવનનું વધારે રહસ્યભૂત જ્ઞાન મેળવવાની બાબતમાં તેમની પાસેથી કશું નથી શીખતા, એ ખરેખર દેશના દુર્દૈવની વાત છે.

જ્ઞાન એટલું વિવિધ છે અને એટલું વિશાળ છે

કે કોઈ પણ એક માણસ માત્ર પોતાના અભ્યાસના એક જ વિષયનાં પણ બધાં પુસ્તકો ઘેર વસાવી ન શકે. જેમ પાણી જીવનને આવશ્યક છે પણ આપણે દરેક ઘેર કૂવો નથી રાખી શકતા, આખા ગામના પૈસા અને મહેનતથી ગામ ખાતે એક કૂવો રાખીએ છીએ, તેમ દરેક ઘેર પુસ્તકાલય નથી રાખી શકતા માટે આખા ગામ કે શહેરને માટે એક પુસ્તકાલય રાખવું જોઇએ. ગુજરાત જેમ ધર્માદાનાં નવાણો ગળાવતો હતો તેમ તેણે ધર્માદાનાં પુસ્તકાલયો ઉઘાડવાં જોઇએ. આપણા શ્રીમંતો જેમ ઘરમાં અભરાઈ ઉપર વાસણો રાખી મૂકે છે, બધાં વાસણો પોતાને ઉપયોગમાં આવતાં નથી, પણ ગામના સાર્વજનિક પ્રસંગે તે ધીરી શકે તેમાં પોતાના દ્રવ્યનું સાર્થકય સમજે છે, તેમ દરેક ધનિકે પણ, ભલે પોતાને ઉપયોગનાં ન હોય તોપણ, સારાં પુસ્તકોનું પુસ્તકાલય રાખવું જોઇએ અને ગામના બીજા માણસો તેનો ઉપયોગ કરે તેમાં પોતાના દ્રવ્યનું સાર્થકય અને પોતાની પ્રતિષ્ઠા સમજવાં જોઇએ. ગુજરાત, ધર્માદાની આ સુધરેલી નવીન પદ્ધતિમાં હજી ઘણો પછાત છે. લોકોએ જ ચલાવેલાં હોય તેવાં પુસ્તકાલયો, મ્યૂઝિયમ કે અજાયબઘરો, કેળવણીના અખતરાની શાળાઓ કે આશ્રમો, આપણા પ્રાંતમાં કેટલાં?'

**રામનારાયણ વિશ્વનાથ પાઠક**

['આલોચના'-સન ૧૯૪૪, પૃ. ૨૦૨-૨૦૪]

*

# નવનીત

## ભારતની આર્થિક વિચારધારાના જનક: ન્યાયમૂર્તિ રાનડે

મહારાષ્ટ્રીય વિદ્વાન, ફિલસૂફ અને રાષ્ટ્રભક્ત શ્રી મહાદેવ ગોવિંદ રાનડેનો જન્મ ઈ. સ. ૧૮૪૨ના જાન્યુઆરીની પહેલી તારીખે થયો હતો, અને ઓગણસાઠ વર્ષનું આયુષ્ય ભોગવી ચાલુ સદીના પહેલા જ વર્ષ (૧૯૦૧)માં જાન્યુઆરીની ૧૬મી તારીખે તેઓ દેવલોક પામ્યા હતા.

ચપળ બુદ્ધિના આ વિદ્વાનની કારકિર્દી અનુપમ હતી. તે સમયની મુંબાઈ સરકારના કેળવણીખાતામાં મરાઠી ભાષાંતરકાર તરીકે શરૂઆત કરી, મુંબાઈની એલ્ફિન્સ્ટન કૉલેજમાં અંગ્રેજી ભાષાના પ્રાધ્યાપક તરીકેનું પદ શોભાવી, મુંબાઈની હાઈકોર્ટમાં રીપોર્ટર તરીકે પણ તેમણે કામ કર્યું. પૂનાની અદાલતના ન્યાયાધીશ બનીને પછી મુંબાઈની હાઈકોર્ટના ન્યાયાધીશ તરીકેનું પદ પણ રાનડેએ સંભાળ્યું.

પરંતુ ઉપરની બાબતો માટે જ રાનડે મહાન નથી; તે ઉપરાંત એક મહાન તત્ત્વવેત્તા તરીકે, સમાજસુધારક તરીકે અને આર્થિક વિચારસરણીની સ્પષ્ટ રજૂઆત કરવામાં પહેલ કરનાર તરીકે તેઓનું નામ આપણા દેશના ઇતિહાસમાં સુવર્ણાક્ષરે લખાયેલું રહેશે. તેઓ પોતે માહિતીના તો જાણે ભંડાર હતા. "જીવતું પુસ્તકાલય"નું ઉપનામ પણ તેમને આ કારણે આપવામાં આવ્યું હતું. પોતાના જીવનનાં છેલ્લાં ૨૦ વર્ષ દરમિયાન તેઓ સામાજિક, આર્થિક અને રાજકીય સ્વાતંત્ર્યના પ્રખર હિમાયતી તરીકે પંકાઈ ચૂકયા હતા.

પૂનાની સાર્વજનિક સભા સ્થાપવામાં તેઓ અગ્રણી હતા અને આર્થિક તેમ જ સામાજિક ક્ષેત્રોમાં સુધારાઓ કરવા માટે આ સભાનું સ્થાન આગળ પડતું હતું. એક તરફથી તેમણે વિધવા-વિવાહનો જોરદાર પ્રચાર શરૂ કર્યો અને લગ્નવય-મર્યાદા વધારવાની તરફેણ કરી, જ્યારે બીજી તરફ ધીરજ અને બુદ્ધિપૂર્વક દેશની આર્થિક બાબતો તરફ લક્ષ આપીને, આર્થિક સુધારણા માટેની નીતિ અને કાર્યક્રમ દેશ સમક્ષ મૂક્યાં, જેણે આવતી પેઢીઓને ખૂબ ખૂબ માર્ગદર્શન આપ્યું છે.

રાનડેના સમય દરમિયાન દૃષ્ટિ કરીએ તો જણાય છે કે તે સમયે ઈસ્ટ ઇંડિયા કંપનીનો રાજ્યઅમલ પૂરો થયો હતો અને તેનું સ્થાન બ્રિટિશ સરકારના પ્રત્યક્ષ રાજ્યઅમલે લીધું હતું. પરંતુ ભારતીય પ્રજાને આ ફેરફારથી કોઈ રાહત મળી ન હતી. અંગ્રેજી વાતાવરણ અને ભણતરની અસરવાળું નોકરશાહી વહીવટીતંત્ર બ્રિટિશ સરકારના પ્રત્યક્ષ અમલ દરમિયાન પણ ચાલુ રહ્યું હતું.

આ સમયે રસ્તાઓ, પુલો, નહેરો અને રેલવેના

બાંધકામમાં ઠીકઠીક પ્રગતિ થઈ રહી હતી; પરંતુ કેળવણી, જાહેર આરોગ્ય અને આધુનિક રાજ્યની બીજી કલ્યાણકારી પ્રવૃત્તિઓના ક્ષેત્રમાં કાંઇ જ વૃદ્ધિ કરવામાં નહોતી આવી. કારણ કે ભારતીય નાણાંતંત્ર ઉપર ભારે લશ્કરી ખર્ચનો બોજો મૂકવામાં આવ્યો હતો. વળી, જે ખર્ચ લશ્કરમાં થતું તે માત્ર ભારતીય સરહદોના રક્ષણ માટે જ થતું એમ પણ નહિ; પરંતુ વિદેશોમાં લડાતાં યુદ્ધોમાં બ્રિટિશ જવાબદારીનો હિસ્સો પણ ભારતને માથે પડતો. આથી તે વખતની માથાદીઠ આવકના પ્રમાણમાં કરવેરાનો બોજ ઘણો ભારે હતો.

રાષ્ટ્રના દેશી ઉદ્યોગો અને હસ્તકલા લગભગ અદૃશ્ય થઈ રહ્યાં હતાં અને ભૂમિવિહીન મજદૂરોની સંખ્યા સર્વ પ્રદેશોમાં વધતી જતી હતી. તેમ છતાં ખેતીવાડીના ક્ષેત્રમાં કાંઈ પ્રગતિ થઈ નહોતી. ઈ. સ. ૧૮૯૫ ને ૧૮૯૯ના ગાળામાં ત્રણ ભારે દુષ્કાળોને લીધે ખેડાણ નીચે આવેલી જમીનનું પ્રમાણ ઘટ્યું હતું અને ભાવો ઝડપથી ઊંચા જતા હતા, ત્યારે મજદૂરોનાં વેતનો લગભગ સ્થિર રહ્યાં હતાં.

વળી, આવી કટોકટીના આ સમયમાં અંગ્રેજી વિચારસરણીમાં મુક્ત વ્યાપારવાદ અને વ્યક્તિવાદનું પ્રભુત્વ વધતું હતું. અને આ પ્રકારની વિચારસરણી માટે પક્ષપાત પણ એટલો બધો વધતો જતો હતો કે વહીવટકર્તાઓ તો એમ જ માનવા લાગ્યા હતા કે ભારતમાં સર્વ મુસ્કેલીઓ માટે ઉપર્યુક્ત વિચારસરણી જ રામબાણ ઇલાજ છે. ભારતના રાજ્યકર્તાઓના મનમાં તો સ્વૈરવિહાર અને મુક્ત હરીફાઈનું જાણે કે ભૂત ભરાયું હતું. અને તેઓ ભારતની વિશિષ્ટ પરિસ્થિતિને ધ્યાનમાં લેવા તૈયાર નહોતા. ભયંકર ગરીબીમાં પિસાતી ગ્રામપ્રજાને માટે જો સ્વૈર પદ્ધતિ મૂકવામાં આવે તો શું પરિણામ આવે તેની તેમને પરવા જ નહોતી.

અને અહીં જ ન્યાયમૂર્તિ રાનડેનું કામ શરૂ થતું હતું. તેમની તીક્ષ્ણ બુદ્ધિમત્તાએ આ વિચારસરણીનો પરપોટો જાણી લીધો અને તે સમયના રાજ્યકર્તાઓ દ્વારા ઊભા કરવામાં આવેલ આ સિદ્ધાંતની ભારતના સંદર્ભમાં પોકળતા ખુલ્લી કરી. ઇંગ્લૅન્ડ, જર્મની, ફ્રાંસ, ઇટલી અને અમેરિકાના અર્થશાસ્ત્રના સાહિત્યનો રાનડેનો અભ્યાસ ઊંડો હતો. ઈ. સ. ૧૮૯૨ અને ૧૮૯૮ દરમિયાન તેમણે અનેક લોકો સમક્ષ આ બાબતમાં વ્યાખ્યાનો કર્યાં.

'ઇન્ડિયન પોલિટિકલ ઇકૉનૉમી' નામનો એક મહત્ત્વપૂર્ણ નિબંધ તેમણે લખ્યો, જે ખૂબ જ પ્રસિદ્ધિ પામ્યો. આ નિબંધમાં તેમણે જણાવ્યું કે ઇંગ્લૅન્ડમાં તૈયાર થયેલા અર્થશાસ્ત્રના સિદ્ધાંતો દરેક સ્થળે અને દરેક સમયમાં આર્થિક નીતિ માટે સત્ય જ ઠરે છે એ વાત સ્વીકારી શકાય તેમ નથી. અર્થશાસ્ત્રનાં આ "મનાતાં સત્યો" સામાજિક, ન્યાયવિષયક, નીતિવિષયક ફેરફારોથી જરૂર ફેરફાર પામે છે, અને વિવિધ સ્થળો અને વિવિધ સમયમાં લાગુ પાડતાં પહેલાં તેમાં સુધારણા થવાની જરૂર રહે છે. જૂની રૂઢિગત વિચારસરણીની સામેના પ્રહારોમાં ઘણા વિદ્વાનોના અભિપ્રાયો એમણે ટાંકચા.

દાદાભાઈ નવરોજી અને રોમેશ દત્ત માફક રાનડેએ પણ બ્રિટિશ રાજ્યઅમલ દરમિયાન ભારતીય પ્રજાની વધતી ગરીબાઈ સામે પોતાનો અવાજ ઉઠાવ્યો. વળી, વધતા જતા લશ્કરી ખર્ચથી ભારતની ખેડૂત પ્રજા ઉપર વધતા કર–બોજની સામે પણ વિરોધ કર્યો. પરંતુ, આ બધી જ બાબતોમાં શ્રી રાનડેનો સ્પર્શ રાજકીય કરતાં આર્થિક બાબતોને વધુ ઘનિષ્ઠ હતો.

રાનડેની માન્યતા હતી કે રાજ્યની એ ફરજ છે કે તેણે રાષ્ટ્રીય હિતને ભોગે ક્ષણિક સ્વાર્થ ભોગવતા લોકોનું આ વલણ અટકાવવું જોઈએ; અને ખેતીવાડી, જાહેર સ્વાસ્થ્ય અને કેળવણીના વિકાસ માટે રાજ્યે પ્રવૃત્તિશીલ થવું જોઇએ. આ ઉપરાંત, તેમણે એક બાબત ખૂબ જ સ્પષ્ટ કરી હતી કે જેનું વિનિમય-મૂલ્ય છે તેવી સંપત્તિમાં વૃદ્ધિ કરવાથી જ રાષ્ટ્રીય કલ્યાણમાં વૃદ્ધિ થાય છે તે માન્યતા ખોટી છે; પરંતુ રાષ્ટ્રીય કલ્યાણની વૃદ્ધિ ત્યારે જરૂર થઈ શકે જ્યારે રાષ્ટ્રનાં બધાં જ ઉત્પાદક સાધનોનો વિવિધ-લક્ષી વિકાસ થાય. અને આથી જ તેમણે એવો અભિપ્રાય સ્પષ્ટપણે રજૂ કર્યો હતો કે રાજ્યે ઉદ્યોગોની સ્થાપના કરવી જોઇએ અને તેના વિકાસને મદદ આપવી જોઈએ.

શ્રી રાનડેએ બાર નિબંધોવાળું એક પુસ્તક બહાર પાડયું, જે મુખ્યત્વે ભારતીય અર્થશાસ્ત્રને સ્પર્શે છે અને

આ દેશના અર્થશાસ્ત્રીઓએ પાછળથી ખૂબ વખાણ્યું છે કે ભારતમાં અર્થશાસ્ત્રને લગતા નવા વિચારો આ પુસ્તક જરૂર આપે છે. આ પુસ્તકમાં શ્રી રાનડેએ એક સ્થળે લખ્યું છે કે આર્થિક રીતે વિકસિત પશ્ચિમનાં રાષ્ટ્રો અને એશિયા વચ્ચે પ્રાદેશિક ધોરણે જે શ્રમનો તફાવત રાખવામાં આવે છે તે તદ્દન અન્યાયી અને વૈજ્ઞાનિક દૃષ્ટિએ ખોટો છે. પૂર્વનાં રાષ્ટ્રો માત્ર કાચા માલનું જ ઉત્પાદન કરે અને પશ્ચિમનાં રાષ્ટ્રો તૈયાર માલનું ઉત્પાદન અને વેચાણ કરે તે અયોગ્ય છે. ભારતમાં કોઈ સ્થળે નિકાસમાં મદદ થાય તે માટે બંદર બાંધવામાં આવે અને લશ્કરની હેરફેરના હેતુથી રેલવે બાંધવામાં આવે તે પૂરતું નથી જ; કારણ કે કાચા માલના ઉત્પાદનમાં જે વૃદ્ધિ થાય છે તે મોટે ભાગે તૈયાર માલના ઉદ્યોગોના ભોગે થાય છે. તે સમયના બ્રિટિશ હિંદમાં આવી આર્થિક વિચારસરણી ભારતના આર્થિક સમુદ્ધાર માટે મૌલિક અને પ્રશંસાપાત્ર જરૂર ગણી શકાય.

વળી શ્રી રાનડેએ કોઈ રાજકીય તખ્તાનો ઉપયોગ પોતાના વિચારોની રજૂઆત માટે કર્યો નથી. જ્યારે તેઓ આર્થિક વિચારણાના ફેરફારની વાત કરતા હતા ત્યારે તેઓ માનતા હતા કે આર્થિક પ્રગતિ આપણા લોકોએ જાતે જ કરવાની છે.

તે સમયના યુવાનવર્ગ ઉપર રાનડેની પ્રતિભા ગજબની હતી. પ્રત્યક્ષ રીતે તેમણે હિંદી રાષ્ટ્રીય મહાસભાના કાર્યમાં ક્યારેય ભાગ નહોતો લીધો, છતાં એક વાત ચોક્કસ કે શ્રી ગોખલે જેવા કૉંગ્રેસી આગેવાનના ઘડતરમાં શ્રી રાનડેની આર્થિક બાબતોની વિચારસરણીની ભારે અસર હતી.

એવું ઘણીવાર કહેવાય છે કે જેમ રિકાર્ડો, માલ્થસ, મિલ વગેરેને આપણે અર્થશાસ્ત્રીઓ ગણીએ છીએ તેમ રાનડેને ન ગણી શકાય. એવી પણ દલીલ કરવામાં આવે છે કે આર્થિક બાબતોના પોતાના વિચારો રજૂ કરતી વખતે રાનડેના લખાણોમાં રાજકીય બાબતોનો બહુ ઉલ્લેખ આવતો હતો, અને પોતાની આર્થિક વિચારસરણીને સંકલિત સ્વરૂપમાં મૂકતાં રાજશાસ્ત્રીય ફિલસૂફી જેવું પણ એમાં લાગતું હતું. આવી દલીલ કરનાર લોકો એક વાત ભૂલે છે કે કોઈ પણ સમયની આર્થિક કે રાજકીય બાબતોને શુદ્ધ સ્વરૂપે રજૂ કરવાનું કામ ઘણું મુશ્કેલ છે. વળી તે સમયની દૃષ્ટિએ પણ તપાસવું જોઈએ કે રાનડેનો સમય ખૂબ રાજકીય પ્રવૃત્તિનો સમય હતો અને આર્થિક દૃષ્ટિએ વિચારની પ્રથાનો અભાવ હતો. ઈંગ્લેન્ડ અને બીજાં રાષ્ટ્રોની વાત કરીએ તો પણ જણાય છે કે અર્થશાસ્ત્રને શુદ્ધ સ્વરૂપે રજૂ કરવાનું મુશ્કેલ હતું અને સામાજિક ધ્યેયોના સંદર્ભમાં જ અર્થશાસ્ત્રનો વિચાર થયેલો છે.

રાનડેના પ્રયાસોની મહત્તા તેમણે કોઈ નવા સિદ્ધાંતો શોધ્યા છે માટે નથી, પરંતુ સિદ્ધાંતો અને હકીકતો વચ્ચેનો ગાળો પુરનાર તરીકે અને રાજકીય દાનતોને ખુલ્લી કરી આર્થિક કસોટીએ મૂકનાર મહાન વિચારક તરીકે તેમની મહત્તા જરૂર અનુપમ છે.

[મુંબાઈના દૈનિક 'The Times of India' જાન્યુઆરી, ૧૯૬૧ની રવિવારની આવૃત્તિમાં પ્રસિદ્ધ થએલા, શ્રી એન. દાસ લિખિત લેખ 'Ranade-Father of Indian Economic Thought'ના આધારે ઉપરોક્ત સંકલન શ્રી ન. ઉ. રાજગુરુ (અર્થશાસ્ત્રના અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ)એ તૈયાર કર્યું છે.]

*

# સામાન્ય જ્ઞાન

## પ્રશ્નો

**૧**

ભારતીય ઇતિહાસને કેટલા અને કયા વિભાગમાં વહેંચી શકાય છે?

**૨**

પ્રાચીન તેમજ અર્વાચીન ભારતની છ મુખ્ય લિપિઓનાં નામ આપો.

૩

સાત પ્રસિદ્ધ હીરાઓનાં નામ આપો.

૪

નીચેના હોદ્દા ધરાવતી વ્યક્તિઓનાં નામ આપો: યુ. એન.ના કાર્યકારી મહામંત્રી, ભારતની રીઝર્વ બૅંકના ગવર્નર, ટર્કીના પ્રમુખ, અમેરિકામાંના ભારતીય રાજદૂત, યુનિવર્સિટી ગ્રાન્ટ્સ કમિશનના અધ્યક્ષ, ભારતમાંના અમેરિકી રાજદૂત, ઉત્તર પ્રદેશના મુખ્ય પ્રધાન.

૫

લૅટિન અમેરિકાના દેશોનાં નામ આપો.

૬

નીચેના ગ્રંથોના લેખકોનાં નામ આપો: ફોરસાઈટ સાગા, સાકેત, પંચતંત્ર, પેરેનીઅલ ફિલૉસૉફી, લાઈફ ડિવાઈન, ઑટોબાયોગ્રાફી ઑફ ઍન અનનોન ઈન્ડીઅન, ચિત્રાંગદા, લોલિટા.

૭

૧૯૬૧ના વર્ષના પાંચ નોબેલ પારિતોષિક વિજેતાઓનાં નામ આપો.

૮

બૃહદ્ ભારત એટલે શું? કયા કયા દેશોમાં ભારતીય સંસ્કૃતિનો પ્રચાર થયો હતો?

૯

નીચેનાં શું છે, કયાં આવ્યાં અને શાને માટે જાણીતાં છે? ગોમ્મટેશ્વર, સાંચીનો સ્તૂપ, કોણાર્ક, મોઢેરા, ઉપરકોટ.

૧૦

દરેક વર્ષે ભારતીય પ્રજાસત્તાક, પોતાનાં પ્રજાજનોને કયાં કયા ઈલ્કાબો આપે છે?

## જવાબ

૧

ભારતીય ઇતિહાસને ત્રણ વિભાગમાં વહેંચી શકાય છે:

૧ પ્રાગ્ ઇતિહાસ (Pre-history). આનો સમય સામાન્ય રીતે ઈ. પૂ. ૨૦૦૦૦૦ થી ઈ. પૂ. ૩૦૦૦ સુધી ગણાય છે.
૨ આદિ ઇતિહાસ (Proto-history). આનો સમય ઈ. પૂ. ૩૦૦૦ થી ઈ. પૂ. ૭૦૦ સુધી.
૩ ઇતિહાસ (History). ઈ. પૂ. ૭૦૦ પછી અથવા ઈ. પૂ. ૩૦૦ પછી, જ્યારથી લેખિત સાધનો મળી આવે છે.

૨

બૌદ્ધ અને જૈન ગ્રંથોમાં ૬૪ અને ૧૮ લિપિઓનાં નામ મળે છે, જેમાંની ઘણી નાશ પામી ગઇ છે. ભારતમાંની છ મહત્ત્વની લિપિઓને નીચે પ્રમાણે ગણાવી શકાય:

૧ સિન્ધુ સંસ્કૃતિની લિપિ (ઈ. પૂ. ૩૦૦૦થી)
૨ ભારતના વાયવ્ય પ્રદેશની લિપિ ખરોષ્ઠી (ઈ. પૂ. ૭૦૦ થી ઈ. પૂ. ૪૦૦)
૩ બ્રાહ્મી (ઈ. પૂ. ૪૦૦ પછી અખિલ ભારતીય લિપિ)
૪ બ્રાહ્મીનાં ઉત્તર ભારતમાંનાં રૂપો: ગુપ્ત, શારદા, દેવનાગરી
૫ બ્રાહ્મીનાં દક્ષિણ ભારતનાં રૂપો: વટ્ટેલુટ્ટુ, ગ્રંથ, તામિલ.
૬ રોમન.

૩

સાત હીરાઓ નીચે પ્રમાણે છે: કોહિનૂર, પિટ, મોગલ, નિઝામ, ઓર્લોફ, હોપ, વિજય.

૪

ઉ થાન્ત, પી.સી. ભટ્ટાચાર્ય, જનરલ ગરસેલ, બી. કે. નેહરુ, ડી. એસ. કોઠારી, પ્રોફેસર ગૅલબ્રેથ, ચંદ્રભાણુ ગુપ્તા.

૫

લૅટિન અમેરિકાના દેશોનાં નામ નીચે પ્રમાણે છે: મેક્સિકો, ગ્વાટેમાલા, હૉન્ડુરાસ, નિકારા ગુઆ, કૉસ્ટારિકા, અલ સાલ્વાડોર, પનામા, કોલંબીઆ, ઇકવેડોર, બોલિવીઆ, ચીલી, આર્જેન્ટિના, ઉરુગ્વે, પેરુગ્વે, બ્રાઝિલ, ફ્રેન્ચ ગિયાના, ડચ ગિયાના, બ્રિટિશ ગિયાના, વેનેઝ્યુએલા, ડોમિનિકન પ્રજાસત્તાક, હાઇટી, કયૂબા, પેરુ.

૬

ગાલ્સવર્ધી, મૈથિલીશરણ ગુપ્ત, વિષ્ણુશર્મા, આલ્ડસ હક્સલે, શ્રી અરવિન્દ, નીરદ ચૌધરી, ટાગોર, વ્લાડીમીર નબોકોવ.

૭

૧ સાહિત્ય—આઇવો એન્ડ્રીક
૨ વૈદક—પ્રોફેસર જ્યૉર્જ ફૉન બેકેસી
૩ ભૌતિકશાસ્ત્ર—પ્રોફેસર રૉબર્ટ હૉગસ્ટેટર, ડૉ. રુડોલ્ફ મોઝબાઅર

૪ રસાયણશાસ્ત્ર–પ્રો. મેલવીન કેલ્વીન
૫ શાંતિ–સ્વ. દાગ હામરશલ્ડ

૮

જ્યાં જ્યાં ભારતીય સંસ્કૃતિ, સાહિત્ય અને ધર્મની અસર થઈ હતી તે પ્રદેશોને બૃહદ્ ભારત કહેવામાં આવે છે. આવા દેશોમાં ચીન, કોરિયા, મધ્ય એશિયામાં ખોતાન, બર્મા, સિલોન, મલાયા, જાવા, સુમાત્રા, કંબોડીઆ, કુનાન અને સીઆમ મુખ્ય છે.

૯

મ્હૈસૂરમાં શ્રવણ બેલ્ગોડામાં આવેલ પ્રસિદ્ધ જૈન શિલ્પ; જૂના ભોપાલ રાજ્યમાં આવેલ જાણીતો બૌદ્ધ સ્તૂપ, જે ઈ. પૂ.ના બીજા સૈકામાં તૈયાર કરવામાં આવ્યો હતો; ઓરિસ્સામાં પ્રસિદ્ધ સૂર્યમંદિર આવેલું છે તે સ્થળ; મહેસાણા (ઉ. ગૂ.)થી અઢાર માઇલને અંતરે આવેલ સ્થળ જ્યાં ગુજરાતનું જાણીતું સૂર્યમંદિર આવેલું છે; જૂનાગઢમાંની પ્રસિદ્ધ અને ઈ. સ.ના પહેલા સૈકા જેટલી જૂની ગુફાઓનું સ્થળ; આ ગુફાઓ બૌદ્ધ, જૈન અથવા આજીવક સંપ્રદાયની હતી.

૧૦

નવા વર્ષ દિને તથા રાણીની અધિકૃત જન્મગાંઠ પ્રસંગે અપાતાં માનચાંદની બ્રિટનમાંની પદ્ધતિને અનુસરીને, ભારત દર વર્ષે પ્રજાસત્તાક દિને નીચેના ઇલ્કાબોમાંથી બધા અથવા કેટલાક ઇલ્કાબો પસંદ કરાએલી વ્યક્તિઓને આપે છે: ભારતરત્ન, પદ્મવિભૂષણ, પદ્મભૂષણ, પદ્મશ્રી; આ ઉપરાંત વ્યક્તિગત શૌર્ય અને વીરતાના કાર્ય માટે પરમવીરચક્ર, મહાવીરચક્ર, વીરચક્ર, અશોકચક્ર, તથા વિદ્વાનોને તેમની વિદ્વત્તાની કદર તરીકે સર્ટિફિકેટ આપવામાં આવે છે.

[સંપાદક: જે. એમ. શુકલ, સંસ્કૃત અને પ્રાચીન ભારતીય સંસ્કૃતિના પ્રાધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કોલેજ, અમદાવાદ]

*

# દેશવિદેશના પ્રવાહો

**પુરુષોત્તમ ગણેશ માવળંકર**

## પ્રજાસત્તાક દિન

૨૬મી જાન્યુઆરીએ ભારતીય પ્રજાસત્તાકની સ્થાપનાને બાર વર્ષ પૂરાં થયાં. દુનિયાનાં નાનાંમોટાં અનેક નવોદિત સ્વતંત્ર રાષ્ટ્રોમાં ભારત એ રીતે હજી અગ્રિમ સ્થાને છે કે એમાં બંધારણીય સરકાર અને લોકશાહી-રીતરસમોનું માળખું ઠીક ઠીક પ્રમાણમાં અસ્તિત્વમાં છે. ઝંઝાવાતભર્યા સમયમાં અને કપરી આફતો વચ્ચે ભારતે પોતાની મજલ આજ લગી લોકશાહી માર્ગે કાપી છે એ ઓછા સંતોષની વાત નથી. પણ આપણા વર્તમાન પુરુષાર્થ ઉપર, અને ભાવિ માટેના સ્પષ્ટ દર્શન ને સુરેખ આદર્શો ઉપર છેવટે તો, ભારતીય પ્રજાસત્તાકના નિરોગી સાતત્યનો આધાર છે. આપણે હજી પડી ભાંગ્યા નથી એ ગૌણ વાત છે; સ્વાતંત્ર્ય, સમાનતા, ન્યાય પર આધારિત સ્વસ્થ અને સુંદર તરાહ આપણે હજી દેશમાં ઊભી કરી શક્યા નથી એ મહત્ત્વનો અને ચિંતાયુક્ત સવાલ છે. એ દૃષ્ટિએ, સ્વાતંત્ર્ય પહેલાં દરેક ૨૬મી જાન્યુઆરીએ આપણે 'પૂર્ણ સ્વરાજ્ય'ની જે પ્રતિજ્ઞા લેતા હતા એ જ પ્રતિજ્ઞા અને ભાવના આજે પણ એટલી જ, બલ્કે વધુ, મહત્ત્વની છે. સ્વાતંત્ર્ય ત્યારે જ ચાલુ રહે જ્યારે પ્રજા સ્વરાજ્ય અને સુરાજ્યનો સુંદર મેળ સતત ચાલુ રાખી શકે અને ઉપભોગી શકે.

*

## ચિરાયુ ગાંધીજી!

૩૦મી જાન્યુઆરીએ બાપુજીનો નિર્વાણદિન હતો. એમની પુણ્યસ્મૃતિ સાથે હવે, દેશ માટે કુરબાની આપનાર સહુ નાનામોટા, જાણ્યા-અજાણ્યા વીર-શહીદોની સ્મૃતિ પણ જોડાઈ છે, એ યોગ્ય જ છે. વીરપૂજા અને શહીદસ્મરણ પ્રેરણાદાયી અને પાવનકારી બની શકે છે. સદેહે જેઓ આજે આપણી વચ્ચે નથી એવા અનેકનાં કાર્યો અને આદર્શો આપણી વચ્ચે બરાબર જીવંત પડેલાં છે; એ કાર્યો અને આદર્શો હજી અધૂરાં છે; એ દિશામાં આપણો ફાળો આપીને આપણે એ વીર-શહીદોને જીવંત

રાખવાનાં છે. પૂનાના મરાઠી દૈનિક 'લોકશક્તિ'ના તા. ૧ ફેબ્રુઆરી ૧૯૪૮ના અંકમાં 'ચિરાયુ ગાંધીજી!'ના શીર્ષક હેઠળ છપાએલ સુંદર, ભાવવાહી અંજલિનું ગુજરાતી રૂપાંતર તે વખતે જ મેં કરી રાખેલું તે નીચે ઉતારું છું. એમાં વ્યક્ત થએલી ભાવના, આજે ૧૪ વર્ષ પછી પણ, કેટલી બધી મનનીય છે!

"મહાત્મા ગાંધીજી મરણ પામ્યા?

ના! શકય નથી. ગાંધીજી મરવાના નથી! ગાંધીજી અમર છે!

ગાંધીજી પર તરાપ મારવાની તારી શી છાતી, હે મૃત્યુ! આજ સુધી જેણે પોતાના ખભા ઉપર તને સહેલાઈથી રમાડ્યો, એને માત કરવાની તારી શી હિંમત! અમારા કાનોએ આજ સુધી ગાંધીજી અને મરણ એ બેનો સંબંધ કદી સાંભળ્યો નથી, સાંભળવાને અમે તૈયાર નથી! ગાંધીજી અમારામાંથી કદી પણ અદૃશ્ય થવાના નથી. જ્યાં સુધી હિંદી રાષ્ટ્ર જીવે છે ત્યાં સુધી ગાંધીજી જીવે છે. ગાંધીજી વગર હિંદુસ્તાન નથી. હિંદુસ્તાન વગર ગાંધીજી નથી. હિંદુસ્તાન અમર છે અને ગાંધીજી પણ અમર છે.

'ભૌતિક સુખ પાછળ દોડી પોતાના આત્માનો નાશ કરો મા'—એ અવિનાશી સત્ય પુકારનારી વાણી કેવી રીતે નષ્ટ થાય? 'ધર્મ મનુષ્યોને ભેગા આણે છે, જુદા નથી કરતો,'—એકચનો આ સંદેશો આપનારું અહિંસક હૃદય અદૃશ્ય થતું જાણ્યું છે કોઈએ? 'અન્યાયની સામે નમવામાં માણસાઈ નથી' એમ કહી દુર્બળોમાં પણ ચૈતન્ય રેડનારી શક્તિ શું પોતે જ હતબલ થશે? 'ઈશ્વરી ઈચ્છાને અનુકૂળ થવામાં જ મનુષ્યનો વિજય છે' એ બતાવી આપનારી નમ્ર, અને તેથી જ કાળને નમાવનારી, વૃત્તિ શું પોતે જ કાળવશ થશે?

શકય નહિ! અમારો એના પર વિશ્વાસ જ બેસતો નથી! એ વૃત્તિ ચિરંજીવ છે. આ રાષ્ટ્રની જ શું, જગતના સત્-પ્રવૃત્ત મનુષ્યોની નસેનસમાં એ સતત જીવંત છે. માટે 'મનુષ્ય' છે ત્યાં સુધી ગાંધીજી જીવે છે જ; ગાંધીજી ગયા એ માનવાને અમારું મન જરા પણ તૈયાર નથી!

ચિરંજીવ પુરુષને મારી નાખવાનો પ્રયત્ન કરવામાં, હે ગાંડા ખૂની, તેં શું મેળવ્યું? 'न हन्यते हन्यमाने शरीरे' એ વાત તારા ધર્મમાંથી તું શીખ્યો જ નહિ કે! તેં જે મારવા ધાર્યું એ અમર છે, અને અમર થયું! તારા આઘાત વડે એની શક્તિ, વ્યાપકતા અને ચિરંતનતા હજાર ગણી વધી! મારીને જે વસ્તુ તેં સાધવા ધારી તે તો કદી પણ સાધ્ય થવાની નથી. તને જે નથી જોઈતું એ જ માત્ર હવે થશે. આ જ સત્યનો ત્રણે ત્રિકાળ વિજય છે!!

ગાંધીજીના પિતૃહૃદયે તને ક્યારનીયે ક્ષમા આપી હશે, તારા માટે એ કરુણામય પાસે કરુણા સિવાય બીજું કશું નહિ હોય. અમે પણ તને ક્ષમા આપીએ છીએ. આવા ભૂલભર્યા માર્ગેથી તારું અને તારા જેવા બીજાઓનું મન વળે એ જ અમારી અખંડ પ્રાર્થના!"

*

## ગોવા: કેટલાક સવાલો

દીવ, દમણ અને ગોવાની પોર્ચુગીઝ વસાહતો કબજે કરી લઈને આપણે મોટી આંતરિક સિદ્ધિ મેળવી; પણ તે સાથે જ આપણાં નૈતિક મૂલ્યો અને આંતરરાષ્ટ્રીય વ્યવહારના આદર્શોની વિશિષ્ટતા આપણે ઠીક ઠીક ગુમાવી! પોર્ચુગીઝ વસાહતવાદ નઠારો, પ્રત્યાઘાતી, જુલ્મી અને અવાસ્તવિક હોવા વિષે સંદેહ નથી. પોર્ચુગલના સરમુખત્યાર ડૉ. સાલાઝારની જોહુકમી અને આપખુદશાહી વખોડવા જેવી જ છે. આફ્રિકામાંના પોર્ચુગીઝ 'ઍંગોલા' માં સાલાઝાર-હકૂમતે કરેલા અત્યાચારોને પાશવી ને જંગલી કહેવા એ પણ મોળા શબ્દો વાપરવા સમાન છે. બીજી તરફ, પોર્ચુગલ પાસેથી તો આપણે આપણું જે હતું તે જ લઈ લીધું એનો આનંદ પણ દરેક ભારતવાસીને મન ઓછો નથી. આપણા વાજબી હક્કો અને પ્રદેશો પરથી પરદેશીઓની લપછપ ચાલી જાય એ સદૈવ ઇચ્છનીય જ છે. ખાસ કરીને બ્રિટન અને ફ્રાન્સ એ બે મોટાં રાષ્ટ્રોએ વહેલું મોડું પણ સમય પારખીને પોતાની કાયદેસરની સાર્વભૌમ સત્તા ભારતખંડ પરથી જતી કરી, અને આપણી પ્રજાનો મિજાજ અને રંગ ઓળખી લઈને દુશ્મનાવટ થાય એ પહેલાં આપણી સાથે દોસ્તી બાંધી લીધી એ પ્રમાણે પોર્ચુગલે પણ કરવું જોઈતું હતું. પરંતુ, જો પોર્ચુગલ વસાહતવાદ પ્રત્યાઘાતી અને અવાસ્તવિક હોય તો આવી અગમચેતી ને સમજ એની પાસેથી કેવી રીતે અપેક્ષિત હોય?

ગોવા પર પોર્ચુગીઝ સાર્વભૌમત્વ હતું એથી તો

આપણે ૧૪ વર્ષ સુધી શાંત બેસી રહ્યા, મંત્રણાઓ પર ભાર મૂક્યો, સમજાવટની કોશિશ કરી! હવે, પંદર વર્ષે પોર્ચુગલ જેવું હતું તેવું જ અડિયલ જેવું રહ્યું તેથી પોર્ચુગીઝ સાર્વભૌમત્વ આપોઆપ જતું રહ્યું એમ કહેવાય ખરું? હકીકતમાં એ કદાચ ગયું એમ દલીલ ખાતર સ્વીકારીએ તો પણ કાયદેસર રીતે એ સાર્વભૌમત્વ પોર્ચુગલ પાસે નહોતું? આ સવાલો મહત્ત્વના છે, અને એના જવાબો આપવા જતાં સ્વાર્થ અને રાષ્ટ્રીય ભાવનાઓનો અતિરેક ન થવો જોઈએ. પોર્ચુગીઝ ગોવા જો ક્યારેય પોર્ચુગલનું નહોતું ને આપણું જ હતું તો આપણે એ તરત જ (૧૯૪૭માં જ્યારે બ્રિટનની હકૂમત ગઇ) કે પછી ૧૯૫૪માં (જ્યારે ફ્રાન્સની હકૂમત ગઈ) કેમ લઈ ન લીધું? વળી, જો આપણે શાંત ને અહિંસક માર્ગો વડે કામ લેવું હતું તો જુલાઈ–ઑગસ્ટ ૧૯૫૫ના 'ગોવા સત્યાગ્રહ' વખતે લાગ જોઈને આપણે કેમ ન વર્ત્યા? તે વખતે ભારતીય વીરોની અહિંસક તાકાત અને એમનાં લોહી ને કુરબાનીનો સુયોગ્ય મોકો આપણે કેમ જતો કર્યો? નેહરુ–સરકાર "કરવું કે ન કરવું" એ હૅમ્લેટ–સમી દ્વિધામાં કેમ પડી?

હવે, ગોવાનો કબજો આપણે ભારતીય લશ્કરી દળોથી લીધો એમાં આપણે બળ ઉપર મુસ્તાક રહીને, એકતરફી લગભગ, તોડ કાઢ્યો ન કહેવાય? જો કેવળ બળનો જ સવાલ હતો તો આ પ્રશ્ન અંગે મુકાબલા જેવું કશું શરૂઆતથી ખાસ હતું જ નહીં. ભારતીય સૈન્યો ગમે તે પળે અને ધારે ત્યારે ગોવામાં પ્રવેશી શકતાં હતાં! અને જાણે ક્ષણાર્ધમાં કિલ્લો સર કરી શકતાં હતાં! પરંતુ દેશ દેશ વચ્ચેના ઝઘડાના સવાલોના નિરાકરણ માટે સાર્વભૌમ રાષ્ટ્રોએ બળ નહીં વાપરવાની આપણી શાણી સુફિયાણી સલાહો, અને અત્યંત આવશ્યક એવી સલાહો, આપણા જ માર્ગમાં અંતરાયરૂપ હતી! તો પછી ગોવામાં ભારતીય સૈન્યો ડિસેંબર ૧૯૬૧માં પ્રવેશ્યાં ત્યારે આવા અંતરાયો આપણા માર્ગમાંથી ખસી ગયા હતા? કે પછી પોતે આંખો મીંચી દઇને, કોઈ જોતું નથી એમ માની લઇને દૂધ પી જનારી બિલાડીની જેમ આપણે આપણા અંતરાત્માના અવાજને ઘડીભર બંધ કરીને દુનિયા તરફ બેદરકાર રહીને રસ્તો કાપ્યો હતો?

પરદેશનીતિ પણ છેવટે તો રાષ્ટ્રની આંતરિક સલામતી, સમૃદ્ધિ અને પ્રતિષ્ઠા ટકાવવા માટે ને વધારવા માટે હોય છે એ સમજી શકાય. આપણે એવી દૃષ્ટિ સ્વીકારીએ તો આપણે જે કર્યું તે હજી કાંઈક ગળી જઈ શકાય! પણ આપણી પરદેશનીતિ તો હિમાલયસમી નીતિમત્તા અને ગૌરીશંકર સમા ઉચ્ચાદર્શો પર રચાએલી! એમાં આપણે હવે બાંધછોડ ન કરી? કે પછી, આપણે બે અલગ માપ માન્યાં? બીજાઓએ બળ વાપરવું નહીં, આપણે વાપર્યું તો બીજાઓએ એ સામે જોવું નહીં! જવાહરલાલજી કહે છે કે આપણે બળ વાપર્યું ખરું, પણ ઘણું ઓછું વાપર્યું! એટલે પારકાં ને આપણી વચ્ચે તફાવત 'માત્રા'નો જ ને? 'જાત'નો ખરો? સ્વાર્થની વાત આવી ને લાગ આવ્યો તો ભારત પણ લપસણી પર બેસીને નીચે સરકી પડી શકે છે એ પુરવાર ન થયું?

વળી, ગોવા કબજે કરવાની અત્યારે જ શી ઉતાવળ? ચૂંટણીઓ પછી આ 'ઑપરેશન' ન થાત? કે પછી, 'ઑપરેશન' કરવાથી ચૂંટણીનું મોટું ઑપરેશન વધારે સફળ કરવાની આકાંક્ષા હતી?

આ બધા સવાલો મનમાં ઊઠે છે. ભારતનાં લશ્કરી પગલાંઓને વડા પ્રધાન નેહરુ સમજાવી, બચાવી શકે છે. પણ જ્યાં સુધી સમજવાની અને સ્વીકારવાની વાત પારકાંઓને હાથે છે ત્યાં સુધી આવા સવાલો પુછાવાના અને આપણી ટીકાઓ થવાની!

*

## નવી જમાત!

પ્રજાસત્તાક ભારતનાં નવા બંધારણ હેઠળ સહુ ભારતીય નાગરિકોનો સમાન દરજ્જો સ્વીકારાયો; અને બ્રિટિશ સલ્તનત વખતે અપાતાં માનચાંદ-ખિતાબો વગેરેને રદ્દબાતલ કરાયાં. એ પગલું યોગ્ય દિશામાં હતું, પણ પાછળથી ભારત સરકારને, કોણ જાણે શાથી, પદવીઓનો ફરી મોહ જાગ્યો, અને દરેક પ્રજાસત્તાક દિને 'ભારતરત્ન', 'પદ્મવિભૂષણ', 'પદ્મભૂષણ' અને 'પદ્મશ્રી'ઓની નવી જમાત ઊભી કરાઈ. આ નવું પગલું તદ્દન બિનજરૂરી હોવા ઉપરાંત એમાં ભય ને બીમારી એ રહ્યાં છે કે આવી જમાતમાં બેસવા માટે, ને એમાં બેઠેલા, લોકો ખુશામતની ખાઈમાં જાણે-અજાણ્યે સરકી જાય! વળી, સરકારની મહેરબાની અગર કૃપાદૃષ્ટિ અને મંજૂરીનો સિક્કો લાગે તો જ સમાજમાં એવી વ્યક્તિઓની મહત્તા અંકિત થાય

એ પણ ઉત્તેજનપાત્ર વસ્તુ નથી. સ્વરાજ્ય પહેલાં, પરદેશી હકૂમત તળે પણ, ભારતીય પ્રજાએ એના અનેક નેતાઓને સ્વયંસ્ફૂર્ત ઉત્સાહથી વિવિધ પદવીઓ દ્વારા બિરદાવ્યા છે–જેમ કે, 'પંજાબ કેસરી' લાલા લજપતરાય, 'લોકમાન્ય' બાળ ગંગાધર ટિળક, 'મહાત્મા' ગાંધી, 'સરદાર' પટેલ, 'સ્વાતંત્ર્યવીર' સાવરકર, 'સેનાપતિ' બાપટ, 'નેતાજી' સુભાષચંદ્ર બોઝ! આ બધાઓના પ્રજાર્પિત ખિતાબો હરહંમેશ લોકજીભે રહેવાના ને લોકાક્ષરે ટકવાના! એની સરખામણીમાં, આ ૨૬મી જાન્યુઆરીએ નિર્માણ થએલાં 'પદ્મવિભૂષણો' વિજયાલક્ષ્મી પંડિત અને પદ્મજા નાયડુનાં નામચાંદ કેટલાં બધાં ઝાંખાં લાગે છે! એ બન્ને વ્યક્તિઓ આપણા માનની અધિકારી છે, પ્રથમ તો વિશેષ. તેમ છતાં કહેવું જોઈએ કે એકંદરે જે રીતે, જે દૃષ્ટિથી અને જે વ્યક્તિઓને આ બધાં આભૂષણો ભારત સરકાર આપે છે એ આભૂષણો ને એ આપવાની પ્રથા બન્ને નિરર્થક, ટીકાપાત્ર અને હાસ્યાસ્પદ છે. એમાં 'અહો રૂપમ્, અહો ધ્વનિ' પણ ઓછાં નથી! પણ આ વર્ષે સૌથી વધુ કમાલ થઈ છે પ્રમુખ રાજેન્દ્રપ્રસાદે પોતાને જ અર્પણ કરેલ 'ભારતરત્ન' પદવીની! મુંબઈના અંગ્રેજી દૈનિક 'ટાઈમ્સ ઓફ ઇંડિયા'ના ૨૬–૧–'૬૨ના અંકમાં મુખપૃષ્ઠ પર એ અંગે જે સમાચાર અહેવાલરૂપે છપાયા છે તે પણ એટલા જ વિચિત્ર અને ગળે ન ઊતરે એવા છે. પ્રમુખ રાજેન્દ્રપ્રસાદની લાંબી કારકિર્દી, દીર્ઘ સેવાઓ અને સ્વરાજ્ય પહેલાનાં ને પછીનાં વિવિધ સત્તા-પ્રતિષ્ઠા-સ્થાનો પરની એમની કામગીરીઓ વિષે બેમત છે જ નહીં. પ્રમુખ રાજેન્દ્રપ્રસાદ 'ભારતરત્ન' થવાને લાયક છે જ. એમ તો આ દેશમાં જન્મેલો દરેક જણ 'રત્ન' તો છે જ! પણ જે વિશિષ્ટ અર્થમાં 'ભારતરત્ન'ની સર્વોચ્ચ પદવી ભારત સરકારે પ્રસ્થાપિત કરી છે એ અર્થમાં પણ પ્રમુખ રાજેન્દ્રપ્રસાદ 'ભારતરત્ન' થવાને સંપૂર્ણ અધિકારી છે. પણ જ્યાં સુધી તેઓ પોતે પ્રમુખના હોદ્દા પર છે ત્યાં સુધી તેઓ જ પોતે પોતાની જાતને આવી પદવી એનાયત કરી શકે? એમાં કાયદાનો બાધ ન હોય તો પણ સર્વમાન્ય શિષ્ટતા ને આમન્યાનો બાધ નથી આવતો? પ્રમુખ રાજેન્દ્રપ્રસાદે અત્યાર સુધીમાં સર્વશ્રી રાજગોપાલાચારી, રાધાકૃષ્ણન, સી. વી. રામન, (ઈ.સ. ૧૯૫૪માં), સર્વશ્રી જવાહરલાલ નેહરુ, ભગવાનદાસ, વિશ્વેશ્વરૈયા (ઈ. સ. ૧૯૫૫માં), પં. ગોવિંદ વલ્લભ પંત (ઈ. સ. ૧૯૫૭માં), ડૉ. ધોંડો કેશવ કર્વે (ઈ. સ. ૧૯૫૮માં), એમ આઠ મહાનુભાવોને 'ભારતરત્ન' બનાવ્યા છે. 'ટાઈમ્સ'નો અહેવાલ ભારત સરકારના ગૃહખાતાની નોંધ ટાંકીને જણાવે છે કે પ્રમુખ રાજેન્દ્રપ્રસાદ આ વર્ષે વિધિસર ભારતરત્ન થયા પછી તરત ભારતરત્નોની પંક્તિમાં સર્વપ્રથમ સ્થાન લે છે, અને પરિણામે અગાઉના ભારતરત્નોનો નંબર એકેક નીચે ઊતરે છે! આવી ચડતી-પડતીની વ્યવસ્થા પણ વાજબી છે ખરી? સૌથી ઉત્તમ ને રાજમાર્ગ તો એ હતો કે પ્રમુખ રાજેન્દ્રપ્રસાદની નિવૃત્તિના છેલ્લા દિવસે કે એના બીજે જ દિવસે ભારત સરકાર કે નવા પ્રમુખ રાજેન્દ્રપ્રસાદને, ખાસ સત્તા દ્વારા પણ, 'ભારત રત્ન' બનાવે અને એમની સેવાઓની સુયોગ્ય તારીફ કરે! એટલે, આવતા પ્રજાસત્તાક દિન સુધી એમાં રાહ જોવાપણુંયે ન રહે! અલબત્ત, એમ કરવામાં પણ વધુ પડતી ઊતાવળનો દોષ તો વહોરવો પડત; પણ અત્યારની દોષયુક્તતા કરતાં એમાં ઘણી ઓછી હરકત જણાઈ હોત!

*

## સામાન્ય ચૂંટણીઓ

'પ્રાતિનિધિક લોકશાહી'માં ચૂંટણીઓ અનિવાર્ય છે; અને ચૂંટણીઓ ગમે તેટલી 'મુક્ત અને વાજબી' કરવા છતાં એમાં ઓછીવત્તી ગેરરીતિઓ ને ચાલાકી પેસી જવી અનિવાર્ય છે! લોક શિક્ષણ માટે ચૂંટણીઓ એક મહાન મોકો છે. અલબત્ત, કોઈ પણ રાજકીય પક્ષ એ મોકો સુયોગ્ય રીતે ઉપયોગમાં લેતો નથી! તેમાંય, બે વસ્તુઓ તો ભારે ખતરનાક છે: (૧) દરેક રાજકીય પક્ષ ઉમેદવારોની પસંદગીમાં નાત, જાત, ધર્મ વગેરે પર ખૂબ ભાર મૂકે છે અને એ રીતે વાડાબંધીને દૃઢ કરે છે. (૨) સત્તાસ્થાને રહેલ કૉંગ્રેસ પક્ષ સરકારી તંત્રમાંના માણસો ને સાધનોનો ગેરવાજબી લાભ ઉઠાવવાનું ખોટું કાર્ય કરે છે. વળી, ચૂંટણીઓમાં પૈસા પણ અઢળક ખર્ચાય છે. અને ગમે તે ભોગે બહુમતિઓ ટકાવી રાખવાની ને વધારવાની વૃત્તિ પણ કૉંગ્રેસ પક્ષે ચાલુ રાખી છે! લોકશાહીમાં વિરોધપક્ષ અને વિરોધી અભિપ્રાયોને માનભર્યું અને હક્કનું સ્થાન છે એનો અધકચરો સ્વીકાર કૉંગ્રેસી નેતાઓ કરે છે; પણ પ્રત્યક્ષ આચરણમાં તો કૉંગ્રેસી નેતાઓ ને સરકારો વિરોધપક્ષો તરફ તથા વિરોધી અભિપ્રાયો વ્યક્ત કરનારાઓ તરફ કેવળ નારાજી અને નફરત બતાવે છે એટલું જ નહીં પણ દ્વેષબુદ્ધિથી એમની તરફ જોઈને વેર વાળવાનું વળતું રાજકારણ પણ ખેલે છે!

*



# 'સત્ય જ સર્વોપરી છે'

'મારે મન સત્ય જ સર્વોપરી છે અને તેમાં અગણિત વસ્તુઓનો સમાવેશ થઈ જાય છે. આ સત્ય તે સ્થૂલ—વાચાનું—સત્ય નહીં. આ તો જેમ વાચાનું તેમ વિચારનું પણ ખરું. આ સત્ય તે આપણે કલ્પેલું સત્ય જ નહીં. પણ સ્વતંત્ર ચિરસ્થાયી સત્ય; એટલે કે પરમેશ્વર જ.

પરમેશ્વરની વ્યાખ્યાઓ અગણિત છે, કેમ કે તેની વિભૂતિઓ પણ અગણિત છે. એ વિભૂતિઓ મને આશ્ચર્યચકિત કરે છે, એ મને ક્ષણવાર મુગ્ધ પણ કરે છે. પણ હું પૂજારી તો સત્યરૂપી પરમેશ્વરનો જ છું. એ એક જ સત્ય છે અને બીજું બધું મિથ્યા છે. એ સત્ય મને જડ્યું નથી, પણ એનો હું શોધક છું. એ શોધવાને અર્થે જે વસ્તુ મને પ્રિયમાં પ્રિય હોય તેનો ત્યાગ કરવા હું તૈયાર છું, અને એ શોધરૂપી યજ્ઞમાં આ શરીરને પણ હોમવાની મારી તૈયારી છે અને શક્તિ છે એવો મને વિશ્વાસ છે. પણ એ સત્યનો હું સાક્ષાત્કાર ન કરું ત્યાં લગી મારો અંતરાત્મા જેને સત્ય ગણે છે તે કાલ્પનિક સત્યને મારો આધાર ગણી, મારી દીવાદાંડી ગણી, તેને આશ્રયે મારું જીવન હું વ્યતીત કરું છું.

આ માર્ગ જો કે ખાંડાની ધારે ચાલવા જેવો છે, છતાં મને એ સહેલામાં સહેલો લાગ્યો છે. એ માર્ગે જતાં મારી ભયંકર ભૂલો પણ મને નજીવી જેવી લાગી છે. કારણ કે એ ભૂલો કરતાં છતાં હું બચી ગયો છું અને, મારી સમજણ પ્રમાણે, આગળ પણ વધ્યો છું. દૂરદૂરથી વિશુદ્ધ સત્યની—ઈશ્વરની—ઝાંખી પણ કરી રહ્યો છું. સત્ય જ છે, એ સિવાય બીજું કાંઈ જ આ જગતમાં નથી, એવો મારો વિશ્વાસ દિનપ્રતિદિન વધતો જાય છે............વળી, જેટલું મારે સારુ શક્ય છે તેટલું એક બાળકને સારુ પણ શક્ય છે એમ હું વધારે ને વધારે માનતો થયો છું, અને તેને સારુ મારી પાસે સબળ કારણો છે. સત્યની શોધનાં સાધનો જેટલાં કઠણ છે તેટલાં જ સહેલાં છે. એ અભિમાનીને અશક્ય લાગે અને એક નિર્દોષ બાળકને તદ્દન શક્ય લાગે. સત્યના શોધકને રજકણથી પણ નીચે રહેવું પડે છે. જગત આખું રજકણને કચડે છે, પણ સત્યનો પૂજારી તો રજકણ સુદ્ધાં તેને કચડી શકે એવો અલ્પ ન બને ત્યાં સુધી તેને સ્વતંત્ર સત્યની ઝાંખી પણ દુર્લભ છે. આ વસ્તુ વસિષ્ઠ-વિશ્વામિત્રના આખ્યાનમાં સ્પષ્ટ બતાવવામાં આવી છે. ખ્રિસ્તી ધર્મ અને ઈસ્લામ પણ એ જ વસ્તુ સિદ્ધ કરે છે.

જે પ્રકરણો હું લખવાનો છું તેમાં જો વાંચનારને અભિમાનનો ભાસ આવે તો તેણે અવશ્ય સમજવું કે મારી શોધમાં ખામી છે અને મારી ઝાંખીઓ તે ઝાંઝવાના નીર સમાન છે. ભલે મારા જેવા અનેકોનો ક્ષય થાઓ, પણ સત્યનો જય થાઓ. અલ્પાત્માને માપવાને સારુ સત્યનો ગજ કદી ટૂંકો ન બનો.'

મોહનદાસ કરમચંદ ગાંધી

['સત્યના પ્રયોગો અથવા આત્મકથા', ૧૯૪૭; 'પ્રસ્તાવના' માંથી–પૃ. ૮-૯]

# અભ્યાસ

વિચાર અને વિવેચનનું સામયિક



"હું નાનાં મોટાંને બધાંને એક જ વાત સમજા
છું. અને તે એ કે જાનમાલની થોડી દરકાર કરજો—અ
ખૂબ સંભાળ રાખજો; તે કેમ વધે તેવા ઉપાય લેજો.
તે દોલતમાંથી પેદા નહીં થાય; પણ દોલત અને દુન્યવ
વસ્તુઓ સદ્ગુણ હશે તો મળી રહેશે.....

એટલું તો તમારે ચોક્કસ યાદ રાખવાનું છે કે ન
માણસને જીવતાં કે મરતાં દુઃખ હોય જ નહીં. તેવા
ખુદા છોડતો જ નથી. સત્યવાન સદા ય સુખી

સૉ

['એક સત્યવીરની કથા અથવા સૉક્રેટીસનો બચાવ'
મોહનદાસ કરમચંદ ગાંધી, સન ૧૯૪૧, પૃ. ૧૯ ને

વર્ષ ૧
અંક ૭
ફેબ્રુઆરી • ૧૯૬૨
સંપાદક • પુરુષોત્તમ ગણેશ માવળંકર

# અભ્યાસ

સંપાદક : પુરુષોત્તમ ગણેશ માવળંકર

વર્ષ ૧ • અંક ૭
ફેબ્રુઆરી ૧૯૬૨

## અનુક્રમ



*

## નિવેદન

'અભ્યાસ'નો આ સાતમો અંક પ્રગટ થતાં હવે કુલ ૪૨૮ પાનાં પ્રસિદ્ધ કર્યાં છે, અને અત્યાર સુધીમાં ૪૨૮ ગ્રાહકો નોંધાયા છે! હજી સુધી જાહેરખબરો લીધી નથી, અને ગ્રાહકોની સંખ્યા હજી ઠીક ઠીક વધારવી પડશે. ઑગસ્ટ ૧૯૬૧માં 'અભ્યાસ' શરૂ કર્યું ત્યારે મેં એને મોટું વ્યક્તિગત સાહસ ગણેલું; પણ દિનપ્રતિદિન અનેક મિત્રોના સક્રિય સહકાર અને ટેકાથી મને ઘણી હૂંફ મળી છે. સહુનો હું ઋણી છું.

વાચકો અને ગ્રાહકોનો હજી વધારે ટેકો અને સતત સહકાર મળતો રહેશે તો 'અભ્યાસ'નું પ્રકાશન બીજા વર્ષમાં અને ત્યાર પછી પણ ચાલુ રાખી શકાશે. હાલના દરેક ગ્રાહક ભાઈ-બહેન ઓછામાં ઓછા એક નવા ગ્રાહક મેળવી આપે તો મોટી મદદ થાય. પહેલા અંકથી જ નવા ગ્રાહકો નોંધાય છે અને પાછલા બધા અંકો એમને અપાય છે. સહાય સારૂ સહુને હું સહૃદય વિનંતી કરું છું.

૨૮ ફેબ્રુઆરી ૧૯૬૨ * **પુરુષોત્તમ ગણેશ માવળંકર**

**અભ્યાસ**

* વાર્ષિક લવાજમ રૂપિયા આઠ, છમાસિક રૂપિયા પાંચ, છૂટક અંકનો રૂપિયો એક.
* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.

મુદ્રક અને પ્રકાશક: પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

# નૈવેદ્ય

वाङ् मे मनसि प्रतिष्ठिता। मनो मे वाचि प्रतिष्ठितम्। आविरावीर्म एधि। वेदस्य म आणी स्थः। श्रुतं मे मा प्रहासीत्। अनेनाधीतेनाहोरात्रान् संदधामि। ऋतं वदिष्यामि। सत्यं वदिष्यामि। तन्मामवतु। तद्वक्तारमवतु। अवतु मामवतु वक्तारमवतु वक्तारम्। ओम् शांतिः शांतिः शांतिः।
—ऐतरेयोपनिषद् अध्याय ७

**ભાવાર્થ:** વાણી (વિદ્વાનોની ગ્રંથનિવિષ્ટ અથવા પ્રવચનોમાં બોલેલી વાણી, ભાષા) મારા મનમાં પ્રતિષ્ઠિત છે; (એ વાણીનો અર્થ, મારા મનમાં, આકલન થયા પછી, સ્થિર રહ્યો છે.) હે વાણી, તું મારે માટે સ્પષ્ટ રીતે પ્રકટ થા. તમે બંને (વિદ્વાનોની વાણી અને તેનું ગ્રહણ કરનાર મારું મન) મને પ્રાપ્ત થતા સાચા જ્ઞાનને પકડી રાખનાર સાંણસી જેવાં છો; (વિદ્વાનોની વાણી અને તેનું મનમાં કરેલું ચિંતન, આ બે સાચા જ્ઞાનનાં સાધનો છે.) મારું સત્ય જ્ઞાન (શ્રવણ અને મનનથી મળેલું જ્ઞાન) મને કદાપિ છોડીને ન જાય. આવા જ્ઞાનની ઉપાસના હું રાતદિન ચાલુ રાખીશ. હું ઋત બોલીશ (વિદ્વાનોની વાણીથી મળેલું જ્ઞાન બીજાને આપીશ); હું સત્ય બોલીશ; (મનનથી થયેલું જ્ઞાન બીજાને આપીશ). આ ઋત તથા સત્ય, બોલનાર (મને) તથા સાંભળનારને, સુખ આપો.

**નોંધ:** ऐतरेय उपनिषद्ના કર્તા ऐतरेय (આ શબ્દની વ્યુત્પત્તિ બતાવે છે તેમ,) इतरा એટલે શૂદ્રા સ્ત્રીનો પુત્ર હોવા છતાં, પરમજ્ઞાની અને મહાન તત્ત્વચિંતક હતો. તેના જીવનવિષયક ઉચ્ચ વિચારોનો સાર જેમાં સંગૃહીત છે, તે ઐતરેય ઉપનિષદ્; તેના સમાપ્તિભાગમાં આવેલી પ્રાર્થનાના મંત્રો, ઉપર આપેલા છે. જીવનની સાધનામાં, જ્ઞાનની અખંડ ઉપાસના, એ બહુ જ મહત્ત્વનો ભાગ ભજવે છે. વિદ્વાનોએ લખેલા ગ્રંથો અથવા આપેલાં પ્રવચનો, જ્ઞાનનું એક અંગ છે; અને મનન એ બીજું અંગ છે. ઉચ્ચ ગ્રંથોનું અધ્યયન અને તેનું મનન–આ બંને, સાચા અથવા પરિપૂર્ણ જ્ઞાનને માટે અત્યંત આવશ્યક છે. આ બન્નેને માટે ઐતરેય ઋષિ કેટલો જાગરૂક હતો, તેનો ખ્યાલ, 'મારું આ અધ્યયન તથા મનન રાતદિન ચાલો' એ તેના હૃદયમાંથી આવેલા ઉદ્‌ગારો ઉપરથી, આવી શકશે. 'અધ્યયન તથા અધ્યાપન દ્વારા આવી જ્ઞાનની અખંડ ઉપાસના એ જ, જીવનમાં, સુખ તથા શાંતિનો શ્રેષ્ઠ ઉપાય છે' એવો ઉદાત્ત સંદેશ, પ્રસ્તુત પ્રાર્થના દ્વારા, ઐતરેય ઋષિ, જગતને આપે છે.

[સંપાદક : રા. બ. આઠવલે, સંસ્કૃત અને પ્રાચીન ભારતીય સંસ્કૃતિના માનાર્હ પ્રાધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

*

# પક્ષભેદ અને પક્ષદ્વેષ

## વામન મલ્હાર જોશી

[મહારાષ્ટ્રના સુપ્રસિદ્ધ સાહિત્યિક અને મૌલિક વિચારક પ્રોફેસર વા. મ. જોશીએ 'કેસરી' પત્રમાં ઑક્ટોબર, ૧૯૧૫માં લખેલા ત્રણ લેખોનો શ્રીમતી પૂર્ણિમા પુ. માવળંકરે કરેલો અનુવાદ]

### લોકહિત જ, પણ આજનું કે પાંચસો વર્ષ પછીનું?

ऊर्ध्वबाहुर्विरौम्येष न च कश्चिच्छृणोति माम् ।
उभौ जनहिते दक्षौ वृथान्योन्यं जिघांसतः ।।
—व्यासचरणसेवी वामनः

["હાથ ઊંચા કરીને હું બરાડા પાડું છું, છતાં મારું કોઈ સાંભળતું નથી કે—બંને જનહિતમાં દક્ષ છે (છતાં) નકામા એકબીજાને મારી નાખવા માગે છે!"]

આજકાલ ભારતમાં અને ખાસ કરીને મહારાષ્ટ્રમાં જે તડ નજરે પડે છે તેનાં મૂળમાં વ્યક્તિવિશિષ્ટ મનોવિકાર થોડાઘણા નહીં હોય એમ નથી; તેમ છતાં વ્યક્તિદ્વેષ વગેરે કારણો કરતાં એમાં વધુ ઊંડું અને સબળ એવું કંઈક છે, એવું આ લેખકને તો લાગે છે. આ તડ માત્ર રાજકીય બાબતમાં જ નહીં, પણ સામાજિક, ધાર્મિક, ઔદ્યોગિક વગેરે બધાં જાહેર પ્રયત્ન-ક્ષેત્રોમાં નજરે પડે છે. રાજકારણનો ઊભરો આવ્યા પહેલાં પણ મહારાષ્ટ્રમાં પક્ષભેદ તો હતા જ, એટલે રાજકારણના વંટોળમાં મનોવિકાર વગેરેનું પણ જે પૂર આવ્યું, એ પૂરને લીધે જ આ કાંઠા બંને તરફ ઉત્પન્ન થયા એમ કહી ન શકાય. આ કાંઠા કુદરતી એટલે કે ભિન્ન વિચારપ્રવાહોને લીધે સ્વભાવતઃ જ ઉત્પન્ન થયા છે. રાજકારણને કારણે એમની વચ્ચેનું અંતર વિશેષ વધ્યું છે એમ બહુ બહુ તો કહી શકાય.

અમારો જ પક્ષ તેટલો સાચો; સામા પક્ષની બાજુએ ન્યાય નથી, નીતિ નથી, વ્યવહાર નથી, સમાજ-શાસ્ત્ર નથી, રાજકારણ નથી, કશું નથી; એ લોકો બધા લુચ્ચા, સ્વાર્થસાધુ, દુરાગ્રહી છે' એવું કહેનારા લોકો દરેક પક્ષમાં છે અને હોવાના જ; પણ તે ખૂબ થોડા અને ઘણુંખરું અલ્પજ્ઞ હોય છે. કેટલાક ડાહ્યાડમરા માણસો પણ 'લોકનાયક પાસે સમાજશાસ્ત્ર જ્ઞાનને નામે આંબળા જેટલું' એવું કહેતા અને લખતાં પણ ક્યારેક દેખાય છે. પરંતુ અહીં એમનો ઉલ્લેખ કરવાનું કારણ નથી.

'તમને રાજદરબારી માન જોઈએ છે' એમ એકે કહેવું અને બીજાએ 'તમને લોકૈષણા છે' એવું વળતું કહેવું, એવા પ્રકારની બોલાચાલી કરવાની આ જગ્યા નથી. જેને આંખ છે અને જે સહૃદય છે એને બંને પક્ષમાં રહેલાં ઉચ્ચ સ્વાર્થત્યાગ અને લોકહિત વિષે ખરે-ખરી લાગણી દેખાઈ આવશે. આ વાત થઈ નીતિ-દૃષ્ટિએ. સમજદારી પણ ઈશ્વરે એક પક્ષને આપી છે અને બીજાને નહીં એવું પણ કંઈ નથી. રાજનીતિશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, માનસશાસ્ત્ર વગેરે જાહેર વ્યવહારને ઉપ-યોગી એવાં શાસ્ત્રોમાંથી આધાર લઈ બન્ને પક્ષો પોતાનાં તત્ત્વોનું અને ધોરણોનું ખાસ્સું સમર્થન કરી શકશે.

ઓછીવત્તી સમજદારી અગર કયા પક્ષમાં શ્રેયસ્કરપણું છે એ આગળ ઉપરનો પ્રશ્ન છે. બીજા પક્ષનું કહેવું શું છે એ બરાબર સમજ્યા પછી એ પ્રશ્ન હાથ ઉપર લેવાશે.

એકાદ વિશિષ્ટ રાજકીય, સામાજિક અથવા બીજો કોઈ વિષય ઉપસ્થિત થયા પછી વાદવિવાદના અખાડામાં અને ઝઘડાની ચકરીમાં જે ધૂળ ઊડે છે, જે પ્રચંડ પવન વાવા લાગે છે અને જે મોજાંઓ ઊછળે છે એની તરફ આપણે હમણાં જોવાનું નથી; પણ ઝઘડાનું ઉગમ-સ્થાન ક્યાં છે એ જોવાનું છે. વર્ષાઋતુમાં વરસાદ કેમ પડે છે, ભયજનક ગડગડાટ કેમ થાય છે અને પ્રાણઘાતક વીજળીઓ કેટલેક ઠેકાણે કેમ પડે છે, એની જાણ થઈ એટલે અમુક એક જગ્યાએ અથવા સમયે વરસાદ કેમ પડ્યો નહીં, અથવા ગડગડાટ ઓછો અથવા વધારે કેમ થયો, વીજળી ચમકી પણ પડી કેમ નહીં વગેરે પર-ચૂરણ પ્રશ્નોનું કંઈ ખાસ મહત્ત્વ રહેતું નથી; કારણકે આ ફેરફાર સ્થાનિક, આકસ્મિક અને પરચૂરણ કારણો પર આધાર રાખે છે. સભામાં, વર્તમાનપત્રોમાં અથવા ખાનગી સંભાષણોમાં શત્રુપક્ષ વિષે થતી અપશબ્દ-વર્ષાનું અથવા ગર્જનાનું મૂળ કારણ પહેલાં સમજાયું એટલે પછી તે તે ગામોમાંની વિશિષ્ટ હવાને લીધે, એમાંનાં ઉત્સાહની ઓછીવત્તી ઉષ્ણતાને લીધે, નાયકરૂપી સૂરજનાં ઓછાં-

વર્તાં સાન્નિધ્યને લીધે અથવા બીજાં કારણોસર એમાં શા શા અને કેવા કેવા ફરક પડે છે એ સમજવું કંઈ બહુ અઘરું નથી.

## એક મૂળ કારણ

એવું એક મૂળ કારણ કયું એ આ લેખમાં બતાવવાનું યોજ્યું છે. બંને પક્ષોને લોકોનું હિત જ કરવાનું છે; પણ એક પક્ષ વર્તમાન ફળ તરફ વધારે ધ્યાન આપે છે અને બીજો પાંચસો વર્ષ પછીનાં ભવિષ્યનાં ફળ તરફ વધારે ધ્યાન આપે છે, એવી ઉપપત્તિ એક રીતે જોતાં આ મૂળ કારણની આપી શકાય એવું આ લેખકને લાગે છે. 'પાંચસો' એ સંખ્યા અહીં ઉપલક્ષણાત્મક છે; અમુક વર્ષ અથવા અમુક કાલાવધિ બતાવવાનો હેતુ અલબત્ત નથી.

દાખલા તરીકે, 'જાતિભેદ' એ એક પ્રત્યક્ષ સામાજિક પણ અપ્રત્યક્ષ રાજકીય એવો પ્રશ્ન લઈએ. સામાજિક જહાલ એ ઘણુંખરું રાજકીય મવાલ હોય છે; અને રાજકીય જહાલ એ ઘણી વખત સામાજિક મવાલ હોય છે. વરાડમાંના જહાલ સુધારકો છે અને મહારાષ્ટ્રમાંના કેટલાક જહાલો 'વિધવાવિવાહ' પર અનુકૂળ ભાષણો કરે છે, એવાં કેટલાંક અપવાદ સમાં ઉદાહરણો બાદ કરીએ તો ઉપરનો સિદ્ધાંત સામાન્યપણે માન્ય રાખવામાં વાંધો નથી.

રાષ્ટ્રીય પક્ષ જાતિભેદ તોડવાની વિરુદ્ધ છે એમ કહેવા કરતાં, એ વિષે તેઓ બહુ ઉત્સુક નથી એમ કહેવું વધુ યોગ્ય થશે. બ્રાહ્મણ લોકનાયકોથી પોતાનો પરંપરાગત અધિકાર છૂટતો નથી એવું કહેવાનો કંઈ અર્થ નથી. નીચલી જાતિના લોકોએ સદૈવ અજ્ઞાની અને એકંદરે હલકી સ્થિતિમાં રહેવું એવી બ્રાહ્મણ નેતાઓની ઇચ્છા છે એમ કહેવું ખોટું છે. માન-માન્યતા ગુણ પર આધાર રાખે છે એ તત્ત્વ જાતિભેદ વિરુદ્ધ ચળવળ ન કરનારાઓને પણ સમન્નય છે; પણ જન્મ પર ગુણ અવલંબે છે, એવું એમાંના કેટલાક જણને લાગે છે, અને જેમને એવું લાગતું નથી એ લોકો પણ પ્રચલિત જાતિભેદ વિરુદ્ધ બંડ કેમ કરતા નથી એની મીમાંસા આ રીતે કરી શકાય: મહત્ત્વની ચળવળમાં લોકોનું મન પરોવાઈ ગયું એટલે જાતિભેદ જેવા નજીવા પ્રશ્નો આપોઆપ જ પાછળ પડે છે. પેશ્વાઓ લડાઈમાં જતા હતા ત્યારે તેઓ દેવમંદિરમાંની મરજાદ પાળતા નહોતા. ૧૭૬૧ની સાલમાં, પાણિપતની આસપાસ સવાર-સાંજ સંધ્યાક્રિયા વખતની આચમનીઓના અવાજ કરતાં તરવારોના ખણખણાટ જ વધારે સંભળાતા હોવા જોઈએ. જાતિભેદમાંનું ઝેર દૂર કરવાનો ઉત્તમ ઉપાય એ કે વધારે મહત્ત્વના કામમાં સમાજને લગાડી દેવો. આવા કામ સારુ ઉત્સાહથી મહેનત કરવા જતાં શરીરમાંથી જે પસીનો નીકળશે એની સાથોસાથ જાતિભેદનું ઝેર પણ નીકળી જશે.

વળી, જેને થોડોઘણો વ્યવહાર સમજવા લાગ્યો છે એને એટલું તો કબૂલ કરવું રહ્યું કે, તાત્ત્વિક દૃષ્ટિએ એકાદ વસ્તુ સારી હોવા છતાં એ વ્યવહારમાં લાવવી એ કેટલીક વાર અયોગ્ય હોય છે. દૂધ પીવાનું તે દારૂની દુકાનમાં જઈને પીધું તો યે શો વાંધો, એવું જે કહે અને તે પ્રમાણે વર્તે, એને લોકો દારૂડીઓ કહે તોપણ એમાં લોકોનો શો અપરાધ? ઠીક. જે કોઈને લોકમતની પરવા કરવી છે, એણે દરેક તાત્ત્વિક સત્ય પર વ્યવહારમાં કંઈક મર્યાદા મૂકવી પડે છે, એ કહેવાનો ભાવાર્થ. કોઈ એક વ્યક્તિને વ્યક્તિગત જાતિભેદ ન જોઈતા હોય તો પણ જે સમાજમાં મને જન્મ મળ્યો છે એ સમાજમાં રહી મારે એ સમાજ પાસેથી મોટાં કામ કરાવવાનાં છે, માટે એ મારાથી સદંતર ફગાવી નહીં દેવાય, એવો વિચાર કરી એ પોતાનો મત પોતા પાસે જ કદાચ રાખશે, અને એમાં ખોટું યે શું છે?

કીર્તિ માટે જ જેને લોકમાન્યતા જોઈતી હશે તે દોષપાત્ર ઠરશે; પણ જેને લોકો પાસેથી કામ કરાવી લેવાનાં છે એણે લોકમતને થોડુંઘણું માન આપવું જ પડશે. દાખલા તરીકે, તત્ત્વની દૃષ્ટિએ જર્મન પોષાક પહેર્યો તો ય શું અથવા અંગ્રેજી પોષાક પહેર્યો તો ય શું, બધું સરખું જ છે; પણ રાજકારણમાં પડેલા જે અંગ્રેજ ગૃહસ્થને ઇંગ્લેન્ડ તરફથી વિશિષ્ટ ઉચ્ચ કામગીરી કરી બતાવવાની હશે એણે જર્મન પોશાક પહેરવો બરાબર નથી. સ્વાર્થબુદ્ધિથી અથવા ભયથી રૂઢિપ્રવાહ સાથે અગર લોકમત સાથે તરતાં જવું જુદું, અને દેશનું હોડકું અમુક એક બંદર પર લઈ જવા સારુ પ્રવાહનો અને પવનનો ફાયદો લઈ હોડકું ચલાવવું એ જુદું!

નેતાઓના હાથે કંઈ કામગીરી થવાની હોય તો એમને અનુયાયીઓ જોઈએ, નહીં તો આગગાડીના ડબ્બા વિના એકલું એંજિન જેમ ફાવે તેમ આગળ દોડયું જાય તો પણ લોકોનું એમાં કંઈ હિત થવાનું નથી, એવા પ્રકારની આ નેતાઓની સ્થિતિ થશે. એંજિન પાસેથી કોઇ ઉપયોગી કામગીરી કરાવવાની હોય તો તે ડબ્બાઓને જોડેલું હોવું જોઈએ. વચ્ચેની સાંકળ તોડી નાંખી અથવા કાઢી નાંખી તો એની ઉપયોગિતા ઓછી થશે. જાતિભેદ એ શૃંખલા હશે; પણ એ તોડવા જતાં નેતા અને લોકો એમનામાંની એક સાંકળી તોડવા જેવું જ થાય છે એમાં શંકા નથી.

છે તે જ સ્થિતિમાં વધારેમાં વધારે ફાયદો જે ધોરણે થાય એ ધોરણ વ્યવહારમાં જાણકાર એવા માણસ સ્વીકારે છે. સરકાર પાસે એકાદ માંગણી કરી તો તે કહે છે–'આ માગણી મૂઠીભર લોકોની છે. આ માગણી કરનાર નેતાઓના અનુયાયીઓ કેટલાક છે?' અને આમ કહેવું એ એક દૃષ્ટિએ બરાબર છે. ન્યાય–અન્યાયનો વિચાર બાજુએ મૂકીએ –અને રાજકારણમાં આ વિચાર ઘણી યે વાર બાજુએ મૂકવામાં આવે છે–તો જે નેતાને લોકસમૂહનું પીઠબળ નથી, એની માંગણીને સત્તાધીશો શા સારુ ગણકારે? સ્પેન્સર મહાન તત્ત્વજ્ઞાની હતા ખરા; પણ એમના મત કરતાં એકાદ અતત્ત્વજ્ઞ આયરિશ લોકનેતાના મતને જ રાજકારણમાં વધારે મહત્ત્વ હતું! જૉન મોર્લેએ હિંદુસ્તાન સાથે વ્યવહાર કરતી વખતે પોતાનું ઉચ્ચતમ તાત્ત્વિક સ્વરૂપ ક્ષણભર ફેંકી દીધું ન હોત તો એમને પ્રધાન-મંડળમાં જગ્યા મળી ન હોત; અને પ્રધાનમંડળમાં જગ્યા મળી ન હોત તો એમનાં પોતાનાં ઉચ્ચ તત્ત્વોને જે થોડુંઘણું વ્યાવહારિક સ્વરૂપ આપી શકાયું તે પણ આપી શકાયું ન હોત. જગતમાં હંમેશ તર-તમ-ભાવ જોઈને ચાલવું પડે છે!

કૃત્રિમ ભેદ વિનાની સમાજવ્યવસ્થા કોને નથી જોઈતી? પણ કલ્પના-પ્રદેશમાં વિહાર કરવા કરતાં હમણાં જે સ્થિતિ પ્રવર્તે છે તે ઓળખી, એ સ્થિતિમાં સમાજનું વધારે હિત કયા ધોરણે ચાલવાથી થશે, એનો વિચાર કરી ચાલવું જોઈએ. સમાજ સાથે તોછડાઇથી વર્તનારા, અને એને કારણે સમાજમાં નેતાગીરી પામવાને અયોગ્ય એવા માણસના હાથે વર્તમાનકાળની દૃષ્ટિએ તો ખાસ કામગીરી થવાની નથી

કોઈ પણ સમયનો, કોઈ પણ દેશનો ઇતિહાસ લો. 'આપણો દેશ સો વર્ષ પછી અમુક એક સ્થિતિએ પહોંચશે' એવું કોઈ પણ માણસ કયારેય કહી શકયો નથી, કહી શકતો નથી અને કહી શકવાનો નથી. કોઈ મહાન ચતુર રાજકારણી પુરુષ હોય તો પણ દસબાર વર્ષ પછીની પરિસ્થિતિ છેક આછીપાતળી અને સહેજસાજ જ એ પોતે જોઈ શકે છે. કાળનો પ્રવાહ એવો તો પ્રચંડ છે કે, એ ૧૦૦ વર્ષની અંદર તો કેટલી યે અકલ્પિત ક્રાંતિઓ જગાવે છે! ૧૮૧૫ની સાલમાં, એટલે નેપોલિયનનો પરાજય થયા પહેલાં અત્યારના યુદ્ધની કલ્પના અત્યંત દૂરંદેશી મુત્સદ્દીને પણ આવી હશે ખરી? ૧૮૧૮ની સાલ પહેલાં-ની પેશવાઇમાંનાં કોઇ પણ મુત્સદ્દીને આજની સ્થિતિનું સ્વપ્ન આવ્યું હશે ખરું? ઠીક. કોઈને પણ બહુ દૂરનું સમજાતું ન હોવાથી, પોતાના દૃષ્ટિપથની મર્યાદામાંની સ્થિતિનો વિચાર કરી એ સ્થિતિમાં, વધુમાં વધુ લોકહિત જેના યોગથી સધાય તે માર્ગ સ્વીકારવો, એવું કોઈ પણ નિખાલસ વ્યવહારજ્ઞ મનુષ્ય કહેશે. પાંચસો વર્ષ પછીના હિંદુસ્તાનમાં આંતરવિગ્રહ ન હોય તે સારુ હમણાં જ તે ફેલાવવો એ દૂરંદેશીપણું ન હોઈ, ઉપર જણાવેલી આ દૃષ્ટિથી તે અદૂરંદેશીપણું ઠરે છે!

સુધારક પક્ષનું કહેવું શું છે તે હવે જોઈએ. જાતિ-ભેદ એ જ જગતમાં એક દ્વેષનું કારણ છે એવું કોઈ પણ સમજુ સુધારક કહેતા નથી. એ જ રીતે જાતિભેદ તૂટતાંની સાથે રામરાજ્ય શરૂ થશે એવું પણ એમનામાંનાં કોઇ કહેતા નથી. બ્રહ્મદેશમાં જાતિભેદ વગેરે બંધનો તદ્દન શિથિલ હોવા છતાં પણ ત્યાં કેવી સ્થિતિ છે તે તેઓ જાણે છે. જાતિભેદ હોવા છતાં પણ શિવાજીએ મર્દાનગી ગજાવી, એ પણ તેઓ જાણે છે. સમજુ સુધારકોનું જે કાંઈ કહેવું છે તે એ કે, દ્વેષનાં અનેક કારણોમાંનું, જોઇએ તો લાખ કારણોમાંનું કહીએ, જાતિભેદ એ એક કારણ છે. એ જ રીતે દેશમાં સુલેહ અને સંપ હોવાનાં જે લાખ કારણો હશે તેમાંનું જાતિભેદનો અભાવ એ એક કારણ છે (લાખ શબ્દ અર્થાત ઉપલક્ષણાત્મક છે). જાતિ-ભેદરૂપી એક દ્વેષબીજ જલાવી દેવાનો પ્રયત્ન કરનાર ઉપર, પરંપરાગત રૂઢિને વળગી રહેનારી પ્રજા ગુસ્સે ભરાય છે એ સુધારકો સમજે છે. એ જ રીતે, જનતાનું પીઠબળ નથી એવા નેતાઓના કહેવા પર સરકાર ઝાઝી દરકાર

કરતી નથી એ પણ તેઓ બરાબર જાણે છે. સુધારકોને એટલું સમજાયું છે કે ઘણાં અનુયાયી નથી તે નેતા 'લોકનેતા' કેવી રીતે બને? અને જે પ્રશ્ન સંબંધે સરકાર ન્યાય-અન્યાય કરવા માંગનારનાં ઓછાવત્તા બળ તરફ જોઇ પોતાનો મત નિશ્ચિત ઠરાવે છે એ પ્રશ્ન સંબંધમાં લોકોનું મન દુભાવનાર સુધારકના મતની સરકારના મનમાં કેટલી કિંમત હશે, એ સરકાર તરફથી લોકોમાં જેમને માનપાન મળે છે એ સુધારકો પોતાના મનમાં બરાબર જાણે છે. પણ એમની દૃષ્ટિ આજનાં ફળ પ્રત્યે હોતી જ નથી. તેઓ કહે છે: '૫૦૦ વર્ષ પછી હિંદી સમાજને સરકારનો જે જંગી સામનો કરવો પડશે એ સામનાની અમે પૂર્વ તૈયારી કરીએ છીએ. તે વખતે જાતિભેદ જેવા આંતરવિગ્રહ ફેલાવનારા પ્રશ્નો ઉપસ્થિત થતાં મોટું વિઘ્ન આવશે, તેથી અમે અત્યારથી આ કાંટાળાં ઝાડ સમૂળગાં ઉખેડવાના પ્રયત્ન કરીએ છીએ.'

એકનું કહેવું એમ છે કે, સમાજની આ ઇમારતનો કેટલોક ભાગ એટલો કોહેલો ને ઊતરી ગએલો છે કે તે જલદીથી પાડીને એમની જગ્યાએ નવા થાંભલા વગેરે લગાવવાનું શ્રેયસ્કર છે. હમણાં આ તોડફોડથી નુકસાન અને ત્રાસ થશે, અને નવા થાંભલા લગાડવામાં ઘણો ખર્ચ થશે, પરંતુ દીર્ઘ દૃષ્ટિથી જોતાં એ જ વહીવટ ફાયદાકારક થશે. બીજા પક્ષનું કહેવું આનાથી ઊલટું જ છે. રોજના વ્યવહારમાં આપણને બંને પ્રકારના ઘરવાળાઓ નજરે પડે છે. કેટલાક માલિકો પોતાનાં ઘરો પોતે જ પાડે છે અને નવીન ઇમારતો ચણે છે, અને આવાઓમાંના કેટલાકને આપણે બિલકુલ દોષ પણ આપતા નથી. કેટલાક લોકો ઘરનું નાનુંનાનું સમારકામ કરીને વખત સાધી લે છે અને આ લોકો એટલે બધા મૂર્ખાઓ છે એમ પણ કોઈ કહેતું નથી. નિંદા અથવા સ્તુતિ ઘર પાડવા અથવા રાખવા પર અવલંબતી નથી; પણ જે તે ઘરની સ્થિતિ અને માલિકની સાંપત્તિક સમૃદ્ધિ પર અવલંબે છે. માલિક અને ઘર એમની આપણને પ્રત્યક્ષ માહિતી હોવાથી સ્તુતિ-નિંદાનું માપ ઠરાવવાનું અઘરું નથી. પણ સમાજરૂપી ઇમારતનો માલિક કોણ, એનું કયું અંગ કેટલું ખંડિયેર જેવું છે, તે સુધારી નવું બાંધનાર કારીગરની કુશળતા કેટલી છે, વગેરે બાબતોનું કોઈને પણ પૂરું જ્ઞાન ન હોવાથી, કયા પક્ષની સ્તુતિ કેટલી કરવી અને કોની કેટલી નિંદા કરવી, એ કોણ કેવી રીતે ઠરાવે?

બંને પક્ષની વિચારસરણીનો એક એક દાખલો અહીં સુધી આપ્યો. એમાંનો તર-તમ-ભાવ ઠરાવવાનું આવશ્યક તો ખરું જ; પણ એનું વિવેચન કરવા જતાં અત્યારની તટસ્થ વૃત્તિ પૂર્ણપણે કાયમ રહેશે જ એનો ભરોસો ન હોવાથી અને એમાં સમૂહવિશિષ્ટ વિચારસરણી કરતાં વ્યક્તિવિશિષ્ટ વિચારોનો, પરિસ્થિતિનો વગેરે અધિક સંબંધ આવતો હોવાથી અહીં જ અટકવું સારું. સ્નાન કરીને સ્વચ્છ થયા પછી કંઈ નહીં તો તરત તો પરસેવાવાળાં કપડાં ન પહેરવાં!

પોતાનો મત ગમે તે હોય, વિરુદ્ધ પક્ષનું શું કહેવું છે એટલું તો સહાનુભૂતિભરી નજરે જોવું ખૂબ શ્રેયસ્કર છે. બીજાના અંતરની ખરી વાત જાણ્યા સિવાય એને વિષે સાચું માન પણ નહીં થાય, અને સાચું માન થયા સિવાય ખરેખરું સમાધાન નહીં થાય. બંને પક્ષના અંતરની વાત શી છે તે પોતપોતાની દૃષ્ટિએ અને નિર્વિકાર બુદ્ધિથી કહેનારા લોકો મળે તો કામ ઠીકઠીક પૂરું થશે.

## ૨

## હક્કો માટે ઝઘડો કરનાર લોકો કેવી રીતે નિર્માણ કરવા?

કોઈ પણ દેશમાં જાવ, રાજ્યકર્તા હોય તો યે માંગનારા લોકો હક્કો મેળવવાને શક્તિશાળી થયા સિવાય એમને કોઈ હક્કો આપતું નથી; એટલું જ નહિ પણ હક્ક મેળવવાને લાયક બન્યા પછી હક્ક આપશું એવાં જે રાજકીય આશીર્વચનો હોય છે એનો અર્થ હક્ક લેવાને શક્તિશાળી થયા પછી એ મળશે એવો જ કેટલીક વાર કરવો પડે છે. એકાદ વાર દરબાર વગેરેના નિમિત્તે એકાદ બે સત્તાના ટુકડા બક્ષીસરૂપે મોં પર ફેંકવામાં આવશે, એની ના નહીં. કોઈ ઉદારબુદ્ધિ રાજા અથવા પ્રધાન પોતાની પ્રજાનું કલ્યાણ કરવાના સદ્હેતુથી કોઈ એક સત્તાની દક્ષિણા આપી દેશે એ પણ કબૂલ; પણ રાજકારણમાં ઘણી યે વાર એવું દેખાય છે કે ઝઘડો કર્યા સિવાય કોઇને કંઈ વિશેષ મહત્ત્વની ફલપ્રાપ્તિ થતી નથી. છાશ વલોવ્યા સિવાય જેમ માખણ નીકળતું નથી, મગજને વિચાર કરવાનો ત્રાસ આપ્યા સિવાય જેમ

ખરી વિદ્યા પ્રાપ્ત થતી નથી, કસરત વિના જેમ શક્તિ આવતી નથી, એવી જ વાત હક્ક મેળવવા બાબતની છે. પેટમાંથી બાળક બહાર આવતાં જે વેદના થવાની જ, તેવી રીતે હક્ક આપતી વખતે અધિકારીઓના પેટમાં દુઃખ તો ઉપડવાનું જ. સહેલાઈથી આ બાબતો કોઈ આપતું નથી, અને દુઃખ તથા હાડમારી ભોગવવા તૈયાર થયા સિવાય કોઈને એ મળતી યે નથી. તેથી, હાડમારી ભોગવવા તૈયાર એવા અને હક્કો માટે ઝઘડો કરનારા લોકો નિર્માણ કરવા એ પ્રજાપક્ષીય નેતાઓનું એક મોટું કામ જ ગણાય છે. હક્કો માટે થતો આ ઝઘડો હાથમાં શસ્ત્રો લઈ કરવો પડે છે એવું નથી. વ્યવહારમાંની ભાષામાં જેને આપણે 'ત્રાગું' કહીએ છીએ અથવા છાપાંઓમાં જેને 'નિઃશસ્ત્ર પ્રતિકાર' અથવા સત્યાગ્રહ કહે છે, એ કર્યાથી પણ ઘણી વાર કાર્ય પાર પડે છે. ઘણી વાર આવું 'ત્રાગું' પણ કરવું પડતું નથી. એવું કરવાની તૈયારી સરસ હોય તો ડાહ્યા પ્રતિપક્ષીઓ એવો પ્રસંગ જ આવવા દેતા નથી! પરંતુ હક્ક મેળવવા માટે હાડમારી ભોગવનારા અથવા ભોગવવા તૈયાર હોય એવા લોક સિવાય રાજકીય પ્રગતિ થતી ન હોવાથી આવા લોકો કેવી રીતે નિર્માણ કરવાના, આ એક મોટો પ્રશ્ન નેતાઓ સમક્ષ હોય છે, એ કહેવાનો જ મુદ્દો છે.

કેટલાક કહે છે, સામાન્ય જનતામાં શિક્ષણનો વધુ પ્રસાર કરો, અને વ્યાખ્યાનો વગેરે દ્વારા એમનામાં પોતાના હક્કો વિષેનું ભાન પેદા કરો એટલે ઘણુંખરું કામ ઊકલી જશે. કેટલાક કહે છે, એકલા શિક્ષણથી શું થવાનું છે? પ્રાથમિક શિક્ષણની જ વાત શા સારુ? ઉચ્ચ શિક્ષણ મેળવેલા હજારો બી.એ., એમ.એ. છે તે બધા જ ક્યાં દેશ માટે સ્વાર્થત્યાગ કરે છે? શૌર્ય એ કંઈ પુસ્તકિયા જ્ઞાનથી આવતું નથી, એ સેનાપતિના ઉદાહરણ પર વધારે આધાર રાખે છે; અને જેટલી વધુ લડાઈઓ ખેલી હશે એટલું શૌર્ય વધુ આવશે. બૅરિસ્ટર ગાંધીએ અશિક્ષિત મજૂરોને શૂરવીર બનાવ્યા તે પ્રાથમિક શિક્ષણ આપીને નહીં, પણ સ્વાર્થત્યાગનું પોતે જ ઉચ્ચતમ ઉદાહરણ પૂરું પાડીને અને ઝઘડાના પ્રસંગો જેમજેમ આવતા ગયા તેમતેમ, પીછેહઠ ન કરતાં, એનો સામનો કરીને!

વિનીત પક્ષ કહે છે, સામાન્ય જનસમાજને શિક્ષણ આપ્યા સિવાય એમને પોતાની રાજકીય આકાંક્ષાઓ માટે સહાનુભૂતિ થશે નહીં; એટલું જ નહીં પણ 'રાજકીય હક્ક' એટલે શું એનો અર્થ પણ એમને સમજાવાનો નથી. તેથી પ્રથમ એમને શિક્ષણ આપો, એમની સામાજિક અને આર્થિક ઉન્નતિ કરો, એટલે આગળનું રાજકીય ચળવળનું કામ ખાસ્સું સરળ બનશે. આથી ઊલટું, બીજો પક્ષ કહે છે, તળાવમાં પથરો ફેંકતાં એનાં વમળો જેમ દૂર સુધી આપોઆપ પ્રસરે છે, તેવી જ રીતે નેતાઓએ સમાજમાં રાજકીય ઝઘડો શરૂ કર્યો અને 'શ્રેષ્ઠ ધારિષ્ઠ'થી વર્તન કર્યું, સ્વાર્થ અને સ્વસુખની આહુતિ આપી એટલે આ આત્મયજ્ઞથી આપણે કંઈ ચીજ સિદ્ધ કરવાની છે એ લોકોને પુસ્તકિયા શિક્ષણ દ્વારા કહેવાની જરૂર રહેતી નથી. એટલું જ નહીં, પણ એ ચીજને સ્વયંસ્ફૂર્તિથી લોકોની સહાનુભૂતિ મળે છે. લોકો માટે કોણ ઝઘડો કરે છે અને સ્વાર્થ માટે કોણ ખટપટ કરે છે, એ ન સમજવા જેટલા લોકો મૂર્ખ નથી હોતા. રાજકીય સત્તા એટલે શું એ પુસ્તકોમાંથી શીખવું જોઈએ એવું નથી. ઊણપ છે તે બહાદુર ભોમિયાની. બહાદુર, હોશિયાર, ધોરણ સાચવનાર નેતા મળ્યો અને ધ્યેય-પ્રાપ્તિ માટે પોતાના હિતની આહુતિ આપવાને તે તૈયાર હોય તો પારસમણિ જેમ લોખંડને પણ સુવર્ણત્વ આપે છે તેમ તે (નેતા) અનુયાયીઓને પણ વધુ ઉદાર, વધુ બહાદુર, વધુ ઉત્સાહી અને વધુ સ્વાર્થત્યાગી બનાવે છે.

વિનીત મનુષ્ય કહે છે કે દેશમાંના સર્વસામાન્ય મનુષ્યની (average man) જે યોગ્યતા, એના પર એ દેશની બીજા દેશોની સરખામણીમાં, ઓછીવત્તી યોગ્યતા નક્કી કરાય છે. દેશની પ્રગતિની ઝડપ એના પગની શક્તિ પર અને ચપળતા પર છે. રાષ્ટ્રીય પક્ષનો મનુષ્ય કહે છે, દેશની પ્રગતિ રાષ્ટ્રના મગજ પર અવલંબે છે, પગ પર નહીં.

## વિકાસવાદ વિરુદ્ધ ક્રાન્તિવાદ

વિનીત મનુષ્ય સ્પેન્સરના સમાજશાસ્ત્રવિષયક તત્ત્વનું અવલંબન લે છે. કોઈ પણ સુધારો ધીરેધીરે થાય છે —સ્વાભાવિક ગુણોનો ક્રમેક્રમે વિકાસ થતો જઈને સિદ્ધ થાય છે—એમ સ્પેન્સર વગેરે વિકાસવાદી તત્ત્વજ્ઞાનીઓનો મત છે. આથી ઊલટું કાર્લાઇલ વગેરે લોકો કહે છે કે

વિભૂતિ અથવા 'વીર' જે છે તે સમાજને ઘોડાની માફક મન ફાવે ત્યાં ખેંચી શકે છે. વીરની આગળ 'કાળ'ને પણ નમવું પડે છે. 'राजा कालस्य कारणम्।' વિનીત મનુષ્યને લાગે છે કે, 'વીર' થયો તો પણ એ સામાન્ય મનુષ્યોમાંથી જ ઉત્પન્ન થવાનો હોવાથી અને સામાન્ય મનુષ્યોની જ સહાય એને લેવી પડવાની હોવાથી 'સર્વ-સામાન્ય મનુષ્યની યોગ્યતા વધારવી જોઈએ.' જહાલને લાગે છે કે, વીર્યશાળી લોકનેતા એ શિક્ષણ વગેરેથી ઉત્પન્ન કરીશું, એમ કહેવાથી કંઈ ઉત્પન્ન થતો નથી. તે તો ઈશ્વરી ઇચ્છાથી અથવા કર્મનાં ફળથી નીપજશે ત્યારે ખરો. ઉચ્ચ વિભૂતિ–તેજ એ સૂર્યના અથવા આકાશમાંની વીજળીના તેજ જેવું સ્વાભાવિક અને સ્વર્ગીય છે. સૂર્ય સ્વયં પ્રકાશમાન છે, એટલું જ નહિ પણ બીજાંઓને પણ પ્રકાશવાન, તેજસ્વી અને ઉત્સાહી બનાવે છે. સાધારણ મનુષ્યમાંથી ઉત્પન્ન થતું તેજ 'દિવેટ' જેવું હોય છે. 'દિવેટ' શબ્દ ગમતો ન હોય તો 'યંત્રજન્ય વીજળીના દીવા' જેવું હોય છે એમ જોઈએ તો કહો!

આ વિવાદ રાજકારણમાં અને સમાજશાસ્ત્રમાં દેખાઈ આવે છે એવું નથી. પ્રાણીશાસ્ત્રમાં, તત્ત્વજ્ઞાનમાં, ધર્મશાસ્ત્રમાં, ભૂગર્ભશાસ્ત્રમાં, બધે જ, કેટલાક વિદ્વાનો 'ક્રમવાદી' અથવા 'વિકાસવાદી' છે અને બીજા કેટલાક એથી વિરુદ્ધ એટલે 'ક્રાંતિવાદી' અથવા 'ઉત્પ્લુતિવાદિ' છે.

પ્રાણીશાસ્ત્રમાં લામાર્ક, ડાર્વિન વગેરે લોકો ક્રમિક ગુણવિકાસથી ભિન્નભિન્ન જાતિ ઉત્પન્ન થઈ એમ કહે છે, ત્યારે બીજા શાસ્ત્રજ્ઞ કહે છે કે, એક જાતિમાંથી બીજી જાતિ કેવી રીતે નીકળે છે એવું નિરીક્ષણ કરતાં સૂક્ષ્મ અને ક્રમિક પગથિયાં ન દેખાતાં એમાં એકદમ અને આકસ્મિક ફલાંગો મારેલી દેખાય છે. એક જ પ્રાણીમાંથી (અથવા ઝાડમાંથી) આકસ્મિક રીતે બીજી જ એકાદ જાતિના પ્રાણીની (અથવા ઝાડની) જાતિ ઉત્પન્ન થઈ એટલે એ ઉત્પત્તિ–પ્રકારને ઉત્પ્લુતિ (mutation) કહે છે. મૅસેચ્યુસેટ્સ દેશમાં 'સેથ રાઈટ' નામના માણસ પાસે એક પ્રકારનાં વિશિષ્ટ જાતિનાં બકરાંઓનું એક વૃંદ હતું. પરંતુ એક દિવસે એક બકરીને તદ્દન જુદી જ પ્રકારના બકરાની જાતિનું બચ્ચું થયું, એ વાત હકસલેએ ઉલ્લેખેલી છે અને એ આ શાસ્ત્રના અભ્યાસીઓ જાણે છે. આ એક અપવાદાત્મક ઉદાહરણ છે એવું નથી, પણ આવાં અનેક છે. પણ આ ઉદાહરણ શાસ્ત્રીય (classical) હોવાથી આપ્યું છે. 'Evening Primrose' નામના ઝાડમાંથી અનેક સ્વતંત્ર જાતિઓ ક્રમશઃ નહીં પણ એકદમ નિર્માણ થઈ હોવાનું ઍમ્સ્ટરડમ્માંનાં પ્રોફેસર વ્રાઈજ (Vries)એ પોતાના અનુભવ પરથી લખ્યું છે. ડાર્વિનનું કહેવું એવું છે કે, સામાન્ય રીતે આ સૃષ્ટિ ગર્ભવતી સ્ત્રી પ્રમાણે અથવા હાથિણીની માફક ધીરે ધીરે, પગલે પગલે અને આરામથી ચાલે છે; અને તે નાનાં છોકરાઓની માફક અથવા દેડકાંની માફક કૂદકાઓ મારતી જતી નથી. '*Natura non facit saltum*' એટલે સૃષ્ટિમાં મંડૂક પ્લુતિ નથી, એ એમનું મનગમતું એક સૂત્ર હતું. અનેક પ્રાણીઓની અને વૃક્ષોની ઉત્પત્તિનું નિરીક્ષણ થયા પછી હવે એવો મત પ્રચલિત થતો જાય છે કે, નવી જાતિની ઉત્પત્તિ ક્રમિક વિકાસના સ્વરૂપની નહીં, પણ આકસ્મિક ઉત્પ્લુતિ સ્વરૂપની છે,–કંઈ નહીં તો હોઈ શકે છે.

ભૂગર્ભશાસ્ત્રમાં પણ આવા જ પક્ષો છે. એક પક્ષ કહે છે કે, ધરતીકંપ વગેરે આકસ્મિક, વિલક્ષણ અને પ્રચંડ ઉત્પાતો થયાથી પૃથ્વીની હાલની સ્થિતિ પ્રાપ્ત થઈ. બીજા શાસ્ત્રના જાણકારો વિકાસવાદી છે; એમના મત પ્રમાણે પૃથ્વીને અત્યારની સ્થિતિ ક્રમેક્રમે અને ધીરેધીરે પ્રાપ્ત થઈ.

તત્ત્વજ્ઞાનમાંનો સાંખ્યોનો ગુણોત્કર્ષવાદ અને વેદાંતીઓએ વિશિષ્ટ પ્રસંગે સ્વીકારેલો આવર્તવાદ એ તો જાણીતો જ છે. ધર્મશાસ્ત્રનો વિચાર કરનારા કેટલાક લોક કહે છે: દેવોની, સાધુપુરુષોની અથવા સદ્‌ગુરુની કૃપા થઈ એટલે સ્વભાવમાં એકદમ ક્રાંતિ થાય છે. મનુષ્યની દૃષ્ટિ જ બદલાઈ જાય છે, એનો પુનર્જન્મ જ થાય છે. અલબત્ત કેટલાક લોકો આવા ચમત્કાર પર શ્રદ્ધા રાખતા નથી. યુરોપમાંનો અનુગ્રહવાદ (Doctrine of Grace) અને આપણો અહીંનો 'પુષ્ટિવાદ' એની વાચકોને યાદ કરી આપી એટલે વધુ સ્પષ્ટીકરણ કરવાની જરૂર નથી. આથી ઊલટું એવું કહેનારા લોકો પણ છે કે માનસિક ઉન્નતિ એ ક્રમશઃ ને ધીરેધીરે થાય છે.

આ તો થોડું વિષયાંતર થયું. કહેવાનો ભાવાર્થ એટલો જ હતો કે, કેટલાક લોકો જગતમાંના બનાવોની

ઉત્પત્તિ, તે તે વખતની વસ્તુસ્થિતિ પરથી, એના અંગભૂત એવા ગુણો પરથી અને જાણીતી એવી કાર્યકારણ પદ્ધતિથી શોધવા મથે છે; અને કેટલાક લોકોની મનની પ્રવૃત્તિ એવી હોય છે કે, તેમને તે વખતની વસ્તુસ્થિતિ એ નિર્જીવ માટી જેવી દેખાય છે. એને સચેતન કરી એનામાં વિશિષ્ટ ફળદાયીપણું લાવનાર તત્ત્વ–બીજ–તેજ–વીર્ય–વિભૂતિતત્ત્વ એ જાણે એક સ્વતંત્ર, વિલક્ષણ, દિવ્ય અને (પ્રાકૃત પણ જોરદાર ભાષામાં) 'ન્યારું' છે એવું એમને લાગે છે. આ 'ન્યારી' વસ્તુના પ્રભાવથી અકલ્પિત ચમત્કારો બને છે, એવી એમની માન્યતા છે.

વીજળીનો તાર નિસ્તેજ હોય છે, પણ અંદર વીજળી આવી એટલે તે જ તાર ખૂબ તેજસ્વી બને છે; એવું જ સામાન્ય જનસમાજનું પણ છે. સમાજમાંની 'વિભૂતિ' જડ સમાજમાં ચેતના ઉત્પન્ન કરે છે, એને ઉત્સાહી બનાવે છે, એના હાથે બહાદૂરીનાં કામો કરાવી લે છે. રાજકારણમાં આ વિભૂતિતત્ત્વ પ્રાથમિક શિક્ષણથી અથવા 'વિધવાવિવાહ-પ્રતિબંધ-નિવારણ'થી ઉત્પન્ન થતું નથી, પણ વીજળી જેમ પોતાના સ્પર્શથી તાંબાને વિદ્યુતમય બનાવે છે અથવા સત્પુરુષ પોતાના સમાગમથી દુર્જનને પણ જેમ પોતાના જેવો તત્ક્ષણ બનાવી મૂકે છે તેવી જ રીતે રાજકારણમાંનો વીર પોતાના તેજસ્વી અને સ્ફૂર્તિદાયક દાખલાથી બીકણ, આળસુ, સ્વાર્થસાધુ લોકોને પણ ધીરજવાન, ઉદ્યોગી બનાવે છે.

આથી ઊલટું, બીજા પક્ષની વિચારસરણી એવી છે કે, વીજળી થઈ તો પણ એ માટીને અથવા લાકડાને અથવા વાંસને પોતાના સ્પર્શથી વિદ્યુતમય બનાવી શકતી નથી. એથી તમારી વીજળી સમી તેજસ્વી વિભૂતિઓનું જ્યારે આગમન થશે ત્યારે, સમાજ માટીનાં ઢેફાં જેવો છે એ જોઈને એને નિરાશ કરવા ન હોય તો શિક્ષણ વગેરે સંસ્કારોથી આ માટીનું સંશોધન કરી એમાં રહેલી સોનું વગેરે ધાતુ જુદી કાઢી લેવી સારી.

ઉપરાંત, બીજી રીતે આ જ ફરક કહેવો હોય તો એમ કહીએ કે, એક પક્ષ શરીર તરફ અને બીજો પક્ષ આત્મા તરફ વધુ ધ્યાન આપે છે. 'शरीरमाद्यं खलु धर्मसाधनम्' એવું એકનું કહેવું. વિરાટ સ્વરૂપ સમાજનું શરીર પહેલાં નિરોગી અને બળવાન કરો, પછી આત્મોન્નતિનું કામ સરળ બનશે, એવી એમના વિચારોની દિશા. બીજો પક્ષ કહે છે, શરીર પર શું અવલંબે છે? શરીર સ્વાસ્થ્ય, અલંકારો, આ બધી બાહ્ય ઉપાધિઓ છે; એમનાં પર કંઈ વિશેષ આધાર નથી. ભવભૂતિએ કહ્યા પ્રમાણે:

> व्यतिषजति पदार्थानान्तरः कोऽपि हेतुः ।
> न खलु बहिरुपाधीन् प्रीतयः संश्रयन्ते ॥

દેશાભિમાન શું કે પ્રેમ શું, એ કંઈ બાહ્ય ઉપાધિઓથી ઉત્પન્ન થવાનાં નથી. ત્યાં તો 'આંતરઃ કોઽપિ હેતુઃ' જ જરૂર પડે છે. દેશાભિમાની અથવા ધર્માભિમાની મહાન વિભૂતિઓનાં ધૈર્યનું, વીર્યનું અને સ્વાર્થત્યાગનું ઉજ્જ્વલ ઉદાહરણ એ આંતર હેતુમાં સમાઈ જાય છે. આવાં ઉદાહરણો ઘણાં થયાં એટલે શિક્ષણ વગેરે બાહ્ય ઉપાધિઓની કંઈ બહુ જરૂર પડતી નથી. શિવાજીના મરાઠા સૈનિકો ક્યાં સુશિક્ષિત હતા? મહંમદે સ્ત્રીઓ માટે નિશાળો કાઢી નહોતી અથવા મજૂરો માટે રાત્રી-વર્ગો શરૂ કર્યા નહોતા; તો પણ એમણે કેટલું મોટું કાર્ય કર્યું? એકંદરે કહેવાનું એ જ કે બાહ્ય ઉપાધિઓ તરફ ન જુઓ, પણ અંતરાત્મા તરફ જાઓ અને એને કંઈ દવા આપો.

ટેકથી ઝઘડો કરનાર લોકો સ્વાર્થત્યાગના ઉજ્જ્વલ સ્ફૂર્તિદાયક ઉદાહરણો વડે ઉત્પન્ન થાય છે, આ તત્ત્વ વિનીત પક્ષ જાણતો નથી એવું નથી. 'ભારત સેવક સમાજ'ના આદ્ય આચાર્યોએ અથવા એમના અત્યારના મઠપતિઓએ અને અનુયાયીઓએ સ્વાર્થત્યાગ કર્યો નથી, એવું છે શું વારુ? પોતાના હિત કરતાં દેશનું હિત જોવું વધુ ફાયદાકારક, એ તત્ત્વ તેમનાં ઉદાહરણોથી અને તેમની અથાગ સમાજસેવાથી લોકોને શીખવાતું નથી શું?

સ્વાર્થત્યાગ છે; સારી બુદ્ધિ છે; શ્રમ ઘણો છે, પણ રાજકારણમાં જુસ્સાથી ને ટેકથી ઝઘડો કરવાનું આ પક્ષ ટાળે છે; એવો કેટલાક લોકોનો આક્ષેપ અહીં સંભવે છે.

બીજા શબ્દોમાં આ જ આક્ષેપ કહેવાનો હોય તો વિનીત પક્ષમાં સ્વાર્થત્યાગનાં અનેક ઉદાહરણો છે, પણ સામા પક્ષ સાથે ધીરજથી ઝઝૂમવું કેવી રીતે, એનાં ઉદાહરણ નથી એમ કહી શકાય; પણ આ આક્ષેપનો યથાર્થ જવાબ, હાલ કઈ રાજકીય ચળવળ શક્ય અને ઇષ્ટ છે, એ પ્રશ્નની ચર્ચા પર આધાર રાખે છે. તેથી

આ આક્ષેપ અહીં જ છોડવો સારો.

## કામ ન કરતી સંસ્થાઓ માત્ર જીવતી રહી એમાં શો અર્થ?

સામાજિક સુધારો એ રાજકીય સુધારા માટે જરૂરી છે એવું કેટલાક જણ પ્રતિપાદન કરે છે; પણ માત્ર રાજકીય સુધારા માટે જ એ આવશ્યક અથવા ઇષ્ટ છે, એવું કોઇ સામાન્યતઃ કહેતું નથી. રાજકીય 'સ્વ-રાજ્ય' ભોગવતા દેશમાં પણ સમાજસુધારાના પ્રયત્નો ચાલતા જ હોય છે. સમાજની તરાહ રાજકીય દૃષ્ટિથી જ સારી હોવી જોઇએ એવું નથી; એ ધાર્મિક, આર્થિક, સામાજિક દૃષ્ટિથી પણ સારી હોવી જોઇએ. એકંદરે જોતાં, 'સમાજ સુધારા'ની વ્યાપક કલ્પનામાં જ રાજકીય સુધારાનો અંતર્ભાવ થાય છે—બંને વચ્ચે અંગાંગિક સંબંધ હોય છે.

છતાં પણ રાજકીય અંગ એ રાષ્ટ્રશરીરનું 'ઉત્તમ અંગ' છે એવું કેટલાક જણ કહે છે, અને તે સાચું પણ છે. મગજ ઠેકાણે ન હોય તો શરીર નિરોગી કે જાડું ભભોળ હોવા છતાં જેમ તેનો ઉપયોગ નથી, તેવી જ કંઈક વાત અહીં છે.

કેટલાક સામાજિક સુધારકો ક્ષણભર આ દલીલ કબૂલ કરે છે; પણ એને વિષે એમની એક મોટી ચતુરાઇભરી ટકોર ને કટાક્ષ હોય છે. રાજકીય સુધારો એ એક અત્યંત મહત્ત્વનું—મહત્તમ—ધ્યેય છે, એવું તેઓ કબૂલ કરે છે. રાજકીય હકો સિવાય ધાર્મિક, સામાજિક અને બીજા સુધારાઓના પ્રયત્નો લંગડાલૂલા બને છે, એ પણ તેઓ કબૂલ કરે છે; એટલે કે તેઓ રાજકીય પક્ષનું ઘણુંખરું બધું જ કહેવું કબૂલ કરે છે. પણ તરત જ તેઓ કહે છે કે, રાજકીય ચળવળે પોતાના હિત ખાતર જ થોડા દિવસ અજ્ઞાતવાસ અપનાવી પાછળ રહેવું જોઇએ અને સામાજિક સુધારાને નેતાગીરી આપવી જોઇએ! એટલે આ લોકો રાજકીય સુધારાવાદીઓના રાજ્યમાં પ્રવેશી એમનાં જ શસ્ત્રાસ્ત્રોથી એમને મહાત કરશે! આ પ્રકારનો વિવાદ ઘણો મનોરંજક ને બોધદાયક છે. એનો થોડોઘણો ઊહાપોહ કરવાનું આ લેખમાં યોજ્યું છે. કોઈ એક કાલ્પનિક સામાજિક સુધારક રાજકીય સુધારકને કહે:

"રાજકીય ચળવળ જોઇએ છે, કબૂલ; ચળવળ કરતાં કરતાં જ શક્તિ આવે, એ પણ કબૂલ; પુસ્તકિયા શિક્ષણ કરતાં ટેકથી લડનારા લોકોના પ્રત્યક્ષ ઉદાહરણથી સ્વાર્થત્યાગી લોકો વધારે નીપજશે એ પણ કબૂલ; રાજકારણમાં ઝઘડો કર્યા વિના કોઇ સહેલાઇથી કશું આપતા નથી વગેરે બધી વાતો કબૂલ, સેંકડો વાર કબૂલ; પણ આપ-બળ અને પર-બળનો કંઈ વિચાર કરો. તમારી ચળવળ જ્યાં સુધી માત્ર ભૂંકનારી છે ત્યાં સુધી સરકાર કદાચ એ ચાલવા દેશે; પણ જો એ બચકાં ભરવા લાગશે તો માંકડની જેમ એને ચકદી નાખવામાં આવશે. બોલતી નહીં પણ કરતી ચળવળ કરશો, તો સરકારને ગુસ્સો આવ્યા સિવાય રહેશે નહીં. ગુસ્સો આવ્યો એટલે તમે ચકદાઇ ગયા જ સમજજો. તેથી રાજકીય ચળવળ જીવતી રહે એવી જો ઇચ્છા હોય તો એણે થોડા દિવસ અજ્ઞાતવાસમાં રહી સામાજિક સુધારાનું તપ આચરવું; અને એ તપોબળ સારું એવું પ્રાપ્ત થયા પછી જરૂર પડે તો રાજકીય કામ તરફ વળવું.

"વળી, કોઈ પણ ચળવળ કરીએ એ એકલા-અટૂલાથી થતી નથી. એને અનેક લોકોની મદદ જોઇએ અને એ મદદ સંગઠિત સ્વરૂપની જોઇએ. ચળવળ સફળ બનાવવા માટે અનેક ઠેકાણે અનેક સંઘ જોઈએ. રાજકીય સ્વરૂપના સંઘ—કાગળ પરના નહીં પણ કામ કરનાર સંઘ—અત્યારની પરિસ્થિતિમાં ટકવા શક્ય નથી. ઇલાકા-સમિતિ, જિલ્લા-સમિતિ, તાલુકા-સમિતિ, ગામ-સમિતિ વગેરે સમિતિઓનું અસ્તિત્વ કાગળ ઉપર રહી શકશે; વર્ષમાં એક-બે સભા-સમારંભો કરી શકાશે; વચ્ચેવચ્ચે કાગળના ઘોડાઓ નચાવી શકાશે; પણ એમાંની એકાદ (સમિતિ) લોકોમાં જઈ દુષ્કાળનિવારણ જેવું રાજકારણની કંઈ થોડી છાંટ હોય એવું કામ જો સ્વતંત્રપણે કરવા લાગી, તો તે પણ સરકારને ખપતી નથી એવો અનુભવ છે. તેથી સંગઠિત સ્વરૂપનું કામ કરવું હોય તો તે શુદ્ધ સામાજિક સ્વરૂપનું જ હોવું જોઇએ.

"સંઘ વિના વિસ્તૃત પ્રમાણમાં કામ થતું નથી. કામ કરવા જતાં રાજકીય સંઘ ટકશે નહીં. તેથી સામાજિક કામો હાથ પર લઈ અને તે પાર પાડીને સંઘશક્તિથી કામ કરવાનું જ્ઞાન મેળવો. સંઘશક્તિથી કેવાં મોટાં મોટાં કામો થાય છે અને તે આપણને પણ કરતાં આવડે છે, તે દાખલા સહિત લોકોને બતાવો. આટલું જ કામ

અત્યારે કરી શકાશે. આ કામ કંઈ નાનું નથી; ઓછી બુદ્ધિનું અથવા ઓછા કર્તૃત્વવાળું પણ નથી. ફાયદા અનેક છે. રાજકીય નેતાઓને હાલ પોતાના અનુયાયીઓ સાથે ગાઢ સંબંધ રાખતાં આવડતો નથી; કારણ, કામ વિના નિકટ સંબંધ આવતો નથી. રાજકીય કામો—પૂરાં શુદ્ધ એવાં પણ—જોરસાથી અથવા ટેકથી કરવા લાગ્યા તો એ ખપતાં નથી. આ પરિસ્થિતિને કારણે જૂના રાજકીય નેતાઓનો અને નવી પેઢીનો કામમાં ક્યાં યે સંબંધ આવતો નથી. કામો ન હોવાથી નેતાઓ કપાઈ ગયા છે. બીજા ત્રીજા દરજ્જાના નેતાઓનો અને એમનો સંબંધ કામ દ્વારા આવતો ન હોવાથી, એમની વચ્ચેનો સ્નેહસંબંધનો દોર પણ ઢીલો થતો ચાલ્યો છે. તેથી, રાજકારણી માણસોએ સામાજિક કામો કરીને પહેલાંના સંબધો આ નિમિત્ત વડે ચાલુ રાખવા જોઇએ, અને નવા સંબંધો નિર્માણ કરવા જોઇએ. દુષ્કાળનાં કામ નિમિત્તે, વેપારી પેઢીઓ અથવા પ્રાથમિક શાળાઓના નિમિત્તે જે સ્નેહસંબંધો બંધાય છે તે રાજકીય પ્રાંતિક સભાના અને રાષ્ટ્રીય સભાના કાર્યમાં પણ શું ઉપયોગમાં નથી આવતા? વેપારી પેઢીઓની જાળ જેના હાથમાં છે; એના મનમાં રાજકીય ચળવળ કરવાનું સૂઝ્યું તો એનું કામ એની એ જ યોગ્યતાવાળા પણ નિર્માલ્ય બનેલા વીરો કરતાં વધારે વિસ્તૃત પ્રમાણમાં, વધારે શિસ્તથી, વધારે જોરદાર અને વધુ સરળતાથી નહીં થાય વારુ? મિશનરીઓની કૉલેજો, અને એમનાં દવાખાનાં પ્રત્યક્ષ ધર્મોપદેશનું કામ કરતાં નથી; પણ ખ્રિસ્તી ધર્મને એનો ઉપયોગ થાય છે કે નહીં? સામાજિક સંસ્થાઓનો રાજકારણમાં આવો જ અપ્રત્યક્ષ ઉપયોગ થાય એવું નથી શું? અને થતો નથી વારુ?

"બીજો ફાયદો એવો કે, સંગઠિત કામો વિસ્તૃત પ્રમાણ પર ગાજવાજ કર્યા વિના કેવી રીતે કરવાં એનું શિક્ષણ પણ આ કામ દ્વારા મળશે. ત્રીજો લાભ એ કે, મોટમોટાં કામો આપણે એકસંપથી અને શિસ્તથી કરી શકીએ છીએ, એવો આપણને આત્મવિશ્વાસ આવશે. ચોથું, સામાજિક કામો હાથ પર લેવાનાં તે સારાં અને લોકોપયોગી હશે તે જ લેવાનાં હોવાથી તે કામો કરવાથી જે લોકહિત થવાનું તે તો થશે જ. દાખલા તરીકે, ગામેગામ પ્રાથમિક શિક્ષણની શાળાઓ કાઢવાનો સંગઠિત પ્રયત્ન થતાં ગામડાંમાંના છોકરાંઓને વિદ્યાદાન દેવાનું પુણ્ય તો મળશે જ મળશે; પછી બીજા આનુષંગિક ફાયદા થાવ કે ન થાવ."

આ વિચારસરણીમાં સત્યનો અંશ નથી એમ કોણ કહેશે? પણ બધું જ સત્ય આમાં છે એવું માત્ર નથી; સત્યનો 'અંશ' છે, એટલું જ. ભગવાનના સ્વરૂપ પ્રમાણે 'સત્ય' એ અનેકવક્ત્ર, અનેકબાહૂરુપાદ,—ટૂંકમાં, અનેકાંગ છે. આ તત્ત્વ ન સમજવાથી ઘણા જ ગોટાળા ઊભા થાય છે. સત્ય એ એકમુખી કે એક જ નથી. જગતમાં કાળસ્થળના ભેદોથી ઉત્પન્ન થએલાં સત્યો અનેક છે, એક જ સત્ય નથી. દૃષ્ટિભેદથી, પ્રકૃતિભેદથી, કાળ-સ્થળભેદથી સત્યનાં સ્વરૂપો કાચંડાના રંગ પ્રમાણે બદલાય છે. કાલિદાસે કહ્યા પ્રમાણે વિષ જેમ ક્યારેક અમૃત બને છે અને અમૃત વિષ સમું બને છે, તેવું સત્યનું ને અસત્યનું પણ છે. ઠીક; હવે પ્રસ્તુત વિષય તરફ જ વળીએ તો સારું.

કેવળ વાચાળ અને ભૂકતી નહીં પણ કર્તી અને કરડનારી રાજકીય ચળવળ અલ્પાયુષી બને છે એવું જોઈ 'तथापि भूपा चिडवूं नको रे' ('તેમ છતાં રાજાને છંછેડશો મા!') એવો ગુરુમંત્ર આપનારા અને કેવળ સામાજિક સંસ્થાની જાળ પાથરવાનું કહેનારા ગુરુ કેટલાક લોકોને પસંદ નથી. રાજકીય કામ કરવા જતાં સંસ્થા મરશે, એ ભયથી એ કામ છોડી સંસ્થાએ માત્ર નામધારી જીવ ધારણ કરીને રહેવું, એ ધોરણ આ વિચારોના લોકોને પસંદ નથી હોતું. એમનું કહેવું એમ છે કે, 'કેવળ જીવવામાં શો અર્થ છે? અને જાગૃતિનું કામ કરતાં કરતાં સંસ્થા મરી તેથી રડવા બેસવાનું પણ શું કારણ? અપ્રિય સંસ્થાઓ મરવાની જ; એ મરે નહીં તો તે કામ કરતી નથી એમ સમજવું! રાષ્ટ્રીય સભાનાં શરૂશરૂનાં વર્ષોના ઇતિહાસ તરફ જોશો તો આ જ દેખાશે. શરૂઆતમાં એને સરકારની મૂક સહાનુભૂતિ હતી; પણ જ્યારે તેણે હાથપત્રિકાઓ વગેરે વહેંચી લોકજાગૃતિ કરવાનો અને રાજકીય અન્યાયોનું આવિષ્કરણ કરવાની શરૂઆત કરી ત્યારે તે સરકારની નામરજી વહોરી બેઠી અને મરવાની અણી પર આવી; પણ તરત જ ક્રિયાશીલ ચળવળનું કામ બંધ કરવામાં આવ્યું અને વર્ષમાં એક વાર સભા ભરવાનું અને ઠરાવ પાસ કરવાનું બોલતું ધોરણ સ્વીકારવામાં આવ્યું, એની સાથે જ નામરજીનો વહેલો પારો ઊતરી ગયો!

..રાષ્ટ્રીય સભાનો શરૂશરૂનાં વર્ષોનો આ પૂર્વ ઇતિહાસ ઘણા લોકો ભૂલી ગયા લાગે છે, તેથી એ અહીં જરા વિસ્તારથી આપવામાં વાંધો નથી. સ્વર્ગસ્થ હ્યૂમની પ્રેરણાથી અને સહાયથી ૧૮૮૫ની સાલમાં રાષ્ટ્રીય સભા સ્થપાઈ. શરૂઆતમાં તો હ્યૂમસાહેબનાં મનમાં એમ હતું કે રાષ્ટ્રીય સભાએ સામાજિક સુધારા તરફ જ વધારે ધ્યાન આપવું. પણ તે વખતના ગવર્નર–જનરલ લૉર્ડ ડફરિને જ એમને રાજકીય સંગઠન કરવાનું સૂચવ્યું, એવું વેડરબર્નસાહેબનું માનવું છે.

('In initiating the National Movement, Mr. Hume took counsel with the Viceroy, Lord Dufferin, and whereas he himself was disposed to begin his reform propaganda on the social side, it was apparently by Lord Dufferin's advice that he took up the work of political organisation, as the matter first to be dealt with.'

*Allan Octavian Hume* by Sir William Wedderburn pp. 59-60.)

ડફરિનસાહેબની સમજણ એવી કે લોકોના રાજકીય વિચારોનો પવન કેવો વહે છે તે રાષ્ટ્રીય સભા દ્વારા આપણને ખબર પડશે. ૧૮૮૬ની સાલમાં એમણે કલકત્તામાંની રાષ્ટ્રીય સભાના પ્રતિનિધિઓને 'સંમાનિત મહેમાનો' (Distinguished Visitors) કહી સરકારી બગીચામાં ભોજન માટે નોતર્યા. ૧૮૮૭ની સાલમાં મદ્રાસમાંના ગવર્નર લૉર્ડ કૉનેમૅરાએ પણ રાષ્ટ્રીય સભાનું આવું જ સન્માન કર્યું. પણ ૧૮૮૮ની સાલમાં આ સભાએ લોકોમાં જઈ કામ કરવાની શરૂઆત કરી, ત્યારે તરત જ આ સભા અપ્રિય બની! આ લોકોમાંનું કામ પણ એવું મોટું શું હતું? દેશમાં હજારેક સભાઓ ભરી અને બે હસ્તપત્રિકાઓની પાંચ લાખ નકલો તે તે પ્રાંતમાંની ભાષામાં ભાષાંતર કરી વહેંચી. આમાંની એક હસ્તપત્રિકા મદ્રાસના વીર રાઘવાચાર્યએ લખેલી હોઈ 'કૉંગ્રેસસંબંધી પ્રશ્નોત્તરો' એવું એનું નામ હતું. બીજામાં એક મુસલમાન બૅરિસ્ટરનું અને 'કંબકતપુરના રામબક્ષ' એમનું કાલ્પનિક સંભાષણ આપ્યું હતું અને જમીનના માલિક દેશબહાર ઘણા જ દિવસ રહ્યા એટલે ગણોતિયાઓનું જેવું નુકસાન થાય છે તેવું હિંદુસ્તાનનું મોટા પ્રમાણમાં થાય છે એવું બતાવ્યું હતું. સંભાષણના અંતમાં વિલાયતમાંના લોકોને અને અહીંના લોકોને ખરી હકીકત બધી રીતે સમજાવવી એટલે ન્યાય મળ્યા વગર રહેવાનો નથી, એવું સૂચવ્યું હતું. ઈંગ્લૅંડમાં કૉબ્ડન (Cobden) અને બ્રાઇટ (Bright)એ 'કૉર્ન-લૉઝ' (Corn-Laws) અંગે જેવી ચળવળ કરી એ જ ઢબે અહીં હિંદુસ્તાનમાં ચળવળ કરવાનો હ્યૂમસાહેબનો અને એમના સહકારી મિત્રોનો ઇરાદો હતો; પણ લોકોમાં જઈ એમની આવી જાગૃતિ કરવી એ મોટું પાપ, એવી કેટલાક લોકોની સમજ થતાં કૉંગ્રેસ બંધ કરવા બાબત સૂચનાઓ આવવા લાગી. હ્યૂમસાહેબને હદપાર કરવા, એવી પણ એક જણે સૂચના કરી! આ પ્રકરણમાં સર ઑકલૅંડ કૉલવ્હિનનો અને હ્યૂમસાહેબનો જે પત્રવ્યવહાર થયો તે બોધપ્રદ છે. ૧૮૮૫, ૧૮૮૬ અને ૧૮૮૭ની સાલોમાં રાષ્ટ્રીય સભાએ જે કામ કર્યાં–એટલે કે ભવ્ય મંડપમાં સભા ભરી ઠરાવ પાસ કર્યા–તે કામ સર ઑકલૅંડસાહેબને માન્ય હતાં, પણ કૉબ્ડન-બ્રાઇટ જેવાં લોકજાગૃતિનાં કામ–અરરર, અબ્રહ્મણ્યમ! આવાં કામ હિંદુસ્તાનમાં ઉપયોગી નથી; એ આ દેશને બાધક જ નીવડશે! હિંદી નેતાઓએ સામાજિક સુધારા તરફ ધ્યાન આપવું, રાજકીય સુધારાની ઉતાવળ નથી, એવો એમનો મત હતો!

ઠીક. રાષ્ટ્રીય સભા ટેકથી લોકજાગૃતિનું કામ કરવા લાગી તે સાથે જ તેની પર સરકારની નામરજી ઊતરી, એટલું જ કહેવાનું હતું. તે કામ તરત જ છોડવામાં આવ્યું. અને એકાદ દવાનો જેવો તત્કાળ ગુણ થાય તેમ એનું પરિણામ થયું; કારણ તરત જ ૧૮૯૦માં તે 'perfectly legitimate' હોવાનું લૉર્ડ લૅન્સડાઉને એને સર્ટિફિકેટ કાઢી આપ્યું!

"આજકાલ સભાઓમાં વગેરે ગવર્નર આવે છેઃ પણ કઈ સભાઓમાં? જેમાં માત્ર ઠરાવો પસાર કરવાના છે, અથવા વિધવાવિવાહ વગેરે સામાજિક અને મરજાદ પ્રશ્નની ચર્ચા કરવાની છે તેમાં. લોકોમાં રાજકીય જાગૃતિ ઉત્પન્ન કરવાનાં કામ જો આમાંની એકાદ સભાએ હાથ પર લીધાં તો ૧૮૮૮ની સાલમાં જે અનુભવ આવ્યો તે જ અનુભવ ફરી આવશે; એટલે મોટમોટા અધિકારીઓનાં પગલાં આ સભાઓ તરફ વળવાનાં નથી; કરડી

નજર માત્ર વળશે. આ બધી વાતો ખરી હોય તો યે બીકના માર્યા કર્તવ્યવિમુખ બનવામાં શો અર્થ છે? આપણે કંઈ રાજદ્રોહ કરવો નથી; લોકજાગૃતિ આણવી છે. આ કામ ખરું જોતાં રાજમાન્ય હોવું જોઇએ; પણ 'નથી' એવો જો અનુભવ હોય તો ગભરાવાથી કેમ ચાલશે! આપણું કર્તવ્ય આપણે કરવું, બીજાઓ પોતાનાં કરે યા ન કરે.

"સામાજિક સંસ્થાઓનો રાજકારણમાં પણ ઉપયોગ થશે અને થાય છે, એ ખરું; પણ ક્યાં સુધી? કાચંડાની દોડ વાડ સુધી, એવી જ અહીં પણ સ્થિતિ છે. દુષ્કાળ-દુઃખ-નિવારણ જેવાં નિર્દોષ, શુદ્ધ, સ્વચ્છ, કામો પણ સ્વતંત્રપણે કરવાં જ્યાં મુશ્કેલ પડે છે, સ્વતંત્ર કૉલેજ અથવા નિશાળ જ્યાં 'સ્વતંત્ર' તરીકે વિશેષ પ્રેમને પાત્ર બનતી નથી, પણ એથી ઊલટું તો અપ્રીતિને જ પાત્ર બને છે, જ્યાં રાજકીય સંસ્થાઓને ઠરાવ પાસ કરવા ઉપરાંત બીજું કાંઈ કામ કરી બતાવવાનું મુશ્કેલ થઈ પડે છે, ત્યાં સામાજિક સંસ્થાઓની જાળ કેટલીએ પ્રસરી તો યે રાજકારણમાં તે કરોળિયાની જાળની યોગ્યતાની જ! આ સંસ્થા વધુ યોગ્યતાવાળી થઈ તો તે પોતાનું મરણ ક્યારે નોતરશે એનો ભરોસો નહીં એમ સમજવું.

"સંસ્થા ઘણા દિવસ ચાલી, એટલું કહેવામાં શો અર્થ છે? કામ કેટલું થયું અથવા થઈ રહ્યું છે, એ મુખ્ય પ્રશ્ન છે. જીવવું ન જીવવું એ જગતના નિયમ પ્રમાણે—રાજકીય સૃષ્ટિધર્મ પ્રમાણે—થયાં કરે છે. 'काकोऽपि जीवति चिराय बलिं च भुंक्ते!' કાગડો પણ ઘણો દિવસ જીવે છે, તેથી એટલા માટે કંઈ કોઇ એનું કૌતુક કરતું નથી. કહેવામાં રાજકીય સંસ્થા, પણ રાજકીય કામ માત્ર કરતી નથી. કેમ? કારણ, મરણની બીક લાગે છે! આવી સંસ્થા રાજકારણની દૃષ્ટિએ હોય તો ય શું, ન હોય તો ય શું, બધું સરખું જ છે!

"રાજકારણ એ એક પ્રકારની લડાઇ છે. લડાઈ પરથી હાથમાં જીવ લઈને ગમે તે રીતે પાછા ફરવું એ વાતને કોઈ અભિનંદનપાત્ર નથી ગણતું. 'બને તો જયશ્રીની માળા પહેરીને આવો, નહીં તો રણમેદાનમાં જ દેહ છોડો,' એમ યોદ્ધાઓને કહેવામાં આવે છે. રાજકીય સંસ્થાઓને જે ઝઘડો કરવાનો છે એમાં રક્તસ્રાવ નથી એ ખરું, પણ તત્ત્વ તો એક જ. કાર્ય કરતાં કરતાં સંસ્થા મરી પરવારી તો એ વાત શોચનીય થશે; પણ ભયથી હાથ લીધેલું કામ પડતું મૂકવું તો એથી યે વધુ શોચનીય છે. કાર્ય જો સત્કાર્ય હશે અને લોકોમાં રામ હશે તો એક સંસ્થાની જગ્યાએ બીજી સંસ્થા નીકળશે!

"સામાજિક ચળવળથી અનેક લોકો સાથે સંબંધ બંધાય છે, અને આ સ્નેહસંબંધથી રાજકારણમાં ફાયદો થાય છે એ કબૂલ; પણ સ્વકાર્ય કરતાં કશાની પણ પરવા ન કરનારનો સ્વાર્થત્યાગ જોતાં જે આદર ઉત્પન્ન થાય છે એનું મૂલ્ય તો જુદું જ. હવે એટલી વાત સાચી કે, સામાજિક કામો સારાં હોય તો તેટલા પ્રમાણમાં અને તેટલા પૂરતું સમાજનું હિત ચોક્કસ થાય છે જ. દુષ્કાળમાં છોકરાંઓ વગેરેના જીવ બચાવ્યાં, તો તે પુણ્યદાયી જ છે: અસ્પૃશ્ય જાતિના લોકોને વિદ્યામૃતનો ઘૂંટડો પાયો તો તે પણ પુણ્યકારક જ છે; પણ આ બધું પુણ્ય રાજકારણમાં ઉપયોગી નીવડવાનું નથી; પરંપરાથી ઉપયોગી થશે એમ કહીએ તો તે સાચું, પણ ખૂબી કે રહસ્ય એટલું જ કે આ પરંપરાનો હિતસંબંધ ખૂબ જ લાંબા ગાળાનો છે; એટલો દુરાન્વયી કે તે લગભગ બાદરાયણ–સંબંધ જેવો છે!"

વિચારોની આ પૂર્વ–પશ્ચિમ દિશાઓ થઈ. બંનેમાં તથ્યનો અંશ છે. કયો તે તો દરેકે, પોતપોતાનો જોઈ લેવો. સાચાખોટાપણાનું પલ્લું કઈ તરફ નમે છે તે આ સ્થળે બતાવવાનો આ લેખકનો હેતુ નથી; પણ એક જ વિષયના સંબંધમાં વિચારશીલ માણસોનાં વિચારો સાચે જ કેવા જુદા હોય છે એ બતાવવાનું છે.

ઉદાહરણરૂપે બે-ત્રણ પ્રશ્નો લઈ બંને પક્ષોની વિચારસરણીમાં કેવો ફેર પડે છે, એ બતાવવાનો અત્યાર સુધી યથામતિ પ્રયત્ન કર્યો. વિવાદવિષયભૂત બધાં પ્રશ્નોની આ માળામાં ચર્ચા કરવાનો ઇરાદો નહોતો અને નથી. તે જ રીતે, વિચાર કરતા લીધેલા વિષયોનો સર્વાંગી અને સર્વ દષ્ટિએ ઉહાપોહ મચાવવાનો હેતુ નહોતો ને નથી. વિવાદાસ્પદ વિષયો અનેક છે. એનાં અનેક અંગો છે અને એ સંબંધે જુદાજુદા લોકોની દૃષ્ટિ જુદીજુદી હોય છે. સર્વાંગી અને સર્વ દૃષ્ટિએ વિચાર કરવો ફાયદાકારક હોય તોપણ આવી ચર્ચા કરનારી લેખમાળા અનંત થવાનો સંભવ છે; કાંઇ નહીં તો પણ

એટલું તો સાચું કે આની સર્વાંગી—સર્વવ્યાપી ચર્ચા આ લેખમાળાની યોજેલી મર્યાદા બહારની છે. વિચારોનું વલણ કેટલુંયે જુદું હોય તો પણ 'उभौ जनहिते दक्षौ' એવું જે આ લેખમાળાની શરૂઆતના શ્લોકમાં કહ્યું હતું, તે જ લેખમાળાને અંતે પણ કહેવાનું છે. આવા વિષયો પરની લેખમાળા હનુમાનની પૂંછડીની માફક જેટલી લંબાવીએ એટલી લંબાવાય; પરંતુ એવું ન કરતાં હવે પછીના લેખમાં જ ઉપસંહાર કરશું.

## ૩

## દેશાભિમાનનો અને અક્કલનો ઇજારો એક જ પક્ષને આપેલો નથી

પહેલાંના લેખમાં બેત્રણ પ્રશ્ન ઉદાહરણાર્થ લઈ જુદાજુદા લોકોના મત કેવા જુદાજુદા હોય છે, એ બતાવ્યું. દરેક માણસનું વલણ કોઇ ને કોઈ પણ એક પક્ષ તરફ વધારે ઝૂકે છે. એથી એક પક્ષમાં જ સત્યતા, સમજ વગેરે ગુણો વધારે છે એવું માનવાની એની પ્રવૃત્તિ હોય છે. આ પ્રવૃત્તિ સાહજિક છે, એટલું જ નહીં પણ એ ઇષ્ટ છે; તેમ છતાં પણ એનો અતિરેક થયો તો તે દોષપાત્ર ઠરે છે. રાજકારણમાં શું કે બીજી બાબતોમાં શું, મતભેદ એ પ્રકૃતિ-ભેદ પર અને પરિસ્થિતિ-ભેદ પર ઘણા જ અંશે અવલંબે છે.

દેશસુધારાનાં હજારો અંગો છે. મનુષ્યની શક્તિ માત્ર મર્યાદિત છે. તેથી દેશહિત કરવા ઇચ્છનારને કોઇ ને કોઈ પણ એક અંગ અથવા બહુ તો બેત્રણ અંગો લઈ એ બાબતમાં દેશની પ્રગતિ કેવી રીતે થશે, એ દિશામાં પોતાની શક્તિ અનુસાર મથામણ કરવી પડે છે. 'કઈ દિશાએ આપણે મથામણ કરવી' એનો જેણે તેણે પોતાના મન સાથે વિચાર કરવો; અને પોતાની આવડત, પોતાનું વલણ, પોતાનો સ્વભાવ, પોતાની પરિસ્થિતિ અને પોતાની શક્તિ વગેરે બાબતો જોઈ તે પ્રમાણે જે કરવાનું તે નક્કી કરવું. એકને રાજકીય સુધારો વધારે મહત્ત્વનો લાગ્યો તેથી બીજાને પણ તે એમ જ લાગશે એવું નથી. વળી બીજાને પણ જો તે વધારે મહત્ત્વનો લાગે તોપણ તેટલા ખાતર બીજી બાબતો અનુકૂળ ન હોય તો એણે રાજકારણમાં પડવું જ એવું બનતું નથી. સારાંશ, જેનો જેવો શોખ હશે; જેને જેવી સમજ હશે, અને જે જેને પરવડશે તે તેણે ઉત્સાહથી અને સ્વાર્થ-ત્યાગથી કરવું, એટલે કોઈ પણ દેવને કરેલા નમસ્કાર જેમ કેશવને જઈ પહોંચે છે તેમ તેનો પ્રયત્ન રાષ્ટ્રકાર્યની ગંગામાં જઈ પહોંચશે જ.

સામાજિક સુધારકે રાજકીય સુધારકને શા માટે ઉતારી પાડવો એ સમજાતું નથી. કોઇએકને વિધવા-વિવાહ પસંદ હોય તેથી તેને શું સ્વાર્થી અને નિષ્ઠુર સમજવો? કોઇએકને ભંગીઓની પંગતમાં બેસતાં ચીતરી ચઢે છે તેથી એની રાજકીય કામગીરી શું નકામી ઠરે છે? વિધવાનાં લગ્ન કરી આપવાં, પછાત વર્ગોની પંગતમાં બેસવું, સહકારી સંસ્થાઓ સ્થાપવી, ઠરાવ પસાર કરનારી રાજકીય પરિષદો ને સભાઓ ભરવી—આ ને આવી જ બાબતો કેટલાક મતલબી અધિકારીઓની પસંદગીમાં ઊતરે છે, તેથી એટલી જ બાબતો કરનાર તે સાચો અને 'જવાબદાર' દેશાભિમાની, અને બાકીના બધા બેજવાબદાર દેશદ્રોહીઓ જ કહેવાના? દેશસેવાનો માર્ગ એક જ છે શું? હમણાં રેલ્વે થવાથી કેટલાક છોકરાઓને એવું લાગે છે કે પૂનાથી મુંબાઈ જવા માટેનો એક જ રસ્તો—ખડકી, તળેગાંવ, વડગાંવ, લોનાવલા, કર્જત વગેરે સ્ટેશનો રસ્તામાં છે તે—તે જ રીતે કેટલાક સામાજિક સુધારકોને લાગે છે કે, દેશસુધારાનો માર્ગ એક જ અને આ માર્ગમાંના રસ્તામાંનાં સ્ટેશનો કહીએ તો વિધવા-વિવાહ, મિશ્રજાતિભોજન, સહકારી સંસ્થા, સ્ત્રીશિક્ષણ, વર્ષમાં ત્રણ દિવસ મોં ખોલનાર રાષ્ટ્રીય સભા, વગેરે વગેરે. પણ પૂનાથી મુંબાઈ જવાનો રેલ્વેનો જ એટલો એક એ રસ્તો છે, એવું નથી. જેને ડુંગરો પરની વન-શોભા અને સૃષ્ટિશોભા જોવી હશે, પગે ચાલવાની મહેનત કર્યાથી પોતાની શક્તિ વધશે એમ જેને લાગે છે, રસ્તે આવનાં ગામડાંઓ દૂરથી, બહારથી જોવા કરતાં એમાં પ્રત્યક્ષ રહી ત્યાંના રહેવાસીઓ સાથે નિકટ સંબંધ આવે એવી જેની ઇચ્છા હશે, ઘાટ પરનાં કોતરો, ત્યાંના લપસણા રસ્તા, ત્યાંનાં ઝાંખરાંકાંટા વગેરેથી ન ડગમગતાં ખડતલ રસ્તાએ ચાલવા માટે જે તૈયાર હશે, એણે પણ પગરસ્તે ન જતાં રેલ્વેથી જ જવું અને રેલ્વે અધિકારી જે ડબ્બામાં બેસાડે તે ડબ્બામાં મૂંગે મોઢે બેસવું, એવો આ આગ્રહ શા માટે?

રાષ્ટ્રની પ્રગતિ એક પ્રકારના પ્રયત્નથી જ થાય છે એવું નથી. રાષ્ટ્ર એ નૌકા છે એવું કલ્પીએ તો કોઇએ

હાથમાં હલેસાં લેવાં પડશે, કોઇને સુકાન પકડવું પડશે, તો કોઇને તળિયામાંથી આવતું પાણી ભરીભરીને બહાર ફેંકી દેવું પડશે; કોઇને વાંસ પાણીમાં નાંખી અને ધીરજથી પ્રસંગ જોઇને નૌકાની દિશા ફેરવવી પડશે, તો કોઇને હલેસાં ઊલટી દિશામાં મારવાં પડશે! રાષ્ટ્રનૌકાને સામી પાર લઈ જવાની હશે તો આ બધી બાબતો કરવી પડશે; અને આમ જો કરવું પડશે, તો જે કામમાં જે યોગ્ય હોય અને જેને જેની વિશેષ હોંશ હોય તેને જ તે આપવામાં આવે તો એમાં બધાંનો જ ફાયદો નથી શું?

હવે કોઈ કહેશે કે, નૌકામાં જો મોટું ગાબડું પડ્યું તો સુકાનીએ, હલેસાં મારનારે, સઢ ઉપરના માણસે—બધાએ—એક જ કામ કરવાની શરૂઆત કરવી જોઇએ, અર્થાત્, પાણી કાઢી નાખી ગાબડું બંધ કરવાના કામમાં લાગી જવું જોઇએ. એવી જ રીતે રાષ્ટ્ર પર એવો એકાદ પ્રસંગ આવે કે, જે વખતે બધાએ પોતાના ધંધા અને પોતપોતાની મનપસંદગીનાં કામો છોડી દઈ એ પ્રસંગનો સામનો કરવા સંબંધેનાં જે ગમતાં—ન ગમતાં કામ આવી પડે તે કરવાં જોઇએ. શહેરને શત્રુઓએ ઘેરો ઘાલ્યો હોય ત્યારે ભાસ્કરાચાર્યે ગણિતની પોતાની પાટી બાજુએ કરવી, પાણિનિએ 'ખ, ફ, છ, ટ,'માંથી પોતાનું માથું ઊંચું કાઢવું, તુકારામે કરતાલ છોડવી, તાનસેને તાન બંધ કરવી અને બધાએ જ શહેરના રક્ષણ માટે દોડી જવું, એ તત્ત્વતઃ સાચું માન્યું તોપણ, ઘેરો કોણે ને કયા પ્રકારે ઘાલ્યો છે અને તે કેવી રીતે હઠાવવો એ વિષે મતભેદ થવાનો સંભવ છે. પ્રસ્તુત ઉદાહરણમાં એક કહેશે, કે દારિદ્રય એ જ હિંદુસ્તાનનો શત્રુ; બીજો કહેશે કે ધર્મગ્લાનિ એ જ ખરો શત્રુ; ત્રીજો વળી કહેશે, શરીરસંપત્તિની પાયમાલી; ચોથો કહેવાનો, વિધવાવિવાહ-પ્રતિબંધ; પાંચમો, અસ્પૃશ્ય જાતિ; છઠ્ઠો, શિક્ષણનો અભાવ; સાતમો, રાજકીય પરતંત્રતા; આઠમો, સ્વાભિમાનનો ને કર્તવ્યદક્ષતાનો અભાવ; વગેરે વગેરે એવી આ યાદી ઘણીયે લંબાવી શકાય!

રાષ્ટ્રને કોઈ કોઈ વાર શરીરની ઉપમા અપાય છે. આપણને સાદો તાવ આવે તો યે જુદાજુદા ડૉકટરો અથવા વૈદ્ય લોકો એની જુદીજુદી માવજત કરે છે અને જુદાંજુદાં દવાદારૂ કરે છે; અને જો કદાચ રોગની ચિકિત્સા એક જ થઇ ને એક જ દવા આપવાની થઈ, તો પણ દવાના પ્રમાણમાં, લેવાની રીતમાં, એની અસરમાં, દરેક બાબતમાં જુદાજુદા ડૉકટરોની ને વૈદ્યોની જુદીજુદી પ્રવૃત્તિ! આ વાત થઈ કેવળ એક તાવ સંબંધી, અને કોઇ એકને જો એક જ વખતે બેત્રણ રોગો હોય અને એમાં યે કેટલાક ઘર કરી બેઠેલા હોય, તો પછી પૂછશો જ મા! આપણું આ આર્યાવર્તરૂપી રાષ્ટ્રશરીર કેટલું અફાટ, અને એને તો કેટલા બધા રોગો લાગ્યા છે! આવી સ્થિતિમાં સમાજશરીર-ચિકિત્સકોમાં મતભેદ ન થયો તો જ નવાઈની વાત! આપણા દેશને કયો રોગ નથી? એનો એક પણ અવયવ નિરોગી છે ખરો? આર્યાવર્તને ત્રિદોષ નહીં, પણ શતદોષ થયો છે જ એમ કોઈ કોઈ વાર લાગે છે. વેપાર નહીં, પૈસો નહીં, ખાવાપીવા માટે પૂરતું અન્ન નહીં, બીજા દેશોમાં જવાની ઉમેદ નહીં અને એ માટે અવસર નહીં; દેશમાં ને દેશમાં માન નહીં; ઘણાં વર્ષોથી માનહાનિ થતી જતી હોવાથી તેજ પણ ઓછું થએલું; નીતિધૈર્ય પણ સાધારણ જ; ધર્મનો ઉત્સાહ પણ તત્પૂરતો જ; વિદ્યા માટેની લગની પરંપરાગત, પરંતુ તે પણ અવસર ન હોવાથી મંદ પડેલી; શાસ્ત્રીય શોધ નહીં; લલિતકળાઓમાં પ્રગતિ નહીં; જૂની કળાઓ પણ ઘણીખરી ભુલાઈ ગયેલી; બધી બાબતોમાં પરાવલંબન—એઠું ખાવા સિવાય બીજો કોઈ રસ્તો નહીં; શાળામાંનાં' બીજગણિત ઇત્યાદિનાં પાઠ્યપુસ્તકો પણ બહારથી આણવાનાં; સ્ત્રીઓ અશિક્ષિત અને ટૂંકી દૃષ્ટિની એટલે અર્ધાંગ તો ગળી ગએલું જ; શૂદ્ર આદિ વર્ગોને પગની ઉપમા આપીએ તો તે પગ કમજોર થએલા અને પેટ અને માથા સાથે લડાઈ કરવા તૈયાર થએલા; હાથ લૂલા; માથું ભમીને મુંઝાઈ ગએલું! વળી પરિસ્થિતિ એવી કે, પોતાને જે દવા લેવા જેવી લાગે છે તે લેવાની સગવડ નથી. કારણ આ અફાટ રાષ્ટ્રશરીર જ પરાધીન! આવા અર્ધાંગ-વિગલિત, અનેક—રોગગ્રસ્ત, આંધળા, લૂલા, પાંગળા, ઠૂંઠા, ભયંકર ગરીબ, પરાવલંબી શરીરને કઈ દવા, કેટલા પ્રમાણમાં આપવાની એની મને જ કેવળ સમજ પડે છે, બીજા કોઇને કશી સમજ પડતી નથી, એમ કહેવું કેટલું સાહસભર્યું છે, અને એમ કેવી રીતે કહી પણ શકાય? તેથી કરીને કોઈ એકને ઇચ્છાથી પગ શેકવાની ઇચ્છા થાય તેને તે ખુશીથી કરવા દેવું

જોઈએ; કોઈએકને માથું દબાવવા જેવું લાગે તો એણે તે કરવું; જેને જે ઉપાય સૂઝે તેણે તે કરવો. જોઈએ તો પોતાને મદદ કરવા બીજાઓને બોલાવવા; રોગની માવજત કરવા માટે કામચોર અથવા આળસુ લોકોની 'દાદા બાપા' કરી આજીજીઓ વગેરે કરવી, જક્કીપણાથી સેવા કરતા રહેનારને પ્રસંગ આવ્યે દાબવો, પણ સદ્‌બુદ્ધિથી સેવા કરનારની ક્યારે ય અવહેલના કરવી નહીં, દ્વેષ કરવો નહીં. રોગ એટલા છે અને રોગીની સ્થિતિ એટલી ભયંકર છે કે, માવજત કરનાર કેટલાય હોશિયાર અથવા દૂરદર્શી હોય તોપણ અમુક ઉપચાર અને અમુક દવા જ લાગુ પડશે, એવું કહેવું ડહાપણભર્યું લેખાશે નહીં; અને કોઈ એક ઘરડી મા, ભોળો ભાઈ અને પ્રેમાળ મિત્ર એ જો હાથપગ દબાવતાં હશે અથવા શેકતાં હશે તો 'ઓહો, તમે ગાંડાં છો, હાથપગ દબાવવાથી શું થવાનું છે, રોગ પેટમાં (નહીં તો આંખમાં, નહીં તો માથામાં) છે, મારી જ દવા લો, અને હું કહું એ જ સેવા કરો.' આવા શબ્દો એમના મોંમાંથી નીકળવા ન જોઈએ! અને રોગીના હિત માટે આવી ભોળીભાળી સેવા કરવા દેવાનું યોગ્ય ન હોય, તો કઠોરતા એણે સ્વીકારવી, પણ માતાના અગર પિતાના મોક્ષની પુત્ર સંબંધમાં જે ક્ષણિક અને અંશતઃ કઠોરતા હોય છે તેવી કઠોરતા સ્વીકારવી, એમાં કસાઈનું નિષ્ઠુરપણું ન હોવું જોઈએ અને વેર લેવાની ઇચ્છા તો જરા પણ ન કરવી જોઈએ.

એક ફ્રેન્ચ પ્રહસનમાં એવું બતાવ્યું છે કે, તાજેતરમાં જ શ્રીમંત બનેલા એક ગૃહસ્થને થયું કે 'શિષ્ટ' (gentleman) બનવું, અને એણે 'શિષ્ટતા' શીખવનાર ગુરુ માટેની જાહેરાત છાપાઓમાં આપી. તરત જ બીજે દિવસે અનેક લોકો ગુરુ થવાને એની પાસે આવ્યા. નૃત્ય શીખવવાનો ધંધો રોજ કરનાર એની પાસે ગયો અને બોલ્યો કે, "વર્તનમાં ક્યારે ય પગ ન ચૂકતાં—વાંકો પગ ન પડવો—એમાં ડહાપણ ને શિષ્ટતા છે; પગ કેવી રીતે મૂકવો એ નૃત્યકળા શીખવાથી સમજાય છે; તેથી તમારો ગુરુ થવા માટે હું જ યોગ્ય." પણ ગવૈયો એને આગળ બોલવા દેતો નથી. તે કહેવા લાગ્યો, 'ગાયન વિના શિષ્ટતા આવવાની જ નથી. ગાયનકળામાં સર્વ જીવનરહસ્ય છે; કારણ તાલબદ્ધતા, મેળ, સંવાદ એમાં ગાયનની મુખ્ય ચાવી છે; અને એ જ વ્યવહારની, રાજકારણની, એટલું જ નહિ પણ આખા આયુષ્યની ગુરુચાવી છે. વર્તનમાં તાલતંત્ર સંભાળવું પડે છે, પરિસ્થિતિ સાથે મેળ મેળવવો પડે છે; તેથી તમે મારી પાસે ગાયન શીખો એટલે તમારું કામ થશે.' ગવૈયાનું બોલવાનું પૂરું થાય છે—નથી થતું ત્યાં, એક વિદ્વાન પણ ગરીબ એવા ગ્રંથકારે એને અટકાવ્યો અને તે શ્રીમંત ગૃહસ્થ તરફ વળીને કહેવા લાગ્યો: 'આ બધાંને છોડી મને જ તમે ગુરુસ્થાને નીમો; કારણ જગતમાં આપણું કહેવું શું છે તે ઉત્તમ રીતે કહેતાં આવડવું અને લોકો પર આપણા ભાપણની છાપ બેસાડતાં આવડવું, એ ખૂબ જરૂરી છે અને એ જ્ઞાન શાસ્ત્રગ્રંથોનો અભ્યાસ કરવાથી આવે છે. હું તમને કાવ્ય, અલંકાર વગેરે બધું શીખવીશ, તેથી મને તમે ગુરુ તરીકે નીમો. બીજા બધા લોકો નકામા છે.' બીજા ધંધાઓવાળા પણ ત્યાં આવ્યા જ હતા. જે તે પોતાનું જ ટટ્ટુ આગળ ધકેલવા લાગ્યા, ત્યારે આપસઆપસમાં તેમની મોટી તકરાર જામી. એટલામાં એક લશ્કરી અમલદાર ત્યાં આવ્યો. એણે પણ પોતાની કલાની સ્તુતિ ગાઈ અને 'શિષ્ટતાનો ગુરુ બનવા પોતે લાયક છે' એમ કહ્યું. તુરત જ બીજા બધાએ એની વિરુદ્ધ બૂમરાણ મચાવ્યું; પણ એણે ગવૈયાને, ગ્રંથકારને, નર્તકને અને બીજાઓને નસાડ્યા ને શિષ્ટતાનું ગુરુત્વ બળજબરીથી એણે પોતાને માટે લીધું!

સ્મરણ પરથી વર્ણન કરેલા આ પ્રહસન-પ્રસંગનું તાત્પર્ય લંબાણથી કહેવાની કંઈ બહુ જરૂર નથી. હિંદુસ્તાનની સુધારણા કરવા ઇચ્છનારાં આવાં જ જાતજાતનાં અનેક મંડળો ઊભાં થાય છે. વિધવાવિવાહ-નિષેધની વિરુદ્ધ બંડ કરનાર લોકો કહે છે, 'રાષ્ટ્રનો ઉદ્ધાર આ રિવાજ નાબૂદ થયા સિવાય થવાનો નથી.' પોતાના પક્ષમાં જે આવીને ભળતો નથી તે સમાજનો શત્રુ, એવું આમાંના કેટલાક જાણ સમજે છે. રાજકીય ચળવળવાળા, શારીરિક સુધારણાવાળા, ઉદ્યોગધંધાવાળા, અસ્પૃશ્યોદ્ધારવાળા, ઇતિહાસસંશોધનવાળા, પૈસાફંડવાળા, ગોરક્ષણવાળા વગેરે મંડળીઓ લોકોના પરિચયની જ છે.

પોતાને મનપસંદ વિષયનું અભિમાન રાખવું, અથવા એ વિષે વધુ ઉત્સાહથી ને ખૂબ સહૃદયતાપૂર્વક કામ કરવાં એ કંઈ ખોટું નથી; પણ એના સિવાય બીજો મહત્ત્વનો કોઈ વિષય જ નથી એમ સમજવું એ તદ્દન

ભૂલભરેલું છે. પરંતુ આવી સમજ પણ એક વાર પરવડી શકશે; પણ અમારા પક્ષની બહાર ખરું દેશાભિમાન નથી, ખરી દૂરદૃષ્ટિ નથી, ખરો સ્વાર્થત્યાગ નથી–આવા પ્રકારની સમજણ ભારે ખતરનાક છે. આ દોષ પણ કદાચ ચલાવી લેવાય; પણ 'મારા મતના જે નથી તે મારા શત્રુ', એવા પ્રકારની ભાવના માત્ર સૌથી ખરાબ. પોતાનો મત ખરો સમજવો સાહજિક છે. પ્રત્યેક મનુષ્યને પોતે જાતે ખૂબ ડાહ્યો એવું લાગતું જ હોય છે; પણ બીજાના મતમાં દોષ છે એવું સમજવું અને એ મનુષ્યનો દ્વેષ કરવો એમાં ખૂબ તફાવત છે. બીજો પક્ષ સદોષ છે, એવું સમજવું સ્વાભાવિક જ નહીં પણ ઇષ્ટ પણ હશે–'છે' એવું પણ એક વાર કહેવા આ લેખક તૈયાર થશે; પરંતુ 'સદોષ' પક્ષ 'દ્વેષપાત્ર' હોવો જ જોઈએ એવો ન્યાય ક્યાં યે નથી. જે તે મનુષ્ય પોતાને જ ડાહ્યો સમજે છે; પણ ડહાપણનો બધો જ ઈજારો પોતા પાસે જ છે, સ્વાર્થત્યાગ પોતાને ઘેર જ પાકે છે, દેશાભિમાન પોતાના હૃદયમાં જ સ્ફૂરે છે, રાષ્ટ્રની પ્રગતિની જડી-બુટ્ટી પોતાને જ ખબર છે, બીજાં બધાંએ મારા માર્ગે જ ચાલવું, નહીં તો તેઓ સૌ ખાડામાં પડશે અને દેશને અધઃપતન તરફ ખેંચી જશે, આવા પ્રકારની ભાવના અસ્વાભાવિક ને અનિષ્ટ છે. આપણાં સંતાનો અને આપણા મતો જેમ આપણને પ્રિય હોય છે તેમ જ લોકોને પણ પોતપોતાનાં સંતાનો અને મતો પ્રિય હોય છે. જેવું આપણને સ્વાભિમાન ને દેશાભિમાન છે તેવું લોકોને પણ હોય છે, વગેરે વગેરે સાદી વાતો પણ મહારાષ્ટ્ર ભૂલી ગયું છે એવું કેટલાકને લાગે છે. આમાં જોનારની દૃષ્ટિનો દોષ છે કે બીજી જ કોઇક આની ઉપપત્તિ છે?

કેટલાક લોકો અહીં એવો આક્ષેપ લેશે કે, બીજાનો મત ભૂલભરેલો જ નહીં, પણ ખતરનાક છે, એવું જેને પ્રામાણિકપણે લાગે છે તેણે એ મતનો નિષેધ કરવો અને એ મતનો ફેલાવો ન કરવા દેવો, શક્ય તેટલો તેનો વિરોધ કરવો એ ઇષ્ટ અને આવશ્યક નથી શું? ઉપર આપેલા રોગીનો દાખલો લઈ એમ ન કહી શકાય કે ભમધી રોગીને દવા આપનારાઓનો નિષેધ કરવો અને એના પર પ્રતિબંધ મૂકવો એ ડૉક્ટરનું કામ જ છે?

આક્ષેપ સાચો છે; પણ જવાબ એ કે ડૉક્ટરે નિષેધ, વિરોધ અથવા પ્રતિબંધ કરવો નહીં એમ હું કહેતો નથી; પણ ડૉક્ટરે બીજાને કડવા શબ્દોથી દુઃખવવા નહીં, બીજા પર ગમે તેવા આક્ષેપો કરવા નહીં, એટલું જ મારે અહીં સૂચવવું છે. ગમે તે દવા આપવા સામે અગર તે આપનારનો વિરોધ કરવો, પણ આપનારની ઠેકડી કે મશ્કરી ન કરવી. એને નિંદ્ય ઠરાવવાનો પ્રયત્ન કરવો નહીં; પાપ વિષે એક જણે કહ્યું છે કે, Hate the sin but not the sinner. ગમે તેવી દવા આપવા જનાર વિષે પણ મારે આ જ સૂચવવું છે. વિરોધ કરવો, પ્રતિબંધ કરવો, પ્રસંગોપાત્ત ઝઘડો, સામનો, યુદ્ધ કરવામાં પણ હરકત નથી. પણ આ યુદ્ધ 'ધર્મ્ય' હોવું ઘટે; 'સદ્ધર્મ' ન છોડતાં તે કરવું જોઈએ. આ વાત ભૂલભરેલી અગર અશક્યવત્ છે ખરી?+

---

+ [મરાઠી ભાષામાંના પ્રથમ દરજ્જાના લેખક, પ્રખર સમાજસુધારક અને ત્યાગવીર શ્રી વામન મલ્હાર જોશીનો જન્મ સને ૧૮૮૨માં થયો. સને ૧૯૦૬માં તેઓ તર્કશાસ્ત્ર અને તત્ત્વજ્ઞાન વિષય સાથે એમ. એ. થયા. તરત જ તેઓ કોલ્હાપુરના સમર્થ વિદ્યાલયમાં શિક્ષક તરીકે જોડાયા અને સાથેસાથે પ્રોફેસર વિજાપુરકરના 'વિશ્વવૃત્ત' માસિકના સંપાદનનું કાર્ય એમણે શરૂ કર્યું. એ માસિકમાં પંડિત શ્રીપાદ દામોદર સાતવળેકરનો 'वैदिक धर्माची तेजस्विता' એ લેખ છાપવા માટે શ્રી. જોશી પર પણ રાજદ્રોહનો આરોપ મુકાયો અને એમને ત્રણ વર્ષની સખ્ત મજૂરીની કેદ થઈ. ઈ. સ. ૧૯૧૧ના ઑક્ટોબરમાં એમનો છુટકારો થયો. ત્યાર પછી એમણે વિવિધ સાહિત્યિક સેવા કરી, અને સન ૧૯૧૮ના જૂનમાં ગુરુવર્ય ધોંડો કેશવ કર્વે સ્થાપિત મહિલા પાઠશાળામાં તેઓ પ્રાધ્યાપક નિમાયા. શ્રી જોશીનું અધ્યયન, અધ્યાપન તેમજ વાચન-લેખન મોટા પ્રમાણ પર થયું. એમના લખાણની વિશિષ્ટતા એ કે મૌલિક વિચારોથી એ ભરપૂર અને સ્પષ્ટોક્તિવાળું છે. ઈ. સ. ૧૯૪૩માં એમનું દુઃખદ અવસાન થયું. —સંપાદક]

*

# ગોખલેજીને અંજલિ

ગણેશ વાસુદેવ માવળંકર

[સદ્‌ગત્ નામદાર શ્રીનિવાસ શાસ્ત્રીના લેખો અને ભાષણોના, શ્રી ટી. એમ. જગદીશન્ સંપાદિત, "My Master Gokhale"ના ગુજરાતી અનુવાદ "ગુરુજી ગોખલે" પુસ્તકની પ્રસ્તાવના શ્રી દાદાસાહેબ માવળંકરે તા. ૧૯-૧-'૫૨ને રોજ લખી તે નીચે પ્રસિદ્ધ કરી છે. (નામદાર ગોપાળ કૃષ્ણ ગોખલેનું દુઃખદ અવસાન તા. ૧૯ ફેબ્રુઆરી ૧૯૧૫ને રોજ થયું.)]

સ્વ. ગોખલેનાં પ્રથમ દર્શન મને સુરતમાં ૧૯૦૭-ની ઐતિહાસિક કૉંગ્રેસ વખતે થયાં હતાં. તે વખતે હું કૉલેજમાં જુનિયર બી. એ.માં ભણતો હતો. હિંસાવાદીઓ તરફ આદર અને આકર્ષણ હતાં. મારી કાઢ્યા સિવાય અંગ્રેજો હિન્દુસ્તાનમાંથી કોઈ કાળે જવાના નથી, એવી હિંસાવાદીઓની માફક જ મારી પણ માન્યતા હતી. છતાં ગોખલે પ્રત્યેનું આકર્ષણ અને આદર તીવ્ર હતાં. તેથી ગોખલેજીને પ્રત્યક્ષ જોવા, સાંભળવા અને દેશનાં પ્રશ્નોની અંગ્રેજો સાથે વાટાઘાટ કરી કે કેવળ ઠરાવો દ્વારા ઉકેલ કેમ લાવી શકાય એ જાણવાને અને સમજવાને હું બહુ આતુર હતો. તેથી સુરતની કૉંગ્રેસમાં મેં હાજરી આપી હતી, અને ચાર-છ દિવસ કૉંગ્રેસ કૅમ્પમાંજ મેં પડાવ નાંખ્યો હતો. કૅમ્પમાં સવાર-સાંજ ભાષણો થતાં, ગોખલેજી પોતાનું દૃષ્ટિબિંદુ અનેક જણને અનેક ભાષણોમાં સમજાવતા, તે પણ સાંભળતો. બધું સાંભળ્યા પછી પણ, હિંસાવાદનો વિચાર મૂલતઃ ભૂલભરેલો છે એ વાત મારે ગળે ઊતરી શકી નહીં; પણ એ રીતે હિન્દુસ્તાન વ્યવહારુ રીતે જઈ શકે એમ નથી, અને તેથી ગોખલેજીની રીત અપનાવવી જોઈએ, એમ મને લાગ્યું હતું.

દેશસેવાના વિચારો છેક વિદ્યાર્થી દશામાંથી જ મારા મનમાં આવતા હતા. કેવળ કુટુંબ પોષણ માટે નાણાં મેળવવામાં જ જીવન વ્યતીત કરવું એ આદર્શ મને રુચતો નહોતો. પણ સેવાનું ક્ષેત્ર અને પદ્ધતિ નક્કી કરતાં સ્વાભાવિક વખત લાગ્યો. ૧૯૧૨માં હું એલએલ. બી. થયો ત્યારે મેં નિશ્ચય કર્યો કે ગોખલેજીના 'ભારત સેવક સમાજ'માં જોડાવું, અને ત્યાં તાલીમ લઈ પછી તેની શાખા ગુજરાતમાં કાઢી ગુજરાતમાં કામ કરવું. પરંતુ કેટલાક સંજોગોને કારણે એ વિચાર હું અમલમાં ન મૂકી શક્યો. આ કથન કહેવામાં મારો હેતુ માત્ર એટલો જ છે કે 'ભારત સેવક સમાજ'ના સ્થાપક શ્રી ગોખલે પ્રત્યે, તેમનાં ધ્યેય અને કાર્યપદ્ધતિ પ્રત્યે મારા જાહેર જીવનની શરૂઆતથી જ મારી ભૂમિકા શું હતી તે સ્પષ્ટ કરવી.

ત્યાર બાદ કેટલેક વર્ષે, એટલે ગાંધીજી હિન્દુસ્તાનમાં આવ્યા પછી (૧૯૧૫), મને ટૂંક મુદતમાં જ અહિંસાના માર્ગે જ સાચી આઝાદી દેશ મેળવી શકશે એવો વિશ્વાસ આવ્યો, અને તે દૃષ્ટિએ હું ગોખલેજીનું જીવન, કાર્ય અને તેમની સંસ્થા જોવા લાગ્યો, ત્યારે મારો તેમના પ્રત્યેનો આદર તાત્ત્વિક પાયા ઉપર સ્થિર થયો, અને ગાંધીજી ગોખલેને પોતાના ગુરુ કેમ માનતા તે પણ હું સારી રીતે સમજી શક્યો.

સદ્‌ગત્ શાસ્ત્રીજી ગોખલેજીના સમર્થ અને અનન્ય શિષ્ય હતા. ગોખલે સાથે વર્ષો સુધી તેમણે દેશસેવાનું કાર્ય કર્યું હતું. એવા સમર્થ શાસ્ત્રીજીએ કરેલાં ભાષણો અને લખેલા લેખો ઉપરથી ગોખલેના જીવનનો સુંદર, સ્પષ્ટ અને આબેહૂબ ચિતાર આ ગ્રંથમાંથી મળે છે. આમાંની અક્ષરે અક્ષર હકીકત આધારભૂત અને પ્રત્યક્ષ અનુભવવાળી છે, એ આ ગ્રંથની વિશેષતા છે. શાસ્ત્રીજી સ્વર્ગસ્થ ગોખલેના શિષ્ય હોવા છતાં અંધ અનુયાયી નહોતા. 'ભારત સેવક સમાજ'ના તેમની સાથેના સ્વર્ગસ્થ શ્રી દેવધર, શ્રી. દ્રવીડ, શ્રી કુંઝરુ, શ્રી એન. એમ. જોશી વગેરે સભ્યોને પોતાના ગુરુભાઈ ગાંધીજી પ્રત્યે માન અને હમદર્દી હોવા છતાં, કાર્યપદ્ધતિની ભિન્નતાને કારણે ગાંધીજીને સભાસદ તરીકે ન લેવાનો તેમણે નિર્ણય કર્યો હતો. એ ઉપરથી જ શાસ્ત્રીજી અને એમના મંડળની સ્વતંત્ર બુદ્ધિ કેટલી જાગ્રત હતી તેનો ખયાલ આપણને આવી શકે, તેવાં શાસ્ત્રીજીએ આપેલાં ભાષણો, કે લખેલાં લખાણોમાં અંધભક્તની પૂજા કે વર્ણન ન જ હોઈ શકે, પણ એક સાચા દેશભક્ત, સમર્થ ચિંતક અને સ્વતંત્ર વિચારકને ગોખલેજી કેવા જણાયા તેનું જ વાસ્તવિક બયાન આપણને મળે છે.

ગોખલેજીએ જીવનના આદર્શ અને કાર્યપ્રણાલી પ્રત્યે

જે માર્ગ પોતાના આમરણ વર્તનથી આપણને બતાવ્યો છે, તે સર્વકાળે લક્ષમાં રાખી આચરવામાં જ આપણા દેશનું કલ્યાણ છે એવો મારા જેવાને વિશ્વાસ છે, અને તેથી જે આંતરરાષ્ટ્રીય અને આંતરિક પરિસ્થિતિમાં આપણે છીએ તેમાં આપણે તે આદર્શ અને કાર્યપ્રણાલી નજર આગળ રાખી આચરણમાં મૂકવાં જોઈએ. તે ધ્યેયો અને તેની પ્રાપ્તિના માર્ગો આ ગ્રંથ સારી રીતે બતાવે છે. જૂની વાતોનું આ નવા જમાનામાં શું કામ છે? એ ખયાલથી ન ચાલતાં, સદાને માટે ઉપયોગી એવાં જે તત્ત્વો અણમૂલાં તત્ત્વો અને માર્ગદર્શન તેમાં છે તે આ ગ્રંથના વાચનથી જોવાં જોઈએ.

ગોખલેજીએ જીવનનું ધ્યેય શું રાખ્યું હતું? તે આપણે તેમના આચરણથી સહેજે જોઈ શકીએ. ૧૮ વર્ષની ઉંમરે ૧૮૮૪માં બી. એ.ની પદવી પ્રાપ્ત કર્યા પછી સહેજે મળી શકતી ઊંચી નોકરી, પ્રતિષ્ઠા અને પગારની પાછળ તેઓ ન ઘસડાતાં દેશને માટે આજીવન ભેખ લેવાનો તેમણે નિશ્ચય કર્યો; સહુથી મહાન એવા કેળવણીના રચનાત્મક કાર્યમાં તેઓ જોડાયા; અને ત્યાંની મુદત પૂરી કરી મૃત્યુઘડી તેમણે "સેવા, સેવા, સેવા"નો જપ કરી સેવાધર્મ જ આચર્યો. તેમનામાં અનેક ગુણો હતા, જેની આજે પ્રમાણમાં અછત જણાય છે. હમેશની નમ્રતા, વડીલો પ્રત્યેની માનવાળી વૃત્તિ, શિસ્તપાલન, સાદાઈ, મનની ઉદારતા, નિઃસ્વાર્થ ધ્યેય પાછળનો સતત ઉત્સાહ, દીર્ઘ દૃષ્ટિ, વ્યવહારુ શક્તિ આધ્યાત્મિક વૃત્તિ વગેરે અનેક ગુણો તરી આવે છે.

આપણા જાહેર જીવન માટેની આવશ્યકતાઓ વિષે તેમના કેટલાક વિચારો આ ગ્રંથમાં મળે છે, તે પૈકી મુદ્દાના આપણે જોઈએ. તેઓ કહે છે: "જે ભાવનાથી ધર્મનાં કામ માથે ઉપાડવામાં આવે છે તે જ ભાવનાથી દેશની સેવા માટે પૂરતાં માણસોએ પોતાની જાતને કામે લગાડવા સારુ બહાર પડવું જોઈએ." આજે તો આ હાકલની વધુ જરૂર છે.

જુવાનોને ઉદ્દેશીને કહે છે: "જીવનની બધી બીજી પ્રવૃત્તિઓ જતી કરો, અને પોતાના દેશની સેવાનું કામ ઉઠાવી લો. જો આપણે બધા આપણા પોતાના અંગત કામમાં જ રચ્યાપચ્યા રહેતા હોઈએ, આપણા વ્યક્તિગત હિતની જ માત્ર સંભાળ રાખતા હોઈએ, તો આપણા દેશનાં કામો પૂરી ગતિએ નથી ચાલતાં એવી ફરિયાદ કરવાનો આપણને હક્ક રહેતો નથી."

શ્રી ગોખલેની અનેક આકાંક્ષાઓમાંની એક સહુથી મોટી એ હતી કે ભવિષ્યની ઉજ્જ્વલ કારકિર્દીની આશા આપનારા સંખ્યાબંધ યુવાનોને દેશમાંથી વીણી કાઢી તેમને જાહેર સેવાક્ષેત્રના સંન્યાસી થવા માટેની તાલીમ આપવી. આજે તો આ જરૂરિયાત, તે વખત કરતાં હજાર ગણી છે. સત્તા, માનપાન અને પ્રતિષ્ઠાનાં મોજાં ઉપર લહેરાતી આકાંક્ષાના પ્રસરતા જુવાળના મુકાબલે આ આકાંક્ષા કેટલી સ્ફૂર્તિદાયક છે? આજના યુવાનોને તૈયાર કરવામાં જો ચૂકીએ તો ભવિષ્ય નર્યું અંધારમય જ રહેને?

જાહેર હિતના પ્રશ્નો અંગેનાં વ્યક્તિગત મંતવ્યો વિષે બોલતાં તે કહે છે કે:

"જ્યાં સમૂહગત કેન્દ્રિત પ્રયત્નની જરૂર હોય ત્યાં, માત્ર અંતઃકરણની શ્રદ્ધાના વિષયો બાજુ પર મૂકતાં, બીજા બધા વિષયમાં જેમને અનુસરવાની આશા માણસો પાસેથી રખાતી હોય તેવાઓના અભિપ્રાયને જનતાએ આધીન થવું જ જોઈએ. આપણા જાહેર જીવનમાં શિસ્ત હોવી જોઈએ." આગળ ચાલતાં તેઓ કહે છે કે: "અગ્રેસરોની ખોટનો અર્થ એટલો જ કે આપણા સાર્વજનિક જીવનમાં સહકારિત્વની ખોટ છે." આની સત્યતાનો અનુભવ કમનસીબે હાલ પણ કરી રહ્યા છીએ!

દેશની પ્રગતિ આપણે સાધી શકીએ તે માટે તેઓ કહે છે: "સારા સ્વભાવના થાઓ, ભૂતકાળ સાથેની સાંકળ બળાત્કારથી ન તોડો, અને ઉગ્ર ઉપાયોને અને અવિચારી સૂચનાઓને વખોડી કાઢો." કેટલા ડહાપણભર્યા અને વ્યવહારુ માર્ગદર્શક ઉદ્ગારો! તેઓ ચારિત્ર્ય ઉપર ભાર મૂકે છે, અને પ્રજાના ઘડતરના પાયામાં ન્યાય અને પ્રેમભાવ હોવાં જોઈએ એવો આગ્રહ કરે છે. અંદર અંદર ચર્ચા અને તોડજોડથી પ્રગતિ સાધી શકાય; નહીં કે હિંસા કે જોરજુલમથી. એ મુદ્દો સમજાવતાં તે કહે છે: "જગતના ઇતિહાસે બતાવી આપ્યું છે કે હિંસા કે હત્યાનો આશરો લીધા વિના ગંભીરતાપૂર્વક સતત ચળવળ વાસ્તે પૂરો અવકાશ રહે છે." ચળવળની ગુપ્તતાને પણ તેઓ વખોડી કાઢતા. ગુપ્તતામાંથી જ શંકા જન્મે

છે, એમ તેઓ સ્પષ્ટ કહે છે. સત્ય અને અહિંસાના પૂજારી મહાત્મા ગાંધીજી પોતાને ગોખલેના શિષ્ય કેમ માનતા તેનો મર્મ આ તેમની શીખથી સમજી શકાય છે.

"વિચારમાં મોકળાશ અને આચારમાં નરમાશ"— એ એમનો મુદ્રાલેખ હતો. તે નરમાશનો અર્થ એ હતો કે અશક્ય ગણાતી નેમ માટે કે બહુ જ દૂર પડેલી ઉમેદો માટે ખોટાં ફાંફાં મારવાની પરિસ્થિતિ ઊભી કરવી જ ન જોઈએ. પણ મેળ ખવડાવવાની ભાવનાથી અને ન્યાયી ભાવનાથી પ્રેરાઈને પોતાના પગ પાસે આવી પડેલું કામ ઉપાડી લઈને માણસે સ્વાભાવિક વિકાસના ક્રમસર, દરરોજ એકેક પગલું આગળ વધવા પ્રયત્ન કરવો જોઈએ.

"कर्मण्येवाधिकारस्ते।" એ ગીતાજીનું તત્ત્વજ્ઞાન ગોખલેએ પોતાના જીવનમાં ઉતાર્યું હતું, અને તેથી પોતાના પ્રયત્નમાં મળતા વિજયથી તેઓ જેમ મહાલતા નહીં, તેમ એ પ્રયત્નોનું પરિણામ ન આવે તો તેઓ નિરાશ પણ થયા નહોતા. તેઓએ એક કાગળમાં પોતાના ગોઠિયાઓને જણાવ્યું હતું કે: "આપણી નિષ્ફળતાઓથી પણ આપણે સેવાનાં કામ કરવાં જોઈએ. જે વધારે નસીબવાન હોય છે તે તેમના વિજયથી સેવા કરે છે." કેટલો સેવાભાવ, નિર્લોભતા, ત્યાગવૃત્તિ અને નમ્રતા! આઝાદ ભારતમાં તો આ ગુણોની ખૂબ આવશ્યકતા છે. તેઓ હમેશ સંપ અને સુલેહ ઇચ્છતા, અને વિજયની અકળિત ચાવી, અતિશયતામાં ન હોતાં, વચલી એટલે સમાધાનની નીતિમાં છે એમ માનતા.

પ્રજા તરફથી કાર્ય કરનારાઓએ હમેશ ધ્યાનમાં રાખવાની એક વાતનો અહીં નિર્દેશ કરવો ઘટે. ગોખલેજીની લડત તો પરદેશી સરકાર સાથે હતી. પરદેશીઓના હાથમાંથી સત્તા લેવાની નેમ હતી. તેમના સરકારી તંત્રની નેમ પ્રજાના હિતને વિરોધક હતી, છતાં પણ તેમણે કહ્યું હતું કે: "સરકારની પ્રતિષ્ઠા એ કીમતી મિલકત ગણવી જોઈએ. હું તેને વાતવાતમાં અસ્થિર બનાવવા ખુશી નથી." તે વેળાએ તો આપણે સહુ સરકારની સામે થવામાં એકમત હતા, તો પણ દેશમાં કાયદો અને વ્યવસ્થા જળવાય, શાંતિ રહે, અરાજકતા ન થાય તે માટે તેઓ સરકારની પ્રતિષ્ઠા સાચવતા—તે ઉપર ઘા કરતા નહીં. હવે જ્યારે આપણે સ્વતંત્ર થયા છીએ, અનેક મતમતાંતરો છે, ત્યારે તો એ પ્રતિષ્ઠા વધુ કીમતી મિલકત ગણવી જોઈએ. ગમે તે પક્ષ સરકાર રચે, પણ કાયદો, સુવ્યવસ્થા અને શાંતિ ન હોય તો દેશની પાયમાલી સિવાય બીજું શું થાય?

ગોખલે સત્યના પૂજારી હોવાથી પક્ષાપક્ષીમાં ખેંચાતા નહીં. ભિન્ન વિચારવાળાને કે કોઈને પણ અન્યાય ન થાય તે સતત જોતા, અને પોતાની ભૂલોનો સ્વીકાર બહાદુરીથી અને ખુલ્લા હૃદયે કરતા, અને તેથી જ તેઓ પોતાની આસપાસ કાર્યકરોનું જૂથ મેળવી શક્યા.

ગોખલેના જીવનકાર્યનું સંપૂર્ણ મૂલ્યાંકન કરવું અશક્ય છે, પણ એ કાર્યના બે મુદ્દાઓ હમેશ દૃષ્ટિ આગળ રાખવાં જોઈએ: (૧) કેવળ રાજકીય બાબતોમાં કે રાજ્ય બંધારણમાં સુધારો થાય એટલું બસ નથી, પણ સમાજની સર્વાંગી નવરચના થવી જોઈએ, અને તેથી 'ભારત સેવક સમાજ'ના ઉદ્દેશો એમણે બહુ બહોળા રાખ્યા હતા. "રાજકાજની તાલીમ માટે અને ચળવળ માટેના કામ સારુ માણસોને કેળવવા," એ પ્રથમ ઉદ્દેશ હતો, તેને વિસ્તૃત કરી "હિંદુસ્તાનની સેવા કરવા માટે રાષ્ટ્રીય સેવકોને તાલીમ આપવી" એવો કર્યો; અને આપણે જાણીએ છીએ કે એ વિશાળ દૃષ્ટિથી જ રાજકીય, સામાજિક, આર્થિક વગેરે ક્ષેત્રોમાં કામ કરતા શ્રી શાસ્ત્રીજી, દેવધર, ઠક્કરબાપા, એન. એમ. જોશી, કુંઝરુ જેવા અનેક સેવકોનો સંઘ એમણે ભેગો કર્યો હતો, અને દરેકનો સ્વભાવ અને કામ અંગેનાં વલણો જુદાં જુદાં હોવા છતાં એક સંસ્થાના છત્ર નીચે એક અવિભક્ત અને સંગઠિત રીતે દેશની સર્વાંગી સેવાનું કામ ચાલ્યું હતું.

(૨) બીજી અતિશય મહત્ત્વની, છતાં જે પ્રત્યે ગોખલે પહેલાં કે પછી આપણા આગેવાનોએ સંગઠિત પ્રયત્ન કર્યો નથી એવો પ્રયત્ન ગોખલેએ સફળ રીતે કરી આપણી આગળ એક પાઠ મૂકયો છે; કે કોઈ પણ કાર્ય સમૂહ રીતે કરવું હોય તો એકલદોકલ આગેવાન, સ્ફૂર્તિ આપી વખતોવખત કાર્યકરોને કામ માટે ખેંચી શકે; પણ તેથી, નથી રહેતું કામનું સાતત્ય, કે નથી રહેતી પરંપરા. એ દૃષ્ટિએ 'ભારત સેવક સમાજ'ને એક અનેરું સ્થાન છે. લોકમાન્ય ટિળક કે મહાત્મા ગાંધી પાસે સમર્થ કાર્યકરો ઠીક સંખ્યામાં આવ્યા; પણ આગેવાન પ્રત્યેની નિષ્ઠા

સિવાય એ દરેકને અરસપરસ સાંકળનારું કોઈ પ્રેરકબળ નહોતું. અરસપરસ સહિષ્ણુતા, સહકાર વગેરેનો વિકાસ ન થયો તેથી વ્યક્તિગત દરેકનું ઊંચું પણ ઇચ્છીએ તેવું સંગઠિત અને એકરૂપ મંડળ નથી બન્યું. 'ભારત સેવક સમાજ'માં પોતપોતાની લાયકાત મુજબ સભાસદોની કિંમત ભલે અંકાય; પરંતુ આપણે બધા એક જ શરીરના અવયવો છીએ, આપણો સમૂહ છે એ સર્વોદયની ભાવનાથી તેઓએ પોતાનું કામ ચલાવ્યું છે. તેથી તેમનામાં ઘર્ષણના પ્રસંગો ન આવતાં, સંસ્થા એકદિલી, એકસંપથી ટકી રહી છે. દરેકના ઉદ્દેશનું મૂલ્યાંકન એક જ હોવાથી, દેવધર જેવા કેવળ સામાજિક કાર્યકર, ઠક્કરબાપા જેવા કેવળ દીનબંધુ કાર્યકર, એન. એમ. જોશી જેવા મજૂર-કિસાન કાર્યકર વગેરેનો સમાવેશ સંસ્થામાં થઈ શકે છે, અને સંસ્થા અનેક પ્રકારની પ્રવૃત્તિઓ ચલાવી શકે છે.

'ભારત સેવક સમાજ'નું સ્વરૂપ આશ્રમી છે. હિંદુસ્તાનની સેવા અને તે સેવા માટે રાષ્ટ્રીય સેવકો બનાવવા એ તેનો ઉદ્દેશ છે, અને તેથી તેવા સેવકો માટે આવનાર વ્યક્તિની બહુ જ આકરી કસોટી કરવામાં આવે છે. એ આખી પ્રતિજ્ઞા આ ગ્રંથનાં પાના ૧૦૭ અને ૧૦૮ ઉપર પાદટીપ તરીકે આપેલી છે, તે દરેક દેશ-હિતેચ્છુએ દરરોજ એક વાર વાંચી પોતાના વર્તનમાં ઉતારવાની કોશિશ સદાય કાળ માટે કરવાની જરૂર છે. એની બધી જ કલમો મહત્ત્વની છે; છતાં પણ તેમાંની થોડીક તો અહીં ખાસ ધ્યાન ખેંચવા ઉતારવા જેવી છે:

(ક) મારા વિચારમાં દેશ હમેશાં પહેલું સ્થાન રોકશે, અને મારામાં જે કંઇ ઉત્તમ હશે તે તેની સેવામાં હું અર્પણ કરીશ.

(ખ) દેશની સેવા કરવામાં હું કોઈ પણ જાતનો અંગત લાભ મેળવવા કોશિશ કરીશ નહીં.

(ગ) હું બધા હિન્દીજનોને બાંધવ તરીકે ગણીશ. બધાની પ્રગતિ માટે ધર્મ કે જાતિનો ભેદ રાખ્યા વગર હું કાર્ય કરીશ.

(ચ) હું પવિત્ર અંગત જીવન ગાળીશ.

(છ) કોઈ પણ જાતના કોઈ પણ સાથેના કજિયા-ટંટામાં હું પડીશ નહીં.

આ પ્રકારની વૃત્તિવાળું સેવક મંડળ દેશને મળે તો આપણે જગતમાં ટોચે પહોંચીએ.

*

# ભાઈ ઇન્દુલાલ યાજ્ઞિક

**ગણેશ વાસુદેવ માવળંકર**

[શ્રી ઇન્દુલાલ યાજ્ઞિકની ષષ્ઠીપૂર્તિ પ્રસંગે એમને વિષે શ્રી દાદાસાહેબ માવળંકરે નવી દિલ્હીમાંના પોતાના સત્તાવાર સ્પીકર-નિવાસસ્થાન, ૨૦, અકબર રોડથી તા. ૧૬–૫–૧૯૫૨ને રોજ લખીને મોકલેલો અભિનંદનનો ગૌરવપૂર્ણ લેખ નીચે પ્રસિદ્ધ કર્યો છે. (શ્રી ઇન્દુભાઈનો જન્મ સન ૧૮૯૨ના ફેબ્રુઆરીની ૨૨મી તારીખે થયો હતો.)]

ઘણાં વર્ષો થયાં એટલે અત્યારે ચોકસાઈથી કહી શકાય નહિ, પરંતુ ભાઈ ઇન્દુલાલની સાથે મારી પ્રથમ ઓળખાણ ઘણે ભાગે સને ૧૯૧૩માં થઈ. મારાથી એ આશરે ત્રણ વર્ષે નાના, તેથી કૉલેજમાં એટલો હું આગળ અને તેઓ પાછળ. વળી એમનું કૉલેજ શિક્ષણ મુંબાઈમાં થયું, જ્યારે હું અમદાવાદ ગુજરાત કૉલેજમાં હતો. ૧૯૦૮માં હું બી. એ. થયો, પછી બેત્રણ વર્ષે ઇન્દુલાલ બી. એ. થયા અને બાદ એલએલ. બી. થયા. મુંબાઈમાં વકીલાત કરવાનો તેઓએ વિચાર રાખ્યો હતો; પણ તેમની વૃત્તિ ભાવનાશીલ અને દેશસેવાની એમને ઝંખના, તેથી તેઓ વકીલાતમાં રહી ન શક્યા, અને તરત જ સ્વ. ગોખલેજીના 'ભારત સેવક સમાજ'માં જોડાયા; ત્યાંથી તેમની સ્વાભાવિક પ્રવૃત્તિઓને સ્ફૂર્તિ અને સિંચન મળ્યાં. 'ભારત સેવક સમાજ'ના એક જુવાન કાર્યકર તરીકે મારે અને તેમને પહેલી વાર ઓળખાણ થઈ, અને તે પણ જાહેર સેવાના કાર્ય અંગે. ૧૯૧૩માં અમદાવાદમાં એક કેળવણી પરિષદ ભરવાનું તે વખતના આગેવાનોએ નક્કી કર્યું હતું, ત્યારે તેના માનાર્હ મંત્રીઓ

તરીકે મારા સ્વ. મિત્ર હીરાલાલ ત્રિ. પારેખ અને હું હતા. એ કાર્યમાં સહાય કરવા માટે ભાઈ ઇન્દુલાલ વખતોવખત આવતા હતા. એ રીતે ઓળખાણ થઈ.

ત્યાર બાદ અમારે અવારનવાર મળવાનું થતું, પણ સાથે કામ-પ્રસંગો સાંપડયા નહોતા. ગાંધીજી હિંદુસ્તાનમાં આવ્યા તે અરસામાં ભાઈ ઇન્દુલાલે 'નવજીવન' કાઢ્યું હતું અને 'Young India' સાથે તેમનો ગાઢ સંબંધ હતો. તેમની પ્રવૃત્તિનું કેન્દ્ર પ્રથમ મુંબાઈ અને પછી અમદાવાદ થયું. ગાંધીજીના અમદાવાદના નિવાસ પછી એટલે આશરે ૧૯૧૬–૧૭થી ઇન્દુલાલનું રહેઠાણ અમદાવાદમાં અને કાર્યક્ષેત્ર ગુજરાતમાં સ્થિર થયું. સદ્‌ગત ઠક્કરબાપાની સાથે તેમણે પંચમહાલમાં ભીલ સેવા-મંડળની સ્થાપના કરી હતી અને સંઘટનનું કામ ખૂબ ઉત્સાહથી શરૂ કર્યું હતું.

ગરીબોને માટે હમદર્દી, અથાગ શ્રમ કરવાની શક્તિ, નિઃસ્વાર્થ સેવાભાવ, ત્યાગની તમન્ના, જુવાનીનું ઝનૂન, સંસ્કારી કલમ અને બહોળું લેખન–વાચન એ એમના ગુણો, એમની જુવાન વયમાં પણ તરી આવતા હતા. તેથી તેમણે મોટેરાનાં તેમજ સમોવડિયા જુવાનોનાં મન પોતાની તરફ આકર્ષી લીધાં હતાં. ભાઈ ઇન્દુલાલે ઉપાડેલાં તમામ કાર્યો રચનાત્મક સ્વરૂપનાં હતાં. પછાત કોમોને ઊંચે લાવવી, કેળવણીનો પ્રચાર કરવો, દુષ્કાળ-પીડિતોને રાહત આપવી અને સાથેસાથે રાજદ્વારી બાબતોમાં પણ કામ કરવું, એવું એમનું બહોળું જીવન હતું. સંસાર તરફ બિલકુલ બેદરકાર. દિવસો સુધી ગામડાંઓમાં જ રખડયા કરે અને કોઈ પણ ઠેકાણે કાંઈ પણ કામ હોય તો ઇન્દુલાલ ત્યાં દોડી જ ગયા હોય. દિવસો સુધી સાયકલ પર ફરવું, ખાવા-પીવાના વખતનો નિયમ કયાંથી હોય? પણ ખાવા અમુક જ જોઈએ એવો પણ આગ્રહ નહિ! શેકેલી મગફળીનાં ખિસ્સાં ભરી, દિવસો સુધી મગફળી અને ગોળ ઉપર રાત-દહાડો ગામડાઓમાં ફરી તેમણે સેવાનું કામ કર્યું છે. કામની ધગશ આગળ શરીરની બિલકુલ પરવા નહોતી, તે એટલે સુધી કે દિવસો સુધી તેમના પગનાં ઢીંચણ ઉપર સાયકલ વાગે, એટલે હમેશાં પાટા બાંધીને સાયકલ ઉપર દોડતા જ હોય એમ મને યાદ છે.

૧૯૧૬માં હું ગુજરાત સભાનો (તે વખતની કૉંગ્રેસ કમિટીનો) મંત્રી થયો, ત્યાર બાદ ટૂંક સમયમાં જ ગાંધીજી તેના પ્રમુખ થયા. સદ્‌ગત સરદાર વલ્લભભાઈ, સર રમણ-ભાઈ, દીવાન બહાદુર હરિલાલ દેસાઈ વગેરે કારોબારીમાં હતા. થોડા જ સમય પછી મારી સાથે ભાઈ ઇન્દુલાલને પણ મંત્રી તરીકે લેવામાં આવ્યા હતા. ત્યારથી લગભગ ૧૯૨૦ આખર સુધી અમે બન્ને ગુજરાત સભાના મંત્રીઓ તેમજ અન્ય રીતે ઘણાં જાહેર કામોમાં સાથે હતા. અમારા બન્નેના સ્વભાવો એકબીજાથી તદ્દન જુદા, વિચાર કરવાની રીત પણ જુદી, પરંતુ અમારો સ્વભાવ અને વૃત્તિઓ પરસ્પરની પૂરક હતાં, અને ધ્યેય સેવાનું જ હતું, તેથી અમે બન્ને કેટલોક સમય સાથે કાર્ય કરી શકયા; અને પાછળથી વિચારભેદોએ ગંભીર સ્વરૂપ લેતાં અમે જુદા પડયા, તો પણ અમારા બન્ને વચ્ચે એકબીજા માટે વિશ્વાસ, માન અને પ્રેમ આજ સુધી કાયમ રહ્યાં છે.

ગાંધીજીને સરદાર વલ્લભભાઈ અને ઇન્દુલાલ યાજ્ઞિક જેવા ધગશ અને સેવાવૃત્તિવાળા સહકાર્યકરો મળ્યા, તે સાથે જ આ સહકાર્યકરોને ગાંધીજીની પ્રેરણા, સ્ફૂર્તિ અને માર્ગદર્શન મળ્યાં. તેના પરિણામે ગુજરાત સભાનું કામ, હું માનું છું કે તે સમયની પરિસ્થિતિ જોતાં ખૂબ જ દીપી નીકળ્યું, આ કહેવામાં જરા યે અતિશયોક્તિ કે આત્મશ્લાઘા ન ગણી શકાય. તે વખતનો અમારો જુસ્સો, ધગશ અને તાલવેલી આજે હું અનુભવતો નથી! એનું સ્મરણ પણ આજે સુખદાયક છે અને કેટલેક અંશે સ્ફૂર્તિ પણ આપે છે. સભાનાં મહત્ત્વનાં કાર્યોમાં ગણાવી શકાય એવાં મુખ્ય કામો નીચે મુજબનાં હતાં:

૧. ૧૯૧૭–૧૮માં અમદાવાદ જિલ્લામાં અને ગુજ-રાતનાં બીજા ભાગોમાં દુષ્કાળની પરિસ્થિતિ ઊભી થઈ ત્યારે સભા તરફથી એક સમિતિ નીમવામાં આવી હતી. તે સમિતિએ રાહતનું કાર્ય બહુ સુંદર રીતે કર્યું. તેમાં ભાઈ ઇન્દુલાલ તથા મારા ઉપરાંત સરદાર વલ્લભભાઈ, સદ્‌ગત શ્રી બચુભાઈ અને શેઠ કસ્તૂરભાઈ લાલભાઈ સહમંત્રીઓ તરીકે હતા.

૨. ૧૯૧૮માં આખા યે ગુજરાતમાં ઇન્ફ્લુએન્ઝા ફાટી નીકળ્યો તે વખતે લોકોને મદદ અને રાહત આપ-વાનું કાર્ય સભા તરફથી થયું હતું.

૩. ભારતમંત્રી તરીકે મોન્ટેગ્યુ સાહેબ ૧૯૧૭માં

હિંદુસ્તાનની સ્વરાજ્યની લાયકાત પ્રત્યક્ષ જોવા માટે હિંદુસ્તાન આવ્યા ત્યારે સભાએ સ્વરાજ્યની હિલચાલ ગામડેગામડે પહોંચાડવા માટે ગાંધીજીએ ઘડેલી એક નાનકડી અરજી ઉપર હજારોની સંખ્યામાં ગુજરાતનાં ગામડાંઓમાંથી સહીઓ મેળવી હતી અને પ્રચાર કર્યો હતો.

૪. પણ રાજદ્વારી દૃષ્ટિએ સૌથી મહાન કાર્ય તો ખેડા જિલ્લામાં ૧૯૧૭માં પાક નિષ્ફળ ગયો તે અંગે સરકાર સાથે સભાએ ચલાવેલી લડત. આ લડત બંધારણીય રીતે છેવટ સુધી પહોંચાડી ભૂમિકા તૈયાર કરી અને ગાંધીજીએ તેને પોતાના માર્ગદર્શન નીચે સત્યાગ્રહના સ્વરૂપે આગળ ચલાવી સફળતા મેળવી.

સને ૧૯૧૯માં રૉલેટ સત્યાગ્રહ થયો તેમાં હું તટસ્થ રહ્યો હતો, પણ ઇન્દુલાલે તો તેમાં ઝંપલાવ્યું. કેટલાક સમયથી એકત્ર કામ કરતા હોવાથી સરદાર વલ્લભભાઈ, ભાઈ ઇન્દુલાલ તથા હું ઘણી વખતે સરદાર વલ્લભભાઈ ને ત્યાં મળતા, અને એ રીતે અમે ત્રણે બહુ નિકટના પરિચયમાં આવ્યા હતા અને જાહેર જીવનમાં અમે ત્રણે કેટલોક સમય એકત્ર જ હતા. ઉમર અને અનુભવના કારણે વલ્લભભાઈ અમારા મોવડી અને અમે બન્ને બીજાઓની સાથે તેમના અનુગામી ગોઠિયા અને કેટલેક અંશે તેમના સલાહકારો પણ હતા. અમને જે ઠીક લાગે એ અમે છૂટથી વલ્લભભાઈ ને કહેતા, પરંતુ આખરે તેમનો નિર્ણય અમે સ્વીકારતા. તે પણ અમારી વાત વિચારમાં લેતા.

૧૯૨૦માં અસહકારનો યુગ આવ્યો. ઇન્દુભાઈએ તો તેમના સ્વભાવ પ્રમાણે ઝંપલાવ્યું, પણ મારો સ્વભાવ તેમના જેવો ભૂસકો મારવાનો નહિ હોવાથી, તેમ જ તેમના પ્રમાણે હું સગાંવહાલાં અને સમાજમાંનાં વર્તુળોમાંથી મુક્ત નહિ હોવાથી, હું બાજુએ રહી સહાનુભૂતિથી એ ચળવળ તરફ જોતો હતો. મનમાં વિચારોનું દ્વંદ્વ ચાલ્યા જ કરતું હતું અને તેથી હું એનો વિરોધ કરતો નહોતો, પણ મારું વિચારચક્ર ચાલુ જ હતું. જે વાતનો આપણે જાતે અમલ ન કરી શકતા હોઈએ તે વાતનો બુદ્ધિ સ્વીકાર કરતી હોય તો પણ બીજાને ઉપદેશ ન કરવો, એવો મારો સ્વભાવ છે. ૧૯૨૦ના ડિસેમ્બરમાં હું નાગપુર ખાતેની કૉંગ્રેસમાં ગયો હતો. ઘણે ભાગે ઇન્દુભાઈ પણ ત્યાં આવ્યા હતા. ત્યાંથી પાછા વળતાં, અસહકારમાં જોડાવાનો મેં નિશ્ચય કર્યો અને ૧૯૨૧માં નાગપુર બંધારણ મુજબ નવી ગુજરાત પ્રાંતિક સમિતિ રચવામાં આવી, તેના વલ્લભભાઈ પ્રમુખ થયા અને ઇન્દુભાઈ અને હું જોડિયા મંત્રી થયા.

આ અરસામાં કેટલાંક અંગત કારણોને લઈને (જેમાં મુખ્યતઃ મારા માનવા પ્રમાણે ભાઈ ઇન્દુભાઈની ભારે ગેરસમજૂત હતી) ઇન્દુભાઈએ પોતાનો જુદો ચોકો કર્યો. પ્રાંતિક સમિતિના જોડિયા મંત્રી તરીકે તેઓ સંસાર સુધારા હૉલમાં આવેલી પ્રાંતિક સમિતિની ઑફિસમાં ન બેસતાં, તેમણે પોતાની સ્વતંત્ર ઑફિસ પોતાનાં કામોને અંગે રાખી. અને એ રીતે તેઓ પ્રાંતિક સમિતિના સામાન્ય મંત્રી હોવા છતાં તેમને દુષ્કાળ અંગેનું કામ જુદું કરીને સોંપવામાં આવ્યું હતું. સાથે સાથે તેમનાં બીજાં કાર્યો પણ તેઓ કરતા હતા. સને ૧૯૨૧માં કૉંગ્રેસની ૩૬મી બેઠક અમદાવાદમાં થઈ તેની સ્વાગત સમિતિના જ મંત્રીઓ— ઇન્દુલાલ અને હું હતા, અને પ્રાંતિક સમિતિના પ્રમુખ તરીકે વલ્લભભાઈ સ્વાગત સમિતિના પ્રમુખ હતા, પણ ભાઈ ઇન્દુભાઈ ફક્ત દુકાળના જ કામમાં હતા.

કમનસીબે ભાઈ ઇન્દુભાઈના પ્રાંતિક સમિતિ સાથેના મતભેદો વધતા ગયા અને તેથી પ્રાંતિક સમિતિમાંથી તેઓ નીકળી ગયા. થોડો સમય બાદ તેઓ મુંબાઈ ગયા અને ત્યાં ઘણે ભાગે શ્રી. લોટવાળાના 'હિંદુસ્તાન' નામના કૉંગ્રેસની નીતિનો વિરોધ કરનારા છાપામાં જોડાયા. છતાં મારી સાથેના અંગત સંબંધો સ્નેહાળ અને મીઠા રહ્યા હતા, તેથી હું જ્યારે મુંબાઈ જતો ત્યારે તેમને ઘણી વખત મળતો. તે વેળાએ ઇન્દુભાઈ પોતાના વિચારો બહુ જ જોશભેર જણાવતા હતા. ત્યાર પછી ઘણાં વર્ષો સુધી એમની સાથે મારો સંપર્ક રહી શક્યો ન હતો. તેઓ યુરોપ જઈ આવ્યા અને તેમના કાર્યનું મુખ્ય મથક અમદાવાદથી બહાર જ હતું.

ત્યાર બાદ હું માનું છું કે સને ૧૯૩૭ કે ૩૮માં તેઓ પાછા ગુજરાતમાં કામ કરવાને ઇરાદે અમદાવાદ આવ્યા હતા અને તે વખતે તેમણે રાષ્ટ્રભાષા પ્રચારનું કામ ઉપાડ્યું હતું. તેમની આગ્રહભરી વિનતિને માન આપી હું તેમની રાષ્ટ્રભાષા સંસ્થામાં જોડાયો હતો, જોકે મારે તેમ નહિ કરવું એવો ઘણા કૉંગ્રેસજનોનો અભિપ્રાય

હતો. ઇન્દુભાઈની ચંચળ અને ભાવનાશાળી વૃત્તિના કારણે તેઓ એક જ કામ ચીવટથી નહિ કરે અને તેથી મને ફજેત થવાનો પ્રસંગ આવશે એમ મને સલાહ આપનારાઓની દલીલ હતી. મારો જવાબ એટલો જ હતો કે ભાઈ ઇન્દુભાઈ જે કરવા ઇચ્છે છે તે વસ્તુ મૂલતઃ સારી છે. વળી તેમણે હવે તો ઘણાં વર્ષો સુધી અનુભવ મેળવ્યો છે તેથી ટિપાયા–ઘડાયા હશે; ઉંમર પણ જરા વધેલી હોવાથી, કાંઈ સ્થિરતા આવી હશે; અને એમાંનું કાંઈ યે ન હોય તો પણ જે સારું કામ છે એ આખરે બંધ થાય તો પણ જેટલું થાય તેટલું કરવામાં કશું ખોટું નથી. ગાજરની પિપૂડી જેવો ઘાટ છે; વાગે તો યે ઠીક, ન વાગે તો યે ખાઈ જવાશે, એ પ્રકારના વિચારથી હું એમની સાથે જોડાયો. ઇન્દુભાઈના સ્વભાવ અને ધગશ મુજબ તેમણે કેટલોક સમય ખૂબ કામ કર્યું, પણ પછી તે મંદ થયું, અને આખરે એ કામ પડતું મુકાયું.

બાદ ૧૯૩૮થી ૧૯૪૦ના અરસામાં કિસાનોના સવાલમાં ઝંપલાવ્યું, અને ગુજરાતમાં ઘણે ઠેકાણે ગામડે ગામડે ફર્યા. આખરે ૧૯૪૦માં તેઓને ૪ વર્ષની જેલની સજા થઈ, જે અપીલમાં ઘટીને એક વર્ષની થઈ. એ દરમિયાન ઇન્દુભાઈ કાયદાની બારીકાઈના સવાલો વિશે તેમજ કિસાન પ્રશ્નના સામાન્ય પ્રશ્ન વિશે મારી પાસે ચર્ચા કરવા ભદ્રમાં આવતા હતા. તે અરસાનો મને એક પ્રસંગ યાદ છે. ઇન્દુભાઈને રહેવાના ઘરનું ઠેકાણું નહિ, જમવાની કાંઈ પણ વ્યવસ્થા નહિ! પ્રાર્થના સમાજ પાસેની કોઈ હોટલમાંથી ચાહ અને ચવાણું લઈ તેઓ ચલાવતા! અને કેટલોક વખત મિત્રોને ત્યાં જમતા. ઢીંચણ ઉપર ફાટેલી સુરવાળ અને બે-ચાર ઠેકાણેથી ફાટેલો અને થીંગડાંવાળો ઝભ્ભો એ તેમનાં કપડાં! એ સ્થિતિમાં ઇન્દુભાઈ વાત કરવા આવેલા. વાત પછી મેં એમની દશા તરફ જ ઇશારો કર્યો ત્યારે એમણે બેફિકરાઈથી જવાબ આપ્યો કે, "મારે નસીબે તો આવું જ છે. કોઈ વખતે કંટાળો આવી ઘરનું જમવાની ઇચ્છા થાય; પણ હું કોને ત્યાં જાઉં?" એ જવાબ સાંભળી હું તો ગળગળો થઈ ગયો, કે આવા સમર્થ બુદ્ધિમાન અને ત્યાગથી પરિપૂર્ણ એવા એક દેશભક્તની આ સ્થિતિ? કાર્યની સ્થિરતા જો એમણે રાખી હોત અને ભાવનાને વશ થઈ જો તેઓ અનેક કામો કરવાને બદલે એક જ કામ લઈ બેઠા હોત, તો આજે આ પુરુષ કોઈ મહાન પદવી પર આપણા દેશમાં હોત; પણ દૈવ વિચિત્ર હોય છે. મેં ઇન્દુભાઇને કહ્યું: "ઇન્દુભાઈ, આપણી વિચારસરણી અને કાર્યપદ્ધતિમાં ગમે તેટલો ભેદ હોય, તો પણ આપણે બહુ જૂના વખતના મિત્રો. તમે આવી સ્થિતિમાં રહી કષ્ટ વેઠો અને સરખું ખાવા-પીવાનું પણ તમને ન મળે એ તો બહુ દુઃખદ વસ્તુ! જ્યારે જ્યારે તમને અડચણ હોય કે તમારું મન થાય ત્યારે તમે મારે ત્યાં, વિના સંકોચે જમવા આવી શકો છો; નહિ, તમારે આવવું જ જોઇએ."

ત્યાર બાદ કેટલીક વખત એ જમવા અને રાત્રે સૂવા પણ આવતા હતા. એ રીતે એ બહુ જ થોડી વેળાએ આવ્યા હતા.

૧૯૪૪માં મારા જેલમાંથી છૂટયા બાદ, ભાઈ ઇન્દુભાઈ મળ્યા તે વખતે તેમણે ખેતીવાડી અંગે જે પ્રવૃત્તિ આદરી હતી તે વિશે મને માહિતી આપી પોતાને મદદ કરવા મને વિનંતિ કરી. મારાથી થઈ શકે તે પૈસાની અને બીજી મદદ મેં આપી. અને આજે પણ એમની જે નેનપુરની સંસ્થા છે તેના પ્રમુખ તરીકે ઇન્દુભાઇ સાથેની મિત્રાચારીને કારણે હું છું.

ઇન્દુભાઇને કેળવણી-ક્ષેત્રમાં પણ ઘણો રસ અને તે માટે કેળવણી મંડળ સ્થાપી કેટલીએ નિશાળો ચલાવી હતી. જે. એલ. સ્કૂલનો વહીવટ પણ કેટલોક સમય સંભાળી લીધો હતો.

ભાઈ ઇન્દુભાઈએ પોતાનું આખું જીવન દેશને અર્પણ કર્યું. તેમણે જે કાંઈ કર્યું તે સ્વાર્થની દૃષ્ટિએ નહિ, પણ કેવળ સેવાભાવે, અને જે વખતે પોતાને જેમ લાગ્યું તેમ નીડરતાથી કર્યું. એમના કાર્યમાં ઉત્સાહ, ધગશ, સેવાભાવ તરી આવે છે. તેમણે લખેલું સાહિત્ય પ્રેરક છે.

ઇન્દુભાઈ સારી તંદુરસ્તી ભોગવે અને પોતાનું કાર્ય એકાગ્ર અને સ્થિરતાથી ધપાવ્યે રાખે એવી મારી પ્રાર્થના છે. ×

*

× 'આપણા ઇન્દુભાઈ' (સંપાદક–ધનવંત ઓઝા)માંથી સાભાર.

હિંદુસ્તાનની સ્વરાજ્યની લાયકાત પ્રત્યક્ષ જોવા માટે હિંદુસ્તાન આવ્યા ત્યારે સભાએ સ્વરાજ્યની હિલચાલ ગામડેગામડે પહોંચાડવા માટે ગાંધીજીએ ઘડેલી એક નાનકડી અરજી ઉપર હજારોની સંખ્યામાં ગુજરાતનાં ગામડાંઓમાંથી સહીઓ મેળવી હતી અને પ્રચાર કર્યો હતો.

૪. પણ રાજદ્વારી દૃષ્ટિએ સૌથી મહાન કાર્ય તો ખેડા જિલ્લામાં ૧૯૧૭માં પાક નિષ્ફળ ગયો તે અંગે સરકાર સાથે સભાએ ચલાવેલી લડત. આ લડત બંધારણીય રીતે છેવટ સુધી પહોંચાડી ભૂમિકા તૈયાર કરી અને ગાંધીજીએ તેને પોતાના માર્ગદર્શન નીચે સત્યાગ્રહના સ્વરૂપે આગળ ચલાવી સફળતા મેળવી.

સને ૧૯૧૯માં રૉલેટ સત્યાગ્રહ થયો તેમાં હું તટસ્થ રહ્યો હતો, પણ ઇન્દુલાલે તો તેમાં ઝંપલાવ્યું. કેટલાક સમયથી એકત્ર કામ કરતા હોવાથી સરદાર વલ્લભભાઈ, ભાઈ ઇન્દુલાલ તથા હું ઘણી વખતે સરદાર વલ્લભભાઈ ને ત્યાં મળતા, અને એ રીતે અમે ત્રણે બહુ નિકટના પરિચયમાં આવ્યા હતા અને જાહેર જીવનમાં અમે ત્રણે કેટલોક સમય એકત્ર જ હતા. ઉમર અને અનુભવના કારણે વલ્લભભાઈ અમારા મોવડી અને અમે બન્ને બીજાઓની સાથે તેમના અનુગામી ગોઠિયા અને કેટલેક અંશે તેમના સલાહકારો પણ હતા. અમને જે ઠીક લાગે એ અમે છૂટથી વલ્લભભાઈ ને કહેતા, પરંતુ આખરે તેમનો નિર્ણય અમે સ્વીકારતા. તે પણ અમારી વાત વિચારમાં લેતા.

૧૯૨૦માં અસહકારનો યુગ આવ્યો. ઇન્દુભાઈએ તો તેમના સ્વભાવ પ્રમાણે ઝંપલાવ્યું, પણ મારો સ્વભાવ તેમના જેવો ભૂસકો મારવાનો નહિ હોવાથી, તેમ જ તેમના પ્રમાણે હું સગાંવહાલાં અને સમાજમાંનાં વર્તુળોમાંથી મુક્ત નહિ હોવાથી, હું બાજુએ રહી સહાનુભૂતિથી એ ચળવળ તરફ જોતો હતો. મનમાં વિચારોનું દ્વંદ્વ ચાલ્યા જ કરતું હતું અને તેથી હું એનો વિરોધ કરતો નહોતો, પણ મારું વિચારચક્ર ચાલુ જ હતું. જે વાતનો આપણે જાતે અમલ ન કરી શકતા હોઈએ તે વાતનો બુદ્ધિ સ્વીકાર કરતી હોય તો પણ બીજાને ઉપદેશ ન કરવો, એવો મારો સ્વભાવ છે. ૧૯૨૦ના ડિસેમ્બરમાં હું નાગપુર ખાતેની કૉંગ્રેસમાં ગયો હતો. ઘણે ભાગે ઇન્દુભાઈ પણ ત્યાં આવ્યા હતા. ત્યાંથી પાછા વળતાં, અસહકારમાં જોડાવાનો મેં નિશ્ચય કર્યો અને ૧૯૨૧માં નાગપુર બંધારણ મુજબ નવી ગુજરાત પ્રાંતિક સમિતિ રચવામાં આવી, તેના વલ્લભભાઈ પ્રમુખ થયા અને ઇન્દુભાઈ અને હું જોડિયા મંત્રી થયા.

આ અરસામાં કેટલાંક અંગત કારણોને લઈને (જેમાં મુખ્યતઃ મારા માનવા પ્રમાણે ભાઈ ઇન્દુભાઈની ભારે ગેરસમજૂત હતી) ઇન્દુભાઈએ પોતાનો જુદો ચોકો કર્યો. પ્રાંતિક સમિતિના જોડિયા મંત્રી તરીકે તેઓ સંસાર સુધારા હૉલમાં આવેલી પ્રાંતિક સમિતિની ઑફિસમાં ન બેસતાં, તેમણે પોતાની સ્વતંત્ર ઑફિસ પોતાનાં કામોને અંગે રાખી. અને એ રીતે તેઓ પ્રાંતિક સમિતિના સામાન્ય મંત્રી હોવા છતાં તેમને દુષ્કાળ અંગેનું કામ જુદું કરીને સોંપવામાં આવ્યું હતું. સાથે સાથે તેમનાં બીજાં કાર્યો પણ તેઓ કરતા હતા. સને ૧૯૨૧માં કૉંગ્રેસની ૩૬મી બેઠક અમદાવાદમાં થઈ તેની સ્વાગત સમિતિના જ મંત્રીઓ—ઇન્દુલાલ અને હું હતા, અને પ્રાંતિક સમિતિના પ્રમુખ તરીકે વલ્લભભાઈ સ્વાગત સમિતિના પ્રમુખ હતા, પણ ભાઈ ઇન્દુભાઈ ફક્ત દુકાળના જ કામમાં હતા.

કમનસીબે ભાઈ ઇન્દુભાઈના પ્રાંતિક સમિતિ સાથેના મતભેદો વધતા ગયા અને તેથી પ્રાંતિક સમિતિમાંથી તેઓ નીકળી ગયા. થોડો સમય બાદ તેઓ મુંબાઈ ગયા અને ત્યાં ઘણે ભાગે શ્રી. લોટવાળાના 'હિંદુસ્તાન' નામના કૉંગ્રેસની નીતિનો વિરોધ કરનારા છાપામાં જોડાયા. છતાં મારી સાથેના અંગત સંબંધો સ્નેહાળ અને મીઠા રહ્યા હતા, તેથી હું જ્યારે મુંબાઈ જતો ત્યારે તેમને ઘણી વખત મળતો. તે વેળાએ ઇન્દુભાઈ પોતાના વિચારો બહુ જ જોશભેર જણાવતા હતા. ત્યાર પછી ઘણાં વર્ષો સુધી એમની સાથે મારો સંપર્ક રહી શક્યો ન હતો. તેઓ યુરોપ જઈ આવ્યા અને તેમના કાર્યનું મુખ્ય મથક અમદાવાદથી બહાર જ હતું.

ત્યાર બાદ હું માનું છું કે સને ૧૯૩૭ કે ૩૮માં તેઓ પાછા ગુજરાતમાં કામ કરવાને ઇરાદે અમદાવાદ આવ્યા હતા અને તે વખતે તેમણે રાષ્ટ્રભાષા પ્રચારનું કામ ઉપાડયું હતું. તેમની આગ્રહભરી વિનતિને માન આપી હું તેમની રાષ્ટ્રભાષા સંસ્થામાં જોડાયો હતો, જોકે મારે તેમ નહિ કરવું એવો ઘણા કૉંગ્રેસજનોનો અભિપ્રાય

હતો. ઇન્દુભાઈની ચંચળ અને ભાવનાશાળી વૃત્તિના કારણે તેઓ એક જ કામ ચીવટથી નહિ કરે અને તેથી મને ફજેત થવાનો પ્રસંગ આવશે એમ મને સલાહ આપનારાઓની દલીલ હતી. મારો જવાબ એટલો જ હતો કે ભાઈ ઇન્દુભાઈ જે કરવા ઇચ્છે છે તે વસ્તુ મૂલતઃ સારી છે. વળી તેમણે હવે તો ઘણાં વર્ષો સુધી અનુભવ મેળવ્યો છે તેથી ટિપાયા–ઘડાયા હશે; ઉંમર પણ જરા વધેલી હોવાથી, કાંઈ સ્થિરતા આવી હશે; અને એમાંનું કાંઈ યે ન હોય તો પણ જે સારું કામ છે એ આખરે બંધ થાય તો પણ જેટલું થાય તેટલું કરવામાં કશું ખોટું નથી. ગાજરની પિપૂડી જેવો ઘાટ છે; વાગે તો યે ઠીક, ન વાગે તો યે ખાઈ જવાશે, એ પ્રકારના વિચારથી હું એમની સાથે જોડાયો. ઇન્દુભાઈના સ્વભાવ અને ધગશ મુજબ તેમણે કેટલોક સમય ખૂબ કામ કર્યું, પણ પછી તે મંદ થયું, અને આખરે એ કામ પડતું મુકાયું.

બાદ ૧૯૩૮થી ૧૯૪૦ના અરસામાં કિસાનોના સવાલમાં ઝંપલાવ્યું, અને ગુજરાતમાં ઘણે ઠેકાણે ગામડે ગામડે ફર્યા. આખરે ૧૯૪૦માં તેઓને ૪ વર્ષની જેલની સજા થઈ, જે અપીલમાં ઘટીને એક વર્ષની થઈ. એ દરમિયાન ઇન્દુભાઈ કાયદાની બારીકાઈના સવાલો વિશે તેમજ કિસાન પ્રશ્નના સામાન્ય પ્રશ્ન વિશે મારી પાસે ચર્ચા કરવા ભદ્રમાં આવતા હતા. તે અરસાનો મને એક પ્રસંગ યાદ છે. ઇન્દુભાઈને રહેવાના ઘરનું ઠેકાણું નહિ, જમવાની કાંઈ પણ વ્યવસ્થા નહિ! પ્રાર્થના સમાજ પાસેની કોઈ હોટલમાંથી ચાહ અને ચવાણું લઈ તેઓ ચલાવતા! અને કેટલોક વખત મિત્રોને ત્યાં જમતા. ઢીંચણ ઉપર ફાટેલી સુરવાળ અને બે-ચાર ઠેકાણેથી ફાટેલો અને થીંગડાંવાળો ઝભ્ભો એ તેમનાં કપડાં! એ સ્થિતિમાં ઇન્દુભાઈ વાત કરવા આવેલા. વાત પછી મેં એમની દશા તરફ જ ઇશારો કર્યો ત્યારે એમણે બેફિકરાઈથી જવાબ આપ્યો કે, "મારે નસીબે તો આવું જ છે. કોઈ વખતે કંટાળો આવી ઘરનું જમવાની ઇચ્છા થાય; પણ હું કોને ત્યાં જાઉં?" એ જવાબ સાંભળી હું તો ગળગળો થઈ ગયો, કે આવા સમર્થ બુદ્ધિવાન અને ત્યાગથી પરિપૂર્ણ એવા એક દેશભક્તની આ સ્થિતિ? કાર્યની સ્થિરતા જો એમણે રાખી હોત અને ભાવનાને વશ થઈ જો તેઓ અનેક કામો કરવાને બદલે એક જ કામ લઈ બેઠા હોત, તો આજે આ પુરુષ કોઈ મહાન પદવી પર આપણા દેશમાં હોત; પણ દૈવ વિચિત્ર હોય છે. મેં ઇન્દુભાઇને કહ્યું: "ઇન્દુભાઈ, આપણી વિચારસરણી અને કાર્યપદ્ધતિમાં ગમે તેટલો ભેદ હોય, તો પણ આપણે બહુ જૂના વખતના મિત્રો. તમે આવી સ્થિતિમાં રહી કષ્ટ વેઠો અને સરખું ખાવાપીવાનું પણ તમને ન મળે એ તો બહુ દુઃખદ વસ્તુ! જ્યારે જ્યારે તમને અડચણ હોય કે તમારું મન થાય ત્યારે તમે મારે ત્યાં, વિના સંકોચે જમવા આવી શકો છો; નહિ, તમારે આવવું જ જોઇએ."

ત્યાર બાદ કેટલીક વખત એ જમવા અને રાત્રે સૂવા પણ આવતા હતા. એ રીતે એ બહુ જ થોડી વેળાએ આવ્યા હતા.

૧૯૪૪માં મારા જેલમાંથી છૂટ્યા બાદ, ભાઈ ઇન્દુભાઈ મળ્યા તે વખતે તેમણે ખેતીવાડી અંગે જે પ્રવૃત્તિ આદરી હતી તે વિશે મને માહિતી આપી પોતાને મદદ કરવા મને વિનંતિ કરી. મારાથી થઈ શકે તે પૈસાની અને બીજી મદદ મેં આપી. અને આજે પણ એમની જે નેનપુરની સંસ્થા છે તેના પ્રમુખ તરીકે ઇન્દુભાઇ સાથેની મિત્રાચારીને કારણે હું છું.

ઇન્દુભાઇને કેળવણી-ક્ષેત્રમાં પણ ઘણો રસ અને તે માટે કેળવણી મંડળ સ્થાપી કેટલીએ નિશાળો ચલાવી હતી. જે. એલ. સ્કૂલનો વહીવટ પણ કેટલોક સમય સંભાળી લીધો હતો.

ભાઈ ઇન્દુભાઈએ પોતાનું આખું જીવન દેશને અર્પણ કર્યું. તેમણે જે કાંઈ કર્યું તે સ્વાર્થની દૃષ્ટિએ નહિ, પણ કેવળ સેવાભાવે, અને જે વખતે પોતાને જેમ લાગ્યું તેમ નીડરતાથી કર્યું. એમના કાર્યમાં ઉત્સાહ, ધગશ, સેવાભાવ તરી આવે છે. તેમણે લખેલું સાહિત્ય પ્રેરક છે.

ઇન્દુભાઈ સારી તંદુરસ્તી ભોગવે અને પોતાનું કાર્ય એકાગ્ર અને સ્થિરતાથી ધપાવ્યે રાખે એવી મારી પ્રાર્થના છે. ×

*

× 'આપણા ઈન્દુભાઈ' (સંપાદક–ધનવંત ઓઝા)માંથી સાભાર.

# મંગલ પ્રવચન

સ્વ. શ્રી ગણેશ વાસુદેવ માવળંકર

[અમદાવાદમાં મળેલ મુંબાઈ પ્રાન્ત આચાર્ય પરિષદના ત્રીજા સંમેલનનું મંગલ પ્રવચન શ્રી દાદાસાહેબ માવળકરે તા. ૨૮-૧૦-૧૯૪૭ને રોજ આપ્યું તેનો ગુજરાતી અનુવાદ]

આપની પરિષદના તૃતીય અધિવેશનના ઉદ્ઘાટનાર્થે આપે મને નિમંત્રણ આપ્યું તે ઉપરથી આપની મારા પ્રત્યેની મમતા અભિવ્યક્ત થાય છે અને તેને માટે હું આપનો આભારી છું. આપ સૌ જાણો છો કે હું કેળવણીકાર નથી અને તેવો મારો દાવો પણ નથી. પરંતુ શિક્ષણક્ષેત્રમાં મને રસ છે. કુટુંબના વડા અને દેશના એક નાગરિક તરીકે શિક્ષણક્ષેત્રે રસ લેવો અને તે સંબંધમાં વિચાર કરવો તેને હું મારી એક ફરજ સમજું છું.

કેળવણીકારોના કાર્યવિષે સામાન્ય નાગરિક શી અપેક્ષા રાખે છે તે વિષે કેળવણીકારો જાણે, એ પણ શિક્ષણની દૃષ્ટિએ જરૂરી છે; એવા વિચારોથી પ્રેરિત થઈને મેં આજનું આપનું નિમંત્રણ સ્વીકાર્યું છે.

હું જ્યારે કૉલેજમાં ભણતો હતો ત્યારથી જ કેળવણીકાર થવાની મારી મહેચ્છા હતી. હું હમેશાં માનતો આવ્યો છું કે શિક્ષણનું કાર્ય ઘણું જ અગત્યનું અને પવિત્ર છે. એ વાતમાં મને જરા પણ શંકા નથી કે દેશની અને તે દ્વારા સમસ્ત માનવસમાજની, સેવા કરવાની ઇચ્છા રાખવાવાળા નાગરિકો તૈયાર કરવાનું કાર્ય સૌથી વધુ પુણ્યદાયક છે. સંજોગવશાત્ હું બીજા ક્ષેત્રોમાં ખેંચાઈ ગયો, પણ શિક્ષણક્ષેત્રે મારો પ્રેમ યથાવત્ ચાલુ રહ્યો છે.

ઈ.સ.૧૯૩૦-૩૧માં જ્યારે હું અમદાવાદ મ્યુનિસિપાલિટીનો પ્રમુખ બન્યો અને શહેરનાં આરોગ્ય, સ્વચ્છતા વગેરેના પ્રબંધની જવાબદારી મારે માથે આવી પડી ત્યારે જનતાની નાની-મોટી ત્રુટિઓ, નાગરિક ધર્મનો અભાવ વગેરે જોઈને મને યોગ્ય શિક્ષણની જરૂરિયાત સંપૂર્ણ સમજાઈ. નાનું યા મોટું કોઈ પણ જાતનું સ્વરાજતંત્ર પ્રજાના સહકાર વિના સારી રીતે નભી શકતું નથી. કાયદાઓ ઘડવાથી અને સજા થવાના ભયથી સફાઈ અથવા આરોગ્યનું કામ પ્રગતિ કરી શકતું નથી, પાણીનો બગાડ અટકી શકતો નથી, ગંદકી દૂર થઈ શકતી નથી. આ બધી બાબતોથી મને સ્પષ્ટ સમજાયું કે યોગ્ય શિક્ષણ વિના જે જે કામો પ્રજાનાં સુખ અને આરોગ્ય માટે કરવામાં આવશે, તેમાં સફળતા નહિ મળી શકે. હવે તો મને પાકો વિશ્વાસ થઈ ગયો છે કે ઉચિત શિક્ષણ વિના, નવી સમાજરચના અથવા કોઈ પણ પ્રકારની પુનર્રચના અશક્ય છે; તે તો રેતીના પાયા પર મકાન ઊભું કરવા જેવું છે. આ દૃષ્ટિએ શિક્ષણ આપણા સમગ્ર જીવનનું કેન્દ્ર છે. જો આપણે રસ્તાઓ, તબીબી સહાય, ખેતીવાડીમાં સુધારો, પાણીની વ્યવસ્થા વગેરે યુદ્ધોત્તર રચનાઓ ઓછા ખર્ચે અને વધુ લાભદાયક રીતે પૂરી કરવા ઇચ્છીએ તો શિક્ષણનો પ્રશ્ન સૌ પ્રથમ હલ કરવો જોઈએ. સુશિક્ષિત નાગરિક જ સુધારાની આ બધી યોજનાઓ સમજી શકશે, તેમના પ્રયોગમાં સહકાર આપી શકશે અને તેનાં મીઠાં ફળ ઉત્તમ રીતે ભોગવી શકશે. હું આ કોઈ નવી વાત કહેતો નથી. પરંતુ ભવિષ્યની પ્રજાને તૈયાર કરવા માટે આપણામાંનાં શ્રેષ્ઠ સ્ત્રી-પુરુષો પોતાની સેવા આપી શકે તેવી પરિસ્થિતિ નિર્માણ કરવાનું કાર્ય અત્યાર સુધી આપણે આવશ્યક માન્યું નથી. આ ઉપરથી એ પ્રશ્ન ઉદ્ભવે છે કે યોગ્ય શિક્ષણને આપણે જીવનનું કેન્દ્ર માનીએ છીએ કે નહિ?

આજે આપણે સૌ એમ માનીએ છીએ કે આપણે આઝાદ થઈ ગયા છીએ. કાયદાની દૃષ્ટિએ અને કાગળ પર આપણે સ્વતંત્ર છીએ, તેમાં કોઈ શંકા નથી. પણ આઝાદીનો અર્થ ચાલીસ કરોડની સ્વતંત્રતા જ થઈ શકે છે. આ દૃષ્ટિએ આપણે આજે ક્યાં ઊભા છીએ? ચાલીસ કરોડનાં સુખી અને પુરુષાર્થી જીવન માટે કઈ કઈ દિશામાં કેટલું કેટલું કાર્ય કરવું જોઈએ? પરંતુ તેને માટે સૌથી પ્રથમ કાર્ય ચાલીસ કરોડને શિક્ષિત બનાવવાનું જ છે.

આપણા સ્વતંત્ર રાજ્યમાં શ્રેષ્ઠ રાજદ્વારી પુરુષો, ઉત્તમ પ્રધાનો, ઉચ્ચ કોટિના અમલદારો, સારા તબીબો, વકીલો, ઇજનેરો વગેરેની જરૂરિયાત રહેશે. તેમાંની દરેક વ્યક્તિ પોતાના વિશિષ્ટ ક્ષેત્રમાં પારંગત હશે; પણ જો તે સહૃદયી અને સેવાભાવી નાગરિક નહિ હોય,

પોતાના જીવનધ્યેય અને આદર્શને સમજતો નહિ હોય, તો પ્રજા-જીવન સાથે તેનો સુમેળ કેવી રીતે સધાશે? તેથી આપણા સમાજમાં જે સર્વોત્તમ સેવાભાવી અને ચારિત્ર્યવાન લોકો હોય તેમના હાથમાં આપણી ઊગતી પ્રજાનું શિક્ષણકાર્ય સોંપવું હું જરૂરી માનું છું. આવા માણસોનો આપણા સમાજમાં અભાવ નથી. પરંતુ તેઓ આ વ્યવસાયમાં જોડાય તેવી આ વ્યવસાયની આર્થિક પરિસ્થિતિ અને મોભો આજે નથી. આ આપણું દુર્ભાગ્ય છે. સમસ્ત પ્રજાજીવન અને નાગરિકોના જે ઘડવૈયાઓ એમની યોગ્ય આર્થિક સ્થિતિ અને પ્રતિષ્ઠા (status) આજે છે ખરી? તેમનો દરજ્જો આજે સમાજમાં સૌથી નીચો છે. આ દૃશ્ય જ મને ખૂબ દુઃખદાયક અને ભવિષ્યને માટે ભયંકર લાગે છે.

આ પરિસ્થિતિને બદલવામાં અનેક જાતની મુસીબતો છે, તો પણ તેને બદલવી જ પડશે અને તે બદલાઈ પણ જશે તેમાં મને કંઈ જ શંકા નથી. આપણે પ્રયત્ન તો ચાલુ રાખવો જોઈએ; અને સફળતા મળતાં સુધી જે થોડી વ્યક્તિઓને પણ શિક્ષણકાર્યનું મહત્ત્વ માત્ર રાષ્ટ્રીય દૃષ્ટિએ જ નહિ, પરંતુ વિશ્વમાનવતાની દૃષ્ટિએ મહત્ત્વપૂર્ણ જણાતું હોય તેમણે થોડા ત્યાગ માટે પણ તૈયાર રહેવું જોઈએ. શિક્ષણના દૃષ્ટિબિંદુમાં ક્રાંતિ કરવાની જરૂર છે, અને તેવી ક્રાંતિ માટે કેળવણીકારોએ આજે કમર કસવી જોઈએ.

શિક્ષણનો અર્થ કેવળ મકાન અને શૈક્ષણિક સાધનો ન હોઈ શકે. આ વસ્તુઓની જરૂર ચોક્કસ છે; પણ મુખ્યત્વે શિક્ષણનો અર્થ શિક્ષક જ છે. શિક્ષકનું જ્ઞાન અને વર્તન જે પ્રકારનું હશે તેવી જ અસર વિદ્યાર્થીઓ ઉપર પડશે. શાબ્દિક જ્ઞાન કરતાં રીતભાતની અસર વધારે થાય છે. આજે જે નૈતિક બળની ખામી આપણા માર્ગમાં ડગલે ને પગલે વિઘ્નરૂપ સાબિત થઈ રહી છે, તે શબ્દજ્ઞાન આપવાવાળા શિક્ષકો અથવા શાળામાં આવનારાં બાળકોની સંખ્યાથી દૂર થનાર નથી, પણ વાણી અને વિચારને આચારમાં ઉતારવાની શક્તિ અને શ્રદ્ધા રાખવાવાળા ચારિત્ર્યબળયુક્ત શિક્ષકો વડે જ તે દૂર થઈ શકે તેમ છે. વિદ્યાર્થીઓને કયા અને કેટલા વિષયોનું શિક્ષણ આપવું, તેમની બુદ્ધિનો વિકાસ કેવી રીતે કરવો, પરીક્ષાઓનું ધોરણ કેવું હોવું જોઈએ, આ બધી વાતો મહત્ત્વની હોવા છતાં ગૌણ છે. મુખ્ય વસ્તુ ચારિત્ર્યબળ છે. તેથી ઉત્તમ શિક્ષક અર્થાત ચારિત્ર્યવાન શિક્ષકો મેળવવા સારુ, અને જેઓ શિક્ષક હોય તેમને ચારિત્ર્યવાન બનાવવા સારુ પ્રયાસ કરવો જોઈએ.

આપ સૌ માધ્યમિક શાળાઓના આચાર્યો છો અને આપના વિવિધ કાર્યક્ષેત્રે જે જે બાબતો ઉપસ્થિત થાય છે તેમના વિષે સામુદાયિક રીતે વિચાર કરવા, વિચારોની આપ-લે કરવા, નિર્ણય કરવા અને જે નિર્ણય થાય તેનો અમલ કરવા શક્ય પ્રયાસ કરવાના હેતુથી વખતોવખત આપ પરિષદો યોજો છો. પરિષદો ભરીને સામુદાયિક વિચાર કરવો મને અતિ પ્રિય લાગે છે અને હું તેને જરૂરી પણ માનું છું. પણ શરત એ છે કે આ પરિષદો માત્ર દેખાવને માટે જ નહિ, પરંતુ કાર્યસિદ્ધ કરવાની પ્રબળ ઈચ્છાથી, વિચારની આપ-લે કરવા માટે તથા વિકાસનો માર્ગ નિશ્ચિત કરીને તેનું અનુસરણ કરવાના ઇરાદાથી ભરવામાં આવે:

આપની પરિષદના અધ્યક્ષીય ભાષણોના વાચનથી જણાય છે કે આપની પરિષદ આ જ હેતુથી વખતોવખત મળે છે, તેમાં મને કોઈ સંદેહ નથી.

જો આપનું કાર્યક્ષેત્ર આ રીતનું મર્યાદિત હશે તો પણ સમગ્ર શિક્ષણતંત્રની ભૂમિકાનું નિરીક્ષણ કરવાની અને શિક્ષણની સમગ્ર યોજનાના આપના કાર્યક્ષેત્રમાં ઊભી થનાર બાબતોનો આગળ-પાછળ ક્યાં સંબંધ થાય છે તે જોવાની જરૂર છે. જો આ બાબત ઉપર ધ્યાન ન અપાય તો શિક્ષણ અસંવાદિત બની રહેશે, અને આપણાં મનગમતાં મીઠાં ફળ આપણને પ્રાપ્ત નહિ થઈ શકે.

પૂર્વ-પ્રાથમિક, પ્રાથમિક, માધ્યમિક અને ઉચ્ચ—એ તો શિક્ષણની ભિન્નભિન્ન કક્ષાઓ છે. પણ મેં કદાપિ એવું માન્યું નથી કે તે એકબીજાથી બિલકુલ અલગ છે અને એકને બીજાની સાથે કંઈ જ સંબંધ નથી. તેઓ તો એક જ શરીરનાં વિભિન્ન અંગો છે—અથવા, બીજી રીતે કહું તો, તેઓ એક જ મકાનના જુદાજુદા ઓરડાઓ છે. હું માનું છું કે પૂર્વ-પ્રાથમિક તથા પ્રાથમિક શિક્ષણ મકાનનો પાયો છે, અને જો આ પાયો મજબૂત હશે તો જ ઉચ્ચ શિક્ષણ વધુ અને વધુ ઊંચા સ્તરે પહોંચી શકશે. આ રીતે વિચાર કરીએ તો પૂર્વ-પ્રાથમિકથી માંડીને

અંત સુધીના સંપૂર્ણ શિક્ષણનું આયોજન સમગ્ર દૃષ્ટિથી વિશ્વવિદ્યાલય જેવી એક જ સંસ્થાને હસ્તક રહેવું જોઈએ, એમ હું માનું છું. શિક્ષણનું આયોજન કેળવણીકારો એટલે કે પ્રત્યક્ષ શિક્ષણકાર્ય કરનાર વ્યક્તિઓના હાથમાં હોવું જોઈએ. લોકશાહી પદ્ધતિ અનુસાર ચાલનાર સરકાર અથવા સ્થાનિક સંસ્થાઓના હાથમાં આ આયોજન ન હોવું જોઇએ. સરકાર અથવા સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓએ તો કેળવણીકારો દ્વારા નક્કી થએલા આયોજન મુજબ શાળાઓ ચલાવવી જોઈએ. આ વિચારનો આશય તો સ્પષ્ટ જ કે કોઈ પણ સરકાર હોય–ભલે પછી તે રાષ્ટ્રીય હોય, લોકશાહી હોય અથવા કોઈ પણ પ્રકારની હોય–પણ તેનું અથવા સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાનું કાર્ય તો વહીવટીપ્રબંધ જેવું (administrative) જ હોય છે. શિક્ષણના આયોજનનું કાર્ય શિક્ષણના વિચારકો અને જેમણે વ્યાવહારિક પ્રત્યક્ષ અનુભવ મેળવ્યો હોય તેમનું જ છે. તેથી જ હું માનું છું કે શિક્ષણક્ષેત્રે સમગ્ર શિક્ષણના આયોજનની સત્તા જ્યાં કેળવણીકારોના હાથમાં હોય એવા વિશ્વવિદ્યાલય દ્વારા શિક્ષણનું આયોજન થાય તે જ ઇષ્ટ છે. આ મારી વ્યક્તિગત માન્યતા છે.

શિક્ષણની ત્રણ ભૂમિકાઓનો મેં ઉપર નિર્દેશ કર્યો અને સાથેસાથે એ પણ બતાવ્યું કે તેઓ શિક્ષણના વિભાગ નથી. તેથી એ વાત ફલિત થાય છે કે શિક્ષણની પ્રત્યેક કક્ષા સ્વયંપૂર્ણ હોવી જોઈએ. મેં જે પ્રથમ ઉદાહરણ આપ્યું તેનો નિર્દેશ કરતાં હું કહીશ કે પૂર્વ-પ્રાથમિક અને પ્રાથમિક શિક્ષણ મકાનનો પહેલો માળ, માધ્યમિક શિક્ષણ બીજો માળ અને ઉચ્ચ શિક્ષણ તેના ઉપરના બધા જ માળોની માફક છે. તેને શક્ય તેટલો ઊંચો લઈ જવો જોઈએ. પણ બુદ્ધિ, ધન અથવા પરિસ્થિતિઓની મર્યાદાને કારણે કોઈ વ્યક્તિ માત્ર એક જ માળ બાંધી શકે, તો તેને પણ નાગરિક જીવનને માટે પૂરતું ભાથું મળી રહેવું જોઈએ. આ જ વાત માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણની બાબતમાં કહી શકાય. મારું આ મંતવ્ય જો બરાબર હોય તો સરકારી કેળવણી ખાતું, વિશ્વવિદ્યાલયના અભ્યાસક્રમનું ધોરણ, પરીક્ષક નિયુક્તિમાં ઊભી થતી કડવાશ વગેરે પ્રશ્નો ઊભા થઈ શકે નહિ, અને કદાચ તે સવાલો ઊભા થાય, તો તેમનો નિર્ણય વધારે સરળતાપૂર્વક થઈ શકે છે. મેટ્રિકની પરીક્ષા અને શાળાંત પરીક્ષા પણ એક જ રાખવાની જરૂરિયાત પર પણ પછી કંઈ જ કહેવાનું બાકી રહેતું નથી.

શિક્ષણનું આયોજન હમેશાં અઘરું અને અટપટું હોય છે. શિક્ષણ અપરિવર્તનશીલ નથી; પણ હમેશાં કરવામાં આવતો એક પ્રયોગ છે.

જે સમાજને પોતાના ઊગતા નાગરિકોને શિક્ષણ આપવાનું હોય છે, તેના આચાર તથા વિચારમાં અપરિવર્તનશીલતા રહી શકતી નથી. તેમાં તો સદંતર પરિવર્તન થતું જ રહે છે. આ પરિવર્તનની દિશા અને સ્વરૂપ નક્કી કરવાનો પ્રયાસ કરીને આજનાં બાળકોને વીસ વર્ષ પછી તેમની જવાનીને માટે તૈયાર કરવાના પ્રશ્નને જ શિક્ષણનું આયોજન કહી શકીએ. આ કાર્ય સદાય ઘણું મુશ્કેલ રહ્યું છે, પણ આજે તો તે ઘણું વધારે અઘરું અને ગૂંચવાડાભરેલું બની ગયું છે.

આજે દુનિયામાં પરસ્પર સંપર્કનાં સાધનો એટલાં બધાં ગતિપૂર્ણ થઈ રહ્યાં છે કે સંસારમાં કોઈ પણ સમાજ એકબીજાથી બિલકુલ અલિપ્ત રહી શકતો જ નથી. વિચારોની ગતિ પણ એટલી બધી વેગવંત બની ગઈ છે. રશિયા અથવા અમેરિકામાં લોકો કયા દૃષ્ટિકોણથી જીવન સંબંધી વિચાર કરે છે, કયા સિદ્ધાંત ઉપર તેમની સમાજરચનામાં પરિવર્તન થઈ રહ્યું છે, તેના જ્ઞાનને હિંદુસ્તાનમાં પ્રવેશતું આપણે રોકી શકતા નથી. આજની પરિસ્થિતિ એવી છે કે 'શીઘ્રતા' સાચે જ દુનિયાનો ધ્યાનમંત્ર બની બેઠી છે. ત્યાં તો વિશ્વયુદ્ધ થયું અને દરેક વાતમાં પરિવર્તન આવ્યું. આજે આપણે ક્યાં છીએ તે કોઈ નક્કી કરી શકે તેમ નથી. કાલે શું થવાનું છે તેનું અનુમાન પણ મુશ્કેલ બન્યું છે. આવી પરિસ્થિતિમાં આજનો બાળક જ્યારે વીસ વર્ષ પછી યુવક બનશે ત્યારે તેને માટે તેને કેવા પ્રકારના શિક્ષણનું જીવનભાથું આપવું જોઇએ, તે નક્કી કરવું પણ ખરેખર અઘરું છે. હા, આપણે સામાન્ય રીતે વિચાર કરી શકીએ છીએ, પણ દિન-પ્રતિ-દિનના પ્રત્યક્ષ શિક્ષણનો સવાલ સામાન્ય વાતો અથવા વિચારોથી હલ થઈ શકતો નથી; તો પણ કાર્ય તો કરવાનું જ છે. આ જ કારણથી હું આજના શિક્ષણ-આયોજનને પહેલાંનાં કરતાં વિશેષ રીતે પ્રયોગાત્મક સમજું છું. આપ સૌ તે શાસ્ત્રના જાણકાર છો અને

શાળાઓ રૂપી પ્રયોગશાળાઓમાં કામ કરો છો. શિક્ષણ કેવી રીતે સફળ થઈ શકે છે તેની વિગતો અને પદ્ધતિ નક્કી કરીને તેને કાર્યાન્વિત કરવાની જવાબદારી આપની છે. હું તો સામાન્ય રીતે એટલું જ ચાહું છું કે આપના પ્રયત્નોનો જે કંઈ પરિપાક થાય તે તો, માનવતાના પાયા પર સેવાભાવ અને પરસ્પર સહકારની ભાવનાથી જીવન જીવવાની તમન્ના રાખવાવાળા નાગરિકોના રૂપમાં જ હોય!

આ સંક્રાંતિના સમયે પણ તાત્કાલિક મહત્ત્વની એક-બે વાતો તરફ આપનું લક્ષ ખેંચવું હું આવશ્યક સમજું છું.

શિક્ષણની બોધભાષા (માધ્યમ) માતૃભાષા જ હોવી જોઈએ એ તો હવે બધા જ સ્વીકારે છે. આન્તરપ્રાન્તીય વ્યવહારને માટે હિંદુસ્તાની અથવા હિંદી હોવી જોઈએ તે પણ સર્વમાન્ય વાત છે. ત્યારે અંગ્રેજી ભાષાનું સ્થાન અને મહત્ત્વ ક્યાં અને કેટલું છે એ પ્રશ્ન ઊભો થાય છે. રાજકર્તાઓની ભાષા હોવાને કારણે તેના તરફ કોઈને પણ જે કંઈ સૂગ હોય તે રાખવાનું હવે કોઈ કારણ નથી. તે એક વિશ્વભાષા છે અને આપણા દેશમાં છેલ્લાં દોઢસો વરસોમાં જે જે ઘટનાઓ બની તેમને જાણવા અને સમજવાને માટે પણ તેની જરૂરિયાત છે. તેથી જ અંગ્રેજી ભાષાનો પ્રશ્ન આપણા શિક્ષણક્રમમાં એક મહત્ત્વનો પ્રશ્ન બની ગયો છે.

બીજી વાત શારીરિક શિક્ષણની છે. આપણા યુવક-વર્ગની શરીરસંપત્તિ જેટલી સારી હોવી જોઈએ તેટલી નથી. આપણી દુર્દશાની સ્થિતિ એવી છે કે આપણા નવયુવકોને બીજા સ્વતંત્ર દેશોના નવયુવકોની શારીરિક તંદુરસ્તીની સ્પર્ધામાં ઊભા પણ રાખી શકાતા નથી. કેટલી ય વાર મને એવો વિચાર આવે છે કે જો મારા હાથમાં સત્તા હોય તો અમુક ઊંચાઈ, છાતીની અમુક પહોળાઈ, અમુક વજન વગેરે જે તંદુરસ્ત શરીરનાં લક્ષણો માનવામાં આવે છે તે, જે વિદ્યાર્થીમાં ન હોય તેને હું મૅટ્રિકની પરીક્ષામાં પણ બેસવાની રજા ન આપું! એમ કરવાથી કેટલાક બુદ્ધિશાળી વિદ્યાર્થીઓ વિશ્વવિદ્યાલયની ઉપાધિ-ઓથી વંચિત રહી જશે અને કદાચ તેમને ઊંચી નોકરી-ઓ ન પણ મળે. પણ શારીરિક શિક્ષણ અને તંદુરસ્ત શરીર જો શિક્ષણનાં જરૂરી અંગો બની જશે તો થોડા જ સમયમાં આપણે આજની દુર્બળ અવસ્થાને સંપૂર્ણ રીતે પરાસ્ત કરી શકીશું.

પરિષદનું હું ઉદ્ઘાટન કરું છું અને આ પરિષદ તથા આપ સૌના પ્રયત્નોની હાર્દિક સફળતા ઇચ્છું છું.*

*ઉપર્યુક્ત પ્રવચન શ્રી દાદાસાહેબે મૂળ હિંદીમાં આપેલું તેનો સદરહુ ગુજરાતી અનુવાદ શ્રી વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી (હિંદીના અધ્યાપક, એલ.ડી.આર્ટ્સ કૉલેજ, અમદાવાદ)એ તૈયાર કર્યો છે.

*

# નિધર્મી રાજ્ય

## [બિનસાંપ્રદાયિક રાજ્ય (Secular State)]

### લક્ષ્મણશાસ્ત્રી જોષી

['અમર હિંદ મંડળ (દાદર, મુંબઈ)'ના ઉપક્રમે યોજાએલી વ્યાખ્યાનમાળામાં તા. ૨૮ એપ્રિલ ૧૯૪૯ને રોજ, મહારાષ્ટ્ર-ના પ્રસિદ્ધ વિદ્વાન તથા વાઈ (સાતારા જિલ્લા)માંના પ્રાજ્ઞપાઠશાળાના સંચાલક તર્કતીર્થ લક્ષ્મણશાસ્ત્રી જોષીએ આપેલા વ્યાખ્યાનનો સદરહુ અનુવાદ, 'વાગ્ગંગા' નામના અમર હિંદ પ્રકાશનના મૂળ મરાઠી પરથી સાભાર તૈયાર કરાયો છે.]

આજે જે વિષય હું રજૂ કરવાનો છું એની પરિભાષા હજી ચોક્કસ થઈ નથી, એટલે હું 'Secular State' એ વિષય પર બોલવાનો છું એમ સમજજો. એ શબ્દનું ચોક્કસ ભાષાંતર શું કરીએ કે જેથી જરૂરી અર્થ વ્યક્ત થાય એ હજી કહી શકાતું નથી. પહેલાં બનારસ વિશ્વવિદ્યાલયમાં અને હાલ નાગપુર યુનિવર્સિટીમાં રાજ્યશાસ્ત્રના અધ્યાપક તરીકે કાર્ય કરતા શ્રી. વ્યં. પુણતાંબેકરે 'નિધર્મી રાજ્ય' એવો શબ્દ-પ્રયોગ સૂચવ્યો છે એ જ હું હાલ પૂરતો તો વાપરું છું.

'ઐહિક રાજ્ય' એવું જો આપણે કહીએ તો પછી

પારલૌકિક એવું બીજું કોઈક રાજ્ય છે કે કેમ એવો સવાલ ઊભો થાય. 'અધર્મી રાજ્ય' એવું કહેવા જતાં, જેમાં ધર્મનો નાશ કરવામાં આવે છે એવું રાજ્ય એમ અર્થનો વિપર્યાસ થવાનો સંભવ છે. 'વિધર્મી રાજ્ય' એટલે પરધર્મનું રાજ્ય, એટલે એ પણ શબ્દપ્રયોગ લાગુ પાડી ન શકાય. આપણી દૃષ્ટિએ પાકિસ્તાન એ 'વિધર્મી' રાજ્ય કહી શકાય.

'ધર્માતીત રાજ્ય' કહેવા જઈએ તો, ધર્મ કરતાં વધારે શ્રેષ્ઠ અગર ધર્મથી પાર પહોંચેલું રાજ્ય એવો અર્થ થાય છે. તેથી હું 'નિધર્મી રાજ્ય' એ શબ્દપ્રયોગ વાપરું છું.

હિંદુસ્તાનમાં સ્થપાએલું હિંદી રાજ્ય એ હિંદુ રાજ્ય છે કે કેમ? એનો જવાબ હકારાત્મક આપી નહીં શકાય. આ રાજ્યમાં હિંદુઓનું પ્રાધાન્ય છે ખરું; પણ અહીં મુસલમાનોની સંખ્યા પણ ઓછી નથી. ત્રણ સાડાત્રણ કરોડ મુસલમાનો અહીં સહીસલામત જીવે છે. એનો અર્થ એ કે યુરોપમાંના એક રાષ્ટ્રની પ્રજા અહીં શાંતિથી જીવે છે. આ રાજ્યને હિંદુ રાજ્ય કહેવાથી મુસલમાન, ખ્રિસ્તી, પારસી વગેરે ધર્મોના લોકોને એ રાજ્ય 'પોતાનું' નહીં લાગે. પોતાના ધર્મ માટે અહીં ભય છે એમ એમને લાગવા માંડશે. તેથી જ આપણા નેતાઓ કહે છે કે હિંદી રાજ્ય એ કોઈ પણ ધર્મનું રાજ્ય નથી. સર્વ ધર્મોના લોકોને અહીં સમાન અધિકારો છે. હિંદી રાજ્ય એ હિંદુ રાજ્ય ન હોઈ લોક-રાજ્ય છે.

હિંદુ અને મુસલમાન એ આ દેશમાંની બે મોટી જાતિઓ છે. એ બન્નેનો સમાન દુશ્મન અંગ્રેજ હતો તે વખતે બન્નેમાં મિત્રતાની ભાવના હતી; પણ આ દુશ્મન બાજુ પર થઈ જશે એમ દેખાવા લાગ્યું એટલે મુસલમાનોને થયું કે સ્વરાજ્ય મળ્યું તો તે રાજ્ય હિંદુઓના હાથમાં ચાલ્યું જશે; કારણ કે તેઓ બહુસંખ્ય છે અને એ રીતે પછી આપણા પર અન્યાય થશે. એનું પરિણામ આગળ જતાં પાકિસ્તાનના નિર્માણમાં થયું, અને હિંદુસ્તાનને સ્વાતંત્ર્ય મળતાં એના બે ટુકડા થયા. આજે આ બે રાજ્યો પૈકી હિંદુસ્તાનના નેતાઓ પોતાનું રાજ્ય 'Secular' ('નિધર્મી') છે એમ કહે છે, ત્યારે પાકિસ્તાનના નેતાઓ પોતાના રાજ્યને 'Theocratic' ('ધાર્મિક') ઓળખાવે છે. આવો તફાવત બન્ને દેશોમાં દેખાતો હોવા છતાં સાચી વાત એ છે કે 'ધાર્મિક' રાજ્ય આજે ટકે એવું નથી. 'નિધર્મી' રાજ્ય ખડું કરવાનો જ સમય હવે પાક્યો છે. પોતાનું રાજ્ય 'ધાર્મિક' છે એવો ઢોંગ ચલાવીને પાકિસ્તાન આગે બઢી શકશે; પણ ખરું જોતાં એને પણ 'ધાર્મિક રાજ્ય' બનવું અશક્ય છે. એ દૃષ્ટિએ 'નિધર્મી રાજ્ય'ની ભૂમિકા વધારે શાસ્ત્રશુદ્ધ છે.

આપણે ત્યાં પહેલાં હિંદુધર્મીઓનું રાજ્ય હતું ખરું, પણ હિંદુધર્મીઓની એક વિશિષ્ટતા એવી છે કે એમાં કોઈ એક ખાસ ધર્મનું ઝનૂન ફરી વળતું નથી. પોતાના ધર્મ સિવાયના અન્ય ધર્મોના લોકોને રંજાડવા એવી પ્રવૃત્તિ હિંદુઓમાં ક્યારે ય નહોતી. બીજાઓને ગુલામ બનાવવા એવી કલ્પના પણ હિંદુઓ સાંખી શકતા નથી. તેથી, ધાર્મિક રાજ્ય સ્થાપન થવાથી જેવાં પરિણામો અન્યત્ર જોવા મળે છે એવાં જ આપણે ત્યાં દેખાયાં નહીં.

ખૂબ પ્રાચીન કાળમાં ઇજિપ્તમાં ધર્મના આદેશો પર અધિષ્ઠિત એવી રાજ્યવ્યવસ્થા હતી. ખ્રિસ્તી ધર્મ પણ શરૂમાં 'લોકમાન્ય' ધર્મ બન્યો, લોકોના જીવનમાં એણે ઊંડે સુધી પ્રવેશ મેળવ્યો. ત્યાર પછી રાજાએ એ ધર્મની દીક્ષા લીધી, અને તે (ખ્રિસ્તી ધર્મ) 'રાજમાન્ય' બન્યો. આવો કોઈક ધર્મ 'રાજમાન્ય' બન્યો કે સામાન્ય લોકો તરત એનું અનુકરણ કરે છે. રાજદરબારમાં 'સફેદ ટોપી'ને પ્રતિષ્ઠા મળતાં, પોતાના માથા પરની કાળી ટોપીને સફેદ રંગ લગાડનારા લોકો આપણે ત્યાં પણ જોવા મળે છે! પરંતુ ધર્મસંસ્થાને એક વાર રાજ્યપ્રતિષ્ઠા મળી એટલે મૂળના ધાર્મિક ને પવિત્ર આચાર-વિચારો ફંટાઈ જાય છે. ખ્રિસ્તી ધર્મ પ્રથમ સેવાધર્મ હતો. ઇંદ્રિયદમન, આત્મસંશોધન વગેરે કામો એ કરતો. પરંતુ હાથમાં રાજદંડ આવતાંની સાથે લોકસેવાને બદલે ધનસેવાને, આત્મસંશોધનને બદલે આત્મપ્રતિષ્ઠાને, વધારે મહત્તા મળી! ધર્મસંસ્થા જ્યાં રાજ્યસંસ્થા જોડે તન્મય થવાનો પ્રયાસ કરે છે ત્યાં ધાર્મિક સ્વાતંત્ર્યનો લોપ થઈ જવાનો સંભવ જણાય છે. ધર્મસંસ્થા દંડધારી બની કે એનું આધ્યાત્મિક સામર્થ્ય પણ લોપ થાય છે!

'ઈશ્વરની મિત્રાચારી ખાતર, નિકટના મિત્રોનો વિયોગ થાય તો પણ, છેવટે બધું જ અર્પણ કરવું અને પ્રાણનો પણ ભોગ આપવો' એવું એક સૂત્ર છે અને એ મુજબ

રાજ્યને જ ઈશ્વર માનીને પ્રાણાર્પણ કરવાનો ઉપદેશ આપણને કરાયો છે. પરંતુ જેને ખાતર આપણે પ્રાણાર્પણ કરવાનું છે એ ચીજ આપણા પ્રાણ કરતાં વધારે મૂલ્યવાન અને સર્વશ્રેષ્ઠ એવી હોવી જોઇએ. નહીં તો પછી, કોઈ એક ધર્મનાં તત્ત્વો પર આધારિત, તથા જૂનાં પરંપરાગત અને પ્રત્યાઘાતી તત્ત્વોને માન આપનાર, એવા રાજ્ય ખાતર પ્રાણાર્પણ કરવું એ પૂરેપૂરું ભૂલભરેલું ઠરવાનો સંભવ છે. તેથી, સર્વધર્મીઓને એમ લાગે કે આ રાજ્ય આપણું પોતાનું છે એ સારુ, રાજ્યસંસ્થા બધા ધર્મોથી અલિપ્ત એવી હોય એ વધારે હિતકારક છે. દેશમાંનું રાજ્ય કોઈ એક ખાસ ધર્મ ઉપર આધારિત હશે તો વિધર્મી લોકો, રાજ્ય પરની આફતોના સમયે રાજ્યને મદદ નહીં કરે. અહીંનું રાજ્ય એ 'નિધર્મી' રાજ્ય ન બન્યું, અને એની પ્રત્યે અજાણતાં પણ ઇતર ધર્મીઓની નિષ્ઠા નહીં હોય, તો પ્રસંગ આવતાં વિધર્મી લોકો આ રાજ્ય ઉથલાવી પાડવાનો પ્રયાસ કરશે.

આપણે ત્યાં બુદ્ધધર્મી રાજ્યમાં પણ આવો જ અનુભવ અશોકના સમયમાં થયો હતો. અશોકે બુદ્ધધર્મનો અંગીકાર કર્યો અને એ ધર્મની પ્રતિષ્ઠા વધવા માંડી. પહેલાં બુદ્ધ ભિક્ષુઓ અને ભિક્ષુણીઓ બ્રહ્મચર્યપાલન કરીને મઠમાં રહેતાં અને નિગ્રહથી વર્તતાં. પણ એમના પર સુવર્ણવૃષ્ટિ શરૂ થઈ, તેઓ હૃષ્ટપુષ્ટ બન્યાં, અને પછી તેઓ એક પછી એક મઠોમાં સંસાર ને ઘર માંડતાં થઈ ગયાં! શંકરાચાર્ય પણ પ્રથમ ધર્મના અધિકારી હતા; પરંતુ પાછળથી તેઓ રાજામહારાજા જેવા જ બની ગયા, અને પછી ત્યાં ગાદી માટે ઝઘડા શરૂ થયા. યુરોપમાં પોપના હાથમાં રાજસત્તા કેન્દ્રિત થતાં ત્યાં પણ એમનામાં અંદરોઅંદર લડવાડો શરૂ થઈ જ. પુરોહિતના હાથમાં રાજદંડ આવતાં કેવી ગરબડ ઊભી થાય છે એ આ બધા પરથી જોવા મળ્યું જ છે! અને તેથી જ રાજદંડ અને પુરોહિતનો દંડ એ બન્નેને એકબીજાથી સ્વતંત્ર રાખવાની જરૂરિયાત જણાવા લાગી છે. હિંદુસ્તાનમાં આજે જો ધર્મરાજ્ય સ્થાપવું હશે તો પુરોહિત વર્ગના હાથમાં સત્તા સોંપવી પડશે. પરંતુ અહીંના પુરોહિત વર્ગની યે એવી કશી લાયકાત છે ખરી? ખાડિલકરનાં નાટકોમાં પુરોહિતની મશ્કરી 'ભટજી' તરીકે કરેલી જોવા મળે છે. એવા 'ભટજી'ઓના હાથમાં રાજદંડ સુપ્રત કર્યાથી રાજવહીવટ સરખો ચાલશે કે ગરબડ ઊભી થશે એ કહેવાને શું જ્યોતિષાચાર્યો જ જોઈએ? પુરોહિત વર્ગને તૈયાર કરવાનું કહીએ તો એમાં અનેક પેઢીઓ જશે. અને એવું કરવાનું ઠરાવીએ તો જૂના પરંપરાગત માર્ગોને છોડી દેવા માટે કેટલા લોકો તૈયાર થશે એ પણ એક સવાલ જ છે. 'બ્રાહ્મણ થયો ભ્રષ્ટ તો પણ એ ત્રણે લોકમાં શ્રેષ્ઠ' એવી એવી માન્યતાઓ આજે પણ આપણામાં ઘર કરી બેઠી છે. આવી પરિસ્થિતિમાં પુરોહિત વર્ગ તૈયાર પણ કેવી રીતે થશે એ એક પ્રશ્ન જ છે.

રાજ્ય એ ધર્મ પર અધિષ્ઠિત હોવું જોઈએ કે નહીં એનો સીધો અર્થ તો રાજ્યમાંનો વહીવટ કોની સલાહથી ચાલે એના ઉપર છે. જો ધર્મને રાજ્યમાં પ્રાધાન્ય મળ્યું અગર ધાર્મિક પાયા પર રાજ્ય ખડું થયું તો રાજ્યનો વહીવટ ધર્મોમાંનાં તત્ત્વો પ્રમાણે ચલાવવો પડશે. ધર્મનાં આ તત્ત્વો પુરોહિતોની સલાહ મુજબનાં ગણાવેલાં હશે. અર્થાત્ એ તત્ત્વો પરંપરાગત એવાં જ હશે. ધર્મને માન્યતા ન આપવી હોય તો પછી લોકોના અભિપ્રાયો ને મતોને માન આપીને રાજ્ય ચલાવવું પડશે; અને લોકમત એ પ્રજાના મનમાંથી જ તૈયાર થતો જશે, એમાં પરંપરાગતપણું રહેશે નહીં, બલ્કે પ્રગતિશીલતા હશે!

આ દેશમાં હિંદુ રાજ્ય સ્થાપન કરવા જતાં વધુ એક મુશ્કેલી એ ઊભી થશે કે અન્ય ધર્મો પ્રમાણે હિંદુ ધર્મનો વિશિષ્ટ એવો કોઈ નિશ્ચિત ગ્રંથ નથી, ઈશ્વર પણ એક નિશ્ચિત નથી; એટલે એ અંગે જ કેટકેટલા મતમતાંતરો ને વાદ ચાલુ થઈ જશે!

નવા રાજ્ય સંબંધમાં આપણું એક વિશિષ્ટ કર્તવ્ય છે, વિશેષ જવાબદારીઓ છે એ આપણે બરાબર સમજવું જોઈએ. આપણી જૂની રૂઢિઓ, જૂની સમજૂતીઓ, જૂનાં પરંપરાગત મૂલ્યો એ બધાંની તપાસ કરવાનું કામ આપણે કરવાનું છે. અનેક મતમતાંતરોનો શોરબકોર દૂર કરવાનો છે. એક વ્યક્તિની અગર થોડી વ્યક્તિઓની સરમુખત્યારશાહી દેશમાં જામી ન પડે એની કાળજી રાખવાની છે. સર્વ મૂલ્યોમાં માનવ એ સર્વશ્રેષ્ઠ મૂલ્ય છે એ ધ્યાનમાં રાખવાનું છે. પછાત છે એમને આગળ લાવવાના છે. એ માટે પ્રતિભા કરતાં યે

પ્રથમ તો પ્રજાનો વિકાસ કરવા માટે આપણે મથામણ કરતાં રહેવાની છે.

આજે દેશમાં સર્વત્ર અજ્ઞાનનું સામ્રાજ્ય છે. ચૂંટણીઓ એ એક 'તમાશો' બની ગએલ છે. મતદાર પોતાનો મત આપે છે તો ખરો, પણ મ ઠેકાણે રાખીને એ મતદાન નથી કરતો. આજે એકની તો કાલે બીજાની જ પેટીમાં એ મત નાખે છે. ફૂટબૉલની રમતમાં એક પક્ષે એક વાર ફૂટબૉલ આવે છે અને બીજી વાર બીજા પક્ષે જાય છે, અને બન્ને વખતે જોનારા લોકોના હાથમાં તો કશું જ આવતું નથી! એવું કાંઈક આજે રાજસત્તાની બાબતમાં થવા લાગ્યું છે. એ બધું અટકાવવા માટે લોકશિક્ષણની જરૂરિયાત છે. આપણા નવા રાજ્યનો ઉત્કર્ષ થાય એ સારુ આપણે નવાં શાશ્વત મૂલ્યો નિર્માણ કરવાં જોઈએ. ધર્મ ઉપર અધિષ્ઠિત હોય એવાં રાજ્યોની કલ્પના હવે દુનિયામાં પીછેહઠ કરી રહી છે. એ સફળ થવા જેવી પરિસ્થિતિ નિર્માણ થવાની હવે શક્યતા રહી નથી. તેથી, 'નિધર્મી રાજ્ય' બનવામાં જ હિંદુસ્તાનનું હિત સમાએલું છે. એને લીધે જ આ રાજ્ય ખાતર જરૂર પડયે પ્રાણાર્પણ કરવાની ભાવનાનો પણ વિકાસ થશે એ આપણે બરાબર યાદ રાખવું ઘટે.

*

# આર્થિક આયોજનનો દસકો અને ત્રીજી પંચવર્ષીય યોજના

**શ્રી જિતેન્દ્ર લા. ધોળકિયા**

[અર્થશાસ્ત્રના રીડર, સમાજ વિદ્યાભવન, ગુજરાત યુનિવર્સિટી]

(૧) ૧૯૫૦-૫૧થી ૧૯૬૦-૬૧નાં વર્ષોનો આર્થિક આયોજનનો દસકો ભારતીય આર્થિક વિકાસની મજલમાં એક નોંધપાત્ર સીમાચિહ્ન ગણી શકાય. આર્થિક નિયોજનનો સાધન તરીકે ઉપયોગ કરીને યોજનાબદ્ધ વિકાસ સાધવાનો અખતરો શરૂ થયો. આયોજનના પ્રારંભ પહેલાં મુક્ત બજારનાં પરિબળો, રાજયની ટગુમગુ આર્થિક નીતિ અને બ્રિટન સાથેના આર્થિક સંબંધોથી આર્થિક વિકાસ ધીમી ગતિએ થતો હતો. સરકાર યોજના તૈયાર કરે, યોજનાની રૂપરેખાની સમગ્ર દેશમાં ચર્ચા થાય અને યોજના વડે આર્થિક પ્રગતિ સધાય એ ઐતિહાસિક દૃષ્ટિએ એક અભિનવ પ્રયોગ છે, યોજનાનાં પરિણામો સંતોષજનક આવ્યાં કે નહિ એ જુદો સવાલ છે, પણ યોજનાપુરઃસર વિકાસ સાધવાની રીતનો ઉપયોગ થાય એ એક અગત્યની બીના છે.

(૨) ભારતમાં આર્થિક આયોજનની શરૂઆત પહેલી પંચવર્ષીય યોજનાથી થઈ. પહેલી પંચવર્ષીય યોજના એક વ્યવહારુ યોજના હતી. રાષ્ટ્ર સમક્ષ દેશના ભાગલા થવાથી તેમજ બીજા વિશ્વયુદ્ધે સર્જેલી પરિસ્થિતિને કારણે કેટલાક આર્થિક સવાલો ઊભા થયા. અનાજની તંગી વર્તાતી હતી. ફુગાવાને અંકુશમાં લાવવાની સમસ્યા હતી. વળી સંગીન આર્થિક વિકાસ માટેની શરૂઆત કરવાની હતી. આ સંજોગોમાં પ્રથમ પંચવર્ષીય યોજના ઘડાઈ. રૂા. ૨૦૬૯ કરોડનું ખર્ચ રાજ્યે વિવિધ ક્ષેત્રોમાં કરવાનું નક્કી કર્યું. આ યોજનાનાં છેલ્લાં વર્ષોમાં બેકારીની સ્થિતિનું નિરાકરણ લાવવા માટે રૂા. ૧૭૫ કરોડ જેટલી રકમ યોજનાની મૂળ રકમમાં ઉમેરાઈ હતી. પરંતુ પહેલી યોજના પૂરી થઈ ત્યારે જુદાં જુદાં ક્ષેત્રોમાં નીચેના કોઠામાં જણાવ્યા મુજબ રકમ ખર્ચાઈ હતી:

કોઠો-૧

| વિષય | કુલ રકમ | ટકા |
|---|---|---|
| ૧. ખેતીવાડી અને સામૂહિક વિકાસયોજના | રૂ. ૨૯૧ કરોડ | ૧૫ |
| ૨. મોટી અને મધ્યમ સિંચાઈ યોજનાઓ | રૂ. ૩૧૦ કરોડ | ૧૬ |
| ૩. વિદ્યુત | રૂ. ૨૬૦ કરોડ | ૧૩ |
| ૪. નાના અને ગૃહઉદ્યોગો | રૂ. ૪૩ કરોડ | ૨ |
| ૫. મોટા ઉદ્યોગો અને ખાણો | રૂ. ૭૪ કરોડ | ૪ |
| ૬. વાહન અને સંદેશાવ્યવહાર | રૂ. ૫૨૩ કરોડ | ૨૭ |
| ૭. સામાજિક સેવાઓ અને પરચૂરણ | રૂ. ૧૧૦ કરોડ | ૨૩ |
| | રૂ. ૧૬૧૧ કરોડ | ૧૦૦ |

(૩) પહેલી યોજનામાં જે રકમ ખર્ચાઈ હતી, એ ઉપરના કોઠામાં દર્શાવી છે. આ આંકડાઓ પરથી યોજનાનો અગત્યાનુક્રમ સ્પષ્ટ જણાઈ આવે છે. કુલ ખર્ચના ૩૧% જેટલું ખર્ચ ખેતી, સામૂહિક વિકાસ અને નહેર-સિંચાઈ યોજનાઓ પર થયું હતું. અનાજનું ઉત્પાદન વધારવાની દૃષ્ટિએ આ અગત્યાનુક્રમ યોગ્ય જ કહેવાય. વળી વાહન અને સંદેશાવ્યવહારના વિકાસમાં કુલ ખર્ચના ૨૭ ટકા ફાળવવામાં આવ્યા હતા. અલ્પવિકસિત દેશના વિકાસમાં વાહનવ્યવહારની સગવડો મૂળભૂત સેવા ગણાય છે અને વિકાસને ઉપકારક નીવડે છે. આમ કુલ ખર્ચના ૫૮ ટકા ખેતી, સામૂહિક વિકાસ, નહેરસિંચાઈ અને વાહનવ્યવહારને ફાળવવામાં આવ્યા હતા.

(૪) પહેલી યોજના શરૂથઇ તે પહેલાં રાષ્ટ્રીય આવક રૂ. ૮,૮૭૦ કરોડ (૧૯૪૮-૯ને ભાવે) હતી તે વધીને રૂ. ૧૦,૪૦૦ કરોડની થઈ. પહેલી યોજનાના પહેલાં ચાર વર્ષ દરમિયાન રાષ્ટ્રીય આવક ચાર ટકાના દરે વધી અને ભાવોમાં ૧૪ ટકા જેટલો ઘટાડો થયો. અનાજનું ઉત્પાદન યોજના પહેલાં ૫ કરોડ અને ૨૦ લાખ ટન-નું હતું તે યોજના પૂર્ણ થયે ૬ કરોડ અને ૫૮ લાખ ટનનું થયું. પહેલી યોજનાને અંતે અર્થતંત્રમાં થોડી સ્વસ્થતા વર્તાતી હતી. અનાજ અને કાપડનું ઉત્પાદન વધ્યું અને ભાવોનું વલણ ઘટાડા તરફ ગયું.

(૫) પહેલી યોજનામાં જે જે ક્ષેત્રોને પસંદગી આપવામાં આવી હતી, એ અંગે આલોચના પણ થઈ છે. ઉદ્યોગોના વિકાસ પરત્વે નિયોજકોએ ઉદાસીનતા દાખવી હતી અને ઉદ્યોગોને અલ્પ રકમ ફાળવવામાં આવી હતી એમ પણ ટીકા થઈ. નાના અને ગૃહઉદ્યોગો-ને માત્ર કુલ ખર્ચના ૨ ટકા જેટલી જ રકમ ફાળવવામાં આવી. બીજી યોજનામાં એકસામટાં ત્રણ ત્રણ પોલાદનાં મોટાં કારખાનાંઓ નાંખવા કરતાં પહેલી યોજનામાં એક કારખાનું રીતસરનું ઉત્પાદન શરૂ કરે એ રીતે નંખાયું હોત તો ભાવિ વિકાસની દૃષ્ટિએ ઇષ્ટ ગણાત. પહેલી યોજનાને અંતે બેકારીની સમસ્યા વણસી હતી અને ૫૩ લાખ બેકારોને રોજગારીની તકો આપી નહોતી શકાઈ. આ ઉપરાંત ગામડાંની બેકારી અને અર્ધબેકારી દૂર કરવામાં પહેલી યોજના સફળ નહોતી થઈ. અનાજનું ઉત્પાદન વધારવામાં સારી મોસમનો ફાળો ૨૦% જેટલો છે એમ કેટલાક નિષ્ણાતો માને છે. પહેલી યોજનાને અંતે સામાન્ય નાગરિકના જીવનધોરણમાં બહુ ફેરફાર નહોતો થયો. યોજનાને અંતે એક ભારતવાસીને ૧૯૫૦ કૅલોરીની શક્તિ ધરાવતો દૈનિક ખોરાક મળતો હતો. આને પોષણ-ક્ષમ આહાર ન કહેવાય. સામાન્ય શ્રમ કરનારને ૨૩૦૦થી ૨૫૦૦ કૅલોરીનો અને ભારે શ્રમ કરનારને ૩૦૦૦થી ૩૫૦૦ કૅલોરીનો ખોરાક મળે એ પોષણની દૃષ્ટિએ યોગ્ય કહેવાય છે. પહેલી યોજનાને અંતે દેશના ૫૦ ટકા જેટલા લોકો પાસે વપરાશ માલ પર ખર્ચ કરવા માટે માત્ર રૂ. ૧૩ જેટલી નાનકડી રકમ વ્યક્તિદીઠ હતી એમ પણ દર્શાવવામાં આવ્યું છે. ભારતની ગરીબી અને બેકારી-ને નિવારવામાં પહેલી યોજના નિષ્ફળ નીવડી હતી. પહેલી યોજનાને કારણે ભાવિ આર્થિક વિકાસની બુનિયાદ રોપાઈ અને અર્થતંત્રે થોડી સ્વસ્થતા પ્રાપ્ત કરી એ એનાં સંતોષજનક પરિણામ ગણી શકાય.

(૬) બીજી પંચવર્ષીય યોજનાને એક ભવ્ય અને મહત્ત્વાકાંક્ષી યોજના તરીકે વર્ણવી શકાય. પહેલી યોજનાને અંતે જાહેર અને ખાનગી સાહસના વિભાગમાં કુલ્લે રૂ. ૩૩૬૦ કરોડનું રોકાણ થયું હતું. બીજી પંચવર્ષીય યોજનામાં જાહેર વિભાગમાં રૂ. ૩૮૦૦ કરોડનું મૂડી-રોકાણ અને ખાનગી સાહસના વિભાગમાં રૂ. ૨૪૦૦ કરોડનું મૂડી-રોકાણ એટલે કે કુલ રૂ. ૬૨૦૦ કરોડનું મૂડીરોકાણ કરવાનું લક્ષ્યાંક રખાયું. આમ બીજી યોજના પહેલી યોજના કરતાં કદમાં બમણી હતી. રાષ્ટ્રીય આવકમાં પ્રતિ વર્ષ પાંચ ટકાનો વધારો કરીને બીજી યોજનાને અંતે ૨૫ ટકા જેટલી રાષ્ટ્રીય આવક વધારવાનું ધ્યેય નક્કી કરવામાં આવ્યું. વળી બીજી યોજનામાં ઝડપી ઉદ્યોગીકરણના ધ્યેય-નો સ્વીકાર કરવામાં આવ્યો અને આથી ભારે અને પાયાના ઉદ્યોગોના વિકાસને અગ્રતા અપાઈ. બેકારી-નિવારણ અને સમાજવાદી ઢબની સમાજરચના પ્રસ્થાપિત કરવાના ધ્યેયની પણ ઘોષણા કરવામાં આવી.

(૭) બીજી યોજનામાં જાહેર વિભાગમાં આખરે નીચે મુજબ ખર્ચ ૧૯૫૫–૫૬ થી ૧૯૬૦–૬૧નાં વર્ષોમાં કરવામાં આવ્યો :

હતી, તે ૧૯૬૦-૬૧માં રૂા. ૧૪,૫૦૦ કરોડ થઈ. માથાદીઠ આવક ૧૯૫૦-૫૧માં રૂા. ૨૮૪ની હતી તે રૂા. ૩૩૦ જેટલી ૧૯૬૦-૬૧માં થઈ. આ આંકડાઓ માટેનો આધાર ઝીણવટ ભરી તપાસ માગી લે છે. ૧૯૫૦-૫૧નું વર્ષ એ કોરિયાના યુદ્ધનું વર્ષ હતું, સામાન્ય વર્ષ નહોતું. રાષ્ટ્રીય આવકની ગણતરી ૧૯૪૮-૪૯ના ભાવે કરીએ તો છેલ્લાં દસ વર્ષમાં રાષ્ટ્રીય આવકમાં ૩૫ ટકાનો વધારો થયો છે. આનો અર્થ એ કે છેલ્લા દસકામાં પ્રતિ વર્ષ આવક વધવાનો દર ૩·૫ ટકાનો રહ્યો છે. માથાદીઠ આવકના વધારાની બાબતમાં પણ Central Statistical Organisationના આંકડાઓ એમ દર્શાવે છે. ૧૯૫૦-૫૧માં માથાદીઠ વાર્ષિક આવક રૂા. ૨૪૮ની હતી તે ૧૯૬૦-૬૧માં રૂા. ૨૮૪ની થઈ. પ્રતિ વર્ષ રાષ્ટ્રીય આવક અને માથાદીઠ આવકના વધવાનો દર ઘણો ઊંચો નથી રહ્યો. પશ્ચિમ જર્મનીમાં ૧૯૫૩-૧૯૫૯નાં વર્ષોમાં રાષ્ટ્રીય આવકના વધવાનો વાર્ષિક દર ૧૨ ટકા જેટલો હતો, જ્યારે આપણે ત્યાં ૩·૫ ટકા જેટલો અલ્પ છે. દસ દસ વર્ષના આયોજન બાદ આપણે ત્યાં જેના માટે ગર્વ લઈ શકાય એવી હરણફાળ પ્રગતિ થઈ નથી.

(૧૩) એક દૃષ્ટિબિંદુ એવું પણ છે કે છેલ્લા દસકામાં ભારત સરકારે ખાસ અગત્યનાં કાર્યો બજાવવામાં શિથિલતા દાખવી છે અને ગજા ઉપરાંતનાં ઔદ્યોગિક સંચાલનની જવાબદારીઓનાં કામ હાથ લીધાં છે. સરકારની ફરજ છે કે રસ્તાઓ સારી હાલતમાં રહે અને નવા માર્ગ-વ્યવહારની સગવડોનું વિસ્તરણ થાય. રસ્તાઓ પાછળનું ખર્ચ ઘણું અલ્પ થયું હતું. વળી શિક્ષણ સંબંધી રોકાણ કરવું એ પણ સરકારની પ્રાથમિક ફરજ છે. શિક્ષણની બાબતમાં બીજી યોજના દરમિયાન કેન્દ્ર અને રાજ્ય સરકારોના ખર્ચમાંથી ઘણી ઓછી રકમ ખર્ચાઈ છે. શિક્ષણમાં મૂડી-રોકાણ એ માણસમાં મૂડીનું રોકાણ ગણાય છે. રાષ્ટ્રીય આવકની વૃદ્ધિમાં ભૌતિક મૂડી-રોકાણ કરતાં માણસની ક્રિયાશીલતા અને કાર્યક્ષમતામાં કરેલું રોકાણ વધારે વળતર આપે છે, એ દૃષ્ટિબિંદુ આજે ઘણું જાણીતું છે. પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ પાછળ બીજી યોજનાના સમયમાં રૂા. ૧૩૫ કરોડ જેટલું ખર્ચ થયું હતું. કેન્દ્રીય અને રાજ્ય સરકારોના અંદાજપત્રના ખર્ચના પ્રમાણમાં આ ખર્ચ ·૯ ટકા જેટલું છે. ટેકનોલૉજી અને એન્જિનીયરિંગ તાલીમ પામેલા પદવીધારીઓ બીજી યોજનાના અંતે ૧૩,૦૦૦ જેટલા જ હતા, એ પણ આપણી કંગાળ પ્રગતિનાં સૂચક છે. યંત્રોમાં મૂડી-રોકાણ વધાર્યે જઈએ અને તાલીમ પામેલા પદવીધારીઓ અને યંત્રવિદ્યામાં પારંગત થયેલા માણસોની સંખ્યા ઓછી હોય તો વિકાસ અસરકારક રીતે સાધી નથી શકાતો. સામાન્ય શિક્ષણનું ધોરણ જોઈએ તો ભારતમાં માત્ર ૨૩·૭ ટકા લોકો જ ભણેલા છે. નિરક્ષરતાનું પ્રમાણ ઘણું વધારે છે. આર્થિક પ્રગતિ શિક્ષણ પર ઘણો આધાર રાખે છે. છેલ્લા દસકામાં શિક્ષણ પર યોગ્ય ધ્યાન નથી અપાયું. આથી પ્રગતિનો દર પણ ધીમો રહ્યો છે.

(૧૪) છેલ્લા દસકામાં કાપડ, ખાંડ, શણ, સિમેન્ટ અને બગીચાના ભાગોમાં કામ કરતા કામદારોના વેતનમાં વધારો નોંધાયો છે અને આ ઉદ્યોગોમાં કામ કરતા ૧૭ લાખ કામદારોને વધેલા વેતનનો ફાયદો મળ્યો છે. મુંબાઈમાં કાપડ ઉદ્યોગમાં કામ કરનારાઓના વેતનમાં ૩૪ ટકા જેટલો વધારો નોંધાયો છે. આ હકીકત સાચી છે પરંતુ આ વધારાનો યશ જેટલો નિયોજનને ફાળે છે એટલો જ કામદાર ચળવળના સંગઠનને પણ છે. વળી માત્ર વેતનમાં થયેલા વધારાથી કામદારોનું જીવન-ધોરણ સુધર્યું છે એમ ન કહી શકાય. મુંબાઈના કાપડ-ઉદ્યોગના કામદારોના વેતનમાં ૧૯૫૧-૫૯ના વર્ષોમાં ૩૪ ટકા વધારો થયો, ત્યારે કામદારો માટેના જીવન-નિર્વાહના આંકમાં આ જ વર્ષો દરમિયાન ૩૭ ટકા જેટલો વધારો નોંધાયો હતો. આપણે ત્યાં માત્ર ૧૭ લાખ કામદારોને સામાજિક સલામતીની સગવડો મળે છે. જ્યારે જાપાનમાં ૧ કરોડ અને ૨૦ લાખ જેટલા કામદારોને આ પ્રકારની સગવડ પ્રાપ્ત થાય છે. વળી કામદારોના રહેઠાણની વ્યવસ્થા અંગેની સ્થિતિ સુધરી નથી. કાનપુરમાં ૧૯૫૭માં હાથ ધરવામાં આવેલ તપાસ મુજબ ૬૦ ટકા જેટલા કામદારો ઘણા જ કંગાળ ઘરોમાં વસે છે. વળી વેતન વેતન વચ્ચે બહુ અસમાનતા ન હોવી જોઈએ, એ સમાજવાદી ઢબની અર્થવ્યવસ્થા માટે જરૂરી છે. આ અસમાનતા વધી છે. એક કામદાર કરતાં એક કારખાનાના મૅનેજરને સરેરાશ એંસી ગણો પગાર મળતો હોય એવાં તો ઘણાં ય મોટાં

કારખાનાંઓ ભારતમાં છે. આમ વ્યવસ્થિત ઉદ્યોગક્ષેત્રે આવકની અસમાનતાનું પ્રમાણ ૧ : ૮૦નું છે. કામદારોની ઉત્પાદન-શક્તિમાં વધારો થયો છે. ૧૯૫૩-૫૪ની સરખામણીએ ૧૯૫૮-૫૯ના વર્ષમાં કામદારોની ઉત્પાદન-શક્તિમાં ૩૨ ટકા જેટલો વધારો થયો છે. આમ છતાં એમનાં વાસ્તવિક વેતન નીચી સપાટીએ રહ્યાં છે. ૧૯૫૩-૫૪થી ૧૯૫૮-૫૯ના વર્ષોમાં એમનાં વાસ્તવિક વેતનમાં માત્ર બે ટકા જ વધારો નોંધાયો છે. આમ ઉત્પાદન-શક્તિ વધી રહી છે, પણ એમાંથી કામદારોના હિસ્સામાં કંઈ રકમ નથી આવતી એમ કહી શકાય.

(૧૫) આમ છેલ્લા દસકામાં સમાજના નીચલા થરની આવક વધી નથી. આવકનો વધારો પરવાના ધરાવનાર ઉદ્યોગપતિઓ, સટ્ટાખોરી ખેલતા વ્યાપારીઓ અને યંત્રવિદ્યામાં ખૂબ જ કૌશલ્ય ધરાવતા ટેકનિશિયનોના વર્ગે અનુભવ્યો છે. ઉપલા વર્ગ માટે અંગ્રેજીમાં Upper Income Group Sector–U-Sector એવો શબ્દ-પ્રયોગ યોજવામાં આવ્યો છે. આ વર્ગની સંખ્યામાં વધારો થયો જણાય છે. છેલ્લાં કેટલાંક વર્ષોમાં રૂા. ૪૦,૦૦૦ થી રૂા. ૭૦,૦૦૦ની વાર્ષિક આવક ધરાવનાર વર્ગમાં વેરો ભરનારાની સંખ્યામાં વધારો થયો છે. રેફ્રીજરેટર, મોટરકાર, ટેલિફોન-જોડાણો વગેરેના આંકડાઓ પરથી પણ પુરવાર કરી શકાય કે ઊંચી આવક ધરાવનાર શ્રીમંત વર્ગ મોજશોખની વસ્તુઓનો વપરાશ વધારી રહેલ છે. રંગીન અને આકર્ષક ઘરો બાંધવામાં ૧૯૫૧-૧૯૬૦ સુધીમાં રૂા. ૫૦૦ કરોડ જેટલું મૂડી-રોકાણ થયું હશે એવો એક અંદાજ છે. વળી ગ્રામ્ય વિસ્તારોમાં પણ આવો ઊંચી આવક ધરાવનાર વર્ગ છે. ગ્રામ્ય-કુટુંબોના ૪૮ ટકા પાસે કુટુંબ દીઠ માત્ર ૧.૭ એકર જેટલી જમીન છે, જ્યારે ઊંચી આવક ધરાવનાર ઉપલા ૧૦ ટકા પાસે કુટુંબ દીઠ ૫૦ એકર છે. વળી ફુગાવાને કારણે સટ્ટાખોરો, માતબર ખેડૂતોને સારો ફાયદો થયો છે. ટેકનિશિયનની સાર્વત્રિક અછત હોવાથી એમને ઊંચાં વેતન પ્રાપ્ત થાય છે. આમ આયોજનના દાયકાને અંતે વર્ગ વર્ગ વચ્ચેના આર્થિક ભેદ વધ્યા છે.

(૧૬) છેલ્લાં દસ વર્ષમાં ગરીબી ઘટી નથી, બેકારી વધી છે, અને આવકની અસમાન વહેંચણીએ વધારે ગંભીર સ્વરૂપ ધારણ કર્યું છે. એ પરિસ્થિતિમાં ત્રીજી પંચવર્ષીય યોજનાને તપાસવાની જરૂર છે. ત્રીજી પંચવર્ષીય યોજનાના અહેવાલમાં જણાવ્યું તે મુજબ પ્રત્યેક નાગરિક માટે, એ સારું જીવન જીવી શકે એવી સ્થિતિ સર્જવી એ યોજનાનું ધ્યેય છે. પ્રત્યેક નાગરિક માટે સારું જીવન જીવવા માટેની સ્થિતિનો અર્થ એ કે જનસાધારણની ગરીબી દૂર થાય. વળી બેકાર માણસને સારા જીવનની શી કલ્પના આવી શકે? બેકારી દૂર થાય એ પણ જરૂરી છે. આવકની અસમાનતા ઓછી થાય અને સૌને રહેવા સારું ઘર મળે એ પણ સારા જીવન માટે જરૂરી છે. પોશાક અને પૌષ્ટિક ખોરાકનો પણ આમાં સમાવેશ થાય. શિક્ષણની યોગ્ય સગવડો મળે અને જાહેર તંદુરસ્તીનું ધોરણ ઊંચું આવે, એ પણ ઉત્તમ જીવન માટે જરૂરી છે. ત્રીજી પંચવર્ષીય યોજનાને આ દૃષ્ટિબિંદુથી જોવાની જરૂર છે.

(૧૭) સૌ પ્રથમ ત્રીજી યોજનામાં નક્કી કરેલ રોકાણ-ખર્ચના કાર્યક્રમની પસંદગીના ક્રમને તપાસીએ. રૂા. ૬૩૦૦ કરોડની રકમ જાહેર વિભાગમાં અને રૂા. ૪૧૦૦ કરોડ ખાનગી વિભાગમાં એમ કુલ્લે રૂા. ૧૦,૪૦૦ કરોડની યોજના છે. જુદાં જુદાં ક્ષેત્રોમાં ખર્ચ નીચે મુજબ છે:

| વિષય | જાહેર વિભાગ રૂ.કરોડ | ખાનગી વિભાગ રૂ.કરોડ | કુલ રૂ.કરોડ | કુલ ટકા |
|---|---|---|---|---|
| ૧ ખેતીવાડી અને સામૂહિક વિકાસ | ૬૬૦ | ૮૦૦ | ૧૪૬૦ | ૧૪ |
| ૨ મોટી અને મધ્યમ કદની સિંચાઈ યોજના | ૬૫૦ | – | ૬૫૦ | ૬ |
| ૩ વિદ્યુત | ૧૦૧૨ | ૫૦ | ૧૦૬૨ | ૧૦ |
| ૪ નાના પાયા પરના અને ગૃહઉદ્યોગો | ૧૫૦ | ૨૭૫ | ૪૨૫ | ૪ |
| ૫ મોટાઉદ્યોગોઅનેખાણો | ૧૫૨૦ | ૧૦૨૫ | ૨૫૪૫ | ૨૫ |
| ૬ વાહન અને સંદેશા-વ્યવહાર | ૧૪૮૬ | ૨૫૦ | ૧૭૩૬ | ૧૭ |
| ૭ સામાજિક સેવાઓ અને પ્રકીર્ણ | ૬૨૨ | ૧૦૭૫ | ૧૬૯૭ | ૧૬ |
| ૮ માલનો જથ્થો અને સંગ્રહ | ૨૦૦ | ૬૦૦ | ૮૦૦ | ૮ |
| કુલ | ૬૩૦૦ | ૪૧૦૦ | ૧૦,૪૦૦ | ૧૦૦ |

ઉપરના આંકડાઓને તપાસતાં જણાય છે કે સૌથી વધારે અગત્ય મોટા ઉદ્યોગોને આપવામાં આવી છે. જાહેર-વિભાગમાં મોટા ઉદ્યોગો પાછળ થનારું રોકાણ એ જ વિભાગમાં નાના અને ગૃહઉદ્યોગોને ફાળવેલી રકમ કરતાં દસ ગણું છે. વળી ત્રીજી યોજનાના કુલ રોકાણનો ચોથો ભાગ મોટા ઉદ્યોગોને ફાળવવામાં આવ્યો છે. જાહેર વિભાગમાં મોટા ઉદ્યોગોને ફાળવવામાં આવેલી રૂ. ૧૫૨૦ કરોડની રકમનો ત્રીજો ભાગ એટલે કે રૂ. ૫૨૫ કરોડ પોલાદના ઉદ્યોગ પાછળ ખર્ચાવાનો છે. આ ઉપરાંત ઇજનેરી ઉદ્યોગો, યંત્રો તૈયાર કરવાના ઉદ્યોગોને અગત્ય આપવામાં આવી છે. આમ ત્રીજી યોજના એ ઉદ્યોગીકરણની યોજના છે. ભારતમાં દર વર્ષે ૩૦ કરોડની રકમનાં યંત્રોનું ઉત્પાદન ૧૯૬૫-૬૬માં કરવું એ લક્ષ્યાંક રખાયું છે. બીજી યોજનાના છેલ્લા વર્ષમાં ભારતે રૂ. ૭ કરોડની રકમનાં યંત્રોનું ઉત્પાદન કર્યું હતું. આમ ત્રીજી પંચવર્ષીય યોજનામાં યંત્રો માટેનું લક્ષ્યાંક ત્રણ ગણું રાખવામાં આવ્યું છે. આ ઉપરાંત ભારે રાસાયણિક ઉદ્યોગોના ઉત્પાદનને અગ્રતા આપવામાં આવી છે. ત્રીજી યોજનામાં વપરાશની ચીજવસ્તુઓ તૈયાર કરતા ઉદ્યોગોને મહત્ત્વ આપવામાં નથી આવ્યું.

(૧૮) ઉદ્યોગો પર ૨૫ ટકા જેટલી રકમ ખર્ચાશે, જ્યારે વિદ્યુતશક્તિના સર્જન પર માત્ર ૧૦ ટકા જેટલી જ રકમ ખર્ચાશે. ઉદ્યોગીકરણ અને વિદ્યુતશક્તિની જરૂરિયાતો વચ્ચેની સમતુલા ત્રીજી પંચવર્ષીય યોજનામાં યોગ્ય રીતે સ્થાપી નથી શકાઈ. વળી વાહન અને સંદેશાવ્યવહાર પરનું ખર્ચ ઉદ્યોગીકરણની જરૂરિયાતની દૃષ્ટિએ બરાબર નથી. રસ્તા પર માત્ર રૂ. ૩૨૪ કરોડની રકમ ખર્ચાશે. યોજનામાં નિર્ધારિત મૂડી-રોકાણના માત્ર ત્રણ ટકા જેટલી જ રકમ રસ્તાઓ પર ખર્ચાવાની છે. ભારતમાં રસ્તાઓ બિસમાર હાલતમાં છે. ઉદ્યોગીકરણ પર ઝોક આપવામાં આવ્યો છે એ તબક્કે રસ્તાઓના વિકાસને ખોરંભે ન પાડી શકાય. વળી ખેતી અને ઉદ્યોગો માટેના બજારમાં માલની હેરફેર સુગમતાથી થઈ શકે એ માટે રસ્તાઓની જરૂર છે. આમ ત્રીજી પંચવર્ષીય યોજનામાં ઉદ્યોગીકરણ અને વાહનવ્યવહાર વચ્ચેની સમતુલા પણ યોગ્ય રીતે નથી સ્થપાઈ.

(૧૯) ત્રીજી યોજનામાં મૂડી-રોકાણની પસંદગીનો ક્રમ તપાસતાં જણાય છે કે શિક્ષણને જોઈએ એટલું મહત્ત્વ નથી અપાયું. ઉદ્યોગો પાછળ ખર્ચાવાની રકમનો માત્ર પાંચમો ભાગ પ્રાથમિક, માધ્યમિક, યુનિવર્સિટી અને ટેકનિકલ શિક્ષણ પાછળ ખર્ચાશે. ઉદ્યોગોમાં અને યંત્રોમાં મૂડી-રોકાણ થતું જાય, પરંતુ દેશની મોંઘામૂલી સંપત્તિ માણસમાં મૂડી રોકાણ પ્રમાણમાં ઓછું હોય તો રાષ્ટ્રીય આવકની વૃદ્ધિનાં લક્ષ્યાંક સિદ્ધ નથી થઈ શકતાં. રશિયાની પહેલી યોજનામાં ભારે ઉદ્યોગો પર વધુ પડતો ઝોક હતો, પરંતુ ત્યાં શિક્ષણનું પ્રમાણ વધારે હોવાથી તેમજ યોજનાઓમાં ટેકનિકલ શિક્ષણ પર વધારે ખર્ચ કરવાથી આવક-વૃદ્ધિનાં લક્ષ્યાંકો સિદ્ધ કરી શકાયાં. ત્રીજી યોજનામાં ટેકનિકલ શિક્ષણ પાછળ માત્ર રૂ. ૧૪૨ કરોડ ખર્ચાશે. જે યોજનાની મુરાદ વિરાટકાય રાક્ષસી કારખાનાં સ્થાપવાની હોય ત્યાં યોજનાના કુલ ખર્ચના સવા ટકા જેટલું ખર્ચ ટેકનિકલ શિક્ષણ પાછળ થાય એ વિચિત્ર જણાય છે. ઓછું ઉત્પાદન ખર્ચ કેમ લાવી શકાય અને નિયત કરેલ મૂડી-રોકાણમાંથી વધારેમાં વધારે વળતર કેમ પ્રાપ્ત કરી શકાય, એ ખૂબી જાણવા-સમજવા માટે ટેકનિકલ શિક્ષણ પર યોગ્ય ભાર મુકાવો જોઈએ. ભૂતકાળનો અનુભવ એમ સૂચવે છે કે આપણે પરદેશી ટેકનિશિયનો પર આધાર રાખવો પડશે અને એઓ આપણા દેશના મૂડી-મજૂરીના પ્રમાણથી પૂરેપૂરી રીતે વાકેફ ન હોવાથી ખર્ચાળ ઉત્પાદન પદ્ધતિઓ દર્શાવે છે. કરોડોનું મૂડી-રોકાણ થશે, પણ ઓછા ખર્ચે ઉત્પાદન પ્રાપ્ત નહિ કરી શકીએ. જે દેશમાં નિરક્ષરતાનું પ્રમાણ વધારે છે ત્યાં ખેડૂતો માટે તેમ જ કામદારો માટેના શિક્ષણમાં વધારે મૂડી-રોકાણ કરવાની જરૂર છે. ખેતીની ઉત્પાદન-શક્તિ વધારવામાં તેમ જ ખેડૂતને પ્રગતિશીલ બનાવવામાં શિક્ષણ અગત્યનો ભાગ ભજવે છે. આપણી પ્રજાનો મોટો ભાગ ગ્રામ્ય વિસ્તારોમાં રહે છે. ગ્રામ્ય-શિક્ષણ અને ખેતી-ઉત્પાદનને સાંકળી લેતી એવી કોઈ કડીનાં દર્શન આપણને ત્રીજી પંચવર્ષીય યોજનામાં થતાં નથી. સમાજવાદી ઢબની સમાજરચના સ્થાપવા માટે સૌને સરખી તક મળે એ જરૂરી છે. સૌને સમાન તક આપવામાં શિક્ષણ અગત્યનો ભાગ ભજવે છે. આમ શિક્ષણ પરત્વે સેવવામાં આવેલ દુર્લક્ષ એ યોજનાનાં ધ્યેય સાથે સુસંગત નથી. સારા જીવનની સ્થિતિ સર્જવી

હોય કે સમાજવાદી ઢબની સમાજરચના પ્રસ્થાપિત કરવી હોય તો શિક્ષણને વધારે અગત્ય આપવાની જરૂર છે.

(૨૦) ત્રીજી યોજનાનાં ભૌતિક લક્ષ્યાંકો પણ તપાસવાં જોઇએ. ત્રીજી યોજનાને અંતે ૧૦ કરોડ ટન અનાજ પેદા થશે અને વ્યક્તિ દીઠ દરરોજ ૧૭.૨ ઔંસનું અનાજ પ્રાપ્ત થશે. પરંતુ કૅલેરીની દૃષ્ટિએ માત્ર ૧૦ ટકા સુધારો થશે અને ભારતવાસીનો ખોરાક ૨૩૦૦ કૅલેરીનો હશે. ખેતી-પેદાશના ઉત્પાદનમાં ૩૦ ટકાનો વધારો થશે, જ્યારે ઔદ્યોગિક ઉત્પાદનમાં ૭૦ ટકાનો, એટલે કે બમણા કરતાં વધારે ઉત્પાદન વધારાનું લક્ષ્યાંક નક્કી કરવામાં આવ્યું છે. ઉદ્યોગોમાં કાપડ-ઉદ્યોગના ઉત્પાદનમાં ૨૪ ટકાનો વધારો થશે અને વ્યક્તિ દીઠ વાર્ષિક ૧૭.૨ વાર કાપડ મળશે. અનાજ અને કાપડ જેવી અતિ મહત્ત્વની ચીજોનાં ઉત્પાદન અને વપરાશનો દર ઘણો ઓછો રહેશે. આની સરખામણીમાં પોલાદના ઉત્પાદનમાં ૧૬૩ ટકાનો અને યંત્રોના ઉત્પાદનમાં ૪૪૫ ટકાનો વધારો યોજનાના સંભવિત પરિણામોની આગાહી કરે છે. પોલાદ અને યંત્રો તૈયાર કરતાં કારખાનાં ન હોવાં જોઇએ એવા મંતવ્ય સાથે કોઈ પણ સહમત ન થાય, પણ રોજિંદા વપરાશની ચીજવસ્તુઓ અને પોલાદ અને યંત્રો વચ્ચે એક પ્રકારની સમતુલા સ્થાપિત કરવાની જરૂર છે. જે જે વપરાશી વસ્તુઓને માટે યંત્રો જોઇએ છીએ અને વપરાશી માંગનું જે કલેવર છે એને અનુલક્ષીને પોલાદ અને યંત્રોમાં મૂડી-રોકાણ થવું જોઇએ. સંભવિત માંગ અને ઉત્પાદન ખર્ચની દૃષ્ટિએ જોઇએ તો ત્રીજી યોજનામાં વધારે પડતું મહત્ત્વ ભારે ઉદ્યોગોને અપાયું છે. વિકાસના શરૂઆતના તબક્કામાં ભારે ઉદ્યોગોમાં થતું મૂડી-રોકાણ ભારે ખર્ચાળ નીવડવા સંભવ છે. વધુ પડતું રોકાણ પોલાદ વગેરેમાં થતાં ત્રીજી પંચવર્ષીય યોજનાને અંતે વહાણવટાના ટનેજ (tonnage) કે હૉસ્પિટલની સગવડો જેવાં અગત્યનાં ક્ષેત્રોમાં પરિણામો બહુ ઉત્સાહપ્રેરક નથી એમ લક્ષ્યાંકો જોતાં લાગે છે. વહાણવટાના ટનેજમાં માત્ર ૨૧ ટકા વધારો થશે. હૉસ્પિટલોમાં ૨૯ ટકા અને ડૉકટરોની સંખ્યામાં ૧૬ ટકા જેટલો વધારો ત્રીજી યોજનાને અંતે થશે. આમ ત્રીજી યોજનાનાં ભૌતિક લક્ષ્યાંકો જોતાં કોઇને સ્વાભાવિક શંકા થાય કે સારા જીવનની સ્થિતિ શું ત્રીજી યોજના દરમિયાન સર્જાઈ શકાશે? આની વિરુદ્ધમાં કોઈ એમ દલીલ કરે કે પાંચ વર્ષમાં નિયોજનના ફાયદાની આશા ન રાખી શકાય અને નિયોજન એ તો એવી દીર્ઘકાલીન પ્રક્રિયા છે કે જેનું ફળ લાંબે ગાળે જ પ્રાપ્ત થાય. પરંતુ ત્રીજી યોજના પૂરી થશે ત્યારે ભારતમાં નિયોજિત અર્થવ્યવસ્થાને પંદર વર્ષ પૂરાં થશે. જો પંદર વર્ષ બાદ પણ ભારતવાસીની વાર્ષિક માથા દીઠ આવક ૧૯૬૦-૬૧ના ભાવે રૂ. ૩૩૦ જેટલી હોય તો તે ગૌરવપ્રદ સિદ્ધ નથી.

(૨૧) ભારતમાં સ્વયંસંચાલિત અને સ્વયંઆધારિત અર્થરચનાની સ્થાપના કરવા માટે ત્રીજી પંચવર્ષીય યોજના એક મહત્ત્વનો તબક્કો છે, એમ યોજનાના અહેવાલમાં દર્શાવ્યું છે. ત્રીજી યોજના દરમિયાન વિકાસનો એવો તબક્કો આવશે કે જેથી ભવિષ્યમાં ઓછી ને ઓછી પરદેશી મદદની જરૂરત રહે અને સ્વયંસંચાલિત અર્થરચનાની દિશામાં મહત્ત્વનું પગલું મંડાય. જેમ એરોપ્લેનમાં સંચારક બળ એકઠું થાય તો જ ઊડી શકે તેમ અર્થશાસ્ત્રમાં પણ આંતરિક બચતનું પરિબળ એકત્રિત થાય તો જ સ્વયંસંચાલિત વિકાસ સાધી શકાય. જેમ એરોપ્લેનનું ઉડ્ડયન કોઈ બાહ્ય શક્તિ દ્વારા શક્ય નથી, એમ આર્થિક વિકાસ છેવટે તો દેશમાંની શક્તિ પર જ આધાર રાખે છે. સ્વયંસંચાલિત વિકાસની પૂર્વ શરત એ છે કે આંતરિક બચતનો દર વધતો જવો જોઇએ અને માથા દીઠ આવકમાં ઝડપી દરે વધારો થતો હોવો જોઈએ. સીમાવર્તી બચતનો દર સીમાવર્તી વપરાશ કરતાં વધુ હોવો જોઈએ. વળી સ્વયંસંચાલિત વિકાસ માટે એ જરૂરી છે કે આવકની વૃદ્ધિનો દર વસતિના વધારા કરતાં વધારે હોવો જોઈએ. છેલ્લાં કેટલાંક વર્ષોમાં બચત, આવક અને વસતિનાં વલણો તપાસીએ તો જણાય છે કે ત્રીજી પંચવર્ષીય યોજના દરમિયાન સ્વયંઆધારિત અર્થકારણનો તબક્કો પહોંચતાં ઘણી કઠિનાઈઓનો સામનો કરવો પડશે. ત્રીજી યોજના દરમિયાન આંતરિક બચતનો દર રાષ્ટ્રીય આવકના ૮ ટકામાંથી ૧૧ ટકા જેટલો થવો જોઇએ. છેલ્લાં કેટલાંક વર્ષોમાં આંતરિક બચતનું પ્રમાણ લગભગ સ્થિર રહ્યું છે. ભારતમાં આંતરિક બચત કરનાર મુખ્યત્વે ત્રણ સંસ્થાઓ છે: એક તો સરકાર, કંપનીઓ અને વ્યક્તિઓ અને કુટુંબીઓ. આમાં શહેર અને ગ્રામીણ

કુટુંબોનો સમાવેશ થાય છે. સરકાર અને કંપનીઓ દ્વારા થતી આંતરિક બચત ઘટી રહી છે, જ્યારે શહેરમાં કુટુંબો દ્વારા થતી બચત વધી રહી છે. ગ્રામ્ય-કુટુંબોની બચતનું પ્રમાણ ઘટવા પામ્યું છે. રિઝર્વ બૅંકે પ્રસિદ્ધ કરેલ એક અંદાજ મુજબ ૧૯૫૧-૫૨ અને ૧૯૫૮-૫૯નાં વર્ષોમાં સરકારી ક્ષેત્રે આંતરિક બચતના પ્રમાણમાં ૪.૫ ટકા જેટલો ઘટાડો થયો અને કંપનીઓએ કરેલ બચતના પ્રમાણમાં પણ ૧.૮ ટકા જેટલો ઘટાડો થયો. જ્યારે શહેરનાં કુટુંબોની બચતમાં ૧૨.૨ ટકા વધારો અને ગ્રામ્ય-કુટુંબોની બચતમાં ૬ ટકા ઘટાડો થયો. સરવાળે પરિણામ એ આવ્યું કે સરકારી અને કંપનીઓના ક્ષેત્રમાં બચતનો ૬.૩ ટકા ઘટાડો થયો અને કૌટુંબિક ક્ષેત્રે બચતનો ૬.૨ ટકા વધારો થયો અને કુલ બચતનું પ્રમાણ ઘટવા લાગ્યું. ત્રીજી યોજનામાં બચતના પ્રમાણમાં વધારો લાવવા સરકારી ક્ષેત્રે બિનજરૂરી ખર્ચમાં કાપકૂપ અને નિયત કરેલ મૂડી-રોકાણમાંથી વધારે પુરાંત મેળવવા પ્રયત્ન કરવો પડશે. વળી બચતનો દર આઠ ટકાથી ૧૧ ટકાનો વધે એ માટે જે જે ઉત્પાદન-શક્તિ છેલ્લાં દસ વર્ષમાં આપણે ખડી કરી છે એ કારખાનાંની ઉત્પાદન-શક્તિનો પૂરેપૂરો ઉપયોગ કરવો પડશે. એક અંદાજ મુજબ વણવપરાયેલી ઉત્પાદન-શક્તિ લગભગ ૩૫ થી ૪૦ ટકા જેટલી છે. આનો અર્થ એ કે ઉદ્યોગો પાસે ઉત્પાદન-શક્તિ છે પણ કાચા માલની અછત, પરદેશી હૂંડિયામણ, માંગ કે વાહનવ્યવહાર ગમે તે કારણોસર એનો પૂર્ણ ઉપયોગ નથી થતો. બચતનો દર વધારવા માટે ઉત્પાદન-શક્તિના પૂર્ણતમ ઉપયોગની ખાસ જરૂર છે. કરવેરાની જાળને વિસ્તૃત રીતે બિછાવીને પણ આંતરિક બચત વધારવાની જરૂર છે. વર્તમાન કરવેરાની યોગ્ય રીતે ઓછે ખર્ચે વસૂલાત કરવાથી પણ સારી એવી રકમ પ્રાપ્ત કરી શકાય. રાષ્ટ્રીય આવકના વધારાને બચતમાં લઈ લેવા માટે નાની બચત એકઠી કરવા માટે અનેક નાણાંકીય સંસ્થાઓ અને સેવિંગ બૅન્કોની કાર્યક્ષમતા જાપાનમાં છે એ મુજબ વધારવાની જરૂર છે. જાપાનમાં મૂડી-રોકાણમાં નાની બચતે ઘણો ભાગ ભજવ્યો છે.

(૨૨) ત્રીજી યોજના દરમિયાન આંતરિક બચત વધારવાની સાથે જ મૂડી અને ઉત્પાદનનાં પ્રમાણ અંગે પણ નિયોજિત કાર્યક્રમ અપનાવવાની જરૂર છે. એક રૂપિયાના ઉત્પાદન માટે રૂા. ૨.૫નું મૂડી-રોકાણ જોઇએ એવું મૂડી-ઉત્પન્ન-પ્રમાણ ત્રીજી યોજનામાં જણાવાયું છે. બીજી યોજનાના અહેવાલમાં આ પ્રમાણ ૨.૩ : ૧નું રહેશે એમ દર્શાવેલ. પરંતુ બીજી યોજનાના અનુભવે સ્પષ્ટ કર્યું છે કે મૂડી અને ઉત્પાદન-પ્રમાણ ૩.૫ : ૧ વચ્ચે રહ્યું. આનો અર્થ એ કે રૂા. ૧નું ઉત્પાદન કરવા માટે રૂા. ૨.૩ની મૂડી નહીં, પણ રૂા. ૩.૫ની મૂડીની જરૂરત પડી. ત્રીજી યોજનામાં ૨.૫:૧નું પ્રમાણ કયા આધાર પર નક્કી કરવામાં આવ્યું છે? જુદાં જુદાં ક્ષેત્રોમાં મૂડી અને ઉત્પાદનનાં વલણોને તપાસીએ તો જણાશે કે રૂા. ૩ થી રૂા. ૩.૫ની મૂડીની જરૂર રૂપિયા એકનું ઉત્પાદન કરવા માટે ત્રીજી યોજનાના સમય દરમ્યાન પડશે. જુદા જુદા દેશોના ઔદ્યોગિક વિકાસનો ઇતિહાસ એમ દર્શાવે છે કે મૂડી-ઉત્પન્ન-પ્રમાણ શરૂઆતમાં ૩ : ૧ કે ૪ : ૧નું રહે છે ત્યાર બાદ ઘટવા પામે છે. ખાસ ઉપાયો લેવામાં આવે તો મૂડી-ઉત્પન્ન-પ્રમાણ ઘટાડી શકાય. ચીનમાં ૧૯૫૩ અને ૧૯૫૭નાં વર્ષો દરમિયાન અર્ધબેકાર અને બીજી માનવ-શક્તિનો ઉપયોગ કરીને મૂડી-ઉત્પન્નનું પ્રમાણ ૨.૫ : ૧નું લાવી શકાયું હતું. ત્રીજી યોજનામાં મૂડી-ઉત્પન્ન-પ્રમાણ ઘટાડવું હોય તો બેકાર અને અર્ધ-બેકાર માનવ-શક્તિને બાંધકામ, સિંચાઈ, રસ્તાઓ અને નાના ઉદ્યોગોમાં કામે લગાડવાં જોઇએ. આવી કોઈ વ્યૂહરચના ત્રીજી યોજનામાં દેખાતી નથી. બીજી યોજનાને અંતે રહેલા ૯૦ લાખ બેકારો અને ત્રીજી યોજનાના અંત સુધીમાં રહેનારા વધારાના ૩૦ લાખ બેકારો, એમ કુલ ૧ કરોડ ૨૦ લાખ બેકારોને કામે લગાડવાનો સંગીન કાર્યક્રમ ત્રીજી યોજનામાં નથી. ગ્રામ્ય કાર્યક્રમ દ્વારા કેટલાક લોકોને ૧૦૦ દિવસની રોજગારી આપવામાં આવશે. પરંતુ આ કાર્યક્રમનો હેતુ બેકારોને થોડીક રાહત આપવાનો છે. મૂડી-રોકાણની પ્રક્રિયામાં માણસની શક્તિનો સમુચિત ઉપયોગ કરવાની કોઈ કલ્પના આ કાર્યક્રમમાં નથી. આથી ત્રીજી યોજનાને અંતે મૂડીનું ઉત્પન્ન પ્રમાણ ૨.૫ : ૧નું હશે એમ માનવાને સબળ કારણ નથી રહેતું.

(૨૩) સ્વયં-સંચાલિત અર્થકારણ માટે એ જરૂરી છે કે ત્રીજી પંચવર્ષીય યોજના દરમિયાન નિકાસમાં નોંધપાત્ર વધારો થાય. ૧૯૫૦-૫૧માં ભારતનો નિકાસ-વેપાર રૂ. ૬૨૪ કરોડનો હતો તે ૧૯૬૦-૬૧માં વધીને રૂ. ૬૪૫

કરોડનો થયો. નિકાસ માટે ઘણી ઘણી ઝુંબેશો, નિકાસ પ્રોત્સાહક સમિતિઓ અને કરવેરાઓની છૂટછાટ આપી હોવા છતાં એક દસકામાં નિકાસ-વેપારમાં માત્ર ત્રણ ટકાનો વધારો થયો. ત્રીજી યોજનાને અંતે ૧૯૬૫-૬૬માં નિકાસ-વેપાર રૂ. ૮૫૦ કરોડનો થવો જોઈએ એ લક્ષ્યાંક રખાયું છે. એટલે કે આગામી પાંચ વર્ષોમાં નિકાસ-વેપારમાં ૩૨ ટકા જેટલો વધારો થવો જોઈએ. એક દસકામાં અનેક પ્રયત્નો કર્યા છતાં માંડમાંડ ત્રણ ટકાનો વધારો થઇ શક્યો છે તો આગામી પાંચ વર્ષોમાં ૩૨ ટકા જેટલો વધારો થઈ શકશે એવી કોઈ કાર્યક્ષમ વ્યવસ્થા થઇ છે? આંતર્-રાષ્ટ્રીય કિંમત, માંગ અને પુરવઠાનાં પરિબળો ભારતને અનુકૂળ બને અને આપણું વ્યવસ્થાતંત્ર વધારે ચપળ અને કુશળ બને તો નિકાસમાં વધારો પ્રાપ્ત કરી શકાય. આ માટે ઉદ્યોગવાર અને ચીજવસ્તુ દીઠ નિકાસ-વેપારમાં અનેક નિયોજન-કેન્દ્રોની જરૂર છે. નિકાસ-વેપારને આર્થિક વિકાસના અંતર્ગત ભાગ તરીકે નિયોજિત કરવાની જરૂર છે. માત્ર નિકાસ-પ્રોત્સાહક સમિતિઓ કે સલાહકાર બોર્ડોથી નિકાસ-વેપાર વધારી નથી શકાતો. દુનિયાના બજારોમાં ભારતીય ચીજવસ્તુઓની માંગના સ્વરૂપને તપાસીને ઓછામાં ઓછા ઉત્પાદન-ખર્ચે અને આધુનિક ઉત્પાદન-પદ્ધતિથી કેટલે અંશે આપણે બીજા દેશો સાથે હરીફાઈ કરી શકીએ એ અંગે વિચાર કરવાની જરૂર છે. દા. ત. જાપાનમાં આપણી લોહ ધાતુ અને ટૂંકા તારના સૂતરની માંગ વધી રહી છે. રશિયા અને બીજા સામ્યવાદી દેશો સાથેનો વેપાર પણ વધતો જાય છે. આ બજારો પર ધ્યાન કેન્દ્રિત કરવાથી નિકાસ-વેપારમાં રૂ. ૧૫૦ કરોડ જેટલો વધારો પ્રાપ્ત કરી શકાય એવો એક અંદાજ છે. નિકાસ-વધારો સ્વયંસંચાલિત અર્થકારણ માટે જરૂરી છે, કેમ કે નિકાસ કરીને આપણે પરદેશી હૂંડિયામણ રળી શકીએ અને પરદેશી મદદ વિના ઝડપી વિકાસ સાધી શકીએ.

(૨૪) ત્રીજી યોજનાની સફળતાનો મુખ્ય આધાર આંતરિક બચત, અસાધારણ કાર્યક્ષમતા અને અદ્વિતીય એવું વ્યવસ્થાતંત્ર–આ ત્રણ પર છે. આ ત્રણ એકમેક સાથે સંકળાયેલાં છે. કાર્યક્ષમતા એટલે માત્ર જાહેર સાહસની કાર્યક્ષમતા જ નહિ, પણ ગ્રામ્ય વિસ્તારોમાં ખેતરો અને સહકારી મંડળીઓ તથા શહેરોમાં ઉત્પાદન અને વહેંચણીનાં પ્રત્યેક એકમ વધારે કાર્યક્ષમ બને તો ઉત્પાદનની પુરાંત વપરાશ પર રહે અને આંતરિક બચતનો દર વધારી શકાય. વળી કાર્યક્ષમતા અને બચતનો ઘણો મોટો આધાર પ્રતિભાસંપન્ન અને દીર્ઘદૃષ્ટિ ધરાવનાર કાબેલ માણસોના હાથમાં જેનું સંચાલન છે એવા વ્યવસ્થાતંત્ર પર છે. નિયોજનના ઘણા સવાલો જેવા કે કમાણી, કરકસર અને કાર્યક્ષમતા વ્યવસ્થાપૂર્ણ સુધારાઓથી હલ કરી શકાય છે. આર્થિક પ્રગતિ માત્ર નાણાંકીય પરિબળો પર આધાર નથી રાખતી. વ્યવસ્થાપૂર્ણ ફેરફારો અને સંચાલનને મજબૂત બનાવવાની જરૂર છે. આવડતવાળા પણ ઉત્સાહ વગરના અમલદારો હોય તો તે નિયોજન માટે નકામા છે. ઉત્સાહ ધરાવનાર પણ આવડત વગરના અમલદારો નિયોજન માટે આફત સમાન છે. છેલ્લાં દસ વર્ષોમાં નિયોજનની નબળામાં નબળી કડી રહી હોય તો તે વ્યવસ્થા-તંત્રની છે. વ્યવસ્થાતંત્ર અને સંચાલન-ક્ષેત્રે મહત્વના ફેરફારો કરવાથી ઓછી રકમના મૂડી-રોકાણથી વધારે રકમની વૃદ્ધિ રાષ્ટ્રીય આવકમાં કરી શકાય છે. ભાવોની સપાટી સ્થિર રહે એ માટે પણ આંતરિક બચતના વધારાની કાર્યક્ષમતા અને યોગ્ય વ્યવસ્થાતંત્રની જરૂર છે. ત્રીજી પંચવર્ષીય યોજના જો સાચા અર્થમાં માણસ માટેની યોજના બની રહેવાની હોય તો આંતરિક બચત, કાર્યક્ષમતા અને કુશળ વ્યવસ્થાતંત્ર પર ભાર મૂક્યા વિના ચાલે એમ નથી. આમ થશે તો જ પરદેશી મદદ પર ઓછામાં ઓછો મદાર રાખીને ઝડપી અને અસરકારક આર્થિક વિકાસ સાધી શકાશે.+

---

+ નીચે દર્શાવેલ પુસ્તકોના આધારે આ લેખ તૈયાર કરાયો છે:


1. *First Five Year Plan* – Govt. of India, Planning Commission.
2. *Second Five Year Plan* – Govt. of India, Planning Commission.
3. *Third Five Year Plan* – Govt. of India, Planning Commission.
4. *Poverty and Capital Development in India* by D. K. Rangnekar.
5. *Economic Development* by Benjamin Higgins.
6. *Problems of Indian Economic Development* by B. R. Shenoy.
7. *Papers Relating to the Second Five Year Plan* – Govt. of India, Planning Commission.

8. *Appraisal and the Prospects of the Second Five Year Plan* – Govt. of India, Planning Commission.
9. *Indian Economic Policy and Development* by P. T. Bauer.
10. *Planning and Economic Policy in India* by D. R. Gadgil.
11. *Technique of Planning* by S. S. Wagle.
12. *Economic Development of Japan* by W. W. Lockwood.
13. *The Reserve Bank of India Bulletin*, August 1961.
14. *The Foreign Affairs*, October 1958 "The Socialistic Society: India and Japan" by W. W. Lockwood.
15. *The Indian Labour Journal*, October 1961 and November 1961.
16. *American Economic Review*, June 1959. "India and China: Contrasts in Development Performance." An article by W. Malenbaum.
17. *Economic Journal*, September, 1959, An Article by S. J. Patel "Export Prospects and Economic Growth."
18. 'A Note on Prof. Mahalanobis Model of Indian Economic Planning' *Review of Economic Statistics* February, 1959 A Note by R. Komiya.

*

# આયોજનનું તત્ત્વજ્ઞાન

**રાસુ પંડિત**
[પ્રિન્સિપાલ, કૉમર્સ કૉલેજ, જામનગર]

રાષ્ટ્રીય બુદ્ધિશક્તિ અને સંપત્તિનો વ્યવસ્થિત, અસ્ખલિત અને પ્રગતિપ્રેરક ઉપયોગ એટલે આયોજન. એક વાર શરૂ થયા પછી એ અટકતું નથી– સિવાય કે એને યોગ્ય દિશામાં દોરનાર તંત્ર નાશ પામે. આયોજન એ માત્ર સાધન છે, સાધ્ય તો માનવ-સુખાકારી છે.

સમાજ આયોજિત હોય કે બિનઆયોજિત, પણ એની સમક્ષ પડેલાં આર્થિક ધ્યેય તો સરખાં જ હોય છે. દરેક સમાજે –

૧ કામ કરવાની શક્તિ અને વૃત્તિવાળા દરેક માનવીને કામ આપવું જોઈએ.
૨ અકસ્માત, વૃદ્ધત્વ, રોગ વગેરે સામે રક્ષણ આપનાર સામાજિક વીમાની યોજના અપનાવવી જોઈએ.
૩ અત્યંત બેહાલ સ્ત્રી-પુરુષોને જાહેર મદદ કરવી જોઈએ.
૪ તંદુરસ્તીનું ઇચ્છનીય ધોરણ, ૧૬ વર્ષની ઉંમર સુધીનું મફત શિક્ષણ, અન્ય સુખાકારીપ્રેરક સવલતો વગેરે પૂરાં પાડવાં જોઈએ.
૫ સામાજિક અને આર્થિક અસમાનતા ઓછી કરવી જોઈએ.

આયોજનનો આશરો લીધા વિના પણ કોઈ સમાજ ઉપર દર્શાવેલાં ધ્યેય પાર પાડી શકે તો એને સુખી અને સમૃદ્ધ સમાજ ગણવામાં કાંઈ વાંધો હોઈ શકે નહિ. પ્રશ્ન એ ઉદ્‌ભવે છે કે ખરેખર કોઈ સમાજ આ ધ્યેય આયોજન વિના પાર પાડી શકે ખરો? આર્થર લુઇસ કહે છે: "ના." ફ્રેડરિક વૉન હાયેક કહે છે: "હા." કીલ્હો નામના અર્થશાસ્ત્રી કહે છે કે બિન આયોજિત સમાજ न भूतो, न भविष्यति. એ તો મક્કમપણે માને છે કે આયોજન વગર અર્થકારણ નભે જ નહીં. જ્યુક્સ નામના અર્થશાસ્ત્રી સાવ ઊંધું જ કહે છે.

તો પછી 'આયોજન' શબ્દ અર્થશાસ્ત્રની પરિભાષામાં ઘૂસ્યો કઈ રીતે? જે ધ્યેય પાર પાડવા માટે આજે આયોજન ઉપર ભાર મૂકવામાં આવે છે એ ધ્યેયની પ્રશસ્તિ તો ઠેઠ પ્લેટોના વખતથી ચાલી આવી છે. સમાનતાની ને આદર્શ રાજ્ય-વ્યવસ્થાની ભાવનાને પ્લેટોએ વાચા આપી. એ ભાવનાને મર્યાદિત આકાર રૉબર્ટ ઓવને આપ્યો– પોતાના કારખાનામાં સમાનતા અને સહકારની ભાવના સ્થાપીને.

ઔદ્યોગિક ક્રાંતિ પછી ઍડમ સ્મિથે ૧૭૭૬માં

*The Wealth of Nations* નામના પુસ્તક વડે જે વિચારો રજૂ કર્યા, એણે તો રાજ્યની દખલને જલદ રીતે પડકારી. એક ફ્રેન્ચ ચિંતકનું પરતીમાં દટાએલું સૂત્ર "Laissez Faire" બહાર કાઢી, શબ્દોથી શણગારી, આધિભૌતિક સુખવાદના ધ્યેયસૂત્ર તરીકે અપનાવ્યું અને 'સ્વાર્થ એ જ પરમાર્થ', 'એકલા છોડો' વગેરે સૂત્રોની સાથે કોઈ 'અદશ્ય હાથ'ની કરામત બનાવી એણે તત્કાલીન સમાજને મંત્રમુગ્ધ કરી દીધો. રાજ્યની ફરજ માત્ર કાયદો અને વ્યવસ્થા જાળવવાની, થોડુંક શિક્ષણ આપવાની ને બહુબહુ તો રસ્તાની મરામત કરવાની જ છે. બાકીનું બધું ખાનગી સાહસ સંભાળી લેશે. વ્યક્તિની આર્થિક પ્રવૃત્તિમાં રાજ્ય દખલ કરે એ તો 'અદશ્ય હાથ'ની અવગણના કરવા બરાબર છે.

પતી ગયું. સમાજવાદના હવાઈ કિલ્લા બાંધનારનાં સ્વપ્નાં ધુંદાઈ ગયાં. ઍડમ સ્મિથના મુક્ત હરીફાઇના વિચારો એટલા માનીતા થઈ પડ્યા કે નવો કોઈ વિચાર જન્મશે જ નહીં એવું વાતાવરણ ઘડીભર તો ખડું થઈ ગયું. રીકાર્ડો અને માલ્થસ પણ સ્મિથના અનુયાયી બન્યા. વસ્તીનું "આયોજન" કરવાનું માલ્થસે ન સૂચવ્યું, પરંતુ અટપટા આંકડાની જંજાળ ઊભી કરીને એણે એટલું તો જરૂર સાબિત કર્યું કે વસ્તીનો આધાર આર્થિક સમૃદ્ધિ ઉપર છે. રીકાર્ડોને મન મોટી ચિંતા ઘટતી પેદાશની હતી. પેદાશ ઘટતા પ્રમાણમાં વધે ને વસતિ કૂદંકે ને ભૂસકે વધે તો સમાજનું શું? પોતાની આંખ સામે ઔદ્યોગિક ક્રાંતિ શરૂ થઈ ને અર્થવ્યવસ્થા બદલાઈ પણ ગઈ; પરંતુ આ બે નિરાશાવાદીઓને એની શક્તિનું ઝાંખું ય દર્શન થયું નહિ. બંનેએ વહેંચણી વિષે જે ભૂલભર્યા વિચારો રજૂ કર્યા એમાંથી કાર્લ માર્કસને પૂરતો મસાલો મળી રહ્યો ને સમાજવાદી તોપોમાં ભરીને એ મસાલો એણે મૂડીવાદ સામે ધડાકા કરવામાં સારી પેઠે વાપર્યો.

માર્ક્સે Communist Manifesto ૧૮૪૮માં સામ્યવાદી અને સમાજવાદી સમાજની ઝાંખી જરૂર કરાવી; મૂડીવાદના અનિવાર્ય વિનાશ વિષે પણ તેજસ્વી દલીલો કરી; મજૂર વર્ગની સરમુખત્યારશાહી અંગે પણ ભવ્ય વિચારો રજૂ કર્યા; પરંતુ સમાજવાદી સમાજના આર્થિક વિકાસ માટે કયા પ્રકારની વ્યવસ્થા કરવામાં આવશે એ વિષે એણે કશું સ્પષ્ટ ન કહ્યું.

૧૮૮૩માં માર્ક્સના અવસાન પછી થોડા જ વખતમાં ઇંગ્લેન્ડમાં ફેબિયન સોસાયટીની સ્થાપના થઈ. આ સોસાયટીનો હેતુ સમાજવાદનો પ્રચાર કરવાનો હતો. જર્મનીમાં બર્નસ્ટીનની આગેવાની નીચે પણ સમાજવાદી વિચારોનો પ્રચાર શરૂ થયો; પરંતુ આ બન્નેએ શિક્ષણ, સહકાર અને ઉત્ક્રાંતિ દ્વારા જ સમાજવાદ સ્થાપવા ઉપર ભાર મૂક્યો એટલે માર્ક્સવાદીઓમાં પણ ઘણાં તડ પડ્યાં. એ તડ આજે પણ ચાલુ છે. ઉદારમતવાદી સમાજવાદીઓ અને રૂઢિચુસ્ત માર્ક્સવાદીઓ વચ્ચેનું અંતર ઊલટું વધ્યું છે. આ મતભેદની અસર આયોજનની ફિલસૂફી ઉપર પણ પડી છે.

રશિયામાં ક્રાંતિ સફળ થઈ અને સામ્યવાદના સિદ્ધાંતને વ્યવહારમાં ઉતારવા માટે આર્થિક આચારસંહિતા લેનિને તૈયાર કરી ત્યારે પ્રથમ વાર "આયોજન" શબ્દ પ્રચલિત બન્યો. રશિયાએ વીજળીના ઉત્પાદન માટે ૧૯૨૧માં "ગોલેરો યોજના" અમલમાં મૂકી ને ૧૯૨૮માં ઉત્પાદનના ધ્યેયને આંકડામાં વ્યક્ત કરતી પ્રથમ પંચવર્ષીય યોજના જાહેર કરી ત્યારથી આર્થિક વ્યવહારમાં આયોજનનું મંગળાચરણ થયું એમ કહેવાય. આયોજનનો આ વિચાર સાવ નવો છે માટે ખોટો છે એવું માનતા-મનાવતા જ્યુક્સ *Ordeal by Planning* નામના પુસ્તકમાં લખે છે:

"Central economic planning has gained such a firm grip that it is often forgotten how new an idea it is. The patient reader will find no reference to it in the works of Marx or of the Fabians. The histories of British Socialism upto the end of the I World War make no reference to it. Indeed the conception of an economic system operated by the state, as a manager might operate one factory, runs directly counter to many interpretations of Socialism."

જ્યુક્સ, હાયૅક, વૉન માઈસેસ વગેરેના આયોજન સામેના કલ્પાંતે આયોજનને અપ્રિય બનાવવાને બદલે ઊલટું વધુ આકર્ષક બનાવ્યું છે. બીજા વિશ્વયુદ્ધને અંતે તો દરેક દેશ–સામ્યવાદી, સમાજવાદી, સરમુખત્યારવાદી,

સંચાલિત લોકશાહીવાદી વગેરે—માં આયોજનને આર્થિક વિકાસના એક અનિવાર્ય સાધન તરીકે સ્વીકારવામાં આવ્યું છે, ને આફ્રિકાના સ્વતંત્ર થવા વલખાં મારતા દેશોના અગ્રણીઓ પણ આયોજન-પ્રેમી બનતા જાય છે, એવું એમનાં જાહેર નિવેદનો પરથી લાગે છે.

"આયોજન" શબ્દની અસર જેટલી જાદુઈ છે એટલો એનો વ્યવહાર જાદુઈ નથી. આયોજિત સમાજ-માં રાજ્યનું વર્ચસ્વ વધે જ છે ને રાજ્યના વર્ચસ્વ ને અર્થકારણની કાર્યદક્ષતા વચ્ચેનો સંબંધ હમેશાં સુગ્રથિત નથી રહેતો. પરિણામે અનેક સમસ્યાઓ ઉદ્ભવે છે ને આયોજન વગોવાય છે. ખાનગી સાહસ નફો વધારવાની ઇચ્છાથી પ્રેરાઈને ખર્ચ ઘટાડવા વિષે જેટલી ચીવટ રાખે છે ને એ રીતે બજાર-મૂલ્ય અને ઉત્પાદનખર્ચ વચ્ચે લાંબો ગાળો રાખી સાધનોનો કરકસરભર્યો ઉપયોગ કરે છે, એ રાજ્ય વડે શકય બન્યું નથી, બનતું નથી અને બનવાનું પણ નથી એવું ખાનગી સાહસના પ્રતિપાદકો જોરશોરથી કહે છે. આથી રાજ્ય સંચાલિત ઉદ્યોગોમાં સાધનોનો બગાડ પુષ્કળ થાય છે, ખર્ચ નિરંકુશ હોવાથી ઉત્પાદન મોંઘું બને છે ને ઉત્પાદન-ખર્ચ વસૂલ કરવા સરકાર મોંઘી કિંમતે માલ વેચે છે. પરિણામે સામાન્ય માનવીને ફાયદો થવાને બદલે નુકશાન થાય છે. ટૂંકમાં, રાજ્ય પાસેનો ઉદ્યોગ 'માથા વિનાની પાઘડી' જેવો છે, અમલદારો 'કોના બાપની દિવાળી છે? કરો જલસા' જેવું વલણ દાખવે છે ને અર્થકારણ કાર્યક્ષમતાના અભાવે ચકરાવે ચડે છે. લોકકલ્યાણ તો થવું ઊંઘી ગયું, પણ લોકકષ્ટ પરાકાષ્ઠાએ પહોંચે છે. આ આયોજનના વિરોધીઓનું વલણ છે.

આયોજનને ધિક્કારનારાઓના વલણનું પૃથક્કરણ કરીએ એ પહેલાં આયોજિત કે બિનઆયોજિત સમાજે કયા આર્થિક નિર્ણયો લેવા પડે છે એ જોઈએ.

૧. મર્યાદિત સાધનો લક્ષમાં લેતાં પ્રથમ **શું** ઉત્પન્ન કરવું? દા. ત., પોલાદનું ઉત્પાદન મર્યાદિત હોય તો એનો ઉપયોગ યંત્રો બનાવવામાં કરવો, તોપો ને ટૅન્કોમાં કરવો કે ફર્નિચર બનાવવામાં કરવો?

૨. માનો કે કઈ ચીજ ઉત્પન્ન કરવી એ નક્કી કર્યું તો એ ચીજ **કેટલી** ઉત્પન્ન કરવી? દા. ત., યંત્રો વધુ બનાવવાં, તોપો વધુ બનાવવી કે ફર્નિચર વધુ બનાવવું?

૩. કઈ વસ્તુ કેટલી ઉત્પન્ન કરવી એ પણ નક્કી કરો તો એ **ક્યાં** ઉત્પન્ન કરવી? દા. ત., પોલાદનો અમુક ઉદ્યોગ અ પ્રાંતમાં નાખવો કે બ પ્રાંતમાં? ક પ્રાંતની માગણીને અવગણવી ખરી?

૪. વસ્તુના ઉત્પાદનમાં **વાપરનારની પસંદગી** કેટલે અંશે લક્ષમાં લેવી? દા. ત., વાપરનારને ગંજાવર યંત્રો કે તોપખાનાં કરતાં પોસાય એવી કિંમતે મળે એવી નાનકડી કાર વધુ ગમતી હોય તો એ ઉત્પન્ન કરવી? ટૂંકમાં, કલ્યાણ રાજ્યમાં લોકોનું કલ્યાણ કઈ વસ્તુ વાપરવામાં વિશેષ છે એ કોણ નક્કી કરે?

મુક્ત સાહસ-પદ્ધતિ નીચે તો શું ઉત્પન્ન કરવું, કેટલું ઉત્પન્ન કરવું, ક્યાં ઉત્પન્ન કરવું ને વાપરનારની પસંદગીને કેટલું માન આપવું એ ઉદ્યોગપતિ નક્કી કરે છે. સામ્યવાદી પદ્ધતિ નીચે આ અંગેનો નિર્ણય સરમુખત્યાર (અને અથવા એનો પક્ષ) કરે છે. લોકશાહી સમાજવાદી પદ્ધતિમાં લોકમતને પંપાળતાં પંપાળતાં આયોજન કરવું પડતું હોવાથી આ નિર્ણય લેવાનું કાર્ય ઠીકઠીક મુશ્કેલ બની જાય છે. શું ઉત્પન્ન કરવું એ અંગે ઘણા મતભેદો વચ્ચેથી સમાધાન શોધવું પડે છે. કેટલું ઉત્પન્ન કરવું એ અંગે નિર્ણય લેવામાં માંગ કરતાં વધુ પુરવઠો બજારમાં મુકાવાનો ભય રહે છે, ક્યાં ઉત્પન્ન કરવું એ રાજકીય રીતે કયો પ્રાંત કે કયું શહેર વધુ વગ ધરાવે છે એના ઉપર પણ આધાર રાખે છે ને વાપરનારની પસંદગીને સામ્યવાદી સમાજમાં અપાય છે એ કરતાં વધુ ધ્યાન અપાતું હોવા છતાં સંપૂર્ણ ધ્યાન નથી અપાતું. એથી વાપરનારાઓમાં પણ કચવાટ રહી જાય છે. ટૂંકમાં, સામ્યવાદી આયોજન કરતાં, લોકશાહી સમાજવાદી આયોજન વ્યવહારમાં વધુ મુશ્કેલ પડે છે: આથી એની સફળતા એટલું ધ્યાન નથી ખેંચતી જેટલું સામ્યવાદી આયોજન ખેંચે છે; આમ છતાં લાંબે ગાળે લોકશાહી સમાજવાદી આયોજન સમાજના માળખામાં મૂળભૂત ફેરફાર કર્યા વિના વાંછિત આર્થિક પરિવર્તન આણવામાં વધુ સફળ નીવડશે એવી શ્રદ્ધા અસ્થાને નથી.

આયોજન સામે મોટામાં મોટી દલીલ એ છે કે એનાથી વ્યક્તિ-સ્વાતંત્ર્ય પર તરાપ પડે છે. માનવીને

પોતાનાં સાધનોનો ઠીક લાગે તે રીતે ઉપયોગ કરી આર્થિક સમૃદ્ધિ સાધવાનો કે અધોગતિ વહોરવાનો મૂળભૂત અધિકાર છે ને આયોજન એ અધિકારને બુઠ્ઠો બનાવી દેતું હોવાથી આયોજન ન જ હોવું જોઈએ એવું એક વર્ગ માને છે. તો પછી વ્યક્તિસ્વાતંત્ર્યની વ્યાખ્યા શું? એ જ કે માનવીને (૧) વ્યવસાય-પસંદગીમાં સ્વાતંત્ર્ય હોવું જોઈએ, (૨) ભૂખ અને વ્યાધિથી મુક્ત રાખવો જોઇએ, (૩) વાણી-સ્વાતંત્ર્ય હોવું જોઇએ, (૪) શોષણમુક્ત રાખવો જોઇએ.

બહુજનહિતાર્થે સમાજના નાનકડા વર્ગ ઉપર અંકુશો લાદવા પડે અને એમની પ્રવૃત્તિ ઉપર રાજ્યે થોડુંક નિયંત્રણ મૂકવું પડે તો એથી વ્યક્તિસ્વાતંત્ર્યનો ભંગ થતો નથી. લોકશાહી સમાજમાં તો એ અંકુશો પ્રજા પોતે જ પોતાના ચૂંટેલા રાજકર્તાઓ વડે પોતા ઉપર લાદે છે. બાર્બરા વુટન તો પ્રામાણિકપણે માને છે કે પોતાને મનમાં ફાવે તેમ કરવાની છૂટ આપવી એ કાંઈ વ્યવસ્થિત સમાજનું મુખ્ય ધ્યેય નથી. આથી આયોજન અને સ્વાતંત્ર્ય વચ્ચે કાંઈ ઘર્ષણ છે જ નહીં. આજે કયો સમાજ ઍડમ સ્મિથે કલ્પેલા મુક્ત સમાજ જેવો છે? કયું રાજ્ય એવું છે કે જ્યાં મુક્ત હરીફાઈ હોય ને રાજ્ય માત્ર ચોકિયાતની જ ફરજ બજાવતું હોય? અમેરિકામાં ૧૯૨૯ની મંદીની અસરમાંથી દેશને વહેલી તકે મુક્ત કરવા જે કાર્યક્રમ (New Deal) હાથ ધરવામાં આવ્યો એ ટૂંકા ગાળાના આયોજન જેવો ન હતો? આજે અમેરિકામાં રાજ્યે કાયદા વડે કેટલા બધા નિયમો ને અંકુશો ખાનગી સાહસ ઉપર લાદ્યા છે? પૂર્ણ રોજગારીના ધ્યેયને વળગી રહેવા રાજ્યે કેટલી બધી સાવધાની રાખવી પડે છે? આથી આજનો મુખ્ય પ્રશ્ન અર્થકારણ આયોજિત હોવું જોઇએ કે બિનઆયોજિત એ નથી, પરંતુ આયોજનનું પ્રમાણ કેટલું હોવું જોઇએ એ છે.

આયોજન અનિવાર્ય છે કારણ કે મુક્ત સાહસ-પદ્ધતિ નીચે ઇજારાશાહીનો ભયપ્રેરક વિકાસ થયો છે ને આર્થિક અસમાનતા પુષ્કળ વધી છે. આ અસમાનતા ન ઘટે તો પ્રજાનું શિક્ષણ, એની તંદુરસ્તી ને એનું સ્વમાન ઘવાય. પ્રજા 'ઢેરની ઢેર' રહે ને નાનકડો વર્ગ અમનચમન કરે તો સમાજ ક્યાં સુધી નભે? મોજશોખોનું ઉત્પાદન ઘટાડી જીવનની જરૂરિયાતો વધુ પ્રમાણમાં ઉત્પન્ન કરવામાં આવે ને વધુ રોજગારી ઊભી કરવામાં આવે તો જ માંગ ઊંચી આવે, માંગ ઊંચી આવે તો જ મૂડી-રોકાણ વધે, મૂડી-રોકાણ વધે તો જ રોજગારી વધે ને રોજગારી વધે તો જ વધારાના ઉત્પાદન માટે બજારમાં માર્ગ મોકળો થાય. આ પ્રક્રિયા સતત ચાલુ રહે તો જ ગતિવૃદ્ધિના સિદ્ધાંત પ્રમાણે અર્થકારણ "Take off" ભૂમિકામાંથી બહાર આવી સતત વિકાસની ભૂમિકાએ પહોંચે.

ખાનગી સાહસ ઉપર જ આર્થિક વિકાસની બધી જવાબદારી નાખવામાં આવે તો આર્થિક તેજીમંદીનાં વમળોમાંથી સમાજે સતત પસાર થયા જ કરવું પડે ને પરિણામે પછાત દેશો—કે જેમણે "ચાલતાં પણ શીખે એ પહેલાં દોડવાની હામ કેળવવાની" છે—છે ત્યાં જ રહે. આ મુક્ત સાહસના પ્રણેતાઓ પાયાના ઉદ્યોગો કરતાં વપરાશના ઉદ્યોગોના વિકાસને પ્રાધાન્ય આપે છે. વિખ્યાત અર્થશાસ્ત્રી વોયટીન્સ્કી તો લખે છે કે ઝડપી આર્થિક વિકાસ માટે પાયાના ઉદ્યોગોનો વિકાસ જરૂરી છે એ એક ભ્રમ (Myth)માંથી પછાત દેશોએ બહાર આવવાની જરૂર છે. આ ભ્રમ માર્ક્સવાદી આયોજકોએ ઊભો કર્યો છે એમ એ માને છે.

લોકોના પેટે પાટા બંધાવી, એમની અન્ય જરૂરિયાતો ઉપર પણ ક્રૂર કાપ મૂકી, ચાબુકના જોરે પાયાના ઉદ્યોગો વિકસાવવા એ પાપ છે; પરંતુ આર્થિક વિકાસ માટે માત્ર વપરાશના ઉદ્યોગો વધાર્યે જવાથી પરાવલંબન વધે છે, યુદ્ધની કે એવી કટોકટીની વેળાએ કફોડી સ્થિતિમાં મુકાવું પડે છે, ને લોકોની બચતવૃત્તિને ઉત્તેજન મળવાને બદલે બજારમાં નવી મુકાએલી વપરાશની ચીજોથી ખર્ચવૃત્તિ બહેકાય છે, પરિણામે મૂડી-સર્જન રૂંધાય છે અને અર્થકારણ સ્થગિત બની જાય છે. આથી, પાયાના ઉદ્યોગો પ્રત્યે ઓરમાયું વલણ બતાવવાને બદલે બન્નેનો સહવિકાસ સાધવો અને પ્રમાણભાન જાળવવું જરૂરી છે. લોકશાહી સમાજવાદમાં પાયાના ઉદ્યોગો સરકાર સંભાળે ને વપરાશના ઉદ્યોગો (કે જેની પસંદગી સમાજની જરૂરિયાતોને અનુલક્ષીને જ કરવામાં આવી હોય) ખાનગી સાહસ સંભાળે તો બન્નેની મદદ વડે આર્થિક વિકાસ સાધી શકાય, રોજગારીનું પ્રમાણ પણ ઊંચું જાળવી શકાય અને આર્થિક વિકાસ માટે જે યાતના વાપરનારને સામ્યવાદી આયોજનમાં વેઠવી પડે છે ને જે બિનસલામતી મૂડીવાદી સમાજમાં પીડે છે એમાંથી એને મુક્ત રાખી શકાય.

ટૂંકમાં, સમતોલ આર્થિક વિકાસ માટે પાયાના ને વપરાશના ઉદ્યોગો બન્ને સાથે વિકસે એ સમાજના હિતમાં છે.

આયોજનમાં મૂડી પછી મોટી જરૂર કાંઇ હોય તો તે કાર્યદક્ષ વ્યવસ્થાતંત્ર ઊભું કરવાની. જાહેર સાહસો જો સ્વતંત્ર કૉર્પોરેશનને ન સોંપાય અને એના વડા તરીકે કોઈ અનુભવી ને ઔદ્યોગિક તાલીમ પામેલી વ્યક્તિ ન હોય તો ઘણા છબરડા વળવા સંભવ છે. વળી, પ્રયોગો, સુધારા અને શોધખોળો માટે પૂરતો અવકાશ રહે એવી સત્તા ઉદ્યોગના વડાને ન હોય તો ચાલતી આવેલી રીત-રસમો પ્રમાણે ઉદ્યોગ નભે તો ખરો, પણ નવાં પ્રસ્થાન ન માંડે; પરિણામે આજની તીવ્ર હરીફાઇમાં જીવતી દુનિયામાં એ ઉદ્યોગ માલની ગુણવત્તા ને ભાવનીતિ વચ્ચે સમન્વય સાધવામાં પાછો પડે ને બહાર ફેંકાઈ જાય. આનું નુકસાન દેશના કર ભરનારાઓને ભોગવવું પડે. આ સ્થિતિ ટાળી શકાય છે, જો વ્યવસ્થાતંત્રને પૂરતી સ્વતંત્રતા આપવામાં આવે ને એને જવાબદારી વિષે પૂરતું સજાગ કરવામાં આવે.

આયોજનમાં રાજ્યનું સ્થાન મહત્ત્વનું છે. એનો અર્થ એવો નથી કે રાજકીય પુરુષોને આયોજન સાથે ચેડાં કરવાનો કે આયોજનને નામે આર્થિક સત્તા અંદરોઅંદર વહેંચી લેવાનો હક્ક છે. આજે લોકશાહી આયોજન વગોવાયું હોય તો રાજકીય પુરુષોની સ્વાર્થ-લોલુપતા અને વ્યવસ્થાતંત્રમાં વધુ પડતી દખલને કારણે.

લોકશાહી આયોજનનો વિકાસ કરવો હશે તો આયોજકો, ઉદ્યોગ-સંચાલકો ને રાજકીય પુરુષો વચ્ચે મનમેળ જાળવવા ઉપરાંત એ ત્રણેયનું બૌદ્ધિક ધોરણ ઊંચું અને સમાન કક્ષાનું હોય તે જોવું પડશે. નવા લોકશાહી દેશોમાં, કમનસીબે, સૌથી વિચક્ષણ વર્ગ ઉદ્યોગો ભણી ને ઊંચી સરકારી નોકરીઓ ભણી ખેંચાય છે ને જે વર્ગમાં બહુ લાંબી પહોંચ કે દૃષ્ટિ નથી તે રાજકારણ તરફ ઢસડાય છે. પરિણામે ઉચ્ચ બૌદ્ધિક કક્ષાના તંત્રવાહકો સામાન્ય બૌદ્ધિક કક્ષાના રાજકીય પુરુષોને (પ્રધાન કે મંત્રીને) ધારે તેમ દોરી શકે છે; અથવા તો લાઘવગ્રંથિથી પીડાતા એ સત્તાધારીને હઠે ચઢાવી દઈ શકે છે. લોકશાહી આયોજનને, આથી, ઠેકડી ઊડે એવી પરિસ્થિતિમાં મુકાવું પડે એવું બને છે. આ પરિસ્થિતિ ટાળવાની તાત્કાલિક જરૂર છે; નહિ તો લોકશાહી ભયમાં મુકાશે ને પાડાને વાંકે પખાલીને ડામ દેવાની ક્રિયારૂપે આયોજન ઉપર લોકોનો ખોફ ઉતરશે.

*

# સમાજશાસ્ત્ર: પરિચય

## [Sociology: An Introduction]

કે. સી. દેસાઈ

[ઇતિહાસના પ્રાધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

### પ્રાસ્તાવિક

**સમાજશાસ્ત્ર** હમણાં થોડા વખતથી યુનિવર્સિટીમાં ઇન્ટરની કક્ષાએ નવો દાખલ થયેલો વિષય છે. યુનિવર્સિટીએ આ વિષય દાખલ કર્યો તે પરથી તેનું વધતું મહત્ત્વ સ્પષ્ટ થાય છે. સરકાર તરફથી પણ કૉલેજ પર પરિપત્રો આવે છે કે સમાજશાસ્ત્રના વિષયને વધુ મહત્ત્વ અપાય એ જરૂરી છે, કેમકે સમાજઘટકનાં કાર્યો માટે સમાજશાસ્ત્રનું જરૂરી જ્ઞાન ધરાવતા માણસો પૂરતા પ્રમાણમાં મળતા નથી. વિષયનું મહત્ત્વ જો કે હજુ સુધી જૂજ વિદ્યાર્થીઓના ધ્યાનમાં આવ્યું છે અને તેથી એ વિષયની પસંદગી કરનારા હજુ પ્રમાણમાં થોડા હોય છે. આનું કારણ કદાચ એમ પણ હોય કે વિદ્યાર્થીઓને આ વિષયની વસ્તુ અને પ્રયોજનનો સાચો કે સ્પષ્ટ ખ્યાલ હોતો નથી અને મરજિયાત વિષયની પસંદગી ખાસ વિચાર કર્યા વિના ઘણા કરે છે તેમ અદ્ધરતાલ ગમે તે વિષયની થતી હોય છે. આ માન્યતા કંઈક અંશે સાચી હોય એમ માનીને આ લેખમાં સમાજશાસ્ત્રના વિષયનું આજના આપણા સમાજમાં શું મહત્ત્વ છે તે સમજાવવા પ્રયત્ન કર્યો છે.

આ લેખની સામગ્રીમાં કંઈ ખાસ મૌલિક કે નવીન

નથી. વિષયના અભ્યાસ દરમ્યાન જે કંઇ નોંધો અને ટાંચણો કર્યાં હોય તેને આધારે જ લેખની સામગ્રી તૈયાર કરવામાં આવેલી છે.

## વિષયનું પ્રયોજન

માનવ-જીવન ગતિશીલ છે. પરિવર્તન અને ફેરફાર એ આપણા સમાજજીવનનો અનિવાર્ય ક્રમ છે. યુગે યુગે અને પેઢીએ પેઢીએ જીવનનો ક્રમ બદલાતો રહે છે અને તેથી જીવનના પ્રશ્નો પણ બદલાતા રહે છે. સૈકડો વર્ષથી ભારતનો બંધિયાર સ્થિતિમાં પડેલો સમાજ સ્વતંત્ર થતાં જાગ્યો છે અને સમાજનાં બધાં પાસાંઓની પુનઃરચના થવા માંડી છે. નવા અને જૂના વિચારો અને આચારો વચ્ચે ઘર્ષણ ઊભું થવા માંડયું છે. કૌટુંબિક, સામાજિક, રાજકીય, ઔદ્યોગિક અને ધાર્મિક મૂલ્યો બદલાવા લાગ્યાં છે.

## નવા પ્રશ્નો નવો ઉકેલ માગે છે

સમાજજીવનમાં ક્રાંતિકારી ફેરફારોને લીધે નવાનવા પ્રશ્નો અને અટપટી સમસ્યાઓ ઊભી થવા માંડી છે. જૂની વિચારસરણી અને પ્રણાલીઓ હાસ્યજનક નીવડી છે અને જૂના સિદ્ધાંતો પોકળ દેખાવા લાગ્યા છે. નવા પ્રશ્નોનો ઉકેલ ભૂતકાળમાં જડે તેમ નથી કેમકે તે સમયે આવા સવાલો હતા નહિ. ભૂતકાળ પર વધુ પડતો આધાર આપણને અપંગ બનાવે છે. દાખલા તરીકે, બેકારી, કામદાર અને માલિક વચ્ચેના ઝઘડા, ખાનગી મિલકતનો પ્રશ્ન, વસ્તીનો પ્રશ્ન, કૌટુંબિક જીવન અને શિસ્ત, અમુક લોકો જ શ્રીમંત અને મોટા ભાગના ગરીબ શાથી, લગ્ન અને છૂટાછેડા અંગેના બદલાતા આદર્શો, ગુન્હા-અપરાધવૃત્તિ, જાહેર સુખાકારી અને સ્વાસ્થ્ય, શાણા અને વિદ્વાનો કરતાં શ્રીમંતોનો મોભો શાથી ઊંચો દેખાતો થયો છે વગેરે અનેક પ્રશ્નો આજે બુદ્ધિગમ્ય ઉકેલ માગી રહ્યા છે અને યોગ્ય ઉકેલના અભાવે વધુ ને વધુ ગૂંચવાતા જાય છે. આવા કેટલાય વાદગ્રસ્ત વિષયો આપણને મનોમંથન કરાવે છે અને સંસ્કૃતિને પડકાર કરે છે. લમણે હાથ મૂકી રાખવાથી પ્રશ્નો આપોઆપ જાદુથી ઉકલી જતા નથી. તે માટે વૈજ્ઞાનિક વિચાર કરી સિદ્ધાંતો તારવવાની જરૂર છે.

## સમાજશાસ્ત્ર પ્રમાણમાં નવું શાસ્ત્ર છે

સમાજનાં વિવિધ પાસાંઓને સ્પર્શતા સવાલોનો વિચાર અને ઉકેલ સૂચવતાં વિવિધ શાસ્ત્રો રચાયેલાં છે—જેવાં કે, અર્થશાસ્ત્ર, રાજ્યશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, માનસશાસ્ત્ર વગેરે; પણ સમાજને સમગ્ર રીતે આવરી લે અને સંસ્કૃતિનું વહેણ સ્પષ્ટ રીતે સમજાવે તેવું શાસ્ત્ર—સમાજશાસ્ત્ર લગભગ આજ સુધી રચાયું ન હતું. બહુબહુ તો છેલ્લાં દોઢસો વર્ષથી આ શાસ્ત્ર રચાવા માંડયું છે. ભારતમાં તો તે છેક હમણાં થોડાં વર્ષથી જ યોગ્ય સ્થાન પામી શકયું છે અને છેલ્લાં ત્રીસ-ચાળીસ વર્ષમાં આ દિશામાં ઠીકઠીક જાગૃતિ આવી છે. જો કે આનો અર્થ એવો નથી કે સમાજ અંગેના વિચારોનો જૂના ભારતીય સાહિત્યમાં અભાવ હતો. આમ તો વેદકાળથી આજ સુધી સમાજનાં વિવિધ પાસાંને સ્પર્શતા વિવિધ અને ઉમદા આદર્શો ભારતીય સાહિત્યમાં વિપુલ પડેલા છે; પણ એક શાસ્ત્ર તરીકે આ વિષયનો વિચાર તો હમણાં જ થવા માંડયો છે.

ઝડપથી બદલાતા આજના સમાજમાં સમાજશાસ્ત્રના અભ્યાસની અગત્ય સ્પષ્ટ રીતે વર્તાવા માંડી છે. ઝડપથી ઊભી થતી અનેક જટિલ સમસ્યાઓને લીધે સમાજ ભુલભુલામણીમાં અટવાઈ જવા માંડયો છે. આ શાસ્ત્રના અભ્યાસથી સમાજમાંના માનવ-સંબંધો અંગેનું જ્ઞાન આપણને મળે છે. સમાજ માટે ઇષ્ટ અને અનિષ્ટ એવી બધી જ ઘટનાઓનો અભ્યાસ કરી આપણને સમાજનું વાસ્તવિક ચિત્ર આ વિષય ઊભું કરી આપે છે. સમાજમાં શું બની રહ્યું છે અને શાથી બની રહ્યું છે, તેની ચર્ચા દ્વારા સમાજને યથાર્થ સ્વરૂપમાં રજૂ કરવાનું કામ આ વિષયનું છે. સમાજની અડચણો કયી છે અને શાથી છે, તે કેવી રીતે દૂર કરાય વગેરે અંગેના નિયમો અને સત્યો આ શાસ્ત્ર તારવવા પ્રયત્ન કરે છે. આવા વ્યવસ્થિત અભ્યાસ વિના ઘણા લોકો અને રાજકારણમાં પડેલા તેમજ સામાજિક સુધારકો, પૂર્વગ્રહો અને ઉપરછલ્લાં કારણોથી દોરવાઈ જઈ ખોટાં અનુમાનો તારવી સમાજને કોઈકવાર અવળે પાટે પણ ચઢાવી દે છે. સમાજશાસ્ત્રના અભ્યાસ વિના સમાજજીવનનાં વિવિધ પાસાંનો મર્મ બરોબર સમજાતો નથી અને તેમની યોગ્ય મૂલવણી થઈ શકતી નથી. સમાજશાસ્ત્રના અભ્યાસથી સમાજજીવનનાં વિવિધ ક્ષેત્રો જેવાં કે શિક્ષણ, ઉદ્યોગ, ધર્મ, નીતિ, ન્યાય, રાજકારણ વગેરે અંગે આપણને જરૂરી માર્ગસૂચન મળે છે. સમાજશાસ્ત્રના સિદ્ધાંતોનો જેટલા વધુ પ્રમાણમાં

આપણે ઉપયોગ કરીશું તેટલા પ્રમાણમાં સમાજનું આયોજન અને ઘડતર વધુ સફળ થશે. ભારતમાં આજે નવઘડતરના યુગમાં આ બાબતનું મહત્ત્વ સવિશેષ છે. ભારતના પાછા પડી ગયેલા સમાજને ફરીથી પ્રગતિના પંથે મૂકવા માટે આ વિષયનો અભ્યાસ આજે ખૂબ ધ્યાન માગે છે.

સમાજશાસ્ત્રના અભ્યાસને પ્રેરક બળો પણ અનેક છે. વિજ્ઞાનની વિસ્મયજનક આગેકૂચ, ઐતિહાસિક બનાવોની સામાજિક નવી દૃષ્ટિએ મૂલવણી, વિવિધ સામાજિક શાસ્ત્રોએ ભેગી કરેલી માહિતી તથા આંકડા, મનુષ્યનું વધેલું જ્ઞાન, જૂની રીતરસમો તરફનો અણગમો, વિપ્લવવાદી વિચારોનું વધતું જોર વગેરે અનેક પરિબળોએ સમાજ-શાસ્ત્રનો પાયો નાખ્યો છે તેમ કહી શકાય.

## સમાજશાસ્ત્રનું વિષયવસ્તુ

આ શાસ્ત્ર હજુ નવુંનવું હોઈ તેના વિષયવસ્તુ અંગે હજુ પૂરતી ચોકસાઈ આવી નથી; છતાં સામાન્ય રીતે કહીએ તો આ વિષયમાં મનુષ્યના તમામ સામાજિક સંબંધો અને આંતરક્રિયાઓનો વ્યવસ્થિત અભ્યાસ કરવામાં આવે છે. માણસની સામાન્ય વર્તણૂકનો સમગ્ર દૃષ્ટિએ આમાં વિચાર થતો હોય છે. માનવીના જીવનના આઘાતો, પ્રત્યાઘાતો અને તેમાંથી ઉદ્ભવતી ઘટનાઓ અને પ્રક્રિયાઓનાં કારણો, પરિણામો અને ઉપાયોની ચર્ચા આમાં સમાઈ જાય છે. પ્રો. મૅકાઈવર, પ્રો. હૉબહાઉસ, ગિન્સબર્ગ અને બીજા અનેક લેખકો અને ચિંતકોએ આ જ બાબતો પર ભાર મૂક્યો છે. પ્રો. ગીડીંગ્સ સરળ રીતે એમ બતાવે છે કે સમાજશાસ્ત્ર સમાજના જન્મ, વિકાસ, રૂપ અને પ્રક્રિયાઓનું સામુહિક વર્ણન કરનારું શાસ્ત્ર છે. પ્રો. મૅકાઈવર સમાજના ઉદ્ભવ, વિકાસ, સમાજને ટકાવતાં બળો, પરિવર્તન લાવનારાં પરિબળો વગેરે અંગેના સિદ્ધાંતો પર ભાર મૂકે છે.

આ વિષયનું વસ્તુ સમજવા માટે એટલું ધ્યાનમાં રાખવું જોઈએ કે તે સમાજના દરેક પાસાની ઝીણવટોમાં ઊતરતું નથી, પણ સમાજજીવનનાં વિવિધ પાસાંનાં બાહ્ય સ્વરૂપોનો અભ્યાસ કરે છે. દા. ત., સમાજજીવન પર ભૌગોલિક અને પ્રાદેશિક પરિબળોની અસરો, સમાજમાંનાં વિવિધ મંડળો અને સંસ્થાઓ, સમાજમાં ચાલતી વિવિધ પ્રવૃત્તિઓ, પ્રક્રિયાઓ અને નિયંત્રણો, સમાજમાં જન્મતા દુર્યોગો કે દૂષણો વગેરેનો અભ્યાસ.

પ્રો. ગિન્સબર્ગ સમાજશાસ્ત્રના વિષયવસ્તુને નીચે પ્રમાણે ચાર વિભાગોમાં વહેંચી નાખીને સમજાવે છે:

### (અ) સમાજનું સ્વરૂપ કે રચના કે બાહ્યાકાર

આમાં દેશની વસતિ અને તે અંગેની સમસ્યાઓ, વસતિના કોયડામાંથી જન્મતો વસાહતવાદ, વસતિની ગીચતાથી જન્મતી તીવ્ર ગરીબી, ગરીબીની સમાજ પર પડતી શારીરિક અને માનસિક અસરો, સમાજની વિવિધ સંસ્થાઓ–જેવી કે ખાનગી મિલકત, લગ્ન, કુટુંબ વગેરેની અસર અને તેમાં કાળબળે આવી રહેલું પરિવર્તન વગેરે બાબતોનો અભ્યાસ થાય છે.

### (આ) સામાજિક પ્રક્રિયાઓનો અભ્યાસ

આમાં વ્યક્તિ વ્યક્તિ વચ્ચેના સહકાર કે સંઘર્ષના સંબંધો, સંઘર્ષમાંથી એકીકરણ અંગે ચાલતી પ્રવૃત્તિઓ, ન્યાતવાદ, કોમવાદ વગેરેનાં કારણો, પરિણામો અને ઉકેલોનો અભ્યાસ થાય છે.

### (ઇ) સામાજિક નિયંત્રણો

આમાં સમાજજીવનને બેકાબૂ કે સ્વચ્છંદી બનતું અટકાવવા માટે સમાજે સ્વીકારેલા આદર્શો કે ઊભાં કરેલાં નિયંત્રણોનો અભ્યાસ થાય છે. દા. ત., આપણી વિવિધ માન્યતાઓ, રિવાજો, રૂઢિઓ, કાનૂનો, ધર્મ, નીતિ વગેરેની આપણા સમાજજીવન પરની અસરો કેવી છે? કયાં સામાજિક મૂલ્યો અસરકારક નીવડ્યાં છે? આપણાં મૂલ્યાંકનો શાથી અને કેટલે અંશે બદલાયાં છે? દા. ત., ગુનેગાર કે અપરાધી તરફ કેવું વલણ રાખવું તે અંગેના જૂના અને નવા ખ્યાલ, સ્ત્રીકેળવણી અંગે જૂના અને નવા ખ્યાલ, લગ્ન અને છૂટાછેડા અંગેના ખ્યાલ, રાજ્યનાં સ્વરૂપ અને રાજ્યનાં કાર્યો અંગેના ખ્યાલ બદલાતા આદર્શો પ્રમાણે બદલાતા રહ્યા છે. આ બધું આ વિભાગની ચર્ચામાં આવે છે.

### (ઈ) સામાજિક દૂષણો કે રોગનિદાન

વ્યક્તિ વ્યક્તિ વચ્ચે શાથી ઘર્ષણ જન્મે છે, વ્યક્તિ સમાજવિરોધી પ્રવૃત્તિઓ કરવા કેમ ખેંચાય છે કે લલચાય છે? દા. ત., ચોરી, લૂંટ, વેશ્યાવૃત્તિ, કાળાં બજાર,

લાંચરુશ્વત વગેરે પ્રકારનાં અનિષ્ટો શાથી જન્મે છે અને તેને પરિણામે સમાજ કેટલો બધો અસ્થિર અને બિનસલામત બની જાય છે, અને સમાજમાં ધિક્કાર, તિરસ્કાર, વેર, દંડ, સજા વગેરે શું પરિણામો લાવે છે, તેનો અભ્યાસ આ વિભાગમાં થાય છે.

બીજી રીતે જોતાં એમ કહી શકાય કે માનવી અને સમાજનું પરસ્પર ઋણ અને બંધન, માનવજીવન પર અસર કરતાં સામાજિક પરિબળો અને ઘટકો, જુદાજુદા સામાજિક સંબંધો, વાતાવરણ અને માનવ-સંસ્કૃતિને ઘડનારાં પરિબળો તથા સંસ્કૃતિઓના સાતત્યને ટકાવનારાં છતાં જરૂરી પરિવર્તન લાવનારાં પરિબળોનો અભ્યાસ સમાજશાસ્ત્ર કરે છે.

## સમાજશાસ્ત્ર જેવું જુદું શાસ્ત્ર હોઈ શકે, કે તેની જરૂર ખરી?

કેટલાક ટીકાકારો એમ કહે છે કે જીવનનાં આર્થિક, રાજકીય, ધાર્મિક અને બીજાં તમામ પાસાંનો આ વિષયમાં અભ્યાસ આવતો હોઈ તે શાસ્ત્ર સામાજિક શાસ્ત્રોનો ખીચડો છે; પણ આ દૃષ્ટિબિંદુ ઉપરછલ્લું છે. દાખલા તરીકે, કોઈ ઘર કે ઇમારતમાં પથ્થર, ચૂનો, ઈંટ, લાકડું, કાચ, લોઢું વગેરે અનેક ચીજો વપરાતી હોય છે; પણ તેથી ઘર એટલે આ બધી વસ્તુઓનો માત્ર ઢગલો કે ખીચડો છે એમ તો ન જ કહી શકાય. ઘરમાં દરેક વસ્તુ યોગ્ય સ્થાને ગોઠવાય છે અને તે રીતે જ તેનું મહત્ત્વ હોય છે. આવી જ રીતે સમાજશાસ્ત્ર સમગ્ર માનવજીવનને સ્પર્શતું એક આગવું શાસ્ત્ર છે અથવા તમામ સામાજિક શાસ્ત્રોનો એકત્રિત દૃષ્ટિએ સમન્વય કરનારું સર્વસામાન્ય શાસ્ત્ર છે. સામાજિક ઘટનાઓનું ઊડઝૂડ અવલોકન કરીને આ શાસ્ત્ર ઇતિશ્રી કરી દે છે તેમ નથી, પણ એમાં સામાજિક ઘટનાઓના વ્યવસ્થિત અભ્યાસ દ્વારા સિદ્ધાંતો તારવવા પ્રયત્ન થાય છે. આથી જ એમ ટકોર કરવામાં આવે છે કે સમાજશાસ્ત્ર અન્ય શાસ્ત્રોની ન તો ગૃહિણી છે કે ન તો તેમની દાસી છે, પરંતુ તેમની એક ભગિની છે.

## સમાજશાસ્ત્રનું તટસ્થ દૃષ્ટિબિંદુ

આ વિષય સમાજનું વાસ્તવિક ચિત્ર રજૂ કરે છે અને તેથી તેમાં સમાજહિતની તેમજ સમાજવિરોધી એવી તમામ ઘટનાઓની ચર્ચા આવે છે. છતાં સમાજ-શાસ્ત્ર એક શાસ્ત્ર તરીકે ઉપદેશક દૃષ્ટિબિંદુ રાખી તુલનામાં પડતું નથી કે ન્યાય તોળવા બેસતું નથી. સમાજશાસ્ત્ર એ દૃષ્ટિએ નીતિનિરપેક્ષ છે. આ વિષયના અભ્યાસથી ધર્મ, નીતિ, ન્યાય, ઉદ્યોગ, શિક્ષણ, રાજ-કારણ વગેરે ક્ષેત્રોની સમસ્યાઓના સીધા ઉકેલો મળી જતા નથી, છતાં જરૂરી માર્ગસૂચનો જરૂર મળી રહે છે. આ શાસ્ત્રના સિદ્ધાંતોનો જે જે સમાજમાં વધુ ને વધુ ઉપયોગ થતો જશે ત્યાં ત્યાં સમાજને ગૂંચવતી અને મૂંઝવતી પરિસ્થિતિઓના ઉકેલમાં વધુ સરળતા આવશે એ વાત ચોક્કસ છે.

## સમાજશાસ્ત્રની જીવનનાં બીજાં પાસાઓ પર અસર

આપણા જીવનનાં વિવિધ પાસાં એકબીજાથી અલિપ્ત નથી, પણ પરસ્પર સંકળાયેલાં છે. તેથી વિવિધ સામાજિક શાસ્ત્રો પરસ્પર સંબંધ ધરાવે છે અને તેમાં ય ખાસ કરીને સમાજશાસ્ત્ર તો દરેક સામાજિક શાસ્ત્ર સાથે ગાઢ રીતે સંકળાયેલું છે. દા. ત. આર્થિક પાસા તરફ જોતાં આપણી કેટલીય આર્થિક સમસ્યાઓ કે પ્રશ્નો સામાજિક માળખાના પરિણામ રૂપ હોય છે. બેકારી, ગરીબી, મોંઘવારી વગેરેનો ઓછેવત્તે અંશે, આપણા ધાર્મિક અને સામાજિક રીતરિવાજો, કલા, સાહિત્ય, મૂલ્યો વગેરે પર આધાર હોય છે. આર્થિક સ્થિતિની નૈતિક અસરો પણ પડે છે, કુટુંબજીવન પર પણ તેની ઘેરી અસરો પડે છે, સ્ત્રીઓના મોભા અને સ્થાન પર પણ આર્થિક પરિબળો-ની અસર પડે છે. બીજી બાજુ, સમાજશાસ્ત્રને રાજ્યશાસ્ત્ર સાથે પણ ગાઢ સંબંધ છે. દેશની શાસનપદ્ધતિ, સરકારનો પ્રકાર, કાયદા, પરદેશો સાથેના સંબંધ વગેરેનો આધાર તે દેશના લોકમાનસ પર કે રુચિ પર આધાર રાખે છે, અને લોકમાનસનું ઘડતર સમાજના માળખા પર અને રિવાજો પર આધાર રાખે છે.

આ રીતે સમાજશાસ્ત્રને બીજાં તમામ સામાજિક શાસ્ત્રો સાથે ઓછોવત્તો સંબંધ હોઈ તેની સાર્વત્રિક ઉપયોગિતા સ્પષ્ટ થાય છે.

## સમાજશાસ્ત્ર અંગે થોડીક વિગતો

આ શાસ્ત્રના વિષયવસ્તુ અંગે આગળ ઉલ્લેખ

થયો છે; પણ વિષયમાં કઈ મુખ્ય બાબતો વિચારાય છે તેનો સહેજ ખ્યાલ આ વિષય પર વધુ પ્રકાશ ફેંકશે. આ વિષયમાં ધ્યાન ખેંચે તેવી નીચેની બાબતો વિચારાય છે:

**સમાજ:** સમાજ એ શી વસ્તુ છે, કેવી રીતે જન્મે છે અને કેવી રીતે તેનો વિકાસ થાય છે અને તેમાં કયાં પરિબળો કેવી જાતનું પરિવર્તન લાવે છે, તે અંગેનાં જુદાંજુદાં મંતવ્યો અને સિદ્ધાંતોની આમાં ચર્ચા થાય છે.

**સમાજ અને વ્યક્તિ તથા વ્યક્તિનું સામાજિકરણ:** આ વિભાગમાં વ્યક્તિ સમાજ વિના જીવી નથી શકતી અને સમાજ વિના વ્યવસ્થિત પ્રગતિમય માનવજીવન અશક્ય બને છે તે બાબતની ચર્ચા થાય છે. વ્યક્તિનું વ્યક્તિત્વ સામાજિક આંતરક્રિયાઓનું જ પરિણામ છે અને સમાજના અભાવે વ્યક્તિત્વ છિન્નભિન્ન થઈ જાય છે તે આ ચર્ચાથી સ્પષ્ટ કરાય છે.

**સામાજિક સમૂહો અને સંસ્થાઓ:** સમાજ સગવડ પ્રમાણે અનેક નાનામોટાં જૂથોમાં વહેંચાયેલો છે: જેમકે, વેપારી વર્ગ, ખેડૂત વર્ગ, નોકરીઆત વર્ગ, અથવા વિવિધ જ્ઞાતિઓ, કોમો કે વિવિધ વર્ગો. આ વિવિધ સમૂહો કયાં કારણોસર અથવા કયા હેતુઓ માટે ઊભા થાય છે અને તેથી સામાજિક સારીખોટી અસરો કેવી થાય છે તેની ચર્ચા આ વિભાગમાં આવે છે. તેવી જ રીતે સમાજની વિવિધ સંસ્થાઓ ક્યારે અને શા માટે ઊભી થઇ અને આજે તેમનું કેટલું પ્રયોજન છે તે અંગેનો વિચાર આ વિભાગમાં થતો હોય છે. કુટુંબ અને સંયુક્ત કુટુંબનાં ઇષ્ટ–અનિષ્ટ તત્ત્વોનો શાંતિથી વિચાર કરતાં આ સંસ્થાઓની નવરચના જરૂરી છે કે તેમનો નાશ કરવો જરૂરી છે તે સમજવા માટે છે. જ્ઞાતિ-સંસ્થા જો એક અનિષ્ટ જ હોય તો તે હજુ કેમ લગભગ જેવી ને તેવી રીતે ટકી શકી છે અને જ્ઞાતિવાદ અને જાતિવાદ અવારનવાર નવા જુસ્સા સાથે માથું હજુ પણ કેમ ઊંચકી શકે છે તે એક ગંભીર પ્રશ્ન બને છે. લગ્ન-સંસ્થાનું સ્વરૂપ પશ્ચિમના સંપર્કથી ખૂબ બદલાવા લાગ્યું છે–આંતરજ્ઞાતિય, આંતરપ્રાંતીય અને આંતરરાષ્ટ્રીય લગ્નોને એક વર્ગ આવકારતો થયો છે, તો તેથી હિંદના સમાજનું માળખું વધુ દૃઢ બનશે કે સમાજ અસ્તવ્યસ્ત થશે તે પણ એક વિચારપ્રેરક સવાલ બને છે. પશ્ચિમના દેશોમાં છૂટાછેડાએ માઝા મૂકવા માંડી છે અને નર્યાં હાસ્યાસ્પદ કારણોસર છૂટાછેડા લેવામાં કુટુંબો છિન્નભિન્ન થાય છે અને બાળકો જીવતાં માબાપે અનાથ બને છે તે ચિંતાજનક સ્થિતિ આજે ત્યાંના ચિંતકોને મૂંઝવી રહી છે. લગ્નની ભાવના, જવાબદારી, કુટુંબનું શિસ્ત અને જીવનમાં બાંધછોડનું કંઇ પણ મહત્ત્વ ખરું કે પછી સહેજસહેજમાં તડજોડ કરી નાખવાથી જ સમાજ વધુ સુખી થશે તે પણ વિચારવા જેવું છે. જવાબદારી વિનાનો નિર્ભેળ આનંદ કે યોગ્ય બંધનો વિનાની સ્વતંત્રતા સમાજને ખરેખર બચાવી શકશે?

**ગુના–અપરાધ:** જૂના જમાનામાં ગુનેગાર તરફ સામાન્ય રીતે સમાજ ધિક્કાર કે તિરસ્કાર કે ઘૃણાની નજરે જોતો અને એવા અપરાધી તરફ કિન્નાખોરી રાખવામાં જ સમાજ પોતાની સલામતી સમજતો અને ભારે સજાઓ ફટકારવામાં આવતી. જ્યારે આજનો સમાજ એમ વિચારતો થયો છે કે ગુના માટે એકલો ગુનેગાર જવાબદાર નથી, પણ સમાજ પણ તેને તે દિશામાં ધકેલી મૂકવા માટે જવાબદાર છે. ગુનેગારો જન્મતા નથી પણ ગુનેગારો ઘડાય છે. માનવીની યોગ્ય તકો ઝુંટવાઈ જાય ત્યારે તે આંધળિયાં કરી, ન કરવાનું કરી બેસે છે. આ માટે સમાજની ભીંસ અને સામાજિક ચૂસણખોરી ઓછી જવાબદાર નથી. ઉપરાંત સમાજ કયાં મૂલ્યોને મહત્ત્વ આપે છે, કેળવણીનું સ્વરૂપ કેવું છે, ધર્મ અને નીતિ આજની કેળવણીમાં કેટલે અંશે રહ્યાં છે તે પણ આ પ્રશ્નના ઉકેલમાં ઉપયોગી માહિતી પૂરી પાડે છે. દા. ત., અમેરિકામાં શિક્ષણની અપાર સગવડો છતાં કમનસીબે ત્યાં શાળામાં ભણતા વિદ્યાર્થીઓમાં પણ ગંભીર અપરાધવૃત્તિ જોર પકડતી દેખાઈ છે. શાળાએ જતી ઉંમરના છોકરા મોટરોની ચોરી, લૂંટફાટ, સ્ત્રીઓ પરના અત્યાચારો વગેરે પ્રકારના ગંભીર ગુનાઓમાં મોટી સંખ્યામાં સંડોવાએલા દેખાય છે. આમ શાથી? કુટુંબજીવન છિન્નભિન્ન થયું છે અને બાળકોની જરૂરી માવજત થતી નથી કે ધ્યાનપૂર્વક ઉછેર થતો નથી તેથી આમ બને છે કે અશ્લિલ તેમજ લૂંટફાટનાં તેમજ સનસનાટીભર્યાં ચિત્રોના ધૂમ પ્રચારનું આ પરિણામ છે તે ત્યાંના સામાજિક કાર્યકરો માટે ચિંતાજનક સવાલ બન્યો છે.

**ધર્મ-નીતિ:** આવાં મૂલ્યો આજે કંઈક વિસારે પડતાં દેખાય છે. માનવી વધુ ને વધુ ભૌતિકવાદ તરફ ઢળતો જાય છે અને જીવનની નાજુક, અમૂર્ત બાજુ તે ભૂલતો જાય છે. પરિણામે જીવનમાંથી જવાબદારી અને ફરજની ભાવના તથા બીજી ઉદાર વૃત્તિઓ ગૌણ બનતી જાય છે. માણસને માણસ માટે મમતા રહેતી નથી. સૌ પોતપોતાના ભૌતિક સુખની શોધમાં તંગ જીવન જીવે છે અને જીવનની ઘણીખરી શક્તિ આમ ને આમ ખર્ચાઈ જાય છે અને જીવનનો અંત હેતુશૂન્ય કે ધ્યેય વિનાનો લાગતાં આઘાત સાથે માનવી જીવન સમેટે છે.

ઉપરની વિવિધ બાબતો ઉપરાંત સમાજશાસ્ત્રમાં બીજું ઘણું વિચારાય છે. વિવિધ જાતિઓ અને તેમાંથી વિકૃતિ રૂપે જન્મેલો જાતિવાદ (Racialism) અને તેનાં વ્યાપક પરિણામો, સંસ્કૃતિનું સ્વરૂપ અને મહત્ત્વ, પછાત જાતિઓ અને વર્ગોના ઉત્કર્ષનો સવાલ, સમાજને પડકારતાં અનેક પરિબળો, ભારતીય સમાજની વિવિધ સમસ્યાઓ, સ્ત્રીઓનું સમાજમાં સ્થાન અને તેમાં પડતો ફેર, સ્ત્રીઓ અને વ્યવસાય, આધુનિક રાજકારણની સામાજિક અસરો, મૂડીવાદ અને સમાજવાદની તુલના, સમાજવાદ અંગેનો આપણો આધુનિક ખ્યાલ આપણી કલ્પનાનું કલ્યાણરાજ્ય શક્ય બનાવી શકશે કે કેમ વગેરે અનેક બાબતોને સમાજશાસ્ત્ર સ્પર્શે છે.

આ લેખની મર્યાદામાં બધી વિગતોમાં ઊતરવું અશક્ય છે. અહીં તો માત્ર વિષયના હાર્દ તરફ અંગુલિ-નિર્દેશ કર્યો છે અને આ વિષયની અભ્યાસમાં પસંદગી કરવા પૂરતી ઓળખાણ આપી છે.

*

# માનસિક શક્તિઓનું માપન

કૃષ્ણકાન્ત ગોપાળજી દેસાઈ

[આચાર્ય, એ. જી. ટીચર્સ કૉલેજ, અમદાવાદ]

**મનની** અનેક શક્તિઓ છે. એ શક્તિઓ મનુષ્યને જુદાજુદા કામમાં આવે છે. મનની એક સાર્વત્રિક શક્તિને બુદ્ધિ કહેવામાં આવે છે. બુદ્ધિની વ્યાખ્યા વિશે મનોવિજ્ઞાનીઓમાં હજુ એકમત પ્રવર્તતો નથી; છતાં ઘણે અંશે મનોવિજ્ઞાનીઓ બુદ્ધિને મનુષ્યનાં લગભગ બધાં બૌદ્ધિક કાર્યોમાં પ્રવર્તતી શક્તિ તરીકે સ્વીકારે છે. દાખલા તરીકે, એક માણસ ગણિતના કૂટ પ્રશ્નો હલ કરતો હોય તો તેમાં, ઘડિયાળ બગડી ગયું હોય તો તેની ખામી શોધી કાઢવામાં, અષ્ટ ગ્રહોની યુતિ વિશે ફેલાયેલી માન્યતાઓમાં તથ્ય શોધવા પ્રયત્ન કરતો હોય તો તેમાં, એમ અનેક પ્રકારનાં બૌદ્ધિક કાર્યોમાં બુદ્ધિનો ઉપયોગ કરે છે. જે માણસ આવાં કાર્યો કુશળતાપૂર્વક કરે તેની બુદ્ધિ ઊંચી કક્ષાની છે એમ કહીએ છીએ અને જે માણસ આવાં કાર્યોમાં મંદ જણાય તેની બુદ્ધિ નીચી કક્ષાની છે એમ કહીએ છીએ.

બુદ્ધિની કક્ષા માપવા અનેક પ્રયોગો થયા છે. પદ્ધતિસર બુદ્ધિમાપનનું કામ પ્રથમ ફ્રાન્સના બીને અને સાયમને કર્યું. તેમણે એવી કસોટીઓ બનાવી કે જે બાળકોને આપવાથી તેમની બુદ્ધિકક્ષા શોધી શકાય છે. તેમણે જુદીજુદી વયનાં બાળકો માટે જુદીજુદી કસોટીઓ બનાવી, જેથી જેટલી કસોટીઓનો એક બાળક સાચા જવાબ આપે તેના ઉપરથી તેની માનસિક વય શોધી શકાય છે. માનસિક વયના બાળકની સામયિક વય સાથે ગુણોત્તર શોધવાથી બુદ્ધિકક્ષા નક્કી કરી શકાય છે. એ માટે માનસિક વય/સામયિક વય ×૧૦૦ = બુદ્ધિમાનાંક એમ એક બુદ્ધિકક્ષા બતાવવાનો ઉપાય સ્ટર્ને બતાવ્યો છે. સામાન્ય બુદ્ધિવાળા માણસનો બુદ્ધિમાનાંક લગભગ ૯૦થી ૧૧૦ હોય. આ કક્ષામાં સામાન્ય વસતિનો લગભગ ૪૫ ટકા ભાગ સમાઈ જાય છે. ૧૧૦થી ઊંચા બુદ્ધિમાનાંક-વાળા અધિકબુદ્ધિ ગણાય અને ૯૦થી ઓછા બુદ્ધિમાનાંક-વાળા ન્યૂનબુદ્ધિ ગણાય.

બુદ્ધિ માપવા માટે વ્યક્તિગત અને સામૂહિક એમ બે પ્રકારની કસોટીઓ વપરાય છે. 'વ્યક્તિગત' કસોટીઓ એક વ્યક્તિને જ એક સમયે આપી શકાય છે, જ્યારે

સામૂહિક કસોટીઓ અનેક વ્યક્તિઓને એકસાથે આપી શકાય છે. વ્યક્તિગત કસોટીઓમાં બીનેસાયમનની કસોટીઓ તથા વૅકસલરની કસોટીઓ પ્રમુખ છે. બંને કસોટીઓમાં અમુક અંશે ભાષાનો ઉપયોગ થાય છે અને અમુક અંશે કંઈક હાથનું કાર્ય કરવાનું હોય છે. ભાષાનો ઉપયોગ ન કરી શકનાર બહેરાંમૂંગાં બાળકો માટે કૃતિ-કસોટીઓ પણ તૈયાર થઈ છે. એક એવી કૃતિકસોટીમાં લાકડાના પાટિયામાં કરેલ જુદાજુદા આકારનાં કાણાંઓમાં તેમને અનુરૂપ લાકડાના ટુકડા ઝડપથી ગોઠવવાના હોય છે. એક કસોટીમાં માણસના શરીરની આકૃતિને નાના નાના ટુકડાઓમાં વિભાજિત કરેલી હોય છે અને ઝડપથી બાળકો બધા ટુકડા યોગ્ય રીતે ગોઠવી મનુષ્યાકૃતિ તૈયાર કરવાની હોય છે.

સામૂહિક કસોટીઓ પણ બે પ્રકારની હોય છે: જેમાં ભાષાનો ઉપયોગ થાય છે તે કસોટીઓને ભાષાકીય કસોટીઓ કહેવામાં આવે છે, અને જે કસોટીઓમાં ચિત્રોનો જ માત્ર ઉપયોગ થાય છે તેમને બિનભાષાકીય કસોટીઓ કહેવામાં આવે છે. આવી કસોટીઓ સર્વપ્રથમ અમેરિકામાં પ્રથમ વિશ્વયુદ્ધ સમયે લશ્કરમાં યોગ્ય બુદ્ધિવાળા સૈનિકોની ભરતી કરવા માટે વપરાઈ હતી. સામૂહિક બુદ્ધિકસોટીઓ એકસાથે અનેક વિદ્યાર્થીઓને આપી શકાતી હોઇ શાળા-કૉલેજોમાં મોટા પ્રમાણમાં વપરાય છે.

બુદ્ધિ ઉપરાંત મનુષ્યમાં અનેક પ્રકારની વિશિષ્ટ શક્તિઓ હોય છે. ભાષાનો ઉપયોગ કરવામાં કેટલાક માણસોને વધુ અનુકૂળતા જોવા મળે છે. આવા માણસો પાસે ભાષાશક્તિ વધુ છે એમ કહી શકાય. કેટલાક માણસો આંકડા સાથે સરળતાથી કામ કરી શકે છે. તેમનામાં અંકશક્તિ વધુ છે એમ કહી શકાય. કેટલાક માણસોમાં યંત્રો સાથે કામ કરવાની આવડત વધુ હોય છે. તેમનામાં યાંત્રિક શક્તિ વધુ છે એમ કહી શકાય. આ પ્રમાણે મનોવિજ્ઞાનીઓએ બીજી ઘણી વિશિષ્ટ શક્તિઓ ઓળખી છે, જેમાંની મુખ્ય છે: અવકાશીય શક્તિ, હસ્તકૌશલ્ય, અંગુલિકૌશલ્ય, શારીરિક ચાપલ્ય, ચિત્રશક્તિ અને સંગીતશક્તિ.

વિશિષ્ટ શક્તિઓનાં માપ પણ બુદ્ધિનું માપ કાઢવાની કસોટીઓ જેવી ખાસ તૈયાર કરેલી કસોટીઓથી શોધી શકાય છે. માણસને અમુક ધંધામાં સફળતા પ્રાપ્ત કરવા માટે બુદ્ધિ ઉપરાંત આ વિશિષ્ટ શક્તિઓ પણ ખૂબ ઉપયોગી છે. આથી વિશિષ્ટ શક્તિઓ માપવાની કસોટીઓ ધંધાકીય માર્ગદર્શન માટે ઘણી મહત્ત્વની છે.

મનુષ્યના રસો અથવા અભિરુચિઓ પણ તેના વ્યક્તિત્વને ઘડવામાં ખૂબ મહત્ત્વનો ભાગ ભજવે છે. રસ અથવા અભિરુચિ કંઈક અંશે મનુષ્યના નૈસર્ગિક ભાથા ઉપર અવલંબે છે, છતાં મોટે ભાગે આસપાસના વાતાવરણની અસરથી તેમાં ઘણો ફેરફાર થાય છે. દાખલા તરીકે, શારીરિક રીતે નબળો વિદ્યાર્થી પણ બીજાઓને જોઇને ક્રિકેટ જેવી રમત નિહાળવા તથા તેના અંગે માહિતી મેળવવામાં ખૂબ રસ લઈ શકે છે. સારું સંગીત ન ઉત્પન્ન કરી શકનાર વ્યક્તિ પણ સંગીતના જલસામાં ઉત્સાહપૂર્વક જાય છે. આવી રીતે રસો કેળવી શકાય છે. રસોની કક્ષા માપવા માટે પણ કસોટીઓ તથા પ્રશ્નાવલિઓ તૈયાર થઈ છે. વિશિષ્ટ શક્તિ અને રસ વચ્ચે ઘણો સંબંધ જોવામાં આવે છે, જેમ કે સારું સંગીત ઉત્પન્ન કરી શકનાર વ્યક્તિ સંગીતમાં રસ પણ સારા પ્રમાણમાં ધરાવતી હોય છે. રસ માણસને ધંધામાં સફળતા પ્રાપ્ત કરાવવામાં ખૂબ મહત્ત્વ ધરાવે છે. જો રસ હોય તો વ્યક્તિ અઘરી વસ્તુઓ પણ શીખી લે છે અને તે દિશામાં આગળ વધે છે.

રસ કેળવી શકાતા હોવા છતાં મનુષ્યના રસો અઢાર વર્ષની ઉંમર થતાં સુધીમાં બંધાઈ જાય છે અને પચીસ વર્ષની ઉંમર પછી તો ભાગ્યે જ બદલાય છે. આથી શાળા-કૉલેજોમાં વિદ્યાર્થીઓના રસનાં માપ શોધ્યાં હોય તો તે તેને ભવિષ્યની કારકિર્દી પસંદ કરવામાં બહુ ઉપયોગી થાય. ધંધાકીય રસોમાં મનોવિજ્ઞાનીઓ મુખ્યત્વે આટલાં ક્ષેત્રો ગણાવે છે—વૈજ્ઞાનિક રસો, સમાજ-કલ્યાણ માટેના રસો, સાહિત્યિક રસો, સ્થૂળ વસ્તુઓ સાથે કામ કરવાના રસો, વેપારી રસો, કળાના રસો અને સંગીતના રસો. રસમાપન માટેની સ્ટ્રૉંગની પ્રશ્નાવલિ અમેરિકા તથા અન્ય દેશોમાં ખૂબ લોકપ્રિય થઈ છે.

વ્યક્તિત્વનાં વિવિધ પાસાં પણ મનુષ્યના જીવનમાં બહુ મહત્ત્વનાં છે. કેટલાક માણસો ખંતપૂર્વક કામ કરે છે, જ્યારે કેટલાક આળસ અથવા કંટાળા સાથે કરે છે. કેટલાક માણસોને કામ સોંપ્યા પછી તેમના ઉપર આપણે

પૂરો વિશ્વાસ રાખી શકીએ છીએ, જ્યારે કેટલાક માણસો ઉપર વિશ્વાસ રાખી શકાતો નથી. કેટલાક માણસો જરા-જરામાં નિરુત્સાહ થઈ જાય છે, જ્યારે કેટલાક હમેશાં હિંમતપૂર્વક કામ કરે છે. કેટલાક વિનોદી સ્વભાવના હોય છે તો કેટલાક ચીડિયા સ્વભાવના હોય છે. આ રીતે વ્યક્તિત્વના વિવિધ અંશો માણસને સમાજમાં તેનું સ્થાન અપાવે છે. વ્યક્તિત્વના આ વિવિધ અંશોને માપવા અથવા પારખવા માટેની પણ કેટલીક કસોટીઓ તૈયાર થઈ છે. આમાંની કેટલીક પ્રશ્નાવલિના રૂપમાં હોય છે, તો કેટલીક આડકતરી રીતે માણસના મનમાં શું ચાલે છે તેને બહાર લાવે છે. આ બીજા પ્રકારની કસોટીઓને પ્રક્ષેપન કસોટીઓ કહેવામાં આવે છે. રૉરશા નામના સ્વીસ મનોવિજ્ઞાનીએ શાહીના ડાઘામાં માણસ જે જુદી-જુદી આકૃતિઓનું દર્શન કરે છે તેનું પૃથક્કરણ કરી તેના મનમાં ચાલતી પ્રક્રિયાઓ શોધી કાઢવાની પ્રક્ષેપન કસોટી તૈયાર કરી હતી. આ આકૃતિઓના દર્શનમાં માણસ પોતાની માનસિક સ્થિતિનું પ્રક્ષેપન કરે છે.

માનસિક કસોટીઓ હાલ બહુ મોટા પ્રમાણમાં ઇંગ્લૅન્ડ અમેરિકા જેવા દેશોમાં તૈયાર થઈ છે તથા વપરાય છે. આ કસોટીઓને પ્રમાણિત કર્યા પછી જ વાપરી શકાય છે. કસોટીઓને પ્રમાણિત કરવાનું કામ ઘણું અઘરું અને લાંબા સમયનું હોય છે. તેમાં આંકડાશાસ્ત્રનો બહોળો ઉપયોગ થાય છે. હાલ ભારતમાં પણ અનેક પ્રકારની માનસિક કસોટીઓ પ્રમાણિત થાય છે. સામાન્ય રીતે જે વસતિ ઉપર અમુક કસોટી પ્રમાણિત કરી હોય તે વસતિ માટે જ તે સાચાં પરિણામ આપે છે. આથી ઇંગ્લૅન્ડ અમેરિકાનાં બાળકો ઉપર પ્રમાણિત કરેલી કસોટીઓ ભારતમાં સીધેસીધી વાપરવી ન જોઇએ. એમ કરવાથી ઘણુંખરું નીચાં અને ખોટાં પરિણામો મળે છે. ભારતમાં વાપરવા માટે ભારતીય વાતાવરણને ધ્યાનમાં લઇને તેને અનુરૂપ કસોટીઓ તૈયાર કરી ભારતીય જનતા ઉપર તેમને પ્રમાણિત કરવી જોઇએ. વળી આખું ભારત કંઈ એક જ પ્રકારની વસતિ ધરાવતું નથી. આથી ભારતના વિવિધ ભાગો માટે પણ એક જ કસોટી કામમાં ન આવે. એ માટે ભાષાવાર તથા પ્રદેશવાર જુદી-જુદી કસોટીઓ તૈયાર કરી તે પ્રદેશમાં પ્રમાણિત કરવી જોઇએ.

માનસિક કસોટીઓની મર્યાદાઓ પણ સમજીને જ તેમનો ઉપયોગ કરવો જોઇએ. માનસિક કસોટીઓ ફૂટ-પટ્ટી, કાટલાં કે થર્મોમીટર જેટલી ચોક્કસ હોતી નથી. આથી તેનાં પરિણામો સંપૂર્ણ સાચાં માની શકાતાં નથી. ખાસ કરીને નીચું પરિણામ આવે ત્યારે તે સ્વીકારતાં પહેલાં બીજી કસોટીઓ વડે તેની સત્યતા પારખી લેવી જોઇએ. વળી કોઈ વ્યક્તિને કસોટી આપ્યા પછી તેનું પરિણામ તેને કહેવું ન જોઈએ; કેમ કે તેથી તે વ્યક્તિ જો કાચી હોય તો તેના મન ઉપર તેની વિપરિત અસર થશે. કસોટીઓ આપનાર વ્યક્તિ પાસે પૂરી તાલીમ અને અનુભવ હોવાં જોઈએ; નહિ તો કંઇને બદલે કંઈ પરિણામ આવવા સંભવ રહે છે. ખાસ કરીને રૉરશા જેવી પ્રક્ષેપન કસોટી સામાન્ય તાલીમવાળી વ્યક્તિએ કદી આપવી ન જોઇએ. એ માટે વ્યક્તિત્વનો સારો એવો અભ્યાસ તથા કસોટીનું મૂલ્યાંકન કરવાનો લાંબો અનુભવ જરૂરી છે. સમજ્યા વિના આપેલી કસોટીઓ વ્યક્તિને લાભને બદલે નુકસાન કરે છે. આથી માનસિક કસોટી આપનાર વ્યક્તિની તાલીમ અને અનુભવની ખાતરી કર્યા પછી જ તેની પાસેથી કસોટીઓ લેવી જોઇએ.

માનસિક કસોટીઓ વિદ્યાર્થીને શૈક્ષણિક તથા ધંધાકીય માર્ગદર્શનમાં ખૂબ ઉપયોગી હોઈ વિવિધ પ્રકારની કસોટીઓ ગુજરાતી ભાષામાં પણ તૈયાર થવી જરૂરી છે. કેટલીક કૉલેજો એ માટે સારો પ્રયત્ન કરી રહી છે અને થોડાં વર્ષોમાં ગુજરાતી ભાષામાં પ્રમાણભૂત અને ઉપયોગી કસોટીઓ મળતી થઈ જશે. એ માટે યુનિવર્સિટીઓમાં આ ક્ષેત્રના અભ્યાસક્રમો અને સંશોધનોને યોગ્ય ઉત્તેજન મળવાની જરૂર છે. કસોટીઓ તૈયાર કરવામાં ખર્ચ અને સમય બહુ જોઇએ છે, એથી આર્થિક સહાય પણ મળવી જરૂરી છે.

*

# વિચાર • વાચન • નવનીત

## વિચાર

'પૃથ્વી ઉપર ક્યાંક એક એવું સ્થળ હોવું જોઈએ કે જેના ઉપર કોઈ પણ રાષ્ટ્ર પોતાની માલિકીનો દાવો ન કરે. એવા સ્થાનમાં જગતના સર્વે શુભ ભાવનાવાળા, સાચી અભીપ્સાવાળા માણસો જગતના નાગરિક તરીકે મુક્ત રીતે રહે. પોતાના ઉપર તેઓ માત્ર એક જ સત્તાની આણ સ્વીકારે, અને એ સત્તા તે પરમ સત્યની જ સત્તા હોય. એ એક શાંતિનું સ્થળ હશે, સુમેળ અને સંવાદનું સ્થળ હશે. માણસમાં રહેલી સર્વ લડાયક વૃત્તિઓનો ઉપયોગ ત્યાં માણસનાં દુઃખો અને આપત્તિઓને જીતવા માટે, માનવની પોતાની દુર્બળતા અને અજ્ઞાનને જીતવા માટે, માનવની મર્યાદાઓ અને અશક્તિઓ પર વિજય મેળવવાને માટે જ કરવામાં આવશે. એ સ્થળે માનવની ઇચ્છાઓ અને કામનાઓના સંતોષ, સ્થૂલ આનંદોપભોગો અને આમોદપ્રમોદ એ વસ્તુઓને નહિ પણ આત્માની જરૂરિયાતોને, પ્રગતિ માટેની આતુરતાને પ્રથમ સ્થાન આપવામાં આવશે. આ સ્થળમાં બાળકો પોતાના આત્મા સાથેનો સંબંધ ગુમાવ્યા વિના મોટાં થતાં રહેશે અને એક સર્વાંગ એવો વિકાસ પામતાં રહેશે. ત્યાં કેળવણી પરીક્ષાઓ પસાર કરવા માટે તેમજ પ્રમાણપત્રો અને નોકરીઓ મેળવવા માટે નહિ પરંતુ માણસની અત્યારની શક્તિઓને વધુ સમૃદ્ધ કરવા માટે, તેનામાંની નવી શક્તિઓને બહાર લાવવા માટે અપાતી રહેશે. આ જગામાં ઈલ્કાબો અને હોદ્દાઓને બદલે માણસોને સેવા અને સંગઠન કરવાની તકો મેળવી આપવામાં આવશે. દરેક વ્યક્તિને તેના શરીરની જરૂરિયાતો એકસરખી રીતે પૂરી પાડવામાં આવશે. એ સ્થળે જેમની પાસે વધુ ઉચ્ચ પ્રકારની બૌદ્ધિક, નૈતિક અને આધ્યાત્મિક શક્તિઓ હશે તેઓ એ શક્તિઓનો ઉપયોગ જીવનમાં વધુ આનંદો અને સત્તા મેળવવા માટે નહિ કરે, પણ તેવા લોકો પોતાના ઉપર વધુ મોટી ફરજો અને વધુ જવાબદારીઓ ધારણ કરશે. એ સ્થળે કળાનું સૌન્દર્ય, તેનાં ચિત્ર, શિલ્પ, સંગીત, સાહિત્ય આદિ સર્વ પ્રકારનાં રૂપોમાં સૌ કોઈને એક સમાન રીતે સુલભ બનશે. દરેક વ્યક્તિને આ કળાઓમાંથી મળતો આનંદ માણવાની તક રહેશે. એ આનંદ માણવામાં જો કોઈ મર્યાદા હશે તો તે માણસની પોતાની શક્તિની જ મર્યાદા હશે, માણસ પોતાની સામાજિક કે આર્થિક સ્થિતિને કારણે કળાના આનંદથી વંચિત નહિ રહે. કારણ કે આ આદર્શ સ્થાનમાં પૈસાનું સ્થાન સર્વોપરી નહિ હોય. માણસની પાસેની સ્થૂલ સંપત્તિ કે સામાજિક દરજ્જા કરતાં તેનું પોતાનું જે વ્યક્તિત્વ હશે તેને અહીં વધુ મહત્ત્વનું ગણવામાં આવશે. આ સ્થળે માણસો કામ કરશે તે જીવનનિર્વાહ મેળવવા માટે નહિ પણ પોતાની જાતને વ્યક્ત કરવા માટે કરશે, પોતાની શક્તિઓને તથા શક્યતાઓને ખીલવવા માટે કરશે, અને સાથે સાથે કામ દ્વારા તેઓ આખા યે સમૂહની સેવા પણ કરતા રહેશે. એ કામના બદલામાં સમૂહ દરેક વ્યક્તિને તેના નિર્વાહનાં સાધનો પૂરાં પાડશે, તેને કામ કરવા માટેનું ક્ષેત્ર પૂરું પાડશે. અર્થાત્ એ સ્થળે માનવના સંબંધોના પાયામાં સામાન્ય રીતે જે હરીફાઈ અને સંઘર્ષના તત્ત્વો રહેલાં હોય છે તે ચાલી જઈને સહકારવૃત્તિ, વધુ સારું કાર્ય કરવાની વૃત્તિ કામ કરશે. બધા સંબંધો સાચા ભ્રાતૃત્વના સંબંધો બની રહેશે.

બેશક, પૃથ્વી હજી આવા આદર્શને સિદ્ધ કરી શકવા જેટલી તૈયાર નથી, કારણ કે માનવજાતિ પાસે હજી આ આદર્શને સમજવા તથા સ્વીકારવા માટેનું જરૂરી જ્ઞાન નથી, તેમ જ એ આદર્શને અમલમાં મૂકવા માટે જોઈતી સજ્ઞાન શક્તિ પણ નથી, અને માટે જ આને હું એક સ્વપ્ન તરીકે વર્ણવું છું.'

**શ્રી માતાજી**

['દક્ષિણા' નવેમ્બર ૧૯૫૪, પુ. ૮, અંક-૨; પૃ૪-૧૨૫]

# વાચન

**કેળવણી : દર્શન અને સિદ્ધાંત** લેખિકા–પદ્મા ફડિયા, પ્રકાશક–લિટરેચર સેન્ટર, અમદાવાદ. કિંમત રૂ. ૬–૦૦. (પૃષ્ઠ સંખ્યા ૨૭૨)

પુસ્તકનાં લેખિકા શ્રીમતી પદ્માબેન ફડિયાનું નામ હવે ગુજરાતી વાચકોને સુપરિચિત છે. તેઓ આ વિષયનાં અધ્યાપિકા છે અને કેળવણીમાં એમણે પોતાના "અનુભવોનો નિચોડ" આપ્યો છે.

લેખિકાબેને પુસ્તકનું નામ આપવામાં બહુ વિવેક બતાવ્યો છે એમણે "કેળવણી: દર્શન" એવું ટૂંકુ નામ આપવાને બદલે "કેળવણી: દર્શન અને સિદ્ધાંત" એવું લાંબુ નામ આપ્યું છે એ તદ્દન યોગ્ય છે. "દર્શન" શબ્દ જરા ભારે અને થોડો ગૂઢ પણ છે. સામાન્ય માણસ એ શબ્દથી ગૂંચવણમાં પડવાનો સંભવ વધારે; વિષય સમજે એવો સંભવ ઓછો. "દર્શન" એટલે system of philosophy. દર્શન અથવા તત્ત્વજ્ઞાનનો વિષય, અંતિમ સત્યનું જ્ઞાન છે. આ પરિવર્તનશીલ છતાં નિયમબદ્ધ વિશ્વમાં આખરી સત્ય શું છે એ જાણવાનું કુતૂહલ વિકસિત કક્ષાના માનવીને સ્વાભાવિક છે. વિશેષે કરીને આ અનંત વિશ્વમાં માનવીનું સ્થાન શું છે? માનવી-જીવનનો અંતિમ હેતુ શો છે? માનવી-જીવનનાં મૂલ્યો કયાં છે? માનવનું સાચું સ્વરૂપ શું છે? મનુષ્યનો બાહ્ય સૃષ્ટિ સાથે શો સંબંધ છે? આ અને આના જેવા અનેક પ્રશ્નો તત્ત્વજ્ઞાન ઉપસ્થિત કરે છે અને એમના જવાબ આપવાનો પ્રયત્ન કરે છે. અને મનુષ્યની બુદ્ધિમાં વિશ્વને અને વિશ્વના અંતિમ સત્યને સમજવાની શક્તિ છે કે પછી એની મર્યાદિત બુદ્ધિ અમર્યાદ વિશ્વને સમજવાનાં ફોગટ ફાંફાં મારે છે? એ સવાલ પણ તત્ત્વજ્ઞાનના અભ્યાસક્ષેત્રમાં આવે છે.

કેળવણીમાં લેખિકાએ યોગ્ય રીતે બતાવ્યું છે કે તત્ત્વજ્ઞાનની અસર કેળવણીના વિચારો ઉપર અવશ્યમેવ પડે છે. માણસના તત્ત્વજ્ઞાનની અસર જીવનના દરેક ક્ષેત્ર ઉપર પડે છે; કેળવણી જેવા જીવનવ્યાપી ક્ષેત્ર ઉપર પડે તેમાં આશ્ચર્ય નથી. દા. ત., પ્રકૃતિવાદ (Naturalism)માં માનનારા લોકો બાળકની સહજ વૃત્તિઓને વધુ મહત્ત્વ આપશે અને એની સહજ વૃત્તિઓનો અવરોધ કર્યા વગર બાળકનો વિકાસ કરવા દેવો જોઈએ એમ પ્રતિપાદન કરશે. અધ્યાત્મવાદ (Idealism) (લેખિકાએ Idealismનું ગુજરાતી આદર્શવાદ એમ કર્યું છે એ અમને સમર્પક લાગતું નથી.)માં માનનારા કેળવણીકારો બાળકના આત્મ-વિકાસને મહત્ત્વ આપશે. અને Self-expression (બાળકની સહજ વૃત્તિઓનો આવિષ્કાર)ને બદલે Self-realization (આત્માના સત્ય સ્વરૂપનો સાક્ષાત્કાર)ને મહત્ત્વ આપશે. એટલે સત્યમ્, શિવમ્, સુન્દરમ્ એ જીવનમૂલ્યો વિદ્યાર્થીના જીવનમાં ઉતારવાનો પ્રયત્ન કરશે. Pragmatism અથવા ઉપયુક્તતાવાદ કોઈ પણ એક જીવનના મૂલ્યને ચોંટી રહેશે નહીં. જે વ્યવહારમાં યશસ્વી થાય તે સારું અને તે સત્ય એવો સગવડિયો ધર્મ આ વાદ સ્વીકારે છે. પણ તદ્દન અંતિમ સત્યનો નિર્ણય થાય ત્યાં સુધી કેળવણીનું કાર્ય થોભી શકે નહીં. દાર્શનિક મતભેદ હોવા છતાં પ્રત્યક્ષ જીવનદૃષ્ટિ આપણે સ્વીકારવી જ પડે છે. જીવનદૃષ્ટિ એટલે જીવનનાં અનેક પાસાં તરફ જોવાની દૃષ્ટિ. આ દૃષ્ટિ પણ કેળવણી પ્રત્યેના વલણ ઉપર ઘેરી અસર કરે છે એ મુદ્દો લેખિકાબેને રાજકીય દૃષ્ટિબિંદુ લઈ સારી પેઠે સમજાવ્યો છે. દા. ત. લોકતંત્રવાદમાં બાળકને સ્વતંત્રતા આપવામાં આવશે. સરમુખત્યારશાહીમાં બાળક શિસ્તનો ગુલામ બનશે.

દાર્શનિક મતભેદો હોવા છતાં બધા કેળવણીકારો એક મુદ્દા ઉપર સહમત છે : બધા સ્વીકારે છે કે કેળવણી બાળકના ઘડતર માટે છે. નૈસર્ગિક બાળકને સંસ્કૃત બાળક કરવાનું કામ કેળવણીનું છે; પણ બાળકનું ઘડતર કેવું કરવાનું છે, બીજા શબ્દોમાં કેળવણીનું લક્ષ્ય શું છે, એ બાબતમાં કેળવણીકારોમાં મતભેદ છે. જ્ઞાન એ લક્ષ્ય છે કે ચારિત્ર્ય એ લક્ષ્ય છે, અર્થ-ઉપાર્જન એ લક્ષ્ય છે, જીવનનાં સનાતન મૂલ્યો સિદ્ધ કરવાં એ લક્ષ્ય છે, કે પડશે તેવા દેવાશે એવી નીતિ રાખી સમય પ્રમાણે નીતિ-નિયમો અને જીવનમૂલ્યોમાં બદલ કરવાની શક્તિ મેળવવી એ લક્ષ્ય છે, એ બાબતમાં સૂક્ષ્મ મતભેદો છે. આ મતભેદો છતાં કેળવણીનું કાર્ય તો ચાલવાનું જ. તેથી આજે કેળવણી તરફ જોવાની દૃષ્ટિ eclectic સર્વસંગ્રહી બની છે. એટલે કેળવણીકાર દરેક દાર્શનિક વિચારમાંથી જે યોગ્ય, પ્રસંગઅનુકૂળ હોય તે સ્વીકારે છે; ન હોય તેનો અસ્વીકાર

કરે છે. છતાં દેશની સંસ્કૃતિ અને પરંપરા અનુસાર અમુક એક 'દર્શન' અથવા 'વાદ' તરફ કેળવણીનો એક ચોખ્ખો દેખાઈ આવે છે. દા. ત., ગાંધીજીના કેળવણીના વિચારોમાં પ્રકૃતિવાદ અને 'આદર્શવાદ'નો સમન્વય દેખાય છે, એમ લેખિકાએ બતાવ્યું છે એ બરાબર છે. જો એમણે બંને વિચારસરણીમાં કોઈ જાતનો વિરોધ નથી, એટલું જ નહીં તો બંનેનો સમન્વય આવશ્યક છે એમ બતાવ્યું હોત તો સારું થાત. આખું વિશ્વ અમુક નિયમો પ્રમાણે ચાલે છે; પ્રકૃતિમાં વ્યવસ્થા (order) છે; એ વ્યવસ્થા શોધી કાઢવાનું કામ વિજ્ઞાનનું છે. કોઈ પણ 'આદર્શવાદી' (Idealist) એ વ્યવસ્થાનો અનાદર કરી શકે નહીં. આદર્શવાદ કેવળ પ્રકૃતિવાદ કરતાં એક ડગલું આગળ જાય છે. આદર્શવાદ બાળકની પ્રકૃતિના નિયમો સમજી એ નિયમો દ્વારા બાળકને જીવનમૂલ્યો તરફ અથવા આત્માના સાચા સ્વરૂપ પ્રત્યે લઈ જવા માંગે છે.

ગાંધીજીની કેળવણીની દૃષ્ટિ આપ્યા પછી લેખિકાબેન થોડાં ચિકિત્સક બન્યાં હોત તો એમના વિવેચનમાં વધુ શાસ્ત્રીયતા આવત. દા. ત., પાયાની કેળવણી દ્વારા જે ઉત્પાદન થાય તેમાંથી શિક્ષકોને પગાર મળવો જોઇએ એ એક જ મુદ્દો લઇએ. અમે શિક્ષકોએ આ મુદ્દો એક વાર ચર્ચ્યો હતો. આ મુદ્દા વિષે ખૂબ વિરોધ પણ જાગેલો. એમાં પણ શોષણનીતિ છે એવી દલીલ પણ કરવામાં આવી હતી. આ મુદ્દાની યોગ્ય છણાવટ લેખિકાબેન કરત તો ઠીક થાત; નહીં તો આપણું આખું કેળવણી-શાસ્ત્ર ઠોકી બેસાડવાના સૂત્રાત્મક સિદ્ધાંતોનું (dogmatic) સ્વરૂપ ધારણ કરશે. દાર્શનિક વિવેચનમાં આ ઠીક નથી.

લેખિકાબેને ૨૭૦ પાનાંના નાના વિસ્તારમાં વિષયના અનેક અંગ-ઉપાંગોની ચર્ચા કરી છે. કેટલેક ઠેકાણે અતિ-સંક્ષેપને લીધે અસ્પષ્ટતા રહી ગઈ છે; ક્વચિત ગૂંચવણ પણ ઊભી થઈ છે. દા. ત. 'એકહથ્થુ રાજ્યસત્તા હોય છે ત્યાં શાળાઓમાં કડક શિસ્તના ખ્યાલો નથી હોતા.' (પાન ૩૬) આ વિધાનથી લેખિકાબેન શું કહેવા માગે છે એ સ્પષ્ટ થતું નથી. છતાં આટલા નાના કદમાં કેળ-વણીનાં અનેક અંગો—જેવાં કે વ્યક્તિત્વ, ચારિત્ર્યનું ઘડતર, વારસો અને પરિસ્થિતિ, અભ્યાસક્રમ વગેરે ચર્ચ્યાં છે એ એમને માટે અવશ્ય ગૌરવાસ્પદ છે.

ગુજરાતીમાં આ વિષય ઉપર આ કક્ષાની ચોપડી લખવામાં પહેલ કરવા માટે અમે શ્રીમતી પદ્માબેનને ધન્યવાદ આપીએ છીએ.

ચોપડીની પૂરી કિંમત આંકવા છતાં જો એના એક અંગની જરા સખત ટીકા કરીએ તો લેખિકાબેન અમારા ઉપર દોષદૃષ્ટિનું આરોપણ નહીં કરે એવી અમને આશા છે. ચોપડીમાં ઉદ્ધૃત કરેલા સંસ્કૃત શ્લોકોની બાબતમાં અત્યંત બેદરકારી દેખાય છે. અન્ય રીતે સરસ એવી આ ચોપડીમાં આ મોટી ઊણપ રહી જાય છે. દા. ત. પ્રસ્તાવના-ના પાન ૧૬ ઊપર જુઓ. યોગ્ય ગ્રંથ પોતાની યોગ્યતા પૂરેપૂરી પ્રગટ કરે એ શુભાશયથી આ ટીકા કરી છે.

*

# નવનીત

## બ્રિટનની પબ્લિક સ્કૂલ

પબ્લિક સ્કૂલની ચોક્કસ વ્યાખ્યા આપવાનું શક્ય નથી. સામાન્ય રીતે વિદ્યાર્થીઓની વિશિષ્ટ પ્રતિષ્ઠા પ્રાપ્ત કરનાર અને ફરજિયાત વસવાટયુક્ત ૧૦૦ જેટલી શાળાઓ પબ્લિક સ્કૂલ તરીકે ઓળખાય છે. આ શાળાઓ સરકારનો બિલકુલ અંકુશ ન હોવા છતાં તેના સંચાલન પાછળ ખાનગી નફો કરવાની વૃત્તિ હોતી નથી. આ શાળાઓનું રૉયલ સોસાયટી, વિશ્વવિદ્યાલયો, વિદ્વદ્દ સંસ્થાઓ જેવાં પ્રતિષ્ઠિત મંડળો જ સંચાલન કરે છે અને આ મંડળોના નામાંકિત સભ્યો તે માટે પોતાનાં સમય તથા શક્તિનો સંપૂર્ણ ભોગ આપે છે.

'પબ્લિક સ્કૂલ' એ નામ મૂંઝવણ ઉત્પન્ન કરે છે. સરકારી અંકુશથી તદ્દન મુક્ત અને ખાનગી પ્રજાજનોનાં સંતાનો દ્વારા ભરવામાં આવતી ફી પર જ નિર્ભર એવી શાળાને 'પબ્લિક સ્કૂલ' તરીકે શી રીતે જ ઓળખાવી

શકાય? વાસ્તવમાં ૧૮મી સદીમાં અમીર ઉમરાવો પોતાનાં બાળકોને ખાનગી શિક્ષક દ્વારા ઘરમાં જ શિક્ષણ આપતા, તેથી કરીને દેશની જાહેર શાળાઓ—સવિશેષ કેટલીક ગ્રામર શાળાઓ—પબ્લિક સ્કૂલ તરીકે ઓળખાવા લાગી હતી અને ઈટન, વિન્ચેસ્ટર, રુગ્બી વગેરે જેવી શાળાઓને અત્યન્ત ગૌરવવન્તું તથા વિશિષ્ટ સ્થાન પ્રાપ્ત થયું હતું. સાથેસાથે ઉપરોક્ત ગ્રામર શાળાઓને પણ તેવું જ સ્થાન પ્રાપ્ત થવા માંડતાં વધારે ને વધારે માબાપોએ પોતાનાં બાળકોને તે શાળાઓમાં મોકલવાનું શરૂ કર્યું હતું.

રુગ્બી શાળાના પુણ્યશ્લોક હેડમાસ્તર ટૉમસ આર્નોલ્ડે સન ૧૮૨૮થી ૧૮૪૨ સુધીમાં આધુનિક સ્વરૂપની પબ્લિક શાળાઓની ખાસિયતો વિકસાવવાનું શરૂ કર્યું હતું. તેમણે ઉપલા વર્ગોના વિદ્યાર્થીઓને શાળામાં શિસ્તને લગતી ઠીકઠીક જવાબદારી સોંપવાનું શરૂ કરીને તેમના ચારિત્ર્ય-ઘડતર તેમજ અનુભવ-પ્રાપ્તિ પર પુષ્કળ ભાર મૂકવા માંડ્યો હતો. પરિણામે રુગ્બી શાળાનાં નવાં ધોરણો મુજબ ટૂંક સમયમાં દેશભરમાં સંખ્યાબંધ શાળાઓ અસ્તિત્વમાં આવી હતી. બ્રિટનની અર્ધી જેટલી પબ્લિક સ્કૂલો ભાગ્યે એક સદી કરતાં વધારે જૂની છે.

સન ૧૯૪૪ના શિક્ષણ-કાયદાને પરિણામે દેશભરની શાળાઓને વિપુલ પ્રમાણમાં સરકારી ગ્રાન્ટો મળવાનું શરૂ થતાં ફીની પ્રથા રદ થવા છતાં પણ પબ્લિક શાળાઓએ તો અગાઉની જેમ જ ફી લેવાનું ચાલુ રાખ્યું છે અને સરકારના અંકુશથી સદંતર મુક્ત રહી છે. આ શાળાઓ એક પેન્સ જેટલી પણ સરકારી ગ્રાન્ટ લેતી નથી.

પબ્લિક સ્કૂલોમાં ફરજિયાત વસવાટની પદ્ધતિ હોવાથી તે પ્રકારના સામાજિક જીવનને લીધે વિદ્યાર્થીઓના ચારિત્ર્યનું ઉત્કૃષ્ટ રીતે ઘડતર કરી શકાય છે.

દેશભરમાં મૂળગત આર્થિક તથા સામાજિક ફેરફારો થઈ રહ્યા હોવાથી અલગ અસ્તિત્વ જાળવી રાખતી પબ્લિક સ્કૂલો પણ ટીકાનું લક્ષ્ય બને તેમાં શી નવાઇ? પરંતુ વાસ્તવિક હકીકત એ છે કે પબ્લિક સ્કૂલો સરકારી અંકુશથી સંપૂર્ણ મુક્ત રહેવા ઇચ્છતી હોવાથી સરકારી નાણાંમાંથી ફી મેળવતા વિદ્યાર્થીઓને દાખલ કરવા ઇચ્છતી નથી. પબ્લિક સ્કૂલોનું ફીનું પ્રમાણ વાર્ષિક પાઉન્ડ ૩૫૦થી ૫૦૦ જેટલું હોવાથી સામાન્ય સ્થિતિનાં માબાપોનાં બાળકો માટે સરકારી નાણાંકીય સહાય વિના તેમાં પ્રવેશ મેળવવાનું તદ્દન અશક્ય હોય છે. જ્યારે આ પ્રકારના વિદ્યાર્થીઓને દાખલ કરવામાં આવતાં સાથેસાથે સરકારી અંકુશ પણ આવવાનો જ. પરંતુ તેમ છતાં અંતે તો પબ્લિક સ્કૂલોને પણ વિદ્યાર્થીઓ વચ્ચેના આ પ્રકારના વર્ગભેદનું તીવ્ર ભાન થવા માંડ્યું હોવાથી લાંબે ગાળે ફેરફાર અનિવાર્ય બની રહે છે.

[ઈટન કૉલેજના હેડમાસ્તર મિ. બિર્લી લિખિત આ લેખ 'બ્રિટિશ ઈન્ફર્મેશન સર્વિસીઝ' પ્રકાશિત સમાચાર-માહિતીપત્રના જાન્યુઆરી, ૧૯૬૨ના અંકમાંથી સાભાર ઉતાર્યો છે.]

*

# સામાન્ય જ્ઞાન

## પ્રશ્નો

**૧**

ભારતમાંની નહેર અને વીજળી યોજનાઓમાંની કોઈ પણ નવનાં નામ આપો.

**૨**

નીચેના ભારતીય ગ્રંથોનો સમય જણાવો:
ઋગ્વેદ, બૃહદારણ્યક ઉપનિષદ્, કૌટિલીય અર્થશાસ્ત્ર, રામાયણ, ભગવદ્ગીતા, ભાગવત, સિદ્ધહેમશબ્દાનુશાસન.

**૩**

રાજકીય સત્તાની દૃષ્ટિએ ગુજરાતમાં કયા કયા મુખ્ય યુગો ગણાવી શકાય?

**૪**

સંસ્કૃત સાહિત્યમાં પ્રસિદ્ધ સાત મહાકાવ્યોનાં, તેમના લેખકોનાં નામ સાથે, નામ આપો.

૫

ભારતીય લોકકથાના નાયકોનાં, તેમના સમય સાથે, નામ આપો.

૬

નીચેનાં કયાં આવેલ છે અને શાને માટે જાણીતાં છે? કોણાર્ક, સાંચી, દેલવાડા, સારનાથ અને બોરોબુદુર,

૭

નીચેની કૃતિઓના લેખકોનાં નામ આપો:

ડૉક્ટર ઝિવાગો, સત્યના પ્રયોગો, ગીતાંજલિ, મિસ્ટર એક્સ, સરસ્વતીચન્દ્ર, ગોદાન, અને ગીતારહસ્ય.

૮

નીચેના કોણ છે અને શાને માટે જાણીતા છે? ફાહેન, ફ્રૉઇડ, કબીર, ક્રપ, કીટ્સ.

૯

આપણા દેશમાં જાણીતી કોઈ પણ સાત પરદેશી રમતોનાં નામ આપો.

૧૦

નીચેના દેશોની રાજધાનીઓનાં નામ આપો:

ફિન્લેન્ડ, ડેન્માર્ક, સ્વીડન, ઝેકોસ્લોવાકીઆ, બેલ્જિયમ, ઑસ્ટ્રિયા, ઘાના, પોલેન્ડ, સિયામ, સ્પેન.

## જવાબો

૧

૧ દામોદર ખીણ યોજના, ૨ ભાકરા નાંગલ યોજના, ૩ તુંગભદ્રા યોજના, ૪ કોસી યોજના, ૫ ચંબલ યોજના, ૬ નાગાર્જુન સાગર યોજના, ૭ કોયના યોજના, ૮ રાજસ્થાન યોજના, ૯ કાકરપારા યોજના.

૨

ઈ. પૂ. ૧૫૦૦, ઈ. પૂ. ૭૦૦, ઈ. પૂ. ૩૦૦, ઈ. પૂ. ૨૦૦, ઈ. પૂ. ૨૦૦, ઇસવી સનનો દસમો સૈકો, ઇસવી સનનો અગિયારમો સૈકો.

૩

પુરાણ યુગ, મૌર્ય યુગ, ક્ષત્રપ યુગ, ગુપ્ત યુગ, મૈત્રક યુગ, સોલંકી યુગ, અને મુસ્લિમ યુગ.

૪

બુદ્ધચરિત (અશ્વઘોષ); રઘુવંશ, કુમારસંભવ (કાલિદાસ); કિરાતાર્જુનીય (ભારવી); શિશુપાલવધ (માઘ); નૈષધીય ચરિત (શ્રી હર્ષ); દ્વયાશ્રય કાવ્ય (હેમચન્દ્ર).

૫

રામચન્દ્ર (ઈ. પૂ. ૧૩૦૦ આશરે); શ્રી કૃષ્ણ (ઈ. પૂ. ૧૨૦૦ આશરે), ઉદયન વત્સરાજ (ઈ. પૂ. ૫૦૦), ગૌતમ બુદ્ધ (ઈ. પૂ. ૪૫૦), વિક્રમ (ઇસવી સનનો ચોથો સૈકો), ભોજ (ઇસવી સનનો દશમો સૈકો).

૬

ઓરિસ્સામાં, સૂર્યમંદિર; મધ્યપ્રદેશ, બૌદ્ધસ્તૂપ; રાજસ્થાન, જૈન મંદિરો; ઉત્તર પ્રદેશ, બૌદ્ધ યાત્રાધામ; જાવા, બૌદ્ધ સ્થાપત્ય.

૭

પાસ્ટરનાક, ગાંધીજી, ટાગોર, આર. કે. નારાયણ, ગો. મા. ત્રિપાઠી, પ્રેમચંદ, બાળગંગાધર ટિળક.

૮

ચીની યાત્રિક, ઈ. સ. ના પાંચમા સૈકામાં ભારતમાં આવ્યો; માનસ-વિશ્લેષણના સિદ્ધાન્તના શોધક; પંદરમા સૈકાના હિન્દુ સંત; જર્મન ઉદ્યોગપતિ; ઓગણસમી સદીના અંગ્રેજ કવિ.

૯

બેઝબૉલ, ક્રિકેટ, વૉલીબૉલ, ફૂટબૉલ, ગૉલ્ફ, હૉકી, ટેનિસ.

૧૦

હેલસિંકી, કોપનહેગન, સ્ટૉકહોમ, પ્રાગ, બ્રસેલ્સ, વીએના, આક્રા, વૉર્સો, બેંકોક, માડ્રિડ.

[સંપાદક: જે. એમ. શુકલ, સંસ્કૃત અને પ્રાચીન ભારતીય સંસ્કૃતિના પ્રાધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

# દેશવિદેશના પ્રવાહો

પુરુષોત્તમ ગણેશ માવળંકર

### અંગોલા

પોર્ટુગીઝ આફ્રિકામાં અંગોલામાં ગોરા વસાહત-વાદે દમનનીતિનો કોરડો વીંઝીને સ્થાનિક 'કાળી' આફ્રિકન પ્રજા ઉપર ટીકટીક કેર વર્તાવ્યો છે. પોર્ટુગલની આ પાશવી રીતિનીતિ વિરુદ્ધ સ્વાતંત્ર્યપ્રેમી દુનિયાએ અને વિશ્વસંસ્થા યુનાઈટેડ નેશન્સે જાગૃત રહીને સક્રિય અસરકારક પગલાં લેવાં રહ્યાં. એ દૃષ્ટિએ, યુ. એન.ની સામાન્ય સભામાં આઠેક અઠવાડિયાં પર જે ઠરાવ પસાર થયો તે સાચી દિશામાં નોંધપાત્ર પગલું છે. પોર્ટુગલે અંગોલામાં રાજકીય અને નાગરિક સ્વાતંત્ર્ય ઝડપથી પ્રસ્થાપિત કરવું જોઈએ એવી મતલબની માગણી કરતો એ ઠરાવ હતો. સામાન્ય સભામાં જે ૭૩ સભ્યરાષ્ટ્રોએ ઠરાવની તરફેણમાં મત આપ્યો તેમાં વૉશિંગ્ટન પણ સામેલ જોઈને આનંદ આશ્ચર્ય થયું. અત્યાર સુધી બ્રિટન પોતાના ઇતિહાસપ્રસિદ્ધ મિત્ર પોર્ટુગલ સાથે કશો અણબનાવ ઇચ્છતું નહોતું; પરંતુ પોર્ટુગલનો સાથ એટલે પ્રત્યાઘાતી, જુલમી અને જુનવાણી વસાહતવાદનો સાથ હોવાનું બ્રિટનને હવે મોડું મોડું પણ સમજાય છે એ સારી વાત છે. ઠરાવની વિરુદ્ધ મત આપવા જતાં બ્રિટનને સ્પેન અગર દક્ષિણ આફ્રિકા જેવા સભ્ય-રાષ્ટ્ર જોડે એક પાટલે બેસવું પડત! બ્રિટન મતદાનમાં ભાગ ન લે તો પણ એની સ્થિતિ ભારે મોટી બહુમતિની વિરુદ્ધ એકલતામાં અને અલગતામાં કરમાઈ જવા જેવી થાત. આપણે આશા રાખીએ કે યુ.એન.ના સમતોલ, સંયમી અને સુંદર ઠરાવનું પાલન કરવાની શાન અને સમજ પ્રભુ પોર્ટુગલને બક્ષે!

### કયુબા

દક્ષિણ (કે લૅટિન) અમેરિકામાં આવેલ 'કયુબા' સામે અમેરિકન સરકાર અને પ્રમુખ કૅનેડી ફરી ઊકળી ઊઠ્યા છે! કયુબામાં સામ્યવાદી લાલરંગે રંગાયેલી 'ફિડેલ કૅસ્ટ્રો સરકાર' અમેરિકન સરકારને ન ગમે તે સમજી શકાય-પણ એને સાંખી ન શકે તેટલી કમનસીબ અમેરિકન લોકશાહી (અને તે પણ કૅનેડી જેવા અચ્છા પ્રમુખની રાહબરી હેઠળ) બને એ દુઃખદ અને કાંઈક આશ્ચર્યજનક કહેવાય. કયુબામાં અને લૅટિન અમેરિકામાં સામ્યવાદતરફી વાતા-વરણ પ્રસરે એ બનાવ અમેરિકાની સલામતી અને સ્વાતંત્ર્ય માટે જોખમકારક હોય તે બની શકે; પણ લાલ રંગવાળી સરમુખત્યારશાહીનું જોખમ દૂર કરવા માટે કૅનેડી સરકારે જે બે પગલાં તાજેતરમાં લીધાં છે તે વાસ્તવિક પરિસ્થિતિમાં વ્યર્થ નીવડે તેવાં છે, અને તત્ત્વતઃ કે સિદ્ધાંતમાં પણ એવાં પગલાંનું સમર્થન સહેલાઈથી થઈ શકે તેમ નથી. O. A. S. (Organisation of American States) સંસ્થામાંથી કયુબાનું સભ્યપદ રદબાતલ કરાવીને પ્રમુખ કૅનેડીએ ઘર આંગણે ભલે સંતોષની લાગણી જન્માવી હોય, પણ લૅટિન અમેરિકન ખંડમાં તો આવી અમેરિકન રાજનીતિ અર્થહિન અગર પોકળ વિજય સમાન ગણાશે. વળી, પુન્ટા દેલ એસ્ટ ખાતે મળેલ ઓ. એ. એસ. પરિષદમાં કયુબાની બરતરફી-નો ઠરાવ ભારે મોટા અમેરિકન દબાણ તળે લેવાયો હતો, અને સદ્ભાગ્યે નિર્ણય સર્વાનુમતે પસાર થયો નહોતો એ નોંધપાત્ર છે. બ્રાઝિલ, મેક્સિકો અને આર્જેન્ટિના સહિત કેટલાક દેશો મતદાન વખતે તટસ્થ રહ્યા એ પણ નોંધપાત્ર છે. લૅટિન અમેરિકાની કુલ વસ્તીના બે તૃતીયાંશ ભાગ ધરાવતા આ મહત્ત્વના દેશો અમેરિકન રાજનીતિ પરત્વે સાશંક રહ્યા છે. કયુબા સાથેના રાજકીય અને વેપારી સંબંધો પુરેપૂરા કાપી નાંખવાની અમેરિકન વાતને ઓ. એ. એસ. પરિષદમાં જૂજ ટેકો મળ્યો. પ્રમુખ કૅનેડીનું બીજું પગલું એવું જ વિચિત્ર છે. વિખ્યાત અર્થશાસ્ત્રી પ્રોફેસર રૅસ્ટોને કૅનેડીએ યુરોપ મોકલ્યા છે—N. A. T. O. (North Atlantic Treaty Organisation)નાં બધાં સભ્યરાષ્ટ્રો પણ કયુબા સામેની અમેરિકન બહિષ્કાર અને વિરોધનીતિને ટેકો આપે એની કોશિશ પ્રોફેસર રૅસ્ટો કરશે! અમેરિકાનું કોઈ સાથીદાર મિત્રરાષ્ટ્ર કયુબાને શસ્ત્રો ન મોકલે એ બરાબર; પણ પશ્ચિમી અને 'સ્વતંત્ર' રાષ્ટ્રોથી કયુબાને બધી રીતે છૂટું પાડી દેવામાં તો ઊલટું એવું અનિચ્છનીય પરિણામ આવે કે કયુબા અને તેની કૅસ્ટ્રો સરકાર સામ્યવાદી રંગથી પૂરી રંગાઈ જાય! આત્મરક્ષણ અને આત્મ-નિભાવ માટે પછી જો કયુબા ગરણીયું બનીને સામ્યવાદની સંપૂર્ણ સહાય લેવા મથે તો વાંક કયુબાનો કે કૅનેડીની આવી રાજનીતિનો? *

# લોકશાહીનો માર્ગ

'લોકશાહી તંત્ર એટલે લોકોના ચૂંટાયેલા પ્રતિનિધિઓ મારફત ચલાવવામાં આવતું તંત્ર. તેમાં કલ્પના તો એ રહેલી છે કે લોકોના પ્રતિનિધિઓ લોકોને ગમે, લોકોને રુચે, અને લોકોની દૃષ્ટિએ લોકહિત થાય તેવા જ પ્રકારે વર્તશે. પ્રતિનિધિઓ લોકોનો વિશ્વાસ ધરાવતા બંધ થાય તો લોકો પોતાની મેળે જ એવા તંત્રવાહકોને ખસેડશે, અને નવા તંત્રવાહકોને ચૂંટી કાઢશે.



તત્ત્વતઃ (theoretically) આ વાત સાવ સાચી છે. પ્રત્યક્ષમાં આ ઉતારવી એ એટલી મુશ્કેલ છે કે લગભગ અશક્ય જેવી લાગે તો નવાઈ નહિ. પ્રતિનિધિઓ ચૂંટનારા લોકો જે પ્રકારના હોય તે પ્રકારના તેમના પ્રતિનિધિઓ હોવાના; અને તેથી જ તેવા તંત્રની મારફત જેમ સારું કામ થાય તેમ જ બહુ જ માઠાં પરિણામો પણ આવી શકે એ કહેવાની ભાગ્યે જ જરૂર છે. કમનસીબે આપણા દેશમાં જાતીયતા (communalism), પ્રાંતીયતા (provincialism), વગેરે એટલાં બધાં પ્રવર્તે છે કે એ જાણે આપણા લોહીમાં ઊતરી ગયાં છે એમ કહીએ તો અતિશયોક્તિ નથી. તેની સાથે જ આમજનતા બહુ જ ભોળી અને એદી છે અને તેથી જ કહેવત પડી છે કે 'દુનિયા ઝુકતી હૈ, ઝુકાનેવાલે ચાહીએ.' આ પરિસ્થિતિમાં લોકશાહી તંત્રનો માર્ગ બહુ કાળજીપૂર્વક અખત્યાર કરવો રહ્યો. એમાંનાં જોખમો બહુ જ સ્પષ્ટ છે, તેનો સામનો કરવો રહ્યો. લોકશાહી એટલે મતદાર-મંડળો (electorates). તેમને કેળવવાનો માર્ગ લોકશાહી દ્વારા જ હોવાથી જોખમો ખેડીને પણ લોકશાહી માર્ગે આપણે જવું રહ્યું......

સમાજના જુદા જુદા વર્ગો એકબીજાના વિરોધીઓ નથી, પણ એકબીજાના પૂરક છે. આપણી સમાજ-રચનામાં નથી ચાલવાનું પાયખાનું સાફ કરનાર ભંગી સિવાય, કે નથી ચાલવાનું આપણી ધારાસભા સિવાય. સમાજની દૃષ્ટિએ ભંગી કે ધારાસભા અને તેના પ્રમુખ બન્ને આવશ્યક છે, અને રાષ્ટ્રજીવનમાં બન્ને પોતપોતાનો ફાળો આપે છે. એ સમદૃષ્ટિની આજે બહુ જરૂર છે.... યોગ્ય કેળવણીથી, સમજાવટથી અને ધીમે ધીમે આગળ વધવાથી જ સમાજની દૃષ્ટિ અને વર્તનમાં યોગ્ય પલટો આવી શકે, અને લોકશાહી તરફ જતી ખરી ક્રાંતિ આપણે લાવી શકીએ. એક વર્ગનું બીજા વર્ગ ઉપર આક્રમણ છે, એક શોષિત અને એક શોષણ કરનારો છે વગેરે પ્રકારના સૂત્રોથી તેમ જ અધીરાઈથી, જોરજુલમથી ક્રાંતિ લાવવાના પ્રયત્નો કરવાથી, મને ભય છે કે, શાંતિમય ક્રાંતિ દૂર જશે અને વર્ગવિગ્રહ, આંતર-વિગ્રહ—એ બહુ જ કડવાશથી ફેલાશે. વર્ગવિગ્રહના અને જોરજુલમના પાયા ઉપર લોકશાહી સ્થાપી ન શકાય એમ મારું ચોક્કસ માનવું છે. સમાજને સંગઠિત અને વર્ગવિહીન (classless) બનાવવો હોય તો, 'કોઈ કોઈનો વિરોધી નથી, દરેક સૌનો પૂરક છે,' એ ભાવના પાયામાં રાખી પરસ્પર સંબંધો બાંધવા અને રાખવા જોઈએ......

કાયદા કે કાનૂનના જોરે જ માણસ કે સમાજ સુધરે એવી હવે મને શ્રદ્ધા રહી નથી. કાયદાકાનૂનની જરૂર તો છે. એની હું ના નથી પાડતો. પરંતુ લોકશાહીનું ખરું મૂળ તો દરેક પ્રજાજનના અંતરમાં છે. એ અંતર યોગ્ય રીતે વિકસિત થાય તો જ લોકશાહી ચાલે. કેવળ કાયદાઓ ઘડી, નિયમો દ્વારા લોકશાહી લાદવામાં આવે તો એ યોગ્ય રીતે ચાલશે નહિ એવું હું માનતો થયો છું. સદ્‌ગત સર રમણભાઈ નીલકંઠ કહેતા, 'Fraud is always in advance of law', એ સત્યનું દર્શન આજે મને વધારે થાય છે. આપણામાં જૂની કહેવત છે, 'ઊંટે કર્યા ઢેકડા તો માણસે કર્યા કાંઠડા.' જેમ કાયદા વધારે તેમ તેની છટકબારીઓ ખોળવાના પ્રયત્નો વધારે, તેથી એક પ્રકારના દંભનું, જૂઠાણાનું, ભયનું અને છેતરપિંડીનું વાતાવરણ પેદા થાય છે, અને સમાજમાં જે એકદિલી, એકસંપી અને પરસ્પર પ્રેમ, આદર અને સહકાર જોઈએ તે ક્ષીણ થતાં જાય છે. એ દિશાએ લોકશાહી નથી. ખરી લોકશાહી તો ત્યારે જ પ્રસ્થાપિત કરી શકયા એમ કહેવાય કે જ્યારે રાજ્ય તરફથી પ્રજાજીવનમાં ઓછામાં ઓછી દખલ હોય, ઓછામાં ઓછા કાયદા અને નિયમનો હોય, અને દરેક વ્યક્તિને વધુમાં વધુ સ્વાતંત્ર્ય હોય એમ છતાં સમાજ વ્યવસ્થિત, સુખી અને પ્રગતિમાન હોય.'

**ગણેશ વાસુદેવ માવળંકર**

[શ્રી પરમાનંદ કાપડિયા સંપાદિત 'પ્રબુદ્ધજીવન' માસિક (મુંબઈ)ના ઑગસ્ટ ૧૯૪૯ના અંકમાં ઉપર્યુક્ત મથાળા હેઠળ ...ના લેખમાંથી, પૃ. ૧૪–૧૯]

# અભ્યાસ

વિચાર અને વિવેચનનું સામયિક

"...શિક્ષણનો અધિકાર નાગરિકતાનું મહત્ત્વનું અંગ બની રહે છે. શિક્ષણ વગર આ અપરિચિત દુનિયામાં સામાન્યતઃ માનવી ખોવાઈ જાય છે. તે પોતાની જાતને પારખી કે પ્રીછી શકતો નથી, અનુભવના અર્થની યોગ્ય સમીક્ષા કરી શકતો નથી. આધુનિક સંસ્કૃતિની સંકુલતાઓમાં અશિક્ષિત માનવી કાર્યકારણ-ભાવ શોધવાને અસમર્થ એવા અંધજન જેવો છે. જે રાજ્ય એના નાગરિકોને શિક્ષણથી વંચિત રાખે છે તે એમના વ્યક્તિત્વને પાંગરવાનાં સાધનોથી વંચિત રાખે છે." હૅરલ્ડ લૅસ્કી

['રાજ્યશાસ્ત્ર પ્રવેશિકા'—હૅરલ્ડ લૅસ્કી; માર્ટિન વાઈટ સંશોધિત નવી આવૃત્તિ. અનુવાદક—નીરુભાઈ દેસાઈ. સન ૧૯૬૧, પૃ. ૧૬]

વર્ષ ૧
અંક ૮
માર્ચ • ૧૯૬૨
સંપાદક • પુરુષોત્તમ ગણેશ માવળંકર

# અભ્યાસ

સંપાદક: પુરુષોત્તમ ગણેશ માવળંકર

વર્ષ ૧ · અંક ૮
માર્ચ
૧૯૬૨

## અનુક્રમ



*

## 'અભ્યાસ' સામયિક અંગેની માહિતી

[ધિ રજિસ્ટ્રેશન ઑફ ન્યુઝપેપર્સ (સેન્ટ્રલ) રૂલ્સ, ૧૯૫૬ અન્વયે (ફૉર્મ નં. ૪, રૂલ નં. ૮)]

૧ પ્રકાશન સ્થળ: માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧

૨ પ્રકાશન સમય: માસિક; દર મહિનાની છેલ્લી તારીખે

૩ મુદ્રકનું નામ: પુરુષોત્તમ ગણેશ માવળંકર, રાષ્ટ્રીયતા: ભારતીય. સરનામું: માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧

૪ પ્રકાશકનું નામ: પુરુષોત્તમ ગણેશ માવળંકર, રાષ્ટ્રીયતા: ભારતીય. સરનામું: માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧

૫ તંત્રીનું નામ: પુરુષોત્તમ ગણેશ માવળંકર, રાષ્ટ્રીયતા: ભારતીય. સરનામું: માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧

૬ માલિક કે માલિકોનું નામ-સરનામું: પુરુષોત્તમ ગણેશ માવળંકર, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧

હું, પુરુષોત્તમ ગણેશ માવળંકર, આથી જાહેર કરું છું કે, ઉપર જણાવેલી વિગતો મારી વધુમાં વધુ જાણ અને સમજ મુજબ સાચી છે.

પુરુષોત્તમ ગણેશ માવળંકર
પ્રકાશક

તા. ૩૧–૩–'૬૨

*

* વાર્ષિક લવાજમ રૂપિયા આઠ, છમાસિક રૂપિયા પાંચ, છૂટક અંકનો રૂપિયો એક.
* નવા ગ્રાહકો પ્રથમ અંકથી જ નોંધાય છે અને પાછલા બધા અંકો એમને અપાય છે.
* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.

મુદ્રક અને પ્રકાશક: પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

# નૈવેદ્ય

यत्नेनानुमितोऽप्यर्थः कुशलैरनुमातृभिः।
अभियुक्ततरैरन्यैरन्यथैवोपपाद्यते ॥ वाक्यपदीयम् १–३४॥

**ભાવાર્થ:** કુશળ તાર્કિકોએ યત્નપૂર્વક જે અર્થનું અનુમાન કર્યું હોય તેને પણ તેમના કરતાં પણ વધારે નિપુણ બીજા તાર્કિકો અન્ય પ્રકારનો જ સિદ્ધ કરે છે.

**નોંધ:** આ શ્લોકમાં વેદનિરપેક્ષ તર્કની મર્યાદાનો નિર્દેશ કર્યો છે. કેટલાક વિષયોમાં માત્ર તર્ક દ્વારા નિર્ણય કરવો શક્ય નથી. આ જગતમાં અનેક પ્રકારના તાર્કિકોની શક્તિનું તારતમ્ય જણાય છે. એક તાર્કિક જે વસ્તુના સ્વરૂપનો નિર્ણય કરે છે તેનાં કરતાં વધારે શક્તિસમ્પન્ન તાર્કિક તે જ વસ્તુના સ્વરૂપનો જુદો જ નિર્ણય કરે છે. ધર્મ, સત્ય, જગતનું કારણ–એ બધાંને ઉદ્દેશીને શ્રુતિ-નિરપેક્ષ કેવળ તર્ક દ્વારા કરેલા નિર્ણયો પ્રમાણભૂત થતા નથી. ઉપર દર્શાવેલાં ક્ષેત્રોમાં શ્રુતિ જ સર્વશ્રેષ્ઠ પ્રમાણ છે. ધર્મ, વિશ્વનું મૂલ કારણ વગેરેનું સ્વરૂપ અત્યંત ગહન તેમ જ મનની શક્તિથી માપી ન શકાય તેવું છે. જે પારમાર્થિક સત્ય (Absolute Reality) છે તે મન અને વાણીથી પર છે. એટલે તો તેને ઉદ્દેશીને 'यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह' 'જ્યાંથી મન સહિત વાણી પ્રાપ્ત ન કરતાં નિવૃત્ત થાય છે, પાછી પડે છે' એમ ઉપનિષદમાં કહેવામાં આવ્યું છે. લૌકિક પદાર્થોમાં અવસ્થા, દેશ, કાલ વગેરેના ભેદથી અનુમાનનું સામર્થ્ય પુરવાર થતું નથી તો જે અલૌકિક, અવ્યક્ત પદાર્થો છે તેમનો નિર્ણય કેવળ તર્ક દ્વારા થાય જ શી રીતે? જે જગતનું પરમ કારણ છે, જે પરમ સત્ય છે તેના સ્વરૂપનો સાક્ષાત્કાર કરી ઋષિઓએ વેદની અલૌકિક વાણી દ્વારા તેને વ્યક્ત કર્યું છે. વેદનિરપેક્ષ કેવળ તર્ક દ્વારા તેનું યથાર્થ અનુમાન શક્ય નથી, એ આગમનિરપેક્ષ તર્કની મર્યાદા છે. પરમ સત્યનું સ્વરૂપ અતીન્દ્રિય છે. જગતનું આદિકારણ રૂપ તથા રંગ વગેરે ન હોવાથી, નિરાકાર અને અવ્યક્ત હોવાથી પ્રત્યક્ષ પ્રમાણનો વિષય નથી, તેમ જ જેમ પર્વત પર રહેલા અગ્નિનું અનુમાન કરવામાં અગ્નિ સાથે જેનો સંબંધ છે એવા ધૂમ રૂપી લિંગનું જ્ઞાન આવશ્યક છે તેવું કોઈ પણ જગતના આદિ કારણ સાથે સંબંધ ધરાવતું સાધન નથી જેથી તેના સ્વરૂપનો નિર્ણય કરી શકાય. ધર્મ, પરમ સત્ય વગેરેના સ્વરૂપનો નિર્ણય માત્ર ઋષિજનોના વેદમાં આવિષ્કૃત પ્રાતિભ જ્ઞાન દ્વારા જ થઈ શકે અને શ્રુતિસાપેક્ષ અનુમાન દ્વારા થઈ શકે; વેદનિરપેક્ષ કેવળ અનુમાન દ્વારા તેનો કશો જ નિર્ણય થઈ શકે નહીં અને જો કેવળ અનુમાન દ્વારા નિર્ણય કરવામાં આવે તો તે સંબંધી એકએકથી જુદાં એવાં અનેક તાર્કિકોનાં અનુમાનો થાય જેથી વસ્તુના સાચા સ્વરૂપનો નિર્ણય ન થતાં ભ્રાંતિ જ થવાનો પ્રસંગ આવે. કપિલ મુનિ તેમના તર્ક દ્વારા પ્રકૃતિને જગતના કારણ તરીકે સિદ્ધ કરે છે, જ્યારે કણાદ તર્ક દ્વારા પરમાણુઓને જગતના કારણ તરીકે નિર્દેશે છે. આમ શ્રુતિનિરપેક્ષ તર્ક દ્વારા અલૌકિક સત્યનાં સ્વરૂપનું સ્થાપન શક્ય નથી. આથી તો બાદરાયણે 'तर्काप्रतिष्ठानात्०'–એ સૂત્રદ્વારા શ્રુતિને અનુસરતો ન હોય તેવા તર્કને અપ્રતિષ્ઠિત દર્શાવ્યો છે.

[સંપાદક: એ. છ. ભટ્ટ, સંસ્કૃતના પ્રાધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

*

# રાજા રામમોહન રૉય

મહાદેવ ગોવિંદ રાનડે

[ન્યાયમૂર્તિ રાનડેએ અંગ્રેજીમાં 'The Life and Teachings of Raja Ram Mohan Roy' પર પ્રવચન આપ્યું એનું મરાઠી રૂપાંતર શ્રીમતી રમાબાઈ રાનડેએ 'न्या. मू. महादेव गोविंद रानडे ह्यांची धर्मपर व्याख्यानें' પુસ્તકમાં પ્રસિદ્ધ કર્યું તેનો શ્રીમતી પૂર્ણિમા પુ. માવળંકરે કરેલો અનુવાદ]

આજે પ્રાર્થના પછી રાજા રામમોહન રૉયનાં ચરિત્ર વિષે અને ઉપદેશ વિષે મારે બે શબ્દ બોલવા એવી ગોઠવણ કરવામાં આવી છે. તમને સૌને ખબર હશે જ કે આજે તા. ૨૭ સપ્ટેમ્બરનો દિવસ એ એમની પુણ્યસંવત્સરી છે. કંઈ કામસર વિલાયત ગયા હતા ત્યાં જ તેમનું અવસાન થયું; અને એમની અંતિમ ક્રિયા ત્યાં જ એમનાં પ્રિય મિત્રોએ કરી. એમનું અવસાન ૧૮૩૩ની સાલમાં થયું; અને આજે આપણે ૧૮૯૬માં છીએ. તેથી, આ સ્થળે અને આ પ્રસંગે આપણે એ મહાત્માના મૃત્યુની ૬૩મી સંવત્સરી પાળીએ છીએ. જૂની ઘરેડના જનસમાજમાં આ ચાલુ પખવાડિયું, એટલે કે ભાદરવાનો કૃષ્ણપક્ષ, એક જૂની અને હિતકર રીતને કારણે, પૂર્વજોનું સ્મરણ કરવા માટે યોજેલું છે. આ પંદર દિવસમાં દરેક સ્ત્રી-પુરુષની પ્રવૃત્તિ પોતાના જન્મદાતાનું ઋણ કૃતજ્ઞતાથી સંભારવા તરફ હોય છે. હવે જો કે એ પદ્ધતિને આજના સમાજમાં સ્થાન નથી, અને બાહ્ય વિધિનું અનુસરણ કરવું આપણને યોગ્ય લાગતું નથી, તોપણ આપણા દેશના બધા ભાગોમાં પિતૃપ્રેમ અને કર્તવ્યબુદ્ધિથી પ્રેરાઈ હજારો લોકો પૂર્વજોનાં ઋણ બદલ કૃતજ્ઞતા દર્શાવે છે. એમાં કંઈક અર્થ તો છે અને સત્ય પણ છે, અને એ તરફ દુર્લક્ષ કરવું બરાબર નથી. જેમને બ્રાહ્મસમાજના પિતાઓ પૈકી એક પિતા એમ યથાર્થપણે કહી શકાય એવા પુરુષના મૃત્યુની આજે ૬૩મી સંવત્સરી છે. પિતાઓમાંના એક પિતા એવું જે હું કહું છું તે શબ્દ મેં વિચારપૂર્વક યોજ્યો છે. કારણ, મારો મત એવો છે, અને તે મેં બીજા પ્રસંગોએ વ્યક્ત કર્યો જ છે કે, બ્રાહ્મોસમાજનું આપણું જે મંડળ એની પિતૃપરંપરા ખૂબ દૂરની છે. આજે આ દેશમાં જે બીજા પંથ ચાલુ છે એની પરંપરા જેટલી જૂની તો તે જરૂર છે જ. ૧૮૨૮ની સાલમાં બ્રાહ્મો-સંસ્થા પહેલવહેલી ઉત્પન્ન કરવામાં આવી છે એવું નથી, આપણે ખૂબ પુરાતન શાખાના પ્રતિનિધિ છીએ; કેટલા પુરાતન એમ પૂછશો તો ભગવદ્ગીતા અને ભાગવત પુરાણના જેટલા જ નહીં; એનાથીયે વધારે, એટલે નારદ, પ્રહ્લાદ અને વાસુદેવ એમનો સમય, અગર જનકરાજાને મળવા માટે નવ ઋષભ આવ્યા એ સમય જેટલી દૂરની આપણી પિતૃપરંપરા છે. તે વખતથી માંડીને આજ સુધી સાધુસંતોની અવિરત સંતતિ ચાલુ છે. રાજા રામમોહન રૉય જો કે બ્રાહ્મસમાજના જનક પૈકી એક જનક છે, તોપણ તેઓ જેમ આદ્યજનક નથી તેમ છેવટના પણ નથી. કારણ, આ અર્વાચીન સમયમાં પણ સ્વામીનારાયણ પંથના સ્થાપક, કેશવચંદ્ર સેન અને પંડિત દયાનંદ સરસ્વતી એમનો લાભ પણ આપણને મળ્યો જ છે; અને આ વાત પરથી એમ સ્પષ્ટ દેખાય છે કે, જેમણે આ આર્યાવર્તને અનેક ધર્મ અને સંપ્રદાયોની પુણ્ય ઉદય ભૂમિ બનાવી, એમને જે તેજની પ્રેરણા હતી, એ તેજ હજી વિલાયું નથી. ઠીક.

રાજા રામમોહન રૉયનાં ચરિત્ર અને ઉપદેશ વિષે કંઈ કહેતાં પહેલાં જો હું તમારું ધ્યાન એક વાત તરફ વાળું તો એ બાબત તમને ચિત્તવેધક લાગશે એમ માનું છું. તેથી હું એ તરફ વળું છું. એ વાત એવી છે કે, દેવોની બાબતમાં સંવત્સરી-ઉત્સવ કરવામાં આવે છે તે એમના જન્મદિવસ નિમિત્તે હોય છે; પરંતુ મહાન પુરુષોની બાબતમાં જોતાં એમના જન્મદિવસનું વિસ્મરણ થએલું હોય છે, એનું નામનિશાન પણ રહેતું નથી; પરંતુ પુણ્યતિથિ માત્ર આખી દુનિયામાં મોટા સન્માનથી પાળવામાં આવે છે. ખ્રિસ્તી, મુસલમાન, પારસી, બૌદ્ધ અને હિંદુ—આ બધામાં આ જ રીતનો સાર્વત્રિક રિવાજ છે. આ બધું આકસ્મિકપણે થતું હશે એવું નથી. દેવોની અને અવતારી પુરુષોની જયંતીઓ એમના જન્મદિવસે કરવામાં આવે, અને મહાન પુરુષો આ લોક છોડી ચાલ્યા જાય એ જ દિવસને સ્મરણીય માનવામાં આવે; આ

જે તફાવત છે એને માટે એક સરસ સમર્પક કારણ છે; અને તે એ કે, આ જગતમાં મોહના અને પાપના અનેક પ્રસંગો આવે છે. અને એમાંથી મૃત્યુ છોડાવે ત્યાં સુધી કોઈ પણ મનુષ્યને–પોતે પોતાને અથવા એના મિત્રોને– એવું કહેવું શક્ય નથી કે આ જન્મની સાર્થકતા થઈ, જીવનનો હેતુ સફળ થયો. એક ગ્રીક તત્ત્વજ્ઞાનીને આવા જ પ્રકારનો એક પ્રશ્ન પૂછવામાં આવ્યો, ત્યારે એણે કહ્યું કે કોઈ એક મનુષ્યના જીવનચરિત્રનાં ગુણગાન ગાવાં શરૂ કરવાં છે તો એ મરે ત્યાં સુધી તો ધીરજ રાખો! અને એ સાચું છે. આ લોકમાં આપણે જે આયુષ્યપથ કાપતા હોઈએ છીએ એનો હેતુ ખૂબ ગંભીર હોય છે. આપણે જાત પર નિયમન કરી જીવનક્રમને સારી દિશા આપવાની હોય છે; અને એ નિયમન કરવું કેટલું અઘરું છે એનો અનુભવ આપણને સૌને છે જ. સંસાર-યાત્રાએ નીકળેલા લાખ્ખો લોકોમાં, નિશ્ચિત કરેલા સ્થળે જઈ પહોંચનારની સંખ્યા કેટલી ઓછી હોય છે! રસ્તામાં મોહના અનેક પ્રસંગો અને એ સિવાય જે કેટલીક મુશ્કેલીઓ અનુભવવી પડે છે એથી જ ઘણાઓ તો બાતલ થઈ જાય છે, અને તેથી મરણ આવે ત્યાં સુધી કોઈને વિષે એમ કહી શકાતું નથી કે, એના આયુષ્યનો હેતુ સફળ થયો, જે ઉદ્દેશથી એને આ લોકમાં મોકલવામાં આવ્યો એને અનુરૂપ એનો જીવનપથ કપાયો. અને તેથી, પાછળ રહેનારાઓ તરફથી મનુષ્યોની મૃત્યુતિથિનું જ જે કીર્તન થાય છે એનું આ કારણ છે.

મોટાપણું એ શબ્દથી જે જવાબદારી ધ્વનિત થાય છે એ જેણે જીવનની છેલ્લી ઘડી સુધી બજાવી નથી એને મહાત્મા કહી ન શકાય. તો પછી હવે આપણે જે પ્રશ્નનું વિવેચન કરવાનું રહે છે તે પ્રશ્ન એ કે, મૃત્યુ પછી પણ જેમનું બહુમાન કરવામાં આપણને પ્રેમ લાગે છે એવાઓનું મોટાપણું શેમાં હોય છે? જ્યારે આપણે મા, બાપ, દાદા, દાદી અને પૂર્વજોનું શ્રાદ્ધ કરીએ છીએ ત્યારે તેઓ મોટાં હતાં કે નહીં એ પ્રશ્ન હોતો નથી. દરેકને પોતાનાં માબાપ હરહંમેશ પૂજ્ય હોય છે જ. એમણે આપણને જન્મ દીધો હોય છે, જે થોડીઘણી પણ સારી સ્થિતિ હોય છે તે બદલ આપણે એમનાં ઋણી હોઈએ છીએ. અને તેથી બીજા પ્રસંગોએ એમને વિષેની જે કંઈ યાદ આપણા મનમાં આવતી હોય છે તેથી પણ વિશેષ આદરભાવથી અને ગૌરવથી વર્ષમાં એક વાર આપણે એમનું કૃતજ્ઞતાથી સ્મરણ કરવું અને ઋણી બનવું એ આપણું કર્તવ્ય જ હોય છે. પરંતુ જાહેર રીતે જ્યારે મહાન પુરુષોની પુણ્યતિથિ પાળવાની હોય છે ત્યારે સ્વાભાવિક જ સવાલ ઊઠે છે કે, "તમે અમે દરેક જણ 'મોટાપણું' એ શબ્દનો જે અર્થ કરીએ છીએ તે મોટાપણું શામાં હોય છે? શ્રેષ્ઠ સ્વભાવમાં જે ગુણોનો સમાવેશ થાય છે તે ગુણ કયા?" આ વિષય પર જુદા જુદા અભિપ્રાયો છે, પરંતુ આ વિષયમાં જે કોઈને રસ હોય એમણે, કેટલાંક અંગ્રેજી પુસ્તકો, અને ખાસ કરીને કાર્લાઈલનું 'Heroes and Heroworship' અને ઇમર્સનનું 'Great and Representative Men' એ પુસ્તકો કાળજીપૂર્વક વાંચવાં એવી હું ભલામણ કરું છું. જે મોટાપણાને કારણે મનુષ્યની યાદ વર્ષો સુધી તાજી રહે એવી આપણી ઇચ્છા હોય છે તે મોટાપણું મનુષ્યને શાથી પ્રાપ્ત થાય છે એ પ્રશ્ન સંબંધે જે કંઈ કહેવા જોગું છે તે બધું આ બે પુસ્તકોમાં લેખકોએ આપણી સમક્ષ મૂક્યું છે. તેમાં કાર્લાઈલનો મત એવો છે કે, સત્યપરાયણતા અને અચલનિષ્ઠા એ બે ગુણોથી મોટાપણું પ્રાપ્ત થાય છે. આ વિચારમાં સત્યનો ખાસ્સો અંશ છે એવું દરેકને અનુભવે સમજાશે. કારણ, આપણે બધાં જ આ સંસારરૂપી રંગભૂમિ પર જુદી જુદી ભૂમિકાઓ જ ભજવતાં હોઈએ છીએ. આપણે નાના હોઈએ, મોટા હોઈએ, વિદ્વાન હોઈએ અથવા અવિદ્વાન હોઈએ, દરેકની એક નાનીશી રંગભૂમિ હોય છે અને એની પર આપણે રુઆબથી ચાલીએ છીએ, કામ કરીએ છીએ અને હરીએ-ફરીએ છીએ; અને આખો વખત આપણને અને બીજાને પટાવીએ છીએ કે, કશું નાટક જેવું ચાલતું નથી, બધો સત્યનો જ ખેલ છે! પરંતુ જ્યારે આપણે એકાંતમાં હોઈએ છીએ અને આપણને કોઈ જોતું નથી હોતું, ત્યારે આપણને આપણી જાત પર જ હસવું આવે છે અને આપણે વિસ્મય પામીએ છીએ કે આ રંગભૂમિ પરનો અભિનય કેવો સુંદર થયો! આપણામાંના ઘણાને સત્યનો આગ્રહ હોતો નથી, અને તેથી એ ખરું છે કે, મહાન પુરુષોનો સ્વભાવ સિદ્ધ થવામાં સત્યશીલતા અને અનન્ય નિષ્ઠા મોટે અંશે કારણભૂત હોય છે. આપણામાં સૌથી મોટી ઊણપ જે ગુણોની હોય છે તે ગુણો સત્યશીલતા અને

અનન્ય નિષ્ઠા એ જ છે. મહાન પુરુષોમાં, એટલે કે જેઓ આ સંજ્ઞાને પાત્ર હોય છે એમનામાં, આ જે મોટાપણાનું લક્ષણ તે તમારાંઅમારાં જેવાં સ્ત્રીપુરુષોથી જે આ જગત ભરેલું છે તેમનાં કરતાં ખૂબ જ મોટા પ્રમાણમાં દેખાઈ આવે છે. કોક કોક વાર આપણે સાચાં ને આસ્થાવાન હોઈશું; પરંતુ સ્વભાવસિદ્ધ સત્યશીલતા અને આસ્થા એ જે મોટી બક્ષિસ છે, એ જે અમોલ સંપત્તિ છે, તે આપણા ભાગે આવેલી હોતી નથી. જગત જેમની મોટા પુરુષોમાં ગણના કરે છે તે કોઈનું પણ ચરિત્ર લો; તો એમાંનાં ઘણાંખરાંઓમાં આ જ સ્વભાવનાં લક્ષણ આપણને દેખાશે. લૂથરનું ઉદાહરણ લઈએ તો યે એના સમયમાં એનાથી પણ વિદ્વાન અને ડાહ્યા લોકો નહોતા એવું નથી. ઈરૅસ્મસ અને મેલેન્કથનમાં બુદ્ધિના ગુણ તો એના જેટલા હતા જ, પરંતુ એમનામાં જે નહોતા અને લૂથરમાં હતા તે બે ગુણ તે સત્યશીલતા અને અદ્વિતીય આસ્થા. આપણું બોલવાનું લો, ચાલવાનું લો, એ બધું ખેંચતાણથી ચાલતું હોય છે. આપણા પર બહારનો કંઈ અંકુશ કે અમલ નથી, એ આપણને ખબર હોય છે, છતાં આપણે જ આપણી જાતને નિર્બંધ કરી લેતા હોઈએ છીએ અને પછી આપણને સમજાય છે કે, આચરણની પૂર્ણ સ્વતંત્રતા આપણી પાસે રહી નથી. મોટા પુરુષોમાં આવું કશું યે હોતું નથી. મહાન પુરુષોના સ્વભાવનું આ જે લક્ષણ તેનું એક વધારે ઉદાહરણ હું આપું છું. એક મુસલમાન કસાઈને દસબાર વર્ષનો છોકરો હતો. બાપે એને પોતાનો જ ધંધો આગળ ચલાવવાનું કહ્યું. પરંતુ એના હાથમાં જ્યારે છરી આપી અને, હું જેમ ચલાવું છું એમ તું ચલાવ એવું એને કહ્યું, ત્યારે તેણે કહ્યું કે, 'આ ગરીબ મૂંગાં જાનવર પર છરી ચલાવતાં પહેલાં મારા શરીરના મર્મ ભાગ પર આ છરી ચલાવીએ તો કેવું લાગે છે એનો અનુભવ મને લેવા દો. આ વિષે મારી ખાતરી થતાં સુધી હું આ છરી ચલાવવાનો નથી,' એમ કહી એણે પોતાના જ શરીર પર પ્રયોગ કરી જોયો, અને વેદના અસહ્ય થાય છે એવું અનુભવી એણે એ ધંધો છોડ્યો; જે પરિસ્થિતિમાં જન્મ થયો એ પરિસ્થિતિ છોડી, સંસારનો ત્યાગ કર્યો અને વનવગડામાં જઈ મહારાષ્ટ્રમાંના હિંદુમુસલમાનોમાંનો પ્રખ્યાત સાધુ થયો. એ સાધુ હતો શ્રીગોંદેનો શેખ મહંમદ.

મનુષ્ય, જેને કારણે મોટાપણાને પામે છે, તેનું આ એક સ્વભાવલક્ષણ થયું. તો પણ કેવળ સત્યશીલતા હોય અને અનન્ય આસ્થા હોય એટલે મનુષ્ય મહાન બને છે એવું નથી. એનામાં દિવ્યદૃષ્ટિ હોવી જોઈએ. દૃશ્ય અને અદૃશ્ય વસ્તુઓનાં અંતઃસ્વરૂપની ઓળખ કરી આપનારી કલ્પનાશક્તિ એનામાં હોવી જોઈએ. આવા જે લોકો હોય છે એમને જ અલૌકિક બુદ્ધિના પુરુષો એમ કહે છે. આપણને જે સ્વરૂપે વસ્તુ ક્યારે ય દેખાતી નથી એવા સ્વરૂપે તેમને એ દેખાતી હોય છે. ઘણા પરિચયથી વસ્તુનું રહસ્ય આપણને ક્યારેક જ અનુભવવા મળે છે. કોઈ પણ કારણસર આપણી દૃષ્ટિમાં મંદતા આવેલી હોય છે અને તેથી આપણને વસ્તુનું યથાર્થ સ્વરૂપ જોતાં આવડતું નથી. આ ભેદ સ્પષ્ટ કરી બતાવવા આપણે એક ઉદાહરણ લઈએ.

દયાનંદ સરસ્વતીએ ઘરબાર છોડયાં અને તેઓ સંન્યાસી બન્યા. એને માટે કયો પ્રસંગ કારણરૂપ બન્યો એ વિષે એક હકીકત કહેવામાં આવે છે. આપણને સૌને ખબર છે જ કે, તેઓ એક મહાન પુરુષ હતા. એમનો અને આપણો કેટલો યે મતભેદ હોય તો પણ એ વાત નાકબૂલ કરી શકાશે નહીં. આજની પેઢીમાંથી ભાગ્યે જ કોઈની ગણના એમના નામની સાથે થઈ શકવાની છે! ઠીક; તેઓ નાના હતા ત્યારે તેમના પિતાએ તેમને ઉપવાસના એક દિવસે રાત્રિને સમયે શિવાલયમાં પૂજા કરવા માટે મોકલ્યા. પિતાની આજ્ઞા એવી હતી કે, છોકરાએ આખી રાત જાગતા રહીને, અભિષેકપાત્ર ભરેલું છે અને દેવ પર એની સતત ધાર પડી રહી છે એ વિષે કાળજી રાખવી. તે પ્રમાણે એ ૧૦–૧૨ વર્ષનો છોકરો એ સ્થળે ગયો અને આખી રાત પસાર કરી. મધરાતે એને થોડી થોડી ઊંઘ આવવા માંડી. એનો હાથ સ્થિર રહે નહીં, અને આંખો પણ આપોઆપ મીંચાવા લાગી. એણે બધા ઉપાય કરી જોયા; છતાં પણ એને ઝોકું તો આવી જ ગયું. આ બાજુ જોઈએ તો ઘેરા ને અંધારિયા દેવળમાં રોજ દેખાતાં જે ગંદા પ્રાણીઓ તે લિંગ પર નિશ્ચિતપણે બેઠાં હતાં; કંઈક અવાજ થતાં એ એકદમ જાગી ગયો; અને એણે જોયું કે, જે પાણી

લિંગ પર પડવું જોઈએ તે ઉંદર પર પડે છે! આ કંઈ કોઈ અપૂર્વ અનુભવ નહોતો. આ આપણા સૌનો રોજબરોજનો અનુભવ છે. પરંતુ આ બનાવથી એને વિચારની નવી દિશા સૂઝી; અને ઘર છોડવાની ફરજ પડી. આ શુષ્ક બાહ્ય પૂજામાં કંઈ અર્થ નથી. આથી કોઈ જુદા માર્ગે આપણા આત્માએ જગતના અંતરાત્માની ઉપાસના કરવી જોઈએ એવું એમના મનમાં આવ્યું. આ તો એક ઉદાહરણ થયું. છતાં મહાન પુરુષોમાં કેવી અપૂર્વ સ્ફૂર્તિ હોય છે તે આ પરથી સ્પષ્ટ થાય છે. સત્યશીલતા પ્રમાણે જ દિવ્યદૃષ્ટિ અથવા કલ્પનાશક્તિ મનુષ્યના મોટાપણાનું આવશ્યક અંગ છે. આ ઉપરાંત મોટાપણાનું એક વધુ ત્રીજું લક્ષણ છે. મોટા માણસોમાં લોકોનાં મન પોતા તરફ આકર્ષવાની શક્તિ હોય છે. આ આકર્ષણશક્તિને લોહચુંબકનાં આકર્ષણનું અથવા બીજું કોઈ સૃષ્ટિશક્તિનું નામ આપી શકાય એમ નથી. મહાન પુરુષોમાં એવી કોઈક મોહિની અથવા માયા હોય છે કે સ્વાર્થત્યાગ અને દેશભક્તિ એવું જે તેજ તે એમનામાં હોય છે, તેની જ પ્રેરણા એમની આસપાસનાં લોકોને થાય છે. જે મનુષ્ય એકલોઅટૂલો રહે છે, એટલે કે જેના ચરિત્રને અને ઉપદેશને બીજાઓનાં હૃદયમાં કે બુદ્ધિમાં પ્રવેશ કરવાનું શક્ય બન્યું નથી. બીજાઓની બુદ્ધિ અને હૃદય જેની સાથે એકજીવ થયાં નથી એને મહાન પુરુષ એમ કહી નહીં શકાય.

સત્યશીલતા, શ્રેષ્ઠ મનોવૃત્તિ, શુદ્ધ હેતુ, પ્રેમ અને બંધુભાવ એ બધા વડે, ધારેલો હેતુ સાધ્ય કરી લેવાની શક્તિ એ જે સ્વભાવનાં લક્ષણો છે, એના કારણે મહત્તા પ્રાપ્ત થાય છે; અને આ લક્ષણોનો જેમનામાં ઉત્તમ વિકાસ થએલો હોય છે તેમને શ્રેષ્ઠ પુરુષ ગણવા. તમે સૌએ બુદ્ધનું ચરિત્ર વાંચ્યું જ હશે. લોકોનાં મન પર એમની એવી છાપ હતી કે, એ ક્યાંયે જતા, હજારો લોકો, એમને પૂજ્ય ગુરુ માની, એમની પાછળપાછળ જવાના જ; અને તેથી જે કોઈ સંસ્થા એમણે શરૂ કરી એને શાશ્વત સફળતા મળવાની જ. અને આ અર્થસિદ્ધિનું ઉદાહરણ જગતના ઇતિહાસમાં અપૂર્વ હોવાનું. બીજું એક ઉદાહરણ મહમદ પયગંબર સાહેબનું લઈએ. લખતાંવાંચતાં આવડતું નથી એવો એક ગરીબ માણસ, ધર્મસ્થાપનના વિચારનો જેમને યુવાનાવસ્થામાં સ્વપ્ને પણ ખયાલ નહોતો, એમણે ચાલીસમે વર્ષે સર્વસંગ–પરિત્યાગ કર્યો; અરબસ્તાન જેવા દેશમાં અહીંતહીં એકસરખો ઉપદેશ કરતાં રખડ્યા, જ્યાં ગયા ત્યાં છળકપટ થતાં, અને જીવને તો જાણે હાથમાં સાચવી રાખવો પડતો, એવી જેમની સ્થિતિ હતી; છતાં સ્ત્રી-પુરુષોનું એમની પ્રત્યે એવું કંઈ આકર્ષણ હતું કે, દસવીસ વર્ષની અંદર મોટામોટા બળવાન રાજાઓને પોતાનું કહ્યું માન્ય કરાવવાનું સામર્થ્ય એમનામાં આવ્યું. ઠીક; તેથી હવે એકંદરે મહત્તા એટલે શું એની સાધારણ કલ્પના આપણને આવી. આસ્થા, સત્યશીલતા, દિવ્યદૃષ્ટિ, તીવ્ર કલ્પના અને બધામાં વિશેષ એટલે આકર્ષણશક્તિ, જેને આપણે આત્મીય આકર્ષણ એમ કહીએ છીએ, એ જે ગુણો એને કારણે મહત્તા પ્રાપ્ત થતી હોય છે. આમ, મહાન પુરુષ કેવો હોય છે એ વિષેની મારી કલ્પના શી છે તે મેં તમારી સમક્ષ મૂકી છે.

મહાન પુરુષ ખૂબ ધનવાન હોય છે એવું નથી; અથવા અત્યંત બુદ્ધિમાન હોય છે, શ્રેષ્ઠ પંડિત હોય છે, અથવા અત્યંત યશસ્વી હોય છે એવું યે નથી. તો પછી મહાન માણસ કોને કહેવો? એ ગરીબ હોય કે ધનવાન હોય, વિદ્વાન હોય કે અવિદ્વાન હોય, વ્યાપારઉદ્યમ કરતો હોય કે ન કરતો હોય, ઉદ્યોગમાં એની સમૃદ્ધિ હોય કે ન હોય, આ બધી બાબતો ગૌણ છે. મહાન પુરુષમાં વિશેષે કરીને જે હોય છે તે એ કે, ઉપર જે ગુણો તરફ તમારું ધ્યાન દોરવાનો મેં પ્રયત્ન કર્યો, એમાંનાં ઘણાખરા ગુણોનો સમુચ્ચય એની પાસે હોય છે; એવાઓને જ મહાન પુરુષ કહે છે.

હવે આપણે રાજા રામમોહન રૉય તરફ વળીએ. ગયા બે સૈકામાં હિંદુસ્તાનમાં જે મહાન પુરુષ થયા, તેમાંના એક શ્રેષ્ઠતમ પુરુષ અને બ્રાહ્મોસમાજના એક જનક એ રીતે આપણે તેમને પૂજ્યભાવથી જોઈએ છીએ. આપણો આ પૂજ્યભાવ યથાર્થ છે કે નહીં, એટલે કે એમનામાં ઉપર બતાવેલા ગુણોમાંના કેટલા ગુણ કેટલે અંશે દેખાય છે, તે જોવાનો હવે આપણે પ્રયત્ન કરીએ. એમનું ચરિત્ર ખૂબ સાદું છે. એમનો જન્મ ઈ.સ. ૧૭૭૪માં થયો અને ૧૮૩૩ની સાલમાં તેઓ મરણ પામ્યા; એટલે એમનું જીવન આશરે ૬૦ વર્ષનું છે. સાઈઠના ઘરમાં પહોંચેલા ઘણા ગૃહસ્થો અહીં છે, અને કેટલાક એથી યે આગળ

ગએલા છે. ઠીક; એમનો જન્મ બ્રાહ્મણકુળમાં થયો. સરખો ઉપયોગ કરીએ તો બ્રાહ્મણકુળમાં જન્મ થવો એ એક મોટો અધિકાર જ છે. એમનાં માતાનું કુટુંબ શાક્તમાર્ગી હતું. બંગાળપ્રાંત તરફ શાક્તમાર્ગ એ જૂનો સંપ્રદાય છે. એમના પિતાના કુળ તરફ જોઇએ તો તે વૈષ્ણવમાર્ગી હતા. તેથી, શાક્ત તેજ અને વૈષ્ણવ તેજ પોતાનો વિરોધ ભૂલી એકજીવ થયાં અને આ મહાન પુરુષ ઉત્પન્ન થયા એમ જ કહી શકાય. આ મહાત્માના હાથે જે કામ સાધ્ય થવાનું હતું એનો આ વૈષ્ણવ અને શાક્ત માતપિતાનો યોગ જાણે સૂચક જ હતો. તે વખતના જમાનામાં શાળા કે પાઠશાળાઓ નહોતી. તેથી આ નાનો છોકરો ૧૨મે વર્ષે, અરબી અને ફારસી ભાષા શીખવા માટે પટના શહેરમાં ગયો. અરબી અને ફારસી એ બે તે વખતના રાજદરબારની ભાષાઓ હતી. ૧૬મે વર્ષે એ કાશી ગયો અને ત્યાં એણે ૪ વર્ષ સંસ્કૃતનો અભ્યાસ કર્યો. એ અધ્યયન પંડિત બનવા માટે નહોતું, પણ જૂની વિદ્યાનું ખરું રહસ્ય સમજવા માટે હતું. આ પ્રમાણે રામમોહન અરબી, ફારસી અને સંસ્કૃત વિદ્યામાં નિષ્ણાત થયા. ત્યાં સુધી એમને અંગ્રેજીનો કક્કો પણ આવડતો નહોતો, છતાં અરબી અને સંસ્કૃત તત્ત્વજ્ઞાનમાં એમની જે પ્રગતિ થઈ હતી એના કારણે મૂર્તિપૂજા સંબંધી ૧૬મે વર્ષે એમના મનમાં તિરસ્કાર જાગ્યો. મૂર્તિપૂજાનું ગાંડપણ બંગાળમાં કેટલું પ્રસર્યું હતું એની આપણામાંના ઘણાને કલ્પના નહીં હોય. મૂર્તિપૂજાના પણ પ્રકાર છે; પરંતુ બંગાળમાં કાલીપૂજાનો જે રિવાજ છે એને વિષે આપણને કલ્પના સુદ્ધાં આવે એમ નથી. મૂર્તિપૂજાનો એમણે ૧૬મે વર્ષે પ્રતિકાર કર્યો. ૧૬મે વર્ષે આપણે શું કરતા હતા અને એમણે શું કર્યું, એ તપાસી જોવા જેવું છે! એમના હૃદયમાં જે તેજ સ્ફુરી રહ્યું હતું, એની જ્યોત આપણા હૃદયમાં હતી શું? ઠીક; પરંતુ આ વાતથી એમના પિતાને ક્રોધ થયો, અને રામમોહન રૉયને ઘર છોડવું પડ્યું. હિંદુસ્તાન બહાર તિબેટ સુધી એમણે પ્રવાસ કર્યો, અને ત્યાં બૌદ્ધ ધર્મનું પ્રત્યક્ષ જ્ઞાન સંપાદન કર્યું. મુસલમાની તત્ત્વજ્ઞાન એમને આવડતું હતું. સંસ્કૃત તત્ત્વજ્ઞાન પણ તેઓ જાણતા હતા, અને જે ૪ વર્ષો એમણે પ્રવાસમાં કાઢ્યાં તે દરમ્યાન બૌદ્ધ તત્ત્વજ્ઞાન સાથે પણ એમને સારો એવો પરિચય થયો. ચાર વર્ષના પ્રવાસ પછી એમના પિતાનું મન પલટાયું અને એમણે એમને ઘેર આવવાની પરવાનગી આપી. ઘેર આવ્યા પછી એમણે ૨૦મા વર્ષથી અંગ્રેજી શીખવાની શરૂઆત કરી. અને એ અભ્યાસ એમણે ૨૫મા વર્ષના સુમારે લગભગ પૂરો કર્યો. આગળ ૪૦ વર્ષની ઉંમર થઈ ત્યાં સુધી એમનો સમય અંગ્રેજ સરકારની નોકરીમાં ગયો. તેમાં એમને મોટા હોદ્દાની જગા મળી એવું નથી; પરંતુ એમણે ઠેકઠેકાણે કલેક્ટર અથવા ડિસ્ટ્રિક્ટ જડ્જોના હેડ ક્લાર્ક અથવા શિરસ્તેદારનાં કામો કર્યાં હશે એવું મને લાગે છે. ૪૦મે વર્ષે તેઓ પેન્શન પર ઊતર્યા, અને પહેલવહેલા તેઓ કલકત્તા આવ્યા. તે વખત સુધી કોઈ પણ પ્રકારની જાહેર પ્રવૃત્તિમાં એમનો ફાળો નહોતો. આ પછીનો એમનો આયુષ્યદોર ૨૦ વર્ષનો છે. ૧૮૧૪થી માંડીને ૧૮૩૩ સુધીનો સમય એમણે સતત કાર્યોમાં પસાર કર્યો. આટલા સમયમાં એમણે જે કામો કર્યાં, એની સાથે તમારા અમારા જેવા સેંકડો લોકોનાં કામોની તુલના કરીએ તો એમણે કરેલાં કામ ખૂબ જ વધારે છે, એમ કહેવું પડશે. તેઓ સામાજિક સુધારક હતા તેમજ એક મોટી ધર્મસંસ્થાના પ્રસ્થાપક હતા; અને તે જ રીતે તેઓ મહાન રાજકારણી પુરુષ પણ હતા. ત્રણે પ્રકારનાં કામો એમનામાં એવી રીતે ઓતપ્રોત થઈને ચાલતાં હતાં કે હાલ જે શ્રેષ્ઠ પુરુષો આપણે ત્યાં છે તેમને પોતાનાં કામો તરફ જોઈને શરમ જ લાગવી જોઈએ. મનુષ્યનાં કર્તવ્યનાં જે જે જુદાજુદા માર્ગ છે, એમાંનાં એક જ વિશિષ્ટ માર્ગે રાજા રામમોહન રૉયે દેશસેવા ચલાવી એવું નથી. એમણે બહુપત્નીત્વ સામે હથિયાર ઉપાડ્યું. ૧૮૧૮ની સાલમાં, એટલે જે સમયે મુંબાઈ ઇલાકો અંગ્રેજ સરકારના તાબા હેઠળ આવ્યો તે વખતે, એમણે પહેલવહેલાં સતીના રિવાજનું નિંદ્ય સ્વરૂપ ખુલ્લું કરી બતાવ્યું. આ રિવાજ વિરુદ્ધ એમણે તે વખતથી માંડીને ૧૮૨૮ સુધી એકધારું દસ વર્ષ સુધી યુદ્ધ ચલાવ્યું; પરંતુ આ કામમાં યશ ન મળતાં એ જ પુણ્ય હેતુ મનમાં રાખીને તેઓ સાક્ષી દેવા માટે ૧૮૩૦ની સાલમાં વિલાયત ગયા. તે વખતે આ રિવાજ વિષે તપાસ કરવા માટે પાર્લમેન્ટની કમિટી મળી હતી અને દિલ્હીના બાદશાહે પણ એમને કંઈ રાજકીય કામ સોંપ્યાં હતાં. ઠીક;

સતીના રિવાજ વિરુદ્ધ એમણે જે મથામણ કરી તે સામાજિક સુધારાની બાબતમાંની એમની અત્યંત મહત્ત્વની એવી કામગીરી છે.

ધર્મસંશોધન માટે એમણે શા પ્રયત્નો કર્યા તે આપણે હવે જોઈએ. આપણા દેશમાં જ્યારે ઉપનિષદો રચાયાં, તે વખતે શુદ્ધ એકેશ્વરી ધર્મનું જ પ્રાબલ્ય હતું. એને પુનર્જીવિત કરવા માટે એમણે ૧૮૧૪માં, કલકત્તા આવ્યા પછી, એક સમાજની સ્થાપના કરી. બ્રાહ્મોસમાજ એ એવું જ પ્રગલ્ભરૂપ છે. એ સમાજને સ્થળે બધાએ ભેગા થવું, ધર્મવિષયક પ્રશ્નોનો ઉહાપોહ કરવો, પ્રાર્થના કરવી અથવા બીજાએ પ્રાર્થના શરૂ કરી હોય તો તેની સાથોસાથ પોતાનું ચિત્ત એકાગ્ર કરવું એવો ઉદ્દેશ અને વ્યવસ્થા હતી. ૧૮૧૪થી માંડી ૧૮૨૮ સુધી આ કામ એમણે ક્યારેય ઉત્સાહભંગ ન થતાં એકસરખું ચલાવ્યું હતું; અને પ્રચલિત હિંદુ ધર્મના અભિમાનીઓ સાથે તેમ જ ખ્રિસ્તી ધર્મોપદેશકો સાથે એમનો જબરદસ્ત વાદવિવાદ ચાલુ રહેતો. ખ્રિસ્તીઓને તથા હિંદુઓને એમનું કહેવું એ હતું કે, તમે તમારા પુરાતન સાધુઓના ડહાપણભર્યા માર્ગનું ફરી અવલંબન કરો. રાજા રામમોહન રૉયનો ચરિત્રવિષયક ગ્રંથ બે ભાગમાં પ્રસિદ્ધ થયો છે, તેનું તમે અવલોકન કરો, એટલે તમને એવું સ્પષ્ટ દેખાશે કે, ખ્રિસ્તી ધર્મોપદેશકોને ઉદ્દેશીને એમણે જે લેખ અને પુસ્તકો લખ્યાં છે, તેનો જ એક આખો ભાગ બન્યો છે; અને બાકીના ભાગમાં વેદાંત અને ઉપનિષદોમાંના તત્ત્વજ્ઞાનનું એમણે જે વિવરણ કર્યું તે આવ્યું છે. આ વીસ વર્ષમાં એમનું વાચન અને લેખન, ઉપદેશ કરવો, અને નિંદાપાત્ર રિવાજોમાંના દોષોનું આવિષ્કરણ કરવું અને તેનો વિરોધ કરવો, દુષ્ટ મતોનું ખંડન કરવું અને વાદવિવાદ કરવો, આ બધી બાબતો ચાલતી હતી; પરંતુ આ ક્રમ ચાલુ હતો ત્યારે પોતાના દેશની રાજ્યવ્યવસ્થામાં શું ખૂટે છે, લોકોની ફરજો શી છે તે સમજવા માટે પણ તેઓ ક્યારેય ચૂક્યા નથી. અંગ્રેજ રાજ્યની શરૂઆતનો એ સમય હતો. ૧૮૩૩ની સાલમાં ઇસ્ટ ઇંડિયા કંપનીને પાર્લમેન્ટ તરફથી નવી સનદ મળવાની હતી, એવા સમયમાં એમને હિંદુસ્તાનમાંથી વિલાયત જવાનું આમંત્રણ મળ્યું. એમણે પાર્લમેન્ટ કમિટી આગળ ખૂબ મહત્ત્વની જુબાની આપી. પરંતુ કમનસીબે એમને ત્યાંનાં હવાપાણી માફક ન આવ્યાં; અને દેશ-કાર્ય કરતાં કરતાં ત્યાં જ તેમણે આહુતિ આપી. પોતાના પ્રિયદેશથી ખૂબ દૂર, પરાયા દેશમાં અને પરાયા લોકમાં એમનું અવસાન થયું.

આ પ્રમાણે એ મહાન પુરુષના ચરિત્રનું નિરૂપણ કર્યું છે. રાજા રામમોહન રૉયે બ્રાહ્મોસમાજ સ્થાપ્યો અને એ સંસ્થા એમનું જીવંત સ્મારક છે. એમણે સતીનો રિવાજ નિર્મૂળ કરવા માટે પણ પ્રયત્ન કર્યા. એ પ્રયત્ન સફળ થએલા જોવાને જો કે એ જીવ્યા નહીં, તો પણ એ મહાન પુરુષે જે કામ કર્યું તેને કારણે, એમના મૃત્યુ પછી પાંચ જ વર્ષ બાદ સતીનો રિવાજ બંધ કરવાનું સરકારને જરૂરી જણાયું. સતીનો રિવાજ કેટલો ભયંકર હતો એ વિષે આપણે ત્યાં ઘણા થોડાને જ ખયાલ છે. સતીનો રિવાજ બંધ કર્યો એ એક ભૂલ કરી એમ કહેનારા કેટલાક લોકો હજી યે જીવે છે. પરંતુ રાજા રામમોહન રૉયે જે લેખો લખ્યા અને પાર્લમેંટની સભા સમક્ષ જે અરજીઓ રજૂ કરી તેના પરથી આ રિવાજના ભયંકર સ્વરૂપની આપણે થોડીઘણી પણ કલ્પના કરી શકીએ છીએ. એક લેખમાં એમણે ૧૪ વર્ષના આંકડા આપેલા છે. તેના પરથી જોતાં માત્ર બંગાળના ભાગમાં જ આઠ હજાર સ્ત્રીઓ સતી થયાનું જણાય છે. એટલે સાધારણપણે દર વર્ષે ૬૦૦નું પ્રમાણ થાય છે. ગયા સૈકામાં એવું એક પણ ઘર મળતું નહોતું કે જે ઘરની એકાદ પણ સ્ત્રી સતી થઈ ન હોય. આ પ્રમાણે સતી બનવું એ સ્વેચ્છાથી બનતું એવું નહોતું. અગ્નિપ્રવેશ કરવાની સ્ત્રીઓને ફરજ પડતી. દુઃખના આવેશમાં એક વાર એકાદી સ્ત્રીએ હા કહી, કે પછી, તેનાં સગાંવહાલાં તેને પોતાનો વિચાર બદલવા દેતાં જ નહીં. આ રિવાજ જો સરકારે બંધ કર્યો ન હોત તો આજે પણ આપણી નજર સમક્ષ એ જ ભયંકર વસ્તુ અનેક વાર બની હોત. આ બધી ભયંકર અને ઉગ્ર બાબત દૂર કરવાનું શ્રેય કોઇને પણ આપવાનું હોય તો તે સર્વથૈવ રાજા રામમોહન રૉયને જ આપવું જોઈએ. એ જમાનામાં સતી થવા જેવી અમાનુષી યાતના લોકો જાણી જોઇને જ સહન કરતા હતા; એટલું જ નહીં, પુરુષો અને સ્ત્રીઓ પોતાને પાણીમાં ડુબાડતાં, અથવા ઊંચા કોતરો પરથી

પાણીમાં કૂદકા મારતાં, અને એ રીતે મરણને નોતરતાં. આ રીતે રાષ્ટ્રના આચારવિચાર વિચિત્ર માર્ગે જ બહેકી ઊઠ્યા હતા; એને યોગ્ય વળાંક આપવાનું શ્રેય રાજા રામમોહન રૉયને જ છે. આજે આ સ્થળે એમણે કરેલી રાજકીય મથામણ વિષે હું કંઈ કહીશ નહીં; પરંતુ કોઈને જો સાચી દેશભક્તિ એટલે શું એ સમજવું હશે તો તેણે ૬૦ વર્ષ પહેલાં એટલે હાલની આપણી કૉંગ્રેસ, કૉન્ફરન્સ ઇત્યાદિની કારકિર્દી પહેલાં રાજા રામમોહન રૉયે પાર્લમેંટ સમક્ષ જે જુબાની આપી અને સરકારી અધિકારીઓને જે પત્રો લખ્યા એનું અવશ્ય પરિશીલન કરવું.

ધર્મસંબંધી ચળવળો તરફ એમનું વિશેષ ધ્યાન રહેતું; એની તરફ જ હવે આપણે વળીએ. ૧૮૦૪ની સાલમાં એમણે 'આત્મીય સભા' સ્થાપી. ૧૪ વર્ષના સમય દરમ્યાન એનો જ વિકાસ થઇને 'બ્રાહ્મોસમાજ' નિર્માણ થયો. બ્રાહ્મોસમાજની સ્થાપના ૧૮૧૮ની સાલમાં થઈ. બ્રાહ્મોસમાજ એટલે શું, એ જેમને ખરેખર સમજવાની ઇચ્છા હોય, ચાર લોકો એ સંસ્થા માટે શું બોલે છે એટલાથી જ જેમનું સમાધાન થતું ન હોય, એમણે બ્રાહ્મોસમાજનું વ્યવસ્થાપત્ર (ટ્રસ્ટડીડ) વાંચી જોવું, એ જ ઉત્તમ માર્ગ છે એવું મને લાગે છે. બ્રાહ્મોસમાજનો જે ઉન્નત હેતુ અને ઉદ્દેશ છે, એ વિષે આ મહાન પુરુષનો શો અભિપ્રાય હતો એ એમણે આ વ્યવસ્થાપત્રમાં કહ્યો છે. આ પત્રમાનાં દરેક શબ્દમાં ધર્મશીલતા, નિઃસીમ ભાવ અને શ્રદ્ધા અને સર્વધર્મ વિષે સહિષ્ણુતા ઓતપ્રોત ભરેલાં છે. ઉપરાંત, આત્માનું સૌંદર્ય અને પૂર્ણાવસ્થા એટલે શું એ વિષેની જે ઉદાત્ત કલ્પના દેખાઈ આવે છે એ ઉદાત્ત કલ્પનાનું રહસ્ય એમના અનુયાયીઓને પણ હજી પૂરેપૂરું સમજાયું નથી; અને એ કલ્પનાનો પૂરો ભાવ આપણા સૌના ધ્યાનમાં આવવાને હજી કેટલા યે સૈકાઓ જશે એમ લાગે છે. બ્રાહ્મોસમાજનું ભવિષ્ય શું છે, એ વાત સમય જતાં છતી થશે. આ સંસ્થાને ભાગે અપયશ આવશે નહીં એવું આપણે ખાતરીથી કહી શકતા નથી; પણ એ યશસ્વી થશે એવી આપણને આશા બેસે છે. આ સંસ્થા કાઢવામાં એમનો શો ઉદ્દેશ હતો એ જે સવાલ છે તે વિષે માત્ર હવે વાદવિવાદને સ્થાન નથી. એનો ઉદ્દેશ શો હતો એ હું તમને જણાવું, અને એ અત્યંત શ્રેષ્ઠ છે કે નહીં એ વિષે તમે વિચાર કરી જુઓ એવી હું તમને વિનંતી કરું છું. સમાજના અનુયાયીઓએ અને સમાજની જેઓ બહાર છે એવા સૌએ પણ એની કલ્પના ધ્યાનમાં લેવી; અને આપણા દેશમાં કે બીજા દેશમાં જે શ્રેષ્ઠ પુરુષ થઈ ગયા એમણે ધર્મસંસ્થાનાં જે ઉદાત્ત સ્વરૂપો કલ્પ્યાં એની હરોળમાં રાજા રામમોહન રૉયની કલ્પના બેસે છે કે નહીં એનો વિચાર કરી જોવો.

એમના મનમાં જે વિચાર સતત રમ્યા કરતો તે આ હતો: ધર્મ વિષે બીજા દેશો પાસે પૂર્વ ઇતિહાસ છે એ સાચું; પરંતુ એ બધાની ઉપરવટ જનારો એવો જેનો ધાર્મિક ઇતિહાસ છે તે રાષ્ટ્ર આપણું હિંદુસ્તાન જ છે. આ દેશ તરફ જોઇશું તો તેમાં મહાન વૃત્તિ છે, સ્વભાવ ને વલણ સારાં છે, અને બધી આકાંક્ષાઓ પણ ધાર્મિક જ છે. એકેશ્વરી મતનું શુદ્ધ સ્વરૂપ જગતમાં બીજે ક્યાં યે દેખાતું નથી. આવા સ્વરૂપનું આકલન આ દેશે કર્યું છે. આ સ્વરૂપનું જ્ઞાન આપોઆપ કંઈ ન કહેતાં થયું છે, અથવા કોઈ એક મુનિએ ઉપદેશ કરીને મેળવી આપ્યું છે, એવું નથી. ધર્મવિચારનો ઉછેર ધીરેધીરે વિકાસ થઈને જ એ કલ્પના આપણને પ્રાપ્ત થઈ છે. મનુષ્યના મનને જે કલ્પના કરવા જેવી છે તે એકેશ્વરી મતના શુદ્ધતમ પ્રકારની કલ્પના, ભગવદ્ગીતામાં અને ઉપનિષદોમાં વિકાસ પામેલી છે. રાષ્ટ્રના ઉન્નત વિચારોની દિશા અને વિશ્વાસ એવા પ્રકારનાં છે કે, ઇશ્વર એ સર્વવ્યાપક પરમાત્મા છે, તે અદ્વિતીય છે. એના જ પેટે આપણો જન્મ થાય છે, આપણે ફરીએહરીએ છીએ અને આયુષ્ય પસાર કરીએ છીએ. તે કારણોનું આદિકારણ, તે બધાનો પ્રભુ, સહાયકર્તા, જ્ઞાતા છે, પિતાથી પણ વધારે વત્સલ અને માતાથી યે અત્યંત પ્રેમાળ એવો છે. ઇશ્વર વિષે આપણી જે કલ્પના તે આવા પ્રકારની છે અને ઇંટ પર ઇંટ રચવી, હાર પર બીજો હાર મૂકવો, એક માળ પર બીજો બાંધવો, એટલે જેમ મોટી ઇમારત તૈયાર થાય છે તે જ રીતે આ કલ્પનાનું ઉન્નત રૂપ આપણને પ્રાપ્ત થયું છે. વળી, આ શ્રેષ્ઠ કલ્પના, જે પંડિત છે; તત્ત્વજ્ઞ અથવા શાસ્ત્રી છે, એમનાં જ હૃદયમાં રમી રહે છે એવું નથી; પણ એ સર્વસાધારણ છે. કોઈ પણ

વર્ગ લો; નીચામાં નીચી જાત હશે, સમાજમાં એ જાતિની માન્યમાનતા ન હો, અથવા ધંધો અત્યંત હલકો હો, એટલે કે ગરીબ, ખેડૂત, શિકારી, પારધી, માળી, કોળી, સોની, નાઈ, વેપારી વગેરે બધી જાતિઓને બ્રાહ્મણ, પંડિત અથવા યોગી જેવી જ ઈશ્વરના શ્રેષ્ઠ સ્વરૂપની ઓળખ થઈ હોય છે.

આપણા દેશમાં સર્વત્ર એકેશ્વરી મતનો પ્રસાર છે એ જોઈ રાજા રામમોહન રોયને જેટલું આશ્ચર્ય થયું તેટલું જ આ ઉન્નત શ્રદ્ધાનો વ્યવહારમાં કંઈ જ ઉપયોગ કરાતો નથી એ વિચારથી એમને દુઃખ થતું. કારણ, આપણામાં જે બાહ્યવિધિ અને ઉપચાર છે તે આ શ્રદ્ધા સાથે સર્વથા અસંગત જેવાં છે. આ બાહ્યવિધિ અને ઉપચારોના પ્રાબલ્યથી આપણા રાષ્ટ્રની પ્રવૃત્તિ વિવિધ પ્રકારના દેવોની અને દેવતાઓની, એટલે મહાભૂતો, સ્થળવિશિષ્ટ અને જાતિવિશિષ્ટ દેવદેવીઓની પૂજા અત્યંત ચમત્કારિક, ગંદા અને અમાનુષ પ્રકારે કરવા તરફ થઈ રહી છે. ઉપનિષદ્‌માં જોઈએ તો ઈશ્વર એક અને અદ્વિતીય છે અને એની જ પૂજા કરવી એવું ગીતામાં કહ્યું છે. આવું શિક્ષણ હોવા છતાં આપણે ત્યાં અનેક દેવોની પૂજાના પ્રકાર વધ્યા છે. દેવ એક છે એવી ધર્મબુદ્ધિ, અને પૂજાવિધિ જોઈએ તો અનેક દેવોની– આ જે વિરોધ છે તે, જે કોઈ પોતાના ધાર્મિક આચાર-વિચારોની ચકાસણી કરવા નીકળે છે એને; આશ્ચર્યચકિત કરી મૂકે છે, અને એ વિરોધ કેમ છે એ વિષે કંઈ જ સમજ એને પડતી નથી. રાજા રામમોહન રોય જેવા મહાત્માને આનું કેટલું આશ્ચર્ય થયું હશે એની આપણે કલ્પના કરી શકીશું જ. નાનપણથી એમના હૃદયમાં મૂર્તિપૂજાનો તિરસ્કાર વધતો હતો, પૂજાની બાહ્ય વિધિઓ સામે એમણે હથિયાર ઉગામ્યાં હતાં. આ વિરોધ વિષે એમણે વિચાર કરવો, મનન કરવું અને આ વિરોધ દૂર કરવા સારુ શ્રમ વેઠવો અને દુઃખ સહેવાં, અને તે બધું એટલી હદ સુધી કે, એ વિષે આપણે કલ્પના પણ કરી ન શકીએ. એમના મન સમક્ષ જે એક પ્રશ્ન અહર્નિશ હતો તે એ કે, હિંદુસ્તાનમાં એકેશ્વરી મત હોવા છતાં એની સાથોસાથ એક જ દેવની પૂજા નથી એવું શા કારણથી બનતું હશે? બીજા દેશો તરફ જોઈએ તો એમનામાં એકેશ્વરવાદ એટલી નિષ્ઠાથી સ્વીકારાયો હોય એવું દેખાતું નથી, તો પણ એક જ દેવની પૂજાનો રિવાજ આજ બેઅઢી હજાર વર્ષથી ચાલુ છે. આ જે પ્રશ્ન છે એ વિષે તમે દરેક જણ વિચાર કરો એવી હું વિનતિ કરું છું. હું આજે આ સંબંધમાં અહીં કંઈ જ જવાબ આપતો નથી; કારણ હું એ વિષય પર ઘણા દિવસથી વિચાર કરતો હોવા છતાં, સયુક્તિક અને સુસંગત એવો જવાબ હજી મને મળ્યો નથી. પ્રશ્ન જે છે તે મૂર્તિપૂજા હોવી જોઈએ કે ન હોવી જોઈએ એ નથી. એ ભેદ જે છે તે પ્રાર્થનાની રીત વિષેનો છે, પ્રાર્થનાનો વિષય એટલે જેની ઉપાસના કરવાની એ વિષેનો નથી. પરંતુ મેં તમારું ધ્યાન જે વિરોધ તરફ દોર્યું છે, એનાં મૂળ ખૂબ ઊંડાં છે અને એ વિષે આપણે ખૂબ આસ્થાથી વિચાર કરવો જોઇએ. ઘણુંખરું પરિસ્થિતિ એવી હોય છે કે, અનેક દેવતા વિષે દેશમાં અભિપ્રાય હોય અને એ અભિપ્રાયને લીધે આપણી શ્રેષ્ઠ બુદ્ધિની પ્રેરણા વિરુદ્ધ લોકોના ગ્રહ બંધાતા ગયા એટલે મૂર્તિપૂજાનો પ્રચાર શરૂ થાય છે. એક જ ઈશ્વરની ઇચ્છા આખી સૃષ્ટિના વ્યવહારનું નિયમન કરતી નથી. સૃષ્ટિના વ્યવહાર અને મનુષ્યોનાં સુખદુઃખ પેદા કરવામાં અનેક દેવ અને દેવતાઓ વિવિધ પ્રકારે કારણરૂપ બને છે અને તેથી આ ગૌણ દેવતાઓનું આરાધન જે તે દિવસે અને એમને ગમે એવી રીતે કરવું જોઈએ, એવી સમજણ હોવાથી એનું પરિણામ મૂર્તિપૂજાના સ્વરૂપે દેખાઈ આવે છે. એક સર્વશક્તિમાન પ્રભુની ભક્તિ કરવાની અને સારુંખોટું કરવાનું જેમના હાથમાં છે એવા ગૌણ દેવતાઓનાં પણ હક્કો તરફ ધ્યાન આપવાનું, એવી બુદ્ધિ હોય એટલે મન સતત દ્વિધામાં રહે છે; અને ખરું અનિષ્ટ જે છે તે આ જ છે. રોમન કૅથોલિક પંથમાં મૂર્તિપૂજા છે, અને ખ્રિસ્તી અને મહંમદી લોકોમાં સાધુઓ અને પીરોની પૂજાનો રિવાજ છે, તેથી એકંદરે આ લોકની પૂજા-અર્ચનાનું જે વિશેષ લક્ષણ કે એક જ દેવની પૂજા કરવાની એને વાંધો આવતો નથી. આ મર્યાદાનું આપણે ઉલ્લંઘન કર્યું છે અને તેથી જ આપણી આજુબાજુ બધે જ પાર વિનાનો અનાચાર દેખાઈ આવે છે. હાલની આપણી જે આ અવનતિ છે તે જોઈ રાજા રામમોહન રોયને

સ્વાભાવિકપણે દુઃખ થતું, અને તેથી આપણાં પૂજા, અર્ચના વગેરેનાં આચારોને આપણી એકેશ્વરી શ્રદ્ધાને અનુરૂપ એવું સ્વરૂપ આપવું એ હેતુથી, પોતાના મત પ્રમાણે જ જેમને લાગતું હોય એવા સમાન વિચારના લોક એમણે ભેગા કર્યા, અને બ્રાહ્મસમાજની સ્થાપના કરી.

બ્રાહ્મસમાજનો ધર્મ એટલે ઈશ્વિરે આપેલો નવો ધર્મ, અથવા જેમાં ઈશ્વિરનો ઉદ્દેશ હમણાં જ પ્રગટ થયો છે, એવો એમનો મત નહોતો. આપણી ધર્મવિષયક શ્રદ્ધા અને આપણું એના સંબંધનું આચરણ એમાં એકરૂપતા સ્થાપવી એટલી જ એમની આકાંક્ષા હતી. એક પરમાત્માની જ ઉપાસના કરવી, અને તે બાહ્ય વિધિથી નહીં પણ અન્તઃકરણથી કરવી, ઈશ્વિરને આપણી પાસેનાં પદાર્થો અર્પણ કરવા એટલે ઉપાસના નહીં, પણ આપણો આત્મા જ એને અર્પણ કરવો; અને આવું આચરણ થવા લાગ્યું એટલે એકવાક્યતા આવી એવો એમનો આશય હતો. આ વિચારમાં કંઈ પારકાપણું છે એવું નથી. આપણા ધર્મનાં જે જૂનાં અમોલ તત્ત્વો છે એની યોગ્યતા બધાં સ્ત્રી-પુરુષોએ ઓળખવી અને ધર્મવિષયક ભોળપણ અને અજ્ઞાનમાંથી પોતાને મુક્ત કરવા એટલો જ માત્ર એમનો ઉપદેશ અને ઇચ્છા હતાં. જે કામગીરી બજાવવાના ઉદ્દેશથી બ્રાહ્મસમાજની સ્થાપના થઈ તે આ જ છે. એ આશા કેટલે અંશે સફળ થઈ છે એ કહેવાનું કામ મારું નથી. જો એમના હેતુ પરિપૂર્ણ થયા નહીં હોય તો એ દોષ એમનો નથી, આપણો જ છે. ઠીક; આ સૈકાની શરૂઆતમાં એમની સમક્ષ જે સવાલ હતો એ આજે પણ આપણી સમક્ષ છે, અને એ સવાલનો આપણે જે સારોખોટો નિર્ણય કરશું એ પર જ ઘણે અંશે આપણું આ લોકનું અને પરલોકનું કલ્યાણ અવલંબે છે. આજે તમારા વાર્ષિક ઉત્સવ નિમિત્તે મારી તમને એવી વિનતિ છે કે, એમણે ઉકેલ માટે મૂકેલો સવાલ તમે સતત હૃદયમાં સંઘરો અને તમારો આત્માનો દ્વિધાભાવ જતાં, એકનિષ્ઠા ફરી પ્રાપ્ત કરાય એવો નિર્ણય અથવા ઉપાય તમે શોધી કાઢશો એવી હું આશા રાખું છું. અને તમારા અંતઃકરણ અને બુદ્ધિમાં એકવાક્યતા ઉત્પન્ન થઇ, અને તમારા આચારવિચાર બંનેમાં અવિરોધ હોય એટલે આપણી ૨૫ કરોડની પ્રજામાં ક્યારેય ન તોડી શકાય એવું ઐક્ય સધાઇને આપણા ભાગવતધર્મને સામર્થ્ય પ્રાપ્ત થશે. ખ્રિસ્તી, મુસલમાન અને આર્યધર્મના ઇતિહાસ પરત્વે જે ભેદ છે એ રહેશે; પણ તે ભેદ, ઇમારત બાંધવાની જે વિવિધ રીતો છે એ રીતે રહેશે. ખ્રિસ્તી ચર્ચ એ બહારથી મહમદી મસ્જિદ જેવું અગર આર્ય મંદિર જેવું દેખાશે નહીં એ સાચું. એટલે બાહ્ય રૂપમાં અને પદ્ધતિમાં ભેદ હોય તો પણ તેથી કરીને બધાનો ધાર્મિક ઉપદેશ જે એક છે એને વિરોધ થવાનો નથી. અને આ બાબત સિદ્ધ થઈ એટલે, સર્વધર્મોનું ઐક્ય થવું જોઇએ એ જે મોટી કલ્પના રાજા રામમોહન રોયના હૃદયમાં સતત રમ્યા કરતી હતી, જે વિષે એમનાં અભ્યાસ-મનન હતાં, તે પણ સફળ થશે અને પછી બધા દેશોના લોકો એકઅવાજે કહી શકશે કે, "ઇશ્વિરનું રાજ્ય આવ્યું ને હવે પૃથ્વી પર સ્વર્ગ અવતર્યું."+

+ ('સમાજસુધારક, અર્થશાસ્ત્રજ્ઞ, રાજકારણી, દૂરદૃષ્ટિના વિવેચક અને સ્વતંત્ર ભારતના દ્રષ્ટા' તરીકે ભારતભરમાં પ્રસિદ્ધિ પામેલા ન્યાયમૂર્તિ મહાદેવ ગોવિંદ રાનડેનો જન્મ નિફાડ ગામમાં ઈ. સ. ૧૮૪૨ની ૧૮મી જાન્યુઆરીએ થયો. તેમનું પ્રાથમિક શિક્ષણ કોલ્હાપુરમાં અને ઉચ્ચ શિક્ષણ મુંબઇમાં થયું. સન ૧૮૬૬માં તેઓ એમ. એ., એલએલ. બી. થયા. ૧૮૭૧માં એમણે ઍડવોકેટની પરીક્ષા આપી. પ્રાધ્યાપક તરીકે તેમજ નીચલી કોર્ટોમાં ન્યાયાધીશની કામગીરી બાદ, ૧૮૯૩ની સાલમાં તેઓ મુંબઈ હાઈકોર્ટમાં ન્યાયમૂર્તિ તરીકે નિમાયા. રાનડેને ભારતીય અર્થશાસ્ત્રના જનક તરીકે ઓળખવામાં આવે છે. એમના વિચારો ઘણા ઊંડા અને મૌલિક હતા. એમણે અનેક વિદ્વત્તાપૂર્ણ લેખો અને ગ્રંથો લખ્યા. ગોપાળ કૃષ્ણ ગોખલે તો રાનડેને પોતાના ગુરુ માનતા. મરાઠા ઇતિહાસ પરનું એમનું, સન ૧૯૦૦માં પ્રસિદ્ધ થએલું પુસ્તક 'The Rise of the Maratha Power' હમણાં જ પુનર્મુદ્રિત થયું છે. તા. ૧૬ જાન્યુઆરી ૧૯૦૧ને રોજ ન્યાયમૂર્તિ રાનડેનું દુઃખદ અવસાન થયું.

—સંપાદક)

*

# ભારતીય પ્રજાસત્તાકનો ઉદય

ગણેશ વાસુદેવ માવળંકર

[પૂનાના 'ચિત્રમયજગત' માસિકના જાન્યુઆરી ૧૯૫૦ના અંકમાં પ્રસિદ્ધ થએલ લેખનો ભાવાનુવાદ]

તા. ૨૬ જાન્યુઆરી ૧૯૫૦નો દિવસ, નવા બંધારણ મુજબ, ભારતના નવા અવતારનો જન્મદિન! ઉદયોન્મુખ ભારતે સ્વાતંત્ર્ય માટે જે આકાંક્ષાઓ સેવી, જેને સારુ અનેક મુસીબતો ને હાડમારીઓ સહન કરી, લડતો ચલાવી, જીવનની આહુતિઓ અને બલિદાનો આપ્યાં, એ સ્વાતંત્ર્ય-સૂર્યના ઉદયનો દિવસ! ભવિષ્યનો ઇતિહાસ ગમે તે લખાય તો પણ આ દિવસ તો હંમેશ યાદગાર રહેશે. નવા ઇતિહાસનો આ આરંભ-દિન; આકાંક્ષાઓ પૂરી થવા માટેની આશાનો દિવસ! ભારતની આકાંક્ષાઓ કઈ કઈ હોવી જોઇએ અને તેમને સિદ્ધ કરવા સારુ કયા પ્રકારની રાજ્યવ્યવસ્થા હોવી જોઇએ એનો સાંગોપાંગ ઉહાપોહ કરીને, ડિસેંબર ૧૯૪૬થી નવેંબર ૧૯૪૯ સુધીના લગભગ ત્રણ વર્ષ સુધીના સમયમાં ચર્ચાવિચારણા કરીને, ભારતની બંધારણસભાએ નવું બંધારણ તૈયાર કર્યું; અને એ બંધારણ મુજબ નવી હકૂમત તા. ૨૬ જાન્યુઆરી ૧૯૫૦થી શરૂ થશે. આ હકૂમત સંબંધે ઊંચી ઊંચી અપેક્ષાઓ અને ઉજ્જ્વળ ભાવિ માટેની આશાઓ રાખવી સ્વાભાવિક છે; પરંતુ કેવળ અપેક્ષાઓ અને આશાઓ રાખીને કામ પતશે નહીં. એમની સિદ્ધિ માટે દરેક ભારતીય નાગરિકે કટિબદ્ધ થવું પડશે.

ભારતીય રાજ્યનું સ્વરૂપ કેવું હશે અને એવા પ્રકારની રાજ્યસ્થાપનાનો હેતુ શો એનું સંક્ષેપમાં પણ સંપૂર્ણ એવું દિગ્દર્શન બંધારણના (Constitution) આમુખમાં (Preamble) સ્પષ્ટ કર્યું છે, જેનો ભાવાર્થ છે કે:

'ભારતમાં સાર્વભૌમ લોકશાહીયુક્ત પ્રજાસત્તાક રાજ્ય (Sovereign Democratic Republic) સ્થાપવા માટે અમે ભારતવાસીઓએ ગંભીરતાપૂર્વક નિશ્ચય કર્યો હોઈ, દરેક ભારતવાસી માટે નીચેના હકો સિદ્ધ કરવાના છે. (૧) જીવનના સામાજિક, આર્થિક અને રાજકીય ક્ષેત્રોમાં ન્યાય; (૨) વિચાર, વાણી, ધર્મવિષયક શ્રદ્ધા (belief, faith) અને ઈશ્વરભક્તિ (worship) એ બાબતોમાં સ્વાતંત્ર્ય; (૩) સમાન દરજ્જો (status) અને સમાન તક (opportunity) તથા દરેક વ્યક્તિનું સ્વમાન અને રાષ્ટ્રનું ઐક્ય સચવાય એ રીતે ભારતવાસીઓમાં કૌટુંબિક ભાવના પ્રજ્વલિત કરવાની છે.'

ભારતના ભાવિ સ્વરૂપ વિષે આપણા દેશમાંના મહાન અગ્રણીઓની કલ્પના શી છે એ આમુખમાંની ઉપલી બાબતો પરથી સમજાશે. આ ઉદ્દેશો સર્વમાન્ય હોવા છતાંય આ ધ્યેયપ્રાપ્તિ માટેના રસ્તાઓ કયા છે એ સવાલ હંમેશ ગૂંચવણભર્યો અને કઠણ છે. પરિસ્થિતિ અને સમાજના આચાર-વિચાર સદા બદલાતાં રહે છે. તેથી તો માર્ગદર્શન ખૂબ જ ગૂઢ બની જાય છે. સમગ્ર પરિસ્થિતિનું આકલન દરેકને માટે અશક્ય. થોડોક વિચાર કરનારને સારુ પણ એ લગભગ અશક્ય—આવી પરિસ્થિતિમાં ધ્યેયપ્રાપ્તિનો માર્ગ એટલે હરહંમેશ ઠીકઠીક અનુમાનાત્મક અને પ્રયોગાત્મક; ઠોકર ખાતાં ખાતાં જ આગળ ચાલવાનું! તેમ છતાં, 'આગલો ઠોકર ખાય, પાછલો ડાહ્યો બને' એ ધોરણે જો ચાલીશું તો ભાવિ સમય ઉજ્જ્વળ બનશે એવી આશા રાખવામાં વાંધો નથી. ખેર!

આપણું ધ્યેય ગમે તે હોય, અને ગમે તેટલું સારું પણ હોય અને ઉચ્ચ હોય, તો યે એની સિદ્ધિ આપણે, વર્તમાનમાં જેવાં છે તેવાં આ જ સમાજ, જગત અને પરિસ્થિતિની મદદ વડે અગર એમાં રહીને કરવાની છે. સહુએ સાથે મળીને આગળ જવાનું છે. એટલે, ગમે તેટલા મતભેદો હોય, શંકાઓ હોય તો પણ બાંધછોડ, આપ-લે કરીને પ્રયત્નો ચાલુ રાખીશું તો જ પરસ્પર સહકાર, સંગઠન વગેરે ટકશે અને રસ્તો કાપવાનું સહેલું અને નિશ્ચિત બનશે. પોતાના અભિપ્રાયો માટે દરેકે આગ્રહ રાખવો, પણ એને ય મર્યાદાઓ રાખવી રહી. સાધનો અને હેતુઓ (means and ends) એ બન્ને શુદ્ધ હોવાં જોઇએ. ધ્યેયસિદ્ધિ માટે, એ બન્નેમાં અશુદ્ધતા, અનીતિ અને સ્વાર્થની જરા જેટલી પણ ભેળસેળ થવી નહીં જોઇએ.

આપણા પ્રજાસત્તાકના અસ્તિત્વનો, સંરક્ષણનો અને વિકાસનો વિચાર આવી ભૂમિકા પરથી થવો જોઈએ. આ લેખની મર્યાદા જોતાં કેવળ સ્થૂલપણે જ મુદ્દાઓ રજૂ કરવાનું શક્ય છે. વિચાર કરવા માટેના બે પ્રકારના મુદ્દાઓ નજર સમક્ષ આવે છે: પ્રથમ, દુનિયામાંના અન્ય રાષ્ટ્રો જોડે આપણા સંબંધો બંધાશે તે—એટલે જ પરદેશનીતિ (foreign policy); અને બીજું, અંતર્ગત સમાજવ્યવસ્થા તથા અર્થકારણ—આ બાબતોને આપણે ગૃહનીતિ (home policy) કહીશું.

વિશ્વશાંતિ એ તો બધાં રાષ્ટ્રોનું સર્વમાન્ય ધ્યેય છે અને એ સારુ અનેક પ્રયાસો ચાલુ છે; તેમ છતાં વિશ્વશાંતિ સ્થપાશે જ એવો વિશ્વાસ બેસતો નથી. એટલું જ નહીં પણ એ (વિશ્વશાંતિ) દૂર દૂર જતી રહી છે કે કેમ એવી શંકા અને બીક સહુને લાગે છે અને એને કારણે મનને સ્વસ્થતા નથી. આપણો પડોશી દુશ્મન છે કે મિત્ર? એ જે કહે છે તે ખરેખર એના મનમાં છે ખરું? કે પછી એની ભાષા લટપટવાળી (એટલે જેને diplomatic અગર political કહે છે એવી, એટલે કે રાજકારણી) છે? અને માનો કે, ભાષા ખરી ને તાલાવેલીવાળી હોય તો પણ તે મુજબ એ વર્તન કરશે ખરો? પરિસ્થિતિ જોઈને કાલે પાછું એનું મન બદલાઈ નહીં જાય ને? મન ન બદલાયું અને એની ઇચ્છા ગમે તેટલી સારી હોય તો પણ, પરિસ્થિતિ એને પોતાની ઇચ્છા પ્રમાણે વર્તવા દેશે? આવી અનેક શંકાઓ ઊભી થતાં, આજુબાજુના સહુ દુશ્મનો છે, અગર ઓછામાં ઓછું તેઓ અમિત્ર અને કહ્યા પ્રમાણે ન વર્તનારા છે, એમ સમજીને ચાલવું, એનું જ નામ હોશિયારીભર્યું રાજકારણ એવી માન્યતા બધે પ્રચલિત લાગે છે! આ સ્થિતિ દુઃખદ છે એમ સહુ સ્વીકારશે. એ કેવી રીતે સુધરે? પારકા ઉપર વિશ્વાસ મૂકીને, અગર ન મૂકીને, ઇચ્છિત દિશામાં પોતાની ફરજ પાર પાડવા સારુ કોણ પહેલો તૈયાર થાય? આ જ એક મહત્ત્વનો અને વિકટ સવાલ છે. 'બિલાડીને ગળે ઘંટ બાંધવા જેવો જ' આ સવાલ છે.

અવિશ્વાસ, શંકા, ભય, અસત્ય, એ બધાથી આ પ્રમાણે ઘેરાઈ જઈને, પરસ્પર વ્યવહારનો પાયો જેવો છે તેવો જ રાખીને, આપણે સહુ વિશ્વશાંતિના ઉપાય શોધીએ છીએ. લોહીમાં સુધારો કર્યા સિવાય કેવળ મલમપટ્ટાથી ગૂમડાં દૂર કરવા જેવો આ પ્રયાસ છે. નવાઈની વાત એ કે મૂળમાં જ લોહીની શુદ્ધિ થવી જોઈએ એ વાત કમમાં કમ મંજૂર રાખનારા માણસો પણ લોહીની શુદ્ધિના ઉપાયો અજમાવનારાઓને છોકરમત, ભોળાભટ્ટ જેવા અગર તો સંત તરીકે સંબોધશે એવી આપણી પરિસ્થિતિ છે!

ઈ. સ. ૧૯૪૮ના ઑક્ટોબરમાં હું પાર્લમેન્ટરી પરિષદ માટે ઇંગ્લૅન્ડ ગયો હતો. ત્યાં અંગ્રેજ કવિ શેક્સપીઅરના જન્મસ્થળ સ્ટૅટફર્ડ-ઑન-એવન ગામમાં અમે ગયાં હતાં. સૃષ્ટિસૌંદર્યથી ભરેલા એ સ્થળે અમે બપોરનું ભોજન કર્યું. જે ભોજનખંડમાં અમે બેઠાં હતાં ત્યાંથી બહારનું સૃષ્ટિસૌંદર્ય ખૂબ જ આકર્ષક લાગતું હતું, અને એ જોયાં જ કરીએ એમ થતું હતું. શાંત અને રમ્ય વાતાવરણ હતું. ચિંતન, ઈશ્વરસ્મરણ, કાવ્ય, માનવીપ્રેમ વગેરેની સ્ફૂર્તિ આપનારું હતું. ઇંગ્લૅન્ડના ભૂતપૂર્વ પરદેશમંત્રી (Foreign Secretary) મિ. ઍન્થની ઈડન મારી સાથે ભોજનની પંગતમાં બેઠા હતા. સ્વાભાવિક જ પરદેશનીતિ (Foreign Policy) વિશે અમારી વાતચીત શરૂ થઈ:

**હું:** દુનિયાની મોટમોટી સત્તાઓએ નિઃશસ્ત્રીકરણ (Disarmament) પ્રથમ કર્યા સિવાય કેવળ પોકારો કે ચર્ચા કરીને આપણે થોડી કાંઈ વિશ્વશાંતિ હાંસલ કરી શકવાના હતા? બ્રિટન અને અમેરિકા શા સારુ નિઃશસ્ત્રીકરણની શરૂઆત ન કરે?

**ઈડન:** એટલે? અમારો દેશ રશિયાના હાથમાં સોંપી દેવો એવું તમે સૂચવો છો કે શું?

**હું:** ના રે ના! એવું હું કેવી રીતે કહું? પરંતુ તમે અંશતઃ પણ નિઃશસ્ત્રીકરણ કરો તો રશિયા એકાએક ઇંગ્લૅન્ડ પર ધસી આવશે એવું તમે માનો છો ખરા? અને, આવા નિઃશસ્ત્રીકરણથી કદાચ રશિયાને પણ તમારા વિશે શ્રદ્ધા બેસશે અને પછી એ પણ નિઃશસ્ત્રીકરણ કરવાને નહીં પ્રેરાય એની શી ખાતરી?

આખો સંવાદ આગળ ચલાવવાની જરૂર નથી. બોલવું અને કરવું, અગર શુભ દાનત અને અમલ, એમાં મોટું અંતર કેમ પડે છે એ આ વાતચીત પરથી દેખાઈ આવશે.

અવિશ્વાસ અને શંકાને કારણે, શાંતિ માટેના સહુના પ્રયાસો પણ શસ્ત્રસજ્જ થવાના માર્ગે અને હિંસાના માર્ગે ચાલી રહ્યા છે. વિશ્વવ્યાપી રાષ્ટ્રપરિષદોમાં બેસીને આપણે ચર્ચાઓ કરીએ છીએ ખરા. એનું થોડુંક પરિણામ પણ જણાય છે. પરંતુ આજકાલના આંતરરાષ્ટ્રીય મૂલ્યોનો પાયો ન્યાય ને નીતિ પર ન હોઈ મુખ્યત્વે પોતાના રાષ્ટ્ર પૂરતો સ્વાર્થ અને શોષણ પર છે, એ વિષે શંકા નથી. અને જ્યાં સુધી આપણાં આ મૂલ્યો બદલાયાં નથી ત્યાં સુધી આપણી પરદેશનીતિ પણ જૂથબંધી, શસ્ત્રો–સૈન્યો–આરમાર વગેરે લડાઈનાં સાધનોની (ભલે ને સંરક્ષણ માટે પણ પછી એ હોય) તૈયારીને માર્ગે જ ઘડાશે; અને જ્યાં સુધી આપણને એમ લાગે છે કે પરચક્રમાંથી બચવાનો માર્ગ લડાઈ કરવાનો એટલે સામુદાયિક હિંસાની શક્તિ દ્વારા જ કાપવાનો છે (તત્ત્વ તરીકે નહીં પણ વ્યવહાર તરીકે આપણને આવું જ્યાં સુધી લાગે છે) ત્યાં સુધી આપણી આંતરિક સમાજરચના અને અર્થવ્યવસ્થા પણ હિંસા તથા એની પાછળ પાછળ આવનાર સત્તા અને શોષણ પર જ આધારિત રહેવાની એ પણ સ્પષ્ટ છે. એનું કારણ એ કે, પરરાષ્ટ્રનો સામનો કરવા સારુ લશ્કરી તાકાત મેળવવા માટે અને પારકાના આક્રમણમાંથી મુક્ત રહેવા સારુ આંતરરાષ્ટ્રીય સંગઠન સિદ્ધ કરવા સારુ આપણું આંતરિક સંગઠન અને વ્યવસ્થાતંત્ર પણ આપણી પરદેશનીતિને પોષક એવું જ રાખ્યા સિવાય આપણી પરદેશનીતિ નબળી અને લૂલી લાગવાનો સંભવ છે.

આ દૃષ્ટિથી જોઈશું તો સ્પષ્ટ થશે કે પરદેશનીતિ અને આંતરિક સમાજવ્યવસ્થા તથા અર્થવ્યવસ્થા એ પરસ્પર સાથે સંબંધિત હોઇને હકીકતમાં તો એક જ રાજ્યવ્યવસ્થાની બે જુદી બાજુઓ છે. પરદેશનીતિ અને ગૃહનીતિ એમાંના સવાલો અને એ સવાલોની બાજુઓ જુદીજુદી હોય તો પણ, અને બન્નેમાં પરિસ્થિતિની તથા વિગતોની ભૂમિકા જુદી હોય તો પણ, પરસ્પરની એકમેક પર ખૂબ જ મોટી અસર પડે છે એ નિઃશંક છે.

ત્યારે પછી મુખ્ય સવાલ એ ઊભો થાય છે કે દુનિયામાં કયું બળ શ્રેષ્ઠ? શારીરિક કે નૈતિક? કઈ દૃષ્ટિ શ્રેષ્ઠ? રાષ્ટ્રીય કે આંતરરાષ્ટ્રીય? પોતાના જૂથ પૂરતું જોનારી કે માનવતા અગર એની પેલે પાર પણ જઇને પ્રાણીમાત્ર તરફ જોનારી? આનો જવાબ સર્વ કાળના અને સર્વ સ્થળોના સાધુસંતોએ, તત્ત્વજ્ઞાનીઓએ આપેલો છે, અને એ માર્ગે દુનિયાને લઈ જવાના બની શકે તેટલા બધા પ્રયાસો અનેક મહાન ને આદરણીય લોકોએ કરેલા છે. આવા લોકો આગળ સમગ્ર દુનિયા આદરથી મસ્તક નમાવે છે.

પરંતુ દુનિયા એવા માર્ગ તરફ વળી રહી છે ખરી? કે પછી ભગવાનને મંદિરમાં બેસાડીને, એને નમસ્કાર કરતાં કરતાં, દુનિયા સેતાનની પાછળ દોડી રહી છે? તત્ત્વ અને વ્યવહાર એકબીજાની વધુ નજીક આવતાં જાય છે કે દૂર ને દૂર ચાલ્યાં જાય છે?

ઉપર ઉપરથી જોઈશું તો દુનિયામાં તત્ત્વ અને વ્યવહાર વચ્ચે વધુ ને વધુ અંતર પડતું જાય છે એવું લાગે છે. આપણી પહેલાંનો હતો તે સુવર્ણયુગ, અને હવેના દિવસો ખરાબ એમ જ હંમેશ લાગે છે. કારણ, પહેલાંની વિગતવાર ખબર ન હોય, ઝાંખું દેખાય; એમાંનું સારું એટલું જ શાશ્વતરૂપે ચિરસ્થાયી બને છે એને કારણે તથા એ જ ઇતિહાસજમા થાય છે એને લીધે, એ વિષે એક પ્રકારનો મોહ અને આદર પણ હોય છે. પરંતુ દુનિયાની પ્રગતિ અને પરિસ્થિતિ જોવાની હોય તો કેવળ આપણા જ વર્તમાન પાંચ-પચાસ વર્ષોનો સમય જોઇને નહીં ચાલે. આપણે ચાલીએ છીએ એટલા જ રસ્તામાં ખાડાખૈયા હોય અગર જણાય તે ઉપરથી, 'દાણો ચાંપીને ભાતની પરીક્ષા' કરીને, આખો જ રસ્તો ખરાબ છે એમ કહેવું એ બરાબર નહીં થાય.

મને એમ લાગે છે કે (અથવા એમ કહું કે મારી એવી શ્રદ્ધા છે કે) આધુનિક શાસ્ત્રીય શોધખોળ, અવરજવરની ઝડપી ગતિ, યુદ્ધનાં શસ્ત્રોની ભયંકરતા અને એમનું બેસુમારપણું, યુદ્ધોની સર્વવ્યાપકતા અને વિનાશકતા એ બધાંનો વિચાર કરતાં એમ લાગે છે કે શારીરિક અને શસ્ત્રબળ કરતાં યે નૈતિક બળ શ્રેષ્ઠ છે. પોતાના એશઆરામ કરતાં માનવતાનો આદર્શ શ્રેષ્ઠ છે એ સિદ્ધ કરવા સારુ જ જાણે આવાં આત્યંતિક ને સર્વવ્યાપી યુદ્ધો ઊભાં કરવાનો ઈશ્વરી સંકેત ન હોય! 'अहिंसा परमो धर्मः' એની સમજણ ભારતીય યુદ્ધમાંની ભીષણ હત્યા પછી જ આવી.

રેડિયો, વિમાન, ટેલિફોન વગેરે ખૂબ જ ઝડપી અવરજવરનાં સાધનો થવાને કારણે આજે દુનિયા અગાઉના જેવી રહી નથી. દરેક બાબતમાં અને વિચારમાં ઝડપથી ક્રાંતિ થઈ રહી છે. દેશ, પ્રાંત, ખંડ, વર્ણ, જાતિ (race), ધર્મ, એ બધાંની સરહદો (boundaries) ભૂંસાતી જાય છે. કોઈ પણ દેશની અર્થવ્યવસ્થા પૂરેપૂરી સ્વતંત્ર એવી રહી નથી. વિશ્વ-ઉત્પાદન, પુરવઠો અને માગણી એ બધાંની અસરો દુનિયામાંના દરેક દેશનાં ખૂણેખાંચરે પણ થઈ રહી છે. કપડાં, ખાવાપીવાનું, સામાજિક વ્યવસ્થા, રહેણીકરણી, એ બધાંમાં પણ સમગ્ર દુનિયા સાથેના વધતા જતા પરિચયને કારણે દરેક દેશમાં ક્રાંતિ ચાલુ છે. ટૂંકમાં, દુનિયામાંના દેશો, લોકો, આચાર-વિચાર, ઇતિહાસ વગેરે અત્યાર સુધી જુદાં અને વિવિધ પ્રકારનાં હતાં તો પણ હવે સમગ્ર દુનિયા એક થવાના પંથે લાગી હોવાનું સ્પષ્ટ જણાય છે. માનવતાના પાયા ઉપર સંપૂર્ણ એકતા સિદ્ધ કરવાને હજી કેટલો વખત લાગશે, કોણ જાણે! કેટલાક સૈકાઓ પણ લાગે! પરંતુ માનવસમાજ જુદાં જુદાં જૂથોમાં અગર ખંડોમાં વહેંચાઈ ન જતાં એક જ સમૂહ બનવાના માર્ગ પર જરૂર આવી પહોંચ્યો છે. કોને ખબર, પણ આધુનિક લડાઈમાં થનારી આત્યંતિક હિંસા જ લડાઈ બદલ ઘૃણા ઉત્પન્ન કરવા માટે કારણરૂપ નહીં બને એની શી ખાતરી? લડાઇને બદલે શાંતિ દ્વારા જ એકંદર સમાજનું શ્રેય છે એવી પાકી ખાતરી થઇને શાંતિમય ઉપાયો વડે જ, એટલે માનવી વૃત્તિ અને દૃષ્ટિ બદલવાના ઉપાયો વડે, વિશ્વ-શાંતિ પ્રસ્થાપિત થશે એવી આગાહી આજે કરવામાં વાંધો નથી. શાંતિમય ઉપાયોનો માર્ગ તર્કશુદ્ધ હોય તો પણ એ વ્યવહારુ છે એવી શ્રદ્ધા આજે નથી! માટે એ અમલી બનાવવાની હિંમત નથી! આવા વિષચક્ર (vicious circle)માં આજે દુનિયા સપડાઈ છે.

પરંતુ આ સવાલની બીજી પણ એક બાજુ વિચારવા જેવી છે. આધુનિક યુદ્ધોનાં શસ્ત્રાસ્ત્રો અને વ્યાપ્તિ જોતાં યુદ્ધ માટે કેટલીય તૈયારી કરી તો પણ વિજય મળશે જ એવી બાંહેધરી કોણ આપી શકશે? જર્મની, રશિયા વગેરેની યુદ્ધના આરંભ પહેલાં શી સ્થિતિ હતી અને પછી શી સ્થિતિ થઈ? આધુનિક યુદ્ધ-સરંજામ હોવા છતાં પણ યુરોપિયન રાષ્ટ્રોની લડાઈમાં શી સ્થિતિ થઈ? એ દૃષ્ટિએ જોતાં, હિંદુસ્તાનને હિંસા પર, એટલે જ યુદ્ધશક્તિ પર, વિશ્વાસ મૂકીને કેમ ચાલશે? આજનાં યુદ્ધોમાં લાગનારું પેટ્રોલ અને બીજી ચીજો આપણા દેશમાં પેદા નથી થતી. વિમાનો, મોટરો, જહાજો વગેરે બનાવવા સારુ લાગનારું સજ્ઞાન મનુષ્યબળ (technical personnel) આપણી પાસે નથી. એટલો બધો પૈસો આપણી પાસે નથી. એ બધું તૈયાર કરવા માટે આપણને કેટલાંયે વર્ષો લાગશે! આજે તો આપણને એક સંપૂર્ણ મોટરકાર પણ આપણા દેશમાં તૈયાર કરતાં આવડતી નથી. પરદેશમાંથી તૈયાર ટુકડા મંગાવીને અહીં આપણે ભેગા કરીએ છીએ! એટલે વિમાનો અને જહાજો તૈયાર કરવાની વાત જ જવા દો! આવી સ્થિતિમાં આધુનિક પ્રકારની યુદ્ધશક્તિ ઉપર આપણા સંરક્ષણની મદાર બાંધીને એનો વિકાસ કરવાનું આપણે ઠરાવીએ તો ઓછામાં ઓછાં બીજાં ૨૫ વર્ષો તો આપણને અન્ય રાષ્ટ્રોએ સ્વતંત્ર રહેવા દેવા જોઇએ અને આ પ્રકારની શક્તિ વધારવા સારુ આપણને અવકાશ આપવો જોઈએ —એવો અવકાશ એ રાષ્ટ્રો આપશે ખરાં? અને ૨૫ વર્ષ સુધી જો તેઓ આપણને સ્વતંત્ર રહેવા દે તો ત્યાર પછી પણ કેમ એ રીતે ન રહેવા દે? શસ્ત્રીકરણ પ્રથમ કરવાનું અને પછી નિઃશસ્ત્રીકરણની શિખામણ લોકોને આપવાની શરૂઆત કરવાની! એના કરતાં તો સદ્ભાગ્યે કે દુર્ભાગ્યે નિઃશસ્ત્ર છીએ જ એનો લાભ ઉઠાવીને નિઃશસ્ત્ર પ્રતિકાર અગર સંરક્ષણ કેવી રીતે કરવું, એની તરફ આપણે પ્રથમ ધ્યાન આપીએ અને એ દિશામાં તૈયારી કરીએ એ વાત વધુ ડહાપણભરી, વ્યવહારુ અને સહેલી નથી વારુ?

આનો અર્થ એવો નહીં કે આજ ને આજ બધું લશ્કર વિખેરી નાખવું કે ઓછું કરવું, સશસ્ત્ર પોલીસ પણ કાઢી નાખવી! આપણે તો ગાડી એક પાટેથી બીજા પાટા પર લઈ જવી છે. હાલની સ્થિતિમાંથી બીજી સ્થિતિમાં જવું છે. ચાલુ પરિસ્થિતિ એકાએક દૂર નહીં થાય. દેશમાંની આંતરિક પરિસ્થિતિ અને પાકિસ્તાન જેવા પાડોશીની દમદાટી, અન્યાયી વર્તન ને આક્રમણ, એ બધાથી રક્ષણ મેળવવા સારુ જે શક્તિને એ લોકો (પાકિસ્તાનવાળા) ઓળખી શકે છે તે દૂર કરવી એવું કહેનારો હું નથી. પરંતુ, માત્ર તે જ શક્તિ આપણું

ધ્યેય હાંસલ કરી આપશે એ વિચાર છોડી દઈને, આપણે પ્રજાની શાંતિમય પ્રતિકારની શક્તિ કેવી રીતે વધે એનો વિચાર કરવો જોઈએ, અને એ દિશામાં પૂરા પ્રયાસો કરવા જોઈએ. એમ કરીએ તો જ આપણું ઇચ્છિત એવું પ્રજાતંત્રયુક્ત રાજ્ય પ્રજાસત્તાક તરીકે રહેશે. અને ઘરમાં તથા બહાર આપણે ટકી શકીશું. લશ્કરી દૃષ્ટિએ આજની આપણી સ્થિતિ ખૂબ દયાજનક છે. પાકિસ્તાન અગર ચીન જેવા દેશો પણ આ બાબતમાં આપણા જેવા જ છે એમ કહીએ તો બહુ ભૂલભરેલું નહીં લાગે. પારકાંઓએ આપણને શસ્ત્રાસ્ત્રો પૂરાં પાડવાં અને આપણે આપસઆપસમાં કે પાડોશી સાથે લડીને એકબીજાને મારી નાખવા અને ઉપરે શસ્ત્રાસ્ત્રો પૂરાં પાડનારાંઓના દેવાદાર બનીને એમના તંત્ર મુજબ ચાલવું અને નામમાત્ર સ્વતંત્ર રહેવું!– ચીનની પરિસ્થિતિ પરથી ઘણું શીખવા જેવું છે.

પરદેશનીતિને પણ સામર્થ્ય મળે તે ખાતર, એનું વજન પડે એ સારુ, આપણી આંતરિક પરિસ્થિતિ સારી હોવી જોઈએ. નિર્બળને અને એના બોલને કોણ પૂછે છે? લશ્કરની અગ્રેસરતાની અને વખાણની ભાષા લોકો સૌજન્ય ખાતર વાપરશે; પણ એનો અર્થ જો આપણે એમ માની બેસીશું કે દુનિયામાં રાજકારણમાં આપણે સાચેસાચ કાંઈક છીએ તો પારકા લોકો આપણી સામે જોઈને મલકાશે અને મનમાં ને મનમાં આપણને હસશે! જો કદાચ આગળ જતાં વિકટ પરિસ્થિતિ નિર્માણ થઈ તો આપણે એમના પક્ષે હોવાથી એમને લાભ છે; એટલા ખાતર જ સૌજન્યપૂર્ણ (diplomatic) ભાષા તેઓ વાપરે છે, આપણી શક્તિ વિષે એમને આદર છે માટે નહીં! આ વાત આપણે કદી ભૂલવી જોઈએ નહીં.

એટલે, પ્રથમ તો આપણે આપણી એકંદર પ્રજાને શક્તિશાળી કરવાનો પ્રયાસ કરવો જોઈએ. આપણું રાજ્ય એ પ્રજાસત્તાક છે એ પ્રત્યેક ક્ષણે ધ્યાનમાં રાખવું જોઈએ. ઉંમરલાયક થયેલ દરેકને મત (adult franchise) છે, અને એના આધારે ચૂંટાઈ આવનારા લોકો રાજ્યનાં સૂત્રો સંભાળવાના. એટલે, પ્રજા જો અજ્ઞાની, દુર્બળ, કાયર, ચારિત્ર્યહીન, ન્યાયઅન્યાય ન સમજનારી, અન્યાયનો સામનો ન કરતાં મૂંગે મોંઢે સહન કરનારી એવી રહેશે તો એના મત ઉપર ચૂંટાએલા પ્રતિનિધિઓ કેવા હશે એની કલ્પના સહેજે કરી શકાય તેમ છે.

પ્રજાશક્તિ વધારવાની એટલે આજે પ્રથમ બે ચીજો તરફ ધ્યાન આપવું જોઈએ: (૧) અનાજ, અને (૨) શિક્ષણ. પરંતુ, એ અંગે પણ આપણી નીતિ નિશ્ચિત જોઈએ–કયા પ્રકારની સમાજરચના આપણને જોઈએ છે? એનું ચિત્ર સ્પષ્ટ જોઈએ. દેશના આટલા મોટા વિસ્તારમાં આટલી મોટી વસતીને રહેવા કરવાની, એને ઉદ્યોગધંધો આપવાની સગવડો, શહેરો વધવાથી વધુ સારી થશે કે નાનાં નાનાં ગામડાંઓમાં આ વસ્તી ફેલાવાથી વધુ સારું થશે? વિચારવંતોએ આ વસ્તુનો ઊંડો વિચાર કરીને કૉંગ્રેસના કામની નીતિ ઠરાવી છે. ખાદીનું, ગ્રામોદ્યોગનું તત્ત્વજ્ઞાન અગર અર્થશાસ્ત્ર એમાંથી ઉદ્ભવ્યું. કૉંગ્રેસનાં અધિવેશનો પણ ગામડાંઓમાં જ ભરાતાં રહે ત્યાં સુધી વલણ ગયું અને ૧૯૩૬ની સાલમાં ફૈઝપુર ગામમાં આ પ્રકારનું પ્રથમ અધિવેશન ભરાયું. માનવી સમાનતા, ન્યાય વગેરે પ્રસ્થાપિત કરવા સારુ અસ્પૃશ્યતાનિવારણ જેવા કાર્યક્રમો શરૂ થયા. ટૂંકમાં, પ્રજાને સશક્ત અને પ્રજાતંત્રને યોગ્ય તથા કાર્યક્ષમ બનાવવા માટેના વિવિધ પ્રકારના રચનાત્મક કાર્યક્રમો હાથ ધરવા માટેના ભગીરથ પ્રયાસો મહાત્માજીએ કર્યા. પરંતુ, સખેદ કહેવું પડે છે કે આપણા હાથમાં સત્તા આવ્યા પછી આ રચનાત્મક કાર્યક્રમો ફૂલવાફાલવાને બદલે જેમતેમ ટકી રહ્યા છે! આ કાર્યક્રમો એ પ્રજાસત્તાકનો પાયો નાખવાનું કામ છે અને એમને અગ્રસ્થાન આપવું જોઈએ, એવી તાલાવેલી અગર શ્રદ્ધા પણ રહી છે એવું દેખાતું નથી! અને આપણા રાજ્યવહીવટનું ગાડું એનું એકંદર વલણ જોતાં, પહેલાંની જ રીતરસમો મુજબ ઘણે અંશે જઈ રહ્યું છે.

પરંતુ, મારે અહીં જ અટકવું રહ્યું. લેખની મર્યાદાઓ છે, અને મને તો તેથી યે વધારે! તાજેતરમાં જ આપણે સ્વતંત્ર થયા છીએ; સંક્રમણાવસ્થામાં આપણે છીએ; મુશ્કેલીઓ અનેક છે; આપણા કટ્ટર વિરોધીઓ અનેક છે. આમ હોવા છતાં યે આપણે ટકી રહ્યા છીએ એ વાત નાનીસૂની નથી; અને તેથી આગળ ઉપર પણ આપણે સ્વતંત્ર રહીશું એટલું જ નહીં, પણ બંધારણસભાએ બંધારણના આમુખમાં જાહેર કરેલ ધ્યેય પણ સિદ્ધ કરીશું એવો વિશ્વાસ આપણે રાખીએ!

*

# પ્રોફેસર હૅરલ્ડ લૅસ્કી

**પુરુષોત્તમ ગણેશ માવળંકર**

[તા. ૨૪ માર્ચ ૧૯૬૨ ને રોજ પ્રોફેસર લૅસ્કીની ૧૨મી સંવત્સરી હતી, તે નિમિત્તે નીચેનો લેખ]

હૅરલ્ડ જોસફ લૅસ્કીનો જન્મ તા. ૩૦ જૂન ૧૮૯૪ને રોજ મૅંચેસ્ટરમાં એક શ્રીમંત યહૂદી કુટુંબમાં થયો. પિતા નાથન મૅંચેસ્ટરના આગેવાન શહેરી ને વિનીત નેતા હતા. કાપડની આયાત-નિકાસના એમના વેપારને કારણે તેમણે ૪૯ વાર હિંદની મુલાકાત લીધેલી! આમ જન્મથી ને જન્મ પહેલાં પણ હૅરલ્ડ લૅસ્કીનો હિંદ સાથે ગાઢ સંબંધ બંધાઈ ચૂકેલો! પિતાએ હિંદ સાથે વેપારમાં ધન મેળવ્યું, પુત્રે આગળ જતાં હિંદ સાથે સાચી મૈત્રી બાંધી, હિંદી સ્વાતંત્ર્ય માટે પોતાનાથી બનતી ઝુંબેશ બ્રિટનમાં ચલાવીને, હિંદમાંથી મિત્રધન મેળવ્યું! જાણે પિતાની શોષણવૃત્તિનો પશ્ચાત્તાપ થતો હોય તેમ આ બળવાખોર પુત્રે બદલામાં હિંદને માટે પોતાનાથી જે કાંઈ અપાય તે આપ્યું—ભાષણો, લખાણો, ને અન્ય પ્રચારસાધનો વડે હૅરલ્ડ લૅસ્કીએ હિંદનાં સ્વમાન ને સ્વરાજ માટે બ્રિટિશ પ્રજામત કેળવવામાં ઘણો મોટો ભાગ ભજવ્યો.

હૅરલ્ડ લૅસ્કીનું બાળપણ ને હાઇસ્કૂલનું શિક્ષણ મૅંચેસ્ટરમાં પસાર થયું; પણ યહૂદી ધર્મના કોઈ રિવાજો કે રૂઢિઓ હૅરલ્ડ લૅસ્કીના જીવનને સ્પર્શી ન શકયાં. ધાર્મિક માન્યતાઓ પ્રત્યે લૅસ્કીને છેવટ સુધી એક પ્રકારની નફરત રહી, પોતે કોઈ ધર્મના અનુયાયી નથી એમ હૅરલ્ડે સાફ જાહેર કર્યું. અંધશ્રદ્ધા અને આવતા જન્મ માટેની તર્કવિચારણામાં એમને કદી રસ જ નહોતો. વર્તમાનકાળમાં જ તેઓ રચ્યાપચ્યા રહ્યા; અને વર્તમાનમાં જ એટલું બધું દુઃખ, શોષણ ને અસહાયતા એમણે જોયાં કે આવા દર્દભર્યા વર્તમાનને જ બદલીને આદર્શ શોષણવિહીન સમાજ સ્થાપવાનો એમનો ધર્મ બની રહ્યો.

ઈ. સ. ૧૯૦૯માં, હૅરલ્ડની ઉંમર ૧૫ વર્ષની હતી ત્યારે, એક મહત્ત્વનો બનાવ બન્યો. ફ્રીડા કેરી નામની ૨૪ વર્ષની યુવતીનો એને પરિચય થયો. જોતજોતામાં એ પરિચય પ્રેમમાં પરિણમ્યો. ઑક્સફર્ડમાં ન્યૂ કૉલેજમાં હૅરલ્ડ ઇતિહાસ ભણે અને ગ્લાસ્ગોમાં (સ્કૉટલૅંડ) ફ્રીડા સુપ્રજનન શાસ્ત્ર ઉપર પ્રવચનો આપે, પણ બન્ને પત્રરૂપે રોજ મળે. હૅરલ્ડ તો ઑક્સફર્ડમાં અભ્યાસ સાથે રોજ ફ્રીડાને બબ્બે કાગળો મોકલે! રજાઓમાં બન્ને મળે; પરંતુ આ પ્રેમસંબંધને લીધે હૅરલ્ડના અભ્યાસમાં આંચ આવી હોય એવું જરા પણ નહીં. મેઇટલૅંડ, અર્નેસ્ટ બાર્કર, ફીશર જેવા વિદ્વાન પ્રાધ્યાપકોના સમાગમમાં રહીને હૅરલ્ડ લૅસ્કીએ જૂન ૧૯૧૪માં, ઇતિહાસ વિષય સાથે પ્રથમ વર્ગમાં બી. એ.ની ઉપાધિ મેળવી. બધા શિક્ષકો આ હોશિયાર વિદ્યાર્થીમાં રહેલી કુશાગ્ર બુદ્ધિ અને ચપળ સ્મરણશક્તિથી અંજાઈ ગયેલા. હૅરલ્ડની બળવાખોર વૃત્તિનાં દર્શન પણ આરંભના આ કાળમાં જ થયાં. ૧૯૧૧માં હૅરલ્ડે ૧૭ વર્ષની ઉંમરે ફ્રીડા કેરી સાથે સ્કૉટલૅંડમાં લગ્ન કર્યાં! માતપિતાની સંમતિ, કાયદા પ્રમાણે, સ્કૉટલૅંડમાં આવશ્યક નહોતી; અને તેથી જ એમણે ત્યાં લગ્ન આટોપી લીધાં! આમ, ૧૯૧૧થી ૧૯૫૦ સુધી હૅરલ્ડ અને ફ્રીડાનું દાંપત્ય-જીવન એકધારું ચાલ્યું, અને હૅરલ્ડના દરેક મહત્ત્વના કાર્યમાં ને લખાણમાં ફ્રીડાએ ઓછેવત્તે અંશે સીધી કે આડકતરી સહાય આપી. ૧૯૧૬માં એમને ઘેર પુત્રીનો જન્મ થયો. લૅસ્કીને બીજું સંતાન ન થયું.

ઑક્સફર્ડમાં વિદ્યાર્થીદશામાં જ હૅરલ્ડ લૅસ્કીના વિચારોમાં જબરી ક્રાંતિ થવા લાગી. સમાજમાં જે જે પરિબળો કામ કરી રહ્યાં હતાં તેનું માત્ર પૃથક્કરણ કરીને શાંત બેસી રહેવાનું લૅસ્કીને પસંદ નહોતું. જે કાંઇ પૃથક્કરણ કર્યું ને સિદ્ધાંતો તારવ્યા એ પ્રમાણે વર્તવાની તાલાવેલી એમને હતી; ફેબિયન સોસાયટી તેમજ સ્ત્રીઓ માટે મતદાનના હકની ચળવળ અંગે પ્રચાર કરવાના કામમાં એમણે ઑક્સફર્ડમાં રહીને ય સતત રસ દાખવ્યો. આ કામોમાં સક્રીય રીતે ભાગ લેતાં હૅરલ્ડ લૅસ્કીને બે મહાન પુરુષોનો ભેટો થયો. લૅસ્કીના યુવાન ને સંવેદનશીલ મન ઉપર આ બન્નેની ખૂબ ઊંડી છાપ પડી. એક હતા જ્યૉર્જ લૅન્સબરી અને બીજા એચ. ડબલ્યુ. નેવિનસન. હૅરલ્ડ લૅસ્કીએ પોતે જ કહ્યું છે કે 'લૅન્સબરી પાસેથી હું સમાનતાના

તત્ત્વનો અર્થ ને મર્મ શીખ્યો, જ્યારે નેવિનસને મને સ્વતંત્રતાનું હાર્દ અને મહત્ત્વ સમજાવ્યું.' આમ જીવનના આરંભમાં જ લૅસ્કીની વિચારધારામાં આ બે મૂલતત્ત્વો-સમાનતા અને સ્વતંત્રતા–આબાદ રીતે વણાઈ ગયાં.

શિક્ષણ પૂરું થયા બાદ વ્યવસાય-પસંદગીનો પ્રશ્ન ઊભો થયો; પણ એ તરત ઉકેલાઈ ગયો. તે વખતે (૧૯૧૪ માં) જ્યૉર્જ લૅન્સબરી 'ડેલી હેરલ્ડ' છાપું ચલાવતા હતા. એના તેઓ તંત્રી હતા. લૅન્સબરીએ જુવાન હૅરલ્ડને પોતાના પત્ર માટે તંત્રીલેખો લખવાનું નિમંત્રણ આપ્યું. જુવાને એ તક ઝડપી લીધી. પ્રથમ વિશ્વયુદ્ધ પહેલાંની સમાજવાદી ચળવળ ને જહાલ વિચારપ્રણાલી સાથે હૅરલ્ડ લૅસ્કીનો પરિચય થયો. લૅન્સબરીના વ્યક્તિત્વથી લૅસ્કી મોહિત થએલા; પણ આવું મનગમતું કામ લાંબું ચાલવાનું નહોતું! છ અઠવાડિયામાં જ પ્રથમ વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું! પહેલા જ દિવસે લૅસ્કીએ લશ્કરમાં જોડાઈ જવાનું ઠરાવ્યું; યુદ્ધમાં પોતાને શ્રદ્ધા હતી એ ખાતર નહીં, પણ જર્મનીનો વિજય વધુ ખતરનાક દૂષણો લાવશે એની એમને ખાતરી હતી તેથી. પરંતુ, માણસ ધારે છે કાંઈક અને ઈશ્વર નિર્મે છે બીજું જ કાંઈક! શારીરિક અશક્તિને કારણે લૅસ્કીને લશ્કરમાં પ્રવેશ ન મળ્યો. 'તમારું હૃદય નબળું' એમ દાકતરોએ નિર્ણય આપ્યો!

એ નિર્ણય સાચે જ નિર્ણાયક નીવડયો! 'નબળા હૃદય'વાળા હૅરલ્ડ લૅસ્કીનો જીવનપંથ બદલાયો. કૅનેડામાં મૅકગીલ યુનિવર્સિટીમાં ઇતિહાસના અધ્યાપક તરીકે જોડાવાનું નિમંત્રણ એમને મળ્યું. નબળા હૃદય પાસે સબળ નિશ્ચયશક્તિ અને સમર્થ વિદ્વત્તા પડી હતી! લૅસ્કીએ કૅનેડા જવાનું સ્વીકાર્યું. યુનિવર્સિટીમાં અધ્યાપક તરીકે જીવન ગુજારવાની હૅરલ્ડ લૅસ્કીની મહત્ત્વાકાંક્ષા હતી; એ મહત્ત્વાકાંક્ષા જાણે ફળીભૂત થતી હોય એવાં ચિન્હો જણાવા લાગ્યાં. રાજ્યના સાર્વભૌમત્વના તત્ત્વ ને મુદ્દા પર હૅરલ્ડ લૅસ્કીને પુસ્તક લખવું હતું. એ માટે જરૂરી નિરાંત હવે એમને મળી. વિશ્વયુદ્ધના મૂળમાં જવાબદાર આ સાર્વભૌમત્વની ભ્રામક કલ્પના છે એમ એમને દેખાતું હતું.

અમેરિકન ખંડમાં એકાદ વર્ષ ગાળવાની લૅસ્કીની ધારણા હતી; પણ ત્યાં તેઓ ૧૯૨૦ સુધી રહ્યા. પ્રથમ મૅકગીલ યુનિવર્સિટીમાં ને પછીનાં ચાર વર્ષ અમેરિકામાં હાર્વર્ડમાં એમણે અધ્યાપક તરીકે કામ કર્યું. અનેક રીતે આ વર્ષો લૅસ્કીના જીવનમાં મહત્ત્વનાં હતાં. જસ્ટિસ હોમ્સ અને ફીલિકસ ફ્રૅન્કફર્ટરની ગાઢ મૈત્રી ને હાર્વર્ડ લૉ સ્કૂલના અન્ય વિદ્વાનોનો નિકટ પરિચય લૅસ્કી માટે મૂલ્યવાન નીવડયો. સ્વતંત્રતા અને વિનીત મતપ્રણાલીનું, જાણતાં કે અજાણતાં, હૅરલ્ડ લૅસ્કીના વિચારોમાં કાયમનું ને મક્કમ સ્થાન રહ્યું. કાર્લ માકર્સની વિચારસરણીથી રંગાએલ હૅરલ્ડ લૅસ્કી કદી સામ્યવાદી ન બન્યા એનું એક મહત્ત્વનું કારણ આ પાંચ વર્ષોની વૈચારિક પૂર્વભૂમિકામાં સમાએલું છે એમ કહી શકાય. જીવનના અંત સુધી લૅસ્કીને અમેરિકા પ્રત્યે ને અમેરિકન પ્રજા તથા સંસ્કૃતિ માટે ખૂબ પ્રેમ હતો. અમેરિકન જીવનનો એમણે તલસ્પર્શી અભ્યાસ કર્યો હતો. ૧૯૨૦ પછી પણ વારંવાર તેઓ વિવિધ વ્યાખ્યાનમાળાઓમાં ભાગ લેવા અમેરિકા જતા. યુરોપમાં, ખાસ કરીને ઈંગ્લેન્ડમાં, એમની અસર જેટલી વ્યાપક હતી એટલા જ દરજ્જે કદાચ ઍટલાંટિકની પેલે પાર (અમેરિકામાં) પણ એમનું વ્યક્તિત્વ પ્રભાવશાળી ઠરેલું. પ્રેસિડેન્ટ ફ્રૅન્કલીન રૂઝવેલ્ટ જોડે એમની ગાઢ મૈત્રી હતી. રૂઝવેલ્ટના નવા વહીવટી તંત્રમાં તેઓ લોકશાહીની સ્થિરતાનાં આશા-બિંદુ જોતા હતા. એ તંત્ર વડે રાજકીય લોકશાહીની સાથેસાથે આર્થિક સુખાકારી ને સમાનતા પણ સિદ્ધ થશે એવી એમને આશા હતી. અમેરિકી જીવન પરના લૅસ્કીના વિશાળ અને પરિપકવ અભ્યાસ તથા નિરીક્ષણને પરિણામે 'અમેરિકન પ્રેસિડેન્સી' અને 'અમેરિકન ડેમૉક્રસી' એ બે મૂલ્યવાન ગ્રંથો આપણને મળ્યા. લૅસ્કીના લખાણનો એક ગુણ એ હતો કે તેઓ જે લખતા એ માત્ર એમના બૌદ્ધિક વિચારોનો જ પરિપાક નહોતો, પણ એમાં પ્રત્યક્ષ રાજકારણના અસંખ્ય ઉદાહરણોનું નવનીત પણ સમાઈ જતું. તેથી જ એમનાં લખાણો રસપ્રદ, રુચિકર ને જીવંત બન્યાં છે.

પ્રથમ વિશ્વયુદ્ધના એ દિવસો દરમિયાન અમેરિકામાં લૅસ્કીને એક મોટો અનુભવ થયો. ૧૯૧૯માં બૉસ્ટન શહેરમાં પોલીસ-હડતાળ પડી. વર્ષોથી જુલમ અને અત્યાચાર સહીને ત્રાસી ઉઠેલી, ધીરજ ખોઈ બેઠેલી પોલીસે છેવટે હડતાળનું શસ્ત્ર હાથમાં લીધું. પોલીસે

ન્યાય માગ્યો; એ ન મળે તો હડતાળ પર ઊતરવાનું જાહેર કર્યું. પોલીસના માણસોને અઠવાડિયે ૮૪ કલાક કામ કરવાનું; જ્યારે એ જ બૉસ્ટનના અન્ય મ્યુનિસિપલ નોકરો અઠવાડિયે ૪૪ કલાક કામ કરતા હતા! આવાં અનેક અન્યાયી કૃત્યો સામે બૉસ્ટનની પોલીસે લડત આદરેલી. હેરલ્ડ લૅસ્કીને થયું કે પોલીસની વાત સાંભળવી જોઇએ. એમની રહેણીકરણીની તપાસ થવી જોઇએ. હડતાળનાં કારણો શાં છે એ જોવું જોઇએ. એમ ન કરતાં એકદમ પોલીસ-હડતાળનો વિરોધ કરવો એ વસ્તુનો લૅસ્કીએ વિરોધ કર્યો. એમણે ખૂબ પરિશ્રમ લઇને હડતાળના આખા પ્રશ્નનો અભ્યાસ કર્યો. એમણે જોયું કે પોલીસ પરના અન્યાય પ્રત્યે કોઈ જવાબદાર વ્યક્તિની સહાનુભૂતિ જેવું ન મળે! એ વાત એમણે ખુલ્લી રીતે કહેવા માંડી. બસ, લૅસ્કીએ જાણે ભારે ગુનો કર્યો હોય તેમ ચોમેર એમના પર ટીકા ને નિંદાનો વંટોળ ફરી વળ્યો. લૅસ્કી બળવાખોર છે, હિંસક ક્રાંતિના હિમાયતી છે વગેરે વાહિયાત આક્ષેપો થવા માંડ્યા. યુનિવર્સિટીમાંથી એમને ખસેડવાની હિલચાલ પણ શરૂ થઈ! છેવટે, સમાધાનભર્યા વલણથી વંટોળ શમ્યો. પણ લૅસ્કીને આ પ્રસંગમાંથી સારો બોધ મળ્યો. શોષિત પ્રજા જ્યારે પોતાના ન્યાય માટે લડે છે ત્યારે રાજ્યની સાર્વભૌમ સત્તા ભોગવનારા લોકો એનો કેટલો જબરો સામનો કરે છે અને રાજ્યની આ સત્તા ભોગવનારાઓ મૂડીવાદી, સ્થાપિત હિતોના પંજા હેઠળ કેવા જકડાએલા હોય છે એનું ભાન હેરલ્ડ લૅસ્કીને આ બૉસ્ટન પોલીસ-હડતાળ વખતે બરાબર થયું. રાજ્ય પાસે સાર્વભૌમત્વ છે તેથી કરીને એ કાંઈ સર્વોપરી અને સર્વભક્ષી ન થઈ શકે એ સિદ્ધાંતનાં બીજ પણ લૅસ્કીના વિચારક્ષેત્રમાં વવાયાં. જ્યાં સુધી રાજ્યતંત્ર શ્રમજીવી પ્રજાના હાથમાં નહિ આવે ત્યાં સુધી શ્રમજીવીઓનું સામાજિક, આર્થિક ને રાજકીય જીવનધોરણ કદી સુધરવાનું નથી એની પણ ઝાંખી હેરલ્ડ લૅસ્કીને થવા માંડી.

આવા વાતાવરણમાં જ્યારે ઈ. સ. ૧૯૨૦માં લંડન સ્કૂલ ઑફ ઇકોનોમિક્સ ઍન્ડ પોલિટિકલ સાયન્સ તરફથી હેરલ્ડ લૅસ્કીને લંડન આવવાનું ને રાજકારણના અધ્યાપક તરીકે કામ કરવાનું નિમંત્રણ મળ્યું, ત્યારે લૅસ્કીએ તરત એ સ્વીકાર્યું, ને આનંદ-ઉત્સાહ વચ્ચે ૧૯૨૦થી એમણે લંડન સ્કૂલમાં પોતાની કારકિર્દિ શરૂ કરી.

૧૯૨૦ થી ૧૯૨૬ સુધી લૅસ્કી રાજ્યશાસ્ત્રના અધ્યાપક રહ્યા; ૧૯૨૬ થી ૧૯૫૦ સુધી તેઓ એ જ વિષયના પ્રાધ્યાપક તરીકે રહ્યા. ૩૨-૩૩ વર્ષની ઉંમરે બ્રિટનમાંની એક અગ્રગણ્ય યુનિવર્સિટીમાં પ્રાધ્યાપક (પ્રોફેસર) થવું એ કાંઈ જેવી તેવી સિદ્ધિ નહોતી. પ્રોફેસર ગ્રહામ વૉલેસના અવસાન પછી લૅસ્કીને આ માનભર્યું ને જવાબદારીભર્યું સ્થાન મળ્યું. ઈ. સ. ૧૯૨૫માં રાજ્યશાસ્ત્ર પરનો એમનો પ્રમાણભૂત, મૌલિક, વિદ્વત્તાપૂર્ણ ગ્રંથ-'એ ગ્રામર આફ પૉલિટિક્સ'-બહાર પડ્યો. એ પહેલાં ૧૯૧૭માં 'પ્રૉબ્લેમ ઑફ સોવરેન્ટી', ૧૯૧૯માં 'ઑથૉરિટી ઈન ધી મૉડર્ન સ્ટેટ' અને ૧૯૨૧માં 'ફાઉન્ડેશન્સ ઑફ સોવરેન્ટી' એ એમના ગ્રંથો બહાર પડી ચૂકેલા. એટલે લૅસ્કીની વિદ્વત્તા ને મૌલિક વિચારધારાનો ઠીકઠીક પરિચય યુનિવર્સિટી-જગતને થયો હતો જ. 'એ ગ્રામર ઑફ પૉલિટિક્સ'માં લૅસ્કીએ પ્રભાવશાળી લેખનશૈલી ને પ્રચલિત રાજકીય ઉદાહરણો વડે અનેક મૂળભૂત સિદ્ધાંતોની ખૂબ સુંદર, તાત્ત્વિક ને મૂલગામી ચર્ચાવિચારણા કરી છે. ત્યાર પછી પણ લૅસ્કીનાં અનેક પુસ્તકો પ્રસિદ્ધ થયાં. તેમાં ૧૯૩૦માં લખાએલું 'લિબર્ટી ઈન ધી મૉડર્ન સ્ટેટ' અને ૧૯૩૩માં લખાએલું 'ડેમોક્રસી ઈન ક્રાઈસિસ'નો ખાસ ઉલ્લેખ કરવો જોઇએ. બીજા વિશ્વયુદ્ધ દરમિયાન, ને પછી પણ, જે પુસ્તકો એમણે લખ્યાં તેમાં 'રિફ્લેક્શન્સ ઑન ધી રેવૉલ્યુશન ઑફ અવર ટાઇમ' (ઈ. સ. ૧૯૪૩)નો ઉલ્લેખ ગણનાપાત્ર છે. લૅસ્કીના અવસાન બાદ એમનાં ત્રણ પુસ્તકો પ્રસિદ્ધ થયાં તે અનુક્રમે 'ટ્રેડ યુનીઅન્સ ઈન ધી ન્યુ સોસાયટી', 'રિફ્લેક્શન્સ ઑન ધી કૉન્સ્ટિટ્યૂશન' અને 'ધી ડિલેમા ઑફ અવર ટાઇમ્સ' એમ છે. દુનિયાના અનેક દેશોમાં લૅસ્કીનાં પુસ્તકોના અનુવાદો થયા છે, અને એ દેશોમાંની દરેક જુવાન પેઢી એ પુસ્તકો ઉત્સાહભેર અને રસપૂર્વક વાંચે છે. આપણા દેશમાં તો લગભગ બધી જ યુનિવર્સિટીઓમાં રાજ્યશાસ્ત્ર વિષયના અભ્યાસ માટે લૅસ્કીનાં કોઈ ને કોઈ પુસ્તકો મુકરર કરેલાં છે જ. આમ, લૅસ્કીના ગ્રંથો વાંચનારા એમના અપ્રત્યક્ષ વિદ્યાર્થીઓ અસંખ્ય છે.

હેરલ્ડ લેસ્કીએ લંડન સ્કૂલ ઑફ઼ ઇકોનૉમિક્સમાં જે ત્રીસ વર્ષો ગાળ્યાં એ સમય કેવળ લેસ્કી માટે જ નહીં પણ એ સંસ્થાના અનેક વિદ્યાર્થીઓ ને શિક્ષકો માટે એક મધુર ને મહામૂલો અનુભવ હતો. લેસ્કીનું નામ લંડન સ્કૂલ સાથે જાણે સનાતન કાળ માટે જોડાઈ ગયું ન હોય! દંતકથાઓની જેમ હેરલ્ડ લેસ્કી માટેની મોહક વાતો દુનિયાભરની વિદ્યાર્થી-આલમમાં ને યુનિવર્સિટી-દુનિયામાં ફેલાવા લાગી. દેશવિદેશમાંથી વિદ્યાર્થીઓ લેસ્કીના માર્ગદર્શન તળે રાજકારણનો અભ્યાસ કરવા માટે પડાપડી કરવા લાગ્યા! લેસ્કીનાં વ્યાખ્યાનો સાંભળવા માટે વિદ્યાર્થીઓની ભારે ઠઠ જામવા માંડી. રાજ્યશાસ્ત્ર વિષય જેમનો ન હોય એવા વિદ્યાર્થીઓ પણ લેસ્કીની અસ્ખલિત વાગ્ધારામાં તરબોળ થવાને થોકબંધ આવવા લાગ્યા! આપણા દેશમાંથી પણ અનેક ભાઇબહેનોએ એ લહાવો માણ્યો છે. શ્રી. વી. કે. કૃષ્ણ મેનન લૅસ્કીના પ્રિય વિદ્યાર્થી ને પછી સહકાર્યકર હતા. અમેરિકામાંના આપણા ભૂતપૂર્વ રાજદૂત શ્રી. ગગનવિહારી મહેતા પણ લૅસ્કીના વિદ્યાર્થી હતા. આ નામાવલિ લાંબી થાય એટલા બધા હિંદી વિદ્યાર્થીઓને લેસ્કીનું માર્ગદર્શન મળ્યું છે. ડૉ. બેની પ્રસાદે પ્રાચીન ભારતની રાજ્યનીતિ ને શાસ્ત્ર પર જે બે વિદ્વત્તાપૂર્ણ ગ્રંથો લખ્યા છે તે પણ લસ્કીના માર્ગદર્શન તળે. ઈઝરેલના એક વખતના પરદેશખાતાના પ્રધાન પણ લસ્કીના વિદ્યાર્થી હતા. બ્રિટિશ પાર્લમેન્ટમાંના મજૂર પક્ષના સભ્યોમાંથી કેટલાયે જણાએ લસ્કીના હાથ નીચે રાજ્યશાસ્ત્રના સિદ્ધાંતોની તાલીમ મેળવી છે.

શિક્ષકનો વ્યવસાય ધર્મ અને શોખ તરીકે હૅરલ્ડ લૅસ્કીએ આજન્મ કર્યો; ધંધાદારી કે પૈસા કમાવાની દૃષ્ટિ એમનામાં હતી જ નહીં. શીખવતી વખતે તેઓ પોતાના વિષયમાં ને વિદ્યાર્થીઓમાં એવા તો તલ્લીન થઈ જતા કે તે વખત પૂરતી જાણે આજુબાજુની દુનિયા એમને માટે અસ્તિત્વમાં જ ન હોય! અસાધારણ સ્મરણશક્તિ, અગાધ વિદ્વત્તા, અખૂટ વિનોદવૃત્તિ, સર્વાંગપૂર્ણ નિરીક્ષણ, સરળ ને પ્રવાહી વક્તૃત્વશૈલી, કુશાગ્ર બુદ્ધિ, અપરિમિત વાચન, મૌલિક વિચારશક્તિ, વ્યાપક સહાનુભૂતિ — આ અને આવા બીજા સંખ્યાબંધ ગુણોના ભંડોળનો છૂટથી ને વણથંભ્યો ઉપયોગ કરનાર પ્રોફેસર હરલ્ડ લૅસ્કીનાં વ્યાખ્યાનો સાંભળવા માટે ઉત્સુક ને આતુર વિદ્યાર્થી-સમુદાય રોકે ન વળે તો જ નવાઈ!

પોતાનો વિષય શીખવતી વખતે હૅરલ્ડ લૅસ્કીએ તે તે મુદ્દા પરના પોતાના અંગત અભિપ્રાયો વ્યક્ત કરવામાં જરા પણ કચાશ દાખવી નથી. સાચો શિક્ષક ખરું પૂછો તો નિષ્પક્ષ રહી જ ન શકે એમ તેઓ માનતા. શિક્ષકે પોતાના મતો સ્પષ્ટપણે રજૂ કરવા રહ્યા, માત્ર એ આત્યંતિક કે અતિરેકભર્યા ન હોય. વળી, પોતાના વિચારો માટે આગ્રહભર્યું વલણ ન રાખવું એટલી કાળજી શિક્ષકે રાખવી રહી. બાકી, વર્ગમાં એક ને વર્ગની બહાર બીજી એવી અપ્રમાણિક વિચારભૂમિકા શિક્ષકે કદાપિ રાખવી નહીં જોઇએ. પ્લેટોની જેમ હૅરલ્ડ લેસ્કી પણ માનતા કે ખરું જ્ઞાન ને શિક્ષણ માણસને ક્રિયાશીલ બનાવે છે. એટલે પોતાના રાજકીય મતો તેઓ નિર્ભયતાથી ને શિક્ષકને છાજે એવી સ્વતંત્ર પ્રજ્ઞાથી વિદ્યાર્થીઓ સમક્ષ મૂકતા. હા; પોતાની એ વિચારધારામાં જ્યાં જ્યાં ઊણપ કે નબળી બાજુ દેખાય તે ઉઘાડી પાડવામાં પણ તેઓ પાછા ન હઠતા. ઊલટું, એ માટે લૅસ્કી હંમેશ તત્પર રહેતા. પોતાના વિચારોમાં જ્યારે ને જેટલી ભૂલ કે ક્ષતિ એમને લાગે ત્યારે ને તેટલી તેઓ કબૂલ કરતા, ને એ પ્રમાણે પોતાના વિચારોને નવું સ્વરૂપ આપતા. માટે જ, રાજ્યશાસ્ત્રના એમના હજારો વિદ્યાર્થીઓનો આદર અને પ્રેમ તેઓ સંપાદન કરી શક્યા. રાજકારણી પુરુષ તરીકે હરલ્ડ લૅસ્કીને વખોડનારા અનેક માણસો લેસ્કીને એક આદર્શ શિક્ષક તરીકે જરૂર સન્માન આપે છે ને આપશે. એમાં જ લૅસ્કીની સફળતા છે. પોતાનાથી વિરુદ્ધ પ્રકારના રાજકીય મત ધરાવનાર માણસો પણ લેસ્કીને એક મહાન શિક્ષક તરીકે અંજલિ આપે એનું મૂલ્ય લૅસ્કીને મન પણ અમાપ હતું.

ઈ. સ. ૧૯૨૦થી ઈ. સ. ૧૯૫૦ના ત્રીસ વર્ષમાં શિક્ષક તરીકે શીખવવાનો, વ્યાખ્યાનો આપવાનો અને નિરાંતના સમયમાં જરૂરી પુસ્તકો લખવાનો ક્રમ સંભાળીને જે કાંઈ ફાજલ સમય રહ્યો તેમાં હેરલ્ડ લેસ્કીએ વિવિધ પ્રકારની સુંદર સમાજસેવા બજાવી. લેસ્કીનો જીવ નિરંતર અન્યાય સામે ઝઘડતો, મથામણ કરતો, અશાંત જીવ હતો. શારીરિક નબળાઈ ને

સમયની મર્યાદાને એમણે અક્ષરશઃ બાજુ પર હડસેલી દઇને પોતાનો દેહ સમાજ-કાર્યોમાં એકધારો ઘસી નાખ્યો. સાને ગુરુજીની જેમ હેરલ્ડ લેસ્કીએ પણ પોતાની જીવન-મીણબત્તી બન્ને બાજુથી નિરંતર બાળ્યા કરીને સમાજને પ્રકાશ આપ્યો. પરિણામે બન્નેનો જીવનદીપ ખૂબ જ જલદી ઓલવાઈ ગયો. સાને ગુરૂજી ૫૧મા વર્ષે અને હેરલ્ડ લૅસ્કી ૫૬મા વર્ષે ચાલ્યા ગયા ! પણ અનેક ક્ષેત્રોમાં બન્નેએ પાથરેલ અજવાળું દુનિયા માટે કેટલું ઉપકારક થઈ પડયું !

લંડનના ફુલહમ બરોમાં હેરલ્ડ લેસ્કી ને ફ્રીડા લૅસ્કી બન્નેએ સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાના વહીવટનો અનુભવ મેળવ્યો. એ વખતે મૉર્ગન ફિલિપ્સ (બ્રિટિશ મજૂર પક્ષના મંત્રી) પણ લૅસ્કી સાથે ત્યાંની કાઉન્સિલમાં મજૂર પક્ષીય સભ્ય હતા. લંડનની પ્રખ્યાત ફેબિયન સોસાયટીમાં હેરલ્ડ લેસ્કી વર્ષો સુધી કારોબારીના સભ્ય ને થોડાં વર્ષો એના પ્રમુખ રહ્યા. ફેબિયન સોસાયટીના અનેક સંશોધનાત્મક નિબંધોનાં લખાણોમાં એમણે પોતાનો ફાળો આપ્યો. બ્રિટિશ મજૂર ચળવળમાં તેઓ રાતદિવસ ગૂંથાએલા રહેતા. શ્રમજીવીઓનું સ્વમાન જાગૃત કરવામાં ને એમને ન્યાય આપવામાં લૅસ્કીએ તનતોડ મહેનત કરી. ૧૯૨૬ની બ્રિટનમાંની સામાન્ય હડતાળ વખતે લૅસ્કીએ મજૂર-સંગઠનની પ્રવૃત્તિમાં નોંધપાત્ર ફાળો આપ્યો. બ્રિટનના મજૂર પક્ષના તેઓ આગેવાન સભ્ય હતા. એ પક્ષની સર્વોપરી રાષ્ટ્રીય કારોબારીમાં એમણે સભ્ય તરીકે દસકાઓ સુધી સેવા આપી. મજૂર પક્ષના સૈદ્ધાંતિક વિચારોમાં એમનું સ્થાન સહેજે આગળ તરી આવતું હતું. ૧૯૪૫માં બીજા વિશ્વયુદ્ધને અંતે મજૂર પક્ષે ચોખ્ખી ને જંગી બહુમતી પ્રથમ જ વાર મેળવીને બ્રિટિશ ઇતિહાસમાં પ્રથમ મજબૂત મજૂર સરકાર સ્થાપી તેમાં હેરલ્ડ લૅસ્કીનો ફાળો સવિશેષ હતો. ૧૯૪૫ની એ જીતનો સૌથી વધુ જશ જો કોઈ એક વ્યક્તિને આપવાનો થાય તો તે હેરલ્ડ લૅસ્કીને જ, એમ સૌ કોઈ કબૂલવા લાગ્યા. દેશની ચારે બાજુ વીજળીક વેગે પરિભ્રમણ કરીને હેરલ્ડ લૅસ્કીએ સમાજવાદના સિદ્ધાંતોનો પ્રચાર ને પ્રસાર કર્યો. એ જ વિજયી વર્ષમાં, ૧૯૪૫–'૪૬માં, લૅસ્કીએ મજૂર પક્ષનું પ્રમુખપદ શોભાવ્યું એ પણ સુભગ સુયોગ હતો.

૧૯૩૦ પછીનાં વર્ષોમાં એમણે અન્ય સમાજવાદી મિત્રો સાથે 'લેફ્ટ બુક કલબ'ની સ્થાપના કરી, અને જૉન સ્ટ્રેચી, સ્ટેફર્ડ ક્રિપ્સ, વિકટર ગોલાન્ઝ, અનારિયન બેવન જેવા જહાલ વૃત્તિના સમાજવાદીઓ સાથે લૅસ્કીએ જુસ્સાદાર ને છતાં વિચારયુક્ત, પ્રગતિશીલ સાહિત્ય નિર્માણ કર્યું. બ્રિટનની પ્રૌઢશિક્ષણની પ્રવૃત્તિમાં પણ લૅસ્કીને રસ હતો જ. એ અંગેની સંસ્થામાં તેઓ આશરે પંદરેક વર્ષ સુધી ઉપપ્રમુખ હતા. 'પોલિટિકલ કવાર્ટર્લી'ના સંપાદક મંડળમાં તેઓ વર્ષો સુધી રહ્યા. ઇંગ્લેન્ડ ને અમેરિકાના તથા અન્ય દેશોના અનેક પ્રખ્યાત શૈક્ષણિક સામયિકોમાં અવારનવાર તેમના મનનીય લેખો પ્રસિદ્ધ થતા. લખવું ને બોલવું એ જાણે લૅસ્કીના રાજકીય જીવનની શ્વાસોચ્છ્વાસની ક્રિયા બની ચૂકી! બ્રિટન ઉપરાંત યુરોપના અન્ય દેશોની સમાજવાદી ચળવળોને એમણે પ્રેરણા આપી. અનેક દેશોમાંના સમાજવાદી પક્ષોની પરિષદોમાં એમણે બ્રિટનના મજૂર પક્ષના પ્રતિનિધિ તરીકે હાજરી આપી, અને સમતા તથા બંધુત્વનો સંદેશ ગુંજતો કર્યો. બીજા વિશ્વયુદ્ધ પહેલાં ને પછી તેઓ અમેરિકા, નૉર્વે, સ્વીડન, જર્મની, ફ્રાન્સ, ઇટલી, સ્પેન, સ્વિટ્ઝર્લૅન્ડ ને અન્ય દેશોમાંની વિવિધ યુનિવર્સિટીઓમાં જઈને વ્યાખ્યાનમાળાઓ આપી આવ્યા. ૧૯૩૪માં તેઓ રશિયા ગયા હતા. ત્યાંની પ્રખ્યાત સંસ્થા 'ઇન્સ્ટિટ્યૂટ ઑફ સોવિયેટ લૉ'માં એમણે વ્યાખ્યાનો આપ્યાં. ૧૯૪૬માં બ્રિટિશ મજૂર પક્ષે સત્તાવાર પ્રતિનિધિ મંડળ રશિયા મોકલ્યું ત્યારે હેરલ્ડ લૅસ્કી એ મંડળમાંના એક અગ્રણી સભ્ય હતા. એ વખતે રશિયામાં એમણે માર્શલ સ્ટાલિન જોડે બે વાર અંગત મુલાકાત લઇને વિચારોની આપ-લે કરી હતી. રશિયામાંના પોતાના વાસ્તવ્ય દરમિયાન લૅસ્કીએ રશિયન કાયદો ને ન્યાયપદ્ધતિનું બારીકાઈથી નિરીક્ષણ કર્યું અને એ વિષે પાછળથી સુંદર પુસ્તિકા પણ લખી ('લૉ ઍન્ડ જસ્ટિસ ઇન્ સોવિયેટ રશિયા'). પ્રોફેસર લૅસ્કી પોલેંડ પણ ગએલા. આ બધા પ્રવાસોમાં ફ્રીડા લૅસ્કી પણ પતિ સાથે હોય જ. મૉર્ગન ફિલિપ્સ પણ ઘણા ખરા પ્રસંગોએ લૅસ્કી સાથે હતા. પોતાના દેશમાં હેરલ્ડ લૅસ્કીએ અનેક સરકારી સમિતિઓમાં સભ્યપદ સ્વીકારીને પોતાની સેવા ને જ્ઞાનનો લાભ દેશને આપ્યો.

મજૂર પક્ષ ૧૯૨૪માં ને ૧૯૨૯માં લઘુમતીમાં હોવા છતાં સત્તાસ્થાને હતો ત્યારે અને પાછળથી ૧૯૪૫માં ને પછીનાં વર્ષો દરમિયાન લેસ્કીએ અનેક 'મજૂર' પ્રધાનોને કીમતી સલાહસૂચનો અને સહાય આપ્યાં. પ્રત્યક્ષ રાજકારણમાં પડવાનો એમને કદી મોહ નહોતો. રાજકારણના ક્ષેત્ર પર સારા, સહૃદયી, ચારિત્ર્યશીલ, વિચારશીલ નાગરિકો આવે એ માટેની પૂર્વભૂમિકા ને તૈયારીમાં રચ્યાપચ્યા રહેવામાં જ લેસ્કીને સંતોષ થતો હતો. નેપથ્યમાં રહીને જ્યાં ત્યાંથી કળાકારોને રંગભૂમિ પર ખેંચી આણવામાં લેસ્કીને પોતાના જીવનની ધન્યતા લાગતી. વળી, લેસ્કીએ ઔદ્યોગિક લવાદીનું કામ પણ ઢગલાબંધ કર્યું. વૃત્તપત્રવ્યવસાય ને રાજકીય વૃત્તપત્ર-લેખનમાં પણ એમણે ઠીકઠીક હાથ અજમાવ્યો. મજૂર પક્ષની દરેક વાર્ષિક બેઠકમાં સભ્યો જે ચર્ચા-વિચારણા કરે તેમાં લેસ્કી આગળ પડતો ભાગ ભજવે.

હિંદુસ્તાન માટે હેરલ્ડ લેસ્કીને અપાર મમતા હતી. હિંદની સ્વાતંત્ર્યની આકાંક્ષા માટે એમને પૂરેપૂરી સહાનુભૂતિ હતી; એટલું જ નહીં પણ એ આકાંક્ષાને એમણે બધી રીતે ને સક્રિય રીતે પોતાનો ટેકો આપ્યો હતો. લંડનમાંની ઇંડિયા લીગના તેઓ આગેવાન સભ્ય હતા. ૧૯૧૯ના અમૃતસરના હત્યાકાંડ વખતે પંજાબના ગવર્નર તરીકે સર માયકલ ઓડ્વાયર હતા. એમના વલણને વખોડી કાઢતું પુસ્તક સર શંકરન નાયર નામના એક હિંદી શ્રીમંતે લખ્યું. એ સામે સર માયકલે 'લાયબેલ'નો કેસ માંડ્યો. એ કેસ સાંભળનાર જ્યૂરીમાં હેરલ્ડ લેસ્કી પણ હતા. લેસ્કીનું કાયદાનું જ્ઞાન કેટલું ઊંડું ને ઝીણવટભર્યું હતું એનો આબાદ ખયાલ ન્યાયાધીશને, જ્યૂરીના અન્ય સભ્યોને ને જાહેર જનતાને તે વખતે આવ્યો. લેસ્કીના વિરોધી સૂરને વશ થઈને ન્યાયાધીશે સર શંકરનને નજીવી શિક્ષા કરી; પણ એ પ્રસંગે લેસ્કીને પાકી ખાતરી થઈ ચૂકી કે બ્રિટિશરોએ હિંદમાં રાજકીય સત્તાધારીઓ તરીકે ન રહેવું જોઈએ. પોતાના મિત્ર ફ્રૅંકફર્ટરને એ વિષે લખતાં લેસ્કીએ સાફ કહી દીધું કે, "હિંદમાં રાજ ચલાવવાની અમારી કોઈ લાયકાત નૈતિક દૃષ્ટિએ હું જોતો નથી." હિંદના લોકો જ હિંદ પર રાજ ચલાવે એ સાદું પણ મહત્ત્વનું સત્ય લેસ્કીએ બ્રિટિશ પ્રજાને ૧૯૧૯થી જ સંભળાવવા ને સમજાવવા માંડેલું! ૧૯૩૨-૩૩ની ગોળમેજી પરિષદમાં હિંદ માટે બંધારણીય કાયદો ઘડવાની જે વાટાઘાટો ચાલી હતી, તેમાં લેસ્કીનો ફાળો હતો જ. એ વખતે મહાત્મા ગાંધીનો પરિચય લેસ્કીને થયો. ગાંધીજીના બધા જ સિદ્ધાંતો લેસ્કીને માન્ય નહોતા, પણ ગાંધીજીની મહત્તા ને અજોડ લોકપ્રિયતા વિષે લેસ્કીને લેશમાત્ર શંકા નહોતી. પંડિત જવાહરલાલ નેહરુ સાથે હેરલ્ડ લેસ્કીની મૈત્રી જલદી બંધાઈ ને એ ગાઢ મૈત્રી લેસ્કીના મૃત્યુ સુધી ટકી રહી. નેહરુ હિંદમાં સમાજવાદ આણશે એવી લેસ્કીને શ્રદ્ધા હતી. નેહરુમાં ગાંધીજીની પૂર્વની આધ્યાત્મિક મૂડી હોવા ઉપરાંત પશ્ચિમની વૈજ્ઞાનિક દૃષ્ટિ અને આંતરરાષ્ટ્રીય વૃત્તિ હતાં એ લેસ્કીએ જોયું. નેહરુને પણ લેસ્કી માટે અનહદ પ્રેમ ને આદરભાવ હતાં. નેહરુ જ્યારે જ્યારે લંડનમાં હોય ત્યારે ત્યારે અચૂક લેસ્કીને ઘેર જાય જ. નેહરુએ પોતાનો ફોટો ('હેરલ્ડ લેસ્કીને-એમના મિત્ર તરફથી' એમ લખીને) લેસ્કીને ભેટ આપેલો. લેસ્કીની મૈત્રીમાં નેહરુ ગૌરવ અનુભવતા.

પોતાના દેશ પછી કદાચ અમેરિકા બાદ કરતાં, હેરલ્ડ લેસ્કીને હિંદુસ્તાન માટે ને હિંદી પ્રજા માટે અતિશય મમત્વ હતું. હિંદ આવવાની એમની તીવ્ર ઇચ્છા હતી. અનેક હિંદી યુનિવર્સિટીઓએ એમને વ્યાખ્યાનમાળા માટે અનેક વાર નિમંત્રણો આપેલાં. લેસ્કીએ એ આ મંત્રણો ઉત્સાહથી સ્વીકાર્યાં પણ હતાં. પરંતુ કોઈ ને કોઈ કારણસર હિંદની મુલાકાત ઠેલાતી જ ગઈ. છેવટે, પંડિત નેહરુએ આપેલા આગ્રહભર્યા નિમંત્રણને કૃતજ્ઞતાપૂર્વક સ્વીકારીને હેરલ્ડ લેસ્કીએ સપ્ટેમ્બર-ઑક્ટોબર ૧૯૫૦માં હિંદની મુલાકાતે આવવાનું ઠરાવ્યું. પણ લેસ્કીની એ આકાંક્ષા ને હિંદી પ્રજાની એ મનીષા કાયમને માટે સ્વપ્નવત્ બની ગઈ! કમભાગ્યે, એ જ સાલમાં (૧૯૫૦) ૨૪ માર્ચે પ્રોફેસર લેસ્કીનું, આઠેક દિવસની ટૂંકી માંદગી પછી, અણધાર્યું ને અચાનક અવસાન થયું.+

+[હૅરલ્ડ લેસ્કી ઇન્સ્ટિટ્યૂટ તરફથી સન ૧૯૫૭માં પ્રકાશિત લેખકની પુસ્તિકામાંથી; સહેજ ટૂંકાવીને, સાભાર.]

*

# ન્યાયતંત્ર [Judiciary]

હસમુખ જ. પંડ્યા

[રાજ્યશાસ્ત્રના અધ્યાપક, એચ. કે. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

રાજ્યતંત્રની ત્રણ શાખાઓમાં ધારાસભા અને કારોબારીની જેમ ન્યાયતંત્ર પણ અત્યંત મહત્ત્વનું સ્થાન ધરાવે છે, છતાં પણ જેટલું પ્રાધાન્ય કારોબારી અને ધારાસભાને સાધારણ રીતે સામાન્ય પ્રજાજનો આપે છે, તેટલા જ પ્રમાણમાં ન્યાયતંત્ર વિષે ખાસ વિચાર-વિનિમય કરવામાં આવતો નથી. આ વિચારને સુંદર રીતે રજૂ કરતાં પ્રાધ્યાપક સિડ્‌વીક લખે છે:

'The importance of the Judiciary in political construction is rather profound than prominent. On the one hand, in popular discussion of forms and changes of government, the judicial organ often drops almost out of sight; on the other hand, in determining a nation's rank in political civilisation, no test is more decisive than the degree in which justice as defined by the law is actually realised in its judicial administration; both as between one private citizen and another, and as between private citizens and members of the Government.''[1]

આ વિચાર ઉપરથી ફલિત થાય છે કે એક અગત્યની સંસ્થા તરીકે ન્યાયતંત્ર વિષે જેટલો રસ ધરાવવો જોઈએ તેટલો રસ પ્રજા ધરાવતી નથી. પરંતુ આ ઉદાસીનતા આવકારદાયક નથી, કારણ કે ફક્ત વ્યક્તિના જીવનમાં જ નહીં, પરંતુ રાષ્ટ્રના જીવનમાં પણ ન્યાયતંત્ર અમૂલ્ય ફાળો આપે છે. પ્રાધ્યાપક લૅસ્કી લખે છે:

"...When we know how a nation–State dispenses justice, we know with some exactness the moral character to which it can pretend."[2]

ન્યાયતંત્રના અભ્યાસમાં નીચેની બાબતોનો સમાવેશ થવો જરૂરી છે: (૧) ન્યાયતંત્રનાં કાર્યો, (૨) ન્યાયતંત્રની નિષ્પક્ષતા અને સ્વતંત્રતા જાળવવાની જોગવાઈઓ અને (૩) ન્યાયતંત્રનું મહત્ત્વ. ન્યાયતંત્રનાં કાર્યો તરફ દૃષ્ટિ કરતાં જણાય છે કે સામાન્યતઃ ન્યાયતંત્રનું સૌથી અગત્યનું કાર્ય કાયદાઓનું અર્થઘટન કરીને ન્યાય આપવાનું છે. ધારાસભાએ ઘડેલા કાયદાઓમાં જ્યારે કોઈ પણ જાતની અસ્પષ્ટતા રહી જાય છે, ત્યારે તેને દૂર કરવામાં ન્યાયતંત્ર મદદમાં આવે છે. ન્યાયાધીશો કાયદાનો દરેક દૃષ્ટિએ અભ્યાસ કરીને તેમાં રહેલી અસ્પષ્ટતાને દૂર કરે છે અને જે નિર્ણય આપે છે તેનો સ્વીકાર થાય છે, જો કે તેની સામે અનુરોધ (appeal) થઈ શકે છે. આ પ્રમાણે ન્યાયતંત્ર મહત્ત્વનું કાર્ય કરતું હોવા ઉપરાંત બીજાં કાર્યો પણ તે કરે છે. તેનું બીજું મહત્ત્વનું કાર્ય કાયદાઓનું ઘડતર કરવાનું છે. તેનો અર્થ એવો કરવાનો નથી કે ધારાસભાનું કાર્ય ન્યાયતંત્ર લઈ લે છે. પરંતુ ન્યાયાધીશો જ્યારે કાયદાઓનું અર્થઘટન કરે છે, ત્યારે તેઓ જે ચુકાદાઓ અને નિર્ણયો આપે છે તે અગત્યના ગણાય છે; અને ભવિષ્યમાં જ્યારે તે પ્રકારની ફરીઆદો અદાલત સમક્ષ આવે છે, ત્યારે ભૂતકાળમાં અપાયેલા નિર્ણયો તેના ઉકેલ માટે સ્વીકારવામાં આવે છે. આ રીતે ન્યાયાધીશોએ આપેલા નિર્ણયો કાયદાનું સ્થાન ધારણ કરે છે. આ પ્રમાણે અસ્તિત્વમાં આવેલ કાયદાને ન્યાયાધિશકૃત કાયદા (judge-made law) તરીકે ઓળખવામાં આવે છે. ન્યાયતંત્રનું ત્રીજું મહત્ત્વનું કાર્ય સલાહ આપવાનું પણ હોય છે. ખાસ કરીને, રાજ્યના બંધારણમાં આ માટેનો ઉલ્લેખ કરવામાં આવે છે. દા. ત., આપણા બંધારણની કલમ ૧૪૩ (૧) જણાવે છે કે, 'જો કોઈ સમયે રાષ્ટ્રપતિને એમ જણાય કે વિધિનો કે હકીકતનો કોઈ પ્રશ્ન ઊભો થયો છે, અથવા ઊભો થવાનો સંભવ છે, જે એવા સ્વરૂપનો અને એવી સાર્વજનિક અગત્યનો છે કે તેને વિશે ઉચ્ચતમ ન્યાયાલયનો અભિપ્રાય મેળવવો જરૂરી છે, તો તે પ્રશ્ન તે ન્યાયાલયને વિચાર માટે સોંપી શકશે, અને તે ન્યાયાલય પોતે યોગ્ય માને તેવી સુનાવણી પછી

1 Henry Sidgwick: *The Elements of Politics* (Fouth Edition, 1919) p. 481.

2 H. J. Laski: *A Grammar of Politics* p. 542.

તેને વિશેના પોતાના અભિપ્રાયનો અહેવાલ રાષ્ટ્રપતિને આપશે.' અમેરિકાનાં ઘણાં રાજ્યોનાં બંધારણોમાં પણ ધારાકીય બાબતો વિષે સલાહ આપવાનું કાર્ય રાજ્યની સર્વોપરી અદાલતને સોંપવામાં આવ્યું છે. નાગરિકોના મૂળભૂત હક્કોનું રક્ષણ કરવું તે ન્યાયતંત્રનું ચોથું મહત્ત્વનું કાર્ય છે. ન્યાયતંત્રનો ઇતિહાસ તપાસતાં જણાય છે કે શરૂઆતમાં ન્યાયતંત્ર આ કાર્ય કરતું નહીં; પરંતુ સમય જતાં આ કાર્ય પણ તેના કાર્યક્ષેત્રમાં આવી ગયું છે. જ્યારે કોઈ પણ નાગરિકના અધિકારનો ભંગ થાય છે ત્યારે નાગરિક તેના રક્ષણ માટે અદાલતનો આશ્રય લઈ શકે છે, અને બધી વિગતો તપાસ્યા પછી ન્યાયાલય યોગ્ય નિર્ણય આપે છે. બીજા શબ્દોમાં કહીએ તો, કારોબારી અથવા તો ધારાસભા પોતાની સત્તાની રૂએ મરજીમાં આવે તેવા કાયદાઓ ઘડીને તેમનો અમલ કરીને નાગરિકના હક્કને છીનવી શકે નહીં. કારોબારીના આવા કાર્યનો તથા ધારાસભાના આવા કાયદાનો ન્યાયતંત્ર અસ્વીકાર કરે છે. ટૂંકમાં, લોકશાહીમાં નાગરિકો પોતાના મૂળભૂત અધિકારો દ્વારા સર્વાંગી વિકાસ સાધી શકે છે. તેમના રક્ષણની જવાબદારી સ્વીકારીને ન્યાયતંત્ર એક ખૂબ જ મહત્ત્વનું કાર્ય કરે છે. તેટલા માટે જ કહેવાય છે કે, 'લોકશાહીમાં સ્વતંત્ર અને નિષ્પક્ષ ન્યાયતંત્ર અનિવાર્ય છે.' તેનો અર્થ એવો થયો કે ન્યાયતંત્રે કોઈની પણ શેહશરમમાં આવ્યા સિવાય કાર્યો કરવાં જોઇએ.

પરંતુ આ માટે યોગ્ય વાતાવરણ હોવું જરૂરી છે. ન્યાયતંત્રની સ્વતંત્રતા અને નિષ્પક્ષતા જાળવી રાખવા માટે અમુક જોગવાઇઓ અનિવાર્ય ગણાય છે. દા. ત., (૧) ન્યાયાધીશોની નિમણૂક-પદ્ધતિ (૨) તેમનાં સ્થાનની સમય-અવધિ (૩) સ્થાન ઉપરથી તેમને દૂર કરવાની પદ્ધતિ (૪) તેમનાં પગાર-ભથ્થાં (૫) તેમની લાયકાતો, વગેરે. ન્યાયાધીશોની નિમણૂક માટે ત્રણ પદ્ધતિઓ સ્વીકારવામાં આવી છેઃ (૧) પ્રજા દ્વારા ચૂંટણી (૨) ધારાસભા દ્વારા ચૂંટણી અને (૩) કારોબારી દ્વારા નિમણૂક. પ્રથમ બે પદ્ધતિઓનો સ્વીકાર થયો હોવા છતાં પણ તે આવકારદાયક નથી; કેમકે, તેથી, ન્યાયાધીશો નિષ્પક્ષ અને સ્વતંત્રપણે કાર્ય કરી શકતા નથી અને ફરીથી ચૂંટાવાની ઇચ્છાથી તેઓ પ્રજા અથવા તો ધારાસભ્યોની ઇચ્છાને આધીન થાય છે. કારોબારી દ્વારા ન્યાયાધીશોની નિમણૂક કરવાની પદ્ધતિથી ન્યાયાધીશોની સ્વતંત્રતા તથા નિષ્પક્ષતા જળવાઈ રહે છે; કેમકે, સામાન્ય રીતે, મુખ્ય કારોબારી રાજકીય પક્ષોથી પર હોય છે. તે ઉપરાંત, તે જ્યારે નિમણૂક કરે છે ત્યારે મુખ્ય ન્યાયાધીશની સલાહ પણ લેવાતી હોય છે. ભારતે આ પદ્ધતિનો સ્વીકાર કર્યો છે. નિમણૂક થયા પછી કેટલા સમય સુધી ન્યાયાધીશો કાર્યો કરી શકે તે પ્રશ્ન પણ મહત્ત્વનો છે. જો તેમની નિમણૂક ટૂંક સમય માટે જ થતી હોય તો તેઓ પોતાની ફરજમાં રસ દાખવી શકશે નહીં. તેમને સ્વતંત્ર અને નિષ્પક્ષ રીતે કાર્ય કરવા માટે લાંબા સમયની ચોક્કસ મુદત જરૂરી છે. સાથોસાથ તેમને સ્થાન ઉપરથી દૂર કરવાની પદ્ધતિ પણ ધ્યાન ખેંચ્યા સિવાય રહી શકતી નથી. જો કારોબારી અથવા તો ધારાસભા પોતાને યોગ્ય લાગે ત્યારે કોઈ પણ ન્યાયાધીશને સત્તા ઉપરથી દૂર કરી શકતી હોય તો ન્યાયાધીશો સ્વતંત્ર અને નિષ્પક્ષ રીતે કાર્ય કરી શકતા નથી. તેટલા માટે તેમને સ્થાન પરથી દૂર કરવાની પદ્ધતિ પણ સહેલી હોવી જોઇએ નહીં. દા. ત., આપણા બંધારણની કલમ ૧૨૪ (૪) પ્રમાણે 'સાબિત થએલી ગેરવર્તણૂક માટે અથવા અસમર્થતાના મુદ્દાસર સર્વોપરી અદાલતના કોઈ પણ ન્યાયાધીશને દૂર કરવા માટે ધારાસભાના દરેક ગૃહની કુલ સભ્યસંખ્યાની બહુમતીના તેમજ ગૃહમાં હાજર રહેલ અને મતદાન કરતા સભ્યોની બે તૃતીયાંશ બહુમતીના ટેકાવાળું સંબોધન રાષ્ટ્રપતિ સમક્ષ તે જ સત્રમાં રજૂ કર્યું હોય તે પછી રાષ્ટ્રપતિએ કરેલા આદેશ સિવાય બીજી રીતે ન્યાયાધીશને પદભ્રષ્ટ કરાશે નહીં.' જો ન્યાયાધીશોનો પગાર તેમના દરજ્જા પ્રમાણે ન હોય તો તેઓ લાંચરૂશ્વત લેવા પ્રેરાય એ એક સંભવ છે. આ પ્રમાણે ન બને તેટલા માટે તેમના પગારનું પ્રમાણ સંતોષકારક હોવું જોઇએ. લગભગ દરેક રાજ્યમાં ન્યાયાધીશોને સારો પગાર આપવામાં આવતો હોય છે, તેમજ તેમની મુદત દરમ્યાન તેમાં ઘટાડો નહીં કરવાની પણ સ્પષ્ટતા કરવામાં આવતી હોય છે, જેથી કરીને લાંચરૂશ્વત જેવી જાળમાં ફસાયા સિવાય તેઓ પોતાનાં કાર્યો નિશ્ચિંતતાથી કરી શકે. ઉપર જણાવેલી જોગવાઇઓ સંતોષાતી હોવા છતાં પણ જો એક મહત્ત્વની જોગવાઈ સંતોષાય નહીં તો ન્યાયતંત્ર પક્ષીય અને પરતંત્ર બની જાય છે. આ જોગવાઈ છે

તેમની લાયકાતોની. જો ન્યાયાધીશો પોતાનાં કાર્યને લગતી યોગ્ય લાયકાતો ધરાવતા ન હોય તો ન્યાયતંત્ર નિષ્ફળ જાય છે; તેથી ન્યાયાધીશ કાયદાનો અભ્યાસી, નિષ્ઠાવાન, ચારિત્ર્યશીલ અને પ્રમાણિક હોવો જોઈએ. જ્યારે આ તમામ જોગવાઈઓ અસ્તિત્વ ધરાવે છે ત્યારે ન્યાયતંત્ર, કારોબારી અને ધારાસભાથી સ્વતંત્ર રહીને, નિષ્પક્ષપણે પોતાની ફરજો બજાવી શકે છે.

છેલ્લે, ન્યાયતંત્રના મહત્ત્વનો વિચાર કરતાં જણાય છે કે એકતંત્રી અને સમવાયતંત્રમાં ન્યાયતંત્ર અગત્યનું સ્થાન ધરાવે છે. ઇંગ્લેન્ડ, જ્યાં એકતંત્રી સરકાર અમલમાં છે, ત્યાં ઉપર જણાવેલ કાર્યો ન્યાયતંત્ર કરે છે; પરંતુ ત્યાં ખાસ નોંધનીય બાબત એ છે કે ધારાસભાની સર્વોપરિતાનો સ્વીકાર થયો હોવાથી ધારાસભાએ પસાર કરેલા કોઈ પણ કાયદાને ન્યાયતંત્ર ગેરબંધારણીય જાહેર કરી શકતું નથી. સમવાયતંત્રમાં ન્યાયતંત્ર ખાસ વિશિષ્ટ કામગીરી બજાવે છે. આ તંત્રમાં બંધારણની સર્વોપરિતાનો સ્વીકાર કરવામાં આવ્યો હોવાથી બંધારણમાં જણાવ્યા પ્રમાણે જ સમવાય અને એકમ સરકારોએ કાર્યો કરવાનાં હોય છે. બન્ને સરકારોને અમુક કાર્યો કરવાની સત્તાઓ આપવામાં આવે છે. તે વિષે જો કાંઈ પણ મતભેદ અથવા ગેરસમજણ ઉત્પન્ન થાય તો સર્વોપરી અદાલતનો નિર્ણય લેવામાં આવે છે. આ રીતે ન્યાયતંત્રની સર્વોપરિતા અમલમાં હોય છે. ન્યાયતંત્રના આ પ્રકારના કાર્યને અદાલતી સમીક્ષા (judicial review) કહેવામાં આવે છે. આ સત્તાને કારણે સર્વોપરી અદાલત અત્યંત મહત્ત્વનું સ્થાન ધરાવે છે, કેમકે સમવાય અથવા તો એકમ સરકારનું કોઈ પણ કાર્ય તેને બંધારણની વિરુદ્ધ લાગે તો તે એને ગેરબંધારણીય (unconstitutional) જાહેર કરી શકે છે. આવી સત્તાની જો મોટામાં મોટી ખામી હોય તો તે એ છે કે ઘણી વખત આ સત્તા દ્વારા ન્યાયાધીશો મુશ્કેલી ઊભી કરે છે. અમેરિકામાં જ્યારે નવા કાર્યક્રમ (New Deal)નો અમલ કરવા માટે કાયદા રજૂ કરવામાં આવ્યા ત્યારે અમેરિકાની સર્વોપરી અદાલતે તેના અગત્યના કાયદાને ગેરબંધારણીય અને રદબાતલ જાહેર કર્યા હતા. ભારતમાં પણ જમીનદારી નાબૂદ કરવા માટે રજૂ થયેલ કાયદાનો ભારતની સર્વોપરી અદાલતે અસ્વીકાર કર્યો જેના પરિણામે બંધારણમાં ફેરફાર કરવો પડ્યો. આ પાછળ કારણ એ રહેલું છે કે ઘણા ન્યાયાધીશો લગભગ રૂઢિચુસ્ત વિચારસરણી ધરાવતા હોય છે, તેથી તેઓ સમયને અનુરૂપ પોતાના વિચારમાં ફેરફાર કરી શકતા નથી. પરંતુ જેમજેમ સમયનાં વહેણ સાથે ન્યાયાલયોમાં 'જુવાન લોહી' દાખલ થતું જશે, તેમતેમ આ મુશ્કેલી દૂર થતી જશે તેમ કહી શકાય.

ન્યાયતંત્ર અંગેની સમગ્ર બાબત તપાસતાં જણાય છે કે જે પ્રમાણે લોકશાહીના સફળ સંચાલન માટે સ્વતંત્ર અને નિષ્પક્ષ સનંદી અમલદારો જરૂરી ગણાય છે, તે પ્રમાણે સ્વતંત્ર અને નિષ્પક્ષ ન્યાયાધીશો પણ અનિવાર્ય ગણાય છે; કેમકે આ બન્ને લોકશાહી ઇમારતના આધારસ્થંભો છે.

*

# ટેવ (Habit)

**ભારતી ચં. શાહ**

[માનસશાસ્ત્રનાં અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

ટેવ શબ્દ વાંચતાં સર્વ પ્રથમ એક જ વિચાર આવે છે કે ટેવ એટલે શું? શું ટેવ જન્મદત્ત છે? ના, ટેવ એ મૂળ પ્રવૃત્તિની જેમ જન્મદત્ત ન હોતાં વાસ્તવિક અનુભવ પર આધારિત છે, અનુભવજન્ય છે, habits are acquired. ઘણી વખત ટેવ આકસ્મિક રીતે વાસ્તવિક અનુભવમાંથી ઉત્પન્ન થાય છે. જ્યારે બાળક નાનું હોય છે ત્યારે તેની શારીરિક ક્રિયામાં વ્યવસ્થિતપણું હોતું નથી, પરંતુ સમય જતાં તેની ક્રિયામાં વ્યવસ્થિતતા આવે છે અને તે બધાં કાર્યો કરવા ટેવાઈ જાય છે. પોતાનો સમય પસાર કરવા માટે પણ તે ટેવાઈ જાય છે. તેના જીવનની વિવિધ પ્રવૃત્તિઓ કેવી રીતે કરવી તે માટે તે

ટેવાઈ જાય છે અને બધાં ક્ષેત્રોમાં એકરૂપતા આવે છે. વ્યક્તિ પોતાના જીવનનો વિકાસ એક ચોક્કસ પદ્ધતિ દ્વારા કરે છે. આ પદ્ધતિ તેણે પોતાના જીવનમાં સંપાદિત કરી હોય છે અને તેને ટેવ કહેવામાં આવે છે.

કેટલાક માનસશાસ્ત્રીઓ મૂળ પ્રવૃત્તિને પણ ટેવ કહે છે. પરંતુ વ્યક્તિગત ટેવ મૂળ પ્રવૃત્તિની ટેવોથી ભિન્ન હોય છે. જો મૂળ પ્રવૃત્તિને ટેવ કહેવામાં આવે તો તેમને જન્મદત્ત ટેવ innate habit કહેવાય. વ્યક્તિની ટેવ વ્યક્તિગત ટેવ છે, તેથી એક જ જાતિની વ્યક્તિઓ વચ્ચે ટેવમાં ભિન્નતા હોય છે.

ટેવને બે રીતે સમજાવવામાં આવે છે: (૧) શારીરિક ક્રિયા દ્વારા (૨) શારીરિક અને માનસિક ક્રિયા દ્વારા.

વિલિયમ જેમ્સ અને બીજા વર્તનવાદી માનસશાસ્ત્રીઓનાં મંતવ્ય અનુસાર ટેવ એ અનુભવપ્રાપ્ત ક્રિયા છે અને માત્ર શારીરિક ક્રિયા હોય છે. (Habits are physiological.) આપણે જ્યારે એક કાર્ય કરીએ છીએ ત્યારે તેની અસર શરીરની નસો અને સ્નાયુઓ પર થાય છે. શરીરને એક-બે વખત જે રીતે ઉપયોગમાં લેવાય છે ત્યારે તેના ઉપર એક પ્રકારના સંસ્કાર પડે છે અને તે સંસ્કાર ટેવનું મૂળ છે. શારીરિક અંગોને વિશિષ્ટ ઘડતર મળે છે અને ભવિષ્યમાં તે પહેલાંની જેમ કાર્ય કરવા માટે પ્રેરાય છે. ભૂતકાળમાં એક કાર્ય કર્યું હોય તે ભવિષ્યમાં કે વર્તમાનમાં કરવાનું હોય તો ખૂબ સરળતાથી થાય છે, તેનું કારણ ટેવ છે.

આધુનિક માનસશાસ્ત્રીઓનાં મંતવ્ય અનુસાર, ટેવમાં માનસિક અને શારીરિક તત્ત્વ હોય છે. Habit is an acquired psycho-physical activity. આપણી ટેવોનો આધાર મૂળ વૃત્તિ છે; કારણ કે મૂળ વૃત્તિને સંતોષવા માટે આપણે કાર્ય કરીએ છીએ, અને તેથી ટેવ પડે છે. આમ ટેવમાં માનસિક અને શારીરિક તત્ત્વ છે એમ કહી શકાય.

દરેક વ્યક્તિના જીવનમાં ટેવનું ઘણું મહત્ત્વ છે. સારી ટેવ પાડવા માટે ઇચ્છાશક્તિને દૃઢ બનાવવાની જરૂર છે. ટેવમાં શારીરિક અને માનસિક અસર થાય છે, તેથી ક્રિયાઓ સરળ બની જાય છે, આપણી શક્તિનો બચાવ થાય છે. Habits economise our energy. દા. ત., જ્યારે વ્યક્તિ લખતાં શીખવાની શરૂઆત કરે છે ત્યારે ખૂબ ધ્યાન આપવું પડે છે, મુશ્કેલીઓ આવે છે. જો ઇચ્છાશક્તિને દૃઢ બનાવીએ અને મુશ્કેલીઓનો સામનો કરીએ તો ધીમેધીમે લખતાં શીખી શકાય છે. અને તેનું પૂરતું શિક્ષણ મેળવી લીધા પછી લખવાની ક્રિયા ઝડપી બને છે. લખવાની ટેવ પડી જાય છે એટલે તેની સાથે વિચારવાનું કે સાંભળવાનું કાર્ય કરી શકાય છે.

બાળકોમાં બે પ્રકારની ટેવો સરખી રીતે ઉત્પન્ન થાય છે: (૧) સુટેવ. (૨) કુટેવ. કેટલીક વખત કુટેવ ખૂબ સરળતાથી ઉત્પન્ન થાય છે; બાળકોમાં કુટેવ ઉત્પન્ન ન થાય તે માટે વડીલો અને શિક્ષકોએ જાગ્રત રહેવું જોઇએ. બાળકની કુટેવ દૂર થાય અને જીવનને ઉપયોગી સુટેવ પડે તે જોવાની વડીલો અને શિક્ષકોની ફરજ છે. કુટેવ જો બાલ્યકાળમાં દૂર કરવામાં નથી આવતી તો પુખ્ત ઉમરે મુશ્કેલ બની જાય છે. સારી ટેવો પડે તે માટે પ્રલોભનો આપવાં જોઇએ. સીધી રીતે નૈતિક સિદ્ધાંતો બાળકના મન ઉપર ઠોકી બેસાડવા ન જોઇએ; કારણ કે તે વખતે તેમના પ્રયત્નો નિષ્ફળ જાય છે. દા. ત., જ્યારે બાળકને કહેવામાં આવે કે ચોરી ન કરવી જોઇએ, ત્યારે કેટલીક વખત તે ચોરી કરવા માટે પ્રેરાય છે. જ્યારે કોઈ વિચાર સૂચન દ્વારા મૂકવામાં આવે છે, ત્યારે મનુષ્યનું વલણ તે વિચારને વર્તનમાં મૂકવાનું હોય છે. માટે વર્તનનાં અનુકરણ દ્વારા સારી ટેવો પાડવાનો પ્રયત્ન કરવો જોઈએ. બાળકના મનમાં કુટેવ માટેની વિરોધી લાગણી ઉત્પન્ન કરવી જોઇએ, જેથી બાળક સ્વેચ્છાએ સારી ટેવો પાડવા માટે સહકાર આપે.

ખરાબ ટેવોને બને ત્યાં સુધી ઉત્પન્ન ન થવા દેવી જોઇએ; કારણ કે કેટલીક વખત તેમને સુધારવાના પ્રયત્નો નિષ્ફળ જાય છે. Prevention is better than cure. ટેવ પાડવામાં શારીરિક અને માનસિક ક્રિયા થાય છે. એક ક્રિયાનું પુનરાવર્તન થાય છે તેથી સ્નાયુ અને મગજ ટેવને અનુકૂળ થઈ જાય છે. તે ટેવથી વિરુદ્ધ ક્રિયા કરી શકાતી નથી. જેવી રીતે પાણીનો પ્રવાહ

એક રસ્તે વહેતો હોય તો તેને પાછો વાળી શકતો નથી, તેવી રીતે જે ટેવ પડી તેને તોડી શકાતી નથી.

સારી ટેવો પાડવા માટે શિક્ષણની જરૂર હોય છે. જ્યારે શરૂઆતમાં એ ક્રિયાનો ખ્યાલ હોતો નથી ત્યારે તે ક્રિયા શીખવી પડે છે. શિક્ષણને અંતે ટેવ પડે છે. કેટલીક વખત એક ક્રિયામાં ટેવ પડી ગયા પછી તેવી ક્રિયામાં વધુ પ્રગતિ થઈ શકતી નથી. આવું ન બને તે માટે પ્રથમ ક્રિયાનું પુનરાવર્તન ખૂબ કરવું જોઈએ. પહેલાં સરળ ક્રિયા શીખવવી જોઈએ, ત્યાર બાદ જટિલ ક્રિયાઓનું જ્ઞાન આપવું જોઈએ. કૃત્રિમ રીતે રસ અને ઉત્સાહ ઉત્પન્ન કરવાં જોઈએ; જેથી ટેવ પડી ગયા પછી પણ પ્રગતિ થઈ શકે.

સુટેવોથી લાભ થાય છે, કારણ કે જે કાર્યથી આપણે ટેવાયેલા હોઈએ છીએ તે માટે પ્રયત્ન કરવો પડતો નથી, સરળતાથી કાર્ય કરી શકીએ છીએ, થાક લાગતો નથી, સમય અને શક્તિનો વ્યય થતો નથી. સુટેવને લીધે ધ્યાનનું કેન્દ્રિકરણ કરવું પડતું નથી; તેથી સુટેવો પાડવા માટે સૌથી અગત્યની વસ્તુ છે દઢસંકલ્પ. દઢસંકલ્પથી સુટેવો પ્રાપ્ત કરી શકાય છે અને કુટેવોથી મુક્ત થઈ જવાય છે. દઢ સંકલ્પથી આપણે તે કાર્ય કરીએ છીએ અને જેમ કાર્ય વધુ થાય છે તેમ ટેવ પડે છે.

વ્યક્તિએ જે (કાર્ય કરવાનો) ટેવ પાડવાનો સંકલ્પ કર્યો હોય તે સમાજ આગળ જાહેર કરી દેવો જોઈએ; જેથી પોતાનો સંકલ્પ મંદ પડી જાય તો પણ સમાજની ટીકાથી ગભરાઈને પણ પોતાનું કાર્ય ચાલુ રાખે. આમ જ્યાં સુધી તે ટેવ દઢ ન થાય ત્યાં સુધી કાર્ય ચાલુ રહેવું જોઈએ, ભૂલ ન થવી જોઈએ.

સુટેવ માટે કોઈ પણ સમયની રાહ જોવાની જરૂર નથી. મનમાં સંકલ્પ કરીએ કે તરત જ તેનો અમલ કરવો જોઈએ. શુભસ્ય શીઘ્રમ્. કેટલીક વખત સમયની રાહ જોવામાં વિચાર એ વિચાર જ રહે છે; કાર્યમાં પરિણમતો નથી. દા. ત., વિદ્યાર્થી જો વહેલા ઊઠીને વાંચવાની ટેવ પાડવાનો સંકલ્પ કરે તો તરત જ તેનો અમલ કરવો. જો શુભ દિવસથી શરૂઆત કરવાની રાહ જુએ છે તો કેટલીક વખત તે શુભ દિવસ પસાર થઈ જાય છે, છતાં પણ પોતાના સંકલ્પ અનુસાર કાર્ય કરી શકતો નથી. આમ, વ્યક્તિએ પોતાની ઇચ્છાશક્તિને મજબૂત બનાવવી જોઈએ, જેથી વ્યક્તિ યોગ્ય ક્રિયા કરે.

*

# સિંધુ ખીણની સંસ્કૃતિનું દિગ્દર્શન

**મગનભાઈ આર. પટેલ**
[ઇતિહાસના અધ્યાપક, આર્ટ્સ ઍન્ડ સાયન્સ કૉલેજ, પિલવાઈ]

ઈ. સ. ૧૯૨૨ની સાલમાં ભારતમાં એક ક્રાંતિકારી ઐતિહાસિક શોધ થઈ જેણે ભારતના પ્રાચીન ઈતિહાસમાં ગૌરવરૂપ પ્રકરણ ઉમેર્યું. તે સંસ્કૃતિ ઈ. સ. પૂ. ૪૦૦૦ વર્ષ પહેલાં સિંધ અને પંજાબમાં ખૂબ જ વિકાસ પામેલી નગરરચનાવાળી સંસ્કૃતિ વિદ્યમાન હતી. તે સંસ્કૃતિના અવશેષો સર જૉન માર્શલે હિંદી વિદ્વાન રખલદાસ બેનરજીની મદદથી શોધ્યા હતા.

મોહન-જો-ડેરોની એ સંસ્કૃતિની વધુ વિગત માટે આમ્રી, રૂપર અને લોથલ વગેરે સ્થળોએ ખોદકામ કરવાથી તેની સમાન અવશેષો મળ્યા છે. તે નગર ૫૦૦ વર્ષના ગાળામાં પૂરથી સાત વાર નાશ પામ્યું હશે અને સાત વાર ફરીથી બંધાયેલ હોવું જોઈએ. આ સંસ્કૃતિના અવશેષો પરથી સ્પષ્ટ થાય છે કે આ સંસ્કૃતિ સુવિકસિત, ઘણી જ ઉચ્ચ કક્ષાની અને મિસર જેવી અતિ પ્રાચીન સંસ્કૃતિઓની સમકાલીન હોવી જોઈએ.

આ સંસ્કૃતિના સમય અંગે ફાધર હેરાઝ કહે છે કે તે સંસ્કૃતિનો વિકાસ ઈ. સ. પૂ. ૫૦૦૦ના અરસામાં થયેલ છે. બીજા કેટલાક ઇતિહાસકારો તેને ઈ. સ. પૂ. ૫૦૦૦થી ઈ. સ. પૂ. ૨૭૦૦ના અરસામાં મૂકે છે. ગમે તેમ હોય, પરંતુ ખોદકામ પરથી મળેલાં કલામય

મુદ્રાઓ, રમકડાં, આભૂષણો વગેરે અવશેષો પરથી સંસ્કૃતિની તેજસ્વિતા અને તેની ભવ્યતાનો ખ્યાલ સહેજે આવશે.

વૈજ્ઞાનિક પદ્ધતિથી યોજાયેલી નગરરચના બેનમૂન અને નવાઈ પમાડે તેવી છે. સમાજરચનામાં ધનિક અને ગરીબ એમ બે વર્ગો હતા. નગરના રસ્તાઓ સીધા, પહોળા અને વ્યવસ્થિત હતા. રસ્તાઓ ઉત્તર અને દક્ષિણમાં એકબીજાને કાટખૂણે કાપતા અને મકાનો બે માળનાં પાકી ઈંટોથી બંધાયેલ હતાં. ધનિકોનાં મકાનો કોતરકામથી કલાત્મક અને સુંદર રીતે બંધાતાં. પ્રત્યેક ઘરમાં કૂવા, સ્નાનગૃહો, ગટર, મોરી વગેરેની યોજના હતી. ગંદા પાણીના નિકાલ માટે ભૂગર્ભખાળ-યોજનાની વ્યવસ્થા હતી. ઈ.સ. ૧૯૨૫માં મોહન-જો ડેરોના ખોદકામ પરથી ૪૦ ફૂટ લાંબુ, ૨૦ ફૂટ પહોળું અને ૮ ફૂટ ઊંચું એક સાર્વજનિક સ્નાનાગૃહ પણ મળ્યું છે.

ખંડેરોમાંથી કિલ્લાઓના અવશેષો મળી આવ્યા છે. તાંબા, કાંસાના કુહાડા, ભાલા, તલવાર વગેરે તેમનાં હથિયારો હતાં. પરંતુ લોખંડનાં હથિયારો મળ્યાં નથી. તે ઉપરથી એમ અનુમાન કરી શકાય કે ત્યાંની પ્રજા શાંતિચાહક હતી.

આ સંસ્કૃતિ ગ્રામ્ય ન હતી, પરંતુ નગર-સંસ્કૃતિ હતી. ખેતી અને વ્યાપાર લોકોનો મુખ્ય ધંધો હતો. નહેરોની યોજના હતી. માટીકામ, વણાટકામ તેમજ કાપડ અને ગળીના ઉદ્યોગોને ઉત્તેજન અપાતું. લોકોનો વ્યાપાર મિસર, બેબિલોનિયા, ઈરાન, ચીન વગેરે દેશો સાથે હતો. લોકો ઘઉં, જવ, ખજૂર, દૂધ અને માછલાંનો ખોરાક તરીકે ઉપયોગ કરતા.

સ્ત્રી તથા પુરુષ હાર, કડાં, કંદોરા, ઝાંઝર વગેરે આભૂષણો પહેરતાં. સોનું, ચાંદી, કાંસુ, હાથીદાંત તથા કીમતી પથ્થરોમાંથી ઘરેણાં બનાવાતાં. ખોદકામ પરથી મૂર્તિઓ, મુદ્રાઓ વગેરેના અસંખ્ય નમૂના મળ્યા છે. મુદ્રા તથા વાસણો પર સુંદર પશુપક્ષીનાં ચિત્રો મળ્યાં છે, તે લોકોની કલાપ્રિયતાનો ખ્યાલ આપે છે. લોકો વૃક્ષો, પ્રાણીઓ, શિવ, શક્તિ વગેરેને પૂજતા. મુદ્રાઓ પરનું લખાણ હજી સુધી ઉકેલી શકાયું નથી. આ મુદ્રાઓના અનુસંધાનમાં ચાઈલ્ડ નામના વિદ્વાન નીચે પ્રમાણે લખે છે:

'Judging by the domestic architecture, the seal cutting and the grace of pottery, the Indus civilization was ahead of the Babylonian at the beginning of the third millenium (C. 3000 B. C.).'

આ સંસ્કૃતિના લોકો મૃતદેહને બાળતા અથવા દાટતા હશે. તેનું નોંધપાત્ર તત્ત્વ એ છે કે તેમાં લોહિયાળ વિગ્રહોની વાતો નથી, પરંતુ શાંતિચાહક પ્રજાના સમૃદ્ધ જીવનની વાતો છે.

આ સંસ્કૃતિના પ્રકરણે લોકશાહીના ઉદ્‌ભવને નૂતન પ્રકાશ આપ્યો છે, પરંતુ તેના અંત વિષે મતભેદો છે. કેટલાક ઇતિહાસકારો કહે છે કે નદીતટે વિકસેલી હોય તે સંસ્કૃતિ પૂરથી નાશ પામી હશે, અન્ય વિદ્વાનોના મતાનુસાર ધરતીકંપથી તેનો નાશ થયો હશે અથવા આર્યોનાં ધાડાંએ નાશ કર્યો હોય. ગમે તે હોય, પરંતુ આ સંસ્કૃતિની સિદ્ધિ અદ્‌ભુત હતી.

ઈ. સ. પૂ. ૫૦૦ના અરસામાં જ્યારે આ સંસ્કૃતિનો નાશ થયો તે સમયે અને ઈ. સ. છઠ્ઠા સૈકામાં બૌદ્ધકાળની શરૂઆત સમયે એટલે કે એ બંને સમયના વચ્ચેના ગાળામાં સળંગ ઇતિહાસ માટે પુરાતત્ત્વવિદોનું સંશોધન કાર્ય ચાલુ જ રહ્યું. તે મુજબ હડપ્પાની સંસ્કૃતિનો દક્ષિણમાં ક્યાં સુધી વિકાસ થયો હશે તેની જાણ માટે ગુજરાત, કચ્છ અને સૌરાષ્ટ્રનાં કેટલાંક ગામોમાં સંશોધન કરવામાં આવ્યું. છેવટે અમદાવાદ જિલ્લાના ધંધુકા તાલુકામાં આવેલ રંગપુર મુકામે મોહન-જો-ડેરો અને હરપ્પાની સંસ્કૃતિનાં માટીનાં વાસણો મળી આવ્યાં. વધુ વિગત જાણવા માટે કચ્છ, કાઠિયાવાડ અને દક્ષિણ ગુજરાતમાં વિસ્તૃત તપાસ કરવાની યોજના હાથ ધરી અને તેથી હરપ્પીઅન વસાહતનાં આશરે ૬૦ જેટલાં સ્થળો મળી આવ્યાં તેમાં લોથલ સૌથી મહત્ત્વનું છે.

લોથલ એટલે 'મરેલાં માણસોનો ટેકરો'. તે સ્થળ ખંભાતના અખાત નજીક અમદાવાદના સરગવાળા ગામ નજીક આવેલું છે. આ ટેકરો પુરાતત્ત્વવિદોમાંના શ્રી રાવતને જડી આવ્યો. આ નગર ક્યાં સુધી વિસ્તર્યું હશે એ હજી સુધી નક્કી થયું નથી; પરંતુ તેની વધુ રસપ્રદ વિગત નીચે મુજબ મળી આવી છે. ઈ. સ. ૧૯૫૫માં ત્યાંથી મળી આવેલ વિગતો પરથી ખોદકામ

કરતાં માલૂમ પડયું કે સિંધુ ખીણની સંસ્કૃતિનો એ ફેટો હતો. ઈ. સ. ૧૯૪૭માં હિંદ સ્વતંત્ર બન્યું. સમસ્ત હિંદના ભારત-પાકિસ્તાન એમ બે વિભાગ પડયા. તેથી સિંધુ ખીણની સંસ્કૃતિનાં ઘણાં સ્થળો પાકિસ્તાન હસ્તક ગયાં. પરિણામે લોથલની સંસ્કૃતિની શોધને વધુ વેગ મળ્યો.

ઈ. સ. પૂ. ૩૦૦૦ વર્ષો પહેલાં લોથલ પશ્ચિમ કાંઠાનું અગત્યનું બંદર હતું. સાબરમતી નદીની નહેરો-માંથી નાનાં વહાણો લોથલના બારામાં આવતાં. વહાણ નાંગરવા માટે એક ૭૪૦ ફૂટ લાંબો, ૧૧૬ ફૂટ પહોળો અને ૧૪ ફૂટ જેટલો ઊંચો ધક્કો મળી આવ્યો છે. ભરતી સમયે વહાણો ત્યાં આવતાં અને બહાર નીકળતાં હશે. લોથલમાંથી ચોરસ દાઢીવાળી અને એસીરિયાવાસી તેમજ ઇજિપ્તની મમી જેવી મુદ્રાઓ મળી છે, તેના પરથી એમ નક્કી થયું છે કે લોથલ મેસોપોટેમિયા તથા ઇજિપ્તના સંપર્કમાં હશે.

લોથલની નગરરચના સુંદર હતી. તે સ્થળ પાંચ વિભાગમાં વહેંચાયેલ હતું. દક્ષિણ ભાગમાં ધર્મનો વર્ગ રહેતો. ઉત્તરમાં અગ્નિ પૂજા માટે બાંધેલાં માળખાં મળ્યાં છે. પશ્ચિમ ભાગમાં કારીગરો રહેતા, મણકાને લગતી કલાકારીગરીનું કારખાનું પણ મળ્યું છે. શહેરની વાયવ્ય દિશામાં સ્મશાન મળ્યું, છે તેમાં ૧૪ કબરો મળી આવી છે.

આમ લોથલની નગરરચના ઉચ્ચ કક્ષાની છે. ગટરની યોજના પણ હતી. ગંદુ પાણી દૂર કરવાની વ્યવસ્થા હતી. ટૂંકમાં, સુધરાઈ દ્વારા નગરની યોજના કરવામાં આવી હશે.

લોથલની પ્રજા શાંતિપ્રિય હતી. નગરની ચારે બાજુ નહોતા બાંધ્યા કિલ્લા કે નહોતા કોટ. લોકો પાસે યુદ્ધ-શસ્ત્રો પણ નહોતાં. લોકોનો ધંધો ખેતીનો હતો. માછલાં પણ પકડતા અને તેનો વેપાર કરતા. માળાઓ અને ધારદાર પાનાં બનાવવાનો ઉદ્યોગ કરતા. તેમનાં શસ્ત્રોમાં કુહાડીઓ, શારડી, હાડકાંની પીનો, માટીના રંગીન અને ચિતરેલા દડા વગેરે મળી આવ્યાં છે. તે ઉપરાંત તેરા-કોટાની બનાવેલ પક્ષી જેવી માનવ-આકૃતિઓ પણ મળી આવી છે અને તાજેતરમાં શ્રી ગ્લોબે બહેરિન ટાપુઓમાંના સંશોધનની આવી મુદ્રાઓ મળી આવી છે.

લોકો માનવીની છાપવાળાં તાંબાનાં, સોનાનાં તથા હાથીદાંતના અને પથ્થરના હારોનાં ઘરેણાં પહેરતા. તે ઉપરાંત અવશેષો દ્વારા પ્રાપ્ત થયેલ સોનાની ઝીણી સાંકળી અને બારીક મણકાની માળા, ભેંસની સુંદર આકૃતિઓ, ચિત્રણવાળાં માટીનાં પાત્રો, મુદ્રાઓ પર કોતરેલ શૃંગી હાથી, બળદ અને ઘેટાંની સુંદર આકૃતિઓ વગેરે તેમની કલાકૌશલની પ્રતીતિ કરાવે છે.

લોથલના લોકો કલાકૌશલમાં પણ નિપુણ હતા. કારીગરો ધાતુને ગાળીને ચીજો બનાવતા, માટીને પકવીને તેના પર ચિત્રકામ કરતા, માટી પર નકશીકામ પણ કરતા. માટીનાં કેટલાંક વાસણો પર મોર, હરણ, સારસ, સાબર, હંસનું સુંદર ચિત્રકામ વગેરે જોવા મળ્યાં છે, તે ઉપરાંત ગેંડા તથા ગોરિલા અને વાંદરનાં માટીનાં રમકડાં પણ મળી આવ્યાં છે. ત્યાંના લોકો રંગ માટે તેજાબ, કળીચૂનો તથા ચિરોડી જેવા પદાર્થોનો ઉપયોગ કરતા હોવા જોઇએ.

આપણા મનઃપટ પર હંમેશને માટે અંકાઈ રહે એવી એક જ કબરમાંથી યુગલના દફનની યાદ આપતી ત્રણ કબરો પણ લોથલમાંથી જ મળી આવી છે. તે યુગલનાં શબો સાથે સાથે હતાં માટે 'સતી' જેવી પ્રથા પણ ત્યાંના સમાજમાં હશે એમ અનુમાન કરી શકાય. કબરની અંદર શબો સાથે મણકા, બુટ્ટીઓ, બંગડીઓ તથા વાસણો વગેરે મળી આવ્યાં છે.

ઉપર મુજબ લોથલ સંસ્કૃતિનું વિહંગાવલોકન કર્યા પછી આપણને એક પ્રશ્ન થાય કે ત્યાં પ્રજા કઈ જાતની વસતી હશે? પુરાતત્ત્વવિદોના મત મુજબ ત્યાંની પ્રજા હરપ્પન જાતિની હશે. તે પ્રજા અગ્નિને પૂજતી અને પશુઓનું બલિદાન આપતી. હરપ્પીઅન પ્રજા કિનારા પરથી ધીમેધીમે કાઠિયાવાડના અંદરના ભાગમાં પહોંચી અને તેથી સંસ્કૃતિમાં ઘણો ફેરફાર થયો. આ લોકો સિન્ધુ ખીણ કરતાં વધુ લાંબા સમય સુધી વસ્યા હશે અને સંસ્કૃતિ વિકસાવી હશે. ઇતિહાસકારોના મત મુજબ હરપ્પન સામ્રાજ્ય મોહન-જો-ડેરોના દક્ષિણ ભાગમાં છેક ૫૦૦ માઇલ સુધી પ્રસર્યું હોવું જોઇએ.

આ સંસ્કૃતિનું મૂલ્યાંકન કરતાં એટલું નોંધવું ખાસ જરૂરી છે કે અમુક બાબતોમાં સિંધુ ખીણની સંસ્કૃતિ કરતાં પણ લોથલની સંસ્કૃતિ વધારે ઉપયોગી અને મહત્ત્વની

છે. આ સંસ્કૃતિએ હરપ્પા અને મોહન-જો-દડોના નાશ પછી એ સંસ્કૃતિને બીજાં લગભગ ૫૦૦ વર્ષ સુધી માત્ર સાચવી રાખી નહિ, પરંતુ તેને વિકસાવી હતી. તે સંસ્કૃતિના વિગતવાર અભ્યાસ પરથી વાચકવર્ગને સાચે જ ખ્યાલ આવશે કે તેણે ભારતના અતિ મહત્ત્વના ઇતિહાસના ઈ. સ. પૂ. ૧૫૦૦ અને ઈ. સ. પૂ. ૬૦૦ વચ્ચેના ગાળાની ખૂટતી કડીઓ સાંધી આપવામાં અમૂલ્ય ફાળો આપ્યો છે.


**સંદર્ભ સૂચિ**

૧. હડપ્પા સંસ્કૃતિ —ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રી
૨. જગતનો ઇતિહાસ —ભટ્ટ–શાસ્ત્રી વગેરે
૩. જગત ઇતિહાસ દર્શન —પાઠક અને દેસાઈ


*

# લોકશાહીના આધારસ્તંભો


**જયંતી કે. પટેલ**

[ઇતિહાસના અધ્યાપક, પ્રતાપરાય આર્ટ્સ કૉલેજ, અમરેલી]


'સ્વતંત્રતાની બસો વ્યાખ્યાઓ છે.' લૉર્ડ ઍક્ટનનું આ વિધાન લોકશાહી માટે પણ એટલું જ સાચું છે. લોકશાહી શું છે તે દર્શાવતી વ્યાખ્યાઓથી આ અંકનાં ઘણાં પાનાં ભરી શકાય અને તેમાં એકનો વધારો કરવાની મારી ઇચ્છા નથી.

પરંતુ લોકશાહીના અર્થમાં જે વિકાસ થયો છે તે જોતાં જણાશે કે લોકશાહીનો બે દૃષ્ટિએ વિચાર થતો રહ્યો છે. (૧) રાજ્યવ્યવસ્થાનો પ્રકાર, અને (૨) જીવનની કળા-પદ્ધતિ.

રાજ્યવ્યવસ્થાના પ્રકારમાં બંધારણ, પ્રણાલિકાઓ, વધુમતીને રાજ્ય કરવાનો અધિકાર, લઘુમતીના હક્કોની રક્ષાની યોજના, ન્યાય અને વહીવટી પદ્ધતિની વિશિષ્ટ-લોકશાહીને અનુરૂપ રચના, લોકશાહી શિક્ષણ-પદ્ધતિ વગેરે માળખાને લગતી બાબતોનો સમાવેશ થઈ શકે.

લોકશાહી એક જીવનની કળા-પદ્ધતિના પાસામાં, લોકશાહી દિમાગ અને લોકોની લોકશાહી દૃષ્ટિને ખ્યાલમાં રાખી કરાયેલી કેળવણી; લોકશાહીયુક્ત સામાજિક વ્યવસ્થા અને આર્થિક તથા સામાજિક સમાનતા; નીડરતા અને નિર્ભયતાપૂર્વક વિરોધ નોંધાવવાની નૈતિક હિંમત સાથે સાથે સહિષ્ણુતા અને પોતાના તથા અન્યના હક્કોની રક્ષાની કાળજી અને સ્વતંત્ર થવાની તમન્ના, વગેરે જીવન જીવવાની કળાને લગતી બાબતોનો સમાવેશ થઈ શકે.

પરંતુ આ બંને પાસાંને વાસ્તવિક જીવનમાં અલગ પાડવાં શક્ય નથી. જો કોઈ પણ લોકશાહીમાં આ બેમાંથી માત્ર એક જ અંગ અસ્તિત્વ ધરાવતું હોય તો ઘણી ઝડપથી તે સાચી લોકશાહી મટી જાય તેવી તમામ શક્યતાઓ છે. તદુપરાંત વિગતવાર બંને પક્ષની સૂચિ જોતાં જણાશે કે અન્યોન્ય એકબીજાનાં પૂરક છે તેટલું જ નહિ, પરંતુ તેમની વચ્ચે કાર્યકારણ જેવો ગાઢ સંબંધ રહેલો છે. માળખું લોકશાહીને સાચવે છે તો લોકશાહી જીવન-માળખાને જાળવે છે, વિકસાવે છે અને વધુ યોગ્ય બનાવે છે; જડ માળખાને તે જીવંત બનાવી ગતિશીલ કરે છે. માળખામાં તે અર્થ ભરે છે.

લોકશાહી કોઈ નવી શોધ નથી, ઘણા પ્રાચીન સમયથી તેના ઉલ્લેખો મળી આવે છે: અલબત્ત, તેનાં સ્વરૂપ, વિગતો, ધ્યેય વગેરેમાં પરિવર્તન થતું રહ્યું છે; તેમ જ આજનું જે સ્વરૂપ છે તે આખરી છે તેમ માની લેવાની ભૂલ પણ કરવી જોઈએ નહિ; ક્રમશઃ આજની પરિસ્થિતિ અને સંજોગોમાંથી તાર્કિક વિકાસના પરિપાક-રૂપ, વધુ સારી અને આદર્શ લોકશાહી સંભવી શકે છે.

પ્લેટો અને ઍરિસ્ટૉટલ કે પ્રાચીન હિંદના ગણતંત્રો લોકશાહીનો જે અર્થ કરતા હતા તેના કરતાં અર્વાચીન રાષ્ટ્રો–રશિયા, અમેરિકા અને ઇંગ્લૅન્ડ, હિંદ કે સ્વિટ્ઝરલૅન્ડ કે દક્ષિણ આફ્રિકા ઘણો જુદો અને વૈવિધ્યભર્યો અર્થ તારવે છે.

ગ્રીકો અને પ્રાચીન હિંદના ગણતંત્રોની લોકશાહી અમુક ચોક્કસ વર્ગના નાગરિકો પૂરતી જ મર્યાદિત

હતી. રશિયામાં પ્રોલેતેરિયતના પ્રભુત્વવાળો માત્ર એક જ પક્ષને રાજ્ય કરવાનો અધિકાર છે તેવા દાવાવાળી 'લોકશાહી' છે, તો દક્ષિણ આફ્રિકામાં માત્ર ગોરાઓને જ રાજ્ય કરવાનો અધિકાર છે તેવી જાહેરાત કરતી સરકાર પણ 'લોકશાહી'નો દાવો કરે છે. સ્વિટ્ઝર્લૅન્ડના કેટલાક પ્રદેશોમાં પ્રદેશના બધા લોકો એકઠા મળીને–હવે તો તે માત્ર પ્રણાલી જ બની રહી છે–નિર્ણયો કરે છે, જેને પ્રત્યક્ષ લોકશાહીના અંશરૂપ ગણવામાં આવે છે; જ્યારે હિંદ અને બ્રિટનમાં સંસદીય લોકશાહી છે. પાકિસ્તાન 'પાયાની લોકશાહી'ની વાત કરે છે અને ઈન્ડોનેશિયા 'Guided Democracy' વિષેની જાહેરાત કરે છે.

પ્રાચીન ગ્રીક નગરરાજ્યો અને હિંદના ગણતંત્રોમાં સહુ કોઈને નાગરિક લેખવામાં આવતા ન હતા. ગ્રીસમાં તો ગુલામી અને લોકશાહી બંને એકસાથે રહી શકતા હતાં. અલબત્ત, ઍરિસ્ટૉટલે એક વાત જોઈ હતી કે લોકશાહીમાં ધનની ખૂબ જ અસમાન વહેંચણી હોય તો સ્થિર લોકશાહી–શાસનતંત્ર રચી શકાતું નથી. પરંતુ રાજકીય સમાનતા માટે આર્થિક સમાનતાની જરૂરત ઉપર ભાર મૂકવાનું માન રૂસોને ફાળે જાય છે, જ્યારે આર્થિક સમાનતાને લક્ષ્ય કરી લોકશાહી સમાજરચના માટેની ઝુંબેશ ઉઠાવવાનું કાર્ય માર્ક્સ અને તે પછી આવેલા વિચારકોની પેઢીને ફાળે જાય છે. ઉપયોગિતા-વાદી વિચારકોએ પ્રબોધેલી 'લેસે ફેર'–વ્યાપાર સ્વાતંત્ર્ય, જેનો વાસ્તવિક અર્થ મૂડીવાદીઓને મન ફાવે તેમ ધન એકઠું કરવાનો અધિકાર બની રહે છે, તેનો વિરોધ કરી રાજ્યને એક જવાબદાર સંસ્થા તરીકે આ વ્યાપારોમાં વચ્ચે પ્રવેશ કરી, મધ્યસ્થી બની ન્યાય સ્થાપવા માટેની વિચારસરણી, આ સમય દરમિયાન પ્રોફે. ગ્રીને રજૂ કરી અને પ્રોફે. લૅસ્કી તો સ્પષ્ટતાપૂર્વક કહે છે જ કે 'આર્થિક સમાનતા વિના લોકશાહી સંભવી શકે નહિ.' આજે એ વાત નિર્વિવાદ પ્રસ્થાપિત થઈ ચૂકી છે કે લોકશાહી માટે જેટલી આવશ્યકતા સ્વતંત્રતાની છે તેટલી જ આવશ્યકતા આર્થિક સમાનતાની પણ છે.

આપણે ન્યાય સ્થાપવાની વાત કરી: આ ન્યાયનો અર્થ ચોકસાઈપૂર્વક સમજી લેવાની જરૂર છે. પ્લેટોના સમયમાં ન્યાયનો અર્થ 'સહુ સહુનું કામ કરે' તેટલો જ થતો. આજે ન્યાય શબ્દમાં ઘણી વિગતો સમાવી લેવામાં આવી છે. તેમાં સમાનહક્ક, સમાનતા, માનવતા અને આદર્શવાદનું સુભગ મિલન કરવાના પ્રયાસો થઈ રહ્યા છે.

ન્યાયનો અર્થ મનફાવે તેવો સંકુચિત અને સ્વાર્થી થઈ શકે છે. અદાલતમાં રાજ્યના કાનૂનો અનુસાર તોળાતો ન્યાય એ જ સાચો અને આખરી ન્યાય નથી; તેમ મૂડીવાદી ન્યાય એટલે માત્ર નફો; કામદાર, તેને વધુ પગાર અને આરામ એટલો ન્યાયનો અર્થ કરે તે પણ અનુચિત છે.

ન્યાય શબ્દનો જ આવો બહોળો અને વિવિધ અર્થ થઈ શકે તેવું નથી. કાયદાની કલમોનું ક્ષેત્રફળ બદલાતું રહે છે, જેનું જ્વલંત ઉદાહરણ છે વેપાર નિયંત્રણની સત્તા કેન્દ્ર સરકારને આપતી અમેરિકાના બંધારણની કલમ. આ કલમના અર્થમાં આજે આંતર-રાજ્ય વેપાર, કામદારોની સ્થિતિ અને કલ્યાણ વગેરે ઘણી ઘણી બાબતો આવરી લેવામાં આવી છે.

ન્યાય શબ્દ અને તેની વ્યાખ્યામાં ઊંડા ન ઊતરતાં આપણે એટલું જરૂર કહી શકીએ કે રાજ્યે માનવીય મૂલ્યોની પ્રતિષ્ઠા કરવી જોઇએ અને ન્યાયના અર્થમાં આ ભાવના સમાયેલી હોવી જોઇએ.

હવે, સર્વ પ્રથમ પ્રશ્ન આપણી સમક્ષ આવે છે, લોકશાહીનાં મૂળભૂત અંગો વિષેનો. લોકશાહી કયા સ્થંભો ઉપર સ્થપાયેલી છે અને તેને કેવી રીતે સુદૃઢ કરી શકાય; જેથી સ્વતંત્રતાનો સંપૂર્ણ લાભ ઉઠાવી માનવી પોતાનો વિકાસ અવરોધ વિના કરી શકે, અને તે વિકાસના પરિણામે સમાજ વધુ સમૃદ્ધ બને. માનવીના વ્યક્તિગત વિકાસના પરિણામ રૂપે જ માનવસમૂહ સમાજનો વિકાસ સધાય છે અને તેથી રાજ્યની ફરજ બની રહે છે કે આવા વિકાસનું તે પ્રેરણાસ્રોત અને પ્રેરક બની રહે. બીજો સવાલ છે લોકશાહી સાધન છે કે સાધ્ય?

લિંકનના સૂત્ર અનુસાર જોઇએ તો લોકો માટેની અને લોકોની સરકાર તો અનેક સ્થળે છે, પરંતુ લોકો દ્વારા ચાલતી સરકાર આજે ક્યાંય હસ્તી ધરાવતી નથી. આ જોતાં એવા તારણ ઉપર આવવાનું મન થાય કે લોકશાહી સાધ્ય છે; પરંતુ સાધ્ય તો જ્યાં સુધી પ્રાપ્ત ન

થાય ત્યાં સુધી, અને પ્રાપ્ત થતાં તે આગળના બીજા તબક્કા માટેનું પગલું બની શકે છે.

વળી, જો આપણે લોકશાહીને માત્ર એક પ્રકારની શાસન-વ્યવસ્થાનું માળખું ગણતા હોઇએ તો તે માત્ર સાધન જ બની શકે અને જીવનની કળા તરીકે ઓળખીએ તો સાધ્ય. અલબત્ત, કેટલાક સર્વોદયવાદી, અરાજકતાવાદી અને માર્કસવાદી રાજકીય દાર્શનિકોએ તો ત્યાં સુધી કલ્પના કરી છે કે લોકશાહી જીવન એટલું સુવિકસિત બની ચૂક્યું હશે કે આવા કોઈ માળખા કે તંત્રની જરૂર નહિ રહે. કલ્પના એક ખૂબ જ પ્રેરક રંગદર્શી આદર્શ છે. આપણે એ વાત જરૂર સ્વીકારીશું કે આજનું માળખું સ્થાયી, કાયમી અને આખરી નથી; પરંતુ વર્તમાન સમયમાં લોકશાહીને જાળવવા અને ટકાવી રાખવામાં જે ફાળો તે આપે છે તેને અવગણી શકાય તેમ નથી. લોકશાહીના નીચેના ચાર સ્થંભોમાં તે પણ એક મહત્ત્વનું અંગ છે. આ ચાર સ્થંભો છે:

(૧) જનતાનો લોકશાહી દિમાગ

(૨) લોકશાહી સમાજવ્યવસ્થા

(૩) લોકશાહીને અનુરૂપ સ્વતંત્ર અને શક્તિશાળી સંસ્થાએ

(૪) લોકશાહી પ્રણાલિકાઓ અને બંધારણ

એટલી ચોખવટ કરી લેવી જોઇએ કે આ ચાર ભાગની સીમામર્યાદાઓ સ્પષ્ટ નથી. તેમનાં ક્ષેત્ર એકબીજા સાથે ગાઢ રીતે સંકળાયેલાં છે; તેટલું જ નહિ પરંતુ એકબીજા ક્ષેત્રમાં તેઓ છૂટથી હેરફેર કરી શકે છે. લોકશાહી દિમાગ વિના સ્વતંત્ર સંસ્થાઓ કે પ્રણાલિકા ન બને તો સમાજવ્યવસ્થા તો ક્યાંથી સંભવી શકે?

જો આ ચાર ભાગોને માળખું અને જીવનની કળા એ રીતે વહેંચવા જઇશું તો જણાઈ આવશે કે નં. ૨ અને નં. ૩ ને તમે પચાસ પચાસ ટકા બંને બાજુએ મૂકી શકો અને નં. ૪ની પ્રણાલિકાઓ પણ ગાઢ રીતે જીવનની કળા સાથે સંકળાયેલી છે.

**(૧) લોકશાહી દિમાગ:** લોકશાહી તંત્રમાં સત્તા જનતાના હાથમાં હોય છે. તેઓ પ્રત્યક્ષ રીતે કે પ્રતિનિધિઓ દ્વારા સરકાર ઉપર કાબૂ ધરાવતા હોય છે. પરિણામે આવા સમાજમાં irrational – અસ્વાભાવિક ભેદભાવો ન હોવા જોઇએ, અને રાજકીય સમાનતા તો હોવી જ જોઇએ. રાજકીય સમાનતા અર્થહીન શબ્દ નથી. તેમાં મત, ચૂંટણી, વાણી, માન્યતા, વસવાટ-સંસ્થા સ્થાપવાનો અને ચલાવવાનો, સ્વાધીનતાનો વગેરે મહત્ત્વના અધિકારો સહુને સમાન રીતે મળેલા હોય છે. અને અધિકારો સાથે જવાબદારી પણ અવિભાજ્ય રીતે વણાયેલી હોય જ.

જવાબદારીની આવી સચેત અને સક્રિય ભાવના તે જનતાનો લોકશાહી દિમાગ સ્વાભાવિક છે. આવો દિમાગ અચાનક, રાતોરાત ઘડાઇ જાય નહિ. ઇતિહાસ દ્વારા તેનું ધીરેધીરે ચણતર થતું જાય છે—જે જનતાની ટેવો અને સંસ્થાઓની પ્રણાલિકાઓ ઘડે છે અને સંગ્રહે છે; આર્થિક સમાનતા – જેથી લોકશાહીના પાયારૂપ એકતા તેમજ સમાનતાની લાગણી પેદા થાય છે અને પોષાય છે અને જેના દ્વારા ભૌતિક વાતાવરણ (environment) ઘડાય છે. આ થઈ ભૌતિક સામાજિક પરિસ્થિતિ અને તેવી જ અગત્યની વિગતો છે પડકાર કરવાની વૃત્તિ, નીડરતાપૂર્વક પોતાનો અભિપ્રાય વ્યક્ત કરવાની અને તેટલી જ નીડરતા અને સહિષ્ણુતાથી સામી વ્યક્તિના અભિપ્રાયોને સન્માનવાની વૃત્તિ. આ પ્રસંગે વોલ્તેરનું એક સુંદર કથન યાદ આવે છે. રૂસોના વિચારો સાથે તે સહમત ન હતો; પરંતુ વાણી અને વિચાર-સ્વાતંત્ર્યનું મૂલ્ય તે કેટલું આંકતો તે આ ઉપરથી જણાય છે. તેણે કહ્યું હતું, 'રૂસો સાથે હું સહમત નથી થતો, પરંતુ તેના, પોતાના મનગમતા મતને વ્યક્ત કરવાના અધિકાર માટે હું મારા લોહીના છેલ્લા બુંદ સુધી લડત આપવા તૈયાર છું.' આ છે લોકશાહી માટેનું સક્રિયબળ. લડાયકવૃત્તિની સાથેસાથે જ સહિષ્ણુતા-ખેલદિલી; ફૂટબોલની રમત માફક, તમારે દડાને લાત લગાવવાની છે, સામા ખેલાડીને નહિ!

આપણા પ્રજાજીવનમાં આ તત્ત્વની ભારે ખામી છે, અને વર્તમાન નેતાગીરીની સૌથી મોટી સમસ્યા મારે મન આવી વૃત્તિ કેળવવામાં સમાયેલી છે. સંસ્થાઓએ ચૂંટણીઓ અને શિક્ષણ દ્વારા આ ગુણ કેળવવા ભારે જહેમત કરવાની છે. તે આપણા સહુની જવાબદારી અને કર્તવ્ય છે.

આ વૃત્તિ ત્યારે જ કેળવી શકાય કે જ્યારે માનવીમાં

માનવી તરીકેની શ્રદ્ધા પ્રકટે. માનવી એ વ્યક્તિગત માનવી પણ છે; કોઈ એકાદ સમૂહના અહમ્ માટે–પછી તે વર્ગ, રાષ્ટ્ર કે પક્ષ ગમે તે હોય–તેનો ભોગ ન આપી શકાય. આ કોઈ સંકુચિત વ્યક્તિવાદ નથી, પરંતુ જ્યાં સુધી દરેક માનવીમાં પોતાનું માનવી તરીકેનું મૂલ્ય નહિ વસે ત્યાં સુધી તેને સામી વ્યક્તિનું મૂલ્ય પણ નહિ સમજાય, અને આવી અશ્રદ્ધામાંથી જ સરમુખત્યારી જન્મે છે. લોકશાહીનો આદર્શ છે માનવી અને તેનું માનવી તરીકેનું મૂલ્યાંકન; સ્વતંત્રતા અને સુખ.

**(૨) લોકશાહી સમાજવ્યવસ્થા:** સમાજવાદી વ્યવસ્થા અને લોકશાહી વ્યવસ્થા વચ્ચે થોડો તફાવત છે. સમાજવાદ કે સામ્યવાદ તે કોઈ લક્ષ્ય નથી, માત્ર સાધન જ છે. તેમનું લક્ષ્ય છે, લોકોનું હિત. પરંતુ જ્યારે આ સાધન જ સાધ્ય બની જાય, સમાનતાને નામે એકસૂત્રતાની પૂજા થવા માંડે ત્યારે લોકશાહી ભયમાં આવે છે. સમાનતા જરૂરી છે, લોકશાહીનું તે મહત્ત્વનું અંગ છે. તેના નામે વિરોધ, વૈવિધ્ય, કે વ્યક્તિને મિટાવી દેવાનો પ્રયાસ થાય, વ્યક્તિને એક માનવી તરીકે વીસરી જવામાં આવે ત્યારે ત્યાંથી લોકશાહી અટકી જાય છે. લોકશાહી સામે આજે આ એક નવો પડકાર છે.

માત્ર આર્થિક વ્યવસ્થા જ નહિ પણ સામાજિક વ્યવસ્થા પણ એવા પ્રકારની હોવી જોઈએ કે તેમાં દરેક વ્યક્તિનું સ્થાન હોય, સમૂહ અને વ્યક્તિનું એક સુંદર સમતોલન ઊભું થયું હોય.

**(૩) લોકશાહીને અનુરૂપ સ્વતંત્ર અને શક્તિશાળી સંસ્થાઓ:** આવી સંસ્થાઓના ભાગ રાજકીય, આર્થિક, સામાજિક, સાંસ્કૃતિક એમ પાડી શકાય. મારી વાત આ વિભાગમાં માત્ર સામાજિક સંસ્થાઓ પૂરતી જ કેન્દ્રિત છે. હિંદમાં આવી સંસ્થાઓની ભારે ખામી છે. ગીલ્ડ સોશ્યલિઝમ અને પ્લુરલિઝમમાં તો આવી સંસ્થાઓને કેન્દ્ર ગણી છે; પરંતુ એટલી હદે ન જઈએ તો પણ એટલું તો કબૂલ કરવું જ રહ્યું કે સંગઠિત અને શક્તિશાળી જૂથો લોકમત ઘડવામાં, ટકાવવામાં, દમનનો વિરોધ કરવામાં તથા પડકાર કરવામાં તેમજ સહિષ્ણુતા કેળવવામાં ભારે સહાયરૂપ બની શકે. રાજકીય પક્ષોની નબળાઈ, રૂઢિચુસ્તતા કે સત્તા માટેની દોડ, અને પૂર્વગ્રહોથી પર રહી તેઓ ચર્ચા-વિચારણા, સાચી માહિતી અને મુક્ત વિચાર-વિનિમયનાં સાધન બની શકે છે. શૈક્ષણિક રીતે પછાત જનતા, દરેક પ્રશ્ન ઉપર રસપૂર્વક ગંભીરતાથી વિચારવાની અનિચ્છા અને કેટલેક સ્થળે જાગૃત નેતાગીરીનો અભાવ વગેરે કારણસર હિંદમાં આવી સંસ્થાઓ સારા પ્રમાણમાં વિકસી શકી નથી.

આ ક્ષેત્રમાં આપણે રાજકીય પક્ષોએ ઊભાં કરેલાં મહિલા-મંડળ, યુવક-સંઘો, મજૂર-મંડળોને નહિ ગણી શકીએ. તેઓ પક્ષની નીતિ, શિસ્ત વગેરેથી જકડાયેલાં હોય છે. તેમાં વ્યક્તિને સંપૂર્ણ છૂટ નથી મળતી; પક્ષના પ્રભાવશાળી નેતાઓ, શક્તિશાળી આગેવાનો અને બહુમતીનું પીઠબળ ધરાવતા રાજપુરુષો જ ત્યાં મંચ ભોગવતા હોય છે. કદાચ તેથી જ આજે રાજકીય પક્ષોને નાબૂદ કરવાની માંગ ઊઠી હશે. (આ પ્રશ્ન અલગ લેખ માંગી લે તેવો હોઈ તેની ચર્ચા નથી ઉઠાવતો.) બંને પક્ષે દલીલો છે, પરંતુ રાજકીય પક્ષો વધુ વાસ્તવિક બની પ્રજાજીવનમાં લોકશાહીને અનુરૂપ મૂલ્યો ઘડવા મથે; તો ઈંગ્લેન્ડના રાજકીય પક્ષોની જેમ તેમને માટે પણ લાંબું આયુષ્ય છે; બાકી અંત તો કલ્પનાનો વિષય છે.

**(૪) બંધારણ અને પ્રણાલિકાઓ:** આ ક્ષેત્રમાં આપણે રાજ્યની રચના, તેનું સ્વરૂપ જોવાનું છે. લોકશાહી રચના માટે રાજ્યના બંધારણ ઉપર ખૂબ ભાર મૂકવામાં આવે છે. બંધારણમાં આપવામાં આવેલા મૂળભૂત અધિકારો, તેના ઉપયોગ અને રક્ષાની ઝીણવટભરી તટસ્થ જોગવાઈ સ્વતંત્રતાની દ્યોતક છે. તેના રક્ષણ માટે સત્તાનું યોગ્ય વિશ્લેષણ અને વહેંચણી, ન્યાયતંત્રની સ્વતંત્રતા, મતદારોની ઇચ્છાઓનું પાલન અને અધિકારોની રક્ષા, જનતા કે દેશને હાનિકારક ન હોય તેવા સઘળા મતો, પક્ષો અને સંગઠનોનું અસ્તિત્વ, સંસદીય લોકશાહીમાં એ જરૂરી બને છે કે સર્વ પક્ષો એકબીજાના અધિકારોને સન્માને અને મર્યાદામાં રહીને વર્તે. સત્તાપક્ષે આ જવાબદારી સવિશેષ હોય છે. અલબત્ત, આ પ્રકારની લોકશાહીમાં સત્તાના સ્રોત તરીકે જનતાને ગણવામાં આવતી હોવા છતાં પક્ષ અને તેના ચૂંટાયેલા અગ્રણીઓના હાથમાં સત્તા કેન્દ્રિત બને છે. સમાન

મતાધિકારને નામે અસમાનતા ઊભી થાય છે જેમાં ચર્ચા અને સમજૂતીનું સ્થાન, પક્ષની નીતિ અને હિતને અપાય છે; ચર્ચાના મુદ્દા હાર-જીતના, પ્રતિષ્ઠાના પ્રશ્નોમાં ગૂંચવાઇ જાય છે. એ ખરું કે જેમજેમ લોકમત જાગૃત થતો જાય તેમતેમ આ પ્રકારની રસમો ઉપર કંઇક કાબૂ આવે. બાકી, હાલ તો આ સામે આપણને માત્ર બંધારણ, તથા રાજ્યનું જાગૃત માળખું જ રક્ષી શકે.

પરંતુ આ બધી ચર્ચા પછી પણ કદાચ કોઈ પ્રશ્ન ઉઠાવશે: મૂળભૂત પ્રશ્ન કે, લોકશાહીને જ મહત્ત્વ આપવાની શી જરૂર છે? લોકશાહી કંઈ એકમાત્ર અને આખરી વસ્તુ તો નથી ને? પણ ખરેખર તો લોકશાહી જ અંતિમ સ્વરૂપની રાજ્ય-રચના બની શકે તેમ છે. એક સામાન્ય માનસિક હકીકત લઈએ કે જેને સત્તા મળી હોય તે સત્તા છોડવા માંગતા નથી. હવે આ જ સૂત્રને આગળ વધારતાં પ્રોફે. લૅસ્કી કહે છે: 'એક વાર જનતાએ સત્તાનો સ્વાદ ચાખ્યો તે પછી તે સત્તા છોડશે નહિ. આટલા માટે જ લોકશાહી અંતિમ પ્રકારનું રાજ્યનું સ્વરૂપ છે.' બીજી વસ્તુ છે પરિવર્તન. દુનિયામાં સતત પરિવર્તન થતું રહે છે. આ પરિવર્તનને અનુરૂપ સામાજિક, આર્થિક કે રાજકીય રચના કરવાની ક્ષમતા માત્ર લોકશાહી રચનામાં જ સરળતાથી સંભવી શકે છે—જ્યાં ફેરફાર માટે લોહિયાળ ક્રાંતિઓ નહિ, પરંતુ માત્ર મતપત્રોથી જ અર્થ સરે છે. આ રચના એવી છે જેમાં ખુદ તેને પણ બદલી શકાય છે, સુધારી શકાય છે અને નાના કે મોટા પાયા ઉપર પ્રયોગો કરી શકાય છે. ટૂંકમાં, ક્રાંતિ વિના પરિવર્તનની તક લોકશાહી આપે છે.

ત્રીજો મુદ્દો છે, લોકશાહી સાથે સંકળાયેલી સ્વતંત્રતાની ભાવના. માનવીમાં જન્મગત રીતે, સ્વાભાવિક રીતે તેની આસપાસનાં બળોમાંથી મુક્તિ મેળવવાની ઝંખના રહેલી છે, અને પરિણામે લોકશાહી એક સ્વાભાવિક રચના બની રહે છે. અન્ય રચના કદી યે સ્થિર તંત્ર પેદા કરી શકે નહિ.

અલબત્ત, લોકશાહીના આજના અર્થમાં ઘણું પરિવર્તન થઈ શકે છે; તેમાં વિશેષ અર્થ ઉમેરાય અને તે વિશાળ બને તે જરૂરી છે. પરંતુ તેની સામે અન્ય કોઇ વિકલ્પ નથી. કોઈ પણ નામ આપો—સર્વોદય, પક્ષરહિત લોકશાહી કે અરાજકતાવાદ, પણ જ્યાંસુધી તેમાં માનવીનું માનવી તરીકેનું મૂલ્ય હોય ત્યાં સુધી લોકશાહી અમર છે.

*

# વિચાર · વાચન · નવનીત

## વિચાર

'અત્યારે સંગઠનની વાતો તો થાય છે. તેની આવશ્યકતા પણ છે. પરંતુ સૌ 'મારુ શું?' એમ પોતપોતાની વાત મનમાં છુપાવી સંગઠન દ્વારા પોતાનો સ્વાર્થ સાધવા માગે તો એ સંગઠન કદી નભવાનું નથી. સ્વાર્થસાધુ જીવોનાં સંગઠિત ટોળાં થાય તો તે ક્ષણજીવી નીવડવાનાં. તેથી એક કહેવત પડી કે 'કૂતરાંનો સંઘ કાશીએ ન જાય.' કૂતરાંનો સંઘ તો થાય. પણ દરેક કૂતરું પોતાના સ્વાર્થ માટે અંદર અંદર ઘૂરકાઘૂરકી કરે અને બાઝી મરે. સંગઠન તો 'સહકાર' હોય ત્યાં જ નભે. 'સહકાર' નિઃસ્વાર્થતા, ત્યાગ, મુહબ્બત વગર ના ટકે. 'સહકાર'માં પહેલાં બીજાની પીડા પોતે વહોરવાની હોય; પહેલાં પોતે વેઠી લેવું પડે. ધરતીમાં બીજ દટાઈ જાય, ધરતીની માટી બની જાય, પોતાનો નાશ કરે ત્યારે ધરતીનાં રજકણ સાથે સહકાર થાય અને પછી એ રજકણ અન્નનાં કણ બની જાય. 'આપણું રાજ્ય' સ્થાપનારી જમાતમાં 'હું' અને 'તું', 'મારું' અને 'તારું'નો પૂર્ણ લય થઈ જાય છે, એટલું જ નહિ, પણ બીજાને જીવતા રાખવા પોતે એકલાએ મરી ફીટવું પડે છે. આવા એકલા મરી ફીટનારા કોઇ દિવસ બીજાના દોષ નથી જોતા કે પરોપદેશ નથી કરતા. મોટે ભાગે એ મૂગા હોય છે.

મરી ફીટવામાં જે લહેજત છે તે બોલવામાં ઊડી જાય છે. તેઓ મસ્ત બની બધો ભાર પોતાના ઉપર ઝીલે છે. તેઓ સૃષ્ટિનો થાંભલો બનવાની તાકાત ધરાવતા હોય છે; અચળ હોય છે; સ્થિર હોય છે; તેઓ કોઇની ઓથ લેતા નથી, ઓથ દે છે. તેઓ તકસાધુ નથી હોતા; બીજાની કમજોરીનો લાભ નથી લેતા. તેઓ તો પોતાની તાકાત ઉપર મુસ્તાક રહી સામો શત્રુ હોય તો શત્રુને યે બચાવી લે છે.

જ્યાં આવી વ્યક્તિઓ છે ત્યાં વગર શ્રમે સંગઠન જામી જાય છે. એવી વ્યક્તિઓ પોતે જ સંસ્થા હોય છે. જે વ્યક્તિના દિલમાં સર્વ પ્રત્યે મુહબ્બત–પ્રેમનો વાસો છે ત્યાં બધું આકર્ષાઈ જમા થાય છે. સંગઠન એટલે સર્વ બળ, સર્વ શકિતનો એકત્રિત જમાવ; પછી તે એક વ્યકિતમાં હોય કે એક સંસ્થામાં હોય. એમ દરેક વ્યકિત પોતે સંસ્થા બની શકે છે.'

ડાહ્યાભાઇ મ. પટેલ

['આપણું રાજ્ય', સન ૧૯૪૨; પૃ. ૬–૭]

*

## વાચન

**ભારતીય કાવ્યમીમાંસા**—લેખકઃ ડૉ. અરુણચંદ્ર ડી. શાસ્ત્રી; પ્રકાશકઃ ધી પૉપ્યુલર બુક સ્ટોર, ટાવરરોડ, સુરત; કિંમત રૂ. ૩=૭૫, પૃષ્ઠસંખ્યા ૨૨૮.

'બી. એ., એમ. એ. ના વિશિષ્ટ ગુજરાતીના વિદ્યાર્થીઓ માટે' એ લેબલ; તથા 'મહાવિદ્યાલયોમાં અભ્યાસ કરતા ભાષાસાહિત્યના વિદ્યાર્થીઓને દૃષ્ટિ સમક્ષ રાખીને ......' એવા પ્રસ્તાવનાના ઉદ્‌ગારો એક રીતે આ પુસ્તકની મર્યાદા સૂચવે છે, તો બીજી રીતે લેખકની જવાબદારી પણ વધારી મૂકે છે. સિદ્ધાંત ચર્ચાનું શાસ્ત્રીય પુસ્તક મૌલિક સર્જન કરતાં પણ વધુ દુર્ઘટ બને છે. પરિશ્રમ અને દીર્ઘ ચિંતનનું જ એ પરિણામ હોઈ શકે. તેમાં ય જ્યારે અનભિજ્ઞને વિષયપ્રવેશ કરાવી પ્રત્યક્ષ ઉદાહરણોથી તેની જ ભાષામાં હકીકતો સમજાવવી પડે ત્યારે સાચી સાધના માગી લે છે.

છેલ્લાં કેટલાંક વર્ષોથી યુનિવર્સિટીના અભ્યાસક્રમને અનુલક્ષીને જુદી જુદી ભાષાઓમાં અનુવાદ કે સંકલન રૂપે શાસ્ત્રવિષયક પુસ્તકો બહાર પડયાં છે. ગુજરાતીમાં પણ આ પ્રકારનાં કાવ્ય સિદ્ધાન્તનાં પુસ્તકો સારી સંખ્યામાં છે. તેમાં કયારેક 'કાવ્યપ્રકાશ'ને મુખ્ય આધાર તરીકે રાખીને તો કયારેક 'ધી મેકિંગ ઑફ લિટરેચર' કે 'ધી જજમેન્ટ ઈન લિટરેચર' ને ધ્યાનમાં રાખીને અથવા તો ઉભયનું મિશ્રણ કરીને પુસ્તકો લખાયેલાં છે. એ સૌમાં આ પુસ્તકથી એકનો વધારો થાય છે.

આવાં સર્જન-પ્રકાશન પાછળ વિદ્યાર્થીને સહાયભૂત થવાનો ઉદારચરિત આશય તો પ્રગટ અને ઐહિક લાભનો પ્રચ્છન્ન છતાં પ્રધાન હેતુ માતૃભાષાના ઉત્કર્ષનાં વાવંટોળમાં મુખ્ય ચાલકબળ તરીકે કામ કરે છે. પરિણામ તે ધીકતો ધંધો; બીજું હોય કે ન હોય!

વિષયના ચિંતનમનનને પરિણામે કાં તો કોઈ ઉત્તમ અનુવાદ લખાય કે પછી પરિપાક રૂપે અભિનવ દૃષ્ટિથી વિષયની સરળ અને સમ્યક્ આલોચના થાય.

પ્રસ્તુત પુસ્તકમાં ક્રમની સરળતાનો ખ્યાલ રખાયો છે; છતાં આરંભમાં વિષયપ્રવેશ કરાવી કાવ્ય અને તેના સ્વરૂપનું સૂચન કરવું જરૂરી લાગ્યું તે ઉચિત છે. કાવ્યનાં વિવિધ અંગોની સમજૂતી આપવાનો લેખકનો આશય અંગ્રેજી, સંસ્કૃત, હિંદી અને ગુજરાતી ભાષાઓના ઉતારાઓથી બર આવ્યો છે તે કરતાં તેમનો વિષયપરિચય કેટલો વિસ્તૃત છે એની ગવાહી આપે છે. વ્યંજના, ધ્વનિ અને કાવ્યપ્રકારોની ચર્ચામાં તો 'કારિકા' અને 'વૃત્તિ' જેમ ગુજરાતીમાં વિધાન અને પછી સંસ્કૃતનું અવતરણ એવી યોજના થઈ ગઈ છે; કારણ લખાણ માત્ર આધારિત હોવું જોઈએ તે સાથે દૃષ્ટાન્તથી પુષ્ટ પણ થવું જોઈએ.

આ પુસ્તકમાં ભારતીય કાવ્યવિચારના ઘણાખરા અંશો વિસ્તૃત રીતે આલેખન પામ્યા છે, તો દરેકને અંતે લેખકે પોતાના વિચારો વ્યક્ત કરવાનો પ્રયાસ પણ કર્યો છે. સાચું છે કે કાવ્યાંગોની તલાવગાહી મીમાંસામાં આ જ

સત્ય એમ ન કહી શકાય; પરંતુ ઔચિત્યના નિયમ પ્રમાણે જે સૌથી વધુ પ્રતીતિકર હોય તેનો નિઃસંદેહ સ્વીકાર કરવો જોઈએ. છતાં એમ કહેવાની લાલચ રોકી શકાતી નથી કે વિદ્યાર્થીઓને પાયાની વસ્તુ સ્પષ્ટ અને આત્મસાત બન્યા પછી જ વિરુદ્ધ તેમજ વધારાનાં દષ્ટિબિંદુઓની સાચી સમજ આવી શકે.

હરકોઈ લેખક સ્વતંત્ર અભિપ્રાય આપી શકે છે. આ પુસ્તકમાં કેટલાંક સ્થાનો વિદ્યાર્થી માટે ભયજનક બનવાનો સંભવ છે. તેમાં દાસગુપ્તની દલીલનું ખંડન; 'કવિ અન્ય પરતંત્ર તો ખરો જ' કે 'આપણું કાવ્યશાસ્ત્ર analytic છે જ્યારે પાશ્ચાત્ય કાવ્યમીમાંસા synthetic છે.' જેવી અતિવ્યાપ્તિઓ અભ્યાસીઓએ વિચારવા જેવી છે. રસાભાસની ચર્ચામાં અનુચિત રતિની લેખકે વાત કરી છે. તેમાં દેશકાલ પ્રમાણે રસાનુભવ થાય તે વાત સાચી; પરંતુ દેશકાલનાં ધોરણોને પણ વટાવીને મનુષ્યહૃદય અસંખ્ય ભાવો વિવિધ સ્વરૂપે માણી શકે છે.

'રસાસ્વાદ એ ઇન્દ્રિયગમ્ય આનંદ નથી' એ વાતને ચર્ચતાં કાવ્યના રસાસ્વાદમાં પણ ઇન્દ્રિયગમ્યતા હોવાનો અને તેનાથી જ સંબંધિત થતો હોવાનો એકડો શી રીતે કાઢી નંખાય?

વિષય તેમજ તેની રજૂઆત ઉપરાંત શબ્દપ્રયોગો, વાકયરચનાઓ વગેરેમાં પણ ખૂબ કાળજી રાખવી પડે છે. દંડા, शरिरम्, निर्वृत्तये, empithets વગેરે નજરે પડે છે ત્યારે એમ થાય છે કે એકાદ શુદ્ધિપત્ર હોત તો કેવું સારું!

ગુજરાતી ભાષામાં 'અભિવ્યક્તિમાં એવો અતિશય આપે છે', 'અનુસારકો' 'અર્થનું દ્યોતન થાય' અથવા 'વક્તૃયદચ્છા સંનિવેશિત ઉપાધિ' જેવા વાકયખંડો કે શબ્દો જરૂર ખૂંચે.

દરેક ભાષામાં અલંકારોનું વિશિષ્ટ સ્થાન છે. 'આ તારું મુખ છે કે ચંદ્ર છે?' એમાં તારું કહ્યા પછી સસંદેહ અલંકાર રહે ખરો? રૂપકમાં 'તારું ચંદ્રમુખ' એ દૃષ્ટાન્ત શી રીતે નિર્વાહ્ય બને?

પરીક્ષાર્થીઓને આ પુસ્તક ઉપયોગી બનશે એ આશા.

*

## નવનીત

### વિરોધપક્ષની અનિવાર્યતા

ઘણું કરીને આપણામાંના મોટા ભાગના લોકો એક વાત તો કબૂલ રાખશે જ કે રાજકીય સ્વાતંત્ર્ય (મુક્તપણે અભિપ્રાયોની રજૂઆત અને વિરોધપક્ષે રહી કામ કરવું) એ વ્યવહારુ જરૂરિયાત કરતાં વધુ તો એક ઉમદા આદર્શ છે. અત્યારે એવું દર્શાવાય છે કે માનવી પોતાના સ્વાતંત્ર્યની માગણી હક્ક તરીકે કરે છે, પરંતુ બીજાને જ્યારે સ્વાતંત્ર્ય ભોગવવા દે છે ત્યારે પોતે ઉદાર અને સહનશીલ છે એવું દર્શાવે છે. ત્યારે, અભિપ્રાય-સ્વાતંત્ર્યની તરફેણમાં જો આ જ એક ઉત્તમ વાત કહી શકાતી હોય તો આપણે કહેવું પડશે કે આ અભિપ્રાય-સ્વાતંત્ર્ય એ એટલી બધી ભારે મોજશોખની ચીજ છે જે સાનુકૂળ વાતાવરણમાં જ સુરક્ષિત રહી શકે; કારણ કે એવી પરિસ્થિતિમાં માણસો ભારે વ્યગ્ર અને ચિંતાગ્રસ્ત નથી હોતા.

પરંતુ, ઐતિહાસિક હકીકત તરીકે આ બાબતને તપાસતાં જણાય છે કે વાણી-સ્વાતંત્ર્યનો મહાન બંધારણીય હક્ક કંઇક વધુ મજબૂત પાયા પર રચાયેલો છે. જ્યાં જ્યાં અભિપ્રાય-સ્વાતંત્ર્ય અસ્તિત્વ ધરાવતું નથી, ત્યાં તે શોધી કાઢીને તેની સ્થાપના કરવી જોઇએ, અને જે જે સંસ્કારી પ્રદેશોમાં આ હક્કને દબાવી રખાયો છે તે તે પ્રદેશોમાં પણ તેની પુનઃ સ્થાપના જરૂરી છે. તેનું અનિવાર્ય કારણ એ છે કે આપણા વિરોધીઓનાં વાણી-સ્વાતંત્ર્યના હક્કની આપણે જ રક્ષા કરવી જોઇએ કે જેથી તેમને જે કાંઈ બોલવું હોય તે આપણે સાંભળી શકીએ.

પડોશમાંથી બાળકનો રડવાનો અવાજ આવે ત્યારે આપણે સહન કરી લઇએ છીએ, અથવા પડોશમાંથી રેડિયોનો અવાજ ભારે ખલેલ પહોંચાડે અને આપણે આપણા ઘરની બારી જ બંધ કરીએ છીએ, છંટના ઘાથી

એ રેડિયાનો અવાજ બંધ કરતા નથી, પણ વિરોધપક્ષની વાતોને સહન કરવામાં આપણે ઉપર જોયું તેમ વિરોધીઓના સ્વાતંત્ર્યને સહન કરી લઇએ છીએ એમ જો માનતા હોઇએ તો તે આપણી ભૂલ છે. આમ ઉપર જણાવેલ બાબતોને જ જો આપણે અભિપ્રાય-સ્વાતંત્ર્ય માનીએ તો આ સહનશીલતાથી છે, આપણી મોટાઈથી છે, કે આળસુપણાથી કે વિનમ્રતાથી કે બુદ્ધિહીનતાથી છે તે કહેવું ભારે કપરું લાગે છે. શા માટે સંસ્કારી સમાજમાં આવા સ્વાતંત્ર્યની જરૂર છે તેવા પ્રશ્નનો એક અને સચોટ જવાબ એ જ છે કે મુક્ત ચર્ચા આપણા જ અભિપ્રાયને ......બનાવે છે અને તેથી અભિપ્રાય-સ્વાતંત્ર્ય એ આપણી પોતાની જ અગત્યની જરૂરિયાત છે.

આપણા દર્દની તપાસ કરવા અને તેને મિટાવવા માટે મુક્તપણે અભિપ્રાય રજૂ કરવા આપણે દાક્તરને આગ્રહ કરીએ છીએ. અહીં નથી આપણી મહાનતા કે નથી સહનશીલતા; કારણ કે આપણામાં એટલી તો વિવેક-બુદ્ધિ છે કે દર્દનું અણગમતું કારણ અને તેનો ન ગમતો ઉપાય બતાવવા બદલ જો દાક્તરને કેદમાં પૂરવાની ધમકી આપવામાં આવશે, તો દાક્તરને માટે તો આ વર્તણૂક અપ્રિય છે જ, પરંતુ તેથીય વિશેષ તો આપણી તંદુરસ્તી માટે જ જોખમકારક છે. અને આથી જ ગમે તેવા ઝનૂની સરમુખત્યારને પણ પોતાની માંદગી સમયે સ્વતંત્ર અભિપ્રાય આપે તેવા અને સાચા બોલા ડૉક્ટર પાસે સારવાર કરાવવી વધુ ગમશે; આ સરમુખત્યાર પોતાના પ્રચારખાતાના પ્રધાનની મદદ લેવાનું નહિ જ વિચારે. આપખુદ રાજ્યકર્તાઓ એવું વિચારે છે કે વિરોધપક્ષને સ્વતંત્રતા આપવાની જરૂર નથી. તેથી તેઓ પોતાના વિરોધીઓને દેશવટો આપે છે, કે કેદ કરે છે અને કાં તો તેમને મારી જ નાંખે છે. પણ આપણે તો, 'મૅગ્ના કાર્ટા'ના સમયથી જ સ્વાનુભવને લીધે, આપણા વિરોધપક્ષને જાહેર ભંડોળમાંથી જ નાણાં-નું ભરણું કરીએ છીએ.

જો વાણી-સ્વાતંત્ર્યના સામાન્ય અર્થ ઉપર જ ભાર મૂકવાનો હોય તો એનો અર્થ એવો થયો કે દાક્તરને કોઈ એક ઉદ્યાનમાં જવાની હું છૂટ આપું અને તેઓ એકલા એકલા હવાને જ સમજાવે કે શા માટે મને કાંઈક દર્દ થાય છે! આમ, વાણી-સ્વાતંત્ર્યનું આવું જ ચિત્ર દોરવું હોય તો એમ કહેવું પડશે કે જે મહાન હક્ક માટે અનેક માણસોએ લોહી રેડ્યું છે અને મૃત્યુ સ્વીકાર્યું છે તેનું આ કમનસીબ (વિષાદયુક્ત) હાસ્ય-ચિત્ર છે. કારણ કે ઉપરના દાખલામાં દાક્તરે મને પોતાને જ કહેવું જોઇએ કે મને શું દર્દ છે; અને જો આ દાક્તરનો અભિપ્રાય મને ન ગમે તો બીજા દાક્તરની સલાહ લેવાની મને છૂટ હોવી જોઇએ. વળી આમ બન્ને દાક્તરો ભેગા થાય, એકબીજાને સાંભળે અને આમ અભિપ્રાયોની મુક્ત આપ-લેમાંથી સત્ય શોધાય.

અને તો જ આને વાણી-સ્વાતંત્ર્યનો રચનાત્મક સિદ્ધાંત માની શકાય; કારણકે બીજાની ભૂલ સહન કરવાની જ આ પદ્ધતિ માત્ર નથી, આ તો સત્ય શોધવાની પદ્ધતિ પણ છે. આ પદ્ધતિ હમેશાં કે સંપૂર્ણપણે સત્યને શોધી જ શકે એવું પણ નથી. કદાચ અમુક કિસ્સાઓમાં સત્યની શોધ ક્યારેય ન થઈ શકે. પણ સત્ય-શોધનની જે શક્યતાઓ છે તેમાં આ પદ્ધતિ માફક સહેજ અને સામાન્ય રીતે મોટા પ્રમાણમાં સત્ય શોધી શકાય.

સરમુખત્યારશાહીવાળાં રાજ્યોમાં લોકોને એક જ વ્યક્તિ અને તેના માણસોના અભિપ્રાયો 'રેડિયો' દ્વારા સાંભળવા મળે છે. વક્તાઓ બોલે જ અને શ્રોતાઓ સાંભળે જ; પરંતુ શ્રોતાઓ પછીથી પણ બોલી શકે નહિ, પૂછી શકે નહિ; આમ આ એકમાર્ગી વ્યવહાર છે. રાજ્યકર્તાઓને લોકો તરફથી આનંદના અવાજો સિવાય બીજું કશું જ સાંભળવા મળતું નથી.

અરે, સરમુખત્યાર પણ આવાં એકમાર્ગી વ્યવહારથી વ્યવસ્થા સાચવી શકતો નથી. આથી સરમુખત્યાર પોતાની છૂપી પોલીસ સંસ્થા અને પોતાના પક્ષના માણસોની મદદથી લોકોના પ્રત્યાઘાતો જાણવા આતુર હોય છે. જો અહેવાલો સાચા હોય તો રાજ્યકર્તાઓ લોક-લાગણીના સંપર્કમાં રહી શકે. પણ આટલું જ બસ નથી. કારણ કે, હકીકતમાં તો એવા સ્વાતંત્ર્યની અનિવાર્યતા છે, જેથી વિરોધી અભિપ્રાયોની ચર્ચા થઈ શકે. જેમજેમ સમય જતો જાય તેમતેમ સરમુખત્યારશાહીમાં, આંતરિક વિરોધ ખતમ થતો જાય છે તેથી, વિરોધી અભિપ્રાયનું દર્શન બંધ થતું જાય છે. અને આથી નેપોલિયન પહેલાની અને

નેપોલિયન ત્રીજાની શરૂઆતની સફળતાએ અનિવાર્ય નુકસાન કરેલું છે. કારણ કે પોતાના જ માણસોને સાંભળવાથી, અને વિરોધીઓ હદપાર હોવાથી કે કેદમાં હોવાથી, જેના વગર ચાલી શકે જ નહિ તેવા સત્યથી તેઓ દૂર રહે છે.

સરમુખત્યારશાહીની એકપક્ષીય રજૂઆતની સામે લોકશાહી પદ્ધતિવાળા, વિકલ્પ તરીકે જો અભિપ્રાયોને વિવિધ વિભાગોમાં રજૂ કરવાના હોય તો મારે કહેવું પડશે કે આ વિકલ્પ ચાલી શકશે નહિ. કારણ કે સ્વતંત્રતાનો અર્થ એવો નથી કે દરેક જણ ફાવે ત્યારે, ફાવે તે સ્થળે, સાંભળવાની ઇચ્છા રાખતા શ્રોતાઓને પોતાનો અભિપ્રાય સંભળાવે. એથી વિરુદ્ધ, એમ હોવું જોઈએ કે વાસ્તવિક રીતે, વાણી-સ્વાતંત્ર્યનું હાર્દ તો ત્યારે જ હાંસલ થયું કહેવાય જ્યારે એક જ સ્થળે, એક જ શ્રોતાગણ સમક્ષ વિવિધ અભિપ્રાયોની રજૂઆત થાય.

બોલવાનો કે વાતચીતનો હક્ક ભલે સ્વાતંત્ર્યની શરૂઆત ગણાય, પરંતુ આ હક્કની અગત્ય તો ત્યારે જ માન્ય રાખી ગણાય જ્યારે તેને સાંભળવામાં આવે. પછી દરેક મૂર્ખ પોતાને ફાવે તે બોલબોલ કરી શકે તેવું તો કોઈ જ ગંભીરપણે માનતું નથી. વળી દુનિયાનો સૌથી વધુ ડાહ્યો માણસ પોતાનું ડહાપણ સહરાના રણમાં જઈને બતાવે તો તેનો પણ કશો અર્થ નથી. આ બધી પ્રવૃત્તિઓમાં ડહાપણનો માત્ર પડછાયો જ છે. પણ જ્યારે ડાહ્યા માણસને સાંભળીને તેમાંથી કાંઇક શીખવાની ફરજ મૂર્ખને પડે, અને મૂર્ખની હાજરીની ગણના કરવાની ફરજ ડાહ્યાને પડે અને પોતાથી વધુ વિદ્વાનો પાસેથી સાંભળીને પોતાનું ડહાપણ વધારી શકે ત્યારે જ લોકશાહીનું તત્ત્વ મળ્યું ગણી શકાય.

જ્યાં વિરોધી અભિપ્રાયોને સાંભળીને તેની ગણના થાય છે તેવી અમેરિકન કૉંગ્રેસ કે બ્રિટિશ પાર્લમેન્ટ જેવી સંસ્થાઓમાં આ વાણી-સ્વાતંત્ર્ય સચવાયું ગણાય. આવાં સ્થળોએ મુક્ત સ્વાતંત્ર્ય માણનાર લોકોને વળતો જવાબ આપવાની પણ ફરજ પડે છે. અને તે ઉપરાંત જ્યાં હકીકતો અને કાલ્પનિક સિદ્ધાંતોની મદદથી નિર્ણયો લેવાય તેવા વૈજ્ઞાનિકોની સભાઓમાં પણ વાણી-સ્વાતંત્ર્ય સચવાયું ગણી શકાય.

આમ અભિપ્રાય-સ્વાતંત્ર્યનું તત્ત્વ માત્ર સહનશીલતામાં નથી, પરંતુ આ સહનશીલતાને પરિણામે જે ચર્ચા ઉત્પન્ન થાય છે તેમાં છે. અભિપ્રાય-સ્વાતંત્ર્ય માટે વળી વિવિધ પ્રકારનાં સાધનોનો ઉપયોગ થાય છે, અને જ્યારે એમ લાગે છે કે અમુક પ્રકારનું માધ્યમ યોગ્ય સ્વરૂપમાં અભિપ્રાયો સામસામા આપી શકતું નથી, ત્યારે તે સાધનની વપરાશ ઉપર આપણે નિયમન અને પ્રતિબંધ મૂકીએ છીએ. દા. ત., જ્યારે છાનીછપની વાતો, કોઇ નામ વિનાની વાતો વગેરે પદ્ધતિઓ પ્રચારની એવી પદ્ધતિ છે જે આપણા મન ઉપર ભારે બોજો મૂકે છે. અને આવી પદ્ધતિ અખત્યાર કરનાર જ્યારે પકડાય છે અને જ્યારે તેને શિક્ષા થાય છે ત્યારે આપણને સ્વાભાવિક આનંદ થાય છે. વિચારોના વહનમાં ચલ-ચિત્રોનું સ્થાન અનોખું છે, કારણ કે વિચારોના ફેલાવા માટે આ સાધન સૌથી વધુ તાકાતવાન છે, પણ આ સાધનની ખામી એ છે કે તેમાં ચર્ચાને સ્થાન નથી. લગભગ દરેક દેશમાં ફિલ્મ ઉપર નિયમન છે. પછી આવે છે રેડિયો. અહીં ચર્ચાને સ્થાન છે, પણ મુશ્કેલી ઘણી છે. બોલનાર વ્યક્તિને તે જ શ્રોતાગણ સમક્ષ જવાબો આપવાની યોજના કરવી ઘણી મુશ્કેલ છે. રેડિયો ઉપર પણ સાધારણ નિયંત્રણ તો છે જ. વર્તમાનપત્રોની જો વાત કરીએ તો આ માધ્યમ એવા પ્રકારનું છે જ્યાં ચર્ચાને સંપૂર્ણ અવકાશ છે અને તેથી આ માધ્યમનો ઉપયોગ અટકતો નથી, બલકે વધે છે; પણ જ્યારે વર્તમાનપત્રો, જવાબ ન આપી શકે તેવા લોકોને હાનિ પહોંચાડતા સમાચારો આપે ત્યારે તેના ઉપર પણ નિયંત્રણ જરૂરી બને છે.

આમ, ઉપરની ચર્ચા બતાવે છે કે અભિપ્રાય-સ્વાતંત્ર્યની જાળવણી એ માત્ર કાનૂની હક્કની જાળવણીનો જ પ્રશ્ન નથી, પરંતુ યોગ્ય પ્રમાણમાં ચર્ચાને વ્યવસ્થિત કરવાનો અગત્યનો પ્રશ્ન છે. અને અનુભવ પણ બતાવે છે કે જ્યારે અભિપ્રાય-સ્વાતંત્ર્ય ચર્ચામાં પરિણમે છે ત્યારે આપણા પૂર્વજોએ વાવેલાં બીજનું ફળ તૈયાર થયું ગણી શકાય. આ જ્યારે સમજાય ત્યારે વાણી-સ્વાતંત્ર્યની પ્રેમપૂર્વક સંભાળ લેવાશે; કારણ કે અભિપ્રાયો ખુલ્લા કરવાના સાધન કરતાં અભિપ્રાય–

સુધારણાના સાધન તરીકે તેનું મહત્ત્વ ઘણું છે.

સૉક્રેટીસે કહ્યું છે કે આત્મપરીક્ષણ વગરનું જીવન કોઈ પણ વ્યક્તિ માટે જીવવા જેવું નથી. સ્વાતંત્ર્યનો ગુણ જ આ છે કે તે સત્યને ખાતર ભૂલને સહન કરે છે. વિરોધીઓને જ્યારે સામસામા જ લાવવામાં આવે, એકબીજાને સાંભળવા પડે, એકબીજા પાસેથી કાંઈક શીખવું પડે, પોતપોતાના વિચારોમાં સુધારા કરવા પડે, ત્યારે તેઓ જંગલી અને બાળકવૃત્તિ તજી દે છે અને પુખ્ત ઉંમરના સંસ્કારી મનુષ્યનું વર્તન બતાવે છે. આમ, જ્યારે મનુષ્ય પોતાનો અભિપ્રાય રજૂ કરીને સુધારે ત્યારે જ સાચી સ્વતંત્રતા મળી ગણાય.

આ બધી ધમાલ કરવાનું કારણ એ છે કે જો આપણે લોકશાહી ટકાવી રાખવી હોય તો તેના સિદ્ધાંતોની સમજણ લેવી પડશે. બીજી રાજકીય પદ્ધતિઓ કરતાં લોકશાહી જુદી એ રીતે પડે છે કે લોકશાહીમાં વિરોધ પક્ષને બંધારણીય હેતુસર જાળવવો પડે છે, એટલું જ નહિ પરંતુ એક અનિવાર્ય અંશ તરીકે તેની સાચવણ કરવી જોઈએ.

લોકશાહી કાર્યપદ્ધતિ અસરકારક વિરોધપક્ષ વિના કામકાજ ચલાવી શકે જ નહિ; કારણ કે 'બળ' નહિ પણ 'ઇચ્છા'ને આધારે લોકો ઉપર રાજ્ય ચલાવવાનો જે આ મહાપ્રયોગ કરીએ છીએ તેમાં માત્ર બહુમતીથી ન ચાલી શકે; સાથે લઘુમતીના અભિપ્રાયોને ધ્યાનમાં લેવા જોઈએ અને તે આધારે નીતિમાં ફેરફારો પણ કરવા જોઈએ. કારણ કે એ પણ યાદ રાખવું જોઈએ કે લઘુમતી પણ બહુમતી બની શકે છે.

ગમે તે યોગ્ય રાજપુરુષ પોતાના વફાદાર સાથીઓ પાસેથી જે કાંઈ જાણી શકે તે કરતાં વિરોધીઓ પાસેથી વધુ જાણી શકે છે; કારણ કે જો વિરોધીઓ ભયસ્થાનનું નિદર્શન ન કરે તો તેના સાથીઓ તેને ભયમાં પણ ધકેલી શકે. એટલે જો તે સમજણવાળો હશે તો એવી જ ઇચ્છા રાખશે કે પોતાના મિત્રોથી દૂર રહે, અને વિરોધીઓથી દૂર ન રહે, જેથી ન્યાયબુદ્ધિ અને વિવેક ભ્રષ્ટ ન થાય.

મુક્ત પ્રજાના સંગઠનનો આધાર, રાજ્યવહીવટ આપખુદ ન બનવા દે તેવી રાજ્ય-સત્તાની સમતુલા ઉપર, અને વિરોધ પક્ષને ક્રાંતિકારી અને બિન-સુલેહકારી ન બનવા દે તેના ઉપર છે. જ્યાં આ સમતુલા નથી ત્યાં લોકશાહીનો અસ્ત થાય છે; કારણ કે જ્યાં જ્યાં રાજ્યના નાગરિકો પરિસ્થિતિથી પ્રેરાઈને પણ સમાધાનકારી વલણ ન અપનાવે, અને અભિપ્રાયોની આપ-લે ન કરે ત્યાં ત્યાં સ્વાતંત્ર્યની જાળવણી અસંભવ છે.

[મુંબઈના પાક્ષિક 'Bhavan's Journal' ના તા. ૪ ફેબ્રુઆરી ૧૯૬૨ના અંકમાં પૃ. ૩૭ થી ૪૩ પર પ્રસિદ્ધ થએલ, Walter Lippmann લિખિત 'The Indispensable Opposition' લેખના આધારે ઉપરોક્ત સંકલન શ્રી. ન. ઉ. રાજગુરુ (અર્થશાસ્ત્રના અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ) એ તૈયાર કર્યું છે.]

*

## રાજ્યને સ્થાને સામાજિક સ્વરાજ્ય

સમાજને અધિકારીઓ વિના, પોલીસ વિના, જેલ અને લશ્કરો વિના ચાલી શકે ખરું? આજથી એક સદી પહેલાં માર્ક્સ અને એન્ગલ્સે આ પ્રશ્નનો જવાબ હકારમાં આપ્યો હતો; અને પોતાના મતને વૈજ્ઞાનિક રીતે પુરવાર કરી આપ્યો હતો. એમના આ મંતવ્યને લેનિને વીસમી સદીની પલટાયેલી પરિસ્થિતિમાં વિકસાવ્યો, અને એનો સોવિયેત સંઘમાં અને બીજાં સમાજવાદી રાષ્ટ્રોમાં વ્યવહારમાં સફળતાપૂર્વક અમલ થઈ રહ્યો છે.

સામ્યવાદી સમાજની રચના કરવાનું કામ, સમગ્ર વિશ્વમાં સૌ પહેલાં સોવિયેત ભૂમિમાં હાથ ધરાયું છે. નવા જીવનમાં પ્રવેશવાનો એક નક્કર કાર્યક્રમ સોવિયેત સંઘના સામ્યવાદી પક્ષની ૨૨મી કૉંગ્રેસમાં અપનાવવામાં આવ્યો હતો. આ કાર્યક્રમ દ્વારા રાજ્યના ખાસ પ્રકારના વહીવટીતંત્રની ગેરહાજરીમાં જાહેર જનતાની બાબતોનું કોણ સંચાલન કરશે એ પ્રશ્નનો જવાબ મળી જાય એમ છે. આ વહીવટ સામાજિક સ્વરાજ્યના ધોરણે લોકો સીધી રીતે પોતાનાં હસ્તક રાખશે; અને એ વહીવટ ચલાવવાનું સાધન, રાજ્યની શિક્ષાત્મક સંસ્થાઓ નહિ પણ જાહેર જનતાના અભિપ્રાયની શક્તિ બની રહેશે.

આ ખરેખર શક્ય છે? હા, છે જ. રાજ્યનું સામાજિક સ્વરાજ્યમાં રૂપાંતર સોવિયેત સંઘમાં ચાલુ થઈ ચૂક્યું છે. વધારામાં, આ પ્રક્રિયાને વેગવાન બનાવવાનાં ખુદ રાજ્ય સહાયરૂપ બની રહેલ છે. રાજ્યનાં વહીવટી તંત્રોનાં કાર્યો જાહેર સંસ્થાઓને અને શ્રમજીવી જનતાની મંડળીઓને ક્રમશઃ સુપ્રત થઈ રહ્યાં છે એ જ, આ વાતનો સચોટ પુરાવો છે.

આના દાખલા આપું. સૌ પ્રથમ, શ્રમજીવી પ્રજાના પ્રતિનિધિઓની સોવિયેતોનો દાખલો લઈએ. સોવિયેત સંઘમાં રાજ્યની સત્તાના આ જ એકલાં સાધનો છે. પણ એની સાથોસાથ આ સોવિયેતો સમગ્ર પ્રજાની, સમાજના તમામ વર્ગોની જનસંસ્થાઓ છે.

રાજ્યસત્તાનાં સાધનો તરીકે આ સોવિયેતો રાષ્ટ્રીય અને સ્થાનિક એવી સૌથી મહત્ત્વની તમામ બાબતો સંબંધમાં નિર્ણયો લે છે. સોવિયેત સંઘની મધ્યસ્થ સરકાર, સંઘની અને સ્વાયત્ત પ્રજાસત્તાકોની સરકારો, પ્રધાનમંડળો, સરકારી દફતરો અને વહીવટી તંત્રનાં બીજાં સાધનો પોતપોતાની પ્રવૃત્તિઓ તે તે સોવિયેતોના નિર્ણયોને આધીન રહીને ચલાવે છે.

સોવિયેતોનું સામાજિક સ્વરૂપ એ વાતમાં જોવા મળે છે કે, સોવિયેત સંઘની રાજ્યસત્તાનું મુખ્ય સાધન એની સર્વોચ્ચ સોવિયેત અને ગ્રામ્ય સોવિયેતોના મોટા ભાગના સભ્યો ચૂંટણી બાદ વ્યવસાયી રાજનીતિજ્ઞો બની રહેતા નથી. આ લોકો પોતપોતાના અગાઉના વ્યવસાયો—ઉદ્યોગોમાં, ખેતીમાં, કચેરીઓમાં યા સંસ્થાઓમાં અગાઉ જે પ્રકારનું કામ કરતા હોય તે ચાલુ જ રાખે છે.

સોવિયેતોમાં બધા મળીને લગભગ વીસ લાખ પ્રતિનિધિઓ છે. આ સંખ્યામાંથી લગભગ ત્રીજા ભાગના, અને ઘણા વિભાગોમાં તો એથી પણ વધુ સંખ્યામાં પ્રતિનિધિઓ દરેક ચૂંટણીમાં બદલાતા રહે છે. આના પરિણામે રાજ્યવહીવટના કાયમી લાખો સોવિયેત નાગરિકોને ક્રમશઃ તાલીમ મળતી રહે છે.

વધારામાં સોવિયેતો પોતાની પ્રવૃત્તિઓ સ્વયંસેવકોના સહકારથી ચલાવતી હોય છે. સોવિયેતોના સક્રિય પંચોના કાર્યમાં ભાગ લેવા માટે લગભગ ૨૫ લાખ મતદારોને આમંત્રણ મળે છે. વહીવટના કામમાં સોવિયેત નાગરિકોને તાલીમ આપવાના આ ક્રમમાં આવતાં બીજાં મહત્ત્વના સાધનો છે.

સક્રિય પંચોની રચના સોવિયેતો તરફથી ઉદ્યોગ, ખેતી, વેપાર, નાણાં, જાહેર શિક્ષણ, સ્વાસ્થ્ય-જાળવણી વગેરે માટે થતી હોય છે. આવાં પંચો સોવિયેતોના ઠરાવોના મુસદ્દા ઘડે છે, સોવિયેતની કાર્યવાહક સમયના સંબંધ ધરાવતાં ખાતાંઓએ તૈયાર કરેલી યોજનાઓ સંબંધમાં પોતાનાં મંતવ્યો વ્યક્ત કરે છે; અને એ ખાતાંઓની પ્રવૃત્તિઓ પર અંકુશ રાખવાને લગતી પોતાની ભલામણો કાર્યવાહક સમિતિઓને કરતાં રહે છે. સક્રિય પંચોમાં કામ કરતા, પ્રતિનિધિઓને અને અન્ય સભ્યોને સામુદાયિક ખેતરો, ઔદ્યોગિક, વાણિજ્ય અને બીજાં સાહસો અને સેવાઓના સંચાલનની તાલીમ મળે છે. કેટલાંક શહેરો અને ગામડાંઓમાં સોવિયેતોની કાર્યવાહક સમિતિઓ પાસે એવાં ખાતાંઓ હોય છે જેમાં કોઈ પગારદાર વ્યક્તિ નથી હોતી. આ સામાજિક સેવા માટેનાં ખાતાંઓનો વહીવટ સમગ્રપણે સ્વયંસેવકોના હાથે ચાલે છે જેઓ વેપાર, જાહેર સ્વાસ્થ્ય-સેવા અને સાંસ્કૃતિક સંસ્થાઓના વહીવટની પૂર્ણ જવાબદારી ઉપાડી લે છે.

શ્રમજીવી પ્રજાના પ્રતિનિધિઓની સોવિયેતોને તથા સોવિયેતોનાં સામાજિક સેવા-ખાતાંઓને હજુ વધુ સંખ્યામાં જવાબદારીઓ સુપ્રત કરવાની જોગવાઈ સોવિયેત સંઘનાં સામ્યવાદી પક્ષના કાર્યક્રમમાં રાખવામાં આવી છે.

આખરમાં, સોવિયેતો અને તેમનાં સામાજિક સેવાના ખાતાંઓ જાહેર જનતાને લગતી તમામ બાબતોનો વહીવટ પૂર્ણપણે પોતાને હસ્તક લઈ લેશે અને સામ્યવાદી સામાજિક સ્વરાજ્યની પદ્ધતિ અમલમાં મૂકવા માટેની ભૂમિકા પૂરી પાડી શકશે.

અને ત્યારે રાજ્યના શિક્ષાત્મક તંત્રોનું શું થશે? જાહેર સંસ્થાઓનું પ્રવૃત્તિ-ક્ષેત્ર વિસ્તરી રહ્યું છે ત્યારે, આ તંત્રની પ્રવૃત્તિનું ક્ષેત્ર સંકોચાઈ રહ્યું છે! આ ઘણો મહત્ત્વનો એવો એક પ્રશ્ન છે. કારણ કે, રક્ષકદળો, અદાલતો, જેલો વગેરે રાજ્યનાં મહત્ત્વનાં તંત્રો સાથે આ પ્રશ્ન સંબંધ ધરાવે છે.

સૌપ્રથમ, જાહેર સ્વાસ્થ્યની જાળવણી માટેના રાજ્યનાં તંત્રો પર નજર નાખીએ. રક્ષકદળોના કામમાં સારા જેવા પલટાઓ આવી રહ્યા છે. સર્વપ્રથમ રક્ષકદળોના સભ્યોની સંખ્યામાં ગણનાયોગ્ય ઘટાડો કરવામાં આવ્યો છે. લેનિનગ્રાદના કામદારોની ઉત્સાહજનક પહેલને પરિણામે ત્રણ વર્ષ પહેલાં લોકોની સ્વયંસેવક ટુકડીઓ રચવામાં આવી હતી. હવે તો, આ જાતની ટુકડીઓ સોવિયેત સંઘમાં બધાં શહેરો, ઔદ્યોગિક નગરો અને ગામડાંઓમાં અસ્તિત્વ ધરાવી રહી છે. આ સ્વયંસેવકો કાયદો અને વ્યવસ્થાની જાળવણીમાં રક્ષકદળોને સહાય કરે છે.

પ્રજાની આ ટુકડીઓ ઔદ્યોગિક કામદારો અને કચેરીઓમાં કામ કરતાં કારકુનો, કિસાનો, કૉલેજવિદ્યાર્થીઓ અને પ્રજાનો વિશ્વાસ પ્રાપ્ત કરનારા અન્ય નાગરિકોની બનેલી હોય છે. આ ટુકડીઓનું સભ્યપદ તદ્દન સ્વેચ્છાએ રખાયું છે. આ સ્વયંસેવકોને કોઈ વહીવટી અધિકારો અપાયા નથી. તેઓ તો માત્ર સમજાવટના માર્ગો અપનાવે છે. જ્યારે તેમની સમજાવટની આ રીત નિષ્ફળ જાય છે ત્યારે જ તેઓ, રક્ષકદળોને બોલાવે છે અથવા તો, ગુન્હેગારની વર્તણૂકની તેનાં કામની જગ્યાએ યા નિવાસસ્થાને જાણ કરવામાં આવે છે, જ્યાં એનો પ્રશ્ન તેના સાથી-કર્મચારીઓ યા પાડોશીઓને સુપ્રત થાય છે.

પ્રજાની આ સ્વયંસેવક ટુકડીઓનો આભાર માનીએ કે, સોવિયેત સંઘમાં સમાજદ્રોહી કૃત્યોની સંખ્યામાં ભારે પ્રમાણમાં ઘટાડો થયો છે. અને એના પરિણામે, રક્ષકદળોની સંખ્યામાં ઘટાડો કરી નાખવાનું શક્ય બની શક્યું છે. આનાથી આ જ એક લાભ નથી થયો. જેલોને તોડી નાખવામાં આવી રહી છે, અને એ જગ્યાઓનો રહેઠાણો માટે નવાં મકાનો બાંધવા ઉપયોગ થઈ રહ્યો છે, તથા જેલોમાંના માણસોને કારખાનાંઓ, સામુદાયિક ખેતરો, વગેરે સ્થળોએ કામ આપવામાં આવે છે.

અદાલતો સંબંધમાં થોડા શબ્દો કહું. બિરાદરી અદાલતો — માનદ અદાલતો — સોવિયેત સંઘમાં ઘણી લોકપ્રિય છે. આવી અદાલતો કારખાનાઓમાં અને કચેરીઓમાં, સામુદાયિક ખેતરો પર અને રહેઠાણોમાં —ભાડૂતોની— રચવામાં આવે છે. જાહેર કાયદો અને વ્યવસ્થાનો ભંગ કરવાના, નાના નાના ગુનાઓ અને કેટલાક દીવાની ઝઘડાઓને લગતા ખટલાઓ રાજ્ય આ અદાલતોને સોંપે છે.

બિરાદરી અદાલતો જાહેર સંસ્થાઓ છે, અને એટલા માટે જ આ અદાલતો ગુનેગારને જાહેરમાં ઠપકો આપવો, ગુનેગારે કરેલું નુકસાન ભરી આપવાની તેને ફરજ પાડવી યા દંડ કરવો વગેરે સામાજિક પ્રકારના ઉપાયો જ લે છે, અને પરિણામે, બીજા દેશોમાં વહીવટી તંત્રો યા નીચલી અદાલતો સમક્ષ ઘણાં નાના નાના કેસો ચાલતા હોય છે તે, સોવિયેત સંઘમાં જાહેર સંસ્થાઓ ચલાવે છે.

કારખાનાંમાંની આવી અદાલતોને રાજ્યે, અદાલત સમક્ષ ગુનેગાર ઠરે એવા ગુનાઓ પહેલી વાર કરનારા માણસોને સુધારવાનો અધિકાર આપ્યો છે. આ રીતે અકસ્માતે ભૂલ કરી નાખનાર માણસને સુધારવાનું શક્ય બને છે, અને આ કામ જેલના સળિયા પાછળ નહીં પણ ચાલુ કામના દિવસના વાતાવરણમાં જ ચાલતું હોય છે.

રાજ્યનાં સલામતી-તંત્રોને પણ ટૂંકાં બનાવાઈ રહ્યાં છે. શા માટે? કારણ કે સોવિયેત સંઘમાં રાજદ્વારી ગુનાઓ માટેની કોઈ સામાજિક ભૂમિકા જ નથી. સોવિયેત સંઘમાં રાજકીય કેદીઓ જ નથી એ હકીકતનો આ સચોટ પુરાવો છે. રાજ્યનાં સલામતીતંત્રો શાહીવાદી ગુપ્ત પ્રવૃત્તિઓ ચલાવતા જાસુસોની સામે ઝઝૂમી રહ્યાં છે.

સોવિયેત સંઘ તો પોતાનાં સશસ્ત્ર દળોનું એકદમ વિસર્જન કરી દેવા તૈયાર છે. રાષ્ટ્રમાં પ્રવર્તી રહેલી પરિસ્થિતિમાં રાજ્યની સલામતી માટેનાં કોઈ તંત્રો અને લશ્કરને નિભાવવાની જરૂરત ઊભી જ થતી નથી. શાંતિ અને વિવિધ સામાજિક વ્યવસ્થા ધરાવતાં રાજ્યોના શાંતિભર્યા સહ-અસ્તિત્વ માટેના પોતાના પ્રયાસોને અનુલક્ષીને સોવિયેત સરકારે સંયુક્ત રાષ્ટ્રસંસ્થાની મહાસમિતિ સમક્ષ, સમગ્ર વિશ્વની સરકારો સમક્ષ અંકુશિત વ્યાપક અને સંપૂર્ણ નિઃશસ્ત્રીકરણ સાધવા માટેની પોતાની દરખાસ્તો રજૂ કરી છે. પણ પશ્ચિમી સત્તાઓ તરફથી થતા વિરોધને લઇને આ દરખાસ્તો હજુ સુધી સ્વીકારવામાં આવી નથી. આક્રમક શાહીવાદી દળોની હસ્તી અને બળનો ઉપયોગ કરવાની નીતિનો

અને શસ્ત્રદોડનો ત્યાગ કરવાની આ રાષ્ટ્રોની અનિચ્છાને લઇને સોવિયેત સંઘને પોતાનાં સશસ્ત્ર દળો ટકાવી રાખવાની ફરજ પડે છે.

આમ છતાં, પશ્ચિમી સત્તાઓ એ રીતે જ વર્તવા તૈયાર થતી હોય તો સોવિયેત પ્રજા વ્યાપક અને સંપૂર્ણ નિઃશસ્ત્રીકરણ કરવા માટે આજે પણ તૈયાર છે. સોવિયેત પ્રજા માને છે કે, લશ્કરોની બાબત પણ હાથ ધરાશે. આ લશ્કરોને ઘટાડી નાખવામાં આવશે અને બાદમાં તેનું પૂર્ણપણે વિસર્જન કરી દેવામાં આવશે. સોવિયેત પ્રજાને અટલ શ્રદ્ધા છે કે, સમગ્ર પ્રજાને માટે શાંતિ, શ્રમ, સ્વતંત્રતા, સમાનતા, ભ્રાતૃભાવ અને સુખનો ધ્વજ દુનિયાભરમાં લહેરાવા લાગશે.

[વાય. તોદોરસ્કી લિખિત આ લેખ, સોવિયત સંઘની મુંબઇ કૉન્સ્યુલેટ જનરલની માહિતી શાખા તરફથી પ્રકાશિત, 'સોવિયેત યુનિયનના સમાચાર અને વિચાર'ના તા. ૧૪ માર્ચ ૧૯૬૨ના અંકમાંથી સાભાર ઉતાર્યો છે.]

*

# વાચકો લખે છે

['અભ્યાસ'માં મગટ થતાં લખાણો, એમાંથી ફલિત થતી સંબંધક બાબતો, તથા અન્ય મહત્ત્વની અભ્યાસવિષયક બાબતો વિષે વાચક ભાઈબહેનો સંપાદકને પત્રો પાઠવે એ આવકારદાયક છે. વિવિધ પ્રશ્નો અને મુદ્દાઓની મુક્ત ચર્ચા-વિચારણા હિતકારક નીવડે છે. બીજું, છપાએલા લેખોમાં કદાચ હકીકત-દોષ હોય તો તે તરફ સંપાદક-લેખકનું ધ્યાન દોરવા વાચકોને વિનંતી છે. વાચકોનાં લખાણમાંના અભિપ્રાયો કે દલીલો સાથે સંપાદકની સંમતિ-અસંમતિ જોડી નહીં દેવા વિનંતી છે.]

**શ્રી જયંતી દલાલ**, લેખક અને સાહિત્યકાર, તા. ૬-૩-'૬૨ના પત્રમાં લખે છે:

"આપ અભ્યાસ કરવા અને કરાવવામાં મશગૂલ હશો. એવે વખતે જે બધું છપાય છે, બોલાય છે તે નજર સામે રાખવાનો યત્ન કરતા જ હશો; પણ નાયગરાના ધોધને નાનકડી શીશીમાં સમાવવાનું મુશ્કેલ જ બને.

એક વાત જે વાંચવામાં આવી તે આપને કદાચ જાણીતી નહીં હોય માનીને આ લખવાનું મન થયું. અને આવી વાત એકલો જ જાણીને રહું તે પણ ઠીક નહીં, એટલે આ પત્ર દ્વારા જે પણ જાણી શકે એમની જાણ પર લાવવાનો યત્ન કરું છું.

અમદાવાદમાં ૧૯૬૦માં સ્થપાયેલી 'આઇડિયલ વેલ્ફેર સોસાયટી' નામની સંસ્થા છે. એના સલાહકાર મંડળમાં શ્રી પરીક્ષિતભાઈ મજમુદાર, શ્રી રાઘવજી ટી. લેઉવા, માજી એમ. પી. અને ચાલુ ધારાસભ્ય, તથા સરકારી વકીલો વગેરે છે. એ સંસ્થાનો પરિચય આપતી પત્રિકામાં નીચેનું વાક્ય છે:

"સંસ્થા સત્તા પરની સરકારનું બહુમાન કરી તેના દ્વારા મળતા બધા લાભો સમાજને તેમ જ સંસ્થાના સભ્યોને અપાવવા યત્ન કરે છે."

લાભોજીની આવી ગુરુચાવી બતાવવા બદલ આ સહુનો આભાર ન માનવા જેટલા નગુણા ન થઈએ."

*

# સામાન્ય જ્ઞાન

## પ્રશ્નો

૧

ભારતીય દર્શનોનો પરિચય કરાવો.

૨

નીચે જણાવેલ વ્યક્તિઓ શાને માટે જાણીતી છે? ન્હાનાલાલ, પં. રવિશંકર, રામગોપાલ, અજય ઘોષ, તેનઝિંગ નૉરૂગે, આર. સી. મજુમદાર, અમલાનંદ ઘોષ.

૩

હોડેશિયા પર ટૂંકી નોંધ લખો.

૪

નીચેનાંની ઓળખાણ કરાવો :

ડેન્માર્કના વડાપ્રધાન, ભૂદાનના પ્રણેતા, સ્વતંત્ર પક્ષના સ્થાપક, ટાંગાનિકાના વડાપ્રધાન, બ્રહ્મોસમાજના સ્થાપક, ભારતીય લશ્કરી સ્ટાફના વડા, 'ઓરિજીન ઑફ સ્પીસીઝ'-ના લેખક.

૫

સાત પાશ્ચાત્ય વૈજ્ઞાનિકોનાં નામ આપો.

૬

એન. સી. સી. પર ટૂંકી નોંધ લખો.

૭

જે. બી. એસ. હૅાલ્ડેન અને રૉબર્ટ ઑપેનહાઈમરનો પરિચય કરાવો.

૮

નીચેનાં વિષે ટૂંકીમાહિતી આપો: સિક્યૂરિટી કાઉન્સિલના બિનકાયમી સભ્ય એવા દેશો, અંતરિક્ષયાત્રા કરનાર સાહસવીરો, ૨૬મી જાન્યુઆરી ૧૯૬૨ને દિવસે અપાયેલા ઇલ્કાબો.

૯

સર્વપલ્લી રાધાકૃષ્ણન્ અને કવિ ન્હાનાલાલની ૭-૭ મહત્ત્વની કૃતિઓનાં નામ આપો.

૧૦

ગૂજરાતના ઇતિહાસમાં ચોક્કસ રાજકીય યુગો દરમ્યાન કયા કયા ધર્મો પ્રચલિત હતા તેનો ટૂંકો પરિચય આપો.

## જવાબો

૧

ઉપનિષદ્કાળથી અર્થાત્ ઈસુની પૂર્વે છઠ્ઠી સદીથી અને ગૌતમ બુદ્ધ અને મહાવીરના સમયથી ભારતીય ચિન્તન-પરંપરામાં ત્રણ પ્રવાહો નજરે પડે છે; આ પ્રવાહોને આપણે દર્શનો કહીશું. ઉપનિષદોની તથા બ્રાહ્મણ પરંપરાની અસરવાળાં દર્શનો છ ગણવામાં આવ્યાં છે. પૂર્વ-મીમાંસા, ઉત્તરમીમાંસા (વેદાન્ત), ન્યાય, વૈશેષિક, સાંખ્ય અને યોગ. આ છ દર્શનો ઉપરાંત જૈન અને બૌદ્ધ એમ બીજી બે પરંપરાઓ ભારતીય દર્શનોના ઇતિહાસમાં મળે છે.

૨

ગૂજરાતના મહાકવિ અને પ્રેમભક્તિનો આદર્શ રાખીને જેમણે કાવ્ય અને નાટ્યમાં બહુમૂલ્ય પ્રદાન કર્યું છે એવા વિદ્યોપાસક સાહિત્યકાર; સંગીતમાં અને ખાસ કરીને સિતારવાદનમાં આંતરરાષ્ટ્રીય ખ્યાતિ ધરાવનાર સંગીતકાર; ભરતનાટ્યમ્ શૈલીના નૃત્ય માટે વિખ્યાત નૃત્યકાર; ભારતીય સામ્યવાદી પક્ષના મંત્રીપદે ઘણાં વર્ષો સુધી સેવા બજાવનાર અને ભારતીય સામ્યવાદીઓની ભાંગફોડિયા પ્રવૃત્તિઓ તરફ નફરત બતાવીને પક્ષનો વિકાસ સાધનાર રાજદ્વારી મહાપુરુષ; એવરેસ્ટના વિજેતા; પ્રસિદ્ધ ભારતીય ઇતિહાસકાર; ભારતીય પુરાતત્ત્વ-ખાતાના વડા અધ્યક્ષ.

૩

ગોરી લઘુમતિના પ્રતિનિધિરૂપે સત્તા ધરાવતાં વડાપ્રધાન વૅલેન્સ્કી, ઉત્તર અને દક્ષિણ ર્‍હોડેશિયા તથા ન્યાસાલેન્ડના બનેલા સેન્ટ્રલ આફ્રિકન ફેડરેશનના વડાપ્રધાન છે. દર ત્રીસ આફ્રિકનોએ એક એવી અત્યંત લઘુમતી સ્થિતિ ધરાવતા અંગ્રેજોને ર્‍હોડેશિયાની ખનિજ સંપત્તિમાં અત્યંત રસ છે. એમને બ્રિટનનાં વેપારી હિતો અને કન્ઝર્વેટિવ પક્ષમાંથી ઘણાનો ટેકો હોઈને દક્ષિણ આફ્રિકાની જેવી સ્થિતિ કરવાને તેઓ તૈયાર થઈ રહ્યા છે. આની સામે સ્થાનિક લોકોએ નવા બંધારણનો વિરોધ કર્યો છે.

૪

વીગૂ કૅમ્પમાન, વિનોબા ભાવે, ચક્રવર્તી રાજગોપાલાચારી, રશીદ કાવાવા, રાજા રામમોહન રૉય, જનરલ પી. એન. થાપર, ચાર્લ્સ ડાર્વિન.

૫

આર્કિમીડિસ (ઈ. પૂ. ૨૮૭–૨૧૨), કૉપર્નિકસ (ઈ. સ. ૧૪૭૩–૧૫૪૩), ગૅલિલીઓ (ઈ.સ. ૧૫૬૪–૧૬૪૨), ન્યૂટન (ઈ. સ. ૧૬૪૨–૧૭૨૭), ડાર્વિન (ઈ. સ.૧૮૦૯–૧૮૮૬), મેરી ક્યૂરી (ઈ. સ. ૧૮૬૭–૧૯૩૪), આલ્બર્ટ આઈન્સ્ટાઈન (ઈ.સ. ૧૮૭૯–૧૯૫૫).

૬

કૉલેજમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને લશ્કરી તાલીમ મળે અને તેમનામાં શિસ્ત આવે એ હેતુથી એન. સી. સી.ની સ્થાપના કરવામાં આવી છે. તેના 'સીનિયર', 'જુનિયર' અને 'ગર્લ્સ' એમ ત્રણ વિભાગોમાંથી 'સીનિયર' અને 'જુનિયર' વિભાગોમાં આર્મી, નેવી અને ઍરફોર્સ માટે તાલીમ આપવામાં આવે છે. સામાન્ય તાલીમ ઉપરાંત કેડેટોને વિશિષ્ટ શિક્ષણ પણ આપવામાં આવે છે. લશ્કરી અમલદારો તથા તેમની પાસે તાલીમ પામેલા શિક્ષક-અમલદારો આ કેડેટોને તાલીમ આપે છે.

૭

ભારતીય નાગરિક બનીને રહેલા ૬૯ વર્ષના આ પ્રસિદ્ધ વૈજ્ઞાનિક ભારતના સાચા મિત્ર છે. ૩૦૦ સંશોધન-અભ્યાસ લેખો અને ૨૫ પુસ્તકોના લેખક એવા આ વિદ્વાન વૈજ્ઞાનિક, જીવવિદ્યા, ગણિતશાસ્ત્ર અને આંકડાશાસ્ત્રના નિષ્ણાત છે અને ઇન્ડીઅન સ્ટૅટિસ્ટિકલ ઇન્સ્ટિટ્યૂટમાં સંશોધનકાર્ય કરી રહ્યા છે. ભારતીય પ્રશ્નોની તેમની સૂક્ષ્મ અને વિશાળ સમજ આપણને અનેક રીતે ઉપયોગી છે.

૨૨મી એપ્રિલ ૧૯૦૪ને રોજ યહૂદી ધનિક પિતાને ત્યાં ન્યૂયૉર્કમાં જન્મેલા રૉબર્ટ ઑપનહાઈમર અત્યારે અણુશસ્ત્રોના સર્જન અને વિકાસના આદ્ય દ્રષ્ટા છે એમ કહી શકાય. હાર્વર્ડ, કેમ્બ્રિજ અને ગૉટિંજનમાં અભ્યાસ કર્યા પછી ઘણા સમય સુધી કૅલિફોર્નિયામાં તેમણે અધ્યાપન કર્યું હતું. અમરિકી અણુશક્તિપંચના મુખ્ય સલાહકાર ઉપરાંત તેઓ પ્રિન્સ્ટન ઇન્સ્ટિટ્યૂટ ઑફ ઍડ્વાન્સ્ડ સ્ટડીઝના અધ્યક્ષ છે.

૮

સિક્યૂરિટી કાઉન્સિલના બિન-કાયમી સભ્ય એવા દેશોમાં ચિલી, યુ. એ. આર, આયર્લૅન્ડ, ઘાના, વેનેઝુએલા, અને રુમાનીઆ છે; અંતરિક્ષ યાત્રા કરનાર સાહસવીરોમાં ગેગેરીન અને તિતોવ એ બે રશિયન અને શેપર્ડ અને જૉન ગ્લેન એ બે અમેરિકન સાહસવીરો છે; ૨૬મી જાન્યુઆરી ૧૯૬૨ને દિવસે ત્રણ વ્યક્તિઓને પદ્મવિભૂષણ, સત્તાવીશ વ્યક્તિઓને પદ્મભૂષણ અને પચીસ વ્યક્તિઓને પદ્મશ્રીના ઇલકાબો આપવામાં આવ્યા છે.

૯

રાધાકૃષ્ણન્ : ઇન્ડિયન ફિલૉસૉફી, હિન્દુ વ્યૂ ઑફ લાઈફ, કલ્કી, ઍન આઇડિયલિસ્ટિક વ્યૂ ઑફ લાઈફ, ઇસ્ટ ઍન્ડ વેસ્ટ ઇન રિલીજીઅન, ભગવદ્‌ગીતા ( અંગ્રેજીમાં અનુવાદ).

ન્હાનાલાલ : વસન્તોત્સવ, હરિસંહિતા, જયા-જયન્ત, ઇન્દુકુમાર, વિશ્વગીતા, કુરુક્ષેત્ર.

૧૦

પ્રાગૈતિહાસિક યુગ – બ્રાહ્મણ ધર્મ, અને અસુર અથવા દ્રવિડીઅન ધર્મ
મૌર્ય કાળ – શૈવ, વૈષ્ણવ, બૌદ્ધ
ક્ષત્રપ કાળ – શૈવ, વૈષ્ણવ, બૌદ્ધ, જૈન
ગુપ્ત કાળ – શૈવ, વૈષ્ણવ, બૌદ્ધ, જૈન, શાક્ત
મૈત્રક કાળ – શૈવ, વૈષ્ણવ, બૌદ્ધ, જૈન
સોલંકી કાળ – શૈવ, જૈન, શાક્ત
મુસ્લિમ કાળ – શૈવ, વૈષ્ણવ, પારસી
અંગ્રેજ કાળ – શૈવ, વૈષ્ણવ, પારસી, યહૂદી વગેરે

[ સંપાદક : જે. એમ. શુકલ, સંસ્કૃત અને પ્રાચીન ભારતીય સંસ્કૃતિના પ્રાધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

*

# જે સૂઝે તે

**જયંતી દલાલ**

હમણાં જ પૅંગ્વીન સ્પેશિયલ Persecution 1961–Peter Benensen વાંચ્યું. છેક આ ક્ષણ લગી જુદાજુદા દેશોમાં અને જુદીજુદી રાજ્યપદ્ધતિઓ નીચે પણ રાજકર્તાથી જુદો અને ક્યારેક વિરોધી મત ધરાવનારના અને પોતાના અંતરઆત્માના અવાજને સાંભળીને તે મુજબ વર્તનારના શા હાલહવાલ થાય છે તેનું, બધી જ રીતે એકમેકથી સાવ વિભિન્ન પડતી વ્યક્તિઓનાં દૃષ્ટાંત આપીને સચોટ આલેખન

એમાં કરવામાં આવ્યું છે. એમાં અમેરિકાનો દાખલો છે (ઑસ્ટન જોન્સ) તો સોવિયેતનો પણ દાખલો છે (ઑલ્ગા ઈવીન્સ્કાયા). હમણાં જ લોહી નીંગળતું સ્વરાજ્ય પ્રાપ્ત કરનાર અલ્જીરિયાનો (વાસ્તવમાં ફ્રેંચ લશ્કરશાહીનો) મૉરીસ ઓડીનનો દાખલો છે, તો પોર્ચુગીઝનો–ઍંગોલાનો–અગોસ્તીનો નેતાનો પણ છે. કુલ નવ નિબંધો છે, અને બ્રિટનમાં સ્થપાયેલી આંતરરાષ્ટ્રીય સંસ્થા ઍમનેસ્ટી '૬૧ (સર્વ રાજકીય કેદીઓની મુક્તિ) તરફથી એનું પ્રકાશન થયું છે. અને મુખ્યત્વે દમન, અસહિષ્ણુતા અને બર્બરતા આજે માનવના ગૌરવને કઈ રીતે અને કેટલી હદે રગદોળી રહ્યાં છે, માનવની મુક્તિની કઇ રીતે અને કેટલી હદે હાંસી ઉડાડી રહ્યાં છે, તેનું આ નાનકડી પુસ્તિકમાં આંખ ખોલી દે એવું બયાન છે.

કોઈ પણ પ્રદેશ સ્વતંત્ર થયો એટલે કે ત્યાંની પ્રજાએ પરદેશી અને પારકા કે સ્વદેશી અને પોતાના એવા સત્તાધીશોના હાથમાંથી સ્વતંત્રતા મેળવી, એટલે બધી વાતે ત્યાં સર્વસિદ્ધ અને નવેનિધ થઈ ગયા એમ માનવામાં માનવી ઘણી મોટી અને ઐતિહાસિક ગેરસમજ ચાલવા દે છે એ વાત હવે કહેવી પડે છે, વારંવાર એ વાત પર ધ્યાન દોરવું પડે છે અને સતત જાગૃત રહેવું પડે છે. એ કદાચ ઐતિહાસિક રીતે સ્વીકારાએલ માનવ-સ્વભાવની ક્ષતિ હશે. હકીકતમાં આ તો વિશેષ જાગૃતિની ઘડી છે, એમ મનાવું જોઇએ.

એક રીતે જોઇએ તો કોઈ પ્રજા સ્વસ્થ અને સરખી રીતે પોતાનું સ્વાતંત્ર્ય મેળવે એટલે એ સ્વાતંત્ર્યની જાળવણી એ દુનિયા આખીનો ભાર અને ચિન્તા બને છે. લાક્ષણિક અને આગવી રીતે પોતાના સ્વાતંત્ર્યને વિકસાવવાની સર્વ જવાબદારી એ પ્રજા પર છે. પણ અત્યુત્સાહમાં કે કશા એકાંતિક દષ્ટિબિન્દુના પ્રસાર, સમર્થન કે દૃઢિકરણના હેતુસર, કે પછી વિરોધીને કચડવા, એ પ્રજાને મળેલા સ્વાતંત્ર્યનો ઉપયોગ સત્તાધારીઓ, વ્યક્તિ કે સમૂહના બુનિયાદી હક્ક પર તરાપ મારવામાં કરે ત્યારે એમાં સ્વતંત્રતાની જાળવણી કે સંવર્ધન નથી, પણ સ્વતંત્રતાનો લોપ છે, અને દુનિયાના કોઈ પણ ખૂણે સ્વતંત્રતાનો લોપ થાય એ એકેએક માનવનો અંગત પ્રશ્ન બની જાય છે. એમાં ય જ્યારે સત્તા પર હોઇએ, સ્વતંત્રતા અને સત્તાને જુદાં પાડીને સત્તાનો ઉપયોગ કશી વૈરવૃત્તિને પોષવામાં કરે ત્યારે તો એ પ્રજાની સ્વતંત્રતા પરની તરાપ માનવીમાત્રની સ્વતંત્રતાને ક્ષુદ્ર, ક્ષુલ્લક અને હાંસીપાત્ર બનાવે છે.

અને જાગૃત માનવી જ્યાં પણ હોય ત્યાં આવા દમનથી, એ પાછળ દેખાતી અસહિષ્ણુતાથી બેચેન બની ઊઠે એ સાવ સ્વાભાવિક છે.

મુશ્કેલી એ બેચેન બનીને દુનિયા આખીને 'આવું બને છે અને તમે કેમ બેચેન નથી થતા?' એમ કહીને જગાડવાનો યત્ન કરે એની નથી. બેચેની એ વાતની છે કે આમ કરવામાં આ જાગૃત અને સમભાવી દૃષ્ટિ રાખનારો પણ ક્યારેક અત્યુત્સાહી થઇને ગોથું ખાઈ જાય એની છે.

આજે વિશેષ મુશ્કેલ પ્રશ્ન તો લોકશાહીમાં શ્રદ્ધા ન ધરાવનારા, લોકશાહીને ખતમ કરવાની હરેક કોશિશ કરનારા, લોકશાહી હક્ક અને અધિકારનો લાભ ઉઠાવવા માગે એનો છે. સ્પષ્ટ રીતે કહીએ તો લોકશાહીનો ઉપયોગ લોકશાહીને જ ખતમ કરવામાં કરનાર બળો જે રીતે આજે ચોમેર ફૂલી-ફાલી રહ્યાં છે અને લોકશાહીના ચાહકો, વાસ્તવિક દૃષ્ટિબિન્દુ અપનાવી, ભયને સમજી, ધરતી પર ઊતરવાની ના પાડી, માત્ર કાલ્પનિક અને રંગીન ખ્યાલમાં રાચીને, આવાં બળોને ઉત્તેજન આપવાનું કામ કરી રહ્યાં છે એ આજની મોટી મુસીબત છે.

હક્ક પ્રાપ્ત કર્યાથી માનવીમાત્ર Rational, ન્યાય અને નીતિયુક્ત, અને સાથે તર્કયુક્ત, જીવન ગુજારશે અને અન્ય વ્યક્તિ કે સમૂહ સાથેના પોતાના વર્તાવમાં પણ જેટલે અંશે પોતાના હક્કની હિફાજત માટે સાવધ છે એટલે જ અંશે બીજાના હક્કની રક્ષા માટે પણ સાવધાન રહેશે એમ માનવાનું અને શ્રદ્ધા રાખવાનું કશું જ કારણ રચાતા ઇતિહાસે આપણી પાસે રહેવા નથી દીધું. માનવીને હક્કનો અધિકારો આપ્યાથી તો કાયમને માટે એને એ હક્કથી વંચિત રાખવાનું જમાનાએ સુકર અને સરળ બનાવ્યું છે. Whom Gods want to destroy, they

make them mad એવી જૂની ઉક્તિનું સ્થાન આજે તો Whom Godless want to destroy, they make them romantic idealists એવી કશી ઉક્તિ લઇ શકે એમ છે.

આ ભયની એકાંતિક અભિવ્યક્તિ, મૅકાર્થીઝમ જેવી, તો રોગ કરતાં પણ વિશેષ ઝેરીલું ઔષધ છે. માનવી તરીકેના બુનિયાદી આદર કરતાં, તરંગને ઝોલે ચઢીને કશું ય વિશેષ કરવું એ ખતરનાક છે.

આ પ્રશ્નને બીજી રીતે જોઇએ તો આમ રજૂઆત થઈ શકેઃ ધર્મયુદ્ધનો ખ્યાલ સંસ્કારપ્રેરિત છે, પણ બન્ને પક્ષ એ આચારધર્મ સ્વીકારે ત્યારે. એક પક્ષ એનો સ્વીકાર ન કરે, ઉપરથી એને નબળાઈ ગણીને, એનો સ્વીકાર કરી એ મુજબ વર્તનારની હાંસી કરતો રહે, સ્વેચ્છાએ સ્વીકારેલી મર્યાદાનો ગેરલાભ ઉઠાવી એને તોડવાની, નામશેષ કરવાની જ કોશિશ કરતો હોય ત્યારે, આવા ભાંગફોડિયા, અસંસ્કારી અને આચારધર્મની ધરાર અવગણના કરનારને ધર્મયુદ્ધની પ્રણાલીનો લાભ અપાવવાની ભલામણ કરનારને ન્યાય કે નીતિના ખ્યાલથી પ્રેરાએલા કે નિર્બળ રીતે તટસ્થ કહેવા કે માનવામાં ય જોખમ રહ્યું છે.

અને માનવીય વહેવારને જંગલના વહેવારમાં પલટાવવાનો ભય તો પૂરી વાસ્તવિકતા સાથે સાચો પડી ચૂક્યો છે.

લોકશાહી રસમને ગળાફાંસો બનાવનારી આજે સર્વ ઠેકાણે ચાલતી ચાલ વિષે વિચાર કરવાનો તથા એની સામે કેવી રીતે કામ લેવું એનો વિચાર કરવાનો વખત હવે આવી લાગ્યો છે.

પણ આ વિચાર, આ પુસ્તકમાં જે માનવતાની અવહેલના અને અવગણનાનું સ્વસ્થ અને સ્વસ્થ હોવાથી જ વિશેષ બેચેન બનાવનારું બયાન છે તેની કદર કરવામાંથી, તેમાં સહાનુભૂત થવામાંથી, એવી ભીંસને દૂર કરવાના યત્નમાંથી કોઈને વારનાર નહીં બને.

*

# દેશવિદેશના પ્રવાહો

## પુરુષોત્તમ ગણેશ માવળંકર

### ચૂંટણી પછીનું ચિત્ર

સ્વતંત્ર ભારતના લોકશાહીયુક્ત પ્રજાસત્તાકની ત્રીજી સામાન્ય ચૂંટણીઓ મોટે ભાગે પૂરી થઈ છે, પરિણામો બહાર પડી ચૂક્યાં છે, રાજકીય આકાશમાં ચડેલા વંટોળો ઘણાખરા શમી ગયા છે. હવે જે એકંદર ચિત્ર ઊપસી આવ્યું છે તે કેવું દેખાય છે એની વાત કરીએ.

જે રાજ્યમાં લોકશાહીતંત્ર છે ત્યાં ચૂંટણીઓ ‘મુક્ત અને વાજબી’ (‘free and fair’) વાતાવરણમાં થતી હોય છે, નિયત સમયમર્યાદામાં નિયમિતપણે થતી આવે છે, એકથી વધુ પક્ષો અને ઉમેદવારો હરીફાઇ કરતા હોય છે, ખાનગી પદ્ધતિથી મતદાન થાય છે, વિચાર–વાણી–અખબાર–સભા–સંઘ સ્વાતંત્ર્યોથી ભર્યુંભર્યું ઉત્સાહજનક ને ખેલદિલીભર્યું વાતાવરણ સર્વત્ર જોવા–અનુભવવા મળે છે! બદલાતા સમાજમાં અને રાજ્યમાં જે ફેરફારો અને નવા ઉપાયો તથા તંત્રો જરૂરી બને છે તેને માટે અનુકૂળતા આવી ચૂંટણીઓ કરી આપે છે. અંગ્રેજ ઇતિહાસકાર સર જ્હૉન સીલીએ સરસ કહ્યું છે: ‘A general election is a kind of peaceful revolution’ (સામાન્ય ચૂંટણી એક પ્રકારની શાંતિભરી ક્રાંતિ છે).

આપણા દેશમાંની ત્રીજી ચૂંટણીએ આ જાતનો શાંત ઇન્કિલાબ કરી બતાવ્યો છે? આ પ્રશ્નનો જવાબ સ્પષ્ટપણે નકારમાં આપવો પડે છે, એ આ ચૂંટણીની સહુથી મોટી કરુણતા અને કમનસીબી છે. એમાં જ કેટલીક ભયાનક શક્યતાઓ અને કાળી શંકાઓ પણ પડેલી જણાય છે; જેવી કે, ચોથી સામાન્ય ચૂંટણીનો પ્રસંગ આવશે? આવ્યો જ તો, ચૂંટણીના ઔપચારિક તંત્ર દ્વારા અંતે લોકશાહીતંત્ર અસ્ત પામશે? સરમુખત્યારશાહીની ઝાંખી થવા માંડી છે?

ગયા મહિનાની ચૂંટણીનું એકંદર પરિણામ તો ધાર્યા પ્રમાણે જ આવ્યું– સત્તાધારી કૉંગ્રેસ પક્ષની જબરદસ્ત સત્તાનો ઇજારો દેશમાં ચાલુ રહ્યો છે! શ્રી. જવાહરલાલ નેહરુનો કૉંગ્રેસ પક્ષ, જૂજ ફેરફાર અને નજીવા અપવાદો

બાદ કરતાં, રાજધાની દિલ્હીમાં અને દેશમાં સર્વત્ર ફરી પાછોં સત્તાના ગજ ઉપર મોટા અભિમાનથી અને મસ્તીથી આરૂઢ થયો છે, અને સહુ ભારતવાસીઓ પરનું પોતાનું વર્ચસ્વ લાગલાગટ ત્રીજી વાર તે સ્થાપી શક્યો છે. સ્વાતંત્ર્ય પછી પંદર વર્ષે પણ સ્પષ્ટ વિકલ્પ પ્રજાને જડયો નથી અગર મતદારોએ ચીંધ્યો નથી, અને દેશભરમાં અલ્પમત છતાં બહુસંખ્ય બેઠકો મેળવી લેવાની આદત અને આવડત કૅાંગ્રેસ પક્ષે આ વખતે પણ સરસ બતાવી આપી છે!

તા. ૧૮ થી ૨૫ ફેબ્રુઆરી ૧૯૬૨ દરમિયાન ત્રીજી ચૂંટણી થઈ. ભારતનાં ૧૬ રાજ્યો પૈકી સૂચિત નાગાલૅન્ડ હજી અપરિપકવ દશામાં છે અને કેરળ તથા ઓરિસ્સામાં વચગાળાના સમયમાં (અનુક્રમે સન ૧૯૫૯ અને ૧૯૬૧માં) ચૂંટણી થવાથી આ વખતે તેર રાજ્યોમાં ચૂંટણી થઈ. હિમાચ્છાદિત હિમાચલ પ્રદેશનાં છ મતદારમંડળોમાં આવતા મહિને (એપ્રિલ) ચૂંટણી થશે એ બીજો અપવાદ. પ્રથમ સામાન્ય ચૂંટણીમાં (સન ૧૯૫૧–'૫૨માં) મતદાન આશરે ચાર માસના ગાળામાં પથરાયું હતું. બીજી ચૂંટણીમાં (સન ૧૯૫૭માં) એને માટે વીસ દિવસ ગયા, આ વર્ષે બધો ખેલ એક અઠવાડિયામાં પૂરો થયો! ૧૭ કરોડ ત્રીસ લાખ તેમજ ૧૯ કરોડ ત્રીસ લાખ મતદારો અનુક્રમે પહેલી ને બીજી ચૂંટણી વખતે નોંધાયા હતા. આ વખતે મતદારોની સંખ્યા લગભગ ૨૧ કરોડ જેટલી હતી.

કારોબારતંત્રથી સ્વતંત્ર એવા ચૂંટણી-પંચની જોગવાઈ આપણા બંધારણમાં છે. પણ એનો અર્થ એવો નહીં કે કારોબારીની અસર, એનું વર્ચસ્વ, એની ઇચ્છા, એની લાભદૃષ્ટિ વગેરેમાંથી કશું યે ચૂંટણી-પંચના કામકાજથી સાવ અળગું રહ્યું છે! ચૂંટણીપ્રચારની રમઝટ પૂરજોશથી ચાલતી હોય છે ત્યારે પણ પ્રચાર કરનારા પ્રધાનો અને સત્તાધારી પક્ષના સભ્યો સરકારની પ્રતિષ્ઠા–સવલતોનો છૂટથી ઓછોવત્તો ઉપયોગ કરતા માલૂમ પડે છે. તેમ છતાં એટલું સ્વીકારવું ઘટે કે ચૂંટણીપંચે પોતાનું કામ ઘણી કાર્યક્ષમતાથી અને કુશળતાથી કર્યું. ચૂંટણી માટેનું તંત્ર સરસ ગોઠવાતું જાય છે, ચૂંટણીઓ કેમ કરવી એની વ્યવસ્થા વગેરેની ફાવટ આવતી જાય છે. ચૂંટણી મુક્ત અને ન્યાયપુરઃસર થાય છે કે કેમ તે બીજો સવાલ છે!

ચૂંટણી વિષયક અગાઉના અનુભવોને કારણે હવે પ્રજામાં કુતૂહલવૃત્તિ બહુ રહી નથી. પણ કુતૂહલની માત્રા ઘટતાંની સાથે ઉત્સાહ, સમજ અને શિક્ષણની માત્રા વધતી જતી લાગતી નથી! જાગૃતિ વધી છે એ નિઃશંક. પહેલી ચૂંટણી વખતે ૫૧.૧૫ મતદાન થયું, અને બીજીમાં ૪૭.૫૭ થયું, એની સરખામણીમાં આ વખતનો લગભગ ૫૪ ટકાનો અંદાજ જરૂર આશાસ્પદ છે. જાગૃતિની જ્વાળાઓ (અગર, કહો કે, જાગૃતિનાં મોજાં) ગામડાંઓમાં ફેલાઈ છે અને પ્રજાના વિવિધ વર્ગોમાં વ્યાપક ધોરણે અનેકોની આંખો ખુલ્લી થઈ છે. પણ જ્ઞાનનાં દ્વાર હજી ઝાઝાં ખુલ્યાં લાગતાં નથી; એ ખીલે, એની તો પછી વાત જ શી? ચૂંટણી પહેલાંની રાજકીય આબોહવામાં પૈસા, પ્રચાર, ઝનૂન પર વધુ ભાર જણાયો; રચનાત્મક સેવા, રાજકીય શિક્ષણ, સમજાવટભરી વાતચીત પર ઓછો! પુખ્તવયમતાધિકાર અલબત્ત છે; પરિપકવ મતાધિકારનાં ચિન્હો જણાતાં નથી. મતદારોએ ક્યાંક ક્યારેક જવાબદારી, ગંભીરતા, સમજણ, પહોંચ વગેરે બતાવ્યાં છે; પણ સર્વસામાન્યપણે શિક્ષિત તથા અભણ સહુ મતદારોની કક્ષા હજી ઠીકઠીક અણઘડ, કાચી, ભોળી અને નાગરિકતાના શિક્ષણથી વંચિત છે. ચૂંટણીઓ બધે લગભગ શાંતિથી પાર પડી છે અને મારામારી કે હિંસાના છમકલાં ખાસ બન્યાં નથી તે માત્ર નોંધપાત્ર છે.

હવે, વિગતોમાં ઊતરતાં જણાય છે કે લોકસભામાં કૅાંગ્રેસની બહુમતી સારા પ્રમાણમાં ટકી રહી છે (૪૯૪ ચૂંટાએલી બેઠકોમાંથી એને ૩૪૮ બેઠકો મળી છે—બીજી ચૂંટણીમાં એ સંખ્યા ૩૭૨ હતી); રાજ્યોમાં પક્ષનું જોર ઘટયું છે. સાદી બહુમતીથી અને સહુ ઉમેદવારોમાં પ્રથમ આવનારની જીત, એવી મતદાન-પદ્ધતિના કારણે કૅાંગ્રેસને આ વખતે પણ ઘણો લાભ મળ્યો. વિરોધમાંના વિવિધ પક્ષોપપક્ષોના માંહોમાંહેના વિરોધનો ફાયદો પણ કૅાંગ્રેસે અગાઉની માફક મેળવ્યો જ! મતદારોની સૂઝમાં કોઈ અસરકારક વિકલ્પ પક્ષ નહીં આવવાને

કારણે પણ કૉંગ્રેસની તરફેણમાં મતદાન થયું. શ્રી નેહરુની મોહિની અને નેતાગીરીનો લાડવો પણ કૉંગ્રેસે બરાબર ખાધો! (એને પચાવવાની શક્તિ કૉંગ્રેસીઓ પાસે છે કે નહીં તે અલગ સવાલ છે!) કૉંગ્રેસરાજ સામેનો પ્રજાકીય અસંતોષ ને ચીડ વધ્યાં છે, અને ખાસ કરીને ભણેલો વર્ગ (જે ઘણોખરો મધ્યમ વર્ગ છે) હકૂમત સામે ભભૂક્યો છે. ઍરિસ્ટૉટલે સારા રાજ્યમાં મધ્યમ વર્ગને કરોડરજ્જૂ વર્ણવેલ, તે અહીં સંભારવા જેવું છે. કૉંગ્રેસની અંદરની જાતજાતની જૂથબંધીઓએ પણ એ પક્ષનાં પરિણામોને સારો એવો ફટકો આપ્યો છે. ગાંધીજીના નામનું પુણ્ય અને ભૂતકાળનાં કૉંગ્રેસકાર્યોની પુણ્યપૂંજીની અસરો ઓસરતી દેખાઈ છે. લાંબો વખત અને એકધારો સત્તા પર રહેવાથી કૉંગ્રેસપક્ષ હવે સેવા-સ્વાતંત્ર્ય માટેનો પક્ષ મટીને ઝડપથી સત્તા સ્વાર્થ માટેનો પક્ષ બની રહ્યો છે!

બે સામસામા છેડાના, ઓછેવત્તે અંશે આત્યંતિક સ્વરૂપના, ઉદ્દામ એવા પક્ષો ને જૂથો વિષે વિચારતાં જણાય છે કે કોમવાદી પક્ષો—જેવા કે મુસ્લિમ લીગ અને હિંદુ મહાસભા—મતદારો મારફત એકંદરે જાકારો પામ્યા એ રાહતજનક છે. મદ્રાસમાંના દ્રવિડ મુનેત્ર કઝગમ (D. M. K.)ને માત્ર મોટો વિજય સાંપડ્યો, એના ૫૦ ઉમેદવારો જીત્યા જેમાં ઘણાખરાએ કૉંગ્રેસી ઉમેદવારો સામે વિજય મેળવ્યો. ગઈ ચૂંટણીમાં એની સભ્યસંખ્યા મદ્રાસ વિધાનસભામાં ૧૫ હતી તે વધીને હવે ૫૦ થઈ છે, એ હકીકત ચિંતાજનક છે. રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘનું જોર સીધું નહીં પણ, હિંદુ મહાસભા મારફત, અને જનસંઘ દ્વારા પણ, વધુ પકડતું જતું હોવાનું લાગે છે (ખાસ કરીને મધ્ય પ્રદેશ ને ઉત્તર પ્રદેશમાં), એ પણ ઓછું ચિંતાપ્રેરક નથી. બીજી તરફ, સામ્યવાદીઓની પકડ યથાવત્ રહી છે, (નવી લોકસભામાં એના ૩૦ ને બદલે ૨૯ સભ્યો હશે તેથી, કદાચ, વિરોધી જૂથ તરીકેની એની અધિકૃત માન્યતાને આંચ આવે તો પણ), અને આંધ્રપ્રદેશ તથા બંગાળમાં તો એણે ગણનાપાત્ર વિજય સ્વપક્ષે ઉમેર્યો છે. સામ્યવાદીઓના સમાજવાદની ઘેરી અસર, અને સામ્યવાદ તરફી કેટલાક કૉંગ્રેસીઓની છતીછૂપી કૉંગ્રેસમમતા (અને કૉંગ્રેસ-પ્રવેશ પણ! મુંબઈના ડૉ. બાલીગા આ બાબતમાં એકલા નથી!)' કૉંગ્રેસ પર અને ખાસ કરીને શ્રી નેહરુ પર વધ્યાનું જણાય છે. સામ્યવાદી ચીનની ઉઘાડેછોગ ભારત-વિરોધી નીતિરીતિની ખાસ પ્રતિકૂળ અસર ભારતીય સામ્યવાદીઓ પર થઈ લાગતી નથી. શ્રી કૃષ્ણ મેનન વિરુદ્ધ આચાર્ય કૃપાલાનીના વિશ્વભરમાં ગાજેલા ચૂંટણીજંગમાં, ઉત્તર મુંબઈના મતદારમંડળમાં જે આબાદ રીતે સામ્યવાદીઓએ કૉંગ્રેસગઢમાં પ્રવેશ કર્યો છે તેનો ફાયદો શ્રી મેનનને અને હાલ પૂરતું કૉંગ્રેસને તથા શ્રી નેહરુને મળ્યો હોવા છતાં સરવાળે તો ભારતીય સામ્યવાદી પક્ષ જ ઉત્તર મુંબઈમાંથી સૌથી વિજયવંતો અને માતબર થઈને હરતોફરતો બહાર આવ્યો લાગે છે! જ્યાં શક્ય ન હોય ત્યાં બીજી રીતોથી, સીધી સામ્યવાદી છાપ નહીં લગાડતાં, ચૂંટણી લડીને વિજય મેળવવામાં પણ સામ્યવાદી બિરાદરો ઠીકઠીક પાવરધા છે. અમદાવાદની એક 'પ્રતિષ્ઠા'ની ગણાએલી ત્રિપક્ષી ચૂંટણીમાં સામ્યવાદી ઉમેદવારની જીત આ બાબતમાં સુંદર ઉદાહરણ પૂરું પાડે છે. આર્થિક ક્ષેત્રે સામ્યવાદની ભૂમિકા ઠીકઠીક મોહક અને આવકારદાયક પણ છે; પરંતુ રાજકીય, માનવી, ને આધ્યાત્મિક ક્ષેત્રોમાં એની ભૂમિકા ઠીકઠીક શંકાસ્પદ, વિરોધજન્ય અને ભયંકર છે. હોઠ પર લોકશાહી, હૈયામાં આપખુદશાહી—એ ચીજ ખતરનાક નહીં તો બીજું શું? 'બૅલટ' (મતપેટી) દ્વારા સત્તા મેળવ્યા પછી સત્તા દ્વારા 'બૅલટ'નો નાશ કરવાની મહેચ્છા અને તૈયારી ભયજનક નહીં તો બીજું શું? એટલું માત્ર કહેવું જોઈએ કે સમાજમાંનાં વિવિધ ક્ષેત્રોમાં જે પ્રત્યાઘાતી પરિબળો છે તેમનો લાભ ઉઠાવવાની કળા સામ્યવાદીઓને સારી આવડે છે; અને પ્રગતિના આપણે હિમાયતી તરીકે, સામ્યવાદીઓને આ બાબતમાં અભિનંદન આપવા સાથે અન્ય પક્ષોની આ અંગેની બિનઆવડત બદલ શોક વ્યક્ત કરવો રહ્યો! શ્રી મેનનની વિરુદ્ધ જે બધાં તત્ત્વોનો શંભુમેળો એકત્ર થયો હતો, તેમાંથી પણ જાણે પ્રગતિ ને વિકાસની આડે આવતાં તત્ત્વો જ વધારે બળવાન લાગતાં હતાં! શ્રી મેનનની ભારે મોટી બહુમતી (૧,૪૫,૩૫૮ મતોની) શક્ય બનવાનું આ પણ એક નોંધપાત્ર કારણ હતું.

હવે, 'જમણી' પાંખના ગણાતા બે રાજકીય પક્ષો—જનસંઘ અને સ્વતંત્ર પક્ષ—વિષે જોઈએ. જનસંઘનો પ્રચાર વ્યવસ્થિત અને યોજનાબદ્ધ જણાયો. એના કાર્યકરો

પાસે તર્કશુદ્ધ વિચારસરણી હોવા ઉપરાંત સામ્યવાદીઓની જેમ તેઓ ધ્યેયવાદી અને ધ્યેય તરફ મંડ્યા રહેનારા લાગે છે. જનસંઘને કોમવાદી ગણવો કે નહીં તે વિવાદાસ્પદ પ્રશ્ન છે, પણ રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘ (R. S. S.)-નાં 'બૌદ્ધિકો'નો પડછાયો એના પર છે, અને 'સંઘ'-નું ઝનૂન એને સ્પર્શે છે એમ લાગે છે. જનસંઘની વિચારસરણીમાં રાષ્ટ્રવાદની અને ઉગ્ર રાષ્ટ્રવાદની ભૂમિકા સ્પષ્ટપણે તરી આવે છે, પણ એ રાષ્ટ્રવાદ હિંદી કે હિંદુ એવો ભ્રમ જરૂર જાગે છે! જનસંઘે આ વખતે લોકસભામાં પોતાનું સંખ્યાબળ સુધાર્યું છે; ગઈ ચૂંટણીમાં એની ૬ બેઠકો હતી તેને બદલે હવે ૧૪ થઈ છે. સામાન્યપણે ઉત્તર ભારતમાં આ પક્ષ ઝપાટાબંધ જોર પકડતો જણાય છે. ભારતીય રાજકારણમાં રૂઢિચુસ્ત પક્ષ તરીકે નામના મેળવતો સ્વતંત્ર પક્ષ આ વખતે પહેલવહેલો ચૂંટણીના મેદાનમાં આવ્યો, અને એણે પહેલે ઝાટકે ઠીક સંખ્યામાં કિલ્લાઓ સર કર્યા છે! એ પક્ષનો દેખાવ, એના સભ્યોની વિવિધતા અને શંભુમેળા સમી રચનાની દૃષ્ટિએ સરસ નહીં લાગતાં છતાં, પરિણામોની દૃષ્ટિએ ગણનાપાત્ર કહી શકાય. એની પાસે નાણાંની અછત જણાઈ નથી; એ બાબતમાં કૉંગ્રેસ સાથે એ ઝડપથી બરોબરી કરી શકે એમ છે! દાખલા તરીકે, જે. આર. ડી. ટાટાની કંપનીએ આ ચૂંટણીમાં જે કુલ રકમ રાજકીય પક્ષો પેટે ફાળા તરીકે આપી એમાં કૉંગ્રેસને ૨/૩ અને સ્વતંત્રને ૧/૩ એમ હતી. હવેના વર્ષોમાં આ પ્રમાણ બદલાય તો નવાઈ નહીં! સ્વતંત્ર પક્ષના સ્થાપક અને ચાણાક્ષ રાજનીતિજ્ઞ શ્રી. રાજગોપાલાચારીનું નેતૃત્વ પક્ષને મળ્યું છે એ એને લાભદાયક નીવડ્યું છે. પોતાના દેશવ્યાપી ચૂંટણી-પ્રચારમાં શ્રી. નેહરુએ વારંવાર શ્રી. રાજાજીની અને એમના વિચારોની દેખીતી રીતે ઝાટકણી કાઢી એ પણ એક રીતે તો શ્રી. રાજાજીના પ્રભાવી સામર્થ્યની સાક્ષી પૂરે છે. સ્વતંત્ર પક્ષમાં રાજામહારાજાઓ છે, ગુજરાતમાં એમાંના કેટલાકે જોર પણ બતાવ્યું છે, જયપુરનાં મહારાણી શ્રીમતી ગાયત્રીદેવીએ તો સ્વતંત્ર પક્ષનાં લોકસભા માટેનાં વિજયી ઉમેદવાર તરીકે કદાચ દેશભરમાં સૌથી વધારે વ્યક્તિગત મતોથી બહુમતી મેળવી છે (શ્રીમતી ગાયત્રીદેવીને એમના પછીના તરતના ઉમેદવાર કરતાં ૧,૫૭,૯૦૯ મત વધારે મળ્યા!). પણ રાજામહારાજાઓ તો કૉંગ્રેસ પક્ષમાં પણ છે અને ગુજરાતમાંથી પણ શ્રીમંત ગાયકવાડ કૉંગ્રેસની ટિકિટ પર ચૂંટાયા છે. એટલો ફરક કહી શકાય કે સ્વતંત્ર પક્ષમાં જેટલી સંખ્યા ને જેટલું વર્ચસ્વ રાજવીઓનું છે તેટલી સંખ્યા કૉંગ્રેસમાં હોય તોયે તેટલું વર્ચસ્વ કૉંગ્રેસ પર એમનું નથી. ચૂંટણીમાં સ્વતંત્ર પક્ષે વિજય માટે કૉંગ્રેસ પક્ષ જેવી જ રીતરસમો વાપરી લાગે છે! નાણાં, જ્ઞાતિ, પ્રચાર-ઝનૂન, એ બધામાં આ બે પક્ષોમાં જાણે તીવ્ર રસાકસી ન હોય! સ્વતંત્ર પક્ષની આર્થિક નીતિ હાલના સમયરંગને અવગણનારી જણાય છે. રાજકીય ક્ષેત્રે એની રૂઢિચુસ્તતા વ્યક્તિસ્વાતંત્ર્યને પોષક નીવડવા સંભવ છે એ લાભ ખરો. વળી, સ્વતંત્ર પક્ષના વિવિધ સભ્યો જોતાં એક એવી પણ છાપ પડે છે કે અસંતુષ્ટ આત્માઓની અહીં ભારે ભીડ જામી છે!

ત્રીજી સામાન્ય ચૂંટણીમાં સૌથી વધુ કરુણ સ્થિતિ પ્રજાસમાજવાદી પક્ષની સર્જાઈ લાગે છે. ડૉ. રામમનોહર લોહિયાની આગેવાની હેઠળના સમાજવાદી પક્ષ સાથેનો પ્રજાસમાજવાદીઓનો અણબનાવ જાણીતો છે. એ માટે બન્ને જવાબદાર છે; કોનો દોષ વધારે એ અંગત અભિપ્રાયનો વિષય છે. સમાજવાદમાં જેટલી ઉત્કટતાથી તેટલી જ, બલ્કે રતિભર વધારે, અડગતાથી લોકશાહીમાં અવિચલ શ્રદ્ધા રાખનારાં પરિબળોને ભારતીય રાજકારણમાં પોષવાની આજે તાકીદની જરૂર છે. એ કામ એક મિશન તરીકે પ્રજાસમાજવાદી પક્ષ કરી શકે એવી એની લાયકાત છે, પણ એ કામ એ પક્ષ કરી શક્યો નથી! એની પાસે જે તંત્ર છે તે કાચુંઢીલું અને અસ્તવ્યસ્ત છે, એની નેતાગીરી મોળી છે, એની પાસે અભ્યાસી ને ધ્યેયવાદથી રંગાએલ યુવક–યુવતીઓનો મધપૂડો નથી! પ્રજાસમાજવાદી પક્ષની આ બધી બીમારીઓ તે પક્ષની આંતરિક સ્વરૂપની છે, અને એ બીમારીઓનાં કેટલાંક વ્યાપક પરિણામો એણે આ વખતે બરાબર ભોગવ્યાં છે. આત્મમંથનને બદલે, અને ત્યાર પછીની આવશ્યક આત્મસુધારણાને બદલે, પ્રજાસમાજવાદી પક્ષ કાં તો પારકાંઓની ટીકામાં હજી પણ રચ્યોપચ્યો રહ્યો છે અગર તો ચૂંટણી પરિણામોનાં દ્રાક્ષફળ ખાટાં છે એમ કહે છે એ કેવળ આત્મપ્રતારણા નહીં તો બીજું શું? પ્રજાસમાજવાદી પક્ષ જાણે ચોતરફથી ઘેરાયો છે–

સમાજવાદની ફિલસૂફીનાં એનાં વસ્ત્રો કૉંગ્રેસે (આવડી અધિવેશનના સમયથી) છીનવી લઈને જેમ તેમ ધારણ કર્યાં છે; નાણાંકીય ભંડોળમાં સ્વતંત્ર પક્ષે ફલાંગો મારી છે; ઝનૂની અને માથાભારે વિરોધ કરવામાં સામ્યવાદી પક્ષ મોખરે છે; નિર્ભેળ, જહાલ સમાજવાદ લોહિયા સમાજવાદીઓની વિશેષતા બની રહી છે; રાષ્ટ્રવાદની ભૂમિકા લેવામાં જનસંઘ વધુ મક્કમ માલૂમ પડ્યો છે! આમ, પ્રજાસમાજવાદી પક્ષની ધરતી જાણે કે રસહીન થઈ છે, એનાં અંગોપાંગ જાણે વસ્ત્રહીન બન્યાં છે, એનાં હાડમાંસમાંથી જાણે પ્રાણ ઓસરવા લાગ્યો છે! પ્રજાસમાજવાદી પક્ષે હવે શું કરવું? કૉંગ્રેસ સાથે જોડાઈ જવું? લોહિયા–સમાજવાદીઓ સાથે મનમેળ સાધવો? જુદા રહીને વિકલ્પ પક્ષ તરીકે તરી જવાનો ભગીરથ પુરુષાર્થ હવેના પાંચ વર્ષમાં ફરી એકવાર કરી છૂટવો? આ બધા પ્રશ્નો ઊંડી, સહાનુભૂતિભરી, ઉત્કટ વિચારણા માંગી લે એવા છે. પણ એક વાત બહુ સ્પષ્ટ લાગે છે કે લોકશિક્ષણ, રચનાત્મક કાર્ય, સ્પષ્ટ દિશાસૂચન, પ્રખર ધ્યેયવાદ, અભ્યાસયુક્ત કાર્યકરો, અસરકારક નેતૃત્વ એમ અનેક ક્ષેત્રે આ પળે સિદ્ધિઓ મેળવવા માટેના પ્રયાસો, આ પક્ષે તાત્કાલિક કરી દેવા જોઈએ.

ગુજરાત રાજ્યમાંની ચૂંટણી વિષે વિસ્તારથી વિવેચન કરવું જોઈએ. એમ કરવા જતાં અહીં સ્થળસંકોચની મુશ્કેલી ઉપરાંત સમગ્ર ભારતીય ચિત્રના આ રેખાદર્શનમાં એક રાજ્ય ઉપર વધારે ધ્યાન આપવા જતાં આખું ચિત્ર સપ્રમાણ અને સુરેખ બનતું અટકે! તેથી, ગુજરાતનું ચિત્ર આવતા અંકે!

દરમિયાન, ઉપસંહાર તરીકે થોડી વાતો ઉમેરીએ. પ્રજાસત્તાક ભારતમાંના લોકશાહીતંત્ર વિષે બહુ મોટી આશાઓ બાંધવા સારુ હજુ વાતાવરણ સર્જાયું નથી, ભાવિ હજી ઠીક ઠીક શંકાસ્પદ (એટલે કે, લોકશાહી માટે ઓછું આશાસ્પદ) દેખાય છે. સ્વભાવ, વૃત્તિ અને વિચારસરણીથી હું પોતે આશાવાદી હોવા છતાં આ પ્રકારે નિરાશાનો સૂર મારે વ્યક્ત કરવો પડે છે એનું દુઃખ અવર્ણનીય છે. કૉંગ્રેસ પક્ષમાં પડેલી બીમારીઓ કેટલીક તો, કૅન્સર જેવા અસાધ્ય રોગ માફક, સફળ ઈલાજ નહીં થઈ શકે એવી જણાય છે! હજી પણ ભારતીય પ્રજા કૉંગ્રેસને બદલે સત્તા પર આવે એવો બીજો સમર્થ પક્ષ તૈયાર કરી શકી નથી. પરિણામે, રાજકીય ક્ષેત્રે શૂન્યાકાશ જેવું થાય (અને નેહરુ પછી એવું નહીં થાય, એમ કહેનારા હિંમતવાન લોકશાહીવાદીઓ કેટલા?) તો ખાડો પૂરવાને કોઈ કાબેલ વ્યક્તિ દેખાતી નથી! લોકશાહી તંત્ર અને પ્રણાલિકાઓ હજી આપણી ભૂમિમાં મૂળિયાં પકડી શક્યાં નથી. તેથી તરેહતરેહની (અને ન કરવા જેવી) શંકા, કુશંકાઓનાં ઘનઘોર વાદળાં મન-આકાશમાં ભારે ઉકળાટ સાથે જમાં થતાં જાય છે–ભારતમાં લશ્કરી હકૂમત આવશે? લોહિયાળ ક્રાંતિ થશે? આંતરવિગ્રહ ફાટી નીકળશે? મોહક સરમુખત્યારશાહીનાં પગરણ થશે?

લોકશાહી રાજ્યતંત્ર માટે લોકશાહી સમાજરચના આવશ્યક છે. લોકશાહીનાં મૂલ્યો વિષે પ્રજાની જાગૃતિ ને સમજ આવશ્યક છે. એવાં મૂલ્યોની સાચી સમજણ અને સંભાળપૂર્વકની માવજત આ તબક્કે આપણી મોટામાં મોટી અને અનિવાર્ય એવી જરૂરિયાત છે. એને સારુ પ્રજાકીય પુરુષાર્થ જોઈએ. આજે તે દેખાતો નથી; આવતી કાલે તેનાં શુભ પરિણામો જોવા મળે એ રીતે આજે જ એ શરૂ થઈ જવો જોઈએ! એમ થાય તો જ આ દેશમાં ક્રાંતિ થશે, અને તે 'સમૂળી' હશે અને 'શાંતિભરી' પણ હશે!

લંડનનું જગપ્રસિદ્ધ સાપ્તાહિક અખબાર 'The Observer,' તા. ૪ માર્ચ ૧૯૬૨ ના અંકમાં ભારતની ચૂંટણી વિષે રસિક સમાલોચના કરતાં ભારતીય રાજકારણ અંગે માર્મિક મુદ્દાઓ રજૂ કરે છે તે 'અભ્યાસ'ના વાચકોને વિચારપ્રેરક જણાશે એમ માનીને નીચે ટાંકું છું:

'The results emphasise the two decisive factors in Indian politics:–

1. The main battles are fought within the Congress Party itself. Because of its size and long monopoly of power, ideological and personal feuds among its members are inevitable. It is, like the Democratic Party in America, a coalition of interests rather than a united movement.

2. Interests which cannot find expression through Congress are often able to attract support on a local level though failing on a national scale. Hence the proliferation of small parties.'

*

પાસે તર્કશુદ્ધ વિચારસરણી હોવા ઉપરાંત સામ્યવાદીઓની જેમ તેઓ ધ્યેયવાદી અને ધ્યેય તરફ મંડ્યા રહેનારા લાગે છે. જનસંઘને કોમવાદી ગણવો કે નહીં તે વિવાદાસ્પદ પ્રશ્ન છે, પણ રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘ (R. S. S.)-નાં 'બૌદ્ધિક'નો પડછાયો એના પર છે, અને 'સંઘ'-નું ઝનૂન એને સ્પર્શે છે એમ લાગે છે. જનસંઘની વિચારસરણીમાં રાષ્ટ્રવાદની અને ઉગ્ર રાષ્ટ્રવાદની ભૂમિકા સ્પષ્ટપણે તરી આવે છે, પણ એ રાષ્ટ્રવાદ હિંદી કે હિંદુ એવો ભ્રમ જરૂર જાગે છે! જનસંઘે આ વખતે લોકસભામાં પોતાનું સંખ્યાબળ સુધાર્યું છે; ગઈ ચૂંટણીમાં એની ૬ બેઠકો હતી તેને બદલે હવે ૧૪ થઈ છે. સામાન્યપણે ઉત્તર ભારતમાં આ પક્ષ ઝપાટાબંધ જોર પકડતો જણાય છે. ભારતીય રાજકારણમાં રૂઢિચુસ્ત પક્ષ તરીકે નામના મેળવતો સ્વતંત્ર પક્ષ આ વખતે પહેલવહેલો ચૂંટણીના મેદાનમાં આવ્યો, અને એણે પહેલે ઝાટકે ઠીક સંખ્યામાં કિલ્લાઓ સર કર્યા છે! એ પક્ષનો દેખાવ, એના સભ્યોની વિવિધતા અને શંભુમેળા સમી રચનાની દૃષ્ટિએ સરસ નહીં લાગતાં છતાં, પરિણામોની દૃષ્ટિએ ગણનાપાત્ર કહી શકાય. એની પાસે નાણાંની અછત જણાઈ નથી; એ બાબતમાં કૉંગ્રેસ સાથે એ ઝડપથી બરોબરી કરી શકે એમ છે! દાખલા તરીકે, જે. આર. ડી. ટાટાની કંપનીએ આ ચૂંટણીમાં જે કુલ રકમ રાજકીય પક્ષો પેટે ફાળા તરીકે આપી એમાં કૉંગ્રેસને ૨/૩ અને સ્વતંત્રને ૧/૩ એમ હતી. હવેના વર્ષોમાં આ પ્રમાણ બદલાય તો નવાઈ નહીં! સ્વતંત્ર પક્ષના સ્થાપક અને ચાણાક્ષ રાજનીતિજ્ઞ શ્રી. રાજગોપાલાચારીનું નેતૃત્વ પક્ષને મળ્યું છે એ એને લાભદાયક નીવડયું છે. પોતાના દેશવ્યાપી ચૂંટણી-પ્રચારમાં શ્રી. નેહરુએ વારંવાર શ્રી. રાજાજીની અને એમના વિચારોની દેખીતી રીતે ઝાટકણી કાઢી એ પણ એક રીતે તો શ્રી. રાજાજીના પ્રભાવી સામર્થ્યની સાક્ષી પૂરે છે. સ્વતંત્ર પક્ષમાં રાજામહારાજાઓ છે, ગુજરાતમાં એમાંના કેટલાકે જોર પણ બતાવ્યું છે, જયપુરનાં મહારાણી શ્રીમતી ગાયત્રીદેવીએ તો સ્વતંત્ર પક્ષનાં લોકસભા માટેનાં વિજયી ઉમેદવાર તરીકે કદાચ દેશભરમાં સૌથી વધારે વ્યક્તિગત મતોથી બહુમતી મેળવી છે (શ્રીમતી ગાયત્રીદેવીને એમના પછીના તરતના ઉમેદવાર કરતાં ૧,૫૭,૯૦૯ મત વધારે મળ્યા!). પણ રાજામહારાજાઓ તો કૉંગ્રેસ પક્ષમાં પણ છે અને ગુજરાતમાંથી પણ શ્રીમંત ગાયકવાડ કૉંગ્રેસની ટિકિટ પર ચૂંટાયા છે. એટલો ફરક કહી શકાય કે સ્વતંત્ર પક્ષમાં જેટલી સંખ્યા ને જેટલું વર્ચસ્વ રાજવીઓનું છે તેટલી સંખ્યા કૉંગ્રેસમાં હોય તોયે તેટલું વર્ચસ્વ કૉંગ્રેસ પર એમનું નથી. ચૂંટણીમાં સ્વતંત્ર પક્ષે વિજય માટે કૉંગ્રેસ પક્ષ જેવી જ રીતરસમો વાપરી લાગે છે! નાણાં, જ્ઞાતિ, પ્રચાર-ઝનૂન, એ બધામાં આ બે પક્ષોમાં જાણે તીવ્ર રસાકસી ન હોય! સ્વતંત્ર પક્ષની આર્થિક નીતિ હાલના સમયરંગને અવગણનારી જણાય છે. રાજકીય ક્ષેત્રે એની રૂઢિચુસ્તતા વ્યક્તિસ્વાતંત્ર્યને પોષક નીવડવા સંભવ છે એ લાભ ખરો. વળી, સ્વતંત્ર પક્ષના વિવિધ સભ્યો જોતાં એક એવી પણ છાપ પડે છે કે અસંતુષ્ટ આત્માઓની અહીં ભારે ભીડ જામી છે!

ત્રીજી સામાન્ય ચૂંટણીમાં સૌથી વધુ કરુણ સ્થિતિ પ્રજાસમાજવાદી પક્ષની સર્જાઈ લાગે છે. ડૉ. રામમનોહર લોહિયાની આગેવાની હેઠળના સમાજવાદી પક્ષ સાથેનો પ્રજાસમાજવાદીઓનો અણબનાવ જાણીતો છે. એ માટે બન્ને જવાબદાર છે; કોનો દોષ વધારે એ અંગત અભિપ્રાયનો વિષય છે. સમાજવાદમાં જેટલી ઉત્કટતાથી તેટલી જ, બલ્કે રતિભર વધારે, અડગતાથી લોકશાહીમાં અવિચલ શ્રદ્ધા રાખનારાં પરિબળોને ભારતીય રાજકારણમાં પોષવાની આજે તાકીદની જરૂર છે. એ કામ એક મિશન તરીકે પ્રજાસમાજવાદી પક્ષ કરી શકે એવી એની લાયકાત છે, પણ એ કામ એ પક્ષ કરી શક્યો નથી! એની પાસે જે તંત્ર છે તે કાચુંઢીલું અને અસ્તવ્યસ્ત છે; એની નેતાગીરી મોળી છે, એની પાસે અભ્યાસી ને ધ્યેયવાદથી રંગાએલ યુવક–યુવતીઓનો મધપૂડો નથી! પ્રજાસમાજવાદી પક્ષની આ બધી બીમારીઓ તે પક્ષની આંતરિક સ્વરૂપની છે, અને એ બીમારીઓનાં કેટલાંક વ્યાપક પરિણામો એણે આ વખતે બરાબર ભોગવ્યાં છે. આત્મમંથનને બદલે, અને ત્યાર પછીની આવશ્યક આત્મસુધારણાને બદલે, પ્રજાસમાજવાદી પક્ષ કાં તો પારકાંઓની ટીકામાં હજી પણ રચ્યોપચ્યો રહ્યો છે અગર તો ચૂંટણી પરિણામોનાં દ્રાક્ષફળ ખાટાં છે એમ કહે છે એ કેવળ આત્મપ્રતારણા નહીં તો બીજું શું? પ્રજાસમાજવાદી પક્ષ જાણે ચોતરફથી ઘેરાયો છે–

સમાજવાદની ફિલસૂફીનાં એનાં વસ્ત્રો કૉંગ્રેસે (આવડી અધિવેશનના સમયથી) છીનવી લઈને જેમ તેમ ધારણ કર્યાં છે; નાણાંકીય ભંડોળમાં સ્વતંત્ર પક્ષે ફલાંગો મારી છે; ઝનૂની અને માથાભારે વિરોધ કરવામાં સામ્યવાદી પક્ષ મોખરે છે; નિર્લેપ, જહાલ સમાજવાદ લોહિયા સમાજવાદીઓની વિશેષતા બની રહી છે; રાષ્ટ્રવાદની ભૂમિકા લેવામાં જનસંઘ વધુ મક્કમ માલૂમ પડ્યો છે! આમ, પ્રજાસમાજવાદી પક્ષની ધરતી જાણે કે રસહીન થઈ છે, એનાં અંગોપાંગ જાણે વસ્ત્રહીન બન્યાં છે, એનાં હાડમાંસમાંથી જાણે પ્રાણ ઓસરવા લાગ્યો છે! પ્રજાસમાજવાદી પક્ષે હવે શું કરવું? કૉંગ્રેસ સાથે જોડાઈ જવું? લોહિયા–સમાજવાદીઓ સાથે મનમેળ સાધવો? જુદા રહીને વિકલ્પ પક્ષ તરીકે તરી જવાનો ભગીરથ પુરુષાર્થ હવેના પાંચ વર્ષમાં ફરી એકવાર કરી છૂટવો? આ બધા પ્રશ્નો ઊંડી, સહાનુભૂતિભરી, ઉત્કટ વિચારણા માંગી લે એવા છે. પણ એક વાત બહુ સ્પષ્ટ લાગે છે કે લોકશિક્ષણ, રચનાત્મક કાર્ય, સ્પષ્ટ દિશાસૂચન, પ્રખર ધ્યેયવાદ, અભ્યાસયુક્ત કાર્યકરો, અસરકારક નેતૃત્વ એમ અનેક ક્ષેત્રે આ પળે સિદ્ધિઓ મેળવવા માટેના પ્રયાસો, આ પક્ષે તાત્કાલિક કરી દેવા જોઈએ.

ગુજરાત રાજ્યમાંની ચૂંટણી વિષે વિસ્તારથી વિવેચન કરવું જોઇએ. એમ કરવા જતાં અહીં સ્થળસંકોચની મુશ્કેલી ઉપરાંત સમગ્ર ભારતીય ચિત્રના આ રેખાદર્શનમાં એક રાજ્ય ઉપર વધારે ધ્યાન આપવા જતાં આખું ચિત્ર સપ્રમાણ અને સુરેખ બનતું અટકે! તેથી, ગુજરાતનું ચિત્ર આવતા અંકે!

દરમિયાન, ઉપસંહાર તરીકે થોડી વાતો ઉમેરીએ. પ્રજાસત્તાક ભારતમાંના લોકશાહીતંત્ર વિષે બહુ મોટી આશાઓ બાંધવા સારુ હજુ વાતાવરણ સર્જાયું નથી, ભાવિ હજી ઠીક ઠીક શંકાસ્પદ (એટલે કે, લોકશાહી માટે ઓછું આશાસ્પદ) દેખાય છે. સ્વભાવ, વૃત્તિ અને વિચારસરણીથી હું પોતે આશાવાદી હોવા છતાં આ પ્રકારે નિરાશાનો સૂર મારે વ્યક્ત કરવો પડે છે એનું દુઃખ અવર્ણનીય છે. કૉંગ્રેસ પક્ષમાં પડેલી બીમારીઓ કેટલીક તો, કૅન્સર જેવા અસાધ્ય રોગ માફક, સફળ ઇલાજ નહીં થઈ શકે એવી જણાય છે! હજી પણ ભારતીય પ્રજા કૉંગ્રેસને બદલે સત્તા પર આવે એવો બીજો સમર્થ પક્ષ તૈયાર કરી શકી નથી. પરિણામે, રાજકીય ક્ષેત્રે શૂન્યાકાશ જેવું થાય (અને નેહરુ પછી એવું નહીં થાય, એમ કહેનારા હિંમતવાન લોકશાહીવાદીઓ કેટલા?) તો ખાડો પૂરવાને કોઈ કાબેલ વ્યક્તિ દેખાતી નથી! લોકશાહી તંત્ર અને પ્રણાલિકાઓ હજી આપણી ભૂમિમાં મૂળિયાં પકડી શક્યાં નથી. તેથી તરેહતરેહની (અને ન કરવા જેવી) શંકા, કુશંકાઓનાં ઘનઘોર વાદળાં મન-આકાશમાં ભારે ઉકળાટ સાથે જમાં થતાં જાય છે–ભારતમાં લશ્કરી હકૂમત આવશે? લોહિયાળ ક્રાંતિ થશે? આંતરવિગ્રહ ફાટી નીકળશે? મોહક સરમુખત્યારશાહીનાં પગરણ થશે?

લોકશાહી રાજ્યતંત્ર માટે લોકશાહી સમાજરચના આવશ્યક છે. લોકશાહીનાં મૂલ્યો વિષે પ્રજાની જાગૃતિ ને સમજ આવશ્યક છે. એવાં મૂલ્યોની સાચી સમજણ અને સંભાળપૂર્વકની માવજત આ તબક્કે આપણી મોટામાં મોટી અને અનિવાર્ય એવી જરૂરિયાત છે. એને સારુ પ્રજાકીય પુરુષાર્થ જોઈએ. આજે તે દેખાતો નથી; આવતી કાલે તેનાં શુભ પરિણામો જોવા મળે એ રીતે આજે જ એ શરૂ થઈ જવો જોઈએ! એમ થાય તો જ આ દેશમાં ક્રાંતિ થશે, અને તે 'સમૂળી' હશે અને 'શાંતિભરી' પણ હશે!

લંડનનું જગપ્રસિદ્ધ સાપ્તાહિક અખબાર 'The Observer,' તા. ૪ માર્ચ ૧૯૬૨ ના અંકમાં ભારતની ચૂંટણી વિષે રસિક સમાલોચના કરતાં ભારતીય રાજકારણ અંગે માર્મિક મુદ્દાઓ રજૂ કરે છે તે 'અભ્યાસ'ના વાચકોને વિચારપ્રેરક જણાશે એમ માનીને નીચે ટાંકું છું:

'The results emphasise the two decisive factors in Indian politics:–

1. The main battles are fought within the Congress Party itself. Because of its size and long monopoly of power, ideological and personal feuds among its members are inevitable. It is, like the Democratic Party in America, a coalition of interests rather than a united movement.

2. Interests which cannot find expression through Congress are often able to attract support on a local level though failing on a national scale. Hence the proliferation of small parties.'

*

# મહાગુજરાતના યુવકોને

'કેળવણીનો આખોયે પ્રશ્ન પ્રાન્તિક અને વડી સરકાર વિચારી રહી છે. એમાં મૌલિક ફેરફારો જરૂર થશે; પરંતુ માબાપ, વિદ્યાર્થીઓ, શિક્ષકવર્ગ અને સરકાર, એ ચારેના સહકાર વગર ભવિષ્યનો યુવકવર્ગ મહાન નહિ બને. અત્યારે ઘણાંખરાં માબાપ બેદરકાર છે. વિદ્યાર્થીઓ મોટે ભાગે માત્ર પરીક્ષાઓ ધ્યાનમાં રાખીને ભણે છે. શિક્ષકવર્ગમાંથી બહુ જ થોડામાં વિદ્વત્તા, કર્તવ્યનિષ્ઠા કે વત્સલતાના ગુણ જોવામાં આવે છે; અને સરકાર ઘણી જવાબદારીઓમાંથી શિક્ષણનું કાર્ય ક્યારે થાળે પાડી શકશે તે કલ્પી શકાતું નથી.

આ બધાં કારણોથી યુવક ભાઈબહેનોએ અત્યારથી જ એક પણ દિવસ ગુમાવ્યા વગર આત્મોન્નતિનું કાર્ય તો સુવ્યવસ્થાપૂર્વક હાથમાં લઈ લેવું જોઈએ. ... ...

જ્ઞાન, ચારિત્ર્ય અને દેશસેવા: એ આદર્શ યુવકવર્ગે નક્કી કરવો જોઈએ, અને ઉચ્ચ જીવન પ્રાપ્ત કરવા માટે સદા જાગૃત રહેવું જોઈએ. અભ્યાસક્રમો બદલાય કે ન બદલાય, પણ તમારે 'નોટ્સ', પરીક્ષાઓનાં પેપર કે ગોખણપટ્ટીની સામગ્રી ધરાવતાં પાઠ્યપુસ્તકોના વાચન માત્રથી સંતોષાવું ન જોઈએ.

ખાનગી શિક્ષકો રાખવાની પ્રથા બંધ થવી જોઈએ અને સ્વાશ્રય, જાતમહેનત અને ખંતના ગુણ કેળવી વિદ્યાર્થીવર્ગે પોતે જ પોતાના વિષયો સમજી લેવા જોઈએ.

શાળા કે પાઠશાળાના શિક્ષણ ઉપરાંત આદર્શ વિદ્યાર્થીએ વર્તમાનપત્રો, માસિકો અને બહારનાં પુસ્તકો વાંચવાં જોઈએ; ચર્ચાસભા, અભ્યાસવર્ગો, જાહેર મેળાવડા અને વિદ્વાનોનાં ભાષણોમાં જતા રહેવું જોઈએ; અને સંગ્રહસ્થાનો, પ્રદર્શનો, પર્યટનો અને સત્સંગોના લાભ લેવા જોઈએ.

જીવનના અને દેશના તમામ પ્રશ્નો એણે સ્વતંત્રપણે સમજી લેવા જોઈએ અને સિદ્ધાન્તો નક્કી કરી લઈ અમલમાં મૂકવા જોઈએ ... ...

હાલના વિદ્યાર્થી અને વિદ્યાર્થિનીને માથે પહેલાંના રાજકુમારો જેટલી જ જવાબદારી છે; કારણ કે હવે એ પોતપોતાના ગામના અને નગરના જનપદ સભાના રાજકર્તા થવાના છે. પંચાયતોથી ૭ લાખ ગામડાંમાં રામરાજ્ય સ્થાપવાના મહાત્માજીના કોડ હતા. એકલા સ્વરાજ્યથી એમને સંતોષ નહોતો થયો. એમને તો રામરાજ્ય અને સર્વોદયની સ્થાપના કરવી હતી. ... ...

બહેનો અને ભાઈઓ, અમે તો ઘરડાં થયાં છીએ. હાલના પ્રધાનો અને અમલદારો બે દહાડાના મહેમાન છે. હવેની રાજકાજની, સમાજસુધારાની, મંદિરો અને સંપ્રદાયોના કચરા કહાડવાની, કોમી અને પ્રાન્તિક મતમતાંતરોની, ધર્માંધતાની, લોભ, મૂડીવાદ અને સામ્રાજ્યવાદની, હિંસા અને યુદ્ધોની, શોષિત અને શોષણ કરનારની ભાંજગડોના ઉકેલ તમારે જ કરવા પડશે.

નવી સ્મૃતિ રચવાનો અને સત્ય તથા ન્યાયના, અહિંસા અને પ્રેમના પાયા પર નવી સમાજરચના કરવાનો લહાવો તમારે લેવાનો છે. એ માટે ઉપરચોટિયું જ્ઞાન કામ નહીં લાગે.

અત્યારના વિદ્યાર્થીવર્ગમાં મોટામાં મોટો રોગ cynicismનો, યાને કોઈ પણ ગંભીર વિષયની મજાક ઉડાવવાનો છે. આનંદ-વિનોદનો હું દુશ્મન નથી અને નિર્દોષ હાસ્ય અને ગમ્મત મને ગમે છે. વિદ્યાર્થીવર્ગે આશાવાદી અને રમૂજી અવશ્ય બનવું જોઈએ. પણ—

'Work while you work, And play while you play;
That is the way, To be cheerful & gay.'

એટલે કે કામ કરતી વખતે બરાબર ધ્યાનપૂર્વક કામ કરો અને રમતી વખતે બરાબર રમો. આનંદી અને ખુશનુમા થવાને એ જ રાજમાર્ગ છે.

આ બાબત ધ્યાનમાં રાખવા આપ યુવકવર્ગને ભલામણ કરું છું.'

હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ

[...ને ચરણે (વ્યાખ્યાનસંગ્રહ'), સન ૧૯૫૦; પૃષ્ઠ ૩૧૫-૩૧૭]

# અભ્યાસ

વિચાર અને વિવેચનનું સામયિક



"સર્વ સદ્‌ગુણોનો સંક્ષેપ કરીએ તો છેવટે અહિંસા અને સત્ય એ જ વસ્તુ રહેશે. તે બંનેના પેટામાં બાકીના બધા સદ્‌ગુણો આવી જાય છે. પણ નિર્ભયતા અને નમ્રતા એ એની વાત જુદી છે. નિર્ભયતાથી પ્રગતિ થઈ શકે છે, આગળ વધી શકાય છે અને નમ્રતાથી બચાવ થાય છે. સત્ય અને અહિંસા એ બે ગુણોની મૂડી બાંધીને નિર્ભયપણે આગળ વધવું જોઈએ. જીવન વિશાળ છે. તેમાં અનિરુદ્ધ, ખંચકાયા વગર, અટક્યા વગર આગળ સંચાર કરતા રહેવું જોઈએ. પગલું ચૂકી ન જવાય તેટલા ખાતર સાથમાં નમ્રતા હોય એટલે થયું. પછી સત્ય અહિંસાના પ્રયોગો કરતા કરતા નિર્ભયપણે બેધડક, ખુશીથી આગળ ચાલો. તાત્પર્ય કે સત્ય ને અહિંસાનો વિકાસ નિર્ભયતા અને નમ્રતા એ બે વડે થાય છે."

['ગીતા પ્રવચનો', ઑગસ્ટ–૧૯૫૨, પૃષ્ઠ ૨૪૦] — વિનોબા ભાવે

વર્ષ ૧
અંક ૯
એપ્રિલ • ૧૯૬૬
સંપાદક • પુરુષોત્તમ ગણેશ માવળંકર

વર્ષ ૧ • અંક ૯
# અભ્યાસ
સંપાદક: પુરુષોત્તમ ગણેશ માવળંકર
એપ્રિલ ૧૯૬૨

## અનુક્રમ



*

## અભ્યાસ

* વાર્ષિક લવાજમ રૂપિયા આઠ, છમાસિક રૂપિયા પાંચ, છૂટક અંકનો રૂપિયો એક.

* 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ–૧ એ સરનામે લવાજમ રૂબરૂ ભરી શકાશે.

* મનીઑર્ડરથી કે ચેકથી લવાજમ–પુ. ગ. માવળંકર, 'પ્રગતિ', ૧૫ મહારાષ્ટ્ર સોસાયટી, અમદાવાદ-૬ એ સરનામે–મોકલવું, તથા ચેક પુ. ગ. માવળંકરના નામનો લખવો, એવી વિનંતી છે.

* 'અભ્યાસ' માટે લેખો શાહીથી પાનાની એક તરફ અને સુવાચ્ય અક્ષરે મોકલવા, અને લેખો તથા અવલોકન માટેનાં પુસ્તકો 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ–૧ને સરનામે મોકલવા વિનંતી છે.

* નવા ગ્રાહકો પ્રથમ અંકથી જ નોંધાય છે અને પાછલા બધા અંકો એમને અપાય છે.

* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.

મુદ્રક અને પ્રકાશક: પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

# નૈવેદ્ય

रम्याणि वीक्ष्य मधुरांश्च निशम्य शब्दान्पर्युत्सुकीभवति यत्सुखितोऽपि जन्तुः।

तच्चेतसा स्मरति नूनमबोधपूर्वं भावस्थिराणि जननान्तरसौहृदानि॥

**ભાવાર્થ:** રમણીય વસ્તુઓનું દર્શન કરીને તથા શ્રુતિમનોહર શબ્દોનું શ્રવણ કરીને જો સુખી મનુષ્ય પણ ઉત્કંઠા અનુભવે છે–બેચેન થાય છે તો તે જરૂર વાસનારૂપે નિશ્ચલ થયેલા પૂર્વજન્મના અનુરાગનું અજાણ્યે સ્મરણ કરે છે.

**નોંધ:** આ શ્લોક અભિજ્ઞાનશાકુન્તલનાં સર્વાંગમનોહર શ્લોકોમાં પ્રથમ પંક્તિમાં મુકાય તેવો છે. દુષ્યંત હંસપદિકાનું ગીત સાંભળીને સુખમાં હોવા છતાં, વસુમતીના સહવાસમાં હોવા છતાં પર્યુત્સક બને છે, વિરહાવસ્થાની બેચેની અનુભવે છે તેનું કારણ સમજાવતાં કવિ પ્રાણીના ચિત્તની એક વિશિષ્ટ અવસ્થાનું સૂક્ષ્મ અન્વેષણ રજૂ કરે છે. મન કૅમેરાના યંત્ર કરતાં કયાંય ચડિયાતું છે. તે ક્ષણે ક્ષણે જેનો અનુભવ કરે છે તેની પ્રતિકૃતિ તેના પર અંકિત થઈ જાય છે, ભાવરૂપે, વાસનાસ્વરૂપે તેમાં હંમેશને માટે નિશ્ચલ બની જાય છે. પ્રાણીના અંતર્મન (subconscious mind)માં અનુભવેલી વસ્તુઓનાં અગણિત ચિત્રો વાસનારૂપે નિરંતર રહેલાં હોય છે. કોઈપણ અનુભૂતિની છાપ સુષુપ્ત ભાવનાસ્વરૂપે પ્રાણીના ચિત્તમાં પડી રહે છે અને જ્યારે તે જાગે છે ત્યારે સ્મૃતિનો ઉદય થાય છે. અનુભવમાંથી સંસ્કાર (mental impression)નો જન્મ થાય છે અને તે સંસ્કાર જાગી ઊઠતાં સ્મરણનો ઉદય થાય છે. અનુભવેલી વસ્તુનો સંસ્કાર મનમાં રહેલો હોય છે અને તેને કોઈ ઉદ્બોધક (reviver) જગાડે છે. આમ થતાં સ્મરણનો ઉદય થાય છે. આવી સ્મૃતિની પ્રક્રિયા છે અને ન્યાયશાસ્ત્રમાં 'संस्कारमात्रजन्यं ज्ञानं स्मृतिः।' –'સંસ્કારમાત્રથી જ ઉત્પન્ન થતું જ્ઞાન સ્મૃતિ છે'—એ રીતે તેને દર્શાવી છે. આ શ્લોકમાં જે સ્મૃતિની વાત કરી છે તે કોઈ વિચિત્ર પ્રકારની સ્મૃતિ છે. મનુષ્ય સુખી હોય, આનંદમાં હોય અને એકાએક કોઈ રમણીય પદાર્થોનું દર્શન કરીને કે મીઠા શબ્દોનું શ્રવણ કરીને બેચેન બની જાય તો જરૂર એમ સમજવું કે તે સંસ્કારરૂપે મનમાં સ્થિર થઈ ગયેલી કોઈ પૂર્વજન્મની મૈત્રીને અજ્ઞાનપૂર્વક યાદ કરે છે–એટલે કે તે પૂર્વજન્મમાં થયેલા કોઈ મૈત્રીના સંબંધને સ્મરે છે પણ તે મૈત્રી જે વ્યક્તિ સાથે હોય છે તેનું સ્મરણ તેને થતું નથી. કોઈક વ્યક્તિ તેને આકર્ષે છે પણ કઈ વ્યક્તિ આકર્ષે છે તેનું જ્ઞાન તેને હોતું નથી. પૂર્વજન્મની મૈત્રી સાંભરે છે પણ તે મૈત્રીનો વિષય જે વ્યક્તિ છે તેની યાદ આવતી નથી. મૈત્રી યાદ આવે છે; જેની સાથે મૈત્રી થયેલી છે તેનું અજ્ઞાન રહે છે. આવી અજ્ઞાનપૂર્વક સ્મૃતિ તેને બેચેન કરી મૂકે છે. દુષ્યન્તને પૂર્વે થયેલો કોઈ સ્નેહસંબંધ, અનુરાગ યાદ આવે છે પણ જે વ્યક્તિ સાથે તેને અનુરાગ થયો છે તેનું સ્મરણ થતું નથી. દુર્વાસાના શાપને લીધે શકુન્તલાનું તેને વિસ્મરણ થયું છે પણ હંસપદિકાનું ગીત સાંભળીને તેને પૂર્વે થયેલો કોઈ અનુરાગ, પ્રણય યાદ આવે છે પણ તે પ્રેમ જે વ્યક્તિને ઉદ્દેશીને છે તેનું સ્મરણ તેને થતું નથી. અનુરાગનું સ્મરણ થાય છે, પણ અનુરાગનો વિષય શકુન્તલા તેને યાદ આવતી નથી; તેનું તો અજ્ઞાન જ રહ્યા કરે છે. આવી અનુરાગના વિષયના અજ્ઞાનવાળી તેની મનોદશા તેને બેચેન કરી નાખે છે. તેને કોઈ આકર્ષે છે એમ થયા જ કરે છે, પણ કોણ આકર્ષે છે તેનું સ્મરણ થતું નથી. દુર્વાસાના શાપ પહેલાં થયેલો શકુન્તલા સાથેનો સ્નેહસંબંધ જાણે જન્મજન્માન્તરનો સંબંધ હોય તેવો છે. મન જન્મજન્માન્તરના સંબંધોને સંઘરી રાખે છે. કોઈ વખત સુખી મનુષ્યને આનંદ આપનારાં જ સાધનો, દા. ત., રમણીય વસ્તુઓનું દર્શન કે મધુર શબ્દોનું શ્રવણ, જ્યારે વિહ્વળ કરી નાખે છે, ઉદાસ કરી નાખે છે, ત્યારે આવી અભાનપૂર્વક સ્મૃતિ જ તેનું કારણ હોય છે. અનુરાગની સ્મૃતિ થાય, પણ અનુરાગનો વિષય જેમ યાદ કરવા મથે તેમ વધારે ને વધારે અજ્ઞાત રહ્યા કરે એવી દુષ્યન્તની અસહ્ય મનોદશાનું વિશ્લેષણ કરતો આ શ્લોક સંસ્કૃત સાહિત્યમાં કવિ-પ્રતિભાના અદ્ભુત વિલાસના ઉદાહરણ તરીકે અમર રહેશે.

[સંપાદક: એ. જી. ભટ્ટ, સંસ્કૃતના પ્રાધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

*

# સ્વરાજ્ય

વિશ્વનાથ કાશીનાથ રાજવાડે

[ઇતિહાસાચાર્ય રાજવાડેએ 'વિશ્વવૃત્ત' માસિકના જુલાઈ, ૧૯૦૬ના અંકમાં લખેલા લેખનો શ્રીમતી પૂર્ણિમા પુ. માવળંકરે કરેલો અનુવાદ]

હિંદુસ્તાનના બનાવોમાં છેલ્લા ત્રણ મહિના ખૂબ વિચાર કરવા જેવા પસાર થયા.

ઉદાર મોર્લે, દોઢસો અંગ્રેજોની ઇંડિયન પાર્લમેન્ટરી કમિટી, થૉર્બર્ન, રે, વગેરે મીઠાબોલા લોકો હિંદુસ્તાનને સ્વરાજ્ય આપશે એવી મોટી આશા જાગી હતી તે પૂરેપૂરી નષ્ટ થઈ ગઈ. કર્ઝને કરેલા જખમોને આ લોકો કંઈ નહિ તો મલમપટ્ટી તો લગાડશે એવી જે આશા હતી, તે પણ ફળીભૂત થઈ નહિ; અને આગળ ઉપર થશે એવો ફિક્કો રંગરાગ પણ દેખાતો નથી.

બંગભંગ રદ થશે નહિ, એવું મોર્લેએ ભારપૂર્વક કહ્યું.

પંજાબમાં કર્ઝનની વિરુદ્ધ ફરિયાદ કરવાને કારણે જેમની ભારતનાં મિત્રોમાં ભૂલથી ગણના થઈ ગયેલી એવા થૉર્બર્ન એમ બોલતા થયા કે હિંદુસ્તાન સ્વરાજ્યને લાયક નથી.

મુંબઈના લોકપ્રિય ગવર્નર લૉર્ડ રેએ એવી સ્પષ્ટોક્તિ કરી કે ઇંગ્લેન્ડ એ ઇંગ્લેન્ડ ને હિંદુસ્તાન એટલે હિંદુસ્તાન—એ વાત હિંદુસ્તાનના લોકોએ ધ્યાનમાં રાખવી. 'બાંધછોડ' (On Compromise) પર ગ્રંથ લખનાર મોર્લે, પંજાબ-ભંગ બદલ ધુમરાણ મચાવનાર થૉર્બર્ન અને સ્વરાજ્યપ્રિય ડચ લોકોના વંશજ લૉર્ડ રે આ ત્રણ ભરોસાપાત્ર ભેંશાએ, 'કેસરી'કાર કહે છે તે પ્રમાણે, સાચે જ ઊલટી લાત મારી!

સમજૂતી થશે, એવો વિશ્વાસ હિંદુસ્તાનના અનેક લોકોને શા સારુ બેઠો?

મિઠ્ઠી મિઠ્ઠી વાતો, ગુલાબી ગપ્પાં અને લુચ્ચાઈ-ભર્યાં વ્યાખ્યાનો—એ બધાંથી આ લોકો અંજાઈ ગયા; બીજું કશું નહિ.

છેલ્લાં ત્રણસો વર્ષમાંનું બ્રિટિશ સત્તાનું સ્વરૂપ જો આ લોકોએ જોયું હોત તો તેઓ આમ ફસાયા ન હોત.

ઈ. સ. ૧૬૦૦થી માંડીને ઈ. સ. ૧૭૩૦ સુધી અંગ્રેજ કંપની હિંદુસ્તાનમાં ચાર–પાંચ જગ્યાએ મૂળિયાં પકડતી હતી. સદર અવધિમાં આ કંપનીમાંના અધિકારી અને કર્તાહર્તા નોકરો બધા અંગ્રેજ હોઈ, સટરપટર નોકર અને મુકાદમ માત્ર હિંદીઓ હતા. મુંબઈ, કલકત્તા અને મદ્રાસમાંની નાનકડી અને અસ્પષ્ટ રાજ્યસત્તા કેવળ ગોરા લોકોના હાથમાં હતી.

૧૭૩૦ની સાલ પછી કંપનીસરકાર હિંદુસ્તાનના રાજકારણમાં માથું મારવા લાગી. માથું મારતાં મારતાં સન ૧૮૦૩માં મરાઠાઓના હાથમાંથી એણે હિંદુસ્તાનનું સાર્વભૌમત્વ મેળવ્યું. ૧૮૦૩માં પણ બધા કર્તાહર્તા અધિકારીઓ એકેએક અંગ્રેજ જ હતા. સન ૧૮૦૩થી ૧૯૦૬ સુધીનાં ૧૦૩ વર્ષોમાં હિંદુસ્તાનમાં અંગ્રેજ રાજ્ય-તંત્રના બધા કર્તાહર્તા અધિકારીઓ એકેએક અંગ્રેજ જ છે. સારાંશ, ૧૬૦૦ની સાલથી માંડીને ૧૯૦૬ સુધીનાં ૩૦૬ વર્ષ દરમિયાન કર્તાકારવતા અધિકારીઓમાં અંગ્રેજોએ એક પણ હિંદી લીધો નહિ.

અંગ્રેજ રાજસત્તાનું બીજ આમાં જ છે.

બધી જ રીતે બેમાલૂમ એવી ગુપ્તમંડળી પ્રમાણે આ રાજ્યતંત્ર ચાલી રહ્યું છે.

૧૮૦૩ સુધી, કદાચ ૧૮૫૭ સુધી, કંપનીની અંગ્રેજી ભાષા હિંદુસ્તાનમાંના કહેવાતા મુત્સદ્દીઓને સમજાતી નહોતી. અર્થાત્, સહજ રીતે ગુપ્ત ભાષા જેમ એનો ઉપયોગ થતો નહિ.

હિંદુસ્તાનમાંનાં બધા રાજા-રજવાડાંઓ આંતરિક અને બાહ્ય ફાટફૂટનાં જાણે કે અડ્ડા જેવાં બની ગયાં હતાં. એ સ્થિતિ કંપની સરકારમાં નહોતી. કંપનીનાં બધાં કામ કરનારા પુરુષો રાજ્યતૃષ્ણાના અને દ્રવ્યતૃષ્ણાના એક પ્રબળ હેતુથી બંધાયેલા હોવાથી પક્ષાભિમાન, ધર્માભિ-માન, પ્રાંતાભિમાન, જાત્યાભિમાન, વ્યક્તિ–અભિમાન વગેરેથી તેઓ બિલકુલ ઘેરાયેલાં નહોતા. લોભ સિવાય બીજા કશાનું અભિમાન કંપનીને નહોતું. તેથી અંગ્રેજ મુત્સદ્દી-ગીરીને વિજયશ્રીએ ક્યારેય દગો દીધો નહિ. કંપનીના

રાજ્યકર્તાઓમાં જો હિંદી માણસો લીધા હોત, તો આ એકધારી જયશ્રી મળી ન હોત.

દિલ્હીદરબારના પ્રસંગે લૉર્ડ કર્ઝને ફરી ફરીને આ જ તત્ત્વ ઠોકીઠોકીને કહ્યું છે. એમના કહેવાનો સ્પષ્ટ આશય એવો છે:– જ્યાં સુધી અંગ્રેજ લોકોની સત્તા હિંદુસ્તાન પર ચલાવવાની છે, ત્યાં સુધી કાર્યકર્તા અધિકારી વર્ગ અંગ્રેજ લોકોનો જ હોવો જોઈએ. બીજી જગ્યાઓ પર લાયક હિંદી લોકોને નીમવાની જરૂર છે.

'જરૂર' આ શબ્દનો અર્થ અહીં 'સગવડ' એવો છે. હિંદી લોકોની જરૂર જણાતી નથી એમ લાગ્યું એટલે હિંદી લોકોને નીચલા દરજ્જાની જગ્યાઓ પર પણ નીમવાનું 'સગવડભર્યું' થવાનું યે નહિ.

નેતૃત્વના અને કર્તૃત્વના અધિકાર પર હિંદી લોકોને આવવા દેવાનું છેલ્લાં ૩૦૬ વર્ષમાં 'સગવડભર્યું' ક્યારેય નહોતું. એટલું જ નહિ, પણ હવે કર્તા અધિકારી વર્ગ શું યોજી રહ્યા છે એ પણ અકાળે બહાર ફૂટી ન આવે એટલે ગુપ્તગોપનના કાયદા કરવાનું 'સગવડભર્યું' એટલે કે જરૂરી થયું છે.

સારાંશ, ગુપ્તપણું એ આજની રાજ્યનીતિનો સાર છે. India Council, Executive Councils, Imperial Civil Services, Higher Military Services, Higher Educational Services–આ બધાંમાં હિંદી લોકોને પ્રવેશવા દેવા એટલે ૩૦૬ વર્ષ એકધારા ચાલેલા ગુપ્તપણાને ફોડવા બરાબર છે. તેથી, કાળે કરીને પણ આ અનિષ્ટ ચીરાડ પડવાની નથી.

આ જ કારણથી, ૧૮૫૮માંનાં રાણીના જાહેરનામાને માજી વાઈસરૉયે impossible સનદ કહી. ૧૮૫૭ની ધમાલને કારણે આ સનદ થોડો વખત possible બની હતી. પરંતુ હવે ૫૦ વર્ષ પછી આ possibility 'સગવડભરી' નથી.

કોઈપણ વચન 'યાવચ્ચંદ્રદિવાકરૌ' ચાલશે એવી મીંડીયેલી આશા તો નિશ્ચલ પરબ્રહ્મનો વિચાર કરવાનો જેને ચસકો લાગ્યો છે એવા વેદાંતીઓને શોભે છે; ચંચળ એવો જે પ્રપંચ એમાં નખશિખાંત ડૂબેલાં ઑપોર્ચ્યુનિસ્ટોને અને મુત્સદ્દીઓને 'સગવડ' કહો કે 'expediency' એ જ તત્ત્વજ્ઞાન હોય છે.

આ expediency ના જોર પર જ ૧૮૫૭ ની સાલ પહેલાં અહીંનાં સંસ્થાનોને ડલહાઉસીએ ખાલસા કર્યા અને એના જ જોરે ૧૮૫૭ની સાલ પછી સંસ્થાનોને દત્તકોનો હક્ક મળતાં એમની સ્થિરતા કાયમ બની. હિંદુસ્તાનમાંની અંગ્રેજ સત્તાનું મુખ્ય ચાલક સૂત્ર political expediency કેમ બન્યું?

પ્રશ્નનો જવાબ એવો છે કે આ સત્તાનો મુખ્ય હેતુ દ્રવ્યહરણનો છે. દ્રવ્યહરણની પ્રબળ ઇચ્છાથી ઘેરાયેલી વેપારી કંપનીઓ જે પ્રમાણે monopolies કરે છે, એટલે કે પોતાની ઇજારાયુક્ત એવી સાંપત્તિક શક્તિથી બીજા વેપારીઓને કુંઠિત કરે છે, તે પ્રમાણે એક દ્રવ્યહરણની પ્રબળ ઇચ્છાથી પ્રેરિત થઈ હોવાથી હિંદુસ્તાનમાંની અંગ્રેજ સત્તાને monopoly નું સ્વરૂપ આવ્યું છે.

આ monopoly માં માત્ર બોલબોલ કરનાર દુબળાઓનો ગજ વાગવાનો નથી. ખુદ ઇંગ્લેન્ડ, ફ્રાન્સ, જર્મની, અમેરિકન સંયુક્ત સંસ્થાનો, આ બધા દેશોમાં સત્તાની monopoly કેમ થઈ નહિ અને માત્ર હિંદુસ્તાનમાં જ કેમ થઈ છે?

ઇંગ્લેન્ડ, ફ્રાન્સ, જર્મની વગેરે સ્વતંત્ર દેશોમાંની સત્તાનો હેતુ ત્યાંના લોકોનું દ્રવ્યહરણ કરવાનો નહિ, પણ પોતાના સમાજનું આત્યંતિક હિત સાધવાનો છે. એ દેશોમાં સરકાર સમાજની ઉપરવટ નથી; સરકાર સમાજને સદા નમતી હોય છે. સમાજ માલિક ને સરકાર ચાકર એવો વ્યવહાર તત્ત્વમાં તો ત્યાં છે.

અહીં હિંદુસ્તાનમાં પહેલેથી ગોળાકાર રમત પ્રમાણે બધો જ ખેલ ઊંધો ચાલી રહ્યો છે. સરકાર માલિક બની છે અને સમાજ નોકર બન્યો છે. Society exists for the sake of a bureaucratic government એવો વિપરીત પ્રકાર અહીં થયો છે.

ટૂંકમાં કહેવું હોય તો, રાજનીતિ પરના યુરોપિયન અને એશિયાટિક એવા બધા સિદ્ધાંત હિંદુસ્તાનનાં દ્વારમાં ઝખ મારે છે.

સમાજને ખુશ કરવા આતુર પતિવ્રતા પત્નીને પણ છોડી મૂકનારા રામ રામચંદ્ર અહીં નથી અને લોકોના ઉપયોગ માટે પોતાના અસ્થિ હસતે દધીચિને ઝાંખો કરનાર રાજા પણ અહીં નથી.

ઊલટું, મિસ્ટર મોર્લે જેવા તત્ત્વવેત્તાઓ પણ લોભ-થી રંગાયેલા દેખાય છે. તત્ત્વવેત્તાઓ રાજાઓ થશે એટલે નિશ્ચિત સુરાજ્ય થશે, એવો વૃદ્ધ પ્લેટોનો સિદ્ધાન્ત હતો. પરંતુ સદર વ્યક્તિના સબંધમાં એ ખોટો ઠરવા લાગ્યો છે.

East India Revenue Account (જેને અહીંનાં કેટલાંક લોકો મમતાથી Indian Budget કહે છે) પર બોલતી વખતે આ તત્ત્વવેત્તાએ જે મતપ્રદર્શન કર્યું છે તે જોઈને, સુરાજ્ય મળવાના દિવસો હજી દૂર છે એવી ખાતરી થાય છે.

હિંદુસ્તાનના ત્રીસ કરોડ અનાથોના પોતે ટ્રસ્ટી છે, એ વાક્ય ઉચ્ચારીને મોર્લેસાહેબે એવું દર્શાવ્યું છે કે હિંદી લોકો હજી બાલ્યાવસ્થામાં છે અને પોતાની એસ્ટેટ સંભાળવાની શક્તિ હજી એમનામાં આવી નથી.

રાષ્ટ્રસભા, પ્રાંતિક સભા, ધર્મસભા, સમાજસભા, વર્તમાનપત્રો, શાસ્ત્રીય સંશોધન, કારભારીપણું વગેરે અનેક સંસ્થા ચલાવનારા અને બીજી પણ અનેક ચલા-વવાની હામ ભીડતા આપણે શું હજી બાલ્યદશામાં જ છીએ? આપણી આ દશાનો હવે અંત પણ ક્યારે આવવાનો?

ખબર ન હોય તો સ્ટેટ સેક્રેટરીને આપણે ખાતરી-પૂર્વક કહી શકીએ છીએ કે ગોરા કલેક્ટરોની, કમિ-શનરોની અને ગવર્નરોની યોગ્યતાવાળા, એટલું નહિ પણ એમના કરતાંયે વધારે શ્રેષ્ઠ એવા ૧૫૦૦ જ નહિ પણ ૨૫૦૦ આ દેશના લોકો હિંદુસ્તાનમાં હયાત છે.

તો પછી હાથમાંની બંગડી માટે વળી આટલું શા સારુ? આ પચીસસો કર્તાહર્તા લોક પોતાનો પ્રભાવ બતાવતા કેમ નથી?

આનો જવાબ એક જ:–. એ જ કામ ચાલી રહ્યું છે. જોશે એને દેખાશે અને સમજશે તે જાણશે.

પણ મિસ્ટર મોર્લેને હિંદુસ્તાનનું ટ્રસ્ટીપણું (monopoly) જ હજી ચલાવવું છે, તેથી એમને આ વાત માન્ય થવાની નથી એ ઉઘાડું છે. એટલે, આ બાબતમાં વધુ ઊંડા ઊતરવામાં અર્થ નથી.

સ્ટેટ સેક્રેટરીના પગારસંબંધમાં બોલતાં, તત્ત્વવેત્તા-એ એવું પ્રતિપાદન કર્યું કે તેને કારણે હિંદુસ્તાન પક્ષયુદ્ધના યાને પક્ષપાતના ચકરાવામાં સપડાશે, અને તે તો સુરાજ્ય માટે અગર કશા માટે જ ઇષ્ટ નથી.

English Party Politicsમાં હિંદુસ્તાનને લાવવું નહિ એવું વિધાન કરતી વખતે હિંદુસ્તાન Party Politicsમાં સદાયે આવે છે એ વિધાન પાંચ જ મિનિટ પહેલાં પોતે કર્યું હતું એનું સેક્રેટરી સાહેબને ભાન રહ્યું નહિ!

બાકી, ખરું જોતાં, એ બીજું વિધાન પણ નર્યું-જૂઠાણું હતું. 'From 1776 down to 1886, some of the very hardest fights in our party history have been fights on Indian questions.' આ વિધાનમાં ઇંડિયન એટલે અફઘાનિસ્તાન, રશિયા અને ચીન એ દેશોના સંબંધમાં એવો અર્થ છે. આ ત્રણે દેશો ઇંગ્લેન્ડની Foreign Policyના અથવા Imperial Policyના વિષયો છે. હિંદી લોકોના આંતરિક વહીવટ સાથે એમનો શો સંબંધ?

Indian એટલે Anglo-Indian એવો યે અર્થ છે. અને પાર્લમેન્ટના Party Politicsમાં આ જ Anglo-Indian અથવા Imperial વિષય વારંવાર આવેલ છે અને એને જ મોર્લે Indian એમ કહેતા.

આવા Indian વિષયો પાર્લમેન્ટમાં અંગ્રેજ રાજાશાહી જ્યાં સુધી છે ત્યાં સુધી સદૈવ નિયમિતપણે આવ્યા જ કરશે, એમને 'હિંદી' એવું વિશેષણ અહીં કોઈ આપતું નથી. હિંદુસ્તાનના લોકોના આંતરિક વ્યવસ્થાસંબંધેના જેટલા વિષય એટલા જ Indian એવો અહીંના લોકોનો આશય છે.

આવા હિંદી વિષય પર પાર્લમેન્ટમાં ઝગડો થયાનો એકાદ દાખલો પણ મિ. મોર્લે બતાવશે ખરા?

Indian શબ્દ જુદાંજુદાં સ્થળે જુદાજુદા અર્થોમાં યોજાયેલો હોવાથી, સેક્રેટરીના હાથે આ હેત્વાભાસ થયો એ સ્પષ્ટ છે.

હેત્વાભાસ સહેતુક હો કે અહેતુક હો, હિંદુસ્તાનને English Party Politicsમાં લાવવું નહિ એવો અત્યારના સેક્રેટરીનો મત છે; અને એટલી વાત સમજાઈ એ કંઈ નાનોસૂનો ફાયદો નથી.

આ જ વિષય સંબંધમાં બોલતાં બોલતાં સેક્રેટરીએ સહજ રીતે કહી દીધું, કે દર વીસ વર્ષે હિંદુસ્તાનના વહીવટની તપાસ કરવાની જરૂર નથી અને સગવડ પણ નથી. કોઈ સબળ કારણ પણ આપ્યું નથી. કરોડો રૂપિયા અને સેંકડો કર્તાહર્તા મુત્સદ્દીઓ જે દેશમાં છે એ દેશને માટે એક તપાસ કમિટી (સમિતિ) નીમવી એ શું કંઈ મોટી બાબત છે?

પણ, દર વીસ વર્ષે અથવા દસ વર્ષે અથવા વર્ષે વર્ષે તપાસ અને દેખરેખ કર્યાથી monopoly રહે જી રીતે? તેથી કૅાંગ્રેસની આ માગણી પણ ફગાવી દેવામાં આવી.

તપાસ કમિટીની જગ્યાએ દર વર્ષે પોતે જ વિહંગાવલોકન કરે છે તે પૂરતું છે, એવો મોર્લેનો આશય હોવો જોઈએ.

આ બધાંનો સાર એ, કે (૧) પોતાના વહીવટ પર દેખરેખ, અથવા (૨) પાર્લમેન્ટરી ચર્ચા, અથવા (૩) પોતાના પગાર વિષે વાતચીત દર વર્ષે અથવા ક્યારેય થાય એવી અત્યારના સેક્રેટરીની અગર પાર્લમેન્ટમાંના બંને પક્ષોની ઇચ્છા નથી.

તાત્પર્ય, પોતાની સત્તા યત્કિંચિત્ પણ નિયંત્રિત થવી એ વાત ઉદાર અને તત્ત્વજ્ઞ મોર્લેને પણ ગમતી નથી.

તો પછી હિંદુસ્તાનમાંના ગોરા ગર્વિષ્ઠોને ગમે નહિ તો એ કંઈ મોટું આશ્ચર્ય નથી.

સારાંશ, આવતાં સો વર્ષમાં, હિંદુસ્તાનમાંની અંગ્રેજ સરકાર પોતાની મેળે constitutional પદ્ધતિથી ચાલશે એ આશા સર્વથૈવ ખોટી છે.

કારણ, ઈંગ્લેન્ડમાં પણ constitutional government તત્ત્વતઃ લુપ્ત થયાંને આજે ૨૫ વર્ષો થયાં છે.

હમણાં ઈંગ્લેન્ડમાં Imperialistic Governmentનું બીજારોપણ થયું છે. Conservative અને Liberal એ બંને પક્ષો Imperialistic થઈ એમનામાં એશિયાટિક ધોરણ સંબંધે એકમત થયો છે.

અને અહીંના પુસ્તકિયા મુત્સદ્દીઓ મૃત અથવા મુમૂર્ષ એવા constitutional શબ્દને નકામા વળગીને બેઠા છે.

સ્વાતંત્ર્ય, સ્વરાજ્ય અને સમાનતા પર વ્યાખ્યાનો આપવાના, નિબંધ લખવાના અને મહેનત કરવાના દિવસો ઈંગ્લેન્ડ માટે રહ્યા નથી.

હવે, પોતા માટે સામ્રાજ્ય અને પારકાઓને એટલે પૂર્વના દેશોમાંનાં લોકો માટે પારતંત્ર્ય રાખવાના દિવસો પશ્ચિમ તરફ ઊગી રહ્યા છે.

આવી સ્થિતિમાં constitutional methods કેવી અને સ્વરાજ્ય ક્યાંનું?

અખંડ બાલ્યાવસ્થામાં ગૂંગળાઈને બીજાની monopoly થયા સિવાય હવે છૂટકો નથી.

(૨)

પણ, મીઠા પરનો કર ઓછો કરવાનો સંકલ્પ મોર્લે કરે છે, લશ્કરી ખર્ચ વહેંચી લેવો એવો સંદેશો આપી રહ્યા છે, શિક્ષણ પર દયાળુ પાર્લમેન્ટે વ્યાખ્યાનો કરવાં એમ કહે છે; એટલું જ નહિ, પણ સર બાંબફીલ્ડ ફુલ્લરને એમણે બરતરફ કરાવ્યા છે—આ બધા શું એમના થોડા ઉપકારો થયા?

આવો પ્રશ્ન પૂછનારા થોડાક લોકો છે. એમને જવાબ એટલો જ આપવાનો, કે આ થીગડાં લગાડવાના સંકલ્પથી નગ્નહિંદુસ્તાનનું અંગ ઢંકાવાની શક્યતા નથી. આ કામ કરવા માટે આખું નવું વસ્ત્ર જ આવશ્યક છે.

કામચલાઉ ઉપાયો યોજીને ચાલશે નહિ. હવે મૂળમાં જ ઊતરવું જોઈશે.

Turgot નામના એક ફ્રેન્ચ મુત્સદ્દી વિષે સેક્રેટરી જૉન મોર્લેએ એક નિબંધ લખ્યો છે. એમાં એક ઠેકાણે તેઓ લખે છે:

'The royal Government of France was generally willing in the latter half of the eighteenth century to redress a given case of abuse, but it never felt itself strong enough, or had leisure enough, to deal with the general source from with the particular grievances sprang.'

અઢારમા સૈકામાંની ફ્રેંચ સરકારની જેવી સુંદર પરીક્ષા મોર્લેએ કરી છે! આવી જ પરીક્ષા અત્યારના હિંદુસ્તાનમાંની અંગ્રેજી સરકારની તેઓ કરશે ખરા?

માત્ર ફુલ્લરને કાઢીને શું થવાનું? બંગભંગ રદ કરવો જોઈએ.

ફક્ત મીઠા પરનો કર અથવા ખર્ચ ઓછો કરવાથી કોનું સમાધાન થવાનું છે? કર ઓછો કરતી વખતે

અથવા વધારતી વખતે હિંદી લોકોની સલાહ લેવી જોઈએ.

એકાદ દત્ત અથવા એકાદ ગોખલેને ઇંડિયા અથવા સિમલા Councilમાં લેવાથી શો ઉપકાર થવાનો છે? પ્રાંતિક, સિમલા અને ઇંડિયા કાઉન્સિલોમાં હિંદી લોકોને મતાધિકાર જોઈએ છે.

સૂકી sympathyથી હવે પ્રજાનું આરાધન થવાનું નથી. મુખત્યારશાહી મળ્યા સિવાય હિંદી સમાજ સંતુષ્ટ થવો અશક્યવત્ છે.

ટૂંક વખતમાં જોઇએ એવી બાબતો સેંકડો છે. મોર્લેનાં ભાષણ પરથી એ મળવાની આશા માત્ર ઝાંખી દેખાય છે.

Bureaucracies like the Bourbons never learn, એ નામદાર ગોખલેનું વાકય મોર્લેનાં ઉપર બતાવેલા વિધાનનું પૂરક છે.

(૩)

આ bureaucracyનો જે રોગ હિંદુસ્તાનને લાગુ પડચો છે તે મટશે ખરો?

પ્રશ્ન જરા નાજુક છે; પણ એનો જવાબ નથી એમ નહિ.

ઇંગ્લેન્ડ જો Imperial Policy છોડે તો જ હિંદુસ્તાનનો bureaucracy નો રોગ સુધરવાનો સંભવ છે, અન્યથા નહિ.

ઇંગ્લેન્ડ Imperial Policy છોડશે? ઇંગ્લેન્ડની મનોરચના પર આ અવલંબે છે. રોમન રાજાશાહીની કલ્પનાથી ઇંગ્લેન્ડ હમણાં મોહિત થઈ ગયું છે. પૂર્વે રોમે જેવું સામ્રાજ્ય બનાવ્યું તેવું આપણે કરવું, એવી ઉત્કટ ઇચ્છા કમનસીબે ઇંગ્લેન્ડને થઈ છે. એનું ફળ Indian Bureaucracy છે.

ઇંડિયન bureaucracyનું સ્વરૂપ શું છે?

'(It is a) civil service, an official caste, constituted and directed from the capital and regulated by a semi-military discipline.' રોમન રાજાશાહીમાંની bureaucracyનું જે આ લક્ષણ તે હિંદુસ્તાનમાંની bureaucracy ને આબેહૂબ લાગુ પડે છે. રાજાશાહી કહી એટલે એ હંમેશ એકસૂત્રી, એકતંત્રી જ હોવી જોઈએ; અનેકસૂત્રી તથા અનેકતંત્રી હોઈ શકતી નથી.

રોમન bureaucracyએ બધું સ્થાનિક સ્વાતંત્ર્ય નષ્ટ કર્યું; એવી જ દશા હિંદુસ્તાનમાંની અમલદારશાહી કરી રહી છે.

અમલદારશાહી આગળ સ્થાનિક સ્વાતંત્ર્ય, પ્રાંતિક સ્વરાજ્ય અને સામાજિક સત્તાનો ગજ વાગતો નથી. અમલદારીશાહી અને સ્વાતંત્ર્ય એ બંનેનો સદાય અહિ-નકુલવત્ (સાપનોળિયા જેવો) વિરોધ હોય છે.

પોતે માલિક અને સમાજ ચાકર એવી અમલ-દારશાહીની દઢ માન્યતા હોય છે. એની હયાતીમાં સમાજને માલિકપણું કયાંથી મળવાનું? અને સ્વરાજ્ય અને સ્વાતંત્ર્ય પણ કેવી રીતે મળવાનું?

તેથી, આ અમલદારીશાહીનો રોગ ઇંગ્લેન્ડના રાજા-શાહીના ધોરણ પર અવલંબે છે.

આ રાજાશાહી ધોરણને જ મિસ્ટર મોર્લે એશિયાટિક ધોરણ કહે છે.

'We are no longer concerned in dynastic quarrels in Europe. Whether it is for good or for ill, whether we like it or not, we see the transformation of our policy into an Asiatic Policy." તાજેતરના ભાષણમાં આ શબ્દો ઇંડિયન સ્ટેટ-સેક્રેટરી બોલ્યા. એ પરથી એમ કહેવું પડે છે, કે એશિયાટિક ઉર્ફે રાજાશાહી ધોરણ મોર્લેને મનથી ગમતું ન હોવા છતાં પણ વ્યવહારમાં કબૂલ છે.

એટલે, મોર્લેની કારકિર્દી દરમિયાન તો ઇંગ્લેન્ડ રાજાશાહીનું ધોરણ છોડશે નહિ.

અને હિંદુસ્તાનને લાગેલો અમલદારશાહીનો રોગ સેક્રેટરીના હાથે તો મટશે નહિ.

(૪)

તો પછી, અમલદારશાહીનો રોગ શેનાથી મટશે? અને સ્વરાજ્ય, વસાહતી-સ્વરાજ્ય કેવી રીતે મળશે?

પચીસ-ત્રીસ વર્ષ સુધી અરજીઓ, ઠરાવો અને વીનવણીઓ દ્વારા તે મેળવવાનું કામ સાર્વજનિક સભા અને રાષ્ટ્રસભા કરી રહ્યાં છે.

અમલદારશાહીની મંડળીમાં લોકોને પેસાડીને તે મળશે એવી કેટલાકને આશા છે.

ઇંડિયા,સિમલા અને પ્રાંતિક કાઉન્સિલોમાં કાઉન્સિલદારી કરીને રાજ્યસૂત્રો અંશતઃ પણ હાથમાં આવ્યાં એટલે સ્વરાજ્ય મેળવ્યા જેવું જ છે એમ કેટલાકની માન્યતા છે.

અને આ બધા પ્રયત્નો જરૂરી જ છે.

સાર્વજનિક સભા અને રાષ્ટ્રસભાએ ઊજળિયાત લોકોનો એકમત તૈયાર કરવાના માર્ગે લાગવાનું સુંદર કામ કર્યું છે.

અમલદારશાહીમાં પ્રવેશીને અમલદારી કરવાની કળા પાંચપચીસ લોક શીખ્યા છે.

અને કાઉન્સિલમાં જઈ લોકોનો એકમત પ્રદર્શિત કરવાની અને પ્રશ્નોત્તરથી અમલદારોનો અમલ ઘટાડવાની થોડીઘણી મથામણ થઈ છે.

પણ આ ત્રણે સાધનોનો વિસ્તાર વધારવાની જરૂર છે; એટલું જ નહિ પણ એમનામાં કાર્યક્ષમતા કઈ રીતે આવશે એ જોવું રહ્યું.

રાનડે કહેતા તે પ્રમાણે, આ ત્રણે સાધનોનું આજ સુધી કેવળ કંઈ નહિ તો મોટે ભાગે educative પરિણામ આવ્યું છે.

આ બધાંનું effective પરિણામ કેવી રીતે, આવે એ આજનો સવાલ છે.

પ્રશ્ન જવાબદારીનો છે અને મુશ્કેલી પરાકાષ્ઠાની છે.

આમાંથી, અમલદારશાહીમાં અને કાઉન્સિલદારીમાં પ્રવેશી સ્વરાજ્ય મેળવવાનો અને અમલદારીશાહીને નિયંત્રણમાં રાખવાનો પ્રયત્ન અમલદારીશાહીની મરજી પર અવલંબી રહ્યો હોવાથી, એ માર્ગ થોડેઘણે અંશે પણ ફળદાયી થાય એવો ઘાટ દેખાતો નથી. પોતાનો અધિકાર અથવા સ્વામિત્વ અને તોર પોતે થઈને કોણ ઓછાં કરશે?

તેથી આ બંને રસ્તાઓ સ્વભાવતઃ જ દુર્બલ છે.

ત્રીજું સાધન જે રાષ્ટ્રસભાનું તે માત્ર, આપણા હાથમાં છે. આજ સુધી સરકાર સમક્ષ અથવા અમલદારશાહી સમક્ષ અરજીઓ કરવાનું અને લોકોને એટલે કે ઊજળિયાત લોકોને એમના હક્ક શીખવવાનું કામ આ સાધન દ્વારા ખૂબ સરસ કરી લીધું છે.

આમાંથી અમલદારશાહી પર કશી પણ અસર થઈ નથી; એટલે અમલદાર પોતે થઈને આપણને સ્વરાજ્ય આપશે એ વાત કાળે કરીને યે બનવાની નથી.

તેથી હવે એક જ માર્ગ રહ્યો, લોકમતના અને લોકોના કામોના જોરથી અને રાષ્ટ્રસભાની નેતાગીરી હેઠળ લોકોને પોતાનું રાજ્ય કરવાનું શીખવવું જોઈએ.

આ કામ કરાવવામાં, રાષ્ટ્રસભાએ માત્ર બોલવાનું છોડી કામો કરવામાં સિદ્ધ થવું જોઈએ.

એટલે કે રાષ્ટ્રસભાએ હિંદુસ્તાનના લોકો પર રાજકારણ સિવાયની બાબતોમાં હકૂમત ચલાવવા તૈયાર થવું જોઈએ.

રાષ્ટ્રસભાએ હુકમ છોડવો અને લોકોએ એ પ્રમાણે ચાલવું એવી સ્થિતિ થવી જરૂરી છે.

આનો અર્થ એ કે કેટલીક બાબતોમાં સ્વરાજ્ય કરવાની શરૂઆત કરવી જોઈએ.

રાષ્ટ્રસભાએ જૂની દિશા બદલવી અને નવી પકડવી એમ જે કેટલાક નેતાઓ કહે છે, એનો અર્થ મુખ્યત્વે આ જ છે.

રાષ્ટ્રસભા પોતાના ઠરાવો હમણાં સરકારને એટલે અમલદારોને ઉદ્દેશીને કરે છે. એટલું જ ન કરતાં, એણે પોતાના ઠરાવો એટલે હુકમો હિંદુસ્તાનના લોકોને ઉદ્દેશીને કરવા.

દાખલા તરીકે:– અતિ ઉચ્ચ શાસ્ત્રીય કલાશિક્ષણની શાખા આખા હિંદુસ્તાન માટે કાઢવી જરૂરી છે, એવો ઠરાવ સરકારને મોકલવો; અને આ જ હુકમ હિંદુસ્તાનમાંના બધા લોકોને કરવો. સરકાર પાસે સગવડ નહિ હોવાથી આવી સર્વોત્તમ ભૌતિક શાસ્ત્રશાળા એ કાઢતી નથી. તેથી માણસદીઠ દર વર્ષે એક પૈસો કર લગાડી રાષ્ટ્રસભાએ ફંડ એકઠું કરવું અને એમાંથી એ શાળા ચલાવવી, અને પ્રાંતે પ્રાંતે આવી જ શાળાની શાખાઓ ચલાવવી.

હકૂમત, ઉત્પન્ન, ખર્ચ અને સમાજકાર્ય એમ નિયંત્રિત સત્તાનાં જે ચાર અંગો છે એ એક જ કાર્ય પણ જો રાષ્ટ્રસભા સ્વીકારે, તો પણ તે તેને સ્વરાજ્યારૂઢ કરશે. બીજા આવાં જ કામો જો એણે હાથ ધર્યાં તો એનાં

સ્વરાજ્યનો વિસ્તાર કેટલો વધશે એ કહી શકાતું નથી.

આવાં ચારપાંચ સામાજિક કામો જો રાષ્ટ્રસભાએ નિર્માણ કર્યાં અને ચલાવ્યાં, તો તેની હકૂમત માન્ય કરવાની લોકોને ટેવ પડશે અને રાષ્ટ્રસભા હિંદુસ્તાનમાંના લોકોનું સ્વરાજ્યયંત્ર અને સન્માન્ય સેવક બનશે.

આવાં સ્વરાજ્યનાં કામો અવિરતપણે કરવા માટે રાષ્ટ્રસભા વર્ષમાં ચાર દિવસ ભરીને કામ ન ચાલે. એની બેઠક ૭ વત્તા ૭ એમ બારે માસ રોજની બે ત્રણ બેઠકો એ રીતે એકધારી ચાલવી જોઈએ.

આ કામો માટે, રાષ્ટ્રસભાના આઠઆઠ–દસદસ તજજ્ઞ અને આ કામમાં જ તલ્લીન એવા સભાસદોની બિનપગારદાર કમિટીઓ કરવાની જરૂર છે.

(૧) રાજકારણ કમિટી (૨) વેપાર કમિટી (૩) શિક્ષણ કમિટી, અને (૪) સામાન્ય કમિટી-એવી ચાર કમિટીઓ સર્વ પ્રથમ આરંભમાં જ કરવી અને એમના હાથે ને હકૂમત નીચે રાષ્ટ્રીય સંસ્થાની દેખરેખ રાખવી અને સંભાળ લેવી.

વ્યક્તિ શું કે સભા શું, જો એ કેવળ બોલતી જ રહી તો તેની ચીતરી ચડે છે. પણ એ કામ કરવા લાગી અને એ કામમાં પહેલાંનાં તમાસગીરોને એણે પ્રેમથી રોક્યા, તો એનાં સુખદુઃખમાં તમાસગીરો સમાનશીલ થાય છે અને બધે તરવરાટ ને પ્રાણ દેખાવા લાગે છે.

રાષ્ટ્રીય વ્યક્તિ કે સભા જાહેર કામ ન કરતાં કામને વિષે માત્ર વેદાન્ત કહેવા લાગે કે બડબડ કરવા લાગે, તો બીજા લોકો અથવા પ્રાંત પોતપોતાના કામે લાગે છે અને રાષ્ટ્રીય કહેવડાવનાર વ્યક્તિ તરફ અથવા સભા તરફ દુર્લક્ષ કરે છે.

કામ ત્યાં રામ—એ સિદ્ધાંત છે.

મહારાષ્ટ્ર પૈસાફંડ શરૂ કરે છે, બંગાળ બહિષ્કારયોગ લાવે છે, પ્રયાગ રાષ્ટ્રીય વિદ્યાલય સ્થાપે છે; એનો અર્થ, આ સાર્વજનિક અને રાષ્ટ્રીય કાર્યો હિંદુસ્તાનની રાષ્ટ્રીય કહેવડાવનારી સભા પોતાનું કર્તવ્ય અને પોતાનું સામર્થ્ય સ્વભાવતઃ જ કેટલું પ્રચંડ છે તે જાણતી નથી, એવો થાય છે.

રાષ્ટ્રસભાએ પોતાનું કર્તવ્ય બજાવ્યું અને પોતાનું સામર્થ્ય જાણ્યું એટલે સ્વરાજ્ય એમ જેને કહે છે, તે વસ્તુ સિદ્ધ થઈ.

અને સ્વરાજ્ય સિદ્ધ થયું એટલે અમલદારશાહીનો રોગ સાહજિકપણે જ મટી ગયો.+

+ ['મહારાષ્ટ્રના સુપ્રસિદ્ધ વાઙ્મય સેવક, અભ્યાસી, ઇતિહાસ સંશોધક અને નવસિદ્ધાંત પ્રતિપાદક' તથા 'ઇતિહાસાચાર્ય'નું સુયોગ્ય બિરુદ પામેલા શ્રી વિશ્વનાથ કાશીનાથ રાજવાડેનો જન્મ સન ૧૮૬૩માં કોંકણમાં વરસઈ ગામમાં થયો. સન ૧૮૮૨માં તેઓ મૅટ્રિક થયા, સન ૧૮૯૦માં બી. એ. થયા. એમનું બધું શિક્ષણ પૂનામાં થયું. ત્યાં જ એમણે ન્યૂ ઇંગ્લિશ સ્કૂલમાં શિક્ષક તરીકે થોડો વખત કામ કર્યું. પરંતુ, યુવાનાવસ્થામાં જ (સન ૧૮૯૦ના અરસામાં) એમની પત્નીનું અકાળ અવસાન થતાં, શ્રી. રાજવાડેના ધ્યેયવાદી જીવનને નવો જ વળાંક મળ્યો. સ્વદેશ, સ્વભાષા અને ઇતિહાસ પ્રત્યે રાજવાડેને પ્રથમથી આસ્થા ને અભિમાન હતાં. એમના મોટા ભાઈ સદ્ગત પ્રિન્સિપલ વૈજનાથ કા. રાજવાડે વેદોના અભ્યાસી હતા એમની પણ અસર ઇતિહાસપ્રેમી નાના ભાઈ પર પડી હતી. 'ઇતિહાસાચાર્ય' રાજવાડેએ શરૂઆતમાં 'भाषान्तर' નામનું એક મરાઠી માસિક કાઢ્યું. ઉત્કૃષ્ટ અંગ્રેજી પુસ્તકોના અનુવાદો એમાં છાપવાની એમની નેમ હતી. એમાં એમણે પ્લેટોના 'ધી રિપબ્લિક'નું ભાષાંતર કરીને છાપેલું. સન ૧૮૯૬માં તેઓ પ્રોફેસર કાથવટેની સૂચનાથી વાઈ (સાતારા જિલ્લો) ગયા, અને ઇતિહાસ-સંશોધનનું કામ શરૂ કર્યું. મરાઠા ઇતિહાસનાં સાધનો તરીકેના અનેક ઉપયોગી કાગળો, દસ્તાવેજો વગેરે પર એમણે સંશોધન ચલાવ્યું. એના પરિપાકરૂપે એમણે ૨૨ ભાગ પ્રસિદ્ધ કર્યા! લોકોને એમણે ઇતિહાસપ્રેમી બનાવ્યા, જૂના ને મહત્ત્વના કાગળોની સંભાળ–તપાસ માટે સહુને પ્રવૃત્ત કર્યા. ઈ. સ. ૧૯૧૦માં રાજવાડેએ પૂનામાં 'ભારત ઇતિહાસ સંશોધક મંડળ'ની સ્થાપના કરી. આ મંડળનાં પ્રથમ સાત વર્ષોમાં રાજવાડેએ મહાન કામગીરી સિદ્ધ કરી. આજે પણ એ સંસ્થા સુંદર કાર્ય કરી રહી છે. રાજવાડેને ભાષા, સાહિત્ય તથા વ્યાકરણમાં પણ ઊંડો રસ હતો. એમનો 'મરાઠી ધાતુકોશ' પ્રસિદ્ધ છે. એમનું લખાણ મૌલિક, સ્પષ્ટ, સચોટ, ટૂંકુંટચ પણ ભાવવાહી ને અર્થપૂર્ણ એવું છે. આખી જિંદગી અકિંચત

ને અપરિગ્રહી રહીને રાજવાડેએ આ બધી સમાજસેવા ચલાવી. એમનું પરિભ્રમણ પણ જબરું હતું. પોતાના અભિપ્રાયો માટે ક્યારેક તેઓ અતિ આગ્રહી અને વિચિત્ર પણ લાગતા! સિદ્ધાંત તરીકે એમણે સર્વ લખાણ મરાઠીમાં જ કર્યું. રાજવાડેનો સ્વભાવ ઠીક ઠીક તોછડો, ખરબચડો અને આખાબોલા જેવો હતો; તો પણ એમણે અનેક ચાહકો અને મિત્રો અને શિષ્યોનો સમુદાય પોતાની આસપાસ ભેગો કર્યો! મહામહોપાધ્યાય દત્તો વામન પોતદાર (પૂના યુનિવર્સિટીના હાલના ઉપકુલપતિ અને પ્રસિદ્ધ વિદ્વાન તથા ઇતિહાસકાર) આવા શિષ્યોમાંના એક છે. ખાનદેશમાં ધુળિયામાં 'રાજવાડે સંશોધક મંડળ' નામની સંસ્થા રાજવાડેના ચાહકોએ પોતાના ગુરુની પુણ્ય-સ્મૃતિમાં સ્થાપી છે અને ચલાવી છે. 'ઇતિહાસાચાર્ય' રાજવાડેનું લેખન વિપુલ, ઊંડાણભર્યું, વિચારપ્રેરક અને વિશિષ્ટ એવું છે. ઈ. સ. ૧૯૨૬ની ૩૧મી ડિસેંબરે એમનું દુઃખદ અવસાન થયું. — સંપાદક]

*

# એક પ્રવચન

### ગણેશ વાસુદેવ માવળંકર

[શ્રીમતી પુષ્પાબહેન મહેતા સંચાલિત 'વિકાસગૃહ' (ફત્તેહનગર) સંસ્થા તરફથી, અમદાવાદના પ્રેમાભાઈ હૉલમાં તા. ૧૩ નવેંબર ૧૯૪૭ ને ગુરુવારના રોજ યોજાયેલ, મનોરંજન કાર્યક્રમ પ્રસંગે પ્રમુખસ્થાનેથી શ્રી. દાદા-સાહેબ માવળંકરે કરેલા ટૂંકા ભાષણની નોંધ શ્રી. પુરુષોત્તમ ગ. માવળંકરે તે જ વખતે કરેલી તે નીચે આપી છે.]

આપણા દેશમાં દરેકને પોતપોતાનું સ્વતંત્ર વ્યક્તિત્વ હોવું જ જોઈએ. જે દેશમાં કે કુટુંબમાં એક વ્યક્તિ ઉપર બીજી વ્યક્તિનું બંધન હોય, દબાણ હોય, ત્યાં સાચી આઝાદી નહિ હોય. દરેકનું સ્વતંત્ર અને વિકસિત એવું વ્યક્તિત્વ હોવું જોઇએ. આપણે ઉન્નત માનસ રાખવું જોઈએ. આ બધાંની ખૂબ જરૂર છે. દેશ, કુટુંબ વગેરે બાબતો અંગેનાં આપણા જૂનાં મૂલ્યાંકનો આપણે હવે બદલવાં જોઈએ.

\+ + +

...અને સુખ શામાં છે? પૈસામાં, મોટરગાડીઓમાં ને મોટા મોટા બંગલાઓમાં? —ના! સાચું સુખ એ આપણા વિકસિત માનસમાં છે. આપણે ઉદારતા શીખવી જોઈએ. આજે આપણી દૃષ્ટિ સંકુચિત છે. એ સ્થિતિ હવે ન રહેવી જોઇએ.

\+ + +

સંસારમાં સાસુ-વહુનો ઝઘડો એ ખરી રીતે તો જૂના-નવાનો ઝઘડો છે. એ ઓછો કરવા માટે બન્નેએ અરસપરસ સમજૂતીથી વર્તવું જોઈએ; અને એ રીતે જૂનાનો અનુભવ ને જ્ઞાન અને નવાનો ઉત્સાહ—એ બન્નેનો સુંદર મેળાપ કરવો જોઈએ. બન્ને જણ જો તેથી ઊલટું પોતાની જ વાત પકડી રાખે, તો ઝઘડા વગર બીજું પરિણમે પણ શું? કેટલી નાની નાની બાબતોમાં આપણે સંસારમાં ક્લેશ કરતા હોઈએ છીએ? આનું કારણ આપણું અજ્ઞાન જ છે. આપણે જ્ઞાનપૂર્વક વર્તવું જોઈએ.

\+ + +

સમાજમાં સહુએ પરસ્પર સમભાવ અને ઉદારતા રાખવાં જોઈએ. સુખી થવાનો એ જ એક માર્ગ છે. દરેકે એક વાત લક્ષમાં રાખવી જોઈએ, કે દરેકને સ્વતંત્રતા છે, એની સાથે જ એને જવાબદારીઓ પણ છે.

\+ + +

પચીસ વર્ષ પહેલાં આપણા દેશમાં સ્ત્રીઓની જે સ્થિતિ હતી, તેના કરતાં આજે બેશક વધુ સારી છે. પણ હજુયે સ્ત્રીનું પૂરું સંમાન અને પ્રતિષ્ઠા આપણે ત્યાં જણાતાં નથી. આને માટે પુરુષો તો જવાબદાર છે જ; પણ વધુ જવાબદાર સ્ત્રીઓ પોતે જ છે એમ જો હું કહું તો અહીં હાજર રહેલી બહેનો મને ક્ષમા કરે! શા માટે સ્ત્રીઓએ ન જાગવું? એમણે પ્રથમ શા સારુ ઝુંબેશ ન ઉપાડવી?

\+ + +

એટલે, મને સૌથી અગત્યની વાત લાગે છે તે કેળવણીની. આ સવાલનો તેમ જ બીજા બધા સવાલો-

નો આપણે સામુદાયિક વિચાર કરવો જોઈએ. આજે તો આપણે વ્યક્તિગત વિચાર પણ બહુ ઓછો કરીએ છીએ. એટલે સામુદાયિક વિચારની તો વાત જ શી? પણ હું કેળવણી વિષે કહેતો હતો. સહુ કબૂલ કરશે, કે બાળકો જીવનમાં જે કાંઈ મેળવે છે તે માતા પાસેથી. એટલે સ્ત્રીકેળવણીની જરૂર સૌથી પ્રથમ ને અત્યંત ઉત્તેજનપાત્ર છે. કેળવણી એટલે માત્ર લખતાં વાંચતાં આવડે એટલું જ નહિ; પણ સુસંસ્કૃત મન થવું જોઈએ. આપણે જો આપણી માબહેનોને અને છોકરીઓને આ પ્રકારની સર્વાંગી ને જીવનોપયોગી કેળવણી આપીશું તો દસપંદર વર્ષમાં જ આપણા દેશની સિકલ બદલાઈ જશે. માટે આ કામ આપણે પહેલાં લેવું જોઈએ. બહેનો માટે ફરજિયાત કેળવણી થાય તો યે હાલ બસ છે! એથી ભવિષ્યની પેઢી આપોઆપ સુસંસ્કૃત અને સુશિક્ષિત થશે.

\+ \+ \+

હમણાં આપણે નાટકમાં રમા નામની વહુનું પાત્ર જોયું; એની પરતંત્રતા ને દુર્દશા નિહાળી. આ રમા માત્ર નાટકમાં જ છે એમ નથી. ઘેરઘેર ઓછાવધતા પ્રમાણમાં એનાં દર્શન આપણને થશે. આપણે એ દુઃખદ સ્થિતિ દૂર કરવી જોઈએ. 'રમા' પરતંત્ર હોય ત્યાં સુધી ભારત સ્વતંત્ર નહિ થાય! રમાની પરતંત્રતા એ ભારતની પરતંત્રતા છે!

*

# આજનું સાર્વભૌમ રાજ્ય-૨

## પુરુષોત્તમ ગણેશ માવળંકર

[હૅરલ્ડ લૅસ્કી ઇન્સ્ટિટ્યૂટ ઑફ પોલિટિકલ સાયન્સના ઉપક્રમે ચાલતા રાજ્યશાસ્ત્ર અભ્યાસવર્તુળની પખવાડિક ચર્ચાસભામાં તા. ૨-૧૨-૧૯૬૧ને રોજ ઉપર્યુક્ત વિષય પર થયેલી ચર્ચાનો પ્રારંભ આચાર્યશ્રી પુરુષોત્તમ ગ. માવળંકરે કર્યો હતો. એના આધારે નીચેનો લેખ તૈયાર કરાયો છે. એમાંનાં વિચારો ઇન્સ્ટિટ્યૂટના અગર અભ્યાસવર્તુળના નથી.]

**નોંધ:** 'આજનું સાર્વભૌમ રાજ્ય-૧' લેખ 'અભ્યાસ'ના જાન્યુઆરી, ૧૯૬૨ના અંકમાં (વર્ષ-૧, અંક-૬) પૃ. ૩૨૭-૩૩૫ પર છપાયો છે. એના અનુસંધાનમાં આ બીજો ને છેલ્લો લેખ છે.

**ઑસ્ટિનનો** સાર્વભૌમત્વનો ખયાલ બ્રિટનના બંધારણને લાગુ પાડવા જતાં, ડાઈસી (Dicey)નેકાનૂની સાર્વભૌમત્વ(Legal Sovereignty) અને રાજકીય સાર્વભૌમત્વ (Political Sovereignty) વચ્ચેનો તફાવત રજૂ કરવાની જરૂરિયાત જણાઈ. રાજ્યમાં કાયદો ઘડવાની સર્વોપરી કે સર્વોચ્ચ અને અમર્યાદિત સત્તા ધરાવતી વ્યક્તિ કે વ્યક્તિઓનું બનેલું એકમ કાનૂની સાર્વભૌમ ગણાય છે. સર્વોચ્ચ એ અર્થમાં કે એનો નિર્ણય કે કાયદો આખરી હોય છે; એ નિર્ણય કે કાયદાની ઉપરવટ જઈ શકે એવો કાયદો ઘડવાનો અધિકાર બીજું કોઈ તે રાજ્યમાં ધરાવતું નથી. અને જો ધરાવે તો તેવી વ્યક્તિ, નહિ કે કાયદો કરનારી અગાઉની વ્યક્તિ, કાનૂની રીતે સાર્વભૌમ ગણાય! એટલે, સ્વાભાવિક જ કાયદો ઘડનાર વ્યક્તિની કાયદો ઘડવાની સત્તા અમર્યાદિત હોવી ઘટે. હવે, કાયદેસર રીતે, ગમે તે પ્રકારના કાયદા ઘડવાને કાનૂની સાર્વભૌમ વ્યક્તિ શક્તિમાન છે, એટલું જ નહિ પણ તેનું પાલન કરાવવાની સત્તા પણ તે ધરાવે છે અને પ્રજા પણ પાલન કરવાને બંધાયેલી છે. આ અર્થમાં દરેક રાજ્યમાં કાયદો ઘડવાની સર્વોચ્ચ અને અમર્યાદિત સત્તા ધરાવતી વ્યક્તિ કે વ્યક્તિઓનું બનેલું એકમ હશે. દા. ત., ઇંગ્લેન્ડમાં બ્રિટિશ પાર્લમેન્ટ આ અર્થમાં કાનૂની સાર્વભૌમત્વ ધરાવે છે. એના નિર્ણય આખરી હોય છે. કોઈ પણ કાયદો ઘડવાની એની સત્તા પર પ્રશ્ન ઉઠાવી શકાતો નથી. પણ વાસ્તવિક રીતે જોવા જઈએ તો તેની આ સત્તા પર અનેક મર્યાદાઓ છે. બ્રિટિશ પાર્લમેન્ટ કે કોઈ પણ લોકશાહી રાજ્યમાં કાનૂની સાર્વભૌમ જે કાયદા ઘડે છે, તે તેણે અંદરોઅંદર કરેલી

મંત્રણાને પરિણામે જ ઉપસ્થિત નથી થતા. જે કાયદો ઘડાય છે તે મતદારની ઇચ્છા અને બીજા લાગતાવળગતા સંગઠનો–હિતોને ધ્યાનમાં રાખીને ઘડવામાં આવે છે. ડાઈસી કહે છે: કાનૂની સાર્વભૌમ, અનિવાર્યપણે, મતદારની ઇચ્છા મુજબ કાયદો ઘડે છે. મતદારોના આ જૂથને કે મતદારમંડળને ડાઈસી રાજકીય સાર્વભૌમ (political sovereign) તરીકે ગણાવે છે. અંતિમ નિદાનમાં, ડાઈસીના મત મુજબ, કાનૂની સાર્વભૌમને રાજકીય સાર્વભૌમ આગળ નમતું જોખવું જ પડે છે. કાનૂની સાર્વભૌમની કાયદો ઘડવાની સત્તા પર મતદારમંડળની ઇચ્છા આમ મર્યાદારૂપે છે. પણ આ મર્યાદા માત્ર વાસ્તવિક (practical) જ છે. કાયદા દ્વારા તે મૂકવામાં આવેલી નથી. આપણે જોયું કે કાયદા દ્વારા એવી મર્યાદા મૂકી પણ ન શકાય, કારણ કે તો પછી તે કાનૂની સાર્વભૌમ કહેવાય પણ નહિ.

કાનૂની સાર્વભૌમત્વ અને રાજકીય સાર્વભૌમત્વ વચ્ચેનો તફાવત લૉર્ડ બ્રાઇસ જુદી રીતે રજૂ કરે છે. તેમના મત મુજબ કાનૂની સાર્વભૌમત્વ સાથે ધારાશાસ્ત્રી વધુ નિસ્બત ધરાવે છે. જે વ્યક્તિ કે વ્યક્તિઓના એકમના આદેશોને કાયદા દ્વારા માન્ય કરવામાં આવ્યા હોય તે વ્યક્તિ કે એકમને ધારાશાસ્ત્રી સાર્વભૌમ ગણે છે. અથવા, બીજી રીતે કહીએ તો, અંતિમ નિદાનમાં કાયદા કે નિયમો ઘડવાનો અધિકાર જેને આપવામાં આવ્યો હોય તે કાનૂની દૃષ્ટિએ રાજ્યમાં સાર્વભૌમ ગણાય છે. જે કાનૂની સાર્વભૌમ સત્તા વિષે બ્રાઇસ વાત કરે છે તે કાયદા દ્વારા રચાયેલી છે અને માત્ર કાયદા સાથે જ સંકળાયેલી છે.[1] રાજ્યમાં કેવી પરિસ્થિતિ પ્રવર્તે છે, પ્રજા કોને આજ્ઞાધીનતા અર્પે છે, તે હકીકત સાથે કાનૂની સાર્વભૌમ સત્તાને જરા પણ લેવાદેવા નથી. કાનૂની સાર્વભૌમત્વ માત્ર કાયદાનો સિદ્ધાંત દર્શાવે છે–પછી હકીકતો સાથે તે બંધબેસતો હોય કે ન પણ હોય. સાર્વભૌમ સત્તાના આગવા લક્ષણ પરત્વે બ્રાઇસ લખે છે:

'The actual receiving of obedience is therefore not (as some have argued) the characteristic mark of a Sovereign authority, but is a postulate of the law with regard to each and every of the authorities it recognizes.'[2]

લૉર્ડ બ્રાઇસના મત મુજબ, દરેક રાજ્યમાં આ અર્થમાં કાનૂની સાર્વભૌમ સત્તા હોય છે. આ કાનૂની સાર્વભૌમ સત્તાનું સ્થાન ક્યાં રહેલું છે તે શોધવાનું કોઈ રાજ્યમાં સરળ છે તો કોઈ રાજ્યમાં મુશ્કેલીભર્યું છે. બ્રિટનમાં પાર્લમેન્ટ કાનૂની દૃષ્ટિએ સાર્વભૌમ છે એમ સરળતાથી કહી શકાય છે; પણ જડ કે દુષ્પરિવર્તનશીલ (rigid) બંધારણવાળા રાજ્યમાં અને સમવાયતંત્રમાં એ પ્રમાણે સરળતાથી કહી શકાતું નથી. જ્યાં જડ કે દુષ્પરિવર્તનશીલ (rigid) બંધારણ હોય છે, ત્યાં ધારાસભાની સત્તા બંધારણ દ્વારા અમુક વિષયો પૂરતી જ મર્યાદિત હોય છે. ધારાસભા તેના કાર્યક્ષેત્ર પૂરતી સાર્વભૌમ સત્તા ધરાવે છે ખરી, પણ તેના કાર્યક્ષેત્ર બહારની બાબતોમાં તો, બંધારણમાં ફેરફાર કરવાનો અધિકાર ધરાવતી વ્યક્તિ કે સંસ્થા સાર્વભૌમ છે. આમ ધારાસભાની સાર્વભૌમ સત્તા મર્યાદિત બને છે. આવા દેશમાં કાનૂની સાર્વભૌમત્વનું બે વ્યક્તિ કે સંસ્થામાં વિભાજન થયેલું હોય છે–એક ધારાસભામાં, જે સાર્વભૌમ સત્તાનો અમલ સતત કરે છે; અને બીજું, બંધારણમાં ફેરફાર કરવાનો અધિકાર ધરાવતી સંસ્થા, જે જવલ્લે જ સાર્વભૌમ સત્તાનો અમલ કરે છે. હવે, સમવાયતંત્રમાં સરકારની બધી જ સાર્વભૌમ સત્તા સમવાયી ધારાસભા અને ઘટક-રાજ્યોની ધારાસભાઓ વચ્ચે વહેંચાયેલી હોય છે. દરેકનું કાર્યક્ષેત્ર સમવાયતંત્રના બંધારણ વડે નિશ્ચિતપણે આંકવામાં આવેલું હોય છે અને પોતાના ક્ષેત્રમાં દરેક સ્વાયત્ત હોય છે; તે ક્ષેત્રમાં આવતી સર્વ બાબતો અંગે કાયદાઓ ઘડવાનો તેમ જ તેનું પાલન કરાવવાનો અધિકાર પણ કાયદા દ્વારા દરેકને આપવામાં આવ્યો હોય છે. સમવાયતંત્રમાં, ધારાશાસ્ત્રીના અભિપ્રાય મુજબ, સમવાયી ધારાસભા અને રાજ્યની ધારાસભા માત્ર અંશતઃ કાનૂની સાર્વભૌમ સત્તા ધરાવે છે. લૉર્ડ બ્રાઇસ આ દાખલાઓ આપીને એમ કહેવા માગે છે કે કાનૂની સાર્વભૌમત્વ વિભાજિત કે ખંડિત હોઈ શકે અગર મર્યાદિત પણ હોઈ શકે.[3] (તાત્ત્વિક દૃષ્ટિએ સાર્વભૌમત્વનું વિભાજન થઈ શકે કે કેમ તેની ચર્ચા લૉર્ડ બ્રાઇસ નથી કરતા.)

કાનૂની સાર્વભૌમત્વ ઉપરાંત, બ્રાઇસ કહે છે કે, દરેક રાજ્યમાં વાસ્તવિક સાર્વભૌમ (practical sovereign) પણ હોય છે. બ્રાઇસ રાજકીય સાર્વભૌમને વાસ્ત-

વિક સાર્વભૌમ કહે છે. બ્રાઇસના મત મુજબ, જે વ્યક્તિ કે વ્યક્તિઓની ઇચ્છા કાયદા વિરુદ્ધમાં કે કાયદાને ટેકો આપીને પણ હકીકતમાં પ્રવર્તે છે, તે વાસ્તવિક સાર્વભૌમ કહેવાય છે. હકીકતમાં આ વાસ્તવિક સાર્વભૌમ તે શાસક હોય છે અને તેને પ્રજા તરફથી આજ્ઞાધીનતા આપવામાં આવે છે. આ આજ્ઞાધીનતા, વાસ્તવિક સાર્વભૌમની પાસે રહેલા શારીરિક બળના ભયને લીધે નથી આપવામાં આવતી, પણ અન્ય બીજાં પરિબળોને, દા. ત., ધાર્મિક અસર, નૈતિક પ્રભાવ કે ટેવને આભારી હોય છે. કોઈ પણ રાજ્યમાં કાનૂની સાર્વભૌમ કોણ છે તેના વિષે મતભેદ હોય અથવા કાનૂની સાર્વભૌમનો નાશ કરવામાં આવ્યો હોય ત્યાં વાસ્તવિક સાર્વભૌમ કોણ છે તેના ઉત્તમ દાખલા મળી શકે છે. કાનૂની સાર્વભૌમ એક વ્યક્તિ હોય અને વાસ્તવિક સાર્વભૌમ બીજી વ્યક્તિ હોય એવા પણ દાખલા જોવા મળે છે. ખરી રીતે જોવા જઈએ તો, કાનૂની સાર્વભૌમ અને વાસ્તવિક સાર્વભૌમ એક જ વ્યક્તિ હોવી જોઈએ અથવા તો તેનું સ્થાન એક જ વ્યક્તિ કે સંસ્થામાં રહેલું હોવું જોઈએ, તો જ તે સુવ્યવસ્થિત રાજ્ય કહેવાય.

રીસ (W. J. Rees) નામના લેખક કાનૂની સાર્વભૌમત્વની વ્યાખ્યા નીચે પ્રમાણે આપે છે :

"'*Legal sovereignty*' is a capacity 'to determine the actions of persons in certain intended ways by means of a law...where the actions of those who exercise the authority, in those respects in which they do exercise it, are not subject to any exercise by other persons of the kind of authority which they are exercising.'"[4]

બીજી તરફ, જી. સી. ફીલ્ડ કાનૂની સાર્વભૌમત્વ અને રાજકીય સાર્વભૌમત્વ એ શબ્દમાં તફાવત રજૂ કરવાને બદલે ખરી (real) અને હકીકતમાં (actual) સાર્વભૌમ સત્તા એ મુજબનો તફાવત રજૂ કરે છે. બ્રિટિશ પાર્લમેન્ટ ખરી સાર્વભૌમ સત્તા ધરાવે છે, જ્યારે બ્રિટિશ પ્રજા હકીકતમાં સાર્વભૌમ છે. બ્રિટિશ પાર્લમેન્ટની ખરી સાર્વભૌમ સત્તા અમર્યાદિત છે, જ્યારે પ્રજા હકીકતમાં જે સાર્વભૌમ સત્તા ધરાવે છે તે મર્યાદિત છે. (મર્યાદિત અને અમર્યાદિતનો અર્થ અહીં કાયદેસર અમર્યાદિતતા કે મર્યાદિતતા એવો લીધો છે.) રાજકીય સાર્વભૌમત્વના ખયાલની ચર્ચા, સંમતિ (consent) અને બળ (force)ના સંદર્ભમાં ફીલ્ડ કરે છે. તેમના મત મુજબ, સાર્વભૌમ સત્તા સંમતિ પર રચાયેલી છે કે બળ પર એ ખરો સવાલ નથી. બળ અને સંમતિ બન્ને એકબીજાથી સદંતર વેગળાં નથી. એ કાંઈ બે વિકલ્પો નથી, જેમાંથી એકની જ પસંદગી કરવાની હોય.

સાર્વભૌમ સત્તા સંમતિ પર રચાયેલી છે એ નિવેદન જ પુનરુક્તિ કરવા સમાન છે. કારણ કે સાર્વભૌમત્વની વ્યાખ્યામાંથી જ ફલિત થાય છે, કે સાર્વભૌમત્વ એ જ સંમતિ છે. સાર્વભૌમ સત્તાના આદેશને આધીન થવું અને તેના આદેશને સંમતિ આપવી એ બન્ને ખરું જોતાં એક જ બાબતની બે અવિભાજ્ય બાજુઓ છે.[5] આજ્ઞાધીનતા આપવી એ બાબતમાં જ સંમતિની હકીકતનો સમાવેશ થઈ જાય છે. દરેક સમાજમાં, લૅસ્કી કહે છે તેમ, હુકમો આપવાને ટેવાયેલો અને તેનું પાલન થવાની અપેક્ષા રાખતો શાસક વર્ગ અને પાલન કરવાને ટેવાયેલો શાસિત વર્ગ હોય છે. શાસક અને શાસિત વર્ગ એ બન્ને એક પરિસ્થિતિની બે બાજુઓ છે. શાસક વર્ગ તે પરિસ્થિતિને સાર્વભૌમ સત્તા તરીકે ગણાવે છે, જ્યારે પ્રજા અથવા શાસિત વર્ગ તેને સંમતિ તરીકે વર્ણવે છે. ફીલ્ડ કહે છે તે મુજબ 'Sovereignty is, thus, a psychological fact, a state of mind of the members of a community.'[6] આમ, સાર્વભૌમત્વ એટલે સંમતિ નહિ પણ સાર્વભૌમત્વ એ જ સંમતિ છે એમ ભારપૂર્વક ફીલ્ડ રજૂ કરે છે;[7] પણ સાથે સાથે એટલી સ્પષ્ટતા પણ ફીલ્ડ કરે છે કે સંમતિનો અર્થ સક્રિય સંમતિ નથી થતો. સાર્વભૌમ સત્તા દરેક વખતે પોતાના આદેશો બહાર પાડતી વેળાએ પ્રજાનો અભિપ્રાય પૂછવા જતી નથી; પ્રજા પોતે આવા આદેશોનું સામાન્ય રીતે સહજતાથી પાલન કરે છે. આ પ્રકારની આજ્ઞાધીનતા પાછળનાં કારણો અનેક છે.

સાર્વભૌમત્વના પાયા તરીકે બળ (*force*) નો પણ ફીલ્ડ વિચાર કરે છે. બળનો ઉપયોગ કરવો એટલે કાયદાના ભંગ બદલ શિક્ષા કરવાનો અધિકાર, એટલે કે કાયદાનો અમલ કરાવવો. એનો અર્થ એવો પણ થઈ

શકે કે સાર્વભૌમ સત્તાના આદેશને આધીનતા આપવા પાછળનું એક કારણ છે શિક્ષાનો ભય. સાર્વભૌમ સત્તાના આદેશને આપવામાં આવતી આધીનતા પાછળ બળનો ફાળો કેટલો છે અથવા કેટલા પ્રમાણમાં તેનો ઉપયોગ થાય છે તે અગત્યનો પ્રશ્ન બને છે. દરેક સમાજ કે રાજ્યને લાગુ પાડી શકાય તેવો સીધો જવાબ આ પ્રશ્નનો આપવો કઠિન છે. સાર્વભૌમ સત્તાને આજ્ઞાધીનતા આપવા પાછળનું એકમાત્ર કારણ બળ જ છે, તેમ કહેવું સાચું નથી. ઘણા દેશોના અનુભવની એ વિરુદ્ધનું છે. બળની શક્તિ પરની મર્યાદાઓ ધ્યાનમાં રાખીને, બળ એ આજ્ઞાધીનતા આપવા પાછળના અનેક કારણોમાંનું એક અગત્યનું કારણ છે એમ કહેવું વધુ યોગ્ય છે. સ્વાભાવિક રીતે જ, બળ અમુક હદ સુધી જ કામ કરી શકશે; દા. ત., માત્ર બળના ભયથી જ આજ્ઞાધીનતા આપનાર કે કાયદાનું પાલન કરનારની સંખ્યા વધી જશે તો એક તબક્કો એવો આવશે, જ્યાં બળને લાગુ પાડવાનું અશક્ય બનશે. બીજું, બળનો અમલ સાર્વભૌમ સંસ્થા કે વ્યક્તિ પોતે જાતે નથી કરતી. તેને માટે કોઈ ખાસ વ્યવસ્થાતંત્ર કે મશીનરી– જેવું કે લશ્કરીતંત્ર કે પોલીસતંત્ર–હોવું આવશ્યક છે. વ્યવહારમાં સાર્વભૌમ સત્તા તેના બળ વાપરવાના અધિકારનો અમલ આ મશીનરી મારફત કરે છે અથવા કરાવે છે. તેથી એ સ્વાભાવિક જ છે કે આવું તંત્ર હંમેશ સાર્વભૌમની આજ્ઞા મુજબ વર્તવાને તૈયાર હોવું જોઈએ. સામાન્ય સંજોગોમાં, દરેક સાર્વભૌમ સત્તાને, તેનો હુકમ થતાંની સાથે, જરૂર પડ્યે બળથી પણ અમલ કરાવવા માટે તૈયાર એવું વ્યક્તિઓનું જૂથ હંમેશ સુલભ હોવું જોઈએ. લૅસ્કી અને ફીલ્ડ બન્નેના મત મુજબ આધુનિક યુગમાં, અંતિમ નિદાનમાં, લશ્કરીતંત્ર પર કોણ કાબૂ ધરાવે છે અથવા તે કોને વફાદાર છે, તેના પરથી સાર્વભૌમ સત્તા કોણ ધરાવે છે તે નક્કી થાય છે.[8] ઇજિપ્ત, સુદાન, પાકિસ્તાન, ઇરાક, સામ્યવાદી દેશો તેમ જ થોડેઘણે અંશે ફ્રાન્સ આના નક્કર દાખલા હાલ ગણાવી શકાય. આમ સાર્વભૌમ સત્તા કોણ ધરાવશે એમાં બળનો ફાળો ઠીક ઠીક નિર્ણાયક એવો તો છે જ એમ કહેવું ઘટે. આ દૃષ્ટિથી તેમજ બીજી દૃષ્ટિથી પણ આપણે બળની મહત્તા ઓછી ન આંકવી જોઈએ. દરેક રાજ્યમાં વધતા કે ઓછા પ્રમાણમાં માત્ર શિક્ષાના ભયથી કાયદાને આધીન થનારાઓની સંખ્યા હોય છે. અલબત્ત, આની સંખ્યા જેમ બને તેમ ઓછી હોય તો વધુ સારું, કારણ કે તો જ સ્થિર સરકાર રચવાનું અને સુસંસ્કૃત ને લોકશાહીયુક્ત તંત્ર ચલાવવાનું શક્ય બને. તેથી, બળના જોરે કાયદો પાળનારાઓની સંખ્યા વધે નહિ તેની તકેદારી લેવી જોઈએ. બળનો ઉપયોગ કુશળતાથી અને ઓછો કરવાથી આ સંખ્યા વધવાની શક્યતા ઓછી થઈ જાય છે. તે સાથે જ, જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે ત્યારે બળ લાગુ પાડીને પણ કાયદાને આધીન થવાની ફરજ ભિનઆજ્ઞાધારક નાગરિકોને પાડવામાં ન આવે તો બીજાઓ, કે જે બળ સિવાયનાં અન્ય કારણોને લીધે કાયદાને આધીન થતા હોય છે, તેઓ પણ કાયદાને આધીન નહિ થવાને પ્રેરાય એવી શક્યતા રહે. એટલે બળનો ઉપયોગ કરીને પણ થોડાકને કાયદાને આધીન થવાની ફરજ પાડવી યોગ્ય છે. ફીલ્ડ લખે છે, 'the habit of disobedience is infectious and, if unchecked by force, is likely to spread."

બળના સંદર્ભમાં સાર્વભૌમ સત્તાની ચર્ચા મૅકીવર (MacIver) સહેજ જુદા દૃષ્ટિકોણથી કરે છે. બળનો ઉપયોગ કરવાનો રાજ્યની સાર્વભૌમ સત્તાનો અધિકાર, રાજ્યને બીજા સંગઠનોથી ભિન્ન પાડનારું લક્ષણ છે; પણ તેનું એ સારતત્ત્વ નથી એમ તેઓ કહે છે. રાજ્યના ઉદ્ભવમાં, વિકાસમાં, તેના સભ્યો પરના અંકુશમાં, બીજાં રાજ્યો સાથેના સંબંધમાં બળને નિર્ણાયક તેમજ પ્રથમ સ્થાન આપતા સિદ્ધાંતો અને વિચારસરણી માત્ર અંશતઃ સત્ય ધરાવે છે. આવા સિદ્ધાંતો ઇતિહાસના વિકાસને ખોટી રીતે રજૂ કરે છે, ધાર્યું કામ પાર પાડવામાં બળની તાકાત તે વધારે પડતી આંકે છે. રાજ્યનો ઉદ્ભવ માત્ર બળને જ આભારી ન હતો. ફક્ત, રાજ્યનો વિકાસ અને વિસ્તાર વધારવામાં બળનો અગત્યનો ફાળો છે, એટલી બળની અગત્યતા મૅકીવર ગણે છે. કાયદા પ્રત્યેની આધીનતા મેળવવા માટે જો સાર્વભૌમ સત્તા વધુ પડતો આધાર બળ પર રાખશે તો તે કશું સિદ્ધ કરશે નહિ. મૅકીવર લખે છે :

'But force holds nothing together. Force is a substitute for unity. So far as it rules, there is no unity and no development. Force as

the servant of intelligence at times prepares the way for unity, but the credit belongs more to the master than to the servant. Force always disrupts unless it is made subservient to common will.'[10]

એટલે, માત્ર બળની ઉપર મદાર રાખીને જ સાર્વભૌમ સત્તાએ ઘડેલા કાયદા કશું જ સિદ્ધ કરી શકશે નહિ. પ્રજાની સામાન્ય ઇચ્છાને ધ્યાનમાં રાખીને ઘડેલા કાયદાને અચૂક આજ્ઞાધીનતા અપાશે. રાજ્યનું મુખ્ય કાર્ય પ્રજાની સામાન્ય ઇચ્છાને અનુસરીને સર્વવ્યાપક કાયદો ઘડવાનું છે. કાયદા ઘડનાર અને કાયદાને જાળવી રાખનાર તરીકે રાજ્ય અને સરકારને બળરૂપી શસ્ત્ર આપવામાં આવે છે. એટલે કાયદાનો માત્ર અમલ કરાવવા માટે જ નહિ પણ તેના આ કાર્યમાં (કાયદાને ઘડવાના અને જાળવી રાખવાના આ કાર્યમાં) ખલેલ પાડનાં તત્ત્વોને અટકાવવા માટે બળરૂપી શસ્ત્રનો ઉપયોગ કરવાનો અધિકાર રાજ્યને આપવામાં આવ્યો છે.

બળ અને સંમતિના સંદર્ભમાં સાર્વભૌમત્વની કરેલી આટલી ચર્ચા ઉપરથી, 'સાર્વભૌમ સત્તા એ જ સંમતિ' અને 'સાર્વભૌમ સત્તા એ જ બળાત્મક શક્તિ' એ વિધાનમાંથી ગમે તે એક વિધાન કરવું તે ઘણું વધારે પડતું ગણાશે. સાર્વભૌમ સત્તામાં બન્ને પરિબળો-પ્રજાની સંમતિ અને સાર્વભૌમત્વ ધરાવનારની બળાત્મક શક્તિ-સમાયેલાં છે, બન્નેનું પ્રમાણ વધતે-ઓછે અંશે રહેલું છે. ખરો સવાલ એ છે કે સાર્વભૌમ સત્તામાં બન્નેનું સંયોજન કુશળતાભર્યું, પ્રમાણસર અને સંવાદમય હોવું જોઇએ(tactful, proportionate, harmonius). લોકશાહી દેશોમાં બળના ભોગે સંમતિનો અંશ ક્રમશઃ વધતો જાય છે. સામ્યવાદી દેશોમાં આ સાર્વભૌમ સત્તા સંપૂર્ણ રીતે બળ દ્વારા ગ્રહણ કરવામાં આવેલી હોય છે અને બળના આધારે જ તેને ટકાવી રાખવામાં આવી હોય છે. લશ્કરી સરમુખત્યારશાહી દેશોમાં અને guided democracyવાળા દેશોમાં, સાર્વભૌમ સત્તામાં, બળ અને સંમતિ-એમાંથી કોનું પ્રમાણ વધુ હોય છે તે કહેવું કઠિન નથી. ઈજીપ્ત કે ઇન્ડોનેશિયાનો દાખલો લઈએ તો નાસર અને સુકર્ણો બન્ને સરમુખત્યાર છે. તેમની સત્તાનો વિરોધ કરનારાઓને દૂર કરવામાં નર્યા લશ્કરી બળનો ઉપયોગ કરવામાં તેઓ બહુ અચકાતા નથી; પણ જે નીતિ તેઓએ અપનાવી છે તેમાં પ્રજાની સંમતિ છે એવું પણ દેખાય છે ખરું!

છેલ્લે, આપણે જોઈએ **આજનું** સાર્વભૌમ રાજ્ય, એટલે કે ૨૦મી સદીનું સાર્વભૌમ રાજ્ય. ઑસ્ટિને રજૂ કરેલો રાજ્યના સાર્વભૌમત્વનો કાનૂની સિદ્ધાંત, જેને રાજ્ય અંગેનો એકાંગી સિદ્ધાંત (Monistic Theory of the State) પણ કહેવામાં આવે છે, તે આ સદીની શરૂઆતમાં સખત પ્રહારને પાત્ર બન્યો. આ પ્રહાર મુખ્યત્વે કરીને બહુત્વવાદીઓ (Pluralists) તરફથી આવ્યો છે. રાજ્યના સ્વરૂપ અંગેના એકાંગી ખયાલને બદલે તેઓ રાજ્યના સ્વરૂપનો બહુરૂપી ખયાલ રજૂ કરે છે. આ ખયાલ રજૂ કરનારા બહુત્વવાદીઓએ-અમેરિકામાં બેન્ટલી (Bently) અને મિસ ફૉલેટ (Miss Follett), ઇંગ્લેન્ડમાં બાર્કર (Barker) અને લૅસ્કી (Laski), અને ફ્રાન્સમાં ડૂગવીટ (Duguit)-પ્રથમ એકાંગી સિદ્ધાંત રજૂ કર્યો છે અને પછી વ્યવસ્થિત રીતે તેનું ખંડન કરવાનો પ્રયત્ન કર્યો છે. આ બધા લેખકોમાંથી આ પ્રશ્ન પરત્વેની લૅસ્કીની અને મિસ ફૉલેટની રજૂઆત અનોખી છે. ઈ. સ. ૧૯૧૭માં પ્રસિદ્ધ થયેલા તેમના પુસ્તક *Studies in the Problem of Sovereignty*માં એકાંગી સિદ્ધાંતનું ખંડન કરતો બહુત્વવાદનો સિદ્ધાંત લૅસ્કી સ્પષ્ટ રીતે રજૂ કરે છે, જ્યારે મિસ ફૉલેટની વિચારસરણી ઈ. સ. ૧૯૧૮માં પ્રસિદ્ધ થયેલા તેમના પુસ્તક *The New State*માં સ્પષ્ટ રજૂ થયેલી માલૂમ પડે છે. બહુત્વવાદની વિચારસરણી સમજવા માટે એની પશ્ચાદ્-ભૂમિકારૂપે આપણે એકાંગી સિદ્ધાંતનો જે અર્થ આ બહુત્વવાદીઓએ ઘટાવ્યો છે તે પ્રથમ ટૂંકમાં જોવો ઘટે.

રાજ્ય અંગેના એકાંગી સિદ્ધાંત મુજબ, રાજ્ય એક સમગ્ર છે અને રાજ્યનાં આવેલાં અનેક જૂથો આ સમગ્રના વિભાગ છે, તેના વિવિધ અંગ સમાન છે. સમાજમાં આવેલાં સર્વ જૂથોની વાસ્તવિકતા રાજ્યને જ આભારી છે. રાજ્ય અનંત છે, જ્યારે જૂથો તો રાજ્ય જેટલે અંશે ઇચ્છે તેટલે અંશે જ અસ્તિત્વ ધરાવે છે. એટલું જ નહિ પણ રાજ્યની સાથે આ જૂથો એકરૂપ છે, રાજ્યથી અવિભાજ્ય છે. બધાં જ જૂથોને રાજ્ય એકતારે સાંકળે

છે માટે બધાંથી તે (એટલે કે રાજ્ય) ચડિયાતું છે. એકાંગી સિદ્ધાંતની સમીક્ષા લૅસ્કી નીચે મુજબ કરે છે:

'Everywhere the One comes before the Many. All Manyness has its origin in Oneness and to Oneness it returns. Therefore all order consists in the subordination of Plurality to Unity, and never and nowhere can a purpose that is common to Many be effectual unless the One rules over the Many and directs the Many to the goal...Unity is the root of all, and therefore of all social existence.'[11]

રાજ્ય એકતાનું મૂર્ત સ્વરૂપ છે અને એકતા સર્વ સામાજિક અસ્તિત્વનું મૂળ હોઈ, રાજ્ય બધાં જૂથોમાં સર્વોચ્ચ હોવું ઘટે. એના ચરણે દરેક જૂથે તેમજ દરેક વ્યક્તિએ પોતાનું જૂથ-હિત અને અંગત હિત હોમી દેવાનાં હોય છે; ફરીથી, લૅસ્કીના આ પરત્વેના વિચારો લઇએ તો, તેઓ લખે છે:

'Trade-unionists and capitalists alike must surrender the interests of their smaller and antithetic group-persons to the larger demands of that all-embracing One, the State. Of that One it is first that you are part; only in secondary fashion do you belong to church or class or race. In the One differences become harmonised, disappear. There are no rich or poor, Protestants or Catholics, Republicans or Democrats, but all are members of the State. The greatest of ideas takes all others to itself.'[12]

એકાંગી સિદ્ધાંતનો વ્યંગાર્થ એ થાય કે રાજ્યની ટીકા કે પ્રશંસા માત્ર સમગ્ર રીતે જ થઈ શકે. તેનાં અમુક વિભાગો-જૂથો ખોટાં છે કે સાચાં તેવું પછી કહી શકાય નહિ. રાજ્યના વિભાગોનું મૂલ્યાંકન અલગ અલગ રીતે જુદાં જુદાં ધોરણ પર કરી શકાય નહિ. રાજ્ય જો આખું જ અનિષ્ટ હોય તો તેના બધા જ વિભાગો અનિષ્ટ હોય છે. અને જો આખા રાજ્યને સારું ગણવામાં આવે તો બધા જ વિભાગો તેમાં ખપે છે. ટૂંકમાં, દરેક વિભાગની ગુણવત્તા રાજ્ય ઉપરથી જ નક્કી થાય છે.

એકાંગી ખયાલ મુજબ, રાજ્ય દરેક વિભાગ વચ્ચે સહકાર સાધવાનું અગત્યનું કાર્ય કરે છે. જો દરેક જૂથ સ્વતંત્ર હોય તો એકતા સાધવી અશક્ય બને, અને એકતા વિના સામાજિક અસ્તિત્વ અશક્ય બને. રાજ્ય તેને શક્ય બનાવે છે, માટે રાજ્ય સર્વોચ્ચ છે, માટે રાજ્ય સાર્વભૌમ સત્તા ધરાવે છે, રાજ્યને પડકારી શકાય નહિ, તેનો વિરોધ કરી શકાય નહિ. એકાંગી સિદ્ધાંતમાં, લૅસ્કી લખે છે તે મુજબ '...what the State wills has therefore moral pre-eminence.'[13] રાજ્યના આદેશને દરેક વિભાગે-જૂથે તેમજ વ્યક્તિએ મૂંગી સંમતિ આપવાની હોય છે. રાજ્યનો આદેશ કે નિર્ણય જૂથ કે વ્યક્તિને માટે એક પ્રકારની ઉચ્ચ નૈતિક અધિકતા પ્રાપ્ત કરે છે. તેની આગળ કોઈ પણ વ્યક્તિ કે જૂથનો દાવો ચાલી શકે નહિ. રાજ્યના વ્યક્તિત્વમાં, તેની ઇચ્છામાં વ્યક્તિનું વ્યક્તિત્વ એકરૂપ થઈ જાય છે. રાજ્યનું પગલું ખોટું હોય કે ખરું હોય, પણ હમેશાં તે યોગ્ય જ હોય છે. રાજ્યની ટીકા કરવી એ દેશદ્રોહ કરવા સમાન છે. રાજ્યે ભરેલું દરેક પગલું વાજબી, ન્યાયી અને સાચું હોઈ તેમાં સાથ આપવાની નાગરિકની ફરજ છે.

હવે, સાર્વભૌમ સત્તા માત્ર રાજ્ય ધરાવી શકે, એવા એકાંગી સિદ્ધાંતની વિરુદ્ધ બહુત્વવાદીઓએ જૂથ સ્વાયત્તતાનો ખ્યાલ રજૂ કર્યો. લૅસ્કી પહેલાં મેટલૅન્ડ (F. W. Maitland)એ અને ફીજીસ(Figgis)એ પણ આ પ્રશ્ન પર ઠીક ઠીક પ્રકાશ ફેંક્યો હતો. સાર્વભૌમ સત્તા ધરાવવાના રાજ્યના દાવાનો મેટલૅન્ડે સચોટ જવાબ આપ્યો હતો. રાજ્ય સહિતના બધાં જ સામાજિક જૂથો અને સંગઠનો સમાન કક્ષાનાં છે. તેઓ લખે છે, 'there seems to be a genus of which State and Corporation are species.'[14] દરેક સામાજિક જૂથનો ઉદ્ભવ રાજ્યથી સ્વતંત્ર એવો થયો છે; કેટલાંક રાજ્યોમાં તો આવાં જૂથો કેન્દ્રિત રાજ્ય અસ્તિત્વમાં આવ્યું તે પહેલાં પ્રવર્તમાન હતાં. આવાં સામાજિક જૂથો રાજ્યના એક વિભાગ નથી; દરેકને પોતાનું આગવું વ્યક્તિત્વ, ઇચ્છા, વ્યવસ્થાતંત્ર છે. રાજ્ય આવાં જૂથોનું સર્જન નથી કરતું, માત્ર તેને માન્ય કરે છે, એમ બહુ તો આપણે કહી શકીએ. ફીજીસ અને લૅસ્કીની વિચારધારા

ગણે જ છે, પણ તેમનો પ્રહાર રાજ્યની સાર્વભૌમ સત્તા તરફ વધુ પડતો વળેલો છે; જ્યારે મિસ ફૉલેટની મુખ્ય ચિંતા સાચા મનુષ્યની શોધ કેવી રીતે કરવી તે પરત્વેની છે.

જે સાચા મનુષ્યની શોધમાં મિસ ફૉલેટ છે તેનું વર્ણન તેઓ નીચે મુજબ આપે છે :

'But who is the individual we have been seeking, who is the individual we are to find within the group? Certainly not the particularist individual... ... To-day we see that every man must count for infinitely more than one because he is not part of a whole..but from one point of view the whole itself...... Man's life is one of manifold relatings ... ...I find my expression of the whole-idea, the whole-will, through my group life. The group must always dictate the modes of activity for the individual. We must put clearly before us the true individual with his infinite relations, expressing his infinite relations, as the centre of politics, as the meaning of democracy... ...'

આગળ જતાં, મિસ ફૉલેટ કહે છે તેમ, વ્યક્તિમાં સર્જનાત્મક શક્તિ રહેલી છે. આ શક્તિ રાજ્યનું નિર્માણ કરવામાં હવે નથી વાપરવાની; કારણ કે તેઓ જણાવે છે, 'The state is now discredited in many quarters'. જૂથ-જીવન અને જૂથપદ્ધતિના ફાયદા પ્રાપ્ત કરવા માટે રાજ્યનો નાશ કરવાની જરૂર છે કે કેમ તે વ્યક્તિએ નક્કી કરવાનું છે. લૅસ્કી જેવા બહુત્વવાદીઓ જૂથમાં માનવીનો ઉદ્ધાર જુએ છે. મિસ ફૉલેટના મત મુજબ, કેટલાક બહુત્વવાદીઓ જૂથમાં વ્યક્તિ અદૃશ્ય થઈ જાય છે, તેવું વલણ દર્શાવે છે; બીજા કેટલાક જૂથના માટે રાજ્યનો ત્યાગ કરવા તૈયાર થાય છે, જ્યારે તેમના પોતાના મત મુજબ વ્યક્તિ, જૂથ, રાજ્ય-દરેકને ધ્યાનમાં લેવાના હોય છે. કોઈની અવગણના કરવી કે ઓછી અગત્ય આંકવી શક્ય નથી. કોઈ જૂથને તદ્દન વેગળું (isolated) ગણવું એ મોટી ભૂલ છે. સાંદર્ભિક જૂથ (the group *in relation*) રાજ્યશાસ્ત્રના અભ્યાસનું પાત્ર છે. લૅસ્કી અને અન્ય બહુત્વવાદીઓથી સહેજ જુદી તરી આવતી આ તેમની બહુત્વવાદની વિચારસરણી છે. તેમાં સ્પષ્ટ રીતે રજૂ થયેલું છે કે રાજ્યશાસ્ત્રમાં કે રાજકારણમાં જૂથ વ્યવસ્થાતંત્ર એક પદ્ધતિ છે, પણ અંતિમ એકમ તો વ્યક્તિ જ છે; કારણ કે અમુક ખાસ ઉદ્દેશો માટે રચાયેલા કોઈ પણ જૂથ કરતાં વ્યક્તિનાં કાર્યો અને દૃષ્ટિ ઘણાં વિશાળ અને વ્યાપક છે.

સાર્વભૌમત્વનો ખયાલ, મિસ ફૉલેટના મત મુજબ, સાંદર્ભિક છે. દરેક વ્યક્તિ જ્યાં સુધી પોતાની બહુરૂપી પ્રકૃતિનો વિકાસ કરી શકે છે, એકસૂત્રતા જાળવી શકે છે, તેને અંકુશમાં રાખી શકે છે, ત્યાં સુધી તે સાર્વભૌમ છે. જે તે જૂથના સભ્યો તેમણે નક્કી કરેલા ઉદ્દેશને પાર પાડવામાં જેટલે અંશે એક થશે તેટલે અંશે જૂથ પણ સાર્વભૌમ છે. રાજ્ય પણ તેટલે જ અંશે સાર્વભૌમ છે. તફાવત એટલો કે રાજ્ય સામાન્ય ઉદ્દેશો પાર પાડવા માટે એકત્રિત થયેલું મોટું જૂથ છે. રાજ્યનું સ્વરૂપ અને તેનું સાર્વભૌમત્વ જેમ જેમ તેના ઉદ્દેશો બદલાશે તેમ બદલાશે. પણ તે માત્ર વ્યક્તિની ઇચ્છા અથવા જે ઉદ્દેશો તેમણે નક્કી કર્યા હોય છે તેનું સૂચન છે.

સાર્વભૌમત્વ આમ અનેક સ્વરૂપ સાથેની એક બાબત છે, એક અમૂર્ત સિદ્ધાંત નથી. રાજ્યના અસ્તિત્વનું તે પરિણામ છે, રાજ્ય પોતે જ નથી. જે વ્યક્તિ કે જૂથ પ્રજાની સંમતિ મેળવે છે, તેને સાર્વભૌમ સત્તા પ્રાપ્ત થાય છે. જૂથનું સાર્વભૌમત્વ રાજ્યના સાર્વભૌમત્વ કરતાં જુદું નથી, માત્ર તે એક સાંદર્ભિક સાર્વભૌમત્વ છે અને તેનાથી વધુ વિશાળ જૂથના સાર્વભૌમત્વથી ગૌણ (subordinate) છે.

રાજકીય ફિલસૂફીમાં બહુત્વવાદની વિચારસરણીનો અગત્યનો ફાળો હોવા છતાં, એ વિચારસરણી માત્ર આદર્શ રૂપે જ રહેલી છે. નજીકના ભવિષ્યમાં તે મૂર્તિમંત થાય તેવી શક્યતા ઘણી ઓછી છે. બે વિશ્વયુદ્ધ, ૧૯૨૯-'૩૦ની વિશ્વવ્યાપી આર્થિક મંદી, વિજ્ઞાનની વિનાશક શોધો, પરસ્પર વિરોધી એવી બે છાવણીઓમાં વહેંચાઈ ગયેલા દુનિયાના મોટાભાગના દેશો અને તેમની વચ્ચે ચાલતું ઠંડું યુદ્ધ, એશિયા અને આફ્રિકામાં પ્રગટેલી સ્વતંત્રતાની જ્વાળા અને રાષ્ટ્રવાદનો જુવાળ-આ દરેક હકીકતને બનાવે દરેક જગ્યાએ રાજ્યના હાથ મજબૂત બનાવ્યા છે, રાજ્યના સ્વરૂપ અંગેના એકાંગી ખયાલને વધુ સાચો તેમજ દૃઢ બનાવ્યો છે. સાર્વભૌમ સત્તા

અનેક જૂથોમાં વહેંચાવાને બદલે રાજ્યમાં જ તે વધુ અને વધુ કેન્દ્રિત થતી જાય છે. દરેક રાષ્ટ્રીય રાજ્યની લશ્કરી તાકાત વધી રહી છે; શસ્ત્રસરંજામના ઉત્પાદનમાં ધરખમ વધારો થઈ રહ્યો છે; આખી દુનિયાને એક પલકારામાં ભસ્મીભૂત કરી નાંખે તેવાં શસ્ત્રો શોધવાના પ્રયોગોને ઉત્તેજન આપવું એ રાજ્યની આજે પ્રથમ ફરજ ગણવામાં આવે છે. ૨૦મી સદીનાં અત્યારનાં વર્ષોનું આ 'આજનું સાર્વભૌમ રાજ્ય,' ૨૦મી સદીની શરૂઆતનાં એવા 'આજનું સાર્વભૌમ રાજ્ય' કરતાં બેશક વધુ બળવાન, કેન્દ્રિત અને સંગઠિત છે. એની તાકાત અનેકગણી વધી છે, તે વિષે બેમત નથી. જમીનદાર, વેપારી, ખેડૂત કે ઉદ્યોગપતિના વિવિધ સ્વરૂપે આપણને રાજ્યની એ અનેકગણી તાકાતનું દર્શન થાય છે. ૧૬મી સદીમાં હૉબ્સે રાજ્યને 'લેવીએથન', (Leviathan) એટલે કે સર્વસત્તાધીશ તરીકેનું વિશેષણ આપ્યું હતું. તેનાથી એક ડગલું આગળ વધીને, ૨૦મી સદીના રાજ્યને આપણે 'મહાકાય લેવીએથન' તરીકે વર્ણવીશું તો કાંઈ ખોટું નહિ ગણાય. તેની અસર, તેના અંકુશ ને તેના પ્રભાવથી કોઈ પણ વ્યક્તિ કે જૂથ મુક્ત નથી રહ્યાં. આજના રાજ્યની સાર્વભૌમ સત્તાના ભાર તળે વ્યક્તિ અને જૂથ બન્ને કચડાઇ રહ્યાં છે. લગભગ દરેક રાજ્યમાં વ્યક્તિ અને જૂથ બન્ને એટલાં બધા દૂર ફેંકાઇ ગયાં છે કે નજીકના ભવિષ્યમાં તેઓ ફરીથી સજીવન થશે એવી આશા બહુ જણાતી નથી. અલબત્ત, એનો અર્થ એવો નથી થતો, કે સાર્વભૌમ સત્તા માત્ર રાજ્ય જ ધરાવી શકે એ જાતના વિચારને અપનાવ્યે જ છૂટકો છે; દુનિયામાં કોઈ પણ સમયે કોઈ પણ પ્રકારનું રાજ્ય તો રહેવાનું જ; અને તે આવશ્યક છે; કારણ કે અનેક જૂથો જો પોતાના જ ઉદ્દેશો પાર પાડવા માટેનો આગ્રહ રાખશે તો તેનાં પરિણામે યુદ્ધ, અંધાધૂંધી અને અરાજકતા જ જ્યાં ત્યાં દેખાશે. વળી, દરેક જૂથ વચ્ચે સમન્વય સાધવા માટે પણ રાજ્યની જરૂરિયાત રહેવાની. ખરો સવાલ એ છે, કે રાજ્યને વધુ શક્તિશાળી કે સર્વવ્યાપી બનતું કેવી રીતે અટકાવવું? બહુત્વવાદીઓએ એનો એક માર્ગ સૂચવ્યો–જૂથજીવનને સજીવન કરવાનો. જૂથની અગત્ય દર્શાવી તેમણે સૂચવ્યું કે આજના સાર્વભૌમ રાજ્યમાં, વ્યક્તિને મળે છે તેના કરતાં વધુ વિકાસની તક વ્યક્તિ તે કારણે પ્રાપ્ત કરી શકશે.

'સાર્વભૌમત્વ'ના ખયાલની આ આખી ચર્ચા ઉપરથી એ ફલિત થાય છે, કે તે ખયાલનો જુદે જુદે સમયે જુદો જુદો અર્થ ઘટાવવામાં આવ્યો છે. તેથી ઘણી મુશ્કેલીઓ ઊભી થઈ છે; દુનિયામાં થયેલી ઘણી અથડામણોનું તે કારણ હતું. તેના પર અનેક પ્રહારો થયા છે અને દરેક પ્રહારને અંતે જુદું સ્વરૂપ ધારણ કરીને ફરીથી એ ખયાલ ઉપસ્થિત થયો જ છે. તેનો સમૂળગો નાશ કરવાનો પ્રયત્ન થયો છે, પણ એક યા બીજા સ્વરૂપે એ ફરીથી અને ફરીથી સજીવન થયો છે. એટલે આપણે કહી શકીએ, કે રાજ્યશાસ્ત્રનો તે એક ઉપયોગી અને અગત્યનો ખયાલ છે. અમેરિકાની સુપ્રિમ કોર્ટના એક વખતના ન્યાયાધીશ, જસ્ટિસ સધરલૅન્ડ (Justice Sutherland) એ સાર્વભૌમત્વના ખયાલના સાતત્ય વિષે કહ્યું હતું:

'Rulers come and go; governments end and forms of government change; but sovereignty survives. A political society cannot endure without a supreme will somewhere. Sovereignty is never held in suspense.'[17]

## પાદટીપ

1. James Bryce: *Studies in History and Jurisprudence*, Vol II, p. 509.
2. *Ibid*, p. 509.
3. *Ibid*, p. 510.
4. See, the article on "*The Uses of 'Sovereignty'*" by S. I. Benn in *Political Studies*, June 1955, pp. 109-110.
5. Field G. C.: *Political Theory*, p. 62.
6. *Ibid*, p. 62.
7. *Ibid*, p. 62.
8. *Ibid*, p. 66.
9. *Ibid*, p. 67.
10. R. M. MacIver: *The Modern State*, p. 222.
11. Laski H. J.: *Studies in the Problem of*

Sovereignty, p. 5.
12. *Ibid*, p. 5.
13. *Ibid*, p. 8.
14. P. Ward: *Sovereignty* (A Study of a contemporary political notion) આ પુસ્તકમાં પૃષ્ઠ૮૮ પર મેટલૅન્ડનું અવતરણ ઉપર મુજબ ટાંકવામાં આવ્યું છે.
15. *Ibid*, p. 94.
16. *Ibid*, pp. 109-110.
17. Rodee, Anderson and Christol: *Introduction to Political Science* આ પુસ્તકમાં પૃષ્ઠ ૩૦ પર ઉપર મુજબનું અવતરણ ટાંક્યું છે.

## Books for Reference


1. Laird John: The Device of Government, An Essay On Civil Polity.
2. Maritain Jacques: Man and the State
3. Gettell R. G.: Problems of Political Evolution
4. Willoughby W. W.: The Nature of the State.
5. Bertrand De Jouvenal: Sovereignty, An Inquiry into the Political Good.
6. P. Ward: Sovereignty.
7. Laski H. J.: Authority in the Modern State.
8. Laski H. J.: Studies in the Problem of Sovereignty.
9. Laski H. J.: Studies in Law and Politics.
10. Laski H. J.: A Grammer of Politics.
11. Deane Herbert: The Political Ideas of Harold J. Laski.
12. Gierke Otto: Political Theories of the Middle Age (Translated with an intro duction by F. W. Maitland).
13. James Bryce: Studies in History and Jurisprudence, Vol. II
14. Ernest Barker: Principles of Social and Political Theory.
15. A. Appadorai: The Substance of Politics.
16. F.G. Wilson: Elements of Modern Politics.
17. R. M. Mac Iver: The Modern State.
18. Alfred Zimmern: Modern Political Doctrines
19. Nalin C. Ganguly: Indian Political Philosophy.
20. Rodee, T. J. Anderson, C. Q. Christol: Introduction to Political Science:
21. Political Studies, October, 1954
22. Political Studies, June 1955


*

# પ્રચાર [Propaganda]


**વિ. સ. વણિકર**

[માનસશાસ્ત્રના પ્રાધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]


એક વ્યવસ્થિત પદ્ધતિ અથવા તંત્ર તરીકે પ્રચાર તદ્દન આધુનિક ખ્યાલ છે. આપણા દેશમાં બુદ્ધ-ધર્મના ભિક્ષુઓ ધર્મના પ્રચાર માટે બહારના દેશોમાં જઈ ત્યાંના લોકોને બુદ્ધધર્મની દીક્ષા આપતા. યુરોપમાં પણ પહેલવહેલાં રોમન કૅથોલિક સંપ્રદાયનો ફેલાવો કરવા માટે ધર્મગુરુઓએ પ્રચારની પદ્ધતિ અપનાવી. રાજકીય અને ખાસ કરીને સૈનિકી કારવાઈઓમાં નેપોલિયને વ્યવસ્થિત રીતે પ્રચારતંત્રનો ઉપયોગ કર્યો. ત્યાર પછી ઇંગ્લેન્ડ અને યુરોપના અન્ય દેશોએ અને અમેરિકાએ પ્રચારક્રિયાનો ઉપયોગ સમાજજીવનના વિવિધ ક્ષેત્રોમાં કરવા માંડ્યો. પહેલા અને બીજા વિશ્વયુદ્ધ દરમિયાન તો પ્રચારતંત્રનો વૈજ્ઞાનિક અભ્યાસ કરવામાં આવ્યો અને પ્રચાર વધુ અને વધુ યશસ્વી કેવી રીતે બને તેના સિદ્ધાંતો શોધી કાઢવામાં આવ્યા. આજે પ્રચારનો ઉપયોગ રાજકીય, ધાર્મિક, સામાજિક, ઔદ્યોગિક, આર્થિક, વૈચારિક વગેરે અનેક ક્ષેત્રોમાં કરવામાં આવે છે.

**પ્રચાર એટલે શું?** સમજાવટના માર્ગથી કોઈ પદાર્થ, વ્યક્તિ અથવા વિચારસરણી પ્રત્યે માનસિક વલણ (attitude) તૈયાર કરવાની અથવા બદલવાની અને એ રીતે માણસોની કૃતિ ઉપર અસર કરવાની પદ્ધતિને પ્રચાર કહે છે.

પ્રચારનો હેતુ માણસનું માનસિક વલણ તૈયાર કરવાનો છે અને આખરે તેની પાસેથી અમુક કાર્ય કરાવવાનો છે. દા.ત. વેપારી એમ ઇચ્છે છે, કે ગ્રાહક પોતાનો માલ ખરીદે; રાજકીય પક્ષના નેતાઓ એમ ઇચ્છે છે, કે લોકો પોતાનું નેતૃત્વ સ્વીકારે અને પોતાના પક્ષમાં સામેલ થાય; અને ગાંધીજીના અનુયાયીઓ એમ ઇચ્છે છે કે લોકો અહિંસાનું તત્ત્વ સ્વીકારે અને એ તત્ત્વ જીવનમાં ઉતારે. પણ આમાંની દરેક વ્યક્તિ અપેક્ષિત પ્રતિક્રિયા કરે એટલા માટે તેના મનમાં તદ્દઅનુસાર વલણ તૈયાર કરવું પડે છે. દા.ત. ગ્રાહક અમુક એક દવા ખરીદે એટલા માટે પહેલાં એના મનમાં એ દવા ખરીદવાની તત્પરતા અથવા ઇચ્છા નિર્માણ કરવી પડે છે. તત્પરતા અથવા ઇચ્છાને મનોવિજ્ઞાનમાં attitude અથવા માનસિક વલણ કહે છે. Attitude એ ક્રિયાની પ્રવર્તના છે; એટલે જો attitude હોય તો તદનુસાર પ્રતિક્રિયા બને છે. પ્રચારનું કામ આવી attitudes નિર્માણ કરવાનું છે. આ વિવેચન ઉપરથી પ્રચારની પદ્ધતિ સમજાવટની, શાંતિની અને દલીલની પદ્ધતિ છે; બળજબરીની, અને જોરજુલમની નથી એ સ્પષ્ટ થશે.

**પ્રચાર અને કેળવણી :** ઘણી વખતે પ્રચાર શબ્દ ખરાબ અર્થમાં વપરાય છે. પ્રચાર એટલે અપપ્રચાર અથવા જૂઠાણાભર્યો પ્રચાર એમ મનાય છે. પ્રત્યક્ષ વ્યવહારમાં, પ્રચાર ક્રિયામાં અનેક વિકૃતિઓ અને જૂઠાણાનો ઉપયોગ કરવામાં આવે છે એ હકીકત છે. પણ પ્રચારની ઉપર આપેલી વ્યાખ્યા સમજીએ તો પ્રચાર ખરાબ જ હોવો જોઈએ એમ નથી. પ્રચાર યોગ્ય પણ હોઈ શકે છે અને એ સારા માર્ગે પણ થઈ શકે છે. દા.ત. દારૂબંધીનો પ્રચાર, ખાદીનો પ્રચાર. આ આંશિક અર્થમાં પ્રચાર અને કેળવણી એ લગભગ સમાનાર્થ શબ્દો છે. દારૂબંધીનો પ્રચાર એ કેળવણી છે અને શાળા અને મહાશાળામાં વિદ્યાર્થીઓમાં દેશભક્તિના પાઠ શીખવવા, જીવનનાં મૂલ્યો તેમના મનમાં ઠસાવવા, શિસ્ત નિર્માણ કરવી એને પ્રચાર કહી શકાય.

આમ છતાં કેળવણી અને પ્રચારમાં એક મૂલભૂત ફરક છે. બન્નેમાં જ્ઞાન અથવા માહિતી અપાય છે. પણ પ્રચારમાં અમુક એક લક્ષ્ય સામે રાખીને એ લક્ષ્યની પૂર્તિ માટે માહિતી અપાય છે. એ લક્ષ્યની પૂર્તિને હાનિકારક માહિતી દાબી દેવામાં આવે છે. રાજકીય પક્ષનો વક્તા ચૂંટણી-પ્રચારમાં પોતાના પક્ષની સારી બાજુ મૂકશે, બીજાની ખરાબ બાજુ રજૂ કરશે. પોતાના પક્ષને મત કેમ આપવા એ બરાબર સમજાવશે; પણ પોતાના પક્ષને મત કેમ ન આપવા એની ચર્ચામાં ઊતરશે નહિ. સાચી કેળવણીમાં બન્ને પક્ષો વિષે વિદ્યાર્થી સાધક-બાધક ચર્ચા કરી વિદ્યાર્થી પોતે સ્વતંત્ર વિચાર કરતો થાય એવી અપેક્ષા હોય છે.

**પ્રચારના પ્રકાર :** પ્રચાર ત્રણ પ્રકારના છેઃ- (૧) પરિવર્તન માટે (૨) દઢીકરણ માટે, અને (૩) ફૂટ પાડવા માટે.

સામાન્ય રીતે પ્રચાર મતપરિવર્તન માટે અથવા માનસિક વલણ બદલવા માટે કરવામાં આવે છે. દા. ત. ૧૯૬૨ ની ચૂંટણીમાં આપણે એક પક્ષને મત આપ્યો હોય. ૧૯૬૭ માં વિરુદ્ધ પક્ષોનાં પ્રચારની અસરને લીધે મારું માનસિક વલણ બદલાય અને હું બીજા પક્ષને મત આપું. અથવા વર્તમાન પત્રોમાં દરરોજ આવતી જાહેર ખબરને લીધે એક દંતમંજનને બદલે બીજું દંતમંજન વાપરવાની શરૂઆત કરું. વર્તમાનપત્રનો આ પ્રચાર મતપરિવર્તન માટેનો પ્રચાર છે.

કેટલાક પ્રચારની અસર પહેલાંના વલણને મજબૂત કરવામાં થાય છે. આપણા મનમાં એક ચલચિત્ર (cinema) જોવાની ઈચ્છા છે જ; એ ચિત્રની જાહેરખબરને લીધે ઈચ્છા બલવત્તર થાય છે.

ત્રીજા પ્રકારનો પ્રચાર ફૂટ પાડવા માટે હોય છે. ખાસ કરીને આવો પ્રચાર લડાઇના સમયમાં શત્રુપક્ષના દેશમાં કરવામાં આવે છે. બીજા વિશ્વયુદ્ધમાં જ્યારે ઇંગ્લંડે વિગ્રહમાં ઝંપલાવ્યું ત્યારે ૩ સપ્ટેમ્બર ૧૯૩૯ ને દિવસે વડાપ્રધાન ચેમ્બરલેને રેડિયોદ્વારા જર્મન લોકોને જે ઉદ્‌બોધન કર્યું એમાં એમણે એમ કહ્યું, કે- હે જર્મન લોકો, આ વિગ્રહ તમારા વિરુદ્ધ નથી, આ

વિગ્રહ હિટલર અને તેના નાત્સીવાદ વિરુદ્ધ છે. રાજકીય પક્ષોમાં આવી ફાટફૂટ પાડવાનો પ્રચાર સામાન્ય છે.

**પ્રચારક્રિયાનું વિશ્લેષણ :** પ્રચારક્રિયાનું વિશ્લેષણ કરીએ તો તેનાં ચાર અંગો સ્પષ્ટ રીતે તરી આવે છે:– (૧) લોકોની સામે લક્ષ્ય હોય છે. પ્રચારક્રિયાની સફળતા માટે લક્ષ્યનું હોવું આવશ્યક હોય છે. Aldous Huxley કહે છે કે "The propagandist is a man who canalizes an already existing stream. In a land where there is no water he digs in vain. (૨) લોકોના મનમાં અમુક જાતના વિચારો અથવા પ્રતિમાઓ (images) હોય છે. પ્રચારકર્તાએ એ વિચારો અને પ્રતિમાઓ ધ્યાનમાં લેવાની જરૂર છે. દા. ત. આપણા દેશમાં લોકોના મનમાં સ્ત્રી વિષે અત્યંત પવિત્ર વિચારો હોય છે. સ્ત્રીત્વની પ્રતિમા એટલે પાવિત્ર્યની અને માતૃત્વની પ્રતિમા લોકોના મનમાં આવે છે. કૉંગ્રેસ નામ સાંભળતાની સાથે ગાંધીજીની પ્રતિમા, સત્ય અને અહિંસાના ખ્યાલ (concepts) આપણા મનમાં આવે છે. (૩) પ્રચારક્રિયાનું ત્રીજું પાસું એટલે પ્રત્યક્ષ પ્રચાર. લોકોના મનમાં વસતા લક્ષ્ય અથવા હેતુને ધ્યાનમાં લઇને, અને એકંદરે તેમના મનની રચના એટલે તેમની વિચાર કરવાની પદ્ધતિને ધ્યાનમાં લઈ પ્રચારકર્તા પ્રચારની પ્રસંગ અનુરૂપ એક વિશિષ્ટ પદ્ધતિ (technique) અપનાવે છે. આ પ્રચારનું technique આખી પ્રચારક્રિયાનું ત્રીજું અંગ છે. એમાં સૂચન (suggestion) અને બીજી મનોવૈજ્ઞાનિક રીતોનો ઉપયોગ કરવામાં આવે છે. પણ આને વિષે આપણે આગળ વિગતવાર વિચાર કરવાના છીએ. (૪) સમગ્ર પ્રચારક્રિયાનું ચોથું પાસું એટલે પ્રચારની અસર, જેના ઉપર પ્રચારની સફળતાનો આધાર છે.

**પ્રચારક્રિયામાં ભાવનાને સ્પર્શ** (emotional appeal): ઉપરના વિશ્લેષણ ઉપરથી એક વાત સ્પષ્ટ થાય છે, કે પ્રચાર શ્રોતાઓની મૂલભૂત આવશ્યકતાઓની સાથે સંકળાયેલો હોય છે. દા. ત. વીમાના પ્રચારમાં agent માણસની સુરક્ષિતતાની આવશ્યકતાને અથવા પોતાના બાળબચ્ચાંના પ્રેમને સ્પર્શે છે. આ આવશ્યકતાઓ સંવેગસંયુક્ત (emotionally surcharged) હોય છે. તેથી પ્રચારતંત્રમાં પ્રચારકર્તા બુદ્ધિ કરતાં માણસની લાગણીને (feeling) અથવા ભાવના (sentiment)ને સ્પર્શે છે. પણ આનો અર્થ એવો નથી કે પ્રચારમાં બુદ્ધિને સ્પર્શ કરવાને સ્થાન જ નથી; પ્રચારમાં દલીલ અથવા યુક્તિવાદને પણ અમુક પ્રમાણમાં અવકાશ છે.

તેથી, પ્રચારનો આત્મા suggestion (સૂચન) છે એમ મનોવિજ્ઞાન કહે છે. સૂચન માટે જે આવશ્યક એવી બધી રીતરસમોનો ઉપયોગ કુશળ પ્રચારક કરે છે. એમાં મોટા માણસની પ્રતિષ્ઠાનો ઉપયોગ કરવામાં આવે છે; એક ને એક વાત વારંવાર લોકોની આગળ રજૂ કરવામાં આવે છે; એમાં સંખ્યાના પરિબળ (factor)નો અથવા સત્તાના આવિષ્કારનો પણ ઉપયોગ કરવામાં આવે છે. Institute for Propaganda Analysis નામની સંસ્થાએ પ્રચારકાર્યની અનેક રીતરસમોનો અભ્યાસ કરીને તેમનું વર્ગીકરણ કર્યું છે. એ સંસ્થાએ પ્રચારની મુખ્ય સાત રીતિઓ આપી છે :

(૧) નામકરણ. પોતાના પક્ષને ઉચ્ચ બિરુદ આપવું, અને વિરુદ્ધ પક્ષને ખરાબ નામ આપવું. અમારા પક્ષે સ્વાતંત્ર્ય અપાવ્યું છે; બીજા પક્ષ કોમવાદી છે; પ્રતિગામી છે વગેરે વગેરે (૨) મોટા માણસના નામનો આધાર લેવો. ગાંધીજી એમ કહેતા હતા. સરદાર વલ્લભભાઇની ઈચ્છા પૂરી કરવી હોય તો મહાગુજરાતનું તેમનું સ્વપ્ન હાંસલ કરો. (૩) આકર્ષક તત્ત્વોનો ઉપયોગ. દા.ત. સત્યને નામે; સ્વાતંત્ર્ય, સમતા, રાષ્ટ્રની સહીસલામતીને નામે વગેરે શબ્દોનો ઉપયોગ ચૂંટણી–પ્રચારમાં છૂટથી થાય છે. (૪) સાર્વત્રિક જનતાના નામનો ઉપયોગ. આખો દેશ કૉંગ્રેસની પાછળ છે. દરેક ગૃહિણી સનલાઇટ સાબુ વાપરે છે. (૫) સામાન્ય જનતાના નામનો અથવા મધ્યમ વર્ગ અથવા શોષિત વર્ગના નામનો ઉપયોગ. કૉંગ્રેસના વિરુદ્ધ પ્રચાર કરવામાં આજે મધ્યમ વર્ગ નામશેષ થઈ રહ્યો છે એવો આરોપ કરવામાં આવે છે. સામ્યવાદી પક્ષ શોષિત વર્ગના નામનો ઉપયોગ કરે છે. (૬) જૂઠાણાનો ઉપયોગ. જબલપુરમાં સામ્યવાદી પક્ષે જનસંઘના વિરુદ્ધ પ્રચાર કરવા માટે ત્યાં થયેલા હિંદુ-મુસલમાન હુલ્લડનો દોષ જનસંઘ ઉપર ઢોળ્યો. (૭) ગુનાનો સંબંધ જોડવો. (guilt by Association) પક્ષના એક બે માણસોએ ખરાબ

સંશોધનને પરિણામે એમ માલૂમ પડ્યું છે કે માહિતીના માધ્યમો ઊતરતા ક્રમમાં નીચે પ્રમાણે છે: વર્તમાનપત્રો, રેડિયો, પોસ્ટરો, પૅમ્ફ્લેટ, હૅન્ડબિલ, સભાઓ, ચોપડીઓ.

પ્રચારકાર્યમાં માહિતી કેટલો ભાગ ભજવે છે એ વિષે અભ્યાસકોનો નિષ્કર્ષ એવો છે કે માણસો જેમ વધુ માહિતી મેળવે છે તેમ તેઓમાં વલણ પરિવર્તન થાય છે એમ ચોક્કસ પણે કહી શકાય નહિ. ઊલટું જે માણસોને અમુક એક પક્ષ, વિચાર-સરણી અથવા વ્યક્તિમાં અભિરુચિ હોય છે તેઓ એ વિષે વધુ અને વધુ માહિતી મેળવવા પ્રેરાય છે. Kimball Young એમ કહે છે કે: "On the whole those that were most exposed [to information] were in general those that were most favourably disposed." આ બાબતનો જેમણે વિશેષ અભ્યાસ કર્યો છે તેઓ પોતાના અહેવાલમાં કહે છે કે "Lack of interest is the psychological barrier to the diffusion of information...... It is the interested rather than the informed who are the most accessible." તેથી અહેવાલ ઘડનારા એવો સિદ્ધાંત માંડે છે કે: "The propagandist must find some already existing interest and play upon that. He cannot by *sheer* (italics mine) information arouse such basic interest. There must be some social and emotional foundation in the belief system upon which he builds." બીજો એક અભ્યાસી એમ કહે છે કે: "In order to be successful the propagandist must offer something that the people feel they need."

**પ્રચારમાં સાધક-બાધક ચર્ચા:** (pros and cons) પ્રચારમાં એક રસભરિત અભ્યાસ એવો કરવામાં આવ્યો છે કે પ્રચાર કરતી વખતે ફક્ત પોતાનાં પક્ષ અથવા બાજુની તરફેણનાં વિચારો અથવા દલીલો રજૂ કરવાં જોઇએ કે પોતાના પક્ષના વિરુદ્ધ દલીલો પણ લોકો સમક્ષ મૂકવી જોઇએ. આ રસપૂર્ણ સંશોધનનો નિષ્કર્ષ નીચે સંક્ષેપમાં આપ્યો છે.

(૧) વિરોધી લોકો સમક્ષ સાધક-બાધક બન્ને બાજુઓ રજૂ કરવી જોઇએ.

(૨) અનુકૂળ લોકો સમક્ષ અનુકૂળ દલીલો ઉપર એકાગ્રતા કરવી જોઇએ.

(૩) ઉચ્ચ–શિક્ષિત લોકો આગળ બન્ને બાજુઓની રજૂઆત કરવી જોઇએ.

(૪) જેમની સમજશક્તિ કાચી છે અથવા ઓછું ભણેલાં અથવા અભણ લોકો આગળ પોતાને અનુકૂળ એવી દલીલો જ કરવી જોઇએ.

ટૂંકમાં પ્રચારકાર્યમાં પણ સાધક–બાધક ચર્ચાને અવશ્ય સ્થાન છે. Out of discussion can come the truth. આ વિધાનમાં થોડું સત્ય છે.

**પ્રચાર કળા છે.** પ્રચારના મનોવૈજ્ઞાનિક સિદ્ધાંતો ઉપર વર્ણવ્યા છે. એ બહુ થોડા છે, પણ એ સિદ્ધાંતોને સંજોગો અનુસાર અમલમાં મૂકવામાં કુશળતાની જરૂર છે. એટલે પ્રચાર એ એક કળા છે. એને માટે આવડત અને અભ્યાસ (practice) બંનેની અને તાલીમની પણ જરૂર છે. અંતમાં, પ્રચારની ચાવી રૂપ એક સિદ્ધાંત નીચેના શબ્દોમાં માંડી શકાય:

Many studies show the limitations of propaganda unless it is tied to the basic and fundamental interests and values of the prospective recepient. આ સૂત્રમાં પ્રચારની પ્રભાવિતા અને મર્યાદા બંનેનો સમાવેશ થાય છે.

**Books for Reference:**

(1) Social Psychology –F. H. Allport
(2) Social Psychology –W. J. H. Sprott
(3) Introduction to Social Psychology –Kimball Young

*

# વિચાર • વાચન • નવનીત

## વિચાર

'અને તે પછી છાતીએ બાળક વળગાડીને ઊભેલી એક યુવતી બોલી : અમને **બાળકો** વિષે કંઈ કહો.
ત્યારે તે બોલ્યા:
તમારાં બાળકો તે તમારાં બાળકો નથી.
પણ, જગજીવનની પોતા માટેની જ કામનાનાં તે સંતાનો છે.
તે તમારી દ્વારા આવે છે, પણ તમારામાંથી આવતાં નથી,
અને તે તમારી સોડમાં રહે છે, છતાં તે તમારાં નથી.
તમે એમને તમારો પ્રેમ ભલે આપો, પણ તમારી કલ્પનાઓ નહિ;
કારણ, તેમને એમની પોતાની કલ્પનાઓ છે.
તમે ભલે એમના દેહને ઘર આપો, પણ એમના નહિ; આત્માને
કારણ, તેમના આત્મા તો ભવિષ્યના ઘરમાં રહે છે, જેની તમે કદી સ્વપ્નામાંયે ઝાંખી કરી શકવાના નથી.
તમે તેમના જેવાં થવા ભલે પ્રયત્ન કરજો. પણ તેમને તમારા જેવાં કરવા ફાંફાં મારશો નહિ;
કારણ, જીવન ગયેલે માર્ગે પાછું જતું નથી, અને ભૂતકાળ જોડે રોકાઈ રહેતું નથી.
બાળકો રૂપી સજીવ બાણો છોડવાનાં તમે ધનુષ્યો છો.
અનંતના માર્ગ પર રહેલું કોઈ લક્ષ્ય તાકી ધનુર્ધર તમને નમાવે છે,–જેથી એનાં બાણો ઝડપથી અને દૂર જાય.
એ ધનુર્ધરના હાથમાં તમારું નમવું આનંદમય હો;
કારણ, જેમ ઊડીને જનારું બાણ એને પ્રિય છે, તેમ સ્થિર રહેનારું ધનુષ્ય પણ એને વહાલું છે.'

**ખલિલ જિબ્રાન**

['વિદાય વેળાએ' (અનુવાદક–કિશોરલાલ ઘ. મશરૂવાળા), એપ્રિલ, ૧૯૪૯. પૃ. ૨૧–૨૨]

*

## વાચન

### 'લગ્નજીવન, માતૃત્વ અને કુટુંબનિયોજન'

[લેખક-ડૉ. હરિત્ ર દેરાસરી; પ્રકાશક-રણછોડદાસ લોટવાલા ફાઉન્ડેશન, આર્યભુવન, સરદાર વલ્લભભાઈ પટેલ રોડ, પ્રાર્થના સમાજ, મુંબઈ–૪. સન ૧૯૬૧. પૃષ્ઠ સંખ્યા– ૧૨+૨૨૨. કિંમત રૂ. ૨-૫૦ ન.પૈ.]

ડૉ. દેરાસરીનું આ પુસ્તક અનેક દૃષ્ટિથી આવકારદાયક અને અભિનંદનને પાત્ર છે. રોજબરોજની છતાં મહત્ત્વની અને કાંઈક અંશે વાતચીતમાં ત્યાજ્ય જેવી ગણાતી બાબતો પરત્વે લેખકે સુંદર, સચિત્ર અને સુવાચ્ય રજૂઆત કરી છે. વિચારવંત અને જ્ઞાનવાન કહેવાતા આપણે ઘણાખરા આવી બાબતોમાં કેવળ અણજાણ જ નહિ પણ બેફિકર હોઈએ છીએ, અને ક્ષણિક આવેગો તથા ઊર્મિઓ વડે જીવતાં હોઈએ છીએ. તેને લીધે પછી જાતજાતના સામાજિક, માનસિક, આર્થિક સવાલો અને મૂંઝવણભરી સમસ્યાઓ પેદા થાય છે. ડૉ. દેરાસરીનું આ પુસ્તક શિષ્ટ શૈલીમાં, અભ્યાસયુક્ત વિવેચનથી, શાસ્ત્રીય પરિભાષા સહિત લખાયેલું છે. એના વાચનથી અને અમલથી આપણો સમાજનું સ્વાસ્થ્ય સુધરશે અને આપણી નવી યુવાન પેઢીનું ભાગ્ય ખૂલશે એમ કહીએ, તો અતિશયોક્તિ નથી. પુસ્તકની છપાઈ સારી છે, લખાણ વિષેની સમજણમાં ચિત્રો ને આકૃતિઓ મદદરૂપ બન્યાં છે. કેટલાક શબ્દો અને વાક્યપ્રયોગો ક્યારેક ક્લિષ્ટ અને વધુ પડતા સંસ્કૃતપ્રચૂર લાગે છે. પણ આ દોષ નાનો છે. એકંદરે આ પ્રકાશન ખૂબ ઉપયોગી, પ્રમાણમાં સસ્તી કિંમતવાળું છતાં મૂલ્યવાન એવું છે.

*

## સોવિયેત દેશમાં વિદ્યાર્થીઓ માટેની શાલેતર પ્રવૃત્તિઓની સંસ્થાઓ

સોવિયેત સંઘમાં જ્યારે તેમણે બનાવેલો પહેલો કૃત્રિમ ઉપગ્રહ છોડવામાં આવ્યો ત્યારે મૂડીવાદી દેશોના લોકોએ આ ફત્તેહનું કારણ સોવિયેત વિજ્ઞાન અને ટેક્નૉલૉજીનું–યંત્રવિદ્યા–શાળામાં અપાતાં એ જ્ઞાનની પદ્ધતિને આભારી છે એવી જાહેરાત કરેલી. દાખલા તરીકે, અમેરિકન છાપાંઓએ એ વાત ઉપર ભાર મૂકી લખ્યું, કે અમેરિકાની માધ્યમિક શાળાઓ કરતાં સોવિયેત માધ્યમિક શાળાઓમાં ગણિત, પદાર્થવિજ્ઞાન, રસાયણ-શાસ્ત્ર અને જીવશાસ્ત્રના જ્ઞાન પર વધારે ભાર મુકાય છે. પરદેશી તજ્જ્ઞોએ પછીથી સોવિયેત શિક્ષણ પદ્ધતિ-ઓનો ઊંડો અભ્યાસ આદર્યો અને પરિણામે સોવિયેત શાળાઓએ જે વિકાસ સાધ્યો તેનાં પરિણામો જાહેર કર્યાં. સોવિયેત દેશના કેટલાક વિરોધીઓને પણ સોવિયેત જુવાનોને અપાતા વૈજ્ઞાનિક શિક્ષણના લાભોનો વિજય કબૂલવો પડ્યો. આ ફત્તેહની શકયતા-ના મૂળમાં સોવિયેત સરકારે શાળાઓ માટે જે કાળજી લીધી તે જ વાત સ્વીકારાઈ છે.

સોવિયેત શિક્ષકો, બાળકોમાં રહેલી તમામ જાતની શક્તિઓનો વિકાસ થાય તે માટે વિચાર કરે છે. શિક્ષણ–તાલીમ કામ દરમિયાન અને અભ્યાસક્રમ બાદની વધારાની પ્રવૃત્તિઓ દરમિયાન પણ આ શક્તિઓ આવિ-ર્ભાવ પામે તેનું તેઓ ધ્યાન રાખે છે. દરેક શાળા સાથે જુદા જુદા વર્ગો–બિનધંધાદારી તાલીમવર્ગો–રાખવામાં આવેલ છે. જેઓને ગણિતમાં, પદાર્થ-વિજ્ઞાનમાં, રસાયણમાં, કુદરતમાં, ટેક્નૉલૉજીમાં, કલામાં કે સંગીતમાં રસ હોય તેને માટે તેની વધારાની વ્યવસ્થા રહે છે. આવા તથા બીજા વધારાના વિશેષ પ્રકારના વર્ગો માટે જે તે વિષયના તજ્જ્ઞોની મદદ મળે છે અને તે અંગે શાળાઓ ઉપરાંતની આવી શાલેતર પ્રવૃત્તિઓની દસેક હજાર સંસ્થાઓ ઊભી કરવામાં આવેલ છે. એનો તમામ ખર્ચ રાજ્ય ઉપાડે છે. આમાં 'યંગ પાયોનિયર ક્લબો', ટેકિનકલ તાલીમકેન્દ્રો, જુવાન કુદરતપ્રેમીઓનાં કેન્દ્રો, બાળકોનાં પપેટ–કઠપૂતળી-થિયેટરો, બાળકોનાં ચલચિત્રઘરો, સંગીત અને કલા-શાળાઓ, બાળપુસ્તકાલયો, બાળકોની રેલ્વેઓ અને જળમાર્ગો, બાળકોના બગીચાઓ, ઉદ્યાનો અને સ્ટેડિ-યમો, રમત–વ્યાયામશાળાઓ અને મુસાફરી કેન્દ્રો વગેરે-નો સમાવેશ થાય છે.

મોટાં શહેરોમાં જિલ્લા અને શહેરકક્ષાએ આવાં શાલે-તર પ્રવૃત્તિકેન્દ્રો ગોઠવવામાં આવ્યાં છે. દાખલા તરીકે, મૉસ્કોમાં આવી જિલ્લા કક્ષાએ 'યંગ પાયોનિયર ક્લબો' ૨૦ કેન્દ્રોમાં કામ કરે છે. એ ઉપરાંત, ખુદ શહેરમાં 'શહેર પાયોનિયર ક્લબ' ચાલે છે. એમાંની પ્રયોગ-શાળાઓ અને સ્ટુડિયોમાં મોટી સંખ્યામાં બાળકો-વિદ્યાર્થીઓ ભાગ લે છે. અનુભવી દોરવણી આપનારા કલાવિદો અને વૈજ્ઞાનિકો એવી એ તમામ પ્રવૃત્તિઓ ઉપર દેખરેખ રાખે છે.

આવી આ પ્રવૃત્તિનો સવિશેષ ખ્યાલ લેવા માટે મૉસ્કો જિલ્લામાંના ક્રેસ્નોપ્રેસ્નેસ્કી સ્થળમાંની 'યંગ પાયો-નિયર ક્લબ'ની હકીકત આપણે જોઈએ.

આ ક્લબ તૈયાર કરવામાં જ ફક્ત ૩૦ લાખ રૂબલનો ખર્ચ થયો હતો. મોટા એવા બગીચામાં વૉલીબૉલ અને બાસ્કેટબૉલની સંપૂર્ણ વ્યવસ્થા સાથેનાં મેદાનો ત્યાં તૈયાર હોય છે. બીજી ઘણી રમતોની ત્યાં સગવડ હોય છે. તેમાં તરવાનો હોજ પણ છે. એ ક્લબનું મકાન ફૂલઝાડની હારોથી વીંટળાયેલું છે. દરેક વિદ્યાર્થી કે વિદ્યાર્થિની પોતાને રસ પડે તેવી કંઈક કંઈક પ્રવૃત્તિ ત્યાં મેળવી શકે છે.

નિયમ તરીકે આવી ક્લબમાં તે બાળકો આવે છે, જેમણે પોતાની શાળામાંનાં ખાસ પ્રિય વિષય માટેની એમેચ્યૉર જૂથમાં–બિનધંધાદારી તાલીમજૂથ કંઈક વિશેષ પ્રગતિ કરી હોય. આ જગ્યાએ આવતાં, તેમને આગળ જતાં આ જ પ્રવૃત્તિમાં ધંધાદારી દૃષ્ટિ-એ જોડાવું હોય ત્યારે તેમાં વધુ ઉંડી દ્રષ્ટિ મેળવવાનું શકય બને છે. આ ક્લબમાંનું શિક્ષણ અને તેને માટે-ની બધી જ સાધનસામગ્રી સાવ જ મફત પૂરી પાડ-વામાં આવે છે. આ સંસ્થા ચાલુ રાખવાનું વાર્ષિક ખર્ચ ૪૦ હજાર રૂબલ આવે છે. પ્રજા કેળવણીનો જિલ્લા વિભાગ આ ખર્ચ ઉપાડે છે. ક્લબનો વડો બાળકો–વિદ્યાર્થીઓ સાથેનાં વર્ષો સુધીના કામનો અનુ-ભવી એવો શિક્ષક હોય છે.

ક્લબની પ્રયોગશાળાઓમાં બાળકો-વિદ્યાર્થીઓ રસ્તા ઉપર દોડતી મોટરો, રેડિયો સેટ, વીજળીનાં સાધનો, વહાણો, હવાઈજહાજો વગેરેની ડિઝાઇનો અને મૉડલો બનાવે છે. આમ કરવામાં ફિટર અને સુથારોનાં હથિયારો તેમને વાપરવાને મળે છે. એમેચ્યોર ફોટોગ્રાફરો માટે અંધારી કોટડીઓની પણ સગવડ મળે છે. આમાં પણ જે ઘણા નાના વિદ્યાર્થીઓ હોય છે, તેમને 'સબ બંદરના વેપારી'ના વર્ગોમાં ઘણી રસિક સાધનસામગ્રી અને પ્રવૃત્તિઓ મળે છે. કુદરતપ્રેમીઓ પોતપોતાનાં જૂથોમાં જઈ શીખે છે. જેઓને સફરોનો શોખ હોય છે, તેઓ પોતાના જન્મસ્થાન આસપાસના પ્રદેશો ખેડે છે. તેમાં તેમને મૉસ્કો વિભાગના સ્થાનિક સંગ્રહાલયોના સંચાલકનું માર્ગદર્શન મળે છે. મુસાફરીમાં તેઓ જોવા-જાણવા જેવાં સ્થળોની મુલાકાત લે છે અને જે તે વિભાગના ઇતિહાસનો અભ્યાસ કરે છે. શેતરંજના ખેલાડીઓનાં ખાસ જૂથો તેના સિદ્ધાંતો અને વ્યવહારની તાલીમ લે છે. સંગીતના અને કલાના રસિકોને માટે પોતપોતાના જૂથો પસંદ કરવાની ખાસ સગવડ હોય છે. સંગીતમાં વિવિધ પ્રકારનાં ગીતો, નૃત્યો, વાજિંત્રો, સમૂહનૃત્યો, લોકગીતો, નાટકો વગેરેનો સમાવેશ થાય છે. ચિત્રકળા માટે ચિત્રકામ માટેના વિવિધ વિભાગોમાં કામ કરવાની સગવડ મળે છે. છોકરીઓને સીવવા-વેતરવાની અને તેમાં પાવરધા થવાની સગવડ મળે છે. મનોરંજન કાર્યક્રમો માટેના જલસાઓ કરવા માટેનો એ ક્લબમાં એક ખાસ મોટો ઓરડો રાખવામાં આવે છે. તેમાં રસિક ફિલ્મો, એમેચ્યોરના જલસાઓ કે કોઈ ખાસ જાહેર વ્યક્તિઓના કાર્યક્રમો રાખવામાં આવે છે. તેમાં પ્રસંગે પ્રસંગે દેશના રાજકીય નેતાઓ, વૈજ્ઞાનિકો, લેખકો, કવિઓ, નટો, મુસાફરો કે છાપાંઓના તંત્રીઓ વગેરે આવી સૌને લાભ આપે છે. એક સુંદર વાચનાલયના ઓરડા સાથે વિવિધ પ્રકારના પુસ્તકો અને સામયિકોવાળું પુસ્તકાલય તેમાં વસાવવામાં આવે છે. ફુરસદના વખતમાં વિદ્યાર્થીઓ ટેલિવિઝનના કાર્યક્રમો જુએ કે રમતના ઓરડાઓમાં રમતો રમી શકે છે. આ ક્લબમાં લગભગ બે હજાર છોકરા છોકરીઓ એકધારી રીતે કામ કરતાં રહે છે. આવી જાતની પ્રવૃત્તિઓ મૉસ્કોમાંની બીજી 'યંગ પાયોનિયર ક્લબો'માં પણ ચાલતી હોય છે.

આટલું હોવા છતાંયે અને કેટલાક હજાર છોકરા-છોકરીઓ આવી ક્લબોનો લાભ લે છે તો પણ આ સ્થાનો અધૂરાં જ પડે છે; અને, એટલે જ, એક નવું જબરદસ્ત મકાન આવી પ્રવૃત્તિ માટે મૉસ્કોની દક્ષિણ-પશ્ચિમે ઊભું થાય છે.

સોવિયેત વિદ્યાર્થીઓ ટેક્નૉલૉજી, મશીનો અને યંત્રસામગ્રીઓ, જે કુશળ કારીગરોએ ઊભી કરી હોય છે, તેમાં ખૂબ રસ ધરાવે છે અને એટલે જુદાં જુદાં પ્રદર્શનો મારફત આ બધાંનું પ્રદર્શન તેમની સમક્ષ વારંવાર કરવામાં આવે છે. આને જ પરિણામે, મૉસ્કોમાંના આર્થિક સંપ્રાપ્તિઓ દર્શાવતા સમગ્ર સંઘોના પ્રદર્શનમાં એક ખાસ વિભાગમાં વિદ્યાર્થીઓએ બનાવેલ વસ્તુઓ ગોઠવવામાં આવે છે. આવા પ્રદર્શનમાં જો તમે જાઓ તો વીજળી જોડાણનાં કાર્યો કરતા વિભાગમાંથી તમને આવકારતો આવો અવાજ તમે સાંભળશો.

'વહાલા સાથીઓ!' તમે ઘડીભર સ્તબ્ધ બની જશો. તમને આવકાર આપે છે એક બનાવટી ધાતુનો યંત્રમાનવ. તેમાં ઇલેક્ટ્રૉનિક મગજ પણ ગોઠવવામાં આવ્યું હોય છે. મુલાકાતીઓ સાથે એ વાતો કરે છે. સવાલ કરો કે 'તું ક્યાંથી આવ્યો છે?' તો એ જવાબ આપે છે, 'કલીવ કેન્દ્રના જુવાન કારીગર વિદ્યાર્થીઓએ મને બનાવ્યો છે.'

આવો આ એક જ યંત્રમાનવ નથી, દેશના વિવિધ ભાગોમાં આવાં જ કેટલાક માનવો બનાવવામાં આવ્યા છે. તાશકંદમાં ત્યાંના જુવાનોએ આવો એક યંત્રમાનવ બનાવેલો અને તેનું નામ 'લ્યુનિક' પાડેલું. ખાસ કાર્યક્રમોમાં એ પોતાની શક્તિનું પ્રદર્શન કરતો. એ કાવ્યો બોલતો અને નાચતો પણ ખરો! યુક્રેનમાંના બાલામ્યુતોવકા ગામમાં ત્યાંની શાળાના વિદ્યાર્થીઓએ એવો જ એક યંત્રમાનવ બનાવેલો. એ ગામના રહેવાસીઓએ જ્યારે એ માનવીને શેરીમાં ચાલતો અને છાપાંઓ વહેંચતો જોયો, ત્યારે તેમના આશ્ચર્યનો પાર રહ્યો ન હતો!

આ રીતે, સોવિયેત વિદ્યાર્થીઓનાં સર્જનાત્મક કામો અને પ્રવૃત્તિઓ વિષે ઘણું જાણી શકાય તેવું છે. શાળાઓ ઉપરાંતની કેળવણીમાં શાલેતર પ્રવૃત્તિઓ-વાળી આવી સંસ્થાઓ જબરદસ્ત ભાગ ભજવે છે.

[એ. સોલોવ્યેવ લિખિત આ લેખ, સોવિયેત સંઘની મુંબઈ કૉન્સ્યુલેટ-જનરલની માહિતી શાખા તરફથી પ્રકાશિત, 'સોવિયેત યુનિયનના સમાચાર અને વિચાર'ના તા. ૨૮ માર્ચ ૧૯૬૨ના અંકમાંથી સાભાર ઉતાર્યો છે.]

*

# સામાન્ય જ્ઞાન

## પ્રશ્નો

૧

ભારતનાં જુદાંજુદાં રાજ્યોમાં કયા કયા પક્ષો વિધાન-સભાઓમાં સત્તાવાર વિરોધપક્ષો તરીકે સ્વીકારાયા છે?

૨

ભારતીય લશ્કરે ભારતની સ્વતંત્રતા પછી કયા કયા દેશોમાં વ્યવસ્થા જાળવવા માટે કાર્ય કર્યું છે?

૩

'પી. એલ. ૪૮૦ પ્રોગ્રામ' એટલે શું?

૪

નીચેની જળવિદ્યુત યોજનાઓનો લાભ કયાં કયાં રાજ્યો-ને મળશે?

ભાકરા-નાંગલ, દામોદર ખીણ, હીરાકુડ, ચંબલ ખીણ, તુંગભદ્રા, નાગાર્જુન સાગર, નર્મદા ખીણ

૫

નીચેની વ્યક્તિઓને ઓળખાવો:

લેફ્ટ. કર્નલ જૉન ગ્લેન, સી. ડી. દેશમુખ, બી. પી. સિંહા, સરદાર હુકુમસિંઘ, જન. થૅંડેથ.

૬

નીચેની સંજ્ઞાઓ કયાં કયાં સાધનો બનાવવા માટે જાણીતી છે?

આગ્ફા, બિગ બેન, ક્રૂફ્સ, ડનલૉપ, ગ્લૅક્સો, લાલીમલી, સ્વાન

૭

નીચેના દેશોનાં રાષ્ટ્રીય નામ આપો:

ઍબિસિનિયા, હૉલેન્ડ, ઇંડિયા, સિયામ, પર્શિયા.

૮

ભારતની ત્રીજી ચૂંટણીમાં લોકસભામાં સૌથી વધારે મત મેળવનાર પ્રથમ પાંચ ઉમેદવારોનાં નામ આપો.

૯

ગુજરાતમાં તાજેતરની વિધાનસભાની ચૂંટણીમાં કયા કયા રાજકીય પક્ષોએ ભાગ લીધો હતો અને એમાંથી તેમના કેટલા ઉમેદવારો ચૂંટાઈ આવ્યા છે?

૧૦

ત્રીજી પંચવર્ષીય યોજનામાં યુનિવર્સિટી શિક્ષણ અંગેની મુખ્ય બાબતો જણાવો.

## જવાબો

૧

જનસંઘ – ઉત્તરપ્રદેશ, મધ્યપ્રદેશ; સ્વતંત્રપક્ષ – ગુજરાત, રાજસ્થાન, બિહાર, ઓરિસ્સા; સામ્યવાદી પક્ષ – કેરળ, આંધ્ર, બંગાળ; અકાલી દળ – પંજાબ; દ્રાવિડ મુનેત્ર કઝગમ – મદ્રાસ.

૨

વીએટનામ અને લાઓસ, કોરિયા, ગાઝા, લૅબનન, કૉંગો

૩

અમેરિકન કૉંગ્રેસે ૧૯૫૪માં 'પી. એલ. ૪૮૦' એ નામનો કાયદો પસાર કર્યો. એ કાયદા પ્રમાણે ખેતીવાડીની વધારાની પેદાશ પરદેશોમાં આપવા અને તેની કિંમત તરીકે તે તે દેશનું સ્થાનિક ચલણ સ્વીકારવા અમેરિકન સરકારને સત્તા મળી છે.

૪

પંજાબ, રાજસ્થાન અને દિલ્હી; પશ્ચિમ બંગાળ અને

બિહાર; ઓરિસ્સા; રાજસ્થાન અને મધ્યપ્રદેશ; આન્ધ્રપ્રદેશ અને મૈસૂર; આન્ધ્રપ્રદેશ; ગૂજરાત અને મહારાષ્ટ્ર

૫

પૃથ્વીની અંતરિક્ષ પ્રદક્ષિણા કરનાર પહેલા અમેરિકન; દિલ્હી વિદ્યાપીઠના ઉપકુલપતિ; ભારતની સુપ્રિમ કોર્ટના મુખ્ય ન્યાયાધીશ; ભારતીય લોકસભાના સ્પીકર; ગોવાના લશ્કરી ગવર્નર.

૬

ફોટોગ્રાફી, એલાર્મ ઘડિયાળો, ચશ્માં, રબરનાં ટાયર, બિસ્કિટ અને દવાઓ, ગરમ કાપડ, શાહી.

૭

ઇથિયોપિયા, નેધરલેન્ડ્સ, ભારત, થાઇલેન્ડ, ઇરાન

૮

(૧) જયપુરનાં મહારાણી–૧૫૭૦૦૦ મતથી જીત્યાં (સ્વતંત્રપક્ષ)

(૨) ગ્વાલિયરનાં મહારાણી–૧૪૯૦૦૦ મતથી જીત્યાં (કૉંગ્રેસ)

(૩) શ્રી કૃષ્ણ મેનન–૧૪૫૦૦૦ મતથી જીત્યા (કૉંગ્રેસ)

(૪) શ્રી ફતેસિંહરાવ ગાયકવાડ–૧૪૧૦૦૦ મતથી જીત્યા (કૉંગ્રેસ)

(૫) શ્રી સદોબા પાટિલ–૧૦૦૦૦૦ મતથી જીત્યા (કૉંગ્રેસ)

૯

કૉંગ્રેસ (૧૧૩), સ્વતંત્ર (૨૬), પ્રજાસમાજવાદી (૭) જનસંઘ (×), સામ્યવાદી (×), રિપબ્લિકન (×), હિન્દુ-મહાસભા (×), રામરાજ્ય પરિષદ (×), બિનપક્ષીય સભ્યો (૮)

૧૦

(૧) બાર નવી વિદ્યાપીઠોની સ્થાપના

(૨) ૩૫૦ નવી કૉલેજો

(૩) ૧૩૦૦૦૦ વિદ્યાર્થીઓને કૉલેજમાં પ્રવેશ માટે વ્યવસ્થા

(૪) બધી વિદ્યાપીઠોમાં ત્રણ વર્ષના ડિગ્રી અભ્યાસક્રમને દાખલ કરવો

(૫) વિજ્ઞાનમાં ૫૨૦૦૦૦ વિદ્યાર્થીઓના પ્રવેશની વ્યવસ્થા

[સંપાદક: જે. એમ. શુક્લ, સંસ્કૃત અને પ્રાચીન ભારતીય સંસ્કૃતિના પ્રાધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

*

# જે સૂઝે તે

**જયંતી દલાલ**

**Key to the Door–Alan Sillitoe**

હમણાં બ્રિટનમાં એક નવલકથા પ્રગટ થઈ છે. એનું નામ છે કી ટુ ધ ડોર–દ્વારની કૂંચી. એના લેખક છે ઍલન સીલીટો. અહીં એના સાહિત્યિક ગુણદોષની ચર્ચા સાવ અસ્થાને ગણાય. પણ જે દ્વારની જે કૂંચી શોધ્યાનો લેખકને આત્મસંતોષ છે, તેને વિગતે જોવાની જરૂર ઊભી થઈ છે જ.

ઔદ્યોગીકરણની ભીંસ, બેકારી અને પરેશાનીમાં જન્મેલી પેઢીના પ્રતિનિધિ શા જુવાન બ્રાયનનું બાળપણ કંગાલ માતાપિતાનો ગુસ્સો વેઠીને, ભાડું આપવાનું ટાળીને રાતનું અંધારું માથે લઈ ઘર બદલવાની લલિત કલામાં પાવરધા બનવામાં વીતે છે. એ જૂઠું બોલતાં શીખે છે અને સહુથી વિશેષ તો પોતાના સિવાયના બીજા વર્ગને ધિક્કારતો થાય છે. મોટો થતાં એને લશ્કરમાં ભરતી કરવામાં આવે છે અને મલાયા મોકલવામાં આવે છે. અહીં પણ એને પેલી આપણે અને પેલાની દુનિયાનો જ અનુભવ થાય છે. રાતે એકલો જંગલમાં ચોકી કરતો હોય છે ત્યાં મલાયી ખેડૂત એના પર હુમલો કરે છે. એનાં શસ્ત્ર બ્રાયન પડાવી લે છે. પણ એની સાથેની વાતમાં આ ખેડૂત પણ, સમાજનો કાંગલો છે, એમ જાણીને એ સામ્યવાદી હોવા છતાં એને જવા દે છે. બીજી વાર સામસામી લડાઈમાં એ પોતાની બંદૂક સામ્યવાદી સામે ન તાકતાં હવામાં બાર કરે છે. અને ઘર પાછો જતાં પોતાને સર્વસંઘર્ષના ઉકેલની ચાવી મળી ગઈ છે, બધા-

એ જ આ આપણે અને પેલાના ઉકેલને માન્ય રાખવો જોઈએ એવી ભલામણ સાથે નવલકથા પૂરી થાય છે.

જેને ગરીબાઈનાં કરપીણ પરિણામ ભોગવવાં પડ્યાં હોય, સાધનહીનતાની કારમી વેદના વેઠવી પડી હોય એના મનમાં દ્વેષ ઘર કરે, જેમની પાસે કશું સાધન હોય એને દુશ્મન માને એ સમજી શકાય એવું છે.

પણ મુશ્કેલી એ વાતની છે કે સામ્યવાદી આપણો છે કે જેના તમે દુશ્મન છો તેનો જ એ પણ દુશ્મન છે અને દુશ્મનનો દુશ્મન મિત્ર એ ન્યાયે તમારો મિત્ર, તમારામાંનો એક છે એવું સમીકરણ લેખકને ગળે ઊતર્યું હોય તોય બધાંને ગળે ઉતારવાનો લેખકનો યત્ન સફળ થાય એવો નથી. સફળ થાય તો એમાં ઘણો મોટો ખતરો છે.

નવલકથાકારે બ્રાયનના હાથમાં પકડાયેલા સામ્યવાદીને છોડી દીધો છે–'માણસ' કહીને. જો સામ્યવાદીને હાથે બ્રાયન પકડાયો હોત તો જનાવર કહીને એને ફૂંકી માર્યો હોત એ વાત નવલકથાકાર જાણતા ન હોય તો એણે જાણવી જોઈએ.

રંગદર્શનમાં અને હવાઈ તરંગમાં એક વાત ભૂલી જવામાં આવે છે. નવલકથાકારે વર્ણવી છે એવી માનસિક દશાને સિદ્ધાન્તમાં કે આચારમાં સામ્યવાદ નાબૂદ કરવા યોગ્ય નબળાઈ ગણે છે. અને એના પુરાવા જેવાં દૃષ્ટાંત તો જેને જોવાં–સમજવાં હોય એને માટે ઢગલાબંધ મોજૂદ છે.

ઇંગ્લેન્ડના રોષે ભરાયેલા જુવાનિયા–ઍન્ગ્રી યંગમેન–કદાચ વાજબી અને વજૂદવાળાં કારણસર રોષે ભરાયાં હશે. પણ ફ્રૉઇડને સાચા પાડવાની કોશિશમાં જો એ સ્તાલિન–ક્રુશ્ચોવ-માઓનું શરણ શોધે તો સમાજને ઘણું શોષવાનું થશે.

આવા માનસ પાછળ કશું અદીઠ અને અણસમજાતું ધ્રુવીકરણ–પોલરાઇઝેશન–જવાબદાર હશે. લાગણીની ઉત્કટતા, અન્યાય સહી ન શકવાની જ નહિ પણ એને જડમૂળથી દૂર કરવાની તીવ્રતા–સામે છેડે ફેંકીને અતાર્કિકતા લગી લઈ જાય તો પરિસ્થિતિ સુધરવાને બદલે બગડે.

*

# દેશવિદેશના પ્રવાહો

## પુરુષોત્તમ ગણેશ માવળંકર

### અલ્જિરિયા માટે આશા

લગભગ સાડા સાત વર્ષ ચાલેલો અલ્જિરિયાનો સંગ્રામ સદ્‌ભાગ્યે અટક્યો છે. ફ્રેન્ચોને સમૃદ્ધ અલ્જિરિયા છોડવું ગમતું નહોતું, અલ્જિરિયન સ્થાનિક રાષ્ટ્રવાદીઓને પારકાંનું પ્રભુત્વ ખપતું નહોતું. નવેંબર ૧૯૫૪થી ખટરાગ શરૂ થયો. જોતજોતાંમાં અલ્જિરિયાની લડાઈ ભયાનક, ખૂનખાર, ભયંકર હાનિકારક બની ગઈ. કોણ જાણે કેટલુંયે રુધિર વહી ગયું! બન્ને પક્ષે મક્કમતા હતી, પણ સમય જતાં ફ્રેન્ચોએ નિર્ણય માટે તત્પરતા બતાવી; અને ફ્રેન્ચોને માટે નિર્ણય એટલે બાંધછોડ કરવાની તૈયારી! અલ્જિરિયન રાષ્ટ્રવાદીઓ સાથે મસલતો શરૂ થઈ. ૧૯૫૮માં નવું પાંચમું ફ્રેન્ચ પ્રજાસત્તાક અસ્તિત્વમાં આવ્યું અને એના બાહોશ પ્રમુખ ચાર્લ્સ દ' ગોલે અલ્જિરિયાના કાયમી ઉકેલ માટે બીડું ઝડપ્યું. ગયા મહિને છેવટે વાટાઘાટો સફળ થઈ. સ્વિટ્ઝર્લૅન્ડમાં લેક ઑફ જિનીવા પર આવેલા એવિયન ગામમાં ફ્રેન્ચો અને રાષ્ટ્રવાદી અલ્જિરિયનો વચ્ચે યુદ્ધ–તહકૂબી અંગે સમજૂતી થઈ છે. અલ્જિરિયાની હંગામી રાષ્ટ્રવાદી સરકારના વડા પ્રધાન મિ. બેનખેડ્ડા વિજયી બન્યા છે. બીજા સર્વમાન્ય અલ્જિરિયન નેતા મિ. મહમ્મદ બેન–બેલ્લા અને એમના ચાર સાથીદારો ફ્રેન્ચ અટકાયતમાંથી મુક્ત થયા છે. ફ્રાન્સમાં જે પ્રજામત (referendum) આ મહિને લેવાયો તેમાં ભારે મોટી બહુમતીએ દ' ગોલની આ સમાધાનકારી નીતિને આવકારી છે અને એના પર મંજૂરીની મહોર

મારી છે. ખુદ અલ્જિરિયામાં પ્રત્યાઘાતી ગોરા ફ્રેન્ચોની હિંસક પ્રતિક્રિયાઓ પણ હવે ઓછી થવા લાગી છે. એમના ત્રાસવાદી ગુપ્ત મંડળ (O. A. S.) ના બે વરિષ્ઠ લશ્કરી હાકેમો સાલાઁ અને જોહાદની ધરપકડ થતાં દ' ગોલના હાથ હવે વધુ મજબૂત અને નિશ્ચિત બન્યા છે. હજી ત્રીજા નેતા ગ્રેડી નાસતા ફરે છે. અલ્જિરિયા ફ્રાન્સ સાથે સંલગ્ન રહેશે કે પૂરેપૂરું સ્વતંત્ર રાષ્ટ્ર બનશે તે હવે જોવાનું રહ્યું. પૂર્ણ સ્વતંત્રતા. એની જવાબદારીઓ–હાડમારીઓ–સમસ્યાઓ સહિત, સ્વીકારવા સારુ અલ્જિરિયનો તત્પર હોય એ સ્વાભાવિક લાગે છે. તાજેતરના વિશ્વેતિહાસમાં અલ્જિરિયાનો આ સંગ્રામ દીર્ઘજીવી, કોયડારૂપ, માનવભક્ષક બની ગયો હતો. આપણે આશા રાખીએ, કે હવે અલ્જિરિયામાં શાંતિ, સ્વાતંત્ર્ય અને સમૃદ્ધિનું વાતાવરણ પ્રસરશે. આ તબક્કે, અલ્જિરિયાનો પાછલો ઇતિહાસ સંક્ષેપમાં તપાસીએ. તા. ૧ નવેંબર, ૧૯૫૪ને રોજ અલ્જિરિયામાં સર્વત્ર 'બળવો' ફાટી નીકળ્યો; અને રાષ્ટ્રીય સ્વાતંત્ર્યની સિદ્ધિ અર્થે નેશનલ લિબરેશન ફ્રન્ટ (F. L. N.)ની સ્થાપના થઈ. તે જ વખતે ફ્રેન્ચ વડા પ્રધાન મન્ડેસ-ફ્રાન્સે કહ્યું, કે 'અલ્જિરિયાનો પ્રદેશ ફ્રેન્ચ પ્રજાસત્તાકનો ભાગ છે. માભોમ અને અલ્જિરિયા છૂટાં પડે એ વિચાર સ્વપ્ને પણ શક્ય નથી. આ વાત દરેકને સર્વકાળ સ્પષ્ટ થવી ઘટે.' પણ, ૧૯૫૫-'૫૬માં ફ્રાન્સ ધીરેધીરે મોળું પડતું થયું. મૉરોક્કો અને ટ્યુનિસિયાના સ્વાતંત્ર્ય અંગે ફ્રાન્સ સંમત થયું. નવા ફ્રેન્ચ વડા પ્રધાન મૉલેએ કહ્યું, કે અલ્જિરિયનો સાથે વાતચીત થઈ શકે, પ્રથમ શરત એ કે અલ્જિરિયનોએ શસ્ત્રો હેઠાં મૂકવાં. માર્ચ–એપ્રિલ, ૧૯૫૬માં મૉલે સરકારે અલ્જિરિયામાં કરવાના સુધારાઓ જાહેર કર્યા અને અલ્જિરિયન ધારાસભાને વીખેરી નાખી. તે જ વખતે રાષ્ટ્રવાદી નેતા ફરહાત અબ્બાસે જણાવ્યું, કે ફ્રેન્ચો સાથે મંત્રણાઓ માટે રાષ્ટ્રવાદીઓ તૈયાર છે, પણ અલ્જિરિયન રાષ્ટ્રની હસ્તીનો ફ્રાન્સે સ્વીકાર કરવો રહ્યો.

ઑક્ટોબર, ૧૯૫૬માં મિ. બેન-બેલ્લા અને એમના ચાર સાથીદારોની ફ્રેન્ચોએ ધરપકડ કરી. તેઓ મૉરોક્કોથી ટ્યુનિસિયા જતા હતા ત્યારે એમના વિમાનને અલ્જિરિયામાં બળપૂર્વક નીચે ઉતારી લેવાયું. મૉલેએ ઠોકીને કહ્યું, કે ફ્રાન્સ કદી અલ્જિરિયા છોડશે નહિ. જાન્યુઆરી–૧૯૫૭માં અલ્જિરિયામાંના ફ્રેન્ચ લશ્કરી વડા જનરલ સાલાઁના ખૂનનો પ્રયાસ થયો. અલ્જિરિયનો એક મોટા મતદારમંડળમાં સમાવીને પુખ્ત મતાધિકાર આપવાનો મનોરી–સરકારનો (તે વખતે ફ્રાન્સના વડાપ્રધાન મિ. મનોરી હતા) પ્રયાસ પણ સપ્ટેંબર ૧૯૫૭માં નિષ્ફળ નીવડ્યો. તા. ૧૩ મે, ૧૯૫૮ ને રોજ અલ્જિરિયામાં ઓચિંતો બળવો–'કૂ ડેટા' coup d'etat–થયો. જનરલ માસુ નવી 'કમિટી ઑફ પબ્લિક સેફ્ટી ફૉર અલ્જિરિયા ઍન્ડ ધી સહારા' ના નેતા બન્યા. જનરલ સાલાઁએ કહ્યું કે ફ્રેન્ચ અલ્જિરિયાના ભાવિ માટે લશ્કરે હવે જવાબદારી ઉઠાવી છે. દરમિયાન, તા. ૨૯ મે, ૧૯૫૮ ને રોજ જનરલ દ' ગોલે નવી ફ્રેન્ચ સરકાર રચવાની હામ ભીડી. એ જ વર્ષમાં ૧૯મી સપ્ટેંબરે F.L.N.એ અલ્જિરિયાની હંગામી સરકાર (G.P.R.A.) સ્થાપી અને અબ્બાસ એના વડા પ્રધાન બન્યાં. સામ્યવાદી ચીન અને આરબ દેશોએ નવી હંગામી સરકારને રાજનૈતિક માન્યતા આપી. ૨૮મી સપ્ટેંબરે દ' ગોલ-પ્રેરિત પાંચમા ફ્રેન્ચ પ્રજાસત્તાકના બંધારણ માટે ફ્રાન્સમાં, અલ્જિરિયામાં અને ફ્રેન્ચ આફ્રિકામાં સર્વત્ર પ્રજામત લેવાયો. દ' ગોલે જાહેર કર્યું કે અલ્જિરિયાનું રાજકીય ભાવિ ખુદ અલ્જિરિયામાં જ સમાયેલું છે. નવેંબર–૧૯૫૮ થી જાન્યુઆરી ૧૯૫૯ ના ગાળામાં અલ્જિરિયા ને ફ્રાન્સમાં ચૂંટણીઓ થઈ, અને દ' ગોલ પ્રમુખ બન્યા. મે, ૧૯૫૯માં દ' ગોલે કહ્યું કે ફ્રેન્ચ અલ્જિરિયાનાં સ્વપ્નો મરી ગયાં છે અને જેઓ આ વાત સમજશે નહિ તેઓ એ સ્વપ્નાં સાથે ખતમ થશે! ઑગસ્ટ, ૧૯૫૯ માં મનરોવિયામાં મળેલી સ્વતંત્ર આફ્રિકન રાષ્ટ્રોની પરિષદે અલ્જિરિયાની હંગામી સરકારને માન્યતા આપી. સપ્ટેંબરમાં દ' ગોલે જાહેર કર્યું કે અલ્જિરિયનો પાસે ત્રણ વિકલ્પો છે—પૂરા છૂટાં થઈ જવું, પૂરેપૂરા ભળી જવું, ફ્રેન્ચ સહાયથી અને સહકાર વડે અલ્જિરિયન સરકાર સ્થાપવી. ૧૯૬૦ ના જાન્યુઆરીમાં યુરોપિયન પ્રત્યાઘાતીઓ અને લશ્કર વચ્ચે રમખાણ ચાલ્યું. દ' ગોલે ફરી અલ્જિરિયનોના આત્મનિર્ણય પર ભાર મૂક્યો. ફેબ્રુઆરીમાં ફ્રેન્ચ પાર્લમેન્ટે દ' ગોલને, કટોકટીને પહોંચી વળવા સારુ, ખાસ સત્તાઓ આપી. માર્ચમાં દ' ગોલે કહ્યું કે અલ્જિરિયન અલ્જિરિયા ફ્રાન્સ સાથે સંલગ્ન બની રહે!

જૂન, ૧૯૬૦ માં હંગામી સરકાર અને ફ્રેન્ચ સરકાર વચ્ચે મેલૂનમાં અધૂરી મંત્રણાઓ થઈ. દ' ગોલે તે વખતે કહ્યું, ફ્રાન્સ અલ્જિરિયનોને ચોખ્ખું કહે છે કે અલ્જિરિયા તમારું છે. આપણે સાથે બેસીને વાતચીત કરીએ. ફ્રાન્સ માત્ર એટલું જ કહે છે કે મંત્રણા–ખંડમાં દાખલ થતાં પહેલાં તમારી છરી જરા બહાર મૂકીને આવજો! જાન્યુઆરી ૮, ૧૯૬૧ ને રોજ દ' ગોલની અલ્જિરિયન નીતિ પરત્વે પ્રજામત લેવાયો. વસાહતવાદને દૂર કરીને વળતામાં શાંતિ અને સહકાર અલ્જિરિયનોને આપવાની વાત દ' ગોલે ફરી કરી. તા. ૨૨ એપ્રિલે દ'ગોલ સામેનો બીજો બળવો અગર ઉઠાવ અલ્જિરિયામાં થયો. જનરલ સાલાંની ધરપકડ થઈ. બીજા ત્રણ જનરલો–સાલૉં, ઝેલર અને જોહાદ નાસતા ફરતા થયા. O. A. S. ત્રાસવાદી ગુપ્ત મંડળી પ્રથમ વાર ભૂગર્ભમાંથી બહાર ડોકિયું કરતી થઈ. દ' ગોલે આ મંડળીને 'odious and stupid adventure' વર્ણવીને એના હુકમો પાળવાની સહુને મનાઈ કરી. મે થી જુલાઈના ગાળામાં ફરી મંત્રણાઓ ચાલી–એવિયન અને લુગ્રિનમાં. સહારા રણપ્રદેશ પરના અંકુશ અંગે અને તેલના કૂવાઓ અંગે આ મંત્રણાઓમાં ફ્રાન્સ અને અલ્જિરિયન રાષ્ટ્રવાદીઓ વચ્ચે ભંગાણ પડ્યું. ઑગસ્ટમાં હંગામી સરકારની પુનર્રચના થતાં અબ્બાસને સ્થાને બેન-ખેદ્દા વડા પ્રધાન બન્યા. એમણે કહ્યું કે વાજબી અને ન્યાય તથા વાસ્તવિક ઉકેલ શક્ય છે. ડિસેંબર, ૧૯૬૧ માં ફરી ખાનગીમાં મંત્રણાઓ શરૂ થઈ. આ વર્ષના ફેબ્રુઆરીમાં એનો બીજો તબક્કો આગળ ચાલ્યો, અને ગયા મહિને છેવટે સુલેહ થઈ, મંત્રણાઓ સફળ બની, શસ્ત્રો હેઠાં મુકાયાં, રાહતની લાગણી પ્રસરી, અને નવી આશાઓ ક્ષિતિજ ઉપર દેખાવા લાગી!

*

## નેહરુ અને નવું પ્રધાનમંડળ

ત્રીજી સામાન્ય ચૂંટણીઓ પૂરી થયા પછીના એક સમાચાર શ્રી. નેહરુની માંદગીના આવ્યા. હવે તો વડા પ્રધાન પૂરા સ્વસ્થ છે એમ છાપાંના અહેવાલો કહે છે. સ્વાભાવિક જ આપણે સહુએ આનંદ અને રાહતની લાગણી અનુભવી; પણ, તે સાથે જ, નેહરુની આ વખતની માંદગી ચિંતાપ્રેરક લાગે છે. નેહરુની બીમારી વિષે જાહેરમાં પૂરતી વિગતો નથી આવી, એમ પણ લાગે છે. નેહરુનાં તાજેતરનાં અખબારી–ચિત્રો પહેલાંની જેમ તરવરાટભર્યાં ને તાજગીભર્યાં નથી જણાતાં. નેહરુની નેતાગીરીએ ભારતને અસાધારણ સ્થિરતા આપી છે. સ્વાતંત્ર્યોત્તર ભારતમાં જે અનેક ક્રાંતિઓ વિવિધ ક્ષેત્રે થઈ રહી છે, તેમની વચ્ચે સ્થિરતા અને સંગીનતાનું જરૂરી તત્ત્વ શ્રી. નેહરુની નેતાગીરીએ પૂરું પાડ્યું છે. પણ ચૂંટણી પછીના નવા નેહરુ–પ્રધાનમંડળમાં બધું ઘણુંખરું જૂનુંપુરાણું તત્ત્વ જ ચાલુ રહ્યું છે એ દુઃખદ બીના છે. નેહરુની સાથે નહિ તોયે નેહરુની લગભગ અડોઅડ આવે એવા કોઈ સર્વમાન્ય ભારતીય નેતા પ્રધાનમંડળમાં દેખાતા નથી એ કમનસીબી કહેવાય. નવું લોહી પ્રધાનમંડળમાં નથી પ્રવેશ્યું એ તો વધુ મોટી કમનસીબી છે. લોકશાહીમાં નેતા એક જ ન હોય એ ખરું; લોકશાહીમાં નેતાઓ મળી રહે છે એ પણ ખરું. તેમ છતાં, લોકશાહીમાં યે સબળ, સજાગ અને સુવિદ્ય નેતાગણની જરૂર છે જ. એ દૃષ્ટિએ નવા પ્રધાનમંડળે આપણને નિરાશા આપી છે, અને પાર્લમેન્ટરી લોકશાહીના પ્રવાહોને આ દેશમાં સુયોગ્ય ને ઝડપી વહેણ આપવાની બાબતમાં એણે કશી ખાસ આશા નથી આપી.

*

## ચૂંટણી પછીનું ગુજરાતનું ચિત્ર

ગુજરાતનું નવું ઘટકરાજ્ય થયા પછીની આ પ્રથમ ચૂંટણી હતી. વિધાનસભાની કુલ ૧૫૪ બેઠકોમાંથી બિન-કૉંગ્રેસી વિવિધ વિરોધ-પક્ષોને અને સ્વતંત્રોને ફાળે ૪૧ બેઠકો ગઈ. બાકીની ૧૧૩ કૉંગ્રેસે મેળવી. વિરોધ-પક્ષોનું સંખ્યાબળ ધાર્યું વધ્યું નહિ; કૉંગ્રેસની ગુણવત્તા ધારી ઘટી!

ચૂંટણીનાં પરિણામો 'આંચકો'ને 'આશ્ચર્ય' પમાડનારાં નીવડ્યાં એમ ઘણાં છાપાંઓએ લખ્યું; પણ, વાસ્તવમાં, સત્યદર્શન કરવા મથનારાઓને આ પરિણામોથી ઝાઝી નવાઈ નથી થઈ. આવું અસાધારણ ને ચટકદાર કાંઈક બનશે, એમ લાગતું જ હતું. ગુજરાતમાંનાં ઘણાંખરાં છાપાંઓ કેવળ કૉંગ્રેસી પ્રચાર-વાજિંત્રો બન્યાં, એ કમનસીબી કહેવાય. જેમ મુંબઈનાં છાપાંઓએ શ્રી. મેનનની બાબતમાં જબરી થાપ ખાધી તેમ ગુજરાત–સૌરાષ્ટ્રના 'સમાચારો'એ ભારે રમૂજી માર ખાધો!

સરદાર શ્રી વલ્લભભાઈની નેતાગીરી પૂરી થયા પછી ગુજરાત કૉંગ્રેસ દિનપ્રતિદિન નબળી અને નેતૃત્વહીન

બનતી જાય છે. એના પરિપાકરૂપે દસ વર્ષનો વિચિત્ર 'સિદ્ધાંત' બહાર આવ્યો. એ પહેલાં, છેલ્લા થોડા સમયથી કૉંગ્રેસની વ્યવસ્થાકીય ને સત્તાકીય પાંખો વચ્ચે વૈમનસ્ય વધ્યું, મોરારજીભાઈ-જીવરાજભાઈ વચ્ચેનો મનમેળ ઘટ્યો, અમદાવાદમાં ભદ્રમાંના કૉંગ્રેસ હાઉસમાં ઉપર અને નીચે ભાવાત્મક ઐક્યનો ઘટાડો ચાલુ રહ્યો, મજૂર મહાજન અને કૉંગ્રેસ વચ્ચેના ખટરાગો ખુલ્લામાં ને પડદા પાછળ વધતા ગયા, એ બધું જોઈને તો ખુદ કૉંગ્રેસીઓ પણ સચિંત બનેલા. મધ્યમવર્ગીઓનો રોષ, ભણેલાઓની બેકારી, યુવકોની બેહાલી, અંગ્રેજીના શિક્ષણ પરત્વેની ગૂંચવણો—એ બધું પણ સત્તાધારી પક્ષની અપ્રિયતા વધારવા માટે ઓછું જવાબદાર નહોતું. પ્રદેશ કૉંગ્રેસના પ્રમુખની સ્પષ્ટ, ઘણીવાર સુંદર છતાં હંમેશ તીખી જબાન પણ દોષપાત્ર ઠરી. ગાંધીવાદી ગણાતા સજ્જનોની અસહિષ્ણુતા અને હઠીલી વાણી પણ જખમમાં મીઠું ભભરાવનારી નીવડી!

દસ વર્ષના 'સિદ્ધાંતે' આ બધા પર કળશ ચડાવ્યો! જેમણે એ 'સિદ્ધાંત'નું જોરશોરથી પ્રતિપાદન કર્યું, તેઓ પોતે જ સત્તાસ્થાનોએથી આપમેળે ખસી ગયા હોત, તો ગુજરાતમાં ઐતિહાસિક ક્રાંતિ જેવું થાત અને ગુજરાતે ભારતને દાખલો બેસાડ્યા જેવું બનત. પરંતુ, પોતે જ પોતાની જાતને અપવાદમાં ગણી-ગણાવીને ચાલનારાઓની વાણી કેટલી અસરકારક અને નૈતિક શક્તિવાળી રહે? વળી, વ્યવસ્થિત રીતે 'જુલાબ' (purge) આપવાના હેતુથી આવા 'સિદ્ધાંત'નો ઉપચાર શોધાયો તેથી મામલો ભયંકર બીચક્યો! અને સાફસૂફી પછી કોને નવેસરથી ગોઠવવા એની પણ 'શેતરંજ' રચાતાં તો કમાલ થઈ ગઈ!

હવે, મતદારો 'દરિયામેં ખસખસ' જેવા છે અને એક મતદારના મતની કિંમત એક ટીપું જ એ ખરું; છતાં યોગ્ય સ્થળોએ આ ટીપાંઓ પૂરતી સંખ્યામાં એકત્ર થયાં અને એમણે સ્પષ્ટ રીતે, જોસ્સાથી, રોષ સાથે અને હિંમતપૂર્વક ગુપ્ત મતદાન કરીને, અમલી બનાવાઈ રહેલાં આ 'જુલાબ અને શેતરંજ' ને બરાબરનાં રદબાતલ કરી નાખ્યાં! એક-બે જૂજ અપવાદો બાદ કરતાં નેપથ્યમાં રચાયેલ નવા પ્રધાનમંડળના બધા સૂત્રધારો રાતોરાત જાણે અદૃશ્ય કરાયા! હકીકતમાં, સન ૧૯૫૬ના બનાવો પછી, ગુજરાતમાં કૉંગ્રેસ સામેનો ઉકળાટ અને વિરોધ સ્પષ્ટપણે છતા થયા છે. કમનસીબી એટલી જ છે, કે આવા વિરોધનો સુયોગ્ય લાભ ઉઠાવીને રચનાત્મક રીતિ-નીતિ અપનાવનાર કોઈ વિરોધી પરિબળો, કૉંગ્રેસને વિકલ્પ તરીકે, રચાયાં નથી.

છેલ્લે, વિગતો સંક્ષેપમાં જોઈએ: ભારતમાં ઠેરઠેર કંગાળ દેખાવ કરનાર પ્રજાસમાજવાદીઓએ ગુજરાતમાં રંગ રાખ્યો કહેવાય! ગાજાંવાજાં કર્યા સિવાય, સ્વસ્થતાથી અને સતત રચનાત્મક કાર્ય કરનાર સજ્જન પણ ચૂંટણી જેવી ધક્કાધક્કીમાં વિજયી નીવડી શકે છે એમ ગણદેવીમાંથી જોવા મળ્યું. શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિકનો વિજય ફકીરીનો વિજય ઉપરાંત જનતાના અસંતોષને વાચા આપનાર નિઃસ્વાર્થી, જીવંત લોકસેવકનો વિજય છે. કચ્છ અને ખેડામાં સ્વતંત્ર પક્ષ વિજયી બન્યો છે; એમાં રૂઢિચુસ્તતા અને પ્રત્યાઘાતી પરિબળોના વિજય વિષે દુઃખ વ્યક્ત કરતાં ઉમેરવું જોઈએ, કે અગાઉની ચૂંટણીઓમાં કૉંગ્રેસે પણ વિજય મેળવવા સારૂ એવાં પરિબળોને અપનાવ્યાં જ હતાં! સ્વતંત્ર ઉમેદવારો થોડા ચૂંટાયા છે એ પણ નોંધપાત્ર કહેવાય. શ્રી. જયંતી દલાલનો પરાજય એક રીતે સૂચક ને ચિંતાગ્રસ્ત છે. શ્રી. દલાલ અમદાવાદમાંથી ફેરચૂંટણી લડતા હતા. રાજકીય પ્રચાર અને નાગરિક શિક્ષણ અમદાવાદ જેવા શહેરમાં વ્યાપક રીતે સરસ વિકસે એવી અપેક્ષા રાખી શકાય. પરંતુ એકંદરે ચૂંટણી પ્રચારતંત્ર અને રાજકીય આબોહવા ઠીકઠીક ચિંતાજનક જણાયાં.

આ વખતની ચૂંટણીઓમાંના નવા મતદારોનું અને આવતી ચૂંટણી પહેલાં મતદારો તરીકે નોંધાનારા આજના યુવાનોનું માનસ કાંઇક બિન જવાબદાર જેવું જણાય છે. રાજકીય શિક્ષણથી વંચિત, નાગરિકતાની ટેવો ને તાલીમથી વંચિત, સરઘસો ને જયઘોષો વડે પોષિત, સભ્યતા ને સંસ્કારના રંગોથી ઓછા-વધતા અલિપ્ત એવા આપણા જુવાનો શું કેવળ ઉછાંછળા, બેજવાબદાર ને બેફિકર જ રહેશે? ૧૯૪૨ની ક્રાંતિની વાનરસેનાનું આ નવું ને વિકૃત ચિત્ર ખડું થઈ રહ્યું છે કે શું?

ગુજરાતમાં કૉંગ્રેસને બહુમતી મળી છે; પણ કૉંગ્રેસનાં ગાત્રો સર્વત્ર ઢીલાં થયાં છે. વિરોધ પક્ષોએ 'પ્રતિષ્ઠા'ની બેઠકો કબજે કરી છે; પણ રચનાત્મક અને સબળ વિકલ્પ ઊભો થયેલો દેખાતો નથી. મતદાન થયું છે; પણ મતદર્શનની મુક્ત હવા ઘટી છે. જોરશોરથી પ્રચાર થયો છે; પણ સહુ નાગરિકોને ઉત્કટતાથી રાજકીય શિક્ષણ આપવાનો પુરુષાર્થ મોળો પડ્યો છે. હવે, આપણે સહુ ગુજરાતીઓ આ બધામાંથી જરૂરી બોધપાઠ લઇશું?

*

જૂન, ૧૯૬૦ માં હંગામી સરકાર અને ફ્રેન્ચ સરકાર વચ્ચે મેલૂનમાં અધૂરી મંત્રણાઓ થઈ- દ' ગોલે તે વખતે કહ્યું, ફ્રાન્સ અલ્જિરિયનોને ચોખ્ખું કહે છે કે અલ્જિરિયા તમારું છે. આપણે સાથે બેસીને વાતચીત કરીએ. ફ્રાન્સ માત્ર એટલું જ કહે છે કે મંત્રણા–ખંડમાં દાખલ થતાં પહેલાં તમારી છરી જરા બહાર મૂકીને આવજો! જાન્યુઆરી ૮, ૧૯૬૧ ને રોજ દ' ગોલની અલ્જિરિયન નીતિ પરત્વે પ્રજામત લેવાયો. વસાહતવાદને દૂર કરીને વળતાંમાં શાંતિ અને સહકાર અલ્જિરિયનોને આપવાની વાત દ' ગોલે ફરી કરી. તા. ૨૨ એપ્રિલે દ'ગોલ સામેનો બીજો બળવો અગર ઉઠાવ અલ્જિરિયામાં થયો. જનરલ સાલાંની ધરપકડ થઈ. બીજા ત્રણ જનરલો–સાલૅાં, ઝેલર અને જોહાદ નાસતા ફરતા થયા. O. A. S. ત્રાસવાદી ગુપ્ત મંડળી પ્રથમ વાર ભૂગર્ભમાંથી બહાર ડોકિયું કરતી થઈ. દ' ગોલે આ મંડળીને 'odious and stupid adventure' વર્ણવીને એના હુકમો પાળવાની સહુને મનાઈ કરી. મે થી જુલાઈના ગાળામાં ફરી મંત્રણાઓ ચાલી–એવિયન અને લુગ્રિનમાં. સહારા રણપ્રદેશ પરના અંકુશ અંગે અને તેલના કૂવાઓ અંગે આ મંત્રણાઓમાં ફ્રાન્સ અને અલ્જિરિયન રાષ્ટ્રવાદીઓ વચ્ચે ભંગાણ પડ્યું. ઑગસ્ટમાં હંગામી સરકારની પુનર્રચના થતાં અબ્બાસને સ્થાને બેન-ખેડ્ડા વડા પ્રધાન બન્યા. એમણે કહ્યું કે વાજબી અને ન્યાય તથા વાસ્તવિક ઉકેલ શક્ય છે. ડિસેંબર, ૧૯૬૧ માં ફરી ખાનગીમાં મંત્રણાઓ શરૂ થઈ. આ વર્ષના ફેબ્રુઆરીમાં એનો બીજો તબક્કો આગળ ચાલ્યો, અને ગયા મહિને છેવટે સુલેહ થઈ, મંત્રણાઓ સફળ બની, શસ્ત્રો હેઠાં મુકાયાં, રાહતની લાગણી પ્રસરી, અને નવી આશાઓ ક્ષિતિજ ઉપર દેખાવા લાગી!

*

## નેહરુ અને નવું પ્રધાનમંડળ

ત્રીજી સામાન્ય ચૂંટણીઓ પૂરી થયા પછીના એક સમાચાર શ્રી. નેહરુની માંદગીના આવ્યા. હવે તો વડા પ્રધાન પૂરા સ્વસ્થ છે એમ છાપાંના અહેવાલો કહે છે. સ્વાભાવિક જ આપણે સહુએ આનંદ અને રાહતની લાગણી અનુભવી; પણ, તે સાથે જ, નેહરુની આ વખતની માંદગી ચિંતાપ્રેરક લાગે છે. નેહરુની બીમારી વિષે જાહેરમાં પૂરતી વિગતો નથી આવી, એમ પણ લાગે છે. નેહરુનાં તાજેતરનાં અખબારી–ચિત્રો પહેલાંની જેમ તરવરાટભર્યાં ને તાજગીભર્યાં નથી જણાતાં. નેહરુની નેતાગીરીએ ભારતને અસાધારણ સ્થિરતા આપી છે. સ્વાતંત્ર્યોત્તર ભારતમાં જે અનેક ક્રાંતિઓ વિવિધ ક્ષેત્રે થઈ રહી છે, તેમની વચ્ચે સ્થિરતા અને સંગીનતાનું જરૂરી તત્ત્વ શ્રી. નેહરુની નેતાગીરીએ પૂરું પાડ્યું છે. પણ ચૂંટણી પછીના નવા નેહરુ–પ્રધાનમંડળમાં બધું ઘણુંખરું જૂનુંપુરાણું તત્ત્વ જ ચાલુ રહ્યું છે એ દુઃખદ બીના છે. નેહરુની સાથે નહિ તોયે નેહરુની લગભગ અડોઅડ આવે એવા કોઈ સર્વમાન્ય ભારતીય નેતા પ્રધાનમંડળમાં દેખાતા નથી એ કમનસીબી કહેવાય. નવું લોહી પ્રધાનમંડળમાં નથી પ્રવેશ્યું એ તો વધુ મોટી કમનસીબી છે. લોકશાહીમાં નેતા એક જ ન હોય એ ખરું; લોકશાહીમાં નેતાઓ મળી રહે છે એ પણ ખરું. તેમ છતાં, લોકશાહીમાં યે સબળ, સજાગ અને સુવિદ્ય નેતાગણની જરૂર છે જ. એ દૃષ્ટિએ નવા પ્રધાનમંડળે આપણને નિરાશા આપી છે, અને પાર્લમેન્ટરી લોકશાહીના પ્રવાહોને આ દેશમાં સુયોગ્ય ને ઝડપી વહેણ આપવાની બાબતમાં એણે કશી ખાસ આશા નથી આપી.

*

## ચૂંટણી પછીનું ગુજરાતનું ચિત્ર

ગુજરાતનું નવું ઘટકરાજ્ય થયા પછીની આ પ્રથમ ચૂંટણી હતી. વિધાનસભાની કુલ ૧૫૪ બેઠકોમાંથી બિન-કૉંગ્રેસી વિવિધ વિરોધ-પક્ષોને અને સ્વતંત્રોને ફાળે ૪૧ બેઠકો ગઈ. બાકીની ૧૧૩ કૉંગ્રેસે મેળવી. વિરોધ-પક્ષોનું સંખ્યાબળ ધાર્યું વધ્યું નહિ; કૉંગ્રેસની ગુણવત્તા ધારી ઘટી!

ચૂંટણીનાં પરિણામો 'આંચકો'ને 'આશ્ચર્ય' પમાડનારાં નીવડ્યાં એમ ઘણાં છાપાંઓએ લખ્યું; પણ, વાસ્તવમાં, સત્યદર્શન કરવા મથનારાઓને આ પરિણામોથી ઝાઝી નવાઈ નથી થઈ. આવું અસાધારણ ને ચટકદાર કાંઈક બનશે, એમ લાગતું જ હતું. ગુજરાતમાંનાં ઘણાંખરાં છાપાંઓ કેવળ કૉંગ્રેસી પ્રચાર-વાજિંત્રો બન્યાં, એ કમનસીબી કહેવાય. જેમ મુંબઈનાં છાપાંઓએ શ્રી. મેનનની બાબતમાં જબરી થાપ ખાધી, તેમ ગુજરાત–સૌરાષ્ટ્રના 'સમાચારો'એ ભારે રમૂજી માર ખાધો!

સરદાર શ્રી વલ્લભભાઈની નેતાગીરી પૂરી થયા પછી ગુજરાત કૉંગ્રેસ દિનપ્રતિદિન નબળી અને નેતૃત્વહીન

બનતી જાય છે. એના પરિપાકરૂપે દસ વર્ષનો વિચિત્ર 'સિદ્ધાંત' બહાર આવ્યો. એ પહેલાં, છેલ્લા થોડા સમયથી કૉંગ્રેસની વ્યવસ્થાકીય ને સત્તાકીય પાંખો વચ્ચે વૈમનસ્ય વધ્યું, મોરારજીભાઈ-જીવરાજભાઈ વચ્ચેનો મનમેળ ઘટ્યો, અમદાવાદમાં ભદ્રમાંના કૉંગ્રેસ હાઉસમાં ઉપર અને નીચે ભાવાત્મક ઐક્યનો ઘટાડો ચાલુ રહ્યો, મજૂર મહાજન અને કૉંગ્રેસ વચ્ચેના ખટરાગો ખુલ્લામાં ને પડદા પાછળ વધતા ગયા, એ બધું જોઈને તો ખુદ કૉંગ્રેસીઓ પણ સચિંત બનેલા. મધ્યમવર્ગીઓનો રોષ, ભણેલાઓની બેકારી, યુવકોની બેહાલી, અંગ્રેજીના શિક્ષણ પરત્વેની ગૂંચવણો—એ બધું પણ સત્તાધારી પક્ષની અપ્રિયતા વધારવા માટે ઓછું જવાબદાર નહોતું. પ્રદેશ કૉંગ્રેસના પ્રમુખની સ્પષ્ટ, ઘણીવાર સુંદર છતાં હંમેશ તીખી જબાન પણ દોષપાત્ર ઠરી. ગાંધીવાદી ગણાતા સજ્જનોની અસહિષ્ણુતા અને હઠીલી વાણી પણ જખમમાં મીઠું ભભરાવનારી નીવડી!

દસ વર્ષના 'સિદ્ધાંતે' આ બધા પર કળશ ચડાવ્યો! જેમણે એ 'સિદ્ધાંત'નું જોરશોરથી પ્રતિપાદન કર્યું, તેઓ પોતે જ સત્તાસ્થાનોએથી આપમેળે ખસી ગયા હોત, તો ગુજરાતમાં ઐતિહાસિક ક્રાંતિ જેવું થાત અને ગુજરાતે ભારતને દાખલો બેસાડ્યા જેવું બનત. પરંતુ, પોતે જ પોતાની જાતને અપવાદમાં ગણી-ગણાવીને ચાલનારાઓની વાણી કેટલી અસરકારક અને નૈતિક શક્તિવાળી રહે? વળી, વ્યવસ્થિત રીતે 'જુલાબ' (purge) આપવાના હેતુથી આવા 'સિદ્ધાંત'નો ઉપચાર શોધાયો તેથી મામલો ભયંકર બીચક્યો! અને સાફસૂફી પછી કોને નવેસરથી ગોઠવવા એની પણ 'શેતરંજ' રચાતાં તો કમાલ થઈ ગઈ!

હવે, મતદારો 'દરિયામેં ખસખસ' જેવા છે અને એક મતદારના મતની કિંમત એક ટીપું જ એ ખરું; છતાં યોગ્ય સ્થળોએ આ ટીપાંઓ પૂરતી સંખ્યામાં એકત્ર થયાં અને એમણે સ્પષ્ટ રીતે, જોસ્સાથી, રોષ સાથે અને હિંમતપૂર્વક ગુપ્ત મતદાન કરીને, અમલી બનાવાઈ રહેલાં આ 'જુલાબ અને શેતરંજ' ને બરાબરનાં રદબાતલ કરી નાખ્યાં! એક-બે જૂજ અપવાદો બાદ કરતાં નેપથ્યમાં રચાયેલ નવા પ્રધાનમંડળના બધા સૂત્રધારો રાતોરાત જાણે અદૃશ્ય કરાયા! હકીકતમાં, સન ૧૯૫૬ના બનાવો પછી, ગુજરાતમાં કૉંગ્રેસ સામેનો ઉકળાટ અને વિરોધ સ્પષ્ટપણે છતા થયા છે. કમનસીબી એટલી જ છે, કે આવા વિરોધનો સુયોગ્ય લાભ ઉઠાવીને રચનાત્મક રીતિ-નીતિ અપનાવનાર કોઈ વિરોધી પરિબળો, કૉંગ્રેસને વિકલ્પ તરીકે, રચાયાં નથી.

છેલ્લે, વિગતો સંક્ષેપમાં જોઈએ: ભારતમાં ઠેરઠેર કંગાળ દેખાવ કરનાર પ્રજાસમાજવાદીઓએ ગુજરાતમાં રંગ રાખ્યો કહેવાય! ગાજાંવાજાં કર્યા સિવાય, સ્વસ્થતાથી અને સતત રચનાત્મક કાર્ય કરનાર સજ્જન પણ ચૂંટણી જેવી ધક્કાધક્કીમાં વિજયી નીવડી શકે છે એમ ગણદેવીમાંથી જોવા મળ્યું. શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિકનો વિજય ફકીરીનો વિજય ઉપરાંત જનતાના અસંતોષને વાચા આપનાર નિઃસ્વાર્થી, જીવંત લોકસેવકનો વિજય છે. કચ્છ અને ખેડામાં સ્વતંત્ર પક્ષ વિજયી બન્યો છે; એમાં રૂઢિચુસ્તતા અને પ્રત્યાઘાતી પરિબળોના વિજય વિષે દુઃખ વ્યક્ત કરતાં ઉમેરવું જોઈએ, કે અગાઉની ચૂંટણીઓમાં કૉંગ્રેસે પણ વિજય મેળવવા સારુ એવાં પરિબળોને અપનાવ્યાં જ હતાં! સ્વતંત્ર ઉમેદવારો થોડા ચૂંટાયા છે એ પણ નોંધપાત્ર કહેવાય. શ્રી. જયંતી દલાલનો પરાજય એક રીતે સૂચક ને ચિંતાગ્રસ્ત છે: શ્રી. દલાલ અમદાવાદમાંથી ફેરચૂંટણી લડતા હતા. રાજકીય પ્રચાર અને નાગરિક શિક્ષણ અમદાવાદ જેવા શહેરમાં વ્યાપક રીતે સરસ વિકસે એવી અપેક્ષા રાખી શકાય. પરંતુ એકંદરે ચૂંટણી પ્રચારતંત્ર અને રાજકીય આબોહવા ઠીકઠીક ચિંતાજનક જણાયાં.

આ વખતની ચૂંટણીઓમાંના નવા મતદારોનું અને આવતી ચૂંટણી પહેલાં મતદારો તરીકે નોંધાનારા આજના યુવાનોનું માનસ કાંઈક બિન જવાબદાર જેવું જણાય છે. રાજકીય શિક્ષણથી વંચિત, નાગરિકતાની ટેવો ને તાલીમથી વંચિત, સરઘસો ને જયઘોષો વડે પોષિત, સભ્યતા ને સંસ્કારના રંગોથી ઓછા-વધતા અલિપ્ત એવા આપણા જુવાનો શું કેવળ ઉછાંછળા, બેજવાબદાર ને બેફિકર જ રહેશે? ૧૯૪૨ની ક્રાંતિની વાનરસેનાનું આ નવું ને વિકૃત ચિત્ર ખડું થઈ રહ્યું છે કે શું?

ગુજરાતમાં કૉંગ્રેસને બહુમતી મળી છે; પણ કૉંગ્રેસનાં ગાત્રો સર્વત્ર ઢીલાં થયાં છે. વિરોધ પક્ષોએ 'પ્રતિષ્ઠા'ની બેઠકો કબજે કરી છે; પણ રચનાત્મક અને સબળ વિકલ્પ ઊભો થયેલો દેખાતો નથી. મતદાન થયું છે; પણ મતદર્શનની મુક્ત હવા ઘટી છે. જોરશોરથી પ્રચાર થયો છે; પણ સહુ નાગરિકોને ઉત્કટતાથી રાજકીય શિક્ષણ આપવાનો પુરુષાર્થ મોળો પડ્યો છે. હવે, આપણે સહુ ગુજરાતીઓ આ બધામાંથી જરૂરી બોધપાઠ લઈશું?

*

# સાચી લોકસત્તા



'સાચી લોકસત્તા કંઈ કોઈ ખાસ પદ્ધતિ કે તંત્ર નથી; તે તો એક અંતઃકરણની વૃત્તિ ... તે કાયદાઓ, નિયમો, સંસ્થાઓ અને પાર્લમેન્ટ જેવી લોકસભાઓ ઉપર આ... રાખતી નથી. સામ્રાજ્યમાં પણ લોકસત્તા સંભવે છે અને પ્રજાસત્તાક રાજ્યમાં પણ જોહુક... ચાલી શકે છે. રાષ્ટ્રાધ્યક્ષો બાદશાહોના કરતાં વધારે આપખુદ હોઈ શકે છે. રોમન સામ્રાજ્ય... બાદશાહી હતી તે કરતાં ગ્રીક પ્રજાતંત્રમાં ગુલામગીરી વધારે હતી......

સાચી લોકસત્તા ચૂંટણીઓની પરંપરામાં પણ નથી. 'તારા ઉપર ફાવે તેમ રાજ્ય કર... પાંચસો કે છસો માલિકોમાંના અમુકની તરફેણમાં કે તેની વિરુદ્ધ તારો મત આપ એટલે ... સ્વતંત્ર છે' એમ કહી આજના ચોમેરની ગુલામીથી જકડાયેલા ગુલામને છેતરવામાં પણ સા... લોકસત્તા નથી. એકને બદલે ઘણા લોકો આપખુદી વાપરવામાં એકમત થાય એટલે કંઈ સ્વાધીનતા થતી નથી.

જુલમ કરવાની સત્તા બહુમતીના હાથમાં મૂકવાથી કાંઈ સ્વતંત્રતા નથી સ્થપાતી. ન... જોહુકમી અથવા ધનિકવર્ગની ચૂંટણી એ પણ લોકસત્તા નથી.

સાચી લોકસત્તા—સાચી સ્વાધીનતા—તો માણસને એનાં ખરાં બંધનોમાંથી છોડવવા—તેને ઉદાત્ત, મહત્તર, સુખી અને રમણીય કરવામાં છે.

જ્યાં મહાત્માઓ પોતાને અલ્પ સમજે છે અને સામાન્ય લોકો પોતાની મહત્તા સમ... શકે છે ત્યાં જ સાચી લોકસત્તા વસે છે. જ્યાં મોટા લોકો નાનાને આદર્શરૂપ બને છે; નિઃસ્વા... હોય છે, અકિંચન હોય છે, ત્યાં જ સાચી લોકસત્તા છે. જ્યાં નરેન્દ્રો માટીનાં વાસણમાં ખાઈ... પણ લોકો પર પોતાની સત્તા રાખી શકે છે, ત્યાં સાચી લોકસત્તા છે.

જ્યાં લોકસેવાને માટે જ રાજ્ય સ્થપાય છે, જ્યાં રાજાઓને મન પ્રજાપાલન જાણે પોતા... સંતતિનું પાલન છે, અને જ્યાં પ્રજાનું રંજન એ જ મુખ્ય રાજધર્મ મનાય છે—ત્યાં જ સા... લોકસત્તા છે........

જનતાના હૃદય આગળ—વિરાટ આત્મા આગળ—જ્યાં વ્યક્તિની શક્તિ નમે છે ... જ્યાં વિરાટની શક્તિ સામાન્ય વ્યક્તિના આત્માનો આદર રાખે છે ત્યાં જ સાચી લોકસત્તા ... તે વ્યક્તિપ્રધાન નથી હોતી, તેમ સમાજપ્રધાન પણ નથી હોતી, તે ઉભયપ્રધાન હોય છે. વ્ય... અને સમષ્ટિ બંનેનો તેમાં સમાસ હોય છે.

સાચી લોકસત્તામાં રાજ્યતંત્ર નથી હોતું; તેમ પ્રજાતંત્ર પણ નથી હોતું. કેમ કે તે ક... સાચું પ્રજાતંત્ર જ બરદાસ કરે છે, અને ખોટા રાજાને જ— જે રાજાઓ અન્યાય અને પા... જોડે મૈત્રી કરે છે અને પોતાનું દૈવત ખોઈ બેસે છે તેવા રાજાને જ—કાઢી મૂકે છે. સા... લોકસત્તા ખોટી ખાનદાનીની જડ ઉખેડે છે એટલું જ નહિ પણ સાચી ખાનદાની પેદા ક... છે. તે ખરાબ નરપતિનો જ—જે નરપતિ પ્રજારક્ષક થવાને બદલે પ્રજાભક્ષક બને છે તેનો—ના... કરે છે. અન્યાય જોઈ પ્રક્ષુબ્ધ થયેલો જનતાનો આત્મા આ પ્રજાપીડકને ઉખેડી નાંખે છે.

સાચી લોકસત્તાનો આવો સ્વભાવ છે. જ્યાં તે હોય છે ત્યાં સત્ય અને ન્યાયનું આધિ... પત્ય વિસ્તરે છે. દુનિયાનાં મહાન દ્વંદ્વોનો લોકસત્તામાં સમન્વય છે. સાચા લોકતંત્રમાં સ્વતંત્ર... અને એકતા સાથે રહી શકે છે. વહેવારવાદ અને આદર્શવાદનું ત્યાં મધુર મિલન થાય છે ... સ્વર્ગ તથા પૃથ્વીનો ત્યાં સંયોગ થાય છે.'

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

...ને સંસ્કૃતિ (સામાજિક અને સંસ્કૃતિવિષયક લેખો)', માર્ચ ૧૯૩૯; પૃ. ૫૦-૫૨]

# અભ્યાસ

વિચાર અને વિવેચનનું સામયિક

"સંસ્કૃતિ એ જડ સભ્યતા નથી. લોખંડના મોટા પુલો, ગગનમાં વિહરતાં વિમાનો કે ક્ષણમાં હજારોનો નાશ સાધતી તોપો સંસ્કૃતિ નથી. રાજબાઈ ટાવરનું ગગન-ચુંબી શિખર એ પણ સંસ્કૃતિ નથી. ધારાસભાના સુરમ્ય પ્રાસાદો અને સત્તાધીશોનાં મહાલયો પણ સંસ્કૃતિનાં ચિહ્નો નથી. જેના વડે મનુષ્ય જીવે છે, તે સંસ્કૃતિ નથી; જેને માટે મનુષ્ય જીવે છે, તેનું નામ સંસ્કૃતિ. જીવન-માં કે સમાજમાં જે મૂલ્યો અંતિમ ધ્યેય હોય, તેની સંસ્કૃતિ બને છે." **કનૈયાલાલ મા. મુનશી**

['સુવર્ણયુગ', સં. ૨૦૦૨; પૃષ્ઠ ૮૨]

વર્ષ ૧
અંક ૧૦
મે · ૧૯૬૨
સંપાદક · પુરુષોત્તમ ગણેશ માવળંકર

અભ્યાસ સંપાદક : પુરુષોત્તમ ગણેશ માવળંકર વર્ષ ૧ • અંક ૧૦ મે ૧૯૬૨

## અનુક્રમ



*

## અભ્યાસ


: વાર્ષિક લવાજમ રૂપિયા આઠ, છમાસિક રૂપિયા પાંચ, છૂટક અંકનો રૂપિયો એક.

* 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ—૧ એ સરનામે લવાજમ રૂબરૂ ભરી શકાશે.
* મનીઑર્ડરથી કે ચેકથી લવાજમ—પુ. ગ. માવળંકર, 'પ્રગતિ', ૧૫ મહારાષ્ટ્ર સોસાયટી, અમદાવાદ-૬ એ સરનામે—મોકલવું, તથા ચેક પુ. ગ. માવળંકરના નામનો લખવો, એવી વિનંતી છે.
* 'અભ્યાસ' માટે લેખો શાહીથી પાનાની એક તરફ અને સુવાચ્ય અક્ષરે મોકલવા, અને લેખો તથા અવલોકન માટેનાં પુસ્તકો 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ—૧ને સરનામે મોકલવા વિનંતી છે.
* નવા ગ્રાહકો પ્રથમ અંકથી જ નોંધાય છે અને પાછલા બધા અંકો એમને અપાય છે.
* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.

મુદ્રક અને પ્રકાશક: પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

# નૈવેદ્ય

न सोऽस्ति प्रत्ययो लोके यः शब्दानुगमादृते।
अनुविद्धमिव ज्ञानं सर्वं शब्देन भासते॥

वाक्यपदीयम् । १–१२३ ॥

**ભાવાર્થ:** એવું કોઈ જ્ઞાન નથી, જે શબ્દના અનુગમ–અનુસરણ વિનાનું હોય; સર્વ જ્ઞાન શબ્દ સાથે સંસૃષ્ટ–સંકળાયેલું હોય તેવું જણાય છે.

**નોંધ:** આ શ્લોકમાં દર્શાવ્યું છે કે, કોઈ પણ જ્ઞાન શબ્દ સાથે સંકળાયેલું હોય છે. આનું કારણ એ છે કે, અર્થ માત્ર શબ્દથી પ્રકાશિત થતો જોવામાં આવે છે. શબ્દ અને અર્થનો અભેદ છે. કોઈ પણ વિચાર વાણી વિના રહી શકતો નથી. શબ્દના સંસર્ગ વિનાનું કોઈ જ્ઞાન હોતું નથી. શબ્દ પ્રથમ કે અર્થ પ્રથમ એવો વિચાર કરતાં સમજાય છે, કે શબ્દ અને અર્થ બન્ને અવિભક્ત રીતે જોડાયેલા છે. શબ્દ વિના અર્થનો બોધ સંભવતો નથી. સમગ્ર લોકવ્યવહાર શબ્દ પર આધાર રાખે છે. બાળક પણ જન્મે છે કે તરત પોતાને શબ્દદ્વારા અભિવ્યક્ત કરવા જાય છે. આથી ભર્તૃહરિ વિસ્પષ્ટ રીતે કહે છે, કે 'वाग्रूपता चेदुत्क्रामेदवबोधस्य शाश्वती। न प्रकाशः प्रकाशेत सा हि प्रत्यवमर्शिनी।' – જ્ઞાનનું વાણીરૂપી શાશ્વત સ્વરૂપ જો જતું રહે તો જ્ઞાન પ્રકાશિત થાય નહિ; જ્ઞાનના વાણીરૂપી સ્વરૂપથી જ જ્ઞાન પ્રકાશિત થાય છે. શબ્દરૂપી જ્યોતિથી જગતમાં પ્રકાશ થાય છે–જ્ઞાન થાય છે. શબ્દમાં અપૂર્વ શક્તિ રહેલી છે, જેથી સર્વ વસ્તુ તેનાથી વ્યક્ત થાય છે. અત્યંત અવિદ્યમાન અલાતચક્ર (મશાલના ભડકાનું કુંડાળું) અથવા શશશૃંગને (સસલાનું શીંગડું) પણ તે થોડી વારને માટે વ્યક્ત કરે છે, તો વિદ્યમાન વસ્તુને પ્રકાશિત કરે એમાં કોઈ નવાઈ નથી. દરેક વ્યક્તિ પોતાને વ્યક્ત કરવા શબ્દનો આશ્રય લે છે. આ શબ્દવ્યવહાર અનાદિ છે અને હમેશ થયા કરનારો છે. શબ્દ અર્થથી અલગ રહી શકતો નથી અને અર્થ શબ્દથી જુદો રહેતો નથી. કાલિદાસ આ જ વિચારથી પ્રેરાઈને પાર્વતી અને પરમેશ્વર, શબ્દ અને અર્થની પેઠે અવિભક્ત છે, એમ રઘુવંશમાં शब्दार्थाविव सम्पृक्तौ.'– એ શ્લોકદ્વારા સ્પષ્ટ કરે છે. આ શ્લોકના સંદર્ભમાં દંડીએ કરેલી શબ્દજ્યોતિની પ્રશંસા યાદ કરવા જેવી છે. તે કહે છે કે, 'इदमन्धं तमः कृत्स्नं जायेत भुवनत्रयम्। यदि शब्दाह्वयं ज्योतिरासंसारं न दीप्यते॥' 'જો શબ્દ નામની જ્યોતિ સંપૂર્ણ સંસારમાં પ્રકાશતી ન હોય તો સમગ્ર ત્રણે ભુવનો ગાઢ અંધકારથી છવાઈ જાય.'

[સંપાદક: એ. જી. ભટ્ટ, સંસ્કૃતના પ્રાધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

# બૌદ્ધધર્મનાં વિશિષ્ટ લક્ષણો

વાસુદેવ ગોવિંદ આપટે

[મહારાષ્ટ્રના પ્રસિદ્ધ માસિક 'આનંદ' ના સંપાદક શ્રી. આપટેએ 'बौद्धपर्व अथवा बौद्धधर्माचा साद्यंत इतिहास' નામના પોતાના પુસ્તકમાં (સન ૧૯૧૪માં પ્રકાશિત) લખેલા પ્રકરણનો શ્રીમતી પૂર્ણિમા પુ. માવળંકરે કરેલો અનુવાદ]

[પહેલું લક્ષણ, માનવીધર્મ; બીજું–બુદ્ધિવિશિષ્ટતા, તેનું ધ્યેય, જ્ઞાનજન્ય શ્રદ્ધા; ત્રીજું–બીજા ધર્મો પ્રત્યે ઉદારતા; ચોથું–શાસ્ત્રાનુબંધત્વ; પાંચમું–બીજા ધર્મોના ઇતિહાસનું આછું નિરીક્ષણ; છઠ્ઠું–વ્યક્તિસ્વાતંત્ર્ય માટેનું અભિમાન; સાતમું–અહિંસા, બૌદ્ધધર્મની આકર્ષણશક્તિ]

ઘણી બાબતોમાં આ બૌદ્ધધર્મ બીજા બધા ધર્મો કરતાં તદ્દન જુદો છે. અને તેથી જ એને ધર્મ કહેવો કે નહીં, એ વિષે કેટલાકને શંકા થાય છે; અને કેટલાક તો એ ધર્મ છે જ નહીં એવું ચોખ્ખું સુણાવી હાથ ધોઈ નાંખે છે. બીજા ધર્મોની શરૂઆત માનવ-બુદ્ધિને અને મનને અગમ્ય એવા અનંતની શોધથી, અજ્ઞાત એવા ઈશ્વિર વિષેની શ્રદ્ધાથી, અથવા ભયથી થાય છે. બીજા ધર્મોની જેમ, બૌદ્ધધર્મ પોતાને પણ ઈશ્વરની શોધ લાગી છે કે નથી લાગી, એવું બતાવવાનો પ્રયત્ન પણ કરતો નથી. ઈશ્વિર કંઈ પ્રત્યક્ષ નથી, માત્ર દુઃખ પ્રત્યક્ષ છે. તેથી બુદ્ધે પોતાના ધર્મની શરૂઆત ઈશ્વરથી ન કરતાં પ્રત્યક્ષ એવાં દુઃખથી માંડીને જ કરી, એ વાત એમનાં બુદ્ધિવૈભવની, સરળપણાની અલૌકિક ધૈર્યની સાક્ષી પૂરે છે. બુદ્ધિને જે અગમ્ય એ વિષે નિષ્કારણ તર્ક કરવા બેસવાથી આગળ જતાં એ તર્ક જ સત્યની જગ્યા હક્કથી કબજે કરે છે, અને મનુષ્યને ધર્માંધ કરી મૂકે છે. આથી તર્કજાળમાં ન ફસાતાં, પ્રત્યક્ષ દેખાતાં એવાં દુઃખનો જ વિચાર કરવામાં બુદ્ધે ધન્યતા માની. જે પ્રમાણે સમુદ્રની બરાબર મધ્યભાગમાં તરનારને જ્યાં ત્યાં સમુદ્ર સિવાય બીજુંત્રીજું કંઈ દેખાતું નથી, તે પ્રમાણે બૌદ્ધધર્મને આ જગતમાં બધે દુઃખ દેખાયું, અને દુઃખથી શરૂઆત કરી દુઃખ નિવારવાના માર્ગનું જ્ઞાન મેળવવાનો, છેવટની હદ સુધીનો જે અવકાશ એમાં જ બુદ્ધે પોતાની બુદ્ધિના અનેક વિલાસો બતાવ્યા. આ અવકાશની પેલી પાર અજ્ઞાત, અગમ્ય અને અચિંત્ય એવા પ્રદેશમાં તેઓ ક્યારે ય ગયા નહીં. પ્રકૃતિ, પુરુષ, ચેતન, અચેતન, હદત્વ, પંચતન્માત્રા, લિંગ, દેહ ઈત્યાદિ પરિભાષા એમની પાસે નહોતી. બુદ્ધનો આ ધર્મ વિશેષતઃ માનવીય છે, દૈવી નહીં.

બીજું લક્ષણ, બૌદ્ધધર્મ બુદ્ધિવિશિષ્ટ છે; શ્રદ્ધા-વિશિષ્ટ નહીં. બૌદ્ધધર્મમાં શ્રદ્ધાની જગા જ્ઞાને લીધી છે. બૌદ્ધ થવા માટે બુદ્ધ પર શ્રદ્ધા હોવી જોઈએ એવો પણ નિયમ નથી. ભગવાન બુદ્ધનો ઉપદેશ અને મતો મને માન્ય છે અથવા એમનો મારે અનુભવ લેવો છે, એટલું કારણ બુદ્ધધર્મનો સ્વીકાર કરવા માટે પૂરતું થાય છે. કોઈ એક વૈદની અથવા ડૉક્ટરની દવાથી રોગીને ફાયદો થયો નહીં અથવા એનાં પથ્યપાણી સંભાળતાં એ કંટાળ્યા, એટલે બીજા વૈદની દવા લેવાનો વિચાર એને આવે છે, તે જ રીતે બૌદ્ધધર્મમાં પ્રવેશ કરવો એટલે બુદ્ધે ચીંધી આપેલા માર્ગનો અનુભવ લેવા તરફ માણસની પ્રવૃત્તિ થવી, એટલો જ એનો વાસ્તવિક અર્થ છે. બૌદ્ધ-ધર્મનો સ્વીકાર કરનારાં બધાં જ એ ધર્મના મતો વિષે અભિજ્ઞ હોઈ, બીજા ધર્મો કરતાં આ ધર્મ શ્રેષ્ઠ સમજી તેઓ એની તરફ વળે છે, એવું અભિમાન બૌદ્ધલોકો ક્યારે ય રાખતા નથી. કારણ કોઈપણ ધર્મ વિષે આવી વસ્તુસ્થિતિ હોવી સંભવિત નથી.

બૌદ્ધધર્મનું ધ્યેય અને બીજા ધર્મોનાં ધ્યેય એ જુદાં જુદાં છે. કેટલાંક ધર્મોનું ધ્યેય સ્વર્ગપ્રાપ્તિ એ છે, ત્યારે પરમાત્મા સાથે એકરૂપ થવાનું એ બીજો કેટલાકનું ધ્યેય છે. બુદ્ધનું ધ્યેય એટલે સ્વર્ગપ્રાપ્તિ પણ નહીં, અને પરમાત્મા સાથે સુયોગ પણ નહીં. દુઃખમાંથી મુક્તિ એ એનું ધ્યેય છે. ધ્યેય જુદું હોવાથી એ પ્રાપ્ત કરવાનો માર્ગ અને સાધનો એ પણ સ્વભાવિક જુદાં હોવાં જોઈએ. આ ભિન્નત્વને કારણે જ બૌદ્ધધર્મની તુલના બીજા ધર્મો સાથે કરી શકાતી નથી.

બૌદ્ધધર્મમાં શ્રદ્ધાને સ્થાન નથી, એવું ઉપર કહ્યું છે; પણ તેથી કરીને વાચકોની થોડી ગેરસમજ થવાનો

સંભવ છે. શ્રદ્ધાને સ્થાન નથી એટલે અંધશ્રદ્ધાને અવકાશ નથી, એમ સમજવું. જ્ઞાનજન્ય જે શ્રદ્ધા તે બૌદ્ધમને પૂર્ણપણે માન્ય છે. જે બુદ્ધિને અગમ્ય એની કડાકૂટ કરવાનો બોજો વિચારી માણસોના માથા પર બૌદ્ધધર્મ લાદતો નથી. જે કેટલાક શ્રદ્ધાવિશિષ્ટ ધર્મો છે, એ જ પ્રમાણે ઈશ્વરે ગાએલા-મનાએલા ગ્રંથો પર જે ધર્મોની રચના થઈ છે, એ ધર્મોના મતો ખોટા છે એમ કહી એનો તિરસ્કાર કરવો, એવું પણ બૌદ્ધધર્મ શીખવતો નથી. એ મતો ખરા હો, ખોટા હો, એમનો કર્મફલાનુબંધન સાથે સંબંધ આવતો નથી ત્યાંસુધી એની સામે વિરોધ પણ કરવો નહીં, અને એના પર અંધશ્રદ્ધા પણ રાખવી નહીં, એટલું જ બૌદ્ધધર્મનું કહેવાનું છે. બીજા ધર્મોના મતો વિશેનો આ ઉદારભાવ એ બૌદ્ધધર્મનું ત્રીજું વિશિષ્ટ અને અત્યંત પ્રશંસનીય લક્ષણ છે.

બૌદ્ધધર્મનું ચોથું વિશિષ્ટ લક્ષણ કહીએ તો એના મતનો શાસ્ત્રીય તત્ત્વો સાથે જે ઉત્કૃષ્ટ મેળ છે તે કહેવાય. ભૌતિક સૃષ્ટિમાંના નિયમોનો નતિક સૃષ્ટિ સાથે મેળ બેસાડી આપવો એ બૌદ્ધધર્મનો ઉદ્દેશ હતો. બૌદ્ધધર્મનો સૃષ્ટિશાસ્ત્ર સાથે ક્યાંયે અને કોઈપણ પ્રકારે વિરોધ નથી. જ્ઞાનના પાયા પર એ ધર્મની ઈમારત ચણેલી હોવાથી વખત જતાં જેમ જેમ જ્ઞાન વિસ્તૃત થતું જશે, તેમ તેમ બૌદ્ધ-ધર્મ મજબૂત ને શક્તિશાળી બનશે. કોઈપણ જ્ઞાન બૌદ્ધધર્મને નિષિધ્ધ લાગતું નથી. બીજા કેટલાક ધર્મોમાં ધર્મ અને આધિભૌતિક શાસ્ત્રો વચ્ચે વિખવાદ પડેલો દેખાય છે. ધર્મગ્રંથમાં કોઇએક બાબત એક પ્રકારે કહી હોય અને ભૌતિક શાસ્ત્રોની શોધકદૃષ્ટિને કંઈક જુદો જ પ્રકાર દેખાય; આવું થયું એટલે ધર્મ અને શાસ્ત્ર બંનેની એક-વાક્યતા કરવી મુશ્કેલ બને છે. પહેલાંના વખતમાં આ બંનેની વચ્ચે પડેલી ખાઈને બલિ આપેલાં પ્રાણીઓના રક્તમાંસથી પૂરી દેવાના પ્રયત્નો થયા, પણ તેથી કરીને એ ખાઈ ન પૂરાતાં, એથી ઊલટું એ વધતી જ ગઈ. કેટલાક પ્રસંગોએ ધર્મ અને શાસ્ત્ર વચ્ચેનો આ વિરોધ ધર્મના ઝનૂનના તીવ્ર રૂપમાં પરિણમ્યાના દાખલા ઇતિ-હાસમાં મોજૂદ છે.

સામાન્યપણે આલ્કલી પદાર્થ એ નિરુપદ્રવી હોય છે. એમાંથી નુકસાનકારક દ્રવ્યો નીકળશે એવી કલ્પના પણ થઈ શકતી નથી. પરંતુ એનું પૃથક્કરણ કર્યું તો એમાંથી જ ઝેરી સાયનાઈડ ઉત્પન્ન થાય છે. એ જ પ્રમાણે ઉન્નતિદાયક એવું જે ધર્માચરણ એ દેખાવમાં અત્યંત સૌમ્ય અને હિતકારક હોય છે. પણ એ ક્યારે? જ્યારે એનાં મુખ્ય બે ઘટક અવયવો–જ્ઞાન અને શ્રદ્ધા–એ સંયુક્ત હોય ત્યારે. આ ઘટક અવયવોને છૂટા પાડતાંની સાથે એમાંથી ધર્મઝનૂન જેવાં મોટાં સંહારક તત્ત્વો નિર્માણ થઈ, મનુષ્યની વિચારશક્તિ, ભૂતદયા, ઉદારતા, શાંતિપ્રિયતા ઈત્યાદિ ગુણોનું દેવાળું કાઢી, સમાજની ધૂળધાણી કરવાને એ સમર્થ બને છે. બૌદ્ધધર્મના ઇતિહાસમાં ધર્મઝનૂનના દાખલા ખાસ સાંપડતા નથી; આ ધર્મમાં જ્ઞાન અને શ્રદ્ધાનો ઉત્તમ સુમેળ સધાયો છે.

પૃથ્વી પરના મુખ્ય મુખ્ય ધર્મ કહીએ તો તે હિંદુ-ધર્મ, ખ્રિસ્તીધર્મ, અને મુસલમાન ધર્મ. આમાંથી છેવટના બે ધર્મોમાં ધર્મઝનૂનનાં અને ધર્મયુદ્ધને કારણે લાખો લોકોનાં પ્રાણોની કેવી ખુવારી થઈ, તે ઇતિહાસજ્ઞોને ખબર જ છે. હિન્દુધર્મને પણ ધર્મઝનૂનનો ચટકો જરા યે લાગ્યો નથી એમ કહેવું ધૃષ્ટતાભર્યું થશે. મુસલમાન-ધર્મી ઝનૂનીઓએ કાફર જોયો કે કરી એની સુન્નત અથવા કાપ્યું જ છે એનું ગળું. એક સમયે આવી ચડસા-ચડસી એશિયા ખંડમાં અને યુરોપના કેટલાક ભાગમાં ચાલતી હતી. ખ્રિસ્તીધર્મ એ યહૂદી ધર્મનો અંકુર હોવાથી ધર્મઝનૂનનું પિતૃધન પણ એને લેવું પડયું. જ્યાં યુક્તિવાદ અટકે છે, ત્યાં શક્તિનું પ્રદર્શન કરી ધર્મને પુષ્ટિ આપ-વાનાં ગાંડપણભર્યા પ્રયત્નો થતા હોય છે. ખ્રિસ્તીધર્મનું એવું જ થયું. પ્રોટેસ્ટંટ મતને યુક્તિવાદથી કાઢી નાંખતા ફાવ્યું નહીં, તેથી સત્તાના જોર પર રોમન કૅથૉલિક પંથે પ્રોટેસ્ટંટોને અને આગળ જતાં પ્રોટેસ્ટંટોએ કૅથૉ-લિકોને હેરાન કર્યા અને રક્તપાત કર્યો. સદ્‌ભાગ્યે હિંદુ-ધર્મમાં આટલી હદ સુધી કોઈ બાબત ક્યારે ય પહોંચી નથી. છતાં પણ, શૈવો અને વૈષ્ણવો વચ્ચેનો એકધારો તીવ્ર અને કેટલીકવાર તર્ક સાથે તદ્દન વિસંગત એવો વિરોધ અને તેથી ઉત્પન્ન થનારાં દ્વૈપનાં પરિણામ એ બધાંથી હિંદુધર્મ તદ્દન અલિપ્ત રહ્યો છે એવું માત્ર નથી. પણ આ હિંદુધર્મમાંનો જ એક પંથ જે બૌદ્ધધર્મ (અથવા જોઇએ તો એને 'પ્રોટેસ્ટંટ' હિંદુધર્મ એવું નામ આપીએ) એને માત્ર ધર્મઝનૂનનું કલંક બિલકુલ લાગ્યું નહીં. એનું

રણ બૌદ્ધધર્મમાં ધર્મમતનો દુરાગ્રહ (જેને અંગ્રેજીમાં dogma કહે છે તે) બિલકુલ નથી. ગણિતશાસ્ત્રમાંના સિદ્ધાંતો જેમ અબાધિત અને તર્કપદ્ધતિની દૃષ્ટિએ પાયાશુદ્ધ તેમ જ બૌદ્ધધર્મના સિદ્ધાંતો છે. એમાં મતભેદ થવાનો અવકાશ તદ્દન થોડો, તેથી કરીને દુરાગ્રહરૂપી પિશાચિનીને પ્રવેશ કરવાની તક જ મળતી નથી. તર્કદૃષ્ટિએ આક્ષેપાત્મક, યુક્તિની દૃષ્ટિએ ત્યાજ્ય, અનુભવની વિરુદ્ધ, અનુદારપણાનાં કે રહસ્યભર્યા સ્વરૂપનું દેખાય તે બુદ્ધે ઉપદેશેલા મૂળ બૌદ્ધ ધર્મમાં ખાસ દેખવામાં આવશે નહીં.

'ગુરુમુષ્ટિ' અથવા ગુહ્ય એવું કશું બુદ્ધે રાખ્યું જ નથી. છાનુંછૂપું એ બૌદ્ધધર્મને તો અજ્ઞાત છે જ. એટલે સુધી કે, બૌદ્ધધર્મીઓનાં આચાર સુદ્ધાંમાં બધા ધાર્મિક સંસ્કાર ખુલ્લેખુલ્લા કરવાનો રિવાજ પડચો છે. બૌદ્ધની ગુફા જુઓ, એમાં બધે ખુલ્લા દીવાનખાનાંઓ દેખાશે. ગુરુમંત્ર મેળવવા માટે સ્વતંત્ર એકાંતમાંની જગા મળશે નહીં. બૌદ્ધલોક પૅગોડામાં (મંદિરમાં) પ્રાર્થના કરે છે, તે પણ ખુલ્લી જગ્યામાંની વ્યાસપીઠ પર કરે છે. એ જગ્યાએ ગમે તે સમયે ગમે તેનાથી જઈ શકાય છે. કેટલાંક વર્ષો પહેલાં કોઇને તિબેટમાં જવાની પરવાનગી અપાતી નહોતી. તેમાં કેટલાંક કારણો રાજકીય સ્વરૂપનાં હતાં. બૌદ્ધધર્મ સાથે એને કંઇ લાગતું વળગતું નહોતું.

બૌદ્ધધર્મ એ વ્યક્તિસ્વાતંત્ર્યનો મોટો પુરસ્કર્તા છે. ધર્મ એ જેનો તેનો પોતાનો છે. એની પસંદગી કરવામાં જુલમ કરવો નકામો છે, એવો એનો મત છે. ખુદ ગૌતમબુદ્ધ પોતાના શિષ્યોને ધર્મની બાબતોમાં કચારે ય બળજબરી કરતા નહોતા. વ્યક્તિસ્વાતંત્ર્યનું અભિમાન એ પણ બૌદ્ધધર્મનું છઠ્ઠું વિશેષલક્ષણ જ કહી શકાય. અંતઃકરણમાં પરિવર્તન થયા સિવાય માત્ર આચરણને મહત્ત્વ આપવું એ મોટી ભૂલ છે, એ વાત બૌદ્ધધર્મમાં મુખ્ય છે. ચિત્તશુદ્ધિ એ મુખ્ય હોવાથી એ જેની થઈ હશે, એને સદ્ધર્મનો માર્ગ માત્ર બતાવવા જેટલું કામ જોઇએ તો બીજાએ કરવું. એ માર્ગે જવું ન જવું, એ માત્ર જેનો તેનો પોતાનો વિચાર છે. જેને ખરેખરી ભૂખ લાગી હશે એની આગળ પંચપકવાનનો થાળ મૂકાયા પછી તે સફાચટ કર્યા સિવાય રહેવાનો નથી. વળી જુલમ ચલાવીને પણ એને (બૌદ્ધધર્મને) શું મેળવવાનું હતું ? સ્વર્ગ પરમાત્મા સાથે સંયોગ, અમૃતનો લાભ વગેરે બહાનાં બૌદ્ધધર્મ જરા યે બતાવતો નથી. દુઃખમાંથી મુક્તિ એ જ, જે કહો તે એનું ધ્યેય છે; અને એ પણ અભાવાત્મક (nagative) છે. ઉપરાંત આ ધ્યેય સત્યજ્ઞાનની પ્રાપ્તિથી સાધ્ય થવાનું છે, અને એ જ્ઞાન જેને તેને પોતાને જ મેળવવાનું રહે એમ છે, તો બૌદ્ધધર્મમાં જુલમને અવકાશ જ કયાંથી રહેવાનો ?

અહિંસા, એ બૌદ્ધધર્મનું સાતમું લક્ષણ કહી શકાય. અહિંસા શબ્દનો અર્થ માત્ર નિરામિષ ભોજન અથવા પરદુઃખનિવારણ એટલો જ બુદ્ધે નથી કર્યો, પરંતુ આ જગતમાં પ્રાણીમાત્ર સાથે અદ્વૈતભાવ રાખવો, બીજાનાં દુઃખે પોતે દુઃખી થવું, બીજાનાં સુખમાં આપણે સુખ માનવું, એવો વિસ્તૃત અર્થ આ અહિંસા તત્ત્વનો છે. બૌદ્ધધર્મગ્રંથોમાં આને જ 'વિશ્વમૈત્રી' એવી સંજ્ઞા આપી છે. કીડીમંકોડાઓના જીવ બચાવવા, એમની પર દયા કરી એમને સાકર ખવડાવવી વગેરે કામો બીજા ઘણા ધર્મોમાં કહેલાં દેખાશે. પણ બુદ્ધે કહેલી આવા પ્રકારની અહિંસા બહુ થોડા ધર્મોમાં પ્રત્યક્ષ આચારમાં મૂકાયેલી દેખાશે. સર્વ જીવો પ્રત્યે અભેદબુદ્ધિ એ અર્થમાં બુદ્ધ ખરેખર અદ્વૈતવાદી હતા. એમણે એ માત્ર 'વાદ' તરીકે ઉપદેશ્યો નહીં, પણ પ્રત્યક્ષ આચરણમાં મૂકી બતાવ્યો. એમની દૃષ્ટિએ આચરણમાં આવે નહીં ત્યાં સુધી માત્ર તત્ત્વની કંઈ કિંમત નહોતી. તત્ત્વ પ્રમાણે કર્મ, એ જ એમના ધર્મનો અર્થ હતો. જ્ઞાનરૂપી વૃક્ષને કર્મરૂપી ફળ લાગે તો જ એ વૃક્ષની કિંમત; નહીંતર તો એ વૃક્ષને ઝાંખરાસમાન તેઓ માનતા. તેથી અહિંસા તત્ત્વને એમણે પોતાના જીવનવ્યવહારનાં બધાં અંગોમાં આચરી બતાવ્યું, અને આ એમનાં ધર્મનો એક વિશેષ ભાગ હતો. બૌદ્ધધર્મમાં ઇશ્વરી દયાને જગા નથી એ એક ઊણપ છે. પણ બીજા પાસેથી દયાની અપેક્ષા રાખવા કરતાં સર્વભૂતમાત્ર પર દયા રાખવી એ એમની દૃષ્ટિએ વધુ શ્રેયસ્કર હતું.

બૌદ્ધધર્મનાં આ જે વિશેષ લક્ષણો કહ્યાં એ ઉપરથી એમ જણાઇ આવશે કે, બુદ્ધનો ધર્મ બધાંને

સમજાય એવો સહેલો નથી. પોતાનો ધર્મ એ લોકોને યથાર્થ (બરાબર) રીતે સમજાશે કે નહીં એ વિષે ખુદ બુદ્ધને પણ શંકા જ હતી. એમણે કહ્યું, 'એ આપણાં સત્યધર્મનું સંક્ષિપ્તમાં વિવેચન કર્યું શું કે વિસ્તારથી કર્યું શું, બધું સરખું જ છે. એને સમજનાર માણસો ઘણા થોડાં જ મળવાનાં.' બૌદ્ધધર્મનાં તત્ત્વો સમજાય તો પણ તે આચરણમાં મૂકવાનું ખૂબ મુશ્કેલ છે. સિદ્ધાર્થ ગૌતમ જેવા, સંપત્તિ, વૈભવ, અને માયાની જાળ તડાતડ તોડીને નિશ્ચયના બળે અત્યંત દુષ્કર કર્મ કરનારા મહાન પુરુષ હમેશાં થોડા જ હોવાના. વાસનાઓનો ત્યાગ એ સૌથી મોટો ત્યાગ છે. એ કરવાનું સામર્થ્ય જેનામાં આવ્યું એને દુષ્કર એવું કશું જ નથી. આ ત્યાગની મહત્તા બૌદ્ધધર્મમાં વિશેષ કહી છે, અને બૌદ્ધધર્મના ઇતિહાસમાં આવો ત્યાગ કરનાર અગ્રણી વ્યક્તિઓની સંખ્યા જેટલી મોટી દેખાય છે એટલી બીજા કોઇપણ ધર્મમાં દેખાતી નથી; એ એક ધ્યાનમાં રાખવા જેવી બાબત છે. આ બાબતમાં બૌદ્ધધર્મની પછી ખ્રિસ્તી ધર્મ આવશે. ખુદ ગૌતમ બુદ્ધ અને તે વખતના કેટલાક રાજકુલીન પુરુષ, રાજા અશોકનો પુત્ર મહિન્દર અને કન્યા સંઘમિત્રા અને બીજાં ધનવાન અને કુળવાન સ્ત્રી-પુરુષ સર્વવૈભવનો ત્યાગ કરી ભિક્ષુક અને ભિક્ષુણીનું વ્રત કેવી રીતે સ્વીકારતાં, અને દેશાટન કરી ધર્મ કાર્ય માટે શરીરને કેટલું કષ્ટ આપતાં એ જોઇએ તો મન આશ્ચર્યથી ચકિત થાય. એ જ બૌદ્ધ ધર્મનું તત્ત્વ ફાધર ડૅમિયન અને મિસ ફ્લૉરેન્સ–નાઇટિંગેલ જેવાં પરોપકારી સ્ત્રી-પુરુષોનાં રૂપે ખ્રિસ્તી ધર્મમાં આગળ જતાં ઊતરી આવ્યું હોય એવું યે મનમાં આવે છે. જે ધર્મે આવી સ્પષ્ટ અને ખુલ્લી રીતે લોકોના અંતઃકરણમાં પરિવર્તન કરી બતાવ્યું, એ ધર્મમાં અને એ ધર્મના પ્રચારકોમાં કંઇક તો વિશેષ આકર્ષણશક્તિ નિઃશંક હોવી જોઇએ. આ આકર્ષણ શક્તિનું સ્વરૂપ જો ભાષામાં વ્યક્ત કરતાં ન ફાવે તો પણ મનથી એ સમજી શકાય છે અને બૌદ્ધધર્મ સંબંધમાં જેમણે કંઈ જોયું છે, વિચાર કર્યો છે, ઇતિહાસનું અવલોકન કર્યું છે અને વસ્તુસ્થિતિ જાણી છે, એમના મતો એ ધર્મમતથી કેટલાયે ભિન્ન હોય, તો યે બૌદ્ધ ધર્મના કેટલાંક વિશેષ લક્ષણો પરથી અને વિશેષે કરીને એણે કરેલાં કાર્યો પરથી એ ધર્મ વિષેની આદરબુદ્ધિ એમના મનમાં પૂર્ણપણે ઠસવી જોઇએ જ; અને એ ધર્મનું યોગ્ય ગૌરવ આવા માણસના હાથે થયા વિના કદી યે રહેવાનું નથી. +

---

+ 'ટીકાકાર, કોશકાર, સંપાદક અને બાળસાહિત્યકાર' તરીકે મહારાષ્ટ્રમાં પ્રસિદ્ધિ પામેલા શ્રી વાસુદેવ ગોવિંદ આપટેનો જન્મ પૂર્વ ખાનદેશમાં ધરણગાંવ ખાતે સન ૧૮૭૧માં થયો. મૅટ્રિક સુધીનું શિક્ષણ ધુળિયામાં અને પછી ઉચ્ચ શિક્ષણ ઇંદોર તથા નાગપુરની કૉલેજમાં એમણે મેળવ્યું. સન ૧૮૯૩માં તેઓ કલકત્તા વિશ્વવિદ્યાલયના સ્નાતક થયા. એ જ વખતે એમણે બંગાળીનો અભ્યાસ કરેલો. પૂનાના પ્રસિદ્ધ નૂતન મરાઠી વિદ્યાલયમાં શ્રી. આપટેએ ચાર વર્ષ શિક્ષક તરીકે કામ કર્યું. પછી મુંબાઈના સરકારીખાતામાં 'રીપોર્ટર ઑફ ધિ નેટિવ પ્રેસ'ની જગ્યા પર એમણે માત્ર દસ મહિના કામ કર્યું; કારણ, ઉપરી અધિકારીઓ સાથે મતભેદ થતાં એમણે રાજીનામું આપી દીધેલું. પછી તેઓ ઇંદોરની રાજકન્યાને શિક્ષણ આપવાના કામ માટે અલાહાબાદ ગયા. ત્યાં એમને 'મૉડર્ન રિવ્યૂ'ના સંપાદક શ્રી. રામાનંદ ચતર્જીનો પરિચય થયો. એના ફલસ્વરૂપે 'મૉડર્ન રિવ્યૂ'માં મરાઠી પુસ્તકોનાં ગ્રંથાવલોકનો શ્રી. આપટેએ નિયમિત રીતે આમરણ આપ્યાં. બાદમાં નામદાર ગોપાળ કૃષ્ણ ગોખલેએ શ્રી. આપટેને 'ज्ञानप्रकाश' પત્રના સંપાદક બનાવ્યા. એ પત્રનું દૈનિકમાં રૂપાંતર થયું. નાદુરસ્ત તબિયતને કારણે પછી આ કામ એમને છોડવું પડયું. ફરી પાછા તેઓ નૂતન મરાઠી વિદ્યાલયમાં જોડાયા. મરાઠીમાં એમણે લેખન કયારનું યે શરૂ કરેલું. સન ૧૯૦૬માં શ્રી. આપટેએ 'आनंद' માસિક કાઢ્યું. બાળકો માટેનું આ સભર, સમૃદ્ધ, સંસ્કારી ને સુંદર માસિક આજે પણ અખંડ ચાલે છે. અને મરાઠી બાલસાહિત્યમાં એણે અનોખી ભાત પાડી છે. (આજે 'आनंद'નું સંપાદન શ્રી. ગોપીનાથ ગણેશ તળવલકર ખૂબ કુશળતાથી કરી રહ્યા છે.) 'आनंद'ના શરૂઆતનાં કાર્યોમાં શ્રી. આપટેએ લેખન, પ્રુફ વાચન, ભાષાંતર સહિત માસિકની રવાનગી, ટપાલ વગેરે બધાં કામો અનેક મુશ્કેલીઓ વચ્ચે ને નાણાંકીય ભીડ સાથે કર્યે રાખ્યાં. સન ૧૯૨૦માં એમણે 'विचारसाधन' નામનું બાલ વર્તમાનપત્ર

શરૂ કરેલું. પણ તે ઝાઝો કાળ ટકયું નહીં. એમણે આશરે ૫૦ નાનાંમોટાં સુંદર પુસ્તકો લખ્યાં. ભાષાંતરો, રૂપાંતરો અને સ્વતંત્ર મૌલિક સર્જનો એમણે કર્યા છે. અંગ્રેજી-માંની કેટલીક નવલકથાઓનું રૂપાંતર એમણે ખૂબ કળા-યુક્ત રીતે અને ભાષાપ્રભુત્વ બતાવીને કર્યું છે. વાર્તાઓ કહેવામાં ને લખવામાં શ્રી. આપટેને અસાધારણ ફાવટ હતી. એ કારણે જ એમનું બાલસાહિત્ય અમર છે, અતિ લોકપ્રિય છે. એમનું લખાણ હંમેશ પદ્ધતિસરનું સુરેખ અને અભ્યાસપૂર્ણ રહેતું. સન ૧૯૩૦માં 'આનંદ'-કાર શ્રી. આપટેના દુઃખદ અવસાનથી મહારાષ્ટ્રમાં અને ખાસ કરીને બાલજગતમાં ને વિદ્દ્જનોમાં દુઃખનાં મોજાં ફરી વળ્યાં. —સંપાદક]

*

# કાયદો અને લોકશાહી

**ગણેશ વાસુદેવ માવળંકર**

[શ્રીયુત રામ કેશવ રાનડે લિખિત મરાઠી પુસ્તક 'कायदा आणि लोकशाही' (સન ૧૯૫૦માં પ્રકાશિત) માટે શ્રી દાદાસાહેબ માવળંકરે લખેલી, અને એ પુસ્તકમાં પ્રસિદ્ધ થએલી, પ્રસ્તાવનાનો અનુવાદ]

'કાયદો અને લોકશાહી' એ શબ્દો વારવાર આપણા વાંચવામાં ને બોલવામાં આવે છે; પણ એનો ખરેખરો અર્થ નિષ્ણાતો દ્વારા શો કરવામાં આવે છે, લોકશાહીનું સમગ્ર સ્વરૂપ શું છે, હેતુઓ કયા છે, વગેરે મહત્ત્વની બાબતો વિષેનો તાત્ત્વિક ખયાલ અને માહિતી બહુ જ થોડા લોકોને હોય છે. લોકશાહીના જયઘોષવાળા આજના આ યુગમાં, અને અત્યારના સંક્રમણ-કાળમાં ઉદય પામેલા ભારતીય પ્રજાસત્તાકનો (Republic) મહાન પ્રયોગ ચાલુ છે ત્યારે, આ વિષયનો ઊહાપોહ સંક્ષેપમાં, સહેજે સમજાય એવી સરળ ભાષામાં થાય એ જરૂરી છે. શ્રી રામ કે. રાનડે ઘડાએલા લેખક અને માર્મિક વકીલ તરીકે મરાઠી વાચકોને પરિચિત છે. એમનું આ નાનકડું પુસ્તક ઉદ્બોધક છે એ મારે જુદું કહેવાની ભાગ્યે જરૂર હોય.

'કાયદો અને લોકશાહી' એ બે શબ્દો જુદા હોય અને એમના અર્થમાં ફરક હોય તો પણ બન્નેનો ઉગમ એક જ હેતુમાંથી થાય છે એ જરાક વિચાર કરવાથી પણ સમજાય તેમ છે. છેક જંગલી સ્થિતિમાંથી માણસ બહાર આવવા લાગ્યો, ટોળીમાં રહેવા લાગ્યો, એની રહેણીકરણી પશુ-પક્ષીઓથી જુદી જાતની થવા લાગી તેમ તેમ પોતાનાં જીવનમાં અન્ય સાથે પડનારા પ્રસંગો અને સંબંધોને કારણે, અન્યના સહકારની એને જરૂર લાગવા માંડવાથી, વ્યક્તિગત તેમજ સાંમુદાયિક ધોરણોની આવશ્યક્તા જણાવા લાગી. એમાં જ સમાજ-વ્યવસ્થાનાં મૂળ છે. આવી સમાજ-વ્યવસ્થા સમાજમાંના સર્વ લોકો માટે સુખમય બને એ ઇચ્છામાં જ લોકશાહીનો ઉગમ છે. 'બધું જ મારા માટે' એવી વૃત્તિ પ્રબળ હોય તો પણ 'બધે જ ઠેકાણે મારી જેમ સ્વાતંત્ર્ય સુખ હો' એવી ભાવનાની પકડ વધતી જ ગઇ. એને જ લોકો માણસાઈની દૃષ્ટિ, સંસ્કારી દૃષ્ટિ માનતા થયા. અગાઉની વ્યક્તિવિષયક દૃષ્ટિ ક્રમેક્રમે કુટુંબવિષયક, પછી પોતાના સમાજવિષયક અને રાષ્ટ્રવિષયક બનીને, હવે આગલું પગથિયું એટલે 'સમગ્ર જગત એક છે, દરેકને સુખી થવાનો હક્ક છે, દરેકને સુખી બનાવવો એ સુધરેલા પ્રત્યેકની ફરજ છે' એવો વિચાર દુનિયામાં ફેલાઈ રહ્યો છે. વૈચારિક ભૂમિકામાં ક્રાંતિ થઇ છે, એમાં શંકા નથી. રાષ્ટ્રવાદની પકડ ઢીલી થઈ રહી છે, વિશ્વ-એક્તાની પકડ વધતી જાય છે. અવરજવરનાં સાધનોમાં થએલી ક્રાંતિને કારણે પણ આ વૈચારિક ક્રાંતિને મદદ થઇ છે. 'વિશ્વ લોકશાહી' જોઇએ એવું બધા વિચારવંતોને લાગવા માંડ્યું છે. પરંતુ એ પ્રસ્થાપિત થતાં પહેલાં કોણ જાણે કેટલાંયે ઘર્ષણો થશે તે કોણ કહી શકે! સમાજજીવન સંસ્કારી, પ્રગતિશીલ અને સુખી થવા સારુ કાયદો અને લોકશાહી બન્નેની જરૂર છે. આ હેતુઓ સિદ્ધ કરવાને કેટલાંક બંધનો પણ મૂકવાં પડશે. બધાંને માટે, બધાંને સરખું સ્વાતંત્ર્ય અને સમાન તકો મળે તે માટે, દરેકના સ્વાતંત્ર્ય ઉપર મર્યાદા મૂકવી તે સ્વાભાવિક

જ નહીં પણ આવશ્યક પણ છે.

ત્યારે, લોકશાહીનો વિચાર આવી દૃષ્ટિથી કરતાં, વ્યક્તિસ્વાતંત્ર્યનાં અને વ્યક્તિ-વિકાસના માર્ગનાં ક્ષેત્રો ક્યાં સુધી પહોંચી શકે છે, એની મર્યાદાઓ કેટલી, કેવી રીતે અને કેટલી હદ સુધી તે મૂકવી જોઇએ એ જ સવાલ અત્યંત મહત્ત્વનો બની રહે છે. જો કેવળ એક જ વ્યક્તિનું સ્વાતંત્ર્ય અને એનો જ વિકાસ ધ્યાનમાં લેવાનાં હોય તો બહુ વિચારોની જરૂર નથી. પરંતુ સહુનું અને દરેકનું સ્વાતંત્ર્ય અને વિકાસ સંભાળવાં એટલે એક મોટો સવાલ છે. લોકશાહીયુક્ત રાજ્યપદ્ધતિ અને કાયદાએ દ્વારા એ સવાલને હલ કરવાના પ્રયાસો જુદા જુદા દેશોમાં અનેક પેઢીઓથી ચાલુ છે. આ પ્રયાસોને પરિણામે જ મોટી મોટી ક્રાંતિઓ, લડાઈઓ અને લોહિયાળ સંગ્રામો થયાં છે; અને આ સવાલનું નિરાકરણ શાંતિભર્યા માર્ગોથી કેવી રીતે આણવું એની મથામણ અને પ્રયોગો દુનિયામાં ઠેકઠેકાણે ચાલુ છે. સમાજરચના, આર્થિક રચના, પરસ્પર સંબંધો વગેરે અમુક પ્રકારના હોવા જોઇએ, ખાનગી મિલ્કત જેવી કોઈ સંસ્થા જ ન જોઇએ ત્યાંથી માંડીને અમર્યાદ ખાનગી મિલ્કતો ભોગવવાનો હક્ક હોવો જોઇએ ત્યાં સુધીના તરેહતરેહના મતો-અભિપ્રાયો દુનિયા સમક્ષ હોઈ, આ મતમતાંતરોનો સંઘર્ષ ચાલુ છે. આ બધાનો ઉત્તમ અને શાંતિમય સમન્વય કેવી રીતે કરવો એ સવાલનાં વિચાર કરવા લાયક પાસાં શ્રી. રાનડેએ સુંદર રીતે અને માર્મિકપણે દર્શાવ્યાં છે.

સામ્યવાદ, સમાજવાદ, મૂડીવાદ વગેરે અનેક ચિત્રો અનેક વિચારકોએ દોર્યાં છે. સમાજનું અને વ્યક્તિનું સ્વાસ્થ્ય તથા ત્યારબાદ પ્રગતિ એ દૃષ્ટિથી દરેક વાદમાં કંઇ ને કંઇ વિચાર કરવા જેવું અને ગ્રહણ કરવા જેવું પણ છે. પરંતુ એ શું અને કેટલું? આપણા હેતુ પાર પાડવા માટે એમાં શા શા ફેરફાર કરવા જોઇએ, શું છોડી દેવું જોઇએ, શું નવું ઉમેરવું જોઇએ એ બધા સવાલોના કુશળ નિરાકરણ પર ભાવિ અવલંબે છે; આ બાબતમાં આપણે પાછલો ઇતિહાસ નજરે નાખીશું તો સૂઝ પડવામાં મદદ થશે. આ દૃષ્ટિથી શ્રી. રાનડેએ 'દાનવાદ' નો ઉલ્લેખ કર્યો છે. સમાજસત્તાવાદ, મૂડીવાદ એવા શબ્દપ્રયોગોની જેમ શ્રી. રાનડેએ 'દાનવાદ' શબ્દ વાપર્યો છે. હું એને વાદ (ism) કહેતો નથી. પરંતુ એમાંનો વિચાર કેટલાંક વર્ષોથી મારે ગળે ઊતરેલો છે. આપણી પ્રાચીન સંસ્કૃતિનું એ હાર્દ જ છે, અને એ કારણથી જ આપણે ત્યાં રાજકીય ક્રાંતિઓ થવા છતાં યે આપણો સમાજ ટકી રહ્યો છે એમ મને લાગે છે.

ઉપર ઉપરથી જોઇશું તો પણ એ સ્પષ્ટ દેખાશે કે, કાયદાઓ અને રાજ્યતંત્રની આવશ્યકતા હોવા છતાં એ બન્ને ખૂબ જ નજીવાં સાધનો છે. એમનો મુખ્ય આધાર તો કાયદાઓ કરનારાં રાજ્યતંત્રો ચલાવનાર લોકો, અને એ કાયદાઓ પાળનારી તથા રાજ્યતંત્રો હેઠળ રહેલી જનતા ઉપર છે. જે પ્રમાણેની મનુષ્યોની કરણી, તે પ્રમાણેનું રાજ્યતંત્ર. ફ્રાન્સ, અમેરિકા અને ઈંગ્લેન્ડ, ત્રણે દેશોમાં 'લોકશાહી' જ છે. પણ ત્રણેમાં પ્રજાઓનું જીવન એક જ સાંચાનું છે એમ કહી શકાશે ખરું?

માટે પ્રથમ અને મહત્ત્વનો સવાલ એટલે જનતાની જીવનદૃષ્ટિ અને વૃત્તિ. આખી પ્રાણીસૃષ્ટિ આપણા જેવી જ છે એમ કહેનાર અદ્વૈતવાદમાંથી આપણા સાધુ-સંતોએ પ્રેમ, સહકાર, અહિંસા વગેરેની જીવનદૃષ્ટિ આપણને આપી, અને, 'બધી જ વિદ્યા, શરીર-શક્તિ, દ્રવ્ય આદિ અમર્યાદ મેળવવાનો તને પૂરો હક્ક છે; પણ જે તું મેળવશે એનો તું વિશ્વસ્ત (trustee) છું, કેવળ પોતા માટે એમાંનું કશું જ વાપરવાનો તને અધિકાર નથી, જે મેળવશે તે સહુને માટે છે, 'तत् कुरुष्वं मदर्पणम्' એવું ઉદાત્ત તત્ત્વજ્ઞાન કહ્યું. तेन त्यक्तेन भुंजीथा: એ જ ઉપભોગ કરવાની રીત છે' એમ દર્શાવ્યું. શ્રી. રાનડે જે દાનવાદની વાત કરે છે એ આ કારણે જ સાર્વજનિક સ્વરૂપે પ્રચલિત થયો અને મૂડી તથા મજૂર, ગરીબ તથા શ્રીમંત વગેરે પ્રકારના જે વર્ગવિગ્રહો પશ્ચિમના દેશોમાં થયા, તેવા આપણે ત્યાં ન થયા. પરંતુ, હમણાં હમણાં માત્ર એ થવા લાગ્યા છે તે દુઃખની વાત છે. ખેર!

હાલની પરિસ્થિતિમાં આપણી લોકશાહી જો આદર્શ કરવાની હોય તો આપણી સંસ્કૃતિમાંનાં ઉદાત્ત અને ઉત્તમ તત્ત્વોના પાયા ઉપર જ તે કરી શકાશે. જીવનમાં આર્થિક મૂલ્યો મહત્ત્વનાં હોય તો પણ એમની કિંમત અમુક હદ સુધી જ છે એ ભૂલીને નહીં ચાલે. દરેક નાગરિકની

દૈવી (spiritual) અને ભૌતિક (material) કક્ષા (level) વધાર્યા સિવાય પુખ્ત મતાધિકારના પાયા ઉપર રચાએલી લોકશાહીની ઈમારત ઢચુપચુ જ રહેવાની એ દેખીતું છે. આ વિષયના સર્વ મુદ્દાઓનું સર્વ પ્રકારની દૃષ્ટિથી શ્રી. રાનડેએ સદર પુસ્તકમાં વિવેચન કર્યું છે તે ઉદ્‌બોધક છે તેમ માર્ગદર્શક પણ છે.

*

# 'એકતામાં ઉન્નતિ'—આઝાદી પછીનું ભારત: નૂતન લોકશાહી રાષ્ટ્રનું ઘડતર

પુરુષોત્તમ ગણેશ માવળંકર

[આકાશવાણી, અમદાવાદ પરથી તા. ૧૪ માર્ચ ૧૯૬૨ ને રોજ આચાર્ય શ્રી પુરુષોત્તમ ગ. માવળંકરે ઉપરોક્ત વિષય પર રજૂ કરેલું પ્રવચન, આકાશવાણીના સૌજન્યથી, નીચે અક્ષરશઃ સાભાર ઉતાર્યું છે.]

**ગુલામીની** લાંબી અંધારી રાત આખરે વીતી ગઈ અને ૧૫મી ઑગસ્ટ ૧૯૪૭ ને રોજ સ્વાતંત્ર્યનો ઉષઃકાળ ભારતમાં પ્રગટ્યો. 'અપને ઘરમેં અપના રાજ'ના એ શુભ મંડાણને આપણા ભારતવાસીઓના પુરુષાર્થે જેટલું શક્ય બનાવ્યું, તેટલું જ બ્રિટિશ હકૂમતે અને વિશ્વની એકંદર પરિસ્થિતિએ પણ ખરું. આપણા દેશનો ઇતિહાસ ઘણો ગૌરવવંતો, ખૂબ પ્રાચીન અને અતિ ભવ્ય છે. ભૂતકાળની એ અમર ગાથાને ભારતીય પ્રજામાંના વીરતાનાં ને સંસ્કૃતિનાં તત્ત્વોએ રચી છે ને પોષી છે. જ્યારે જ્યારે આ દેશની પ્રજાએ એકતા અને એકરાગ અનુભવ્યો છે ત્યારે ત્યારે આ દેશે અસાધારણ પ્રગતિ ને ઉન્નતિ સાધી છે. એ એકતા એટલે કાંઈ ભૌગોલિક કે વહીવટી એકતા નહિ, પણ સમાન આકાંક્ષાઓ, સમાન ભાવનાઓ, સમાન પુરુષાર્થ અને માનવતા તથા સંસ્કૃતિ જાળવવા ને વધારવા માટેની સમાન તત્પરતા ને મથામણ વ્યક્ત કરનારી પ્રજાની એકતા.

બ્રિટિશ હકૂમત તળે ભારતે ઠીક ઠીક વહીવટી એકસૂત્રતા અનુભવી. અંગ્રેજી ભાષાએ પ્રજાના શિક્ષિત વર્ગમાંના વિવિધ લોકોને પરસ્પર ભેગા આણ્યા. તાર, ટપાલ, આગગાડી વગેરેથી અવરજવર સુગમ બની. દેશ આખો જાણે નાનકડો બની ગયો, પ્રાંત પ્રાંત વચ્ચેના લોકો એક-બીજાની નજીક થઈ ગયા. પરંતુ, આવી બધી દેખીતી એકવાક્યતા તળે એક મોટી, કમનસીબ વાત એ છુપાઈ હતી કે ભારતવાસીઓ સહુ પરાધીન હતા. પરાધીન પ્રજા પુરુષાર્થ કરી નથી શકતી, સર્જન કરી નથી શકતી, ઉન્નતિ સાધી નથી શકતી. એટલે પ્રથમ વાત તો પરાધીનતાને મિટાવીને સ્વતંત્રતા હાંસલ કરવાની હતી.

સ્વાતંત્ર્ય માટેના એ સંગ્રામમાં ભારતવાસીઓ સહુ એક બની ગયા હતા. પંજાબી કે ગુજરાતી, બંગાળી કે મરાઠી, આસામી કે મદ્રાસી—સહુ એક-બીજા સાથે ખભેખભા મિલાવીને સ્વાતંત્ર્યમંદિર તરફ કૂચ કરી રહ્યા હતા. 'કરેંગે યા મરેંગે'નો એ અણનમ—કૃતનિશ્ચયી જુવાળ હતો. સંકુચિતતા અને સ્વાર્થની એમાં હોળી થઈ હતી. અનેક જ્ઞાત અને અજ્ઞાત બહાદુરોની શહાદતે અને વીરતાભરી કામગીરીએ સ્વાતંત્ર્યયજ્ઞના તેજસ્વી અંગાર સર્વત્ર ફેલાવ્યા હતા. એમાંથી જે વાતાવરણ ભારતભરમાં ખડું થયું હતું, એણે ભારતની પ્રજાને એક ઝંડા હેઠળ એકત્ર કરી હતી. ઉન્નતિ સાધવી હોય તો પ્રથમ સ્વતંત્ર બનવું પડશે, અને સ્વતંત્ર થવું હોય તો પ્રથમ એકત્ર થવું પડશે, એની સૂઝ પ્રજાને બરાબર થઈ ગઈ હતી. સદ્‌ભાગ્યે જે અનેક નેતાઓ સ્વાતંત્ર્ય-સંગ્રામના સમય દરમિયાન આપણને મળ્યા તે સહુ અખંડ ભારતીયત્વના અને નિર્ભેળ સ્વાતંત્ર્યના હિમાયતીઓ અને પ્રસારકો હતા; એટલું જ નહીં, પણ ભારતનું સ્વાતંત્ર્ય એ પણ છેવટે વિશ્વકલ્યાણ માટેની એક આવશ્યક શરત છે, માનવતાના વિકાસ માટેનું એક જરૂરી પગલું છે, એની સમજ પણ આ બધા નેતાઓએ આપણને અને દુનિયાને આપી હતી.

તેથી, સ્વરાજ્ય મળ્યું એ વાત આપણા માટે મુસાફરીના અંતિમ સ્થાને પહોંચ્યાના સંતોષ સમી નહોતી. ઊલટું, સ્વરાજ્ય હવે મળ્યું છે ત્યારે જ ઉન્નતિ માટેની આપણી મજલ શરૂ થાય છે, એમ આપણે માન્યું. પરિણામે, એ મજલ કેવી રીતે કાપવી, કઈ દિશામાં કાપવી, કયા સાધનસરંજામ સાથે રાખીને કાપવી, માર્ગમાં કયાં કયાં કેટલો વિસામો ખાવો—કયારે કયારે ખાવો વગેરે સવાલો આપણા માટે એકદમ જીવંત અને અતિ મહત્ત્વના એવા બની ચૂકયા. આ બધા પ્રાણપ્રશ્નોની દેશવ્યાપી ચર્ચા શરૂ થઈ. ચૌટે ને ચકલે લોકજીભે એમને વાચા ફૂટી. મતામતાંતરો ને વિવિધ કલ્પનાતરંગોનો જાણે વરસાદ શરૂ થયો! ગુલામીની ગરમીના ઉકળાટ પછીની નવસ્વાતંત્ર્યની આ વર્ષા આપણા પ્રજાજીવનને નવપલ્લવિત કરે એ સ્વભાવિક અને યોગ્ય જ હતું.

પરંતુ, ધરતી જ્યારે હવે આહ્‌લાદિત અને અનુકૂળ બની છે ત્યારે જ, મોડું થઈ જાય એ પહેલાં, એમાંથી નવસર્જન માટેનો નકશો અને નવરચના આપણે તૈયાર કરી લેવાનાં છે, અને એ મુજબ પ્રાચીન ભારતવર્ષના નવઘડતરનું કાર્ય શરૂ કરવાનું છે. સહુથી પ્રથમ સવાલ એ છે, કે આઝાદી પછીનું ભારત કઈ દિશામાં પગલાં માંડશે? ધ્યેયહીન પુરુષાર્થ વ્યર્થ છે. સ્પષ્ટ અને સુરેખ દિશાસૂચન વિનાની કામગીરી અંધકાર સાથે બાથ ભીડવા સમાન છે. આપણો દેશ ઘણો મોટો—વિસ્તાર, વસ્તી, વિચારધન અને વિકાસક્ષેત્રોની વિપુલતા એ બધી દૃષ્ટિએ ઘણો મોટો. એની ઉન્નતિ વીસમી સદીમાં કેવી રીતે કરવી? સ્વતંત્ર ભારત માટે નવું રાજ્યબંધારણ તૈયાર કરનારી, આપણા જ ચૂંટેલા લોકપ્રતિનિધિઓની બનેલી, બંધારણસભાએ ભારતની ઉન્નતિ માટેનાં બે સીમાચિહ્‌નો સ્પષ્ટ કરી આપ્યાં: 'લોકશાહી' અને 'સમાજવાદ'. સ્વતંત્ર ભારતની હકૂમત કેવળ લોકો માટે અને લોકોની બનેલી હોય એટલું પૂરતું નથી, એ હકૂમત લોકોની સંમતિ વડે રચેલી હોય ને લોકોએ મુક્તપણે પસંદ કરેલા પ્રતિનિધિઓની બનેલી હોય એ બહુ જરૂરી છે. તેથી જ 'લોકશાહી'ની પ્રતિષ્ઠા કરવાની. લોકશાહીનો કેવળ જયઘોષ નહિ, પણ લોકશાહીના સતત અમલ માટેનો સંગ્રામ કરવાનો. જે સમાજમાં દરેક વ્યક્તિની માનવ તરીકે પ્રતિષ્ઠા હોય, એનું પોતાનું ગૌરવ હોય, એની કામગીરીની કદર હોય તથા એનું સ્થાન અનોખું હોય, તે સમાજમાં લોકશાહી ફૂલશે-ફાલશે એમ નક્કી સમજવું. તે સાથે જ સમાજમાં દરેક વ્યક્તિને જીવન માટેની પ્રાથમિક જરૂરિયાતો ઉપલબ્ધ હોય, પોતાની આવડત, શક્તિ ને ઇચ્છા અનુસાર કામ કરવાની સગવડ પ્રાપ્ય હોય, શિક્ષણ માટેની સમાન તકો મળતી હોય, તથા સંપત્તિ, સત્તા કે અન્ય સમૃદ્ધિને ધોરણે ઊંચ–નીચના ખયાલોથી જે વ્યક્તિ ગુરુગ્રંથિથી કે લઘુગ્રંથિથી પીડાતી-રિબાતી ન હોય તે સમાજમાં સમાજવાદ વિકસશે એની ખાતરી રાખવી. 'લોકશાહી' અને 'સમાજવાદ' એ કાંઈ નર્યાં સૂત્રો કે કેવળ જડ વિચારતત્ત્વો નથી. આઝાદી પછીના ભારતમાં વસતા તમામ નાગરિકોને મન, પોતાની ઉન્નતિ માટેનાં આ બે અણમોલ પ્રેરણાતત્ત્વો છે. જેમ સ્વરાજ્ય પહેલાં સહુ ભારતવાસીઓ સ્વાતંત્ર્યની આકાંક્ષા સેવવામાં એક હતા, તેમ આજે સ્વરાજ્ય છે ત્યારે આપણે સહુ ભારતીય નાગરિકો લોકશાહી અને સમાજવાદ તરફ આગેકૂચ કરવા સારુ એક છીએ ને એક થવા જોઈએ. આઝાદી પછીના ભારતમાં મતવૈવિધ્ય જોઈએ, મતભેદ પણ જોઈએ, પરંતુ મનભેદ કયારે ય નહિ!

તા. ૨૬ જાન્યુઆરી ૧૯૫૦ને રોજ આપણું નવું રાજ્યબંધારણ અમલમાં આવ્યું અને 'સાર્વભૌમ લોકશાહીયુક્ત પ્રજાસત્તાક' ભારતનો ઉદય થયો. સ્વાતંત્ર્યના ઉષઃકાળમાં કેટલીક ભયાનક આફતો અને મુસીબતો આપણા પર ઊતરી પડી. પણ સ્વાતંત્ર્યસૂર્યનાં કિરણો અંતે પ્રકાશ પાથરતાં થયાં. નૂતન લોકશાહી રાષ્ટ્રના ઘડતરનો પાયો બંધાયો. હવે એના ઉપર સ્વાતંત્ર્યોત્તર ભારતની ઇમારત ઊભી કરવાનું ભગીરથ કાર્ય આપણા સહુ માથે આવ્યું છે. આપણે આર્થિક વિકાસ સાધવો છે, શૈક્ષણિક પ્રગતિ કરવી છે, સાંસ્કૃતિક પુનરુત્થાન માટેના પ્રયાસો કરવાના છે. આ અને આવું બીજું બધું આપણે લોકશાહીનાં વાતાવરણમાં કરવાનું છે. એનો અર્થ એ થયો, કે લોકોનો અવાજ મુક્તપણે રજૂ થાય, એ અવાજ અદબથી સંભળાય, એ અવાજમાં રજૂ થતી વાતોનો અમલ થાય, એવું વાતાવરણ સર્જવા માટે આપણે સહુએ એકત્ર રહીને સતત પ્રયાસો

કરવાના છે. એમ કરવા જતાં આપણે બધા એકપંથી, એકમતવાળા અને એકવિચારવાળા થઈ જઈશું એવી મહેચ્છા કે બીક રાખવાની જરૂર નથી. આચાર-વિચારમાં સહુ એકસરખા બની જાય એનું નામ લોકશાહી નથી. એવું સરખાપણું એ એકતા પણ નથી. લોકશાહીમાં વૈવિધ્ય છે, હોવું જોઈએ; લોકશાહીમાં પ્રામાણિક વિચારભેદ અને મતભેદ છે, હોવા જોઈએ; લોકશાહીમાં પ્રજા જુદા જુદા વિભાગોમાં વહેંચાયેલી છે, હોવી જોઈએ. લોકશાહી એ એકશાહી નથી. એકશાહી એટલે તો સર્વમુખત્યારશાહી! વૈવિધ્યમાંથી સંવાદિતા નિર્માણ કરનારી લોકશાહી આપણને જોઈએ છે. દરેક જણ બધા સાથે અગર ઘણા બધા સાથે સંમત થાય એવો આગ્રહ લોકશાહીમાં નથી; દરેક જણ પોતાનો વિશિષ્ટ ને સ્વતંત્ર અભિપ્રાય બીજાઓના એવા જ વિશિષ્ટ ને સ્વતંત્ર અભિપ્રાયો સાથે ઓછામાં ઓછા સંઘર્ષ કે ખટરાગ વડે બંધબેસતો કરે અને અંતે સહુ લોકો સુમેળ સાધીને બોલે–ચાલે એવો આગ્રહ લોકશાહીમાં છે.

પ્રજાસત્તાક ભારતમાં આપણે પાર્લમેન્ટ અને વિધાનસભાઓ રાખી છે, સરકારો ને ન્યાયતંત્રની જોગવાઈ કરી છે, લોકશિક્ષણ અને લોકાધિકારની વ્યવસ્થા ઊભી કરી છે. પ્રજાકીય ઉન્નતિ માટે આ બધું ખૂબ આવશ્યક છે. પણ આપણે યાદ રાખવું રહ્યું કે આ બધી જોગવાઈઓ ને સંસ્થાઓ ત્યારે જ સુંદર ને સદ્ધર બનશે, જ્યારે આપણે સહુ ભારતવાસીઓ નૂતન ભારતના રાષ્ટ્ર-ઘડતર માટે સાથે કદમ મિલાવીને ચાલીશું અને લોકશાહી-યુક્ત પ્રણાલિકાઓ તથા રીતરસમો વડે આવી વ્યવસ્થામાં પ્રાણ પૂરતા જઈશું. લોકશાહી રાષ્ટ્રનું ઘડતર એ કોઈ કાગળની કરામત નથી. એને માટે તો જોઈશે નક્કર કામગીરી અને એકરાગ.

ઈ. સ. ૧૯૫૬થી આપણા દેશમાં ભાષાવાર રાજ્ય-રચના અમલી બની છે. પ્રદેશ અને વસતીનો વિસ્તાર તથા રહેણીકરણીની વિવિધતા જોતાં ભારત માટે એક-તંત્રી હકૂમત શક્ય નહોતી તેમ ઇચ્છવાયોગ્ય પણ નહોતી; એટલે સમવાયતંત્ર તો ભારત માટે અનિવાર્ય હતું. પરંતુ ઇમારતની વિવિધતા માટે દરેક ખંડ કે બારી-બારણાં ભાતભાતનાં હોય તો યે છેવટે તો ઇમારત આખી પર એ બધાં છૂટાછવાયાં ખંડો અને બારી-બારણાં અવલંબે છે એ સાદી વાત આપણે રખે ભૂલીએ! ગમે તેટલો સારો ખંડ હોય, એકલો ને અટૂલો એ નકામો છે; ઇમારતના ભાગ તરીકે એ કામનો છે, મહત્ત્વનો છે, ઇમારતને શોભા આપનારો છે. ભારતના લોકશાહી ઘડતર માટે આ વાત પણ આપણે બરાબર યાદ રાખવાની છે. ભાષા કે પ્રદેશ, ધર્મ કે સંસ્કૃતિ, રીત-રિવાજ કે પ્રણાલિકા—એ બધાંને બહાને આપણે ભારતવાસીઓ જો અલગ વાડા બાંધીને બેસી જઈશું, તો જૂના ઇતિહાસમાંની કેટલીક શરમ-જનક હકીકતો ફરી દેખા દેશે. અને ફરી એક વાર આપણે આપણું સ્વાતંત્ર્ય ગુમાવી બેસીશું. આઝાદી પછી-ના ભારતમાં નૂતન લોકશાહી રાષ્ટ્રનું ઘડતર કરનાર દરેક નાગરિકના મન-આકાશમાં જાણે કોઈ ક્ષિતિજ ન હોય એવી વ્યાપકતા ને ઉદારતા સાથે એણે કામ કરતા રહેવાનું છે.

સ્વાતંત્ર્યોત્તર ભારતમાં ઉન્નતિ સાધવા માટે એવી જ મહત્ત્વની બાબત છે સમાનતાની ભાવનાની અને ન્યાયની દૃષ્ટિની. અતિ શ્રીમંત અને અતિ ગરીબ વચ્ચે, કેવળ રાજકીય સ્વાતંત્ર્ય અને લોકશાહી ભાવનાની સાંકળ વડે એકતા સ્થાપવા જતાં, એમાંથી એક પણ બાબત સિદ્ધ નહિ થાય. ઊલટું, અસમાનતા અને અન્યાયની દીવાલો વડે એકતા વધુ દૂર જશે અને સ્વાતંત્ર્ય ને લોકશાહી પડી ભાંગશે. પૂરેપૂરી, સો ટચની આર્થિક સમાનતાનો આપણો આગ્રહ નથી. એવી સમાનતા આણવી ઇચ્છવાયોગ્ય હોય તો પણ એ શક્ય નથી, વ્યવ-હારુ નથી. પરંતુ, તે સાથે જ આપણે એ ન ભૂલીએ કે અમુક પ્રમાણમાં આર્થિક સમાનતા અને જીવનધોરણ-ની એકતા સિદ્ધ કર્યા સિવાય આપણી સર્વાંગી ઉન્નતિ શક્ય નથી. કોઈ માણસ કેવળ રોટી પર જીવતો નથી એ ખરું; પણ રોટી વિના દરેક માણસ, માણસ તરીકે, અધૂરો છે એ પણ એટલું જ સાચું છે! ભયંકર ગરી-બાઈ અને અસાધારણ અમીરી વચ્ચે કોઈ પ્રકારની એકતા સિદ્ધ કરવી શક્ય જ નથી. જેમ 'અર્ધ સ્વતંત્ર અને અર્ધ ગુલામ' પ્રદેશો એક સ્વતંત્ર રાષ્ટ્ર તરીકે રહી, જીવી, વિકસી શકતા નથી, તેમ 'અર્ધ શ્રીમંત ને અર્ધ ગરીબ' પ્રજાઓ એક રાષ્ટ્ર તરીકે ઉન્નતિ પામવાની નથી!

એ દૃષ્ટિએ આઝાદી પછીના ભારતમાં પંચવર્ષીય યોજનાઓનો જે યુગ આપણે શરૂ કર્યો છે, તે એક શકવર્તી

ઐતિહાસિક બાબત છે. સમાજમાં વસતા બધા માણસોનો વિકાસ સપ્રમાણ થાય એ માટે આયોજન આવશ્યક બને છે. થોડાક માણસો બહુ ફાવી જાય, અગર ઘણા માણસોને ભોગે થોડાક લાભ ઉઠાવી જાય એ વસ્તુ સમાજની અંદર એકતા ને સંવાદ આણવાના માર્ગમાં અંતરાયરૂપ નીવડશે. સમાજમાં આપણને દરેક વ્યક્તિની અને એના કાર્યની જરૂર છે. એ દરેક વ્યક્તિના વિકાસ-ની તકો ખુલ્લી થવી જોઈએ ને ખુલ્લી રહેવી જોઈએ. સૌએ સાથે હળીમળીને, સંપથી ને શાંતિથી રહેવું એમ ફક્ત કહેવાથી ને ઉપદેશ કર્યાથી કશું સિદ્ધ થતું નથી. સમાજમાં સહુ સાથે રહી શકે તે માટેની જરૂરી સહિયારી ભાવના અને આવશ્યક એવું આર્થિક પ્રમાણ-સરતાનું વાતાવરણ તૈયાર કરવું પડશે. એને માટે નક્કર આર્થિક ને સામાજિક પગલાં ભરતાં રહેવું પડશે. સર્વના કલ્યાણ માટે અને સર્વોદય માટે સ્વતંત્ર ભારતે પુરુષાર્થ કરવાનો છે, એટલે કમમાં કમ સહુ ભારતીય નાગરિકોએ જીવનધોરણમાં પણ અમુક કક્ષાએ એકવાક્યતા અને સમાનતા પ્રસ્થાપિત કરવી રહી. સમષ્ટિનું હિત કરવા જતાં ક્યારેક, કદાચ, કેટલાકોને કાંઈક સહન કરવાનો વારો પણ આવે. સર્વની ઉન્નતિ માટે વ્યક્તિઓએ એવો સ્વાર્થત્યાગ કરવો રહ્યો. સલામતીની સતત ચિંતા સેવનારા માણસો પોતાની તો શું પણ સમાજની સલા-મતીને પણ બિનસલામત કરી દેતા હોય છે! એટલે વ્યક્તિગત સલામતી અને ભય તથા સ્વાર્થના વિચારો જડમૂળથી કાઢી નાખવા રહ્યા. અલબત્ત, વ્યક્તિના આત્મા ઉપર આક્રમણ ન થાય એટલી કાળજી જરૂર લેવી. એ માટે તો આપણે લોકશાહી તંત્રની હિમાયત કરતા આવ્યા છીએ. આયોજન જરૂરી છે, પણ લોક-શાહીના ચોકઠામા રહીને આપણે આયોજન કરવાનું છે. સ્વાતંત્ર્ય આપણને પ્રિય છે, પણ લોકશાહીના પ્રાણવાયુ વડે શ્વાસોશ્વાસ લઈને આપણે જીવવાનું છે ને સ્વાતંત્ર્યનું સંવર્ધન કરવાનું છે.

આપણી પંચવર્ષીય યોજનાઓ કેવળ આર્થિક વિકાસ સાથે જ નિસબત ધરાવે છે એવું નથી. આર્થિક વિકાસ તો સદાય સ્વાગતાર્હ છે જ. એને માટે આપણે પ્રદેશ, ભાષા, ધર્મ વગેરેનાં બંધનો પણ આડે નથી આવવાં દીવાં. આપણા દેશમાં અમુક જ ભાષા બોલનાર માણસો કે અમુક જ પ્રદેશમાં રહેનાર માણસોને લાભ થાય એવી આપણી દૃષ્ટિ કે કામની રીતિ-નીતિ પણ નથી, ન હોઈ શકે. બધા ભારતવાસીઓ એકસરખા છે અને બધાંનો ઉત્કર્ષ કરવાનો છે એવી જ આપણી ભાવના અને પ્રતિજ્ઞા રહી છે. એટલે, એક રીતે જોતાં તો પંચવર્ષીય યોજનાઓ અનાયાસે સમગ્ર ભારતવર્ષની એકતા સિદ્ધ કરતી જાય છે! પરંતુ આર્થિક વિકાસની જોડે જોડે સામાજિક કલ્યાણ અને શૈક્ષણિક પ્રગતિ માટે પણ આપણે એટલા જ તત્પર અને કાર્યમગ્ન છીએ. જ્યાં સુધી આપણા સમાજમાં અમુક લોકો પોતાને બીજાઓ કરતાં શ્રેષ્ઠ કે કનિષ્ટ દરજ્જે માને છે-ગણે છે, ત્યાં સુધી સામાજિક એકતા આપણે સિદ્ધ કરી શકવાના નથી. અને એના વિના સામાજિક ઉન્નતિ કેવી રીતે શક્ય બને? હવે, સામાજિક એ મોટે ભાગે મનની ભાવનાનો ને સમજનો વિષય છે. એમાં આર્થિક રહેણી-કરણી થોડે અંશે ભાગ ભજવે છે ખરી. પણ શ્રેષ્ઠ-કનિષ્ઠના ખ્યાલ છેવટે તો માનવા- ન માનવા પર અવલંબે છે. તેથી આપણે શિક્ષણ ઉપર-કેવળ અક્ષરજ્ઞાન ઉપર નહિ-ભાર મૂકીએ છીએ. જો બધા ભારતવાસીઓ સાચા અર્થમાં શિક્ષિત થાય, તો ભારતમાં એકતા ને ઉન્નતિ લાવવાનું કામ જરા યે અઘરું નથી.

તેથી મારી આ વાતચીતનો સાર હું તો એટલો જ કહીશ, કે આઝાદ ભારતની નવોદિત લોકશાહીના ઘડ-તર અને ચણતર માટે આપણે સહુ ભારતવાસીઓએ સાથે મળીને, સર્વની ઉન્નતિ માટે પુરુષાર્થ કરવો પડશે. એવી સર્વોન્નતિ સ્થાપવા સારુ આપણે સહુએ અમુક દરજ્જે આર્થિક જીવનધોરણની સમાનતા અને સંપૂર્ણ-પણે સામાજિક સમાન જીવનવ્યવહારની રીતિ-નીતિ અમલી બનાવવી પડશે; અને આ બધું શક્ય તથા ઝડપી બનાવવા સારુ શૈક્ષણિક પ્રગતિ ને શિક્ષણ માટેની સમાન તકો આપણે સિદ્ધ કરવી પડશે. 'એકતામાં ઉન્નતિ' રહેલી છે એ ખરું; પણ સાચા શિક્ષણમાં એકતા અને ઉન્નતિની સિદ્ધિ રહેલી છે-એ ખરેખરું સૂત્ર આપણે હમેશાં યાદ રાખવું રહ્યું અને એ પ્રમાણે આપણો કાર્યપ્રદેશ ચાલુ રાખવો રહ્યો.

*

# विज्ञान दर्शन

# વિજ્ઞાન વિહાર

નરસિંહ મૂ. શાહ

[સાયન્સ ફૅકલ્ટીના ડીન તથા રસાયણશાસ્ત્રના પ્રાધ્યાપક, સેંટ ઝેવિયર્સ કૉલેજ, અમદાવાદ]

ભૌતિક વિજ્ઞાનીનું અથવા એમ કહીએ તો ખોટું નથી કે વિજ્ઞાનની કોઈ પણ શાખામાં સંશોધન કરનારનું કાર્ય અવાવરું ભોંયરું સાફ કરવા જેવું છે. લગભગ બધો કચરો સાફ કરી નાખી ભોંયરાનું તળિયું અને તેનો આકાર ઝાંખો ઝાંખો દેખાય ત્યાં તો એમાં વળી નાની સરખી ખડકી છે એમ લાગે. સંશોધનમાં હમેશાં આમ બનતું આવે છે. કોઈ ઘટના અંગે સંશોધન કરતાં કરતાં તે ઘટનારૂપી ભોંયરાનું તળિયું નજરે પડે; ત્યાં વળી મુશ્કેલી ઊભી થાય. એકાદ ખૂણામાં કોઈક નાની સરખી બારી દેખાય. એ સાફ કરી તેનાં દ્વાર ઉઘાડતાં અંદર વળી બીજું નાનુંશું ભોંયરું નીકળે. ભૌતિક વિજ્ઞાનમાંથી દૃષ્ટાંત લઈએ. સૈકાઓ સુધી દ્રવ્યનું પરમાણુ અવિભાજ્ય અને અવિનાશી માનવામાં આવતું. પછી આવી રેડિયમ અને રેડિયો-ઍક્ટિવિટીની શોધો. પરમાણુ અવિભાજ્ય અને અવિનાશી નથી એમ પુરવાર થયું. પછી વિજ્ઞાનીઓએ પરમાણુ અંગે સંશોધન આદર્યું. પરમાણુમાં ઇલેક્ટ્રોન અને પ્રોટોન આવેલા છે એમ પુરવાર થયું. એ અંગેનું ક્ષેત્ર લગભગ સ્પષ્ટ થઈ ગયું; ત્યાં અંદરથી વળી એક નાનકડું ભોંયરું નીકળ્યું; આ નાનકડું ભોંયરું એટલે પરમાણુનું કેન્દ્ર—ન્યુક્લીઅસ. આ અંગે શરૂઆતમાં સંપૂર્ણ અજ્ઞાન હતું: હવે પરમાણુના ન્યુક્લીઅસરૂપી નાનકડું અંદરનું ભોંયરું થોડું ઘણું સાફ થયું છે: ન્યુક્લીઅસની રચના સમજાઈ ગઈ છે. ત્યાં વળી અંદર નવું બારણું દેખાયું છે—ઉપ-પરમાણુઓનાં રજકણો (sub-atomic particles). એના ગર્ભમાં શું છે એની આગાહી શી રીતે કરી શકાય? વિજ્ઞાનની દુનિયા વિચિત્ર છે—એ જ તેની મોહકતાનો અંશ છે.

ગુરુત્વાકર્ષણ સાર્વત્રિક છે એ મહાન નિયમ ન્યૂટને શોધ્યો. તારાઓનું વિશ્વ વ્યવસ્થિત રીતે પદ્ધતિસર ચાલી રહ્યું છે એ વિચાર કોપરનિકસ, ગેલિલિયો અને કેપ્લરે રજૂ કર્યો અને તેને સિદ્ધ કરી બતાવ્યો. લાપ્લાસ અને તેના ઉત્તરગામીઓએ પુરવાર કર્યું કે ગુરુત્વાકર્ષણનું બળ બધે ય કામ કરી રહ્યું છે: એટલે એ અંગે શંકાને સ્થાન ન રહ્યું, પરંતુ તેના પાયા મજબૂત થયા. વ્યવહારુ માણસોની શોધકવૃત્તિએ ન્યૂટનની યંત્રવિદ્યા (Mechanics)ના આધારે આધુનિક ઇજનેરી સરજી. પરિણામે માનવી તેના સંજોગોનો અધિપતિ બન્યો અને આજે અવકાશના આંગણે પહોંચવાના કોડ સેવી રહ્યો છે: કેટલાક તો અવકાશમાં વિહરી આવ્યા છે. આઈન્સ્ટાઇને પોતાનો સાપેક્ષવાદનો સિદ્ધાંત રજૂ કર્યો: તેની અસરને લીધે અવકાશ, સમય, દ્રવ્ય અને શક્તિ અંગે નવા વિચારોનો વિકાસ થયો. ઈ.સ.૧૯૪૨માં પરમાણુ યુગ બેઠો. પરમાણુનું સળંગ વિભાજન કરી ફર્મીએ પરમાણુ બૉમ્બનો વિચાર રજૂ કર્યો. સ્પુટનિકો ચડાવી ૧૯૫૭માં અવકાશયુગનાં મંડાણ થયાં. આજે આપણી પૃથ્વી ફરતા માનવીએ માનવીએ ઉડાડેલા કૃત્રિમ ગ્રહો ફરી રહ્યા છે.

સોવિયેટ રશિયાના લેનિનગ્રાડના વૈજ્ઞાનિકોના મત અનુસાર પૃથ્વી ચાર અબજ વર્ષો જેટલી જૂની છે. બાલ્ટિક પ્રદેશ (કોલા, કરેલિયા, ફિન્લૅન્ડ, સ્વીડન અને નૉર્વે)ના નિર્માણમાં આવેલા પૃથ્વીના થરોના ભૂતત્ત્વીય ઇતિહાસનો સંપૂર્ણ અભ્યાસ કરી તેનાં પરિણામોનું અન્વેષણ કરીને તેઓ આ અભિપ્રાય પર આવ્યા છે.

સોવિયેટ સંઘની વિજ્ઞાન ઍકેડેમીની પ્રાગ્-કેમ્બ્રિયન પ્રયોગશાળામાં પૃથ્વીના જુદા જુદા થરો ક્યારે અસ્તિત્વમાં આવ્યા એ અંગે પુષ્કળ સંશોધન કરવામાં આવ્યું છે. આ બધું કાર્ય ઍકેડેમિશિયન ઍલેક્ઝાંડર પોલ્કાનોવની આગેવાની નીચે કરવામાં આવ્યું અને તેમાં આર્ગન પદ્ધતિ અમલાવવામાં આવી હતી. આ પદ્ધતિ પ્રમાણે પૃથ્વીના થરોમાં કુલ અબરખ કેટલું છે એનું પ્રમાણ નક્કી કરવામાં આવે છે. પછી તેમાંથી આર્ગન વાયુ જુદો પાડવામાં આવે છે. સાથોસાથ રાસાયણિક પૃથક્કરણ વડે અબરખમાં પોટાશિયમનું પ્રમાણ કેટલું છે

તે પણ નક્કી કરવામાં આવે છે. પોટાશિયમ અને આર્ગન કેટલા પ્રમાણમાં છે, તેના આધારે પૃથ્વીના અમુક થર કેટલાં વર્ષો જૂના છે તે સંપૂર્ણત: નક્કી કરવાની સંભવિતતા છે. ભૂસ્તરીય ઇતિહાસમાં સૌથી વિશેષ પ્રાચીન પ્રાગ્-કેમ્બ્રિયન ખનીજ ભંડારનું આયુષ્ય ઉપ-ગ્રહના રૂપમાં પૃથ્વીનું નિર્માણ થયું ત્યારથી માંડીને પચાસ કરોડ વર્ષોનું છે એમ નક્કી કરવામાં આવ્યું છે.

વિજ્ઞાનમાં કલ્પનાનું હમેશાં નિયમન કરવું પડે છે. પ્રત્યેક નવી ઘટના કે શોધ અને તેમાંથી કાઢેલાં પરિણામો કુદરતના નિયમો અનુસાર છે કે નહિ એ જોવાનું રહે છે. અને જો તે પરિણામો તેની સાથે અસંગત હોય યા વિસંવાદિતા દર્શાવે તો તેને ફગાવી દેવાં પડે છે. એમ બને ખરું કે એ અસંગતતા યા વિસંવાદિતા કોઈ તદ્દન નવીન સંશોધનના વિષયનું કારણ હોય. આ કાર્યમાં પ્રયોગોની જરૂર પડે છે અને પ્રયોગો એટલે ટેક્નિકલ આવડત.

જેમ જેમ વિજ્ઞાન વધારે ને વધારે ઊંડું ઊતરતું જાય છે તેમ તેમ તે કુદરતના નિયમો અનુસાર રહે છે કે નહિ એ તપાસવાનું વધારે મુશ્કેલ બને છે. વૈજ્ઞાનિક પ્રગતિ વર્ષો સુધી થંભાઈ જાય છે—જો વિચારોને તપાસવા આવશ્યક અવલોકનો કરવા માટે પ્રયોગસાધનો યોજી ન શકાય તો. આ તબક્કે વિજ્ઞાનની મદદે ઉદ્યોગ આવે છે. વિજ્ઞાન અને ઉદ્યોગ હવે મિત્રો બને છે. આ મિત્રાચારી બંનેને લાભદાયી બને છે. વિજ્ઞાન અને ઉદ્યોગનો આધુનિક સંબંધ આ રીતે ઉદ્ભવે છે. વૈજ્ઞાનિક સંશોધન ઉદ્યોગોને મદદરૂપ બને છે, તો બીજી બાજુ ઉદ્યોગોને સંશોધન પ્રગતિની સામગ્રી પૂરી પાડે છે. ઇતિહાસ પુરવાર કરે છે કે આ મિત્રાચારી વિજ્ઞાનને જેટલી જરૂરી છે એટલી જ ઉદ્યોગોને પણ છે. વસ્તુત: વૈજ્ઞાનિક પ્રગતિ માટે યંત્રવિજ્ઞાનની આગેકૂચ ઘણી વાર ગતિ-માર્ગદર્શક બને છે. દાખલા તરીકે, સત્તરમી સદીના અંતમાં લ્યુવેન-હોકની સૂક્ષ્મદર્શક (માઇક્રોસ્કોપ)ની શોધે કોષો (cells)-ની રચના અંગે સંશોધનની પ્રગતિમાં ગતિ આણી. તાજેતરનો દાખલો લઈએ. ઇલેક્ટ્રોન માઇક્રોસ્કોપે વૈજ્ઞાનિક વિચારોની પ્રગતિમાં મોટો ફાળો આપ્યો છે. માનવ-વંશાનુંગતિકતા, વનસ્પતિનાંપાંદડાઓમાં સાકરનું સંશ્લેષણ જેવા પ્રાણીવિજ્ઞાનના ક્ષેત્રના પ્રશ્નો અંગે આ શોધથી નવો પ્રકાશ લાધ્યો છે. વાઈરસદર્દોની ઉત્પત્તિ અંગે આ માઇક્રોસ્કોપની મદદથી ઘણું જાણવાનું મળ્યું છે. આનું સહુથી વેધક દૃષ્ટાંત આઇન્સ્ટાઇનનું $E=mc^2$ સમીકરણ પ્રાયોગિક રીતે પુરવાર કરવામાં મળે છે. જો પદાર્થના જથ્થાનું રૂપાંતર શક્તિમાં થાય તો શક્તિ (E) જથ્થા (m) અને પ્રકાશગતિના (c) ના વર્ગના ગુણાકારની બરાબર થશે. આ પુરવાર કરવા પરમાણુને તોડવાની જરૂર હતી. કોકક્રોફ્ટ અને વાલ્ટને આ પુરવાર કરવા બીડું ઝડપ્યું. પણ પ્રયોગો માટે સાધન-સામગ્રીનો પ્રશ્ન ખડો થયો. અને વીજળી ઉદ્યોગે આ કાર્યમાં ખૂબ મદદ કરી. તેઓના પ્રયોગોની ફત્તેહ આધુનિક વૈજ્ઞાનિક પ્રગતિમાં ઉદ્યોગની ભાગીદારીનો જ્વલંત દાખલો છે. યંત્ર-વિજ્ઞાનનાં મૂળ વિજ્ઞાનમાં છે, પણ તેનાં ફળ માનવ-જાતના જીવનમાં છે.

*

# ભારતમાં આંકડાશાસ્ત્ર [Indian Statistics]-૧

## ઐતિહાસિક રૂપરેખા (Historical Background)

ડી. એસ. સેવક

[આંકડાશાસ્ત્ર અને ગણિતશાસ્ત્રના અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

[પ્રાસ્તાવિક: અર્થશાસ્ત્રના અભ્યાસના ભાગરૂપે 'ભારતમાં આંકડાશાસ્ત્ર' એક વિષય તરીકે છેલ્લાં થોડાં વર્ષોથી ગુજરાત યુનિવર્સિટીમાં સ્નાતક કક્ષાએ ભણાવાય છે. આ વિષય જેટલો નવો તેટલો રસિક અને મહત્ત્વનો છે. તેથી, એની અભ્યાસયુક્ત છણાવટ; બની શકે ત્યાં સુધી યુનિવર્સિટીએ નિયત કરેલા અભ્યાસક્રમ મુજબ, થાય તો વિદ્યાર્થીમિત્રોને તેમજ સામાન્ય વાચકવર્ગને પણ ઘણી ઉપયોગી સામગ્રી મળશે એવી ધારણાથી આ લેખમાળા 'અભ્યાસ'માં નિયમિત પ્રસિદ્ધ કરવાની ઉમેદ છે. —સંપાદક]

## પ્રારંભિક અવસ્થા

કોઈપણ રાષ્ટ્રની આર્થિક સદ્ધરતા કે આર્થિક ક્ષમતા વિષે જાણવું હોય, અગર તો આર્થિક દૃષ્ટિએ અન્ય રાષ્ટ્ર સાથે સરખામણી કરવી હોય તો તે માટે યોગ્ય માપ જરૂરી છે. આર્થિક ક્ષેત્રે થયેલા વિકાસની આધારભૂત નોંધ વહીવટી તંત્ર પાસેથી જ મેળવી શકાય અને તે પણ યોગ્ય, ચોક્કસ અને તાજા આંકડાઓ દ્વારા જ. માહિતી આપતા આંકડા વહીવટી તંત્રનો પ્રાણ છે. આંકડા વિનાના વહીવટી તંત્રની કલ્પના જ કરી શકાય એમ નથી. ભારતમાં વહીવટી તંત્ર દ્વારા મેળવાતા અને આર્થિક પ્રગતિના સૂચક એવા આંકડાઓને લગતી માહિતી આપવાનો અને તેના ગુણ-દોષની ચર્ચા કરી તેમાં યોગ્ય સુધારાઓ સૂચવવાનો આ લેખનો આશય છે.

ભૂતકાળમાં ભારતમાં કેવા પ્રકારના આંકડાઓ મેળવાતા હતા તે વ્યવસ્થિત નોંધને અભાવે જાણી શકાતું નથી. આમ છતાં રામાયણ, મહાભારત, કૌટિલ્યનું 'અર્થશાસ્ત્ર' વગેરે ગ્રંથોમાં જે રસપ્રદ માહિતી આપતા આંકડા મળે છે, તે રાજ્યકારભાર ચલાવવામાં આંકડાઓની ઉપયોગિતા સાબિત કરે છે. ઈ. સ. પૂર્વે ૩૦૦ના અરસામાં મૌર્ય, ગુપ્ત અને કુશાન વંશના રાજાઓના સમયમાં જમીનનું ક્ષેત્રફળ, ખેતીની ઊપજ, વસ્તી અને કરવેરાને લગતા આંકડાઓ મેળવાતા હતા. 'અર્થશાસ્ત્ર' અને મેગેસ્થીનીસની નોંધ આર્થિક બાબતના ઘણા આંકડા પૂરા પાડે છે. મોગલ સમયની આર્થિક પરિસ્થિતિનું વિગતવાર વર્ણન અબુલ–ફઝલના 'આઇને–અકબરી' અને 'તુઝકે–બાબરી'-માંથી મળી આવે છે. ઈ.સ. ૧૫૫૬ થી ઈ.સ. ૧૬૦૫ના ગાળામાં, લશ્કર, દારૂગોળો, ચલણી સિક્કા, રાજ્યની સંપત્તિ, જમીન મહેસૂલ નક્કી કરવાની અને ઉઘરાવવાની પદ્ધતિઓથી માંડીને અનનાસના ભાવ અને માણસોના આકાર જેવી ઝીણવટ ભરી વિગતોની નોંધ રખાતી હતી, એમ 'આઇને–અકબરી' જણાવે છે. રસ્તાઓ, તળાવો, શાળાઓ, ઇસ્પિતાલો વગેરે બંધાવવાનો ખર્ચ, મજૂરોના વેતનના દર, કોલ અને ચૂનાના ભાવ, ગુના અને ગુનેગારો તથા તેમને કરાતી શિક્ષા અંગેની માહિતી શેરશાહની નોંધમાંથી મળી આવે છે. આ બધા ઉપરથી એમ ફલિત થાય છે કે રાજાઓ જનકલ્યાણ માટે જરૂરી એવા આંકડાઓ મેળવવાનો પ્રયત્ન કરતા, પરંતુ અમુક અપવાદ સિવાય આ આંકડાઓ મેળવવા માટે કોઈ વ્યવસ્થિત પદ્ધતિ કે વહીવટી તંત્ર તે સમયમાં અસ્તિત્વ ધરાવતાં ન હતાં. આ આંકડાઓમાં ભૂલનું પ્રમાણ કેટલું છે અને તે કેટલે અંશે આધારભૂત છે એ વિષે કંઈ પણ કહી શકાય નહિ.

## ૧૯મી સદી

બ્રિટિશ સમય દરમિયાન પણ આંકડાઓ વહીવટી–તંત્રની પેટા ઊપજ સમાન જ હતા. ઈસ્ટ ઇન્ડિયા કંપનીએ આયાત અને નિકાસ, જમીન મહેસૂલ, ઊપજના ભાવ વગેરેના આંકડા મેળવ્યા હતા. આ આંકડાઓ મેળવવામાં વેપારી હેતુ જ સમાયેલો હતો. ૧૮ મી સદીના અંતમાં રાયતવારી પદ્ધતિની શરૂઆત થવાથી કંપનીને આંકડા-ની જરૂરિયાત સમજાઈ. આ ઉપરાંત ૧૯ મી સદીમાં જે દુકાળ પડ્યા તેને કારણે પણ વસ્તી અને ખેતીના આંકડાઓની વ્યવસ્થિત નોંધ રાખવાનું કંપની સરકારને યોગ્ય લાગ્યું. ઈ.સ. ૧૮૬૮માં લંડનમાંથી 'Statistical Abstract of India' નામનું વાર્ષિક પ્રકાશન પ્રસિદ્ધ કરવામાં આવ્યું. ઈ. ૧૯૨૩ થી તે ભારતમાં પ્રસિદ્ધ થવા લાગ્યું. ભારતના અર્થતંત્રના પ્રત્યેક પાસાની ઝીણવટભરી માહિતી સમાવતા આ પ્રકાશનનો હેતુ આર્થિક રીતે કલ્યાણ કરવાનો ન હતો, પરંતુ લંડનના ઉદ્યોગપતિઓ અને વેપારીઓને જ મદદરૂપ થવાનો આશય તેમાં હતો.

ઈ. સ. ૧૮૭૪માં સર જ્હૉન સ્ટ્રેચીએ વેપાર અને ખેતી વિષેની માહિતી મેળવવા માટે કોઈ ખાતું સ્થાપવાની ભલામણ કરેલી. તે ઉપરથી ૧૮૭૫માં સૌ પ્રથમ સરકારી સંસ્થા Department of Agriculture and Commerce ની શરૂઆત થઈ. વળી પ્રથમ ભારતીય દુષ્કાળ સમિતિએ Director of Agriculture તથા રાજ્યોમાં એવા બીજા અધિકારીઓની નિમણૂક કરવાની ભલામણ કરવાથી ઈ. સ. ૧૮૭૧માં Central Agriculture Department શરૂ કરવામાં આવ્યું. આર્થિક સંકડામણને કારણે થોડા સમય માટે બંધ થયા બાદ ઈ. સ. ૧૮૭૯માં આ ખાતું ફરીથી શરૂ થયું હતું. આ ખાતાએ રાજ્યનાં ખાતાંઓની મદદ લઈ ખેતીસુધારણા કરવા ઉપરાંત ખેતીના આંકડા મેળવવાનો પ્રયત્ન પણ કર્યો હતો.

દેશના જુદા જુદા વિભાગોની આર્થિક પરિસ્થિતનું બયાન કરતા, 'The Imperial Gazeteer of India'નો પ્રથમ અંક પણ આ અરસામાં, ઈ.સ. ૧૮૮૧ માં બહાર પડયો. વસ્તીના આંકડાઓ મેળવવા માટે ભારતની પ્રથમ વસ્તી-ગણતરી ઈ. સ. ૧૮૭૨ માં કરવામાં આવી, જેને ઈ. સ. ૧૮૮૧ થી વ્યવસ્થિત અને સંપૂર્ણ સ્વરૂપ અપાયું. આ વસ્તી-ગણતરીમાં મુખ્યત્વે વસ્તીની ઘનતા, શહેરી અને ગ્રામ વિસ્તારો, વસવાટની સ્થિતિ, સાક્ષરતા, ધર્મ, જાતિ, વૈવાહિક દરજ્જો વગેરે પ્રશ્નોનો અભ્યાસ કરવામાં આવ્યો. ત્યાર પછીની બીજી ગણુતરીઓમાં પદ્ધતિ અને માહિતીની દૃષ્ટિએ ઘણા સુધારા થયા.

ઈ.સ. ૧૮૮૩માં કલકત્તામાં Statistical Conference મળી. આ પરિષદે સમગ્ર ભારત માટે જુદા જુદા પાકનાં અનુમાનો મેળવવાની તથા પશુધનની ગણુતરી કરવાની ભલામણ કરી હતી. આ ભલામણને આધારે ઈ. સ. ૧૮૯૪માં ઘઉં અને ચોખાના પાકનાં અનુમાનો સૌ પ્રથમ બહાર પાડવામાં આવ્યાં. ઈ.સ. ૧૯૦૦માં તેલીબિયાં, રૂ, શણ અને શેરડીના પાક માટે પણ અનુમાનો મેળવવામાં આવ્યાં. વળી ઈ.સ. ૧૮૮૭-૮૮માં પશુધનની પ્રથમ ગણતરી થઈ. ખેતીવિષયક આંકડા મહેસૂલ અને ખેતીવાડી ખાતા તરફથી 'Returns of Agricultural Statistics of India'માં ઈ. સ. ૧૮૮૬થી શરૂ કરીને દર વર્ષે પ્રસિદ્ધ કરવામાં આવતા હતા. વિદેશ–વેપારના આંકડા પણ નાણાં અને વેપાર ખાતા તરફથી સૌ પ્રથમ આ અરસામાં બહાર પડયા. ઈ. સ. ૧૮૯૫માં ખેતીવાડી અને વિદેશ–વ્યાપારનાં ખાતાંઓના સંયુક્ત સહકારથી Director General of Statisticsના હાથ નીચે Statistical Bureauની સ્થાપના થઈ.

## ૨૦ મી સદી

૨૦મી સદીના આરંભમાં જ ઈ.સ.૧૯૦૫માં વાણિજ્ય–માહિતી અને આંકડાઓને લગતા ખાતા (Department of Commercial Intelligence and Statistics)ની કલકત્તામાં શરૂઆત થઈ. Director General of Statisticsનું સ્થાન Director of Commercial Intelligence ને આપવામાં આવ્યું. સરકાર અને વેપારી વર્ગ વચ્ચે કડીરૂપ બની આ ખાતાએ નીચેનાં કાર્યો કરવાનાં હતાં:

(૧) વેપાર અને ઉદ્યોગને લગતા આંકડા મેળવવા.

(૨) ભારતીય અને વિદેશી વેપારીઓની વચ્ચે મધ્યસ્થ તરીકે ફરજ બજાવવી.

(૩) ભારત સરકાર દ્વારા પ્રસિદ્ધ થતાં પ્રકાશનોનું વેપાર, વહીવટી તંત્ર, કાયદા અને ખેતીવિષયક આંકડાઓની દૃષ્ટિએ સંપાદન કરવું.

ઈ.સ. ૧૯૦૬માં Indian Trade Journal નો પ્રથમ અંક આ ખાતાએ બહાર પાડયો. ઈ.સ. ૧૯૧૨ માં આંકડાશાસ્ત્રને આ ખાતામાંથી અલગ કરવાનો પ્રયત્ન થયો; પરંતુ તેના છૂટા પડવાથી મુશ્કેલી પડી અને આથી ઈ.સ. ૧૯૨૨માં ફરીથી વાણિજ્ય–માહિતી અને આંકડાઓને જોડીને Director General of Commercial Intelligence and Statistics નું કાર્યાલય શરૂ થયું. DCIS દ્વારા 'Review of Trade of India', 'Statistical Abstract for British India', 'Estimate of Area and Yield of Principal Crops in India', અને 'Agriculture Statistics of British India' એ વાર્ષિક પ્રકાશનો; 'Index Number of Indian Prices' એ પંચવાર્ષિક પ્રકાશન અને 'The Indian Trade Journal' એ અઠવાડિક પ્રકાશન પ્રસિદ્ધ થતાં.

વીસમી સદીમાં ભારતમાં ઔદ્યોગિક પ્રવૃત્તિનો જે ઝડપી વિકાસ થયો તેની સાથે જ આંકડાઓની ઊણપ વધુ ને વધુ વરતાવા લાગી. પ્રથમ વિશ્વયુદ્ધને કારણે પુરવઠા અને માગ અંગેના આંકડાઓની ખોટ પૂરવાનું જરૂરી બન્યું. પરિણામે ઈ.સ. ૧૯૧૬–૧૮માં ઔદ્યોગિક કમિશન (Industrial Commission) નિમાયું. આ કમિશને યુદ્ધ અને શાંતિના સમયમાં મેળવવાના અને સરકાર દ્વારા મેળવાતા આંકડાઓનું અને પદ્ધતિનું બારીકાઈથી અવલોકન કર્યું. આ અવલોકનને આધારે કમિશને આંકડાઓને યોગ્યસ્વરૂપમાં રજૂ કરવાની, ઉત્પાદનના અને ઔદ્યોગિક આંકડાઓ મેળવવાની તથા વિદેશ–વ્યાપારના આંકડાઓનો ઉમેરો કરવાની ભલામણ કરી. નવાઈની વાત તો એ છે કે સરકારે આમાંની કોઈ પણ ભલામણનો સ્વીકાર કર્યો નહિ.

## ભારતીય આર્થિક તપાસ સમિતિ : ૧૯૨૫

ઈ.સ. ૧૯૨૨માં Indian Economic Association ની ભલામણોને આધારે ૧૯૨૫ ના જાન્યુઆરી માસમાં Indian Economic Enquiry Committee ની નિમણૂક ભારત સરકારે કરી. આ સમિતિ નીમવાનો મુખ્ય હેતુ ભારતના જુદા જુદા વિભાગોના લોકોની આર્થિક પરિસ્થિતિનો અભ્યાસ કરતા તત્કાલીન આંકડાઓની યોગ્યતા તપાસવાનો, આવા આંકડાઓ મેળવવાની શ્રેષ્ઠ પદ્ધતિઓ દર્શાવવાનો, આર્થિક તપાસ માટે યોગ્ય માર્ગદર્શન મેળવવાનો હતો. આ મુદ્દાઓને લક્ષમાં રાખી સમિતિએ ઉપરના પ્રશ્નોનો અને આંકડાઓનો તલસ્પર્શી અભ્યાસ કર્યો. સર વિશ્વેશ્વરૈયા આ સમિતિના અધ્યક્ષ હતા અને પ્રોફેસર બર્નેટ હર્સ્ટે તેમના સેક્રેટરી તરીકે કામ કર્યું હતું. આ સિમિતિએ તપાસને અંતે પોતાના રિપોર્ટમાં જણાવ્યું કે નાણું, વસ્તી, વેપાર, ટ્રાન્સપોર્ટ, સ્થળાંતર અને જન્મ–મૃત્યુ વિષેના આંકડા મહદ્ અંશે સંપૂર્ણ છે. ઉત્પાદનના આંકડા અને તેમાં ય ખાસ કરીને ખેતી, ગોચર, ડેરી–ઉદ્યોગ, જંગલો, મત્સ્ય ઉદ્યોગ, ખનીજ, મોટા પાયાના ઉદ્યોગો અને ગૃહ-ઉદ્યોગોના આંકડા સમિતિને અધૂરા જણાયા હતા. આવક, સંપત્તિ, જીવનનિર્વાહના આંક, દેવું, વેતન અને ભાવના આંક કોઈ રીતે સંતોષકારક જણાયા ન હતા અને આવા આંકડાઓ વ્યાપક સ્વરૂપે મેળવવાના કોઈ પ્રયત્નો સરકારે કર્યા ન હતા.

આ ઉપરાંત, સમિતિએ નીચે મુજબની ભલામણો કરી હતી :

(૧) મોટા ઉદ્યોગોમાં પંચવર્ષીય વેતન–તપાસ થવી જોઈએ.

(૨) ગૃહઉદ્યોગોના કુલ ઉત્પાદનની કિંમત અને જાત ઉપરાંત તેમાં વપરાયેલ કાચા માલ વિષેના આંકડા પણ મેળવવા જોઈએ.

(૩) કામદારોની કુલ સંખ્યા વિષેની માહિતી પણ મેળવવી જોઈએ.

(૪) Central Statistical Office, Central Thinking Office અને રાજ્યોમાં આવાં બીજાં કાર્યાલયો પણ સ્થાપવાં જોઈએ.

(૫) આંકડાશાસ્ત્રીય સંસ્થાઓના કાર્યને સરળ બનાવવા માટે તેમને કાયદાનો આધાર આપવો જોઈએ.

સરકારે આ સમિતિની ભલામણોનો અંશતઃ સ્વીકાર કરેલો. આ સિવાય તેના ઉપર ઝાઝું લક્ષ આપવામાં આવ્યું ન હતું.

ઈ.સ. ૧૯૨૮માં ખેતીવાડીના Royal Commission દ્વારા પણ કૃષિવિષયક સંશોધનને વેગ આપવા અને તેમાં માર્ગદર્શન આપી ખેતીના આંકડા મેળવવા માટે Imperial Council of Agricultural Research (I C A R) ની સ્થાપના કરવાનું સૂચન કર્યું હતું. Imperial Agriculture Departmentનું પ્રકાશનનું કામ પણ આ વિભાગ જ કરે એમ ધારવામાં આવ્યું હતું. આ સૂચન મુજબ I C A R ની શરૂઆત થતાં જ તેની સાથે આંકડાશાસ્ત્રનો વિભાગ પણ ખોલવામાં આવ્યો હતો.

## બાઉલી રૉબર્ટસન સમિતિ : ૧૯૩૪

આંકડાશાસ્ત્રના વિકાસમાં બાઉલી–રૉબર્ટસન સમિતિની નિમણૂકે ઘણો જ મહત્ત્વનો ફાળો આપ્યો છે. ભારત સરકારે ઈ. સ. ૧૯૩૪માં A. L. Bowley અને D. H. Robertson ને નીચેની બાબતોનો અભ્યાસ કરવા માટે ભારત આવવા નિમંત્રણ આપ્યું હતું :

(૧) ભારતના આર્થિક પ્રશ્નોના વધુ અભ્યાસને વેગ આપવા,

(૨) તત્કાલીન આંકડાશાસ્ત્રીય માહિતી અને વહીવટી તંત્ર વિષે, તેમાં રહેલી તૂટને લક્ષમાં રાખી યોગ્ય સૂચન કરવા,

(૩) સમગ્ર ભારત માટે આંકડાશાસ્ત્રીય તપાસનું આયોજન કરવા માટે Central Statistical Department વિષે ભલામણ કરવા,

(૪) ઉત્પાદનની ગણતરીની શક્યતા અને તેના ક્ષેત્ર વિષે ચર્ચા કરવા,

(૫) રાષ્ટ્રીય આવકનું અનુમાન કરવા માટે પ્રાપ્ય માહિતીની તપાસ કરવા, અને

(૬) ભાવ, વેતન અને ઉત્પાદનના આંકની રચના અંગે ભલામણ કરવા.

અગત્યનાં કેન્દ્રોની મુલાકાત લીધા બાદ સમિતિએ માર્ચ ૧૯૩૪માં પોતાનો રિપોર્ટ બહાર પાડયો. આ રીપોર્ટ ફક્ત ત્રણ માસના ટૂંકા ગાળાની તપાસના આધારે તૈયાર થયેલો હોવા છતાં આંકડાશાસ્ત્રના વિકાસના એક સીમાચિહ્ન જેવો ગણાય છે. આ રિપોર્ટ ઘણો જ ટૂંકો છે; અને તેમાં સાક્ષરતા, શિક્ષણ અને જાહેર સ્વાસ્થ્યના આંકડાનો સમાવેશ થતો નથી.

**સમિતિની ભલામણો**

આ સમિતિએ એમ જણાવ્યું કે ભારતમાં આંકડાઓ વહીવટી તંત્રની પ્રવૃત્તિની પેટા ઊપજ છે, અથવા તો તાત્કાલિક જરૂરિયાતમાંથી ઉદ્ભવેલા છે. વસ્તીગણતરી અને વિદેશવ્યાપાર સિવાય માહિતી મેળવતું કોઈ સ્થાયી તંત્ર નથી. પરિણામે આંકડાઓ સંકલિત નથી અને જુદાં જુદાં ખાતાંઓ દ્વારા વિવિધ સ્વરૂપોમાં તે પ્રસિદ્ધ થાય છે. અમુક ખાતાંઓને બાદ કરતાં ઘણાં ખરાં ખાતાંઓના આંકડાઓ ગૂંચવાડાભર્યા, અચોક્કસ, અધૂરા અને ગેરરસ્તે દોરનારા હોય છે. તે સમયનું સામાન્ય અને એકમાત્ર સંકલિત સરકારી પ્રકાશન Statistical Abstract પણ ઘણી અગત્યની માહિતીનો સમાવેશ કરતું ન હતું. આમ કોઈ નિષ્ણાત આંકડાશાસ્ત્રીની દેખરેખ હેઠળ આંકડાઓનું અને આંકડાશાસ્ત્રીય પ્રવૃત્તિઓનું સંકલન થાય એ જરૂરી હતું.

સમિતિએ DCIS ને સ્થાને Economic Committee માં ચાર સભ્યોને નિયુક્ત કરવાનું સૂચન કર્યું. આમાંનો એક સભ્ય Director of Statistics તરીકે વસ્તીગણતરી, ઉત્પાદનની ગણતરી અને રાજ્યના આંકડાઓનું સંકલન કરે એવી ભલામણ સમિતિએ કરી. આ ઉપરાંત બે વસ્તીગણતરીની વચ્ચેના ગાળામાં પણ ગણતરી કરવાનું સમિતિને જરૂરી લાગ્યું હતું. બીજા બે સભ્યો આર્થિક પ્રશ્નોનો અભ્યાસ કરી શકે એવા નિષ્ણાત હોવા જોઈએ. આ ચાર સભ્યો રાજ્યના સ્ટાફની મદદથી વિવિધ તપાસો કરે એવો ઇરાદો પણ રાખવામાં આવ્યો હતો. આર્થિક તપાસમાં ગ્રામ વિસ્તારની આવકની મોજણી કરવા માટે નિદર્શ (sample) પદ્ધતિનો ઉપયોગ કરવાનું અને જે શહેરી વિસ્તારોમાં યુનિવર્સિટી કેન્દ્રો હોય તેમાં સમગ્ર તપાસ પદ્ધતિનો ઉપયોગ કરવાનું સમિતિએ સૂચન કર્યું હતું. ઉત્પાદનની ગણતરી કરવા અંગે પણ યોગ્ય પદ્ધતિ દર્શાવવામાં આવી હતી. સરકારે 'Guide to Current Official Statistics' ના જેવું પ્રકાશન પ્રસિદ્ધ કરવું જોઈએ અને બીજાં પ્રકાશનોની પ્રસિદ્ધિમાં જે વિલંબ થાય છે તે દૂર કરી તેમને લોકોપયોગી બનાવવાં જોઈએ એ પ્રકારનું સૂચન પણ કરવામાં આવ્યું હતું.

ભારતના આર્થિક તંત્રને લક્ષમાં રાખી રાષ્ટ્રીય આવકની ગણતરી કરવા માટે ઉત્પાદનની પદ્ધતિ અને આવકની પદ્ધતિનો સુમેળ સાધવાની ભલામણ આ સમિતિએ કરી હતી. આ સમિતિએ વહીવટી તંત્રમાં જે ફેરફારો સૂચવ્યા હતા, તે ફક્ત અધિકારીઓની જગ્યાઓનાં નામ અંગેના જ હતા. વહીવટી તંત્ર વધુ કાર્યક્ષમ બને તે માટે તાત્વિક ફેરફાર આવી નિષ્ણાત સમિતિએ પણ ન કર્યા એ નવાઈની વાત કહેવાય!

સરકારે આ સમિતિનાં બધાં જ સૂચનોનો અમલ તો ન કર્યો પણ ઈ. સ. ૧૯૩૮માં આર્થિક સલાહકાર (Economic Adviser) ના કાર્યાલયનો આરંભ કરવામાં આવ્યો; જેની સાથે ૧૯૩૩માં શરૂ થયેલ Statistical Research Bureau ને જોડી દેવામાં આવ્યું. આ કાર્યાલયનું મુખ્ય કામ આર્થિક માહિતી ભેગી કરી તેનું પૃથક્કરણ કરવાનું હતું. આ કાર્યાલયની સ્થાપના થઈ અને તેણે પોતાનું કાર્ય શરૂ કર્યું, તે જ અરસામાં, ઈ. સ. ૧૯૩૯માં બીજા વિશ્વયુદ્ધનો પ્રારંભ થઈ ગયો. ફરીથી શાંતિ સ્થપાય તેની રાહ જોતાં આર્થિક સલાહકારનું કાર્યાલય યુદ્ધકાળ દરમિયાન આંકડાશાસ્ત્રની દૃષ્ટિએ કોઈ નોંધપાત્ર કાર્ય કરી શક્યું નહિ.

**બીજા વિશ્વયુદ્ધ બાદ**

ઈ. સ. ૧૯૩૯ના બીજા વિશ્વયુદ્ધ દરમિયાન પણ સરકારને પહેલા વિશ્વયુદ્ધ જેટલી જ મુશ્કેલીઓ નડી. ભાવનિયંત્રણ, ખોરાક અને બીજી વસ્તુઓની આયાત, સાધનોની વહેંચણી અને યુદ્ધની વ્યવસ્થા જેવા ઘણા અગત્યના પ્રશ્નોનો ઉકેલ વ્યવસ્થિત અને ચોક્કસ આંકડાના અભાવે સહેલાઈથી કરી શકાયો નહિ. ટૂંકમાં બે વિશ્વયુદ્ધ વચ્ચેના પચીસ વર્ષના ગાળામાં પણ ભારત સરકાર આંકડાઓ અને તેને મેળવવાની પદ્ધતિઓમાં

વ્યાપક સુધારા કરવા શક્તિમાન બની ન હતી. રાજ્યોમાં તાત્કાલિક ઊભાં કરાયેલાં નાનાં નાનાં કાર્યાલયોની મદદથી સરકારે પોતાનું કામ ચલાવ્યું.

ઈ.સ. ૧૯૪૨માં ઉદ્યોગવિષયક આંકડાઓના સંકલન-માં મદદરૂપ થાય એવો Industrial Statistics Act પસાર કરવામાં આવ્યો. આ કાયદો ૧૯૪૫ થી અમલી બન્યો. Directorate of Industrial Statistics દ્વારા ઈ.સ. ૧૯૪૬માં ઉદ્યોગોની સહુ પ્રથમ ગણતરી કરવામાં આવી. આમ મોડે મોડે પણ સરકારે આંકડાઓ મેળવવાનો પ્રયત્ન કરતી સંસ્થાઓને આર્થિક તપાસ સમિતિની ભલામણ મુજબ કાયદાનો આધાર આપવાની શરૂઆત કરી.

## સ્વાતંત્ર્ય પ્રાપ્તિ બાદ

ઈ. સ. ૧૯૪૭માં સ્વતંત્રતા મળ્યા બાદ બ્રિટિશ સમયમાં આંકડાઓના સંકલન પ્રત્યે રાખવામાં આવેલી ઉદાસીનતા અને બેદરકારી તરફ સરકારનું ધ્યાન દોરાયું. દેશમાં પૂર ઝડપે થઈ રહેલ ઔદ્યોગિક વિકાસ અને આર્થિક રીતે પગભર થવા માટે શરૂ કરવામાં આવેલ પંચવર્ષીય યોજનાઓ આ માટે કારણરૂપ હતાં. ઈ. સ. ૧૯૪૭માં દેશના ભાગલા પડવા છતાં સરકારે જાગ્રત રહી આ દિશામાં વ્યવસ્થિત પ્રયત્નો શરૂ કર્યા. નાણાંખાતા તરફથી ઈ. સ. ૧૯૪૯માં રાષ્ટ્રીય આવક સમિતિ સ્થાપવામાં આવી. આ અગાઉ ઈ.સ. ૧૯૪૮માં ખોરાક અને ખેતીવાડી ખાતામાં Directorate of Economics & Statisticsની શરૂઆત થઈ, જેનું મુખ્ય કામ DCIS ને સોંપવામાં આવેલું, જમીન ઉપયોગ, પાકની ઊપજ, વાવેતર, કૃષિવિષયક ભાવ, વેતન, જંગલો અને ખોરાકની વહેંચણીને લગતા આંકડાઓ મેળવવાનું હતું. આર્થિક સલાહકારે પણ ઈ.સ. ૧૯૪૭ થી જ જથ્થાબંધ ભાવના સુગ્રાહી (sensitive) આંકને બદલે સામાન્ય આંકની ગણતરીની શરૂઆત કરી. ઈ. સ. ૧૯૪૯માં સેન્સસ ઍક્ટ, જે દર દસ વર્ષે પસાર કરવામાં આવતો હતો, તેને કાયમી સ્વરૂપ અપાયું અને સેન્સસ કમિશનરના હંગામી હોદ્દાને કાયમી બનાવી તેમને Registrar General ની ફરજો સોંપવામાં આવી.

આ અરસામાં કેન્દ્ર સરકારના અને રાજ્યસરકારનાં આંકડાશાસ્ત્રને લગતાં ખાતાંઓની સંખ્યા એટલી બધી વધી ગઈ કે આ બધાં ખાતાંઓ દ્વારા મેળવાતા આંકડાઓનું સંકલન કરી તેમના ઉપર દેખરેખ રાખવા માટે કોઈક કેન્દ્રીય તંત્રની જરૂર ઊભી થઈ. આથી ઈ. સ. ૧૯૫૦માં કૅબિનેટ સેક્રેટરિયેટમાં કેન્દ્રીય આંકડાશાસ્ત્રીય તંત્ર Central Statistical Organization [CSO] ની શરૂઆત કરવામાં આવી. આંકડાઓ મેળવવામાં અને તેના પૃથક્કરણમાં CSO ખૂબ જ મહત્ત્વનો ભાગ ભજવે છે. તેનાં મુખ્ય કાર્યો નીચે મુજબ છે:

(૧) કેન્દ્રની અને રાજ્યોની બધી જ આંકડાશાસ્ત્રીય પ્રવૃત્તિઓનું સંકલન કરવું,

(૨) આંકડાશાસ્ત્રીય બાબતો અને તેનાં ધોરણો વિષે સલાહસૂચન આપવાં,

(૩) નિયોજન પંચને જરૂરી આર્થિક માહિતી પૂરી પાડવી,

(૪) રાષ્ટ્રીય આવકનું અનુમાન કરવું,

(૫) આંકડાશાસ્ત્રીય તપાસ વગેરે કાર્યમાં તાલીમ આપવી,

(૬) 'Statistical Abstract' (વાર્ષિક) અને 'Monthly Abstract of Statistics' જેવાં પ્રકાશનો પ્રસિદ્ધ કરવાં અને આલેખ તથા ચિત્રોનું વહીવટી તંત્રને મદદરૂપ થવાની દૃષ્ટિથી પ્રદર્શન યોજવું,

(૭) U N ના આંકડાશાસ્ત્રીય કાર્યાલય અને અન્ય આંતરરાષ્ટ્રીય સંસ્થાઓને માહિતી પૂરી પાડવી અને વસતીના તથા જન્મ-મૃત્યુના આંકડાઓનું સંકલન કરવું.

આંકડાશાસ્ત્રમાં સંશોધન અને તાલીમ અંગે પણ યોગ્ય ધ્યાન આપવામાં આવ્યું. કલકત્તાની Indian Statistical Institute (I S I) અને Indian Council of Agriculture Research (IC-AR) એ બે સંસ્થાઓએ આ દિશામાં ઘણું જ પ્રશંસનીય કાર્ય કર્યું. U N ના આંતરરાષ્ટ્રીય સરખા-મણીને શક્ય બનાવવાના પ્રયત્નોએ પણ આંકડાઓ મેળવવાની પદ્ધતિઓના વિકાસને ઝડપી બનાવ્યો. ઈ.સ.૧૯૪૯–'૫૦, ૧૯૫૦–'૫૧ અને ૧૯૫૬માં મજૂર-ખાતા તરફથી All India Agricultural Labour Enquiry કરવામાં આવી. ઈ.સ.૧૯૫૧–'૫૨માં

All India Rural Credit Survey પણ થઈ. ઈ.સ. ૧૯૫૧ થી નાણાં ખાતામાં રાષ્ટ્રીય નિદર્શ સર્વે (National Sample Survey) NSS વિભાગની શરૂઆત થઈ, જેણે અત્યાર સુધીમાં તપાસના પંદર તબક્કા પૂરા કરી ભારતના લોકજીવનનાં આર્થિક અને સામાજિક પાસાંઓનો અભ્યાસ કરવાનો પ્રયત્ન કર્યો છે. ઇ.સ.૧૯૫૭થી આ વિભાગને કૅબિનેટ સેક્રેટરિયેટના તાબામાં મૂકવામાં આવ્યો છે.

## વર્તમાન પરિસ્થિતિ

કેન્દ્રમાં અત્યારે લગભગ ૮૭ આંકડાશાસ્ત્રીય એકમો છે, જેમાં ૫૮૦૦ માણસો કામ કરે છે અને જેનું વાર્ષિક બજેટ ૧૬૮ લાખ રૂપિયા છે. આ ઉપરાંત જુદાં જુદાં રાજ્યોનાં ૧૧૦ એકમોમાં ૨૮૦૦ માણસો કામ કરે છે અને ૬૩ લાખ રૂપિયાનો વાર્ષિક ખર્ચ કરવામાં આવે છે. આ ઉપરથી જોઈ શકાશે કે ચોક્કસ અને આધારભૂત આંકડા મેળવવા માટે સરકાર કેટલી સજાગ છે.

આંકડાશાસ્ત્રની પરિસ્થિતિ વિષેનો સાચો ખયાલ મેળવવા માટે તે અંગેની બંધારણીય જોગવાઈઓ વિષે જાણવું ખૂબ જ જરૂરી છે. ભારતમાં આંકડાઓ મેળવવામાં મદદરૂપ થાય એવો કોઈ સ્થાયી કાયદો અસ્તિત્વ ધરાવતો નથી. ભારત સરકારે આંકડા મેળવવાના કાર્યને મુખ્ય બે યાદીઓ બનાવી વહેંચી નાખ્યું છે. કેન્દ્રની યાદીમાં સંરક્ષણ, રેલવે, પોસ્ટ અને તારખાતું, ચલણ અને હૂંડિયામણ, બૅન્કિંગ વિદેશ–વ્યાપાર, વસ્તી-ગણતરી, આવક–વેરો વગેરે બાબતોનો સમાવેશ થયેલો છે. આ યાદીમાં આવતી બધી જ બાબતોની તપાસ અને તેને લગતા આંકડાઓ મેળવવાનું કાર્ય કેન્દ્ર સરકારે કરવાનું હોય છે. આ અંગેના કાયદાઓ પણ લોકસભા જ કરી શકે છે. રાજ્યની યાદીઓમાં જાહેર સ્વાસ્થ્ય, ખેતી, પશુધન, સિંચાઈ, જંગલો, મત્સ્યઉદ્યોગ અને રાજ્યના કરવેરાને લગતી માહિતીનો સમાવેશ કરવામાં આવ્યો છે. આ ઉપરાંત, જન્મ-મૃત્યુના આંકડા, સામાજિક અને આર્થિક નિયોજન, વેપારીમંડળો, ઔદ્યોગિક અને કામદારોને લગતા ઝઘડા, મજૂરકલ્યાણ, ભાવ-નિયંત્રણ અને પુનર્વસવાટ અંગેના આંકડાઓનો સમાવેશ કરતી એક સંયુક્ત યાદી પણ છે, જે અંગે કેન્દ્રસરકાર અને રાજ્યસરકારે એક-બીજાના સહકારથી કાર્ય કરવાનું હોય છે. વિવિધ રાજ્યોની અને કેન્દ્ર સરકારની આંકડાશાસ્ત્રીય પ્રવૃત્તિઓનું સંકલન CSO કરે છે. આંકડાઓના સંગ્રહ માટે પૃથક્કરણ અને તેના અર્થઘટન વિષે રાજ્યોને સલાહસૂચનો આપવા માટે એક સલાહકાર સમિતિ પણ છે. આ ઉપરાંત, પ્રતિવર્ષ રાજ્યના અને કેન્દ્ર સરકારના આંકડાશાસ્ત્રીઓની પરિષદ પણ CSO ના ઉપક્રમે મળે છે.

ભારતનાં જુદાં જુદાં ક્ષેત્રોમાં આંકડાઓ મેળવવા માટે અલગ અલગ કાયદાઓ છે. ઉદ્યોગોને લગતી માહિતી માટે ૧૯૪૨ માં ઔદ્યોગિક આંકડાઓનો કાયદો પસાર કરવામાં આવ્યો હતો. ૧૯૫૩ માં આ કાયદાને સ્થાને ઉદ્યોગ ઉપરાંત વેપાર માટેની માહિતીનો પણ સમાવેશ કરતો કાયદો પસાર કરવામાં આવ્યો. વિશ્વયુદ્ધ દરમિયાન ગોળ અને ખાંડ ઉપરના નિયંત્રણને કારણે તેને લગતો કાયદો પણ પસાર કરવામાં આવ્યો હતો. Cotton Ginning and Pressing Factories Act, 1925 ના આધારે રૂની ગાંસડીઓ અંગેની માહિતી પૂરી પાડવાનું ફેક્ટરીઓ માટે ફરજિયાત છે. વસ્તી-ગણતરી અંગે સરકારને સત્તા આપતો સેન્સસ ઍક્ટ પણ ૧૯૪૯ થી કાયમી બન્યો છે. આમ છતાં સરકારને પ્રત્યેક ક્ષેત્ર માટે માહિતી મેળવવામાં મદદરૂપ થાય એવો કોઈ સામાન્ય કાયદો નથી. આર્થિક તપાસ સમિતિના સૂચન મુજબ આંકડાશાસ્ત્રીય પ્રવૃત્તિઓને સંપૂર્ણપણે કાયદાનો આધાર મળતો નથી.

ભારતમાં આંકડાઓ મેળવવામાં સરકાર જ મુખ્યત્વે ભાગ લે છે. કેટલીક વખત વહીવટી તંત્ર દ્વારા મેળવાયેલા યોગ્ય આંકડાઓને જરૂર પડતાં વાપરવામાં આવે છે. બિનસરકારી સંસ્થાઓમાં ખાસ કરીને મ્યુનિસિપાલિટી, યુનિવર્સિટીઓ, સંશોધન કરતી સંસ્થાઓ, સામયિકો, વેપારી મંડળો, શેર બજારો અને સરકાર દ્વારા નીમવામાં આવેલી સમિતિઓને ગણાવી શકાય. ISI (કલકત્તા) ICAR (દિલ્હી) અને National Council of Applied Economic Research (દિલ્હી) વગેરે માહિતી ભેગી કરી તેનું

પૃથક્કરણ અને અર્થઘટન કરવા ઉપરાંત આંકડાશાસ્ત્રની સૈદ્ધાંતિક શાખામાં પણ સંશોધન અંગેના પ્રયત્નો કરે છે. આંકડાશાસ્ત્રના વિકાસમાં બિનસરકારી વિભાગનો ફાળો મર્યાદિત છે. આંકડાશાસ્ત્ર અંગેની તાલીમની સગવડ CSO, ISI અને ICAR પૂરી પાડે છે. આ ઉપરાંત, આંતરરાષ્ટ્રીય આંકડાશાસ્ત્રીય શિક્ષણ કેન્દ્ર પણ ચલાવવામાં આવે છે.

આંકડાઓ મેળવવાની પદ્ધતિઓમાં પણ નોંધપાત્ર ફેરફારો થયા છે. માહિતીના પૃથક્કરણ માટે આંકડાશાસ્ત્રીય યંત્રોનો ઉપયોગ એ મોટામાં મોટો ફેરફાર છે. વસ્તીગણતરીમાં પણ આવાં યંત્રો વપરાય છે. ખેતીના આંકડાઓમાં પણ ચાલી આવતી જૂની પદ્ધતિનું સ્થાન યદૃચ્છ નિદર્શ (random sample), પાક–કાપણી તપાસની વૈજ્ઞાનિક પદ્ધતિએ લીધું છે. નિદર્શન (sampling)ના સિદ્ધાંતોનો ઉપયોગ ઘણાં ક્ષેત્રોમાં થવા લાગ્યો છે. ઉદ્યોગો માટે વસ્તુઓની ગુણવત્તા (quality) એક સરખી રાખવામાં અને તેને ચકાસવામાં મદદરૂપ થાય એવી ગુણવત્તા નિયંત્રણ (Quality Control)ની પદ્ધતિ પણ ખૂબ જ પ્રચલિત બની છે અને બધા જ મોટા ઉદ્યોગોમાં તેનો ઉપયોગ થાય છે. લોકોની આર્થિક અને સામાજિક પરિસ્થિતિ વિષે માહિતી મેળવવા માટે પણ સરકારી અને બિનસરકારી સંસ્થાઓ દ્વારા નિદર્શ–તપાસ (sample survey) કરવામાં આવે છે. સામયિકોમાં ખાસ કરીને, Capital, Eastern Economist, Commerce, Financial Express અને Economic Times નો ફાળો પણ નોંધપાત્ર છે. આ ઉપરથી જોઈ શકાય છે કે છેલ્લાં દસથી પંદર વર્ષના ગાળામાં આંકડાશાસ્ત્રનો અને તેની પદ્ધતિઓનો ભારતમાં સારો એવો વિકાસ થયો છે. જો કે આ વિકાસ સર્વાંગી, સંપૂર્ણ અને બધાં ક્ષેત્રોને આવરી લેતો નથી, તેમ છતાં આંકડાશાસ્ત્રની વર્તમાન પરિસ્થિતિ ખરેખર ઉજ્જવળ ભાવિની સૂચક છે.

*

# ભારતમાં આંકડાશાસ્ત્ર [Indian Statistics]-૨

## વસ્તીના આંકડા (Population Statistics)

**ડી. એસ. સેવક**

[આંકડાશાસ્ત્ર અને ગણિતશાસ્ત્રના અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

'Few people outside realise that census is an administrative operation of great dimensions and in addition, it is a scientific process. Indian census, in particular, covers the largest population in the world and it is also one of the most economical administrative operations. Census as an institute goes back to the remote past, but it is no longer a mere counting of heads; it involves extraction of information of many administrative policies. The facts elicited during the course of this operation yield valuable scientific data of sociological importance. In many matters it provides a useful guide for the effectiveness or otherwise of our economic policies. The theory of population is in itself an interesting part of Economics. The census helps us to test and adapt that theory to facts.'

— *Sardar Vallabhbhai Patel*

[Census Report, 1951]

'The development of statistics is causing history to be written. Till recently historian studied nations in the aggregate and gave us only the story of princes, dynasties, sieges and battles. Of the people themselves – the great social body with life, growth, forces, elements and laws of its own – he told us nothing. Now statistical inquiry leads him into hovels, homes, workshops, mines, fields, hospitals and all other places where human nature displays its weakness and strength. In these explorations he discovers the needs of national growth and decay and thus becomes the prophet of his generation.'

— *President A. Garfield*

[U. S. Census Bureau, 9th Report]

## વસ્તીના આંકડા અને તેની ઉપયોગિતા

વસ્તીગણતરી એટલે કોઈ એક દેશમાં રહેતા લોકોના જીવનને સ્પર્શતી બાબતોની એકી સાથે નોંધ લેવાની વૈજ્ઞાનિક પ્રક્રિયા. વસ્તીગણતરીનાં અનુમાને લોકોની અમુક સમયની પરિસ્થિતિનું સ્થૂલ ચિત્ર પૂરું પાડવા ઉપરાંત વસ્તીના પ્રમાણુ અને તેના વલણને, સાતત્ય જાળવી રાખતા ચલચિત્રની જેમ રજૂ કરે છે. શરૂઆતમાં વસ્તીગણતરીનો ઉદ્દેશ રાજ્યની લશ્કરી શક્તિ અને માનવશક્તિનો અંદાજ કાઢવાનો હતો, પરંતુ સમય જતાં વસ્તીગણતરી એ કેવળ માથાંની જ ગણતરી ન રહી. જન્મ–મરણ અને સામાજિક પ્રશ્નો ઉપરાંત વસ્તી ગણતરીમાં આર્થિક, રાજકીય, ધાર્મિક અને શૈક્ષણિક પ્રશ્નોને લગતી માહિતી પણ મેળવવાની શરૂઆત થઈ.

બૅબિલોનિયામાં ઈ. સ. પૂર્વે ૩૮૦૦માં, ઈ. સ. પૂર્વે ૩૦૦૦ની સાલમાં ચીનમાં અને ઈ.સ. પૂર્વે ૨૫૦૦ની ઈજિપ્તમાં વસ્તીગણતરી કરવાનો પ્રયાસ થયેલો. આ અંશત: ગણતરીમાં કુટુંબના વડાને લગતી, કર આપનારને લગતી અને સૈન્યમાં ભરતી કરી શકાય એવા માણસોને લગતી માહિતી સમાવવામાં આવી હતી. રોમમાં ઈ.સ. પૂર્વે ૪૩૫થી ઈ.સ. ૪૧૦ સુધીના ગાળામાં વસ્તીની નિયમિત ગણતરી થતી હતી. આવી નોંધ ૧૪મી સદીનાં કરવેરાનાં ડચ રજિસ્ટરમાંથી, ઈંગ્લૅન્ડના રજિસ્ટરોમાંથી અને ૧૭મી સદીનાં કરવેરાનાં ફ્રેન્ચ રજિસ્ટરોમાંથી મળી આવે છે. ૧૬મી સદીની સ્પેનની નોંધ પણ આ પ્રકારની માહિતી આપે છે. પ્રથમ વ્યવસ્થિત ગણતરી ફ્રાન્સમાં થઈ હતી એમ માનવામાં આવે છે. આધુનિક ઢબની પ્રથમ ગણતરી ૧૬૬૬માં ક્વિબેકના કૅનેડિયન પ્રાંતોમાં થઈ હતી. કૅનેડાની છેલ્લી ગણતરી ૧૯૫૧માં થઈ અને ૧૯૫૬ની છેલ્લી પંચવાર્ષિક ગણતરીમાં ૩૯ પ્રશ્નોવાળું પત્રક ઉપયોગમાં લેવાયું હતું.

યુ.એસ.એ.માં ૧૭૯૦માં પ્રથમ ગણતરી થઈ. ૧૮૯૦ સુધીનાં સો વર્ષોમાં તો યુ.એસ.એ.નાં બધાં જ રાજ્યોને આવરી લેવામાં આવ્યાં. ૧૯૦૦ની સાલ સુધી સેન્સસ કાર્યાલય હંગામી હતું. તેને ૧૯૦૨ની સાલથી ‘સેન્સસ બ્યુરો’ના નામથી કાયમી બનાવાયું. ૧૯૧૩માં આ ખાતું વાણિજ્યખાતાને સોંપાયું. ૧૯૪૦થી નિદર્શ પદ્ધતિની શરૂઆત થઈ. ૧૯૫૦ની છેલ્લી ગણતરીમાં નામ, કુટુંબ સાથેનો સંબંધ, જાતિ, ઉંમર, જન્મતારીખ, વૈવાહિક દરજ્જો, રાષ્ટ્રીયતા વગેરે પ્રશ્નો પૂછવામાં આવ્યા હતા. ૧૪ વર્ષથી ઉપરની ઉંમરની વ્યક્તિઓને રોજગારી, બેકારી, ઉદ્યોગ અને કામના પ્રકારને લગતા આઠ વધુ પ્રશ્નો પૂછવામાં આવ્યા હતા.

યુરોપની પ્રથમ આધુનિક ગણતરી સ્વીડનમાં ૧૭૪૯માં થઈ. યુ.કે.માં ૧૮૦૧માં ગણતરી કરવામાં આવી. યુ.કે.માં ઇંગ્લૅન્ડ અને વેલ્સ, સ્કૉટલૅન્ડ, ઉત્તર આયર્લૅન્ડ અને સ્વતંત્ર આઇરિશ રાજ્યો માટે અલગ અલગ ગણતરી થાય છે, પરંતુ તેમાં એકરૂપતા જાળવવામાં આવે છે. ૧૯૨૦ની સાલ સુધી ગણતરીનું તંત્ર હંગામી હતું, જેને કાયદાનો આધાર આપી કાયમી બનાવવામાં આવ્યું છે. આ ઉપરથી જોઈ શકાશે કે માનવકલ્યાણની આકાંક્ષા રાખતા પ્રત્યેક રાષ્ટ્રે વસ્તીગણતરીના મહત્ત્વને સ્વીકાર્યું છે.

લોકોને તથા રાજ્યને વસ્તીગણતરીના આંકડા ખૂબ જ ઉપયોગી છે. સરકાર મતદારોની યાદીઓ આ આંકડાઓને આધારે જ બનાવી શકે છે. બેકારી, સંરક્ષણ, સ્થળાંતર, ટ્રાન્સપૅાર્ટ, વ્યવહારમાર્ગો વગેરે પ્રશ્નોનો અભ્યાસ અને તેનો યોગ્ય ઉકેલ વસ્તીના આંકડા સિવાય સંપૂર્ણપણે થઈ શકતો નથી. દેશમાં વધુ મજૂરી–બળ કયા વિસ્તારમાંથી મળી શકશે તે ઉત્પાદક વસ્તીના અહેવાલો ઉપરથી નક્કી કરી શકે. વેપારીઓ વસ્તીની ઘનતા, તેની આર્થિક સ્થિતિ અને તેના શૈક્ષણિક ધોરણ અંગેની માહિતીને આધારે પોતાનાં બજારોનું સ્થાન, માલનો ભાવ, જાહેરખબરની પદ્ધતિ વગેરે પ્રશ્નો આસાનીથી ઉકેલી શકે અને નફાનું પ્રમાણ પણ વધારી શકે. ટ્રાન્સપૅાર્ટ, એજન્સીઓ અને રેલવે પણ વસ્તીની ઘનતાના આંકડાને આધારે ‘નવા રૂટ શરૂ કરવાનું કે નવી રેલવે-લાઇન નાખવાનું નફાકારક છે કે કેમ’ તે નક્કી કરી શકે છે. વસ્તીના અહેવાલોમાંથી જન્મ-મૃત્યુના જે આંકડાઓ મળે છે તે આધારે અને ઉંમરના કોષ્ટકોની મદદથી વીમા કંપનીઓ mortality tables તૈયાર કરી પ્રીમિયમના દર નક્કી કરે છે.

સામાજિક પ્રશ્નોના અભ્યાસીઓને પણ વસ્તીના આંકડા ઘણો જ ઉપયોગી કાચો માલ પૂરો પાડે છે.

લગ્ન કરવા માટેની યોગ્ય ઉંમર, બાળ-મરણ પ્રમાણને ઘટાડવા માટેનાં જરૂરી પગલાં, જન્મદર, મૃત્યુદર, પ્રજનનદર વગેરે બાબતોમાં સમાજશાસ્ત્રીઓનાં સૂચનો વસ્તીના આંકડાઓની મદદ વિના અચોક્કસ જ થઈ પડે. આર્થિક બાજુએ વસ્તીના આંકડાઓનું મહત્ત્વ સૌથી વિશેષ છે. ભારત જેવા આર્થિક રીતે પછાત દેશમાં જ્યારે યોજનાઓ ઘડવી હોય ત્યારે બેકારીનું પ્રમાણ, વ્યવસાયિક વર્ગીકરણ, વસ્તીના પ્રમાણનું સામાન્ય વલણ, શિક્ષણ અંગેની પરિસ્થિતિ, ઉત્પાદન અને ઉદ્યોગો વિષેની માહિતી બહુ જ ઉપયોગી છે. આ સઘળી માહિતીનો ઉપયોગ કરીને ખોરાકના પુરવઠા અને વસ્તીના વધારા વચ્ચેનો સંબંધ તપાસવાનું વ્યવસાયિક વર્ગીકરણમાં થતા ફેરફારો ઉપરથી ઉદ્યોગોને જરૂરી રક્ષણ આપવાનું અને શહેરી વિસ્તારની વસ્તીના વધારાની ગ્રામ ગૃહઉદ્યોગો ઉપર થતી અસર વિષે વિચારવાનું તથા તે અંગે પગલાં લેવાનું સરળ બને છે. વસ્તીના આંકડા રાષ્ટ્રીય આવકનું આગણન કરવામાં અને આર્થિક નિયોજન માટે પણ તેટલા જ જરૂરી છે. ટૂંકમાં, લોકકલ્યાણની કોઈપણ પ્રવૃત્તિને આ આંકડા વિના ચાલી શકે નહિ. વૈવાહિક દરજ્જા (marital status)ના આંકડા સામાજિક સ્થિતિનો પરિચય આપે છે અને સામાજિક દૂષણોને દૂર કરવા માટેના કાયદાઓ ઘડવામાં લોકોના પ્રતિનિધિઓને મદદરૂપ થઈ પડે છે. જાહેર સ્વાસ્થ્ય અંગેના આંકડાઓ તબીબી વિજ્ઞાનમાં રસ લેનારને ઉપયોગી થઈ પડે. આ ઉપરથી જોઈ શકાય છે કે વસ્તીના આંકડાનાં અનુમાનો પ્રત્યેક વ્યક્તિને સીધી યા આડકતરી રીતે ઉપયોગી બને છે.

## વસ્તીના આંકડા મેળવવાની પદ્ધતિઓ

વસ્તીના આંકડાનું આગણન (estimation) કરવા માટે મુખ્ય ત્રણ રીતો છે:

### (૧) વસ્તી-ગણતરી પદ્ધતિ

આ પદ્ધતિમાં વસ્તીગણતરીના મુકરર દિવસે દેશમાં એકી સાથે બધા જ માણસોની ગણતરી કરી તેમને લગતી માહિતી નોંધવામાં આવે છે. આ એક સમગ્ર તપાસ હોવાને કારણે ખર્ચ અને સમય ઉપરાંત શ્રમની દૃષ્ટિએ પણ ઘણી જ મુશ્કેલ બની જાય છે. આ બધાં કારણોને લઈ સામાન્ય રીતે દર દસ વર્ષે આ પ્રકારની ગણતરી કરવામાં આવે છે. આર્થિક અને સામાજિક પ્રશ્નોનો અભ્યાસ આ તપાસ દરમિયાન કરી શકાય છે, એ આ પદ્ધતિનો મુખ્ય ફાયદો છે. આ પદ્ધતિમાં પણ ગણતરી બે રીતે કરવામાં આવે છે:

### (અ) De-facto અથવા એક રાત્રિ પદ્ધતિ

આ પદ્ધતિમાં વસ્તી ગણતરીની રાતે માણસ જ્યાં મળે ત્યાં તેની ગણતરી કરવામાં આવે છે. આખા દેશમાં આ પ્રકારની ગણતરી એકી સાથે એક જ દિવસે કરવામાં આવે છે. અમુક મુકરર દિવસે દેશમાં રહેતા લોકોની સંખ્યા આ પદ્ધતિ દ્વારા ખૂબ જ ચોક્કસ રીતે મેળવી શકાય છે, પરંતુ આ રીતમાં પણ કેટલીક ખામીઓ અને મુશ્કેલીઓ છે. આ પદ્ધતિથી દેશની કાયમી વસ્તી અને તેનું વિભાગવાર વર્ગીકરણ મેળવી શકાય નહિ, જે આર્થિક નિયોજન માટે ખૂબ જ જરૂરી છે. વળી ગણતરીની રાતે મુસાફરી કરતા, લશ્કરના મોરચે રહેલા, જંગલમાં કે પહાડી પ્રદેશમાં રહેતા લોકોની ગણતરી કરવાનું કામ સરળ નથી. ભટકતી જાતિઓ જેવી કે વણજારા, ઈરાનીઓ વગેરેની નોંધ પણ ચોક્કસ રીતે કરી શકાતી નથી. મુસાફરો અને મુલાકાતીઓ જ્યાં ન રહેતા હોય એવી જગ્યાએ નોંધાય છે. સૌને અનુકૂળ અને મેળા કે તહેવાર ન હોય તેવા દિવસને જ ગણતરીના દિવસ તરીકે નક્કી કરવો જોઈએ. આવો દિવસ નક્કી કરવામાં ઘણી જ મુશ્કેલીઓ પડે છે. આ બધી સૈદ્ધાંતિક મુશ્કેલીઓ કરતાં પણ આ પદ્ધતિનું ખર્ચાળપણું તેને વ્યવહારમાં ઉપયોગી બનતી અટકાવે છે. એક જ રાતમાં ગણતરીનું મુશ્કેલ કામ પૂરું કરવાનું હોવાથી પ્રગણકો-(enumerators)ના ખૂબ જ મોટા કાફલાની જરૂર પડે છે અને આ કાફલો જો સવેતન કામ કરવાનો હોય તો તેના ખર્ચની કલ્પના સહેજે કરી શકાય એમ છે! સ્થાનિક પરિસ્થિતિના ફેરફારો છતાં, સરખામણી માટે આ પદ્ધતિ અતિશય ચોક્કસ પરિણામો પૂરાં પાડે છે અને તેથી આંતરરાષ્ટ્રીય ધોરણોને જાળવવા માટે આ પદ્ધતિની જ ભલામણ કરવામાં આવે છે. ગ્રેટ-બ્રિટન અને ભારતમાં ૧૯૩૧ની સાલ સુધી આ પદ્ધતિ વપરાતી હતી. ફ્રાન્સ, જર્મની, બેલ્જિયમ અને ઇટલીમાં બીજી પદ્ધતિની સાથે સાથે આ પદ્ધતિ પણ વાપરવામાં

આવે છે. સંયુક્ત રાષ્ટ્રસંઘનો આંકડાશાસ્ત્રીય વિભાગ આ પદ્ધતિને જ વધુ યોગ્ય માને છે.

(આ) De jure અથવા ગાળા પદ્ધતિ

આ પદ્ધતિમાં પ્રત્યેક વ્યક્તિની નોંધ તેના સામાન્ય નિવાસસ્થાને જ કરવામાં આવે છે. નોંધણી માટે ત્રણેક અઠવાડિયાનો ગાળો રાખવામાં આવે છે. નોંધણી સમયે થોડા વખત માટે હાજર વ્યક્તિને બાકાત રખાય છે અને થોડા વખત માટે ગેરહાજર વ્યક્તિની ગણતરી કરવામાં આવે છે. એક-રાત્રિ પદ્ધતિની સરખામણીમાં આ રીત સંપૂર્ણ અને સરળ છે. આ પદ્ધતિથી અમુક ચોક્કસ દિવસની વસ્તીનો આંકડો મેળવી શકાતો નથી. ભૌગોલિક વર્ગીકરણ આ પદ્ધતિથી જ મેળવી શકાય છે. વળી, આ પદ્ધતિમાં વસ્તીનું આગણન વધારે થવાની શક્યતા રહેતી નથી; કારણ કે ગણતરી સામાન્ય વસવાટના સ્થળે જ કરવામાં આવે છે. વળી થોડાક સમય માટે હાજર લોકોની ગણતરી કરાતી ન હોઈ આ પદ્ધતિમાં કોઈ વ્યક્તિની ગણતરી બેવડાવાની કે ન થવાની શક્યતા રહેતી નથી. ખર્ચની દૃષ્ટિએ પણ આ પદ્ધતિ de-facto પદ્ધતિ કરતાં ઓછી ખર્ચાળ છે. યુરોપના ઘણાખરા ભાગમાં આ પદ્ધતિથી કુટુંબના વડાએ માહિતી પૂરી પાડવાની હોય છે. યુ. એસ. એ., કૅનેડા અને ભારતમાં પ્રગણકો આ પદ્ધતિ દ્વારા કુટુંબની મુલાકાત લઈ માહિતી નોંધે છે. આ પદ્ધતિ ખર્ચાળ હોવા છતાં ભારત જેવા શિક્ષણની દૃષ્ટિએ પછાત દેશ માટે વધુ યોગ્ય છે. પ્રગણકોને તાલીમ અને વેતન આપવાં જરૂરી છે.

**[૨] જન્મ મૃત્યુના આંકડા (vital statistics)ની પદ્ધતિ**

આ પદ્ધતિમાં જન્મ-મૃત્યુના આંકડાઓની વ્યવસ્થિત નોંધને આધારે જ વસ્તીનું આગણન કરવામાં આવે છે. આ ઉપરાંત પરદેશ જતા અને પરદેશથી આવેલા લોકો વિષેની માહિતીનો ઉપયોગ પણ કરવો પડે છે. કોઈપણ વર્ષની કુલ વસ્તી જાણવા માટે પાછલા વર્ષની વસ્તીના આંકડામાં ચાલુ વર્ષ દરમિયાન થયેલો કુલ જન્મ અને પરદેશથી આવેલા લોકોની સંખ્યા ઉમેરી તેમાંથી ચાલુ વર્ષ દરમિયાન મૃત્યુ પામેલા અને પરદેશ ગયેલા લોકોની સંખ્યા બાદ કરવાની પદ્ધતિ દેખાવમાં તો ખૂબ સરળ છે; પરંતુ આ પ્રકારના ચોક્કસ આંકડાઓ મળતા ન હોવાથી અને તેને મેળવવામાં ઘણી જ મુશ્કેલીઓ હોવાથી વ્યવહારમાં આ રીત બહુ ઉપયોગી નથી. વસ્તીની માહિતીની પદ્ધતિઓનો પાયો નાખનાર જ્હૉન ગ્રાન્ટે ૧૬૬૨માં ઇંગ્લૅન્ડમાં વસ્તીનું આગણન આ પદ્ધતિથી કર્યું હતું; કારણ કે તે સમયે કોઈ ગણતરી થઈ ન હતી. આ પદ્ધતિથી આર્થિક કે સામાજિક માહિતી મેળવી શકાય નહિ તે સ્પષ્ટ છે. કેવળ જનસંખ્યાના આંકડાઓ મેળવવા માટે જ તે વાપરી શકાય.

**[૩] નિદર્શ સર્વે (sample survey)**

આંકડાશાસ્ત્રના સિદ્ધાંતો ઉપર આધાર રાખતી આ પદ્ધતિ આધુનિક છે. યદૃચ્છ નિદર્શન (random samplnig) આ પદ્ધતિનો આધાર છે. યદૃચ્છ નિદર્શ કે નમૂનો લઈ, તેને તપાસી, તેના ઉપરથી સમગ્ર આંકડાઓનું આગણન કરવામાં આવે છે. સંયુક્ત રાષ્ટ્રસંઘનો આંકડાશાસ્ત્રીય વિભાગ કેટલાક દેશો માટે આ પદ્ધતિની ભલામણ કરે છે. આ પદ્ધતિ ઘણી જ ઓછી ખર્ચાળ છે અને જો તેનો વૈજ્ઞાનિક રીતે ઉપયોગ કરવામાં આવે તો તે સંપૂર્ણ ગણતરી કરતાં પણ વધુ ચોક્કસ પરિણામો આપી શકે. આ પદ્ધતિ સામાન્ય રીતે સંપૂર્ણ ગણતરીથી મેળવેલાં પરિણામોની ચકાસણી કરવા માટે વપરાય છે. ભારતની ૧૯૫૧ની ગણતરીનાં અને અમેરિકાની ૧૯૪૦ તથા ૧૯૫૦ની ગણતરીનાં પરિણામો આ પદ્ધતિથી ચકાસવામાં આવ્યાં હતાં.

સંજોગો અનુસાર આ ત્રણમાંથી ગમે તે એક કે બે પદ્ધતિનો ઉપયોગ કરીને વસ્તીનું આગણન થાય છે. ૧૯મી સદીમાં અમેરિકન આંકડાશાસ્ત્રીઓએ જન્મ-મૃત્યુના આંકડાઓને અભાવે વસ્તીનું પ્રમાણ જાણવા માટે આખા દેશની તપાસ કરી હતી.

વસ્તીગણતરી જગતભરમાં સર્વસ્વીકૃત થયેલા મૂળભૂત નિયમોને અધીન રહીને જ થવી જોઈએ. સંયુક્ત રાષ્ટ્રસંઘના આંકડાશાસ્ત્રીય વિભાગે આંતરરાષ્ટ્રીય સરખામણીને શક્ય બનાવવા ઘડેલા નિયમો અનુસાર, વસ્તીગણતરી દેશભરમાં એક જ સાથે, નિયમિત અને સર્વગ્રાહી રીતે તેમજ દરેકે દરેક વ્યક્તિને આવરી લે તે રીતે સરકારના ટેકા અને માર્ગદર્શન હેઠળ થવી જોઈએ.

## ભારતમાં વસ્તીના આંકડા

લશ્કરી, શારીરિક તેમજ શ્રમ અંગેની લોકોની જવાબદારીઓ નક્કી કરવા માટે વસ્તીગણતરી કરવાની પ્રથા ભારતમાં કૌટિલ્યના સમયમાં પણ જાણીતી હતી. પ્રાચીન ભારતમાં સામયિક ગણતરી કરાતી હોવાનો કૌટિલ્યે ઉલ્લેખ કરેલ છે. સૈકાઓ દરમિયાન, ભારતમાં વસ્તીગણતરીનું સ્વરૂપ બદલાયું છે તેમ જ અત્યંત વિસ્તૃત બન્યું છે. જુદાં જુદાં રાજ્યોએ આ અંગેના પ્રયત્નો કરેલા; પરંતુ સામાન્ય ગણતરી સૌ પ્રથમ ૧૮૬૭થી ૧૮૭૨ના ગાળામાં કરવામાં આવી. આ ગણતરીમાં ઘણાં દેશી રાજ્યોનો સમાવેશ થયેલો નહિ અને આ ગણતરી આખા દેશ માટે એક જ સમયે કરવામાં આવી ન હતી. નિયમિત રીતે દર દસ વર્ષે કરાતી હાલની વસ્તીગણતરીની હારમાળામાંની પ્રથમ વ્યવસ્થિત ગણતરી ૧૮૮૧ના ફેબ્રુઆરીની ૨૬મી તારીખે કરવામાં આવી હતી. આ બે ગણતરીઓ નીચે મુજબ મૂળભૂત હકીકતો સાથે સંબંધિત હતી :

(૧) વસ્તીની વહેંચણી : દર ચોરસ માઇલે વસ્તીની ગીચતા, રાજકીય વિભાગોવાર તેમ જ વાસ્તવિક (physical) જૂથોવાર ગીચતા, શહેરી તથા ગ્રામ વસ્તી અને તેની વહેંચણી, શહેરોમાં વસવાટની પરિસ્થિતિ તથા ઘર દીઠ માણસોની સરેરાશ સંખ્યા.

(૨) વસ્તીનું સ્થળાંતર : આંતરિક સ્થળાંતર અને ભૌતિક સમૃદ્ધિના વધારા સાથે તેનો સંબંધ.

(૩) વસ્તીના ધંધા : સામાન્ય ગ્રામ ઉદ્યોગો અને શહેરી ધંધાઓ.

(૪) નૃવંશશાસ્ત્ર અનુસારની વસ્તીની વહેંચણી અને જાતિઓ વિષે માહિતી.

(૫) સાક્ષરતા તથા ધર્મ : રાજકીય વિભાગોવાર, ઉંમર, જ્ઞાતિ અને જાતિઓવાર તથા વિદ્યાપીઠના શિક્ષણનું વળતર.

(૬) ખાસ શારીરિક ખોડખાંપણો : ઉંમર, જાતિ, જ્ઞાતિ અને જાતિઓવાર.

(૭) જાતિ (sex).

(૮) સામાજિક પરિસ્થિતિ તથા લગ્ન અને વૈધવ્ય.

(૯) વસ્તીનું ઉંમર વિતરણ : સામાન્ય ઉંમર વહેંચણી, બાળકોનું અને પુખ્ત વ્યક્તિઓનું પ્રમાણ, કામ કરવા માટેની ઉંમર વગેરે.

૧લી માર્ચ, ૧૯૦૧ના દિવસે કરવામાં આવેલી ત્રીજી ગણતરી વખતે ઉપર જણાવેલી સામાન્ય માહિતીને, ૪૦ મુખ્ય માહિતીઓ અને ૫ શહેરો માટેની માહિતીઓમાં વિસ્તારવામાં આવી હતી. એ વખતે પણ ધંધો તથા જીવનનિર્વાહનાં સાધનોનાં ખાનાંનું મહત્ત્વ વધવા લાગ્યું હતું.

૧૦મી માર્ચ, ૧૯૧૧માં થયેલી વસ્તીગણતરી વધુ નોંધપાત્ર છે; કેમ કે દેશના અર્થતંત્રમાં ઉદ્યોગોના વધતા જતા મહત્ત્વનો ખ્યાલ મળી રહે તે માટેની ઔદ્યોગિક વસ્તીગણતરી પણ પ્રથમ વખત જ કરવામાં આવી હતી. સાથે સાથે, શહેરી તેમ જ ગ્રામ ધંધાઓ, કૌટુંબિક ધંધાઓ તેમ જ કાચા માલનું ઉત્પાદન વગેરે નવાં આર્થિક વર્ગીકરણો અપનાવવામાં આવ્યાં હતાં.

પાંચમી નિયમિત વસ્તીગણતરી ૧૯૨૧માં કરવામાં આવી હતી. આ ગણતરીમાં લોકોના જીવનની ઔદ્યોગિક અને આર્થિક બાજુ પર આધારિત આંકડાગત તેમ જ સામાન્ય માહિતીઓ એકઠી કરવા પર ખાસ ધ્યાન રાખવામાં આવ્યું હતું.

૧૯૩૧માં થયેલ વસ્તીગણતરી એ આઝાદી અગાઉના વર્ષોમાં થયેલી સૌથી વિશાળ એવી ગણતરી હતી. મેળવવાની માહિતીઓનું ક્ષેત્ર ખૂબ જ વિશાળ કરવામાં આવ્યું હતું તથા ધંધા, સાક્ષરતા, ભાષા, ધર્મ, જ્ઞાતિ, આદિવાસી જાતિઓ તેમ જ જાતિઓ વગેરે પર ખાસ ભાર મૂકવામાં આવ્યો હતો. આ ગણતરીના આંકડાઓ તે સમયની રાજકીય તંગદિલીને કારણે અને ખાસ કરીને ગણતરીનો બહિષ્કાર કરવાની ચળવળના કારણે ચોક્કસ ગણાતા નથી.

## ૧૯૩૧ સુધીની ગણતરી

ગણતરીની શરૂઆત કરતાં પહેલાં બે કે ત્રણ વર્ષ અગાઉ આ અંગેનો કામચલાઉ કાયદો પસાર કરવામાં આવતો હતો. આ કાયદો કેન્દ્ર સરકારને સેન્સસ કમિશનરની નિમણૂક કરવાની સત્તા આપતો. આ ઉપરાંત આ કાયદાથી સરકારને કુટુંબના વડા પાસેથી અથવા તો જાહેર સંસ્થાઓના સંચાલકો પાસેથી માહિતી

મેળવવાની સત્તા મળતી હતી. આ કાયદાનો અમલ બ્રિટિશ હિંદ પૂરતો જ મર્યાદિત હતો. ભારતમાં દેશી રાજ્યો આ જ પ્રકારના કાયદાઓ પોતપોતાનાં રાજ્ય માટે ઘડતા. લોકોની અનિચ્છા, પૂર્વગ્રહ, વહેમ અને અજ્ઞાનને કારણે જો વસ્તીગણતરીને કાયદાનો આધાર ન અપાય તો તેની પાછળ લેવામાં આવતો શ્રમ અને ખર્ચ કેટલે અંશે સફળ થાય તે સમજી શકાય એમ છે. કાયદાની કેટલીક કલમોમાં સાચી માહિતી ન આપનાર, માહિતી આપવાનો ઇનકાર કરનાર, સોંપાયેલ કામમાં બેદરકાર રહેનાર કે ગણતરીના કામમાં દખલ કરનારને સજા કરવાની જોગવાઈ છે. આમ આ કાયદો દરેક નાગરિકને સાચી માહિતી પૂરી પાડવાની ફરજ પાડે છે. લોકોમાં વિશ્વાસ પેદા કરવા માટે, વસ્તીગણતરીમાં આપવામાં આવેલી માહિતી સંપૂર્ણપણે ખાનગી રહેશે અને તે માહિતીનો માહિતી આપનારની વિરુદ્ધ કોઈપણ સમયે ઉપયોગ કરવામાં નહિ આવે એ જાતની ખાતરી અને બાંહેધરી આ કાયદામાં આપવામાં આવી હતી. ભરોસાપાત્ર અને ચોક્કસ માહિતી મેળવવા માટે આ પ્રકારની જોગવાઈ જરૂરી હતી.

સેન્સસ ઍક્ટને આધારે સેન્સસ કમિશનરની નિમણૂક થયા બાદ અન્ય કર્મચારીઓ નીચેના ક્રમમાં નિમાતા. પ્રાંત અથવા રાજ્ય માટે પ્રાંતીય સેન્સસ સુપરિન્ટેન્ડન્ટ, જિલ્લા સેન્સસ અધિકારીઓ, જિલ્લાના નાના વિભાગ ચાર્જ માટે ચાર્જ સુપરિન્ટેન્ડન્ટ, ચાર્જના પેટાવિભાગ માટે સર્કલ સુપરવાઇઝર અને અંતે બ્લૉક માટે પ્રગણકોની નિમણૂક કરવામાં આવતી. પ્રગણક સિવાયના કર્મચારીઓ વહીવટી અધિકારી કે સેક્રેટરી, મામલતદાર કે નાયબ મામલતદારમાંથી નિમાતા. પ્રગણકોની પસંદગી શિક્ષકો, તલાટીઓ અને અન્ય સરકારી નોકરોમાંથી કરવામાં આવતી. પોતાના ચાલુ કામ ઉપરાંત વસ્તીગણતરીનું અવેતન કામ કરવાનું તેઓને માટે ફરજિયાત હતું.

અધિકારીઓની નિમણૂક થયા બાદ તેઓને તાલીમ આપવામાં આવતી. પ્રગણકોના અધિકારીઓને સૈદ્ધાન્તિક તાલીમ અપાતી, જેમાં ગણતરી કરવાની પદ્ધતિ અંગેનાં સૂચનો અને અન્ય માહિતી આપતી પુસ્તિકા આપવામાં આવતી. પ્રગણકોને આ તાલીમ ઉપરાંત પ્રાયોગિક તાલીમ દ્વારા પત્રિકાઓ અને ફૉર્મ ભરવાની બાબતમાં કેળવવામાં આવતા અને તેમાં આવતી મુશ્કેલીઓ અને ખામીઓને દૂર કરવામાં આવતી.

૧૯૩૧ સુધીની ગણતરી de-facto એટલે કે એકરાત્રિ પદ્ધતિથી કરવામાં આવતી હતી. અગાઉની વસ્તીગણતરીની દસમી વર્ષગાંઠના દિવસની ખૂબ જ નજીક હોય અને જે દિવસે મેળા કે તહેવાર જેવા વિશિષ્ટ પ્રસંગો ન બનતા હોય તે દિવસે ગણતરી થતી. પ્રથમ, ઘરને નંબર આપવામાં આવતો. આ માટે એક જ રસોડે જમતા હોય એવા જનસમૂહને કે કુટુંબને ઘર કહેવામાં આવતું. ઘરોને નંબર આપ્યા બાદ પ્રારંભિક વસ્તીગણતરીમાં નિયત ફૉર્મમાં માહિતી નોંધાતી. સુપરવાઇઝરો આ કામની ચકાસણી કરતા. નિયત તારીખે આખા દેશમાં એકી સાથે અંતિમ ગણતરી સમયે ઘર છોડીને ચાલ્યા ગયેલા અથવા મરણ પામેલા માણસોનું નામ કમી કરી નવા આવેલા અથવા જન્મેલાનું નામ યાદીમાં ઉમેરવામાં આવતું હતું. જંગલમાં અથવા પહાડી પ્રદેશમાં રહેતા અને ટ્રેનમાં, વહાણમાં કે વિમાનમાં મુસાફરી કરતા માણસોની ગણતરી માટે વિશિષ્ટ પદ્ધતિ વાપરવામાં આવતી. પ્રગણકોએ મેળવેલી આ માહિતી અધિકારીઓ મારફતે સેન્સસ કમિશનરને મોકલાતી, જેને આધારે રિપોર્ટ પ્રસિદ્ધ થતો અને આખા તંત્રને બીજી વસ્તીગણતરી સુધી બંધ કરી દેવામાં આવતું.

૧૯૪૧ની વસ્તીગણતરીના સેન્સસ કમિશનર શ્રી યીટ્સ (Yeatts) આ આખી પ્રક્રિયાને નીચેના શબ્દોમાં વર્ણવે છે:

'૧૯૪૧ પહેલાંની ગણતરી માટે ગણતરીના એકાદ વર્ષ અગાઉ કાયદો ઘડી, સેન્સસ કમિશનર અને અન્ય અધિકારીઓની નિમણૂક કરી, ઉતાવળે ઉતાવળે પ્રશ્નો નક્કી કરી, દેશના વિભાગો પાડી પ્રગણકોને તાલીમ આપવામાં આવતી હતી. ગણતરી કર્યા પછી તરત જ બીજા જ વર્ષમાં તેટલી જ ઝડપથી વર્ગીકરણ, કોષ્ટકરચના અને પૃથક્કરણનું કાર્ય પૂરું કરી રિપોર્ટ પ્રસિદ્ધ કરવામાં આવતો. ત્યારબાદ આ કામચલાઉ તંત્રને સંકેલી લેવામાં આવતું અને આટલી બધી મહેનત બાદ મેળવેલી માહિતીને બનતી ત્વરાએ ભૂલી જવાતી.'

આ કારણથી જ, ચિતા પર બળી મરીને પોતાનું જીવનચક્ર પૂરું કરતા અને પછીથી એ જ રાખમાંથી નવજીવન પામતા એક કલ્પિત પક્ષી Phoenix સાથે ભારતની વસ્તીગણતરીને સરખાવાય છે. કેટલાક આ ગણતરીને દર દસ વર્ષે ભારતની ક્ષિતિજ ઉપર દેખાતા અને બે કે ત્રણ વર્ષની પ્રવૃત્તિ બાદ કોઈનું પણ ખાસ ધ્યાન ખેંચ્યા વિના અદૃશ્ય થઈ જતા ધૂમકેતુ સમાન પણ ગણે છે.

## ૧૯૪૧ની વસ્તીગણતરી

ભારતની આ આઠમી ગણતરી વખતે નાગરિકોને પુછાતા પ્રશ્નોનું ક્ષેત્ર વિશાળ હતું, પરંતુ ખાનાંઓ તો વસ્તીની મુખ્ય મુખ્ય માહિતી જેટલાં જ હતાં. આ ગણતરીમાં થયેલા ફેરફારો તે સમયે પૂર જોસમાં ચાલી રહેલા બીજા વિશ્વયુદ્ધને આભારી હતા.

### નોંધપાત્ર ફેરફારો

(૧) આ ગણતરીથી જ de-facto પદ્ધતિનું સ્થાન de-jure પદ્ધતિએ લીધું. ગણતરી માટે ૮મી ફેબ્રુઆરીથી ૨૮મી ફેબ્રુઆરી સુધીના વીસ દિવસનો ગાળો આપવામાં આવ્યો. માર્ચના પહેલા ત્રણ દિવસમાં પત્રિકાઓની ચકાસણી કરી તેમાં યોગ્ય ફેરફારો કરવામાં આવ્યા. વસ્તીના આંકડાઓ પહેલી માર્ચને અનુલક્ષીને ગણવામાં આવ્યા. પદ્ધતિના આ ફેરફારને કારણે ભૌગોલિક અને પ્રાદેશિક વર્ગીકરણ ખૂબ જ સહેલાઈથી કરી શકાયું અને આ વર્ગીકરણને આધારે દરેક પ્રદેશની અન્નની જરૂરિયાત નક્કી કરવાનું શક્ય બન્યું.

(૨) દરેક વ્યક્તિ માટે અલાયદી ગણતરી-પત્રિકા રાખી તેમાં જ માહિતી નોંધવામાં આવી. અગાઉની ગણતરીમાં ફૉર્મમાં નોંધાયેલી માહિતીને સ્લિપ અથવા પત્રિકામાં ઉતારતાં ઘણી જ ભૂલો થવાની શક્યતા રહેતી. વળી, માહિતી નોંધવા માટે સંકેતો અને સંજ્ઞાઓનો ઉપયોગ કરવામાં આવ્યો. આ ફેરફારોને કારણે કામ બેવડાતું અટક્યું અને યાંત્રિક વર્ગીકરણના કામમાં સુગમતા થઈ.

(૩) ૧૯૪૧ની ગણતરીમાં પ્રથમવાર કોષ્ટકરચના અને ગણતરીના કાર્યમાં યંત્રોનો ઉપયોગ થયો. ગણતરીમાં વપરાતાં ફૉર્મ, પત્રિકા અને અન્ય સાહિત્ય તૈયાર કરી તેને પ્રસિદ્ધ કરવાનું કામ એક જ ઠેકાણે કરવાની શરૂઆત થઈ. પત્રિકાઓ પ્રાદેશિક ભાષામાં છાપવામાં આવી. આમ, પત્રિકાઓના સ્વરૂપમાં અને પદ્ધતિમાં એકરૂપતા આવી.

(૪) ૧૯૪૧ થી ઘરની યાદીને વિસ્તૃત બનાવવામાં આવી. આ અગાઉ વસ્તીગણતરીમાં વપરાતી ઘરની વ્યાખ્યાને લક્ષમાં રાખ્યા વિના કેવળ ઘરોની જ નોંધ રાખવામાં આવતી. તેને બદલે કુટુંબમાં માણસોની સંખ્યા, જાતિ-પ્રમાણ અને ઉંમરવાર વિસ્તરણની નોંધ આ યાદીમાં રાખવામાં આવી. આમ ઘરને નંબર આપતી વખતે જ પ્રારંભિક ગણતરી થઈ જતી, જે પરિણામોને ચકાસવામાં મદદરૂપ થતી.

(૫) આ ગણતરી વખતે યદૃચ્છ નિદર્શ સર્વે (random sample survey) કરવામાં આવ્યો. સંપૂર્ણ ગણતરીની પત્રિકાઓમાંથી ૫૦મા ભાગની પત્રિકાઓનો નમૂનો લઈ ચકાસણી કરવાનો ઇરાદો રાખવામાં આવ્યો હતો. કાશ્મીર અને ગ્વાલિયરમાં વીસમા ભાગનો નમૂનો લેવામાં આવ્યો હતો. યુદ્ધની પરિસ્થિતિને લીધે નમૂનાની આ પત્રિકાઓને આધારે ચકાસણી થઈ શકી નહિ, પરંતુ પાછળથી રાષ્ટ્રીય આવક સમિતિએ ૧૯૪૯માં આ પત્રિકાઓનો ઉપયોગ કર્યો.

(૬) વસ્તીના વધારાના દરને જાણવા માટે બે નવા પ્રશ્નો ઉમેરાયા હતા: જન્મેલાં બાળકોની કુલ સંખ્યા અને જો પહેલું બાળક પુત્રી હોય તો તે સમયે માતાની ઉંમર.

(૭) અગાઉની ગણતરીનો વ્યવસાયિક વર્ગીકરણનો પ્રશ્ન દૂર કરવામાં આવ્યો. યુદ્ધની પરિસ્થિતિને કારણે પ્રશ્ન આર્થિક રીતે અગત્યનો હોવા છતાં સરકારને આ પ્રશ્ન નકામો લાગ્યો. સ્વતંત્રતા માટે લડતી ભારતીય પ્રજાને પોતાના દેશના કેટલા લોકો લશ્કરમાં છે તેની જાણ ન કરવાનો હેતુ પણ કદાચ હોય!

(૮) વાંચી શકતા પરંતુ લખી ન શકતા માણસોની માહિતી સૌ પ્રથમ આ વસ્તીગણતરીમાં જ નોંધાઈ.

(૯) પછાત જાતિના ધર્મનો પ્રશ્ન દૂર કરવામાં આવ્યો.

(૧૦) ભાષા અને લિપિનો પ્રશ્ન તે સમયના સેન્સસ કમિશનરને અયોગ્ય અને અચોક્કસ લાગવાથી દૂર કરવામાં આવ્યો.

૧૯૪૧ની ગણતરી માટે શ્રી. યીટ્સે સેન્સસ કમિશનર તરીકે કામ કરેલું. આર્થિક બચત કરવાના ઈરાદાથી અને યુદ્ધની પરિસ્થિતિને કારણે સરકારે પૂરેપૂરું ખર્ચ મંજૂર કર્યું ન હતું. પરિણામે ખૂબ જ વિશાળ પાયા ઉપર માહિતી મેળવી હોવા છતાં ઉંમર, જીવનધારણનાં સાધનો અને સાક્ષરતા જેવી અગત્યની બાબતોનાં કોષ્ટકો બનાવી શકાયાં નહિ અને છેક ૧૯૪૬માં આ ગણતરીનો રિપોર્ટ પ્રસિદ્ધ થયો।

## ૧૯૫૧ની વસ્તીગણતરી

૧૯૪૧ સુધીની કામચલાઉ કાર્યપદ્ધતિને કારણે વસ્તીના આંકડાઓ મેળવવામાં જે મુશ્કેલીઓ પડતી હતી તે લક્ષમાં રાખીને સ્વતંત્રતા મળ્યા બાદ બે અગત્યના ફેરફારો કરવામાં આવ્યા. વસ્તીગણતરીનાં બે કે ત્રણ વર્ષ અગાઉ જે કામચલાઉ કાયદો પસાર કરવામાં આવતો હતો તેને સ્થાને ૧૯૪૯માં કાયમી કાયદો ઘડવામાં આવ્યો. આ કાયદામાં સરકારને કેટલીક વિશિષ્ટ સત્તાઓ આપવામાં આવી હતી. આ કાયદાને કાયમી સ્વરૂપ આપવામાં તે સમયના ગૃહપ્રધાન સરદાર વલ્લભભાઈ પટેલે ઘણો જ મહત્ત્વનો ફાળો આપ્યો હતો.

સેન્સસ કમિશનરના કાર્યાલયને પણ સ્થાયી બનાવવામાં આવ્યું. અગાઉની ગણતરીઓમાં વસ્તીગણતરી બાદ તરત જ આખું તંત્ર સંકેલી લેવામાં આવતું અને સેન્સસ કમિશનરના હોદ્દાને રદ કરવામાં આવતો તેને બદલે કાયમી બનાવેલા સેન્સસ ઍક્ટને સહાયરૂપ થઈ શકાય એ આશયથી સેન્સસ કમિશનરની નિમણૂક પણ કાયમી ધોરણે કરવામાં આવી. બે વસ્તીગણતરીની વચ્ચેના ગાળામાં સેન્સસ કમિશનરને રજિસ્ટ્રાર-જનરલની ફરજો સોંપવામાં આવી, જેમાં જન્મ-મૃત્યુના આંકડા મેળવવાની અને પ્રત્યેક વર્ષે વસ્તીનું આગણન કરવાની મુખ્ય ફરજોનો સમાવેશ થાય છે. ૧૯૫૧ની ગણતરી માટે પણ શ્રી. યીટ્સની નિમણૂક સેન્સસ કમિશનર તરીકે કરવામાં આવી હતી. આ નવી સગવડોને કારણે ગણતરી અંગેના કામની તૈયારીઓ ૧૯૪૯થી થવા માંડી. પરંતુ ૧૯૫૦માં શ્રી. યીટ્સનું અવસાન થતાં તેમને સ્થાને શ્રી આર. એ. રાજગોપાલસ્વામીને વસ્તીગણતરીનું કામ સોંપવામાં આવ્યું.

૧૯૫૧ની ગણતરીથી નાગરિકોનું રાષ્ટ્રીય રજિસ્ટર તૈયાર કરવામાં આવ્યું. આ રજિસ્ટરને જાળવવાનું કામ રજિસ્ટ્રાર-જનરલનું છે. દરેક ગામ અથવા ગામડાં દીઠ તેની નકલ ગામના મુખ્ય વડાને તપાસ માટે સોંપવામાં આવી છે. આ રજિસ્ટરને યોગ્ય રીતે રાખવા માટે જન્મ, મરણ અને પરદેશથી આવેલા કે પરદેશ ગયેલા માણસોની નિયમિત નોંધ રાખવામા આવે છે. આ રજિસ્ટરમાં વ્યક્તિની પૂરેપૂરી માહિતી હોય છે, જે વસ્તીના અહેવાલની જેમ જ ખાનગી રાખવામાં આવે છે અને તેને કોઈપણ વ્યક્તિની સામે પુરાવા તરીકે કોર્ટમાં રજૂ કરી શકાતી નથી.

ઘર અને કુટુંબ વચ્ચેનો તફાવત દર્શાવવાની જરૂર સૌ પ્રથમ આ ગણતરીમાં જ પડી. ૧૯૩૧ની ગણતરી સુધી સઘળી માહિતી પત્રકોમાં નોંધાતી, પરંતુ ૧૯૪૧થી વ્યક્તિગત પત્રિકાની પદ્ધતિને કારણે કૌટુંબિક માહિતીનો સંપૂર્ણપણે લોપ થયો. આ મુશ્કેલી દૂર કરવા માટે ઘરની વ્યાખ્યા આ પ્રમાણે આપવામાં આવી: જેમાં વસવાટ થતો હોય અને જે અલગ મુખ્ય પ્રવેશદ્વાર ધરાવતું હોય તેવું પ્રત્યેક બાંધકામ એટલે ઘર. એક જ રસોડે જમતા માણસોના જૂથને કુટુંબ તરીકે ઓળખવામાં આવ્યું. કૌટુંબિક માહિતી નોંધવા માટે પત્રકોનું સ્થાન નાગરિકોના રાષ્ટ્રીય રજિસ્ટરે લીધું. આ તફાવતને લઈને કુટુંબના કદનો અને તૂટતાં જતાં સંયુક્ત કુટુંબોના સામાજીક પ્રશ્નોનો અભ્યાસ કરી શકાયો છે.

૧૯૫૧ની ગણતરી સ્વતંત્ર ભારતની પહેલી ગણતરી હતી. આ ગણતરી પણ de-jure પદ્ધતિ મુજબ ૯મી ફેબ્રુઆરીથી ૧લી માર્ચના ગાળામાં કરવામાં આવી હતી. લગભગ ૭ લાખ માણસોએ આ ગણતરીમાં કામ કર્યું, જેમાં ૬ લાખ પ્રગણકો, ૮૦ હજાર સુપરવાઇઝરો અને ૧૦ હજાર વિભાગીય અધિકારીઓનો સમાવેશ થતો હતો. જમ્મુ અને કાશ્મીરનાં રાજ્યો અને આસામનાં જંગલોના કેટલાક વિસ્તારને ત્યાંની વિશિષ્ટ પરિસ્થિતિને કારણે બાકાત રાખી સમગ્ર ભારત માટે આ ગણતરીને વિસ્તારવામાં આવી હતી. ૪"×૪"ના કદની બનેલી ગણતરી પત્રિકા ઉપર ૧૪ પ્રશ્નોની પ્રશ્નાવલિ મૂકવામાં આવી હતી. આ પ્રશ્નોના જવાબ પ્રગણકોએ પત્રિકામાં જ નોંધવાના હતા. ૧૩ પ્રશ્નો બધાં જ રાજ્યો માટે સામાન્ય હતા, જ્યારે એક પ્રશ્ન

અંગે પ્રત્યેક રાજ્યને પોતાની જરૂરિયાત મુજબ માહિતી મેળવવાની સગવડ આપવામાં આવી હતી. એ ૧૪ પ્રશ્નો નીચે મુજબ હતા:

**(૧) નામ અને કુટુંબના વડા સાથે સંબંધ:** આ પ્રશ્ન દ્વારા કુટુંબનો ખોજો વ્યક્તિગત કેટલો છે તે જાણવાનો ઇરાદો હતો. કુટુંબના ભરણપોષણની પૂરેપૂરી જવાબદારી ઉઠાવનાર વ્યક્તિને ઘરના વડા તરીકે ગણીને તેની સાથેના કુટુંબના સભ્યોના સંબંધો સ્પષ્ટ સંકેતો દ્વારા નોંધવામાં આવ્યા. સંબંધ ન ધરાવતા સભ્યોનું જુદું વર્ગીકરણ કરવામાં આવ્યું.

**(૨) નાગરિકતા, ધર્મ, અને વિશિષ્ટ જાતિ:** આ પ્રશ્નનો મુખ્ય હેતુ ભારતમાં વસતા અન્ય દેશોના માણસોની સંખ્યા, જુદા જુદા ધર્મો પાળતા માણસોની સંખ્યા અને વિશિષ્ટ જાતિ અંગેની માહિતી મેળવવાનો હતો. વિશિષ્ટ જાતિમાં મુખ્યત્વે એંગ્લો ઇંડિયન, શિડયુલ્ડ ક્લાસ અને પછાત વર્ગનો સમાવેશ કરવામાં આવ્યો. ધર્મ અંગેનો પ્રશ્ન નવો ન હતો. ૧૯૧૧ સુધી આ પ્રશ્ન મરજિયાત હતો અને ઘણા પ્રાંતો આ માહિતી મેળવતા ન હતા. ૧૯૨૧માં સમગ્ર ભારત માટે આ પ્રશ્ન ફરજિયાત બન્યો અને ૧૯૩૧માં વધુ વિસ્તૃત સ્વરૂપે માહિતી મેળવી શકાઈ. આમ છતાં 'ધર્મ' શબ્દની સ્પષ્ટ વ્યાખ્યાને અભાવે ચોક્કસ માહિતી મળી શકી નહિ. વિવિધ ધાર્મિક માન્યતાઓને કારણે અમુક વ્યક્તિઓનો અને નાસ્તિકોનો ધર્મ નક્કી કરવાનું કામ સરળ ન હતું. ૧૯૫૧ની ગણતરીમાં ભારત સરકારની બિનસાંપ્રદાયિક નીતિને કારણે ધર્મ અને જ્ઞાતિ વિષેની વિગતવાર માહિતી મેળવવામાં આવી ન હતી.

**(૩) વૈવાહિક દરજ્જો:** પરિણીત સ્થિતિ વિષેની માહિતી મેળવવા માટે અપરિણીત, પરિણીત, વિધુર કે વિધવા અને જુદા થયેલા (divorced) એવા ચાર વર્ગો પાડવામાં આવ્યા હતા. જુદા થયેલાનો વર્ગ આ ગણતરીથી જ વધારવામાં આવ્યો. કોઈપણ પ્રકારની ધાર્મિક લગ્નવિધિ કર્યા વિના પણ કેટલીક વ્યક્તિઓ પતિ-પત્ની તરીકે રહેતી હોય છે. આવી વ્યક્તિઓનો વૈવાહિક દરજ્જો સહેલાઈથી નક્કી કરી શકાતો નથી. વળી, વેશ્યાઓ, દેવદાસીઓ કે રખાત સ્ત્રીઓનો વૈવાહિક દરજ્જો નક્કી કરવામાં પણ મુશ્કેલી પડે છે. ભારતમાં બાળલગ્નના રિવાજથી પણ કેટલીક મુશ્કેલીઓ ઊભી થાય છે. કાયદાની દૃષ્ટિએ બાળલગ્ન થઈ શકતાં ન હોવાથી પરિણીત બાળકોની નોંધ અપરિણીત તરીકે જ કરાવવામાં આવે છે. ૧૯૫૧ની ગણતરીમાં, ખરેખર પરિણીત જીવન ભોગવતી હોવા છતાં પ્રમાણિત રિવાજ કે વિધિ મુજબ ન પરણેલ બધી જ વ્યક્તિઓને અપરિણીત ગણવામાં આવી હતી!

**(૪) ઉંમર:** છેલ્લી વર્ષગાંઠના દિવસે પૂરા કરેલા વર્ષ પ્રમાણે ઉંમર નોંધાતી. ઉંમરની નોંધ અને આંકડા અભિનત (biased) અને ખોટા છે. આ માટેનું મુખ્ય કારણ લોકોનું અજ્ઞાન અને વહેમ છે. ઘણાખરા નિરક્ષર અને અભણ લોકો પોતાની ઉંમર કે જન્મતારીખ યાદ રાખવાની દરકાર કરતા નથી! ઉંમરની ગણતરી કરવાની પદ્ધતિઓમાં પણ ફેરફાર જણાય છે. કેટલાક પોતે જોયેલી મોસમને આધારે ઉંમર ગણે છે, તો કેટલાક ગર્ભ રહ્યાના દિવસથી! કેટલીક વખત ઇરાદાપૂર્વક ખોટી ઉંમર આપવામાં આવે છે. યુવાન અપરિણીત સ્ત્રીઓ, ફરી પરણવા માટે આતુર વિધુર કે વિધવાઓ પોતાની ઉંમર ઓછી લખાવે છે. ખૂબ જ ઘરડાં માણસો અનુભવી અને મોટાં હોવાનો ડોળ કરવા વધુ ઉંમર લખાવે છે. 'અજાણી વ્યક્તિને ઉંમર કહેવાથી પોતાનું આયુષ્ય અડધું થઈ જાય' એ પ્રકારના વહેમથી ઘણી વ્યક્તિઓ ઉંમર આપવાનો ઇનકાર કરે છે. વળી, પાંચના ગુણકમાં જ ઉંમર દર્શાવવાનું અભણ માણસોમાં સામાન્ય છે! 'સ્ત્રીઓની ઉંમર તો સાચી હોય જ નહિ' એવી પ્રચલિત માન્યતા પણ તથ્યવાળી છે; કારણ કે તેમણે દર્શાવેલી ઉંમર ઓછી અથવા વધારે જ હોય છે! અતિ સંસ્કૃત અને સુધરેલા દેશોમાં પણ સ્ત્રીની ઉંમર પૂછવી અસંસ્કારી પગલું ગણાય છે. આટલી બધી વિષમ અને મુશ્કેલ પરિસ્થિતિમાં ઉંમરના આંકડાઓ ચોક્કસ કેમ હોઈ શકે? આમ છતાં આ ખામીઓને દૂર કરવા માટે પ્રગણકોને યોગ્ય તાલીમ આપવામાં આવે છે. જો પ્રગણક હોશિયાર હોય તો તે સહેલાઈથી ઉંમરને ચકાસી શકે છે. અગત્યના રાજકીય બનાવ સમયે વ્યક્તિની ઉંમર કેટલી હતી તે જાણીને તે ઉપરથી તેણે કરેલું ઉંમર વિષેનું નિવેદન

ખૂબ જ સહેલાઈથી ચકાસી શકાય છે. દા. ત., કોઈ વ્યક્તિ પોતાની હાલની ઉંમર ૫૦ વર્ષની જણાવે અને ૧૯૪૨ની ચળવળ વખતે ૨૫ વર્ષ હતી એમ કહે તો તેણે જણાવેલી હાલની ઉંમર ખોટી જ છે એ જાણી શકાય. ઉંમરની ચકાસણીમાં પ્રગણકની સામાન્ય બુદ્ધિ, તેની નિરીક્ષણશક્તિ અને તેનું ચાતુર્ય ઘણો જ અગત્યનો ભાગ ભજવે છે. સ્ત્રીઓની સાચી ઉંમર જાણવા માટે અને તેમના સંકોચને દૂર કરવા માટે સ્ત્રી-પ્રગણકોની નિમણૂક કરવી જરૂરી છે.

**(૫) જન્મસ્થળ:** જન્મસ્થળ જિલ્લા સાથે નોંધાતું. પરદેશમાં જન્મેલ માણસોએ દેશનું નામ લખાવવાનું હતું.

**(૬) નિવાસિતોના આવ્યાની તારીખ અને પાકિસ્તાનમાં તેમના કાયમના વસવાટનો જિલ્લો:** આ પ્રશ્ન ૧૯૫૧ની ગણતરી વખતે તે સમયની વિશિષ્ટ પરિસ્થિતિને કારણે પૂછવામાં આવ્યો હતો. દેશના ભાગલા પડવાથી અને તે સમયે થયેલા રમખાણોને લીધે પાકિસ્તાનથી ભારતમાં આવેલા માણસોની સંખ્યા જાણવાનો તેમાં ઇરાદો હતો.

**(૭) માતૃભાષા:** માણસો દ્વારા બોલાતી મુખ્ય ભાષાની ગણતરી કરવામાં આવી હતી. માતૃભાષા એટલે જન્મથી બોલાતી ભાષા. મૂંગા માણસોની માતૃભાષા તરીકે તેમની માતાની ભાષા નોંધાતી. આ પ્રકારના પ્રશ્નનું ક્ષેત્ર દરેક ગણતરીમાં વિશાળ થતું ગયું છે. ૧૯૨૧ સુધી ફક્ત માતૃભાષાની નોંધ લેવાતી. ૧૯૩૧માં માતૃભાષા ઉપરાંત બોલાતી અન્ય ભાષાઓ વિષે પણ માહિતી મેળવાઈ. દ્વિભાષીત્વનું પ્રમાણ જાણવા માટે આ પ્રશ્ન પૂછવામાં આવ્યો હતો. ૧૯૪૧માં યોગ્ય કારણોસર આ પ્રશ્ન દૂર કરવામાં આવ્યો. અનેક ભાષાઓ બોલાતી હોવાથી અને તે પ્રાદેશિક વર્ગીકરણ ઉપર આધાર રાખતી હોવાથી, ભાષા વિષે ચોક્કસ માહિતી મેળવી શકાતી નથી. ૧૯૪૧-ના સેન્સસ કમિશનરના મત અનુસાર, જ્યાંસુધી ભારતના લોકો આ પ્રશ્નોનો અર્થ સંપૂર્ણપણે સમજી ન શકે અને ચોક્કસ જવાબ આપી ન શકે ત્યાં સુધી આ પ્રકારના પ્રશ્નો પૂછવા જોઈએ નહિ. આમ છતાં ૧૯૫૧માં આ પ્રશ્ન ફરીથી ઉમેરવામાં આવ્યો.

**(૮) દ્વિભાષીત્વ:** આ ખાનામાં માતૃભાષા સિવાય બીજી ભારતીય ભાષા બોલતા હોય તેની નોંધ કરવામાં આવી હતી.

**(૯) આશ્રિતતા અને રોજગારી:** વ્યક્તિનાં આર્થિક દરજ્જા વિષેની માહિતી આ પ્રશ્ન દ્વારા મેળવવાની હતી. આશ્રિતતાના ત્રણ વર્ગ પાડવામાં આવ્યા હતા. પોતાની જાતનું ભરણ-પોષણ કરી શકે તે સ્વાવલંબી, કમાનાર પરંતુ પોતાનું ભરણ-પોષણ કરવા જેટલું ન કમાનાર તે કમાનાર આશ્રિત અને કંઈ પણ ન કમાનાર તે આશ્રિત. સ્વાવલંબી વ્યક્તિ માટે તેની રોજગારીને લગતી માહિતી નોંધવામાં આવી, કામ કરનાર (employee), કામે રાખનાર (employer) અને સ્વતંત્ર કામદાર (independent worker) એવા ત્રણ વર્ગ પાડવામાં આવ્યા હતા. જેમાંથી પોતે કમાણી કરે છે તે ધંધાને માટે કામ આપનાર તે employer, પોતાની રોજી માટે કામ કરનાર તે employee અને કામે રાખનાર કે કામ કરનાર નહિ તે સ્વતંત્ર કામદાર એવી વ્યાખ્યા કરવામાં આવી હતી.

**(૧૦) જીવનધારણનાં મુખ્ય સાધનો:** જુદા જુદા વ્યવસાય ઉપર આધાર રાખતી વસ્તીનું પ્રમાણ જાણવા અને અને વ્યવસાયિક વર્ગીકરણ કરવા માટે આ પ્રશ્ન પૂછવામાં આવ્યો હતો. સ્વાવલંબી માણસ પોતાના ખર્ચને માટે જરૂરી આવકનો મોટો ભાગ કયા વ્યવસાયમાંથી મેળવે છે તે નોંધવામાં આવ્યું હતું; અને તેને જીવનધારણનું મુખ્ય સાધન ગણવામાં આવ્યું. કમાનાર આશ્રિત અને આશ્રિત માટે તેઓ જે વ્યક્તિ ઉપર આધાર રાખતા હોય તેનું મુખ્ય સાધન નોંધવામાં આવ્યું હતું. ખેતી અને બિનખેતીના પ્રત્યેક વિભાગને જીવનધારણના ચાર ચાર વર્ગોમાં વહેંચવામાં આવ્યો હતો.

**ખેતી:** (૧) સંપૂર્ણ અથવા અંશતઃ માલિકી ધરાવતા ખેડનાર અને તેમના આશ્રિતો (૨) માલિકી નહિ ધરાવતા ખેડનાર અને તેમના આશ્રિતો (૩) ખેતમજૂરો અને તેમના આશ્રિતો (૪) ખેતી ન કરનાર જમીન માલિકો, જમીન ભાડું લેનાર અને તેમના આશ્રિતો.

**બિનખેતી:** (૧) ખેતી સિવાયનું ઉત્પાદન (૨) વેપાર અને વાણિજ્ય (૩) ટ્રાન્સપોર્ટ (૪) અન્ય નોકરીઓ.

**(૧૧) જીવનધારણનાં ગૌણ સાધનો:** એક કરતાં વધુ જગ્યાએ કામ કરીને વેતન મેળવતી વ્યક્તિઓ માટે આ પ્રશ્ન રાખવામાં આવ્યો હતો. મુખ્ય સાધન બાદ વધુ આવક આપતા બીજા સાધનને ગૌણ સાધન કહેવામાં આવ્યું હતું. ગૌણ સાધન નક્કી કરવાનું કામ સરળ નથી. રોજિંદા કામમાંથી મળતી આવક કરતાં અન્ય રીતે વધુ આવક મળતી હોવા છતાં રોજિંદા કામને જ મુખ્ય સાધન તરીકે ગણાવવામાં આવે છે. જેમ કે ઇસ્પિતાલમાં નોકરી કરનાર દાક્તર ખાનગી પ્રૅક્ટિસ દ્વારા વધુ કમાણી કરવા છતાં નોકરીને જ મુખ્ય સાધન ગણાવશે; એ જ રીતે, ટ્યૂશન દ્વારા કમાણી કરનાર શિક્ષક પણ નોકરીને જ મુખ્ય સાધન કહેશે.

**(૧૨) સાક્ષરતા અને કેળવણી:** સાદો કાગળ લખી અને વાંચી શકવાની શકિતને સાક્ષરતાની વ્યાખ્યા આપવા છતાં આ પ્રશ્નના જવાબ માટે ત્રણ શક્યતાઓ વિચારવામાં આવી હતી. લખી અથવા વાંચી ન શકે તે અભણ, વાંચી શકે પણ લખી ન શકે તે અંશતઃ શિક્ષિત અને લખી વાંચી શકે તે શિક્ષિત. ત્રીજા વર્ગમાં આવતી વ્યક્તિએ પસાર કરેલ ઊંચામાં ઊંચી પરીક્ષા અંગેની વિગત કેળવણી માટે નોંધાતી. ૧૮૮૧ અને ૧૮૯૧ની ગણતરીમાં પાંચ વર્ષની ઉંમર નીચેનાં બાળકો લખી-વાંચી શકતાં હોય તો પણ અશિક્ષિત ગણાયાં હતાં. વળી, લખી-વાંચી શકતી પણ અભ્યાસ કરી રહેલ વ્યક્તિઓને શિક્ષિત ન કહેતાં 'શિક્ષણ લઈ રહેલ' તરીકે વર્ગીકૃત કરવામાં આવી હતી. આમ અનુસ્નાતક કક્ષાએ સંશોધન કરનારને પણ શિક્ષિત ન કહેવાય, જ્યારે ત્રીજું ધોરણ પાસ કરી અભ્યાસ છોડી દીધો હોય તેને શિક્ષિત કહેવાય! વળી, ખામીભરી દૃષ્ટિને કારણે લખી-વાંચી ન શકતી વ્યક્તિઓને પણ અશિક્ષિત જ કહેવાય!

**(૧૩) બેકારી:** આ પ્રશ્ન દરેક રાજ્ય પોતાની જરૂરિયાત મુજબ નક્કી કરે એવી સગવડ આપવામાં આવી હતી; અને આથી જુદાં જુદાં રાજ્યોએ અલગ અલગ પ્રશ્નો પૂછ્યા હતા. મુંબઈ અને ઉત્તર પ્રદેશનાં રાજ્યોએ બેકારી અંગેનો પ્રશ્ન પૂછ્યો હતો. રોજગારીમાં રોકાયેલા અને રોજગારીની આશા રાખતા માણસોની માહિતી મેળવવામાં આવી હતી. કેટલા સમયથી બેકાર છે તે પણ નોંધવામાં આવ્યું હતું. રાજસ્થાને અંધાપો, બહેરાપણું, રક્તપિત્ત, ગાંડપણ વગેરે શારીરિક ખોડખાંપણોને લગતો અને બંગાળ તેમ જ અન્ય રાજ્યોએ પ્રજનન (fertility) અંગેનો પ્રશ્ન પૂછ્યો હતો.

**(૧૪) જાતિ (Sex):** જાતિ પ્રમાણ (sex-ratio) મેળવવા માટે પુરુષ અને સ્ત્રી જાતિના આંકડાઓ મેળવવામાં આવ્યા. વ્યંઢળો વગેરેને પુરુષ તરીકે વર્ગીકૃત કરવામાં આવ્યા હતા.

આ ચૌદ પ્રશ્નોના જવાબો ગણતરી પત્રિકામાં નોંધવા માટે પ્રગણકોએ પોતાના વિભાગમાં આવેલાં ઘરોની ૯મી ફેબ્રુઆરીથી ૧લી માર્ચ સુધીના ગાળામાં મુલાકાત લીધી હતી. માહિતીમાં થયેલા ફેરફારોની નોંધ ૧લી માર્ચથી ૩જી માર્ચના ગાળામાં લેવાઈ હતી. આ માહિતી મેળવવામાં નિરીક્ષણ, વર્ગીકરણ અને કોષ્ટક-રચનાના કાર્યની પાછળ સરકારે ૧૪૯ લાખ રૂપિયાનું ખર્ચ કર્યું હતું, એટલે દર હજાર માણસની ગણતરી પાછળ રૂ. ૪૧.૭૫ ખર્ચાયા હતા. ૧૯૪૧માં આ ખર્ચ રૂ. ૧૫.૫ જેટલું જ હતું. ભારતની વસ્તીથી ત્રીજા ભાગની વસ્તી ધરાવતા અમેરિકામાં રૂ. ૧૨ કરોડનો ખર્ચ કરવામાં આવે છે, જે ભારતના ખર્ચ કરતાં ૨૪ ગણો છે. ઇંગ્લૅન્ડમાં વસ્તી ગણતરી પાછળ દર હજાર માણસે રૂ. ૧૫૦ નો ખર્ચ થાય છે. આ બધા ખર્ચના આંકડાઓ બતાવે છે કે ખર્ચની દૃષ્ટિએ ભારતની વસ્તીગણતરી ઘણાખરા દેશોની ગણતરી કરતાં વધુ કરકસરભરી છે, કારણ કે વસ્તીગણતરીનું મોટા ભાગનું કામ અવેતન હોય છે.

દેશના જુદા જુદા ભાગોમાં બાવન કામચલાઉ ઑફિસો ખોલવામાં આવી, જેમાં વર્ગીકરણ અને કોષ્ટક-રચનાનું ખૂબ જ અગત્યનું કામ કરવામાં આવ્યું. આ ગણતરીનું આ સૌથી વધુ ખર્ચાળ પાસું હતું. આ બધાને પરિણામે ૧૭ મુખ્ય ભાગમાં સેન્સસ રિપોર્ટ પ્રસિદ્ધ કરવામાં આવ્યો.

## ૧૯૫૧ની ગણતરીનાં પરિણામો

(૧) જે વિસ્તારોમાં ગણતરી કરવામાં આવી હતી તેની કુલ વસ્તી ૩૫.૬૯ કરોડ હતી. જમ્મુ અને કાશ્મીરની અનુમાનિત ગણતરી સાથે તે ૩૬.૧૧ કરોડ થાય. ભૂતકાળના આંકડાઓ નીચે પ્રમાણે છે:

| વર્ષ | વસ્તી (કરોડમાં) | પાછલી ગણતરી કરતાં (વધારો ટકામાં) |
|---|---|---|
| ૧૯૦૧ | ૨૩·૮૪ | — |
| ૧૯૧૧ | ૨૫·૨૨ | + ૫·૮ |
| ૧૯૨૧ | ૨૫·૧૫ | – ૦·૪ |
| ૧૯૩૧ | ૨૭·૯૨ | + ૧૧·૦ |
| ૧૯૪૧ | ૩૧·૮૮ | + ૧૪·૨ |
| ૧૯૫૧ | ૩૬·૧૧ | + ૧૩·૩ |

છેલ્લાં પચાસ વર્ષોમાં વસ્તી ૫૦% જેટલી વધી હતી. ૧૯૫૧માં દુનિયાની કુલ વસ્તી ૨૪૦ કરોડ હતી. આમ ૧૯૫૧માં ભારતની વસ્તી દુનિયાની વસ્તીના સાતમા ભાગ જેટલી હતી.

(૨) ભારતનું કુલ ક્ષેત્રફળ ૮૧ કરોડ એકર જેટલું હતું. માથાદીઠ ફક્ત ૨·૫ એકર જેટલી જમીનમાંથી ફક્ત ૦·૯૭ એકર જમીન જ ખેડી શકાય એમ હતી. અમેરિકામાં અને રશિયામાં માથાદીઠ ૧૨·૪૬ અને ૩૦.૪૬ એકર જમીનમાંથી અનુક્રમે ૭·૪૧ અને ૪·૪૮ એકર ખેડી શકાય તેવી હતી. આ આંકડાઓ બતાવે છે કે ભારત ગીચ વસ્તીવાળો દેશ હોવાથી માથાદીઠ જમીનનું પ્રમાણ ખૂબ જ ઓછું છે.

(૩) ૫૫૮,૦૮૯ ગામડાંઓ અને ૩૦૧૮ શહેરો હતાં. વસ્તીનો ૮૩% ભાગ ગામડાંઓમાં રહેતો હતો. ૧૯૦૧માં અને ૧૯૪૧માં શહેરી વસ્તીના ટકા અનુક્રમે ૯·૭ અને ૧૩·૯ હતા. આમ શહેરોની વસ્તીના ટકા વધતા જતા હતા. કુલ ૬૪૪ લાખ ઘરોમાંથી ૫૪૧ લાખ ગામડાંમાં અને બાકીનાં શહેરોમાં હતાં. ગામડામાં ઘરદીઠ ૫·૫ માણસો અને શહેરમાં ઘરદીઠ ૬ માણસો રહેતા હતા. ૭ અથવા ૭થી ઓછા માણસોના કુટુંબો શહેરોમાં ૭૯% અને ગામડામાં ૭૭% જેટલાં હતાં.

(૪) વસ્તીની ગીચતા દર ચોરસ માઈલે ૨૮૭ માણસો જેટલી હતી. ઈંગ્લેન્ડ, જાપાન અને અમેરિકામાં આ આંકડો અનુક્રમે ૫૩૨, ૫૯૬ અને ૫૧ જેટલો હતો.

(૫) પુરુષોની કુલ સંખ્યા સ્ત્રીઓની સંખ્યા કરતાં લગભગ ૧ કરોડ જેટલી વધારે હતી. સ્ત્રીઓની સંખ્યા દર હજારે ૯૪૭ હતી. આમ છતાં મણિપુરમાં દર હજાર પુરુષે ૧૦૩૬, ત્રાવણકોર-કોચીનમાં ૧૦૦૮, કચ્છમાં ૧૦૭૯, કોચીનમાં ૧૦૪૭ અને પશ્ચિમ મદ્રાસમાં ૧૦૫૪ સ્ત્રીઓ હતી. આ પ્રમાણ દરેક ગણતરીમાં બદલાતું જ રહ્યું છે.

(૬) બધાં રાજ્યોમાં યુ. પી. ની વસ્તી સૌથી વધુ, ૬·૩૨ કરોડ હતી. ત્યાર બાદ મુંબઈ ૪·૮૩ કરોડ, બિહાર ૩·૮૮ કરોડ અને આંધ્રપ્રદેશ ૩·૧૩ કરોડ.

(૭) એક લાખ અને તેથી વધુ વસ્તીવાળાં શહેરોની સંખ્યા, જે ૧૯૪૧માં ૪૭ હતી, તે વધીને ૭૩ થઈ હતી. તેમની વસ્તી પણ ૧·૬૬ કરોડથી વધીને ૨·૩૫ કરોડ થઈ હતી. શહેરી વસ્તીનો આ વધારો ૪૧ % જેટલો હતો.

(૮) શહેરોમાં સૌથી વધુ બૃહદ્ મુંબઈની (૨૮·૪ લાખ) હતી. ત્યાર બાદ કલકત્તા ૨૫·૫ લાખ, મદ્રાસ ૧૪·૪ લાખ તથા દિલ્હી (નવી દિલ્હી સાથે) ૧૧·૯ લાખ.

(૯) પાકિસ્તાનમાંથી ભારત આવેલા નિર્વાસિતોની સંખ્યા ૭૪·૭ લાખ હતી.

(૧૦) ભારતમાં ઉંમરનો પિરામિડ ખૂબ જ ઊંચો જણાયો હતો. ઉંમર પ્રમાણે વર્ગીકરણ નીચે પ્રમાણે હતું :

| | ઉંમર | ટકા |
|---|---|---|
| નાનાં બાળકો | ૦ થી ૪ | ૧૩·૫ |
| છોકરા અને છોકરીઓ | ૫ થી ૧૪ | ૨૪·૮ |
| યુવાનો અને યુવતીઓ | ૧૫ થી ૩૪ | ૩૩.૦ |
| આધેડ સ્ત્રી-પુરુષો | ૩૫ થી ૫૪ | ૨૦·૪ |
| વૃદ્ધ સ્ત્રી-પુરુષો | ૫૫ થી ઉપર | ૮·૩ |

આમ ૧૫ વર્ષ નીચેની અને ૫૫ વર્ષ ઉપરની લગભગ ૪૬·૬ % જેટલી વસ્તી આર્થિક રીતે બિન-ઉપયોગી હતી. ૧૫ વર્ષથી નીચેની વસ્તીનું પ્રમાણ જાપાન, જર્મની, યુ. કે., ઈટલી અને ફ્રાન્સમાં અનુક્રમે ૩૫·૪, ૨૩·૫, ૨૨·૫, ૨૬·૩ અને ૨૧·૮ ટકા જેટલું હતું, જે ભારતમાં ૩૮·૩ ટકા હતું.

(૧૧) ૧૫ વર્ષથી વધુ ઉંમરનાં અપરિણીત પુરુષો અને સ્ત્રીઓનું પ્રમાણ અનુક્રમે ૨૦·૩ % અને ૬·૪ % હતું, જે ઈંગ્લેન્ડમાં ૨૭ % અને ૨૬ % હતું. અપરિણીત વસ્તીનું કુલ પ્રમાણ ૪૪·૧ % હતું. બાળલગ્નોના પ્રમાણમાં ઘટાડો થતો જણાયો હતો.

(૧૨) જન્મદર હજારે ૪૦ અને મૃત્યુદર હજારે ૨૭ હતો. તેથી વસ્તી–વધારાનો દર દર હજારે ૧૩ હતો. ઇંગ્લૅન્ડમાં જન્મદર અને મૃત્યુદર અનુક્રમે દર હજારે ૧૬ અને ૧૨ જેટલા હતા.

(૧૩) અદૂરંદેશી માતૃત્વ (improvident maternity) એટલે ત્રણ અથવા ત્રણથી વધુ બાળકવાળી સ્ત્રી બાળકને જન્મ આપે તે. બધા જન્મોમાં આવાં અદૂરંદેશી માતૃત્વનું પ્રમાણ ૪૨·૮ ટકા જેટલું હતું. અમેરિકા, ઇંગ્લૅન્ડ, ફ્રાન્સ, જર્મની અને જાપાનમાં આ પ્રમાણ અનુક્રમે ૧૯·૨, ૧૪·૩, ૧૯·૭, ૧૨·૩ અને ૩૩·૯ ટકા જેટલું હતું. વસ્તીના વધારાને રોકવા માટે આ પ્રમાણ ૫ ટકા જેટલું ઓછું હોવું જોઈએ, તો જ જન્મ-દર દર હજારે ૨૫ જેટલો લાવી શકાય.

(૧૪) કુલ ૧૦૪૪ લાખ સ્વાવલંબી માણસોમાં ૭૧૦ લાખ ખેતીના કામમાં અને ૩૩૪ લાખ બિન-ખેતીના કામમાં હતા. ખેતીના વિભાગમાં ૪૬·૯ % માલિક-ખેડૂતો, ૮·૮ % અર્ધ માલિક ખેડૂતો, ૧૨·૬ % ખેતમજૂરો અને ૧·૫ % જમીનનું ભાડું લેનાર હતા, જ્યારે બિન-ખેતીના વિભાગમાં ૧૦·૫ % ઉત્પાદનમાં, ૬·૦ % વાણિજ્યમાં, ૧·૬ % ટ્રાન્સપોર્ટમાં અને ૧૨·૧ % અન્ય ધંધાઓમાં હતા. સરખામણી માટે જીવન-ધારણ મુજબ વર્ગીકરણના આંકડા નીચે આપેલ છે :

| વિભાગ | ભારત | અમેરિકા | ગ્રેટ બ્રિટન |
|---|---|---|---|
| ખેતી, પશુપાલન, જંગલ અને મત્સ્યઉદ્યોગ | ૭૦૬ | ૧૨૮ | ૫૦ |
| ખાણઉદ્યોગ, ઉત્પાદન અને વાણિજ્ય | ૧૫૩ | ૪૫૬ | ૫૫૫ |
| અન્ય ઉદ્યોગો અને નોકરીઓ | ૧૪૧ | ૪૧૬ | ૩૯૫ |

(૧૫) સેન્સસ રિપોર્ટનું છેલ્લું પ્રકરણ 'The Prospect : 1981' ભારતની વસ્તીના ખૂબ મૂંઝવતા પ્રશ્નો ઉપર ઘણો જ સારો પ્રકાશ ફેંકે છે. આ રિપોર્ટ પ્રમાણે ભારતની વસ્તી ૧૯૬૧, ૧૯૭૧ અને ૧૯૮૧માં અનુક્રમે ૪૧ કરોડ, ૪૬ કરોડ અને ૫૨ કરોડ થશે. આ વસ્તીની ભૂખને સંતોષવા અનુક્રમે ૮·૫ કરોડ ટન, ૯·૬ કરોડ ટન અને ૧૦·૮ કરોડ ટન અનાજ જોઈશે. ૧૯૮૧ સુધીમાં કોઈક સમયે અનાજની માંગને પહોંચી વળવાનું અશક્ય બનશે અને તેથી ભૂખમરાને અટકાવવા વસ્તીનો વધારો અટકાવવો અનિવાર્ય બનશે. આ વધારો અટકાવવા રિપોર્ટ નીચેનાં સૂચનો કરે છે :

(૧) જન્મદરને મૃત્યુદર જેટલો બનાવી વસ્તી-વધારાના દરને શૂન્ય જેટલો બનાવવા માટે અદૂરંદેશી માતૃત્વનું પ્રમાણ શૂન્યવત્ કરવું જોઈએ, અને

(૨) અન્નઉત્પાદન, જે પ્રતિવર્ષ ૭·૦ કરોડ ટન છે, તે વધીને ૯·૪ કરોડ ટન જેટલું થવું જોઈએ.

આ ઉપાયો વસ્તીને ૪૫ કરોડે સ્થિર રાખશે, એમ આ રિપોર્ટનું ધારવું છે.

(૧૬) ૧૯૫૧ની ગણતરીનાં પરિણામોને નિદર્શ અથવા નમૂનો લઈ ચકાસતાં એમ જણાયું હતું કે, દર હજારે ૧૧ માણસોની ગણતરી થઈ નથી. આ ચકાસણી માટે ૨ % નો યદચ્છ નિદર્શ લેવામાં આવ્યો હતો. ટૂંકમાં, ૪૦ લાખ માણસો ગણાયા વિના રહી ગયા હતા. અન્ય દેશોની સરખામણીમાં આ કંઈ મોટી ભૂલ ન હતી !

## ૧૯૬૧ની વસ્તીગણતરી

સ્વતંત્ર ભારતની બીજી વસ્તીગણતરી ૧૯૬૧માં ૧૦ મી ફેબ્રુઆરીથી ૩જી માર્ચના ગાળામાં ૧૮૪૮ના સેન્સસ ઍક્ટને આધારે કરવામાં આવી. કેન્દ્ર સરકારને વસ્તીગણતરી કરવાની, જરૂરી કર્મચારીઓ નીમવાની, અધિકારીઓની ફરજો નક્કી કરવાની, સહાયરૂપ થવા માટે લોકોને આવાહન કરવાની તેમજ નાગરિકોને પ્રશ્નો પૂછવાની તથા સાચા જવાબો આપવાની તેમના ઉપર જવાબદારી મૂકવાની સત્તા સેન્સસ ઍક્ટ આપે છે. વસ્તીગણતરી ધારામાં હુકમઅનાદાર તથા કાનૂનભંગ માટે સજા કરવાની તથા તે સંબંધી ગુનાઓ અંગે કાનૂની અદાલતોનો સત્તાવિસ્તાર નક્કી કરવાની જોગવાઈ છે. ઉપરાંત, આ ધારા અનુસાર, વસ્તીગણતરીનાં પત્રકો જાહેર જનતા કે અન્ય સરકારી ખાતાંઓ તપાસી શકતાં નથી; તેમજ વેરાનાં હકીકતપત્રો (tax returns) વગેરે માટેના પુરાવા તરીકે રજૂ કરવાની છૂટ નથી.

આ ગણતરી સમયે સેન્સસ કમિશનરના કાયમી હોદ્દા પર શ્રી. અશોક મિત્ર હતા. ૧૯૫૧ની ગણતરી પદ્ધતિ સંપૂર્ણપણે અનુસરવામાં આવી, પરંતુ પ્રશ્નો વગેરેમાં નીચેના મુખ્ય ફેરફારો થયા.

(૧) ઑક્ટોબર–નવેંબર ૧૯૬૦ના ગાળામાં સૌ પ્રથમ 'ઘરની યાદી' એ નામનું એક પત્રક પ્રત્યેક ઘર માટે ભરવામાં આવ્યું. આ પત્રક આ ગણતરીમાં નવું જ દાખલ કરવામાં આવ્યું હતું તેમાંના પ્રશ્નો નીચે મુજબ હતા:

'મકાનનો નંબર; વસ્તીગણતરીનું ઘર જે હેતુ માટે વપરાતું હોય તે; દા.ત., રહેઠાણ, દુકાન, દુકાન સાથે ઘર, વ્યવસાય, કારખાનું, વર્કશૉપ, નિશાળ, જેલ, યાત્રાલય, હોટેલ, વગેરે.

જો આ ઘર પેઢી, વર્કશૉપ કે કારખાના તરીકે વપરાતું હોય તો કારખાનાનું અથવા માલિકનું નામ; ઉત્પાદનની વસ્તુઓના નામો, સમારકામ અથવા સાફસૂફી કરવામાં આવતું હોય તો તેની વિગત; છેલ્લા અઠવાડિયામાં દરરોજ નોકરીએ રાખેલા માણસોની સરેરાશ સંખ્યા (માલિક અથવા કુટુંબના માણસો જો કામ કરતા હોય તો તે સાથે); જો મશીન વપરાતાં હોય તો કયું બળતણ અથવા શક્તિ વાપરવામાં આવે છે?

વસ્તીગણતરીના ઘરનું વર્ણન: દીવાલમાં વપરાયેલો માલ; છાપરામાં વપરાયેલો માલ.

કુટુંબના મુખ્ય માણસનું નામ; વસ્તીગણતરીના કુટુંબના ઘરના ઓરડાઓની સંખ્યા; કુટુંબ પોતાના ઘરમાં રહે છે કે ભાડે?

નોંધણીના દિવસે વસ્તીગણતરીના કુટુંબમાં રહેતા માણસોની સંખ્યા; પુરુષો; સ્ત્રીઓ; કુલ; અને વિશેષ નોંધ.'

પ્રશ્નો ઉપરથી જોઈ શકાય છે કે આ ઘરની યાદી બનાવવાનો મુખ્ય હેતુ ઘરના વપરાશનો પ્રકાર અને તે કેવા પ્રકારનું છે તેની માહિતી મેળવવાનો હતો, જેથી વસવાટની પરિસ્થિતિ વિષે જાણી શકાય. વળી, સાથે સાથે પ્રારંભિક ગણતરીનું કામ પણ થયું હતું.

(૨) વ્યક્તિગત માહિતી પત્રિકા ઉપરાંત ૧૯૬૧ની ગણતરીમાં, કુટુંબ માટેનું માહિતીપત્રક પણ રાખવામાં આવ્યું. આ પત્રકની નોંધ જે કુટુંબ ખેતીમાં રોકાયેલું હોય અથવા જે કુટુંબમાં ગૃહઉદ્યોગ ચાલતો હોય; તેમને માટે જ ભરવામાં આવી. કુટુંબના માહિતીપત્રકનું સ્વરૂપ નીચે પ્રમાણે હતું:

### વિભાગ 'અ'–ખેતી

જે કુટુંબ જમીન ખેડતું હોય તેને માટે જ આ હકીકત ભરવામાં આવી. કુટુંબ દ્વારા ખેડાતી જમીન (૧) કુટુંબની માલિકીની કે સરકારી અગર તો (૨) બીજી કોઈ સંસ્થા કે વ્યક્તિ પાસેથી રોકડ અગર અનાજ આપવાના બદલામાં લીધી હોય તો આ બન્ને પ્રકારની જમીન ઉપરના વ્યક્તિના હક્કનાં સ્થાનિક નામ અને ક્ષેત્રફળ નોંધવામાં આવ્યાં.

વ્યક્તિની જમીન જાતે ખેડાતી ન હોય પણ રોકડ અગર અનાજના બદલામાં બીજાને ખેડવા આપી હોય, તો આવી જમીનનું ક્ષેત્રફળ નોંધવામાં આવ્યું.

### વિભાગ 'બ'–ગૃહઉદ્યોગ

કુટુંબના મુખ્ય માણસ તરીકે અગર તો સભ્ય તરીકે કુટુંબનો ગૃહઉદ્યોગ ચલાવતા હોય તો ગૃહઉદ્યોગના પ્રકાર, વર્ષમાં તે કેટલા માસ ચાલે છે તેમજ તે ઘરમાં કે બહાર ચલાવવામાં આવે છે તેની વિગતો નોંધવામાં આવી.

### વિભાગ 'ક'–ખેતી અગર ગૃહઉદ્યોગોમાં કામ કરનારા

ખેતી અગર ગૃહઉદ્યોગમાં કુટુંબના સભ્યો કે નોકર કામ કરતા હોય તો તેની અલગ અલગ સંખ્યા નોંધવામાં આવી. કુટુંબ ઘરગથ્થુ ખેતી તથા ગૃહઉદ્યોગ–બન્નેમાં રોકાયેલ હોય તો એ બન્ને માટે પણ કુટુંબના મુખ્ય માણસ ઉપરાંત કુટુંબના સભ્યો અને વેતનદાર નોકરની સંખ્યા લખવામાં આવી.

કુટુંબનું આ માહિતીપત્રક–ખાસ કરીને ગ્રામ અર્થતંત્રને સ્પર્શતા ખેતી અને ગૃહઉદ્યોગના પ્રશ્નોનો વિગતવાર અભ્યાસ કરવા માટે તૈયાર કરવામાં આવ્યું હતું.

### (૩) વ્યક્તિગત ગણતરીપત્રિકા

**ખાનગી ભારતની વસ્તીગણતરી–૧૯૬૧**

સ્થળ નિર્દેશ ____________

૧. (અ) નામ ____________

(બ) (કુટુંબના) મુખ્ય માણસ સાથેનો સંબંધ ____________

૨. ઉંમર (પૂરાં થયેલાં વર્ષ)
૩. વૈવાહિક દરજ્જો
૪. (અ) જન્મસ્થળ
(બ) જન્મ ગા./શ.
(ક) જો અન્ય સ્થળે જન્મ હોય તો અહીં વસવાટની મુદત
૫. (અ) રાષ્ટ્રીયતા
(બ) ધર્મ
(ક) અનુસૂચિત જાતિ/જનજાતિ
૬. અક્ષરજ્ઞાન અને કેળવણી
૭. (અ) માતૃભાષા
(બ) બીજી કોઈ ભાષા(ઓ)
૮. ખેડૂત તરીકે કામ કરતા હોય તો
૯. ખેતમજૂર તરીકે કામ કરતા હોય તો
૧૦. ગૃહઉદ્યોગ કરતા હોય તો
(અ) કામનો પ્રકાર
(બ) ગૃહઉદ્યોગનો પ્રકાર
(ક) જો ગૃહઉદ્યોગમાં નોકર હોય તો
૧૧. ૮, ૯ અને ૧૦ સિવાયનું બીજું કામ કરતા હોય તો
(અ) કામનો પ્રકાર
(બ) ઉદ્યોગ, વ્યવસાય, વેપાર અથવા નોકરીનો પ્રકાર
(ક) કામ કરનારનો પ્રકાર
(ડ) ક્યાં કામ કરે છે?
૧૨. કામ નહિ કરતા હોય તો શું કરે છે?
૧૩. જાતિ

આ ગણતરી પત્રિકાને ૧૯૫૧ની પત્રિકા સાથે સરખાવતાં નીચેની બાબતો સ્પષ્ટ તરી આવે છે.

(૧) નિર્વાસિતોને લગતો પ્રશ્ન દૂર કરવામાં આવ્યો.

(૨) માતૃભાષા અને બીજી ભાષાઓના પ્રશ્નને એક જ પ્રશ્નના પેટાવિભાગ બનાવી દેવામાં આવ્યા.

(૩) નામ, રાષ્ટ્રીયતા, ધર્મ, વૈવાહિક દરજ્જો, ઉંમર, જન્મસ્થળ, માતૃભાષા, અક્ષરજ્ઞાન અને કેળવણી તથા જાતિ (sex)ને લગતા પ્રશ્નો ૧૯૫૧ની ગણતરીની જેમ જ પૂછવામાં આવ્યા અને તેની માહિતી નોંધવાની પદ્ધતિમાં પણ ખાસ ફેરફાર કરવામાં આવ્યો ન હતો. ફક્ત જન્મસ્થળની બાબતમાં જન્મ ગામડામાં કે શહેરમાં અને વસવાટની મુદતને લગતા પેટાપ્રશ્નો ઉમેરવામાં આવ્યા હતા.

(૪) આર્થિક માહિતી મેળવવા માટેના જૂના પ્રશ્નો આશ્રિતતા અને રોજગારી જીવનધારણનાં મુખ્ય સાધનો તથા જીવનધારણનાં ગૌણ સાધનો દૂર કરવામાં આવ્યા. આ પ્રશ્નોને કારણે વ્યવસાયિક વર્ગીકરણ યોગ્ય રીતે થઈ શક્યું ન હતું અને તેની સામે ડૉ. ડેનિઅલ થૉર્નર જેવા નિષ્ણાતે આકરી ટીકાઓ કરી તેમાંની ખામીઓ દર્શાવી હતી. આથી ૧૯૬૧ની ગણતરીમાં ખેડૂત તરીકે કામ કરનાર ખેતમજૂર, 'ગૃહઉદ્યોગમાં કામ કરતા હોય તો શું કામ કરે છે?' 'કયા ગૃહઉદ્યોગમાં કામ કરે છે?' અને 'ગૃહઉદ્યોગમાં નોકર છો કે કેમ?' એ પ્રકારના પ્રશ્નો પ્રશ્ન નંબર ૮, ૯ અને ૧૦માં મૂકવામાં આવ્યા. ખેતી અને ગૃહઉદ્યોગના વિભાગમાં ન આવતા લોકો માટે વેપાર, ઉદ્યોગ, ધંધો કે નોકરીનો પ્રકાર, વ્યક્તિ માલિક કે એકલા કામ કરનાર અગર કોઈને ત્યાં નોકર હોય અગર કુટુંબના કામ કરનાર સભ્ય હોય તો તેની સ્પષ્ટતા કરવાની હતી. વળી, જે કારખાનાં, વર્કશૉપ, કંપની, પેઢી કે દુકાનમાં કામ કરતા હોય તેનું નામ લખાવવાનું હતું.

(૫) આર્થિક રીતે અગત્યના નહિ એવા કંઈપણ કામ ન કરનાર લોકોનું પણ વિગતવાર વર્ગીકરણ કરવામાં આવ્યું હતું. વિદ્યાર્થી, ગૃહિણી, બાળક કે અશક્ત વૃદ્ધ જેવા આશ્રિત, નિવૃત્ત પેન્શનર કે વ્યાજ, ભાડું વગેરે ઉપર નભનાર, ભિખારી, જેલ, કે અન્ય જાહેર સંસ્થામાં રહેનાર, પ્રથમ વખત જ રોજગાર શોધનાર અને નોકરી છૂટી જવાથી બેકાર એ પ્રમાણે વર્ગ પાડવામાં આવ્યા. બેકારી વિષેના ચોક્કસ આંકડાઓ મેળવવામાં આ પ્રશ્ન ખૂબ જ ઉપયોગી નીવડશે.

આ ઉપરથી જોઈ શકાય છે કે ૧૯૬૧ની ગણતરીપત્રિકાઓ પ્રજાના આર્થિક જીવનની માહિતી મેળવવા માટે નવા જ પ્રકારના પ્રશ્નો પૂછી તેને આધારે વ્યવસાયિક વર્ગીકરણ કરવાની શરૂઆત થઈ છે. અને તેથી જ યોજનાઓના લક્ષ્યાંકો નક્કી કરવામાં અને લોકોની જરૂરિયાતો સંતોષવા માટે આ ગણતરી સરકારને ઘણી જ અગત્યની માહિતી પૂરી પાડશે.

(૪) આ ઉપરાંત ટેકનિકલ વિષયોનું જ્ઞાન ધરાવતી વ્યક્તિઓ માટે અલગ કાર્ડ રાખવામાં આવ્યું હતું. આ કાર્ડ મુખ્યત્વે વિજ્ઞાન, એન્જિનિયરિંગ, દાક્તરી કે ફાર્મસીના સ્નાતકોએ ભરવાનું હતું. આ સ્નાતકોના કામનો પ્રકાર, તેમને મળતું વેતન, કામ કરવાની જગ્યા, જાહેર ક્ષેત્ર કે ખાનગી વિભાગ, બેકારી અને સંશોધનને લગતા પ્રશ્નો આ કાર્ડમાં પૂછવામાં આવ્યા હતા. વિશિષ્ટ પ્રકારનું જ્ઞાન ધરાવતી વ્યક્તિઓ કેટલી છે અને તે પોતાનું જ્ઞાન યોગ્ય રીતે વાપરી શકે છે કે નહિ તે આ માહિતી ઉપરથી જાણી શકાશે. આ કાર્ડ વ્યક્તિએ જાતે ભરીને પ્રગણક મારફતે અથવા ટપાલ દ્વારા ગણતરી કરતા અધિકારીને મોકલવાનું હતું.

(૫) વસ્તીગણતરીના ઇતિહાસમાં સૌ પ્રથમ આ ગણતરીમાં પ્રગણકોને વેતન આપવાની શરૂઆત થઈ. ૧૫૦ ઘર અથવા ૭૫૦ વ્યક્તિઓની એટલે કે એક બ્લૉક દીઠ પ્રત્યેક પ્રગણકને લગભગ રૂ. ૧૫ જેટલું નજીવું વેતન આપવામાં આવ્યું. આ ઉપરાંત, પ્રગણકોને પ્રોત્સાહન આપવા માટે સારું કામ કરનાર પ્રગણકોને ચાંદીના અને કાંસાના ચંદ્રકો પણ આપવામાં આવ્યા હતા.

(૬) પ્રગણકોને તાલીમ આપવા માટે લગભગ ૭ જેટલા તાલીમ પાઠો આપવામાં આવ્યા હતા. 'ગણતરીદારને સૂચના' નામની પુસ્તિકા દ્વારા પ્રગણકોને પ્રત્યેક પ્રશ્નની વિગતવાર સમજૂતી આપવામાં આવી હતી. આ પુસ્તિકામાં ઉંમરની ચકાસણી માટે અગત્યના બનાવોની યાદી છાપવામાં આવી હતી.

સરકારી પ્રકાશન 'યોજના'ને આપેલી મુલાકાતમાં સેન્સસ કમિશનરે નીચેના નોંધપાત્ર મુદ્દાઓ રજૂ કર્યા હતા:

* આ ગણતરીમાં પ્રગતિનો સાચો આંક કાઢી શકાય તે માટે શાળાઓ, દવાખાનાંઓ, ઇસ્પિતાલો, જાહેર મકાનો અને ઘરો વિષેની માહિતી મેળવવાનો ઇરાદો છે.

* સ્થળાંતર પદ્ધતિનો અભ્યાસ કરીને તે ઉપરથી શહેરી વિસ્તારનું યોગ્ય આયોજન કરવા વસ્તીના સ્થળાંતરને લગતા અને શહેરમાં આવતી વસ્તી શહેરમાં કાયમી વસવાટ કરતાં પહેલાં કેટલો સમય આજુબાજુનાં નાનાં શહેરોમાં રહે છે તેને લગતી માહિતી મેળવવામાં આવશે.

* અગાઉની વસ્તીગણતરીઓમાં, કામ કરતા માણસોની સંખ્યા ઉપર ભાર મૂકવામાં આવતો હતો, જ્યારે આ ગણતરીમાં માણસ જે કામ કરે છે તેને મહત્ત્વ આપવામાં આવ્યું છે. ભારતનું અર્થતંત્ર સંપૂર્ણરીતે નાણાંકીય ફેરફારોથી યુક્ત નથી. ઘણું કામ કોઈપણ જાતના વેતન વિના લેવામાં અને કરવામાં આવે છે, જે આર્થિક રીતે અગત્યનું હોય છે. આખો દિવસ ગૃહકામ કરતી ગૃહિણી અને ખેતીના કામમાં મદદ કરતાં ખેડૂતનાં બાળકો આવું ઉદાહરણ પૂરું પાડે છે. રોજગારી અને બેકારીના પ્રશ્નોનો વ્યવસ્થિત અભ્યાસ કરવા માટે કેટલા માણસો કામ કરે છે તે જાણવાને બદલે આખા દેશમાં લોકો દ્વારા થતા કુલ કામનો જથ્થો જાણવો જરૂરી છે.

* આ ગણતરીમાં વ્યક્તિગત માહિતીની પુરવણી કરવા માટે કુટુંબની પત્રિકા રાખવામાં આવી છે. કુટુંબને એક એકમ તરીકે ગણી તેની આર્થિક રીતે અગત્યની પ્રવૃત્તિઓની નોંધને આધારે રોજગારીના સ્વરૂપ અને કુટુંબ દ્વારા જ વપરાઈ જતા ગૃહઉદ્યોગ અને ખેતીના ઉત્પાદન વિષે માહિતી મેળવવાનો ઇરાદો છે. આ ઉપરથી બજારમાં મૂકી શકાય તેવા શેષ પુરવઠાનું અનુમાન કરી શકાશે.

* પ્રશ્ન ૧૨ની મદદથી બેકારીને લગતી માહિતી મેળવી શકાશે. ધંધા અને ઉદ્યોગને ઉંમર, જાતિ અને શૈક્ષણિક લાયકાતો વાર વર્ગીકૃત કરી કોષ્ટકો બનાવવામાં આવશે. બેકારીના આંકડાઓને પણ ઉંમર અને શૈક્ષણિક લાયકાતો મુજબ વર્ગીકૃત કરવાનું શક્ય બનશે.

* આપણી પાસે રહેઠાણ પાછળ થતા મૂડીરોકાણ વિષે અને નાના ઉદ્યોગો વિષેની આશરા પડતી માહિતી પણ નથી. આ ગણતરીમાં રજૂ થયેલ ઘરની યાદી આ પ્રકારની માહિતી પૂરી પાડશે.

* પ્રશ્નાવલિનું સ્વરૂપ સરળ બનાવવા માટે અસતત (discrete) સ્વરૂપના પ્રશ્નો પૂછવામાં આવ્યા છે, structural સ્વરૂપના નહિ. ટૂંકમાં, એક પ્રશ્નમાંથી બીજો પ્રશ્ન ઉદ્ભવતો નથી. પ્રશ્નો અલગ અલગ છે.

* ગણતરીના કામચલાઉ આંકડાઓ માર્ચ, ૧૯૬૧માં જ બહાર પડી જશે; પરંતુ મુખ્ય આર્થિક આંકડાઓ

છતાં અમે તેને તદ્દન સ્પષ્ટ તથા સરળ બનાવવા ઇચ્છીએ છીએ. અમે કોઈપણ દેશ કે ભાષાનાં મહત્ત્વના પુસ્તકોનાં અવલોકન રજૂ કરવા પ્રયત્નશીલ રહીએ છીએ અને કૂપમંડુકવૃત્તિનો તો પડછાયો પણ પડવા દેતા નથી.

અમારાં ધ્યેયો ટૂંકમાં નીચે મુજબ છે :

અમે પુસ્તકો તથા બીજાં લખાણોમાં રજૂ થયેલાં સાહિત્ય, કલા, ફિલસૂફી વ. નું અવલોકન કરીએ છીએ. જીવનમાં પુસ્તકો સિવાય બીજી પણ બાબતો છે એ વાત યાદ રાખવાની કોશિશ કરીએ છીએ. અને જે ધોરણો બીજાઓને લાગુ પાડીએ છીએ તેના સ્વયં-પાલનનો પણ આગ્રહ સેવીએ છીએ.

હકીકતના રૂપની ભૂલો નિવારવા અમે પુષ્કળ પ્રયત્ન કરીએ છીએ. અમેરિકાના એક લેખકના નામની ચાર વર્ષમાં ત્રણવાર અમે ખોટી જોડણી કરી તેથી તેમણે ભવિષ્યમાં સાચી જોડણી વિષે આગ્રહ સેવવાની વિનંતિ કરી હતી. મેં તેમનો પત્ર છાપવા ઉપરાંત તેમને દિલગીરી દર્શાવતો અંગત પત્ર પણ લખ્યો હતો. તે પત્રમાં મેં લખ્યું હતું કે હું પોતે પણ બરાબર તેવી જ યાતનામાંથી પસાર થયો છું. લોકો મારું નામ પણ ક્રીક, ક્રોક, ક્રુક અને ક્રૉક એમ જુદીજુદી રીતે લખે છે. જવાબમાં તે અમેરિકી લેખકે લખ્યું હતું કે 'પ્રયાસ કરતા રહો, મિ. ક્રૅન્ક, પ્રયાસ કરતા રહો.' કોઈપણ વ્યક્તિ એથી ઓછું શું જ કરી શકે!

[લંડનના પ્રસિદ્ધ સાપ્તાહિક ધ ટાઈમ્સના 'લિટરરી સપ્લીમેંટ' ના અધિપતિ મિ. આર્થર ક્રુક લિખિત આ લેખ 'બ્રિટિશ ઇન્ફર્મેશન સર્વિસીઝ' પ્રકાશિત સમાચાર માહિતીપત્રના તા. ૨૬-૪-૧૯૬૨ ના અંકમાંથી સાભાર ઉતાર્યો છે.]

*

# જે સૂઝે તે

**જયંતી દલાલ**

Roots of heaven 'સ્વર્ગનાં મૂળ' જેવી વિશ્વ-વિખ્યાત નવલકથાના લેખક રોમેં ગારીએ, કાળક્રમે ઘણી આગળની, પણ અંગ્રેજીમાં મોડી પ્રસિદ્ધિ પામેલી, નવલકથા A European Education–'યુરોપી શિક્ષણ' પણ લખી છે. નાત્સીઓએ સ્વતંત્રતા ભોગવતા યુરોપી દેશો પર આક્રમણ કર્યું ત્યારે આ દેશોની સરકારોએ બન્યું ત્યાં લગી આક્રમણ ખાળવાનો યત્ન કર્યો. એ શક્ય ન રહ્યું ત્યારે કેટલાક દેશભક્તોએ પરદેશ – ખાસ કરીને ઇંગ્લેન્ડ – જઈને નિર્વાસિત સરકારો રચી. ક્યારેક લશ્કરી ટુકડીઓ રચી મિત્રરાજ્યોના લશ્કર સાથે લડવા મોકલી. પણ આમ પરદેશ પહોંચવું બધા માટે શક્ય ન હતું. અને એમ છતાં મૂંગે મોંએ જે પરતંત્રતા વેઠવા તૈયાર ન હતા એમણે આક્રમણ કરનારાની સામે વિરોધ વ્યક્ત કરવાના આપમેળે સૂઝયા એવા માર્ગ લીધા.

આમાંનો પહેલો અને વધુ પ્રચલિત બનેલો માર્ગ તે resistanceનો-પ્રતિકારનો. આનું સંગઠન, સંકલન કે સંચાલન કોઈ એક વ્યક્તિ કે જૂથ કેન્દ્રવર્તી રીતે કરતું ન હતું. સ્વયંસ્ફુરણા આમાં ઘણો મોટો ભાગ ભજવતી. ઘણી વાર, ઘણે ઠેકાણે, આમાંથી એક પ્રકારનો ઝેરી વ્યક્તિવાદ ઊભો થતો. આ સાથે અથવા એને સામે પલ્લે એનું જમાપાસું ઘણું મોટું. હથેળીમાં માથું લઈને જ ઘૂમવાનું. દરેક વર્ષના કિશોરને પિતા ચિઠ્ઠી આપી મોકલે ત્યારે ફરી નથી જ મળવાના એવી ગાંઠ બન્નેનાં મનમાં બંધાયેલી હોય. ચૌદ કે સોળ વરસની કિશોરી દુશ્મનની હિલચાલ જાણવા કે કોઈ થાણામાં કેટલી બંદૂક છે એ જાણવા પોતાનો દેહ ચૂંથાવા દે. સાહસની કોઈ મર્યાદા નહિ. જાનફેસાનીની કોઈ સીમા નહિ. શારીરિક કે માનસિક ગમે તેવો ત્રાસ સહન કરવાની પૂરી તૈયારી. કોકવાર કોક ભાંગે પણ ખરું.

આમ તો આ પ્રતિકાર પ્રવૃત્તિ એ માનવમાત્રના આદરને પાત્ર પ્રવૃત્તિ. પરતંત્રતાને ફગાવી દેવા સર્વસ્વને ન્યોછાવર કરવાને તૈયાર થનાર વ્યક્તિ આગળ માથું નમે.

પણ સાર્વત્રિક નહિ તોય મોટે અંશે આ પ્રવૃત્તિમાં પડેલાંના માનસિક ઘડતર પર આ પ્રવૃત્તિની શુભ અસર પડી છે એમ નહિ કહી શકાય. સાધન-સાધ્યના વિવાદની વાતને ઘડીભર બાજુએ મૂકીએ તો પણ માનવી-

માનવી વચ્ચેના વહેવાર વિષેની દૃષ્ટિ જ બદલાઈ જાય છે. માનવીની સ્વતંત્રતાની વ્યાપ્તિ વિશાળ અને વિશાળતર બનવાને બદલે અકલ્પ્ય અને અતાર્કિક એવું સંકોચન અનુભવે છે. માત્ર સ્વચ્છંદતા કરતાંય કોક નીચી પરિપાટીએ ઊતરી જવાય છે. સત્તાના અનાદર અને પ્રતિકારની જડ સ્વભાવ અને વર્તનમાં એવી તો બંધિયાર રીતે અંકાય છે કે અતંત્રતાની હદને પણ વટાવી જવાય છે. જીવનનાં શાશ્વત મૂલ્યોની જાળવણી માટે હથેળીમાં માથું લઈને બહાર પડેલાંને હાથે જ એ મૂલ્યોની ભયંકર અને જુગુપ્સાપ્રેરક અવહેલના થાય છે. અને માનવી કદીય વિવેક જાળવી નહીં શકે એવી છાપ ઊભી થાય છે.

પ્રતિકાર જ ન કરવો કે ન થવા દેવો એ કયારેય ઇલાજ નહિ જ બની શકે. શાણા માણસો સમાજ કે રાજ્યનું તંત્ર ચલાવે એવો અઢી હજાર વર્ષ જૂનો આદેશ કિનારે ઊભા રહીને તરતાં શીખવવા જેવો પુરવાર થયો છે. શાણાને અ-શાણા થવાની સગવડ આપવાની ઉસ્તાદી જમાને જમાને વધી હોય એમ જણાય છે. ઈગ્નાઝીઓ સિલોનીએ એની છેલ્લી નવલકથા 'ધ ફૉક્સ ઍન્ડ ધ કેમીલીઆઝ'માં બે પાત્રોને મોંએ જે સંવાદ બોલાવ્યો છે તે અત્યંત અર્થસભર છે:

'He is not interested in politics.'

'Under a dictatorship that's one of the most comfortable ways of being dishonest.'

'એને રાજકારણમાં રસ નથી.'

'સરમુખત્યારી નીચે અપ્રામાણિક થવાની એ અત્યંત સગવડભરી રીત છે.'

અપ્રામાણિક થવાની સગવડ કરી આપવાથી કશો સાચો ઉકેલ નથી જડતો; ઊલટું એ ગંધાતા ગારામાં વધુ ઊંડા ઊતરવાનું અને વિશેષ ને વિશેષે કરી ખરડવા-ખરડાવાનું બને છે.

નિર્ભય થવું અને નિર્ભય કરવા એ એક વાત છે. સારી અને સાચી વાત છે. પણ લાપરવાહ કરવા એ સાવ જુદી વાત છે. પ્રતિકાર એક વાત છે, વિદ્રોહ ખાતરનો વિદ્રોહ એ સાવ જુદી અને ગંભીર અને મોટે ભાગે અસમર્થનીય વાત છે.

'એ યુરોપીઅન એજ્યુકેશન' એક રીતે આપણે ત્યાં પણ '૪૨ પછી જે બન્યું છે તે વિષે વિચાર કરતાં કરી મૂકે છે. વ્યક્તિના નામનો ઉલ્લેખ કરીને, ત્યારના અને ત્યાર પછીના વર્તનની નુકતેચીની કરવાનું કામ અત્યંત હીણું છે. પણ સર્વોદય કે સાર્વત્રિક પ્રતિકાર, સામ્યવાદી નીતિરીતિનો સર્વથા સ્વીકાર કે ઈશ્વર-આરાધનાનો કોઈ વિશિષ્ટ માર્ગ, ન તો બધા માટે સુકર કે સુલભ્ય છે, ન તો હિતાવહ પણ છે. વ્યક્તિના પોતાના અધિકારની વાત છે કયો રાહ અંગીકાર કરવો તે. પણ આ સમગ્ર પ્રવૃત્તિથી જો વહેવારનાં પાણી વિશેષ ડહોળાયાં હોય, જો પ્રતિકાર કરવાની સરાહનીય વૃત્તિનું પરિણામ, અસામાજિક કાર્યો કરવાની હિમ્મત ખૂલી ગઈ એવું પ્રતિપાદિત થઈ શકે એવી પરિસ્થિતિમાં આવ્યું હોય તો સમગ્ર રીતે વિચાર થવો જોઈએ એટલું તો હર કોઈ સ્વીકારશે.

'એ યુરોપીઅન એજ્યુકેશન'નું એક વાક્ય અત્યંત ચિન્ત્ય છે. Freedom always returns: સ્વતંત્રતા હરહંમેશ પાછી આવે જ છે, મુક્ત સમાજ મુક્ત થાય જ છે. બંધનની દશા તૂટે જ છે. પરતંત્રતા ટકતી નથી. પ્રતિકારને માર્ગે વળેલાનો આ તો શ્રદ્ધેય ધ્રુવમંત્ર જ હોય.

પણ એ વિચારની વ્યાપ્તિ માત્ર સ્વતંત્રતા ઝૂંટવાઈ ગઈ હોય એ પરિસ્થિતિ સુધી જ સીમિત નથી, ન જ હોઈ શકે.

એનો અર્થ સ્વતંત્રતાની માત્ર ચોકી એટલો જ નથી.

એનો સાચો અર્થ તો સ્વતંત્રતાની ગુણવત્તા વધાર્યે જવાનો છે. બાહ્ય અને છત્ર ચામરની સ્વતંત્રતાને સાચી સ્વતંત્રતા માની લેવાની ભૂલ ન કરવી એ આ વાક્યનો અર્થ હોવો જોઈએ. આંતરિક ભાવ અને બુદ્ધિથી જેની પાંખડી ખીલી છે, મહોરી છે અને મહેકે છે, એવી સ્વતંત્રતા માનવીમાત્રને મળે એવા ઉજમાળા ઉદ્યમમાં હરકોઈ ને જોડાવાનું આમંત્રણ એ આ વાક્યનો અર્થ હોઈ શકે.

'એ યુરોપીઅન એજ્યુકેશન' વિષે પુસ્તકના પૂંઠા પર કરવામાં આવેલી નોંધ કોઈ ને પુસ્તક ખરીદવા પ્રેરશે કે નહિ એ તો કોણ જાણે, પણ ઉપર નોંધેલા ખયાલના સંદર્ભમાં એમાંનાં ત્રણ-ચાર વાક્ય નોંધવા જેવાં છે:

A European Education is a story of unmitigated privation and terror. But it is also the story of human heart's triumph over evil even in the exercise of evil.

Before the book ends the *hero has become* a man; he has killed; he has learned how to steal without being caught; how to make friends with the Germans whom he intends to kill, and how to love.

The title is inherent in Janek's bitter summing up of what he has learned...'all this *European* education comes down is to teach you how to find courage to shoot a man who sits there with lowered head...'

છતાં અમે તેને તદ્દન સ્પષ્ટ તથા સરળ બનાવવા ઇચ્છીએ છીએ. અમે કોઈપણ દેશ કે ભાષાનાં મહત્ત્વના પુસ્તકોનાં અવલોકન રજૂ કરવા પ્રયત્નશીલ રહીએ છીએ અને કૂપમંડુકવૃત્તિનો તો પડછાયો પણ પડવા દેતા નથી.

અમારાં ધ્યેયો ટૂંકમાં નીચે મુજબ છે:

અમે પુસ્તકો તથા બીજાં લખાણોમાં રજૂ થયેલાં સાહિત્ય, કલા, ફિલસૂફી વ. નું અવલોકન કરીએ છીએ. જીવનમાં પુસ્તકો સિવાય બીજી પણ બાબતો છે એ વાત યાદ રાખવાની કોશિશ કરીએ છીએ. અને જે ધોરણો બીજાઓને લાગુ પાડીએ છીએ તેના સ્વયં-પાલનનો પણ આગ્રહ સેવીએ છીએ.

હકીકતના રૂપની ભૂલો નિવારવા અમે પુષ્કળ પ્રયત્ન કરીએ છીએ. અમેરિકાના એક લેખકના નામની ચાર વર્ષમાં ત્રણવાર અમે ખોટી જોડણી કરી તેથી તેમણે ભવિષ્યમાં સાચી જોડણી વિષે આગ્રહ સેવવાની વિનતિ કરી હતી. મેં તેમનો પત્ર છાપવા ઉપરાંત તેમને દિલગીરી દર્શાવતો અંગત પત્ર પણ લખ્યો હતો. તે પત્રમાં મેં લખ્યું હતું કે હું પોતે પણ બરાબર તેવી જ યાતનામાંથી પસાર થયો છું. લોકો મારું નામ પણ ક્રીક, ક્રોક, કુક અને ક્રૉક એમ જુદીજુદી રીતે લખે છે. જવાબમાં તે અમેરિકી લેખકે લખ્યું હતું કે 'પ્રયાસ કરતા રહો, મિ. ક્રૅન્ક, પ્રયાસ કરતા રહો.' કોઈપણ વ્યક્તિ એથી ઓછું શું જ કરી શકે!

[લંડનના પ્રસિદ્ધ સાપ્તાહિક ધ ટાઈમ્સના 'લિટરરી સપ્લીમેંટ' ના અધિપતિ મિ. આર્થર કુક લિખિત આ લેખ 'બ્રિટિશ ઇન્ફર્મેશન સર્વિસીઝ' પ્રકાશિત સમાચાર માહિતીપત્રના તા. ૨૬-૪-૧૯૬૨ ના અંકમાંથી સાભાર ઉતાર્યો છે.]

*

# જે સૂઝે તે

**જયંતી દલાલ**

Roots of heaven 'સ્વર્ગનાં મૂળ' જેવી વિશ્વ-વિખ્યાત નવલકથાના લેખક રોમેં ગારીએ, કાળક્રમે ઘણી આગળની, પણ અંગ્રેજીમાં મોડી પ્રસિદ્ધિ પામેલી, નવલકથા A European Education–'યુરોપી શિક્ષણ' પણ લખી છે. નાત્સીઓએ સ્વતંત્રતા ભોગવતા યુરોપી દેશો પર આક્રમણ કર્યું ત્યારે આ દેશોની સરકારોએ બન્યું ત્યાં લગી આક્રમણ ખાળવાનો યત્ન કર્યો. એ શક્ય ન રહ્યું ત્યારે કેટલાક દેશભક્તોએ પરદેશ – ખાસ કરીને ઇંગ્લેન્ડ – જઈને નિર્વાસિત સરકારો રચી. ક્યારેક લશ્કરી ટુકડીઓ રચી મિત્રરાજ્યોના લશ્કર સાથે લડવા મોકલી. પણ આમ પરદેશ પહોંચવું બધા માટે શક્ય ન હતું. અને એમ છતાં મૂંગે મોંએ જે પરતંત્રતા વેઠવા તૈયાર ન હતા એમણે આક્રમણ કરનારાની સામે વિરોધ વ્યક્ત કરવાના આપમેળે સૂઝ્યા એવા માર્ગ લીધા.

આમાંનો પહેલો અને વધુ પ્રચલિત બનેલો માર્ગ તે resistanceનો-પ્રતિકારનો. આનું સંગઠન, સંકલન કે સંચાલન કોઈ એક વ્યક્તિ કે જૂથ કેન્દ્રવર્તી રીતે કરતું ન હતું. સ્વયંસ્ફુરણા આમાં ઘણો મોટો ભાગ ભજવતી. ઘણી વાર, ઘણે ઠેકાણે, આમાંથી એક પ્રકારનો ઝેરી વ્યક્તિવાદ ઊભો થતો. આ સાથે અથવા એને સામે પલ્લે એનું જમાપાસું ઘણું મોટું. હથેળીમાં માથું લઈને જ ઘૂમવાનું. દસેક વર્ષના કિશોરને પિતા ચિઠ્ઠી આપી મોકલે ત્યારે ફરી નથી જ મળવાના એવી ગાંઠ બન્નેનાં મનમાં બંધાયેલી હોય. ચૌદ કે સોળ વરસની કિશોરી દુશ્મનની હિલચાલ જાણવા કે કોઈ થાણામાં કેટલી બંદૂક છે એ જાણવા પોતાનો દેહ ચૂંથાવા દે. સાહસની કોઈ મર્યાદા નહિ. જાનફેસાનીની કોઈ સીમા નહિ. શારીરિક કે માનસિક ગમે તેવો ત્રાસ સહન કરવાની પૂરી તૈયારી. કોકવાર કોક ભાંગે પણ ખરું.

આમ તો આ પ્રતિકાર પ્રવૃત્તિ એ માનવમાત્રના આદરને પાત્ર પ્રવૃત્તિ. પરતંત્રતાને ફગાવી દેવા સર્વસ્વને ન્યોછાવર કરવાને તૈયાર થનાર વ્યક્તિ આગળ માથું નમે.

પણ સાર્વત્રિક નહિ તોય મોટે અંશે આ પ્રવૃત્તિમાં પડેલાંના માનસિક ઘડતર પર આ પ્રવૃત્તિની શુભ અસર પડી છે એમ નહિ કહી શકાય. સાધન-સાધ્યના વિવાદની વાતને ઘડીભર બાજુએ મૂકીએ તો પણ માનવી-

માનવી વચ્ચેના વહેવાર વિષેની દૃષ્ટિ જ બદલાઈ જાય છે. માનવીની સ્વતંત્રતાની વ્યાપ્તિ વિશાળ અને વિશાળતર બનવાને બદલે અકલ્પ્ય અને અતાર્કિક એવું સંકોચન અનુભવે છે. માત્ર સ્વચ્છંદતા કરતાંય કોક નીચી પરિ-પાટીએ ઊતરી જવાય છે. સત્તાના અનાદર અને પ્રતિકારની જડ સ્વભાવ અને વર્તનમાં એવી તો બંધિયાર રીતે અંકાય છે કે અતંત્રતાની હદને પણ વટાવી જવાય છે. જીવનનાં શાશ્વત મૂલ્યોની જાળવણી માટે હથેળીમાં માથું લઈ ને બહાર પડેલાંને હાથે જ એ મૂલ્યોની ભયંકર અને જુગુપ્સાપ્રેરક અવહેલના થાય છે. અને માનવી કદીય વિવેક જાળવી નહીં શકે એવી છાપ ઊભી થાય છે.

પ્રતિકાર જ ન કરવો કે ન થવા દેવો એ કયારેય ઇલાજ નહિ જ બની શકે. શાણા માણસો સમાજ કે રાજ્યનું તંત્ર ચલાવે એવો અઢી હજાર વર્ષ જૂનો આદેશ કિનારે ઊભા રહીને તરતાં શીખવવા જેવો પુરવાર થયો છે. શાણાને અ-શાણા થવાની સગવડ આપવાની ઉસ્તાદી જમાને જમાને વધી હોય એમ જણાય છે. ઇગ્નાઝીઓ સિલોનીએ એની છેલ્લી નવલકથા 'ધ ફૉક્સ ઍન્ડ ધ કેમીલીઆઝ'માં બે પાત્રોને મોંએ જે સંવાદ બોલાવ્યો છે તે અત્યંત અર્થસભર છે:

'He is not interested in politics.'

'Under a dictatorship that's one of the most comfortable ways of being dishonest.'

'એને રાજકારણમાં રસ નથી.'

'સરમુખત્યારી નીચે અપ્રામાણિક થવાની એ અત્યંત સગવડભરી રીત છે.'

અપ્રામાણિક થવાની સગવડ કરી આપવાથી કશો સાચો ઉકેલ નથી જડતો; ઊલટું એ ગંધાતા ગારામાં વધુ ઊંડા ઊતરવાનું અને વિશેષ ને વિશેષે કરી ખરડવા-ખરડાવાનું બને છે.

નિર્ભય થવું અને નિર્ભય કરવા એ એક વાત છે. સારી અને સાચી વાત છે. પણ લાપરવાહ કરવા એ સાવ જુદી વાત છે. પ્રતિકાર એક વાત છે, વિદ્રોહ ખાતરનો વિદ્રોહ એ સાવ જુદી અને ગંભીર અને મોટે ભાગે અસમર્થનીય વાત છે.

'એ યુરોપીઅન ઍજ્યુકેશન' એક રીતે આપણે ત્યાં પણ '૪૨ પછી જે બન્યું છે તે વિષે વિચાર કરતાં કરી મૂકે છે. વ્યક્તિના નામનો ઉલ્લેખ કરીને, ત્યારના અને ત્યાર પછીના વર્તનની નુકતેચીની કરવાનું કામ અત્યંત હીણું છે. પણ સર્વોદય કે સાર્વત્રિક પ્રતિકાર, સામ્યવાદી નીતિરીતિનો સર્વથા સ્વીકાર કે ઈશ્વર-આરાધનાનો કોઈ વિશિષ્ટ માર્ગ, ન તો બધા માટે સુકર કે સુલભ્ય છે, ન તો હિતાવહ પણ છે. વ્યક્તિના પોતાના અધિકારની વાત છે કયો રાહ અંગીકાર કરવો તે. પણ આ સમગ્ર પ્રવૃત્તિથી જો વહેવારનાં પાણી વિશેષ ડહોળાયાં હોય, જો પ્રતિકાર કરવાની સરાહનીય વૃત્તિનું પરિણામ, અસામાજિક કાર્યો કરવાની હિમ્મત ખૂલી ગઈ એવું પ્રતિપાદિત થઈ શકે એવી પરિસ્થિતિમાં આવ્યું હોય તો સમગ્ર રીતે વિચાર થવો જોઈએ એટલું તો હર કોઈ સ્વીકારશે.

'એ યુરોપીઅન ઍજ્યુકેશન'નું એક વાકય અત્યંત ચિન્ત્ય છે. Freedom always returns: સ્વતંત્રતા હરહંમેશ પાછી આવે જ છે, મુક્ત સમાજ મુક્ત થાય જ છે. બંધનની દશા તૂટે જ છે. પરતંત્રતા ટકતી નથી. પ્રતિકારને માર્ગે વળેલાનો આ તો શ્રદ્ધેય ધ્રુવમંત્ર જ હોય.

પણ એ વિચારની વ્યાપ્તિ માત્ર સ્વતંત્રતા ઝૂંટવાઈ ગઈ હોય એ પરિસ્થિતિ સુધી જ સીમિત નથી, ન જ હોઈ શકે.

એનો અર્થ સ્વતંત્રતાની માત્ર ચોકી એટલો જ નથી.

એનો સાચો અર્થ તો સ્વતંત્રતાની ગુણવત્તા વધાર્યે જવાનો છે. બાહ્ય અને છત્ર ચામરની સ્વતંત્રતાને સાચી સ્વતંત્રતા માની લેવાની ભૂલ ન કરવી એ આ વાક્યનો અર્થ હોવો જોઈએ. આંતરિક ભાવ અને બુદ્ધિથી જેની પાંખડી ખીલી છે, મહોરી છે અને મહેકે છે, એવી સ્વતંત્રતા માનવીમાત્રને મળે એવા ઉજમાળા ઉદ્યમમાં હરકોઈ ને જોડાવાનું આમંત્રણ એ આ વાક્યનો અર્થ હોઈ શકે.

'એ યુરોપીઅન ઍજ્યુકેશન' વિષે પુસ્તકના પૂંઠા પર કરવામાં આવેલી નોંધ કોઈને પુસ્તક ખરીદવા પ્રેરશે કે નહિ એ તો કોણ જાણે, પણ ઉપર નોંધેલા ખયાલ-ના સંદર્ભમાં એમાંનાં ત્રણ-ચાર વાકય નોંધવા જેવાં છે:

A European Education is a story of unmitigated privation and terror. But it is also the story of human heart's triumph over evil even in the exercise of evil.

Before the book ends the hero has become a man; he has killed; he has learned how to steal without being caught; how to make friends with the Germans whom he intends to kill, and how to love.

The title is inherent in Janek's bitter summing up of what he has learned...'all this European education comes down is to teach you how to find courage to shoot a man who sits there with lowered head...'

# કેળવણી અને નવું લોકશાસન



'વિશ્વવિદ્યાલયનું કામ માત્ર આર્ષદૃષ્ટિવાળા વિદ્વાનો જ પેદા કરવાનું નથી. તેમણે નવા લોકશાસન માટે નેતાઓ પણ ઉત્પન્ન કરવાના છે. લોકના ટોળાનો કે કોઈ નાની ટોળકીનો અમલ તે લોકશાસન નથી. લોકસમૂહના મતને હરપ્રસંગે વશ વર્તીને ચાલવું, કે આપખુદ સરસુખત્યારોને તાબેદાર રહેવું, એ પણ લોકશાસન નથી. લોકશાસનની મૅઝીનીએ આપેલી વ્યાખ્યા કરતાં સારી વ્યાખ્યા બીજી એકે નથી. તેણે કહેલું કે, "લોકશાસન એ, જ્ઞાન અને ચારિત્ર્યમાં શ્રેષ્ઠ એવા માણસોના નેતૃત્વ તળે, સમાજના સર્વ માણસોની સર્વ માણસો દ્વારા સધાયેલી, પ્રગતિ છે." "જ્ઞાન અને ચારિત્ર્યમાં શ્રેષ્ઠ", કેવળ શ્રેષ્ઠ કુળમાં જન્મેલા નહિ. આપણને એવા નેતાઓ જોઈએ છે, જેઓ પોતાનાં નેતાપદ ટકાવી રાખવાને આતુર ન હોય, પણ સત્ય કહેવાની હિંમતવાળા હોય ને આપણા પ્રશ્નોના યોગ્ય ઉકેલ તરફ આપણને લઈ જવા તૈયાર હોય. વાદવિવાદની કુશળતા, રાજકીય ચતુરાઈ, કે ધનસંપત્તિવાળા માણસોને સત્તાવાળી જગાઓએ મૂકવાની લાલચ લોકશાસન ભોગવતી અશિક્ષિત કે અર્ધશિક્ષિત પ્રજાને રહે છે. મતદારમંડળમાં બુદ્ધિ અને આવડત, પ્રજાસેવાની ભાવના ને સ્વતંત્ર વૃત્તિ ન હોય તો આવી લાલચને રોકવી મુશ્કેલ છે. અને આ ગુણો કંઈ મરજી પડે ત્યારે પ્રાપ્ત કરી શકાતા નથી.

વિશ્વવિદ્યાલયો આપણને સંયમશીલ હિંમતવાળા માણસો પૂરા પાડી શકે એમ છે. એવા માણસો કેવળ લોકમતનું વિવરણ કરનાર હોય એ ન ચાલે. તેઓ તેને દિશા બતાવી તે તરફ દોરી શકે એવા હોવા જોઈએ. અત્યારના આપત્કાળમાં માણસો સલામતી ખોળે, સુરક્ષિત નોકરી-ધંધા માગે, ને જેમાં મહેનત ન કરવી પડે કે કષ્ટ ન વેઠવાં પડે એવાં સુંવાળાં કામો મેળવવાને ટાંપી રહે, એ બરાબર નથી. એવી સુરક્ષિતતા ને એવાં સુંવાળા કામની અપેક્ષા રાખશો તો તમે નિરાશ થશો. તમારે રૂઢિએ પાડેલા ચીલામાંથી નીકળી જીવનમાં સાહસ ખેડવાની હામ ભીડવી જોઈએ. યૌવનનો પ્રાણ જો ક્ષીણ થયો કે ઊડી ગયો નહિ હોય, તો તે હમેશાં વિચાર અને વર્તનમાં નવાં નવાં સાહસો ખેડવા તૈયાર રહેશે. મારા યુવાન મિત્રો, તમને હું એ જ સંદેશો આપી જાઉં છું કે યૌવનની, સાહસની ને હિંમતની ભાવના ટકાવી રાખો. સામાજિક એકરાગ ને પ્રગતિના નવા યુગને માટે સજ્જ થાઓ. તમે પોતે તમારી રીતે એ યુગના સ્રષ્ટા બની શકો એમ છો. ભારતવર્ષનો પ્રાચીન ધર્મગ્રંથ ઋગ્વેદ, જે પૃથ્વીના યૌવનકાળમાં રચાયો હતો, તેમાં સામાજિક ઐક્યની જરૂર, અને સમાજના હિતને ખાતર આપણા વ્યક્તિગત લાભને જતો કરવાની જરૂર, ભાર દઈને સમજાવવામાં આવી છે.

सं गच्छध्वं सं वदध्वं सं वो मनांसि जानताम् ।

(તમે સાથે ચાલો, સાથે બોલો, સાથે મળીને નિશ્ચય કરો.)

समानी व आकूतिः समाना हृदयानि वः ।
समानमस्तु वो मनो यथा वः सुसहासति ॥

- (તમારો નિર્ધાર એક થાઓ; તમારાં હૃદય એકરાગવાળાં થાઓ; તમારાં મન એક બનો; જેથી તમારો સંઘ શોભા પામે.) (ઋગ્વેદ ૧૦; ૧૯૧; ૨, ૪)

નમસ્તે !'

સર્વપલ્લી રાધાકૃષ્ણન

['યુવાનોની સંસ્કારસાધના' (અનુવાદક - ચંદ્રશંકર પ્રા. શુક્લ), સન ૧૯૪૫, પૃ. ૭૬-૭૮]

# અભ્યાસ

વિચાર અને વિવેચનનું સામયિક

"પ્રિયબંધુ ! કરવા જેવું ઘણું છે; તેમાંથી એકાદ વ્યક્તિથી કેટલું કરી શકાય? જે જે અંશમાં જેના જેનાથી કંઈક થઈ શકે, તે તે તેણે કરવાનું છે. બીજું નથી થતું તે તરફ ઊણપ-દૃષ્ટિ એકબીજા માટે રાખવા કરતાં તેવો એકાદ ઊણપનો અંશ પૂરવામાં બનતી તત્પરતા રહે એ જ વધારે યોગ્ય છે."
ભિક્ષુ અખંડાનંદજી

['સદ્ગત સ્વામીશ્રી અખંડાનંદજીના પત્રો', સને ૧૯૪૬, પૃ. ૩૩-૩૪]

વર્ષ ૧
અંક ૧૧
જૂન · ૧૯૬૨
સંપાદક · પુરુષોત્તમ ગણેશ માવળંકર

वर्ष १ · અંક ૧૧
# અભ્યાસ
સંપાદક : પુરુષોત્તમ ગણેશ માવળંકર
જૂન ૧૯૬૨

## અનુક્રમ



*

## અભ્યાસ

* વાર્ષિક લવાજમ રૂપિયા આઠ, છમાસિક રૂપિયા પાંચ, છૂટક અંકનો રૂપિયો એક.
* 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ–૧ એ સરનામે લવાજમ રૂબરૂ ભરી શકાશે.
* મનીઑર્ડરથી કે ચેકથી લવાજમ–પુ. ગ. માવળંકર, 'પ્રગતિ', ૧૫ મહારાષ્ટ્ર સોસાયટી, અમદાવાદ-૬ એ સરનામે–મોકલવું, તથા ચેક પુ. ગ. માવળંકરના નામનો લખવો, એવી વિનંતી છે.
* 'અભ્યાસ' માટે લેખો શાહીથી પાનાની એક તરફ અને સુવાચ્ય અક્ષરે મોકલવા, અને લેખો તથા અવલોકન માટેનાં પુસ્તકો 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ–૧ને સરનામે મોકલવા વિનંતી છે.
* નવા ગ્રાહકો પ્રથમ અંકથી જ નોંધાય છે અને પાછલા બધા અંકો એમને અપાય છે.
* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.

*

મુદ્રક અને પ્રકાશક: પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

# નૈવેદ્ય

दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया।
मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते॥ भगवद्गीता–७-१४॥

**ભાવાર્થ:** આ મારી દૈવી ત્રિગુણમયી માયા અત્યંત દુસ્તર છે. જે માત્ર મારે જ શરણે આવે છે તે આ માયાને તરી જાય છે.

**નોંધ:** ભગવદ્‌ગીતાના આ શ્લોકમાં ભગવાનની અલૌકિક ત્રિગુણાત્મિકા માયાના અદ્‌ભુત પ્રભાવનો નિર્દેશ કરી તેમાંથી મુક્ત થવાનો અમોઘ ઉપાય દર્શાવ્યો છે. આ માયા સત્ત્વ, રજસ્ અને તમસ્–એ ત્રણ ગુણોથી યુક્ત છે અને તેનો પાર પામવો અત્યંત કઠણ છે. આ સમગ્ર જગત સત્ત્વ, રજસ્ અને તમસ્–એ ત્રણ ગુણોના કાર્યરૂપ સાત્ત્વિક, રાજસ અને તામસ–એ ત્રણ ભાવો–પદાર્થોદ્વારા મોહિત થયેલું હોવાથી તેનાથી પર અવિનાશી પરમાત્માને જાણતું નથી–એવો ભાવ આ શ્લોકની પહેલાના શ્લોકમાં વ્યક્ત કર્યો છે. ભગવાનની અલૌકિક માયારૂપી શક્તિ તેના (ભગવાનના) યથાર્થ સ્વરૂપને ઢાંકી દઈ જગતના નામરૂપાત્મક વિષયોમાં પ્રાણીઓના મનને મોહાંધ બનાવે છે. આથી ઘણાંખરાં પ્રાણીઓને શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ વગેરેમાં અહંબુદ્ધિ અને મમત્વ-બુદ્ધિ થાય છે, તેમ જ સ્ત્રી, પુત્ર, ગૃહ વગેરે વિષયોને તે નિજનાં માને છે અને પોતાનું જે સાચું સચ્ચિદાનંદ સ્વરૂપ છે તેને ભૂલી જાય છે. ઈશ્વરની આ મોહિની શક્તિનું શાસન અજ્ઞાનવશ પ્રાણીમાત્ર પર ચાલે છે. પરમેશ્વરની યોગમાયારૂપી શક્તિના પ્રચંડ સામર્થ્યનું વર્ણન ચંડીપાઠમાં કાવ્યમય ભાષામાં સ્થળે સ્થળે કર્યું છે. આ સંદર્ભમાં નીચેનો શ્લોક ધ્યાનમાં રાખવા જેવો છે:

'त्वं वैष्णवी शक्तिरनन्तवीर्या विश्वस्य बीजं परमासि माया।
सम्मोहितं देवि समस्तमेतत् त्वं वै प्रसन्ना भुवि मुक्तिहेतुः॥
(अ–११-५)

'તું અનંત સામર્થ્યવાળી વિષ્ણુની શક્તિ છે. તું વિશ્વના બીજ સ્વરૂપ પરમ માયા છે. હે દેવી! આ સમગ્ર જગતને તેં મોહિત કર્યું છે. પ્રસન્ન થયેલી તું પૃથ્વી પર મુક્તિ અપાવે છે.' માયાના પાશમાંથી મુક્ત થવાનો અચૂક ઉપાય ઈશ્વરની પ્રપત્તિ એટલે શરણાગતિ છે, એમ ગીતામાં દર્શાવ્યું છે. ગીતામાં ઈશ્વરપ્રાપ્તિના અનેક માર્ગો—કર્મયોગ, સાંખ્યનિષ્ઠા વગેરે દર્શાવ્યા છે તેમાં ભક્તિયોગ પર ખૂબ જ ભાર મૂકવામાં આવ્યો છે અને ઈશ્વરની શરણાગતિ (Complete surrender) એ આ માર્ગનું મુખ્ય અંગ છે. શ્વેતાશ્વતર ઉપનિષદ્‌માં 'मायां तु प्रकृतिं विद्धि मायिनं तु महेश्वरम्।' એ મંત્રમાં 'તું પ્રકૃતિને માયા અને મહેશ્વરને માયી જાણ' એમ કહ્યું છે. આ માયારૂપી મોહિની શક્તિ પર કોઈનું શાસન હોય તો તે મહેશ્વરનું છે. તે માયાપતિ છે. ભાગવતમાં ભગવાનને 'ત્ર્યધીશ:' 'ત્રણ ગુણોના નિયન્તા' તરીકે વર્ણવ્યા છે. માયાની સત્તામાંથી મુક્ત થવું હોય તો માયાપતિનું શરણ લેવું એ સીધો રાજમાર્ગ છે, અમોઘ ઉપાય છે. માયાપતિનું શરણ લેતાં તેનો અનુગ્રહ (grace) થાય છે અને ત્રિગુણમયી માયાના પાશમાંથી મુક્ત થવાય છે. આમ ગીતા અનુગ્રહના સિદ્ધાંત (The doctrine of Grace) ઉપર અતિશય ભાર મૂકે છે, એ સ્પષ્ટ થાય છે. અર્જુન સ્વજનવધ, ગુરુજનનો નાશ વગેરે પાપથી ડરીને યુદ્ધથી વિમુખ થવા તૈયાર છે. યુદ્ધના અનર્થો (Evils of war) તેને ભયભીત કરી મૂકે છે અને તે યુદ્ધનો ત્યાગ–ક્ષાત્રધર્મનો પરિત્યાગ–કરવા ઉદ્યત થાય છે. કર્મ બંધન કરનાર છે, સંસારમાં ફેંકનાર છે, પ્રકૃતિના બંધનમાં નાખનાર છે–એ વિચાર તેને કર્તવ્યથી વિચલિત કરે છે. 'कर्मणा बध्यते जंतुः' 'પ્રાણીમાત્ર કર્મથી બંધાય છે'–એ સિદ્ધાંતથી તે અજાણ નથી. કર્મ કરવા છતાં પાપ ન લાગે, સંસાર

(Cycle of birth and rebirth) પ્રાપ્ત ન થાય તે માટે નિષ્કામ ભાવે કર્મ કરવાનો માર્ગ, અથવા સાંખ્યનિષ્ઠાનો માર્ગ (હું પ્રકૃતિથી જુદો પુરુષ છું વગેરે ભાવનાનો માર્ગ) તેમાં દર્શાવ્યો છે ખરો, પણ આ અનેક માર્ગોમાં શરણાગતિનો માર્ગ સહેલાઈથી આચરી શકાય તેવો, જેમાં કદી અહંભાવનો ઉદય ન થાય તેવો સરળ રાજમાર્ગ છે, કલ્યાણપ્રાપ્તિનો, માયાના બંધનમાંથી મુક્ત થવાનો ઉત્તમ ઉપાય છે, એવો ગીતાકારનો આશય સહેજે સમજાય તેવો છે અને એટલે તો અઢારમા અધ્યાયમાં શ્રી કૃષ્ણ સ્પષ્ટપણે ભક્તિમાર્ગનું હાર્દ પ્રગટ કરતાં કહે છે કે,

सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज।
अहं त्वा सर्वपापेभ્યो मोक्षयिष्यामि मा शुचः।।

(गीता: ६४–६६)

'સર્વ ધર્મોનો ત્યાગ કરી માત્ર મારે જ શરણે આવ. હું તને સર્વ પાપોમાંથી છોડાવીશ; શોક કરીશ નહિ.'

[સંપાદક: એ. જી. ભટ્ટ, સંસ્કૃતના પ્રાધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

*

# બુદ્ધિનો મહિમા

**પાંડુરંગ સદાશિવ સાને**

['આધુનિક મહારાષ્ટ્રના સંત' સાને ગુરુજીના 'भारतीय संस्कृति' પુસ્તકમાંના પ્રકરણનો શ્રીમતી પૂર્ણિમા પુ. માવળંકરે કરેલો અનુવાદ]

ભારતીય સંસ્કૃતિમાં અંધશ્રદ્ધાને સ્થાન નથી. વિચારનો મહિમા સર્વત્ર ગએલો જણાઈ આવશે. વેદ એ ભારતીય સંસ્કૃતિનો પાયો મનાય છે. પરંતુ વેદ એટલે શું? વેદ એ શબ્દનો અર્થ જ્ઞાન એવો છે. જ્ઞાન ભારતીય સંસ્કૃતિનો આધાર છે. જ્ઞાન ઉપર ચણેલી આ ભવ્ય સંસ્કૃતિ છે.

વેદ કેટલા છે? વેદ અનંત છે. ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ એટલા જ વેદ નથી. ભારતીય સંસ્કૃતિના એક જ ઋષિ નથી, એક જ પયગંબર નથી, એક જ વેદ નથી. ભારતીય સંસ્કૃતિ ગગન જેવી વિશાળ અને સાગર જેવી અપાર છે.

જીવનને સુંદર કરનાર પ્રત્યેક વિચાર એટલે વેદ છે. પોતાનું આયુષ્ય આનંદી અને ઉત્સાહી કેવી રીતે રહેશે એ આયુર્વેદ કહેશે. સમાજનું રક્ષણ કેવી રીતે કરવું એ ધનુર્વેદ કહેશે. સમાજનું મનોરંજન કઈ રીતે કરવું, સમાજનાં દુઃખને કેમ ભુલાવવું એ ગાંધર્વવેદ કહેશે. આ બધા વેદ જ છે.

કાલ અનંત છે અને જ્ઞાન પણ અનંત છે. નવું નવું જ્ઞાન ઉદય પામશે અને ભારતીય સંસ્કૃતિ બધાંથી પહેલાં એ જ્ઞાનનો સત્કાર કરવા ઊભી રહેશે. ભારતીય સંસ્કૃતિને જ્ઞાનથી વધુ કંઈ જ પવિત્ર લાગતું નથી. જ્ઞાનોપાસકો ખાતર ભારતીય સંસ્કૃતિને નિતાંત આદર છે.

એક જ સમયે બધા ઋષિઓ થઈ ગયા એવું ક્યારેક ભારતીય સંસ્કૃતિ માનવાની નથી. એમ કહેવું એ અહંકાર છે. એ પરમેશ્વરનું અપમાન છે. બધું જ જ્ઞાન જો ખલાસ થયું હોય તો સૃષ્ટિના અસ્તિત્વની કંઈ જરૂર જ નથી. ડૂંડાં આવ્યાં કે જુવારની કાપણી કરવાનું જ બાકી રહે, તેમ શોધવાનું જો કંઈ બાકી જ રહ્યું ન હોય, તો માનવોત્પત્તિનો કંઈ અર્થ જ રહેતો નથી.

નવા નવા વિચાર ઉત્પન્ન થાય છે. નવું નવું જ્ઞાન આપણને મળે છે. યુરેનસ અને નેપચ્યુન પહેલાં દેખાતા નહોતા. તે હવે દેખાવા લાગ્યા છે. ખગોળમાં જેમ નવા નવા તારા દેખાય છે, તે પ્રમાણે જીવનના શાસ્ત્રમાં પણ નવા નવા વિચારો ઉત્પન્ન થતા હોય છે. ખરું

જોતાં તો બાકીનાં બીજાં બધાં શાસ્ત્રોની સરખામણીમાં આ જીવનશાસ્ત્ર ખૂબ જ પ્રયોગાવસ્થામાં છે એમ કહેવું જોઇએ. આ જીવનના શાસ્ત્રમાં હજી સુધી કંઈપણ નિશ્ચિત નથી. ભૂમિતિમાં સ્વયંસિદ્ધ, શંકાતીત, સંશયાતીત એવાં કેટલાંક તત્ત્વો છે. ગણિતશાસ્ત્રમાં પૃથ્વીના કોઈ પણ ખૂણામાં ગયા તોયે બે ને બે ચાર એમાં કંઈ ફેર થવાનો નથી. પરંતુ જીવનના શાસ્ત્રમાં આવું એક પણ તત્ત્વ નિઃશંકપણે અપવાદરહિત એવું મૂકી શકાશે નહિ. સત્ય સારું કે ખરાબ, અહિંસા યોગ્ય કે અયોગ્ય, બ્રહ્મચર્ય હોવું ઘટે કે નહિ એના નિશ્ચિત જવાબ હજી માનવ મનને આપતાં ફાવ્યું નથી.

આમ હોવાથી ભારતીય સંસ્કૃતિ કશી બાબતનો આગ્રહ રાખતી નથી. 'बुद्धेः फलमनाग्रहः।' કોઈપણ તત્ત્વનો આગ્રહ બુદ્ધિમાન મનુષ્ય રાખતો નથી. શ્રીકૃષ્ણે અંતમાં અર્જુનને 'यथेच्छसि तथा कुरु' એમ કહી એની બુદ્ધિને મહત્ત્વ આપ્યું. વેદધર્મ એટલે વિચાર પ્રમાણે આચરણ, બુદ્ધિ કહે તે પ્રમાણે આચરો. 'अंतर्रिचा ज्ञानदिवा मालवूं नको रे' એવું ભારતીય સંસ્કૃતિ કહે છે. તારી પોતાના હૃદયમાંની બુદ્ધિ શું કહે છે તે જો. એ બુદ્ધિનો જે નિઃશંક અવાજ આવશે તે પ્રમાણે આચર. 'મનઃપૂતં સમાચરેત્' આ વચનનો અર્થ એ જ. અમુક ઋષિ કહે છે એટલે નહિ, તમુક તત્ત્વજ્ઞાની કહે છે એથી પણ નહિ, તારા મનને જે પવિત્ર લાગે તે તું કર. તું તારા આત્માનું અપમાન કરતો નહિ. તું તારી બુદ્ધિનું ગળું રૂંધીશ નહિ.

વેદ અપૌરુષેય છે વગેરે બધી કલ્પના ભ્રામક છે. માનવી બુદ્ધિનો આ બધો વ્યાપ છે. વેદને માનવો એટલે બુદ્ધિને માનવી. વેદમાંનો સૌથી પવિત્ર મંત્ર તે ગાયત્રી-મંત્ર. એ ગાયત્રી મંત્રને આટલું મહત્ત્વ શા સારુ? એ મંત્રની ઉપાસના કરીને જ મનુષ્યનો પુનર્જન્મ થાય છે. એ મંત્રમાં એવું તે શું છે? બુદ્ધિની નિર્મળતા એ મંત્રમાં માગી છે.

'એ તેજસ્વી પ્રેરણા આપનારા સૂર્યના પરમ શ્રેષ્ઠ તેજ-ની અમે ઉપાસના કરીએ છીએ. એ સૂર્ય અમારી બુદ્ધિને વેગ આપે છે.' વિશ્વામિત્ર ઋષિએ ભગવાન પાસે પોતાના સમાજ માટે નિર્મળ બુદ્ધિની બક્ષિસ માગી. વેદમાં ગાયો આપ, યુગ આપ, યશ આપ વગેરે સેંકડો યાચના ભગવાન પાસે કરવામાં આવેલી છે. પરંતુ એ બધા મંત્રો કરતાં આ નાનો મંત્ર પરમ શ્રેષ્ઠ ઠર્યો. આ ઉપરથી ભારતીય પૂર્વજો કઈ વસ્તુને સૌથી વધારે મહત્ત્વ આપતા હતા એ દેખાઈ આવશે.

મનુએ એક જગ્યાએ સ્પષ્ટ કહ્યું છે, કે 'મારું કહે-વાનું બુદ્ધિને યોગ્ય લાગતું હોય તો લો, નહિ તો ફેંકી દો.' શંકરાચાર્ય કહે છે, 'સેંકડો શ્રુતિ આવીને જો એમ કહેવા લાગે કે અગ્નિ ઠંડો છે તોપણ તેને કોણ મહત્ત્વ આપશે?' તર્કની કસોટી પર ઘસી ઘસીને જે સો ટકા નીવડે, એ જ જ્ઞાનધન પૂજ્ય માનો, એવું એ પ્રાચીન કવિ કહે છે.

મહાભારતમાં 'कोऽयं धर्मः कुतो धर्मः' એવો પ્રશ્ન ભીષ્મને પૂછવામાં આવ્યો છે. આ ધર્મ ક્યાંથી આવે છે! આ ધર્મ ઈશ્વર કાનમાં આવીને કહે છે? ભીષ્મે કહ્યું, કે વિચારવંત લોકો ચિંતન કરી, અભ્યાસ કરી આ ધર્મ નિર્માણ કરે છે. 'मतिमिरुद्धृतम्।' પોતપોતાની બુદ્ધિથી તેઓ તત્ત્વો શોધી કાઢે છે.

વેદધર્મ એટલે વિચાર ધર્મ. વેદધર્મ એટલે બુદ્ધિ-પ્રધાન ધર્મ. શ્રુતિનું શ્રુતિને ગળે ઊતરતું નથી, સ્મૃતિને સ્મૃતિ સાથે બનતું નથી, એક ઋષિ બીજા ઋષિ સાથે સંમત થતા નથી, એનો અર્થ શો? એનો અર્થ એટલો જ, કે પ્રત્યેક જણ સ્વતંત્રપણે વિચાર કરે. જેના તેના સમયની જે પરિસ્થિતિ હોય તે પ્રમાણે એ વિચાર કરે. ઋષિ આંધળા નહોતા. તેઓ પોપટ નહોતા. તેઓ તેજસ્વી ગાયત્રી મંત્રની ઉપાસના કરનારા હતા. પગલે પગલે તેઓ ફેરફાર કરતા. ''बाबा वाक्य प्रमाण' ની એમને ખૂબ ચીડ ચડતી. તેઓ ચર્ચા કરતા, બેઠકો ભરતા, શાંત-પણે જ્ઞાનની સાધના કરતા.

પ્રાચીન કાળની જરા ઝાંખી કરીએ તો વિચારોની પ્રચંડ ચળવળ દેખાશે. કેવળ યાસ્કાચાર્યના નિરુક્તમાં જોઇએ તો વેદોના અભ્યાસ માટે જુદાં જુદાં દૃષ્ટિ-કોણનાં સેંકડો મંડળોનાં નામો એમાં આવેલાં છે. इति नैरुक्तिकाः, इति आख्यायिकाः, इति ऐतिहासिकाः એવાં જુદાં જુદાં અભ્યાસમંડળો યાસ્ક આપે છે. એ જ રીતે ઉપનિષત્કાળમાં બધે જ તત્ત્વજ્ઞાનની પ્રચંડ અને અખંડ ચર્ચા ચાલી રહેલી દેખાય છે. સેંકડો પંથો, સેંકડો સૂક્ષ્મ છટાના તત્ત્વજ્ઞાની આપણને દેખાઈ આવે છે. નિખાલસ-

પણ ચર્ચા કરે છે, મનમાં ઊતરે તો સ્વીકારે છે અને તે પ્રમાણે વર્તવા લાગે છે, એવું આ દશ્ય છે. નિર્ભયતાથી નિઃશંકપણે વિચારોની રજૂઆત સ્પષ્ટપણે કરાતી. એ ચર્ચા સાંભળવા લોકો ભેગા મળતા.

મીમાંસક ઈશ્વરમાં માનતા નહોતા; ચાર્વાકપંથી લોકો પરલોક વગેરેમાં માનતા નહોતા. આખી સૃષ્ટિ પરમાણુમાંથી થઈ એવું કણાદ વગેરે કહેતા. બુદ્ધપંથી બધું ક્ષણિક છે એમ માનતા. સેંકડો મતો હતા. પરંતુ કોઈની હેરાનગતી થઈ નહિ. યુરોપમાં નવવિચાર આપનારાંઓની હોળી કરવામાં આવી. ભારતમાં એવું થયું નહિ. પ્રત્યેકના પ્રામાણિક મતને અહીં માન આપવામાં આવતું.

જ્ઞાન એટલે બાલિશતા એવું સમજવામાં આવતું નહિ. એકેક વાત સમજવામાં દસકાઓ ને દસકાઓ જતા. ઉપનિષદમાં અનેક ઠેકાણે જ્ઞાન માટે બ્રહ્મચર્યપાલન કરી કેવી તપશ્ચર્યા કરતા, કેવા ચિંતનમાં ડૂબી જતા એ આપ્યું છે. જ્ઞાન માગવા માટે ગમે તેની પાસે જતા. બ્રાહ્મણ ક્ષત્રિય પાસે જતા, ક્ષત્રિય બ્રાહ્મણ પાસે જતા. બ્રાહ્મણ તુલાધાર જેવા વૈશ્ય પાસે જ્ઞાન મેળવવા નમ્રપણે જતા. જ્ઞાન ક્યાંયે હોય તે પવિત્ર છે. સૂર્યનો પ્રકાશ ગમે ત્યાંથી પણ આવે તો એ લેવો જોઇએ. ઝાડનાં મૂળિયા જ્યાંથી ભેજ મળે ત્યાંથી તે લેવાને મથતાં હોય છે. એ જ પ્રમાણે જ્ઞાનોપાસકની દૃષ્ટિ હોવી ઘટે. દેવોનો કચ દૈત્યોના ગુરુ પાસે પણ જશે અને દૈત્યોનો ગુરુ પણ શત્રુ તરફના શિષ્યને પ્રેમથી બધું જ્ઞાન આપશે. જ્ઞાનના પ્રદેશમાં શત્રુ-મિત્ર જેવું નથી.

નચિકેતા પ્રત્યક્ષ મૃત્યુ પાસે પણ જ્ઞાનની જ ભિક્ષા માગતા થયા; એના કરતાં જ્ઞાનની મહત્તા બીજી કઈ હોઈ શકે? જ્ઞાન માટે મૃત્યુ પાસે પણ જવું પડશે! જ્ઞાનને કશાની બીક નથી. જ્ઞાન મેળવનાર સમસ્ત ત્રિખંડમાં જશે અને તેને માટે ગમે તેટલો ત્યાગ કરવા એ તૈયાર થશે.

સમાજને નવવિચાર આપવા એટલે મોટી મહત્ત્વની સાધના જ છે. વિચારોનાં ચક્ષુ સમાજને આપવા કરતાં ધન્યતર બીજું શું છે? ચિંતન કરી પોતાને જે વિચાર સૂઝે, એને પૂજ્ય માની તે સદૈવ પ્રકટ કરવો જોઇએ. એની પ્રગતિ કરવી જોઇએ, એ બધાં સમક્ષ નિર્ભયપણે મૂકવો જોઇએ, એ છોડી દેવો ન જોઇએ.

જ્ઞાનનું બાહ્ય સ્વરૂપ ગમે તે હશે તે તે બાહ્યાંગોની પૂજા કરવા માટે મનુષ્ય નિઃસ્વાર્થપણે કેવો મથે છે એ જોવું જોઇએ. જ્ઞાનનું બાહ્યાંગ વ્યાકરણ હશે, વ્યાકરણ રૂપી પરબ્રહ્મની એકાદ પાણિનિ અહોરાત્ર પૂજા કરવા માગશે. એ પાણિનિ ને ભગવાનની પદવી ભારતીય સંસ્કૃતિ આપશે. શંકરાચાર્ય પાણિનિનો ઉલ્લેખ ભગવાન્ પાણિનિ એવો હંમેશ કરતા. પાણિનિ જ્ઞાનમાં એક સ્વરૂપમાં લીન થયા. એમને બીજું ત્રીજું કંઈ જ સૂઝતું નહોતું, વ્યાકરણ એટલે એમનું વેદાંત. જે કોઈ આવતું તેને તેઓ વ્યાકરણ શીખવતા એક દિવસે તપોવનમાં તે વ્યાકરણ શીખવતા હતા એટલામાં એકદમ વાઘ આવ્યો. વાઘને જોઈ પાણિનિ નાઠા નહિ. વાઘને જોઈ વ્યાઘ્ર શબ્દની વ્યુત્પત્તિ તેઓ કહેવા લાગ્યા. વાઘ સૂંઘતો સૂંઘતો આવતો હતો. પાણિનિ બોલ્યા, "વાસ લેતો લેતો આવતો આ જુઓ વાઘ." "व्याजिघ्रति स व्याघ्रः" પાણિનિ વ્યુત્પત્તિ કહેવાના આનંદમાં હતા. શિષ્યો તો ક્યારના ભાગી ગયા હતા. વાઘે પાણિનિ પર તરાપ મારી એમને ખાઈ ગયો! જ્ઞાનની કેટલી મહાન ઉપાસના! જ્ઞાનની ઉપાસના કરનાર જે તે બધું ભૂલી જાય છે. તે તો વિચારોમાં જ તન્મય બને છે. એની જાણે સમાધિ લાગે છે! સમાધિ એટલે સર્વત્ર ધ્યેયનો જ સાક્ષાત્કાર થવો. સમાધિ એટલે ધ્યેયેતર સૃષ્ટિનું વિસ્મરણ! સમાધિ એટલે આખી સૃષ્ટિનું વિસ્મરણ નહિ.

જ્ઞાનનો પ્રદેશ કોઈ પણ હો. એ જ્ઞાનની પાછળ પાછળ જઈ એ બાબતમાં છેવટની ટોચે જે પહોંચે છે, પરમોચ્ચ સ્થાન જે મેળવે છે, તે જ ઋષિ. જેની પૈસા પર અથવા સુખ પર નજર હોય છે, તે આવા ફંદમાં કદી પડવાનો નહિ. તપસ્વીઓ જ જ્ઞાન આપે છે. જ્ઞાન હો, અથવા વિજ્ઞાન્ હો, એ સિદ્ધ કરવા માટે, જીવનમાં ઉતારવા માટે મહાત્માઓ જ મરે છે. જ્ઞાનોપાસક એક સરખો આગળ જશે. જ્ઞાનદેવનાં દર્શન લીધા સિવાય એ અટકવાનો નથી. જીવનનાં અનેકવિધ ક્ષેત્રોમાં અપાર સંશોધનને અવકાશ છે. ભારતીય સંસ્કૃતિ તે તે સંશોધકોનું સંમાન કરવા ઊભી રહી છે. જ્ઞાનસંશોધનમાં ખાવું-પીવું ભૂલનાર ન્યૂટન એ ઋષિ જ હતો. પચાસ વર્ષ અધ્યયન કરી, વિચાર કરી, નવદૃષ્ટિ

આપનાર કાર્લ માર્ક્સ એ મહર્ષિ જ છે. જગતના વિચારમાં ક્રાંતિ ઘડી લાવનાર ચાર્લ્સ ડાર્વિનને કોણ ઋષિ નહિ કહે? ઇંગ્લૅંડમાંની એકાદ ઝૂંપડીમાં રહી સહકાર્યના નવા નવા માર્ગો જગતને બતાવવા માટે મથામણ કરનાર પેલા હદપાર થયેલા મહાન ક્રૉપ્રોટકિન—એને ઋષિ ન કહીએ તો બીજા કોને કહીએ?

ભારતીય સંસ્કૃતિ આ બધાની પૂજા કરશે. રવીન્દ્રનાથ ટાગોરે વિશ્વભારતી વિદ્યાપીઠ કાઢીને એ બતાવ્યું છે કે જગતમાંની ઋષિઓની પૂજા ભારત ખૂબ સ્વજનભાવે કરે છે. જગતમાંના મોટામોટા આચાર્યોને તેઓ ત્યાં બોલાવી લેતા હતા અને એમનું સંમાન કરતા હતા. રવીન્દ્રનાથ ભારતીય સંસ્કૃતિના આત્માને ઓળખતા હતા. ભારતીય સંસ્કૃતિના તે ખરા ઉપાસક હતા.

ભારતીય સંસ્કૃતિમાં જ્ઞાનનો ક્યાં યે વિરોધ નહોતો. છેક ક્રાંતિકારી મત રજૂ કરનારનું પણ અહીં ગૌરવ થતું. એનો મત પણ સંભળાતો. એ મતની પાછળ કેટલો તલસાટ, કેટલી વ્યાપકતા, કેટલો અનુભવ, કેટલું ચિંતન છે એ જોવામાં આવતું. જે તે મત માટે મતસ્થાપક કેટલો ત્યાગ કરવા તૈયાર છે એ જોવામાં આવતું. ભારતીય સંસ્કૃતિ પ્રત્યેક નવો મત તરત અપનાવતી એવું નહિ, પરંતુ પ્રત્યેક મ તને અવકાશ હતો. સત્ય હશે, તો કાળના પ્રવાહમાં ટકશે અસત્ય હશે તો તે અદૃશ્ય થશે.

વળી, પરમેશ્વરનું સ્વરૂપ એટલે જ જ્ઞાન એવું ભારતીય સંસ્કૃતિમાં કહ્યું છે. પરમેશ્વરની—બ્રહ્મની વ્યાખ્યા શી? "ज्ञानं ब्रह्म" જ્ઞાન એટલે જ બ્રહ્મ. જ્ઞાન એટલે જ પરમેશ્વર. આનાથી મહાન એવી ઈશ્વરની વ્યાખ્યા જગતને કોઈએ પણ આપી નથી. ઈશ્વરની ઉપાસના કરવી એટલે જ્ઞાનની ઉપાસના કરવી, જ્ઞાનની ઉપાસના અનંત રૂપે કરવી. સમાજશાસ્ત્ર હો, ખગોળશાસ્ત્ર હો, ભૂગોળ હો, ઇતિહાસ હો, આયુર્વેદ હો, તત્ત્વજ્ઞાન હો, યોગ હો, કર્મયોગ હો, ગણિત હો, સંગીત હો, તે તે સર્વે જ્ઞાનસ્વરૂપ પરમેશ્વરની જ પૂજા છે. એક જ જ્ઞાનસૂર્યનાં આ અનંત કિરણો છે. મહાભારતમાંના શ્લોકો જેટલા જ ગણિતમાંના પ્રમેયો પણ વંદનીય છે. શ્રુતિ-સ્મૃતિના અભ્યાસ જેટલું જ સૃષ્ટિશાસ્ત્રનું અધ્યયન પવિત્ર છે. સનાતન ધર્મમાંની આ મહાનદૃષ્ટિ આપણે ફરી સ્વીકારવી જોઈએ. પરમોચ્ચ બૌધિક વિકાસની મશાલ ફરી સળગાવવી જોઈએ. તો જ ભારતીય સંસ્કૃતિ ફરી નવતેજથી શોભશે. આજે સંસ્કૃતિરક્ષણની ચળવળો થાય છે. નવા વિચારોનો પવન આવે નહિ માટે સનાતની નામની મંડળી કિલ્લાકોટ બાંધી બેસે છે. પરંતુ આ બધા સંસ્કૃતિરક્ષક નહિ પણ સંસ્કૃતિભક્ષક છે. ભારતીય સંસ્કૃતિના માળખાને તેઓ વળગવા જાય છે. અને અંદરના પ્રાણને ગૂંગળાવે છે. તેઓ સનાતની નહિ પણ અસનાતની છે.

સનાતન એ શબ્દનો અર્થ શો? 'सनातनो नित्य नूतनः' જે હમેશ નવાં-નવાં સ્વરૂપ પ્રકટ કરશે, તે જ ટકશે. જે ઝાડને નવાં પાન ફૂટે એમ નથી, તે ઝાડ મરવાનું જ છે એમ સમજવું. જ્ઞાનેશ્વરીના છેવટના અધ્યાયમાં જ્ઞાનેશ્વર લખે છે:

"हे नित्यनूतन देखिजे। गीतातत्त्व."

ગીતામાંના શબ્દોના અર્થો જુદા-જુદા દેખાવા લાગશે. કારણ એ શબ્દો તરફ આજે આપણે વીસમી સદીની પરિસ્થિતિમાંથી જોવાના! અર્થનો વિકાસ થતો હોય છે. શબ્દ નાનો હોય છે, પણ એમાંનો અર્થ અનંત છે. વિચારોની ઉત્ક્રાંતિ સદૈવ થતી રહેતી હોય છે.

ભારતીય સંસ્કૃતિની ભવ્ય ઇમારત નવા વિચારોના પવનથી પડશે, એવી બીક શું આ સંસ્કૃતિરક્ષકોને લાગે છે? આ નવા વિચારોના પવનથી જો એ પડવા જેવી હશે તો તે ટકી રહે એનો પણ શો અર્થ છે? જરા સહેજ આવેલી પવનની લહેર જેનાથી સહન થતી નથી, એવો ક્ષયી ટૂંકમાં જ મરવાનો, એવો એનો ધ્વનિ નીકળતો નથી શું? ભારતીય સંસ્કૃતિ શું આવી ઢીલીપોચી છે? અમારી દૃષ્ટિએ એ એવી નથી. જ્ઞાન પર, અનુભવ પર જે સંસ્કૃતિનો પાયો રચાયો છે, એ સંસ્કૃતિને ક્યારેય ભય નથી. કોટકિલ્લા બાંધી, ભીંત બાંધી એ બુરખો લઈ બેસવાની નથી. બુરખામાંનું આવું નમાલું પાવિત્ર્ય ભારતીય સંસ્કૃતિને નથી જોઇતું. નવા વિચારો સાથે ભારતીય સંસ્કૃતિને દુશ્મનાવટ નથી. જગતમાંના કોઈ પણ અનુભવની કસોટી પરથી પાર ઊતરેલી, જ્ઞાનપર ચણેલી સંસ્કૃતિ લાવો; ભારતીય સંસ્કૃતિનો એની સામેસામે વિરોધ નથી.

જગતમાંના પ્રયોગોનો ભારત ઉપયોગ કરી લેશે.

ભારતીય સંસ્કૃતિના દરવાજા ખુલ્લા છે. સામ્યવાદના વિચારો આવ્યા તો એમાં ભારતીય સંસ્કૃતિને શ્રીકૃષ્ણનું બાલચરિત્ર દેખાશે. ગોકુળમાંનું માખણ ચોરનાર શ્રીકૃષ્ણ, સર્વ પદદલિતોનો પક્ષ લેનારા શ્રીકૃષ્ણ, સર્વ સામ્રાજ્યોને ધૂળમાં મેળવનાર શ્રીકૃષ્ણ, એનું જ દર્શન સામ્યવાદમાં ભારતીય સંસ્કૃતિનો આત્મા ઓળખનારને થશે. "सत्या-असत्यासि मन केलें ग्वाही" એવું કહેનારા તુકારામનું જ દર્શન, 'પોતાની બુદ્ધિ પ્રમાણે જે ગળે ઊતરે તે કરો, એમ કહેનારા ધ્યેયવાદી નવવિચારવંતોમાં સંસ્કૃતિના ખરા ઉપાસકોને લાગશે! ભારતીય સંસ્કૃતિને ભય, નાશ અને મરણ—એ શબ્દોની ખબર નથી; કારણ કે જ્ઞાનનો નાશ નથી અને જ્ઞાન પર આ સંસ્કૃતિ ઊભી છે.

પ્રત્યેક પગલું બુદ્ધિપૂર્વક મૂકવાનું ભારતીય સંસ્કૃતિ કહે છે. "दृष्टिपूतं न्यसेत्पादम् वस्त्रपूतं पिबेज्जलम्" વિચાર કરીને વર્તો, જોઇને પગલું મૂકો, ગાળીને પાણી પીઓ. ભારતીય સંસ્કૃતિ કહે છે, કે વિચારને બધે લઈ ચાલો. ધર્મ એટલે શું? ધર્મ એટલે દરેક ક્રિયા ઉઘાડી આંખે કરવી. સવારે સાત વાગ્યે નાહીને સંધ્યા કરવી, એટલો જ ધર્મ શબ્દનો અર્થ નથી. ધર્મ એટલે ચોવીસે કલાક થનારાં કર્મો. જિંદગીભર થનારાં કર્મો. ધર્મ શું માત્ર દેવઘર પૂરતો જ હોય છે? ધર્મ સર્વત્ર છે. હવા જેમ આપણે જ્યાં જ્યાં જઇએ ત્યાં ત્યાં જોઇએ, તે પ્રમાણે ધર્મ સર્વત્ર હોવો જોઇએ. તમે ધારાસભામાં જાઓ, રસોડામાં જાઓ, કારખાનામાં જાઓ, ક્યાંયે જાઓ, જે જે કર્મો કરો તે તે ધર્મમય હોવાં જોઇએ.

ધર્મમય જોઈએ એટલે વેદમય જોઈએ, વિચારમય જોઈએ. આનો જ અર્થ દરેક કર્મ બુદ્ધિપૂર્વક કરો. પરંતુ બુદ્ધિ શુદ્ધ થવા માટે હૃદયની પણ જરૂર હોય છે. હૃદય શુદ્ધ થવા બુદ્ધિની જરૂર હોય છે. હૃદય અને બુદ્ધિની એકતાનતામાંથી જે મહાવિચાર નિર્માણ થશે, તે ધર્મ હશે. આવી એકતાનતા જેની થાય છે, એને જ આપણે ધર્મસ્થાપક કહીએ છીએ. શ્રીસમર્થે એક જ ધર્મસ્થાપક કહ્યા નથી.

"धर्मस्थापनेचे नर ॥ झाले आहेत, पुढें होणार ॥"
તે તે સમયની પરિસ્થિતિનો ઊંડો વિચાર કરી, તે તે સમયની જનતાનાં સુખ-દુઃખોનો એની સાથે એકરૂપ થઈ વિચાર કરીને, મહાપુરુષ તે તે સમયનો યુગધર્મ કહેતા હોય છે. તે તે સમયને નવી દૃષ્ટિ આપે છે, નવો વિચાર આપે છે. આવી રીતે ધર્મ વિકસતો જાય છે.

ભારતીય ધર્મ એ વર્ધિષ્ણુ ધર્મ છે. નવું નવું એ લેશે અને આગળ જશે. નવાં નવાં ક્ષેત્રોમાં પેસશે. બધું જ્ઞાન પોતાનું કરી સમાજને ધારણ કરશે. વિચાર સિવાય સમાજનું ધારણ કેવી રીતે થાય? જ્ઞાન એ શક્તિ છે. ખરો સનાતન ધર્મ એ જ્ઞાન લીધા સિવાય કેમ રહી શકશે?

હનુમાન જે પ્રમાણે લાલ દેખાતા સૂર્યને પકડવા ઊડચા, તે પ્રમાણે ભારતીય સંસ્કૃતિ ક્ષિતિજ પર દેખાતા ભવ્ય, દિવ્ય, નવા વિચારોને વળગવાને દોડશે. ભારતીય સંસ્કૃતિ એ પૂરેપૂરી સ્થાયી સંસ્કૃતિ નથી. એ ગતિશીલ છે, આગળ જનારી છે. એ ક્યારેયે અટકવાની નથી. સત્યનાં નવનવાં સ્વરૂપો જોવા ભારતીય આત્મા તરફડશે. સત્યનો સંશોધક 'બસ હવે બહુ થયું' એવું ક્યારેયે બોલશે નહિ. એની આંખો સામે અનંત ક્ષેત્ર ખુલ્લું હોય છે. મહાત્મા ગાંધી તરફ જ જુઓને! જીવનનું એવું એકે ક્ષેત્ર નથી, જે ક્ષેત્રમાં તેઓ બુદ્ધિનો દીવો લઈ અંદર પેઠા ન હોય! રાજકારણના ક્ષેત્રમાં નવા પ્રયોગો એમણે ચલાવ્યા જ છે, ઉદ્યોગધંધાનું ક્ષેત્ર લો, એમાં પણ એ પેસશે જ. રાષ્ટ્રીય શિક્ષણ હો, રાષ્ટ્રભાષા હો, ગ્રામોદ્યોગ હો, સમાજસુધારો હો, ધાર્મિક પ્રશ્ન હો, આરોગ્ય હો, ખાવા-પીવાના પ્રયોગો હો, બ્રહ્મચર્ય વગેરે માનસિક પ્રશ્નો હો, દરેક ક્ષેત્રમાં એ પેસશે. તેઓ બુદ્ધિના ઉપાસક છે. શુદ્ધ બુદ્ધિને શુદ્ધ હૃદયનો સુયોગ આપી તેઓ પ્રયોગ કરતા હોય છે. સાચા સનાતની વેદધર્મના એ સાચા અનુયાયી છે.

બુદ્ધિવાદી મનુષ્ય નિર્ભય હોય છે. તે કોઈની પિપૂડી વગાડતો બેસશે નહિ. તે પોતે વિશ્વાસથી આગળ પગલું માંડશે. જૂના લોક કળિયુગ-કળિયુગ કહે છે; નવા લોકો યંત્રયુગ-યંત્રયુગ કહે છે: ગાંધી કહેશે, 'હું મારો યુગ નિર્માણ કરીશ. હું ચરખાનો યુગ લાવીશ. ગ્રામોદ્યોગનો યુગ લાવીશ.' બુદ્ધિમાન મનુષ્ય એક જ ઘરેડમાં બેસી નહિ રહે. તે પોતાના વિચારોનો યુગ પોતાની આસપાસ નિર્માણ કરવા મથે છે.

જગતમાં સ્વતંત્ર બુદ્ધિ ખૂબ થોડી હોય છે. સનાતની લોકો દસ હજાર વર્ષ પૂર્વેના ઋષિઓના ગુલામ બને છે, જ્યારે નવા લોકો પશ્ચિમના પંડિતોના ગુલામ બને છે. પરંતુ ભારતીય સંસ્કૃતિ સ્વતંત્ર દીવો સળગાવવા કહે છે. તમારા દેશની સ્થિતિનો વિચાર કરો, પરંપરાનો વિચાર કરો, આજુબાજુના દેશોનો વિચાર કરો, અને આપણા સમાજને શું હિતકારક છે એ જુઓ.

સત્યની તરસ આ સત્યકામની ભૂમિમાં આજે ઉત્પન થઈ છે કે નહિ? માનવજાતિએ જે જે પ્રવૃત્તિઓ શરૂ કરી છે, જે જે વિચારપ્રદેશો ઉત્પન્ન કર્યા છે, એ બધી જગ્યાએ આપણે જવું જોઈએ. યંત્રશાસ્ત્ર, વાસ્તુશાસ્ત્ર, શિલ્પશાસ્ત્ર, શિક્ષણશાસ્ત્ર, સાહિત્ય, કલા, રસાયણ, વ્યાયામ, ક્રીડાંગણો, સમાજશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, માનસશાસ્ત્ર—બધાં જ સત્યના સાક્ષાત્કારનાં ક્ષેત્રોમાં ન થાકતાં ન કંટાળતાં આગળ વધનારા લોકો ભારતીય સંસ્કૃતિના ઉપાસકોમાં નિર્માણ થવા જોઈએ. સહકારી ચળવળો હો, મજૂરોનાં સંગઠનો હો, ખેતીસુધારણા હો, નવા ઉદ્યોગધંધા શરૂ કરવાના હો,—બધે આપણે જવું જોઈએ. અભ્યાસ કરવો જોઈએ, પ્રયોગ કરવા જોઈએ. એ જ પરમેશ્વરની સાચી પૂજા. પ્રભુએ આપેલું વધારવું એટલે જ એની ખરી પૂજા. પરમેશ્વરે આપેલી બુદ્ધિનો વિકાસ કરવો એટલે જ ખરો ધર્મ.

તે તે સમયમાંના પ્રશ્નો તે તે વિચારવંતોએ ઉકેલવાના હોય છે. અર્વાચીન બુદ્ધિ સમક્ષ અર્વાચીન પ્રશ્નો હોય છે. ભારતીય સંસ્કૃતિમાં એ હિંમત નથી શું? જગતમાંના દેશોની સાથે ખભેખભા મિલાવી બેસવાનો હક્ક વેદ ગોખવાથી મળવાનો નથી, પૂર્વજોની સ્તુતિ-સ્તોત્રો ગાઈને મળવાનો નથી. નવા પ્રશ્નોમાં આપણે હાથ આપવો પડશે. પ્રયોગાલયો એટલે હોમશાળા શરૂ કરવી જોઈએ. શરૂ થવા દો એ પ્રયોગ–સત્યદેવનું સર્વાંગીણ સ્વરૂપ સમજી લેવાનો પ્રયોગ.

હવે ક્યાંયે અટકવાથી નહિ ચાલે. આપણા સર્વાંશે સર્વત્ર દોડતા જવા દો. ગ્રામસંગઠન, ખાદીશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, નવનીતિવાદ, કોઈ પણ ક્ષેત્ર હો, તે તે વિષયમાં જઈએ અને નવું જ્ઞાન નિર્માણ કરીએ. ઠેકઠકાણે સંગ્રહાલયો, પ્રયોગાલયો, ગ્રંથાલયો સ્થાપીએ. બૌદ્ધિક અને વૈચારિક સહકાર્ય મેળવીએ. જ્ઞાન એ સહકાર્યની વસ્તુ છે. એ સહકાર્યમાંથી નિર્માણ થયેલ છે. અગાઉના સેંકડો વિચારોના ખભા પર નવો વિચાર ઊભો રહેતો હોય છે. ટિળકની કલ્પનાનો વિકાસ ગાંધીજી કરશે. જવાહરલાલ ગાંધીને આગળ લઈ જશે. જ્ઞાનનાં પ્રત્યેક પ્રાંતમાં આવી સ્થિતિ છે. ત્યાં અહંકાર નથી. ત્યાં નમ્ર અને નિષ્ઠાપૂર્વક જ્ઞાનેશ્વરની પૂજા કરવાની હોય છે.

ભારતીય સંસ્કૃતિ કહે છે: 'મારાં બાળકો! જગતમાં જ્ઞાન માટે જીવનનાં જીવન આપનારા સેંકડો લોકો નિર્માણ થાય છે. અહીં પણ થવા દો. અહીં પણ વિચારપૂજા શરૂ થવા દો.'

વિચાર તરવાર કરતાં પણ પ્રખર છે. વિચાર નવજીવન આપે છે. 'वह्नि तो पेटवावा रे.' વિચારોનો અગ્નિ ફરી પ્રખરતાથી સળગાવ્યા સિવાય પાપો ધોવાવાનાં નથી.

ભારતમાં આજે ક્રાંતિનો સમય આવ્યો છે. આ ક્રાંતિ કેવળ રાજકીય નથી. એ શતમુખી ક્રાંતિ છે. આખા સંસારને હચમચાવનારી છે. બધી કલ્પનાઓને પારખી જોવાની છે. નવો સમય, નવી દૃષ્ટિ! મજૂરને પેટપૂરતું ખાવાનું કેમ મળે એ જોવું તે આજે તો મહાન ધર્મ છે. રાષ્ટ્રના એકાદ નવા ઉદ્યોગમાં રાત-દિવસ ડૂબી જવું એટલે સંન્યાસી બનવા જેવું છે!

નિર્મળ વિચાર અને શુદ્ધ દૃષ્ટિની આજે ખૂબ જ આવશ્યકતા છે. અહીં અધીરતા નથી જોઈતી. ઉતાવળ નથી જોઈતી, સ્વાર્થ નહિ, આળસ નહિ, નિર્મળતા જોઈતી હોય તો ઊંડા અભ્યાસની આવશ્યકતા છે. પ્રયત્ન અને કષ્ટની જરૂર છે. સમાજ ખાતર પ્રેમ અને તલસાટની જરૂર છે. સમાજને સુખી કેવી રીતે કરી શકાશે, એવી તાલાવેલી લાગવા માંડે એટલે પછી તમે વિચાર કરવા લાગશો. પછી જે વિચાર સ્ફુરશે, એનો આચાર શરૂ થશે; અને એ વિચારને અને આચારને 'યુગધર્મ' એવું નામ આપવામાં આવશે.

*

# ગુજરાતમાં માનવવંશશાસ્ત્રના ક્ષેત્રે સંશોધન અને લોકસંસ્કૃતિનો અભ્યાસ

પુષ્કર ચંદરવાકર
[આચાર્ય, શ્રી રજની પારેખ આર્ટ્સ કૉલેજ, ખંભાત]

શાસ્ત્રીય રીતિએ અને દૃષ્ટિએ માનવવંશશાસ્ત્રનો અને તેની શાખા-પ્રશાખાઓનો ખૂબ જ આછો અને આછોતરો અભ્યાસ ગુજરાતમાં થયો છે. તે શાસ્ત્રનો વિકાસ છેલ્લા શતકમાં પશ્ચિમમાં ખૂબ થયો, અને પશ્ચિમમાં આજ સુધીમાં તે શાસ્ત્રના અનેક તદ્દજ્ઞોમાં મેલિનોવ્સ્કી, બોસ, ટેલર, વેસ્ટ, માર્ક, ઇત્યાદિ તેની શાખાઓ અને પ્રશાખાઓમાં કામ કરી ગયા છે, પણ આ શાસ્ત્રનો અભ્યાસ ભારતમાં આ સદીના આરંભમાં શરૂ થયો કહેવાય અને તે ક્ષેત્રે ભારતમાં સ્વ. શ્રી. શરદ રોયનું નામ પ્રથમ સ્મરણીય બન્યું છે. પણ તેનો વિશેષ વૈજ્ઞાનિક અભ્યાસ મિ. જે. એચ. હટન, રિઝલે, એન્થોવન, સ્વ. જૅકસન, થર્ટટન, દત્ત, સ્વ. ડૉ. ડી. એન. મજમુદાર અને સ્વ. ડૉ. ગુહાએ તેમ જ ડૉ. વેરિયર એલ્વિને અને ડૉ. ગુર્યેએ કર્યો. આ બન્ને વિદ્વાનોએ તેમના તે ક્ષેત્રમાં અતિ પ્રશંસનીય કાર્ય કર્યું છે. અને તેમનું તે પરત્વે આગવું પ્રદાન છે. માનવ-વંશશાસ્ત્રના અભ્યાસમાં હવે જુદી જુદી શાખાઓ વિકસી રહી છે, તેમાં 'ફિઝિકલ એન્થ્રોપોલૉજી' અને 'કલ્ચરલ એન્થ્રોપોલૉજી'–એવા બે વિભાગ પડ્યા છે. તે ઉપરાંત, 'એન્થોલૉજી,' 'એન્થોગ્રાફી' અને 'એન્થ્રોપોમેટ્રી' જેવી પ્રશાખાઓ પણ આજે અભ્યાસ માટે અભ્યાસક્ષેત્રે તેમનું આગવું સ્થાન ભોગવવા લાગેલ છે. માનવવંશ-શાસ્ત્રનાં આવાં બધાં ક્ષેત્રે અતિ પ્રશંસનીય કામ અમેરિકા, ઈંગ્લેન્ડ અને રશિયાએ જેટલું કર્યું છે તેટલું ભારતમાં થયું નથી.

પણ ગુજરાતમાં તો આ બધી શાખાઓની વિચારણા હવે ગંભીરપણે થઈ રહી છે. ગુજરાતના સરહદના બધા જ પ્રદેશોમાં વિશિષ્ટ પ્રકારની જાતિઓ વસે છે. ગુજરાતના લગભગ એક હજાર માઈલની સાગરપટ્ટીના વિસ્તારમાં કોળીઓ અને માછીમારો છે. સૂઈગામના રણની સરહદથી માંડીને આહવાના જંગલ સુધીના વિસ્તારમાં ભીલોની વસ્તી ભરપટ્ટે પડી છે. આ ઉપરાંત, ગામીત, કોંકણા, પિંઢોડિયા, કોલગા, નાયકા, ધાનકા, ચોધરા, ધોડિયા, રાઠવા, વારલા, દૂબળા વગેરે સુરત જિલ્લાના જંગલમાં મોટી બહુમતીની સંખ્યામાં વસે છે. ભરૂચ જિલ્લો, વડોદરા જિલ્લો અને પંચમહાલમાં વનવાસી જાતિઓમાં ભીલ, વસાવા, બારૈયા ઇ. છે. તો ખેડા જિલ્લામાં બારૈયા અને ધારાળાની વસ્તી-સંખ્યા કાંઈ ઓછી નથી. અમદાવાદ જિલ્લો, મહેસાણા જિલ્લો અને બનાસકાંઠામાં ઠાકરડા અને કોળીઓ છે. ઝાલાવાડમાં ચૂંવાળિયા કોળિયો અને પઢારોની સંખ્યા માનવવંશશાસ્ત્રીને અભ્યાસ માટે પૂરતો ખોરાક આપી શકે તેમ છે. તો ગોહિલવાડમાં કાઠીઓ અને તળપદા કોળીઓ, બાબરિયાવાડમાં સીદીઓ, મધ્ય સોરઠમાં આયરો, ચારણો, મેર અને સતવારાઓની જાતિઓ ઠીક સંખ્યામાં વસે છે. સૌરાષ્ટ્રના ઘેડના પ્રદેશમાં તેમ જ બરડાના ડુંગરી પ્રદેશમાં મેરની વસ્તી, અને તે જ પ્રદેશની સાગર-પટ્ટીમાં ખારવાઓ, અને માછીમારો, કોડીનાર પટ્ટીમાં વાઘેરો અને જામનગર-કચ્છમાં જાડેજાઓ, ભાલમાંના ચુડાસમાઓ, ગોહિલવાડમાં ગોહિલો અને મૂળીના પરમારો —એ સર્વ જાતિઓનો આજ સુધી વ્યવસ્થિત અભ્યાસ ગુજરાતમાં થયો નથી. વ્યવસ્થિત શબ્દનો મર્મ એ છે કે કોઈ માનવવંશશાસ્ત્રીએ માનવવંશશાસ્ત્રની દૃષ્ટિએ ઉચ્ચ સંશોધનના વિષય તરીકે હજી વૈજ્ઞાનિક દૃષ્ટિએ અને ગંભીરપણે આ જાતિઓનો અભ્યાસ નથી કર્યો.

તો ગુજરાતમાં આજે વસતા બ્રાહ્મણો અને વણિકોનો આ શાસ્ત્રોની દૃષ્ટિએ અભ્યાસ કરવો જરૂરી છે. એન્થ્રો-પોમેટ્રીના શાસ્ત્રને પ્રાધાન્ય આપીને આ જાતિઓનું જાતીય સંશોધન થવું જરૂરી છે. તેમ જ આ સર્વ જાતિઓનાં સ્થળાંતર–migrationનો ઇતિહાસ પણ સંશોધાવો જોઈએ.

આ ઉપરાંત, ગુજરાત પર મુસલમાનોનાં અનેક

આક્રમણો થયાં અને તેથી કરીને અનેક હિંદુ જાતિઓ વટલાઈ ગઈ, તેનો સમાજશાસ્ત્રની દૃષ્ટિએ અભ્યાસ થવો જરૂરી છે. આ અભ્યાસ ગુજરાતના સાંસ્કૃતિક ઇતિહાસને સમજવામાં પણ ખૂબ ખપ લાગશે.

આનો અર્થ એ નથી, કે આજસુધીમાં આ દિશામાં કોઈએ નજર નથી દોડાવી. આમ તો ગુજરાતની કેટલીક જાતિના ઉલ્લેખો સ્કંદપુરાણમાં મળે છે. ઋગ્વેદ તેમજ અથર્વવેદમાં પણ જાતિઓનાં વર્ણનો છે. પણ તેઓને જાતિશાસ્ત્રના શાસ્ત્રીય ગ્રંથ નહિ લેખી શકાય. તેમ આજે નૃવંશશાસ્ત્રમાં લોહીભેદ પ્રમાણે વર્ગીકરણ કરી શકાય એટલે blood groupનો અભ્યાસ મહત્ત્વનો બન્યો છે, મુંડનમાપન વિદ્યા, (સિફ્લિક્સ ઇંડેક્ષ,) નાસિકામાપશાસ્ત્ર, તેમ જ આંખની કીકીના રંગ પ્રમાણે જાતિઓનું વર્ગીકરણ કરવામાં આવે છે, મોંની હડપચી પ્રમાણે પણ માનવજાતનું વર્ગીકરણ થાય છે, તો ચામડીનો રંગ, અને માથાના વાળ—એ બધાને દૃષ્ટિમાં રાખીને ગુજરાતમાં હજી સુધી કોઈ જાતિનો વિશિષ્ટ પ્રકારનો અભ્યાસ થયો નથી.

છતાં યે કવિ નર્મદે જાણતાં કે અજાણતાં એકાદ નિબંધ આ શાસ્ત્રને સ્પર્શતો 'નાગર સ્ત્રીઓમાં ગવાતાં ગીતો' પુસ્તકની પ્રસ્તાવના રૂપે લખ્યો છે, તો ગુજરાતી સાહિત્ય પરિષદમાં સ્વ. શ્રી. રણજિતરામ મહેતાએ પણ આને સ્પર્શી શકે તેવો નિબંધ લખ્યો હતો.

પણ જાતિશાસ્ત્રનો અભ્યાસ ગુજરાતમાં પરદેશીઓએ કર્યો છે તેની ના પાડી શકાય તેમ નથી. સ્વ. એન્થોવને તેનાથી શક્ય બને તેટલા તે વિષયમાં ઊંડા ઊતરીને ગુજરાતની જાતિઓનો અને સ્વ. જેકસને ગુજરાતની લોકસંસ્કૃતિનો અભ્યાસ કર્યો છે. પણ તેમાં યે શાસ્ત્રીય દૃષ્ટિ દેખાતી નથી. 'ગુજરાત ગેઝેટિયર'માં ગુજરાતની લોકજાતિઓ પર આછેતરું લખાણ મળે છે. અને આ જ પુસ્તકને દૃષ્ટિ સમક્ષ રાખીને સ્વ. ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈએ ગુજરાતની જાતિઓ પર પુસ્તક લખ્યું. તેઓ તે સમયના વડોદરા રાજના મુલ્કી વહીવટકર્તા હતા, તેથી તે જ દૃષ્ટિએ તેમણે માત્ર વિગતો એકઠી કરીને ગુજરાતની લોકજાતિઓ પર પુસ્તક પ્રસિદ્ધ કર્યું. આ ઉપરાંત, જ્યારે જ્યારે વસ્તીગણતરી થતી ત્યારે આ બધી જાતિઓ પર વિશેષ નોંધ લખાતી. પણ ઈ. સ. ૧૯૩૧ની વસ્તીગણત્રી વખતે શ્રી. જે. એચ. હટને આ અંગે કાળજી રખાવીને વિશેષ નોંધ કરાવી. દરેક દેશી રાજ્યના તે વખતના વસ્તીગણતરીઅધિકારીઓ પાસે કોઈ ને કોઈ જાતિ પર વિશેષ નોંધો તૈયાર કરાવી. ભાવનગરરાજ્યની ઈ. સ. ૧૯૩૧ના વસ્તીગણતરીના અહેવાલમાં આડોડિયાં પરની નોંધ વિશેષ ગણનાપાત્ર ને નોંધપાત્ર છે; કેમ કે તે જાતિ ગુનાઈત 'ક્રિમિનલ' અને રખડુ જાતિ 'નૉમેડિક'માં ગણાતી, તો ખંભાતના અહેવાલમાં વહોરા કોમનો ઇતિહાસ મળે છે. રાજપીપળા રાજ્યના વસ્તીગણતરીના અહેવાલમાં વસાવા–ભીલની પેટા જાતિ પર નોંધ છે.

આમ, આ જાતિઓનો અભ્યાસ પરદેશીઓના હાથે આ સદીની પ્રથમ પચ્ચીસીમાં શરૂ થયો. પણ ગુજરાતમાં હજી સુધી વ્યવસ્થિત અને શાસ્ત્રીય દૃષ્ટિએ અભ્યાસ શરૂ થયો ન હતો.

પણ ગુજરાતમાં નવલકથાકારોએ વાસ્તવજીવનની નવલકથાનું આલેખન કરવા માંડ્યું ત્યારે જાતિઓ પર નવલકથાઓ અને વાર્તાઓ લખવા માંડ્યા એમ તો નહિ કહી શકાય; પણ ગુજરાતની જુદી જુદી જાતિઓ પર વાર્તાકારોની નજર પડી. આમાં સૌથી વિશેષ પ્રદાન સ્વ. ઝવેરચંદ મેઘાણીએ તેમની નવલકથાઓમાં 'સોરઠ, તારાં વહેતાં પાણી' અને 'વસુંધરાનાં વહાલાંદવલાં'માં કર્યું છે. 'સૌરાષ્ટ્રની રસધાર'ના ચાર ભાગો આવી જાતિઓની વિશેષતા અને વિશિષ્ટતા માટે અભ્યાસીઓને કાચો માલ અને સામગ્રી પૂરાં પાડે છે. સ્વ. મેઘાણીની સાથે સ્વ. રાયચૂરાને પણ સ્મરવા પડે, પણ તે જ રંગે રંગાઈને શ્રી. પન્નાલાલ પટેલે સાબરકાંઠાના લોકજીવનનું આલેખન કર્યું, તેમાં ભીલો અને ત્યાંના આંજણા પટેલનાં જીવનની રેખાઓ દોરી તો 'જન્મટીપ' ને 'ધરતીનો અવતાર' જેવી નવલકથામાં બારૈયા ને ધારાળાનાં જીવનની ઝાંખી થવા લાગી. સ્વ. રમણલાલ દેસાઈએ સુરત જિલ્લાના રાનીપરજનો પરિચય તેમની કૃતિ દ્વારા કરાવ્યો. શ્રી. પીતાંબર પટેલે ઉત્તર ગુજરાતની પટેલ અને ઠાકરડા જાતિનો પરિચય કરાવ્યો. શ્રી. પુષ્કર ચંદરવાકરે 'બાવડાના બળે'માં પઢાર જાતિ, 'રાંકનાં રતન'માં તળપદા વાઘરીઓ અને 'ભવની

કમાણી'માં ભાલના દરિયાકાંઠા પરની કોળી જાતિનો પરિચય અતિ વિગતે કરાવ્યો છે. 'બાવડાના બળે'ની બીજી આવૃત્તિના અંતે પઢાર જાતિ પર વિસ્તૃત નિબંધ પણ મૂક્યો છે. આમ, નવલકથા દ્વારા પણ ગુજરાતની લોકજાતિનો પરિચય ગુજરાતને થવા લાગ્યો છે. અને તેમાં શ્રી. ફણી મજમુદારે જેમ 'મેલા આંચલ' નવલકથામાં રાંચીના જંગલમાં વસતી જાતિનો પરિચય કરાવ્યો છે, તેવો વાસ્તવિક પરિચય થવા લાગ્યો છે.

આ બધાં પરિબળો આજે જાતિશાસ્ત્રના અને માનવવંશશાસ્ત્રના અભ્યાસ માટેનાં પ્રેરક બળો ગુજરાતમાં બનવા લાગ્યાં છે' તો ગાંધીજી આફ્રિકાનું તપ પૂરું કરીને ઈ. સ. ૧૯૧૪માં ગુજરાતમાં સ્થિર થયા અને તેમની નજર ગુજરાતમાં ઠેર ઠેર પડી, અને તેમની સાથેનું કાર્યકરોનું જૂથ ગુજરાતના પર્વતોમાં અને રાનોમાં રહેતી વસ્તીમાં કામ કરવા દોડી ગયું, તેમાં મુખ્ય બે: (૧) સ્વ. પૂ. ઠક્કરબાપા અને (૨) ડૉક્ટર સુમંત મહેતા. સ્વ. ઠક્કરબાપાએ પંચમહાલને તપોભૂમિ બનાવી, તો ડૉ. સુમંત મહેતાએ સુરત જિલ્લાના આદિવાસીઓનો પ્રદેશ નક્કી કર્યો. આમાં પૂ. ઠક્કરબાપાએ તેમની રીતે અને ભાવના પ્રમાણે આદિવાસીઓનો અભ્યાસ કર્યો, અને તેમણે આદિવાસીઓ અંગેની શાસ્ત્રીય ચર્ચામાં તેમનું આગવું પ્રદાન કર્યું. પરદેશી માનવવંશશાસ્ત્રીઓ આદિવાસીઓને સંસ્કૃત સમાજથી દૂર રાખવામાં માને છે. આ સિદ્ધાંત 'આઈસોલેશન'ના સિદ્ધાંતના નામે ઓળખાય છે. પૂ. ઠક્કરબાપાએ ગોખલે ઇન્સ્ટિટ્યૂટ, પૂનાના વ્યાખ્યાનમાં એસિમિલેશનનો સિદ્ધાંત મૂક્યો. અને તેમણે તેમના આ મતનું ઊંડાણથી પ્રતિપાદન પણ કર્યું. આમ, જાતિશાસ્ત્ર અને માનવવંશશાસ્ત્રનાં અભ્યાસક્ષેત્રે ગુજરાતમાં સ્વતંત્રપણે વિચારવાનું શરૂ થઈ ગયું. પૂ. ઠક્કરબાપાની પ્રેરણાથી ગુજરાતમાં ત્યાર પછી મિશનરીનાં ભાવના ને આદર્શથી કામ શરૂ થયું, તેમાં વેડછી આશ્રમ અને દાહોદ આશ્રમ મુખ્ય હતા. ત્યાં બોરેલ કાર્યકરોમાં શ્રી એલ. એમ. શ્રીકાંત જેવા કર્તવ્યનિષ્ઠ કાર્યકરો હતા અને પછી શ્રી. ડાહ્યાભાઈ નાયક જેવા અભ્યાસી કાર્યકરોએ આ શાસ્ત્રને સમજવાનો પ્રયત્ન કર્યો અને તેમના કાર્યમાં તે શાસ્ત્ર કેટલું ઉપયોગી બને તે દૃષ્ટિએ તે તે ભીલોનો અભ્યાસ કરીને તેમના અનુભવોના લેખો પણ પ્રસિદ્ધ કર્યા. વળી, તે શાસ્ત્ર અંગેનું સંશોધનકેન્દ્ર પણ હમણાં ત્યાં શરૂ થયું. તો થોડા દાયકા પહેલાં તે વિસ્તારના ભીલોનો અભ્યાસ કરવા સ્વ. ડૉ. ડી. એન. મજમુદારને નોતરીને માનવવંશશાસ્ત્રીની દૃષ્ટિએ તેમનો અભ્યાસ થયો. તેમના આ લેખો અતિ સૂક્ષ્મ અને શાસ્ત્રીય દૃષ્ટિએ લખાયા છે અને ભીલ અંગેનાં ચોંકાવનારાં દૃષ્ટિબિન્દુઓ તે લેખોમાં મળે છે.

તો સ્વરાજ્ય પ્રાપ્તિ પછી ગુજરાતમાં આ ક્ષેત્રમાં વિશેષ રસ કાર્યકરોને, સમાજચિંતકો ને વિચારકોને જન્મ્યો છે. આજે ગુજરાતના આ બધા વિસ્તારોમાં સર્વોદય આશ્રમો ચાલે છે. અને તેના સંચાલકોએ આ પ્રદેશની પછાત જાતિઓ, વનવાસી જાતિઓ કે રાનીપરજ જાતિઓને લક્ષમાં રાખીને કાર્ય કરવું શરૂ કર્યું છે. બનાસકાંઠામાં સનાલી આશ્રમ, બનાસકાંઠામાં શામળાજીનું કેન્દ્ર ને મહુડીનો આશ્રમ, તેમ જ ખેડાજિલ્લામાં વિકાસ ઘટક કેન્દ્ર, ડાંગમાં આહવામાં પણ સ્વરાજ આશ્રમ જેવી સંસ્થાઓ કામ કરતી શરૂ થઈ. પરિણામે, ત્યાંના આદિવાસીઓ પર વારંવાર કાંઈ નોંધો, ટાંચણો, લોકગીતો ને તેમની સંસ્કૃતિના કોઈ અંગ પર લેખો લખાતાં થયાં છે. શ્રી. પોપટલાલ ગો. શાહે દૂબળા ને નાયકા પર, ડૉ. શ્રી ટી. બી. નાયકે ગામીત પર વિશેષ કામ કર્યું છે. ડૉ. ટી. બી. નાયકનો ગુજરાતના ભીલો પર મહાનિબંધ તે જાતિનો શાસ્ત્રીય અભ્યાસ પૂરો પાડે છે. ડૉ. સેનગુપ્તાએ સાબરકાંઠાના ભીલો પર મનનીય મહાનિબંધ લખ્યો છે. ડૉ. હર્ષદ ત્રિવેદીએ સૌરાષ્ટ્રના મેર પર, તો પંચમહાલના ભીલો પર શ્રી. મલકાનનું કામ, અભ્યાસીની દૃષ્ટિએ થયું છે. રા. રા. મણિભાઈ દ્વિવેદીએ 'ગુજરાતની રાનીપરજ કોમ' પર નાનકડી પુસ્તિકા પ્રગટ કરી છે. પણ છતાં યે આ બધા ગ્રંથોમાં છૂટા છૂટા પ્રયત્નો દેખા દે છે.

એ ઉપરાંત ગુજરાત, રિસર્ચ સોસાયટીના કાર્યકરોનું જૂથ આ શાસ્ત્ર પર વારંવાર કાંઈ ને કાંઈ પ્રસિદ્ધ કર્યા કરે છે; તેમાં મુખ્ય છે શ્રી. પોપટલાલ શાહનું 'નાયકા નાયકડા' નામનું પુસ્તક. તે જ લેખકે ગુજરાતના દૂબળા પર પણ પુસ્તક લખ્યું છે. તે ઉપરાંત, સંસ્થાએ સ્વ. ડૉ. ડી. એન. મજમુદારનું પુસ્તક 'રેઇસ એલિમેન્ટ્સ ઇન મહાગુજરાત' તેમ જ 'રેઇસ રિલાશિપ્સ્ ઇન

શાખામાં સમાઈ જાય છે.

ત્યારે ગુજરાતની જુદી જુદી જાતિઓનો અભ્યાસ જિવાતા જીવનને દૃષ્ટિ સમક્ષ રાખીને કરવાનો હોઈ શકે અને તે જીવનનાં કેટલાંયે રીત-રિવાજો અને પરંપરાઓ ભૂતકાળ, પ્રાચીનકાળ અને મધ્યકાળ સાથે સંકળાયેલ છે. તે પરંપરાઓ શા માટે આજસુધી ટકી તે પણ માનવવંશશાસ્ત્રી બતાવે છે, તેમજ મર્મને ઉઘાડા કરી બતાવે છે.

પણ આ શાસ્ત્રનો વ્યવસ્થિત અભ્યાસ કરવા માટેની ભૂમિકા ગુજરાતમાં સરજવી પડશે—પ્રજાએ અને રાજ્યે. વિદ્વાનોએ તે શાસ્ત્ર પર પ્રારંભિક ભૂમિકા માટે જોઈએ તેવા ગ્રંથો તૈયાર કરવાના રહેશે—આ કક્ષાએ: આગળ પર ઉચ્ચ કક્ષાના.

રાજ્ય તેની પરંપરા પ્રમાણે કામ કરશે, તેવી શ્રદ્ધા રાખો! પણ પ્રજાકીય બળથી આ કાર્ય સવિશેષ આગળ ધપે, તેવી પરંપરા છે. તે પરંપરામાં વિશ્વાસ મૂકીને આ શાસ્ત્રના ગ્રંથોની રચનાથી માંડીને કામનો પ્રારંભ પણ કરવાનો રહેશે.

*

# ગુણ એ જ્ઞાન છે

**હરસિદ્ધ મ. જોશી**

[તત્ત્વવિજ્ઞાનના અધ્યાપક, એમ. એન. કૉલેજ, વિસનગર]

સોફિસ્ટ સંપ્રદાયના વિદ્વાનો, પ્રોટાગોરાસ અને ગોર્જિયાસ માનતા હતા, કે સત્ય, શુભ કે સૌંદર્યનું કોઈ નિશ્ચિત—વાસ્તવિક ધોરણ નથી. શિક્ષણ અને સંસ્કાર માટે કોઈ પણ બે મનુષ્યમાં સહમતી નથી. તેથી વર્તન અને માન્યતા માટે જગતમાં વિજ્ઞાન હોવું અસંભવિત છે. સામાન્ય રીતે નીતિ અને તત્ત્વજ્ઞાનની સમસ્યાઓ વિષે એમ માનવામાં આવે છે, કે તેના સવાલોનું માત્ર વ્યક્તિગત નિરાકરણ હોઈ શકે, તે માટે કોઈ સાર્વત્રિક ઉકેલ લાવી શકાય નહિ. આથી જ્ઞાનનો પાયો ડગમગી ગયો અને સાચું, ખોટું, સારું કે નરસું વગેરે નિર્ણયો સ્વૈરવિહારી દેખાવા લાગ્યા.

સોક્રેટિસે આ પ્રકારની સાપેક્ષતા સામે વાંધો ઉઠાવ્યો. સોક્રેટિસે વાસ્તવિક સંશોધનનો પાયો નાખ્યો. આમ, ગ્રીસમાં જે વિજ્ઞાન વ્યક્તિગત માન્યતાનો વિષય બનતો જતો હતો તેને ગેરસાબિત કરી અને વિજ્ઞાનને વાસ્તવિક અધિષ્ઠાન આપ્યું. આપણા સારા—નરસાના, સત્યાસત્યના ખ્યાલો વ્યક્તિગત વહેમ નથી, પણ સાર્વત્રિક ખ્યાલો છે. આપણું જ્ઞાન ઇંદ્રિયજન્ય નથી, પણ સાર્વત્રિક ખ્યાલો દ્વારા પ્રાપ્ત થાય છે. સોફિસ્ટ સંપ્રદાય માટે જ્ઞાનનો ઉગમ ઇંદ્રિયમાં હતો, ત્યારે સોક્રેટિસ માટે જ્ઞાનનો ઉગમ સાર્વત્રિક અથવા બુદ્ધિમાં—Reason માં રહેલો છે. સહુથી પ્રથમ સોક્રેટિસ નીતિનો ખ્યાલ અને જ્ઞાનનો ખ્યાલ એમ બન્નેનો સમન્વય કરે છે અને બતાવે છે, કે આપણા સત્ય, શુભ અને સૌંદર્યનાં ધોરણો વ્યક્તિગત ખ્યાલોમાં નીપજતા નથી પણ તેમને વાસ્તવિક જગતમાં આધાર રહેલો છે. મનુષ્ય ગમે તે રીતે આચરણ કરી શકે નહિ, તેમ ફાવે તેમ અને તે રીતે માન્યતા ધરાવી શકે નહિ. આપણાં વર્તન અને માન્યતા સાર્વત્રિક તર્કમાંથી ફલિત થાય છે, તેથી બધા મનુષ્યો સહમત થઈ શકે અને બધા મનુષ્યોનું વર્તન એક સાર્વત્રિક માપદંડથી નક્કી કરી શકાય.

નીતિશાસ્ત્રના મુખ્ય બે સવાલો છે. પ્રથમ તો શુભ શું છે? તે જાણવું અને દ્વિતીય શુભ શું છે, તેને વ્યવહારમાં પ્રવૃત્ત કરવું. આમ જાણવું અને કર્તવ્ય બજાવવું—એમ બે ભિન્ન સમસ્યાઓ રહી છે. પરંતુ સોક્રેટિસનો મત આ બે સવાલો માટે ભિન્ન નથી પણ એક જ છે. જાણવું એટલે તેનો અર્થ તેને વ્યહારમાં આચરવું. સોક્રેટિસ પહેલી વખત વાસ્તવિક જ્ઞાન અને આંતરિક ચેતના Consciousness ને એકત્રિત કરે છે.

પ્રમાણમીમાંસા Epistemology અને ચેતના ભિન્ન નથી, પરંતુ એક જ છે. અંતિમ સત્યનું જ્ઞાન પ્રાપ્ત કરી લીધા પછી આચરણનો સવાલ જુદો રહેતો નથી. આચરણ તો પરિણામ તરીકે રહે છે. ખરું કારણ જ્ઞાનની પ્રાપ્તિ છે. મનુષ્યના જીવનમાં વારંવાર સવાલ, ઊભો થાય છે કે ફરજ એટલે શું? શા માટે ફરજ બજાવવી જોઈએ? હિંમત, નમ્રતા, પરોપકાર, સત્યનિષ્ઠા, દેશાભિમાન, પ્રામાણિકતા વગેરે કોને કહેવાય? તેમની શું વ્યાખ્યા છે? કોઈ પણ ગુણને વ્યવહારમાં મૂકયા પહેલાં તે શું છે તે જાણી લેવું જરૂરી છે એમ સોક્રેટિસ માને છે. એક વખત ગુણને જાણ્યા બાદ તેને આચરણમાં મૂકવો કે ન મૂકવો તે સવાલ જ ઉપસ્થિત થતો નથી.

પ્લેટોના બે સંવાદોમાં સોક્રેટિસ આ મુદ્દાની ચર્ચા કરે છે. આ બે-(૧) Laches, (૨) Charmides. Charmides માં સ્વસ્થતા મધ્યમ માર્ગ Temperance ના ગુણની ચર્ચા કરે છે. Laches માં સોક્રેટિસ સવાલ રજૂ કરે છે કે શા માટે સૈનિક રણક્ષેત્રમાંથી પાછો ચાલ્યો આવે છે? શા માટે સ્વચ્છંદી બને છે? શા માટે મનુષ્ય અવિવેકી હોય છે? સોક્રેટિસ આનો એમ જવાબ આપે છે, કે આ માણસો હિંમત, નમ્રતા, સ્વતંત્રતા વગેરેને જાણતા નથી તેથી દુર્ગુણી બને છે. જો માણસો હિંસા અને ડર, સ્વચ્છંદો અને મૂઢતા, અભિમાન અને સ્વમાન વચ્ચેનો તફાવત જાણી લે તો તેઓ ગુણવાન બની જાય છે. જો મનુષ્ય સારા અને નરસાનું જ્ઞાન પ્રાપ્ત કરે તો સારાનો સ્વીકાર અને નરસાનો અસ્વીકાર કરે છે. તેને મન કોઈ જાતનો વિકલ્પ રહેતો નથી. સુખ કોને કહેવાય તેનું જ્ઞાન પ્રાપ્ત કરે તો ધન, કીર્તિ, વૈભવ વગેરેને માત્ર સાધન તરીકે ઉપયોગ કરે અને અંતિમ સુખને ધ્યેય તરીકે ગણે. એ ઉપરાંત, મધ્યમ માર્ગ ઓળખવો તે ગુણવાન મનુષ્યનું કર્તવ્ય છે. સ્વસ્થ ચિત્તનો મનુષ્ય કેફી પીણાંઓ પીએ છે, ખોરાક ખાય છે, વૈભવ-વિલાસનાં સાધનો વાપરે છે, પણ આ બધું મર્યાદામાં વર્તન કરે છે. તે બન્ને અંતિમ છેડાઓને દૂર રાખી સમતા જાળવે છે અને કદી મર્યાદાનું ઉલ્લંઘન કરતો નથી. આમ શુભને જ્ઞાન સાથે તાદાત્મ્યનો સંબંધ છે અને અશુભને અજ્ઞાન સાથે એકતાનો સબંધ છે. કોઈપણ મનુષ્ય જ્ઞાનથી અશુભનું આચરણ કરતો નથી. બીજી રીતે જોતાં સોક્રેટિસનો મત એ છે, કે અશુભનું આચરણ અનૈચ્છિક છે. જો કે કોઇપણ મનુષ્ય જ્ઞાનથી અશુભનું આચરણ કરે તે કરતાં અજ્ઞાનથી અશુભનું આચરણ કરે તે વધારે સારો છે.

સોક્રેટિસના મત અનુસાર જ્ઞાન એ ઇંદ્રિયો દ્વારા પ્રાપ્ત થયેલું જ્ઞાન નથી. પરંતુ જે સાર્વજનિક ખ્યાલ Concepts દ્વારા પ્રાપ્ત થાય છે તે ખરા અર્થમાં જ્ઞાન છે. આમ, ગુણનું જ્ઞાન વિવિધ નથી પરંતુ એક છે. સોક્રેટિસ એમ માને છે કે જુદા જુદા ગુણો આવ્યા નથી પરંતુ એક ગુણ જેવા કે હિંમત, પ્રામાણિકતા, સત્યનિષ્ઠા, ધીરજ, નમ્રતા વગેરે એક ગુણ છે અને એ ગુણ જ્ઞાન કહી શકાય. આ સાથે એ પણ જોવું જરૂરી છે કે 'ગુણ એ જ્ઞાન છે."

ગુણ એ જ્ઞાન છે, તેનું સાદું પરિવર્તન થઈ શકતું નથી. "જ્ઞાન એ ગુણ છે" એ ખોટું છે. જો જ્ઞાન એ ગુણ હોય તો વિવિધ ગુણમાં સમાવેશ થાય અને વિવિધ ગુણોનું અસ્તિત્વ સ્વીકારવું પડે. પરંતુ આમ બનતું નથી. સોક્રેટિસનો મત ગુણ એક જ છે, અને તે જ્ઞાન છે, વિશિષ્ટ નહિ પરંતુ સાર્વત્રિક.

સોક્રેટિસ એમ માને છે કે આ જ્ઞાનનું શિક્ષણ આપી શકાય. Virtue can be taught. પરંતુ તે માટે યોગ્ય શિક્ષકો હોવા જોઈએ. જો સોફિસ્ટો જેવા શિક્ષકો હોય તો ખરેખર ગુણનું જ્ઞાન અશક્ય છે. આ જ્ઞાન આંતરિક હોવાથી બહારથી આપી શકાતું નથી. તે જ્ઞાન મનુષ્યમાં સ્મૃતિની જેમ અંદર પડેલું છે. યોગ્ય સંજોગો અને પરિબળો ઉપસ્થિત કરી એવા જ્ઞાનને બહાર લાવી શકાય, સોક્રેટિસ એમ માને છે કે શિક્ષકનું કાર્ય બૌદ્ધિક સુયાણી Intellectual mid-wife નું છે. શિક્ષક એવા સવાલો રજૂ કરે છે, એવાં પરિબળો, સંજોગ, વાતાવરણ ઉપજાવે છે, કે જેથી સ્મૃતિ રૂપે પડેલું જ્ઞાન જન્મ લે છે. મનુષ્યમાં નૈતિક પ્રેરક-બુદ્ધિ રહેલી જ છે. તેના માટે નૈતિક બનવું સ્વાભાવિક છે. કોઈ મનુષ્ય દુઃખી બનવા ઇચ્છતો નથી. દરેક માણસને માટે સુખની પ્રાપ્તિ અંતિમ ધ્યેય છે. પણ ઘણા માણસો આ

સુખ શું છે તે જાણતા હોતા નથી. તેથી તેઓ શુભનું આચરણ કરી શકતા નથી, બધા શુભને વ્યવહારમાં મૂકવાના પ્રયાસો આદરે છે, પણ તેમાંથી બહુ ઓછા શુભને જાણતા હોય છે. જો તેઓ શુભને જાણી લે તો સહજ અને સ્વાભાવિક રીતે આચરણ કરશે, આમ જ્ઞાનને સ્વાભાવિક બનાવાય છે.

રમતોના ઘણા શિખાઉ ખેલાડીઓ સાચું-ખોટું રમતા હોય છે. પણ તેમાં જવલ્લે જ સફળતા પ્રાપ્ત થાય છે.આપણી રમતો લઈએ તો ટેનિસનો શિખાઉ ખેલાડી વારંવાર રૅકેટનો ઉપયોગ કરી દડાને ફેંકે છે. ક્યારેક જ તે યોગ્ય ફટકો મારે છે અને સફળ થાય છે. પરંતુ આ ફટકો તો આકસ્મિક અને અજ્ઞાનમાંથી થયો છે. આ પરથી એમ કહી શકાય નહિ કે તે ખેલાડી ટેનિસની રમત પૂરી જાણે છે. જો તે જાણતો હોત, તો જરૂર બધી રીતે યોગ્ય રમી શકત. રમતમાં તેમ વ્યવહારમાં જ્ઞાન યોગ્ય વ્યવહારને જન્મ આપે છે. વિવિધ કળા અને વિજ્ઞાનોમાં જ્ઞાન હોવું આવશ્યક છે. સમાજમાં રૂઢિ, આચાર, માન્યતાઓનું જ્ઞાન હોવું જરૂરી છે. તો જ આપણે વ્યવહારકુશળ અને મુત્સદ્દી બની શકીએ છીએ. આમ, કેટલાક સંજોગોમાં જ્ઞાન અને શુભને Good નજીકનો સંબંધ છે. અજ્ઞાનથી અશુભ કાર્ય થાય છે આપણા નિર્ણયો અને વિધાનોમાં આપણે જ્ઞાન અને અજ્ઞાનને અગત્યના માનીએ છીએ. કોઈપણ જવાબદારીભર્યું કાર્ય અજ્ઞાનને લીધે થઈ શકતું નથી. ભૂલ, વિસ્મૃતિ, બેદરકારી વગેરે અજ્ઞાનથી થાય છે એમ મનાય છે. નાનું બાળક અનિષ્ટ કરે છે ત્યારે આપણે તેને શિક્ષા કરતા નથી. બાળક જવાબદાર નથી, કારણ કે સારા-નરસાનું તે જ્ઞાન ધરાવતા નથી. કેટલીક વખત પરદેશી વ્યક્તિ ગુનો કરે છે અને ન્યાયાલયમાં આજીજી કરે છે કે તેને આ ગુનાનું જ્ઞાન ન હતું. તો તેના અજ્ઞાનને કારણે ઓછી શિક્ષા કરાય છે અથવા તો કેટલીક વખત માફી અપાય છે. આમ, જવાબદારી અને બિનજવાબદારીના ખ્યાલો જ્ઞાન-અજ્ઞાન સાથે જોડાયેલા છે. ગુણને જ્ઞાન સાથે ગાઢ સંબંધ છે એમ કેટલાક સંજોગો વાજબી બતાવે છે.

મહાન પુરુષોનાં જીવન તપાસીએ તો જાણી શકાશે કે તેઓ જ્યારે ભૂલ કરે છે ત્યારે અજ્ઞાનથી ભૂલ કરે છે. જો જ્ઞાનની પ્રાપ્તિ હોય તો ભૂલ કરવી અશક્ય બની જાય છે. મહાત્મા ગાંધીજીના જીવનમાં આવા પ્રસંગો બન્યા હતા. જો જ્ઞાન હોત તો તેઓ ભૂલ નહિ કરત એમ તેઓ કહે છે. ઈસુખ્રિસ્ત વધસ્તંભ પરથી પોતાના મૃત્યુ માટે જવાબદાર યહૂદીઓ માટે ઈશ્વર પાસે ક્ષમાયાચના કરે છે, કે "હે પિતા! તું એને માફી આપજે; કારણકે તે જાણતા નથી કે તે શું કરી રહ્યા છે!" Father! Forgive them for they know not, what they do! મનુષ્યને ભૂલ કરવી ગમતી નથી, પણ અજાગ્રતપણે, અનૈચ્છિક રીતે ભૂલ થઈ છે એમ માનવું વધારે યથાર્થ છે. જ્ઞાન અને સદાચાર ભિન્ન નથી એમ શિક્ષણ, સંસ્કાર અને સંસ્કૃતિ અભિવ્યક્ત કરે છે. શિક્ષણ પાછળ પૂર્વધારણા એવી છે કે તેથી મનુષ્ય સુધરશે અને જ્ઞાનથી સદ્વૃત્તિ તરફ વળશે. આમ, જ્ઞાન અને ગુણની વચ્ચે કોઈ મોટું અંતર નથી. જ્ઞાનીને માટે ગુણ સહજ છે. સારું શું છે તે જાણવું એટલે સારું શું છે તે વ્યવહારમાં મૂકવું.

આ સૂત્ર વિરુદ્ધ ટીકાઓ થઈ છે. તેમાં પ્રથમ ટીકા પ્રોફેસર સી. ઈ. એમ. જોડની છે. જોડ જણાવે છે કે આ સૂત્ર સ્વાશ્રયનો દોષ Petitio Princippi કબૂલે છે. ગુણ એટલે શું? ગુણ એટલે શુભ. A good જ્ઞાન એટલે શું? જ્ઞાન એટલે શુભનું જ્ઞાન. Idea of good આ શુભ એ શુભનું જ્ઞાન છે. આ પુનરુચ્ચાર થાય છે. આ સૂત્રને આપણે જોઈએ તો તે આપણને નવું જ્ઞાન કે સમજ આપી શકતું નથી, તેથી તે અસ્પષ્ટ છે.

જ્યારે એમ કહેવાય છે કે ગુણ એ જ્ઞાન છે ત્યારે, જ્ઞાનનો Connotation ગુણવાચક અર્થ શું કરાય છે? ઘણા પ્રકારનાં જ્ઞાન પ્રવર્તે છે. સુથારી કામનું જ્ઞાન, લલિત કળાનું જ્ઞાન, વિજ્ઞાનમાં સૈદ્ધાંતિક જ્ઞાન અને વ્યવહારનું જ્ઞાન, પૈસા કેવી રીતે પ્રાપ્ત કરવા તેનું જ્ઞાન, તેની વહેંચણી અંગેનું જ્ઞાન, તે માટેનાં સાધનો વગેરેનું જ્ઞાન. આમાં ગુણવાન બનવા માટે કયા જ્ઞાનની જરૂર છે? સોક્રેટિસ કહે છે, કે કોઈપણ વસ્તુના સાર્વત્રિક ખ્યાલનું જ્ઞાન Conceptual Knowledge સૌંદર્યનું જ્ઞાન એટલે અમુક રંગ, અમુક આકૃતિ, અમુક સંવાદિતનું જ્ઞાન નહિ પણ સર્વસામાન્ય સૌંદર્ય Universal Bea-

uity નું જ્ઞાન. આમ દરેક વિશિષ્ટની વ્યાપક જાતિને ઓળખીને તેનું તાર્કિક જ્ઞાન પ્રાપ્ત કરવું. સોક્રેટિસના આ મતની વિરુદ્ધ એમ કહેવાય છે કે સાર્વત્રિક સ્વતંત્ર રીતે અસ્તિત્વ ધરાવતો નથી. તેથી જ્યારે સાર્વત્રિકને જાણવો હોય ત્યારે ફરજિયાત રીતે વિશિષ્ટ વસ્તુને જાણવી પડે છે. તેના વિવિધ ગુણો Qualitics તેની વિવિધ પ્રવૃત્તિઓ વગેરે જોતાં સાર્વત્રિક ખ્યાલથી ભાવવાચી વિચાર Abstract thought બની જાય છે. ખ્યાલને વર્તન સાથે સીધો સંબંધ દેખાતો નથી. તેથી ખ્યાલાત્મક જ્ઞાનમાંથી સદ્વર્તન ફલિત થઈ શકે નહિ.

કદાચ એમ કહેવામાં આવે કે વૈજ્ઞાનિક બુદ્ધિથી પ્રાપ્ત જ્ઞાન ગુણ તરફ દોરી જાય. આ વિરુદ્ધ એમ જવાબ અપાય છે કે બુદ્ધિ ગુણ તરફ દોરી જઈ શકે નહિ. બુદ્ધિ બે પ્રકારની ગણાવી શકાય. એક જે પૃથક્કરણ કરે તે. આનુભાવિક વિજ્ઞાનોમાં આ જાતની બુદ્ધિ કાર્ય કરે છે. શરીર વિજ્ઞાન, ભૌતિક શાસ્ત્ર, રસાયણ શાસ્ત્ર વગેરેમાં બુદ્ધિ વિભાજનનું અને વર્ગીકરણનું, પૃથક્કરણ અને આવયવિક રીતે કાર્ય કરે છે. બીજો પ્રકાર સમન્વયાત્મક છે. ગણિતશાસ્ત્ર, તત્ત્વજ્ઞાન વગેરેમાં બુદ્ધિ જુદા જુદા વિભાજન અને પૃથક્કરણને સાથે લાવવાનો પ્રયાસ કરે છે. તેમાં વ્યવહિત અને અવ્યવહિત, પ્રત્યક્ષ અન પરોક્ષ- એમ બન્ને પ્રક્રિયાઓનો ઉપયોગ થાય છે. પણ આ જ્ઞાન તો આપણને પદાર્થ કે વસ્તુ "વિષે"નું જ્ઞાન આપે છે. આ જ્ઞાન પદાર્થ સાથે તાદાત્મ્ય ધરાવતું નથી. અર્વાચીન ફ્રેન્ચ તત્ત્વચિંતક શ્રી. બર્ગસોન જણાવે છે, કે બુદ્ધિનું કાર્ય મદદનીશ તરીકેનું છે. તે આજુબાજુની હકીકતો એકઠી કરીને કલ્પના કરે છે. તે મૌલિક ચિંતન કે ખ્યાલ ઉપજાવી શકતી નથી. બુદ્ધિ વિભાજનનું કાર્ય કરે છે. તે ક્રમે ક્રમે આગળ વધે છે. આમ, બુદ્ધિ પરોક્ષ જ્ઞાન આપે છે. ગુણ સહજતા અને પ્રત્યક્ષતાની માગણી કરે છે.

વ્યવહારમાં કેટલીક વખત મનુષ્ય સારું શું છે તે જાણતો હોય છે. છતાં પણ ખરાબ આચરણ કરે છે. દારૂડિયો, ખૂની, ચોર, ગાંડી વ્યક્તિ વગેરે સારું શું છે તે જાણે છે. છતાં એક યા બીજી રીતે તેને આચરણમાં મૂકી શકતા નથી. આ મુદ્દો માત્ર નિમ્ન સ્તરના માણસો માટે સાચો નથી. પણ સંત અને મહાન પુરુષોના જીવનમાં પણ બને છે. સંત ઓગસ્ટાઇન ઈસુ ખ્રિસ્તના ઉપાસક હતા. તે હમેશાં નિર્ણય કરતા, કે વાડીમાંથી કદી સફરજન ચોરવું નહીં. છતાં દરરોજ તે વાડીમાંથી સફરજન ચોરતા અને પછી પસ્તાવો થતાં તે રડતા. આપણે ત્યાં કહેવત છે, કે ચિત્તો તેના શરીર પરનાં ટપકાંઓને બદલી શકતો નથી. કૂતરાની પૂંછડી વાંકી જ રહે છે. મનુષ્યને શિક્ષણ અપાય છે, છતાં તે અશુભ આચરણ કરે છે.

ખ્રિસ્તી ધર્મ સોક્રેટિસના આ સૂત્રમાં શ્રદ્ધા ધરાવતો નથી; કારણ કે ખ્રિસ્તી ધર્મ પ્રમાણે મનુષ્ય પાપી છે અને માત્ર અનુગ્રહથી જ પુણ્ય તરફ વળી શકે છે. તેણે લાલચથી ફળ ચાખ્યું છે અને ગમે તેટલું જ્ઞાન હોવા છતાં તે લાલચ તરફ દોરાવાનો અને અશુભ આચરણ કરવાનો.

આ સૂત્ર સ્વતંત્રતાને નકારે છે. મનુષ્ય સ્વતંત્ર વ્યક્તિ છે. સારું-નરસું જાણવા અને વ્યવહારમાં મૂકવા મનુષ્ય સ્વતંત્ર હોવો જોઈએ. પણ આ સૂત્ર અનુસાર માણસ જ્ઞાની થયા પછી સ્વતંત્ર રહેતો નથી. આમ, આ સૂત્ર નિર્માણવાદ Determinism સ્થાપે છે.

આ સૂત્ર પ્રમાણે સારું-નરસું એવું નૈતિક વિધાન અશક્ય બને છે; કારણ કે જે જ્ઞાની છે તે તો આચરણ કરવાનો જ. ત્યારે જે ખરાબ અને અનૈતિક આચરણ કરે છે, તે તો અજ્ઞાનને લીધે કરે છે તેથી કોઈ પણ કાર્યને અનૈતિક કહેવું એ ખોટું છે. આમ કોઈને શિક્ષા કરવી કે ઠપકો આપવો એ ખોટું છે; કારણ કે અજ્ઞાનીને ક્ષમા હોવી જોઈએ. તેને શિક્ષા આપી શકાય નહીં. આમ, ધારાઓ નક્કી કરવા, ન્યાયાલયમાં નિર્ણયો લાવવા, સામાજિક વ્યવહારો જેમાં જવાબદારી અને બિનજવાબદારી અંગેની ફરજની ભાવના અગત્યનાં છે, તે બધું અશક્ય થઈ પડે છે.

એરિસ્ટોટલની ટીકા એવી છે કે સોક્રેટિસ મનુષ્યના નિમ્ન સ્તર અંગે ધ્યાન આપતો નથી. મનુષ્યનું ઐચ્છિક પાસું એવું છે, કે તેમાં વાસના, ઇચ્છા, દુર્વૃત્તિઓ, મૂળ વૃત્તિઓ, લાગણીઓ, સુખ-દુઃખ વગેરે મહત્ત્વનો ભાગ ભજવે છે. અને આ બુદ્ધિ અને તર્કને ગેરરસ્તે દોરે છે. એરિસ્ટોટલના મત પ્રમાણે ગુણ એ જ્ઞાન નથી પણ ટેવ છે. Virtue is Habit એમાં આત્મસંયમ, વ્યવહાર, અભ્યાસ વગેરે મહત્ત્વના છે.

સોક્રેટિસ વિરુદ્ધ એમ કહેવાય છે, કે સોક્રેટિસ જ્ઞાન અને સંકલ્પ વચ્ચે તફાવત પાડતા નથી. અર્વાચીન મનોવિજ્ઞાન અને તેમાં ખાસ કરીને મેકડૂગલ મનના વિભાજન રજૂ કરે છે. જ્ઞાનાત્મક, ભાવનાત્મક અને સંકલ્પાત્મક Cognition, Affection, Conation–આમ, ત્રણે પાસાંઓ ભિન્ન છે. જાણવું અને નિર્ણય લેવો એ એક નથી. સોક્રેટિસ બન્નેને ભેગાં કરે છે, જે મનોવૈજ્ઞાનિક તરીકે અથવા મનોવૈજ્ઞાનિક રીતે અયોગ્ય છે.

આ ટીકાઓનો ઉત્તર આપવા માટે સોક્રેટિસનું ચારિત્ર્ય, જીવન અને માન્યતાઓ તપાસવાં જોઈએ. સોક્રેટિસના આ સૂત્રને અને તેના જીવનને ગાઢ સંબંધ છે. સોક્રેટિસ સત્યનો સંશોધક અને ઉપાસક હતો. કોઈપણ નિર્ણયોમાં તે સત્યનો પ્રથમ આગ્રહ રાખતો અને સત્યને પ્રથમ સ્થાન આપતો. શુદ્ધ ચરિત્ર, સત્યનિષ્ઠ પ્રામાણિકતા વગેરે વિશેષણો સોક્રેટિસ વિષે કહી શકાય. માનવું, બોલવું અને કર્તવ્ય કરવું એ સોક્રેટિસ માટે એક હતાં. દરેક બાબતમાં સારું–નરસું, સત્ય–અસત્ય તપાસી નૈતિક આચરણ કરતા. જ્યારે શું કરવું અને શું ન કરવું તે સંબંધમાં તે સંઘર્ષમાં રહેતા, ત્યારે પોતાના આંતરિક અવાજ Daemon ને તે અનુસરતા. આમ, સોક્રેટિસનું દરેક કર્તવ્ય ચિંતન, આત્મસંયમ અને સત્યનિષ્ઠાથી ભરેલું હતું. પોતાના જીવનમાં જ્ઞાન, લાગણી અને સંકલ્પ વચ્ચે ક્યારેય યુદ્ધ ચાલતું ન હતું. પોતે ચિંતક હોવાથી દરેક વાસના, ઇચ્છા, નિમ્ન પ્રવૃત્તિને સંયમમાં રાખી શકતા. અને આત્માને અનુસરીને શરીરને શિસ્તબદ્ધ કરતા.

આમ, જ્ઞાન એટલે બૌદ્ધિક જ્ઞાન એમ અર્થ લેવો ન જોઈએ. એ બુદ્ધિથી પરનું જ્ઞાન છે. Super rational તેને Intuition પ્રજ્ઞા અવસ્થા–અનુભવ કે પ્રત્યક્ષ પ્રતીતિ કહી શકાય. તેમાં જ્ઞાન, સંકલ્પ અને લાગણી–એમ ત્રણેયનો સમન્વય છે. જેમ ખારા પાણીમાં મીઠાની કણી ક્યાંય દેખાતી નથી, તે ઉપર મધ્ય કે તળિયે નથી પણ સંપૂર્ણ રીતે ભળી ગયેલ છે, તેમ ડહાપણ wisdomમાં બુદ્ધિ, ઇંદ્રિયજ્ઞાન, પ્રેરક બુદ્ધિ, લાગણી અને સંકલ્પ મળી જાય છે. આ જ્ઞાનમાં મનુષ્ય જાણતો નથી પણ તે પ્રમાણે તેનું વ્યક્તિત્વ–ચારિત્ર્ય ઘડાય છે. સોક્રેટિસના જીવનમાં અને વિચારમાં 'To know is to be'–'જાણવું એટલે બનવું' એમ હતું. જ્ઞાન એ પોતે જ મોક્ષ છે આમ, ભારતીય દર્શનનો મોક્ષનો ખ્યાલ સોક્રેટિસના સૂત્રને મળતો આવે છે. જ્ઞાન મુક્તિ અપાવે છે. અંતિમ તત્ત્વને જાણનારો પોતે જ સત્યને પ્રાપ્ત કરે છે.

સ્વતંત્રતા બે પ્રકારની છે, પ્રથમ મનોવૈજ્ઞાનિક Psychologicl Freedom અને બીજી નૈતિક moral Freedom. મનોવૈજ્ઞાનિક રીતે માણસ હમેશાં સ્વતંત્ર હોય છે અને તે રહેવાનો. પણ અમુક પ્રતીતિ કે જ્ઞાન પ્રાપ્ત થયા પછી તે પોતાના પ્રયાસો વિના અનૈતિકતાથી દૂર રહે છે. આ ગુલામી નથી પણ આત્મજ્ઞાન છે. આને નીતિશાસ્ત્રમાં Eudaemonism–યુડાઇમોનિઝમ કહે છે. આત્મસંયમી મનુષ્ય ખોટી સ્વતંત્રતામાં માનતો નથી. તે પોતાની જાતને યોગ્ય મર્યાદામાં રાખે છે. તે વાસના, ખોટી ઇચ્છાઓમાંથી મુક્ત હોય છે. આમ, મનોવૈજ્ઞાનિક સ્વતંત્રતા Freedom of કહેવાય છે, ત્યારે નૈતિક સ્વતંત્રતા Freedom from કહેવાય છે. મહાન પુરુષો પાસે નૈતિક સ્વતંત્રતા હોય છે. તેઓ દુર્વૃત્તિઓમાંથી સ્વતંત્ર હોય છે.

મનોવિજ્ઞાનની દૃષ્ટિએ પ્રોફેસર સ્ટાઉટ Prof. Stout-Manual of Psychologyમાં આ પરત્વે Ideo Motor Activity નો ખ્યાલ રજુ કરે છે. જે વિચાર હોય છે, તે સ્નાયુજન્ય પ્રવૃત્તિબદ્ધ બને છે. વિચાર અને કર્તવ્ય અથવા કાર્ય વચ્ચે માનસિક કક્ષાએ કેટલીક વખત ભેદ રહેતો નથી.

આમ, જો સોક્રેટિસના સૂત્રને તેમનાં જીવન, ચારિત્ર્ય અને માન્યતાની દૃષ્ટિએ તપાસીએ તો તેને યોગ્ય રીતે ઘટાવી શકાય. નહીં તો ઉપરછલ્લી દૃષ્ટિએ તપાસીએ તો આ સૂત્ર ખોટું અને વ્યવહારથી વેગળું લાગે છે. સામાન્ય રીતે તો માણસ સાચું જાણતો હોય છે છતાં ખોટું કરે છે. દુર્યોધન કહે છે તેમ 'જાનામી ધર્મમ્ ન ચ મે પ્રવૃત્તિ:, જાનામી અધર્મમ્ ન ચ મે નિવૃત્તિ:' આમ, જ મોટા ભાગના લોકોને વિષે કહી શકાય. પણ આ જ્ઞાન નૈતિક વ્યવહારનું છે. સંઘર્ષથી પરનું જ્ઞાન એકત્વ પામે છે. તેમાં જ્ઞાન એકતા અને આધ્યાત્મિકતા કેળવે છે. તે સમજણશક્તિ, બુદ્ધિ અને લાગણીથી પર હોય છે. આમ, ગુણ એ જ્ઞાન સંભવી શકે છે.

*

# ભારતમાં આંકડાશાસ્ત્ર [Indian Statistics]-૩

## ખેતીના આંકડા (Agricultural Statistics)

ડી. એસ. સેવક
[આંકડાશાસ્ત્ર અને ગણિતશાસ્ત્રના અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

### વ્યાખ્યા:

'ખેતીના આંકડા' એ શબ્દ અત્યારે એટલા વિશાળ અર્થમાં વપરાય છે કે તેની ચોક્કસ વ્યાખ્યા આપવી સહેલ નથી. ખેતી અને ખેતીને લગતી સઘળી આર્થિક માહિતીનો સમાવેશ આ પ્રકારના આંકડાઓમાં કરી શકાય. યુનાઇટેડ નેશન્સનો Food & Agriculture Organisation (F.A.O.) નામનો વિભાગ ખેતીના આંકડાઓને ત્રણ વિભાગોમાં વર્ગીકૃત કરે છે.

### (૧) ખેતીના મૂળભૂત આંકડા

જમીનધારણ અને તેની મુખ્ય ખાસિયતો, જેવી કે જમીનનું ક્ષેત્રફળ, જમીનધારણના બદલામાં અપાતું વળતર અને તેના પ્રકારો, જમીનના ઉપયોગ અંગેની માહિતી, ખેતીના કામમાં રોકાયેલ વસ્તી, રોજગારી, ખેતી માટેનાં સાધનો અને યંત્રો તથા જમીનના નાના નાના ટુકડાઓને લગતી માહિતી આ વિભાગમાં આવે છે.

### (૨) વિશેષત: ખેતીના જ આંકડા

જુદા જુદા પાકનું ક્ષેત્રફળ અને તેની ઊપજ તથા પશુધન અને તે દ્વારા થતી ઊપજના આંકડાઓને આ વિભાગમાં સમાવવામાં આવે છે.

### (૩) વિસ્તૃત અર્થમાં ખેતીના આંકડા

ખેતી દ્વારા અને પશુધન દ્વારા થતી ઊપજના પુરવઠા, વેપાર, ભાવ અને વપરાશની માહિતી, ખેતી દ્વારા થતી આવક, કરવેરા, ખેડૂતોને અપાતી લોન, ખેતીની ઊપજ પાછળનો ખર્ચ, કુટુંબનો જીવનનિર્વાહ ખર્ચ, ખેતીના કામમાં ઉપલબ્ધ મજૂરી-બળ, ખેત-મજૂરી અને તેના વેતનના દર, ગ્રામ્ય લોકોનું દેવું, મત્સ્ય-ઉદ્યોગ અને તેની ઊપજ, જંગલો અને તેની ઊપજ અંગેની માહિતી આ વિભાગ પૂરી પાડે છે.

ઉપરનું વર્ગીકરણ જ આ આંકડાઓનું ક્ષેત્ર કેટલું વિશાળ છે તે દર્શાવે છે. આ વર્ગીકરણનો પ્રથમ વિભાગ કોઈપણ દેશના ખેતીવિષયક માળખા અંગે અને તેનાં ખેતીવિષયક સાધનો અંગેની મૂળભૂત માહિતી પૂરી પાડે છે, જ્યારે બાકીના બે વિભાગો દેશની ખેતી અને અન્ન વિષેની વર્તમાન નીતિ ઘડવામાં મદદરૂપ બને છે. મોટા ભાગના દેશો બીજા વિભાગને વધુ મહત્ત્વ આપે છે, અને એ આંકડાઓની મદદથી પોતાના દેશની ખેતીવિષયક નીતિ નક્કી કરી તે ઉપરથી ખેતીની પદ્ધતિઓમાં સુધારાઓ કરે છે, અને ખેતીની ઊપજના વેપારને વિકસાવે છે.

ભૂતકાળમાં, ક્ષેત્રફળ અને ઊપજના આંકડાઓ ભારતમાં તથા અન્ય દેશોમાં રાજ્ય દ્વારા મેળવાતા હતા. આ આંકડાઓ મેળવવાનો મુખ્ય હેતુ જમીન-મહેસૂલ નક્કી કરવાનો હતો. રાજ્યની આવકનું એક માત્ર મુખ્ય સાધન જમીન-મહેસૂલ હતું અને તે ઊપજને પ્રમાણસર રાખવામાં આવતું. આ સિવાય, દુકાળ કે પૂર જેવા આકસ્મિક સંજોગોમાં લોકોની અનાજની માગને પહોંચી વળવા જેટલો પુરવઠો રાજ્ય પાસે છે કે નહિ, તેની પણ નોંધ રાખવામાં આવતી નહિ! ભારતમાં આવી નોંધને અભાવે પ્રજાને અનેક દુકાળોમાં સહન કરવું પડ્યું હતું, અને ત્યારબાદ જ બ્રિટિશ સરકારે આ પ્રકારના આંકડાઓનું મહત્ત્વ સ્વીકાર્યું હતું! ભારતીય દુષ્કાળ કમિશન અને અન્ય સમિતિઓની ભલામણોને લીધે ખેતીના આંકડાઓ મેળવતાં ખાતાંઓ સ્થપાયાં અને આ આંકડાઓ કંઈક અંશે વ્યવસ્થિત બન્યા.

૧૮૭૧માં સહુ પ્રથમ ખેતીવાડી ખાતું સ્થપાયું. કેન્દ્રના આ ખાતાને મદદરૂપ થાય, તે દૃષ્ટિએ રાજ્યોમાં પણ આવાં ખાતાંઓ સ્થાપવામાં આવ્યાં. ૧૮૭૯માં ઉત્તરપ્રદેશમાં શરૂ થયેલું ખાતું પ્રથમ હતું. ૧૮૬૧ની સાલથી પાકનાં અનુમાનો બહાર પાડવામાં આવતાં હતાં. પરંતુ તે ચોક્કસ ન હતાં. ખેતીના આંકડાઓમાં એકરૂપતા લાવવા માટે ૧૮૮૩માં આંકડાશાસ્ત્રીય પરિષદે વિચારણા કરી. વેપારની દૃષ્ટિએ અગાઉના પાકનાં અનુમાનો સમયસર પ્રસિદ્ધ કરવાનું અને પાક ઊતરી ગયા

બાદ પ્રસિદ્ધ થતા રિપૉર્ટનું પ્રકાશન બંધ કરવાનું સૂચન આ સમિતિએ કર્યું. ૧૮૯૪માં ઘઉં અને ચોખાના પાકનાં અનુમાનો બહાર પાડવામાં આવ્યાં અને ૧૮૯૬માં આ યાદીમાં કેટલાક વધુ પાક ઉમેરાયા. ૧૯૦૫થી DCIS દ્વારા પણ આંકડા ઉપરાંત ખેતીના આંકડા મેળવતા હતા. ક્ષેત્રફળ, ઊપજ, જમીન-મહેસૂલ, ખળા વખતના ભાવ, વાવેતર અનેપશુધનને લગતા આંકડાઓનો સમાવેશ થતો. Agricultural Marketing Adviser બજાર ભાવના આંકડાઓ મેળવતા.૧૯૪૮માં અન્ન અને ખેતીવાડી ખાતાના Directorate of Economics and Statisticsને ખેતીના આંકડાઓનું કામ સુપરત કરવામાં આવ્યું. આ વિભાગનાં બે અગત્યનાં પ્રકાશનો 'Agricultural statistics of India' vols. I & II અને 'Estimates of Area and Yield of Principal Crops in India' ખેતીની ઘણીખરી બાબતોની માહિતી આપતા આંકડાઓ પૂરા પાડે છે. ખેતીના આંકડાઓનો સમાવેશ રાજ્યની યાદીમાં થયેલો છે, આથી રાજ્યસરકાર જ આ પ્રકારના આંકડાઓ મેળવે છે. કેન્દ્રનું ખાતું સંકલનનું અને પ્રમાણિત વ્યાખ્યાઓ દ્વારા આંકડાઓમાં એકરૂપતા લાવવાનું કાર્ય કરે છે.

## અન્ય દેશોમાં ખેતીના આંકડા

વિશેષતઃ ખેતીના જ આંકડા મેળવવાની પદ્ધતિ દરેક દેશમાં જુદી જુદી છે. ઘણાખરા દેશોમાં ખેડૂતની મુલાકાત લઈને અથવા ટપાલ દ્વારા મોકલેલ પ્રશ્નાવલિ કે પત્રકના જવાબો દ્વારા આ પ્રકારની માહિતી મેળવાય છે. અને ચકાસણી પણ થાય છે. કેટલાક દેશોમાં વાર્ષિક ગણતરી થાય છે, જ્યારે કૅનેડા અને યુ.એસ.એ.માં પંચવાર્ષિક કે દસ વાર્ષિક ગણતરી પણ થાય છે. દરેક દેશ વિકાસની અલગ અલગ કક્ષાએ હોવાથી તંત્રમાં ફેરફારો હોય તે સ્વાભાવિક છે. યુ.એસ.એ અને યુ.કે. આ બાબતમાં ખૂબ જ આગળ વધેલ છે, જ્યારે અફઘાનિસ્તાન અને સાઉદી એરેબિયા જેવા દેશોમાં કોઈ વ્યવસ્થિત આંકડાશાસ્ત્રીય તંત્ર નથી!

ઈંગ્લંડ અને વેલ્સમાં ખેતીવાડી અને મત્સ્યઉદ્યોગ ખાતું ખેતીના આંકડાઓનું સંકલન કરે છે. માર્ચ, જૂન, સપ્ટેમ્બર અને ડીસેમ્બરમાં આ માટેનાં પત્રકો ભરવામાં આવે છે. ૧૯૪૭ના કાયદાને આધારે એક એકર કે તેથી વધુ જમીન ધરાવતી બધી જ વ્યક્તિઓ માટે આ પત્રકો ભરવાનું ફરજિયાત છે. જમીન–ઉપયોગ, ઊપજ, પશુધન, યંત્રસામગ્રી અને મજૂરીને લગતા પ્રશ્નો સમાવતા પત્રકમાં ૩૭૦૦૦થી પણ વધુ ખેડૂતો માહિતી આપે છે અને તે ખેતીવાડી ખાતાને મોકલી આપે છે. સ્કૉટલેન્ડ અને આયર્લૅન્ડમાં પણ આ જ પ્રકારની વ્યવસ્થા છે. આ ઉપરાંત, ખેતીવાડી ખાતાએ નીમેલા નિપુણ રિપૉર્ટરો પણ પાકનાં ક્ષેત્રફળ અને ઊપજના આંકડા મેળવે છે. આ રિપૉર્ટરો જિલ્લાના ખેડૂતો પાસેથી મળેલી માહિતી અને પોતાનાં અવલોકનોને આધારે આ આંકડાઓ તૈયાર કરે છે અને આ આંકડાઓ ઉપરથી માસિક અને વાર્ષિક રિપૉર્ટ પ્રસિદ્ધ કરવામાં આવે છે.

યુ.એસ.એ.માં Bureau of Agricultural Economics (BAE) આ પ્રકારના આંકડા મેળવે છે. રાજ્યના ખેતીવાડીના આંકડાશાસ્ત્રીઓ રિપૉર્ટરો પાસેથી મળેલા આંકડામાં પોતાનાં અવલોકનો અને અનુભવને આધારે ફેરફાર કરી તે BAE ને મોકલી આપે છે. BAE આ ઉપરાંત સ્વેચ્છાએ માહિતી પૂરી પાડતા ખેડૂતો અને બીજી સંસ્થાઓ પાસેથી ખેતીના આંકડા મેળવે છે. રાજ્યના આંકડાશાસ્ત્રીઓ પોતાનાં અનુમાનો માટે રેલવે અગર રસ્તાઓ મારફતે થતી માલની હેરફેર, બજારની પરિસ્થિતિ, સ્થાનિક કરવેરા માટેની ગણતરી અને ખેતીની ઊપજ ઉપર થતી પ્રક્રિયાઓ (processing) અંગેની માહિતી ઉપર આધાર રાખે છે. BAE આ બધા જ આંકડાઓ ઉપરથી છેવટના આંકડાઓ તૈયાર કરે છે. રૂના પાક અંગે અલગ વ્યવસ્થા છે. કૅનેડાનું તંત્ર અને પદ્ધતિ યુ.એસ.એ. ને મળતાં આવે છે.

## ભારતમાં ખેતીના આંકડા

'ખેતીના આંકડા'ની વ્યાખ્યા વગેરે જાણ્યા પછી હવે ભારતમાં મેળવાતા વિવિધ આંકડાઓની પદ્ધતિઓ અને તેની ગુણવત્તા વિષે વિચારીએ.

## ક્ષેત્રફળના આંકડા (Area Statistics)

વિશેષતઃ ખેતીના જ કહી શકાય એવા આંકડાઓમાં ક્ષેત્રફળના આંકડાને પ્રથમ સ્થાન આપી શકાય. આ આંકડાઓ દેશમાં કેટલી જમીનમાં વાવેતર થયું છે અને કયા

પ્રકારનું વાવેતર થયું છે એ અંગેની માહિતી પૂરી પાડે છે. ભારતમાં આ પ્રકારના આંકડા મેળવવાની પદ્ધતિને સમજવા માટે દેશને મુખ્ય બે વિભાગોમાં વહેંચવો જરૂરી છે. અકાયમી જમાબંધીવાળા (temporarily settled) પ્રદેશો અને કાયમી જમાબંધીવાળા (permanently settled) પ્રદેશો. બન્ને વિભાગોમાં જમીન મહેસૂલ નક્કી કરવાની પદ્ધતિ અલગ અલગ હોવાથી આ પ્રકારનું વર્ગીકરણ જરૂરી છે. આમ છતાં આ વર્ગીકરણ સંપૂર્ણ નથી; કારણ કે યુ. પી.,આસામ અને મદ્રાસ જેવા અકાયમી જમાબંધીવાળા પ્રદેશોના કેટલાક ભાગોમાં મહેસૂલ કાયમ માટે નક્કી થયેલું છે, જ્યારે બિહાર, ઓરિસ્સા અને પશ્ચિમ બંગાળ જેવા કાયમી જમાબંધીવાળા પ્રદેશોના કેટલાક ભાગોમાં મહેસૂલ કાયમ માટે નક્કી થયેલ નથી.

## અકાયમી જમાબંધીવાળા પ્રદેશો

ભારતમાં ૧૮૯૨માં અકાયમી જમાબંધી અથવા રાયતવારી પદ્ધતિ દાખલ કરવામાં આવી. આ પદ્ધતિથી જમીન–મહેસૂલ નિશ્ચિત મુદ્દત માટે એકસરખું રાખવાનો હેતુ હતો. જમીનદારી નાબૂદ થઈ ત્યાં સુધી મહેસૂલ નક્કી કરવાના સમય વચ્ચે ત્રીસ વર્ષનો ગાળો રાખવામાં આવતો હતો. જમીન –મહેસૂલ નક્કી કરવાની આ પદ્ધતિમાં જમીનની કિંમત, ખેતી પાછળનો ખર્ચ, ઊપજના ભાવ અને ઊપજ વિષેની માહિતી ઉપર આધાર રાખવામાં આવતો. જમીનદારી નાબૂદ થયા બાદ કેટલાક ફેરફારો થયા અને વર્તમાન પદ્ધતિ અમલમાં મૂકાઈ.

યુ.પી., આસામ, મદ્રાસ, મુંબઈ અને પંજાબ રાજ્યના મોટા ભાગના પ્રદેશમાં જમીન-મહેસૂલ અમુક નિશ્ચિત વર્ષના અંતરે નક્કી કરવામાં આવે છે. આ માટે ક્ષેત્રફળના આંકડાઓ ખૂબ જ ચોક્કસાઈપૂર્વક મેળવાય છે. આ વિસ્તારોમાં ક્ષેત્રફળનું આગણન સંપૂર્ણ ગણતરીની પદ્ધતિ દ્વારા થાય છે. સામાન્ય રીતે દરેક ખેતરની મોજણી કરી, તેના નકશાઓ તૈયાર કરી, તેને સર્વે નંબર આપવામાં આવેલ હોય છે. એક કે તેથી વધુ ગામોના જૂથ માટે એક પ્રાથમિક અધિકારી નીમવામાં આવે છે. આ અધિકારી પંજાબમાં પટવારી, મુંબઈમાં તલાટી કે કુલકર્ણી, યુ.પી.માં લેખપાલ અને દક્ષિણમાં કર્ણમના નામે ઓળખાય છે. આ અધિકારી જમીન-મહેસૂલ વિભાગનો સહુથી નીચેનો હોદ્દેદાર હોવા છતાં તે પાયાનું કામ કરે છે અને પ્રાથમિક માહિતી પૂરી પાડે છે. તલાટી દર વર્ષે દરેક ખેતર માટે તેમાં વાવવામાં આવેલ પાકની અને ખેતરના માલિક અંગેની નોંધ ખાસ પત્રકમાં રાખે છે. આ નોંધ રાખવા માટે તેણે ખેતરે ખેતરની પ્રત્યક્ષ તપાસ કરીને જ દરેક પાકના ક્ષેત્રફળના આંકડા મેળવવા જોઈએ. મધ્ય પ્રદેશમાં આવી એક તપાસ, પંજાબ અને મુંબઈમાં બે તપાસ તથા ઉત્તર પ્રદેશમાં ત્રણ તપાસ થાય એવી અપેક્ષા રાજ્યસરકાર રાખે છે. પરંતુ રાજ્ય સરકારે નક્કી કરેલ તપાસની ઓછામાં ઓછી સંખ્યાને વધુમાં વધુ ગણવામાં આવે છે!

તલાટીના કામની ચકાસણી કરવા માટે મહેસૂલીઇન્સ્પેક્ટરો હોય છે. કાનૂનગો તરીકે ઓળખાતા આ ઇન્સ્પેક્ટરો તલાટીના પત્રકની ૭% જેટલી નોંધો તપાસે અને ચોકસાઈ તપાસવા ૧% જેટલાં ખેતરોની પ્રત્યક્ષ મુલાકાત લે એવી અપેક્ષા રાખવામાં આવે છે. આ ઉપરાંત, અનુક્રમે તાલુકા અધિકારી, વિભાગીય અધિકારી અને જિલ્લા કલેક્ટર ચકાસણી અને સંકલનનું કામ કરે છે. તલાટી પોતાના જમીન-નોંધણીના કામના એક ભાગ તરીકે દરેક સર્વે નંબર માટે પાકની પ્રત્યેક મોસમમાં જમીન-ઉપયોગના તથા પાકના ક્ષેત્રફળ અને પ્રકારને લગતા આંકડા પોતાના પત્રકમાં નોંધે છે. આ આંકડાઓ નિશ્ચિત તારીખ પહેલાં તે પોતાના ઉપરી અધિકારીઓને મોકલી આપે છે. જમીન ઉપયોગ અને પાકના પ્રકાર પ્રમાણે આ પ્રાથમિક આંકડાઓનો સરવાળો કરી જિલ્લા કલેક્ટર રાજ્યના જમીન-નોંધણી ખાતાને પહોંચાડે છે અને આ ઉપરથી આખા દેશ માટેના આંકડાઓ તૈયાર કરવામાં આવે છે. તલાટી પ્રત્યક્ષ તપાસ કરતા હોવાથી અને સંપૂર્ણ ગણતરીની પદ્ધતિનો ઉપયોગ થતો હોવાથી ક્ષેત્રફળના આંકડાઓ ચોક્કસ અને સંતોષકારક ગણાય છે. જમીન-માલિકે ભરવાનું મહેસૂલ ક્ષેત્રફળના અને ઊપજના આંકડાઓને લક્ષમાં રાખીને જ નક્કી કરવામાં આવે છે. આથી પણ ખૂબ જ ચોક્કસાઈ રખાય છે. આમ છતાં ક્ષેત્રફળના આંકડામાં નીચેની ખામીઓ માલૂમ પડે છે.

(૧) જમીનનોંધણી વિભાગનો પાયાનો અધિકારી,

તલાટી કાર્યદક્ષ નહિ હોવાથી આંકડામાં અચોકસાઈ પ્રવેશે છે. પોતાના તાબાનાં દરેક ગામના એકે એક ખેતરની પ્રત્યક્ષ મુલાકાત લઈ ક્ષેત્રફળના આંકડા નોંધવાનું કાર્ય તલાટીએ કરવાનું હોય છે, પરંતુ કામના અતિશય બોજને કારણે અને આ કાર્ય પ્રત્યેની ઉદાસીનતાને લીધે તલાટીઓ સામાન્ય રીતે જાતતપાસ કર્યા વિના જ પોતાનાં પત્રકો ઘેર બેસીને પોતાના અનુમાન મુજબ ભરી નાખે છે કે કેટલીક વખત ભૂતકાળના આંકડામાં નજીવો ફેરફાર કરી નવા આંકડા તૈયાર કરે છે. આ ઉપરાંત, મહેસૂલનું કામ કરતા આ તલાટીઓ લાંચ-રુશવત લેનારા અને અવિશ્વસનીય મનાય છે. બાઉલી રૉબર્ટસન કમિટીના સૂચન પ્રમાણે જો તલાટીઓને યોગ્ય સૂચનાઓ અપાય અને તેમના કામ ઉપર દેખરેખ રાખી તેની ચકાસણી કરવામાં આવે તો આ આંકડાના દોષને નિવારી શકાય. હાલમાં વિગતવાર સૂચનાઓ અપાય છે અને સર્કલ ઇન્સ્પેક્ટર તથા મામલતદાર દ્વારા આંકડાઓની ચકાસણી પણ થાય છે, એમ છતાં ખૂબ જ ટૂંકા ગાળામાં તલાટીઓને અનેક પ્રકારનું કામ કરવું પડતું હોવાથી તેઓ આ અગત્યના કામ ઉપર યોગ્ય ધ્યાન આપી શકતા નથી, આથી તલાટીઓના કામનો બોજ ઓછો કરવામાં આવે તે જરૂરી છે.

(૨) નોંધણીની દૃષ્ટિએ મોજણી થઈ ન હોય એવા વિસ્તારો પણ અકાયમી જમાબંધીવાળા પ્રદેશોમાં છે. આવાં ખેતરોની મોજણી કરી, તેના નકશાઓ તૈયાર કરવામાં આવ્યા નથી. આથી આવા વિસ્તારોની નોંધ લેવાતી નથી અને ઊપજ થતી હોવા છતાં તેની ગણતરી કરવામાં આવતી નથી, અથવા તો તેનું ચોક્કસ આગણન થઈ શકતું નથી. આ વિસ્તારોની મોજણી થવી જોઈએ.

(૩) દરેક પાક માટે ક્ષેત્રફળ જુદાં જુદાં પ્રસિદ્ધ કરવામાં આવે છે, પરંતુ કેટલીક વખત એક જ ખેતરમાં બે પાકનું વાવેતર થતું હોવાથી જુદા જુદા પાકના ક્ષેત્રફળના આંકડા ઉપર તેની અસર પડે છે: મિશ્ર પાકને કારણે ક્ષેત્રફળમાં આવતી આ ખામીને દૂર કરવા માટે આગણનની વિશિષ્ટ પદ્ધતિ વપરાય છે. દરેક રાજ્ય મિશ્ર પાક માટે યોગ્ય સૂત્ર આપે છે અને જુદા જુદા મિશ્ર પાકનાં નિશ્ચિત પ્રમાણ પણ પૂરાં પાડે છે. સમગ્ર દેશ માટે આ પ્રમાણ એકસરખું હોતું નથી. તલાટીઓ આ પ્રમાણને આધારે જ મિશ્ર પાકનું ક્ષેત્રફળ ગણે એવી અપેક્ષા રાખવામાં આવે છે, પરંતુ તલાટીઓ અનુમાન દ્વારા જ પ્રમાણ નક્કી કરે છે અને જો એકાદ પાકનું પ્રમાણ મિશ્ર પાકમાં ખૂબ જ ઓછું હોય તો તેને અવગણે છે! રાજ્ય સરકારે પાકકાપણી સર્વે નિયમિત રીતે કરી મિશ્ર પાકના પ્રમાણને નક્કી કરવાનો પ્રયત્ન કરવો જોઈએ. Technical Committeeના સૂચન પ્રમાણે દરેક પાકના સમગ્ર વિસ્તારને નોંધી ઊપજની ગણતરી કરતી વખતે તે મિશ્ર પાક માટે યોગ્ય ઘટાડો કરવો જોઈએ. હાલમાં મિશ્ર પાકના ક્ષેત્રફળનું આગણન કરવા માટે પાકકાપણીની તપાસ કરવામાં આવે છે.

(૪) વાવેતર થયું હોય તેવા વિસ્તારો અને કાપણી થઈ હોય એવા વિસ્તારોના આંકડાઓમાં તફાવત જોવા મળે છે. જે વિસ્તારમાં વાવેતર થયેલ હોય તે વિસ્તારના ક્ષેત્રફળની જ ગણતરી થવી જોઈએ. જો પહેલી વખતનું વાવેતર નિષ્ફળ જાય અને બીજા પાકનું વાવેતર કરવામાં આવે તો નિષ્ફળ ગયેલા પાકને સ્થાને નવા પાકના ક્ષેત્રફળને નોંધવું જોઈએ. વળી, જો વાવેતર કર્યા છતાં પાક સંપૂર્ણ રીતે ઊગે નહિ અને ફરીથી વાવેતર કરવામાં ન આવે તો આવા ક્ષેત્રફળને ગણતરીમાં લેવું જોઈએ નહિ. ઉપર જણાવેલ બાબતો અત્યારે ધ્યાનમાં લેવાતી નથી અને તેથી જૂના પાકનો વિસ્તાર ઘટતો નથી, જ્યારે નવા પાકના વિસ્તારમાં વધારો થાય છે. ટૂંકમાં, કોઈ પણ ગણતરી બેવડાવી જોઇએ નહિ.

(૫) ઊપજના વિસ્તારના આંકડાઓ ખરેખરા વિસ્તાર કરતાં કંઈક અંશે વધારે જણાય છે. ક્ષેત્રફળમાંનો આ ખોટો વધારો ખેતરોની વાડના ક્ષેત્રફળને કારણે થાય છે. દરેક ખેતરના ક્ષેત્રફળમાં ખેતરની વાડનો પણ સમાવેશ કરવામાં આવે છે અને ભારતમાં જમીન ખૂબ જ નાના નાના વિભાગોમાં વહેંચાયેલી હોવાથી આવી વાડનું ક્ષેત્રફળ સરવાળે ખૂબ જ વધી જાય છે. આ ઉપરાંત, ખેતરની અંદર આવેલ ઝાડ વગેરેને કારણે નકામા જતા ક્ષેત્રફળને પણ ગણતરીમાં લેવાય છે. ખરેખર વાવવામાં આવતું હોય તે ક્ષેત્રફળ જ નોંધાવું જોઈએ. વાડ અને ઝાડને કારણે નકામા જતા ક્ષેત્રફળને બાદ કરવું જોઈએ અથવા તો કુલ ક્ષેત્રફળના આંકડામાંથી એક જ ધોરણે

૨% જેટલું ક્ષેત્રફળ બાદ કરવાનો નિયમ રાખવો જોઈએ.

(૬) ગામડાંઓમાં રોપણી વખતે વપરાયેલ બિયારણના જથ્થા ઉપરથી ક્ષેત્રફળનું અનુમાન કરવામાં આવે છે. આ પદ્ધતિને કારણે ક્ષેત્રફળના આંકડાઓ બી નાખવાની પદ્ધતિ ઉપર આધાર રાખે છે અને તેથી ક્ષેત્રફળના આંકડાઓમાં ભૂલ પ્રવેશે છે. આ રીતે અનુમાન કરવાને બદલે સીધેસીધું ક્ષેત્રફળ નોંધાવું જોઈએ.

## કાયમી જમાબંધીવાળા પ્રદેશો

બિહાર, ઓરિસ્સા અને પશ્ચિમ બંગાળના કાયમી જમાબંધીવાળા વિસ્તારોમાં બધા જ ભાગોનો સર્વે કરી, તેના નકશાઓ તૈયાર કરેલા નથી. આ વિસ્તારોમાં જમીન-મહેસૂલ કાયમી ધોરણે નક્કી કરાયેલું છે, આ મહેસૂલ-પદ્ધતિને કારણે અકાયમી જમાબંધીની માફક તલાટી જેવા કોઈ અધિકારીની જરૂર રહેતી નથી. ગામનો મુખી અથવા ચોકીદાર આ માહિતી પૂરી પાડે છે. તેના કામનું નિરીક્ષણ કરી ચકાસણી કરનાર કોઈ સ્ટાફ નથી. અમુક પાકના વાવેતરનું ક્ષેત્રફળ અને મહેસૂલ નક્કી થયું હોય તે વર્ષનું ક્ષેત્રફળ – આ બે ક્ષેત્રફળના આંકડાની સરખામણી કરવામાં આવે છે. મુખી આંકડાઓ સબ ડિવિઝનલ ઑફિસરને મોકલે છે, જે પોતાના અનુભવ પ્રમાણે ફેરફારો કરી જિલ્લા અધિકારીને મોકલી આપે છે. મુખીને આ ઉપરાંત બીજાં અનેક કામ કરવાનાં હોવાથી તે પૂરતું ધ્યાન આપતો નથી. મોટા ભાગના આંકડાઓ અનુમાનિત જ હોય છે. આથી આવા વિસ્તારોના ક્ષેત્રફળના આંકડા વિશ્વસનીય નથી.

સાચા આંકડાઓ મેળવવા માટે જે પ્રદેશોની મોજણી થઈ ન હોય, તેની મોજણી કરી નકશાઓ તૈયાર કરવા જોઈએ. અકાયમી જમાબંધીની જેમ જ એક વહીવટી તંત્ર ગોઠવવું જોઈએ. ૧૯૪૪–'૪૫માં બિહાર અને ઓરિસ્સામાં કર્મચારીઓની નિમણૂક થઈ. આ જ વર્ષમાં પશ્ચિમ બંગાળમાં પણ ખેતરે ખેતરની મોજણી કરવામાં આવી. ૧૯૪૭ પછી કાયમી જમાબંધીની રીતને દૂર કરવામાં આવી અને તેને સ્થાને યદૃચ્છ નિદર્શ તપાસની પદ્ધતિ વાપરવામાં આવી. બિહારમાં પણ સંપૂર્ણ ગણતરી દ્વારા આ આંકડા ભેગા કરાવા લાગ્યા. કેરળમાં તાજેતરમાં જ યદૃચ્છ નિદર્શ તપાસ દ્વારા ક્ષેત્રફળના આંકડા મેળવાયા છે. મોજણી કરવી મુશ્કેલ હોય એવા વિસ્તારો માટે ICAR દ્વારા ૧૯૪૭–'૪૮માં રંગીન પ્લેટોનો ઉપયોગ કરી હવાઈ ફોટોગ્રાફીની મદદથી ક્ષેત્રફળ નોંધવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હતો, પરંતુ તેમાં પૂરતી સફળતા મળી ન હતી.

મોજણી કરવા માટે Survey of India દ્વારા Topographical Survey અને રાજ્ય સરકાર દ્વારા Cadastral Survey થાય છે. ટેકરીઓ, પર્વતો અને દુર્ગમ જંગલના પ્રદેશોમાં મોજણી થઈ શક્તી નથી. મેદાનના વિસ્તારોમાં રાજ્ય સરકારને જમીનદારો તરફથી જ્યાં સુધી મહેસૂલ મળ્યા કરતું ત્યાં સુધી સરકાર વિગતે મોજણી કરવામાં કોઈ રસ દર્શાવતી નહિ. સ્વતંત્રતા મળ્યા બાદ જ જમીનસુધારણાની નીતિને કારણે આ બાબત ઉપર યોગ્ય ધ્યાન આપવામાં આવ્યું. ૧૯૪૯માં ૭૮૧૦ લાખ એકર જમીનમાંથી ૫૫૭૦ લાખ એકર જમીન વિષેની માહિતી મળતી હતી. ૧૯૫૧–'૫૨માં આ વિસ્તાર (જમ્મુ અને કાશ્મીર બાદ કરતાં) ૭૦૪૦ લાખ એકર થયો. માહિતી ન આપતો મોટા ભાગનો વિસ્તાર જમ્મુ અને કાશ્મીરમાં છે. બાકીનો ભાગ આસામ, રાજસ્થાન, સૌરાષ્ટ્ર, મણિપુર અને હિમાચલ પ્રદેશમાં છે. ISI એ બંગાળમાં ૧૯૩૭માં શણના વાવેતરના વિસ્તાર વિષે માહિતી મેળવવા યદૃચ્છ નિદર્શ તપાસની પદ્ધતિ શરૂ કરી, જે ૧૯૪૧માં આખા બંગાળમાં વપરાઈ. ૧૯૪૭–'૪૮થી ડાંગર માટે પણ આ પદ્ધતિનો ઉપયોગ થયો. Director of Agriculture પણ આ આંકડા સ્વતંત્ર રીતે મેળવે છે. Union Agricultural Assistants સંપૂર્ણ તપાસ કરે છે. આ ત્રણે આંકડાને સરખાવી છેવટના આંકડા તૈયાર કરવામાં આવે છે. ભૂતકાળમાં દેશી રાજ્યોને લીધે સંપૂર્ણ માહિતી મળતી ન હતી. અત્યારે ફક્ત ૫૩૦ લાખ એકર જમીનની જ માહિતી મળતી નથી. ક્ષેત્રફળના આંકડાઓ સુધારવા Technical Committee એ નીચેનાં સૂચનો કર્યાં છે:

(૧) પ્રત્યેક સર્વે નંબરનું ક્ષેત્રફળ સંપૂર્ણ તપાસ દ્વારા જ મેળવાવું જોઇએ. નિદર્શ પદ્ધતિ દ્વારા પરિણામોની ચકાસણી કરી શકાય કે મુખ્ય પાકનું આખા રાજ્ય માટે અનુમાન કરી શકાય. પરંતુ ગૌણ પાક અને નાના

વિસ્તારો માટે આ પદ્ધતિ વાપરી શકાય નહિ.

(૨) મોજણી ન થઈ હોય તેવા પરંતુ માહિતી આપતી સંસ્થા ધરાવતા વિસ્તારોના નકશાઓના સ્કેચ પટવારીની મદદથી દોરી ક્ષેત્રફળ નોંધી શકાય,

(૩) મોજણી વિનાના અને માહિતી આપતી સંસ્થા વિનાના પ્રદેશો (જેવા કે જંગલના છૂટાછવાયા ભાગો, પર્વતો, નદીનાં ભાઠાં વગેરે) માટે સંપૂર્ણ તપાસ, નિદર્શ તપાસ કે હવાઈ ફોટોગ્રાફીનો ઉપયોગ કરવો જોઈએ. મેદાનના પ્રદેશોમાં જમીનદારોની મદદ લઈ તેની મોજણી કરી, સમગ્ર વિસ્તારને માહિતી આપતો વિસ્તાર બનાવવો જોઈએ અને તેનું વર્ગીકરણ થવું જોઈએ.

(૪) મિશ્ર પાકનો આખા જિલ્લા માટે સરવાળો કરી તેને નિયત ગુણોત્તર વડે ગુણી જુદા જુદા વિભાગમાં વહેંચવામાં આવે છે. પાકનાં મુખ્ય મિશ્રણો માટે આવા ગુણોત્તર ૧૮૯૫માં ગણવામાં આવેલા. પંજાબમાં પટવારી આ આગણન કરે છે. આ માટે દરેક મુખ્ય મિશ્રણોના સરેરાશ આંકડા કોઈ પણ ફેરફાર કર્યા વિના તેના વિભાગીય આંકડાઓની સાથે જ આપવા જોઈએ. નિયત ગુણોત્તર દરેક જિલ્લા માટે વખતોવખત ગણાવા જોઈએ.

(૫) જમીનનું વર્ગીકરણ કરવા માટેની વ્યાખ્યાઓમાં સમાનતા હોવી જોઈએ.

**ઊપજના આંકડા** (Yield Statistics)

સૌ પ્રથમ પાકનાં અનુમાનો (crop estimates) વિષેની માહિતી જોઈએ.

મુખ્ય પાકના વિસ્તાર અને ઊપજના અનુમાનિત આંકડાઓ Directorate of Economics & Statisticsના 'Average Yield per Acre of Principal Crops in India' એ પ્રકાશનમાં પ્રસિદ્ધ થાય છે. આ અનુમાનોમાં નીચેના પાકનો સમાવેશ થાય છે:

**[૧] અનુમાનિત આંકડા**

અ. અનાજ: ચોખા, જુવાર, બાજરી, મકાઈ, રાગી, ઘઉં અને જવ

બ. કઠોળ: ચણા તુવેર તથા બીજાં રવિ અને ખરીફ કઠોળ

ક. તેલીબિયાં: મગફળી, તલ, દિવેલી અને સરસવ:

ડ. રેસાઓ: રૂ, શણ વગેરે

ઇ. અન્ય: શેરડી, બટાકા, તમાકુ, પીપર, આદુ અને મરચાં

**[૨] વાવેતરવાળા પાક**

ચા, કૉફી, રબર અને નારિયેળ

**[૩] ગૌણ પાક**

કેળાં, ગળી, પપૈયાં, શક્કરિયાં, હળદર લાખ વગેરે.

સામાન્ય રીતે બેથી ત્રણ અનુમાનો પ્રસિદ્ધ કરવામાં આવે છે. ઘઉં અને રૂ માટે પાંચ; જુવાર, બાજરી, મકાઈ અને શણ માટે બે તથા પીપર અને આદુ માટે એક અનુમાન કરાય છે. આ ૨૭ જેટલા પાક માટે ૭૦ અનુમાનો દૈનિક અખબારોમાં, 'Agricultural Situation in India' (માસિક પ્રકાશન)માં અને આકાશવાણી દ્વારા પ્રસિદ્ધ થાય છે.

વાવેતર થયા બાદ એક મહિને તલાટી પહેલું અનુમાન કરે છે. આ અનુમાન વાવેતરના વિસ્તાર વિષેની, બીના ઊગવા વિષેની અને વાવેતર વખતની આબોહવાની માહિતી આપે છે. બે-ત્રણ મહિના બાદનું બીજું અનુમાન મોડા વાવેતરનો સમાવેશ કરી કુલ ક્ષેત્રફળ, પાકની પરિસ્થિતિ અને ઊપજની ધારણા વિષે ખ્યાલ આપે છે. ત્રીજું અને છેલ્લું અનુમાન વાવેતરના કુલ ક્ષેત્રફળ અને કાપણી કર્યા બાદ ઊતરેલા પાક અને તેના ભાવની માહિતી આપે છે. પાકની માહિતી પાકકાપણી તપાસ દ્વારા કે આનાવારી પદ્ધતિ દ્વારા મેળવવામાં આવે છે. છેલ્લાં અનુમાનો પણ આખરી નથી હોતાં. પરિસ્થિતિમાં ફેરફાર થતાં કે નવી માહિતી મળતાં, તેમાં જો જરૂર હોય તો ફેરફારોને અવકાશ રહે છે. આ પ્રકારના ફેરફારો બીજા વર્ષનાં અનુમાનો કરતી વખતે છેવટના અનુમાનમાં કરવામાં આવે છે. અને અગાઉના વર્ષનાં સુધારેલાં અનુમાનો (revised estimates) મેળવાય છે. અંતિમ અનુમાન માટે તલાટી એકે એક ખેતરની માહિતી ભેગી કરે છે. કેટલા આની પાક થયો છે તે પણ તલાટી જ નક્કી કરે છે. જિલ્લા માટે યદૃચ્છ નિદર્શનો ઉપયોગ કરી જિલ્લા અધિકારી છેવટે બધા આંકડા ખેતીવાડી ખાતામાં મોકલે છે.

પાક વિષેનાં અનુમાનો વેપારીઓ, ખેડૂતો અને ગ્રાહકોને ખૂબ જ ઉપયોગી છે. આ અનુમાનો ઉપરથી

વેપારીઓ અને ખેડૂતો ભવિષ્યને માટે ભાવતાલ નક્કી કરી શકે છે. ૧૮૮૪ પહેલાં આ અનુમાનો કાપણી થયા બાદ એટલાં મોડાં પ્રસિદ્ધ થતાં કે તેનો કોઈ ઉપયોગ રહેતો નહિ. ૧૮૮૪ બાદ જ, આ અનુમાનો વાવેતર થયા બાદ બે કે ત્રણ મહિને પ્રસિદ્ધ કરવામાં આવે છે, જેના કારણે વેપારધંધામાં પડેલ વ્યક્તિઓ અને સરકાર પોતાની અનાજ અંગેની નીતિ સમયસર અને સહેલાઈથી નક્કી કરી શકે છે. આથી ભાવનું યોગ્ય ધોરણ, વ્યવસ્થિત વેપાર અને પદ્ધતિસરની આયાત-નિકાસ થઈ શકે છે.

હવે ઉપજના આંકડા તપાસીએ.

જુદા જુદા પાકની ઉપજના આંકડા મેળવવા માટે મુખ્યત્વે બે પદ્ધતિ વપરાય છે. કોઈ પણ પાકની કુલ ઉપજ એટલે દર એકરે થયેલા સરેરાશ પાક અને તે પાક નીચેના કુલ ક્ષેત્રફળનો ગુણાકાર. દા.ત., ઘઉંના પાકની એકરદીઠ સરેરાશ ઉપજ ૧૫ મણ હોય અને કુલ ક્ષેત્રફળ (ઘઉં માટે) ૫,૦૦૦ એકર હોય, તો ઘઉંની કુલ ઉપજ ૭૫,૦૦૦ મણ થાય. ક્ષેત્રફળના આંકડા મેળવવાની પદ્ધતિ તો આગળ જોઈ ગયા. એકરદીઠ સરેરાશ પાક નક્કી કરવા માટે આનાવારી પદ્ધતિ અથવા ચાલી આવતી પ્રથા કે યદૃચ્છ નિદર્શ પાક-કાપણી તપાસ (random sample crop-cutting survey)નો ઉપયોગ થાય છે.

## આનાવારી પદ્ધતિ

કેટલાંય વર્ષોથી ચાલી આવતી આ પદ્ધતિમાં સહુપ્રથમ 'પ્રમાણ્ય ઉપજ' (normal yield) નક્કી કરવામાં આવે છે. પ્રમાણ્ય ઉપજ એટલે સરેરાશ જમીનમાંથી સરેરાશ વર્ષમાં થતી એકર દીઠ સરેરાશ ઉપજ (average outturn on average soil in a year of average character) આ વ્યાખ્યાને આધારે ખેતીવાડી ખાતા તરફથી દર પાંચ કે સાત વર્ષે પ્રમાણ્ય ઉપજ શોધવામાં આવે છે. જે વર્ષમાં સામાન્ય રીતે પરિસ્થિતિ સારી હોય, તે વર્ષમાં સરેરાશ જમીનના ટુકડા ઉપર રોપણી બાદ પાકકાપણીનો પ્રયોગ કરવામાં આવે છે; અને આ રીતે એકર દીઠ પ્રમાણ્ય ઉપજ મેળવાય છે. ટૂંકમાં, ખૂબ જ વધારે નહિ કે ખૂબ જ ઓછી નહિ એવી સાધારણ ઉપજ એટલે પ્રમાણ્ય ઉપજ. ડિરેક્ટર ઑફ એગ્રિકલ્ચર પ્રમાણ્ય ઉપજના બધાં આંકડાઓ તપાસી દરેક પાકની પ્રમાણ્ય ઉપજ નક્કી કરે છે. હવે જો કોઈ પણ વર્ષની ઉપજ વિષેના આંકડા મેળવવા હોય તો જે વર્ષમાં પ્રમાણ્ય ઉપજની ગણતરી કરવામાં આવી હોય, તે વર્ષની પરિસ્થિતિ સાથે ચાલુ વર્ષની પરિસ્થિતિને સરખાવવી જોઇએ. આ પ્રકારની સરખામણી કરવા માટે પરિસ્થિતિ અવયવ (condition factor) શોધવામાં આવે છે. પરિસ્થિતિ અવયવ ચાલુ વર્ષ પ્રમાણ્ય ઉપજના વર્ષ કરતાં કેટલું સારું કે ખરાબ છે તે વિષેની માહિતી પૂરી પાડે છે, અને તે ચાલુ વર્ષની પરિસ્થિતિ અને પ્રમાણ્ય વર્ષની પરિસ્થિતિનો ગુણોત્તર શોધીને મેળવાય છે. ચાલુ વર્ષની પરિસ્થિતિ અંગેની માહિતી ગામના મુખી કે તલાટી પાસેથી મેળવવામાં આવે છે અને તે આનામાં દર્શાવાય છે; જેમ કે આ વર્ષે દસ આની પાક ઊતરશે. પ્રમાણ્ય ઉપજના વર્ષની પરિસ્થિતિને જુદાં જુદાં રાજ્યોમાં ૧૨થી માંડીને ૧૬ આના સુધી દર્શાવાય છે. (મધ્યપ્રદેશ ૧૩·૩ આના) મુખી અગર તલાટી પોતાના તાબાનાં ગામ માટે વાવેતર, વાવેતરની પદ્ધતિ, વરસાદ અને આબોહવાને લક્ષમાં લઈ પોતાના અનુભવને આધારે ચાલુ વર્ષમાં કેટલા આના પાક ઊતરશે તે નક્કી કરે છે, અને આ આંકડો મામલતદારને મોકલે છે. મામલતદાર પોતાના તાલુકા માટે આ આંકડો તૈયાર કરી જિલ્લા કલેક્ટરને મોકલે છે, જે રાજ્યના ડિરેક્ટર ઑફ એગ્રિકલ્ચરને પ્રકાશન માટે પહોંચાડે છે. દરેક તબક્કે અધિકારીઓ પોતાના અનુભવ મુજબ ફેરફાર કરે છે. ધારો કે, પ્રમાણ્ય ઉપજના વર્ષની પરિસ્થિતિને ૧૬ આના તરીકે દર્શાવવામાં આવી હોય અને ચાલુ વર્ષે ૧૦ આના પાક ઊતરવાનો હોય, તો પરિસ્થિતિ અવયવ $\frac{૧૦}{૧૬}$ થાય. પ્રમાણ્ય ઉપજ જો દર એકરે ૮૦૦ રતલ હોય તો ચાલુ વર્ષની ઉપજ $૮૦૦ \times \frac{૧૦}{૧૬} = ૫૦૦$ રતલ/એકર થાય. ટૂંકમાં, ચાલુ વર્ષની ઉપજ એટલે પ્રમાણ્ય ઉપજ અને પરિસ્થિતિ અવયવનો ગુણાકાર. આ સૂત્ર સાદી ત્રિરાશિ દ્વારા જ મેળવવામાં આવ્યું છે. પરિસ્થિતિ અવયવ ફક્ત ઊભા પાકને જોઈને જ, કાપણી કર્યા વિના, નક્કી કરવામાં આવે છે. આ પદ્ધતિમાં નીચેની ખામીઓ છે:

(૧) પ્રમાણ્ય ઉપજની વ્યાખ્યા સ્પષ્ટ અને એક સમાન ધોરણ જાળવી શકાય એવી નથી. પ્રમાણ્ય ઉપજ

અને સરેરાશ ઊપજ સમાન અર્થમાં વપરાય છે. સરેરાશ વર્ષ એટલે કેવું વર્ષ અને સરેરાશ જમીન એટલે કેવા પ્રકારની જમીન એ બાબતની કોઈ નિશ્ચિત સમજૂતી આપવામાં આવી નથી. પ્રમાણ્ય ઊપજ શોધવા માટે જે જમીન પસંદ કરવામાં આવે છે તે સામાન્ય જમીન જેવી પ્રતિનિધિરૂપ હોતી નથી. વાવેતર માટે ઉત્તમ પ્રકારનાં બી વપરાય છે અને ખેતીની વિશિષ્ટ પદ્ધતિઓનો પણ ઉપયોગ કરવામાં આવે છે, જે સામાન્ય ખેડૂત ભાગ્યે જ વાપરી શકે છે. આમ, વ્યાખ્યામાંનો 'સરેરાશ' શબ્દ અચોક્કસ હોવાથી પ્રમાણ્ય ઊપજના આંકડાને ખોટા બનાવે છે.

(૨) પ્રમાણ્ય ઊપજ દર પાંચ કે સાત વર્ષે નક્કી કરવામાં આવે છે. સમયનો આ ગાળો ખૂબ જ મોટો છે. આથી ઓછા સમયના નિયમિત અંતરે પ્રમાણ્ય ઊપજ નક્કી થવી જોઈએ.

(૩) પરિસ્થિતિ અવયવ સંભવિત સ્થિતિનું અનુમાન છે અને તે મુખી કે તલાટી કોઈ ચોક્કસ વૈજ્ઞાનિક પદ્ધતિની મદદ વિના જ નક્કી કરતા હોવાથી તેમાં પૂર્વગ્રહ અને સ્વાર્થને કારણે ભૂલ પ્રવેશે એ સ્વાભાવિક છે. દરેક વ્યક્તિ એક જ પરિસ્થિતિ માટે જુદા જુદા આંકડા દર્શાવે છે. કેટલીક વખત તલાટી પાકને જોયા વિના જ અનુમાન કરે છે.

(૪) જમીન–મહેસૂલનો આધાર ઊપજ ઉપર રહેતો હોવાથી પરિસ્થિતિ અવયવનું અનુમાન કંઈક અંશે ઓછું કરવામાં આવે છે. આથી જ સારી મોસમમાં પણ પરિસ્થિતિ અવયવનું મૂલ્ય ઓછું હોય છે.

(૫) પરિસ્થિતિને આનામાં દર્શાવતી વખતે દરેક રાજ્યમાં સમાનતા રહેતી નથી. ચલણ અને તોલમાપમાં શરૂ કરવામાં આવેલી દશાંશ પદ્ધતિના અનુસંધાનમાં પરિસ્થિતિ અવયવને ટકામાં દર્શાવાય તો ગણતરીનું કામ સરળ બને. આ પદ્ધતિ યુ. એસ. એ., ઈંગ્લૅન્ડ અને કૅનેડામાં વપરાય છે. પરિસ્થિનિ અવયવને આનામાં દર્શાવવાને બદલે દર એકરે અમુક મણ એ રીતે પણ દર્શાવી શકાય. આ રીત પંજાબમાં વપરાય છે.

(૬) જો પરિસ્થિતિ અવયવની કેટલાંક વર્ષો માટે સરેરાશ લેવામાં આવે તો તેની કિંમત લગભગ એક જેટલી થવી જોઈએ; પરંતુ આમ થતું નથી.

(૭) આ પદ્ધતિથી કરવામાં આવતાં ઊપજનાં અનુમાનોમાં આવતી ભૂલનું પ્રમાણ અગાઉથી જાણી શકાતું નથી. સામાન્ય રીતે એમ મનાય છે કે આ આંકડા હોવા જોઈએ તે કરતાં ઓછા છે. પરંતુ આ પણ એક માન્યતા જ છે.

(૮) પ્રમાણ્ય ઊપજનો સાચો આંકડો મેળવવા માટે છેલ્લાં દસ વર્ષની ખરેખરી સરેરાશ ઊપજની પરંપરિત સરેરાશ (moving average) શોધવી જોઈએ.

(૯) જિલ્લાના પરિસ્થિતિ અવયવને, વાવેતરના ક્ષેત્રફળને પ્રમાણસર ભાર લઈ જુદા જુદા વિભાગોની ભારિત સરેરાશ તરીકે શોધવો જોઈએ.

**યદૃચ્છ નિદર્શ પાક-કાપણી તપાસ**

આ પદ્ધતિની શરૂઆત કરવાનું માન ICAR ને ફાળે જાય છે. આ પદ્ધતિની ભલામણ ૧૯૧૯માં બૉર્ડ ઑફ એગ્રિકલ્ચરે કરી હતી. કેટલાંક રાજ્યોએ તેનો અમલ પણ કરેલો. બિહાર અને ઓરિસ્સાએ ખર્ચને કારણે તેનો ત્યાગ કરેલો. ICARએ ૧૯૪૨માં રૂના પાક માટે આ પદ્ધતિનો ઉપયોગ કર્યો. અનાજના પાક માટે પછીથી યુ. પી., પંજાબ, મદ્રાસ, મુંબઈ, ઓરિસ્સા અને મધ્યપ્રદેશમાં તેનો ઉપયોગ થયો. ૧૯૪૩થી પશ્ચિમ બંગાળ સિવાયનાં બધાં જ રાજ્યોમાં આ પદ્ધતિ વપરાવા લાગી. પશ્ચિમ બંગાળમાં આ કામ ISI કરે છે. ICAR અને ISIની પદ્ધતિ સૈદ્ધાંતિક રીતે એક સરખી હોવા છતાં તેમાં મુખ્ય એ તફાવત છે. ICAR ગામડાને નિદર્શનના એકમ તરીકે સ્વીકારે છે, પરંતુ ISI ગામડાને એકમ તરીકે સ્વીકારતી નથી. ICARએ પસંદ કરેલ પ્લૉટ લંબચોરસ આકારના અને ISI એ પસંદ કરેલ પ્લૉટ કરતાં ઘણા મોટા હોય છે. ISI ૧૦૦ ચો. ફૂટ ક્ષેત્રફળના વર્તુળાકાર પ્લૉટ પસંદ કરે છે. (ICAR ૨૦૦ ચો. ફીટના) બન્ને પદ્ધતિનો હેતુ ભૂલના પ્રમાણના જ્ઞાન સાથે એકર દીઠ થતા પાકનાં અનુમાનો વૈજ્ઞાનિક રીતે મેળવવાનો છે.

સ્તરિત યદૃચ્છ નિદર્શન (stratified random sampling) આ પદ્ધતિનો આધાર છે. યદૃચ્છ નિદર્શ (random sample) લેવામાં આવતો નથી, કારણ

કે નિદર્શના એકમોની દૃષ્ટિએ સમગ્ર એકરૂપ હોતું નથી. જો જિલ્લામાંથી નિદર્શ લેતી વખતે તાલુકાને એકમ તરીકે લેવાય તો દરેક તાલુકો જમીનની જાત, સિંચાઈની સગવડ, પદ્ધતિ વગેરે બાબતોમાં એકરૂપ નહિ હોવાથી પ્રતિનિધિરૂપ નમૂનો મેળવી શકાતો નથી. આથી આ પદ્ધતિમાં સૌ પ્રથમ દરેક જિલ્લાને એકરૂપ વિભાગો વહેંચવામાં આવે છે.

આ વિભાગોમાંથી યદૃચ્છ નિદર્શ લેવામાં આવે છે. નિદર્શનની આ ગોઠવણને કારણે દરેક તાલુકાને અને ગામને પસંદ થવાની સમાન તક મળે છે અને આમ પસંદગીમાં રહેલું પક્ષપાતનું તત્ત્વ દૂર થઈ જાય છે. દરેક વિભાગ કે તાલુકામાંથી યદૃચ્છ રીતે કેટલાંક ગામોની પસંદગી કરવામાં આવે છે. ગામની સંખ્યા, સામાન્ય રીતે, તે પાકના ક્ષેત્રફળને પ્રમાણસર હોય છે. પસંદ કરાયેલા દરેક ગામમાંથી બે કે ત્રણ ખેતરો લેવાય છે. કયાં ખેતરોમાં ઊપજ ગુણવત્તાની દૃષ્ટિએ standard છે એ પટવારી કે મુખી પાસેથી જાણ્યા પછી જ ખેતરોની પસંદગી થાય છે. પ્રત્યેક ખેતરો ૧/૮૦ એકર (૩૩'×૧૬.૫') જેટલો પ્લૉટ યદૃચ્છ રીતે પસંદ કરાય છે. (યુ. પી. માં ૧/૬૦ એકર) આ પ્લૉટમાં જ્યારે પાક તૈયાર થઈ જાય ત્યારે પાક-કાપણી કરવામાં આવે છે. પાકમાં રહેલા ભેજનું પ્રમાણ નક્કી કરવા માટે ખાસ પ્રયોગ કરવામાં આવે છે અને આ રીતે ભેજને લીધે થતી ભૂલ દૂર કરાય છે. આ રીતે જુદા જુદા પ્લૉટમાંથી મળેલા ઊપજના આંકડાઓને આધારે એકર દીઠ સરેરાશ ઊપજ શોધવામાં આવે છે.

આ આંકડા મેળવવાની પદ્ધતિ (subjective) ન હોવાને કારણે અને પ્રમાણ્ય ઊપજ તથા પરિસ્થિતિ અવયવ જેવી ગૂંચવણભરી બાબતોનો વિચાર કરવાનો ન હોવાથી વધુ સાચાં પરિણામો મેળવી શકાય છે. વળી, એ પરિણામોમાં કેટલી ભૂલ અથવા દોષ આવે છે તે જાણી શકાય છે. આંકડાઓના પ્રકાશનના કામમાં થતો અકારણ વિલંબ એ આ પદ્ધતિની એક માત્ર ખામી છે. પાકની કાપણી થતા પહેલાં જેમ આનાવારી પદ્ધતિમાં ઊપજ વિષેનાં અનુમાનો મેળવી શકાય છે, તેમ આ પદ્ધતિમાં અનુમાનો અગાઉથી મેળવી શકાતાં નથી.

ICAR આ પદ્ધતિનો ઉપયોગ નીચેના હેતુસર કરે છે:

(૧) પાકકાપણીના પ્રયોગો, મહેસૂલ અને ખેતીવાડી ખાતાના સામાન્ય માણસો પણ કરી શકે એવી યદૃચ્છ નિદર્શ પદ્ધતિ તૈયાર કરવી.

(૨) આ પદ્ધતિની ઉપયોગિતા અને અગત્ય મહેસૂલ અને ખેતીવાડી ખાતાને સમજાવવી.

(૩) વર્તમાન સ્ટાફને આ પદ્ધતિની તાલીમ આપવી.

(૪) સમગ્ર રાજ્ય માટે તેમજ જિલ્લાઓ માટે એકર દીઠ ઊપજનું અનુમાન કરવું.

(૫) જિલ્લાના પ્રમાણ્ય ઊપજના આંકડાઓને સ્થાને સાચા અને તાજા આંકડાઓ નક્કી કરવા.

ISIની પદ્ધતિ કરતાં ICARની પદ્ધતિ સરળ છે. ICARની પદ્ધતિથી મહેસૂલ અને ખેતીવાડી ખાતાનો સાધારણ માણસ પણ પાક-કાપણીના પ્રયોગો કરી શકે છે, જ્યારે ISIની પદ્ધતિમાં નિષ્ણાત આંકડાશાસ્ત્રીની જરૂર પડે છે. હાલમાં પાક-કાપણીનું આ કામ ICARને બદલે Directorate of National Sample Survey (NSS)ને સોંપવામાં આવ્યું છે. લગભગ બધાં જ રાજ્યોમાં આનાવારી પદ્ધતિનું સ્થાન આ વૈજ્ઞાનિક પદ્ધતિએ લીધું છે, એ બાબત જ તેની શ્રેષ્ઠતા સાબિત કરવા માટે પૂરતી છે. અનાજ, કઠોળ, શેરડી, કપાસ, શણ અને મગફળીની ઊપજના આંકડા મેળવવા આ પદ્ધતિનો ઉપયોગ થાય છે. અનાજની ઊપજના ૮૮% નું અનુમાન આ રીતે મેળવાય છે. પશ્ચિમ બંગાળમાં ISI શણ અને ડાંગરની ઊપજનાં અનુમાનો આ રીતે જ મેળવે છે. યદૃચ્છ નિદર્શ પાક-કાપણી તપાસ કરતી વખતે જમીન, ખાતર, બી, આબોહવા અને વરસાદને લગતા પ્રયોગો પણ કરી શકાય છે અને તે ઉપરથી પાક વધારવાનાં પગલાં વિચારી શકાય.

## જમીન ઉપયોગના આંકડા

(Land Utilisation Statistics)

૧૮૮૪થી આ આંકડાઓ મળે છે, પરંતુ વર્ષો જતાં ભૌગોલિક વિસ્તારનો સમાવેશ વધ્યો. ૧૯૪૯–'૫૦માં ૮૧.૧ કરોડ એકરમાંથી ૬૭.૯ કરોડ એકરની જ માહિતી (૮૪%) મળતી હતી. ૧૯૫૧–'૫૨માં આ આંકડો ૭૦.૪ કરોડ એકરે (૮૭%) પહોંચ્યો.

'Indian Agricultural Statistics' (vols. I & II)માં આ આંકડા નિયમિત રીતે પ્રસિદ્ધ થાય છે. પ્રત્યેક રાજ્ય પોતાના વિસ્તારો માટે 'Season & crop Reports'માં આ આંકડા પ્રસિદ્ધ કરે છે. આ આંકડાઓ મુખ્યત્વે-(૧) જમીનનું વર્ગીકરણ (૨) સિંચાઈ-વાળા વિસ્તારો અને (૩) વાવેતરવાળા વિસ્તાર અંગેની માહિતી આપે છે.

૧૯૪૯–'૫૦ સુધી જમીનને મુખ્ય પાંચ વિભાગોમાં વર્ગીકૃત કરેલી હતી: (૧) જંગલો, ૧૫% (૨) ખેડવા માટે નકામો વિસ્તાર, ૧૭% (૩) બીજો ચાલુ પડતર જમીન સિવાયનો વણખેડાયેલો વિસ્તાર, ૧૭% (૪) ટૂંક સમય માટેની પડતર જમીન, ૯% (૫) કુલ વાવેલો વિસ્તાર ૪૨%. ૧૯૫૦–'૫૧માં યોજનાઓ ઘડતી વખતે આ વર્ગીકરણને બદલવામાં આવ્યું અને નવ વર્ગો પાડવામાં આવ્યા: (૧) જંગલો (૨) ખેતી સિવાયના હેતુ માટે વપરાયેલી જમીન–જેવી કે મકાન, રસ્તા, રેલવે, નહેરો (૩) વેરાન અને ખેડી ન શકાય એવી જમીન–રણ, પર્વતો અને ખૂબ મોટો ખર્ચ કર્યા વિના ખેડવા લાયક ન બનાવી શકાય એવી જમીન (૪) કાયમી ગોચર અને ઢોર ચારવા માટેના પ્રદેશો (૫) ઊપજાઉ ઝાડ અને ફળોવાળાં વૃક્ષોનો પ્રદેશ (૬) ખેડી શકાય એવી પડતર જમીન કે જેને એક યા બીજા કારણસર ખેડવાનું બંધ કરવામાં આવ્યું હોય (૭) ચાલુ પડતર જમીન સિવાયની પડતર જમીન, આ માટે ખેડવાનું એક વર્ષથી પાંચ વર્ષ સુધી બંધ કરવામાં આવ્યું હોય (૮) ચાલુ પડતર જમીન, જે એકાદ વર્ષ માટે જ પડતર રહી હોય (૯) વાવેતરનો કુલ વિસ્તાર.

આ નવું વર્ગીકરણ થવાને કારણે જમીનના બધા જ શક્ય વિભાગો અને તેના શક્ય ઉપયોગો લક્ષમાં લેવાયા છે અને વર્ગીકરણ ઝીણવટભર્યું બન્યું છે. જૂના વર્ગીકરણમાં આપવામાં આવેલી જમીન–ઉપયોગની વ્યાખ્યાઓ આખા દેશ માટે એક સમાન ન હતી. વ્યાખ્યા-ની સમાનતાને લીધે હવે રાજ્યો વચ્ચેની સરખામણી વધુ ભરોસાપાત્ર અને અર્થયુક્ત બની છે. ૧૯૫૪–'૫૫ સુધીમાં તો પશ્ચિમ બંગાળ અને મણિપુર સિવાયનાં બધાં જ રાજ્યોએ આ વર્ગીકરણ સ્વીકાર્યું હતું. જૂના વર્ગીકરણ પ્રમાણે, ૧૯૫૪–'૫૫માં જમીન-ઉપયોગના ટકા અનુક્રમે ૧૮·૫, ૧૬·૯, ૧૩·૦, ૮·૦ અને ૪૩·૬ હતા.

આમ, માહિતી આપતા વિસ્તારમાંથી ૫૧·૬% ખેડાણ કરાતો વિસ્તાર છે. આમાં ૪૩·૬%માં પાકનું વાવેતર થાય છે, જ્યારે ૮% વિસ્તાર ફળદ્રૂપતા મેળવવા પડતર રહ્યો છે. ૮·૪૮ કરોડ એકર જમીન વિષે માહિતી મળતી નથી. આમાં ૪·૯ કરોડ એકર જમ્મુ અને કાશ્મીરમાં, ૧·૮૬ કરોડ NEFAમાં, ·૫૨ કરોડ મણિપુરમાં, ૦·૩૬ કરોડ હિમાચલ પ્રદેશમાં અને ૦·૨૦ કરોડ એકર આંદામાન અને નીકોબાર ટાપુઓનાં જંગલોમાં છે. આ બધો જ વિસ્તાર ખેતીની દૃષ્ટિએ અગત્યનો નથી. ટૂંકમાં, ખેતીની દૃષ્ટિએ અગત્યના એવા બધા જ ભૌગોલિક વિસ્તારના જમીન-ઉપયોગની માહિતી ઉપલબ્ધ છે.

જમીનના સ્પષ્ટ વર્ગીકરણને લીધે ખેતીવિષયક આયોજનમાં ઘણી જ સુગમતા પડે છે. માથાદીઠ ખેડી શકાય એવી જમીનનું પ્રમાણ અને તેને વધારવાના ઉપાયો જમીનઉપયોગના આંકડાઓ વડે જ વિચારી શકાય. કઈ જમીન ઓછા ખર્ચે અને ઓછી મહેનતે ખેડવા યોગ્ય બનાવી શકાય, તે પણ જમીનના વર્ગીકરણ ઉપરથી જ જાણી શકાય.

## સિંચાઈની માહિતી

સિંચાઈની માહિતી સિંચાઈના કુલ વિસ્તાર અને ચોખ્ખા વિસ્તાર માટે મળે છે. સિંચાઈનો ચોખ્ખો વિસ્તાર સિંચાઈનાં સાધનો પ્રમાણે અને કુલ વિસ્તાર પાક પ્રમાણે વર્ગીકૃત કરેલ હોય છે. જો સિંચાઈના એક સાધનથી એક એકરમાં બે પાક લેવામાં આવ્યા હોય, તો ચોખ્ખો વિસ્તાર એક એકર અને કુલ વિસ્તાર બે એકર ગણાય.

૧૯૫૪-'૫૫માં સિંચાઈનો ચોખ્ખો વિસ્તાર ૫૪૪ લાખ એકર હતો, જેમાંનો ૨૨૩ લાખ એકર નહેરો વડે, ૯૮ લાખ એકર તળાવો વડે, ૧૬૪ લાખ એકર કૂવાઓ વડે અને બાકીનો ૫૯ લાખ એકરનો વિસ્તાર બીજી પદ્ધતિઓથી સિંચાયો હતો. સિંચાઈના ૬૦૭ લાખ એક-રના કુલ વિસ્તારમાં ૫૫૦ લાખ એકર ખોરાકી પાક માટે અને ૫૭ લાખ એકર બિનખોરાકી પાક માટે હતા. ઘઉં, ચોખા, જવ, બાજરી, મકાઈ, રૂ, શેરડી

અને અન્ય પાક માટે અલગ અલગ આંકડાઓ મળે છે. સરકારી નહેરો અને ખાનગી નહેરોથી સિંચાયેલી જમીનના વર્ગીકરણમાં સ્પષ્ટતા નથી. યુ. પી. માં બધી જ નહેરોને સરકારી ગણવામાં આવે છે, જ્યારે મધ્ય-પ્રદેશમાં બધી જ નહેરો ખાનગી ગણાય છે!

'Indian Agricultural Statistics' સિંચાઈનાં સાધનો અને પાક પ્રમાણે સિંચાઈના આંકડા આપે છે. 'Season & Crop Reports' કૂવા, નહેરો, તળાવ વગેરેના વિગતવાર આંકડા રાજ્યવાર પૂરા પાડે છે. 'Statistical Abstract' માંથી સિંચાઈ યોજનાઓ, તેનાં મુખ્ય પરિણામો, નહેરોની લંબાઈ, સિંચાઈની સગવડ મેળવતા વિસ્તારો, કુલ મૂડી રોકાણ, ખર્ચ, તેમાંથી થતી આવક અને મૂડી રોકાણ ઉપરના વ્યાજ અંગેની માહિતી મળે છે.

આ ઉપરાંત ઉપરનાં પ્રકાશનો જુદા જુદા પાક નીચેના ક્ષેત્રફળની વિગતવાર માહિતી આપે છે. પાકના ક્ષેત્રફળના આંકડાઓ ખોરાકી પાક (અનાજ, ખાંડ, શાકભાજી, મરી-મસાલા અને કંદમૂળ) તથા બિનખોરાકી પાક (તેલીબિયાં, રેસા, રંગ, દવાઓ, ઘાસ વગેરે) વિષેની માહિતી પૂરી પાડે છે. ૮૦% ક્ષેત્રફળ ખોરાકી પાક નીચે અને ૨૦% ક્ષેત્રફળ બિનખોરાકી પાક નીચે હોય છે.

**પશુધનના આંકડા (Livestock Statistics)**

૧૮૮૩માં આંકડાશાસ્ત્રીય પરિષદે પશુઓની ગણતરી કરવા માટેનું સૂચન કરેલું અને તે માટેનાં ફૉર્મ પણ તૈયાર કરેલાં. 'Agricultural Statistics of India'માં આ આંકડા પ્રસિદ્ધ થતા, પણ તે અધૂરા અને અચોક્કસ હતા. પ્રથમ ગણતરી ૧૯૨૦માં થયેલી અને ત્યારબાદ દર પાંચ વર્ષે પશુધનની ગણતરી થાય છે. ૧૯૫૦ની ગણતરી ૧૯૫૧માં થવાથી, છેલ્લી ગણતરી ૧૯૬૧માં થઈ. આ પંચવાર્ષિક ગણતરીનું સંચાલન Directorate of Economics & Statistics કરે છે. ગણતરીની તારીખ અને ફૉર્મ પણ તે જ તૈયાર કરે છે. રાજ્યો નિશ્ચિત તારીખે શહેરી વિસ્તારોમાંથી આ આંકડા મેળવે છે. મહેસૂલ, ખેતીવાડી અને પશુસંભાળનાં ખાતાંઓનો સ્ટાફ ગણતરીનું કામ કરે છે. આ સાથે જ મરઘાંબતકાં, ખેતી માટેની યંત્રસામગ્રી અને સાધનોની માહિતી પણ મેળવવામાં આવે છે. ગણતરી બાદ 'Indian Livestock Census'માં આ આંકડા પ્રસિદ્ધ થાય છે. કેટલાંક રાજ્યો વાર્ષિક ગણતરી પણ કરે છે, જેની મદદથી બે ગણતરી વચ્ચેનાં વર્ષોમાં પશુધનના આંકડાઓનું આગણન કરવાનું શક્ય બને છે.

૧૯૫૬માં થયેલી ૮ મી ગણતરીમાં ઓરિસ્સા, પશ્ચિમ બંગાળ અને મણિપુરનાં રાજ્યોનો સમાવેશ થયો નથી. આ રાજ્યોમાં ગણતરી ૧૯૫૭માં થઈ હતી. ૧૯૫૫ના મધ્યમાં દરેક રાજ્યમાં સેન્સસ અધિકારી અને અન્ય સ્ટાફની નિમણૂક થઈ અને મૂળભૂત અર્થ અને વ્યાખ્યાઓ નક્કી કરી ફૉર્મ તૈયાર કરવામાં આવ્યાં અને ગણતરી અંગેની ગોઠવણને આખરી સ્વરૂપ અપાયું. આથી પદ્ધતિમાં એકરૂપતા આવી. કુટુંબના ધોરણે ગણતરી થઈ અને યદૃચ્છ નિદર્શની પદ્ધતિથી ચકાસણી કરવામાં આવી. ૧૯૫૬માં NSSએ પણ ચકાસણી કરી સાબિત કર્યું કે પશુધનની ગણતરીમાં ૨% થી ૪% જેટલી ગણતરી ઓછી થઈ છે. કેટલાક વિભાગોમાં ગણતરી વધારે પણ હતી. ગણતરી થયા બાદ તરત જ જિલ્લા માટેના આંકડાઓ સહુ પ્રથમ પ્રસિદ્ધ થયા, જેને આધારે સપ્ટેંબર, ૧૯૫૬માં કામચલાઉ આંકડા પ્રસિદ્ધ થઈ શક્યા. રાજ્યોની પુનર્રચનાને કારણે, યોગ્ય ફેરફાર કરી, આ આંકડાઓ ૧૯૫૭માં બહાર પાડવામાં આવ્યા.

| કક્ષા | ૧૯૫૬ (હજારમાં) | ૧૯૫૧ (હજારમાં) |
|---|---|---|
| ઢોર | ૧૫૮,૬૫૧ | ૧૫૫,૨૩૯ |
| ભેંસો | ૪૪,૯૧૬ | ૪૩,૪૦૧ |
| ઘેટાં | ૩૯,૨૪૬ | ૩૮,૯૬૨ |
| બકરાં | ૫૫,૪૦૫ | ૪૭,૧૧૬ |
| ઘોડા અને ટટ્ટુ | ૧,૪૮૩ | ૧,૫૧૪ |
| ખચ્ચર | ૪૦ | ૬૧ |
| ગધેડાં | ૧,૦૫૫ | ૧,૨૪૯ |
| ઊંટ | ૭૭૬ | ૬૨૯ |
| ડુક્કર | ૪,૯૩૨ | ૪,૪૨૪ |
| કુલ પશુધન | ૩૦૬,૫૦૪ | ૨૯૨,૫૯૫ |

| | | |
|---|---|---|
| મરઘાં–બતકાં | ૯૪,૬૮૩ | ૭૩,૪૮૧ |
| હળ | ૩૭,૯૮૨ | ૩૨,૭૪૦ |
| ગાડાં | ૧૦,૯૯૧ | ૯,૮૫૪ |
| શેરડીના સંચા | ૫૬૮ | ૫૨૬ |
| સિંચાઈના ઓઇલપંપ | ૧૨૨ | ૮૨ |
| સિંચાઈના વિદ્યુતપંપ | ૫૫ | ૨૫ |
| ટ્રેક્ટર | ૨૧ | ૯ |
| ઘાણીઓ | ૩૦૯ | ૪૪૫ |

પશુધનનો પંચવાર્ષિક વધારો ૪·૮% જેટલો નોંધાયો હતો. પ્રતિવર્ષે આશરે ૧% જેટલો વધારો થાય છે એમ કહી શકાય.

૧૯૬૧ની ગણતરીનાં વિગતવાર પરિણામો હજુ સુધી બહાર પડ્યાં નથી.

'Indian Livestock Statistics' નામનું વાર્ષિક પ્રકાશન સહુ પ્રથમ ૧૯૫૧માં પ્રસિદ્ધ થયું, જેમાં ૧૯૪૭–'૪૮, ૧૯૪૮–'૪૯ અને ૧૯૪૯–'૫૦ માટેની માહિતી હતી. આ પ્રકાશન પશુધનની નીચેની બાબતોને સ્પર્શતા આંકડા પૂરા પાડે છે:

(૧) પશુધનની સંખ્યા:–પંચવાર્ષિક ગણતરી અને વાર્ષિક ગણતરીનાં પરિણામોને આધારે પશુધનના જાતવાર તાજા આંકડાઓ.

(૨) પશુધનની ઉપજ:– Directorate of Marketing & Inspection દ્વારા મેળવાયેલા દૂધ, માખણ, ઘી, માંસ, ઈંડાં, ચામડાં અને ઊનની ઊપજના આંકડા.

(૩) વિદેશવ્યાપાર:– પશુધન અને તેની ઊપજ (દૂધ અને દૂધની બનાવટો, ચામડાં, ઊન અને હાડકાં)ની આયાત ને નિકાસના આંકડાઓ.

(૪) પશુધનની ઊપજનો ઉપયોગ:– દૂધ અને દૂધની બનાવટો, ચામડાં, ઊન અને હાડકાંના ઉપયોગ અંગેની માહિતી; જુદા જુદા ખોરાકનું આહાર-મૂલ્ય; દૂધ, ઘી, અને માખણની બનાવટ પાછળનો ખર્ચ, સહકારી દૂધ-મંડળીઓ, ગૌશાળાઓ, ઢોરની કતલ વગેરે બાબતોના આંકડા.

(૫) પરદેશના પશુધનના આંકડા:– UNOના 'Year Book of F. A. O.' પ્રકાશનમાંથી અગત્યના દેશોના પશુધનના આંકડા આપવામાં આવે છે. ડેરી–ઊપજ અને માંસના માથાદીઠ વપરાશના વિગતવાર આંકડા પણ આ પ્રકાશનમાં હોય છે.

## જંગલો અને મત્સ્ય ઉદ્યોગ

'Indian Forest Statistics' નામનું વાર્ષિક પ્રકાશન જમ્મુ અને કાશ્મીર સિવાયના બધા જ પ્રદેશોનાં જંગલોની અને તેની ઊપજની માહિતી આપે છે. રાજ્યોનાં જંગલ ખાતાંઓએ મોકલેલ માહિતી ઉપરથી આ આંકડા તૈયાર કરવામાં આવે છે.

(૧) ક્ષેત્રફળ :– જંગલોનાં ક્ષેત્રફળના આંકડા માલિકી, કાયદેસરની સ્થિતિ અને ઇમારતી લાકડાંના પ્રકાર પ્રમાણે વર્ગીકૃત થાય છે. માલિકીની દૃષ્ટિએ રાજ્ય સરકાર, સનંદી સંસ્થાઓ કે ખાનગી વ્યક્તિઓની માલિકી નોંધાય છે. વળી, ઇમારતી લાકડાંની ઊપજ આપતાં જંગલો અને અન્ય જંગલોનાં ક્ષેત્રફળ પણ અલગ મેળવાય છે. રિઝર્વ જંગલો, રક્ષિત જંગલો અને નધણિયાતાં જંગલો–એ ત્રણ વિભાગો કાયદેસરની સ્થિતિ પ્રમાણે પડે છે. રિઝર્વ જંગલો ફક્ત ઇમારતી લાકડાં માટે જ છે, ખેતી અને ઢોર ચરાવવાની છૂટ આ વિસ્તારોમાં નથી. રક્ષિત જંગલોમાં આ પ્રકારની છૂટ છે. દુર્ગમ અને ખાલી જંગલો નધણિયાતાં જંગલો ગણાય છે. ઇમારતી લાકડાંની દૃષ્ટિએ જંગલોના ક્ષેત્રફળને શંકુરૂપ જંગલો અને સાગ વગેરે ઇમારતી લાકડું આપતાં જંગલો–એવા બે મુખ્ય ભાગમાં વહેંચાય છે. આર્થિક દૃષ્ટિએ ઉપયોગમાં લેવાતાં અને ઉપયોગમાં લઈ શકાય એવાં જંગલોની માહિતી પણ નોંધાય છે. વળી, આખું વર્ષ ઢોર ચરાવવા માટે વપરાતાં જંગલો; જંગલોમાં લાગતી આગ, તેની સંખ્યા, તેનાં કારણો અને તેનાથી થયેલ નુકસાનના આંકડા આ પ્રકાશન આપે છે.

(૨) ઇમારતી લાકડાનું પ્રમાણ, બાળવાનાં લાકડાં, અને ઉપયોગમાં લઈ શકાય એવાં જંગલોમાં તેનો વધારો; જુદી જુદી જાતનાં ઇમારતી લાકડાંના જથ્થામાં થતો વાર્ષિક વધારો અને ઘટાડો ભારતનાં કેટલાંક રાજ્યો માટે મળી શકે છે, પરંતુ સમગ્ર ભારત માટેના આંકડા મળતા નથી.

(૩) ઇમારતી લાકડું અને અન્ય પેટા ઊપજ: ગોળ લાકડું, કાગળના અને અન્ય પ્રકારના માવા માટેનું લાકડું, વાંસ, નેતર, દવાઓ, લાખ, રબર, ઘાસ, રેસાઓ, મસાલા, પ્રાણિજ ઊપજ વગેરે ખાણતાના આંકડા.

(૪) દર માસના પહેલા દિવસે જંગલોના કામમાં રોકાયેલ માણસો, રોજગારી, અંશતઃ અને પૂર્ણ રીતે આધાર રાખનાર અને આ લોકોએ જ વાપરેલ જંગલોની ઊપજનો જથ્થો અને તેની કિંમત વિષેની માહિતી.

(૫) જંગલ ખાતાની આવક અને તેના ખર્ચના આંકડાનાં સારરૂપ કોષ્ટક.

(૬) ઇમારતી અને અન્ય પ્રકારનું લાકડું તથા જંગલોની ઊપજની આયાત અને નિકાસ અંગેની વિગતવાર માહિતી.

આ ઉપરથી જોઈ શકાય છે કે જંગલોના આંકડા ખૂબ જ ઝીણવટપૂર્વક મેળવાય છે અને તે ચોક્કસ તથા સંપૂર્ણ પણ છે. 'A Review of Forest Administration in India' એ પંચવાર્ષિક પ્રકાશન પણ જંગલોના ક્ષેત્રફળમાં માલિકીને કારણે થતા ફેરફાર અને જંગલની ઊપજમાં થતી વધઘટ અંગેની માહિતી આપે છે. રાજ્યો દ્વારા થતા મોજણીના કામનો રિપોર્ટ અને નાણાંકીય દૃષ્ટિએ પરિણામોની સરખામણી પણ આ પ્રકાશનમાં જ જોવા મળે છે.

જંગલોના ક્ષેત્રફળના આંકડા ખેતીવાડી ખાતું અને જંગલખાતું મેળવે છે. પરંતુ વ્યાખ્યા, હેતુ, વિસ્તાર અને સમયમાં અસમાનતા હોવાને કારણે બન્ને ખાતાંએ મેળવેલ આંકડા પણ સરખા હોતા નથી!

મત્સ્યઉદ્યોગના આંકડામાં મુખ્યત્વે સમુદ્રમાંથી પકડાતાં માછલાંની જ માહિતી મળે છે. દરિયાકિનારાના લોકોના ખોરાકનો એક ભાગ માછલાં હોવા છતાં, અને ભારત ત્રણે બાજુએથી દરિયાથી ઘેરાયેલો હોવા છતાં આ પ્રકારની માહિતી વિગતે મેળવાતી નથી તે નવાઈની વાત છે! મત્સ્યઉદ્યોગના આંકડા મેળવનાર વ્યવસ્થિત તંત્રનો અભાવ છે. યુ.કે. અને યુ.એસ.એ.માં આવા આંકડાઓ કેટલાંય વર્ષોથી મેળવાય છે.

મદ્રાસમાં ૧૯૧૫થી અને ત્રાવણકોર-કોચીનમાં ૧૯૨૪ થી મત્સ્યઉદ્યોગની માહિતી મેળવાય છે. રાજ્ય સરકારનાં ખાતાંઓ પકડાયેલી માછલીઓ અને તેના વેચાણ અંગે આંકડાઓ મેળવે છે, પરંતુ સમગ્ર ભારત માટે આંકડા મળતા નથી. ૧૯૪૯માં આ માટેની Technical Committee નીમાઈ. મદ્રાસ, મલબાર કિનારો અને કેરળ વિગતે આંકડા મેળવે છે. માછલાં સૂકવવાનું કામ થતું હોય એવી જગ્યાએ માછલીના જથ્થાના અને તેને સૂકવવા માટે વપરાયેલ મીઠાના જથ્થાના આંકડાની નોંધ રખાય છે.

કેટલાંક રાજ્યો માછલીની હેરફેર, તેની આયાત-નિકાસ અને તેના વેપારના આંકડા મેળવે છે. સૂકવણી કેન્દ્રમાં કામ કરનાર અધિકારી રોજ ઊતરતી માછલી, તેનું વજન, તેના પકડાયાની જગ્યા, તે જગ્યાનું કિનારાથી અંતર, જાળનો પ્રકાર અને તેનો બજારભાવ નોંધે છે. સ્પષ્ટ છે કે ઉપરની માહિતી મત્સ્યઉદ્યોગની ખીલવણીમાં નોંધપાત્ર ફાળો આપી શકે. વળી, મદ્રાસ અને દક્ષિણનાં અન્ય રાજ્યોમાં દર પાંચ વર્ષે માછીમારોની ગણતરી થાય છે, જેમાં તેમની માછલી પકડવાની પદ્ધતિઓની અને સાધનોની તપાસ કરવામાં આવે છે, કેરળમાં સૂકવેલી માછલીની જાતવાર નિકાસ, સૂકવેલી માછલીનું વજન અને સૂકવણીના કામમાં રોકાયેલ લાયસન્સ ધરાવતા માણસોની માહિતી પણ નોંધાય છે.

મત્સ્યઉદ્યોગના આંકડાઓ અપૂર્ણ હોવાનાં કેટલાંક વાજબી કારણો છે. આ ઉદ્યોગ આખા વર્ષ દરમિયાન ચાલે છે અને દેશના ઘણાખરા ભાગમાં વ્યક્તિગત કામ થાય છે. વળી, માછલી પકડવાનું કામ છૂટુંછવાયું જ થાય છે. આથી અમુક દિવસે પકડાયેલ માછલીનું પ્રમાણ ચોક્કસ રીતે જાણવું શક્ય નથી. વળી, માછલી પકડવાની પદ્ધતિઓ દરેક સ્થળે જુદી જુદી હોવાથી એકરૂપતા જળવાતી નથી, જેથી સરખામણી કરવાનું મુશ્કેલ બને છે. છેલ્લે, માછલીની જાળવણી, વેચાણ અને વિતરણ કરતું તંત્ર પણ વ્યવસ્થિત નથી. આથી જાળવણીની પ્રક્રિયાઓ થઈ હોય એવી માછલીઓનું પ્રમાણ અને વેચાયેલ માછલીઓના જથ્થા વિષે ચોક્કસ માહિતી મળતી નથી. માછલીના વપરાશની માહિતી શહેરી વિસ્તાર માટે ઓક્ટ્રોય ખાતું રાખી શકે. ભાવના આંકડાઓ મુખ્ય બજારો પાસેથી અને સૂકવેલી માછલીના જથ્થા અંગેની માહિતી સૂકવણી કેન્દ્રો પાસેથી મેળવી શકાય. રાજ્યસરકારો સાદી પ્રશ્નાવલિ કે ફોર્મ દ્વારા મુખ્ય મુખ્ય

વિગતો મેળવી શકે, જ્યારે વિગતે માહિતી મેળવવા ખાસ તપાસ કે ગણતરીનું આયોજન કરવું જોઈએ. આમ છતાં, માછીમારોએ જાતે જ વાપરેલી માછલીઓ અને દરિયામાં જ ખરીદાઈ ગયેલી માછલીઓ વિષે માહિતી મળી શકશે નહિ.

## ખેત-મજૂરોની તપાસ

(Agricultural Labour Enquiry, ALE)

ખેતીના કામ ઉપર જ આધાર રાખતા લોકોની આર્થિક પરિસ્થિતિનો અભ્યાસ 'ખેતીના આંકડા'ની સાથે જ થાય એ વધુ યોગ્ય છે. કેટલાક આ માહિતીને શ્રમવિષયક માહિતી સાથે પણ જોડે છે.

ખેતી રાષ્ટ્રીય આવકનો અર્ધો ભાગ પૂરો પાડે છે, જ્યારે ખેતીની મજૂરી રાષ્ટ્રના મજૂરી બળનો સહુથી મોટો વિભાગ છે. આમ છતાં, આ વિભાગની આર્થિક માહિતી નિયમિત રીતે મેળવાતી નથી. વસ્તીગણતરીના આંકડા આ બાબતની પૂરતી માહિતી આપી શકતા નથી. ૧૯૪૩માં ત્રિપક્ષી મજૂર–પરિષદે અન્ય વેતનદારોની તપાસની સાથે જ ખેત–મજૂરોની તપાસ કરવાનું સૂચન કર્યું હતું. ૧૯૪૬માં આ સૂચનને મંજૂરી મળી. સ્વતંત્રતા મળ્યા બાદ ૧૯૪૮માં લઘુતમ વેતનનો કાયદો પસાર થયો. આ લઘુતમ વેતન, દરેક ધંધા માટે નક્કી કરવાની જવાબદારી સરકારની હતી. ખેતીની બાબતમાં ખેત–મજૂરોની વિગતવાર આર્થિક માહિતીના અભાવે તેમનું લઘુતમ વેતન નક્કી કરવાનું મુશ્કેલ બન્યું. આથી રાજ્ય સરકારના સહકારથી ALEનું આયોજન કરવાનું સ્વીકારવામાં આવ્યું. મજૂરખાતા તરફથી સમગ્ર ભારતના ધોરણે ૧૯૫૦-'૫૧માં પ્રથમ ALE થઈ.

**પ્રથમ ALE**

ભારતના ખેત–મજૂરોની આર્થિક પરિસ્થિતિમાં સુધારણા કરવા અને તેમનું લઘુતમ વેતન નક્કી કરવા પ્રથમ ALEમાં ખેત–મજૂરોની આવક, જીવનનિર્વાહનું ધોરણ અને ખર્ચ તથા તેમના દેવા વિષેની માહિની મેળવાઈ હતી. આ તપાસ ત્રણ તબક્કે થઇ હતી. ગામની વ્યાપક તપાસ, કુટુંબની વ્યાપક તપાસ અને કુટુંબની વિગતવાર તપાસ. આ તપાસ માટે સ્તરિત યદચ્છ નિદર્શ લઈને ૮૦૦ ગામ પસંદ કરાયાં હતાં. કુટુંબની વિગતવાર તપાસ માટે માર્ચ ૧૯૫૦થી ફેબ્રુઆરી ૧૯૫૧ના ગાળાને લેવામાં આવ્યો અને બાર માસ માટે માહિતી મેળવવામાં આવી હતી. જુદાં જુદાં ૮ રાજ્યોમાં ૨૭ ગામ લઈ પ્રાથમિક તપાસ કરવામાં આવી અને પ્રશ્નોની યોગ્યતાની કસોટી કરવામાં આવી. આ પ્રાથમિક તપાસનાં પરિણામો રિપૉર્ટના સ્વરૂપમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યાં હતાં.

તપાસના પ્રથમ બે તબક્કા ગામડાંની સામાન્ય આર્થિક માહિતી અને રોજગારીનું બંધારણ જાણવા માટે હતા. વિગતવાર તપાસ માટે ફક્ત ખેતીની મજૂરી કરનાર કુટુંબોને જ પસંદ કરવામાં આવ્યાં હતાં. કુટુંબનો વડો કે ૫૦%થી વધુ કમાનાર વ્યક્તિઓ ખેત-મજૂરી કરતી હોય તે કુટુંબને ખેત-મજૂર કુટુંબ ગણવામાં આવ્યું. પ્રથમ બે તબક્કામાં નિદર્શના એકમ તરીકે ગામ લેવાયું હતું. ગામની વ્યાપક તપાસ માટે પસંદ કરાયેલ ૮૦૦ ગામોમાંથી જમીનધારણ, વસ્તી, ખેતી અને બિનખેતી ધંધાઓ સાથે સંકળાયેલ કુટુંબો, વેતનના દર, ભાવ અને પાકના ક્ષેત્રફળની માહિતી મેળવવામાં આવી હતી. પરિણામો 'Agricultural Wages in India'માં પ્રસિદ્ધ થયાં હતાં. કુટુંબની વ્યાપક તપાસ માટે ૧૦૪,૦૦૦ કુટુંબો પાસેથી કુટુંબનું કદ, કમાનાર શક્તિ, વ્યવસાયિક બંધારણ, જમીનધારણનું કદ, સાધનો, પશુધન અને રહેઠાણ અંગેની વિગતો એકઠી કરી, તેનાં પરિણામો 'Rural Manpower and Occupational Structure' એ નામના પ્રકાશનમાં બહાર પડ્યાં.

કુટુંબની વિગતવાર તપાસ ALEનો ઘણો જ અગત્યનો તબક્કો હતો. ખેત–મજૂર કુટુંબોની યાદીમાંથી આશરે ૫૦% કુટુંબોનો નિદર્શ (sample) દરેક ગામમાંથી લેવામાં આવ્યો. આવાં કુલ ૧૧,૦૦૦ કુટુંબો હતાં. રોજગારી, વેતન, આવક, જીવનનિર્વાહનો ખર્ચ અને ધોરણ તથા દેવા વિષેની માહિતીને આધારે 'ALE, Report on Intensive Survey of Agricultural Labour' એ પ્રકાશન તૈયાર થયું. આ પ્રકાશનના ૨ થી ૬ ભાગ રાજ્યો વિષેની માહિતી આપે છે.

આ તપાસ માટે દરેક મોટા રાજ્યને સમાંગ વિભાગો અથવા ઝોનમાં વહેંચવામાં આવ્યું હતું. વિભાગીકરણ ખેતી અને આર્થિક બાબતોને લક્ષમાં રાખીને રાજ્યના

અધિકારીઓનાં જ્ઞાન અને અનુભવને આધારે થયું હતું. આવા ૭૫ ઝોન હતા. આ ઝોનની ગ્રામ્ય વસ્તીને પ્રમાણસર હોય એવી ગામોની સંખ્યા લેવામાં આવી હતી. સુગમતાની દૃષ્ટિએ, ૧૦૦થી ઓછી વસ્તીવાળાં ગામોને બાકાત રાખીને, યદૃચ્છ નિદર્શ લેવાયો હતો. નમૂનો (નિદર્શ) પસંદ કરવાનું આ કામ મુખ્ય મથક દિલ્હીમાં થયું હતું. વ્યાપક કુટુંબ તપાસ વખતે તૈયાર કરેલ યાદીમાંથી મળતાં ખેત-મજૂર કુટુંબોમાંથી ૫૦% કુટુંબો યદૃચ્છ રીતે પસંદ કરાયાં હતાં. આમ કુટુંબોની વિગતવાર તપાસ માટે બે તબક્કે નિદર્શન વપરાયું હતું. પ્રથમ તબક્કાનો એકમ ગામ અને બીજા તબક્કાનો એકમ ખેત–મજૂર કુટુંબ હતો. વિગતવાર તપાસ માટે ત્રણ પત્રકો હતાં. ત્રીજું ફોર્મ, III–C, રોજગારી, આવક, અનાજ અને કઠોળના વપરાશનો જથ્થો અને ખર્ચની દૈનિક નોંધ રાખવા માટે હતું. માસિક પત્રકોની ચકાસણી માટે ૭ એક કુટુંબો પાસેથી આ માહિતી મેળવાતી હતી. ફોર્મ III–A ખેતીનાં વિવિધ કામો અને બિનખેતીનાં કામ, બેકારી, વેતન, આવક, વપરાશ, ખર્ચ અને દેવાને લગતી માહિતી સાથે સંબંધ ધરાવતું હતું. રોજગારીમાં કેવળ વેતન યુક્ત રોજગારીની જ ગણતરી થઈ. બાકીના સમય માટે તેમને બેકાર કે પોતાનું જ કામ કરતા ગણાયા. બેકારીના આંકડા ફક્ત પુરુષો માટે જ નોંધાયા હતા. ૨૦૦ ડેપ્યુટી પ્રગણકો, ૫૦ પ્રગણકો અને ૨૩ સુપરવાઈઝરોના સ્ટાફે આ કાર્ય કર્યું. પ્રાથમિક તપાસ વખતે જ તેમને યોગ્ય તાલીમ આપવામાં આવી હતી. અને વખતો વખત સૂચનાઓ પણ અપાતી.

### પ્રથમ ALEનાં પરિણામો

(૧) ૬૦,૦૦૦ ખેડૂત કુટુંબો પાસેથી કુટુંબની વ્યાપક તપાસ દરમિયાન જમીનધારણની માહિતી મેળવાઈ હતી. કુલ જમીનધારણના ૩૪·૭% માલિક-ખેડૂતના છે અને તે ક્ષેત્રફળની દૃષ્ટિએ ૫૨·૪% થાય છે. 'ભાડે ખેડનાર'-ની કક્ષામાં પણ એટલા જ ટકા થાય છે; પણ તે કુલ ક્ષેત્રફળના ૩૫·૭% જ છે. આમ, વેતનયુક્ત રોજગારી આપી શકે એવાં ખેતરોનો મોટો જથ્થો (જમીનધારણના ૬૯·૫% અને ક્ષેત્રફળના ૮૮·૧%) આ બે વિભાગમાં આવે છે. બાકીનો ભાગ અન્ય વ્યક્તિઓ દ્વારા ખેડાતો હતો.

(૨) જમીનધારણનું સરેરાશ ક્ષેત્રફળ માલિક માટે ૧૧·૩૭ એકર, ભાડે ખેડનાર માટે ૭·૭૪ એકર, બિન-ખેડૂતો માટે ૩·૧૦ એકર અને ખેત-મજૂરો માટે ફક્ત ૨·૮૬ એકર જ હતું.

(૩) એકંદરે સરેરાશ જમીનધારણ ૭·૫ એકર હતું. પૂર્વ અને દક્ષિણ ભારતમાં તે ૪·૫ એકર અને ઉત્તર-પશ્ચિમ ભારતમાં તે ૧૨·૬ એકર જેટલું હતું. ખેત-મજૂર કુટુંબોનું સરેરાશ જમીનધારણ ૨·૮૬ એકર હતું. ઉત્તર ભારતમાં ૧·૫ એકર અને મધ્યભારતમાં ૬·૭ એકર.

(૪) જેમ ખેતર નાનું હોય તેમ બહારની મજૂરી ઓછી જોઈએ. આ દૃષ્ટિએ, ૩૮% ખેડનારનું જમીન-ધારણ ૨·૫ એકરથી ઓછું, ૨૧%નું ૨·૫ એકરથી ૫ એકર સુધીનું, ૧૬ ટકાનું ૧૦ એકરથી ૨૫ એકર સુધીનું અને ૫·૬%નું ૨૫ એકરથી વધુ હતું.

(૫) ૫૮૦ લાખ ગ્રામ કુટુંબોમાંથી ૧૭૬ લાખ (૩૦·૪%) ખેત-મજૂર કુટુંબો હતાં. આમાંથી અર્ધા પાસે જ જમીન હતી.

(૬) ગ્રામ કુટુંબનું સરેરાશ કદ એકંદરે ૫·૦૧ હતું, જેમાં ૧·૬૨ પુરુષો, ૧·૪૮ સ્ત્રીઓ અને ૧·૯૧ બાળકો હતાં. કુટુંબના સરેરાશ કદમાંથી ૧·૫૭ કમાનાર, ૦·૯૬ મદદગાર અને ૨·૪૮ આશ્રિત હતાં.

(૭) રોજગારીમાં ચડતી-ઊતરતી મોસમ જોવા મળે છે. ઊતરતી મોસમમાં ખેત-મજૂરે અન્ય બિનખેતીના રોજગારની શોધ કરવી પડે છે. પુરુષ ખેત-મજૂરોને વર્ષમાં સરેરાશ ૧૮૯ દિવસ ખેતીમાં અને ૨૯ દિવસ બિન-ખેતીના કામમાં રોજગાર મળે છે. આમ પુરુષ ખેત-મજૂર વર્ષમાં ૭ માસ જ કામ કરે છે. સ્ત્રી ખેત-મજૂર વર્ષમાં સરેરાશ ૧૩૪ દિવસ રોજગાર મેળવી શકે છે, જેમાં ૧૪ દિવસ બિન-ખેતીના કામમાં હોય છે.

(૮) બેકારી ચોંકાવનારી છે. જ્યારે વધુમાં વધુ ખેત-મજૂરો કામ કરતા હોય એવી મોસમમાં પણ ૮૭% જ સવેતન રોજગાર મેળવી શકે છે. બાકીના ૧૩% અવેતન કામ કરે છે.

(૯) પુખ્ત વયના કામ કરનારનું સરેરાશ દૈનિક વેતન ૧૭·૫ આના હતું. આ સરેરાશ સમગ્ર ભારત

માટે અને બધા જ પ્રકારના કામ માટે ગણવામાં આવી હતી. નીંદણનું કામ માટે તે ૧૪·૩ આના અને કાપણીના કામ માટે ૨૦·૨ આના હતું. સ્ત્રી-મજૂરનું સરેરાશ દૈનિક વેતન ફક્ત ૧૦·૮ આના હતું.

(૧૦) કુટુંબની વિગતવાર તપાસ પ્રમાણે, કુટુંબનું સરેરાશ કદ ૪·૩ હતું. કમાનાર શક્તિનું કદ સરેરાશ ૨·૧ હતું, જ્યારે વપરાશનાં એકમોનું સરેરાશ કદ ૩·૫ હતું. ખેત–મજૂર કુટુંબની સરેરાશ વાર્ષિક આવક રૂ. ૪૪૭ અને ખર્ચ રૂ. ૪૬૫ હતું. આવકના ૬૪·૨% ખેત-મજૂરીમાંથી જ મળતા હતા. ખર્ચના ૮૫·૩% ખોરાક પાછળ, ૬·૩% કપડાં અને જોડા પાછળ, ૧·૧% બળતણ વગેરે પાછળ અને બાકીના ઘરભાડું વગેરે પાછળ ખર્ચાતા હતા. વપરાશના એકમ દીઠ અનાજનો દૈનિક વપરાશ ૧૮·૪ ઔંસ જેટલો હતો.

(૧૧) ૪૪·૫% ખેત-મજૂર કુટુંબો દેવાદાર હતાં અને તેમનું સરેરાશ દેવું રૂા–૧૦૫ જેટલું હતું.

**બીજી ALE ૧૯૫૬–'૫૭**

આ તપાસ NSS (National Sample Survey)ના ૧૧મા અને ૧૨મા રાઉન્ડ તરીકે ૧૯૫૬ના ઑગસ્ટથી ૧૯૫૭ના ઑગસ્ટના ગાળામાં થઈ. NSS, CSO, ISI અને મજૂર તથા રોજગારી ખાતાના પ્રતિનિધિઓએ આ તપાસનું આયોજન કર્યું. નિદર્શ પદ્ધતિ અને વ્યાખ્યાઓમાં અગત્યના ફેરફારો થયા અને તેની કસોટી ૧૫ રાજ્યોમાં આવેલા ૨૪ ગામોની પ્રાથમિક તપાસ દ્વારા કરવામાં આવી. આ તપાસમાં ૫૦%થી વધુ આવક ખેત-મજૂરી દ્વારા મેળવતા કુટુંબને ખેત-મજૂર કુટુંબ ગણવામાં આવ્યું. આવક '૫૧ની વસ્તીનાં પરિણામો ઉપરથી મેળવાઈ. પ્રાથમિક તપાસમાં એમ જણાયું, કે બંને વ્યાખ્યાઓ લગભગ સરખી હતી અને બીજી તપાસનાં ખેત-મજૂર કુટુંબોને પહેલી તપાસની વ્યાખ્યા મુજબ પણ ખેત-મજૂર કુટુંબ ગણી શકાય! કામના દિવસોને, ખેતીની રોજગારી, બિનખેતીની રોજગારી, પોતાનું જ કામ, બેકારી અને અન્ય પ્રવૃત્તિઓના પાંચ વિભાગોમાં વર્ગીકૃત કરવામાં આવ્યાં. કામના દિવસની સામાન્ય લંબાઈ કલાકમાં નોંધાઈ અને અંશતઃ રોજગારીને યોગ્ય મહત્ત્વ આપી રોજગારીના દિવસો ગણવામાં આવ્યા. એકથી વધુ પ્રવૃત્તિઓ કરનાર માટે જે પ્રવૃત્તિ સહુથી વધુ સમય રોજગાર આપતી હોય તેને મુખ્ય પ્રવૃત્તિ ગણવામાં આવી.

બે તબક્કે સ્તરિત નિદર્શન આ તપાસનો આધાર હતું. પ્રથમ તબક્કાનો એકમ ગામ અને બીજા તબક્કાનો એકમ ખેત-મજૂર કુટુંબ હતો. સહુપ્રથમ ગ્રામ વિસ્તારને ૩૯ સમાંગ પ્રાથમિક ઝોનમાં વહેંચવામાં આવ્યો હતો. આ ઝોન વસ્તીગણતરીનાં વિભાગોની હદને કે પ્રથમ તપાસના ૭૫ ઝોનની હદને કાપે નહિ એ બાબતની કાળજી રાખવામાં આવી હતી. આ ઝોનને છેવટે ૭૨ વિભાગોમાં વહેંચવામાં આવ્યા હતા. પ્રથમ તપાસમાં ગામડાંઓનો નિદર્શ લેતી વખતે તેમને સમાન તક અપાઈ હતી, જ્યારે બીજી તપાસમાં આ તક વસ્તીને પ્રમાણસર હતી. આ ગામોમાંથી યદૃચ્છ રીતે કુટુંબોની પસંદગી થઈ હતી. બીજી તપાસમાં ૩,૭૦૦ ગામડાંઓમાંથી ૨૧,૦૦૦ કુટુંબોની માહિતી મેળવવામાં આવી હતી. પ્રથમ તપાસમાં દર મહિને માહિતી મેળવી, તે ઉપરથી વાર્ષિક આંકડાઓ તૈયાર કરાતા. વર્ષ દરમિયાન અન્ય જગ્યાએ ગયેલ કે ગેરહાજર કુટુંબોની માહિતી મેળવી શકાતી નહિ. આમ જે 'સમગ્ર'થી તપાસની શરૂઆત થયેલી તે બદલાતું જ રહેતું. બીજી તપાસમાં આ મુશ્કેલી દૂર કરવા માટે નિદર્શનાં કુટુંબોને સમયાનુસર એક સરખી રીતે વહેંચી દેવામાં આવ્યાં અને વાર્ષિક આંકડાની ગણતરી વખતે પણ આ ભૂલને દૂર કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હતો. પ્રથમ તપાસ કામચલાઉ સ્ટાફ દ્વારા થઈ, જ્યારે બીજી તપાસ NSSના અનુભવી વહીવટી તંત્રે કરી. બીજી તપાસમાં ચાર ઉપનિદર્શ (subsample)-ની મદદથી ભૂલનું પ્રમાણ શોધવામાં આવ્યું. આ ચાર ઉપનિદર્શની મહત્તમ અને ન્યૂનતમ કિંમતની વચ્ચે સાચું પરિણામ આવે તેની સંભવિતતા ૭/૮ જેટલી હતી.

**કેટલાંક પરિણામો**

(૧) ગ્રામ્ય કુટુંબોની સંખ્યા ૫૮૦ લાખથી વધીને ૬૪૫ લાખ થઈ (૧૧% વધારો), જ્યારે ખેત-મજૂર કુટુંબોની સંખ્યા ૧૭૭ લાખથી ઘટીને ૧૫૮ લાખ થઈ (૧૦% ઘટાડો). જમીનવાળાં ખેત-મજૂર કુટુંબો ૮૮ લાખથી ઘટીને ૬૬ લાખ થયાં (૨૫% ઘટાડો), જ્યારે જમીન વિનાનાં ખેત-મજૂર કુટુંબો ૮૮ લાખથી વધીને

૯૨ લાખ થયાં હતાં (૫% વધારો). કુલ ગ્રામ્ય વિસ્તારનાં ગ્રામ્યકુટુંબોમાં ખેત-મજૂર કુટુંબોનું પ્રમાણ ૩૦·૪% થી ઘટીને ૨૪·૫% થયું. પ્રસંગોપાત ખેત-મજૂરી કરનાર કુટુંબોનું પ્રમાણ નિયમિત રીતે ખેત-મજૂરી કરનાર કરતાં ત્રણગણું હતું. (અનુક્રમે ૧૧૬ લાખ અને ૪૨ લાખ). નિયમિત કામ કરનાર કુટુંબોમાં જમીનવાળા કુટુંબોનું પ્રમાણ પ્રસંગોપાત કામ કરનાર કુટુંબોમાં જમીનવાળા કુટુંબોના પ્રમાણ કરતાં વધારે હતું. અનુક્રમે ૪૪·૪% અને ૪૦·૬%.)

(૨) કુટુંબનું સરેરાશ કદ ૪·૪ માણસ, નિયમિત ખેત-મજૂરો માટે ૪·૬૭ માણસ અને પ્રસંગોપાત કામ કરનાર માટે ૪·૩ માણસ હતું. સતત રોજગારમાં જોડાયેલ અને રોજગારના સમય દરમિયાન કામે રાખનાર સાથે કરારથી કામ કરનારને નિયમિત ખેત-મજૂર ગણવામાં આવ્યો હતો. આ સિવાયના મજૂરો પ્રસંગોપાત કામ કરનાર ગણાયા હતા.

(૩) ગ્રામ્યવસ્તી ૨૯૮૬ લાખથી વધીને ૩૨૨૫ લાખ થઈ (૮% વધારો). ખેત-મજૂર કુટુંબોમાં ખેત-મજૂરોની સંખ્યા ૩૫૩ લાખથી ઘટીને ૩૨૧ લાખ થઈ (૯% ઘટાડો). પુખ્ત વયના ખેત-મજૂર કુટુંબનું જાતિ પ્રમાણ દર સો સ્ત્રીએ ૧૩૭ પુરુષથી બદલાઈને ૧૩૫ પુરુષ જેટલું થયું. પુખ્ત વયના પુરુષ ખેત-મજૂરની સંખ્યા ૧૭૯ લાખ હતી. બાળ-મજૂરીનું પ્રમાણ ૪૩% જેટલું વધ્યું. બિન ખેતીના કુટુંબોમાં રહેતા ખેત-મજૂરોની સંખ્યા ૨૫ લાખ જેટલી હોવાનું અનુમાન NSS દ્વારા થવાથી કુલ ખેત-મજૂરો ૩૪૬ લાખ થાય.

(૪) સરેરાશ ખેત-મજૂર કુટુંબનાં ૪·૪ માણસોમાંથી ૨·૦ માણસો (૧·૧ પુખ્ત પુરુષ, ૦·૭ પુખ્ત સ્ત્રી અને ૦·૨ બાળક) કમાનાર હતાં.

(૫) પુખ્ત પુરુષો માટે રોજગારીના દિવસો ૧૮૯થી વધીને ૧૯૪ થયા (૩% વધારો). પ્રસંગોપાત મજૂરી કરનાર માટે રોજગારીના દિવસોની સંખ્યામાં કોઈ ફેર પડયો ન હતો, જ્યારે નિયમિત ખેત-મજૂર (પુરુષ)ના રોજગારીના દિવસો ૩૧૫થી ઘટીને ૨૬૦ થયા હતા. બિનખેતીના વિભાગમાં પુખ્ત પુરુષો માટે થોડો ઘટાડો નોંધાયો હતો. નિયમિત ખેત-મજૂરના બિનખેતીની મજૂરીના દિવસો ૧૧થી વધીને ૨૨ થયા હતા. પોતાના જ કામના દિવસો ૬૫ થી ઘટીને ૩૩ થયા હતા. પુખ્ત પુરુષો સરેરાશ ૮૨ દિવસને બદલે ૧૯૫૬–'૫૭માં ૧૧૦ દિવસ બેકાર રહેતા હતા. પુખ્ત સ્ત્રીઓ ૧૩૧ દિવસ ખેતીમાં અને ૧૦ દિવસ બિનખેતીના કામમાં રોજગાર મેળવી શકતી. બધા પ્રકારની રોજગારીને ગણતાં પુરુષો સરેરાશ મહિનામાં ૨૩·૬ દિવસને બદલે ૨૧·૨ દિવસ અને સ્ત્રીઓ ૧૧·૨ દિવસને બદલે ૧૧·૮ દિવસ રોજગાર મેળવી શકતાં. બાળકો ખેતીના ૧૮૭ દિવસ, બિનખેતીના ૧૭ દિવસ અને પોતાના કામ માટે ૪૪ દિવસ રોજગાર મેળવતાં. દર મહિને ૨૦·૭ દિવસ રોજગાર મળતો.

(૬) બેકારીનાં કારણોમાં કામનો અભાવ ૪૮% જેટલો ભાગ ભજવે છે. આ કારણ પ્રસંગોપાત કામ કરનાર માટે વધુ અગત્યનું છે (૫૫%). નિયમિત કામ કરનાર માટે (૪૫%) 'પોતાની માંદગી' નિયમિત ખેત-મજૂર માટે બેકારીનું અગત્યનું કારણ છે. રજા, આરામ વગેરેને કારણે બેકારીનું પ્રમાણ ૨% જેટલું જ હતું. NSSના ૭મા રાઉન્ડના ૧૪મા રિપોર્ટમાં આ જ પ્રકારના આંકડાઓ પણ કામના અભાવને જ બેકારીનું મુખ્ય કારણ ગણાવે છે.

(૭) પ્રસંગોપાત ખેત-મજૂરી કરનાર પુખ્ત પુરુષનું સરેરાશ દૈનિક વેતન રૂ. ૧·૦૯ થી ઘટીને રૂ. ૦·૯૭ થયું (૧૧% ઘટાડો), જ્યારે સ્ત્રીઓનું વેતન પણ રૂ. ૦·૬૬ થી ઘટીને ૦·૫૯ રૂ. થયું (૧૧% ઘટાડો). બાળકોનું સરેરાશ વેતન રૂ. ૦·૫૩ હતું.

(૮) પ્રસંગોપાત ખેત-મજૂરી કરનારને મળતા વેતનની માહિતી નીચેના કોષ્ટકમાંથી મળશે:

| વેતનનો પ્રકાર | પ્રથમ ALE | બીજી ALE |
|---|---|---|
| સરેરાશ દૈનિક વેતન (નવા પૈસામાં) | | |
| રોકડ | ૬૩ | ૪૭ |
| અન્ય રીતે | ૩૫ | ૩૯ |
| રોકડ તથા અન્ય રીતે | ૧૧ | ૧૦ |
| કુલ | ૧૦૯ | ૯૬ |

(૯) ખેત-મજૂર કુટુંબનો વાર્ષિક આવક (રૂ.માં)

| પ્રકાર | પ્રથમ ALE | બીજી ALE |
|---|---|---|
| પ્રસંગોપાત મજૂરી કરનાર | ૪૪૨ | ૩૫૭ |
| જમીનવાળા | ૪૯૫ | ૩૮૭ |
| જમીન વિનાના | ૩૯૩ | ૩૩૬ |
| નિયમિત ખેત-મજૂર | ૪૮૯ | ૪૬૪ |
| જમીનવાળા | ૫૨૪ | ૪૫૭ |
| જમીન વિનાના | ૪૭૨ | ૪૭૦ |
| બધા પ્રકારો | ૪૪૭ | ૩૮૬ |

આમ સમગ્ર રીતે જોતાં આવકમાં ઘટાડો થયેલો જણાય છે (૧૪%). પ્રસંગોપાત મજૂરી કરનાર માટે આ ઘટાડો ૧૯% અને નિયમિત માટે ૫% હતો. જમીન વિનાના નિયમિત ખેત-મજૂરોની આવકમાં ૫% નો વધારો અને અન્ય આવકમાં ૫%નો ઘટાડો નોંધાયો હતો.

(૧૦) પ્રકાર વાર્ષિક ખર્ચ (રૂ.માં) વાર્ષિક દેવું (રૂ.માં)

| પ્રકાર | વાર્ષિક ખર્ચ પ્રથમ તપાસ | વાર્ષિક ખર્ચ બીજી તપાસ | વાર્ષિક દેવું પ્રથમ તપાસ | વાર્ષિક દેવું બીજી તપાસ |
|---|---|---|---|---|
| પ્રસંગોપાત ખેત-મજૂર | ૪૬૪ | ૫૯૧ | ૪૪ | ૮૨ |
| જમીનવાળા | ૫૦૯ | ૬૭૨ | ૫૭ | ૧૧૨ |
| જમીન વિનાના | ૪૨૧ | ૫૩૨ | ૩૨ | ૬૧ |
| નિયમિત ખેત-મજૂર | ૫૦૬ | ૭૦૪ | ૭૩ | ૧૦૯ |
| જમીનવાળા | ૫૨૭ | ૭૧૩ | ૭૪ | ૧૧૬ |
| જમીન વિનાના | ૪૯૭ | ૬૯૬ | ૭૩ | ૧૦૪ |
| બધા પ્રકારો | ૪૬૮ | ૬૨૧ | ૪૭ | ૮૯ |

દેવું લગભગ બમણું થયું હતું. નિયમિત ખેત-મજૂરોના દેવાનું વધુ પ્રમાણ તેમની દેવું ભરપાઈ કરવાની શક્તિને કારણે હતું એમ આ રિપોર્ટનું માનવું હતું.

આ તપાસનાં પરિણામો બહાર પડ્યા પછી તેના ઉપર ઉગ્ર ટીકાઓ થઈ છે. જો આ તપાસનાં પરિણામોને સાચાં માનવામાં આવે તો ભારતના ખેત-મજૂરોની આર્થિક સ્થિતિ ૧૯૫૧ થી ૧૯૫૬ના ગાળામાં વધુ કથળી ગઈ છે એમ કહી શકાય; અને આ અંગે ટીકાઓ થઈ શકે. જો તપાસનાં પરિણામો અચોક્કસ છે એમ માનવામાં આવે તો પણ સરકારના આંકડાશાસ્ત્રીય તંત્રના રેઢિયાળ-પણાની ટીકા થઈ શકે. આમ, આ તપાસનાં પરિણામોએ સરકારના ટીકાકારોને મોકળું મેદાન આપ્યું છે. જો કે બંને તપાસમાં વપરાયેલ શબ્દોની વ્યાખ્યાના તફાવતને કારણે અને નિદર્શની અસમાન પદ્ધતિને કારણે બંને તપાસનાં પરિણામોની મદદથી ખેત-મજૂરોની આર્થિક પરિસ્થિતિની સરખામણી કરવાનું શક્ય નથી. આ ટૂંકા લેખમાં આ બધી ટીકાઓનો સમાવેશ કરવાનું શક્ય નથી. વિગતવાર માહિતી 'The Economic Weekly'ના ફેબ્રુઆરી ૨૫, માર્ચ ૨૫ અને જુલાઈ ૨૯, ૧૯૬૧ના અંકોમાંથી મળી શકશે.

## ખેતીના આંકડા ઉપર સામાન્ય ચર્ચા

ખેતીના આંકડાઓ નીચેની બાબતોને ધ્યાનમાં રાખી મેળવવા જોઈએ. FAO એ આપેલી આ યાદીમાં આંકડાની ઉપયોગિતા, સાર્થકતા, વિશ્વસનીયતા, આવરી લેવાતા વિસ્તારની યોગ્યતા, નિયમતતા અને આંતર-રાષ્ટ્રીય સરખામણીની શક્યતા મુખ્ય છે. ખેતીના આંકડાઓ મેળવવામાં ખેતીના વિકાસની યોજનાઓમાં તે કેટલે અંશે ઉપયોગી બનશે તે જોવું જોઇએ. વેપારધંધા અને સામાન્ય લોકોની દૃષ્ટિએ પણ તેની ઉપયોગિતા વિચારવી જોઇએ. આ આંકડા ખેતીની ઊપજ અને તેની આર્થિકતાને સાર્થક થાય એવા હોવા જોઇએ. આથી જ આ આંકડાઓ જમીનધારણને ધોરણે જ મેળવવા જોઇએ, ખેતરોના ધોરણે નહિ. વળી, આ આંકડાઓમાં અચોક્કસ ધારણાઓ હોવી જોઇએ નહિ. સમગ્ર રાષ્ટ્રના ભૌગોલિક વિસ્તારને તે આંકડાઓ આવરી લે તે જરૂરી છે. આંકડા મેળવવાનો હેતુ બર આવે તે દૃષ્ટિએ તે સમયસર મળવા જોઈએ. આંતરરાષ્ટ્રીય સરખામણીની દૃષ્ટિએ પણ વ્યાખ્યાઓ અને પદ્ધતિઓમાં સમાનતા હોવી જોઇએ. F.A.O. નિશ્ચિત વ્યાખ્યાઓ દ્વારા અને ખેતીની સમગ્ર વિશ્વ માટેની તપાસ દ્વારા સમાનતા લાવવાનો પ્રયત્ન કરે છે. આ બધા જ મુદ્દાઓને લક્ષમાં રાખી, ભારતના ખેતીના આંકડાની ગુણવત્તા તપાસીએ.

ચોક્કસાઈનો અભાવ, મહેસૂલ ખાતાના અને ખેતી-વાડી ખાતાના સ્ટાફમાં કાર્યદક્ષતા અને પ્રામાણિકતાનો અભાવ, તથા ભૌગોલિક પરિસ્થિતિની અસમાનતાને કારણે પ્રવેશતી અચોકસાઈ જેવી અનેક ખામીઓ

ભારતના ખેતીના આંકડામાં જોવા મળે છે. મોટા ભાગની ભૂલનું મુખ્ય કારણ એ છે કે ખેતીના આંકડા વહીવટી તંત્રની પેટા ઊપજ છે. ખેતીના આંકડા માટેની Technical Committee એ નીચેની મુખ્ય ખામીઓ બતાવી છે:

### (૧) આવરી લેવાતા વિસ્તારમાં ઊણપ

ભૌગોલિક વિસ્તારની દૃષ્ટિએ ફક્ત ૮૭% ની જ માહિતી મળે છે. આ ૧૩% વિસ્તારના ક્ષેત્રફળ અને ઊપજની ખૂટતી માહિતીને કારણે સમગ્ર ભારત માટેના આંકડાઓ તૈયાર કરવામાં મુશ્કેલી પડે છે. અન્નના પુરવઠાનું અનુમાન કરવાનું પણ આ ઊણપને કારણે અચોક્કસ બને છે. માહિતી ન આપતા વિસ્તારોમાં મોજણી થવા છતાં પ્રાથમિક માહિતી આપનાર સંસ્થાનો અભાવ જણાય છે. મોજણી વિનાના અને માહિતી ન આપતા પ્રદેશોને પણ યોગ્ય મોજણી કરી આ આંકડાઓ આવરી લે તે જરૂરી છે. વળી, રજવાડાંઓના વિલીનીકરણ પછી તે પ્રદેશો માટેની ચોક્કસ માહિતી પણ મળતી નથી. ગૌણ અનાજ, કઠોળ, મસાલા, ફળફળાદિ, શાકભાજી, ઘાસચારો વગેરેની ઊપજના આંકડાઓમાં પણ ઊણપ જણાય છે. પશુસંભાળના નિયમિત આંકડાઓ મળતા નથી. ખેત-મજૂરોનાં વેતન, કામના કલાક વગેરેને લગતા ચોક્કસ આંકડા પણ મળતા નથી ખેતી પાછળના ખર્ચના આંકડાઓ ખેડૂતોની વ્યવસ્થિત નોંધને અભાવે તૈયાર કરી શકાતા નથી. દેશમાં ખેડાતી ઇંચે ઇંચ જમીનની માહિતી મળે એવા પ્રયત્નો થવા જોઇએ.

### (૨) વ્યાખ્યાઓ અને વર્ગીકરણમાં સમાનતાનો અભાવ

આંકડા મેળવવાની પદ્ધતિઓ આખા દેશમાં સમાન નથી. ક્ષેત્રફળની નોંધણી માટે જુદા જુદા એકમો વપરાય છે. ઊપજના આંકડાઓ મેળવવા માટે વપરાતી આનાવારી પદ્ધતિમાં પણ પ્રમાણ્ય ઊપજને ૧૨થી માંડીને ૧૬ આના તરીકે ગણાય છે. કેટલાંક રાજ્યો યદૃચ્છ નિદર્શની પદ્ધતિ વાપરે છે. જમીન ઉપયોગની વ્યાખ્યાઓ પણ સ્થાનિક માન્યતાઓ અને રિવાજો અનુસાર બદલાય છે. પંજાબમાં, બે વર્ષ ખાલી પડી રહેલી જમીન; મુંબઈમાં, દસ વર્ષ અને યુ. પી. માં પાંચ વર્ષ ખાલી પડી રહેલી જમીનને ચાલુ પડતર જમીન કહેવાય છે! ખળા સમયના ભાવ અંગે પણ જથ્થાબંધ ભાવ અને છૂટક ભાવનો તફાવત જોવા મળે છે. આ અસમાનતાને કારણે અને વ્યાખ્યાઓમાં તથા આવરી લેવાતા વિસ્તારમાં થતા ફેરફારોને લીધે આંતરરાષ્ટ્રીય તો શું પણ રાષ્ટ્રીય સરખામણી પણ શક્ય નથી!

### (૩) કોષ્ટકરચનામાં દોષ

આ દોષને કારણે સમય, શક્તિ અને જાહેર નાણાંનો દુર્વ્યય થાય છે. છાપેલાં પત્રકો ખેતીની વિગતવાર માહિતી મેળવે છે, પરંતુ આ પ્રકારનાં પત્રકો એકસરખાં ન હોવાથી તે ઉપરથી સમગ્ર ભારત માટેનાં કોષ્ટકો તૈયાર કરી શકાતાં નથી. તાલુકાથી આગળ આ માહિતી પહોંચતી જ નથી! દિલ્હી, મધ્ય પ્રદેશ, અને પંજાબમાં ખેડી શકાય એવી જમીન, જંગલો અને વાડીઓની વિગતવાર માહિતી મેળવાતી હોવા છતાં તેનો કોઈ ઉપયોગ થતો નથી! મુંબઈ રાજ્યનું ખેતીવાડી ખાતું સિંચાઈનાં સાધનો અંગે દર પાંચ વર્ષે તપાસ કરે છે. પરંતુ યોગ્ય કોષ્ટકરચનાના અભાવે આ સાધનોથી સિંચાયેલ ખેતરોની સંખ્યા અને ક્ષેત્રફળની માહિતી મળી શકતી નથી. આથી જો પત્રકોમાં સમાનતા લાવવામાં આવે અને તાલુકા કક્ષાએ મેળવાયેલી માહિતીનો યોગ્ય કોષ્ટકો દ્વારા ઉપયોગ કરવામાં આવે, તો કોઈ પણ જાતના વધારાના ખર્ચ વિના અગત્યની માહિતી મેળવી શકાય.

### (૪) માહિતી આપતી પ્રાથમિક સસ્થામાં ખામીઓ

પ્રાથમિક માહિતી આપનાર તલાટી કે મુખી અનેક પ્રકારની પ્રવૃત્તિઓથી ઘેરાયેલો રહે છે. વળી, તેને મળતો પગાર ખૂબ જ ઓછો છે. આ બંને કારણથી તે પોતાના કામમાં બેદરકાર રહે છે. વળી, તેને યોગ્ય તાલીમ પણ આપવામાં આવતી નથી. કામના અતિશય બોજને કારણે તે ખેતરે-ખેતરની મુલાકાત ટૂંકા સમયમાં લઈ શકતો નથી. આથી તે અનુમાનિત આંકડા આપે છે. ઘણી વખત તે જમીનના માલિકોનાં નામની નોંધણી પણ ખોટી કરે છે! ખેડૂતોને મહેસૂલમાં લાભ થાય તે માટે તે ઊપજનાં અનુમાનો હોય તે કરતાં ઓછાં જણાવે છે. તલાટીઓને તાલીમ આપવી જોઇએ, તેમના

કામના બોજાને ઓછો કરવો જોઇએ અને યોગ્ય પગાર આપવો જોઇએ. વળી, ચકાસણી પણ થવી જોઇએ.

## (૫) નિરીક્ષણ અને ચકાસણીમાં દોષ

મહેસૂલી ઈન્સ્પેક્ટરે તલાટીની નોંધના અમુક ટકા પ્રત્યક્ષ મુલાકાત દ્વારા ચકાસવાના હોય છે, પરંતુ આવી ચકાસણી ભાગ્યે જ થાય છે. તલાટીએ આપેલ આંકડાને સાચા માની લેવાય છે. અને આ રીતે તેમની ઓછી કાર્યક્ષમતાને ચલાવી લેવામાં આવે છે. ઉપરી અધિકારીઓને પણ આવી ચકાસણી માટે પૂરતો સમય મળતો નથી. વળી, આ પ્રકારની ચકાસણી માટેની તારીખોની જાણ અગાઉથી કરવામાં આવતી હોવાથી, તલાટીઓને પત્રકોમાં સુધારા કરવાની તક મળે છે. ઓચિંતી તપાસ કરી પરિણામોને ચકાસવાં જોઇએ. નિરીક્ષણનું કામ કરનાર અધિકારીઓ પણ કામના અતિશય બોજાને કારણે નિરીક્ષણ કરી શકતા નથી.

## (૬) સંકલનનો અભાવ

જુદાં જુદાં ખાતાંઓએ મેળવેલ આંકડાઓનું યોગ્ય રીતે સંકલન થતું નથી. અન્ય ખાતાંઓએ મેળવેલ આંકડાઓ ઉપર ભાગ્યે જ ધ્યાન આપવામાં આવે છે. આથી કેટલીક વખત એકનું એક કામ બેવડાય છે અને આ રીતે સમય, શક્તિ અને જાહેર નાણાંનો દુર્વ્યય થાય છે. કામચલાઉ તપાસ કરવી હોય તો પણ ભૂતકાળમાં થયેલી તપાસનો આધાર લીધા વિના નવેસરથી જ શરૂઆત કરવામાં આવે છે. એક જ સરકારનાં વિવિધ ખાતાંઓ વચ્ચે સહકારનો અભાવ નવાઈ પમાડે એવી વાત છે! ખાતાંઓના સહકાર અને સંકલન માટે CSO ની સ્થાપના કરવામાં આવી છે.

## (૭) પ્રકાશનમાં વિલંબ

પ્રકાશનમાં થતો અકારણ વિલંબ આ આંકડાઓની સહુથી મોટી ખામી છે. આંકડાઓનું પ્રકાશન એટલું બધું મોડું થાય છે, કે પછી તેનો કોઈ વ્યવહારુ ઉપયોગ થઈ શકતો નથી. દા. ત. પાકનાં અનુમાનો કેટલીક વખત પાક ઊતરી ગયા પછી પ્રસિદ્ધ થાય છે! ૧૯૫૬ની પશુધનની ગણતરીનો રિપોર્ટ ૧૯૫૮માં પ્રસિદ્ધ થયો હતો. ભારત જેવા વિશાળ દેશમાં આંકડાઓ એક હાથમાંથી બીજા હાથમાં પહોંચતાં સારો એવો સમય લે છે. જો આમાં કોઈ એક જગ્યાએ આંકડાઓ રોકાઈ જાય તો વિલંબનું પ્રમાણ વધે છે. આ માટે દરેક કર્મચારીને નિશ્ચિત તારીખે જ આંકડા મોકલવાની ખાસ સૂચનાઓ આપવી જોઇએ અને જો આ નિયમનો ભંગ થાય તો કડક સજાની જોગવાઈ રાખવી જોઇએ. વળી, જો એકાદ સ્થળના આંકડા ન મળી શકે તો પણ કામચલાઉ આંકડાઓનું પ્રકાશન તો થવું જ જોઇએ. પાછળથી આ આંકડાઓને સુધારી શકાય.

હાલમાં આ બધી ખામીઓને દૂર કરવાના પ્રયત્નો થાય છે. આમાં FAOનાં સલાહ-સૂચનો પણ ખૂબ જ ઉપયોગી બને છે. ૧૯૫૦ અને ૧૯૬૦માં થયેલી વિશ્વ-તપાસ FAOનો અગત્યનો કાર્યક્રમ કહી શકાય. ખેતીના આંકડાની મોટા ભાગની માહિતી નીચેનાં સરકારી પ્રકાશનોમાંથી મેળવી શકાય:

[1] Agricultural Situation in India (માસિક)

[2] Indian Agricultural Statistics, vols. I & II (વાર્ષિક)

[3] Estimates of Area and Production of Principal Crops in India, vols. I & II (વાર્ષિક)

[4] Abstract of Agricultural Statistics (વાર્ષિક)

[5] Guide to current Agricultural Statistics (ad hoc)

*

# દેશવિદેશના પ્રવાહો

**પુરુષોત્તમ ગણેશ માવળંકર**

## કાર્ટૂનિસ્ટ ડેવિડ લો અને બ્રિટિશ લોકશાહી

દર વર્ષે બ્રિટનમાં બે વાર રાજ્ય તરફથી વિવિધ ક્ષેત્રોમાંની વિશિષ્ટ વ્યક્તિઓને માન-ચાંદની લહાણી થાય છે. અસાધારણ સિદ્ધિઓ મેળવનારાઓની આવી કદર થાય છે અને એમને ખિતાબો ને ઇલકાબો અપાય છે. ૧લી જાન્યુઆરીએ અને જૂન મહિનાના પ્રારંભમાં આવી બક્ષિસોની જાહેરાતો થાય છે.

જૂનની જાહેરાત રાણીની વર્ષગાંઠની ખુશાલી સાથે જોડવામાં આવે છે. પ્રણાલિકા પ્રમાણે, રાણીનો જન્મ જૂનમાં થયેલો માનવામાં આવે છે! બાકી, હકીકતમાં તો હાલનાં રાણી એલિઝાબેથના જન્મદિન એપ્રિલમાં આવે છે. આ વર્ષની જૂનની આવી વર્ષગાંઠની લહાણીમાં બ્રિટનના વિશ્વવિખ્યાત વ્યંગચિત્રકાર (કાર્ટૂનિસ્ટ) ડેવિડ લો "સર"ની પદવી (એટલે કે નાઇટહુડનો ઇલકાબ) પ્રાપ્ત કરે છે. આ પ્રસંગ અનેક રીતે આવકારદાયક અને અનેરો છે. ડેવિડ લો હવે સર ડેવિડ લો તરીકે ઓળખાશે એ તો કેવળ નામમાત્રનો ફેર થયો. પણ ખરી ખૂબી એની એ છે કે સ્વતંત્ર મિજાજના, ધૂની ને તરંગી વૃત્તિના, સરકાર તથા કોઈ પણ પ્રકારના સ્થાપિત હિતોના પ્રખર ને કડક વિરોધી એવા ડેવિડ લો સરકારની કદર અને પ્રીતિના પાત્ર બન્યા છે. સ્વભાવે અને કર્મે લો કળાકાર છે, તેથી ખૂબ સ્વતંત્ર છે, કાંઈક વિચિત્રતાના બંડલ જેવા પણ ખરા! એમનાં વ્યંગચિત્રોથી ભલભલા પણ બચી જવા પામ્યા નથી. સુરેખ, આબાદ ને આબેહૂબ વ્યંગચિત્રો દ્વારા વિવિધ નેતાઓની અને વ્યક્તિઓની લોએ બરાબર ઝાટકણી કાઢી છે. એમની કલમ ને પીંછીની તાકાત અદ્ભુત છે—એ તાકાતની અસરમાંથી કોઈ મહાન નેતાઓ બાકાત નથી રહ્યા. એ તાકાતની અસર વિશ્વના અનેક દેશોના શિક્ષિત લોકોના મતો અને અભિપ્રાયો પર ઊંડી ને વ્યાપક પડી છે. લોકમત કેળવવામાં અને મજબૂત બનાવવામાં વ્યંગચિત્રકારો કેટલી બધી મહત્ત્વની અને મોટી કામગીરી બજાવી શકે છે એ લોએ સરસ બતાવી આપ્યું છે.

ડેવિડ લો સમાજવાદી માનસના છે, પણ સમાજવાદીઓની લગભગ ક્રૂર મશ્કરી કરતાંયે તેઓ અટક્યા નથી! પ્રગતિને નામે જ્યાં ધતિંગ ચાલે, સમાજવાદને નામે જ્યાં કોઈક સ્થાપિત હિતનું કલ્યાણ સધાતું જણાય, ત્યાં ડેવિડ લો તરત મેદાને પડ્યા જ સમજો!

ડેવિડ લો સને ૧૯૧૯માં ઑસ્ટ્રેલિયા–ન્યૂઝીલૅન્ડથી બ્રિટન ગયા. બ્રિટનમાં એમણે વ્યંગચિત્રોની કળા વિકસાવી. લૉર્ડ બિવરબ્રુક જેવા પ્રત્યાઘાતી ને રૂઢિચુસ્ત મનાતા અખબારી માલિક સાથે લોએ ૨૩ વર્ષ ગાળ્યાં. એમાં લો જેટલી જ બિવરબ્રુકની કદર થવી ઘટે. પોતાનાં જ છાપાંમાં પોતા વિષે પ્રતિકૂળ વ્યંગચિત્રો લો દોરે તે છપાવીને એ જોનાર ને એને માણનાર બિવરબ્રુકની સહિષ્ણુતા જરૂર અભિનંદનીય હતી. 'ડેલી એક્સપ્રેસ' અને 'ઇવનિંગ સ્ટૅન્ડર્ડ'માં લોનાં વ્યંગચિત્રો આવતાં. ત્યાર પછી લો મજૂર પક્ષીય 'ડેલી હેરલ્ડ'માં જોડાયા. પરંતુ ત્યાં પણ એમને ફાવ્યું નહિ. પછી તેઓ 'મૅંચેસ્ટર ગાર્ડિયન'માં જોડાયા. હાલ પણ તેઓ એ પત્રમાં જ પોતાનાં વ્યંગચિત્રો (કાર્ટૂન્સ) દોરે છે. એ પત્ર હવે 'ધી ગાર્ડિયન' તરીકે ઓળખાય છે. ૧૯૫૩ની સાલમાં રાણી એલિઝાબેથના રાજ્યાભિષેકને બીજે જ દિવસે (તા. ૩ જૂનના રોજ) 'ગાર્ડિયન'માં લોનું એક વ્યંગચિત્ર છપાયું હતું. એમાં લોએ રાણીની તથા રાજ્યાભિષેકની કાંઈક ઠેકડી ઉડાડી હતી. એના પર તો એ વખતે જબરો વંટોળ જાગેલો. ઘણાંએ 'ગાર્ડિયન' છાપું વાંચવું ને વેચાતું લેવું બંધ કરેલું! અનેક વિરોધીઓના કડક પત્રો 'ગાર્ડિયને' પોતાના અખબારમાં પૂરેપૂરા છાપ્યા હતા. પણ વંટોળ શમ્યો અને છેલ્લાં નવ વર્ષોમાં 'ગાર્ડિયન' અને ડેવિડ લો એકબીજા સાથે સંલગ્ન રહ્યા છે. હિટલર અને મુસોલિની સામે લોએ જબરી જેહાદ આવાં કાર્ટૂનોથી ચલાવેલી. લોનાં એ કાર્ટૂનો અને છાપાં તથા પુસ્તકો જર્મની–ઈટલીમાં જપ્ત થયાં હતાં!

આજે હવે નવ વર્ષ બાદ એ જ રાણી એલિઝાબેથ પોતાની અધિકૃત વર્ષગાંઠને પ્રસંગે ડેવિડ લોની કળાની કદર કરીને એમને નાઇટહૂડનો ઇલકાબ એનાયત કરે છે! રાણી એટલે બ્રિટનની સરકાર એનાયત કરે છે. આ પ્રકારની વસ્તુઓ બ્રિટનની લોકશાહીને મજબૂત કરે છે. લોકશાહી ચલાવવા માગતાં અનેક રાજ્યોમાં ત્યાંની સરકારો પોતાના વિરોધીઓની કદર તો શું પણ કતલ કરવાને પણ કેટલીક વાર આગળ-પાછળ જોતી હોતી નથી! એવી પરિસ્થિતિમાં ડેવિડ લો બ્રિટિશ સરકારના વિરોધી હોવા છતાં બ્રિટિશ સરકારની કદર ને પ્રીતિ સંપાદન કરે છે એ દૃશ્ય ખૂબ જ્વલંત ને રોમાંચક છે.

*

કામના બોજાને ઓછો કરવો જોઇએ અને યોગ્ય પગાર આપવો જોઇએ. વળી, ચકાસણી પણ થવી જોઇએ.

### (૫) નિરીક્ષણ અને ચકાસણીમાં દોષ

મહેસૂલી ઈન્સ્પેક્ટરે તલાટીની નોંધના અમુક ટકા પ્રત્યક્ષ મુલાકાત દ્વારા ચકાસવાના હોય છે, પરંતુ આવી ચકાસણી ભાગ્યે જ થાય છે. તલાટીએ આપેલ આંકડાને સાચા માની લેવાય છે. અને આ રીતે તેમની ઓછી કાર્યક્ષમતાને ચલાવી લેવામાં આવે છે. ઉપરી અધિકારીઓને પણ આવી ચકાસણી માટે પૂરતો સમય મળતો નથી. વળી, આ પ્રકારની ચકાસણી માટેની તારીખોની જાણ અગાઉથી કરવામાં આવતી હોવાથી, તલાટીઓને પત્રકોમાં સુધારા કરવાની તક મળે છે. ઓચિંતી તપાસ કરી પરિણામોને ચકાસવાં જોઇએ. નિરીક્ષણનું કામ કરનાર અધિકારીઓ પણ કામના અતિશય બોજને કારણે નિરીક્ષણ કરી શકતા નથી.

### (૬) સંકલનનો અભાવ

જુદાં જુદાં ખાતાંઓએ મેળવેલ આંકડાઓનું યોગ્ય રીતે સંકલન થતું નથી. અન્ય ખાતાંઓએ મેળવેલ આંકડાઓ ઉપર ભાગ્યે જ ધ્યાન આપવામાં આવે છે. આથી કેટલીક વખત એકનું એક કામ બેવડાય છે અને આ રીતે સમય, શક્તિ અને જાહેર નાણાંનો દુર્વ્યય થાય છે. કામચલાઉ તપાસ કરવી હોય તો પણ ભૂતકાળમાં થયેલી તપાસનો આધાર લીધા વિના નવેસરથી જ શરૂઆત કરવામાં આવે છે. એક જ સરકારનાં વિવિધ ખાતાંઓ વચ્ચે સહકારનો અભાવ નવાઈ પમાડે એવી વાત છે! ખાતાંઓના સહકાર અને સંકલન માટે CSO ની સ્થાપના કરવામાં આવી છે.

### (૭) પ્રકાશનમાં વિલંબ

પ્રકાશનમાં થતો અકારણ વિલંબ આ આંકડાઓની સહુથી મોટી ખામી છે. આંકડાઓનું પ્રકાશન એટલું બધું મોડું થાય છે, કે પછી તેનો કોઈ વ્યવહારુ ઉપયોગ થઈ શકતો નથી. દા. ત. પાકનં અનુમાનો કેટલીક વખત પાક ઊતરી ગયા પછી પ્રસિદ્ધ થાય છે! ૧૯૫૬ની પશુધનની ગણતરીનો રિપોર્ટ ૧૯૫૮માં પ્રસિદ્ધ થયો હતો. ભારત જેવા વિશાળ દેશમાં આંકડાઓ એક હાથમાંથી બીજા હાથમાં પહોંચતાં સારો એવો સમય લે છે. જો આમાં કોઈ એક જગ્યાએ આંકડાઓ રોકાઈ જાય તો વિલંબનું પ્રમાણ વધે છે. આ માટે દરેક કર્મચારીને નિશ્ચિત તારીખે જ આંકડા મોકલવાની ખાસ સૂચનાઓ આપવી જોઇએ અને જો આ નિયમનો ભંગ થાય તો કડક સજાની જોગવાઈ રાખવી જોઇએ. વળી, જો એકાદ સ્થળના આંકડા ન મળી શકે તો પણ કામચલાઉ આંકડાઓનું પ્રકાશન તો થવું જ જોઇએ. પાછળથી આ આંકડાઓને સુધારી શકાય.

હાલમાં આ બધી ખામીઓને દૂર કરવાના પ્રયત્નો થાય છે. આમાં FAOનાં સલાહ-સૂચનો પણ ખૂબ જ ઉપયોગી બને છે. ૧૯૫૦ અને ૧૯૬૦માં થયેલી વિશ્વ-તપાસ FAOનો અગત્યનો કાર્યક્રમ કહી શકાય. ખેતીના આંકડાની મોટા ભાગની માહિતી નીચેનાં સરકારી પ્રકાશનોમાંથી મેળવી શકાય:

[1] Agricultural Situation in India (માસિક)

[2] Indian Agricultural Statistics, vols. I & II (વાર્ષિક)

[3] Estimates of Area and Production of Principal Crops in India, vols. I & II (વાર્ષિક)

[4] Abstract of Agricultural Statistics (વાર્ષિક)

[5] Guide to current Agricultural Statistics (ad hoc)

*

# દેશવિદેશના પ્રવાહો

### પુરુષોત્તમ ગણેશ માવળંકર

## કાર્ટૂનિસ્ટ ડેવિડ લો અને બ્રિટિશ લોકશાહી

દર વર્ષે બ્રિટનમાં બે વાર રાજ્ય તરફથી વિવિધ ક્ષેત્રોમાંની વિશિષ્ટ વ્યક્તિઓને માન-ચાંદની લહાણી થાય છે. અસાધારણ સિદ્ધિઓ મેળવનારાઓની આવી કદર થાય છે અને એમને ખિતાબો ને ઇલકાબો અપાય છે. ૧લી જાન્યુઆરીએ અને જૂન મહિનાના પ્રારંભમાં આવી બક્ષિસોની જાહેરાતો થાય છે.

જૂનની જાહેરાત રાણીની વર્ષગાંઠની ખુશાલી સાથે જોડવામાં આવે છે. પ્રણાલિકા પ્રમાણે, રાણીનો જન્મ જૂનમાં થયેલો માનવામાં આવે છે! બાકી, હકીકતમાં તો હાલનાં રાણી એલિઝાબેથના જન્મદિન એપ્રિલમાં આવે છે. આ વર્ષની જૂનની આવી વર્ષગાંઠની લહાણીમાં બ્રિટનના વિશ્વવિખ્યાત વ્યંગચિત્રકાર (કાર્ટૂનિસ્ટ) ડેવિડ લો "સર"ની પદવી (એટલે કે નાઇટહુડનો ઇલકાબ) પ્રાપ્ત કરે છે. આ પ્રસંગ અનેક રીતે આવકારદાયક અને અનેરો છે. ડેવિડ લો હવે સર ડેવિડ લો તરીકે ઓળખાશે એ તો કેવળ નામમાત્રનો ફેર થયો. પણ ખરી ખૂબી એની એ છે કે સ્વતંત્ર મિજાજના, ધૂની ને તરંગી વૃત્તિના, સરકાર તથા કોઈ પણ પ્રકારના સ્થાપિત હિતોના પ્રખર ને કડક વિરોધી એવા ડેવિડ લો સરકારની કદર અને પ્રીતિના પાત્ર બન્યા છે. સ્વભાવે અને કર્મે લો કળાકાર છે, તેથી ખૂબ સ્વતંત્ર છે, કાંઈક વિચિત્રતાના બંડલ જેવા પણ ખરા! એમનાં વ્યંગચિત્રોથી ભલભલા પણ બચી જવા પામ્યા નથી. સુરેખ, આબાદ ને આબેહૂબ વ્યંગચિત્રો દ્વારા વિવિધ નેતાઓની અને વ્યક્તિઓની લોએ બરાબર ઝાટકણી કાઢી છે. એમની કલમ ને પીંછીની તાકાત અદ્‌ભુત છે—એ તાકાતની અસરમાંથી કોઈ મહાન નેતાઓ બાકાત નથી રહ્યા. એ તાકાતની અસર વિશ્વના અનેક દેશોના શિક્ષિત લોકોના મતો અને અભિપ્રાયો પર ઊંડી ને વ્યાપક પડી છે. લોકમત કેળવવામાં અને મજબૂત બનાવવામાં વ્યંગચિત્રકારો કેટલી બધી મહત્ત્વની અને મોટી કામગીરી બજાવી શકે છે એ લોએ સરસ બતાવી આપ્યું છે.

ડેવિડ લો સમાજવાદી માનસના છે, પણ સમાજવાદીઓની લગભગ ક્રૂર મશ્કરી કરતાંયે તેઓ અટકચા નથી! પ્રગતિને નામે જ્યાં ધતિંગ ચાલે, સમાજવાદને નામે જ્યાં કોઈક સ્થાપિત હિતનું કલ્યાણ સધાતું જણાય, ત્યાં ડેવિડ લો તરત મેદાને પડ્યા જ સમજો!

ડેવિડ લો સને ૧૯૧૯માં ઑસ્ટ્રેલિયા—ન્યૂઝીલૅન્ડથી બ્રિટન ગયા. બ્રિટનમાં એમણે વ્યંગચિત્રોની કળા વિકસાવી. લૉર્ડ બિવરબ્રુક જેવા પ્રત્યાઘાતી ને રૂઢિચુસ્ત મનાતા અખબારી માલિક સાથે લોએ ૨૩ વર્ષ ગાળ્યાં. એમાં લો જેટલી જ બિવરબ્રુકની કદર થવી ઘટે. પોતાનાં જ છાપાંમાં પોતા વિષે પ્રતિકૂળ વ્યંગચિત્રો લો દોરે તે છપાવીને એ જોનાર ને એને માણનાર બિવરબ્રુકની સહિષ્ણુતા જરૂર અભિનંદનીય હતી. 'ડેલી એક્સપ્રેસ' અને 'ઇવનિંગ સ્ટૅન્ડર્ડ'માં લોનાં વ્યંગચિત્રો આવતાં. ત્યાર પછી લો મજૂર પક્ષીય 'ડેલી હેરલ્ડ'માં જોડાયા. પરંતુ ત્યાં પણ એમને ફાવ્યું નહિ. પછી તેઓ 'મૅંચેસ્ટર ગાર્ડિયન'માં જોડાયા. હાલ પણ તેઓ એ પત્રમાં જ પોતાનાં વ્યંગચિત્રો (કાર્ટૂન્સ) દોરે છે. એ પત્ર હવે 'ધી ગાર્ડિયન' તરીકે ઓળખાય છે. ૧૯૫૩ની સાલમાં રાણી એલિઝાબેથના રાજ્યાભિષેકને બીજે જ દિવસે (તા. ૩ જૂનના રોજ) 'ગાર્ડિયન'માં લોનું એક વ્યંગચિત્ર છપાયું હતું. એમાં લોએ રાણીની તથા રાજ્યાભિષેકની કાંઈક ઠેકડી ઉડાડી હતી. એના પર તો એ વખતે જબરો વંટોળ જાગેલો. ઘણાંએ 'ગાર્ડિયન' છાપું વાંચવું ને વેચાતું લેવું બંધ કરેલું! અનેક વિરોધીઓના કડક પત્રો 'ગાર્ડિયને' પોતાના અખબારમાં પૂરેપૂરા છાપ્યા હતા. પણ વંટોળ શમ્યો અને છેલ્લાં નવ વર્ષોમાં 'ગાર્ડિયન' અને ડેવિડ લો એક-બીજા સાથે સંલગ્ન રહ્યા છે. હિટલર અને મુસોલિની સામે લોએ જબરી જેહાદ આવાં કાર્ટૂનોથી ચલાવેલી. લોનાં એ કાર્ટૂનો અને છાપાં તથા પુસ્તકો જર્મની—ઇટલીમાં જપ્ત થયાં હતાં!

આજે હવે નવ વર્ષ બાદ એ જ રાણી એલિઝાબેથ પોતાની અધિકૃત વર્ષગાંઠને પ્રસંગે ડેવિડ લોની કળાની કદર કરીને એમને નાઇટહૂડનો ઇલકાબ એનાયત કરે છે! રાણી એટલે બ્રિટનની સરકાર એનાયત કરે છે. આ પ્રકારની વસ્તુઓ બ્રિટનની લોકશાહીને મજબૂત કરે છે. લોકશાહી ચલાવવા માગતાં અનેક રાજ્યોમાં ત્યાંની સરકારો પોતાના વિરોધીઓની કદર તો શું પણ કતલ કરવાને પણ કેટલીક વાર આગળ-પાછળ જોતી હોતી નથી! એવી પરિસ્થિતિમાં ડેવિડ લો બ્રિટિશ સરકારના વિરોધી હોવા છતાં બ્રિટિશ સરકારની કદર ને પ્રીતિ સંપાદન કરે છે એ દશ્ય ખૂબ જ્વલંત ને રોમાંચક છે.

*

# માતા અને મહત્તા



"ઘણીવાર માણસની મોટાઇ પોતાનાં માતાપિતા ઉપર આધાર રાખે છે. તેના સારા કે નઠારા જીવનનો પાયો નાનપણમાં જ નાખવામાં આવે છે. પારણામાં ઝૂલતાં, માતાનો ખોળો ખૂંદતાં જ ભાવિ જીવનના વિકાસનાં બી રોપવામાં આવે છે. મોટાઈ એટલે જગતમાં કેટલીક વ્યક્તિઓના ઓઠ ઉપર પોતાનું નામ કેટલાક કાળ સુધી નાચ્યા કરે એવો અર્થ હું કરતો નથી. હિમાલયની ગુફાઓમાં કે ખીણોમાં એવાં પ્રચંડ અને ગગનચુંબી વૃક્ષો હશે કે જેનાં નામની જગતને જાણ નથી; વનવગડે, ખૂણેખાંચરે એવું એકાદ રમણીય અને સુગંધી પુષ્પ ખીલ્યું હશે કે જેનો પત્તો કોઇને પણ લાગેલો નથી; સમુદ્રને તળીએ એવાં ગોળાકાર ને પાણીદાર મોતી હશે કે જેની જગતને ખબર નથી; પૃથ્વીના પેટાળમાં તારા જેવા તેજસ્વી હીરા હોય છે, પરંતુ માનવજાતિને હજી સુધી તેનાં દર્શન થયાં નથી; ઉપર અનંત આકાશમાં એવા અનંત તારા હશે કે જે દૂરદર્શી દૂરબીનમાંથી પણ હજી દેખાયા નથી. મોટાઈ એટલે જગતમાં ઓળખાવું એવો અર્થ હું કરતો નથી. હું નિર્દોષ બનતો જાઉં છું, હળવે હળવે ઉન્નત થતો જાઉં છું એવું જેને જ્ઞાન છે, તે મોટો જ છે. આ મોટા થવાની પ્રવૃત્તિ, વ્યક્તિમાં તેનાં માબાપ જ ઉત્પન્ન કરે છે. માતાપિતા તરફથી મેળવેલો આ ઇશ્વરી પ્રસાદ છે. માતાપિતા જાણ્યે કે અજાણ્યે બાળકને મોટું કે નાનું બનાવે છે.

મનુષ્યના જન્મ પહેલાં જ તેનું શિક્ષણ શરૂ થએલું હોય છે. માતાના પેટમાં ગર્ભરૂપે જીવ આવ્યો તેના પહેલાં જ તેના શિક્ષણની તૈયારી થએલી હોય છે. ગર્ભધારણ પૂર્વે જ માતપિતાએ જે વિચાર કર્યા હશે, જે ભાવનાને હૃદયમાં ખેલાવી હશે, જે કર્મો કર્યાં હશે તે સર્વમાંથી નૂતન બાળકના શિક્ષણનાં પુસ્તકો તૈયાર કરવામાં આવે છે. જગતમાં માતાપિતા જ શીખવે છે એવું નહિ, આજુબાજુનું સારુંય જગત, સારી સજીવ નિર્જીવ સૃષ્ટિ શીખવે છે; પરંતુ આ આજુબાજુની સૃષ્ટિમાંથી શું શીખવું, કેમ શીખવું, એ માતાપિતા શીખવે છે. બાળકના શિક્ષણમાં વધુમાં વધુ ભાગ માતાપિતાનો હોય છે અને તેમાં ય માતાનો વધારે. માતાના પેટમાં જ પ્રથમ જીવ રહ્યો; માતાની સાથે એકરૂપ બનીને જીવ બહાર આવ્યો. બહાર આવતાં જ માતાની પાસે જ તેના બાળપણનો લગભગ બધો જ સમય જાય છે. તે માતા સાથે હસતો, માતા પાસે રડતો, માતા સાથે ખાતોપીતો; માતા સાથે રમતો, ખડખડાટ હસતો, સૂતો, ઊંઘી જતો. એમ માતા પાસે તેની ઉકેલ શરૂ થાય છે. એટલે જ ખરી શિક્ષણદાત્રી એ માતા જ છે.

માતા દેહ આપે છે અને મન પણ આપે છે. જન્મ આપનારી પણ તે અને જ્ઞાન દેનારી પણ તે. બાળપણમાં બાળક ઉપર જે પરિણામ થાય છે તે દૃઢતમ હોય છે. નાનપણમાં બાળકનું મન ખાલી હોય છે. ભિખારીને, ચાર પાંચ દિવસનાં ઉપવાસીને જે કંઇ મળે તે સારો કે નરસો કોળીઓ ખાવાની તાલાવેલી લાગે છે તે જ પ્રમાણે બાળક પોતાના ખાલી મનમાં જે કંઇ આજુબાજુ હોય તેનો સારાસાર વિવેક ન કરતાં તેનો ખાઉધરા પ્રમાણે જલદી જલદી સંગ્રહ કરે છે. તદ્દન નાના, બે ચાર મહિનાના બાળકને બહાર આંગણામાં મૂકીએ તો આજુબાજુનાં લીલાંછમ વૃક્ષોનું તેના મન ઉપર, તેના સર્વ શરીર ઉપર એટલું પરિણામ થાય છે કે તેના ઝાડાનો રંગ લીલો બને છે એમ સ્ત્રીઓ કહે છે. આનો અર્થ એટલો જ કે નાનપણમાં, મન સંસ્કાર ગ્રહણ કરવામાં બહુ જ તત્પર હોય છે; માટી જેવું, મીણ જેવું તે હોય છે. જે આપો તે આકાર એ લે."

— સાને ગુરુજી

['શ્યામની મા' (અનુવાદક–નટવરલાલ દવે), સને ૧૯૪૭: પૃ. ૧-૨]

# અભ્યાસ

વિચાર અને વિવેચનનું સામયિક

"મારી એવી ચોક્કસ માન્યતા છે કે કોઇ પણ ઇચ્છનીય સુધારો કે ફેરબદલ-રાજદ્વારી કે સામાજિક-જોરજુલમથી કાયમી સ્વરૂપમાં નથી ટકી શકતાં. જો કોઈ પણ પ્રકારનું દબાણ કે જોરજુલમ હોય તો, એ સુધારો બહારથી લોકો ભલે સ્વીકારે, પણ અંદરથી તો તેઓ તેનો વિરોધ જ કરતા રહેવાના. જોર-જુલમથી સમાજમાં ક્રાંતિ આવવાને બદલે ક્રાંતિ અટકે છે, એટલું જ નહીં, પણ જુનવાણી વિચારો વધુ જોરથી મૂળ પકડી રહે છે. અહિંસા વગર લોકશાહી ખીલે નહીં એ સર્વ બાબતોમાં અને સદાયને માટે સત્ય છે. એક ગ્રંથકારે લખ્યું છે, 'The greater the violence, the lesser the revolution'."

ગણેશ વાસુદેવ માવળંકર

['સંસ્મરણો', પ્રકાશક: ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ; સને ૧૯૫૪; પૃ. ૧૮૧]

વર્ષ ૧
અંક ૧૨
જુલાઈ · ૧૯૬૨
સંપાદક · પુરુષોત્તમ ગણેશ માવળંકર

**અભ્યાસ** સંપાદક : પુરુષોત્તમ ગણેશ માવળંકર

વર્ષ ૧ • અંક ૧૨ જુલાઈ ૧૯૬૨

## અનુક્રમ



*

### અભ્યાસ


* વાર્ષિક લવાજમ રૂપિયા આઠ, છમાસિક રૂપિયા પાંચ, છૂટક અંકનો રૂપિયો એક.
* 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ–૧ એ સરનામે લવાજમ રૂબરૂ ભરી શકાશે.
* મનીઑર્ડરથી કે ચેકથી લવાજમ–પુ. ગ. માવળંકર, 'પ્રગતિ', ૧૫ મહારાષ્ટ્ર સોસાયટી, અમદાવાદ-૬ એ સરનામે–મોકલવું, તથા ચેક પુ. ગ. માવળંકરના નામનો લખવો, એવી વિનંતી છે.
* 'અભ્યાસ' માટે લેખો શાહીથી પાનાની એક તરફ અને સુવાચ્ય અક્ષરે મોકલવા, અને લેખો તથા અવલોકન માટેનાં પુસ્તકો 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ–૧ને સરનામે મોકલવા વિનંતી છે.
* નવા ગ્રાહકો પ્રથમ અંકથી જ નોંધાય છે અને પાછલા બધા અંકો એમને અપાય છે.
* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.


*

મુદ્રક અને પ્રકાશક: પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

# ભારતમાં આંકડાશાસ્ત્ર [Indian Statistics]-૪

## રાષ્ટ્રીય આવક (National Income)

ડી. એસ. સેવક

[આંકડાશાસ્ત્ર અને ગણિતશાસ્ત્રના અધ્યાપક, એલ. ડી. આર્ટસ કૉલેજ, અમદાવાદ]

'National Income may be defined provisionally, as the net total of commodities and services (economic goods) produced by the people comprising a nation; as the total of such goods received by the nation's individual members in return of their assistance in producing goods and services; as the total of goods consumed by these individuals out of the receipts thus earned; or finally, as the net total of desirable events enjoyed by the same individuals in their double capacity as producers and consumers. Defined in any of these fashions, national income is the end product of a country's economic activity, reflecting the combined play of economic forces and serving to appraise the prevailing economic organisation in terms of its returns. —*Simon Kuznets*

### રાષ્ટ્રીય આવકની વ્યાખ્યા અને ઉપયોગિતા

રાષ્ટ્રીય આવકની વ્યાખ્યા અને તેના અર્થ અંગે અર્થશાસ્ત્રીઓમાં અનેક મત પ્રવર્તે છે. આ બધામાંથી ઉપરની વ્યાખ્યા બે કારણોથી પસંદ કરવામાં આવી છે. એક તો ઉપરની વ્યાખ્યા આધુનિક છે, અને બીજું આ વ્યાખ્યા રાષ્ટ્રીય આવકનું આગણન કરવાની પદ્ધતિઓ તરફ પણ અંગુલિનિર્દેશ કરે છે.

કોઈ પણ દેશની અમુક વર્ષની રાષ્ટ્રીય આવક એટલે વર્ષ દરમિયાન દેશના લોકોએ કરેલી આર્થિક પ્રવૃત્તિઓની ઊપજનો કુલ સરવાળો. સરખામણીને શક્ય બનાવવા માટે આ સઘળી ઊપજની કિંમત નાણાકીય એકમોમાં દર્શાવવામાં આવે છે. આર્થિક પ્રવૃત્તિઓમાં ઉત્પાદન અને અન્ય સેવાઓને સમાવવામાં આવે છે, એટલે કે દેશના પ્રત્યેક ઉત્પાદક એકમે વર્ષ દરમિયાન મેળવેલી ચોખ્ખી આવકનો કુલ સરવાળો રાષ્ટ્રીય આવક દર્શાવે છે: દાક્તર, વકીલ, શિક્ષક, કારકુન વગેરે ધંધાદારીઓની સેવાઓની આવકને પણ ઉત્પાદક એકમની આવક કહી શકાય.

રાષ્ટ્રીય આવકનાં અનુમાનો પ્રત્યેક વિકસિત દેશ મેળવે છે; કારણ કે આ અનુમાનો દેશની આર્થિક સદ્ધરતા વિષેની માહિતી આપે છે. નિયમિત રીતે મેળવાતાં આ અનુમાનો આર્થિક પ્રગતિ સૂચવતી એક સામયિક શ્રેણી પૂરી પાડે છે. આ સામયિક શ્રેણી ઉપરથી દેશ કઈ દિશામાં આર્થિક રીતે પ્રગતિ કરી રહ્યો છે તે જાણી શકાય છે. વળી, અન્ય દેશોની આર્થિક પરિસ્થિતિ સાથે સરખામણી કરવાનું પણ રાષ્ટ્રીય આવકનાં અનુમાનો દ્વારા જ શક્ય બને છે. આર્થિક રીતે પછાત દેશોને વધુ વિકાસની શક્યતાઓ વિચારવા માટે આ અનુમાનો ખૂબ જ ઉપયોગી નીવડે છે. દેશની કુલ રાષ્ટ્રીય આવક કયા વિભાગોમાંથી આવે છે, આ વિભાગોમાં કયા વિભાગોનો ફાળો મહત્ત્વનો છે અને કયા વિભાગો પૂર્ણ રીતે વિકસિત નથી, એ બધી જ વિગતો રાષ્ટ્રીય આવકના વિભાગીય આંકડા તપાસવાથી મેળવી શકાય છે. અવિકસિત કે અલ્પવિકસિત ક્ષેત્રોમાં યોગ્ય પ્રયત્નો કરી ઉત્પાદન વધારીને રાષ્ટ્રીય આવક વધારવાનો પ્રયત્ન પણ કરી શકાય. ઉપરની વિગતો આર્થિક નિયોજન કરતી વખતે ખૂબ જ જરૂરી છે. યોજનાઓ કેટલે અંશે સફળ થઈ તે રાષ્ટ્રીય આવકમાં થયેલ વધારા ઉપરથી જ જાણી શકાય. આયોજન માટેના લક્ષ્યાંકો પણ પ્રત્યેક વિભાગની મર્યાદાઓને લક્ષમાં રાખીને નક્કી કરી શકાય અને યોજનાને અંતે કેવી આર્થિક સ્થિતિની અપેક્ષા રાખવામાં આવે છે, તે પણ રાષ્ટ્રીય આવકના આંકડા દ્વારા જ દર્શાવી શકાય. અન્ય દેશોની રાષ્ટ્રીય આવક સાથે સરખામણી કરવાથી આર્થિક વિકાસ માટેનાં પગલાંઓમાં રહેલી ખામીઓ શોધી શકાય અને સુવિકસિત દેશોની પદ્ધતિઓને અનુસરી શકાય. ટૂંકમાં, રાષ્ટ્રીય આવકનાં અનુમાનોને રાષ્ટ્રના આર્થિક વિકાસ કે આર્થિક પ્રગતિની નોંધ રાખતી પારા-

વ્યવસ્થિત નોંધને અભાવે પણ ભૂલ આવવાની શક્યતા છે. ઉત્પાદનની ગણતરીની નક્કર પદ્ધતિઓ અમલમાં મૂકાય તો અલ્પવિકસિત ઔદ્યોગિક અર્થતંત્રમાં આ પદ્ધતિ વધુ ઉપયોગી બની શકે.

**[૨] આવકની પદ્ધતિ** (Incomes Received Method)

કોઈપણ આર્થિક પ્રવૃત્તિના બદલા તરીકે મળતી રકમોનો સરવાળો કરીને પણ રાષ્ટ્રીય આવક મેળવી શકાય. સહુ પ્રથમ ચૂકવવામાં આવેલી આવકના આંકડા મેળવાય છે; અને તેમાં સરકાર, વેપારીઓ અને અન્ય સંસ્થાઓએ રોકડ અથવા અન્ય રીતે કરેલ ચૂકવણીની નોંધ લેવાય છે. આ નોંધ માટે નામાના ચોપડાઓ અને અન્ય રિપોર્ટોનો આધાર લેવામાં આવે છે. આવકનું વર્ગીકરણ નીચે મુજબનું થાય છે: (૧) વેતન અને પગાર (૨) વધારાની આવક (social securities વગેરે) (૩) પોતાનું જ કામ કરનાર (self-employed)ની આવક (૪) ડિવિડન્ડ (૫) નહિ વહેંચાયેલ નફો (૬) વ્યાજ (૭) ભાડું (૮) રાજ્યના ઉદ્યોગોનો નફો.

મેળવેલી આવક આવકવેરાનાં હકીકતપત્રો કે આવકની અન્ય નિદર્શ તપાસ દ્વારા મેળવવામાં આવે છે. આ આંકડાઓમાં કરમુક્ત આવકને ઉમેરવામાં આવે છે અને કોઈપણ આર્થિક પ્રવૃત્તિ કર્યા વિના જ મળી હોય એવી આવક (બક્ષિસ, દાન વગેરે)ને બાદ કરવામાં આવે છે. કોઈ વ્યક્તિ પોતાનાં મા-બાપને દર મહિને રૂ. ૧૦૦ આપે, તો આ ૧૦૦ રૂ. તેનાં મા-બાપની આવક ગણાય નહિ. પરંતુ આ જ ૧૦૦ રૂ. તે પોતાના માળીને પગાર તરીકે આપે તો તે આવક તરીકે ગણાય. ટૂંકમાં, આવક એટલે કોઈ પણ આર્થિક પ્રવૃત્તિથી થતી રોકડ અગર અન્ય સ્વરૂપની ઊપજ. આ પદ્ધતિ પહેલી પદ્ધતિ કરતાં વધુ ચોક્કસ છે. ચૂકવાયેલી અને લોકોએ મેળવેલી આવકનાં અનુમાનો વેતન, પગાર, ભાડું, ડિવિડન્ડ, વ્યાજ વગેરેની વ્યવસ્થિત નોંધને આધારે ચોક્કસ રીતે મેળવી શકાય છે. આવકવેરાનો વિભાગ પણ આવકની ચોકસાઈપૂર્વક નોંધ રાખે છે. યોગ્ય ફેરફારો અને સુધારાઓ બાદ ચૂકવાયેલી અને લોકોએ મેળવેલી આવકના આંકડા સરખા થવા જોઈએ. કરમુક્ત આવક, કરચોરી માટે છુપાવાયેલી આવક અને કોઈપણ પ્રકારની આર્થિક પ્રવૃત્તિ વિના થતી નાણાકીય હેરફેર માટે યોગ્ય સુધારાઓ કરવામાં આવે તો આ પદ્ધતિથી ચોક્કસ અનુમાનો મેળવી શકાય. આ પદ્ધતિમાં નામાના વ્યવસ્થિત અને સાચા ચોપડાઓની નોંધ જ ઉપયોગી છે.

**[૩] વપરાશ અને રોકાણ પદ્ધતિ** (Consumption plus Investment Method)

વર્ષ દરમિયાન થયેલ ખર્ચ અને બચત કે અન્ય મૂડી રોકાણોની માહિતી ઉપરથી પણ રાષ્ટ્રીય આવકનું આગણન થઈ શકે; કારણ કે આવક એટલે ખર્ચ અને બચતનો સરવાળો. આવક અને ઉત્પાદનનો નિકાલ કેવી રીતે થાય છે, એ અંગેની માહિતી આ પદ્ધતિમાં મેળવાય છે. વપરાશની વસ્તુઓ પાછળનો ખર્ચ, સીધા કરવેરા, ખાનગી બચત, અને બિન-ઉત્પાદક સંસ્થાઓમાંનાં મૂડી-રોકાણો આવકનો નિકાલ કરવાના શક્ય રસ્તાઓ છે. ઉત્પન્ન થયેલી વસ્તુઓ કે સેવાઓનો જાતે જ કરેલ ઉપયોગ, ખાનગી મિલકત, જાહેર મિલકત અને સેવાઓ તથા પરદેશમાં થયેલ ચોખ્ખાં મૂડીરોકાણો ઉત્પાદન વિષેની માહિતી પૂરી પાડે છે. આ બધી માહિતી ઉપરથી રાષ્ટ્રીય આવક ગણાય છે.

અંતિમ વેચાણ, વસ્તુઓનો પ્રવાહ અને કૌટુંબિક બજેટની માહિતી મેળવવામાં આવે છે. અંતિમ વેચાણના આંકડાઓ મેળવવાનું કામ સરળ નથી. કેટલીક વસ્તુઓની સીધેસીધી વપરાશ થતી નથી. પણ તે અન્ય વસ્તુના ઉત્પાદનમાં વપરાય છે. દા.ત. કોલસો. ઉત્પાદક એકમોની વ્યવસ્થિત નોંધને અભાવે આ પ્રકારના અંતિમ વેચાણના આંકડાઓ મેળવવામાં મુશ્કેલીઓ પડે છે. અંતિમ ઉત્પાદન અને વચગાળાનું ઉત્પાદન; અંતિમ રોકાણ અને અંતિમ વપરાશની વસ્તુઓ તથા સરકારી, બિનસરકારી અને ખાનગી ગ્રાહકો વચ્ચેનો તફાવત સ્પષ્ટ ન હોવાથી ઊપજ અને તેની વહેંચણીની બાબતમાં વસ્તુઓના પ્રવાહ અંગેની માહિતી પણ અપૂર્ણ છે. વ્યક્તિગત આવક અને ખર્ચ વિષેની માહિતી સુવ્યવસ્થિત નિદર્શ સર્વેની મદદથી કૌટુંબિક બજેટ તપાસ (family budget enquiry) દ્વારા મેળવવી જોઇએ. આ આંકડાઓ વ્યક્તિગત દોષને કારણે સામાન્ય રીતે અચોક્કસ મનાય છે. આમ, ત્રીજી રીતમાં ભૂલનું પ્રમાણ સહુથી વધુ હોય છે.

પરિસ્થિતિ અનુસાર, આ ત્રણે પદ્ધતિઓનું યોગ્ય સંમિશ્રણ કરી રાષ્ટ્રીય આવકનું આગણન કરવામાં આવે,

તો ભૂલનું પ્રમાણ ઘટી જાય છે. ઉપરની ત્રણ પદ્ધતિઓ દ્વારા રાષ્ટ્રીય આવકનું આગણન કરવામાં આવે, તો ત્રણે આંકડા સરખા જ આવવા જોઈએ, એ સ્પષ્ટ છે. ઉત્પાદક એકમોના નામાના ચોપડાઓ વ્યવસ્થિત અને ચોક્કસ હોય તો Social Accountsની પદ્ધતિ દ્વારા પણ રાષ્ટ્રીય આવકનું આગણન કરી શકાય. આ પદ્ધતિમાં દ્વિનોંધી નામાપદ્ધતિ પ્રમાણે, જુદાં-જુદાં ઉત્પાદક એકમોની, વ્યક્તિઓની અને સંસ્થાઓની આવક-જાવકની નોંધને આધારે રાષ્ટ્રીય આવક ગણાય છે.

સરખામણી સરળ બનાવવા માટે માથાદીઠ રાષ્ટ્રીય આવક ગણવામાં આવે છે. આધાર વર્ષના આંકડાઓની અસરથી નિરપેક્ષ માહિતી મળે છે. વળી, રાષ્ટ્રીય આવક ભાવ ઉપર આધાર રાખતી હોવાથી રાષ્ટ્રીય આવકના આંકડાની સાથે ભાવનું ધોરણ પણ જણાવવામાં આવે છે. આયાત, નિકાસ, હૂંડિયામણ, લોન, પરદેશી મદદ વગેરે બાબતોને લક્ષમાં રાખવી પડે છે; આમ છતાં, કેવળ રાષ્ટ્રીય આવકનાં આગણનોની મદદથી જ બે રાષ્ટ્રોની કે બે વર્ષોની આર્થિક પરિસ્થિતિની સરખામણી કરવામાં આવે તો તે ચોક્કસ હોતી નથી.

## ભારતની રાષ્ટ્રીય આવક

ભારતમાં રાષ્ટ્રીય આવકનું આગણન કરવા માટેની જરૂરી માહિતી અપૂર્ણ છે. આવક, વેપાર, ઉત્પાદન અને ભાવના આંકડા અચોક્કસ છે. આ બધી મુશ્કેલીઓ હોવા છતાં રાષ્ટ્રીય આવકનું આગણન કરવાના અનેક પ્રયત્નો થયા છે. ગમે તેવી ઉપલબ્ધ માહિતી અને ખૂટતી માહિતી માટેનાં અનુમાનો દ્વારા આ આગણન મેળવાયાં છે. ૧૮૬૭-૬૮માં દાદાભાઈ નવરોજીએ સહુ પ્રથમ આ દિશામાં પ્રયત્ન કરેલો. તેમની ગણતરીની પદ્ધતિ અચોક્કસ હતી. ખેતીના ક્ષેત્રની આવક મેળવવા તેમણે કુલ ક્ષેત્રફળને એકરદીઠ ઊપજ વડે ગુણીને તેને ભાવના આંકડાથી ગુણ્યો હતો. ઔદ્યોગિક આવક અનુમાનિત હતી. નોકરીઓ અને અન્ય સેવાઓનો સમાવેશ કરવામાં આવ્યો ન હતો. આ ખામીઓએ તેમના આગણનને અચોક્કસ બનાવ્યું હતું.

લૉર્ડ કર્ઝને ૧૯૦૦ની સાલમાં બીજું આગણન મેળવ્યું. તેમણે ઔદ્યોગિક આવકને ખેતીની આવકથી અર્ધી જ ગણી! જમીનમહેસૂલ અને ઊપજ એક-બીજા સાથે સંબંધ ધરાવે છે, એમ સ્વીકારીને ખેતીની ઊપજ ગણવામાં આવી. ડિગ્બીએ પણ આવા ગુણોત્તરને જ સાચો માન્યો અને બધી જ નોકરીઓનો પગાર ઉત્પાદનમાંથી જ ચૂકવાય છે એમ ધારી લઈને નોકરીઓ તથા અન્ય સેવાઓની ગણતરી થઈ નહિ.

ફિન્ડલે શિરાઝે ૧૯૧૧માં એક વધુ આગણન મેળવ્યું. તેમણે પણ દાદાભાઈ, બાર્બર તથા કર્ઝનની જ પદ્ધતિ વાપરી. ખેતીની ઊપજ મેળવવા એકાદ બે પાકની જ પસંદગી કરવામાં આવી હતી. બિનખેતીની આવક મેળવવા માટે, આવક જે તે ક્ષેત્રમાં કાર્ય કરતા મજૂરીબળને પ્રમાણસર હોય છે એ પ્રકારની માન્યતાનો ઉપયોગ કરવામાં આવ્યો. તેમણે ૧૯૨૨ અને ૧૯૨૭ની સાલ માટે પણ આગણનો મેળવ્યાં. મુખ્ય પદ્ધતિ ૧૯૧૧ની પદ્ધતિ જેવી જ હતી; પરંતુ ખૂબ જ ઝડપે થઈ રહેલ ઔદ્યોગિક વિકાસને કારણે તેમણે બિનખેતીના વિભાગની આવકને વધુ મહત્ત્વ આપ્યું. તેમણે ૧૯૨૨ની આવક ઉપરથી બહિર્વેશન (extrapolation) કરીને ૧૯૩૧ની રાષ્ટ્રીય આવક મેળવી હતી. વેપારપ્રવૃત્તિના આંકને ભાવ માટે સુધારીને એ જ રીતે ૧૯૨૭ની આવક ઉપરથી ૧૯૩૧નું આગણન કરવામાં આવ્યું. આ બે આગણનોની સરેરાશને અંતિમ આગણન તરીકે સ્વીકારવામાં આવ્યું. સ્પષ્ટ છે, કે આ ગણતરીની પદ્ધતિ સાવ અવ્યવસ્થિત અને અચોક્કસ છે.

વાડિયા અને જોષીએ ૧૯૧૩–'૧૪માં પોતાના પુસ્તક 'Wealth of India' નામના પુસ્તકમાં રાષ્ટ્રીય આવકનું આગણન મેળવ્યું હતું. તેમણે શિરાઝની પદ્ધતિને જ અનુસરવાનો પ્રયત્ન કર્યો હતો. ખાણના ઉત્પાદન માટે ૨૦%નો ઘટાડો અને ખેતીની ઊપજમાંથી ખાતર, બી વગેરે પાછળના ખર્ચ અંગે ૨૦%નો ઘટાડો કરવામાં આવ્યો હતો. અગાઉનાં આગણનોની જેમ તેમણે ચોખ્ખી ઊપજની ગણતરી પણ કરી હતી. આ પદ્ધતિ પણ ચોક્કસ કહી શકાય નહિ.

પ્રથમ વિશ્વયુદ્ધ પહેલાંનાં અને પછીનાં વર્ષો માટે શાહ અને ખંભાતાએ પણ રાષ્ટ્રીય આવકનાં આગણનો મેળવ્યાં હતાં. જુદા-જુદા ધંધાદારીઓની સરેરાશ આવકની તેમણે ગણતરી કરી હતી. નોકરીઓ અને અન્ય સેવાઓમાં આરામ, સગવડ, સહીસલામતી, આનંદ વગેરે

માપી ન શકાય એવી બાબતોનો સમાવેશ થતો હોવાથી અને આ સેવાઓ પોતે જાતે જ સંપત્તિ ન હોવાથી તેની ગણતરી કરવામાં આવી ન હતી. દેખીતી રીતે જ, નોકરીઓ અને અન્ય સેવાઓને બાકાત રાખવાથી અગણનોમાં ખૂબ જ મોટી ભૂલ આવે છે.

ભારતની રાષ્ટ્રીય આવકનું સાચું આગણન મેળવવાનો સફળ પ્રયત્ન ડા. વી. કે. આર. વી. રાવે ૧૯૨૫–'૨૯ અને ૧૯૩૧–'૩૨નાં વર્ષો માટે કર્યો હતો. ડૉ. રાવે ઉત્પાદન અને આવકની પદ્ધતિનો સંયુક્ત રીતે ઉપયોગ કર્યો હતો. તેમણે ઉપલબ્ધ માહિતીનો સહુથી વધુ ઉપયોગ કર્યો અને કામચલાઉ તપાસ દ્વારા ખૂટતી માહિતીમાં પુરવણી કરી. તેમણે ધંધાઓ અંગેની ગણતરીપરથી કમાનાર વ્યક્તિઓની કુલ સંખ્યા શોધી અને તેને બે ભાગમાં વહેંચી. ખેતીવાડી, ગોચર, ખાણઉદ્યોગ, જંગલો, મત્સ્યઉદ્યોગ અને શિકારના કામમાં રોકાયેલા લોકોની આવક ઉત્પાદનની પદ્ધતિથી મેળવી. ઉદ્યોગો, વેપાર, ટ્રાન્સપૉર્ટ, વહીવટી અને જાહેર સેવાઓ, ધંધાઓ, કળા–કારીગીરી અને ગૃહકામમાં રોકાયેલા લોકોની આવક આવકની પદ્ધતિથી મેળવવામાં આવી હતી. પ્રાપ્ય આવકવેરાનાં હકીકતપત્રોનો ઉપયોગ કરવામાં આવ્યો અને ખૂટતી માહિતી માટે તપાસનું આયોજન કરવામાં આવ્યું હતું. મિલકત દ્વારા થતી આવક અને અન્ય અવર્ગીકૃત આવકને ઉમેરવામાં આવી હતી, જ્યારે ઉત્પાદન દરમિયાન ઉત્પાદકો દ્વારા જ વપરાઈ જતી વસ્તુઓ અને સેવાઓનું મૂલ્ય તથા વિદેશી ચોખ્ખા દેવાની રકમ બાદ કરવામાં આવી હતી. અત્યાર સુધીમાં મળતાં બધાં આગણનોમાં ડૉ. રાવનાં આગણનો શ્રેષ્ઠ હતાં. આ માટેનું સઘળું માન ઉપલબ્ધ માહિતીનો બુદ્ધિપૂર્વકનો ઉપયોગ કરવાની તેમની શક્તિ અને ખૂટતી માહિતી મેળવવા તપાસનું આયોજન કરવાના તેમના પ્રયત્નોને ફાળે જાય છે. આ ક્ષેત્રમાં તેમનો ફાળો ચિરસ્મરણીય બની રહેશે.

સરખામણી માટે રાષ્ટ્રીય આવકનાં આગણનો નીચે આપ્યાં છે:

| **આગણક** | **વર્ષ** | **માથાદીઠ રાષ્ટ્રીય આવક (રૂ.માં)** |
|---|---|---|
| દાદાભાઈ નવરોજી | ૧૮૬૭–'૬૮ | ૨૦ |
| બૅરિંગ અને બાર્બર | ૧૮૮૧ | ૨૭ |
| ડિગ્બે | ૧૮૯૮–'૯૯ | ૧૮ |
| લૉર્ડ કર્ઝન | ૧૮૯૭–'૯૮ | ૩૦ |
| શર્મા બી. એન. | ૧૯૧૧ | ૫૦ |
| વકીલ અને મુરંજન | ૧૯૧૦–'૧૪ | ૫૮.૫ |
| વાડિયા અને જોષી | ૧૯૧૩–'૧૪ | ૪૪.૫ |
| શાહ અને ખંભાતા | ૧૯૨૧ | ૭૪ |
| ફિન્ડલે શિરાઝ | ૧૯૨૧ | ૧૦૭ |
| ડૉ. રાવ | ૧૯૩૧–'૩૨ | ૬૫ |
| " | ૧૯૪૨–'૪૩ | ૧૧૪ |
| રાષ્ટ્રીય આવક સમિતિ | ૧૯૫૬–'૫૭ | ૨૯૪.૩ |

## ડૉ. રાવનાં આગણનો

રાષ્ટ્રીય આવકની નીચેની વ્યાખ્યા સ્વીકારવામાં આવી:

"National income is the net value of goods and services produced at factor cost, and adjusted for the foreign income balance."

૧૯૨૫–'૨૯નાં આગણનોમાં ખેતી અને જંગલો, ખાણઉદ્યોગ, કારખાનાં, હાથવણાટ, વેપાર, વહાણવટું અને ટ્રાન્સપૉર્ટની માહિતી માટે ઉત્પાદનની રીત વાપરવામાં આવી. ૧૯૩૧–'૩૨માં ફક્ત પ્રથમ બે માટે જ ઉત્પાદનની રીત વપરાઈ. આવક માટે આવકવેરાનાં હકીકતપત્રોના આંકડાઓમાં કરમુક્ત આવક અને અન્ય ઉત્પાદનની આવક ઉમેરવામાં આવી. પદ્ધતિના ફેરફારને કારણે બંને વર્ષના વિભાગીય આંકડાઓ સરખાવી શકાતા નથી. ૧૯૨૫–'૨૯માં આવકનું સાધન નોંધાયું ન હતું, જ્યારે બીજા આગણનમાં ખેતી, જંગલ અને ખાણઉદ્યોગ સિવાયની આવકનાં સાધનો નોંધાયાં હતાં.

ડૉ. રાવનો પ્રયાસ વ્યક્તિગત હોવાથી તેમને ઘણી જ મુશ્કેલીઓ નડેલી. ૧૯૨૧ અને ૧૯૩૧ની વસ્તી-ગણતરીમાંથી વ્યાવસાયિક વર્ગીકરણની માહિતી અને બીજાં છૂટાંછવાયાં સરકારી પ્રકાશનોના આંકડા ઉપર તેમને આધાર રાખવો પડ્યો હતો. વ્યાવસાયિક વર્ગીકરણને આધારે તેમણે આવક મેળવનારાઓનું વર્ગીકરણ કર્યું હતું. ખૂટતી માહિતી પ્રશ્નાવલિ દ્વારા કે નિદર્શ તપાસ દ્વારા મેળવવાને લીધે તેમાં પણ ભૂલ આવવાની શક્યતા હતી. આ ઉપરાંત, પોતાનાં અગાઉનાં આગણનોની મદદથી તેમણે ૧૯૪૨–'૪૩ની રાષ્ટ્રીય આવકનું આગણન કર્યું હતું. આ ગણતરીમાં નીચેની બાબતો ધારી લેવામાં આવી હતી:

(૧) ખેતી અને ઉદ્યોગો સિવાયની ઊપજમાં ૨૦%નો વધારો અને તેના ભાવમાં ૩૦%નો વધારો કલ્પવામાં આવ્યો હતો.

(૨) ખેતીના પાક સિવાયની અન્ય ઊપજ અને અને તેના મૂલ્યમાં અનુક્રમે ૧૧.૧% અને ૮૦.૮% જેટલો વધારો થયો હતો.

(૩) વ્યવસ્થિત ઉદ્યોગોનું ઉત્પાદન અને તેના મૂલ્યમાં અનુક્રમે ૯૦% અને ૭૭.૭% જેટલો વધારો ધારવામાં આવ્યો હતો.

(૪) અન્ય ઉદ્યોગોના ઉત્પાદન અને તેના મૂલ્યમાં અનુક્રમે ૫૦% અને ૬૦%નો વધારો થયો હતો.

કુલ રાષ્ટ્રીય આવક ૩૪૨૨.૯ કરોડ અને માથાદીઠ આવક ૧૧૪ રૂપિયા જેટલી ગણવામાં આવી હતી.

ક્ષેત્રફળ, ઊપજ અને પરિસ્થિતિ અવયવ વિષેની ઉપલબ્ધ માહિતીની મદદથી લગભગ ૯૦% ઉત્પાદનની ગણતરી કરવામાં આવી હતી. ન્યૂન-આગણન (under estimation) અને સરકારી આંકડાઓમાં ન સમાવાયેલ વિસ્તાર માટે યોગ્ય સુધારો કરવામાં આવ્યો હતો. મુખ્ય પાકના ખળા વખતના ભાવ અને ચા, કૉફી, રબર, ગળી, એરંડા વગેરેના જથ્થાબંધ ભાવ ગણવામાં આવ્યા હતા. ગૌણ પાકમાં મુશ્કેલી પડી હતી. પશુધનની ઊપજ (દૂધ, ઊન વગેરે)ના આંકડા અનુમાનિત હતા. મત્સ્યઉદ્યોગના આંકડા સરકારી પ્રકાશનમાંથી મેળવાયા હતા. મુખ્ય ખનીજની માહિતી માટે ૧૯૨૫-૨૯નાં આગણનોમાં ૧૦%નો ઘટાડો કરીને ૧૯૩૧-૩૨'ના આંકડા તૈયાર થયા હતા.

ઉદ્યોગોના ઉત્પાદનમાં અને હસ્તઉદ્યોગ માટે ત્રણે રીતને બદલે આવકની રીત વાપરવામાં આવી. મોટા ઉદ્યોગોમાં ઉત્પાદનના ૨૮%ની અને મજૂરોના ૧૩%ની જ માહિતી ૧૯૨૫-'૨૯માં મળી શકી હતી. વધુ માહિતી મેળવવા માટે મોકલવામાં આવેલ ૮૧૪૫ પત્રકોમાંથી કેવળ ૧૧૩ના જ જવાબ મળ્યા હતા! નાના ઉદ્યોગોની માહિતી અચોક્કસ હતી. દૈનિક, અઠવાડિક કે માસિક આંકડાઓને અનુક્રમે ૩૦૦, ૫૨ અને ૧૨ વડે ગુણીને વાર્ષિક આંકડાઓ મેળવવાની પદ્ધતિ ખોટી છે, કારણ કે આખા વર્ષ દરમિયાન એકસરખું વેતન મળે છે એમ ધારી લેવાય નહિ. ખેતીની ઊપજનો $\frac{1}{3}$ ભાગ અને ઉદ્યોગો, જંગલ અને ખનીજની ઊપજનો $\frac{2}{3}$ ભાગ વેપારમાં આવે છે, એમ માનીને તેનો ૧૦% લેખે નફો ગણવામાં આવ્યો હતો. ઘસારા અને અન્ય ખર્ચ અંગે ૧૦%નો ઘટાડો કરવામાં આવ્યો હતો.

૧૯૩૧-'૩૨માં આ વિભાગ માટે આવકની રીત વાપરવામાં આવી. કારખાનાના મજૂરોની સરેરાશ આવકને આધારે કુલ આવક શોધાઈ. ટ્રાન્સપૉર્ટની આવક માટે ૧૯૨૫-'૨૯માં રેલવેએ ચૂકવેલ પગારના આંકડા ઉપર આધાર રાખવામાં આવ્યો હતો. વ્યાજ અવગણવામાં આવ્યું. જળમાર્ગે ટ્રાન્સપૉર્ટ કુલ વેપારના ૫% જેટલો ગણવામાં આવ્યો. બળતણ, રિપેરિંગ અને ઘસારાખર્ચ અંગે ૨૫% ઘટાડવામાં આવ્યા હતા. જમીનમાર્ગે ટ્રાન્સપૉર્ટ ખેતીની ઉપજના ૨% અને ઉદ્યોગના ઉત્પાદનના ૬૬.૬% ગણીને જાળવણી અને ઘસારાખર્ચ માટે ૧૦% ઘટાડવામાં આવ્યા હતા. ૧૯૩૧-'૩૨માં '૩૧ની વસ્તીગણતરીમાંથી મળેલ ટ્રાન્સપૉર્ટમાં રોકાયેલ કેળવાયેલ અને બિનકેળવાયેલ કારીગરોની સંખ્યાને તેમના સરેરાશ વેતન વડે ગુણીને આવક મેળવવામાં આવી હતી.

ઘર અને અન્ય રહેઠાણના ભાડાની આવક અનુમાનિત હતી અને તે ઘરવેરાનાં સ્થાનિક પત્રકો ઉપરથી મેળવાઈ હતી. સરકારી નોકરીઓ અને ઘરકામ માટે ૧૯૨૫-'૨૯માં બજેટ ઉપર અને ૧૯૩૧માં સંસ્થાઓએ ચૂકવેલ વેતન અને પગારના આંકડાઓ ઉપર તથા તપાસનાં પરિણામો ઉપર આધાર રાખવો પડ્યો હતો.

ધંધાઓની આવક આવકવેરાનાં પત્રકોમાંથી મેળવાઈ. કરમુક્ત આવક કરપાત્ર આવકથી બગણી હતી એમ ધારવામાં આવ્યું. ૧૯૩૧માં દરેક ધંધાની સરેરાશ આવકની મદદથી ગણતરી કરવામાં આવી હતી. ઘરકામની આવક માટે ખાસ તપાસ કરી હતી. પરદેશોમાં મૂડીરોકાણનું વ્યાજ ગણવામાં ન આવ્યું. ડિવિડંડ ૨૫૦૦ લાખ પૌંડના ૮% જેટલું બાદ કરાયું. ૧૯૩૧માં ૩૯.૬ કરોડ રૂપિયા બાદ કરવામાં આવ્યા હતા.

ડૉ. રાવ પોતાના આંકડાઓની ચોકસાઈની બાબતમાં વધુ પડતા આશાવાદી હતા. તેમણે અનુમાનોમાં ±૬% જેટલી ભૂલ હોવાનું જણાવ્યું છે, પરંતુ ટ્રાન્સ-

તફાવત નથી. બંનેએ આવક અને ઉત્પાદનની ગણતરીની પદ્ધતિનો સંયુક્ત રીતે ઉપયોગ કર્યો હતો. ભારતના સમગ્ર અર્થતંત્ર માટે બેમાંથી એકાદ પદ્ધતિ જ સ્વતંત્ર પણે યોગ્ય નીવડે નહિ એમ બંને સમિતિનું માનવું હતું. પદ્ધતિનો આધાર ઉપલબ્ધ માહિતી ઉપર જ રહે છે.

બાઉલી સમિતિએ ઉત્પાદક ઉદ્યોગો માટે ઉત્પાદનની રીત અને નોકરી તથા અન્ય સેવાઓ માટે આવકની રીત સૂચવી હતી, જો કે મુખ્યત્વે ઉત્પાદનની ગણતરી ઉપર જ આધાર રાખી થોડા ભાગની વ્યક્તિગત આવક માટે જ આવકની રીત વાપરવાની હતી. રાષ્ટ્રીય આવક સમિતિએ વ્યાવસાયિક ગણતરી અને વર્ગીકરણ ઉપર જ આધાર રાખ્યો હતો. ઉદ્યોગો પ્રમાણે આર્થિકતાના વર્ગીકરણને આધારે NIC એ વસ્તીનું વ્યવસાય મુજબ વર્ગીકરણ કર્યું હતું. બાઉલી સમિતિએ આવું કોઈ જ વર્ગીકરણ સૂચવ્યું ન હતું, પરંતુ તેણે વસ્તીનું ગ્રામીણ અને શહેરી એવા બે ભાગોમાં વર્ગીકરણ કર્યું હતું. વિશાળ ભારતની રાષ્ટ્રીય આવકનાં બધાં જ પાસાંઓને સમજવા માટે બંને પ્રકારનાં વર્ગીકરણ જરૂરી મનાય છે, કારણ કે આ વર્ગીકરણની મદદથી જ રાષ્ટ્રીય આવકના વિભાગીય આંકડા મળી શકે છે. NIC એ દરેક વ્યવસાય અને ઉદ્યોગો માટે રાષ્ટ્રીય આવકનું અલગ અલગ આગણન તૈયાર કર્યું હતું, જ્યારે બાઉલી સમિતિએ શહેરી અને ગ્રામવિસ્તારના અર્થતંત્રનો યોગ્ય તપાસ દ્વારા તલસ્પર્શી અભ્યાસ કરીને જ આગણન મેળવવાનું સૂચન કર્યું હતું. વળી, પાવર વાપરતી ફેક્ટરીઓ, ખાણ અને અન્ય નાના ઉદ્યોગો માટે ઉત્પાદનની ગણતરી કરવાનું તથા શહેરી વિસ્તાર માટે વચગાળાની વસ્તીગણતરી કરવાનું સૂચન કર્યું હતું. NICને આવી કોઈ તપાસ કે ગણતરીની ભલામણ કરવાનું કે તેનું આયોજન કરવાનું જરૂરી લાગ્યું નહિ, કારણ કે આંકડાઓની પરિસ્થિતિ કંઈક અંશે સુધરી હતી અને આ પ્રકારની તપાસ કે ગણતરી પણ થતી હતી.

### ડૉ. રાવની પદ્ધતિ તથા NICની પદ્ધતિમાં તફાવત

વિસ્તૃત અર્થમાં જોતાં ડૉ. રાવ અને NICની પદ્ધતિમાં કોઈ ખાસ ફેર નથી. બંનેએ આવક અને ઉત્પાદનની રીત વાપરી હતી. પરિસ્થિતિના તફાવત અને માન્યતાઓના મતભેદને કારણે પદ્ધતિમાં નાના નાના તફાવતો જણાય છે. ડૉ. રાવે ઉદ્યોગોની આવક આવકની રીતે મેળવી, જ્યારે NIC એ ઉત્પાદનની રીતથી. હાલમાં મળી શકે છે તેવા ઉદ્યોગો વિષેના વિગતવાર અને ચોક્કસ આંકડાને અભાવે ડૉ. રાવને આવકની રીત વાપરવી પડી હતી. તેને અયોગ્ય કહી શકાય નહિ. ઉદ્યોગોની વાર્ષિક ગણતરી કે તેવી અન્ય તપાસ ડૉ. રાવના સમયમાં થતી ન હતી. NIC ઉદ્યોગોમાં થતી આવક, ભાવ અને ઉત્પાદનના વ્યવસ્થિત આંકડાઓ પ્રાપ્ત થવાથી ઉત્પાદનની રીત વાપરે તે સ્વાભાવિક છે.

કામ કરતા માણસોની કુલ સંખ્યાનું અનુમાન કરવામાં ડૉ. રાવે સ્વતંત્ર કામ કરનાર, કમાનાર આશ્રિત અને ગૌણ કામ કરનારનો સમાવેશ કરી તેમને અનુક્રમે ૧, ½ અને ⅓ જેટલો ભાર (weight) આપ્યો હતો. NICએ સ્વતંત્ર કામ કરનાર અને કમાનાર આશ્રિતનો જ સમાવેશ કર્યો. વળી, ડૉ. રાવે નક્કી કરેલ ભારનો સમિતિએ સ્વીકાર કર્યો નહિ. ભાર અચોક્કસ છે, ગમે તે રીતે નક્કી કરવામાં આવેલ છે અને તે નક્કી કરવા માટે કોઈ વ્યવસ્થિત પદ્ધતિ નથી એમ આ સમિતિનું માનવું છે.

વર્ગીકરણની બાબતમાં પણ કેટલાક તફાવતો જણાય છે: NICના વર્ગીકરણમાં ખેતીના વિભાગમાં પશુસંભાળ અને તેવી અન્ય પ્રવૃત્તિઓનો એક જ પેટા વિભાગ હતો, જ્યારે ડૉ. રાવે ખેતી અને પશુધનને અલગ વર્ગોમાં મૂક્યાં હતાં. NICએ ખાણ, ઉત્પાદક ઉદ્યોગો અને હસ્તઉદ્યોગોને એક વિભાગમાં મૂકી પેટા વિભાગ પાડ્યા હતા. ડૉ. રાવે ખાણનો જુદો વર્ગ પાડી ઉત્પાદનની રીત વાપરી હતી અને ઉદ્યોગો તથા હસ્તઉદ્યોગો માટે આવકની રીત વાપરી હતી. યોગ્ય આંકડાઓની ગેરહાજરીમાં ડૉ. રાવની આ રીત યોગ્ય ગણી શકાય. NICનું વર્ગીકરણ, વિભાગો અને પેટાવિભાગો વ્યાપક છે. આથી રાષ્ટ્રીય આવકને વિભાગોવાર વહેંચવાનું સરળ બને છે. પદ્ધતિને સરખાવતાં પહેલાં કે તફાવત તપાસતાં પહેલાં ડૉ. રાવની પરિસ્થિતિ લક્ષમાં રાખવી જોઈએ. ડૉ. રાવનો પ્રયાસ વ્યક્તિગત પ્રયાસ હતો. નાણાકીય સાધનો તથા અન્ય સગવડો અને સરકારની મદદ ડૉ. રાવને જરાપણ મળી ન હતી. વળી, તેમના સમયના આંકડાઓ અચોક્કસ અને અધૂરા હતા. ટૂંકમાં,

ડૉ. રાવના વ્યક્તિગત પ્રયત્નનું મૂલ્ય NIC ના પ્રયત્નો કરતાં કોઈ રીતે ઓછું આંકી શકાય એમ નથી.

## ભારતમાં કેટલીક મુશ્કેલીઓ

દેશના સમગ્ર અર્થતંત્રને અનેક દૃષ્ટિએ તપાસવાનું હોવાથી રાષ્ટ્રીય આવકના આગણનમાં ઘણી મુશ્કેલીઓ પડે છે. ભારતના વિશિષ્ટ પ્રકારના અર્થતંત્રને કારણે તથા રેઢિયાળ આંકડાશાસ્ત્રીય તંત્રને લીધે મુશ્કેલીઓનું પ્રમાણ વધી જાય છે. ૧૯૪૯માં NICએ આ અંગે સરકારનું ધ્યાન દોર્યું હતું.

મુખ્ય મુશ્કેલીઓ નીચે પ્રમાણે છે:—

### [૧] યોગ્ય મૂલ્યાંકનમાં મુશ્કેલી

NICને ઊપજનું મૂલ્ય નક્કી કરવામાં ઘણી મુશ્કેલી પડી હતી. ભારતમાં ગ્રામવિસ્તારોમાં સામાન્ય રીતે બદલાની પદ્ધતિ અથવા સાટાની પ્રથા વધુ પ્રચલિત છે. ઉત્પાદનનો સારો એવો જથ્થો બજારમાં આવતો નથી. તે કાં તો ઉત્પાદકો દ્વારા જ વપરાઈ જાય છે અથવા તો અન્ય વસ્તુઓ મેળવવામાં તે બદલાની પદ્ધતિથી ખર્ચાઈ જાય છે. આથી ઉત્પાદનનું સાચું નાણાકીય મૂલ્ય મેળવી શકાતું નથી. સાટામાં ન વપરાતા માલનું મૂલ્ય નક્કી કરવા માટે કોઈ સૂત્ર નથી. સાટાના અર્થતંત્ર અને નાણાકીય અર્થતંત્રને અલગ પાડીને જ માહિતી મેળવવી જોઈએ, જેથી સાચું મૂલ્યાંકન થઈ શકે. વળી, નાણાકીય વિભાગોમાં પણ ઉત્પાદનના આંકડા મળતા નથી. વસ્તુઓનું ઉત્પાદન, તેનો જથ્થો તથા મૂલ્યની માહિતી સીધેસીધી મેળવી શકાતી નથી, ખર્ચના આંકડાઓની પણ નોંધ રખાતી નથી. અભણ લોકો ઉત્પાદકો અને ગ્રાહકો તરીકે કોઈ પણ આર્થિક બાબતની નોંધ રાખતા નથી. ઊપજનું કુલ મૂલ્ય અને ચોખ્ખું મૂલ્ય નક્કી કરવા માટે અનુમાનિત કે અચોક્કસ આંકડાઓ સ્વીકારવા પડે છે. ભારતીય અર્થતંત્રના અગત્યના પાસા સમાન ગૃહઉદ્યોગોની માહિતી પણ અચોક્કસ હોવાથી મૂલ્યાંકનની મુશ્કેલી વધે છે.

### [૨] આર્થિક પ્રવૃત્તિઓના વિભાગીકરણમાં મુશ્કેલી

ભારતીય અર્થતંત્રમાં NICને આ મોટી મુશ્કેલી લાગી હતી. આર્થિક પ્રવૃત્તિઓનો ઘણો મોટો ભાગ ગૃહઉદ્યોગોનો બનેલો છે અને તેમાં અનેક પ્રકારના ધંધાઓ આવે છે; પરિણામે, ગ્રામ્યવિસ્તારોમાં એકની એક જ વ્યક્તિ ખેડૂત, મજૂર, સુથાર, કુંભાર કે તેવું ગમે તે કામ કરે છે. કામવિનાની મોસમમાં તે નજીકના શહેરમાં જઈ ઘરકામ કરનાર નોકર, ઔદ્યોગિક મજૂર, ફેરિયા કે રિક્ષા ખેંચનાર તરીકે કામ કરે છે. એક જ વ્યક્તિની અનેકવિધ પ્રવૃત્તિઓને કારણે આર્થિક પ્રવૃત્તિઓનું વિભાગીકરણ કરવાનું સરળ નથી આથી વ્યાવસાયિક વર્ગીકરણ મેળવી શકાતું નથી અને જો તે મળે છે તો તે ખોટું હોય છે.

### [૩] યોગ્ય અને ચોક્કસ માહિતીનો અભાવ

ભારતના અવ્યવસ્થિત અને અસંકલિત આંકડાશાસ્ત્રીય તંત્રને કારણે અર્થતંત્રના ઘણાં અગત્યનાં પાસાંઓના આંકડા મળી શકતા નથી, અને જે મળી શકે છે તે ચોક્કસ નથી. ખેતીનાં ક્ષેત્રમાં ભાવ અને ખર્ચના આંકડા અધૂરા છે. કારખાનાના આંકડા મુખ્ય મથકો માટે જ મળે છે. સરકારી પ્રવૃત્તિઓના આંકડાઓનું આર્થિક વર્ગીકરણ કરી શકાતું નથી. ૧૯૪૨ અને '૫૩નો કાયદો પસાર થતા પહેલાં ઉદ્યોગોમાટે પણ ઉત્પાદન અને ભાવના આંકડા મળતા ન હતા. અત્યારે પણ આવક, મૂડીરોકાણ, વપરાશ–ખર્ચ, જકાત, આયાત–નિકાસ અને ગૃહઉદ્યોગોના આંકડા મળતા નથી. આ પરિસ્થિતિ સુધરે નહિ ત્યાં સુધી રાષ્ટ્રીય આવકના ચોક્કસ આગણનો મળી શકે નહિ. ૧૯૪૮ પછી કંઈક સુધારો થયો છે અને સરકાર પણ આ દિશામાં પ્રયત્નો કરે છે. ૧૯૫૩નો Collection of Statistics Act અર્થતંત્રની માહિતી મેળવવાનું કામ સરળ બનાવે છે. ઉત્પાદન અને આવકના આંકડા વધુ ચોક્કસ બન્યા છે. છતાં હજી સુધારાને અવકાશ છે.

### [૪] લોકોની ઉદાસીન વૃત્તિ

લોકો ચોક્કસ આંકડાની જરૂરિયાત સમજતા નથી, જાગ્રત અને જવાબદાર નથી. સરકારની બધી જ પ્રવૃત્તિઓમાં રસ લેવાને બદલે તેની ઉપેક્ષા કરે છે અને સહકાર આપતા નથી. નિરક્ષરતાને આ માટે જવાબદાર ગણી શકાય. આ ઉદાસીન વૃત્તિની અસર આંકડાઓની ગુણવત્તા ઉપર પડે છે.

આ બધી મુશ્કેલીઓ હોવા છતાં NIC આગણન કરવાના પ્રયત્નો કરે છે. ૧૯૫૪થી આગણનનું આ કામ

National Income Unitને સોંપવામાં આવ્યું છે.

**કેટલાંક સૂચનો**

રાષ્ટ્રીય આવકનું આગણુન ચોક્કસ બનાવવા તેમજ તેને માટેના જરૂરી આંકડાઓની ગુણવત્તા સુધારવા NICએ નીચેની ભલામણો કરી હતી:–

(૧) ખેતીના ક્ષેત્રમાં માહિતી ન આપતા વિસ્તારોમાં માહિતી આપતી સંસ્થા ઊભી કરવી જોઈએ અને વર્ષમાં એક ગામના ક્ષેત્રફળનો પાંચમો ભાગ આવરી લેવાય એવી વ્યવસ્થા થવી જોઈએ.

(૨) વેતન અને રોજગારી માટે લેબરબ્યૂરોની મદદ લેવી જોઈએ; અને જે વિભાગો માટે આ પ્રકારના આંકડા ન મળતા હોય, તે મેળવવા જોઈએ.

(૩) વેચાણવેરાના આંકડાઓની નોંધમાં એકરૂપતા લાવવા કેન્દ્ર સરકારે અને રાજ્ય સરકારે પ્રયત્ન કરવા જોઈએ.

(૪) ખેતી, પશુધન, વેપાર, ટ્રાન્સપૉર્ટ, નાના ઉદ્યોગો વગેરેના આંકડાઓ મેળવવા માટે નાના પાયા ઉપર તપાસનું આયોજન કરી તેનો અભ્યાસ કરવો જોઈએ. આ માટે સંશોધન કરતી સંસ્થાઓ અને યુનિવર્સિટીઓ મદદરૂપ થઈ શકે. નાના ઉદ્યોગો માટે સરકારે તપાસ કરવી જોઇએ.

(૫) યુ. કે. ના રાષ્ટ્રીય આવકના શ્વેતપત્ર જેવો જ શ્વેતપત્ર NIUએ પ્રસિદ્ધ કરવો જોઈએ.

(૬) વર્તમાન કાર્યનું નિરીક્ષણ કરવા અને સરકારને સલાહ આપવા એક સલાહકાર સમિતિ રચવી જોઇએ.

(૭) વિભાગવાર આંકડા મેળવવાને બદલે સમગ્ર અર્થતંત્ર માટે આંકડાઓ મેળવવા જોઇએ. વાર્ષિક કે પંચવાર્ષિક પૂર્ણ ગણતરી દ્વારા આંકડા મેળવવા જોઇએ.

(૮) માહિતી આપનાર સંસ્થાને મહેસૂલી વિભાગ સાથે જોડી માહિતી ન મળી શકતી હોય તે વિસ્તારો માટે મોજણી કરી નકશાઓ તૈયાર કરવા જોઈએ.

(૯) ખેતીની ઊપજ પાક-કાપણી તપાસ દ્વારા જ મેળવવી જોઈએ. બાગ-બગીચાની ઊપજ માટે ખાસ પદ્ધતિ વાપરવી જોઈએ.

(૧૦) ખેતીના ભાવ વ્યવસ્થિત રીતે અને ઝડપથી મેળવવા જોઇએ. ગામડાંના કે ઉત્પાદકના ભાવને બદલે વેપારી ભાવ મેળવવાની વ્યવસ્થા કરવી જોઇએ.

(૧૧) અર્થતંત્રના એક જ વિભાગ માટે આવક અને ઉત્પાદનની રીત સ્વતંત્ર રીતે વાપરીને જુદા-જુદા આંકડા મેળવવા જોઈએ, જેથી ચકાસણી થઈ શકે.

(૧૨) વેતન અને પગારના આંકડામાં પ્રોવિડન્ટ ફંડ, પેન્શન અને અન્ય રોકડ કે બિનરોકડ લાભનો સમાવેશ કરવો જોઈએ. ખેત-મજૂરો, ઘરકામ કરનાર વગેરે માટે ખાસ તપાસ થવી જોઇએ. જો આંકડાઓ સંકલિત હોય તો જ વ્યાવસાયિક વર્ગીકરણને સુધારવાનું શક્ય બને.

(૧૩) વ્યક્તિગત કે ખાનગી આવક, ઘરભાડાં, વ્યાજ વગેરે માટે અલગ તપાસ થવી જોઇએ.

(૧૪) આવકવેરાના આંકડા મેળવવાની પદ્ધતિમાં સુધારો કરવો જોઇએ.

(૧૫) NIC અને NSS વચ્ચે સંપૂર્ણ સહકાર હોવો જોઇએ. NSSએ વપરાશખર્ચ અને મૂડીનિર્માણ અંગે ગ્રામવસ્તીની તપાસ કરવી જોઇએ. NICને જરૂરી આંકડાનું પૃથક્કરણ પણ NSS જ કરે, એવું સૂચન કરવામાં આવ્યું હતું. Research Programme Committee અને ISI ના નિષ્ણાતોએ આ કામમાં મદદ કરવી જોઇએ. હાલમાં NIU ને CSOના એક ભાગ તરીકે કાયમી સ્વરૂપ આપી, તેને રાષ્ટ્રીય આવકના આગણનનું કામ સોંપાયું છે.

આ બધી ભલામણોને કારણે પરિસ્થિતિ કંઈક અંશે સુધરી છે. માહિતી આપતો વિસ્તાર ખેતીની બાબતમાં ૭૨ કરોડ એકર જેટલો થયો છે. સમિતિની ભલામણોને આધારે રાજ્યોએ બજારોનું વર્ગીકરણ કરી વસ્તુઓના ભાવના આંકડા મેળવતું વ્યવસ્થિત તંત્ર શરૂ કર્યું છે. આ બધા ઉપરથી જોઈ શકાય છે, કે રાષ્ટ્રીય આવકનાં આગણનોમાં સુધારો થવાની પૂરી શક્યતા છે.

## રાષ્ટ્રીય આવક (ચાલુ ભાવે, અબજ રૂપિયામાં)

| વિભાગ | '૫૧-'૫૨ | '૫૨-'૫૩ | '૫૩-'૫૪ | '૫૪-'૫૫ | '૫૫-'૫૬ | '૫૬-'૫૭ |
|---|---|---|---|---|---|---|
| ખેતી | ૫૦·૨ | ૪૮·૧ | ૫૩·૧ | ૪૩·૫ | ૪૫·૩ | ૫૬·૯ |
| ખનિજ, ઉદ્યોગો અને હસ્તઉદ્યોગો | ૧૬·૮ | ૧૭·૦ | ૧૭·૭ | ૧૮·૦ | ૧૮·૫ | ૧૯·૭ |
| વેપાર, ટ્રાન્સપૉર્ટ | ૧૭·૯ | ૧૭·૮ | ૧૮·૦ | ૧૮·૧ | ૧૮·૮ | ૧૯·૩ |
| અન્ય સેવાઓ | ૧૫·૦ | ૧૫·૪ | ૧૬·૦ | ૧૬·૫ | ૧૭·૩ | ૧૮·૧ |
| વિદેશમાંથી આવક | −૦·૨ | −૦·૧ | ૦·૦ | ૦·૦ | ૦·૦ | ૦·૧ |
| કુલ રાષ્ટ્રીય આવક | ૯૯·૭ | ૯૮·૨ | ૧૦૪·૮ | ૯૬·૧ | ૯૯·૦ | ૧૧૪·૧ |
| માથાદીઠ રાષ્ટ્રીય આવક | ૨૭૪·૫ | ૨૬૭·૫ | ૨૮૦·૭ | અપ્રાપ્ય | ૨૬૦·૮ | ૨૯૪·૩ |

**નોંધ:** વધુ વિગતવાર અને તાજા આંકડા 'Reserve Bank of India Bulletin' જેવા કોઈપણ પ્રકાશનમાંથી મેળવી શકાશે.

*

# વ્યાકરણની વકીલાત [A Case for Grammar]


કુમુદચંદ્ર જી. શાહ

[અંગ્રેજીના અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]


'શું જાણે વ્યાકરણી, વસ્તુને શું જાણે વ્યાકરણી!'–દયારામ

'ભાષાને શું વળગે ભૂર, જે રણમાં જીતે તે શૂર!'–અખો

સારી ભાષા હંમેશ સ્પષ્ટ વિચારસરણી પર આધાર રાખે છે. સારા લેખક પોતાને જે કહેવું હોય તે બરાબર જાણતા હોય છે અને પોતાના વિચારો ઉત્તમ રીતે દર્શાવવા અચૂક રીતે યોગ્ય શબ્દો પસંદ કરે છે. તે જ પ્રમાણે, સારા અને સફળ વક્તાઓ પણ શબ્દના શિસ્તપાલન કે બંધન વગર પોતાના વિચારોને અનુરૂપ શબ્દો વાપરે છે.

ગાંધીજીએ પોતાની આત્મકથામાં સદ્‌ગત નારાયણ હેમચંદ્ર વિષે જે વર્ણન કર્યું છે તેમાંથી ફલિત થાય છે કે દેશ-પરદેશમાં ફરનાર નારાયણ હેમચંદ્રને વ્યાકરણની જરૂર લાગેલી નહિ. નારાયણ હેમચંદ્રે હિંદી, બંગાળી, મરાઠી, અંગ્રેજી, જર્મન વગેરે ભાષાઓમાંથી સુંદર ગ્રંથોના ભાવાનુવાદ કરેલા. તેઓ કહેતા કે મારે તો ફક્ત શબ્દ-રચનાની આવશ્યકતા છે. તેઓ 'ઘોડા' ને ક્રિયાપદ કહેતા અને 'દોડવું' શબ્દને નામ કહેતા. તેઓ કહેતા, કે 'મારે મારા વિચાર પ્રગટ કરવામાં કદી વ્યાકરણની જરૂર પડી નથી.'

અંગ્રેજી સાહિત્યમાં લૉર્ડ ચેસ્ટરફીલ્ડના વક્તા વિષેના વિચારો સમજવા જેવા છે. તેમણે એમ કહ્યું છે કે સામાન્ય માણસોને કાન હોય છે, પણ અક્કલ હોતી નથી. (The vulgar have ears but no common-sense.) અને તેથી તેમને ભાષણમાં અમુક સારી રચનાવાળાં, સ્મરણીય સંગીતમય વાક્યો આપવામાં આવે તો તેઓ તેવા વક્તાને વખાણે છે. એનો અર્થ એમ થઈ શકે કે તેમનામાં વિવેકશક્તિ ન હોવાને લીધે વ્યાકરણદોષ હોય તો તેની દરકાર કરે નહિ.

ઉપરનાં વાક્યો અને વિચારો ખ્યાલમાં લેતાં કોઈ ભાષાનો વિદ્યાર્થી મૂંઝવણમાં પડે. તેને એમ પ્રશ્ન થાય કે જો લેખક–વિચારક–વિવેચક–વક્તાને વ્યાકરણ વગર ચાલે તો 'મારે વ્યાકરણ શીખવું શા માટે?'

વ્યાકરણના અભ્યાસ વિરુદ્ધ જાતજાતની દલીલો કરવામાં આવે છે. એક દલીલ એમ છે કે વ્યાકરણ ભાષાનો માલિક નથી, પણ દાસ છે. (Grammar is the servant, not the master of the langu-

age.) વ્યાકરણના નિયમો રૂઢિને વશ છે, તર્કને વશ નથી. ભાષાના વિકાસ માટે પણ પ્રણાલિકાનો ફાળો વ્યાકરણના નિયમો કરતાં મહત્ત્વનો છે. એમાં સામાન્ય બુદ્ધિ (commonsense) કાંઈ ભાગ ભજવતી નથી. શબ્દનો ભંડોળ, શબ્દની જોડણી તથા ઉચ્ચાર વગેરે સામાન્ય વક્તાઓ તથા લેખકોને આભારી છે, નહિ કે પંડિતો કે શુદ્ધિના પૂજારીઓને. ટૂંકમાં, સામાન્ય મનુષ્યો સંસ્કારી ભાષાના ઘડવૈયા છે.

વળી, એમ દલીલ કરવામાં આવે છે કે સારું વ્યાકરણ જાણનાર સારું લેખન કરી શકે છે એમ કહી શકાય નહિ. અંગ્રેજી ભાષાની વાત કરીએ તો ઇંગ્લેંડના મહાન નાટ્યકાર શેક્સપિયરના મૃત્યુનાં લગભગ વીસ વર્ષ સુધી અંગ્રેજી વ્યાકરણ ગ્રંથસ્થ થયું ન હતું. તેમના સમયમાં વ્યાકરણનું કોઈ સારું પાઠ્યપુસ્તક ન હતું. વળી, તેને લૅટિન ભાષાનું થોડું અને ગ્રીક ભાષાનું તો તેનાથી થોડું જ્ઞાન હતું. (Shakespeare knew little Latin and less Greek.) છતાં પણ તેમણે દુનિયાના સાહિત્યમાં અનુપમ નાટકોનો ફાળો આપ્યો છે. આ બતાવે છે કે પ્રખર બુદ્ધિશાળી માણસો હમેશાં પોતપોતાના ભાષાનિયમો બનાવી લે છે (Genius is a law unto himself.)

આ અને આવી દલીલો સત્ય હોય છતાં પણ એટલું તો તરત જ કબૂલ કરવું પડશે કે સુલેખન કે સુવક્તવ્ય, સ્પષ્ટ વિચારસરણી ઉપર મોટો આધાર રાખે છે. સારો લેખક પોતાને શું કહેવું છે તે જાણે છે અને ઉત્તમ રીતે ભૂલ કર્યા વગર કહેવાની રીત પસંદ કરી લે છે. આમ કરવા માટે તેને શબ્દનું મૂળભૂત જ્ઞાન આવશ્યક છે. અલબત્ત, વ્યાકરણના નિયમોના જ્ઞાનથી સાહિત્યની મહાન કૃતિઓનું સર્જન થાય છે એમ ન કહી શકાય. પરંતુ તેનું જ્ઞાન વિચારને સ્પષ્ટ રીતે રજૂ કરવામાં, તેનું યોગ્ય નિરૂપણ કરવામાં ઘણી કિંમતી મદદ કરી શકે તેમ છે તે હકિકત નિર્વિવાદ છે.

દરેક શાસ્ત્રની માફક વ્યાકરણ પણ વિજ્ઞાન છે અને કળા છે (Grammar is an Art as well as a Science.) અલબત્ત, વ્યાકરણ એ પ્રથમ વિજ્ઞાન છે અને પછી કળા છે. એક ગુજરાતી વ્યાલેખન (વ્યાકરણ અને લેખન)ના પુસ્તકમાં આનું સુંદર વર્ણન નીચે પ્રમાણે કરવામાં આવ્યું છે:

ગુજરાતી ભાષામાં "પદનું અર્થાત્ પદચ્છેદનું જ્ઞાન એ વ્યાકરણવિજ્ઞાનની મૂળભૂમિકા છે. સમાસ, અલંકાર તથા છંદ એ ભૂમિકા ઉપર ઊગેલી, વિસ્તરેલી લીલોતરી છે. અને લેખન-સર્જન એ જ ભૂમિકામાંથી પોષણ પામીને વિકસેલી ભાષાની લીલી કુંજો છે. અહીં જ વ્યાકરણ વિજ્ઞાન મટીને કળા બને છે. ભાષાની આ હરિયાળી અને લીલી કુંજોમાં વિચરવું-વિહરવું કોને ન ગમે, અને શા માટે ન ગમે? જે પદનું વિજ્ઞાન હસ્તગત કરે છે તે ભાષાની નીલી કુંજોનો કુંજવિહારી બનવાનો અધિકાર પ્રાપ્ત કરે છે."

પોતાના વિચારો સુસ્પષ્ટ રીતે અને સુવાચ્ય રીતે રજૂ કરવાની જરૂર કોને નથી પડતી? કેટલાકને એમ લાગે કે સાહિત્યકારો (men of letters)ને કે વહીવટી જગ્યાઓમાં (administrative posts or white-collar jobs)ના કર્મચારીઓને ભાષાપ્રભુત્વની જરૂર પડે; પરંતુ આ વિચાર બરાબર નથી. કોઈપણ ક્ષેત્રમાં સફળતા માટે વિશાળ શબ્દભંડોળ અને તેની સુંદર અને સુશ્લિષ્ટ વપરાશ-મૌખિક અગર લેખિત-ઘણી જ અગત્યની છે અને તેની ખામી શોચનીય છતાં નિવારી શકાય તેવું સંકટ છે. આધુનિક જમાનામાં ફક્ત સાહિત્યપ્રેમી કે ભાષાના વિશારદને જ નહિ પરંતુ વૈજ્ઞાનિક, વિચારક, ઇજનેર, તત્વજ્ઞાની, તાંત્રિક (technician)-સામાજિક, રાજકીય કે ધાર્મિક કાર્યકર્તા-દરેકને શુદ્ધ ભાષાની અનિવાર્ય ઉપયોગિતા છે. હાલની સંસ્થાઓ અને ઔદ્યોગિક સંગઠનો એટલાં વિશાળ અને સંકુલ બનેલાં છે કે દરેક શારીરિક તેમજ માનસિક કાર્યકરને સફળતા માટે લેખનપ્રવૃત્તિ જરૂરી બને છે અને પોતાના ઉપરી અધિકારીને ખુલાસા કરવામાં કે હાથ નીચેના કાર્યકરને માર્ગદર્શન આપવામાં ભાષાદર્શન અગત્યનો ભાગ ભજવે છે.

કેટલાક વિદ્યાર્થીઓ વ્યાકરણનું નામ સાંભળતાં ભડકે છે અને માને છે કે વ્યાકરણનો વિષય અટપટો, શુષ્ક, નીરસ છે અને તે માટે માથાકૂટ કરવી નકામી છે. વ્યાકરણનું નામ કાને અથડાતાં જ તે કંટાળો અગર સૂગ અનુભવે છે. પરંતુ તેમણે એ વાત ધ્યાન રાખવી જોઈએ, કે જીવનમાં બધી વાત રસદાયક હોય એમ બનતું જ નથી. જીવનમાં સફળતા માટે ઘણાં શુષ્ક કાર્યો પણ કરવાં પડે છે અને જો શુષ્ક કાર્યોથી ધ્યેય સફળ થતું હોય તો તેને સ્વેચ્છાપૂર્વક અને નિશ્ચયપૂર્વક અમલી બનાવવું જોઈએ. ગુજરાતી

સાહિત્યમાં જેમ દ્રાક્ષારસપાક અને નાળિકેરપાક છે, તેમજ જીવનમાં પણ સહેલું તેમજ કઠણુ બન્ને પ્રકારનાં કાર્યોની સામે ઊભા રહેવાને કટિબદ્ધ થવું પડે છે. તેથી આપણી પોતાની ભાષાના વ્યાકરણનું જ્ઞાન જેટલું બને તેટલું વધારે મેળવવા પ્રયત્ન કરવો જોઈએ. માતૃભાષાના વ્યાકરણનાં મૂળતત્ત્વોને ન જાણનાર અંગ્રેજી જેવી પરદેશી ભાષાના સારા અને સફળ અભ્યાસની આશા કેવી રીતે રાખી શકે? લેખકને એમ લાગે છે કે શાળા તેમજ કૉલેજના ઘણા વિદ્યાર્થીઓના અંગ્રેજીના કાચા જ્ઞાનને માટે આપણી માતૃભાષાના વ્યાકરણનું અલ્પ જ્ઞાન જવાબદાર છે. તેથી દરેક સંસ્કારી અને કેળવણી પામેલ વ્યક્તિએ પોતાની ભાષા વ્યાકરણશુદ્ધ છે કે નહિ તે જાણવું જરૂરી છે.

વ્યાકરણનો અભ્યાસ ખરેખર શુષ્ક અને નીરસ છે? Is the study of Grammar really dull and uninteresting? આ પ્રશ્નના જવાબનો આધાર પઠન–પાઠન ઉપર છે. બેશક, વ્યાકરણ યોગ્ય રીતે શીખવા-શીખવવામાં આવે, તો વ્યાકરણનો અભ્યાસ રસિક અને રોમાંચક પણ બની શકે. માતૃભાષા હોય કે પરદેશી ભાષા હોય, પરંતુ વિદ્યાર્થીને જ્ઞાનની તમન્ના હોય અને પ્રોત્સાહન તથા માર્ગદર્શન મળે તેવું પુસ્તક અને તેવા શિક્ષક હોય, તેમજ વ્યાકરણની તાર્કિક અગર સૈદ્ધાંતિક (logical and theoretical) પરિભાષા ઉપર ઓછો ભાર મૂકી તેના વ્યાવહારિક અને આનુમાનિક (practical and inductive) પાસા ઉપર યોગ્ય ધ્યાન આપવામાં આવે તો વિષય રુચિકર અને મધુર બને તેમાં આશ્ચર્ય નથી. વ્યાકરણના અભ્યાસમાં વેઠ અને ગોખણપદ્ધતિ અજમાવવાને બદલે પ્રાયોગિક પદ્ધતિ (experimental or laboratory method) અજમાવવામાં આવે તો વ્યાકરણનો વિષય વિદ્યાર્થીઓને જરૂર આકર્ષી શકે અને તેમનામાં રસ પ્રેરી શકે. શબ્દોના મૂળ અર્થ, તેની ઉત્પત્તિ, યોગ્ય શબ્દોની યોગ્ય સ્થળે વપરાશ, વિચારોની યોગ્ય શબ્દો-શબ્દસમૂહો અગર વાક્યોમાં પસંદગીપૂર્વક ગોઠવણી—આ સુસંબદ્ધતા વિષયને ઘણો જ આકર્ષક અને આનંદજનક બનાવી શકે.

ગુજરાતી ભાષાનું વ્યાકરણ શીખવાથી આપણી માતૃભાષાનો ઇતિહાસ, ભાષાની ઉત્પત્તિ, પ્રાચીન તથા આધુનિક ભાષાનો શબ્દભંડોળ અને તેમાં થયેલા ક્રમિક ફેરફાર, રચના, વ્યુત્પત્તિ, તદુપરાંત વિવાદગ્રસ્ત અને ગૂંચવણભરેલા વિષય, જોડણી વગેરેનું જ્ઞાન મેળવી શકાય. વિવાદાસ્પદ મુદ્દાઓનું સર્વમાન્ય સમાધાન શોધી શકાય અને સામાન્ય વિદ્યાર્થી પણ સુસંગત રીતે વિચારની મૌખિક તેમજ લેખિત અભિવ્યક્તિ દર્શાવી શકે.

પોતાના વિચારો જેટલા બને તેટલા સ્પષ્ટ અને સંયમિત રીતે રજૂ કરવા એ દરેક લેખકની પોતાના વાચક તરફની એક ફરજ ગણાવી શકાય; અને આ અર્થમાં એમ કહી શકાય, કે સારું વ્યાકરણજ્ઞાન એટલે વક્તવ્ય અને લેખનની સારી રીતભાત. (Good Grammar may be defined as the good manners of Speech and Writing.)

ટૂંકમાં, વ્યાકરણના મુખ્ય તત્ત્વોને માનસિક વ્યાયામ તરીકે શીખવા–શીખવવાને બદલે તેને વ્યાવહારિક અને પ્રાયોગિક દૃષ્ટિએ શીખવા–શીખવવામાં આવે, તો વ્યાકરણનો અભ્યાસ સુગમ, સુગ્રાહ્ય, લોકપ્રિય અને લોકભોગ્ય થઈ શકે. અંતમાં, तेजस्विनावधीतमस्तु।

આપણું ભાષાજ્ઞાન તેજસ્વી બનો એટલું કહી વિરમીશ.

*

# ભારતમાં આંકડાશાસ્ત્ર [Indian Statistics]–૫

## રાષ્ટ્રીય નિદર્શ તપાસ (National Sample Survey)

ડી. એસ. સેવક
[આંકડાશાસ્ત્ર અને ગણિતશાસ્ત્રના અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

### પ્રારંભ

ભારતમાં મળતા જુદા જુદા સરકારી તેમજ બિન-સરકારી આંકડાઓને તપાસતાં એમ જણાય છે, કે આ આંકડા સંપૂર્ણ નથી. તેમાં રહેલી અનેક ખામીઓની વાત બાજુએ રાખીએ, તો પણ અમુક પ્રકારના આંકડાઓની ઊણપને કારણે માહિતીની દૃષ્ટિએ આંકડાઓમાં ગાબડાં

પડેલાં જણાય છે. ઘણી અગત્યની આર્થિક અને સામાજિક બાબતોનો અભ્યાસ કરતા આંકડા ઉપલબ્ધ નથી. લોક-જીવનનાં આર્થિક અને સામાજિક પાસાંઓની વિગતવાર તપાસ થતી નથી. વળી, આંકડાઓ અચોક્કસ છે. આ બધાં કારણોને લઇને ભારતના અર્થતંત્રના અભ્યાસમાં ઘણી જ અગવડ પડે છે.

૧૯૩૪માં આ બધી મુશ્કેલીઓનું નિવારણ કરવા માટે બાઉલીરોબર્ટસન સમિતિએ ભલામણો કરી હતી. રાષ્ટ્રીય આવકનું આગણન કરવા માટે ખૂટતા આંકડા તથા અન્ય આંકડાઓ મેળવવા માટે નિદર્શ તપાસનું આયોજન કરવાનું સૂચન આ સમિતિએ કર્યું હતું. સ્વાતંત્ર્ય મળ્યા બાદ જ્યારે આર્થિક નિયોજનની તૈયારીઓ થવા લાગી ત્યારે ભારત સરકારને તેમજ નિયોજન પંચને ચોક્કસ અને સંપૂર્ણ આંકડાઓની ખોટ ખૂબ જ સાલી. ૧૯૪૯માં આંકડાઓ મેળવવા તથા તેનું સંકલન કરવા માટે કેન્દ્રીય આંકડાશાસ્ત્રીય એકમની શરૂઆત થઈ. આ જ વર્ષમાં રચાયેલી રાષ્ટ્રીય આવક સમિતિએ આંકડાઓની અને તે મેળવવાની પદ્ધતિઓમાં રહેલી ખામીઓ દર્શાવી. અન્ય સરકારી સમિતિએ પણ આંકડાઓની ખોટ અને અચોકસાઈ અંગે સરકારનું ધ્યાન દોર્યું. પરિણામે, વડાપ્રધાન પંડિત જવાહરલાલે જરૂરી માહિતી મેળવવા માટે આખા દેશને આવરી લે તેવી તપાસ થાય એ પ્રકારની ઇચ્છા વ્યક્ત કરી. પ્રોફે૦ પી. સી. મહલનવીશે રાષ્ટ્રીય નિદર્શ તપાસના આયોજનની સમજૂતી આપતો એક રિપોર્ટ તૈયાર કર્યો અને એ રિપોર્ટને આધારે NSSનું તંત્ર અસ્તિત્વમાં આવ્યું. નાણાં ખાતાના આર્થિક બાબતો-ના વિભાગમાં ૧૯૫૦માં શરૂ થયેલ આ તંત્રનું મુખ્ય કામ લોકોના આર્થિક અને સામાજિક જીવનને લગતી માહિતી નિદર્શ તપાસનું આયોજન કરીને મેળવવાનું છે. રાષ્ટ્રીય આવક સમિતિ પણ આ પ્રકારની નિદર્શ તપાસ કરવાના મતની છે.

## નિદર્શ તપાસનું મહત્ત્વ

કોઈ પણ પ્રશ્નનો અભ્યાસ કરવા માટેની જરૂરી માહિતી બે રીતે મેળવી શકાય : (૧) સંપૂર્ણ ગણતરીની પદ્ધતિ (complete enumeration) અથવા (૨) નિદર્શ તપાસની પદ્ધતિ (sample survey).

પ્રથમ પદ્ધતિમાં સમગ્ર અથવા સમષ્ટિ (population)માં આવતી દરેકે દરેક વ્યક્તિની તપાસ કરવામાં આવે છે. આ પ્રકારની ગણતરીમાં સમય, નાણાં અને શ્રમનો સારો એવો વ્યય થાય તે સમજી શકાય એમ છે. ખૂબ જ મર્યાદિત સાધનોની મદદથી તાત્કાલિક માહિતી મેળવવી હોય તો આ પદ્ધતિ નકામી નીવડે છે. વળી, માહિતીના ખૂબ જ મોટા જથ્થા સાથે કામ કરવાનું હોવાથી ભૂલનું પ્રમાણ પણ વધવાની શક્યતા રહે છે. વસ્તીગણતરી જેવી વ્યાપક સરકારી તપાસમાં જ વિગતવાર માહિતી મેળવવા માટે આ પદ્ધતિનો ઉપયોગ થાય છે.

બીજી પદ્ધતિમાં સમષ્ટિના બધા જ ગુણધર્મો ધરાવતો હોય તેવો પ્રતિનિધિરૂપ નમૂનો અથવા નિદર્શ પસંદ કરવામાં આવે છે. આ નમૂનાને તપાસી તેના ગુણધર્મોને આધારે સમષ્ટિના ગુણધર્મોનું અનુમાન કરવામાં આવે છે. આ પ્રકારનું અનુમાન કરવામાં તર્કશાસ્ત્રની વ્યાપ્તિ પદ્ધતિ (Inductive Method)નો ઉપયોગ કરવામાં આવે છે. આ પદ્ધતિમાં ખર્ચ, સમય અને શ્રમનો બચાવ થાય છે અને માહિતીના ખૂબ જ નાના જથ્થા સાથે કામ કરવાનું હોવાથી ભૂલ થવાનું પ્રમાણ ઓછું રહે છે. વળી, ચોકસાઈનું પ્રમાણ કેટલું હશે તે પણ અગાઉથી નક્કી કરી શકાય છે. આ પદ્ધતિમાં પરિણામોની ચોકસાઇ નમૂનો પસંદ કરવાની રીત ઉપર આધાર રાખે છે. આથી જો યોગ્ય પ્રતિનિધિરૂપ નમૂનો લેવામાં ન આવે તો ખોટાં અને ગેરરસ્તે દોરનારાં પરિણામો મળે છે. નમૂનાની આ પદ્ધતિથી આપણે પરિચિત છીએ. થોડાક ઘઉંને તપાસીને ઘઉંના આખા કોથળાની ગુણવત્તા નક્કી કરવામાં કે લોહીનાં થોડાંક ટીપાં તપાસીને તે ઉપરથી આખા શરીરના લોહી વિષે અનુમાન કરવામાં આ પદ્ધતિ જ વપરાયેલી છે.

પ્રતિનિધિરૂપ નમૂનો મેળવવા માટે આંકડાશાસ્ત્ર યદૃચ્છ નિદર્શ (random sample) સૂચવે છે. આ પ્રકારનો નમૂનો પસંદ કરતી વખતે સમષ્ટિના કોઈપણ સભ્યને પસંદ થવાની વધુ તક આપવામાં આવતી નથી કે પક્ષપાત બતાવવામાં આવતો નથી. પ્રત્યેક સભ્યને પસંદ થવાની સમાન તક હોય છે. સમષ્ટિના બધા જ સભ્યોને ક્રમ-નંબર આપી તેમાંથી ગમે તે ૨૦ કે ૨૫ નંબરોને લેવામાં આવે તો આ ૨૦ કે ૨૫ નંબરવાળા સભ્યોનો સમૂહ યદૃચ્છ નિદર્શ આપશે. યદૃચ્છ નિદર્શની પસંદગી માટે

ટીપેટનાં યદચ્છ સંખ્યાઓનાં કોષ્ટકોનો ઉપયોગ કરવામાં આવે છે. પક્ષપાતનું વલણ આ પ્રકારની પસંદગીમાંથી દૂર થયેલ હોવાથી આ પ્રકારના નમૂનાને સમષ્ટિના પ્રતિનિધિરૂપ ગણવામાં આવે છે.

હાલમાં, મોટા ભાગની તપાસ આંકડાશાસ્ત્રની આ વિશિષ્ટ પદ્ધતિની મદદથી જ કરવામાં આવે છે. વસ્તી-ગણતરી જેવી સંપૂર્ણ ગણતરીનાં પરિણામો પણ આ પદ્ધતિ દ્વારા જ ચકાસવામાં આવે છે! ભારત જેવા વિશાળ અને વૈવિધ્યપૂર્ણ દેશ માટે સંપૂર્ણ ગણતરી દ્વારા પરિણામો મેળવતાં કેટલી મુશ્કેલીઓ પડે, તેની કલ્પના કરી શકાય એમ છે. આથી NSSનું તંત્ર નિદર્શ પદ્ધતિ દ્વારા સામાજિક અને આર્થિક માહિતી મેળવવાનો પ્રયત્ન કરે છે.

## NSSની કાર્યપદ્ધતિ

યદચ્છ નિદર્શ તપાસનું આયોજન કરવા માટે સૌ પ્રથમ યદચ્છ નિદર્શનની પદ્ધતિથી ગામડાંઓ પસંદ કરવામાં આવ્યાં. કેટલાક વિસ્તારોમાં ગામડાંઓના અને જિલ્લાના નકશાઓ મળી શકતા ન હતા. આથી ગામડાંઓના નામની યાદી ક્ષેત્રફળ અને વસ્તીના આંકડાઓ સાથે બનાવવાનું નક્કી કરવામાં આવ્યું. કેટલાક વિસ્તારોમાં આ માહિતી પણ ઉપલબ્ધ ન હતી. પ્રદેશોની પસંદગી યદચ્છ રીતે અને ગામડાંઓની પસંદગી અમુક નિશ્ચિત ધોરણો પ્રમાણે થઈ હતી. આખા દેશને ૨૫૦ ભૌગોલિક વિભાગોમાં વહેંચવામાં આવ્યો હતો અને આ વિભાગોમાંથી યદચ્છ રીતે ૧૦૦૦ ગામ પસંદ કરવામાં આવ્યાં હતાં. અનુભવ અને જ્ઞાનમાં વધારો થતાં ગામડાંઓ પસંદ કરવાની પદ્ધતિમાં વખતો વખત ફેરફાર કરવામાં આવે છે. તપાસના પ્રથમ ત્રણ રાઉન્ડમાં ગામોની પસંદગી સીધેસીધી વિભાગોમાંથી જ થતી, જ્યારે ત્યાર પછીના રાઉન્ડમાં સૌ પ્રથમ દરેક વિભાગમાંથી યદચ્છ રીતે બે તાલુકા પસંદ કરીને તે દરેક તાલુકામાંથી બબ્બે ગામ લેવામાં આવ્યાં હતાં. ગામડાંઓની પસંદગી બાદ વિગતવાર તપાસ માટે દરેક ગામમાંથી યદચ્છ રીતે અમુક કુટુંબો પસંદ કરવામાં આવ્યાં હતાં. જમીન ઉપયોગની તપાસ માટે ખેતરો પણ આ રીતે જ પસંદ કરાયાં હતાં. ત્રીજા રાઉન્ડની તપાસના ક્ષેત્રને શહેરી વિસ્તારો માટે વિસ્તૃત કરવામાં આવ્યું હતું.

જ્યારે NSSના કાર્યનો આરંભ થયો ત્યારે દેશમાં ISI અને ગોખલે ઇન્સ્ટિટ્યૂટ ઑફ પૉલિટિક્સ ઍન્ડ ઇકૉનૉમિક્સ, પૂના નામની બે સંસ્થાઓ આ પ્રકારની તપાસના કામમાં નિષ્ણાત ગણાતી હતી. પ્રો. મહલનવીશે આ તપાસની યોજના તૈયાર કરી હતી, જ્યારે તપાસની રચના (Design) નું કામ ISI અને ગોખલે ઇન્સ્ટિટ્યૂટે કર્યું હતું. તપાસની વ્યવસ્થા, પત્રકો કે પ્રશ્નાવલિઓ ઘડવાનું કામ તથા ખર્ચનું આગણન ISIના અધિકારીઓએ કર્યું હતું. તપાસમાં માહિતી મેળવવાનું કામ (field work) આર્થિક બાબતોના વિભાગને સોંપવામાં આવ્યું હતું. મુખ્ય ડિરેક્ટરથી માંડીને પ્રગણકો સુધીના માણસોની નિમણૂક રાજ્ય સરકારોની મદદ લઈ કરવામાં આવી. અધિકારીઓને ત્રણ અઠવાડિયાંની તાલીમ આપવામાં આવી. આ અધિકારીઓએ પ્રગણકોને માહિતી મેળવવાની બાબતમાં તૈયાર કર્યા. સંપૂર્ણ વિગતો આપતી એક પુસ્તિકા પણ તૈયાર કરવામાં આવી હતી.

વ્યક્તિગત મુલાકાતની પદ્ધતિથી પત્રકોને આધારે પ્રગણકો માહિતી મેળવે છે. જરૂરી વિગતો મેળવવા માટે અને જવાબોની સચ્ચાઈ તથા ચોકસાઈ તપાસવા માટે પ્રગણકો જુદા જુદા પ્રશ્નો પૂછે છે. જમીનઉપયોગ અને પાકનાં અનુમાનો માટેની તાલીમની મદદથી પ્રગણકો તે પ્રકારનાં અનુમાનો જાતે જ પૂરાં પાડે છે. વળી, ઘણાખરા પ્રગણકો ગ્રામવિસ્તારમાંથી આવતા હોવાથી આ અનુમાનો ઉપર વિશ્વાસ રાખી શકાય એમ છે. આ ઉપરાંત, આ આંકડાઓની અધિકારીઓ દ્વારા ચકાસણી પણ થાય છે. આમ, માહિતીને ચોક્કસ બનાવવા માટેના શક્ય તેટલા બધા જ પ્રયત્નો થાય છે.

પ્રત્યેક વર્ષે લગભગ બે રાઉન્ડ પૂરાં કરીને NSS આર્થિક અને સામાજિક માહિતી મેળવે છે અને તે સામયિક શ્રેણીના સ્વરૂપમાં ઘણા અગત્યના આંકડા પૂરા પાડે છે. આ આંકડાઓની મદદથી પૂર્વાનુમાન કરવાનું શક્ય બને છે. બે રાઉન્ડની વચ્ચેના સમયના ગાળામાં જો અવકાશ હોય તો NSSનો કાયમી સ્ટાફ જુદાં જુદાં સરકારી ખાતાંઓને જરૂરી આંકડાઓ મેળવી આપવામાં મદદ કરે છે. જુલાઈ ૧૯૬૧ સુધીમાં NSS-

એ તપાસનાં સોળ રાઉન્ડ પૂરાં કર્યાં છે. આ ઉપરાંત, NSS દ્વારા નીચેની બીજી કામચલાઉ તપાસ પણ થયેલી છે:

(૧) પુનર્વસવાટ ખાતાની Fact Finding Committee માટે પશ્ચિમ બંગાળ અને મુંબઈના નિર્વાસિતોની તપાસ.

(૨) માહિતી અને પ્રસારણ ખાતાના પ્રેસ કમિશન માટે વર્તમાનપત્ર–વાચનની ટેવ વિષેની તપાસ.

(૩) બાંધકામ, વસવાટ અને પુરવઠા ખાતા તરફથી વસવાટ-સ્થિતિની તપાસ.

(૪) નિયોજન પંચ તરફથી કલકત્તામાં બેકારીની તપાસ.

(૫) U. N. તથા આરોગ્ય ખાતા માટે મહીસૂરની વસ્તીની તપાસ.

(૬) શહેરી વિસ્તારની બેકારી માટે પ્રાથમિક તપાસ.

(૭) ફરીદાબાદના શહેરી વિસ્તારની તપાસ.

(૮) દિલ્હીના એમ્પ્લોયમેન્ટ એક્ષચેન્જના દફતરે નોંધાયેલા બેકારોની તપાસ.

(૯) પ્રજનન (Fertility) અંગેની તપાસ વગેરે.

### તપાસનું પ્રથમ રાઉન્ડ

તપાસનું પ્રથમ રાઉન્ડ ઑક્ટોબર ૧૯૫૦માં શરૂ થઈ માર્ચ ૧૯૫૧માં પૂરું થયું. ૫૬૦,૦૦૦ ગામડાંઓમાંથી ૧૮૩૩ ગામડાં પસંદ કરવામાં આવ્યાં. આમાંનાં કેટલાંક ગામ ભૌગોલિક પરિસ્થિતિને લીધે કે જંગલી વિસ્તારોને કારણે દુર્ગમ હતાં. આ ગામોની પસંદગી સ્તરિત યદચ્છ નિદર્શન (Stratified Random Sampling) ના ધોરણે થઈ હતી. સૌ પ્રથમ સમગ્ર દેશને સમરૂપ સ્તર અથવા વિભાગો(Stratum)માં વહેંચવામાં આવ્યો હતો. આ પ્રકારના ૨૫૦ વિભાગોમાંથી યદચ્છ રીતે ૧૮૩૩ ગામ લેવાયાં હતાં. દરેક વિભાગમાં ગામની સંખ્યા ત્રણના ગુણક જેટલી રાખવામાં આવી હતી. આ ૧૮૩૩ ગામના બે વિભાગ પાડવામાં આવ્યા હતા. ૧૧૮૯ ગામનું પ્રથમ જૂથ ISIને સોંપવામાં આવ્યું હતું, જ્યારે બાકીનાં ૬૪૪ ગામનું બીજું જૂથ ગોખલે ઇન્સ્ટિટ્યૂટને સોંપાયું હતું. દરેક સ્તરમાં ગામોને ૨:૧ ના પ્રમાણમાં વહેંચવામાં આવ્યાં હતાં. ISI અને ગોખલે ઇન્સ્ટિટ્યૂટે અલગ અલગ પત્રકો અને પ્રશ્નાવલિઓ તૈયાર કરી હતી. ISIને સોંપાયેલ ૧૧૮૯ ગામોની તપાસનું કામ (field work) NSSના સ્ટાફે કર્યું હતું. આ તપાસમાં ચાર પ્રકારનાં પત્રકો વપરાયાં હતાં. ગામ માટેના પ્રથમ પત્રકમાં ગામના દરેક કુટુંબ માટે જમીન ઉપયોગ; અનાજ, કઠોળ, ખાદ્ય તેલ, શાકભાજી વગેરેના ભાવ; કેળવાયેલા અને બિનકેળવાયેલા કામદારોના દૈનિક વેતનની માહિતીનો સમાવેશ કરવામાં આવ્યો હતો. કુટુંબ માટેના પ્રથમ પત્રકમાં ઉંમર, જાતિ, વૈવાહિક દરજ્જો, આર્થિક અને વ્યાવસાયિક દરજ્જો તથા જમીનધારણ અને તેના ઉપયોગો વિષેની માહિતી નોંધવામાં આવી હતી. કુટુંબ માટેનું બીજું પત્રક ખેતી અને પશુધન, ઉદ્યોગ, હુન્નર, વેપાર અને ધંધાઓ અંગેની કૌટુંબિક પ્રવૃત્તિઓની માહિતી મેળવવા માટે હતું. કુટુંબના ત્રીજા પત્રકમાં વપરાશની વસ્તુઓના જથ્થા અને તેના મૂલ્ય વિષેની માહિતી મેળવવા ખોરાક અને પીણાં, બળતણ, ભાડું, કપડાં અને પરચૂરણ વસ્તુઓ અંગેના પ્રશ્નો પૂછવામાં આવ્યા હતા. છેલ્લાં બે પત્રકો પસંદ કરાયેલ અમુક કુટુંબો માટે જ હતાં.

બધાં જ રાજ્યોને સમાંગ ૧૬૦ ભૌગોલિક વિભાગોમાં વહેંચી, દરેક વિભાગને ચાર ચાર પેટાવિભાગમાં વહેંચવામાં આવ્યો હતો. ૧ થી ૪૯૯ની વસ્તીનો પહેલો પેટાવિભાગ, ૫૦૦ થી ૯૯૯નો બીજો, ૧૦૦૦ થી ૧૯૯૯નો ત્રીજો અને ૨૦૦૦ થી વધુ વસ્તીનો ચોથો પેટાવિભાગ પાડવામાં આવ્યો હતો. વસ્તીની ઉપલબ્ધ માહિતીને આધારે ફક્ત ૩૨ વિભાગોને જ આવા પેટાવિભાગોમાં વહેંચવાનું શક્ય બન્યું હતું. આમ, ૧૨૮ વિભાગો મળ્યા હતા. ગામની પસંદગી માટે પ્રાપ્ય માહિતીના પ્રકાર પ્રમાણે પાંચ રીત વાપરવામાં આવી હતી. દરેક ગામને પસંદગી માટે સમાન તક, ગામના ક્ષેત્રફળને પ્રમાણસર તક અને ગામની વસ્તીને પ્રમાણસર તક આપવામાં આવી હતી. કેટલીક વખત ક્ષેત્રફળ ને વસ્તીને પ્રમાણસર તક સ્તરવાર બદલવામાં પણ આવી હતી. નમૂનામાં પસંદ થયેલ ગામોનાં બધાં જ ઘરોની તપાસ કરવામાં આવી હતી. વ્યવસાયની માહિતી માટે ૮૦ કુટુંબોનો યદચ્છ નિદર્શ લેવાયો હતો. આ ૮૦

કુટુંબોને ખેતી તથા બિનખેતી—એવા બે ભાગમાં વહેંચી, દરેક ભાગમાંથી આઠ આઠ કુટુંબો લેવામાં આવ્યાં હતાં અને તેમની સામાન્ય તપાસ કરવામાં આવી હતી. વળી, આ ૧૬ કુટુંબોમાંથી ૨ ખેતીનાં અને ૩ બિનખેતીનાં કુટુંબોને પસંદ કરી ગૃહઉદ્યોગની માહિતી મેળવાઈ હતી. બાકીનાં ૧૧ કુટુંબોમાંથી ૧ ખેતીનું અને ૨ બિન-ખેતીનાં કુટુંબો યદૃચ્છ રીતે પસંદ કરી તેમની પાસેથી વપરાશ—ખર્ચની વિગતો મેળવવામાં આવી હતી.

જમીનઉપયોગની તપાસ કરવા માટે ખેતરોનું સીધું અવલોકન કરવામાં આવ્યું હતું. દરેક ગામમાં પાંચ પાંચ પ્લોટનાં વીસ ઝૂમખાંઓ ગામના નકશાને આધારે પસંદ કરીને તેમની માપણી કરવામાં આવી હતી.

તપાસના આ પ્રથમ રાઉન્ડમાં નીચેની મુશ્કેલીઓ નડી હતી:

(૧) શોખ અને ટેવને લગતા તેમજ આવક અને ખર્ચ વિષેના ખાનગી પ્રશ્નોને કારણે લોકો સાચી માહિતી આપતાં અચકાતા હતા. પ્રગણકોને યોગ્ય તાલીમ આપ-વામાં આવી હતી, છતાં જવાબોની સચ્ચાઈ તપાસવાની કોઈ તરકીબ ન હતી.

(૨) લોકો પ્રગણકો તરફ શંકાની નજરે જોતા હતા; અને તેમને પોતાની ધનસંપત્તિની વિગતો મેળવવા આવેલા છૂપા જાસૂસો જેવા માનતા હતા. આ શંકા દૂર કરવા માટે પ્રગણકોને ખૂબ જ હોશિયારી અને ધીરજથી કામ લેવું પડયું હતું.

(૩) ભાષાની મુશ્કેલી સૌથી મોટી મુશ્કેલી હતી. સામાન્ય રીતે સ્થાનિક ભાષાથી સુપરિચિત હોય એવા પ્રગણકોને જ નીમવામાં આવ્યા હતા. માહિતી મેળવવામાં લગભગ ૧૫ ભાષાઓનો ઉપયોગ થયેલો, પરંતુ માહિતી-ની નોંધ તો અંગ્રેજીમાં જ લેવાઈ હતી.

(૪) ભૌગોલિક રીતે અથવા તો જંગલી વિસ્તારમાં હોવાને કારણે દુર્ગમ ગામની તપાસમાં પણ મુશ્કેલી પડી હતી. એક પ્રદેશમાં તો બરફ ઓગળે તેની રાહ જોતા પ્રગણકને દિવસો સુધી રોકાવું પડયું હતું, જ્યારે અન્ય એક વિસ્તારમાં પ્રગણકની સાથે સશસ્ત્ર રક્ષક મોકલવો પડયો હતો.

(૫) પાકની અલગ અલગ મોસમને કારણે પણ મુશ્કેલી પડી હતી. આખા દેશમાં આ મોસમ એક સમાન નથી.

(૬) સ્થાનિક તોલમાપની પદ્ધતિને કારણે તથા આખા દેશમાં આવી અસમાનતાને કારણે પણ ઘણી મુશ્કેલી પડી હતી. કેવળ જમીનનું ક્ષેત્રફળ માપવા માટે જ અસંખ્ય એકમો હતાં. આ બધાંને એક જ એકમમાં બદલવાનું કામ સરળ ન હતું.

આ તપાસનું ક્ષેત્ર ગ્રામવિસ્તાર પૂરતું જ મર્યાદિત હતું. ગામમાં રહેતા પણ અન્ય શહેરી સ્થળે પ્રવૃત્તિ કરતા લોકોનો સમાવેશ કરવામાં આવ્યો હતો, પણ શહેરમાં રહેતા અને ગામમાં પ્રવૃત્તિ કરતા લોકોને ગણવામાં આવ્યા ન હતા. વળી, ગૃહઉદ્યોગોને જ આવરી લેવામાં આવ્યા હતા. માલિકી અને ભાગીદારીવાળા ઉદ્યોગોને બાકાત રાખવામાં આવ્યા હતા. કેન્દ્રની, રાજ્યની કે સ્થાનિક સંસ્થાઓ વગેરેને પણ બાકાત રાખવામાં આવી હતી.

૧લી ઓકટોબરથી તપાસનો પ્રારંભ થયો. ISI-એ પ્રગણકોને પડતી મુશ્કેલીઓ તથા તેમના પ્રશ્નોના તાત્કાલિક અને બુદ્ધિપૂર્વકના જવાબો પૂરા પાડવાની વ્યવસ્થા કરી હતી. આ પ્રકારના પ્રશ્નોમાં વ્યાખ્યાઓની સમજૂતીથી માંડીને નિદર્શ પદ્ધતિ અંગેના અને માહિતી આપનાર સાથેની મુશ્કેલીઓ અંગેના પ્રશ્નોનો સમાવેશ થાય છે. કોષ્ટકરચના તથા વર્ગીકરણનું કામ તે માટે રોકવામાં આવેલા સ્ટાફે યંત્રોની મદદથી કર્યું હતું.

ચાર પત્રકોની મદદથી નીચે મુજબની માહિતી મેળવવામાં આવી હતી:

**[૧] ગામનું પત્રક**

*નમૂનામાં આવેલ ગામનાં કુટુંબોની યાદી.

*યદૃચ્છ રીતે પસંદ કરાયેલ ૮૦ કુટુંબોના વ્યવસાય-ની નોંધ.

*યદૃચ્છ ધોરણે અને પાકની ઊપજની બાબતમાં જમીનઉપયોગની માહિતી.

*નિદર્શનાં ગામોમાં પસંદ કરાયેલ વસ્તુના ભાવ; (અનાજ, કઠોળ, તેલ, દૂધ, શાકભાજી, મસાલા, બળતણ, તમાકુ) કેળવાયેલ તથા બિનકેળવાયેલ પુરુષ અને સ્ત્રી કામદારોના દૈનિક વેતનના દર.

[૨] કુટુંબનું પ્રથમ પત્રક

*કુટુંબનું કદ, ઉંમર, જાતિ, વૈવાહિક દરજ્જો, આર્થિક અને વ્યાવસાયિક દરજ્જો અને કુટુંબના દરેક સભ્યોના વ્યવસાયની માહિતી.

* વિવિધ વિભાગો પ્રમાણે જમીનધારણ અને તેના ઉપયોગની માહિતી.

* પશુધન, વાસ્તવિક મિલકત, લોન, બચત અને વસવાટસ્થિતિ.

[૩] કુટુંબનું બીજું પત્રક (ગૃહઉદ્યોગો માટે)

* ખેતી અને પશુસંભાળ — જુદા જુદા પાકનું ક્ષેત્રફળ અને ઊપજ, ખેતીનાં સાધનો અને કામ પાછળનો ખર્ચ, નાણાકીય મદદનું સાધન, ઊપજનો નિકાલ કરવાની પદ્ધતિ, પશુધનની ઊપજની કિંમત, ખેતી તથા પશુધનને લગતો સાધનસરંજામ.

* ઉદ્યોગ, હુન્નર અને વેપારની માહિતી — સ્થિર મૂડી, યંત્રસામગ્રી અને ઓજારો, બળતણ, પાવર, કાચો માલ, ઉત્પાદનનો જથ્થો અને તેની કિંમત, વપરાતી મજૂરીનો પ્રકાર, નાણાકીય મદદનાં સાધનો અને ઔદ્યોગિક સેવાઓની આવક.

* વ્યક્તિગત કમાનારની નાણાકીય પ્રવૃત્તિઓ તથા નોકરી-ધંધાની આવક અને ખર્ચ વિષેની વિગતો.

[૪] કુટુંબનું ત્રીજું પત્રક (વપરાશ-ખર્ચ માટે)

* વસ્તુઓના જુદા જુદા વિભાગવાર ખોરાક, પીણાં (માદક અને અન્ય) અને બળતણની વપરાશના જથ્થા અને શક્ય હોય તો મૂલ્યની માહિતી.

* ગૃહોત્પાદિત, મિલના, હાથવણાટના, ખાદીના તથા ગરમ કાપડની વપરાશ પાછળનો ખર્ચ.

* દવાઓ, શિક્ષણ, મનોરંજન, પ્રસંગો વગેરે પાછળનો ખર્ચ.

આ ઉપરાંત, પાક–કાપણી તપાસ દ્વારા પાકની એકર દીઠ ઊપજ નક્કી કરવામાં આવી હતી. ૧૯૪૮ના ફેક્ટરી એક્ટ હેઠળ આવતાં કારખાનાંઓની પણ ઔદ્યોગિક તપાસ નિદર્શના ધોરણે કરવામાં આવી હતી.

ગોખલે ઇન્સ્ટિટ્યૂટે જુદી જ પ્રશ્નાવલિઓની મદદથી ૬૪૪ ગામોમાં તપાસ કરી હતી. 'Report on the Poona Schedules of the NSS'માં આ તપાસનાં પરિણામો બહાર પાડવામાં આવ્યાં. આ રિપોર્ટમાં પ્રો. ગાડગીળે જણાવ્યું, કે—

"1. We are not getting or are not likely to get in the immediate future through the NSS, as at present conducted, information which is reliable enough for the purpose for which it is intended to be used.

2. The main reasons for this are:

(a) The agency employed is not familiar enough with rural conditions.

(b) The programme of work, even in the Poona Schedule, does not enable it to establish contacts in the proper way with the respondants.

(c) Adequate provision has not been made for training and supervision.

3......Too many aspects have been considered in the survey.

4. Therefore, if Government wants to maintain activity in the field and incur expenditure, the whole plan should best be thought out afresh......"

ગોખલે ઇન્સ્ટિટ્યૂટને આ કામ સોંપવાનો મુખ્ય હેતુ NSS દ્વારા મેળવાયેલ પરિણામોની ચકાસણી કરવાનો હતો. વળી, પોતાના અનુભવને આધારે તે પદ્ધતિમાં યોગ્ય સુધારાવધારા સૂચવે એવી ધારણા રાખવામાં આવી હતી, પરંતુ પૂના રિપોર્ટે આ બધી જ ધારણાઓને ખોટી પાડી. પૂના ઇન્સ્ટિટ્યૂટની પ્રશ્નાવલિઓ સારી હોવા છતાં વ્યાપક ન હોવાથી ભવિષ્યમાં તેનો ઉપયોગ કરવામાં આવ્યો નહિ. NSS રિપોર્ટ અને પૂના રિપોર્ટનાં પરિણામો પણ સરખાવી શકાય એવાં ન હતાં. બીજા રાઉન્ડથી ગોખલે ઇન્સ્ટિટ્યૂટને કામ સોંપાયું નહિ.

પ્રથમ રાઉન્ડનાં પરિણામો:
[General Reportમાંથી]

(૧) જુલાઈ ૧૯૪૯થી જૂન ૧૯૫૦ના ગાળા માટે ખોરાકી પાકની વપરાશ સમગ્ર ભારત માટે ૬

કરોડ ટન હતી. સરકારી આગણુન અને આ આંકડા વચ્ચે ખૂબ મોટો તફાવત હતો. પાકની ઊપજનું આગણુન ૨૦ થી ૨૫ % જેટલું ઓછું થયું હોવાનું સાબિત કરવામાં આવ્યું હતું. NSS એ પણ પોતાની ભૂલનો અને મર્યાદાઓનો સ્વીકાર કર્યો હતો.

(૨) કુટુંબનું સરેરાશ કદ ૫.૨૧ માણસ હતું. આમાં ⅓ કમાનાર, ⅙ કમાનાર આશ્રિત અને ૫૦ %થી વધુ આશ્રિતો હતા.

(૩) ગ્રામવિસ્તાર માટે ૧૯૪૯–'૫૦માં વપરાશ પાછળનો માથાદીઠ વાર્ષિક ખર્ચ રૂ. ૨૨૦ હતો. વધુમાં વધુ રૂ. ૩૧૪ વાયવ્ય ભારતમાં અને ઓછામાં ઓછો રૂ. ૧૯૮ મધ્યભારતમાં હતો. ખર્ચનો ⅔ ભાગ ખોરાક પાછળ, 1/10 ભાગ કપડાં પાછળ, ⅕ ભાગ પરચૂરણ ખર્ચ પાછળ અને 1/17 રીત-રિવાજો પાછળ વપરાતો હતો. ખર્ચનો આ આંકડો રાષ્ટ્રીય આવક સમિતિના આંકડા સાથે સુસંગત છે.

(૪) દૂધની સરેરાશ વાર્ષિક વપરાશ માથાદીઠ ૨૨ રતલ હતી–વધુમાં વધુ ૬૬ રતલ વાયવ્ય ભારતમાં, જ્યારે ઓછામાં ઓછી ૧૧ રતલ પૂર્વ ભારતમાં હતી. દક્ષિણ ભારતમાં આ વપરાશ ૧૩ રતલ જ હતી. દૂધની બનાવટો પાછળનો ખર્ચ રૂ. ૬૦ જેટલો હતો–દક્ષિણ ભારતમાં રૂ. ૯ અને પૂર્વ ભારતમાં રૂ. ૭ હતો. તમાકુ અને મીઠા-ની વપરાશમાં આ જાતનો તફાવત જોવા મળતો નથી.

(૫) કપડાં પાછળનો સરેરાશ વાર્ષિક ખર્ચ રૂ. ૨૧ હતો–વધુમાં વધુ રૂ. ૩૧ પશ્ચિમ ભારતમાં અને ઓછામાં ઓછો રૂ. ૧૫.૫ પૂર્વ ભારતમાં હતો.

(૬) ખોરાકી પાકની ઘરદીઠ વાર્ષિક વપરાશ ૨૬.૪ મણની હતી. માથાદીઠ દૈનિક વપરાશ ૧૮.૩ ઔંસની કહી શકાય. ઘરદીઠ ઊપજનું આગણુન ૨૦ મણ જેટલું કરવામાં આવ્યું હતું. પાછળથી શહેરી વિસ્તારમાં અનાજની વપરાશ ગ્રામવિસ્તારની વપરાશના ૭૬ % જેટલી જ છે એમ ધારીને માથાદીઠ દૈનિક વપરાશ ૧૭.૬ ઔંસ ગણવામાં આવી હતી.

(૭) કુટુંબનું સરેરાશ કદ દક્ષિણ ભારતમાં ૪.૯૮ અને પશ્ચિમ ભારતમાં ૫.૪૭ હતું. કમાનારની સંખ્યા પ્રદેશે પ્રદેશે બદલાય છે. સૌથી વધારે ૩૦.૯૨% ઉત્તર–પશ્ચિમ ભારતમાં અને ઓછું ૨૫.૪૯% દક્ષિણમાં. નહિ કમાનારા આશ્રિતોનું પ્રમાણ પૂર્વ ભારતમાં ૬૦% અને મધ્ય ભારતમાં ૪૮% હતું.

(૮) પાન પાછળનો માથાદીઠ વાર્ષિક ખર્ચ દક્ષિણ ભારતમાં ૩.૮૦ રૂ. હતો. પશ્ચિમ ભારતમાં ૧.૭૬ રૂ. અને ઉત્તર ભારતમાં ફક્ત ૦.૭૦ રૂ. જેટલો હતો. ઉત્તર–પશ્ચિમ ભારતમાં આ ખર્ચ ખૂબ જ જ નજીવો હતો.

(૯) દક્ષિણ ભારતમાં કુલ ખર્ચના ૨.૩% તમાકુ પાછળ ખર્ચાયા હતા. ઉત્તર–પશ્ચિમ ભારતમાં ફક્ત૧.૪%.

(૧૦) મોહ્ય પાછળનો માથાદીઠ વાર્ષિક ખર્ચ રૂ. ૦.૯૩ હતો.

(૧૧) કાપડ પાછળના કુલ ખર્ચનો ૭૪% ભાગ મિલના કાપડ પાછળ, ૨૦.૪% હાથવણાટના કાપડ પાછળ અને ૨.૮૧ % ખાદી પાછળ ખર્ચાયો હતો. લગભગ ૨.૭૪ % ગરમ કાપડ તથા અન્ય કાપડ પાછળ–મિલના કાપડનું પ્રમાણ ઉત્તર ભારતમાં ૮૪% અને દક્ષિણ ભારતમાં ૫૫% હતું. દક્ષિણ ભારતમાં હાથ-વણાટનું કાપડ ૪૩.૭% જેટલું વપરાતું હતું. ખાદી સૌથી વધુ ૧૦.૨% ઉત્તર–પશ્ચિમ ભારતમાં અને સૌથી ઓછી ૦.૦૫% દક્ષિણ ભારતમાં વપરાતી હતી. ગરમ કાપડ ઉત્તર–પશ્ચિમ ભારતમાં ૫% અને દક્ષિણમાં ૧.૧૩% જેટલું વપરાયું હતું.

(૧૨) જોડા પાછળનો ખર્ચ ઉત્તર-પશ્ચિમ ભારતમાં ૫.૩૯ રૂ., પશ્ચિમ ભારતમાં ૩.૧૮ રૂ. અને દક્ષિણમાં ૦.૫૬ રૂ. જેટલો જ હતો.

(૧૩) તબીબી ખર્ચ પૂર્વ ભારતમાં સૌથી વધુ રૂ. ૩.૯૭ અને ઉત્તર ભારતમાં સૌથી ઓછો રૂ. ૧.૪૨ જેટલો હતો. પ્રસંગો પાછળનો ખર્ચ સમગ્ર ભારત માટે ૧૪.૮ રૂ. (પશ્ચિમ રૂ. ૨૯.૪ અને દક્ષિણ રૂ. ૮.૪૬).

### તપાસનું બીજું રાઉન્ડ

૧૯૫૧ના એપ્રિલથી જૂન સુધીમાં તપાસનું બીજું રાઉન્ડ પૂરું કરવામાં આવ્યું હતું. આ રાઉન્ડમાં ૧૧૪૨ ગામ પસંદ કરી તેમાંથી ૧૦૮૭૦ કુટુંબોનો યદૃચ્છ નિદર્શ લેવામાં આવ્યો હતો. આ તપાસમાં નીચેના મુદ્દાઓનો અભ્યાસ કરવામાં આવ્યો હતો:

(૧) નમૂનામાં પસંદ કરાયેલાં ગામોનું વિતરણ (distribution)

(૨) વપરાશ–ખર્ચ વિષેની માહિતી

(૩) અનાજની વપરાશની કિંમત ઊપજના કેટલા ટકા વ્યક્તિ જાતે જ વાપરે છે તે અંગેની વિગત

(૫) રોકડેથી ખરીદાયેલ અનાજની કિંમત

(૫) વસ્તુઓ અથવા અન્ય સેવાઓના બદલામાં મેળવેલ અનાજની કિંમત

(૬) બીજી ખોરાકી વસ્તુઓની વપરાશ પાછળનો ખર્ચ

(૭) પાન, તમાકુ વગેરેની વપરાશ પાછળનો ખર્ચ

(૮) રોકડેથી ખરીદાયેલ અન્ય ખોરાકી વસ્તુઓની કિંમત

(૯) વસ્તુઓના અને અન્ય સેવાઓના બદલામાં અપાયેલ અનાજની કિંમત

(૧૦) પાન, તમાકુ વગેરે રોકડેથી ખરીદવાનો ખર્ચ

(૧૧) રોકડેથી વેચેલ અનાજની કિંમત

(૧૨) કપડાં, ગોદડાં વગેરેનો ખર્ચ

(૧૩) વપરાશની અન્ય વસ્તુઓનો ખર્ચ

(૧૪) જમીનસુધારણા, મકાનનું બાંધકામ, બીજાં સાધનોની ખરીદી અને તેની સુધારણા પાછળનો ખર્ચ

(૧૫) ગ્રામવિસ્તારમાં માસિક ખર્ચના ધોરણે કુટુંબનું વિતરણ

(૧૬) ગ્રામવિસ્તારનાં ઘરોનું અને વાવવામાં આવેલા વિસ્તારોનું તેના ક્ષેત્રફળ મુજબ વિતરણ

આ તપાસમાં લોકોની આર્થિક પરિસ્થિતિ વિષે જાણવા માટે આવકનું વિતરણ, અનાજની ઊપજ માટે ક્ષેત્રફળનું વિતરણ અને ગામોનું વિતરણ મેળવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હતો. આવકના વિતરણની મદદથી સૌથી વધુ આવક, ઓછી આવક અને સામાન્ય આવકની માહિતી મેળવવાનો ઇરાદો રાખવામાં આવ્યો હતો. અનાજની ઊપજ માટે પહેલા રાઉન્ડમાં પૂછાયેલ પ્રશ્નોને સ્થાને ત્રણ, ચાર, પાંચ, નવ અને અગિયાર નંબરના મુદ્દાઓ ઉમેરવામાં આવ્યા હતા, અને ઊપજના પ્રશ્નોનો વિગતવાર અભ્યાસ કરવામાં આવ્યો. અન્નઊપજના કેટલા ટકા ખેડૂત જાતે જ વાપરી નાખે છે, કેટલા ટકા બદલામાં આપે છે, અને કેટલા ટકા વેચી દે છે, તે આ તપાસ ઉપરથી જાણી શકાયું હતું.

## તપાસનું ત્રીજું રાઉન્ડ

૧૯૫૧ના ઑગસ્ટથી નવેમ્બરના ગાળામાં થયેલ આ તપાસના ક્ષેત્રમાં શહેરી વિસ્તારનો સમાવેશ કરવામાં આવ્યો. આથી શહેરી અને ગ્રામ વિસ્તારની સરખામણી કરવાનું શકય બન્યું. બીજા રાઉન્ડના બધા જ મુદ્દાઓને લગતી માહિતી મેળવાઈ. પહેલા બે રાઉન્ડની વપરાશ-ખર્ચની માહિતીને આ રાઉન્ડની માહિતી સાથે સરખાવવામાં આવી, અને વપરાશ–ખર્ચની પદ્ધતિમાં થતા ફેરફારો નોંધાયા. વપરાશ–ખર્ચની માહિતી માટે ૬૭૭૦ કુટુંબોનો નમૂનો લેવામાં આવ્યો હતો. આમાંનાં ૫૦૮૦ ગામડાંઓમાં, ૧૧૮૦ નાનાં શહેરોમાં અને ૫૧૦ કુટુંબો કલકત્તા, મુંબઈ, દિલ્હી, અને મદ્રાસ–એ ચાર મોટાં શહેરોમાં આવેલાં હતાં. શહેરી વિસ્તારનો સમાવેશ થવાથી નમૂનો આખા દેશની પરિસ્થિતિના પ્રતિનિધિરૂપ બની શક્યો. આ બધાં કુટુંબોમાંથી ૫૦% ને વપરાશ–ખર્ચની માહિતી માટે અને ૫૦% ને ઉદ્યોગવિષયક માહિતી મેળવવા માટે તપાસવામાં આવ્યાં.

### ત્રીજા રાઉન્ડનાં કેટલાંક પરિણામો

(૧) જુલાઈ '૪૯ થી જૂન '૫૦ના ગાળામાં કુટુંબદીઠ સરેરાશ ઘરખર્ચ રૂ. ૧૧૪૪ હતો. ૯૦ દિવસના ગાળા માટે પહેલાં ત્રણ રાઉન્ડમાં આ ખર્ચ અનુક્રમે રૂ. ૨૮૬, રૂ. ૩૯૧ અને રૂ. ૩૭૩ હતો. આ તફાવત ભાવવધારાને કારણે હતો. માથાદીઠ માસિક ખર્ચ રૂ. ૨૫.૭૦ (ગામડાં રૂ. ૨૪.૨૨, નાનાં શહેરો રૂ. ૩૧.૫૫ અને મોટાં શહેરો રૂ. ૫૪.૮૨) હતો. આમ, શહેરી વિસ્તારનો ખર્ચ ગ્રામવિસ્તારના ખર્ચથી બમણા કરતાં પણ વધુ હતો.

(૨) અનાજ પાછળનો ખર્ચ ગામડાંમાં ૪૪%, નાનાં શહેરોમાં ૨૨% અને મોટાં શહેરોમાં ૧૧% હતો. ગામડાંમાં ખર્ચના ૬૬%, નાનાં શહેરોમાં ૫૫% અને મોટાં શહેરોમાં ૪૬% ખોરાક પાછળ ખર્ચાતા હતા.

(૩) બળતણ, કપડાં, શિક્ષણ, ભાડું, કરવેરા અને સેવાઓ પાછળનો ખર્ચ શહેરી વિસ્તારમાં વધુ નોંધાયો હતો.

(૪) લગભગ ૪૩% ખર્ચ ગામડાંઓમાં કોઈક સેવાઓના અથવા તો વસ્તુઓના બદલામાંથી મેળવવામાં

આવતો હતો. બાકીના ૫૭% સીધી ખરીદીમાં અર્પાતા હતા. અનાજ, કઠોળ, દૂધ અને દૂધની બનાવટો તથા બળતણની બાબતમાં સાટા પદ્ધતિનું પ્રમાણ સૌથી વિશેષ હતું. (લગભગ ૬૧ % થી ૭૮ %) બીજા રાઉન્ડની સરખામણીમાં મસાલા, મીઠું, ખાંડ અને તમાકુના ખર્ચમાં ફેરફાર જણાયો હતો. શહેરોમાં સાટા પદ્ધતિથી ફક્ત ૧૧ % જ મેળવવામાં આવતા હતા.

**ચોથા રાઉન્ડમાં** શહેરી વિસ્તારની તપાસપદ્ધતિમાં કોઈ ફેરફાર કરવામાં આવ્યો નહિ, પરંતુ ગ્રામવિસ્તારની તપાસપદ્ધતિને સંપૂર્ણ રીતે બદલી નાખવામાં આવી.

**પાંચમા રાઉન્ડથી** ઔદ્યોગિક ઉત્પાદન વિષેની તપાસનો સમાવેશ કરવામાં આવ્યો.

**છઠ્ઠું રાઉન્ડ** મે ૧૯૫૩માં શરૂ કરવામાં આવ્યું અને તેમાં જીવનવિષયક, આર્થિક અને સામાજિક પ્રશ્નોનો અભ્યાસ કરવામાં આવ્યો. વપરાશ-ખર્ચ, જમીન, ખેતીનાં સાધનો, પશુધન, મરઘાં, બતકાં, પ્રજનન, જન્મ, મૃત્યુ અને રોગ, ઉત્પાદક સંસ્થાઓ, ખેતીવાડી, પશુઉછેર, વાહનવ્યવહાર, વેપાર-ધંધા અને નોકરીઓને લગતી બાબતોનો વ્યાપક રીતે અભ્યાસ કરવામાં આવ્યો હતો.

**સાતમા રાઉન્ડમાં** કોઈ નોંધપાત્ર ફેરફાર કરવામાં આવ્યા ન હતા. તપાસ વધુ બારીકાઈથી કરવામાં આવી હતી. (ઑગસ્ટ '૫૩ થી માર્ચ '૫૪)

**ચારથી સાત રાઉન્ડનાં પરિણામો**

સાતમા રાઉન્ડ સુધીમાં કુલ ૯૦,૦૦૦ કુટુંબોની તપાસ થઈ હતી.

(૧) કુટુંબનું સરેરાશ કદ ૫ માણસનું હતું (શહેરો ૫.૧ અને ગ્રામવિસ્તાર ૪.૬). શહેરી વિસ્તારમાં શહેરની વસ્તી વધતાં કુટુંબનું કદ ઘટતું જણાયું હતું. ૧૫૦૦૦થી નીચેની વસ્તીવાળાં શહેરોમાં સરેરાશ ૪.૭ અને મોટાં શહેરોમાં સરેરાશ ૪.૧ માણસો હતા. આ રીતે વધતું જતું ઉદ્યોગીકરણ અને શહેરીકરણ (urbanisation) વસ્તીના વધારાને રોકવામાં મદદ કરી શકે.

(૨) વસ્તીના ૮૬% હિંદુઓ છે (ગામડાંમાં ૮૮% અને શહેરોમાં ૭૭.૪%).

(૩) ગામડામાં કુટુંબનો મુખ્ય ધંધો ખેતી ૪૦% અને ખેતમજૂરી ૧૯.૧%: શહેરોમાં વહીવટી અને ધંધાકીય નોકરીઓ ૩૪.૩% અને વેપારવાણિજ્ય ૧૩.૮%. જુદા જુદા ગ્રામવિસ્તારોમાં આ બાબતમાં નોંધપાત્ર ફેરફાર નથી.

(૪) ૧૯૫૧ની વસ્તી ગણતરીની સરખામણીમાં ૦–૧૪ વર્ષની ઉંમરના ગાળામાં વસ્તીનું પ્રમાણ વધારે અને ૬૫ વર્ષથી વધારેના ગાળામાં ઓછું છે. આમ, વસ્તી ગણતરીમાં નાની ઉંમરના બાળકોની ગણતરીમાં ભૂલ જણાઈ હતી. ૦–૧૪ વર્ષના ગાળામાં વસ્તીના ૪૦.૭% આવતા હતા. U. K. અને અમેરિકામાં આ પ્રમાણ અનુક્રમે ૨૩% અને ૨૭% જ હતું.

(૫) કમાનાર અને કમાનાર આશ્રિત ૪૫.૩ % (૫૮.૮% પુરુષો, ૩૧.૪% સ્ત્રીઓ). કમાનાર પરિણીત સ્ત્રીઓનું પ્રમાણ ગામડાંમાં શહેરના પ્રમાણ કરતાં બમણું હતું. કમાનાર વિધવા સ્ત્રીઓનું પ્રમાણ પણ કમાનાર પરિણીત સ્ત્રીઓ કરતાં ઘણું વધારે હતું. ૦–૧૪ વર્ષની ઉંમરના ગાળામાંના કેટલાક સભ્યો પણ કામ કરે છે. પરંતુ તે યોગ્ય નથી. આ સંખ્યાને કાર્યશીલ બળ (Working force)માં સમાવી શકાય નહિ.

**આઠમા રાઉન્ડમાં** તપાસ કરતી વખતે જમીન-માલિકી અને ખાસ કરીને ઉપયોગમાં લેવાયેલી જમીનના પ્રશ્નો ઉપર ખાસ ધ્યાન રાખવામાં આવ્યું હતું.

**નવમા રાઉન્ડમાં** રોજગારી અને બેકારીને લગતી માહિતી ઉપર વધુ ભાર મૂકવામાં આવ્યો. આ ઉપરાંત, અગાઉની તપાસોની જેમ જ વપરાશ–ખર્ચ, ઉત્પાદક ગૃહઉદ્યોગ અને ભાવ વિષેની માહિતી મેળવવામાં આવી હતી. નાના ઉદ્યોગો અને ગૃહઉદ્યોગો જેમણે પોતાને સ્વયંસંચાલિત ઉત્પાદક ઉદ્યોગોની કક્ષામાં ગણાવ્યા હોય, તેવાં ઘરોની નાના ઉદ્યોગો કે ગૃહઉદ્યોગો વિષેની તપાસ આ રાઉન્ડનું વિશિષ્ટ લક્ષણ હતું.

**દસમા રાઉન્ડમાં** પાકની ઊપજ મેળવવા માટે સીધી અવલોકન પદ્ધતિને સ્થાને પાક-કાપણીના પ્રયોગોનો ઉપયોગ કરવા સિવાય તપાસના ક્ષેત્રમાં કે પદ્ધતિમાં કોઈ ફેરફાર કરવામાં આવ્યો ન હતો. આ રાઉન્ડમાં જમીન-ઉપયોગ, વાવેતર, ઉપયોગી અને વપરાશમાં હોય એવી જમીન, નકામી જમીન તથા રોજગારીને લગતા પ્રશ્નો પણ લેવામાં આવ્યા. ગ્રામજીવનની બારીકાઈથી તપાસ કરવા અને બધાં જ પાસાંઓને આવરી લેવા પ્રશ્નાવલિમાં યોગ્ય ફેરફારો કરવામાં આવ્યા. બજારની સગવડ, વ્યવહારમાર્ગોની નિકટતા, રસ્તાઓની સ્થિતિ, વાહનવ્યવહારના પ્રકારો,

વધારે રાખવામાં આવ્યું છે. પણ એમાં આપણે જે વ્યક્તિગત જવાબદારી ને સ્વતંત્રતા ગુમાવી બેસીએ છીએ તેનું વળતર કંઈ એ સંયોજિત જીવનની યોજનાથી વળતું નથી. ફ્રીલ્ડ–માર્શલ સ્મટ્સ કહે છે : 'માણસની સ્વતંત્રતાનો પૂરો અર્થ તો એ છે, કે વિચારની, વાણીની, વર્તનની ને આત્મકથનની સ્વતંત્રતા. આવી સ્વતંત્રતા ગયાં બે હજાર વરસમાં હતી એના કરતાં આજે ઓછી છે.' સંસ્કારી ને સુધરેલા જીવન માટે સલામતી ને સ્વતંત્રતા બંને જરૂરનાં છે. દરેક માણસને પૂરતાં અન્ન-વસ્ત્ર ને સુઘડ ઘરની બાંહેધરી અપાવી જોઈએ. પણ આપણે એટલું સમજવું જોઈએ, કે માણસોની જરૂરિયાતો કેવળ અન્ન, વસ્ત્ર ને આશ્રય પૂરતી જ નથી હોતી. આપણી આસપાસ જો સ્વતંત્રતાનું વાતાવરણ ન હોય, તો આપણે વકીલ કે ડૉક્ટર, ઇજનેર કે શિક્ષક જેવા ધંધાદારી બનીએ ખરા, પણ માણસ મટી જઈએ. આપણે કૃત્રિમ ને અસ્વાભાવિક જીવન ગાળતા થઈ જઈએ; ને આપણાં જીવન ઠાલાં ને બોજારૂપ બની જાય. આપણે આત્માનો તિરસ્કાર કરીએ, તો આપણાં કામોમાંથી આનંદ ઊડી જાય ને આપણાં જીવનમાં સલામતી પણ ન રહે."

**સર્વપલ્લી રાધાકૃષ્ણન્**

['ભારતનો વારસો'–(અનુવાદક : ચંદ્રશંકર પ્રા. શુક્લ), સને ૧૯૪૬; પૃ. ૨૧૩–૨૧૪]

*

## વાચન

**સરળ ગીતા :** અનુવાદક–વિજયશંકર ધનશંકર મુનશી, પ્રકાશક : એન. એમ. ત્રિપાઠી, પ્રા. લિ., મુંબઈ-૨, મૂલ્ય : ત્રણ રૂપિયા.

શ્રીમદ્ ભગવદ્ગીતાનું આ સમશ્લોકી અનુગાન છે. યુગેયુગે જેના વિષે લખ્યા વિના વિચારકોને ચાલ્યું નથી, તે ગીતાએ કવિસાધકોનો પણ કેડો તો નથી જ મૂક્યો. આજથી છેક તોંતેર વરસ પર, માતરનિવાસી હરિલાલ વ્યાસે ગીતાનું પદ્યાત્મક ભાષાંતર કરીને 'વિજ્ઞાનવિલાસ' માસિકમાં પ્રકાશિત કરેલું. પાછળથી સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલયે એને ગ્રંથબદ્ધ પણ કર્યું હતું. ન્હાનાલાલે અને મશરૂવાળાએ કરેલા સમશ્લોકી અનુવાદો લગભગ આરૂઢ ગણી શકાય; તો પણ ડાહ્યાલાલ જાની કૃત 'ગીતામાધુરી' ઉલ્લેખનીય તો છે જ. ખુદ મશરૂવાળાએ 'ગીતાધ્વનિ'ની ત્રીજી આવૃત્તિમાં, પોતાને 'ગીતામધુરી'માંથી કેટલાક સારા શબ્દો અને ચરણો મળ્યાં હોવાનું નોંધ્યું છે.

ખેર; ગીતાના પદ્યાનુવાદને ક્ષેત્રે આટલી છત પછી, સહેજે પ્રશ્ન ઉદ્ભવે : નવા અનુવાદની જરૂર હતી ખરી?

આ પ્રશ્નનો ઉત્તર શ્રી વિજયશંકર મુનશીના જ શબ્દોમાં જોઈએ: 'ગીતાજીના પદ્યમાં અનુવાદ થયા છે તે હું જાણું છું. છતાં આ સમશ્લોકી અનુવાદ મેં કર્યો છે. એની જરૂર છે કે નહિ એ કહેવાનું કામ મારું નથી. એટલું કહેવું બસ છે, કે આ અનુવાદ કોઈ એષણાને જોરે જન્મ્યો નથી.' બીજા શબ્દોમાં કહીએ તો, ગીતાનું ધાવણ ધાવતે ધાવતે, એનું અનુગાન સહજ રીતે જ અનિવાર્ય બની ગયું એની આ નિષ્પત્તિ છે! એટલે 'સરળ ગીતા'ને એની છંદવિષયક કે અન્ય સાહિત્યિક સિદ્ધિના પ્રકાશમાં ન મૂલવી શકાય — એવી મૂલવણી અહીં પ્રસ્તુત જ નથી. આપણે તો કો'ક સાધકે એની સાધનાના એક ભાગ રૂપે प्रवाहपतितं कर्मम् સમજીને બજાવેલી કામગીરી તરીકે, એની કદરબૂઝ–appreciation કરવી રહી.

તેમ છતાં, એટલું નોંધવું જોઈએ, કે શક્ય ત્યાં ઘરગથ્થુ ભાષા વાપરીને તેમજ છેડે ગીતાકોશ અને ગીતાર્થબોધ જોડીને અનુગાતાએ આ અનુગાનને સાચે જ 'સરળ' બનાવ્યું છે.

ભગવાને વિભૂતિયોગમાં પોતે 'શમાં શું છે' તે માંડીને કહ્યું છે. એમાં એક વાત ઉમેરવાની રહી ગઈ છે: 'વેદ–ઇતર ગ્રંથોમાં હું ગીતા છું!' – આવા આ ગ્રંથમણિને કેન્દ્રમાં રાખીને અનુશીલન, પરિશીલન, સારદોહનની પ્રવૃત્તિ ખૂબ ખૂબ વિકસતી ચાલે એમ ઇચ્છીએ. અને એ દિશામાં 'સરળ ગીતા'નું પ્રકાશન આવકાર્ય છે.

*

# જે સૂઝે તે

જયંતી દલાલ
[લેખક, વિવેચક અને સાહિત્યકાર]

એક જુવાન ભાઇએ થોડા દિવસ પહેલાં, પોતે શ્રી અશોક મહેતાના 'ડેમોક્રેટિક સોશિયલિઝમ'-નો ગુજરાતીમાં અનુવાદ કરવાની ઇચ્છા રાખે છે એવા સમાચાર આપ્યા. કામ કરવા જેવું ખરું. પણ આજે એનું મહત્ત્વ કેટલું એવો સવાલ મેં એમને પૂછેલો. આવો સવાલ હું પૂછું એનું એમને આશ્ચર્ય થયેલું. પણ એની ચર્ચા લાંબી ચાલેલી નહીં. આ સ્થળે આવા કાર્યની અગત્ય ખરી કે નહીં એ વિષે થોડા મુદ્દા રજૂ કરું છું. કોઇને કદાચ એ આખી વાત જ અસંગત લાગે. એથી વિશેષ કદાચ એમાં અભ્યાસની વાતોમાં કદીપણ ન આવવી જોઇતી કડવાશ આવી ગઇ છે એમ લાગે. એમ હોય તો પણ વાસ્તવિક રીતે આનું મહત્ત્વ નથી રહ્યું એ મુદ્દા પર જ ધ્યાન કેન્દ્રિત કરવાનો યત્ન કરવાથી બીજું કશું નહીં તો આ દિશામાં પણ કાંક વિચાર કરતા તો થઈ શકાશે.

શ્રી અશોક મહેતાનું 'ડેમોક્રેટિક સોશિયલિઝમ' એ વાસ્તવમાં સમાજવાદનું એમનું દર્શન એ સર્વસત્તાવાદી સામ્યવાદ કરતાં કેટલું ભિન્ન છે, કઈ રીતે ભિન્ન છે અને કઈ બાબતોમાં બહેતર છે એ દાખવવાનો એક મૌલિક યત્ન. અને આ અંગેની, ઓછામાં ઓછી દોઢેક સૈકા જેટલી આંતરખંડીય ઉગ્રાતિઉગ્ર ચર્ચામાં, ભારતનું સર્વશ્રેષ્ઠ પ્રદાન. સમાજવાદના તેજસ્વી છતાં અસ્પષ્ટ ખ્યાલ પર ગાંધીજીની વિચારસરણીની પડેલી અસરના નમ્ર સ્વીકાર સાથે સ્તાલિનને હાથે માર્કસવાદની થયેલી દુર્દશામાંથી ઊગરવાનો માર્ગ શોધવાનો સન્નિષ્ઠ યત્ન. અભિપ્રાયની માંડણી તરીકે, દર્શનની રૂપરેખાના આલેખન તરીકે, હઠાગ્રહથી મનાવી લીધેલા નિયતિવાદની સામેના સબળ બુદ્ધિ–યુક્તિ–યુક્ત પ્રતીકાર તરીકે આ પુસ્તકનું મહત્ત્વ જરાકે ઓછું નથી.

પણ આપણા દેશમાં છેલ્લાં પંદર વર્ષમાં બન્યું છે એ જ વસ્તુ આ–પુસ્તક, આ દર્શનને પણ સારી પેઠે નડી છે. એ છે પંડિત જવાહરલાલ નેહરુ.

આ પુસ્તકમાંના અંતર્ગત વિચારોની સ્પષ્ટતા તો છેક ૧૯૩૦થી માંડીને થવા લાગેલી. પણ આ પુસ્તકના, એના લેખકના અને વિચારની સ્પષ્ટતા અને સ્વચ્છતા માટે ઝંખતા સહુ કોઈના દુર્ભાગ્યે એ પુસ્તક પ્રગટ થયા બાદ ત્રણ વસ્તુઓ બની. ક્રુશ્ચોવે સ્તાલિનનાં પાપની યાદી જાહેર કરી, બીજું પંડિત નેહરુએ સમાજવાદી સમાજરચનાના આદર્શની જાહેરાત કરી અને ત્રીજું કલ્યાણરાજ્યની કલ્પનાને અન્ય દેશોમાં અમુક જાતનો આકાર મળ્યો. આ ત્રણ વસ્તુઓની સમગ્ર અને તાર્કિક અસર તો આ દર્શનની અગમચેતીની, બુદ્ધિ અને નિગ્રયુક્તખંડન–મંડનની પ્રતિષ્ઠા, કરવામાં અને શ્રદ્ધેય પથદર્શક તરીકે એના સ્વીકાર તરફ સહુને વાળવામાં થવી જોઈએ. પણ બીજી બધી આકાંક્ષા કે ગણતરીને સાવ અવળી, ઊંધી વાળવા, ગણાવવાની આ યુગની લાક્ષણિકતાની ઝપટ આને પણ વાગી છે.

ક્રુશ્ચોવે ૧૯૫૬માં સોવિયેતની કૉંગ્રેસ સમક્ષ સ્તાલિને કરેલા સત્તાના ભયંકર દુરુપયોગની વાત વિગતે જણાવી. એમાં પશ્ચાત્તાપ ન હતો, હતો માત્ર એકરાર. પણ સાથે એમાંથી બે દેખીતાં સરળ પણ જાતે અત્યંત વિસંગત એવાં તારણ તારવવામાં આવ્યાં. એક તો 'વૈજ્ઞાનિક સમાજવાદીઓ' સિવાયના તરંગી કે ગુલાબી સમાજવાદીઓને ચીમકી હતી કે લગભગ ત્રીસ વર્ષ થયાં તમે જે નિંદા–હાંસી કરો છો, આરાધ્યદેવ ગુમાઈ ગયાની વાત કરો છો, એ અમે તમારા કરતાં વિશેષ વિગતે જાણીએ છીએ. આજે અમે એ કબૂલ કરી દઇએ છીએ. એટલે હવે તમારો આ 'નિંદાનો વેપલો' ચાલવાનો નથી. બીજું આ બધું તો વૈયક્તિક સ્ખલન aberration હતું.એથી કાંઈ મૂળભૂતમાર્ક્સિસ્ટ-લેનિનિસ્ટ નિયતિવાદને કશો આંચકો લાગતો નથી. આ ભાષણે અને ત્યારપછીના સોવિયેત–હંગેરી–પોલાન્ડ, ચીન, આલ્બેનિયા અને ગણાવવું હોય તો યુગોસ્લાવિયા–ના બનાવોએ એક વાત સ્પષ્ટ કરી છે. સ્તાલિને પોતાના જીવનકાળમાં જે કર્યું તેમાં ઓપ સ્તાલિનના વ્યક્તિત્વે આપ્યો પણ બુનિયાદ તો મૂળભૂત વિચારસરણીની

જ હતી એ વાત જેટલી દૃઢતાથી, સિદ્ધાંત નિષ્ઠાથી, શેહશરમ વિના સ્તાલિનના જમાનામાં કહેવાતી હતી, એટલી ક્રુશ્ચોવના જમાનામાં નથી કહેવાતી. તટસ્થોનું તાટસ્થ્ય એ એક રીતે માર્કસવાદ–લેનિનવાદ–સ્તાલિનવાદ-ક્રુશ્ચોવવાદ–માઓવાદનું ઢાંકણુ બની ગયું છે.

આ મુદ્દાને આપણી મૂળ વિચારણા સુધી સીમિત રાખીએ તો પોતાની જાતને સમાજવાદી ગણાવતા સામ્યવાદીઓ અને એમના સગવડભર્યા સિદ્ધાંતો વિષે સમાજવાદીઓને કહેવાનું નથી એવો સવાલ નથી. પણ સામ્યવાદીઓના પ્રભાવનો તટસ્થોએ એવો વિસ્તાર કર્યો છે કે સામાન્ય માનવીને આમાં કશું અજુગતું થતું હોય એવું લાગે એવું પણ રહેવા નથી દીધું. આ માનસિક પક્ષાઘાતને માટે જે પણ જવાબદાર હોય એ ખરું. પણ આનું એક પરિણામ એ આવ્યું છે કે સામ્યવાદની ભયંકરતા વિષે પણ આજે સામાન્ય માનવીના ચિત્તંત્રને ક્ષોભ લાગતો નથી. 'ડેમોક્રેટિક સોશિયલિઝમ'ની પ્રત્યક્ષ અને પરોક્ષ અસરને આ રીતે અત્યંત કુંઠિત કરી દેવામાં આવી છે.

અને પંડિત નહેરૂના કહેવાથી પહેલાં કોંગ્રેસે અને પછી દેશે 'સમાજવાદી સમાજરચના'નો આદર્શ સ્વીકાર્યો. આ આદર્શનું અચરે રામ તો પારાવાર થાય છે પણ એનો શો અર્થ થાય એ કોઈ પંડિતે દેશને સમજાવ્યું નથી. હા, અમે તો છેક ૧૯૩૧ની સાલથી–કરાંચીમાં એક ઠરાવ પસાર કર્યો ત્યારથી સમાજવાદી હતા–છીએ–એમ ૧૯૬૧–'૬૨માં કહેવાવા માંડયું. એ ઠરાવમાં માસિક રૂપિયા પાંચસોના પગારની મર્યાદા ઠરાવવામાં આવી હતી. આજે સમાજવાદી સમાજ-રચનાના ખુલ્લેખુલ્લા સ્વીકાર પછી એવી કોઈ મર્યાદા અમલમાં નથી, એટલી વાત તો વ્યાખ્યા બાંધવાનો, વ્યાપ્તિ આંકવાનો યત્ન કેટલો ઠાલો, કેટલો અર્થહીન કરી દેવાયો છે એટલું કહેવા પણ ધ્યાનમાં રાખવી જોઇએ.

અને પંડિત નેહરુની પ્રેરણાથી, અક સવારે જાગીને કોંગ્રેસ સમાજવાદી સમાજરચનાનો આદર્શ સ્વીકારતી થઈ એટલે બીજા બધા જ આદર્શ, કાર્યક્રમ, નીતિ-રીતિ વિનાના થયા છે, કિતાબમાં લખેલું હોય તો નિરર્થક અને કિતાબમાં ન લખેલું હોય તો નાશ કરવાયોગ્ય એ તર્કનો આધાર લેવાવાજોગ પરિસ્થિતિ થઈ છે એમ પણ કહેવાવા લાગ્યું છે.

'ડેમૉક્રેટિક સોશિયલિઝમ' એ નવા દાખલ થયેલા 'રાજ્યવાદ' સ્ટેટિઝમ કરતાં કઈ અને કેટલી રીતે ભિન્ન છે. એ વાત આ પુસ્તકમાં ઐતિહાસિક કારણોસર નથી આલેખાઈ. તક મળે તો શ્રી અશોક મહેતા એટલો સુધારો કરે ખરા. પંડિત નેહરુ માટેનો અંગત આદર એમને આમ કરતાં વારે એવી નરમ માટીના એ નથી એટલું તો હું ખાતરીપૂર્વક કહી શકું.

'કલ્યાણરાજ'ની કલ્પના જે રીતે થોડાંક રાજ્યોમાં સાકાર થઈ છે, અને ઉત્પાદનનાં સાધનોની માલિકી વિષેના ખ્યાલમાં કડવા–મીઠા અનુભવે જે પલટા આવવા લાગ્યા છે, એક જમાનામાં સર્વ રોગ નિવારક લેખે રાષ્ટ્રીય-કરણનો જે ખ્યાલ હતો તેની તાકયાં નિશાન વીંધવાની શક્તિ વિષે જે વસવસો પેદા થવા લાગ્યો છે, તે સહુ પણ ધ્યાનમાં લેવા જેવી બાબત છે.

મૂળભૂત વિચારણા અંગે નહીં પણ આનુષંગિક બાબતો વિષે પુનર્વિચારણા કરવાનો સમય પાકી ગયો છે. એ કારણે આ પુસ્તકનું મહત્ત્વ નથી રહ્યું એમ કહેવાનો મારો આશય નથી. મારો મુખ્ય મુદ્દો સાવ જુદો છે. ક્રુશ્ચોવ, પંડિત નેહરુ અને ક્રોસ્મેને 'ઇઝમ્સ'ને 'વોઝમ્સ' બનાવ્યાં છે એ કારણે એનું મહત્ત્વ નથી રહ્યું એ મારું કહેવાનું છે. બીજું વિશ્વયુદ્ધ શરૂ થતાં પહેલાં જ મોલોટોવે રિબેનટ્રોપ સાથે એક સમજૂતી કરી હતી. એની જાહેરાત થઈ ત્યારે અમેરિકાના ચબરાકી વૃત્ત-વિવેચક વૉલ્ટર વિંચેલે કહેલું: "Isms have become wasms!" ક્રુશ્ચોવનો સ્તાલિનવિરોધી મોરચો, પંડિત નેહરુનો સમાજવાદી સમાજ રચનાનો સ્વીકાર અને ક્રોસ્મેન વગેરેનો રાષ્ટ્રીયકરણનો વિરોધ—આ ત્રણ અને બીજી ભળતી વાતોએ 'ઇઝમ'–હયાત ચીજને 'વોઝમ'–તવારીખમાં ખૂંચેલી કોક વાત જેવી બનાવી દીધી છે.

એક છેલ્લો મુદ્દો પણ વિચારવા જેવો છે. 'ડેમોક્રેટિક સોશિયલિઝમ'માં લોકશાહી પર ભાર મુકાયો છે. એ એ હકીકત છતાં આજના સંજોગોમાં થોડાક વખતને માટે સમાજવાદ જરા બાજુએ રહે તો વાંધો નથી પણ લોકશાહી પર વિશેષ ધ્યાન અપાવાની જરૂર છે.

*

અન્ય વ્યક્તિ, જૂથ કે પ્રજા એ પોતે જે રીતે વર્તે છે તે કેટલું ખોટું, અસૈદ્ધાન્તિક અને હાનિકર્તા છે એ કહેવાના રાષ્ટ્રીય ઉદ્યમમાં આપણે એક સો અડસઠ કલાકનું અઠવાડિયું એટલા હેતભાવથી, ભાવાત્મક એકાત્મતા સાધીને ગાળતા હોઇએ છીએ કે બીજાને ત્યાં જે બને તે પરથી આપણે શું શીખવાનું છે એ વાત પર ધ્યાન આપવાનો સમય આપણી પાસે રહેતો જ નથી. અને એ પણ સાચું કે 'આપણે' વિષેનો આપણો ખ્યાલ એટલો ઉત્કટ અને એક વ્યક્તિની લાગણી દોર્યો બન્યો છે કે બીજો કોઈ આપણે ધડો લઈ શકીએ એવું કરે એવો વિચાર કે એવી સૂઝ પણ આપણને આઘાત અને આંચકો આપે છે.

તટસ્થતા કે બિનજોડાણ ('નોનએલાઈનમેન્ટ'નો હવે આ પ્રચલિત થયેલો પર્યાય છે. બિનસંગતમાંથી જો વિસંગતતાનો ખ્યાલ ગાળી લેવામાં આવે તો વધુ સારો પર્યાય બને એમ લાગે છે)નો ખ્યાલ આજે તો ભારત દેશમાં ધર્મ કે અભિપ્રાય કરતાંય વિશેષ ફેશનેબલ છે. છતાં એ તટસ્થતા પણ આપણને 'આપણા'થી દૂર રાખી શકી નથી. ઓર્વેલે કલ્પેલી 'વધુ સમાન' (મોર ઇકવલ) 'બેવડિયા વિચાર' અને 'બેવડિયા વાણી' (ડબલ થિંક અને ડબલટૉક)માં આપણે આપણા આચારથી ત્રીજું પરિમાણ દાખલ કર્યું છે. અન્ય કોક સારું કરે જ નહિ એ પાયા પર રચાયેલી આચારસંહિતાનો પહેલો ફલિતાર્થ હતો 'કોક જ સારું કરે.' પણ આપણે એમાં એક નવું અર્થ-ઉમેરણ કર્યું છે : 'અમે ખોટું કરીએ જ નહિ.' 'મો સમ કૌન કુટિલ ખલ કામી'નો અચરે અચરે રામ જેવો પોપટપાઠ કરતા દેશમાં, કાશ્મીરના પ્રશ્ન પરત્વે સંયુક્ત રાષ્ટ્રસંસ્થામાં જે બન્યું એ અંગે 'અનફ્રેન્ડલી એક્ટ'નું જે પારાયણ કરવામાં આવ્યું, અને સાત્ત્વિક ગણાતા ઋષિઓ પણ શાપ દેવાની હદ લગી ગુસ્સે થયા, એ વાતે આપણે આપણા પૂરતા તો તટસ્થ નથી એટલું સાબિત કરી બતાવ્યું.

પણ એ પ્રકરણની અહીં ચર્ચા કરવી નથી. અહીં તો તટસ્થતાના ખ્યાલે જે માનસિક અસંવેદન, સંવેદનાભાવની દશા ઊભી કરી છે એનું દુ:ખ રજૂ કરીને થોડા જ દિવસમાં બનેલા બે-ત્રણ બનાવ અને આપણે એ વિષે ચર્ચા કરવી છે.

આમાંના બે કિસ્સા અમેરિકાનાં સંયુક્ત રાજ્યોમાં બન્યા છે. એકમાં અમેરિકાની વરિષ્ઠ અદાલતે ન્યુયોર્ક રાજ્યની શાળાઓમાં રોજિંદા અભ્યાસક્રમની શરૂઆતમાં બોલાતી બાવીસ શબ્દની પ્રાર્થના :

Almighty God, we acknowledge our dependence upon Thee, and we beg Thy blessing upon us, on parents, our teachers and our country:

"સર્વ શક્તિમાન પ્રભુ, તારા પરના અમારા આલંબનનો એકરાર કરીને અમે, અમારા માત-પિતા, અમારા શિક્ષક અને અમારા દેશ પર તારા આશીર્વાદ વરસાવજે એવી પ્રાર્થના કરીએ છીએ" ને બંધારણવિરુદ્ધની ગણાવી.

બીજામાં દેશવિરુદ્ધ જાસૂસી કરતા અને સજા પામેલા સોબ્લેન લાખ ડોલરના જામીન આપીને છૂટયો અને ઉદારમતવાદી જામીનોને દગો દઈ ભાગી ગયો.

બન્ને કિસ્સાને જરા વીગતે જોવાની જરૂર છે,

'મે ફ્લે' જહાજમાં ધર્મની સ્વતંત્રતા ખાતર બ્રિટન છોડીને નવા મુલકમાં જઈ વસેલા યાત્રાળુઓએ વખત વીતતાં પોતે સ્વતંત્ર છે એમ જાહેર કર્યું ત્યારે એના ખરડામાં થોમસ જેફર્સને લખ્યું હતું: We hold these truths to be sacred and undeniable : આ સત્યને અમે પવિત્ર અને લાજવાબ ગણીએ છીએ. બેન્જામિન ફ્રેંકલિન અને જોન આડમ્સે એમાંના sacred and undeniable શબ્દ છેકીને ત્યાં શબ્દ મૂકયો self evident : આત્મસિદ્ધ. એક સો છયાશી વર્ષ પહેલાં આ સુધારો સહુએ સ્વીકાર્યો અને બે-ત્રણ વર્ષના ગાળામાં અમેરિકાએ બંધારણમાં કરેલો પ્રથમ સુધારો (હક્કનામા તરીકે પ્રસિદ્ધ) પણ ધાર્મિક સ્વાતંત્ર્ય, વાણીસ્વાતંત્ર્ય, અને મિલનસ્વાતંત્ર્યને લગતો હતો. રાજ્ય અને ધર્મને એકમેકથી સાવ વિભિન્ન રાખવાની એ વાત. બંધારણ અને નાગરિક સ્વાતંત્ર્યનો એ પાયો. પણ શાળાઓમાં ભણતાં વિભિન્ન ધાર્મિક માન્યતા ધરાવતાં વાલીઓનાં બાળકો સામૂહિક પ્રાર્થના કરે કે ન કરે, અને કરે તો શી પ્રાર્થના કરે, કયા દેવની આરાધના કરે, એ વાતનો ઝઘડો આ ન્યુયોર્ક રાજ્યમાં જ એક સો ને વીસ સાલ જેટલો જૂનો છે. ૧૮૪૦માં રોમન કેથોલિકોએ ન્યુયોર્ક શહેરમાં આ જ વાત પર – જાહેર શાળામાં રાજા જેમ્સે તૈયાર કરાવેલું

બાઈબલ વંચાય એ સામે—મોટું ધાંધલ કરેલું. વખત વીતતાં શાળાના નાગરિક સંચાલકોએ છેક ૧૯૫૧માં કોઈપણ સંપ્રદાયની ગંધ વિનાની આ પ્રાર્થના તૈયાર કરી. પણ એ સામેય ઊહાપોહ થયો. દાદ માગવામાં આવી. નીચલી અદાલતમાં વાલીઓ હારી જતાં એમણે વરિષ્ટ અદાલતમાં અપીલ કરી. અને એનું આ પરિણામ આવ્યું.

દરેક ઠેકાણે બને છે એમ અમેરિકામાં પણ પ્રજાના એક સમૂહને આ ફેંસલાથી ભારે આઘાત લાગ્યો છે. કો'ક એમાં રાજ્યે ધર્મની વાતમાં હસ્તક્ષેપ કર્યો એમ આક્ષેપ કરે છે. કો'ક એથી આગળ વધીને જસ્ટિસ બ્લેક વગેરે સામ્યવાદી પ્રચારના હાથા બનીને ધર્મનો પાયો તોડવા બેઠા છે એમ કહે છે. આ મુકદ્દમાને વરિષ્ઠ અદાલત સુધી પહોંચાડનાર લોરેન્સ રૅાથ અને ન્યુયોર્કના નાગરિક સ્વાતંત્ર્ય મંડળને જાતજાતની અને ભાતભાતની ગાળો ચોપડાવવામાં આવે છે. એમને શું સાંભળવું પડતું હશે એનો અંદાજ મિસિસ રૅાથના એક વાક્ય પરથી મળે છે: "આ ધર્મ-પરાયણ અને ખુદાપરસ્ત કહેવાતા લોકની વાતથી મને ખૂબ રંજ થાય છે. જો એમનો ઈશ્વર, મારાં બાળકને બાળલકવો થાવ અને મારું ઘર નાશ થાવ એમ કહેવા-ઇચ્છવાની પ્રેરણા એમને આપતો હોય, તો-તો એ પોતાની કામગીરી યોગ્ય રીતે નથી બજાવતો એમ કહેવું પડે. If their God teaches them to wish my kids polio and my house be bombed, then I think He hasn't done a very good job with them." (આ વાંચીને વર્ષો પહેલાંનો એક કિસ્સો યાદ આવે છે. બીજા વિશ્વયુદ્ધ બાદ ગોરા અને કાળાને અડોઅડના પડોશી થઈને રહેવાનો વારો આવ્યો. ગોરાને એ ગમતું ન હતું. અને એવામાં ગોરાના ઘર પર વીજળી પડી. ગોરાએ ભાંગી ગયેલા મકાન પર એક પાટિયું માર્યું: "God, he lives next-door—અરે પ્રભુ, પેલો (કાળિયો) તો જોડેને ઘેર રહે છે." વીજળી કાંઈ ગોરાના ઘર પર પડે ખરી?)

જુદાજુદા સંપ્રદાયમાં જન્મેલાં બાળકો જ્યાં શિક્ષણ લેતાં હોય, ત્યાં કોઈપણ પ્રકારની પ્રાર્થના હોવી જોઈએ ખરી? આધ્યાત્મિકતાનું આપણે ત્યાં લગભગ સ્ટેટ-ટ્રેડિંગ થાય છે. એવા સંજોગોમાં આપણે આ આખા પ્રસંગ પરથી શું તારવીએ?

અને આવો પ્રશ્ન આપણે ત્યાં નથી એવા આશ્વાસનમાં ન રાચતા.

વાસ્તવિક વાત એ છે, કે માત્ર આપણે ત્યાં જ પણ સર્વત્ર સહિષ્ણુતાને પીછેહટ જ કરવી પડી છે. મ… જાતજાતની સજાને પાત્ર ગણાય છે. સાચી રીતે મનૌ… જેવી કશી વસ્તુ આજે કે ક્યારેય અસ્તિત્વમાં હશે નહિ કે માનવીએ એવું કશું આચરણ કદી કર્યું હ… નહિ એ વિષે જ શંકા થાય છે.

એટલે જ સાચો સવાલ તો મનૌદાર્ય—ઉદારમત એ… શું એ થાય છે. પોતે પોતાને માટે અને પોતાને … જેટલી આકાંક્ષા કે અપેક્ષા રાખતા હોય એટલી જ આકાં… ને અપેક્ષા ધરાવવાના અન્ય વ્યક્તિ કે સમૂહના અધિકાર… સ્વીકાર, એના ઇનકારનો પ્રાણાર્પણે પણ પ્રતીકાર: આ કશી વ્યાખ્યા પૂરી વિશદ ન હોવા છતાં હેતુ સારે.

અને આટલું સ્વીકારો એટલે જ મોટો અને ખ… સવાલ ડારતો સામે આવે. કોઈ ઉદારમતવાદીનું વર્તન સ… સ્વીકારેલા આચારના ધોરણ મુજબ સાવ સાચું—નિરપેક્ષ હોય, છતાં જેને માટે અથવા જેના વતી એવું આચરણ કરવામાં આવ્યું હોય એ એવા આચારમાં માનતો જ ન હોય અથવા આગળ જઈને એ આચારનું ઓઠું લઈને એની ભૂમિકા જ ભાંગવા ઇચ્છતો હોય ત્યાં આવા વર્તનનો—ઉદારમતનો શો અર્થ?

જે બીજી વાત કહેવી છે તે કહેવાતાં આ મુદ્દો વધુ સ્પષ્ટ થશે.

૧૯૪૦માં તે વખતના સોવિયેટ જાસૂસીવડા બેરિયા સાથે પંદર સગાંવહાલાંની મુક્તિ કરવામાં આવે તો પોતે બંને ભાઇઓ અમેરિકામાં જાસૂસી કરશે એવા કરાર કરીને ડૉ. રોબર્ટ સોબ્લેન અને જેક સોબલ અમેરિકા આવ્યા. વિશ્વયુદ્ધ બીજું ચાલતું હતું તે વખતે માનસશાસ્ત્રી તરીકે ડૉ. રોબર્ટ સોબ્લેન અને એની પત્નીએ કામગીરી ચાલુ કરીને બે ભાઈ અને રોબર્ટની પત્નીએ સોવિયેટને માહિતી પૂરી પાડયા કરી. એમાં જેક પહેલો પકડાયો અને એને સાત વરસની સજા થઈ. ડૉ. રોબર્ટ સોબ્લેનને ગયે વરસે એના ભાઈ જેકે આપેલી સાહેદી મુજબ જાસૂસીનો ગુનો પુરવાર થતાં જનમટીપની સજા થઈ. એ વખતે એને લ્યુકેમિયાનું દરદ છે અને એમાંથી

પંડિત નહેરુએ ચાલુ કરેલી ફૅશનોમાંની એક તે દેશને ભાષાવાદ, પ્રાંતવાદ, જૂથવાદ, જ્ઞાતિવાદ વગેરે વાદો પીંખી રહ્યા છે માટે ભાવાત્મક ઐક્ય સાધવું જરૂરી છે એમ સહુ કોઈ કહે એ છે. જાહેર જીવનનો ઢાંચો એવો બંધાયો છે કે પ્રામાણિકતાનો પ્રથમ ઉલ્લેખ કરનાર તો પ્રામાણિક જ મનાય છે. શ્રી સંજીવૈયાને કોંગ્રેસના પ્રમુખ બનાવતાં એ યુવાન હરિજન છે એમ સહુ પ્રથમ કોણે કહેલું? એવો પ્રશ્ન થાય જ નહિ એવી પ્રણાલિકામાં સ્વ૦ ડૉ. બિધાનચંદ્ર રોયને પરમ હિંદી કહેવાયા એનો મર્મ એટલો કે એ પરમ બંગાળી હતા એટલે જ પરમ હિંદી હતા. બીજે ઠેકાણે અને અન્ય વ્યક્તિઓએ જેનો મોટો બાઉ બનાવી મૂક્યો છે એવી કોંગ્રેસની શિસ્ત એમને નડતી ન હતી. બંગાળના હિતને અગ્રતાક્રમ આપવાથી રાષ્ટ્રનું હિત જોખમાય છે એવું સ્વ૦ ડૉ. બિધાનચંદ્ર પોતે માનતા ન હતા અને કોઇની એમને એવું કહેવાની હિમ્મત ન હતી; કારણ કે એ સાવ અવાસ્તવિક છે, તર્કટી જૂઠાણું છે એમ મનમાં તો બધા સમજતા હતા.

સ્વ૦ ડૉ. બિધાનચંદ્ર રોયની મોટામાં મોટી સેવા તો પોતે જે રાજ્યમાં કામ કરતા હોય, પોતે જે ભાષા-વિસ્તારમાં કામ કરતા હોય, જે ભાષા પોતે બોલતા હોય એની સેવા કર્યાથી જ સમસ્તની સેવા થઈ શકે છે એ વાત આચરી બતાવવાની, શિસ્તની વાત એ તો અશક્તિનું ઢાંકણ છે એ વાત વગર કહે પણ દુનિયાની નજરમાં ઠસાવવાથી.

ગુજરાતમાં આ વાત વિષે વિશેષ વિચાર થાય એ જરૂરી છે.

*

# વર્ષાન્તનિવેદન

**પુરુષોત્તમ ગણેશ માવળંકર**

'અભ્યાસ'નો આરંભ કરતી વખતે નિવેદન કર્યું (પૃ. ૫૦–૫૩) ત્યારે મેં આ નવા સામયિકને ઓછામાં ઓછું એક વર્ષ 'પ્રયોગ તરીકે' ચલાવવાની હામ ભીડી હતી. એ સંકલ્પ હું પાર પાડી શક્યો છું, અને આજે આ 'વર્ષાન્તનિવેદન' કરી શકું છું તેથી સ્વાભાવિક સંતોષ થાય છે. આખા વર્ષ દરમિયાન જે કાંઈ મથામણ કરી, જે થોડું સિદ્ધ કરી શકાયું, જે ઘણી ક્ષતિઓ અને મર્યાદાઓ છતી થઇ એ બધા વિષે મને ઠીક ઠીક અસંતોષ અને અસ્વસ્થતા છે એનો પણ પ્રારંભમાં જ એકરાર કરું છું. આ અસંતોષ મહદંશે મારો પોતાનો મારી સામેનો જ છે એમ જુદું જણાવવાની ભાગ્યે જરૂર હોય.

'અભ્યાસ'ના પ્રથમ વર્ષના પૂરા પાંચસો ગ્રાહક થયા એ સહુનો હું ખૂબ ખૂબ આભાર માનું છું. એમનો નાણાંકીય ટેકો ને ઉત્સાહ ન મળત તો અધવચ્ચ થંભી જવાનો વારો આવત. છાપાંઓમાં કે અન્યત્ર કશી જાહેરખબર વિના પાંચસો શુભેચ્છકો મળ્યા એ આજના પ્રચારના જમાનામાં ઠીક નોંધપાત્ર કહેવાય. તે સાથે જ જાહેરખબરો લીધા સિવાય એક વર્ષ સુધી માસિક ચલાવ્યે રાખ્યું એ હકીકત પણ ભૂલી શકાતી નથી. આ સામયિકમાં જાહેરખબરો ન જ લેવી એવો કોઇ આગ્રહ કે સિદ્ધાંત પહેલેથી જ નથી. પણ, બની શકે ત્યાં સુધી, જાહેરખબરોની આવક પર નહીં અવલંબતાં, ગ્રાહકોના ટેકા પર નભવાની ઇચ્છા ને મરજી ખરી. એ બાબતમાં પહેલા વર્ષને અંતે 'અભ્યાસ'ને સારો એવો આર્થિક ફટકો પડ્યો છે. પાંચસો ગ્રાહકોના ચાર હજાર રૂપિયાની આવક સામે પ્રથમ વર્ષના બાર અંકોનાં ૬૧૬ પાનાંની છપામણ, રવાનગી, ટપાલ, વગેરેનો ખર્ચ, આવકની રકમથી બમણા કરતાં કાંઈક વધારે થયો છે. વ્યવસ્થાકીય કામ તો લગભગ પૂરેપૂરું અવૈતનિક થયું છે. બીજો કોઈ ખર્ચ આડોઅવળો થયો નથી. છતાં, 'અભ્યાસ'ની ખોટ વર્ષાન્તે લગભગ સાડા ચાર હજાર જેટલી થઈ છે એ હકીકત 'અભ્યાસ'-ના અવિરત વિકાસ માટે ચિંતાકારક અને અસ્વસ્થતા જન્માવનારી છે.

નાણાંની ટહેલ નાખતાં મને નથી આવડતું. જેમની પાસે નાણાં છે એમનો સક્રિય રસ આ નવી પ્રવૃત્તિ તરફ વાળવામાં હું નિષ્ફળ નીવડ્યો છું. જો નાણાંકીય સ્થિતિ આમ જ નબળી ચાલુ રહે અને વધુ બગડે તો ન છૂટકે પણ બીજા વર્ષમાં જાહેરખબરો છાપીને

થોડીક પૂરક આવક મેળવવાની મથામણ કરવી પડશે. મને પોતાને દહેશત છે કે જાહેરખબરો મેળવવામાં કદાચ મને ધારી સફળતા નહીં મળે. આ બાબતમાં મારી મર્યાદાઓ અને ત્રુટિઓ હું કાંઈક જોઈ જાણી શકું છું.

+ + +

પ્રથમ અંકમાં કરેલું નિવેદન ફરી વાંચી જતાં એક સમાધાન થાય છે કે 'અભ્યાસ' અંગે જે કોઈ આશ્વાસનો સભી બાબતો સુજ્ઞ વાચકો સમક્ષ મૂકી હતી તેમાંની ઘણીખરી અમલી બનાવાઈ શકી છે. 'અભ્યાસ' જ્યારે હવે એનું પ્રથમ વર્ષ પૂરું કરે છે ત્યારે હું એટલી જ પ્રામાણિક ખાતરી આપીશ કે 'અભ્યાસ'ની મથામણ બીજા વર્ષમાં પણ ચાલુ રહેશે, અને એક વર્ષના અનુભવ ઉપરથી જે કોઈ સુધારાવધારા કરી શકાય તે તમામ કરવા માટે હું જાગૃત અને તત્પર રહીશ. પ્રયોગ તરીકે 'અભ્યાસ' બીજા વર્ષ માટે પણ ચાલુ રાખવાની ઉમેદ જાહેર કરું છું. તે સાથે જ મારા સહુ મિત્રો–મુરબ્બીઓને ઉત્કટતાથી વિનવું છું કે તેમનો સર્વ પ્રકારનો સહકાર 'અભ્યાસ'ને આપવાનું ચાલુ રાખે. પ્રથમ વર્ષના પ્રથમથી બાર અંકના પૂરા સેટ હજી મોટી સંખ્યામાં ઉપલબ્ધ છે. આઠ રૂપિયાનાં લવાજમમાં જ એ મેળવી શકાશે. એ સેટ જેટલા જલદી વેચાય તેટલી પ્રથમ વર્ષની ખોટ ઝડપથી ઘટશે, અને એ રીતે બીજા વર્ષની ખોટ ખાવાની શક્તિને બાધ નહીં આવે! દર વર્ષે આ પ્રવૃત્તિ પાછળ ખોટ જ ખાવી એવી કોઈ ઇચ્છા કે તાલાવેલી મારી નથી! ખોટ ખમવાની મારી શક્તિ પણ ઘણી મર્યાદિત છે. આ પ્રવૃત્તિ પાછળ નફાની કોઈ પરોક્ષ અપેક્ષા પણ નથી એ વાત હવે જુદી કહેવાની જરૂર ખરી?

આપણી યુનિવર્સિટીઓમાં અને આપણી ઊગતી લોકશાહીવ્યવસ્થામાં પ્રાદેશિક ભાષાઓનો સુયોગ્ય વિકાસ નિરંતર ચાલુ રહે એ બહુ જ જરૂરી છે. પણ ગુજરાતી માધ્યમના આગ્રહીઓ અને હઠાગ્રહીઓને પણ હું એટલું તો જરૂર ખૂબ નમ્રભાવે પૂછી શકું કે પ્રાદેશિક ભાષાના વિકાસ માટે જે કાંઈ પ્રામાણિક પ્રયાસો (ભલે પછી એ પ્રયાસો અપૂર્ણ હોય, કોઈને એ અધૂરા લાગે, ક્યારેક એ અહંતાભર્યા પણ કોઈને જણાય!) થાય એને થોડોક પણ ટેકો નહીં આપવો જોઈએ? 'અભ્યાસ'માં લેખો આપવા માટે મેં અનેક 'મુરબ્બી' પ્રાધ્યાપકોને એકવાર નહીં પણ વધુ વાર વિનંતિઓ કરી—રૂબરૂ તથા પત્રો દ્વારા. બીજા અનેક 'મુરબ્બી'ઓને ગ્રાહકો થવા–કરાવવા માટે લગભગ આજીજીઓ કરી. પોતપોતાની શૈક્ષણિક સંસ્થાઓમાંના વાચનાલયખંડમાં 'અભ્યાસ' શરૂ કરાવવાની વિજ્ઞપ્તિઓ પણ અનેકને કરી જોઈ. મારી વિનંતિઓ તદ્દન બહેરા કાને નથી અથડાઈ એ માટે હું લાગતા-વળગતા મુરબ્બીઓનો ઋણી જરૂર છું; પણ, એકંદરે, આ બાબતમાં મને ઘણી નિરાશા અને લગભગ સરિયામ નિષ્ફળતા મળી છે એનો નિખાલસ એકરાર મારે કરવો જોઈએ. ગુજરાતી માધ્યમ માટે જાતજાતની જોગવાઈઓ કરનારી આપણી ગુજરાત યુનિવર્સિટી પોતાના જ વાચના-લયખંડમાં, મારા વિનંતિપત્રો ગયા છતાં, 'અભ્યાસ' મુકાવી શકી નથી. આ બાબતમાં તો, મારા પત્રોની અનેકો તરફથી સાદી પહોંચ પણ મને નથી મળી એ હું મારું એક મોટું કમનસીબ ગણું છું. કદાચ, એમ હશે કે, પત્રો લખવાની સમજ, અને વિનંતિઓ કરવાની ફાવટ, મને નહીં હોય. યુનિવર્સિટીના ઉપકુલપતિ તથા મહામાત્રે માત્ર 'અભ્યાસ'ના વ્યક્તિગત ગ્રાહકો થઈને મને ખૂબ હૂંફ આપી છે એ ઋણસ્વીકાર હું સાનંદ વ્યક્ત કરું છું.

સરવાળે, સહુના ઓછાવત્તા પ્રેમ તથા સહકાર માટે હું કૃતજ્ઞતા વ્યક્ત કરું છું. 'કુમાર' કાર્યાલયના શ્રી બચુભાઈ રાવત તથા એમના કાર્યકરોના સતત સ્નેહ, સક્રિય સહકાર અને અપાર સહિષ્ણુતા વિના તો 'અભ્યાસ'નો ઉદ્ભવ, પ્રયાસ, વિકાસ કશું જ લગભગ ન થઈ શકત! હું એમનો વિશેષ આભારી છું. માસિક ચલાવવાની મને કોઈ સૂઝ કે આવડત નહોતી; આજે પણ બહુ નથી. એટલે, દરરોજ જાતજાતની હાડમારીઓ મેં 'કુમાર' પર ને સ્નેહી શ્રી બચુભાઈ પર વરસાવી હશે! તેમની હું ક્ષમા ચાહું છું.

'અભ્યાસ' મારી વ્યક્તિગત મથામણ હતી અને છે. પણ મારા મિત્રો તથા સાથીદારોના પ્રેમ વડે જ એ મથામણ ચાલી શકી છે, અને ચાલુ રહેવાની છે. હું આ સ્થળે કોઈનો નામથી ઉલ્લેખ નથી કરતો. મારા મિત્રોને પણ એવો નિર્દેશ નહીં ગમે. હૃદયના ઊંડાણથી હું એ સહુને ભાવપૂર્વક વંદુ છું. મારી આ કૃતજ્ઞતા તેઓ સ્વીકારશે એવી હું આશા રાખું છું.

*

# કૂવો અને હવાડો

"'કૂવામાં હોય તેટલું હવાડામાં આવે' એ કહેવત જાણીતી છે. 'તેટલું'ની સાથે 'તેવું' પણ ઉમેરી શકાય. એટલે કે 'કૂવામાં હોય તેટલું ને તેવું હવાડામાં આવે.' કૂવા કરતાં હવાડામાં ઓછું



આવે એમ બને, અને બને છે જ. તેના કરતાં વધારે ન આવી શકે એ દેખીતું છે. વળી, કૂવાનું પાણી ચોખ્ખું હોય, પણ હવાડામાં બગડે એમ બને; પણ કૂવાનું દૂષિત હોય અને હવાડામાં ચોખ્ખું આવે એમ બને નહીં. માટે કૂવા ઉપરાંત હવાડાની ચોખ્ખાઈ પર ધ્યાન આપવાની જરૂર રહે ખરી, પણ કૂવો ખરાબ હોય અને હવાડો ચોખ્ખો રહે એમ બને નહીં.

હવાડો એ શાસકવર્ગ છે. કૂવો એ સમસ્ત પ્રજા છે. ગમે તેવા કાયદાઓ અને બંધારણો ઘડો, સમસ્ત પ્રજાના ચારિત્ર કરતાં શાસકવર્ગનું ચારિત્ર ઘણું ઊંચું હોય એમ બનવાનું નહીં; અને પ્રજા પોતાના ચારિત્રથી જેટલા સુખસ્વાતંત્ર્યને લાયક હોય તેથી વધુ સુખસ્વાતંત્ર્ય ભોગવી શકશે નહીં. જે રાજ્યપ્રણાલિકામાં શાસકવર્ગ કેવળ દંડશક્તિ જ મેળવતો નથી, પણ સાથે ધન અને પ્રતિષ્ઠા પણ પ્રાપ્ત કરે છે, તેમાં શાસકવર્ગનું ચારિત્ર પ્રજાના એકંદર ચારિત્ર કરતાં વધારે હીન બને એવી બધી અનુકૂળતાઓ હોય છે, ચારિત્ર ઉન્નત થવાની અનુકૂળતાઓ હોતી નથી. અને છેવટે શાસકવર્ગ પેદા થાય છે શાસિતોમાંથી જ. એટલે શાસિત પ્રજાના હીનતર ભાગના હાથમાં શાસન રહે એવું ધીમે ધીમે પરિણામ આવે છે. સર્વે પ્રકારની રાજ્યપ્રણાલિકાઓ થોડા વખતમાં સડવા માંડે છે તેનું આ જ કારણ છે.

કૂવા કરતાં હવાડો નાનો હોય એ ખરું. પણ શાસકવર્ગનો હવાડો એટલો નાનો નથી હોતો કે થોડો ઉપરનો ભાગ ચોખ્ખો હોય અને નીચેના ભાગમાં સખત કાયદાની શોધક દવા (ડિસઇન્ફેક્ટન્ટ) નાખીએ તો બધું બરાબર ચાલે. કારણ, પ્રજાનાં પ્રત્યક્ષ સુખસ્વાતંત્ર્ય શાસકોના ઉપલા માણસોના હાથમાં નથી હોતાં, પણ નીચેના શાસકોના હાથમાં હોય છે; અને શોધક દવાઓ ગમે તેટલી તીવ્ર હોય, તે ખરાબીનો બહુ થોડો અંશ જ દૂર કરી શકે છે.

આથી, પ્રજાના હિતચિંતકો અને સુજ્ઞોએ તેમ જ પ્રજાએ પણ સમજવું જોઇએ કે સુખસ્વાતંત્ર્યની પ્રાપ્તિ કેવળ રાજકીય બંધારણ અને કાયદાઓની સંભાળપૂર્વક રચના કે ઉદ્યોગો વગેરેની યોજનાઓ દ્વારા સિદ્ધ નથી થવાની, કેવળ શાસકવર્ગમાં થોડા સારા માણસો હોવાથીયે નથી થવાની, પણ સમસ્ત પ્રજાની ચારિત્રવૃદ્ધિ તથા શાસકવર્ગના ઘણા મોટા ભાગની ચારિત્રવૃદ્ધિ દ્વારા જ થશે. સારા કાયદાઓ અને યોજનાઓ મદદ કરી શકે, પણ તે કેવળ સાધન રૂપે; મૂળ કારણ બની શકે નહીં. જો પ્રજાને દુઃખી કરવા માટે તે જ પ્રજાના માણસોની જરૂર પડે એમ હોય તો દુષ્ટમાં દુષ્ટ વિજેતા બળવાન ચારિત્રવાળી પ્રજાને લાંબો વખત સુધી રંજી શકે નહીં. અને સુખી કરવા માટેયે તે જ પ્રજાના માણસોની જરૂર રહેતી હોય (અને હમેશાં રહે જ) તો ધર્માત્મા રાજા અને પ્રધાનમંડળ પણ ચારિત્ર... સુખી રાખી શકશે નહીં."

૧૪૨૪૭

['સમૂળી ક્રાન્તિ', સન ૧૯૫૦; પૃ. ૧૧૨-૧૧૪]